॥ श्री ॥

શુક મુખામૃત

# श्रीमद्भागवत

## (ભાષાન્તર.)



સુંદરમાં સુંદર સ્કંધે સ્કંધના ને

શ્રી નાથજી બાવાના

ચિત્ર સાથે

શુદ્ધ અને સરલ ભાષાના અને બીજા પુષ્કળ ફેરફાર સાથે

છાપી પ્રસિદ્ધ કર્ત્તા

હરિભાઇ દલપતરામ પટેલ,

શાહપુર—અમદાવાદ.



સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર,

૩૦૩૫ પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૩ જી    પ્રત ૧૨૫૦

સવત ૧૯૮૦    સને ૧૯૨૪



મૂલ્ય રૂ. ૬—૦—૦.

મુખ પૃષ્ઠ મિનર્વા પ્રિન્ટરી, પાચકુવા, અમદાવાદ

# પ્રસ્તાવના.



શ્રીમદ્ભાગવત જેવા સુપ્રસિદ્ધ ગ્રંથના ભાષાન્તરની ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતા પ્રસ્તાવનાની જરૂર હોય જ નહિ, પરતુ ગ્રંથ પ્રાકટ્યના સામાન્ય શિષ્ટાચારને અનુસરી કંઇક લખવાને હું લલચાયો છુ ગુજરાતીમા બે ચાર ભાષાન્તરો છે અને તે ઉપર સહેજ સાજ પ્રાસ્તાવિક લેખ લખાયા છે, પરતુ શ્રીમદ્ ભાગવતને માટે લોકમા જે અપૂર્વ ભાવના છે અને નવીન વિદ્વાનોમાં તત્સંબંધી જે કંઇ થોડી ઘણી ચર્ચાઓ થાય છે, તેનો કોઇએ કંઇ પણ ખુલાસો કર્યો નથી એટલે ખાસ તે બાબતો ઉપર લખવાનો અત્રે મને અવકાશ મળ્યો છે તે વધારે ખુશી થવા જેવુ છે. યુરોપીય વિદ્વાનો ને આપણામાના નવીનો ઘણીવાર ભાગવતનો કર્તા કોઈ વ્યાસેતર હોવા સબંધીની અને તે બન્યાનો કાળ ૯ માથી ૧૪ મા સૈકા લગીનો માનવા સબંધીની ચર્ચાઓ કરે છે પરતુ પીઢ વિદ્વાનોએ એ ચર્ચાઓ નિર્મૂલ કરી ધર્મ-સાહિત્યના ગ્રંથોના અવતરણોથી સિદ્ધ કરી બતાવ્યુ છે કે, કર્ત્તા ભગવાન વેદવ્યાસ અને કાળ પણ તેમના જેટલોજ પ્રાચીન, એમા શંકાવકાશ છેજ નહિ.

શ્રીમદ્ ભાગવતમા ભાગવત ધર્મ જેવી રીતે વ્યાસ ભગવાને વર્ણવ્યો છે તેવો બીજા કોઇ પુરાણમા વર્ણવાયો નથી. એમણે પોતેજ તે વાત જાહેર કરેલી છે કે, ભારત અને પુરાણાદિકની રચના કર્યા છતા તેમનું મન સતુષ્ટ થયુ નહિ તેથી શ્રીમદ્ ભાગવત બનાવ્યું. ખરેખર આ ગ્રંથ જે લોકપ્રિયતા અને વિદ્વાનોમા અતિ મોટી પ્રતિષ્ઠા ભોગવે છે, તે એમના પરિણત જ્ઞાન અને પ્રૌઢ ભાષાનુંજ પરિણામ છે. વેદ, બ્રાહ્મણ, આરણ્યકો અને ઉપનિષદો વગેરે વિચારવા જ્યારે લોકને કઠણ પડવા માડ્યા ત્યારે વ્યાસ ભગવાને વિસ્તાર પામેલા આર્ય લોક સમુદાયને માટે બહુ મોટા શ્રમે અને હૃદયના ઉમળકાએ આ ગ્રંથ રચી લોકને ઉપકૃત કર્યા છે વ્યાસ ભગવાને આ ગ્રંથ બનાવી તેમના ચિરજીવી બાળ બ્રહ્મચારી શુકદેવજીને ભણાવ્યો અને તેમણે જ્યારથી તેને લોક શ્રુતિગમ્ય કર્યો, ત્યારથી તે આજ દિન સુધી તેવી ઉપરની લોકભાવના જેવી ને તેવીજ મહાપૂર્ણ રહેલી છે, અને સર્વત્ર તેનુ બહુ મોટુ વાચન અને શ્રવણનું પુણ્ય મનાતુ રહ્યુ છે—અરે પુણ્ય મનાતું રહ્યું છે એટલું જ નહિ, પરતુ તેણે લોકને અનેક ઉપકાર કરી અધોગતિ પામેલાઓના ઉદ્ધાર પણ કર્યા છે. પુરાણોમા જ તેની આ મહત્તા ગવાઇ છે, જે " માહાત્મ્ય " વાચનારને તરત સમજાય તેવી છે.

મહાભારત અને પુરાણો વ્યાસ ભગવાને સસ્કૃત ભાષામા બનાવેલા છે પરતુ આ ગ્રંથમા તો તેમણે સસ્કૃત ભાષાને પણ એવી સુદર અને શિષ્ટ કાવ્ય શૈલીએ વાપરી છે કે, ભાષાના અભ્યાસીઓ તેને હોસે હોસે ભણે છે અને કાવ્યાદિક સાહિત્ય શિખનારાઓ તેનુ મનન કરતાં તૃપ્તિ પામતા નથી. કલિયુગના ચારે છેડા સુધી તેની ભાષાની પ્રૌઢતાનો ડંકો વાગે છે એટલુજ નહિ,

પરન્તુ વિદ્વાનો ખુલ્લે મને એમ કહે છે કે, ખરેખરી રીતે ભાગવતમા વિદ્વાનની પરીક્ષા જ થાય છે. જેવી પ્રૌઢ ભાષા તેવીજ લલિત કાવ્ય છંદોમા તેની રચના છે ગોપીગીત, ભ્રમરગીતા વગેરે પ્રસંગોની તેની સાહિત્ય સબંધીની ખુબી કોઇ પણ કાવ્યને છક્કડ મારે તેવા છે વળી ગદ્ય ભખાણ પણ ભૂલી જવામા આવ્યુ નથી છંદો, અલંકારો, વર્ણનો, અને શૃગારાદિક નવે રસોની વહેંચણી પણ પુરાણોના યોગ્ય પ્રસંગો ઉપર બહુજ સારી રીતે કરવામા આવેલી છે શ્રીમદ્ ભાગવતની રચનાના વખાણ કરવા એ નાને મોઢે મોટી વાત કરવા જેવુ તેથી માત્ર એટલુજ કહીશુ કે, ભાગવતની રચનામા ભગવાન વેદવ્યાસે જોઇતી સામગ્રી પુરી પાડી એક ઉત્તમ સાહિત્ય સાથે પ્રૌઢ ધર્મ-ગ્રંથ નિર્માણ કર્યો છે એમ કહેવુ અતિશયોક્તિ ભરેલુ ગણાશે નહિ.

પુરાણમા જે વિષય વસ્તુ લાવવાનો નિર્દેશ છે તે પણ સંપૂર્ણ પળાયો છે. મહાભારત, રામાયણ, અને પુરાણો વગેરેમા આવેલા પુરાણા કથાનકો, પ્રાચીન ઇતિહાસો, રાજવંશોના વર્ણનો અને ઋષિ મુનિઓના સુંદર તેમજ બોધક ચરિત્રો વગેરેનો સંદર્ભ યથાસ્થિત કરવામા આવ્યો છે વેદોપનિષદની અતિ પ્રાચીન આખ્યાયિકાઓ, અને તેના પ્રસંગો લોકગમ્ય ભાષામા એવી મઝેની રીતે વર્ણવવામા આવ્યા છે કે, જે બાબત ઉક્ત પુરાણ ભાષામા લોકગમ્ય ન હતી તે શ્રીમદ્ ભાગવતમાં સંપૂર્ણ લોકગમ્ય ને સ્પષ્ટ કરવામા આવી છે વળી વેદાંગોની સમજણ આપવામા પણ કચાશ રાખવામા આવી નથી. દર્શનશાસ્ત્રો અને તેમા પણ સાંખ્ય અને યોગ જેવા અટપટા શાસ્ત્રોનું એવી સારી રીતે આમા વિશદીકરણ કરાયેલુ છે કે, જે મોટા મોટા વિદ્વાનો અને અભ્યાસીઓને પણ અદ્યાપિ ઉપકારક ગણાય છે ધર્મનો મર્મ સમજાવવામા શ્રીમદ્ ભાગવતને સર્વોપરિ બનાવીને ભગવાન વેદવ્યાસે જગત ઉપર મહદુપકાર કર્યો છે, અને અલબત્ત ભારે આભારભેર વિદ્વાનો તે હમેશ સ્વીકાર્યા કરે છે

વેદમૂલક ધર્મમાર્ગમા કોઇનુ ખાસ ખંડન મંડન કર્યા વગર સર્વની યથાસ્થિત હકીકત આપી ઉપાસના જે પાછળથી ભક્તિમા પરિણમી હતી, તેનુ શ્રીમદ્ ભાગવતમા યથેચ્છ પ્રતિપાદન કરવામા આવ્યુ છે મોક્ષ-નિર્વાણના બધા માર્ગ કરતા ભક્તિ એક સુલભમા સુલભ માર્ગ છે અને તે કોઇ પણ જાતના વિધિનિષેધ વગર સર્વને માટે ખુલ્લો છે, એમ આ ગ્રંથમા બતાવી આપવામાં આવ્યુ છે. દુનિયા પરના લગભગ બધા ધર્મો આ માર્ગનેજ શ્રેષ્ઠ અને સર્વને માટે સુલભ બતાવે છે, અને તેનુ મૂળ આવા અનન્ય ગ્રંથમાથી ઇતરધર્મવાળાઓએ લીધુ હોય તો તે ન મનાય તેવુ નથી ભક્તિના ભેદ પાડી ઉત્તમમા ઉત્તમ પ્રેમલક્ષણા ભક્તિ આમાં બતાવી છે અને તે બતાવતા પૂર્ણ અવતારી શ્રીકૃષ્ણ પરમાત્માને ભક્તિના પરમ દૈવત રૂપ ગણી, તેમના ચરિત્રને રસપ્રદ અને વાચનાર તથા સાંભળનારના મન ઉપર ઉંડી છાપ પાડે એવી રીતે દરેક ઠેકાણે ભક્તાધીન બનતુ અને ભક્તને ઉદ્ધારતુ વર્ણવવામા આવ્યુ છે મહાભારત વગેરે ગ્રંથોમા શ્રીકૃષ્ણ પરમાત્માનું ચરિત અને લીલાઓ છે, પરતુ તે ભાગવતના જેવા સચોટ અમર કરનારી નથી. ભારતના શ્રીકૃષ્ણ રાજદ્વારી મુત્સદ્દી છે જ્યારે શ્રીમદ્ ભાગવતમાના શ્રીકૃષ્ણચંદ્ર બાળકથી માંડીને પ્રૌઢ વયે સ્વધામ પધાર્યા ત્યા સુધી અનેક લીલાઓના કર્તા, લોકપાલક, ભર્તા, સંહર્તા સ્ત્રી, બાળ, વૃદ્ધ અને અજ્ઞાનીને લડાવતા પરમકૃપાળુ અને ભક્તના પરમ શરણ રૂપ સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ જ છે શ્રીકૃષ્ણ ભગવાન અને બળભદ્રજીની ગોપ લોકમા વસતા કરાયેલી લીલાઓ અત્યારે પણ આપણા મનમા આનંદના લલિત ઉમંગો આણે છે ગોકુળ અને વૃંદાવનની ભૂમિ એ બાળમુકુંદનાં ચરણારવિંદથી એવા પુણ્યને પામી છે કે અત્યારે પણ લાખો યાત્રાળુઓ તેની રજ મસ્તક ઉપર ચઢાવી કૃતાર્થ થાય છે ઉમ્મરે આવ્યા પછીના એમના ચરિતના કેટલાક પ્રસંગો તો એવા બોધક અને નૈતિક છાપ પાડનારા છે કે, જેના વાચન અને શ્રવણે લાખો દુરાચારીઓ અને નર

પિશાચોને ભક્તિનો રસ લગાડી સંસારજાળમાંથી મુક્તિ અપાવી છે. શ્રીકૃષ્ણચંદ્રનો ભક્તો માટેનો સદ્ભાવ—અરે પૂજ્યભાવ, એમની પ્રાણીઓ તરફની અનુકંપા, એમનું નાના મોટા, ગરીબ તવંગર સાથે સ્નેહમિલન, એમનું વડીલો તરફનું આદરમાન, સ્ત્રીજાતિ માટે નમ્ર પ્રેમભાવના, એમની અર્જુન તરફની મૈત્રી, અનેએમનું રાજકાજ કૌશલ્ય વગેરે એવાં ઉત્તમ હતા અને એમનું ચરિત એવું તો ઇશ્વર સ્વરૂપ આ ગ્રંથમાં વર્ણવાયું છે કે જે સાંભળતાં શ્રોતાઓ પ્રેમમુગ્ધ થઇ જાય છે.

શ્રીમદ્ ભાગવતનાં ગુજરાતીમાં બે ચાર ભાષાંતરો થયાં છે અને તે સઘળાં લોકોમાં મોટા ભાવથી વંચાય છે અમારા ભાષાંતરની પણ બે આવૃત્તિઓ અત્યાર સુધીમાં છપાઇ ગઇ છે અને આ આવૃત્તિની કેટલોક વખત થયાં ચાનું માગણી થયાં કરતી હતી, પરંતુ કેટલીક અનિવાર્ય અડચણોને લીધે આથી વહેલી તે બહાર પાડી શકાઇ નહિ, તેનું કારણ દેશી કાગળ અને ચિત્રાદિકમાં કેટલોક ફેરફાર કરવાનું હતું. પ્રજામાં પ્રિય થઇ પડેલા સ્વદેશીત્વને માન આપી આ આવૃત્તિમાં આપણા દેશમાં બનેલા કાગળો ખાસ મંગાવીને વાપરવામાં આવ્યા છે, તેમજ ચિત્રાદિકમાં પણ કેટલોક સુધારો કરવામાં આવ્યો છે. લોકને પ્રિય થઇ પડેલી ભાષાની સરલ ધારામાં તેમ છતાં કંઇ પણ ફેરફાર નહિ કરતાં જેમ બને તેમ મૂળને વધારે અનુસરતી ધારા રાખવાનો યત્ન કર્યો છે.

આવા મોટા લોકપ્રિય ગ્રંથને સારામાં સારો બનાવવાને લેવાય તેટલો શ્રમ લેવામાં આવ્યો છે અને અમને આશા છે કે ગુણગ્રાહક પ્રજા વર્ગ તેના સ્વીકારથી અમારા ઉત્સાહને દ્વિગુણિત કર્યા વગર રહેશેજ નહિ, ઇતિશમ્.

સંવત ૧૯૮૦ ચૈત્ર
રામનવમી.

લી
હરિભાઇ હલપતરામ પટેલ.

# श्रीमद्भागवत भाषान्तरनी अनुक्रमणिका.



## सप्तमस्कंध.



## अष्टमस्कंध.



## नवमस्कंध.

## दशमस्कंध–पूर्वार्द्ध.



## दशमस्कंध–उत्तरार्द्ध.

## एकादशस्कंध.



## द्वादशस्कंध.





## મળવાનું ઠેકાણું :—

બુકસેલર એન એમ ત્રીપાઠીની કંપની. મુંબાઈ.

" મોહનલાલ પીતામ્બરદાસ. મુંબાઈ.

" ગોરધનભાઈ પરશોતમદાસ. મુંબાઈ.

" જેકીશનદાસ ત્રીભોવનદાસ, સુરત.

" ભાઈલાલ છગનલાલ, ભરૂચ.

" જેઠાલાલ રણછોડ, ડાકોર.

" જટાશંકર હરિશંકર. વઢવાણસીટી.

" વનરામ દેવચંદ, રાજકોટ.

" ભગવાનદાસ દેવશીભાઈ, ભાવનગર.

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## माहात्म्य.



## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

अथ

# श्रीमद्भागवतमाहात्म्य

## ભાષાન્તર.

## અધ્યાય ૧ લો.

### નારદ અને ભક્તિનો મેળાપ.

**यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं द्वैपायनो विरहकातर आजुहाव ।**
**'पुत्रेति' तन्मयतया तरवोभिनेदुस्तं सर्वभूतहृदयं मुनिमानतोस्मि ॥ १ ॥**

જેમને ઉપવીત દેવાએલુ ન હતું અને જેમને કંઈ પણ કર્મ કરાવાએલું ન હતુ એવા શુકદેવજીને દોડી જતા જોઇને દ્વૈપાયન વ્યાસે વિરહથી વ્યાકુળ થઈ 'હે પુત્ર! હે પુત્ર!' એમ કહીને જ્યારે બોલાવ્યા ત્યારે વનના વૃક્ષોએ જેમની મય થઈ જઇને ઉત્તર આપ્યો હતો, એવા સર્વભૂતના હૃદય રૂપ મુનિ–શુકદેવજીને હું નમન કરૂ છુ ૧ નૈમિષારણ્યમાં સુખથી બેઠેલા મતિમાન સૂતને પ્રણામ કરીને કથામૃત પાન કરવાની ઇચ્છાવાળા શૌનકે તેમને નીચે પ્રમાણે પૂછ્યું. ૨

શૌનક પૂછે છે–હે સૂતજી! અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરવાને સૂર્ય જેવા તેજવાળા તમે મને આનંદદાયક અને રસાયનરૂપ કથાઓનો સાર સંભળાવો ૩ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી પ્રાપ્ત થયેલો વિવેક કેવી રીતે વૃદ્ધિ પામે? અને વૈષ્ણવજન ક્યા પ્રકારે માયાના મોહથી છુટે? ૪ આ મહા ઘોર કલિથી સંસારીઓ અસુરપણાને પામેલા છે તે ક્લેશથી ગ્રસિત જીવોનો ઉદ્ધાર થવા ક્યા કર્મ કરવા જોઇએ? ૫ પવિત્રમા પવિત્ર, કલ્યાણકારી અને સર્વ પ્રકારે કૃષ્ણભક્તિને ઉત્પન્ન કરનારૂ જે સર્વોત્તમ સાધન હોય, તે આપ મને કહો ૬ ચિન્તામણિ પ્રસન્ન થઈ આલોકનુ સુખ આપે છે, ઈન્દ્ર પ્રસન્ન થઈ સ્વર્ગનુ સુખ આપે છે અને ગુરૂ તો પ્રસન્ન થઈ યોગીઓને દુર્લભ એવુ વૈકુંઠનુ સુખ આપે છે ૭

સૂતપુરાણી કહે છે–હે શૌનક મુનિ! તમારો પ્રેમ છે તો હું પૂર્ણ વિચાર કરી સર્વ સિદ્ધાન્તોનો સિદ્ધાન્ત, સંસારના ક્લેશને નાશ કરનાર, અને આનંદ આપનાર જે સાધન છે તે તમને કહીશ ૮ ભક્તિવર્દ્ધક તથા શ્રીકૃષ્ણચંદ્રને સંતોષવાનો માર્ગ હું તમને કહું તે તમે એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો ૯ કાળરૂપી સર્પના ગ્રાસના ત્રાસથી મુક્ત થવાને ભાગવત શાસ્ત્ર આ કલિયુગમાં શ્રી શુકદેવજીએ કહેલુ છે ૧૦ મનની શુદ્ધિ કરનાર અને આનંદદાયક એથી અધિક બીજું કોઈ શાસ્ત્ર નથી. અનેક જન્મના પુણ્ય હોય તોજ વૈષ્ણવોને શ્રીમદ્ભાગવતની કથા સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. ૧૧ પરીક્ષિત રાજાને શૃંગીમુનિએ શાપ દીધાથી મોટા મોટા મહર્ષિઓની સભામાં આવી શ્રીશુકદેવજીએ જ્યારે શ્રીમદ્ભાગવતની કથા કહેવાનો પ્રારંભ કર્યો ત્યારે દેવતા-

ઓએ અમૃતનો કળશ ત્યા લાવીને મૂક્યો,૧૨ અને
પોતાનુ કાર્ય સાધવામા કુશળ અને પ્રસિદ્ધ એવા
દેવતાઓ શુકદેવજીને પ્રણામ કરીને બોલ્યા કે. હે
મહારાજ ! આપ કથા રૂપી અમૃત અમને પાન કરા-
વો, અને તેના બદલામા આ અમૃતનો ઘડો લ્યો ૧૩
અમારી ઇચ્છા એવી છે કે, આપ રાજા પરીક્ષિતને
અમૃત પીવરાવો અને તેના બદલામા અમે શ્રીમદ્
ભાગવત રૂપી અમૃતનુ પાન કરીએ ૧૪ દેવતાઓ-
ના વચન સાભળી—ક્યા તુચ્છ અમૃત અને ક્યા કલિ-
મલ ટાળક શ્રીમદ્ભાગવતની કથા, ક્યા કાચ અને
ક્યા ચિન્તામણિ, ક્યા કિંશુક અને ક્યા પારિજાતક,
એમ કહી શુકદેવજી હસ્યા ૧૫ વળી તેમને અભક્ત
જાણી ભક્તિ અને મુક્તિદાયક શ્રીમદ્ભાગવત
રૂપી અમૃત તેમણે આપ્યુ નહિ આ પ્રમાણે શ્રી-
મદ્ભાગવતની કથા દેવતાઓને પણ દુર્લભ છે ૧૬
પૂર્વે પરીક્ષિત રાજાનો મોક્ષ થવાથી બ્રહ્મા અત્યત
પ્રસન્ન થયા, અને સત્યલોકમા કાટો બાધી સર્વ સા-
ધનો અને શ્રીમદ્ભાગવતની તુલા કરવાનુ ઠરાવ્યુ
૧૭ શ્રીમદ્ભાગવતનુ ગારવ સર્વ સાધનોથી વધ્યુ
ત્યારે સર્વને મોટો વિસ્મય થયો ૧૮ શ્રીમદ્ભાગવત,
ભગવાનનુ સ્વરૂપ છે એમ સમજી સર્વેએ કહ્યુ કે,
આ મોક્ષદાયક શાસ્ત્ર ભણવાથી તથા શ્રવણ કરવાથી
તત્કાળ વૈકુઠમા વાસ થાય છે ૧૯ સાત દિવસ શ્ર-
વણ કરવાથી મોક્ષ આપનાર એવુ શ્રીમદ્ભાગવત
પૂર્વે સનકાદિકોએ નારદને સભળાવ્યુ હતુ ૨૦
નારદે જો કે બ્રહ્મા પાસેથી શ્રવણ કર્યું હતુ છતા
સનત્કુમારોએ પણ તેમને સપ્તાહ સાભળવાનો વિધિ
કહ્યો હતો ૨૧

શૌનક પૂછે છે—હે સૂતપુરાણી ! નિરતર અટન
કરનાર નારદજી એક સ્થાનમા બે ઘડી પણ રહેતા
નથી, તો પછી સપ્તાહ પારાયણનો વિધિ તેમણે કેવી
રીતે શ્રવણ કર્યો ? અને સનત્કુમારોનો અને તેમનો
સમાગમ કેવી રીતે થયો ? ૨૨

સૂત કહે છે—હે શૌનક ! તમે સાવધાન થઈને
એ કથા સાભળો શુકદેવજીએ પોતાનો શિષ્ય ગણી
મને જે કઈ કહેલુ છે તે તમે સાભળો ૨૩ એકવાર
બદ્રિકાશ્રમમા સનક—સનન્દન—સનાતન ને સનત્કુ-
માર સત્સગાર્થે એકઠા થયા હતા અને ત્યા તેઓએ
નારદને ફરતા જોયા હતા ૨૪

સનકાદિકોએ તેમને પૂછ્યુ કે—હે નારદ ! આપ
ઉદાસ કેમ લાગો છો ? શા માટે ચિતા કરો છો ?
અને અહીંથી ઉતાવળા ઉતાવળા ક્યા જાઓછો ? ૨૫
તમે જાણે કોઈનુ દ્રવ્ય જતુ રહ્યુ હોય, વા કઈ અદ્-
ભુત થયુ હોય એવા ખિન્ન લાગો છો તમે જે સદા
મુક્ત સગ છો તેમને ચિતા કરવી ઘટતી નથી, માટે
અમને આનુ કારણ કહો ૨૬

નારદ કહે છે—હે મહાભાગ્ય ! હુ ભૂલોકને સ-
ર્વથી ઉત્તમ ધારી પુષ્કર, પ્રયાગ, કાશી, ગોદાવરી,
ગયાજી, ૨૭ હરિક્ષેત્ર, કુરૂક્ષેત્ર, શ્રીરગ અને સેતુ-
બન્ધના તીર્થોમા ફર્યો, ૨૮ પણ પૃથ્વી ઉપર કોઈ
સ્થળે મનને સતોષ આપનારી ને કલ્યાણકારક વાત
સાભળી નહિ અધર્મ સહાયક કલિએ પૃથ્વીને
દુખી કરી છે ૨૯ સત્ય, તપ, શૌચ અને દયાનો
લોપ થયો છે અસત્યવાદી અને પેટભરા લોકો
સર્વત્ર વ્યાપી ગયા છે લોકો આળસુ, કુબુદ્ધિ, મ-
દભાગી, પાખડી, રોગી, કુમાર્ગી અને સ્ત્રીજિત
થઈ ગયા છે સતજનો પાખંડી બન્યા છે, તેમ
વૈરાગીઓ ઘરબારી થયા છે ૩૧ જ્યા ત્યા સ્ત્રીઓનુ
ચલણ થયુ છે સાળા સલાહ આપે છે, દ્રવ્ય માટે
કન્યાવિક્રય થાય છે અને સ્ત્રી પુરૂષોમા કલેશ થયા
કરે છે ૩૨ આશ્રમો, તીર્થો, મઠો અને મદિરોમા
અપવિત્રતા પ્રવર્તવા માડી છે દેવતાઓના મદિરો
યવનોએ નાશ કરી નાખ્યા છે યોગીઓ, સિદ્ધો,
જ્ઞાનીઓ અને સત્ક્રિયા કરનારનો લોપ થયો છે કાળ-
રૂપી અગ્નિમા સર્વ સારા સાધન બળીને નાશ પામ્યા
છે ૩૪ આ કલિયુગમા લોકો રાધેલુ અન્ન વેચે છે,
બ્રાહ્મણો વેદ વેચે છે અને સ્ત્રીઓ કુમાર્ગે ચાલે છે
૩૫ આ પ્રમાણે કલિના દુખ અને દોષ જોતો જોતો
અને પૃથ્વીમા ફરતો ફરતો હુ યમુનાના કિનારા
ઉપર ગયો કે જ્યા શ્રીકૃષ્ણે અનેક પ્રકારની લીલા-
ઓ કરી હતી ૩૬ હે મુનીશ્વરો ! ત્યા એક અલૌ-
કિક આશ્ચર્ય મારા જોવામા આવ્યુ, કે જે હુ આપને
કહુ છુ હે મુનિ ! ત્યા એક તરૂણ સ્ત્રીને અત્યંત
શોચ કરતી મે જોઈ. ૩૭ તેની પાસે બે વૃદ્ધ દુબળ

મનુષ્ય પડયા પડયા લાંબા લાંબા શ્વાસ લેતા હતા, તેમની તે સેવા કરતી હતી, સમજાવતી હતી અને પાસે બેસી રૂદન કરતી હતી ૩૮ વળી સહાયના માટે તે આસપાસ વારંવાર જોયા કરતી હતી હજારો સ્ત્રીઓ તેને પવન ઢોળતી હતી અને વખતો વખત સમજાવતી હતી ૩૯ તેની આવી આશ્ચર્યકારક દશા જોઇ હુ તેની પાસે ગયો એટલે તે ઉઠી અને વ્યાકુળ જેવી ગદ્ગદ્ વાણીએ નીચે પ્રમાણે બોલી –

તે સ્ત્રી બોલી કે–હે કૃપાસિન્ધુ ! મારી પાસે બેસી મારૂ દુખ ટાળો, કારણ કે આપના દર્શન સાસારિક જીવોના દુખ દૂર કરનારા છે ૪૧ આપના અમૃત જેવા વચનથી મારા દુખની શાન્તિ થશે, કારણ કે જ્યારે પૂર્વજન્મના પુણ્યનો ઉદય થાય છે ત્યારેજ આપના જેવા સાધુઓના દર્શન થાય છે ૪૨

નારદ કહે છે–હે દેવિ ! તુ કોણ છે ? અને આટલી બધી દુખી કેમ લાગે છે ? આ બે જણ કોણ છે, અને તારી પાસે બેઠેલી કમળ જેવા નેત્રવાળી આ સ્ત્રીઓ કોણ છે ? તારા દુખનુ કારણ તુ સવિસ્તર મને કહે ? ૪૩

તે સ્ત્રી બોલી –હે ભક્તવત્સલ ! હુ ભક્તિ છુ ને મારૂ નામ વિખ્યાત છે. આ બે જ્ઞાન અને વૈરાગ્ય નામે મારા પુત્રો છે કાળ પ્રભાવે આ બે જણ વૃદ્ધ થઈ ગયા છે ને હાલ તેમનો આદરસત્કાર કરનાર જગતમા કોઈ નથી ૪૪ આ જે સ્ત્રીઓ મારી પાસે બેસી આશ્વાસન આપે છે તે ગગા, યમુના અને સરસ્વતી આદિ નદીઓ છે તે સ્ત્રીઓના રૂપ ધારણ કરી મારી સેવા કરવા બેઠેલી છે આ રીતે દેવતાઓ મારી સેવા કરે છે, પરતુ તેમની સેવાથી મારૂ ચિત્ત શાન્ત થતુ નથી ૪૫ હે તપોધન ! મારી કર્મકથા બહુ મોટી હોઈ શ્રવણ કરવા જેવી છે માટે સાભળો ૪૬ દ્રવિડ દેશમા મારો જન્મ થયો, કર્ણાટકમા મને જોબન આવ્યુ, મહારાષ્ટ્રમા મારૂ ભરણપોષણ થયુ અને ગુજરાતમા આવતા વૃદ્ધાવસ્થાએ મને ઘેરી લીધી ૪૭ ગુજરાતમા ભયકર કલિયુગના યોગે મારા અગ શિથિલ થઈ ગયા ને દુર્બળ થઈ જઈ ઘણા સમયથી હુ આ બે પુત્રો સહિત દુર્દશામા પડી છુ ૪૮ પૃથ્વી ઉપર ફરતી ફરતી જ્યારે હુ વૃન્દાવનમા આવી ત્યારે પાછી તરૂણ થઈ પણ આ બે મારા પુત્રો પરિશ્રમથી દુખી અને સાવ અચેત થઈ પડેલા છે તેમનામા વાત કરવાનુ પણ સામર્થ્ય રહ્યુ નથી, તેથી હવે આ સ્થાનનો ત્યાગ કરી હુ વિદેશ પણ કેવી રીતે જાઉં ? ૫૦ મારા પુત્રો વૃદ્ધ થઈ ગયા એ મહા દુખથી હું દુખી છુ, કારણ કે હુ તરૂણ છુ ને મારા પુત્રો વૃદ્ધ થઇ ગયા છે ૫૧ અમે ત્રણે સદા સાથેજ રહીએ છીએ છતા, આવુ વિપરીત કેમ થયુ ? માતા વૃદ્ધ અને પુત્રો તરૂણ હોય એ તો યોગ્ય પરતુ આ તો મહા વિપરીત, કે, માતા તરૂણ અને પુત્રો વૃદ્ધ ! ૫૨ આ મહા આશ્ચર્યથી હું મારા દેહનો શોક કરૂ છુ માટે હે નારદજી ! આનુ કારણ શુ તે મને કહો ? ૫૩

નારદજી કહે છે–હે નિષ્પાપભક્તિ ! હુ યોગબળથી સર્વ વિચારૂ છુ, તુ ખેદ કર નહિ, પરમાત્મા શ્રીકૃષ્ણ તારૂ કલ્યાણજ કરશે ૫૪

સૂત કહે છે–ક્ષણ માત્રમા સર્વ વસ્તુ વિચારી લઈ નારદમુનિએ કહ્યુ કે, હે દેવિ ! સાવધાન થા આ સમયે બધે કલિયુગ વર્ત્તી રહ્યો છે, ૫૫ તેથી સદાચાર, યોગમાર્ગ, સત્ય અને તપનો લોપ થયો છે, અને મનુષ્યો અસુરપણાને પામ્યા છે લોકોમા ઠગાઈ અને દુરાચાર ચાલે છે ૫૬ આ કાળમા સતજન દુખ પામે છે અને કપટી તથા કુછદી સુખી રહે છે પણ જ્ઞાની તેમા ધીરજ રાખે છે ૫૭ આ કરાળ કલિકાળમા પૃથ્વી ઉપર પ્રતિ દિવસ પાપનો ભાર વધતો જાય છે અને મને સર્વત્ર પાપના રાશિઓ ને દુખજ દેખાય છે ૫૮ હાલ કોઈ મનુષ્ય તને દેખાતો નથી, અને તારા પુત્રો તરફ પણ કોઇ દૃષ્ટિ કરતું નથી પુત્ર, સ્ત્રી અને દ્રવ્યની મમતાથી સઉ કોઇ અધ થયુ છે, અને તારો સત્કાર કોઈ કરતું નથી તેથી તુ અશક્ત, દુર્બળ, ને વૃદ્ધા થઈ ગઈ છે ૫૯ તારી તરૂણાવસ્થા થઈ તેનુ કારણ આ વૃદાવન છે, કે જ્યા ભક્તિ સદોદિત આનદથી નૃત્ય કરે છે. ૬૦ અહીં તારા પ્રતિ અનુરાગી લોક છે એથી તુ તરૂણ થઈ, પરતુ અહીં તારા આ બે પુત્રોનુ ગ્રાહક કોઈ નથી, જો કે તેમની જરા નથી ગઇ પણ બીજા સ્થળ કરતા અહીં તેમને વિશેષ આરામ છે, કારણ કે, બીજે સ્થળે તો અહર્નિશ તેમની આખે મિંચાતી નહિ પરંતુ આ સ્થળે

તેઓ શાન્તિથી સુતેલા છે ૬૧

ભક્તિ કહે છે—હે નારદ ! આવા મહા પાપી કલિયુગને પરીક્ષિત રાજાએ કેમ અહીં રહેવા દીધો ? કલિયુગની પ્રવૃત્તિ થતા સર્વ સત્ય અને સાર ક્યા ચાલ્યો ગયો ? ૬૨ અને ભગવાન આ અધર્મની કેમ ઉપેક્ષા કરે છે તે કૃપા કરીને મને કહો ? ૬૩

નારદ કહે છે—હે ભક્તિ ! તું પ્રેમથી શ્રવણ કર જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર પૃથ્વીનો ત્યાગ કરી પોતાના ધામમા ગયા ત્યારે કલિયુગે સંસારમા પ્રવેશ કર્યો ૬૫ જ્યારે દિગ્વિજયના સમયમા પરીક્ષિત રાજાએ કલિયુગને જોયો ત્યારે તે તેને મારવા તત્પર થયા પણ તે દીન બની શરણે પડયો રાજાએ વિચાર કર્યો કે, મારે અને મારવે યોગ્ય નથી ૬૬ કલિયુગ અનેક દોષોવાળો છતા તેમા એક મોટો ગુણ જોઈ પરીક્ષિતે તેને છોડી દીધો, કારણ કે બીજા યુગોમા તપ, યોગ, સમાધિ, યજ્ઞ અને દાન કરવાથી પણ જે ફળ નથી થતુ, તે ફળ કલિકાળમા ભક્તિથી થાય છે ૬૭ આ કાળમા એક ભક્તિજ સાધન છે જ્ઞાન, વૈરાગ્ય જેમા નિરર્થક છે એવા કલિયુગને જોઈ મનુષ્યોએ ભાવથી ભક્તિ કરવી જોઈએ ૬૮ કલિયુગમા સાધારણ કામ નથી થઈ શકતા, કારણ પૃથ્વી ઉપર પદાર્થહીન, વીર્યહીન અને બુદ્ધિહીન મનુષ્યો ઉત્પન્ન થાય છે ૬૯ બ્રાહ્મણોએ દ્રવ્યની આશાએ ઘેર ઘેર જઈ મનુષ્યની આગળ કથા કહેવાનો આરંભ કર્યો તેથી કથાનુ ફળ જતુ રહ્યુ છે ૭૦ મોટા મોટા ભયંકર અન્યાચારી અને કુકર્મી, પાપી અને પાખંડી લોકો થયા ત્યારથી તીર્થોનુ માહાત્મ્ય ઘટી ગયુ છે ૭૧ જેનુ ચિત્ત કામ, ક્રોધ, લોભ અને મોહથી અત્યંત વ્યાકુળ હોય એવા લોક જુઠા તપ કરવા લાગ્યા, તેથી તપને અર્થ વ્યર્થ થયો છે ૭૨ મનને ન જીતવાથી લોભ, દંભ અને પાખંડનો આશ્રય કરવાથી, અને શાસ્ત્ર પુરાણના અનભ્યાસથી, ધ્યાન યોગનુ ફળ ગયુ અને જ્ઞાનમા મૂઢ તથા વિષયમા મસ્ત માણસો થયા ૭૪ વૈષ્ણવોનો જે શ્રેષ્ઠ સમ્પ્રદાય છે તે ક્યાહી જોવામા આવતો નથી ધૂર્તતાથી સર્વ પદાર્થોના તત્ત્વ જતા રહ્યા છે ૭૫ આ કલિધર્મ પ્રવર્ત્યાનુ દુષ્ટ ફળ સત્પુરૂષોને વેઠવુ પડે છે ૭૬

સૂત કહે છે—હે શૌનક ! આ પ્રમાણે નારદજીના વચન સાભળી અત્યંત વિસ્મય પામીને ભક્તિ નીચે પ્રમાણે બોલી ૭૭

ભક્તિ કહે છે—હે દેવર્ષિ ! તમે મોટા ભાગ્યશાળી છો, મારા ભાગ્યોદયથીજ આપ અત્રે પધાર્યા છો સાધુઓના દર્શન સર્વ સિદ્ધિને આપનાર છે. ૭૮ જગતમા જેણે તમારી અનુપમ વચન રચનાને શ્રવણ કરી હોય તેને ધન્ય છે કયાધૂના પુત્ર પ્રહ્લાદે આપની કૃપાથી માયાનો ત્યાગ કર્યો અને જેની કૃપાથી ધ્રુવને અચળપદ મળ્યુ એ સર્વ કલ્યાણોના કરનાર બ્રહ્માના પુત્ર તમને હુ વારંવાર નમસ્કાર કરૂ છુ ૭૯

जयति जगति मायां यस्य कायाधवस्ते ।
वचनरचनमेकं केवलं चाकलय्य ॥
ध्रुवपदमपि यातो यत्कृपातो ध्रुवोऽयं ।
सकलकुशलपात्रं ब्रह्मपुत्रं नतोऽस्मि ॥ ७९ ॥
इतिश्री पद्मपुराणे उत्तरखंडे श्रीभागवत
माहात्म्ये प्रथमोऽध्यायः ॥

# અધ્યાય ૨ જો.

## સનકાદિક અને નારદનો સંવાદ.

नारद उवाच

वृथा खेदयसे बाले अहो चिन्तातुरा कथम् ।
श्रीकृष्णचरणाम्भोजं स्मर दुःखं गमिष्यति ॥ १ ॥

નારદ કહે છે—હે બાલે ! શા માટે વૃથા ખેદ કરે છે ? અને કેમ ચિંતાતુર રહે છે ? શ્રીકૃષ્ણના ચરણારવિંદનુ સ્મરણ કર એટલે દુઃખ એની મેળેજ નિવૃત્ત થઈ જશે ૧ જેણે કૌરવના મહા સંકટમાથી દ્રૌપદીને બચાવ્યા હતા અને જેણે ગોપીઓનુ રક્ષણ કર્યું હતુ તે શ્રીકૃષ્ણ ક્યાય ગયા નથી ૨ હે ભક્તિ ! ભગવાનને તુ પ્રાણથી પણ અધિક પ્રિય છે અને તારા બોલાવ્યા ભગવાન્ નીચને ઘેર પણ જાય તેમ છે ૩ સત્ય, ત્રેતા અને દ્વાપર યુગમાં જ્ઞાન, વૈરાગ્ય ને મુક્તિના સાધન હતા પણ કલિયુગમા તો કેવળ ભક્તિથીજ મુક્તિ મળે છે ૪ આ કલિકાળમા લોકોના કલ્યાણાર્થે કયો ઉપાય કરવો જોઈએ ? એવો વિચાર કરી તેમણે નિશ્ચય કરેલો છે કે, આ યુગમા ભક્તિ વગર લોકોનુ કલ્યાણ થતુ નથી, માટે હે સુંદરિ ! પોતાના નિજ સ્વરૂપેજ લે-

મણે તને ઉત્પન્ન કરેલી છે જ્યારે તે ભગવાન વાસુદેવની સંમુખ હાથ જોડી વિનંતિ કરી કે, હે વૈકુંઠનાથ ! મને શી આજ્ઞા છે ? ત્યારે તેમણે તને કહ્યુ હતુ કે, "તું મારા ભકત લોકોનુ પોષણ કર" ૬ તે પણ તે આજ્ઞાનો સ્વીકાર કર્યો અને ભગવાન્ તેથી પ્રસન્ન થયા, અને તારી સેવા માટે મુકિત નામની દાસી અને જ્ઞાન, વૈરાગ્ય નામના બે દાસ આપ્યા ૭ તારૂ મુખ્ય સ્થાન વૈકુંઠ છે ત્યા તું તારા સાક્ષાત્ સ્વરૂપથી ભકતોનુ પોષણ કરે છે પૃથ્વીમા ભકતોનુ પોષણ કરવા તુ છાયા રૂપ ધારણ કરી રહેલી છે ૮ મુકિત અને જ્ઞાન વૈરાગ્યને સાથે લેઈ તુ મૃત્યુ લોકમા આવી અને સત્યયુગ, ત્રેતા તથા દ્વાપરયુગ પર્યંત તારો સર્વત્ર સત્કાર થયો ૯ આ કલિયુગમા પાખંડનો ફેલાવો થતા તુ પીડાથી ક્ષીણ થઈ ગઈ, એટલે મુકિત વૈકુંઠમા ચાલી ગઈ છે, ૧૦ પરંતુ જે વખતે તુ તેને યાદ કરશે તેજ ક્ષણે તે તારી પાસે આવીને ઉભી રહેશે આ જ્ઞાન વૈરાગ્ય તારા પુત્રો થઈ તારી સાથે રહ્યા છે ૧૧ કલિકાળમા લોકોએ ત્યાગ કરવાથી તેઓ અત્યંત વૃદ્ધ થઈ ગયા છે, પરંતુ તુ કંઈ ચિંતા કે શોચ કરતી નહિ, તેનો ઉપાય હુ શોધુ છુ ૧૨ હે ભકિત ! એક રીતે કલિયુગના જેવો ઉત્તમ યુગ બીજો કોઈ નથી હુ આ યુગમા તને ઘેરેઘેર સ્થાપિત કરીશ ૧૩ સર્વ ધર્મનો પરાભવ કરી મહોત્સવોને આગળ કરી જો હુ સંસારમા તારો પ્રચાર ન કરૂં તો પરમેશ્વરનો દાસ નહિ ૧૪ કલિમા તારા પ્રેમી જીવ દુરાચારી પણ હશે, છતા દેવમંદિરમા જઈ નિર્ભય થઈ ભગવત્પાદને પ્રાપ્ત થઈ જશે ૧૫ જેના મનમા પ્રેમલક્ષણા ભકિત હશે તે પુરૂષ પાપી અને કુકર્મી હશે તોપણ તારે લીધે વૈકુંઠમા વાસ પામશે ૧૬ જેના મનમા ભકિત છે તેનો પરાભવ કરવો તો દૂર રહ્યો, પણ તેને ભૂત, પિશાચ, રાક્ષસ કિંવા દૈત્ય પણ અડી કે પીડી શકતા નથી ૧૭ ભગવાન્ જેવા ભકિતને વશ છે તેવા તપ, વેદ, અને બીજા કોઈ કર્મને વશ નથી અને એનુ પ્રમાણ ગોપીઓ છે ૧૮ જ્યારે પૂર્વ જન્મના પુણ્યો હજારો એકત્ર થાય છે ત્યારે મનુષ્યને ભકિત ઉત્પન્ન થાય છે. કલિયુગમા ભકિતજ મુખ્ય છે, ભકિતથી ભગવાન્ પ્રાપ્ત થાય છે ૧૯ ભકિતનો કે ભકતજનોનો જે દ્રોહ કરે છે તે ત્રણે લોકમા દુઃખી થાય છે ભકિતની નિંદા કરવાથી દુર્વાસા દુઃખી થયા હતા ૨૦ તીર્થ, વ્રત, જપ, તપ, અને ત્યાગની કંઈ આવશ્યકતા નથી, કારણ કે એક ભકિતજ મુકિતને આપનારી છે માટે કથાવાર્ત્તા પણ એવી સાભળવી કે, જથી ભકિતની પ્રાપ્તિ થાય ૨૧

સૂત કહે છે—આ પ્રમાણે નારદના મુખથી પોતાની સ્તુતિ અને માહાત્મ્ય સાભળી ભકિત સંતુષ્ટ થઈ અને નારદને નીચે પ્રમાણે કહેવા લાગી

ભકિત કહે છે—હે દેવર્ષિ ! તમને ધન્ય છે તમારી મારામા નિશ્ચલ પ્રીતિ છે, તેથી હુ સદા તમારા હૃદયમા રહીશ ૨૩ હે મહાત્મા ! આપે કૃપા કરી મારૂ દુઃખ દૂર કર્યું પરંતુ હવે આ જ્ઞાન અને વૈરાગ્યને સચેત કરો ૨૪

સૂત કહે છે—હે શૌનક ! ભકિતના વચન સાભળી નારદજી હાથથી જ્ઞાન અને વૈરાગ્યને હલાવી સચેત કરવા લાગ્યા ૨૫ પણ જ્ઞાન વૈરાગ્ય જાગ્રત થયા નહિ તેથી ઉંચે સ્વરે કાનમા કહેવા લાગ્યા કે, અરે જ્ઞાન ! શીઘ્ર જાગ્રત થા અરે વૈરાગ્ય ! શીઘ્ર ઉઠ ૨૬ વેદ વચન જ્યારે સંભળાવ્યા ત્યારે તેઓ ઉઠયા પરંતુ આખ ઉઘાડી નહિ આળસને લીધે બગાસા ખાઈ પુનઃ સુકા લાકડાની પેઠે પૃથ્વી ઉપર પડી રહ્યા ૨૮ તેમને ક્ષુધાથી ક્ષીણ જોઈ નારદ ચિંતા કરવા લાગ્યા કે, હવે શો ઉપાય કરૂ ૨૯ અરે ! આમની આ નિદ્રા કેવી રીતે જાય ? અને આ અતિશય ઘડપણ શાથી મટે ? હે શૌનક ! આમ ચિંતા કરતા નારદજીએ પછી ભગવાનનુ સ્મરણ કર્યું ૩૦ ભગવાનનુ સ્મરણ કરતા આકાશવાણી થઈ કે—"હે નારદ ! ચિંતા ન કરો, ઉદ્યમ કરો, તમારો ઉદ્યમ સફળ થશે—" ૩૧ હે નારદ ! સત્કર્મ કરો, સાધુઓને પૂછો, તે તમને સત્કર્મ બતાવશે ૩૨ સત્કર્મ કરશો ત્યારે તેમની નિદ્રા અને વૃદ્ધત્વ ચાલ્યા જશે અને સર્વ સ્થળે ભક્તિ ફેલાશે. ૩૩ આ પ્રકારે સ્પષ્ટ આકાશવાણી થઈ તે સર્વ લોકોએ સાભળી અને નારદજી તો તે સાભળીને વિસ્મય પામ્યા.

નારદ કહે છે–આકાશવાણીએ જે ઉપાય બતાવ્યો તે તો ગુપ્ત બતાવ્યો, પણ હવે તેનો શો ઉપાય કરવો કે જેથી કાર્ય સિદ્ધ થાય ૩૫ સત્પુરૂષો કયા મળે કે જેથી આકાશવાણીએ જે ઉપાય બતાવ્યો તે હુ કરી શકુ ૩૬

સૂત કહે છે–પછી એજ વિચારમા નિમગ્ન થઈ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને તે સ્થાન ઉપર મૂકી નારદજી કોઈ મહાત્માની શોધ માટે તીર્થોમા જઈ ઋષિઓને પૂછવા લાગ્યા ૩૭ સર્વેએ તેમનુ વૃતાન્ત શ્રવણ કર્યું પણ કોઈએ નિશ્ચયપૂર્વક પ્રત્યુત્તર આપ્યો નહિ કેટલાક બોલ્યા કે સત્પુરૂષ મળવો દુર્લભ છે મહાત્માનો પત્તો લાગવો અશક્ય છે ૩૮ કેટલાક મૌન રહ્યા અને કેટલાક ત્યાથી ચાલી નીકળ્યા અને એકાએક એક બીજાને વાતો કરવા લાગ્યા કે–જ્યારે વેદ, વેદાન્ત વાકય, અને ગીતા પાઠથી પણ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય સચેત ન થયા ત્યારે હવે અન્ય ઉપાય નથી જ્યારે નારદને કઈ ઉપાય ન સૂઝ્યો ત્યારે શુ થવાનુ છે? ૪૧ એ પ્રમાણે સર્વ મુનિઓએ નારદજીના પ્રશ્નનો ઊહાપોહ કરી કહ્યુ કે આ બનવુ અશક્ય છે ૪૨ નારદ ચિંતાતુર થઈ બદ્રિકાશ્રમમા આવી અહીં તપ કરીશ, એવો નિશ્ચય કરી બેઠા, ત્યા સૂર્યના સમાન તેજવાળા સનત્કુમારોને જોઈ નારદ પછી તેમને આમ કહેવા લાગ્યા ૪૪

નારદ કહે છે–હે સનત્કુમારો! હવે મારા પ્રારબ્ધનો ઉદય થયો, કારણ કે મને આપનો સમાગમ થયો હુ જે આપને પૂછુ છુ તેનો કૃપા કરી ઉત્તર આપો ૪૫ આપ સર્વ બુદ્ધિમાન્ બહુશ્રુત અને પૂર્વજોના પણ પૂર્વજો છતા પાચ વર્ષના બાળક જેટલી અવસ્થાવાળા યોગી છો ૪૬ વૈકુઠમા નિવાસ કરો છો, નિરંતર ભગવાનનુ કીર્ત્તન કરો છો અને પરમાત્માના ગુણાનુવાદથીજ જીવનનો નિર્વાહ કરો છો, તથા ભગવાનની લીલારૂપ અમૃતનુ પાન કર્યા કરો છો ૪૭ સર્વદા 'હરિશરણમ્' એવા વચનનુ રટન કરો છો તેથી કાળ પ્રેરિત જરા તમને બાધ કરતી નથી. ભ્રકુટી ચઢાવવા માત્રથી નારાયણના "જય વિજય" નામના દ્વારપાળો પૃથ્વીમા દૈત્ય થયા અને આપની કૃપાથી પુન વૈકુઠ ધામને પામ્યા ૪૯ મારા અહોભાગ્ય કે આપના દર્શન થયા અને હવે દયાપરાયણ આપ મારી ઉપર દયા કરો ૫૦ આકાશવાણીએ મને જે સાધન બતાવ્યુ છે તે શુ? અને તેનુ અનુષ્ઠાન મારે શી રીતે કરવુ? તે આપ મને કહો. ૫૧ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને સુખ થાય અને પ્રેમપૂર્વક એ ત્રણે પૃથ્વી ઉપર સ્થાપિત થાય એવુ મને બતાવો

સનત્કુમારો કહે છે–હે નારદ! તમે કોઈ પ્રકારની ચિન્તા ન કરો, કારણ કે એનો ઉપાય તો સિદ્ધ અને સુખસાધ્ય છે ૫૩ હે નારદ! તમને ધન્ય છે તમે વિરકત પુરૂષોના શિરોમણિ છો, ભગવાનના ભક્તોમા અગ્રણી અને મોટા યોગી છો ૫૪ તમે ભગવદ્ભકત હોઇ ભક્તિનુ સ્થાપન કરો, એમા કઇ આશ્ચર્ય નથી કારણકે શ્રીકૃષ્ણના ભક્તોનુ તો એ કામજ છે ૫૫ ઋષિઓએ લોકમા અનેક માર્ગ ચલાવેલા છે પરતુ તે કષ્ટસાધ્ય હોવા છતા માત્ર સ્વર્ગ દેનારજ છે ૫૬ હે નારદ! વૈકુઠનો માર્ગ તો એકલી ભક્તિજ ખુલ્લો કરે છે આકાશવાણીએ તમને સત્કર્મ સૂચવ્યુ છે તે પ્રસન્ન ચિત્તે શ્રાવણ કરો ૫૮ જે દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, ને જ્ઞાનયજ્ઞ છે, તે કર્મોના સૂચક છે તેમા વિદ્વાન લોકોએ સત્કર્મનો સૂચક તો જ્ઞાનયજ્ઞને કહ્યો છે, એ જ્ઞાનયજ્ઞ શુકદેવે શ્રીમદ્ભાગવતની કથારૂપે કહેલો છે ૬૦ શ્રીમદ્ભાગવત સાભળવાથી ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય વૃદ્ધિ પામે છે અને જ્ઞાન વૈરાગ્યનુ દુ:ખ મટી ભક્તિ સુખી થાય છે ૬૧ જેમ સિંહના શબ્દથી વરૂ નાસી જાય છે તેમ શ્રીમદ્ભાગવતના ધ્વનિથી સર્વ પાપો નિવૃત્ત થાય છે અને જ્ઞાન વૈરાગ્યની સાથે ભક્તિ પછી ઘેરેઘેર પ્રત્યેક મનુષ્યમા વ્યાપી રહે છે ૬૪

નારદ કહે છે–હુ વેદ, વેદાન્ત અને ગીતાપાઠ કરી ચુકયો તોપણ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય ન ઉઠયા, તો હવે શ્રીમદ્ભાગવતની કથાથી શું સચેત થશે? શુ શ્રીમદ્ભાગવતની કથામાં શ્લોકે શ્લોક અને પદે પદ વેદાર્થજ દર્શાવ્યો છે. ૬૫ હે

શરણાગત ઉપર કૃપા કરનાર ! આપનુ દર્શન અમોઘ છે અને આપનુ જ્ઞાન પણ અમોઘ છે માટે કૃપા કરી મારો આ સ દેહ દૂર કરો ૬૬

સનત્કુમારોએ કહ્યુ—શ્રીમદ્ભાગવતની કથા વેદ અને વેદના શીર્ષરૂપ ઉપનિષદોનો સાર લઈ બનાવેલી છે એ કથા સર્વોત્તમ છે, કારણ કે, વૃક્ષના કરતા ફળ મધુર હોય છે ૬૭ વૃક્ષમા મૂળથી લઈ અગ્ર સુધી રસ રહે છે, પરતુ સ્વાદ વૃક્ષમા આવતો નથી, માત્ર ફળમા આવે છે ૬૮ જેમ દૂધમા ઘી વ્યાપીને રહેલુ છે છતા સર્વત્ર તેનો સ્વાદ આવતો નથી, ૬૯ જેમ શેલડીમા મૂળથી અગ્ર સુધી મધુર રસ વ્યાપીને રહેલો છે પરતુ સાકરનો સ્વાદ તેનાથી ભિન્ન છે, એ પ્રમાણે શ્રીમદ્ભાગવત વેદ રૂપ કલ્પવૃક્ષનુ ફળ હોવાથી તેનો સ્વાદ ભિન્ન છે ૭૦ શ્રીમદ્ભાગવત નામનુ પુરાણ વેદ તુલ્ય છે, અને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યને સ્થાપન કરવાને ખાસ પ્રવર્ત્તાવેલુ છે ૭૧ વેદાન્ત, અને વેદમા અતિ નિપુણ તથા ગીતાના કર્ત્તા વેદવ્યાસ પણ જ્યારે અજ્ઞાનરૂપી સાગરમા મોહિત થવાથી પરિતાપ કરતા હતા ત્યારે તેમને ચતુ શ્લોકી ભાગવત, કે જે ભગવાને બ્રહ્માને કહ્યુ હતુ અને બ્રહ્માએ તમને આપ્યુ હતુ, તે સાભળી તથા મનન કરી વેદવ્યાસની સર્વ મોહમાયા નિવૃત્ત થઈ હતી ૭૩ હે નારદ ! તમે પણ એ વાત જાણો છો છતા તમારા મનમા આ શ કા કેમ થઈ? આ શ્રીમદ્ભાગવત એવુ છે કે જે કોઈ તે સાભળે તેના સર્વ દુ ખો અને શોક નાશ પામે ૭૪

નારદ કહે છે—જેના દર્શનથી સ સારના દુ ખ રૂપી દાવાનળથી દુ ખી જીવોના સર્વ દુ ખો અને અશુભ નિવૃત્ત થઈ જાય છે શેષના મુખથી કહેવાતી કથા રૂપી અમૃતનુ પાન કરનાર આપને હુ પ્રેમલક્ષણા ભક્તિના પ્રકાશ માટે શરણ આવ્યો છુ ૭૫ જ્યારે બહુ જન્મોથી ઉપાર્જન કરેલા પુણ્યથી ભાગ્યોદય થાય ત્યારેજ પુરૂષને સત્સગતિ થાય છે અને સત્સ ગથી અજ્ઞાન જનિત મોહથી ઉત્પન્ન થયેલા મદ રૂપી અ ધકારનો નાશ થઈ જાય છે, અને જ્યારે અ ધકાર—અજ્ઞાનનો નાશ થાય છે ત્યારેજ વિવેક ઉત્પન્ન થાય છે ૭૬

भाग्योदयेन बहुजन्मसमार्जितेन
सत्सगमं च लभते पुरुषो यदा वै ।
अज्ञानहेतुकृत मोहमदांधकार-
नाशं विधाय हि तदोदयते विवेकः ॥७६॥

इतिश्रीपद्मपुराणे उत्तरखंडेश्रीभागवत
माहात्म्येद्वितीयोऽध्यायः ॥

## અધ્યાય ૩ જો.

### ભક્તિના કષ્ટનું નિવારણ.

नारद उवाच

ज्ञानयज्ञं करिष्यामि शुकशास्त्रकथोज्ज्वलम् ।
भक्तिज्ञानविरागाणां स्थापनार्थं प्रयत्नतः ॥१॥

નારદ કહે છે—હવે હું ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યના સ સ્થાપનને અર્થે પ્રયત્ન પૂર્વક શુકશાસ્ત્રની કથાથી ઉજ્વાય એવો જ્ઞાનયજ્ઞ કરીશ. ૧ હે મહાત્માઓ ! પહેલા તો યાનયજ્ઞ મારે ક્યા કરવો તે સ્થાન બતાવો વેદના જાણનાર હોવાથી આપ વળી શ્રીમદ્ભાગવતનો સર્વ મહિમા મને કહો ૨ શ્રીમદ્ભાગવતની કથા કેટલા દિવસ સાભળવી જોઈએ અને કેવી રીતે સાભળવી જોઈએ તે પણ કહો ? ૩

સનત્કુમારો કહે છે—હે નારદ ! તમે ઘણા નમ્ર અને વિવેકી છો માટે સાભળો હરિદ્વાર પાસે આન દ નામે ગ ગાજીના ઘાટ ઉપર ઘણા મહર્ષિઓ રહે છે, દેવતાઓ અને સિધ્ધો ત્યા નિવાસ કરે છે, અનેક પ્રકારના વૃક્ષ અને લતાથી તે વ્યાપ્ત છે, ક ચન જેવા નિર્મળ જળ ત્યા વહે છે ને જે જીવ એ ભૂમિમા રહે છે તેના મનમા જરા પણ વૈરભાવ રહેતો નથી, તે એકાન્ત સ્થળ છે માટે ત્યા જઈ જ્ઞાનયજ્ઞ કરો ત્યા જે કથા થશે તે અપૂર્વ રસ ઉત્પન્ન કરશે ૭ ભક્તિને કહો કે તે પણ વૃદ્ધ અને નિર્બળ એવા જ્ઞાન ને વૈરાગ્ય નામે તેના પુત્રોને લઈ ત્યા આવે ૮ તમે નહિ કહેવરાવો તોપણ તે આવશે, કારણ કે જ્યાં શ્રીમદ્ભાગવતની કથા થાય છે ત્યા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે હમેશ જાય છે અને કથા શ્રવણ કરી પ્રફુલ્લ થાય છે. ૯

સૂત કહે છે—નારદને લઈ સનત્કુમારો કથામૃતનુ પાન કરવા પવિત્ર ગ ગાજીના તટ ઉપર ગયા ૧૦ જ્યારે સનત્કુમારો ગ ગાજીના તટ ઉપર ગયા ત્યારે ભૂર્લોકમા, સ્વર્ગમા અને બ્રહ્મલોકમા મહા કોલાહલ થયો ૧૧ જેઓ ભક્તિરસના ભોગી હતા તેઓ કથામૃતનુ પાન કરવાને સર્વથી પહેલા ત્યા ગયા ૧૨ એ વૈષ્ણવોમાના થોડાક નામ સાભળો –ભૃગુ, વસિષ્ઠ, ચ્યવન, મેધાતિથિ, દેવળ, દેવરાત, પરશુરામ, વિશ્વામિત્ર, શાકલ, માર્કંડેય દુર્વાસા, પિપ્પલાદ, વ્યાસ, પરાશર, છાયાશુક, જાજલિ અને જહ્નુ, બીજા પણ ઘણા વૈષ્ણવો, પુત્ર શિષ્યો અને સ્ત્રીઓને લઈ પ્રેમથી ત્યા ગયા ૧૩–૧૪ વેદ, મ ત્ર, ત ત્ર, પુરાણ અને છ શાસ્ત્ર એ સર્વ ત્યા આવ્યા ૧૫ ગ ગાદિ નદિયો, પુષ્કર આદિ સરોવરો, કાશી આદિ ક્ષેત્રો, દશે દિશાઓ, દ ડક આદિ વનો, નાગ આદિ સર્પો, ગ ધર્વ અને કિન્નર પણ ત્યા આવ્યા, અને જેઓ સ્વાભિમાનથી નહોતા આવ્યા તેમને ભૃગુ બોલાવી લાવ્યા ૧૬–૧૭ નારદે જ્ઞાનયજ્ઞની દીક્ષા લઈ સનત્કુમારોને ઉત્તમ આસન આપ્યુ ભગવાનના ભક્ત એવા સનત્કુમારો તે ઉપર વિરાજતા સર્વે લોકોએ તેમને પ્રણામ કર્યા ૧૮ પછી વૈષ્ણવ, વિરક્ત, સ ન્યાસી અને બ્રહ્મચારી સર્વ સનત્કુમારની સામે બેઠા અને નારદ તેમની પાસે બેઠા ૧૯ એક તરફ ઋષિઓ, બીજી તરફ દેવતાઓ ત્રીજી તરફ વેદ અને ઉપનિષદો તથા ચોથી બાજુએ સ્ત્રીઓ બેઠી ૨૦ ત્યાર પછી ત્યા જયશબ્દ, નમ શબ્દ અને શ ખનાદ થયા ગુલાલ અને પુષ્પોની મોટી વૃષ્ટિ થઈ ૨૧ વળી દેવતાઓ વિમાનમા રહ્યે રહ્યે ઉપરથી કલ્પવૃક્ષોના પુષ્પ સર્વ લોકો ઉપર વરસાવવા લાગ્યા ૨૨

સૂત કહે છે—આ પ્રમાણે સર્વ શ્રોતાઓ એકચિત્ત થઈને બેઠા પછી સનત્કુમારોએ નારદજીને સ બોધીને આ પ્રમાણે શ્રીમદ્ ભાગવત માહાત્મ્યની કથા કહેવા માડી ૨૩

સનકાદિક કહે છે—હે નારદ ! અમે તમને શ્રીમદ્ ભાગવતનુ જે માહાત્મ્ય કહીએ, તે તમે સાભળો. આ માહાત્મ્ય સાભળવાથી મુક્તિ હાથેળીમા સ્થિત થાય છે ૨૪ શ્રીમદ્ભાગવતની કથા સર્વદા સાભળવી જોઈએ, કે જેથી ભગવાન્ હૃદયમા વસે ૨૫ શુકદેવજી અને પરીક્ષિત રાજાના સ વાદ રૂપી આ શ્રીમદ્ ભાગવતના બાર સ્કધ અને અઢાર હજાર શ્લોક છે ૨૬

જ્યા સુધી એક ક્ષણ પણ શ્રીમદ્ભાગવતની કથા સાભળવામા આવી નથી, ત્યા સુધી પુરુષ અજ્ઞાનને લીધે આ સ સારરૂપી ચક્રમા ભટકયા કરે છે ૨૭ ભ્રાતિ કરનારા ઘણાં શાસ્ત્રો અને પુરાણો સાભળવાનુ પ્રયોજન શુ છે ? એક ભાગવત શાસ્ત્રજ મોક્ષ આપવા માટે ગર્જના કરે છે ૨૮ જેને ઘેર નિત્ય ભાગવતની કથા થાય છે, તેનુ ઘર તીર્થરૂપ છે અને ત્યા વસનારાઓના પાપોનો તે નાશ કરે છે ૨૯ હજારો અશ્વમેધ અને સેકડો વાજપેય યજ્ઞો શ્રીમદ્ભાગવતની કથાના સોળમા ભાગને પણ યોગ્ય નથી ૩૦ હે તપોધનો ! મનુષ્યો જ્યા સુધી સારી રીતે શ્રીમદ્ભાગવતની કથા સાભળતા નથી, ત્યા સુધી તેઓના શરીરમા પાપો રહે છે ૩૧ ગ ગા, ગયા, કાશી, પુષ્કર અથવા તો પ્રયાગ શ્રીમદ્ભાગવતની કથાના ફળની સાથે સમાનતા ધરાવી શકતા નથી ૩૨ માટે તમને જો પરમપદની ઇચ્છા હોય તો તમે શ્રીમદ્ ભાગવતના અર્ધા શ્લોકનો અથવા શ્લોકના એક ચરણનો પણ પોતાના મુખથી પાઠ કરો ૩૩ ૐકાર, ગાયત્રી, પુરુષસૂક્ત, ત્રણ વેદ, ભાગવત, દ્વાદશાક્ષર મ ત્ર, સૂર્ય, પ્રયાગ, વર્ષરૂપી કાળ, બ્રાહ્મણો, અગ્નિહોત્ર, ગાય, દ્વાદશી તુળસી, વસ ત અને પુરુષોત્તમ, આ વસ્તુઓની વાસ્તવિક રીતે વિદ્વાન લોકો ભિન્નતા માન્ય કરતા નથી ૩૪–૩૬ જે પુરુષ, નિત્ય શ્રીમદ્ભાગવત શાસ્ત્રનો અર્થ કરીને વાચે છે, તેના કરોડ જન્મમા કરેલા પાતકો નાશ પામે છે, તેમા સ દેહ નથી. ૩૭ ભાગવતના શ્લોકના અર્ધા ભાગનો અથવા તો તેના ચોથા ચરણનો જે મનુષ્ય પાઠ કરે છે, તે નિત્ય રાજસૂય તથા અશ્વમેધયજ્ઞનુ પુણ્ય મેળવે છે ૩૮ નિત્ય ભાગવતની કથાનુ શ્રવણ, ભગવાનનુ ધ્યાન, તુળસીનુ પોષણ અને ગાયોની સેવા, એ સૌ સરખા પુણ્યદાયી છે ૩૯ જે મનુષ્ય અ તકાળને

સમયે ભાગવતની કથા પ્રેમથી સાભળે છે, તેનેજ ગોવિંદ પણ વૈકુંઠની ગતિ આપે છે ૪૦ વળી જે મનુષ્ય સુવર્ણના સિંહની સાથે શ્રીમદ્ભાગવતનુ પુસ્તક બ્રાહ્મણને દાનમા આપે છે, તે પુરુષ ભગવાનની સાથે અવશ્ય સાયુજ્ય મુક્તિને પામે છે ૪૧ જે શઠ મનુષ્ય, પોતાના આખા જન્મારામા ધ્યાન રાખીને, જરા પણ ભગવાનની કથા સાભળતો નથી, તેણે અતિ ખેદની વાત છે કે, ચ ડાળની પેઠે અને ગધેડાની પેઠે પોતાનો જન્મ વ્યર્થ ગુમાવ્યો જાણવો તેણે પોતાની જનનીને પ્રસવનુ પણ વ્યર્થ દુ ખ આપ્યુ, એમ સમજવુ ૪૨ જેણે શ્રીમદ્ભાગવતનુ એક વચન પણ સાભળ્યુ નથી, તે પાપીને જીવતા મુએલા જાણવા અને પૃથ્વી ઉપર પશુના જેવા ભારતભૂત તે મનુષ્યને ધિક્કાર છે, આમ સ્વર્ગમા વસનારી દેવાગનાઓ કહે છે ૪૩ જગતમા શ્રીમદ્ભાગવતની કથાજ દુર્લભ છે અને તે કરોડ જન્મોમા મેળવેલા પુણ્યોવડેજ પ્રાપ્ત થાયછે, ૪૪ માટે હે યોગના ભ ડાર ! હે બુદ્ધિમાન્ ! તે કથા પ્રયત્નપૂર્વક સાભળવી ‘ અમુક દિવસેજ સાભળવી, ’ એવો કંઈ દિવસોનો નિયમ નથી, સદા સાભળવા માટે કહ્યુ છે ૪૫ સત્ય તથા બ્રહ્મચર્યવ્રત પાળીને સદા સાભળવી એમ કહેલુ છે પર તુ તે કલિયુગમા બની શકે નહિ, માટે શુકદેવજીની આજ્ઞા પ્રમાણે તેમા વિશેષ સમજવુ ૪૬ મનની વૃત્તિનો વિજય, નિયમ પ્રમાણે આચરણ તથા કથા શ્રવણ કરવા માટે દીક્ષાગ્રહણ, આટલી બાબત ઘણા દિવસો સુધી પાળી શકાય નહિ, માટે સાત દિવસમા સાભળવાનુ કહ્યુ છે ૪૭ જે ફળ માઘ મ.સમા નિત્ય શ્રદ્ધાપૂર્વક સાભળવાથી થાય છે, તે ફળ સાત દિવસ સાભળવાથી થાય છે, એમ શુકદેવજીએ નિયમ કર્યો છે. ૪૮ મનને નહિ જિતવાથી, રોગથી, પુરુષના આયુષ્યના નાશથી અને કલિયુગના ઘણા દોષો હોવાથી સાત દિવસમા સાભળવાનુ માન્ય કર્યું છે. ૪૯ જે ફળ તપશ્ચર્યાવડે, યોગવડે અથવા તો સમાધિવડે મળતું નથી, તે સર્વ ફળ સપ્તાહ—પારાયણ સાભળવાથી શ્રમ વિના મળે છે ૫૦ સપ્તાહજ્ઞાનયજ્ઞ બીજા યજ્ઞો કરતાં અધિક ગર્જના કરે છે, વ્રતના કરતાં પણ અધિક ગર્જના કરે છે, તપના કરતા પણ અધિક ગર્જના કરે છે, અને તીર્થના કરતા પણ નિત્ય અધિક ગર્જના કરે છે ૫૧ વળી સપ્તાહ યોગના કરતા, ધ્યાનના કરતા અને જ્ઞાનના કરતા અધિક ગર્જના કરે છે તેની ગર્જના માટે અધિક શુ કહીએ ? તે તો ગર્જનાજ કર્યા કરે છે અને ફરી પણ ગાજે છે ૫૨

શૌનક પૂછે છે—હે યોગવેત્તા ! તમે આ કથા તો આશ્ચર્યકારક કહી હમણા જ્ઞાનાદિક ધર્મોનો અનાદર કરીને, પરબ્રહ્મના સ્વરૂપને દેખાડનારૂ શ્રીમદ્ભાગવત પુરાણ મોક્ષ આપે છે, તેનુ કારણ શુ છે ? ૫૩

સૂત કહે છે—જ્યારે ભગવાન્ આ લોકને તજી પોતાના ધામમા પધાર્યા ત્યારે એકાદશ સ્કંધ સાભળવાથી જ્ઞાન પ્રાપ્ત થયા છતા પણ ઉદ્ધવે આ પ્રકારના વચન કહ્યા હતા ૫૪

ઉદ્ધવ કહે છે—હે ગોવિંદ ! આપ ભક્તોના કાર્ય કરી હવે નિજધામમા પધારો છો પર તુ મારા મનમા એક મોટી શકા છે તે ટાળી મને સતોષ આપો ૫૫ જ્યારે ઘોર કલિયુગ આવશે, સર્વ લોક દુષ્ટ થઈ જશે અને તેમની સગતથી સજ્જન પણ ઉગ્ર થશે, ૫૬ ત્યારે પાપના ભારથી પીડાયેલી ગૌ રૂપી પૃથ્વી કોને શરણે જશે ? હે કમળનયન ! આપ વગર બીજુ કોઈ એનુ રક્ષણ કરશે નહિ ૫૭ હે ભક્તવત્સલ ! આપ ભક્ત ઉપર કૃપા કરીને આલોકમા રહો આપ ચૈતન્યમય અને અલૌકિક સ્વરૂપ છતા પણ ભક્તોને માટે લૌકિક રૂપ ધારણ કરી પ્રગટ થાઓ છો ૫૮ આપના વિયોગથી ભક્તોનો નિર્વાહ કેમ થશે ? નિર્ગુણની ઉપાસનામા મહા કષ્ટ છે ૫૯ પ્રભાસ ક્ષેત્રમા ઉદ્ધવજીનો આ પ્રશ્ન સાભળી ભગવાને વિચાર કર્યો કે, ભક્તોના અવલબનને માટે હુ હવે શુ કરૂં ? ૬૦ તેમણે પછી પોતાનુ તેજ શ્રીમદ્ભાગવતમા મૂકયુ તેથી હજી પણ શ્રીકૃષ્ણ ભાગવતરૂપી સમુદ્રમા ગુપ્ત રીતે વિરાજે છે ૬૧ શ્રીમદ્ભાગવત ભગવાનની વાણીમય મૂર્તિ છે, એનુ શ્રવણ, પઠન અને દર્શન પ્રાણીઓના પાપોનો નાશ કરે છે. ૬૨ એ સર્વથી

સપ્તાહનું શ્રવણુ મોટું સાધન મનાય છે કલિયુગમાં સર્વ સાધનનો ત્યાગ કરી આનોજ આશ્રય લેવો તે ઉત્તમ છે ૬૩ વળી દુઃખ, દરિદ્રતા, દુર્ભાગ્ય અને પાપના ક્ષય માટે તથા કામ અને ક્રોધને જીતવા માટે કલિયુગમા ભક્તિ એજ મુખ્ય ધર્મ છે ૬૪ ભગવાનની માયાને તરી જવી એ દેવતાઓને પણુ દુર્લભ છે તો પછી મનુષ્યોની શી વાત? માયામાંથી છુટવાને સપ્તાહ શ્રવણુ કરવી તે ઉત્તમોત્તમ સાધન છે ૬૫

સૂત કહે છે—હે શૌનક! ઋષિઓ આ પ્રમાણે સપ્તાહનો મહિમા કહી રહ્યા હતા એટલામા સભામા એક કૌતૂક થયું તે સાભળો ૬૬ ભક્તિ પોતાના પુત્રોને લઈ હે શ્રીકૃષ્ણુ! હે ગોવિંદ! હે મુરારી! હે નાથ! એવો ઉચ્ચાર કરતી કરતી ત્યા આવી ૬૭ ભાગવતના અર્થને ભૂષણુ રૂપ વેષવાળી તેને જોઈ સર્વ સભાસદો બોલ્યા કે આ ભક્તિ શી રીતે અહિં આવી? ૬૮ સનત્કુમારોએ કહ્યુ કે ભક્તિ જે હાલ અહિં આવી છે તે માત્ર કથા સાભળવા માટેજ આવી છે સનત્કુમારોના વચન સાભળી પ્રણુત એવી ભક્તિએ પોતાના પુત્રોની સાથે આમ કહ્યું, ૬૯

ભક્તિ કહે છે—જો કે હું કલિકાળના પ્રભાવે નષ્ટ થઈ ગઈ છુ તોપણુ આપે મને કથારસ પાઈ પુષ્ટ કરી છે હું હવે કયા રહુ, મને રહેવાનુ સ્થાન બતાવો? ૭૦

સનત્કુમાર કહે છે—ભગવાનના જેવુ સ્વરૂપ ધારણુ કરનારી અને ભવના રોગ શાન્ત કરનારી હે પ્રેમલક્ષણા ભક્તિ! તું ધૈર્ય ધારણુ કરી ભગવાનના જે ભકતો હોય તેમના હૃદયમા જઈ રહે ૭૧ વૈષ્ણુવોના હૃદયમ હરિના આશ્રયથી કલિકાળના દોષ તારી સામે જોઈ શકશે નહિ એ પ્રમાણે આજ્ઞા થતા ભક્તિ ભકતોના હૃદયમા જઈને રહી ૭૨ નિર્ધન અને દરિદ્રી છતા જેના હૃદયમા ભક્તિ છે તે ત્રણે લોકમા મોટો ભાગ્યશાળી છે, કારણુ કે જેના મનમા ભક્તિ રૂપી ભગવાનના ચરણુનુ આસ્પદ છે તેના હૃદયમા ભગવાન્ સદા વાસ કરે છે ૭૩ બ્રહ્માત્મક એવા આ ભાગવત શાસ્ત્રનો પૃથ્વી ઉપર કેવો મહિમા છે તેનુ વિશેષ કથન શું કરીએ? માત્ર એટલુ જ કહેવુ બસ છે કે, તેના આશ્રયથી શ્રોતા અને વકતા બેઉ શ્રીકૃષ્ણુની સમાનતાને પામે છે અને અન્ય ધર્મોની તેને જરૂર રહેતી નથી ૭૪

ब्रूमोऽत्र ते किमधिकं महिमानमेव ।
ब्रह्मात्मकस्य भुवि भागवताभिधस्य ॥
यत्संश्रयान्निगदित लभते सुवक्ता ।
श्रोतापि कृष्णसमतामलमन्यधर्मैः ॥ ७४ ॥

इतिश्री पद्मपुराणे उत्तरखंडे श्रीभागवत माहात्म्ये तृतीयोध्याय ॥

# અધ્યાય ૪ થો.

## પુત્રાર્થી બ્રાહ્મણુની કથા.

सूत उवाच.

अथ वैष्णव चित्तेषु दृष्ट्वा भक्तिमलौकिकम्
निजलोक परित्यज्य भगवान् भक्तवत्सल. ॥१॥

સૂત કહે છે—વૈષ્ણુવોના મનમા અલૌકિક ભક્તિ જોઈ પોતાના લોકને છોડી ભક્તવત્સલ ભગવાન્ ત્યા પધાર્યા ૧ તે વનમાળા ધારણુ કરેલ ઘનશ્યામ, પીળા પીતાંબર પહેરેલ, સુંદર સ્વરૂપ, કટિમેખલાવાળા, સુંદર મકરાકૃત કુંડળ તથા મુકુટવાળા હતા ૨ લલિત મનોહર મૂર્તિવાળા સુંદર કૌસ્તુભમણિ જેમના હૃદયમા વિરાજમાન છે એવા- કોટિ કામદેવના સમાન સુંદર છબિવાળા, હરિચંદન ચર્ચેલ પરમાનંદ સ્વરૂપ ભગવાન્ પછી પોતાના ભક્ત લોકોના હૃદયકમળમા આવી વસ્યા ૪ વૈકુંઠમા રહેનાર ઉદ્ધવ આદિ વૈષ્ણુવો પણુ કથા શ્રવણુ કરવા ગુપ્ત રૂપથી ત્યા આવીને બેઠા ૫ તે સમયે જય જયકાર થઈ રહ્યો અલૌકિક ભક્તિરસ જામ્યો, પુષ્પવૃષ્ટિ થઈ તથા વારવાર મંગળ શંખધ્વનિ થવા લાગ્યા ૬ જે મનુષ્ય અને દેવતાઓ ત્યા બેઠા હતા તે સર્વ પોતાના શરીર, ઘર અને આત્માને ભૂલી ગયા તે લોકોની એવી અવસ્થા જોઈ નારદજીએ કહ્યુ કે, ૭ હે મુનીશ્વરો! સપ્તાહ શ્રવણુનો આ અલૌકિક મહિમા મે આજેજ જોયો અરે! અહિં જે પામર પશુ પક્ષી આદિ બેઠા છે તે પણુ નિષ્પાપ લાગે છે તો પછી અન્યની તો વાતજ

શી ? ૮ હું નિશ્ચય કરીને કહુ છુ કે કલિયુગમા ચિત્તશુદ્ધિ માટે આથી વિશેષ બીજુ કોઈ પણ સાધન નથી ભાગવત સમાન પાપ નાશ કરનારૂ બીજુ કાઈજ નથી ૯ હે સનત્કુમારો ! સપ્તાહ યજ્ઞથી કોણ પવિત્ર નથી થતુ ? આપ દયાળુ પુરુષોએ જગતનુ કલ્યાણ વિચારી આ કોઈ નવો અને અલૌકિક માર્ગ પ્રકાશિત કરેલો છે ૧૦

સનત્કુમારો કહે છે—જે મનુષ્ય પાપી, દુરાચારી, કુમાર્ગે ચાલનાર, ક્રોધ રૂપી અગ્નિથી દગ્ધ, કુટિલ અને કામી હોય, તે પણ સપ્તાહથી પાવન થઈ જાય છે ૧૧ જે મનુષ્ય સત્યરહિત, પિતાનો દ્રોહી, તૃષ્ણાથી વ્યાપ્ત, આશ્રમના ધર્મોથી રહિત, દાભિક, મત્સરવાળો અને હિસક હોય તે પણ કલિયુગમા સપ્તાહ શ્રવણ કરવાથી પવિત્ર થાય છે ૧૨ જે મનુષ્ય પાચ પાપોથી ભરેલો ને કપટી હોય, ક્રૂર વા પિશાચ જેવો હોય, બ્રાહ્મણના દ્રવ્યથી દ્રવ્યવાન તથા વ્યભિચારી હોય તે પણ પવિત્ર થાય છે ૧૩ મન, વચન અને કાયાથી પાપ કરનાર, પારકા ધનથી પુષ્ટ, મલિન મનનો, દુષ્ટ હોય તે પણ પવિત્ર થાય છે ૧૪ એક પ્રાચીન ઈતિહાસ આના દ્દષ્ટાતમા કહુ તે સાભળો ૧૫

**વાંઝિયા બ્રાહ્મણની કથા**

તુગભદ્રા નદીના તટ ઉપર પૂર્વે એક ઉત્તમ નગર હતુ ત્યા ચારે વર્ણ પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તતી હતી ૧૬ એ નગરમા શ્રૌત અને સ્માર્ત કર્મોમા વિચક્ષણ, જાણે બીજો સૂર્ય હોય એવો, આત્મદેવ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો ૧૭ તે ભિક્ષુક છતા મહા ધનાઢ્ય હતો તેની સ્ત્રીનુ નામ ધુધુલી હતુ તે કુલિન પતિવ્રતા ને સત્યવાદી હતી, પણ આગ્રહી અને સ્વભાવે ઉગ્ર હતી ૧૮–૧૯ તે બન્ને સ્ત્રી–પુરુષ પ્રેમથી પોતાનો ઘરસસાર ચલાવતા હતાં, પણ પુત્ર ન હોવાથી અર્થ, કામ અને ધર્મ આદિ કશુ તેમને પ્રિય લાગતુ નહિ ૨૦ સતાનપ્રાપ્તિ અર્થે તે ઓએ ધર્મ કરવાનો પ્રારંભ કર્યો, અને દીન જનોને ગૌદાન, પૃથ્વીદાન, સુવર્ણદાન અને વસ્ત્ર–દાન દેવા લાગ્યા. ૨૧ ધર્મ કરતા કરતા તેઓએ અર્ધું ધન આપી દીધું પણ પુત્ર કે પુત્રી કઈ પણ સતાન થયુ નહિ ૨૨ પછી એક દિવસ દુખનો માર્યો તે ઘર છોડી વનમા ચાલ્યો ગયો અને મધ્યાહ્નકાળ થયો ત્યારે એક તળાવ ઉપર જઈ પહોચ્યો ૨૩ દુખી બ્રાહ્મણ જળ પીને ત્યા બેઠો એટલામા એક સન્યાસી ત્યા આવ્યો ૨૪ તેને જોઈ બ્રાહ્મણ પાસે ગયો અને પ્રણામ કરી તેની સામે ઉભો રહ્યો ૨૫

સન્યાસી કહે છે—હે બ્રાહ્મણ ! તુ કેમ ખિન્ન લાગે છે ? કેમ ચિતાતુર છે, તારા દુખનુ જે કારણ હોય તે મને કહે ? ૨૬

બ્રાહ્મણ કહે છે—હે ઋષિ ! મારા પૂર્વજન્મના પાપનુ દુખ હું ભોગવુ છુ તે આપને શુ કહુ ? મારા પૂર્વજો ઉનુ પાણી પીએ છે પાણી ગરમ થવાનુ કારણ એ છે કે, હુ જે જળ આપુ છુ તે તેઓ પીએ છે, અને શોકગ્રસ્ત થઈ જાય છે કે, હાલ તો અમને આ જળ મળે છે, પરતુ આગળ સતાન ન હોવાથી અમને જળ પણ મળશે નહિ, એ દુખથી તેઓ જે નિશ્વાસ નાખે છે તેથી મારૂ આપેલુ જળ પણ ગરમ થઈ જાય છે ૨૭ જેના આપેલા દાનને દેવતાઓ અને બ્રાહ્મણો પ્રેમથી લેતા નથી તે પુરુષને ધિક્કાર છે, પ્રજા વિનાના ઘરને ધિક્કાર છે, સતાન રહિત પુરુષના દ્રવ્યને ધિક્કાર છે અને સતાન વિનાના કુળને પણ ધિક્કાર છે ૨૮–૨૯ જે ગાયનુ હુ પાલન કરૂ છુ તે ગાય પણ વાઝણી રહે છે જે વૃક્ષને હુ વાવુ છુ તે વૃક્ષ પણ ફળતા નથી ૩૦ જે ફળ મારે ઘેર આવે છે તે ફળ સઘળા શુષ્ક થઈ જાય છે, તો એવો ભાગ્યહીન, સતાનહીન જે હુ, તેને જીવવાનુ શુ પ્રયોજન છે ? ૩૧ આવા વચન કહીને બ્રાહ્મણ સન્યાસી પાસે બેસી ઉચા સ્વરથી રોવા લાગ્યો તેથી તે મહાત્માના મનમા દયા આવી, ૩૨ અને બ્રાહ્મણના લલાટની અક્ષરમાળા વાચી તેણે પછી બ્રાહ્મણને નીચે પ્રમાણે કહ્યુ ૩૩

સન્યાસી કહે છે—હે વિપ્ર ! તુ પુત્રની ઈચ્છારૂપી અજ્ઞાનનો ત્યાગ કર, કારણ કે કર્મની ગતિ બળવાન છે. હે બ્રાહ્મણ ! મનમા વિવેક રાખી સસાર વાસનાનો ત્યાગ કર ૩૪ મે તારી કર્મલેખા

વાચી તેમા સાત જન્મ પર્યંત પુત્ર સુખ લખેલુ નથી ૩૫ જો ! પૂર્વે સગર અને અંગાદિ મોટા મોટા મહાત્માઓ સંતાનથીજ દુઃખ પામ્યા છે પુત્ર પૌત્રાદિકથી શુ વધારે છે? સંસાર સ્વપ્ન જેવો છે કોઈ કોઈનો બાપ કે પુત્ર નથી, સર્વ પોતપોતાના પ્રયોજનના સંગી છે અંત સમયે પરમેશ્વરના ભજન વિના બીજુ કંઈ કામ આવતુ નથી પુત્રાદિકમા મન લગાડવાથી નારાયણનુ ભજન થતુ નથી પુત્રાદિકની મમતામા ફસાવાથી નરક ભોગવવુ પડે છે, માટે હે બ્રાહ્મણ ! તુ પુત્રાદિકની આશાનો ત્યાગ કરી સંન્યાસ ધારણ કર કે જેથી તને સર્વદા સુખ મળે ૩૬

બ્રાહ્મણ કહે છે–હે કૃપાસિન્ધુ ! જ્ઞાન, ધ્યાન અને વિવેકનુ મારે કામ નથી મારે તો ગમે તેમ કરીને એક પુત્ર જોઇએ છીએ, તે આપો નહિ તો હુ મરીશ ૩૭ પુત્રાદિક વગર આ સંસાર વૃથા છે પુત્ર રહિત સંન્યાસ પણ મને તો શુષ્ક જણાય છે જે ગૃહસ્થને હુ સંન્યાસીની અપેક્ષાએ સુખી સમજુ છુ ૩૮ બ્રાહ્મણનો આવો દુરાગ્રહ જોઈ યોગીએ કહ્યુ કે, હે બ્રાહ્મણ ! વિધિના અંક મટાડવા જતા ચિત્રકેતુની દુર્દશા થઈ હતી માટે પ્રારબ્ધનુ અતિક્રમણ કરવા ન જવુ ૩૯ જો તુ પુત્ર ઉત્પન્ન કરીશ તોપણ દૈવે જેનો નિરુદ્ધર થઈ ઉદ્યમ તોડી પાડયો હોય તેવા પુરુષની માફક તુ સુખી થઇશ નહિ વૃથા હઠ ન કર, તુ યાચક છે એથી હુ વિશેષ શુ કહુ ? ૪૦

બ્રાહ્મણે કહ્યુ–આપ જે કહો છો તે બધુ મને બાણ જેવુ વિષમ લાગે છે અને બીજી વાર્ત્તા મારા મનમા રુચતી નથી આપ કૃપા કરી એવો ઉપાય બતાવો કે જેથી મને પુત્ર થાય બ્રાહ્મણનો અત્યંત દુરાગ્રહ જોઈ સંન્યાસીએ તેને એક ફળ આપ્યુ અને કહ્યુ કે, લે, આ ફળ તુ તારી સ્ત્રીને ખવરાવજે, પ્રભુ ઇચ્છા હશે તો તેને એક પુત્ર થશે ૪૧ સ્ત્રીને કહેજે કે એક વર્ષ પર્યંત સત્ય, શૌચ અને દયા રાખે, દાનાદિ ક્રિયા કરે અને એક વાર ભોજન કરે, તો તને એક પુત્ર થશે ૪૨ પછી ઘેર આવી બ્રાહ્મણે તે ફળ સ્ત્રીના હાથમા આપ્યુ અને પોતે બહાર ગયો ૪૩ પેલી સ્ત્રી તે ફળ લઈ સખિયો આગળ ગઈ ને કહેવા લાગી કે, સખી, મને તો મહા ચિંતા થાય છે ૪૪ જો આ ફળ હુ ખાઉ છુ તો ગર્ભ રહે છે. તેથી અન્ન ખવાય નહિ અને શરીર અશક્ત થઈ જાય ને શક્તિ ઘટવાથી ઘરનુ કામ થાય નહિ ૪૫ દૈવયોગે કદાચ ગામમા ધાડ પડે તો ગર્ભવતીથી દોડાય નહિ ૪૬ પ્રસવ સમે ગર્ભ આડો આવે તો તો મોતજ થાય વળી પ્રસવ મહા મોટું દુઃખ છે ૪૭ કદાચિત મારૂ સામર્થ્ય ઘટી જાય તે વખતે નણંદ ઘરમાથી દ્રવ્ય લઈ જાય તો પછી કેમ થાય ? અને વળી સત્ય, શૌચ આદિનો નિયમ પાળવો તે પણ મહા કઠણ વ્રત છે ૪૮ પ્રસવ થયા પછી બાળકનુ લાલનપાલન કરવુ પણ કઠણ છે હુ તો જાણુ છુ કે જે સ્ત્રી વન્ધ્યા કે વિધવા હોય તે સર્વ પ્રકારે સુખી જાણવી ૪૯ આમ કહી તેણે તે ફળ ખાધુ નહિ અને તેના પતિએ પૂછયુ ત્યારે કહ્યુ કે 'ખાધુ' ૫૦ એક દિવસ ધુંધુલીની બેન તેને ઘેર આવી ત્યારે તેણે સર્વ વૃતાન્ત તેને કહી પોતે જુઠુ બોલેલી તેની ચિંતા જણાવી ૫૧ તેની બેને કહ્યુ કે, તુ ચિંતા ન કર મને દહાડા છે એટલે બાળક થશે તે લાવી હુ તને આપીશ ૫૨ પરંતુ ત્યા સુધી તુ ગર્ભનુ બહાનુ કરી કોઈ ગુપ્ત સ્થળમા ગર્ભિણી થઈ સુખથી રહે મારા લોભી પતિને કંઈક દ્રવ્ય આપીશ એટલે તે પોતાનુ બાળક તને આપશે ૫૩ હુ લોકમા એવી વાત જાહેર કરીશ કે મને છ માસનો અધુરો ગર્ભ પડી ગયો પછી તારે ઘેર આવી બાળકનુ હુ પોષણ કર્યા કરીશ ૫૪ અને આ ફળ છે તેની પરીક્ષાને માટે તે ગાયને ખવરાવી દે બેનના આવા વચન સાભળી ધુંધલીએ તે પ્રમાણે ગોઠવણ કરી ૫૫ તેની બેનને પુત્ર થયો તે તેના લોભી પતિએ એકાન્તમા જઈ ધુંધુલીને આપ્યો ૫૬ ધુંધુલીએ પોતાના પતિને વધામણી કહેવરાવી કે મને પુત્ર થયો છે એ વાત સાભળી તેના પતિને અને તેના બંધુવર્ગને આનંદ થયો ૫૭ આત્મદેવે પુત્રજન્મની વધાઈમા બ્રાહ્મણોને દાન આપ્યા અને બાળકને જાતકર્મ સંસ્કાર કર્યો તથા નાના પ્રકારના મંગળ કરાવરાવ્યા ૫૮ ધુંધુ-

લીએ વળી પતિને કહેવરાવ્યુ કે મને ધાવણ આવતુ' નથી અને બીજાના દૂધથી હુ મારા પુત્રને શી રીતે ઉછેરૂ? ૫૯ હાલમા મારી બેનને પુત્ર થઈ દૈવયોગે મરી ગયો છે તો તેને અહિ બોલાવી ઘરમા રાખો એટલે એ ધવરાવશે ૬૦ પુત્રની રક્ષા માટે આત્મદેવે તેવી વ્યવસ્થા કરી ધુધુલીએ તે બાળકનુ નામ ધુધુકારી પાડયુ ૬૧ ત્રણ માસ પછી પેલી ગાયને એવો પુત્ર થયો કે જેના સર્વ અગ સપૂર્ણ મનોહર, દિવ્ય, નિર્મળ અને કાન્તિવાળા હતા ૬૨ તે વત્સ બાળકને જોઈ બ્રાહ્મણે તેને સસ્કાર કર્યા ગાયને પુત્ર થયો એવી વાત સાભળી મનુષ્યોને મહા આશ્ચર્ય ઉત્પન્ન થયુ અને કેટલાક લોક તો તેને જોવાને આવ્યા ૬૩ લોકોએ કહ્યુ કે અહો! આત્મદેવનો કેવો ભાગ્યોદય થયો કે તેને પુત્ર થયો, એટલુ જ નહિ, પરતુ તેની ગાયને પણ પુત્ર થયો ૬૪ આ વાતનુ રહસ્ય દૈવયોગે કોઈના જાણવામા આવ્યુ નહિ ગાયથી ઉત્પન્ન થયેલા બાળકના કાન ગાય જેવા હોવાથી આત્મદેવે તેનુ નામ ગોકર્ણ પાડયુ ૬૫ બન્ને મોટા થયા ગોકર્ણ મહા જ્ઞાની થતો જણાયો અને ધુધુકારી મહા દુષ્ટ નીવડયો ધુધુકારી એવો ભ્રષ્ટ થયો કે સ્નાન, શૌચ કે ક્રિયા કઈ પણ આચાર કરે નહિ અભક્ષ્યભક્ષણ અને ચાડાળના હાથનુ ભોજન કરે એવો થયો વળી તે ચોર, સર્વનો દ્વેષી, પારકા ઘરમા અગ્નિમૂકનારો અને એવો ક્રૂર થયો કે કોઈના બાળકને રમાડવા લઈ જઈ કુવામા નાખી દે ૬૬-૬૮ હત્યારો, શસ્ત્રધારી, દીન અને અધને દુખ દેનારો, ચાડાળો સાથે સ્નેહ કરનારો અને પાશ નાખી પખી મારનારો થયો ૬૯ કુછદમા પડી પોતાના પિતાનુ સર્વ ધન તેણે ઉડાવી દીધુ અને એક દિવસ માતાપિતાને મારી ઘરના વાસણ લઈ નાસી ગયો. ૭૦ તે સમયે બિચારો દીન, ધનહીન તેનો પિતા મોટેથી રોવા લાગ્યો કે હાય! કુપુત્ર કરતા તો વાઝીઆ રહેવુ એ વધારે સારૂં, કારણ કે કુપુત્ર મહા દુખદાયી થઈ પડે છે ૭૧ હવે હુ શુ કરૂં? કયા જાઉ? મારા દુખને કોણ દૂર કરે? આ પ્રમાણે આત્મદેવને રૂદન કરતો જોઈ ગોકર્ણે તેની પાસે જઈ ખુબ સમજાવ્યો ૭૨-૭૩ ગોકર્ણે કહ્યુ કે, પિતાજી! સસાર કેવળ અસાર છે, દુખ રૂપ અને મોહ કરનારો છે, એમા કોનો પુત્ર? અને કોના ધન માલ? સસારમા સ્નેહવાળા મનુષ્યો અહર્નિશ બળ્યા કરે છે ૭૪ ઇન્દ્રને કે મોટા ચક્રવર્તીને પણ સસાર કર્યે સુખ નથી, સુખ તો વિરક્ત મુનિઓને મળે છે ૭૫ પિતાજી! અજ્ઞાનનો ત્યાગ કરો, કારણ કે અજ્ઞાનથી નરકમા પડાય છે આ શરીર એક દિવસ વહેલુ યા મોડુ જરૂર પડવાનુ છે માટે સર્વ મમતાનો ત્યાગ કરી વનમા જાઓ ૭૬ ગોકર્ણના વચન સાભળી વનમા જવાની ઈચ્છાવાળા આત્મદેવે તેને કહ્યુ કે, હે પુત્ર! હુ વનમા જઈ શુ કરૂ? તે મને કહે? ૭૭ હે દયાનિધિ! હુ મારા કર્મોથી અધારા કુવામા પડયો છુ અને સ્નેહરૂપી પાશથી બધાયલો છુ હુ દુખીઆનો તુ ઉદ્ધાર કર ૭૮

ગોકર્ણ કહેછે—હે પિતાજી! આપ હાડકા, માસ અને રુધિરથી બનેલા આ શરીરમા "હુ છુ' એવુ જે હુપદ રાખો છો તેનો ત્યાગ કરો અને સ્ત્રી પુત્રાદિક "મારા છે' એવી જે મમતા રાખો છો તેનો પણ ત્યાગ કરો આ જગતને ક્ષણભગુર જાણી વૈરાગ્યમા પ્રીતિ બાધી ભગવાનની ભક્તિમા નિષ્ઠા રાખો ૭૯ નિરતર ધર્મનુ સેવન કરો, લૌકિક ધર્મનો ત્યાગ કરો, સાધુજનોની સેવા કરો, કામની તૃષ્ણાનો ત્યાગ કરો, અને પારકા ગુણ દોષમાથી દૃષ્ટિ ખેચી લઈ ભગવત્સેવા અને કથારસનુ નિરતર પાન કરો ૮૦ આ પ્રકારે વૈરાગ્ય અને સદ્બોધના વચનો સાભળી આત્મદેવ સાઠ વર્ષથી વિશેષ અવસ્થાનો થએલો હોવાથી બુદ્ધિને સ્થિર કરી વનમા જઈ નિરતર ભગવાનની સેવા અને દશમસ્કધનો પાઠ કરી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળને સેવવા લાગ્યો ૮૧

**एव सुतोक्तिवशतोऽपि गृह विहाय**
**यातो वन स्थिरमतिर्गतषष्टिवर्ष ।**
**युक्तो हरेरनुदिनं परिचर्ययासो**
**श्रीकृष्णमाप नियतं दशमस्य पाठात् ॥८१॥**

**इतिश्री पद्मपुराणे उत्तरखंडे श्रीमागवत**
**माहात्म्ये चतुर्थोध्यायः**

# અધ્યાય ૫ મો.

## ગોકર્ણ ગુણ વર્ણન.

**सूत उवाच**

**पितर्युपरते तेन जननी ताडिता भृशम् ।**
**क्व वित्तंतिष्ठते ब्रूहि हनिष्ये लत्तया न चेत् ॥१॥**

સૂત કહે છે-પિતાના મરણ પછી ધુંધુકારીએ માતાને ખુબ મારીને કહ્યુ કે, ધન બતાવ નહિ તો લાતથી મારી નાખીશ ૧ ધુંધુકારીના ત્રાસને લીધે દુખી થયેલી ધુંધુલી કુવામા પડી મરણ પામી ૨ માતાપિતાના મરણ પછી યોગ ધારણ કરી ગોકર્ણ તીર્થયાત્રા કરવાને ચાલી નીકળ્યો, કારણ કે તે પરમ જ્ઞાની હતો, તેને મન કંઈ સુખ કે દુખ ન હતુ, ને તેનો કોઈ વેરી કે બન્ધુ પણ ન હતો ૩ ધુંધુકારીએ ઘરમા પાચ કુલટાઓ રાખી તેમના ભરણપોષણ માટે અનેક ઉગ્ર કામ કર્યાં હતા ૪ ગમે ત્યાથી આભૂષણ લાવો એવી એક દિવસ એ કુલટાઓએ માગણી કરી ત્યારે ધુંધુકારી ધન લેવા ઘરથી બહાર નીકળ્યો ૫ જ્યા ત્યાથી ચોરી કરી દ્રવ્ય એકઠું કરી લાવ્યો અને કુલટાઓને સારા સારા વસ્ત્ર અને આભૂષણ કરાવ્યા ૬ ધુંધુકારી પાસે પુષ્કળ દ્રવ્ય જોઈ કુલટાઓએ રાત્રિએ વિચાર કર્યો કે આ નિત્ય ચોરી કરે છે માટે કોઈક દિવસ રાજા તેને પકડશે અને તેનુ દ્રવ્ય લઈ લેશે તથા તેને મારી નાખશે, તો પછી આપણે શા માટે દ્રવ્ય અર્થે એને ન મારી નાખીએ ? ૭-૮ એને મારી દ્રવ્ય લઈ ગમે ત્યા દૂર ચાલ્યા જઈએ તો સારૂ આ પ્રમાણે કુલટાઓએ નિશ્ચય કરી સુતેલા ધુંધુકારીને દોરડાથી બાંધ્યો ૯ ગળામા ફાસો નાખી તેને મારવા માડ્યો પણ તે તરત મુઓ નહિ ૧૦ પછી તેઓએ બળતા અંગારા લાવી તેના મુખમા ભર્યા પછી અગ્નિની જ્વાળાની અસહ્ય વેદનાથી વ્યાકુળ થઈ તે મરી ગયો, ૧૧ અને કુલટાઓએ તેના શરીરને ખાડો ખોદી દાટી દીધુ તેથી એ વાત કોઈના જાણવામા આવી નહિ ૧૨ જ્યારે લોકોએ પૂછ્યુ કે ધુંધુકારી ક્યા ગયો ? ત્યારે તેઓએ કહ્યુ કે, તે તો રળવાને દૂર દેશ ગયેલો છે ૧૩

સનત્કુમાર કહે છે-હે નારદ ! નઠારી સ્ત્રીનો વિશ્વાસ કરવો નહિ, કારણ કે જેઓ કુલટાઓનો વિશ્વાસ કરે છે તેઓ દુખી થાય છે ૧૪ દુષ્ટ સ્ત્રીઓના વચન અમૃત સરખા હોય છે, પરંતુ તેમનું હૃદય છરીની ધારના જેવુ તીક્ષ્ણ હોય છે. ૧૫ પેલી કુલટાઓ ધન લઈ ત્યાથી ચાલી ગઈ ને ધુંધુકારી કુકર્મને લીધે મહાપ્રેત થયો ૧૬ વાયુરૂપ ધારણ કરી તે દશે દિશાઓમા ફરવા લાગ્યો શરદી અને તાપથી મહા કલેશ પામવા લાગ્યો તેને ખાવાને તેમજ પીવાને કંઈ પણ મળતું નહિ ૧૭ તેને કોઈનુ શરણ મળતુ નહિ અને તેથી તે મહા દુખી થઈ "હા દૈવ!" એમ વાર વાર પોકાર કર્યા કરતો કેટલાક દિવસ પછી લોકોના કહેવાથી ગોકર્ણના જાણવામા આવ્યુ કે, ધુંધુકારી મરી ગયો છે, ૧૮ ત્યારે તેણે તેને અનાથ જાણી ગયાજીમા શ્રાદ્ધ કર્યું અને પછી જે જે તીર્થોમા પોતે ગયો ત્યા ત્યા તેનુ શ્રાદ્ધ કરતો રહ્યો ૧૯ એ પ્રમાણે ફરતા ફરતા ગોકર્ણ પોતાના શહેરમા આવ્યો રાત્રીએ આવેલો તેથી કોઈના જાણવામા ન હતુ અને ગોકર્ણ પોતે પણ ધુંધુકારી પ્રેત થયો છે એવુ જાણતો ન હતો ૨૦ ધુંધુકારીએ પોતાના બંધુને ઘરના આંગણામા સુતેલો જોઈ અરધી રાતે મહા ભયંકર રૂપ દેખાડ્યુ ૨૧ તે એકવાર ઘેટો, એકવાર હાથી, એકવાર પાડો, એકવાર ઈન્દ્ર, અને એકવાર અગ્નિ થઈ વળી પાછો ફરીને પુરુષ થઈ ગયો ૨૨ આ વિપરીત બનાવ જોઈ ધીરજ ધારણ કરી ગોકર્ણે નિશ્ચય કર્યો કે, આ કોઈ દુર્ગતિ પામેલો પ્રેત છે એ કોણ હશે, એમ વિચારી ગોકર્ણે તેને આ પ્રમાણે કહ્યુ

ગોકર્ણ કહે છે-રાત્રિમા આવા મહા ભયંકર રૂપ ધારણ કરનારો તુ કોણ છે અને તારી આવી દુર્ગતિ કેમ થઇ છે, તે તું મને કહે, તુ પ્રેત છે પિશાચ છે કે રાક્ષસ છે ? ૨૪

સૂત કહે છે-ગોકર્ણના પૂછવાથી પ્રેત એકવાર તો બહુજ બૂમો પાડી રડ્યો પણ પછી બોલી શક્યો નહિ ૨૫ ગોકર્ણે અંજલિમા જળ લઈ તેની ઉપર છાટ્યુ તેથી થોડુ પાપ ઘટતા તે આ પ્રમાણે કહેવા લાગ્યો ૨૬

પ્રેત કહે છે—હુ તારો ભાઈ છુ ધુ ધુકારી મારુ નામ છે પોતાનાજ દોષથી મે બધું બ્રાહ્મણત્વ ગુમાવ્યું છે ૨૭ હું મહા અજ્ઞાની હતો તેથી મારા કુકર્મોની સ ખ્યા નથી હું હિ સા કર્યા કરતો તેમાથી છેવટ મને ફાસો દઈ મારી નાખવામા આવ્યો, એટલે પ્રેત થયો છું હુ મારા કુકર્મના ફળ સહન કરૂછુ મારા પ્રારબ્ધે મને બીજુ તો કાઈ મળતું નથી, પણ વાયુ ભક્ષણ કરી રહેવું પડે છે, માટે હે ભાઈ! મને આ દુ ખથી તું મુક્ત કર ૨૮—૩૦

ગોકર્ણ કહે છે—તારે માટે મે વિધિપૂર્વક ગયાજીમા શ્રાદ્ધ કર્યું, છતા પણ તારી મુક્તિ થઇ નહિ તેથી ખરેખર હું બહુ આશ્ચર્ય પામું છુ ૩૧ જો ગયાશ્રાદ્ધથી તારી મુક્તિ ન થઈ તો હવે બીજો કોઈ ઉપાય નથી હે પ્રેત! હવે હું શું કરૂ તે તુંજ મને કહે ૩૨

પ્રેત કહે છે—તમે સો ગયાશ્રાદ્ધ કરશો તોપણ મારી મુક્તિ થવાની નથી, માટે હવે કોઇ બીજો ઉપાય શોધી કાઢો ૩૩

સનકાદિક કહે છે—આ પ્રમાણે પ્રેતના વચન સાભળી ગોકર્ણ બહુજ આશ્ચર્ય પામ્યો તેણે તેને કહ્યુ કે જો તારી ગતિ સો ગયાશ્રાદ્ધ કરવાથી પણ નહિ થાય, તો પછી તારી ગતિ કેવી રીતે થશે? ૩૪ હે પ્રેત! હાલ તો તું તારે સ્થળે જા. હુ વિચાર કરી તારી મુક્તિ માટે કાઇને કાઈ કરીશ ૩૫ ધુધુકારી પછી ગોકર્ણની આજ્ઞાથી પોતાને સ્થળે ગયો ગોકર્ણે આખી રાત તેને માટે ઉપાય શોધ્યા પર તુ કાઈજ સમજવામા આવ્યુ નહિ ૩૬ બીજે દિવસે પ્રભાતે ગોકર્ણને આવેલો જાણી લોકો મળવા આવ્યા ગોકર્ણે તેમની આગળ સર્વ વૃત્તાત કહ્યો ૩૭ મોટા મોટા વિદ્વાન, યોગી, જ્ઞાની અને બ્રહ્મવાદી લોકોએ એ વાતનો વિચાર કર્યો અને શાસ્ત્રો જોયા, પર તુ પ્રેતનો ઉદ્ધાર કરે એવું ક ઈજ જણાયુ નહિ ૩૮ કોઈએ કહ્યું કે એની મુક્તિનો ઉપાય સૂર્યનારાયણ બતાવે તો થઈ શકે. ગોકર્ણે પછી સૂર્યના રથને અટકાવ્યો અને કહ્યુ કે, હે જગતના સાક્ષી! હું આપને નમસ્કાર કરૂં છુ. મારા ભાઈની મુક્તિ માટે કંઈક ઉપાય બતાવો. ૩૯—૪૦ સૂર્યે કહ્યું કે શ્રીમદ્ભાગવતથી તારા ભાઇને સદ્ગતિ મળશે માટે તેને સપ્તાહ પારાયણ સ ભળાવ ૪૧ સૂર્યના વચન સાભળી સર્વ લોકોએ કહ્યુ કે એ કથા અવશ્ય કરવી જોઇએ. ૪૨ ગોકર્ણે નિશ્ચયપૂર્વક સપ્તાહ વાચવાની તૈયારી કરી, અને તે સાભળવા દેશ દેશાન્તરથી પુષ્કળ મનુષ્યો આવ્યા ૪૩ પાપ નિવૃત્ત થવાને ઘણાક લ ગડા, આધળા, વૃદ્ધ અને મ દ પુરુષ ત્યા આવ્યા. એ સમાજ એવો મોટો થયો કે દેવતાઓ પણ તેને જોઇને વિસ્મય પામ્યા ૪૪ જ્યારે ગોકર્ણ આસન ઉપર બેસી કથા કહેવા લાગ્યો ત્યારે પ્રેત પણ ત્યાં હાજર થયો. ૪૫ સાત ગાઠોવાળો એક લાબો વાસ ત્યાં પડયો હતો તેમા પેસી તે સપ્તાહ સાભળવાને બેઠો. ૪૬ પ્રેત વાયુ રૂપ હતો તેથી તેની સ્થિતિ એક સ્થળે થવી અશકય હતી એટલે તે વાસની અ દર પેઠો ગોકર્ણ વૈષ્ણવ બ્રાહ્મણોને શ્રોતા બનાવી પ્રથમ સ્ક ધથી સ્પષ્ટ રીતે વ્યાખ્યાન કરવા લાગ્યો. ૪૭—૪૮ જ્યારે સ ધ્યા સમય થયો ને કથાની સમાપ્તિ થઈ ત્યારે સર્વ લોકોના દેખતા તે વાસની એક ગાંઠ ફાટી, બીજે દિવસે સાય કાળે બીજી ગાંઠ ફાટી, ત્રીજે દિવસે ત્રીજી ગાઠ ફાટી, એમ સાત દિવસમાં તે વાંસની સાતે ગાંઠો ફાટી ગઇ અને પ્રેતને મુક્તિ મળી ૪૯—૫૦ શ્રીમદ્ભાગવતના બાર સ્કંધના શ્રવણથી (સપ્તાહ સાભળવાથી) ધુધુકારીનુ પ્રેતત્વ જતું રહ્યુ, અને તે તુલસીની માળાથી શોભાયમાન દિવ્ય પુરુષ બની ગયો ૫૧ પીળા પીતાબર પહેરી, ઘનશ્યામ કાન્તિ વાળો તે મુકુટ અને કુ ડળ ધારણ કરી ભગવાનનો પાર્ષદ બની પોતાના ભાઇ ગોકર્ણને પ્રણામ કરી બોલ્યો કે, હે બ ધુ! આપે કૃપા કરી મને મુકત કર્યો ધન્ય છે શ્રીમદ્ભાગવતની કથાને કે જેથી મારા પ્રેતત્વનો નાશ થયો ૫૨—૫૩ ધન્ય છે સપ્તાહને કે જેથી મને વૈકુ ઠની પ્રાપ્તિ થઈ સપ્તાહનું શ્રવણ એવુ છે કે જેથી સર્વે પાપનો નાશ થઈ જાય છે ૫૪ જેમ અગ્નિમા સુકા અને લીલા સર્વ લાકડા બળી જાય છે, તેમ સપ્તાહના શ્રવણથી લીલા સુકા મન, વચન અને કર્મથી કરેલા હલકાં અને ભારે સર્વ પ્રકારના પાપ નાશ પામે છે ૫૫—૫૬ ભારતવર્ષમાં વિદ્વાનોએ વેદની સભામા કહ્યું છે કે, જન્મ પામી

જેણે સપ્તાહ શ્રવણ કરી નથી તેનો જન્મ વ્યર્થ છે ૫૭ જેણે મનુષ્યરૂપી જન્મ પામી શ્રીમદ્ભાગવતની કથા સાભળ્યા વગર પોતાના અનિત્ય શરીરનેજ માત્ર વધાર્યું હોય તેને ધિક્કાર છે. ૫૮ આ શરીર એ શી વસ્તુ છે ? અસ્થિના જેમા ટેકા છે, નસોથી જે બધાયેલુ છે, માસ અને રૂધિરથી જે ભરેલુ છે, ત્વચાથી જે ઢકાયેલુ છે, દુર્ગંધથી જે યુક્ત છે અને મળ મૂત્રનુ જે સ્થાન છે, ૫૯ જરા, શોક અને વિષાદ વગેરે દુ ખોનુ જે સ્થાન છે, રોગોનું જે ઘર છે, તથા આતુર, પુરાય નહિ એવુ, રક્ષણ કરવાને અશક્ય, દુષ્ટ, દોષવાળુ અને ક્ષણભ ગુર છે, ૬૦ આવા અનિત્ય અપવિત્ર શરીરથી અવિચળ ફળ મળી શકે છે તો મનુષ્ય શા માટે પોતાનુ અભિષ્ટ સિદ્ધ કરતા નથી ૬૧ અન્ન કે જે સવારનુ રાધેલુ સાજે બગડી જાય છે તેના રસથી પુષ્ટ થયેલુ આ શરીર શી રીતે સ્થિર રહેશે ? ૬૨ સપ્તાહ સાભળવાથી પુણ્ય થાય છે, અને પાપના દોષ દૂર કરવાનું તે સર્વોત્તમ સાધન છે. ૬૩ જે કથા સાભળતા નથી તે જળના પરપોટાની પેઠે અને જ તુઓમા મચ્છરની પેઠે કેવળ મરવાનેજ જન્મે છે. ૬૪ જ્યારે જડ સુકા વાસની ગાંઠો ફાટી ગઈ ત્યારે ચિત્તની ગ્ર થીઓ છૂટી જાય તેમા શુ આશ્ચર્ય ? ૬૫ સપ્તાહ શ્રવણથી હૃદયની ગ્ર થીઓ છૂટી જાય છે, સર્વ સ શય નાશ પામે છે, અને કર્મ ક્ષીણ થઈ જાય છે ૬૬ સ સાર રૂપી કાદવના લેપને ધોવાને આ કથારૂપી તિર્થ બહુજ ઉત્તમ અને મુક્તિપ્રદ છે ૬૭ પાર્ષદ રૂપ પ્રેત આમ કહી રહ્યા એટલે વૈકુ ઠવાસી દેવતાઓની સાથે વિમાન તેને લેવાને આવ્યુ ૬૮ સર્વ લોકોના દેખતા ધુધુકારી વિમાનમા બેઠો એટલે ગોકર્ણે વિમાનમા બેઠેલા પાર્ષદોને આ પ્રમાણે પૂછ્યુ ૬૯

ગોકર્ણ કહે છે—શુદ્ધ અ ત કરણવાળા શ્રોતાઓ તો અહીં બહુ છે, છતા તમે એકજ વિમાન કેમ લાવ્યા ? ૭૦ આ સર્વ શ્રોતાઓએ સપ્તાહ સાભળી છે તો તેના ફળમા ભેદ કેમ પડ્યો ? તે હે વૈષ્ણવો ! તમે મને કહો ૭૧

પાર્ષદો કહે છે—સાભળવાના ફેરફારથી ફળમા ફેર પડે છે. સપ્તાહ બધાએ સાભળી પણ મનન કર્યું નહિ તેથી ફળભેદ થયો. ૭૨ આ પ્રેતે સાત દિવસ ઉપવાસ કરી એકચિત્ત થઈ કથા સાભળીને તેનું મનન પણ કર્યું છે અને આ લોકોએ સાંભળ્યું તો ખરૂં પણ મનન આદિ કઈ કર્યું નથી. ૭૩ જ્ઞાન અદૃઢ હોવાથી નકામુ છે. શાસ્ત્રનું શ્રવણ પ્રમાદથી કર્યું હોય તો નકામુ છે સદેહ રહે તો મ ત્ર નકામા છે ચિત્ત વ્યગ્ર હોય તો જપ નકામા છે ૭૪ દેશ વૈષ્ણવ વગર નકામો છે, શ્રાદ્ધ પાત્ર વગર વ્યર્થ છે, વેદ ભણેલા બ્રાહ્મણ વગર દાન નકામું છે, અને અનાચારથી કુળ નકામુ છે ૭૫ હે ગોકર્ણ ! ગુરુના વચનમા વિશ્વાસ, પોતામા દૈન્યની ભાવના, દોષોનો જય, અને કથામા નિશ્ચળ બુદ્ધિ ઇત્યાદિ હોય તોજ યથાર્થ ફળ મળે છે ૭૬ હવે જ્યારે તમે ફરીને કથા સભળાવશો ત્યારે આ સર્વ શ્રોતાઓ વૈકુ ઠ પામશે, અને હે ગોકર્ણ ! તમને તો ભગવાન પોતાનો ગોલોક આપશે એમ કહી પાર્ષદો વૈકુ ઠ તરફ ચાલી ગયા શ્રાવણ માસમા ગોકર્ણે પુન બીજી વાર સપ્તાહનો આર ભ કર્યો ત્યારે લોકોએ ધ્યાન પૂર્વક શ્રવણ કરી મનન કર્યું ૭૮–૭૯ હે નારદ ! એ સપ્તાહ સમાપ્ત થઈ ત્યારે જે બનાવ બન્યો તે શ્રવણ કરો ભગવાન પોતાના ભક્તોને લઈ વિમાનો સાથે ત્યા આવ્યા ૮૦ જય જયકાર શબ્દ અને નમ શબ્દથી સભા ગાજી ઉઠી અને ભગવાને પાચજન્ય નામનો શ ખ વગાડયો ૮૧ ગોકર્ણને ભગવાને છાતી સાથે લગાડી પોતાના સમાન બનાવ્યો. બીજા શ્રોતાઓને પીળા પીતામ્બર અને કિરીટ કુ ડળ ધારણ કરેલા પોતાના પાર્ષદ બનાવ્યા. ૮૨ તે ગામમા ચાડાળથી લઇ જેટલા જીવ હતા તે સર્વને ગોકર્ણની કૃપાથી વૈકુઠ મળ્યુ. કથા શ્રવણ કરી અતિ પ્રસન્ન થયેલા ભક્તવત્સલ ભગવાન ગોકર્ણને લઈ ગોલોકમા પધાર્યા. ૮૩–૮૪ જેમ પૂર્વકાળમાં શ્રી રામચ દ્રજી અયોધ્યાવાસીઓને પોતાના લોકમા લઈ ગયા હતા, તેમ શ્રીકૃષ્ણ ભગવાન પણ યોગીજનને દુર્લભ એવા ગોલોકમા તેમને લઈ ગયા જ્યા સૂર્ય, ચ દ્ર અને સિદ્ધોની પણ ગતિ નથી તે લોકને શ્રીમદ્ભાગવતના પ્રભાવે તેઓ

પ્રાપ્ત થયા ૮૫–૮૭ આ સપ્તાહ યજ્ઞના તાત્કાલિક ફળનો મહિમા હું તમને કહું તે સાભળો જેણે ગોકર્ણના મુખથી એકચિત્તે કથામૃત પીધુ તે પુન ગર્ભવાસમાં આવ્યા નહિ ૮૮ જે ગતિ સપ્તાહ યજ્ઞ સાભળવાથી મળે છે તે ગતિ વાયુ, જળ અને પાદડાં ખાવાથી, દેહ દમન કરવાથી, ઉગ્ર તપ કરવાથી કિંવા યોગ સાધવાથી, પણ મળતી નથી ૮૯ આ પવિત્ર ઇતિહાસનો બ્રહ્માન દથી પરિપ્લુત શાડિલ્ય મુનિ ચિત્રકુટ ઉપર વિરાજી પાઠ કર્યા કરે છે આ આખ્યાન પરમ પવિત્ર છે અને તે શ્રવણ કરવાથી પાપોનો નાશ થાય છે શ્રાદ્ધમા જો આનો પાઠ કરવામા આવે તો પિતૃઓ અત્ય ત તૃપ્ત થાય છે અને નિત્ય પાઠ કરવાથી મોક્ષ મળે છે ૯૦

आख्यानमेतत्परम पवित्रं
श्रुतं सकृद्वै विदहेदघौघम ।
श्राद्धे प्रयुक्तं पितृतृप्तिमावहे
नित्य सुपाठादपुनर्भवं च ॥ ९०

इतिश्री पद्मपुराणे उत्तरखंडे श्रीभागवत-
माहात्म्ये पंचमोध्याय.

## અધ્યાય ૬ ઠ્ઠો.

### સપ્તાહ શ્રવણનો વિધિ.

कुमारा उचु.

अथ ते संप्रवक्ष्याम. सप्ताहश्रवणे विधिम् ।
सहायैर्वसुभिश्चैवप्राय.साध्योविधि: स्मृत ॥१

સનત્કુમારો કહે છે–હવે અમે સપ્તાહ શ્રવણ કરવાનો વિધિ કહીએ છીએ આ વિધિ સહાયથી અને દ્રવ્યથી થાય છે ૧ એ માટે જ્યોતિષીઓને બોલાવી મુહૂર્ત જોઈ વિવાહના જેવો ઉત્સવ કરવો જોઇએ. ૨ આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન, કાર્તિક કે માર્ગશીર્ષ, એ છ માસમા સપ્તાહનો આરંભ કરવો અને બીજા મહિનાઓનો ત્યાગ કરવો. ઉદ્યમી પુરુષોને સહાયતા માટે રાખવા ૩–૪ દેશદેશાન્તરમાં ભાવથી કંકોતરીઓ મોકલી સપ્તાહ યજ્ઞ માટે સ્નેહીઓને આમંત્રવા. ૫ જે કથા અને કીર્તનથી દૂર હોય તેને તથા સ્ત્રી શૂદ્રાદિકને પણ ખબર આપવી કે જેથી તેમને પણ બોધ થાય. ૬ સાત રાત્રિ પર્યંત અતિ દુર્લભ સત્પુરુષોનો સમાજ ભરવો અને અપૂર્વ રસમય શ્રીમદ્ભાગવતની કથા કરવી ૭–૮ જે પ્રેમી અને રસિક પુરુષોને કથામૃત પીવાની પ્રેમ–ઇચ્છા હોય તેમને આમંત્રવા. ૯ જો કદાપિ સાત દિવસનો અવકાશ ન મળે તો એક દિવસ તો જરૂર બોલાવવા, કારણ કે એક ક્ષણનુ શ્રવણ પણ દુર્લભ છે ૧૦ આ પ્રમાણે બહુ વિનયથી લોકોને આમ ત્રણ કરવુ અને જે આવે તેમને ઉતરવા માટે નિવાસ સ્થાન તૈયાર રાખવા ૧૧ કથાનુ સ્થળ તિર્થમા રાખવુ જો સર્વ જાતની સગવડ હોય અને સ્થળ વિશાળ હોય તો ઘરમા પણ કથાનું સ્થાન કરવુ ૧૨ ઘરમા જે સરસામાન હોય તે સર્વ એક ખુણામા રાખી ઘરને વાળીઝાડી સ્વચ્છ કરીને લી પવુ ૧૩ ઓછામા ઓછા પાચ હાથ લાબા કેળના થાભલાથી શોભાયમાન ઉંચો કથામ ડપ બનાવવો ૧૪ કેળના થાભલાને ફળ, પુષ્પ અને પાદડાથી સુશોભિત કરવા તથા ચારે બાજુએ ચ દરવા બાધી તેની ઉપર ધ્વજા પતાકા ચઢાવીને, સર્વ પ્રકારની શોભા કરવી ૧૫ સવિસ્તર સાત લોક જેવી બેઠકો બનાવી તેમાં વિરક્ત લોકોને તથા બ્રાહ્મણોને બોલાવી બેસાડવા ૧૬ પ્રથમ સર્વને માટે આસન નાખવા, પછી વક્તાને માટે સુશોભિત આસન બિછાવવુ ૧૭ જો વક્તા ઉત્તર તરફ મુખ કરી બેસે તો શ્રોતાઓએ પૂર્વાભિમુખે બેસવું, અને જો વક્તા પૂર્વાભિમુખે બેસે તો શ્રોતાઓએ ઉત્તરાભિમુખે બેસવુ ૧૮ પૂજ્ય અને પૂજકની વચમા પૂર્વ દિશા રહેવી જોઇએ, કારણ કે શ્રોતાઓ માટે દેશકાળ આદિને જાણનાર લોકોએ શાસ્ત્રમા આવો નિયમ કહેલો છે ૧૯ વક્તા એવો જોઇએ કે જે વિરક્ત વૈષ્ણવ, વેદ અને શાસ્ત્રમા નિપુણ, ધીર, કેવળ નિ સ્પૃહ અને જાતે બ્રાહ્મણ હોય ૨૦ જે લોક અનેક પ્રકારના ધર્મથી ભ્રમિત થઈ ગયેલા હોય, જે પરત ત્ર અને પાખ ડી હોય તે ચાહે તેવા પંડિત હોય તોપણ તેમને શ્રીમદ્ભાગવતની કથા કહેવાને બેસાડવા નહિ. ૨૧ વક્તાની પાસે તેને સહાય કરવા એક તેવોજ બીજો પંડિત પણ બેસાડવો કે જે સ શય કાપી લોકોને સમજાવવામાં મહા

વિચિક્ષણ હોય ૨૨ વક્તાએ એમ કરવું જોઈએ કે, વ્રત ધારણ કરતા પહેલા ક્ષૌર કરાવવુ અને સદા અરુણોદય વખતે શૌચ અને સ્નાન આદિ કાર્યથી પરવારવુ ૨૩ સધ્યા આદિક નિત્યકર્મ પણ સ-ક્ષેપથી કરી વિઘ્ન નિવૃત્તિ અર્થે પહેલા ગણપતિનુ પૂજન કરવુ ૨૪ પૂર્વજોને તૃપ્ત કરી શરીર શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કરવુ મડળ બનાવી ભગવાનની મૂર્તિ તેમા સ્થાપન કરવી ૨૫ શ્રીકૃષ્ણ ભગવાનની પૂજા કરી, પ્રદક્ષિણા અને નમસ્કાર કર્યા પછી પૂજા પૂરી કરતા આમ સ્તુતિ કરવી ૨૬ હે કરૂણાનિધિ! સસાર સાગરમા ડુબેલા કર્મજનિત અજ્ઞાનથી અધ એવા મારી ઉપર દયા કરી મારો ઉદ્ધાર કરો ૨૭ ધૂપ અને દીપ સહિત પ્રીતિથી વિધિપૂર્વક પૂજા કરી શ્રીફળ હાથમા લઈ પ્રસન્ન ચિત્તે વળી સ્તુતિ કરવી કે, ૨૮ હે નાથ! આ શ્રીમદ્ભાગવત આપનુ જ સ્વરૂપ છે, આ સાક્ષાત્ શ્રીકૃષ્ણની મૂર્તિ છે, મે આ સસાર સાગરમાથી પાર ઉતરવા આપ રૂપ શ્રીમદ્ભાગવતનુ શરણ લીધેલુ છે ૨૯–૩૦ આપ મારા મનોરથ સર્વ પ્રકારે સફળ કરો હે કેશવ! હું આપનો દાસ છુ, મારો મનોરથ આપ નિર્વિઘ્ને પાર પાડો ૩૧ આ પ્રમાણે દીન વચને વક્તાનુ પૂજન કરવુ પછી વસ્ત્રાભૂષણથી ભૂષિત કરી પૂજાના અતમા સ્તુતિ કરવી કે—૩૨ હે શુકદેવજીરૂપ બ્રહ્મજ્ઞાનના જાણ! હે સર્વ શાસ્ત્ર વિશારદ! આ કથાને પ્રકાશ કરી આપ મારા અજ્ઞાનનો નાશ કરો ૩૩ પછી કલ્યાણાર્થે તેની સામે બેસીને નિયમ ધારણ કરવો એ નિયમ સાત દિવસ માટે લેવો. ૩૪ કથામા વિઘ્ન ન આવે તે માટે પાચ બ્રાહ્મણોને વરુણીમા વરાવવા અને તેઓ પાસે દ્વાદશાક્ષર મત્રનો જપ કરાવવો ૩૫ બ્રાહ્મણ, વૈષ્ણવ અને બીજા જે કીર્તન કરનાર હોય તેમને નમસ્કાર કરી પૂજા કર્યા પછી સર્વની આજ્ઞા લઈ આસન ઉપર બેસવુ ૩૬ જે મનુષ્ય સાત દિવસ પર્યંત લોક, ધન, ધાન્ય, ઘર અને પુત્રાદિકની ચિ-તાનો ત્યાગ કરી શુદ્ધ મનથી એકચિત્તે કથા શ્રવણ કરે છે તેને ઉત્તમ ફળ મળે છે ૩૭ બુદ્ધિમાન વક્તાએ સૂર્યોદયથી કથાનો આરભ કરી ધીરા કઠથી સાડા ત્રણ પહોર સુધી કથા કરવી, ૩૮ તેમા મધ્યાહ્ને બે ઘડી વિરામ લેવો કથાના વિરામ વખતે વૈષ્ણવ લોકોએ કીર્તન કરવા ૩૯ જે પુરૂષ કથાથીજ પ્રયોજન રાખે છે તેણે મળ મૂત્રના જય માટે હવિષ્યાન્નનુ ભોજન કરવુ ૪૦ જો શક્તિ હોય તો સાત દિવસ ઉપવાસ કરવો અને જો ઉપવાસનુ સામર્થ્ય ન હોય તો ઘી, વા દૂધ પી કથા સાભળવી ૪૧ ફળાહાર કે એક વખત ભોજન કરી કથા સાભળતા વિઘ્ન ન આવે ને સુખથી સભળાય એવી યોજના કરવી ૪૨ જો ઉપવાસ કરવાથી કથા શ્રવણમા વિઘ્ન આવતુ હોય તો ઉપવાસ કરતા ભોજન કરવુ એ ઉત્તમ છે ૪૩

હે નારદ! હવે સપ્તાહ શ્રવણ કરનારના નિયમ કહુ તે સાભળો જેને વિષ્ણુની દીક્ષા ન હોય તેને કથા સાભળવાનો અધિકાર નથી ૪૪ કથા ચાલે ત્યા સુધી બ્રહ્મચર્ય પાળવુ, પૃથ્વી ઉપર શયન કરવુ અને પત્રાવલીમા ભોજન કરવુ. ૪૫ ચોળા, મધ, મઠ, તેલ, ભારે અનાજ, અને દુષ્ટ થયેલા પદાર્થોનો ત્યાગ કરવો ૪૬ કામ, ક્રોધ, મદ, માન, મત્સર, લોભ, દભ, મોહ અને દ્વેષનો ત્યાગ કરવો ૪૭ વેદ, વૈષ્ણવ, બ્રાહ્મણ, ગુરુ, ગાય, સ્ત્રી, રાજા, અને મહા પુરુષની નિદા કરવી નહિ ૪૮ રજસ્વલા, ચાડાળ, મ્લેચ્છ, પતિત, સસ્કાર રહિત, બ્રહ્મદ્વેષી, અને વેદબાહ્ય માણસની સાથે બોલવુ નહિ ૪૯ સત્ય, પવિત્રતા, દયા, મૌન, સરળતા અને વિનય રાખવા ૫૦ દરિદ્રી, રોગી, મદભાગી, પાપકર્મી, વાઝીઆ અને મુમુક્ષુએ અવશ્ય કથા શ્રવણ કરવી ૫૧ જેને સ્ત્રી ધર્મ પ્રાપ્ત થતો ન હોય, જે વઝા કે કાકવઝા હોય અને જેને સતાન થઈને મરી જતા હોય એવી સ્ત્રીઓએ તો આ સપ્તાહ જરૂર સાભળવી અધિકારીઓએ વિધિપૂર્વક કથા સાભળવી કે જેથી અક્ષય ફળ પ્રાપ્ત થાય ૫૨ આ કથા અતિ ઉત્તમ, દિવ્ય અને હજારો યજ્ઞનુ ફળ આપે છે ૫૩ આ પ્રમાણે નિયમ ધારણ કરી કથા શ્રવણ કર્યા પછી ઉદ્યાપન કરવું ઉદ્યાપનનો વિધિ જન્માષ્ટમીના વ્રતના ઉદ્યાપન જેવો છે. વ્રતનું યથાર્થ ફળ ઉદ્યાપન કરવાથી મળે છે ૫૪ જે નિષ્કામ ભગવદ્ભક્ત હોય તેને માટે ઉદ્યાપનની વિશેષ

આવશ્યકતા નથી, કારણ કે, જે નિષ્કામ છે તે તો માત્ર કથા શ્રવણ કરવાથીજ પાવન થાય છે ૫૫ આ પ્રમાણે સપ્તાહ યજ્ઞની સમાપ્તિ થઈ જાય ત્યારે શ્રોતાઓએ ભક્તિથી વ્યાસનું તથા પુસ્તકનું પૂજન કરવું. ૫૬ શ્રોતાઓને પ્રસાદ, તુળસી અને માળાઓ આપવી, મૃદંગ અને તાલ આદિક વાજાં સાથે શ્રીકૃષ્ણના કીર્તન કરવા ૫૭ જય શબ્દ, નમઃ શબ્દ, અને શંખના શબ્દ કરાવવા બ્રાહ્મણો અને યાચકોને ધન તથા અન્ન આપવું ૫૮ જો શ્રોતા વિરક્ત હોય તો બીજે દિવસે ગીતા વાચવી જો શ્રોતા ગૃહસ્થ હોય તો કર્મની શાન્તિ માટે હોમ કરવો ૫૯ હોમ કરનારે દશમ સ્કંધનો એક એક શ્લોક બોલી વિધિપૂર્વક દૂધ, મધ, ઘી, તલ અને અન્નાદિકનો હોમ કરવો ૬૦ એકાગ્ર ચિત્તે ગાયત્રી મંત્રથી હોમ કરવો, કારણ કે, ગાયત્રી મંત્ર પરમતત્ત્વ રૂપ હોઇ, શ્રીમદ્ભાગવત ગાયત્રી મંત્ર રૂપ છે ૬૧ જો હોમ કરવાની શક્તિ ન હોય તો દોષના પરિહાર માટે હોમના પદાર્થો આપવા ૬૨ ન્યૂનાધિક દોષની શાન્તિ માટે વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરાવવો કારણ કે, તેના પાઠથી સર્વ સફળ થાય છે, એથી ઉત્તમ બીજું એકે સાધન નથી. ૬૩ વ્રતની સંપૂર્ણ સિદ્ધિ માટે બાર બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવવું અને સુવર્ણ તથા ગાયનું દાન આપવું. ૬૪ જો દ્રવ્યશક્તિ હોય તો બાર મહોર સુવર્ણનું સિંહાસન કરાવી તે ઉપર સુંદર અક્ષરથી લખેલા શ્રીમદ્ભાગવતના પુસ્તકને મૂકવું ૬૫ પછી આહ્વાન આદિ ઉપચારોથી પૂજા કરી, ભેટ ધરી, વસ્ત્રાભૂષણ અને ગંધ આદિથી સ્થિર ચિત્તે આચાર્યનું પૂજન કરવું અને પછી વક્તાને તે દાનમાં આપવું. શ્રીમદ્ભાગવતનું દાન કરનાર સંસારના બંધનથી મુક્ત થાય છે. જો આ વિધિ કરવામાં આવે તો સર્વ નાના મોટા પાપ નિવૃત્ત થાય છે વિધિપૂર્વક શ્રવણ કરવાથી શ્રીમદ્ભાગવત નામનું પુરાણ ઉત્તમ ફળ આપે છે અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ આપે છે. ૬૬-૬૮

સનત્કુમારો કહે છે—હે નારદ! આ પ્રમાણે અમે સર્વ વિધિ તમને કહ્યો. હવે આપને શું શ્રવણ કરવાની ઈચ્છા છે? શ્રીમદ્ભાગવત સાંભળવાથી ભોગ અને મોક્ષ બેઉ પ્રાપ્ત થાય છે ૬૯

સૂત કહે છે—એ પ્રમાણે કહીને તે મહાત્માઓએ ભોગ અને મોક્ષ આપનારી તથા સર્વ પાપ હરનારી શ્રીમદ્ભાગવતની કથા કહી ૭૦ સર્વ પ્રાણી માત્રે શાન્ત ચિત્તથી સપ્તાહ શ્રવણ કર્યા પછી યથાવિધિ પુરૂષોત્તમ ભગવાનની સ્તુતિ કરવી ૭૧ એ સમયે જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ એ ત્રણે પરમાનંદ પામ્યા અને પ્રિય લાગે એવી તરુણાવસ્થા તેમને પ્રાપ્ત થઈ ૭૨ પોતાનો મનોરથ સફળ થવાથી નારદજી કૃતાર્થ થયા તેમ પરમાનંદ પ્રાપ્ત થવાથી મુનિના સર્વાંગ પુલકિત થયા ૭૩ આ પ્રકારે કથા શ્રવણ કરી નારદજી પરમ પ્રસન્ન થયા અને હાથ જોડી પ્રેમથી તેમને આમ કહેવા લાગ્યા ૭૪

નારદજી કહે છે—આપ દયાળુ મહાત્માઓએ મારી ઉપર બહુ કૃપા કરી આપની કૃપાથી હું આજ ધન્ય થયો છું આજ સર્વ પાપને હરનાર શ્રીહરિ મને મળ્યા ૭૫ હે તપોધનો! કથા શ્રવણને સર્વ ધર્મ કરતા હું ઉત્તમ માનું છું, કારણ કે, એના શ્રવણથી શ્રીકૃષ્ણ ભગવાન મળે છે. ૭૬

સૂત કહે છે—વૈષ્ણવોમા ઉત્તમ નારદજી આ પ્રમાણે કહેતા હતા એટલામા ફરતા ફરતા યોગીજનોના ઇશ્વર એવા શ્રી શુકદેવજી ત્યા પધાર્યા ૭૭ સોળ વર્ષની જેમની અવસ્થા છે, જ્ઞાન સાગરની વૃદ્ધિને ઉભરાવનાર જે ચંદ્રમા રૂપ છે અને જે નિજ લાભથી સદા પૂર્ણ છે તે વ્યાસના પુત્ર પ્રીતિથી ધીમા ધીમા શ્રીમદ્ભાગવતનો પાઠ કરતા કરતા કથાના અંતમા ત્યા પધાર્યા ૭૮ અત્યુત્તમ તેજવાળા શુકદેવજીને જોઈ સર્વ સભાસદો ઉભા થયા અને પ્રીતિપૂર્વક તેમને આસન આપ્યુ. નારદજીએ ભક્તિથી તેમનુ પૂજન કર્યું, ત્યાર પછી સુખપૂર્વક બેસી તેમણે કહ્યું કે, જે હું નિર્મળ વાણી કહુ તે શ્રવણ કરો. ૭૯ હે રસિક ભાવવાળા ભક્તજનો! શુકદેવજીના મુખથી પૃથ્વીમાં પડેલ વેદરૂપી કલ્પવૃક્ષના ફળ રૂપી ભાગવત કે જે અમૃત રસથી ભરેલું છે, તે વિદેહમુક્તિ થતાં સુધી વારં-

વાર શ્રવણ કરવુ ૮૦ પુરાણોમા તિલક રૂપ, શ્રીમદ્ભાગવત વૈષ્ણવોનુ ધન છે, જેમા પરમહ સત્વ દેનાર જ્ઞાનનુ નિરૂપણ કરવામા આવેલુ છે, તથા જેમા જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સહિત નિષ્કામ કર્મ કરવાનુ કહેલુ છે. ભક્તિપૂર્વક શ્રવણ કરનાર તથા પાઠ કરનાર પુરૂષ તેથી મુક્ત થાય છે ૮૧ શ્રીમન્નારાયણે નિર્માણ કરેલા આ ભાગવત પુરાણમા મત્સરતા રહિત સત્પુરૂષોના ફલાભિસધાનરહિત ઉત્તમ ધર્મ નિરૂપણ કરવામા આવેલો છે આ શાસ્ત્રમા વસ્તુભૂત વસ્તુ પરબ્રહ્મ એજ વેદ્ય પદાર્થ છે, તેના શ્રવણથી અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, એ ત્રણે તાપ શાત થાય છે શ્રીમદ્ભાગવત શ્રવણ કરવાથી જેટલી ત્વરાથી ભગવાન પ્રાપ્ત થાય છે તેટલા બીજા શાસ્ત્રથી પ્રાપ્ત થતા નથી ભગવત પ્રાપ્તિ થવી એ તો શ્રીમદ્ભાગવતના શ્રવણથી થાય છે, પરતુ શ્રવણની ઇચ્છા પુણ્ય વિના પ્રાપ્ત થતી નથી ૮૨ સ્વર્ગ, મત્યલોક, કૈલાસ, કે વૈકુઠમા પણ આ રસ નથી, માટે ભાવથી આ ભાગવતના રસનુ પાન કરવુ ૮૩

સૂત કહે છે–શુકદેવજી આ પ્રમાણે કહેતા હતા તેટલામા પ્રહ્લાદ, બલિ, ઉદ્ધવ અને અર્જુન આદિ ભક્તો સહ ભગવાન ત્યા પ્રગટ થયા નારદજીએ તેમની સઉની પૂજા કરી ૮૪ મોટા આસન ઉપર પ્રસન્નતાથી વિરાજમાન થએલા ભગવાનના દર્શન કરી વૈષ્ણવો કીર્તન કરવા લાગ્યા. કીર્તનનો નાદ સાભળીને બ્રહ્મા અને ભવાનીને લઈ મહાદેવજી પણ ત્યા પધાર્યા. ૮૫ કીર્તન કરતી વખતે પ્રહ્લાદ તાલ બજાવતા હતા, ઉદ્ધવે મજીરા લીધા હતા, નારદ વીણા વગાડતા હતા, સ્વરવિદ્યામા કુશળ હોવાથી અર્જુન આલાપ કરતા હતા, ઇદ્ર મૃદગ બજાવતા હતા, સનત્કુમાર જય જય ઉચ્ચારતા હતા અને રસની રચનાથી શ્રીશુકદેવજી અગ્રગણ્ય થઈ ભક્તિભાવ બતાવતા હતા ૮૬ ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણે નટની પેઠે નૃત્ય કરતા હતા. આ અલૈકિક કીર્તન સાભળી ભગવાન પ્રસન્ન થઈ બોલ્યા કે–૮૭ હે વૈષ્ણવો! તમે મારી પાસે વરદાન માગો. હુ તમારી કથા અને તમારા કીર્તનથી પ્રસન્ન થયો છું ૮૮ ભગવાનનાં વચન સાંભળી ભક્તિથી ભરપૂર ચિત્તવાળા વૈષ્ણવોએ કહ્યું કે, જ્યાં સપ્તાહ કથા થાય ત્યા આપે આપના સર્વ ભક્તો સહિત અવશ્ય પધારવું. અમારો એ મનોરથ પૂર્ણ થવો જોઇએ ૮૯ ભગવાન "તથાસ્તુ" કહીને અતર્ધાન થઈ ગયા પછી નારદજીએ શુક આદિ યોગીશ્વરો તથા તપસ્વીઓના ચરણોમા પ્રણામ કર્યા સર્વ લોક કથામૃત પાન કરવાથી મોહ રહિત થઈને પ્રસન્ન થયેલા પોતપોતાને સ્થાને ગયા ૯૦ તે વખતે શ્રી શુકદેવજીએ પોતાના શાસ્ત્રમા પુત્રોની સાથે નિર્ગુણ ભક્તિની સ્થાપના કરી, એથી વૈષ્ણવો શ્રીમદ્ભાગવતનુ શ્રવણ કરે છે. ૯૧ જે લોક દારિદ્ર્ય અને દુખના તાપથી તપી રહેલા હોય, માયારૂપી પિશાચ જેને મરડી રહ્યો હોય, અને જે ભવસાગરમા પડેલા હોય તેમના કલ્યાણાર્થે આ શ્રીમદ્ભાગવત હમેશા ગર્જના કરે છે. ૯૨

શૌનક કહે છે–આ શ્રીમદ્ભાગવત શુકદેવજીએ રાજા પરીક્ષિતને ક્યારે સભળાવ્યુ હતુ? ગોકર્ણે ક્યારે કહ્યુ? અને સનત્કુમારોએ નારદજીને ક્યારે કહ્યુ, એ મારો સદેહ દૂર કરો ૯૩

સૂત કહે છે–શ્રીકૃષ્ણ ભગવાનના વૈકુઠ પધાર્યા પછી કલિયુગના ત્રીસ વર્ષ ગયા ત્યારે ભાદરવા મહિનાના શુકલ પક્ષમા નવમીને દિવસે શુકદેવજીએ કથાનો આરંભ કર્યો હતો ૯૪ પરીક્ષિત રાજાએ કથા સાભળી તે પછી કલિયુગના બસેં વર્ષ ગયા ત્યારે આષાઢ માસની નવમીને દિવસે ગોકર્ણે કથા કરી ગોકર્ણે કથા કર્યાને ત્રીસ વર્ષ થયાં ત્યારે કાર્તિક માસની શુકલ નવમીને દિવસે સનત્કુમારોએ કથાનો પ્રારંભ કર્યો ૯૫–૯૬ હે અનઘ! તમે પૂછ્યુ હતું કે કલિયુગમા સસારનુ દુખ ટાળનારો કયો ઉપાય છે તે સર્વ મેં તમને કહ્યુ કલિયુગમાં શ્રીમદ્ભાગવતની કથાજ શ્રેષ્ઠ છે. ૯૭ હે સત્પુરૂષો! જો તમે તમારૂં કલ્યાણ ઇચ્છતા હો તો, શ્રીમદ્ભાગવતની કથા કે જે સકળ પાપનો નાશ કરનારી, મુક્તિનું કારણ અને ભક્તિનો વિકાશ કરાવનારી છે તેનુ નિરતર શ્રવણ કરવું ૯૮ આ જગતમાં લોક સબધી ચિંતન અને લેખોના

સેવનથી શું વળવાનું છે? હાથમાં પાશવાળા પોતાના દૂતને જોઈ યમરાજ તેના કાનમા કહે છે કે, હે દૂત! જે ભાગવતની કથા સાંભળનાર હોય તેનાથી દૂર રહેજે, કારણ કે, હું બીજા લોકોનો પ્રભુ છુ, વૈષ્ણવોનો નથી વૈષ્ણવોના પ્રભુ તો શ્રીકૃષ્ણ છે. ૯૯ હે વિષયરૂપ વિષના સંગથી વ્યાકુળ બુદ્ધિવાળા જનો! આ અસાર સંસારમા મોક્ષને માટે ઓછામાં ઓછી અરધી ઘડી પણ ભાગવત રૂપી અમૃતનું પાન કરો. હે મનુષ્યો! કુત્સિત વાર્તાલાપવાળા કુમાર્ગમા તમે વ્યર્થ શા માટે ભમોછો? ભાગવત શ્રવણથી પરીક્ષિતને મુક્તિ મળી તે પ્રત્યક્ષ છે ૧૦૦ રસના પ્રવાહની વચ્ચે વિરાજમાન શુકદેવજીએ કહેલી કથાનો જે મનુષ્ય પાઠ કરે છે તે ભગવદ્રૂપ થઈ જાય છે ૧૦૧ શાસ્ત્ર સમૂહને જોઈ આ પ્રકારે પરમ ગુહ્ય અને સર્વ સિદ્ધાન્તોથી સિદ્ધ જે સત્ય છે તે મે તમને કહ્યું જગતમાં શ્રીમદ્ભાગવતની કથાથી ઉત્તમ બીજુ કંઈ પણ નથી, માટે પરમ સુખ પામવા તમે બારસ્કંધે યુક્ત ભાગવતનુ શ્રવણ કરો ૧૦૨ જે મનુષ્ય આ કથાને ભક્તિપૂર્વક જિતેન્દ્રિય રહી શ્રવણ કરે છે અથવા શુદ્ધ વૈષ્ણવને સંભળાવે છે તે બે ઉત્તમ વિધિ કરવાના કારણથી યથાર્થ ફળ પામે છે અને તેમને ત્રણે લોકમા કંઈ અસાધ્ય રહેતું નથી ૧૦૩

**एतां यो नियततया शृणोति भक्त्या**
**यश्चैनां कथयति शुद्ध वैष्णवाग्रे ।**
**तौ सम्यग्विधिकरणात्फलं लभेते**
**याथार्थ्यात्रिभुवनेकिमप्यसाध्यम् ।।१०३**

**इतिश्री पद्मपुराणे उत्तरखंडे श्रीमागवत-**
**माहात्म्ये षष्ठोऽध्यायः ॥**



श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## प्रथमस्कंध.



## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



પરીક્ષિત શમીકના ગળામા સર્પ નાખે છે

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## प्रथमस्कंध.

## અધ્યાય ૧ લો.‡

### નૈમિષેયોપાખ્યાન.

#### મંગળાચરણ*

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदाय आदिकवये मुह्यन्ति यत्सूरयः ।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥१॥

જેનાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય થાય છે, ઘટમા મૃતિકાની માફક અને કુંડળાદિમાં સુવર્ણની માફક, કાર્ય રૂપી પ્રપંચમા જે કારણ રૂપે વ્યાપ્ત હોવા છતા મિથ્યા કાર્યથી ભિન્ન છે, જે સર્વ શક્તિ, સ્વયંપ્રકાશ અને જ્ઞાનસ્વરૂપ છે, વેદનુ જે રહસ્ય વિદ્વાનો પણ જાણી શકતા નથી તે રહસ્ય જેણે આદિ કવિ (બ્રહ્મા)ને અંતર્યામીપણે અંતરમા ઉતાર્યું હતું એવા, મૃગજળ અસત્ય હોવા છતા કિરણ જાળથી જેમ સત્ય ભાસે છે, સ્થિર જળમા જેમ કાચની અને કાચમા જેમ જળની મિથ્યા ભ્રાંતિ થવા છતા તે તે કારણોથી તે સત્ય લાગે છે, તેમ સર્વના અધિષ્ઠાન રૂપ બ્રહ્મમા ત્રણ ગુણોના કાર્ય રૂપ ભુતસૃષ્ટિ, ઇંદ્રિયસૃષ્ટિ અને દેવસૃષ્ટિ કલ્પિત હોવા છતા પણ સત્ય જેવી લાગે છે એવા, જેણે પોતાની જ્ઞાન સ્વરૂપતાથી માયાનો નાશ કરેલો છે તથા જે ત્રણે કાળમા એકજ સ્વરૂપે વિદ્યમાન રહે છે એવા પરબ્રહ્મનુ અમે ધ્યાન ધરીએ છીએ. ૧ પ્રથમ જેને મહા મુનિ નારાયણે સંક્ષેપમા બનાવ્યું હતું અને પાછળથી ભગવાન વેદવ્યાસે જેનો વિસ્તાર કરેલો છે એવુ તથા જેમા પ્રાણીઓ ઉપર દયા ધરનાર ને મત્સર

---

‡ આ પહેલા અધ્યાયમા અધિકારી, વિષય, પ્રયોજન અને સંબંધ, એ અનુબંધ ચતુષ્ટય કહ્યા પછી કથાના આમુખ રૂપે શૌનકે સૂતપૌરાણિકને છ પ્રશ્નો કરેલા આવે છે.

* પહેલા ત્રણ શ્લોકથી મંગળાચરણ કરવામાં આવ્યુ છે ગાયત્રી મંત્રના અર્થ સાથે જેનો આરંભ થાય, જેમા વૃત્રાસુરના વધની કથા હોય, જેમા બાર સ્કંધ અને અઢાર હજાર શ્લોક હોય, તે ભાગવત કહેવાય છે આમા બાદરાયણકૃત વેદાંતસૂત્રના બીજા સૂત્રથી પહેલા શ્લોકનો આરંભ કરેલો છે અને ગાયત્રીમંત્રના છેલ્લા ચરણથી શ્લોક પૂરો કરી નિર્ગુણ બ્રહ્મના ધ્યાનથી મંગળ કરેલું છે. આ શ્રીમદ્ભાગવતમા બ્રહ્મવિદ્યા દર્શાવેલી છે એટલુંજ નહિ, પરંતુ ભક્તિનુ સર્વત્ર પ્રતિપાદન કરેલું હોવાથી તે વેદ અને સર્વ શાસ્ત્રોના દોહન રૂપ બનેલું છે, એટલે બીજા બધા પુસ્તકોમા આની શ્રેષ્ઠતા સર્વોત્તમ છે.

વિનાના પુરુષોને માટે સર્વોત્તમ એવો ઈશ્વરની ભક્તિ કરવાનો ધર્મ નિરૂપણ કરેલો છે, તેમજ જેમા જગત, માયા અને જીવાત્માના ભાવ રહિત પરમાત્માનુ સત્ય સ્વરૂપ દર્શાવેલુ છે એવુ આ શ્રીમદ્ભાગવત ભક્તિપરાયણ માણસોના અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ તાપને નિવૃત્ત કરનારૂ મહા પુરાણ છે કર્મ અને ઉપાસનાદિનુ નિરૂપણ કરનારા બીજા પુસ્તકોથી હૃદયમા આત્માની પ્રતીતિ થતા જ્યારે વાર લાગે છે ત્યારે આ શ્રીમદ્ભાગવત તો વાચતા અને સાભળતા વાતજ હૃદયમા આત્માની પ્રતીતિ કરાવી દે છે ૨ વેદ રૂપી કલ્પવૃક્ષના ફળ જેવુ આ શ્રીમદ્ભાગવત પ્રથમ વૈકુઠમા હતુ નારદ મુનિએ ત્યાથી લાવી મને આપ્યુ હતુ અને મે તે શુકદેવજીને આપ્યુ હતું શુકના મુખથી બોટાયલુ ફળ જેમ સુમધુર હોય છે, તેમ આ શ્રીમદ્ભાગવત પણ શુકદેવજીના મુખથી કહેવાએલુ હોવાને લીધે અત્યત મધુર બનેલુ છે, તેથી કરીને હે ભક્તિ રસિકજનો ! જ્યા સુધી તમારો મોક્ષ થાય નહિ ત્યા સુધી આનુ નિરતર પાન કર્યા કરો ૩

### શૌનકના છ પ્રશ્નો.

એકવાર નૈમિષારણ્યમા† સ્વર્ગ મેળવવાને માટે હજાર વર્ષ સુધી ચાલે એવો યજ્ઞ કરવાને શૌનકાદિક ઋષિઓ એકઠા થએલા હતા એવામા એક દિવસ સવારના સૂત પૌરાણિક ત્યા ગયા તેમને ઋષિઓએ સત્કારપૂર્વક સુદર આસન ઉપર બેસાડ્યા. ૪-૫ તે પછી નિત્ય નૈમિત્તિક હોમથી પરવારેલા મુનિમડળે તેમને પૂછ્યુ કે, હે નિષ્પાપ સૂત! મહાભારત, ઇતિહાસ, પુરાણો અને ધર્મશાસ્ત્રો તમે ભણ્યા છો એટલુજ નહિ પરતુ તેના વારવાર વ્યાખ્યાનો પણ કરો છો વળી ભગવાન વ્યાસ અને આત્મજ્ઞાની ઋષિ મુનિઓની કૃપાથી તેના રહસ્યો પણ જાણો છો, તેથી હે આયુષ્યમાન્ ! અમે તમને નીચે પ્રમાણે કેટલાક પ્રશ્ન પૂછીએ તેનુ જે સત્ય રહસ્ય હોય તે અમને કહો હે સૂત ! ઇતિહાસ, પુરાણ અને ધર્મશાસ્ત્રોમાથી જે શ્રેય સાધન તમને સારામા સારૂ જણાયુ હોય તે તમે અમને યથાર્થ કહો આ કલિયુગમા મનુષ્યો અલ્પ આયુષ્યનાજ નહિ પરતુ આળસુ, મદગતિ, ઓછા ભાગ્યવાળા અને વ્યાધિગ્રસ્ત થયા છે હે સાધો ! જેમા ઘણા કર્મ બતાવેલા છે એવા જુદા જુદા મતના ઘણા શાસ્ત્રો છે, માટે તે સર્વમાથી આપે જે સાર રૂપ સત્ય વસ્તુને શોધી કાઢી હોય, તે જિજ્ઞાસુ એવા અમોને તમે સભળાવો, કે જેથી અમારી બુદ્ધિ પણ નિર્મળ થાય હે સૂત ! વસુદેવ અને દેવકીજીથી ભકતોના પાલક એવા ભગવાન જન્મ પામ્યા હતા, તે કથા આપ સારી રીતે જાણતા હોવાથી ભક્તિ અને સેવા કરવાની ઈચ્છાવાળા અમને સવિસ્તર કહી સભળાવો

કૃષ્ણાવતારની પવિત્ર કથાઓ આપ અમને સભળાવો, કારણ કે, ભગવાનનો અવતાર પ્રાણીઓના પરિપાલન તથા પૂર્ણ યોગક્ષેમ માટે છે જન્મ મરણને વશ એવા પ્રાણીઓ જો શ્રી ભગવાનના અવતારનુ કીર્તન કરે તો દુ ખદાયી એવા જન્મ મરણના ફેરામાથી મુક્ત થઈ જાય છે અવિદ્યાનુ અજ્ઞાન અને અજ્ઞાનનો ભય પરમાત્માના કીર્તનથી જતો રહે છે ગગાજળ તો ઘણો વખત સેવ્યુ હોય તોજ પવિત્ર કરે છે, પરતુ ભક્તિપરાયણ અને ક્ષમા વૃત્તિવાળા મુનિઓના ચરણની સેવા તો તત્કાળ પાવન કરે છે, ત્યારે એવો કોણ હોય કે જે કલિયુગના દોષને દૂર કરનારા શ્રીકૃષ્ણ ભગવાનના યશોગાન ન સાભળે ? નારદ જેવા દેવર્ષિઓ અને બ્રહ્મર્ષિઓએ પણ અવતારથી બ્રહ્મા

† એકવાર મોટા મોટા ઋષિઓએ એકઠા થઇ બ્રહ્માને પૂછ્યુ કે, જે અત્યત પવિત્ર સ્થળ હોય તે અમને બતાવો, કે જેથી ત્યા જઇ અમે તપ હોમ વગેરે ધર્મક્રિયાઓ કરીએ પછી બ્રહ્માએ એક મનોમય ચક્ર બનાવી તેને ગતિમા મૂકયુ અને ઋષિઓને કહ્યુ કે 'આ ચક્રની પાછળ પાછળ જાઓ જે પ્રદેશમા મનોમય ચક્ર અટકે તે પ્રદેશને અતિ પવિત્ર જાણવો અને ત્યા તમો જપ, તપ અને યજ્ઞાદિ જે ધર્મક્રિયાઓ કરવી હોય તે કરજો ' ઋષિઓ તે ચક્રની પાછળ ગયા ને તે જ્યા અટકયુ ત્યા રહીને યજ્ઞાદિ કાર્ય કરવા લાગ્યા એ પુણ્યક્ષેત્ર કહેવાયુ અને ઋષિઓ પછી જ્યારે કઇ પુણ્ય કર્મ કરવુ હોય ત્યારે ત્યાજ એકઠા થવા લાગ્યા તેથી નમિષારણ્ય એવુ તે સ્થળનુ નામ પડયુ

અને રુદ્રની મૂર્તિઓને ધારણ કરનાર ભગવાનના અવતારોના યશોગાન અને કીર્તનો કરેલા છે, માટે હે સૂત !અમને તે સંભળાવો જે પોતાની માયાથી ઇચ્છા પ્રમાણે બ્રહ્માદિકની મૂર્તિને ધારણ કરે છે એવા ભગવાન વિષ્ણુના પવિત્ર અવતારોની કથાઓ તમે અમને કહો ઉજ્વળ કીર્તિવાળા ભગવાનના પરાક્રમોની કથાઓ સાભળતા અમે તૃપ્ત થતા નથી, અને જેમ જેમ સાભળતા જઇએ છીએ તેમ તેમ વધારે અને વધારે સાભળવાની ઇચ્છા થતી જાય છે માયાવડે મનુષ્યાવતાર લઈ ગુપ્ત રહેલા શ્રીકૃષ્ણ ભગવાને, વૃંદાવનમા તેમના બંધુજનોની સાથે જે પરાક્રમો અને બાળલીલાઓ કર્યાં હોય, તે તમે અમને સંભળાવો કલિકાળ આવેલો છે તેથી યજ્ઞ કરવાને નિમિત્તે અમે પવિત્ર એવા આ ક્ષેત્રમા શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્રની કથાઓ સાભળવાને માટેજ એકઠા થયા છીએ તરવાને મુશ્કેલ એવો મહાસાગર તરવા ઇચ્છનારને કુશળ કર્ણધારનો મેળાપ થાય, તેમ વિવેકાદિક સત્વને હરી લેનાર આ કલિકાળને તરવાની ઇચ્છાવાળા અમને દૈવેજ સહાય થઈ તમારો મેળાપ કરાવ્યો છે, માટે ધર્મનુ રક્ષણ કરનાર યોગેશ્વર એવા ભગવાન વેદ અને બ્રાહ્મણોના રક્ષક એવા શ્રીકૃષ્ણ, હમણા સ્વધામ ગએલા છે ત્યારે ધર્મ કોને શરણે જઈ રહ્યો છે ? તે કૃપા કરીને અમને કહો

**ब्रूहि योगेश्वरे कृष्णे ब्रह्मण्ये धर्मवर्मणि**
**स्वां काष्ठामधुनोपेते धर्मः कं शरणं गतः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे**
**प्रथमोऽध्यायः**

# અધ્યાય ૨ જો.*

## શૌનકના છ પ્રશ્નોનો ઉત્તર.

**व्यास उवाच**

**इति सम्प्रश्नसंहृष्टो विप्राणां रौमहर्षणिः**
**प्रतिपूज्य वचस्तेषां प्रवक्तुमुपचक्रमे ॥**

વ્યાસ કહે છે—શૌનકના ઉત્તમ પ્રશ્નોથી પ્રસન્ન થયેલા રોમહર્ષણના પુત્ર અને ઉગ્રશ્રવા એવા સૂતે તેમના વચનને માન્ય રાખી નીચે પ્રમાણે કહેવા માડ્યુ. ૧

સૂત કહે છે—ઉપનયનના સંસ્કાર માટે આચાર્ય પાસે નહિ ગયેલા અને કર્તવ્ય કર્મ જેને કંઈ રહેલા ન હતા એવા શુકદેવજી જ્યારે સંસારનો ત્યાગ કરીને વનમા ચાલી નીકળ્યા ત્યારે પુત્રના વિયોગથી વ્યાકુળ થઈ વ્યાસે 'હે પુત્ર ! હે પુત્ર !' એ પ્રમાણે ઉંચા સ્વરથી શુકદેવજીને બોલાવ્યા તે સમે, મુનિમય વનના વૃક્ષોએ ઉત્તર આપ્યો કે, "કોણ કોનો પુત્ર છે ? મોહથી ભરેલો આ તો અસાર સંસાર છે" આવો ઉત્તર આપનાર તે સર્વ પ્રાણીઓના અંતરાત્મારૂપ મુનિને હું પ્રણામ કરું છુ ૨ વળી સંસારરૂપી ગાઢ અજ્ઞાન (અંધકાર)ને ઉલ્લંઘવાની ઇચ્છાવાળા સંસારી જીવો ઉપર દયા કરી અસાધારણ પ્રતાપવાળુ, શ્રુતિઓના સારથી ભરપુર, સર્વથી શ્રેષ્ઠ અને આત્મજ્ઞાનને દીવાની પેઠે સાક્ષાત્ પ્રકાશ કરનારુ તથા પુરાણોમા ઉત્તમ એવુ ભાગવત પુરાણ જેમણે રચ્યુ છે તે મુનિઓના ગુરુ શુકદેવજીને હુ શરણે જાઉ છુ ૩ નારાયણ ભગવાનને નરમા ઉત્તમ એવા નર ભગવાનને તથા સરસ્વતીને અને વ્યાસજીને નમસ્કાર કરીને ગ્રંથનો આરંભ કરીએ છીએ. ૪ હે મુનિઓ ! લોકનુ કલ્યાણ કરનારો પ્રશ્ન તમે મને પૂછ્યો તેથી મારૂં મન પ્રસન્ન થયું છે તેજ પુરુષોનો પરમ ધર્મ છે કે, જે ધર્મવડે અતીન્દ્રિય પરમાત્મામા ફલાનુસંધાન રહિત (નિશ્ચલ) દૃઢ ભક્તિ થાય તથા તે ભક્તિ વડે આત્મા પ્રસન્ન થાય છે ભગવાન વાસુદેવનો ભક્તિયોગ, વૈરાગ્યને અને શુષ્ક તર્ક કરતા ઉપનિષદના જ્ઞાનને ઉત્પન્ન કરે છે ૭ સારી રીતે આચરાતો ધર્મ જો પુરુષોને ભગવાનની કથામા પ્રેમ

* શૌનકાદિક મુનિગણોએ પહેલા અધ્યાયમા છ પ્રશ્નો પૂછ્યા હતા, તેમા પહેલો પ્રશ્ન અવિનાશી સત્સાધન શું તે, બીજો સર્વ શાસ્ત્રનો સાર શોધીને કહો તે; ત્રીજો શ્રી કૃષ્ણ વસુદેવની સ્ત્રી દેવકીના ગર્ભમા શા માટે અવતર્યા તે, ચોથો તેના સઘળા ચરિત્ર કહો તે; પાચમો શ્રીહરિના અવતારોની કથા કહો તે અને છઠ્ઠો ઇશ્વર જ્યારે અન્તર્ધાન થયા ત્યારે ધર્મ કોને શરણે ગયો તે આ છ પ્રશ્નમાના ચાર પ્રશ્નનો ઉત્તર સૂત આ બીજા અધ્યાયમા આપે છે

ઉપજાવે નહિ તો તેને કેવળ શ્રમ રૂપ જાણવો, કારણ કે મોક્ષને માટે કરવામાં આવતા ફલાનુસંધાન વિનાના નિષ્કામ ધર્મનું ફળ લૌકિક સ્ત્રી, ધન, પુત્ર વગેરે પદાર્થો માટે નથી ધનાદિકને માટે ધર્માચરણ કરવું નહિ તેમજ ધર્મ એજ જેનું મુખ્ય કાર્ય છે એવા અર્થનું ફળ ભોગાદિક નથી પણ ધર્માદિક કર્મ કરવા તેજ છે ધનનો ઉપયોગ ઉપભોગમાં નહિ પરંતુ દાનાદિકમાં કરવો ૯ ભોગનું ફળ ઇંદ્રિયોને પ્રસન્ન અને તૃપ્ત કરવામાં નથી, પરંતુ શરીરનો નિર્વાહ કરવામાં છે જેટલા અન્નથી શરીર ટકી રહે તેટલુંજ અન્ન ખાવું જોઈએ, ઇંદ્રિયોને સુખી રાખવા માટે નાના પ્રકારના ભોગો કરવા નહિ, તેમ જ જીવવાનું ફળ પણ આ જગતમાં કર્મો કરીને મેળવેલા પુષ્પ, ચંદન, વનિતા વગેરે પદાર્થો ભોગવવામાં નથી, પરંતુ તત્ત્વજ્ઞાનની જિજ્ઞાસા કરવામાંજ રહેલું છે ૧૦ તત્ત્વને જાણનારાઓ અદ્વય એવા જ્ઞાનને તત્ત્વ કહે છે ઉપનિષદમાં તે બ્રહ્મ કહેવાય છે, ધર્મશાસ્ત્રમાં પરમાત્માના નામથી ઓળખાય છે અને પુરાણમાં ભગવાન કહેવાય છે વેદાંતશાસ્ત્ર શ્રવણ કરવાથી પ્રાપ્ત થયેલી જ્ઞાન તથા વૈરાગ્યવાળી ભક્તિથીજ મુનિઓ આત્મામાં તત્ત્વ દેખે છે, માટે વર્ણ તથા આશ્રમના વિભાગ પ્રમાણે પુરુષોથી પળાતા ધર્મનું ફળ ભગવાનને આરાધવા એજ છે ૧૧-૧૩ ભક્તિ રહિત ધર્મ માત્ર મિથ્યા પરિશ્રમ રૂપ છે મનને એકાગ્ર કરીને ભગવાનની લીલાની કથાઓ નિરંતર શ્રવણ કરવી, તેમના નામનું કીર્તન કરવું, ધ્યાન ધરવું અને પૂજન કરવું ૧૪ ધ્યાનરૂપી ખડ્ગથી વિવેકી જનો કર્મની દૃઢતર ગ્રંથિઓને કાપી નાખે છે તો પછી ભગવાનની કથામાં કોણ પ્રેમ કરે નહિ? ૧૫ હે બ્રાહ્મણો! પવિત્ર તીર્થોના સેવનથી તથા મહાત્મા જનની સેવા કરવાથી મનુષ્યને ભગવાનની કથા ઉપર શ્રદ્ધા થાય છે, પછી શ્રવણ કરવાની ઇચ્છા થાય છે, તે પછી જેના નામનું શ્રવણ તથા કીર્તન પવિત્ર છે એવા સત્પુરુષોને વશ શ્રીકૃષ્ણ પોતાની કથાનું શ્રવણ કરનારા ભક્તોના હૃદયમાં વાસ કરી તેમની કામાદિક વાસનાનો નાશ કરે છે ૧૭ ભગવદ્ભક્તોની અથવા તો ભાગવત શાસ્ત્રની સેવા કરવાથી જ્યારે સર્વ અકલ્યાણનો નાશ થાય છે ત્યારે પવિત્ર કીર્તિવાળા ભગવાન ઉપર મનુષ્યની અચળ ભક્તિ થાય છે ૧૮ જ્યારે ભગવાન ઉપર દૃઢતર ભક્તિ થાય છે ત્યારે રજોગુણથી ઉત્પન્ન થનારા કામાદિથી, મન પરાભવ ન પામતાં સત્વ ગુણમાં પ્રસન્ન રહે છે ૧૯ આ પ્રમાણે ભગવાનની ભક્તિના યોગથી મન પ્રસન્ન થાય છે અને તેથી સંસારની વાસનાઓ ઘટે ત્યારે પ્રસન્ન મનવાળા સંગરહિત પુરુષને ભગવાનના તત્ત્વનું જ્ઞાન થાય છે, અને તત્ત્વજ્ઞાન થયા પછી આત્મસ્વરૂપી ઇશ્વરનો સાક્ષાત્કાર થઈને અહંકારનો નાશ થાય છે, ૨૦-૨૧ માટે વિવેકી જનો નિત્ય ભગવાન વાસુદેવ ઉપર પરમ હર્ષથી મનને નિર્મળ કરનારી ભક્તિ રાખે છે ૨૨ સત્વ, રજ અને તમ, એ ત્રણ માયાના ગુણ છે એ ત્રણ ગુણવાળા પરમ પુરુષ ભગવાન આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ કરવા માટે હરિ, બ્રહ્મા અને હર, એવા ત્રણ રૂપો ધારણ કરે છે સત્વ ગુણવાળા શરીરને ધારણ કરનારા ભગવાનથી મનુષ્યોને શ્રેયસ્કર ફળજ મળે છે ૨૩ લાકડામાંથી જેમ ધુમાડો નીકળે છે અને તેમાંથી ત્રણ વેદાત્મક અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ તમોગુણમાંથી પરબ્રહ્મનું જ્ઞાન થાય છે, ૨૪ માટે પૂર્વે અતીન્દ્રિય એવા ભગવાનને મુનિઓ ભજતા હતા, અને જેઓ તે મુનિઓને અનુસરે છે તેઓનું કલ્યાણ થાય છે ૨૫ મોક્ષની ઇચ્છાવાળા ઇર્ષ્યા રહિત ભગવાનના ભક્તો, ભયંકર રૂપવાળા ભૂપતિઓને મૂકીને બીજા દેવતાઓની નિન્દા ન કરતાં નારાયણની શાંત મૂર્તિને ભજે છે ૨૬ રજોગુણ અને તમોગુણની પ્રકૃતિવાળા અને તેથીજ પિતૃઓ તથા ભૂતોના સમાન સ્વભાવવાળા પુરુષો લક્ષ્મી તથા બીજા ઐશ્વર્યની ઇચ્છાથી પિતરોને તથા ભૂતોને ભજે છે સર્વ શાસ્ત્રોમાં તાત્પર્ય રૂપે જણાતા વાસુદેવ મોક્ષ આપનારા છે ૨૭ વેદો, યજ્ઞો, યોગશાસ્ત્રો, ક્રિયાકાંડ, જ્ઞાનશાસ્ત્ર, તપ, ધર્મશાસ્ત્ર, તથા સ્વર્ગાદિકની ગતિ એ સર્વ વાસુદેવ રૂપ છે ૨૮-૨૯ તેજ વ્યાપક અને નિર્ગુણ બ્રહ્મ હોવા છતાં પોતાની કાર્ય કારણરૂપ ગુણાત્મિકા માયાથી પ્રથમ આ જ-

ગતને સરજે છે ૩૦ પછી માયાથી ઉત્પન્ન થયેલા આકાશાદિક ગુણોમા પ્રવેશ કરી જાણે ગુણવાળા હોય એવા ભાસે છે પણ વસ્તુતાએ તેવા નથી, કારણ કે ૩૧ તે ચૈતન્ય શક્તિવડે અત્યત પ્રકાશમાન છે, પોતાને ઉત્પન્ન કરનારા કાષ્ઠમા જેમ ગર્ભ રૂપે અગ્નિ છે પરતુ કાષ્ઠના ભેદે કરીને નાના પ્રકારનો ભાસે છે, તેમ વિશ્વના આત્મા રૂપ ભગવાન એકજ છે, પરતુ સ્થાવર જગમાત્મક પ્રાણીઓમા જીવ રૂપે રહેવાથી વિવિધ પ્રકારના ભાસે છે ૩૨ ભગવાન, પચમહાભૂત શબ્દ સ્પર્શ આદિક તન્માત્રાઓ, ઇન્દ્રિયો અને અત કરણ વગેરે ગુણના કાર્યોથી પોતે નિર્માણ કરેલા સ્વેદજ, અડજ, ઉદ્ભિજ અને જરાયુજ, એમ ચાર પ્રકારના પ્રાણીઓમા રહીને તે તે જીવને અનુકૂલ આવતા તેના ગુણોને ઇચ્છા પ્રમાણે ભોગવે છે ૩૩ જગતની રક્ષા કરનારા દેવતાઓ, પશુઓ અને મનુષ્યોમા નાના પ્રકારની લીલાથી અવતારો લઇને સત્વગુણી અવતારથી તેજ ભગવાન લોકોનુ રક્ષણ કરે છે

**भावयत्येष सत्त्वेन लोकान्वै लोकभावनः ।**
**लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु ॥३३॥**
**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे**
**द्वितीयोऽध्यायः**

# અધ્યાય ૩ જો.*

## ભગવાનના અવતારોની કથાઓ.

**सूत उवाच**

**जगृहे पौरुषं रूपं भगवान्महदादिभिः ।**
**संभूतं षोडशकलमादौ लोकसिसृक्षया ॥१॥**

સૂત કહે છે–ઇશ્વરે સૃષ્ટિના પ્રારભમા લોકોને ઉત્પન્ન કરવાની ઇચ્છાથી મહત્તત્ત્વ, અહકાર, પચતન્માત્રાઓ, ઇદ્રિયો અને પચ મહાભૂત રૂપી સોળ કળાવાળુ પુરુષનુ રૂપ ધારણ કર્યુ ૧ અને તે પછી જળમા શયન કરી યોગનિદ્રા લેવા લાગ્યા. તેમના નાભિકમળમાથી પ્રજાપતિઓના સ્વામી બ્રહ્મા ઉત્પન્ન થયા ૨ જેના અવયવના સ્થાનોમાંથી જુદા જુદા લોકોનો વિસ્તાર કલ્પેલો છે એવા ભગવાનનુ સ્વરૂપ રજો ગુણાદિકથી રહિત હોવાને લીધે શુદ્ધ સત્વગુણી અને સર્વોત્કૃષ્ટ છે ૩ પરમાત્માના હજારો ચરણ, હજારો સાથળ, હજારો હાથ અને હજારો મુખથી અદ્ભુત દેખાતા તેમજ હજારો મસ્તક, હજારો કાન, હજારો નાસિકા, હજારો મુગટ, હજારો વસ્ત્રો અને હજારો કુડળથી શોભાયમાન રૂપને યોગીઓ જ્ઞાનદૃષ્ટિથી જુએ છે ૪ આ સ્વરૂપ આદિ નારાયણનુ છે અને પ્રલય કાળે અનેક અવતારોને લય પામવાનુ તે સ્થાન છે સર્વ જગત તેમા લય પામે છે અવતારો અને જગતને ઉત્પન્ન થવાનુ તે બીજ છે. અવિનાશી જે આદિ નારાયણના અશના અશમાથી દેવતાઓ, પશુપક્ષીઓ તથા મનુષ્યો વગેરે સરજાય છે ૫ જે ભગવાને પુરુષાવતાર લીધો હતો તેજ પરમાત્માએ પ્રથમ બ્રહ્માથી સનકાદિક કુમારોનો અવતાર લઈ બ્રાહ્મણ થઈ દુ ખથી પાળી શકાય એવુ અખણ્ડિત બ્રહ્મચર્ય વ્રત પાળ્યુ હતુ. ૬ બીજે અવતારે જગતની ઉત્પત્તિ માટે રસાતળમા ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવાને યજ્ઞના સ્વામી શ્રી હરિએ વરાહના શરીરને ધારણ કર્યું હતું ૭ ત્રીજે અવતારે તે પરમાત્માએ ઋષિના જન્મમા નારદનો અવતાર લઈ બીજાઓને 'નારદ પચરાત્ર' શીખવ્યુ હતું, કે જેથી કરીને કર્મો નિષ્કર્મતાને પામે છે ૮ ચોથે અવતારે ભગવાને ધર્મની સ્ત્રીથી નર અને નારાયણ નામના ઋષિઓ રૂપે જન્મીને અત કરણને શાતિ આપનારૂ અને કોઇથી પણ કરી શકાય નહિ તેવુ તપ કર્યું હતુ ૯ કપિલ તરીકે પચમ અવતાર ધારણ કરીને સિદ્ધ પુરુષોના પોતે ઇશ્વર થઈ આસુરી બ્રાહ્મણને સાખ્યશાસ્ત્ર શીખવ્યુ હતુ, કે જેમાં તત્ત્વોના સમૂહનો નિર્ણય કરેલો છે ૧૦ અત્રિ ઋષિની પ્રાર્થના ઉપરથી અત્રિને ત્યા પુત્ર થઇને છઠ્ઠો અવતાર લીધો અને અલર્ક રાજાને તથા પ્રહ્લાદાદિક ભક્તજનોને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો ૧૧ રુચિક ઋષિથી આકુતિ નામની સ્ત્રીમા સાતમો યજ્ઞાવતાર ધારણ કરીને યામ વગેરે પુત્રો જેમા મુખ્ય હતા એવા દેવતાઓની સાથે રહીને સ્વા-

* આ ત્રીજા અધ્યાયમા અવતાર કથાના પ્રશ્નના ઉત્તર તથા પુરુષાદિક અવતારોનું અને તે તે અવતારોના ચરિત્રોનુ વર્ણન કરવામા આવશે

યભૂ મન્વતરનુ પાલન કર્યું હતુ ૧૨ આઠમે અવતારે નાભિ રાજાની મેરુદેવી નામની સ્ત્રીથી ઉરુક્રમ ઋષભદેવ થઈને જન્મ્યા અને ધીર મનુષ્યો તથા ચારે આશ્રમો જેને નમે છે એવો પરમ હંસત્વનો માર્ગ દેખાડ્યો ૧૩ નવમો અવતાર પૃથુરાજાનો ધારણ કરીને પૃથ્વીમાથી ઓષધિઓનુ દોહન કરી લોકપ્રિય થયા ચાક્ષુષ મન્વતરમા જ્યારે સમુદ્રો એકઠા થવાથી પ્રલય થયો ત્યારે મત્સ્યાવતાર ધારણ કરીને પૃથ્વી રૂપી નૌકામા વૈવસ્વત મનુને બેસાડી તેમની રક્ષા કરી ૧૫ અગિયારમે અવતારે દેવો અને દાનવો જ્યારે સમુદ્ર મથન કરવા લાગ્યા ત્યારે મોટા કાચબાનુ રૂપ ધારણ કરી પીઠ ઉપર મદરાચલને રાખ્યો ૧૬ બારમો અવતાર ધન્વતરીનો ધારણ કરીને અમૃત આણ્યુ તેરમો અવતાર મોહિનીનો ધારણ કરીને દાનવોને મોહિત કરી દેવતાઓને અમૃત પાયુ, ૧૭ ચૌદમો નૃસિંહાવતાર ધારણ કરી વાસફોડો જેમ નખથી એર (એક જાતના તૃણ) ને ચીરી નાખે તેમ હિરણ્યકશિપુને ચીરી નાખ્યો,૧૮ પદરમો વામનાવતાર ધારણ કરી બલિ રાજાના યજ્ઞમા જઈ તેની પાસેથી સ્વર્ગ ખુચી લેવાની ઇચ્છાથી ત્રણ પગલા પૃથ્વી માગી, ૧૯ સોળમે અવતારે ક્ષત્રિયોને બ્રાહ્મણોનો દ્રોહ કરતા જોઈને પરશુરામાવતાર ધારણ કર્યો અને ક્રોધાયમાન થઈ એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રિય કરી, ૨૦ સત્તરમે અવતારે પરાશરથી સત્યવતીને પેટે અવતરી પુરુષોને અલ્પ બુદ્ધિવાળા જોઈ વેદ રૂપી વૃક્ષની શાખાઓ કરી વ્યાસ કહેવાયા, ૨૧ અઢારમે અવતારે દેવતાઓનુ કાર્ય કરવાની ઇચ્છાથી રામાવતાર ધારણ કરી સમુદ્રનિગ્રહ વગેરે પરાક્રમો કર્યા, ૨૨ ઓગણીસમે અને વીસમે અવતારે રામ તથા કૃષ્ણ એવા નામથી વૃષ્ણિકુળમા અવતાર લઈને ભૂમિનો ભાર ઉતાર્યો, ૨૩ ત્યાર પછી કલિયુગની પ્રવૃત્તિ થવાથી અસુરોનુ બળ વધ્યુ એટલે તેમને મોહ પમાડવા ભગવાન કિકટ દેશમા આવેલા કપિલ પ્રદેશમા અજનના પુત્ર થઈને બુદ્ધને નામે અવતાર ધરશે એ એકવીસમો અવતાર જાણવો, ૨૪ ત્યાર પછી કલિને અતે રાજાઓ ચોર જેવા થઈ જશે, ત્યારે જગત્પતિ પરમેશ્વર વિષ્ણુયશાને ત્યા કલ્કિને નામે છેલ્લો અવતાર લેશે અને ‡ તે બાવીસમો અવતાર ગણાશે ૨૫ મોટા સરોવરમાથી જેમ હજારો ઝરણા નીકળે તેમ સત્વ ગુણવાળા શ્રીહરિના અસખ્ય અવતારો યુગે યુગે થાય છે ૨૬ ઋષિઓ, મનુઓ, દેવતાઓ, મહા બળવાળા મનુના પુત્રો તથા પ્રજાપતિઓ વગેરે ભગવાનની કળાઓ છે. ૨૭ આ અવતારોમા કેટલાક અશ રૂપ અને કેટલાક કળા રૂપ થાય છે, પરતુ શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ નારાયણનો અવતાર છે. દાનવોથી પીડાતા લોકોને અવતારો ધરી ભગવાન યુગે યુગે સુખી કરે છે ૨૮ જે પુરુષ ભગવાનના અવતારોને સાજ સવાર ભક્તિથી ગાય છે તે દુ:ખથી મુક્ત થાય છે ૨૯ જીવાત્માનુ વાસ્તવિક રીતે રૂપ નથી, તે તો જ્ઞાન રૂપ છે છતા ભગવાનની માયાના મહત્તત્વ આદિ ગુણોથી જીવના સ્થૂલ શરીરનો આત્મામા આરોપ કરી શરીરજ આત્મા છે એમ માનવામા આવે છે ૩૦ મેઘમડળો વાયુના આધારે વર્તે છે, પરતુ અજ્ઞાની તેને આકાશને આધારે રહેલા માની તેનો જેમ આકાશમા આરોપ કરે છે, તથા ધુસરતા ધૂળમા છે પરતુ તે ધૂળ ઉડે છે તેથી અજ્ઞાની લોકો વાયુમા જેમ ધુસરતાનો આરોપ કરે છે તેમ અવિવેકી પુરૂષો દ્રષ્ટા રૂપે આત્માનો દૃશ્યાદિક ધર્મવાળા દેહાદિકમા આરોપ કરે છે ૩૧ જેમ સ્થૂલ શરીરનો તેઓ આત્મામાં આરોપ કરે છે તેમ સૂક્ષ્મ શરીરનો પણ આત્મામા આરોપ કરે છે સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરની પેઠે હાથ ચરણાદિક આકારવાળુ નથી, તેમ તે સ્થૂલ શરીરની પેઠે દેખાતુ પણ નથી, તેમજ ઇન્દ્રાદિ દેવતાઓની પેઠે સાભળવાથી પણ જાણી શકાતુ નથી, છતા સૂક્ષ્મ શરીરને આત્માની ઉપાધિ હોવાથી તે જીવ કહેવાય છે અને તે સૂક્ષ્મ શરીરથી જન્મ મરણ વગેરે થયા કરે છે ૩૨ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો અવિદ્યાથી આત્મામા આરોપ કરી બને આત્મજ્ઞાનવડે તથા શ્રવણ મનનાદિ ભક્તિથી જ્યારે

‡ આ બાવીસમા અવતાર સાથે પહેલા ધર્મ તથા મનુ, એ બે અવતારો ગણતા ચોવીસ અવતાર થાય છે

દૂર થાય છે ત્યારેજ જીવ જ્ઞાનમય પરબ્રહ્મ થાય છે ૩૩ જ્યારે અવિદ્યાથી આવરણ અને વિક્ષેપ * કરનારી સર્વજ્ઞ એવી પરમેશ્વરની માયા બ્રહ્મવિદ્યાથી દૂર થાય છે, ત્યારે જીવ બ્રહ્મના સ્વરૂપને પામે છે, અને તત્ત્વવેત્તાઓ કહે છે કે ત્યારેજ તે પોતાના પરમાનદ રૂપ મહિમામા પ્રકાશે છે ૩૪ આ પ્રમાણે અકર્ત્તા, અજન્મા અને અ તર્યામી એવા ઇશ્વરના વેદમા ગુપ્ત રહેલા જન્મોને અને કર્મોને વિવેકી પુરુષો ગાય છે ૩૫ અમોઘ લીલાઓ કરનારા પરમેશ્વર આ વિશ્વને સરજે છે, પાળે છે અને લય પમાડે છે, પર તુ પોતે એક રૂપે રહે છે સ્વત ત્ર અને ઇન્દ્રિયોના નિય તા એવા પરમાત્મા પ્રાણીઓમા રહીને છ ઇદ્રિયોના છ વિષયોને દૂરથી ગ ધની પેઠે ગ્રહણ કરે છે ૩૬ મૂર્ખ મનુષ્ય જેમ નટના રૂપને પારખી શકતો નથી, તેમ કુબુદ્ધિવાળો કોઇ પણ મનુષ્ય કર્ત્તાદિ કુશળતાવાળો હોવા છતા મન અને વચનથી રૂપોનો તથા નામોનો વિસ્તાર કરતા એવા પરબ્રહ્મની લીલાને જાણી શકતો નથી,૩૭ પર તુ જે મનુષ્ય માયારહિત, અવિચ્છિન્ન અનુકૂળતાથી ભગવાનના ચરણારવિન્દને સેવે છે તે ચક્રપાણિ મહા પરાક્રમી અને પરબ્રહ્મ રૂપ એવા પરમાત્માના પદને પામે છે ૩૮ અખિલ લોકના નાથ એવા વાસુદેવ ભગવાનમા હે ભક્ત ! તમે આ પ્રમાણે એકાતિક ભક્તિભાવ રાખો, કે જે ભાવથી ભય કર એવો જન્મમરણનો ફેરો ટળી જાય ૩૯ પવિત્ર કીર્તિવાળા પરમાત્માનુ જેમા ચરિત છે અને જે વેદ સમાન છે એવુ આ શ્રીમદ્ભાગવત ભગવાન વેદવ્યાસે રચેલુ છે ૪૦ સ પત્તિ આપનારૂ, કલ્યાણ કરનારૂ ને દસ લક્ષણોવાળુ હોવાથી મહા પુરાણમા ગણાતુ તથા સર્વ વેદ અને ઇતિહાસમાથી સાર લઈને બનાવેલુ આ પુરાણ, આત્મજ્ઞાનીઓમા શ્રેષ્ઠ એવા પોતાના પુત્રને વ્યાસે ભણાવ્યુ હતુ ૪૧ શુકજીએ "મરણ સુધી ભોજન લઈશ નહિ," એવો નિયમ લઇને ગ ગાના તીર ઉપર ઋષિ મ ડળોથી વિ ટાઇને બેઠેલા પરીક્ષિત નામના રાજાને આ પુરાણ સભળાવ્યુ હતુ ૪૨ શ્રીકૃષ્ણ ભગવાન ધર્મ તથા જ્ઞાન આદિની સાથે પોતાના ધામમા પધાર્યા પછી આ કલિયુગમા લોકો અજ્ઞાનથી આધળા થઈ ગયા છે, તેઓને માટે આ પુરાણ રૂપી સૂર્યનો ઉદય થયો છે. ૪૩ હે બ્રાહ્મણો ! મહા તેજસ્વી અને વિપ્રર્ષિ એવા શુકદેવજી પુરાણની કથા કહેતા હતા ત્યા બેસીને તેમના અનુગ્રહથી તેમની પાસેથી હુ પણ આ કથા ભણ્યો છુ, માટે જે પ્રમાણે આને ભણ્યો છુ તથા મારી જેવી બુદ્ધિ છે તે પ્રમાણે હુ તમને પણ સભળાવીશ ૪૪

अह चाध्यगम तत्र निविष्टस्तादनुग्रहात् ।
सोऽह व श्रावयिष्यामि यथाऽधीतं यथामतिविः
इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे
तृतीयोऽध्यायः

## અધ્યાય ૪ થો.*

### વ્યાસને ભાગવત રચવા થયેલી ઇચ્છા.

व्यास उवाच

इति ब्रुवाण सस्तूय मुनीनां दीर्घसत्रिणाम् ।
वृद्ध कुलपतिः सूत बह्वचःशौनकोऽब्रवीत् ॥

વ્યાસ કહે છે–એ પ્રમાણે કથા કહેતા સૂતના વખાણ કરીને લાબો કાળ ચાલે એવો યજ્ઞ કરવાને એકઠા થએલા મુનિઓ વચ્ચે વૃદ્ધ, સર્વના સ્વામી અને ઋગ્વેદી એવા શૌનક, સૂતને પૂછવા લાગ્યા ૧ કે–હે સૂત ! હે વક્તાઓમા શ્રેષ્ઠ ! ભગવાન શુકદેવજીએ જે ભાગવતની પૂર્વે કથા કહી હતી, તે પવિત્ર કથા અમને કહો ૨ આ સહિતા કયા યુગમાં કયે ઠેકાણે ને કયારે પ્રવૃત્ત થઈ, તથા વ્યાસે કોની પ્રેરણાથી આ સહિતા રચી ? ૩ તેમના પુત્ર શુકદેવજી મહા યોગી અને સમદૃષ્ટિવાળા છે, ભેદ રહિત છે, જેમની બુદ્ધિ બ્રહ્મમા લાગેલી છે વળી પોતે માયારહિત છતા પોતાના આત્મસ્વરૂપને બીજાની પાસે પ્રગટ ન કરતા મૂઢ જેવા દેખાય છે, ૪ તે મહાત્મા શુકદેવજી જ્યારે વનમા ગયા ત્યારે વ્યાસ મહારાજ પુત્રની પાછળ તેમને ભેટવા દોડ્યા શુ-

* જગતને ઉત્પન્ન કરવુ તે વિક્ષેપ

* આ ચોથા અધ્યાયમા તપશ્ચર્યા કરવા છતા વેદાર્થનુ જ્ઞાન હોવા છતા વ્યાસને અસતોષ રહેલો તેથી ભાગવત રચ્યુ, એ કથા કહેવામા આવશે

કદેવજી નગ્ન દોડ્યા જતા હતા અને વ્યાસે વસ્ત્રો પહેર્યા હતા છતા વ્યાસને જોઇને જલક્રીડા કરતી અપ્સરાઓએ લાજથી વસ્ત્રો પહેરી લીધા, પરતુ આગળ જતા શુકને નગ્ન જોયા છતા પણ વસ્ત્રો પહેર્યા નહિ, તે આશ્ચર્ય જોઇને અપ્સરાઓને તેમ કરવાનુ કારણ પૂછ્યુ, ત્યારે તેઓ બોલી કે 'આ સ્ત્રી છે, આ પુરુષ છે,' એવો ભેદ તમને છે પરતુ તમારા પુત્રને નથી માટે તમને જોઇને વસ્ત્રો પહેર્યા અને તમારા પુત્રને જોઇને વસ્ત્રો પહેર્યા નહિ ૫ આવા ભેદ રહિત શુકદેવજી ગાડા, મુગા અને જડ મનુષ્યની પેઠે ફરતા ફરતા કુરૂદેશના જાગલ પ્રાતમા ગયા ત્યારે લોકોએ તેમને કેવી રીતે ઓળખ્યા ? તે હસ્તિનાપુર કેમ ગયા ? ૬ વળી હે તાત ! તે મહા ભાગ્યશાળી મુનિ ગૃહસ્થાશ્રમીઓના ઘરને પવિત્ર કરતા થકા તેમના ઘરમા ગાય દોહોવાય તેટલો વખત જ ભિક્ષાની વાટ જોતા ઉભા રહે છે, અર્થાત્ વિશેષ કાળ કોઇને ત્યા પણ નહિ ગાળનારા મુનિની સાથે પાડવોના પૌત્ર રાજર્ષિ પરીક્ષિત રાજાને કેવી રીતે સવાદ થયો કે જે સવાદમા શુકદેવજીએ શ્રીમદ્ભાગવતની કથા કહી ૭-૮ હે સૂત ! વૃદ્ધ પુરૂષો અભિમન્યુના પુત્ર પરીક્ષિત રાજાને ભગવદ્ભક્તોમા શ્રેષ્ઠ ગણે છે માટે તેમનો આશ્ચર્યકારક જન્મ તથા કર્મો અમને કહો ૯ પાડવોના માનમા વધારો કરનારા તે રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી શા માટે મરણ પર્યંત અનશન વ્રત ધારણ કરી ગગાના તીર ઉપર બેઠા હતા ? ૧૦ હે સૂત ! શત્રુઓ પોતાના હિત માટે પ્રત્યક્ષ રીતે ધન લાવીને, જે રાજાના પગમા અર્પણ કરીને નમતા હતા એવા શૂરવીર અને જુવાન રાજાએ પ્રાણની સાથે પણ ત્યાગ કરી શકાય નહિ એવી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરવાની કેમ ઇચ્છા કરી ? ૧૧ જે મનુષ્યો ભગવાનના ભક્તો છે તેઓ પોતાના સ્વાર્થ માટે જીવતા નથી, પરતુ તેઓ તો લોકના કલ્યાણ માટે, સપત્તિ માટે અને ઐશ્વર્ય માટે જીવે છે, ત્યારે આ રાજાએ વૈરાગ્ય પામીને પારકાનુ હિત કરનારા તથા પરને આશ્રય આપનારા પોતાના દેહનો શા માટે ત્યાગ કર્યો ? ૧૨ અત્રે મે આપને જે કઈ પ્રશ્ન કર્યો તેનો આપ ઉત્તર આપો તમે વેદ વિના સર્વ શાસ્ત્રમા પારગત છો એમ હુ માનુ છું. ૧૩

સૂત બોલ્યા–હે શૌનક ! યુગના ફેરફારમાં જ્યારે ત્રીજો દ્વાપર યુગ આવ્યો ત્યારે પરાશરથી સત્યવતી વિષે હરિની કળામાથી વ્યાસ જન્મ્યા હતા ૧૪ એક દિવસ સરસ્વતી નદીના પવિત્ર જળમા સ્નાન સધ્યા આદિક કર્મ કરી વેદ્વ્યાસ એકાત સ્થળમા બેઠા હતા, ૧૫ અને દિવ્ય દૃષ્ટિથી ભૂત ભવિષ્યને જાણનારા તે મુનિ, અવ્યક્ત વેગવાળા કાળે કરીને યુગે યુગે પૃથ્વી ઉપર યુગના ધર્મોમા થયેલા સકરત્વને જોઇને તથા અવ્યક્ત વેગવાળા કાળે કરેલા શરીરાદિક પદાર્થોની શક્તિના ઘટાડાને જોઇને તથા મનુષ્યોને શ્રદ્ધાહીન, ધર્મ વિનાના, દુષ્ટ બુદ્ધિવાળા અને દુષ્ટ ભાગ્યવાળા જોઇને, સર્વે વર્ણોનુ તથા આશ્રમોનુ જેવી રીતે કલ્યાણ થાય તેવા ઉપાયોનો વિચાર કરવા લાગ્યા ૧૬-૧૮ ચાર ઋત્વિજ અને ચાર હોતાથી કરવામા આવતું જે વૈદિક કર્મ પ્રજાને શુદ્ધ કરનારૂ છે, તે ઉપરથી યજ્ઞોનો વિસ્તાર કરવા માટે તેમણે એક વેદમાથી ચાર વેદ કર્યા ૧૯ એટલે ઋક્, યજુષ્, સામ અને અથર્વણ, નામના ચાર વેદો રચ્યા અને ઇતિહાસ તથા પુરાણ, પાચમો વેદ કહેવાય છે તે પણ રચ્યા ૨૦ વેદોમાથી ઋગ્વેદને પૈલ ઋષિ ભણ્યા, સામ વેદને જૈમિની ભણ્યા, અને વૈશપાયન યજુર્વેદમા પારગત થયા ૨૧ વળી અભિચારાદિક દારૂણ કર્મમા પ્રવૃત્ત થયેલા ભયંકર સ્વભાવવાળા સુમતુ મુનિ અથર્વ વેદમા તથા આગિરસ નામના મુનિ મત્રોમા પારગત થયા, અને મારા પિતા રોમહર્ષણ ઇતિહાસ તથા પુરાણોમા વ્યુત્પન્ન થયા ૨૨ તે સર્વ ઋષિઓએ પોત પોતાના અધીત વેદોના અનેક વિભાગો કર્યા અને તે શિષ્યો, પ્રશિષ્યો અને તેઓના શિષ્યોદ્વારા ઘણી શાખાવાળા બનાવ્યા ૨૩ પૂર્વે જે વેદોને બુદ્ધિશાળી લોકો ભણી શકતા હતા તે વેદોને મદ બુદ્ધિવાળા લોકો પણ જે પ્રમાણે ભણી શકે તેવી રીતે દીન ઉપરની પ્રીતિથી વ્યાસે સરલ કર્યા. ૨૪ સ્ત્રી, શૂદ્ર તથા ત્રણ વર્ણમાં જે નીચ લોકો છે, તેમને

વેદ સાભળવાનો અધિકાર નથી. તેથી તેઓ પોતાનું કલ્યાણ કરનારાં સાધનોને જાણુતા નથી તેઓનુ આલોકમાં આ રીતે કલ્યાણ થાય એવો વિચાર કરીને તેઓના ઉપર કૃપા કરવા માટે વ્યાસે ભારત* રચ્યુ ૨૫ હે બ્રાહ્મણો ! આ પ્રમાણે નિરંતર સર્વ કર્મોથી પ્રાણીઓનુ કલ્યાણ કરવા માટે પ્રવૃત્ત થયેલા છતા પણ વ્યાસજીનુ મન જ્યારે પ્રસન્ન થયુ નહિ ત્યારે કિંચિત્ પ્રસન્ન મનના ધર્મવેત્તા વ્યાસ મુનિ સરસ્વતી નદીના તીર ઉપર એકાતમા બેસીને મનમા ખેદ થવાનુ કારણ વિચારતા, આ પ્રમાણે બોલ્યા ૨૬–૨૭ મે વ્રત ધારણ કરીને વેદોને, ગુરૂઓને તથા અગ્નિને નિષ્કપટ બુદ્ધિથી પૂજ્યા છે, તેમ તેઓની આજ્ઞા પણ નિષ્કપટ ભાવથી માન્ય કરી છે ૨૮ વળી ભારત રચીને વેદનો અર્થ દર્શાવ્યો છે જે આખ્યાનમાથી સ્રી શૂદ્ર અને નીચ જાતિના દ્વિજ વર્ગો પોત પોતાના ધર્માદિકને જાણી શકે છે ૨૯ વળી મારા દેહમા રહેલો જીવ પણ વસ્તુતાએ સંપૂર્ણ છે અને વેદનુ શ્રવણ તથા અધ્યયન કરવાથી તેજસ્વી એવા મહાત્મા પુરુષોમા પણ શ્રેષ્ઠ છે છતા ખેદની વાત છે કે, તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થયુ ન હોય એમ લાગે છે ૩૦ મે શું પરમહંસોને પ્રિય એવા ભગવદ્ભક્તોના ધર્મો બહુધા નિરૂપણ કર્યા નથી ? કે જે ધર્મો ભગવાનને બહુજ પ્રિય છે. ૩૧ આ પ્રમાણે વેદવ્યાસ પોતાના આત્માને સ્વસ્વરૂપના જ્ઞાનથી રહિત માનીને ખેદ કરતા બેઠેલા હતા એવામા નારદજી ત્યા પધાર્યા ૩૨ વ્યાસે ઉભા થઇ તેમનો સત્કાર કર્યો અને પછી દેવતાઓએ પૂજેલા તે ઋષિની શાસ્રમા કહ્યા પ્રમાણે તેમણે પૂજા કરી ૩૩

**तमभिज्ञाय सहसा प्रत्युत्थायागतं मुनिः**
**पूजयामास विधिवन्नारदं सुरपूजितम् ॥३३॥**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे**
**चतुर्थोऽध्यायः**



* ભારત નામનું આખ્યાન ઇતિહાસમા ગણાય છે.

# અધ્યાય ૫ મો.*

## ભક્તિ–હરિકીર્તનની મહત્તા.

### सूत उवाच

**अथ तं सुखमासीन उपासीनं बृहच्छ्रवाः ।**
**देवर्षिः प्राह विप्रर्षिं वीणापाणिः स्मयन्निव १**

સૂત કહે છે—ત્યાર પછી મોટી કીર્તિવાળા અને હાથમા વીણાવાળા દેવર્ષિ નારદ સુખે કરીને બેઠા, અને મંદ હાસ્ય કરતા હોય તેમ હસીને વિપ્રર્ષિ એવા વ્યાસ પ્રત્યે બોલ્યા ૧ કે, હે મહાભાગ ! હે પરાશરના પુત્ર ! તમારો શરીરાભિમાની આત્મા શરીરથી પ્રસન્ન છે કે કેમ ? તેમજ મનનો અભિમાની આત્મા મનવડે પ્રસન્ન છે કે નહિ ? ૨ તમે જાણુવા યોગ્ય ધર્માદિક વિષયો બહુ સારી રીતે જાણેલા છે અને તે પ્રમાણે કર્યું પણ છે, કારણ કે તમે ધર્માદિક સર્વ અર્થથી ભરેલો અને તેને લીધે મહા આશ્ચર્યકારક ભારત નામનો ઈતિહાસ બનાવ્યો છે. વળી તમે સનાતન બ્રહ્મ સ્વરૂપને પણ જાણ્યુ છે, તેમજ તેને પ્રાપ્ત પણ કર્યું છે, તથાપિ હે પ્રભો ! તમે અકૃતાર્થ પુરુષની પેઠે શોક કરો છો તેનુ કારણ મને કહો ? ૩–૪

વ્યાસે કહ્યુ—હે નારદ ! તમે જે કહ્યુ તે સર્વ મારામા છે, તથાપિ મારો આત્મા સંતુષ્ટ થયો નથી અમે બ્રહ્માના પુત્ર અને અગાધ બોધવાળા આપને શારીર અને માનસ આત્માના અસંતોષનું કારણ શું હશે તે પૂછીએ છીએ, કારણ કે તે અમારા જાણુવામા આવતુ નથી ૫ આપનુ અગાધ જ્ઞાન છે, આપ સર્વ રહસ્યને જાણો છો, કેમકે આપે પુરાતન એવા પુરુષની ઉપાસના કરેલી છે જે પુરાણ પુરુષ સર્વ કાર્યના તથા કારણના નિયંતા છે, અને સંકલ્પ માત્રમા ગુણોથી આ વિશ્વને સરજે છે, પાળે છે તથા તેનુ ભક્ષણ કરે છે. ૬ તમે સૂર્યની પેઠે ત્રણે લોકમા ફરતા વાયુની પેઠે સર્વના અંતરમા રહેતા બુદ્ધિની વૃત્તિના સાક્ષી જેવા છો,

* આ પાચમા અધ્યાયમા વ્યાસના મનને પ્રસન્ન કરવા માટે હરિકીર્તન મોટુ છે એમ નારદે તેમને ઉપદેશ કરેલો છે

માટે ધર્મ તથા યોગવડે પરબ્રહ્મના પારને પામેલો તથા સ્વાધ્યાયના નિયમોથી વેદના પારને પામેલો જે હુ તેને, બાકી રહેલુ હોય તે અ જ કહો ૭

નારદ કહે છે-તમે ભગવાનના નિર્મળ યશ ગાયા નથી, અર્થાત્ તે વિના સર્વ વર્ણવ્યુ છે જે ધર્માદિકના જ્ઞાનથી ભગવાન પ્રસન્ન થતા નથી. તે ધર્માદિકના જ્ઞાનને હુ અપૂર્ણ માનુ છુ ૮ હે મુનિ ! તમે જેવા ધર્મ અને અર્થને વર્ણવ્યા તેવો ભગવાન વાસુદેવને મહિમા વર્ણવ્યો નથી ૯ જગતને પાવન કરનારા હરિગુણનુ વર્ણન કરતુ ન હોય તેવુ વાકય કાકતીર્થ જેવુ છે, અને હ સો કમળ વન મુકી જેમ કાકસ્થાનમા ક્રીડા કરતા નથી તેમ સત્વગુણી મનવાળા અને પરબ્રહ્મમા સ્થિતિ કરનારા પરમહ સો પણ તેમા આન દ પામતા નથી ૧૦જે રચના મનુષ્યોના તમામ પાતકોને નાશ કરે છે તેજ યુક્ત વાકયરચના ગણાય છે, જે વાણીના પ્રયોગમા ઉત્તમ પ્રકારની રચના હોય, જેના પ્રત્યેક શ્લોક ભગવાનના યશોવડે અ કિત થયેલા હોય એવા પવિત્ર ગ્ર થનને મહાત્મા પુરુષો સાભળે છે, બીજા શ્રોતાઓ મળે તો તેમને સ ભળાવે છે તથા તેનુ કીર્તન કરે છે તેમને ખરેખર ધન્ય છે ૧૧ ઉપાધિ મટાડનારૂ બ્રહ્મજ્ઞાન પણ જો ભક્તિ રહિત હોય તો શોભતું નથી દુ ખોથી ભરેલા કામ્ય અને નિષ્કામ કર્મો ઈશ્વરને અર્પણ કરેલા ન હોય તો તે પણ શોભતા નથી ૧૨ હે મહાભાગ ! તમે યથાર્થ બુદ્ધિવાળા, ઉજ્વળ યશવાળા, સત્ય પરાયણ અને સ્વાધ્યાયાદિક વ્રત સ પન્ન છો માટે સ સારના બ ધનમાથી છુટવા સારૂ * સમાધિ વડે ઉરૂક્રમ એવા ભગવાનના ચરિત્રોનુ વર્ણન કરો ૧૩ જે પુરુષ અન ત લીલા કરનારા ભગવાનની લીલા તરફ દૃષ્ટિ ન કરતા બીજા વિષયોમા દૃષ્ટિ રાખે છે, અને પરમાત્માની લીલાને ગાતો નથી, પર તુ બીજા વિષયોના વિચાર કરવાથી સ્કુરી આવેલા રૂપો અને નામોથી જેની બુદ્ધિ વ્યાકુળ થઇ જાય છે અને પવનના આઘાતથી ખરાબા ઉપર ચઢી ગયેલુ વહાણુ જેમ નિયત સ્થાને જતુ નથી, તેમ તેની બુદ્ધિ કોઈ સ્થાને સ્થિરતા પામતી નથી ૧૪ સ્વાભાવિક રીતેજ નિન્દિત એવા કામ્યકર્મો ઉપર મનુષ્યની પ્રીતિ હોય છે તેથી મનુષ્યને ધર્મ, અર્થાદિક કામ્યકર્મોનો ઉપદેશ કરવો યુક્ત નથી, કારણુ કે એવા આપણા વાકય ઉપરથી પ્રાકૃત મનુષ્ય આજ મુખ્ય ધર્મ છે એમ માને છે તે એમ સમજતો નથી કે વ્યાસજીએ તો કામ્યકર્મ કરવાનો નિષેધ કર્યો છે ૧૫ કામ્યકર્મો કરના કોઇક બુદ્ધિશાળી પુરુષ, વ્યાપક, દેશાતીન ને કાલાતીત એવા પરમાત્માના નિર્વિકલ્પક સુખરૂપ સ્વરૂપને જાણી શકે છે, માટે દેહ દિકના અભિમાનવાળા અને સત્વાદિ ગુણોથી જગતમા પ્રવૃત્તિ કરનારા પુરુષની પાસે દેશ અને કાળથી પણ પર એવા પરમાત્માની લીલાનુ વર્ણન કરવુ યુક્ત છે ૧૬ કોઈ પણ પુરુષ સ્વધર્મનો ત્યાગ કરી હરિના ચરણારવિ દનુ ભજન કરવા માડે અને ભજન કરતા કરતા સિદ્ધ ભક્ત થયા વિના વચ્ચેજ તેમાથી ભ્રષ્ટ થાય અથવા તો મરી જાય તો હરકોઈ સ્થાનમા ધારો કે નીચ જાતિમા પણ તે ભક્તિ રહિત મનુષ્યનુ કલ્યાણ થતું નથી સ્વધર્મરત છતા પરમાત્માને નહિ ભજનારા કઈ ફળ મેળવતા નથી, ૧૭ માટે શ્રીહરિની ભક્તિ કરવી એજ યોગ્ય છે આ લોકની ઉપર બ્રહ્મલોક છે અને નીચે સ્થાવર લોક છે બ્રહ્મલોકથી માડીને સ્થાવર લોક પર્યંત ફરનારને જે વસ્તુ નથી મળતી તે વસ્તુ મેળવવાનો પ્રયત્ન કરવો, એ વિદ્વાનનું કર્ત્તવ્ય છે જેમ પૂર્વજન્મના કર્મો પ્રમાણે દુ ખો પોતાની મેળે આવી મળે છે, તેમ નરકાદિકમા પણુ વિષયો તો એની મેળે આવી મળે છે, એને માટે યત્ન કરવો પડતો નથી ૧૮

જે માણુસ મુકુદ ભગવાનના ચરણારવિ દને સેવે છે તે કદી કર્મમાર્ગમા આસક્તિવાળા મનુષ્યની પેઠે જન્મ મરણુના ફેરામા ફરતો નથી ભગવાનના ચરણારવિ દના આલિ ગનને સ ભારી તે ફરીને તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી, કારણુ કે, તેને સત્યસ્વરૂપનો આગ્રહ દૃઢ થયેલો હોય છે.૧૯ આ જગત્ પરમેશ્વરરૂપ છે અને ઈશ્વર તેનાથી ભિન્ન છે અથવા તો આ જગત્ ભગવાન રૂપજ છે અને

* ચિત્તની એકાગ્રતાવડે

જીવ પણ ભગવાનનુ રૂપ છે જે ભગવાન આ જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે અને તેનો સંહાર કરે છે તે ઈશ્વરને હે વ્યાસજી! તમે પોતે જાણો છો, છતાં મેં તમને ભગવાનનુ એક સામાન્ય સ્વરૂપ આથી જણાવ્યુ છે ૨૦ હે અમોઘ દૃષ્ટિવાળા! તમે પોતે તમારા આત્માને જગતના કલ્યાણ માટે ઉત્પન્ન થયેલા ઈશ્વરરૂપ જાણો, કારણ કે, તે પુરાણપુરુષ પરમાત્માના અંશરૂપ છે હવે તમે પ્રતાપી ભગવાનના પરાક્રમોને પ્રગટ કરો ૨૧ ઉત્તમ કીર્તિવાળા પરમાત્માના ગુણો વર્ણવવા એજ પુરુષને તપશ્ચર્યાનુ, શાસ્ત્રાભ્યાસનુ, યજ્ઞયાગાદિક કરવાનુ, વેદાભ્યાસ કરવાનુ, શાસ્ત્રના અભ્યાસથી થયેલી વ્યુત્પત્તિનુ અને દાનનુ અવિનાશી ફળ છે, એવુ વિવેકી જનો કહે છે ૨૨

હે મુનિ! હુ પૂર્વે વેદજ્ઞ બ્રાહ્મણની દાસીને પેટે જન્મ્યો હતો મારી માતાએ મને બાલ્યાવસ્થામાજ યોગીઓની સેવા કરવા મૂકયો હતો તે યોગીઓ ચોમાસામા એક સ્થાનમાજ રહેવાની ઈચ્છા રાખતા હતા ૨૩ હુ બાળક હોવા છતા મારામા સ્વાભાવિક ચપળતા ન હતી હુ જિતેન્દ્રિય રહેતો, અર્થાત્ જે તે ખાતો નહિ, રમકડાને અડકતો નહિ, યોગીઓને અનુકૂળ રહેતો, તેઓની સેવા કરતો અને કામ જેટલુજ બોલતો એ યોગીઓ જો કે સમાન દૃષ્ટિવાળા હતા તોપણ મારા ઉપર દયા રાખતા. ૨૪ હુ તે બ્રાહ્મણ સંન્યાસીઓની આજ્ઞા લઈ એકવાર ઉચ્છિષ્ટ ભોજન કરતો અને એ પ્રમાણે વર્તવાથી મારા પાતકો નાશ પામ્યા હતા. આ પ્રમાણે યોગીઓની સેવા કરતા કરતા મારૂ મન શુદ્ધ થયુ તથા મને ભગવદ્ ભજનમા પ્રીતિ થઈ ૨૫ યોગીઓ નિરંતર શ્રીકૃષ્ણ ભગવાનની લીલાની કથાઓ કરતા અને હુ તેમના અનુગ્રહથી સાભળતો હે વ્યાસજી! હુ શ્રદ્ધાથી કથાઓ સાભળતો હતો તેથી પવિત્ર કીર્તિવાળા પરમાત્મામા મને પ્રીતિ ઉત્પન્ન થયેલી છે. ૨૬

હે મુનિ! જ્યારે મને ભક્તિ ઉપર પ્રીતિ થઈ ત્યારે મોટી કીર્તિવાળા પરમેશ્વર ઉપર શ્રદ્ધા ચોટી. મારી પોતાની અવિદ્યાથી બ્રહ્મમા મેં જે સ્થૂલ સૂક્ષ્મ દેહની કલ્પના કરી હતી તે મારી પોતાની ભૂલ છે, એમ મને પછી સમજાયુ § ૨૭ પેલા યોગીઓ વર્ષાઋતુમા તથા શરદૃઋતુમા શ્રીહરિના યશ ગાતા તે હુ ત્રણે વખતે સાભળતો તેથી મારી બુદ્ધિમાના રજોગુણનો અને તમોગુણનો નાશ કરનારી શુદ્ધ હરિભક્તિ પ્રાપ્ત થઈ ૨૮ પછી જ્યારે દીનવત્સલ એવા તે યોગીઓ જવાને તૈયાર થયા ત્યારે તેઓએ ઉપર કહ્યા પ્રમાણે જેને જ્ઞાન પ્રાપ્ત થયુ હતું એવા પ્રેમાળ, વિનયવાળા, પાપરહિત, શ્રદ્ધાળુ, જિતેન્દ્રિય અને અનુચર જેવા મારી ઉપર કૃપા કરી, ભગવાને કહેલુ ગુહ્યતમ જ્ઞાન મને આપ્યુ, ૩૦ જે જ્ઞાનવડે હું ભગવાન જગત્કર્ત્તા વાસુદેવના પ્રભાવને સમજ્યો તે જાણવાથી પુરુષો ઈશ્વરના પદને પામે છે, ૩૧ માટે હે બ્રહ્મન્! સર્વના નિયંતા અને સ્વસ્વરૂપમા સંપૂર્ણ રીતે રહેલા એવા ભગવાનમા જો કર્મ અર્પણ કર્યું હોય તો તે અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત ત્રણે તાપ ટાળે છે ૩૨ હે વ્યાસજી! પ્રાણીઓને જેથી રોગ થાય છે તે પદાર્થ તે રોગને મટાડી શકતો નથી, પરંતુ બીજા પદાર્થોની સાથે તે મિશ્ર કરેલો હોય તોજ રોગને મટાડી શકે છે ૩૩

આ પ્રમાણે સર્વ કર્મો મનુષ્યને જન્મ મરણ ધર્મવાળો સંસાર આપનારા છે, પરંતુ જો તે ઈશ્વરાર્પણ કરવામા આવે તો ભોગની નિવૃત્તિ કરવાને સમર્થ થઈ શકે છે ૩૪ આ જગતમા ભગવાનને પ્રસન્ન કરનારૂ જે કર્મ કરવામા આવે છે તે કર્મ ભક્તિયોગવાળુ હોવાથી ભગવાનના તત્ત્વને દર્શાવનારૂ શુદ્ધ જ્ઞાન ઉત્પન્ન કરે છે ૩૫ જીવ જ્યારે ભગવાનની આજ્ઞા અનુસાર સર્વ કર્મો ઈશ્વરાર્પણ કરે છે ત્યારે તે શ્રીકૃષ્ણનો દૃઢ અનુરાગી થઈને તેમના ગુણ તથા નામોનુ કીર્તન અને સ્મરણ કરે છે ૩૬ વાસુદેવ રૂપ એવા ભગવાનનુ અમે ધ્યાન

§ પ્રથમ મહાપુરૂષની સેવા, તેથી મહાત્માની કૃપા, તેથી પરમાત્મા સંબંધી ધર્મ ઉપર શ્રદ્ધા, તેથી ભગવાનની કથાનુ શ્રવણ અને કથા શ્રવણથી ભગવાન ઉપર પ્રીતિ થાય છે ભગવાન ઉપર પ્રીતિ થવાથી સ્થૂલ સૂક્ષ્મ દેહનુ જ્ઞાન અને તેથી આત્મજ્ઞાન થાય છે, તેથી ભગવાન ઉપર દૃઢ ભક્તિ રહે છે

ધરીએ છીએ પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સંકર્ષણ મૂર્તિ રૂપ પરમાત્માને અમે નમસ્કાર કરીએ છીએ ૩૭ આ પ્રમાણે પરમ પુરુષની મૂર્તિઓના નામો લઇને નિરાકાર તથા મંત્ર મૂર્તિવાળા યજ્ઞ પુરુષને જે ભજે, તે યથાર્થ જ્ઞાની થાય છે ૩૮ હે બ્રહ્મન્ ! હું આ પ્રમાણે વર્તતો તેથી નારદ મારા ઉપદેશને યથાર્થ રીતે પામ્યો છે, એમ જાણીને શ્રીકૃષ્ણ ભગવાને મને જ્ઞાન ઐશ્વર્ય તથા ભક્તિ આપી છે૩૯ તે માટે હે બહુશ્રુત વ્યાસ ! તમે પણ સમર્થ એવા ઇશ્વરના પ્રખ્યાત યશને ગાઓ કે જે સાંભળવાથી પંડિતોની જિજ્ઞાસા પૂર્ણ થાય ઇશ્વરના ગુણાનુવાદ ગાયા વિના વારંવાર દુઃખોથી પીડા પામતા પ્રાણીઓના કલેશો મટતા નથી, એમ વિદ્વાનોનું કહેવું છે ૪૦

**त्वमप्यदभ्रश्रुतविश्रुतं विभो**
**समाप्यते येन विदां बुभुत्सितम्**
**प्रख्याहि दुःखैर्मुहुरर्दितात्मनां**
**सङ्क्लेशनिर्वाणमुशन्ति नान्यथा ॥४०॥**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे पंचमोऽध्यायः**

# અધ્યાય ૬ ઠ્ઠો. §

## નારદના પૂર્વજન્મનું વૃત્તાંત.

**सूत उवाच**

**एवं निशम्य भगवान्देवर्षेर्जन्म कर्म च ।**
**भूयः पप्रच्छ तं ब्रह्मन्व्यासः सत्यवतीसुतः.**

સૂત કહે છે–હે બ્રહ્મન્ ! ઉપર કહ્યા પ્રમાણે દેવર્ષિ નારદનો જન્મ તથા કર્મો સાંભળી સત્યવતીના પુત્ર ભગવાન વેદવ્યાસે ફરીને તેમને પ્રશ્ન કર્યો ૧ કે–હે નારદ ! તમને જ્ઞાનોપદેશ કરનારા તે ભિક્ષુકો દૂર દેશમાં ગયા ત્યારે તમે બાળક હતા તેથી પછી શું કર્યું ? ૨ હે બ્રહ્માના પુત્ર ! તમે બાકી રહેલું આયુષ્ય કેવી રીતે ગાળ્યું અને કાળ આવ્યો ત્યારે દેહનો કેવી રીતે ત્યાગ કર્યો ? હે દેવશ્રેષ્ઠ નારદ ! આ કાળ જે સર્વ જગતનો નાશકર્ત્તા છે તે તમારી પૂર્વજન્મની સ્મૃતિનો કેમ નાશ કરતો નથી ? ૩–૪

નારદ બોલ્યા–મને જ્ઞાનોપદેશ કરનારા સંન્યાસીઓ દૂર દેશમાં ગયા ત્યારે હું પહેલી અવસ્થામાં હતો અને મેં તે પછી આ પ્રમાણે કર્યું. ૫ હું મારી માતાને એકનો એક પુત્ર હતો તે અજ્ઞાની હોઇ કોઈને ત્યાં દાસી રહેલી હતી મારી ઉપર તેને અત્યંત પ્રીતિ હતી તેમ મારે પણ તેના વિના બીજો આધાર ન હતો ૬ તેથી તે બિચારી મારૂં યોગક્ષેમ કરવાની નિરંતર ઇચ્છા કરતી હતી, પરંતુ પરાધીન હોવાથી તેમ કરી શકતી ન હતી પુતળી જેમ દોરીને અધીન હોય છે તેમ આ જગત્ ઇશ્વરને અધીન છે તેની ઇચ્છા વિના કોઈ કંઈ કરી શકતું નથી ૭ હું પાંચ વર્ષની અવસ્થાનો બાળક હતો તેથી મને દિશા, દેશ કે કાળનું જ્ઞાન ન હતું. હું માતાના સ્નેહ બંધનમાંથી "ક્યારે છુટું ?" એમ થતું હતું ૮ એક દિવસ મારી મા ગાય દોહવા ઘરમાંથી નિકળી ત્યારે તેના પગ તળે સર્પ આવ્યો તે તેને કરડયો તેથી તે મરણ પામી. ૯ તેનું મરણ થયું ત્યારે હું ભક્તોનું કલ્યાણ ઇચ્છનારા પ્રભુનો મારા ઉપર અનુગ્રહ થયો એમ માની ઉત્તર દિશા તરફ ચાલી નિકળ્યો ૧૦ તે દિશામાં સમૃદ્ધિવાળા દેશો, રાજધાનીનાં નગરો, ગામો, વ્રજો, રત્નોની ખાણો, ખેડુતના ગામો, પહાડી ગામો, વિશાળ વનો, ઉપવનો, અનેક જાતની ધાતુઓથી શોભાયમાન તથા હાથીઓએ ભાગી નાખેલી શાખાના વૃક્ષો જેમાં હતાં એવા મોટા પર્વતોને, પવિત્ર તથા નિર્મળ પાણીવાળા જળાશયોને, વિચિત્ર શબ્દો કરતા પક્ષીઓના શબ્દોથી ઉડી આમ તેમ ગણગણાટ કરીને ભમતા ભમરાઓથી મનોહર તથા દેવોથી સેવાયલી તલાવડીઓ જોતો જોતો હું એકલોજ આગળ ગયો. એટલામાં એક મહા વન મારી દૃષ્ટિએ પડયું આ મહાવન, ઉંચા દર્ભ અને નક્કર તથા પોલા વાંસોથી અત્યંત ગાઢ, સહન થઈ ન શકે તેવું ભયંકર અને સર્પ, ઘુવડ તથા શિયાળોને ક્રીડા કરવાના સ્થાન જેવું હતું. ૧૧–૧૪ મારૂં શરીર પરિશ્રમને લીધે થાકી ગયું હતું, તેમ તરસ અને ભૂખ પણ લાગી હતી, તેથી પાસેની એક નદીમાં સ્નાન

§ આ છઠ્ઠા અધ્યાયમાં વ્યાસને ખાતરી કરવા માટે નારદ પૂર્વજન્મમાં શ્રીકૃષ્ણની કથાનું કીર્તન કરવાથી પોતાનું જે સદ્ભાગ્ય થયું હતું તે કહે છે

આચમન કરી, જલપાન કરી માર્ગના શ્રમને મે દૂર કર્યો ૧૫ તે પછી હુ તે નિર્જનવનમા એક પીંપળાના ઝાડ તળે જઇ બેઠો અને બ્રાહ્મણો પાસેથી જે પ્રમાણે પરમાત્માનુ સ્વરૂપ સાભળ્યુ હતુ, તે પ્રમાણે હૃદયમાં રહેલા પરમાત્માનુ ધ્યાન ધરવા લાગ્યો ૧૬ ભક્તિથી જીતેલા મનવડે પરમાત્માના ચરણારવિંદનુ ધ્યાન ધરતા, પ્રભુના દર્શનની ઉત્કંઠાથી આખમા ઝળઝળીઆ આવી ગયા ને શ્રીહરિ મારા હૃદયમા પ્રગટ થયા ૧૭ હુ પ્રેમના અત્યત ઉભરાથી રોમાચ થયો અને સુખના અનુભવથી પરમાનદમાં લીન થઈ ગયો હે મુનિ! આત્મા અને પરમાત્મા બ નેને એક રૂપ જોઈ કેટલીએક વાર સુધી ભગવાનના મનોહર રૂપને હું જોઇ રહ્યો પછી જ્યારે તે રૂપ મને દેખાતુ અ ધ થયુ ત્યારે હુ વિહ્વલતાથી ખિન્ન મનુષ્યની પેઠે એકાએક ધ્યાનમાથી જાગ્રત થયો ૧૮-૧૯ અને પરમાત્માના સ્વરૂપના દર્શન કરવાની ઇચ્છાથી ફરી મનને સ્થિર કરી હૃદયમા જોવા લાગ્યો, તોપણ તે રૂપ જોવામા આવ્યુ નહિ, તેથી અતૃપ્ત અને આતુર જેવો થઈ ગયો ૨૦

આ રીતે હું તે નિર્જન વનમા પરમાત્માના દર્શન માટે યત્ન કરતો હતો એટલામા વાણીથી જેનુ વર્ણન થઈ શકે નહિ એવા ઇશ્વર જાણે મારા શોકને સમાવતા હોય તેમ ગ ભીર અને મધુર વાણીથી મને કહેવા લાગ્યા કે ૨૧ તુ આ જન્મમા અને આ લોકમા મારા દર્શન કરવાને યોગ્ય નથી, કારણ કે, જેમના કામ ક્રોધાદિક શમ્યા નથી એવા અપક્વ-કુયોગીઓને મારા દર્શન દુર્લભ છે, ૨૨ છતા હે દોષ રહિત! મે તને મારૂ જે રૂપ એકવાર બતાવ્યુ તે રૂપ પ્રેમ થવા માટે દેખાડયુ છે. મારી ઉપર પ્રેમ રાખનારો સાધુ પુરુષ, ધીરે ધીરે હૃદયની સર્વ કામનાઓનો ત્યાગ કરે છે ૨૩ મહા પુરુષની ઘણા દિવસ સેવા કરવાથી તને મારી ઉપર દઢ ભક્તિ થઈ છે હવે તુ આ નિંદિત લોકનો ત્યાગ કરી મારા પાર્ષદપણાને પામીશ, ૨૪ અને મારામાં દઢ કરેલી તારી આ ભક્તિ કોઈ પણ રીતે ભ્રષ્ટ થશે નહિ તથા મારા અનુગ્રહથી પ્રજાની ઉત્પત્તિમા તથા સ હારમા પણ તારી સ્મૃતિ નાશ પામશે નહિ અને તને પૂર્વજન્મનુ સ્મરણ રહેશે ૨૫ આકાશની પેઠે સર્વત્ર વ્યાપી રહેલુ, સમીપ છતા જાણી શકાય નહિ એવુ, શરીર રહિત, તથા સર્વનુ નિય તા એવુ મહા ભૂત રૂપી ભગવાનનુ સ્વરૂપ અદ્રશ્ય થયુ એટલે તેના કૃપાપાત્ર એવા મેં તે મોટામા મોટા દેવને મસ્તક નમાવીને પ્રણામ કર્યા ૨૬ પછી લોકલજ્જા મુકી અન ત ભગવાનના ગુપ્ત નામનો પાઠ કરતો અને તેના ગુહ્ય ચરિત્રોનુ સ્મરણ કરતો હુ પૂર્ણ સ તોષ પામી સ્પૃહા રહિત થઇને પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. મદ તથા મત્સરને દૂર કરી 'કયારે આ પાચભૌતિક દેહ પડે' એવી ઇચ્છા કરવા લાગ્યો ૨૭ હે બ્રહ્મન્! મે આ પ્રમાણે શ્રીકૃષ્ણમા ભક્તિબુદ્ધિ જોડી તેથી મારૂ મન પણ નિર્મળ થયુ તે પછી સમય થયો એટલે વિજળી જેમ સુદામ પર્વત ઉપર ઝબકવા માડે તેમ કાળ મારી સામે આવ્યો, ૨૮ અને ભગવાને પૂર્વે કહેલા શુદ્ધ સત્વગુણી પાર્ષદના શરીરમા મને જોડી દીધો પ્રારબ્ધકર્મના ભોગો સમાપ્ત થવાથી પછી મારો પાચભૌતિક દેહ પડી ગયો ૨૯

તે પછી કલ્પને અ તે ભગવાન જ્યારે ત્રણે લોકને લઈ સમુદ્રના જળમા સુતા ત્યારે બ્રહ્માના બહાર નિકળતા અને અ દર પેસતા નિ શ્વાસની સાથે હુ તેમના શરીરમાં પેશી ગયો ૩૦ હજાર યુગ વીતી ગયા પછી બ્રહ્માએ જાગ્રત થઈ આ જગતને સરજવાની ઇચ્છા કરી, તે વખતે હુ અને મરિચીમિશ્ર વગેરે ઋષિઓ બ્રહ્માની ઇન્દ્રિયોમાથી ઉત્પન્ન થયા ૩૧ હુ અખ ડિત બ્રહ્મચર્ય ધારણ કરી વિષ્ણુના અનુગ્રહથી હવે ત્રણે લોકમા ફરૂ છું, મારી ગતિ કોઈ ઠેકાણે અટકતી નથી. ૩૨ સ્વરબ્રહ્મ અર્થાત્ સપ્તસ્વરથી શોભાયમાન ઇશ્વરદત્ત આ વીણાને વગાડી હરિકથા કરતો કરતો હુ સર્વ ઠેકાણે ફર્યા કરૂ છુ ૩૩ જેમના ચરણારવિંદમાથી ગ ગાજી પ્રગટ થએલા છે એવા શ્રીકૃષ્ણ ભગવાનની લીલાઓને જ્યારે હુ ગાઉ છુ, ત્યારે તે જાણે બોલાવ્યા હોય તેમ મારા હૃદયમા પ્રગટ થાય છે ૩૪ વારવાર કામનાથી તથા લોભની વાસનાથી જેમનુ મન

આતુર હોય એવા મનુષ્યોને શ્રીહરિના ચરિત્રો સંસાર સાગર તરવાને નૌકારૂપ થાય છે ૩૫ વાસનાઓ તથા લોભથી હણાયલા મનુષ્યનું મન ભગવાનની ભક્તિ કરવાથી જેવું શુદ્ધ થાય છે તેવું શમ દમાદિકથી પણ શુદ્ધ થતું નથી ૩૬ હે વ્યાસ! તમે તમારા મનને સંતોષ આપનારૂં કારણ મારા જન્મોનું અને કર્મોનું જે કંઈ રહસ્ય પૂછયું તે સર્વ મે તમને અથેતિ કહ્યું ૩૭

સૂત બોલ્યા—ભગવાન નારદ સત્યવતીના પુત્ર વ્યાસની સાથે આ પ્રમાણે વાત કરી આજ્ઞા લઈ વીણા વગાડતા વગાડતા પછી ત્યાથી ચાલી નીકળ્યા ૩૮ અહો દેવર્ષિ નારદને ધન્ય છે કે જે શાર્ઙ્ગ ધનુષને ધારણ કરનાર ઈશ્વરના ચરિત્રોનું વીણાથી ગાન કરતા તથા મનમા પ્રસન્ન થતા થતા આતુર એવા આ જગતને રમાડે છે ૩૯

**अहो देवर्षिर्धन्योऽयं यत्कीर्तिं शार्ङ्गधन्वन.**
**गायन्माद्यन्निदं तन्त्र्या रमयत्यातुरं जगत्**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे षष्ठोऽध्याय**

## અધ્યાય ૭ મો.[$]

### વ્યાસે ભાગવત રચી શુકને ભણાવ્યું.

**शौनक उवाच**

**निर्गते नारदे सूत भगवान्बादरायण ।**
**श्रुतवांस्तदभिप्रेतं ततः किमकरोद्विभु ॥१॥**

શૌનક પૂછે છે—હે સૂત! નારદના ગયા પછી ભગવાન બાદરાયણે (વેદવ્યાસે) તેમનો અભિપ્રાય જાણી લઈને શું કર્યું? ૧ સૂત બોલ્યા—હે શૌનક! બ્રાહ્મણોથી સેવાતી સરસ્વતી નામની નદીના પશ્ચિમ તટ ઉપર શમ્યાપ્રાસ નામનો આશ્રમ છે ૨ બોરડીના સમૂહથી શોભાયમાન તે આશ્રમમા બેસી જળનું આચમન લઈ મનને સ્થિર કરી તે ત્યા ધ્યાન ધરવા લાગ્યા ૩ ભક્તિના યોગથી નિર્મળ થએલા અને સારી પેઠે દૃઢ થયેલા મનમાં પ્રથમ તો તેમણે ઈશ્વરના દર્શન કર્યા, અને તે પછી તેમને આશ્રયે રહેલી માયાને જોઈ માયાથી મુગ્ધ જીવ ત્રણ ગુણોથી જુદો છતા પોતાને ત્રિગુણાત્મક માને છે અને તેના અભિમાનથી 'હું કર્તા છું, હું ભોક્તા છું' ઈત્યાદિક અનર્થને પામે છે ૪-૫ આ સર્વ જોયા પછી ભગવાનની ભક્તિ કરવાથી અનર્થનો નાશ થાય છે તે પણ જોયું અને પછી અજ્ઞાની લોકોને માટે શ્રીમદ્ભાગવત નામની આ સંહિતા રચી ૬ જે સંહિતા સાભળવાથી મહા પુરુષ એવા શ્રીકૃષ્ણ ઉપર શોક, મોહ તથા ધરડપણનો નાશ કરનારી ભક્તિ ઉત્પન્ન થાય છે ૭ ભાગવત સંહિતા રચીને નિવૃત્તિ સુખમા સદા મગ્ન રહેતા વ્યાસે, પોતાના પુત્ર શુકદેવને શોધી કાઢી તેને તે ભણાવી. ૮ શૌનક પૂછે છે કે, શુકદેવજી નિવૃત્તિ સુખમા મગ્ન રહેતા હતા તેમને કોઈ પણ વિષયની સ્પૃહા ન હતી અને આત્મારામ હતા છતા તે આવી મોટી સંહિતા શા માટે ભણ્યા હતા? ૯

સૂત કહે છે—આત્મારામ મુનિઓ કામ ક્રોધ આદિક અહંકાર રહિત હોય છે, તોપણ ફલાનુસંધાન રહિત ભક્તિ કરે છે, કારણ કે ભાગવાનના ગુણો આત્મારામ મુનિઓને આકર્ષણ કરે એવા છે. ૧૦ શ્રીહરિના ગુણોથી જેની બુદ્ધિ આકર્ષાઈ હતી એવા શુકદેવજી જે વૈષ્ણવ જનને બહુજ પ્રિય હતા, તે આ શ્રીમદ્ભાગવત રૂપી આખ્યાનને ભણ્યા હતા ૧૧

હવે હું તમને શ્રીકૃષ્ણ ભગવાનની કથાનો ઉદય થાય તેમ રાજર્ષિ પરીક્ષિતનો જન્મ, તેમના કર્મ, મૃત્યુ અને પાંડુના પુત્રોનો મહા પ્રવાસ કહું છું ૧૨ જ્યારે કૌરવો અને પાંડવો અને પાંડવોના યોદ્ધાઓ યુદ્ધમા મરણ પામ્યા અને ભીમસેનની ગદાથી દુર્યોધનની બન્ને સાથળ ભાગી ગઈ ત્યારે —આમ કરવાથી હિત થશે—એવો વિચાર કરી અશ્વત્થામાએ દ્રૌપદીના ઉંઘેલા બાળકોના માથા કાપી નાખ્યા દુર્યોધનનું અશુભ કરનારા નિન્દાપાત્ર અશ્વત્થામાના આ કર્મની લોકો અદ્યાપિ નિન્દા કરે છે ૧૩-૧૪ બાળકોનું મરણ સાભળી દ્રૌપદી અત્ય-

$ આ સાતમા અધ્યાયમા ભાગવત સાભળનાર પરીક્ષિત રાજાનો જન્મ અને પાંડવોના નિરપરાધી બાળકોનો અશ્વત્થામાએ કરેલો વધ તથા તેમને કરેલી શિક્ષાની કથા કહેવામા આવશે

ત સતાપ કરવા લાગ્યા, અને તેમની આખો આસુથી ભરાઈ ગઈ ત્યારે અર્જુન તેમને શાત કરવા માટે બોલ્યા કે, ૧૫ હે દ્રૌપદી ! ગાડીવ ધનુષના બાણોથી આતતાયી એવા એ બ્રાહ્મણનુ મસ્તક કાપી હમણા તમારી પાસે લાવુ છુ, તેની ઉપર બેસીને જ્યારે તમે સ્નાન કરશો ત્યારે હુ તમારા શોકાશ્રુને લુછીશ ૧૬ આ પ્રમાણે દ્રૌપદીને આશ્વાસન આપી ભગવાન જેના મિત્ર તથા સારથિ હતા અને જેની ધ્વજામા હનૂમાન વાનર છે એવા અર્જુન કવચ ધારણ કરી તથા હાથમા મોટુ ધનુષ લઈ રથમા બેઠા અને ગુરુપુત્ર પાછળ દોડયા ૧૭ બાળહત્યાથી ખિન્ન થએલા અશ્વત્થામા રથમા બેસીને પોતાની પાછળ આવતા અર્જુનને જોઈ શકરના ભયથી જેમ સૂર્ય નાઠા હતા § તેમ નાસવા લાગ્યા ૧૮ જ્યારે તેમણે પોતાનુ કોઈ પણ શરણુ દીઠુ નહિ ને રથના ઘોડા થાકી ગયેલા જોયા ત્યારે બ્રહ્માસ્ત્રને પોતાનુ રક્ષણ કરનાર માન્યુ ૧૯ અશ્વત્થામા તે અસ્ત્રનો ઉપસહાર જાણતા ન હતા તોપણ તેમણે પ્રાણ સકટ આવી પડવાથી જળનુ આચમન લઈ તે અસ્ત્ર સાધ્યુ ૨૦ એ અસ્ત્રનુ પ્રચણ્ડ તેજ સર્વ દિશાઓમા ફેલાઈ ગયુ અર્જુન તે અસ્ત્રને લીધે પોતા ઉપર આવી પડેલા પ્રાણસકટને જોઇ શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યા ૨૧

અર્જુન કહે છે—હે કૃષ્ણ ! તમે સસારના જન્મ મરણાદિક દુ ખોથી બળતા પ્રાણીઓના તાપને દૂર કરનાર છો ૨૨ તમે આદિપુરુષ ને માયાથી પર હોવાને લીધે સાક્ષાત્ ઈશ્વર છો અને પોતાની ચૈતન્ય શક્તિથી માયાનો પરાભવ કરી કૈવલ્ય રૂપ આત્મામા રહેલા છો ૨૩ તમેજ માયાનો પરાભવ કરી રહેલા છો, અને તમેજ માયાથી જેમનુ મન મોહિત થયેલુ છે એવા જીવલોકનુ પોતાના પરાક્રમ વડે ધર્માદિક રૂપથી કલ્યાણ કરો છો. ૨૪ તમારો અવતાર પૃથ્વીનો ભાર ઉતારવા થયો છે અને પોતાના એકાન્તિક ભક્તોને વારંવાર ધ્યાન કરવા માટે થએલો છે ૨૫ હે દેવના દેવ ! ચારે તરફ ફેલાઈ ગયેલુ આ તેજ શાનુ છે અને તે ક્યાથી આપણી સમ્મુખ આવે છે ? તે હુ જાણતો નથી ૨૬

શ્રીભગવાન્ બોલ્યા—આ બ્રહ્માસ્ત્ર છે અને દ્રોણના પુત્રે પ્રાણસકટ આવી પડવાથી તે મૂકેલું છે. તેનો ઉપસહાર એ જાણતો નથી ૨૭ આ અસ્ત્રને શાન્ત કરનારૂ બ્રહ્માસ્ત્ર વિના બીજુ કોઇ અસ્ત્ર નથી, અને તુ તે જાણે છે માટે બ્રહ્માસ્ત્ર મૂકીને એના તેજથી બ્રહ્માસ્ત્રના ઉત્કટ તેજનો નાશ કર ૨૮

સૂત કહે છે—ભગવાનનુ કહેવું સાભળીને શત્રુનો નાશ કરનાર અર્જુને આચમન લઈ શ્રીકૃષ્ણની પરિક્રમા કરી બ્રહ્માસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર મૂક્યુ. ૨૯ શકરના મુખમાથી નીકળેલો અગ્નિ અને સૂર્ય એકઠા મળવાથી જેમ બન્નેનુ તેજ વૃદ્ધિ પામે તેમ બાણોથી વિટાયલા બન્ને અસ્ત્રોનુ તેજ પરસ્પર એકઠુ મળી પૃથ્વી, આકાશ અને અ તરીક્ષને છાઈ રહ્યુ ૩૦ તે બે અસ્ત્રોના, ત્રણે લોકને તપાવતા તેજને જોઈ, સઘળી પ્રજા આ તો પ્રલયાગ્નિ હશે, એમ માનવા લાગી ૩૧ પ્રજાનો તથા ત્રણે લોકનો વિનાશ થતો જોઇને તથા ભગવાન શ્રીકૃષ્ણનો મનોગત વિચાર જાણીને અર્જુને બન્ને બ્રહ્માસ્ત્રોને પાછા ખેચી લીધા ૩૨ પછી ભયકર કર્મ કરનાર ગૌતમીના પુત્ર અશ્વત્થામાને પકડી અર્જુને યજ્ઞમાં જેમ દોરીથી પશુને બાધે તેમ તેમને બાધ્યા ૩૩

અર્જુન તેમને છાવણીમા લઈ જવાની તૈયારી કરતા હતા એટલામા ભગવાને કહ્યુ—હે પાર્થ ! આનુ રક્ષણ કરવુ ઘટિત નથી આ અધમ બ્રાહ્મણને મારી નાખ, કારણ કે રાતે નિદ્રાવશ થયેલા તારા નિરપરાધી બાળકોને આણે મારી નાખ્યા હતા ૩૪-૩૫ શાસ્ત્રમા કહ્યુ છે કે મદિરાદિકથી મત્ત થયેલો હોય, ભાન વિનાનો હોય, ભૂત કે વાયુ પ્રકોપથી ગાંડો થઇ ગયેલો હોય, નિદ્રામા હોય, જે બાળક હોય, જે સ્ત્રી હોય, જે જડ થઈ ગયેલો હોય, જે

§ વામન પુરાણમા એવી એક કથા છે કે, વિદ્યુન્માલી નામનો શકરનો ભક્ત એક રાક્ષસ હતો શકરે તેને સોનાનુ વિમાન આપ્યુ હતુ, તેમા બેસી તે સૂર્યની પાછળ પડયો હતો. તેણે વિમાનના પ્રકાશથી સર્વત્ર દિવસ કરી મૂક્યો હતો સૂર્યે પોતાના તેજવડે વિમાનને ઓગાળી નાખ્યું' શંકરને તેથી કોપ ચઢયો અને તેની પાછળ દોડયા એટલે સૂર્ય ભયથી નાઠા

શરણાગત હોય, જે રથ વિનાનો હોય અને જે ભયભીત થયેલો હોય, તેને ધર્મજ્ઞ પુરુષે મારવો નહિ. ૩૬ જે નિર્દય, ખળ, બીજાને હણી પોતાના દેહને પોષનાર હોય, તેવાને મારી નાખવો જોઈએ, કારણ કે, તેમ કરવાથી મોટા અપરાધો કરીને નરકમા પડતો તે બચે છે. ૩૭ વળી તે મારા સાભળતા પાચાળીની આગળ એવી પ્રતિજ્ઞા લીધી છે કે, હે માનિનિ! જેણે તારા પુત્રો માર્યા છે તેના મસ્તકને હું તારી પાસે લાવીશ ૩૮ હે વીર! આ અધમ બ્રાહ્મણે પોતાના રાજાનુ અશુભ કર્યું છે એટલે તે આતતાયી તથા બંધુજનને હણનાર હોઈ વધને યોગ્ય છે ૩૯

આ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનની પરીક્ષા કરવા કહ્યુ, પરંતુ અર્જુને પોતાના પુત્રને મારનાર છતા પણ તેને ગુરુપુત્ર જાણીને હણ્યો નહિ ૪૦ પછી શ્રીકૃષ્ણ જેના પ્રિય સખા અને સારથિ હતા એવો અર્જુન અશ્વત્થામાને લઈ છાવણીમા આવ્યો અને મરેલા પુત્રોને રડતી એવી પોતાની પ્રિયા આગળ તેને હાજર કર્યો ૪૧ પશુની પેઠે દોરીથી બાધીને આણેલા, નિંદિત કર્મ કરવાથી નીચુ મુખ કરીને ઉભા રહેલા તથા કૌરવ વંશનુ અશુભ કરનાર એવા ગુરુના પુત્ર અશ્વત્થામાને જોઈ કોમળ હૃદયના દ્રૌપદીએ તેને પ્રણામ કર્યો ૪૨ ગુરુના પુત્રને બાધીને લાવ્યા તે સતી દ્રૌપદી સહન કરી શકયા નહિ "છોડીદ્યો છોડીદ્યો–બ્રાહ્મણ તો નિરંતર અવધ્ય છે માટે છોડીદ્યો," એમ તેમણે કહ્યુ ૪૩ તમે જેમના અનુગ્રહથી ગુપ્ત મંત્રની સાથે ધનુર્વેદ તથા અસ્ત્રના પ્રયોગ અને ઉપસંહારની વિદ્યાઓ ભણ્યા છો, ૪૪ તેજ આ ભગવાન દ્રોણાચાર્ય હમણા પુત્ર રૂપે વિદ્યમાન છે અને ભગવતી કૃપી તો હજી જીવતા છે દ્રોણાચાર્યના સ્ત્રી પોતાને વીરપુત્ર હોવાથી દ્રોણાચાર્યની પાછળ સતી થયા નથી, ૪૫ માટે હે ધર્મવેત્તા! મહા ભાગ્યશાળી એવા આપને હાથે ગુરુનુ કુળ નાશ પામે તે યોગ્ય નથી, પરંતુ આપને તો વારવાર તે પૂજવા યોગ્ય છે ૪૬ મારા પુત્રો મરી ગયાથી હુ જેમ આતુર થઇ વારવાર અશ્રુઓ પાડી રડુ છુ, તેમ પતિને જ દેવ તુલ્ય માનનારા અશ્વત્થામાની માતા ભગવતી ગૌતમી રડે નહિ, તેમ કરો ૪૭ જે મૂર્ખ રાજાઓ બ્રાહ્મણના કુળને કોપાવે છે તેમના કુળને સપરિવાર શોકાતુર થઈ નાશ પામવુ પડે છે. ૪૮

સૂત કહે છે–હે બ્રાહ્મણો! આ પ્રમાણે દ્રૌપદીનુ ધર્મયુક્ત, ન્યાયી, દયાવાળુ, સત્ય અને સદ્ભાવવાળુ વચન સાભળી ધર્મરાજાએ તેમના વખાણ કર્યા ૪૯ તેમ નકુળ, સહદેવ, સાત્યકી, ધનંજય ને દેવકીપુત્ર ભગવાન શ્રીકૃષ્ણે, સર્વેએ દ્રૌપદીના વખાણ કર્યા ૫૦ એ વચન સાભળી ભીમસેને ક્રોધ કરી કહ્યુ–આને મારવો એજ કલ્યાણકારક છે, કારણ કે જેણે નિદ્રાવશ થયેલા બાળક છોકરાઓને પોતાના સ્વાર્થ માટે માર્યા નથી, તેમ પોતાના રાજાના હિત માટે પણ માર્યા નથી, કિંતુ કેવળ દ્વેષથીજ મારી નાખ્યા છે ૫૧ ચાર ભુજાવાળા ભગવાન્ ભીમનુ ને દ્રૌપદીનુ કહેવુ સાભળી પ્રતાપી અર્જુનના મુખ તરફ જોઈ હસીને આ પ્રમાણે બોલ્યા ૫૨

શ્રીકૃષ્ણે કહ્યુ–બ્રાહ્મણ અધમ હોય તોપણ તેને મારવો ઉચિત નથી, પરંતુ આતતાયી મારવા યોગ્ય છે આ રીતે ધર્મશાસ્ત્રોમા બન્નેય આજ્ઞાઓ છે માટે મારી આજ્ઞાને પાળો ૫૩ દ્રૌપદીને શાંત પાડતી વખતે તે જે વચન આપ્યુ છે તે વચનને પણ સત્ય કર, અને ભીમસેન, પાચાળી તથા મને ગમતુ પણ કર ૫૪ શ્રીકૃષ્ણના આ પ્રમાણે કહેવાથી અર્જુને તરવારથી અશ્વત્થામાના માથાના મણિને શિખા સાથે કાપી લીધો. ૫૫ તેજહીન, માથાના મણિથી રહિત અને બાળહત્યા કરવાથી નિસ્તેજ થઈ ગયેલા અશ્વત્થામાને બંધનમાથી મુક્ત કરી છાવણીમાંથી પણ કાઢી મૂકયા ૫૬ આમ કરવાનુ કારણ એ હતું કે માથુ મુડાવવુ, સર્વ ધન લઈ લેવુ તથા સ્થાનથી બહિષ્કાર કરવો, એ અધમ બ્રાહ્મણોને વધની શિક્ષા બરોબર છે, તેમને દેહાન્ત દંડની શિક્ષા કરવામા આવતી નથી ૫૭ પુત્ર શોકથી આતુર થયેલા દ્રૌપદી, પાડવો અને બીજા સર્વે તે પછી મરણ પામેલા પોતાના પુત્રોને દાહ કરવા લઈ જવાની ઉત્તર ક્રિયાઓ કરવામા ગુંથાયા. ૫૮

पुत्रशोकातुराः सर्वे पाण्डवाः सहकृष्णया ।
स्वानां मृतानां यत्कृत्यं चक्रुर्निर्हरणादिकम् ॥
इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे
सप्तमोऽध्यायः

# અધ્યાય ૮ મો.*

## પરીક્ષિતની રક્ષા.

सूत उवाच

अथ ते संपरेतानां स्वानामुदकमिच्छताम् ।
दातु सकृष्णा गङ्गायां पुरस्कृत्य ययु स्त्रियः ॥

સૂત કહે છે—પછી મૃત્યુ પામેલા અને દાહાજલિની ઇચ્છાવાળા પુત્રોને દાહાજલિ આપવા દ્રૌપદીને આગળ કરી સર્વે સ્ત્રીઓ ગગાના કિનારા ઉપર ગઈ ૧ ત્યા મરી ગયેલા પુત્રોને દાહાજલિ આપી અત્યત વિલાપ કરી શ્રીહરિના ચરણારવિદની રજથી પવિત્ર થયેલા ગગાના જળમા સર્વેએ સ્નાન કર્યું ૨ મુનિઓની સાથે આવેલા શ્રીકૃષ્ણ ભગવાને ધૃતરાષ્ટ્ર રાજાને, ધર્મરાજાને, તેમના ભાઈઓને, પુત્રના શોકથી અતિ દુ ખી થયેલા ગાધારીને, કુતાજી તથા દ્રૌપદીને તેમજ કુટુબીઓના નાશથી ખિન્ન થયેલા સર્વેને—પ્રાણીઓમા કાળની ગતિ અટકાવી શકાય નહિ તેવી છે, એવુ કહીને શાન્ત કર્યા ૩–૪ દ્રૌપદીના કેશ ખેચવાથી જેમનુ આયુષ્ય નાશ પામ્યુ હતુ એવા દુષ્ટ રાજાઓને મારી નાખી દુર્યોધનાદિક કપટી રાજાઓએ હરી લીધેલુ યુધિષ્ઠિરનુ રાજ્ય તેમને પાછુ અપાવી તથા ઉત્તમ સામગ્રીવાળા ત્રણ અશ્વમેધ નામના યજ્ઞો કરાવી ઇન્દ્રના જેવા તેમના પવિત્ર યશને જગતમા ફેલાવ્યો. ૫–૬ સત્કાર પામેલા વ્યાસાદિક વિપ્રોએ શ્રીકૃષ્ણની પૂજા કર્યા પછી પાડવોની આજ્ઞા લઈ સાત્યકી અને ઉદ્ધવજીની સાથે દ્વારકા જવાનો વિચાર કરીને જેવા રથમા બેસવા જતા હતા તેવામા શ્રીકૃષ્ણે ભયભીત થયેલી ઉત્તરાકુમારીને પોતાની સામે દોડી આવતી જોઈ ૭–૮ ઉત્તરાએ શ્રીકૃષ્ણ ભગવાનની પાસે આવી પ્રાર્થના કરી કે, હે મહાયોગી ! હે દેવના દેવ ! હે જગત્પતિ ! મારી રક્ષા કરો તમારા વિના જગતમા બીજું કોઈ સ્થાન ભય વિનાનું નથી, કારણ કે લોકોમા પરસ્પર કલહ ચાલે છે ૯ હે ઇશ્વર ! મારી પાછળ તીક્ષ્ણ ધારવાળુ બાણ વેગથી આવે છે માટે હે કૃષ્ણ ! મારૂં અને મારા ગર્ભનુ આપ રક્ષણ કરો ૧૦

સૂત કહે છે—હે શૌનક ! ભક્તવત્સલ એવા ભગવાન તરત સમજી ગયા કે, જગતને પાડવ વિનાનુ કરવા માટે અશ્વત્થામાએ મૂકેલુ તે બ્રહ્માસ્ત્ર હશે ૧૧ હે મુનિશ્રેષ્ઠ ! પછી પાડવોએ પાચ જ્વલત બાણોને સામે આવતા જોઈ હાથમા અસ્ત્ર લીધા ૧૨ પોતાના એકાન્તિક ભક્તોનુ અનિવાર્ય દુ ખ જોઈ સમર્થ એવા ભગવાને સુદર્શન નામના પોતાના અસ્ત્રથી ભક્ત એવા પાડવોની રક્ષા કરી, ૧૩ અને સર્વ પ્રાણીઓના આત્મા રૂપ તથા યોગેશ્વર એવા ભગવાને અત કરણમા રહીને કુરૂકુળની વૃદ્ધિ માટે ઉત્તરાના ગર્ભને પોતાની માયાવડે ઢાકી દીધો ૧૪ તે અસ્ત્ર બ્રહ્માસ્ત્ર હતુ, પાછુ ફરે નહિ એવુ હતું, તથા તેની સામે કઇ ઉપાય ચાલે નહિ તેમ હતુ, તોપણ હે શૌનક ! વિષ્ણુના તેજને લીધે તે શાન્ત થઈ ગયુ ૧૫ આશ્ચર્યજનક સર્વ વસ્તુઓથી ભરપૂર એવા પરમાત્મામા આ વાત આશ્ચર્યકારક બની એમ તમારે જાણવુ નહિ, કારણ કે, જન્મ રહિત એવા ઇશ્વર સર્વને પાળે છે, સર્જે છે તથા સહાર પણ કરે છે. ૧૬

બ્રહ્માસ્ત્રથી મુક્ત થયેલા પોતાના પૌત્રને જોઈ દ્રૌપદીની સાથે કુતાએ દ્વારકા જવાને તૈયાર થયેલા શ્રીકૃષ્ણ ભગવાનની પછી આ પ્રમાણે સ્તુતિ કરી — ૧૭ આદિપુરુષ, માયાથી પર, સર્વ પ્રાણીઓની બહાર તથા અદર રહ્યા છતા જણાય નહિ એવા માયા રૂપી પટથી ઢકાયલા, ઇદ્રિયોનુ જ્ઞાન જેનાથી ઉતરતુ છે તથા અવિનાશી એવા આપને ભક્તિ યોગથી અજાણી એવી હુ નમસ્કાર કરૂ છુ ૧૮ અજ્ઞાની મનુષ્ય જેમ વેષધારી નટને ઓળખી શકતો નથી તેમ દેહાભિમાની પુરુષ પણ આપને ઓળખી શકતો નથી ૧૯ આત્મા અને અનાત્માના વિવેકવાળા, શાસ્ત્રનુ મનન કરનારા અને નિર્મળ

* આ આઠમા અધ્યાયમા શ્રીકૃષ્ણ ભગવાને કોપાયમાન થયેલા અશ્વત્થામાના અસ્ત્રથી પરીક્ષિતની રક્ષા કરી તેથી કુતાજીએ તેમની સ્તુતિ કરી, તે કથા કહેલી છે.

અંતઃકરણના પુરુષો પણ આપને ઓળખી શકતા નથી, તો પછી અમે સ્ત્રીઓ તે આપનો ભક્તિયોગ સાધવા આપને કેવી રીતે ઓળખી શકીએ? ૨૦ શ્રીકૃષ્ણ, વસુદેવના પુત્ર, નંદરાયના કુમાર તથા વેદ અને ગાયનું રક્ષણ કરનાર આપને હું નમસ્કાર કરૂં છું ૨૧ જેમની નાભિમાં કમળ છે, જેમણે કમળની માળા ધારણ કરેલી છે, જેમના નેત્ર કમળના જેવા પ્રફુલ્લિત છે તથા જેમના ચરણમાં કમળનું ચિહ્ન છે, એવા આપને નમસ્કાર છે ૨૨ હે હૃષીકેશ! ખળ એવા કંસે, ઘણા દિવસ સુધી કારાગ્રહમાં રાખેલા, ને પુત્રોના મરણથી શોકાતુર થયેલા દેવકીજીને આપે છોડાવ્યા હતા, પણ મને તો આપે વારંવાર દુઃખોના સમૂહમાંથી મુક્ત કરી છે ૨૩ હે હરિ! આપે ઝેરથી, મોટા અગ્નિમાંથી, રાક્ષસના ભયથી, જુગારીઓની સભામાંથી, વનવાસના કષ્ટમાંથી, પ્રત્યેક રણસંગ્રામમાંથી, અનેક મહારથીઓના અસ્ત્રોથી તથા છેવટ અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી પણ મારી રક્ષા કરી મને દુઃખ મુક્ત કરી છે ૨૪

હે જગદ્ગુરો! અમને જ્યાં ત્યાં નિત્ય વિપત્તિઓ આવે છે પણ હવે વિપત્તિઓમાં ફરીને સંસારના જન્મમરણ રૂપી દુઃખો જોવા ન પડે એવા આપના દર્શન થયા છે ૨૫ સારા કુળમાં જન્મ, પ્રભુતા, શાસ્ત્રાભ્યાસ ને લક્ષ્મીથી જેનો મદ વધેલો હોય એવો પુરુષ, કામના રહિત ભક્તોના જાણવામાં આવેલું આપનું નામ લેવાને યોગ્ય નથી ૨૬ કામના રહિત ભક્તજનના ધન રૂપ, ધર્મ, અર્થ ને કામ રૂપી ગુણ વૃત્તિઓ જેની નિવૃત્ત થયેલી છે એવા આત્માના આનંદમાં રમણ કરનારા, શાન્ત અને મોક્ષના પતિ, એવા આપને નમસ્કાર હો ૨૭ હું તમને કાળમૂર્તિ માનું છું, કારણ કે, તમે સર્વના નિયંતા છો આદિ તથા અંત વિનાના છો, સમર્થ છો, ચારે તરફ વિચરો છો તથા ભૂતોમાં પરસ્પર જે કલેશ થાય છે તેનો આપ તોડ લાવો છો, પરંતુ તમારામાં જરા પણ વિષમપણું આવતું નથી ૨૮ હે ભગવન્! તમે તમારી લીલાને અધીન થઈ મનુષ્યના જેવું આચરણ કરો છો, પરંતુ આપના કર્તવ્યને કોઈ જાણી શકતું નથી ૨૯ આપને કોઈ પ્રિય નથી તેમ કોઈ શત્રુ કે મિત્ર નથી, માટે જે મનુષ્યો તમને નિગ્રહ કરનારા માને છે તે કોઈ પણ રીતે સંભવતું નથી હે વિશ્વાત્મન્! તમે અજન્મા છો, પશુ આદિકમાં વરાહ વગેરે, મનુષ્યોમાં રામ વગેરે, ઋષિઓમાં નર નારાયણ વગેરે તથા જલજંતુઓમાં મત્સ્ય વગેરે તમારા જન્મો થયા છે આપ અકર્તા છો છતાં દુષ્ટનો સંહાર, સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય વગેરે આપના કર્મો જોવામાં આવે છે ૩૦ તમે જ્યારે માખણની ગોળી ફોડી નાખી ત્યારે યશોદાજીએ તમને બાંધવાને દામણું લીધું હતું તમે આંસુઓની ધારાથી ધોવાઈ ગયેલા અંજનવાળું મુખ નીચું કરીને 'મને મારશે,' એવી બીકથી સામે ઉભા હતા તે સમયની આપની બાળલીલા મને મોહિત કરે છે, કારણ કે આપનાથી ભય પોતે બીહે છે ૩૧ કેટલાક કહે છે કે, પવિત્ર અને પ્રિય યુધિષ્ઠિર રાજાની કીર્તિને અથવા પવિત્ર યશવાળા યદુ રાજાની કીર્તિને વધારવા મલયાચળમાં જેમ ચંદન ઉત્પન્ન થાય તેમ અજન્મા આપ યદુના વંશમાં જન્મ્યા છો ૩૨ કેટલાક એમ કહે છે કે, વસુદેવની સ્ત્રી દેવકીને વિષે તેમના પૂર્વજન્મની પ્રાર્થનાથી આ જગતનું કલ્યાણ કરવા અને દૈત્યોનો નાશ કરવા માટે અજન્મા એવા આપ પુત્ર રૂપે જન્મ્યા છો કેટલાએક વળી એમ કહે છે કે, સમુદ્રમાં બહુ ભારથી ડગમગતા વહાણની માફક બહુ ભારથી પીડાતી આ પૃથ્વીનો ભાર ઉતારવાને બ્રહ્માની પ્રાર્થના ઉપરથી આપ જન્મ્યા છો ૩૩-૩૪ કેટલાએક કહે છે કે, આ જગતમાં પરમાનંદની અજ્ઞાનરૂપી અવિદ્યાથી થયેલી કામના અને કામનાથી થયેલા કર્મોથી કલેશ પામતા મનુષ્યોની અવિદ્યાની નિવૃત્તિ અર્થે સાંભળવા યોગ્ય અને સંભળાવવા યોગ્ય ચરિત્રો કરવા માટે આપ આ લોકમાં ઉત્પન્ન થયા છો ૩૫

હે શ્રીકૃષ્ણ! જે મનુષ્યો તમારી લીલાને સાંભળે છે, ગાય છે અને બીજાને સંભળાવે છે, તેનું સ્મરણ કરે છે તથા બીજો કોઈ ગાતો હોય તેને ધન્યવાદ આપે છે, તેઓ અલ્પ કાળમાં સંસારના જન્મ મરણ રૂપી ફેરાને ટાળનારા તમારા ચરણા-

રવિંદને પામે છે ૩૬ પોતાની ઇચ્છાને પૂર્ણ કરનારાં તમારા સગાસંબંધી અને તમારી પાછળ જીવન ગાળનારા એવા જે અમો, તેમને તમે, શું આજે ત્યાગ કરવાની ઇચ્છા કરો છો? અમોએ રાજાઓનો અપરાધ કર્યો છે અને અમને તમારા ચરણારવિંદ વિના બીજો એકકે આશ્રય નથી માટે આપે અમને તજવા યોગ્ય નથી ૩૭ હે શ્રીકૃષ્ણ! ઇંદ્રિયોનો સ્વામી જીવ, જતો રહે ત્યારે જેમ ઇંદ્રિયોના નામ અને રૂપ કઇજ રહેતુ નથી, તેમ આપના દર્શન જો અમને થાય નહિ અને આપ અમારા તરફ દૃષ્ટિ કરો નહિ તો યાદવોની સાથે અમારી પ્રખ્યાતિ અને સંપત્તિ કશા લેખામા ગણાય નહિ ૩૮ હે પરમાત્મા! શંખ, ચક્ર, ગદા ને પદ્મ આદિ આપના લક્ષણોથી લાંછિત થયેલા ચરણોથી અંકિત થયેલી આ પૃથ્વી હમણા જેમ શોભે છે તેમ તમારા ગયા પછી શોભશે નહિ ૩૯ વળી આ સારી સંગતિવાળા દેશો અને આ સારી રીતે પાકેલી ઔષધિઓ, લતાઓ, વનો, પર્વતો, નદીઓ અને સમુદ્રો તમારી કૃપાદૃષ્ટિથી વૃદ્ધિ પામે છે ૪૦ હે વિશ્વના આત્મા! હે વિશ્વમૂર્તિ! મને મારા પોતાના પાડવો તથા યાદવો ઉપર દઢતર સ્નેહ લાગેલો છે, એ સ્નેહપાશને આપ કાપો ૪૧ હે મધુપતિ! ગંગા જેમ પૂરને ન ગણકારતા સાગરની સાથે સ્નેહ કરે છે, તેમ મારી મતિ બીજા વિષયમા ન જતા નિરંતર તમારા ચરણ કમળમા રમે છે ૪૨ હે અર્જુનના મિત્ર! હે પૃથ્વીનો દ્રોહ કરનાર રાજાઓના વંશનો નાશ કરવામા અગ્નિતુલ્ય! હે ગાય, બ્રાહ્મણ અને દેવની પીડા હરવા માટે અવતાર ધરનાર યોગેશ્વર! આપને મારા નમસ્કાર છે ૪૩

સૂત કહે છે—આ પ્રમાણે કુંતાએ મધુર પદોથી શ્રીકૃષ્ણનો મહિમા ગાયો તે પછી વૈકુંઠપતિ શ્રીકૃષ્ણ માયાથી જાણે મોહિત કરતા હોય તેમ મંદ હસ્યા, ૪૪ અને પછી પાછા હસ્તિનાપુરમા આવ્યા અને સુભદ્રા પ્રમુખ સ્ત્રીઓની રજા લઇ દ્વારકા જવાની ઇચ્છા કરી, પરંતુ યુધિષ્ઠિરે કેટલોક સમય 'અત્રે રહો' એવી પ્રાર્થના કરીને અટકાવ્યા. ૪૫ ઈશ્વરના અભિપ્રાયને નહિ જાણનારા વ્યાસ વગેરેએ અને અદ્ભુત કર્મ કરનારા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને ઇતિહાસો સંભળાવી ઉપદેશ આપ્યો તોપણ શોકાતુર થયેલા યુધિષ્ઠિર લગારે શાંત થયા નહિ ૪૬ હે બ્રાહ્મણો! અજ્ઞાનતાને લીધે સ્નેહ અને મોહને વશ થયેલા યુધિષ્ઠિર રાજા સગાસંબંધીઓના નાશનો વિચાર કરીને બોલ્યા કે—૪૭ અરેરે! દુષ્ટાત્મા એવો જે હું તેના હૃદયમા કેટલુ બધુ અજ્ઞાન છે? મે આ પારકા દેહને માટે ઘણી અક્ષૌહિણી સેનાનો નાશ કરાવ્યો ૪૮ હું બાળકોનો, બ્રાહ્મણોનો, સંબંધીઓનો, મિત્રોનો, કાકાઓનો, ગુરુઓનો તથા ભાઇઓનો દ્રોહ કરનારો થયો, માટે કરોડ વર્ષે પણ મારી મુક્તિ થશે નહિ ૪૯ પ્રજાનુ પોષણ કરનારા રાજાએ ધર્મ યુદ્ધમા પોતાની પ્રજાને દુઃખ દેનારા શત્રુ રાજાઓનો નાશ કરવો, એ પાપ નથી, એવું ધર્મશાસ્ત્રનુ વચન મને બોધ કરી શકતું નથી ૫૦ કેમ કે, દુર્યોધન ધર્મથી પ્રજાનુ પાલન કરતો હતો, તેને મે રાજ્યલોભથી માર્યો છે જેમના પતિઓને મે મારી નાખ્યા છે અને જેમનુ મેં અશુભ કર્યું છે એવી સ્ત્રીઓની મારી ઉપર જે હાય લાગી છે તે તથા મહા પાપને હું આ ગૃહસ્થાશ્રમના કર્મોથી દૂર કરવા સમર્થ નથી ૫૧ જેમ કાદવથી કાદવ ધોવાતો નથી, અને થોડી મદિરાના પાનથી થયેલો દોષ જેમ ઘણી મદિરા પીવાથી મટાડી શકાતો નથી, તેમજ જેમા બુદ્ધિપૂર્વક ઘણુ કરીને પ્રાણીઓની હિંસા કરવામા આવે છે, એવા યજ્ઞોવડે પ્રમાદથી થયેલી પ્રાણીઓની એક પણ હિંસાને મટાડી શકાતી નથી ૫૨

**यथा पङ्केन पङ्काम्भः सुरया वा सुराकृतम् ।**
**भूतहत्यां तथैवैकां न यज्ञैर्मार्ष्टुमर्हसि ॥५२॥**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे**
**अष्टमोऽध्यायः**



# અધ્યાય ૯ મો.‡

## ભીષ્મનું ધર્મ નિરૂપણ.

**सूत उवाच**

**इति भीत प्रजाद्रोहात्सर्वधर्मविविित्सया ॥**
**ततो विनशन प्रागाद्यत्र देवव्रतोऽपतत् ॥१॥**

સૂત કહે છે–હે શૌનક ! આ પ્રમાણે પ્રજાનો દ્રોહ કરવાથી ભય પામેલા ધર્મરાજા સર્વ ધર્મો જાણવાની ઇચ્છાથી જ્યા આગળ ભીષ્મપિતામહ બાણશય્યા પર સુતા હતા, તે કુરૂક્ષેત્રમા ગયા ૧ હે બ્રાહ્મણો ! તે સમયે સઘળા ભાઈઓ, વ્યાસ તથા ધૌમ્ય આદિ, સુવર્ણના સાજથી શણગારેલા ઉત્તમ ઘોડાઓવાળા રથોમા બેસીને તેમની પ છળ કુરૂક્ષેત્રમા ગયા ૨ ભગવાન શ્રીકૃષ્ણ પણ અર્જુનની સાથે રથમા બેસી ત્યા ગયા આ વખતે રાજાઓથી પરિવૃત્ત ભીષ્મ ગુહ્યકોથી વિ ટાયલા કુબેરની માફક શોભતા હતા ૩ પૃથ્વી ઉપર પડેલા ભીષ્મ પિતામહ આકાશમાથી પડેલા દેવ જેવા દેખાતા હતા તેમને જોઈ શ્રીકૃષ્ણે ને પાડવોએ પ્રણામ કર્યા ૪ હે ઋષિશ્રેષ્ઠ ! બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ અને રાજર્ષિઓ, ભરતવ શમા શ્રેષ્ઠ એવા ભીષ્મને જોવા ત્યા આવ્યા હતા ૫ હે બ્રહ્મન્ ! પર્વત, નારદ, ધૌમ્ય, ભગવાન બાદરાયણ, બૃહદશ્વ, ભરદ્વાજ, પરશુરામ, ૬ વશિષ્ઠ, ઇંદ્ર, પ્રમદ, ત્રિત, ગૃત્સમદ, અસિત, કુક્ષીવાન, ગૌતમ, અત્રિ, કૌશિક, સુદર્શન, શુકદેવ, કશ્યપ અને બૃહસ્પતિ વગેરે નિર્મળ મનના મુનિઓ પણ પોતાના શિષ્યોની સાથે ત્યા આવ્યા હતા ૭–૮ તે સર્વને એકઠા થયેલા જોઇ ધર્મજ્ઞ તથા દેશ કાળના વિભાગને જાણનારા ભીષ્મે ઉઠવાની શક્તિ નહિ હોવાથી મન અને વાણીથી તેઓનો સત્કાર કર્યો ૯ પછી શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનારા ભીષ્મે તેમને જગતના ઇશ્વર છતા માયાદેહ લઈ પોતાની સ મુખ ઉભેલા જોઈ મન અને વાણીથી તેમની પૂજા કરી ૧૦ ભીષ્મપિતામહે પ્રેમાશ્રુઓથી રૂ ધાયલી દૃષ્ટિથી પાસે ઉભેલા વિનયવાન પાડુ રાજાના પુત્રો તરફ જોઈ કહ્યુ કે–૧૧ હે પાડવો ! તમે ધર્મના જાણ છો, બ્રાહ્મણનો, ધર્મનો તથા ભગવાનનો આશ્રય કરનારા છો, તેથી દુ ખમા રહેવા યોગ્ય નથી, છતા દુ ખમા રહો છો, તે બહુ ખેદની વાત છે. ૧૨ પાડુના મરણ પછી નાના છોકરાવાળા કુન્તાવહુએ તમારે માટે બહુ દુ:ખો સહન કર્યા છે ૧૩ વાયુને અધીન જેમ વાદળા રહે છે તેમ લોકપાલ સાથે લોકો જેમને અધીન રહેલા છે એવા તમોને દુ ખ પડયુ, એ સર્વ કાળની લીલા છે, એમ હું માનુ છુ ૧૪ જો એમ ન હોય તો જ્યા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા, જ્યા ગદાધર ભીમસેન, જ્યા ધનુર્ધારી અર્જુન, જ્યા ગાડીવ જેવુ ધનુષ અને જ્યા શ્રીકૃષ્ણ જેવા મિત્ર હોય ત્યા વિપત્તિ કયાથી આવે ? ૧૫ હે રાજન ! કોઈ પણ પુરુષ શ્રીકૃષ્ણના કર્તવ્યને જાણતો નથી, કારણ કે, જેમના કર્તવ્યને જાણવા જતા કવિઓ પણ તેમા મોહ પામે છે ૧૬ હે યુધિષ્ઠિર ! સર્વ દૈવાધીન છે, એમ માની, ઇશ્વરને માથે રાખી આ અનાથ પ્રજાનુ પાલન કરો ૧૭ હે રાજન ! આ સાક્ષાત્ આદિ પુરુષ નારાયણ પોતાની માયાથી લોકોને મોહિત કરી વૃષ્ણીઓમાં ગુપ્ત રહેલા છે ૧૮ હે નૃપ ! ભગવાન્ શિવ, નારદ અને કપિલ આદિ ઋષિઓ, આ શ્રીકૃષ્ણ ભગવાનના ગુપ્ત પ્રભાવ જાણે છે ૧૯ તમે જેમને મામાના પુત્ર, પ્રિય મિત્ર તથા સ બ ધી માનો છો, તથા જેમને મ ત્રી, દૂત તથા સ્નેહથી સારથિ કર્યા હતા ૨૦ તે સર્વાત્મા, સમદૃષ્ટિવાળા, સ્વ અને પર ભેદરહિત, અહકાર રહિત ને રાગ દ્વેષરહિત એવા પરમાત્મા છે અને તેમને ઉ ચા નીચા કામથી કદી મતિવૈષમ્ય થતું નથી એવા આ શ્રીકૃષ્ણ ઉદાર ભાવવાળા છે ૨૧

હે રાજન્ ! તે સમદૃષ્ટિવાળા છે, તોપણ તેમની પોતાના ભક્તોપર કેવી કૃપા છે તે જુઓ. હું પ્રાણત્યાગ કરવાને તૈયાર થયો ત્યારે શ્રીકૃષ્ણે મને સાક્ષાત્ દર્શન આપ્યા. ૨૨ યોગી પોતાના કલેવરનો ત્યાગ કરતી વેળા જો ભગવાનમાં મનને સ્થિર કરીને વાણીથી તેમના નામનુ કીર્તન કરે છે તો, કામનામાથી તથા નાના પ્રકારના કર્મોમાથી, તે મુક્ત થાય છે ૨૩ તે દેવના દેવ ભગવાનનુ મુખ-

‡ આ નવમા અધ્યાયમા યુધિષ્ઠિરને ભીષ્મે કહેલુ સર્વ ધર્મનુ નિરૂપણ તથા ભીષ્મે કરેલી શ્રીકૃષ્ણની સ્તુતિ તથા ભીષ્મનો મોક્ષ કહેવાશે

કમલ હાસ્યવડે તથા રાતા નેત્રવડે શોભે છે એવા ધ્યાન કરવા યોગ્ય, ચાર ભુજાવાળા ભગવાન્ શ્રીકૃષ્ણુ હું આ શરીરનો જ્યાં સુધી ત્યાગ કરૂ ત્યા સુધી ઉભા રહો, એવી હું પ્રાર્થના કરૂં છુ ૨૪

સૂત કહે છે–તે સાભળીને યુધિષ્ઠિર રાજાએ ઋષિઓના સાભળતાં બાણુશય્યામા સુતેલા, ભીષ્મ-પિતામહને અનેક જાતના ધર્મો પૂછયા ૨૫ હે મુનિ ! વર્ણુધર્મ, આશ્રમધર્મ, વૈરાગ્ય અને રાગ રૂપી ઉપાધિથી નિવૃત્તિ અને પ્રવૃત્તિ રૂપ સ'સાર વ્યવહારના સાધારણુ ધર્મો, દાનધર્મ, રાજ્યધર્મ, અનેક પ્રકારના મોક્ષધર્મો, સ્ત્રીધર્મ અને વિસ્તારથી વર્ણુવેલા આશ્રમના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, જે પ્રમાણે નાના પ્રકારના આખ્યાનોમા અને ઇતિ-હાસોમા વર્ણુવ્યા છે તે પ્રમાણે તત્વવેત્તા ભીષ્મે તે-મની આગળ વર્ણુવી બતાવ્યા ૨૬–૨૮ આ પ્રમાણે ભીષ્મ પિતામહ ધર્મ કહેતા હતા એટલામા સ્વ-ત ત્ર મૃત્યુવાળા યોગીને પ્રિય એવો ઉત્તરાયણુ કાળ આવ્યો, ૨૯ એટલે હજારો રથીઓના નાયક એવા ભીષ્મ બોલતા બ ધ થયા, પણુ આંખો ઉઘાડી રા-ખીને પીતાબરથી શોભાયમાન, આદિપુરુષ ચાર ભુજાવાળા અને પોતાની સમ્મુખ ઉભેલા શ્રીકૃષ્ણુમા સ સારની વાસનાથી રહિત થયેલા પોતાના મનને પરોવ્યુ ૩૦ ભગવાનમા આ પ્રમાણે મનની શુદ્ધ ધારણા પરોવ્યાથી, જેના સર્વે પાપો નાશ પામ્યા છે અને શ્રીકૃષ્ણુ ભગવાનની કૃપાથી જેનો શ્રમ પણુ ટળી ગયો છે તથા જેમની સર્વ ઇદ્રિયોની વૃત્તિઓ ભ્રમ રહિત થઇ ગઈ છે એવા ભીષ્મ, દેહનો ત્યાગ કરતી વેળાએ જનાર્દન એવા શ્રીકૃષ્ણુ ભગવાનની આ રીતે સ્તુતિ કરવા લાગ્યા ૩૧

ભીષ્મ સ્તુતિ કરવા લાગ્યા કે–જે ઇશ્વર પોતા-ના પરમાન દ સ્વરૂપમાં રહેલા છે છતા ક્રીડા કરવા માટે જે યોગમાયાથી સ'સારની ઉત્પત્તિ કરે છે તે યોગમાયાનો આશ્રય કરનારા, પરમ મહત્તાવાળા ભગવાનને વિષે હું નાના પ્રકારના ધર્માદિકના ઉપા-યથી મનને સ્થિર કરનારી અને તૃષ્ણા રહિત મારી બુદ્ધિને અર્પણુ કરૂ છું. ૩૨ ત્રણુ ભુવનમા સુ દર તમાલ જેવા શ્યામ ર ગના ને સૂર્યના કિરણુ જેવા પીળા વસ્ત્ર ધારણુ કરનાર ખીતલિયાળા કેશથી ઢ-કાઈ ગયેલા મુખકમળવાળા સુ દર શરીરને ધારણુ કરનાર, અર્જુનના મિત્ર તથા સારથિ એવા શ્રીકૃષ્ણુ-મા, મારી ફ્લાનુસ ધાન રહિત ભક્તિ થાઓ ૩૩ યુ-દ્ધમા ઘોડાઓના ડાબલાથી ઉડેલી રજવડે ધુસર થઈ ગયેલા અને આમ તેમ ઉડતા કેશોથી પરસેવાના બિ દુઓ વિખરાઈ જવાથી, જેમનુ મુખકમળ શો-ભતું હતું એવા, તથા યુદ્ધમા મારા તીક્ષ્ણ બાણોથી જેમના શરીરની ચામડી પણુ ચીરાઇ જતી હતી તથા જેમનુ કવચ તૂટી જતુ હતું એવા શ્રીકૃષ્ણુમા મારુ મન વાસ કરો ૩૪ પોતાના મિત્ર અર્જુનના વચન સાભળીને તરત પોતાના અને શત્રુઓના સૈન્યની વચ્ચે રથને ઉભો રાખીને ઉભા રહેલા અને કાળદૃષ્ટિથી શત્રુઓના આયુષ્યને હરી લેતા એવા અર્જુનના મિત્ર શ્રીકૃષ્ણુમા મારી પ્રીતિ થાઓ. ૩૫ દૂર ઉભેલી સેનાના મોખરા ઉપર ઉભેલા ભીષ્મા-દિકને જોઇને, દોષબુદ્ધિથી (આને મારૂ તો પાપ લાગે તેવા વિચારથી) પોતાના સગા સ બ ધીઓનો નાશ કરતા અટકી ગયેલા, અર્જુનની વૈરાગ્ય બુ-દ્ધિને જેમણે આત્મવિદ્યાનો ઉપદેશ કરી નિવૃત્ત કરી હતી એવા પરમાત્માના ચરણુમા મારી પ્રીતિ થાઓ ૩૬

"હું રણુ ઉપર શસ્ત્ર ધારણુ કરીશ નહિ" એવી પ્રતિજ્ઞાનો ભ ગ કરીને મારી પ્રતિજ્ઞાને સત્ય કરવા માટે રથમા બેઠા હતા ત્યાથી એકાએક નીચે ઉતરી, હાથમા રથનુ પૈડુ લઇ પૃથ્વીને ક પાવતા અને વેગમા આવવાથી જેના ખભા ઉપરથી ઉત્ત-રીય વસ્ત્ર ખસી ગયુ હતું એવા શ્રીકૃષ્ણુ ભગવાન્ સિ હ જેમ હાથીને મારવા માટે દોડે તેમ મારી તરફ દોડયા ૩૭ ત્યારે મેં હસીને તીક્ષ્ણુ બાણો માર્યા તેથી તેમનુ કવચ છિન્નભિન્ન થઇ ગયુ અ-ને તે લોહીલોહાણુ થઇ ગયા અર્જુને તેમને આ-વતા અટકાવ્યા છતા બલાત્કારથી મને આતતાયીને મારવાને માટે આવ્યા હતા, તે મુકુ દ ભાગવાનને વિષે સારી ગતિ હો ૩૮ અર્જુનના રથનુ રક્ષણુ કરનારા, હાથમા પરોણી તથા ઘોડાની રાશોને લઈ રથ ઉપર બેઠેલા અને સારથિની શોભાથી શોભતા

ભગવાનમા મરવાની ઈચ્છાવાળો જે હુ, તેની પ્રીતિ
થાઓ ભગવાનના દર્શને કરીને આ યુદ્ધમા મરે-
લા યોદ્ધાઓ તેમના સમાન રૂપને પામેલા છે ૩૯
સુ દર ગતિ, મનોહર વિલાસ, મધુર હસવુ અને
પ્રેમપૂર્વક જોવુ વગેરેથી બહુ માન આપવાને
લીધે મદમા આધળી થઈ ગયેલી ગોપિકાઓ, જે
શ્રીકૃષ્ણના ગોવર્ધન ધારણ વગેરે ચરિત્રોને, અનુ-
કરણ કરતી પ્રત્યક્ષ રીતે જેમના સ્વરૂપને પામી
હતી તે ભગવાનમા મારી પ્રીતિ થાઓ ૪૦ યુધિ-
ષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમા મોટા મોટા મુનિઓ
તથા રાજાઓની સભા વચ્ચે મુનિઓ અને રાજા-
ઓએ અહો શુ રૂપ ! શો મહિમા ! એમ આશ્ચ-
ર્યથી જોવાતા જે ભગવાન્ પૂજાને પામ્યા હતા, તે
વિશ્વના આત્મા રૂપ ભગવાન્ મારી દૃષ્ટિ આગળ
આવીને ઉભા છે તેથી મારા અહોભાગ્ય છે ૪૧ સૂ-
ર્ય એક છે, છતા પ્રાણીઓની પ્રત્યેક દૃષ્ટિએ જેમ
અનેક રૂપો દેખાય છે, તેમ પોતે નિર્માણ કરેલા
પ્રાણીઓના પ્રત્યેક હૃદયમા એક અધિષ્ઠાન રૂપે
રહેલા છતા ઇશ્વર અનેક રૂપે દેખાય છે, તે જન્મ-
રહિત ઈશ્વરને જેનો ભેદ તથા મોહ ટળી ગયેલો
છે, એવો હું પ્રાપ્ત થયો છુ ૪૨

સૂત કહે છે—આ પ્રમાણે મન વાણી અને દૃ-
ષ્ટિની વૃત્તિથી ભગવાન્ એવા શ્રીકૃષ્ણમા આત્માને
જોડીને ભીષ્મપિતામહ મરણ પામ્યા તેમનો નિ-
શ્વાસ બહાર નહિ નિકળતા અ તરમા સમાઇ ગયો
૪૩ ભીષ્મને ઉપાધિ રહિત પરબ્રહ્મમા મળી ગયે-
લા જોઈ પક્ષીઓ જેમ બોલતા બ ધ થઈ જાય તે-
મ સઘળા સબધીઓ બોલતા બ ધ થઈ ગયા, ૪૪
અને દેવતા તથા મનુષ્યોએ વગાડેલા નગારાના
નાદ થવા લાગ્યા રાજાઓમાં ઈર્ષ્યા વિનાના રાજાઓ
વખાણ કરવા લાગ્યા અને આકાશમાથી પુષ્પની
વૃષ્ટિ થઈ ૪૫ હે શૌનક ! મરણ પામેલા ભીષ્મની
શ્મશાનમા લઈ જવા વગેરે ક્રિયાઓ યુધિષ્ઠિર
રાજાએ કરાવી અને શોક કર્યો ૪૬ પછી પ્રસન્ન
થયેલા મુનિઓએ વેદોક્ત ગુપ્ત નામથી શ્રીકૃષ્ણની
સ્તુતિ કરી અને પછી શ્રીકૃષ્ણનુ હૃદયમા ધ્યાન કર-
તા તેઓ પોત પોતાના આશ્રમમા ગયા ૪૭ યુધિ-
ષ્ઠિરે શ્રીકૃષ્ણની સાથે હસ્તિનાપુરમા આવી કાકાને
તથા તપસ્વિની ગાધારીને શાન્ત કર્યા ૪૮ તે બાદ
ધૃતરાષ્ટ્રની અનુમતિથી અને શ્રીકૃષ્ણના અનુમોદન-
થી સમર્થ એવા ધર્મરાજા ધર્મથી બાપદાદાનુ રા-
જ્ય ચલાવવા લાગ્યા ૪૯

**पिता चानुमतो राजा वासुदेवानुमोदितः ।**
**चकार राज्य धर्मेण पितृपैतामह विभु ॥४९॥**
**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे**
**नवमोऽध्याय.**

## અધ્યાય ૧૦ મો.[૧]

### શ્રીકૃષ્ણનું દ્વારકા ગમન.

**शौनक उवाच**

**हत्वा स्वरिक्थस्पृध आततायिनो**
**युधिष्ठिरो धर्मभृतां वरिष्ठ ।**
**सहानुजैः प्रत्यवरुद्धभोजनः**
**कथ प्रवृत्त किमकारषीत्तत ॥ १ ॥**

શૌનકે પૂછયુ—પછી પોત પોતાના ધનની સ્પૃ-
હાવાળા આતતાયીઓને મારવાથી શોક પામેલા,
ધર્મિઓમા વરિષ્ઠ એવા યુધિષ્ઠિરે પોતાના બ ધુઓ
સાથે કેવી રીતે રાજ્ય કર્યું તે કહો ? ૧

સૂત કહે છે—વિશ્વ માત્રનુ રક્ષણ કરનાર શ્રી-
હરિએ વ શ રૂપી વનમા લાગેલા દાવાનળથી બળી
ગયેલા કુરૂવ શને પરીક્ષિત રાજાની રક્ષા કરીને
પુન અ કુરિત કર્યો અને યુધિષ્ઠિરને તેના પોતાના
રાજ્ય ઉપર બેસાડીને ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રસન્ન થ-
યા ૨ ત્યાર પછી ભીષ્મે કહેલા અને ભગવાને અનુ-
મોદેલા ધર્મને સાભળીને " આ જગત પરમેશ્વરને
અધીન છે સ્વત ત્ર નથી, " એવા વિશેષ જ્ઞાનથી હું
કર્તા—ભોક્તા નથી, એમ માની ભગવાનનો આશ્રય
કરનારા અને પોતાના ભાઈઓથી સેવાતા યુધિષ્ઠિર
રાજા ઈન્દ્રની પેઠે સમુદ્ર સુધી પૃથ્વીનુ પાલન કરવા
લાગ્યા ૩ તેમના રાજ્ય સમયમા યથાકાળ વરસાદ
વરસતો હતો, પૃથ્વી સર્વ કામનાઓ પુરતી હતી,
અને મોટા આૈવાળી ગાયો પ્રજાને દૂધથી રેલછેલ

૧ આ દશમા અધ્યાયમા કાર્ય કરીને સ્ત્રીઓથી સ્તુતિ કરાતા શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમાથી દ્વારિકા ગયા એ કથા કહેવાશે

કરી મુકતી હતી. ૪ નદીઓ, સમુદ્રો, વનસ્પતિઓ, અને લતાઓ સહિત પહાડો તથા સર્વ ઓષધિઓ ઋતુ ઋતુમા ફળ આપતી હતી ૫ યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા તે વખતે પ્રાણીઓને ક્યાહિ દૈવથી, પ્રાણીઓથી કે મનથી આધિ, વ્યાધિ અથવા ઉપાધિ થતા ન હતા. ૬ સગાસબધીઓનો શોક દૂર કરવા તથા સુભદ્રાને સારુ લગાડવાની ઈચ્છાથી કેટલાક મહિના શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમા રહ્યા અને પછી યુધિષ્ઠિર રાજાને પ્રણામ કરી તેમની આજ્ઞા લઈ દ્વારકા જવા માટે નીકળ્યા એ વખતે કેટલાએક તેમને ભેટયા અને કેટલાક નાના સબધીઓ તેમને નમ્યા. ૭-૮ સુભદ્રા, દ્રૌપદી, કુન્તાજી, વિરાટરાજાની પુત્રી ઉત્તરા, ગાધારી, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, કૃપાચાર્ય, નકુલ, સહદેવ, ભીમ, ધૌમ્ય ને સત્યવતી વગેરે, સ્ત્રીઓ અને સંબધીઓ શ્રીકૃષ્ણનો વિરહ સહન કરી શકયા નહિ ૯-૧૦ વિદ્વાન્ પુરુષ, સત્સગ કરવા માટે સ્ત્રી પુત્ર આદિ વિષય રૂપ દુસ્સંગનો ત્યાગ કરી, સત્પુરુષોથી ગવાતા ભગવાનના મનોહર યશને એકવાર જો સાભળે છે, તો પછી તે કદી તજી શકતા નથી ૧૧ ભગવાનના દર્શન, સ્પર્શ, ભાષણ, સુવુ, બેસવુ તથા જમવુ, ઇત્યાદિક વર્તનમા બુદ્ધિને અર્પણ કરનારા પાડવો, તેમનો વિરહ કેમ સહન કરી શકે ? ૧૨ શ્રીકૃષ્ણ ભગવાનની સાથે સ્નેહ બધનથી બધાયલા અને શ્રીકૃષ્ણની પાછળજ જેમનુ ચિત્ત દોડયા કરતું હતું એવા પાડવો, અનિમેષ નેત્રોથી શ્રીકૃષ્ણને દૂર લગી જોવા લાગ્યા ૧૩ જ્યારે દેવકીપુત્ર શ્રીકૃષ્ણ ભગવાન ઘરમાથી બહાર નિકળ્યા ત્યારે ભાઈઓ એવા પાડવોની સ્ત્રીઓની આખોમા ઉત્સાહથી આસુ આવી ગયા, પરતુ અશુભ થાય એમ ધારીને તેઓએ તે રોકી રાખ્યાં ૧૪ તે સમયે મૃદગ, શંખ, ભેરી, ઢોલ, નગારા, ગૌમુખ ઘુઘરીઓ, આનક અને ઘંટા આદિ વાજીત્રો વાગ્યા. ૧૫ જેમના નેત્રોમા પ્રેમ, લજ્જા અને હાસ્ય દેખાતુ હતુ, એવી કુરૂ દેશની સ્ત્રીઓએ, શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાની ઈચ્છાથી મહેલની અગાસી ઉપર ચઢી, પુષ્પથી તેમને વધાવ્યા. ૧૬ આ વખતે નિદ્રાનો વિજય કરનાર અને શ્રીકૃષ્ણના અતિ પ્રિય મિત્ર એવા અર્જુને મોતીની માળાથી શોભાયમાન અને રત્ન જડેલા દાંડાવાળુ ધોળુ છત્ર, શ્રીકૃષ્ણચદ્ર ઉપર ધર્યું ૧૭ ઉદ્ધવ તથા સાત્યકિ, અદ્ભુત એવા બે ચામરો ઢોળવા લાગ્યા અને પુષ્પોથી વધાવાતા મથુરાધિપતિ શ્રીકૃષ્ણ, માર્ગમા શોભવા લાગ્યા ૧૮ નિર્ગુણ એટલે માયા રહિત અને ગુણાત્મક એટલે માયાથી દેહને ધારણ કરનાર પરમેશ્વરને બ્રાહ્મણોએ આપેલા આશીર્વાદો જ્યા ત્યા સભળાવા લાગ્યા ૧૯ શ્રીકૃષ્ણ ઉપર મોહી પડેલી કૌરવ રાજાના નગરની સ્ત્રીઓ વચ્ચે સર્વના કાનને મનોહર લાગે તેવુ, આ પ્રમાણે પરસ્પર ભાષણ થવા લાગ્યું ૨૦ પૂર્વે સત્વાદિ ગુણો જ્યારે ક્ષોભ પામ્યા ન હતા અને પ્રલય વેળાએ જીવની ઉપાધિભૂત સત્વાદિ ગુણની શક્તિઓ પરમાત્મામા લય પામી હતી, તેમ જગતના જીવો પણ પરમાત્મામા લય થયા, ત્યારે જે એક પુરાણપુરુષ પ્રપંચ વિનિર્મુક્ત રહીને પોતાના સ્વરૂપમા વિદ્યમાન રહ્યા હતા, તેજ પુરાણપુરુષ આ શ્રીકૃષ્ણ ભગવાન પોતે છે ૨૧ વળી નામ તથા રૂપરહિત જીવોના નામ તથા રૂપ બનાવવાની ઈચ્છાથી વેદને રચનાર એવા જેમણે પોતાની કાળ શક્તિએ પ્રેરેલી, પોતાના અંશભૂત જીવોને મોહ પમાડનારી અને સૃષ્ટિ સરજવાની ઈચ્છાવાળી માયાનો ફરીને આશ્રય કર્યો હતો તેજ આ શ્રીકૃષ્ણચદ્ર છે ૨૨ જિતેદ્રિય અને પ્રાણવાયુને વશ કરનારા યોગીઓ ભક્તિથી નિર્મળ થયેલી બુદ્ધિવડે આ લોકમા જેમના સ્વરૂપને જુએ છે, તેજ આ શ્રીકૃષ્ણ ભગવાન આપણી સાસારિક, બુદ્ધિને નિર્મળ કરવાને યોગ્ય છે ૨૩ હે સખિ ! વેદમા અને વેદની રહસ્ય વસ્તુને નિરૂપણ કરનારા જે ભક્ત પુરુષો-ઈશ્વર એક છે અને તે પોતાની લીલાથી જગતને સરજે છે, પાળે છે અને સહારે છે, છતા તેમા બધાતા નથી—એવી પરમાત્માની સત્ય કથાને ગાય છે, તે શ્રીકૃષ્ણ આ પોતેજ છે. ૨૪ હે સખિ ! તમોગુણી બુદ્ધિવાળા રાજાઓ અધર્મથી આજીવિકા કરવા માંડે છે ત્યારે અવશ્ય આ ભગવાન જગતની રક્ષા કરવા સારુ શુદ્ધ એવા સત્વગુણોના રૂપોને ધારણ કરીને યુગે યુગે ઐશ્વર્યને,

સત્ય પ્રતિજ્ઞાને, યથાર્થોપદેશને, ભક્ત ઉપર દયાળુતાને અને યશસ્વી એવા અદ્ભુત કર્મોને પ્રગટ કરે છે ૨૫ હે સખિ! યાદવનુ કુળ સર્વથા માનને યોગ્ય છે, અને મધુવન પણ અત્યત પુણ્યવાન ક્ષેત્રોમાનુ એક ક્ષેત્ર છે, કારણ કે, પુરુષોમા ઉત્તમ એવા આ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ ભગવાન પોતાના જન્મવડે તેને દીપાવે છે, તથા આમ તેમ ફરીને સર્વનો સત્કાર કરે છે ૨૬ અત્યત આશ્ચર્યની વાર્તા તો એ છે કે, દ્વારકાપુરી સ્વર્ગના યશનો પણ તિરસ્કાર કરી પૃથ્વીના પવિત્ર યશનો વિસ્તાર કરે છે જ્યાની પ્રજા નિરતર અનુગ્રહથી હાસ્યપૂર્વક દૃષ્ટિ કરનારા પોતાના સ્વામી શ્રીકૃષ્ણના દર્શન કર્યા કરે છે ૨૭ હે સખિ! શ્રીકૃષ્ણનુ પાણિગ્રહણ કરનારી આ સ્ત્રીઓએ વ્રત, સ્નાન અને હોમાદિક કરી પરમાત્માને પ્રેમથી પૂજેલા જણાય છે, કારણ કે, જે અધરામૃતમા અતકરણ વળગી રહેવાથી વ્રજની સુંદરીઓ મોહ પામી હતી તેજ અધરામૃતનુ એ સ્ત્રીઓ નિત્ય પાન કરે છે ૨૮ જેમણે પરાક્રમ રૂપી મૂલ્યથી સ્વયવરમા શિશુપાળ વગેરે બળવાન રાજાઓનો નાશ કરીને હરી આણેલી પ્રદ્યુમ્ન, સાબ અને અબની માતાઓ, રુકિમણી, જામ્બવતી અને નાગ્નજિતી વગેરે સ્ત્રીઓ તથા ભૌમાસુરનો વધ કરીને હરી આણેલી જે હજારો સ્ત્રીઓ છે, તે સર્વ સ્ત્રીઓ પરાધીન અને પવિત્રતા વિનાના સ્ત્રીપણાને શોભાવે છે, કારણ કે, કમળ જેવા નેત્રવાળા પોતાના સ્વામી ભગવાન મધુર ભાષણો કરીને અથવા તો પારિજાતક વગેરે પ્રિય વસ્તુઓ આણી આપીને, તેમના હૃદયને આનદ આપે છે તથા કોઈ પણ દિવસ તેમના ઘરમાથી બહાર જતા નથી ૨૯–૩૦

આ પ્રમાણે અન્યોન્ય ભાષણ કરતી નાગરીઓ તરફ હાસ્યપૂર્વક નિહાળી તેમને પ્રસન્ન કરતા કરતા શ્રીકૃષ્ણ ભગવાન નગરમાથી બહાર નિકળ્યા ૩૧ તે સમે અજાતશત્રુ યુધિષ્ઠિરે શત્રુઓથી શકા પામીને સ્નેહને લીધે મધુસૂદન એવા શ્રીકૃષ્ણ પરમાત્માની રક્ષા સારુ ચતુરગિણી સેનાને તેમની સાથે મોકલી ૩૨ શ્રીકૃષ્ણનો વિરહ થવાથી ખિન્ન થઈ ગયેલા પાડવો ઘણે દૂર સુધી તેમને વળાવવા ગયા શ્રીકૃષ્ણ ભગવાન પોતાની ઉપર બહુજ સ્નેહ ધરાવનારા અને ઘણે દૂર સુધી વળાવવા આવેલા પાંડવોને પાછા વાળી ઉદ્ધવાદિક પ્રિયજનોની સાથે દ્વારકા તરફ સિધાવ્યા ૩૩ હે શૈનક! કુરુ, જાગલ, પાચાલ, યમુનાના તીર ઉપરનો શૂરસેન, બ્રહ્માવર્ત, કુરુક્ષેત્ર, મત્સ્ય, સારસ્વત તથા મરૂધન્વ વગેરે ઘણાક દેશોને ઓલગીને સૌવીર તેમજ આભીર દેશને ઓલગી આનર્તમા પરમાત્મા ગયા હે શૈનક! એ સઘળા દૂર દેશોને ઓલગવાથી ઘોડાઓ થાકી ગયા હતા ૩૪–૩૫ ભગવાન જે જે દેશમા ગયા ત્યાના લોકોએ તેમને ભેટો અર્પણ કરી આ રીતે શ્રીકૃષ્ણ ભગવાન પશ્ચિમ દિશામા આવ્યા ત્યારે સાયકાળ થયો હતો તેથી રથમાથી નીચે ઉતરી જળાશય ઉપર જઈ સાયસધ્યા કરી ૩૬

**तत्र तत्र ह तत्रत्यैर्हरिः प्रत्युद्यतार्हणः ॥**
**सायं भेजे दिशं पश्चाद्‌गविष्ठो गां गतस्तदा ॥**
**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे दशमोऽध्यायः**

# અધ્યાય ૧૧ મો.*

## શ્રીકૃષ્ણનું દ્વારકામાં પધારવું.

**सूत उवाच**

**आनर्तान्स उपव्रज्य स्वृद्धाञ्जनपदान्स्वकान् ।**
**दध्मौ दरवरं तेषां विषादं शमयन्निव ॥ १ ॥**

સૂત કહે છે–હે શૈનક! તે પછી પોતાના સંપૂર્ણ સમૃદ્ધિવાળા આનર્ત નામના દેશમા આવેલા દ્વારકાના સીમાડા ઉપર આવીને શ્રીકૃષ્ણે તે દેશના રહેવાસીઓના ખેદને શાત કરતા હોય, તેમ પાચજન્ય નામનો શખ વગાડ્યો ૧ ધોળા પેટવાળો તે શખ શ્રીકૃષ્ણ પોતાના કરકમળમા રાખીને વગાડતા હતા તેથી તેમના ઓષ્ઠની લાલાશથી રાતા રગનો દેખાતો હતો, એટલે રાતા કમળના સમૂહમા બોલતા રાજહસના જેવો લાગતો હતો. ૨ જગ-

* આ અગિયારમા અધ્યાયમા આનર્ત દેશના લોકોએ સ્તુતિ કરાતા શ્રીકૃષ્ણનો દ્વારકામા પ્રવેશ અને યાદવના પતિ શ્રીકૃષ્ણની પ્રીતિનુ સારી રીતે વર્ણન કરવામા આવશે

તના ભયને પણ ભય આપનારો તે નાદ સાભળીને દ્વારકાની સર્વ પ્રજા પોતાને પ્રિય સ્વામીના દર્શન કરવાને તેમની સામે ગઈ ૩ શ્રીકૃષ્ણ પોતે આત્મારામ તથા પરમાનદ સ્વરૂપના લાભથી સર્વદા પૂર્ણ કામનાવાળા હતા, તોપણ સર્વ પ્રજાએ આદરભાવથી સૂર્યને જેમ દીવો અર્પણ કરવામાં આવે તેમ ભગવાનને ભેટો અર્પણ કરી અને પ્રેમથી જેમનુ મુખ પ્રસન્ન દેખાતુ હતું એવી પ્રજા, પુત્રો જેમ પોતાનુ રક્ષણ કરનાર પિતાની પાસે પ્રસન્ન મુખ કરીને કાલુ કાલુ બોલે તેમ, હર્ષથી ગળગળી વાણીથી, સર્વના સબધી તથા સર્વ જગતનુ રક્ષણ કરનાર એવા ભગવાનને કહેવા લાગી કે ૪-૫ હે નાથ! બ્રહ્માના પુત્ર સનકાદિક તથા ઈન્દ્રથી વદાતા આપના ચરણારવિદને અમે નિત્ય નમસ્કાર કરીએ છીએ, જે ચરણારવિદ આ જગતમા ક્ષેમને ઈચ્છનારા લોકોને ઉત્તમ આશ્રય સ્થાનરૂપ છે, કારણ કે, જ્યા બ્રહ્માદિકના પ્રભુ એવા કાળનુ પણ બળ ચાલતુ નથી ૬ હે જગતને ઉત્પન્ન કરનાર પ્રભો! આપ અમારુ કલ્યાણ કરો, આપ અમારા માતા, પિતા સુહૃદ અને પતિ છો તથા સદ્ગુરૂ અને પરમ દૈવત રૂપ છો આપને જ અનુસરવાથી અમે કૃતાથ થયા છીએ ૭ અમે આપનાથીજ સનાથ છીએ, કારણ કે, દેવતાઓને દુર્લભ અને પ્રેમભાવથી મદ હાસ્ય સાથે સ્નેહ ભરેલી દૃષ્ટિવાળુ જેમા મુખ છે એવુ સર્વાંગ સુદર આપનુ સ્વરૂપ અમે હમણા જોઈએ છીએ ૮ હે કમળનયન! આપ જ્યારે અમારો ત્યાગ કરી સબધીઓને મળવાની ઈચ્છાથી હસ્તિનાપુર ગયા ત્યારે, સૂર્ય ન દેખાવાથી અધારાને લીધે આંખને જેમ એક ક્ષણ પણ એક કરોડ વર્ષ જેટલી થઈ પડે છે તેમ, આપના વિના અમોને એક ક્ષણ એક કરોડ વર્ષ જેવી લાબી થઇ પડી હતી ૯ ભક્તવત્સલ ભગવાન પ્રજાએ કહેલી આ સર્વ વાણીને તથા બીજી વાતોને સાભળી આદરયુક્ત દૃષ્ટિથી સર્વના ઉપર અનુગ્રહ કરતા દ્વારકા નગરમા પેઠા. ૧૦ આ નગરી સામાન્ય ન હતી નાગો જેમ ભોગવતી નામની પાતાળની નગરીનુ રક્ષણ કરે છે, તેમ શ્રીકૃષ્ણના જેવા બળવાળા મધુ, ભોજ, દાશાર્હ, અર્હ, કુકુર, અધક અને વૃષ્ણિ કુળના પુરુષો તેનુ રક્ષણ કરતા હતા ૧૧ વળી સર્વ ઋતુમા સર્વ પ્રકારના ફૂલ ફળના વૈભવવાળા પવિત્ર વૃક્ષો તથા લતા મડપો જેમા આવી રહેલા હતા એવા આશ્રમો, ઉદ્યાનો, ઉપવનો અને આરામોથી ઘેરાયલા સરોવરથી તે નગરી શોભતી હતી ૧૨ નગરીના દરવાજા ઉપર, ઘરના બારણા આગળ તથા રસ્તાઓ ઉપર, ઉત્સવ માટે તોરણો બાધ્યા હતા અને ગરૂડ વગેરેના ચિહ્નવાળી ધ્વજાઓ તથા વિજયનાચત્રો આલેખેલી પતાકાઓના અગ્રભાગથી સૂર્યના કિરણો દકાઈ જઈ નગરીમા બધે છાયો થઇ રહ્યો હતો ૧૩ વળી રાજમાર્ગો, શેરીઓ, બજારો અને ચૌટાને વાળીને સાફ કર્યાં હતા તથા સુગધિ જળ છાટીને, ફળ, ફૂલ, અક્ષત તથા અકુરો બધે વેરવામા આવ્યા હતા ૧૪ સર્વના ઘરને બારણે બારણે દહિં, અક્ષત, ફળ, શેલડી, પાણીના ઘડાઓ, બલિદાનો, ધૂપ તથા દીવાઓ મુકીને શોભા કરેલી હતી.૧૫ શ્રીકૃષ્ણ ભગવાન દ્વારકામા પધારે છે એવા સમાચાર સાભળીને ઉદાર મનના વસુદેવ, અક્રૂર, ઉગ્રસેન, અદ્ભુત પરાક્રમી બળદેવ, ૧૬ પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ, જાબવતીનો પુત્ર સાબ વગેરે સર્વ હર્ષ તથા આનદના આવેશમા સુવા બેસવાનો તથા ભોજનનો ત્યાગ કરીને ૧૭ મગળ નિમિત્ત એક મોટા હાથીને શણગારી, તેને આગળ કરી, પુષ્પ આદિક મગળ વસ્તુઓ જેમના હાથમા હતી એવા બ્રાહ્મણોની સાથે રથોમા બેસીને, શખ તથા તુરીના શબ્દોથી અને વેદમત્રોના પાઠોથી આદર આપતા ને પ્રસન્ન થતા શ્રીકૃષ્ણની સામે ગયા હતા નગરજનો અત્યત આનદમા આવી ગયા હતા ૧૮ કુડળોની કાતિથી શોભાયમાન એવી સેકડો વારાગનાઓ પણ શ્રીકૃષ્ણના દર્શન કરવાની ઉત્કઠાથી વાહનોમા બેસી સામે ગઈ હતી ૧૯ નટ—નર્તક ગધર્વ, સૂત, માગધ અને બદિજનો, એ સર્વ વાસુદેવની સામે જવા નિકળ્યા અને પવિત્ર કીર્તિવાળા યાદવોના ચરિત્રો ગાવા લાગ્યા. ૨૦ સામા આવેલા બાધવો તથા નગરવાસીઓ સાથે ઘટતી રીતે ભાષણાદિક

કરી તથા મળી શ્રીભગવાને સર્વેને યથોચિત માન સાથે સામે આવેલા લોકોમાંથી કેટલાકને નમસ્કાર કરીને સત્કાર કર્યો, કોઇને ભેટીને માન આપ્યુ, કોઇને હાથ ઝાલીને માન આપ્યુ, કોઇને ઇચ્છિત વરદાન આપીને સન્માન કર્યું તથા ચાડાલ પર્યંત અધમ મનુષ્યોને અભય આપીને માન આપ્યુ ૨૨ તે પછી વળી ગુરુજનોના, બ્રાહ્મણોના ને બ દીજનોના આશીર્વાદને ગ્રહણ કરતા કરતા શ્રીકૃષ્ણ પુરમા પેઠા ૨૩ હે શૌનક ! શ્રીકૃષ્ણ જેવા રાજમાર્ગ ઉપર આવ્યા કે દ્વારકાની કુલીન સ્ત્રીઓ દર્શન માટે હવેલીઓની અગાશીઓ ઉપર ચઢી ૨૪ દ્વારકાવાસી સ્ત્રીઓ જો કે નિરંતર શ્રીકૃષ્ણ ભગવાનને જોતી હતી તોપણ તેઓના નેત્ર તૃપ્ત થતા ન હતા, કારણ કે, જેમનુ વક્ષસ્થલ લક્ષ્મીજીનુ નિવાસ સ્થાન હતુ, જેમનુ મુખ સર્વ પ્રાણીઓના નેત્રેને સૌન્દર્યામૃત પીવાનુ પાનપાત્ર બનેલુ હતુ, જેમની ભુજાઓ સર્વ લોકપાળોનુ નિવાસ સ્થાન હતુ અને જેમના ચરણકમળ ભગવદ્ભજન કરનારાઓનુ નિવાસ સ્થાન હતું, ૨૫–૨૬ એવા શ્રીકૃષ્ણ ભગવાન રાજમાર્ગે થઇને જતા હતા તે સમયે માર્ગમા તેમની ઉપર શ્વેત છત્ર ધરેલુ હતુ અને બ ને બાજુ ઉપર ચમરો ઢોળાતા હતા તેથી તે શોભતા હતા ઉપરથી પુષ્પની વૃષ્ટિ થતી હતી આ વેળા શ્વેત છત્ર, ધોળા ચમરો, પીતાબર તથા વનમાળાથી તેમની અદ્ભુત શોભા થઈ રહી હતી જો મેઘમ ડળની ઉપર સૂર્યબિ બ, બન્ને બાજુ ચદ્રના મ ડળો, આસપાસ નક્ષત્રમાળાઓ અને તેની વચ્ચે ઇદ્રધનુષ તથા સ્થિર વિજળીનુ તેજ એમ આવી રહે તો ને શોભાની કાઇંક ઉપમાને તે પહોચે ૨૭

આ પ્રમાણે ઘરના બારણા આગળ આવી પહોચ્યા એટલે દેવકી વગેરે સાત માતાઓએ ઓવારણા લીધા. શ્રીકૃષ્ણ હર્ષથી દેવકી પ્રમુખ સાતે માતાઓને મસ્તક નમાવીને પગે લાગ્યા ૨૮ પછી સ્નેહને લીધે જેમને પાનો ચઢયો હતો એવી તે માતાઓએ શ્રીકૃષ્ણને બહુ વહાલ બતાવ્યુ ૨૯ માતાઓને મળ્યા પછી શ્રીકૃષ્ણ સર્વ પ્રકારના વૈભવવાળા પોતાના ઘરમા ગયા જ્યા આગળ તેમની સ્ત્રીઓના સોળ હજાર એકસો ને આઠ ઓરડા હતા. દેશાટન કરીને પાછા આવેલા સ્વામીને જોતા તે સર્વ સ્ત્રીઓના મનમા ઘણોજ આનદ થયો. $ પ્રોષિતભર્તૃકા એવી તેઓ દૂરથી પોતાના સ્વામીને જોઇ ઉભી થઈ ને સ્નેહથી તેમને નિહાળવા લાગી.૩૦–૩૧ સર્વ સ્ત્રીઓનો અભિપ્રાય ગભીર હતો. તેઓએ આગ તુક પતિને તેમના દર્શન થયાની અગાઉ બુદ્ધિ દ્વારા આલિંગન કર્યું, પછી જ્યારે દૃષ્ટિગોચર થયા ત્યારે દૃષ્ટિદ્વારા ભેટ લીધી, પાસે આવ્યા ત્યારે પુત્રદ્વારા ભેટ લીધી અને પછી પોતે તેમને પ્રત્યક્ષ મળી તે સ્ત્રીઓએ જો કે લજ્જાને લીધે હર્ષાશ્રુઓને અટકાવ્યા પર તુ હે શૌનક ! પરાધીન થઈ જવાથી જરાક આનદાશ્રુ ખરી પડયા ૩૨ શ્રીકૃષ્ણ ભગવાન જો કે સર્વદા તેઓની પાસેજ રહેતા હતા અને એકાન્ત સ્થાનમા સર્વદા તેમની સાથેજ વાત કરતા હતા, તોપણ તેમની સ્ત્રીઓને તેમના ચરણારવિદો ક્ષણે ક્ષણે નવા લાગતા હતા એવી તે કયી સ્ત્રી હોય કે જે શ્રી ભગવાનના ચરણારવિદની સેવાથી વિરામ પામે ? લક્ષ્મી સ્વભાવથીજ ચ ચળ છે, તોપણ કોઈ દિવસ તેમના ચરણારવિદનો ત્યાગ કરતા નથી ૩૩ જે સઘળા રાજાઓએ પૃથ્વીના ભાર માટે જન્મ ગ્રહણ કરી, હાથી, ઘોડા, રથ ને પાળા રૂપી અક્ષૌહિણી સેનાથી સર્વ ઠેકાણે પોત પોતાના પ્રભાવનો વિસ્તાર કરેલો હતો, તે રાજાઓની વચ્ચે શ્રીકૃષ્ણ ભગવાને અસ્ત્ર ગ્રહણ કર્યા વિના જ પરસ્પર વૈર ઉત્પન્ન કરાવી, વાયુ જેમ વાસના વનને પરસ્પર ઘસાવી, તે દ્વારા અગ્નિ ઉત્પન્ન કરી, એક બીજાને બાળી નાખીને શાત થાય, તેમ તેઓમા પરસ્પર સહાર કરાવીને શ્રીકૃષ્ણ પોતે શાન્ત થયા હતા ૩૪ શ્રીકૃષ્ણ ભગવાન પોતાની માયાથી આ મનુષ્યલોકમા અવતાર લઈ, જેમ પ્રાકૃત મનુષ્ય રમે તેમ લીલાઓ કરતા હતા ૩૫ જે સ્ત્રીઓના ગભીર અભિપ્રાયને જણાવનારા નિર્મળ હાસ્ય તથા લજ્જાળુ દૃષ્ટિથી શ્રીમહાદેવે મોહ પામી પિનાક ધનુષનો ત્યાગ કર્યો હતો, તો પછી તે યુવાવસ્થાવાળી સ્ત્રીઓ પોતાની ચેષ્ટાઓથી ભગવાનના મનને ક્ષોભ પમાડે એમા શું

$ જેનો પતિ પરદેશ ગયો હોય તે પ્રોષિતભર્તૃકા

આશ્ચર્ય ! ૩૬ ભગવાન વસ્તુતાએ તમામ વિષયરહિત છે તોપણ અજ્ઞાની મનુષ્ય અજ્ઞાનને લીધે પોતાના જેવા ગણી તેમને પણ સદા કર્મમા મચી રહેલા અને પ્રપચાસક્ત મનુષ્ય જેવા માને છે, કારણ કે, તે તત્ત્વવસ્તુને જાણતા નથી ૩૭ દેહનો આશ્રય કરીને રહેલી બુદ્ધિ જેમ દેહમા રહેલા ગુણો સાથે જોડાય છે અથવા તો બુદ્ધિ આત્માનો આશ્રય કરીને રહેલી છે, છતા આત્માના આનદાદિક ગુણો સાથે જોડાતી નથી, તેમ પરમાત્મા માયાના ગુણોની સાથે કોઈ પણ દિવસ જોડતા નથી, એજ ઈશ્વરનુ મોટુ ઐશ્વર્ય છે ૩૮ જેમ અહકારની વૃત્તિઓ ક્ષેત્રજ્ઞને (આત્માને) અધીન માને છે તેમજ પતિના મહિમાને નહિ જાણનારી મૂઢ સ્ત્રીઓ તેમને "પોતાને અધીન માનતી ને તે એકાતમા પોતાને અનુસરનારા છે" એમ જાણતી ૩૯

तं मेनिरेऽबला मूढाः स्त्रैणं चानुव्रतं रहः ।
अप्रमाणविदो भर्तुरीश्वरं मतयो यथा ॥३९॥

इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे
एकादशोऽध्यायः

# અધ્યાય ૧૨ મો.*

## પરીક્ષિતનો જન્મ અને તેમનુ ભવિષ્ય.

शौनक उवाच

अश्वत्थाम्नोपसृष्टेन ब्रह्मशीर्ष्णोरुतेजसा ॥
उत्तराया हतो गर्भ ईशेनाजीवितः पुनः ॥१॥

શૌનક પૂછે છે—હે સૂત ! અશ્વત્થામાએ મુકેલા બ્રહ્માસ્ત્રથી ઉત્તરાના ગર્ભને ભગવાને નાશ પામતો બચાવી જીવતો કર્યો હતો ૧ તે મહા બુદ્ધિશાળી રાજાનો જન્મ તથા કર્મો અમને કહો. શુકદેવે જેમને જ્ઞાન આપ્યુ હતુ, તે રાજા કેવી રીતે મરણ પામ્યા ? તથા મરણ પછી તેમનુ શુ થયુ ? તે અમને સાભળવાની ઈચ્છા છે માટે અમો શ્રદ્ધાળુઓને આપ તે કથા કહો ? ૨-૩

સૂત બોલ્યા—શ્રીકૃષ્ણના ચરણારવિંદની સેવાથી સર્વ પ્રકારની કામનાઓ અને સ્પૃહા છોડી દઈ ધર્મરાજા પોતાના બાળકની માફક પ્રજાને રજન કરીને રાજ્ય કરવા લાગ્યા. ૪ હે શૌનક ! સંપત્તિઓ, તેથી કરેલા યજ્ઞો, યજ્ઞથી મેળવેલા સ્વર્ગાદિક લોકો, ભાઇઓ, જબુદ્વીપનુ આધિપત્ય અને સ્વર્ગ સુધી પહોચેલો યશ, એ સર્વ યુધિષ્ઠિર રાજાને પ્રાપ્ત થયુ હતુ ૫ હે બ્રાહ્મણો ! આ પ્રમાણે દેવોથી પણ ઈચ્છાતા વૈભવો યુધિષ્ઠિરને હતા, તોપણ ભૂખ્યા મનુષ્યને જેમ પુષ્પની માળા વગેરે પદાર્થો ગમતા નથી, તેમ તે વૈભવો તેમને પ્રિય લાગતા ન હતા કારણ કે, તેમનુ મન શ્રીકૃષ્ણ ભગવાનમા આસક્ત હતુ ૬ હે શૌનક ! માતાના ગર્ભમા રહેલા વીર પુરુષે બ્રહ્માસ્ત્રના તાપથી બળતા બળતા જે અવર્ણ્ય પુરુષને દીઠો હતો, તેનુ શરીર અગુઠા જેવડુ અને તેજોમય હતુ તેણે મસ્તક ઉપર ચળકતા સુવર્ણનો મુગટ ધારણ કર્યો હતો, તેનુ રૂપ અત્યત સુદર હતુ, શરીર શ્યામ રગનુ હતુ, તેણે શરીર ઉપર વિજળીના જેવા પીળા વસ્ત્રો પહેર્યા હતા અને તે વિકાર રહિત હતો ૭-૮ વળી શોભાયમાન ચાર ભુજાવાળો, કાનમા તપ્ત સોનાના કુડળોવાળો, બ્રહ્માસ્ત્ર ઉપરના ક્રોધથી લાલચોળ આખોવાળો, હાથમા ગદાવાળો અને સૂર્ય જેમ ઝાકળને વિખેરી નાખે તેમ પોતાના પ્રભાવથી બ્રહ્માસ્ત્રના તેજનો નાશ કરતો તે પુરુષ ચારે દિશામા ફરતો હતો પરીક્ષિત આ પુરુષને પોતાની સામે ઉભેલો જોઈ વિચાર કરવા લાગ્યા કે—અહો ! આ કોણ હશે ? ૯-૧૦ તે આ પ્રમાણે વિચાર કરતા હતા એવામા ધર્મનુ રક્ષણ કરનારા અને અમાપ સ્વરૂપવાળા શ્રીહરિ, બ્રહ્માસ્ત્રનો નાશ કરી દશ મહીનાના ગર્ભના દેખતા ત્યાંજ અતર્ધાન થઈ ગયા ૧૧ ત્યાર પછી શુભ ફળ આપનારા સઘળા અનુકૂળ ગ્રહો જ્યારે આકાશમા ઉદય પામ્યા અને જ્યારે સર્વ ગુણની ઉત્તરોત્તર વૃદ્ધિ સૂચવનારૂં શુભ લગ્ન આવ્યુ ત્યારે તે પાંડવના જેવા બળવાન પરીક્ષિત રાજા જાણે પાડુરાજા ફરીને જન્મ્યા હોય તેમ જન્મ પામ્યા. ૧૨ પુત્રને ત્યા પુત્ર જન્મ થવાથી યુધિષ્ઠિર રાજાએ મનમાં પ્રસન્ન થઈ ધૌમ્ય, અને કૃપાચાર્ય વગેરે

* આ બારમા અધ્યાયમા પરીક્ષિતની કથાના પ્રસગને લઈ અશ્વત્થામાને શિક્ષા થઈ ત્યાથી અધુરો રહેલો તેમના જન્માદિકનો પ્રસગ છેડાયો

બ્રાહ્મણો દ્વારા પુણ્યાહવાચન કરાવી તેનું § જાતકર્મ કરાવ્યું ૧૩ દાનના કાળને જાણનારા તે રાજાએ પુત્રનો જન્મ જે કાળે થયો તે કાળમાજ બ્રાહ્મણોને સોનું, ગાય, ભૂમિ, ગામ, ઉત્તમ હાથીઓ, ઘોડાઓ તથા પુષ્કળ અન્ન આપ્યા ૧૪ $ બ્રાહ્મણો દાન લઈને પ્રસન્ન થયા અને વિનયમ પન્ન ધર્મરાજાને કહેવા લાગ્યા કે, હે પુરુવ શમા શ્રેષ્ઠ ! શુદ્ધ એવા પુરુવ શની પ્રજાના ત તુરૂપ આ બાળક કોઈથી પણ વારી શકાય નહિ એવા દૈવયોગથી નાશ પામતો હતો પરંતુ આપના ઉપર અનુગ્રહ કરવા માટે ભગવાન વિષ્ણુએ એની પર કૃપા કરી રક્ષા કરી છે ૧૫-૧૬ જગતમા આ વ્રત વિષ્ણુરાત એવે નામે પ્રખ્યાત થશે આ કુ વર મોટી કીર્તિવાળો, ગુણોથી પ્રતિષ્ઠાવાળો અને ભગવાનનો ભક્ત થશે એમા સ દેહ નથી ૧૭

યુધિષ્ઠિરે પૂછયુ-હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! પવિત્ર કીર્તિવાળા અમ'રા વ શના મહાત્મા રાજર્ષિઓએ જેમ સારી કીતિ સ પાદન કરીને ધન્યવાદ મેળવ્યો હતો, તેમ આ પુત્ર ઉત્તમ કીર્તિ તથા ધન્યવાદોથી અમારા વ શના પવિત્ર કીર્તિવાળા મહાત્મા રાજર્ષિઓને અનુસરશે કે કેમ ? ૧૮

બ્રાહ્મણોએ કહ્યું-હે મહારાજ ! આ પુત્ર સાક્ષાત્ મનુના પુત્ર ઇક્ષ્વાકુની પેઠે પ્રજાનુ પાલન કરશે, દશરથ રાજાના પુત્ર રામચ દ્રની પેઠે બ્રાહ્મણોનુ હિત કરશે તથા સત્ય પ્રતિજ્ઞાવાળો થશે ૧૯ તે ઉશીનર દેશના અધિપતિ શિબિ રાજાના જેવો દાતા અને શરણાગતનુ રક્ષણ કરનાર નીવડશે ભરતરાજાની પેઠે યજ્ઞ કરનારાઓના યશને તથા પોતાની જ્ઞાતિના યશને વધારશે ૨૦ આ ધનુર્ધારી યોદ્ધાઓમા અગ્રણી અર્જુન તથા સહસ્રાર્જુનના જેવો થશે, અગ્નિની પેઠે કોઈનાથી સહન ન થઈ શકે એવો અને સમુદ્રના જેવો દુસ્તર થશે, ૨૧ મોટા સિ હની પેઠે મહા પરાક્રમી, હિમાચળની પેઠે સેવવા યોગ્ય, પૃથ્વીની પેઠે ક્ષમાશીલ, ને માતાપિતાની પેઠે પ્રેમથી સર્વનુ પાલન કરનાર થશે, ૨૨ વળી સમદૃષ્ટિમા બ્રહ્માના જેવો, પ્રસન્ન થવામા મહાદેવના જેવો અને લક્ષ્મીનો આશ્રય જેમ શ્રી હરિ છે, તેમ પ્રાણીઓના આશ્રય જેવો થશે ૨૩ આ કુંવર સર્વ પ્રકારના સદ્ગુણોથી શ્રીકૃષ્ણના જેવી કીર્તિવાળો, રંતિદેવના જેવો ઉદાર, યયાતિના જેવો ધાર્મિક, ૨૪ ગાધિરાજા જેવો ધૈર્યવાન, પ્રહ્લાદની પેઠે શ્રીકૃષ્ણ ઉપર ઉત્તમ ભક્તિવાળો, ઘણા અશ્વમેધ યજ્ઞો કરનારો, ને વૃદ્ધજનોની સેવા કરનારો થશે ૨૫ જનમેજય વગેરે રાજર્ષિઓને ઉત્પન્ન કરશે, આડે માર્ગે ચાલનારા દુષ્ટજનોને તેમજ કલિને શિક્ષા કરશે. ૨૬ બ્રાહ્મણના પુત્રે પ્રેરેલા તક્ષક નાગથી પોતાનુ મૃત્યુ થનાર છે એવુ જાણીને રાજપાટ છોડી દઈ સસારનો ત્યાગ કરી વિરક્ત થઈ શ્રીહરિના ચરણારવિંદનુ છેલ્લી વારે ભજન કરશે ૨૭ હે યુધિષ્ઠિર રાજા ! વ્યાસના પુત્ર શુકદેવજીની પાસે આત્માનુ રહસ્ય જાણી કલેવરને ગ ગામા નાખી દઈ જ્યા ક્યાયથી પણ કશો ભય નથી એવા પરમાત્માના ધામને તે પામશે ૨૮

જ્યોતિષવિદ્યામા કુશળ એવા બ્રાહ્મણો ઉપર પ્રમાણે પરીક્ષિત રાજાનુ ભવિષ્ય ધર્મરાજાને કહી, ઉત્તમ પ્રકારની ભેટો લેઇ તથા પૂજાને ગ્રહણ કરી પોતપોતાને ઘેર ગયા, ૨૯ ત્યારપછી લોકોમા વિખ્યાત એવો તે રાજા માતાના ગર્ભમા જોયેલા પુરુષને સ ભારી આ જગતમા દેખાતા સર્વ પુરુષોની પરીક્ષા કરવા લાગ્યો "આ મે ગર્ભમા જોયેલો પુરુષ હશે કે નહિ ?" એવુ ચિ તન કર્યા કરવાથી તે જગતમા પરીક્ષિતના નામથી પ્રખ્યાત થયો ૩૦ પદર કળાઓથી શુક્લ પક્ષમાં પુરાતો ચ દ્રમા જેમ દિન દિન પ્રત્યે વધતો જાય તેમ યુધિષ્ઠિર વગેરેએ ચોસઠ કળાઓથી પુરાતો રાજપુત્ર પરીક્ષિત, દહાડે દહાડે મોટો થવા લાગ્યો. ૩૧ પછી સ બ'ધીઓને

§ प्रांगनाभिवर्धनात्पुंसो जातकर्म विधियते ।
मंत्रवत्प्राशन चास्य हिरण्यमधुसर्पिषाम् ॥

§ પુરુષને નાળ છેદનની પૂર્વે જાતકર્મ કરવામા આવે છે અને પોતપોતાના ગૃહ્યસૂત્રમા કહેલા મ ત્રથી બાળકને સોનુ, મધ અને ઘી ચટાડવુ જોઇએ

$ यावन्ना छिद्यते नाल तावन्नाप्नोति सूतक ।
छिन्ने नाले ततःपश्चात् सूतक तु विधीयते ॥

$ જ્યા સુધી નાળ છેદવામા આવે નહિ, ત્યા સુધી સૂતક લાગતુ નથી, નાળ કાપ્યા પછી સૂતક લાગે છે તેથી નાળ કાપ્યા પહેલા બ્રાહ્મણોને દાન આપ્યા હતા

મારવાથી જે પાતક લાગ્યું હતું તે પાપનો નાશ કરવાની ઈચ્છાથી ધર્મરાજાએ પ્રજાના કરના તથા દંડના ધન વિના બીજા ધનમાંથી અશ્વમેધ યજ્ઞ કરવાનો વિચાર કર્યો કર અને દંડનું ધન તો પરિજનના પોષણમાંજ પુરૂ થઈ રહેતું હતું અને તે વિના અન્ય માર્ગે યુધિષ્ઠિર રાજાને ધનની આવક ન હતી, તેથી હવે શું કરવું તેનો તેઓ વિચાર કરવા લાગ્યા ૩૨ તેમનો અભિપ્રાય જાણી શ્રીકૃષ્ણે તેમના ભાઈઓને ઉત્તર દિશામા ધન લેવા માટે મોકલ્યા તેઓ ઉત્તર દિશામાથી મરુત રાજાના યજ્ઞમા નાખી દીધેલા સોનાના પાત્રો વગેરે ઘણુંક ધન લઈ આવ્યા ૩૩ તે ધનમાથી યજ્ઞની સર્વ સામગ્રીઓ તૈયાર કરી, સબધીઓના સહારરૂપી પાપથી ભય પામેલા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજાએ ત્રણ અશ્વમેધ યજ્ઞો કરી શ્રીહરિનુ પૂજન કર્યું ૩૪ યુધિષ્ઠિર રાજાએ ભગવાનને યજ્ઞમા આમ ત્ર્યા હતા, તે બ્રાહ્મણોદ્વારા યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ પુરો થયા પછી સબધીઓને સારૂ લગાડવાની ઈચ્છાથી કેટલાક મહિના ત્યા રહ્યા ૩૫ તે પછી હે બ્રાહ્મણો! યુધિષ્ઠિર રાજા, દ્રૌપદી અને તેમના ભાઈઓની અનુમતિ લઈ, શ્રી કૃષ્ણ, અર્જુન તથા યાદવોને તેડી દ્વારકા ગયા ૩૬

**ततो राज्ञाऽभ्यनुज्ञात. कृष्णया सह बन्धुभिः ॥**
**ययौ द्वारवतीं ब्रह्मन्सार्जुनो यदुभिर्वृत. ॥३६॥**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे**
**द्वादशोऽध्यायः**

## અધ્યાય ૧૩ મો.\$

### ધૃતરાષ્ટ્રનું વાનપ્રસ્થ થવું.

**सूत उवाच**

**विदुरस्तीर्थयात्रायां मैत्रेयादात्मनो गतिम् ।**
**ज्ञात्वागाद्धास्तिनपुरं तयावाप्तविवित्सितः १ ॥**

સૂત કહે છે–હે શૌનક! વિદુર તીર્થયાત્રામાં મૈત્રેય મુનિની પાસેથી પોતાની આત્મગતિ અને જાણવા યોગ્ય તત્ત્વવસ્તુ જાણીને હસ્તિનાપુર ગયા ૧ વિદુરે મૈત્રેય મુનિની આગળ ત્યાં કર્મયોગ અને વ્રતાદિકવિષે જે પ્રશ્નો કર્યા, તેમાના ત્રણ ચાર પ્રશ્નોના ઉત્તરથી તેમને શ્રીકૃષ્ણની ઉપર ભક્તિ થઈ, અને તે કૃતાર્થ થયા, તેથી તેમણે બીજા પ્રશ્નોનો ઉત્તર સાભળવાની ઈચ્છા રાખી નહિ ૨ હે શૌનક! વિદુરજીને તીર્થયાત્રા કરી આવેલા જોઈ, ધર્મપુત્ર યુધિષ્ઠિર, તેમના નાના ભાઈઓ ભીમાદિક, ધૃતરાષ્ટ્ર, યુયુત્સુ, સજય, કુતી, ગાધારી, દ્રૌપદી, સુભદ્રા, ઉત્તરા, તથા પાડુ રાજાના સબધીઓ અને બીજા, પુત્રો સહિત બીજી સ્ત્રીઓ, મૂર્છાથી પ્રાણ જતા રહ્યા પછી જેમ હાથ પગ વગેરે શરીરના અવયવો શિથિલ પડી જાય અને પાછો પ્રાણ આવે એટલે જેમ સ્વસ્થ થાય, તેમ વિદુરના જવાથી સર્વે મૂર્છિત થયા હતા, તે વિદુરના આવવાથી પાછા હર્ષ પામીને તેમની સામે ગયા ૩–૪ ઘણા દિવસના વિરહ પછી મળવાની ઉત્કઠાને લીધે આતુર થયેલા તે સર્વે, ઘટતી રીતે પ્રણામ કરીને મળ્યા અને આનદના અશ્રુઓ પાડવા લાગ્યા ૫ તે પછી વિદુરજી આસન ઉપર બેઠા એટલે યુધિષ્ઠિર રાજાએ તેમની પૂજા કરી ત્યાર પછી વિદુરજી ભોજન કરીને વિશ્રાતિ લેવા માટે આનદથી આસન ઉપર બેઠા એટલે યુધિષ્ઠિર રાજાએ વિનયથી પ્રણામ કર્યા અને ત્યા આગળ બેઠેલાઓના સાભળતા પૂછયુ કે–૬–૭ આપ અમને સભારો છો કે? પક્ષીઓ જેમ પોતાની પાખની છાયાથી પોતાના બચ્ચાને ઉછેરે છે તેમ અમે તમારા પક્ષપાતની છાયા નીચે ઉછર્યા છીએ તમે અમને ને અમારી માતાને ઝેર તથા અગ્નિની વિપત્તિઓમાથી બચાવ્યા છે ૮ તમે પૃથ્વીની યાત્રા કરતા કેવી રીતે દેહનુ પોષણ કર્યું? તથા પૃથ્વી ઉપર ક્યા ક્યા મુખ્ય તીર્થોની યાત્રા કરી? હે કાકા! તમારા સરખા સમર્થ ભગવદ્ ભક્તો પોતે જ તીર્થરૂપ છે, તે મલીન મનુષ્યના સબધથી મલીન થયેલા તીર્થોને પણ પોતાના અતઃકરણમા રહેલા શ્રી પરમાત્માવડે પવિત્ર કરે છે ૯–૧૦ હે તાત! શ્રીકૃષ્ણ જેમના દેવતા છે એવા સર્વે યાદવો અમારા સબધીઓ છે તેમને તમે દીઠા હતા અથવા તેમનુ વૃત્તાંત તમારા સાભળવામા આવ્યુ હતું?

\$ યુધિષ્ઠિર રાજાએ મહા પ્રસ્થાન કર્યું હતુ તે કહેવા માટે આ તેરમા અધ્યાયમા વિદુરના ઉપદેશથી ધૃતરાષ્ટ્ર રાજા ઘરમાથી હિમાચળ તરફ ચાલી નીકળ્યા, તે કથા કહેવાશે

તેઓ પોતાની નગરી દ્વારકામા ખુશી તો છેને ?

આ પ્રમાણે ધર્મરાજાએ વિદુરને પૂછયુ એટલે વિદુરજીએ જે જે ઠેકાણે જે જે બાબતોનો અનુભવ કર્યો હતો તે તે સર્વ ક્રમવાર વર્ણવી બતાવ્યુ માત્ર યાદવના સહારની વાત કહી નહિ ૧૧-૧૨ દૈવયોગથી આવી પડેલી આપત્તિને મનુષ્યો સહન કરી શકતા નથી, એમ ધારીને દયાળુ એવા વિદુરે તે વાત કહી નહિ, કારણ કે, તે દુઃખીઆને જોવાને પણ અસમર્થ હતા દેવતાની પેઠે જેમનો સત્કાર કરવામા આવ્યો હતો એવા વિદુરે મોટા ભાઈ ધૃતરાષ્ટ્રનુ કલ્યાણ કરવા આ ઉપદેશ આપ્યો અને સગા સબધીઓને પ્રસન્ન કરતા કેટલોક સમય ત્યા આગળ રહ્યા ૧૩-૧૪ વિદુર શૂદ્ર હતા તેથી તેમને તત્વજ્ઞાન આપવાનો અધિકાર ન હતો, એવી શકા કોઇને થશે, પરતુ તે ખરેખર શૂદ્ર ન હતા તે તો યમરાજ હતા અને તેમને † માડવ્ય ઋષિના શાપથી સો વર્ષ સુધી શૂદ્ર જાતિને ધારણ કરવી પડી હતી યમ લોકમા તે પોતે પાપીઓને તેમના પાપના પ્રમાણમા ઘટતી શિક્ષા કરતા હતા. ૧૫ યુધિષ્ઠિર રાજા રાજ્ય સપાદન કર્યા પછી વશ વધારનારા પૌત્ર પરીક્ષિતને જોઈ, લોકપાલના જેવી કાતિવાળા ભાઈઓની સાથે ચક્રવર્તી સપત્તિનો ઉપભોગ કરતા આનદમા કાળ ગાળવા લાગ્યા ૧૬ આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમા આસક્ત થયેલા અને ગૃહ પ્રપચના કામકાજ કરવાથી ગાફ્લ થઈ ગયેલા પાડવોને ખબર પડે નહિ તેમ તેમનુ આયુષ્ય પૂર્ણ થઇ રહેવા આવ્યુ ૧૭ તે જાણીને વિદુરે ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યુ કે, હે રાજા ! હવે ભય પાસે આવી લાગ્યો છે, તે તરફ દૃષ્ટિ કરો અને ઘરમાથી ઝટ બહાર નીકળો ૧૮ હે પ્રભો ! આ લોકમા જેને પાછો વાળવાનો ઉપાય કહી થઈ શકતો નથી તેજ આપણા સર્વનો સહારકર્તા ભગવાન કાળ આપણી સામે આવીને ઉભો રહ્યો છે. ૧૯ જે કાળથી ગળાયેલા મનુષ્યને ઘણા પ્રિય એવા પ્રાણોનો પણ તરત વિયોગ થાય છે, ત્યારે બીજા ધનાદિકનો વિયોગ થાય તેમાં શું આશ્ચર્ય ? ૨૦ તમારા પિતા, ભાઈઓ, સબધીઓ અને પુત્રો સૌ નાશ પામ્યા છે, તમારૂ આયુષ્ય પણ પુરૂં થઇ રહેવા આવ્યુ છે અને તમારો દેહ વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઈ ગયો છે તોપણ હજી તમે પારકા ઘરમાં રહો છો ૨૧ અરેરે ! પ્રાણીને જીવવાની આશા ઘણી મોટી હોય છે, જે જીવવાની આશાથી તમે આ, ભીમસેને આપેલા પિણ્ડને કુતરાની પેઠે ગ્રહણ કરો છો ૨૨ તમે જેમને લાક્ષાભવનમા બાળી દીધા હતા, જેમને ઝેર આપ્યુ હતું, જેમનુ રાજ્ય લઈ લીધુ હતુ તથા જેમનુ ધન છીનવી લીધુ હતુ, તે પાડવોએ આપેલા અન્ન ઉપર ટકી રહેલા પ્રાણનુ હવે તમને શુ પ્રયોજન છે ? ૨૩

આ પ્રમાણે દીનતા ધારણ કરીને જીવવાની ઇચ્છાવાળા અને સસારમાથી મુક્તિને નહિ ઇચ્છતા એવા આપનુ આ શરીર વૃદ્ધાવસ્થાથી ખળભળી ગયુ છે, તે પહેરેલા લુગડાની પેઠે દિવસે દિવસ ઘસાતુ જાય છે, માટે હવે તમે વાનપ્રસ્થ થાઓ ૨૪ અભિમાન રહિત થઈ વૈરાગ્ય પામેલો, સસારના બધનમાથી મુક્ત થયેલો તથા જેની ગતિ કોઈના જાણવામા આવતી નથી એવો, જે પુરુષ, યશ અને ધર્માદિક સ્વાર્થનો ત્યાગ કરે છે તેજ ધીર પુરુષ કહેવાય છે ૨૫ જેને પોતાની મેળે અથવા તો પારકા ઉપદેશથી વૈરાગ્ય થયો હોય એવો જ્ઞાની પુરુષ, શ્રીહરિને હૃદયમા ધારણ કરી ઘરમાથી વનમા ચાલ્યો જાય તેજ જ્ઞાની કહેવાય છે ૨૬ તમે, પોતાના મનુષ્યો પણ જાણે નહિ તેમ, અહીંથી ઉત્તર દિશા તરફ જાઓ, કારણ કે, હવે ધૈર્ય આદિક ગુણોનો નાશ કરનારો કલિકાળ આવ્યો છે. ૨૭ આ પ્રમાણે વિદુરે અજમીઢના પુત્ર આધળા ધૃતરાષ્ટ્રને ઉપદેશ કર્યો એટલે વિદુરે જેમને મોક્ષનો માર્ગ દર્શાવ્યો હતો એવા તે, પોતાના કુટુબીઓ

† કોઇ એક રાજાના કેટલાક નોકરો ચોરની શોધ કરતા માડવ્ય મુનિ તપ કરતા હતા ત્યા ગયા ચોરો હાથ લાગતા ઋષિને પણ બાધી રાજા પાસે લઇ ગયા રાજાની આજ્ઞાથી સર્વને શૂળીપર ચઢાવી દીધા મુનિ ધર્મરાજા પાસે જઇ કોપ કરીને બોલ્યા કે, મને શા માટે શૂળીએ ચઢાવ્યો ? યમે કહ્યુ કે, તમે બાલ્યાવસ્થામા રમતા રમતા તીડને દર્ભની અણીથી વિધ્યુ હતુ તે સાભળી માડવ્યે શાપ દીધો કે, હું બાળક અવસ્થામા અજાણ્યો હતો, છતા તમે મને મોટો દણ્ડ કર્યો તેથી તમે શૂદ્ર જાતિમા અવતરશો.

ઉપર દૃઢ રીતે બંધાયલી સ્નેહ સાંકળને કાપી ઘરમાંથી ચાલી નિકળ્યા. ૨૮ સુબળ રાજાના પુત્રી સદ્‌ગુણશાળી અને પતિવ્રતા ગાંધારી યુદ્ધમાં પડતો માર જેમ કાયરને દુઃખ આપે છે, પરન્તુ શૂરવીરોને આનંદ આપે છે, તેમજ હિમને લીધે દુઃખ આપનાર છતાં પરમહંસોને આનંદ આપનારા હિમાચળ તરફ જતા પોતાના પતિની પાછળ ઘર તજીને ચાલી નિકળ્યાં ૨૯

યુધિષ્ઠિર રાજા સંધ્યાવંદન વગેરે કર્મ કરી, અગ્નિમાં હોમ આપી, તલ, ગાય, ભૂમિ અને સુવર્ણથી બ્રાહ્મણોનો સત્કાર કરીને ગુરુવંદન કરવા માટે ઘરમાં ગયા તો ધૃતરાષ્ટ્રને, વિદુરને કે ગાંધારીને દીઠા નહિ ૩૦ આથી યુધિષ્ઠિર રાજાનુ મન ખિન્ન થઈ ગયુ, અને તેમણે સંજયને પૂછયુ કે, હે સંજય ! આંખે આંધળા, વૃદ્ધ અને મારા પિતા સમાન કાકા કયાં ગયા ? ૩૧ પુત્રો મરી જવાથી આતુર થયેલા માતા તુલ્ય મારા કાકી કયાં ગયા ? અને અમારા પરમસ્નેહી કાકા વિદુરજી કયાં ગયા ? પુત્રો મરી જવાથી દુઃખી થયેલા મારા કાકા ધૃતરાષ્ટ્ર, હું કૃતઘ્નીની ઉપર અપરાધની શંકા લાવીને મારા કાકીની સાથે ગંગામાં તો પડયા નથીને ? ૩૨ હે સંજય ! અમારા પિતા પાંડુરાજા જ્યારે મરણ પામ્યા ત્યારે અમે બાળક હતા, તે સમયે અમને સર્વ સંબંધીઓને અમારા કાકા ધૃતરાષ્ટ્ર તથા વિદુરજીએ મોટા કષ્ટોમાંથી બચાવીને ઉછેર્યા છે, તે અહીંથી આજ કયાં ગયા ? ૩૩

સૂત કહે છે–હે શૌનક ! સ્નેહની વ્યાકુળતાથી અને ધૃતરાષ્ટ્રના વિયોગથી, દુર્બળ થઈ ગયેલો સંજય તેમને નહિ દેખવાથી અત્યંત દુઃખી થયો, અને કંઈ બોલી શકયો નહિ ૩૪ પછી બે હાથથી અશ્રુઓ લુછી નાખી બુદ્ધિથી મનને ધીરજ આપી ધૃતરાષ્ટ્રનુ સ્મરણ કરતો તે પછી બોલ્યો કે, હે કુરુકુલનંદન ! હું તમારા કાકા ધૃતરાષ્ટ્ર, વિદુર તથા ગાંધારીના ગમન સંબંધી કંઈ જાણતો નથી તેમણે મને પણ છેતર્યો છે ૩૫–૩૬ આ પ્રમાણે કહી સંજયે કેટલીક વાર વલોપાત કર્યો, એટલામાં તુંબરુ ઋષિની સાથે ભગવાન નારદ ત્યાં આગળ આવ્યા ધર્મરાજા ઉભા થઈ તેમની સામે ગયા અને પ્રણામ કરી પૂજા કરતા હોય તેમ વિનતિ કરીને બોલ્યા કે, ૩૭ હે ભગવાન ! મારા બન્ને કાકાઓ તથા પુત્રો મરી જવાથી દુઃખી થયેલા મારા માતા તુલ્ય તપસ્વિની કાકી ગાંધારી કયાં હશે ? હું તેમનુ ઠેકાણુ જાણતો નથી, માટે છેડા વિનાના સાગરમાં જેમ નાવિક પાર દેખાડે તેમ આપ આ અપાર શોક સાગરનો અંત અમને દેખાડો ૩૮ તે સાંભળી મુનિમાં શ્રેષ્ઠ એવા ભગવાન નારદ બોલ્યા કે, હે રાજન્ ! આ જગત ઈશ્વરને અધીન છે માટે તમે કોઈનો પણ શોક કરો માં ૩૯ લોકપાલ સહિત આ સર્વ લોકો જે પરમાત્માને બલિદાન આપે છે; તેજ ઈશ્વર સર્વ પ્રાણીઓને એકઠા કરે છે અને તેજ પાછા વિખુટા પણ પાડે છે ૪૦ નાથેલા અને દોરીથી બાંધેલા બળદો જેમ પોતાના ધણીને વશ રહી તેનુ કાર્ય કરે છે, તેમ ઈશ્વરની કર્તવ્યાકર્તવ્યને દર્શાવનારી વેદવાણી રૂપી નાથથી નાથેલા અને વર્ણ તથા આશ્રમ ધર્મ રૂપી દોરીથી બંધાયલા સર્વે મનુષ્યો ઈશ્વરને અધીન રહી સંસારમાં વર્તે છે ૪૧ આ જગતમાં જેમ રમકડાનુ એકઠુ થવુ અને જુદુ પડવુ, એ રમનારાની ઇચ્છાનુસાર થાય છે, તેમ મનુષ્યોનુ એકઠુ થવુ ને જુદા પડવું, એ ઈશ્વરની ઇચ્છાનુસાર થાય છે ૪૨ તમે મનુષ્યને નિત્ય જીવ રૂપે માનતા હો અથવા તો દેહ રૂપે અનિત્ય માનતા હો અથવા શુદ્ધ અનિર્વચનીય બ્રહ્મ રૂપે નિત્ય અથવા તો અનિત્ય માનતા ન હો અથવા ચૈતન્યને લીધે નિત્ય અને જડને લીધે અનિત્ય એમ ઉભય રૂપે માનતા હો, તોપણ એ ચારે પક્ષમાં તમારા મોહથી થયેલા સ્નેહ સિવાય બીજા કોઈ કારણથી તેમનો શોક કરવો યોગ્ય નથી, અર્થાત્ તમે જે શોક કરો છો તે સ્નેહથીજ થયેલો છે ૪૩ માટે હે યુધિષ્ઠિર ! તે અનાથ અને ગરીબ ધૃતરાષ્ટ્ર, મારા વિના વનમાં કેમ રહી શકશે ? કેમ આજીવિકા ચલાવશે ? એવી અજ્ઞાનતાને લીધે થયેલી વિકળતાનો તમે ત્યાગ કરો. ૪૪ અજગરથી ગળાયેલો પુરુષ જેમ બીજાનું રક્ષણ કરી શકતો નથી, તેમ કાળ, કર્મ અને ગુણને અધીન રહેલો તથા

પાંચ ભૂતોથી ઉપન્ન થયેલો આ દેહ, પણ બીજાનું રક્ષણ કરી શકતો નથી ૪૫

હાથ પગવાળા પ્રાણીઓની હાથ પગ વિનાના પ્રાણીઓ આજીવિકા છે, ચોપગા પ્રાણીઓની પગ વિનાના પ્રાણીઓ આજીવિકા છે અને મોટા પ્રાણીઓની નાના પ્રાણીઓ આજીવિકા છે, આ પ્રમાણે જીવની આજીવિકા જીવજ છે, અર્થાત્ સર્વ જીવ જીવનું ભક્ષણ કરી કરીને જીવે છે ૪૬ હે રાજન્ ! હાથવાળા અથવા હાથ વિનાના પ્રાણીથી ભરેલું આ જગત પોતાની મેળે સર્વના સાક્ષી એવા શ્રી ભગવાનનું સ્વરૂપ છે અને તે ભગવાન ભોક્તાઓના આત્મા રૂપ છે, તે પ્રાણીઓની અંદર અને બહાર ભોક્તા રૂપે અને ભોગ્ય રૂપે ભાસે છે તથા માયાશક્તિ દ્વારા દેવ, મનુષ્ય, પક્ષી વગેરેના દેહ ધારણ કરીને અનેક રૂપે ભાસતા ઈશ્વરને જુઓ ૪૭ હે મહારાજ ! તેજ પ્રાણીઓને ઉત્પન્ન કરનાર ભગવાન દૈત્યોનો નાશ કરવા પૃથ્વી ઉપર કાળ રૂપે હાલ અવતર્યા છે ૪૮ તેમણે દેવતાઓનું કાર્ય સિદ્ધ કર્યું છે અને બાકી રહેલું કાર્ય કરીને પછી ભગવાન સ્વધામમાં પધારશે, માટે જ્યાં સુધી તે લોકમાં છે ત્યાં સુધી તમે જે થાય તે જુઓ ૪૯ ધૃતરાષ્ટ્ર રાજા, વિદુર અને ગાંધારીની સાથે હિમાલયના દક્ષિણ ભાગ ઉપર આવેલા ઋષિઓના આશ્રમમાં છે ૫૦ જે આશ્રમમાં ઋષિઓને પ્રસન્ન કરવા ગંગાજી પૃથક્ પૃથક્ સાત પ્રવાહે અર્થાત્ મરીચિ ગંગા, અત્રિગંગા વગેરે નામોથી વહે છે, તે તીર્થ સપ્તસ્રોત્ કહેવાય છે ૫૧ હે રાજન્ ! તારા કાકા તે તીર્થમાં ત્રણે કાળ સ્નાન કરીને શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે હોમ કરે છે, પાણીનો આહાર કરી શાન્ત મનથી રહે છે અને તેમની પુત્ર, ધન તથા સ્વર્ગ સંબંધી ઇચ્છાઓ બધી શાન્ત થઈ ગઈ છે ૫૨ તેમણે આસનનો, શ્વાસનો, ઇંદ્રિયોનો તથા મનનો વિજય કર્યો છે, તેથી આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એ ત્રણ યોગના અંગ તેમને સિદ્ધ થયા છે તેમના સત્વ, રજ અને તમો ગુણ રૂપી દોષો નાશ પામ્યા છે, એટલા માટે તે ધારણા તથા ધ્યાનયોગ પણ સિદ્ધ કરી બેઠા છે ૫૩ તેમણે દેહના અભિમાની, અહંકાર રૂપી મનને સ્થૂલ દેહથી જુદું પાડી વિશેષ જ્ઞાનમય એવા જીવાત્મામાં લય કર્યો છે, અર્થાત્ હું દેહનો અભિમાની અહંકાર નથી, પરંતુ જીવ છું એમ જાણ્યું છે, તથા જીવાત્માને જીવાત્માપણાના અંશમાંથી જુદો પાડી તેનો ક્ષેત્રજ્ઞમાં લય કર્યો છે, અર્થાત્ હું જીવ નથી પણ દ્રષ્ટા છું એમ જાણ્યું છે, અને સર્વના દ્રષ્ટા આત્માને દ્રષ્ટાપણાના અંશમાંથી જુદો પાડી જેમ ઘડાના આકાશને ઘડાની ઉપાધિથી જુદું પાડીને મહા આકાશમાં સમાવી દેવામાં આવે, તેમ તેમણે આધારરૂપ પરબ્રહ્મમાં એકતા કરી છે, અર્થાત્ હું આત્મા નથી પણ પરબ્રહ્મ છું એમ જાણ્યું છે ૫૪ હે રાજન્ ! તેમણે આ પ્રમાણે સિદ્ધિઓ મેળવી છે તેથી તેમને કોઈ પણ દિવસ વ્યુત્થાન થશે નહિ અંદરના ગુણોનો ક્ષોભ થવાથી અથવા તો બહારની ઇન્દ્રિયોના વિષયથીજ વ્યુત્થાન થાય છે, પણ તે બન્ને તેમને નથી માયાના સર્વ ગુણોની વાસના મટી જવાથી ગુણના ક્ષોભ દ્વારા વ્યુત્થાનનો કંઈ સંભવ નથી અને ચક્ષુષાદિ ઇંદ્રિયો તથા મન એ સર્વને રૂંધી લીધેલા હોવાથી બહારની ઇંદ્રિયોથી પણ ક્ષોભ થવાનો ભય નથી તેમનો આહાર તથા ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ, બેઉ બંધ પડ્યા છે અને તે હમણા પર્વતની પેઠે સ્થિર થઈને બેઠા છે ૫૫ તમારા કાકા ધૃતરાષ્ટ્રે સર્વ કાર્યોનો ત્યાગ કર્યો છે માટે તેમને કોઈ પ્રકારનું વિઘ્ન થવું જોઈએ નહિ હે રાજન્ ! તમને દર્શન કરવાની ઇચ્છા હોય તો તે પણ વ્યર્થ છે, કારણ કે તે આજથી પાંચમે દહાડે એમનો દેહ છોડશે ૫૬ જ્યારે યોગાગ્નિ સહિત ગાર્હપત્યાગ્નિથી પતિનો દેહ પર્ણશાળા સાથે ભડભડ બળવા માંડશે ત્યારે પર્ણશાળાની બહાર ઉભેલા પતિવ્રતા ગાંધારી પતિની પાછળ તેજ અગ્નિમાં પ્રવેશ કરશે ૫૭ હે કુરૂનંદન ! વિદુર, આશ્ચર્યજનક એવી તે વાત સાંભળીને પછવાડેથી ભાઈની સદ્‌ગતિ જોઈને પ્રસન્ન થશે તથા મરણ જોઈને ખિન્ન થશે, અને પછી ત્યાંથી તીર્થયાત્રા કરવા જશે ૫૮ આ પ્રમાણે કહી નારદ તુંબરૂની સાથે સ્વર્ગ તરફ પધાર્યા અને યુધિષ્ઠિરે તેમના વચન સ્વીકારી શોકનો ત્યાગ કર્યો ૫૯

इत्युक्त्वाऽथारुहत्स्वर्गं नारदः सहतुम्बुरुः ॥
युधिष्ठिरो वचस्तस्य हृदि कृत्वाऽजहाच्छुचः ॥
इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे
त्रयोदशोऽध्यायः

# અધ્યાય ૧૪ મો.*

## શ્રીકૃષ્ણનું સ્વધામગમન.

### सूत उवाच

**संप्रस्थिते द्वारकायां जिष्णौ बंधुदिदृक्षया ॥**
**ज्ञातुं च पुण्यश्लोकस्य कृष्णस्य च विचेष्टितम् ॥**

સૂત કહે છે–હે શૌનક ! પવિત્ર કીર્તિવાળા શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર જાણવા અને સબધી ઓને મળવા માટે અર્જુન દ્વારકા ગયા હતા ૧ તે કેટલાક મહીનાઓ થઈ જવા છતા પણ પાછા આવ્યા ન હતા એવામા યુધિષ્ઠિર રાજાને એકવર ભયકર ઉત્પાતો જણાવા લાગ્યા જેમા સર્વ ઋતુઓના ધર્મો પલટાઇ ગયા હતા એવા કાળની ભયકર ગતિ એક ઋતુના ફળફૂલ બીજી ઋતુઓમા થતા જણાયા ૨ લોકો ક્રોધી, લોભી અને અસત્યવાદી થવા લાગ્યા, વ્યવહારમા બહુધા કપટ જણાવા માડયુ, સસાર સ્નેહરહિત શઠતાથી ભરેલો જણાયો અને પિતા–માતા, સગા–સબધીઓ, ભાઈ–ભાડુઓ અને પતિ–પત્ની વચ્ચે કજીઆ થતા જણાયા ૩–૪ યુધિષ્ઠિર રાજા પોતાના રાજ્યસમયમા અત્યત અશુભસૂચક આવા અપશકુનો જોઈ તથા મનુષ્યોની પ્રકૃતિ લોભાદિક અધર્મવાળી થયેલી જોઈ ભીમને કહેવા લાગ્યા કે–૫ હે ભીમ ! આપણે પવિત્ર કીર્તિવાળા શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર જાણવા તથા સબધીઓના દર્શન કરવા અર્જુનને દ્વારકા મોકલ્યો છે ૬ તેને દ્વારકા ગયે સાત મહીના થઇ ગયા છતા તે હજી કેમ આવ્યો નહિ ? ૭ “શ્રી કૃષ્ણ ભગવાન ક્રીડા કરવામા સાધનભૂત મનુષ્યના શરીરને જ્યા સુધી ત્યાગ કરવાની ઈચ્છા કરે નહિ ત્યા સુધી તમે સર્વ જોયા કરો ” એમ દેવર્ષિ નારદે કહ્યુ હતુ તે સમય આવી લાગ્યો કે શુ ? ૮ જે શ્રી કૃષ્ણની કૃપાથી આપણને સપત્તિ મળી, રાજ્ય મળ્યુ, સ્ત્રીઓ મળી, પ્રાણ બચ્યા, કુળવાન કહેવાયા, પુત્ર પૌત્રાદિક થયા, શત્રુઓનો પરાજય થયો અને દેશો મળ્યા, તે ભગવાનને સ્વધામમા પધારવાનો શુ સમય આવ્યો છે ? ૯ હે ભીમ ! આકાશમા, પૃથ્વી ઉપર અને શરીરમા, ભયકર ઉત્પાતો થાય છે તે, ભય સમીપમા હોવાનુ સૂચવે છે ૧૦ અરેરે ! મારો ડાબો ઉરૂ, ડાબી આખ અને ડાબો બાહુ ફરકે છે તથા હૃદય કપે છે ૧૧ શિયાળો મુખમાથી અગ્નિ ફુકતી સૂર્યના સામુ જોઈને રડે છે અને હે ભીમ ! કુતરા પણ નિડરની પેઠે મારી સામુ મોઢુ કરીને રડે છે ૧૨ ગાય વગેરે ઉત્તમ પશુઓ મારે ડાબે પડખે ઉતરે છે અને ગધેડા વગેરે અપવિત્ર પશુઓ જમણે પડખે જાય છે વળી હે પુરુષમા વ્યાઘ્ર ! મારા વાહનોને પણ હુ રડતા જોઉં છુ ૧૩ જો આ મૃત્યુનો દૂત કપોત કુત્સિત શબ્દોએ કરી મારા હૃદયને કપાવતો વિશ્વને ઉજડ કરવાની ઇચ્છા કરે છે વળી ઘુડ અને કાગડાઓ નિદ્રાનો ત્યાગ કરીને કઠોરશબ્દથી મારા હૃદયને કપાવતા જગતને નિર્જન કરવાની ઇચ્છા કરે છે ૧૪ વળી આ તરફ તો દષ્ટિ કર. દિશાઓ ભૂખરી થઈ ગઇ છે, સૂર્યની આસ-પાસ મેઘને લીધે કુડાળા વળે છે, પૃથ્વી કમ્પે છે, મેઘ વગર ગર્જનાઓ તથા વિજળીઓના ચમકાર થાય છે ૧૫ વળી વાયુ ચારે તરફ ધૂળ ઉડાડીને કઠોર રીતે વાય છે. મેઘો ચોતરફ લોહી વર્ષાવે છે. ૧૬ વળી સૂર્યનારાયણ નિસ્તેજ લાગે છે, આકાશમા ગ્રહોની વચ્ચે યુદ્ધ થય છે, ભૂતોની સાથે રહેલા રુદ્રના ગણોથી પૃથ્વી તથા આકાશ બળતા હોય એવા દેખાય છે ૧૭ નદીઓ, મહા નદીઓ તથા તળાવો ખળભળી રહ્યા છે, મનુષ્યોના મન ક્ષોભ પામ્યા છે તથા અગ્નિ ઘીથી પણ સળગતો નથી, માટે આ ભયકર કાળ આપણુ શુ અનિષ્ટ કરશે ? ૧૮ વળી વાછડા માને ધાવતા નથી, માતાઓના સ્તનમાથી દૂધ આવતું નથી, વ્રજમા ગાયો આંસુ લાવી રૂવે છે તથા બળદો પણ ઉદાસ લાગે છે. ૧૯ આ દેવતાની મૂર્તિઓ રડતી હોય, તેઓના શરીરમા

* આ ચોદમા અધ્યાયમા યુધિષ્ઠિર રાજા ઉત્પાતો જોઇને શંકાશીલ થયા તથા તેમણે અર્જુનની પાસેથી દ્વારકાવાસી શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વધામમા પધારવા સબધી વૃત્તાત સાંભળ્યુ, તે કથા કહેવાશે

પરસેવો આવી ગયો હોય અને એક ઠેકાણેથી ખસીને બીજે ઠેકાણે ગઈ હોય એવી દેખાય છે આ દેશો, નગરો, ગામડા, ઉદ્યાનો, ખાણો તથા આશ્રમો શોભા રહિત થઇ ગયા છે [20] હે ભીમ! હું આ મહા ઉત્પાતોથી માનુ છુ કે, પૃથિવી ખરેખર! કલિના ગ્રાસમા આવી ગઈ છે અને શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિન્દ વગરની થઈ રહી છે, અને તેથી તેનુ બધુ સૌભાગ્ય નષ્ટ થયુ છે [21]

હે બ્રાહ્મણો! આ પ્રમાણે અપશકુનો જોવાથી યુધિષ્ઠિર મનમા સંતાપ કરતા હતા એટલામા અર્જુન દ્વારકાથી આવી પહોચ્યા [22] યુધિષ્ઠિરના ચરણમા પ્રણામ કરી અર્જુન નેત્રમાથી અશ્રુ પાડવા લાગ્યા યુધિષ્ઠિરને અર્જુન પૂર્વના કરતા જુદાજ પ્રકારના લાગ્યા, તેમને આતુર થયેલા, નીચુ મુખ રાખીને રડતા અને કાંતિ રહિત થયેલા જોઇને પોતે મનમા ખિન્ન થયા અને નારદનુ વચન સંભારી સર્વ સંબંધીઓની વચ્ચે તેમને આ પ્રમાણે પૂછવા લાગ્યા [23–24]

યુધિષ્ઠિરે પૂછયુ—હે ભાઈ! દ્વારકામા આપણા સબધી મધુકુળ, ભોજકુળ, દશાર્હકુળ, સાત્વતકુળ, અંધકકુળ અને વૃષ્ણિકુળના મનુષ્યો કુશળ છે ને? [25] આપણા વડવા શૂરસેન કુશળ છે કે? વસુદેવ મામા અને તેમના નાના ભાઇઓ વગેરે કુશળ છે? [26] વસુદેવ મામાની દેવકી પ્રમુખ સાત રાણીઓ, જે પરસ્પર બેનો થાય છે તે મામીઓ તથા તેમના પુત્રની વહુઓ વગેરે સૌ કુશળ છે? [27] ઉગ્રસેન કે જેનો દીકરો અતિ દુષ્ટ હતો તે કેવા છે? તેમના નાના ભાઈ દેવક, કૃતવર્મા સહિત હ્રુદિક, અક્રૂર, જયંત, ગદ, સારણ તથા શત્રુજિત વગેરે કુશળ છે ને? સાત્વતકુળના સ્વામી ભગવાન હળધર બળદેવ કુશળ છે? [28–29] વૃષ્ણિકુળમા મહારથી એવા પ્રદ્યુમ્ન, યુદ્ધમા મહા વેગવાળા અનિરૂદ્ધ, સુષેણ, ચારૂદેષ્ણ, જામ્બવતીના પુત્ર સાબ અને બીજા શ્રીકૃષ્ણના પુત્રોમા શ્રેષ્ઠ એવા ઋષભ વગેરે પરિવાર સાથે કુશળ છે? [30–31] ભગવાનના સેવક શ્રુતદેવ ઉદ્ધવ, સુનંદ તથા નંદ પ્રમુખ ઉત્તમ ઉત્તમ સાત્વતકુળના પુરુષો કુશળ છે? [32] શ્રીકૃષ્ણ અને બળદેવના આશ્રયી તથા આપણી ઉપર સ્નેહ રાખનારા બીજા સર્વે લોકો કુશળ છે? [33] ભક્તવત્સલ અને સદા ગૌ બ્રાહ્મણોનુ હિત(રક્ષણ)કરનાર ભગવાન શ્રીકૃષ્ણ પોતાના નગરમા સુધર્મા સભામા સંબંધીઓથી વિંટાઈને સુખેથી બિરાજે છે તો ખરાને? [34] તે આદિ પુરુષ કે જેમના બળદેવ મિત્ર છે, તે લોકોની ઉત્પત્તિ અને લોકોના કલ્યાણ માટે યદુકુળ રૂપી મહાસાગરમા સુખથી વાસ કરીને રહેલા છે? [35] ભગવાન શ્રીકૃષ્ણના બાહુ રૂપી દંડોથી રક્ષાતી દ્વારકાપુરીમા યાદવો માનથી વૈકુંઠપતિના સેવકોની પેઠે પરમાનંદમા વિહાર કરે છે? [36] વળી ભગવાનના ચરણારવિંદની સેવા રૂપી મુખ્ય કર્મથી, સત્યભામા વગેરે સોળ હજાર સ્ત્રીઓ ભગવાનના બાહુબળથી યુદ્ધમા દેવોને હરાવીને ઇંદ્રાણીઓને ઘટે એવા ભોગ ભોગવવા યોગ્ય પારિજાતક આદિને હરી લઈ ઉત્તમ દૈવી ભોગો ભોગવે છે? [37] વળી શ્રીકૃષ્ણના બાહુ રૂપી દંડના પ્રભાવને લીધે જીવનારા મહા બળવાળા યાદવો ચોતરફથી નિર્ભય થઈ મોટા દેવતાઓને યોગ્ય એવી સુધર્મા નામની સભા, કે જે સભાને બળાત્કારથી ભેટ તરીકે સ્વર્ગ લોકમાથી આણેલી છે તેમા વારંવાર ફર્યા કરે છે ને? [38] વળી હે ભાઇ! તારૂં શરીર સારૂં છે? મને તુ નિસ્તેજ કેમ જણાય છે હે તાત! ઘણા દિવસ તુ ત્યા રહ્યો તેથી તારૂ કોઈએ અપમાન તો નથી કર્યું? [39] અથવા તો સંબંધીઓએ પ્રેમ વિનાના કઠોર શબ્દો કહીને તારો અનાદર તો કર્યો નથીને? અથવા તો કોઈ અર્થીએ તારી પાસે પ્રાર્થના કરતા તેને, તેં આપીશ એમ કહ્યુ તો નથીને? અથવા તો કોઇને 'કંઈક આપીશ' એમ કહી તેને આશા આપીને તે પ્રતિજ્ઞા કરેલી વસ્તુ શું યાચકને આપી નથી? [40] અથવા તો તુ પૂર્વે શરણાગતને આશ્રય આપતો હતો તેથી હમણા તારે શરણે આવેલા બ્રાહ્મણ, બાળક, ગાય, વૃદ્ધ, રોગી, સ્ત્રી અથવા તો બીજા કોઈ પ્રાણીઓનો શુ તે દ્રોહ કર્યો છે? [41] અથવા તો રસ્તામા તારા કરતાં ઉત્તમ કે તારા કરતા અધમ પુરુષે શુ તારો પરાજય કર્યો છે? [42] અથવા તો પ્રથમ જમાડવા યો-

ચ્ય બાળક અથવા વૃદ્ધ મનુષ્યોને જમાડયા વિના તુ જમ્યો છે ? અથવા નિંદા કરવા યોગ્ય અઘટિત કાર્ય તે કર્યું છે ? ૪૩ અથવા તો હે અર્જુન ! સદા પ્રિયતમ અને બીજા હૃદય રૂપ મારા ભાઇ શ્રીકૃષ્ણ વિનાનો હુ એકલો થઇ ગયો છુ એમ તુ માને છે શુ ? તે વિના બીજા કોઈ પણ કારણથી તારા મનમા પીડા થવાનો સભવ નથી, માટે તારી પીડાનુ જે કઈ કારણ હોય તે કહે ? ૪૪

कच्चित्प्रेष्ठतमेनाथ हृदयेनात्मबंधुना ।
शून्योऽस्मि रहितो नित्य मन्यसे
तेऽन्यथा न रुक् ॥ ४४ ॥

इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे
चतुर्दशोऽध्याय.

## અધ્યાય ૧૫ મો. ‡

### પાંડવોનું હિમાલય જવું.

सूत उवाच

एवं कृष्णसखः कृष्णो भ्राता राज्ञा विकल्पित'
नानाशङ्कास्पदं रूप कृष्णविश्लेषकर्शित' ॥ १ ॥

સૂત કહે છે—હે શૌનક ! આ પ્રમાણે અનેક પ્રકારની શકા ઉપજાવે એવુ અર્જુનનુ રૂપ જોઇને યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણના મિત્ર અને તેમના વિયોગથી ખિન્ન થઈ ગયેલા અર્જુનને ઘણા પ્રશ્નો કર્યા ૧ ત્યારે શ્રીહરિના વિરહજન્ય શોકથી જેનુ મુખકમળ તથા હૃદયકમળ સુકાઈ ગયા હતા એવો નિસ્તેજ થયેલો અર્જુન, સમર્થ એવા શ્રીકૃષ્ણ ભગવાનનુ સ્મરણ થવાથી યુધિષ્ઠિરના પ્રશ્નોનો ઉત્તર આપી શકયો નહિ ૨ પછી મહા કષ્ટથી શોકને દબાવી આખમા આવેલા શોકાશ્રુઓ તેણે હાથવતે લુછી નાખ્યા શ્રીકૃષ્ણ દષ્ટિથી દૂર થયા હતા તેથી અત્યત પ્રેમોત્કઠાને લીધે તે વ્યાકુળ થઈ ગયો હતો ૩ શ્રીકૃષ્ણે સારથિ આદિક કાર્યમા પોતાના હિતૈષી થઈ કરેલી સહાયને સભારીને રડતો રડતો ગળગળી વાણીથી તે પછી ધર્મરાજાને આ પ્રમાણે કહેવા લાગ્યો ૪

અર્જુન કહે છે—હે મહારાજ ! બધુના રૂપમા રહેલા શ્રીકૃષ્ણ ભગવાને ખરેખર મને છેતર્યો છે, કારણ કે, મને છેતરીને દેવતાઓને પણ આશ્ચર્ય પમાડનારા, મારા મોટા તેજને તેમણે હરી લીધુ છે ૫ હે રાજન્ ! આપણા પિતા વગેરે પ્રિય મનુષ્યો પ્રાણ જતા જેમ પ્રેતના નામથી બોલાય છે, તેમ જેમના ક્ષણમાત્ર વિયોગથી પણ આ સર્વ લોક અપ્રિય લાગે એવુ થયુ છે જે શ્રીકૃષ્ણ ભગવાનના આશ્રયથી મે દ્રુપદ રાજાને ઘેર સ્વયવરમા એકઠા મળેલા રાજાઓના તેજને હરણ કર્યું હતુ, અને પછી ધનુષમા બાણને યોજી યત્ર ઉપર ફરતા મત્સ્યને વીંધી નાખ્યો હતો અને સર્વે રાજાઓને હરાવી દ્રૌપદીને મેળવ્યા હતા ૬–૭ વળી આશ્ચર્યની વાત તો એ છે કે જે ભગવાનના સમીપપણાથી મે એકાએક દેવગણની સાથે રહેલા ઇદ્રનો પણ પરાજ્ય કરી, ખાડવવન અગ્નિને આપ્યુ હતુ, અને ખાડવ વનના દાહમાથી ઉગરેલા મયદાનવ પાસેથી આપણે અદ્ભુત કારીગરીવાળી સુધર્મા નામની સભા રચાવી હતી તથા રાજાઓ તમારા રાજસૂય યજ્ઞમા ભેટો લાવ્યા હતા એ સર્વ શ્રીકૃષ્ણનો પ્રભાવ હતો ૮ વળી જે ભગવાનના પ્રભાવથી દશ હજાર હાથીના જેટલી શક્તિવાળા તથા મહા બળવાન ભીમસેને જરાસધને મારી ભૈરવના યજ્ઞમા બલિદાન દેવા માટે ગિરિવ્રજમા કેદ કરેલા રાજાઓને તેમાથી મુક્ત કર્યા હતા એ રાજાઓ પછી તમારા રાજસૂય યજ્ઞમા ભેટો લઈને આવ્યા હતા ૯ વળી રાજસૂય યજ્ઞને ઉદ્દેશીને મહાભિષેક કરવાથી સુદર દેખાતા દ્રૌપદીના કેશ પાશને દુશાસન વગેરે દુષ્ટ મનુષ્યોએ જ્યારે ખેચ્યા ત્યારે દ્રૌપદીએ સ્મરણ કરવાથી જે શ્રીકૃષ્ણ ત્યા પધાર્યા હતા, તે વેળા અશ્રુઓથી ભીંજાયલા મુખવાળા દ્રૌપદીએ તેમના ચરણમા પડીને પ્રણામ કર્યા હતા, અને જે શ્રીકૃષ્ણે દ્રૌપદીના કેશને ખેચનાર દુષ્ટોની સ્રીઓને કેશ વિનાની કરી હતી. ૧૦

‡ આ પદરમા અધ્યાયમા કલિનો આરભ થયેલો જોઇ ધર્મરાજા યુધિષ્ઠિર પરીક્ષિતને રાજ્ય ગાદી આપી બંધુઓ સહિત હિમાળે ગયા, એ કથા કહેવારો

વળી જે દુર્વાસા ‡ દશ હજાર શિષ્યોની પંક્તિમાં પ્રથમ ભોજન કરતા હતા તે દુર્વાસાને શત્રુ દુર્યોધને તેમની દ્વારા પાંડવોને શાપ અપાવવા માટે અતિથિ તરીકે મોકલ્યા હતા તે દુર્વાસા ઋષિથી આવનારા દુરંત દુઃખમાંથી જે ભગવાને વનમાં પધારીને અક્ષયપાત્રમાં બાકી રહેલા શાકને આરોગી આપણું રક્ષણ કર્યું હતું અને શાકનું એક પાંદડું ખાવાથી પાણીમાં સ્નાન કરતા દુર્વાસા આદિ મુનિગણોએ ત્રણ લોકને તૃપ્ત માન્યા હતા ૧૧ જે ભગવાનના પ્રતાપ બળથી મે યુદ્ધમાં શંકરને વિસ્મય પમાડ્યા હતા અને તેમણે મને પોતાનું પાશુપતાસ્ત્ર આપ્યું હતું તથા બીજા લોકપાળોએ પોતપોતાના અસ્ત્ર આપ્યા હતા, અને હું આજ શરીરથી ઇંદ્રના ભવનમાં મહત્તાવાળા ઇંદ્રાસનના અર્ધ ભાગ ઉપર બેસવાને ભાગ્યશાળી થયો હતો ૧૨ વળી હું સ્વર્ગમાં રહેલો હતો એવામાં ઇંદ્રાદિક દેવતાઓએ નિવાતકવચ નામના દૈત્યનો નાશ કરવા માટે ગાંડીવ ધનુષધારી તથા શ્રીકૃષ્ણના બળથી બળવાળા મારા ભુજદંડનો આશ્રય કર્યો હતો હે ધર્મરાજા! તે મહા સમર્થ પુરુષ શ્રીકૃષ્ણે આજ મને છેતર્યો છે ૧૩ જ્યારે કૌરવો વિરાટ રાજાની ગાયો વાળી જવાને આવ્યા ત્યારે ભીષ્મ આદિક મગરમચ્છો હોવાથી તરી ન શકાય એવા અપાર કૌરવની સેનારૂપી સાગરને જે શ્રીકૃષ્ણ ભગવાનની સહાયતાથી હું એકલોજ રથવડે તરીને પાર પહોચ્યો હતો, અને શત્રુઓ ગાયોના ટોળાને વાળી જતા હતા તેને પાછું વાળી લાવ્યો હતો, વળી શત્રુઓને મોહનાસ્ત્રથી મોહિત કરી તેમના માથા ઉપરથી મુકુટોના મણિઓરૂપી પુષ્કળ ધન પાછું હરી લાવ્યો હતો ૧૪ જે ભગવાને મારા સારથિ રૂપ થઈ મોટા મોટા રાજાઓના રથમંડળોથી શોભાયમાન ભીષ્મ, કર્ણ, દ્રોણગુરુ તથા શાલ્યની સેનાઓમાં રહેલા રથોના અને પાયદળોના સેનાપતિઓ ભીષ્મ, વગેરે રાજાઓની સામે દૃષ્ટિ કરીને તેઓના આયુષ્યને, ઉત્સાહ શક્તિને, બળને તથા શસ્ત્રાદિકના કૌશલ્યને હરી લીધા હતા ૧૫ વળી જે ભગવાને મને પોતાની બન્ને ભુજાઓમાં રાખ્યો હતો, તેથી દ્રોણગુરુ, ભીષ્મ, કર્ણ, અશ્વત્થામા, ત્રિગર્ત, શલ, સૈંધવ તથા બાહ્‌લિક વગેરે રાજાઓએ મારેલા (નિષ્ફળ જાય નહિ એવા મહિમાવાળા) શસ્ત્રો, મારો પરાભવ કરી શકયા ન હતા આવા શ્રીકૃષ્ણ ભગવાનથી હું છેતરાયો-છુ ૧૬ મોક્ષ માટે મહાપુરુષો જે ભગવાનના ચરણારવિંદને સેવે છે, તે મુક્તિ આપનાર ઈશ્વરને મે દુષ્ટ બુદ્ધિને લીધે સારથિપણું કરવાને માટે માગી લીધા હતા વળી જ્યારે મારા ઘોડાઓ તૃષાતુર થઇને થાકી ગયા હતા અને હું રથમાંથી નીચે ઉતર્યો હતો ત્યારે શત્રુઓ રથમાં બેઠા હતા તે પણ જે ભગવાનના પ્રભાવથી મૂઢ બુદ્ધિવાળા થઈ મને શસ્ત્રનો પ્રહાર કરી શકયા ન હતા ૧૭

‡ એક દિવસ દુર્યોધને દુર્વાસા મુનિનો અતિથિ સત્કાર કર્યો તે ઉપરથી મુનિ સંતુષ્ટ થઇ તેને વરદાન દેવાને તૈયાર થયા દુર્યોધને મનમાં વિચાર કર્યો કે, "આ મુનિ અત્યંત ક્રોધી છે, તે શાપ આપે તો પાંડવોનો અવશ્ય નાશ થાય" આ પ્રમાણે દુષ્ટ વિચાર કરી મુનિને એવી પ્રાર્થના કરી કે, હે મુનિસત્તમ! મને બીજા કોઇ વરદાનનું પ્રયોજન નથી માત્ર એક ઇચ્છા છે તે એ કે, યુધિષ્ટિર જે અમારા કુળમાં મુખ્ય ગણાય છે તેને ત્યાં આપે દશ હજાર શિષ્યની સાથે અતિથિ થવું, પરંતુ દ્રૌપદી ભૂખી ન રહે તેટલા માટે તે જમી રહ્યા પછી તેને ઘેર જવું દુર્વાસા, દુર્યોધનના કહેવા પ્રમાણે યુધિષ્ઠિર રાજાને ઘેર ગયા યુધિષ્ઠિર રાજાએ અત્યંત, આદરપૂર્વક તેમનો સત્કાર કર્યો અને કહ્યું કે, મધ્યાહ્નનું કર્મ કરી જમવા પધારો દુર્વાસા શિષ્ય સહિત જળાશય ઉપર ગયા અને અઘમર્ષણ કરવા માટે જળમાં ઉતર્યા દ્રૌપદી પોતાનું ભોજન થયા પછી આવેલા આ સઘળા અતિથિઓને જોઇ ચિંતાતુર થઇ ગયા અને શ્રી કૃષ્ણનું સ્મરણ કરતા ભક્તવત્સલ ભગવાન દ્રૌપદીની વહારે આવ્યા દ્રૌપદીએ સર્વ વૃત્તાંત નિવેદન કર્યું એટલે ભગવાન બોલ્યા, "દ્રૌપદી! હું ભુખ્યો છું, માટે મને પ્રથમ જમાડ" દ્રૌપદીએ અત્યંત શરમાઇને કહ્યું કે, "મહારાજ! સૂર્યે આપેલી થાળીમાં મારૂં ભોજન થતા સુધી અખુટ અન્ન રહે છે, પરંતુ હું સર્વેને જમાડીને જમી છુ એટલે હવે તેમાં અન્ન નથી" શ્રીકૃષ્ણે અત્યંત આગ્રહથી અક્ષયપાત્ર લાવવા કહ્યું એટલે દ્રૌપદીએ તે પાત્ર લાવીને પાસે ધર્યું તેમાં કાંઠા ઉપર એક ભાજીનું પાદડું ચોટેલું હતું તે ખાઇને શ્રીકૃષ્ણ બોલ્યા કે, "આ ભોજનથી વિશ્વના આત્મા તૃપ્ત થાઓ" ભગવાને જે શાક પત્રનું ભોજન કર્યું તેથી ત્રણે લોક તૃપ્ત થયા અને દુર્વાસા તથા તેમના શિષ્યો કંઠપર્યંત તૃપ્ત થયા પછી શ્રીકૃષ્ણે ભીમસેનને મુનિ સમુદાયને બોલાવવા મોકલ્યા, પરંતુ દુર્વાસા મુનિ તો તૃપ્ત થયા હતા તેથી દશ હજાર માણસ માટે રાંધેલું અન્ન પડશે રહેશે એવી બીકથી બારોબાર નાસી ગયા

હે યુધિષ્ઠિર રાજા ! ભગવાનના ગભીર, મધુર અને હાસ્યવડે મનોહર એવા નમ્ર વચનો તથા પ્રસંગ ઉપર 'હે પાર્થ ! હે કુરૂનદન !' એવા તેમના સ્નેહાળ વચનોને જ્યારે હું સભારુ છુ ત્યારે મારું મન ભરાઇ આવે છે ૧૮ સુવુ, બેસવુ, ફરવુ, હરવુ, પોતાના ગુણુની પ્રશંસા કરવી, જમવુ વગેરે સર્વ કાર્યો અમારા બન્નેના એક સાથેજ થતા હતા, કોઈ દિવસ જો તેમ થતું નહિ તો હું ભગવાનને " અરે વયસ્ય ! તમે શું સત્યવાદી છો ? " એમ વક્રોક્તિમા કહીને હસતો હતો, પરંતુ મિત્ર જેમ મિત્રનો અને પિતા જેમ પુત્રનો અપરાધ સહન કરે, તેમ મારા સર્વ અપરાધને તેઓ હમેશ સહન કર્યા કરતા હતા ૧૯ હે રાજેન્દ્ર ! આજે હુ તે મિત્ર વિનાનો થઈ રહ્યો છુ, મારુ હૃદય શૂન્ય થઈ ગયુ છે હુ શ્રીકૃષ્ણુની સોળ હજાર સ્ત્રીઓનુ રસ્તામા રક્ષણુ કરતો આવતો હતો, એટલામા દુષ્ટ ગોવાળીઆઓએ નિર્બળ સ્ત્રીઓની પેઠે મારો પરાજય કર્યો ૨૦ વળી હે મહારાજ ! મારુ તેજ ધનુષ છે, તેજ બાણુ છે, તેજ રથ છે, તેજ ઘોડાઓ છે, સઘળુ તેનુ તેજ છે અને હુ તેજ રથિ છુ અને તે સઘળુ હોવાથી રાજાઓ મને નમસ્કાર કરે છે, પરતુ મત્રવિધિથી રાખમા હોમેલું દ્રવ્ય જેમ કઈ પણ ફળ આપતુ નથી, અત્યત પ્રસન્ન થયેલા માયાવીની પાસેથી મળેલુ ધન જેમ કંઈ ફળ આપતુ નથી તથા ઉખર જમીનમા વાવેલુ બીજ જેમ કઈ ફળ આપતુ નથી, તેમ ઉપર કહેલુ સર્વ શ્રીકૃષ્ણુના વિયોગને લીધે મને કાંઈ કામમા આવતુ નથી ૨૧ હે રાજન્ ! આપ દ્વારકાપુરીમાના આપણા સબધીઓના સમાચાર સાભળો આપણા સબધી યાદવો બ્રાહ્મણુના શાપથી મૂઢ થઈ પિષ્ટની મદિરા પી, મદમત્ત થઇ એક બીજાને ઓળખતા ન હોય તેમ હાથમા પાન લઈ પરસ્પર લડીને મરણુ પામ્યા છે, માત્ર ચાર પાચ જણુ જીવતા રહ્યા છે ૨૨-૨૩ આ કુરૂકુળનો સહાર શ્રીકૃષ્ણુની ઈચ્છાથીજ થયો છે, કારણુ કે, તેજ પ્રાણી માત્રનુ પાલન ને નાશ કરનાર છે ૨૪ જલચરોમા મોટા પ્રાણી જેવા કે મગરમચ્છ વગેરે નાનાં પ્રાણીઓ એટલે માછલા વગેરેને ગળી જાય છે, બળવાન જેમ દુર્બળને હરાવે છે તેમ શ્રીકૃષ્ણે બળવાન અને મોટા યાદવોને બળવાળા તથા મોટા બીજા યાદવોની સાથે લડાવીને પૃથ્વીનો ભાર ઉતાર્યો છે ૨૫-૨૬ હુ જ્યારે દેશ તથા કાળને અનુકૂળ, અર્થથી ભરપુર મનના તાપને શાત કરનાર ભગવાનના વચનો સભારૂં છુ ત્યારે ખિન્ન થાઉ છુ

આ પ્રમાણે અત્યત ગાઢ પ્રેમને લીધે શ્રીકૃષ્ણુનુ સ્મરણુ કરવાથી અર્જુનની બુદ્ધિ શોક રહિત થઈ ૨૮ તેમજ શ્રીકૃષ્ણુના ચરણારવિંદનુ ધ્યાન કરવાથી ભક્તિના વેગમા વધારો થયો, અને અર્જુનની બુદ્ધિના કામાદિક સર્વ દોષો નાશ પામ્યા. ૨૯ ભગવાને કુરૂક્ષેત્રના સગ્રામમા ગીતા સબંધી જે ઉત્તમ જ્ઞાન આપ્યુ હતું તે કેટલાક કાળને લીધે, કેટલાએક કર્મોને લીધે તથા વિષયવાછના રૂપ અજ્ઞાનને લીધે વિસરી જવાયુ હતું, તે જ્ઞાન સમર્થ એવા અર્જુનને સાભરી આવ્યુ ૩૦ તેને, વેદાત શ્રવણુથી ' अहं ब्रह्मास्मि " એવુ બ્રહ્મજ્ઞાન થયુ અને અવિદ્યાનો નાશ થયો અવિદ્યાનો નાશ થવાથી સત્વાદિક ગુણોનો નાશ થયો, અને ગુણુના કાર્યભૂત જે લિગ શરીર હતુ તે પણ રહ્યુ નહિ આ પ્રમાણે લિગ શરીરનો લય થયા પછી જે સ્થૂલ શરીર રહેલુ હતું તે પણ નાશ પામ્યુ . દેહાભિમાન નાશ પામતા તેનો દ્વૈતભ્રમ ટળી ગયો અને શોક દૂર થયો ૩૧

આ પ્રમાણે અર્જુનની પાસેથી ભગવાનનુ સ્વધામમા પધારવુ તથા યાદવ વશનો સહાર સાભળી યુધિષ્ઠિર રાજાએ મનને સ્થિર કર્યું અને સ્વર્ગના માર્ગ પ્રત્યે જવાનો નિશ્ચય કર્યો ૩૨ કુન્તાજી અર્જુનના મુખથી યાદવોનો સહાર તથા ભગવાનનુ સ્વધામગમન સાભળીને, અતીંદ્રિય એવા ભગવાનને વિષે ભક્તિથી મનને જોડી સસારથી વિરામ પામ્યા ૩૩ એક કાટો લઇને તેનાથી બીજો કાટો કાઢી તેનો જેમ ત્યાગ કરવામા આવે છે તેમ અજન્મા ભગવાને ભક્તોને માટે જે શરીરથી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો તે શરીરનો ત્યાગ કર્યો; કારણુ કે, ભગવાનને પૃથ્વી ઉપર ભારભૂત શરીર તથા યાદવ વશમાં થએલુ શરીર બન્ને સમાન હતાં. ૩૪ નટ

જેમ જુદા જુદા રૂપો ધારણ કરે છે અને તેનો ત્યાગ કરે છે, તેમ શ્રીહરિ પણ મત્સ્ય વગેરે અનેક રૂપો ધારણ કરે છે અને તેનો ત્યાગ કરે છે શ્રીકૃષ્ણે જે શરીરથી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો તે શરીરનો કાળ આવતા ત્યાગ કર્યો ૩૫ શ્રીકૃષ્ણ ભગવાન કે જેની ઉત્તમ કથા સાભળવા યોગ્ય છે, તેમણે જ્યારથી પોતાના દેહથી આલોકનો ત્યાગ કર્યો છે, ત્યારથી અવિવેકી જનોને અધર્મને માર્ગે દોરનારો કલિયુગ, જે પૂર્વે અશરૂપે પેઠો હતો તે હમણા ચારે તરફ ફેલાઈ ગયો છે ૩૬ વિવેકી યુધિષ્ઠિરે નગરમા, દેશમા તથા પ્રત્યેક ઘરોમા લોભ, અસત્ય, કપટ તથા હિસા વગેરે અધર્મની સેના સાથે કલિનો પ્રચાર થયેલો જોયો ત્યારે સ્વર્ગને માર્ગે જવા માટે મહાપ્રસ્થાનનો વેષ ધારણ કર્યો ૩૭ તે પછી ગુણોવડે પોતાના જ જેવા અને વિનયવત પૌત્ર પરીક્ષિતને ચક્રવર્તી એવા યુધિષ્ઠિર રાજાએ હસ્તિનાપુરમા સમુદ્ર પર્યંત પૃથ્વીના પતિ રૂપે રાજ્યાભિષેક કર્યો ૩૮ તેમજ મથુરામા પણ અનિરૂદ્ધના પુત્ર વજ્રને શૂરસેન દેશનો અધિપતિ કર્યો અને પછી પ્રાજાપત્યેષ્ટિ કરીને ધર્મરાજાએ અગ્નિનુ પાન કર્યું, ૩૯ અને ત્યા આગળ પોતાના રેશમી વસ્ત્રો તથા કડા વગેરે સર્વ આભૂષણોને શરીર ઉપરથી ઉતારી નાખ્યા અહતા, મમતાનો ત્યાગ કર્યો, ૪૦ ત્યાર પછી તેમણે વાગ દિક ઇન્દ્રિયોનો મનમા, મનનો પ્રાણમા, પ્રાણનો અપાનમા અને મલાદિકના ઉત્સર્ગની સાથે અપાનનો મૃત્યુમા અર્થાત્ મૃત્યુની અધિષ્ઠાત્રી દેવતામા અને મૃત્યુનો પચ મહાભૂતમા લય કર્યો ૪૧ ત્યાર પછી પચ મહાભૂતનો સત્વાદિક ત્રણ ગુણમા હોમ કરીને, ત્રણ ગુણનો અવિદ્યામા મુનિવ્રત ગ્રહણ કરનાર યુધિષ્ઠિરે લય કર્યો પછી સમસ્ત અધ્યારોપમા કારણભૂત એવી અવિદ્યાનો જીવમા લય કર્યો અને તે જીવનો કુટસ્થ એવા પરબ્રહ્મમા લય કર્યો ૪૨

આ પ્રમાણે જ્ઞાનદ્વારા આત્મસ્વરૂપને સિદ્ધ કરી, ચીથરા પહેરી, આહારનો ત્યાગ કરી, મૌન થઈ, છુટા કેશ મૂકીને જડ, ઉન્મત્ત તથા પિશાચના જેવુ પોતાનુ રૂપ દેખાડતા, કોઈની પણ વાટ જોયા વિના તથા બહેરાની પેઠે કોઇનુ પણ કહેવું ધ્યાનમા લીધા વિના, મનમા પરમાત્માનુ ધ્યાન કરતા કરતા ધર્મરાજા મહાત્મા પુરુષોએ પૂર્વે સેવેલી એવી ઉત્તર દિશા તરફ ગયા, જે દિશામા ગયેલો મનુષ્ય પાછો જગતમા આવતો નથી ૪૩—૪૪ તેમના ભાઈઓએ જોયુ તો પૃથ્વી ઉપર સર્વ પ્રજામા અધર્મના મિત્ર કલિએ પ્રવેશ કર્યો હતો તેથી તેઓ પણ ઉત્તરદિશા તરફ જવાનો નિશ્ચય કરી ઘરમાથી બહાર નિકળી ધર્મરાજાની પાછળ ઉત્તર દિશા તરફ ચાલ્યા ૪૫ ધર્મ અને અર્થ આદિક પુરુષાર્થને સારી રીતે સાધનારા પાડવો, શ્રીકૃષ્ણના ચરણારવિન્દને પોતાનુ આત્યતિક શરણ માની, મનમા ધ્યાન કરવા લાગ્યા ૪૬ ભગવાનના ધ્યાનથી તેમની ભક્તિમા વૃદ્ધિ થઇ અને બુદ્ધિ શુદ્ધ થઇ તે પછી પાપરહિત શુદ્ધ અન્ત કરણવાળા પાડવોએ ઉત્તમ એવા શ્રી નારાયણના ચરણારવિન્દમાં એકાગ્ર બુદ્ધિ કરીને, દુષ્ટ વિષયી પુરુષો જે ગતિને પામી શકે નહિ તેવી પાપરહિત અને શુદ્ધ બુદ્ધિવાળા પુરુષોએ જ પામવા યોગ્ય ગતિને પ્રાપ્ત કરી ૪૭—૪૮ આત્મજ્ઞાની વિદુર પણ તીર્થયાત્રા કરતા કરતા પ્રભાસમા ગયા અને ત્યા દેહનો ત્યાગ કરી શ્રીકૃષ્ણમા લીન થયા અને તેડવા માટે આવેલા પિતૃઓની સાથે પોતાના અધિકાર ઉપર ગયા ૪૯ પોતાના સ્વામી કામનાની દરકાર ન કરતા ચાલ્યા ગયા તેથી દ્રૌપદી પણ શ્રીકૃષ્ણ ભગવાનને વિષે એકાગ્રતાથી બુદ્ધિ જોડીને તેમને પામ્યા ૫૦ જે મનુષ્યો ભગવાનને પ્રિય એવા પાડવોના આ પવિત્ર તથા અત્યત કલ્યાણકારક મહાપ્રસ્થાનને શ્રદ્ધાથી સાભળે છે, તે પરમાત્માની ભક્તિ મેળવીને સિદ્ધિ પામે છે ૫૧

य: श्रद्धयैतद्भगवत्प्रियाणां
पांडो: सुतानामिति संप्रयाणम् ।
शृणोत्यलं स्वस्त्ययनं पवित्रं
लब्ध्वा हरौ भक्तिमुपैति सिद्धिम् ॥५१॥

इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे
पञ्चदशोऽध्याय:

# અધ્યાય ૧૬ મો.[$]

## ધર્મ અને પૃથ્વીનો સંવાદ.

**सूत उवाच**

**ततः परीक्षिद्द्विजवर्यशिक्षया**
**महीं महाभागवतः शशास ह ।**
**यथा हि सूत्यामभिजातकोविदा'**
**समादिशन्विप्र महद्गुणस्तथा ॥१॥**

સૂત કહે છે–હે શૈનક ! પછી બ્રાહ્મણોએ જન્મ સમયે જે પ્રમાણે ભવિષ્ય ભાખ્યુ હતુ તે પ્રમાણે મહા ઉત્તમ ગુણશાળી ભગવાનના ભક્ત પરીક્ષિત રાજા ઉત્તમ બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે પૃથ્વીનુ રાજ્ય કરવા લાગ્યા ૧ તે ઉત્તરની ઇરાવતી નામે કન્યાને પરણ્યા હતા તેમને જનમેજય વગેરે ચાર પુત્રો હતા ૨ ગગાજીના તીર ઉપર કૃપાચાર્યને ગુરુ કરી તેમણે ત્રણ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા ૩ તે વીર રાજાએ દિગ્વિજય કરવા જતા એકવાર રાજાના ચિહ્ન ધારણ કરેલા શૂદ્ર કલિયુગને, ગાય તથા બળદને પાટુ મારતા દીઠો એટલે તેને પકડયો ૪

શૈનક કહે છે–પરીક્ષિત રાજાએ દિગ્વિજયમા કલિને કેમ પકડયો ? તથા રાજાના ચિહ્ન ધારણ કરનારો તે કોણ હતો ? અને ગાયને પાટુ કેમ મારતો હતો ? ૫ હે મહાત્મા ! જો તેમા શ્રીકૃષ્ણની કથા આવતી હોય તો તે અમને કહો શ્રીકૃષ્ણના ચરણારવિન્દની ભક્તિ કરનારાઓને બીજી કથા સાભળવાનુ શુ પ્રયોજન છે ? મિથ્યા વાતથી મનુષ્યના આયુષ્યનો વ્યર્થ લય થાય છે ૬ હે સૂત ! અલ્પ આયુષ્યવાળા અને મરણ ધર્મોવાળા છતા જેઓ મોક્ષની ઇચ્છાવાળા છે તેમનેજ, આ અમારા પશુહિસાત્મક નહિ એવા યજ્ઞમા બોલાવ્યા છે, તે કામ રૂપી ભગવાન જ્યા સુધી અહિ છે ત્યા સુધી કોઇ પણ મરણ પામશે નહિ, ૭ એટલા માટે યમરાજાને મહર્ષિઓએ બોલાવ્યા છે. વળી સર્વે મનુષ્યોએ ઉદ્વેગ રહિત થઈ શ્રીહરિની લીલા રૂપી અમૃતનુ પાન કરવુ આશ્ચર્યની વાત છે કે, આ મનુષ્ય લોકમા હરિકથા રૂપી અમૃતનુ પાન નિર્ભયતાથી થઈ શકે છે ૮ આયુષ્ય અલ્પ છે અને તે પણ વળી રાત્રિએ નિદ્રામા અને દિવસે કામોમા વૃથા વહી જાય છે ૯

સૂત કહે છે–હે શૈનક ! યુદ્ધમા કુશળ એવા પરીક્ષિત રાજા જ્યારે કુરુ તથા જાગલ દેશમા રહેતા હતા ત્યારે ‘ કલિનો પ્રચાર થાય છે ’ એવી અપ્રિય વાર્તા તેમના સાભળવામા આવી ૧૦ કાળા ઘોડાઓ જોડેલા, શણગારેલા અને સિહના ચિહ્નવાળી ધ્વજાવાળા રથમા બેસીને, મોટી સેના લઇ તે દિગ્વિજય કરવાને નિકળ્યા ૧૧ તેમણે ભદ્રાશ્વ, કેતુમાલ, ભારત, ઉત્તર કુરુ તથા કિપુરુષ આદિ દેશો જીતી ત્યાના રાજાઓની પાસેથી કર લીધો ૧૨ પોતે જ્યા જ્યા ગયા ત્યા ત્યાના લોકોના મુખથી શ્રીકૃષ્ણનો મહિમા સાભળ્યો અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના તેજમાથી પોતાનુ રક્ષણ, યાદવોનો તથા પાડવોનો સ્નેહ અને શ્રીકૃષ્ણમા ભક્તિ, ઈત્યાદિ સર્વ તેમના સાભળવામા આવ્યુ ૧૩–૧૪ પરીક્ષિત રાજા એ મહિમા સાભળી બહુ સતુષ્ટ થયા પ્રીતિથી તેમના નેત્ર પ્રફુલ્લિત થયા અને ઉદાર મનના તે રાજાએ પોતાના પૂર્વજોનુ યશોગાન કરનારા લોકોને ઈચ્છાનુસાર ઉત્તમ વસ્ત્રો, સુવર્ણ અને મોતીના હાર આપ્યા. ૧૫ વળી લોકોમાથી તેમણે સાભળ્યુ કે, ભગવાનને પૃથ્વી ઉપર રહેનારા સર્વ લોકો પ્રણામ કરે છે તે ભગવાને પોતાની ઉપર ભક્તિ રાખનારા પાડવોનુ સારથિપણુ, સભામા અધ્યક્ષપણુ અથવા પાર્ષદપણુ ગ્રહણ કરીને, તેઓના મનને અનુસરવુ, મિત્રતા કરવી, દૂતત્વ કરવુ, રાત્રે તરવાર લઈ તેઓની રક્ષા કરવી, તેઓની સ્તુતિ કરવી, તથા તેઓને પ્રણામ કરવા વગેરે ભક્તિના કામ કર્યાં છે આ વાત સાભળી પરીક્ષિતની ભગવાનના ચરણારવિદ ઉપર અધિક ભક્તિ થઇ ૧૬ આ પ્રમાણે પરીક્ષિત રાજા દરરોજ પૂર્વજોની વૃત્તિને અનુસરીને ચાલતા હતા, એટલામા એક આશ્ચર્યકારક વૃત્તાત બન્યો, તે સાભળો. ૧૭–૧૮ એક ચરણથી ચાલતો ધર્મમૂર્તિ

[$] આ સોળમા અધ્યાયમા ભૂમિ અને ધર્મ કલિથી ખિન્ન થઇને પરસ્પર વાત કરતા હતા, એટલામા ત્યા આગળ તેની રક્ષા કરનારા પરીક્ષિત રાજાનુ આગમન થયુ, તે કથા કહેવાશે

બળદ, બાળક મરી ગયાથી રડતી માતાની પેઠે ગાયનું રૂપ ધારણ કરનારી નિસ્તેજ પૃથ્વીનું આંસુવાળું મુખ જોઇને તેને આમ પૂછવા લાગ્યો. ૧૯

ધર્મે પૂછ્યું કે હે કલ્યાણિ! તમારું શરીર બહારથી રોગી જણાતું નથી, તથાપિ તમારી કાન્તિ નાશ થઇ ગઇ છે અને મુખ કરમાઇ ગયેલું છે, તેથી મને લાગે છે કે, તમને કાંઇક માનસિક પીડા છે અથવા તો હે માતા! તમે કોઇ સંબંધીનો શોક કરો છો? ૨૦ હે પૃથ્વીમાતા! ચાર ચરણમાં ત્રણ ચરણથી રહિત જે હું, તેનો તમે શોક કરો છો? અથવા તો 'ભવિષ્યમાં શૂદ્ર વધશે' એમ માનીને શોક કરો છો? અથવા તો યજ્ઞની ક્રિયાઓ ન કરવાથી દેવતાઓને યજ્ઞના ભાગ મળતા બંધ થયા છે તેનો શોક કરો છો? અથવા વરસાદ ન વરસવાથી પીડાતી પ્રજાનો શોક કરો છો? ૨૧ અથવા તો હે પૃથ્વિ! પતિઓથી ન રક્ષાતી સ્ત્રીઓનો શોક કરો છો? અથવા તો માતપિતાઓ બાળકોનું પોષણ કરતા નથી, પણ પિશાચોની પેઠે તેઓને દુઃખ દે છે, તેનો શોક કરો છો? અથવા તો કુકર્મ કરનારા બ્રાહ્મણના કુળમાં રહેલી શુદ્ધ વિદ્યાનો શોક કરો છો? અથવા તો બ્રાહ્મણોનું રક્ષણ નહિ કરનારા રાજાઓના ઘરમાં ઉત્તમ બ્રાહ્મણોને સેવા કરતા જોઇને શોક કરો છો? ૨૨ અથવા તો કલિથી ભરપુર ક્ષત્રિયોનો શોક કરો છો? અથવા તો ક્ષત્રિયોએ અધમ સ્થિતિમાં લાવી મૂકેલા દેશોનો શોક કરો છો? અથવા તો સર્વ લોકોને ગમે ત્યાં ભોજન કરતા, નહિ છાજતા વસ્ત્રો પહેરતા, ઇચ્છાનુસાર નહાતા ને અસદ્વર્તને વર્તતા જોઇને શોક કરો છો? ૨૩ હે માતા! આ પૃથ્વીનો ઘણો ભાર ઉતારવા માટે અવતાર લેનારા શ્રીકૃષ્ણ ભગવાન સ્વધામમાં પધાર્યા તેમના પવિત્ર ચરિત્રો સંભારીને શોક કરો છો? ૨૪ હે ધરતીમાતા! દેવપૂજિત તમારા કયા મનોહરત્વને કાળે હરી લીધું છે કે જેથી તમે આવા થઇ ગયા છો? તમારી આ પીડાનું કારણ મને કહો? ૨૫

પૃથ્વી બોલ્યા—હે ધર્મ! તમે મને જે પૂછો છો તે સર્વ તમે જાણો છો, તથાપિ તમને કહું તે સાભળો. પૂર્વે જેના પ્રભાવથી ચાર ચરણવડે લોકોને તમે સુખ આપતા. ૨૬ તે સત્ય, શૌચ, દયા, ક્ષમા, દાન, સંતોષ, સરલતા, શમ, દમ, તપ, સમતાપણું ઉપરતિ, શ્રુત, ૨૭ આત્મજ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શૌર્ય, પ્રભાવ, બળ, કાર્યાકાર્ય વિચાર, સ્વતંત્રતા, ક્રિયા કુશળતા, સૌંદર્ય, ધૈર્ય, કોમળતા, ૨૮ પ્રતિભાશક્તિ, વિનય, સુસ્વભાવ, મનોબળ, જ્ઞાનેંદ્રિયોનું બળ તથા કર્મેંદ્રિયોનું બળ, ગાંભીર્ય, સ્થૈર્ય, શ્રદ્ધા, કીર્તિ, પૂજ્યતા તથા નિરભિમાનીપણું, ૨૯ વગેરે ઓગણચાલીસ ધર્મો તથા બ્રહ્મણ્ય, શરણ્ય, વગેરે સોળ ગુણો, જે પરમાત્મામાં નિત્ય સ્વાભાવિક રીતેજ રહેલા છે, તે કોઈ પણ દિવસે નાશ પામતા નથી તથા મહત્તાની ઇચ્છાવાળા પુરુષો નિત્ય જે ગુણોની ઇચ્છા રાખે છે ૩૦ તે મહા ગુણના ધામ અને લક્ષ્મીના નિવાસભૂત શ્રીભગવાન હમણાં સ્વધામમાં પધારવાથી આ લોક તે વિનાનો થઇ ગયો છે અને પાપી કલિયુગ પ્રવર્ત્યો છે તેનો હું શોક કરૂં છું ૩૧ મારો પોતાનો, દેવતામાં ઉત્તમ એવા તમારો, દેવતાઓનો, પિતરોનો, ઋષિઓનો, સત્પુરુષોનો, વર્ણોનો તથા આશ્રમોનો હું શોક કરૂં છું ૩૨ હે ધર્મ! બ્રહ્માદિક દેવતાઓએ લક્ષ્મીને પ્રસન્ન કરવા ઘણાં વર્ષ સુધી તપશ્ચર્યા કરી હતી આ રીતે મોટા મોટા દેવોએ જેમનો આશ્રય કર્યો છે એવા લક્ષ્મીજી કમળના નિવાસને છોડી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણ સેવે છે ૩૩ ભગવાનનાં કમળ, વજ્ર, અંકુશ અને ધ્વજાના ચિહ્નોવાળા શોભાયમાન ચરણારવિંદથી મારૂં શરીર શોભતું હતું, અને હું ભગવાનથી સંપત્તિ સંપાદન કરીને ત્રણ લોક કરતાં વિશેષ શોભતી હતી, પરંતુ મને જ્યારે તે સંપત્તિને માટે ગર્વ થયો ત્યારે તેનો નાશ થયો ૩૪ વળી અસુરવંશી રાજાઓની અસંખ્ય સેનાનો મારી ઉપર ભાર હતો, તેનો પણ સ્વતંત્ર એવા ભગવાને નાશ કર્યો હતો તથા તમે પણ ત્રણ પગ ભાગી જવાથી દુઃખી હતા, તે તમને પણ પોતાના બળથી ચાર ચરણવાળા બનાવી સુખી કરવાની ઇચ્છાથી યાદવકુળમાં ભગવાન જન્મ્યા હતા ૩૫ શ્રી પુરુષોત્તમ ભગવાનનો વિરહ કોણ સહન કરી શકે? જેમણે સ્નેહથી, મંદ હાસ્યથી અને મધુર

ભાષણોથી સર્વની ધીરજ અને ગર્વને હરી લીધો હતો તથા જેમના આવજાવ કરતા ચરણારવિંદના સ્પર્શથી સર્વને સારુ લાગતું હતુ ૩૧ આ પ્રમાણે પૃથ્વી તથા ધર્મ વચ્ચે વાતચીત થતી હતી એટલામાં પરીક્ષિત રાજા પૂર્વ દિશામા વહેતી સરસ્વતીના તીર ઉપર જઈ પહોચ્યા ૩૭

तयोरेव कथयतो: पृथिवीधर्मयोस्तदा ।
परीक्षिन्नामराजर्षि: प्राप्त: प्राचीं सरस्वतीम् ॥
इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे
षोडशोऽध्याय

# અધ્યાય ૧૭ મો.§

## પરીક્ષિતે કલિયુગને કરેલી શિક્ષા.

सूत उवाच

तत्र गोमिथुनं राजा हन्यमानमनाथवत् ।
दण्डहस्तं च वृषलं ददृशे नृपलांछनम् ॥१॥

સૂત કહે છે—હે શૌનક ! પરીક્ષિત રાજાએ રાજાના ચિહ્નવાળા કોઇ એક શૂદ્રને હાથમા લાકડી લઈ અનાથની પેઠે ગોમિથુનને માર મારતો જોયો ૧ કમળના જેવો ધોળો બળદ, શૂદ્રના મારથી ભયભીત થઈ એક પગ ઉપર ઉભો રહી દુ ખથી કપતો હતો ૨ હોમમા ઉપયોગી દૂધ આપનારી, વળી ભૂખને લીધે દુબળી થઈ ગયેલી એક ગરીબડી ગાયને પણ તેમણે ત્યા દીઠી તેને પણ તે શૂદ્ર પાટુ મારતો હતો ૩ સુવર્ણના સાજવાળા રથમા બેઠેલા પરીક્ષિત રાજાએ ધનુષ ચઢાવી, મેઘના જેવી ગભીર વાણીથી રાજાનો વેષ ધરનાર શૂદ્ર કલિને પૂછ્યું કે, ૪ મારા તાબામા રહેલા આલોકમા ગાયને મારનારો તું કોણ છે ? તું નટની પેઠે રાજાના વેષમા છે, પરતુ કામ તો શૂદ્રનુ કરે છે ૫ શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનની સાથે સ્વધામમા પધાર્યા પછી આ નિરપરાધી પ્રાણીઓને તું કેમ મારે છે અને કોણ છે ? ૬ (પછી બળદના તરફ જોઈને તેને પૂછયુ કે) કમળના જેવા ધોળા રગના તમે ત્રણ પગ વિનાના છો અને એક પગે ચાલો છો તેથી મને સતાપ થાય છે તમે બળદના રૂપમા શું કોઈ દેવ છો ? ૭ હે વૃષભ ! પૌરવ વશના રાજાઓના ભુજથી રક્ષાયેલા ભૂતળ ઉપર તમારા વિના કોઈ પણ પ્રાણીઓની આખમાથી અશ્રુ પડતા મે જોયા નથી. ૮ હે વૃષભ ! તમે શોક કરો નહિ, તમારો ભય દૂર થશે હે ગૌમાતા ! તમે પણ રડો નહિ, કારણ કે, ખળ લોકોને શિક્ષા કરનારો હું બેઠો છુ ત્યા સુધી તમારુ અશુભ થશે નહિ ૯ હે સાધ્વિ ! જેના દેશમા દુષ્ટ લોકોથી પ્રજાને પીડા થાય છે તે રાજાની કીર્તિ, આયુષ્ય, ભાગ્ય અને પરલોક ગતિ નાશ પામે છે ૧૦ દુખથી પીડાતા દીન પ્રાણીઓની પીડાનો નાશ કરવો, એ રાજાઓનો પરમ ધર્મ છે, માટે હુ આ પ્રાણીઓનો દ્રોહ કરનાર દુષ્ટ શૂદ્રોનો નાશ કરીશ ૧૧ હે નન્દિનીના પુત્ર બળદ ! તમારે ચાર પગ હતા તેમાથી ત્રણ કોણે કાપી નાખ્યા ? જે રાજાઓ શ્રીકૃષ્ણના ભક્ત છે, તેમના રાજ્યમા તમારા જેવા પ્રાણી દુખી હોવા જોઇએ નહિ હે બળદ ! તમે સદ્ગુણી અને નિરપરાધી છો, તમારા પગ કોણે કાપી નાખ્યા તે કહો પાડુવશની કીર્તિને કલક લગાડનારો તે કોણ છે ૧૩ જે મનુષ્ય નિરપરાધી પ્રાણીને વૃથા દુખ દે છે, તેને સર્વ ઠેકાણે ભય રહે છે અને તેવા દુષ્ટ લોકોને શિક્ષા કરવાથી સત્પુરુષોનુ કલ્યાણ થાય છે, ૧૪ વળી મારા દેશમા જે મનુષ્ય નિરકુશ થઈને નિરપરાધી પ્રાણીઓને દુખ દઈ અપરાધ કરે, તે દેવતા હોય તોપણ હું તેનો બાજુબધ સાથે હાથ કાપી નાખું છુ ૧૫ આ જગતમા પોતાના ધર્મ પ્રમાણે વર્તનારી પ્રજાનું પાલન કરવુ તથા આપત્તિ વગર સ્વધર્મનો ત્યાગ કરનાર બીજા દુષ્ટોને શાસ્ત્રાનુસાર શિક્ષા કરવી, એ રાજાનો મુખ્ય ધર્મ છે. ૧૬

ધર્મ બોલ્યા—દુખી મનુષ્યોને અભય વચન આપવુ, એ તમને—પાડવ વશજોને યોગ્ય છે, કારણ કે, પાડવોના ગુણથી શ્રીકૃષ્ણે દૂત, સારથિ, વગેરે તેમના કામ કર્યા હતા ૧૭ હે પુરુષમા શ્રેષ્ઠ પરીક્ષિત ! તમે પૂછો છો કે તમને કોણે દુખ દીધુ ? તેના ઉત્તરમા કહુ છુ કે પ્રાણીઓને દુખ

§ આ સત્તરમા અધ્યાયમા પરીક્ષિત રાજા મહા પરાક્રમી હતા, તોપણ તેમને આશ્ચર્યજનક વૈરાગ્ય થયો, તે દર્શાવતા તેમણે કલિને કરેલી શિક્ષા કહેવામા આવશે.

થવામા કારણભૂત કોણુ છે ? તે અમે જાણુતા નથી, કારણુ કે, વાદીઓના વિવિધ વાદોથી અમારી બુદ્ધિ એક નિશ્ચય ઉપર આવતી નથી, પર તુ મોહિત થઈ ગઈ છે ૧૮ કેટલાક યોગીઓ કહે છે કે, પ્રાણીઓ પોતેજ પોતાને સુખ દુ ખમા નાખે છે બીજાઓ કહે છે કે, ગ્રહ દેવતાઓ પીડે છે, મીમાસકો કહે છે કે કર્મ દુ ખ દેનારૂ છે અને કેટલાક નાસ્તિકો કહે છે કે, સુખ દુ ખમા સ્વભાવ કારણુ છે, અર્થાત્ પોતાની મેળેજ સુખ દુ ખ ઉત્પન્ન થાય છે ૧૯ હે રાજર્ષિ ! કોઈ કોઈ ઈશ્વરવાદીઓનો એવો મત છે કે, ઇદ્રિયો અને મનથી અગોચર એવા ઈશ્વરથી. સુખ દુ ખ થાય છે આ પ્રમાણે ભિન્ન ભિન્ન મત હોવાથી અમારા સુખ દુ ખનુ જે કારણુ હોય, તે બુદ્ધિથી આપ શોધી કાઢો ૨૦ હે ઉત્તમ શૌનક ! આ પ્રમાણે ધર્મે કહ્યા પછી ચક્રવર્તી રાજાએ મનને સ્થિર કરી વિચાર કર્યો એટલે દુ ખનુ કારણુ તેમના જાણુવામા આવ્યુ ૨૧

રાજાએ પૂછ્યુ—હે ધર્મવેત્તા ! તમે એ ધર્મની વાત કહો છો અને તેથીજ તમે ધર્મની મૂર્તિ હોઈ હમણા બળદનુ રૂપ ધારણુ કર્યું છે અધર્મ કરનારને જે સ્થાન મળે છે તેજ સ્થાન અધર્મની સૂચના કરનારને પણુ મળે છે ૨૨ ઇશ્વિરની માયાની ગતિને પ્રાણીઓના મન અને વાણી જાણી શકતા નથી ૨૩ હે ધર્મ ! તમારા તપ, શૌચ, દયા અને સત્ય, એ ચાર ચરણુ કહ્યા તેમાથી પહેલા ત્રણુ ચરણો ગર્વ, આસક્તિ તથા મદ, એ ત્રણુ અધર્મના અશે ભાગી નાખ્યા છે ૨૪ હે ધર્મ ! હવે તમને માત્ર સત્ય રૂપી એક પગ રહ્યો છે, જેનાથી તમે તમારો નિર્વાહ કરી શકો છો અને તે ચરણથી મનુષ્ય આપને મેળવી શકે છે, પર તુ તે ચરણુને પણુ અસત્યથી વધેલો આ અધર્મ રૂપ કલિયુગ કાપી લેવાની ઇચ્છા કરે છે ‡ ૨૫ જે ભગવાને એક બીજા વચ્ચે યુદ્ધ કરાવી આ પૃથ્વીને ભારમાથી મુક્ત કરી છે તથા ચારે તરફ પોતાના ચરણો મૂકીને મગળ કર્યું છે, તે પૃથ્વીનો હમણા ભગવાને ત્યાગ કર્યો, તેથી " રાજાનો વેષ ધરનાર ગૌબ્રાહ્મણુના હિ સક થયા છે " સદ્ગુણુશાળી પૃથ્વીમાતા અભાગિણીની પેઠે આખમા આસુ લાવીને શોક કરે છે ૨૬-૨૭ આવી રીતે ધર્મને તથા પૃથ્વીને તેના મનની વાર્ત્તા કહીને શાત કર્યાં અને પછી મહારથિ પરીક્ષિત રાજાએ અધર્મને ફેલાવનારા કલિયુગને મારવા ખડ્ગ લીધુ ૨૮ પોતાને મારવાની ઇચ્છાવાળા રાજાને જોઈ કલિ ભયથી વિહ્વળ બની ગયો અને રાજ ચિહ્નનો ત્યાગ કરી પરીક્ષિત રાજાના ચરણુમા પડ્યો ૨૯ કલિને પગમા પડેલો જોઈ દીનવત્સલ, શરણાગતના રક્ષક તથા સત્કીર્તિને યોગ્ય, એવા પરીક્ષિત રાજાએ દયા લાવી તેને માર્યો નહિ, પર તુ આ પ્રમાણે કહ્યુ ૩૦

રાજા કહે છે—અમે મહાવીર અર્જુનના યશને ધારણુ કરીએ છીએ તેમની પાસે તું બે હાથ જોડીને શરણે આવ્યો છે માટે તને અમારાથી જરાપણુ ભય નથી, પર તુ હવેથી તારે આ દેશમા રહેવુ નહિ, કારણુ કે, તુ અધર્મનો બધુ છે ૩૧ તું રાજાના શરીરમા પેઠો કે તારી પાછળ લોભ, અસત્ય, ચોરી, દુર્જનતા, સ્વધર્મત્યાગ, દરિદ્રતા, કપટ, કલહ, દ ભ વગેરે અધર્મ પણુ પેસે છે, ૩૨ માટે હે અધર્મના બધુ ! આ સત્ય તથા ધર્મને રહેવા યોગ્ય બ્રહ્માવર્ત દેશ કે જ્યા યજ્ઞના વિસ્તારને જાણુનારા વિદ્વાનો યજ્ઞોથી, યજ્ઞેશ્વર ભગવાનનુ યજન કરે છે ત્યા તારે રહેવુ નહિ ૩૩ વળી જે દેશમા લોકો યજ્ઞમૂર્તિ શ્રીહરિનુ યજ્ઞોથી યજન કરે છે અને પવન જેમ પ્રાણુ રૂપે સર્વ પ્રાણીઓની અ દર તથા બહાર રહેલો છે, તેમ શ્રીહરિ સ્થાવર અને જ ગમ રૂપ જગતમા અ દર તથા બહાર રહેલા છે, તે યજ્ઞોથી આરાધાતા ભગવાન, આરાધના કરનારાઓનુ કલ્યાણુ કરી મનોરથોને સફળ કરે છે ૩૪

સૂત કહે છે—આ પ્રમાણે પરીક્ષિત રાજાએ કહ્યુ તે સાભળી કલિએ હાથમા રહેલા દ ડને ઉગામીને ઉભેલા પરીક્ષિત રાજાને આ પ્રમાણે કહ્યું ૩૫

‡ સત્યયુગમા તપ, શૌચ, દયા અને સત્ય, એ ચાર ચરણોથી ધર્મ સ પૂર્ણ હતો ત્રેતાયુગમા ચાર ચરણમાથી *મદવડે તપનો ચતુર્થાશ નાશ થાય છે, સ સાર સ ગવડે શૌચનો ચતુર્થાશ નાશ થાય છે અને અસત્યવડે સત્યનો ચતુર્થાશ નાશ થાય છે દ્વાપરયુગમા એ સર્વનો અર્ધ ભાગ નાશ પામે છે અને કલિયુગમા એક ચતુર્થાશજ બાકી રહે છે

કલિ કહે છે—હે ચક્રવર્તી રાજન્! હું તમારી આજ્ઞાથી જ્યાં નિવાસ કરીશ ત્યાં તમને ધનુષ્યને બાણ ધારણ કરીને આવેલા જોઈશ, ૩૬ માટે હે ધર્મવંતોમાં શ્રેષ્ઠ! તમે મને રહેવા માટે સ્થાનક બતાવો કે જ્યાં હું તમારી આજ્ઞા પાળતો નિશ્ચળ થઈને રહું ૩૭

સૂત કહે છે—કલિએ સ્થાન માટે પ્રાર્થના કરી ત્યારે રાજાએ દ્યૂત, મદ્યાદિકનું પાન, સ્ત્રી તથા હિંસા તેને રહેવા આપ્યાં એ ચાર સ્થાનકોમાં ચાર પ્રકારનો અધર્મ રહેલો છે ૩૮ કલિએ બીજી વાર રહેવાના સ્થાનની માગણી કરવાથી પરીક્ષિત રાજાએ તેને રહેવા માટે સુવર્ણ આપ્યું આથી અસત્ય, મદ, ને દુર્ગુણ, રજોગુણથી થનારી હિંસા અને પાંચમું વૈર, આ પાંચ સ્થાનકો પણ તેમણે તેને રહેવા આપ્યાં ૩૯ અધર્મનો મૂળભૂત કલિ ઉત્તરાના પુત્ર પરીક્ષિતે આપેલા એ પાંચ સ્થાનોમાં રહેવા લાગ્યો ૪૦ જે પુરુષને પોતાની રક્ષા કરવાની ઇચ્છા હોય તેણે કોઈ પણ દિવસ એ પાંચ વસ્તુઓને સેવવી નહિ તેમાં પણ ધર્મશીલ પુરુષે, લોકનું પાલન કરનારા રાજાએ તથા ગુરુએ, તો ખાસ કરીને તે સેવવીજ નહિ ૪૧ તે પછી પરીક્ષિતે બળદ (ધર્મ)ના તપ, શૌચ અને દયા, એ ત્રણ ચરણો ભાગી ગયા હતા તે ફરીને સાધ્યા, તથા પૃથ્વીની આસનાવાસના કરી તેને સારી સંપત્તિવાળી બનાવી ૪૨ તે રાજર્ષિ કે જે હમણાં વનમાં જવાની ઇચ્છાવાળા છે તે પોતાના દદા યુધિષ્ઠિરે આપેલા રાજ્યાસન ઉપર બિરાજ્યા અને મહા ભાગ્યશાળી તથા કીર્તિવાળા ચક્રવર્તી રાજા કૌરવની રાજ્યલક્ષ્મીથી સેવાતા હસ્તિનાપુરમાં રાજ્ય કરવા લાગ્યા ૪૩—૪૪

હે મુનિસત્તમ! એ અભિમન્યુના પુત્ર રાજા પરીક્ષિતનો આવો પ્રભાવ હતો એ રાજા હમણાં પૃથ્વીનું પાલન કરે છે તેથી તમે નિર્વિઘ્ને યજ્ઞ કરવા માટે દીક્ષા લેવાને સમર્થ થયા છો. ૪૫

**इत्थं भूतानुभावोऽयमभिमन्युसुतो नृपः।**
**यस्य पालयतः क्षोणीं यूयं सत्राय दीक्षिताः॥**
**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे**
**सप्तदशोऽध्यायः**

# અધ્યાય ૧૮ મો.*

## પરીક્ષિતને થયેલો શાપ.

**सूत उवाच**

**यो वै द्रौण्यस्त्रविप्लुष्टो न मातुरुदरे मृतः।**
**अनुग्रहाद्भगवतः कृष्णस्याद्भुतकर्मणः॥१॥**

સૂત કહે છે—માતાના ઉદરમાં અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી પરીક્ષિત રાજા બળતા હતા છતાં અદ્ભુત કર્મવાળા ભગવાનની કૃપાથી જીવતા રહ્યા હતા ૧ તેમણે ભગવાનમાં પોતાનું અંતઃકરણ અર્પણ કર્યું હતું તેથીજ બ્રાહ્મણના શાપથી કરડવાને તૈયાર થયેલા તક્ષક નાગ રૂપી મહા ભયંકર મૃત્યુથી મોહ પામ્યા ન હતા ૨ વળી શુકદેવજીના શિષ્ય થઈ, પરમાત્માના તત્ત્વને જાણી અને સંસારની સર્વ વાસનાનો ત્યાગ કરી તેમણે ગંગામાં પોતાના દેહને વિસર્જન કર્યો હતો ૩ તેમને મોહ થયો નહિ તેમાં આશ્ચર્ય નથી, કારણ કે, શ્રીકૃષ્ણની કથા કરનાર, કથામૃતનું પાન કરનાર તથા તેમનાજ ચરણારવિંદનું સ્મરણ કરનાર મનુષ્યોને અંતકાળે પણ મોહ થતો નથી ૪ જ્યાં સુધી આ પૃથ્વી ઉપર ઉક્ત ગુણવાળો તે ચક્રવર્તી રાજા—અભિમન્યુનો પુત્ર પરીક્ષિત રાજ્ય કરે છે ત્યાં સુધી કલિ જો કે પૃથ્વી ઉપર સર્વત્ર પ્રસરેલો છે તોપણ તે પોતાનો પ્રભાવ ચલાવવાને સમર્થ થતો નથી ૫ શ્રીકૃષ્ણ ભગવાને જે દિવસથી આ પૃથ્વીનો ત્યાગ કર્યો છે ત્યારથીજ અધર્મથી ઉત્પન્ન થયેલો કલિયુગ સર્વત્ર ફેલાયો છે ૬ પરીક્ષિત રાજા ગુણને ગ્રહણ કરનાર ભમરાની પેઠે કલિનો દ્વેષ કરતા નથી, પરંતુ ગુણ ગ્રહણ કરે છે તે ગુણ એ છે કે આ કલિમાં પુણ્ય કર્મોનો મનમાં સંકલ્પ કર્યો હોય તોપણ તે તત્કાળ ફળ આપે છે પરંતુ પાપકર્મો તો કર્યા છતાં તરતને તરત અશુભ ફળ આપતા નથી કલિનો આ ગુણ જોઈને પરીક્ષિતે તેનો નાશ કર્યો નથી ૭ કલિયુગ શૂરવીર છે, છતાં ધીર પુરુષથી ડરે છે, માટે તેના-

* આ અઢારમા અધ્યાયમાં પરીક્ષિત રાજાને બ્રાહ્મણનો શાપ થશે અને તે શાપ અદ્ભુત વૈરાગ્ય આવવાથી તેમને ઉલટો અનુગ્રહ રૂપ થઈ પડશે, તે કથા કહેવાશે

થી શું થવાનું છે? માત્ર તે અધીર અને અસાવધાનની ઉપર સાવધ થઇને વરૂની માફક તૂટી પડે છે ૮ હે મુનિસત્તમ! તમે મને વાસુદેવની કથાવાળું આખ્યાન પૂછ્યું તે ઉપરથી મેં પરીક્ષિત રાજાનું આ પવિત્ર ચરિત્ર તમારી આગળ વર્ણવી બતાવ્યું ૯ હે ઋષિયો! કીર્તન કરવા યોગ્ય અનેક કર્મવાળા ભગવાનના ગુણ અને પરાક્રમોની જે જે કથાઓ છે તે પુરુષે એ સાંભળવી જોઇએ ૧૦

ઋષિયો બોલ્યા–હે શાંત ગુણવાળા સૂત! તમો ઘણાં વર્ષો જીવો. શ્રીકૃષ્ણના નિર્મળ યશ અમને કહો છો તે અમને મોક્ષ આપનારા છે ૧૧ અમે યજ્ઞ કર્મ આરંભી બેઠા છીએ, પરંતુ તેમાં બહુધા કોઈ અંશ અપૂર્ણ રહેવાથી તે સફળ થશે કે કેમ, તેનો વિશ્વાસ નથી હમણાં તો યજ્ઞની ધુણીથી અમારા શરીર ધુમાડિયા જેવા થઈ ગયા છે, તેમાં ગોવિંદના ચરણારવિંદના મધુર રસનું પાન કરાવો ૧૨ હે સૂત! ભગવાનના ભક્તની સાથે અતિ અલ્પ કાળ પણ જે સંગ થાય છે, તે સત્સંગની સાથે અમે સ્વર્ગની તેમજ મોક્ષની તુલના કરતા નથી, ત્યારે મૃત્યુ ધર્મવાળા મનુષ્યોના તુચ્છ રાજ્યની સાથે તો તુલના કરાયજ કેમ? ૧૩ ભગવાન શ્રીકૃષ્ણ મહાત્મા પુરુષોના એકાંત અને પરમ આશ્રય રૂપ છે શંકર અને બ્રહ્મા પ્રમુખ જે યોગીશ્વરો છે તેઓ તેમના કલ્યાણકારક ગુણોના પારને પામ્યા નથી ભગવાનની કથા સાંભળવાથી કયો રસજ્ઞ પુરુષ તૃપ્ત થાય છે? ૧૪ હે વિદ્વાન સૂત! અમારામાં તમે ભગવાનના ભક્ત છો માટે અમે મહાત્મા પુરુષોના એકાંત તથા પરમ આશ્રય રૂપ શ્રીહરિનું ઉદાર અને શુદ્ધ ચરિત્ર સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ, તેથી આપ અમને કહો ૧૫ શ્રીશુકદેવે કહેલા ભાગવત રૂપી જ્ઞાનથી ભગવાનના ભક્ત પરીક્ષિત રાજા, જેનું મોક્ષ નામ છે એવા ગરુડધ્વજ શ્રીકૃષ્ણના ચરણકમળને પ્રાપ્ત થયા ૧૬ આ અદ્ભુત ભક્તિયોગવાળું, ભગવાનના ચરિત્રોથી ભરપુર, ભગવદ્ભક્તોને પ્રિય તથા પરમ પવિત્ર પરીક્ષિત રાજાના ચરિત્રવાળું આખ્યાન શ્રીમદ્ભાગવત અમને સ્પષ્ટ રીતે સંભળાવો ૧૭

સૂત કહે છે–અહો! અમે પ્રતિલોમ જાતિના છીએ તોપણ વૃદ્ધોના આદરસત્કારથી આજે અમારો જન્મ સફળ થયો છે, કારણ કે, મહાત્માએની સાથે થયેલો સંભાષણ રૂપી સંબંધ પણ નીચ કુળમાં જન્મવા સંબંધી માનસિક પીડાને મટાડે છે ૧૮ ત્યારે જે ભગવાન અપાર શક્તિવાળા છે, અને મોટા ગુણવાળા હોવાથી જેને અનંત કહે છે, તે મહાત્મા જનોના એકાંત આશ્રય રૂપ ભગવાનનું નામ લેનારની માનસિક પીડા દૂર થાય એમાં શી નવાઈ? ૧૯ લક્ષ્મી પોતાની ઇચ્છા રાખનારા બ્રહ્માદિક દેવતાઓનો ત્યાગ કરીને, ગુણોમાં જેના સમાન કોઈ પણ નથી, તેમ જેનાથી અધિક પણ કોઈ નથી, એવા વિષ્ણુ પોતાની ઇચ્છા કરતા નથી છતાં પણ તેમના ચરણની રજને સેવે છે–આટલી સૂચનાજ ભગવાનના સંબંધમાં બસ છે ૨૦ વળી જે ભગવાનના ચરણકમળના નખમાંથી નીકળ્યાં છતાં પણ, બ્રહ્માએ અર્ઘ રૂપે અર્પણ કરેલું ગંગાજળ શિવ સહિત જગતને પવિત્ર કરે છે શ્રીભગવાન વિના આ જગતમાં બીજો કોણ, એ પદના અર્થવાળો, અર્થાત્ સર્વ ઐશ્વર્યસંપન્ન છે? ૨૧ ભગવાન ઉપર પ્રીતિ ધરાવનારા ધીર પુરુષો તરતજ દેહાદિકમાં રહેલી અહંતા મમતાનો ત્યાગ કરીને છેલ્લી પરમહંસની દશાને પામે છે, કે જે દશામાં સ્વાભાવિક રીતેજ દયા તથા શાંતિ રહેલા છે ૨૨ પક્ષીઓ જેમ વિશાળ આકાશમાં પોતાની શક્તિ પ્રમાણે ઉડે છે, તેમ વિદ્વાનો પણ પોતાની બુદ્ધિની શક્તિને અનુસાર વિષ્ણુની લીલાને વર્ણવે છે, માટે હે વેદમૂર્તિઓ! આપે મને પ્રશ્ન કર્યો તો મારામાં જેટલું જ્ઞાન છે તેટલું હું તમને કહું તે સાંભળો ૨૩

એક દિવસ પરીક્ષિત રાજા ધનુષ બાણ લઈ વનમાં મૃગયા કરવા ગયા, ત્યાં મૃગોની પાછળ દોડવાથી થાકી ગયા અને ક્ષુધા તથા તૃષાતુર થયા ૨૪ ચારે તરફ જોયું પણ ક્યાંહિ જલાશય જણાયું નહિ, માત્ર એક ઋષિનો આશ્રમ જોવામાં આવ્યો આશ્રમમાં ગયા ત્યાં શમિક ઋષિને દીઠા. તે નેત્રો મીંચી એકાગ્ર ચિત્તે સમાધિમાં લીન થયેલા હતા ૨૫ મુનિએ ઇન્દ્રિયો, પ્રાણ, મન અને વૃત્તિને રૂંધી

આત્મસ્વરૂપમા જોડી હતી તેથી જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાથી પર જે ચોથી સમાધિ અવસ્થાથી શાતિ પામેલા તે બ્રહ્મરૂપ તથા વિકાર રહિત થયા હતા ૨૬ છુટી ગયેલી જટાથી તથા રુરુ નામના મૃગચર્મથી ઢ કાયેલા તેમને જોઈ રાજાએ પાસે જઈ જળ માગ્યુ ૨૭ ઋષિ સમાધિમા પડેલા હતા તેથી કોણુ આવ્યુ તે તેમણે જાણ્યુ નહિ એટલે અતિથિને બેસવાને આસન, સારી જગા, અર્ઘ કે પ્રિય વચન, એમાના કશાથી રાજાનો સત્કાર કર્યો નહિ તેથી રાજા પોતાનુ અપમાન થયુ એવુ માનીને કોપાયમાન થયો ૨૮ હે શૌનક ! પરીક્ષિત રાજા ભૂખ તથા તૃષાથી બહુ જ પીડાયેલા હતા તેથી કોઇ પણ દિવસ નહિ થયેલો એવો મત્સર તથા ક્રોધ તેમને ઉત્પન્ન થયો ૨૯ ક્રોધથી ધનુષની અણીવતે એક મુએલા સર્પને ઉપાડી તેમણે ઋષિના ક ઠમા નાખ્યો અને આશ્રમમાથી બહાર નિકળી હસ્તિનાપુર આવ્યા ૩૦ આ ઋષિ ઇન્દ્રિયોની સર્વ વૃત્તિને રૂધી, નેત્રો બ ધ કરી ખરી સમાધિમા બેઠા છે કે નીચ ક્ષત્રિયોથી શુ થઈ શકવાનુ છે એમ ધારીને ખોટી સમાધિમા બેઠા છે, તે જાણુવાની ઇચ્છાથી રાજાએ મરેલો સર્પ તેમના ગળામા નાખ્યો હતો. ૩૧ પછી શમિક ઋષિનો મહા તેજસ્વી પુત્ર છોકરાઓની સાથે રમતો હતો તે પોતાના પિતાને પરીક્ષિત રાજાએ દુ ખી કર્યા છે એવુ સાભળીને બાળકોના મ ડળમા આ પ્રમાણે બોલ્યો ૩૨ અરેરે !! કાગડાઓની પેઠે પુષ્ટ થયેલા રાજાઓનો અધર્મ તો જુઓ ! દાસો પોતાના સ્વામીનુ જેમ ભુડુ કરે છે તેમ દ્વારપાળ કુતરાઓ પોતાના સ્વામીનું બુરૂ કરતા શરમાય છે ? ૩૩ બ્રાહ્મણોએ નીચ ક્ષત્રિયોને દ્વારપાળ બનાવેલા છે, તે દ્વારપાળો બ્રાહ્મણુના ઘરમા પેસીને અન્ન ખાવાને કેવી રીતે યોગ્ય થાય ? ૩૪ અવળે માર્ગે ચાલનારા દુષ્ટોને શિક્ષા કરનારા શ્રીકૃષ્ણુ ભગવાન સ્વધામ પધાર્યા પછી જેઓ મર્યાદાનો ભ ગ કરીને અધર્મને માર્ગે વર્તે છે તેમને આજે હુ શિક્ષા કરૂ છુ ૩૫

આ પ્રમાણે પોતાના મિત્રોને કહીને રોષથી લાલચોળ આખોવાળા તે ઋષિપુત્ર શૃંગીએ કૌશિકી નદીના જળનુ આચમન લઈ એવો શાપ દીધો કે, ૩૬ જે કુલાચારે મર્યાદાનુ ઉલ્લ ઘન કરીને મારા પિતાના ક ઠમા મરેલો સર્પ નાખ્યો છે તે મારા પિતાના અપરાધી પરીક્ષિત રાજાને મારા કહેવાથી પ્રેરાયેલો તક્ષક નાગ આજથી સાતમે દિવસે કરડજો, આ પ્રમાણે શાપ આપ્યો ૩૭ પછી આશ્રમમા આવીને જોયુ તો પિતાના ક ઠમા સર્પનુ મૃત શરીર તે બાળકના જોવામા આવ્યુ તે જોઇને ઋષિકુમાર દુ ખથી આતુર થઈ મોટેથી રડવા લાગ્યો. ૩૮ હે શૌનક ! પુત્રના રોવાથી અ ગીરાના પુત્ર શમિકે નેત્રો ઉઘાડીને જોયુ તો પોતાના ક ઠમાં મરેલો સર્પ દીઠો ૩૯ તેને બહાર કાઢી નાખીને ઋષિએ પૂછયુ કે, હે વત્સ ! તું કેમ રડે છે ? કોણે તારો અપરાધ કર્યો છે ? આ પ્રમાણે પુત્રને પૂછયુ એટલે તેણે સર્વ વાત પિતાને નિવેદન કરી ૪૦ શાપ દેવાને યોગ્ય નહિ એવા રાજાને શાપ દીધો, એવુ સાભળી ઋષિએ પુત્રને ધન્યવાદ આપ્યો નહિ પણુ ખિન્ન થઈ કહ્યુ કે અરે અજ્ઞાની ! તે તો મહા પાપનુ કામ કર્યું, કારણુ કે ન ના અપરાધ માટે બહુ મોટી શિક્ષા કરી ૪૧ સહન થઈ શકે નહિ એવા જેના પ્રભાવથી રક્ષાયેલી પ્રજા, સર્વ તરફથી નિર્ભય થઈ સુખથી રહે છે એવા વિષ્ણુ રૂપે પ્રખ્યાતિ પામેલા રાજાને તારે મનુષ્યોની સમાન ગણુવા ઘટિત ન હતુ ૪૨ હે વત્સ ! ચક્રપાણિ ભગવાનજ રાજા કહેવાય છે જો પૃથ્વી ઉપર રાજા રૂપી ભગવાન્ હોય નહિ તો આ જગત્ ચોરોથી ભરપુર થઈ જાય અને રક્ષકના અભાવથી ઘેટાના ટોળાની પેઠે એક ક્ષણુમાં નાશ પામે ૪૩ અરેરે ! આ લોકોનો રક્ષક રાજા નાશ પામતા પ્રજાના ધનનુ, ચોર લોકો હરણુ કરશે તેનુ પાપ આપણુને લાગશે. રાજાના અભાવે જેમા ઘણા ચોર છે એવા મનુષ્યો પરસ્પર એક બીજાનો નાશ કરે છે, એક બીજાને ગાળો ભાડે છે, એક બીજાના ઢોર ઢાખર, સ્ત્રીઓ તથા ધન હરી લે છે વળી એવા સમયમા મનુષ્યોનો સદાચાર, વર્ણ અને આશ્રમનો વૈદિક ધર્મ નાશ પામે છે તે પછી ધનમા તથા વિષયોમા મનુષ્યો કુતરાની અને વાનરોની પેઠે વર્ણસ કર થઈ જાય

છે ૪૪–૪૫ ધર્મરક્ષક, ચક્રવર્તી, પવિત્ર કીર્તિવાળો, ભગવાનનો પરમ ભક્ત, અશ્વમેધ યજ્ઞ કરનારો રાજર્ષિ પરીક્ષિત ક્ષુધા, તૃષા અને માર્ગના શ્રમથી પીડાયેલો હોઇ આવા શાપને યોગ્ય ન હતો ૪૬ પોતાના પાપ રહિત દાસ ઉપર આ કાચી બુદ્ધિના બાળકે પાપ કર્યું છે, તે પાપને માટે સર્વના આત્મા રૂપ ભગવાન ક્ષમા કરવાને યોગ્ય છે ૪૭ રાજા પરીક્ષિત ભક્તજન છે ભગવાનના ભક્તોની નિન્દા કરી હોય, તેઓને છેતર્યા હોય, તિરસ્કાર કર્યો હોય, અથવા માર્યા હોય, તોપણ તેઓ શક્તિમાન છતા પણ તિરસ્કારાદિક કરનારનુ ભુડુ કરતા નથી ૪૮

આ પ્રમાણે પુત્રે ભક્તજન પરીક્ષિત રાજાનો અપરાધ કર્યો તેથી તે મહામુનિને સતાપ થયો પરતુ રાજાએ પોતાનો જે અપરાધ કર્યો હતો તે ગણકાર્યો નહિ ૪૯ કેમકે, બીજા માણસો આ લોકમા સાધુ પુરુષોને દુ ખ થાય એવુ કરે તોપણ આત્મા છે તે ગુણાગુણ રહિત હોવાથી સાધુઓ તેથી સુખ દુ ખ માનતા નથી ૫૦

**प्रायशः साधवो लोके परैर्द्वंद्वेषु योजिता ।**
**न व्यथंति न हृष्यंति यतआत्माऽगुणाश्रय ५०**
**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे**
**अष्टादशोध्याय ॥**

## અધ્યાય ૧૯ મો.§

### પરીક્ષિતને થયેલો પશ્ચાત્તાપ.

**सूत उवाच**

**महीपतिस्त्वथ तत्कर्म गर्ह्यं**
**विचिन्तयन्नात्मकृत सुदुर्मना ।**
**अहो मया नीचमनार्यवत्कृत**
**निरागसि ब्रह्मणि गूढतेजसि ॥ १ ॥**

સૂત કહે છે–હે શૌનક ! તે પછી પોતે કરેલા નિન્દિત કર્મનો વિચાર કરીને તે રાજા ખિન્ન થયા અને પશ્ચાત્તાપ કરતા બોલ્યા કે, “ અરેરે ! મે નિરપરાધી અને સમાધિસ્થ બ્રાહ્મણનો અનાર્ય પુરુષની પેઠે મોટો અપરાધ કર્યો છે ૧ તે ઋષિ ઈશ્વરનુ સ્વરૂપ હતા, તેમનો અપરાધ કરવાથી મને અલ્પ કાળમા મહા ભયકર દુ ખ આવી પડશે હું પ્રાર્થના કરુ છુ કે મારા પુત્રાદિકને તે દુ ખ ન થતા મને પોતાનેજ થજો મારા પાપનુ પ્રાયશ્ચિત્ત થાઓ કે જેથી હુ પોતે હવે પ્રકટ રીતે આવુ નિન્દિત કર્મ કરુ નહિ ૨ કોપાયમાન થયેલા બ્રાહ્મણ, હુ પાપીનુ રાજ્ય, બળ તથા ધનથી ભરપુર ભ ડારોને આજેજ બાળી નાખો કે, જેથી મને પુન બ્રાહ્મણ, દેવ તથા ગાય ઉપર દુષ્ટ બુદ્ધિ થાય નહિ ૩ રાજા આ પ્રમાણે સ તાપ કરતા હતા એટલામા શમિક ઋષિયે મોકલેલા ગૌરમુખ નામના એક શિષ્યે આવીને કહ્યુ કે, ‘ હે મહારાજ ! મુનિકુમાર શૃગીના શાપથી આજથી સાતમે દિવસે તક્ષક નાગના ડખથી તમારુ મૃત્યુ થશે ” એ સાભળી રાજાએ વિચાર કર્યો કે, હુ વિષયાસક્ત છુ માટે મને અલ્પ કાળમા આવી મળનાર તક્ષક નાગનો ડશ વિષયાદિક ઉપર વૈરાગ્ય કરાવશે, એમ ધારીને તે શાપને ઉત્તમ માન્યો ૪

પછી આલોક તથા પરલોક સબધી જે વિષયો ત્યાગ કરવા યોગ્ય છે, તે રાજાએ ડ'શ થયાની અગાઉજ ત્યાગ કરવા યોગ્ય માન્યા તેમાથી આસક્તિ છોડી દઈ શ્રીકૃષ્ણ ભગવાનની સેવાને અધિક માનતા પરીક્ષિત રાજા અનશન વ્રત લઈ ગગા નદીના તીર ઉપર જઈ બેઠા ૫ ગગા નદી શોભાયમાન તુલસીની સાથે મળેલા શ્રીકૃષ્ણના ચરણની રેણુના સ્પર્શથી અત્યુત્તમ જળને વહે છે અને લોકપાળ સહિત સર્વ લોકના આતર તથા બાહ્ય દેહાદિકને પવિત્ર કરે છે, તે ગગાજીને મરવાને તૈયાર થયેલો કયો પુરુષ સેવે નહિ ? ૬

સૂત કહે છે–હે શૌનક ! પાડુના વશમા જન્મેલા પરીક્ષિત રાજા, આ પ્રમાણે ગગાના તીર ઉપર જઇ અનશન વ્રતને લઈ બેઠા, સર્વે સગોનો ત્યાગ કરવાથી શાત થયા અને બીજા વિષયોમા મનને ન જવા

§ આ ઓગણીસમા અધ્યાયમા શમિકના કંઠમા પોતે મુકેલો સર્પ નાખ્યો હતો તેને માટે પરીક્ષિત પશ્ચાત્તાપ કરતા હતા, એટલામા ઋષિના પુત્રથી પોતાને તક્ષક નાગ કરડશે આવો શાપ થયો છે, એ સાભળી ખિન્ન થયા પછી શાપને અનુગ્રહ રૂપ માની, ગગાના તીર ઉપર અનશન વ્રત લઇને, મુનિના મણ્ડળમા જઇ બેઠા એટલામા શુકદેવજી ત્યા પધાર્યા, તે કથા કહેવાશે

જે દેતાં અનન્ય ભાવથી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણાર-વિંદનું ધ્યાન ધરવા લાગ્યા. [૭] એવામાં ત્રણ લોકને પવિત્ર કરનાર પ્રતાપી મુનિઓ પોતપોતાના શિષ્યો સહિત તીર્થયાત્રા કરતા કરતા ત્યાં આવી પહોચ્યા સત્પુરુષો ઘણું કરી તીર્થયાત્રાના નિમિત્તથી પોતે જ તીર્થોને પવિત્ર કરે છે, કારણ કે, તેઓ પોતેજ તીર્થ રૂપ છે [૮] અત્રિ, વશિષ્ઠ, ચ્યવન, શરદ્વાન, અરિષ્ટનેમી, ભૃગુ, અંગીરા, પરાશર, ગાધિપુત્ર વિશ્વામિત્ર, ઉતથ્ય, ઇંદ્રપ્રમદ, ઇધ્મવાહ, મેધાતિથિ, દેવલ, આર્ષ્ટિષેણ, ભારદ્વાજ, ગૌતમ, પિપ્પલાદ, મૈત્રેય, ઔર્વ, કવષ, કુંભયોનિ, અગસ્ત્ય, વેદ, વ્યાસ, નારદ તથા બીજા દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને અરુણાદિક રાજર્ષિઓ ત્યા એકઠા થયા. અનેક દેશના ઋષિઓ એકઠા મળ્યા તેમાથી મુખ્ય મુખ્ય ઋષિઓની રાજાએ પૂજા કરી અને મસ્તક નમાવી પ્રણામ કર્યા. [૯–૧૧] સર્વે ઋષિઓ આસન ઉપર બેઠા એટલે રાજા પુન. પ્રણામ કરી બે હાથ જોડી તેઓની આગળ ઉભા રહ્યા અને શાંત મનથી પોતાનુ જે કર્તવ્ય હતુ તે તેમને જણાવવા લાગ્યા [૧૨]

રાજા કહે છે—અરેરે! મારી પેઠે નિંદિત કર્મ કરનાર રાજાઓના કુળ, બ્રાહ્મણોના પગ ધોયેલા પાણી નાખવાના સ્થાનથી પણ દૂર રહેવા યોગ્ય છે, છતા પણ આપ મહાત્માઓ અમારા આચરણોપર અનુગ્રહ કરો છો તેથી રાજાઓમા અમે પોતાને ભાગ્યશાળી માનીએ છીએ. [૧૩] હુ કર્મ કરતો તથા નિરંતર સંસારમા આસક્ત રહેતો હતો તેથી તમે મારા ઉપર અનુગ્રહ કરવા માટે કર્મ તથા કારણના નિયંતા એવા ભગવાન બ્રાહ્મણના શાપ રૂપે વૈરાગ્યનું કારણ થયા છો, જે શાપથી ગૃહસ્થાશ્રમમા આસક્ત થયેલો મનુષ્ય વૈરાગ્યને પામે છે. [૧૪] હે બ્રાહ્મણો! ધર્મ ઉપર શ્રદ્ધા રાખનારો હુ, તમારે તથા ગંગાને શરણે આવ્યો છું, એમ તમે જાણો બ્રાહ્મણે મોકલેલો માયાવી તક્ષક મને ભલે કરડો, અને તમે મારી આગળ ભગવાન વિષ્ણુની કથાઓનુ ભલે ગાન કરો. [૧૫] વળી મારી તમને એટલીજ પ્રાર્થના છે કે, હવે પછી હું જે જે જન્મ ધરૂ તે તે જન્મમા અનંત ભગવાન ઉપર મને પ્રીતિ થાઓ ભગવાનનોજ આશ્રય કરનારા એવા મહાત્મા જનોનો મને પ્રસંગ થાઓ તથા સર્વ પ્રાણીઓની સાથે મિત્રતા થાઓ! હે બ્રાહ્મણો! તમને સર્વને હું નમસ્કાર કરૂં છુ અને તમે મારા ઉપર અનુગ્રહ કરો. [૧૬] આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને, તે ધીર રાજા, રાજ્યનો ભાર પોતાના પુત્ર ઉપર નાખી, ગંગા નદીના દક્ષિણ તીર ઉપર જઈ પૂર્વ દિશા તરફ જેના અગ્ર ભાગ હતા, એવા દર્ભો ઉપર ઉત્તર દિશા તરફ મુખ કરીને બેઠા [૧૭] અનશન વ્રત લઇ જ્યારે તે ગંગાને તીરે બેઠા ત્યારે આકાશમા રહેલા દેવલોકે તેમની પ્રશંસા કરીને પુષ્પોની વૃષ્ટિ કરી તથા દેવ દુંદુભિ વાગવા માંડયા. [૧૮] ત્યા આગળ જે મહર્ષિઓ એકઠા થયા હતા, અને પ્રજાનો અનુગ્રહ કરવો, એજ જેમનો સ્વભાવ તથા બળ હતું, તેઓ તમે "બહુ સારૂ કર્યું" એમ કહેવા લાગ્યા. શ્રીકૃષ્ણ ભગવાનના ગુણોથી શોભાયમાન પરીક્ષિત રાજાને તેઓ કહેવા લાગ્યા કે, [૧૯] હે રાજર્ષિશ્રેષ્ઠ! પાંડુના વંશમા જન્મેલા અને શ્રીકૃષ્ણના ભક્ત એવા આપના, આવા આચરણો હોય એમા કંઈ આશ્ચર્ય નથી. તમારી પૂર્વે યુધિષ્ઠિરાદિક રાજાઓએ ભગવાનની સમીપ રહેવાની ઇચ્છાથી રાજમુગટની સાથે સિંહાસનનો ત્યાગ કર્યો હતો, [૨૦] તેઓ વિચાર કરવા લાગ્યા કે, આ ભગવદ્ભક્તમા મુખ્ય રાજા પરીક્ષિત, આ શરીરનો ત્યાગ કરીને રજોગુણ રહિત તથા શોક રહિત ઉત્તમ લોકમા જાય ત્યા સુધી આપણે સર્વેએ અહિયાજ રહેવુ. [૨૧] ઋષિઓનુ આવુ પક્ષપાત રહિત, અમૃતરસથી ભરપુર, ગંભીર અર્થવાળું, યથાર્થ વચન સાંભળીને, પરીક્ષિત રાજા નમ્ર થયા અને ભગવાનનાં ચરિત્રો સાંભળવાની ઇચ્છાથી તેઓને પ્રણામ કરીને યોગ્યતાથી બોલ્યા કે—[૨૨] ત્રણ લોકની ઉપર સત્યલોકમા ચારે વેદો જેમ મૂર્તિમાન્ છે તેમ તમે સર્વ ચારે તરફથી અહિયા એકઠા થયા છો. તમોને આ લોક સંબંધી તથા પરલોક સંબંધી કાંઈ પ્રયોજન હોય એમ મને લાગતું નથી. કેવળ બીજાનો અનુગ્રહ કરવો એજ આપનુ પ્રયોજન છે, પરન્તુ તેમા પણ તમારે કાંઈ સ્વાર્થ રહેલો નથી, કારણ કે, પરનો અનુગ્રહ કરવો એ તો આપનો સ્વભાવજ છે, [૨૩] માટે હે બ્રાહ્મણો! હુ વિશ્વાસ રાખીને તમને પૂછવા યોગ્ય એક

પ્રશ્ન પૂછુ છું કે, કર્તવ્ય કર્મમાં સર્વ અવસ્થા વિષે, અને તેમા પણ વિશેષે કરીને મરવાને તૈયાર થઇ રહેલા પુરુષે, કયુ શુદ્ધ કાર્ય કરવુ ? તે ઉપર તમે સર્વ એકઠા મળી વિચાર કરી યોગ્ય લાગે તે મને કહો. ૨૪ ત્યાં બેઠેલા મુનિઓએ જુદાં જુદાં કર્તવ્યો બતાવ્યાં, એટલામા ભગવાન વ્યાસપુત્ર શુકદેવજી નિરપેક્ષ થઈ યદૃચ્છાથી પૃથ્વી ઉપર ફરતા ફરતા ત્યા આવી ચઢયા તેમના શરીર ઉપરથી તે કોઇ પણ આશ્રમમા હોય એવું જોવામા આવતું ન હતુ. તે કેવળ આત્માનંદના લાભથી સંતુષ્ટ હતા, કેટલીક સ્ત્રીઓ તથા બાળકોથી તે પરિવૃત્ત હોઇ એક અવધૂતના વેષમા હતા. ૨૫ તેમની અવસ્થા સોળ વર્ષની હતી, તેમના હાથ, પગ, જંઘા, ભુજા, ખભા, કપોળ તથા શરીર કોમળ હતા તેમની આંખો સુંદર અને વિશાળ હતી, નાક ઉપડતું હતુ, બને કાન સરખા હતા, મુખ સુંદર ભ્રકુટિઓથી શોભતુ હતું, ગળુ શંખની પેઠે ત્રણ રેખાથી અંકિત હતું, ૨૬ જત્રુનો (કંઠાસ્થિ) ભાગ માંસથી ભરેલો હોવાથી દેખાતો ન હતો, છાતીનો ભાગ વિશાળ તથા ઉન્નત હતો, નાભી ગોળાકાર હતી અને ઉદર ઉપર ત્રિવલ્લી હતી, વળી તેમણે દિશાઓ રૂપી વસ્ત્રો ધારણ કર્યા હતા, માથાના કેશ આસપાસ ફેલાઈ ગયા હતા અને બાહુ ઘુટણ સુધી લાંબા હતા ને તે ઉત્તમ દેવતા જેવી કાંતિવાળા હતા ૨૭ શરીરે શ્યામ રંગના ઉત્તમ પ્રકારના યૌવનથી શરીરની જે શોભા થઇ રહી હતી તેનાથી તથા મનોહર હાસ્યથી સ્ત્રીઓના મનને હરણ કરતા હતા આ પ્રમાણે જો કે તે મુનિનુ તેજ ગુપ્ત હતુ તથાપિ મુનિગણો તેમનાં લક્ષણ જાણતા હતા તેથી તેમને આવતા જોઇ આસન ઉપરથી ઉભા થયા. ૨૮ તે પછી પરીક્ષિતે અતિથિ એવા શુકદેવજીને મસ્તક નમાવી પ્રણામ કર્યા. શુકને જોઇને અજ્ઞાની સ્ત્રીઓ તથા છોકરા ત્યાંથી નાસી ગયાં. શુકદેવજી મોટા આસન ઉપર બેઠા અને રાજાએ તેમનો સત્કાર કર્યો ૨૯ બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ તથા દેવર્ષિઓના સમુદાયથી વિંટાયલા મહાત્મા શુકદેવ મુનિ, ગ્રહ તથા નક્ષત્ર મંડળથી વિંટાયલા ચંદ્રની પેઠે શોભવા લાગ્યા. ૩૦ ભગવદ્ભક્ત પરીક્ષિત રાજા, શાંત મનના અગાધ બુદ્ધિશાળી શુક આસન ઉપર બેઠા પછી તેમની પાસે જઇ પ્રણામ કરી બે હાથ જોડીને મધુર તથા સત્ય વાણીથી આમ કહેવા લાગ્યા.—૩૧

પરીક્ષિત કહે છે—હે બ્રાહ્મણ ! અમે નીચ ક્ષત્રિયો છીએ, તોપણ આજ સત્પુરુષોએ સેવવા યોગ્ય થયા છીએ અને તમે કૃપા કરી અતિથિ રૂપે અત્રે પધારી અમને પવિત્ર કર્યા છે ૩૨ જેમના સ્મરણથી પુરુષોનાં ઘર પાવન થાય છે એવા મહાત્માઓના દર્શન, સ્પર્શ, અર્ઘ, આસન, પ્રદાન વગેરેથી ઘરબાર પવિત્ર થાય તેમા શું આશ્ચર્ય ? ૩૩ હે મહાયોગિ ! વિષ્ણુના સામીપ્યથી જેમ દૈત્યોનો નાશ થાય છે તેમ તમારા સામીપ્યથી પુરુષોનાં પાતકો નાશ પામે છે ૩૪ પાડવો જેને પ્રિય હતા એવા શ્રીકૃષ્ણ આજે મારા ઉપર પ્રસન્ન થયા છે, કારણ કે, ફોઈના પુત્રોનુ પ્રિય કરવા માટે જેના ગોત્રમા હું જન્મેલો છુ તેમનુ બંધુકૃત્ય થયુ છે, ૩૫ શ્રીકૃષ્ણની મારા ઉપર કૃપા છે માટે ઇચ્છા હોય તે માગો, એમ ઉદારતાથી કહેતા તથા જેમની ગતિ જાણવામા આવતી નથી એવા સિદ્ધ પુરુષનાં દર્શન કરવાને તૈયાર થયેલા મારા જેવા મનુષ્યને તે છેવટની ઘડીએ ક્યાંથી થાય ? ૩૬ યોગીઓના પરમ ગુરુ એવા આપને હું પૂછુ છું કે મરવાને તૈયાર થયેલા પુરુષે આ જગતમા સર્વથા જે કંઇ કરવા યોગ્ય હોય તથા જેથી સદ્ગતિ થતી હોય તે મને કહો ૩૭ હે પ્રભો ! મરણ વેળા મનુષ્યોએ જે સાંભળવા જેવું હોય, જે જપવા જેવુ હોય, જે સંભારવા જેવું હોય, જે ભજવા જેવુ હોય, તથા જે કરવાનો નિષેધ કર્યો હોય તે સર્વ મને કહો ૩૮ હે બ્રહ્મન્ ! ગૃહસ્થોના ઘરમા કોઈ વાર ગાય દોવાય એટલી વાર જ આપની સ્થિતિ જોવામા આવે છે. ૩૯

સૂત કહે છે—હે શૌનક ! પરીક્ષિત રાજાએ મધુર વાણીથી શુકદેવજી સાથે સંભાષણ કરી આ પ્રમાણે પ્રશ્ન કર્યો એટલે, શ્રુતિ સ્મૃતિમા કહેલા ધર્મને જાણનારા તેમણે આ પ્રમાણે ઉત્તર આપ્યો. ૪૦

**एवमाभाषितः पृष्टः स राज्ञा श्लक्ष्णया गिरा ।**
**प्रत्यभाषत धर्मज्ञो भगवान् बादरायणिः ४०**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे**
**एकोनविंशतितमोऽध्यायः**

**प्रथम स्कंध समाप्त**

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## द्वितीयस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



શુકદેવજી કથા કહે છે

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## द्वितीयस्कंध

### અધ્યાય ૧ લો.‡

ઈશ્વરના સ્વરૂપની ધારણા.

श्रीशुक उवाच—वरीयानेष ते प्रश्नः कृतो लोकहितं नृप ॥
आत्मवित्संमतः पुंसां श्रोतव्यादिषु यः परः ॥ १ ॥

શ્રીશુકદેવજી કહે છે—હે રાજન્! તમે જે પ્રશ્ન કર્યો, તે ઉત્તમોત્તમ છે, કારણ કે, તેમાં લોકનું હિત સમાયેલું છે. વળી આત્મજ્ઞાનીઓએ માન્ય કરેલો અને પુરુષોને સાંભળવા જેવા વિષયોમા તમારો પ્રશ્ન ઉત્તમ છે. [૧] હે રાજેન્દ્ર! સંસારમા આસક્ત થવાથી, પાંચ પ્રકારની હિંસા કરવામા તત્પર રહેનારા મનુષ્યો, કદી આત્મતત્ત્વનો વિચાર કરતા નથી એવા સંસારી મનુષ્યોને સાભળવા યોગ્ય હજારો વિષયો છે; [૨] પરંતુ તેમનું આયુષ્ય રાત્રે નિદ્રામાં અથવા સંસાર વ્યવહારમા વ્યર્થ ચાલ્યું જાય છે અને દિવસે ધન સંપાદન કરવાના ઉદ્યમમાં અથવા તો કુટુંબનું ભરણપોષણ કરવામા વૃથા વહી જાય છે [૩] હે રાજન્! શરીર, પુત્ર, સ્ત્રી વગેરે નાશવંત હોવાથી વસ્તુતાએ ખોટાં છે તથા પોતાના પિતા, પિતામહ વગેરેનું મૃત્યુ પોતે જોવા છતા પણ ઘરમાં આસક્ત થયેલો પુરુષ જાણે દેખતો ન હોય તેમ વર્તે છે, [૪] માટે હે રાજન્! જે મનુષ્યને મોક્ષની ઈચ્છા હોય તેણે સર્વના આત્મા, સર્વના નિયંતા અને જન્મ મરણરૂપી બંધનને કાપનાર ભગવાનનું શ્રવણ, કીર્તન તથા મનન કરવુ. [૫] સ્વધર્મમાં નિષ્ઠા રાખવાથી, આત્મા અનાત્માના વિવેકથી અને અષ્ટાંગ યોગના અભ્યાસથી, ભગવાનનું સ્મરણ કરવુ એ જ પુરુષોને મનુષ્ય જન્મનો ઉત્તમ લાભ છે. [૬] હે રાજન્! મુનિઓ પણ ઘણુ કરીને વિધિ તથા નિષેધથી નિવૃત્તિ પામીને નિર્ગુણ બ્રહ્મમાં સ્થિતિ કરી શ્રીહરિના ગુણોનું ગાન કરતા નિરંતર કલ્લોલ કરે છે. [૭] હે મહારાજ! હું આપની આગળ જે પુરાણ કહું છું તેનું નામ ભાગવત છે. તે વેદ સમાન છે અને હુ તે પુરાણ દ્વાપરના અંતમાં અને કલિના પ્રવેશ વખતે મારા પિતા વેદવ્યાસ પાસેથી ભણ્યો છુ [૮] હું નિર્ગુણ બ્રહ્મમાં સ્થિતિ કરીને રહ્યો છું છતાં હે રાજર્ષિ! પવિત્ર કીર્તિવાળા ભગવાનની લીલામાં મારૂં મન આકર્ષાવાથી હું આ ભાગવત ભણ્યો છું. [૯] આજ તે તમને સંભળાવીશ. કારણ કે, તમે ભગવાનના મોટા ભક્ત છો અને શ્રી ભાગવતમા શ્રદ્ધા રાખનારાઓને મુકુંદ ભગવાનમાં તરત નિષ્કામ ભક્તિ થાય છે. [૧૦] હે રાજન્! શ્રીહરિના નામનું કીર્તન મનુષ્યોને

‡ આ પહેલા અધ્યાયમાં કીર્તન અને શ્રવણ આદિ દ્વારા ભગવાનના મૂળ સ્વરૂપમા મનની ધારણા કરવાની તથા વિરાટ જેવા મહાપુરુષના ભિન્ન ભિન્ન અવયવોની કથા કહેવારો

જે ફળની ઇચ્છા હોય તે તે ફળ આપે છે, મુમુક્ષુ જનોને મોક્ષ આપનારુ, અભયની ઇચ્છાવાળાઓને નિર્ભયત્વ આપનારુ તથા યોગીઓને યોગનું સાધન અને જ્ઞાનીઓને જ્ઞાનનુ સાધન આપનારું તેજ છે, એમ શાસ્ત્રમા નિશ્ચય કર્યો છે ૧૧ હે રાજન્! આયુષ્ય ઘણુ થોડુ બાકી રહ્યુ છે એમ વિચારીને તમે શોક કરશો મા મોહમય મદિરાથી મત્ત થયેલા મનુષ્યને ઘણા વર્ષો અજાણતા વહી જાય છે, તેથી તેને શુ ફળ થાય છે? કાંઇજ નહિ પરંતુ બે ઘડી પણ જો 'જાણતા જાય' એટલે કે તે વૃથા જાય છે એમ જાણવામા આવે તો તે ઉત્તમ છે, કારણ કે, તેથી કલ્યાણને માટે પ્રયત્ન કરી શકાય છે. ૧૨ પૂર્વે * ખટ્વાંગ નામનો એક રાજર્ષિ હતો, તે પોતાનુ આયુષ્ય બે ઘડીનુ છે એમ જાણીને બે ઘડીમા પણ પૃથ્વી ઉપરના સર્વે વિષયોનો ત્યાગ કરી અભય રૂપ શ્રીહરિને શરણે ગયો હતો. ૧૩ હે રાજન્! તમારે તો હજી સાત દિવસ જીવવાનુ બાકી છે, માટે તેટલા સમયમા પરલોક સંબંધી જે સાધન હોય તે સર્વ સાધી લો ૧૪ અંતકાળ આવે ત્યારે પુરુષે ભય રહિત થઇ, વૈરાગ્ય રૂપી શસ્ત્રથી દૈહિક સુખની ઇચ્છાને તથા તેની પાછળ રહેલા સ્ત્રી પુત્રાદિકના સ્નેહબંધનને કાપી નાખવુ જોઇએ. ૧૫

હે રાજન્! અંતકાળ આવે ત્યારે ધીરપુરુષે ઘરનો ત્યાગ કરી વનમા જઇ પવિત્ર તીર્થમા સ્નાન કરવું અને પછી એકાંત સ્થળમાં શાસ્ત્રમા કહ્યા પ્રમાણે આસન વાળી તેની ઉપર બેસવું ૧૬ તે પછી મનમા અ, ઉ, મ, એ ત્રણ માત્રાવડે ગુંથાયેલા બ્રહ્મવાચક પ્રણવ—ૐકારનો જપ કરવો. સર્વ ઇંદ્રિયોને પોત પોતાના વિષયોમાથી પાછી વાળવા માટે, પ્રણવને ન વિસારતા પ્રાણાયામ કરી મનને નિયમમાં રાખવુ ૧૭ અને મનદ્વારા સર્વ ઇંદ્રિયોને તેના વિષયોમાથી ખેંચી લેવી. તે પછી નિશ્ચયાત્મિકા બુદ્ધિને પોતાનો સારથિ કરી, જો પુનઃ કર્મની વાસનાઓથી મન સાંસારિક વિષયમા જાય તો તેને બુદ્ધિદ્વારા ભગવાનના સ્વરૂપરૂપી ઉત્તમ વિષયમા યોજવુ. ૧૮ તે પછી ભગવાનના કર અને ચરણ આદિ એક એક અવયવનુ એકાગ્ર મનથી ધ્યાન ધરવુ અને તે તે અવયવોનું ધ્યાન કરતા અંતે વિષય રહિત થયેલા મનને સમાધિસ્થ એટલે પરમાનંદ રૂપ કરીને પછી કોઈ પણ વિષયને સંભારવો નહિ મન જેમા રહેવાથી શાંતિ પામે છે તેને વિષ્ણુનુ પરમ ધામ કહે છે ૧૯ જો પોતાનુ મન રજોગુણથી ક્ષોભ પામે અને તમોગુણથી મૂઢ થઇ જાય તો ધીર પુરુષે ધારણાથી તેને નિયમમા રાખવુ કારણ કે, ધારણા રજોગુણના તથા તમોગુણના દોષોનો નાશ કરે છે ૨૦ એ પ્રમાણે ધારણા કરવાથી સુખ રૂપી વિષયનુ અવલોકન કરનારા યોગીને શીઘ્ર ભક્તિયોગ સિદ્ધ થાય છે ૨૧

રાજાએ પૂછયું—હે બ્રહ્મન્! મનની ધારણા કેવી રીતે કરવી? શામા મનની ધારણા કરવી? અને કેવી ધારણા પુરુષના મનના દોષોને ટાળે છે, તે મને કહો? ૨૨

શુકદેવજીએ કહ્યુ—આસનના નિયમ દ્વારા આસનનો વિજય કરીને, પ્રાણાયામથી પ્રાણવાયુનો વિજય કરી તથા સર્વ કર્મ ઇંદ્રિયોનું દમન કરી સર્વ સાંસારિક સંગનો ત્યાગ કરવો. તે પછી બુદ્ધિથી ભગવાનના સ્થૂલ સ્વરૂપમા મન જોડવું. ભગવાનનો વિરાટ દેહ સ્થૂલોમા પરમ સ્થૂલ રૂપ છે ભગવાનના વિરાટ સ્થૂલ રૂપમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાર્યો રૂપી આ વિશ્વ દેખાય છે. ૨૩-૨૪ એ પચાસ કરોડ યોજન જેવડો બ્રહ્માંડ રૂપી વિરાટ દેહ પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા મહત્તત્વ, એ સાત આવરણથી ઢંકાયેલો છે એ ધારણાનો વિષય નથી, પણ તેમા જે વૈરાટ પુરુષ બિરાજે છે, તે જીવોનો નિયંતા છે અને તે ધારણા કરવાની વસ્તુ છે ૨૫ પાતાળને એ વિશ્વસાક્ષી વિરાટ પુરુષના પગનાં તળિયાં કહે છે, રસાતળને તેમના પગની પાની તથા ફણા કહે છે, મહા-

* પૂર્વે ખટ્વાંગ નામનો એક રાજા હતો, તેણે દેવતાઓના પક્ષમા દૈત્યનો પરાજય કર્યો હતો દેવોએ પ્રસન્ન થઇ તેને કહ્યું કે, વર માગો, ત્યારે રાજાએ કહ્યુ કે, પ્રથમ તો મારૂ આયુષ્ય કેટલુ છે તે મને કહો દેવતાઓ બોલ્યા કે, આયુષ્ય તો હવે બે ઘડી માત્ર છે તે સાંભળીને ખટ્વાંગ રાજા વિમાનમા બેસી પૃથ્વી ઉપર ગયો અને શ્રીહરિને શરણે જઇ મુક્તિ પામ્યો

તળને તેમના ચરણની ઘુંટી કહે છે અને તલ તથા અતલને તેમની બે જાંઘો કહે છે ²⁶ હે રાજન્! સુતલને વિશ્વમૂર્તિ ભગવાનના બે ઘુંટણ કહે છે વિતલને તથા અતલને વિરાટ પુરુષના બે સાથળ કહે છે, પૃથ્વીને તેમની જંઘા કહે છે અને આકાશને પરમાત્માનું નાભિ રૂપી સરોવર કહે છે. ²⁷ સ્વર્ગને વિશ્વમૂર્તિ ભગવાનની છાતી, મહર્લોકને તેમનો કંઠ, જનલોકને તેમનુ મુખ, તપલોકને આદિ પુરુષનુ લલાટ, તથા સત્યલોકને હજાર મસ્તકવાળા વિરાટ ભગવાનના મસ્તકો કહે છે ²⁸ ઇદ્રાદિક દેવોને ભગવાનની ભુજાઓ, દિશાઓને ભગવાનના કાનના ગોલક, શબ્દને વિરાટ પુરુષની કર્ણેન્દ્રિયો, અશ્વિની કુમારને પરમાત્માની નાસિકા, ગંધને તેમની ઘ્રાણેન્દ્રિય, તથા પ્રજ્વલતા અગ્નિને ભગવાનનુ મુખ કહે છે ²⁹ અંતરીક્ષ, એ વિષ્ણુ ભગવાનની આખ છે, સૂર્ય, એ ચક્ષુષઇન્દ્રિય છે, રાત્રિ દિવસ, એ વિષ્ણુની પાપણ છે, બ્રહ્માનુ સ્થાન, એ તેમનો ભ્રૂભંગ છે, પાણી એ તેમનુ તાળવુ છે તથા રસ, એજ તેમની જીભ છે. ³⁰ યમને તેમની દાઢ, પુત્રાદિક ઉપર થયેલા સ્નેહને તેમના દાતો, મનુષ્યોને મોહ ઉત્પન્ન કરનારી માયાને ભગવાનનુ હસવુ તથા અપાર સૃષ્ટિ રચનાને તેમનો કટાક્ષપાત કહે છે ³¹ વિરાટ પુરુષનો ઉપરનો ઓઠ લજ્જા અને નીચેનો ઓઠ લાભ ગણાય છે ધર્મ માર્ગ એમના સ્તન અને અધર્મ માર્ગ તેમનો વાસો, પ્રજાપતિ તેમનુ મેઢ્ર (ગુહ્યેન્દ્રિય), મિત્રાવરુણ તેમના વૃષણ, સમુદ્રો તેમનું પેટ અને પર્વતો તેમના શરીરના અસ્થિનો સમૂહ ગણાય છે. ³² હે રાજેન્દ્ર! સર્વ નદીઓ તેમની નાડીઓ, સર્વ વૃક્ષો તેમનાં રુવા, અનંત વીર્યવાળો વાયુ તેમનો નિઃશ્વાસ, કાળ તેમની ગતિ અને સર્વ પ્રાણીઓનો ગુણાનુસારી સંસાર એ તેમનું કર્મ—ક્રીડાસ્થાન કહેવાય છે ³³ હે રાજન્! સર્વ મેઘમંડળને, વ્યાપક વિરાટ ભગવાનના કેશ, સંધ્યાકાળને તેમનાં વસ્ત્ર, અવ્યક્ત અર્થાત્ પ્રધાનને તેમનું હૃદય અને પ્રસિદ્ધ ચંદ્રમાને તેમનુ મન કહે છે. એ મન સર્વ વિકારનો ભંડાર છે. ³⁴ હે રાજન્! પંડિતો મહત્તત્ત્વને સર્વના આત્મા વિરાટ પુરુષનું ચિત્ત અને શ્રીરુદ્રને અહંકારતત્ત્વ કહે છે ઘોડાઓ, ખચ્ચરો, ઊંટ, હાથીઓ વગેરેને નખો કહે છે તથા સર્વ મૃગો અને પશુઓ, વિરાટ પ્રભુનો શ્રોણીભાગ ગણાય છે ³⁵ પક્ષીઓ વિરાટ ભગવાનની ઉત્તમ પ્રતિની કારીગરીની કુશળતા ગણાય છે મનુ તેમની બુદ્ધિ, મનુષ્ય તેમનુ નિવાસ સ્થાન, ગંધર્વ, વિદ્યાધર, ચારણ અને અપ્સરાગણ, તેમના સ્વરોનુ સ્મરણ છે અસુર લોકનુ સૈન્ય, એ વિરાટ ભગવાનનુ શરીરબળ છે. ³¹ બ્રાહ્મણો, એ તેમનુ મુખ, ક્ષત્રિયો એ તેમની ભુજાઓ, વૈશ્યજાતિ, તેમના ઉરુ અને શૂદ્રજાતિ, તેમના ચરણ છે અનેક નામધારી પ્રજાના વસુ, રુદ્ર વગેરે દેવગણોથી યુક્ત તથા હવિસ્સાધ્ય યજ્ઞાદિકોનો પ્રયોગ એ વિરાટ પુરુષનુ અતિ આવશ્યક કર્મ છે ³⁷ હે રાજન્! ઈશ્વરના શરીરના જે જુદા જુદા અવયવો મે તમને કહ્યા તે આ પ્રમાણે છે. ભગવાનના મહા સ્થૂલ દેહમા મુમુક્ષુ લોકો પોતપોતાની બુદ્ધિથી મનની ધારણા બાધે છે, કારણ કે એ સ્થૂલ દેહની બહાર કઈ પણ નથી ³⁸ હે રાજન્! સ્વપ્નમા જેમ કોઈ કોઈ વાર જીવ અનેક દેહની કલ્પના કરી તે તે દેહની ઇંદ્રિયોદ્વારા સર્વ વસ્તુનુ અવલોકન કરે છે તેમ, વિરાટમૂર્તિ ભગવાન પણ સર્વ જીવની બુદ્ધિથી—વૃત્તિથી સર્વનો અનુભવ કરે છે, અને તે સર્વના અંતરાત્મા છે તેથી યોગીઓએ ત્રણ કાળમા વિદ્યમાન રહેનારા અનંદના ભંડાર રૂપ ભગવાનમા, મનને સ્થિર કરીને તેમનું ભજન કરવુ, કે જેથી સંસારમા જન્મમરણ થયા કરે એવા વિષયોમા બંધાવુ પડે નહિ ³⁹

स सर्वधीवृत्त्यनुभूतसर्व
आत्मा यथा स्वप्नजनेक्षितैकः ।
तं सत्यमानंदनिधिं भजेत
नान्यत्र सज्जेत यतआत्मपातः ॥३९॥

इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कंधे
प्रथमोऽध्यायः



## અધ્યાય ૨ જો. ‡

### સ્થૂલથી સૂક્ષ્મની ધારણા.

श्रीशुक उवाच

एवं पुरा धारणयात्मयोनि
र्नष्टां स्मृतिं प्रत्यवरुध्य तुष्टात् ।
तथा ससर्जेदममोघदृष्टि
र्यथाप्ययात्प्राग्व्यवसायबुद्धिः ॥ १ ॥

શ્રીશુકદેવજી કહે છે—પૂર્વે બ્રહ્માએ મનની ધારણાથી ભગવાનને પ્રસન્ન કર્યા હતા, અને તેમના પ્રસાદથી પ્રલય સમયે નાશ પામેલી સૃષ્ટિની રચના કરવાની સ્મૃતિને પાછી મેળવી હતી. સ્થિર બુદ્ધિવાળા તથા સફળ જ્ઞાનવાળા બ્રહ્માએ પ્રલય થયા પહેલા જેવી સૃષ્ટિ હતી તેવીજ ફરીને રચી હતી ૧ શબ્દબ્રહ્મનો અર્થાત્ વેદના કર્મોના ફળો બતાવવાનો એવો માર્ગ છે કે જેમા દર્શાવેલા અર્થ વિનાના સ્વર્ગાદિકના નામો સાભળીને સાધક મનુષ્યની બુદ્ધિ, તે તે લોકોમા જવાની ઇચ્છા કરે છે, પરતુ સુખની વાસનાથી નિદ્રા કરતો પુરુષ જેમ સ્વપ્નમા માત્ર સુખને દેખે છે, પરતુ વસ્તુતાએ તેનો ઉપભોગ કરી શકતો નથી, તેમ માયિક કર્મમાર્ગમા ભ્રમણ કરતા મનુષ્યો કર્મથી પ્રાપ્ત થયેલા તે તે લોકોમા ભટકે છે, પરતુ ત્યા તેમને અવિનાશી એવુ પૂર્ણ સુખ મળતુ નથી, માટે જ્ઞાની મનુષ્યે નામ માત્ર સસારના ભોગ્ય પદાર્થોમાથી જેટલા પદાર્થોવડે શરીરનો નિર્વાહ થાય તેટલા પદાર્થો માટેજ પ્રયત્ન કરવો, પરતુ તેમાં સુખ નથી, એમ જાણી જરાએ આસક્ત થવુ નહિ કદાપિ શરીરના નિર્વાહ માટે જોઈતા પદાર્થો પ્રયત્ન વિના મળી શકતા હોય તો, તે મેળવવા પરિશ્રમ કરવો એ વ્યર્થ છે, એમ જાણીને તેને માટે પ્રયત્ન કરવો નહિ ૨–૩ હે મહારાજ! શરીરના નિર્વાહ માટે અનેક ભોગ્ય પદાર્થો પ્રયત્ન વિના પણ મળી શકે છે, કારણ કે, સુવાને માટે પૃથ્વી છે, તો પછી શય્યા માટે શ્રમ લેવાની શી જરૂર છે? બે હાથ પોતાને સ્વાધીન છે, તો પછી ઓશિકાનુ શું પ્રયોજન છે? અજલી (ખોબો) સ્વાધીન છે, તો પછી જુદા જુદાં ઘણા વાસણોનું શુ પ્રયોજન છે? દિશા રૂપી વલ્કલ વગેરે વસ્ત્ર છે તો પછી વસ્ત્રોનું શું પ્રયોજન છે? ૪ ટાઢ તડકાથી શરીરની રક્ષા માટે વસ્ત્રો જોઇએ તો શુ માર્ગમાં જુના ચીથરા પડયા નથી? શરીરના નિર્વાહ માટે જો અન્ન જોઇએ તો બીજાનુ પોષણ કરનારા વૃક્ષો, ફળ તથા ફૂલરૂપી ભિક્ષા શુ નથી આપતા? તૃષાની નિવૃત્તિ માટે જળની ઇચ્છા હોય તો પાણીથી ભરેલી નદીઓ શું સુકાઈ ગઈ છે? રહેવા માટે ઘર જોઇએ તો શુ પર્વતની ગુફાઓ કોઈએ રોકેલી છે? કદાપિ ઉપર કહેલી વસ્તુઓ આપણને મળે નહિ, તોપણ અજિત ભગવાન શુ પોતાને શરણે આવેલાનુ રક્ષણ કરતા નથી? આ પ્રમાણે યાચના કર્યા વગર શરીરનો નિર્વાહ થાય છે તો પછી હે જ્ઞાની લોકો! ધનના મદથી આધળા બની ગયેલા પુરુષોની તમે શા માટે સેવા કરો છો? ૫

ઉપર કહ્યા પ્રમાણે વિરક્ત એવા સ્વસ્વરૂપનો નિશ્ચય કરી આત્માના અનુભવથી થયેલા આનંદથી નિવૃત્તિને પામેલા પુરુષે, પોતાના હૃદયમા પોતાની મેળે પ્રકાશતા, આત્મા રૂપ હોવાથી પ્રિય લાગતા, સત્ય સ્વરૂપ, ભજન કરવા યોગ્ય ઉત્તમ ગુણવાળા તથા નિત્ય એવા પરમાત્માને ભજવા, કે જેથી સસારના જન્મ મરણને આપનારી અવિદ્યા—માયા નાશ પામે ૬ આવા શ્રીહરિના ભજનનો અનાદર કરી, વિષયની ચિતાથી વૈતરણીમા પડેલા અને ત્યા પોતાના કર્મથી ત્રણ પ્રકારના તાપને સહન કરતા મનુષ્યોને જોવા છતા પણ કર્મજડ પુરુષો વિના બીજો કયો પુરુષ શ્રીહરિના ભજનનો અનાદર કરી મિથ્યા વિષયોની ચિતા કરે વારુ? ૭ કેટલાક પોતાના શરીરના * પ્રાદેશ જેટલા પહોળા હૃદયમા સૂક્ષ્મ આકારથી રહેલા ચાર ભુજવાળા અને તેમા કમળ, શખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા મહા પુરુષ ભગવાનને કલ્પી તેમને ભજે છે ૮ મનમા શ્રીહરિનુ ધ્યાન કરનારા પુરુષે,

‡ આ બીજા અધ્યાયમા પરમેશ્વરના સ્થૂલ રૂપની ધારણા કરવાથી જીતેલા મનને સર્વના સાક્ષી તથા સર્વના નિયતા એવા ઈશ્વરમા કેમ લગાડવું તે કથા કહેવાશે

* અંગુઠા અને તર્જની વચ્ચેનો અતર તે પ્રાદેશ માત્ર કહેવાય છે

પ્રસન્ન વદનવાળા, કમળના જેવા વિશાળ નેત્રવાળા, કદ બના પીળા તતુના જેવા પીળા વસ્ત્રને ધારણ કરનાર, શોભાયમાન મોટા રત્નથી જડેલા સુવર્ણના બાજુબ ધવાળા, ચળકતાં મોટા રત્નોથી જડેલા, મુગટ તથા કાનમા પહેરેલા કુ ડળોથી શોભાયમાન, યોગીશ્વરોએ પ્રફુલ્લિત હૃદયકમળની કલિકા રૂપી મ દિરમા જેનાં ચરણકમળને સ્થાપન કરેલા છે એવા, લક્ષ્મીના ચિહ્નવાળા, ક ઠમા કૌસ્તુભમણિને ધારણ કરનાર તથા નિત્ય પ્રફુલ્લિત શોભાવાળી વનમાળાથી શોભાયમાન, ૯-૧૦ વિ ટીથી, નુપૂરથી તથા કડા વગેરે આભરણોથી શણગારેલા, તેલ લગાડવાથી કોમળ અને નિર્મળ કાળા ર ગના લાબા કેશથી મનોહર લાગતા અને મલપતા મુખથી હસતા હોય એવા દેખાતા, ૧૧ ઉદારતા અને લીલા સાથે અમી ભરી દૃષ્ટિ કરવાથી તથા ભ્રકુટીના વિકારોથી ભક્તોની ઉપર ઘણા અનુગ્રહો કરનાર તથા વિચાર કરવાથી મનમા પ્રગટ થતા એવા સમર્થ ભગવાનની મૂર્તિની, ચ ચળ મન સ્થિર થાય ત્યા સુધી ધારણા કરવી ૧૨ તે પછી ભગવાનના ચરણથી લઇ હાસ્ય પર્યંત પ્રત્યેક અ ગનુ, પ્રયત્ન વિના, ભગવાનના અ ગો મનમા સ્ફુરે તેમ, બુદ્ધિથી ધ્યાન ધરવુ આ પ્રમાણે જે જે અ ગ મનમા દૃઢ થતુ જાય, તે તે અ ગને છોડી દઇ જ ઘા વગેરે બીજા અ ગોનુ ધ્યાન કરવુ, તેમ કરવાથી બુદ્ધિ શુદ્ધ થઇને નિશ્ચળ થાય છે ૧૩

આ પ્રમાણે જ્યા સુધી બ્રહ્માદિક દેવતાઓ જેનાથી ઉતરતા છે એવા, વિશ્વના ઈશ્વર, ચૈતન્યઘન ભગવાનમા પ્રેમલક્ષણા ભક્તિ થાય નહિ, ત્યા સુધી પુરુષે સદાય પોતાનુ નિત્યકર્મ કર્યા પછી નિયમમા તત્પર રહી વિરાટ પુરુષના સ્વરૂપનુ ધ્યાન ધરવુ હે રાજન્! યોગ સાધનાર પુરુષને જો આ દેહનો ત્યાગ કરવાની ઇચ્છા થાય, તો તેણે પવિત્ર ક્ષેત્રનો તથા ઉત્તરાયણ કાળનો વિચાર ન કરતા, સુખકારી સ્થિર આસન વાળી, મનથી પ્રાણાયામ કરી પ્રાણની ગતિને રોકવી ૧૫ તે પછી નિર્મળ એવી પોતાની બુદ્ધિથી મનને નિયમમા લાવી, તે બુદ્ધિનો ક્ષેત્રજ્ઞમા, અર્થાત્ બુદ્ધિ આદિકના દ્રષ્ટા એવા જીવમા લય કરવો પછી તે ક્ષેત્રજ્ઞનો શુદ્ધ આત્મામા લય કરવો અને તે શુદ્ધ આત્માનો પરબ્રહ્મના સ્વરૂપમા લય કરવો, અર્થાત્ 'હુ બ્રહ્મ છુ,' એવી ભાવના કરવી અને પછી જેને શાંતિ પ્રાપ્ત થઈ છે એવા ધીર યોગીએ સર્વ કાર્યમાથી વિરામ લેવો, કારણ કે, યોગીઓ બ્રહ્મરૂપ થયા પછી કૃતકૃત્ય થાય છે ૧૬ આ પ્રમાણે આત્મસ્વરૂપ પ્રાપ્ત થયા પછી દેવતાઓનો પરમ પ્રભુ કાળ પણ તેને કઈ કરી શકતો નથી, ત્યારે જગતને નિયમમા રાખનારા દેવતાઓ તેને શુ કરી શકે? જ્યારે દેવતાઓનુ કઈ પણ ચાલતુ નથી ત્યારે તેના અધીનમા રહેનાર બીજા પ્રાણીઓની તો વાત જ શી કરવી? સત્વ, રજ, તમ, અહ કાર, મહતત્ત્વ તથા પ્રકૃતિ ઇત્યાદિક જગતના કારણો પણ આત્માની ઉત્પત્તિ વગેરે કરી શકતા નથી ૧૭ આત્મા વિના વસ્તુ માત્રને 'આ તો ઇશ્વર નથી, આ તો ઇશ્વર નથી,' એવુ માની સર્વ વસ્તુનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા આત્મજ્ઞાની યોગીઓ દેહાદિકમાથી આત્મબુદ્ધિનો ત્યાગ કરી, શ્રી વિષ્ણુના ચરણારવિ દનુ હૃદયમા સ સ્થાપન કરે છે, તેથી તેમની પરમાત્મા વિના બીજા વિષયમા પ્રીતિ જ થતી નથી, અને તેઓ વિષ્ણુના પદને જ સર્વના કરતા શ્રેષ્ઠ માને છે ૧૮

આ પ્રમાણે શાસ્ત્રીય જ્ઞાનના બળથી જેની વિષયવાસના નાશ પામેલી છે એવા ને બ્રહ્મરૂપ થયેલા મુનિએ ઉપાધિમાથી ક્રમે ક્રમે મુક્ત થવુ. તે પછી પોતાના પગની પાનીવતી મૂળાધારને એટલે ગુદાના દ્વારને રુ ધી, સ્થિરતા રાખી નાભિ આદિક છ ૬ સ્થાનમાથી પ્રાણવાયુને ઉચે ચઢાવવો ૧૯ પછી નાભિપ્રદેશમા આવેલા મણિપુર ચક્રમાથી પ્રાણવાયુને હૃદયમા રહેલા અનાહત ચક્રમા લઈ જઈ, મુનિએ ઉદાન વાયુની ગતિથી પ્રાણવાયુને વક્ષ સ્થળમા, અર્થાત્ ક ઠ પ્રદેશની નીચેના ભાગમા રહેલા વિશુદ્ધિ ચક્રમા લઈ જવો તે પછી આગળના ભાગમા પ્રાણને નિકળી જવાના ઘણા સ્થાનો હોવાથી, યોગીએ મનને સ્થિર કરી બુદ્ધિથી ધીરે ધીરે તેને પોતાના તાળવાના મૂળમા એટલે વિશુ-

૬ નાભિ, હૃદય, વક્ષ સ્થળ, તાળવાનુ મૂળ, ભ્રકુટીના મધ્યભાગ અને બ્રહ્મર ધ્ર, એ ૭ સ્થાન છે

દ્ધિ ચક્રના આગલા ભાગમા લઈ જવો ૨૦ ત્યાથી એ ભૃકુટીની વચ્ચે આજ્ઞા ચક્રમા પ્રાણુને લઈ જવો આ વખતે પ્રાણુને જવાના જે સાત માર્ગ છે તે બ ધ કરવા અને પ્રાણુવાયુને વિશુદ્ધિ ચક્રની ઉપર લઈ જઈ બન્ને ભૃકુટીની વચ્ચે રહેલા આજ્ઞાચક્રમા સ્થાપન કરવો તે પછી યોગીને જો કોઇ પણ પ્રકારના ભોગની ઇચ્છા ન હોય તો તેણે તે ઠેકાણે એક ઘડીભર ઉભા રહેવુ અને પછી અકુ ઠિત જ્ઞાનવાળા તથા બ્રહ્મ રૂપ થયેલા યોગીએ પ્રાણુને બ્રહ્મર ધ્રમા લઈ જવો અને પછી દેહનો ત્યાગ કરવા બ્રહ્મર ધ્રને ભેદી નાખી દેહનો તથા ઇન્દ્રિયોનો પણ ત્યાગ કરવો ૨૧ હે રાજન્! યોગીને જો સદ્યોમુક્તિની ઇચ્છા ન હોય પણ ગુણુના સમુદાય રૂપ આ બ્રહ્માડમા આવેલા બ્રહ્મલોકમા જવાની ઇચ્છા હોય અથવા તો અષ્ટ મહાસિદ્ધિવાળા આકાશચારી સિદ્ધલોકોના વિહાર સ્થાનમા રહેવાની ઇચ્છા હોય તો તેણે પૂર્વે કહેલા દેહત્યાગને સમે મન તથા સર્વ ઇંદ્રિયોનો ત્યાગ ન કરતા તે તે લોકોના ભોગ ભોગવવા માટે મન તથા ઇંદ્રિયોની સાથે તે તે લોકમા જવુ ૨૨ કર્મની ગતિ જેમ પરિચ્છિન્ન છે, તેમ યોગની ગતિ પરિચ્છિન્ન નથી પવનમા જેમનુ લિંગશરીર રહેલુ છે એવા યોગીશ્વરો ત્રણ લોકની અ દર તથા બહાર ગમે તે સ્થાનમા જઈ શકે છે ઉપાસના, ભગવદ્ ધર્મ, અષ્ટાગયોગ અને જ્ઞાનને સેવનારાઓની જે ગતિ થાય છે તે ગતિને મનુષ્યો કર્મોથી પામતા નથી ૨૩ જેને સદ્યોમુક્તિની ઇચ્છા નથી, તે કર્મમાર્ગી યોગી મરણ પછી આકાશમાર્ગે થઈ બ્રહ્મલોકોના માર્ગ રૂપી તેજસ્વી એવી સુષુમ્ણા નામની નાડીથી અગ્નિના અભિમાની વૈશ્વાનર દેવતાને પામે છે અને પછી દોષ રહિત થઈ મસ્તકમા રહેલા શ્રીહરિ સ બ ધી તારા રૂપ શૈશુમાર નામનુ જ્યોતિશ્ચક્ર–જેમા નારાયણ ભગવાન બીરાજે છે ત્યા આગળ જાય છે ૨૪ તે પછી સૂર્યાદિક સર્વ ગ્રહોના તથા નક્ષત્રાદિકના આશ્રયભૂત એવા વિષ્ણુના શિશુમાર નામના ચક્રને ઓળ ગીને અત્ય ત સૂક્ષ્મ એવા રજોગુણ રહિત લિ ગ શરીરથી એકલો, બીજાઓ જેને નમે છે એવા, બ્રહ્મવેત્તાઓના સ્થાન રૂપ મહર્લોકમા જાય છે ત્યા આગળ કલ્પાયુષ્યવાળા ભૃગુ વગેરે દેવતાઓ આન દમા ક્રીડા કરે છે ૨૫ ત્યા એ યોગી એક કલ્પ પર્યંત રહે છે. કલ્પ પુરો થવા આવે ત્યારે શેષ ભગવાનના મુખના અગ્નિથી આખા વિશ્વને બળતુ જોઈ, જેમા સિદ્ધેશ્વરોએ સેવેલા વિમાનો છે તથા જે પરાર્દ્ધ કાળપર્યંત રહેનારા એવા બ્રહ્મલોકમા જાય છે ૨૬ ત્યા આગળ શોક, જરા, મૃત્યુ, દુ ખ તથા ભય એમાનુ ક ઈજ હોતું નથી માત્ર પરમાત્માના ધ્યાન માર્ગથી અજાણ્યા પુરુષોને દુરત દુ ખથી ભરેલા જન્મ મરણ થાય છે તે જોઈ, તેમના ઉપર દયા આવવાથી યોગીને મનમા સ તાપ થાય છે, તે વિના બીજુ કઈ દુ ખ ત્યા નથી ૨૭ પછી તે યોગી ‘પૃથ્વી આદિક આવરણો હુ કેમ ભેદી શકીશ?’ એવી શકાથી રહિત થઈ, બ્રહ્મલોકમાથી પૃથ્વી ઉપર આવી સમીપમા રહેલા જળ રૂપ થાય છે અને પછી ધીમે ધીમે જળનો ઉપભોગ કરી અગ્નિ રૂપ થાય છે, તે પછી તેજ રૂપ થઇને વાયુ રૂપ થાય છે, અને તેનો ઉપભોગ પુરો થયા પછી, વાયુના રૂપમાથી વ્યાપકતા વડે પરમાત્માના સ્વરૂપને જણાવનારા આકાશના સ્વરૂપને પ્રાપ્ત થાય છે * ૨૮ પછી તે યોગી ઘ્રાણેન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાથી ગ ધને ગ્રહણ કરે છે, જિહ્વા ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાથી રસને પામે છે, ચક્ષુરિન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાથી રૂપને પામે છે, ત્વચા ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાથી સ્પર્શને અનુભવે છે, શ્રોત્ર ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવ-

* ઈશ્વરમા રહેલી માયાના કોઇ એક અ શમાથી મહત્તત્ત્વ થાય છે તેના અ શમાથી અહ કાર, તેના અ શમાથી અરૂપ એવુ આકાશ ઉત્પન્ન થાય છે આકાશના અ શમાથી સ્પર્શતન્માત્રાદ્વારા વાયુ થાય છે વાયુના અ શમાથી રૂપતન્માત્રાદ્વારા તેજ થાય છે, તેજના અ શમાથી રસતન્માત્રાદ્વારા પાણી થાય છે, પાણીના અ શમાથી ગ ધતન્માત્રાદ્વારા પૃથ્વી થાય છે, અને એ પાચે ભૂતો એકઠા મળ્યા પછી, ચૌદ ભુવન રૂપ વિરાટ શરીર બને છે, તે પચાસ ક્રોડ યોજન વિશાળ છે અને તેને પ્રથમ આવરણ ભૂમિનુ છે તે એક કરોડ યોજન વિશાળ છે કેટલાક તેને પચાસ ક્રોડ યોજનનુ પણ કહે છે જળ વગેરેના ઉત્તરોત્તર જે જે આવરણો છે, તે પ્રથમ કરતા દસ દસ ગણા મોટા છે, અને આઠમુ આવરણ પ્રકૃતિનુ છે, તે સર્વ વ્યાપક છે

તાથી શબ્દને સાંભળે છે અને તે તે કર્મેન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાથી પોતપોતાની ક્રિયા કરે છે ૨૯ તે પછી યોગીઓ સૂક્ષ્મભૂતોના સ્થાન રૂપ તામસ અહકારને પામે છે તથા ઇંદ્રિયોના લયના સ્થાન રૂપ રાજસ અહકારને પામે છે તથા મન અને ઇંદ્રિય આદિકના દેવતાઓને લય થવાના સ્થાન રૂપ છઠ્ઠા સત્વિક અહકારને પામે છે આ પ્રમાણે ત્રણ ગુણમય છઠ્ઠા આવરણ રૂપ અહકારને પ્રાપ્ત થઈ, તેની સાથે વિજ્ઞાન તત્ત્વને પામે છે તે પછી સર્વ ગુણોને લય થવાના સ્થાન રૂપ પ્રધાનને પામે છે ૩૦ પ્રકૃતિ રૂપ થયેલો યોગી આનંદ રૂપ થઇ ઉપાધિઓનો નાશ થયા પછી છ વિકાર રહિત આનદમૂર્તિ એવા પરમાત્માને પામે છે હે રાજન્! જે પુરુષ ભગવાનની આ ગતિને પામે છે, તે પુરુષ ફરીને આ સસારના જન્મ મરણ રૂપ પાશમા બધાતો નથી ૩૧ હે રાજન્! આ સદ્યોમુક્તિના જે માર્ગો તમે મને પૂછ્યા હતા તે બને માર્ગો વેદમા કહેલા છે તથા સનાતન છે પૂર્વે બ્રહ્માએ ભગવાન વાસુદેવની આરાધના કરી તેમને આ માર્ગો પૂછ્યા હતા, તે ઉપરથી તેમણે પણ બ્રહ્માને આજ માર્ગો બતાવ્યા હતા ૩૨ હે રાજન્! સાસારિક પુરુષોને મોક્ષ આપનારા બીજા ઘણા માર્ગો છે તથાપિ આ સસારમા જન્મેલા સસારીને આ માર્ગ વિના બીજા સુખ રૂપ નિર્વિઘ્ન માર્ગો નથી, કારણ કે, એ માર્ગે ચાલવાથી વાસુદેવ ભગવાન ઉપર ભક્તિ થાય છે ૩૩ ભગવાન બ્રહ્માએ એકાગ્ર ચિત્ત કરી ત્રણ વાર સમગ્ર વેદોને વિચારી જે માર્ગે ભગવાન ઉપર ભક્તિ થાય તે માર્ગ શ્રેષ્ઠ છે, એવો નિશ્ચય કર્યો હતો ૩૪ તમે કહેશો કે જે વસ્તુનો અનુભવ હોય તેની ઉપર પ્રેમ થાય પરતુ ન અનુભવેલા ઇશ્વર ઉપર પ્રેમ કેમ થાય? તેના ઉત્તરમા કહેવાનુ કે જડ પદાર્થોનો પ્રકાશ તેના દ્રષ્ટા વિના સભવતો નથી, અર્થાત્ જડ પદાર્થોના પ્રકાશ ઉપરથી તેના દ્રષ્ટાનો પ્રકાશ કલ્પી શકાય છે આને અર્થાપત્તિ પ્રમાણ કહે છે તથા બુદ્ધિ આદિક, કર્તાને અધીન રહીને કામ કરે છે, કારણ કે, તે ઇંદ્રિયો છે જેમ કુહાડાદિ હથિયાર ચેતનને અધીન રહીને કામ કરે છે, તેમ આને અનુમાન પ્રમાણ કહે છે આ અર્થાપત્તિ તથા અનુમાન ઉપરથી સર્વે પ્રાણીઓએ ભગવાન એવા શ્રીહરિનો અતર્યામીપણાથી અનુભવ કરેલો છે, માટે તેમના ઉપર પ્રેમ થાય છે ૩૫ હે રાજન્! મનુષ્યોએ સર્વ ઠેકાણે, સર્વ પ્રકારે ભગવાન શ્રીહરિના ચરિતોને શ્રવણ કરવા, તેનુ કીર્તન કરવું તથા સ્મરણ કરવુ ૩૬ શ્રીહરિ મહાત્મા પુરુષોના આત્મસ્વરૂપને પ્રકાશ કરનારા છે જેઓ તેમની કથા રૂપી અમૃતને કાન રૂપી પડિયાઓમા ભરીને પાન કરે છે, તેઓ વિષયોની વાસનાથી મલીન થયેલા પોતાના અતકરણને પવિત્ર કરે છે અને શ્રી વિષ્ણુના ચરણારવિંદની સમીપમા જાય છે. ૩૭

पिबन्ति ये भागवत आत्मनः सतां
कथामृत श्रवणपुटेषु संभृतम् ।
पुनन्ति ते विषयविदूषिताशयं
व्रजन्ति तच्चरणसरोरुहांतिकम् ॥३७॥

इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कधे
द्वितीयोऽध्याय.

# અધ્યાય ૩ જો. *

## ભક્તિનું પ્રાધાન્ય.

श्रीशुक उवाच

एवमेतन्निगदितं पृष्टवान् यद्भवान्मम ॥
नृणां यन्म्रियमाणानां मनुष्येषु मनीषिणाम् ॥

શુકદેવજી કહે છે–હે મહારાજ! તમે મને પૂછ્યુ હતું કે, મરવાને તૈયાર થયેલ બુદ્ધિશાળી માણસે શુ કરવુ? તે ઉપરથી મે તમને જે કહેવાનું હતુ તે કહ્યુ જીવને કદાચિત્ દૈવયોગથી મનુષ્યોમા અવતાર આવે છે, અને તેમા પણ દૈવયોગથી જે બુદ્ધિશાળી હોય, તેજ તમારી પેઠે મરવાને તૈયાર થયો હોય તો વિશેષે કરી શ્રીહરિના પવિત્ર ચરિત સાભળવાની ઇચ્છા કરે છે ૧ મનુષ્યોને ભિન્ન ભિન્ન કામનાઓ હોય છે જેને બ્રહ્મતેજની કામના હોય, તેણે બ્રહ્માનું યજન કરવુ,

* આ ત્રીજા અધ્યાયમા શુકદેવજીના મુખથી વિષ્ણુની ભક્તિ સર્વ કરતા શ્રેષ્ઠ છે, એવુ સાભળીને રાજા પરીક્ષિતને અધિક ભક્તિ થઇ તથા ભગવાનના ચરિત્રો સાભળવામા તેમને આદર થયો.

જેને ઇંદ્રિયોની શક્તિ વધારવાની કામના હોય તેણે ઇંદ્રનુ યજન કરવુ, જેને સતાનની કામના હોય તેણે દક્ષ આદિ પ્રજાપતિઓનુ યજન કરવુ, જેને લક્ષ્મી મેળવવાની કામના હોય તેણે દુર્ગાદેવીનુ યજન કરવુ જેને તેજની કામના હોય તેણે યજ્ઞદેવ અગ્નિનુ યજન કરવુ, ધનની કામનાવાળાએ આઠ વસુઓનુ યજન કરવુ, પરાક્રમની કામનાવાળાએ રુદ્રોનુ યજન કરવુ ૨–૩ અન્નાદિકની કામનાવાળાએ અદિતિનુ, સ્વર્ગની કામનાવાળાએ આદિત્યનુ, રાજ્યની કામનાવાળાએ સત્તાવિસ વિશ્વે દેવતાઓનુ, અને દેશમા રહેનારી પ્રજાને સ્વાધીન કરવાની કામનાવાળા રાજાએ સાધ્ય નામના દેવતાઓનુ યજન કરવુ ૪ આયુષ્યની કામનાવાળાએ અશ્વિનિકુમારોનુ, પુષ્ટિની કામનાવાળાએ પૃથ્વી દેવીનુ, પ્રતિષ્ઠાની કામનાવાળા પુરુષે લોકોની માતા રૂપ આકાશ તથા પૃથ્વીનુ, ૫ રૂપની કામનાવાળાએ ગધર્વનુ, સ્ત્રીની કામનાવાળાએ ઉર્વશી અપ્સરાનુ, અને સર્વના અધિપતિપણાની કામનાવાળાએ બ્રહ્માનુ યજન કરવુ ૬ યશની કામનાવાળાએ યશ રૂપ ભગવાનનુ, ધનના ભડારની કામનાવાળાએ વરુણનુ, વિદ્યાની કામનાવાળાએ શકરનુ, સ્ત્રી પુરુષ વચ્ચે પરસ્પર પ્રેમની ઇચ્છાવાળાએ ઉમાદેવીનુ, ૭ ધર્મની કામનાવાળા મનુષ્યે ઉત્તમ કીર્તિવાળા ભગવાનનુ, વશવૃદ્ધિની કામનાવાળા પુરુષે પિતૃદેવનુ, રક્ષાની કામનાવાળા પુરુષે યક્ષોનુ, ૮ બળની કામનાવાળાએ વાયુ નામના ઓગણપચાસ દેવતાઓનુ, રાજ્યની કામનાવાળા પુરુષે ચૌદ મનુઓનુ, શત્રુઓને મારવાની કામનાવાળાએ રાક્ષસોનુ, ભોગની કામનાવાળા પુરુષે ચદ્રનુ, અને વૈરાગ્યની કામનાવાળા પુરુષે માય રહિત પરમ પુરુષનુ યજન કરવુ ૯ જે કામના વિનાનો હોય અથવા સ્વર્ગની કામનાવાળો હોય કે મોક્ષની કામનાવાળો હોય તેણે ઉદાર બુદ્ધિ રાખીને તીવ્ર ભક્તિયોગથી ઉપાધિ રહિત શ્રીપરમેશ્વરનુ યજન કરવુ ૧૦ હે રાજન્! ઇંદ્રાદિક દેવતાઓનુ યજન કરનારા તે તે પુરુષોને તે તે દેવતાઓના યજનનુ મુખ્ય ફળ એટલુ જ મળે છે કે, ભગવાનની ભક્તિથી તેમને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, ને તે વિના બીજુ સર્વ તેમને તુચ્છ લાગે છે ૧૧ હે રાજન્! શ્રીહરિની કથા અલૌકિક છે. જે કથામા, રાગ દ્વેષાદિક ઉત્પન્ન કરનારુ તત્ત્વ નહિ પણ શુદ્ધ જ્ઞાન રહેલુ છે તેથી વિષયોમા વૈરાગ્ય ઉપજાવનારી ચિત્તની પ્રસન્નતા તથા મોક્ષ આપનાર ભક્તિમાર્ગ રહેલો છે એવી શ્રીહરિની કથાઓનુ શ્રવણ કરવાને લીધે નિવૃત્તિ સુખ પામેલો પુરુષ શ્રીહરિની કથાઓમા પ્રીતિ રાખે છે ૧૨

શૌનક કહે છે–આ પ્રમાણે શુકદેવનુ કહેવુ સાભળીને, ભરતવશમા શ્રેષ્ઠ એવા પરીક્ષિત રાજાએ પરબ્રહ્મનુ દર્શન કરનારા અને વેદમા પારગત એવા તેમને પુન બીજુ શુ પુછ્યુ હતુ? ૧૩ તે હે સૂત! અમને સાભળવાની ઇચ્છા છે માટે કહો, કારણ કે, સત્પુરુષોની સભામા પરિણામે જેમા ભગવાનની કથાઓ હોય એવી કથાઓજ થાય છે ૧૪ પાડવોનો પૌત્ર મહારથિ પરીક્ષિત રાજા મોટો ભગવદ્ભક્ત હતો, તેણે બાળક અવસ્થામા રમકડા સાથે રમતા પણ શ્રીકૃષ્ણની પૂજા રૂપી ક્રીડાને અગીકાર કરી હતી ૧૫ વળી શુકદેવજી વાસુદેવના ભક્ત હતા, માટે તે બન્નેનો સવાદ અમને કહો કારણ કે, સત્પુરુષના સમાગમમા કીર્તિવાળા ભગવાનના ગુણોને લીધે કથાઓ થાય છે ૧૬ સૂર્યના ઉદયથી આરભી અસ્ત થતા સુધી જે ક્ષણ ઉત્તમ કીર્તિવાળા ભગવાનની કથામા જાય છે તેજ આયુષ્યને ઉપયોગી અને ધન્ય મનાય છે! ૧૭ કેવળ જીવન ધારણ કરવુ અથવા શ્વાસોચ્છ્વાસ લેવો એ કઈ મનુષ્યના આયુષ્યનુ ફળ નથી એમ તો નિર્જીવ વૃક્ષો જીવે છે, ધમણો શ્વાસ લે છે તથા પશુઓ બધા આહાર વિહાર પણ કરે છે ૧૮ શ્રીકૃષ્ણનુ નામ જેના કાનમા કોઈ દિવસ પડતુ નથી, તે પુરુષ પશુ, કુતરા, ભુડ ને ગધેડા કરતા પણ તુચ્છ છે ૧૯ જે પુરુષના કાન રૂપી પડીઆઓ ભગવાનના પરાક્રમનુ પાન કરતા નથી તે દરના જેવા જાણવા, અને હે સૂત! જે પુરુષની દુષ્ટ જીભ કીર્તિવાળા ભગવાનની કથાઓનુ ગાન કરતી નથી તે પુરુષની જીભને દેડકાની જીભ જેવી જાણવી ૨૦ મુગટથી શોભાયમાન છતા જેનુ મસ્તક મુકુદ

ભગવાનને નમતુ નથી, તે મુગટ કેવળ ભાર રૂપ જાણવો જે હાથ સુવર્ણના કડાથી શોભાયમાન હોવા છતાં, ભગવાનની સેવા કરતા ન હોય તે ભાર રૂપ જાણવા ૨૧ મનુષ્યના જે નેત્રો વિષ્ણુની પ્રતિમાના દર્શન કરતા ન હોય, તેને મોર પીછના ચાલ્લા જેવા જાણવા મનુષ્યના જે ચરણો ચાલીને ભગવાનના મંદિરમા જતા ન હોય, તે ચરણોને વૃક્ષના મૂળ જેવા સમજવા ૨૨ જે મનુષ્ય કોઈ દિવસ ભગવાનના ચરણારવિંદની રજને પ્રાપ્ત થતો નથી, તેને જીવતા મુએલા જેવો જાણવો જે મનુષ્ય શ્રીવિષ્ણુના ચરણમા લાગેલા તુળસીના ગંધને સુઘીને તેનુ અનુમોદન કરતો નથી, તેને શ્વાસ લેવા છતા પણ શબ સમાન જાણવો ૨૩ શ્રીહરિ ભગવાનના નામો લેવાથી જેમની આખમા આસુ આવતા નથી, શરીરમા રોમાચ થતો નથી તથા બીજો વિકાર થતો નથી, તેના હૃદયને પત્થરના જેવુ સમજવુ, ૨૪ માટે હે સૂત ! તમે અમારા મનને અનુકૂળ પડતુ કહો છો, તો હવે વ્યાસના પુત્ર ભગવદ્ભક્તોમા ઉત્તમ અને આત્મવિદ્યામા કુશળ એવા શુકદેવજીએ, પરીક્ષિત રાજાના વિવેક પૂર્વક પૂછવાથી તે રાજાને જે કંઈ કહ્યુ હોય તે અમને પણ કહો ૨૫ ૬

अथाभिधेह्यङ्गमनोनुकूलं
प्रभाषसे भागवतप्रधानः ।
यदाह वैयासकिरात्मविद्या
विशारदोनृपतिं साधु पृष्टः ॥ २५

इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कंधे
तृतीयोध्याय

## અધ્યાય ૪ થો.§

### સૃષ્ટિ રચનાની કથા.

सूत उवाच

वैयासकेरितिवचस्तत्त्वनिश्चयमात्मनः ।
उपधार्य मतिं कृष्ण औत्तरेयःसतीं व्यधात् ॥

સૂત કહે છે—હે શૌનક ! જેમા આત્માના સ્વરૂપનો નિશ્ચય કરેલો હતો એવુ વ્યાસના પુત્ર શુકદેવજીનુ ઉપર પ્રમાણે વચન સાભળીને, ઉત્તરાના પુત્ર પરીક્ષિત રાજાએ શ્રીકૃષ્ણ ભગવાન ઉપર પોતાની દૃઢ ભક્તિ બાધી હતી, ૧ અને પોતાનો દેહ, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન, બધુઓ અને નિ:શત્રુ એવા રાજ્યમા થયેલી દૃઢ મમતાને, નિત્યને માટે ત્યજી દીધી હતી ૨ તે પછી હે શૌનક ! શ્રીકૃષ્ણનો મહિમા સાભળવામા શ્રદ્ધાવાળા તથા ઉદાર મનવાળા પરીક્ષિત રાજાએ 'પોતાનુ મૃત્યુ પમે આવ્યુ છે' એમ સમજીને, ધર્મ, અર્થ તથા કામ સબધી કર્મોનો ત્યાગ કર્યો અને વાસુદેવ ભગવાન ઉપર દૃઢ આત્મભાવને પામેલા તે રાજાએ, તમે મને જે પ્રશ્ન પૂછો છો, તેજ (શ્રીહરિની લીલા સબધી) પ્રશ્ન પૂછયો હતો ૩—૪

પરીક્ષિત રાજા પૂછે છે—હે શુકદેવજી ! સર્વજ્ઞ એવા આપનુ વચન ઉત્તમ છે, કારણ કે, આપ મને શ્રીહરિ પરમાત્માની કથાઓ કહો છો, તેથી મારુ અજ્ઞાન નાશ પામતુ જાય છે ૫ હું પુન એવી ઈચ્છા રાખુ છુ કે, અનત શક્તિવાળા પરમ પુરુષ ભગવાન ક્રીડા કરવા માટે તથા પોતાના સ્વરૂપમય બ્રહ્માદિકને રમાડવા માટે, પોતાની માયાવડે મોટા દેવોથી પણ જાણી શકાય નહિ એવા, આ જગતને કેવી રીતે સરજે છે ? કેવી રીતે પાલન કરે છે ? તથા કેવી રીતે તેનો પાછો સહાર કરે છે ? અને કેવી કેવી ભક્તિનો આશ્રય કરીને, આ જગતને એક રૂપે તથા અનેક રૂપે ઉત્પન્ન કરે છે તે સર્વ કહો ૬—૭ કારણ કે, હે બ્રહ્મન્ ! અદ્ભુત પરાક્રમવાળા શ્રીહરિનુ ચરિત્ર મહા જ્ઞાનીઓથી પણ જાણી શકાય નહિ એવુ છે ૮ અદ્વૈત એવા પુરુષ રૂપ ભગવાન કર્મો કરવાને એક વખતેજ માયાના ગુણોને ગ્રહણ કરે છે ? કે બ્રહ્માદિક અવતારો ધારણ કર્યા પછી માયાના ગુણોને ગ્રહણ કરે છે ? ૯ મને આ બાબત સદેહ છે, માટે આપ તે દૂર કરો, કારણ કે, તમે વેદમા નિપુણ છો અને અનુભવવડે પરબ્રહ્મના જ્ઞાનમા કુશળ થયેલા છો ૧૦

સૂત કહે છે—આ પ્રમાણે પરીક્ષિત રાજાએ શ્રીહરિના ગુણો કહેવા માટે વિનંતિ કરી, તે ઉપરથી

§ આ ચોથા અધ્યાયમા પરીક્ષિતે ભગવાનના સૃષ્ટિ રચના વગેરે ચરિત્રો પૂછયા હતા તે બ્રહ્મા તથા તેમના પુત્ર નારદના સવાદ રૂપે શુકદેવજી કહે છે

શુકદેવજીએ ઇન્દ્રિયોના સ્વામી એવા પરમાત્માનું ધ્યાન ધરી આ પ્રમાણે કથારંભ કર્યો ૧૧

શુકદેવજી કહે છે–જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપી લીલા કરવા માટે, સાત્વિક, રાજસ, અને તામસ એવી માયાની ત્રણ પ્રકારની શક્તિને ગ્રહણ કરનારા, સર્વ પ્રાણીઓના અંતર્યામી અને તેને લીધેજ ઇન્દ્રિયાદિકથી જાણવામા નથી આવતો માર્ગ જેનો એવા, અપાર મહિમાવાળા, સર્વ કરતા શ્રેષ્ઠ, પુરુષ રૂપી ભગવાનને હું નમન કરું છું ૧૨ વળી ધર્મનિષ્ઠ એવા સત્પુરુષોના પાપનો નાશ કરનાર, અધર્મીઓનો સંહાર કરનાર, સંપૂર્ણ સત્વ મૂર્તિયુક્ત, આત્મનિષ્ઠાવાળા, પરમહંસના આશ્રમમા રહેલા પુરુષોએ જડ વસ્તુનો ત્યાગ કરીને શોધવા યોગ્ય એવા, આત્મતત્ત્વને આપનારા ભગવાનને ફરીને પ્રણમું છું ૧૩ ભકતજનોનું પાલન કરનારા, ભક્તિહીન યોગીઓથી જેની દિશા દૂર છે એવા, જેના સમાન તેમજ અધિક કોઈ નથી એવા, ઐશ્વર્યથી સ્વસ્વરૂપ રૂપ પરબ્રહ્મમા વિહાર કરનાર ભગવાનને મારા વારંવાર નમસ્કાર છે ૧૪ જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ તથા પૂજન, લોકોના પાપોનો તત્કાલ નાશ કરે છે એવા કલ્યાણ કીર્તિવાળા પરમાત્માને વારંવાર મારા નમસ્કાર છે ૧૫ વિવેકીજનો જેમના ચરણારવિંદનો આશ્રય કરીને આલોકના તથા પરલોકના સુખમાથી મનની આસક્તિને ખેંચી લઈ, પરિશ્રમ વિના પરબ્રહ્મની ગતિને પામે છે એવા કલ્યાણકારી યશવાળા ભગવાનને વારંવાર નમસ્કાર કરું છુ. ૧૬ તપસ્વીઓ, દાતાઓ, યશસ્વીઓ, યોગીઓ, મંત્રનો જપ કરનારાઓ તથા સદાચારશીલ પુરુષો, પોતાના તપ આદિ કર્મો, જેમને અર્પણ કર્યા વિના ક્ષેમ પામતા નથી, તે કલ્યાણકારી યશવાળા ભગવાનને હું વારંવાર નમસ્કાર કરું છું ૧૭ કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આહીર, કંક, યવન તથા ખસ વગેરે નીચ જાતિના લોકો તથા બીજા પણ કેટલાક નીચ લોકો, જે ભગવાનના ભક્તોનો આશ્રય કરીને પાપરહિત થાય છે, તે શ્રીકૃષ્ણ ભગવાનને હું નમસ્કાર કરૂ છું ૧૮ ધીર પુરુષોના આત્મા ઋક્, યજુષ અને સામવેદ રૂપ, ધર્મમૂર્તિ, તપોમૂર્તિ તથા કપટ રહિત બ્રહ્મા અને શંકર વગેરે ભકતો જેમના સ્વરૂપને જાણી શકતા નથી એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ ૧૯ લક્ષ્મીના પતિ, યજ્ઞના પતિ, પ્રજાના પતિ, બુદ્ધિના પતિ, લોકના પતિ, પૃથ્વીના પતિ તથા અંધક, વૃષ્ણિ અને સાત્વત કુળનું પાલન કરનાર, અધિપતિ તથા સત્પુરુષોના પતિ એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ ૨૦ જ્ઞાની પુરુષો જેમના ચરણારવિંદના ધ્યાનરૂપી સમાધિથી બુદ્ધિને શુદ્ધ કરી આત્મસ્વરૂપના દર્શન કરે છે, પંડિતો પોતપોતાની મતિ પ્રમાણે, જેને સગુણ નિર્ગુણ કહે છે, તે ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ ૨૧ પૂર્વ કલ્પના આરંભમા જે ભગવાને બ્રહ્માના હૃદયમા સૃષ્ટિ રચવા સંબંધી પ્રેરણા કરી હતી તે ઉપરથી શિક્ષામા કહેલા લક્ષણોવાળા વેદમૂર્તિ સરસ્વતી, જે બ્રહ્માના મુખમાથી પ્રગટ થયા હતા તે જ્ઞાન આપનારાઓમા શ્રેષ્ઠ ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ ૨૨ જે સર્વવ્યાપક પરમપુરુષ, પંચ મહા ભૂતો દ્વારા આ સર્વ શરીરને રચીને તેમા જીવ રૂપે વાસ કરે છે, તે પુરુષના નામથી જગતમા પ્રખ્યાત છે તથા સોળ પદાર્થોને ચેતન કરનાર અન્તર્યામીપણાથી અગિયાર ઇન્દ્રિયો અને પંચ મહા ભૂતો રૂપ સોળ કળાનો પ્રકાશ કરે છે, તે ભગવાન મારી વાણીને રસાલંકારથી શોભાવો ૨૩ ભકતો જેમના મુખકમળમાથી નીકળતા જ્ઞાનમય મકરંદનું પાન કરે છે, તે અપાર તેજવાળા વાસુદેવ સ્વરૂપ શ્રીવેદવ્યાસને હું નમું છું ૨૪ હે રાજન્! આ કથા પૂર્વે નારદે બ્રહ્માને પૂછી હતી, તે ઉપરથી ઉત્પત્તિ સમયે જેનામા વેદો રહેલા હતા એવા બ્રહ્માએ નારદને કહી હતી ૨૬

**एतदेवात्मभू राजन् नारदाय विपृच्छते ।**
**वेदगर्भोऽभ्यधात्साक्षाद्यदाह हरिरात्मनः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कंधे चतुर्थोऽध्यायः**



# અધ્યાય ૫ મો.*

## વિરાટમાં વિશ્વ રચના.

**नारद उवाच**

**देवदेव नमस्तेऽस्तु भूतभावन पूर्वज ।**
**तद्विजानीहि यज्ज्ञानमात्मतत्त्वनिदर्शनम् ॥**

નારદ પૂછે છે–હે દેવના દેવ ! હે અન દિ બ્રહ્મા ! હુ તમને નમસ્કાર કરુ છુ જે જ્ઞાન, આત્મતત્ત્વને દર્શાવનારુ હોય તે મને હવે આપ કહી સ ભળાવો ૧ હે પ્રભો ! આ જગત જેનાથી પ્રકાશ પામતુ હોય, જેનો આશ્રય કરીને રહેલુ હોય, જેણે સરજ્યુ હોય, જેને વિષે અ તે લય પામતુ હોય, જેને અધીન હોય તથા જેનુ જેવુ સ્વરૂપ હોય, તે સર્વ આપ મને યથાર્થ રીતે કહો ૨ તમે આ સર્વ વ ર્ત્તા જાણો છો, અને જે થયેલુ છે, જે થનારુ છે અને જે થાય છે, તે સર્વના આપ પ્રભુ છો, કારણ કે, આપે આ વિશ્વનો, ઉત્તમ એવા તત્ત્વજ્ઞાનથી હાથેલીમા રહેલા આમળાની પેઠે નિશ્ચય કરેલો છે ૩ હે બ્રહ્મા ! તમેજ સ્વત ત્ર પ્રભુ છો, એ પ્રમાણે હુ જાણતો હતો, પર તુ તમારી મહા તપશ્ચર્યા વગેરે જોઈ, તમારી ઉપર પણ બીજો કોઈ પ્રભુ છે, એવી મને શ કા ઉત્પન્ન થઈ છે, તેથી આપને પૂછુ છુ કે આપને કોણુ જ્ઞાન આપનારો છે ? આપને કોનો આધાર છે ? આપ કોને અધીન છો ? તથા આપનુ સ્વરૂપ કેવુ છે ? કરોળીઓ જેમ પોતાની શક્તિએ કરી લાળમાથી ત તુઓ કાઢીને જાળ બાધે છે, તેમ તમે એકલાજ પોતાની શક્તિએ કરી, માયાવડે પ ચ મહાભૂતોથી સ્થાવર જ ગમ રૂપ આ જગતને સૃજો છો અને પોતેજ તેનુ પાલન કરો છો છતા આપને કઇ પણ પરિશ્રમ પહોચતો નથી. ૪–૫ આ જગતમા ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ વસ્તુઓ અને તેમા પણ મનુષ્યાદિક નામવાળી, દ્વિપદત્વાદિક રૂપવાળી તથા ધોળા, પીળા ર ગવાળી, જાણવામા આવતી સ્થૂલ તથા સૂક્ષ્મ કોઈ પણ વસ્તુ બીજાથી ઉત્પન્ન થઈ હોય, એમ હુ માનતો નથી ૬ આપે મનને એકાગ્ર કરી મોટુ તપ કર્યું તેથી અમને મોહ થાય છે અને બીજો દેવ હોવાની શ કા ઉત્પન્ન થાય છે, ૭ માટે હે સર્વજ્ઞ ! હે સર્વના ઇશ્વર ! મારા સર્વ પ્રશ્નોનો એવી રીતે ઉત્તર આપો કે જેથી મને યથાર્થ જ્ઞાન થાય ૮

બ્રહ્મા કહે છે–હે વત્સ ! તારો આ પ્રશ્ન ઉત્તમ છે, કારણ કે, તે માર્ગે તે મને ભગવાનના પરાક્રમો કહેવાને પ્રેર્યો છે ૯ મારા પર પણ ઇશ્વર છે તે તારુ કહેવુ ખોટુ નથી, કારણ કે, એ ઇશ્વરને લીધેજ મારો આવો પ્રભાવ છે ઇશ્વરને તુ જાણતો નથી, તેથીજ એમ કહે છે ૧૦ જેમ સૂર્ય, અગ્નિ, ચ દ્ર, નક્ષત્ર, ગ્રહ તથા તારાઓ ચૈતન્ય રૂપ પરમાત્માએ પ્રકાશ કરેલી વસ્તુઓને પ્રકાશિત કરે છે, તેમ હુ પણ સ્વય પ્રકાશ રૂપ પરમાત્માના આ જગતને પ્રકાશ કરુ છુ ૧૧ તે વાસુદેવ રૂપ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ને તેમનુ ધ્યાન ધરૂ છુ જેમની જીતી શકાય નહિ એવી માયાથી મોહિત થયેલા પુરુષો મને જગતનો ગુરુ કહે છે ૧૨ વળી મારુ કપટ મારા સ્વામી જાણે છે, એમ સમજીને જે માયા પરમાત્માની દૃષ્ટિએ ચઢતા પણ શરમાય છે, તે માયાથી મોહિત થયેલા દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો દેહાભિમાનથી ‘ હુ તથા મારૂ ’ એમ કહે છે ૧૩ દ્રવ્ય એટલે જગતના ઉપાદાન કારણ રૂપ પ ચ મહાભૂતોના જન્મના કારણ રૂપ કર્મો, કર્મોને ક્ષોભ પમાડનારો કાળ, સ્વભાવ તથા ભોક્તા રૂપ એવો જીવ, એ સર્વ હે નારદ ! વાસુદેવ ભગવાનથી ભિન્ન નથી, કેમકે કારણ વિના કાર્ય ઉત્પન્ન થતુ નથી, અને એ સર્વનુ કારણ પરમાત્મા પોતેજ છે, જે સર્વમા વ્યાપી રહેલા છે ૧૪ વેદો નારાયણથી ઉત્પન્ન થયા છે, દેવતાઓ નારાયણના અ ગમાથી ઉત્પન્ન થયા છે, સ્વર્ગાદિક લોક નારાયણના આન દના અ શભૂત છે, અને યજ્ઞો પણ નારાયણમાથીજ ઉત્પન્ન થએલા છે ૧૫ પ્રાણાયામ વગેરે નારાયણ પરાયણ છે, તપ નારાયણ પરાયણ છે ને તેથી સાધ્ય એવુ જ્ઞાન પણ નારાયણ પરાયણ છે, અને જ્ઞાનથી સાધ્ય મોક્ષ પણ નારાયણ પરાયણજ છે, માટે પદાર્થ માત્ર નારાયણ રૂપજ છે. ૧૬ હે નારદ ! તે દ્રષ્ટા સર્વના સાક્ષી છે, ઇશ્વર સર્વ કાર્યમા વ્યાપી રહેલા છે તથા સર્વના

* નારદના પૂછવાથી બ્રહ્માએ વિરાટ રૂપમા કેવી રીતે વિશ્વ રચના થએલી છે તે આ પાચમા અધ્યાયમા કહ્યુ છે

અંતર્યામી છે અને તેમણેજ મને ઉત્પન્ન કર્યો છે હું તેમની દૃષ્ટિની પ્રેરણાથી તેમણે સૃજવાને યોગ્ય એવા જગતને સૃજું છું ૧૭ હે પુત્ર! તે પ્રભુ નિર્ગુણ છે, પરંતુ તેમણે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવાને, માયાથી ત્રણ ગુણોને ગ્રહણ કર્યા છે ૧૮ પંચ મહાભૂતો, ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓ તથા ઇન્દ્રિયોના કારણભૂત ત્રણ ગુણો, કાર્ય, કારણ તથા અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવમા અભિમાન ઉત્પન્ન કરાવી, નિત્યમુક્ત એવા જીવને તે સંસારની ઘટમાળમા ફેરવે છે ૧૯ હે બ્રહ્મન્! તે માયાને સ્વાધીન રાખનારા ભગવાન અધોક્ષજ અર્થાત્ અતીન્દ્રિય પુરુષ સર્વના તથા મારા સ્વામી છે જે ભગવાન જીવોને ઉપાધિ રૂપે આવરણ કરનારા ત્રણ ગુણોથી જાણવામા આવતા નથી, તેમના ભક્તોજ તેમના તત્ત્વને જાણે છે ૨૦ તે માયાના ઈશ્વર ભગવાને અનેક પ્રકારે થવાની ઇચ્છાથી અર્થાત્ વિવિધ પ્રકારની સૃષ્ટિ સૃજવાની ઇચ્છાથી પોતાની માયાથી પોતાને વિષે અકસ્માત પ્રાપ્ત થયેલા કાળને, કર્મને તથા સ્વભાવને ગ્રહણ કરેલા છે ૨૧ ત્યાર પછી ભગવાનમા રહેલા કાળથી ગુણમા ક્ષોભ થયો એટલે સત્વ, રજ તથા તમ, એ ત્રણ ગુણો, સમભાવને મૂકી છુટા પડયા પછી સ્વભાવથી તે ગુણો રૂપાંતર પામ્યા એટલે કર્મથી મહત્તત્વ ઉત્પન્ન થયું ૨૨ રજોગુણથી વૃદ્ધિ પામેલું મહત્તત્ત્વ વિકાર પામતા તેમાથી તમોગુણપ્રધાન દ્રવ્ય, જ્ઞાન તથા ક્રિયા સ્વરૂપ અર્થાત્ અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ રૂપ એક તત્ત્વ ઉત્પન્ન થયું ૨૩ હે સમર્થ પુત્ર! તેને અહંકાર એમ કહે છે તે અહંકાર વિકાર પામીને, સાત્વિક અહંકાર, રાજસ અહંકાર અને તામસ અહંકાર, એવા ત્રણ ભેદવાળો થયો તામસ અહંકારમા પાંચ મહાભૂતો ઉત્પન્ન કરવાની શક્તિ છે, રાજસ અહંકારમા ઇન્દ્રિયોને ઉત્પન્ન કરવાની શક્તિ છે તથા સાત્વિક અહંકારમા ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને ઉત્પન્ન કરવાની શક્તિ છે ૨૪ ભૂતના આદિમા રહેલો તામસ અહંકાર વિકાર પામવાથી આકાશ થાય છે તે તેનું સૂક્ષ્મ રૂપ છે તથા શબ્દ તેનો ગુણ છે. તે શબ્દ દ્રષ્ટા તથા દૃશ્ય વસ્તુને જણાવનારો છે ૨૫ આકાશ વિકાર પામતા તેમાથી સ્પર્શ ગુણવાળો વાયુ ઉત્પન્ન થાય છે, અને કારણ રૂપે તેને આકાશ સાથે સંબંધ હોવાથી વાયુમાં આકાશનો શબ્દગુણ આવે છે પ્રાણ, ઓજ સહ તથા બળનું અર્થાત્ દેહબળ, ઇંદ્રિયબળ, મનોબળ તથા શરીરબળ, એ સર્વનું કારણ વાયુ છે ૨૬ ઇશ્વરમા રહેલા કાળ, કર્મ અને સ્વભાવને લીધે વાયુ વિકાર પામતા તેમાથી તેજ ઉત્પન્ન થાય છે, તેનો સ્વાભાવિક ગુણ રૂપ છે, તથા વાયુ અને આકાશ એ તેજના કારણ હોવાથી તેમા વાયુના તથા આકાશના સ્પર્શ અને શબ્દ ગુણો પણ રહેલા છે ૨૭ તેજ વિકાર પામતા તેમાંથી જળ ઉત્પન્ન થાય છે, તેનો સ્વાભાવિક ગુણ રસ છે અને તેમા તેજ, વાયુ તથા આકાશ કારણ હોવાથી તેમા રૂપ, સ્પર્શ તથા શબ્દ ગુણો રહેલા છે ૨૮ જળ વિકાર પામતા તેમાથી ગંધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે, એમા જળ, તેજ, વાયુ તથા આકાશ કારણ હોવાથી રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ ગુણ રહેલા છે ૨૯ સાત્વિક અહંકાર વિકાર પામતા તેમાથી મન તથા તેનો અધિષ્ઠાતા દેવ ચંદ્ર ઉત્પન્ન થાય છે, અને બીજા દિશાઓ, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્ર, ઉપેંદ્ર, મિત્ર તથા પ્રજાપતિ એ દશ ઇંદ્રિયોના દેવતાઓ ઉત્પન્ન થાય છે એમા પ્રથમ પાંચ જ્ઞાનેન્દ્રિયના અધિષ્ઠાતાઓ છે અને બીજા પાંચ કર્મેન્દ્રિયના અધિષ્ઠાતાઓ છે ૩૦ જ્ઞાનની શક્તિ, બુદ્ધિ તથા ક્રિયાની શક્તિ પ્રાણ એ બન્નેરાજસ અહંકારના કાર્ય છે, એ રાજસ અહંકાર વિકાર પામતા તેમાથી જ્ઞાન તથા ક્રિયાના વિશેષ સ્વરૂપવાળી દસ ઇંદ્રિયો ઉત્પન્ન થઈ છે એમા શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, નેત્ર અને જીભ, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે અને વાણી, હાથ, પગ, ગુહ્યેંદ્રિય તથા ગુદાસ્થાન એ પાંચ કર્મેન્દ્રિયો છે ૩૧ હે નારદ! તે પંચ મહાભૂતો, દસ ઇંદ્રિયો, મન અને સત્ત્વાદિક ત્રણ ગુણો, એ જ્યારે જુદા જુદા હોય છે ત્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાને સમર્થ થઇ શકતા નથી. ૩૨ પરંતુ જ્યારે તેઓ ભગવાનની શક્તિની પ્રેરણાથી પરસ્પર એકઠા થાય છે ત્યારે મુખ્યત્વ અને ગૌણ-

ત્વને લઈ સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ આ બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે ૩૩ હજારો વર્ષ વીત્યા પછી, પરમાત્માએ પાણીમા રહેલા બ્રહ્માંડરૂપ સ્થૂલ શરીરને કાળ, કર્મ તથા સ્વભાવનો આશ્રય કરીને સજીવન કર્યું હતું, ૩૪ અને તેજ પુરુષ જળમા રહેલા જગત રૂપી ઇંડાને ભેદી તેમાથી હજારો સાથળવાળા, હજારો ચરણવાળા, હજારો ભુજાવાળા, હજારો નેત્રોવાળા, હજારો મુખ તથા મસ્તકવાળા થઈ બહાર નીકળ્યા હતા ૩૫

વિદ્વાનો જેના શરીરના અવયવોમા ચૌદ લોકની કલ્પના કરે છે તે કલ્પના આ પ્રમાણે છે ચરણથી કમ્મર સુધી નીચેના ભાગમા સાત લોકોની કલ્પના છે અને કમ્મરની ઉપરના ભાગમા ઉપરના સાત લોકોની કલ્પના કરે છે ૩૬ ચાર વર્ણ વિરાટ પુરુષથી ઉત્પન્ન થયેલ છે બ્રાહ્મણો વિરાટ પુરુષના મુખમાંથી થયા છે, ક્ષત્રિયો બાહુઓમાથી, વૈશ્યો સાથળમાથી અને શૂદ્રો વિરાટ ભગવાનના ચરણમાથી ઉત્પન્ન થયા છે ૩૭ વળી પરમેશ્વરના ચરણમા ભૂર્લોકની કલ્પના કરેલી છે, નાભિમા ભુવર્લોકની, હૃદયમા સ્વર્ગ લોકની, છાતીમા મહર્લોકની, ૩૮ કંઠમા જનલોકની, શબ્દ કરતા બે ઓષ્ઠમા તપોલોકની અને મસ્તકમા સત્યલોકની કલ્પના કરેલી છે સનાતન બ્રહ્મલોક અથવા વૈકુંઠલોક મગજમા છે ૩૯ વળી વ્યાપક એવા વિરાટ પુરુષની કમ્મરમા અતલની કલ્પના કરેલી છે, સાથળમા વિતલની, બે ઘુંટણમા શુદ્ધ સુતલની અને બે જંઘામા તલાતલની કલ્પના કરેલી છે. ૪૦ તેમની બે ઘુંટીમા મહાતલની, ચરણના બે ફણામા રસાતલની અને પગના તળિયામા પાતાલ લોકની કલ્પના કરેલી છે આ પ્રમાણે વિરાટ પુરુષ સર્વ લોકમય છે ૪૧ વિરાટ પુરુષના બે ચરણમાં ભૂર્લોકની, નાભીમા ભુવર્લોકની અને મસ્તકમા સ્વર્ગલોકની કલ્પના કરેલી છે આ પ્રમાણે ત્રણ લોકની તેમનામા કલ્પના કરેલી છે ૪૨

भूर्लोकः कल्पितः पद्भ्यां
भुवर्लोकोऽस्य नाभितः।
स्वर्लोकः कल्पितो मूर्ध्ना
इति वा लोककल्पना: ॥ ४२ ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कंधे पंचमोऽध्यायः



# અધ્યાય ૬ ઠ્ઠો. §

## વિરાટ વિભૂતિઓ-પુરુષસૂક્તનો અર્થ.

ब्रह्मोवाच

वाचां वह्नेर्मुखं क्षेत्रं छन्दसां सप्त धातवः।
हव्यकव्यामृतान्नानां जिह्वा सर्वरसस्य च ॥ १

બ્રહ્મા કહે છે-હે નારદ ! વિરાટ પુરુષની વિભૂતિઓની કેટલીક કથા કહુ તે સાંભળો. વિરાટ પુરુષનુ મુખ, વાણીનુ તથા તેના અધિષ્ઠાતા અગ્નિદેવનું ઉત્પત્તિ સ્થાન છે, તેમની ત્વચા વગેરે સાત ધાતુઓ, ગાયત્રી વગેરે છંદોનુ ઉત્પતિ સ્થાન છે, તેમની જિહ્વા, હવ્ય ‡ કવ્યનુ, મનુષ્યોના અન્નનુ અને મધુર અમ્લ વગેરે રસોનુ ઉત્પત્તિ સ્થાન છે, ૧ વિરાટ પુરુષની નાસિકા, સર્વ પ્રાણોનુ તથા વાયુઓનુ મુખ્ય ઉત્પત્તિ સ્થાન છે, તેમની ઘ્રાણેન્દ્રિય સામાન્ય તથા વિશેષ ગંધનુ, અશ્વિનીકુમારનુ તથા ઓષધિઓનું ઉત્પત્તિ સ્થાન છે ૨ રૂપનુ તથા તેજનુ ઉત્પત્તિ સ્થાન વિરાટ પુરુષના નેત્ર છે, સૂર્યનુ તથા આકાશનુ ઉત્પત્તિ સ્થાન વિરાટ પુરુષના નેત્રના બે ગોલક છે, દિશાઓનુ તથા તીર્થોનુ ઉત્પત્તિ સ્થાન તેમના બે કાન છે, આકાશ તથા શબ્દનુ ઉત્પત્તિ સ્થાન પણ તેજ છે, અને તેમનુ શરીર સર્વ વસ્તુઓના સારનુ તથા સૌન્દર્યનુ ઉત્પતિ સ્થાન છે. ૩ તેમની ત્વચા, સ્પર્શગુણનું, વાયુનું તથા સર્વ પ્રકારના યજ્ઞનું ઉત્પતિ સ્થાન છે તેમના રોમ સર્વ વૃક્ષોનુ, વનસ્પતિઓનું તથા જેનાથી યજ્ઞ થઇ શકે એવા વૃક્ષોનુ ઉત્પત્તિ સ્થાન છે ૪ તેમના કેશમાથી મેઘ, દાઢીમાથી વિજળી અને હાથ પગના નખમાથી પથરા અને લોઢું, વગેરે ઉત્પન્ન થયેલા છે તેમના બાહુઓ લોકપાલોનુ ઉત્પત્તિ સ્થાન છે-જે લોકપાલ ઘણુ કરીને જગતનું પાલન કરે છે ૫ વિરાટ પુરુષનું તાળવુ ભૂર્લોક, ભૂવર્લોક તથા સ્વર્ગલોકનુ ઉત્પત્તિ સ્થાન છે અને

§ અધ્યાત્મ આદિકના ભેદથી વિરાટ સ્વરૂપની વિભૂતિઓ આ અધ્યાયમા કહેવામા આવશે અને આગલા અધ્યાયમા કહેલી કથાને પુરુષસૂક્તથી વિસ્તારવામા આવશે

‡ હવ્ય-દેવતાઓને ઉદ્દેશીને આપવામા આવતું અન્ન અને કવ્ય પિતૃઓને ઉદ્દેશીને આપવામા આવતુ અન્ન તે

ભગવાનના ચરણ, ક્ષેમનુ, શરણનુ તથા સર્વ કામનાઓના વરદાનનુ ઉત્પત્તિ સ્થાન છે ૬ વિરાટ પુરુષ, પાણીનુ, વરસાદનુ તથા પ્રજાપતિનુ ઉત્પત્તિ સ્થાન છે, તેમજ ઉપસ્થ ઇંદ્રિય આનંદનુ ઉત્પત્તિ સ્થાન છે ૭ હે નારદ ! વિરાટ પુરુષની પાયુઇંદ્રિય યમનુ, મિત્રનુ તથા મળત્યાગનુ ઉત્પત્તિ સ્થાન છે પાયુ ઇંદ્રિયને રહેવાનુ સ્થાન જે ગુદા તે હિંસાનુ, દરિદ્રતાનુ, મૃત્યુનુ તથા નરકનુ ઉત્પત્તિ સ્થાન છે વિરાટનો વાંસો, પરાભવનુ, અધર્મનુ તથા અજ્ઞાનનુ ઉત્પત્તિ સ્થાન છે તેમની નાડીઓ, નદીઓનુ ઉત્પત્તિ સ્થાન છે અને તેમના અસ્થિ, પર્વતોનુ ઉત્પત્તિ સ્થાન છે ૮–૯ પ્રકૃતિનુ, અન્નાદિકના રસનુ, સમુદ્રનુ તથા પ્રાણીઓને લય થવાનુ સ્થાન વિરાટ પુરુષનુ પેટ છે, અને હૃદય સર્વ લિંગદેહનુ ઉત્પત્તિ સ્થાન છે ૧૦

હે નારદ ! વિરાટ પુરુષનુ ચિત્ત ધર્મનુ, મારુ, શિવનુ, તારુ, સનક આદિ ઋષિકુમારોનુ, બુદ્ધિનુ તથા સત્વગુણનુ ઉત્પત્તિ સ્થાન છે ૧૧ હુ, તું, શંકર, આ પ્રથમ ઉત્પન્ન થયેલા સનકાદિક કુમારો, મરીચિમિશ્ર વગેરે મુનિઓ, દેવ, દૈત્ય, મનુષ્ય, નાગ, ખેચર, પક્ષીઓ, હરણ, પેટે ચાલનારા સર્પ આદિ પ્રાણીઓ, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ભૂતગણો, સર્પો, પશુઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, વૃક્ષો, અનેક જળચરો, સ્થળચરો તથા આકાશચારી જીવો, ગ્રહો, નક્ષત્રો, કેતુઓ, તારાઓ, વિજળી, મેઘ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન રૂપ આ સર્વ દૃશ્યમાન પ્રપંચ વિરાટ પુરુષ રૂપ છે, એનાથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી તે વિરાટ પુરુષે આખા વિશ્વને વ્યાપી લીધેલુ છે જેટલા અંશમા જગત છે તેથી અધિક અંશ જગતના સ્પર્શથી રહિત છે ૧૨–૧૫ સૂર્ય પોતાના મંડળને પ્રકાશ કરતો જેમ બહારથી સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે, તેમ વિરાટ પુરુષ પણ બ્રહ્માંડને પ્રકાશિત કરતો બ્રહ્માંડની અંદરના તથા બહારના સર્વ પદાર્થોને પ્રકાશિત કરે છે ૧૬ હે નારદ ! તે વિરાટ પુરુષ જન્મ મરણને આપનારા કર્મના ફળોને ઉલ્લંઘન કરી રહેલો છે માટે તે કેવળ સર્વાત્મા છે એટલુ જ નહિ, પરંતુ તે નિજાનંદના તથા અભયના સ્થાન રૂપ છે ૧૭

હે નારદ ! વિશ્વાત્મક પુરુષ આ પ્રમાણે જોતાં નિત્યમુક્ત થઈ શકે નહિ, એવી શંકા કરવી નહિ, કારણ કે, તેમની વિભૂતિઓ અપાર છે, જેથી તે વિરાટ પુરુષ નિર્મળ એવા નિજાનંદના સ્વામી છે. ૧૭ જ્ઞાનીઓ કહે છે કે, ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોક, જેના અંશ છે એવા ભગવાનના અંશભૂત લોકોમા સર્વ જીવો રહે છે અને ભગવાને તે ત્રણે લોકની ઉપર આવેલા મહર્લોકની પણ ઉપર જનલોકમા, તપલોકમા તથા સત્ય લોકમા, અનુક્રમે અમૃત, ક્ષેમ તથા મોક્ષ સુખને રાખેલા છે. ૧૮ ઉપર કહેલા ત્રણ લોકમાથી જનલોકમા નૈષ્ઠિક બ્રહ્મચારી જાય છે, તપલોકમા વાનપ્રસ્થ જાય છે અને બ્રહ્મલોકમા સંન્યાસીઓ જાય છે, એ સર્વનો પુનઃ જન્મ થતો નથી આ ત્રણ આશ્રમો વિરાટ ભગવાનના ત્રણ અંશ રૂપ છે, અને તે ત્રણે લોકની બહાર છે પરંતુ બ્રહ્મચર્ય રહિત ગૃહસ્થાશ્રમ ત્રણ લોકની અંદર છે ૧૯ અનેક પ્રકારની સૃષ્ટિ સૃજવા માટે ગમન કરનારો તે ક્ષેત્રજ્ઞ ભોગ તથા મોક્ષને સાધનભૂત કર્મ તથા ઉપાસના રૂપ બન્ને માર્ગ ઉપર જાય છે કારણ કે પુરુષ કર્મ રૂપી અવિદ્યા અને ઉપાસના રૂપી વિદ્યા એ બન્નેનો અધિકારી છે ૨૦ જેથી આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે અને જેથી પાચ ઇન્દ્રિયો તથા ગુણ સ્વરૂપ વિરાટ ઉત્પન્ન થયુ છે, તે ઇશ્વર, સૂર્ય જેમ કિરણોદ્વારા પોતાના બિંબને પ્રકાશિત કરવાની સાથે કિરણોથી બહાર પણ પ્રકાશિત કરેછે તેમ વિરાટ દેહની બહાર તથા બ્રહ્માંડની બહાર પણ પ્રકાશ આપે છે ૨૧ જ્યારે હુ તે મહાત્મા પુરુષના નાભિકમળમાથી ઉત્પન્ન થયો હતો ત્યારે તેમના અવયવ વિના બીજે ઠેકાણે યજ્ઞની સામગ્રી જોવામાં આવી નહિ ૨૨ પછી યજ્ઞની સામગ્રીઓ તૈયાર કરવા હુ તૈયાર થયો અને યજ્ઞને ઉપયોગી એવા પશુઓ, યજ્ઞસ્તંભો, દર્ભો, વનસ્પતિઓ, પવિત્ર યજ્ઞભૂમિ, બહુ ગુણવાળો વસંત આદિ કાળ, ૨૩ યજ્ઞના પાત્રો, ધાન્યો, ઘૃતાદિક ચીકણા પદાર્થો, મધુર, ખાટા, ખારા વગેરે છ રસો, લોહ વગેરે

ધાતુઓ, માટી, પાણી, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, હોતા, અધ્વર્યું વગેરેના કર્મો, ૨૪ જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞના નામો, સ્વાહાકાર, સ્વધાકાર વગેરે મન્ત્રો, દક્ષિણા, વ્રત, દેવતાઓને ગમતા કલ્પ, (કર્મની પદ્ધતિઓ), સંકલ્પ, ૨૫ વિષ્ણુ, ધ્રુવ વગેરે ગતિઓ, દેવતાઓનુ ધ્યાન, પ્રાયશ્ચિત્ત તથા સમર્પણ આદિ સર્વ યજ્ઞ સામગ્રી, મે વિરાટ પુરુષના અવયવોમાથી તૈયાર કરી પછી તેજ સામગ્રીથી તેજ યજ્ઞ પુરુષનુ મે યજન કર્યું ૨૬-૨૭ તે પછી મરીચિમિશ્ર વગેરે નવ બંધુઓ-પ્રજાપતિઓએ જિતેન્દ્રિય થઈ ઈંદ્ર આદિક દેવરૂપે પ્રગટ એવા મહા પુરુષનુ યજ્ઞ દ્વારા પૂજન કર્યું ૨૮ તે પછી કેટલોએક કાળ વીત્યા બાદ મનુઓએ, બીજા ઋષિઓએ, દૈત્યોએ અને મનુષ્યોએ યજ્ઞોથી તેજ વ્યાપક પુરુષનુ યજન કર્યું ૨૯ આવા અધિષ્ઠાન રૂપ ભગવાન નારાયણમાં આ સર્વ જગત રહેલુ છે આ ભગવાન પોતે સૃષ્ટિની પૂર્વે નિર્ગુણ હોય છે, છતા માયાથી અનેક ગુણોને ધારણ કરે છે ૩૦ હું તેમનીજ આજ્ઞાથી સૃષ્ટિ રચુ છુ, શંકર સંહાર કરે છે તથા માયાથી ભગવાન વિષ્ણુનુ રૂપ લઈ પાલન કરે છે ૩૧ હે નારદ! આ રીતે મે તારા પ્રશ્નોનો ઉત્તર આપ્યો કાર્ય તથા કારણ રૂપ આ સૃષ્ટિ ભગવાનના સ્વરૂપથી જરા પણ ભિન્ન નથી ૩૨ મે ભક્તિભર હૃદયથી ભગવાનનુ ધ્યાન ધર્યું છે તેથી હે નારદ! મારી વાણી અસત્ય થતી નથી મારો સંકલ્પ મિથ્યા થતો નથી તથા મારી ઇંદ્રિયોની વૃત્તિઓ ઉન્માર્ગે જતી નથી. ૩૩ હું વેદમૂર્તિ તથા તપોમૂર્તિ છુ પ્રજાપતિઓ મને પ્રણામ કરે છે અને હું તેમનો અધિપતિ છુ, છતા પણ મારો જન્મ કોનાથી થયો છે તે જાણવા માટે મે યોગ ધારણ કરી મનને એકાગ્ર કરી વિચાર કર્યો, પરંતુ જાણી શકાયુ નહિ, ત્યારે બીજાની તો વાતજ શી કરવી? ૩૪ આકાશ જેમ પોતાના આધારને જાણી શકતું નથી, તેમ ઈશ્વર પોતાની માયાને જાણી શકતા નથી, ત્યારે બીજાઓ તો કયાથી જાણી શકે? તે શરણાગત લોકોના સંસારને ટાળનાર મંગળરૂપ અને કલ્યાણકારી પરમેશ્વરના ચરણને હું નમન કરું છુ ૩૫ હે નારદ! હુ, મરીચિ, તમે તથા શંકર પણ જેમના સત્ય સ્વરૂપને જાણી શકતા નથી ત્યારે બીજા દેવતાઓ તો કયાથીજ જાણી શકે? આવા પરમાત્માની માયાથી મોહિત થયેલા આપણે આપણા જ્ઞાન પ્રમાણે એટલુજ જાણીએ છીએ કે, આ પ્રપંચ રૂપી વિશ્વ, ભગવાનની માયાથી ઉત્પન્ન થયેલુ છે. ૩૬ વળી તે ભગવાનના અવતારના ચરિત્રો આપણે ગાઈએ છીએ, પરંતુ તેને યથાર્થ જાણી શકતા નથી. ૩૭ તે અજન્મા અને આદિ પુરુષ ભગવાન પોતે પ્રત્યેક કલ્પના આરંભમા પોતા રૂપી આ જગતને પોતામા સૃજે છે, પાળે છે તથા સંહાર કરે છે. તાત્પર્ય એ કે, કર્ત્તા, અધિકરણ, સાધન અને કર્મ, ઈશ્વર પોતે જ છે ૩૮ ઈશ્વર ઉપાધિરહિત, સત્ય, અદ્વિતીય, જ્ઞાનમૂર્તિ, સર્વના અંતર્યામી અને તેથી સંદેહ વિનાના છે વળી તે ગુણરહિત અને સદા સ્થિર છે, જન્મ મરણ વિનાના સદા પરિપૂર્ણ નિત્ય અને અદ્વૈત છે, અર્થાત્ દ્વૈત પ્રતીતિને સમયે પણ તે વસ્તુમા અદ્વૈત રૂપે ભાસે છે ૩૯ હે નારદ! મુનિઓના દેહ, ઇંદ્રિયો અને મન જ્યારે નિર્મળ થાય છે ત્યારે તે પરમાત્માના સ્વરૂપને જાણે છે પરંતુ જ્યારે દુષ્ટોના કુતર્કોથી પરમાત્માનુ સ્વરૂપ પરાભવ પામે છે ત્યારે તે દેખાતું બંધ પડે છે, ૪૦ પરબ્રહ્મ એવા ભગવાનનો પ્રથમ પુરુષાવતાર થાય છે, ત્યાર પછી કાળ, સ્વભાવ, કાર્ય કારણરૂપ પ્રકૃતિ, મહત્તત્ત્વ, મહદ્ભૂતો, અહંકારતત્ત્વ, સત્વાદિક ગુણો, ઇંદ્રિયો, વિરાટ શરીર, વિરાટ શરીરનો અભિમાની પુરુષ, સ્થાવર જંગમ રૂપ વિરાટનુ વ્યષ્ટિ શરીર, ૪૧ હું, શંકર, વિષ્ણુ આ દક્ષાદિક પ્રજાપતિઓ, દેવર્ષિઓ, સ્વર્ગના અધિપતિઓ, ભુવર્લોકના અધિપતિઓ, મનુષ્ય લોકના અધિપતિઓ, પાતાલાદિકના અધિપતિઓ, ૪૨ જેઓ ગંધર્વોના, વિદ્યાધરોના, ચારણોના, યક્ષોના, રાક્ષસોના, સર્પોના અને નાગોના અધિપતિઓ છે તથા જેઓ ઋષિઓના અધિપતિઓ, પિતૃઓના અધિપતિઓ, દૈત્ય-દાનવોના અધિપતિઓ, સિદ્ધોના અધિપતિઓ તથા બીજા પ્રેતના, પિશાચના, ભૂતના, કુષ્માંડના, જળચરોના, પશુના તથા પક્ષીઓના અધિપતિઓ છે,

૪૩ તથા જગતમા જે કઇ ઐશ્વર્યવાળુ, તેજસ્વી, મન તથા ઇંદ્રિયોની શક્તિવાળુ, શોભાસંપન્ન, સંપત્તિવાળુ, બુદ્ધિવાળુ, અદ્ભુત વર્ણવાળુ તથા જે રૂપવાન અને રૂપરહિત છે તે સર્વે, પરમાત્માની વિભૂતિઓ રૂપ છે ૪૪ હે નારદ ! વ્યાપક એવા પરબ્રહ્મ ભગવાનના જે મુખ્ય વરાહ આદિક અવતારો છે તે હુ તમને અનુક્રમે કહીશ, માટે તમે કાનના મળનો નાશ કરનારા, સુદર અવતારો રૂપી અમૃતનુ કાન રૂપી પડીઆથી પાન કરો ૪૫

प्राधान्यतो यानृष आमनन्ति
लीलावतारा' पुरुषस्य भूम्न ।
आपीयतां कर्णकषायशोषा
ननुक्रमिष्ये त इमान्सुपेशान् ॥ ४५ ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कन्धे षष्ठोऽध्याय:

## અધ્યાય ૭ મો.[*]

### ભગવાનના લીલા અવતારોની કથા.

ब्रह्मोवाच

यत्रोद्यत क्षितितलोद्धरणाय बिभ्रत्
क्रौडीं तनुं सकलयज्ञमयीमनन्त ।
अतर्महार्णव उपागतमादिदैत्यं
तंदंष्ट्रयाद्रिमिव वज्रधरो ददार ॥ १ ॥

બ્રહ્મા કહે છે–હે નારદ ! જ્યારે અનંત ભગવાન પૃથ્વીને પાણીમાથી બહાર કાઢવા સર્વ યજ્ઞ રૂપી વરાહનુ શરીર ધારણ કરીને તૈયાર થયા હતા ત્યારે સાગરમા રહેલા અને દૈત્ય એવા નામથી પ્રખ્યાત થયેલા હિરણ્યાક્ષને ઇન્દ્ર જેમ વજ્રથી પર્વતોને ચીરી નાખે તેમ દાઢોવતી ચીરી નાખ્યો હતો ૧ વળી ભગવાન, રુચિ નામના પ્રજાપતિથી તેની સ્ત્રી આકુતિમા સુયજ્ઞ નામના પુત્ર થઇને અવતર્યા હતા, તેમને હરિના નામથી બોલાવતા હતા ૨ વળી હે નારદ ! તે ભગવાન, કર્દમ ઋષિને ઘેર દેવહૂતિને વિષે નવ બેનોની સાથે કપિલને નામે ઉત્પન્ન થયા હતા, અને તેણે પોતાની માતાને પરબ્રહ્મનો ઉપદેશ કર્યો હતો–જે આત્મવિદ્યાથી દેવહૂતિ તેજ જન્મમાં આત્મસ્વરૂપને પામી કપિલની ગતિને પામ્યા હતા ૩ અત્રિએ પુત્રની કામનાથી ભગવાનને પ્રસન્ન કર્યાથી ભગવાને તેમને કહ્યુ હતું કે, 'હું મારો આત્મા જ તને આપુ છુ ' પછી પોતે તેને ત્યા અવતરીને દત્તાત્રયને નામે પ્રખ્યાત થયા હતા એ ભગવાનના ચરણકમળના પરાગથી પવિત્ર દેહવાળા યદુ તથા સહસ્રાર્જુન વગેરે રાજાઓ ભોગ તથા મોક્ષરૂપી યોગ સંપત્તિઓ પામ્યા હતા ૪ હે નારદ ! મે બહુ પ્રકારના લોકોની રચના કરવાની ઇચ્છાથી સૃષ્ટિના આરંભમા અખંડિત એવુ મોટુ તપ કર્યું હતુ મારા તપથી શ્રીહરિ, સનત્કુમાર, સનક, સનંદન અને સનાતન નામના ચાર ઋષિઓ રૂપે અવતર્યા હતા તેઓએ પૂર્વે કલ્પનો પ્રલય થવાથી તે સમયનુ જે આત્મજ્ઞાન નાશ થયુ હતુ તેનો પુનઃ સર્વને સારી રીતે ઉપદેશ કર્યો હતો તે સાભળવાથી મુનિઓને આત્માનો સાક્ષાત્કાર થયો હતો ૫ દક્ષની પુત્રી અને ધર્મની સ્ત્રી મૂર્તિમા નર અને નારાયણ એવી બે મૂર્તિ રૂપે ભગવાન તે પછી અવતર્યા હતા તેમના તપનો પ્રભાવ અસાધારણ હતો કામદેવની સેના રૂપી અપ્સરાઓ, ભગવાન નારાયણથી ઉત્પન્ન થયેલી ઉર્વશી આદિક અપ્સરાઓ પણ તેના નિયમોનો ભંગ કરી શકી ન હતી ૬ શંકર વગેરે ક્રોધ દૃષ્ટિથી કામને બાળે છે, પરંતુ પોતાને બાળનારા અસહ્ય ક્રોધને તેઓ બાળી શકતા નથી, આવો ક્રોધ નરનારાયણના નિર્મળ મનમા પ્રવેશ કરતા બીહે છે ત્યારે કામ તો તેમના મનમા કેવી રીતે પ્રવેશ કરે ? ૭ ઉત્તાનપાદ રાજાની સમક્ષમા ધ્રુવ ઓરમાન માતાના મહેણાથી બાળક છતા તપશ્ચર્યા કરવા વનમા ગયા હતા ત્યા ભગવાને ધ્રુવ ઉપર પ્રસન્ન થઇ તેને અવિચળ સ્થાન આપ્યુ હતુ એ સ્થાનની નીચે રહેલા સપ્તર્ષિઓ તથા ઉપર રહેલા ભૃગુ વગેરે ઋષિઓ તેમની સ્તુતિ કરે છે ૮

વળી વેન રાજા જ્યારે અવળે માર્ગે ચાલવા લાગ્યો ત્યારે બ્રાહ્મણોએ શાપ દઇને તેનુ પૌરુષ અને ઐશ્વર્ય બાળીને ભસ્મ કરી નાખ્યાં હતાં ત્યારે ઋષિઓની યાચનાથી ભગવાને પૃથુ નામનો અવતાર

[*] આ સાતમા અધ્યાયમા બ્રહ્મા નારદને ઇશ્વરના વરાહાદિક અવતારો, તેમના કર્મો, પ્રયોજન તથા ગુણોની સાથે ભગવાનના લીલારૂપી અવતારો સંભળાવશે

ધારણ કરીને વેનનો ઉદ્ધાર કરી પુત્રપણાને સાર્થક કર્યું હતું, તથા પૃથ્વીમા અન્નાદિક વસ્તુઓને દોહી કાઢી હતી ૯ વળી તે ભગવાન નાભિ રાજાની રાણી સુદેવી, જેનુ બીજું નામ મરૂદેવી હતુ તેને પેટે ઋષભ દેવને નામે પુત્ર થઈને અવતર્યા હતા અને સમદૃષ્ટિવાળા તે નિત્ય જડની માફક સમાધિ દશામા ફર્યા કરતા હતા સ્વસ્વરૂપમા સ્થિતિ કરીને રહેલા એવા તેમની સર્વ ઇન્દ્રિયો વિષયવાસના રહિત હતી, કારણ કે તેમની પ્રપંચમાથી આસક્તિ ઉઠી ગઈ હતી ઋષિઓ આ દશાને પરમહ સદશા કહે છે ૧૦ વળી મારા યજ્ઞમા સુવર્ણના જેવા ચળકતા રંગવાળા, વેદમૂર્તિ અને સર્વદેવમય શ્રીમાન પુરુષ ભગવાન હયગ્રીવ રૂપે પ્રકટ થયા હતા તે વખતે શ્વાસ લેતા નાકમાથી મનોહર એવી વેદવાણી ઉત્પન્ન થઇ હતી ૧૧ પ્રલય વેળા જે ભગવાન પૃથ્વી રૂપ હોવાથી સર્વ જીવસમૂહના આશ્રય જેવા હતા, તે મત્સ્યાવતાર ધારણ કરનારા ભગવાનના મનુને દર્શન થયા હતા, અને મારા મુખમાથી મહા ભયકર એવા પ્રલયના પાણીમા પડી ગયેલા વેદોને લઈને તેમણે હર્ષથી તે પાણીમા વિહાર કર્યો હતો. ૧૨ દેવતાઓ તથા દૈત્યોના અધિપતિઓ અમૃત મેળવવા માટે ક્ષીરસાગરનુ મથન કરતા હતા, તે સમયે ભગવાને કાચબાનુ રૂપ ધારણ કરી પીઠ ઉપર મદર પર્વતને ધારણ કર્યો હતો તે વેળા પર્વતના ઘસારાથી પીઠ ઉપરની ખરજ મટી હતી, તેથી તેમને નિદ્રાનો આનદ મળ્યો હતો ૧૩ વળી તે ભગવાને દેવનાઓને મહા ભય આપનારુ, હાસ્યવાળુ, ચ ચળ ભ્રુકુટીવાળુ, મોટી દાઢોવાળુ તથા ભયકર મુખવાળુ નૃસિંહનુ રૂપ ધારણ કરી તરત ગદા લઇ સામે આવતા અને પાસે આવીને ઉછળતા દૈત્યના રાજા હિરણ્યકશિપુને પોતાની સાથળ ઉપર નાખી નખ વડે ચીરી નાખ્યો હતો. ૧૪ વળી સરોવરની અદર છુપાઇ રહેલા મહા બળવાળા મગરે યૂથપતિ હાથીનો પગ પકડી રાખ્યો હતો ત્યારે આતુર થઈ ગયેલો તે હાથી, પોતાની શુડમા કમળ લઇને હે આદિ પુરુષ ! હે હરિ ! આ પ્રમાણે બોલીને શ્રી હરિને બોલાવવા લાગ્યો. તે વખતે ગજેદ્રનું વચન સાંભળી, જાણવામા આવે નહિ એવા તથા ગરુડના ખભા ઉપર બિરાજેલા ચક્રપાણિએ ત્યા પધારી પેલા મગરના મુખને ચીરી નાખ્યુ હતુ અને કૃપાથી તેની શુડને પકડી તે શરણાગત હાથીને સરોવરમાથી બહાર કાઢયો હતો ૧૫-૧૬

યજ્ઞના અધિષ્ઠાતા વિષ્ણુ, અદિતિના બાર પુત્રોમા સૌથી નાના હતા, તથાપિ ગુણમા તેમના કરતા ચઢિયાતા હતા, કારણ કે, સર્વ લોકોને તેમણે ત્રણ પગલાથી ભરી લીધા હતા તે વામનાવતાર ધારી ભગવાને ત્રણ પગલા પૃથ્વી માગવાને બહાને આખી પૃથ્વી હરી લીધી હતી અને દર્શાવી આપ્યુ હતું કે જે પુરુષ ધર્મને માર્ગે ચાલતો હોય તેને સમર્થ પુરુષો પણ યાચના વિના પદભ્રષ્ટ કરી શકતા નથી ૧૭ હે નારદ ! જે બલિ રાજાએ ભગવાનના ચરણનુ જળ પોતાના મસ્તક ઉપર ચઢાવ્યુ હતુ અને શુક્રાચાર્યે વાર્યા છતા પોતે સ્વીકાર કરેલા ભૂમિદાન વિના બીજી કઈ પણ ઇચ્છા કરી ન હતી, પરતુ મસ્તક નમાવીને ત્રીજુ ચરણ મૂકવા માટે શ્રીહરિને પોતાનો દેહ અર્પણ કર્યો હતો તે બલિરાજાને શુ ઇદ્રપદ યોગ્ય ગણાય કે ? ગણાયજ નહી ૧૮ વળી હે નારદ ! તારી વૃદ્ધિ પામેલી ભક્તિથી પ્રસન્ન થઈ ભગવાને હ સનો અવતાર લઈ પોતાનો તથા આત્મસ્વરૂપનો પ્રકાશ કરનારા ભાગવત શાસ્ત્રનો તને સારી રીતે ઉપદેશ કર્યો હતો, અને એ જ્ઞાનને, વાસુદેવનો આશ્રય કરનારા ભક્તજનો શ્રમ વિનાજ જાણે છે ૧૯ વળી તે ભગવાન મન્વ તરાવતારમા મનુવ શના પાલક થઈને, દશે દિશામા સુદર્શન ચક્રની પેઠે પાછા ફરે નહિ એવા, પોતાના પ્રભાવને ધારણ કરતા હતા, અને એ મનુએ દુષ્ટ રાજાઓને શિક્ષા કરી હતી અને પોતાના ચરિત્રોવડે પોતાની મનોહર કીર્તિને ત્રણ લોકની ઉપર આવેલા સત્યલોક સુધી ફેલાવી હતી ૨૦ વળી જે ભગવાન ધન્વ તરી પોતાના નામથીજ મહા રોગીઓના રોગનો નાશ કરે છે તથા જે દેવતાઓનુ અમર આયુષ્ય કરવાથી જગતમા કીર્તિ રૂપે રહેલા છે તથા પૂર્વે દૈત્યોએ જેમનો યજ્ઞમા ભાગ અટકાવ્યો હતો, તે ભાગ જેમણે ફરીથી મેળવ્યો

હતો, તે આ લોકમા અવતાર લઈ સર્વને આયુર્વેદનો ઉપદેશ કરીને તેનો વિસ્તાર કરે છે ૨૧ જગતમા ક્ષત્રિયનુ કુળ જગતના ક્ષય માટે દૈવે વધારેલુ હતું તે બ્રાહ્મણોનો દ્રોહ કરતુ હતુ, વેદના માર્ગથી વિરુદ્ધ વર્તતું હતુ, પાપી કામો કરવાથી નરકની પીડા ભોગવવા માટે આતુર થઈ રહેલુ હતું તથા પૃથ્વી ઉપર એક કાટા સમાન હતુ, તેનો નાશ કરવાને ભગવાને ઉગ્ર પરાક્રમી મહાત્મા પરશુરામનો અવતાર લઈને પોતાની તીક્ષ્ણ ફરશીથી એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રિય કરી હતી ૨૨

હે નારદ! તે ભગવાન આપણી ઉપર કૃપા કરવા ઇક્ષ્વાકુના વશમા ભરતાદિક અશની સાથે શ્રીરામ રૂપે અવતર્યા હતા અને પિતાની આજ્ઞામા રહી, પોતાના પત્ની સીતા તથા નાના ભાઇ લક્ષ્મણ સાથે વનમા ગયા હતા એમની સાથે વિરોધ કરીને દશ મસ્તકવાળો રાવણ મરણ પામ્યો હતો ૨૩ ત્રિપુરારિ શકરે જેમ ત્રિપુરને બાળવાની ઇચ્છા કરી હતી, તેમ રામાવતારમા શ્રીરામે પણ શત્રુના નગરને બાળવાની ઇચ્છા કરી હતી જ્યારે તે લકા તરફ જવા લાગ્યા ત્યારે સમુદ્રે રામને માર્ગ આપ્યો નહિ, તે વખતે વિયોગી રામે સમુદ્ર ઉપર ક્રોધ કર્યો તેથી સમુદ્રના સર્વ અગો ભય લાગવાથી કપવા લાગ્યા દૂર રહેલા સીતાના વિયોગથી વૃદ્ધિ પામેલા રોષને લીધે સમુદ્રમા રહેલા મચ્છર, સર્પ તથા ઝુડ વગેરે જળચરનો સમૂહ બળવા લાગ્યો તેથી સાગરે રામને તુરતજ માર્ગ આપ્યો હતો ૨૪ વળી રાવણ ઇંદ્રની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો ત્યારે રાવણની છાતીમા ઇદ્રના વાહન ઐરાવતે પોતાના દતુશળ માર્યા તેથી તે તૂટી જઇને દિશાઓમા પડયા આથી પ્રકાશ પામતી એવી દિશાઓના પાલન કરનારા અને શત્રુઓની સેનામા ઘુમતા શ્રીરામ સતી સીતાનુ હરણ કરનારા રાવણને 'મારા જેવો બીજો બળવાન કોણ છે?' આવા અભિમાનને લીધે, જે હસવુ આવ્યુ હતુ, તે હાસ્યને તેના પ્રાણ સાથે ધનુષનો ટકાર કરીને હરી લેશે ૨૫

દૈત્યોની સેનાના ભારથી પીડા પામતી પૃથ્વીના કષ્ટને દૂર કરવા માટે કાળા કેશવાળા ભગવાન શ્રી કૃષ્ણ પોતાના અશરૂપ બળદેવની સાથે અવતાર ધારણ કરશે અને મનુષ્યોથી જેનો માર્ગ જાણવામા આવ્યો નથી એવા તે ભગવાન પોતાના મહિમાને દર્શાવનારા કાર્યો કરશે ૨૬ હે નારદ! શ્રીકૃષ્ણ સાક્ષાત્ ભગવાન હતા એમા જરા પણ સદેહ નથી જો તેમ ન હોય તો બાળક અવસ્થામા પુતનાના પ્રાણ હરણ કરવા, ત્રણ મહિનાની અવસ્થામા પગની પાટુ મારીને ગાડાને ઉંધુ નાખી દેવુ તથા રિખતા રિખતા આકાશનો સ્પર્શ કરનારા યમલાર્જુનના બે ઝાડ વચ્ચે પેશીને તેમને મૂળમાથી ઉખાડી નાખવા, એ કેમ બને? ૨૭ વળી વ્રજમા યમુનાના ઝેરી ધરાનુ ઝેરી પાણી પીને મરણતુલ્ય થઈ ગયેલા ઢોરોને તથા ગોવાળીઆઓને અનુગ્રહ દૃષ્ટિરૂપી અમૃતની વૃષ્ટિથી જીવાડશે અને યમુનામા વિહાર કરતા શ્રીકૃષ્ણ યમુનાના કાલિદી નામના ધરાને વિષ-વિનાનો કરવા માટે ઝેરની અત્યત ઉગ્રતાથી ચચળ જીભવાળા કાલીય નાગને ધરામાથી બહાર કાઢી મૂકશે ૨૮ વળી કાલીય નાગને નાથશે, તે દિવસે રાત્રિએ ગોપી, બાળક, ગાયો અને વાછડા સઘળા યમુના નદીના તીર ઉપર આવેલા અને ઉનાળાના તાપથી સુકાઇ ગયેલા વનમા નિદ્રાધીન થશે, તે વખતે વન અગ્નિથી ચારે તરફ બળવા માડશે ત્યારે જેના મરણનો સમય નજદીક આવી ચઢેલો છે એવા વ્રજવાસીઓને આખો મીંચાવીને, અજ્ઞાત પરાક્રમવાળા ભગવાન શ્રીકૃષ્ણ બળદેવની સાથે રહીને, વ્રજવાસીઓનો દાવાનલમાથી ઉદ્ધાર કરશે ૨૯ વળી શ્રીકૃષ્ણની માતા યશોદા પુત્રને બાધવા માટે જે જે દામણુ લેશે તે તે દામણુ ટુકુ પડશે તથા શ્રીકૃષ્ણ બગાસુ ખાશે, ત્યારે યશોદા તેમના મુખમા ચૌદ લોકને જોઇ, શકાશીલ થશે, પણ પછી તેમને બાળક શ્રીકૃષ્ણના ઇશ્વરપણાનુ જ્ઞાન થશે, તે કાર્ય પણ દેવતાના જેવુ જ છે ૩૦ વળી શ્રીકૃષ્ણ નદરાયને વરુણદેવના પાશના ભયમાથી મુક્ત કરશે મયના પુત્ર વ્યોમાસુરે ગુફામા પુરેલા ગોવાળીઆઓને છુટા કરશે તથા દિવસે કામકાજ કરવામા જોડાયેલા હોવાથી, થાકી ગયેલા અને તેથી રાત્રે નિદ્રાવશ થયેલા આખા ગોકુળને વૈકુઠલોકમા

લઈ જશે અને તેના દર્શન કરાવશે, તે કાર્ય પણ દેવતાના જેવુ જ છે ૩૧ વળી નદ વગેરે ગોવાળીઆઓ ઈન્દ્રનો યજ્ઞ બધ કરીને તેના યજ્ઞમા વિઘ્ન કરશે, ત્યારે ઈન્દ્રદેવ વ્રજનો નાશ કરવા માટે રાત દિવસ મુસલધારે વ્રજ ઉપર જળ વરસાવશે, તે સમયે દયાને લીધે પશુઓનુ રક્ષણ કરવાની ઈચ્છાથી સાત વર્ષની ઉમ્મરના શ્રીકૃષ્ણ સાત દિવસ સુધી એક હાથ ઉપર ગોવર્દ્ધન પર્વતને બિલાડાના ટોપની માફક ધરી રાખશે. ૩૨ વળી ચદ્રના કિરણોથી અજવાળી થયેલી રાત્રિએ વૃન્દાવનમા રાસક્રીડા કરવાને તૈયાર થયેલા શ્રીકૃષ્ણ ભગવાન મનોહર પદવાળા અને લાબા આલાપવાળા બસીના નાદથી, ગોપિકાઓને કામોન્માદ ઉત્પન્ન કરશે તે વેળા કુબેરનો સેવક શખચૂડ ત્યા આવશે અને તે સ્ત્રીઓને હરી જશે એ સમે શ્રીકૃષ્ણ તે દૈત્યના મસ્તકને કાપી નાખશે ૩૩ પ્રલબાસુર, ગર્દભાસુર, બકાસુર, કેશી, અરિષ્ટ, ચાણૂર વગેરે મલ્લ, કુવલયાપીડ હાથી, કસ, કાળયવન, નરકાસુર, પૌડ્રક, વસુદેવ વગેરે તથા બીજા શાલ્વ, દ્વિવિદ વાનર, બલ્વલ, દતવક્ત્ર, સાત બળદો, શબરાસુર, વિદૂરથ, રૂક્મી ૩૪ તથા રણમા ધનુષ ધારણ કરનારા અને યુદ્ધમા પોતાના વખાણ કરનારા, કાબોજ, મત્સ્ય, કુરુ, કૈકય, સજય વગેરે દેશના રાજાઓમા શ્રીકૃષ્ણ, બળદેવ, ભીમસેન, અર્જુન આદિક દ્વારા નાશ કરાવશે અને તે રાજાઓ શ્રીકૃષ્ણના ધામમા જશે આ તેમનુ સર્વ કર્મ દેવતાના જેવું થશે ૩૫

વળી કાળ વીતતા, ટુકી બુદ્ધિવાળા તથા અલ્પ આયુષ્યવાળાં મનુષ્યો વેદનો પાર પામી શકશે નહિ, એવો વિચાર કરીને તે ભગવાન યુગ યુગ પ્રત્યે સત્યવતી નામની સ્ત્રીથી વેદવ્યાસ રૂપે પ્રગટ થઇ, વેદ રૂપી વૃક્ષનો અનેક શાખાઓમા વિભાગ કરશે ૩૬ વળી દેવતાઓના શત્રુઓ જેઓ વેદમાર્ગે ચાલનારા છે, તેઓ મયદાનવે બનાવી આપેલા, અદૃશ્ય ફરતા અને અત્યત વેગવાળા ત્રણ નગરમા બેસીને જ્યારે લોકોનો સંહાર કરવા માડશે ત્યારે ભગવાન દૈત્યોની મતિને મોહ કરનારો તથા લલચાવનારો વેષ ધારણ કરીને તેઓને પાખડી ધર્મનો બહુ બહુ ઉપદેશ કરશે ૩૭ વળી જ્યારે કલિયુગને અતે ઉત્તમ મનુષ્યોના ઘરમા શ્રીહરિ ભગવાનની કથાઓ થશે નહિ, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો પાખડી થશે, શૂદ્રો રાજાઓ થશે, અને જે સમયે કોઈ ઠેકાણે, સ્વાહા, સ્વધા, વષટ્ એવી વાણી સભળાશે નહિ, દેવ તથા પિતૃના કાર્ય બધ પડશે, ત્યારે કાળને શિક્ષા કરનારા ભગવાન કલ્કિરૂપે અવતાર ધારણ કરશે ૩૮ સૃષ્ટિના ઉત્પત્તિ કાળમા હું (બ્રહ્મા), ઋષિઓ તથા નવ પ્રજાપતિઓ તપ કરતા હતા. સૃષ્ટિની સ્થિતિ સમયે ધર્મ, વિષ્ણુ, મનુ, દેવતાઓ તથા રાજાઓ હતા અને સંહાર સમયે અધર્મ, અધર્મનો સહાર કરનાર રુદ્ર, ક્રોધવશ સર્પો તથા અસુર વગેરે હોય છે એ સર્વે મહા શક્તિવાળા પરમેશ્વરની માયાની વિભૂતિઓ છે ૩૯ જે વિદ્વાન પૃથ્વીના રજકણોને ગણનારો હોય એવો કયો વિદ્વાન વિષ્ણુ ભગવાનના પરાક્રમોની ગણના કરી શકે છે? જે વિષ્ણુ ભગવાન ત્રિવિક્રમાવતાર ધારણ કરીને પોતાના અકુઠિત વેગથી દોડયા હતા, ત્યારે પ્રકૃતિના આવરણથી માડીને છેક સત્યલોક સુધીના સર્વ લોકો કપી ઉઠયા હતા, ત્યારે તેમણે સત્યલોક પર્યંત સર્વે લોકને સ્થિર કર્યા હતા ૪૦ ભગવાનની માયાના બળનો અત હું તથા આ તારા મોટા ભાઈ મુનિઓ પણ જાણતા નથી, ત્યારે બીજાઓ તો કયાથી જાણે? હજાર મુખવાળા આદિદેવ શેષનાગ પોતાના હજાર મુખથી ભગવાનના ગુણોને ગાય છે, છતા હજુ સુધી પણ ભગવાનના ગુણના પારને પામ્યા નથી ૪૧ આવા અનત ગુણવાળા ભગવાન જેઓના ઉપર કૃપા કરે તે પુરુષો નિષ્કપટ ભક્તિથી જો ભગવાનના ચરણારવિંદનો આશ્રય કરે તો તે પુરુષો ઇશ્વરની દુસ્તર માયાને તરી જાય છે અને તેઓને કુતરા તથા શિયાળને ભક્ષણ કરવા યોગ્ય આ શરીર ઉપર અહતા મમતા રૂપ બુદ્ધિ થતી નથી ૪૨

હે નારદ! પરમેશ્વરની યોગમાયાને હું, તુ, ભગવાનનો ભક્ત પ્રહ્લાદ, સ્વાયભુ મનુ, તેમની સ્ત્રી, તેમના પુત્રો, પ્રાચીનબર્હિષ્ રાજા, ઋભુ, અગ રાજા ધ્રુવ, ૪૩ ઈક્ષ્વાકુ, પુરુરવા, મુચકુદ, વિદે-

હે રાજા, ગાધિ, રઘુ, અંબરીષ, સગર, ગય, નહુષ પ્રમુખ રાજાઓ તથા માધાતા, અલર્ક, શતધન્વા, અનુ, રંતિદેવ, ભીષ્મ, બલિ, અમૂર્તરય, દિલીપ, ૪૪ સૌભરી, ઉત્તંક, શિબિ, દેવલ, પિપ્પલાદ, સારસ્વત, ઉદ્ધવ, પરાશર, ભૂરિષેણુ, વિભીષણુ, હનૂમાન, શુકદેવ, અર્જુન, અર્ષ્ટિષેણુ, વિદુર શ્રુતદેવ વગેરે મહાત્મા પુરુષો, ભગવાનની માયાને જાણવાથી તેમના પારને પામે છે વળી સ્ત્રી, શૂદ્ર, હૂણુ અને ભિલ્લ વગેરે પાપી જીવો તથા પક્ષીઓ પણુ જો અદ્ભુત ગતિવાળા ભગવાનના ભક્તના જેવા સારા આચરણવાળા હોય, તો તેઓ ભગવાનની માયાને જાણે છે તથા તરી જાય છે, ત્યારે જેઓ ભગવાનમા મનની ધારણા કરનારા છે, તેઓ ભગવાનની માયાને જાણે તથા તરી જાય તેમા શુ આશ્ચર્ય છે? ૪૫-૪૬ મુનિગણો જેને પરબ્રહ્મ કહે છે, તે ભગવાનનુ સ્વરૂપ નિત્ય સુખરૂપ છે, શોકરહિત છે, નિરંતર શાંતિથી ભરેલુ છે અને તેટલા માટેજ ભય વિનાનુ, જ્ઞાન સ્વરૂપ, શુદ્ધ, ભેદ રહિત, કાર્ય તથા કારણથી જુદુ તથા જ્ઞાતારૂપ છે જ્યા વાણી પહોચી શકતી નથી, તેમ ઘણા સાધનોથી સિદ્ધ થતી એવી ક્રિયાનુ ફળ પણુ જ્યા પહોચતુ નથી વળી જે પરમાત્માની સન્મુખ ઉભા રહેતા માયા પણુ શરમાઇને દૂર નાસી જાય છે, તથા કોઇ દરિદ્ર મનુષ્ય જેમ સમૃદ્ધિવાળો થયા પછી, દરિદ્રાવસ્થામા સંગ્રહ કરી મૂકેલા કુવા વગેરે ખોદવાના કોશ, કોદાળી વગેરે હથીઆરોનો ત્યાગ કરે છે, તેમ યતિ લોકો પણુ નિત્ય સાથે રહેનારા મનને ઉપર કહેલા તે પરમાત્મા વિષે સારી રીતે સ્થિર કરીને પછી અભેદ જ્ઞાનના સર્વ સાધનોનો ત્યાગ કરે છે ૪૭-૪૮ જે ભગવાનથી મહત્તત્ત્વ આદિક પદાર્થોના સંયોગથી થતા જગતની પ્રસિદ્ધ રીતે ઉત્પત્તિ થાય છે તથા પૃથ્વી આદિક પાચ ભૂતોનો વિયોગ થાય છે ત્યારે તેની પાછળ શરીરનો નાશ થયા છતા પણુ જે અજન્મા આત્માનો આકાશની પેઠે નાશ થતો નથી તે પ્રત્યેક્ તત્ત્વ રૂપ અભેદમૂર્તિ પરમાત્મા કર્મોના ફળ આપનર છે ૪૯ હે નારદ! આ વિશ્વને પ્રગટ કરનાર ભગવાનનુ સ્વરૂપ મે તમારી આગળ ટુકામા કહ્યુ કાર્ય કારણુ રૂપ આ પ્રપંચ શ્રીહરિથી જુદો નથી, પરંતુ શ્રીહરિ તે કાર્ય રૂપ પ્રપંચથી જુદા છે ૫૦ જે ભાગવત મને ભગવાને કહ્યુ હતુ તે તથા તે ભગવાનની વિભૂતિઓનો સંગ્રહ મે તને કહ્યો, હવે તુ તેનો જગતમા વિસ્તાર કર ૫૧ વળી સર્વના આત્મારૂપ તથા સર્વના આધારભૂત શ્રીહરિ ભગવાન વિષે મનુષ્યોની જે પ્રમાણે ભક્તિ થાય તે પ્રમાણે વિચાર કરીને તેનુ વર્ણન કર, અર્થાત્ શ્રીહરિની લીલાને આગળ કરી તેનુ વર્ણન કર ૫૨ જે મનુષ્ય ભગવાનની માયાશ્રિત લીલાનુ નિત્ય વર્ણન કરે છે, તેના નિત્ય વખાણુ કરે છે અને શ્રદ્ધાપૂર્વક તેમની લીલાઓને નિત્ય સાભળે છે તેનો આત્મા માયાથી કદી મોહ પામતો નથી ૫૩

**मायां वर्णयतोऽमुष्य ईश्वरस्यानुमोदत'।**
**शृण्वतः श्रद्धया नित्य माययात्मा न मुह्यति॥५३**

**इति श्रीमद्भागवते महापुराणे प्रथमस्कन्धे सप्तमोऽध्याय**

## અધ્યાય ૮ મો.$

### આત્માનો દેહ સાથે સંબંધ.

**राजोवाच**

**ब्रह्मणा प्रेरितोब्रह्मन् गुणाख्यानेऽगुणस्यच ।**
**यस्मै यस्मै यथा प्राह नारदो देवदर्शन ॥**

રાજાએ પૂછ્યુ—હે શુકદેવજી! નિર્ગુણ ભગવાનના ગુણો વર્ણવવા માટે પ્રેરેલા અને દેવતાના જેવા પવિત્ર દર્શનવાળા નારદે, જેને જેને જે પ્રમાણે શ્રીહરિની કથા કહી હોય, ૧ તેજ પ્રમાણે હુ તે સર્વ સાભળવાની ઇચ્છા રાખુ છુ, કારણુ કે અદ્ભુત પરાક્રમવાળા ભગવાનની કથાઓ લોકનુ ઉત્તમ પ્રકારનુ મંગળ કરનારી છે ૨ માટે હે મહાભાગ! તે શ્રીહરિની કથાઓ મને કહો કે જેથી હુ સર્વના આત્મા રૂપ શ્રીકૃષ્ણ ઉપર સંસારની વાસના રહિત થયેલા મનને સ્થિર કરી આ મિથ્યા દેહનો ત્યાગ

$ આ આઠમા અધ્યાયમા પરીક્ષિત રાજાએ જીવ તથા ઇશ્વરને દેહનો સંબંધ કેવી રીતે થાય છે તે વિષે શંકા કરીને ઘણા પ્રશ્નો પૂછ્યા હતા તેની, તથા પુરાણુના ઘણા જાણુવા યોગ્ય પ્રશ્નો પૂછ્યા હતા તેની કથા કહેવાશે.

કરુ. ૩ જે મનુષ્ય નિત્ય શ્રદ્ધાથી શ્રીહરિના ચરિત્રો સાંભળે છે તેમજ ગાય છે, તેના હૃદયમાં થોડા સમયમા ભગવાન વસે છે ૪ શરદ્ ઋતુ જેમ પાણીના દોષ દૂર કરીને જળને નિર્મળ કરે છે, તેમ ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ભક્તજનોના કાનના છિદ્રવાટે તેના હૃદયકમળમા પ્રવેશ કરી હમેશ તેને પાવન કરે છે, ૫ અને ત્યાર પછી પ્રવાસ કરનારો મનુષ્ય જેમ પોતાને ઘેર આવ્યા પછી સર્વ દુખોમાથી મુક્ત થઈ ઘરનો ત્યાગ કરતો નથી, તેમ શ્રીકૃષ્ણના ચરણને પ્રાપ્ત થવાથી સર્વ પ્રકારના કલેશમાથી મુક્ત થયેલો અને નિર્મળ મનનો પુરુષ શ્રીકૃષ્ણના ચરણકમળને છોડતો નથી ૬ હે શુકદેવ ! પાચ ભૂતોના સબધ રહિત આત્માનો પચ મહાભૂતોથી જે દેહ બધાય છે, તે કારણ વિના બધાય છે કે કોઈ કારણથી બધાય છે, તે તમે જે રીતે જાણતા હો તે રીતે મને કહો ? ૭ જેના નાભિકમળમાથી સર્વ લોકની રચનાવાળુ કમળ ઉત્પન્ન થયુ હતું તે ભગવાનના અવયવો પણ પ્રાકૃત મનુષ્યોના જુદા જુદા અને જેટલા પરિમિત અવયવો છે, તેટલાજ જુદા જુદા અવયવો તથા જુદા જુદા વિભાગો તમે મને ગણાવ્યા, ત્યારે ઈશ્વરમા મનુષ્યના કરતા વિશેષ શુ તે કહો ? ૮ ઈશ્વરના નાભિકમળમાથી ઉત્પન્ન થયેલા અને સર્વ પ્રાણીઓના આત્માભૂત બ્રહ્મા જેના અનુગ્રહથી પ્રાણીઓને સૃજે છે અને જેના અનુગ્રહથી પરમાત્માના રૂપને જાણે છે તથા જેનાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, એવા માયાથી પર ઈશ્વર અને સર્વના અતર્યામી પુરુષ ભગવાન પોતાની માયાનો ત્યાગ કરી, જે રૂપનો આશ્રય કરીને શયન કરે છે તે રૂપ યથાર્થ રીતે મને કહો. ૯–૧૦ હે પ્રભો ! વિરાટ પુરુષના અવયવોમાથી પૂર્વે લોકપાળ સહિત લોકોની કલ્પના કરી છે, તેમજ લોકપાળ સહિત લોકોથી ભગવાનના અવયવોની કલ્પના કરેલી છે, એમ બન્ને વાત તમારા મુખથી મે સાભળી છે એ બન્નેમા યથાર્થ શુ છે તે નિશ્ચય કરીને મને કહો ૧૧ મહા પ્રલય અને અવાંતર પ્રલયનું કેટલું પ્રમાણ છે, ભૂત, ભવિષ્ય અને વર્તમાન શબ્દોથી બોલાતા કાળનું માપ કેવી રીતે કરવું, સ્થૂલ શરીરના અભિમાની એવા મનુષ્યોનું, પિતૃઓનું તથા દેવતાઓનું આયુષ્ય કેટકેટલું છે ૧૨ હે દ્વિજશ્રેષ્ઠ ! કાળની નાની તથા મોટી જે ગતિ જાણવામા આવે છે તે કેવી છે તથા કર્મથી પ્રાપ્ત થાય એવા કયા કયા સ્થાનો છે અને તે કેવાં છે ? ૧૩ વળી સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણોના પરિણામ રૂપ દેવતા આદિકના શરીરોની ઈચ્છાવાળા જે જીવો છે તેઓને કયા કયા પરિણામમાં કેવા કેવા કર્મના સમુદાયની જરૂર છે અને કયા કયા કર્મથી કયા કયા દેવતા વગેરેના શરીરનો લાભ થાય છે ૧૪ પૃથ્વી, પાતાળ, દિશા, આકાશ, ગ્રહ, નક્ષત્ર, પર્વત, નદી, સમુદ્ર અને દ્વીપ વગેરેમાં વસનારા પ્રાણીઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે ? ૧૫ આ બ્રહ્માડકોશ અદરથી તથા બહારથી વિસ્તારમાં કેવડો છે તે કહો તથા મહા પુરુષોના ચરિત્રો અને ચાર વર્ણના તથા ચાર આશ્રમના ધર્મો પણ કહો. ૧૬ ભગવાનના અવતારોનું અતિ આશ્ચર્યકારક ચરિત્ર, યુગ યુગનું માપ, યુગ યુગના ધર્મો, ૧૭ મનુષ્યોના સાધારણ તથા વિશેષ ધર્મો, જેવા હોય તેવા તથા જુદા જુદા વ્યવસાયીઓના, રાજર્ષિઓના તથા આપત્તિ સમયમા આજીવિકા કરનારા પ્રાણીઓના જેવા ધર્મો હોય તેવા કહો ૧૮ તેમજ પ્રકૃતિ વગેરે તત્ત્વોની સખ્યા, તેનું સ્વરૂપ, તે તે કાર્ય ઉપરથી તેનું સ્વરૂપ, દેવતાઓના પૂજનનો વિધિ, આઠ અગવાળા યોગનો વિધિ તથા આત્મજ્ઞાનનો વિધિ કહો ૧૯ યોગીશ્વરોની અણિમાદિક ઐશ્વર્યદ્વારા અર્ચિરાદિક માર્ગે થતી ગતિઓ, યોગીઓના લિગ શરીરનો પ્રલય, તથા ઋક્, યજુષ્ અને સામ આદિક વેદો આયુર્વેદ આદિ ઉપવેદો, ધર્મશાસ્ત્રો, ઈતિહાસો અને પુરાણોનું સ્વરૂપ કહો. ૨૦ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનુ સ્વરૂપ અને ઇષ્ટાપૂર્ત વગેરે કર્મો તથા અગ્નિહોત્રાદિક કામ્ય કર્મોનો તેમજ ધર્મ, અર્થ અને કામના વિરોધ રહિત જે વિધિ હોય તે પણ કહો. ૨૧ જેમની ઉપાધિ નાશ પામેલી છે એવા જીવોની ઉત્પત્તિ, પાખડ ધર્મની ઉત્પત્તિ, આત્માને થતા બધ તથા મોક્ષ અને તેનુ બધ તથા મોક્ષથી ભિન્ન સ્વરૂપમાં રહેવું, એ સર્વ મને કહો ૨૨ વળી સ્વતત્ર એવા ભગવાન પોતાની માયાથી જે પ્રમાણે ક્રીડા કરે છે તથા ત્યા-

પક એવા ભગવાન પ્રલય સમયે જે પ્રમાણે પોતાની માયાનો ત્યાગ કરીને સાક્ષીની પેઠે જગતથી અળગા થઈ જાય છે તે કહો ૨૩ હે મહા મુનિ શુકદેવજી ! આ સર્વ હુ આપને પૂછુ છુ માટે આપ મને શરણાગતને તે સર્વ ક્રમ પ્રમાણે યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો ૨૪ આ સર્વ વૃત્તાંત આપ યથાર્થ રીતે જાણો છો, કારણ કે, બ્રહ્માએ નારદને પૂછ્યુ હતુ અને નારદે તમને કહ્યુ હતુ "તેથી તમને જ્ઞાન થયેલુ છે તમારા વિના બીજા જે લોકો છે તે તત્વવેત્તા નથી તેઓ તો પોતાના પૂર્વજોએ જે જે કર્મો કર્યા છે તે તે કર્મો કરે છે, વિશેષ કંઈ પણ તેઓ જાણતા નથી ૨૫ વળી હું આપના વાક્યરૂપી સાગરમાથી નીકળેલા ભગવાનની કીર્તિરૂપી અમૃતનુ પાન કરુ છુ તેથી કોપાયમાન થયેલા બ્રાહ્મણના શાપથી તથા અનશનવ્રત કરવાથી પણ મારો જીવ વ્યાકુળ થતો નથી, તેમ ભગવાનની કથાઓ વગર બીજા સાસારિક વિષયોમા મને પ્રીતિ પણ થતી નથી ૨૬

સૂત કહે છે–આ પ્રમાણે પરીક્ષિત રાજાએ સભામા ભગવાનની કથાઓ કહેવાની પ્રેરણા કરી તેથી શુકદેવજી બહુજ પ્રસન્ન થયા, ૨૭ અને આગળ થઈ ગયેલા બ્રહ્મકલ્પમા ભગવાને બ્રહ્માને કહેલું વેદના સમાન ભાગવત નામનું પુરાણ પરીક્ષિત રાજાને સભળાવવા માડ્યુ ૨૮ પાડુના વશમા શ્રેષ્ઠ એવા પરીક્ષિત રાજાએ જે જે પ્રશ્નો કર્યા હતા તે તે સર્વ પ્રશ્નોનો ઉત્તર ક્રમવાર કહેવા માટે શુકદેવજીએ પછી શ્રીમદ્ભાગવતનો આરભ કર્યો. ૨૯

यद्यत्परीक्षिदृषभः पांडूनामनुपृच्छति ॥
आनुपूर्व्येण तत्सर्वमाख्यातुमुपचक्रमे ॥ २९ ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कंधे
अष्टमोऽध्यायः

## અધ્યાય ૯ મો. $

### વૈકુંઠમાં બ્રહ્મા.

श्रीशुक उवाच

आत्ममायामृते राजन्परस्यानुभवात्मनः ॥
न घटेतार्थसंबंधः स्वप्नद्रष्टुरिवांजसा ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા ! સ્વપ્ન જોનાર જીવને જેમ સ્વપ્ન દેહનો સબધ, સ્વસ્વરૂપના અજ્ઞાન વિના સભવતો નથી, તેમ જ્ઞાનસ્વરૂપ અને સર્વથી પર એવા આત્માને પરમાત્માની માયા વિના યથાર્થ રીતે પોતાના દેહ સાથે સબંધ સભવતો નથી ૧ આત્મા પરમાત્માની અનત રૂપવાળી માયાથી દેવ, મનુષ્ય વગેરે અનેક રૂપોને ગ્રહણ કરીને અનેક રૂપે તે પ્રકાશે છે ને માયાના કાર્યરૂપ પોતે તે શરીરોમા આસક્ત થઈ તેમા 'હું અને મારૂ' એવું અભિમાન લે છે ૨ પરતુ જીવ જ્યારે પ્રકૃતિ અને પુરુષથી પર એવા પોતાના સ્વયપ્રકાશ સ્વરૂપમા ક્રીડા કરે છે ત્યારે તે મોહથી મુક્ત થઈ 'આ મારૂ તથા આ હુ ' એવી દ્વૈતબુદ્ધિનો ત્યાગ કરી, પાછો પોતાના પૂર્વ સ્વરૂપમા નિવાસ કરે છે ૩ આત્મતત્ત્વના જ્ઞાન માટે બ્રહ્માએ નિષ્કપટ તપશ્ચર્યા કરી ત્યારે તેમની તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા ભગવાને તેમને પોતાનુ ચૈતન્યઘન સ્વરૂપ દેખાડી, જીવને જેથી તત્ત્વજ્ઞાન થાય એવુ જે તપ બતાવ્યુ હતુ તે તપનુ સ્વરૂપ હું તને કહું તે સાભળો. ૪ જગતના પરમ ગુરુ ભગવાન બ્રહ્મા પોતાના કમળાસન ઉપર બેસીને, જગત ઉત્પન્ન કરવાની ઇચ્છાથી વિચાર કરવા લાગ્યા, પરતુ તેથી જગતની રચના થઈ શકે એવો કોઈ સત્ય વિચાર તેમને સ્ફુર્યો નહિ ૫ આ પ્રમાણે સૃષ્ટિ રચના માટે વિચાર કરતા કરતા, એક દિવસ બ્રહ્માએ સ્પર્શ (क થી म સુધીના) અક્ષરોમાનો સોળમો તથા એકવીસમો અક્ષર એટલે તપ એવા બે અક્ષરોને પાણીમાથી બે વાર ઉચ્ચરાતા સાંભળ્યા ૬

હે રાજન્ ! એ તપ નિષ્કિંચન પુરુષોનુ ધન કહેવાય છે 'तप तप' "તપ કર, તપ કર" આવો પાણીમાથી શબ્દ થયો તે સાભળીને તેનો વક્તા કોણ હશે તે જાણવા માટે બ્રહ્માએ દિશાઓ તરફ દૃષ્ટિ કરવા માડી પરતુ કોઈ જોવામાં આવ્યુ નહિ, એટલે પોતાના આસન ઉપર બેસીને જાણે કોઈએ પ્રત્યક્ષ તપ કરવાનો ઉપદેશ કર્યો હોય એમ તેમણે 'તપ પોતાને હિતકારી છે,' એવુ માનીને તપશ્ચર્યા કરવાનો વિચાર કર્યો ૭ પછી તપ શબ્દનો અર્થ જાણવામા સફળ જ્ઞાનવાળા, પ્રાણ, મન,

$ આ નવમા અધ્યાયમા પરીક્ષિતના પ્રશ્નના ઉત્તર આપવા માટે ભગવાને બ્રહ્માને કહેલુ શ્રીમદ્ભાગવત શુકદેવજી તેમને સભળાવે છે



વૈકુઠમા સનત્કુમારો

જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયોનો વિજય કરનારા, તપશ્ચર્યા કરનારાઓમા મહા તપસ્વી એવા બ્રહ્માએ મનની વૃત્તિને એકાગ્ર કરી, દેવતાના હજાર વર્ષ સુધી સર્વ લોકોને પ્રકાશ કરનારૂ તપ કર્યું ૮

આ પ્રમાણે તપ કરવાથી ભગવાને પ્રસન્ન થઈ જેનાથી બીજો કોઇ લોક ઉત્તમ નથી, જ્યા કલેશ, મોહ તથા ભય નથી, તથા આત્મતત્ત્વને જાણનારા જ્ઞાની પુરુષો જેની સ્તુતિ કરે છે એવો વૈકુંઠલોક બ્રહ્માને દેખાડયો. ૯ જેમાં રજોગુણ, તમોગુણ તથા રજ અને તેમથી મિશ્રિત એવો સત્વગુણ પણ નથી, જેમા કાળનુ પરાક્રમ ચાલી શકતુ નથી, જ્યા માયાનો વાસ પણ નથી, જે લોકમા દેવતા અને દાનવોથી પૂજાયેલા ભગવાનના પાર્ષદો રહે છે—તેઓ શુદ્ધ તથા શ્યામ રંગના છે, કમળના જેવા વિશાળ તથા શ્યામ નેત્રવાળા છે, પીતાંબરધારી છે, મનોહર કાંતિવાળા છે, શરીરે અતિ સુકુમાર છે, ૧૦ વળી તે સર્વે ચાર ભુજાવાળા છે, કંઠમા કાંતિવાળા ઉત્તમ મણિઓથી જડેલા માદળીયા ધારણ કરેલા ને કાંતિવાળા છે, પ્રવાળ, વૈદુર્યમણિ અને કમળના દંડ જેવા કાંતિવાળા છે, મસ્તકો ઉપર મુગટો તથા કંઠમા માળાઓ પહેરે છે ૧૧ જે લોક મહાત્મા પુરુષોના અત્યંત પ્રકાશ મારતા વિમાનોની પંક્તિઓથી સુશોભિત થઈ રહ્યો છે તથા ઉત્તમ પ્રકારની સ્ત્રીઓની કાંતિથી દીપી રહેવાથી વિજળી સાથે રહેલી મેઘની પંક્તિઓ આકાશમા હોય ત્યારે તેનાથી જેમ આકાશ શોભે તેમ શોભે છે ૧૨ વળી જે લોકમા હિંડોળામા બેઠેલા લક્ષ્મીજી શ્રીવિષ્ણુના ચરણુની અનેક પ્રકારે સેવા કરે છે અને તે સમયે તેમના યશને ભમરાઓ ગાય છે તેથી લક્ષ્મીજી પોતે જાણે શ્રીહરિના કર્મોને ગાતા હોય એવા દેખાય છે ૧૩ એવા વૈકુંઠલોકમા સર્વ ભક્તજનોના પતિ, લક્ષ્મીના પતિ, યજ્ઞના પતિ, જગતના પતિ તથા પોતાના પાર્ષદોમા મુખ્ય એવા સુનંદ, નંદ, પ્રબળ તથા અર્હણ આદિકોથી સેવાતા, વ્યાપક, અને ૧૪ ભક્તજનોની ઉપર કૃપા કરવાને તત્પર, દર્શન કરનારાઓને દૃષ્ટિથી આનંદ ઉપજાવનારા, મનોહર હાસ્યવાળા તથા રાતા નેત્રવાળા મુખથી શોભાયમાન, મુગટ તથા કુંડળધારી, ચાર ભુજાવાળા, પીતાંબરધારી, વક્ષઃસ્થલમા લક્ષ્મીના લાંછનવાળા અતિ ઉત્તમ સિંહાસન ઉપર બીરાજેલા, પ્રકૃતિ પુરુષ, મહત્તત્વ અને અહંકાર, એ ચાર, પાચ જ્ઞાનેંદ્રિય, પાચ કર્મેન્દ્રિય, અગીયારમુ મન તથા પાચ મહાભૂતો, એ સોળ તત્ત્વ તથા પાચ તન્માત્રાઓ, સર્વ મળીને પચીસ શક્તિથી વિંટાયેલા, માયાથી પર, યોગીઓમા આગંતુક હોવાથી નાશવંત અને પોતાને વિષે સ્વાભાવિક રીતે રહેલા ઐશ્વર્યાદિથી સંપન્ન છતા પણ પોતાનાજ સ્વરૂપમા વિલાસ કરનારા અને એટલા માટેજ ઇશ્વર એવા શ્રીવિષ્ણુના બ્રહ્માને દર્શન થયા ૧૬ તેમના દર્શનથી થયેલા આનંદે બ્રહ્માનું હૃદય હર્ષથી ભરપુર થઈ ગયુ શરીર ઉપર રોમાચ થયો પ્રેમાતિશયને લીધે આખમા આસુ આવી ગયા અને વિશ્વને સૃજનારા બ્રહ્માએ જ્ઞાનમાર્ગથી મેળવી શકાય એવા ભગવાનના ચરણારવિંદને પછી પ્રણામ કર્યા. ૧૭ એટલે પ્રસન્ન મનવાળા ભગવાને પ્રજા ઉત્પન્ન કરવાના કાર્યમા પોતાની આજ્ઞા પાળવાને યોગ્ય, પોતાની પાસે આવેલા અને તપાદિકથી પોતાને પ્રસન્ન કરનારા બ્રહ્માને હાથથી સ્પર્શ કરીને, મંદ હાસ્યવડે શોભાયમાન એવી વેદવાણીથી પછી આ પ્રમાણે કહેવા માડયુ ૧૮

શ્રીભગવાન બોલ્યા કે—હે બ્રહ્મા! તમે જગત ઉત્પન્ન કરવાની ઇચ્છાથી લાબા કાળ સુધી તપ કરી મને પ્રસન્ન કર્યો છે કપટી યોગીઓ મને પ્રસન્ન કરી શકતા નથી ૧૯ હે બ્રહ્મા! તમારૂ કલ્યાણ થાઓ! વરને આપનાર જે હુ, તેની પાસે તમે ઇચ્છા પ્રમાણે વર માગી લ્યો. પુરુષને મારા દર્શન થતા સુધીજ ફળને માટે પરિશ્રમ કરવો પડે છે. ૨૦ તમને મારા લોકના દર્શન થયાં એ મારી ઇચ્છાનો પ્રભાવ જાણવો, કારણ કે, તમે એકાતમા ‘તપ, તપ’ એવુ મારૂ કહેલુ સાભળીને ઉત્તમ તપ કર્યુ છે ૨૧ તમે જ્યારે સૃષ્ટિ રૂપી કાર્ય કરવામા મુઝાયા ત્યારે મેજ તમને તપનો ઉપદેશ કર્યો હતો. તપ એ મારૂં સાક્ષાત્ હૃદય છે અને હું તપનો આત્મા છું. ૨૨ હુ તપથીજ જગતને સૃજું છુ, તપથીજ તેને ગળી જાઉં છુ અને તપથીજ પોષણ કરૂં છુ, તપ એજ મારી મહા પ્રબળ શક્તિ છે ૨૩

બ્રહ્મા કહે છે—હે ભગવન્! સર્વ પ્રાણીઓના

અધિષ્ઠાતા તથા બુદ્ધિમા રહેલા આપ અવિચ્છિન્ન એવા ઉત્તમ જ્ઞાનથી પ્રાણીઓના કર્તવ્યને જાણો છો ૨૪ તથાપિ હે નાથ ! રૂપ રહિત એવા આપના સ્થૂલ તથા સૂક્ષ્મ એવા બે રૂપને હુ જાણુ, એવી તમારી પાસે મારી યાચના છે, તે તમે પરિપૂર્ણ કરો ૨૫ હે માધવ ! તમે પોતે તમારી માયાથી બ્રહ્માદિક નાના પ્રકારના રૂપો ધારણ કરી પોતાની માયાના સબધથી અનેક પ્રકારની શક્તિવાળા આ જગતને અનેક રૂપે સૃજનાર, પાળનાર તથા સહાર કરનાર છો, સત્ય સકલ્પવાળા તમે ક્રીડા કરો છો કરોળીઓ જેમ પોતાની લાળથી જાળ બાધે છે તેમ તમે માયાથી તમારા પોતાના સ્વરૂપને ઢાકો છો, તે સબધી જ્ઞાન તમે મને આપો ૨૬–૨૭ હુ આળસ રહિત થઈને તમારી આજ્ઞાનુ પાલન કરીશ, કારણ કે, આપના અનુગ્રહથી સૃષ્ટિની રચના કરવા છતા પણ હુ અહકારાદિકથી બધાઈશ નહિ ૨૮ હે ભગવન્ ! મિત્ર જેમ પોતાના મિત્રનો સત્કાર કરે, તેમ તમે હાથનો સ્પર્શ કરીને મારો સત્કાર કર્યો છે, માટે હુ જ્યા સુધી પ્રજાની સૃષ્ટિ કરવા રૂપી આપની સેવામા સાવધતાથી રહી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ જાતિના પ્રાણીઓને ઉત્પન્ન કરુ ત્યાં સુધી 'હુ પણ એક સ્વતત્ર સૃષ્ટિકર્તા પુરુષ છુ' એવો અભિમાની ઉત્કટ મદ મને ન થાય ! ૨૯

### બ્રહ્માને ઉપદેશ.

ભગવાન બોલ્યા–હે બ્રહ્મા ! હુ તમને ભક્તિ અનુભવ સાથે મારા ખરા સ્વરૂપનુ જ્ઞાન તથા તેના સાધનો કહુ છુ, તે તમે સાભળો ૩૦ વળી મારૂ જેવુ સ્વરૂપ, જેવી સત્તા તથા જેવા રૂપો, ગુણ અને કર્મો છે તે સર્વનુ મારા અનુગ્રહથી તમને યથાર્થ રીતે જ્ઞાન થાઓ ૩૧ હે બ્રહ્મા ! આ સૃષ્ટિની પૂર્વે હુ જ હતો તે વખતે સ્થૂલ તથા સૂક્ષ્મ રૂપ પ્રપચ અને તેનુ કારણ માયા વગેરે બીજુ કઈજ ન હતુ, સૃષ્ટિની પછી પણ હુ જ રહુ છુ, જગતમા જે આ પ્રપચ દેખાય છે તે પણ હુ જ છુ, તથા પ્રલય થયા પછી જે વસ્તુ શેષ રહે છે, તે પણ હુ જ છુ હુ અનાદિ, અનત અને અદ્વિતીય હોવાથી પૂર્ણ સ્વરૂપ છુ ૩૨ જે વસ્તુ વસ્તુતાએ ખરી ન હોય તે વસ્તુની પ્રતીતિ થવી અને જે વસ્તુ ખરી હોય તોપણ દેખાય નહિ તે મારી માયા જાણવી. જેમકે ચદ્રમા એક છે, બે નથી છતા આખના વિકારથી બે દેખાય છે, તેમજ આ જગત વસ્તુતાએ અસત્ય છતા સત્ય જેવુ ભાસે છે વળી ગ્રહોમા જેમ રાહુ એક ગ્રહ હોવા છતા દેખાતો નથી તેમ આત્મા સર્વનો સાક્ષી હોવા છતા માયાથી આચ્છાદિત હોવાને લીધે દેખાતો નથી ૩૩ જેમ પચમહાભૂતો સૃષ્ટિ સૃજ્યા પછી ભૌતિક પદાર્થોમા ઉત્તમ, મધ્યમ દેશમા પ્રવેશ કરીને રહેલા હોય તેમ દેખાય છે, કારણ કે, તેઓમા એવુ જોવામા આવે છે, પરતુ તેઓ દેહાદિકના કારણ રૂપ હોવાથી, પાછળથી તેઓમા પ્રવેશ કરીને રહ્યા હોય તેમ નથી હુ આ ભૌતિક પદાર્થોમા પાછળથી પ્રવેશ કરી રહ્યો નથી, પરતુ તેના કારણ રૂપે પ્રથમથીજ તેમા પ્રવેશ કરીને રહેલો છુ ૩૪ હવે આત્માના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરુષે એટલુજ જાણવા જેવુ છે કે$ અન્વય તથા વ્યતિરેકથી સર્વ ઠેકાણે જે રહે છે, તેને આત્મા જાણવો ૩૫ હે બ્રહ્મા ! તમે પરમ સમાધિથી એકાગ્ર મને મારા આ મતને અનુસરો કે જેથી વિવિધ પ્રકારની સૃષ્ટિ રચતી વેળાએ "હુ સ્વતત્ર કર્ત્તા છુ," એવો તમને કોઈ દિવસ મોહ થાય નહિ ૩૬

શુકદેવજી કહે છે–અજન્મા એવા ભગવાન શ્રીહરિ આ પ્રમાણે મનુષ્યોના અધિપતિ એવા બ્રહ્માને ઉપદેશ કરીને તેમના દેખતાજ અતર્ધાન થઈ ગયા ૩૭ પ્રત્યક્ષ જોવામા આવેલા શ્રીહરિ અદૃશ્ય થયા એટલે સર્વ પ્રાણીમય એવા બ્રહ્માએ બે હાથ જોડીને પ્રણામ કર્યા અને પ્રથમ કલ્પમા જેવુ આ વિશ્વ હતુ તેવુ ફરીને ઉત્પન્ન કર્યું ૩૮ ધર્મનું પાલન કરનારા પ્રજાપતિ બ્રહ્મા એક દિવસ પ્રજાના કલ્યાણની ઇચ્છાથી સ્વાર્થ સિદ્ધ કરવાને

$ કાર્યમા કારણ રૂપે અનુવૃત્તિ તેનુ નામ અન્વય અને કારણ અવસ્થામા કાર્યથી પૃથગ્‌ત્વ તેનુ નામ વ્યતિરેક જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાઓ છે, તેમા આત્માની સાક્ષી રૂપે પ્રતીતિ થાય છે, તેથી તેમા આત્માનો અન્વય છે અને સમાધિ દશામા માત્ર આત્માનીજ પ્રતીતિ થાય છે, પરતુ પેલી ત્રણ અવસ્થાની પ્રતીતિ થતી નથી, તેથી તે વ્યતિરેક છે આ પ્રમાણે ઇશ્વર સર્વત્ર અન્વય વ્યતિરેક રૂપે છે

યમ નિયમ પાળવા લાગ્યા.[૩૯] હે રાજન્! તેમના દક્ષાદિક બીજા પુત્રો કરતા અતિ પ્રિય બ્રહ્માની આજ્ઞા પાળનારા મહા મુનિ તથા મહા ભગવદ્‌ભક્ત એવા નારદે માયાના અધિપતિ વિષ્ણુની માયા જાણવાની ઇચ્છાથી શીલ, વિનય તથા ઇંદ્રિયનિગ્રહથી પિતા બ્રહ્માની સેવા કરી તેમને પ્રસન્ન કર્યા [૪૦-૪૧] હે રાજન્! લોક પિતામહ બ્રહ્માને પ્રસન્ન થયેલા જોઇને તમે મને જે પ્રશ્ન પૂછો છો, તે પ્રશ્ન દેવર્ષિ નારદે તેમને પૂછયો [૪૨] તે ઉપરથી પ્રાણીઓને સૃજનારા બ્રહ્માએ પ્રસન્ન થઇ ભગવાને પોતાને જે ચતુ શ્લોકી ભાગવત કહ્યુ હતુ, તે દસ વસ્તુને પ્રતિપાદન કરનારું આ શ્રીમદ્‌ભાગવત નારદને કહી સભળાવ્યુ [૪૩] હે રાજન્! નારદે સરસ્વતી નદીના તીર ઉપર બેસી પરબ્રહ્મનું ધ્યાન કરતા, અપાર તેજવાળા વેદવ્યાસ મુનિને શ્રીમદ્‌ભાગવત કહ્યુ હતુ કે જેમની પાસેથી હુ તે ભણ્યો છુ [૪૪] હે પરીક્ષિત! તમે પ્રશ્ન કર્યો કે, આ વિશ્વ, વિરાટ પુરુષથી કેવી રીતે ઉત્પન્ન થયુ? તથા બીજા પણ જે પ્રશ્નો તમે પૂછયા તે સર્વ પ્રશ્નોનો હું તમને ચતુ શ્લોકી ભાગવતની વ્યાખ્યાદ્વારા હવે ઉત્તર આપુ છુ [૪૫]

**यदुताहं त्वया पृष्टो वैराजात्पुरुषादिदम् ॥**
**यथासीत्तदुपाख्यास्ये प्रश्नानन्यांश्च कृत्स्नशः**

**इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कंधे नवमोऽध्यायः**

## અધ્યાય ૧૦ મો.*

### ભાગવતનાં દસ લક્ષણો.

**श्रीशुक उवाच**

**अत्र सर्गो विसर्गश्च स्थानं पोषणमूतयः ॥**
**मन्वतरेशानुकथा निरोधो मुक्तिराश्रयः ॥१॥**

શુકદેવજી કહે છે–હે રાજન્! શ્રીમદ્‌ભાગવતમા આ પ્રમાણે દસ વિષયો પ્રતિપાદન કરેલા છે, તે આ સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઉતિ, મન્વંતર, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ તથા આશ્રય, [૧] એમા દશમો વિષય જે આશ્રય છે, તેનું યથાર્થ જ્ઞાન થવા મહાત્મા પુરુષો સ્તુતિ આદિક ભાગોમા પ્રત્યક્ષ શ્રુતિવડે તથા જુદા જુદા આખ્યાન ભાગમા તાત્પર્યવૃત્તિથી નવ પદાર્થોના સ્વરૂપનુ વર્ણન કરે છે. [૨] પરમેશ્વરથી સત્વ, રજ અને તમ, એ ત્રણ માયાના ગુણો પરિણામ પામીને, તેમાથી પાચ મહાભૂતો, પાચ તન્માત્રાઓ, ઇન્દ્રિયો, મહત્તત્વ અને અહંકાર, એ સર્વની ઉત્પત્તિ થાય છે, તેને સર્ગ કહે છે વિરાટ દેહના અભિમાનીએ કરેલી સ્થાવર જંગમાત્મક સૃષ્ટિને વિસર્ગ કહે છે, [૩] સૃજેલા પ્રાણીઓને તેઓની મર્યાદામા રાખવાથી ભગવાનનો જે વિજય થાય છે તેને સ્થિતિ કહે છે પોતાના ભક્તો ઉપર ભગવાનનો જે અનુગ્રહ તેને પોષણ કહે છે ભગવાનના અનુગ્રહ પાત્ર ઉત્તમ ઉત્તમ મન્વ તરોના અધિપતિઓના ઉત્તમ પ્રકારનો જે ધર્મ, તેને મન્વતર કહે છે નાના પ્રકારના કર્મની વાસનાઓને ઉતિ કહે છે [૪] શ્રીહરિના અવતારના ચરિત્રોથી તથા તેમના ભક્તોના આખ્યાનોથી વૃદ્ધિ પામેલી કથાઓને ઈશાનુકથા કહે છે [૫] શ્રીહરિ યોગનિદ્રા કરે કે તેની પાછળ જીવનુ પોતાની શક્તિઓ અને ઉપાધિઓ સાથે પરમાત્મામા લય થઈ જવુ તેને નિરોધ કહે છે, અને અન્યથા રૂપનો અવિદ્યાદ્વારા પોતાને વિષે આરોપિત કરેલા 'હુ કર્તા, હુ ભોક્તા' વગેરે રૂપનો ત્યાગ કરીને પોતાના સ્વરૂપમા રહેવુ એટલે 'હુ કર્તા, ભોક્તા નથી પણ શુદ્ધ બ્રહ્મ છુ' એમ જાણવુ તેને મુક્તિ કહે છે [૬] જે પરમેશ્વરથી આ જગતની ઉત્પત્તિ અને નાશ થાય છે તથા જેનાથી તે બનેનુ સ્વરૂપ જાણવામા આવે છે તે પરબ્રહ્મને આશ્રય કહે છે, અને તે પરબ્રહ્મ અથવા તો પરમાત્મા એમ કહેવાય છે [૭] જે ‡ ચક્ષુરાદિક ઇંદ્રિયોનો અભિમાની દ્રષ્ટા જીવ આધ્યાત્મિક કહેવાય છે, તેજ આધિદૈવિક એટલે ચક્ષુરાદિક ઇંદ્રિયોના અધિષ્ઠાતા સૂર્ય રૂપ પણ કહેવાય છે એક સ્વરૂપમા અધ્યાત્મ તથા અધિદૈવ એ બન્ને ભેદને જુદા જણાવનારો ચક્ષુરાદિક ઇંદ્રિયના ગોલક આદિથી જાણવામા આવતો જે દેહ તેનું નામ આધિભૌતિક જાણવુ ઇંદ્રિયોના દેવતાઓ અધિદૈવ કહેવાય છે અને

* આ દશમા અધ્યાયમા શ્રીશુકદેવજીએ શ્રીમદ્‌ભાગવતના વ્યાખ્યાદ્વારાજ પરીક્ષિત રાજાના પ્રશ્નનો સ્ફુટ રીતે ઉત્તર આપવાનો આરંભ કરેલો છે

‡ આશ્રય રૂપ પરમાત્માના સ્વરૂપને અપરોક્ષાનુભવથી સ્પષ્ટ કરવાને અધ્યાસ આદિના વિભાગ બતાવ્યા છે

દેહાદિક દૃશ્ય પદાર્થો, અધિભૂત કહેવાય છે. ૮ આ ત્રણ વસ્તુમા જ્યારે એકનો અભાવ હોય છે ત્યારે બીજી વસ્તુઓ સિદ્ધ થઈ શકતી નથી જેમકે દૃશ્ય એવા દેહાદિક પદાર્થ ન હોય તો જેનાથી દેહાદિકની પ્રતીતિ થાય છે એવી ઇંદ્રિયો સિદ્ધ થાય નહિ, અને તેનો દ્રષ્ટા પણ સિદ્ધ થાય નહિ, તેમજ દૃશ્ય દેહાદિક વિના ઇંદ્રિયોની પ્રવૃત્તિથી જાણવામા આવતા ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવ સૂર્યાદિક પણ સિદ્ધ થાય નહિ, તેમ સૂર્યાદિક વિના અધ્યાત્મરૂપ ઇંદ્રિયોની પણ પ્રવૃત્તિ થાય નહિ, તેમજ ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવ સૂર્યાદિક ન હોય તો દેહાદિક દૃશ્ય પદાર્થો પણ સિદ્ધ થાય નહિ આ પ્રમાણે ત્રણે પદાર્થો એક બીજાની અપેક્ષા રાખે છે અને તેઓ એક બીજાથી સિદ્ધ થઈ શકે છે, માટે તે આત્માથી ભિન્ન છે, પરંતુ એ ત્રણેને એટલે ઇન્દ્રિયોને, ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને અને દૃશ્ય દેહાદિક પદાર્થોને જે સાક્ષીરૂપે જોનાર આશ્રય રૂપ આત્મા છે તે સ્વતંત્ર છે, તેને બીજા કોઈનો આશ્રય નથી ૯ વિરાટ પુરુષ સૃષ્ટિના આરંભમા અંડને ભેદીને જ્યારે બહાર નીકળ્યા ત્યારે તેમણે પોતાને રહેવાના સ્થાનની ઇચ્છાથી પવિત્ર એવુ જળ ઉત્પન્ન કર્યુ ૧૦ નરના શરીરમાથી જળ ઉત્પન્ન થયુ માટે તે નાર કહેવાયુ આ પ્રમાણે પોતે ઉત્પન્ન કરેલા જળમા એક હજાર વર્ષ સુધી તેઓ રહ્યા તેથી નારાયણ એવા નામે પ્રખ્યાત થયા ૧૧ દ્રવ્ય અર્થાત્ પૃથ્વી આદિક ઉપાદાન સામગ્રી, કર્મ—જન્મમા નિમિત્તભૂત, કાળ, સ્વભાવ અને જીવ જે પરમાત્માના અનુગ્રહથી ક્રિયા કરવાને સમર્થ થાય છે અને જેમની ઉપેક્ષાથી ક્રિયા કરી શકતા નથી, ૧૨ તે અદ્વિતીય પરમેશ્વર અનેક રૂપે થવાની ઇચ્છાથી યોગરૂપ શય્યામાથી જાગ્રત થયા અને સમર્થ એવા ઈશ્વરે પોતાની માયાથી સુવર્ણની પેઠે પ્રકાશ પ્રસારતા પોતાના દેહને અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત, એમ ત્રણ પ્રકારે ઉત્પન્ન કર્યો હવે તે પુરુષ રૂપ ભગવાનનો એક દેહ ત્રણ પ્રકારે કેમ ભેદ પામ્યો ? તે સાભળો ૧૩-૧૪ આ શરીરની અંદરના આકાશમા પુરુષ જ્યારે ક્રિયાશક્તિથી નાના પ્રકારની ચેષ્ટા કરવા માડે છે, ત્યારે તે ચિદાકાશમા ઇંદ્રિયોની શક્તિ મનની શક્તિ અને દેહની શક્તિ ઉત્પન્ન કરે છે પછી શક્તિ રૂપ સૂક્ષ્મ સ્વરૂપથી સૂત્રાત્મા નામનો મુખ્ય પ્રાણ ઉત્પન્ન થાય છે એ સર્વનો જીવંત પ્રાણ છે ૧૫ રાજાના સેવકો જેમ રાજાના વ્યવહારને અનુસરે છે તેમ ઇંદ્રિયો મહાપ્રાણની સૂચના પ્રમાણે ક્રિયા કરે છે, અને પ્રાણની ક્રિયા બંધ પડવાથી પોતે ક્રિયા કરતી નથી ૧૬ આ રીતે સર્વને ક્રિયામા પ્રેરણા કરનાર પ્રાણથી વિરાટના શરીરમા ભૂખ તરસ વગેરે ઉત્પન્ન થાય છે તે પછી તરસ્યા તથા ભૂખ્યા થયેલા વિરાટ પુરુષને પ્રથમ મુખ ઉત્પન્ન થાય છે ૧૭ મુખમાથી તાળુ, અને તાળવામા જિહ્વા ઇંદ્રિય ઉત્પન્ન થાય છે જિહ્વાથી જણાય એવો નાના પ્રકારનો રસ રૂપ વિષય ઉત્પન્ન થઈ તેના દેવતાઓ વરુણ ઉત્પન્ન થાય છે ૧૮ પછી વિરાટ પુરુષને બોલવાની ઇચ્છા થતા, તેમના મુખમાથી અગ્નિદેવ ઉત્પન્ન થયા, વાણી નામની ઇંદ્રિય થઈ અને વાચા રૂપી વિષય ઉત્પન્ન થયો શબ્દનો ઉચ્ચાર અગ્નિદેવતા વિના થઈ શકતો નથી, જેમકે પાણીમા બુડેલો મનુષ્ય વાક્ઇંદ્રિયવાળો હોવા છતા અગ્નિને પાણી સાથે વિરોધ હોવાથી પાણીમા શબ્દનો ઉચ્ચાર કરી શકતો નથી. ૧૯ પછી વિરાટ પુરુષમા પ્રાણવાયુ અત્યંત વહાવા લાગતા, તેને નાસિકાના બે છિદ્રો થયા ત્યાર પછી ગંધને ગ્રહણ કરવાની ઇચ્છા કરતા વિરાટની નાસિકામા ગંધ વિષય વાયુ નામના તેની દેવતા ઉત્પન્ન થઈ તેથી ઘ્રાણ નામની ઇંદ્રિય ઉત્પન્ન થઇ ૨૦ જ્યારે જગત અંધકારથી આચ્છાદિત હતુ ત્યારે પોતાના દેહને અને બીજા પદાર્થોને જોવાની ઇચ્છા થતા, તે વિરાટ પુરુષને નેત્રના બે ગોલક અને તેના સર્વ દેવતા ઉત્પન્ન થયા તથા ચક્ષુ રૂપ ઇંદ્રિય ઉત્પન્ન થઈ અને રૂપ તેનો વિષય બન્યો ૨૧ જ્યારે વિરાટ પુરુષને વેદોએ બોધ કરતા પોતાનું સ્વરૂપ સાભળવાની ઇચ્છા થઈ ત્યારે તેમને કાનના બે ગોલક ઉત્પન્ન થયા, તેમા દિશા નામની દેવતા અને શ્રોત્ર નામની ઇંદ્રિય અને તેનાથી શ્રવણ થઈ શકે તેવો શબ્દ વિષય ઉત્પન્ન થયો ૨૨ જ્યારે વિરાટ પુરુષને વસ્તુનુ કોમળપણુ, કઠોરપણુ, હળવાપણુ, ભારેપણુ, ઉષ્ણતા, શીતળતા વગેરે

સ્પર્શ કરવાની ઇચ્છા થઈ ત્યારે તેના શરીરમા ત્વચા ઉત્પન્ન થઇ, તેમા ત્વચા ઇદ્રિય થઈ અને તેના અધિષ્ઠાતા વૃક્ષ, લતા શબ્દથી બોલતા વાયુરૂપ દેવતાઓ થયા. વાયુ ત્વચાની અ દર તથા બહાર રહેલો છે અને ત્વચાથી સ્પર્શ નામના ગુણને ગ્રહણ કરે છે. ૨૩ વિરાટ પુરુષને જ્યારે અનેક જાતના કર્મો કરવાની ઇચ્છા થઈ ત્યારે તેમને બે હાથ ઉત્પન્ન થયા. તે બન્ને હાથમા બળ રૂપ ઇન્દ્રિય ઉત્પન્ન થઈ, તેનો દેવતા ઇન્દ્ર થયો અને ગ્રહણ કરવુ એ તેનો વ્યાપાર થયો. તે વ્યાપાર બળને તથા અધિષ્ઠાતા દેવ ઇદ્રને અધીન છે. ૨૪ વળી વિરાટ પુરુષને ઇચ્છિત ગતિએ જવાની ઇચ્છા થઇ ત્યારે તેમને બે ચરણો ઉત્પન્ન થયા તે ચરણોની સાથે વિષ્ણુ પોતે તેમના અધિષ્ઠાતા દેવ થઇને રહ્યા તેમા ચલન શક્તિ ઇન્દ્રિય ઉત્પન્ન થઇ અને મનુષ્યોથી ચલન શક્તિ રૂપ ઇન્દ્રિય તથા તેના દેવતા ઇન્દ્ર, એ બન્ને વિષ્ણુનો આશ્રય કરીને રહેલા છે ૨૫ તે વિરાટ પુરુષને પ્રજા, પ્રેમ અને સ્વર્ગની ઇચ્છા થતા ઉપસ્થ ઇદ્રિય ઉત્પન્ન થઈ અને તેના અધિષ્ઠાતા દેવ પ્રજાપતિ થયા તે ઉપસ્થ ઇન્દ્રિયને અને તેના દેવતા પ્રજાપતિને અધીન એવુ કામ સ બ ધી સુખ ઉત્પન્ન થયુ ૨૬ વળી વિરાટ પુરુષને અન્નનો મળ ત્યાગ કરવાની ઇચ્છા થતા ગુદા ઉત્પન્ન થઈ, તેમા પાયુ નામની ઇન્દ્રિય ઉત્પન્ન થઈ અને તેના દેવતા મિત્ર થયા પાયુ ઇન્દ્રિયના તથા તેના દેવતાના આશ્રયે મળનો ત્યાગ થાય છે. ૨૭ જ્યારે તે વિરાટ પુરુષને એક શરીર ત્યાગ કરીને બીજા શરીરો ગ્રહણ કરવાની ઇચ્છા થઈ ત્યારે નાભિદ્વાર ઉત્પન્ન થયુ અને ત્યા અપાન એટલે બીજા દેહમા જવાના સાધનભૂત વાયુ તથા તેના દેવ મૃત્યુ ઉત્પન્ન થયા મરણ એ મૃત્યુ દેવનો તથા અપાન વાયુનો આશ્રય કરીને રહે છે ૨૮ વિરાટ પુરુષને અન્ન તથા પાનાદિક ગ્રહણ કરવાની ઇચ્છા થઈ ત્યારે તેને પેટ, આંતરડાં તથા નાડીઓ ઉત્પન્ન થઇ નાડીઓના દેવ નદીઓ, પેટના તથા આતરડાના દેવ સમુદ્રો ઉત્પન્ન થયા તુષ્ટિ અર્થાત્ ઉદર પોષણ અને પુષ્ટિરસના પોષણદ્વારા શરીરની સ્થૂલતા એ બન્ને વિષયો આતરડાં તથા નાડીઓનો આશ્રય કરીને રહ્યા છે ૨૯ જ્યારે વિરાટ પુરુષને પોતાની માયાનું ધ્યાન કરવાની ઇચ્છા થઈ ત્યારે હૃદય ઉત્પન્ન થયુ, પછી તેમા મન ઉત્પન્ન થયુ , મનના દેવતા ચ દ્ર અને તેનો વિષય સ કલ્પ તથા તેથી ઉત્પન્ન થતી અભિલાષા ઉત્પન્ન થઇ ૩૦

વળી દેહની સ્થૂલ ત્વચા તથા તેના ઉપર રહેલી સૂક્ષ્મ ચામડી, માસ, લોહી, મદ, મજ્જા અને હાડકા એ સાત ધાતુઓ, ભૂમિ, જળ તથા તેજ એ ત્રણ વસ્તુમાથી ઉત્પન્ન થયા છે આકાશ જળ અને વાયુ એ ત્રણથી પ્રાણવાયુની ઉત્પત્તિ થઈ છે ૩૧ ઇન્દ્રિયો વિષય તરફ દોડે છે અને શબ્દાદિક વિષયો અહ કારથી સુ દર દેખાય છે, પર તુ તેઓ વસ્તુતાએ સુદર નથી મન એ સર્વ વિકારોનુ સ્વરૂપ છે અને બુદ્ધિ નજરે દેખાતી વસ્તુના ખરા સ્વરૂપનો નિશ્ચય કરનારી છે, પર તુ તે વસ્તુના ખરા સ્વરૂપને ગ્રહણ કરી શકતી નથી ૩૨ હે પરીક્ષિત રાજા ! આ પ્રમાણે મે તમને ભગવાનનુ સ્થૂલ રૂપ કહ્યુ , જે સ્થૂલ રૂપ બહારના પ્રદેશમા પૃથ્વી આદિ આઠ આવરણોથી વિ ટાયલુ છે ૩૩ આ સ્થૂલ સ્વરૂપનુ વર્ણન કર્યું તેથી ભિન્ન એક સૂક્ષ્મમા સૂક્ષ્મ રૂપ લિ ગ શરીર છે જે સ્થૂલ શરીરનુ કારણ છે, ઇદ્રિયાદિકથી ગ્રહણ થઇ શકે નહિ તેવુ છે, સ્વભાવ રહિત છે ઉત્પત્તિ, સ્થિતિ તથા લય વિનાનુ અને સદા એકરૂપ છે તે જન્મ વગેરે છ વિકારોથી રહિત છે, તેથી તેને વાણી તથા મન પહોચી શકતા નથી ૩૪ હે રાજન્ ! ભગવાનના આ સ્થૂલ તથા સૂક્ષ્મ બન્ને રૂપનુ તમારી પાસે મે વર્ણન કર્યું, પર તુ એ બન્ને રૂપ ભગવાનને વિષે માયાથી કલ્પાયેલા છે, માટે વિદ્વાનો તે બન્ને રૂપને ખરા રૂપે ગ્રહણ કરતા નથી તે પરમાત્મા ભગવાન વસ્તુતાએ ક્રિયા રહિત છે, છતા માયાથી બ્રહ્માનુ રૂપ ધારણ કરી, સર્વ વ્યાપારમા વર્તે છે, અને વાચકરૂપે શબ્દ સમૂહને તથા વાચ્ય રૂપે રૂપોને અને ક્રિયાઓને સૃજે છે, પર તુ પોતે માયાથી પર છે ૩૫-૩૬ પ્રજાપતિ, મનુ, દેવતા, ઋષિઓ, જુદા જુદા પિતૃગણો, સિદ્ધ, ચારણ, ગ ધર્વ, વિદ્યાધર, અસુરો, ગુહ્યકો, ૩૭ કિન્નરો, અપ્સરાઓ, નાગો, સર્પો, કિ પુરુષો, ઉરગો, માતૃકાઓ, રાક્ષસો, પિ-

શાચો, ભૂતો, પ્રેતો, વિનાયકો ૩૮ અને કુષ્માડ, ઉન્મત્ત, વેતાલ, યાતુધાન, ગ્રહો, પક્ષીઓ, મૃગ, પશુ, પેટે ચાલનારા પ્રાણીઓ, તથા બીજા જળચર, સ્થળચર અને આકાશચારી પ્રાણીઓ વગેરે સર્વે સ્થાવર તથા જગમ રૂપે બે પ્રકારના છે અને જરાયુજ, અડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ એમ ચાર પ્રકારના બીજા છે તે સર્વને પરમાત્મા સૃજે છે પુણ્યોથી દેવતાદિકમા જન્મવુ એ ઉત્તમ ગતિ ગણાય છે પુણ્ય અને પાપ એમ મિશ્ર કર્મથી મનુષ્યમા અવતરવુ, તે મધ્યમ ગતિ ગણાય છે અને પાપથી નરકમા અવતરવુ, એ અધમ ગતિ ગણાય છે. આ પ્રમાણે કર્મની ત્રણ ગતિ કહેલી છે ૩૯–૪૦ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી દેવતામા, મનુષ્યમા અને નારકી જીવોમા જન્મ થાય છે આ રીતે ત્રણ પ્રકારની ગતિ છે હે રાજન્! તે ત્રણ ગુણોમા એક એક ગુણ બીજા બન્ને ગુણો સાથે મળે છે, ત્યારે કર્મના ફળ રૂપ તે પ્રત્યેક ગતિના ત્રણ ત્રણ ભેદ થાય છે જેમ કે રજોગુણ મિશ્ર સાત્વિક ભેદ, તમોગુણ મિશ્ર સાત્વિક ભેદ અને શુદ્ધ સાત્વિક ભેદ, સત્વગુણ મિશ્ર તામસ ભેદ, રજોગુણ મિશ્ર તામસ ભેદ અને શુદ્ધ તામસ ભેદ તથા સત્વગુણ મિશ્ર રાજસ ભેદ, તમોગુણ મિશ્ર રાજસ ભેદ તથા શુદ્ધ રાજસ ભેદ એમ અવાતરે નવ પ્રકારના ભેદ છે ૪૧ જગતના ઉત્પન્ન કર્તા ભગવાન પશુ, મનુષ્ય અને દેવતાઓમા ધર્મ રૂપ અવતાર ધારણ કરીને આ જગતનુ પાલન અને પોષણ કરે છે ૪૨ પછી કાલાગ્નિ એવુ રુદ્ર રૂપ ધારણ કરીને વાયુ જેમ વાદળાના સમૂહનો નાશ કરે તેમ તે પોતે ઉત્પન્ન કરેલા જગતનો પ્રલય કાળે નાશ કરે છે ૪૩

હે રાજન્! અનુપમ એવા ઐશ્વર્યસપન્ન ભગવાનનું સ્રષ્ટા, પાલક તથા સહારકર્તા રૂપે મે વર્ણન કર્યું, પરતુ વિવેકી પુરુષો શુદ્ધ, અમાયિક એવા પરમાત્માને કર્તૃત્વાદિ રૂપે જોવાને યોગ્ય નથી ૪૪ પરમાત્માથી આકાશ ઉત્પન્ન થઈ તેમાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. એ શ્રુતિ વાક્યનું જગતની ઉત્પતિ આદિકમા પરમેશ્વરનુ કર્તૃત્વાદિક પ્રતિપાદન કરવામા તાત્પર્ય નથી, પરતુ તેનો નિષેધ કરવામાં તાત્પર્ય છે, અર્થાત્ શ્રુતિઓ નિષેધાત્મક છે, તે તો માયાથી અધ્યાસિત છે, પરતુ વસ્તુતાએ નથી ઈશ્વિર માયાથી અનેક રૂપ ધારણ કરે છે ૪૫ તમારા પૂછવા ઉપરથી મે તમને આ અવાતર પ્રલયની સાથે મહાપ્રલય પણ કહી સભળાવ્યો મહાપ્રલયમા પ્રાકૃત મહત્તત્વાદિની સૃષ્ટિ અને અવાન્તર પ્રલયમાં વૈકૃત સ્થાવરાદિકની સૃષ્ટિ, બીજા મહાકલ્પાદિકની સાથે ગણાય છે ૪૬ કાળનુ સ્થૂલ તથા સૂક્ષ્મ માપ, કલ્પનુ સ્વરૂપ તથા તેનુ શરીર એટલે વિભાગ રૂપ અવાતર કલ્પ તથા મન્વતર વગેરેના વિભાગો હવે આગલા સ્કધમા વિસ્તારથી કહીશ દરમિઆન પાદ્મકલ્પની કથા કહું તે સાભળો ૪૭

શૌનક કહે છે–હે સૂત! આપે અમને આગળ કહ્યુ હતું કે ભગવદ્‌ભક્તોમા ઉત્તમ વિદુરજી ત્યાગ કરી શકાય નહિ એવા સગા સબધીઓનો ત્યાગ કરી પૃથ્વી ઉપર આવેલા તીર્થોમા યાત્રા કરવા ગયા હતા ૪૮ તેમને મૈત્રેયની સાથે આત્મજ્ઞાન સબધી સવાદ કયા આગળ થયો હતો? અને વિદુરના પ્રશ્ન ઉપરથી ભગવાન મૈત્રેયે તેમને કયું તત્વ કહ્યુ હતુ? ૪૯ વિદુરે પોતાના બધુઓનો ત્યાગ કર્યો તેનું શું કારણ અને ફરીને તે શા માટે હસ્તિનાપુર ગયા? હે સૌમ્ય! એ સર્વ વિદુરનુ ચરિત્ર અમને કહો? ૫૦

સૂત કહે છે કે–પરિક્ષીત રાજાના પૂછવાથી મહા મુનિ શુકદેવજીએ રાજાના પ્રશ્નો અનુસાર તેમને જે જે ઉત્તરો આપ્યા હતા તે, હું હવે તમને કહુ તે સાવધાન થઈને સાભળો ૫૧

राज्ञा परीक्षित पृष्टो यदवोचन्महामुनि
तद्वोऽभिधास्ये शृणुत राज्ञ' प्रश्नानुसारत: ५१
इति श्रीमद्भागवते महापुराणे द्वितीयस्कंधे
दशमोऽध्याय:

**द्वितीय स्कंध समाप्त**

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## तृतीयस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



પૃથ્વીનો ઉદ્ધાર

વરાહ ભગવાન અને હિરણ્યાક્ષ

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## तृतीयस्कंध.

## અધ્યાય ૧ લો.‡

### વિદુર અને ઉદ્ધવનો સંવાદ.

**श्रीशुक उवाच-एवमेतत्पुरा पृष्टो मैत्रेयो भगवान्किल ।**
**क्षत्त्रा वनं प्रविष्टेन त्यक्त्वा स्वगृहमृद्धिमत् ।**

શુકદેવજી કહે છે-હે રાજન્! પોતાના ઋદ્ધિમાન ઘરનો ત્યાગ કરીને વનમા ગયેલા વિદુરજીએ પૂર્વે આવોજ પ્રશ્ન ભગવાન મૈત્રેયને પૂછયો હતો ૧-૨

પરીક્ષિત રાજા પૂછે છે-હે શુકદેવ! વિદુરજીને ભગવાન મૈત્રેયની સાથે કયાં અને ક્યારે સંવાદ થયો હતો? એ અમને સંભળાવો ૩ નિર્મળ અંત:કરણવાળા વિદુરના ઉત્તમ પ્રશ્નમાં થોડા અર્થનો લાભ સમાયેલો નથી, કારણ કે, તે પ્રશ્નને સારા મનુષ્યોએ અનુમોદન આપેલું છે. ૪

સૂત કહે છે-આ પ્રમાણે પરીક્ષિત રાજાના પૂછવાથી જ્ઞાનવાળા શુકમુનિ મનમાં પ્રસન્ન થઈ "સાંભળો" એમ વિદુરજીના પ્રત્યે બોલ્યા ૫

શુકદેવજી કહે છે-હે રાજન્! જેની વિવેક દૃષ્ટિ અધર્મને લીધે નાશ પામી છે એવા તથા પોતાના દુષ્ટ પુત્રોનુ પોષણ કરનારા ધૃતરાષ્ટ્ર રાજાએ પિતા વગરના થઈ રહેલા પોતાના નાના ભાઈ પાંડુના પુત્રોને લાક્ષાભવનમા ઉતારો આપીને બાળી મૂકયા ૬ વળી જ્યારે મહા કષ્ટથી રૂદન કરતા, આંસુઓથી ધોવાતા હરિચંદનવાળા પટરાણી દ્રૌપદીના, સભામા કેશ ખેંચવારૂપી પોતાના પુત્રનુ નિંદ્ય કર્મ જોવા છતા ધૃતરાષ્ટ્રે અટકાવ્યું નહિ. ૭ વળી જ્યારે દુર્યોધને અધર્મથી જુગારમા જીતેલા અને કેવળ સત્યનો આશ્રય કરનારા સંત એવા યુધિષ્ઠિર રાજા વનમાં જઈને પાછા આવ્યા અને તેમણે ઠરાવ પ્રમાણે રાજ્યનો ભાગ માગ્યો, પરંતુ અજ્ઞાની ધૃતરાષ્ટ્ર રાજાએ તે આપ્યો નહિ. ૮ વળી જ્યારે યુધિષ્ઠિરે વિષ્ટિ માટે મોકલેલા શ્રીકૃષ્ણે સભા વચ્ચે ભીષ્માદિકને અમૃત જેવાં વચનો કહ્યાં છતાં જેનું પુણ્ય નાશ પામેલું હતું એવા ધૃતરાષ્ટ્ર રાજાએ ઉત્તમ ગણીને માન્ય રાખ્યા નહિ ૯ વળી જ્યારે ધૃતરાષ્ટ્રે બોલાવવાથી તેના રાજમહેલમા ગયા અને ત્યાં તેણે તેને રાજકાજની ગુપ્ત સલાહ પૂછી, તેથી મંત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા વિદુરે તેને જે વિચાર આપ્યો તેને મંત્રીઓ 'વિદુર વાક્ય' કહે છે. ૧૦ હે ધૃતરાષ્ટ્ર! તમારાજ

‡ આ અધ્યાયમા મરવાને તૈયાર થયેલા બંધુઓને મૂકી વિદુર યાત્રાએ નિકળી પડયા ત્યા તેમને ઉદ્ધવ સાથે જે સંવાદ થયો, તે કથા કહેવામા આવશે

અપરાધને લીધે ભીમસેન મહા રોષથી નિશ્વાસ નાખ્યા કરે છે અને તમે પણ તેનાથી બહુજ ડરો છો તમારા આ અસહ્ય અપરાધને અજાતશત્રુ યુધિષ્ઠિર રાજા સહન કરે છે, તો તમે પણ રાજ્યનો ભાગ તેમને પાછો આપો ૧૧ કદાચ તમે એવો ગર્વ રાખતા હશો કે મારે તેમના જેવા ઘણા પુત્રો છે તો તે ગર્વ વ્યર્થ છે, કારણ કે, સર્વ રાજાઓનો વિજય કરનારા અને જેની સાથે બ્રાહ્મણ તથા ઇન્દ્રાદિક દેવતાઓ રહે છે એવા યાદવોના પૂજ્ય ભગવાન મુકુન્દે પાડવોને આશ્રય આપેલો છે, અને તે બીજે ક્યાહિ ગયા નથી, પરંતુ પોતાની નગરીમાજ બિરાજે છે માટે તેમને રાજ્યભાગ આપો ૧૨ વળી તમે પુત્ર માનીને જેનું પોષણ કરો છો, જે શ્રીકૃષ્ણનો દ્વેષ કરે છે, જે શ્રીકૃષ્ણથી અવળો ચાલે છે અને જે લક્ષ્મી રહિત થયો છે તે દુર્યોધન, તમારા ઘરમા દોષ રૂપે દાખલ થયો છે માટે તેને કુળના કલ્યાણને માટે ઘરમા કાઢી મૂકો ૧૩

આ પ્રમાણે વિદુરે કહ્યુ તે સમયે ક્રોધની વૃદ્ધિ થવાથી જેનો ઓષ્ઠ ફરકતો હતો એવો અને કર્ણ, દુઃશાસન ને શકુનિ જેની સાથે રહેલા હતા એવો દુર્યોધન વિદુરનો તિરસ્કાર કરીને બોલ્યો કે, ૧૪ આ દાસી પુત્રને અહિ કોણે બોલાવ્યો છે? તે મારૂ અન્ન ખાઇને પુષ્ટ થયેલો હોવા છતા મારી સાથે શત્રુતા રાખે છે, અને શત્રુના કાર્યો સાધે છે, માટે તે જીવતો છે તેટલામા તેને નગરમાથી ઝટ કાઢી મૂકો. ૧૫ આ પ્રમાણે દુર્યોધને વડા બધુની સમ્મુખ બાણની પેઠે કાનમા પ્રવેશ કરતા તીક્ષ્ણ વચનોથી વિદુરના મર્મ ભાગોને વીંધી નાખ્યા છતા પણ ભગવાનની માયાને મોટી માનનારા વિદુરને કંઇ પણ દુઃખ લાગ્યુ નહિ પછી તે પોતાનુ ધનુષ ધૃતરાષ્ટ્ર રાજાના રાજભવનને ટોલે ભરવી ત્યાથી ચાલી ગયા ૧૬ કૌરવોએ પુણ્યથી સપાદન કરેલા વિદુરજી હસ્તિનાપુરથી નીકળીને ભગવાન સહસ્ર મૂર્તિ પૃથ્વી ઉપર બ્રહ્મા, રુદ્ર વગેરે અનેક મૂર્તિ ધારણ કરીને જે જે તીર્થમા બિરાજેલા હતા તે તે શ્રીહરિના પવિત્ર તીર્થોમા પુણ્ય કરવાની ઇચ્છાથી ફરવા નીકળી પડ્યા ૧૭ નગરોમા, પવિત્ર ઉપવનોમાં, પર્વતોમાં, કુંજોમાં, નિર્મળ જળવાળી નદીઓમા, તળાવોમા, ભગવાનની મૂર્તિઓથી શોભાયમાન તીર્થોમા તથા ક્ષેત્રોમા તે એકલાજ ફરવા લાગ્યા ૧૮ પૃથ્વી ઉપર યાત્રા કરતી વેળાએ તે પવિત્ર રીતે ઉત્તમ પ્રકારની આજીવિકા ચલાવતા, અનેક તીર્થોમા સ્નાન કરતા હતા નિરતર પૃથ્વી ઉપર સુતા, અવધૂતનો વેષ તેમણે ધારણ કર્યો હતો તેથી પોતાના મનુષ્યો પણ તેમને ઓળખી શકતા ન હતા તે ફરતા ફરતા શ્રીહરિને સંતુષ્ટ કરનારા ઉત્તમ વ્રતો કરવા લાગ્યા ૧૯ આ પ્રમાણે ભરતખડમા ચારે દિશાએ ફરતા ફરતા તે જ્યારે પ્રભાસ ગયા ત્યારે યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણની સહાયતાથી જેમા પોતાનું સૈન્ય હતુ તથા જેમા માત્ર રાજચિહ્ન તરીકે એક જ શ્વેતછત્ર ધરાય છે એવી વિશાળ સમસ્ત પૃથ્વીનુ રાજ્ય કરતા હતા ૨૦ વિદુરે ત્યા પ્રભાસમા સાભળ્યુ કે પરસ્પર ઘસાવાને લીધે વાસમાથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે જેમ વન બળી જાય તેમ એક બીજાની ઈર્ષ્યા કરવાથી પોતાના સબધી કૌરવોનો વિનાશ થયો છે તે સાભળીને વિદુર શોક કરતા કરતા છાનામાના પશ્ચિમ દિશા તરફ આવેલી સરસ્વતી નદીના તીર ભણી ચાલી નીકળ્યા ૨૧ ત્યા સરસ્વતી નદીના તીર ઉપર શુક્રાચાર્ય, મનુ, પૃથુ, અગ્નિ, અસિત, વાયુ, સુદાસ, ગય, કાર્તિકસ્વામી અને શ્રાદ્ધદેવના નામથી પ્રસિદ્ધ એવા તીર્થોની સેવા કરવા લાગ્યા. ૨૨ વળી આ પૃથ્વી ઉપર બ્રાહ્મણોએ તથા દેવતાઓએ કરેલા ચક્રના ચિહ્નવાળા તથા સોનાના કળશોથી સુશોભિત મદિરવાળા વિષ્ણુના અનેક ક્ષેત્રોમા તથા તીર્થોમા ફર્યા જેના દર્શન કરવાથી શ્રીકૃષ્ણ તરત સાભરી આવે છે ૨૩ તે પછી વિદુર સમૃદ્ધિવાળા સૌરાષ્ટ્ર દેશ, સૌવીર દેશ, મત્સ્ય દેશ, કુરૂ દેશ અને જાગલ દેશ ઓલગીને યમુના નદીના તીર ઉપર ગયા ત્યારે ત્યા તેમને ઉદ્ધવજી મળ્યા ૨૪ તેમણે ભગવાનના સેવક, શાંત સ્વભાવવાળા, પૂર્વજન્મને વિષે નીતિશાસ્ત્રમાં બૃહસ્પતિના જેવા પ્રખ્યાત ઉદ્ધવજીને પ્રેમથી આલિંગન કરી ભગવાનથી પોષણ પામતાપોતાના સબધીઓના આ પ્રમાણે કુશળ સમાચાર પૂછવા લાગ્યા. ૨૫

હે ઉદ્ધવ ! પોતાના નાભિકમળમાથી જન્મેલા બ્રહ્માની પ્રાર્થના ઉપરથી પૃથ્વી ઉપર અવતરેલા અને પૃથ્વીનું કુશળ કરીને સર્વને આનંદ આપનાર પુરાણપુરુષ એવા રામ તથા શ્રીકૃષ્ણ ભગવાન કુશળ છે ? ૨૬ હે ઉદ્ધવ ! જે ઉદાર વાસુદેવ બ્હેનના વરોને સંતુષ્ટ કરવાની સાથે બ્હેનોને પણ પિતાની પેઠે, પમલી તરીકે અનેક ઉત્તમ પદાર્થો આપીને સંતુષ્ટ કરે છે, તે આપણા કૌરવોના બનેવી તથા પરમ સ્નેહી વાસુદેવ સુખી છે કે ? ૨૭ હે ઉદ્ધવ ! જે પૂર્વજન્મે કામનો અવતાર હતો અને રૂક્મિણી બ્રાહ્મણોની આરાધના કરીને શ્રીકૃષ્ણથી જે પુત્રને પ્રાપ્ત થયા છે તે યાદવોના સેનાપતિ શૂરવીર પ્રદ્યુમ્ન સુખી છે કે ? ૨૮ કમળ જેવા નેત્રવાળા શ્રીકૃષ્ણે રાજ્યાસનની આશા વગર જેને રાજ્યાસન ઉપર બેસાર્યા છે તે સાત્વત વૃષ્ણિભોજ તથા દાશાર્હ કુળના યાદવોના અધિપતિ સુખી છે કે ? ૨૯ હે ઉદ્ધવ ! જેને પૂર્વે પાર્વતીએ પુત્ર તરીકે ગર્ભમા ધારણ કર્યા હતા તે કાર્તિકસ્વામી રૂપી પરાક્રમી પુત્રને જાંબવતીએ વ્રત કરીને જન્મ આપ્યો છે, તે ભગવાનના જેવા ગુણવાળા મહારથિઓમા અગ્રેસર ગણાતા સાંબ કુમાર સારા છે કે ? ૩૦ જે અર્જુનની પાસે ધનુર્વિદ્યાનું રહસ્ય ભણ્યા છે તથા જેણે ભગવાનની સેવા કરીને યોગીઓને કષ્ટથી મળે એવી ગતિ મેળવી છે તે સાત્યકિ યાદવ કુશળ છે કે ? ૩૧ વળી પ્રેમથી અધીરા થયેલા જે અક્રૂર શ્રીકૃષ્ણના ચરણથી અંકિત થયેલા માર્ગની રજમા આળોટતા હતા તે પાપરહિત ભગવાનના ભક્ત શ્વફલ્કના પુત્ર વિવેકી અક્રૂર કુશળ છે કે ? ૩૨ ઋક્, યજુષ્ તથા સામ એ ત્રણ વેદે જેમ યજ્ઞના વિસ્તારવાળા અર્થને ધારણ કર્યા હતા અને દેવતાની માતા અદિતિની પેઠે જેને શ્રીહરિ રૂપી પ્રજા છે એવા ભોજ કુળમા ઉત્પન્ન થયેલા દેવક રાજાના પુત્રી દેવકીજી કુશળ છે કે ? ૩૩ વળી જે ભક્તજનોની કામના પુરે છે અને વેદો જેને મનની પ્રવૃત્તિ કરાવનારા ચાર પ્રકારના અંતઃકરણના ચોથા તત્ત્વરૂપ, અધિદૈવ રૂપ અને શબ્દની ઉત્પત્તિના કારણ રૂપ માને છે તે ભગવાન અનિરૂદ્ધ સુખી છે કે ? ૩૪ વળી હે ઉદ્ધવ ! બીજા જે પોતાના આત્માના સ્વામી એવા શ્રીકૃષ્ણને અનન્ય ભક્તિથી અનુસરે છે તે હૃદિક અભિમન્યુ, ચારૂદેષ્ણ તથા ગદ આદિ યાદવો ક્ષેમ કુશળ છે કે ? ૩૫ વળી જે ધર્મરાજાની સભામા વાર વાર વિજય કરવાથી સંપાદન કરેલી વિજયલક્ષ્મી જોઇને દુર્યોધન સંતાપ પામ્યો હતો, તે ધર્મમૂર્તિ ધર્મરાજા પોતાના બાહુરૂપ અર્જુન તથા શ્રીકૃષ્ણની સહાયતાથી ધર્મવડે ધર્મની મર્યાદાનુ પાલન કરે છે કે ? ૩૬ ગદાનો અનેક રીતે ઉપયોગ કરનારા ભીમસેનના ચરણના પ્રહારને પૃથ્વી પણ સહન કરી શકતી ન હતી તે અપરાધીઓના તરફ સર્પની પેઠે અત્યંત ક્રોધ કરનારા ભીમે પોતાનો લાબા કાળનો રોષ શુ છોડી દીધો છે કે ? ૩૭ બાણના સમૂહથી ઢંકાઇ ગયેલા અને માયાવડે ભિલ્લનુ રૂપ ધારણ કરવાથી ઓળખાય નહિ એવા શંકર જેના ઉપર પ્રસન્ન થયા હતા તે, રથોના સમૂહોનુ રક્ષણ કરનારા અને અતિરથિઓમા યશસ્વી એવા ગાડીવ ધનુષ ધરનાર અર્જુન પોતાના શત્રુઓનો સંહાર કરી કુશળતાથી બેઠા છે કે ? ૩૮ પાપણોથી જેમ બે આંખો ઢંકાયેલી હોય તેમ કુંતાના પુત્રોથી ઢંકાયેલા માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ ગરૂડ જેમ ઇંદ્રના મુખમાથી અમૃત હરી લે તેમ પોતાના શત્રુ દુર્યોધન પાસેથી યુદ્ધમા રાજ્ય હરી લઇને આનંદમા વિહાર કરે છે કે ? ૩૯ જે શૂરવીરે એકલાએ રથમા બેસી માત્ર ધનુષ્યની સહાયતા લઇને ચારે દિશાઓનો વિજય કર્યો હતો તે રાજર્ષિશ્રેષ્ઠ પાંડુરાજા વિના પણ કુંતાજી માત્ર પોતાના પુત્રોને માટે જીવે છે કે ? ૪૦ હે ઉદ્ધવ ! જેણે પોતાના ભાઈનો દ્રોહ કર્યો હતો તથા જેણે પોતાના પુત્રોના કહેવા પ્રમાણે ચાલી ભાઈને પણ પોતાના નગરમાથી બહાર કાઢી મૂકયો હતો તે અધોગતિએ જનારા ધૃતરાષ્ટ્ર રાજાનો હુ શોક કરૂ છુ ૪૧ અને તે હુ મનુષ્યના જેવા વેષથી મનુષ્યોની ચિત્તવૃત્તિને ચળાવતા સર્વના વિધાતા શ્રીહરિના પ્રસાદથી તેમના મહિમાનું દર્શન કરતો કરતો આશ્ચર્યરહિત થઇને બીજો કોઈ ઓળખે નહિ તેમ આ પૃથ્વી ઉપર ફરૂ છુ ૪૨ વિદ્યાના, ધનના અને કુળના મદથી આડે માર્ગે ચાલ-

નારા અને વારવાર સેનાઓના ભારથી પૃથ્વીને ડોલવતા રાજાઓનો નાશ કરવા માટે ભગવાન શ્રી કૃષ્ણે શરણાગતોની પીડા હરવાની ઇચ્છાથી આજ દિવસ સુધી કૌરવોના અપરાધને ખરેખર સહન કર્યો હતો ૪૩ અજન્મા ભગવાનનો જન્મ તથા અકર્તા ભગવાનના કર્મો આડે માર્ગે ચાલનારા મનુષ્યોને કર્મ માર્ગમા પ્રવૃત્તિ કરાવવા માટે છે જો તેમ ન હોય તો બીજો કયો માયાના ગુણના સબંધ વિનાનો પુરુષ કર્મોના વિસ્તારને તથા દેહને ધારણ કરવાને યોગ્ય છે? ૪૪ હે મિત્ર! શરણાગત એવા સર્વ લોકપાળોના તથા પોતાની આજ્ઞામા રહેનારા બીજા મનુષ્યોના કાર્ય કરવા માટે યદુવંશમા અવતાર લેનારા અજન્મા અને પવિત્ર કીર્તિવાળા શ્રીકૃષ્ણની કથા મને કહો ૪૫

तस्य प्रपन्नाखिललोकपाला
मवस्थितानामनुशासने स्वे ।
अर्थाय जातस्य यदुष्वजस्य
वार्तां सखे कीर्तय तीर्थकीर्तेः ।।४५।।
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
प्रथमोऽध्यायः

## અધ્યાય ૨ જો. ‡

### ઉદ્ધવનુ પરિદેવન.

श्रीशुक उवाच

इति भागवतः पृष्टः क्षत्त्रा वार्तां प्रियाश्रयाम् ।
प्रतिवक्तुं न चोत्सेह औत्कण्ठ्यात्स्मारितेश्वरः ।।

શુકદેવજી કહે છે–આ પ્રમાણે જેમા શ્રીકૃષ્ણની કથાઓ છે એવી વાર્તા વિદુરે ઉદ્ધવને પૂછી એટલે તેમને ઉત્કંઠાને લીધે ભગવાન સાભરી આવ્યા, અને તેથી કંઇ પ્રત્યુત્તર આપી શકાયો નહિ ૧ ઉદ્ધવ તેમના એક અનુપમ ભક્ત હતા તે જ્યારે પાચ વર્ષના હતા અને માતાજી જમવાને બોલાવતા પરંતુ તે બાળલીલાથી શ્રીકૃષ્ણની સેવા કરતા હતા તેથી ભોજનની જગાએ દરકાર રાખતા ન હતા ૨ શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરી મોટા થયા હતા તે પોતાના સ્વામી ભગવાનના ચરણારવિન્દનુ સ્મરણ કરતા, ઉદ્ધવને વિદુરે તેમની લીલા પૂછી પણ તે સ્મરણ પામવાથી ઉદ્ધવથી કહેવાઈ નહિ ૩ તે એક મુહૂર્ત સુધી મૌન રહ્યા અને પછી શ્રીકૃષ્ણના ચરણામૃતથી અત્યંત નિવૃત્તિ સુખનો અનુભવ લઈ તીવ્ર એવા ભક્તિયોગથી ભગવાનના ચરણામૃતમા ડુબી ગયા, તેમના સર્વ અંગો રોમાંચિત થઈ ગયાં. આખોમાથી અશ્રુઓ ટપકવા લાગ્યા અને ભગવાન ઉપર થયેલા પ્રેમ પ્રવાહમા લીન થઇ ગયા તેથી વિદુરે તેમને કૃતકૃત્ય માન્યા ૪-૫ પછી ઉદ્ધવ ધીરે ધીરે ભગવાનના લોકમાથી પાછા મનુષ્ય લોકમા આવ્યા અને ભગવાનમા લય થયેલી મનોવૃત્તિને પાછી સાસારિક વિષયોમા ઉતારી યદુકુળનો સંહાર વગેરે શ્રીહરિના ચતુરાઈ ભરેલા કર્મો સંભારી આનંદ પામી વિદુરજી પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા ૬

ઉદ્ધવ કહે છે–શ્રીકૃષ્ણ રૂપી સૂર્ય અસ્ત થયા પછી કાળ રૂપી મહા સર્પે ગળાયેલા અને સંપત્તિ હીન થયેલા આપણા ઘરોમા હવે હું કુશળતાની શી વાર્તા કરૂ? ૭ આ જગત ભાગ્યહીન છે અને તેમા પણ યાદવો તો વધારે ભાગ્યહીન છે, કારણ કે ક્ષીરસાગરના મત્સ્ય, ક્ષીર સાગરમા જન્મેલા ચંદ્રને આ કોઈ સુંદર જલચર છે એમ જાણે છે, પરંતુ તેના સત્ય સ્વરૂપને જાણતા નથી, તેમ ભગવાનની સાથે રહેનારા યાદવો પણ તેમના પરમાર્થ સ્વરૂપને જાણતા ન હતા ૮ મનના ગુપ્ત અભિપ્રાયને જાણનારા મહા પ્રૌઢ તથા એક ઠેકાણે સાથેજ રહેનારા યાદવો પ્રાણી માત્રના નિવાસ રૂપ શ્રીકૃષ્ણને ઓળખતા ન હતા ૯ જે યાદવો ભગવાનની માયાથી મુગ્ધ થઈને શ્રીકૃષ્ણ આપણા બંધુ છે એવું કહેતા હતા તથા જે શિશુપાળ આદિક દુષ્ટ જનો વૈરને લીધે શ્રીકૃષ્ણની નિંદા કરતા હતા તેમના વાક્યોથી આત્મારૂપી પરમાત્મા વિષેજ અર્પણ કરેલી મારા જેવા પુરુષોની બુદ્ધિ ભ્રમિત થતી નથી ૧૦ મનુષ્યની લીલા કરવામા ઉપયોગી પોતાને પણ એકવાર આશ્ચર્ય ઉપજાવનારું સૌભાગ્ય સંપત્તિની સીમા રૂપ તથા આભૂષણને પણ શોભાવે એવું અંગોપાંગ જે રૂપ, પોતાની માયાનું બળ દેખાડવા

‡ આ અધ્યાયમા વિજોગી ઉદ્ધવ શ્રીકૃષ્ણ ભગવાનના બાલ્ય ચરિત્રોને સંભારીને શોક કરે છે, તે કથા કહેવાસે

માટે ભગવાને ધારણ કર્યું હતું તથા ધર્મરાજાના રાજસૂય યજ્ઞમા જેમના નેત્રને સતોષ આપનારુ રૂપ જોઈને ત્રણે લોકે એમ માન્યુ હતું કે બ્રહ્માએ મનુષ્ય લોકોની સૃષ્ટિ રચી પોતાની કુશળતા વાપરી નાખી છે વળી જેમના હાસ્ય વિનોદથી, રાજક્રીડાથી અને લીલા પૂર્ણ અવલોકનથી જેમણે શ્રીકૃષ્ણ તરફથી માન મેળવેલુ હતું એવી વ્રજની સ્ત્રીઓ ભગવાનને જતા જોઈ ઘરના કામકાજ અધુરા મુકી ઉભી રહેતી હતી, તેજ શ્રીકૃષ્ણ ભગવાને અધુરા તપ કરવાથી અસતુષ્ટ દૃષ્ટિવાળા મનુષ્યોને જોવા યોગ્ય પોતાનું અનુપમ સ્વરૂપ દેખાડીને હમણા પાછુ હરી લીધું છે ૧૧-૧૪ જ્યારે પોતાની બીજી ક્રૂરમૂર્તિ રૂપ દૈત્યોએ તથા રાક્ષસોએ પોતાની બીજી શાતમૂર્તિ રૂપ દેવતાઓને પીડવા માડયા ત્યારે ભગવાનને દયા ઉત્પન્ન થઈ અને ભૂત તથા ભવિષ્યના સ્વામી પોતે અજન્મા હતા તોપણ કાષ્ઠમા નિત્ય રહેલો અગ્નિ જેમ પ્રગટ થાય તેમ મહત્તત્વ રૂપી સાધારણ કાર્યની સાથે પ્રગટ થયા હતા ૧૫ પોતે અજન્મા હતા તોપણ તેમણે વસુદેવના ઘરમા જન્મવાનુ ચરિત્ર કર્યું હતુ. વળી અપાર પરાક્રમવાળા છતા પણ શત્રુના ભયથી બીતા હોય તેમ તેમણે વ્રજમા વાસ કર્યો હતો અને કાલયવનાદિકના ભયથી જાણે બીતા હોય તેમ પોતે મથુરા નગરીમાથી નાસી ગયા હતા એ સર્વ શ્રીકૃષ્ણના ચરિત્રો મને હમણા ખેદ ઉપજાવે છે ૧૬ વળી બળદેવ ને શ્રીકૃષ્ણ ભગવાને કસનો નાશ કર્યા પછી માતા પિતાના ચરણારવિંદમા પ્રણામ કરીને કહ્યુ હતુ કે, હે તાત ! હે માત ! અમે કસથી બહુજ બીતા હતા તેથી તમારી સેવા કરી શકયા નથી, માટે તમે અમારા અપરાધ ક્ષમા કરી પ્રસન્ન થાઓ શ્રીકૃષ્ણનાં વિવેક ભરેલા એવા વચનો સભારતા મારૂ હૃદય ભરાઇ આવે છે. ૧૭ વળી શ્રીકૃષ્ણના ચરણારવિંદની પરાગનો વાસ લીધા પછી કોણ તેનો ત્યાગ કરે વારૂ ? જે પરમાત્માએ પોતાની ભ્રકુટી લતા રૂપી કૃપાણથી ભૂમિનો ભાર ઉતાર્યો હતો. ૧૮ હે વિદુર ! વળી શિશુપાળ રાજસૂય યજ્ઞમા શ્રીકૃષ્ણનો દ્વેષ કરતો હતો છતાં પણ યોગીઓ ઉત્તમ યોગથી જે ગતિને મેળવવાની ઇચ્છા કરે છે તે ગતિને તે પામ્યો હતો, તે તમે પ્રત્યક્ષ દીઠુ હતુ આવા શ્રીકૃષ્ણના વિરહને કોણ સહન કરે ? ૧૯ શૂરવીર રાજાઓ રણ ઉપર, તેમજ નેત્રોને આનદ આપનારા શ્રીકૃષ્ણના મુખારવિંદનુ નેત્રોથી પાન કરીને અર્જુનના બાણથી પવિત્ર થયેલા તેમના ધામને પામ્યા હતા ૨૦ વળી જે શ્રીકૃષ્ણ ભગવાન પોતે કોઈના સમાન નથી પરતુ સર્વ કરતા શ્રેષ્ઠ છે ત્રણ લોકના સ્વામી અને પરમાનદ સ્વરૂપની સપત્તિથી સમસ્ત વૈભવને પ્રાપ્ત થયેલા તથા બલિ આપનારા પૂર્વના લોકપાળો પોતાના મુગટની અણીથી જેમના પાદપીઠની પૂજા કરે છે એવા શ્રીકૃષ્ણ ભગવાન હે વિદુર ! રાજ્યાસન ઉપર બેઠેલા ઉગ્રસેન રાજાની આગળ ઉભા રહીને હે રાજન્ ! આજ્ઞા કરો એમ કહેવા લાગ્યા તે તેમનુ કૈકર્ય (કિંકરપણુ) આપણ ભૃત્યવર્ગને સપૂર્ણ રીતે ખેદ ઉપજાવે છે ૨૧-૨૨ અરેરે ! ! દુષ્ટ એવી પૂતનાએ પોતાના સ્તન ઉપર મહા ભયકર ઝેર ચોપડી શ્રીકૃષ્ણને મારવાની ઇચ્છાથી તેમને ધવરાવ્યા હતા છતા પણ તે સદ્ગતિને પામી હતી આવા દયાળુને છોડીને બીજા તે કયા પુરુષને શરણે જઈએ ? ૨૩ હુ તો અસુરને મોટા ભગવદ્ભક્ત માનુ છુ, કારણ કે, તેમનુ મન ક્રોધાવિષ્ટ હોવાથી ત્રણ લોકના નાથ એવા ઈશ્વરમાજ આસક્ત રહે છે જેમણે, રણમા સુદર્શન ચક્રને ધારણ કરનાર શ્રીકૃષ્ણ બિરાજેલા હતા એવા કશ્યપના પુત્ર ગરુડને પોતાની સમુખ આવતા જોયા હતા ૨૪ આવા શ્રીકૃષ્ણ ભગવાન બ્રહ્માની પ્રાર્થનાથી પૃથ્વીનો ભાર ઉતારી તેમનું કલ્યાણ કરવાની ઇચ્છાથી કસના કારાગારમા વસુદેવની સ્ત્રી દેવકીથી ઉત્પન્ન થયા હતા ૨૫ પછી તેમના પિતા, કસથી ડરીને તેમને નદના વ્રજમા મૂકી આવ્યા હતા, ત્યા શ્રીકૃષ્ણ પોતાનુ તેજ ગૂઢ રાખીને બળદેવજી સાથે અગિયાર વર્ષ સુધી રહ્યા હતા ૨૬ ત્યા સમર્થ એવા શ્રીકૃષ્ણ ચીંચીં શબ્દો કરતા પક્ષીઓથી જેના વૃક્ષો ભરાઇ ગયા હતા એવા યમુનાના ઉપવનમા વાછરડા ચારતા ગોપના બાળકોથી વિંટાઇને વિહાર કરતા હતા. ૨૭ જાણે રડતા હોય તથા હસતા

હોય તેમ વર્તતા ને મુગ્ધ એવા સિંહના બચ્ચાની
પેઠે આડુઅવળુ જોતા વ્રજવાસીઓને જોવા યોગ્ય
બાળચેષ્ટાઓ કરી બતાવતા ૨૮ વળી તેજ લક્ષ્મી-
ના નિવાસ રૂપ શ્રીકૃષ્ણ ધોળી ગાયો અને બળદો-
વાળા ગોધનને યમુનાના તીર ઉપર ચરાવતા અને
વાસળી વગાડી પોતાની પાછળ આવેલા ગોવાળિ-
યાઓને રમાડતા હતા ૨૯ વળી તે સમયમા ઈચ્છા-
નુસારરૂપ ધારણ કરનારા માયાવી પુરુષો કંસ
મોકલતો તેમને બાળક જેમ તૃણના બનાવેલા
સિંહાદિકને ભાગી નાખે તેમ તે મારી નાખતા હતા
૩૦ ત્યાર પછી યમુનામા રહેલા કાલીય નામના
સર્પરાજથી ઝેરી થયેલુ પાણી પીને મરણ પામેલા
ગોવાળિયાઓને તથા ગાયોને જીવતી કરી ઝેર વિ-
નાનું શુદ્ધ થયેલુ યમુનાનુ પાણી સર્વેને પાયુ હતુ
૩૧ વળી અતિ સમૃદ્ધિવાળા નંદરાયની લક્ષ્મીનો
ઉત્તમ ઉપયોગ કરવાની ઇચ્છાથી તથા અત્યંત સંપ-
ત્તિવાળા ઇંદ્રના માનનો ભંગ કરવાની ઇચ્છાથી,
સમર્થ એવા શ્રીકૃષ્ણે ઉત્તમ બ્રાહ્મણોદ્વારા ગોવાળિ-
યાઓના રાજા નંદરાયની પાસે જેમા ગાયોનુ પૂજન
કરવામા આવે છે એવો ગોયજ્ઞ કરાવ્યો હતો ૩૨
તે ઉપરથી ઈન્દ્ર ગર્જત પોતાનુ અપમાન થવાને
લીધે વ્રજ ઉપર મુસળધાર પાણી વરસાવવા લા-
ગ્યો. વ્રજ પાણીથી અતિ ગભરાઇ ગયુ ત્યારે શ્રી-
કૃષ્ણે તેની ઉપર અનુગ્રહ કરીને ગોવર્ધન પર્વતને
છત્ર બનાવી તેનાથી સર્વેજણનુ રક્ષણ કર્યું હતુ ૩૩
શરદ્ઋતુમા ચંદ્રમાના કિરણોથી ગૌર થયેલા
રાત્રિના આરંભને અભિનંદન આપતા થકા સ્ત્રીઓના
મંડળમા આભૂષણ રૂપ શ્રીકૃષ્ણ મધુર પદવાળા
ગીત ગાતા ધાતા રાસ રમ્યા હતા ૩૪

शरच्छशिकरैर्मृष्टं मानयन् रजनीमुखम्
गायन् कलपदं रेमे स्त्रीणां मंडलमंडनः ३४

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
द्वितीयोऽध्याय

# અધ્યાય ૩ જો.[$]

## મથુરા અને દ્વારકાનાં પરાક્રમો.

उद्धव उवाच

तत स आगत्य पुरस्वपित्रो
श्चिकीर्षया शं बलदेवसंयुत ।
निपात्य तुगाद्रिपुयूथनाथ
हतव्यकर्षद्व्यसुमोजसोर्व्याम् ॥

ઉદ્ધવ કહે છે–હે વિદુર ! ત્યાર પછી શ્રીકૃષ્ણ
ભગવાન પોતાના માંતા પિતાને સુખી કરવાની ઈચ્છા-
થી બળદેવજી સાથે મથુરા ગયા હતા અને ઉંચી
રંગભૂમિ ઉપરથી શત્રુઓના અધિપતિ કંસને પૃથ્વી
ઉપર પાડયો હતો તથા મરણ પામેલા તેને બળથી
પૃથ્વી ઉપર ઘસડયો હતો ૧ ત્યાર પછી સાદીપનિ
ગુરુ પાસેથી માત્ર એકવારજ કહેલો સંપૂર્ણ વેદ
વિસ્તાર સાથે ભણ્યા હતા અને પંચજન નામના
દૈત્યે ગુરુ સાદીપનિના પુત્રને મારી નાખ્યો હતો
તેથી તે પુત્રની શોધ માટે તે દૈત્યનું પેટ ચીરીને
જોયુ તો પુત્ર મળ્યો નહિ તેથી યમરાજા પાસે જઇ
ત્યાથી તે મરેલા પુત્રને લાવી તેને સજીવન કરી
ગુરુને ગુરુદક્ષિણા આપી હતી ૨ વળી ભીષ્મક
રાજાની કન્યા રૂકિમણીના સ્વયંવરમા જે ઘણા
રાજાઓ તેનુ પાણિગ્રહણ કરવા આવ્યા હતા તેમના
દેખતા તેમના મસ્તક ઉપર પગ દઈને ગરુડ જેમ
પોતાના ભાગ અમૃતને હરી જાય તેમ શ્રીકૃષ્ણ પણ
રૂકિમણી સાથે ગંધર્વવિવાહથી પાણિગ્રહણ કર-
વાની ઇચ્છાથી પોતાના ભાગરૂપ રૂકિમણીને હરી
ગયા હતા ૩ વળી નાગ્નજીતીના સ્વયંવરમા સાત
સાઢના નાક છેદી તેમા નાથ પહેરાવીને નાગ્નજીતી
નામની કન્યાને પરણ્યા હતા સાત સાઢને નાથવા-
રૂપી કર્મથી રાજાઓ માનભંગ થયા છતા પણ તે
કન્યા ઉપર આસકત થયેલા અજ્ઞાની રાજાઓ તેનું
હરણ કરવા માટે શસ્ત્રો ધારણ કરીને સામા થયા
હતા. તેઓનો શ્રીકૃષ્ણે તેમના આયુધોથીજ નાશ
કર્યો હતો અને પોતે અક્ષત રહ્યા હતા, અર્થાત્
પોતાને જરા પણ હાનિ થઇ ન હતી. ૪ વળી શ્રી

[$] આ અધ્યાયમા શ્રીકૃષ્ણના મથુરા તથા દ્વારકામા કરેલા પરાક્રમો વર્ણવવામા આવશે

કૃષ્ણ અદિતિના કુંડળ આપવા માટે સ્વર્ગમાં ગયા ત્યારે પોતે સ્વતંત્ર હતા તેમ છતાં પણ જાણે સ્ત્રીને અધીન હોય તેમ સત્યભામાને રાજી રાખવા માટે ત્યાંથી પારિજાતક નામનું વૃક્ષ પૃથ્વી ઉપર લઇ આવ્યા હતા એ વૃક્ષને માટે વજ્રધારી ઇંદ્રિ સ્ત્રીની પ્રેરણાથી ક્રોધાંધ થઇ પોતાના દેવગણો લઇને શ્રીકૃષ્ણની પાછળ લડવા માટે દોડયો હતો, કારણ કે એ ખરેખર ! સ્ત્રીઓનો એક ક્રીડામૃગ હતો ૫ રણભૂમિ ઉપર ભૂમિનો પુત્ર નરકાસુર પોતાના શરીરથી આકાશને ગળવા તૈયાર થયો હતો તેને શ્રીકૃષ્ણે સુદર્શન ચક્રથી મારી નાખ્યો, તે જોઇને પૃથ્વીએ બહુજ વિનયપૂર્વક પ્રાર્થના કરી એટલે તેના પુત્ર ભગદત્તને બાકીનુ રાજ્ય આપીને શ્રીકૃષ્ણ નરકાસુરના અંત:પુરમા પેઠા હતા ત્યા ભૌમાસુરે અનેક ગજકન્યાઓને બલાત્કારથી ઘેરી રાખી હતી તે ગજકન્યાઓ, આર્ત મનુષ્યના બંધુ રૂપ શ્રીહરિને જોઇને તરત ઉભી થઇ અને ઉત્તમ પ્રકારના હર્ષ, લજ્જા ને પ્રેમ સાથે અવલોકન કરીને તેમને પોતાના પતિ તરીકે ગ્રહણ કર્યા હતા ૭

પછી શ્રીકૃષ્ણે પોતાની માયાથી તે સ્ત્રીઓને યોગ્ય એવુ ઘટિત રૂપ ધારણ કરીને જુદા જુદા ઘરમા એકજ મુહૂર્તમા શાસ્ત્રોક્ત વિધિથી તે સર્વેનુ પાણિગ્રહણ કર્યું હતું ૮ પોતાની માયાને અનેક પ્રકારે વિસ્તાર કરવાની ઇચ્છાથી તે સ્ત્રીઓમાની પ્રત્યેક સ્ત્રીને વિષે સર્વ રીતે પોતાને મળતા ગુણવાળા દશ દશ પુત્રો ઉત્પન્ન કર્યા હતા ૯ વળી કાળયવન, જરાસંધ, અને શાલ્વ વગેરે રાજાઓએ સેના દ્વારા મથુરા નગરી ઉપર ઘેરો ઘાલ્યો તે સમયે ભગવાને પોતે મુચુકુંદ ભીમસેન દ્વારા તેમનો નાશ કરાવીને પોતાના મનુષ્યોને અલૌકિક યશ અપાવ્યો હતો. ૧૦ શંબરાસુર, મુર, બલ્વલ તથા બીજા દંતવક્ત્ર વગેરેમાથી કેટલાએકને પોતે માર્યા હતા, તથા કેટલાએકને બીજાઓ દ્વારા મરાવી નંખાવ્યા હતા. ૧૧ વળી પાંડુ તથા ધૃતરાષ્ટ્રના પુત્રોના પક્ષમાં આવેલા હજારો રાજાઓનો મહાભારતના યુદ્ધમા સંહાર કરાવ્યો હતો. તેમની સેના કાંઇ નાની ન હતી. તેઓ કુરુક્ષેત્રમાં આવ્યા તે વેળા તેઓની સેનાના ભારથી સમસ્ત ભારતભૂમિ ધ્રુજી ઉઠી હતી ૧૨ કર્ણ, દુઃશાસન તથા શકુનિની દુષ્ટ સલાહના પરિણામથી જેની રાજલક્ષ્મી તથા આયુષ્ય નાશ પામ્યા હતા અને ભીમે રણમા ગદા મારીને જેના સાથળો તોડી પાડયા હતા એવા સુયોધનને રણભૂમિ ઉપર પોતાના સેવકો સાથે મરણ પામીને સુતેલો જોયો તોપણ શ્રીકૃષ્ણ સંતોષ પામ્યા ન હતા; ૧૩ પણ તે એમ વિચાર કરવા લાગ્યા કે દ્રોણ, ભીષ્મ, અર્જુન તથા ભીમસેનને નિમિત્ત કરીને પૃથ્વીનો જે અઢાર અક્ષૌહિણીનો મોટો ભાર છે તે ભાર ઉતારવો પરંતુ તે શી ગણત્રીમા છે ? કારણ કે, હજી તો મારા અંશભૂત પ્રદ્યુમ્ન પાસે સહન થઈ શકે નહિ એવુ મોટુ યાદવોનું અસંખ્ય સૈન્ય છે ૧૪ યાદવો જ્યારે મદિરાના મદથી રાતા નેત્રવાળા થઇને પરસ્પર લડશે ત્યારે તેમનો સંહાર થશે માટે યાદવોને મારવાનો આજ ઉપાય છે, આ સિવાય બીજો ઉપાય નથી યાદવો જો કે પરસ્પર સંપીને રહે છે છતા પણ હું જ્યારે વિરોધ કરાવવાને તૈયાર થઈશ ત્યારે તેઓ પોતેજ માહોમાહે લડીને નાશ પામશે, ૧૫ આમ વિચાર કરીને ભગવાને ધર્મના પુત્ર યુધિષ્ઠિરને તેમના પોતાના રાજ્યાસન ઉપર બેસાર્યા અને સ્નેહી સંબંધીઓને સત્પુરુષોનો માર્ગ દેખાડીને રાજી કર્યા ૧૬ અભિમન્યુએ શાસ્ત્ર પ્રમાણે ઉત્તરા કુંવરીના ઉદરમા પાંડુરાજાના વંશ રૂપ ગર્ભ મૂકયો હતો તે અશ્વત્થામાના અસ્ત્રથી છિન્નભિન્ન થઇ ગયો હતો ૧૭ પરંતુ ભગવાને તેને પાછો સજીવન કર્યો હતો વળી સમર્થ એવા ભગવાને યુધિષ્ઠિર રાજાની પાસે ત્રણ અશ્વમેધ યજ્ઞો કરાવ્યા હતા, અને ધર્મરાજા પણ શ્રીકૃષ્ણને અનુસરીને બંધુઓ સાથે પૃથ્વીનુ સારી રીતે પાલન કરતા હતા ૧૮ વિશ્વના આત્મા શ્રીકૃષ્ણ ભગવાન લોક તથા વેદના માર્ગને અનુસરવા લાગ્યા અને પ્રકૃતિ પુરુષના વિવેકને લીધે સાંસારિક વિષયમાં આસક્ત ન થતા દ્વારકાપુરીમા રહીને અનેક પ્રકારના વૈભવો ભોગવવા લાગ્યા. ૧૯ સ્નેહ ભરેલી તથા મંદ હાસ્યવાળી દૃષ્ટિથી અમૃતના જેવી મીઠી વાણીથી, નિર્દોષ ચરિત્રોથી અને લક્ષ્મીના નિવાસ રૂપ પોતાના દેહવડે,

આ લોકને પરલોકને તથા યાદવોને નિરંતર રમાડતા હતા તથા રાત્રિએ જેમને સમય મળેલો છે એવી સ્ત્રીઓ ઉપર ક્ષણિક પ્રેમ રાખનારા ભગવાન તેમને વિહાર કરાવતા હતા. ૨૦-૨૧ એ પ્રમાણે ઘણા વર્ષો વીતિ ગયા પછી ભગવાનને ગૃહધર્મો ઉપર અપ્રીતિ થઈ ૨૨ જ્યારે શ્રીકૃષ્ણ જેવાને સ્વાધીન એવા કામભોગ ઉપર અભાવ થયો ત્યારે દૈવને અધીન રહેલો અને ભક્તિથી યોગેશ્વર એવા શ્રીકૃષ્ણની સેવા કરનારો કયો પુરુષ દૈવને અધીન એવા વિષયભોગના સાધનો ઉપર વિશ્વાસ રાખે? ૨૩ એક સમયે દ્વારકામા યદુ તથા ભોજ કુળના બાળકોએ રમતા રમતા ઋષિઓને કોપાવ્યા તેથી ભગવાનના અભિપ્રાયને જાણનારા ઋષિઓએ પેલા યાદવના કુમારોને શાપ દીધો ૨૪ ત્યાર પછી કેટલાએક મહિના વીત્યા બાદ ભગવાનની માયાથી મોહિત થયેલા વૃષ્ણિ ભોજ અને અંધક વગેરે કુળના પુરુષો રથોમા બેસીને રાજી થતા થતા પ્રભાસપાટણ ગયા ૨૫ અને ત્યા પવિત્ર જળમા નાહીને પિતૃ, ઋષિ તથા દેવતાઓનું સરસ્વતીના જળવડે તર્પણ કરી બ્રાહ્મણોને ઘણા ગુણવાળી ગાયો આપી ૨૬ સુવર્ણ, રૂપુ, શય્યા વસ્ત્રો, મૃગચર્મ, ઉનના વસ્ત્રો, વાહનો, રથો, હાથીઓ, કન્યાઓ, આજીવિકા ચાલે એટલી ભૂમિ તથા બહુ રસવાળુ અન્ન વગેરે શ્રદ્ધાપૂર્વક શુદ્ધ બ્રાહ્મણોને આપ્યા પછી ગાય તથા બ્રાહ્મણને માટે જેમના પ્રાણ હતા એવા શૂરવીર યાદવો પૃથ્વી ઉપર મસ્તક ટેકવીને બ્રાહ્મણોને નમ્યા ૨૭-૨૮

**अर्थं चोरुरसं तेभ्यो दत्त्वा भगवदर्पणम् ।**
**गोविप्रार्थासवः शूराः प्रणेमुर्भुवि मूर्धभिः ॥**
**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे तृतीयोऽध्यायः**

## અધ્યાય ૪ થો.[$]

## વિદુર તથા મૈત્રેયનો સમાગમ.

**उद्धव उवाच**

**अथ ते तदनुज्ञाता भुक्त्वा पीत्वा च वारुणीम्**
**तया विभ्रंशितज्ञाना दुरुक्तैर्मर्म पस्पृशुः**

$ આ ચોથા અધ્યાયમા વિદુર મૈત્રેય પાસે આત્મજ્ઞાન મેળવવાને ગયા તેની કથા કહેવાશે

ઉદ્ધવ કહે છે–તે પછી યાદવો બ્રાહ્મણોની આજ્ઞા લેઈ જમ્યા અને પછી પિષ્ટની મદિરા પી બુદ્ધિહીન થઈને દુષ્ટ વચનોથી એક બીજાના મર્મ સ્થાનને ભેદવા લાગ્યા ૧ સૂર્યનારાયણ અસ્ત થવા આવ્યા હતા તે સમયે વાંસ જેમ પરસ્પર ઘસાવાથી બળીને નાશ પામે તેમ પિષ્ટની મદિરાના પાનથી યાદવો પરસ્પર લડીને નાશ પામવા લાગ્યા ૨ ભગવાન શ્રીકૃષ્ણ પોતાની માયાની આ ગતિ છે એવુ ધારીને સરસ્વતી નદીના તીર ઉપર જઈ જળનુ આચમન લઈ ઝાડને થડે અઢેલીને બેઠા ૩ શરણાગતની પીડાને હરનાર શ્રીહરિએ પોતાના કુળનો ક્ષય કરવાની ઇચ્છાથી મને કહ્યુ હતુ કે, તુ બદરિકાશ્રમમા જા ૪ વળી હે વિદુર! હું ભગવાનના અભિપ્રાયને જાણતો હતો છતા પણ તેમની પાછળ ગયો કારણ કે, મારા સ્વામીનો વિયોગ સહન કરવાને હુ અસમર્થ હતો ૫ હુ શ્રીકૃષ્ણની શોધ કરતો આમતેમ ફરવા લાગ્યો એટલામા લક્ષ્મીના નિવાસસ્થાન, આશ્રયરહિત છતા સરસ્વતી નદીના તીર ઉપર આશ્રય કરનાર, નિર્મળ મેઘના જેવા શ્યામ વર્ણવાળા, શુદ્ધ, સત્વગુણી, શાંતમૂર્ત્તિ, રાતા નેત્રવાળા, ચાર ભુજાવાળા અને પીળું રેશમી વસ્ત્ર ધારણ કરનારા, વિષયનો ત્યાગ કરનારા છતા પણ શરીરે હૃષ્ટપુષ્ટ એવા શ્રીકૃષ્ણ એકલા ડાબા સાથળ ઉપર જમણા ચરણારવિંદને ચઢાવી એક નાના પીપળાને થડે અઢેલીને બેઠા હતા, તેમનાં મેં દર્શન કર્યાં, ૬-૮ એટલામા વ્યાસજીના સ્નેહી તથા મિત્ર અને ભગવાનના પરમ ભક્ત તથા સિદ્ધ એવા મૈત્રેય પૃથ્વી ઉપર ફરતા ફરતા દૈવેચ્છાથી ત્યા આગળ આવી ચઢયા ૯ ભક્તિથી ભગવાન ઉપર પ્રેમ ધરાવનાર તે મુનિએ હર્ષ તથા ભક્તિથી મસ્તક નમાવી ભગવાનને પ્રણામ કર્યા પછી ભગવાન તે મુનિના સાંભળતા પ્રેમ સહિત હાસ્યવાળી દૃષ્ટિથી મારા શ્રમને દૂર કરતા હોય તેમ મને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૧૦

શ્રીભગવાન બોલ્યા–હે ઉદ્ધવ! તમારા મનમાં જે ઇચ્છા છે તે હુ જાણુ છું. તમે જેની ઇચ્છા કરો છો તે બીજાઓને દુર્લભ છે, છતાં પણ હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ, કારણ કે, તમે પૂર્વે પ્રજા-

પતિઓના તથા વસુઓના યજ્ઞમા મને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મારું યજન કર્યું હતુ ૧૧ વળી આ જન્મમા મે તમારા ઉપર અનુગ્રહ કર્યો તેથી હવે તમારો આ જન્મ સર્વ જન્મોમા છેલ્લો છે, તથા હુ એકાતમાં બેસી આ મનુષ્યલોકનો ત્યાગ કરૂં છુ તે સમયે તમે નિર્મળ ભક્તિથી મારું દર્શન કર્યું, તે બહુ સારૂ કર્યું ૧૨ પૂર્વે પદ્મકલ્પ નામની મારી પ્રથમ સૃષ્ટિમા એ નાભિકમળમાથી ઉત્પન્ન થયેલા બ્રહ્માને ઉત્તમ એવા જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો કે, જે જ્ઞાનથી મારા મહિમાનુ ભાન થાય છે તથા વિવેકી મનુષ્યો જેને 'શ્રીમદ્ભાગવત' એમ કહે છે, તે જ્ઞાન હુ તમને કહીશ ૧૩

આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યુ એટલે ક્ષણે ક્ષણે પરમ પુરુષ એવા તેમના અનુગ્રહનું પાત્ર તથા પ્રેમને લીધે જેના શરીર ઉપર રોમાચ થયા હતા એવો હુ શોકનો ત્યાગ કરી બે હાથ જોડી ગદ્‌ગદ્ વાણીએ તેમને કહેવા લાગ્યો કે-૧૪ હે ઇશ ! તમારા ચરણકમળને સેવનાર પુરુષોને આ લોકમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થોમાથી કયો પુરુષાર્થ નથી મળતો હે ભગવન્ ! હું તો તમારા ચરણારવિંદની સેવા કરવાને આતુર છુ તેથી કોઈ પણ પુરુષાર્થની વછા કરતો નથી ૧૫ આપ ઇચ્છા રહિત છો છતા આપના કર્મો, આપ જન્મ રહિત છો છતા આપના જન્મો, આપ કાળમૂર્તિ છો છતા આપે કરેલો દ્વારકાનો આશ્રય અને શત્રુઓના ભયથી નાસવુ તથા પોતાના આત્મામાજ આનદ માનનારા છો, છતા આપનો અનેક સ્ત્રીઓની સાથે ગૃહસ્થાશ્રમ આદિ આપના ચરિત્રો સાભળીને જ્ઞાનીઓની બુદ્ધિ પણ સશયથી મોહમા પડે છે ૧૬ હે પ્રભો ! તમે અનાદિ કાળથી અકુઠિત અને અખડ એવા ઉત્તમ આત્મજ્ઞાનવાળા હોવા છતા ગુપ્ત વિચારોમા સાવધાન થઈ મને બોલાવી મૂર્ખ મનુષ્યોની પેઠે પ્રશ્ન પૂછતા હતા તે વાત હે દેવ ! જાણે મારા મનને મોહ કરતી હોય એવી લાગે છે ૧૭ હે કૃષ્ણ ! આપ ભગવાને પોતાના ગુપ્ત તત્ત્વને પ્રકાશ કરનારૂં સર્વ ઉત્તમ જ્ઞાન બ્રહ્માને કહ્યુ હતું તે જ્ઞાન જો મારાથી ગ્રહણ કરી શકાય એવુ હોય તો મને કહો જે જ્ઞાનથી અમે શ્રમ વગર સસારનાં દુખને તરી જઇએ ૧૮ આ પ્રમાણે મારા હૃદયનો અભિપ્રાય મે ભગવાનને નિવેદન કર્યો એટલે કમળ જેવા નેત્રવાળા તેમણે પોતાનું સત્ય સ્વરૂપ મને કહ્યુ ૧૯ આ પ્રમાણે મે ગુરુમૂર્તિ ભગવાનનાં ચરણકમળની આરાધના કરીને પરમાર્થ રૂપ આત્મજ્ઞાનનો માર્ગ જાણ્યો અને પછી તેમના ચરણમા પ્રણામ કરી તેમને પ્રદક્ષિણા કરીને તેમના વિયોગથી આતુર હતું ચિત્ત જેનું એવો હુ ફરતો ફરતો આણી તરફ આવ્યો ૨૦ હે પ્રભો ! હુ ભગવાનના દર્શનના આનદનો અત આવવાથી બહુ ખિન્ન થયો છુ, તેથી હવે હુ ભગવાનને પ્રિય એવા બદરિકાશ્રમમા જઈશ ૨૧ જ્યા લોકોનો અનુગ્રહ કરનાર ભગવાન નર અને નારાયણ નામના ઋષિ, પરને પીડા ન થાય એવુ તથા કલ્પ જેની અવધિ છે એવું મહા તીવ્ર તપ કરે છે ૨૨

શુકદેવજી કહે છે–આ પ્રમાણે ઉદ્ધવને મુખે સગા સબધીઓનું સહન થાય નહિ એવુ મરણ સાભળી, જ્ઞાનનિપુણ વિદુરે જ્ઞાનથી તે શોકને શમાવી કૌરવોમા શ્રેષ્ઠ અને ભગવદ્‌ભકતોમા મોટા તથા શ્રીકૃષ્ણના સેવકોમાં મુખ્ય એવા ઉદ્ધવને આ પ્રમાણે કહ્યુ ૨૩-૨૪

વિદુર કહે છે–હે ઉદ્ધવ ! યોગેશ્વર એવા શ્રીકૃષ્ણે આત્માના ગુહ્યતત્ત્વને પ્રકાશ કરનારુ જે જ્ઞાન તમને કહ્યુ છે તે તમારે મને કહેવુ જોઇએ, કારણ કે વિષ્ણુના ભકતો પોતાના દાસનાં કાર્ય સાધવા તત્પર રહે છે ૨૫ ઉદ્ધવે કહ્યું કે હે વિદુર ! આ મનુષ્યલોકનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા ભગવાને તમારે માટે મારી સમક્ષ મૈત્રેયને ઉપદેશ કર્યો હતો તેથી તમારે તત્ત્વજ્ઞાન માટે મૈત્રેયની આરાધના કરવી જોઇએ ૨૬

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા ! આ પ્રમાણે વિદુરની સાથે વિશ્વમૂર્તિ ભગવાનના ગુણોની કથા રૂપી અમૃતનું પાન કરવાથી જેના સર્વ તાપ ટળી ગયા હતા એવા ઉદ્ધવજી યમુનાના તીર ઉપર એક રાત્રિ એક ક્ષણની પેઠે ગાળી બીજે દિવસે ત્યાંથી ચાલી નીકળ્યા.

પરીક્ષિતે પૂછ્યું કે—મહારથિઓના અને યૂથપતિઓના પણ યુથપતિ એવા વૃષ્ણિ અને ભોજવંશના રાજાઓ મરણ પામ્યા અને ત્રણ લોકના અધિપતિ એવા શ્રીહરિએ પણ માનવ દેહનો ત્યાગ કર્યો છતાં પણ ઉદ્ધવ કેમ જીવતા રહ્યા તે કહો? ૨૮

શુકદેવજી કહે છે—સફળ ઇચ્છાવાળા ભગવાને બ્રાહ્મણોના શાપનું તો માત્ર બહાનું જ કાઢ્યું હતું, પરંતુ કાળને લીધે પોતાના કુળનો સંહાર કરાવી નાખ્યો, અને પછી દેહ ત્યાગ કરવા તૈયાર થયેલા શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, ૨૯ હું જ્યારે આ લોકનો ત્યાગ કરીશ ત્યારે મારામાં રહેલું જ્ઞાન આપવાને યોગ્ય ઉદ્ધવજ બાકી રહેશે ૩૦ તેમ વળી ઉદ્ધવ મારા કરતાં જરા પણ ઉતરતા નથી કારણ કે તે વિષયવાસનાથી જરાએ વિકાર પામતા નથી. તેથી મારું જ્ઞાન લોકોને ગ્રહણ કરાવવા ભલે તે પૃથ્વી ઉપર રહે ૩૧ આવો વિચાર કરીને વેદને ઉત્પન્ન કરનારા અને ત્રણ લોકના ગુરુ એવા શ્રીકૃષ્ણે ઉદ્ધવને બદરિકાશ્રમ જવાની આજ્ઞા આપી તેથી બદરિકાશ્રમ જઈ સમાધિથી તેઓ શ્રીહરિનું આરાધન કરવા લાગ્યા ૩૨ વિદુરે પણ માત્ર લીલા કરવા માટે શરીરને ધારણ કરનાર પરમાત્મા શ્રીકૃષ્ણના પ્રશંસા કરવા યોગ્ય કર્મો તથા ધીર પુરુષોના ધૈર્યને વધારનારો અને પશુની પેઠે અધીર મનના પુરુષોથી બની શકે નહિ એવો શ્રીકૃષ્ણે કરેલો દેહત્યાગ આ સર્વ ઉદ્ધવ પાસેથી સાંભળ્યું શ્રીકૃષ્ણે મનમાં પોતાને સંભાર્યા તે સર્વનો વિચાર કરીને ભગવદ્ભક્ત ઉદ્ધવ ત્યાંથી ગયા પછી વિદુર પ્રેમથી ગદ્ગદ્ થઇ ગયા ૩૩–૩૫ અને પછી ભરતવંશમાં શ્રેષ્ઠ એવા વિદુર પુરુષ વિદુર યમુના નદીથી નીકળ્યા અને કેટલાએક દિવસ તેમના સુખ આગળ આવી પહોંચ્યા જ્યાં અગાધ મિત્રના પુત્ર મૈત્રેય મુનિ બેઠા હતા તેમને મળ્યા ૩૬

कालिंद्याः कतिभिः सिद्ध अहोभिर्भरतर्षभ
प्रापद्यत स्वः सरितं यत्र मित्रासुतो मुनि

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे
चतुर्थोऽध्यायः

# અધ્યાય ૫ મો.[*]

## મહત્તત્ત્વાદિકની સૃષ્ટિ.

श्रीशुक उवाच

द्वारि द्युनद्या ऋषभः कुरूणां
मैत्रेयमासीनमगाधबोधम् ।
क्षत्तोपसृत्याच्युतभावशुद्धः
पप्रच्छ सौशील्यगुणाभितृप्तः ॥

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજા! કૌરવોમાં ઉત્તમ, ભગવાન ઉપર ભાવ હોવાથી શુદ્ધ તથા મૈત્રેયના, સરલતા, દયા વગેરે ગુણો જોઇને સંતુષ્ટ થયેલા વિદુર હરદ્વારમાં બિરાજેલા અગાધ જ્ઞાનવાળા મૈત્રેયની પાસે જઇને વિનયથી તેમને પૂછવા લાગ્યા કે— ૧ હે મુનિરાજ! પ્રાણીઓ સુખને માટે અનેક પ્રકારના કર્મો કરે છે, પરંતુ તે કર્મોથી સુખને અથવા દુઃખની શાંતિને પામતા નથી, પરંતુ તે કર્મોથી દુઃખ પામે છે માટે આ દુઃખમય સંસારમાં મનુષ્યોને જે કર્મ કરવા યોગ્ય હોય, તે ઐશ્વર્યસંપન્ન એવા આપ મને કહો ૨ પૂર્વજન્મના કર્મને લીધે ભગવાનથી વિમુખ થયેલા અને અધર્માચરણ કરવાથી અત્યંત દુઃખ પામતા મનુષ્યોનો અનુગ્રહ કરવા માટે આ લોકમાં કલ્યાણ કરનારા આપના જેવા ભગવાનના ભક્તો અવશ્ય પૃથ્વી ઉપર વિચર્યા કરે છે, ૩ માટે હે સંતજનોમાં શ્રેષ્ઠ મૈત્રેય! મને કલ્યાણનો માર્ગ દેખાડો, કે જે માર્ગે આરાધેલા ભગવાન ભક્તિથી પવિત્ર થયેલા પુરુષોના હૃદયમાં વાસ કરીને અંતસના પ્રત્યક્ષ જ્ઞાનની સાથે વેદસિદ્ધ અનાદિ જ્ઞાન આપે છે ૪ વળી ત્રણ લોકના અધિપતિ એવા ભગવાન શ્રીહરિ પોતાની સ્વતંત્રતાના પ્રમાણે અવતાર ધારણ કરીને જે જે કર્મો કરે છે તે, તથા ક્રિયારહિત પરમાત્માએ પૂર્વે આ જગતને જે રીતે સૃજ્યું હતું તે, તથા જે પ્રમાણે આ જગતની સ્થિતિ બાંધીને તેને આજીવિકા કરી આપી હતી, તે સર્વ મને કહો ૫ વળી સર્વ પ્રકારની વૃત્તિઓથી નિવૃત્ત થઇને ફરી આ જગતને

[*] આ અધ્યાયમાં ભગવાનની લીલા સંબંધી વિદુરે પ્રશ્નો પૂછ્યા તે ઉપરથી મૈત્રેયે મહત્તત્ત્વાદિકની સૃષ્ટિ વર્ણવી તે અને તેમણે કરેલી પરમેશ્વરની [illegible].

પોતાના હૃદયાકાશમાં સ્થાપન કરીને ભગવાન કેવી રીતે માયામાં રહે છે તથા યોગેશ્વરના અધિપતિ એવા ભગવાન સૃષ્ટિ થયા પછી પાછળથી તેમાં પ્રવેશ કરી કેવી રીતે બ્રહ્માદિક જેવા બહુ રૂપધારી થાય છે તે કહો. ૬ માયાથી વિહાર કરતા પરમેશ્વર, બ્રાહ્મણ, ગાય અને દેવતાઓના કલ્યાણ માટે અનેક પ્રકારના અવતારો ધારણ કરીને અનેક કર્મો કરે છે, તે પવિત્ર કીર્તિવાળા પુરુષોના મુગટરૂપ ભગવાનના ચરિત્ર રૂપી અમૃતનું અમે પાન કરીએ છીએ, છતાં અમારૂં મન તૃપ્ત થતું નથી ૭ વળી લોકપાલોના અધિપતિ ભગવાને લોકપાલો સાથે જુદા પ્રદેશોને તથા લોકાલોક નામના પર્વતની બહારના પ્રદેશોને જે જુદા જુદા તત્ત્વોથી રચ્યા હોય તે તત્ત્વો મને કહો કારણ કે, આ લોકોમાં સર્વ પ્રાણીઓનો ભિન્ન ભિન્ન સમૂહ તથા તેના જુદા જુદા કર્મનો અધિકાર જોવામાં આવે છે ૮ વળી હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! સ્વતઃ સિદ્ધ અને વિશ્વને સૃજનાર ભગવાન નારાયણે જે પ્રજાના સ્વભાવનો, કર્મોનો, રૂપનો તથા નામનો ભેદ કર્યો હોય તે પણ અમને યથાર્થ રીતે વર્ણવી બતાવો ૯ હે ભગવાન મૈત્રેય ! મે વેદવ્યાસના મુખથી ત્રણ વર્ણના તથા શૂદ્રના ધર્મો વારવાર સાંભળ્યા છે, તે તુચ્છ સુખ આપનારા સાંસારિક ધર્મો સાંભળીને અમે તૃપ્ત થયા છીએ, માત્ર તેમાં વર્ણવેલી શ્રીકૃષ્ણની અમૃતધારા જેવી કથા સાંભળતાં અમને તૃપ્તિ થતી નથી ૧૦ તમારી સભાઓમાં નારદાદિકે ગાયેલા શ્રીકૃષ્ણ ભગવાનના પવિત્ર ગુણાનુવાદથી કયો મનુષ્ય તૃપ્તિ પામે છે ? જે ભગવાનનું નામ મનુષ્યના કાનમાં ગયું હોય તે જન્મ મરણરૂપી સંસારને આપનારી સ્ત્રી પુત્રાદિક ઉપરની પ્રીતિને તજી દે છે, અર્થાત્ જન્મ મરણની જાળમાથી મુક્ત થાય છે ૧૧ તમારા મિત્ર ભગવાન વેદવ્યાસે ભગવાનના ગુણો ગાવાની ઇચ્છાથી મહાભારત રચેલું છે, તેમાં અર્થ, કામ વગેરેના વર્ણનો કરી મનુષ્યોની મતિને ભગવાનની કથા તરફ વાળી તેમાં અત્યંત આસક્ત કરાવેલી છે ૧૨ શ્રદ્ધાળુ પુરુષની ભગવાનના ગુણમાં આસક્ત થયેલી બુદ્ધિ, વધતાં વધતાં આગળ ઉપર બીજા વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન કરે છે અને પછી શ્રીહરિના ચરણારવિંદની તેને અવિચ્છિન્ન સ્મૃતિ થવાથી નિવૃત્તિ પામે છે અને તેનાં સર્વ દુઃખોનો નાશ થાય છે. ૧૩ પરંતુ ભાગવતના તાત્પર્યને નહિ જાણનારા અને પોતાના પાપને લીધે શ્રીહરિની કથાથી વિમુખ થયેલા હોવાથી શોક કરવા યોગ્ય પુરુષોને પણ શોક કરવા યોગ્ય અજ્ઞાની પુરુષોનો હું શોક કરું છું અને અખંડ ગતિવાળા ભગવાન કાળ, વાણી, દેહ તથા મનનો વ્યર્થ ઉપયોગ કરનાર તે પુરુષોના આયુષ્યને હરી લે છે ૧૪ માટે હે મૈત્રેય ! ભ્રમર જેમ પુષ્પોમાથી સારરૂપ રસને ગ્રહણ કરે છે, તેમ હે આર્તબંધો ! પવિત્ર કીર્તિવાળા અને કલ્યાણ કરનારા ભગવાનની સારભૂત કથાઓને બીજી કથાઓમાંથી ગ્રહણ કરી જગતના કલ્યાણ માટે આપ મને કહો ૧૫ વળી ભગવાનેજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવા માટે જે માયાની શક્તિને ગ્રહણ કરી અનેક અવતારો લઈ જે જે અમાનુષિક કર્મો કર્યાં હોય તે સર્વ મને કહો ૧૬

શુકદેવજી કહે છે—આ પ્રમાણે મનુષ્યોના કલ્યાણ માટે ભગવાન વિદુરે કૈષારવ એવા મૈત્રેય મુનિને પૂછયું ત્યારે મૈત્રેય તેમને બહુ માન આપી બોલ્યા કે, ૧૭ હે મહાત્મા વિદુર ! લોકના ઉપર અનુગ્રહ કરનારા અને પ્રમગોપાત જગતમાં પોતાની કીર્તિને ફેલાવનાર ભગવાનના ભક્ત એવા તમે જે પ્રશ્ન કર્યો તે ઉત્તમ છે ૧૮ હે વિદુર ! તમે વેદવ્યાસથી ઉત્પન્ન થયા છો માટે તમે શ્રીહરિ સંબંધી જે પ્રશ્નો પૂછયા તેમાં કાંઈ આશ્ચર્ય નથી, કારણ કે, તમે અનન્ય ભક્તિથી સમર્થ એવા શ્રીહરિ ભગવાનને ગ્રહણ કર્યા છે ૧૯ તમે પ્રજાને નિયમમાં રાખનારા ભગવાન યમરાજા છો અને માણ્ડવ્ય ઋષિના શાપથી તેમના ભાઈ વિચિત્રવીર્યની સ્ત્રી તરીકે રહેલી દાસીને પેટે વેદવ્યાસથી ઉત્પન્ન થયા છો. ૨૦ વળી આપ શ્રીકૃષ્ણ ભગવાનને તથા તેમના પાર્ષદોને પણ વહાલા છો, એટલા માટે ભગવાને સ્વધામ જતાં તમને જ્ઞાનોપદેશ દેવાની મને આજ્ઞા કરી હતી, ૨૧ માટે હું યોગમાયાથી વૃદ્ધિ પામેલી અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનારી

ભગવાનની લીલાઓ યથાનુક્રમે તમને વર્ણવી સંભળાવું છું ૨૨ આ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ન હતી ત્યારે પોતાને એકલા રહેવાની ઇચ્છા થવાથી જે દ્રષ્ટા અને દૃશ્ય એમ અનેક રૂપે જાણવામા આવતા તે જીવોના પરમ સ્વરૂપ સમર્થ એવા પરમાત્મા એકજ હતા, અર્થાત્ તે સમયે દ્રષ્ટા દૃશ્ય વગેરે કોઈ પણ વસ્તુ ન હતી ૨૩ તે વેળા દ્રષ્ટા રૂપ પરમાત્માજ પ્રકાશ કરતા હતા તેમણે બીજો દૃશ્ય પદાર્થ દીઠો નહિ ત્યારે જેમની માયિક શક્તિઓ લય પામી હતી છતા પણ જેમની ચૈતન્ય શક્તિ જાગ્રત હતી એવા પરમાત્માએ પોતાના આત્માને અસદ્રૂપ એટલે હોવા છતા ન હોય તેવો માન્યો ૨૪ તે દ્રષ્ટા પરમાત્માની દ્રષ્ટા અને દૃશ્યનું અનુસંધાન કરાવનારી અને કાર્ય તથા કારણ રૂપ શક્તિનું નામ માયા છે હે વિદુર! આ માયારૂપી શક્તિથી વ્યાપક એવા પરમેશ્વરે આ જગત ઉત્પન્ન કરેલું છે ૨૫ ચૈતન્ય શક્તિવાળા પરમાત્માએ પોતાના અંશભૂત અને પ્રકૃતિના અધિષ્ઠાતા પુરુષ રૂપે કાળશક્તિથી ક્ષોભ પામેલા ગુણવાળી માયામા પોતાનું સત્વ ને મિથ્યાભાસ મૂકયો છે ૨૬ ત્યાર પછી કાળે પ્રેરેલા અવ્યક્તથી એટલે માયાથી પોતાના દેહમા રહેલા જગતને પ્રકાશ કરનાર અજ્ઞાનનો નાશ કરનારૂ અને જ્ઞાનસ્વરૂપ મહત્તત્વ ઉત્પન્ન થયું ૨૭ ત્યાર પછી મહત્તત્ત્વ ચિદાભાસ, ગુણ અને કાળ, એ ત્રણને અધીન સર્વના અધ્યક્ષ એવા ભગવાનને તે દૃષ્ટિગોચર થયું અને તેમણે આ સૃષ્ટિ સૃજવાની ઇચ્છાથી પોતાના સ્વરૂપને વિકારવાળું કર્યું, ૨૮ અર્થાત્ મહત્તત્ત્વ વિકાર પામતા તેમાથી અહંકારતત્ત્વ ઉત્પન્ન થયું જે અહંકાર કાર્યનો, કારણનો અને કર્તાનો આશ્રય છે, કારણ કે, અહંકાર પાચ ભૂતો ઇંદ્રિયો અને મન, એ ત્રણના વિકારવાળો છે ૨૯ એટલા માટે અહંકાર સાત્વિક રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારનો છે વૈકારિક અહંકારમાથી મન ઉત્પન્ન થાય છે તથા જેનાથી શબ્દાદિક જણાય છે એવા ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ વૈકારિક અહંકારમાથી એટલે સાત્વિક અહંકારમાથી ઉત્પન્ન થયા. ૩૦

જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રિયો આ બંનેની રાજસ અહંકારમાંથી ઉત્પતિ થાય છે. તામસ અહંકાર વિકાર પામતા તેમાથી સૂક્ષ્મભૂત એટલે શબ્દ ઉત્પન્ન થયો. તેનું આશ્રયસ્થાન આકાશ છે એ સિદ્ધ થાય છે ૩૧ ત્યાર પછી ભગવાને કાળ અને માયાના અંશ રૂપે આકાશ તરફ દૃષ્ટિ કરી એટલે આકાશમાથી સ્પર્શ ઉત્પન્ન થયો અને તે પછી વિકાર પામ્યો એટલે તેમાથી વાયુની ઉત્પત્તિ થઈ, અર્થાત્ આકાશમાથી સ્પર્શ રૂપી તન્માત્રાદ્વારા વાયુનો જન્મ થયો ૩૨ તે પછી મહા બળવાળો વાયુ આકાશની સાથે વિકાર પામતા તેમાથી રૂપતન્માત્રાદ્વારા તેજની ઉત્પત્તિ થઈ, તે તેજ સર્વ લોકને પ્રકાશ કરનારુ છે ૩૩ ત્યાર પછી તેજ વાયુની સાથે એકઠું થઈને ભગવાનની દૃષ્ટિથી વિકાર પામ્યુ, તેમાથી કાળ, માયા અને ચિદાભાસના યોગથી રસ, રૂપ, ગુણવાળું જળ ઉત્પન્ન થયું ૩૪ તે પછી તેજની સાથે રહેલા જળે પરબ્રહ્મની દૃષ્ટિથી વિકાર પામતા કાળ, માયા અને ચિદાભાસના યોગથી ગંધગુણવાળી પૃથ્વીને ઉત્પન્ન કરી ૩૫ હે વિદુર! આકાશાદિક પંચ મહા ભૂતોમા એકેક પછીના તત્ત્વોમા પૂર્વ પૂર્વના તત્ત્વો કારણ રૂપે રહેલા છે તેથી પૂર્વ પૂર્વ તત્ત્વોના કરતા પછી પછીના તત્ત્વોના સંખ્યાનુસાર અધિક ગુણો જાણવા જેમકે, આકાશની સાથે બીજા કોઈ પણ ભૂતનો સંબંધ નથી એટલે તેનો ગુણ માત્ર એક શબ્દજ છે વાયુની સાથે આકાશનો કારણરૂપે સંબંધ છે તેથી વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ છે તથા પૂર્વના તત્ત્વમાથી ઉતરી આવેલો શબ્દ ગુણ છે, એમ બે ગુણ તેમા રહેલા છે તેજને વાયુ તથા આકાશનો સંબંધ હોવાથી સ્પર્શ તથા શબ્દ એ બે ગુણો આગંતુક છે અને તેજનો અસાધારણ ગુણ રૂપ છે પાણીને તેજ વાયુ, તથા આકાશનો કારણ રૂપે સંબંધ હોવાથી રૂપ, સ્પર્શ તથા શબ્દ ગુણો આગંતુક છે અને તેનો અસાધારણ ગુણ રસ છે પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશનો કારણરૂપે સંબંધ હોવાથી તેમા રસ, રૂપ, સ્પર્શ, શબ્દ એ ગુણો આગંતુક છે અને પૃથ્વીનો અસાધારણ ગુણ ગંધ છે. ૩૬ હે મહાશય! ઉક્ત મહ-

તત્ત્વાદિકના અભિમાની દેવતાઓ કાળ એટલે વિકાર, માયા એટલે વિક્ષેપ અને અંશ એટલે ચેતના, વગેરે ગુણો સર્વને ધારણ છે અને તે સર્વે વિષ્ણુ ભગવાનના અંશભૂત છે તે સર્વે સમાન હોવાથી એક બીજાથી–એક એકથી જુદા રહેવાને લીધે પોતાની ક્રિયા કરવામા સમર્થ ન હતા માટે તેઓએ બે હાથ જોડી વ્યાપક એવા પરમેશ્વરની આ પ્રમાણે સ્તુતિ કરી ૩૭

દેવતાઓ સ્તુતિ કરે છે–હે દેવ ! શરણાગતના તાપને શાત કરવામા છત્ર સમાન આપના ચરણારવિન્દને અમે નમીએ છીએ તમારા ચરણના મૂળનો આશ્રય કરનારા સંન્યાસીઓ સંસારના દુ ખોને પરિશ્રમ વિના ફેડી શકે છે ૩૮ હે પિતા ! હે ઈશ્વર ! આ સંસારમા અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ નામના ત્રણ તાપોથી પીડાતા મનુષ્યો અંતઃકરણથી સુખ પામતા નથી, માટે હે ભગવાન ! અમે તમારી સદ્વિદ્યાવાળા ચરણની છાયાનો આશ્રય કરીએ છીએ, કે જેથી અમને સર્વદા જ્ઞાનનો લાભ થાય ૩૯ ઋષિઓ સંસારના વિષયોથી રહિત એવા શુદ્ધ અંતઃકરણમા તમારૂં મુખકમળ જેનો માળો છે એવા વેદરૂપી પક્ષીઓદ્વારા તમને શોધે છે વળી પવિત્ર ચરણારવિંદવાળા આપના ચરણને અમે શરણે આવ્યા છીએ આપના ચરણારવિંદ પ્રાણીઓના પાતકને દૂર કરનારા ગંગાજીના ઉત્પત્તિસ્થાન રૂપ છે ૪૦ તમારા ચરણારવિંદ ઉપર શ્રદ્ધા રાખવાથી તેમજ શ્રવણથી થયેલી ભક્તિથી શુદ્ધ એવા અંતઃકરણમા આપનું ધ્યાન કરવાથી જ્ઞાન અને વૈરાગ્ય મેળવી તેના બળથી મનુષ્યો ધીર થાય છે. તે તમારા ચરણારવિંદના પાદપીઠ આગળ અમે શરણે આવ્યા છીએ ૪૧ હે પરમેશ્વર ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવા માટે નાના પ્રકારના અવતાર ધારણ કરનાર આપના ચરણારવિંદને અમે સર્વે શરણે આવ્યા છીએ, કારણ કે, આપના ચરણારવિંદનુ સ્મરણ કરવાથી ભક્તજનોને અભયદાન મળે છે ૪૨ ઉપકરણોની સાથે આ દેહ અને ઘર મિથ્યા છે છતા પણ તેના ઉપર 'આ મારૂં', આ હું છું,' એવો જેમને દુરાગ્રહ બંધાયો છે તે પુરુષોના શરીરમા આપ સાક્ષી રૂપે વાસ કરો છો તોપણ તેનાથી તમારા ચરણારવિંદ ઘણાજ દૂર રહે છે, એવા આપના ચરણારવિંદને હે ભગવન્ ! અમે સેવીએ છીએ ૪૩ હે મહા કીર્તિવાળા ઈશ્વર ! જેમનુ મન બહિર્મુખ એવી ઇન્દ્રિયોથી વિષયાદિકમા ફર્યા કરે છે તે પુરુષો તમારા અવતારોની લીલાવાળી કથાઓનુ ગાન કરવાથી શોભાયમાન એવા ભક્તજનોને દેખતા નથી ૪૪ હે દેવ ! તમારી કથાઓ રૂપી અમૃતના પાનથી વૃદ્ધિ પામેલી ભક્તિથી જેમનુ અંતઃકરણ શુદ્ધ થયેલુ છે એવા પુરુષો વૈરાગ્યના ફળ રૂપ ઉત્તમ જ્ઞાનને સંપાદન કરી જે રીતે પરિશ્રમ વિના વૈકુંઠલોકમા જાય છે, ૪૫ તે રીતે ધીર પુરુષો પણ તમારા વિષે મનને સ્થિર કરી સમાધિયોગના બળથી બળવાન એવી માયાનો પરાજય કરી આપ પુરુષપુરુષને પામે છે, પરંતુ તેમને મહામહેનતે મોક્ષ મળે છે, પણ તમારી સેવાથી તમારા ગુણાનુવાદો સાભળવાથી તથા તમારૂં મનન કરવાથી પરિશ્રમ વિના મોક્ષ પ્રાપ્ત થાય છે ૪૬ હે આદિપુરુષ ! અમે તમારા છીએ અને તમે જગતની રચના કરવાની ઈચ્છાથી અમને ત્રણ ગુણોમાથી ઉત્પન્ન કર્યા છે અને અમારા ભિન્ન ભિન્ન સ્વભાવ હોવાથી અમે સર્વે જુદા રહીએ છીએ તેથી આપની ક્રીડાને સાધનભૂત બ્રહ્માંડ રચવાના ઉપસ્કરણ અર્પણ કરવાને સમર્થ નથી ૪૭ હે અજન્મા હરિ ! અમે તે સમયે તમને જે પ્રમાણે સર્વ બલિદાન અર્પણ કરી શકીએ તથા અમે જે પ્રમાણે અન્નનો ઉપભોગ કરી શકીએ અને જે સ્થાનમા રહેલા સર્વ જીવો નિર્વિઘ્ન રીતે તમને તથા અમને બન્નેને બલિદાન અર્પણ કરીને પોતે અન્નનો આહાર કરે, તે પ્રમાણે કરવા સારૂં અમને શક્તિની સાથે આપનુ જ્ઞાન આપો ૪૮ આપે અમારા તથા કાર્યોપાધિવાળા આ સર્વે જીવોની આજીવિકા અવશ્ય ઉપજાવવી જોઈએ, કારણ કે, કારણ રહિત એવા અમારા તથા સર્વે દેવતાઓના આદિ કારણરૂપ આપ છો, તથા વિકાર રહિત છો, અધિષ્ઠાતા દેવ છો અને પુરાણ પુરુષ છો. વળી હે દેવ ! અજન્મા એવા તમેજ સત્વાદિક ગુણની અને જન્માદિકમા નિમિત્તભૂત કર્મોના કારણ રૂપ અનાદિ માયામાં મહત્તત્ત્વ

રૂપી સત્વ મૂકો છો. ૪૯ હે આત્મસ્વરૂપ ભગવન્! અમે અને મહત્તત્ત્વ વગેરે સૌ જે કાર્ય કરવા સારૂ ઉત્પન્ન થયા હોઇએ તે તમારૂં શું કામ કરીએ તે કહો? સૃષ્ટિ કરવી હોય તો અમને શક્તિ સાથે આપનું અખંડ જ્ઞાન આપો કે જે જ્ઞાનશક્તિદ્વારા તથા ક્રિયાશક્તિદ્વારા અમે તમારા અનુગ્રહને પાત્ર થઈ આ સૃષ્ટિની રચના કરવા માટે સમર્થ થઇએ ૫૦

> ततो वयं मत्प्रमुखा यदर्थे
> बभूविमात्मन् करवाम किं ते ।
> त्वं नः स्वचक्षुः परिदेहि शक्त्या
> देव क्रियार्थे यदनुग्रहाणाम् ॥ ५० ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे
पञ्चमोऽध्यायः

## અધ્યાય ૬ ઠ્ઠો. §

### વિરાટપુરુષની ઉત્પત્તિ તથા અધિદૈવાદિકના ભેદ.

ऋषिरुवाच

> इति तासां स्वशक्तीनां सतीनामसमेत्य स ।
> प्रसुप्तलोकतन्त्राणां निशाम्य गतिमीश्वरः ॥१॥

મૈત્રેય કહે છે–જેમા જીવોના પોતાના સાધનો સૂક્ષ્મ રૂપે રહેલા છે એવી ઈશ્વરની પોતાની શક્તિ રૂપ મહત્તત્ત્વ વગેરે જુદા જુદા હોવાથી વિશ્વની રચના કરવાને સમર્થ થતા નથી ભગવાન તેમની આવી સ્થિતિ જોઈને, ૧ કાળદ્વારા જાગ્રત થનારી શક્તિનો–માયાનો આશ્રય કરીને ઉરૂક્રમ એવા ભગવાને અંતર્યામીપણાથી એકજ વખત તે ત્રેવીસ તત્ત્વોમા મહત્તત્ત્વ, અહંકાર તત્ત્વ, પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, અને અગિયાર ઇંદ્રિયો એમ ત્રેવીસ તત્ત્વોના સમુદાયમા પ્રવેશ કર્યો. ૨ ભગવાને ક્રિયાશક્તિ દ્વારા એ સર્વે તત્ત્વોમા પ્રવેશ કર્યા પછી તે તત્ત્વોની ક્રિયા અથવા તો જીવોના અદૃષ્ટો, જે માયામા લીન હતા તે સર્વને જાગ્રત કર્યા અને તે સર્વ તત્ત્વો ભિન્ન ભિન્ન હતા તેમને એક સાથે જોડ્યા ૩ તે પછી તે મહત્તત્ત્વ આદિક ત્રેવીસ તત્ત્વો ક્રિયાશક્તિ દ્વારા જાગ્રત થયા પછી પરમેશ્વરની પ્રેરણાથી તેમણે વિરાટ દેહને ઉત્પન્ન કર્યો ૪ વિશ્વને સૃજનારો મહત્તત્ત્વ આદિ સઘળો સમુદાય પોતાને વિષે પ્રવેશ કરી પરમેશ્વરના સંબંધથી પરસ્પર ત્યાં એકઠો થઈને પોતાના અંશથી વિરાટ દેહના આકારમા પરિણામ પામ્યો. જે વિરાટ દેહમા સ્થાવર–જંગમાત્મક સર્વ લોક રહેલા છે ૫ અધિપુરુષને નામે પ્રખ્યાત હિરણ્યમય પુરુષ હજાર વર્ષ સુધી પોતાની સાથે શયન કરનારા જીવસમૂહની સાથે બ્રહ્માંડની અંદર રહેલા પાણીમા વસે છે ૬ તે ઉપર કહેલા સર્વ તત્ત્વોના કાર્ય રૂપ વિરાટમૂર્તિએ જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને આત્મશક્તિ સંપન્ન થઇને એક રૂપે દશ તથા ત્રણ રૂપે આત્માના વિભાગ કર્યા, અર્થાત્ જ્ઞાનશક્તિદ્વારા હૃદયાવચ્છિન્ન ચૈતન્ય સ્વરૂપે એક પ્રકારના થયા ક્રિયાશક્તિ દ્વારા પ્રાણસ્વરૂપે દશ પ્રકારના એટલે પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય, એમ દશ પ્રકારના થયા આત્મશક્તિદ્વારા એટલે ભોક્તૃત્વ સ્વરૂપે અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂતના ભેદે કરીને ત્રણ પ્રકારના થયા. ૭ વિરાટનો અભિમાની પુરુષ સર્વ પ્રાણીઓનો આત્મા છે અને પરમાત્માનો પહેલો અવતાર છે, કારણ કે, સમસ્ત સૃષ્ટિ તેના અંશમાથી ઉત્પન્ન થાય છે અને તે પરમાત્માના અંશ રૂપ છે જેમા આ સર્વ પ્રાણી સમુદાય જોવામા આવે છે ૮ તે વિરાટ પુરુષ આત્મશક્તિદ્વારા અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂત એ ત્રણની સાથે રહેવાથી ત્રણ પ્રકારના છે, ક્રિયાશક્તિદ્વારા પ્રાણાદિક સ્વરૂપ હોવાથી અને જ્ઞાનશક્તિ દ્વારા હૃદયાવચ્છિન્ન ચૈતન્ય સ્વરૂપ હોવાથી એક પ્રકારના છે ૯ અંતર્યામી એવા પરમ પુરુષે વિશ્વને સૃજનારા મહત્તત્ત્વાદિકની વિજ્ઞપ્તિને ધ્યાનમા લઇ વિવિધ વ્યવહારના લાભ માટે પોતાના તેજથી વિરાટ દેહને પ્રકટ કર્યો ૧૦ હે વિદુર! વિચાર કરતા વિરાટ દેહમા તત્ત્વોને રહેવાના કેટલાક સ્થાનો થયા તે તમને કહું તે સાંભળો. ૧૧

વિરાટ પુરુષને પ્રથમ મુખ થયું, તે સ્થાનમા

§ આ અધ્યાયમા મહત્તત્ત્વાદિકમા પ્રવેશ કરી તે દ્વારા ધારણ કરેલી વિરાટ શરીરની ઉત્પત્તિ અને અધિદૈવ અધ્યાત્મ તથા અધિભૂતના સ્વરૂપ વર્ણવેલા છે

લોકપાળ અગ્નિ પોતાની શક્તિ વાણીની સાથે આવીને વસ્યા, જે વાણીને લીધે જીવ શબ્દનો ઉચ્ચાર કરી શકે છે. ૧૨ ત્યાર પછી શ્રીહરિ રૂપ વિરાટને તાળવું થયું, તે સ્થાનમા લોકપાળ વરુણ પોતાની જિહ્વા ઇંદ્રિય નામની શક્તિ સાથે આવીને વસ્યા, જે ઇંદ્રિયથી સ્વાદ(છ રસનો અનુભવ) લઈ શકાય છે ૧૩ ત્યાર પછી વિરાટ પુરુષને બે નાસિકાના દ્વાર ઉત્પન્ન થયા, તે સ્થાનમા અશ્વિનીકુમાર ઘ્રાણેંદ્રિય નામની શક્તિ સાથે આવીને વસ્યા જેથી જીવને ગંધનું જ્ઞાન થાય છે ૧૪ તે પછી વિરાટ પુરુષને બે આંખો ઉત્પન્ન થઇ તેમા લોકપાળ વિશ્વકર્મા ચક્ષુરિંદ્રિય નામની શક્તિ સાથે આવીને વસ્યા, જે ઇંદ્રિયથી જીવને રૂપનું જ્ઞાન થાય છે ૧૫ ત્યાર પછી વિરાટને ત્વચા ઉત્પન્ન થઈ તેમા લોકપાળ વાયુએ પ્રાણશક્તિ સાથે પ્રવેશ કર્યો, જેથી જીવને સ્પર્શનુ જ્ઞાન થાય છે ૧૬ ત્યાર પછી વિરાટ ભગવાનને બે કાન ઉત્પન્ન થયા તેમા દિશાએ પોતાની શ્રોત્ર ઇંદ્રિય સાથે પ્રવેશ કર્યો તેથી તે શબ્દ સાભળી શકે છે ૧૭ ત્યાર પછી તેને ત્વચા ઉત્પન્ન થઇ તેમા સર્વ ઓષધિઓએ પોતપોતાના અંશોની સાથે પ્રવેશ કર્યો, જેથી જીવ ખણુજ તથા સ્પર્શથી થતા સુખદુ ખનો અનુભવ કરે છે. ૧૮ ત્યર પછી વળી વિરાટ પુરુષમા પ્રજાપતિએ પોતાના અંશ રૂપે વાસ કર્યો, તે ઉપસ્થ ઇંદ્રિયથી વિષયાનંદનો અનુભવ થાય છે. ૧૯ ત્યારપછી વિરાટ પુરુષને ગુદા ઉત્પન્ન થઈ તેમા લોકપાળ મિત્રદેવે પોતાની પાયુ ઇંદ્રિય સાથે પ્રવેશ કર્યો, તેથી મળનો ત્યાગ થાય છે ૨૦ પછી તેને બે હાથ ઉત્પન્ન થયા તેમા સ્વર્ગના પતિ ઇંદ્ર પોતાની વેચવુંલેવુ વગેરે શક્તિની સાથે રહે છે, તેથી પોતાની આજીવિકા ચલાવી શકે છે ૨૧ તે પછી વિરાટ પુરુષને બે પગ ઉત્પન્ન થયા તેમા વિષ્ણુએ પોતાની ગતિરૂપી શક્તિ સાથે પ્રવેશ કર્યો, તેથી જીવ ચલનવલન કરી શકે છે. ૨૨ ત્યાર પછી વિરાટ પુરુષને બુદ્ધિતત્વ ઉત્પન્ન થયુ, તે સ્થાનમા બૃહસ્પતિએ પોતાની જ્ઞાનશક્તિ સાથે પ્રવેશ કર્યો, જેથી જાણુવા યોગ્ય વિષયનું તેને જ્ઞાન થાય છે ૨૩ ત્યાર પછી વિરાટ પુરુષને હૃદય ઉત્પન્ન થયુ તે સ્થાનમાં ચદ્રે મનની સાથે પ્રવેશ કર્યો, જે મનથી જીવ સંકલ્પવિકલ્પરૂપી વિકારને પામે છે. ૨૪ તે પછી વિરાટ પુરુષને અહંકાર ઉત્પન્ન થયો. તે સ્થાનમાં રુદ્રદેવે અભિમાન સાથે પ્રવેશ કર્યો, જે અભિમાનથી જીવ સઘળી ક્રિયાઓ કરે છે ૨૫ પછી વિરાટ પુરુષને ચિત્ત ઉત્પન્ન થયુ અને તેમા બ્રહ્માએ પોતાથી ચેતનાશક્તિથી પ્રવેશ કર્યો જેથી જીવને વિજ્ઞાનનો અનુભવ થાય છે ૨૬ તેના મસ્તકમાથી સ્વર્ગ, બે ચરણમાથી પૃથ્વી અને નાભિમાંથી આકાશ ઉત્પન્ન થયુ, જેમા ત્રણ ગુણના પરિણામ રૂપે દેવો અને મનુષ્યો વગેરે જોવામા આવે છે ૨૭ દેવતાઓ સત્વગુણના આધિક્યને લીધે સ્વર્ગમા જઈને વસ્યા. મનુષ્યો તથા તેના ઉપયોગમા આવતાં ગાય, ઘોડા વગેરે પ્રાણીઓ રજોગુણના વધારાથી પૃથ્વી ઉપર આવીને વસ્યા, ૨૮ તથા રુદ્રના પાર્ષદો ભૂતાદિક સર્વ તમોગુણના આધિક્યને લીધે આકાશ તથા પૃથ્વીના મધ્ય ભાગમા આવેલા ભગવાનના નાભિરૂપ અંતરિક્ષમા રહ્યા ૨૯

વળી હે કૌરવ ! વિરાટ પુરુષના મુખમાથી વેદ અને બ્રાહ્મણ ઉત્પન્ન થયા. બ્રાહ્મણ પરમાત્માના મુખમાથી ઉત્પન્ન થવાને લીધે ચારે વર્ણમા મુખ્ય તથા ગુરુ ગણાય છે ૩૦ વિરાટ પુરુષના બાહુઓથી પાલન રૂપી આજીવિકા કરનારી ક્ષત્રિય જાતિ ઉત્પન્ન થઇ. વિરાટના બાહુથી ઉત્પન્ન થયેલી તથા વિષ્ણુના અંશ રૂપ ક્ષત્રિય જાતિ ચારે વર્ણની રક્ષા કરે છે ૩૧ તે પછી વિરાટ ભગવાનની સાથળમાંથી લોકોની આજીવિકામા ઉપયોગી એવી ખેતીવાડી કરનારી વૈશ્ય જાતિ ઉત્પન્ન થઈ ભગવાનની સાથળમાંથી ઉત્પન્ન થયેલી વૈશ્ય જાતિ પોતાના કાર્યથી લોકોની આજીવિકા સિદ્ધ કરે છે ૩૨ તેમના બે ચરણમાથી સેવા ધર્મ કરવા માટે શૂદ્ર જાતિ ઉત્પન્ન થઇ છે આ પ્રમાણે સેવા કરવા માટે થયેલી શૂદ્ર જાતિની સેવા કરવી, એ આજીવિકા છે, તેની સેવાવૃત્તિથી ભગવાન પ્રસન્ન થાય છે. ૩૩ વળી આ પ્રમાણે ચારે વર્ણો પોતાના ધર્મ પ્રમાણે શ્રદ્ધાથી અંતઃકરણને શુદ્ધ કરવા માટે પોતાના ગુરુ શ્રીહરિનું યજન કરે છે; કારણ કે, ભગવાન ગુરુ

હોવાથી ઉત્પન્ન કરનારા અને મુક્તિ આદિ આપનારા હોવાથી આરાધનને યોગ્ય છે. એ તેઓનો મુખ્ય ધર્મ છે ૩૪ હે વિદુર ! કાળ, કર્મ, તથા સ્વભાવ રૂપી શક્તિવાળા ભગવાનનુ વિરાટ સ્વરૂપ તેમની યોગમાયાના પ્રભાવથી ઉત્પન્ન થયુ છે, તેનું સંપૂર્ણ રીતે વર્ણન થવુ શકય નથી, ૩૫ તોપણ હે વિદુર ! બીજા વિષયોનું વર્ણન કરવાથી અપવિત્ર થયેલી વાણીને પવિત્ર કરવાને સાભળ્યા પ્રમાણે તથા મારી બુદ્ધિ પ્રમાણે હું તમારી આગળ શ્રીહરિના યશ ગાઇશ ૩૬ પવિત્ર કીર્તિવાળા પુરુષોના મુગટ રૂપી ભગવાનના ગુણ ગાવા એ પુરુષોની વાણીનો મુખ્ય લાભ છે તથા વિદ્વાનોએ ગાયેલા ભગવાનની કથા રૂપી અમૃતથી કાનને ભરી દેવા, એ કાનની સાર્થકતા છે, એમ મહાત્માઓ કહે છે ૩૭ હે વિદુર ! આદિ કવિ બ્રહ્મા પણ એક હજાર વર્ષ સુધી સમાધિ ચઢાવી તેનાથી પરિપકવ થયેલી બુદ્ધિથી ભગવાનનો મહિમા આટલો છે, એમ શુ જાણીને કહી શકયા નથી ? ૩૮ વળી ભગવાનની માયા માયાવી પુરુષોને મોહ કરનારી છે કારણ કે, શ્રીહરિ પોતે પણ પોતાની માયાની ગતિને જાણતા નથી તો બીજાઓ તો કેમ જાણી શકે ? હે વિદુર ! જે ભગવાનને જાણવા માટે પ્રવૃત્ત થયેલી વાણી મન સાથે તેમને શોધતા તે ન મળવાથી પાછી ફરે છે, તેમ અહંકારના અધિષ્ઠાતા રુદ્ર, ઇદ્રિયોના અધિષ્ઠાતા દેવતા અને બીજાઓ પણ જેમને જાણી શકતા નથી તે હુંસેય ભગવાનને હુ નમસ્કાર કરુ છુ. ૪૦

**यतोऽप्राप्य निवर्तन्ते वाचश्च मनसा सह ।**
**अहं चान्य इमे देवास्तस्मै भगवते नमः ॥ ४० ॥**

**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे षष्ठोऽध्यायः**

## અધ્યાય ૭ મો. §

### અવિદ્યાથી જીવેશ્વરનો ભેદ.

**श्रीशुक उवाच**

**एवं ब्रुवाणं मैत्रेयं द्वैपायनसुतो बुधः ।**
**प्रीणयन्निव भारत्या विदुरः प्रत्यभाषत ॥ १ ॥**

શુકદેવ બોલ્યા—હે રાજન્ ! આ પ્રમાણે મૈત્રેયે કહ્યું એટલે દ્વૈપાયનના પુત્ર વિદુર મૈત્રેયને પ્રસન્ન કરે એવી મધુર વાણીએ આ પ્રમાણે પૂછવા લાગ્યા.

વિદુર પૂછે છે—હે બ્રહ્મન્ ! ચૈતન્યસ્વરૂપ નિષ્ક્રિય ને નિર્ગુણ હોવાથી બ્રહ્માને ક્રિયા સાથે અને ગુણો સાથે સંબંધ નથી કદી એમ માનીએ કે લીલાથી ગુણ સાથે અને ક્રિયા સાથે સંબંધ છે તો લીલાદ્વારા નિર્ગુણ અને નિષ્ક્રિય ભગવાનમા કેવી રીતે ગુણોનો અને ક્રિયાનો સંબંધ સંભવે ? ૨ હે મુનિ ! બાળકની માફક ભગવાનની લીલાયુક્તિ સિદ્ધ થઇ શકે નહિ, કારણ કે, બાળકની રમતમા જે પ્રવૃત્તિ થાય છે તેનું કારણ તેની ઇચ્છા તથા કોઇ બીજી વસ્તુ અથવા પ્રેરણા હોય છે, પરંતુ ઇશ્વર તો પોતેજ પૂર્ણકામ છે તેમને કોઇપણ જાતની ઇચ્છા કે વાસના નથી હોતી એટલે તેમને કેવી રીતે ઇચ્છા થાય ? તે સદા સંગ રહિત છે અને તેથી જ પોતે અદ્વિતીય છે, માટે તેમને ક્રીડા કરવાની કેવી રીતે ઇચ્છા થાય ? ૩ ભગવાન નારાયણ જીવને કર્તૃત્વ, ભોકતૃત્વાદિક રૂપે મોહ ઉત્પન્ન કરનારી, જે ગુણરૂપ પોતાની માયાથી આ વિશ્વને ઉત્પન્ન કરે છે, તેજ માયાવડે પાળે છે તથા તેનો ફરીને સંહાર કરે છે ૪ જે જીવ છે તે પરબ્રહ્મ રૂપ છે, તે જીવ સર્વ વ્યાપક હોવાથી દીપપ્રભાની પેઠે તેનો દેશથી લોપ થતો નથી, નિત્ય હોવાથી વીજળીની પેઠે તેનો કોઇ પણ કાળે નાશ થતો નથી, તેમ અવિકારી હોવાથી સ્મૃતિની પેઠે અવસ્થાથી પણ નાશ થતો નથી, સત્યસ્વરૂપ હોવાથી સ્વપ્નની પેઠે તેનો નાશ થતો નથી, અદ્વિતીય રૂપ હોવાથી ઘટાદિકની પેઠે બીજો કોઈ તેનો નાશ કરી શકતો નથી. આ પ્રમાણે દેશાદિકથી જેમની જ્ઞાનશક્તિનો નાશ થતો નથી એવા અખંડ જ્ઞાનશક્તિવાળા પરમાત્મા રૂપ જીવાત્માને અવિદ્યા સાથે કેવી રીતે સંબંધ ઘટે ? ૫ તે જીવાત્મા સર્વ શરીરમા ભોક્તા રૂપે રહેલો હોવા છતા તે વસ્તુતાએ બ્રહ્મ રૂપ છે, તેથી આનંદ વગેરેનો નાશ ને કર્મોથી થતો કલેશ

§ આ અધ્યાયમા વિદુરજી જીવાત્માને કેવી રીતે અવિદ્યાનો સંબંધ થાય છે, એમ પૂછે છે અને ઋષિ તેમને વિશેષ વિજ્ઞાનનો ઉપદેશ આપે છે

તેમને કેમ સંભવે ? કારણ કે તેમને કર્મની સાથે સંબંધ હોય તો ઈશ્વરમા પણ તેનો સબંધ ઘટે હે મૈત્રેય ! આ જ્ઞાનરૂપી સંકટમા ગોથા ખાતું મારૂં મન ખેદ પામે છે, માટે હે વિભો ! આપ મારા મનના સંદેહને દૂર કરો ૧–૭

શુકદેવ કહે છે—આ પ્રમાણે પરમાત્માના તત્વ સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા વિદુરે મૈત્રેયઋષિને પૂછયુ, એટલે ગર્વ રહિત મૈત્રેય જ્ઞાનનો ગર્વ દર્શાવતા હોય તેમ વિદુરને આ પ્રમાણે કહેવા લાગ્યા ૮

મૈત્રેય બોલ્યા—હે વિદુર ! માયારહિત પરમેશ્વરને માયાનુ બંધન છે તથા કૃપણતાનો સંબંધ છે એવો તર્ક કરવો, એ પણ ભગવાનની એક માયા છે, જે માયા તર્કવડે તેનાથી વિરૂદ્ધ છે ૯ જેમ સ્વપ્નને જોનારા પુરુષને મસ્તક કપાયા વગર સ્વપ્નમા પોતાનું મસ્તક કપાયુ હોય એવો મિથ્યાભાસ થાય છે તેમ જીવને પણ બંધન તથા કૃપણતા વસ્તુતાએ મિથ્યા છે તોપણ માયાથી સાચા હોય તેમ જણાય છે ૧૦ દેહના બંધનાદિક ધર્મો જીવમા છે પરંતુ ઈશ્વરમા નથી જેમ ચંદ્રમાનુ મંડળ જળમા પ્રતિબિંબ રૂપે પડતુ હોય ત્યારે કંપનાદિક ધર્મો જો કે ખરી રીતે ચંદ્રના બિંબમા નથી તોપણ પાણીની ઉપાધિથી દેખાય છે, પરંતુ આકાશમા રહેલા ચન્દ્રમાના બિંબમા દેખાતા નથી તેમ અનાત્મ દેહાદિકના ધર્મ વસ્તુતાએ મિથ્યા છે તે દેહાભિમાની જીવમા જોવામા આવે છે, પરંતુ દેહાભિમાન રહિત ઈશ્વરમા જોવામા આવતા નથી ૧૧ વળી આત્મામા થયેલુ તે દેહાભિમાન નિવૃત્તિ ધર્મથી, વાસુદેવની કૃપાથી તથા ભગવાનના ભક્તિયોગથી ધીરે ધીરે દૂર થાય છે ૧૨ જ્યારે દ્રષ્ટારૂપ પરમાત્મામા મનુષ્યની ઇંદ્રિયો લય પામે છે, ત્યારે નિદ્રાવશ થયેલા પુરુષના સુષુપ્તિ અવસ્થામા સર્વ કલેશો દૂર થાય છે, તેમ તેના સર્વ કલેશો દૂર થાય છે ૧૩ ઉપર કહ્યા પ્રમાણે પરમાત્માના ગુણો ગાવાથી તથા સાંભળવાથી જ્યારે સર્વ કલેશો નાશ પામે છે ત્યારે ભગવાનના ચરણારવિંદના પરાગની સેવામા પ્રેમ કર્યો હોય તો કલેશ નાશ પામે એમા શું કહેવુ ? ૧૪

વિદુર કહે છે—હે ભગવન મૈત્રેય ! ઈશ્વર અને જીવ એ બન્ને જ્ઞાન સ્વરૂપ છે. તેમાં ઈશ્વરને કર્તાપણુ અને જીવને સંસાર એવી વિષમતા કેમ હશે ? તેનો મને જે સંશય હતો તે તમારા યુક્તિયુક્ત વચનોથી દૂર થયો હે ભગવન્ ! મારૂ મન ઈશ્વરની સ્વતંત્રતામા અને જીવની પરતંત્રતામાં સારી પેઠે જણીતું થયુ છે ૧૫ જેમ સ્વપ્નમા મસ્તક કપાયું, એવો મિથ્યાભાસ થાય છે, તેમ જીવના સ્વરૂપને આવરણ કરનારી ઈશ્વરની માયાને લીધે જીવમા દીનતા, બંધન વગેરે જોવામા આવે છે, તે પણ મિથ્યા અને નિર્મૂળ ભાસે છે એવુ તમે કહ્યુ, તં યુક્તજ છે, કારણ કે આ વિશ્વનુ મૂળ સ્વસ્વરૂપના અજ્ઞાનની બહાર નથી ૧૬ હે મુનિ ! હુ અલ્પજ્ઞ છુ તેથી મને પ્રથમ સંશય ઉત્પન્ન થયો હતો અલ્પજ્ઞને સંશય થવો એ સહજ છે આ લોકમા જે મનુષ્ય અત્યંત મૂઢ એટલે દેહાદિકમા અત્યંત આસકત છે તથા જે મનુષ્ય પ્રકૃતિથી પર એવા પરમાત્માને પામ્યો છે તે બન્ને મનુષ્યને સંશયજન્ય કલેશ થતા નથી, પણ તે બન્ને જણ સુખમા જીવન ગુજારે છે પરંતુ જે પુરુષ દુ:ખને લીધે સંસારનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે, પણ સ્વસ્વરૂપાનંદના અભાવથી તેને તજી શકતો નથી, તે પુરુષ કલેશ પામ્યા કરે છે ૧૭ આ સંસાર કેવળ મિથ્યાજ પ્રતીત થાય છે એવો હવે મે નિશ્ચય કર્યો છે અને હવે તમારા ચરણની સેવાથી હું તે મિથ્યા પ્રતીતિને પણ દૂર કરૂ છું ૧૮ તમારા જેવા ભગવદ્ભક્તની સેવા કરવાથી મધુ દૈત્યના શત્રુ અને નિર્વિકાર એવા શ્રી ભગવાનના ચરણમાં જન્મ મરણાદિક દુ:ખનો નાશ કરનારી તીવ્ર પ્રેમભક્તિ થાય છે ૧૯ વૈકુંઠલોકની પ્રાપ્તિ કરાવનારા ભક્ત જનોની સેવા કરવી, એ અલ્પ તપવાળા પુરુષોને દુર્લભ છે, કારણ કે, જે ભગવદ્ભક્તના સંગમાં જનાર્દન એવા દેવના દેવ શ્રીભગવાનની નિત્ય કીર્તિ ગવાય છે ૨૦ સમર્થ એવા ભગવાને પૂર્વે મહત્તત્વાદિકોને ઇંદ્રિયોની સાથે અનુક્રમે સૃજ્યાં હતાં અને તેમાંથી વિરાટ દેહ સૃજીને પોતે તેમાં દાખલ થયા હતા. ૨૧ જે હજાર ચરણ, હજાર ઉરૂ અને હજાર બાહુવાળા

ભગવાનને આદિ પુરુષ કહે છે અને તે વિરાટના રૂપમા આ સર્વે લોકો યથાવકાશ રહે છે ૨૨ આપે કહ્યુ હતુ કે વિરાટ પુરુષમા દશ પ્રકારનો પ્રાણુ, ઇન્દ્રિયોના વિષયો અને તેના દેવતાઓ રહે છે તથા સહ, ઓજ અને બળ, એમ ત્રણ ભેદવાળો દશ પ્રકારનો પ્રાણુ પણ જેમા છે તથા જેનાથી બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો પણ અનુક્રમે ઉત્પન્ન થયા છે તે મે જાણ્યુ હવે આપ અમને વિરાટ પુરુષની વિભૂતિ કહો ૨૩

જે વિભૂતિ વિષે વિચિત્ર આકારવાળી પ્રજાઓ પોતાના પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર તથા ગોત્રજોથી વિટાઇને રહી છે અને જે પ્રજાથી આ વિશ્વ વ્યાપ્ત થયેલુ છે ૨૪ પ્રજાપતિઓના પણ પતિ એવા બ્રહ્માએ કયા કયા પ્રજાપતિઓને પૂર્વે ઉત્પન્ન કર્યા હતા? નવ પ્રકારની સૃષ્ટિને તેના ભેદ સાથે કેવી રીતે ઉત્પન્ન કરી હતી? અને મન્વતરના અધિપતિ એવા કયા કયા મનુઓને ઉત્પન્ન કર્યા હતા તે કહો ૨૫ વળી હે મૈત્રેય! એ મનુઓના વ શોના અને તેમના વ શજોના ચરિત્રો કહી સ ભળાવો જે લોકો પૃથ્વીની ઉપર તથા નીચે રહેલા છે તેમની રચના કેવી રીતની છે, તે કહો ભૂર્લોકનુ પ્રમાણુ બતાવો, પક્ષી, મનુષ્ય, દેવતા તથા પેટે ચાલનારા પ્રાણીઓની સૃષ્ટિનો વિભાગ તથા જરાયુજ, સ્વેદજ, અ ડજ અને ઉદ્ભિજ્જ જાતિના પ્રાણીઓની સૃષ્ટિના વિભાગો પણ અમને કહો ૨૬–૨૭ વળી માયાના ત્રણ ગુણનો આશ્રય કરીને અવતાર ધારણુ કરનારા, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા અને જગતનો આશ્રય કરનાર ભગવાનના ઉત્તમ પ્રકારના પરાક્રમો પણ અમને કહો. ૨૮ ચિહ્ન, આચાર તથા શમ દમાદિક સ્વભાવની સાથે વર્ણ વિભાગ અને આશ્રમવિભાગ કહો ઋષિઓના જન્મ, કર્મો અને વેદના વિભાગો કહો ૨૯ વળી હે પ્રભો! યજ્ઞનો વિસ્તાર કહો, યોગનો માર્ગ કહો, જ્ઞાન, જ્ઞાનના સાધનો તથા કપિલનું સાખ્યશાસ્ત્ર પણ સ ભળાવો ૩૦ પાખડીઓના માર્ગની વિષમ પ્રવૃત્તિ, નીચ જાતિના લોકોએ ઉત્તમ વર્ણની સ્ત્રીમા ઉત્પન્ન કરેલી પ્રજાનુ વર્ણન, જીવને ગુણુ તથા કર્મને લીધે જેટલી અને જે જે ગતિઓ મળતી હોય તે, ૩૧ ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પરસ્પર વિરોધ રહિત સાધનો, વ્યાપારની જુદી જુદી રીતિ અને રાજધર્મની જુદી જુદી નીતિ, શાસ્ત્ર શ્રવણુ કરવાની જુદી જુદી રીત, ૩૨ શ્રાદ્ધના વિધિ, પિતૃઓની ઉત્પત્તિ, ગ્રહ, નક્ષત્ર અને તારાઓની કાળચક્રમાં સ્થિતિ, ૩૩ દાનનુ ફળ, તપનું ફળ, યજ્ઞનું ફળ, વાવ કુવા આદિ નવાણુ ખોદાવવાનુ ફળ, પ્રવાસે ગયેલા મનુષ્યનો જે ધર્મ હોય તે તથા આ પત્તિમા પુરુષનો જે ધર્મ હોય તે, ૩૪ અને ધર્મના સ્રષ્ટા ભગવાન જેવા ધર્મોથી પ્રસન્ન થતા હોય તેવા ધર્મો તથા જેઓના ઉપર જનાર્દન ભગવાન પ્રસન્ન થાય છે તેવા દૈવી જીવો, એ સર્વ હે મૈત્રેય! મને વિસ્તારથી કહો. ૩૫ હે શ્રેષ્ઠ બ્રાહ્મણુ! ગરીબ ઉપર વત્સલતા રાખનાર ગુરુઓ પોતાની સેવા કરનાર શિષ્યોને તથા પુત્રોને તેમના પૂછ્યા વગર પણુ રહસ્ય કહે છે ૩૬ હે ભગવન્! તત્ત્વોનો કેટલા પ્રકારનો પ્રલય થાય છે? અને પ્રલય થયા પછી સેવકો જેમ નિદ્રાધીન રાજાની સેવા કરે છે, તેમ કેટલા તત્ત્વો જળમા શયન કરનારા પરમાત્માની સેવા કરે છે? અને કેટલા તત્ત્વો તેમની પાછળ શયન કરે છે? ૩૭ જીવનું સ્વરૂપ તથા પરમેશ્વરનુ સ્વરૂપ કેવુ છે? ઉપનિષદમા કહેલુ અભેદ જ્ઞાન કેવુ છે? તથા ગુરુ શિષ્યના ધર્મો શા છે? ૩૮ હે મૈત્રેય! વિદ્વાનોએ તે સર્વના જે સાધનો કહ્યા હોય તે સાધનો મને કહો ગુરુ વિના પોતાની મેળે પુરુષોને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય કેવી રીતે થાય? ૩૯ હે મહારાજ! અવિદ્યાથી જેનું જ્ઞાન નાશ પામેલુ છે એવો હું શ્રીહરિના ચરિત્રો જાણવા માટે તમને આ પ્રશ્નો પૂછુ છુ, આપ મને એ પ્રશ્નોના ઉત્તરો આપો. ૪૦ હે મુનિ! વેદો, યજ્ઞો, તપો અને દાનો, ઇત્યાંદિથી જીવને મોક્ષ રૂપી અભયદાન આપવુ એ તેની સોળમી કળાને પણ પહોંચતા નથી ૪૧

શુકદેવજી કહે છે–આ પ્રમાણે કુરુ વંશમાં ઉત્તમ એવા વિદુરે પુરાણમા રહેલા જાણવા યોગ્ય વિષયો મૈત્રેયને પૂછ્યા એટલે અત્યંત હર્ષાન્વિત ભગવાનની કથા કહેવાની જેમને પ્રેરણા કરવામાં

આવી હતી એવા મૈત્રેય મુખ મલકાવીને આ પ્રમાણે બોલ્યા. ૪૨

स इत्थमापृष्टपुराणकल्पः
कुरुप्रधानेन मुनिप्रधानः ।
प्रवृद्धहर्षो भगवत्कथायां
संचोदितस्तं प्रहसन्निवाह ॥ ४२ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
सप्तमोऽध्यायः

## અધ્યાય ૮ મો.*

### બ્રહ્માની ઉત્પત્તિ.

मैत्रेय उवाच

सत्सेवनीयो बत पूरुवंशो
यल्लोकपालो भगवत्प्रधान. ॥
बभूविथेहाजितकीर्तिमालां
पदे पदे नूतनयस्यभिक्ष्णम् ॥ १ ॥

મૈત્રેય કહે છે—ઓહોહો ! ! પુરુનો વંશ મહાપુરુષોએ સેવવા યોગ્ય છે, કારણ કે, ભગવાનનેજ મુખ્ય ગણનારા આપ પ્રજાપાલ તેના વંશમા જન્મ્યા છો, જે તમે અજીત એવા ભગવાનની કીર્તિમાળાને ક્ષણે ક્ષણે નવી કરો છો ૧ મનુષ્યો તુચ્છ એવા સાસારિક સુખોને અર્થે મોટા દુઃખ સહે છે, તેમના તે દુઃખોને દૂર કરવા હુ ભાગવત નામનું પુરાણ જગતમા પ્રવર્તાવુ છુ જે પુરાણ સાક્ષાત્ ભગવાન સંકર્ષણે સનત્કુમારાદિકને સભળાવ્યુ હતું. ૨ એકવાર વાસુદેવ ભગવાનના તત્ત્વને જાણવાને સનત્કુમાર વગેરે મુનિઓ પાતાળલોકમા બિરાજતા પોતાના આશ્રયરૂપ અને પરમાનદ સ્વરૂપ વાસુદેવ ભગવાનની ઉત્તમ રીતે પૂજા કરતા, અતરમા લીન કરેલા નેત્રકમળરૂપી કોશને સનત્કુમાર આદિ મુનિઓના ઉપદેશ માટે જરા ઉઘાડતા તથા હજારો મુગટમા જડેલા ઉત્તમ મણિઓના પ્રકાશથી જેમની હજારો ફેણો શોભતી હતી એવા આદિ પુરુષ ભગવાન સંકર્ષણની પાસે ગયા અને નાગકન્યાઓ પતિ મેળવવાની ઇચ્છાથી પ્રેમ સહિત નાના પ્રકારના બલિદાનો તથા પૂજનના ઉપચારોથી જેમના ચરણકમળના પાદપીઠનું પૂજન કરવા તત્પર થઇ હતી, તે ચરણકમળના પાદપીઠનો ગંગાજળથી ભીંજાયલા પોતાના જટાજુટથી સ્પર્શ કર્યો અને પછી સંકર્ષણનું ચરિત્ર જાણનાર તે કુમારો, પ્રેમને લીધે વચ્ચે પડદો પડે તેવી રીતે ગળગળા વચનથી વાર વાર તેમના ચરિત્રો ગાઈને તેમને ભગવાનની કથા પૂછવા લાગ્યા, એટલે મહા સામર્થ્યવાળા ભગવાન સંકર્ષણે નિવૃત્તિ ધર્મમા આસક્તિવાળા સનત્કુમારોને આ શ્રીમદ્ભાગવત કહ્યું અને હે વિદુર ! સાખ્યાયનના પૂછવાથી સનત્કુમારોએ વ્રત ધારણ કરનાર સાખ્યાયન ઋષિને કહી સંભળાવ્યુ ૩-૭ તે પછી પરમહંસનો ધર્મ પાળવામા મુખ્ય એવા સાખ્યાયન ઋષિએ ભગવાનની વિભૂતિઓનુ વર્ણન કરવાની ઇચ્છાથી પોતાને અનુકૂલ રહેનારા અમારા ગુરુ પરાશર તથા બૃહસ્પતિને ભાગવત પુરાણ સંભળાવ્યુ હતુ ૮ ત્યાર પછી ‡ પુલસ્ત્યે જેને પુરાણ પ્રસિદ્ધ કરવાનુ વરદાન આપેલુ હતું એવા દયાળુ પરાશર મુનિએ આ આદિ પુરાણ ભાગવત મને કહ્યુ છે, તેજ પુરાણ હે વત્સ ! હુ શ્રદ્ધાવાળા તથા મને અનુસરનારા એવા તને કહું છુ. ૯ આ વિશ્વ પ્રલય સમયે જ્યારે મહાસાગરના એકાકાર થયેલા પાણીમા ડુબી ગયુ હતુ, ત્યારે જેમની ચૈતન્યશક્તિ જાગ્રત હતી એવા સ્વસ્વરૂપના આનદમા મગ્ન રહેનારા તથા ક્રિયા રહિત એવા ભગવાન પોતે એકલાજ શેષની શય્યામા પોઢયા હતા, અને નિદ્રાના મિષથી નેત્રો મીંચી ગયા હતા ૧૦ અગ્નિ જેમ પોતાનો પ્રકાશ રોકી દઈને પોતાના નિવાસ સ્થાન કાષ્ઠમા ગુપ્ત રીતે રહે છે તેમ પોતાના દેહમાજ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ સૂક્ષ્મ ભૂતોને ધારણ કરનાર અને સૃષ્ટિ સૃજતી વેળા પો-

---

* આ અધ્યાયમા શેષશાયી ભગવાનની નાભિમાથી બ્રહ્મા ઉત્પન્ન થયા, તે ભગવાનને ઓળખતા ન હતા અને ગુચવાતા હતા, તેથી તપ કર, એવુ સાભળી તપ કરવા લાગ્યા, તે કથા કહેવાશે.

‡ પરાશરના પિતાને રાક્ષસ ખાઇ ગયો હતો, તે ઉપરથી પરાશરે રાક્ષસ યજ્ઞ કરવાનો આરંભ કર્યો હતો. તે વાતની વસિષ્ઠને ખબર પડી એટલે તેમણે પરાશરને યજ્ઞ કરતા અટકાવ્યા અને પુલસ્ત્યના પુત્રો મરતા બચ્યા, તેથી સંતુષ્ટ થઇ પુલસ્ત્યે પરાશરને વર આપ્યો કે, તમે પુરાણવક્તા થશો. વિષ્ણુ પુરાણ ૧-૧

તાની કાળશક્તિને પ્રેરણા કરનારા શેષશાયી ભગવાન પોતાના નિવાસ રૂપ મહાસાગરના જળમા પોઢી રહ્યા. ૧૧

ભગવાન પોતાની કાળ નામની શક્તિથી સર્વ ક્રિયાકલાપને સ્વાધીન કરી ચૈતન્ય શક્તિ સાથે સત્ય, દ્વાપર, ત્રેતા અને કલિ, એમ ચાર યુગ સુધી પ્રલય સમુદ્રના જળમા પોઢી રહ્યા પછી ભગવાને જોયુ તો પોતાના દેહમા સર્વ લોકોને લીન થયેલા જોયા ૧૨ પછી શેષશાયી ભગવાને લોકની રચના કરવા માટે સૂક્ષ્મ પદાર્થનો વિચાર કર્યો એટલે તે અત્યંત સૂક્ષ્મ પદાર્થ કાળને અનુકૂળ એવા રજોગુણથી ક્ષોભ પામીને સ્થૂલ સૃષ્ટિ કરવા માટે તે વખતેજ તેમના નાભિકમળમાથી ઉત્પન્ન થયો ૧૩ પ્રાણીઓના અદૃષ્ટને જાગ્રત કરનાર કાળથી જે સૂક્ષ્મ પદાર્થ એકાએક કમળના કોશરૂપે પ્રગટ થયો હતો તે વિષ્ણુથી ઉત્પન્ન થયો હતો અને તે કમળકોશ સૂર્યની પેઠે પોતાના તેજથી સાગરના વિશાળ જળને પ્રકાશ આપતો હતો ૧૪ ત્યાર પછી વિષ્ણુ કે જેમનાથી સર્વ પદાર્થોને પ્રકાશ કરનારુ લોકાત્મક કમળ ઉત્પન્ન થયુ હતુ, તેમણે તે કમળમા પ્રવેશ કર્યો, એટલે તે કમળમાથી વેદમય વિધાતા બ્રહ્મા પોતે ઉત્પન્ન થયા, જેમને લોકો સ્વયભૂ કહે છે ૧૫ તે કમળની કળીમા બેઠેલા બ્રહ્માએ કોઈ પણ લોકને દીઠો નહિ એટલે તેમણે પોતાની ડોક ચારે દિશામા ફેરવી અને નેત્રો ઉઘાડીને દિશાઓ તરફ જોયુ તેથી ચાર મુખ થયા ૧૬ પછી કમળ ઉપર બેઠેલા બ્રહ્માએ બહુ વાર વિચાર કર્યો, પરતુ તે પ્રલય સમયના પવનથી ઉછળતા અને મોટા મોજાવાળા મહાસાગરના પાણીમાથી ઉત્પન્ન થયેલા લોકાત્મક કમળને તથા પોતાના સ્વરૂપને યથાર્થ જાણી શકયા નહિ, ૧૭ એટલે બ્રહ્મા વિચાર કરવા લાગ્યાં કે 'હુ જે આ કમળ ઉપર બેઠો છુ, તે કોણ છુ?' આ એકજ કમળ પાણીમા ક્યાથી ઉત્પન્ન થયુ હશે? વળી આ કમળ પાણીમા જેને આધારે રહેલુ હશે તે નીચેના ભાગમા કોઈ સત્ય વસ્તુ હોવીજ જોઇએ. ૧૮

આ પ્રમાણે વિચાર કરીને અજન્મા એવા બ્રહ્મા કાંટાવાળા કમળના નાળના મૂળને શોધવા માટે નાળના છિદ્ર વાટે કમળમા નીચે ઉતર્યા અને પાણીમા પ્રવેશ કર્યો, પરંતુ કમળનુ મૂળ જણાયુ નહિ ૧૯ હે વિદુર! કમળના નાળમાં ગાઢ અંધારાની વચ્ચે પોતાના મૂળ કારણનો શોધ કરતાં કરતાં બ્રહ્માને સો વર્ષ જેટલો કાળ વીતી ગયો આ કાળ અજન્મા ભગવાનના સુદર્શન ચક્ર રૂપ ગણાય છે અને દેહધારીઓને ભય ઉત્પન્ન કરતો થકો તેમના આયુષ્યનો નાશ કરે છે ૨૦ આ પ્રમાણે શોધ કરવા છતા જ્યારે પોતાનો મનોરથ પાર પડ્યો નહિ, ત્યારે બ્રહ્મા ફરીને પોતાના કમલાસન ઉપર જઇને બેઠા અને પ્રાણાયામથી ધીરે ધીરે શ્વાસને રોકી ચિત્તનો નિરોધ કરીને સમધિયોગ ધારણ કર્યો ૨૧ તે યોગ સો વર્ષે સિદ્ધ થતા બ્રહ્માને ઉત્તમ પ્રકારનુ નિશ્ચયાત્મક જ્ઞાન ઉપજ્યુ, અને પૂર્વે સો વર્ષ સુધી શોધ કરતા પણ જેના દર્શન થયા ન હતા, તે પરમાત્મને પોતે પોતાના હૃદયમા પ્રગટ થયેલા જોયા ૨૨ ફેણરૂપી છત્રના ઉપર આવી રહેલા મુગટ, મણિઓની કાન્તિથી ઝગઝગાટ પ્રકાશ મારતા પ્રલય પયોધિના પાણીમા કમળના જેવા ગૌર વર્ણના શેષના વિશાળ શરીર રૂપી શય્યા ઉપર ભગવાન એકલા પુરુષરૂપે પોઢેલા તેમણે જોયા ૨૩ તે પોતાની અતિ લાવણ્યતાથી મરકત મણિના પર્વતની શોભાનો તિરસ્કાર કરતા હતા, મરકત મણિનો પર્વત સંધ્યાકાળના વાદળા રૂપી કટિમેખલારૂપ થતો હતો, પરતુ ભગવાનના પીળા વસ્ત્ર તે પર્વતના સંધ્યાકાળના વાદળાની શોભાનો તિરસ્કાર કરતાં હતા. વળી તે પર્વત ઉપર સુવર્ણના હજારો શિખરો હતાં, તેથી તે પર્વત વિશેષ શોભતો હતો પરંતુ ભગવાનના મુગટમા જડેલા રત્નો તે શોભાનો તિરસ્કાર કરતા હતા વળી તે પર્વત ને રત્નો જળની ધારા, ઔષધિ તથા પુષ્પો, વનમાળા રૂપે શોભતાં હતાં વાસ બાહુની જગાએ તથા વૃક્ષો ચરણને ઠેકાણે શોભતા હતા, પરતુ વિરાટ ભગવાનનાં રત્ન, મોતી, તુલસી અને પુષ્પોની માળા તેમની વનમાળાનો તિરસ્કાર કરતા હતા અને ભગવાનની ભુજાઓ તથા ચરણો અત્યત શોભાથી તે પર્વતની કૃત્રિમ શોભા-

એમને તથા અસ્ત્રોનો તિરસ્કાર કરતા હતાં. ૨૪ તેમનું શરીર લબાઇમા તથા પહોળાઇમા માપ વિનાનું હતું તેથી તેમના દેહમા ત્રણ લોકનો સમાવેશ થઇ રહેલો હતો. વળી તેમનું શરીર વિચિત્ર પ્રકારનાં દિવ્ય આભૂષણોને તથા વસ્ત્રોને શોભા આપનારુ હતુ, છતા તેમણે શરીર ઉપર અનેક પ્રકારના દિવ્ય આભૂષણો તથા વસ્ત્રો ધારણ કર્યા હતા. ૨૫ પોતાની ઇષ્ટ કામના માટે શુદ્ધ, એવા વેદમાર્ગોથી સેવા કરનાર પુરુષોની કામના પૂરનાર તથા નખરૂપી ચદ્રમાના કિરણોથી વ્યાપ્ત થયેલી આગળીઓ રૂપી સુદર પાદદળવાળા ચરણકમળની કૃપાથી ભક્તજનોને દર્શન કરાવતા હતા ૨૬ વળી લોકની પીડાને હરનાર, હાસ્યથી તથા દીપી નીકળેલા ઝળકતા કુડળોથી શોભાયમાન લાલ બિબફળના જેવા રાતા ઓષ્ઠથી તથા સુદર નાસિકાવાળા અને ભ્રકુટીવાળા મુખથી સર્વને માન આપતા હોય એવા તેઓ દેખાતા હતા ૨૭ કદબના કેસર જેવા પીળા વસ્ત્રોથી તથા કટિમેખલાથી તેમનો નિતબ પ્રદેશ અલકૃત હતો વળી શ્રીવત્સથી યુક્ત એવુ તેમનુ વક્ષ:સ્થળ, વક્ષ:સ્થળને અતિ પ્રિય એવા અમૂલ્ય હારથી શોભતુ હતુ. ૨૮ વળી તે પરમ પુરુષ ઉત્તમ પ્રકારના ચદનના વૃક્ષની પેઠે શોભતા હતા, કારણ કે મહા મૂલ્યવાળા બાજુબધ વગેરે આભૂષણોથી તથા ઉત્તમોત્તમ મણિઓથી તેમના શાખા રૂપી હજારો બાહુઓ ભરપુર હતા અર્થાત્ ચદન વૃક્ષની શાખાઓ જેમ બાજુબધાદિના સમાન ફળ તથા પુષ્પોથી ભરપુર હોય અને જેમ શોભે તેમ ભગવાનના બાહુઓ સુદર બાજુબધાદિક આભૂષણોથી શોભતા હતા વળી ચદનનુ મૂળ જેમ અવ્યક્ત અર્થાત્ એકાએક જાણવામા આવતુ નથી તેમ ભગવાનનુ મૂળ પણ નીચેના ભાગમા રહેલુ અવ્યક્ત છે વળી ચંદનના ઝાડની શાખાઓ ઉપર જેમ સર્પો વીંટાઇ રહે છે તેમ પરમાત્માના સ્કધ ઉપર પણ સર્પરાજ શેષની ફણાઓ વીંટાયલી હતી ૨૯ વળી તે પુરુષ મોટા પર્વતની પેઠે બિરાજતા હતા પર્વત ઉપર જેમ સ્થાવર જગમ પ્રાણીઓ વસે છે, તેમ તેમના શરીરમાં પણ ચરાચર સર્વ જગત વાસ કરે છે પર્વત ઉપર સર્વ સર્પો વાસ કરે છે તે ઉપરથી તેને સર્વ લોકો સર્પબધુ કહે છે, તેમ ભગવાન પણ સર્પરાજ અનતના બધુ છે. મૈનાક વગેરે કેટલાએક સમુદ્રના પાણીમા ડુબી ગયા છે તેમ આ પુરુષ પણ પ્રલય સમયે સાગરના જળમા ડુબી જાય છે મુખ્ય મુખ્ય પર્વતોના શિખરો સુવર્ણના છે, તેમ ભગવાનના મસ્તકોના મુગટો સુવર્ણના શિખરો જેવા શોભે છે અને પર્વતોના કોઈ કોઈ મુખ્ય સ્થાનમા મુખ્ય મુખ્ય રત્નો પ્રગટ થતા દેખાય છે, તેમ ભગવાનની મૂર્તિમા પણ કૌસ્તુભમણિ સ્પષ્ટતાથી દેખાય છે ૩૦

બ્રહ્માએ શ્રીહરિને પર્વત વગેરેના સમાન જોઇને મનમા દઢ નિશ્ચય કર્યો કે આજ ભગવાન શ્રી હરિ છે તેમના કઠમા કીર્તિરૂપી લાબી વનમાળા હતી વેદરૂપી ભમરાઓ તેની આસપાસ વીંટાઇને ગુજારવ કરી રહ્યા હતા, તેથી તે બહુજ દીપતી હતી વળી સૂર્ય, ચદ્ર, વાયુ તથા અગ્નિ જે સ્થાનમા પ્રવેશ કરી શકતા નથી અને જેમની કાતિ ત્રણ લોકમા વ્યાપ્ત છે એવા સુદર્શન ચક્ર વગેરે શસ્ત્રો તેમનુ રક્ષણ કરવા માટે ચારે દિશાઓમા ફરતા હતા તેથી તે પરમાત્મા શ્રીહરિ અત્યત દુર્લભ હતા ૩૧ જગતના વિધાતા બ્રહ્માએ જે સમયે ભગવાન શ્રીહરિના દર્શન કર્યા તેજ સમયે લોકોને સૃજવા ઉપર દૃષ્ટિ કરીને જોયુ તો તેમણે ઉપરાઉપરી ભગવાનના નાભિસરોવરમા થયેલું કમળ પોતાનો દેહ, જળ, વાયુ તથા આકાશ આદિ ભૂતોને દીઠાં. તે વિના બીજી કોઈ પણ વસ્તુ તેમના જોવામા આવી નહિ ૩૨ પછી રજોગુણવાળા બ્રહ્માએ પ્રજા સૃજવાની ઇચ્છાથી જોયુ તો સૃષ્ટિના કારણભૂત એવી માત્ર પાચજ વસ્તુઓ જણાઈ તેથી અવ્યક્ત માર્ગ એટલે જાણવામા આવે નહિ એવો જેનો માર્ગ છે એવા પરમાત્મામા મનને દઢ કરી સૃષ્ટિ કરવા તરફ જેમનું લક્ષ છે એવા બ્રહ્મા આ પ્રમાણે પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા. ૩૩

स कर्मबीजं रजसोपरक्तः

प्रजाः सिसृक्षन्नियदेव दृष्ट्वा ।

यस्तौद्धिसर्गाभिमुखस्तमीड्य
मद्वक्त्रवर्त्मन्यभिवेशितात्मा ॥ ३३ ॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
अष्टमोऽध्यायः

# અધ્યાય ૯ મો. ‡

## બ્રહ્માએ કરેલી ભગવાનની સ્તુતિ.

ब्रह्मोवाच

जातोसि मेऽद्य सुचिरान्ननु देहभाजां
न ज्ञायते भगवतो गतिरित्यवद्यम् ॥
नान्यत्त्वदस्ति भगवन्नपि तन्न शुद्धं
मायागुणव्यतिकराद्यदुरुर्विभासि ॥ १ ॥

બ્રહ્મા સ્તુતિ કરે છે—હે ભગવન્! ઘણા કાળ સુધી ઉપાસના કર્યાથી આજે મે યથાર્થ રીતે આપને ઓળખ્યા દેહધારીઓ આપ ભગવાનની ગતિને જાણતા નથી હે ભગવન્! તમારા વિના બીજુ કઈ છેજ નહિ અને જે વસ્તુ અસ્તિત્વરૂપે ભાસે છે તે પણ શુદ્ધ સત્ય વસ્તુ નથી, પરતુ માયાનો ભાસ છે તમે એક છો છતા માયાના સબધથી અનેક રૂપે ભાસો છો ૧ વળી નિત્ય એવી ચૈતન્ય શક્તિવડે પ્રગટ થવાથી ગુણરહિત એવા આપનુ રૂપ આપે પૂર્વે ભક્તજનના અનુગ્રહ માટે ગ્રહણ કર્યું હતું, તે સેકડો અવતારોને ઉત્પન્ન થવાના બીજરૂપ છે, અને જે આપના નાભિકમળરૂપી નાળમાથી હુ ઉત્પન્ન થયો છુ ૨ હે પરમાત્મા! તમારૂ આવરણ રહિત અખડ તેજવાળુ આનદસ્વરૂપ, ભેદરહિત અને જગતને ઉત્પન્ન કરનારુ હોવાથી જગતથી જુદુ અને પાચ મહાભૂતોને તથા ઇંદ્રિયોને ઉત્પન્ન કરનારું જે રૂપ છે, તેનાથી જુદુ ભિન્ન કોઈ પણ રૂપ મારા જોવામા આવતું નથી માટે હુ આપના સ્વરૂપનો, આશ્રય કરુ છુ ૩ આપે કલ્યાણ કરવા માટે અમને ઉપાસકોને ધ્યાનમા તો આજ રૂપ દેખાડ્યુ હતુ તથા જેમને કુતર્ક કરનારા દુષ્ટોનો પ્રસગ છે એવા નરકમા જનારા લોકો જેનો આદર કરતા નથી એવા આપ ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ ૪ જેઓ વેદરૂપી પવને આણેલી આપના ચરણારવિંદની સુગધને ગ્રહણ કરે છે તથા જેઓ પરમ ભક્તિથી આપના ચરણોનો આશ્રય કરે છે, એવા ભક્તજનોના હૃદયમાથી હે નાથ! તમે કોઈ દિવસ દૂર થતા નથી ૫ મનુષ્ય જ્યા સુધી આપના ચરણનો આશ્રય કરતા નથી ત્યા સુધી તેને ધન, ગૃહ તથા સબધીને લીધે ભય, શોક, કામ, પરાભવ અને મહાલોભ થયા કરે છે તથા ત્યા સુધીજ તેને સર્વ પીડાના મૂળભૂત "મારુ, તારુ" એવો ખોટો દુરાગ્રહ થાય છે ૬ જે પુરુષો સર્વ અશુભનો નાશ કરનાર આપના કીર્તન, અને શ્રવણ આદિકને કરે છે તેમને ધન્ય છે અને જે દીન પુરુષો લોભને વશ થયેલા મનને લીધે ઇચ્છિત સુખના અલ્પ ભાગને મેળવવા નિરતર પાપી કર્મો કરે છે, તેમની બુદ્ધિ તેમના મદભાગ્યથી હણાયેલી છે, એમ જાણવુ ૭ હે ભગવન્! ક્ષુધાથી, તૃષાથી, વાત, પિત્ત અને કફથી, ટાઢ તડકાથી, વાયુ અને વરસાદથી, કામાગ્નિથી તથા અટકાવી શકાય નહિ એવા ઉગ્ર ક્રોધથી પ્રજાને વારવાર પીડા પામતી જોઈ હે ઉરુક્રમ! મારુ મન બહુ ખેદ પામે છે ૮ હે ઈશ! મનુષ્ય જ્યા સુધી ઇંદ્રિયો અને વિષયો રૂપ માયાના બળવાળી દ્વૈતબુદ્ધિથી વર્તે છે, ત્યા સુધી તેને વ્યર્થ છતા કર્મના ફળ અને કષ્ટો આપનારો જન્મ મરણરૂપ આ સસાર મટતો નથી. ૯ હે દેવ! ઋષિઓ પણ જો આપના શ્રવણ અને કીર્તન આદિ સત્સગથી વિમુખ રહે છે, તો દિવસે સાસારિક વિષયોમા અથડાવાથી તેમની ઇન્દ્રિયો ખિન્ન થઈ રહે છે રાત્રે નિદ્રાધીન થયા હોય ત્યારે પણ તેમને સ્વપ્નમા અનેક મનોરથો થવાને લીધે વારવાર નિદ્રા ભગ થાય છે, તેમ ધનાર્જન માટે આરભેલો ઉદ્યોગ પણ દૈવથી નાશ પામે છે અને તેઓ આ લોકમા જન્મ મરણ રૂપી સંસાર પામ્યા કરે છે ૧૦

હે નાથ! શાસ્ત્રના શ્રવણથી જેમનો માર્ગ જણવામા આવે છે એવા ભક્તિયોગથી નિર્મળ થયેલા હૃદયમા આપ સર્વદા બિરાજો છો. તમારા ભક્ત

‡ આ અધ્યાયમા સૃષ્ટિ રચવાની ઇચ્છાથી મહાસાગરમા દુ:ખી થતા બ્રહ્માએ તપશ્ચર્યાથી પરમાત્માને પ્રસન્ન કરી તેમની જે સ્તુતિ કરી હતી તે કથા કહેવાશે

લોકો મનમા તમારા જે જે સ્વરૂપનુ ધ્યાન ધરે છે તે તે સ્વરૂપને તમે સત્પુરુષોના અનુગ્રહ માટે ધારણ કરો છો. ૧૧ સર્વ પ્રાણીઓમા અ તર્યામી રૂપે રહેલા અને સર્વના મિત્ર એવા આપ દુર્જન પુરુષોને અલક્ષ્ય એવી સર્વ પ્રાણીઓ ઉપર કરવા યોગ્ય દયાથી જેવા પ્રસન્ન થાઓ છો, તેવા મનમા અનેક કામનાવાળા દેવતાઓ પુષ્પ, ધૂપ, દીપ વગેરે મોટા મોટા ઉપચારોથી તમારી સેવા કરે છે તેથી પણ તમે પ્રસન્ન થતા નથી ૧૨ વળી યજ્ઞ વગેરે અનેક કર્મો કરવાથી, દાન દેવાથી, કષ્ટવાળી તપશ્ચર્યા કરવાથી, અને વ્રત કરવાથી આપ ભગવાનની આરાધના કરવી, એજ મનુષ્ય જન્મનુ ઉત્તમ ફળ છે, કારણ કે તમારામા અર્પણ કરેલો ધર્મ કોઈ પણ દિવસ નાશ પામતો નથી, અર્થાત્ કામના માટે કરેલાં ધર્મના કર્મ જેમ ફળ આપીને નાશ પામે છે તેમ આપને અર્પણ કરેલુ ધર્મકર્મ નાશ પામતુ નથી. ૧૩ નિત્ય સ્વસ્વરૂપના ચૈતન્યમય પ્રકાશથી જેનો ભેદ તથા મોહ નાશ પામેલો છે એવા જ્ઞાનનોજ આશ્રય કરનારા પરમાત્માને નમસ્કાર હો આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવામા કારણભૂત જે માયા તેના વિલાસ માટે ક્રીડા કરનારા એવા આપ ઈશ્વરને અમે નમસ્કાર કરીએ છીએ ૧૪ જે મનુષ્યો મરણ સમયે પરવશ દશામાં પણ આપના અવતાર સૂચવનારા નામોને ગાય છે, તે અનેક જન્મના પાપોથી મુક્ત થઈ આવરણ રહિત પરબ્રહ્મને પામે છે. તે અજન્મા ભગવાનને હું શરણે જાઉ છુ ૧૫ હે ભગવન્! તમે એક ભુવનવૃક્ષ રૂપ છો. સૃષ્ટિની પૂર્વે તમે એકજ હતા, પરન્તુ પછી તે રચવા માટે પોતાના મૂળ અધિષ્ઠાનરૂપ પ્રકૃતિને ભેદીને સત્વ, રજ અને તમ, એમ ત્રણે ગુણમા વહેચાઈ ગયા અને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવા માટે બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર એવી ત્રણ શાખાવાળા થઇ વધવા લાગ્યા. આ ભુવનદ્રુમને ત્રણ શાખાઓ હતી અને પ્રત્યેકને મરીચિ, મુનિ અને મનુ વગેરે બીજી અન ત શાખા પ્રશાખાઓ ફુટી નીકળી હતી, માટે હે પ્રભો! ભુવનદ્રુમ રૂપ જે આપ તેમને હું નમસ્કાર કરુ છું ૧૬ મનુષ્યો લોકવિરુદ્ધ ધર્મમા આસક્ત થઈ તમે પોતે ઉપદેશ કરેલા તમારા પૂજન અને સેવનરૂપી કર્મમા નિષ્ક્રિય રહે છે એટલામા તો બળવાન કાળ તેમના જીવનની આશાને તોડી નાખે છે. તે મહા બળવાન કાળમૂર્તિ રૂપ આપને હું નમસ્કાર કરુ છું. ૧૭ વળી જે સ્થાનક બે પરાર્ધ્ધ વર્ષ સુધી અચળ રહે છે અને સર્વ લોકો જેને નમસ્કાર કરે છે તે સ્થાનમા હું બેઠો છુ, છતા એ મહા કાળથી ડરુ છુ વળી મે તમને પામવાની ઇચ્છાથી ઘણા યજ્ઞો કરી ઘણા વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી યજ્ઞના અધિષ્ઠાતા ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ૧૮ તમને સ્વસ્વરૂપના આન દના અનુભવથીજ વિષયસુખનો વસ્તુતાએ સ બ ધ નથી, છતા તમે પોતે કરેલી ધર્મમર્યાદાનું રક્ષણ કરવાની ઇચ્છાથી સ્વેચ્છાએ પક્ષી, મનુષ્ય અને દેવાદિક જીવજાતિના શરીર ધારણ કરીને ક્રીડા કરો છો, એવા આપ ભગવાનને હુ નમસ્કાર કરુ છું. ૧૯ તમે પોતે નિદ્રામા કારણરૂપ અને પાચ વૃત્તિવાળી અવિદ્યાના સ બ ધથી દૂર છો, છતા પણ સર્વ લોકવ્યવહારને પોતાના ઉદરમા ધારણ કરી ભય કર મોજાઓની માળાવાળા સમુદ્રના જળમા પોઢી, અવિવેકી મનુષ્યોને નિદ્રાનુ સુખ દર્શાવતા નિદ્રાને અનુકૂળ સ્પર્શવાળી શેષના શરીરરૂપી શય્યા ઉપર પોઢો છો. ૨૦ હે પ્રભો! જેના અનુગ્રહથી હુ નાભિકમળમાથી ત્રણ લોકોનો ઉપકાર કરવાને ઉત્પન્ન થયો તે આપના ઉદરમા ત્રણે લોકો રહેલા છે અને આપ યોગનિદ્રા પછી શ્યામકમળ સરખા નેત્રને ઉઘાડો છો, એવા આપને હુ નમસ્કાર કરુ છું ૨૧

આ પ્રમાણે સ્તુતિ કર્યા પછી, બ્રહ્મા પ્રાર્થના કરવા લાગ્યા કે, સર્વ જગતના મિત્ર, સર્વ વસ્તુમાં વ્યાપક અને સર્વના અ તર્યામી એવા ભગવાન છે તે પોતાના જે જ્ઞાનથી તથા ઐશ્વર્યથી આ જગતને સુખી કરે છે, તે જ્ઞાન તથા ઐશ્વર્યનીજ ભગવાન મારી બુદ્ધિમા પ્રેરણા કરો, કે જેથી હુ આ જગતને પૂર્વની પેઠે સૃજવાને શક્તિમાન થાઉ. એ પ્રભુ પ્રણત મનુષ્યોને પ્રિય છે, તેથી પ્રણામ કરનારા મનુષ્યની કામના પૂર્ણ કરે છે, માટે હુ પ્રણામ કરીને આપની પ્રાર્થના કરુ છુ ૨૨ એ શરણાગતને

વરદાન આપનાર ભગવાન પોતાની લક્ષ્મીરૂપી શક્તિથી ગુણાવતાર ધારણ કરી જે જે ચરિત્રો કરશે, તે ભગવાનને વિષે ભગવાનના પરાક્રમ રૂપી આ જગતને હુ સજુ છુ, માટે મારા ચિત્તને એવી રીતે સદ્‌બુદ્ધિમા જોડો કે જેથી જગતને સૃજવા છતા મારી કર્મમા આસક્તિ થાય નહિ તથા હુ વૈષમ્યાદિક પાપનો ત્યાગ કરુ ૨૩ વળી જળમા શયન કરનાર અનત શક્તિવાળા જે ભગવાનના નાભિસરોવરમાથી હુ મહત્તત્ત્વનો અભિમાની દેવ ઉત્પન્ન થયો છુ તે ભગવાનના વિચિત્ર રૂપનું વર્ણન કરતા મારી વેદ સબધી વાણીનો ઉચ્ચાર અટકશો મા ૨૪ આ પ્રમાણે સ્તુતિ કરીને બ્રહ્મા વળી બોલ્યા કે અપાર દયાવાળા પુરાણપુરુષ એવા આપ ભગવાન વૃદ્ધિ પામેલા પ્રેમ સાથે મદ મદ હસતા નેત્રરૂપી કમળને જરા ઉઘાડીને ઉભા થાઓ અને જગતને ઉત્પન્ન કરવા માટે તથા મારા ઉપર અનુગ્રહ કરવા સારુ મધુર વાણીથી અમારા ખેદને દૂર કરો ૨૫

મૈત્રેય કહે છે–હે વિદુર! આ પ્રમાણે બ્રહ્મા તપ, ઉપાસના તથા સમાધિ યોગથી પોતાને ઉત્પન્ન કરનાર પરમાત્માના દર્શન કરી મન તથા વાણી જ્યા સુધી પહોચ્યા ત્યાં સુધી તેમની સ્તુતિ કરીને પછી ખિન્ન પુરુષની પેઠે વિરામ પામ્યા, ૨૬ એટલે મધુસૂદન ભગવાન લોકોને રચવા સબધી જ્ઞાન માટે પોતાનો ખેદ કરતા બ્રહ્માના મનનો અભિપ્રાય સમજી, તેમના સતાપને શાત કરતા હોય તેમ, પ્રલયજળથી ખિન્ન અતકરણવાળા બ્રહ્માને સબોધી આ પ્રમાણે કહેવા લાગ્યા ૨૭–૨૮

શ્રી ભગવાન કહે છે–હે વેદગર્ભવાળા બ્રહ્મા! તમો ખિન્ન થઇને આળસ કરો મા સૃષ્ટિ રચવા માટે ઉદ્યમ કરો, તમે મારી પાસે જેને માટે પ્રાર્થના કરો છો તે મે પ્રથમથીજ સિદ્ધ કરી રાખ્યુ છે ૨૯ હે બ્રહ્મન્! તમે ફરીને તપશ્ચર્યા કરો તથા મારે અધીન એવા જ્ઞાનને ગ્રહણ કરો, કારણ કે તમે તપ અને જ્ઞાનથી હૃદયમા આવરણ વિનાના સર્વ લોકોને દેખશો ૩૦ પછી મારી ઉપર ભક્તિવાળા તથા સાવધ થયેલા તમે, પોતાને વિષે અને આ લોકોને વિષે, મને વ્યાપી રહેલો જોશો વળી હે બ્રહ્મન્! મારા વિષે સર્વ લોકોને તથા જીવોને રહેલા જોશો. ૩૧ મનુષ્યો કાષ્ઠમા જેમ અગ્નિને વ્યાપેલો જુવે છે તેમ જે કોઈ મને સર્વ પ્રાણીઓમાં વ્યાપી રહેલો જુવે છે, તે જ પોતાના દુઃખોનો ત્યાગ કરે છે. ૩૨ વળી જીવાત્મા જ્યારે પચ મહાભૂત ઇંદ્રિયો તથા તેના વિષયોથી રહિત એવા જીવ રૂપ શુદ્ધ ત્વં પદાર્થને પોતાના આત્મારૂપ તત્પદાર્થ રૂપ મારી સાથે એક રૂપ થયેલો જુવે છે ત્યારે મોક્ષને પામે છે ૩૩ તમે અનેક પ્રકારનાં કર્મોના વિસ્તારથી ઘણી જાતની સૃષ્ટિ રચવાની ઇચ્છાવાળા છો તોપણ તમારુ તે સૃષ્ટિ રચવામા મન મોહ પામશે નહિ, કારણ કે, મારો તમારા ઉપર અગાધ અનુગ્રહ છે ૩૪ વળી હે બ્રહ્મન્! તમારુ મન મારા ઉપર દૃઢ પ્રેમથી બધાયેલુ છે, માટે તમે પ્રજાને સૃજશો તો પણ પાપી એવો રજોગુણ તમને બધન કરશે નહિ. ૩૫ હુ દેહધારી પ્રાણીઓથી જાણવામા આવુ એવો નથી, છતા પણ તમે મને આજે જાણ્યો છે, કારણ કે તમે મને પચ મહાભૂત, ઇદ્રિયો અને અતકરણથી રહિત માનો છો ૩૬ તમે મને શોધવા માટે કમળના નાળદ્વારા પાણીમા નીચે ઉતર્યા અને મૂળની શોધ કરવા લાગ્યા, પરતુ કઇ પત્તો લાગ્યો નહિ ત્યારે બહાર આવ્યા અને આનો આધાર હોવો જોઇએ, પરતુ કઈ પણ જોવામા આવતુ નથી માટે આધાર હશે કે કેમ? એવા સદેહમા પડ્યા, તે વખતેજ મે તમને તમારા અતકરણમા મારા સ્વરૂપના દર્શન કરાવ્યા, ૩૭ એટલે તમે જેમા મારી કથાનો અભ્યુદય છે એવી મારી સ્તુતિ કરી અને તમારી તપ ઉપર જે નિષ્ઠા થઇ તે મારો અનુગ્રહ તમારે માનવો ૩૮ હુ ગુણવાળો પ્રતીત થાઉં છું, છતા તમે જગતને સૃજવાની ઇચ્છાથી, મારી નિર્ગુણ રૂપે સ્તુતિ કરી તેથી હુ તમારા ઉપર બહુજ પ્રસન્ન થયો છુ તમારું કલ્યાણ થાઓ. ૩૯ જે મનુષ્ય નિત્ય આ સ્તોત્રથી મારી સ્તુતિ કરીને મને ભજશે તેના ઉપર સર્વ ઉત્તમ પ્રકારની કામનાઓ પુરનારો હું પ્રસન્ન થઇશ. ૪૦ વાવ કુવા ખોદાવવા, દેવમદિરો બધાવવા, તપશ્ચર્યાઓ કરવી, યજ્ઞો, દાનો અને યોગ સમાધિ કરવી, એ સર્વ સાધનોથી

આરાધન કરવા યોગ્ય જે ઉત્તમ ફળ તે મારી પ્રીતિ છે, એમ તત્ત્વવેત્તાઓનું માનવું છે. ૪૧ વળી હે બ્રહ્મા ! હું અહંકારોપાધિવાળા જીવોનો આત્મા છું, માટે શરીરાદિક બીજા પ્રિય પદાર્થો કરતા પણ વધારે પ્રિય છું તથા નિર્દોષ છું તેથી સર્વે મારા ઉપર પ્રીતિ કરે છે; કારણ કે, બીજા પદાર્થો ઉપર જે પ્રેમ બંધાય છે તે પ્રેમ મારે માટે હોય છે ૪૨ તમે પણ મારા ભક્તજ છો તો હવે મારાથી ઉત્પન્ન થયેલા તથા સર્વ વેદમય એવા તમે ત્રણ લોકને તથા જે પ્રજા મારામા સૂક્ષ્મ રૂપે લય પામે છે તેને પૂર્વ કલ્પની માફક સૃજો ૪૩

મૈત્રેય બોલ્યા—હે વિદુર ! સંચાના તથા જીવના નિયંતા એવા પદ્મનાભ ભગવાન જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્માને—કરવા યોગ્ય જગતને—આ પ્રમાણે ઉત્પન્ન કરવુ એવુ કહીને પોતે પોતાને રૂપે એટલે નારાયણ રૂપે અંતર્ધાન થયા ૪૪

तस्मादेवं जगत्स्रष्ट्रे प्रधानपुरुषेश्वरः ।
व्यज्येदं स्वेन रूपेण कञ्जनाभस्तिरोदधे ॥४४॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
नवमोऽध्यायः

## અધ્યાય ૧૦ મો.[*]

### પ્રાકૃતિક સૃષ્ટિના પ્રકાર.

विदुर उवाच

अंतर्हिते भगवति ब्रह्मा लोकपितामहः ।
प्रजाः ससर्ज कतिधा दैहिकीर्मानसीर्विभुः ॥

વિદુર પૂછે છે—ભગવાન નારાયણ અંતર્ધાન થયા પછી સર્વ લોકના પિતામહ એવા બ્રહ્માએ પોતાના દેહમાથી તથા મનમાથી કેટલા પ્રકારની પ્રજા ઉપજાવી તેનો ઉત્તર આપો ? ૧ વળી હે બહુ જ્ઞાનવાળા મૈત્રેય ! મે તમને પૂર્વે જે જે વિષયોના પ્રશ્નો પૂછ્યા હતા તે સર્વનો અનુક્રમથી ઉત્તર આપો અને મારા સર્વ સંશયોને દૂર કરો. ૨

સૂત કહે છે—હે શૌનક ! આ પ્રમાણે વિદુરે મૈત્રેયને ઉત્તર આપવાની વિનંતિ કરી એટલે મુનિએ પ્રસન્ન થઈ પોતાના હૃદયમાં રહેલા તે સર્વ પ્રશ્નોનો વિદુરને આ પ્રમાણે ઉત્તર આપ્યો ૩

મૈત્રેય કહે છે—ભગવાન અજન્મા એવા નારાયણે બ્રહ્માને જે પ્રમાણે કહ્યુ, તે પ્રમાણે બ્રહ્માએ પણ પરમાત્મા પર પોતાનું ચિત્ત લગાડી દેવતાઓનાં સો વર્ષ સુધી તપ કર્યું. ૪ પછી કમળમાથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ પ્રલય કાળને લીધે અત્યંત તીક્ષ્ણતાથી વાતા પવનવડે પોતે જેના ઉપર બેઠા હતા તે કમળને અને પાણીને કંપતુ દીઠુ, એટલે વૃદ્ધિ પામતા તપથી તથા પોતાનામા રહેલી વિદ્યાવડે જેનું જ્ઞાનબળ વૃદ્ધિ પામ્યુ હતું એવા બ્રહ્મા, તે વાયુને પાણીની સાથે પી ગયા ૫-૬ વળી પોતાના આધાર રૂપ કમળને છેક આકાશ સુધી વ્યાપેલુ જોઈ, હુ પૂર્વ કલ્પમા લીન થઈ ગયેલા લોકોની ફરીને આ કમળમાથી રચના કરીશ, એ પ્રમાણે તેમણે વિચાર કર્યો, ૭ અને પછી ભગવાને જેને સૃષ્ટિરૂપી કાર્યમા પ્રેરણા કરી હતી એવા બ્રહ્માએ તે કમળના કોશમાં પેસીને જેમા ચૌદ લોકની કલ્પના થઈ શકે એમ હતુ તથા જેમા અનંત લોકની કલ્પના થઈ શકે તેમ પણ હતુ, એવા તે કમળમાંથી ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોક, એમ ત્રણ લોકના વિભાગ કર્યા. ૮ આ જે ત્રણ લોક છે, તે નિરંતર ઉત્પન્ન થતાં પ્રાણીઓના ભોગ્ય સ્થાનો છે, તેની રચના તમને કહી, પરંતુ સત્યલોક, તપલોક અને જનલોકની પ્રમાણે પ્રતિ દિવસ સૃષ્ટિ થતી નથી, માટે તે નિષ્કામ કર્મનાં ફળ છે, એટલા માટે તે અવિનાશી છે ત્રણ લોક, કામ્ય કર્મનાં ફળ છે અને કલ્પે કલ્પે તેની ઉત્પત્તિ તથા નાશ થયા કરે છે. પરંતુ સત્યાદિક લોક નિષ્કામ કર્મનાં ફળ છે, માટે તેઓનો દ્વિપરાર્ધ કાળ સુધી વિનાશ થતો નથી અને એ પરાર્ધ કાળ પછી તેના રહેવાસીઓ મુક્તિ પામે છે; માટે આ ત્રણ લોક સત્યાદિક લોક જેવા નથી. ૯

વિદુર કહે છે—હે બ્રહ્મન્ ! તમે અનેક રૂપધારી અને અદ્ભુત કર્મ કરનાર શ્રીહરિનું કાળ નામનું જે રૂપ કહ્યું હતું, તે રૂપ, હે પ્રભો ! અને વર્ણવીને સંભળાવો. ૧૦

[*] આ દશમા અધ્યાયમા વિદુરે બહુવિધ પૂછેલા પ્રશ્નો—ઈશ્વર—આપતાં બ્રહ્માથી ઉત્પન્ન થયેલી પ્રાકૃતિક સૃષ્ટિનું વર્ણન કરવામાં આવશે.

મૈત્રેય કહે છે—સત્વાદિક ગુણનું મહત્તત્ત્વાદિક રૂપે જે પરિણામ થાય છે, તે પરિણામદ્વારા જે જણાય તેનું નામ કાળ, પરંતુ તે કાળ વસ્તુતાએ આકાર વિનાનો તથા આદિ અને અંતરહિત છે પુરુષરૂપ ભગવાને તે કાળ જેમા નિમિત્ત છે એવા પોતાના રૂપમાથી શ્રમ વિના સહજજ કાળને નિમિત્ત કરીને આ બ્રહ્માંડ ઉપજાવેલું છે ૧૧ આ વિશ્વ વિષ્ણુની માયાથી વિનાશ પામી બ્રહ્મ રૂપેજ રહ્યુ હતું, તેનાથી જુદુ નહતુ, પરંતુ ઇશ્વરે જેની મૂર્તિ સ્પષ્ટ દેખાતી નથી એવા કાળથી તેને બ્રહ્મથી જુદુ દેખાય તેમ ફરીને પ્રકાશ કર્યું ૧૨ આ જગત હમણા જેમ કાળને અધીન છે તેમ પૂર્વે પણ હતું અને હવે પછી પણ કાળનેજ વશ રહેશે જગતની રચના નવ પ્રકારની છે, તે વિના પ્રાકૃત અને વૈકૃત સૃષ્ટિ છે તે દશમી સૃષ્ટિ છે. ૧૩ આ જગતનો કાળે કરીને અને ગુણોએ કરીને ત્રણ પ્રકારનો પ્રલય થાય છે, અર્થાત્ કાળથી જે પ્રલય થાય છે તે નિત્ય પ્રલય કહેવાય છે સંકર્ષણાદિકના મુખના અગ્નિથી જે પ્રલય થાય છે તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે અને પોતપોતાના કાર્યનો ગ્રાસ કરનારા ગુણોદ્વારા જે પ્રલય થાય છે તે પ્રાકૃત પ્રલય કહેવાય છે

આ પ્રમાણે ત્રણ પ્રકારનો પ્રલય છે નવ પ્રકારની જે સૃષ્ટિ કહી તેમાની પહેલી સૃષ્ટિ મહત્તત્ત્વની છે એ સૃષ્ટિમા શ્રીહરિથી ગુણો પરિણામને પામે છે ૧૪ બીજી સૃષ્ટિ અહંકારની છે, તેમા મહાભૂતો, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે ત્રીજી પંચ મહાભૂતોની સૃષ્ટિ છે, તેમા દ્રવ્યને ઉત્પન્ન કરનારી સૂક્ષ્મ એવી તન્માત્રાઓ એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઉત્પન્ન થાય છે ૧૫ ચોથી ઇંદ્રિયની સૃષ્ટિ છે અને તેમા જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે પાચમી વૈકારિક દેવતાઓની સૃષ્ટિ છે એમા ઇંદ્રિયો, દેવતાઓ તથા મન, ઉત્પન્ન થાય છે ૧૬ હે પ્રભો! છઠ્ઠી તામસી સૃષ્ટિ છે, તે જીવને આવરણ તથા વિક્ષેપ કરાવનારી છે હવે વૈકૃત સૃષ્ટિ કહું તે સાભળો ૧૭ જેમાં મન ધારણ કરવાથી ભગવાન જન્મમરણને હરે છે, એવા રજોગુણને સેવનારા ભગવાનની એ લીલા છે, માટે ઉદ્વેગ ત્યજીને તમારે તે સાંભળવી જોઇએ. સાતમી મુખ્ય સૃષ્ટિ સ્થાવરોની છે અને તે છ પ્રકારની છે ૧૮ તે આ પ્રમાણે છેઃ—વનસ્પતિ, ઓષધિ, લતા, વાસ, વિરૂધ તથા વૃક્ષો આ સૃષ્ટિનો આહાર તથા સંચાર ઉંચો થાય છે તે ગૂઢ ચૈતન્યવાળી છે, બહારના સ્પર્શને જાણતી નથી અને અવ્યવસ્થિત પરિણામ આદિક અનેક ભેદવાળી છે. ૧૯ આઠમી સૃષ્ટિ પક્ષીઓની છે અને તે અઠ્ઠાવીશ પ્રકારની માનેલી છે તે પક્ષીઓ અજ્ઞાની, તમો ગુણવાળા, સુંઘવા ઉપરથી પદાર્થને જાણનારાં અને અંતઃકરણના જ્ઞાનરહિત છે ૨૦ હે વિદુર! બળદ, બકરો, પાડો, કૃષ્ણમૃગ, વરાહ, રોઝ, રુરુ જાતના મૃગો, ઘેટા તથા ઉંટ વગેરે પશુઓને બે ખરીવાળા કહેલા છે ૨૧ ગધેડા, ઘોડો, ખચ્ચર, ગોરોમૃગ, શરભ અને ચમરી ગાય, એટલાં એક ખરીવાળા પ્રાણી છે હવે પાચ નખવાળા પશુઓ તમને ગણાવુ છુ તે સાભળો ૨૨ કુતરો, શિયાળ, વરૂ, વાઘ, બિલાડુ, સસલુ, સિંહ, વાનર, હાથી, કાચબો, ચંદનઘો, ને મગર, વગેરે જળચર પ્રાણીઓ, ૨૩ ગીધ, શકરો, કુકડો, મોર, હંસ, સારસ, ચક્રવાક, કાગડો ને ઘુડ, વગેરે પક્ષીઓ પાચ નખવાળા છે ૨૪ હે વિદુર! પૃથ્વી ઉપર નીચેના ભાગથી આહાર તથા સંચાર કરનારી નવમી મનુષ્યોની સૃષ્ટિ છે, તે એક પ્રકારની છે અને તેમાના મનુષ્યો અધિક રજોગુણવાળા હોઇ કર્મ કરવામા તત્પર તથા દુઃખમા સુખ માનનાર છે ૨૫ સ્થાવર તિર્યક્ તથા મનુષ્યોની સૃષ્ટિ એ ત્રણેય સૃષ્ટિ વૈકૃત અને દેવતાઓની સૃષ્ટિ પણ વૈકૃત ગણાય છે. હવે જે વૈકારિક સૃષ્ટિ કહી તેમા સનત્કુમાર વગેરે દેવતાઓ દેવતા રૂપે પ્રાકૃત અને મનુષ્ય રૂપે વૈકૃત સૃષ્ટિવાળા, એમ બે રૂપવાળા કહેવાય છે ૨૬ વૈકૃત દેવસૃષ્ટિ આઠ પ્રકારની છે તે આ પ્રમાણે છે. §

§ દેવતાઓની, પિતૃઓની અને અસુરોની, એમ ત્રણ સૃષ્ટિ, ગંધર્વ અપ્સરોની એક સૃષ્ટિ; યક્ષ, રાક્ષસની એક સૃષ્ટિ, ભૂત, પ્રેત અને પિશાચની એક સૃષ્ટિ, સિદ્ધ, ચારણ તથા વિદ્યાધરોની એક સૃષ્ટિ અને કિન્નર વગેરેની એક સૃષ્ટિ, આ આઠ સૃષ્ટિ દેવસૃષ્ટિ કહેવાય છે. શ્રીધરસ્વામી

દેવતા, પિતૃઓ, અસુરો, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો અને ચારણો, ૨૭ ભૂત, પ્રેત, પિશાચ, વિદ્યાધરો અને કિન્નર, વગેરે અર્દ્ધ દેવતાઓ કહેવાય છે. આ દશ પ્રકારની સૃષ્ટિઓ તમને કહી તે જગતને સૃજનાર બ્રહ્માએ રચેલી છે ૨૮ હવે પછી હું વંશોની અને મન્વતરોની કથા કહીશ રજોગુણવાળા અને સ્વયંભૂ એવા સફળ સંકલ્પવાળા ભગવાન શ્રીહરિ પોતેજ પોતાથી પોતાના આત્માને બ્રહ્માંડ રૂપે સૃજે છે ૨૯–૩૦

एवं रजः प्लुतः स्रष्टा कल्पादिष्वात्मभूर्हरिः

सृजत्यमोघ संकल्प आत्मैवात्मानमात्मना ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे

दशमोऽध्यायः

## અધ્યાય ૧૧ મો.*

### કાળની ગણના.

मैत्रेय उवाच

चरमः सद्विशेषाणामनेकोऽसयुतः सदा ।

परमाणुः स विज्ञेयो नृणामैक्यभ्रमो यत. ॥१॥

મૈત્રેય કહે છે—હે વિદુર! હવે કાળનુ સ્વરૂપ કહું તે સાંભળો પૃથ્વી આદિ કાર્ય રૂપ પદાર્થોના ભાગોનો છેલ્લો ભાગ અર્થાત્ જેમાંથી બીજો વિભાગ થઈ શકે નહિ એવા ભાગ અને કાર્યની દશાએ પહોંચ્યો ન હોય તથા બીજા સાથે જોડાયો ન હોય તે ભાગને પરમાણુ જાણવો કાર્યનો તથા સમુદાયનો નાશ થયા છતાં પણ આ પરમાણુનો નાશ થતો નથી. એ પરમાણુના અસ્તિત્વમા પ્રમાણ શુ છે? તો તેનો ઉત્તર એજ કે પરમાણુઓ એકઠા થવાથી, એક અવયવ બને છે. એવી વ્યાવહારિક મનુષ્યોને જે બુદ્ધિ થાય છે તે યુક્ત છે. ૧ પૃથ્વી આદિ કાર્ય રૂપ પદાર્થોના ભાગનો છેલ્લો ભાગ જે પરમાણુ તે પોતાનીજ અવસ્થામા રહેલો હોય, એવા પરમાણુઓનું જે ઐક્ય, તેને પરમ મહાન્ જાણવો. તે પરમ-મહાન્ અનેક ધર્મથી રહિત છે તથા પરસ્પર ભિન્ન નથી, પરંતુ ઐક્ય રૂપે રહેલો છે માટે તેમા વિશેષ ધર્મનો કે ભિન્નતાનો સંભવ નથી. ૨ જેમ સ્થૂલ, સૂક્ષ્મ તથા મધ્યમ પરિણામવાળા પદાર્થનું અનુમાન કર્યું, તેમ પરમાણુ આદિક પદાર્થ જેટલા પ્રદેશમા પડેલા હોય, તેટલા પ્રદેશને ઓળંગતાં સૂર્યને જેટલો વખત લાગે, તે ઉપરથી સૂક્ષ્મ, સ્થૂલ ને મધ્યમવાળા કાળનું અનુમાન થઈ શકે છે. તે કાળ હરિની શક્તિ છે, જગત ઉત્પન્ન કરવામા કુશળ છે, અવ્યક્ત છે અને વ્યક્તનો ભોક્તા છે. ૩ જે કાળ પ્રપંચના પરમાણુની અવસ્થાનો ઉપભોગ કરે છે, તેને પરમાણુ કાળ કહે છે જેટલા પ્રદેશમાં પરમાણુ હોય તેટલા પ્રદેશને ઉલ્લંઘન કરતા સૂર્યને જેટલો કાળ લાગે તેને પરમાણુ કાળ કહે છે. જે કાળ પ્રપંચની સર્વ અવસ્થાનો ઉપભોગ કરે તેને પરમ મહાન્ કાળ કહે છે સૂર્ય બાર રાશિના ચક્રરૂપી ભુવનકોશને જેટલા સમયમા ઉલ્લંઘન કરે તેટલા સમયને પરમ મહાન્ કાળ એટલે સંવત્સર રૂપ સ્થૂલકાળ કહે છે. આ કાળદ્વારા યુગ, મન્વંતર આદિક ક્રમે કરીને બે પરાર્દ્ધ સુધીનો ભેદ થાય છે. ૪ બે પરમાણુનો એક અણુ થાય છે, ત્રણ અણુનો એક ત્રસરેણુ થાય છે. તે ત્રસરેણુ હળવા હોવાથી જાળીઆમાથી ઘરની અંદર પડતા સૂર્યના કિરણોમા આકાશની તરફ ઉડતા દેખાય છે ૫ તે ત્રણ ત્રસરેણુને ભોગવનારો જે કાળ તેને ત્રુટિકાળ, સો ત્રુટિનો એક વેધ, અને ત્રણ વેધનો એક લવ, ત્રણ લવનો એક નિમેષ, ત્રણ નિમેષનો એક ક્ષણ, પાચ ક્ષણની એક કાષ્ઠા અને પંદર કાષ્ઠાનો એક લઘુ કહેવાય છે. ૬–૭ પંદર લઘુની એક નાડી અથવા ઘડી કહેવાય છે, અને બે નાડીનો એક મુહૂર્ત, છ અથવા સાત મુહૂર્તનો એક પ્રહર, અને આ પ્રહર લૌકિક રાત્રિ દિવસનો ચોથો ભાગ ગણાય છે. તાબાના છ પળના વાસણમાં માસા ચાર સોનાની એક શળીથી કાણું પાડીને, પાત્રને પાણીના વાસણમાં તરતું મૂકવું. તે વાસણમાં એક શેર પાણી ભરાય અને તે વાસણ ડૂબી જાય એટલા કાળને એક ઘડી કહે છે. મનુષ્યનાં દિવસ તથા રાત્રિ, બન્ને ચાર ચાર પ્રહરના હોય છે અને પંદર દિવસનો એક પક્ષ થાય છે. તે પક્ષમાં એકનું નામ શુક્લ અને બીજાનું નામ કૃષ્ણ-

* આ અધ્યાયમા પરમાણુ વગેરે કાળનું તથા યુગ મન્વંતર આદિકથી લઈને કલ્પ પર્યંતની ગણના ગણાવી.

પક્ષ છે તે બે પક્ષ મળીને એક માસ થાય છે આ માસ પિતૃઓનો એક દિવસ રાત્રિ ગણાય છે બે મહિનાની એક ઋતુ અને છ મહિનાનો એક અયન થાય છે તેવા અયન બે છે, દક્ષિણાયન અને ઉત્તરાયણ, ૮–૧૧ તે બે અયન મળીને દેવતાઓનો એક રાત્રિ દિવસ ગણાય છે બે અયન અથવા બાર માસ મળીને મનુષ્યોનુ એક વર્ષ થાય છે મનુષ્યોનું ઘણુ મા ઘણુ આયુષ્ય એવા સો વર્ષનુ વેદમા કહેલુ છે ૧૨ કાળરૂપ વ્યાપક ભગવાન સૂર્યનારાયણ, ચંદ્રાદિક ગ્રહ, અશ્વિની આદિક નક્ષત્રો તથા બીજા તારામંડળ રૂપી સમૂહમા રહી પરમાણુ નામના કાળથી માંડીને એક સંવત્સર સુધીમા બાર રાશિરૂપી આખા ભુવનમંડળને ફરી વળે છે ૧૩ હે વિદુર ! તે સંવત્સરના પાચ ભેદ છે, સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર ‡ ૧૪ તે જો મંડળ રૂપી ભગવાન સૂર્યનારાયણ પોતાની કાળ નામની શક્તિથી બીજમા રહેલી અંકુર ઉત્પન્ન કરનારી શક્તિને અનેક રૂપે ઉત્પન્ન થવા પ્રેરણા કરે છે વિષયાસક્ત મનનું હરણ કરી તેને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે તથા યજ્ઞ કરનારા યજમાનોને યજ્ઞદ્વારા સ્વર્ગાદિકનું ફળ અપાવે છે તે પાચ સંવત્સરને પ્રવૃત્તિ કરાવનારા ભગવાન સૂર્યની લોકો પૂજા કરે છે ૧૫

વિદુર કહે છે—હે મહારાજ ! પિતૃઓનું, દેવતાઓનુ તથા મનુષ્યોનુ પોતપોતાના ભાવિ પ્રમાણે ઘણામા ઘણુ સો વર્ષનુ આયુષ્ય છે એવુ તમે કહ્યું તે મે સાભળ્યુ હવે જે જ્ઞાનીઓ ત્રણ લોકની બહાર રહેતા હોય તેમનું આયુષ્ય મને કહો. ૧૬ તમે ભગવાન કાળની ગતિને જાણો છો, કારણ કે, ધીર એવા જ્ઞાની પુરુષો યોગાભ્યાસથી સિદ્ધ કરેલી જ્ઞાનદૃષ્ટિથી આખા વિશ્વને દેખે છે ૧૭

મૈત્રેય કહે છે—સંધ્યા તથા સંધ્યાંશ મળી, સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગ, એવા ચાર યુગોથી દેવતાના બાર હજાર વર્ષો થાય છે, એવુ શાસ્ત્રમા કહેલુ છે ૧૮ તેમા ચારસે વર્ષ સંધ્યાનાં, ચારસે વર્ષ સંધ્યાંશના અને ચાર હજાર વર્ષ બીજા દેવતના, એમ ચાર હજાર અને આઠસે વર્ષનો સત્યયુગ છે ત્રણસે વર્ષ સંધ્યાના, ત્રણસે વર્ષ સંધ્યાંશના અને ત્રણ હજાર વર્ષ બીજા, એમ ત્રણ હજાર અને છસે વર્ષનો ત્રેતાયુગ છે બસે વર્ષ સંધ્યાના બસે વર્ષ સંધ્યાંશના ને બે હજાર વર્ષ બીજા, એમ બે હજાર અને ચારસે વર્ષનો દ્વાપર છે તેમજ એક હજાર ને બારસે વરસનો કલિયુગ છે. ૧૯ યુગના આરંભમા સંધ્યા હોય છે તથા અંતમા સંધ્યાંશ હોય છે સેંકડોની સંખ્યાવાળા આ બન્ને સમયની વચ્ચેના સમયને કાલવેત્તાઓ યુગ કહે છે, અને તે યુગોમા ભિન્ન ભિન્ન વર્ણાશ્રમ ધર્મોની સ્થાપના કરવામા આવે છે તથા તે પ્રમાણે વર્ણો અને આશ્રમોવાળા વર્તે છે. ૨૦ સત્યયુગમા ધર્મ ચારે ચરણથી સંપૂર્ણ રીતે ઉભો રહે છે પછી અધર્મની વૃદ્ધિ થવાથી બીજા યુગોમા ધર્મનો એક એક ચરણ ઓછો થતો જાય છે ૨૧ હે તાત ! ત્રણ લોકથી બહાર આવેલા મહર્લોકથી માંડીને બ્રહ્મલોક સુધીમા ચાર હજાર યુગનો એક દિવસ ગણાય છે અને રાત્રિ પણ તેટલીજ મોટી ગણાય છે એ બ્રહ્માના રાત્રિ દિવસ કહેવાય છે તેમા રાત્રે વિશ્વને સૃજનારા બ્રહ્મા નિદ્રા કરે છે ૨૨ અને રાત્રિ વીત્યા પછી પ્રભાતમા બ્રહ્મા પાછા લોકની સૃષ્ટિ કરે છે ભગવાન બ્રહ્માના એક દિવસનો ચૌદ મનુઓ ઉપભોગ કરે છે, અર્થાત્ બ્રહ્માના એક દિવસમા ચૌદ મનુઓ થાય છે ૨૩

આ પ્રત્યેક મનુઓ ઇકોતેર ચોકડી ફરતા કંઇક અધિક કાળ સુધી પોતાનો અમલ ચલાવે છે અને તે મન્વંતરોમા તેમના વંશજ રાજાઓ, સપ્તર્ષિઓ, દેવતાઓ, ઇદ્રો અને તેઓને અનુસરનારા ગંધર્વો

‡ સૌર બાર્હસ્પત્ય, સાવન, ચંદ્ર અને નક્ષત્ર એમ પાચ પ્રકારના વર્ષો છે સુદિ ૧ થી વદિ અમાસ સુધીના દિવસો તે એક માસ એવી રીતે ચૈત્રથી ફાલ્ગુન સુધી બાર માસ અને તેના ૩૫૪ દિવસનુ એક ચાંદ્રવર્ષ થાય છે તેનાજ પ્રભવ વિભવ વગેરે નામો છે મેષાદિક સંક્રાતિ સૂર્ય ભોગવતા ૩૬૫ દિવસે જે વર્ષ પુરૂ થાય તેને સૌરવર્ષ કહે છે ૩૬૦ દિવસનુ જે વર્ષ તેને સાવનવર્ષ કહે છે બાર નાક્ષત્ર થવાથી જે વર્ષ થાય છે તેને નાક્ષત્રવર્ષ કહે છે અને તેના દિવસો ૩૨૪ છે બૃહસ્પતિ મેષાદિક બાર રાશિઓમાથી એક એક રાશિને ભોગવવાથી જે વર્ષ થાય છે તેને બાર્હસ્પત્ય વર્ષ કહે છે અને તેના દિવસ ૩૬૧ છે ચાંદ્ર વર્ષોમા ત્રણ વર્ષે એક અધિક માસ આવે છે

એક સાથેજ ઉત્પન્ન થાય છે. ૨૪ જેમા ત્રણ લોકની ઉત્પત્તિ થાય છે, એવી બ્રહ્માની નૈમિત્તિક લોકસૃષ્ટિ છે; તેમાં પક્ષીઓ, મનુષ્યો, પિતરો અને દેવતાઓનો કર્માનુસાર જન્મ થાય છે ૨૫ તે તે મન્વતરોમાં ભગવાન સત્વગુણ ધારણ કરીને પોતાની મૂર્તિરૂપ મનુ આદિક રાજાઓથી પોતાના પરાક્રમનો પ્રકાશ કરી આ જગતનું પાલન કરે છે ૨૧ રાત્રિ પડે ત્યારે કાળે કરીને જેમા અખિલ વિશ્વ લય પામે છે એવા ભગવાન શ્રીહરિ, પોતાના પરાક્રમને સંકેલી, તમોગુણના લેશને ગ્રહણ કરી ક્રિયારહિત થાય છે ૨૭ આ પ્રમાણે બ્રાહ્મી રાત્રિ આવે છે ત્યારે સૂર્ય તથા ચદ્ર સહિત ભૂર્લોક, ભુવર્લોક ને સ્વર્ગલોક એમ ત્રણે લોકોનો તે પરમાત્મામા લય થાય છે ૨૮ જ્યારે ભગવાનની શક્તિરૂપ ગણાતા સકર્ષણના મુખના અગ્નિથી આ ત્રણ લોક બળવા માડે છે, ત્યારે અગ્નિના તાપથી ભૃગુ આદિક ઋષિઓ ગભરાઇને મહર્લોકમાથી જનલોકમા જાય છે ૨૯ પછી આખુ જગત બળીને નિર્ધૂમ અગ્નિ રૂપ થઈ રહે છે તે પછી ભયકર ખળભળાટ કરનારા પ્રચડ પવનો વહાવાથી ઉછળતા મોટા મોટા મોજાવાળા સાગરો પ્રલય વેળા વૃદ્ધિ પામીને, ત્રણે લોકને પાણીમા સમાવી દે છે. ૩૦ ભગવાન શ્રીહરિ તે પ્રલયપયોધિના પાણીમાં શેષશય્યા ઉપર યોગનિદ્રાથી નેત્રો મીંચી પોઢે છે અને જનલોકના રહેવાસીઓ પછી તેમની સ્તુતિ કરે છે ૩૧

આ પ્રમાણે કાળની ગતિવાળા દિવસ રાત્રિ મળીને સો વર્ષ થાય છે અને તે બ્રહ્માનું પૂર્ણ આયુષ્ય ગણાય છે હમણા બ્રહ્માનુ અર્ધ આયુષ્ય વ્યતીત થયુ છે ૩૨ બ્રહ્માના અર્ધ આયુષ્યને અર્થાત્ પચાસ વર્ષને પરાર્ધ કહેવાય છે, તેમા પૂર્વ પરાર્ધ ચાલ્યો ગયો છે અને હવે બીજો પરાર્ધ ચાલે છે ૩૩ પહેલા પરાર્ધના આરભમા બ્રાહ્મ નામનો મોટો કલ્પ હતો, જે કલ્પમા બ્રહ્માની ઉત્પતિ થઈ હતી અને તેને શબ્દબ્રહ્મ કહેતા હતા ૩૪ બ્રાહ્મકલ્પના અંતમાં બીજો એક કલ્પ થયો હતો, જેને પાદ્મકલ્પ કહેતા હતા એ કલ્પમા ભગવાનના નાભિસરોવરમાંથી લોકોની રચના થઈ શકે એવું કમળ ઉત્પન્ન થયું હતું. ૩૫ હે ભારત! આ બીજા પરાર્ધનો પહેલો શ્વેતવારાહ નામે કલ્પ હાલ ચાલે છે આ કલ્પમા હરિએ વરાહનો અવતાર ધારણ કર્યો હતો. ૩૬ આ બે પરાર્ધ નામનો જે કાળ છે, તે કાર્યોપાધિ રહિત, અનત, અનાદિ અને જગતના કારણરૂપ ઇશ્વરના એક નિમેષ જેટલો ગણાય છે. ૩૭ પરમાણુથી માડીને બે પરાર્ધ સુધીનો જે કાળ કહ્યો છે તે સર્વવ્યાપક એવા પરમાત્માનો અત આણવાને સમર્થ થતો નથી, પરતુ તે દેહ અને ગેહ વિષે અભિમાનવાળા પ્રાણીઓનો સહાર કરવાને સમર્થ થાય છે ૩૮ માયા, મહત્તત્વ અને પાચ તન્માત્રાઓ, એ આઠ પ્રકૃતિ સાથે મળેલી દશ ઇદ્રિયો, મન તથા પાચ મહાભૂતો, એ સોળ વિકારોથી આ બ્રહ્માડ રચાયેલુ છે તે અદરના ભાગમાં પચાસ કરોડ યોજનના વિસ્તારવાળુ છે અને બહારના ભાગમા પૃથ્વી આદિક સાત પડથી વિંટાયેલું છે ૩૯ જે પૃથ્વી આદિક પડો બ્રહ્માડના માપના પ્રમાણમા એક એકના કરતા ઉત્તરોત્તર દશ દશ ગણા મોટા છે આવુ મોટુ બ્રહ્માડ જેના શરીરમા પેસતી વેળા પરમાણુના જેવડુ દેખાય છે અને આવા બીજા કરોડો બ્રહ્માડો પરમાત્માના દેહમા રહેલા દેખાય છે ૪૦ તે પરમાત્માને સર્વ કારણોનુ કારણ, અવિનાશી, બ્રહ્મ તથા પુરુષરૂપ મહાત્મા વિષ્ણુનું સાક્ષાત્ પરમ સ્વરૂપ કહેલુ છે ૪૧

तदाहुरक्षर ब्रह्म सर्वकारणकारणम् ।
विष्णोर्धाम पर साक्षात्पुरुषस्य महात्मन. ॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
एकादशोऽध्याय

## અધ્યાય ૧૨ મો. *

### માનસિક સૃષ્ટિ.

मैत्रेय उवाच

इति ते वर्णित: क्षत्त: कालाख्य: परमात्मन:
महिमा वेदगर्भोऽथ यथाऽस्राक्षीन्निबोध मे ॥

મૈત્રેય કહે છે—હે વિદુર! મેં તમારી આગળ આ રીતે ભગવાન કાળમૂર્તિનો મહિમા વર્ણવી સં-

* આ અધ્યાયમા સનત્કુમાર વગેરે મુનિઓથી સૃષ્ટિ વૃદ્ધિ પામી નહિ તેથી બ્રહ્માની સૃષ્ટિની કથા કહે છે.

બનાવ્યો હવે જેના ઉદરમાં વેદ છે એવા બ્રહ્માએ આ સૃષ્ટિને કેવી રીતે ઉત્પન્ન કરી તે કથા કહું તે ધ્યાનથી સાંભળો ૧ આદિકર્તા બ્રહ્માએ પ્રથમ તમ, મોહ, મહામોહ, તામિસ્ર તથા અંધતામિસ્ર એવી પાંચ પ્રકારની અવિદ્યાની વૃત્તિઓ બનાવી આને પંચપર્વા † અવિદ્યા કહેવામાં આવે છે ૨ આ પાપી સૃષ્ટિને જોઇને બ્રહ્માએ તેને બહુ ઉત્તમ માની નહિ અને ફરીને ભગવાનનું ધ્યાન ધરી પવિત્ર થયેલા મનથી બીજી સનક, સનંદન, સનાતન તથા સનત્કુમારરૂપ સૃષ્ટિ રચી એમાં જે મુનિઓ થયા હતા તે ક્રિયા રહિત તથા અસ્ખલિત બ્રહ્મચર્યવાળા થયા હતા ૩–૪ સ્વયંભૂ એવા બ્રહ્માએ તે પુત્રોને કહ્યુ કે, હે પુત્રો ! તમે પ્રજાને સૃજો પરંતુ ભગવાનમાં નિષ્ઠાવાળા અને મોક્ષ ધર્મની ઇચ્છાવાળા તેઓએ સૃષ્ટિ કરવાની ઇચ્છા કરી નહિ ૫ આ રીતે પુત્રોએ પિતાની આજ્ઞા ન માની તથા તેમનું અપમાન કર્યું, તેથી બ્રહ્માને બહુજ ક્રોધ ચઢયો અને તેમણે જ્ઞાનદૃષ્ટિથી ક્રોધને રોકવાનો યત્ન કર્યો પણ અટક્યો નહિ બ્રહ્માની બન્ને ભ્રકુટીની વચ્ચેથી તરત નીલલોહિત (કાળા તથા રાતા રંગનો) એક પુત્ર ઉત્પન્ન થયો ૬–૭ તે દેવતાઓના વડા બંધુ ભગવાન શિવ હતા તેમણે રુદન કરતા કરતા કહ્યુ કે, હે બ્રહ્મદેવ ! હે જગદ્ગુરો ! મારુ નામ પાડો તથા મને રહેવાને સ્થાન આપો ૮ કમળમાંથી ઉત્પન્ન થયેલા ભગવાન બ્રહ્માએ તેનું વચન સાંભળીને તેનુ કહેવુ માન્ય કર્યું અને કલ્યાણકારી વાણીથી બોલ્યા કે, તુ રડ મા, હુ તારુ નામ પાડી સ્થાન આપુ છુ ૯ હે દેવશ્રેષ્ઠ ! તું ખિન્ન થયેલા બાળકની પેઠે રડયો તેથી સર્વે લોકો તને રુદ્ર કહેશે ૧૦ હૃદય, ઇન્દ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, પાણી, પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર તથા તપ એટલાં સ્થાનો મે તારે માટે પ્રથમથીજ રચી રાખ્યાં છે ૧૧ મન્યુ, મનુષ્ય, મહિનસ, મહાન, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ અને ધૃતવ્રત, એમ અગિયાર તારા નામ પડશે ૧૨ અને હે રુદ્ર ! ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત, સર્પિષ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા અને દીક્ષા નામની અગિયાર તારી સ્ત્રીઓ થશે અને તે રુદ્રાણીઓ કહેવાશે. ૧૩ તું તારી સ્ત્રીઓની સાથે એટલા નામો અને સ્થાનોને ગ્રહણ કર અને એ સ્ત્રીઓમાંથી ઘણી પ્રજાઓ સૃજ, કારણ કે, હે વત્સ ! તુ પ્રજાપતિ છે ૧૪

આ પ્રમાણે લોકના ગુરુ એવા બ્રહ્માએ ભગવાન નીલલોહિતને કહ્યું એટલે તેમણે પોતાના બળ, આકૃતિ તથા સ્વભાવથી પોતાના જેવી પ્રજા સૃજી અર્થાત્ ક્રોધી, ભયંકર, કાળા અને રાતા વર્ણવાળી ભૂત પ્રેત આદિની પ્રજા સૃજવા માડી ૧૫ આ રીતે રુદ્ર ભગવાને સૃજેલી પ્રજાઓ ચારે તરફ જગતને ગળવા લાગી તે પ્રજાના અસંખ્ય ટોળા જોઇને, પ્રજાપતિ બ્રહ્મા ભયમા અને શંકામા પડયા. ૧૬ તેમણે રુદ્રને કહ્યું કે, હે દેવશ્રેષ્ઠ ! તમારી આ ભયંકર પ્રજા સર્વને ભય ઉપજાવે છે, માટે આવી ક્રૂર પ્રજા સૃજવી બંધ કરો, ૧૭ અને સર્વ પ્રાણીઓને સુખ આપનારુ તપશ્ચર્યાથીજ પ્રથમની પેઠે આ વિશ્વને નિર્માણ કરો ૧૮ આ લોકમા પ્રકાશ રૂપ સર્વ પ્રાણીઓના અંતઃકરણમા સાક્ષીરૂપે રહેનાર અને ઇન્દ્રિયથી અગોચર એવા ભગવાનને પુરુષ તપશ્ચર્યાથીજ પામે છે. ૧૯

મૈત્રેય કહે છે–આ પ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરી, એટલે તેમની પ્રદક્ષિણા કરી ‘બહુ સારુ’ એમ કહી રુદ્ર તપ કરવા વનમા ગયા ૨૦ પછી ભગવાનની શક્તિને ધારણ કરનાર ભગવાન બ્રહ્મા સૃષ્ટિ કરવાનો વિચાર કરતા હતા એટલામા તેમના શરીરમાંથી દશ પુત્રો ઉત્પન્ન થયા એ પુત્રો લોકની સૃષ્ટિ કરવામા કારણરૂપ હતા ૨૧ દશ પુત્રો આ હતાઃ– મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને દશમા નારદ. ૨૨ તેમાના નારદ સ્વયંભૂ બ્રહ્માના ખોળામાંથી ઉત્પન્ન થયા, દક્ષ અંગુઠામાંથી ઉત્પન્ન થયા, વસિષ્ઠ પ્રાણમાંથી

† વિષ્ણુતંત્રમા કહ્યું છે કે–સ્વસ્વરૂપનુ અજ્ઞાન તે તમ, અંતઃકરણનો વિભ્રમ તે મોહ, સાંસારિક વિષયસુખની ઇચ્છા તે મહામોહ, ભોગના સાધનો નાશ થવાથી "હુ મરી ગયો વગેરે બુદ્ધિ થવી" તે અંધતામિસ્ર અને વિષયેચ્છા પુરી ન થવાથી થતો ક્રોધ, એ તામિસ્ર કહેવાય છે આ પાંચ પર્વવાળી અવિદ્યા મહાત્મા ઈશ્વરથી ઉત્પન્ન થઇ છે શ્રીધરસ્વામી

ઉત્પન્ન થયા, ભૃગુ ત્વચામાથી ઉત્પન્ન થયા, ક્રતુ હાથમાથી ઉત્પન્ન થયા, ૨૩ પુલહ નાભિમાથી ઉત્પન્ન થયા, પુલસ્ત્ય કાનમાથી ઉત્પન્ન થયા, અંગિરા મુખમાથી ઉત્પન્ન થયા, અત્રિ એ નેત્રમાથી ઉત્પન્ન થયા અને મરીચિ મનમાથી ઉત્પન્ન થયા હતા ૨૪ ધર્મ બ્રહ્માના જમણા સ્તનમાથી ઉત્પન્ન થયા, જેમા ભગવાન નારાયણ પોતે રહે છે. અધર્મ તેમની પીઠમાથી ઉત્પન્ન થયો, જેથી લોકોને ભયંકર એવુ મૃત્યુ આવે છે ૨૫ કામ બ્રહ્માના હૃદયમાથી ઉત્પન્ન થયો, ક્રોધ તેમની ભ્રુકુટીમાથી ઉત્પન્ન થયો, લોભ નીચલા હોઠથી ઉત્પન્ન થયો, મુખમાથી વાણી ઉત્પન્ન થઈ, ઉપસ્થ ઇંદ્રિયમાથી સમુદ્રો ઉત્પન્ન થયા અને ગુદામાથી પાપનો આશ્રય કરનારો નિર્ઋતિ ઉત્પન્ન થયો. ૨૬ વિશ્વકર્તા બ્રહ્માની છાયામાથી દેવહૂતિના પતિ કર્દમ ઋષિ ઉત્પન્ન થયા અને તેમના મનમાથી અને દેહમાથી આ જગત ઉત્પન્ન થયુ. ૨૭ હે વિદુર! મનમા મોહ ઉપજાવનારી તથા તરુણ વયમા આવેલી પોતાની પુત્રી સરસ્વતીની ઇચ્છા નહોતી, છતા પણ કામાધીન થયેલા બ્રહ્મા તેના ઉપર આસક્ત થયા હતા, આવુ અમારા સાભળવામાં આવ્યું છે. ૨૮ પિતા બ્રહ્માની અધર્મમા થયેલી બુદ્ધિ જોઇને પુત્રો મરીચિમિશ્ર વગેરે મુનિઓ, પિતા આપણુ કહેવું માન્ય કરશે, એવા વિચારથી તેમને ઉપદેશ આપવા લાગ્યા કે, ૨૯ હે પિતાજી! તમે સમર્થ છો, છતા કામના વેગને ન રોકતા તેને અધીન થઇને, દોષદૃષ્ટિથી પુત્રી સરસ્વતી પાસે જાઓ, એ કામ બહુજ અધમ ગણાય, આવુ આગળ ઉપર કોઈ પણ પૂર્વજોએ કર્યું નથી તેમ હવે પછી પણ બીજા કોઇ કરશે નહિ. ૩૦ હે જગદ્ગુરુ! જેના આચરણને અનુસરનારા લોકો સુખી થાય છે, એવા મહા તેજસ્વી પુરુષોને આવુ કામ અપયશ અપાવે છે ૩૧ જે ભગવાને પોતાના ઉદરમા રહેલા આ જગતને પોતાના તેજથી બહાર પ્રગટ કર્યું છે, તે ભગવાનને હું નમસ્કાર કરુ છું, કારણ કે, તે ધર્મની રક્ષા કરવાને યોગ્ય છે ૩૨ પોતાનીજ સન્મુખ પોતાના પુત્ર પ્રજાપતિઓને ઉપર પ્રમાણે ઉપદેશવાળી વાણી બોલતા જોઈ, બ્રહ્માએ શરમાઈ જઇ પોતાના શરીરનો ત્યાગ કર્યો. તે ભયંકર શરીરને દિશાઓએ ગ્રહણ કર્યું, જેથી ઝાકળ તથા અંધારું ઉત્પન્ન થયા. ૩૩ ત્યાર પછી એક દિવસ બ્રહ્મા વિચાર કરવા લાગ્યા કે પૂર્વે જેમ સૃષ્ટિમા લોકો પરસ્પર એકઠા મળીને રહેતા હતા તેમ હળી મળીને સાથે રહેનારા લોકોને હુ ફરીને કેવી રીતે ઉત્પન્ન કરુ? આમ વિચાર કરતાં કરતા બ્રહ્માના ચાર મુખોમાથી ચાર વેદો ઉત્પન્ન થયા, ૩૪ તથા હોતા વગેરે ચાર ઋષિઓનાં કર્મ, યજ્ઞનો વિસ્તાર, ઉપદેશ, ન્યાય, ધર્મના ચાર ચરણ તથા ચાર આશ્રમ અને તેની આજીવિકા, પણ બ્રહ્માના મુખમાથી ઉત્પન્ન થયા. ૩૫

વિદુરે પૂછ્યું—હે તપોધન! પ્રજાપતિઓના પતિ એવા બ્રહ્માએ વેદ વગેરેને પોતાના મુખમાંથી સૃજ્યા તે કથા કહી, પરંતુ જે જે મુખમાંથી જે જે વેદ થયા હોય તે બધુ વિસ્તારથી મને કહો. ૩૬

મૈત્રેય બોલ્યા—બ્રહ્માએ પૂર્વ દિશા તરફના મુખમાથી ઋગ્વેદ, પશ્ચિમ દિશા તરફના મુખમાથી યજુર્વેદ, ઉત્તર દિશા તરફના મુખમાથી સામવેદ અને દક્ષિણ દિશા તરફના મુખમાથી અથર્વ વેદ ઉત્પન્ન કર્યો તેમજ ‡ શસ્ત્ર, § ઇજ્યા, * સ્તુતિ, ‡ સ્તોત્ર અને † પ્રાયશ્ચિત્ત એ પણ તેમણે અનુક્રમે બનાવ્યા ૩૭ વળી બ્રહ્માએ પોતાના પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાના મુખથી અનુક્રમે આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ તથા વિશ્વકર્માનું શાસ્ત્ર, એ ચાર ઉપવેદો ઉત્પન્ન કર્યા ૩૮ ત્યાર પછી ઈશ્વર તથા સર્વજ્ઞ એવા બ્રહ્માએ પોતાના સર્વે મુખમાંથી પાંચમા વેદ રૂપી ઇતિહાસો તથા પુરાણોને રચ્યા ૩૯ તે પછી ષોડશી તથા ઉક્થ્ય નામના યજ્ઞો પૂર્વ તરફના મુખમાંથી બનાવ્યા આપ્તોર્યામ તથા અતિરાત્ર નામના યજ્ઞને પશ્ચિમ દિશા તરફના મુખમાથી ઉત્પન્ન કર્યા. પુરીષિ તથા અગ્નિષ્ટોમ દક્ષિણ દિશા તરફના મુખમાથી સૃજ્યા અને વાજપેય તથા ગોસવને ઉત્તર દિશા તરફના મુખમાથી સૃજ્યા ૪૦ ઉપરાંત વિદ્યા, દાન, તપ તથા સત્ય, એવા ધ-

‡ હોતાનુ કર્મ § અધ્વર્યુનું કર્મ * ઉદ્ગાતાનું કર્મ. ‡ સ્તુતિ માટે ગાવા સામગાન † બ્રહ્માનું કર્મ.

ર્મના ચાર ચરણોને તથા બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત, એવા ચાર આશ્રમોને સંખ્યા પ્રમાણે પૂર્વાદિ મુખથી આજીવિકાની સાથે ઉત્પન્ન કર્યા [41] + સાવિત્ર વ્રત, ‡ પ્રાજાપત્ય વ્રત, * બ્રાહ્મવ્રત અને = બૃહદ્વ્રત, એવા ચાર પ્રકારના વ્રત નિર્માણ કર્યા વળી વાર્તા એટલે શાસ્ત્રને અનુકૂળ ખેતી વગેરે કરીને આજીવિકા કરવી, સંચયવૃત્તિ એટલે યજ્ઞ કરાવીને તથા વિદ્યાભ્યાસ કરાવીને આજીવિકા ચલાવવી તે, શાલીનવૃત્તિ એટલે માગ્યા વિના જે વસ્તુઓ મળે તેના ઉપર નિર્વાહ કરવો તે, અને શિલોચ્છવૃત્તિ એટલે ખેતરમાથી દાણાનો સલો કરી લાવી આજીવિકા કરવી તે. એ ચાર ગૃહસ્થોની આજીવિકાઓ પણ બ્રહ્માના પૂર્વાદિક મુખોમાથી ઉત્પન્ન થયેલી છે [42] વળી વૈખાનસ એટલે ખેતી વિના પાકેલા વનધાન્ય ઉપર આજીવિકા કરનાર, વાલખિલ્ય એટલે નવુ અન્ન મળતાવાત જ પ્રથમ સંગ્રહ કરેલા અન્નનો ત્યાગ કરનાર, ઔદુંબર એટલે પ્રભાતમા ઉઠીને પ્રથમ જે દિશા તરફ દૃષ્ટિ જાય તે દિશામાથી ફળો લાવીને તેના ઉપર આજીવિકા કરનાર તથા ફેનપ એટલે ધાવતા વાછડાના મુખમાથી પડેલા ફેન ઉપર રહેનાર તથા પોતાની મેળે પડેલા ફલાદિક ઉપર આજીવિકા કરનાર, એ ચાર ગૃહસ્થાશ્રમમા રહીને, પછી વનમા વસનારના ચાર વિભાગ બ્રહ્માના પૂર્વાદિક મુખમાથી ઉત્પન્ન થયા છે વળી કુટીચક એટલે પોતાના આશ્રમ પ્રમાણે કર્મ કરનાર, બહૂદક એટલે કર્મને ગૌણ માનનારા અને જ્ઞાનને પ્રધાન માનનાર, હંસ એટલે જ્ઞાનના અભ્યાસમા જોડાયેલા અને નિષ્ક્રિય એટલે સર્વ કર્મોનો ત્યાગ કરીને તત્ત્વને સંપાદન કરનાર, એ ચાર સંન્યાસીઓ પણ બ્રહ્માના પૂર્વાદિક મુખમાથી ઉત્પન્ન થયા. [43] વળી આન્વીક્ષિકી એટલે અધ્યાત્મ જ્ઞાનની વિદ્યા, ત્રયી એટલે ધર્મના સાધનરૂપ વિદ્યા, વાર્તા એટલે કાર્ય સંપાદન કરવાના ઉપાય રૂપ વિદ્યા, તથા દંડનીતિ એટલે ધન સંપાદન કરવામા સાધન ભૂત વિદ્યા, એ ચાર વિદ્યાઓ તથા ભૂર, ભુવર, સ્વર તથા મહર, એ ચાર વ્યાહૃતિઓ બ્રહ્માના પૂર્વાદિક મુખમાથી અનુક્રમે ઉત્પન્ન થઇ છે અને ૐકાર બ્રહ્માના હૃદયાકાશમાથી ઉત્પન્ન થયો. [44] બ્રહ્માના રુવામાથી ઉષ્ણિક $ છંદ ઉત્પન્ન થયો, વળી સર્વ વ્યાપક એવા બ્રહ્માની ત્વચામાંથી ગાયત્રી છંદ ઉત્પન્ન થયો, તેમના માસમાથી ત્રિષ્ટુપ છંદ, તેમના સ્નાયુમાથી અનુષ્ટુપ્ છંદ અને અસ્થિમાંથી જગતી છંદ ઉત્પન્ન થયો [45] મજ્જામાથી પંક્તિ છંદ ઉત્પન્ન થયો અને પ્રાણમાથી બૃહતી છંદ ઉત્પન્ન થયો સ્પર્શ ‡ નામનો અક્ષર તેમનો જીવ ગણાય છે અને સ્વર † તેમનું શરીર કહેવાય છે. [46] ઉષ્મા * અક્ષરોને તેમની ઇંદ્રિયો કહે છે, અંતસ્થ અક્ષરોને બળ કહે છે, અને ભગવાન પ્રજાપતિએ તેમના વિહારમાથી સાત સ્વરો ઉત્પન્ન કર્યા છે. [47] હે તાત ! તે બ્રહ્મ શબ્દમૂર્તિ છે અને વૈખરીવાણી રૂપ અને પ્રણવ રૂપ છે તે પ્રણવાત્મક બ્રહ્માથી પરિપૂર્ણ સ્વરૂપવાળા પરમાત્મા અનેક પ્રકારની શક્તિ સાથે એટલે ઇંદ્રાદિક રૂપે ભાસે છે [48] તેમણે પ્રથમ જે શરીર ધારણ કર્યું હતું, તેનો ત્યાગ કરવાથી તે તમ અને આકળ રૂપ થઇ ગયુ. પછી તેમણે બીજા દેહને ધારણ કર્યો અને સૃષ્ટિ કરવાની ઇચ્છા કરી હે કૌરવ ! પોતાના પુત્રો ઋષિઓ મહા પરાક્રમી હતા તથાપિ તેમની પ્રજાનો વિસ્તાર થયો નહિ તેથી ફરીને તેઓ મનમા વિચાર કરવા લાગ્યા કે, અહો હું નિત્ય સૃષ્ટિના કાર્યમાં મંડયો રહ્યો છુ, છતા પણ મારી આ પ્રજા વૃદ્ધિ પામતી નથી, માટે આમા દૈવ જ વિઘાતક છે

આ પ્રમાણે યોગ્ય કર્મ કરનાર ભગવાન વિરંચી વિચાર કરવા લાગ્યા અને સદ્ભાગ્યના ઉદયની વાટ જોતા હતા, એટલામા તેમના શરીરના બે ભાગ

---

+ ત્રણ દિવસ ગાયત્રી મંત્ર શિખતા સુધી વ્રત પાળવુ તે ‡ વ્રતોની સાથે એક વર્ષ દિવસ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવુ તે * વેદ ભણતા સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવુ તે. = જીવતા સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવુ તે શ્રીધર.

$ ઉષ્ણિક્ વગેરે સાત છંદો વેદમા મુખ્ય ગણાય છે ‡ ક થી મ સુધીના પચીસ અક્ષરને સ્પર્શ કહે છે † અ, આ, એ સ્વર કહેવાય છે. * શ, ષ, સ, હ, એ ચાર અક્ષરોને ઉષ્મા કહે છે ય, ર, લ, વ, એ અક્ષરોને અંતસ્થ કહે છે ષડ્જ, ઋષભ, ગાધાર, મધ્યમ, પંચમ, ધાવત અને નિષાદ, આ સાત સ્વરોને ટુંકમા સા, રી, ગ, મ, પ, ધ, ની કહે છે.

થયા. એક પુરુષ તથા બીજી સ્ત્રી. એને લોકો કાય કહે છે. આ જે બે જુદા જુદા રૂપો થયા તેને સ્ત્રી પુરુષનું યુગ્મ કહેવામાં આવે છે ૪૯–૫૨ એમા જે પુરુષ થયો, તે સ્વાયંભુવ નામના સ્વયપ્રકાશ મનુ થયા અને જે સ્ત્રી થઈ, તે શતરૂપા નામની તે મહાત્માની પટરાણી બની ૫૩ ત્યારથી સંસાર ધર્મથી પ્રજા વધવા માડી અને તે મનુએ પણ શતરૂપાથી પાંચ પુત્રોને ઉત્પન્ન કર્યા ૫૪ હે ભારત! તેના પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પુત્રો થયા અને હે રાજસત્તમ! આકૂતિ, દેવહૂતિ તથા પ્રસૂતિ, તે ત્રણ કન્યાઓ ઉત્પન્ન થઇ ૫૫ રુચિને આકૂતિ આપી, કર્દમને દેવહૂતિ આપી અને દક્ષની વેરે પ્રસૂતિના લગ્ન કર્યા એ કન્યાઓની સંતતિથી આખુ જગત ભરાઈ ગયુ ૫૬

आकूतिं रुचये प्रादात्कर्दमाय तु मध्यमाम्
दक्षायादात्प्रसूतिं च यत आपूरितं जगत् ॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
द्वादशोऽध्याय:

# અધ્યાય ૧૩ મો. ‡

## વરાહ અને હિરણ્યાક્ષ.

श्रीशुक उवाच

निशम्य वाचं वदतो मुने: पुण्यतमां नृप ।
भूय: पप्रच्छ कौरव्यो वासुदेवकथादृत: १

શુકદેવ કહે છે—હે રાજન્! કથા કહેતા મૈત્રેયની અત્યંત પવિત્ર વાણી સાભળીને ભગવાનની કથામા આદરવાળા વિદુરે ફરીને આ પ્રમાણે પ્રશ્ન કર્યો ૧

વિદુર પૂછે છે—હે મુનિ! બ્રહ્માના પ્રિય પુત્ર ચક્રવર્તી સ્વાયભુવ મનુએ પોતાની પ્રિય પત્નીને મેળવ્યા પછી શું કર્યું? ૨ હે મુનિશ્રેષ્ઠ મૈત્રેય! મને શ્રદ્ધાળુને તે આદિ રાજા રાજર્ષિ સ્વાયભુવ મનુનું ચરિત્ર કહો, કારણ, કે, તે રાજા ભગવાનના ભક્ત હતા ૩ વળી વિદ્વાનોએ કહ્યું છે કે, જેમના હૃદયમા શ્રીહરિનું સ્થાન છે, એવા ભક્તજનોના ગુણો સાંભળવા, એજ પુરુષોને મહા શ્રમથી કરેલા શાસ્ત્ર શ્રવણનું ખરુ ફળ છે ૪

શુકદેવજી કહે છે—સહસ્ર મસ્તકવાળા ભગવાનનાં ચરણારવિંદ ખોળામા ધારણ કરનારા વિવેકી વિદુરે આ પ્રમાણે પ્રશ્ન પૂછયો, એટલે ભગવાનની કથામા પ્રેરણા થવાથી જેને હર્ષના રોમાચ થયા હતા, એવા મુનિ મૈત્રેય નારદના પ્રત્યે બોલ્યા ૫

મૈત્રેય કહે છે—જ્યારે સ્વાયભુવ મનુ પોતાની ભાર્યા સાથે ઉત્પન્ન થયા ત્યારે તેમણે બે હાથ જોડી, બ્રહ્માને પ્રણામ કરીને આ પ્રમાણે કહ્યુ ૬ હે સ્તુતિ કરવા યોગ્ય બ્રહ્મા! તમે સર્વ પ્રાણીઓને જન્મ આપનારા અને આજીવિકા કરી આપનારા પિતા છો અમે તમારી પ્રજા છીએ, છતા પણ અમારાથી તમારી સેવા થતી નથી અમે તમારી કેવી રીતે સેવા કરીએ તે કહો ૭ હે બ્રહ્મદેવ! તમને અમે નમન કરીએ છીએ. અમને અમારાથી બની શકે એવા કામની આજ્ઞા કરો કે જે કાર્ય કરીને આ લોકમા અમારો યશ વધે અને પરલોકમા ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય ૮

બ્રહ્મા કહે છે—હે તાત! હું તમારા ઉપર પ્રસન્ન થયો છુ, તમારુ બન્નેનુ કલ્યાણ થાઓ. તે પોતે નિષ્કપટ અંતઃકરણથી મને કહ્યુ કે, 'મહારાજ મને કામ કરવાની આજ્ઞા આપો' ૯ હે વીર! આ પ્રમાણે પુત્રોએ પિતાની સેવા કરવી જોઇએ અને અભિમાન રહિત થઈ, સાવધાન રહી, યથાશક્તિ તેની આજ્ઞા પાળવી જોઇએ. ૧૦ તુ આ શતરૂપા નામની સ્ત્રીથી ગુણમા તારા જેવાજ પુત્રોને ઉત્પન્ન કરી, ધર્મથી પૃથ્વીનુ પાલન કર અને યજ્ઞોથી ભગવાનનુ યજન કર ૧૧ હે રાજન્! પ્રજાની રક્ષા કરવાથી મારી ઉત્તમ સેવા થાય છે અને પ્રજાનુ પાલન કરવાથી હૃષીકેશ ભગવાન તારા ઉપર અવશ્ય પ્રસન્ન થશે ૧૨ જે મનુષ્યોને યજ્ઞમૂર્તિ ભગવાન જનાર્દન પ્રસન્ન થતા નથી, તેમના જપ, તપ તથા સર્વ શ્રમ વ્યર્થ જાય છે, કારણ કે, તે મનુષ્ય પોતે પોતાના આત્માનો અનાદર કરે છે ૧૩

મનુ બોલ્યા—હે બ્રહ્મદેવ! હું આપની આજ્ઞામા રહીશ, માટે હે પ્રભો! આપ મારે માટે અને મારી

‡ આ તેરમા અધ્યાયમા પાણીમા ડૂબેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવાને ભગવાને વરાહનો અવતાર ધારણ કર્યો અને હિરણ્યાક્ષનો નાશ કર્યો, એ કથા કહેવામા આવશે

પ્રજાને માટે અહીંઆ સ્થાન બતાવો ૧૪ હે દેવ! સર્વ પ્રાણીઓનું નિવાસસ્થાન જે પૃથ્વી હતી તે હાલ મહાસાગરના પાણીમા ડુબી ગઈ છે માટે તેનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરો ૧૫

મૈત્રેય કહે છે—મનુના વચન સાભળી પરમેષ્ઠી એવા બ્રહ્માએ પૃથ્વીને પાણીમા ડુબી ગયેલી જોઈને, ઘણીવાર સુધી વિચાર કર્યો કે, આને સમુદ્રમાથી કેવી રીતે બહાર કાઢવી ૧૬ હુ સૃષ્ટિ સૃજવાને તૈયાર થયો, એટલામા પાણીએ પૃથ્વીને ડુબાડી દીધી ૧૭ તે પછી 'હુ જે ઈશ્વરના હૃદયમાથી ઉત્પન્ન થયો છું તે ઈશ્વર મારી ઇચ્છા પાર પાડો' એવો વિચાર કરૂ છું એટલામા તો હે પાપ રહિત! બ્રહ્માના નાકમાથી અગુઠા જેવડુ વરાહનું એક બચ્ચુ નીકળ્યું ૧૮ હે ભરતવંશી નૃપ! પછી બ્રહ્મા વરાહના બચ્ચાને જુવે છે, એટલામા તો તે હાથીના જેવડુ વધી ગયુ, ૧૯ અને મરીચિ વગેરે ઋષિઓ, બ્રાહ્મણો, સનત્કુમાર, સ્વાયભુવ મનુ તથા બ્રહ્મા, સર્વ તે વરાહરૂપને જોઈ, અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યા. ૨૦ વરાહના રૂપમા આ તે શુ કોઈ દિવ્ય પ્રાણી હશે? મહા આશ્ચર્યની વાત તો એ છે કે, તે મારા નાકમાથી નીકળ્યુ, ૨૧ અને તે જ્યારે મારા નાકમાથી બહાર નીકળ્યુ ત્યારે અગુઠાના ટેરવા જેવડુ હતું, તે એક ક્ષણમા મોટી શિલાના જેવડુ થઈ ગયુ શુ આ યજ્ઞમૂર્તિ ભગવાન વરાહના રૂપમા મારા મનમા વિસ્મય ઉપજાવતા હશે? ૨૨

આ પ્રમાણે બ્રહ્મા પોતાના પુત્રોની સાથે વિચાર કરતા હતા એટલામા મોટા પર્વતના જેવા વ્યાપક શ્રીહરિ ભગવાને મોટી ગર્જના કરી બ્રહ્માને તથા બીજા ઉત્તમ બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા અને પોતાની ગર્જનાથી દશે દિશાઓને ગજાવી મુકી ૨૩—૨૪ માયાથી સૂકરનો અવતાર ધારણ કરનારા ભગવાનની પોતાના ખેદને શમાવનારી ગર્જના સાભળી, જનલોક, તપલોક અને સત્યલોકના રહેવાસી મુનિઓ, ત્રણે વેદના પવિત્ર મંત્રોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૨૫ વેદોથી જેનુ સ્વરૂપ વખણાય છે એવા ભગવાન વરાહ ફરીને ગર્જના કરી હસ્તીના જેવી રમત કરતા પાણીમા પેઠા. ૨૬ એ સર્વએ ઉંચુ પૂછડુ કરી, આકાશમા ફરતા કઠોર શરીરવાળા, કેશાળીને ધુણાવતા, રૂંવા ઉભાં કરી ખરીઓના પ્રહારથી વાદળાને વિખેરી નાખતા, ધોળી દાઢવાળા, પ્રકાશ રૂપ દિવ્ય દૃષ્ટિવાળા તથા પૃથ્વીનો ઉદ્ધાર કરનારા ભગવાન વરાહ શોભતા હતા ૨૭ ભગવાન પોતે યજ્ઞાગમૂર્તિ હતા, તો પણ વરાહના રૂપમા રહેલા હોવાથી પશુની પેઠે પૃથ્વી શોધવા માટે નાસિકાથી પૃથ્વીનો માર્ગ સુઘવા લાગ્યા કોમળ વાણીથી સ્તુતિ કરતા બ્રાહ્મણોને જોઈ તે પાણીમા પેઠા ૨૮ ભગવાનના અંગો વજ્રના પર્વત જેવા કઠોર હતાં, તેમના જબરા આઘાતથી સમુદ્રના પાણીમા માર્ગ પડી ગયો, તેથી જાણે પોતાનું પેટ ચીરાઈ જવાથી ખિન્ન થયો હોય તેમ સમુદ્ર પોતાના તરંગો રૂપી બાહુઓને પહોળા કરી, આતુર જનની પેઠે આક્રદ કરવા લાગ્યો અને હે યજ્ઞેશ્વર ભગવન્! મારુ રક્ષણ કરો, એવી બુમો પાડતો હોય તેમ ગાજવા લાગ્યો ૨૯ પ્રાત, મધ્યાહ્ન તથા સાય, એમ ત્રણ સવનરૂપ યજ્ઞમૂર્તિ વરાહ ભગવાન પાર વિનાના પાણીનો પાર આવે તેમ, અસ્રાના જેવી તીક્ષ્ણ ધારવાળી ખરીઓથી પાણીને કાપતા અંદર ઉતર્યા ત્યા આગળ રસાતળમા પૂર્વે પોતે સમુદ્રમા સુતી વેળાએ પોતાના ઉદરમા સર્વ જીવના આધારભૂત જે પૃથ્વીને ધારણ કરી હતી તેને દીઠી. ૩૦ પછી ડુબેલી પૃથ્વીને પોતાની દાઢવતી બહાર ખેંચી, રસાતળમાથી પોતે બહાર નીકળ્યા, તે વખતે તે બહુજ શોભતા હતા. એટલામા તો અસહ્ય પરાક્રમવાળો હિરણ્યાક્ષ નામનો દૈત્ય હાથમા ગદા લઈ તેમની સામે થયો અને તેમને મારવા લાગ્યો, એટલે સિંહ જેમ રમત માત્રમા હાથીનો સંહાર કરે, તેમ સુદર્શન ચક્રના જેવા ક્રોધવાળા વરાહ ભગવાને રમત માત્રમા તે દૈત્યને પાણીમા મારી નાખ્યો ૩૧ ગેરુવાળી પૃથ્વી ખોદવાથી જેમ હાથીના દંતુશળ અને ગંડસ્થળ રાતા થાય તેમ તેના લોહીથી ભગવાનનું મુખ તથા ગંડસ્થળ રાતાં થયા. ૩૨ હે વિદુર! તમાલ જેવા શ્યામ રંગના વરાહ ભગવાનને ધોળી દાઢની અણી ઉપર પૃથ્વીને ઉપાડી,

હાથીની રમત પેઠે પાણીમાંથી બહાર નીકળતા જોઈને, બ્રહ્માદિક દેવતાઓ વેદના સૂક્તોથી તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૩૩

ઋષિઓ સ્તુતિ કરે છે—હે અજિત ! હે યજ્ઞથી યજવા અને સેવવા યોગ્ય ! આપનો સર્વત્ર વિજય થશો છે. યજ્ઞરૂપી પોતાના શરીરને ચારે તરફ ધુણાવતા આપને અમારા નમસ્કાર છે જેમના રોમાંચના છિદ્રોમાં યજ્ઞો સમાયેલા છે એવા અને કારણ માટે વરાહનું રૂપ ધારણ કરનારા આપને નમસ્કાર છે ૩૪ હે દેવ ! આપનું યજ્ઞાત્મક રૂપ ખરેખર પાપી જનોના જોવામાં આવતું નથી જેની ત્વચામા ગાયત્રી છ દો રહેલા છે, જેના રુંવામા દર્ભ રહેલો છે, નેત્રમા અમૃત રહેલું છે, ચરણમા હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ અને બ્રહ્માદિ ઋત્વિજોના કર્મો રહેલા છે ૩૫ જેના મુખના અગ્ર ભાગમા સ્રુચ નામનું યજ્ઞપાત્ર રહેલુ છે, જેના નાકના છિદ્રમા સ્રુવ રહેલો છે, ઈડા એટલે એક યજ્ઞ બલિદાન જેના ઉદરમા રહેલુ છે, ચમસ એટલે સોમરસ પાત્ર જેના કાનના છિદ્રમા રહેલા છે, પ્રાશિત્ર એટલે બ્રહ્માનો ભાગ મૂકવાનું પાત્ર જેના મુખમાં રહેલુ છે, ગ્રહ નામના સોમરસના પાત્રો જેના મુખની અંદરના ભાગમા રહેલા છે અને હે ભગવન્ ! અગ્નિહોત્ર છે તેજ જેનું ચાવવુ છે, ૩૬ વારંવાર પ્રગટ થવુ એ જેની દીક્ષા છે, ઉપસદ્ નામની ત્રણ ઈષ્ટિઓ જેની ગ્રીવા છે, પ્રાયણીય અને ઉદયનીય એ બે ઈષ્ટિ તે આપની દાઢો છે ઉપસદ્ ઈષ્ટિઓમાં પ્રથમ યજન કરવામા આવતો મહાવીર જેની જીભ છે, હોમ વિનાનો અગ્નિ ને ઉપાસનાગ્નિ આપ યજ્ઞમૂર્તિનું મસ્તક છે અને ઈષ્ટિ-ક્રાચયન એ આપના પ્રાણ છે ૩૭ પ્રાતઃસવન વગેરે ત્રણ સવન આપની બાળ, તરુણ ને વૃદ્ધાવસ્થા છે. અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉકથ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર અને આપ્તોર્યામ, એ સાત યજ્ઞના વિભાગો, હે દેવ ! આપના શરીરમા રહેલી ત્વચા, રસ, લોહી, માંસ વગેરે સાત ધાતુઓ છે. સર્વે યજ્ઞો, જેના શરીરના સાંધાઓ છે તથા સોમરસવાળા અને સોમરસ વિનાના સર્વ યજ્ઞો આપનું, ઈષ્ટિબંધન છે. ૩૮ સર્વ મંત્ર, દેવતા અને દ્રવ્ય રૂપ, સર્વ યજ્ઞરૂપ, ક્રિયારૂપ અને વૈરાગ્ય ભક્તિથી કરેલા, મનના વિજયથી સાક્ષાત્કાર કરેલા જ્ઞાનરૂપ એવા આપ વિદ્યાગુરુને અમે વારંવાર નમન કરીએ છીએ. ૩૯ હે ભગવન્ ! પાણીમાંથી નીકળતા તમે દાઢની અણી ઉપર ધારણ કરેલી આ પર્વત સહિત પૃથ્વી, મદ મત્ત હાથીએ દાંત ઉપર ધારણ કરેલી કમળિની જેમ શોભે તેમ શોભે છે ૪૦ વળી કુલાચળ પર્વત જેમ પોતાના શિખર ઉપરના મેઘમંડળથી શોભે તેમ દાંતવડે ધારણ કરેલા પૃથ્વીમંડળથી આપનું ત્રણ વેદાત્મક આ વરાહનું શરીર શોભતું હતું. ૪૧ હે મહરાજ ! તમે આ જગતના પિતા છો અને પૃથ્વી તમારી સ્ત્રી છે, માટે તે જગતની માતા છે તમે આ સ્થાવર જંગમ જગતના નિવાસ માટે પૃથ્વીને સારી રીતે સ્થાપન કરો અમે તે ઉપર રહીને તમારી સાથે રહેલા પૂજ્ય દેવીને નમસ્કાર કરીશું. યાજ્ઞિકો જેમ મંત્રદ્વારા અરણિમાથી અગ્નિ ઉપજાવે તેમ આપે પણ જળમાથી પૃથ્વીને ઉદ્ધાર્યા છે ૪૨ તમે આ કાર્ય અતિ દુષ્કર કર્યું. હે પ્રભો ! રસાતળમા ઉતરી ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો તે કાર્ય આપ વિના બીજો કોણ કરી શકે ? પરંતુ વિશ્વને આશ્ચર્ય ઉપજાવનારા આપમા આ કામ આશ્ચર્યજનક નથી, કારણ કે, આપેજ અતિ વિસ્મયકારક વિશ્વ માયાથી સર્જ્યુ છે. ૪૩ હે ઈશ્વર ! તમે પોતાનું વેદમય શરીર ધુણાવીને કેશવાળીની શિખાઓથી ઉડાડેલા પાણીના ટીપાથી જનલોક, તપલોક અને સત્યલોકના વાસીઓને ભીંજવી અત્યંત પવિત્ર કર્યા છે. ૪૪ જે મનુષ્ય અપાર કર્મવાળા આપનાં કર્મોને પાર પામવાની ઈચ્છા કરે તે મનુષ્ય ભ્રષ્ટ બુદ્ધિવાળો જાણવો. હે ભગવન્ ! આખુ વિશ્વ આપની યોગમાયાના ગુણથી મોહિત થયેલુ છે તેનું કલ્યાણ કરો ૪૫

મૈત્રેય કહે છે—આ પ્રમાણે બ્રહ્મવાદી મુનિઓએ વરાહ ભગવાનની સ્તુતિ કરી એટલે સર્વના રક્ષક વરાહ ભગવાને પૃથ્વીને નીચે મૂકી. ૪૬ આ પ્રમાણે વિશ્વક્સેન અને પ્રજાના પતિ એવા શ્રીહરિ રસાતળમાંથી રમત માત્રમાં કાઢેલી પૃથ્વીને પાણી ઉપર સ્થિરતાથી મૂકીને ચાલી ગયા. ૪૭ જેના ગાવા યોગ્ય માયાવી ચરિતો છે એવા બુદ્ધિના બળનો

નાશ કરનારા શ્રીહરિની કલ્યાણકારક ને મનોહર એવી કથાને જે ભક્તિથી સાભળે અથવા બીજાને સંભળાવે તેની ઉપર ભગવાન પ્રસન્ન થાય છે ૪૮ જ્યારે સર્વ આશીર્વાદના સ્વામી ભગવાન શ્રીહરિ પ્રસન્ન થાય ત્યારે પછી શુ દુર્લભ રહે છે? પછી તુચ્છ એવા વિષય સુખોનુ પ્રયોજન રહેતું નથી, કારણ કે, ઈતર આશાઓનો ત્યાગ કરીને કેવળ ભગવાનનુજ ભજન કરનારા પુરુષોના હૃદયમા વાસ કરીને, પરમાત્મા પોતે તેમને પોતાના પરમ પદનો લાભ કરાવે છે ૪૯ અરેરે! પુરુષાર્થના સારથી ભરેલી ભગવાનની (સંસારનો ભય ટાળનારી) પુરાણ કથાઓ પણ વિના એવો તે કયો માણસ હોય કે જે કર્ણોથી સાભળે નહિ ૫૦

को नामलोके पुरुषार्थसारवित्
पुराकथानां भगवत्कथासुधाम् ॥
आपीय कर्णाञ्जलिभिर्भवापहा
महोविरज्येत विना नरेतरम् ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे
त्रयोदशोऽध्यायः

## અધ્યાય ૧૪ મો.*

### દિતિ અને કશ્યપનો સંવાદ.

श्रीशुक उवाच

निशम्य कौषारविणोपवर्णितां
हरेः कथां कारणसूकरात्मनः ।
पुनः स पप्रच्छ तमुद्यतांजलि-
र्नचातितृप्तो विदुरो धृतव्रतः ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! પૃથ્વીના ઉદ્ધારાદિકના કારણ માટે વરાહાવતાર ધારણ કરનાર ભગવાનની, કૌષારવિ મુનિ મૈત્રેયે વર્ણવેલી કથા સાભળીને, આગળ સાભળવાની બહુ આતુરતા ધરાવનારા વ્રતધારી વિદુર, હાથ જોડી ફરીથી તેમને આ પ્રમાણે પૂછવા લાગ્યા ૧

વિદુરે પૂછયુ–હે મુનિશ્રેષ્ઠ! તેજ યજ્ઞમૂર્તિ શ્રી હરિએ હિરણ્યાક્ષનો નાશ કરી, રમત માત્રમા પોતાની દાઢથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો પણ ભગવાનને દૈત્યના રાજા હિરણ્યાક્ષની સાથે શા માટે યુદ્ધ થયુ હતું, તે વિસ્તારથી મને કહો ૨–૩

મૈત્રેય બોલ્યા–હે વિદુર! મનુષ્યોને મૃત્યુના પાશમાથી મુક્ત કરનારી શ્રીહરિના અવતારની કથાઓ સંબંધી પ્રશ્નો તમે પૂછો છો, તેથી તમારો બહુ ભાવ હોય એમ જણાય છે, ૪ કારણ કે, નારદ મુનિએ ગાયેલી જે કથાથી ઉત્તાનપાદ રાજાનો પુત્ર બાળક હતો, પરંતુ મૃત્યુના માથા ઉપર પગ દઇ વિષ્ણુપદને પામ્યો હતો, આવી ઉત્તમ તે કથા છે. ૫ તમે મને જે પૂછો છો, તે ઇતિહાસ પૂર્વે દેવના દેવ બ્રહ્માએ દેવતાઓના પૂછવાથી, તેમને વર્ણવી બતાવ્યો હતો, અને એ ઇતિહાસ મે પણ પૂર્વે સાભળ્યો હતો ૬

હે વિદુર! એક દિવસ સંતાનની ઇચ્છાવાળા અને કામથી પીડાયેલા દક્ષ પ્રજાપતિનાં પુત્રી દિતિ સૂર્યાસ્ત સમયે યજ્ઞમૂર્તિ અગ્નિદેવનું દૂધથી યજન કરી, યજ્ઞશાળામા એકાગ્ર ચિત્તથી બેઠેલા મરીચિ ઋષિના પુત્ર અને પોતાના ભર્તા કશ્યપની પાસે જઈ બોલ્યા, ૭–૮ હે વિદ્વન્! મદોન્મત્ત હાથી જેમ કેળને ઉખાડી નાખે, તેમ આ કામદેવ તમારે માટે મને દીનને પીડે છે, ૯ માટે હે નાથ! પુત્રવાળી શોકયોની સંપત્તિઓથી હુ બળી મરુ છુ, તેની ઉપર આપ અનુગ્રહ કરો ૧૦ જે સ્ત્રીઓને પતિનું માન મળે છે તથા તમારા જેવા પતિ, જે સ્ત્રીઓમા પ્રજારૂપે ઉત્પન્ન થાય છે, તે સ્ત્રીઓનો યશ લોકમા ગવાય છે ૧૧ પૂર્વે અમારા પિતા દક્ષપ્રજાપતિએ અમને પૂછયુ હતુ કે, તમે કેવા વરને વરશો ?૧૨ ત્યાર પછી પુત્રીઓના મનનો અભિપ્રાય જાણીને, તમારા સ્વભાવને અનુકૂળ એવી જે હું તેનો તમારી સાથે વિવાહ કર્યો, ૧૩ માટે હે કમળ જેવા નેત્રવાળા પતિ! હવે મારી મનકામના પૂર્ણ કરો હે સમર્થ પુરુષ! દુ:ખી મનુષ્યોનુ મહાપુરુષો પાસે શરણે જવુ વ્યર્થ જતું નથી ૧૪ આ પ્રમાણે કામની વૃદ્ધિથી મોહિત થએલી દિતિએ બહુ બહુ પ્રાર્થના કરી ત્યારે કશ્યપે તેને સમજણ આપતા કહ્યુ કે, ૧૫ હે સ્ત્રી! તુ જેની ઇચ્છા રાખે છે, તે

* આ અધ્યાયમા હિરણ્યાક્ષનો વધ કરવા માટે સંધ્યાકાળે કામાતુર દિતિને કામેચ્છા થઇ ને કશ્યપ ઋષિથી ગર્ભ રહ્યો, એ કથા કહેવાશે

ઇચ્છાને હું પૂર્ણ કરીશ. કારણ કે, જેનાથી ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ પુરુષાર્થની સિદ્ધિ થાય એવી સ્ત્રીની કામના કોણ પૂર્ણ ન કરે? ૧૬ પુરુષ જેમ નૌકાથી સમુદ્રને તરે છે, તેમજ સ્ત્રીવાળો પુરુષ બ્રહ્મચર્યાદિક આશ્રમોવાળા સંસાર સમુદ્રને તરે છે. ૧૭ વળી હે માનિનિ! કલ્યાણની કામનાવાળા પુરુષનું સ્ત્રી અર્ધાંગ છે. પુરુષ પોતાના ઘરનો સર્વ ભાર તેને સોંપી નિશ્ચિંતપણે ફરે છે ૧૮ તેમજ રાજા જેમ કિલ્લાનો આશ્રય કરી લુટારૂ ને ચોર જેવા શત્રુઓને જીતે તેમજ અમે પણ સ્ત્રીનો આશ્રય કરી બ્રહ્મચર્યાદિક આશ્રમોથી જીતી શકાય નહિ એવા ઇંદ્રિયરૂપી શત્રુઓને જીતીએ છીએ, ૧૯ માટે હે ગૃહેશ્વરિ! હું સંપૂર્ણ આયુષ્યવડે પણ અનેક ઉપકાર કરનારી એવી જે તું, તેના ઉપકારનો બદલો વાળવાને સમર્થ નથી ૨૦ તોપણ પુત્રોત્પત્તિ માટે તારી જે કામના છે, તે હું પૂર્ણ કરીશ તું બે ઘડી થોભી જા ૨૧ આ સંધ્યાકાળની વેળા ઘણીજ ભયંકર અને અશુભ છે આ સમયે શંકરના અનુચર એવા ભૂતો બધે ફરે છે ૨૨ વળી હે ગુણવંતી! સંધ્યાકાળે પ્રાણીઓને ઉત્પન્ન કરનારા ભગવાન શંકર બળદ ઉપર બેસી ભૂત ગણોની સાથે ફરવા નીકળે છે ૨૩ જેનો જટાસમૂહ સ્મશાનમાં વાતા વંટોળીયા વાયુવડે ઉડેલી ધુળથી ધુસરો, વિખરાઈ ગયેલો તથા પ્રકાશમાન છે, જેનો નિર્મળ તથા સોનાના જેવો ગોરો દેહ ભસ્મથી લાછિત રહે છે, એવા શંકર કે જે તારા દીએર થાય, તે, ચંદ્ર, સૂર્ય તથા અગ્નિરૂપી ત્રણ નેત્રથી જુવે છે, માટે આ સમયે તેવો વ્યવહાર કરવો અયુક્ત છે, જેને આ લોકમા કોઈ પોતાનો મનુષ્ય અથવા તો પારકો મનુષ્ય પણ નથી તેમ જેને કોઈ અતિ આદર આપવા યોગ્ય અથવા તો નિંદા કરવા યોગ્ય મનુષ્ય પણ નથી, વળી જેણે સંપૂર્ણ રીતે ભોગવીને નિર્માલ્યવત્ ગણી, ચરણથી દૂર ફેંકી દીધેલી વિભૂતિની અમે વ્રતો વડે આરાધના કરવાની આશા રાખીએ છીએ ૨૪–૨૫ વળી અવિદ્યા રૂપી પડદો ભેદવાની ઇચ્છાવાળા વિદ્વાન પુરુષો, જેના નિર્દોષ ચરિતની સ્તુતિ કરે છે અને જેના સમાન તેમજ જેનાથી અધિક બીજો કોઈ પણ નથી, એવા સત્પુરુષોની ગતિરૂપ શંકર પોતે પિશાચોની સાથે વિહાર કરે છે ૨૬ જે પુરુષો વસ્ત્ર, પુષ્પ, આભૂષણો અને ચંદન આદિ લેપથી કુતરા વગેરેના ભોજનરૂપ પોતાના શરીરને આત્મારૂપ માનીને લાડ લડાવે છે, એવા પરમાત્માના અભિપ્રાયને નહિ જાણનારા ભાગ્યહીન લોકો, પોતાના સ્વરૂપાનંદમા મગ્ન રહેનાર શ્રી મહાદેવના આચરણની ચેષ્ટા કરે છે ૨૭ બ્રહ્મા આદિ દેવતાઓ, જેણે કરેલી મર્યાદાને પાળે છે, જે આ વિશ્વના કારણભૂત છે, અને આ વિશ્વ તથા માયા જેમની આજ્ઞામા રહે છે, તે મહાદેવ પિશાચની માફક આચરણ કરે છે. ૨૮

મૈત્રેય કહે છે—આ પ્રમાણે જણાવ્યા છતાં પણ દિતિએ માન્યુ નહિ તેનો નિષિદ્ધ કર્મમા અતિ આગ્રહ જોઇ કશ્યપ ઋષિ ભાવિ દૈવને પ્રણામ કરી તેની ઇચ્છાને વશ થયા ૨૯–૩૦ અને કાર્ય પૂર્ણ થયા પછી સ્નાન કરી, પ્રાણાયામ કર્યો અને મૌન ધારણ કરીને, શુદ્ધ અને સત્વમૂર્તિ એવા જ્યોતિર્મય અને સનાતન બ્રહ્મનું ધ્યાન અને જપ કરવા લાગ્યા ૩૧ હે વિદુર! પછી દિતિ નિંદિત કર્મથી શરમાતા કશ્યપની પાસે જઇ નીચુ મુખ કરી આ રીતે કહેવા લાગ્યા. ૩૨

દિતિ બોલ્યા—હે બ્રહ્મન્! મે જેનો અપરાધ કર્યો છે એવા રુદ્રદેવ સર્વ પ્રાણીઓના પતિ છે. તે ભૂતોના સ્વામી મહાદેવ મારા આ ગર્ભનો નાશ કરશો મા ૩૩ દુઃખનો નાશ કરનાર, ઉલ્લંઘન થઇ શકે નહિ એવી આજ્ઞાવાળા, સકામ પુરુષોને ફળ આપનારા તથા નિષ્કામોનુ કલ્યાણ કરનારા, વસ્તુતાએ દંડનો ત્યાગ કરનારા છતા દુષ્ટોને દંડ દેનારા અને સંહાર વેળાએ ક્રોધ સ્વરૂપ ધારણ કરનારા ભગવાન મહાદેવને હું નમન કરૂં છુ. ૩૪ મહા અનુગ્રહ કરનારા, સતીના પતિ ને મારા બનેવી એવા ભગવાન શંકર, નિર્દય પુરુષોને દયા કરવા યોગ્ય એવા અમ સ્ત્રી જાતિ ઉપર પ્રસન્ન થાઓ. ૩૫

મૈત્રેય કહે છે—હે વિદુર! પ્રજાપતિ કશ્યપ સંધ્યાવંદનાદિક સાયંકાળનો નિયમ પૂર્ણ કરી પોતાની ભાર્યા, જે પોતાના પુત્રને આ લોકનું તથા પરલોકનુ સુખ થવાની આશા રાખતી હતી તેને કહેવા

લાગ્યા ૩૬ હે કલ્યાણિ ! તારા મનની અપવિત્રતાને લીધે, સંધ્યાકાળરૂપી દુષ્ટ સમયને લીધે, મારી આજ્ઞા ઉલ્લંઘન કરવાને લીધે અને રુદ્રના સેવકોનો અપરાધ કરવાને લીધે, તારા ઉદરમા અધમ અને દુષ્ટ એવા બે પુત્રો ઉત્પન્ન થશે અને તે લોકપાળ સહિત આ ત્રણે લોકને વારવાર દુખી કરશે ૩૭-૩૮ જ્યારે ચારે તરફથી નિરપરાધી દીન પ્રાણીઓનો સહાર થશે, સ્ત્રીઓનુ હરણ થવા માડશે અને અનેક ઉપદ્રવોથી મહાત્મા પુરુષો જ્યારે કોપી ઉઠશે ૩૯ ત્યારે ભગવાન ક્રોધાન્વિત થઈને અવતાર ધારણ કરશે અને ઇંદ્ર જેમ પર્વતોની પાખોનો છેદ કરે તેમ તારા પુત્રોનો નાશ કરશે ૪૦

દિતિ બોલ્યા—હે સમર્થ ! ભગવાનથી મારા બન્ને પુત્રોનો ભલે નાશ થાય, પરતુ કોપાયમાન થયેલા બ્રાહ્મણોથી નાશ ન થાઓ ૪૧ કારણ કે, નારકી જીવો પણ બ્રાહ્મણોના શાપથી બળી ગયેલા પ્રાણીઓ ઉપર અને પ્રાણી માત્રને ભય આપનારા પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરતા નથી તેમ જે જે જાતિમાં તે અવતાર લે છે તે તે જાતિના પ્રાણીઓ પણ તેની ઉપર અનુગ્રહ કરતા નથી ૪૨

કશ્યપ કહે છે—હે સ્ત્રી ! દુષ્ટ કામને માટે તને હવે પશ્ચાત્તાપ થયો અને શુ કરવા યોગ્ય હતુ અને શુ કરવા યોગ્ય ન હતુ એવો વિચાર આવ્યો તથા તુ હવે ભગવાનનુ માન રાખે છે અને શકરને વિષે બહુ આદર બતાવે છે ૪૩ તો તારા પૌત્રે માથી એક પૌત્ર સત્પુરુષોમા માન્ય થશે અને મનુષ્યો ભગવાનના યશની સાથે તેના શુદ્ધ યશને ગાશે ૪૪ સુવર્ણકાર જેમ સુવર્ણને શુદ્ધ કરે છે, તેમ મહાત્મા પુરુષો તારા પૌત્રના સ્વભાવ જેવો સ્વભાવ કરવા માટે, મિત્રતા આદિક ઉપાયોથી પોતાના આત્માને શુદ્ધ કરશે ૪૫ વળી ભગવાનની સત્તા રૂપ આ વિશ્વ જે પરમેશ્વરની કૃપાથી ઉત્પન્ન થાય છે તે આત્માના સાક્ષી ભગવાન અનન્ય ભક્તિવડે તેની ઉપર પ્રસન્ન થશે ૪૬ અને મહા ભાગવદીય, મહાનુભાવવાળો અને મહા પુરુષોમા સર્વથી શ્રેષ્ઠ ગણાય એવો તારો પૌત્ર, વૃદ્ધિ પામેલી ભક્તિ વડે શુદ્ધ થયેલા અંતઃકરણમા ભગવાનને ધારણ કરી દેહાદિકના અભિમાનનો ત્યાગ કરશે. ૪૭ વળી તે શિયળવાળો, ગુણનો ભડાર, પરની સંપત્તિથી પ્રસન્ન થનાર, દુખીઓના દુ.ખ જોઈને દુઃખી થનાર, શત્રુરહિત અને ચદ્રમા જેમ ઉનાળાના તાપને ટાળે તેમ જગતના શોકને હરણ કરનાર થશે. ૪૮ વળી કમળના જેવા નેત્રવાળા, પોતાના ભક્તોની ઇચ્છાથી વારવાર અવતાર ધારણ કરનાર, લક્ષ્મીરૂપ સ્ત્રીના રત્ન રૂપ તથા તેજસ્વી કુંડળોથી જેમનુ મુખ શોભે છે એવા ભગવાનના, તે પોતાના હૃદયકમળમા દર્શન કરશે ૪૯

મૈત્રેયે કહ્યુ—પોતાનો પુત્ર ભગવદ્ ભક્ત થશે એવુ સાભળીને તથા બે પુત્રો શ્રીકૃષ્ણને હાથે મરાતા સદ્ગતિને પામશે એવુ જાણીને ભગવતી દિતિ પ્રસન્ન થયા ૫૦

**श्रुत्वा भागवतं पौत्रममोदत दितिर्भृशम् ।**
**पुत्रयोश्च वधं कृष्णाद्विदित्वासीन्महामनाः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे चतुर्दशोऽध्याय**

## અધ્યાય ૧૫ મો.$

### જય વિજયને સનત્કુમારોનો શાપ.

**मैत्रेय उवाच**

**प्राजापत्यं तु तत्तेजः परतेजोहनं दितिः ।**
**दधार वर्षाणि शतं शंकमाना सुरार्दनात् ॥**

મૈત્રેય કહે છે—દેવતાઓને પીડા થવાની શંકાથી દિતિએ બીજાના તેજને નાશ કરનારૂ કશ્યપનું તેજ સો વર્ષ સુધી ધારણ કર્યું ૧ તેથી લોકમાં અધારૂ થયુ અને નિસ્તેજ થઈ ગયેલા ઇંદ્રાદિક લોકપાળોએ એ વાત બ્રહ્માને નિવેદન કરી. ૨

દેવો—હે વિભો ! અમે જે અધારાથી ભય પામ્યા છીએ, તે અધારાને આપ જાણો છો. આપથી કોઈ પણ વસ્તુ અજાણી નથી, કારણ કે, કાળ પણ આપના જ્ઞાનના વિસ્તારને બાધ કરી શકતો નથી ૩ હે દેવ ! તમે સ્થૂલ તેમજ સૂક્ષ્મ બંનેના

$ આ અધ્યાયમા નિસ્તેજ થયેલા દેવોને બ્રહ્માએ દેવનુ કારણ પૂછ્યુ તે અને વૈકુંઠમા વસતા ભગવાનના પાર્ષદોને સનત્કુમારોએ શાપ દીધાથી તે હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુ રૂપે જન્મ્યા તે કથા કહેનારો

અભિપ્રાયને જાણનાર છો ૪ વિજ્ઞાન એ તમારુ બળ છે, માયાથી તમે શરીરને ધારણ કરો છો, રજોગુણને ગ્રહણ કરનાર છો અને જગતના કારણ રૂપ અથવા તો જેની ઉત્પત્તિ જાણવામા આવતી નથી એવા તમને નમન છે ૫ જીવોને ઉત્પન્ન કરનાર, જેને વિષે સૂત્રમા વસ્રની પેઠે જગત ઓતપ્રોત છે એવા, કાર્ય અને કારણ રૂપ હોવા છતા તેનાથી પર એવા આપને, જેઓ નિષ્કામ ભક્તિથી ભજે છે, ૬ જેમનો યોગાભ્યાસ સારી રીતે પકવ થયેલો છે, જેમણે શ્વાસ ઇંદ્રિય અને અ ત કરણને વશ કરેલુ છે, તથા જેમણે આપનો અનુગ્રહ મેળવેલો છે, તેમનો કોઈથી પણ પરાભવ થતો નથી ૭ દોરથી બાંધેલી ગાયોની માફક જેની વાણીને અધીન રહેલી સર્વ પ્રજાઓ જેમને બલિદાન આપે છે, તે પ્રાણરૂપ આપને અમે પ્રણામ કરીએ છીએ ૮ હે પરમેશ્વર! અ ધારાને લીધે રાત્રિ કે દિવસની ખબર નહિ પડવાથી, અમારા કર્મો લુપ્ત થયા છે, માટે આપ અમારુ કલ્યાણ કરો, અને દયાની દૃષ્ટિથી શરણાગત એવા અમારી ઉપર કૃપા કરો ૯ હે દેવ! દિતિનો ગર્ભ, સર્વ દિશાઓને નિસ્તેજ કરતો કરતો કાષ્ઠમા જેમ અગ્નિ વૃદ્ધિ પામે તેમ વધતો જાય છે ૧૦

મૈત્રેય કહે છે—હે વિદુર! પછી ભગવાન બ્રહ્મા હસીને મધુર વાણીથી દેવોને આ પ્રમાણે કહેવા લાગ્યા ૧૧

બ્રહ્મા કહે છે—મારા મનમાથી ઉત્પન્ન થયેલા તમારા પૂર્વજ સનકાદિક કુમારો લૈકિક સુખમા ઇચ્છિા રહિત થઈને, આકાશ માર્ગે લોકોમા ફરતા હતા ૧૨ તેઓ એક વાર ફરતા ફરતા, નિર્મળ અત.કરણવાળા ભગવાન વિષ્ણુનો વૈકુઠલોક, કે જેને સર્વ લોકો નમસ્કાર કરે છે તે લોકમા ગયા ૧૩ જે વૈકુંઠલોકમા નિષ્કામ ધર્મથી ભગવાનનું આરાધન કરનારા અને વૈકુઠ ભગવાનના જેવા શરીરવાળા પુરુષો વસે છે ૧૪ વળી જેમા વેદાતથી જાણી શકાય એવા, ધર્મમૂર્તિ, આદિપુરુષ ભગવાન, રજોગુણ રહિત અને શુદ્ધ એવા સત્વગુણી શરીરને ધારણ કરીને પોતાના ભક્ત એવા જે અમે તેમનુ રક્ષણ કરે છે. ૧૫ વળી તે વૈકુ ઠલોકમા સર્વ ઋતુઓની તથા ફળફૂલની સમૃદ્ધિવાળા અને સર્વની કામના પુરનારા વૃક્ષોથી શોભાયમાન તથા મૂર્તિમાન મોક્ષ સુખના જેવુ અતિ આન દ આપનારું નૈશ્રેયસ્ નામનું એક વન છે ૧૬ એ વનમાં પાણીની અંદર ખીલી રહેલી રસ ભરેલી વાસ તિક લતાઓની સુગંધથી વિમાનમા બેસીને ફરનારા સ્રી પુરુષોની મનોવૃત્તિ ચ ચળ થઈ જાય છે, છતા તેઓ વાસ તિક લતાના સુગ ધને લાવનારા પવનોનો અનાદર કરી, લોકના પાપનો નાશ કરનારા વિશ્વભર ભગવાનના ચરિતોને ગાય છે ૧૭ વળી તે વનમાં ભમરાઓના નાયકો જ્યારે હરિકથાની પેઠે ઉંચે સ્વરે ગુંજારવ કરે છે, ત્યારે પારાવત, કોયલ, સારસ, ચક્રવાક, બપૈયા, હ સ, પોપટ, તેતર અને મોર આદિ પક્ષીઓનો કોલાહલ ક્ષણ માત્ર વિરામ પામે છે ૧૮ વળી તે વન વિષે ભગવાને સર્વેનો ત્યાગ કરી તુળસીને આભરણ રૂપે અ ગીકાર કર્યો છે અને તેના સુગંધની પ્રશ સા કરી છે ત્યારથી મ દાર, ડોલર, તિલકવૃક્ષ, રાત્રિ વિકાસી કમળો, ચ પા, પુન્નાગ, નાગકેસર, બોરસળી, કમળ અને પારિજાતક વગેરે પુષ્પવૃક્ષો સુગ ધી છતા તુળસીના તપને ધન્ય છે એમ કહે છે. ૧૯ વળી તે વૈકુ ઠલોક જે માત્ર શ્રીહરિના ચરણારવિ દને પ્રણામ કરવાથી જ જોવામાં આવે છે તે વૈદૂર્ય મણિથી અને મરકત મણિથી જડેલા સુવર્ણના વિમાનોથી ભરપુર છે તે લોકમા મોટા નિતબવાળી તથા મ દ મ દ હાસ્યથી શોભાયમાન મુખવાળી સ્રીઓ પણ વસે છે, પરંતુ તે સ્રીઓ શ્રીકૃષ્ણને વિષે જેમનું દૃઢ મન લાગેલું છે, એવા ભક્તજનોને ઉપહાસ વગેરેના વચનોથી મોહ ઉત્પન્ન કરી શકતી નથી ૨૦ વળી જેની કૃપા સંપાદન કરવા માટે બ્રહ્મા આદિક દેવતાઓ પ્રયત્ન કરે છે અને જેણે પોતાનો ચ ચળતારૂપી દોષ ત્યાગ કરેલો છે એવા સુ દર રૂપ ધારણ કરનારાં લક્ષ્મીજી ચરણમા પહેરેલા ઝાઝરોનો ઝણકાર કરતાં, સુવર્ણથી જડેલી સ્ફટિક મણિની ભીંતવાળા વિષ્ણુના મંદિરમા પોતાના ક્રીડા કરવાના કમળથી જાણે વાસીદુ વાળતા હોય એવા દેખાય છે ૨૧ વળી તે વૈકુ ઠ લોકમા લક્ષ્મીજી જ્યારે સખીઓથી વિ ટાઈને

પોતાના વનમાં તુળસીવડે ભગવાનની પૂજા કરે છે, ત્યારે પરવાળાના કાઠાવાળી અને નિર્મળ જળથી ભરેલી વાવોમા સુંદર વાળવાળા તથા ઉન્નત નાસિકાવાળા પોતાના મુખનો પડછાયો જોઈને શરમાય છે ૨૨ આવો અલૌકિક વૈકુંઠલોક છે જેઓ પાપનો નાશ કરનારી ભગવાનની સૃષ્ટિ આદિક લીલાની કથાનો ત્યાગ કરી, સાર વિનાની અને બુદ્ધિને ભ્રષ્ટ કરનારી, કામાદિક સંબંધી કુકથાઓ સાભળે છે, તેઓ તે વૈકુંઠમા જઈ શકતા નથી જે ભાગ્યહીન પુરુષો તે સાર વિનાની કુકથાઓ સાભળે છે તેમના પુણ્યને હરી લઈ, તે પુરુષોને શરણ વિનાના નરકમા નાખે છે, અર્થાત્ વિષયાધીન મનુષ્ય વૈકુંઠલોકમા જઇ શકતા નથી ૨૩ તેમ જ અમારા જેવા દેવો પણ જે મનુષ્ય યોનિની ઇચ્છા રાખે છે તથા જે મનુષ્ય યોનિમા ધર્મ સાથે આત્મજ્ઞાન મેળવી શકાય છે, તે મનુષ્ય યોનિમા જન્મ પામ્યા છતા પણ જેઓ ભગવાનની વિસ્તારવાળી માયાથી મોહ પામીને, ભગવાનનું આરાધન કરતા નથી, તેઓ પણ વૈકુંઠમા જતા નથી ૨૪ પરંતુ દેવોમા શ્રેષ્ઠ એવા શ્રીહરિની સેવા કરવાથી યમરાજ પણ જેનાથી દૂર રહે છે, જેમનું આચરણ ઇચ્છિવા યોગ્ય છે અને શ્રીહરિના ઉત્તમ યશને પરસ્પર ગાવાનો પ્રેમ ધરાવવાથી જેઓ પરવશ થઇ જાય છે અને તેથી જેમની આખમા આનંદાશ્રુઓ આવી જાય છે તથા જેમના શરીર ઉપર રુંવા ઉભા થાય છે એવા ભક્તજનો અમારી ઉપર રહેલા વૈકુંઠલોકમા જાય છે ૨૫ વિશ્વના ગુરુ શ્રીહરિ ભગવાન જેમા વાસ કરે છે, જે સર્વ જગતમા વંદન કરવા યોગ્ય છે, જે અલૌકિક લોક છે, ઉત્તમોત્તમ દેવતાઓના વિચિત્ર વિમાનોથી જેમા ઝળઝળાટ પ્રકાશ થઇ રહ્યો છે, એવા અપૂર્વ વૈકુંઠલોકમા સનકાદિક મુનિઓ અષ્ટાંગ યોગના પ્રભાવથી ગયા અને તેને જોઈને અથાગ આનંદ પામ્યા. ૨૬ તેઓ ત્યા જઇને વૈકુંઠલોકની શોભા જોવામા આસક્ત ન થતા, શ્રીધામમા ગયા, કે જ્યા સમાન અવસ્થાવાળા બે દેવતાઓ ઉભા હતા તેઓએ હાથમા ગદા ધારણ કરી હતી, ઉંચી કીંમતના બાજુબંધો, કુંડળો તથા મુગટો વગેરે આભૂષણોથી તેઓ અલંકૃત હતા ૨૭ શ્યામ રંગની ચાર ભુજાઓ વચ્ચે મદમત્ત ભમરવાળી વનમાળાઓ કંઠમા લટકતી રાખી હતી, તેનાથી પણ તેઓ શોભતા હતા વાકી ભ્રકુટીવડે ચઢેલા નસકોરાથી અને રાતી આખોથી મુખ ઉપર જરા ક્રોધને તેઓ દર્શાવતા હતા ૨૮ એ બન્ને દ્વારપાળોના દેખતા તેમને પૂછયા વિના સનત્કુમારો અંદર પેઠા, કારણ કે, તે મુનિઓ પોતાની સમાન દૃષ્ટિને લીધે વિશ્વમા અટકયા વગર નિઃશંક થઈને બધે ફરે છે ૨૯ નગ્ન રહેનારા, આત્મતત્ત્વને જાણનારા અને વૃદ્ધ છતા પાચ વર્ષના હોય એવા દેખાતા, સનકાદિક ચાર કુમારોને રજા વિના અંદર જતા જોઈને, ભગવાનના ભાવથી ઉલટા સ્વભાવવાળા તે બન્ને પ્રતિહારિઓએ તે કુમારોનો ઉપહાસ કર્યો અને અટકાવવાને યોગ્ય નહિ એવા તેમને છડીવતી અંદર જતા અટકાવ્યા ૩૦ ભગવાનના તે બે પ્રતિહારિઓએ દેવતાઓના દેખતા તેઓને અટકાવ્યા તેથી જો કે, તેઓ ક્રોધ કરવાને અયોગ્ય હતા, છતા પણ અત્યંત પ્રિય એવા ભગવાનના દર્શન કરવાની ઇચ્છાનો ભંગ થવાથી તરતજ તેઓની આંખમા જરા ક્રોધનો વિકાર થયો અને તે આ પ્રમાણે બોલ્યા ૩૧

મુનિઓ બોલ્યા—અરે ! ભગવાનની મોટી સેવા કરી, વૈકુંઠલોકમા આવીને વસનારા અને સમાનદૃષ્ટિવાળા લોકમા તમારો આવો વિષમ સ્વભાવ, એટલે અમુકને આવવા દેવા તથા અમુકને આવવા દેવા નહિ, એવી વિષમ દૃષ્ટિ કેમ છે ? સ્વામીની રક્ષા કરવી એ સેવકનો ધર્મ છે, છતા તમને બન્નેને પોતાની પેઠે બીજાઓ પણ કપટી હશે, એવી રીતની શંકા કેમ થઇ ? અહીં ભગવદ્ભક્ત વિના બીજુ કોઈ પણ આવતું નથી અને ભગવાન સ્વભાવે શાંત તથા કલંક રહિત છે, છતા તમને આવી શંકા થઈ માટે તમે બન્ને કેવળ ધૂર્ત્ત છો ૩૨ સર્વ વિશ્વને ઉદરમા ધારણ કરનારા ભગવાન વિષે ધીર પુરુષો પોતાનો ભેદભાવ રાખતા નથી, પરંતુ મહાકાશમા જેમ મહાકાશને જુવે છે, તેમજ પરમાત્મામા પોતાને જુવે છે પરંતુ એક સામાન્ય રાજાને જેમ બીજાનો ભય હોય છે, તેમ અમને શ્રીહરિના ઉદરથી ભિન્ન ગણીને, દેવનો

વેષ ધારણ કરનારા તમે બન્ને જણાએ દ્વૈતબુદ્ધિને લીધે, થનારા ભયનો શ્રીહરિમા આરોપ કર્યો, તેનુ કારણ શુ ? ³³ માટે પરમ પુરુષ એવા વૈકુંઠનાથના સેવક તમો બન્ને, મંદ બુદ્ધિવાળા છો અમો આ અપરાધમા કેવી રીતે વર્તીએ, તે ઉપર અમે વિચાર કરીએ છીએ આમ કહી વિચાર કરીને કુમારો બોલ્યા કે–તમે, આ પરમાત્માથી બીજા છો એવી ભેદદૃષ્ટિ કરી, માટે જ્યા આગળ ભેદદૃષ્ટિ કરનાર કામ, ક્રોધ અને લોભ એ ત્રણ શત્રુઓ વસે છે, તે લોકોમા જઇ પડો ³⁴ તેઓનુ એવું ભયંકર ભાષણ સાભળીને તથા બ્રાહ્મણોનો શાપ, શસ્ત્રોના સમૂહથી પણ વારી શકાય નહિ એવો છે, એમ જાણીને ઋષિઓનો અપરાધ કરવામા બહુ ડરતા એવા શ્રીહરિના તે બન્ને સેવકોએ અત્યંત ભયથી તે ઋષિઓના ચરણમા હાથ જોડીને સાષ્ટાંગ દંડવત કર્યા અને બોલ્યા કે, ³⁵ આપે પાપ કરનારા અમને જે દંડ કર્યો તે ઠીક કર્યું અને તે શિક્ષા અમને ભલે થઇ; કારણ કે, તે ઈશ્વરની આજ્ઞાને ઉલ્લંઘન કરવાથી થયેલા સર્વ પાપને હરશે પરંતુ અમે નીચ મૂઢ જાતિમા જ્યા જ્યા અવતરીએ ત્યા ત્યા તમારી કૃપાથી થયેલા લેશ માત્ર પશ્ચાત્તાપવડે ભગવાનના સ્મરણનો નાશ કરાવનારો મોહ અમને થશો મા ³⁶ આ પ્રમાણે કોલાહલ થતો સાભળીને, પોતાના સેવકોએ મહાત્મા પુરુષોનો અપરાધ કર્યો છે, એવુ શ્રીહરિએ જાણ્યું', એટલે જેમની નાભિમા કમળ છે એવા આર્યલોકોના મનને હરણ કરનારા ભગવાન વિષ્ણુ, લક્ષ્મી સાથે પરમહંસ એવા મહા મુનિઓને પણ શોધવા યોગ્ય, ચરણોથી ચાલતા ચાલતા તે સ્થાન ઉપર પધાર્યા ³⁷ પોતાના સેવકોએ ચાલવામા ઉપયોગી એવા છત્ર, પાદુકા વગેરે વસ્તુઓ જેમને આણી આપ્યા છે તથા હંસના જેવા શ્વેત રંગના બે પંખાના શીતળ પવનવડે હાલતા શ્વેત છત્રરૂપી ચંદ્રના મોતીની સેરો રૂપી કિરણોમાથી જેના ઉપર જળના કણ વરસે છે તથા જે ભગવાન પોતાની સમાધિના ફળ રૂપ છે, તે સાક્ષાત્ વિષ્ણુ ભગવાન ત્યાં આગળ પધાર્યા અને સનત્કુમારાદિક કુમારોએ તેમના દર્શન કર્યા ³⁸ ત્યાર પછી પોતાના દ્વારપાળ તથા સનત્કુમારાદિક મુનિઓ ઉપર કૃપા કરવામા પ્રસન્ન મુખવાળા, ઇચ્છા કરવા યોગ્ય, ગુણોના સ્થાનક, પ્રેમપૂર્ણ દૃષ્ટિથી ભક્તોના હૃદયને સુખ આપનારા, શ્યામ રંગની વિશાળ છાતી ઉપર શોભતા શ્રીવત્સના ચિહ્નની શોભાથી ભૂર્લોકથી માડીને તપલોક સુધીના સાત લોકની ઉપર મુગટ મણિની પેઠે રહેલા, પોતાના વૈકુંઠલોકને શોભા આપનારા, ³⁹ પીતાંબરવડે ઢંકાયેલા, મોટા નિતંબ ઉપર શોભાયમાન, કટિમેખળાવાળા તથા ભમરાઓથી ભરેલી વનમાળાથી શોભાયમાન સુંદર કાડાઓમા કડાને ધારણ કરનારા, એક હાથ ગરુડના ખભા ઉપર રાખનારા તથા બીજા હાથથી રમતમા કમળને ફેરવતા, ⁴⁰ વળી વિજળીઓનો તિરસ્કાર કરે એવા મકરાકાર કુંડળોને શોભા આપનારા, ગંડસ્થળોવાળા ને ઉન્નત નાસિકાવાળા મુખથી શોભતા, મણિ જડેલા મુગટવાળા, ભુજદંડોની વચ્ચે શોભાયમાન અમૂલ્ય હારથી તથા કંઠમા પહેરેલા કૌસ્તુભ મણિથી શોભતા, ⁴¹ વળી ભગવાનની સુંદરતા આગળ 'હું સર્વ સૌંદર્યનો ભંડાર છુ એવો લક્ષ્મીનો ગર્વ વિનાશ પામ્યો છે, એ રીતે ભક્તજનોએ જેને માટે પોતાના મનમા વિચાર કરેલો છે એવા, અપાર સૌંદર્યવાન, મારે માટે, શંકરને માટે તથા તમારે માટે અવતાર ધારણ કરનારા એવા ભગવાનના દર્શન કરી, દર્શન કર્યા છતા જેમના નેત્રો તૃપ્તિ પામ્યા ન હતા એવા સનત્કુમાર વગેરે મુનિઓએ હર્ષથી મસ્તકો નમાવીને ભગવાનને પ્રણામ કર્યા ⁴² તે મુનિઓ જો કે બ્રહ્માનંદનો અનુભવ કરનારા હતા છતા પણ કમળ જેવા નેત્રવાળા ભગવાનના વનમાળાના ગંધવાળા વાયુએ તેઓની નાસિકાના છિદ્રદ્વારા તેઓના અંતરમા પ્રવેશ કરી, બ્રહ્માનંદનો અનુભવ કરનાર તે મુનિઓના મનમા આનંદ ઉત્પન્ન કર્યો ⁴³ તે મુનિઓ પ્રથમ ઉંચી દૃષ્ટિ કરીને, પરવાળા જેવા રાતા રંગના ઓષ્ઠ જેના છે તથા મધુર હાસ્યવાળા અને સ્થાન કમળના જેવા કોમળ તથા રાતા રંગવાળા ભગવાનના મુખારવિંદની સામે જોઇને પોતાનો મનોરથ પુરો થયા છતા પણ નખરૂપી રાતા મણિ જેમા છે,

એવા ભગવાનના ચરણારવિંદના દર્શન કરીને, વારવાર તેનું ધ્યાન ધરવા લાગ્યા ૪૪ યોગમાર્ગોથી ભગવાનના સ્વરૂપને શોધનારા યોગી પુરુષોને ધ્યાન કરવા યોગ્ય, તત્ત્વવેત્તાઓએ બહુજ આદર કરવા યોગ્ય, નેત્રોને આનંદ આપનારા અને બીજાઓને મળે નહિ એવી સ્વાભાવિક અણિમા વગેરે સિદ્ધિઓવાળા પુરાણ પુરુષના સ્વરૂપને દેખાડતા એવા ભગવાનની સનત્કુમારો નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૪૫

સનત્કુમારો સ્તુતિ કરે છે–હે અનંત ભગવન્ ! આપ સર્વ મનુષ્યોના હૃદયમા બિરાજમાન છો, છતા પણ દુરાત્માઓના જાણવામા આવતા નથી આપ હમણાજ અમારા જોવામા પ્રત્યક્ષ આવ્યા અને તમારાથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ જ્યારથી તમારા ગુણાનુવાદ અમારી પાસે ગાયા ત્યારથીજ તમે અમારા અંતરમા પ્રવેશ કરીને રહ્યા છો ૪૬ વળી હે ભગવન્ ! તમારી કૃપાથી દૃઢ થયેલી શ્રવણાદિક નવ પ્રકારની ભક્તિ જાણવાથી અભિમાન રહિત તથા રાગ–દ્વેષ રહિત મુનિઓ પોતાના અંતઃકરણમા જે આત્મસ્વરૂપને જાણે છે, તે પરમ આત્મસ્વરૂપ આપ વાર વાર શુદ્ધ અને સત્વગુણી મૂર્તિથી ભક્તજનોને પ્રસન્ન કરો છો, એમ અમે માનીએ છીએ ૪૭ હે ભગવન્ ! આપનો યશ રમણીયતાને લીધે તથા પવિત્રપણાને લીધે કીર્તન કરવા યોગ્ય છે જે કુશળ મહાત્માઓ આપની કથાના રસને જાણનારા અને આપના ચરણનો આશ્રય કરનારા છે તેઓ તો આપના મોક્ષરૂપી પ્રસાદને પણ ગણતા નથી, ત્યારે તમારી કરડી નજરથી જેમા ભય રહેલો છે એવા ઇંદ્રાદિકના પદને તો કેમજ ગણે ? ૪૮ હે ભગવન્ ! પૂર્વે તો અમારા પાપો કંઈ પણ ન હતા, પરંતુ હમણા તમારા પાર્ષદોને શાપ દેવાથી અમે પાપી થયા છીએ હવે જેમ અમારું ચિત્ત ભ્રમરની પેઠે આપના ચરણમા રમે, ગુણરહિત છતા પણ તુળસી જેમ આપના ચરણના સંબંધથી શોભે છે, તેમ અમારી વાણી પણ તમારા ચરણની શોભાથીજ શોભે અને અમારા કાનના છિદ્રો તમારા ગુણગણોથી પુરાય તો ભલે, અમારા પાપોથી અમારો નરકમા જન્મ થાય, તો તે નરકને પણ અમે ઉત્તમ ગણીએ છીએ ૪૯ હે ભગવન્ ! આપે જે આ રૂપ પ્રગટ કર્યું છે, તેના દર્શન કરીને અમારી દૃષ્ટિ સફળ થઇ છે હે પ્રભો ! જે તમે ઇંદ્રિયાધીન મનુષ્યોને દર્શન આપતા નથી છતા પણ અમારી આગળ આ પ્રમાણે પ્રગટ થયા તેથી અમે તમને નમસ્કાર કરીએ છીએ

> प्रादुश्चकर्थ यदिदं पुरुहूतरूपं
> तेनेश निर्वृतिमवापुरलं दृशो नः ।
> तस्मा इदं भगवते नम इद्विधेम
> योऽनात्मनां दुरुदयो भगवान् प्रतीतः ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे पंचदशोऽध्यायः

## અધ્યાય ૧૬ મો.$

### જય વિજયના શાપનો અનુગ્રહ.

ब्रह्मोवाच

इति तद्गृणतां तेषां मुनीनां योगधर्मिणाम् ।
प्रतिनन्द्य जगादेदं विकुण्ठनिलयो विभुः ॥१॥

બ્રહ્મા કહે છે–આ પ્રમાણે પોતાની સ્તુતિ કરતા અને યોગમાર્ગે ચાલનારા મુનિઓના વચન સાભળી, વૈકુંઠવાસી ભગવાન વિષ્ણુ આ પ્રમાણે બોલ્યા ૧

ભગવાન બોલ્યા–મારા આ જય તથા વિજય નામના પાર્ષદોએ તમારું અપમાન કરીને મોટો અપરાધ કર્યો છે, તેટલા માટે મારા ભક્ત એવા તમે તેમને જે દંડ કીધો, તેજ દંડને મારા પાર્ષદોએ તમો દેવતાઓનો અપરાધ કર્યો તેથી હું માન્ય રાખુ છુ ૨–૩ અને તેને માટે તમને આજે પ્રસન્ન કરુ છુ, કારણ કે, બ્રાહ્મણ એ મારુ પરમ દૈવત છે અને મારા સેવકોએ તમારુ જે અપમાન કર્યું છે તે અપમાન મેં પોતેજ કર્યા બરોબર છે ૪ સેવક અપરાધ કરે તે ઉપરથી લોકો 'અમુક પુરુષના સેવકે અપરાધ કર્યો' એમ કહે છે અને પછી અપવાદ સ્વામીની કીર્તિનો નાશ કરે છે ૫ જેનો અમૃતના જેવો નિર્મળ યશ, શ્રવણ કરવાથી ચંડાળ પર્યંત

$ આ અધ્યાયમા શ્રીહરિએ શાંત કરેલા સનકાદિક–પશ્ચાત્તાપથી ખિન્ન થયેલા મુનિઓએ પ્રતિહારીઓ ઉપર અનુગ્રહ કર્યો તે કથા કહેવાશે

આખા વિશ્વને તરત પવિત્ર કરે છે તથા હું વૈકુંઠવાસી કયાંહિ પરાભવ ન પામુ એવો કહેવાઉ છુ, તે સર્વ પવિત્ર કીર્તિ મેં તમારાથીજ સંપાદન કરેલી છે, માટે મારો બાહુ પણ જો તમારાથી વિરૂદ્ધ વર્તતો હોય તો તેને હું કાપી નાખુ તમારી સેવાથી મારા ચરણુની રજ પવિત્ર થયેલી છે, હુ સર્વના પાપોને નાશ કરુ છું, મે સદાચાર સંપાદન કર્યો છે ને જે લક્ષ્મીની જરા પણ દૃષ્ટિ પોતાની ઉપર પડે, તેને માટે બ્રહ્માદિક દેવતાઓ અનેક નિયમો ધારણ કરે છે, તે લક્ષ્મીમા હુ વિરક્ત રહુ છુ તો પણ તે મને તજતી નથી, આ સર્વ આપ બ્રાહ્મણોના ચરણુની સેવાનું ફળ છે ૧—૭ વળી મને કર્મનાં ફળ અર્પણ કરીને સંતુષ્ટ થયેલા તથા ટપકતા ઘીવાળા અન્નના કોળીઆ ભરતા બ્રાહ્મણોના મુખદ્વારા જેવો હું પ્રીતિથી બલિદાન ગ્રહણ કરુ છુ તેવો યજ્ઞમા યજમાનના પુરોડાશ વગેરે ખાતા અગ્નિના મુખદ્વારા ગ્રહણ કરતો નથી ૮ જેનું ચરણોદક દેવ સાથે આખા વિશ્વને પવિત્ર કરે છે, જેની યોગમાયાની વિભૂતિ અખડ તથા પરાભવ પામે નહિ એવી છે, તેવો હુ બ્રાહ્મણોના ચરણારવિંદની રજને મુગટ ઉપર ધારણ કરુ છુ બ્રાહ્મણો મારો અપરાધ કરે તોપણુ તેમનો અપરાધ સહન કરુ છુ ૯ ઉત્તમ બ્રાહ્મણો, દૂઝણી ગાયો ને નિરાધાર પ્રાણીઓ, એ મારા અંગ છે પાપો કરવાથી જેમનું જ્ઞાન નાશ પામ્યુ છે એવા અજ્ઞાની લોકો તેમને મારાથી ભિન્ન ગણે છે તો તેઓને સર્પના જેવા ક્રોધવાળા યમરાજના ગીધ પક્ષીઓ ક્રોધથી ફોલી ખાય છે. ૧૦ જેઓ તીક્ષ્ણ વચન બોલનારા બ્રાહ્મણોને મારા સમાન ગણી મનમા પ્રસન્ન થઇ હસતે મુખે પૂજા કરે છે તથા સત્પુત્ર જેમ ક્રોધાતુર પિતાની મધુર વાણીથી સ્તુતિ કરે છે, તેમ જેઓ મધુર વાણીથી તેમની સ્તુતિ કરે છે તથા હુ જેમ ભૃગુને અને તમને પ્રેમથી બોલાવું છુ તેમ જેઓ બ્રાહ્મણોને પ્રેમથી બોલાવે છે, તેઓ મને વશ કરે છે. ૧૧ માટે પોતાના સ્વામીના અભિપ્રાયને ન જાણુનારા જય અને વિજય તમારાં અપરાધનું ફળ ભોગવીને તરત પાછા મને પ્રાપ્ત થાય અને મારા અનુચરોનો મારી સાથે થયેલો વિયોગ થોડા સમયમા પુરો થાય એમ કરો, કે જેથી હુ તમારો મારા ઉપર ઉપકાર થયો એમ માનુ ૧૨

બ્રહ્મા કહે છે—આ પ્રમાણે ભગવાનની મનોહર અને વેદમંત્રના પ્રવાહ જેવી વાણી સાભળી, સર્પના વિષ જેવા ક્રોધથી છ છેડાઈ ગયેલા મુનિઓ શાંત થયા નહિ ૧૩ અને કાન દઇને થોડા અક્ષરવાળી તથા વિશેષ અર્થથી ગંભીર એવી ભગવાનની વાણીનો વિચાર કરવા લાગ્યા શુ તે આપણી સ્તુતિ કરે છે અથવા તો નિંદા કરે છે? અથવા તો શુ આપણે કરેલા દંડમાથી કંઈ ઓછુ કરે છે? ભગવાનનું કર્તવ્ય શુ છે? તે તેઓ સમજી શકયા નહિ, ૧૪ છેવટે જ્યારે તેઓએ જોયુ કે ભગવાન આપણી પ્રશંસા કરે છે, ત્યારે તેઓના શરીરમા રોમાંચ થયા અને તેઓ બે હાથ જોડીને યોગમાયાથી પોતાના પરમૈશ્વર્યના ઉદયને પ્રગટ કરનાર ભગવાનને આ પ્રમાણે કહેવા લાગ્યા ૧૫

ઋષિઓ બોલ્યા—હે દેવેશ! આપ સર્વના ઈશ્વર થઈને કહો છો કે, "મારા સેવકોએ કરેલો અપરાધ મે કર્યો છે એમ હું માનું છુ અને તેમના ઉપર તમે કરેલો અનુગ્રહ મારા ઉપર અનુગ્રહ કર્યો એમ હુ માનીશ" આ પ્રમાણે કહો છો, તેથી હે ભગવન્! આપનુ શુ કર્તવ્ય છે? તે અમે સમજી શકતા નથી. ૧૬ હે પ્રભો! બ્રાહ્મણનુ રક્ષણ કરનારા એવા આપનું બ્રાહ્મણો પરમ દૈવત છે અને દેવતાઓને પૂજવા યોગ્ય એવા બ્રાહ્મણોના તમે આત્મા છો ૧૭ તમારાથી સનાતન ધર્મની ઉત્પત્તિ થાય છે અને તમે અવતારો ધારણ કરી ધર્મનું રક્ષણ કરો છો વળી આપ ધર્મનું ઉત્તમોત્તમ અને વિકાર રહિત ફળ આપનાર છો ૧૮ યોગી લોકો જેના અનુગ્રહથી નિવૃત્તિ પામીને શ્રમ વિના જન્મ મરણુના બંધનને તરી જાય છે, તેના ઉપર બીજાઓ અનુગ્રહ કરે એ શુ સંભવિત છે? ૧૯ લક્ષ્મીની ઇચ્છાવાળા લોકો પોતાના મસ્તક ઉપર જેમના ચરણુની રજને ધારણ કરે છે, તે લક્ષ્મીજી, ભાગ્યશાળી પુરુષો જેમના ચરણુમા તુલસીની નવી માળાઓ અર્પણ કરે છે, ૨૦ એવા ભમરાના નિવાસ-

સ્થાનરૂપ ચરણ ઉપર આસકત થયા હોય, તેમ ક્ષણે ક્ષણે આપની સેવા કરે છે ૨૧ વળી જે લક્ષ્મી અત્યંત શુદ્ધ એવા ચરિતોથી તમારા ચરણપદને સંપાદન કરવા તમારી સેવા કરે છે, છતાં પણ આપને પરમ ભગવદ્ભકતોનો પ્રસંગ હોવાથી, આપ તેમને અતિ આદર આપતા નથી, તે તમે બ્રાહ્મણોના ચાલવાથી પવિત્ર થયેલા માર્ગોની ધૂળથી તથા શ્રીવત્સના ચિહ્નથી શું પવિત્ર થાઓ કે? કદી પણ નહિ તમે ભજવા યોગ્ય સર્વ ગુણના આધાર છો, છતાં શા માટે તે બંને આભૂષણોને ધારણ કરો છો? વળી હે મહારાજ! આપે કહ્યું કે, "તમો બ્રાહ્મણોની સેવાથી મારા ચરણની રજ પવિત્ર મનાય છે," એ સઘળું લોકો અમને માન આપે એટલા માટે આપ કહો છો ૨૨ હે ભગવન્! આપ ધર્મમૂર્તિ છો આપ તપ, પવિત્રતા ને દયા એ ત્રણ ચરણવડે બ્રાહ્મણ અને દેવતાઓના પ્રયોજન માટે આ સ્થાવર જંગમાત્મક જગતનું રક્ષણ કરો છો, માટે આપના તે ત્રણ ચરણનો નાશ કરનાર, અમારા રજોગુણ તથા તમોગુણને આપના સત્વગુણી શરીરથી નાશ કરો ૨૩ હે દેવ! ધર્મમૂર્તિ એવા આપેજ રક્ષણ કરવા યોગ્ય ઉત્તમ બ્રાહ્મણોના કુળની આપ આ રીતે પૂજા કરીને, જો મધુર તથા સત્ય વાણીથી રક્ષા કરશો નહિ, તો તમારો કલ્યાણકારી વેદમાર્ગ વિનાશ પામશે, કારણ કે મહાપુરુષ જે જે આચરણ કરે છે તેનેજ લોકો પ્રમાણ તરીકે ગ્રહણ કરે છે તમે મહાપુરુષ છો તેથી જો તે પ્રમાણે રક્ષણ કરશો નહિ તો બીજા પણ તે પ્રમાણે રક્ષણ કરશે નહિ ૨૪ તમે સત્વના ભંડાર છો, તમે મનુષ્યોનું કલ્યાણ કરવાની ઇચ્છાવાળા છો, અને તમેજ પોતાની શકિતથી શત્રુઓનો નાશ કર્યો છે માટે તમારે વેદમાર્ગની રક્ષા કરવી એ ઇષ્ટ છે તમે ત્રણ લોકના અધિપતિ છો અને વિશ્વના ભર્તા છો, છતાં બ્રાહ્મણોને પ્રણામ કરો છો, તેમાં આપના તેજની હાનિ થતી નથી પરંતુ તે તો તમારો વિનોદ છે ૨૫ હે પ્રભો! આ જય અને વિજય નામના પાર્ષદોને આપ કોઈ બીજો દંડ દેવાની ઇચ્છા કરતા હો અથવા તો તેમની કંઈક અધિક આજીવિકા કરવા ધારતા હો, તો તે અમને માન્ય છે અમે આ નિરપરાધી જય વિજયને શાપ દીધો માટે અમને દંડ દ્યો ૨૬

ભગવાન બોલ્યા–ક્રોધાવેશથી વૃદ્ધિ પામેલી ચિત્તની એકાગ્રતાથી દઢ યોગાભ્યાસ કરનાર જય ને વિજય દૈત્યત્વ ભોગવી પાછા મારી પાસે આવશે હે બ્રાહ્મણો! તમે જે શાપ દીધો છે તે શાપ મેંજ નિર્માણ કર્યો છે, એમ નક્કી જાણવું ૨૭

બ્રહ્મા કહે છે–હે દેવતાઓ! ત્યાર પછી મુનિઓએ નેત્રને આનંદ આપનાર વૈકુંઠલોકના અને સ્વયંપ્રકાશ એવા ભગવાનના દર્શન કર્યાં ૨૮ તે પછી ભગવાનની પ્રદક્ષિણા કરી, તેમને પ્રણામ કર્યા અને આજ્ઞા લઈ મનમાં હર્ષ પામતા તથા તેમના ઐશ્વર્યની પ્રશંસા કરતા કરતા વૈકુંઠથી પાછા ફર્યા ૨૯ તે પછી ભગવાને પોતાના દ્વારપાળોને કહ્યું કે, તમે ડરશો મા હું સમર્થ છું, છતાં પણ બ્રાહ્મણનો શાપ મિથ્યા કરવાની મારી ઇચ્છા નથી ૩૦ હું જ્યારે યોગનિદ્રામાં હતો ત્યારે બારણામાં દાખલ થતી રમાને તમે અટકાવી હતી ત્યારે તેણે ગુસ્સે થઈ તમોને "બ્રાહ્મણ શાપ દેશે" એવું કહ્યું હતું ૩૧ તમે વૈરભાવે એકાગ્ર મન કરશો તો તેથી થોડા સમયમાં શાપ ભોગવીને પાછા મારી પાસે આવશો ૩૨ આ પ્રમાણે બન્ને દ્વારપાળોને કહી, ભગવાન વિમાનની પંક્તિઓથી શોભાયમાન તથા સર્વ કરતાં શ્રેષ્ઠ એવી શોભાથી સુંદર એવા નિજ મંદિરમાં ગયા ૩૩ પેલા જય ને વિજય કોઈથી વારી શકાય નહિ એવા, બ્રાહ્મણોના શાપને લીધે નિસ્તેજ અને ગર્વરહિત થઈ વૈકુંઠલોકમાંથી નીચે પડ્યા ૩૪ હે દેવતાઓ! જ્યારે તે બન્નેને વૈકુંઠલોકમાંથી નીચે પડતા જોયા ત્યારે મોટા વિમાનમાં બેઠેલા ગણોએ કકળાણ કરી મૂકયું ૩૫ હમણાં તે શ્રીહરિના પાર્ષદોનો કશ્યપના ભયંકર તેજરૂપે દિતિના ગર્ભમાં પ્રવેશ થયો છે ૩૬ હાલ તે બન્ને અસુરોના તેજથી તમારૂં તેજ નિસ્તેજ થયું છે તથા ભગવાનની પણ એવી ઇચ્છા છે ૩૭ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરનાર જે સર્વના આદિ પુરુષ છે, યોગેશ્વરો પણ જેમની યોગમાયાના પારને પામ્યા નથી, તે ભગ-

વાન આપનું કલ્યાણ કરશે ભગવાને જે કાર્ય કરવા ધાર્યું હોય તેમા આપણો વિચાર કઇ કામ આવતો નથી. ૩૮

> विश्वस्य यः स्थितिलयोद्भवहेतुराद्यो
> योगेश्वरैरपि दुरत्यययोगमायः ।
> क्षेमं विधास्यति स नो भगवांस्त्र्यधीश
> स्तत्रास्मदीयविमृशेन कियानिहार्थः ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे षोडशोऽध्याय'

# અધ્યાય ૧૭ મો.$

## હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુનો જન્મ.

मैत्रेय उवाच

**निशम्यात्मभुवा गीतं कारणं शंकयोज्झिताः**
**ततः सर्वे न्यवर्तंत त्रिदिवाय दिवौकसः ॥१॥**

મૈત્રેય કહે છે—બ્રહ્માએ અંધારુ થવાનુ કારણ કહ્યુ તે સાભળીને દેવતાઓ શંકા મુકત થઇ સ્વર્ગમા ગયા ૧ દિતિ પતિની આજ્ઞાથી પોતાના પુત્રોથી લોકોને ભય થવાની શંકા કરવા લાગ્યા અને તેમણે સો વર્ષ પુરા થયા પછી બે પુત્રોને જન્મ આપ્યો ૨ જ્યારે આ પુત્રો જન્મ્યા ત્યારે સ્વર્ગમા, પૃથ્વીમા અને અંતરિક્ષમા ભયંકર ઉત્પાતો થયા ૩ પર્વતો સાથે પૃથ્વી કંપવા લાગી, સર્વ દિશાઓ બળવા લાગી, ઉલ્કાપાતની સાથે વજ્રનો પાત થવા લાગ્યો, પીડાકારક ધુમકેતુઓનો ઉદય થયો, ૪ વંટોળીઓ વાયુ જેની સેના છે અને ધૂળ જેની ધ્વજાને ઠેકાણે છે એવો મહા તીક્ષ્ણ પવન મોટમોટા વૃક્ષોને જડમૂળથી ઉખાડી નાખતો વારંવાર ફૂફવાડા મારતો વહાવા લાગ્યો, ૫ ચમકતી વિજળીવાળા તથા ચારે તરફ અંધારુ ફેલાવનારા મેઘોથી સૂર્યાદિક ગ્રહો દેખાતા બંધ થયા, પૃથ્વી ઉપર એકેએક સ્થાનક દેખાતુ બંધ પડયુ ૬ સમુદ્ર ગર્જના કરવા લાગ્યો, મોજાં ઉંચાં ઉછળવા લાગ્યા, જળચર પ્રાણીઓ ખળભળવા લાગ્યા, વાવ, કુવા વગેરે નવાણો કમળો સાથે શુષ્ક થઈ ગયા અને નદીઓ પણ ખળભળવા માડી ૭ રાહુએ ગળેલા ચંદ્ર તથા સૂર્યની આસપાસ કુંડાળા પડવા લાગ્યા, વાદળા વિના વજ્રના જેવા કડાકા થવા લાગ્યા, પર્વતની ગુફાઓમાં રથ ચાલતો હોય એવા ખડખડાટ શબ્દો સંભળાવા લાગ્યા, ૮ ગામડામા શિયાળો મુખમાથી તીક્ષ્ણ અગ્નિ કાઢવા લાગી ને વરૂઓ તથા ઘુવડના શબ્દોની સાથે અમંગળ શબ્દો કરવા લાગ્યા ૯ કુતરા જ્યા ત્યાં ઉંચી ડોક કરીને રડવા લાગ્યા ૧૦

હે વિદુર! ઉન્મત્ત ગધેડા તીક્ષ્ણ ખરીઓ પૃથ્વી ઉપર પછાડવા લાગ્યા ને ભુંકતા ભુંકતા ટોળાબંધ નાસવા લાગ્યા, ૧૧ પક્ષીઓ ગધેડાના શબ્દોથી ત્રાસ પામી ચીંચીં કરતા માળામાથી ઉડવા લાગ્યા ૧૨ ગાયો ભયભીત થઈ ગઇ અને દૂધને ઠેકાણે લોહી ઝરવા લાગી, દેવતાઓની મૂર્તિઓ રડવા લાગી અને ઝાડ પવનના આઘાત વિના પૃથ્વી ઉપર પડવાં લાગ્યા, ૧૩ મંગળ વગેરે ક્રૂર ગ્રહો, બુધ, ગુરુ, વગેરે કોમળ ગ્રહને ઓલંગવા લાગ્યા અને તેમની વચ્ચે યુદ્ધ થવા લાગ્યુ ૧૪ આ ઉત્પાતોને તથા બીજા મોટા ઉત્પાતોને જોઇ, સનકાદિ વિના બીજી સર્વ પ્રજા આના કારણને જાણી શકી નહિ, તેથી ભય પામીને વિશ્વનો પ્રલય થશે એમ માનવા લાગી ૧૫ પેલા અહિં બે દૈત્યો જેઓ પ્રથમથીજ પરાક્રમમા પ્રખ્યાત હતા તેઓ પર્વતની પેઠે પત્થરના જેવી કઠિન કાયાથી વધવા લાગ્યા ૧૬ તેમણે માથે પહેરેલા સુવર્ણના મુગટોની અણી આકાશને અડકતી હતી બન્નેના શરીરની સ્થૂલતાએ દિશાઓને રોકી દીધી બાજુબંધથી શોભતા તેઓ ડગલે ડગલે પૃથ્વીને ડગમગાવતા હતા અને સુંદર કંદોરાવાળી કમ્મરથી સૂર્યને ઓળંગીને ઉભા રહ્યા ૧૭ પ્રજાપતિ કશ્યપે તે બન્નેના હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષ એવા નામ પાડયા જે પ્રથમ ઉત્પન્ન થયો હતો તેને લોકો હિરણ્યકશિપુ કહેતા અને દિતિએ જેને પછી જન્મ આપ્યો હતો તેને લોકો હિરણ્યાક્ષ કહેતા હતા ૧૮ બ્રહ્માના વરદાનથી હિરણ્યકશિપુ કોઇનાથી પણ મરે નહિ એવો થયો. તેણે ઉદ્ધત થઈ બાહુથી લોકપાળોની સાથે ત્રણે લોકને

$ આ અધ્યાયમા હિરણ્યાક્ષ તથા હિરણ્યકશિપુની લોકોને ભય ઉપજાવનારા જન્મની કથા તથા દિગ્વિજયમા હિરણ્યાક્ષના અદ્‌ભુત પરાક્રમની કથા કહેવારો

અધીન કર્યા. ૧૯ તેનો નાનો ભાઈ હિરણ્યાક્ષ જે જ્યેષ્ઠબંધુને પ્રિય હતો અને તેનું હિત કરનારો હતો તે લડવાની ઇચ્છાથી ગદા લઈને યુદ્ધ શોધતો શોધતો સ્વર્ગમાં ગયો. ૨૦ તેનો વેગ ઘણો દુ:સહ હતો તેણે પગમાં પહેરેલા સુવર્ણના નુપુરો ઝણુઝણાટ શબ્દ કરતા હતા, કંઠમાં વૈજયંતી નામની માળા પહેરી હતી, ને ખભા ઉપર મોટી ગદા મૂકેલી હતી શૌર્ય, વીર્ય અને મદને લીધે તે ગર્વિષ્ઠ થઇ પડયો હતો આવા નિરંકુશ ને સર્વત્રનિર્ભય હિરણ્યાક્ષને જોઈ સર્પો જેમ ગરુડને જોઈ ભયથી નાસી જાય તેમ દેવતાઓ સંતાઈ ગયા ૨૧-૨૨ દૈત્યરાજા પોતાના તેજથી ઇંદ્રાદિક દેવતાઓને સંતાઈ ગયેલા જોઈ તેઓને મદમત્ત તથા બળહીન ગણી પોતે ગર્વથી મોટી ગર્જના કરવા લાગ્યો ૨૩ પછી બળવાન હાથી મદમત્ત થઇને ક્રીડા કરવા માટે સમુદ્રમા પ્રવેશ કરે તેમ હિરણ્યાક્ષ ત્યાથી ભયંકર ગર્જનાવાળા ગંભીર મહાસાગરમા પેઠો ૨૪ તે જેવો સાગરમા પેઠો કે, તરતજ જળજંતુઓ ભયભીત થઈ ગયા અને માર્યા વિના તેના તેજથી મરી ગયા ૨૫ મહા બળવાન દૈત્યરાજ લોઢાની ગદાથી મહાસાગરના મોજા કાપતો કાપતો ઘણા વર્ષ સુધી મહાસાગરમા ફર્યો અને હે તાત! ફરતા ફરતા વરુણની વિભાવરી નામની પુરીમા જઈ પહોચ્યો. ૨૬ ત્યા પાતાલ લોકના પાલક, જળચર પ્રાણીઓના રાજા એવા વરુણનું ઉપહાસ્ય કરવા માટે મુખ મલકાવી નીચ પુરુષની પેઠે કહેવા લાગ્યો કે, હે અધિરાજ! તમે મને અહિંયા યુદ્ધ આપો ૨૭ તમે મોટા લોકપાળ છો, તમારો યશ મોટો છે. વળી જે ઉન્મત્તો મદને લીધે પોતાને શૂરવીર માને છે, તેઓના પરાક્રમોનો તમે નાશ કરનાર છો વળી હે પ્રભો! તમે પૂર્વે જગતમા સર્વ દૈત્ય અને દાનવોને હરાવીને રાજસૂય યજ્ઞ કર્યો હતો

આ રીતે મહા મદમત્ત શત્રુએ ભગવાન વરુણદેવનું બહુજ ઉપહાસ્ય કર્યું તેથી તેમને કોપ ચઢયો પરંતુ પોતાની બુદ્ધિથી ઉપજેલા કોપને શાંત કરી તે બોલ્યા કે, હે દૈત્યરાજ! અમે તો હવે શાંતિ પામ્યા છીએ ૨૯ માટે નવા યૌવનવાળા ને રણ ઉપર યુદ્ધવિદ્યામા નિપુણ એવા તમને પુરાણપુરુષ વિના બીજો કોઈ પ્રસન્ન કરે એમ નથી. તમારા જેવા મનસ્વી પુરુષો જેની સ્તુતિ કરે છે તે ભગવાન મનાવાંછિત પુરશે ૩૦ તે વીર પુરુષને રણભૂમિ ઉપર ભેટયા પછી ગર્વરહિત થઈ કુતરાઓથી વિંટાઈને રણશય્યામાં તમે જરૂર શયન કરશો ભગવાન તમારા જેવા દુષ્ટોનો નાશ કરવાની અને સત્પુરુષો ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી અવતાર ધારણ કરે છે ૩૧

> तं वीरमारादभिपद्य विस्मयः
> शयिष्यसे वीरशये श्वभिर्वृतः।
> यस्त्वद्विधानामसतां प्रशान्तये
> रूपाणि धत्ते सदनुग्रहेच्छया ॥३१॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे सप्तदशोऽध्यायः

## અધ્યાય ૧૮ મો.*

### હિરણ્યાક્ષ ને વરાહનું દ્વંદ્વયુદ્ધ.

મૈત્રેય उवाच

> तदेवमाकर्ण्य जलेशभाषितं
> महामनास्तद्विगणय्य दुर्मदः।
> हरेर्विदित्वा गतिमङ्ग नारदाद्र-
> सातलं निर्विविशे त्वरान्वितः ॥१॥

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે વરુણનું કહેવુ સાભળી, મોટા મનવાળો તે દૈત્ય અતિ મદને લીધે "તુ કુતરાઓથી વિંટાઈને રણશય્યામાં શયન કરીશ" એવા વરુણના વચનનો તિરસ્કાર કરીને નારદ પાસે ગયો અને ત્યાથી ભગવાનના નિવાસ સ્થાનને જાણી, ઉતાવળો ઉતાવળો રસાતળમાં ગયો. ૧ રસાતળમા તેણે જય મેળવનાર, ધરાને ધારણ કરનાર, આગલી દાઢની અણી ઉપર પૃથ્વીને સારી રીતે ધારણ કરીને બહાર નીકળતા, રાતી શોભાયમાન આંખવડે તેજને ઝાંખુ પાડતા એવા વરાહ ભગવાનને દીઠા તેમની ચેષ્ટા કરીને તે બોલ્યો કે, અરેરે! આ તો વનગોચર અર્થાત્ પાણીમા ફરનારો

* આ અધ્યાયમા હિરણ્યાક્ષ તથા પૃથ્વીનો ઉદ્ધાર કરનાર વરાહ ભગવાન વચ્ચે-દેવતાઓને પણ ક્ષોભ કરે એવા મહા યુદ્ધની કથા કહેવાશે

વરાહ છે ૨ આ પ્રમાણે ઉપહાસ્ય કર્યા પછી તે વરાહ પ્રત્યે બોલ્યો કે, હે અજ્ઞાની ! આ પૃથ્વી તો બ્રહ્માએ પાતાળવાસી એવા અમને આપેલી છે માટે તું એને છોડી દે. હે સૂકરના જેવી આકૃતિવાળા ! તું આ પૃથ્વી સાથે મારી દૃષ્ટિ આગળથી કુશળ ક્ષેમ જઈ શકીશ નહિ. ૩ કપટથી પરોક્ષમા વિજય કરનારો તુ અસુરોનો નાશ કરે છે, માટે અમારો નાશ કરવા સારુ શુ શત્રુઓએ તને ઉછેર્યો છે ? * હે મુઢ ! તુ યોગમાયાના બળવાળો હોઈશ, પરંતુ તારામા થોડુ જ સામર્થ્ય છે હુ તારો નાશ કરીને મારા સંબંધીઓના શોકને ટાળીશ ૪ મારી ગદાથી તારુ માથુ ભાગી જશે અને તું જ્યારે મરી જઇશ ત્યારે તને બલિદાન આપનાર ઋષિઓ ને દેવતાઓ સર્વે ઉદ્યમ રહિત થઈ પડશે ૫ આ પ્રમાણે દુષ્ટ વચન રૂપી તોમરોના પ્રહારથી ખિન્ન થયેલા વરાહ ભગવાન દાઢના અગ્ર ભાગ ઉપર રહેલી પૃથ્વીને ભયભીત જોઈ, મગરે પીડેલો હાથી જેમ હાથણી સાથે પાણીમાથી બહાર નીકળે તેમ સમુદ્રના પાણીમાથી બહાર નીકળ્યા ૬ સુવર્ણના જેવા પીળા કેશવાળો અને ભયંકર દાઢવાળો દૈત્ય મગરમચ્છ જેમ હાથીની પાછળ દોડે તેમ પાણીમાથી બહાર નીકળતા ભગવાનની પાછળ દોડ્યો અને ગર્જના કરીને બોલ્યો કે, દુષ્ટ પુરુષોને કશુ એ કામ નિંદાપાત્ર નથી ૭ † પછી વરાહાવતારધારી ભગવાને તે શત્રુના દેખતા પાણી ઉપર પૃથ્વીને મૂકી અને તેમાં પોતાની આધારશક્તિ ઉમેરી. આ વેળા બ્રહ્માએ તેમની સ્તુતિ કરી અને દેવતાઓએ પુષ્પોની વૃષ્ટિ કરી ૮ ત્યાર પછી પોતાની પાછળ પડેલા મોટી ગદાવાળા, કવચધારી અને દુષ્ટ વચનો કહેતા એવા દૈત્યને અત્યંત કોપાયમાન થયેલા ભગવાને કહ્યું કે, ૯ હે હિરણ્યાક્ષ ! તારુ કહેવું ખરું છે. અમે વરાહ છીએ, તથાપિ તારા જેવાને શોધ્યા કરીએ છીએ. તુ મૃત્યુના બંધનોથી બંધાયેલો છે વીર પુરુષો તારા બકબકાટને ગણકારતા નથી ૧૦ અમે પાતાળવાસી લોકોની થાપણરૂપ પૃથ્વીને હરણ કરનાર છીએ તેં ગદા મારીને અમને નસાડી મૂક્યા, તોપણ તારી સામે રણભૂમિપર આવીને ઉભા છીએ, કારણ કે, બળવાનની સાથે વૈર ઉત્પન્ન કરી ક્યા જઈએ ? ૧૧ તુ પાયદળનો મોટો યૂથાધિપતિ છે, માટે વિચાર કર્યા વિના અમારુ અકલ્યાણ કરવા ઝટ યત્ન કરી, તારા સંબંધીના શોકને દૂર કર કારણ કે, જે પુરુષ પોતાની પ્રતિજ્ઞાને સંપૂર્ણ કરતો નથી તે અધમ છે ૧૨

મૈત્રેય કહે છે —હે વીર વિદુર ! ‘ અમે વરાહ છીએ, ’ એવા વચનો કહીને ભગવાને તેનો બહુજ તિરસ્કાર કર્યો તથા ‘ અમે પાતાળવાસી લોકોની થાપણ હરનાર છીએ ’ એવા વચનો કહીને ક્રોધથી તેનુ ઉપહાસ્ય કર્યું, તેથી મહાસર્પ જેમ બાળક ઉપર કોપ કરે તેમ ભગવાનથી રમાડાતા દૈત્યે ભયંકર ક્રોધ કર્યો ૧૩ ક્રોધાવેશમા આવી જઇને નિઃશ્વાસ નાખતા ક્રોધથી તેની ઇંદ્રિયો ચંચળ થઈ ગઈ અને તે દૈત્યે ભગવાનની પાસે જઈ વેગથી તેમને ગદાનો

* આ પ્રમાણે આશ્ચર્યથી હસીને કહ્યુ કે હે દેવતાઓમા ઉત્તમ ! તમે લીલા કરવાને સૂકર જાતિમા અવતાર ધારણ કર્યો છે તમે મારુ અપમાન કરી આ રાજ્યને ગ્રહણ કરશો તથાપિ હે સર્વજ્ઞ ! આપ અહીંઆ પધારો અને અમને પાતાળવાસીઓને બ્રહ્માએ આ પૃથ્વી આપેલી છે તે કૃપા કરીને અહીં રહેવા દો તમે દૂર રહી યોગમાયાથી અસુરોનો સંહાર કરી વિજય કરો છો દેવતાઓએ તમારો આશ્રય કર્યો છે. આપ યોગમાયાના બળવાળા છો તે સર્વનુ બળ આપના બળથી ઉતરતુ છે હુ મારા હૃદયમા તમને ધારણ કરી સાંસારિક દુઃખથી છુટીશ, કારણ કે જેઓ આપનુ સ્મરણ કરે છે તે પુરુષોના કુટુંબીઓને તમે મુક્તિ આપો છો, આમ કહેલુ છે

† મારી ગદાવડે તમારુ મસ્તક ભાગી જાય નહિ અને તમે કુશળ રહો તે માટે તમને જેઓ બલિદાન આપે છે તે બચશો, ઋષિઓ અને દેવો શ્રમ વિના સુખી થશે દુઃખદાયક એવા શત્રુઓના દુષ્ટ વચનરૂપી તોમરોથી પીડા પામતા બ્રહ્મા આદિક દેવોને જોઇને દયાથી પીડાતા અને દેવતાઓની પીડાને સહન કરનારા ભગવાન દાઢની અણી ઉપર રહેલી પૃથ્વીને ભયભીત થયેલી જોઇ હાથી જેમ હાથણી સાથે જલાશયમાથી બહાર નીકળે તેમ બહાર નીકળ્યા. પીળા કેશવાળો અને ભયંકર દાઢવાળો તે દૈત્ય જેમ હાથીની પાછળ મગર દોડે તેમ ભગવાનની પાછળ દોડ્યો, અને બોલ્યો કે ભગવાન કૃપાળુ હોવાથી પૃથ્વીનુ રક્ષણ કરવા નાસી ગયા, તે નિંદાપાત્ર કાર્ય નથી લોકોના ઉપકાર માટે પૃથ્વીનો ઉદ્ધાર કરનાર ભગવાનની પાછળ દોડવુ એ અયોગ્ય છે. એમ માનતો દૈત્ય બોલ્યો કે કેવળ સ્વાર્થ પરાયણ એવા અમે નિંદ્ય છીએ, વગેરે આમા ગૂઢાર્થ છે.

પ્રહાર કર્યો ૧૪ તે વખતે યોગાભ્યાસી જેમ યોગથી કાળને છેતરે, તેમ શત્રુ એવા હિરણ્યાક્ષે છાતી ઉપર મારેલી ગદાના વેગને ભગવાને વાકા વળીને નિષ્ફળ કર્યો ૧૫ પછી કુપિત દૈત્યે અતિ ક્રોધથી પોતાના ઓષ્ઠને રીસભેર પીસતા પીસતા પોતાની ગદાને ઉપાડી આમતેમ ફેરવવા માડી, તે જોઈને શ્રીહરિ તેની સામે દોડયા ૧૬ પછી પ્રભુએ શત્રુની જમણી ભ્રૃકુટી ઉપર ગદાનો પ્રહાર કર્યો યુદ્ધકુશળ હિરણ્યાક્ષે પોતાની ગદાવડે તેની ગદાના પોતાની પાસે આવ્યા પહેલાજ કડકા કરી નાખ્યા ૧૭ આ પ્રમાણે શ્રીહરિ તથા હિરણ્યાક્ષ, વિજયની ઈચ્છાથી ક્રોધાવેશમા આવી જઈને મોટી ગદાઓ લઈ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા ૧૮ તે બન્ને એક બીજાને હરાવવાની સ્પર્ધા કરતા તીક્ષ્ણ ગદાના પ્રહારથી લોહીલુહાણ થઈ ગયા ક્ષતમાથી ઝરતા લોહીનો ગંધ આવવાથી જેમનો ક્રોધ વૃદ્ધિ પામ્યો હતો એવા અને વિજયની ઈચ્છાથી ગદાયુદ્ધના દાવ પેચ ખેલતા તે બન્નેનું પૃથ્વી માટે થતુ યુદ્ધ, એ સાઢના યુદ્ધ જેવુ લાગતુ હતુ ૧૯ હે વિદુર ! પૃથ્વીને માટે પરસ્પર યુદ્ધ કરતા હિરણ્યાક્ષ દૈત્યનુ અને માયાવડે વરાહાવતાર ધારણ કરનાર યજ્ઞમૂર્તિ મહાત્મા શ્રીહરિનું યુદ્ધ જોવાની ઈચ્છાવાળા ભગવાન બ્રહ્મા ઋષિઓને સાથે લઈને ત્યા ગયા, ૨૦ અને હિરણ્યાક્ષ દૈત્યને શૂરવીર, ભય રહિત, વૈર વાળનાર અને અજિત પરાક્રમવાળો જોઈને હજારો ઋષિઓના નિયંતા ભગવાન બ્રહ્માએ આદિ વરાહ નારાયણને આ પ્રમાણે કહ્યુ ૨૧

બ્રહ્માએ કહ્યુ —હે દેવ ! આ હિરણ્યાક્ષ આપને શરણે આવનારા દેવતાઓનો, બ્રાહ્મણોનો, ગાયોનો અને નિરપરાધી પ્રાણીઓનો અપરાધ અને અશુભ કરનાર મોટો શત્રુ છે તેણે મારા તરફથી વર મેળવ્યો છે જગતમા તેની સમાન બીજુ કોઈ નથી, તે કંટક રૂપ હિરણ્યાક્ષ ત્રાસ આપતો સર્વ લોકમા ફર્યા કરે છે, ૨૨–૨૩ માટે હે દેવ ! બાળક જેમ સર્પને રમાડે તેમ તમે અહંકારી દુષ્ટ અને નિરંકુશ હિરણ્યાક્ષને રમાડો મા ૨૪ હે દેવ ! આ ભયંકર દૈત્ય બળવાન થાય નહિ, એટલામા આપ આપની માયાનો આશ્રય કરી, આ પાપમૂર્તિનો નાશ કરો. ૨૫ હે પ્રભો ! લોકોનો નાશ કરનારો મહા ભયંકર સંધ્યાકાળ થતો આવે છે, માટે તમે દેવતાઓને નિષ્કંટક કરો ૨૬ હમણા અભિજિત યોગ પણ થોડો બાકી રહ્યો છે, તેટલામા તમે શુદ્ધ અંતઃકરણવાળા એવા જે અમે, તેમનુ કલ્યાણ કરવા માટે કોઈથી મારી શકાય નહિ એવા હિરણ્યાક્ષનો ઝટ નાશ કરો ૨૭ આ હિરણ્યાક્ષ પોતેજ તેના મૃત્યુ રૂપે નિર્માણ થયેલા આપને પ્રાપ્ત થયો, એ બહુ સારુ થયુ હવે તમે પરાક્રમ કરી યુદ્ધમા એનો નાશ કરી સર્વ લોકોને સુખી કરો ૨૮

**दिष्ट्या त्वां विहितं मृत्युमयमासादितः स्वयम्**
**विक्रम्यैनं मृधे हत्वा लोकानाधेहि शर्मणि ॥**

**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे अष्टादशोऽध्यायः**

## અધ્યાય ૧૯ મો.*

### હિરણ્યાક્ષનો નાશ.

**मैत्रेय उवाच**

**अवधार्य विरिंचस्य निर्व्यलीकामृतं वचः ।**
**प्रहस्य प्रेमगर्भेण तदपांगेन सोऽग्रहीत् ॥ १ ॥**

મૈત્રેય કહે છે—બ્રહ્માનુ કપટ રહિત તથા અમૃત જેવુ વચન ધ્યાનમા લઈ "હુ કાલાત્મા છુ" છતા મને તે મુહૂર્તના બળનો ઉપદેશ કરે છે એમ જાણી ભગવાને હસીને તે વચનને માન્ય કર્યું ૧ પછી પોતાની આગળ નિર્ભય થઈને ફરતા અસુરને બ્રહ્માની નાસિકામાથી ઉત્પન્ન થયેલા વરાહ ભગવાને કુદીને ઓષ્ઠ ઉપર જબ્બર ગદા મારી, ૨ એટલે તે દૈત્યે પોતાની ગદાથી ભગવાનની ગદાને પ્રહાર કર્યો, તેથી તે ગદા ભગવાનના હાથમાથી પડી ગઈ અને દૈત્યનું પરાક્રમ ઝળકી ઉઠયુ ૩ તે વખતે તે દૈત્યને ભગવાનને મારવાનો સમય મળ્યો હતો, તથાપિ તેણે યુદ્ધધર્મને માન આપી વરાહ ભગવાનને ગદા મારી નહિ, પણ તે ભગવાનને કોપાયમાન કરવા લાગ્યો ૪ ભગવાનના હાથમાથી ગદા જેવી પડી કે,

* આ અધ્યાયમા વરાહ ભગવાને બ્રહ્માદિકની પ્રાર્થના ઉપરથી યુદ્ધમા હિરણ્યાક્ષનો નાશ કર્યો તે કથા કહેવાશે

ચારે તરફ હાહાકાર થઇ રહ્યો ભગવાને દૈત્યના યુદ્ધધર્મને માન આપ્યુ અને પોતાના સુદર્શન ચક્રને સભાર્યું, એટલે તે ત્યા હાજર થયુ ૫ ભગવાન પોતાને જોઇને ભયભીત થયેલા સુદર્શન ચક્રને ધારણ કરી, પાર્ષદોમા મુખ્ય એવા દિતિના અધમ પુત્ર હિરણ્યાક્ષ સાથે લડવા લાગ્યા આ સમયે યુદ્ધ કરતા ભગવાનના પ્રભાવને નહિ જાણનારા દેવતાઓ ત્યા આગળ ચારે તરફથી આ પ્રમાણે અનેક રીતે કહેવા લાગ્યા કે, તમારુ કલ્યાણ થાઓ, તમે આ દૈત્યનો નાશ કરો ૬ એટલામા તો કમળ જેવા નેત્રવાળા ભગવાનને ચક્ર ધારણ કરી, પોતાની સન્મુખ ઉભેલા જોઇને તે દૈત્યની ઇંદ્રિયો ક્રોધથી ચલાયમાન થઈ ગઈ તેણે નિશ્વાસ નાખી ક્રોધથી પોતાના નીચલા ઓષ્ઠને ડસ્યો ૭ પછી જાણે બાળી દેતો હોય તેમ ભયંકર દાઢવાળા તે દૈત્યે બે નેત્રવડે ભગવાનની સામુ જોઇને કુદકો માર્યો અને 'તારુ મોત આવ્યુ છે' એવુ કહી શ્રીહરિને ગદાનો પ્રહાર કર્યો ૮ હે સાધુપુરુષ! યજ્ઞમૂર્તિ ભગવાન વરાહે પવન વેગે પોતાની સામે આવતી ગદાને પગની લાત મારી દૂર ઉડાડી મૂકી ૯ અને કહ્યુ કે, તુ આયુધ ગ્રહણ કર અને યુદ્ધ માટે ઉદ્યમ કર, કારણ કે વિજયની તને ઇચ્છા છે તેણે ફરીને ભગવાન ઉપર ગદા ફેંકી અને મોટી ગર્જના કરી ૧૦ ભગવાન તેની ગદાને આવતી જોઈ શાતિથી ઉભા રહ્યા અને ગરુડ જેમ પાસે આવતી નાગણને પકડે તેમ તેમણે રમત માત્રમા દૈત્યની ગદાને પકડી લીધી ૧૧

આ પ્રમાણે દૈત્યનું પોતાનુ પરાક્રમ નાશ થયા પછી માન તથા તેજ રહિત થયેલા તે રાક્ષસરાજને વરાહ ભગવાન ગદા આપવા લાગ્યા, પરંતુ તેણે ગદા લેવાની ઇચ્છા બતાવી નહિ ૧૨ પણ જેમ કોઇ બ્રાહ્મણ ઉપર ‡ અભિચાર કરતો હોય તેમ તેણે વરાહાવતાર યજ્ઞમૂર્તિ ભગવાનને મારવા બળબળતા અગ્નિની પેઠે બીજાને બાળવા આતુર એવા ત્રણ ફળવાળા ત્રિશૂળને ગ્રહણ કર્યું, ૧૩ અને ગરુડે ત્યાગ કરેલા એક પીછાને જેમ ઇન્દ્રે વજ્રથી કાપી નાખ્યુ હતુ, તેમ તે દૈત્યના મહા યોદ્ધાએ બળથી ફેંકેલા, આકાશમા ચળકાટ કરતા તથા ઘણીજ કાંતિવાળા ત્રિશૂળને ભગવાને ચક્રવડે કાપી નાખ્યુ ૧૪ ભગવાનના તીક્ષ્ણ ધારવાળા ચક્રે પોતાના ત્રિશૂળના કટકા કરી નાખ્યા તેથી તે દૈત્યરાજ બહુજ કોપી ઉઠયો અને સામે જઈ ભગવાનની વિશાળ છાતી ઉપર મુષ્ટિનો પ્રહાર કરીને ગર્જના કરતો અંતર્ધાન થઈ ગયો ૧૫ હે વિદુર! તેણે વરાહ ભગવાનને મુષ્ટિનો પ્રહાર કર્યો છતા પુષ્પની માળાનો પ્રહાર કરવાથી હાથી જેમ ડગતો નથી તેમ ભગવાન પણ ડગ્યા નહિ ૧૬ પછી તે દૈત્ય યોગમાયાના અધિપતિ એવા ભગવાનની ઉપર અનેક રીતે માયા કરવા લાગ્યો, જે માયા જોઇને ભયભીત થયેલી પ્રજા જગતના પ્રલયનો ભય રાખવા લાગી ૧૭ તે સમે પ્રચંડ પવનો વાવા લાગ્યા, દિશાઓમાથી પત્થરો પડવા લાગ્યા, ૧૮ વિજળીવાળા વાદળાના સમૂહોથી આકાશમાના નક્ષત્રગણો દેખાતા બંધ થયા, આકાશમાથી પરુ, વાળ, લોહી, વિષ્ઠા, મૂત્ર અને હાડકાં પડવા લાગ્યા, ૧૯ હે વિદુર! પર્વતો નાના પ્રકારના આયુધો વરસાવતા હોય એવા દેખાવા લાગ્યા, રાક્ષસીઓ હાથમા ત્રિશૂળ લઈ છુટા કેશ મૂકી ચોતરફ ફરવા લાગી, ૨૦ આતતાયી યક્ષો, રાક્ષસો, પાળાઓ ઘોડા, રથો અને હાથીઓના સ્વારો "મારો મારો" એવી અત્યંત ભયંકર વાણી બોલવા લાગ્યા, ૨૧ તે વખતે ત્રણ સવન જેના ચરણ છે એવા ભગવાને દૈત્યે પ્રકટ કરેલી આસુરી માયાઓનો વિનાશ કરનારુ સુદર્શન ચક્ર મૂક્યુ ૨૨ તે વખતે પતિની આજ્ઞાને સભારતા દિતિના હૃદયમા એકાએક કંપ થયો અને તેમના સ્તનમાથી લોહીની ધારા વહેવા લાગી ૨૩ પોતાની સર્વ માયા વિનાશ પામ્યા પછી તે દૈત્ય ફરીને વરાહ ભગવાનની પાસે ગયો અને સર્વના અંતરમા અને બહાર રહેનાર ભગવાનને પોતાના બે બાહુઓથી દાબવા લાગ્યો ૨૪ પછી ઇંદ્ર જેમ વૃત્રાસુરને મારે, તેમ ભગવાને વજ્ર જેવી કઠોર મુષ્ટિનો પ્રહાર કરનાર તે દૈત્યના કંઠના મૂળમા મુષ્ટિનો પ્રહાર કર્યો ૨૫ આ પ્રમાણે વિશ્વવિજયી ભગવાને પ્રહાર કરવાથી તે દૈત્યનું શરીર ભમવા

‡ કોઇને મારવા માટે કરવામા આવતા હોમ તથા મંત્રના પ્રયોગને અભિચાર પ્રયોગ કહે છે

લાગ્યુ, તેની આખો બહાર નીકળી પડી, હાથ, પગ અને માથાના કેશ વિખરાઈ ગયા અને પવનથી મોટો પર્વત જેમ પૃથ્વી ઉપર ઢળી પડે તેમ તે પૃથ્વી ઉપર ઢળી પડયો ૨૬ જેનું તેજ નાશ પામ્યુ ન હતું, એવા ભય કર દાઢવાળા અને જેણે ક્રોધથી ઓષ્ઠ પીસ્યો હતો એવા દૈત્યને ભૂમિ ઉપર મરણ પામીને પડેલો જોઇ, બ્રહ્મા આદિક દેવતાઓ ત્યા ગયા અને તેની પ્રશ સા કરતા બોલ્યા કે "અહો કયો મનુષ્ય આવા ઉત્તમ મરણને પામે ? ૨૭ આ અસત્ય એવા લિ ગ શરીરમાથી છૂટવાની ઇચ્છાને લીધે યોગીઓ યોગસમાધિથી એકાતમા જેમનું ધ્યાન ધરે છે તે ભગવાનના ચરણથી હણાયેલા નીચ દૈત્યે તેમના મુખના દર્શન કરતા કરતા જ પોતાના શરીરનો ત્યાગ કર્યો ૨૮ આ જય ને વિજય જે ભગવાનના બે પાર્ષદો હતા અને સનત્કુમારોના શાપથી અસદ્ગતિને પામ્યા હતા તે કેટલાક જન્મો પછી ફરીને પોતાના સ્થાનમા પાછા જશે " ૨૯ ભગવાનની તરફ ફરીને દેવો બોલ્યા કે–હે દેવ ! સર્વ યજ્ઞના મૂળ કારણરૂપ તથા જગતની સ્થિતિ માટે નિર્મળ એવી સત્વમૂર્તિ ધારણ કરનાર આપને અમારા નમસ્કાર છે. ત્રણ જગતને અત્ય ત પીડા કરનાર આ દૈત્યને આપે માર્યો, તે બહુ સારુ કર્યું હે ઇશ્વર ! અમે તમારા ચરણની ભક્તિવડે નિશ્ચિ ત થયા છીએ ૩૦

મૈત્રેય કહે છે–આ પ્રમાણે આદિ વરાહ શ્રી હરિ અસહ્ય પરાક્રમવાળા હિરણ્યાક્ષને મારી બ્રહ્માદિક દેવતાઓથી સ્તુતિ કરાતા, જેમા અખ ડ આન દ છે એવા પોતાના લોકમા ગયા ૩૧ હે વિદુર ! ભગવાને ઉદાર પરાક્રમવાળા હિરણ્યાક્ષને મહાયુદ્ધમા રમતા હોય તેમ માર્યો તે અને વરાહ અવતાર ધારણ કરનાર શ્રીહરિનુ ચરિત્ર જે પ્રમાણે ગુરુએ મને કહ્યુ હતું તે પ્રમાણે મે તમને કહી સ ભળાવ્યુ ૩૨

સૂત કહે છે–હે શૌનક આ પ્રમાણે મૈત્રેયે કહેલી ભગવાનની કથા સાભળી, ભગવાનના મોટા ભક્ત વિદુર પરમ આન દ પામ્યા ૩૩ પવિત્ર કીર્તિવાળા અને ઉત્તમ યશસ્વી પુરુષોના ચરિતો સાભળી જ્યારે આન દ થાય છે ત્યારે જેમના હૃદયમા શ્રીવત્સનુ ચિહ્ન છે એવા ભગવાનના ચરિત્રો સાભળીને આન દ થાય એમા શુ આશ્ચર્ય ? ૩૪ જેમણે, મગરે પકડેલા અને પોતાના ચરણારવિ દનું ધ્યાન કરતા ગજેન્દ્રને રુદન કરતી હાથણીઓના દેખતા કષ્ટમાથી છોડાવ્યો હતો ૩૫ તે ભગવાનનુ શરણ લેનારા, સરલ પ્રકૃતિના મનુષ્યોએ સુખથી આરાધી શકાય એવા અને દુષ્ટ પુરુષોથી સેવી શકાય નહિ એવા ભગવાનને સેવવા ૩૬ હે બ્રાહ્મણો ! પૃથ્વીનો ઉધ્ધાર કરવા માટે વરાહાવતાર ધારણ કરનારા ભગવાને હિરણ્યાક્ષના વધમા જે મહા અદ્ભુત લીલા કરી હતી, તેને જે કોઇ મનુષ્ય સાભળે, તે બ્રહ્મહત્યામાથી છૂટે છે ૩૭ હે વિદુર ! સ્વર્ગાદિક લોક આપનારુ અત્ય ત પવિત્ર, યશ આપનારુ, આયુષ્ય, સુખ, પ્રાણ ને ઇંદ્રિયોનું રક્ષણ કરનારુ અને યુદ્ધમા શૌર્ય વધારનારુ આ વરાહાવતારનું ચરિત્ર જેઓ સાભળે છે, તેઓ છેવટે શ્રીકૃષ્ણ ભગવાનને પામે છે ૩૮

एतन्महापुण्यमल पवित्र धन्य
यशस्य पदमायुराशिषाम् ।
प्राणेंद्रियाणां युधि शौर्यवर्धन
नारायणोऽते गतिरग शृण्वताम् ॥ ३८ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
एकोनविंशतिमोऽध्यायः

## અધ્યાય ૨૦ મો. ‡

### મનુના વ શનો વિસ્તાર.

शौनक उवाच

महीं प्रतिष्ठामध्यस्य सौते स्वायंभुवो मनुः ।
कान्यन्वतिष्ठद्द्वाराणि मार्गायावरजन्मनाम् ॥

શૌનક કહે છે–હે સૂત ! પૃથ્વી રૂપી સ્થાનને મેળવી, સ્વાય ભુવ મનુએ પ્રલય સમે ઇશ્વરમા લીન થઇ નવા જન્મને ધારણ કરનાર પ્રાણીઓને પાછા બહાર કાઢવા કેવા ઉપાયો કર્યા ? અર્થાત્ નવીન પ્રાણીઓને કેવી રીતે ઉપજાવ્યા તે કહો ? ૧ વિદુ-

‡ આ અધ્યાયમા મનુના વ શની કથા પુનરપિ ચાલુ કરવાને સૃષ્ટિની ઉત્પત્તિ વગેરેથી આરભાતી કથા [illegible]

૨૭ ભગવદ્ભક્ત અને શ્રીકૃષ્ણના એકાંતિક મિત્ર હતા; કારણ કે, પોતાના વડા બંધુ ધૃતરાષ્ટ્ર રાજાએ શ્રીકૃષ્ણની સલાહ માની નહિ તેથી જેણે પુત્રો સાથે પોતાના વડા ભાઈનો, પાપી ગણીને પરિત્યાગ કર્યો હતો ૨ વળી જે વ્યાસના પુત્ર હતા, છતા મોટાઈમા વ્યાસના જેવા હતા, તેણે સર્વ ભાવથી શ્રીકૃષ્ણનો આશ્રય કર્યો હતો અને શ્રીકૃષ્ણમા પરાયણ રહેનારા ભક્તોને અનુસરતા હતા ૩ તીર્થોમા ભ્રમણ કરવાથી પાપરહિત થયેલા વિદુરે કુશાવર્તમા બેઠેલા મહાતત્ત્વવેત્તા મૈત્રેયની પાસે જઈ તેમને શુ પૂછયુ હતુ તે મને કહો ? ૪ હે સૂત ! સંવાદ કરતા વિદુર તથા મૈત્રેય વચ્ચે ચાલેલી ભગવાનના ચરણારવિંદની નિર્મળ કથા ગંગાના જળની પેઠે પાપનો નાશ કરનારી છે, ૫ માટે કીર્તન કરવા યોગ્ય ઉદાર ચરિત્રવાળા ભગવાનની જે જે કથાઓ હોય તે તે અમને કહો હરિલીલા રૂપી અમૃતનુ પાન કરનારો કયો રસજ્ઞ પુરુષ ધરાય છે ? અર્થાત્ હરિકથા સાભળવા માટે સૌ કોઇ વધારે આશા રાખે છે ૬ આ પ્રમાણે નૈમિષારણ્યવાસી ઋષિઓએ પ્રશ્ન કર્યો એટલે ભગવાનમા મનને અર્પણ કરનારા રોમહર્ષણના પુત્ર સૂતે હે શૌનકાદિ મુનિઓ ! સાભળો, એમ તેમને સંબોધીને કથા કહેવા માડી ૭

સૂત કહે છે—ભગવાને પોતાની માયાથી વરાહનો અવતાર ધારણ કરીને, રસાતળમાથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, તે લીલાને અને અપમાનથી હિરણ્યાક્ષને માર્યો, તે કથા સાભળીને પ્રસન્ન થયેલા ભરતવંશી વિદુરે મૈત્રેયને પછી નીચે પ્રમાણે પૂછયુ ૮

વિદુરે પૂછયુ—હે બ્રહ્મન્ ! પ્રજાપતિ બ્રહ્માએ પોતાની સૃષ્ટિમા પ્રથમ પ્રજાપતિઓને ઉત્પન્ન કર્યા પછી, જે સૃષ્ટિ સૃજવાનો આરંભ કર્યો હોય તે કથા મને કહો ? ૯ બ્રહ્માથી ઉત્પન્ન થયેલા મરીચિમિશ્ર વગેરે બ્રાહ્મણોએ તથા સ્વાયંભુવ મનુએ, બ્રહ્માની આજ્ઞાથી આ જગતને કેવી રીતે રચ્યુ ? ૧૦ મરીચિમિશ્ર વગેરે ઋષિઓએ સૃષ્ટિ રચતા, સ્રીઓની સહાયતાથી શું આ જગતને રચ્યુ હતું કે સ્વતંત્ર રીતે રચ્યુ હતું ? અથવા સર્વેએ એકઠા મળીને રચ્યુ હતુ ? ૧૧

મૈત્રેય કહે છે—પ્રાણીઓના જાણવામા આવે નહિ એવા અદૃષ્ટોથી તથા પ્રકૃતિના અધિષ્ઠાતા કાળથી વિકાર પામેલા ભગવાનના ત્રણ ગુણમાથી પ્રથમ મહત્તત્ત્વ ઉત્પન્ન થયુ ૧૨ પછી રજોગુણ જેમા મુખ્ય છે એવા દૈવે પ્રેરેલા મહત્તત્ત્વમાથી સાત્વિક, રાજસ અને તામસ એવો ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, અને તે અહંકારે પાચ તન્માત્રા, પાચ મહાભૂતો, પાચ જ્ઞાનેંદ્રિયો, પાચ કર્મેન્દ્રિયો તથા તે તે ઇંદ્રિયોના દેવતાઓ, એમ પાચ વસ્તુએ ઉત્પન્ન કરી ૧૩ તેઓ પ્રત્યેક એક બીજાથી ભિન્ન ભિન્ન હોવાને લીધે બ્રહ્માડને ઉપજવી શકયા નહિ ત્યાર પછી દૈવેચ્છાને લીધે તેઓએ એકઠા મળી, આ બ્રહ્માડ રૂપી સુવર્ણના ઇંડાને ઉત્પન્ન કર્યું ૧૪ આત્મા વિનાનો તે બ્રહ્માડનો ગોળો, સમુદ્રના પાણી ઉપર તરવા લાગ્યો, ઇશ્વર તે ગોળામા એક હજાર વર્ષ સુધી રહ્યા ૧૫ પછી તે ભગવાનની નાભિમાથી સર્વ જીવોને રહેવાનુ સ્થાન, હજાર સૂર્યના જેવુ ઘણુ કાંતિવાળુ એક કમળ ઉત્પન્ન થયુ તે કમળમા સ્વયંપ્રકાશ બ્રહ્મા પોતે ઉત્પન્ન થયા ૧૬ પછી જે ભગવાન જળમા શયન કરે છે, તે ભગવાનની પ્રેરણાથી બ્રહ્માએ પૂર્વે જે પ્રમાણે સૃષ્ટિ રચી હતી, તે પ્રમાણે નામ તથા રૂપ વગેરે ભેદવાળી નવી સૃષ્ટિ રચી. ૧૭ બ્રહ્માએ પ્રથમ માયાવડે (અજ્ઞાનવડે) તમ, મોહ, મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર, એમ પાચ વૃત્તિવાળી અવિદ્યા ઉત્પન્ન કરી ૧૮ આ અજ્ઞાનમય પોતાની કાયા પોતાને ગમી નહિ, તેથી તેનો પછી ત્યાગ કર્યો તે ત્યાગ કરેલી કાયા રાત્રીરૂપ થઇ, તેમાથી ક્ષુધા, તૃષા વગેરે ઉત્પન્ન થયા તેમને યક્ષોએ અને રાક્ષસોએ ગ્રહણ કર્યા ૧૯ ક્ષુધા તથા તૃષાથી પીડાયેલા તે યક્ષો અને રાક્ષસો બ્રહ્માને ખાવા દોડયા અને ક્ષુધા તથા તૃષાથી પીડા પામતા યક્ષો તથા રાક્ષસો બોલ્યા કે, 'એની રક્ષા કરો મા, એને ખાઇ જાઓ' ૨૦ તે સાભળી બ્રહ્મા ગભરાઇને તેમની પ્રત્યે બોલ્યા કે 'મને ખાશો મા, મારી રક્ષા કરો અરે ! તમો યક્ષો તથા રાક્ષસો મારી પ્રજા થયા છો ' ૨૧ ત્યાર પછી તેજસ્વી કાંતિવડે પ્રકાશમાન એવા બ્રહ્માએ

પોતાના પ્રકાશમાન શરીરમાંથી જે જે સાત્વિક દેવોની મુખ્યત્વે કરીને સૃષ્ટિ કરી હતી, તે કાંતિવાળું શરીર ત્યાગ કર્યું, તેમાંથી દિવસ થયો. દેવોએ તે પ્રકાશમાન દિવસને રમવામાં ગ્રહણ કર્યો. ૨૨ પછી બ્રહ્માએ પોતાની જાંઘમાંથી અતિ લંપટ એવા દૈત્યોને ઉત્પન્ન કર્યા, પરંતુ તે પણ તેમની પાછળ દોડયા. ૨૩ ભગવાન બ્રહ્મા તેમને આવતા જોઈ હસ્યા, પરંતુ અસુરો લાજ મૂકી તેમની પાછળ દોડયા તેથી તે ક્રોધાયમાન થયા અને ભય પામીને ત્યાંથી વેગથી દોડયા. ૨૪ શરણાગતનું દુઃખ દૂર કરનાર, ભક્તોના અનુગ્રહ માટે તેમની ઈચ્છાનુસાર રૂપો લેનાર તથા વરદાન આપનાર એવા શ્રીહરિની પાસે જઈને તે કહેવા લાગ્યા કે, ૨૫ "હે પરમાત્મન્! મારી રક્ષા કરો. મેં તમારી આજ્ઞાથી આ પ્રજાઓને સરજી, પરંતુ તે મનેજ મારવા આવી છે. ૨૬ હે ઈશ્વર! તમે દુઃખી લોકનું દુઃખ ફેડનાર અને જેઓ તમારા ચરણનો આશ્રય કરનાર નથી તેમને તમે દુઃખ દેનાર છો." ૨૭ બ્રહ્માની આર્ત પ્રાર્થના સાંભળી ભગવાને બ્રહ્માનું આ દુઃખ ધ્યાનમાં લઈને તેમને કહ્યું કે, 'તું તારા પોતાના ભયંકર શરીરનો ત્યાગ કર.' આમ કહ્યું કે, બ્રહ્માએ તરતજ તે શરીરને ત્યાગ કર્યું. ૨૮ એટલે તેમણે ત્યાગ કરેલા શરીરમાંથી સંધ્યા ઉત્પન્ન થઈ, તે ઝાંઝરોથી ઝણઝણાટ કરતી, મદથી વિહ્વળ નેત્રવાળી, કટિમેખલાવડે શોભતા રંગીન વસ્ત્રવડે ઢંકાયેલી કમ્મરવાળી, ઉન્નત ઉરજવાળી, સુંદર નાસિકાવાળી, મનોહર દાંતવાળી, મધુર હાસ્યવાળી, લીલાથી અવલોકન કરનારી, લજ્જાથી વારંવાર શરીરને ઢાંકતી અને અંબોડાવાળી તે સંધ્યાને હે વિદુર! સર્વે અસુરો ઉત્તમ પ્રમદા જાણી તેની ઉપર મોહિત થઈ ગયા, ૨૯–૩૧ અને કહેવા લાગ્યા કે, 'અહો! આ સ્ત્રીનું રૂપ કેવું છે? એની ધીરજ કેવી છે? એની નવી અવસ્થા કેવી છે? આપણે તેની ઉપર આસકત થયા છીએ, છતાં પણ તે કામના રહિત હોય એમ આપણી સામે ચાલી આવે છે.' ૩૨

આ પ્રમાણે તરુણ સ્ત્રીની અવસ્થામાં રહેલી સંધ્યાને માટે અનેક તર્કો કરનારા અસુરો, તેનો સત્કાર કરી, વિવેકથી તેને પૂછવા લાગ્યા કે, ૩૩ હે સ્ત્રી! તું કોણ છે? કોની સ્ત્રી થાય છે? અને અહીંઆં આવવાનું શું પ્રયોજન છે? હે કોપવતી સ્ત્રી! તારે રૂપરૂપી અમૂલ્ય વસ્તુ વેચવાની છે, તે અમને ન આપતાં ભાગ્યહીન એવા અમને તું શા માટે દુઃખી કરે છે? ૩૪ હે અબળા! તું ગમે તે જાતની હો અને ગમે તે કુળની હો, તેનું અમને કંઈ પ્રયોજન નથી. તારા દર્શન થયાં તે ઘણુંજ સારું થયું. ૩૫ હે સ્ત્રી! તું વારંવાર નીચે પડતા દડાને હાથે વતી ઉંચે ઉછાળે છે. તેથી તારા ચરણકમળ એક ઠેકાણે સ્થિર રહેતા નથી, તારી નિર્મળ દૃષ્ટિ શાંત હોય તેમ દેખાય છે, તારો અંબોડો મનોહર દેખાય છે. ૩૬ આ પ્રમાણે કહી મૂઢ બુદ્ધિ અસુરોએ પ્રમદા જેવું આચરણ કરતી અને મનને લોભાવતી સાંયસંધ્યાને સ્ત્રી માનીને ગ્રહણ કરી. ૩૭ ત્યાર પછી ગંભીર અભિપ્રાયથી હસીને ભગવાન બ્રહ્માએ પોતે પોતાને સુંઘતી એવી કાંતિમાંથી ગંધર્વોના અને અપ્સરાઓના ગણો ઉત્પન્ન કર્યા. ૩૮ તે પછી ચંદ્રના જેવા પ્રકાશમાન પ્રિય શરીરને બ્રહ્માએ ત્યાગ કર્યું. પ્રભામય તે શરીરને વિશ્વાવસુ પ્રમુખ ગંધર્વોએ પ્રેમથી ગ્રહણ કર્યું. ૩૯ ત્યાર પછી ભગવાન બ્રહ્મા પોતાના આળસમાંથી ભૂતોને અને પિશાચોને ઉત્પન્ન કરી, તેમને નગ્ન તથા છુટા કેશવાળા જોઈ પોતાની બન્ને આંખો મીંચી ગયા. તે આળસમય શરીરનો ત્યાગ કર્યો, એટલે ભૂત અને પિશાચોએ, બ્રહ્માએ ત્યાગ કરેલા આલસ્ય શરીરને ગ્રહણ કર્યું, જે વડે પ્રાણીઓની ઇંદ્રિયો પોતાનો વિષય ગ્રહણ કરી શકતી નથી, તેને નિદ્રા કહે છે, અને જે દેહ ઇંદ્રિયોની શિથિલતાથી ઉચ્છિષ્ટ થયેલા પ્રાણીઓને ભ્રાંત કરે છે, તેને ઉન્માદ કહે છે, અર્થાત્ આલસ્ય, જૃંભા, નિદ્રા અને ઉન્માદ એ ચાર શરીરને ભૂત પિશાચોએ ગ્રહણ કર્યાં અને તેમાંથી તેમના શરીરની ઉત્પત્તિ થઈ છે. ૪૧ પછી પોતાના આત્માને બળવાન માનતા અજન્મા બ્રહ્માએ પરોક્ષરૂપે સાધ્ય દેવોના ગણોને તથા પિતૃઓના ગણોને ઉત્પન્ન કર્યા. ૪૨ પિતૃગણે પોતાને ઉત્પન્ન કરનારા બ્રહ્માના અદૃશ્ય રૂપને ગ્રહણ કર્યું. કર્મ કરવામાં

કુશળ એવા વિદ્વાનો તે અદૃશ્યરૂપ ધારણ કરનારા સાધ્ય દેવતાઓને અને પિતૃઓને હવ્ય તથા કવ્ય આપે છે ૪૩ તે પછી બ્રહ્માએ પોતાના તિરોધાન રૂપમાથી સિધ્ધોને તથા વિદ્યાધરોને ઉત્પન્ન કર્યા અને તેમને પોતાના અ તર્ધાન નામનો અદ્ભુત દેહ અર્પણ કર્યો ૪૪ પોતાના પ્રતિબિ બને જોઇને તેનો સત્કાર કરનાર સમર્થ એવા ભગવાન બ્રહ્માએ પોતે પોતાના પ્રતિબિ બથી કિન્નરો સાથે કિ પુરુષોને ઉત્પન્ન કર્યા અને તે દેહનો પણ ત્યાગ કર્યો ૪૫ બ્રહ્માએ જે સ્વરૂપનો ત્યાગ કર્યો તે સ્વરૂપને પ્રભાતમા બ્રહ્માના પરાક્રમોથી બ્રહ્માનો ગુણાનુવાદ ગાનારા કિન્નરો તથા કિ પુરુષોએ સ્ત્રી પુરુષરૂપ જોડા થઇને ગ્રહણ કર્યું ૪૬ ત્યાર પછી ભગવાન બ્રહ્માએ હાથ પગ વગેરે અવયવવાળા દેહયુક્ત થઇને જોયુ કે, મારી સૃષ્ટિ વૃદ્ધિ પામતી નથી, તેથી પોતે બહુ ચિ તાતુર થઈ, લાબા પગ કરીને સૂતા અને ક્રોધથી પોતાના શરીરનો ત્યાગ કર્યો ૪૭ હે વિદુર ! ત્યાગ કરેલા શરીરમાથી જે કેશો નીચે ખરી પડયા, તેમાથી અહિ જાતના સર્પો ઉત્પન્ન થયા બ્રહ્માએ દેહ ત્યાગ કરતા શરીરને લાબુ ટુ કુ કર્યું હતુ, તેથી તેમાથી ઉત્પન્ન થયેલા સર્પો અતિ વેગવાળા, ફણાઓને લીધે વિશાળ કાધવાળા અને ક્રૂર સ્વભાવના થયા ૪૮ ત્યાર પછી છેવટે બ્રહ્માએ લોકોને ઉત્પન્ન કરનારા મનુઓને જ્યારે ઉત્પન્ન કર્યા ત્યારે પોતાના આત્માને કૃતકૃત્ય માન્યો. ૪૯ પછી બ્રહ્માએ પોતાના પુરુષનો દેહ તે મનુઓને આપ્યો તે પછી પૂર્વે જેમને ઉત્પન્ન કર્યા હતા, તેઓ મનુઓને જોઇને પ્રજાપતિના વખાણ કરવા લાગ્યા ૫૦ તે બોલ્યા કે "હે જગતના સ્રષ્ટા ! તમે મનુઓને સર્જ્યા, એ બહુ જ સારુ કર્યું, કારણ કે, જે મનુઓની સૃષ્ટિમા અગ્નિહોત્ર આદિ વેદક્રિયાઓ થશે અને અમે તેઓની સાથે રહીને યજ્ઞના બલિદાનો લઇશુ " ૫૧ ત્યાર પછી તપ, ઉપાસના, યોગ અને સમાધિ સ પન્ન અને ઇંદ્રિયોને વશ કરનારા એવા બ્રહ્માએ પોતાને પ્રિય એવી ઋષિઓની પ્રજાને સૃજી ૫૨ અને પછી સમાધિ, યોગ, ઐશ્વર્ય, તપ, ઉપાસના અને વૈરાગ્ય જેમાં રહેલો છે એવા પોતાના દેહના પ્રત્યેક ભાગ તે ઋષિઓને વહે ચી આપ્યા ૫૩

**तेभ्यश्चैकैकशः स्वस्य देहस्यांशमदादजः ।**
**यत्तत्समाधियोगर्द्धितपोविद्याविरक्तिमत् ॥**
**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे विंशतोऽध्यायः**

## અધ્યાય ૨૧ મો. *

## કર્દમે કરેલી બ્રહ્માની સ્તુતિ.

**विदुर उवाच**

**स्वायंभुवस्य च मनोर्वंशः परमसंमतः ।**
***कथ्यतां भगवन्यत्र मैथुनेनैधिरे प्रजाः ॥ १ ॥***

વિદુરે પૂછયુ-હે મૈત્રેય ! જે સ્વાય ભુવ મનુના વ શમા મૈથુન વડે પ્રજાની વૃદ્ધિ થઇ તે સ્વાય ભુવ મનુનો મહા માન્ય વ શ વિસ્તારથી મને કહો ૧ સ્વાય ભુવ મનુને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ નામના બે પુત્રો હતા તે બન્ને રાજધર્મ પ્રમાણે સાત દ્વીપવાળી પૃથ્વીનુ પાલન કરતા હતા ૨ હે બ્રહ્મન્ ! સ્વાય ભુવ મનુને દેવહૂતિ નામની એક સુ દર પુત્રી હતી તે પ્રજાપતિ કર્દમની પત્ની થાય, એમ તમે મને કહ્યુ હતુ ૩ મહાયોગી કર્દમે યોગવિદ્યા જાણનારા દેવહૂતિના કેટલા સ તાનો ઉત્પન્ન કર્યા ? તે સાભળવાની મને ઇચ્છા છે ૪ વળી હે બ્રહ્મન્ ! બ્રહ્માના પુત્ર ભગવાન રુચિએ અને દક્ષ પ્રજાપતિએ પણ મનુની પુત્રી આકૂતિ અને પ્રસૂતિની સાથે પરણીને જે પ્રજા વધારી તે મને કહો ? ૫

મૈત્રેયે કહ્યુ-બ્રહ્માએ કર્દમને જણાવ્યુ કે પ્રજાની વૃદ્ધિ કરો, એટલે સરસ્વતી નદીના તીર ઉપર જઇને તેમણે દશ હજાર વર્ષ સુધી તપ કર્યું ૬ પછી તે તપશ્ચર્યામા ઋષિ કર્દમ, સમાધિની સાથે શરણાગતને વરદાન આપનાર ભગવાન શ્રીહરિની ભક્તિપૂર્વક સેવા કરવા લાગ્યા ૭ હે વિદુર ! આ પ્રમાણે સત્યયુગમા તપશ્ચર્યા કરવાથી કમળ જેવા નેત્રવાળા ભગવાન પ્રસન્ન થયા અને કેવળ શબ્દથીજ જાણવામા આવતા પરબ્રહ્મે તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યા.

* આ અધ્યાયમા તપ અને વિદ્યાથી પ્રસન્ન થયેલા વિષ્ણુએ મનુની પુત્રી દેવહૂતિ સાથે કર્દમનો વિવાહ યોજ્યો એ કથા કહેનારો

૯ તે પરબ્રહ્મ સત્વ મૂર્તિ હતા, સૂર્યની પેઠે ઝળઝળાટ પ્રકાશતા હતા, કંઠમા સૂર્ય વિકાશી તથા ચંદ્રવિકાશી શ્વેત કમળની તથા બીજા કમળોની તેમણે માળા પહેરી હતી, શ્રીમુખ ઉપર સુંદર તથા શ્યામ રંગના કેશોનો સમૂહ આવી રહેલો હતો, શરીર ઉપર સ્વચ્છ વસ્ત્ર ધારણ કર્યાં હતા, માથે મુગટ, કાનમા કુંડળો અને હાથમા શંખ, ચક્ર, ગદા અને શ્વેત પદ્મ ધારણ કર્યાં હતા તેમનુ મંદ મંદ હસવું તથા બોલવુ મનોહારી હતુ તેમણે પોતાના ચરણારવિંદો ગરુડના ખભા ઉપર ધર્યા હતા, વક્ષસ્થળમા લક્ષ્મીનુ ચિહ્ન હતુ, કંઠમા કૌસ્તુભમણિ ધારણ કર્યો હતો પ્રત્યક્ષ થયેલા આવા ભગવાનના દર્શન કરીને, ૯–૧૧ કર્દમ ઋષિને આનંદ થયો પછી જેમનો મનોરથ પૂર્ણ થયો હતો તથા જેમનો સ્વભાવ ને મન પ્રેમાળ હતા, એવા કર્દમ ઋષિએ તેમને દંડવત પ્રણામ કર્યા અને બે હાથ જોડીને નીચે પ્રમાણે સ્તુતિ કરી ૧૨

કર્દમ ઋષિએ કરેલી સ્તુતિ–હે ભગવન્! ઉત્તરોત્તર ઉત્તમતાને સંપાદન કરનાર અનેક જન્મોથી જેમનો યોગ સિદ્ધ થયો છે એવા યોગીઓ જેમના દર્શનની ઇચ્છા રાખે છે એવા આપ સર્વ પ્રાણીઓના નિવાસ રૂપ છો તે આપના દર્શનથી, આજે અમારા નેત્રો સફળ થયા એ હર્ષની વાત છે ૧૩ હે ઈશ્વર! જેઓ વિષયોના અલ્પ સુખને માટે સંસારસિંધુમાથી વહાણની પેઠે તારનારા આપના ચરણારવિંદને સેવે છે, તેમને તમે તે તે કામનાઓ આપો છો, પરંતુ તે લોકોની બુદ્ધિ તમારી માયાથી નાશ થયેલી સમજવી, કારણ કે, તે વિષયો નરકમા પણ મળે છે ૧૪ હે મહારાજ! સકામ પુરુષોને નિંદનાર હુ પણ વિષયવાસનાવાળો હોઇ સમાન સ્વભાવવાળી તથા ગૃહસ્થાશ્રમમા ધર્મ, અર્થ અને કામના પુરનારી સ્ત્રીને પરણવાની ઇચ્છા રાખુ છુ તે હુ કામનાની આશાથી કલ્પવૃક્ષના જેવા પુરુષાર્થના મૂળરૂપ આપના ચરણને શરણે આવ્યો છુ ૧૫ હે અધીશ્વર! આપ પ્રજાપતિના વચન રૂપી દોરીમા વિષયાધીન થયેલો આ જીવલોક પશુની પેઠે બંધાયલો છે હે ધર્મમૂર્તિ! હુ પણ એ લોકોને અનુસરનારો છુ, માટે કાલમૂર્તિ એવા આપને બલિદાન આપુ છુ, એટલે કર્મરૂપી તમારી આજ્ઞાને અનુસરી પરણવાની ઇચ્છા રાખુ છુ ૧૬ પરંતુ જેઓએ વિષયાસક્ત લોકોનો અને વિવેક છતા પણ તેઓને અનુસરનારા મારા જેવા પશુઓનો અનાદર કરીને, તમારા ચરણ રૂપી છત્રનો આશ્રય કર્યો છે, તેઓએ પરસ્પરમા તમારા ગુણોની કથારૂપી મીઠા અમૃતનુ પાન કરીને, દેહના ક્ષુધા, તૃષા વગેરે ધર્મોનો નાશ કર્યો છે અર્થાત્ તેઓ પરમાનંદનો અનુભવ લે છે ૧૭ હે ભગવન્! આપનું જે કાળચક્ર પરબ્રહ્મરૂપી ધરી ઉપર ફર્યા કરે છે, તેના મળ માસ સાથે તેર મહિનાઓ તેર આરા છે, ત્રણસો સાઠ દિવસો તેની અણીઓ છે, છ ઋતુઓ તેના પાટા છે, ઘડી, પળ વગેરે તેની અનંત ધારો છે, શિયાળો, ઉનાળો ને ચોમાસુ, એ ત્રણ તેની નાભિ છે અને તેનો વેગ ભયંકર છે આવુ તમારુ કાળચક્ર સર્વ જગતનો નાશ કરતુ દોડયુ જાય છે, પરંતુ તે, તમારા ઉપર કહેલા ભક્તોના આયુષ્યને હરણ કરતુ નથી. ૧૮ તમે પોતે એકલા છો, છતા જગત સરજવાની ઇચ્છાથી પોતાને વિષે ગ્રહણ કરેલી બીજી યોગમાયાથી પોતાની સત્વાદિક શક્તિઓથી કરોળીઆની પેઠે આ જગતને સરજો છો, પાળો છો અને ગળી જાઓ છો ૧૯ હે અધીશ્વર! ખેદની વાત એ છે કે આપ અમારા જેવા ભક્તોને માયાથી શબ્દાદિક વિષય સુખ આપો છો. તે સુખ જો કે આપને પ્રિય નથી, તોપણ અમારા અનુગ્રહને માટે આપો છો. આપ જ્યારે માયાથી દેહ ધારણ કરી શોભાયમાન તુળસીની માળાથી અલંકૃત થઇ, પ્રત્યક્ષરૂપે જોવામા આવ્યા, ત્યારે તેનાથી ભોગ તથા મોક્ષ બન્ને મળવા જોઇએ ૨૦ હે ભગવન્! તમારા તત્ત્વ સ્વરૂપનુ જ્ઞાન થવાથી કર્મના ફળનો ભોગ નાશ પામે છે વળી તમે માયાથી આ વિશ્વરચનાનું સર્વદા આવર્તન કર્યા કરો છો વળી આપ મનુષ્યની કામનાને પૂર્ણ કરો છો તેથી સકામ ને નિષ્કામ બન્ને વૃત્તિવાળા આપને નમે છે અને આપ તેમને ભોગ અને મોક્ષ આપો છો આવા ગુણવાળા આપને હુ નિરંતર પ્રણામ કરુ છુ ૨૧

મૈત્રેય બોલ્યા કે—આ પ્રમાણે નિષ્કપટ ભાવથી કર્દમ ઋષિએ ભગવાનની સ્તુતિ કરી, એટલે ગરુડની ઉપર બેઠેલા અને પ્રેમ તથા હાસ્ય ભરેલી દૃષ્ટિ કરવાથી જેમની ભૃગુટિઓ કંપતી હતી એવા શ્રીહરિએ અમૃતના જેવા મધુર વચનથી આ પ્રમાણે કહ્યુ ૨૨

શ્રીભગવાન બોલ્યા—હે ઋષિ! તમેજ પોતાના નિયમોથી જે કાર્ય માટે મારી સેવા કરી છે તે તમારાં હૃદયનો ભાવ જાણી મે પ્રથમથીજ તે માટે સર્વ યોજના કરી છે ૨૩ હે પ્રજાપતિ! મારામા મનને એકાગ્ર કરનાર પુરુષો મારી આરાધના કરે છે, અને તેઓની આરાધના કદી પણ વ્યર્થ જતી નથી, તો તમારા જેવાની આરાધના વ્યર્થ જાયજ નહિ ૨૪ પ્રજાપતિના પુત્ર, પ્રખ્યાત સદાચારવાળા ચક્રવર્તી મનુ મહારાજ હમણા બ્રહ્માવર્તમા રહીને સાત સાગરવાળી પૃથ્વીનુ પાલન કરે છે ૨૫ તે ધર્મ નિપુણ રાજર્ષિ મનુ, હે કર્દમ! તમારા દર્શન કરવાની ઇચ્છાથી પરમ દિવસે પોતાની પટરાણી શતરૂપા સાથે અહીં આવશે ૨૬ અને હે પ્રભો! અવસ્થામા આવેલી સારા સ્વભાવવાળી ગુણવતી પોતાની પુત્રી જે પતિની શોધ કરે છે તે પુત્રી તમને યોગ્યતાવાળા વરને અર્પણ કરશે ૨૭ હે બ્રાહ્મણ! તમારુ મન આટલા વર્ષો સુધી જે કન્યામા આસક્ત હતુ તે રાજકન્યા તમારી સેવા કરશે ૨૮ અને તે રાજકન્યા તમારાથી ગર્ભ ધારણ કરીને નવ સંતાનોને જન્મ આપશે, તથા ઋષિઓ તમારી તે કન્યાઓમાથી વગર શ્રમે પુત્રોને ઉત્પન્ન કરશે ૨૯ તે પછી શુદ્ધ અને સત્વગુણી તમે મારી આજ્ઞાને સારી રીતે પાળી, મારામા સર્વ કર્મના ફળો અર્પણ કરી પરિણામે મને પામશો ૩૦ તમે ગૃહસ્થાશ્રમથી જીવો ઉપર દયા કરીને તેમજ સંન્યાસાશ્રમથી અભયદાન આપીને, બ્રહ્મજ્ઞાન પામશો અને તમારા સ્વરૂપને જગત સાથે મારામા દેખશો તેમજ મને તમે તમારા પોતાના સ્વરૂપમા દેખશો ૩૧ હે મહામુનિ! હુ અંશાવતારથી તમારા ઘરમા તમારી સ્ત્રી દેવહૂતિમા અવતાર લઈને સાંખ્યશાસ્ત્રની સંહિતા રચીશ ૩૨

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે કર્દમને કહી, તેમના દેખતા સર્વ સિદ્ધેશ્વરો જેના વૈકુંઠ માર્ગની સ્તુતિ કરે છે એવા અંતર્વૃત્તિથી જાણવામાં આવતા ભગવાન, ગરુડની પાંખોએ સ્પષ્ટ રીતે ઉચ્ચારાતા સામવેદના મંત્રોને સાંભળતા સાંભળતા સરસ્વતી નદીથી વિંટાયલા બિંદુ સરોવર ઉપર થઈ પોતાના ધામમા પધાર્યા ૩૩–૩૪ આ પ્રમાણે શુદ્ધ સત્વગુણી ભગવાન ત્યાથી પધાર્યા પછી, ભગવાન કર્દમઋષિ ભગવાને કહેલા કાળની વાટ જોતા બિંદુ સરોવર ઉપર રહ્યા ૩૫ એટલામા મનુ મહારાજા શતરૂપા અને દેવહૂતિ સાથે સુવર્ણના સાજવાળા રથમા બેસી પુત્રીનો વર શોધતા શોધતા ત્યા આવ્યા ૩૬ હે વિદુર! ભગવાને કર્દમઋષિને જે દિવસ કહ્યો હતો તે દિવસે શાંત સ્વભાવવાળા કર્દમ મુનિના આશ્રમમા તે આવ્યા ૩૭ શરણે આવેલા પ્રાણી ઉપર કરેલી કૃપાથી અત્યંત ઉભરાઈ જતા હર્ષથી નેત્રોમાથી જે ઠેકાણે તેમના અશ્રુઓના બિંદુઓ પડયા હતા તે સ્થાન બિંદુ સરોવર કહેવાય છે ૩૮ બિંદુ સરોવર સરસ્વતી નદીની નજીક આવેલુ છે મનુષ્યને કલ્યાણકારી, પવિત્ર અને અમૃત જેવા મીઠા પાણીથી તે સદા ભરેલુ રહે છે, મહર્ષિગણો તેની સેવા કરે છે ૩૯ પવિત્ર વૃક્ષોના અને લતાઓના સમૂહોથી તે પરિવૃત છે, શબ્દાયમાન પવિત્ર પશુ, પક્ષીઓથી ભરપુર રહે છે, સર્વ ઋતુઓના પુષ્પો તથા ફળોથી ભરપુર રહે છે, વનની શોભાથી શોભી રહે છે ૪૦ મદમત્ત ભમરાઓના ગણોથી મુખર રહે છે, મદમત્ત ભમરાઓના વિલાસોથી મનોહર લાગે છે, મદમત્ત મયૂરો નટની માફક ત્યા નૃત્ય કરે છે, મદમત્ત કોયલો ટૌકા કરીને એક બીજાને બોલાવે છે ૪૧ કદંબ, ચંપાઓ, આસોપાલવ, કરંજ, બોરસળી, અસન, મોગરો, મંદાર, પુન્નાગ અને આંબાના વૃક્ષો તથા રોપાઓથી તે સરોવર શોભી રહેલુ છે ૪૨ વળી તે કારંડવ, હંસ, ટીટોડી, જળકુકડી, સારસ, ચક્રવાક અને ચકોર પક્ષીઓના મધુર શબ્દોથી ગાજી રહે છે ૪૩ તેમજ હરિણો, સૂવરો, સાહુડીઓ, રોઝો, હાથીઓ, ગોપુચ્છો, સિંહો, વાનરો, નોળીઆઓ અને કસ્તૂરીમૃગોથી ચારે તરફ વિંટાયેલુ રહે છે ૪૪ આવા ઉત્તમ તીર્થમા આદિ રાજા મનુ, પુત્રીની

સાથે આવ્યા અને બ્રહ્મચર્યના અગ્નિમાં હોમ આપીને બેઠેલા કર્દમઋષિને મળ્યા ૪૫ ઋષિએ ઘણા કાળ સુધી તપશ્ચર્યા કરી હતી તેથી તેમના શરીરમા ઉગ્ર યોગ વાસ કરીને રહ્યો હતો, તેથી તેમનું શરીર બહુ જ દીપી રહેલુ હતું ભગવાનના પ્રેમ સહિત કટાક્ષો પડવાથી અને તેમના ભાષણ રૂપી ચંદ્રની કળાના અમૃતનું પાન કરવાથી બહુ દુર્બળ દેખાતા ન હતા શરીરે ઉન્નત હતા, તેમના નેત્રો કમળના જેવા હતા, માથે જટા હતી, ફાટેલા વસ્ત્રો પહેર્યા હતા અને શુદ્ધ ન કરેલા સુંદર મણિના જેવા મલીન દેખાતા હતા ૪૭ તે પછી પર્ણશાળામા આવેલા અને સન્મુખ ઉભા રહી પ્રણામ કરતા તે આદિ રાજાને કર્દમ મુનિએ આશીર્વાદ દીધો ને તેમની યોગ્યતા પ્રમાણે પૂજા કરીને તેમનો સત્કાર કર્યો ૪૮ તે પછી કર્દમ મુનિ, ભગવાનની આજ્ઞા સંભારીને તથા પૂજા સત્કાર ગ્રહણ કરીને, સાવધાનતાથી બેઠેલા મનુને પ્રસન્ન કરતા, કોમળ અને મધુર વાણીથી આ પ્રમાણે કહેવા લાગ્યા ૪૯ હે મહારાજ! આપનું ફરવુ સત્પુરુષોના રક્ષણ અર્થે અને નીચ લોકોના નાશને માટે હોય છે કારણ કે, તમે ભગવાનની પાલન કરનારી શક્તિ છો ૫૦ હે પ્રભો! વળી તમે જુદા જુદા કાર્ય કરતી વખતે સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, ઇંદ્ર, વાયુ, યમ, ધર્મ અને વરુણના રૂપ ધારણ કરો છો, માટે શુદ્ધ સત્વગુણી આપ ભગવાનને હું નમસ્કાર કરુ છુ ૫૧ તમે ઘણા મણિઓથી જડેલા વિજય રથમા બેસી, મહા સેનાને સાથે લઇ, પોતાની સેનાના પગથી ખોદાઇ ગયેલા પૃથ્વીના મંડળને કંપાવતા અને રથવડે તથા ધનુષના પ્રચંડ ટંકારવથી દુષ્ટ લોકોને ત્રાસ આપતા, સૂર્યની પેઠે જો પૃથ્વી ઉપર ફરો નહિ તો તે જ સમયે હે રાજન્! ભગવાને બાંધેલી ચાર આશ્રમની મર્યાદાઓ દુષ્ટ લોકો તોડી નાખે ૫૨—૫૪ વળી તમે નિશ્ચિંત થઇને બેસી રહો તો નિરંકુશ એવા લાલચુ લોકોને લીધે અધર્મનો વધારો થાય અને દુષ્ટોથી દુઃખી થતુ આ જગત વિનાશ પામે, ૫૫ માટેજ આપ હમેશ સર્વત્ર વિચરો છો તથાપિ હે વીર! હુ તમને પૂછુ છુ કે, આપ શા માટે અત્રે પધાર્યા છો? આપ જે કાર્ય માટે આવ્યા હો તે કાર્ય કહો, અમે નિષ્કપટ હૃદયથી તે સ્વીકારીશુ ૫૬

अथापि पृच्छे त्वां वीर यदर्थं त्वमिहागतः ।
तद्वय निर्व्यलीकेन प्रतिपद्यामहे हृदा ॥ ५६ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
एकविंशोऽध्यायः

## અધ્યાય ૨૨ મો.§

### દેવહૂતિ અને કર્દમનાં લગ્ન.

मैत्रेय उवाच

एवमाविष्कृताशेषगुणकर्मोदयो मुनिम् ।
सव्रीड इव तं सम्राडुपारतमुवाच ह ॥ १ ॥

મૈત્રેય કહે છે—આ પ્રમાણે કર્દમે પોતાના સમસ્ત ગુણો અને કર્મોની મહત્તાની સ્તુતિ કરી તે સાભળીને જાણે લજવાતા હોય તેમ ચક્રવર્તી એવા સ્વાયંભુવ મનુ, કર્દમ મુનિને આ પ્રમાણે કહેવા લાગ્યા ૧

મનુ બોલ્યા—વેદમય પરમાત્માએ વેદની રક્ષા કરવા માટે જિતેન્દ્રિય, તપ, વિદ્યા અને યોગાભ્યાસવાળા તમને—બ્રાહ્મણ લોકોને પોતાના મુખમાંથી ઉત્પન્ન કર્યા છે ૨ તમારી રક્ષા ને પાલન કરવા માટે હજાર ચરણવાળા પરમાત્માએ પોતાના હજારો હાથમાથી ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે બ્રાહ્મણો પરમાત્માનું હૃદય છે અને ક્ષત્રિયો તેમનુ અંગ છે, ૩ એટલા માટે બ્રાહ્મણ તથા ક્ષત્રિયો પરસ્પર એક બીજાની રક્ષા કરે છે અને અવિનાશી ને કાર્ય કારણ રૂપ જે પરમાત્મા છે, તે બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્ને જાતિની રક્ષા કરે છે ૪ હે ભગવન્! તમારાં દર્શન કરવાથી મારા સર્વે સંશયો નાશ પામ્યા છે, કારણ કે, આપ ભગવાને પ્રેમથી મને રાજધર્મ કહ્યો તે મે સાભળ્યો ૫ વિષયી પુરુષોને જેના દર્શન દુર્લભ છે એવા આપના મને દર્શન થયા, એ ઘણુ સારુ થયુ તથા મે તમારા ચરણની પવિત્ર રજનો મારા મસ્તકથી સ્પર્શ કર્યો એ પણ બહુજ સારુ થયુ છે.

§ આ અધ્યાયમા વિષ્ણુએ કર્દમ મુનિને જે પ્રમાણે કહ્યુ હતુ તે પ્રમાણે મનુ મહારાજે પોતાની પુત્રી દેવહૂતિના તેમની સાથે લગ્ન કર્યા, એ કથા કહેવાશે

૬ તમે મને ઉપદેશ આપ્યો અને મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો એ બહુ સારું કર્યું વળી ઉઘાડા કાનથી તમારી મધુરી વાણી સાભળી તે પણ બહુ સારું થયુ ૭ હું પુત્રીના સ્નેહથી મનમા મુઝાઉં છુ. વળી દીન છુ માટે હે મુનિ! આપે કૃપા કરીને મારી વિનતિ સાભળવી જોઇએ ૮ આ મારી પુત્રી છે, જે પ્રિયવ્રત તથા ઉત્તાનપાદની બેન થાય છે, તેનું નામ દેવહૂતિ છે અને તે નાની અવસ્થાવાળા, સારા સ્વભાવવાળા તથા ગુણસપન્ન પતિને શોધે છે પરતુ તેણે જ્યારે નારદની પાસેથી તમારા સ્વભાવ, વિદ્યા, રૂપ, અવસ્થા અને ગુણો સાભળ્યા ત્યારથી તેણે તમારી સાથે પરણવાનો નિશ્ચય કરેલો છે, ૧૦ માટે હે બ્રાહ્મણ શ્રેષ્ઠ! હુ મારી આ કન્યા શ્રદ્ધાથી તમને આપુ છુ તેને ગ્રહણ કરો આ કન્યા તમને ગૃહસ્થાશ્રમના સર્વ કર્મમા સપૂર્ણ રીતે અનુકૂલ થઈ પડશે ૧૧ જેણે વિષયનો સગ ત્યાગ કર્યો હોય તેને પણ જો વિષયો પોતાની મેળે જઈ મળે તો તેણે તેનો અનાદર કરવો જોઇએ નહિ વિષયાસક્ત પુરુષને કામનાઓ જઈ મળે તો તેનાથી કેમ ના પાડી શકાય? ૧૨ વળી જે મનુષ્ય કઇ આપવાને સામા આવેલાનો અનાદર કરીને પછી કૃપણ મનુષ્યની પાસે યાચના કરે તેનો ઉજ્વલ યશ નાશ પામે છે અને તેનું માન ઘટી જાય છે ૧૩ હે વિદ્વન્! મારા સાભળવામા આવ્યુ છે કે, તમે વિવાહ કરવા માટે તૈયાર થયા છો તેથી હુ તમને મારી કન્યા આપુ છુ, તેને શાસ્રોક્ત અવધિ પર્યંત બ્રહ્મચર્ય પાળનાર આપ ગ્રહણ કરો ૧૪

કર્દમમુનિ બોલ્યા કે–તમારુ કથન સત્ય છે, મને પરણવાની ઇચ્છા છે અને તમારી પુત્રીનુ કયાહી વાગ્દાન થયુ નથી એટલે અમારા બન્નેનો અનુકૂળ એવો આ વિવાહ બહુજ યુક્ત છે ૧૫ હે રાજન્! વેદમા જે પ્રમાણે કહ્યુ છે તે પ્રમાણે તમારી પુત્રીની કામના પૂર્ણ થશે વળી જે કન્યા પોતાના શરીરના લાવણ્યથી આભૂષણની કાતિનો પણ તિરસ્કાર કરે એવી છે તેનો કોણ અસ્વીકાર કરે? ૧૬ હે રાજન્! વળી નુપુરથી ઝણઝણાટ કરતા ચરણોથી મનોહર દેખાતી તમારી પુત્રી મહેલની અગાસીમાં દડે રમતી હતી અને તેની દૃષ્ટિ દડામા લીન હતી તે વખતે વિશ્વાવસુ નામનો ગધર્વ વિમાનમા બેસીને આકાશ માર્ગે જતો હતો તે તેને જોઈને મોહ પામ્યો હતો ૧૭ વળી જે, સ્રીઓમા રત્ન રૂપ છે, જેઓએ લક્ષ્મીનાં ચરણ સેવ્યા નથી તેઓને જેના દર્શન પણ દુર્લભ છે, જે મનુની પુત્રી છે અને ઉત્તાનપાદની બહેન થાય છે એવી ઉત્તમ રાજકન્યા પરણવા માટે સામી આવે તો કયો સમજુ મનુષ્ય તેનો સ્વીકાર ન કરે? ૧૮ માટે હું તમારી સાથે ધર્મથી બધાઉં છુ કે, મારાથી તેને સતાન થશે ત્યા સુધી હું આ સદ્ગુણી સ્રી સાથે સસારવ્યવહાર ચલાવીશ, ત્યાર પછી હુ સાક્ષાત્ ભગવાને કહેલા અને જ્ઞાનમા મુખ્ય ગણાતા એવા અહિસક ધર્મો પાળવાની ઇચ્છિા કરીશ ૧૯ આ વિચિત્ર જગત જેનાથી ઉત્પન્ન થયુ છે, જેનામા રહેલુ છે તથા અતે જેના લય પામે છે એવા પ્રજાપતિઓના પણ પતિ ભગવાન અનતની આજ્ઞા મને માન્ય છે અર્થાત્ ભગવાને મારા જેવાને, ત્રણ ઋણ પતાવ્યા પછી સન્યાસ ગ્રહણ કરવો, એમ કહેલુ છે ૨૦

મૈત્રેય કહે છે–હે વિદુર! કર્દમ મુનિ આમ કહી મૌન રહ્યા ને મનમા પદ્મનાભ એવા ભગવાનનુ સ્મરણ કરવા લાગ્યા, તે સમયે મદ હાસ્યથી શોભતા મુખને જોઈને દેવહૂતિનુ મન લલચાયુ ૨૧ ત્યાર પછી પોતાની પટરાણીનો અને પુત્રીનો સ્પષ્ટ અભિપ્રાય જાણી પ્રસન્ન થયેલા મનુએ અનેક ગુણ સપન્ન કર્દમ મુનિની સાથે તેના સમાન ગુણવાળી પોતાની પુત્રીના લગ્ન કર્યા ૨૨ મહારાણી શતરૂપાએ તે લગ્ન પ્રસગે વરકન્યા બન્નેને મૂલ્યવાન આભૂષણો, વસ્રો અને બીજો ઉપસ્કર પહેરામણીમા આપ્યો ૨૩ મનુ રાજા યોગ્ય વરને કન્યા પરણાવવાથી નિશ્ચિત થયા. પછી તેમને વિદાય કરતી વેળાએ ગળગળા થઇ ગયા, ૨૪ અને ભવિષ્યમા થનારો પુત્રીનો વિયોગ સહન કરી શકયા નહિ, તેથી રડી પડ્યા અને આખમાથી વારવાર ગળતા અશ્રુઓથી દેવહૂતિનુ મસ્તક ભીનું થયુ. ૨૫ ત્યાર પછી તે મહામુનિની આજ્ઞા લઈને મનુ, સ્રી સાથે રથમા બેસી રાજ્યના સર્વ મનુષ્યોની સાથે પોતાના નગર તરફ

પાછા વળ્યા ૨૬ માર્ગે જતા જતા ઋષિમંડળને સુખકારિણી સરસ્વતી નદીના સુંદર તીર ઉપર આવેલા ક્ષમાવત ઋષિઓના આશ્રમોનો વૈભવ જોયો ૨૭ પોતાના રાજા આવે છે એવું સાભળીને આનંદમા આવેલી બ્રહ્માવર્તની પ્રજા, નગરમાથી બહાર નીકળી ગીત ગાતી, સ્તુતિ કરતી અને વાદિત્રો વગાડતી સામે ગઈ ૨૮ આ બ્રહ્માવર્તમા બર્હિષ્મતી નામની એક પુરી હતી, જે સર્વ સંપત્તિથી ભરપુર તથા જ્યા આગળ યજ્ઞમૂર્તિ વરાહ ભગવાને પોતાનુ શરીર ધુણાવતા તેમાથી રુવાઓ ખરી પડ્યા હતા, ૨૯ અને તે રુવાઓ નિત્ય લીલા રંગના દર્ભ અને કાસ નામના તૃણરૂપે ઉગ્યા હતા સિદ્ધ ઋષિઓએ તે દર્ભોવડે અને કાસોથી યજ્ઞમા વિઘ્ન કરનારા દૈત્યોનો નાશ કરીને યજ્ઞમૂર્તિ ભગવાનનું યજન કર્યું હતુ ૩૦ મહાત્મા મનુ રાજાએ પણ તે પવિત્ર તૃણયુક્ત પૃથ્વી ઉપર પાથરીને જેની કૃપાથી પોતાને રાજ્ય મળ્યુ હતું, તે યજ્ઞપુરુષ ભગવાનનુ પોતે યજન કર્યું ૩૧ આવા વૈભવવાળી બર્હિષ્મતી નામની નગરીમા મનુ મહારાજા સ્ત્રી સહિત પેઠા અને ત્રણે તાપને ટાળનારા પોતાના રાજમહેલમા રહી, સ્ત્રી તથા સંતાનોની સાથે ધર્મ, અર્થ અને કામમા વિરોધ આવે નહિ તેમ સંસારના વૈભવો ભોગવવા લાગ્યા ૩૨ પ્રભાતમા નિરંતર દેવના ગવૈયાઓ, અપ્સરાઓ સાથે મુનિની ઉત્તમ કીર્તિ ગાતા હતા, તથાપિ તે મુનિ પોતે એકાગ્ર મનવડે ભગવાનની કથા સાભળતા હતા ૩૩ સ્વાયંભુવ મનુને યોગની સર્વ સિદ્ધિઓ વરેલી હતી, છતા પણ તે ભગવાન પરાયણ રહેતા હતા, તેથી મનુને વિષયો જરા પણ ચલાયમાન કરી શકતા ન હતા ૩૪ તેમને ભગવાનની કથા સાભળતા, ધ્યાન કરતા, રચના કરતા અને કથા કહેતા પોતાના આયુષ્યનો કોઇ પણ પ્રહર નિષ્ફળ જતો નહિ, અર્થાત્ સર્વ કાળ ભગવત્સ્મરણમા જતો હતો ૩૫ આવી રીતે ભગવાનની કથાના પ્રસંગથી ત્રણ અવસ્થાનો પરાજય કરનાર સ્વાયંભુવ મનુએ પોતાનો ઈકોતેર યુગ જેટલો સમય ગાળી કાઢ્યો ૩૬ હે વિદુર! શરીર સંબંધી દુઃખો, માનસિક દુઃખો, આંતરિક દુઃખો, શત્રુના દુઃખો અને ટાઢ તડકાના દુઃખો ભગવાનના ભક્તને બાધ કરી શકતા નથી. મનુ ખરેખર ભગવદ્ભક્ત હતા ૩૭ આવા સર્વ પ્રાણીઓનું હિત કરનાર મહાત્મા મનુએ મુનિઓના પૂછવા ઉપરથી મનુષ્યોના, વર્ણના અને આશ્રમના અનેક પ્રકારના ધર્મો કહ્યા હતા ૩૮ એ સ્તુતિ કરવા યોગ્ય આદિ મહારાજાનુ અદ્ભુત ચરિત તમને કહ્યુ હવે તેમની પુત્રી દેવહૂતિનો મહિમા કહું તે સાભળો ૩૯

एतत्त आदिराजस्य मनोश्चरितमद्भुतम् ।
वर्णितं वर्णनीयस्य तदपत्योदयं शृणु ॥३९॥
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे
द्वाविंशोऽध्यायः

## અધ્યાય ૨૩ મો.$

### દેવહૂતિ ને કર્દમનો વિમાનમાં વિહાર.

મૈત્રેય उवाच

पितृभ्यां प्रस्थिते साध्वी पतिमिङ्गितकोविदा ।
नित्यं पर्यचरत्प्रीत्या भवानीव भवं प्रभुम् ॥१॥

મૈત્રેય કહે છે–માતા પિતાના ગયા પછી પતિવ્રતા તથા પતિના મનના ગૂઢ અભિપ્રાય જાણનારા દેવહૂતિ, પાર્વતી જેમ નિત્ય શંકરને સેવે તેમ પ્રીતિથી પતિની સેવા કરવા લાગ્યાં ૧ હે વિદુર! કામનો, કપટનો, દ્વેષનો, લોભનો, દુરાચરણનો અને મદનો ત્યાગ કરી સાવધ તથા તત્પર રહીને વિશ્વાસથી, પવિત્રતાથી, માનથી, જિતેંદ્રિયપણાથી, સેવાથી, સ્નેહથી તથા મધુર વાણીથી મહા તેજસ્વી એવા કર્દમ મુનિને પ્રસન્ન કર્યા ૨–૩ દૈવને પણ એકવાર ફેરવી શકે એવા કર્દમની પાસેથી મોટા વૈભવની ઇચ્છા રાખતા તેમની સેવા કરતા અને ઘણા કાળ સુધી નિયમ પાળવાથી અત્યંત દુર્બળ અને શક્તિહીન થયેલા તેમને જોઈ, કર્દમ ખિન્ન થયા અને પ્રીતિથી ગળગળી વાણીએ આમ કહેવા લાગ્યા ૪–૫

કર્દમ કહે છે–હે રાજકન્યા! સન્માન આપનારી જે તું તેની સેવા અને ભક્તિથી હું પ્રસન્ન થયો

$ આ અધ્યાયમા કર્દમ મુનિએ યોગવિદ્યાથી બનાવેલા સર્વ સંપત્તિવાળા અને ઇચ્છાનુસાર આકાશમા ગમન કરનારા વિમાનમા દેવહૂતિ સાથે જે વિહાર કર્યો તે વર્ણવ્યો

છું, કારણ કે, મનુષ્યોને પોતાનો દેહ અત્યત પ્રિય હોય છે, અને તે સુખ ભોગવવાનુ સાધન છે માટે માટે તેં એ દેહને દુર્બળ કરવારા જરાએ કચાશ રાખી નથી ૬ મે સ્વધર્મમા પગરણ રહી તપ, સમાધિ અને ઉપાસનામા મનની એકાગ્રતાથી જે દિવ્ય વૈભવો મેળવ્યા છે, તે ભય રહિત અને શોક રહિત વૈભવોને તે પણ મારી સેવા કરીને સ્વાધીન કર્યા છે હુ તને દિવ્યદૃષ્ટિ આપુ છુ, તેનાથી તુ તે વૈભવોને જો ૭ આવા મોટા વૈભવોની પાસે ભગવાનની ભ્રુકુટીના ચાલવા માત્રમા જેની સર્વ રચના નાશ પામે છે એવા બીજા વભવોની તો વાત જ શી કરવી ! તુ પતિવ્રતાના પ્રભાવથી સિદ્ધ છે માટે હવે મનુષ્યોને રાજાનુ અભિમાન ગખવા છતા મળવા દુર્લભ એવા દિવ્ય વૈભવોને ભોગવ ૮ સર્વ યોગસિદ્ધિઓમા અને તેની ઉપાસનાઓમા કુશળ પોતાના પતિને આ પ્રમાણે બોલતા સાભળી દેવહૂતિ ચિ તા રહિત થયા અને વિનય તથા પ્રેમથી વિહ્વલ વાણીએ જરા લાજથી મ દ મ દ હસતા બોલ્યા કે–હે બ્રાહ્મણોમા શ્રેષ્ઠ ! હે સ્વામિનાથ ! તમે અમોઘ એવી યોગસિદ્ધિના અધિપતિ છો તમારી પાસે સર્વ વૈભવ છે, પર તુ તમે પ્રથમ જેમ ધાર્યું હતુ તેમ એકવાર મને તમારા અગનો પ્રસ ગ થવો જોઈએ, કારણ કે, મહાત્મા પુરુષોથી સ તાન થાય એ સતી સ્ત્રીઓનો મનોરથ હોય છે ૧૦ હે સ્વામિન્ ! તે અ ગ સ ગ થતા પહેલા તો તેમા ઉપયોગી કામશાસ્ત્રમા કહેલા ખાનપાન તથા સ્થાન વગેરે સાધનો તૈયાર કરો, પછી તમે જેનો કામ જાગ્રત કરેલો છે એવી હુ તેનો આ દેહ, જે કૃશ થઈ ગયો છે, તેને પ્રફૂલ્લ બનાવો, તથા વિહારને યોગ્ય સ્થાન સારુ પણ વિચાર કરો ૧૧

મૈત્રેય કહે છે–હે વિદુર ! પછી કર્દમ મુનિએ પોતાની પત્નીનું પ્રિય કરવાની ઈચ્છાથી યોગસિદ્ધિનો આશ્રય કરી, ગગન મ ડળમા ગમન કરનારુ એક દિવ્ય વિમાન બનાવ્યુ તે સર્વ પ્રકારની કામના પુરનારુ બન્યુ દિવ્ય વૈભવવાળુ, સર્વ જાતના રત્નોથી ભરપુર, ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી સર્વ સમૃદ્ધિઓવાળુ, મણિના સ્ત ભોથી શોભતુ, ૧૩ તથા દિવ્ય વસ્તુઓથી શોભતું, સર્વ સમયમા સુખાકારી, વિચિત્ર એવી ધ્વજાઓથી તથા મોટી પતાકાઓથી પણ શોભતુ હતુ ૧૪ જેમા ભમરાઓ ગુજારવ કરતા હતા એવી વિવિધ પુષ્પોની માળાઓથી, સુતરાઉ અને રેશમી વસ્ત્રોથી તે શોભાયમાન હતુ ૧૫ વળી તેમા ઉપગ ઉપરી માળો, તળાઈવાળા પલ ગો, પ ખાઓ અને આસનો ગોઠવેલા હતા ૧૬ વળી તે વિમાનના પ્રત્યેક ખ ડમા અનેક પ્રક ગની કારીગરી કરેલી હતી, તેથી તે બહુજ શોભતુ હતુ તેમા ઈદ્રનીલમણિની ભૂમિ તથા પગવાળાની બેઠકો હતી ૧૭ પરવાળાના ઉંબરાઓ હતા, હીરા જડેલા બારણા હતા, ઈદ્રનીલમણિથી બનાવેલા શિખરો ઉપર સોનાના કળશો ચઢાવેલા હતા ૧૮ હીરાની ભીંતમા જડેલા ઉત્તમ માણેકો નેત્રની માફક ચળકતા હતા, અનેક જાતના ચ દરવા અને મોઘા મૂલના સોનાના તોરણો લટકી રહેલા હતા ૧૯ હ સ તથા પારેવાના ટોળા બનાવટી હ સ ને પારેવાને સજાતીય માની, તેમના ઉપર ચઢી ચઢીને શબ્દ કરતા હતા ૨૦ વિહાર કરવાની જગાઓ, શયનમ દિરો, આગણા અને ઉપવનો તેમા બનાવેલા હતા આ સર્વ વૈભવોથી ભરપુર તે વિમાન આશ્ચર્ય પમાડે એવુ હતુ ૨૧ આવા અલૌકિક વિહારવિમાનને અયોગ્ય મલિન શરીરને લીધે અને દાસીઓના અભાવને લીધે દેવહૂતિ જરા ખિન્ન જણાયા, એટલે સર્વ પ્રાણીઓના અભિપ્રાયને જાણનાર કર્દમ ઋષિ તેમને કહેવા લાગ્યા કે, ૨૨ હે બીકણ સ્ત્રી, તુ આ સરોવરમા સ્નાન કરી, વિમાનમા બેસ, કારણ કે આ તીર્થ ભગવાને બનાવેલું છે અને તે મનુષ્યોના મનોરથો પૂર્ણ કરે છે ૨૩ કમળ જેવા નેત્રવાળા દેવહૂતિ પતિનુ વચન સાભળી મલીન વસ્ત્રવાળા, ગુ ચવાઈ ગયેલા કેશવાળા અને મેલથી મલીન થયેલા અ ગવાળા તેમા સ્નાન કરવાને ઉતર્યા ૨૪–૨૫ સરોવરની અ દર એક ઘરમા હજાર દાસીઓને બેઠેલી તેમણે જોઈ તે સર્વ કિશોર વયની હતી અને તેમનું શરીર કમળના જેવું સુગ ધીદાર હતું ૨૬ તેઓ દેવહૂતિને જોઈ, બે હાથ જોડી, એકાએક ઉભી થઈ બોલી કે, અમે

તમારી દાસીઓ છીએ તમે અમને આજ્ઞા કરો, અમે તમારુ શુ કામ કરીએ ? ૨૭ હે વિદુર ! તે કન્યાઓએ સુગંધીદાર પાણીથી મનસ્વિની સ્ત્રીને નવરાવી અને તેને નિર્મળ તથા નવા વસ્ત્રો ૨૮ તથા મોઘા મૂલના, ગમતા આભૂષણો, સર્વ ગુણ-વાળુ અન્ન અને અમૃતના જેવા મીઠા અને મદ ચઢાવનારા રસો આપ્યા ૨૯ તે સર્વનો ઉપયોગ કર્યા પછી, દેવહૂતિએ દર્પણમા પોતાના શરીરને જોયુ તો પુષ્પની માળાવાળુ, સ્વચ્છ વસ્ત્રવાળુ, મંગળસૂચક વેષવાળુ અને દાસીઓથી પરિવૃત જોયુ ૩૦ દાસીઓએ શરીરને સારી પેઠે નવરાવ્યુ હતુ, સ્નાન કરવાથી મસ્તક પણ સ્વચ્છ થયુ હતુ, શરીર સર્વ પ્રકારના આભૂષણોથી શોભતુ હતુ, ૩૧ નિતંબ ઉપર રત્નોએ જડેલી સુવર્ણની કટિમે-ખલા, મોઘા મૂલના હારો, ૩૨ સુંદર દાત, ભૃકુટી, સ્નેહ ભરેલા કટાક્ષવાળી તથા કમળના કોશની સાથે સ્પર્ધા કરનારી દૃષ્ટિ, કાળા કેશો અને બધી શોભા બની રહી હતી ૩૩ આ પ્રમાણે પોતાનુ અલૌકિક સ્વરૂપ જોઈને, દેવહૂતિએ પોતાના પ્રિય-પતિ ઋષિશ્રેષ્ઠ કર્દમને સંભાર્યા, એટલામા જ્યા આગળ તે પ્રજાપતિ ઉભા હતા ત્યાજ પોતે પેલી દાસીઓ સાથે ખડા થઈ ગયા ૩૪ દેવહૂતિ પોતાને પોતાના પતિની સમક્ષમા હજાર સ્ત્રીઓથી વિંટા-યલા જોઈ આ શુ ! એમ આશ્ચર્યમા પડી ગયા ૩૫ હે વિદુર ! સ્નાન કરીને શુદ્ધ થયેલા, નવ વધૂની પેઠે શોભતા, અલૌકિક મુગ્ધ રૂપને ધારણ કરનારા, હજારો અનુચરોથી સેવાતા, મનોહર વસ્ત્રો-વાળા દેવહૂતિને જોઈ મુનિ પ્રસન્ન થયા, અને તેમને વિમાનમા બેસાડયા ૩૬–૩૭ જેની સ્વતંત્રતાનો નાશ થયો નથી એવા, પ્રેમવાળા, ચંચળ નેત્રવાળી હજાર વિદ્યાધરીઓથી સેવાતા અને પ્રિયાની સાથે વિમા-નમા બેઠેલા કર્દમ ઋષિ આકાશમા તારાઓથી વિંટાયેલા ઉઘડી ગયેલી કમલિનીના જળોથી સેવા તા અને મનોહર દેખાતા પૂર્ણ ચંદ્રની પેઠે શોભવા લાગ્યા ૩૮

આ પ્રમાણે વિમાનમા બેસીને ફરતા, સિદ્ધ પુરુષોથી સ્તુતિ કરાતા અને સીમંડળમા રહેલા કર્દમ મુનિએ, કામદેવને ઉત્તેજન આપનારી, શીતળ અને સુગંધી પવનથી મનોહર લાગતી, ગંગા નદીના ઘોધ પડવાથી જ્યા આગળ વિચિત્ર શબ્દો થાય છે એવી, આઠ લોકપાળોના વિહાર કરવાના સ્થાનરૂપ, મેરુ પર્વતની ગુફામા જઈને કુબેરની પેઠે ઘણા કાળ સુધી યથેચ્છ વિહાર કર્યો. ૩૯ પછી ત્યાથી આગળ જઈને, પ્રિયા ઉપર પ્રેમાસક્ત થયેલા કર્દમમુનિએ, વૈશ્રંભક, સુરસેન, નંદન, પુષ્પભદ્રક અને ચૈત્રરથ નામના દેવતાઓના ઉદ્યાનોમા અને માનસ સરોવરમા વિહાર કર્યો ૪૦ આ પ્રમાણે ઇચ્છાનુસાર આકાશમા ફરનારા, ઝળઝળાટ પ્રકાશ-માન મોટા વિમાનમા બેસીને પવનની પેઠે લોકમા ફરતા કર્દમ વિમાનચારી દેવતાઓ કરતા પણ અ-ધિક થયા ૪૧ જેઓ સંસારના દુ ખોને મટાડનારા, પવિત્ર આચરણવાળા શ્રી ભગવાનના ચરણનો આશ્રય કરે છે, તે ધીરપુરુષોને શુ દુર્લભ રહે છે ? ૪૨ મહાયોગી કર્દમ, દ્વીપ, ખંડ વગેરે રચનાથી જેટલામા પૃથ્વીનુ મંડળ હતુ તે સર્વ અતિ આશ્ચર્યકારક ભૂમંડળ પોતાની સ્ત્રીને દેખાડીને, પાછા પોતાના આશ્રમમા આવ્યા ૪૩ અને પોતાના સ્વરૂપના નવ વિભાગ કરીને સુરતક્રીડા કરવાને ઉત્કં-ઠાવાળા મનુના પુત્રી દેવહૂતિ સાથે બધે ફર્યા આમ વિહાર કરતા તેમણે ઘણા વર્ષોને મુહૂર્તની માફક ગુજાર્યા ૪૪ તે વિમાનમા પતિની સાથે રહેલા દેવ-હૂતિ, ક્રીડામા કાળ ઘણો વીતી ગયો તે જાણી શકયા નહિ ૪૫ આ પ્રમાણે તે સ્ત્રી પુરુષને યોગ-સિદ્ધિના પ્રભાવથી ઇચ્છાનુસાર વિહાર કરતાં સો વર્ષ અલ્પ કાળની પેઠે વીતી ગયા ૪૬ દેવહૂતિને પોતાનું અર્ધ અંગ માનનાર, તેમના સર્વ સંકલ્પને જાણનાર અને આત્મજ્ઞાની એવા વ્યાપક મુનિએ પોતાના નવ સ્વરૂપ કરીને વીર્યાધાન કર્યું ૪૭ ત્યાર-પછી દેવહૂતિએ એકજ દિવસમા નવ કન્યાઓને જન્મ આપ્યો તે સર્વ કન્યાઓ સર્વાંગ સુંદર અને રાતા કમળના કોશ જેવી હતી ૪૮ આ પ્રમાણે કન્યાઓનો જન્મ થયા પછી મુનિ સંન્યાસ ધારણ કરશે એવુ ધારી ઉપર ઉપરથી મંદ હસતા, પરંતુ મનમા અત્યંત ગભરાતા અને ખિન્ન થતા મણિ

જેવા નખવડે શોભતા ચરણથી પૃથ્વીને ખોતરતા મનોહર દેહવાળા દેવહૂતિ નીચુ મુખ કરી, આસુ ખાળી ધીરી મધુર વાણીથી તેમને આમ કહેવા લાગ્યા ૪૯–૫૦ હે ભગવન્ ! આપે મને જે વચન આપ્યુ હતું, તે સર્વે આપે સપૂર્ણ રીતે પાળ્યુ, તથાપિ મને શરણાગતને અભયદાન દેવુ, એ આપને ઉચિત છે ૫૧ હે બ્રહ્મન્ ! તમારી દીકરીઓને પોતાની મેળેજ પોતાની સમાન પતિ શોધી કાઢવા પડે, તે ઠીક નહિ વળી તમે સન્યાસ લઈને વનમા પધારો તે પછી મને જ્ઞાનોપદેશ કરીને શોક દૂર કરવા માટે એક પુત્ર હોવો જોઇએ ૫૨ હે સ્વામીનાથ ! વિષયોના પ્રસગમા મે પરમાત્મા સબધી વિચાર કર્યો નથી અને આટલો બધો કાળ વિષયમા કાઢચો છે, માટે હવે જે કાળ ગયો તેટલાથીજ બસ છે ૫૩ 'આપ બ્રહ્મવેત્તા છો,' આવો આપનો મહા પ્રભાવ ન જાણુતા મે તો કેવળ વિષયસુખમા આસક્ત થઈને આપનો પ્રસગ કર્યો છે, તથાપિ તે પ્રસગ હવે મને અભયકારક નીવડે, એવી મારી પ્રાર્થના છે ૫૪ અજ્ઞાનને લીધે પણ જો અસત્પુરુષનો સગ કર્યો હોય તો તે સસારનું કારણ થઈ પડે છે અને સત્પુરુષોનો સગ કર્યો હોય તો તે વૈરાગ્યનું કારણ થઈ પડે છે ૫૫ જે મનુષ્યનુ કોઈ કામ ધર્મને માટે ન હોય, ધર્મદ્વારા વૈરાગ્યને માટે ન હોય અને વૈરાગ્યદ્વારા ભગવાનની સેવા માટે ન હોય, તો તે મનુષ્યને જીવતાજ મુવો સમજવો ૫૬ હું ભગવાનની માયાથી ખરેખર અત્યત છેતરાઈ છુ, કારણ કે, મુક્તિ આપનારા આપને પ્રાપ્ત થયા છતા, મે સસારના જન્મમરણના બધનમાથી છુટવાની ઇચ્છા કરી નથી ૫૭

**साहं भगवतो नून वंचिता मायया दृढम् ।**
**यत्त्वां विमुक्तिदं प्राप्य न मुमुक्षेय बन्धनात् ॥**
**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे**
**त्रयोविंशोऽध्याय**

# અધ્યાય ૨૪ મો.[$]

## મહાત્મા કપિલનો જન્મ.

**मैत्रेय उवाच**

**निर्वेदवादिनीमेवं मनोर्दुहितरं मुनिः ।**
**दयालुः शालिनीमाह शुक्लाभिव्याहृत स्मरन् ॥**

મૈત્રેય કહે છે—આ પ્રમાણે ખિન્નતાપૂર્વક બોલતા પ્રશસા કરવા યોગ્ય મનુની પુત્રીને, દયાળુ મુનિ, શુદ્ધ અને સત્વગુણી ભગવાને કહેલુ વચન કહેવા લાગ્યા ૧

ઋષિ કહે છે—હે રાજપુત્રિ ! તમે આ પ્રમાણે ખેદ કરો મા, કારણ કે અવિનાશી ભાગવાન થોડા દિવસમા તમારા ગર્ભથી અવતાર લેવાના છે ૨ તમે પતિવ્રતા છો, ને તમારુ કલ્યાણ થાઓ, તમે ઇદ્રિયોના નિગ્રહથી, નિયમોથી, તપથી, ધનના દાનોથી, તથા શ્રદ્ધાથી ઈશ્વરનુ ભજન કરો ૩ કારણ કે, તમારી આરાધનાથી શુદ્ધ સત્વગુણી ભગવાન પુત્રરૂપે અવતરી મારા યશનો વિસ્તાર કરશે અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી, તમારી દેહાભિમાનજનિત ગાઠને કાપી નાખશે ૪

મૈત્રેય કહે છે—દેવહૂતિએ પ્રજાપતિના વચન ઉપર ઘણા માનથી સારી રીતે વિશ્વાસ રાખીને અવિનાશી તથા સર્વના ગુરુ એવા પરમ પુરુષની સેવા કરવા માડી ૫ કેટલોક કાળ વીતી ગયા પછી, કાષ્ઠમાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય તેમ ભગવાન મધુસૂદન, દેવહૂતિના ઉદરમાથી ઉત્પન્ન થયા ૬ કપિલદેવના જન્મ સમયે આકાશમા વાદિત્રો વાગ્યા, ગર્જના કરતા મેઘમડળો પાણી વરસાવવા લાગ્યા, ગધર્વો મહિમા ગાવા લાગ્યા, અપ્સરાઓ હર્ષથી નૃત્ય કરવા લાગી, આકાશમાથી દેવતાઓએ પુષ્પોની વૃષ્ટિ કરી, સર્વે દિશાઓ અને પવિત્ર જળાશયો નિર્મળ થઈ ગયા, મનુષ્યોના મન પ્રસન્ન થયા, ૭–૮ અને ભગવાન બ્રહ્મા મરીચિ વગેરે ઋષિઓની સાથે સરસ્વતી નદીથી વિંટાયલા કર્દમના આશ્રમમા ગયા

[$] આ અધ્યાયમા કપિલનો જન્મ તથા ત્રણ ઋણમાથી મુક્ત થયા પછી, પુત્ર અને પત્નીની આજ્ઞા લઈને, મુનિએ લીધેલો સન્યાસ કહેવાશે

૯ હે વિદુર! ભગવાન પરબ્રહ્મ, જેમા તત્ત્વોની ગણતરી છે, એવા સાખ્યશાસ્ત્રનો વિસ્તાર કરવા શુદ્ધ સત્વગુણના અ શ સાથે ઉત્પન્ન થયા પછી સ્વત-સિદ્ધ જ્ઞાનવાળા બ્રહ્માએ શુદ્ધ અ ત કરણથી ભગવાનના કર્તવ્યોનો સત્કાર કર્યો અને કર્દમને આ પ્રમાણે કહેવા લાગ્યા ૧૦–૧૧

બ્રહ્મા કહે છે—હે તાત! તે કપટ વિના મારી સેવા કરી છે કારણ કે, હે પુત્ર! તે મારુ માન રાખી મારી આજ્ઞાને પાળી છે ૧૨ પિતાની મોટાઈને લીધે 'બહુ સારુ તેમ કરીશ,' આ પ્રમાણે પિતાના વચનને માન આપવુ આટલી તો પુત્રોએ સેવા કરવી જોઈએજ ૧૩ હે પુત્ર! તારી આ પુત્રીઓ પોતાના વ શદ્વારા આ સૃષ્ટિને અનેક પ્રકારે વધારશે, ૧૪ માટે તમે મરીચિ વગેરે મુખ્ય મુખ્ય ઋષિઓને કન્યાના સ્વભાવ પ્રમાણે અને કન્યાની ઇચ્છા પ્રમાણે આજેજ કન્યાદાન આપો અને જગતમા તમારો યશ ફેલાવો ૧૫ હે મુનિ! આદિ પુરુષ ભગવાન કપિલ પોતાની માયાથી પ્રાણીઓની સર્વ કામના પુરનાર દેહને ધારણ કરીને અવતર્યા છે ૧૬ તે હિરણ્ય જેવા કેશવાળા, કમળ જેવા નેત્રવાળા અને જેના ચરણારવિંદમા કમળના ચિહ્ન છે એવા ભગવાન શાસ્ત્રોક્ત જ્ઞાનના ઉપાયથી તથા અપરોક્ષ જ્ઞાનના ઉપાયથી તારા કર્મોની દઢતર વાસનાનો નાશ કરશે ૧૭ વળી હે મનુની પુત્રિ! તમારે પેટે અવતરેલા કૈટભ દૈત્યનો નાશ કરનાર કપિલ, અવિદ્યારૂપી હૃદયની ગ્ર થિનો ઉચ્છેદ કરી પૃથ્વી ઉપર ફરશે ૧૮ વળી તે સિદ્ધ પુરુષોના મ ડળનો અધિપતિ થશે સાખ્યશાસ્ત્રના આચાર્યોમા મુખ્ય ગણાશે તમારી કીર્તિ વધારશે અને જગતમા કપિલ એવા નામથી પ્રસિદ્ધ થશે ૧૯

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે કર્દમ અને દેવહૂતિ બન્નેનુ આશ્વાસન કરી, જગતના સ્રષ્ટા બ્રહ્મા, હ સ ઉપર ચઢી નારદ અને સનક વગેરે ચાર કુમારોની સાથે સત્યલોકમા ગયા ૨૦ પછી બ્રહ્માએ જેમને પ્રેરણા કરી હતી એવા કર્દમે બ્રહ્માના કહેવા પ્રમાણે પ્રજાપતિઓને પોતાની પુત્રીઓ પરણાવી, મરીચિને કલા નામની પુત્રી પરણાવી, અત્રિને અનસૂયા પરણાવી, અ ગિરાને શ્રદ્ધા પરણાવી, પુલસ્ત્યને હવિર્ભૂ પરણાવી, ૨૨ પુલહને યોગ્યતાવાળી ગતિ પરણાવી, ક્રતુને સતી એવી ક્રિયા પરણાવી, ભૃગુને ખ્યાતિ પરણાવી, વસિષ્ઠને અરુ ધતી પરણાવી, ૨૩ અથર્વાને શાતિ નામની કન્યા પરણાવી, જે શાતિ નામના દેવતાવડે સમૃદ્ધિવાળો યજ્ઞ કરવામા આવે છે આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણોની સાથે પુત્રીઓને પરણાવી પુત્રીઓનો અને જમાઈઓનો સારી રીતે સત્કાર કરી તેમને સ તુષ્ટ કર્યા ૨૪ પછી હે વિદુર! પરણેલા ઋષિઓ કર્દમની આજ્ઞા લઈ, હર્ષ પામતા પોતાના આશ્રમ ભણી ગયા ૨૫ ત્યાર પછી કર્દમ, દેવોમા શ્રેષ્ઠ એવા વિષ્ણુને પોતાને ત્યા અવતર્યા જાણી, એકાતમા તેમની પાસે જઈ, પ્રણામ કરીને કહેવા લાગ્યા ૨૬ આ લોકમા પોતાના પાપોથી નરકમા સડબડતા પ્રાણીઓ ઉપર દેવતાઓ ઘણે કાલે પ્રસન્ન થાય છે ૨૭ વળી સ ન્યાસીઓ એકાતમા રહીને ઘણા જન્મે સિદ્ધ થયેલા ઉત્તમ ભક્તિઓમા એકાગ્ર મન કરી, જે ભગવાનના ચરણારવિંદના દર્શન કરવા માટે પ્રયત્ન કરે છે, ૨૮ તે ભગવાન આજે મારી લઘુતા ન ગણકારી, સ સારી એવા મારા ઘરમા અવતર્યા છે આપ ભક્તોના પક્ષનુ પોષણ કરનારા છો ૨૯ ભક્તોનું માન વધારનારા આપ જ્ઞાનોપદેશ કરવાની ઇચ્છાથી તથા પોતાનુ વાક્ય સત્ય કરવા માટે મારા ઘરમા અવતર્યા છો ૩૦ હે ભગવન્! તમે પ્રાકૃત રૂપ રહિત છો, છતા પણ તમારા ચતુર્ભુજ આદિક જે અલૌકિક રૂપો છે, તે રૂપો તમને યોગ્ય છે અને તે રૂપો મનુષ્યાકૃતિના છતા પણ તમારા ભક્તોને પ્રિય લાગે છે ૩૧ વિદ્વાનોએ તત્ત્વ જાણવાની ઇચ્છાથી નિત્ય જેમના ચરણ મૂકવાનું પાદપીઠ પ્રણામ કરવા યોગ્ય છે તથા જે ઐશ્વર્ય, વૈરાગ્ય, યશ, જ્ઞાન અને લક્ષ્મીથી પરિપૂર્ણ છે, એવા આપને હુ શરણે આવ્યો છુ ૩૨ સર્વ શક્તિ તમારા સ્વાધીન હોવાથી તમે પરમેશ્વરરૂપ છો, પ્રકૃતિની મૂર્તિ છો, તેના અધિષ્ઠાતા પુરુષ છો, મહત્તત્ત્વરૂપ છો, ગુણને ક્ષોભ કરનારા કાળ મૂર્તિ રૂપ અહ કાર છો, લોકરૂપ તથા લોકોના પાલક રૂપ છો, આત્માના અનુભવથી

જેને વિષે સર્વ પ્રપંચનો લય થાય છે એવા આપ સર્વજ્ઞ કપિલદેવને હુ શરણે આવ્યો છુ ૩૩ પ્રજાપતિ એવા આપની પાસે આજ્ઞા માગુ છુ કે, આપના જેવા પુત્રવડે હુ ત્રણ જાતના ઋણમાથી મુક્ત થયો છુ, માટે હવે હું સંન્યાસ ધારણ કરી શોક રહિત થઈ, હૃદયમા તમારુ ધ્યાન કરતો કરતો પૃથ્વી ઉપર ફરીશ ૩૪

કપિલે કહ્યુ—હે મુનિસત્તમ! વૈદિક તથા લૌકિક સંબંધી મારુ જે કહેવુ છે તે લોકોને માન્ય છે, માટે મે તમને જે વચન આપ્યુ હતુ તે વચન સત્ય કરવા માટે હુ પ્રગટ થયો છુ ૩૫ આ સંસારમા દુષ્ટ વાસનામાથી છૂટવાની ઈચ્છા રાખનારાઓને આત્મવિચાર કરવામા માન્ય ઠરેલા તત્ત્વોની રચનાનુ વ્યાખ્યાન કરવા માટે જગતમા મારો આ જન્મ થયો છે ૩૬ આ આત્મજ્ઞાનનો માર્ગ અનાદિ કાળનો અને ઘણો સૂક્ષ્મ છે, પણ ઘણા કાળથી તે ઝાખો પડી ગયો હતો તે પાછો ચાલુ કરવા માટે મે આ દેહ ધારણ કર્યો છે ૩૭ હુ તમને જવાની આજ્ઞા આપુ છુ, તમે જાઓ અને હું પણ અહીં રહેવા માટે આપની આજ્ઞા માગુ છુ. તમે સર્વ કર્મો મારે વિષે અર્પણ કરજો, ને જન્મમરણમાથી મુક્ત થઈ સ્વસ્વરૂપને જાણવા માટે મારી સેવા કરજો ૩૮ તમે જો પોતાના મનથી સર્વ પ્રાણીઓના અંતર્યામી અને સ્વયંપ્રકાશ એવા પરમાત્મા રૂપ મને તમારે પોતાને વિષેજ જોશો તો શોક રહિત થઈને મોક્ષ પામશો ૩૯ હું મારી માતાને સર્વ કર્મોનો નાશ કરનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ, કે જેથી તે જન્મ મરણના ભયથી મુક્ત થાય ૪૦

મૈત્રેય કહે છે—આ પ્રમાણે કપિલ દેવના વચન સાભળી કર્દમ પ્રજાપતિ તેમની પ્રદક્ષિણા કરી વનમા ગયા, ૪૧ અને અહિંસાવ્રત ધારણ કરીને આત્મસ્વરૂપ ઉપર નિષ્ઠા રાખી, આસક્તિ છોડી દઈ તથા અગ્નિહોત્રનો અને ઘરનો ત્યાગ કરી પૃથ્વી ઉપર ફરવા લાગ્યા ૪૨ તેમણે કાર્ય કારણથી પર, ગુણનો પ્રકાશ કરનાર, નિર્ગુણ તથા એકાગ્ર વૃત્તિથી સાક્ષાત્કાર કરેલા એવા પરબ્રહ્મમા પોતાના મનને જોડ્યુ ૪૩ અહંતા, મમતા અને સુખ દુ ખાદિકથી રહિત થઈ ભેદબુદ્ધિનો ત્યાગ કરી સર્વને પોતાના જેવા જોવા લાગ્યા ૪૪ શાંત મહા સાગરની પેઠે શાંત થઈ તે મુનિ પરમ ભક્તિભાવથી સર્વજ્ઞ અને સર્વમા આત્મરૂપે રહેલા ભગવાનમાં લીન થઈ, સંસારના કર્મબંધનોથી મુક્ત થયા ૪૫ આત્મસ્વરૂપનુ જ્ઞાન થયા પછી સર્વ પ્રાણીઓમા ભગવાન પરમાત્માને તે જોવા લાગ્યા અને પરમાત્મા એવા ભગવાનમા સર્વ પ્રાણીઓને જોવા લાગ્યા. ૪૬ આ પ્રમાણે ઈચ્છા—દ્વેષથી રહિત થયેલા, સર્વત્ર પરબ્રહ્મરૂપે દૃષ્ટિ કરતા અને ભગવાનની ભક્તિ કરતા કર્દમ મુનિ ભગવાનની ગતિને પામ્યા ૪૭

इच्छाद्वेषविहीनेन सर्वत्र समचेतसा ।
भगवद्भक्तियुक्तेन प्राप्ता भागवती गतिः ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे चतुर्विंशोऽध्यायः

# અધ્યાય ૨૫ મો.*

## દેવહૂતિને જ્ઞાન જિજ્ઞાસા.

### शौनक उवाच

कपिलस्तत्त्वसंख्याता भगवानात्ममायया ।
जातः स्वयमजः साक्षादात्मप्रज्ञप्तये नृणाम् ॥

શૌનક પૂછે છે—હે સૂત! ભગવાન અજન્મા છે તેમ છતા મનુષ્યોને આત્મજ્ઞાન આપવા પોતાની માયાવડે તત્ત્વોની જેમા ગણતરી છે એવા સાંખ્યશાસ્ત્રકર્ત્તા કપિલ મુનિરૂપે અવતર્યા હતા ૧ પુરુષમા વૃદ્ધ, સર્વ યોગીઓમા શ્રેષ્ઠ ને શ્રવણ કરવાથી વધારે જાણવામા આવનાર ભગવાનની કીર્તિ સાભળી છે, છતા મારી ઇંદ્રિયો તૃપ્ત થતી નથી, અર્થાત્ વિશેષ સાભળવાને આતુર રહે છે. ૨ તે ઇચ્છાનુસાર દેહને ધારણ કરનાર ભગવાન પોતાની યોગમાયાવડે જે જે કર્મો કરે છે તે તે પ્રશંસા કરવા યોગ્ય ચરિત્રો મને તમે સંભળાવો ૩

* આ અધ્યાયમા સંસારના બંધનમાથી મુક્ત થવા દેવહૂતિ કપિલને પ્રશ્ન પૂછે છે અને કપિલ તેમને ભક્તિનું લક્ષણ કહે છે એ કથા કહેવામા આવશે

સૂત (બોલ્યા–તમે જેમ મને આત્મવિદ્યાનુ કથન કરવાની પ્રેરણા કરો છો તેમ વિદુરે વ્યાસના મિત્ર મૈત્રેય ઋષિને અધ્યાત્મવિદ્યા પ્રબોધવા પ્રેર્યા હતા તેથી તેમણે પ્રસન્ન થઇ વિદુરને આ પ્રમાણે કહ્યુ હતુ ૪

મૈત્રેય કહે છે–હે વિદુર ! પિતા સન્યાસ લઇને વનમા ગયા તે પછી માતાનું હિત કરવાની ઇચ્છાને લીધે ભગવાન કપિલદેવ બિંદુ સરોવર ઉપર રહેવા લાગ્યા ૫ ત્યાર પછી બ્રહ્માના વચન સભારી કર્મના સબધથી રહિત તથા ઉંડા તત્ત્વના માર્ગનો પાર દેખાડનારા પોતાના પુત્ર ભગવાન કપિલ જ્યા બેઠા હતા ત્યા જઇને દેવહૂતિએ પૂછયુ કે, ૬ હે વત્સ ! દુષ્ટ એવા ઇંદ્રિયોના વિષયોની ઇચ્છાથી હું અત્યત શ્રમિત થઈ ગઈ છું અને તે વિષયોની સેવા કરતા કરતા અજ્ઞાન રૂપી ગાઢ અંધારામા ડૂબી ગઈ છુ. ૭ પરતુ હે મહારાજ ! આજે ઘણા જન્મોને અતે તારા અનુગ્રહથી તરીને પાર જઇ શકાય નહિ એવા ગાઢ અધારાના પારને પહોચાડનારુ તુ પુત્ર રૂપી રત્ન મને પ્રાપ્ત થયુ છે ૮ તુ આદિ ભગવાન છે, મનુષ્યોનો ઈશ્વર છે અને અજ્ઞાનથી આધળા થયેલા મનુષ્યો માટે સૂર્યની પેઠે એક દૃષ્ટિ રૂપે પ્રગટ થયો છે ૯ માટે હવે હે પુત્ર ! આ દેહમા 'હુ તથા મારુ ' એવો જે ખોટો દુરાગ્રહ બધાય છે તે દૂર થાય એવુ તત્વ મને બતાવ ૧૦ તુ પ્રભુ શરણાગતનું રક્ષણ કરનાર, પોતાના દાસના સસાર રૂપી વૃક્ષને કાપી નાખનાર અને સત્ય ધર્મવેત્તાઓમા શ્રેષ્ઠ છે હુ પ્રકૃત્તિ તથા પુરુષનું સ્વરૂપ જાણવાની ઇચ્છાથી તારે શરણે આવી છુ ૧૧

મૈત્રેય કહે છે–આ પ્રમાણે પુરુષોને મોક્ષમા પ્રીતિ વધારનારી પોતાની માતાની જિજ્ઞાસા જોઇ મનમા તેને અભિનદન આપીને આત્મજ્ઞાની સત્પુરુષોની ગતિ રૂપ અને કિંચિત્ હસવાથી જેમનું મુખ શોભતુ હતુ એવા ભગવાન કપિલદેવ આ પ્રમાણે બોલ્યા ૧૨

કપિલ કહે છે–હે માતાજી ! આધ્યાત્મિક એટલે બ્રહ્મવિદ્યામા નિષ્ઠા રાખવાથી પુરુષોનુ કલ્યાણ થાય છે એવો મારો મત છે, કારણ કે, બ્રહ્મવિદ્યામા તમામ દુખનો તથા સુખનો અત્યંત અભાવ રહેલો છે. ૧૩ પૂર્વે સર્વાંગે સપૂર્ણ એવો બ્રહ્મવિદ્યા સબંધી ઉપાય સાભળવાની ઇચ્છાવાળા ઋષિઓને મે જે ઉપાય કહી સભળાવ્યો હતો, તે ઉપાય હે માતાજી ! હમણાં તમને પણ કહું છુ ૧૪ મન જ આ જીવને બધન કરનારુ અને મુક્તિ આપનારું છે, એમ શાસ્ત્રકારોએ માનેલુ છે ચિત્ત જો વિષયોમાં જાય તો તે બધનકારક થઈ પડે છે અને પરમાત્માને પરાયણ થાય તો મુક્તિદાયક થાય છે ૧૫ વળી જ્યારે "હુ" અને "આ મારુ" એવા અભિમાનથી થયેલી કામનાના મળોથી મુક્ત થઇને શુદ્ધ અને સુખ–દુખ રહિત સમતાવાળો પુરુષ થાય છે, ૧૬ ત્યારે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવાળુ ચિત્ત પ્રકૃતિથી પર ભેદ રહિત, સ્વયપ્રકાશ, સૂક્ષ્મ, ઉદાસીન, એકસ્વરૂપ અને આત્મસ્વરૂપ પરમાત્માને અખડ રૂપે જુવે છે ૧૭–૧૮ યોગીઓને પરબ્રહ્મની પ્રાપ્તિ માટે સર્વ જગત રૂપ ભગવાનની ભક્તિ કરવી એજ ઉત્તમ ઉપાય છે, એ વિના બીજો કોઈ પણ ઉપાય કલ્યાણકારી નથીજ ૧૯ વિષયોનો સગ કરવો, એ તૂટે નહિ એવો આત્માને લાગેલો એક પાશ છે, પરતુ તે પ્રસગ જો સાધુઓની સાથે કર્યો હોય તો તે મોક્ષનું દ્વાર છે ૨૦ સુખ દુખ સહન કરનારા, દયાશીલ સર્વ પ્રાણીઓની સાથે સ્નેહ રાખનારા, શત્રુ વિનાના, શાંત, શાસ્ત્ર પ્રમાણે વર્તનારા, સારો સ્વભાવ એજ ભૂષણ છે, એવું માનનારા, ૨૧ મારામા એકાત ભાવથી દૃઢ ભક્તિવાળા, મારે માટે સર્વ કર્મનો ત્યાગ કરનારા, પોતાના મનુષ્યોની સાથે અને બધુઓની સાથે સ્નેહ નહિ રાખનારા, નિત્ય મારી કથા સાભળનારા, મારુ વર્ણન કરનારા અને મારામા મનને જોડનારા સત્પુરુષોને અધ્યાત્મ વગેરે વિવિધ તાપો દુખ દેતા નથી ૨૨–૨૩ હે માતા ! સાધુ પુરુષો સર્વ પ્રકારના સગથી મુક્ત છે, માટે તેમનો સગ ઇચ્છવા યોગ્ય છે, કારણ કે, સાધુ પુરુષો મનુષ્યના વિષય સગના દોષનો નાશ કરે છે. ૨૪ સત્પુરુષોના પ્રસગમા મારા પરાક્રમને જણાવનારી તથા હૃદય અને કાનને રસાયન રૂપ મારી કથાઓ સાભળવામાં આવે છે અને તે કથાઓ સાભળવાથી

અવિદ્યાની નિવૃતિ થાય છે અને તેથી મળે એવા શ્રીહરિ ઉપર શ્રદ્ધા, રતિ અને પરમ ભક્તિ ઉપજે છે [૨૫] મારી સૃષ્ટિરચના વગેરે લીલાનું મનન કરવાથી ઉત્પન્ન થયેલી ભક્તિથી પુરુષને ઐહિક તથા પારલૌકિક વિષયોમા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને પછી તે વૈરાગ્યના ઉપાયથી યોગધારણ કરી યોગના સરલ ઉપાયોથી મનનો નિરોધ કરવાનો પ્રયત્ન થાય છે [૨૬] વિષયોની સેવા ન કરવાથી વૈરાગ્ય વડે વધેલા જ્ઞાનથી, યોગથી તથા મારામા અર્પણ કરેલી ભક્તિથી, સર્વમા આત્મારૂપે રહેલા મને મારા ભકતો પામે છે [૨૭]

દેવહૂતિએ પૂછયુ—તમારા ઉપર કેવી ભક્તિ રાખવી ? અને હું જે સ્ત્રી જાતિ છુ તેણે કેવી ભક્તિ કરવી ? કે જે ભક્તિથી હુ શ્રમ વિના મોક્ષ રૂપ પરમાર્થને પામુ [૨૮] તમને પ્રાપ્ત કરાવનારો જે યોગ તમે મને કહ્યો, તે હે નિર્વાણમૂર્તિ ! કેવો અને કેટલા અ ગવાળો છે ? કે જે યોગથી આત્મ—તત્ત્વ જ્ઞાન થાય છે [૨૯] હે હરિ ! આ સર્વ મને સપ્રમાણ કહો, હુ અજ્ઞાન સ્ત્રી જાતિ છુ. જે ઉપાયથી આપના અનુગ્રહવડે જાણી શકાય નહિ એવા વિષયને સુખથી સમજી શકુ [૩૦]

મૈત્રેય કહે છે—હે વિદુર ! આ પ્રમાણે તેમનો અભિપ્રાય જાણી પોતે જેમના શરીરમાથી જન્મ્યા હતા, એવી માતા ઉપર કપિલને સ્નેહ ઉત્પન્ન થયો અને તેમણે જેમા તત્ત્વોનો અનુક્રમ કહેલો છે અને જેને વિદ્વાનો સાખ્યશાસ્ત્ર અથવા પરમાણુનુ તત્ત્વશાસ્ત્ર કહે છે તે સાખ્યશાસ્ત્રનું જ્ઞાન, ભક્તિનો વિસ્તાર તથા યોગનો વિસ્તાર કહ્યો [૩૧]

કપિલદેવ બોલ્યા—વિષયો ગ્રહણ કરવા ઉપરથી જાણવામા આવતી અને વેદોક્ત કર્મ કરનારી વિકારરહિત ઇન્દ્રિયોની વૃત્તિને સત્વગુણી ભગવાનમા આરોપવી, તેનુ નામ નિર્નિમિત ભક્તિ અને તે ભક્તિને સિદ્ધિ કરતા પણ શ્રેષ્ઠ સમજવી જે ભક્તિ, જઠરાગ્નિ જેમ ખાધેલા પદાર્થને પચાવે છે તેમ લિંગ શરીરનો નાશ કરે છે, [૩૨–૩૩] પર તુ જેઓ મારા ચરણની સેવામા પ્રીતિ ધરાવનારા અને મારે માટે જ ક્રિયા કરનારા છે, તેઓ મારી સાયુજ્ય મુક્તિને ઇચ્છતા નથી, પર તુ તેઓ મારા પરાક્રમોની પ્રશ સા કરે છે [૩૪] હે માતાજી ! તે મહાત્મા પુરુષો પ્રસન્ન મુખવાળા, રાતા નેત્રવાળા અને વરદાન આપનાર અલૌકિક અને મનોહર એવા મારા રૂપોના દર્શન કરે છે તથા તેઓની સાથે મનોહર વાણીથી વાતચીત કરે છે, [૩૫] અને તે જોવા યોગ્ય સુ દર અવયવવાળા, ઉદાર, વિલાસ કરનારા, મનોહર હાસ્ય કરનારા, મધુરતાથી જોનારા તથા મધુર ભાષણ કરનારા રૂપોએ જેના મનને અને પ્રાણને મુગ્ધ કરી મૂકયા છે એવા ભક્તજનો મુક્તિની ઇચ્છા કરતા નથી, તોપણ મારી ભક્તિ તેમને મુક્તિ આપે છે [૩૬] અવિદ્યા દૂર થયા પછી તેઓ સત્ય લોકાદિકમા મળતી મારી માયાની ભોગ સ પત્તિઓને, ભક્તિ કરવાથી તેની પાછળ મળતી અણિમા આદિક આઠ સિદ્ધિઓને તથા વૈકુ ઠલોકની કલ્યાણકારી સ પત્તિને પણ ઇચ્છતા નથી, તોપણ તેઓ પરમાત્માના વૈકુ ઠલોકમા તે સ પત્તિઓને ભોગવે છે [૩૭] વળી હે શાતગુણી માતા ! હુ જેમને આત્માના જેવો પ્રિય છુ, પુત્રના જેવો પ્રીતિપાત્ર છુ, મિત્રના જેવો વિશ્વાસપાત્ર છુ, ગુરુના જેવો ઉપદેશ કરનારો છુ, સ બ ધીઓના જેવો હિતકારી છુ અને ઇષ્ટદેવના જેવો પૂજ્ય છુ, આ પ્રમાણે સર્વ ભાવથી જેઓ મારી સેવા કરનારા છે તે ભક્ત પુરુષો કોઈ પણ દિવસ દુ ખી થતા નથી, તેમ મારુ કાળચક્ર પણ તેમનો નાશ કરતુ નથી [૩૮] આ લોક તથા પરલોકમા ગતિ કરનારો દેહ, દેહની પાછળ રહેલા સ્ત્રી, પુત્રો, ધન, પશુઓ અને ઘર વગેરે સર્વનો તથા બીજા પદાર્થોનો જેઓ ત્યાગ કરીને અનન્ય ભક્તિથી સર્વત્ર વ્યાપક એવા મને ભજે છે, તેઓનો હું સ સારમાથી ઉદ્ધાર કરુ છુ [૩૯–૪૦] હુ પ્રકૃતિ તથા પુરુષનો સ્વામિ છુ અને સર્વ પ્રાણીઓનો આત્મા છુ, મારો આશ્રય કર્યા વિના સ સારનો તીવ્ર ભય ટળતો નથી [૪૧] પવન મારા ભયથી વાય છે, સૂર્ય મારા ભયથી તપે છે, ઇન્દ્ર દેવ મારા ભયથી પાણી વરસાવે છે, અગ્નિ મારા ભયથી જગતને બાળે છે અને મૃત્યુ મારા ભયથી જગતમા ફરે છે. [૪૨] વળી યોગીઓ કલ્યાણ માટે

જ્ઞાન તથા વૈરાગ્યવાળા ભક્તિયોગથી મારા સર્વત્ર નિર્ભય ચરણારવિંદનો આશ્રય કરે છે ૪૩ આ જગતમા પુરુષોના કલ્યાણનો ઉદય કરવાનુ સાધન એટલુ જ છે કે, પુરુષે તીવ્ર ભક્તિયોગથી મારામા મનને અર્પણ કરીને સ્થિર રહેવુ ૪૪

**एतावानेव लोकेऽस्मिन् पुंसां निःश्रेयसोदयः। तीव्रेण भक्तियोगेन मनो मय्यर्पितं स्थिरम्॥**

**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे पंचविंशोऽध्यायः**

# અધ્યાય ૨૬ મો. ‡

## સાંખ્ય-પદાર્થોની ઉત્પત્તિ.

**श्रीभगवानुवाच**

**अथ ते संप्रवक्ष्यामि तत्त्वानां लक्षणं पृथक्। यद्विदित्वा विमुच्येत पुरुषः प्राकृतैर्गुणैः॥**

ભગવાન બોલ્યા–હે માતુશ્રી! હવે હુ તમને જુદા જુદા તત્ત્વોના લક્ષણો કહીશ, જે તત્ત્વોના જ્ઞાનથી પુરુષ પ્રકૃતિના ગુણોથી મુક્ત થાય છે ૧ હૃદયની ગાંઠ તોડનારુ ને આત્માના દર્શન કરાવનારુ જે જ્ઞાન પુરુષને મોક્ષ આપનારુ કહેવાય છે, તે જ્ઞાન, હુ તમને કહુ છુ ૨ જે આત્મા છે તે પુરુષ કહેવાય છે અને તે પુરુષ આદિરહિત–અનાદિ છે, ગુણરહિત છે, પ્રકૃતિથી ભિન્ન છે, સર્વત્ર વ્યાપક છે, સ્વયંજ્યોતિ છે અને જેનાથી આ જગત વ્યાપ્ત થયેલુ છે, ૩ તે સર્વત્ર વ્યાપક પુરુષે દૈવેચ્છાથી પોતાની પાસે આવેલી સૂક્ષ્મ તથા ત્રણ ગુણવાળી ભગવાનની માયાને રમત માત્રમા ગ્રહણ કરી ૪ તે પછી તે પ્રકૃતિને ગુણોથી અનેક પ્રકારની તથા ગુણના જેવીજ પ્રજાને સૃજતી જોઈ તે સ્વસ્વરૂપના જ્ઞાનને ઢાંકી દેનારી માયાથી તે પુરુષ મોહિત થઈ ગયો, ૫ અને દેહની ઇંદ્રિયો સર્વ કર્મો કરે છે, છતા ઉપર કહ્યા પ્રમાણે પ્રકૃતિના અધ્યાસથી પુરુષ પોતામા કર્તાપણુ માને છે ૬ અને હુ કર્તા છુ, એવુ અભિમાન કરવાથી પોતે અકર્તા છે, છતા કર્મ બંધનમા પડે છે પોતે સ્વતંત્ર અને સર્વનો સાક્ષી છતા કર્મબંધનથી પરતંત્રતાને પામે છે, અને સુખ સ્વરૂપ હોવા છતા જન્મ–મરણ રૂપ સંસારમાં અવતરે છે ૭ પુરુષ પોતાને દેહ, ઇંદ્રિય અને તેના અધિષ્ઠાતા દેવતા રૂપ માને છે, તેનુ કારણ માત્ર પ્રકૃતિ જ છે અને દેહ જડ છે છતા તે સુખ દુઃખનો ઉપભોગ કરે છે તે પ્રકૃતિથી પર એવા પુરુષની સેવા કરે છે ૮

દેવહૂતિ પૂછે છે–હે પુરુષોત્તમ! તમે દેહાભિમાની જીવનુ અને તેના કારણ ભૂત પ્રકૃતિનું લક્ષણ કહ્યુ હવે સ્થૂલ, સૂક્ષ્મરૂપ, પ્રપંચ, જેનું સ્વરૂપ છે એવા જગતને ઉત્પન્ન કરનારા પ્રકૃતિપુરુષનુ સ્વરૂપ કહો ૯

કપિલ કહે છે–પોતે એકરૂપ છતા સર્વ કાર્યના આશ્રયભૂત મૂળરૂપ અને જે પ્રધાન તત્ત્વ ત્રિગુણાત્મક હોવાથી બ્રહ્મસ્વરૂપ નથી, મહત્તત્ત્વાદિક રૂપ નથી, કાલાદિક નથી અને નિત્ય હોવાથી જીવરૂપ પણ નથી ૧૦ પાંચ, પાંચ, ચાર અને દશ, એમ ચોવીસ તત્ત્વોનો સમુદાય તે પ્રકૃતિનું કાર્ય છે ૧૧ તે ચોવીસ તત્ત્વો આ પ્રમાણે કહેલા છે, પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ, એ પાંચ મહાભૂતો તથા ગંધ, રસ, રૂપ, સ્પર્શ ને શબ્દ, એ પાંચ તેની તન્માત્રાઓ, ૧૨ કાન, ત્વચા, નેત્ર, જીભ, નાક, વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા, એ દશ ઇંદ્રિયો ૧૩ અને મન, બુદ્ધિ, અહંકાર ને ચિત્ત, એ ચાર અંતઃકરણની વૃત્તિઓ છે, તેનાવડે અંતઃકરણના ચાર ભેદો કલ્પેલા છે ૧૪ આ પ્રમાણે સગુણ બ્રહ્મનો જે વિસ્તાર કહ્યો તે તત્ત્વવેત્તાઓએ પાડેલો છે તથા પ્રકૃતિની અવસ્થા રૂપ કાળ એ પચીસમુ તત્ત્વ છે ૧૫ હે માતા! કાળ ઈશ્વરનો પ્રભાવ છે અને માયાને અધીન થયેલા ને અહંકારથી 'આ દેહરૂપ હુ છુ, એમ માનનાર મૂર્ખને કાળનો ભય લાગે છે વળી જેમા ત્રણ ગુણની સમાનતા છે, એવી ભેદરહિત પ્રકૃતિ પણ કાળથી વિકાર પામે છે, માટે કાળ મહા સમર્થ છે ૧૬–૧૭ વળી તે કાલાત્મા ભગવાન પોતાની માયાથી સર્વ પ્રાણીઓના દેહમા જીવરૂપે વ્યાપી રહેલા છે અને બહાર પણ કાળરૂપે રહેલા છે ૧૮ તે પરમ પુરુષે અદૃષ્ટોથી જેના ગુણો

‡ આ અધ્યાયમા પ્રકૃતિ તથા પુરુષ જુદા છે, તે દેખાડવા માટે સાંખ્યશાસ્ત્ર પ્રમાણે સર્વ પદાર્થોના ભિન્ન ભિન્ન લક્ષણો કહીને, તે સર્વ પદાર્થોની ઉત્પત્તિ કહેવાશે

ક્ષોભ પામ્યા હતા, એવી પ્રકૃતિમા ચૈતન્યરૂપી બીજને મુકયુ , એટલે પ્રકૃતિએ ઘણા પ્રકારવાળુ મહત્તત્ત્વ ઉત્પન્ન કર્યું છે ૧૯ આ મહત્તત્ત્વ લય ને વિક્ષેપ રહિત જગતનો પ્રથમ અ કુર છે, તેણે પોતાનામા સૂક્ષ્મ રૂપે રહેલા અહ કારાદિક પ્રપ ચ સમૂહને રચતી વેળાએ પોતાના તેજથી આત્મરૂપને ઢાકનારા તમોગુણના ભાગનો નાશ કર્યો હતો ૨૦ જે સત્વગુણી છે, સ્વચ્છ છે, રાગદ્વેષ રહિત છે, ભગવાનની પ્રાપ્તિ કરાવનારુ છે તથા જેને વાસુદેવ કહે છે, તે ચિત્ત મહત્તત્ત્વનુ સ્વરૂપ છે ૨૧ પૃથ્વીની સાથે સ બ ધ થતા પહેલા પાણીનો સ્વભાવ જેમ સ્વચ્છ, મધુર ને શાત હોય તેમ બીજા પદાર્થોની સાથે સ બ ધ થતા પહેલા ચિત્તની વૃત્તિઓ પણ સ્વચ્છ વિકારરહિત અને શાત હોય છે આ પ્રમાણે ચિત્તનું લક્ષણુ કહેલુ છે ૨૨ ત્યાર પછી ભગવાનની શક્તિથી ઉત્પન્ન થયેલુ મહત્તત્ત્વ વિકાર પામતા તેમાથી ક્રિયાશક્તિવાળો સાત્વિક, રાજસ ને તામસ, એમ ત્રણ પ્રકારનો અહ કાર ઉત્પન્ન થાય છે જે અહ કારથી મન, ઇંદ્રિયો, તેના દેવતાઓ અને પાચ મહાભૂતો, ઉત્પન્ન થયેલા છે ૨૩-૨૪ પાચ મહાભૂતો, ઇંદ્રિયો, તેના દેવતાઓ અને મન, એ સર્વ તત્ત્વરૂપ અહ કારને ભગવાન સ કર્ષણ કહે છે ૨૫ ઇંદ્રિયોના દેવતાઓ, ઇંદ્રિયો તેના ગોલકો અથવા તો શાતતા, ભય કરતા અને મૂઢતા, એ અહ કારનું સ્વરૂપ છે ૨૬ તે પછી સાત્વિક અહ કાર વિકાર પામતા તેમાથી મન ઉત્પન્ન થાય છે. મનના સ કલ્પ ને વિકલ્પથી કામનાઓ વગેરે ઉત્પન્ન થાય છે ૨૭ અને મન સર્વે ઇંદ્રિયોને સ્વાધીનમા રાખનારુ શરદ્ ઋતુના કમળ જેવા શ્યામ ર ગનું અને યોગીઓએ ધીરે ધીરે આરાધના કરવા યોગ્ય છે ૨૮ હે માતા! રાજસ અહ કાર વિકાર પામતા તેમાથી બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થાય છે પદાર્થોનું યથાર્થ જ્ઞાન થવુ અને ઇંદ્રિયોને સહાયતા કરવી, એ બુદ્ધિનું યથાર્થ સ્વરૂપ છે. ૨૯ સ શય, વિપર્યય, નિશ્ચય, સ્મૃતિ ને નિદ્રા, એ સર્વ બુદ્ધિની વૃત્તિઓ છે. આ રીતે બુદ્ધિનું લક્ષણુ કહેલુ છે. ૩૦ રાજસ અહ કારમાથી ક્રિયાશક્તિવાળો પ્રાણુ તથા જ્ઞાન શક્તિવાળી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, કારણુ કે પ્રાણુની ક્રિયા શક્તિ છે ને બુદ્ધિની વિજ્ઞાનરૂપ શક્તિ છે ૩૧ ભગવાનની શક્તિની પ્રેરણાથી તામસ અહ કાર વિકાર પામતાં તેમાથી શબ્દ તન્માત્રાવાળુ આકાશ ઉત્પન્ન થયુ અને શબ્દને ગ્રહણુ કરનારી શ્રોત્ર ઇંદ્રિય ઉત્પન્ન થઇ ૩૨ શબ્દ અર્થનો વાચક છે, તે ભીંત પાછળ રહીને બોલનાર મનુષ્યની ઓળખાણુ કરાવનારો અને આકાશનુ સૂક્ષ્મ સ્વરૂપ છે આ પ્રમાણે વિદ્વાનો શબ્દનુ લક્ષણુ કહે છે ૩૩ આકાશ એ સર્વ પ્રાણીઓને અવકાશ આપે છે બહાર અને અ દર એવા વ્યવહારવાળુ ને નાડી આદિકના છિદ્રદ્વારા પ્રાણ, ઇંદ્રિયો તથા મનને આશ્રય આપનારુ છે આવુ આકાશનુ કાર્ય ને લક્ષણુ છે ૩૪ શબ્દ જેનુ સૂક્ષ્મ શરીર છે, એવુ આકાશ કાળની ગતિવડે વિકાર પામતા તેમાથી સ્પર્શ તન્માત્રા થઈ તે પછી વાયુ અને ત્વચા ઉત્પન્ન થયા આ ત્વચાદ્વારા સ્પર્શજ્ઞાન થાય છે, ૩૫ કોમળતા, કાઠિન્ય, શીતલતા અને ઉષ્ણુતા, એ સ્પર્શનુ સ્વરૂપ છે અને પવનનુ સૂક્ષ્મ રૂપ છે ૩૬ ઝાડ વગેરેની શાખાઓને હલાવવી, જુદા પડેલા પદાર્થોને એકઠા કરવા તથા ગ ધવાળા પદાર્થોને નાક પ્રત્યે શીતલતા આદિક ગુણવાળા દ્રવ્યને સ્પર્શ પ્રત્યે તથા શબ્દને કાન પ્રત્યે લઇ જવા અને સર્વ ઇંદ્રિયોને તેના કર્મો કરવાનુ બળ આપવુ , એ વાયુનુ કર્મ ને લક્ષણુ છે ૩૭ જીવોના અદૃષ્ટને લીધે સ્પર્શ જેનુ સૂક્ષ્મ રૂપ છે એવો વાયુ વિકાર પામતા તેમાથી રૂપ ઉત્પન્ન થયુ , તે પછી તેમાથી તેજ તથા રૂપને ગ્રહણુ કરનારી ચક્ષુ ઇંદ્રિય થઇ ૩૮ હે માતા! હવે રૂપ જેની તન્માત્રા છે એવા તેજનુ કાર્ય તથા લક્ષણુ એવુ છે કે પદાર્થોને આકાર આપવો, ઘટપટ દ્રવ્યના વિશેષ અર્થને જણાવવો ને દ્રવ્યની પરિણામરૂપે પ્રતીતિ કરવી, એ તેનુ અસાધારણુ લક્ષણુ છે ૩૯ પદાર્થોનો પ્રકાશ કરવો, ત ડુલાદિકને પકવવા, ક્ષુધા પિપાસાદ્વારા ભોજન તથા પાન કરાવવુ , ટાઢ દૂર કરવી તથા ભીની વસ્તુને સૂકવવી, ઇત્યાદિ તેજની વૃત્તિઓ છે. ૪૦ રૂપ જેનુ સૂક્ષ્મ સ્વરૂપ છે એવુ તેજ જીવોના અદૃષ્ટોથી વિકાર પામતા તેમાથી રસ માત્રાવાળુ

જળ ઉત્પન્ન થયુ અને રસને ગ્રહણ કરનારી જીભ ઉત્પન્ન થઈ [૪૧] એ રસ પ્રથમ એકજ ( મધુર ) હતો, પરંતુ પોતાના સંસર્ગી પદાર્થોના વિકારને લીધે કષાય, મધુર, કડવો, તીખો, ખાટો તથા ખરો એ પ્રમાણે છ પ્રકારનો થયો [૪૨] ભીંજાવવુ, પિંડરૂપે કરવુ, તૃપ્તિ કરવી, જીવાડવુ, તૃષાથી થયેલી વિહ્વળતા મટાડવી, કોમળ કરવુ, તાપને ઘટાડવો, કુવા આદિક જળાશયમાથી ન કાઢવા છતા વારંવાર બહાર નીકળવુ એ સર્વ જળના લક્ષણો છે [૪૩] જીવના અદૃષ્ટની પ્રેરણાથી રસ જેનુ સૂક્ષ્મરૂપ છે, એવું જળ વિકાર પામતા તેમાથી ગંધતન્માત્રા ઉત્પન્ન થઈ, અને તેમાથી પૃથ્વી અને તેમાથી ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણ ઇંદ્રિય ઉત્પન્ન થઈ [૪૪] ગંધ જો કે એકજ છે, છતા પણ સંબંધમા આવેલા પદાર્થોના ક્ષોભને લીધે મિશ્રિત, દુર્ગંધ, સુગંધ, શાતગંધ, ઉગ્રગંધ વગેરે જુદી જુદી રીતે ભેદ પામેલી છે આ ગંધનુ લક્ષણ છે [૪૫] બ્રહ્માનુ પ્રતિમારૂપે સાકાર પ્રતિપાદન કરવુ, જલાદિકથી વિલક્ષણ રીતે બીજાના આશ્રયની દરકાર કર્યા વિના સ્વતંત્ર રીતે રહેવુ, જલાદિકને ધારણ કરવુ, આકાશાદિક પદાર્થોને ‘ આ ઘટાકાશ, આ મઠાકાશ ’ એ રીતે માપવા તથા સર્વ પ્રાણીઓને અને તેમના સ્ત્રી પુરુષ વગેરે ગુણોને પ્રગટ કરવા, એ પૃથ્વીના મુખ્ય લક્ષણ છે [૪૬]

આકાશનો અસાધારણ ગુણ શબ્દ જેનો વિષય છે, તે શ્રોત્ર ( કાન ) કહેવાય છે, વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ છે, એ સ્પર્શ જેનો વિષય છે, તે ત્વચા કહેવાય છે [૪૭] તેજનો અસાધારણ ગુણ રૂપ છે, અને એ રૂપ જેનો વિષય છે તે નેત્ર કહેવાય છે પાણીનો અસાધારણ ગુણ રસ છે, અને તે જેનો વિષય છે તે રસના જીભ કહેવાય છે પૃથ્વીનો અસાધારણ ગુણ ગંધ છે, અને એ જેનો વિષય છે તે ઘ્રાણ કહેવાય છે [૪૮] કાર્યને પરંપરાએ કારણની સાથે સંબંધ હોવાથી, કારણના ગુણો કાર્યમા જોવામા આવે છે તેથી આકાશાદિકના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, વગેરે ગુણો પૃથ્વીમા જોવામા આવે છે જેમકે આકાશનો મુખ્ય ગુણ શબ્દ છે, વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ છે, તેજનો મુખ્ય ગુણ રૂપ છે અને આકાશની સાથે વાયુને કારણરૂપે સંબંધ હોવાથી તેમાં શબ્દ ગુણ પણ છે તેમ તેજમા મુખ્ય ગુણ રૂપ છે અને ઉપરથી શબ્દ તથા સ્પર્શ બે ગુણો ઉતરી આવ્યા છે જળમા મુખ્ય ગુણ રસ છે અને ઉપરથી શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો આવેલા છે, પૃથ્વીમા મુખ્ય ગુણ ગંધ છે અને ઉપરથી ચાર ગુણો આવેલા છે [૪૯] મહત્તત્ત્વ આદિક સર્વ તત્ત્વો એકઠાં થઇને રહેતા ન હતા, પરંતુ જુદા જુદા રહેતા હતા, તે પછી જગતના આદિ કારણ ભગવાન શ્રીહરિ, કાળ, કર્મ તથા ગુણયુક્ત થઇને તેમા પેઠા [૫૦] ઈશ્વરે તેમા પ્રવેશ કર્યો કે તે સર્વે તત્ત્વો એકઠા થયા અને તેમાથી એક ચેતના વિનાનુ ઇંડુ ઉત્પન્ન થયુ, જે ઇંડામાથી વિરાટ પુરુષ પ્રગટ થયા [૫૧] તે ઇંડુ જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર ને મહત્તત્વથી વિંટાઈને રહેલુ હતુ, અને ઉપરના ભાગમા પ્રધાન તત્ત્વ વિંટાઇને રહેલુ હતુ એ ઇંડામા શ્રી ભગવાનની મૂર્તિરૂપ ચૌદભુવન વિસ્તાર પામીને રહેલા હતા [૫૨] મહાદેવ એવા શ્રીહરિ તે જળમા રહેલા સુવર્ણના ઇંડામા ઉભા થયા અને ઉદાસીન ભાવ ત્યાગ કરીને તે ઇંડા ઉપર પોતાનુ બળ અજમાવીને તેમા તેમણે અનેક કાણા પાડયા [૫૩] પ્રથમ તે ઇંડાને મુખ થયુ, તે પછી તેને વાણી થઇ અને પછી વાણીરૂપ ઇંદ્રિયની સાથે અગ્નિદેવ ઉત્પન્ન થયા ત્યાર પછી તેને નાસિકા ઉત્પન્ન થઇ અને પછી પ્રાણદેવતા સાથે ઘ્રાણ ઇંદ્રિય ઉત્પન્ન થઇ [૫૪] તે પછી પ્રાણયુક્ત વાયુ ઉત્પન્ન થયો, તે પછી બન્ને નેત્રના ગોલકો ઉત્પન્ન થયા અને પછી તેમા સૂર્ય દેવતા સાથે ચક્ષુ ઇંદ્રિય ઉત્પન્ન થઇ ત્યાર પછી બે કાન થયા અને તેમા દિશાના દેવતાઓની સાથે શ્રોત્ર ઇંદ્રિય ઉત્પન્ન થઈ [૫૫] ત્યાર પછી વિરાટને ત્વચા ઉત્પન્ન થઈ, જેના રુંવા, દાઢી, વાળ વગેરે ઇંદ્રિયો થઈ અને ઓષધિઓ દેવતા થઈ તે પછી તેને ઉપસ્થ ને ગુદા ઉત્પન્ન થયા તેમાથી ઇંદ્રિય ને જગતને ભય આપનારો મૃત્યુદેવ ઉત્પન્ન થયો [૫૬–૫૭] તે પછી તેને બે બાહુઓ થયા તેની ઇંદ્રિય બળના દેવતાઓ થયા પછી બે ચરણો ઉત્પન્ન થયા તેમા ગતિ

ઇદ્રિય થઈ અને તેના દેવતા વિષ્ણુ થયા ૫૮ પછી નાડીઓ ઉત્પન્ન થઇ તેમા રુધિરરૂપી ઇદ્રિયો થઈ અને નદીઓ તેની દેવતા થઇ તે પછી પેટ ઉત્પન્ન થયુ અને તેની ક્ષુધા તથા તૃષા ઇદ્રિયો થઈ અને સમુદ્ર તેના દેવતા બન્યા પછી હૃદય ઉત્પન્ન થયુ તેમા મનરૂપી ઇંદ્રિય ઉત્પન્ન થઇ ૫૯–૧૦ અને મનના દેવતા ચંદ્રમા થયા, પછી તેને બુદ્ધિ ઇદ્રિય ઉત્પન્ન થઈ અને તેના દેવતા બ્રહ્મા થયા તે પછી અહકાર અને પછી ચિત્ત ઇદ્રિય થઈ અને તેના દેવતા ક્ષેત્રજ્ઞ થયા ૧૧

આ પ્રમાણે ઇદ્રિયો અને દેવતાઓ ઉત્પન્ન થયા, તેમ છતા પણ તેઓ જ્યારે વિરાટ પુરુષને ઉઠાડવાને શક્તિમાન થયા નહિ ત્યારે તેમણે વિરાટને ઉઠાડવા અનુક્રમે પોતપોતાની ઇન્દ્રિયોના ગોલકમા પ્રવેશ કર્યો ૧૨ અગ્નિએ વાણીની સાથે મુખમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ વાયુએ ઘ્રાણેંદ્રિયની સાથે નાકમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ ૧૩ સૂર્યે ચક્ષુ ઇદ્રિયની સાથે નેત્ર ગોલકમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ દિશાઓએ શ્રોત્ર ઇદ્રિયની સાથે કાનમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ ૧૪ ઓષધિઓએ રુવા સાથે ત્વચામા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ જળે રેતસની સાથે ઉપસ્થમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ ૧૫ મૃત્યુએ અપાન ઇદ્રિયની સાથે ગુદામા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ. ઇદ્ર બળની સાથે બાહુમા પેઠો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ ૧૧ વિષ્ણુ ગતિની સાથે ચરણમા પેઠા તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ. તે પછી નદીઓ લોહીની સાથે નાડીમા પેઠી તોપણ વિરાટપુરુષ ઉઠ્યો નહિ ૧૭ સમુદ્રો ક્ષુધા તૃષા સાથે ઉદરમા પેઠા તોપણ વિરાટ પુરુષ તો ઉઠ્યો નહિ ચદ્રમાએ મન સાથે તેના હૃદયમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ. ૧૮ બ્રહ્માએ બુદ્ધિની સાથે તેના હૃદયમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ રુદ્રે અભિમાન સાથે હૃદયમા પ્રવેશ કર્યો તોપણ વિરાટ પુરુષ ઉઠ્યો નહિ ૧૯ છેવટે ક્ષેત્રજ્ઞે ચિત્તની સાથે તેના હૃદયમા પ્રવેશ કર્યો ત્યારે વિરાટ પુરુષ પાણીમાથી ઉભો થયો ૭૦ નિદ્રાવશ થયેલા પુરુષને જેમ જીવ વિના પ્રાણ, ઇદ્રિયો, મન તથા બુદ્ધિ, પોતાના બળથી ઉઠાડી શકતા નથી તેમ ઉપર કહેલા દેવતાઓ, ઇદ્રિયો, જીવ વિના વિરાટ પુરુષને ઉઠાડી શક્યા નહિ પરતુ જીવ આવ્યા પછી વિરાટ પુરુષ ઉઠ્યો. ૭૧ તે ક્ષેત્રજ્ઞ પરમાત્મા આ કાર્ય કારણના સમુદાય રૂપ દેહમા રહેલા છે, માટે પરમાત્માની પ્રથમ ભક્તિ કરવી તેમની ભક્તિ કરવાથી વસ્તુ માત્રમા વૈરાગ્ય થાય છે અને ત્યારપછી યોગમા બુદ્ધિ થાય છે, તેથી ચિત્તની એકાગ્રતા થાય છે અને ચિત્તની એકાગ્રતાથી જે જ્ઞાન થાય છે તે જ્ઞાનવડે સર્વ પદાર્થોનુ વિવેચન કરીને પરમાત્માનુ સ્મરણ કરવુ ૭૨

तमस्मिन् प्रत्यगात्मान
धिया योगप्रवृत्तया ।
भक्त्या विरक्त्या ज्ञानेन
विविच्यात्मनि चिंतयेत्

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
षड्विंशोऽध्याय

## અધ્યાય ૨૭ મો. §

### પ્રકૃતિ પુરુષનો વિવેક.

श्रीभगवानुवाच

प्रकृतिस्थोपि पुरुषो नाज्यते प्राकृतैर्गुणैः ।
अविकारादकर्तृत्वान्निर्गुणत्वाज्जलार्कवत् १

કપિલ બોલ્યા—હે માતુશ્રી ! તે પરમાત્મા આ દેહમા રહેલા છે, તોપણ તે નિર્ગુણ હોવાથી તથા અકર્ત્તા હોવાથી સર્વ વિકારથી રહિત છે જળમા પડતા પ્રતિબિબ સાથે જેમ સૂર્યને લાગતું વળગતું નથી તેમ પ્રકૃતિના સુખદુ ખાદિક ગુણોથી આત્માને કઇ લાગતું વળગતું નથી ૧ પરતુ તે જ્યારે પ્રકૃતિના સુખ દુ ખાદિક ગુણોમા આસક્ત થાય છે ત્યારે જીવ અહકારથી મૂઢ બની ‘ હું કર્તા છુ ’

§ આ અધ્યાયમા ઘણા સાધનોથી પુરુષ અને પ્રકૃતિનો વિવેક કરી બતાવે છે કે જે વિવેકથી મનુષ્યને મોક્ષ મળે છે, એ કથા કહેવાશે

એવુ અભિમાન લે છે ૨ અને તે અભિમાનથી
પરાધીન થયેલો પુરુષ માયાના સગમા કરેલા કર્મ-
ના દોષોથી સારી નરતી ને વિવિધ પશુ પક્ષી તથા
મનુષ્યાદિની જાતિમા જન્મ લઈ સસારમા ભટકે છે
અને તે સમયે તેને કોઈ પણ અવસ્થામા નિવૃત્તિ
સુખ મળતુ નથી ૩ સસારના સર્વ પદાર્થો મિથ્યા
હોવાથી સસાર ખોટો છે, તોપણ તે મટતો નથી વિ-
ષયનુ ધ્યાન કરતા સ્વપ્નમા જો કે સર્વ વસ્તુ ખરી ન-
થી હોતી, તોપણ તે વસ્તુથી મનુષ્યને અનર્થની પ્રા-
પ્તિ થાય છે, તેની માફક આ સસાર ખોટો હોવા છતા
જીવને અનર્થની પ્રાપ્તિ થાય છે ૪ એટલા માટેજ
સંસારના માર્ગમાથી મુક્ત થવાની ઇચ્છાવાળા પુરુષે
ઇંદ્રિયોના વિષયરૂપ માર્ગમા આસક્ત થયેલા ચિત્તને
ભક્તિયોગથી તથા વૈરાગ્યથી ધીરે ધીરે વશ કરવુ
જોઇએ ૫ સમાધિ પ્રાણાયામાદિક યોગ માર્ગોદ્વારા
ચિત્તને વાર વાર એકાગ્ર કરવુ, શ્રદ્ધા સપન્ન થઈને
મારે વિષે નિષ્કપટ એવો ભક્તિભાવ રાખવો, મારી
કથા શ્રવણ કરવી, ૬ સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ
રાખવી, વૈરનો ત્યાગ કરવો, સગનો ત્યાગ કરવો,
બ્રહ્મચર્ય પાળવુ, મૌન રાખવુ, ઇશ્વિરાર્ચન પૂર્વક
દૃઢ રહી સ્વધર્મ પાળવો ૭ પ્રયત્ન વિના જે વસ્તુ
મળે તેમા સતુષ્ટ રહેવુ, અલ્પ આહાર કરવો, મારુ
મનન કરવુ, એકાતવાસ કરવો, શાત રહેવુ, સર્વ
પ્રાણીઓ સાથે સ્નેહભાવ રાખવો, કૃપાળુ થવુ,
ધૈર્ય રાખવુ, ૮ આ દેહની પાછળ લાગેલા સ્ત્રી,
પુત્ર અને ઘર વગેરેમા 'હુ અને આ મારુ' એવી
મમતા રાખવી નહિ અને જે જ્ઞાનથી પ્રકૃતિ તથા
પુરુષનુ તત્ત્વ જાણવામા આવે તેવુ જ્ઞાન સપાદન
કરવુ, ૯ તેવા ઉત્તમ જ્ઞાનવડે બુદ્ધિની જાગ્રત, સ્વ-
પ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાઓ દૂર થાય છે
વિષયની ચિતા નિવૃત્ત થાય છે અને તે પુરુષ
આત્મદર્શી થઈ નેત્રમા રહેલા સૂર્યદ્વારા જેમ આકા-
શમા રહેલા સૂર્યને જુવે છે, તેમ અહકાર વિશિષ્ટ
આત્મદ્વારા શુદ્ધ આત્માના દર્શન કરી, ૧૦ મિથ્યા-
ભૂત અહકારમાથી સદ્રૂપે ભાસતા નિરૂપાધિક બ્રહ્મને
જુવે છે એ પરબ્રહ્મ શુદ્ધ છે, જીવના સ્વરૂપથી
ભિન્ન છે, કાર્ય કારણરૂપ પ્રધાનના બધુ છે તથા
મહત્તત્ત્વાદિક કાર્યના પ્રકાશક છે, કાર્ય કારણ સર્વ-
મા ઓતપ્રોત રહેલા છે ૧૧ અહકાર વિશિષ્ટ
આત્માદ્વારા શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, એમા
સશય નથી જેમ આકાશમા રહેલા સૂર્યનુ પ્રતિ-
બિબ પાણીમા પડે છે અને પાણીનુ પ્રતિબિબ
ભીંત ઉપર પડે છે, ત્યા ઘરના એક ખુણામા ઉભેલો
પુરુષ ભીંત ઉપર પડેલા પ્રતિબિબ ઉપરથી પાણી-
મા પડેલા સૂર્યના પ્રતિબિંબને જુવે છે અને પા-
ણીમા પડેલા સૂર્યના પ્રતિબિબ ઉપરથી આકાશમા
રહેલા સત્ય સૂર્યને જુવે છે ૧૨ એવી રીતે જ જેમાં
આત્માનુ પ્રતિબિબ પડે છે, એવા દેહ, ઇંદ્રિયો
તથા મન, એ ત્રણથી જેમા પરમાત્માનુ પ્રતિબિબ
પડેલુ છે એવો ત્રિગુણાત્મક અહંકાર જોવામા આ-
વે છે, અને બ્રહ્મનો જેમા આભાસ છે એવા અહ-
કારદ્વારા પરમાર્થ જ્ઞાનરૂપ આત્માના દર્શન થાય છે
૧૩ એ આત્મા જે શુદ્ધ અને પરમાર્થ જ્ઞાનસ્વરૂપ
છે, તે સદા અનુભવમા આવે છે સુષુપ્તિ અવસ્થા-
મા નિદ્રાને લીધે પચ મહાભૂતો, તન્માત્રાઓ, ઇંદ્રિ-
યો, મન ને બુદ્ધિ વગેરે અજ્ઞાનમાજ લય પામે છે,
ત્યારે આત્મા નિદ્રા રહિત ને અહકાર રહિત થઈ
પોતાના સ્વરૂપને પામે છે ૧૪ તે સમયે આત્મા
દ્રષ્ટા રૂપ રહે છે અને પોતાની ઉપાધિ રૂપ અકા-
રનો નાશ થવાથી પોતાનો નાશ ન થયો હોય છતા
પણ જાણે પોતાનો નાશ થયો હોય એમ માને છે
ઉપાધિનો નાશ થવાથી પોતાનો નાશ થવાનુ જે
જ્ઞાન થવુ, તે અસભવિત નથી જેમ કોઈ ધનવાન
મનુષ્ય પોતાનુ ધન નાશ પામે ત્યારે પોતાને મરી
ગયો માને છે, તેમ આત્મા પણ અહકારનો નાશ
થવાથી પોતાનો નાશ થયો હોય એવુ માને છે
૧૫ વિવેકી મનુષ્ય, ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરી
સારાસારનુ તત્વ ગ્રહણ કરીને પરમાત્માને પામે છે
જે પરમાત્મા કાર્ય કારણના સમુદાય રૂપ આ દેહના
પ્રકાશક અને આશ્રય રૂપ છે ૧૬

દેવહૂતિએ પૂછ્યુ—હે બ્રહ્મન્! પ્રકૃતિ કોઈ પણ વાર પુરુષ વિના નાના પ્રકારના દેહ, ઇંદ્રિય આદિ રૂપે પરિણામ પામતી હોય એવુ જોવામાં આવતુ નથી અને પ્રકૃતિ વિના પુરુષનુ સ્વરૂપ

પણ જોવામા આવતુ નથી આમ એક બીજાને એક બીજાનો આશ્રય હોવાથી બન્ને નિત્ય છે, એમ કેમ ન કહેવાય? કારણ કે પ્રકૃતિ કોઈ પણ વાર પુરુષનો ત્યાગ કરતી નથી ૧૭ જેમ પૃથ્વી અને ગ ધ એક બીજા વિના રહી શકતા નથી, અથવા તો પાણી અને રસ એ બેમા જેમ એકના અભાવથી બીજાનો પણ અભાવ થઈ જાય છે, તેમ પુરુષ અને પ્રકૃતિ પણ જુદા રહેતા નથી, ૧૮ માટે પ્રકૃતિના દેહાદિક ગુણોનો આશ્રય કરવાથી પુરુષ અકર્ત્તા હોવા છતા પણ કર્મનુ ફળ પ્રાપ્ત કરે છે, તેથી પ્રકૃતિના ગુણો જ્યા સુધી વિદ્યમાન હોય, ત્યા સુધી પુરુષ ગુણોમાથી કેવી રીતે મુક્ત થાય? ૧૯ કોઈ વાર તત્ત્વોનો વિચાર કરવાથી કોઈ પુરુષને સ સારનો ભય નિવૃત્ત થઈ જાય છે તોપણ તે ભયના કારણભૂત પ્રકૃતિ દૂર ન થવાથી તે જેવો ને તેવોજ ઉભો રહે છે ૨૦

કપિલ કહે છે—હે માતાજી! નિષ્કામ એવો સ્વધર્મ, નિર્મળ અ ત કરણે ઘણા દિવસ સુધી મારી કથા સાભળવાથી ઉત્પન્ન થયેલી ભક્તિ, સ્વ સ્વરૂપને દેખાડનારુ યથાર્થ જ્ઞાન, પ્રબળ વૈરાગ્ય, તપોયુક્ત વૈરાગ્ય અને ચિત્તની એકાગ્રતા, એ સર્વ સાધનોદ્વારા રાત્રિ દિવસ પુરુષથી પ્રકૃતિ જ્યારે પરાભવ પામે છે ત્યારે ધીરે ધીરે અગ્નિને ઉત્પન્ન કરનારી અરણીની માફક તે અદૃશ્ય થઈ જાય છે ૨૧—૨૩ આ પ્રમાણે પ્રકૃતિનો તિરોભાવ થયા પછી ફરીને તે ઉત્પન્ન થતી નથી અને જેનો ભોગ ભોગવી લીધો છે અને નિર તર જેના ઉપર દોષ દૃષ્ટિ કરીને ત્યાગ કરવામા આવેલો છે, એવી પ્રકૃતિ સ્વત ત્ર અને સ્વસ્વરૂપના આન દમા રહેલા પુરુષનુ અશુભ કરી શકતી નથી ૨૪ સ્વપ્ન જેમ નિદ્રાવશ થયેલા મનુષ્યને ભ્રમમા ફેરવે છે, પર તુ જાગ્રત મનુષ્યને તેજ સ્વપ્ન સ્વજ્ઞાન સ સ્કારને લીધે સ્મરણમા આવતુ હોય તોપણ મોહિત કરી શકતુ નથી, ૨૫ તેમ તત્વવેત્તા તથા મારામા મનને જોડનાર આત્મારામ પુરુષને પણ પ્રકૃતિ કોઈ દિવસ મોહ ઉત્પન્ન કરી શકતી નથી ૨૬ આ પ્રમાણે મારો ભક્ત જ્યારે ઘણા જન્મના લાબા કાળસુધી આત્મજ્ઞાનમા તત્પર રહે છે, ત્યારે તેને બ્રહ્મલોક સુધીની સર્વ વસ્તુઓ ઉપર વૈરાગ્ય ઉપજે છે, અને મારા મોટા પ્રસાદથી તેને આત્માનુ જ્ઞાન થાય છે જ્યારે આત્માનુ જ્ઞાન થાય છે ત્યારે તેના સર્વ શ સયો ટળી જાય છે અને તે ધીર યોગી લિ ગ શરીરનો નાશ થતા મોક્ષ નામના અનુપમ આન દને પામે છે, જ્યા આગળ જવાથી યોગીને સ સારમા પાછા જન્મ મરણ ધારણ કરવા પડતા નથી ૨૭—૨૯ હે માતાજી! આ વખતે યોગથી વૃદ્ધિ પામનારી ને તે વિના વૃદ્ધિ નહિ પામનારી અણિમાદિક અષ્ટ સિદ્ધિઓ તે યોગસિદ્ધ ભક્તને મોહિત કરવા મથે છે, તોપણ જો તેનું ચિત્ત તેમા આસક્ત થતુ નથી તો તેને મારા સ્વરૂપની અવશ્ય પ્રાપ્તિ થાય છે, જે પ્રાપ્તિ થવાથી તેની આગળ મૃત્યુનુ કઈ ચાલી શકતુ નથી ૩૦

यदा न योगोपचितासु चेतो
मायासु सिद्धस्य विसज्जतेंग।
अनन्यहेतुष्वथ मे गतिः स्या
दात्यन्तिकी यत्र न मृत्युहासः। ३०।

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे सप्तविंशोऽध्याय.

# અધ્યાય ૨૮ મો.$

## યોગથી સ્વસ્વરૂપ જ્ઞાન.

श्रीभगवानुवाच

योगस्य लक्षणं वक्ष्ये सबीजस्य नृपात्मजे।
मनो येनैव विधिना प्रसन्नं याति सत्पथम् १

કપિલ કહે છે—હે માતાજી! હવે હુ તમને જેના અનુષ્ઠાનથી મન પ્રસન્ન થઈ સન્માર્ગે જાય છે એવા સબીજ યોગનું લક્ષણ કહુ છુ ૧ શક્તિ પ્રમાણે સ્વધર્મ પાળવો, અધર્મથી દૂર રહેવુ, દૈવયોગે જે મળે તેટલાથી સ તોષ માનવો, આત્મજ્ઞાની પુરુષોના ચરણોનુ સેવન કરવુ, ૨ ધર્મ, અર્થ અને કામના સ બ ધી કર્મોમાથી નિવૃત્ત થવુ, મોક્ષધર્મ ઉપર પ્રીતિ રાખવી, અલ્પ આહાર કરવો, નિત્ય

$ આ અધ્યાયમા યોગ અને તેનુ અનુષ્ઠાન કેવી રીતે કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેનુ વિવેચન કરવામા આવેલુ છે

એકાંતમા તથા નિર્ભય સ્થાનમાં રહેવું, ૩ કોઇને પીડા કરવી નહિ, સત્ય બોલવુ, ચોરી કરવી નહિ, પોતાને જેટલું ઉપયોગી હોય તેટલુ ગ્રહણ કરવુ, એથી વિશેષ વસ્તુનો સંગ્રહ કરવો નહિ, બ્રહ્મચર્ય પાળવુ, તપશ્ચર્યા કરવી, સદા પવિત્ર રહેવુ, પોતાનો સ્વાધ્યાય કરવો, ભગવાનની સેવા કરવી, ૪ મૌન રહેવુ, ઉત્તમ આસનનો અભ્યાસ કરી તેને સાધી સ્થિરતા સંપાદન કરવી, ધીરે ધીરે પ્રાણાયામ કરીને પ્રાણનો વિજય કરવો તથા મનદ્વારા ઇંદ્રિયોને વિષયોમાથી ખેંચી લઇ હૃદયમા લાવવી, ૫ મૂલાધાર વગેરે પ્રાણના સ્થાનોમાથી એકમા મનની સાથે પ્રાણને ધારણ કરવો, ભગવાનની લીલાનું ધ્યાન ધરવું તથા મનને બ્રહ્માકાર બનાવવુ ૬ આ પ્રમાણે વ્રતાદિક ઉપાયો કરીને નીચ માર્ગમા પ્રવૃત્ત થયેલા મનને ધીરે ધીરે બુદ્ધિથી વશ કરવુ પ્રાણાયામથી પ્રાણને વશ કરવો, આસનનો ત્યાગ કરવો ૭ અને સ્થિરતાથી બેસવાનો અભ્યાસ કરીને આસનને સાધી લઇ, પછી એક પવિત્ર જગા ઉપર બેસવુ સ્વસ્તિકાસન વાળી ટટાર બેસવુ અને પ્રાણાયામનો અભ્યાસ કરવો ૮ તેમાં પૂરક, કુંભક અને રેચકથી અથવા તો વિપરીત ક્રમથી એટલે રેચક, કુંભક અને પૂરકથી પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, કે જેથી ચિત્ત સ્થિર થઇ ફરીને ચંચળ થાય નહિ ૯ આ પ્રમાણે પ્રાણનો વિજય કરનાર યોગીનું ચિત્ત અલ્પ કાળમા વાયુથી પ્રદીપ્ત થયેલા અગ્નિથી તપાવેલુ સોનુ જેમ નિર્મળ થાય છે તેમ નિર્મળ થાય છે ૧૦ સમાધિમા ચાર કાર્યો સમાયેલા છે પ્રાણાયામ, ધારણા, પ્રત્યાહાર અને ધ્યાન યોગીએ પ્રાણાયામ કરીને વાત, પિત્ત વગેરે દોષોને દૂર કરવા, ધારણાથી પાપોનો નાશ કરવો, પ્રત્યાહારથી વિષયોની આસક્તિને દૂર કરવી અને ધ્યાનથી રાગદ્વેષાદિક ગુણોનો ત્યાગ કરવો ૧૧ યોગ સાધનાથી જ્યારે મન નિર્મળ અને સ્થિર થાય ત્યારે નાકની દાંડી ઉપર દૃષ્ટિ રાખી ભગવાનની મૂર્તિનું ધ્યાન ધરવુ. ૧૨

જેનું મુખારવિંદ પ્રસન્ન છે, જેનું શરીર કાળા કમળના પત્ર જેવુ શ્યામ છે, જે પોતાની ચાર ભુજાઓમા શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરે છે, ૧૩ જેણે શોભાયમાન કમલના તંતુ જેવાં પીળાં રેશમી વસ્ત્ર ધરેલાં છે, જેના વક્ષ સ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન છે, જેણે કંઠમાં શોભાયમાન કૌસ્તુભમણિ ધારણ કર્યો છે, ૧૪ જેણે મદમત્ત ભમરાઓથી ગુંજારિત સુંદર વનમાળા પહેરેલી છે, જેણે મોઘા મૂલના હાર, કડા, મુગટ, બાજુબંધ અને ઝાંઝર પહેરેલા છે, ૧૫ કંદોરાની સેરોથી જેનો નિતંબ ભાગ શોભી રહેલો છે, જે હૃદયમા રહેલા કમલાસનમા બિરાજે છે, જે અત્યંત દેખાવડા અને શાંત છે, જે મનને અને નેત્રને આનંદ આપે છે, ૧૬ જે ભક્તોને મનોહર દર્શન આપે છે અને સર્વ લોકો જેને નિત્ય નમસ્કાર કરે છે, જે કિશોરાવસ્થામા રહેલા છે, જે સેવકો ઉપર અનુગ્રહ કરવા માટે આતુર રહે છે, ૧૭ જેનો યશ કીર્તન કરવા યોગ્ય અને પવિત્ર છે, જે બલિ વગેરે પવિત્ર કીર્તિવાળા પુરુષોની કીર્તિને વધારે છે અને જેની લીલા પ્રેક્ષણીય છે, એવા અંતર્યામી ભગવાનના ઉભેલા, ચાલતા, બેઠેલા, સુતેલા, અથવા બુદ્ધિમા વાસ કરનારા સર્વ સ્વરૂપનું શુદ્ધ ભાવવાળા મનથી જ્યા સુધી તેમાથી મન ડગે નહિ, ત્યા સુધી ધ્યાન ધરવુ. ૧૮-૧૯ ભગવાનના સર્વ અવયવોમા વ્યાપી રહેલું મન 'તે ભગવાનના રૂપમા દૃઢતર લાગી રહેલુ છે,' એમ જાણ્યા પછી મુનિએ ભગવાનના એક એક અંગમા મનને જોડવુ અને તે તે અંગને સિદ્ધ કરતા જવુ ૨૦ પરંતુ ધ્યાતાએ ધ્યાન ધરતી વેળા પ્રથમ ભગવાનના ચરણારવિંદનુ ધ્યાન ધરવુ, કે જે ચરણારવિંદ વજ્ર, અંકુશ, ધ્વજા અને કમળના ચિહ્નથી લાંછિત છે અને તે ઉંચા રાતા રંગના શોભતા નખમંડળની પ્રભાથી મહાત્મા જનના હૃદયના અજ્ઞાનનો નાશ કરે છે ૨૧ વળી જે ધ્યાન કરનારા ભક્તજનોના મનમા રહેલા પાપરૂપી પર્વત ઉપર મારેલા વજ્ર તુલ્ય છે, એવા ભગવાનના ચરણારવિંદનુ ઘણીવાર સુધી ધ્યાન ધરવુ ૨૨ પછી કમળ જેવા નેત્રવાળા, દેવતાઓથી વંદાતા અને સર્વને ઉત્પન્ન કરનારા બ્રહ્માના માતા લક્ષ્મીજીએ પોતાના સાથળ ઉપર ધારણ કરીને કરપલ્લવની પ્રભાથી લડાવેલા અજન્મા ભગવાનના બે ઢુંટણનું

હૃદયમાં ધ્યાન ધરવુ ²³ તે પછી ગરુડ ઉપર બિરાજેલા બળના ભંડાર રૂપ, સુદર કાતિવાળા ભગવાનની બે સાથળનું ધ્યાન ધરવુ તે પછી ઘુટી સુધી લટકતા પીતાબરથી ઢકાયેલા, કદોરાની સેરે સાથે અડકીને રહેલા ભગવાનના નિતબ પ્રદેશનુ ધ્યાન ધરવુ ²⁴ તે પછી અનેક લોકના સ્થાન રૂપ ઉદર ઉપર રહેલા ભગવાનની નાભીરૂપી ધરોનુ ધ્યાન ધરવુ, કે જે ધરોમા પૂર્વે સ્વયભૂ બ્રહ્માના સ્થાનરૂપ સર્વ લોકાત્મક કમળ ઉત્પન્ન થયુ હતુ ત્યારપછી સ્વચ્છ હારની કાતિથી ગૌર દેખાતા ઉત્તમ નીલમણિના જેવા ભગવાનના બે સ્તનોનુ ધ્યાન ધરવુ, ²⁵ તે પછી મહાલક્ષ્મીના નિવાસસ્થાન રૂપ પુરુષોના મનને અને નેત્રને પરમ સુખ આપનાર એવા ભગવાનના વક્ષ સ્થળનુ ધ્યાન ધરવુ, તે પછી સર્વ લોકોથી વદાતા ભગવાનના કઠનુ હૃદયમા ધ્યાન ધરવુ, કે જે કઠ, શોભા માટે ધારણ કરેલા કૌસ્તુભમણિને અધિક શોભા આપે છે ²⁶ પછી સમુદ્ર મથન વેળા મદરાચળ પર્વતના ફરવાથી જેમા પહેરેલા કડા ઘસાઈને ઉજ્જવલ થયેલા છે અને જેમા લોકપાળો રહે છે, એવા ભગવાનના બે બાહુઓનુ ધ્યાન ધરવુ તે પછી અસહ્ય તેજવાળા હજાર આરાવાળા ચક્રનુ અને ભગવાનના હસ્તકમળમા રાજહસની પેઠે શોભતા શખનુ ધ્યાન કરવુ ²⁷ ત્યાર પછી શત્રુઓના શરીરમાથી ઝરતા લોહીથી રકત ભગવાનની કૌમોદકી ગદાનું ધ્યાન ધરવુ, તે પછી ભ્રમરસમૂહોના ગુજારવોથી ગણગણી ઉઠેલી ભગવાનની માયાનુ સ્મરણ કરવુ, તે પછી ભગવાનના કઠમા રહેલા જીવના શુદ્ધ તત્ત્વરૂપ કૌસ્તુભમણિનુ ધ્યાન ધરવુ ²⁸ તે ધ્યાન કર્યા પછી ભકતોના ઉપર દયાબુદ્ધિથી સાકાર રૂપ ધારણ કરનાર ભગવાનનુ મુખારવિદ, કે જેમા ચળકતા મકરાકાર કુડળોના ચાલવાથી કપોલનો ભાગ ઉજ્જવલ દેખાય છે તથા જેમા ઉન્નત અને સુંદર નાસિકા છે અને મનોહર ભ્રુકુટી છે એવા મનમા પ્રકટ થતા ભગવાનના મુખારવિદનું સાવધ થઈને ધ્યાન ધરવુ, જે મુખારવિદ શોભાયમાન છે, પોતાની શોભાથી ભ્રમરાઓથી સેવાય છે, વાકડીયા કેશના જથાઓથી વિંટાયેલું છે અને મનોહર નેત્રવાળુ છે, તેથી પોતાની શોભાવડે ભ્રમરાઓએ સેવાતાં અને લક્ષ્મીના નિવાસ રૂપ કમળનો પણ તિરસ્કાર કરે છે ³⁰ તે પછી અધિક કૃપાવાળા, મહા ભયકર એવા ત્રણ તાપનો નાશ કરવા માટે નેત્રથી મૂકેલા, મદ હાસ્યવાળા અને મોટા પ્રસાદવાળા કટાક્ષનુ મનમા ભાવનાથી ધ્યાન ધરવુ ³¹ ત્યારપછી પ્રણામ કરનાર સર્વ લોકોના તીવ્ર શોકાશ્રુના સાગરનુ શોષણ કરનારા, શ્રીહરિના મહા ઉદાર હાસ્યનુ ધ્યાન ધરવું અને તે પછી મુનિઓને મોહ કરવા માટે પોતાની માયાથી ચઢાવેલા ભગવાનનાં ભ્રુકુટીમડળનુ ધ્યાન ધરવુ ³² તે પછી પોતાના હૃદયાકાશમા જણાયેલા વિષ્ણુ ભગવાનનુ પ્રયત્ન વિના ધ્યાનમા આવતુ સ્ફુટ હાસ્ય, કે જે હાસ્યને લીધે નીચેના ઓષ્ઠની કાતિ પડવાથી મોગરાની કળિયોના જેવા દેખાતા નાના નાના દાતોની પંક્તિ રાતી હોય એવી દેખાય છે, તેનુ ધ્યાન કરવુ, તથા પ્રેમ રસથી ભીંની થયેલી ભક્તિથી તેમા જ ચિત્તને પરોવી તેના વિના બીજા કોઈ પણ પદાર્થને જોવાની ઇચ્છા કરવી નહિ ³³

આ પ્રમાણે સબીજ યોગથી–ભગવાનના આલબન યોગથી–ભગવાન શ્રીહરિમા પ્રેમ થાય છે અને તેથી ભક્તિ થાય છે, તેને લીધે હૃદય પીગળી જાય છે, હર્ષથી રુવા ઉભા થાય છે, ઉત્કઠાથી આખમા અશ્રુઓ આવી જાય છે, ત્યારે ભગવાનને ગ્રહણ કરવામા માછલાને પકડવાના આંકડાના જેવા ચિત્તને ધીરે ધીરે ભગવાનના ધ્યાનથી ઉતારે છે ³⁴ આ પ્રમાણે જ્યારે મન ભગવાનનુ ધ્યાન ધરવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેને કોઇનો આશ્રય રહેતો નથી, કારણ કે ચિત્ત ધ્યેયના સબધ વિના કેવળ ધ્યાતા થઈ શકતું નથી આ પ્રમાણે પરમાનદનો અનુભવ થવાથી ચિત્ત બીજા વિષય ઉપરથી ઉતરી જાય છે અને જેમ દીવાની શિખા તેલ અને દીવેટ વિનાની હોવાથી ઠરી જાય છે તેમ યોગીનુ ચિત્ત પણ એકાએક પરબ્રહ્મમાં લય પામે છે તેથી યોગાભ્યાસી પુરુષ એ અવસ્થામાં દેહાદિકની ઉપાધિરહિત થઈને ધ્યાતા–ધ્યેયના વિભાગ રહિત અખડ એવા પોતાના

આત્માને સર્વમા વ્યાપ્ત જુવે છે ૩૫ ભગવદ્ભક્ત યોગી યોગાભ્યાસથી સ પાદન કરેલી, અવિદ્યા રહિત અને પાછી કદી ઉત્પન્ન થાય નહિ એવી મનની છેલ્લી નિવૃત્તિથી પુરુષાર્થ તથા સાસારિક સુખ દુ ખ રહિત એવા પોતાના પરમાનદમા સ્થિતિ કરે છે, અને પૂર્વે સુખ દુ ખના હેતુભૂત જે ભોક્તાપણાને જોતો હતો તે પછી પ્રકૃતિના કાર્યરૂપને જાણવાથી અવિદ્યાજન્ય અહ કારમા ભોક્તાપણુ રહેલુ છે એવુ માને છે ૩૬ મદિરાના મદથી આધળો થયેલો પુરુષ કમ્મર પર પહેરેલુ વસ્ત્ર ખસી ગયુ છે કે નથી ખસી ગયુ, તે જેમ જાણતો નથી, તેમ ઉપર કહેલા લક્ષણવાળો સિદ્ધયોગી પ્રારબ્ધ કર્મને લીધે આસન ઉપરથી પોતાનો દેહ ઉઠે છે, ઉઠીને બીજે ઠેકાણે જાય છે અને ત્યાથી ફરીને પાછો સ્થાન ઉપર આવે છે તોપણુ કશુ જાણતો નથી, કારણ કે તે પોતાના સત્ય સ્વરૂપને પ્રાપ્ત થાય છે ૩૭ દૈવને અધીન રહેલો યોગીનો દેહ જ્યા સુધી પોતાને ઉત્પન્ન કરનારુ કર્મ હોય ત્યા સુધી ઇદ્રિયો સાથે જીવે છે, પર તુ તે જ્યારે સમાધિપર્યંત યોગને સ પાદન કરે છે અને આત્મસ્વરૂપને જાણે છે, ત્યારે ફરીને સ્વપ્નના દેહ જેવા પુત્રાદિક સહિત પોતાના દેહને સેવતો નથી ૩૮ પુરુષ જેમ સ્નેહને લીધે પોતાના માનેલા પુત્રથી અને ધનથી જુદો છે તેમ પોતાના માનેલા દેહાદિકથી પણ જુદો છે ૩૯ જેમ અત્ય ત અવિવેકીજનો ધુમાડાથી અગ્નિને જુદો જુએ છે તેમ પ ચ મહાભૂતાદિકથી, ઇદ્રિયોથી, અ ત કરણથી, મહત્તત્ત્વથી, દ્રષ્ટા જીવ જુદો છે અને તે જીવથી પરબ્રહ્મ ભગવાન જુદા છે એમ જુએ છે, પર તુ પરમાત્માથી કોઈ પણ વસ્તુ જુદી નથી ૪૦–૪૧ સ્થાવર જ ગમાત્મક ઘટપટાદિક સર્વ પદાર્થોમાં જેમ પૃથ્વી આદિ પ ચ મહાભૂતો જોવામા આવે છે અને પ ચ મહાભૂતોમા જેમ સર્વ પદાર્થો જોવામા આવે છે, તેમ વિદ્વાન્ મનુષ્યે અભેદ દૃષ્ટિથી સ્થાવર જ ગમાત્મક સર્વમા પોતાના આત્માને જોવો અને પોતાનામા સર્વ સ્થાવર જ ગમાત્મક પચ મહાભૂતોને જોવા ૪૨ અગ્નિ જેમ એકજ છે તોપણ કાષ્ઠના લાબા ટુકાપણાને લીધે અનેક પ્રકારનો દેખાય છે, તેમ આત્મા પણ એકજ છે તથાપિ પ્રત્યેક દેહના જુદા જુદા ગુણોને લીધે જુદા જુદા સ્વરૂપવાળો જણાય છે, ૪૩ માટે જીવને બ ધનકારક, વિષ્ણુની શક્તિરૂપ, સત્ અસત્રૂપ તથા જાણવામાં આવે નહિ એવી પ્રકૃતિને યોગીઓ ભગવાનની કૃપાથી જીતી લઈ પોતાના સત્ય સ્વરૂપમા રહે છે ૪૪

तस्मादिमां स्वां प्रकृतिं दैवीं सदसदात्मिकाम्
दुर्विभाव्यां पराभाव्य स्वरूपेणावतिष्ठते ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
अष्टाविंशोऽध्याय.

# અધ્યાય ૨૯ મો.$

## ભક્તિયોગના વિવિધ પ્રકારો.

देवहूतिरुवाच

लक्षणं महदादीनां प्रकृतेः पुरुषस्य च
स्वरूपं लक्ष्यतेऽमीषां येन तत्पारमार्थिकम् ॥

દેવહૂતિ પૂછે છે—હે પુત્ર! મહદાદિક તત્ત્વનું, પ્રકૃતિનું અને પુરુષનું ખરુ સ્વરૂપ જેથી જણાય એવુ લક્ષણ સાખ્યશાસ્ત્રમા જે પ્રમાણે વર્ણવેલુ છે, તે પ્રમાણે તમે મને કહ્યુ, પર તુ આ સર્વ કહેવાનુ પ્રયોજન ભક્તિયોગ છે માટે હવે મને ભક્તિયોગનો માર્ગ કહો ૧–૨ વળી હે ભગવન્! જીવોનો અનેક જાતિમા જન્મ અને મરણ થાય છે તે પણ કહો, કે જે સાભળવાથી મનુષ્યને સર્વ વિષયો ઉપર વૈરાગ્ય આવે, ૩ અને બ્રહ્માદિકના નિય તા મહા પ્રતાપી અને પ્રભુરૂપ કાળનુ સ્વરૂપ પણ કહો, કે જે કાળના ભયથી લોકો પુણ્ય કર્મ કરે છે ૪ અજ્ઞાનને લીધે દેહાદિકમા અભિમાન રાખનાર કર્મમા આસક્તિ રાખનારી બુદ્ધિથી થાકી ગયેલા અને તેને લીધે સ સારરૂપી ગાઢ અ ધારામા નિદ્રાવશ થયેલા લોકોને જગાડવા માટે યોગનો પ્રકાશ કરનારા સૂર્યરૂપ આપ પ્રગટ થયા છો ૫ મૈત્રેય કહે છે—હે કુરૂશ્રેષ્ઠ વિદુરજી! મહામુનિ કપિલ માતાના આવા વચન સાભળીને પ્રસન્ન થયા અને દયાતુર થઇને આ પ્રમાણે કહેવા લાગ્યા ૬

$ આ અધ્યાયમા ભક્તિયોગના વિવિધ પ્રકારો અને વૈરાગ્ય માટે જન્મમરણની કથાઓ કહેવાશે

કપિલ કહે છે—હે માતાજી ! ઘણા માર્ગોને લીધે ભક્તિમાર્ગ ઘણા પ્રકારનો કહેવાય છે, તેમ સ્વભાવરૂપી સત્વ, રજ અને તમની, ભિન્ન ભિન્ન વૃત્તિઓથી પુરુષોના મનમા પૃથક્ત્વવાળો ભાસે છે અર્થાત્ પુરુષોના સ કલ્પો પણ ગુણ પ્રમાણે ભિન્ન ભિન્ન હોય છે ૭ જેઓ કોઇને પીડા કરવાના વિચારથી અથવા તો પરનો ઉત્કર્ષ સહન ન થવાથી ક્રોધ કરીને ભેદદષ્ટિથી પ્રતિમાદિકમા મારી પૂજા કરે છે તેઓ ત્રણ જાતના તામસીભક્ત કહેવાય છે ૮ જેઓ વિષયોની ઇચ્છાથી અથવા તો ઐશ્વર્યની ઇચ્છાથી ભેદ રાખીને પ્રતિમાદિકમા મારુ પૂજન કરે છે, તેઓ ત્રણ પ્રકારના રજોગુણી ભક્ત કહેવાય છે ૯ પાપ નાશ કરવા માટે કર્મો અર્પણ કરીને ઈશ્વરને પ્રસન્ન કરવા માટે ઈશ્વરનું યજન કરવુ જોઇએ, તે વિના કર્મો નિષ્ફળ જાય છે માટે ભેદદષ્ટિ રાખીને જેઓ મારી મૂર્તિ વગેરેમા ભક્તિ કરે છે તે ત્રણ પ્રકારના સત્વગુણી ભક્ત કહેવાય છે ૧૦ મારા ગુણો સાભળતાજ ગ ગાજળની માફક જ્ઞાનસાગરના તરફ અવિચ્છિન્ન ગતિ થાય છે, તેમ સર્વના અ તર્યામી રૂપ જે હુ પુરુષોત્તમ તેને વિષે મનુષ્યના મનની અવિચ્છિન્ન ગતિ થાય છે, તેને નિર્ગુણ ભક્તિ સમજવી આ નિર્ગુણ ભક્તિયોગનુ લક્ષણ છે, જે ભક્તિ નિર્નિમિત અને અસ્ખલિત હોય છે ૧૧-૧૨ મારી નિર્ગુણ ભક્તિ કરનાર મનુષ્યો કેવળ મારી ભક્તિ કરવાની ઈચ્છાવાળા હોવાથી હુ તેમને સાલોક્ય (મારી સાથે એક લોકમા વાસ) સાર્ષ્ટિ (મારા જેવુ ઐશ્વર્ય), સામીપ્ય (મારી પાસે રહેવુ), સારૂપ્ય (મારા જેવુ રૂપ), અને એકત્વ (મારા સ્વરૂપમા મળીજવુ), આપુ છુ, તોપણ તેઓ મારી સેવા વિના બીજુ કઈ પણ લેતા નથી, ૧૩ અને તેજ નિર્ગુણ ભક્તિયોગ કહેવાય છે, કે જે ભક્તિયોગથી મનુષ્ય ત્રિગુણાત્મક સ સારનો ત્યાગ કરીને પરબ્રહ્મને પામે છે ૧૪

શ્રદ્ધાદિકની સાથે નિત્ય નૈમિત્તક સ્વધર્મ પાળવો, જેમા બહુ હિ સા ન હોય એવી નિષ્કામ ક્રિયાઓ નિત્ય કરવી, મારી પ્રતિમાના નિત્ય દર્શન કરવા, તેનો સ્પર્શ કરવો, તેની પૂજા કરવી, સ્તુતિ કરવી અને પ્રણામ કરવા, પ્રાણી માત્રમા મારી ભાવના કરવી, વૈરાગ્ય રાખવો, મહાત્મા પુરુષોને બહુજ માન આપવુ, દીન ઉપર દયા કરવી, પોતાના સમાન સાથે મિત્રતા કરવી, યમ-નિયમ પાળવા, જ્ઞાન આપનારા શાસ્ત્રો સાભળવા, મારુ નામ લેવુ, સરલતા રાખવી અને સાધુ પુરુષોનો સ ગ કરવો ૧૫-૧૮ આટલા ગુણો ધારણ કરવાથી મારા ભક્તનુ અ ત કરણ સ પૂર્ણ રીતે શુદ્ધ થાય છે અને પુરુષનુ શુદ્ધ અ ત કરણ મારા ગુણો સાભળવા માત્રથી જ મ રા પ્રત્યે પરિશ્રમ વિના આવે છે. ૧૯ પવન જેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખે ચી જાય છે, તે ગ ધ જેમ પોતાના સ્થાનકમાથી નાસિકાની પાસે પોતાની મેળે આવે છે, તેમ વિકાર રહિત અને ભક્તિયોગમા પરાયણ થયેલુ મન પણ મારા સ્વરૂપની પાસે આવે છે ૨૦ હુ સર્વ પ્રાણીઓમા સદા અ તર્યામી રૂપે રહેલો છુ, છતા મનુષ્ય મારી અવજ્ઞા કરીને મૂર્તિની પૂજા કરે તો તે વ્યર્થ પ્રયત્ન કરે છે, એમ જાણવુ ૨૧ હુ કે જે સર્વ પ્રાણીઓમા આત્મારૂપે તથા ઇશ્વરરૂપે રહેલો છુ, તેની ઉપેક્ષા કરીને જે મનુષ્ય મૂર્ખત્વથી મૂર્તિમા મારી પૂજા કરે છે, તે રાખમાજ ઘી હોમે છે, એમ સમજવુ ૨૨ વળી સર્વના દેહમા રહેનાર જે હુ તેનો દ્વેષ કરનાર, અભિમાની, ભેદદષ્ટિવાળા તથા પ્રાણીઓની ઉપર વૈર કરનાર મનુષ્યનુ ચિત્ત, મૂર્તિપૂજા કર્યા છતા પણ શાતિ પામતુ નથી ૨૩ હે માતાજી ! મનુષ્ય નાના મોટા પદાર્થોની સામગ્રી બનાવીને, તેનાથી મારી મૂર્તિની સેવા કરતો હોય તોપણ તે જો પ્રાણીઓની નિ દા કરતો હોય તો હુ તેના ઉપર પ્રસન્ન થતો નથી ૨૪ મનુષ્ય જ્યા સુધી સર્વ પ્રાણીઓમા વાસ કરનારા પરમાત્માને પોતાના હૃદયમા રહેલા છે એમ જાણતો નથી, ત્યા સુધી તેણે પોતાના વર્ણને અનુસરતા કર્મો કરી પ્રતિમા વગેરેમા ઈશ્વરનુ પૂજન કરવુ ૨૫ જે મનુષ્ય પોતામા અને પારકામા જરા પણ અ તર રાખે છે, તે ભેદદષ્ટિવાળા મનુષ્યને હુ મૃત્યુરૂપે ભય કર ભય ઉત્પન્ન કરુ છુ ૨૬ માટે સર્વ પ્રાણીઓમા અ તર્યામીરૂપે વાસ કરનારો જે હુ તેની દાન, માન, મૈત્રી અને સમદષ્ટિ-

થી પૂજા કરવી ૨૭ હે માતાજી ! અચેતન જીવોના કરતા ચેતન જીવો શ્રેષ્ઠ છે, તેના કરતા પ્રાણધારી જીવો શ્રેષ્ઠ છે, તેના કરતા ચિત્તની વૃત્તિવાળા જીવો ઉત્તમ છે, તેના કરતા ઇંદ્રિયોની વૃત્તિવાળા જીવો ઉત્તમ છે, ૨૮ તેઓમા પણ સ્પર્શ જ્ઞાનવાળા ઉત્તમ છે, તેમના કરતા રસ જાણનારા ઉત્તમ છે, તેમના કરતા ગ ધ જાણન રા ઉત્તમ છે, તેમના કરતા શબ્દ જાણન રા ઉત્તમ છે, ૨૯ તેઓમા પણ રૂપના વિભાગ જાણનારા ઉત્તમ છે, તેમના કરતા બે તરફ દાતવાળા જીવો ઉત્તમ છે, તેમના કરતા ઘણા પગવાળા ઉત્તમ છે, તેમના કરતા ચાર પગવાળા શ્રેષ્ઠ છે ને તેઓમા મનુષ્યો શ્રેષ્ઠ છે, એમ જાણવુ ૩૦ મનુષ્યોમા ચાર વર્ણો શ્રેષ્ઠ છે, તેઓમા બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, બ્રાહ્મણોમા પણ વેદ જાણનારો શ્રેષ્ઠ છે અને તેના કરતા પણ વેદના અર્થને જાણનારો શ્રેષ્ઠ છે ૩૧ અર્થ જાણનારા કરતા વેદના વાકયોનો અને પદનો અર્થ વિચારીને શ સય ટાળકાર શ્રેષ્ઠ છે તેના કરતા પણ સ્વકર્મ કરનારો શ્રેષ્ઠ છે અને તેના કરતા નિષ્કામ કર્મ કરનારો તથા સર્વનો સ ગ ત્યાગ કરનારો શ્રેષ્ઠ છે ૩૨ તેના કરતા જેણે મારે વિષે સર્વ કર્મ, તેના ફળ તથા દેહ અર્પણ કર્યો છે તથા જે મારા રૂપ જ છે, તે શ્રેષ્ઠ ગણાય છે મારામા દેહને તથા સર્વ કર્મને અર્પણ કરનાર કર્ત્તાપણાના અભિમાનથી રહિત અને સમદૃષ્ટિવાળા પુરુષ વિના હુ બીજા કોઇને પણ ઉત્તમ જોતો નથી

ભગવાન સર્વ પ્રાણીઓમા અ તર્યામીપણાથી વાસ કરીને રહેલા છે, એમ જાણીને સૌએ સર્વ પ્રાણીઓને અ ત કરણપૂર્વક બહુ માન આપીને પ્રણામ કરવા ૩૩–૩૪ હે મનુના પુત્રિ ! ભક્તિયોગ અને અષ્ટાગયોગ, એમ બન્ને યોગ મે તમને કહ્યા, જે બે યોગમાથી એક યોગ સેવવાથી પુરુષ પરમાત્માને પામે છે. ૩૫ સર્વના નિય તા પ્રકૃતિ પુરુષરૂપ અને તેનાથી ભિન્ન એવા ભગવાન પરબ્રહ્મનું આ રૂપ દૈવરૂપ કહેવાય છે, અને તેની પ્રેરણાથી પ્રાણીઓ નાના પ્રકારની જાતિઓને પામે છે ૩૬ વસ્તુઓમા ફેરફાર કરનારુ ભગવાનનું જે દિવ્યરૂપ છે, તે કાળ નામનુ કહેવાય છે, જે કાળથી મહત્તત્ત્વ વગેરે સર્વ પદાર્થોને તથા દેહાભિમાની જીવોને ભય થાય છે ૩૭ સર્વના આશ્રયભૂત અને યજ્ઞના ફળદાતા જે ભગવાન પ્રાણીઓની અ દર પ્રવેશ કરીને પ્રાણીઓથી જ પ્રાણીઓનો નાશ કરે છે તે સૌને વશ કરનારાઓમા મુખ્ય વિષ્ણુ ભગવાન કાળ કહેવાય છે ૩૮ તે કાળમૂર્તિ ભગવાનને કોઈ પ્રિય નથી, કોઈ શત્રુ નથી, તેમ કોઇ બ ધુ પણ નથી તે કાળમૂર્તિ ભગવાન સાવધાન થઇને અસાવધ રહેનાર મનુષ્યોમા પ્રવેશ કરી તેમનો નાશ કરે છે ૩૯ જેના ભયથી પવન વાય છે, જેના ભયથી સૂર્ય તપે છે, જેના ભયથી તારામ ડળ પ્રકાશે છે, ૪૦ જેના ભયથી ઓષધિઓની સાથે લતાઓ પોતપોતાના સમય પ્રમાણે પુષ્પો અને ફળો ઉત્પન્ન કરે છે, ૪૧ જેના ભયથી નદીઓમા પાણી વહે છે, જેના ભયથી મહા સાગર મર્યાદા મૂકતો નથી, જેના ભયથી અગ્નિ પ્રકાશે છે અને જેના ભયથી પૃથ્વી પર્વતોની સાથે સાગરમા ડુબી ન જતા ઉપર તરે છે. ૪૨ જે કાળની આજ્ઞાથી આકાશ સર્વ પદાર્થોને રહેવાનો અવકાશ આપે છે અને મહત્તત્ત્વ પોતાના દેહને સાત આવરણવાળા લોકરૂપે વિસ્તારે છે ૪૩ વળી જેમના અધીનમા આ સ્થાવર તથા જ ગમ સર્વ જગત છે, એવા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર, જે કાળના ભયથી વાર વાર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કર્મો કર્યા કરે છે, ૪૪ તે કાળ અ તરહિત છે, છતા સર્વનો નાશ કરે છે, પોતે અનાદિ છે, છતા સર્વના આદિ કર્તા છે, અવિનાશી છે, એક પદાર્થથી બીજા પદાર્થોને ઉત્પન્ન કરે છે અને એક મારનારાથી બીજા મારનારનો નાશ કરે છે ૪૫

सोऽनन्तोऽन्तकरः कालोऽनादिरादिकृदव्ययः ।
जनं जनेन जनयन् मारयन् मृत्युनांतकम् ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
एकोनत्रिंशोऽध्यायः



# અધ્યાય ૩૦ મો.[*]

## કામાસક્ત પુરુષોની તામસી ગતિ.

**કપિલ ઉવાચ**

**तस्यैतस्य जनो नूनं नाय वेदोरुविक्रमम् ।**
**काल्यमानोपि बलिनो वायोरिव घनावलिः ॥**

કપિલ કહે છે–કાળ સર્વને ચલાયમાન કરે છે તોપણુ વાદળાની પંક્તિ જેમ બળવાન વાયુને ગણુકારતી નથી તેમ મનુષ્ય બળવાન કાળના પરાક્રમને જાણતો નથી ૧ મનુષ્ય સુખને માટે દુઃખ સહન કરીને જે જે વસ્તુને મેળવે છે તે સર્વનો કાળ નાશ કરે છે અને પછી મનુષ્ય તેનો શોક કરે છે ૨ સ્ત્રી પુત્રાદિકે સહિત આ દેહ નાશવંત હોવા છતા પણુ તેના સંબંધમા આવેલા ઘર, ક્ષેત્ર અને ધન વગેરે પદાર્થોને દુષ્ટબુદ્ધિવાળો મનુષ્ય મોહથી નિત્ય માને છે અને તેનો વિયોગ થતા તેને શોક થાય છે ૩ આ જગતમા જીવ જે જે જાતિમા અવતરે છે તેમાં સુખ માની લે છે, તેથી તેને જન્મ ઉપર અભાવ થતો નથી ૪ નરકમા પડયો હોય તોપણુ જીવ નારકી સુખ મળવાને લીધે તે નારકી દેહ ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી ૫ દેહ, સ્ત્રી, પુત્ર, ઘર, પશુ, ધન અને બંધુઓમા મનની દૃઢ આસક્તિ બંધાવાથી તે પોતાના આત્માને કૃતાર્થ માને છે, ૬ અને તે સ્ત્રી પુત્રાદિકના ભરણુ પોષણુની ચિંતાથી જેના સર્વ અંગો બળતા હોય એવો દુર્બુદ્ધિ મૂઢ મનુષ્ય, નિત્ય પાપ કર્મ કર્યા કરે છે. ૭ સ્ત્રીઓ ખરાબ હોવા છતાં પણુ તેઓએ એકાંતમા રચેલી માયાથી ને કાલુ કાલુ બોલતા બાળકોના મધુર ભાષણોથી પુરુષનુ મન તે સ્ત્રી પુત્રાદિક તરફ ખેંચાય છે ૮ વળી જેમા કુડ કપટ રહેલા છે તથા જેમા દુઃખો છે એવા ઘરમા રહેનારો ગૃહસ્થ દુઃખો દૂર કરવાના ઉપાયો કરતો થકો, તેમા સુખ માની લે છે ૯ તથા બીજાઓને મોટી પીડા કરી ચારે તરફથી ધન સંપાદન કરી તેમનું પોષણુ કરે છે તેમને ખાતા બાકી રહેલા ઉપર પોતાની આજીવિકા કરે છે અને અંતે તેમનું પોષણુ કરતા કરતા પોતે વિપત્તિમા પડે છે ૧૦ ઉપર કહેવા પ્રમાણે પોતે આરંભેલી આજીવિકા વારંવાર તૂટી જાય તોપણુ લોભવશ થયેલો પુરુષ શક્તિ રહિત થઈ પારકા ધનની ઇચ્છા કરે છે, ૧૧ અને કુટુંબનુ ભરણુપોષણુ કરવાને અશકત થઈ પડેલો પુરુષ જે જે ઉદ્યમ કરે છે તેમા નિષ્ફળ જાય છે અને નિરુપાય થતા તેની બુદ્ધિ નાશ પામે છે. તે પછી તે મનુષ્ય ચિંતા કરતો કરતો નિઃશ્વાસ નાખ્યા કરે છે ૧૨

આ પ્રમાણે જ્યારે તે પુરુષ પોતાના કુટુંબનુ ભરણુપોષણુ કરવાને અશક્ત થાય છે, ત્યારે ખેડુતો જેમ અશક્ત થઇ પડેલા ઘરડા બળદને લેખવતા નથી, તેમ અશક્ત થઇ પડેલા પુરુષને તેના સ્ત્રી પુત્રાદિક પણુ પ્રથમના જેવો આદર આપતા નથી ૧૩ આટ આટલુ થયા છતા પુરુષ વૈરાગ્ય પામતો નથી ઘરડપણુને લીધે તેનું રૂપ બગડી જાય છે અને આખરે ઘરમા પડી રહી મરવાને તૈયાર થાય છે, ૧૪ અને અશકત થઇ પડેલો તે પુરુષ અપમાનથી નાખેલા ટુકડાને કુતરાની પેઠે ખાય છે રોગથી તેનુ શરીર ઘેરાઇ જાય છે, આહાર કરી શકતો નથી અને કામકાજ પણુ થોડું કરી શકે છે ૧૫ વાયુ ઉંચો ચાલવાથી આંખો બહાર નીકળી પડે છે, નાડીઓ કફથી રુંધાઇ જાય છે, શરીર ઉધરસથી અને શ્વાસથી થાકી જાય છે, ગળામા ખરખરો બોલે છે ૧૬ આખર તે કાળપાશને અધીન થઈને મરણુ પથારીએ પડે છે શોક કરતા સંબંધીઓ તેને વિંટાઈ વળે છે અને સૌ બોલાવે છે તોપણુ તે બોલતો નથી. ૧૭ આ પ્રમાણે કુટુંબના ભરણુપોષણુમા લાગેલા ઇંદ્રિયાધીન મનુષ્યની બુદ્ધિ નાશ પામે છે અને પોતાના કુટુંબીઓને રડતા મૂકી મરી જાય છે ૧૮ તે સમયે યમના નિર્દય દૂતો આવીને ક્રોધથી પેલા જીવની તરફ દૃષ્ટિ કરે છે પેલો જીવ તે યમના દૂતોને જોઇ ડરી જાય છે તથા તેના મળમૂત્ર છુટી જાય છે. ૧૯ ત્યાર પછી રાજાના સિપાઇઓ જેમ અપરાધીને પકડી લઈ જાય, તેમ યમના દૂતો યમ-

* આ અધ્યાયમા પુત્ર, સ્ત્રી. દેહ વગેરેને લાડ લડાવવામા વ્યાકુલ મનવાળા કામી મનુષ્યોની પાપથી તામસી એવી અધોગતિ થાય છે તે કથા કહેવાશે

લોકની પીડા ભોગવવા (તેને નરકમા નાખવા) પરાણે તેના ગળામા પાશ નાખી તેને બાધીને યમલોકમા લઈ જાય છે [20] રસ્તે જતા યમના દૂતો તેનો તિરસ્કાર કરે છે, તે વખતે તેનું હૃદય ભેદાઈ જાય છે અને તે કપવા માડે છે યમલોકના માર્ગમા કુતરા તેને ફાડી ખાય છે, તે વખતે તે આતુર થઈ પોતાના પાપને સભારે છે [21] માર્ગમા તે ભૂખ તથા તરસથી વ્યાકુળ થઇ જાય છે અને ધખધખતી રેતીવાળા માર્ગમા સૂર્યના તાપથી, દાવાનળથી તથા પવનના ઝપાટાથી પીડા પામે છે તેના વાસામા ચાબૂકનો માર પડે છે અને તે અશક્ત થયા છતા પણ તેને આશ્રય વિનાના અને પાણી વિનાના માર્ગમા મહા કષ્ટથી ચાલવુ પડે છે [22] માર્ગમા ચાલતા ચાલતા તે પાપી થાકી જાય છે, જ્યા ત્યા પડી જાય છે, મૂર્છિત થાય છે અને ફરીને પાછો ઉભો થાય છે આ રીતે યમના દૂતો તે પાપીને તેના અજ્ઞાનને લીધે અધકારવાળા પાપને માર્ગે થઈને યમલોકમા લઈ જાય છે [23] યમના દૂતો તે જીવને ત્રણ મુહૂર્તમા અથવા તો બે મુહૂર્તમા નવાણુ હજાર યોજન જેટલો માર્ગ ચલાવીને આગળ ઘસડી જાય છે અને તે યમલોકમા રહી ત્યાના દુખો ભોગવે છે [24] યમદૂતો ત્યા તેના શરીરને લાકડા ખડકીને સળગાવી દે છે, કોઇ ઠેકાણે પોતે કાપેલુ અથવા તો પારકાએ કાપી આપેલુ પોતાનું માસ તેને ખાવુ પડે છે [25] વળી યમલોકમા કુતરા અને ગીધ પક્ષીઓ તે જીવતા જીવના શરીરમાથી આતરડાને બહાર ખેચી કાઢે છે સર્પ, વિછી, મચ્છર વગેરે તેને કરડે છે, [26] વળી ત્યા તે જીવના શરીરના કડકે કડકા કરવામા આવે છે, હાથી વગેરેની પાસે દૂતો તેને કચરાવે છે, પર્વતના શિખરો ઉપરથી નીચે નાખી દે છે, પાણીમા ડુબાડે છે અથવા ખાડામા ઉતારીને પુરે છે [27] પાપી જીવો તામિસ્ર, અધતામિસ્ર અને રૈરવ વગેરે નરકેમા પીડા ભોગવે છે, કારણ કે તેમને માટે તે દુખો નિર્માણ કરેલા હોય છે [28] હે માતાજી! સ્વર્ગ તથા નરક આજ લોકમા છે એવુ વિદ્વાનો કહે છે, અને જે નરકની પીડાઓ છે તે આલોકમા પણ જોવામા આવે છે [29] ઉપર પ્રમાણે કુટુબનુ પોષણ કરનારો અથવા પોતાનું પેટ ભરનારો મનુષ્ય પોતાના દેહને અને કુટુબને બનેને આ જગતમા મૂકીને મરણ પામે છે અને પછી કર્મ પ્રમાણે તેનુ ફળ ભોગવે છે [30] જીવ પ્રાણીઓનો દ્રોહ કરી પોષણ કરેલો પોતાનો દેહ આ લોકમા ત્યાગ કરી, પાપનો પોટલો માથે લઈ, પોતે એકલોજ નરકમા પડે છે [31] કુટુબનુ પોષણ કરતા દૈવને લીધે આવી મળેલા પાપને ભોગવે છે, અને નિર્ધન થઇ પડેલા મનુષ્યની માફક દુખી થાય છે, [32] માટે જે જીવ કેવળ અધર્મથીજ પોતાના કુટુબનું ભરણપોષણ કરવાની ઉત્કઠા ધરાવે છે તે જીવ અધતામિસ્ર નામના છેલ્લા નરકમા પડે છે [33] અને ત્યા નરકમા જેટલી નરકની પીડાઓ છે તે પીડાઓ અનુક્રમે ભોગવી, પવિત્ર થઇને પાછો આ મનુષ્ય લોકમા આવે છે [34]

अधस्तान्नरलोकस्य यावतीर्यातनादय'
क्रमश समनुक्रम्य पुनरत्राव्रजेच्छुचि' ३४
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
त्रिंशोऽध्याय:

## અધ્યાય ૩૧ મો. ‡

### ગર્ભવાસની યાતના.

श्रीभगवानुवाच

कर्मणा दैवनेत्रेण जंतुर्देहोपपत्तये ।
स्त्रिया'प्रविष्ट उदर पुंसो रेत'कणाश्रय: ॥१॥

કપિલ કહે છે–હે માતા! ઇશ્વરે પ્રેરેલા પૂર્વ જન્મના કર્મને લીધે જીવ શરીર ધારણ કરવા ગર્ભવાસને પ્રાપ્ત થાય છે [1] અને ત્યા આગળ એક રાત્રિ વીત્યા પછી તે લોહીની સાથે મળીને કણ રૂપ થાય છે, પાચ રાત્રિ પછી પરપોટા જેવો થાય છે, દસ દિવસ પછી બોરના જેવી માસની પેસી બધાય છે અને તે જો પક્ષી વગેરે બીજી યોનિમા હોય તો તેનુ ઇંડુ બધાય છે [2] એક મહિને માથુ, બે મહિના પછી હાથ અને પગ, ત્રણ મહિને નખ, રુવા, મર્મસ્થળ, આદિ ઉત્પન્ન થાય છે ચાર મહિને સાત

‡ આ અધ્યાયમા જીવનો આલોકમા મનુષ્યાવતાર રૂપી રજોગુણી અવતાર થાય છે એ કથા કહેવાશે

ધાતુઓ બધાય છે, પાંચ મહિને તેને ભૂખ તરસ લાગવા માડે છે. છ મહિને જીવ ઓરથી વિંટાઈ પેટની જમણી કૂખમા ફરકવા માડે છે અને માતાએ ખાધેલા અન્નોથી ને રસોથી તેની ધાતુઓમા વધારો થાય છે તથા તે જીવ જેમા અસખ્યાત જીવડા હોય છે, એવા એક અરુચિ ઉત્પન્ન કરનાર વિષ્ઠા ને મૂત્રના ખાડામા પડી રહે છે, ૪–૫ તેનુ શરીર કોમળ હોવાથી શરીરમા રહેનાર ભૂખ્યા કીડા ચટકા મારી, તેના શરીરને છિદ્ર પાડી નાખે છે તેથી તે વારવાર મહા દુ ખી થાય છે ૬ માતાના ખાવામા આવતા કડવા, તીખા, ઉના, ખારા, લુખા અને ખાટા વગેરે ઉગ્ર પદાર્થો અડકવાથી જીવના આખા શરીરમાં પીડા થાય છે ૭ તે જીવ ઉપરના ભાગમા ઓરથી તથા આતરડાથી વિંટાયલો હોય છે તથા તેની પીઠ અને ડોક વાકી વળી ગયેલી હોય છે, અને તે જીવ પોતાનું મસ્તક પેટમા ઘાલી ગર્ભમા પડ્યો રહે છે ૮ પાજરામા પૂરેલા પક્ષીની પેઠે તે અગોને ફેરવી શકતો નથી, શ્વાસ લઈ શકતો નથી અને ઘણા દિવસ સુધી ગર્ભમા રહે છે ત્યા રહેતા રહેતા તેને જન્માતરોમા કરેલા કર્મોની સ્મૃતિ થાય છે ને તેથી તેને સુખ મળતું નથી ૯ સાતમે મહિને જીવને જ્ઞાન થતા તે દુ ખથી ધ્રુજે છે અને તે વિષ્ઠાના કીડાના જેવો પ્રસવ કરનાર પવનને લીધે એક ઠેકાણે રહી શકતો નથી, પણ પેટમા ફર્યા કરે છે ૧૦ દુ ખી થતો, ફરી વાર ગર્ભમા વાસ કરવાને માટે ભય પામતો અને સાત ધાતુઓથી વિંટાયલો તે બે હાથ જોડીને જેમણે પોતાને ઉદરમાં નાખેલો છે એવા પરમાત્માની આ પ્રમાણે સ્તુતિ કરે છે ૧૧

## ગર્ભે કરેલી પરમાત્માની સ્તુતિ.

શરણાગત એવા જગતની રક્ષા કરવાને પોતાની ઇચ્છાથી અનેક અવતાર ધારણ કરનાર શ્રીકૃષ્ણના સર્વત્ર નિર્ભય અને પૃથ્વી ઉપર ચાલતાં ચરણારવિંદને હું શરણે પડ્યો છુ જે ભગવાને મને આવી ગર્ભવાસ રૂપી ઘાટીનાં દર્શન કરાવ્યાં છે ૧૨ આ માતાના ઉદરમા પાચ મહાભૂત, દશ ઇન્દ્રિયો અને અંતઃકરણરૂપ માયાનો આશ્રય કરીનેજ જાણે હું કર્મોથી બધાઈ ગયો હોઉં એવી રીતે રહ્યો છુ તે હું ધખધખતા હૃદયમા જણાતા, શુધ્ધ, વિકાર વિનાના અને અખડ જ્ઞાનમૂર્તિ એવા પ્રભુને નમું છું. ૧૩ હું આ પાચ ભૂતોથી બનેલા શરીરમા ઢકાયેલો છું, કારણ કે હુ તે શરીરથી રહિત શુદ્ધ છુ વળી હું ઇંદ્રિય, સત્વાદિ ગુણો, વિષયો અને ચિદાભાસરૂપે રહેલો છુ, તે શરીરવડે જેનો મહિમા અખડ છે એવા પ્રકૃતિ–પુરુષના નિયતા અને સર્વજ્ઞ એવા આપ પરમાત્માને પ્રણામ કરુ છુ. ૧૪ સ્વસ્વરૂપના સ્મરણે જેની માયા નાશ પામે છે એવો અને કર્મોથી બધાયેલો સસાર માર્ગમા ઘણા કષ્ટથી ભટકતો પરમાત્માના અનુગ્રહ વિના બીજી કયી રીતે ફરીને હું પોતાના સ્વરૂપને પામુ ? ૧૫ મને હમણા ત્રણ કાળનુ જ્ઞાન આપનાર કોણ છે ? તે જ્ઞાન આપનાર સ્થાવર જગમાત્મક જગતમા અતર્યામીરૂપે રહેલો એક ઇશ્વર જ છે, માટે જીવની પદવીને અનુસરનાર અમે ત્રણ તાપ નિવારવા ઇશ્વરનું ભજન કરીએ છીએ ૧૬ માતાના શરીર રૂપી ગુફામા લોહી, વિષ્ઠા તથા મૂત્રના ખાડામા પડેલા શરીરથી બહુજ દુ ખી અને તેમાથી નીકળવા મહિનાઓની ગણતરી કરતા આ દીનબુદ્ધિ ગર્ભને હે ભગવન્ ! તમે નરકના ખાડામાથી કયારે ઉદ્ધારશો ? ૧૭ હે ઇશ્વર ! જે મહા દયાળુએ દશ મહિનાના પ્રાણીને આવુ જ્ઞાન આપ્યું છે, તે દીનના નાથ એવા આપ પોતાના કરેલા ઉપકારથીજ પ્રસન્ન થજો, કારણ કે આપના ઉપકારનો બદલો કયો પુરુષ હાથ જોડયા સિવાય બીજી રીતે વાળી શકે ? ૧૮ પશુ પક્ષી આદિ જીવ માત્ર સુખ દુ ખને જાણે છે પણ હું તો શમદમાદિકધારી છુ તથા જ્ઞાનથી ભોકતા પુરુષની પેઠે અપરોક્ષ દેખાતા પુરાણ પુરુષને શરીરની બહાર તથા અંદર પરિપૂર્ણ રીતે જોઉં છુ ૧૯ હે ભગવન્ ! હુ ઘણા દુ ખદાયી ગર્ભવાસમા રહેલો છુ, છતા પણ બહાર નીકળવાની ઇચ્છા કરતો નથી, કારણ કે ગર્ભની બહાર સંસારરૂપી અધારા કુવામા પડેલા જીવને દુ ખદાયી માયા વળગે છે, તેની પાછળ દેહાભિમાન થાય છે અને તેની પાછળ સ્રી પુત્રાદિકનો સમુદાય પણ વિંટાઇ વળે છે ૨૦ માટે હે પ્રભુ ! હુ ગર્ભમાં

રહીને ધીરજથી આપના ચરણારવિંદને હૃદયમા ધારણ કરીશ બુદ્ધિ રૂપી સારથિવડે હુ મારા આત્માનો આ સંસારમાંથી ઉદ્ધાર કરીશ કે જેથી અનેક ગર્ભમા વાસ કરવા રૂપી દુ ખ ફરીને મને કદી પણ પ્રાપ્ત થાય નહિ ૨૧

કપિલ કહે છે—હે માતાજી ! આ પ્રમાણે વિચાર કરીને સ્તુતિ કરતા દશ મહિનાના જીવને ઉદરમાથી બહાર કાઢવા માટે પ્રસૂતિનો પવન ઉંધો નાખીને, તેને બહારના ભાગ તરફ ધકેલે છે ૨૨ એટલે તે જીવ પવનના ઠેલાથી આતુર થઈ જાય છે, શ્વાસ લેતો બ ધ પડી જાય છે, સ્મૃતિ જતી રહે છે અને નીચુ મસ્તક કરીને મહા દુ ખે ઉદરમાથી બહાર નીકળે છે ૨૩ ભૂમિ ઉપર લોહીમા તથા મૂત્રમા તે પડ્યો રહે છે, નરકના કીડાની પેઠે જમીન ઉપર આળોટે છે તથા જ્ઞાનનો નાશ થવાથી વિપરીત ગતિને પામી બહુજ રડયા કરે છે ૨૪ વળી પારકી ઇચ્છાને નહિ જાણનાર મનુષ્યો તે જીવનું પોષણ કરે છે અને જીવ પોતાને ન ગમતી વસ્તુ મળે છે તોપણ તેની ના કહી શકતો નથી ૨૫ માખીઓ તથા માકણ વગેરેથી દૂષિત થયેલા અપવિત્ર ખાટલામા સુવાડેલો તે પોતાના શરીરને ખ જવાળી કે ઉઠી બેસી શકતો નથી ૨૬ ઘણા કીડાઓ જેમ એક કીડાને વીંટાઈ વળીને કરડે તેમ ડાસ, મચ્છર ને માકણ વગેરે જીવો સ્વતા, જ્ઞાન વિનાના અને આળી ચામડી-વાળા તેને ડ ખે છે ૨૭ આ પ્રમાણે બાલ્યાવસ્થાના દુ ખો ભોગવ્યા પછી પૌગ ડ અવસ્થામા વિદ્યાભ્યાસ વગેરેના કષ્ટો સહન કરી જીવ તરુણ થાય છે ત્યારે ઇચ્છિત વસ્તુ ન મળવાથી ક્રોધાવેશમા આવે છે ૨૮ દેહની સાથે અભિમાન ને ક્રોધ પણ વધતા જાય છે તથા વિષયાધીન જીવ પોતાનો નાશ કરવા બીજા વિષયીની સાથે લડાઈ કરે છે, ૨૯ તથા પાચ ભૂતોથી ઉત્પન્ન થયેલા શરીરનો મિથ્યા મોહ રાખી મૂર્ખ અને દુર્બુદ્ધિવાળો તે પ્રાણી ' હુ, અને આ મારુ ' એવો મમત કર્યા કરે છે ૩૦

આ પ્રમાણે અવિદ્યા તથા કર્મથી બ ધાયેલો દેહ વારવાર ક્લેશ પામતો જન્મ્યા કરે છે અને જીવ તેને માટે કર્મો કર્યા કરે છે. જે કર્મોથી બ ધા-ઇને જન્મ મરણરૂપી સ સારમા સદા ભટક્યા કરે છે. ૩૧ મનુષ્યના અવતારમા પણ જીવ જો ઉદ્યમ કરનાર નીચ લોકો સાથે સ ગ કરી, તેમના માર્ગમા રહીને ક્રીડા કરે તો તે પ્રથમની પેઠે પાછો નરકમા પડે છે ૩૨ જેમના સ ગથી સત્ય, શૌચ, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, લજ્જા, યશ, ક્ષમા, શમ અને સામર્થ્યનો નાશ થાય છે, તે ઉપર કહેલા ક્ષમા વિનાના, મૂઢ, દેહને આત્મા માનનાર તથા સ્ત્રીઓની પાસે રમકડા રૂપ થઈ રહેનાર નીચ જનનો સ ગ કરવો નહિ ૩૩—૩૪ સ્ત્રીઓના અને તેમના સ ગીઓના સ ગથી જીવને જેવો મોહ અને બ ધન થાય છે તેવુ બીજા કશાથી થતું નથી ૩૫ બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઇને તેના રૂપ ઉપર મોહિત થઈ ગયા હતા, અને હરિણીરૂપ થયેલી સરસ્વતીની પાછળ પોતે હરણનું રૂપ ધારણ કરી, નિર્લજ્જપણે દોડયા હતા ૩૬ ત્યારે બ્રહ્માના દીકરાના દીકરાઓએ સરજેલા મનુષ્યોમા એક નારાયણ ઋષિ વિના સ્ત્રીરૂપી માયાથી જેનું મન મોહિત થયુ ન હોય એવો તે કયો પુરુષ હોય ? ૩૭ મારી સ્ત્રીરૂપ માયાનુ બળ તો જુઓ ! જે માયા દિશાઓનો વિજય કરનાર વીર લોકોને પોતાની ભ્રુકુટીના મરોડથી પોતાના પગ તળે કચરી નાખે છે, ૩૮ માટે યોગસિદ્ધિના સામા પારને પામવાની ઇચ્છા રાખનાર તથા મારી સેવા કરવાથી જેમને આત્મજ્ઞાન થયેલુ હોય એવા પુરુષોએ કોઈ પણ દિવસ કામનો સ ગ કરવો નહિ, કારણ કે સ્ત્રીઓ યોગીને માટે નરકનુ દ્વાર કહેવાય છે ૩૯ સ્ત્રી રૂપી માયા ધીરે ધીરે પાસે આવતી હોવા છતા અજ્ઞાની જીવ તૃણાચ્છાદિત કૂપની જેમ તેને ઓળખતા નથી, મોહિત જીવ ધન, સ તાન ને ઘર તેનેજ માને છે, પર તુ પારધીનુ ગાયન જેમ હરણનું મૃત્યુ નીપજાવે છે, તેમ માયા રૂપી સ્ત્રી દૈવ-યોગથી પતિ છોકરા તથા ઘરના રૂપમા આવી મળેલુ મનુષ્યનું મૃત્યુ સમજવુ ૪૦—૪૨ ઉપાધિ રૂપ લિંગ શરીરથી જીવ એક અવતારમાથી બીજામા જાય છે અને તે અવતારના કર્મોનો ઉપભોગ કરતા સદાય બીજા કર્મો કર્યા કરે છે. ૪૩ લિંગ શરીર અને તેને અનુસરનારા પાચ ભૂતો, ઇંદ્રિયો તથા મનના વિકાર

રૂપ સ્થૂલ શરીર જ્યારે કર્મ કરવાને અયોગ્ય થાય છે, ત્યારે તેનું મરણ થયુ કહેવાય છે, અને કાર્ય કરવાની યોગ્યતા આવતા જન્મ થયો કહેવાય છે ૪૪ પૃથ્વી, પાણી, તેજ, વાયુ, અને આકાશ વગેરેને સાક્ષાત્કાર કરનારો ભોગાયતનરૂપ સ્થૂલ દેહ જ્યારે દ્રવ્યના રૂપાદિક જોવાને અયોગ્ય થાય છે ત્યારે તેનુ મરણ થયુ કહેવાય છે, કારણ કે તેનુ આત્માભિમાન શમી જાય છે અને તેથી દેહનો નાશ થાય છે જ્યારે પચભૌતિક સ્થૂલ દેહથી પદાર્થો જોવામા આવે છે, ત્યારે 'આજ હુ છુ' એવા અભિમાનને લીધે દેહનો જન્મ થયો કહેવાય છે ૪૫ જ્યારે નેત્રના ગોલક—કાચને કમળાના દોષથી વસ્તુનુ ખરુ રૂપ વિપરીત દેખાય છે ત્યારે ચક્ષુ ઇદ્રિય પણ દ્રવ્યના રૂપાદિક જોવા અયોગ્ય થઈ પડે છે અને જ્યારે નેત્ર ગોલક તથા નેત્રેન્દ્રિય બન્ને રૂપાદિક જોવાને અયોગ્ય થાય છે ત્યારે દ્રષ્ટા એવા જીવમાથી પણ જોવાની યોગ્યતાનો નાશ થાય છે

આ પ્રમાણે સ્થૂલ દેહ પોતાનુ કામ કરી શકતો નથી ત્યારે લિગદેહ પોતાનુ કામ કરવા અયોગ્ય થાય છે તેને મરણ કહે છે પરતુ જીવનો વસ્તુતાએ વિનાશ થતોજ નથી ૪૬ આ પ્રમાણે વસ્તુતાએ જીવનો જન્મ ને મરણ થતું નથી, એમ સમજીને ધીર પુરુષે મરણથી ભય ધરવો નહિ સુખ દુખાદિક પ્રારબ્ધાધીન છે, એમ માનીને દીનતા બતાવવી નહિ, તેમ પુત્રાદિક નાશવત છે એમ જાણીને તેમા આસક્તિ રાખવી નહિ, પરતુ આ જીવ અદાહ્ય અને અછેદ્ય છે એવુ જીવનુ સ્વરૂપ જાણીને સસારના સર્વ પદાર્થો ઉપરથી આસક્તિ છોડી દેવી ૪૭ સદસદ્ વિચાર કરનારી અને યોગ તથા વૈરાગ્યને ધારણ કરનારી યથાર્થ બુદ્ધિવડે માયાથી રચાયેલા મિથ્યા સસારમાથી દેહના અભિમાનનો ત્યાગ કરીને રહેવુ ૪૮

**सम्यग्दर्शनया बुद्ध्या योगवैराग्ययुक्तया ।**
**मायाविरचिते लोके चरेन्न्यस्य कलेवरम् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे**
**एकत्रिंशोऽध्यायः**

# અધ્યાય ૩૨ મો.*

## જન્મ મરણની ઘટમાળ.

**कपिल उवाच**

**अथ यो गृहमेधीयान्धर्मानेवावसन् गृहे ।**
**काममर्थं च धर्मान् स्वान् दोग्धि भूयःपिपर्ति तान्**

કપિલ કહે છે—જે પુરુષ ઘરમા રહીને ગૃહસ્થાશ્રમના ધર્મો પાળતા તે ધર્મોમાથી કામનાને અને ધન દિકને સપાદન કરે છે અને પાછા ભોગ અને ધનાદિકને માટે તે ધર્મોને સેવે છે, તે પુરુષ કામનાને લીધે મૂઢ હોવાથી ભગવાનના આરાધન રૂપી ધર્મથી વિમુખ થાય છે, અને શ્રદ્ધાસપન્ન થઇ યજ્ઞોથી દેવતાઓનુ તથા શ્રાદ્ધથી પિતૃઓનુ પૂજન કરે છે ૧-૨ દેવ તથા પિતૃઓ ઉપર થયેલી શ્રદ્ધાથી તે જડબુદ્ધિ, પિતૃ અને દેવતાઓની આરાધના રૂપી વ્રત પાળતા ચદ્રલોકમા જાય છે ત્યા આગળ અમૃતનું પાન કરીને પાછો આ લોકમા અવતરે છે ૩ ગૃહસ્થાશ્રમીઓએ સપાદન કરેલા તે લોકો, જ્યારે અનત એવા શ્રીહરિ શેષશય્યામા પોઢે છે ત્યારે લય પામે છે ૪ જે ધીરપુરુષો કામના માટે તથા ધનાદિકને માટે સ્વધર્માચરણ કરીને, તેમાથી કામાદિકનો લાભ લેતા નથી, તેઓ આસક્તિ વિનાના કર્મો ઇશ્વરાર્પણ કરનારા, શાત, શુદ્ધ ચિત્તવાળા, નિવૃત્તિવાળા, ધર્મ ઉપર પ્રેમ રાખનારા, મમતા રહિત અને અહકાર રહિત પુરુષ સ્વધર્મ રૂપ સત્વ ગુણને લીધે ચિત્તને શુદ્ધ કરીને સૂર્ય દ્વારમાથી સર્વતો વ્યાપક પર અને અપરના સ્વામી, સર્વના ઉપાદાન કારણ અને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર પરમાત્માને પામે છે ૫-૭ બ્રહ્માને પરમેશ્વર જાણીને તેમની ઉપાસના કરનાર લોકો બે પરાર્દ્ધ વર્ષ પૂરા થયા પછી બ્રહ્માનો લય થાય છે માટે તે પ્રલય થાય તેટલાં વર્ષ સુધી બ્રહ્મલોકમા રહે છે ૮ ત્રણ ગુણાત્મક, શરીરધારી બ્રહ્મા તેમના સો વર્ષનો સમય યથાર્થ ભોગવ્યા પછી પૃથ્વી, જળ,

* આ અધ્યાયમા સત્વગુણી ધર્મો પાળવાથી જીવની ઉપરના લોકોમા ગતિ થાય છે અને ત્યાથી પુણ્ય ક્ષય થતા પાછી આ લોકમા ગતિ થાય છે એમ જન્મોની ઘટમાળ ચાલ્યા કરે છે તે કથા કહેવાશે

તેજ, વાયુ, મન, ઇંદ્રિયો, વિષયો અને પ્રાણીઓ વગેરેથી વિંટાયેલા બ્રહ્માંડનો પ્રલય કરવાની ઇચ્છાથી જ્યારે ઇશ્વરમા પ્રવેશ કરે છે ત્યારે ઉપરના લોકમા જઈ બ્રહ્માના દેહમા પેઠેલા પ્રાણવાયુને તથા મનને જિતનારા વૈરાગ્યવાળા યોગીઓ બ્રહ્માની સાથે જ પરમાનંદરૂપ, સર્વત્ર વ્યાપક, પુરાણપુરુષ અને સર્વના કારણરૂપ એવા પરમાત્માને પામે છે, પરંતુ બ્રહ્માની પહેલા પરમાત્માને પામી શકતા નથી, કારણ કે ત્યા સુધી તેમને દેહાભિમાન હોય છે ૯–૧૦

હે માતાજી ! સર્વ પ્રાણીઓના હૃદય કમળમા વાસ કરનાર અને જેનો પ્રભાવ તમે સાભળ્યો છે એવા ભગવાનને તમે પ્રેમથી શરણે જાઓ ૧૧ મરીચમિશ્ર ઋષિઓ, સનત્કુમાર વગેરે યોગીશ્વરો, યોગમાર્ગ ચલાવનાર સિદ્ધલોકો અને સ્થાવર જગમ જગતના આદિદેવ બ્રહ્મા નિષ્કામ કર્મ કર્યાં છતા, પણ કર્તૃત્વને લીધે ભેદદૃષ્ટિ કરે છે તથા દેહમા આત્માનુ અભિમાન ધરે છે તો તેઓ એક વખતે જ્ઞાન અને ઐશ્વર્ય, ગુણસંપન્ન, પુરુષશ્રેષ્ઠ એવા પરબ્રહ્મને પામે છે તોપણ દેહાભિમાન અને કર્તૃત્વના દોષને લીધે પાછા સૃષ્ટિ સમયે જ્યારે કાળમૂર્તિ ઇશ્વરની પ્રેરણાથી સત્વાદિક ગુણો પરિણામ પામે છે ત્યારે પાછા જેવા ને તેવાજ આ લોકમા જન્મે છે, ૧૨–૧૪ તે કર્મ કરનારા પણ ધર્મથી નિર્માણ થયેલા પરમેષ્ઠી સબંધી ઐશ્વર્યને સેવીને જ્યારે સૃષ્ટિ સમયે સત્વાદિક ગુણો પરિણામ પામે છે, ત્યારે પાછા આ લોકમા અવતરે છે. ૧૫ જેઓ આ લોકમા આસક્તિ રાખે છે, કર્મો ઉપર શ્રદ્ધા રાખે છે, નિત્ય સકામ કર્મો અને સંધ્યાવંદન વગેરે સર્વ નિત્ય કર્મો કરે છે, રજોગુણથી વિક્ષિપ્ત મનવાળા છે, કામનામા આસક્ત થયેલા છે, ઇંદ્રિયાધીન છે, જેમનુ મન ઘરમા ચોટી રહેલુ છે, જેઓ મધુદૈત્યનો નાશ કરનારા છે, જેમના ગાવા યોગ્ય પરાક્રમ છે એવા અને જેમનું જ્ઞાન સંસારનો નાશ કરે છે એવા ભગવાનની કથાથી વિમુખ થઇને ધર્મના અને અર્થના કામમા મચ્યા રહે છે અને જેઓ અચ્યુત ભગવાનની કથા રૂપી અમૃતનો ત્યાગ કરી ભુંડ જેમ વિષ્ઠાનુ ભક્ષણ કરે તેમ દુષ્ટ લોકોની કથાઓનું શ્રવણ કરે છે તથા જેઓ દૈવથી ખરેખરા હણાયેલા છે તથા ગર્ભાધાનથી માડીને મરણ સુધીની ક્રિયા કરનારા છે, તેઓ સૂર્યથી દક્ષિણ માર્ગે થઈ પિતૃલોકમા જાય છે અને પાછા પોતાના વંશમાંજ પ્રજારૂપે જન્મે છે ૧૬–૨૦ હે માતા ! તેઓ પ્રથમ પિતૃલોકમા રહી પોતાના પુણ્યોના ફળો ભોગવે છે અને પુણ્યો ક્ષીણ થયા પછી દેવો તેમના સુખ સાધનોનો નાશ કરે છે અને તેઓ પરાધીન થઈ પાછા આ લોકમા અવતરે છે. ૨૧ માટે હે માતાજી ! તમે સર્વ ભાવથી અને ભગવાનના ગુણોનો આશ્રય કરનારી ભક્તિથી જેમના ચરણારવિંદ ભજવા યોગ્ય છે, એવા પરમેશ્વરનુ સેવન કરો ૨૨ કારણ કે વાસુદેવમા જોડેલો ભક્તિયોગ વૈરાગ્યને તથા બ્રહ્મરૂપને જણાવનારુ જ્ઞાન ઉત્પન્ન કરે છે ૨૩ સર્વ વિષયો બ્રહ્મરૂપ હોવાથી સમાન છે, તેઓમા ઇંદ્રિયોની વૃત્તિદ્વારા 'આ પ્રિય છે અને આ અપ્રિય છે,' એવી વિષમતા ભક્તના ચિત્તમા થતી નથી તે પોતે સર્વમા સમાન રીતે રહેલા, સંગરહિત, જ્ઞાનસ્વરૂપ, ત્યાગ કરવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય વિષયથી ભિન્ન એવા પોતાના આત્માને પરબ્રહ્મ રૂપે થયેલો માને છે ૨૪–૨૫ જે પરબ્રહ્મ જ્ઞાન સ્વરૂપ છે, પરમાત્મારૂપ છે તથા જે ઇશ્વર છે, તે એકજ ભગવાન પોતે જીવ, શરીર, વિષયો તથા ઇંદ્રિયોરૂપે જુદા જુદા દેખાય છે, ૨૬ માટે આ જગતમા યોગીને સંપૂર્ણ યોગદ્વારા એટલુજ વાંછિત ફળ મેળવવાનું છે કે, જે ફળ પ્રાપ્ત થવાથી સંસારનો સર્વ સંગ ટળી જાય છે ૨૭ પરબ્રહ્મ એક જ્ઞાનરૂપ છે તથા નિર્ગુણ છે તોપણ તે બહિર્મુખ એવી ઇંદ્રિયોદ્વારા ભ્રાંતિને લીધે શબ્દાદિક ધર્મવાળા, અનેક પદાર્થરૂપે જાણવામા આવે છે ૨૮ દૃષ્ટાંત તરીકે પ્રથમ પરમાત્મા એકજ હતા. તે પાછળથી મહત્તત્વરૂપે થયા, પછી ત્રણ પ્રકારના અહંકાર રૂપે થયા, બાદ પાંચ મહાભૂત રૂપે થયા, અગિયાર ઇંદ્રિય રૂપે ને છેલ્લે જીવરૂપે થયા તે જીવના શરીરરૂપ આ જગત જે મહત્તત્વાદિક વગેરેમાથી ઉત્પન્ન થયુ છે ૨૯ શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ્ય તથા નિત્ય યોગાભ્યાસ કરવાથી જેનું મન એકાગ્ર થયેલુ છે એવો સંગરહિત પુરુષ પરબ્રહ્મને પામે છે.

૩૦ હે માતાજી! આ પ્રમાણે પરબ્રહ્મના દર્શન કરાવનારું જ્ઞાન મેં તમને કહ્યુ, જે જ્ઞાનથી પ્રકૃતિ અને પુરુષના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે ૩૧ એવો નિર્ગુણ જ્ઞાનયોગ તથા નિર્ગુણ એવો ભક્તિ-યોગ, એ બન્નેનું પ્રયોજન એકજ છે. ૩૨ જેમ રૂપ, રસ વગેરે ઘણા ગુણવાળો એકજ પદાર્થ અનેક માર્ગવાળી ઇદ્રિયોદ્વારા અનેક પ્રકારનો જણાય છે જેમ ગોળ રૂપમા રાતો દેખાય છે, ખાતા મધુર લાગે છે અને અડકતા શીતળ સ્પર્શવાળો જણાય છે, તેમ ભગવાન પણ વસ્તુતાએ એક જ છે, પર તુ શાસ્ત્રના માર્ગોદ્વારા અનેક રૂપે જોવામા તથા જાણુ-વામા આવે છે ૩૩ વાવકુવા ખોદાવવા, યજ્ઞયાગા-દિક કરવા, દાન આપવાં, તપશ્ચર્યા કરવી, વેદપાઠ કરવો, વેદના અર્થનો વિચાર કરવો, આત્મા તથા ઇદ્રિયોનો વિજય કરવો, કર્મોનો ત્યાગ કરવો, ૩૪ અનેક અ ગવાળો યોગાભ્યાસ કરવો, ભક્તિયોગ સેવવો, નિવૃત્તિવાળો નિષ્કામ ધર્મ સેવવો, પ્રવૃત્તિ-વાળો સકામ ધર્મ સેવવો, આત્મતત્ત્વનું જ્ઞાન મેળ-વવુ અને દૃઢ વૈરાગ્ય ધારણ કરવો, એ સર્વ માર્ગો-દ્વારા એક જ સ્વય પ્રકાશ ભગવાન સગુણ કિવા નિર્ગુણ રૂપે જાણવામા આવે છે ૩૫-૩૬ મે તમને ભક્તિયોગનુ ચાર પ્રકારનુ સ્વરૂપ અને જણાય નહિ તે રીતે પ્રાણીઓમા ફરનારા કાળનુ સ્વરૂપ કહી બતાવ્યુ ૩૭ જીવને અજ્ઞાનને લીધે તથા કર્મને લીધે અનેક જાતિઓમા જન્મો ધરવા પડે છે હે માતાજી! જે જાતિઓમા પ્રવેશ કરવાથી જીવ પોતાના સ્વરૂપને ભૂલી જાય છે ૩૮ જે મનુષ્ય બીજાને ઉદ્વેગ કરનાર હોય, નમ્રતા રહિત હોય, અભિમાની હોય, દુરાચરણી હોય, ધર્મનો ઢોગ કરનારો હોય, ચ ચળ ચિત્તવાળો હોય, ઘરમા આસક્તિ ધરાવનારો હોય, મારો ભક્ત ન હોય અથવા તો મારા ભકતનો દ્વેષ કરનારો હોય, તેને આ જ્ઞાનનો ઉપદેશ કરવો નહિ ૩૯-૪૦ પર તુ શ્રદ્ધાળુને, ભક્તને, વિનયીને, ઇર્ષ્યારહિતને, પ્રાણીઓ સાથે મિત્રતા કરનારને, સેવામાં પ્રીતિ રાખનારને, સ્પષ્ટ વૈરાગ્યવાળાને, શાત પ્રકૃતિના મનુષ્યને મત્સર વિનાના મનુષ્યને, પવિત્ર મનુષ્યને અને જેને હું પ્રિયમા પ્રિય હોઉં એવા ભક્ત મનુષ્યને આ જ્ઞાનનો ઉપદેશ કરવો ૪૧-૪૨ જે પુરુષ મારામા ચિત્ત રાખીને શ્રદ્ધાપૂર્વક એકવાર પણ આ ઉપદેશ સાભ ળે તે મારી પદવીને પામે છે ૪૩

य इद शृणुयादम्ब श्रद्धया पुरुष सकृत्।
यो वाऽभिधत्ते मच्चित्त: स ह्येति पदवीं च मे
इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कधे
द्वात्रिंशोऽध्याय:

# અધ્યાય ૩૩ મો.*

## ભગવતી દેવહૂતિની મુક્તિ.

मैत्रेय उवाच

एव निशम्य कपिलस्य वचो जनित्री
सा कर्दमस्य दयिता किल देवहूति:।
विस्रस्तमोहपटला तमभिप्रणम्य
तुष्टाव तत्त्वविषयांकितसिद्धिभूमिम् ॥ १ ॥

મૈત્રેય કહે છે-હે વિદુર! આ પ્રમાણે કપિલ દેવના વચન સાભળી ભગવતી દેવહૂતિના મોહ રૂપી પડળ ઉતરી ગયા અને સાખ્યશાસ્ત્રના પ્રવર્તા-વનાર ભગવાન કપિલદેવને પ્રણામ કરી તેમની સ્તુતિ કરવા લાગ્યા ૧

દેવહૂતિ-હે ભગવન્! આપના ઉદરના નાભિક-મળમાથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ પણ જળની અ દર સુતેલા, પચ મહાભૂત, ઇદ્રિયો, તેના વિષયો તથા અહ કારમય ગુણના પ્રવાહવાળા, સર્વના બીજ રૂપ આપના શરીરનુ કેવળ ધ્યાન કર્યું હતું, પર તુ તેના પ્રત્યક્ષ દર્શન કર્યા ન હતા ૨ આપ સત્ય સકલ્પવાળા છો, સ્વતંત્ર છો અને તમારી હજારો શક્તિઓ વિચા-રમા આવે નહિ એવી છે, એજ તમે ગુણના પ્રવાહ રૂપે જીવને ભોગ આપવા જગતની ઉત્પત્તિ આદિક કરો છો, પરંતુ તે તમે પોતે કરતા નથી તમારી માયા તે કરે છે, કારણ કે તમે ક્રિયારહિત છો ૩ હે પ્રભો! પ્રલયકાળે આ વિશ્વ જેના ઉદરમા રહેલું હતું અને જે ભગવાન માયાથી બાળકનુ રૂપ ધારણ

* આ અધ્યાયમા કપિલદેવના ઉપદેશથી દેવહૂતિને જ્ઞાન થયું અને તેમની જીવન્મુક્તિ થઇ એ પ્રસગની કથા કહેવામા આવશે

કરીને એકલાજ પોતાના પગનો અગુઠો ધાવતા વડના પાદડામા પોઢ્યા હતા તે તમે મારા ઉદરમા શી રીતે આવ્યા ? ૪ હે વિભો ! તમે સર્વત્ર છો, તમે પાપીઓનો નાશ કરવા તથા તમારી આજ્ઞા પાળનારાઓનુ કલ્યાણ કરવા માટે જેમ વરાહાદિક ઉત્તમ અવતારો ધારણ કરો છો તેમ આ અવતાર પણ લોકોને આત્મજ્ઞાનનો માર્ગ દેખાડવા માટે ધારણ કર્યો છે ૫ હે ભગવન્ ! ચડાળ હોય તે પણ આપના નામનુ શ્રવણ કરવાથી, કીર્તન કરવાથી, આપને પ્રણામ કરવાથી તથા આપનુ સ્મરણ કરવાથી સહજ પવિત્ર થાય છે ત્યારે તમારા દર્શનથી પવિત્ર થાય તેમા શી નવાઈ, ૬ વળી જેમની જીભના ટેરવા ઉપર તમારુ નામ રહેલુ હોય એવો ચડાળ પણ તમારા નામને લીધે મોટો ગણાય છે તો જે મહાત્માઓ તમારા નામનુ રટણ કરે છે તેઓએ તપ કર્યું, તેઓએ હોમહવન કર્યા, તેઓએ તીર્થમા સ્નાન કર્યું અને તેઓએ વેદના પાઠ કર્યા એમ સમજવુ ૭ આવા પરમપુરુષ અને અતર્વૃત્તિદ્વારા ધ્યાન કરવા યોગ્ય પોતાના સ્વરૂપના પ્રકાશથી સસારના બધનને તોડનારા તથા જેના ઉદરમા વેદ રહેલા છે એવા બ્રહ્મભૂત અને વિષ્ણુરૂપ આપ કપિલદેવને હુ પ્રણામ કરુ છુ ૮

મૈત્રેય કહે છે–હે વિદુર ! આ પ્રમાણે દેવહૂતિએ કપિલદેવ નામના પરમપુરુષ ભગવાનની સ્તુતિ કરી, એટલે માતા ઉપર પ્રેમ ધરાવનારા ભગવાન કપિલે ગભીર વાણીથી તેમને આ પ્રમાણે કહ્યુ ૯

કપિલદેવ બોલ્યા–હે માતાજી ! સુખથી સેવી શકાય એવો આ સરલ માર્ગ મે તમને કહી સભળાવ્યો આ માર્ગે ચાલવાથી તમે થોડાજ કાળમા જીવન્મુક્તિ મેળવશો ૧૦ હે માતા ! બ્રહ્મવાદીઓએ સેવેલા મારા આ સિદ્ધાત ઉપર શ્રદ્ધા રાખજો, કે જેથી તમે અજન્મા એવા મને પરમેશને પામશો જેઓ આ સિદ્ધાતને જાણતા નથી તેઓ જન્મમરણને પામ્યા કરે છે ૧૧

મૈત્રેય કહે છે–આ પ્રમાણે ભગવાન કપિલમુનિ પોતાની માતા દેવહૂતિને આત્મસ્વરૂપનો ઉપદેશ આપી પોતાની બ્રહ્મવાદિની માતાની આજ્ઞા લઇ ત્યાથી ચાલી નીકળ્યા ૧૨ પછી દેવહૂતિ પણ પુત્રે કહેલા યોગના વિધિ પ્રમાણે સરસ્વતી નદીના મુગટ રૂપ બિદુસર નામના આશ્રમમા રહી સાવધાન થઈને યોગાભ્યાસ કરવા લાગ્યા ૧૩ ત્રણ વાર નહાવાથી તેમના માથાના વાકડિયા કેશ પીળા થઈ પરસ્પર ગુચાઈને જટા જેવા થઇ ગયા શરીર પણ સખત તપ કરવાથી દુર્બળ થઇ ગયુ તેમણે શરીર ઉપર જીર્ણ ફાટેલા વસ્ત્રો ધારણ કર્યા હતા ૧૪ દેવહૂતિનુ ગૃહસ્થાશ્રમનું સુખ, પ્રજાપતિ કર્દમના તપથી અને યોગસિદ્ધિથી વૃદ્ધિ પામેલુ હતુ અને તે સુખને દેવતાઓ પણ ઇચ્છતા હતા. ૧૫ જેમના વૈભવમા દૂધના ફેન જેવી શ્વેત અને સોનાના સામાનવાળી હાથીદાતની શય્યાઓ હતી, કોમળ બિછાનાવાળા સુવર્ણના સુદર આસનો હતા, ૧૬ મોટા મરકત મણિથી જડેલી સ્વચ્છ સ્ફટિકમણિની ભીંતોમા ઉત્તમ સ્ત્રીઓના પ્રતિબિબ સાથે રત્નના દીવાઓ ઝળઝળાટ પ્રકાશી રહેતા હતા ૧૭ ઘણા દેવતાઈ વૃક્ષોના પુષ્પોથી ઘરમાનુ ઉપવન મનોહર લાગતુ હતુ અને પક્ષીઓના જોડા શબ્દ કરતા તથા મદમત્ત ભમરા ગુજારવ કરતા હતા ૧૮ વળી કમળના સુગધથી મઘમઘી રહેલી સુદર વાપિકાઓમા દેવહૂતિ ઉતરતા અને કર્દમ તેમને મનવાછિત ફળ આપતા ત્યારે દેવતાઓના સેવકો તે વિષેનું વર્ણન કરતા હતા ૧૯ ઇદ્રની સ્ત્રીઓ પણ જેમના ગૃહસ્થાશ્રમના સુખની ઇચ્છા કરતી હતી, આવા ઉત્તમ સુખનો દેવહૂતિએ ત્યાગ કરી દીધો તોપણ તેમના મનમા જરા પણ શોક થયો નહિ, પરતુ ઈશ્વર રૂપ પ્રિય પુત્રનો વિયોગ થવાથી દેવહૂતિને શોક થયો. ૨૦ પતિ વનમા ગયા પછી પુત્ર પણ વનમા ગયો તેથી પ્રિય વત્સના જવાથી જેમ ગાય ખિન્ન થાય તેમ દેવહૂતિ જોકે જ્ઞાની હતા તોપણ પુત્ર ઉપરની પ્રીતિને લીધે ખિન્ન થયા ૨૧ હે વિદુર ! પુત્ર રૂપ ભગવાન કપિલદેવનુ તે ધ્યાન ધરવા લાગ્યા આ પ્રમાણે ધ્યાન કરવાથી થોડા કાળમા દેવહૂતિ એવા ઉત્તમ વૈભવવાળા સસાર ઉપર ઉદાસ થઇ ગયા અને પુત્રે ધ્યાન કરવા યોગ્ય જે ભગવાનનુ સ્વરૂપ સંભળાવ્યું હતુ તે પ્રસન્ન વદનવાળા, આત્મસ્વરૂપ, સર્વવ્યાપક, સ્વા-

નુભવથી માયાના ગુણના સંબંધરહિત એવા પરમાત્માનું ભક્તિના પૂર્ણ પ્રવાહવડે, પ્રબળ વૈરાગ્યવડે, યોગ્ય આહારવિહારથી, બ્રહ્મસ્વરૂપતા આપનારા જ્ઞાનવડે તથા શુદ્ધ પવિત્ર મનવડે ધ્યાન ધરવા લાગ્યા. પ્રથમ ભગવાનના સમસ્ત સ્વરૂપનુ ધ્યાન ધરવા માંડયુ અને તે ધ્યાન દઢ થયા પછી પ્રત્યેક અંગેઅંગનુ ધ્યાન કરવા માડયુ ૨૨-૨૫ આ પ્રમાણે ધ્યાન કરવાથી સર્વ જીવના આશ્રયરૂપ ભગવાન પરબ્રહ્મ વિષે બુદ્ધિ સ્થિર થઈ તેમનું જીવપણુ દૂર થયુ, કલેશો નાશ પામ્યા અને જીવન્મુક્તિનુ સુખ મળ્યુ ૨૬ જ્યારે તેમની સમાધિ નિત્ય અવિચ્છિન્ન ચાલવા માડી ત્યારે મનની વૃત્તિ બ્રહ્માકાર થવાથી દેહાદિકની ભ્રાંતિ દૂર થઈ ગઈ અને જેમ જાગ્રત થયેલો મનુષ્ય સ્વપ્નમા જોયેલા પદાર્થને તદન વિસરી જાય તેમ તે પોતાના દેહને વિસરી ગયા ૨૭ તેમનો દેહ અલ્પ પોષણ મળવા છતા દુર્બળ થયો ન હતો, તે અગ્નિના જેવો તેજસ્વી લાગતો હતો ૨૮ દેવહૂતિનુ મન વાસુદેવ ભગવાનમાજ પરોવાએલુ રહેતું, તેથી પ્રારબ્ધને લીધે રક્ષાયેલા તેમના તપ અને યોગમય શરીર ઉપરથી વસ્ત્ર ખસી જતા અને માથાના પિંગળ કેશ છુટા થઈ જતા તોપણ તેમને દેહનુ ભાન રહેતુ ન હતું ૨૯ આ પ્રમાણે કપિલ મુનિએ કહેલા જ્ઞાનમાર્ગદ્વારા દેવહૂતિ નિત્યમુક્ત પરમાત્મા ભગવાન બ્રહ્મને પ્રાપ્ત થયા ૩૦ જે ઠેકાણે દેવહૂતિ બ્રહ્મત્વ પામ્યા, તે મહા પવિત્ર ક્ષેત્ર આ લોકમા 'સિદ્ધપદ' ના નામથી ઓળખાય છે. ૩૧ હે વિદુર! યોગાભ્યાસથી જેના મલનો નાશ થયો હતો એવુ દેવહૂતિનુ શરીર જળાશયમા ઉત્તમ સિદ્ધિને આપનારી નદીરૂપ થઈ ગયુ ૩૨ મહાયોગી ભગવાન કપિલદેવ પણ આશ્રમમાથી નીકળ્યા તે વેળાએ સિદ્ધ, ચારણ, ગંધર્વ, મુનિઓ અને અપ્સરાઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા તે ઇશાન ખુણા તરફ આવેલા સાગરના તટ ઉપર ગયા ત્યા સમુદ્રે તેમનો સત્કાર કરીને સ્થાન આપ્યુ ૩૩-૩૪ સાંખ્યાચાર્યો જેમની સ્તુતિ કરે છે એવા કપિલ ભગવાન ત્રણે લોકની શાંતિ માટે ત્યા યોગધારણ કરીને સમાધિમા બેઠા ૩૫ હે નિર્દોષ તાત ! તમે મને જે કથા પૂછી હતી તે કથા રૂપી કપિલ અને દેવહૂતિનો પવિત્ર સંવાદ મે તમને કહ્યો ૩૬ જે મનુષ્ય આત્મજ્ઞાનની પ્રાપ્તિના ઉપાયોમા ગુપ્ત એવો કપિલ મુનિનો આ મત વિચારે છે અને બીજાને સમજાવે છે તેની ભગવાન ઉપર દઢ ભક્તિ થાય છે અને તે ભગવાનના ચરણારવિંદને પામે છે ૩૭

य इदमनुशृणोति योऽभिधत्ते
कपिलमुनेर्मतमात्मयोगगुह्यम् ।
भगवति कृतधीः सुपर्णकेता
वुपलभतेभगवत्पदारविन्दम् ॥ ३७ ॥

इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कंधे
त्रयस्त्रिंशोऽध्यायः





ધ્રુવ આગળ ભગવાનનું પ્રાગટ્ય

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## चतुर्थस्कंध.

## અધ્યાય ૧ લો.‡

### મનુની કન્યાઓનો વંશ.

**મૈત્રેય ઉવાચઃ—મનોસ્તુ શતરૂપાયાં તિસ્રઃ કન્યાશ્ચ જજ્ઞિરે**
**આકૂતિર્દેવહૂતિશ્ચ પ્રસૂતિરિતિ વિશ્રુતાઃ ॥ ૧ ॥**

મૈત્રેય કહે છે—સ્વાયંભુવ મનુને શતરૂપા નામની રાણીથી આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ નામની ત્રણ કન્યાઓ થઇ હતી ૧ આકૂતિને ભાઈ હતા તોપણ મનુએ શતરૂપાના કહેવાથી રુચિ ઋષિને તે * પુત્રિકાધર્મની રીતે પરણાવી હતી ૨ ત્યાર પછી બ્રહ્મતેજવાળા રુચિ ઋષિએ તેમાં પરમેશ્વરના ધ્યાનથી એક જોડકુ (એક પુત્ર અને એક પુત્રી) ઉત્પન્ન કર્યું હતું. ૩ તેમા જે પુત્ર હતો તે સાક્ષાત્ યજ્ઞમૂર્તિ ભગવાન હતા અને જે પુત્રી હતી તે ભગવાનની સાથે સદા રહેનારી દક્ષિણા નામની લક્ષ્મીના અંશરૂપ હતી. ૪ પોતાની કન્યાના પુત્રને સ્વાયંભુવ મનુ પોતાને ઘેર લઈ ગયા અને રુચિએ આનંદપૂર્વક દક્ષિણા નામની કન્યાને પોતાને ત્યા રાખી. ૫ ત્યાર પછી દક્ષિણા નામની તે કન્યાનુ યજ્ઞપતિ ભગવાને પાણિગ્રહણ કર્યું, અને પ્રસન્ન થઇ તેનાથી બાર પુત્ર ઉત્પન્ન કર્યા ૬ તેઓ તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાન્તિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્વહ્ન, સુદેવ, અને રોચન એ બાર હતા. ૭ એ સ્વાયંભુવ મન્વન્તરમા તુષિત નામના દેવતાઓ કહેવાયા મરીચિ આદિ સપ્તર્ષિ થયા અને યજ્ઞ ભગવાન ઇન્દ્ર થયા. ૮ મનુને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામે બે પરાક્રમી પુત્રો હતા તેમના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રના વંશજોએ પૃથ્વીનું પાલન કર્યું ૯ હે તાત! સ્વાયંભુવ મનુએ પોતાની પુત્રી દેવહૂતિને કર્દમ સાથે પરણાવી હતી, તેનું ચરિત આપે શ્રવણ કર્યું છે. ૧૦ તેજ ભગવાન મનુએ બ્રહ્માના પુત્ર દક્ષને પોતાની પ્રસૂતિ નામની ત્રીજી કન્યા પરણાવી હતી પ્રસૂતિનો વંશ ત્રણે લોકમાં વિસ્તરેલો છે. ૧૧ નવ બ્રહ્મર્ષિઓની સ્ત્રીઓ જે કર્દમની કન્યાઓ થતી હતી તે હું તમને કહી ગયો છું, તેમની વંશ પરંપરા હું તમને કહું તે હવે સાંભળો. ૧૨ મરીચિની સ્ત્રી અને કર્દમની કન્યા કલાએ

---

‡ આ પહેલા અધ્યાયમા મનુની કન્યાઓના જુદા જુદા વંશો કહેવામા આવશે, અને તેમા યજ્ઞાદિ મૂર્તિઓ દ્વારા ભગવાનના અવતારની કથા કહેવાશે આ ચતુર્થ સ્કન્ધમા વિસર્ગ વર્ણન છે વિસર્ગ ઇશ્વરાધીન છે. બ્રહ્મા મન્વાદિકોએ કરીને વિસર્ગ થાય છે

* જે કન્યાને ભાઇ ન હોય તેને પરેણા કપડા પહેરાવી પરણાવતી વેળાએ પ્રતિજ્ઞા થાય છે કે, ભાઇ વગરની અને આભૂષણ વસ્ત્રથી ભૂષિત આ કન્યા અમે તમને આપીએ છીએ પણ આથી જે પુત્ર થશે તે અમારો ગણાશે એવી પ્રતિજ્ઞાને પુત્રિકાધર્મ કહે છે.

કશ્યપ અને પૂર્ણિમા નામના બે સંતાન થયા જેઓના વંશથી આખું જગત પરિપૂર્ણ થયું ૧૩ પૂર્ણિમાને હે વિદુર! વિરજ અને વિશ્વગ નામે બે પુત્રો અને દેવકુલ્યા નામની કન્યા થઈ, જે વિષ્ણુ ભગવાનની કૃપાએ જન્માંતરમાં આકાશ ગંગા થઈ ૧૪ અત્રિની સ્ત્રી અનસૂયાને દત્ત, દુર્વાસા અને ચંદ્ર નામના વિષ્ણુ, મહેશ અને બ્રહ્માના અંશથી ઉત્પન્ન થએલા મોટા તપસ્વી અને મોટી કીર્તિવાળા ત્રણ પુત્રો થયા ૧૫

વિદુર કહે છે—હે ગુરો! અત્રિ ઋષિના ઘરમાં ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર એવા ત્રણે દેવ શું કાર્ય કરવાની ઇચ્છાથી પ્રકટ થયા, તે કથા મને કહો? ૧૬

મૈત્રેય કહે છે—બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા અત્રિ ઋષિને બ્રહ્માએ સૃષ્ટિ રચવા પ્રેરણા કરી ત્યારે તે અનસૂયાને લઈ તપ કરવાને કુલાચલ પર્વત ઉપર ઋક્ષતીર્થ આગળ ગયા ૧૭ પુષ્પના મોટા ગુચ્છ જેમાં લટકી રહ્યા હતા એવા પલાશ અને આસોપાલવના વનની શોભા જ્યાં હતી અને નિર્વિંધ્યા નામની નદીના નિર્મળ ઝરણાનો નાદ જ્યાં થઇ રહ્યો હતો એવા પર્વતમાં પવનનું ભક્ષણ કરી પ્રાણાયામથી મનને રોકી સો વર્ષ સુધી એક પગે ઉભા રહી તેઓ તપ કરવા લાગ્યા ૧૮–૧૯ તે આ પ્રમાણે ધ્યાન કરતા હતા કે—જે આ જગતના ઈશ્વર છે તેમને હું શરણે છું અને તે મને તેમના જેવો પુત્ર આપો ૨૦ આ પ્રમાણે તપશ્ચર્યા કરતા કરતા મુનિના મસ્તકમાંથી પ્રાણાયમથી વૃદ્ધિ પામેલો અગ્નિ બહાર નીકળી ત્રણે લોકને તપાવવા લાગ્યો તે જોઈ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તેમના આશ્રમમાં ગયા અપ્સરાઓ, મુનિ, ગંધર્વ, સિદ્ધ, વિદ્યાધર અને ઉરગ તેમના યશ ગાવા લાગ્યા ૨૧–૨૨ એ દેવોના પ્રકટ થવાના સંબંધથી મુનિનું સઘળું પાપ નાશ થઈ ગયું, તોપણ અત્રિ મુનિએ એક પગે ઉભા રહી તેમના દર્શન કર્યાં ૨૩ પછી દંડવત્ પ્રણામ કરી હાથ જોડી નંદી, હંસ અને ગરુડ ઉપર બિરાજેલા પોતપોતાના આયુધ, ત્રિશૂળ, કમંડલુ અને ચક્ર આદિ ચિહ્ન ધારણ કરનાર ત્રણે દેવની તેમણે પૂજા કરી પ્રેમથી કૃપાયુક્ત દૃષ્ટિએ અને હસતા મુખે પોતાના ઉપર તેમને પ્રસન્ન જાણી તેજથી અંજાઈ જવાથી તેમણે આંખો મીંચી દીધી ૨૪–૨૫ પછી અત્રિ ઋષિ ચિત્તને તે ત્રણે દેવોમાં લગાડી હાથ જોડી મધુર અને ગંભીર વાણીથી સર્વ લોકોમાં મોટા એવા તેઓની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૨૬

અત્રિ—જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારને માટે વિભાગ કરેલા માયાના ગુણોથી જે યુગે યુગે શરીર ધારણ કરે છે તે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, હું આપ ત્રણેને વારંવાર પ્રણામ કરું છું તમોમાંથી મેં જેને બોલાવેલા તે કોણ? એ તમારે મને કહેવું જોઈએ, ૨૭ કારણ કે અનેક ઉપચારોથી પુત્ર થવા માટે એક દેવતાનું ચિત્તથી મેં ધ્યાન ધર્યું હતું, છતાં મનુષ્યોના મનમાં ન આવે એવા આપ ત્રણે દેવ કેમ અત્રે પધાર્યા? મારી ઉપર કૃપા કરીને કહો કે આપ મને શું ફળ આપશો? ૨૮

મૈત્રેય કહે છે—અત્રિ મુનિના વચન સાંભળી હે વિદુર! હસીને મધુર વાણીથી તેઓ ઋષિને આમ કહેવા લાગ્યા ૨૯ હે બ્રહ્મન્! આપે જેવો સત્ય સંકલ્પ કર્યો તેવુંજ થવું જોઈએ એમાં ફેરફ પડવો જોઈએ નહિ આપ જેનું ધ્યાન ધરો છો તે અમે છીએ ૩૦ હે મુનિ! અમારા અંશથી હવે તમને ત્રણ પુત્રો થશે અને તે તમારા વંશનો વિસ્તાર કરશે અને આપનું કલ્યાણ થશે ૩૧

મૈત્રેય કહે છે—આ પ્રમાણે ત્રણે દેવતાઓ અત્રિને મનવાંછિત વર આપી તેમના દેખતા અંતર્ધાન થઇ ગયા ૩૨ પછી તેમને ઘેર બ્રહ્માના અંશથી ચંદ્રમા, વિષ્ણુના અંશથી દત્તાત્રય અને શંકરના અંશથી દુર્વાસા પુત્ર થઈને જન્મ્યા હવે અંગિરાનાં સંતાનોની કથા સાંભળો ૩૩

અંગિરાની શ્રદ્ધા નામની સ્ત્રીએ * સિનીવાલી, કુહુ, રાકા અને અનુમતિ નામની ચાર કન્યાઓને જન્મ આપ્યો ૩૪ અંગિરાને બે પુત્રો થયા, તેમાં

* જે અમાવાસ્યાને દહાડે થોડો ચંદ્ર દેખાય તે સિનીવાળી, અને જરા પણ ચંદ્ર ન દેખાય તે કુહુ, પૂર્ણચંદ્રવાળી પૂર્ણિમા તે રાકા, અને જરા ઓછા ચંદ્રવાળી પૂર્ણિમા તે અનુમતિ કહેવાય છે.

એક ઉતથ્ય અને બીજો બ્રહ્મજ્ઞાની બૃહસ્પતિ હતો, કે જે સ્વારોચિષ મન્વન્તરમા પ્રસિદ્ધ થયો હતો ૩૫ પછી પુલસ્ત્ય ઉત્પન્ન થયા, જે પૂર્વ જન્મમા જઠરાગ્નિ હતા, પુલસ્ત્યને બીજો મહા તપસ્વી વિશ્રવા નામનો પુત્ર થયો ૩૬ વિશ્રવાને ઇડવિડા નામની સ્રીથી યક્ષોના પતિ કુબેર થયા અને બીજી સ્રી કેશિનીથી રાવણ, કુભકર્ણ અને વિભીષણ, એ ત્રણ પુત્રો થયા ૩૭ હે વિદુર! પુલહની ગતિ નામની સ્રીમા કર્મશ્રેષ્ઠ, વરીયસ અને સહિષ્ણુ નામના ત્રણ પુત્ર થયા ૩૮ ક્રતુને ક્રિયા નામની સ્રીમા બ્રહ્મ તેજથી દેદિપ્યમાન સાઠ હજાર વાલખિલ્ય નામના પુત્રો ઉત્પન્ન થયા ૩૯ વસિષ્ઠને ઉર્જા નામની સ્રીથી ચિત્રકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્બણ, વસુભૃધાન અને દ્યુમાન, એ નામના નિર્મળ સાત બ્રહ્મર્ષ પુત્રો થયા, અને બીજી સ્રીથી શક્તિ—આદિ પુત્રો થયા ૪૦—૪૧ અથર્વા ઋષિની સ્રી ચિતિને દધ્યચ નામે તપસ્વી પુત્ર થયો, કે જેને પાછળથી ઘોડાનુ મસ્તક ચોટાડ્યુ હતું ૪૨ ભૃગુને ખ્યાતિથી ધાતા અને વિધાતા નામના બે પુત્રો અને ભગવત્પરાયણ લક્ષ્મી થયા ૪૩ મેરુએ ધાતા અને વિધાતાને પોતાની આયતિ અને નિયતિ નામની બે કન્યાઓ પરણાવી, ધાતાને આયતિમા મૃકડ નામનો પુત્ર થયો અને વિધાતાને નિયતિમા પ્રાણ નમનો પુત્ર થયો ૪૪ મૃકડના માર્કંડેય અને પ્રાણના વેદશિરા થયા ભૃગુને કવિ નામના ત્રીજા પુત્ર થયા અને કવિને ભગવાન ઉશના થયા. ૪૫ હે વિદુર! તેમણે આ પ્રમાણે પ્રજાની વૃદ્ધિ કરી આ કર્દમ ઋષિની કન્યાઓના સતાન મે આપને કહ્યા ૪૬ જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક આનુ શ્રવણ કરે છે તેના પાપોનો નાશ થાય છે. બ્રહ્માના પુત્ર દક્ષે પ્રસૂતિનું પાણિગ્રહણ કર્યું હતું ૪૭ દક્ષે પ્રસૂતિમા નિર્મળ નેત્રવાળી સોળ કન્યાઓ ઉત્પન્ન કરી તે સોળ કન્યાઓમાથી તેર ધર્મને, એક અગ્નિને, ૪૮ એક સયત અથવા મિલિત એવા સર્વ પિતૃઓને અને એક સસારના બધન કાપનારા ભગવાન શિવને પરણાવી હતી શ્રદ્ધા, મૈત્રી, દયા, શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, હ્રી અને મૂર્ત, એ ધર્મની સ્રીઓ હતી. તેમા શ્રદ્ધાને શુભ નામનો પુત્ર થયો, મૈત્રીને પ્રસાદ, દયાને અભય, શાન્તિને સુખ, તુષ્ટિને મદ, પુષ્ટિને સ્મય, ક્રિયાને યોગ, ઉન્નતિને દર્પ, બુદ્ધિને અર્થ, મેધાને સ્મૃતિ, તિતિક્ષાને ક્ષેમ, હ્રીને પ્રશ્રય, ૪૯—૫૧ અને સર્વ ગુણોની ઉત્પત્તિ રૂપ મૂર્તિને નર અને નારાયણ નામના બે પુત્રો થયા. તે સમે દિશાઓ, પવન, નદીઓ અને પર્વત હસી રહ્યા, સ્વર્ગમા વાજા વાગવા લાગ્યા, પુષ્પોની વૃષ્ટિ થઈ, ૫૨—૫૩ મુનિ લોકો પ્રસન્ન થઈ સ્તુતિ કરવા લાગ્યા ગધર્વ તથા કિન્નરો ગાવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને બ્રહ્માદિક દેવતાઓ સ્તુતિ કરવા લગ્યા ૫૪—૫૫

દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા—જે ભગવાને પોતાની માયાથી આ જગતને રચ્યુ છે ને પોતાના આત્માને પ્રકાશિત કરવા જેણે આજ ધર્મના ઘરમા જન્મ લીધો છે તે પરમ પુરુષ ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ ૫૬ શાસ્ત્રદ્વારા જેના સ્વરૂપનો વિચાર થઈ શકે એવા ભગવાન જગતની મર્યાદા માટે સત્વ ગુણથી રચેલ અમારા લોકો સામે બહુજ કરુણ યુક્ત અને લક્ષ્મીના નિવાસભૂત કમળથી અધિક શોભાવાળી દૃષ્ટિ કરીને જુઓ ૫૭ આ પ્રમાણે દેવતાઓએ સ્તુતિ કરી ત્યારે નર—નારાયણ દેવતાઓ સામે જોઈ પૂજન સ્વીકારી ગધમાદન પર્વત ઉપર ગયા ૫૮ ભૂમિનો ભાર ઉતરાવવા તે પ્રકટ થયા, તેમા નર અશથી કુરુ કુળમા અર્જુન અને નારાયણના અશથી યદુ કુળમા શ્રીકૃષ્ણ રૂપે પ્રકટ થયા ૫૯ અગ્નિને સ્વાહા નામની સ્રીથી પાવક, પવમાન અને શુચિ, એ ત્રણ પુત્ર થયા ૬૦ એ ત્રણમાથી પીસ્તાલીશ પુત્રો થયા, તે સર્વ મળી ઓગણપચાસ અગ્નિ થયા ૬૧ વૈદિક કર્મ રૂપ યજ્ઞમા બ્રહ્મવાદીલોક જેનું નામ લઈ અગ્નિ દેવતા સબધી ઇષ્ટિયો કરે છે તે સર્વ અગ્નિઓ જાણવા ૬૨ અગ્નિશ્વાતા, બર્હિષ્પદ, સૌમ્ય અને આજ્ય, એ પિતૃગણ છે, કેટલાક સાગ્નિ કહેવાય છે, અને કેટલાક અનગ્નિ કહેવાય છે એ સર્વ વચ્ચે દક્ષની એકજ કન્યા સ્વધાને વાયુના અને ધારિણી નામની બે કન્યાઓ થઈ એ જ્ઞાન અને વિજ્ઞાનને જાણતી હતી ૬૩—૬૪

મહાદેવની સ્ત્રી સતી પોતાના સમાન શીલ ગુણવાળા શ્રીશ કરને ભજતા હતા ૧૫ સતીનો પિતા દક્ષ પ્રતિકૂળ ચાલવા લાગ્યો ત્યારે સતીએ ક્રોધ કરી યોગ ધારણ કરી નાની અવસ્થામાજ પોતાના શરીરનો ત્યાગ કર્યો ૧૬

**पितर्यं प्रतिरूपे स्वे भवायानागसे रुषा ॥**
**अप्रौढैवाऽऽत्मनाऽऽत्मानमजहाद्योगसंयुता**

**इति श्रीमद्भागवते महापुराणे तृतीयस्कन्धे**
**प्रथमोऽध्याय**

## અધ્યાય ૨ જો.$

### દક્ષ અને શંકર વચ્ચે કટુતા.

**विदुर उवाच**

**भवे शीलवतां श्रेष्ठे दक्षो दुहितृवत्सलः ॥**
**विद्वेषमकरोत्कस्मादनादृत्याऽऽत्मजां सतीम्**

વિદુરે પૂછયુ –શીલવાનોમા શ્રેષ્ઠ એવા શંકર સાથે પોતાની કન્યા ઉપર પ્રેમ રાખનાર દક્ષે શા માટે દ્વેષ રાખ્યો હતો ? ૧ શાન્તિ રૂપ ચરાચરના ગુરુ, દ્વેષરહિત, જગતને પૂજ્ય, ત્રિલોકનાથ, આત્મારામ અને સુરાધીશ શંકર સાથે દક્ષે શા માટે દ્વેષ કર્યો ? ૨ હે બ્રહ્મન્ ! જમાઇ અને સસરા વચ્ચે એવો દ્વેષ શાથી થયો કે જે દ્વેષથી સતીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો, એ કથા આપ મને કહો ? ૩

મૈત્રેય કહે છે–પ્રથમ પ્રજાપતિયોના યજ્ઞમા મોટા મોટા ઋષિ તથા અનુચરો સહિત સર્વ દેવગણ, મુનિ અને અગ્નિ એકઠા થયા હતા ૪ એ સભાનો અંધકાર નાશ કરતા અને સૂર્યના જેવી કાન્તિવાળા દક્ષને આવતા જોઈ અગ્નિ સહિત સર્વ પોતપોતાના આસનો ઉપરથી ઉભા થયા, કારણ કે દક્ષના તેજથી સર્વ ક્ષોભ પામ્યા એક બ્રહ્મા અને બીજા શંકર પોતાના આસન ઉપરથી ઉઠયા નહિ ૫–૬ સર્વેએ દક્ષનો સત્કાર કર્યો અને તે જગત ગુરુ એવા બ્રહ્માને નમસ્કાર કરી પોતાના આસન ઉપર બેઠા ૭ પરંતુ શંકર તો પ્રથમથીજ આસન ઉપર બેસી રહ્યા હતા તેમને જોઇ દક્ષે વિચાર કર્યો કે આણે મારુ અપમાન કર્યું, કારણ કે મને જોઇ તે ઉઠયો નહિ પછી જાણે હમણાજ બાળી નાખશે એવા કોપયુક્ત નેત્ર કરી તે બોલ્યા કે, ૮ હે દેવતાઓ ! અને અગ્નિ સહિત બ્રહ્મર્ષિઓ અજ્ઞાન અને મત્સર ભાવનો ત્યાગ કરી હુ સદાચારી પુરુષોના વૃત્તાંત કહું તે શ્રવણ કરો ૯ આ શિવને જરા પણ લાજ નથી. તે નિર્લજ્જે લોકપાળોના યશને કલંક લગાડયુ છે. એ અભિમાનીએ સજ્જનોએ ચલાવેલા માર્ગ અને આચરણને દૂષિત કર્યા છે ૧૦ આ મારો જમાઇ શિવ, મારા શિષ્યત્વને યોગ્ય છે, કારણ કે બ્રાહ્મણ અને અગ્નિના સન્મુખ ગાયત્રી સમાન મારી કન્યાનું સાધુની પેઠે તેણે પાણિગ્રહણ કર્યું છે ૧૧ આ વાનર જેવી આંખોવાળો નોગટો મૃગલીના બચ્ચા જેવી આંખવાળી મારી દીકરી સાથે પરણ્યો છે, તેથી સામા ઉઠીને ઉભા થવા યોગ્ય અને પ્રણામ કરવા યોગ્ય એવો જે હુ તેને સત્કાર આપવો તો રહ્યો પણ વાણીથીએ યોગ્ય સત્કાર કર્યો નથી. ૧૨ આ *ક્રિયાહીન, †અપવિત્ર, મર્યાદા તોડનાર અને ‡અભિમાનીને હુ મારી કન્યા પરણાવવા ઇચ્છિતો ન હતો, પરંતુ §શૂદ્રને જેમ વેદવાણી આપવામા આવે તેમ મે આને કન્યાદાન દીધુ છે ૧૩ એ શ્મશાનોમા પ્રેત અને ભૂતગણો સાથે ૧ઉન્મત્તની પેઠે નાગો છુટા કેશે ઘડીમા હસતો ને ઘડીમા રોતો ફર્યા કરે છે ૧૪ ચિતાની ભસ્મ ચોળી મનુષ્યોની ખોપરીઓની માળા અને હાડકાના ઘરેણા પહેરી ફર્યા કરે છે, એનુ શિવ એવું નામ છે, પણ તે

$ આ અધ્યાયમા શંકર અને દક્ષ પ્રજાપતિ વચ્ચે થયો તે કથા કહેવાશે

* શિવ પરબ્રહ્મરૂપ હોવાથી ક્રિયા જેનામા લુપ્ત છે એથી ક્રિયાહીન † એથી પવિત્ર કોઈ નથી તેથી અ અને પવિત્ર અર્થાત્ બીજો કોઇ પવિત્ર નથી ‡ જેને માન નથી, તથા જેણે ધર્મ મર્યાદા રૂપ સેતુને તોડયો નથી. § તે પરમેશ્વરને મારી પ્રાકૃત કન્યા શી રીતે યોગ્ય ગણાય. એ લાજથી દેવાની ઇચ્છા ન છતા પણ મે તેના ઉત્તમ સંબંધના લોભથી મારી કન્યા આપી $ આ દૃષ્ટાન્ત કેવળ અયોગ્યતાને માટે છે, હીનતા માટે નથી, જેમ કોઇ–ધનના લોભથી શૂદ્રને વેદ ભણાવે, તેમ હુ સંબંધ લોભ સમજ્યો ૧ શ્મશાનમા રહેવાનુ વગેરે જે કહ્યુ તે કેવળ વિડંબના માત્ર છે, કારણ કે દક્ષે ઉન્મત્ત સરખો કહેલ છે, ઉન્મત્ત નથી કહેલ, જેમ કે–કોઇ કહે કે બ્રાહ્મણ સદશ લાવો, તો તેથી જણાય છે કે–બ્રાહ્મણને નહિ, પણ બ્રાહ્મણ સમાન અન્ય ક્ષત્રિય આદિને બોલાવે છે

§અશિવ છે પોતે જાતે મત્ત છે અને મત્ત લોકોજ એને પ્રિય છે, તમોગુણવાળાઓ અને ભૂતોનો આ પતિ છે. ૧૫ અરેરે! આ ભૂત પ્રેતના પતિ, †આચાર ભ્રષ્ટ, ‡દુષ્ટ ચિત્તવાળાને મે +બ્રહ્માના કહેવાથી મારી કન્યા આપી તે ખોટુ કર્યું ૧૬

મૈત્રેય કહે છે—હે વિદુર! સભામા શંકર પ્રતિકૂળ વરત્યા ન હતા તોપણ ઉપર પ્રમાણે નિંદા કરી દક્ષે જળનુ આચમન લઈ ક્રોધયુક્ત થઈ શાપ દીધો કે—દેવગણમા નીચ આ શંકરને દેવતાઓના યજ્ઞમા ઇંદ્ર, વિષ્ણુ, આદિ દેવતાઓ સાથે પોતાનો ભાગ મળશે નહિ. ૧૭–૧૮ હે વિદુર! ભગવાન દક્ષ શાપ દઈ ક્રોધાવેશમા ત્યાથી ઉઠીને પોતાને ઘેર ગયા ૧૯ આવી રીતે મહાદેવને દક્ષે શાપ દીધો તેથી તેમના નંદીશ્વરે લાલ નેત્ર કરી દક્ષને અતિ દારુણ એવો શાપ દીધો અને જે બ્રાહ્મણોએ, દક્ષના નહિ બોલવા યોગ્ય વચનોને અનુમોદન આપ્યુ હતુ, તેમને પણ શાપ દીધો ૨૦ કોઈનો પણ દ્રોહ ન કરનાર ભગવાન શિવનો, આ મનુષ્ય શરીરને શ્રેષ્ઠ સમજી જે મૂર્ખ દ્રોહ કરે છે તે ભેદદર્શી પુરુષ તત્ત્વથી વિમુખ થશે ૨૧ વળી જેઓ કપટ કર્મમા પરમ પ્રવીણ ઘરોમા સંસારના વિષય સુખની ઇચ્છાએ આસક્ત છે, વેદના પ્રરોચક વચનોથી નષ્ટ બુદ્ધિ થઇ કર્મને મુખ્ય ધર્મ માને છે, જીવને ઈશ્વર માનનારી બુદ્ધિથી આત્મતત્ત્વને નહિ જાણનાર પશુ સમાન ઈશ્વરની ગતિ ભૂલી જઈ કામી બને છે, તેનુ મોઢુ બોકડાનુ થશે, ૨૨–૨૩ કારણ કે દક્ષ કર્મમય અવિદ્યાને તત્ત્વ વિદ્યા છે એવી બુદ્ધિ રાખે છે માટે તે જડ છે વળી જે લોક મહાદેવનુ અપમાન કરનાર દક્ષને અનુસરનારા છે તેઓ પણ આ સંસારમાં જન્મ મરણ પામ્યા કરો ૨૪ જેની વાણી પુષ્પના જેવી બહુજ સુગંધ આપનાર ને ચિત્તને પ્રસન્ન કરનાર છે એવી વેદવાણીમા મોહ કરાવનાર મધ જેવા મીઠાં વચનથી મૂર્ખોના મન મોહિત થઈ રહેલા છે એવા હરદ્વેષી લોક, મોહને પ્રાપ્ત થઈ કર્મમા આસક્ત રહેશે ૨૫ ભક્ષ્ય અભક્ષ્યના વિચાર રહિત, કેવળ પેટ ભરવાને વિદ્યા, તપ તથા વ્રતને ધારણ કરનાર, ધન, ઇંદ્રિયો અને શરીરનુ સ્મરણ કરનાર બ્રાહ્મણો આ જગતમા યાચક થઈને ફરશે. ૨૬ નંદીશ્વરે આ પ્રમાણે બ્રાહ્મણ કુળને શાપ દીધો તે સાભળી ભૃગુએ પાછો વળી ન શકે તેવો શાપરૂપ બ્રહ્મદંડ તેની સામે ચલાવ્યો કે, 'જે શિવજીનું વ્રત ધારણ કરે અને જે તેને અનુસરનારા હોય તે સારા શાસ્ત્રોથી ઉલટા ચાલનાર પાખંડી થશે' ૨૭–૨૮ વળી આચાર ભ્રષ્ટ થઈ મૂઢ બુદ્ધિવાળા તે લોક જટા, ભસ્મ ધારણ કરી, શિવજીની દીક્ષામા પ્રવેશ કરશે, કે જ્યા મદિરા પવિત્ર ગણાય છે ૨૯ વળી તમે મનુની મર્યાદાને ધારણ કરનાર, વેદ અને બ્રાહ્મણોની નિંદા કરનાર, તથા પાખંડનો આશ્રય કરનાર થશો ૩૦ લોકોનું કલ્યાણ કરનાર સનાતન વેદ માર્ગ છે, કારણ કે તે માર્ગે ઋષિઓ જાય છે ૩૧ સત્પુરુષોના સનાતન માર્ગ રૂપ પરમ શુદ્ધ વેદની નિન્દા કરીને તેઓ પાખંડમા પડશે, જ્યા ભૂતપ્રેતનો પતિ તમારો દેવ હોય

મૈત્રેય કહે છે—ભૃગુ ઋષિ આ પ્રમાણે શાપ દેવા લાગ્યા ત્યારે ભગવાન શંકર જરા ઉદાસ * થઈ પોતાના અનુચરો સહિત તે સભામાથી ઉઠી કૈલાસ ગયા ૩૩ હે વિદુર! પ્રજાપતિયો પણ, જેમા વિષ્ણુ ભગવાનનુ યજન થતું હતુ એવા તે યજ્ઞને હજાર વર્ષે સંપૂર્ણ કરીને પછી પ્રયાગમા અવભૃથ સ્નાન કરી શુદ્ધ સ્વરૂપ થઈ પોત પોતાને ધામે ગયા ૩૪–૩૫

आप्लुत्यावभृथं यत्र गंगायमुनयान्विता।
विरजेनात्मना सर्वे स्वं स्वं धाम ययुस्ततः ३५

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
द्वितीयोऽध्यायः

§ અશિવ એટલે સામાન્ય અર્થ તો અકલ્યાણકારી, પણ ગૂઢાર્થ શિવ એટલે કલ્યાણ અને અ એટલે નહિ અર્થાત્ કલ્યાણમય ઇશ્વર આથી બીજો નથી † આચારનષ્ટ એટલે નષ્ટોની પણ શુદ્ધિ જેથી થાય છે એવા. ‡ દુષ્ટ ચિત્ત વાળાની ઉપર પણ દયા રાખનાર છે, અર્થાત્ દુષ્ટોમા પણ દયા યુક્ત જેનું મન રહે છે + બ્રહ્માજીના વચનથી લાજ અને ભય છોડી સૂર્યને માટે જેમ દીવો, તેમ આ પરમેશ્વરને મે મારી કન્યા આપી છે

* યજ્ઞમા સર્વને હાનિ થઈ તેથી ઉદાસ થયા, તથાપિ જેના ઉપર ભગવાનનો અનુગ્રહ હશે, તેઓને હાનિ નહિ થાય, એ કારણથી ખેદ સ્પષ્ટ દેખાડયો નહિ

# અધ્યાય ૩ જો.*

## દક્ષના યજ્ઞમાં સતીનું ગમન.

### વિદુર ઉવાચ

**सदा विद्विषतोरेव कालो वै ध्रियमाणयोः।**
**जामातुः श्वसुरस्यापि सुमहानतिचक्रमे ॥ १ ॥**

મૈત્રેય કહે છે—આ પ્રમાણે દ્વેષ કરતાં સસરા જમાઈને ઘણો કાળ થઈ ગયો ૧ જ્યારે પરમેષ્ઠી બ્રહ્માએ સર્વ પ્રજાપતિઓના અધિપતિ પદે દક્ષને અભિષેક કર્યો ત્યારે તેમને ગર્વ થયો ૨ દક્ષે અભિમાનથી સર્વ બ્રહ્મવાદિયોનો તિરસ્કાર કરી વાજપેય નામનો યજ્ઞ કર્યો અને બૃહસ્પતિસવ નામના ઉત્તમ યજ્ઞનો આરંભ કર્યો ૩ તે યજ્ઞમા બ્રહ્મર્ષિ, દેવર્ષિ, પિતૃગણ તથા દેવતાઓ તેમની સ્ત્રિયો સાથે આવ્યા અને દક્ષે તે સર્વનો સત્કાર કર્યો ૪ પોત પોતામા વાતો કરતા આકાશ માર્ગે જતા દેવતાઓના મુખથી પિતાને ત્યા યજ્ઞ છે, એવુ સાભળી તથા ગળામા પદક પહેરી સારા વસ્ત્રો ધારણ કરી ચંચળ નેત્રવાળી ઉજ્વળ કુંડળોથી શોભાયમાન ઉપદેવ—ગંધર્વોની સુંદર સ્ત્રિયોને ચારે બાજુથી વિમાનમા બેસી કૈલાસ પાસેથી જતી જોઈ સતી મહાદેવજીને ઉત્સાહથી કહેવા લાગ્યા કે, ૫—૭ આપના સસરા પ્રજાપતિ દક્ષને ઘેર યજ્ઞ મહોત્સવ થાય છે, માટે જો આપની ઈચ્છા હોય તો આપણે પણ ત્યા જઈએ કારણ કે દેવતાઓ પણ હજી ત્યા જાય છે ૮ તે યજ્ઞમા મારી બેનો સંબધીઓના દર્શનની ઈચ્છાથી અવશ્ય આવશે માટે હુ પણ ત્યા જવાની ઈચ્છા રાખુ છુ, અને માતાપિતાએ આપેલા વસ્ત્રાલંકારનો સ્વીકાર કરવા ઈચ્છુ છુ ૯ વળી હે શિવ! પતિ સહિત મારી બેનોને, માસીઓને, સ્નેહ ભરેલા અંત કરણવાળી મારી માતાને અને ઋષિલોકથી કરાતા ઉત્તમ યજ્ઞને હું જોવા ઈચ્છુ છુ, કારણ કે મારા મનમા પણ સબંધીઓને મળવાની બહુજ ઉત્કંઠા છે ૧૦ હે અજન્મા! આ આશ્ચર્યરૂપ ત્રિગુણાત્મક જગત આપમાં આપની માયાથી ભાસે છે તેથી આપને આશ્ચર્ય નથી લાગતું તોપણ હુ કે જે આપનાં તત્ત્વને ન જાણનારી સ્ત્રી છું તે કૃપણ થઈ મારી જન્મભૂમિ જોવાની ઈચ્છા રાખું છુ ૧૧ વળી આપ જુવો, આ દેવની સ્ત્રિયો ટોળે ટોળાં મળી શૃગાર ધારણ કરી જાય છે હે નીલકંઠ! જેના હંસ કરતા પણ વિશેષ ઉજ્વળ વિમાનોના જવાથી આકાશ છવાઈ રહ્યુ છે ૧૨ હે દેવશ્રેષ્ઠ! પિતાને ત્યા ઉત્સવ છે એવું શ્રવણ કરી દીકરીનું મન લલચાયા વગર કેમ રહે? મિત્ર, પતિ, ગુરુ અને પિતા એમને ઘેર તો વગર બોલાવે પણ જવુ જોઇએ, ૧૩ માટે હે દેવ! મારી ઉપર કૃપા કરો અને મારો મનોરથ પૂરો. આપ મહા જ્ઞાની છો, તોપણ મારી ઉપર દયા કરી મને આપની અર્ધાંગના બનાવી છે, તેથી હુ આપને પ્રાર્થના કરુ છુ કે મારા પિતાને ત્યા ચાલો ૧૪

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે સતીએ શિવની પ્રાર્થના કરી, ત્યારે પ્રજાપતિઓની સમક્ષ દક્ષ પ્રજાપતિએ જે મર્મભેદક વાગ્બાણ માર્યા હતા તેનું સ્મરણ કરી સર્વના સહૃદ અને પ્રિય શંકર આ પ્રમાણે બોલ્યા ૧૫

શંકરે કહ્યું—હે શોભને! બંધુને ઘેર વગર બોલાવે પણ જવાની રીત છે તે ખરું, પણ તે ક્યારે કે જ્યારે સંબધીઓની દૃષ્ટિ બળવાન દેહાભિમાનથી અને ક્રોધથી દૂષિત ન હોય ત્યારે ૧૬ વિદ્યા, તપ, ધન, સુંદર શરીર, અવસ્થા અને કુળ, એ બધુ સત્પુરુષોમા ગુણ રૂપે છે અને નીચ પુરુષોમા દોષ રૂપે છે, એથી વિવેકનો નાશ થવાથી અને અભિમાનથી આંધળા અને અનમ્ર પુરુષ મહાત્મા પુરુષોના તેજને સહી શકતા નથી. ૧૭ અસ્થિર ચિત્તવાળા લોકોને સંબધી સમજી તેમના ઘર સામુ જોવુ જોઇએ નહિ, કારણ કે તે લોકો પોતાને ઘેર આવેલા લોકોને કુટિલ બુદ્ધિથી ક્રોધયુક્ત ભ્રૂકુટી ચડાવેલી આંખથી જોયા કરે છે. ૧૮ કુટિલ બુદ્ધિ સંબધિયોના દુર્વચનોથી જેવી પીડા થાય છે તેવી પીડા શત્રુઓએ બાણ મારી અંગ વિંધી નાખ્યા હોય તોપણ થતી નથી, કારણ કે જેને બાણ વાગ્યા હોય તેને તો નિદ્રા આવી શકે છે,

* આ અધ્યાયમા સતી પિતાને ત્યા યજ્ઞોત્સવમા જવાને તૈયાર થયા, પરંતુ શંકરે નીતયુક્ત વચનો કહી ટબકાવ્યા, એ કથા કહેવાશે

પરંતુ દુર્વચનથી જેનુ મર્મસ્થળ વિધાયેલુ હોય, તે તપાયમાન હૃદયથી રાતદિવસ તપ્યા કરે છે ૧૯ હે શુભાનને ! ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દક્ષ પ્રજાપતિને સર્વ કન્યાઓમા તમે પ્રિય અને માન્ય છો એ વાત ખરી, તોપણુ તે પિતાથી તમને માન મળશે નહિ, કારણુ કે, મારા સબધથી દક્ષને મહા પરિતાપ થયો છે ૨૦ નિરહકારી પુરુષોની પવિત્ર કીર્તિ જોઇને મનમા અગ્નિ ઉઠવાથી આતુર ચિત્તવાળા પુરુષ તેની ઉત્તમ પદવીને પહોચી શકતા નથી, પરતુ જેમ દૈત્ય ભગવાનનો દ્વેષ કરે છે, તેમ તેઓ દ્વેષ કર્યા કરે છે ૨૧ હે સતિ ! વિદ્વાનો પરસ્પર ઉઠીને ઉભા થાય છે, વિનય અને નમસ્કાર કરે છે, પરતુ તે અતર્યામી પરમાત્માને માટેજ અત કરણથી કરવામા આવે છે, પણુ દેહાભિમાની પુરુષ માટે નહિ ૨૨ જે ઇદ્રિયોથી અગોચર છે, એવા ભગવાન વાસુદેવનું હુ નમસ્કાર દ્વારા સેવન કરુ છુ ૨૩ જો કે દક્ષ તમારા પિતા થાય તોપણુ મારા તો શત્રુ છે, તેથી તેમની અને તેમના પક્ષપાતિઓની તરફ તમારે જોવુ જોઇએ નહિ કારણુ કે મારો કાઈ પણુ અપરાધ ન હતો તેમ છતા પ્રજાપતિઓના યજ્ઞમા દુર્વચનથી તેમણે મારો તિરસ્કાર કર્યો હતો ૨૪ જો તમે મારુ વચન નહિ માનતા ત્યા જશો તો તમારુ કદી કલ્યાણુ નહિ થાય, કારણુ કે, જે પ્રતિષ્ઠિત છે તેનુ સબધી તરફથી અપમાન થાય તો તેમાથી મરણરૂપ પરિણામ આવે છે ૨૫

यदि व्रजिष्यतिविहाय मद्वचो
भद्रं भवत्या न ततो भविष्यति ।
संभावितस्य स्वजनात्पराभवो
यदास सद्यो मरणाय कल्पते ॥ २५ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कधे
तृतीयोऽध्याय



# અધ્યાય ૪ થો. $

## સતીનું બળી મરવું.

मैत्रेय उवाच

एतावदुक्त्वा विरराम शंकरः
पत्न्यगनाश ह्युभयत्र चिंतयन् ।
सुहृद्दिदृक्षुः परिशंकिता भवान्निष्क्रामती
निर्विशती द्विधाऽऽस सा

મૈત્રેય કહે છે–હે વિદુર ! આ પ્રમાણે પત્નીના શરીરને નાશ શોચતા શકર આમ કહી મૌન રહ્યા અને બાધવોને મળવાની ઇચ્છાવાળા સતી બહાર જાય અને ભયથી પાછા ઘરમા આવે એવી સ્થિતિમા પડયા ૧ બધુને જોવાની અને મળવાની ઇચ્છામા વિઘ્ન આવવાથી સતી ઉદાસ થઈ ગયા, સ્નેહથી રડવા લાગ્યા, અને જેમના નેત્રામાથી જળની ધારા ચાલી રહી હતી એવા તે ક્રોધથી કપવા લાગ્યા જેમના જેવો બીજો કોઇ પુરુષ નથી એવા શકરને જાણે ભસ્મ કરતા હોય એવા જણાવા લાગ્યા ૨ પછી શોક અને ક્રોધથી નિશ્વાસ નાખી સ્ત્રી સ્વભાવથી સતી, જેમને મહાદેવે પ્રેમથી પોતાનું અર્ધું અગ આપી દીધુ હતુ તે પિતાને ત્યા જવાને નીકળ્યા ૩ સતીને એકલાજ ઉતાવળા ઉતાવળા જતા જોઈ પાર્ષદો અને યક્ષોની સાથે મણિમાન અને મદ આદિ હજારો અનુચરો નદીશ્વરને આગળ કરી તેમની પાછળ ગયા ૪ અને સતીને નદીકેશ્વર ઉપર બેસાડી મેના, ગેદ, દર્પણુ, કમળ, શ્વેત છત્ર, પખા અને માળા આદિથી શોભાયમાન તેઓ ગીત ગાતા અને દુદુભિ, શખ, વેણુ આદિ વગાડતા ચાલ્યા ૫ તે સર્વ અનુચર વર્ગ સાથે રહેલા સતી ધીરે ધીરે દક્ષના યજ્ઞમા આવી પહોચ્યાં જ્યા આગળ ચારે બાજુએથી થતા વેદમત્રોના ઉચ્ચારથી યજ્ઞ સબધી પશુહિસા પ્રકાશી રહી હતી અને જ્યા બ્રાહ્મણો અને દેવતાઓ બેઠા હતા, જ્યા માટી, લાકડા, લોઢુ, સોનુ, દર્ભ અને ચર્મના

$ આ અધ્યાયમા સતી પતિને મૂકીને પિતાને ઘેર ગયા, ત્યા દક્ષે અપમાન કર્યું, ત્યારે સતીએ ક્રોધથી તેનું અપમાન કરી, યજ્ઞમા પોતાના શરીરનો ત્યાગ કર્યો, એ કથા કહેવાશે

પાત્રો શોભી રહ્યા હતાં, ૬ એવા યજ્ઞમંડપમા સતીને જોયા છતા યજ્ઞકર્તા દક્ષના ભયથી બેનો અને માતા સિવાય બીજા કોઈએ આદર આપ્યો નહિ, કારણ કે દક્ષે તેમને બોલાવ્યા ન હતા મા અને બેનો પ્રેમાશ્રુથી ગળગળા થઈ ગયા અને આનંદથી તેમને મળ્યા ૭ પિતાથી અવમાનિત સતીએ માતા અને માસિયોના આદરભાવનું ગ્રહણ કર્યું અને બેનોએ જે વાત કહી તે પણ સાભળી ૮ જેમા શંકરનો ભાગ ન હતો અને જેમા પિતાએ સમર્થ શિવજીનો અપરાધ કર્યો હતો એવા યજ્ઞને જોઈ જગદીશ્વરી સતી ક્રોધથી ત્રણુ લોકને ભસ્મ કરતા હોય તેમ કોપી ઉઠયા ૯ આ વેળા દેવી સતી દક્ષને મારવા માટે ઉઠેલા ભૂત ગણોને વારી શિવદ્વેષી અને કર્મ-માર્ગના અભ્યાસથી અભિમાની દક્ષને સર્વ જગતના સાભળતા ક્રોધને લીધે ગંભીર વાણીથી આ પ્રમાણે કહેવા લાગ્યા ૧૦

સતી બોલ્યા—સર્વ શરીરધારીઓના પ્રિય આત્મા સર્વ રૂપ, અચિંત્ય રૂપ, ચિદાનંદ અને નિર્વૈર શિવ કે જેનાથી કોઇ અધિક નથી ને જેને કોઈ પ્રિય કે અપ્રિય નથી, એવાની સાથે તમારા વગર બીજો કોણુ વૈર રાખે ? ૧૧ હે દ્વિજ ! બીજા-ના ગુણોમા સાધુ દોષ ગ્રહણુ કરતા નથી નિંદક નીચ મનુષ્ય થોડા ગુણોને બહુ કરી બતાવે છે અને મધ્યમ પુરુષ પોતાના જ્ઞાનથી યથાસ્થિત ગુણુ દોષ ગ્રહણુ કરે છે અને જે સત્પુરુષ છે તે ગુણુનેજ ગ્રહણુ કરે છે, દોષ ઉપર ધ્યાન આપતા નથી પરંતુ થોડા ગુણોને પણુ અધિક માને છે પણુ અરે તમે તેમનો અપરાધ કર્યો છે ૧૨ દેહને આત્મા માનનાર નીચ પુરુષ સર્વદા ઈર્ષાથી મહાત્માઓની નિંદા કરે છે, કારણુ કે મહાત્મા પુરુષોના ચરણારવિંદની રજથી નિસ્તેજ થયેલા દુષ્ટ લોકોને માટે નિંદાજ ઉચિત છે ૧૩ જેનું " * શિવ " એ બે અક્ષરનું નામ એકવાર પણુ ઉચ્ચારણુ કરવામા આવે તો સર્વ પાપોનો નાશ થઈ જાય એવા પવિત્ર કીર્તિ અને જેમની આજ્ઞાને કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી એવા શિવનો તમે દ્વેષ કરો છો અહો ! એ તો મહા અમંગળ રૂપ છે, તમારું કલ્યાણુ નહિ થાય ૧૪ કૈલાસપતિ શિવના પદ-પંકજને બ્રહ્મરસ સંબંધી મકરંદને ઇચ્છનાર મહા-ત્માઓના મનરૂપી ભ્રમરની પંક્તિ સેવન કરે છે, અને જેના ચરણુકમળ સકામ પુરુષોના મનોરથ પૂર્ણ કરે છે એવા શિવનો તમે દ્રોહ કરો છો ૧૫ વળી એ શિવને તમે અશિવ કહો છો તમારા વગર બ્રહ્માદિક તેમને નથી જાણુતા ? શ્મશાનમા જટા વિસ્તારી, ચિતાની ભસ્મ ચોળી, મનુષ્યોની ખોપ-રીની માળા ધારણુ કરી ભૂત ગણોને સાથે લઇ પિશાચો સાથે શ્મશાનમા વાસ કરે છે તોપણુ તેમના ચરણુકમળની રજ બ્રહ્માદિક પોતાના મસ્તક ઉપર ચઢાવે છે ૧૬ ધર્મરક્ષક શંકરની જ્યાં નિંદા થાય ત્યાથી જો પોતાનામા મારવાની કે અટકાવ-વાની શક્તિ ન હોય તો કાન બંધ કરી ચાલ્યા જવું અને સામર્થ્ય હોય તો અકલ્યાણુ ઉચરનારી તેની જીહ્વાને બળાત્કારે ખેંચી પ્રાણુનો ત્યાગ કરવો એજ ધર્મ છે ૧૭ માટે નીલકંઠના નિંદક તમારા શરીરથી ઉત્પન્ન થયેલો આ દેહ હું ધારણુ નહિ કરું પણુ તેનો ત્યાગ કરીશ કારણુ કે ભૂલથી ખાધેલું નિંદિત અન્ન ઓકી નાખવુંજ યોગ્ય ગણાય છે ૧૮ પોતાના સ્વરૂપમા મગ્ન રહેનારા મુનિની મતિ વિધિ નિષેધરૂપ વેદવાદોનું અનુસરણુ કરતી નથી, જેમ દેવ અને મનુષ્યોની ગતિ ભિન્ન છે તેથી પ્રવૃત્તિ નિવૃત્તિ માર્ગ રૂપ સ્વધર્મમા સ્થિત થઇ પરધર્મ વા પર પુરુષની નિંદા કરવી જોઇએ નહિ ૧૯ મુનિ-ઓએ બે માર્ગ બનાવેલા છે, પ્રવૃત્તિ માર્ગમા અગ્નિ હોત્રાદિક કરવા અને નિવૃત્તિમા શીલ, શમ દમાદિ સત્ય ભાષણુ, રાગ ને વૈરાગનો આશ્રય કરવો જોઇએ. વેદમા આ તથ્ય કહ્યું છે, અને જે મનુષ્ય તે કરે તે પરસ્પર વિરોધી થઇ જાય છે શિવ પરબ્રહ્મ ઈશ્વર છે, તે ગમે તો ઈશ્વરની આજ્ઞા માને વા ન માને પણુ તે ઉપર વેદની આજ્ઞા નથી ૨૦ હે પિતા ! જે પદવી અમને પ્રાપ્ત છે તે તમને કદી પણુ મળવાની નથી, કારણુ કે અમારી ઈચ્છા માત્રથીજ અણિમા-

* શિવ એ નિર્મળ નામ જે આદરથી ઉચ્ચારે છે, તે પુનઃ સંસાર સાગરમા આવતો નથી, મહાદેવ એ નામ કોઇ સાભળે, વા કહે, તેનો નરકમા તો વાસ થતોજ નથી, એ સત્ય છે.

દિક સિદ્ધિયો ઉત્પન્ન થાય છે જેનું મોટા મોટા બ્રહ્મજ્ઞાની અને યોગીઓ સેવન કરે છે જે અન્નાશ્રયી યજ્ઞશાળામાં હવન કરી ધુમ સેવન કરે છે તેને પ્રાપ્ત થતી નથી અમારી પદવી એવી છે કે જેના ચિહ્ન પ્રકટ છે, અવધુત લોક તેની સેવા કરે છે ૨૧ અરે શિવ અપરાધી! તમારાથી જે આ મારો દેહ ઉત્પન્ન થયો છે, તે દેહનું મારે કાંઈ પ્રયોજન નથી, કારણ તે દુર્જનના નામથી મને લજ્જા આવે છે, મહાત્માના અપરાધથી જે જન્મ નીભે છે તે જન્મને ધિ કાર છે ૨૨ ભગવાન વૃષભધ્વજ કદાપિ હસતા બોલે કે 'હે દક્ષસુતે!' એમ કહી તમારા સબધનું નામ દે ત્યારે મને મહા કલેશ થાય, માટે અધમ શરીર જે તમારાથી ઉત્પન્ન થયેલુ છે તેનો હું હમણાજ અહીં ત્યાગ કરુ છુ ૨૩

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે દક્ષને કહી, ઉત્તર દિશા તરફ પૃથ્વી ઉપર બેસી, પીળા પીતાબર પહેરી, આચમન લઇ, આખો મીંચી, સતી યોગ સાધવા લાગ્યા ૨૪ અને નિર્દૂષણ સતી આસન જીતી પ્રાણ તથા અપાન વાયુને સમાન કરી ઉદાન વાયુને નાભિચક્રથી ઉઠાવી બુદ્ધિની સાથે હૃદયમા લાવી ત્યાથી ઉરસ્થિત ઉદાનને ધીરે ધીરે કઠમાર્ગે ભ્રુકુટીના મધ્યમા લઇ ગયા ૨૫ પછી મહાત્મા જનોને પરમ પૂજ્ય શકરે જેમને આદર સન્માનથી રાખેલા એવા સતી દક્ષ પ્રજાપતિ ઉપર ક્રોધ કરી પોતાના શરીરમાથી પવન અને અગ્નિને ઉત્પન્ન કરી, ૨૬ જગદ્‌ગુરુ પોતાના પતિના ચરણારવિદના મકરદનુ ચિતન કરતા નિષ્પાપ સતીએ બીજુ કાંઈ પણ જોયુ નહિ તે સમયે સમાધિના અગ્નિથી તેમનો દેહ બળી ગયો ૨૭ આકાશમા અને પૃથ્વી ઉપર હાહાકાર થઈ રહ્યો હાય! હાય! પશુપતિની પ્રિયા સતીએ દક્ષના અપમાનથી કોપ કરી પ્રાણનો ત્યાગ કર્યો ૨૮ અહો! જે પ્રજાપતિ દક્ષની ચરાચર જગત પ્રજા છે તેની દુષ્ટતા કેવી કે—જેનું અપમાન કરવાથી વાર વાર માન દેવા યોગ્ય ઉદાર મનવાળી પુત્રી સતીએ પોતાના દેહનો ત્યાગ કર્યો ૨૯ તે શિવદ્વેષી, બ્રહ્મદ્રોહી અને કઠોર ચિત્તવાળો દક્ષ, લોકમા મહા અપયશનુ પાત્ર થયો, કારણ કે પોતાના અપરાધથી મરવાને તૈયાર થયેલી પોતાની પુત્રીને તેણે અટકાવી નહિ ૩૦ આ પ્રમાણે લોકો બોલતા હતા એટલામા મહાદેવના પાર્ષદો આયુધ લઈ દક્ષને મારવા ઉઠયા ૩૧ પાર્ષદોને વેગથી આવતા જોઈ ભૃગુ ઋષિએ યજ્ઞનો નાશ થતો અટકાવવાને યજુર્વેદના મત્રથી દક્ષિણાગ્નિમા હોમ કર્યો ૩૨ અધ્વર્યુ ભૃગુના હોમથી તરતજ તપથી અમૃતને પ્રાપ્ત થનાર હજારો ઋભુ નામના દેવતાઓ ઉત્પન્ન થયા ૩૩ બળતા લાકડાથી અને બ્રહ્મતેજથી દેદિપ્યમાન ઋભુ દેવતાઓના મારેલા યક્ષો, ભૂતપ્રેત, સતી પતિના પાર્ષદ, દિશાઓમા ભાગી ગયા ૩૪

तैरलाता युधैः सर्वे प्रमथा सहगुह्यकाः
हन्यमाना दिशोभेजुरुशद्भिर्ब्रह्मतेजसा । ३४ ।
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
चतुर्थोऽध्याय

## અધ્યાય ૫ મો.$

### વીરભદ્રની ઉત્પત્તિ તથા તેણે કરેલો યજ્ઞનો નાશ.

मैत्रेय उवाच

भवो भवान्या निधनं प्रजापते
रसत्कृताया अवगम्यनारदात् ।
स्वपार्षद् सैन्यं च तद् ध्वर
र्भुर्भिर्विद्रावित क्रोधमपारमादधे ॥ १ ॥

મૈત્રેય કહે છે—હે વિદુર! દક્ષથી અપમાન પામી સતીએ દેહ ત્યાગ કર્યો તે અને ઋભુ દેવતાઓથી પાર્ષદોની સેનાનું ભાગી જવુ, એ વાત નારદ પાસેથી શ્રવણ કરી શિવને ક્રોધ ચઢયો. ૧ ઓઠ દાબતા ક્રોધયુક્ત શિવે ભયાનક રૂપથી અટ્ટહાસ અને ગભીર નાદ કરી વિજળી અને અગ્નિની જ્વાળા સમાન તેજસ્વી જટાને પૃથ્વી ઉપર પછાડી કે ૨ તુરત તે જટામાથી વીરભદ્ર ઉત્પન્ન થયો તેનુ અતિ ઉંચુ શરીર આકાશને સ્પર્શ કરતુ હતુ તેને હજાર હાથ હતા, કૃષ્ણ વર્ણ સૂર્યના જેવા

$ આ અધ્યાયમા સતી બળી મુઆ તે વાર્તા સાભળી મહાદેવજીએ કોપ કરી વીરભદ્રને ઉત્પન્ન કર્યો અને તેણે દક્ષના યજ્ઞનો નાશ કર્યો, એ કથા કહેલ છે

ત્રણ નેત્ર, ભયંકર દાઢો, બળતા અગ્નિના જેવા કેશ, ખોપરીની માળા ધારણ કરેલ અને હાથમા અનેક જાતના આયુધો ઉગામેલા હતા ³ તે વીરભદ્રે પ્રાર્થના કરી કે–હું શુ કરૂ ? મને શી આજ્ઞા છે ? એવુ કહી હાથ જોડી ઉભો ત્યારે ભૂતનાથે આજ્ઞા કરી કે યજ્ઞ સહિત દક્ષનો નાશ કરો. હે રુદ્ર ભટ ! તુ મારા પાર્ષદોમા મુખ્ય છે અને મારા અંશથી પ્રકટ થયો છે તેથી દક્ષને મારી શકીશ ⁴

હે વિદુર ! કોપાયમાન શંકરની એવી આજ્ઞા પામી સમર્થ દેવતાઓના પણ દેવ શિવની પ્રદક્ષિણા કરી વીરભદ્ર ત્યાથી ચાલ્યો. હે તાત ! તે સમયે અપ્રતિહત વેગથી તે પોતાના આત્માને બીજા મહાબલી લોકોની શક્તિનો નાશ કરવાને સમર્થ સમજતો હતો ⁵ નાદ કરતા રુદ્રના પાર્ષદો જેની પાછળ દોડતા હતા એવા વીરભદ્રે ભયંકર નાદ કર્યો, અને મૃત્યુને પણ મારે એવુ જબરૂ ત્રિશૂળ ઉપાડી પગના ઘુઘરાના શબ્દથી દિશાઓને મૂર્છિત કરી નાખી ⁶ ઋત્વિજ, યજમાન, સભાપતિ, બ્રાહ્મણ અને બ્રાહ્મણની સ્ત્રિયો ધૂળ ઉડતી જોઈ વિચાર કરવા લાગી કે–ઉત્તર દિશામા આ અંધારુ શાનું ? અરે આટલી બધી ધૂળ ક્યાથી ઉડતી હશે ? ⁷ વાયુ નથી તેમ ચોર નથી, કારણ કે ભયંકર દંડને દેનાર રાજા પ્રાચીનબર્હિષ હજી જીવતો છે, તેમ ગાયો લઈ જવાનો સંભવ નથી શુ લોકોનો પ્રલય તો નહિ આવ્યો હોય ? ⁸ આ વેળા દક્ષની સ્ત્રી પ્રસૂતિ, જેમા મુખ્ય છે એવી સ્ત્રિયો ઉદ્વિગ્નચિત્ત થઈ બોલી કે–પોતાની કન્યાઓના જોતા નિરપરાધી પોતાની સુતા સતીનું દક્ષે જે અપમાન કર્યું તે પાપનુ આ ફળ છે ⁹ જે શંકર પ્રલય કાળમા જટા જૂટને વિંખી પોતાના ત્રિશૂળના અગ્રમા દિગ્ગજોને પરોવી લે છે, અને અસ્ત્ર ઉપાડેલ ભુજા રૂપ ધ્વજાઓને વિસ્તારી જે મહા અટ્ટહાસ કરે છે કે–જે હાસ્યના કડકડાટ શબ્દથી દિશાઓ ફાટી જાય છે ¹⁰ વિખેરી નાખેલુ છે સર્વ નક્ષત્ર મંડળ જેમણે એવા ક્રોધ વ્યાપ્ત ભ્રૂકુટિથી અને કરાળ દાઢોથી દુઃસહ એવા અસહ્ય તેજવાળા મહાદેવને કોપાયમાન અને અમર્ષયુક્ત કરતા બ્રહ્માનું પણ શુ કલ્યાણ થઈ શકે ? ¹¹ આમ ઉદ્વિગ્ન ચિત્તે લોકો વાતો કરતાં હતા એટલામા મહાત્મા દક્ષના યજ્ઞમા ભયસૂચક મહા ઉત્પાત, આકાશ અને પૃથ્વી માર્ગે થવા લાગ્યા, ¹² અને હે વિદુર ! એટલામા અનેક આયુધવાળા કાળા, પીળા અને મઘરના જેવા ઉદર અને મુખવાળા અનેક પ્રકારના રુદ્ર ગણોએ આવી યજ્ઞને ઘેરી લીધો ¹³ કેટલાક પાર્ષદોએ પ્રાગવંશ અર્થાત્ યજ્ઞશાળાના પૂર્વે પશ્ચિમના સ્તંભમા લાગેલી અને પૂર્વ પશ્ચિમ જેનો વિસ્તાર હતો એવો જે સ્તંભ, તેને તોડી નાખ્યો કોઈએ પત્નીશાળા, કોઈએ સભા મંડપ, કોઈએ અગ્નિશાળા, કોઈએ ક્રીડા સ્થાન અને કોઈએ પાક–ભોજનશાળા તોડી નાખી. ¹⁴ કોઈએ યજ્ઞના પાત્ર ફોડી નાખ્યા અને કોઈએ અગ્નિનો નાશ કરી નાખ્યો, કેટલાક તો યજ્ઞના કુંડમા મુતરવા લાગ્યા અને કોઈ મેખલાને તોડવા લાગ્યા ¹⁵ કોઈ કોઇ વળી મુનિને મારવા લાગ્યા, કેટલાક સ્ત્રીઓને ડરાવવા લાગ્યા, કેટલાક ઉભેલા અને ભાગતા દેવતાઓને પકડવા લાગ્યા ¹⁶ ભૃગુને મણિમાને બાધી લીધા, વીરભદ્રે દક્ષને કબજે કર્યા, ચંડીષે પૂષાદેવને અને નંદીશ્વરે ભગ દેવતાને પકડી લીધો ¹⁷ પર્ષદોએ જોઇ જોઈ એવા પત્થર માર્યા કે–જેથી પીડા પામી ઋત્વિજ દેવતા સહિત સભાપતિ સર્વ નાસી ગયા ¹⁸ હાથમા સરવા છે જેમના એવા ભૃગુ ઋષિની દાઢી વીરભદ્રે ઉખેડી નાખી, કારણ કે તે દાઢી દેખાડી સભામા હસ્યા હતા ¹⁹ ભગ દેવતાને પૃથ્વી ઉપર પછાડી તેના નેત્ર કાઢી લીધા, કારણ કે શાપ દેતા દક્ષને તેણે આંખોથી સૂચના કરી હતી ²⁰ બળભદ્રે જેમ કલિંગ દેશના રાજાના દાત પાડી નાખ્યા હતા તેમ વીરભદ્રે પૂષાદેવના દાત પાડી નાખ્યા, કારણ કે શંકરને શાપ દેતી વેળાએ તે હસ્યો હતો ²¹ ત્યાર પછી દક્ષની છાતી ઉપર ચડીને વીરભદ્ર તીક્ષ્ણ શસ્ત્રથી તેનું માથુ કાપવા લાગ્યો, પરંતુ તે કાપી શકાયુ નહિ. ²² જ્યારે અસ્ત્રશસ્ત્રથી તેની ચામડી કપાઇ નહિ ત્યારે તેને અવધ્ય જાણી વીરભદ્રે ઘણો વિચાર કર્યો. ²³ પછી જેમ પશુને તેનુ ગળુ દાબી મારી નાખવામા આવે તેમ દક્ષ રૂપી પશુનુ માથું મરડી

નાખ્યું. ૨૪ આ વખતે વીરભદ્રના તે કામને વખાણતા ભૂત પ્રેત અને પિશાચો "સારુ થયુ સારુ થયુ" એમ બોલવા લાગ્યા, અને દક્ષના પક્ષના બીજા બ્રાહ્મણ વગેરે લોકો "ભુંડુ થયુ" એમ બોલવા લાગ્યા ૨૫ પછી વીરભદ્રે મહા કોપ કરી દક્ષનુ મસ્તક દક્ષિણાગ્નિમા હોમી દીધુ આ પ્રમાણે દેવયજ્ઞનો નાશ કરી તેઓ કૈલાસ ગયા ૨૬

जुहावैतच्छिरस्त स्मिन् दक्षिणाग्नावमर्षितः ।
तद्देवयजन दग्ध्वा प्रातिष्ठद्गुह्य कालयम्

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कधे पंचमोऽध्याय

## અધ્યાય ૬ ઠ્ઠો. $

### દક્ષને માટે બ્રહ્માએ કરેલી સ્તુતિ.

मैत्रेय उवाच

अथ देवगणाः सर्वे रुद्रानीकैः पराजिता ।
शूलपट्टिश निस्त्रिंश गदापरिघ मुद्गरै. ॥ १ ॥

મૈત્રેય કહે છે–હે વિદુર ! ત્યાર પછી શ કરના સૈન્યથી પરાજય પામી અને ત્રિશૂળ, પટ્ટિશ, ખડ્ગ, ગદા, પરિઘ અને મુદ્ગર આદિ શસ્ત્રોના મારથી છિન્ન ભિન્ન થયેલા દેવતાઓએ, ઋત્વિજ અને સભાસદોએ ભયથી વ્યાકુળ થઈ બ્રહ્મા પાસે જઈ નમસ્કારપૂર્વક સર્વ વૃત્તાત નિવેદન કર્યું ૧–૨ આ વૃત્તાન્ત કમલોદ્ભવ બ્રહ્મા અને વિશ્વાત્મા નારાયણ પ્રથમથી જાણતા હતા તેથી તેઓ દક્ષના યજ્ઞમા ગયા નહતા ૩ દેવતાઓનું કહેવુ સાભળી બ્રહ્માએ કહ્યુ કે–જો મહા પુરુષે અપરાધ કર્યો હોય તો જે લોકો પુન તેનો અપરાધ કરવાની ઇચ્છા કરે તેને સારુ ફળ મળતું નથી ૪ તમે યજ્ઞમા ભાગ લેનાર મહાદેવને દૂર કર્યા તેથી તમે શુદ્ધ મનથી તેમના ચરણોમા દ ડવત્ કરી તેમને પ્રસન્ન કરો ૫ વળી તમારે જો અપૂર્ણ રહેલો યજ્ઞ પૂર્ણ કરવો હોય તો દુર્વચનોથી વિ ધાયેલ તથા સ્ત્રી રહિત થયેલા શ કર પાસે જઈ ક્ષમા માગો, કારણ કે તેમના ક્રોધથી લોકપાળો સહિત ત્રણે લોકોનો નાશ થાય છે. ૬

તેમના તત્ત્વબળ અને પરાક્રમના પ્રમાણને હું (બ્રહ્મા) જાણતો નથી અને યજ્ઞ ભગવાન પણ જાણતા નથી, અને બીજા પ્રાણી કે મુનિઓ કોઈ જાણતું નથી. ૭ આ પ્રમાણે દેવતાઓને કહી બ્રહ્મા પિત્રીશ્વરોને અને પ્રજાપતિયોને લઈ બ્રહ્મલોકમાથી કૈલાસ ઉપર ગયા ૮

જ્યા જન્મથી ઓષધિ, તપ, મ ત્ર અને યોગની સિદ્ધિયોવાળા દેવતા, કિન્નર, ગ ધર્વ અને અપ્સરા સદા વાસ કરે છે, ૯ જ્યા અનેક પ્રકારની ધાતુઓથી ચિત્ર વિચિત્ર ર ગવાળા પર્વતોના શિખરોમા અનેક પ્રકારના મણિયો છે, અને નાના પ્રકારનાં વૃક્ષ, લતા અને ગુચ્છ લટકી રહ્યા હતા, અને નાના પ્રકારના પશુઓના ટોળા ચરતા હતા, ૧૦ જ્યા નિર્મળ પાણીના ઝરણા, અનેક ગુફાઓ અને શિખર શોભાયમાન હતા અને જ્યા સિદ્ધ પુરુષોની સ્ત્રિયો પોતાના પતિ સાથે ક્રીડા કરતી હતી ૧૧ વળી જ્યા મયૂર કેકાસ્વર કરતા હતા, મદથી અ ધ થયેલા ભ્રમરો ગુજારવ કરી રહ્યા હતા, કોયલ "કુહૂ" શબ્દ કરતી હતી અને પક્ષી કલ્લોલ કરી રહ્યા હતા. ૧૨ વળી મન વાછિત કામના પૂર્ણ કરનારા વૃક્ષોની શાખાઓ જાણે ઊંચા હાથ કરીને પક્ષિયોને બોલાવતી હતી અને હાથીઓથી પર્વત ચાલતો હોય એવુ લાગતુ હતુ ૧૩ વળી જ્યા મ દાર, પારિજાતક, સરલ, તમાલ, શાલ, તાલ, કોવિદાર, અર્જુન, આબા, કદબ, નીપ, અશોક, નાગકેસર, ચ પા, ગુલાબ, બકુલ, કુન્દ, કુરૂબક, સોનેરી ર ગના સો પાખડીવાળા કમળો, સારી જાતના વાસો, કુબ્જક, મલ્લિકા અને માધવીએ કરી ભૂષિત અને ફનસ, ઉંબરો, પીપળા, પીપર, વડ, ભુર્જપત્ર, ઓષધિયો, સોપારી, રાજપૂર, જા બુ, ખજુરી, આબળા, અ બેડા, દ્રાક્ષ અને ઇંગુદી આદિ અનેક વૃક્ષોની શોભા થઈ રહી હતી ૧૪–૧૭ જ્યા બીજા પણ અનેક જાતિના વૃક્ષોથી તથા વાસ, કીચક, કુમુદ, ઉત્પલ, કલ્હાર અને શતપત્ર જાતિના કમળોના વનની સમૃદ્ધિ છાઈ રહી હતી અને સરોવર ઉપર પક્ષિયોના ટોળા કલ્લોલ કરી રહ્યા હતા, ૧૮–૧૯ જ્યા હરિણ, વાનર, સૂઅર, સિ હ, રીંછ, રોઝ, કસ્તૂરીમૃગ, વાઘ

$ આ અધ્યાયમા બ્રહ્માએ દેવતાઓ સાથે દક્ષાદિકને જીવતા કરવા માટે શ કરની જે સ્તુતિ કરી તે કથા કહેવાશે

અને રુરુ જાતના મૃગો તથા પાડાઓ વગેરે ફરી રહ્યા હતા, [20] વળી જ્યા જેના કાનમા આતરડા છે એવા પશુ, એક પગવાળા જનાવર, ઘોડાના જેવા મુખવાળા જીવ, યક્ષ, કિન્નર, કેળાના વનથી ઘેરાયેલા જળાશયોના તટ હતા [21] વળી સતીએ સ્નાન કરવાથી પવિત્ર જળવાળો નંદા નામનો ગંગાનો પ્રવાહ જ્યા વહેતો હતો એવા મહાદેવજીના કૈલાસ પર્વતને જોઈ દેવતાઓને વિસ્મય થયુ, [22] અને ત્યા તેઓએ અતિ રમણીય અલકા નામની કુબેરની નગરી જોઈ. સાગંધિક નામના કમળોવાળુ સૌગંધિક નામનું વન પણ જોયુ [23] ભગવાનની ચરણ રજથી અતિ પવિત્ર થયેલી નંદા અને અલકનંદા નામની બે નદિયો તે નગરની બહાર વહેતી હતી [24] હે વિદુર ! કામથી વ્યાકુલ થયેલી દેવતાઓની સ્ત્રિયો પોતાના વિમાનમાથી ઉતરી જે નદીઓમા ક્રીડા કરતી હતી [25] વળી દેવાંગના જે એ નદિયોમા સ્નાન કરે છે તેથી તેમના શરીર ઉપરનું નવીન કેસર તેમા પડવાથી નદિયોનું જળ પીળા રંગનું સુગંધિત રહ્યા કરે છે, અને તે સુગંધીને લીધે હાથીઓ તરસ વગર પણ તે જળ પીએ છે [26] જેમ આકાશમા વિજળી સહિત મેઘ રાજા શોભે તેમ ચાદીના, સોનાના અને અમૂલ્ય રત્નોના વિમાનોમા બેઠેલી યક્ષોની સ્ત્રિયો ત્યા શોભતી હતી કુબેરની અલકાનગરી અને સૌગંધિક નામનુ વન કે–જેમા આનંદકારી, વિચિત્ર પુષ્પ ફળ અને પાંદડાવાળા મનોરથ પૂર્ણ કરનારા વૃક્ષ ઉપર કોયલોના ટૌકા થતા હતા, ભ્રમર ગુંજારવ કરતા હતા, કમળ વનવાળા જળાશયો શોભાયમાન થઈ રહ્યા હતા, [27–29] વનના હાથીઓના ગંડસ્થળ ઘસાવાથી હરિચંદનના વાયુના પ્રભાવે યક્ષોની સ્ત્રિયોના મન હર્ષિત થઈ રહેતા હતા [30] વળી જ્યા વૈડૂર્ય મણિની સીડીવાળી કમળથી શોભાયમાન વાપિકાઓ હતી, એવા રાજહંસોને પ્રિય વનનો ત્યાગ કરી કિંપુરુષ જ્યા આવી રહેલા હતા એવો એ પ્રદેશ જોયા પછી તેઓએ બહુજ સમીપમા એક વડનું મોટું ઝાડ જોયુ [31]

તે ઝાડ સો યોજન ઉંચુ હતુ અને પોણોસો યોજનમા તેની શાખાઓ વિસ્તાર પામી રહી હતી. તેની ચારે તરફ નિરંતર છાયા રહેતી અને જરા પણ તડકો જણાતો નહિ [32] આવા મહા યોગમય વડ તળે મુમુક્ષુના શરણ રૂપ શિવ બેઠા હતા, કે–જે જાણે ક્રોધને તજી કાળ બેઠો હોય એવા દેખાતા હતા [33] ત્યા શાન્ત રૂપ સનંદન આદિ મહા સિદ્ધ, શાન્ત સ્વરૂપ મહાદેવની ઉપાસના કરી રહ્યા હતા, અને રાક્ષસો તથા યક્ષોના રાજા કુબેર પણ સેવા કરતા હતા [34] વિદ્યા, તપ અને યોગમાર્ગના પ્રવર્ત્તક, જગતના મિત્ર, પ્રેમથી જગતનું કલ્યાણ કરનાર સર્વેશ્વર, [35] ભસ્મ, દંડ, જટા અને મૃગચર્મ ધારણ કરનાર અને સંધ્યા સમયના વાદળની છટા જેવા તે, મસ્તક ઉપર ચંદ્રરેખા ધારણ કરનાર છે [36] દર્ભના આસન ઉપર બિરાજેલા અને નારદજી જે પ્રશ્ન કરે તેનો સત્પુરુષોના સન્મુખ સનાતન પરબ્રહ્મનો ઉપદેશ કરતા, [37] જમણી સાથળ ઉપર ડાબો પગ રાખી અને ડાબા પગ ઉપર હાથ રાખી, કાંડામા રૂદ્રાક્ષની માળા લઈ, તર્ક ‡ મુદ્રાથી ઉપલક્ષિત થઈ બેઠેલા હતા [38] બ્રહ્માનંદમા એકાગ્ર થઈ તથા યોગપટ્ટ રાખીને બેઠેલા મનનશીલ જ્ઞાની પુરુષોમા મુખ્ય એવા મહાદેવજીને લોકપાળ અને મુનિવરોએ હાથ જોડી પ્રણામ કર્યા [39] મોટા મોટા દેવતા અને દૈત્ય જેમના ચરણકમળને દંડવત્ પ્રણામ કરે છે એવા શંકર, બ્રહ્માને આવતા જોઈ ઉભા થયા અને જેમ વિષ્ણુ–વામને કશ્યપને પ્રણામ કર્યા હતા તેમ શિવે બ્રહ્માને નમસ્કાર કર્યા [40] એ પ્રમાણે સિદ્ધ લોકો અને મોટા મોટા ઋષિઓ કે–જે મહાદેવ પાસે બેઠા હતા તેઓએ પણ બ્રહ્માને પ્રણામ કર્યા એ પ્રમાણે જેને સર્વેએ પ્રણામ કર્યા હતા એવા બ્રહ્મા જાણે હસતા હોય તેમ સર્વ લોકોને નમસ્કાર કરવા યોગ્ય ચંદ્રચૂડ શંકરને આ પ્રમાણે કહેવા લાગ્યા. [41]

બ્રહ્મા કહે છે–હે ઈશ ! હું આપને જાણું છુ. આપ જગતના સ્વામી, જગતની શક્તિ અને બીજરૂપ, પ્રકૃતિ પુરુષના કારણ અને ભેદ રહિત તથા નિર્વિકાર બ્રહ્મરૂપ છો [42] હે ભગવન્ ! સ્વરૂપ

‡ તર્જની અને અંગુઠાના અગ્રભાગને એકઠા કરી બાકીની આંગળીઓ લાંબી રાખવી તે તર્ક મુદ્રા

ધારી શિવ શક્તિરૂપ વિભાગ રહિત પ્રકૃતિ પુરુષમા ક્રીડા કરનાર કરોળીઆની પેઠે આ જગતને રચનાર, પાલન કરનાર અને સહારનાર એવા તમારી ગતિનો કોઈ પાર પામતું નથી ⁴³ વળી ધર્મ અને અર્થને માટે વેદની રક્ષા કરવા દક્ષ દ્વારા તમે યજ્ઞ કરાવ્યો હતો અને જગતની મર્યાદા તમેજ બાધેલી છે, કે જે મર્યાદાને બ્રાહ્મણો નિયમપૂર્વક પાળે છે ⁴⁴ વળી હે મગળ રૂપ! શુભ કર્મ કરનારને સ્વર્ગ અને મોક્ષને આપનાર અને અશુભ કર્મ કરનારને નરક અંધતામિસ્રને આપનાર પણ આપજ છે, છતા તેમા કોઈ કોઈને ઉલટી રીતે કેમ ફળ મળે છે ⁴⁵ આપના ચરણમા ચિત્ત રાખનાર, પ્રાણી માત્રમા આપનેજ જોનાર અને સર્વ જગતને પોતાના સ્વરૂપથી અભિન્ન જોનાર સત્પુરુષોનો ઘણુ કરીને અજ્ઞાનિયોની પેઠે ક્રોધથી પરાભવ થઈ શકતો નથી, ત્યારે આપની શી વાત ⁴⁶ ભેદ બુદ્ધિવાળા, કેવળ કર્મમાજ દૃષ્ટિ રાખનાર અને દુષ્ટ વાસનાવાળા તથા બીજાની સપત્તિ જોઈ બળનાર, મર્મભેદી પુરુષ બીજા લોકોને દુર્વચનોથી પીડા કરે છે તોપણ, દૈવથી ભ્રષ્ટ એ લોકો મહાત્મા પુરુષોએ ધર્મ પ્રમાણે મારવા યોગ્ય નથી ⁴⁷ ભગવાનની અપાર માયાથી મોહિત થએલા લોક ભેદ બુદ્ધિ રાખે તોપણ મહાત્મા પુરુષો પોતાની કોમળતાથી એ દૈવેજ કરાવ્યુ છે એમ સમજી તેની ઉપર દયા રાખે છે ⁴⁸ હે પ્રભો! માયાથી હત બુદ્ધિ અને કર્મમાજ આસક્ત લોકો ઉપર આવા અપરાધ માટે ક્ષમા રાખો, કારણ કે તમારી બુદ્ધિ માયાથી મોહિત થએલી નથી, આપ સર્વજ્ઞ છો ⁴⁹ હે પ્રભો! આ યજ્ઞ કે–જેમા યજન કરનાર મૂર્ખ લોકોએ યજ્ઞનુ ફળ દેનાર આપને યજ્ઞનો ભાગ ન આપ્યો, એથી આપે જેનો વિધ્વંશ કર્યો છે એવા દક્ષના અપૂર્ણ યજ્ઞનો ઉદ્ધાર કરો ⁵⁰ આ યજમાન જીવતો થાય, ભગની આખો સારી થાય, ભૃગુને દાઢી આવે અને પૂષાના દાત પ્રથમ જેવા થાય ⁵¹ હે મન્યુદેવ! દેવતાઓ અને ઋત્વિજોના જે અગ શસ્ત્ર અને પત્થરોથી ભાગી ગયા છે તે આપની કૃપાએ પાછા પ્રથમના જેવા થાય. ⁵² હે રુદ્ર! હે યજ્ઞના વિધ્વંશક! જે કાઈ યજ્ઞમા અવશેષ રહ્યુ હશે તે સર્વ આપનો ભાગ છે, એમ આ સર્વ કહે છે માટે તે રુદ્રભાગ આપવાથી આ યજ્ઞ પૂર્ણ થવો જોઈએ, એવી મારી પ્રાર્થના છે.

एष ते रुद्रभागोऽस्तु यदुच्छिष्टोऽध्वरस्य वै ।
यज्ञस्ते रुद्रभागेन कल्पतामद्य यज्ञहन् ॥५३॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
षष्ठोऽध्यायः

# અધ્યાય ૭ મો.*

## યજ્ઞદેવનું પ્રાકટ્ય ને સ્તુતિ.

मैत्रेय उवाच
इत्यनेनानुनीतेन भवेन परितुष्यता ।
अभ्यधायि महाबाहो प्रहस्य श्रूयतामिति ॥

મૈત્રેય કહે છે–હે વિદુર! ઉપર પ્રમાણે બ્રહ્માએ પ્રાર્થના કરી ત્યારે શંકરે પ્રસન્ન થઈ, બ્રહ્માને આ પ્રમાણે કહ્યુ ¹

મહાદેવજી કહે છે–હે બ્રહ્મન્! હુ આ મૂર્ખોના અપરાધનું વર્ણન કરતો નથી તેમ તેને વિચારતો પણ નથી, કારણ કે તેઓ ભગવાનની માયાથી મોહિત થએલા છે મે તેમને યોગ્ય દંડ દીધો છે,² દક્ષ પ્રજાપતિનુ માથુ બળી ગયુ છે, તેથી તે બકરાના મુખનું થાય અને ભગદેવતા પોતાના યજ્ઞના ભાગને મિત્ર દેવતાની આખે જુવે ³ પૂષાદેવતા યજમાનના દાતથી પિષ્ટ ખાય અને બીજા દેવતાઓ કે જેઓએ મને યજ્ઞનુ અવશેષ આપ્યુ છે તેમના સર્વ અગ પુન હતા તેવા થાય, ⁴ પરતુ જેમના અગ કપાઈ ગયા છે તેમના બાહુનુ કામ દેવવૈદ્ય અશ્વિની કુમારોના બાહુથી અને હાથોનું કામ પૂષાદેવતાના હાથથી ચાલશે અધ્વર્યુ અને ઋત્વિજો સારા થશે અને ભૃગુની દાઢી બોકડાના જેવી થશે ⁵

મૈત્રેય કહે છે–મહાદેવજીના વચન સાભળી સર્વ પ્રાણી પ્રસન્ન થયા હે વિદુર! વાહ! વાહ! એમ તેઓ સર્વ બોલવા લાગ્યા ⁶ પછી દેવતા અને ઋષિયોએ મહાદેવજીની પ્રાર્થના કરી કે–હે

* આ અધ્યાયમા ભગવાન પ્રગટ થવાથી દક્ષ અને મહાદેવજી આદિ સર્વેએ ભગવાનની સ્તુતિ કરી અને દક્ષના યજ્ઞનો પ્રારભ કરાવ્યો એ કથા કહેવાશે.

શંકર ! અહીં પધારી સર્વ કાર્ય સિદ્ધ કરો, ત્યારે તેમની પ્રાર્થનાથી શંકર બ્રહ્માને લઈ યજ્ઞભૂમિ ઉપર આવ્યા ૭ જે પ્રમાણે ભગવાન શંકરે કહ્યુ હતું તે પ્રમાણે કર્યું અને પ્રજાપતિ દક્ષના ધડ ઉપર યજ્ઞપશુનું મસ્તક ચોટાડયુ ૮ માથુ સાધતી વેળાએ મહાદેવજીએ તેની સામુ જોયુ એટલે તે પ્રજાપતિ દક્ષ જાણે નિદ્રામાથી ઉઠી ઉભા થતા હોય તેમ ઉઠીને ઉભા થયા ને પોતાની સન્મુખ મહાદેવને જોયા ૯ એટલે મહાદેવ સાથે વૈર રાખવાથી તેમનું મન મલિન થયુ હતું તોપણુ તેમની દૃષ્ટિ પડતા તેમનું મન શરદ ઋતુના જળ જેવુ નિર્મળ થઈ ગયુ. ૧૦ આ વેળા દક્ષે મહાદેવની સ્તુતિ કરવાનો મનમા વિચાર કર્યો પણ પ્રેમને લીધે કાઇ પણ બોલી શકયા નહિ અને પોતાની મરણ પામેલી પુત્રી સતીનુ સ્મરણ થઈ આવવાથી નેત્રોમા અશ્રુ ભરાઈ ગયા ૧૧ પછી મહા કષ્ટથી મનને રોકી પ્રેમથી વિહ્‌વળ દક્ષ પ્રજાપતિ નિષ્કપટ અંતઃકરણથી મહાદેવની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૧૨

દક્ષ સ્તુતિ કરે છે-હે ભગવન્ ! મે આપનું અપમાન કર્યું હતુ, તોપણ આપે મારી અપેક્ષા ન કરતા દંડ દીધો, તે મારા ઉપર મહા અનુગ્રહ કર્યો આપ અને વિષ્ણુ ભગવાન જ્યારે તુચ્છ બ્રાહ્મણની પણ ઉપેક્ષા નથી કરતા ત્યારે નિયમ ધારણ કરનાર ઉત્તમ બ્રાહ્મણોની કેમ કરો ? ૧૩ હે પ્રભો ! વેદ અને બ્રહ્મવિદ્યાની રક્ષા કરવા માટે વિદ્યા, તપ અને વ્રત ધારણ કરનાર બ્રાહ્મણોને આપે આપના મુખથી ઉત્પન્ન કર્યા છે, માટે હે પ્રભુ ! જેમ હાથમા દંડ લઈને ગોવાળ ગાયોનુ પાલન કરે તેમ આપ સર્વ વિપત્તિયોથી બ્રાહ્મણોનું રક્ષણ કરો છો ૧૪ હે માનનિય ! તત્ત્વજ્ઞાનને નહિ જાણનાર જે હું તેણે સભાના મધ્યમા દુર્વચન રૂપી બાણોથી આપને દુઃખ દીધુ તોપણ તે અપરાધને ન ગણતા આપે મને મહાત્મા પુરુષોની નિંદા કરવાથી નરકમા પડતા બચાવ્યો, તે આપ આપના અનુગ્રહથી સ્વયમેવ પ્રસન્ન થાઓ, કારણ કે તેનો બદલો વાળવાને હું સમર્થ નથી ૧૫

મૈત્રેય કહે છે-હે વિદુર ! આ પ્રમાણે દક્ષ પ્રજાપતિએ મહાદેવજીની સ્તુતિ કરી બ્રહ્માની સંમતિથી ઋત્વિજ અને અગ્નિ સહિત યજ્ઞ કર્મનો પ્રારંભ કર્યો ૧૬ ભૂત-પ્રેતાદિકના સંસર્ગનો દોષ મટાડી યજ્ઞની પ્રવૃત્તિ કરવા સારુ બ્રાહ્મણોએ ત્રણ કપાલ ઉપર રંધાયેલો પુરોડાશ વિષ્ણુના ઉદ્દેશથી યજ્ઞમા હોમ્યો ૧૭ અને હે વિદુર ! જેણે હવિ લીધું છે એવા અધ્વર્યુની સાથે યજમાન દક્ષ પ્રજાપતિએ શુદ્ધ બુદ્ધિથી પ્રભુનુ ધ્યાન કર્યું કે તરત ભગવાન વિષ્ણુ પ્રકટ થયા ૧૮ જેમની પાખોમાથી સામવેદના મંત્રોનો શબ્દ નીકળતો હતો એવા ગરુડ ઉપર બેસી ભગવાન ત્યા પધાર્યા તે સમયે તેજથી સર્વ લોકોના નેત્ર બંધ થઈ ગયા, અને દિશાઓ દેદિપ્યમાન થઈ રહી ૧૯ આ વેળા ઘનશ્યામ વર્ણ, પીતાબર ધારી, સુવર્ણની કટિમેખલા પહેરેલા, સૂર્યની કાન્તિ સમાન કિરીટ ધારણ કરી, શ્યામ કેશ ભ્રમરની માફક શોભી રહ્યા હતા એવા મુખવાળા, કાનોમા કુંડળ લટકાવેલા અને સુવર્ણના નાના પ્રકારના આભૂષણ પહેરેલા, હાથોમા શંખ, કમળ, ચક્ર, બાણ, ધનુષ્ય, ગદા, ખડ્ગ, ધારણ કરવાથી કણેરના વૃક્ષ સમાન શોભાયમાન શ્રીભગવાન બહુજ દેદિપ્યમાન લાગતા હતા ૨૦ વક્ષ:સ્થળમા લક્ષ્મીને ધારણ કરનાર વનમાળાવાળા, ઉદાર હાસ્ય યુક્ત અવલોકનની કળાથી વિશ્વને રમણ કરાવતા તે શોભતા હતા, ભગવાનના સ્વરૂપને બે બાજુ રાજહંસની પેઠે પંખા અને ચમર ઢળતા હતા અને પૂર્ણિમાના ચંદ્ર જેવુ શ્વેત છત્ર શોભાને વધારી રહ્યુ હતું ૨૧ ભગવાન વિષ્ણુને બ્રહ્મા, ઈન્દ્ર અને મહાદેવ જેમા મુખ્ય છે એવા દેવતાઓએ ઉઠીને પ્રણામ કર્યા ૨૨ અને ભગવાનના તેજથી જેની કાન્તિ ક્ષીણ થઈ ગઈ છે એવા તેઓ મસ્તક ઉપર બે હાથ મૂકી સંભ્રમથી ગદ્‌ગદ્ વાણીએ આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. ૨૩ જો કે તે બ્રહ્માદિ લોકોની મન વાણીની વૃત્તિયો ભગવાનના મહિમાને પહોચી શકે તેમ ન હતુ તોપણ તેઓએ અનુગ્રહ કરવા માટે સ્વરૂપ ધારણ કરી પધારેલા ભગવાન વિષ્ણુની સ્તુતિ કરી ૨૪ યજ્ઞાધીશ, વિશ્વને રચનાર, બ્રહ્માદિકોના પરમ ગુરુ અને સુનંદ તથા નંદ આદિ પાર્ષદોથી પરિવૃત

ભગવાનની પાસે જઈ દક્ષ પ્રજાપતિએ પૂજાની સામગ્રી અર્પણ કરી ભગવાને તે પોતાના હસ્તથી ગ્રહણ કરી, તેથી પ્રસન્ન થઇ હાથ જોડી દક્ષ પ્રજાપતિએ હર્ષથી આ પ્રમાણે સ્તુતિ કરવા માડી ૨૫

દક્ષ સ્તુતિ કરે છે—જાગ્રતાદિ અવસ્થાઓથી રહિત, અદ્વિતીય, ભયરહિત અને માત્ર પોતાના જ સ્વરૂપમા રહેનાર, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, એક આપ જ છો આપ માયાનો પરાભવ કરી સ્વતંત્ર હોવા છતા પણ માયાથી મનુષ્ય દેહનું નાટક કરી તેમા રહેવાથી જાણે રાગ દ્વેષાદિક આપમા આવી ગયા હોય, એવા પ્રતીત થાઓ છો ૨૬

ઋત્વિજો સ્તુતિ કરે છે—હે નિરંજન ! હે ઉપાધિ રહિત ! હે ભગવન્ ! નંદિકેશ્વરના શાપથી કર્મોમા દુરાગ્રહ રાખનારા અમે, ધર્મના ઉત્પાદક અને વેદ પ્રતિપાદ્ય આ યજ્ઞ રૂપ આપના સ્વરૂપને જાણીએ છીએ, કે જેને માટે જુદા જુદા દેવતાઓની વ્યવસ્થા કરેલી છે, પરન્તુ તમારા પરમ તત્ત્વને અમે જાણતા નથી ૨૭

યજ્ઞના સભાસદો સ્તુતિ કરે છે—હે શરણાગત વત્સલ ! આ સંસાર રૂપી માર્ગ કે જેમા કોઇ વિશ્રામનુ સ્થળ નથી, પણ અનેક ક્લેશ રૂપ વિષમ સ્થળો છે સુખ દુઃખાદિ રૂપ અનેક ખાડાઓ છે, ખળ પુરુષ રૂપ ઘાતક પ્રાણીયોનો ભય છે અને શોક રૂપ દાવાનળ જેમા સળગી રહ્યો છે, એવા સંસારમા તૃષ્ણાથી પીડા પામેલો અને વિષય રૂપ ઝાંઝવાના પાણીવાળા શરીરનો અને ઘરનો ભાર ઉઠાવતો અજ્ઞાની જીવસમૂહ આપના ચરણ રૂપ સ્થાનને ક્યારે પ્રાપ્ત થશે ? ૨૮

મહાદેવ સ્તુતિ કરે છે—હે વરદ ! સર્વ વિષયોમા વૈરાગ્ય વૃત્તિવાળા મુનિ લોકોને શુભ કામનાથી આદરપૂર્વક પૂજવા યોગ્ય આપના ચરણકમળમા હું મારુ મન અર્પણ કરુ છુ, તેમને આ અજ્ઞાની જીવો જો કે આચારભ્રષ્ટ કહે છે તોપણ તમારી અનુપમ કૃપાએ તે તરફ લક્ષ આપતો નથી ૨૯

ભૃગુ સ્તુતિ કરે છે—જેની ગહન * માયાથી જ્ઞાન રહિત થયેલા અને અંધારામા પડેલા બ્રહ્માદિક દેવતાઓ પણ જેના તત્ત્વને પોતાનામા રહેવા છતાં જાણી શકતા નથી, એવા ભક્તોના આત્મા અને બંધુરૂપ શ્રીહરિ અમારા ઉપર કૃપા કરો ૩૦

બ્રહ્મા સ્તુતિ કરે છે—પદાર્થોને ભિન્ન ભિન્ન રીતિથી જાણનાર ઇન્દ્રિયોથી પુરુષના જોવામા જે કાઈ આવે છે તે આપનુ સ્વરૂપ નથી, કારણ કે જ્ઞાન, પદાર્થ અને ઇન્દ્રિયોના અધિષ્ઠાન રૂપ આપ માયાના પદાર્થોથી કેવળ ભિન્ન છો ૩૧

ઇન્દ્ર સ્તુતિ કરે છે—હે અચ્યુત ! વિશ્વભાવન સંસાર પાળક ચિદાનંદ, અસુર વંશ વિધ્વંશ કરનાર ! આ શસ્ત્રોવાળા આઠ હાથવાળુ આપનું સ્વરૂપ અનુપપન્ન નથી પણ ઉપપન્ન છે, કારણ કે આપનું આ શરીર યોગ્ય છે ૩૨

બ્રાહ્મણ પત્નિયો સ્તુતિ કરે છે—હે યજ્ઞ સ્વરૂપ ! આ યજ્ઞ કેવળ તમારા યજન માટે જ દક્ષ પ્રજાપતિએ કર્યો છે તમારે તેનો વિધ્વંશ કરવો જોઇએ નહિ હે કમળનયન ! હે શાન્તબુદ્ધે ! આ યજ્ઞોત્સવ હવે શ્મશાનવત્ મહા અપવિત્ર થઇ ગયો છે, માટે તમે તમારી અમૃત દૃષ્ટિથી તેને પવિત્ર કરો. ૩૩

ઋષિઓ સ્તુતિ કરે છે—હે ભગવન્ ! આપની લીલા મહા વિચિત્ર છે, તે કોઈના કળવામા આવતી નથી, કારણ કે આપ પોતે કર્મ કરો છો તોપણ તેથી આપ લિપ્ત થતા નથી આપનું નિર્લેપ રહેવું સંભવે છે, કારણ કે, બીજા લોકો સમૃદ્ધિને માટે જેનું ભજન કરે છે તે લક્ષ્મી પણ તમને અનુસરે છે અને આપ તેનો આદર કરતા નથી ૩૪

સિદ્ધ લોકો સ્તુતિ કરે છે—ક્લેશ રૂપી દાવાનળથી બળેલા અને તૃષ્ણાથી પીડાયમાન અમારો મન રૂપી હાથી આપની કથા રૂપી શુદ્ધ અમૃતની નદીમા પેસી જવાથી હવે સંસાર રૂપ દાવાનળનું સ્મરણ કરતો નથી તેમ નદીમાથી તે બહાર નીકળતો નથી, પણ જાણે પરબ્રહ્મની સાથે એકત્ર થઇ ગયો હોય એવુ પ્રતીત થાય છે ૩૫

પ્રસૂતિએ કહ્યુ —હે લક્ષ્મીના નિવાસ રૂપ પરમેશ્વર ! આપને મારા નમસ્કાર છે. શ્રી સહિત તમે અમારી રક્ષા કરો તમારા વગર હે અધીશ ! જેમ

* ગીતામા ભગવાને કહ્યું છે કે–ગુણમયી અને દેવી એ મારી માયા દુસ્તર્ય છે, તોપણ જે પુરુષ મારે શરણે આવી રહે છે તે એને તરી જાય છે, દુરત્યર માયાને મારા શરણ વગર તરી શકાતી નથી

મસ્તક વગર ધડ શોભતું નથી, તેમ કશું શોભતું નથી. આપ લક્ષ્મી સાથે પધાર્યા તે બહુજ સારુ થયુ અને હવે અમારા ઉપર કૃપા કરો ૩૬

લોકપાળો સ્તુતિ કરે છે–હે દેવ ! વિજ્ઞાન રૂપ, જ્ઞાન ગુણ પ્રકાશક, દૃશ્ય માત્રને જાણનાર, પ્રત્યગાત્મા રૂપ અને સર્વદ્રષ્ટા આપ છો અસત્ પદાર્થોને ગ્રહણ કરનારી ઇંદ્રિયો તમારું સ્વરૂપ જોઈ શકતી નથી, કારણ કે આ પંચ મહાભૂતાત્મક શરીરમા જે છઠ્ઠા જીવ રૂપથી તમે રહો છો તે આપની માયાજ છે ૩૭

યોગેશ્વરો સ્તુતિ કરે છે–હે પ્રભો ! આપ વિશ્વાત્મા છો અને આપથી જીવ પોતાના આત્માને ભિન્ન સમજતો નથી, તેથી અધિક પ્રિય આપને કોઈ નથી જો કે તેમ છે તોપણ અનન્ય ભક્તિથી જે આપની ઉપાસના કરે છે તેની ઉપર અનુગ્રહ કરો ૩૮ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયમા જીવના અદૃષ્ટથી જેના ગુણો નાના પ્રકારે ભેદવાળા થયેલા છે એવી આપની માયાએ જેના સ્વરૂપમા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આદિ ભિન્ન ભિન્ન ભેદ બુદ્ધિ કરેલી છે, પરંતુ સ્વરૂપની સ્થિતિ જોતા જેમા ભેદની ભ્રાંતિ, ગુણ કે તેનુ કારણ કાઇ પણ નથી એવા આપ પરબ્રહ્મને અમે નમસ્કાર કરીએ છીએ ૩૯

બ્રહ્મા સ્તુતિ કરે છે–સત્વ ગુણનો સ્વીકાર કરનાર, ધર્માદિકના ઉત્પાદક, નિર્ગુણ અને જેના તત્ત્વને હું જાણતો નથી તેમજ બીજો પણ કોઈ જાણતો નથી એવા નિર્ગુણ નિર્વિકારને હું વારવાર પ્રણામ કરું છુ. ૪૦

અગ્નિ સ્તુતિ કરે છે–જેના તેજથી પ્રદીપ્ત થવાય છે એવો જે હું સારા ઉત્તમ યજ્ઞમા ઘીથી ભીંજાયેલુ હવ્ય દેવતાઓ માટે લઉં છુ તે યજ્ઞનું પાલન કરનાર અને પાચ પ્રકારના યજ્ઞમૂર્ત્તિ, અને પાચ મંત્રોથી પૂજાતા ભગવાનને હું પ્રણામ કરુ છુ ૪૧

દેવતાઓ સ્તુતિ કરે છે–પૂર્વે પ્રલય કાળમા આપના રચેલા જગતને પોતાના ઉદરમાં લઈ પ્રલયના જળમા શેષનાગ રૂપી શય્યા ઉપર જે પોઢ્યા હતા, તેજ આદિ પુરુષ આપ કે જેના જ્ઞાનમાર્ગનો સિદ્ધ લોકો વિચાર કરે છે, તે આજ અમને પ્રત્યક્ષ થયા છો, આપ ભક્તોની એવીજ રક્ષા કરો છો ૪૨

ગંધર્વો સ્તુતિ કરે છે–હે દેવ ! આપ કે જેના આ મરીચિ આદિ ઋષિ અને બ્રહ્મા તથા ઇંદ્રાદિ દેવતાઓ અંશના પણ અંશ છે, અને આ અખિલ જગત જેનું રમકડુ છે તેને અમે નિરંતર નમસ્કાર કરીએ છીએ ૪૩

વિદ્યાધરો સ્તુતિ કરે છે–સર્વ પુરુષાર્થને દેનારું આ શરીર પામી જે મનુષ્ય આપની માયાને વશ હોય તેમા મારુ અને હુ, એવુ અભિમાન રાખી અવળે માર્ગે ચાલનાર, પોતાના પુત્ર આદિ તિરસ્કાર કરવા છતા પણ દુર્બુદ્ધિથી તુચ્છ વિષયોમા તૃષ્ણા રાખતો હોય તે, પણ જો આપની કથા રૂપી અમૃતનુ પાન કરે તો તેનો સકળ મોહ નાશ પામે છે. ૪૪

બ્રાહ્મણો સ્તુતિ કરે છે–યજ્ઞ, હવિ, અગ્નિ, મંત્ર, સમિધ, દર્ભ, પાત્ર, સભાસદ, ઋત્વિજ, યજમાન, યજમાનની સ્ત્રી, દેવતા, અગ્નિહોત્ર, સ્વધા, સોમ, ઘી અને પશુ, એ સર્વ આપનાજ સ્વરૂપ છે ૪૫ હે વેદમૂર્તિ ! યજ્ઞ અને ક્રતુ રૂપ ગર્જના કરતા વરાહમૂર્તિ આપ પ્રથમ લીલાપૂર્વક હાથી જેમ કમલિનીને લઇ આવે એમ યોગીજનોથી સ્તુતિ કરાતા રસાતળ પાતાળમાથી પૃથ્વીને બહાર લઈ આવ્યા છો ૪૬ આપના દર્શનની ઇચ્છા કરતા અને સત્કર્મથી ભ્રષ્ટ થયેલા જે અમે તેના ઉપર કૃપા કરો હે યજ્ઞેશ્વર ! જ્યા યજ્ઞની અંદર આપના નામનું મનુષ્યોએ ઉચ્ચારણ કર્યું ત્યા તેજ વેળાએ યજ્ઞના વિઘ્ન નાશ પામે છે, એવા આપને અમે પ્રણામ કરીએ છીએ. ૪૭

મૈત્રેય કહે છે–હે વિદુર ! આ પ્રકારે સર્વ લોક, યજ્ઞના પાળક ભગવાનની સ્તુતિ કરતા હતા, ત્યાં મહાદેવે વિધ્વંશ કરેલા યજ્ઞનો દક્ષ પ્રજાપતિએ પાછો પ્રારંભ કર્યો ૪૮ હે વિદુર ! સર્વ રૂપ હોવાથી સર્વ ભાગના ભોક્તા ભગવાન પોતાના ભાગથી જાણે પ્રસન્ન થયા હોય એવુ દક્ષને બતાવી આમ કહેવા લાગ્યા ૪૯

શ્રી ભગવાન કહે છે–જગતનુ પરમ કારણ, આત્મા, ઈશ્વર, સાક્ષી, સ્વયપ્રકાશ અને ઉપાધિ રહિત જે હુ તેજ બ્રહ્મા અને મહેશ્વર છું એમ તું જાણ ૫૦ હે વિપ્ર દક્ષ ! હુ જ ત્રિગુણાત્મ માયાને ધારણ કરીને આ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય

કરવા માટે તે તે કાર્યોને યોગ્ય જુદા જુદા નામ ધારણ કરું છું. ૫૧ કેવળ અદ્વિતીય, પરમાત્મા અને પરબ્રહ્મ જે હુ તેમા અજ્ઞાની મનુષ્યો બ્રહ્મા રુદ્ર અને પ્રાણીઓને ભિન્ન ભિન્ન રૂપે જુવે છે ૫૨ જેમ મનુષ્ય, મસ્તક અને ચરણ આદિ પોતાના અગોમા કોઈ પણ અગને પારકુ સમજતા નથી, તેમ મારો ભક્ત કોઇને પરાયો સમજતો નથી ૫૩ હે બ્રાહ્મણ દક્ષ ! સર્વ પ્રાણી માત્રના આત્મા અને એક રૂપ એવા અમે ત્રણે દેવોમા જે પુરુષ ભેદ-બુદ્ધિ નથી રાખતો તે શાન્તિ પામે છે ૫૪

મૈત્રેય કહે છે—હે વિદુર ! આ પ્રમાણે ભગવાને દક્ષ પ્રજાપતિને ઉપદેશ કર્યો ત્યારે દક્ષે તેના ભાગથી તેમનું પૂજન કરી બીજા દેવતાઓનુ પણ મુખ્ય તથા ગૌણ કર્મવડે પૂજન કર્યું ૫૫ ત્યાર પછી દક્ષે ચિત્તને સાવધાન રાખી યજ્ઞના અવશેષ ભાગથી રુદ્રનુ પૂજન કરી સમાપ્તિ કરવાના કર્મથી બીજા સોમપાયીનુ પણ પૂજન કર્યું પછી યજ્ઞ કર્મને સમાપ્ત કરીને ઋત્વિજો સહિત દક્ષ પ્રજાપતિએ અવભૃથ સ્નાન કર્યું ૫૬ ત્યાર પછી જો કે દક્ષને પોતાના પ્રભાવથીજ સર્વ સિદ્ધિયો મળી ગઈ હતી તોપણ તેને ધર્મમા બુદ્ધિ રહેવાનું વરદાન આપી દેવતા સ્વર્ગમા ગયા ૫૭ આ પ્રકારે દક્ષની પુત્રી સતી પોતાના પ્રથમ શરીરનો ત્યાગ કરી પાછી હિમાચલની સ્રી મેનાના ઉદરથી પ્રગટ થઈ, એવુ મે પૂર્વે સાભળ્યુ છે ૫૮ તે હિમાચલની કન્યા જગદબા પાર્વતી, પ્રલય કાળમા સૂતેલી શક્તિ જેમ ઇશ્વરને પ્રાપ્ત થાય તેમ પાછા બીજી વેળા પણ મહાદેવ કે—જે એક વૃત્તિથી ભજન કરનારને મોટા આશ્રય રૂપ છે તેમને પ્રાપ્ત થયા ૫૯ દક્ષના યજ્ઞનો નાશ કરનાર ભગવાન મહાદેવનુ આ ચરિત્ર બૃહસ્પતિના શિષ્ય અને ભગવદ્ભક્ત ઉદ્ધવજીના મુખથી મે સાભળ્યુ હતુ ૬૦ હે વિદુર ! યશ અને આયુષ્યને વધારનાર અને પાપનો નાશ કરનાર મહાદેવનું આ પરમ પવિત્ર ચરિત્ર જે મનુષ્ય નિત્ય સાભળે અને બીજાને સંભળાવે છે તે ભગવાનની ભક્તિના પ્રભાવથી સર્વ પાપથી મુક્ત થઇ જાય છે ૬૧

**इदं पवित्रं परमीश चेष्टितं**
**यशस्यमायुष्यमघौघमर्षणम् ।**
**योनित्यदाऽऽकर्ण्य नरोऽनुकीर्तये**
**द्धुनोत्यघकौरव भक्तिभावतः ॥ ६१ ॥**
**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे**
**सप्तमोऽध्यायः**

# અધ્યાય ૮ મો.*

## ધ્રુવાખ્યાન.

**मैत्रेय उवाच**
**सनकाद्या नारदश्च ऋभुर्हंसोऽरुणिर्यतिः ।**
**नैते गृहान्ब्रह्मसुता ह्यावसन्नूर्ध्वरेतसः ॥ १ ॥**

મૈત્રેય કહે છે—સનકાદિ ઋષિઓ, નારદ, ઋભુ, હસ, અરુણિ અને યતિ એ બ્રહ્માના પુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારી હતા ૧ હે વિદુર ! બ્રહ્માના પુત્ર અધર્મને મૃષા નામની સ્રીથી દભ નામે પુત્ર અને માયા નામે પુત્રી થઇ, એ જોડાને નિર્ઋતિએ ગ્રહણ કર્યું, કારણ કે તેને પુત્ર ન હતો ૨ હે મહામતિ ! દભની માયા નામની સ્રીમા લોભ નામનો પુત્ર અને શઠતા નામની કન્યા થઇ લોભની નિકૃતિ નામની સ્રીથી ક્રોધ પુત્ર અને હિસા નામની કન્યા ઉત્પન્ન થઇ, ક્રોધની હિસા નામની સ્રીમા કલિ નામનો પુત્ર અને દુરુક્તિ નામની કન્યા થઇ ૩ કલિની દુરુક્તિ નામની સ્રીમા ભય નામનો પુત્ર અને મૃત્યુ નામની કન્યા થઈ ભયની મૃત્યુ નામની સ્રીમા નિરય નામનો પુત્ર અને યાતના નામની કન્યા થઈ ૪ હે નિષ્પાપ ! મે ટુકામા તમને અધર્મનો વશ કહી સભળાવ્યો એ પવિત્ર વશને જે ત્રણ વાર સાભળે તેના પાપ નાશ પામે છે ૫ હે કુરૂકુલનદન વિદુર ! હવે પવિત્ર કીર્તિ બ્રહ્માના અશથી ઉત્પન્ન થયેલા સ્વાયભુવ મનુનો વશ કહું તે સાભળો ૬

શતરૂપાના પતિ સ્વાયભુવ મનુને વાસુદેવ ભગવાનના અશથી જગતનુ રક્ષણ કરનાર પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામે બે પુત્રો થયા હતા ૭ ઉત્તાનપાદને સુનીતિ અને સુરુચિ નામની બે રાણીઓ હતી, તેમા સુરુચિ ઉપર રાજાનો બહુ પ્રેમ હતો

* આ અધ્યાયમા અપરમાતાના દુર્વચનોનો ચટકો લાગવાથી ધ્રુવજીએ તપ કરી ભગવાનને પ્રસન્ન કર્યા એ કથા કહેવાશે ૬

અને ધ્રુવજીની મા સુનીતિ રાજાને પ્રિય ન હતી ૮ એક સમયે રાજા ઉત્તાનપાદ સુરુચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડી રમાડતા હતા એટલામા ધ્રુવજી ત્યા જઈ ચઢયા તેમણે પિતાના ખોળામા બેસવાનું મન કર્યું, પણ રાજા ઉત્તાનપાદે તેમને બેસાડ્યા નહિ ૯ આ વખતે પોતાની સોકયનો પુત્ર રાજાના ખોળામા બેસવા ઇચ્છતો હતો તે જોઈ બહુજ અભિમાનથી રાજાના સાભળતા સુરુચિ જે ત્યા બેઠેલી હતી તેણે ઈર્ષા ભરેલા આવા વચનો ધ્રુવને કહ્યા ૧૦

સુરુચિ કહે છે—હે વત્સ! તુ રાજાનો પુત્ર છે, તોપણ રાજાના આસન ઉપર બેસવા યોગ્ય નથી, કારણ કે તને મે મારા ગર્ભમા ધારણ કર્યો નથી ૧૧ અરેરે!!! તું બાળક છે એથી તને એ વાતની જરા પણ ખબર નથી કે તુ બીજી સ્ત્રીના ગર્ભથી જન્મ્યો છે, એથીજ તું દુર્લભ લ્હાવાના મનોરથ કરે છે ૧૨ જો તુ રાજગાદી ઇચ્છતો હોઉ તો તપથી પરમેશ્વરનું આરાધન કર અને તેમના અનુગ્રહથી મારા ગર્ભમા આવવાનું સાધન કર ૧૩

મૈત્રેય કહે છે—માતાની સોક્યના—અપર માતાના આવા દુર્વચનથી વિધાયેલ ધ્રુવ લાકડીથી મારેલા સાપની પેઠે ક્રોધથી નિશ્વાસ નાખવા લાગ્યો, અને પિતાએ પણ મૌન રહી તે સર્વ જોયા કર્યું, પરંતુ અપર માતાને કંઈ પણ કહ્યુ નહિ, તેથી ધ્રુવ પિતાનો ત્યાગ કરી રડતો રડતો માતાની પાસે ગયો. ૧૪ નીચલો ઓઠ જેનો ફરકી રહ્યો હતો એવા ધ્રુવને નિશ્વાસ નાખતો જોઇ રાણી સુનીતિએ તેને પોતાના ખોળામા બેસાડયો પછી ધ્રુવજીએ પોતાની અપરમાતાએ જે કઠોર શબ્દ પ્રહાર તેને કર્યો હતો તે સઘળો કહી સંભળાવ્યો વળી તે વૃત્તાંત અંતઃપુરના લોકોના મુખદ્વારા સાભળી રાણી સુનીતિ અત્યંત દુઃખી થઇ ૧૫ દાવાનળની વચમા રહેલી લતાની પેઠે સુનીતિ ધૈર્ય તજી વિલાપ કરવા લાગી સોકયના વચન સ્મરણ કરતી કમળ જેવા શોભાયમાન નેત્રોથી તે અશ્રુ પાડવા લાગી. ૧૬ લાબા ઉંડા શ્વાસ લેતી અને દુઃખનો પાર ન જોતી સુનીતિ પોતાના પુત્ર ધ્રુવને કહેવા લાગી કે—હે તાત! આમા બીજાનો અપરાધ ન જાણવો, કારણ કે જે માણસ બીજાને દુઃખ દે છે તેને દુઃખ ભોગવવું પડે છે. ૧૭ સુરુચિએ તને જે કહ્યુ તે સત્ય છે, કારણ કે એક તો હું જે અભાગિણી છુ તેને ઉદરે તે જન્મ લીધો, બીજુ તું મારુ દૂધ પી મોટો થયો, કે—જે મને સ્ત્રી તો શુ પણ દાસીપણે સ્વીકારવાને પણ રાજા શરમાય છે ૧૮ હે પુત્ર! માટે એ કટુ વચનને તુ મત્સરનો ત્યાગ કરી સહન કર અને જો તને રાજસિંહાસનની ઇચ્છા હોય તો ભગવાનના ચરણકમળનું આરાધન કર ૧૯ જગતની રક્ષા માટે સત્ત્વગુણનુ અધિષ્ઠાન જેણે સ્વીકારેલુ છે એવા પરમાત્માના ચરણકમળની સેવા કરીનેજ બ્રહ્મા પણ બ્રહ્મપદને પામ્યા હતા, કે—જેને મન અને પ્રાણોને વશ કરનાર મુનિ વંદન કરે છે ૨૦ તેમજ તારા પિતામહ ભગવાન મનુ જેમણે પરમાત્માનુ સર્વાંતર્યામી દૃષ્ટિથી અને પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞોથી આરાધન કરી અન્ય ઉપાયથી ન મળે એવા પૃથ્વી સબંધી, સ્વર્ગ સબંધી અને મોક્ષ સબંધી સુખને પ્રાપ્ત થયા હતા ૨૧ હે વત્સ! જેનાં ચરણકમળને મુમુક્ષુ લોકો શોધે છે એવા ભક્તવત્સલ ભગવાનને અનન્ય ભાવવાળા મનમા સ્થાપિત કરી તેનુ તુ ભજન કર ૨૨ હે વત્સ! જેને બ્રહ્માદિક દેવતાઓ શોધે છે એવા લક્ષ્મી પણ હાથમા કમળ લઇને જેને શોધે છે એવા, કમળ સરખા નેત્રવાળા ભગવાન વગર બીજુ કોઈ તારુ દુઃખ મટાડે એવું નથી, માટે તેનુ તુ આરાધન કર ૨૩

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે પ્રયોજનને સિદ્ધ કરનાર ધ્રુવ માતાના વચન સાભળી, બુદ્ધિથી મનને નિયમમા રાખી પિતાની નગરીમાથી બહાર નિકળ્યા ૨૪ નારદ આ વૃત્તાત સાભળી તેને કરવાના ઈષ્ટ વિષયને જાણી વિસ્મિત થઇ પાપ નાશ કરનાર પોતાનો હાથ ધ્રુવના મસ્તક ઉપર ફેરવી બોલ્યા કે—અહો! માનભંગને સહન ન કરનાર ક્ષત્રિયનો પ્રભાવ તો જુવો! આ બાળક છે તોપણ અપરમાના દુર્વચનને સહન કરી શકતો નથી ૨૫—૨૬

નારદ કહે છે—હે ધ્રુવ! તું હજી બાળક છે તેથી રમત આદિમા આસક્ત હોવાથી તારુ અપમાન કે માન શુ? ૨૭ જો તને માન વા અપમાનનો વિવેક

હોય તો તારે અસંતોષ ન રાખવો, કારણ કે જે અસંતોષના હેતુ રૂપ છે તે બધું અજ્ઞાન કલ્પિત છે, કોઇ પ્રકારે ભિન્ન નથી, કારણ કે જગતમા જે સુખ દુ ખ છે, તે બધા કર્મોથી પ્રવર્તે છે ૨૮ હે તાત ! ઇશ્વર અનુકૂળ હોય તો ઉદ્યમ સફળ થાય છે, એમ જાણીને દૈવવશાત્ જેટલુ મળે તેટલામાજ મનુષ્યે સંતોષ રાખવો ૨૯ માતાએ કહેલા ઉપાયથી જેને તુ પ્રસન્ન કરવા ઇચ્છે છે તેનુ મનુષ્યો ઉપર પ્રસન્ન થવુ હુ તો કઠિન સમજુ છુ ૩૦ મુનિ લોક સંગરહિત તીવ્ર યોગ અને સમાધિ કરીને તેના પદને અનેક જન્મોથી શોધ્યા કરે છે, તોપણ પામી શકતા નથી ૩૧ માટે તારો પણ આ દુરાગ્રહ નિષ્ફળ છે, જ્યારે વૃદ્ધાવસ્થા આવે ત્યારે તુ યત્ન કરજે ૩૨ દૈવે જેટલુ જેને આપ્યુ તેટલાથીજ તેણે સુખ દુ ખમા સંતુષ્ટ રહેવુ કારણ કે એટલામાજ જે સંતોષ રાખે છે તે પ્રાણી મોક્ષ પામે છે ૩૩ જે ગુણમા અધિક હોય તેને જોઈ પ્રસન્ન રહે, જે ગુણમા ન્યૂન હોય તેની ઉપર દયા રાખે, અને જે પોતાના બરોબરીઓ હોય તેની મિત્રતા રાખે તેનો કોઇ પણ પ્રકારના બળથી પરાભવ થતો નથી ૩૪

ધ્રુવ કહે છે–આપે સુખ દુઃખથી હતચિત્ત થયેલા મનુષ્યો ઉપર કૃપા કરીને એવો શાન્તિનો પ્રકાર દર્શાવ્યો કે જે મારા જેવા પુરુષોને મળવો અતિ કઠિન છે ૩૫ ક્ષત્રિય સ્વભાવને પ્રાપ્ત થયેલા મારા દુર્વિનિતના હૃદયમા તે ઠરી શકતો નથી, કારણ કે મારુ હૃદય સુરુચિના દુર્વચનો રૂપી બાણોથી વિદીર્ણ થઈ ગયેલુ છે ૩૬ હે મુનિરાજ ! જ્યા મારા પિતામહ અને બીજા પહોચ્યા નથી એવા ત્રિલોકીના પદને હુ પહોચવા ઇચ્છા રાખુ છુ, તેથી જે ઉત્તમ માર્ગ હોય તે મને બતાવો ૩૭ કારણ કે તમે બ્રહ્માના પુત્ર છો અને જગતના કલ્યાણ માટે વીણા લઈ સૂર્યનારાયણની પેઠે સર્વત્ર ફર્યા કરો છો

મૈત્રેય કહે છે–નારદ ધ્રુવના વચન સાભળી પ્રસન્ન થયા અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૩૯

નારદ કહે છે–તારી માતાએ જે અર્થનો માર્ગ બતાવ્યો છે, તે વાસુદેવ ભગવાન સંબંધી છે માટે મનને તેમા લગાડી તુ હવે તેનું ભજન કર. ૪૦ જે મનુષ્ય પોતાનુ કલ્યાણ ઇચ્છે છે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને માટે વિષ્ણુ ભગવાનના ચરણની સેવા કરે છે, કારણ કે તેજ કલ્યાણનુ સાધન છે ૪૧ હે તાત ! યમુનાના પવિત્ર તટ ઉપર જે પવિત્ર મધુવન નામનુ ક્ષેત્ર છે કે–જ્યા સદા વાસુદેવ બિરાજે છે ત્યા તુ જા અને તપ કર, તારુ કલ્યાણ થશે ૪૨ તારે એ ક્ષેત્રમા જઈ યમુનાજીના પવિત્ર જળમા ત્રણ વાર સ્નાન કરી નિત્ય કર્મથી પરવારી આસનવાળી તપ કરવુ ૪૩ પછી પૂરક, રેચક અને કુંભક એમ ત્રણ પ્રાણાયામથી * પ્રાણ, ઇન્દ્રિયો અને મનના મળને દૂર કરીને ભગવાનનુ ધ્યાન કરવુ ૪૪ કૃપા કરવાને અભિમુખ, નિરંતર પ્રસન્ન મુખ અને નેત્રવાળા, સુંદર નાસિકા, સુંદર ભ્રમર અને સુંદર કપોળથી દેવતાઓ કરતા પણ અતિ સુંદર ૪૫ તરુણાવસ્થ શરીરવાળા, લાલ ઓઠ અને નેત્રવાળા, ભક્તજનોને શરણ રૂપ, જેનુ શરણ સુખકારી છે એવા કરુણાના સાગર, ૪૬ શ્રીવત્સ ચિહ્નવાળા ઘનશ્યામ વનમાળા ધારણ કરેલ અંતર્યામી શંખ ચક્ર ગદા અને પદ્મે કરી દેદિપ્યમાન ચાર ભુજાવાળા, ૪૭ કિરીટ, કુંડલ, બાજુબંધ અને કંકણને ધારણ કરનાર, કૌસ્તુભ પહેરનાર, કટિમેખલા ધારણ કરનાર, સુવર્ણના ઝાંઝરવાળા, અતિ સુંદર, શાન્ત સ્વરૂપ, મન અને નેત્રોને આનંદ આપનાર, ૪૮–૪૯ નખ રૂપી મણિયોની પંક્તિથી શોભાયમાન ભક્ત લોકોના હૃદય કમળની કર્ણિકા રૂપ સ્થાનનુ આક્રમણ કરીને ભક્તોના હૃદયમા વિરાજતા, ૫૦ મંદહાસ્ય કરતા, પ્રેમ દૃષ્ટિવાળા, વરદાન દેનારમા ઉત્તમ ભગવાનના સ્વરૂપનુ પૂર્વોક્ત ધારણાથી સ્થિર થયેલા એકાગ્ર ચિત્તથી ધ્યાન કરવુ ૫૧ હે ધ્રુવ ! આ પ્રમાણે શ્રી ભગવાનના સ્વરૂપનુ જે ધ્યાન ધરે છે તે ભગવદ્‌ભક્તનુ મન પરમાનંદને પામી વિષયોથી નિવૃત્ત થાય છે ૫૨ હે રાજપુત્ર ! હવે પરમ ગુહ્ય જપ કરવાનો જે મંત્ર તે હુ તને આપુ છુ જે મનુષ્ય તેનો સાત રાત્રિ જપ કરે છે

* પ્રાણ નામના વાયુને જે અભ્યાસથી વશ કરે તેજ પ્રાણાયામ.

તે દેવતાઓના દર્શન કરે છે ૫૩ "ॐ नमो भगवते वासुदेवाय" બુદ્ધિમાને આ † મંત્રથી ભગવાનની અનેક પ્રકારના પૂજાના પદાર્થોથી, દેશ અને કાળના વિભાગને જાણી પૂજા કરવી ૫૪ જળ, ફૂલ, ફળ, મૂળ આદિ લઈ અંકુર, વસ્ત્ર અને તુળસીથી ભગવાનનું પૂજન કરવું ૫૫ શિલા આદિની મૂર્તિ બનાવી પૃથ્વી, જળ આદિ પૂજાના અધિષ્ઠાનોમા ભગવાનની પૂજા કરવી, જે ચિત્તમા ધીરજ રાખે, મૌન રહે, શાન્તિ રાખે, મનન કરે, પરિમિત ભોજન કરે, ૫૬ અને પવિત્ર કીર્ત્તિવાળા ભગવાન પોતાની ઇચ્છાથી પોતાનો અચિંત્ય માયાથી અવતાર ધારણ કરી જે ચરિત્ર કરે છે તેને હૃદયગત કરી તેનું ધ્યાન ધરવું ૫૭ પૂર્વાચાર્યોએ જેટલા પ્રકારથી ભગવાનની સેવા કહી છે તે પ્રકારથી દ્વાદશાક્ષર મંત્રનો ઉચ્ચાર કરી મંત્ર મૂર્તિ ભગવાનની પૂજા કરવી ૫૮ આ પ્રમાણે મન, વચન અને કર્મથી મનમા ધ્યાન ધરેલા ભગવાનની ભક્તિવાળી પરિચર્યાથી સેવા કરવી ૫૯ નિષ્કપટ ભક્ત લોકોની ભક્તિને વધારનાર શ્રીહરિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરુષાર્થોમાથી જે ફળ ઇચ્છે તે મનવાછિત કલ્યાણકારી ફળ તેને આપે છે ૬૦ જે મનુષ્ય મુક્ત થવા ઇચ્છે તે ઇન્દ્રિયોની પ્રીતિ અર્થાત્ વિષયોથી વિરક્ત થઈ ભક્તિયોગદ્વારા દૃઢ થયેલા અદ્વિતીય ભાવથી ભજન કરે છે ૬૧ આ પ્રમાણે નારદજીના વચન સાભળી તેમને પ્રણામ કરી, પ્રદક્ષિણા કરી રાજપુત્ર ધ્રુવ ભગવાનના ચરણોથી પાવન થયેલા મધુવનમા ગયા ૬૨ ધ્રુવ તપોવનમા ગયા ત્યાર પછી નારદ ઉત્તાનપાદ રાજાને ત્યા ગયા રાજાએ અર્ઘ્ય આદિ પૂજાના પદાર્થ અર્પણ કરી આસન આપ્યુ તે ઉપર સુખપૂર્વક બેસી રાજાને તે આ પ્રમાણે કહેવા લાગ્યા ૬૩

નારદ કહે છે—હે રાજન્! આપનું મુખ કેમ કરમાઈ ગયુ છે? આપને એવો તે મોટો શોચ શું છે? શુ આપનો અર્થ સહિત કામ અને ધર્મ પુરુષાર્થનો નાશ થઇ ગયો છે? ૬૪

ઉત્તાનપાદ કહે છે—હે બ્રહ્મન્! સ્ત્રીવશ નિર્દય ચિત્ત જે હુ તેણે જ્ઞાનવાન અને મહાત્મા પાચ વર્ષના બાળકને કાઢી મૂકયો છે ૬૫ હે બ્રહ્મન્! કરમાઇ ગયુ છે મુખ જેનુ એવા થાકીને સૂતેલા અને ભૂખ્યા અનાથ બાળકને વનમા વ્યાઘ્રાદિ હેરાન તો નહિ કરે ને? ૬૬ અહો! હુ સ્ત્રીવશ દુષ્ટ, કે જે મે પ્રેમથી ખોળામા બેસવા આવેલા બાળકનો તિરસ્કાર કર્યો ૬૭

નારદ કહે છે—હે રાજન્! પુત્રના પ્રભાવને તમે નથી જાણતા તેથી શોચ કરો છો, પરંતુ તમે તેનો શોચ ન કરો, કારણ કે તેની રક્ષા પરમેશ્વર કરે છે ૬૮ હે રાજન્! લોકપાળોથી પણ ન બને એવુ અતિ દુષ્કર તપ કરીને તે તમારા યશનો વિસ્તાર કરતો કરતો થોડા કાળમા અહીંઆ આવશે ૬૯

મૈત્રેય કહે છે—આ પ્રમાણે નારદના વચન સાભળી ઉત્તાનપાદ રાજલક્ષ્મીનો અનાદર કરી પુત્રનો શોચ કરવા લાગ્યો ૭૦ અહીં ધ્રુવ યમુનામા સ્નાન કરી સાવધાન થઇ ઉપવાસ કરી એકાગ્ર ચિત્તે નારદની આજ્ઞા પ્રમાણે ભગવાનનું ભજન કરવા લાગ્યા ૭૧ ત્રણ ત્રણ રાત્રિના અંતમા ફળ ખાઈ, દેહની સ્થિતિને અનુસાર ભગવાનનું અર્ચન કરતા ધ્રુવ પહેલે મહીને ફલાહારથી રહ્યા ૭૨ બીજે મહીને ધ્રુવજીએ છઠ્ઠે છઠ્ઠે દિવસે પોતાની મેળે પડેલા તૃણ અને પાદડા આદિનો આહાર કરી ભગવાનનું અર્ચન કર્યું ૭૩ પછી નવમે દિવસે જળ માત્ર ભક્ષણ કરી સમાધિ લગાવી ભગવાનનુ અર્ચન કર્યું ૭૪ પછી બારમે બારમે દિવસે કેવળ પવન ભક્ષણ કરી શ્વાસને રોકી પરમેશ્વરનુ ધ્યાન કરી કાળ વ્યતીત કર્યો ૭૫ પાચમે મહીને રાજપુત્ર ધ્રુવ શ્વાસને રોકી પરબ્રહ્મનુ ધ્યાન કરતા એક પગથી વૃક્ષની પેઠે અચળ થઈ ઉભા રહ્યા ૭૬ શબ્દાદિ વિષય અને ઇન્દ્રિયો જેમા શયન કરે છે એવા મનને સર્વમાથી ખેંચી ભગવાનના સ્વરૂપનું ધ્યાન કરવા લાગ્યા કે—જે સમયે તેમને બીજુ કંઈ પણ દેખાતું ન હતું. ૭૭

† "अ उ म एतत्त्रय मिलित्वा ओमित्यक्षर भवति। भगो विद्यतेऽस्यास्तीति भगवान तस्मै भगवते। वसति भूतान्यस्मिन्निति वासु दीव्यतीति देव' वासुश्चासौ देव' वासुदेव तस्मै वासुदेवाय नम ॥ ઉત્પતિ પાલન અને નાશ કર્તા ષડ્ગુણ ઐશ્વર્યવાન ભગવાન સર્વ જીવમા નિવાસ કરનાર છે

આ પ્રમાણે ધ્રુવ મહત્તત્ત્વાદિકોના આધાર પ્રકૃતિ અને પ્રકૃતિના ઇશ્વર એવા પરબ્રહ્મનું ધ્યાન કરવા લાગ્યા, તેથી ત્રણે લોક કપવા લાગ્યા ૭૮ જ્યારે રાજપુત્ર ધ્રુવ એક પગે ઉભા રહ્યા ત્યારે તેમના અંગુઠાથી દબાયેલી પૃથ્વી જેમ હાથીના બેસવાથી વહાણ આમ તેમ ડાબી અને જમણી તરફ નમી જાય તેમ ધ્રુવના અગુઠાથી દબાયેલી થોડી એક બાજુ નમી ગઇ ૭૯ પ્રાણ અને પ્રાણોના દ્વારોને રોકીને ધ્રુવ આત્મા સાથે અભેદ દૃષ્ટિ કરી વિશ્વાત્મક વિષ્ણુ ભગવાનનુ ધ્યાન કરવા લાગ્યા, ત્યારે સર્વ લોક અને લોકપાળોનો શ્વાસોચ્છ્વાસ રોકાઇ જવાને લીધે અતિ પીડિત થઇ તે ભગવાનને શરણે ગયા ૮૦

દેવતાઓ કહેવા લાગ્યા–હે ભગવન્! અમે નથી જાણતા કે આ ચરાચર સર્વ પ્રાણીના શરીરનો શ્વાસ કેમ રોકાઈ ગયો ? શરણ આપનાર જે આપ તેને શરણે અમે આવ્યા છીએ માટે આ સકટમાથી અમને મુક્ત કરો ૮૧

શ્રી ભગવાને કહ્યુ–તમે ડરો નહિ, જે બાળક તપ કરે છે તેને હુ દુરત્યય તપથી નિવૃત્ત કરીશ, તમે તમારે સ્થાને ચાલ્યા જાઓ ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવ વિશ્વરૂપી મારા સ્વરૂપમા એકતાને પ્રાપ્ત કરે છે તેથી તમારો શ્વાસ રોકાઈ ગયો છે ૮૨

**मामैष्ट बाल तपसो दुरत्यया-**
**न्निवर्तयिष्ये प्रतियात स्वधाम ।**
**यतो हि वः प्राणनिरोध आसी-**
**दौत्तानपादिर्मयिसंगतात्मा ॥ ८२**

**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कधे**
**अष्टमोऽध्याय**

# અધ્યાય ૯ મો. $

## ધ્રુવે કરેલી સ્તુતિ.

**मैत्रेय उवाच**

**त एवमुत्सन्नभया उरुक्रमे**
**कृतावनामाः प्रययुस्त्रिविष्टपम् ॥**
**सहस्रशीर्षाऽपि ततो गरुत्मता**
**मधोर्वनं भृत्यदिदृक्षया गतः ॥ १ ॥**

$ આ અધ્યાયમા વાસુદેવ ભગવાનની સ્તુતિ કરી તેમનાથી વરદાન પામી ધ્રુવે પાછા ફરી રાજ્ય કર્યું, એ કથા કહેવાશે

મૈત્રેય કહે છે–હે વિદુર! દેવતાઓ ઉપર પ્રમાણે નિર્ભય થઇ વિષ્ણુ પરમાત્માને પ્રણામ કરીને સ્વર્ગમા પધાર્યા અને ભગવાન ગરુડ ઉપર બેસી પોતાના ભક્ત ધ્રુવને વરદાન આપવા મધુવનમા પધાર્યા ૧ ધ્રુવ નેત્ર બધ કરી ધ્યાનમા મગ્ન હતા. યોગથી પરિપકવ થયેલી તીવ્ર બુદ્ધિએ કરીને હૃદયકમળના કોશમા પ્રકાશતા ભગવાનનું ચાર ભુજાવાળુ સ્વરૂપ જેના તેમણે પ્રથમ દર્શન કર્યાં હતા તે સ્વરૂપને જ્યારે હૃદયમા ન જોયુ ત્યારે ધ્રુવ એકાએક ચમકી ઉઠયા અને આંખો ઉઘાડી ચારે દિશામા જોયુ તો તે જ સુન્દર શ્રીભગવાનની પ્રત્યક્ષ મૂર્તિ કે જેનુ હૃદયમા તે ધ્યાન કરી રહ્યા હતા તેના પોતાની સન્મુખ દર્શન કર્યાં ૨ દર્શનથી સભ્રમ યુક્ત થઇને ધ્રુવે જાણે દૃષ્ટિથી પી રહ્યા હોય, મુખથી તેનુ જાણે ચુબન કરી રહ્યા હોય અને હાથથી જાણે તેનુ આલિગન કરી રહ્યા હોય તેમ લાકડીની પેઠે પૃથ્વી ઉપર પોતાનુ શરીર નમાવીને ભગવાનને પ્રણામ કર્યા ૩ પછી બાળક ધ્રુવ ભગવાનના ગુણ વર્ણન કરવાની અભિલાષા રાખતા હતા પણ સ્તુતિ આદિ શી રીતે કરવી તે જાણતા ન હોવાથી મૌન રહ્યા આ વાત શ્રીહરિ જાણી ગયા તેથી ધ્રુવના ઉપર કૃપા કરી તેમણે પોતાનો પાચજન્ય શખ વગાડયો ૪ ભગવાનના પાચજન્ય શખનો નાદ થતાને વાર તેજ ભગવાનની આપેલી વેદમય દૈવી વાણી પ્રાપ્ત થવાથી, જીવ ઇશ્વરના નિર્ણયને જાણી, જ્ઞાન અને વિજ્ઞાન ભક્તિરસના પ્રેમી, ભક્તિભાવથી સર્વ પ્રકારે પ્રકટ છે પ્રયત્ન જેનો એવા ધ્રુવ સ્થાન નિવાસી તે ધ્રુવ વિખ્યાત છે કીર્તિ જેની, એવા વાસુદેવ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૫

ધ્રુવ સ્તુતિ કરે છે–સર્વ શક્તિવાળા પરમેશ્વર મારામા પ્રવેશ કરી મારી વાણીને અને હાથ, પગ, કાન અને ત્વચા આદિ ઇન્દ્રિયોને સજીવન કરો છો તે અતર્યામી રૂપ આપને મારા પ્રણામ છે ૬ હે ભગવન્! અનેક ગુણોવાળી આપની માયા નામની શક્તિથી મહત્તત્ત્વાદિ જગત રચીને પછી તેમા પ્રવિષ્ટ થઇને અતર્યામી એકજ માયાના અસત્ ગુણ ઇન્દ્રિયાદિકોમા સ્થિત રહી જેમ કાષ્ઠમા અગ્નિ નાના

રૂપે પ્રકાશે છે તેમ દેવતાઓને રૂપે નાના પ્રકારના રૂપ લઈ તમે પ્રકાશો છો, આપથી અતિરિક્ત બીજો કોઈ પણ જ્ઞાન અને કૃપાશક્તિનો ધારણ કરનાર નથી ૭ હે ભગવન્! આપના આપેલા જ્ઞાનથી આપના શરણાગત બ્રહ્મા જેમ સૂતેલો મનુષ્ય જાગ્રત થઈ સર્વ જુવે છે તેમ આ સકલ વિશ્વને જુવે છે હે આર્તબધુ! આપે કરેલા ઉપકારને જાણનાર ભક્તજનોનુ રક્ષણ કરનાર, આપના ચરણને પુરુષ શી રીતે ભૂલી જાય ૮ જન્મ મરણથી છોડવનાર આપને જે પુરુષ કામાદિ વિષયોના સુખ કર્મોને માટે ભજે છે તે નિ સદેહ તમારી માયાથી મોહિત થાય છે, કારણ કે કલ્પવૃક્ષના જેવુ આપનુ પૂજન કરીને તે લોક શબના જેવા દેહે કરીને ઉપભોગની ઇચ્છા કરે છે વિષયજન્ય સુખ જે પ્રાણીઓને નરકમા પણ પ્રાપ્ત થઇ શકે છે ૯ હે નાથ! શરીર ધારણ કરનારને જે આનદ તમારા ચરણારવિન્દના ધ્યાનથી અથવા બ્રાહ્મણોની કથા સાભળવાથી થાય છે તે બ્રહ્મરા તો છેજ નહિ તો પછી યમરાજના ખડ્ગ રૂપી કાળથી મરનાર, ને વિમાનમાથી પડનાર દેવતાઓને ક્યાથી મળી શકે? ૧૦ હે અનત! આપની ભક્તિ કરનાર અત્યત નિર્મલાત કરણવાળા મહાત્મા પુરુષોનો સગ મને મળે, કે–જે સજ્જનોના સુખથી તમારા ગુણોની કથા રૂપી અમૃતનું પાન કરવાથી ઉન્મત્ત થઇ આ મહા દુ ખદાયી સસારનુ વિના પ્રયાસે ઉલ્લઘન કરી જાઉં ૧૧ હે ઇશ! હે કમળનાભ! જે મનુષ્યો આપના ચરણકમળની સુગધીના લોભીઓથી સત્સગ કરે છે, તે પોતાના દેહને પણ અતિશય પ્રિય સમજતા નથી અને આ શરીર સબધી પુત્ર, સુહૃદ, ઘર, ધન અને દ્રવ્ય તેનુ પણ અનુસધાન રાખતા નથી ૧૨ હે અજ! પશુ, પક્ષી, વૃક્ષ, પર્વત, દ્વિજ, સર્પ, દેવ, દૈત્ય અને મનુષ્ય આદિથી વ્યાપ્ત અને સત્ અસત્ સહિત મહત્તત્ત્વ આદિ અનેક કારણવાળા વિરાટ સ્વરૂપને હુ જાણુ છુ, પરતુ એથી પર પરમેશ્વરના સ્વરૂપને નથી જાણતો, કે જ્યા કોઈ વાદવિવાદ કે શબ્દનુ પણ પરિબળ ચાલતુ નથી ૧૩ મહા પ્રલય સમયે આ વિશ્વને ઉદરમા રાખી સર્વ દ્રષ્ટા આપ શેષના ખોળામા પુરુષ રૂપે શયન કરો છો. જેના નાભિ-કમળમાથી ઉત્પન્ન થયેલા ભગવાન બ્રહ્મા કર્ણિકામા બિરાજે છે તે તમને હુ વારવાર પ્રણામ કરું છું. ૧૪ મારી અને જીવની સ્વપ્ન આદિ અવસ્થાઓ સમાન છે, તો પછી મારામા જીવથી શુ વિશેષ છે! એવી શકાને અવકાશ નથી, કેમ કે, આપની જીવથી વિલક્ષણ સ્થિતિ છે આપ નિત્ય મુક્ત છો, સદા જ્ઞાનવાન છો, જીવ તમારી કૃપાથી ઉત્પન્ન થાય છે, આપ શુદ્ધ છો, આપ સર્વજ્ઞ છો, આત્મા છો, જડ તેમજ કૂટસ્થ છો, વિકારી છો, આપ આદિ પુરુષ છો, આપ ભગવાન છો, આપ ત્રણે ગુણોના અધીશ તેમજ પરતત્ર છો, બુદ્ધિની તે તે અવસ્થાને અખડિત ચિત્ત શક્તિથી જાણો છો તથા વિશ્વની સ્થિતિને માટે યજ્ઞના અધિષ્ઠાતા શ્રીવિષ્ણુ રૂપ થયા છો અને સર્વથી નિરાળા થઈ તમે રહો છો ૧૫ વિદ્યા આદિ અનેક પ્રકારની વિરૂદ્ધ ગતિવાળી શક્તિયો જેનામા નિરતર અનુક્રમે પ્રકટ થાય છે, તે વિચિત્ર જગતને ઉત્પન્ન કરનાર, અનત, અખડ, અનાદિ, નિર્વિકાર અને આનદમય પરબ્રહ્મને હુ શરણે આવ્યો છુ ૧૬ હે ભગવન્! કર્મનું ફળ મને તો આપજ છો, જો કે નિષ્કામપણાથી ભજન કરનાર ભક્ત લોકોને પરમાનદ મૂર્તિ આપના ચરણકમળજ રાજ્ય આદિ સર્વ સુખ આપનાર છે, તોપણ હે પ્રભો! જેમ નવ પ્રસૂતા ગાય પોતાના વાછડાને દૂધ પીવરાવે છે અને તેની રક્ષા કરે છે તેમ અનુગ્રહ કરવાને તત્પર થઇ હે હરિ! આપ અમે જે દીન છીએ તેમની સસારના ભયથી રક્ષા કરો ૧૭

મૈત્રેય કહે છે–હે નારદ! સત્ય સકલ્પ અને બુદ્ધિમાન ધ્રુવે આ પ્રમાણે વાસુદેવ ભગવાનની સ્તુતિ કરી ત્યારે ભક્તવત્સલ ભગવાને આનદિત થઇ આવા વચન કહ્યા ૧૮

શ્રીભગવાન કહે છે–હે રાજપુત્ર! હું તારા હૃદયના સકલ્પને જાણુ છુ હે સુવ્રત! તારુ કલ્યાણ થશે ૧૯ હે ધ્રુવ! જે પ્રકાશમાન ધ્રુવપદને આજ પર્યંત બીજુ કોઈ પણ પામ્યુ નથી, જે સ્થાનમા મડળજૂથના બળદોની પેઠે ગ્રહ, નક્ષત્ર અને તારાઓનું મડળ ફરી રહેલુ છે, ત્રણ લોકનો નાશ થાય તો

પણ જેનો નાશ થતો નથી, વળી ધર્મ અને અગ્નિ, કશ્યપ અને ઇંદ્ર, સપ્તર્ષિ અને તારા જેની પ્રદક્ષિણા કરી ભ્રમણ કરે છે હે ધ્રુવ! તે અતિ દુર્લભ અને સર્વદા અચળ ધ્રુવસ્થાન મે તને આપ્યુ છે ૨૦-૨૧ હવે તું તારા નગરમા જા તારો પિતા તને રાજ્ય આપી વનમા જશે અને તુ ગ ધર્વોથી યુદ્ધ કરીશ તથા તારા મનોરથ સિદ્ધ થશે, અને ધર્માનુસાર છત્રીશ હજાર વર્ષ પર્યંત તુ ભૂમ ડળનું રાજ્ય ભોગ વીશ ૨૨ તારો ભાઈ ઉત્તમ મૃગયા કરવા જશે અને ત્યા તે મરણ પામશે પોતાના પુત્રનુ ધ્યાન કરતી તેની માતા તેને શોધવા વનમા જશે અને જ્યારે તે મળશે નહિ ત્યારે તેનાજ ધ્યાનમા દાવાનળમા પડીને મરણ પામશે ૨૩ તે પછી તુ મહા ચક્રવર્તી થઈ, યજન છે પ્રિય જેને એવા મારા પુષ્કળ દક્ષિણા-વાળા યજ્ઞોથી યજન કરી ઇંદ્રથી પણ વિશેષ ઐશ્વ-ર્યને પામી નાના ભોગ ભોગવી અ તે મારુ સ્મરણ કરીશ, ૨૪ અને પછી તુ સર્વ જનોને નમસ્કાર કરવા યોગ્ય અને સપ્તર્ષિઓથી પણ ઉપર રહેલા મારા પદને પામીશ, જ્યા ગયા પછી મનુષ્ય ફરીને સ સારમા આવતો નથી એવા ઉત્તમ પદને તુ પામીશ ૨૫

મૈત્રેય કહે છે—એ પ્રમાણે ધ્રુવની પૂજા અ ગી-કાર કરી તથા તેને અવિચલ પદ આપી ગરુડધ્વજ વાસુદેવ ભગવાન તેના દેખતા પોતાના ધામ પ્રતિ પધાર્યા ૨૧ જો કે ધ્રુવ, વિષ્ણુ ભગવાનના પાદાર-વિ દની સેવામા બદ્ધ સ કલ્પ રહેવાથી મોક્ષ રૂપ પોતાની મનોકામનાને પ્રાપ્ત થયા હતા, તોપણ પ્રસન્ન ન થયા ભગવાનના દર્શનનો વિયોગ શોચતા તે અત્યંત દુ ખી થઈ પોતાના નગર તરફ ગયા ૨૭

વિદુર કહે છે—જે વિષ્ણુ ભગવાનનુ પરમ પદ સકામ પુરુષોને અતિ દુર્લભ છે તે ભગવાનના ચરણની સેવાથી પ્રાપ્ત કરનાર પદને એકજ જન્મમા પામીને પુરુષાર્થવેત્તા ધ્રુવે પોતાના આત્માને અકૃ-તાર્થ કેમ માન્યો? ૩૮

મૈત્રેય કહે છે—પોતાની અપર માતાના વાણી રૂપી બાણોથી વિ ધાઇ ગયેલુ છે હૃદય જેનુ એવો ધ્રુવ દુર્વચનોનું સ્મરણ કરતો હતો તેથીજ તેણે મુક્તિ માગી નહિ, રાજ્યનોજ અનુરાગ તેનામા લાગી રહ્યો તેથી સ તાપને પામ્યો ૨૯

ધ્રુવ કહે છે—અનેક જન્મોની સમાધિવડે નૈષ્ઠિક બ્રહ્મચારી સનકાદિક જે પદને પામ્યા નહિ તે હુ છ મહિનામા ભગવાનની પાદચ્છાયાને પ્રાપ્ત થઈ પામ્યો, છતા પણ હુ ભેદદષ્ટિ સ સારમા ને સંસાર-માજ રહ્યો ૩૦ અરે મારી મ દભાગીની અજ્ઞાનતા કેવી કે સ સારનું છેદન કરનાર ભગવાનના ચરણને પ્રાપ્ત થઇ મે નાશવાન પદાર્થ માગ્યો ૩૧ ખરેખર! મારા કરતા નીચે રહેવાના ભયથી દેવતાઓએ મારી બુદ્ધિ દૂષિત કરી, અર્થાત્ મારી મતિ હરી લીધી. મારી બુદ્ધિ મ દ થવાનુ કારણ એ છે કે, મેં દુરા-ત્માએ નારદના વચન માન્યા નહિ ૩૨ જગતમા મારો વિરોધી કોઈ ન હતો તોપણ જેમ સૂતેલો મનુષ્ય સ્વપ્નમા પોતાનાથી ભિન્ન અનેક વસ્તુઓ જુવે છે, તેમ ભગવાનની માયાને વશ થઈ, ભાઈને શત્રુ માની હૃદયના શોકથી હુ વૃથા સ તાપને પામ્યો છુ ૩૩ જેનુ આયુષ્ય નાશ પામેલુ છે તેને માટે ચિકિત્સા જેમ વ્યર્થ છે, તેમ મે જે આ માગેલુ છે તે કેવળ વૃથા છે, કારણ કે, મે કર્મહીને વિશ્વા-ધાર વિશ્વાત્મા જે અનેક જન્મ સુધી તપ કરવાથી અત્ય ત કઠિનતાએ પ્રસન્ન થાય છે તે સર્વ શક્તિ-માન સ સારના ભયને નાશ કરનાર ભગવાનને પ્રસન્ન કરીને પુન આ નાશવાન સ સારને માગ્યો. ધિક્કાર છે મારી અજ્ઞાનતાને! સર્વ સ્થળે ભાગ્યજ બળવાન છે, તપ કે વિદ્યા નથી ૩૪ અરેરે! ભગ-વાન તો મને નિજાન દ આપતા હતા અને પોતાના સમાન બનાવતા હતા પર તુ પુણ્યહીન જે હું તેણે મૂર્ખતાથી મૂર્ખ બની માન માગ્યુ, જેમ નિર્ધન પુરુષ ચક્રવર્તી રાજાને પ્રસન્ન કરી, ધન ધાન્યનો ત્યાગ કરી ધાન્યના ફોતરા માગે તે પ્રમાણે મે કર્યુ છે ૩૫

મૈત્રેય કહે છે—હે વિદુર! આપના જેવા વાસુ-દેવ ભગવાનના ચરણારવિ દની સેવા કરનાર દાસ તે પરમાત્મા પાસે દાસ્યભાવ વગર બીજો કોઈ પણ પદાર્થ પોતાને માટે ઇચ્છતા નથી, કારણ કે યદૃ-ચ્છાથી જે મળે તેથી તે પોતાના મનને સમૃદ્ધ

માને છે. [૩૬] નગરની પાસે જ્યારે ધ્રુવ આવ્યા ત્યારે દૂતોદ્વારા રાજાને ધ્રુવજી આવ્યાના સમાચાર મળ્યા, પણ તે ઉપર તેમને વિશ્વાસ આવ્યો નહિ. જેમ મરણ પામેલાના સમાચાર શ્રવણ કરી કોઈ તે ઉપર વિશ્વાસ રાખે નહિ તેમ ધ્રુવનું આવવુ સાભળી રાજા ઉત્તાનપાદને વિશ્વાસ આવ્યો નહિ, કારણ કે, હું જે અકલ્યાણ તેનુ કલ્યાણ ક્યાથી થાય? [૩૭] પછી દેવર્ષિ નારદના વચન ઉપર વિશ્વાસ રાખી આનદના વેગથી હર્ષિત થઇ ધ્રુવના આગમનના સમાચાર સાભળી દૂતોને બહુજ દ્રવ્ય અને હાર ઈત્યાદિ આપ્યા, [૩૮] અને બ્રાહ્મણ, ગુરુ કુળમા જે વૃદ્ધ હોય તે, મ ત્રી, સજ્જન અને બધુજનોને સાથે લઇને સુવર્ણના રથ, ઉત્તમ પ્રકારની સોનેરી કિનખાબની ઝુલો જેના ઉપર નાખી છે એવા શ્યામ કર્ણવાળા ઘોડા જેમા જોડેલા છે એવા સુદર રથમા બેસી વાદિત્ર વગાડતા વેદધ્વનિ કરતા મહારાજા ઉત્તાનપાદ પુત્રના દર્શનની ઉત્સુકતાથી નગર બહાર સામા ગયા [૩૯–૪૦] સુનીતિ અને સુરુચિ બન્ને ઉત્તાનપાદની રાણીઓ સુવર્ણના ભૂષણ પહેરી પાલખીમા બેસી રાજકુમાર ઉત્તમને સાથે લઈ સામે ગઈ [૪૧] ઉપવનની સમીપ આવતા ધ્રુવને જોઈ રાજા રથમાથી નીચે ઉતરી પ્રેમથી પાસે ગયા, [૪૨] અને મનમા અત્ય ત ઉત્કઠા હોવાથી શ્વાસ લેતા ભગવાનના ચરણ સ્પર્શથી જેના સર્વ પાપ નાશ પામ્યા હતા એવા પોતાના પુત્રને હાથ લાબો કરી મળ્યા [૪૩] પછી વારવાર તેનુ મસ્તક સુઘી જેના મનોરથ સફળ થયા છે એવા ઉત્તાનપાદ રાજાએ અશ્રુએ ધ્રુવને નવરાવ્યા [૪૪] ત્યાર પછી ધ્રુવજીએ પિતાના ચરણમા સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યા રાજાએ બહુજ પ્રસન્ન થઇ આશીર્વાદ આપ્યો પછી પિતા સાથે વાતચીત કરી સત્પુરુષોમા અગ્રગણ્ય ધ્રુવજીએ સર્વનો સત્કાર પામી પોતાની બ ને માતાના પગમા મસ્તક નમાવી પ્રણામ કર્યા, [૪૫] એટલે પોતાના પગમા પડેલા પુત્રને ઉઠાડી, પ્રેમાશ્રુ વરસાવતી સુરુચિએ ગદ્‌ગદ્ ક ઠે કહ્યું કે, હે પુત્ર! તુ યુગેયુગ જીવતો રહે [૪૬] સુરુચિએ ધ્રુવજી સાથે અત્ય ત પ્રીતિ ભરી વાતો કરી જેની ઉપર ભગવાન મૈત્રી આદિ ગુણોથી પ્રસન્ન થાય છે તેને જેમ જળ નીચાણ તરફ ચાલ્યું જાય છે તેમ પ્રાણી માત્ર નમસ્કાર કરે છે [૪૭] ઉત્તમ અને ધ્રુવ બે ભાઈઓ પ્રેમથી વિહ્વળ થઈ પરસ્પર ભેટવાથી ખુશી થયા. [૪૮] પછી ધ્રુવજીની માતા સુનીતિએ પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય એવા પુત્રને મળી હૃદયના દાહને શાત કર્યો, અને અ ગના સ્પર્શથી પરમાન દ પામી સર્વ વિષાદ ત્યજી દીધો. [૪૯] હે વિદુર! તે સમયે ધ્રુવજીની માતા સુનીતિને પાનો ચઢયો અને નેત્રમાથી હર્ષાશ્રુ પડયા તે વેળાએ વીરપુત્રને સ્તનથી દૂધની અને નેત્રથી જળની એમ બે ધારાથી વારવાર સીંચવા લાગી. [૫૦] વળી સુનીતિની સર્વ લોક પ્રશ સા કરવા લાગ્યા ભક્તોનું દુ:ખ હરનાર, સમસ્ત ભૂમ ડળનો રક્ષક, પાચ વર્ષનો તારો પુત્ર નગરમાથી ચાલ્યો ગયો તે ધરણી અને ધર્મનો પરમ આધાર આજ પાછો પણ આવ્યો. [૫૧] ભગવાન વાસુદેવ ભક્ત લોકોના દુ ખ ભ જન, ભક્ત મનોરજન શ્રી કૃષ્ણચ દ્રના ચરણારવિ દનુ તે સારી રીતે આરાધન કર્યું જેનુ ધ્યાન કરનાર વીર પુરુષ મૃત્યુને પણ જીતી લે છે [૫૨] આ પ્રમાણે સર્વ લોક ધ્રુવ કુમારને વાર વાર લાડ લડાવી રહ્યા હતા અને તેમનુ સુખ જોઈ સુખ પામતા હતા ધ્રુવને ઉત્તમ રાજકુમાર સહિત હાથિણી ઉપર બેસાડી રાજા ઉત્તાનપાદે નગરમા પ્રવેશ કરાવ્યો સર્વ લોક સ્તુતિ કરતા આગળ ચાલવા લાગ્યા [૫૩] નગરીમા જ્યા ત્યા મરકત મણિના તોરણ લટકી રહ્યા હતા, ધ્વજા પતાકા ફરકી રહેલી હતી, કેળના સ્ત ભો જ્યા ત્યા ગોઠવેલા હતા, તે પ્રમાણે શ્રીફળ સોપારીના નાનાં નાના ઝાડ જ્યા ત્યા શોભા આપી રહ્યા હતા [૫૪] દરેક બારણા ઉપર આસોપાલવના તોરણો, વસ્ત્ર માળા અને મોતીના મોટા મોટા હાર લટકી રહેલા હતા, દરવાજાઓ ઉપર દીવાઓનો ઝગઝગાટ થઈ રહેલો હતો, તેના પ્રકાશથી સુવર્ણના કળશ વિજળીની માફક ચમકી રહ્યા હતા. [૫૫] નગરનો કિલ્લો, કિલ્લાના દરવાજા અને પ્રત્યેક ઘરો ઉપર સુદર સુવર્ણની સામગ્રી શોભી રહી હતી તથા ચારે તરફથી વિમાનના શિખરોની કાન્તિ જેવી શહેરની અનુપમ શોભા થઈ રહેલી હતી [૫૬] જ્યા ચૌટા, ગલિયો,

અગાસીઓ અને માર્ગ, વાળી ઝાડીને સાફ કર્યા
હતા. રસ્તાઓ ઉપર સુગધમય જળનો છટકાવ
કરવામા આવ્યો હતો, ચંદન, શાળ, અક્ષત, પુષ્પ,
તદુલ અને બલિદાનોની ધુમ સ્થળે સ્થળ મચી
રહી હતી, અને સર્વ ભેટ ધરી રહ્યા હતા ૫૭
નગરની સ્ત્રીઓ જ્યા જ્યા માર્ગમા ધ્રુવને જોતી ત્યા
ત્યા સરસવ, અક્ષત, દહીં, જળ, દુર્વા, પુષ્પ અને
ફળ થાળોમા ભરી ભરીને અર્પણ કરતી હતી ૫૮
તે પદાર્થથી ધ્રુવને વધાવતી, વત્સલતાથી જે સત્ય
આશીર્વાદ દઈ રહી હતી, તે કોકિલ કઠીના મનો-
હર ગીતોને સાભળતા સાભળતા ધ્રુવજીએ પિતાના
ઘરમા પ્રવેશ કર્યો ૫૯ વળી ત્યા મોટા મણિયોના
સમૂહ યુક્ત મહેલમા ઉત્તાનપાદે ધ્રુવનુ બહુ સન્મા-
ન કર્યું સ્વર્ગમા જેમ દેવતા વાસ કરે તેમ પિતાના
ઘરમા ધ્રુવ આવીને રહ્યા ૬૦ જેમા દૂધના ફીણ
જેવી અતિ ઉજ્વળ ચાદરોવાળા હાથીદાતના પાયાના
પલગ બિછાવેલા હતા, અમૂલ્ય આસનો હતા, અને
સર્વ કાયમા ઉપયોગી વસ્તુઓ સ્થળે સ્થળ ગોઠ-
વવામા આવી હતી ૬૧ જ્યા સ્ફટિકમણિ અને
મરકત મણિની ભીંતોમા સુદર સ્ત્રીઓની છબિઓ
મણિદીપક સાથે શોભી રહી હતી ૬૨ જ્યા અતિ
સુદર બાગ બગીચા હતા, જેમા વિચિત્ર કલ્પદ્રુમ
જેવા વૃક્ષો ઉપર રગ રગના પક્ષીઓના જોડા પોત-
પોતાની મનોહર બોલી બોલી રહ્યા હતા, અને મદ-
મત્ત ભમરો ગુજારવ કરી રહ્યા હતા ૬૩ કનકમય
વાવો તથા તળાવોમા નિર્મળ પાણી હિલોળા લઇ
રહ્યુ હતુ, ગૃહવાપિકા તથા પુષ્કરિણીઓમા વૈડુર્યમ-
ણિના સુદર પગથીઆ હતા, પદ્મ, કજ, ઉત્પલ, કલ્હાર
જેમા ચાર પ્રકારના કમળ પ્રસરાવી રહેલા અને હસ,
કારડવ, સારસ, બગલા, ચકવા ચકવીઓના સમૂ
હના સમૂહ કલોલ કરી રહ્યા હતા, સુરેન્દ્ર, નાગેન્દ્ર
અને નરેન્દ્રને જે ઐશ્વર્ય આજ પર્યંત મળ્યુ ન હતું,
તે સર્વ ઐશ્વર્ય, ભગવાનની કૃપાથી ધ્રુવને પ્રાપ્ત
થયું હતું. ૬૪ રાજર્ષિ ઉત્તાનપાદ ધ્રુવનો અદ્ભુત
પ્રભાવ સાભળી તથા જોઈ અત્યંત વિસ્મય પામ્યા.
૬૫ તે પછી ધ્રુવને હરિભક્ત જાણી અને પોતાની
વૃદ્ધાવસ્થા થયેલી જોઈ તથા પ્રજા જેનાથી બહુજ
પ્રસન્ન હતી એવા ધ્રુવજીને તરુણ અવસ્થા યુક્ત
અને મત્રીઓની તેમના ઉપર માન્યતા જોઈ મંત્રી-
ઓને બોલાવી રાજા ઉત્તાનપાદે કહ્યું કે અધિકાર
તો ઉત્તમ કુમારનો છે કારણ કે તે જ્યેષ્ઠ પુત્ર છે,
પરંતુ મારા મનમા એવો વિચાર છે કે રાજ્યપદ
ધ્રુવને આપવુ, કારણ કે ધ્રુવ સર્વગુણ સપન્ન છે
રાજાના વચન સાભળી સચીવ અને પ્રજા એકદમ
બોલી ઉઠી કે, હે પૃથ્વીનાથ! આપે બહુજ ઉત્તમ
વિચાર્યું છે આ પ્રમાણે પોતાનો તથા પ્રજાનો એક
મત થતા ધ્રુવને રાજ્ય અધિકાર આપ્યો ૬૬ રાજા
ઉત્તાનપાદ પોતાનો દેહ વૃદ્ધ જાણી સર્વથી વિરકત
થઈ પોતાના આત્માની ગતિ વિચારી તપ કરવાને
વનમા ગયા ૬૭

आत्मान च प्रवयसमाकलय्य विशांपति: ॥
वनाविरक्त'प्रातिष्ठ द्विमृशन्नात्मनोगतिम् ६७

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
नवमोऽध्याय:

## અધ્યાય ૧૦ મો.*

### ધ્રુવનાં પરાક્રમો.

मैत्रेय उवाच

प्रजापतेर्दुहितर शिशुमारस्य वै ध्रुव: ॥
उपयेमे भ्रमिनाम तत्सुतौ कल्पवत्सरौ ॥१॥

મૈત્રેય કહે છે—હે વિદુર! ધ્રુવજીએ પ્રજાપતિ
શિશુમારની કન્યા ભ્રમિની સાથે લગ્ન કર્યા હતા.
ભ્રમિને કલ્પ અને વત્સર નામે બે પુત્ર થયા હતા
૧ મહા બળશાળી ધ્રુવજીને બીજી સ્ત્રી વાયુની કન્યા
ઇલા નામે હતી, તેનાથી ઉત્કળ નામનો એક પુત્ર
તથા રત્ન રૂપ એક કન્યા થઈ ૨ ધ્રુવનો ભાઇ ઉત્તમ
પરણ્યા પહેલાજ મૃગયા કરવા ગયો હતો ત્યા
હિમાલય પર્વતમા એક બલવાન યક્ષના હાથથી
મરણ પામ્યો, તેથી તેની માતા સુરુચિ તેની પાછળ
શોક કરીને મરણ પામી ૩ તેણે સાભળ્યુ કે ઉત્તમ
માર્યો ગયો ત્યારે કોપ અને શોકથી વ્યાપ્ત થઈ તે

* આ અધ્યાયમા પોતાના ભાઇ ઉત્તમને મારનાર યક્ષોનો ધ્રુવે એકલાએ અલકાપુરી જઈ નાશ કર્યો વગેરે તેમના પરાક્રમની કથા કહેવાશે

યક્ષોના નિવાસસ્થાન અલકાપુરી ઉપર ચડી ગયો. ૪ મહાદેવના અનુચર જેમા રહે છે એવી ઉત્તર દિશામા જઈ તેણે હિમાલયની ગુફામા અલકાપુરીને જોઈ ૫ એટલે પરાક્રમી મોટી ભુજાવાળા ધ્રુવજીએ આકાશ અને દિશાઓને ગજવી મૂકે એવા શંખનો નાદ કર્યો તેથી યક્ષોની સ્ત્રીયો ચોકી અને બહુ ત્રાસ પામી ૬ ત્યાર પછી તેમના શંખનાદને ન સહન કરતા કુબેરના બળવાન યક્ષ, ઉપદેવ, મહાભટ, ગુહ્યક અને રાક્ષસ ઈત્યાદિ શસ્ત્ર લઈ બહાર નીકળ્યા ૭ ધનુર્ધારી ધ્રુવજીએ તેઓને ચઢી આવતા જોઈને દરેક યક્ષને ત્રણ ત્રણ બાણ એક સાથે માર્યાં ૮ સર્વ યક્ષોના લલાટની વચમા જ્યારે બાણો વાગ્યા ત્યારે તેઓ તેનાથી પોતાનો પરાજય માની તેમના પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યા ૯ તેમની ધીરતા અને વીરતા યક્ષો સહન કરી શક્યા નહિ જેમ સાપને કોઈનો પગ અડકવાથી તે તેને સહન કરી શકતો નથી, તેમ યક્ષોના હૃદયમા ઈર્ષ્યાગ્નિ સળગી ઉઠ્યો અને ક્રોધાવેશમા આવી તેનાથી બમણા બાણ એટલે છ છ બાણ ચલાવવા લાગ્યા ૧૦ બીજા યક્ષો પણ પરિઘ, ખડ્ગ, ત્રિશૂળ, પરશુ, શક્તિ, ઋષ્ટિ, ભુશંડી અને વિચિત્ર પાંખોવાળા બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા ૧૧ આવી રીતે એક લાખ ને ત્રીશ હજાર યક્ષોએ તેમને ઘેરી લીધા અને પોતપોતાના રથમા બેસીને અત્યંત ક્રોધથી બાણ ફેંકવા લાગ્યા સારથિ તથા ધ્રુવજી ઉપર બાણોની તથા શસ્ત્રોની અત્યંત વૃષ્ટિ થઈ ૧૨ જેમ વરસાદની ધારાના પ્રવાહથી ઢંકાયેલો સૂર્ય દેખાતો બંધ પડે તેમ શસ્ત્રોની ઝડીથી ઢંકાયેલા ઉત્તાનપાદના પુત્ર પણ ઢંકાઈ ગયા ૧૩ આ વેળા ઉંચે આકાશમાથી વિમાનમા બેસી જોઈ રહેલા સિદ્ધ લોકો હાહાકાર કરવા લાગ્યા. અરે! મનુવંશનો સૂર્ય આજે યક્ષ રૂપી સાગરમા ડુબી ગયો ૧૪ આ વેળા જય શબ્દનો ઉચ્ચાર કરી યક્ષ લોક રણભૂમિ ગજાવી રહેલા હતા એટલામા તો જેમ વાદળમાથી નીકળીને સૂર્ય દશે દિશામા પ્રકાશ પાડે તેમ ધ્રુવજીનો રથ શસ્ત્રથી પ્રકાશતો બહાર નીકળ્યો ૧૫ તરતજ તેણે પોતાના દિવ્ય ધનુષ્યનો ટંકાર કરી દ્વેષ અને ખેદને ઉત્પન્ન કરનાર શત્રુઓના શસ્ત્રોનો જેમ વાયુ મેઘની ઘટાને વિખેરી નાખે તેમ પોતાના બાણોવડે નાશ કર્યો ૧૬ ધ્રુવના ધનુષ્યથી જે બાણો નીકળતાં હતા તે વજ્રની પેઠે યક્ષોના કવચોને ભેદી તેમનાં શરીરની અંદર ઉંડા પેસી જતા હતાં એક એક બાણ દશ દશ યક્ષોના હૃદયને વિદીર્ણ કરી નીકળી જતું હતું, એવા લાખો બાણ તેણે યક્ષોને માર્યાં. ૧૭ સોનાના કુંડળ જેમા ઝુલી રહેલા છે એવા હજારો માથા, સુવર્ણમય તાડના વૃક્ષના જેવી સાથળો, કંકણ અને બાજુબંધ જેમા શોભી રહેલાં હતા એવી હજારો ભુજાઓ તેણે કાપી નાખી ૧૮ આ વેળા હાર, કેયૂર, મુગટ અને અમૂલ્ય પાઘડીઓથી ઢંકાયેલી વીર પુરુષોના મનને હરનારી સંગ્રામભૂમિ અત્યંત ભયંકર દેખાવા લાગી ૧૯ ધ્રુવજીના તીક્ષ્ણ બાણોથી જેના અંગ કપાઇ ગયા હતાં એવા વીર પુરુષો રણસ્થળમા પડ્યા અને જે મરણથી બચ્યા તેઓ સિંહને જોઈ જેમ હાથીઓના ટોળા નાસે તેમ નાસવા લાગ્યા ૨૦ પછી ધ્રુવજીએ જ્યારે મહા સંગ્રામમા કોઈ શસ્ત્રધારીને સામો ઉભેલો ન જોયો ત્યારે શત્રુની નગરીમા જવાનો વિચાર કર્યો પણ તેમને યાદ આવ્યું કે ગુહ્યક લોકો મહા માયાવી હોય છે માટે કદાચ કંઇ ઉપદ્રવ કરે. તેથી હે સારથિ! તારી શું ઇચ્છા છે? હું નગરમા જાઉં કે ન જાઉં?

સારથિએ કહ્યું કે–હે રાજન્! કદી ભૂલે ચુકે નગરમા પ્રવેશ કરતા નહિ, કારણ કે માયા કરવામા યક્ષ મહા નિપૂણ હોય છે તેથી કાંઈક પણ છળ અવશ્ય કરશે અને જીતેલી બાજી હાથથી જતી રહેશે ૨૧

ધ્રુવજી આ પ્રમાણે પોતાના સારથિ સાથે વાત કરતા હતા અને દુષ્મનોના પુનરૂદ્યોગની શંકાથી સાવધાન રહી રથને રોકી ઉભા રહ્યા હતા એટલામાં સમુદ્રની ગર્જનાના જેવો શબ્દ સાભળવામા આવ્યો અને ચારે તરફથી ધૂળ ઉડતી જોવામા આવી. ૨૨ એક ક્ષણમા ગગન મંડળ મેઘ સમૂહોથી વ્યાપ્ત થઈ ગયું ને ભૂતળમા અંધકાર થઈ ગયો વીજળીઓ ચમકવા લાગી અને ગર્જનાનો એવો મહા ઘોર શબ્દ થવા લાગ્યો કે જાણે પ્રલય થઈ જશે. ૨૩ હે

વિદુર ! પછી આકાશમાથી લોહી, કફ, વિષ્ટા, મૂત્ર, પરુ, મેદ તથા માસાદિક પદાર્થોનો વરસાદ વરસવા લાગ્યો અને ધ્રુવની પાસે આવી માથા વિનાના ધડ પડવા લાગ્યાં ૨૪ આકાશમા એક મહા લાબો તથા પહોળો પહાડ જોવામાં આવ્યો અને તેમાથી ચારે દિશાએ ગદા, પરિઘ, તરવાર, મુસલ તથા પત્થરોની વૃષ્ટિ થવા લાગી ૨૫ ફુફવાડા મારતા સાપ ક્રોધ કરી અગ્નિના સમાન જ્વાળા કાઢતા ધ્રુવજી ઉપર આવવા લાગ્યા, મત્ત હાથી, સિંહ, વ્યાઘ્ર, વરાહ, રીંછ અને શ્વાનના ટોળા ચારે તરફ દોડવા લાગ્યા ૨૬ સમુદ્ર ભય કર તર ગો ઉછાળતો ચારે તરફથી ભૂમિને ડુબાવતો ઉભરાવા લાગ્યો અને પ્રલય કાળનો મહા ઘોર શબ્દ કરતો વરસાદ વરસવા માડચો ૨૭ આવી રીતે કાયરોને ભયભીત કરે એવા પ્રકારની અસુરોએ પોતાની માયા રચી ૨૮ અસુરોએ જ્યારે ધ્રુવજી ઉપર અત્યત દુસ્તર માયાનો પ્રયોગ કર્યો ત્યારે સાત ઋષિઓ કૃષ્ણ ભક્ત તેને દુ ખી જોઈ આકાશમાથી મ ગળ વાચક શબ્દનો ઉચ્ચાર કરવા લાગ્યા ૨૯

સપ્તર્ષિઓ બોલ્યા–હે ધ્રુવ ! હે ઉત્તાનપાદના કુમાર ! કાંઈ પણ શ કા કરીશ નહિ, શ્રી ગોવિ દના ચરણારવિ દમા ધ્યાન લગાડ, તે શાર્ઙ્ગ ધનુષ ધરનાર, ભૃત્યોના ભયને હરનાર, વાસુદેવ ભગવાન, શરણાગત પ્રતિપાળ, તમારા શત્રુઓનો શીઘ્ર નાશ કરશે હે ધ્રુવ ! જેનુ નામ લેવાથી વા સાભળવાથી વિના શ્રમે આ દુસ્તર સ સાર તરી જવાય છે તે તને સહાય કરશે ૩૦

**औत्तानपादे भगवांस्तव शार्ङ्गधन्वा**
**देवक्षिणोत्ववनतार्तिहरो विपक्षान् ।**
**यन्नामधेयमभिधाय निशम्य चाद्धा**
**लोकोऽञ्जसा तरति दुस्तरमङ्गमृत्युम् ॥ ३०**

**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे दशमोऽध्यायः**

# અધ્યાય ૧૧ મો.*

## ધ્રુવને ઉપદેશ.

**मैत्रेय उवाच**

**निशम्य गदतामेवमृषीणां धनुषि ध्रुवः ।**
**संदधेऽस्त्रमुपस्पृश्य यन्नारायणनिर्मितम् ॥ १ ॥**

મૈત્રેય કહે છે–હે વિદુર ! સપ્તર્ષિના વચન સાંભળી ધ્રુવજીએ આચમન લઈ ધનુષ્યમા નારાયણાસ્ત્રનુ અનુસ ધાન કર્યું ૧ હે વિદુર ! એ અસ્ત્રનું સ ધાન કરતા જ યક્ષોએ રચેલી માયા જેમ જ્ઞાનનો ઉદય થતા કલેશોનો નાશ થાય તેમ નાશ પામી ૨ જ્યારે ધ્રુવે નાર યણાસ્ત્રનો પ્રયોગ કર્યો ત્યારે સુવર્ણના અ ત ભાગવાળા હ સોની પાખ જેવા બાણો જેમ ઉંચા સ્વરવાળા મયૂર વનમા પ્રવેશ કરે તેમ ધનુષમાથી નીકળી શત્રુઓની સેનામા પ્રવેશ કરવા લાગ્યા ૩ તીક્ષ્ણ ધારવાળા બાણોથી ઉપદ્રવ યુક્ત થઈ યક્ષ લોક જેમ સર્પ ગરુડ સામે જાય તેમ ક્રોધ કરી શસ્ત્ર લઈ યુદ્ધમા જ્યા ત્યાથી ધ્રુવ ઉપર દોડી જવા લાગ્યા. ૪ સ ગ્રામમા તેના બાણોથી કપાઈ ગયેલા છે સાથળ, ગળા અને વિવિધ અ ગ જેમના એવા દોડતા યક્ષોને તેણે યમ ધામમા પહોચાડી દીધા કે, જ્યા સ ન્યાસી લોક સૂર્ય મ ડળને ભેદીને જાય છે ૫ તેના હાથથી નિરપરાધી યક્ષોને મરતા જોઈ કરુણાસાગર સ્વાયંભુવ મનુએ આવીને તેમને આવા વચન કહ્યા ૬

સ્વાય ભુવ મનુ કહે છે–હે પુત્ર ! ક્રોધ પાપનું મૂળ હોઈ નરકને આપનાર છે માટે તેનો ત્યાગ કર વૃથા રોષ કરી નિરપરાધી યક્ષોનો સ હાર કર નહિ, ૭ હે તાત ! યક્ષોને મારવાનો તે પ્રાર ભ કર્યો તે કામ આપણા કુળને ઉચિત નથી સત્પુરુષો નિ દા કરે એવુ આ કર્મ છે ૮ હે ભ્રાતૃવત્સલ ! એક યક્ષના અપરાધથી તે ઘણા યક્ષોનો નાશ કર્યો ૯ હૃષીકેશ ભગવાનના ભક્તનું એ કામ નથી કે, જે ઉત્તમ શરીર પામી આત્મજ્ઞાની થઈ પશુની માફક જીવની હિંસા કરે ૧૦ જેનું આરાધન કરવું અતિ કઠિન છે એવા સર્વ જીવોના અ તર્યામી હૃષીકેશ ભગવાનનો સર્વ

* આ અધ્યાયમા યક્ષોનો સ હાર થતો જોઇ સ્વાય ભુવ મનુએ તત્વના ઉપદેશથી ધ્રુવજીને વાર્યા એ કથા કહેવાશે.

જીવોમાં આત્મભાવ રાખી આરાધન કરવાના પ્રભાવથી તું ભગવાનના પરમપદને પામ્યો છે. ૧૧ વળી તેં ભગવાનનું ધ્યાન કર્યું છે, વૈષ્ણવોમા શ્રેષ્ઠ છે અને મહાત્મા પુરુષોના વૃત્તની શિક્ષાને પામ્યો છે છતા તે આવું નિંદ્ય કર્મ કેમ કર્યું ? ૧૨ સર્વના આત્મારૂપ ભગવાન સર્વ પ્રાણીઓ ઉપર ક્ષમા, કરુણા, મૈત્રી અને સમભાવ રાખવાથી પ્રસન્ન થાય છે ૧૩ જ્યારે ભગવાન વાસુદેવ પ્રસન્ન થાય છે ત્યારે પ્રાકૃત ગુણોથી છૂટી જીવ જીવન્મુક્ત થઈ બ્રહ્મને પામે છે ૧૪ ભાઈ આદિ સંબંધને લઈ તારાથી ક્રૂર કર્મ ન થાય દેહાદિ આકારે પંચ મહાભૂતથી આ સર્વ સ્ત્રી અને પુરુષ જન્મ લે છે પિતા ભાઈ અને પુત્રાદિનો સંબંધ આખરે વૃથા છે ૧૫

હે રાજન્ ! આ પ્રમાણે સૃષ્ટિ છે, એ પ્રમાણે પાલકના આકારથી પરિણત પાંચ મહાભૂતોથી જગતની સ્થિતિ થાય છે તે પ્રમાણે જ મારનાર દેહના આકારથી પરિણત પાંચ મહાભૂતોથી જગતનો સંહાર થાય છે આ સર્વ પરમાત્માની માયા દ્વારા ગુણોના ક્ષોભથી થાય છે કંઈ પોતાની મેળે થતું નથી ૧૬ એમા નિર્ગુણ પુરુષ—ઈશ્વર નિમિત્ત માત્ર છે, જે નિમિત્તથી આ કાર્ય—કારણાત્મક જગત ચમકના પત્થરના નિમિત્તે જેમ લોઢું ભ્રમણ કરે છે તેમ ભ્રમણ કરે છે ૧૭ પરમાત્મા પોતાની કાળ શક્તિથી ગુણોના વિકારદ્વારા સૃષ્ટયાદિ વિષયક શક્તિને વિભક્ત કરી પોતે અકર્તા છતા જગતને રચે છે અને પોતે હંતા ન છતા પણ સંહાર કરે છે, એથી જ કહેવાય છે કે ભગવાનની કાળ શક્તિ અવશ્ય અચિંત્ય છે ૧૮ પિતા આદિ પ્રજા ઉત્પન્ન કરે છે, અને રાજા આદિ પ્રજાનું પાલન કરે છે અને ચોર આદિ મારે છે, તો તેમા ઈશ્વરનું શું કામ છે ! કહે છે કે— પિતા આદિ દ્વારા પુત્રાદિકોને ઉત્પન્ન કરનાર તેજ છે, મૃત્યુદ્વારા ચોરાદિક પાસે મરાવતો તેજ સંહાર કરનાર છે, છતા પોતે અનાદિ, અનંત અને અક્ષીણ શક્તિ છે પિતા આદિ ઉત્પન્ન કરનાર સર્વ સ્વતંત્ર કારણ નથી પણ પરતંત્ર છે, માટે સર્વનો નિયંતા અને કારણ એક ઈશ્વરજ છે પરમાત્મા પ્રજાને સમભાવથી જુવે છે. મૃત્યુ રૂપ પરમેશ્વર કાળ રૂપને કોઈ પોતાનો નથી તેમ કોઈ પારકો નથી. અસમર્થ ને અનાથ સર્વ જીવ કર્મોને વશ થઈ કાળના દોડવાથી જેમ પવનથી રજના કણ ઉડી ચાલ્યા જાય તેમ ચાલ્યા જાય છે ૨૦ જીવના આયુષ્યની હાનિ અને રક્ષા કર્માધીન વાત છે, પરમાત્મા પોતે ઈચ્છાચારી છે એનો કોઇ સમયે ક્ષય કે વૃદ્ધિ નથી. આ પ્રમાણે જીવનું કર્મ થયા કરે છે ૨૧ હે નૃપ ! આ સંસારની અદ્ભુત ઘટના છે, કોઇ કર્મને ઇશ્વર કહે છે, કોઇ સ્વભાવને ઈશ્વર કહે છે, કોઇ ભાગ્યને ઈશ્વર કહે છે અને વાત્સ્યાયન આદિ કોઇ કામદેવને ઇશ્વર કહે છે ૨૨ તે અપ્રમેય, અવ્યક્ત શક્તિરૂપ, અનંત શક્તિયોના ઉત્પન્ન કર્ત્તા ભગવાનની ઈચ્છાને કોઈ જાણી શકતું નથી તેના જન્મ કર્મના ભેદ જીવને અગમ્ય છે ૨૩ આ કુબેરના અનુચરોએ તમારા ભાઈને મારેલો નથી કારણ કે, મનુષ્યના મરણ તથા જીવનનું કારણ એક ઈશ્વરજ છે ૨૪ તેજ વિશ્વનો રચનાર, તેજ પાલન કરનાર અને તેજ નાશ કરનાર છે જો કે ઈશ્વર તેવો છે તોપણ અહંકારનો ત્યાગ કરવાથી ગુણ તથા કર્મોથી લિપ્ત થતો નથી ૨૫ તે કાળ રૂપ ઈશ્વર, ભૂતાત્મા ભૂતોનો ઈશ, સર્વનો પાળક, પોતાની માયા શક્તિએ કરીને યુક્ત થઈને સર્વ જીવોને રચે છે, પાળે છે અને સંહારે છે ૨૬ હે તાત ! જે અભકતોને મૃત્યુરૂપ અને ભકતોને અમૃત રૂપ છે તે જગત્પરાયણ સર્વાત્માને શરણે તું જા. જેને વિશ્વના રચનાર બ્રહ્મા પણ પહોંચી શકતા નથી જેમ નાથને વશ બળદ સર્વ સ્થાનમા ફરી વણજારાને બલિ આપે છે તેમ પ્રજાપતિ પણ ભેટ અર્પણ કરે છે ૨૭ જ્યારે તું પાંચ વર્ષનો હતો ત્યારે તે તારી માતાને તજી અપર માતાનાં વચનોથી મર્મસ્થાનમા છિદ્ર થઈ જવાને લીધે વનમા જઇ પરમાત્માના ચરણકમળનું ધ્યાન કરી તેમનાં સાક્ષાત્ દર્શન કર્યા અને ત્રણે લોકના મસ્તક ઉપર જે સર્વોત્તમ સ્થાન છે તે ઉચ્ચપદ મેળવ્યું ૨૮ હે પુત્ર ! આત્માથી વિરોધને દૂર કરીને આત્મામાં સ્થિત નિર્ગુણ એક અક્ષરને આત્મા વિમુક્ત આત્મદર્શીનું અનુસરણ કર જેમા આ અસત્ ભેદ પ્રતીત થાય છે. ૨૯ જ્યારે તું દિવ્ય દૃષ્ટિ કરીને પરમાત્માનું

અનુસરણ કરીશ ત્યારે પૃથક આત્મરૂપ અનંત આનંદ માત્ર વ્યાપક સર્વ શક્તિ જેમા પ્રાપ્ત થાય છે એવા પરમાત્મામા ‡ પરાભક્તિ થશે પછી ધીરે ધીરે હું અને મારું એ અહંતા મમતારૂપ જે અવિદ્યાની ગાઠ છે તે છૂટી જશે. ૩૦ હે રાજન્! જેમ ઓષધિનું સેવન કરવાથી રોગ શાન્ત થાય છે તેમ ભગવદ્‌ભજન કરી ક્રોધને શાન્ત કર, એથી તારુ કલ્યાણ થશે ક્રોધ અમંગળનુ મૂળ છે ૩૧ જે પુરુષ ક્રોધને વશ થાય છે તેને જ્ઞાન રહેતુ નથી તે સર્વને ડરાવે છે માટે જે પોતાના આત્માને અભય ઇચ્છતો હોય તે પ્રાણી ક્રોધથી પોતાનુ રક્ષણ કરે, કેમકે ક્રોધ બુદ્ધિનો નાશ કરે છે ૩૨ આ મારા ભાઈનિ મારનાર છે, એમ ધારી ક્રોધથી તે યક્ષોનો નાશ કર્યો, પરંતુ એથી મહાદેવના મિત્ર કુબેરનો મહા અપરાધ થયો છે ૩૩ માટે હે વત્સ! જ્યા સુધી મહા પુરુષોના પ્રભાવથી પોતાના કુળનો નાશ ન થાય તે પહેલા પ્રણામ અને વિનય વચનોથી તેમને તુ શીઘ્ર પ્રસન્ન કર ૩૪ આ પ્રમાણે સ્વાયંભુવ મનુ પોતાના પૌત્ર ધ્રુવને શિખામણ દઈ તેમના પ્રણામ સ્વીકારી સપ્તર્ષિઓ સાથે પોતાના પુર તરફ ગયા ૩૫

एवं स्वायंभुवः पौत्रमनुशास्य मनुर्ध्रुवम् ।
तेनाभिवंदितः साकमृषिभिः स्वपुरं ययौ ॥३५॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
एकादशोऽध्यायः.

## અધ્યાય ૧૨ મો.§

### ધ્રુવજીએ કરેલો યજ્ઞ.

मैत्रेय उवाच
ध्रुवं निवृत्तं प्रतिबुद्ध्य वैशसा
दपेतमन्युं भगवान् धनेश्वरः ।
तत्रागतश्चारणयक्षकिन्नरैः
संस्तूयमानोऽभ्यवदत्कृतांजलिम् ॥ १ ॥

મૈત્રેય કહે છે—હે વિદુર! ક્રોધનો ત્યાગ કરી હિંસાથી નિવૃત થયેલા ધ્રુવને જોઈ ભગવાન કુબેર, ગુહ્યક, યક્ષ અને કિન્નરોથી સ્તુતિ કરાતા ત્યાં આવી હાથ જોડીને ઉભેલા તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા ૧

કુબેર કહે છે—હે ક્ષત્રિયનંદન! હે પાપરહિત! હું તારા ઉપર પ્રસન્ન થયો છુ, કારણ કે તે તારા દાદાના કહેવાથી ન ત્યજી શકાય એવા ક્રોધનો પણ ત્યાગ કર્યો છે ૨ તે કાઇ યક્ષોને માર્યા નથી અને યક્ષોએ તારા ભાઈને માર્યો નથી, સર્વ પ્રાણીઓના જીવન મરણનુ કારણ તો માત્ર કાળજ છે ૩ "હુ અને મારુ" એવી જે પુરુષને બુદ્ધિ છે તે સ્વપ્નની માયાના જેવી અજ્ઞાનજન્ય દેહના અનુસંધાનથી અસત્ય છે જેમ અસત્ પદાર્થનુ ધ્યાન કરવાથી સ્વપ્ન દ્રષ્ટાને સત્ વસ્તુ ભાસે છે, કે જેથી બંધન અને દુઃખ આદિ વિપર્યય થયા કરે છે ૪ માટે હે ધ્રુવ! તમારુ કલ્યાણ થશે તમે તમારા પુરમા જાઓ અને સર્વ પ્રાણીમય છે સ્વરૂપ જેનુ એવા અને ભજનને યોગ્ય છે ચરણકમળ જેમના એવા અને પોતાની ગુણમયી માયાથી યુક્ત અને રહિત તથા સંસારનુ છેદન કરનાર અધોક્ષજ ભગવાનનુ પ્રાણી માત્રમા આત્મભાવ રાખીને સંસારની નિવૃત્તિને માટે ભજન કરો ૫-૬ હે નૃપનંદન! જે તારા મનમા ઈચ્છા હોય તે સંકોચનો ત્યાગ કરી નિઃશંક થઈ મને કહે, કારણ કે તુ વરદાનને યોગ્ય છે હે ધ્રુવ! મે સાભળ્યુ છે કે તુ ભગવાન કમળનાભના ચરણારવિંદનો આશ્રિત છે ૭

મૈત્રેય કહે છે—હે વિદુર! રાજાઓના પણ રાજા કુબેરે જ્યારે પરમાત્માના પરમ ભક્ત એવા મહા વિદ્વાન ધ્રુવને વરદાન માટે પ્રેરણા કરી ત્યારે મહા ભાગવત તેણે એવુ વરદાન માગ્યુ કે મારુ મન કદી પણ હરિમાથી ચલાયમાન ન થાય, જેથી પુરુષ આ પાર ન જઈ શકાય એવા સંસારમાંથી યત્ન કર્યા વગર પાર જઈ શકે છે ૮ આ પ્રમાણે ઈડિબિડાના પુત્ર કુબેર પ્રસન્ન મનથી તેમને વરદાન આપી અંતર્ધાન થઈ ગયા અને તે પોતાના નગરમા ગયા. ૯ પછી અનેક પ્રકારની દક્ષિણાવાળા યજ્ઞોથી યજ્ઞેશનું પૂજન કરી દેવતા સંબંધી કર્મ

‡ માહાત્મ્ય જાણવાથી સર્વે જગ્યાએથી અધિક અને દૃઢ જે સ્નેહ થાય છે, તેને ભક્તિ એમ કહે છે અને તે ભક્તિથી મુક્તિ થાય છે તે વિના નહિ મુક્ત પુરુષોની દ્રુતિ એક ભક્તિજ છે; ભક્તિનો આશ્રય લઇ મુક્ત થવાય એવી ભક્તિનુ મુક્તિની ઇચ્છાવાળા પુરૂષોએ સદૈવ આરાધન કરવુ

§ આ અધ્યાયમા ધ્રુવ કુબેર પાસેથી સત્કાર મેળવી પોતાના નગરમા આવ્યા અને યજ્ઞોથી ભગવાનનુ યજન કરીને વિષ્ણુપદને પામ્યા, એ કથા કહેવાશે

કરીને સાધ્ય જે ફળ રૂપ કર્મ અને તેના ફળને આપનાર ભગવાનનું તે યજન કરવા લાગ્યા ૧૦ તે સર્વના આત્મા તથા સર્વત્ર વ્યાપક અચ્યુત ભગવાનની તીવ્ર ભાવનાવાળી ભક્તિ કરતા કરતા પોતાના આત્મામા અને સર્વ પ્રાણિયોમા વિરાજમાન એક સર્વ શક્તિમાન ભગવાનને જોવા લાગ્યા ૧૧ એ પ્રમાણે શીલસપન્ન અને બ્રાહ્મણોના ભક્ત, દીનવત્સલ, ધર્મની મર્યાદાના રક્ષક, સર્વ શાસ્ત્ર અને શ્રુતિયોના જ્ઞાતા ધ્રુવને સર્વ પ્રજા પોતાના પિતા સમાન માનવા લાગી ૧૨ ભોગથી, પુણ્ય અને યજ્ઞાદિ અનુષ્ઠાનથી, પાપને ક્ષીણ કરતા તેણે છત્રીશ હજાર વર્ષ પર્યંત ભૂમડળનું રાજ્ય કર્યું ૧૩ વશ છે ઇન્દ્રિયો જેની એવા મહાત્મા ધ્રુવે ઘણા વર્ષ પર્યંત ત્રિવર્ગના સાધક કાળને વ્યતીત કરીને પોતાના પુત્રને રાજ્યસિહાસન આપ્યુ ૧૪ દેહાદિ સકળ જગતને ભગવાનની માયાથી આત્મામા આરોપાએલા જાણી સ્વપ્ન અને ગધર્વનગરના સમાન અવિદ્યા રચિત જાણવા લાગ્યા ૧૫ અને છેવટે તન, ધન, સ્ત્રી, પુત્ર, સુહૃદ, સેના, ઋદ્ધિ, ભડાર, અતપુર, રમણીય વિહારની ભૂમિઓ અને સમુદ્ર પર્યંત ભૂમડળનું રાજ્ય, એ સર્વને કાળથી નાશ પામનારા જાણી પોતે બદરિકાશ્રમ તરફ ગયા ૧૬ ત્યા જઈ સર્વ ઇન્દ્રિયોને વિશુદ્ધ કરી શુદ્ધાન્ત કરણ થઈ પવિત્ર જળમા સ્નાનાદિક કરી આસન જમાવી વાયુને જીતી મનથી ઇન્દ્રિયોને વશ કરી ભગવાનના સ્વરૂપમા મન લગાડી બેઠા પછી ઘણા કાળ પર્યંત તે સ્વરૂપનું ધ્યાન કરતા ભેદ રહિત થઇ સમાધિમા સ્થિત મગ્ન થઈ સ્થૂલ સ્વરૂપને તજી બ્રહ્મરૂપ થઈ ગયા ૧૭

આ પ્રમાણે શ્રીહરિ ભગવાનની નિરતર ભક્તિ કરતા એવી ગતિ થઈ કે–નિરતર આનદના અશ્રુ બિદુઓના પ્રવાહથી વારવાર પીડિત થવા લાગ્યા મન દ્રવીભૂત થઈ ગયુ, શરીર પુલકાયમાન થઇ ગયુ, અર્થાત્ રુવા ઉભા થયા અને લિગ દેહનો ત્યાગ થવાથી પોતાના આત્માનુ સ્મરણ રહ્યુ નહિ ૧૮ એ સમયે આકાશમાથી ઉતરતુ એક અનુપમ વિમાન તેમના જોવામા આવ્યુ જેમ પૂર્ણિમાનો ચદ્ર ઉદય થઈ દશે દિશાઓને પ્રકાશિત કરે તેમ સર્વ દિશાઓમા તેનો પ્રકાશ પડ્યો. ૧૯ વિમાનમાં દેવશ્રેષ્ઠ ભગવાનના બે પાર્ષદ નદ અને સુનદ બેઠેલા તેમના જોવામાં આવ્યા. ચાર ભુજાવાળા, શ્યામવર્ણ, કિશોર અવસ્થાવાળા, રાતા નેત્રોથી શોભાયમાન, પીળા પીતાબર ધારણ કરેલ, કિરીટ, હાર, બાજુબધ, મકરાકૃત કુડળ પહેરી હાથમા ગદા લઈને તેઓ ઉભેલા હતા ૨૦ તેઓને વિષ્ણુ ભગવાનના પાર્ષદ જાણીને ધ્રુવ ઉઠીને ઉભા થયા અને ચિત્તમા સમોહ થઈ જવાને લીધે પૂજાનો વિવેક પણ વિસરી ગયા ભગવાનના પાર્ષદ જાણી ભગવાનનું નામ ઉચ્ચારણ કરતા બે હાથ જોડી તે તેમને દડવત્ પ્રણામ કરવા લાગ્યા ૨૧ ત્યાર પછી શ્રી વાસુદેવ ભગવાનના ચરણોમા જેનુ મન લાગી રહેલુ છે અને વિનયને લીધે નીચી ડોક કરી હાથ જોડી ઉભેલા છે એવા ધ્રુવની પાસે જઈને મદમદ હસતા પાર્ષદ સુનદ અને નદ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૨૨

સુનદ નદ કહે છે–હે રાજન્ ! તમારુ કલ્યાણ થાઓ, અમે જે કહીએ તે સાવધાન થઇ સાભળો. આપે પાચ વર્ષની બાલ્યાવસ્થામા મહા તપ કરી ભગવાનને પ્રસન્ન કર્યા હતા ૨૩ તે સર્વ જગતને ધારણ તથા પોષણ કરનાર ધનુષધારી શ્રીનારાયણના અમે પાર્ષદ છીએ અને તમને ભગવાનના પરમ ધામમા લઈ જવાને અહીં આવ્યા છીએ ૨૪ આપે અતિ દુર્જય વિષ્ણુપદને જીતી લીધુ છે, કે જેને સાત ઋષિયો પણ પહોચ્યા નથી જેને પ્રાપ્ત થવા માટે મોટા મોટા વિવેકી ઋષિઓ વિચાર કર્યા કરે છે, તે સ્થાન ઉપર પધારી તમે હવે બેસો કે જેની સૂર્ય ચદ્રમાદિક ગ્રહ નક્ષત્ર અને તારાગણ પ્રદક્ષિણા કર્યા કરે છે ૨૫ હે ધ્રુવ ! જ્યા તમારા બાપદાદા પણ પહોચ્યા નથી અને બીજો પણ કોઈ પહોચ્યો નથી તે જગત વદ્ય વિષ્ણુ ભગવાનના પરમ પદમા તમે નિવાસ કરો ૨૬ આ વિમાન દેવતાઓના શિરોમણિ શ્રી વિષ્ણુ ભગાવાને તમારે માટે મોકલ્યુ છે માટે હે આયુષ્મન્ ! આપ હવે તે વિમાનની અદર પધારો ૨૭

મૈત્રેય કહે છે–ભગવાનને પ્રિય ધ્રુવે પાર્ષદોનાં

અમૃત રૂપ વચન સાભળી સ્નાન કરી નિત્ય કર્મથી પરવારી અલ કાર ધારણ કરી મુનિ લોકોને પ્રણામ કરી વિમાનને પ્રદક્ષિણા કરી પૂજન કર્યા પછી પાર્ષદોને પ્રણામ કરી હિરણ્યમય સ્વરૂપ ધારણ કરી તેમા બેસવાનો વિચાર કર્યો ૨૮-૨૯ તે સમયે મૃત્યુ દેવ આવી ઉભા અને ધ્રુવજીને પ્રણામ કરી કહ્યુ કે– હે કૃપાનાથ મહારાજ! મને અ ગીકાર કરો ધ્રુવે કહ્યુ કે, તમે આવી પહોચ્યા તે બહુજ સારુ થયુ જરા વાર તમે આમા બેસી જાઓ, એમ કહી ત્યાજ તેમને બેસાડી મૃત્યુના મસ્તક ઉપર પગ મૂકી મૃત્યુની સામે જ તે અતિ વિચિત્ર વિમાન ઉપર ચઢયા ૩૦ તે વખતે દુ દુભિ, મૃદ ગ અને ઢોલ આદિ અનેક પ્રકારના વાજા વાગ્યા મુખ્ય મુખ્ય ગ ધર્વો ગાયન કરવા લાગ્યા અને આકાશમાથી પુષ્પની વૃષ્ટિ થઇ ૩૧ જ્યારે ધ્રુવજી ધ્રુવલોકમા જવા નીકળ્યા ત્યારે તેમને પોતાની માતા સુનીતિનું સ્મરણ થયુ મારી ગરીબ માતાને છોડી હુ એકલો સ્વર્ગમા જાઉં તે ઠીક નહિ ૩૨ ધ્રુવજીનો આ પ્રમાણેનો નિશ્ચય જાણી દેવશ્રેષ્ઠ સુનદ–ન દે વિમ નમા બેસી આગળ જતી દેવી સુનીતિને દેખાડ્યા ૩૩ જ્યા ત્યા માર્ગમા વિમાનો ઉપર બેસી દેવતાઓ ધ્રુવજીની પ્રશ સા કરીને પુષ્પની વૃષ્ટિ કરતા હતા અને ધ્રુવ ક્રમે ક્રમે ગ્રહોને જોતા જોતા આગળ જતા હતા ૩૪ આ પ્રમાણે દેવમાર્ગથી ત્રણે લોકનું ઉલ્લઘન કર્યા પછી તે સપ્તર્ષિને ઉલ્લઘી સર્વથી ઉપર ધ્રુવ ગતિવાળા વિષ્ણુપદને પ્રાપ્ત થયા ૩૫ જે વિષ્ણુધામ પોતાની કાન્તિથીજ દેદીપ્યમાન છે અને તેના પ્રકાશથી ત્રણે લોક પ્રકાશે છે તથા જે પ્રાણીઓ મનુષ્યો ઉપર દયા રાખતા નથી તે ત્યા જઈ શકતા નથી, કારણ કે અહર્નિશ શુભ કર્મ કરનાર ત્યા જઈ શકે છે ૩૬ શાત ગુણવાળા, વળી સમદૃષ્ટિવાળા, શુદ્ધ અ ત કરણવાળા, સર્વ પ્રાણીઓને પ્રસન્ન કરનારા અને ભગવાનને પ્રિય બાધવ માનનારા લોકો, ઉપર કહેલા વિષ્ણુપદને પરિશ્રમ વિના પામે છે ૩૭ આ પ્રમાણે મહારાજા ઉત્તાનપાદના પુત્ર શ્રી કૃષ્ણચન્દ્ર પરાયણ હોવાથી ત્રિભુવનના ચૂડામણિ થઈ ગયા ૩૮ હે વિદુર! ગ ભીર વેગવાળુ જ્યોતિષચક્ર નિર તર ફર્યા કરે છે તે પદને ધ્રુવજી પામ્યા. ૩૯ બ્રહ્માના પુત્ર દેવર્ષિ નારદ ધ્રુવનો મહિમા જોઇ વીણા વગાડતા પ્રચેતાના યજ્ઞમા ભગવત માહાત્મ્યમા તેમનું ચરિત્ર ત્રણ શ્લોકમા બનાવી ગાવા લાગ્યા ૪૦

નારદ કહે છે–પતિવ્રતા સુનીતિના પુત્ર ધ્રુવને તપના પ્રભાવે જે પદવી પ્રાપ્ત થઈ તે વેદવાદી બ્રહ્મર્ષિ લોક અનેક ઉપાય કર્યા છતા પણ પામી શકતા નથી, ત્યારે રાજાઓની તો વાત જ શી? ૪૧ ધ્રુવજીએ પાચ વર્ષની અવસ્થામા પોતાની અપર માતાના વાણી રૂપ બાણોથી વિ ધાઈ અને ધકધકતા હૃદયથી વનમા જઈ મારા ઉપદેશને અનુસરીને, જે ભગવાન અજીત છતા પણ ભક્તોના ગુણથી હારી જાય છે, તે વિશ્વ વિજયી ભગવાનને પોતાને વશ કરી લીધા ૪૨ ધ્રુવજીને જે ગતિ મળી છે તે ગતિએ પહોચવાની ઇચ્છા બીજા ક્ષત્રિયોથી અનેક વર્ષે પણ કરાય તો કરાય, કે–જે ધ્રુવ પાચ વા છ વર્ષની અવસ્થામા થોડા દિવસમા ભગવાનને પ્રસન્ન કરી પામ્યા હતા ૪૩

મૈત્રેય કહે છે–હે વિદુર! મહા પ્રતાપી કીર્તિમાન મહાત્મા પુરુષોને પ્રિય એવુ તેમનુ ચરિત્ર જે આપે મને પૂછ્યુ હતું તે સર્વ વૃત્તાત મે આપની આગળ નિવેદન કર્યું ૪૪ આ ધ્રુવ ચરિત્ર ધન, પુણ્ય, મ ગળ, સ્વર્ગ અને ધ્રુવપદને આપનાર અને પાપોનો નાશ કરનારુ હોવાથી પ્રસન્ન કરે એવુ છે. ૪૫ જે કોઇ આ ભગવત પ્રિય ચરિત્રને શ્રદ્ધાપૂર્વક સાભળે છે તેને ભક્તિની પ્રાપ્તિ થાય છે ને ભક્તિથી ક્લેશ દૂર થાય છે ૪૬ આ ચરિત્ર સાભળવાથી જેની જે ઇચ્છા હોય તે તેને મળે છે, મોટાઇવાળાને મોટાઈ, શીલવાળાને શીલતા, તેજની ઇચ્છાવાળાને તેજ, અને મનસ્વિયોને માન આપનાર છે એટલે કે મનોકામના પૂર્ણ કરનાર છે ૪૭ પરમ પવિત્ર આત્મા ધ્રુવજીનુ આ ઉત્તમ ચરિત્ર પ્રાત કાળ અને સાયકાળે સ્નાન કરીને બ્રાહ્મણોની સભામા બેસીને સાવધાનતાથી વર્ણન કરવુ અને સાભળવુ ૪૮ પૂર્ણિમા, અમાવાસ્યા, દ્વાદશી મિશ્રિત એકાદશી, શ્રવણ નક્ષત્ર યુક્ત દિવસ, ક્ષય દિવસ, વ્યતીપાત, સ ક્રાન્તિને દિવસે અને રવિવારે જે પુરુષ નિષ્કામ થઈ ભગવા-

નના ગુણાનુવાદવાળુ આ ચરિત્ર સંભળાવે તેની કોઈ કામના શેષ રહેતી નથી. તે પોતે પોતાના સ્વરૂપમા સંતુષ્ટ થવાથી પરમ સિદ્ધિ પામે છે ૪૯—૫૦ જે પુરુષ અજ્ઞાનિયોને ભગવાનના સન્માર્ગમા અમૃતરૂપ જ્ઞાનોપદેશ કરે છે, તે દયાળુ અને દીન જનોનો ઉદ્ધાર કરનાર પુરુષ ઉપર દેવતાઓ અનુગ્રહ કરે છે ૫૧ હે વિદુર! વિખ્યાત અને પવિત્ર કર્મ કરનાર ધ્રુવનું આ ચરિત્ર આજ પર્યંત પ્રસિદ્ધ છે, તે મે તમને સંભળાવ્યુ ધ્રુવ બાળક અવસ્થામાથીજ રમત રમવાના રમકડા અને માતાના ઘરનો ત્યાગ કરી ભગવતના ચરણારવિંદને શરણે ગયા હતા ભગવાનના ચરણ સદા ભક્તોની કીર્ત્તિ વધારનાર અને સર્વ સંશયને મટાડનારા છે ૫૨

इदं मया तेऽभिहितं कुरुद्वह
ध्रुवस्य विख्यात विशुद्धकर्मणः।
हित्वाऽर्भकः क्रीडनकानिमातु
र्गृहं च विष्णुं शरणं यो जगाम॥ ६२॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे
द्वादशोऽध्यायः

## અધ્યાય ૧૩ મો. $

### અંગ રાજાનો વૈરાગ્ય.

निशम्य कौषारविणोपवर्णितं
ध्रुवस्य वैकुंठपदाधिरोहणम्।
प्ररूढ भावो भगवत्यधोक्षजे
प्रष्टुं पुनस्तं विदुरः प्रचक्रमे॥ १॥

સૂત કહે છે—હે શૌનક! મૈત્રેયે વર્ણવેલું ધ્રુવનું વૈકુંઠપદાધિરોહણ સાભળીને ભગવાન અધોક્ષજમા પ્રબળ ભાવ ઉત્પન્ન થવાથી વિદુરજીએ પુનઃ મૈત્રેયને નીચે પ્રમાણે પૂછવા માડ્યુ ૧

વિદુર પૂછે છે—હે સુવ્રત! પ્રચેતા કોણ હતો? અને કોનો પુત્ર હતો? તેનુ નામ શુ? તે કોના વંશમાં થયો હતો? અને કયા સ્થાનમા તેણે યજ્ઞ કર્યો હતો, એ સર્વ કથા સ્પષ્ટ રીતે મને કહો. ૨ મહા ભાગવત બ્રહ્માના પુત્ર દેવર્ષિ નારદ કે જેના દર્શન હું દેવતાના સમાન માનું છું, કારણ કે તેણે ભગવાનની પરિચર્યા વિધિ યોગક્રિયાની રીતિ "પંચરાત્રિ" ગ્રંથમા કહેલ છે ૩ તથા સ્વધર્મ પાળનાર પ્રચેતાથી પૂજાતા યજ્ઞપુરુષ ભગવાનનુંજ નારદજીએ ખરેખર વર્ણન પણ કર્યું છે ૪ હે બ્રહ્મન્! જે કાંઇ નારદજીએ ભગવાનની કથા વર્ણન કરી હોય તે આપ મને કહો, કારણ કે તે સર્વ કથાઓ શ્રવણ કરવાની મને અભિલાષા છે ૫

મૈત્રેય કહે છે—પોતાના પુત્ર ઉત્કળને જ્યારે ધ્રુવજી રાજ્ય આપી વનમા ગયા ત્યારે ચક્રવર્તીપણાની, રાજ્યલક્ષ્મીની અને પિતાના રાજ્યાસનને લેવાની તેણે ઇચ્છા કરી નહિ ૬ કારણ કે ઉત્કળ જન્મથીજ શાન્ત, સંગ રહિત, સમદૃષ્ટિ અને સર્વ લોકમા પોતાના સ્વરૂપને અને પોતાના સ્વરૂપમાં સર્વ જગતને જોનાર હતો ૭ વળી બ્રહ્મમા લીન થઈ તે પોતાના દેહને ભૂલી ગયો, અને જ્ઞાન રસમા નિમગ્ન, આનંદમય અને મોક્ષ રૂપ પરબ્રહ્મ પરમાત્માને જાણતો હતો ૮ અખંડિત યોગ રૂપ અગ્નિથી તેના સર્વ પાપ અને અંતઃકરણની વાસનાઓ નાશ પામી હતી તેથી પોતાના સ્વરૂપનુ અનુસંધાન કરી પોતાનાથી ભિન્ન બીજુ કંઇ પણ તે દેખતો ન હતો ૯ આત્મજ્ઞાની અને જ્વાળા રહિત અગ્નિના જેવા પ્રકાશમાન ઉત્કળે નગરથી બહાર નીકળી ચાલવા માડ્યુ તે સમયે લોકોને તે જડ, અંધ, બધિર, ઉન્મત્ત તથા મૂકના જેવો જોવામા આવ્યો. ૧૦ પછી કુળના વૃદ્ધ પુરુષો તથા મંત્રિઓએ તેને જડ જેવો જાણીને તેના નાના ભાઇ ભ્રમિના પુત્ર વત્સરને રાજ્ય આપ્યુ ૧૧ વત્સરની સ્ત્રી સ્વર્વીથિને પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઇર્ષ, ઉર્જ, વસુ તથા જય આદિ છ પુત્ર ઉત્પન્ન થયા ૧૨ પુષ્પાર્ણને પ્રભા અને દોષા નામની બે સ્ત્રીઓ હતી; તેમા પ્રભાને પ્રાત, મધ્યાહ્ન અને સાયં એ ત્રણ પુત્ર થયા ૧૩ અને દોષાને પ્રદોષ, નિશિથ અને વ્યુષ્ટ એ ત્રણ પુત્ર ઉત્પન્ન થયા. વ્યુષ્ટને પુષ્કરિણી નામની સ્ત્રીથી સર્વતેજસ નામનો એક પુત્ર થયો. ૧૪ સર્વતેજસની આકૂતિ નામની સ્ત્રીમા ચક્ષુ નામથી મનુ પુત્ર રૂપે ઉત્પન્ન થયા મનુની પટરાણી નડ્વલાએ પુરુ,

$ આ અધ્યાયમા ધ્રુવના વંશમા પૃથુરાજાનો જન્મ કહેવા માટે વેનના પિતા અંગ પુત્રની દુષ્ટતાથી વૈરાગ્ય પામ્યા એ કથા કહેવાશે

કુત્સ, ત્રિત, દ્યુમ્ન, સત્યવાન, ધૃતવ્રત, અગ્નિષ્ટોમ, અતિરાત્ર, પ્રદ્યુમ્ન, શિબિ અને ઉલ્મુક નામના અગિયાર પુત્રોને જન્મ આપ્યો. ૧૫–૧૬ ઉલ્મુકની પુષ્કરિણી નામની ભાર્યાથી અગ, સુમના, ખ્યાતિ, ક્રતુ, અંગિરા અને ગય નામના છ પુત્ર ઉત્પન્ન થયા ૧૭ અગની સુનીથા નામની રાણીને મહા દારુણ વેન નામે પુત્ર થયો કે જેની દુષ્ટતાથી રાજર્ષિ અગ વૈરાગ્ય લઈને નગરમાથી ચાલી ગયા ૧૮ હે વિદુર! જેની પાસે વાણી રૂપ વજ્ર છે એવા મુનિ લોકોએ શાપ દીધો તેથી વેન મરી ગયો ૧૯ એ સમયે પૃથ્વી ઉપર કોઈ પણ રાજા ન હતો તેથી પ્રજા ચોરોના ઉપદ્રવથી મહા દુખી થવા લાગી મુનિઓએ પછી વેનના બે જાનુનું મથન કર્યું તેમાથી નારાયણના અશથી આદિ રાજા પૃથુ ઉત્પન્ન થયો.

વિદુર કહે છે–હે મૈત્રેય! સુશીલત્વના નિધિરૂપ સજ્જન અને બ્રાહ્મણોનો સત્કાર કરનાર મહાત્મા અગ રાજાને એવો અકુકારી દુષ્ટ પુત્ર કેમ ઉત્પન્ન થયો? કે જેનો અન્યાય જોઈ રાજા વનમા ચાલી ગયો. ૨૧ વળી વેનનો એવો તે શુ અપરાધ હતો કે મુનિઓએ તેને શાપ દીધો? ૨૨ સાધારણ રીત તો એવી છે કે પ્રજાપાળક એવો રાજા, પાપાત્મા હોય તોપણ પ્રજાએ તેનો અનાદર કરવો યોગ્ય નથી, કારણ કે રાજા એ આઠ લોકપાળોનો અશ છે, અને પોતાના સામર્થ્યથી લોકપાળ દેવતાઓની શક્તિ ધારણ કરે છે ૨૩ હે મુનિ! રાજા વેનનું ચરિત્ર તમે મને કહો, કારણ કે એ ચરિત્ર શ્રવણ કરવાની મને બહુ અભિલાષા છે, અને હુ તમારો ભક્ત છુ ૨૪

મૈત્રેય કહે છે–રાજર્ષિ અગરાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો પણ તેમા વેદવાદી વિપ્રોના આહ્વાનથી દેવતાઓ આવ્યા નહિ, * ૨૫ ત્યારે આશ્ચર્ય પામી બ્રાહ્મણોએ રાજાને કહ્યુ કે હે રાજન્! આપ શ્રદ્ધા સહિત ઉત્તમોત્તમ યજ્ઞના પદાર્થ આપો છો, તેમા કઇ પણ દોષ નથી અને તેવીજ રીતે નિયમ પાળનારા અમે જે મત્ર ભણીએ છીએ તેમા પણ નિસારત્વ જેવુ કઈ નથી, તેમજ હવિના પદાર્થનો અનાદર દેવતાઓએ આજ પર્યંત કદી કરેલો નથી છતા આપના હવિ પદાર્થને દેવતાઓ લેતા નથી તેનુ શુ કારણ? ૨૬–૨૭ કર્મના સાક્ષી રૂપ દેવતાઓ પોતપોતાનો ભાગ લે નહિ એવો તો અણુ માત્ર પણ કોઇ અપરાધ આપના તરફથી થયેલો હોય એમ અમે જાણતા નથી. ૨૮

મૈત્રેય કહે છે–આ પ્રમાણે બ્રાહ્મણોના વચન સાભળી અતિ ઉદાસ યજમાન અગ રાજાએ બ્રાહ્મણોની અજ્ઞા લઈ મૌનવ્રતનો ત્યાગ કરી તે વાત સભાસદોને પૂછી ૨૯ અગે કહ્યુ કે હે સભાસદો! દેવતાઓ બોલાવ્યા છતા આવતા નથી અને પોતાનો ભાગ લેતા નથી એવો દેવતાઓનો મે શો અપરાધ કર્યો છે? અને મારાથી શુ વ્યતિક્રમ થયેલુ છે તે મને સમજાવો ૩૦

સભાસદો બોલ્યા–હે નરોત્તમ! આ જન્મમાં તો આપે કઇ પાપ કર્યું નથી, પરંતુ પૂર્વ જન્મનુ એવુ પાપ છે કે જેથી આપ સતાન રહિત છો ક્યાઇ એવો પણ લેખ છે કે–"એક સમય રાજા અગ બાલ્યાવસ્થામા માનસ સરોવરની સમીપમા ક્રીડા કરવાને ગયા હતા ત્યા એક તરુવર ઉપર રાજહસે પોતાના બચ્ચા માળામા મૂકયા હતા. હસ હસિની વનમા ગયા હતા એવામા બચ્ચામાથી એક બચ્ચાને રાજા અગે બાળચેષ્ટાની ચચળતાથી પકડીને મૂઠીમા દબાવી દીધુ બચ્ચુ દબાયાને લીધે મરણ પામ્યુ જ્યારે હસ તથા હસિની ત્યા આવ્યા અને બચ્ચાને ન જોયુ ત્યારે અત્યત વ્યાકુળ થઈ નેત્રોમા આસુ લાવી બોલ્યા કે, અમારા વહાલા બચ્ચાને કોણ લઈ ગયુ? કોઇએ કહ્યુ કે તમારા બચ્ચાને રાજા અગે મારી નાખ્યુ હસ બોલ્યો કે રાજા અગે જેવો અમારો વશ નિર્વંશ કર્યો તેવો બીજા જન્મમા તેનો વંશ નિર્વંશ થજો. હસિની બોલી કે–હે સ્વામિ! આપણુ પખીઓથી શું થવાનું છે? અને રાજાથી તો અનેક પ્રાણીઓનુ પાલન

* રાજા અગ કામભોગમા અત્યત આસક્ત હતા અને પરલોકની ચિંતા કરતા ન હતા, એથી દેવતાઓએ તેમને પુત્રહીન સમજી યજ્ઞભાગ લીધો નહિ બીજા રાજા વિશેષ ધર્માત્મા હતા એ કારણથી પુત્રહીન છતા પણ દેવોએ તેમના યજ્ઞમા ભાગ લીધો હતો.

થાય છે માટે તેને આવો કઠિન શાપ દેવો યોગ્ય ન હતો આપણા કર્મમા તો દુ ખ ભોગવવાનું લખ્યુ છે, પર તુ રાજાને શા માટે દુ ખી કર્યો ? હ સિનીની મૃદુ વાણી સાભળી હ સે વરદાન આપ્યુ કે યજ્ઞ પુરુષની પૂજા કરવાથી રાજાને પુત્ર થશે, ” માટે હે રાજન્ ! તમે યજ્ઞપુરુષનુ શ્રદ્ધાથી પૂજન કરો ૩૧ હે રાજર્ષિ ! આપને ત્યા પુત્ર ઉત્પન્ન થાય એવો યત્ન કરો ભગવાનનુ યજન કરો કે જેથી તે આપને પુત્ર આપે. ૩૨ પછી દેવતાઓ પોતપોતનો ભાગ લઈ લેશે, કારણ કે સ તાનને માટે તમે ભગવાનનું યજન કરશો તો તેમા ભગવાન સાથે દેવતાઓ પોતાની મેળે આવશે ૩૩ પુરુષ જે જે મનોરથને માટે ભગવાનનુ પૂજન કરે છે તે તે ભાવના પ્રમાણે પ્રભુ ફળ આપે છે ૩૪

મૈત્રેય કહે છે—આ પ્રમાણે જ્યારે સર્વ બ્રાહ્મણોએ નિશ્ચય કર્યો ત્યારે રાજાએ પુત્ર પ્રાપ્તિ થવાને સવ વ્યાપક વિષ્ણુ ભગવાનનો પુત્રાર્થી યજ્ઞ કર્યો ૩૫ તેનો પુરોડાશ વિષ્ણુ ભગવાનને મળ્યો ત્યારે તે કુ ડમાથી સુવર્ણના એક મોટા થાળમા પરિપકવ ખીર હાથમા લઈ એક પુરુષ બહાર નીકળ્યા તેમના સર્વેએ દર્શન કર્યાં ૩૬ અતિ આન દ યુક્ત ઉદાર ચિત્ત રાજા અ ગે બ્રાહ્મણોની આજ્ઞાથી તે ખીર તેમના હાથમાથી પોતાના હાથમા લીધી અને પછી તેણે તે સુ ઘીને પોતાની રાણીને આપી ૩૭ સુનીથા રાણીએ ખીર ખાધી તેથી તેણે ઋતુ કાળમા પતિથી ગર્ભને ધારણ કર્યો અને જ્યારે સમય આવ્યો ત્યારે પુત્ર ઉત્પન્ન થયો ૩૮ તે પુત્ર બાલ્યાવસ્થાથીજ પોતાનો નાનો ( માતાનો બાપ ) મૃત્યુ કે જે અધર્મના અ શથી ઉત્પન્ન થયો હતો તેથી અધર્મી થયો એના જન્મ સમયે મહા ભયાનક ઉત્પાત થયા અને બ્રાહ્મણોએ તેનું વેન એવુ નામ પાડ્યુ ૩૯ ધનુષ ધારણ કરી તે વનમા ફરતો હતો અને જે મૃગ, સાધુ અને દીન સામા આવતા તેને કદી પણ છોડતો નહિ સર્વ કહેતા કે આ નિર્દય વેન છે જ્યારે મૃગયા કરી ઘેર આવતો ત્યારે પુરવાસીઓને અને બાળકોને બોલાવી પકડીને કોટડીમા પૂરી મૂકતો, લાત તથા મૂકીથી મારતો અને પુષ્કળ ગાળો દેતો જ્યારે પ્રજા વેનને જોતી ત્યારે ત્રાસ પામતી વેન કોઈના ઘરમા આગ લગાડતો, કોઈને પકડી કુવામાં નાખી દેતો, કોઈને કુટુ બ સહિત મારી નાખતો અને તે જે રસ્તેથી નીકળતો ત્યા હાહાકાર મચી રહેતો. આમ સ સારમા ચારે તરફ તેનો ત્રાસ વર્તાઈ રહ્યો હતો ૪૦ નિર્દય અને અતિ ક્રૂર વેન રમત રમવાના સ્થળમા પોતાની સમાન વયના બાળકોને પશુની પેઠે પકડી મારી નાખતો ૪૧ તે મહા નીચ પુત્રના અત્યાચાર જોઈ પિતાએ ઘણી રીતે તેને સમજાવ્યો પણ તે દુષ્ટ સમજ્યો નહિ ૪૨ જ્યારે તેને શિક્ષા કરવાનુ સામર્થ્ય રાજામા રહ્યુ નહિ ત્યારે અત્ય ત દુ ખી થઈ પોતે વિચાર કરવા લાગ્યો કે—જેમને સ તાન નથી તેમણે ભગવાનનુ પૂજન ઘણી સારી રીતે કર્યું છે, કારણ કે તેઓને દુષ્ટ સ તાનને માટે મહા કઠિન ( અસહ્ય ) દુ ખ ભોગવવા પડતાં નથી. ૪૩ અપયશ, મહા અધર્મ, સર્વ સાથે વિરોધ તથા અન ત પીડા જેને માટે થાય છે અને જેને માટે દુ ખદાયી ઘરમા રહેવુ પડે છે તે પ્રજાના મોહ બ ધનને કયો પ ડિત પ્રીતિથી સ્વીકારે ? ૪૪—૪૫ હુ તો શોક આપનારા સુપુત્ર કરતા કુપુત્રનેજ ઉત્તમ માનુ છુ, કારણ કે કુપુત્ર હોય તો મનુષ્યને દુ ખી ઘરમાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય, અને ગ્લાનિથી ત્યાગ કરવો સુગમ પડે ૪૬ આ પ્રમાણે વૈરાગ્યયુક્ત થઈ અર્ધ રાત્રિએ જ્યારે કોઈ પણ માણસ જોવામા આવ્યુ નહિ ત્યારે પોતાની પત્ની અને વેનની માતા સુનીથાને સુતેલા મૂકી સર્વ સમૃદ્ધિવાળા ઘરનો ત્યાગ કરી તે એકલોજ વનમા ચાલ્યો ગયો ૪૭ જ્યારે પ્રાત કાળ થયો અને રાજા અ ગ રાજ્ય મ દિરમા જોવામા ન આ વ્યા ત્યારે પુરોહિત, સચિવ અને સ બ ધી આદિ લોક તથા પ્રજા પોતાના રાજાને વૈરાગ્યથી નીકળી ગયેલા જાણી મહા શોકથી વ્યાકુળ થઈ અપકવ યોગીઓ જેમ હૃદયની અ દર અ તર્યામી પરમાત્માને શોધે પણ તે મળે નહિ તેમ પૃથ્વી ઉપર રાજાને શોધવા લાગ્યા, પણ રાજા અ ગ ક્યાહિ મળ્યા નહિ ૪૮ હે વિદુર ! દુષ્ટ પુત્ર સદૈવ દુ ખ દેનાર હોય છે પુત્રથી ક ટાળી વૈરાગ્ય પામેલો અગ જો કે દૂર ગયો ન હતો તોપણ તેનો પત્તો

નહિ મળવાથી લોકોએ નગરમા પાછા આવી ઋષિઓની સભામાં પ્રણામ કરી રોતાં રોતા રાજાનો પત્તો ન લાગવાની વાત કહી ૪૮

अलक्षयतः पदवीं प्रजापते
र्हतोद्यमाः प्रत्युपसृत्य ते पुरीम् ।
ऋषीन्समेतानभिवंद्य साश्रवो ।
न्यवेदयन्पौरव भर्तृविप्लवम् ॥ ४९ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे त्रयोदशोऽध्यायः

# અધ્યાય ૧૪ મો. †

## વેનનું અધર્માચરણ.

मैत्रेय उवाच

भृग्वादयस्ते मुनयो लोकानां क्षेमदर्शिनः ।
गोप्तर्यसति वै नृणां पश्यंतः पशुसाम्यताम् ॥

મૈત્રેય કહે છે—લોકોના કલ્યાણનો વિચાર કરનારા બ્રહ્મવાદી ભૃગુ આદિ ઋષિઓએ, કોઈ પણ રાજા ન હોવાથી મનુષ્યોની પશુ જેવી સ્થિતિ જોઇ વેનની માતા સુનીથાને બોલાવી [૧] મંત્રીઓ તેને રાજ્યાભિષેક કરવા ચહાતા ન હતા તોપણ તેને રાજ્યાભિષેક કર્યો [૨] અતિ ભયંકર શિક્ષા કરનાર વેનને રાજ્યાસન ઉપર આવેલો સાંભળી સર્પના ભયથી જેમ ઉંદર સંતાઈ જાય તેમ ચોર માત્ર સંતાઈ ગયા [૩] રાજ્યાસન ઉપર બેઠા પછી આઠ લોકપાળોની વિભૂતિથી ગર્વ પામેલો મહા અહંકારી તે પોતે પોતાને ઉત્તમ ને બળવાન માનવા લાગ્યો. મહા અભિમાની વેન મહાત્માઓનો તિરસ્કાર કરવા લાગ્યો. [૪] નિરંકુશ હાથીની માફક મદાંધ થઈ આકાશ તથા પૃથ્વીને કંપાયમાન કરતો તે રથમા બેસીને પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. [૫] અભિમાનથી સર્વ પ્રજાને ધર્મ બંધ કરવા દાંડી પિટાવી તેણે જાહેર કર્યું કે હોમ હવન કોઈએ કરવા નહિ, દાન આપવા નહિ અને યજન પણ કરવુ નહિ [૬] વેનનો અત્યાચાર જોઇ લોકોને દુઃખી જાણી દયા માટે સર્વ ઋષિઓ એકઠા થઈ વિચાર કરવા લાગ્યા કે, [૭] અરે દુષ્ટ ! તું બે તરફથી લોકોને સતાવવા લાગ્યો. જેમ લાકડું બે બાજુથી બળવા માંડે ત્યારે મધ્યમા રહેલા જીવની બુરી દશા થાય, તેમ હાલ લોકોની બુરી દશા થઈ છે, કારણ કે એક તરફ ચોરોનો ભય અને બીજી તરફ આ દુષ્ટ રાજાનો ભય છે હવે આ મહા દુઃખ શી રીતે ટળે ? [૮] રાજા વગર નગરને શૂન્ય સમજી અધર્માચારી વેનને અમે રાજ્યકારભાર સોપ્યો તો તેથી સર્વને ત્રાસ થાય છે હવે સર્વનું કલ્યાણ શી રીતે થાય [૯] ભુજંગને દૂધ પાઈ પાળતા તે પ્રથમ પોતાનુ પાલન કરનારનેજ ડસે છે, તેમ આ મહા ક્રૂર બુદ્ધિ ને દુષ્ટ સ્વભાવવાળો વેન સુનીથાના ગર્ભથી જન્મ્યો છે [૧૦] તેને સારો જાણી પ્રજાપાળક બનાવ્યો તો તે દુષ્ટ ઉલટો અમારોજ નાશ કરવા તૈયાર થયો હવે શું કરવુ ? અમેજ તેને અમારો રાજા બનાવ્યો માટે ત્યા જઇ તેને સમજાવીએ કે જેથી અમોને કોઇ દોષ ન દે, તથા આપણે પાપના ભાગી થઇએ નહિ [૧૧] આપણે જાણતા હતા છતા આ દુષ્ટને રાજા બનાવ્યો તો તેને હવે સામ દામથી સમજાવવો આપણા સમજાવ્યાથી જો નહિ સમજે તો જાણીશુ કે તે મહા અધર્મી છે છેવટે લોકોના ધિક્કારથી દગ્ધ થયેલા એ દુષ્ટને આપણે આપણી શક્તિના તેજના પ્રભાવથી ક્ષણ માત્રમા બાળીને ભસ્મ કરી નાખીશુ [૧૨] આવો વિચાર કરી એક નિશ્ચય થઇ ક્રોધને ગુપ્ત રાખી સર્વ ઋષિઓ તેની પાસે ગયા અને તેને સામ દામ ને ભેદાદિ નીતિના વચનોથી શાન્ત કરી આ પ્રમાણે કહેવા લાગ્યા. [૧૩]

ઋષિઓ બોલ્યા—હે રાજન્ ! આપનુ આયુષ્ય, બળ, લક્ષ્મી અને કીર્તિ જેથી વધે એવી વાત કહેવા અમે આવ્યા છીએ [૧૪] પુરુષને ઉચિત છે કે તનથી, મનથી, વચનથી અને બુદ્ધિથી ધર્માચરણ કરવુ ધર્માચરણથી શોકરહિત લોકની પ્રાપ્તિ થાય છે કે જ્યા કામનારહિત પવિત્ર લોક નિવાસ કરે છે અને સદા આનંદમા રહે છે, [૧૫] માટે હે વીર રાજા ! પ્રજાના રક્ષણ રૂપ આપનો રાજધર્મ નષ્ટ ન થવો જોઇએ ધર્મનો નાશ થવાથી રાજા ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે [૧૬] હે રાજન ! દુષ્ટ માણસોથી અને ચોરાદિકોથી રાજા પોતાની પ્રજાની રક્ષા કરવા નીમાય છે.

† આ અધ્યાયમા પુત્રના ત્રાસથી અંગ રાજા વનમા ગયો ત્યારે બ્રાહ્મણોએ વેનને રાજ્ય આપ્યુ અને પછી વેનનો અત્યાચાર જોઈ તેને મારી નાખ્યો એ કથા કહેવાશે

શાસ્ત્ર મર્યાદા પ્રમાણે દંડ કરે તો રાજાને આ લોકમા ને પરલોકમા પરમાનંદ પ્રાપ્ત થાય છે ૧૭ જે રાજાના રાજ્યમા ભગવાન યજ્ઞ પુરુષનું, પોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે પૂજન થાય છે, અને જે રાજા પોતાના રાજધર્મની મર્યાદામા રહે છે તે રાજા ઉપર ભગવાન સર્વ ધર્મ પાળક વિશ્વાત્મા અત્યંત પ્રસન્ન થાય છે ૧૮–૧૯ અને જગતના અધિપતિયોના પણ અધિપતિ ભગવાન પ્રસન્ન થાય તો પછી તેને કયી વસ્તુ મળવી દુર્લભ છે? લોકપાળ સહિત સર્વ લોક તેના ભયથી તેનો આદરસત્કાર કરી તેને ભેટ અર્પણ કરે છે, ૨૦ માટે હે રાજન્! સર્વ લોક, દેવતાઓ અને યજ્ઞ જેમા સદા નિવાસ કરે છે એવા વેદત્રયીમય, દ્રવ્યમય અને તપોમય ઈશ્વરનું તમારી કુશળતા માટે નાના પ્રકારના વિધાનોથી અને વિચિત્ર યજ્ઞોથી પ્રજા સમૃદ્ધિને માટે યજન કરે છે, માટે આપ તેમના યજ્ઞને સહાયતા કરવા યોગ્ય છો ૨૧ હે વીર! આપના દેશમા બ્રાહ્મણ લોકોના યજ્ઞથી શ્રી નારાયણની કળા રૂપ દેવતાઓ સંતુષ્ટ થઈ સર્વને મનોવાછિત ફળ આપે છે, માટે દેવતાઓનુ અપમાન કરવુ યોગ્ય નથી ૨૨

વેને કહ્યુ—અરેરે!! અધર્મને ધર્મ માનનારા તમે મૂર્ખ લોકો છો, કારણ કે આ જીવિકાને આપનારો જે હુ રાજા તેનો ત્યાગ કરી તમે જારપતિની ઉપાસના કરો છો ૨૩ જે મૂર્ખ લોકો રાજા રૂપ ઈશ્વરનો અનાદર કરે છે તે આલોકમા અને પરલોકમા કોઈ સ્થળે સુખ પામતા નથી ૨૪ યજ્ઞપુરુષ ભગવાન કોણ છે? કે જેમા તમારી ભક્તિ છે અરે મૂર્ખો! જેમ વ્યભિચારિણી સ્ત્રીઓ પોતાના પતિનો ત્યાગ કરી જાર પુરુષથી પ્રીતિ કરે તેમ તમે પણ જુઠી ભક્તિ કરો છો ૨૫ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઈન્દ્ર, ઉપેન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, મેઘ, કુબેર, ચંદ્રમા, પૃથ્વી, અગ્નિ કે વરુણ અને બીજા પણ દેવતાઓ કે જે વર અને શાપ આપવામા શૂરા છે તે સર્વ રાજાના શરીરમા વાસ કરે છે તેથી રાજા સર્વ દેવમય છે ૨૬–૨૭ માટે હે બ્રાહ્મણો! તમે ઈર્ષ્યાનો ત્યાગ કરી, યજ્ઞાદિ કર્મથી કેવળ મારુ જ પૂજન કરો. યજ્ઞ રૂપ હુ છું મને બલિદાન આપો. મારાથી અધિક બીજો કોઈ યજ્ઞપુરુષ પૂજન કરવા યોગ્ય નથી ૨૮

મૈત્રેય કહે છે—એ પ્રમાણે તે કુમાર્ગી, કુબુદ્ધિ, પાપી, પાખંડ મતવાળા અને સર્વ મંગળથકી ભ્રષ્ટ એવા વેનને બહુજ સમજાવ્યો પણ તે દુષ્ટ નરેશે મુનિઓનો ઉપદેશ સાભળ્યો નહિ ૨૯ જ્યારે વેને ઘેર આવેલા બ્રાહ્મણોનો અત્યંત અનાદર કર્યો ત્યારે હે વિદુર! તે બ્રાહ્મણો પોતાનો ઉપદેશ વ્યર્થ ગયો જાણી બહુ ગુસ્સે થયા ૩૦ અને તેમણે નિશ્ચય કર્યો કે આ પાપીનો સ્વભાવ મહા દારુણ છે માટે તેને મારવો એજ ઉત્તમ છે, કારણ કે જો આ ચાડાલ જીવતો રહેશે તો અવશ્ય સંસારને ધૂળ કરી નાખશે ૩૧ આ દુષ્ટ કર્મ કરનાર વેન, રાજાઓના ઉત્તમ આસન ઉપર બેસવાને યોગ્ય નથી, કારણ કે તે નિર્લજ્જ થઈ યજ્ઞપુરુષ ભગવાનની નિંદા કરી ધર્મનો વિધ્વંશ કરવા ઈચ્છે છે ૩૨ જે ભગવાને પોતાની કૃપાવડે આને આ પ્રકારનો વૈભવ અને મોટાઈ આપી છે તે ભગવાનની વેન વગર બીજો કોણ નિંદા કરે? ૩૩ આ પ્રમાણે ક્રોધયુક્ત થઈ મારી નાખવાનો નિશ્ચય કરી ઋષિઓએ અચ્યુત ભગવાનની નિન્દા કરવાથી હતભાગ્ય વેનને હુંકાર શબ્દનો મારણ પ્રયોગ કરી મારી નાખ્યો ૩૪ આ પ્રમાણે વેનને મારીને સર્વ ઋષિઓ પોતપોતાને આશ્રમે ગયા વેનના મરણથી શોકવતી સુનીથાએ મંત્ર અને ઔષધિઓના પ્રયોગથી પુત્રના કલેવરની રક્ષા કરાવી તેને રાખી મૂકયુ, કારણ કે તે ઋષિયોની વિદ્યા અને યોગને સારી રીતે જાણતી હતી ૩૫

એક સમયે તે મુનિઓ સરસ્વતીના જળમા સ્નાન કરી, અગ્નિમા આહુતિ આપી, નિશ્ચિંત થઈ નદીના તટ ઉપર બેઠા બેઠા વાર્તાલાપ કરતા હતા ૩૬ એટલામા જગતને ત્રાસ આપે એવા મોટા મોટા ઉત્પાતો થવા લાગ્યા તે જોઈ ઋષિઓ બોલ્યા કે આ સમયે કોઈ પૃથ્વી ઉપર પ્રજાપાળક રાજા નથી, એથી કદાચિત આ અનાથ પૃથ્વી ઉપર ચોરો ઉપદ્રવ કરતા હશે. ૩૭ મુનિ લોકો આ પ્રમાણે વિચાર કરતા હતા એટલામા ચોરોના ટોળાને ટોળા ત્યા આવી પહોચ્યા અને દોડાદોડ થવા લાગી અને તેમના ઘોડા દોડવાથી ચારે તરફ ધૂળ ઉડતી જોવામા

આવી ૩૮ રાજાના મરણથી લોકોનુ દ્રવ્ય ચોરો લુટવા લાગ્યા, પ્રજામા પણ પરસ્પર મારામારી, ચોરી અને ખુન થવા માડયા ૩૯ તે જોઈ મુનિ લોકોએ વિચાર કર્યો કે જો કદાચ આવોજ ઉપદ્રવ ચાલુ રહેશે તો આપણુને દોષ લાગશે, કારણ કે જે બ્રાહ્મણ સમદષ્ટિ અને શાન્ત હોવા છતા પણ દુખી લોકોનુ રક્ષણ નથી કરતો તેનું સર્વ બ્રહ્મતપ ફુટેલા વાસણમાથી જેમ જળ ઝરી જાય તેમ નાશ પામે છે ૪૦-૪૧ આપણે આ ઉપદ્રવને શાન્ત કરી શકીએ છીએ, તોપણ રાજર્ષિ અગનો વશ નિર્વંશ ન થવો જોઇએ, કારણ કે એ વશમા મોટા મોટા પરાક્રમી અને ભગવદ્‌ભક્ત રાજાઓ થતા આવ્યા છે અને હવે પણ થશે ૪૨ આ પ્રમાણે નિશ્ચય કરી સર્વ ઋષિઓ સાથે મળી નગરમા ગયા અને મંત્રોથી ભરેલા મહીપતિ વેનની સાથળનું મથન કરવા લાગ્યા તેમાથી એક નાનો કદરૂપો પુરુષ ઉત્પન્ન થયો ૪૩ એ પુરુષ કાગડા જેવા કૃષ્ણ વર્ણનો હતો તેના હાથ, પગ અને અગ બહુજ નાના હતા લાબી દાઢી અને ચપટુ નાક હતુ, લાલ નેત્ર અને ભૂરા કેશ હતા ૪૪ તે પુરુષ દીનજનની પેઠે હાથ જોડી મુનિયોને કહેવા લાગ્યો કે-"મને શી આજ્ઞા છે?" આ પ્રમાણે જ્યારે તે બોલ્યો ત્યારે હે વિદુર! "**निषीद**" અર્થાત્ બેસી જા એવુ તેમણે કહ્યુ અને તે ઉપરથી એ પુરુષનું નામ નિષાદ પડયુ ૪૫ એના વશના નિષાદ એટલે ભિલ્લ લોક થયા કે જે વન અને પર્વતોમા રહે છે અધર્મી વેનના શરીરમા જે પાપ ભરેલુ હતુ તે નિષાદ રૂપે બહાર નીકળ્યુ અને વેનના શરીરમા કોઈ પ્રકારનુ કલક રહ્યુ નહિ નિષાદના વશજોને નગરમા વાસ કરવાનો અધિકાર નથી તેથી તેઓ પર્વતોની કદરાઓમા રહે છે- ૪૬

**तस्य वंशास्तु नैषादा गिरिकाननगोचराः ।**
**येनाहरज्जायमानो वेनकल्मषमुल्बणम् ॥ ४६ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे**
**चतुर्दशोऽध्यायः**

---

# અધ્યાય ૧૫ મો. *

## પૃથુનો જન્મ અને તેને રાજ્યાભિષેક.

**मैत्रेय उवाच**

**अथ तस्य पुनर्विप्रैरपुत्रस्य महीपतेः ।**
**बाहुभ्यां मथ्यमानाभ्यां मिथुनं समपद्यत ॥**

મૈત્રેય કહે છે-તે પછી મુનિ લોકોએ વેનના જમણા હાથનું મથન કર્યું તેમાથી એક કન્યા અને એક પુરુષ ઉત્પન્ન થયો ૧ એ જોડકુ પ્રગટ થયેલુ જોઇ બ્રહ્મવાદી ઋષિઓ તેને ભગવાનનો અશ જાણી બહુજ પ્રસન્ન થયા ૨

ઋષિયો બોલ્યા-આ પુરુષ, લોકની રક્ષા માટે વિષ્ણુ ભગવાનના અશથી પ્રગટ થયેલો છે અને આ કન્યા ભગવાનની સાથે સદા રહેનારા લક્ષ્મીના અશથી પ્રગટ થઇ છે ૩ આ જે પુરુષ છે તે સર્વ રાજાઓમા આદિરાજા મહા તેજસ્વી પૃથુ એવા નામથી પ્રસિદ્ધ થશે અને જગતમા પોતાના યશનો વિસ્તાર કરશે ૪ અને સારા દાતવાળી સુદરી દેવી ગુણ ભૂષણોથી ભૂષિત આ કન્યા અર્ચિ નામની રાણી કાન્તિની કાન્તિને વધારનારી પોતાના પતિ પૃથુની નિત્ય સેવા કરશે ૫ પૃથુ જગતના રક્ષણ માટે સાક્ષાત્ વિષ્ણુ ભગવાનનો અશ પ્રગટ થયેલો છે, અને શ્રીનારાયણના હૃદયમા સદા વાસ કરનાર ભગવત પરાયણ શ્રી લક્ષ્મીજીએ આ કન્યા રૂપે અવતાર ધારણ કર્યો છે ૬

મૈત્રેય કહે છે-આ પ્રમાણે બ્રાહ્મણોએ તે જોડકાની પ્રશસા કરી ગધર્વ યશ ગાવા લાગ્યા, સિદ્ધ ને દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, અને દેવાગનાઓ આનદથી નાચ કરવા લાગી ૭ સ્વર્ગમા શખ, તૂરી, મૃદગ અને દુદુભિ આદિ અનેક પ્રકારના વાદિત્ર વાગવા લાગ્યાં દેવતા, ઋષિ અને પિતૃઓ પ્રસન્ન થયા ૮ સર્વ લોકપાળ અને શિવને સાથે લઇ જગત કર્તા એવા બ્રહ્મા, દેવતા તથા ઇદ્રને લઇ ત્યા પધાર્યા પછી પૃથુના જમણા હાથમા ગદાધારી ચક્રનુ

* આ અધ્યાયમા વેનની ભુજાના મથવાથી પૃથુની ઉત્પત્તિ, અને તેનો અભિષેક તથા પૂજા આદિ થઇ, તે કથા કહેવાશે

ચિહ્ન અને પગમા કમળના ચિહ્ન જોઇ બ્રહ્માએ સર્વને કહ્યુ કે આ સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના અંશથી ઉત્પન્ન થયેલો રાજા છે, કારણ કે જેના હાથમા બીજી રેખાઓથી મળેલુ સુદર્શન ચક્ર હોય તેને પરમેશ્વરનો અંશ જાણવો ૯-૧૦ બ્રહ્મવાદી બ્રાહ્મણોએ પછી તેના અભિષેકનો આરંભ કર્યો અને સર્વ લોકો સ્થળે સ્થળથી તેના અભિષેક માટે વસ્તુઓ લાવ્યા ૧૧ નદિઓ, પર્વત, સમુદ્ર, વૃક્ષ, હાથી, ગાય, પક્ષી, મૃગ, સ્વર્ગ, પૃથ્વી અને સર્વ પ્રાણી ત્યા ભેટ લાવ્યા ૧૨ પૃથુ સ્નાન કરીને સુંદર વસ્ત્રાભૂષણ પહેરી અલંકાર ધારણ કરેલી પોતાની પત્ની અર્ચિની સાથે જાણે બીજો અગ્નિ હોય તેમ પ્રકાશવા લાગ્યો ૧૩ હે વિદુર! પૃથુ માટે કુબેરે ઉત્તમ સુવર્ણનું સિંહાસન અર્પણ કર્યુ અને વરુણે જેમાથી સદા શીતળ જળ ટપકતું રહે એવુ એક છત્ર અર્પણ કર્યું ૧૪ અત્યંત વિશાળ બે ચામર વાયુએ અર્પણ કર્યા, ધર્મે કીર્ત્તિમય માળા અર્પણ કરી, ઇંદ્રે કિરીટ અર્પણ કર્યો, અને યમરાજે દુષ્ટોનો નાશ કરનાર સંયમન નામનો પોતાનો દંડ અર્પણ કર્યો ૧૫ બ્રહ્માએ બ્રહ્મમય કવચ આપ્યુ, સરસ્વતીએ એક હાર અર્પણ કર્યો, શ્રીહરિ ચક્રધરે સુદર્શન ચક્ર અર્પણ કર્યું અને લક્ષ્મીએ અખૂટ લક્ષ્મી આપી ૧૬ શંકરે ચંદ્ર નામે ખડ્ગ આપ્યુ અને પાર્વતીએ શતચંદ્ર નામની ઢાલ આપી, ચંદ્રમાએ અમૃતમય ઘોડાઓ અને ત્વષ્ટા (વિશ્વકર્મા) એ એક સુંદર રથ આપ્યો ૧૭ અગ્નિએ બકરા અને બળદના શિંગડામાથી બનાવેલુ ધનુષ અને પૃથ્વીએ જેને પહેરી જ્યા ઇચ્છા થાય ત્યા જઈ શકાય એવી યોગમય પાદુકાઓ આપી અને આકાશે પ્રતિ દિવસ તાજા પુષ્પોના હાર આપવા માડયા ૧૮ આકાશમા ફરનાર ખેચરે નાટ્ય, સુંદર ગાયન, વાજા અને ગુપ્ત વિદ્યા આપી, ઋષિઓએ આશીર્વાદ આપ્યો અને સમુદ્રે શંખ આપ્યો ૧૯ સમુદ્ર, પર્વત અને નદિઓએ એ મહાત્માને રથનો માર્ગ કરી આપ્યો અને માગધ તથા બંદીજન સ્તુતિ કરવા લાગ્યા ૨૦ સ્તુતિ કરનારને પોતાની પાસે ઉભેલા જોઇને મહા પ્રતાપી વેનના પુત્ર પૃથુએ હસતા હસતા મેઘ જેવી ગંભીર વાણીથી તેમને આવા વચન કહ્યા. ૨૧

પૃથુએ કહ્યું—હે સૂત! હજી મારા ગુણ જગતમાં પ્રસિદ્ધ નથી માટે તમે મારી સ્તુતિ શા માટે કરો છો? લોકને જેના ગુણ વિદિત હોય તેની સ્તુતિ કરવી જોઇએ ૨૨ હે શ્રેષ્ઠ વંકતાઓ! જ્યારે કાળાંતરે મારા ગુણ પ્રસિદ્ધ થાય ત્યારે તમે મારી પરોક્ષે પ્રશંસા કરજો અમે તમારી સ્તુતિ સભ્યોની પ્રેરણાથી કરીએ છીએ એમ તમે કહી શકતા નથી, કારણ કે ઉત્તમ શ્લોક પરમેશ્વરના ગુણાનુવાદ પાસે બીજા મનુષ્યના ગુણ સભાસદો ગાતા નથી ૨૩ ગુણોની સંભાવનાથી અમે તમારી સ્તુતિ કરીએ છીએ એવુ પણ તમારાથી કહેવાશે નહિ, કારણ કે જે મહા પુરુષોના ગુણ સંપાદન કરી શકાય તે પણ મારામા નથી એવા ગુણોની સંભાવના માત્રથી કોણ સ્તુતિ કરાવે? સ્તુતિ કરનાર લોકો સ્તુતિ કરતા હોય તે સમયે સાભળનારા અને સ્તુતિ કરનારા પોતે પણ મનમા મશ્કરી કરે કે, આ માણસમાં એવા કયા ગુણ છે? જે સામર્થ્યવાન, લજ્જાવાન અને કીર્ત્તિમાન પુરુષ છે તે પોતાની સ્તુતિ સાભળવાથી શરમાય છે ૨૪ પોતાની સ્તુતિથી લજ્જા પામતા મહાત્મા પુરુષો નિંદ્ય કર્મની પેઠે પોતાના વખાણને ધિક્કારે છે ૨૫ હે માગધો! હજી હું શ્રેષ્ઠ કર્મ કરી લોકમા વિખ્યાત થયો નથી તે પહેલા બાળકની પેઠે મારી કીર્તિને ગાઓ તે યોગ્ય નથી ૨૬

वयं त्वविदिता लोके सूताद्यापि वरीमभिः ॥
कर्मभिः कथमात्मानं गापयिष्याम बालवत् २६

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे पंचदशोऽध्यायः

## અધ્યાય ૧૬ મો. ક

### પૃથુરાજાની પ્રશંસા.

मैत्रेय उवाच

इति ब्रुवाणं नृपतिं गायका मुनिनोदिताः ।
तुष्टुवुस्तुष्टमनसस्तद्वागमृतसेवया ॥ १ ॥

ક આ અધ્યાયમા સર્વ લોકપાળોએ જેનો સત્કાર કર્યો હતો એવા પૃથુની રાણી સહિત મુનિ લોકોના કહેવાથી માગધાએ સ્તુતિ કરી એ કથા કહેવાશે

મૈત્રેય કહે છે-હે વિદુર ! પૃથુ રાજાએ પોતાની સ્તુતિનો નિષેધ કર્યો, પરંતુ મુનિયોની પ્રેરણાથી સ્તુતિપાઠકો રાજાની વાણી રૂપ અમૃતના સેવનથી પ્રસન્ન ચિત્ત થઈ સ્તુતિ કરવા લાગ્યા ૧ સૂત, માગધ, અને બંદીજન કહેવા લાગ્યા કે આપ સાક્ષાત્ પરમેશ્વર છો આપ આપની માયાથી અવતર્યા છો, વેનના અંગથી પ્રગટ થયેલા આપના ગુણ ચરિતનું વર્ણન કરવાને બ્રહ્માદિકોની બુદ્ધિ ગુંચવાઈ જાય તો પછી આપના મહિમાનું વર્ણન કરવાને અમારું તો ગજુ શું ? ભગવાનના કળા અવતાર હે પૃથુમૂર્તિ ! આપની કથા રૂપી અમૃતરસા સંદર થઈ મુનિ લોકોની પ્રેરણાથી તેઓએ યોગબળથી અમારા હૃદયમા પ્રકાશ કર્યો તે પ્રમાણે તમારા ગુણનું અમે વર્ણન કરીશું ૩ રાજા ધર્મ પાલકોમા શ્રેષ્ઠ, લોકોને ધર્મમા રાખનારી મર્યાદાની રક્ષા માટે છે ને તે તોડનારને દંડ દે છે ૪ આ રાજા એકલોજ પોતાના શરીરમા સમયે સમયે આ લોક તથા પરલોકનું જે પ્રમાણે કલ્યાણ થાય તે પ્રમાણે સર્વ લોકપાળોના દેહોનું પાલન, પોષણ અને અનુરંજન કરશે ૫ વળી સર્વ પ્રાણીઓમા સમાન રીતે વર્તતો આ રાજા, સૂર્ય જેમ આઠ મહિના જળનું શોષણ કરી લઈ ચોમાસાના ચાર મહિનામા તે પાછું આપે છે તેમ કર લેવાના સમયમા લોકો પાસેથી ધન લઈ દુષ્કાળ વગેરેમા તેમને તે પાછું આપશે ૬ જેમ પૃથ્વી સર્વ સંસારનો ભાર વહન કરે છે અને સર્વના અપરાધ ક્ષમા કરે છે તેમ તમો કરજો ૭ જો કદાપિ ઇંદ્ર વર્ષા નહિ કરે તો આ નરદેવ દેહધારી ઇંદ્રના જેવી વર્ષા કરી દુઃખી જનોનું રક્ષણ કરશે ૮ જેમ ચંદ્રમા પ્રજાને તૃપ્ત કરે છે તેમ આ પૃથુ રાજા પણ પોતાના અનુરાગ સહિત દૃષ્ટિવડે તથા સંદહાસ્યે કરી સુંદર મુખચંદ્રથી જગતને આનંદ આપશે ૯ જેમ વરુણદેવના સર્વ કાર્ય ગુપ્ત રહે છે તેમ આ પૃથુ સર્વ પ્રકારે સંયત મૂર્તિ થશે અને પરિણામ પહેલા તેના કંઈ પણ કાર્યની ખબર પડશે નહિ તેના ગંભીર અભિપ્રાયને કોઈ જાણી શકશે નહિ, તેનું દ્રવ્ય ગુપ્ત રહેશે અને પૃથુરાજા જ ખરેખર અપાર મહિમાવાળો ગુણોના સાગર રૂપ થશે. ૧૦

વેનરૂપી અરણિનું મંથન કરવાથી પ્રગટ થયેલા પૃથુરાજાનો, કોઈ પણ શત્રુ તિરસ્કાર કરશે નહિ અને સમીપમા રહ્યા છતા પણ જાણે દૂર બેઠેલો હોય તેમ કોઈ શત્રુ મનથી પણ તેને જીતી શકશે નહિ ૧૧ વળી પ્રાણી માત્રના બહારના અને અંદરના સર્વ કર્મોને દૂતો દ્વારા તપાસ કરતો આ પૃથુ રાજા જેમ સર્વ જીવોનો અધ્યક્ષ અને આત્મભૂત વાયુ હોય તેમ ઉદાસીન અને સમાન રહેશે ૧૨ આ રાજા ધર્મના માર્ગમા એવો સત્યવાદી થશે કે અદંડ્યને કદાપિ દંડ દેશે નહિ અને પોતાનો પુત્ર પણ જો શિક્ષા કરવા યોગ્ય હશે તો તેને પણ શિક્ષા કરશે ૧૩ પૃથુનું અખંડ શાસન માનસાચળ પર્વતથી પૂર્વે જ્યા જ્યા સુધી ભગવાન ભાસ્કર પોતાના કિરણોથી તપે છે ત્યા સુધી ચાલશે. ૧૪ વળી પોતાના ચરિતોથી લોકોને તે રીઝવશે અને મનને આનંદકારી તથા મનોહર વાક્યોથી પ્રજાને આનંદ આપશે આવી રીતે પ્રજા પ્રસન્ન થવાથી "રાજા" એવું તમારું નામ પડશે ૧૫ વળી આ રાજા દૃઢ નિયમવાળો, સત્ય પ્રતિજ્ઞાવાળો, બ્રાહ્મણોનો ભક્ત, વૃદ્ધ પુરુષોનો સેવક, શરણાગતવત્સલ, સર્વને માન આપનાર અને દીનદયાળ થશે ૧૬ પર સ્ત્રીઓને માતા સમાન ગણનાર અને પોતાની સ્ત્રીને પોતાનું અડધું અંગ સમજનાર, પ્રજા ઉપર પિતાના જેવો પ્રેમ રાખનાર અને બ્રહ્મવાદી બ્રાહ્મણોનો દાસ થશે ૧૭ દેહધારીઓને પોતાના આત્મા જેવો પ્રિય, સુહૃદોના આનંદની વૃદ્ધિ કરનાર, વૈરાગ્યવાન, સત્પુરુષોનો સમાગમ કરનાર અને દુષ્ટોને દંડ દેનાર થશે ૧૮ આ રાજામા સાક્ષાત્ ત્રિભુવન નાયક નિર્વિકાર ભગવાન પોતે વસેલા છે અને પોતાની કળાથીજ તેમણે અવતાર ધારણ કરેલો છે ૧૯ આ મહારાજાધિરાજ પૃથુ ઉદયાચળ પર્વતથી લઈ સર્વ ભૂમંડળની સૂર્યનારાયણ પ્રદક્ષિણા કરે તેમ એકલોજ જયપ્રદ રથમા બેસી હાથમા ધનુષ રાખી ભૂમંડળની રક્ષા કરવા માટે ધરાની પ્રદક્ષિણા કરશે ૨૦ આ પૃથુ રાજા જ્યા જ્યા જશે ત્યા ત્યા લોકપાળો અને રાજાઓ સર્વ તેને ભેટ આપશે રાજાઓની સ્ત્રીઓ આ આદિરાજને વિષ્ણુ ભગવાનની

કળા માની તેના યશ ગાશે ૨૧ વળી પ્રજાની આજીવિકા ઉપજાવી આપનાર આ રાજા ગાય રૂપ ધરાનુ દોહન કરશે અને લીલા માત્રથી પોતાના ધનુષની અણીવડે પર્વતોને તોડીને સર્વ પૃથ્વીને ઇન્દ્ર જેમ સમાન કરે તેમ સમાન કરશે ૨૨ વળી જેમ સિંહ પુછડુ ઉંચુ કરીને વનમા ફરે અને મૃગ આદિ પ્રાણીઓ નાસી જાય તેમ આ રાજા જ્યારે પોતાના આજગવ ધનુષ્યનો ટંકાર કરી નિર્દ્વંદ્વ થઈ સંગ્રામમા ફરશે ત્યારે સર્વ દિશાઓમાથી દુષ્ટ લોકો નાસી જશે ૨૩ વળી જ્યા સરસ્વતી નદી પ્રકટ થાય છે ત્યા આ રાજા સો અશ્વમેધ યજ્ઞ કરશે અને છેલ્લો યજ્ઞ ચાલતો હશે તે સમયે ઇન્દ્ર તેના ઘોડાને હરી જશે ૨૪ વળી તે આ રાજા પોતાના રાજમહાલયની પાસેના ઉપવનમા ભગવાન સનત્કુમારને એકલોજ મળી શ્રદ્ધાપૂર્વક ભક્તિથી તેમનું આરાધન કરી સાક્ષાત્ વાસુદેવ ભગવાનના બ્રહ્મૈક જ્ઞાનને મેળવશે ૨૫ આ મહા પરાક્રમી પૃથુ રાજાના યશ પ્રજા સ્થળે સ્થળ મધુર વાણીથી ગાશે, ત્યારે પોતાના પરાક્રમની વાત પોતાને કાને જ તે સાભળશે ૨૬ વળી પૃથુરાજાની આજ્ઞાનો કોઈ પણ ભગ કરશે નહિ સર્વ દિશાઓને જીતી અર્થાત્ દિગ્વિજય કરી પોતાના તેજથી સર્વ લોકોના દુ ખને તે દૂર કરશે અને દેવ તથા દાનવોના રાજાઓ જેનો મહા પ્રતાપ ગાય છે એવો આ મહાનુભાવ પૃથ્વીનો પતિ થશે ૨૭

> दिशो विजित्याप्रतिरुद्धचक्रः
> स्वतेजसोत्पाटित लोक शल्यः ॥
> सुरासुरेन्द्रैरुपगीयमानो
> महानुभावो भविता पतिर्भुवः ॥ २७ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे षोडशोऽध्यायः.



# અધ્યાય ૧૭ મો. $

## અણખેડ-કુવારી પૃથ્વી.

### मैत्रेय उवाच

> एवं स भगवान् वैन्यः ख्यापितो गुणकर्मभिः
> छन्दयामास ताः कामैः प्रतिपूज्याभिनन्द्य च । १ ।

મૈત્રેય કહે છે—એ પ્રકારે ગુણ અને કર્મથી પ્રખ્યાત પૃથુરાજાએ સ્તુતિ કરનારાઓને સત્કાર દઇ અને મનકામના પૂર્ણ કરીને પ્રસન્ન કર્યા ૧ બ્રાહ્મણાદિ ચારે વર્ણ, નોકર, મંત્રી, પુરોહિત, નગરના નર અને નારી, દેશના લોકો, કારીગરો તથા પ્રજા ઇત્યાદિ સર્વનો તેણે યથાઘટિત સત્કાર કર્યો ૨

વિદુર પૂછે છે—અનેક રૂપ ધરનાર પૃથ્વીએ ગાયનું રૂપ કેમ ધારણ કર્યું ? અને જ્યારે પૃથુએ તેનુ દોહન કર્યું ત્યારે તેનો વત્સ કોણ બન્યુ ? દોહવાનુ પાત્ર શુ હતુ ? અને સ્વાભાવિક ઉંચી અને નીચી પૃથ્વીને પૃથુએ સરખી કેમ કરી ? તેના પવિત્ર યજ્ઞના ઘોડાને ઇન્દ્ર શા માટે હરી ગયો ? ૩—૪ હે બ્રહ્મન્ ! વેદવદિયોમા શ્રેષ્ઠ ભગવાન સનત્કુમાર પાસેથી પરમ જ્ઞાનને પામી પૂર્ણ થઈ તે રાજર્ષિ કયી ગતિને પામ્યા ? ૫ વળી શ્રીકૃષ્ણ ભગવનના બીજા પણ જે જે પુણ્યદાયક અને પવિત્ર યશ પૃથુની કથાને આશ્રિત હોય તે મને સભળાવો. વેનના અંગથી ઉત્પન્ન થઈ ભગવાન પૃથુએ પૃથ્વીનુ શા માટે દોહન કર્યું ? તે આપ મને કહો ૬—૭

સૂત કહે છે—જ્યારે વિદુરે વાસુદેવ ભગવાનની કથા કહેવાને આ પ્રમાણે પ્રેરણા કરી ત્યારે તેમની પ્રશસા કરી પ્રસન્ન મનથી મૈત્રેય તે નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૮

મૈત્રેય કહે છે—હે વિદુર ! જ્યારે બ્રાહ્મણોએ પૃથુને રાજ્યાભિષેક કર્યો અને મોટો પ્રજાપાળક બનાવ્યો ત્યારે સર્વ ધરાતળ અન્ન રહિત થઈ ગયેલું હતુ તેથી સર્વ પ્રજા ક્ષુધાર્ત થઈ પીડાતી હતી પોતાના રાજા પાસે જઇને તે કહેવા લાગી કે, ૯ હે

$ આ અધ્યાયમા લોકોની ક્ષુધા શાંત કરવા પૃથુએ બીજ ગળી ગયેલી એવી પૃથ્વીનો વધ કરવાનો ઉદ્યોગ કર્યો જેથી કરીને પૃથ્વીએ સ્તુતિ કરી એ કથા કહેવાશે.

રાજન્! અમને ક્ષુધા બહુ પીડે છે જેમ ઝાડના મધ્યમા રહેલો અગ્નિ વૃક્ષને બાળે છે તેમ જઠરાગ્નિથી અમે સર્વે પીડાઇએ છીએ હે શરણાગત વત્સલ! અમે તમારે શરણે આવ્યા છીએ, કારણ કે, બ્રાહ્મણે એ આપને અમારા રાજા બનાવ્યા છે ૧૦ હે પૃથ્વીનાથ! ક્ષુધાથી અમારા પ્રાણ જતા રહેશે માટે અમારા સરક્ષણ સારુ આપ જલદી ઉપાય કરો, કારણ કે મુવા પછી અન્ન શા કામનું? પરમાત્માએ આપને આજીવિકાના પતિ અને લોકોના પાળક બનાવ્યા છે ૧૧

મૈત્રેય કહે છે-હે વિદુર! પ્રજાની આવી કરુણાજનક વિનતિ સાભળી, પૃથુએ ઘણા સમય સુધી વિચાર કર્યો ત્યારે જણાયુ કે, 'પૃથ્વી અન્નના બીજને ગળી ગઈ છે' ૧૨ આ પ્રમાણે બુદ્ધિથી નિશ્ચય કરી ધનુષ હાથમા લઈ જેમ ત્રિપુરાસુરને મારવા શિવે ધનુષ ચઢાવ્યુ હતુ તેમ તેણે પૃથ્વીને મારવા કાળના સમાન ક્રોધ કરી એક બાણુ ધનુષ ઉપર ચઢાવ્યુ ૧૩ જ્યારે ક્રોધથી રાતાચોળ નેત્રવાળો અને ધનુષ ચડાવેલો તેને જોયો ત્યારે પૃથ્વી ભયથી થરથર ધ્રૂજવા લાગી અને વ્યાઘ્રની બીકથી જેમ હરિણી નાસે તેમ ગાયનુ રૂપ ધારણ કરી ભયભીત થઈને નાઠી ૧૪ પૃથ્વીને નાસતી જોઇ પૃથુરાજા ક્રોધયુક્ત થઈ રીસ ચઢાવી ધનુષ બાણ લઇ જ્યા જ્યા પૃથ્વી ગઇ ત્યા ત્યા તેની પાછળ ગયો. ૧૫ દિશા, વિદિશા, ભુર્લોક, સ્વર્ગલોક, તેની મધ્ય ને અતરિક્ષમા જ્યા જ્યા તે ગઇ તે તે સ્થાનોમા પૃથુને શસ્ત્ર લઈ પાછળ આવતો જોયો ૧૬ જેમ પ્રજા મૃત્યુ સામે થરથર કપે તેમ પૃથ્વી પણ કપી ગઈ જ્યારે ક્યાય શરણુ ન મળ્યુ ત્યારે સતપ્ત હૃદયથી ઉદ્વિગ્ન થઇ તે પાછી ફરી અને મસ્તક નમાવી પૃથુને કહેવા લાગી કે-હે ધર્મજ્ઞ! હે શરણાગત પ્રતિપાળક! આપ સર્વ પ્રાણીઓનુ સરક્ષણ કરવાને નિર્માણ થયા છો તો મારુ પણ રક્ષણ કરો ૧૭-૧૮ નિરપરાધિની અને દીન જે હુ તેને તમે શા માટે મારો છો? આપ ધર્મજ્ઞ છો પછી અબળા એવી જે હુ તેને શી રીતે મારશો? ૧૯ સ્ત્રીઓ અપરાધ કરે તોપણ સાધારણ લોકો તેને મારતા નથી અને આપ તો દીનવત્સલ છો તો પછી આપ શી રીતે પ્રહાર કરશો? ૨૦ જેમા સર્વ વિશ્વ રહેલુ છે એવી દૃઢ વહાણ રૂપી જે હુ તેને ભાગીને આ સસારને અને આપના શરીરને જળમા શી રીતે ધારણ કરી શકશો? ૨૧

પૃથુ બોલ્યો-હે પૃથ્વી! તે મારી આજ્ઞાનું ઉલ્લઘન કર્યું એથી હું તને માર્યા વગર રહીશ નહિ, કારણ કે યજ્ઞમા તુ તારો ભાગ લે છે છતા ધાન્યાદિક ઉપાર્જન કરતી નથી ૨૨ તેમ ગાય રૂપે પ્રતિદિવસ ઘાસ ચર્યા કરવા છતા પણ તુ દૂધ આપતી નથી આ પ્રમાણે તુ દુષ્ટ છે તેથી તને દડ આપવો અનુચિત નથી ૨૩ પુર્વે બ્રહ્માના રચેલા સર્વ ઓષધિઓના બીજ તે તારા શરીરમા રોકી રાખેલા છે, તેને મદબુદ્ધિવાળી જે તુ તે મારુ અપમાન કરીને આપતી નથી ૨૪ માટે મારા બાણોથી હુ તને મારીશ, અને ભૂખથી અતિ પીડા પામતી પ્રજાને તારુ માસ ખવરાવી શાન્ત કરીશ ૨૫ પુરુષ, સ્ત્રી, નપુસક અને પોતાની પ્રશસા પોતે કરનાર, પ્રજાને કલેશ કરાવનાર, દયાહીન, સાધુઓનો દ્રોહ કરનાર અને અધમને મારવો એ રાજાનો ધર્મ છે ૨૬ અરે! કુમતિથી ભરેલી તે કપટથી ગાયનું રૂપ ધારણ કરેલુ છે પણ હુ તારા કડકા કરી મારા અનુપમ યોગબળના પ્રતાપે પ્રજાને જળ ઉપર ધારણ કરીશ ૨૭ શુ તે હજી મારો પ્રતાપ જાણ્યો નથી? આ પ્રમાણે ક્રોધમય મહા કરાળ મૂર્તિ પૃથુને જોઇ પૃથ્વી નમ્ર થઈ પ્રણામ કરી હાથ જોડી થરથર કંપતી આમ કહેવા લાગી ૨૮

પૃથ્વીએ કહ્યુ-હે પુરુષશાર્દૂલ! નાના પ્રકારની માયાએ કરીને શરીર ધારણ કરનાર આત્મસ્વરૂપના અનુભવથી દૂર રહેનાર, દ્રવ્ય, ક્રિયા અને કારક સબધી અહકાર રાખનાર અને રાગ દ્વેષાદિ રહિત ધર્મજ્ઞને હુ વારવાર પ્રણામ કરુ છુ ૨૯ બ્રહ્માએ પોતે ઉત્પન્ન કરેલા જીવોને રહેવા માટે મને રચેલી છે અને પ્રાણી માત્રના આધાર રૂપ મને બનાવેલી છે મારી ઉપર જરાયુજ, સ્વેદજ, અડજ અને ઉદ્ભિજ એ ચારે પ્રકારના જીવો વાસ કરે છે તેજ સ્વતત્ર વિશ્વનાથ આજ હાથમા ધનુષ બાણ

લઇ મને મારવા તૈયાર થયેલા છે તો હુ હવે એવા પરમાત્માને છોડી બીજા કોને શરણે જાઉ ? ૩૦ જે પરમેશ્વરે જીવ વિષયક પોતાના તર્કમા ન આવે એવી માયાએ કરીને સૃષ્ટિના આદિમા આ ચરાચર જગત ઉત્પન્ન કરેલુ અને જે હમણા પોતાની તે જ માયાથી જગતની રક્ષા કરવા તૈયાર થયેલા છે તે ધર્મપરાયણ પરમાત્મા આપ મને કયા પ્રકારે મારવા ઇચ્છો છો ? ૩૧ આપની દુર્જય માયાથી વિક્ષિપ્ત ચિત્તવાળા લોકો આપની ઇશ્વરી ચેષ્ટાને જાણી શકતા નથી કે જે પોતે એક છતા પણ માયાથી અનેક રૂપે આપ સ્વતંત્ર ઇશ્વરે આ વિશ્વ બનાવ્યુ અને બ્રહ્માદિદ્વારા પણ ચરાચર જગતને ઉત્પન્ન કરાવ્યુ છે ૩૨ દ્રવ્ય ક્રિયા કારણને ચૈતન્ય આત્મા એ કરીને જે પરમેશ્વર મહાભૂત ઇન્દ્રિયો, દેવતા, બુદ્ધિ અને અહકાર રૂપે પોતાની શક્તિયોથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સહાર કરે છે તથા વૃદ્ધિ પામેલી શક્તિયોને રોકી રાખનાર મર્મના સ્વામી એવા જે પરમ પુરુષ છે તેમને હુ પ્રણામ કરુ છુ ૩૩ હે વિભો ! આપે આપની માયાવડે રચેલા મહાભૂત ઇદ્રિય અતઃકરણુ આત્મક આ વિશ્વને ઉત્તમ રીતે સ્થિત કરવા વરાહ રૂપ ધારણ કરી હિરણ્યાક્ષ દૈત્યને મારી રસાતળથી મારો ઉદ્ધાર કર્યો હતો ૩૪ તેજ આદિ વરાહાવતારધારી આપે જળ ઉપર નાવ રૂપે રહેલી જે હુ તેને વિષે રહેલી પ્રજાનુ રક્ષણ કરવાની ઇચ્છાથી આજ પૃથુ રૂપે પ્રકટ થયા છો આપ કેવળ દૂધને માટે જ ઉગ્ર બાણુ ચઢાવી મને મારવા ઇચ્છો એ મહા આશ્ચર્યની વાત કહેવાય ? ૩૫ હે મહારાજ ! આપની સસાર રૂપી માયાથી અમારા જેવા મનુષ્યોની ચિત્તવૃત્તિ ખરેખર મોહમા પડી જાય છે આપના ભક્તોથી પણ જ્યારે તે જાણી શકાતી નથી ત્યારે અમે કેવી રીતે જાણી શકીએ ? માટે પરમેશ્વરની પેઠે જીતેન્દ્રિય પુરુષે નાયશ ગાનાર આપના ભક્ત લોકોને પણ મારા પ્રણામ છે ૩૬

नूनं जनैरीहितमीश्वराणा
मस्मद्विधैस्तद्गुणसर्गमायया ।
न ज्ञायते मोहित चित्तवर्त्मभि
स्तेभ्योनमो वीरयशस्करेभ्य· ॥ ३६ ॥

इति श्रीमद्भागवत महापुराणे चतुर्थस्कंध सप्तदशोऽध्यायः

# અધ્યાય ૧૮ મો.§

## પૃથુએ કરેલું પૃથ્વીનું દોહન.

मैत्रेय उवाच

इत्थं पृथुमभिष्टूय रुषा प्रस्फुरिताधरम् ।
पुनराहावनिर्भीता संस्तभ्याऽऽत्मानमात्मना ।

મૈત્રેય કહે છે–ક્રોધથી જેનો નીચલો ઓઠ ફરકતો હતો એવા પૃથુ રાજાની સ્તુતિ કરીને ભયભીત પૃથ્વી બુદ્ધિથી મનને સ્થિર કરી પછી કહેવા લાગી કે, ૧ હે નૃપેન્દ્ર ! આપ ક્રોધને શાન્ત કરો અને મને અભયદાન આપી હુ જે વિનતિ કરુ તે શ્રવણ કરો બુદ્ધિમાન્ પુરુષ ભ્રમરની પેઠે સર્વ વસ્તુનો સાર ગ્રહણ કરે છે ૨ આ લોકમા અને પરલોકમા તત્ત્વવેત્તા મુનિએ એ મનુષ્યોના કલ્યાણની સિદ્ધિને માટે ખેતીવાડી અને અગ્નિહોત્રાદિ યોજ્યા છે અને તેનું તેઓએ અનુષ્ઠાન કરેલ છે ૩ એ મહાત્મા પુરુષે એ યોજેલા ઉપાયો પ્રમાણે જેઓ શ્રદ્ધા સહિત વર્તે છે તેઓ પોતાના કાર્યને વિના પરિશ્રમે સિદ્ધ કરે છે ૪ વિદ્વાનોએ બતાવેલ ઉપાયોનો અનાદર કરી બીજી રીતે જેઓ પોતાની બુદ્ધિથી ઉપાય કરે તેના ઉપાયથી કાર્ય સિદ્ધ થતુ નથી ૫ હે રાજન્ ! બ્રહ્માએ પ્રથમ જે અન્ન ઉત્પન્ન કર્યું હતુ તે વેન આદિ વ્રતહીન દુષ્ટ રાજાએના ઉપયોગમા આવતુ મે જેયુ. ૬ વળી લોકપાળ જેવા મહાત્માઓએ પણ મારુ પાલન કર્યું નહિ અને આદર પણ કર્યો નહિ તથા સર્વ દેશ ચોરમય થઈ ગયો તેથી યજ્ઞને માટે બીજ રાખવાના હેતુએ હુ ઔષધિઓને ગળી ગઈ ૭ અને તે લતાએ ઘણો કાળ થઈ જવાથી હવે મારા શરીરમા જીર્ણ થઇ ગઇ માટે જે ઉપાય પૂર્વજોએ બતાવેલો છે તે ઉપાય દ્વારા આપ મારામાથી તે લઈ લ્યો ૮ હે વીર ! પ્રથમ તો એક વાછડાની કલ્પના કરો, બીજુ તેવુ જ દોહવાનુ પાત્ર ઠરાવો

§ આ અધ્યાયમા પૃથ્વીના કહેવાથી વત્સ પાત્ર આદિ બનાવી, પૃથુ આદિ સર્વ લોકોએ પોતપોતાનુ દૂધ દોહ્યુ એ કથા કહેવાશે

અને એક દોહનાર પણ ઠરાવો કે જેથી આપની પ્રીતિપાત્ર હું, દુગ્ધમય સર્વ કામનાઓ પૂર્ણ કરુ હે મહાબાહુ ! જો આપ પ્રાણિયો માટે રાન વાછિત અન્નની ઈચ્છા કરતા હો તો તે પણ તમને આપુ ૯-૧૦ હે રાજન્ ! આપનુ કલ્યાણ થઓ હુ જે ઉચી નીચી છુ તેને આપ બરાબર કરો કે જેથી વર્ષાઋતુ વ્યતીત થય તોપણ ઇન્દ્રનુ વરસવેલુ જળ મારા ઉપર સરખુ રહે ૧૧ આ પ્રમાણે પૃથ્વીના હિતકારી વચન સાભળી પૃથુરાજાએ મનુને વાછડો બનાવી પોતાના હાથમા બીજ વગેરે સર્વ ઓષધિઓ દોહી લીધી ૧૨ પૃથુ રાજાની પેઠે બીજા પડિતોએ પણ સાર ગ્રહણ કરી લીધો ને પછી બીજા પણ જણાએ પણ પૃથુ રાજાએ વશ કરેલી ભૂમિમાથી નાના પ્રકારની વસ્તુઓ દોહી લીધી ૧૩ હે વિદુર ! ઋષિઓએ બૃહસ્પતિને વાછડો બનાવી, ઇન્દ્રિયો રૂપ પાત્રમા પવિત્ર વેદરૂપી દૂધને દોહ્યુ ૧૪ દેવતાઓએ ઇન્દ્રને વાછડો બનાવી સુવર્ણમય પાત્રમા અમૃત, ઓજ, મનશક્તિ અને દેહશક્તિ રૂપ દૂધને દોહ્યુ ૧૫ દૈત્ય અને દાનવોએ પ્રહ્લાદને વાછડો બનાવી લોઢાના વાસણમા મદિરા રૂપી દૂધને દોહ્યુ ૧૬ ગધર્વ અને અપ્સરાઓએ પદ્મમય પાત્રમા વિશ્વાવસુને વાછડો બનાવી વાક્-માધુરી (સૌન્દર્ય સહિત ગાયન વિદ્યા) રૂપી દૂધ દોહ્યુ ૧૭ શ્રાદ્ધના અધિષ્ઠાતા પિતરોએ અર્યમા નામના પિતૃને વાછડો બનાવી માટીના કાચા વાસ-ણમા કવ્ય રૂપી દૂધને દોહ્યુ ૧૮ સિદ્ધ જનોએ ભગવાન કપિલને વત્સ બનાવી અણિમાદિક સિદ્ધિ-યોનુ દોહન કર્યું અને વિદ્યાધર આદિએ આકાશ રૂપી વાસણમા ખેચરી વિદ્યા રૂપી દૂધને દોહ્યુ ૧૯ માયાવી કિપુરુષ આદિ અર્દ્ધ દેવોએ મયદાનવ દૈત્યને વત્સ બનાવી સકલ્પ માત્રથી ઉત્પન્ન થનારી અંતર્ધાન થઇ જવા રૂપી માયાને દોહી લીધી ૨૦ માસ ખાનાર યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચોએ રુદ્રને વત્સ બનાવી કપાળમા રુધિર રૂપી રસ દોહી લીધો. ૨૧ તેમજ અહિ, સર્પ, નાગ, અને વીંછી વગેરે ઝેરી જીવોએ તક્ષકનાગને વત્સ બનાવી દર રૂપી પાત્રમા વિષ રૂપી દૂધને દોહ્યુ ૨૨ પશુઓએ નદકેશ્વરને વત્સ બનાવી વનપાત્રમા લતા અને ઘાસ રૂપી દૂધને દોહ્યુ દાઢોવાળા માસાહારી જાનવરોએ સિહને વાછડો બનાવી પોતાના શરીરરૂપી પાત્રમા માસને દોહ્યુ અને પક્ષિઓએ ગરુડને વત્સ બનાવી કીડા અને ફળ આદિ દૂધને દોહ્યુ ૨૩-૨૪ વૃક્ષોએ વડને વાછડો બનાવી જુદા જુદા રસમય દૂધને દોહ્યુ, પર્વતોએ હિમાલયને વત્સ બનાવી પોતાના શિખર રૂપ પાત્રોમા અનેક ધાતુઓનુ દોહન કર્યું ૨૫

આ પ્રમાણે સર્વેએ પોતપોતાનામા જે અગ્રણી હતો તેને વાછડો બનાવી પોતપોતાના વાસણમા સર્વ કામના પૂર્ણ કરનારી પૃથુએ વશ કરેલી પૃથ્વી-થી જુદા જુદા પદાર્થો રૂપી વસ્તુઓ દોહી લીધી ૨૬ હે વિદુર ! આ પ્રમાણે અન્નનુ ભોજન કરનાર પૃથુ આદિ સર્વ પુરુષોએ પાત્ર અને વત્સ આદિને બદલીને પોતપોતાના મનોવાછિત અન્નને દોહી લીધા ૨૭ ત્યાર પછી પૃથુરાજા પૃથ્વી ઉપર બહુજ પ્રસન્ન થયા અને સર્વ કામના પૂરનારી પૃથ્વીને પોતાની પુત્રી કરી તેના ઉપર બહુ વાત્સલ્ય રાખવા લાગ્યા ૨૮ રાજાધિરાજ મહાસમર્થ પૃથુએ પોતાના ધનુષ્યની અણીથી પર્વતોના શિખરોને ચૂર્ણ કરી ભૂમડળને ચારે બાજુએ સરખુ કર્યું ૨૯ પછી પ્રજાને પિતા સમાન આજીવિકા આપનાર પૃથુએ પૃથ્વી ઉપર યથાયોગ્ય રહેવા માટે જુદા જુદા ગામ, પુર, નગર, અનેક પ્રકારના કિલ્લા, ગાયોના ગોષ્ટ, આયર લોકોને રહેવાના સ્થાન, ખેડુત લોકોના ગામ તથા ડુગરી ગામોની સ્થાપના આદિ અનેક નિવાસની સ્થાપનાઓ કરી ૩૦-૩૧ પૃથુ રાજાની પહેલા આ ધરા ઉપર ગામ અને પુર આદિની રચના ન હતી, પરતુ સઘળા લોકો નિર્ભય થઇ મરજી પ્રમાણે જ્યા આરામ જોતા ત્યા રહેતા હતા. ૩૨

**प्राक्पृथोरिह नैवैषा पुरग्रामादिकल्पना ।**
**यथासुखं वसन्तिस्म तत्र तत्राऽकुतोभयाः**

**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे**
**अष्टादशोऽध्यायः**



# અધ્યાય ૧૯ મો.*

## ઇન્દ્ર અને પૃથુનો વિગ્રહ.

**मैत्रेय उवाच**

**अथादीक्षित राजा तु हयमेध शतेन सः।**
**ब्रह्मावर्ते मनो क्षेत्रे यत्र प्राचीसरस्वती ॥**

મૈત્રેય કહે છે—પછી પૃથુ રાજાએ જ્યા સરસ્વતી વહે છે ત્યા મનુના બ્રહ્માવર્ત ક્ષેત્રમા સો અશ્વમેધ યજ્ઞ કરવાનો સકલ્પ કર્યો [૧] જો પૃથુ રાજાના સો યજ્ઞ પૂર્ણ થશે તો તે મારુ ઇદ્રાસન લઈ લેશે એ ઇર્ષાથી પૃથુ રાજાના યજ્ઞ સબધી મહોત્સવને ઇન્દ્ર સહન કરી શકચો નહિ [૨] પૃથુના યજ્ઞમા યજ્ઞપતિ સાક્ષાત્ ભગવાન વાસુદેવ, ઇશ્વર સર્વાત્મા, સર્વ લોકોના ગુરુ, શ્રી ભગવાન પ્રગટ થયા હતા [૩] જેની સાથે ચતુરાનન બ્રહ્મા, પચાનન મહાદેવ, લોકપાળ અને લોકપાળના અનુચર ઉપસ્થિત થયા હતા ગધર્વ મુનિ તથા અપ્સરાઓ તેમના ગુણાનુવાદ ગાઈ રહ્યા હતા [૪] વળી સિદ્ધ, વિદ્યાધર, દૈત્ય, દાનવ, યક્ષ, સુનદ—નદ આદિ ભગવાનના મુખ્ય પાર્ષદ, [૫] ભગવાન કપિલ દેવ, બ્રહ્માના પુત્ર દેવર્ષિ નારદ, દત્તાત્રેય, સનકાદિક યોગેશ્વર અને બીજા પણ જે ભગવદ્ભક્ત અને ભગવાનની સેવામા ઉત્સુક હતા તે સર્વ ભગવાનની પાછળ ત્યા આવ્યા [૬] હે વિદુર! ત્યા સર્વ કામનાઓ પૂર્ણ કરનારી પૃથ્વી ગાયનું રૂપ ધારણ કરી મહારાજા પૃથુના સર્વ મનોરથ પૂર્ણ કરતી હતી [૭] નદિયોમા જળ ને ગાયોમા દહીં, ક્ષેત્રોમા અન્ન અને ગોરસ આદિ સર્વ પદાર્થો થવા લાગ્યા નાના પ્રકારના ઝાડને વનસ્પતિ, મધને ઝરતા ફળ આદિ પદાર્થ પ્રકટ કરવા લાગ્યા [૮] સમુદ્રે રત્નોના સમૂહ આપ્યા, પર્વતોએ ચાર પ્રકારના અન્ન, ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય અને લેહ્ય, પ્રકટ કર્યા, લોકપાળો સહિત સર્વેએ રાજાને ભેટ અર્પણ કરી [૯] આ પ્રમાણે મહારાજા પૃથુના અત્યત ઉદયવાળા કર્મને જોઈ ઇન્દ્રના મનમા ઇર્ષા થઈ પૃથુના કર્મને તે સહન કરી શકચો નહિ, અને પોતાના મનમા બહુ જ દુખ માનવા લાગ્યો. સ્થળે સ્થળ પૃથુના યશ સાભળવામા આવવા લાગ્યા. સિદ્ધ, ચારણ, ગધર્વ વગેરે પૃથુના યજ્ઞમા ગયા. તેઓએ તેના યશનું ગાન કરી બહુ પ્રશસા કરી આજ પૃથુના વૈભવ પાસે ઇન્દ્રનો વૈભવ કુચ્છ નથી આજ આ પૃથુ ત્રણ લોકનો ધણી છે અને ઇન્દ્ર તેના સેવક જેવો છે લાજને લીધે અભિમાની એવો ઇન્દ્ર પૃથુના યજ્ઞમા આવ્યો નથી મુનિઓના મુખથી પણ સુરેન્દ્રે પોતાની નિન્દાના વચન સાભળ્યા સુરપતિ બહુ જ નાખુશ થઇ વજ્ર હાથમા લઇ સભાની વચમાં ગભીર વાણીથી બોલ્યો કે, ચૌદ ભુવનમા મારો ઉજ્વળ યશ પ્રકાશી રહ્યો છે આજ એવો કોણ બળવાન છે કે જે મારા બળની બરાબરી કરી શકે? એક ક્ષુદ્ર ક્ષત્રિય પૃથ્વી ઉપર છે તેને હુ સારી રીતે જાણુ છુ કે તે મહા દુષ્ટ વેનનો પુત્ર છે વેનને ઋષિઓએ શાપ દઈ ભસ્મ કર્યો હતો, તેના મૃત શરીરમાથી તેનો જન્મ છે થોડી પ્રભુતા મળી છે તેને તમે પૃથ્વીપતિ કહો છો પાપી વેનના અગથી એક કન્યા પણ ઉત્પન્ન થઇ હતી તે પોતાની બેનને તેણે પોતાની પત્ની બનાવી છે અને પ્રજાએ તેના મસ્તક ઉપર છત્ર ધારણ કરી તેને રાજા બનાવ્યો છે હુ આજેજ તેનો યજ્ઞ નાશ કરી તેનું મસ્તક કાપીશ, મારા વજ્રથી તે બચશે નહિ આ પ્રમાણે કહી ઇન્દ્ર ઐરાવત ઉપર બેસી વજ્ર હાથમા લઈ અત્યત ક્રોધથી પૃથુના યજ્ઞનો વિદ્ધશ કરવા ગયો. એ સમયે પૃથુના નવાણુ યજ્ઞ પૂર્ણ થયા હતા અને સોમો યજ્ઞ ચાલતો હતો યજ્ઞશાળા પાસે આવી યજ્ઞ થતો જોઈ તે મનમા વિચાર કરવા લાગ્યો કે જો હુ આ યજ્ઞમા વિઘ્ન કરીશ તો મહાવીર યોદ્ધાઓ જે રક્ષણને માટે બેઠા છે તે અવશ્ય મારી સાથે યુદ્ધ કરશે માટે યજ્ઞના ઘોડાનું હરણ કરવુ કે જેથી યજ્ઞ ભગ થાય યજ્ઞનો ઘોડોજ ન હોય તો પછી યજ્ઞ શું કામનો? અને તેમ થવાથી બ્રહ્મા, મહાદેવ વગેરે સર્વ પોતપોતાને સ્થળે ચાલ્યા જશે અને કેવળ પૃથુ એકલો રહેશે જેથી પછી તેને મારવો સહેજ છે. આ પ્રમાણે ઇન્દ્રે મનમા વિચાર કર્યો.

* આ અધ્યાયમા અશ્વમેધના અગભૂત ઘોડાને હરી જવાથી પૃથુ રાજા ઇદ્રને મારવા તૈયાર થયા અને બ્રહ્માએ તેમને વાર્યા એ કથા કહેવાશે

છેલ્લો સોમો અશ્વમેધ યજ્ઞ કરી પૃથુ ભગવાનનું યજન કરવા લાગ્યા ત્યારે અદેખા ઇન્દ્રે અતર્ધાન રહી યજ્ઞના ઘોડાનું હરણ કર્યું ૧૦-૧૧ તે સમયે ભગવાન અત્રિ ઋષિએ ઇન્દ્રને આકાશ માર્ગે નાસતો જોયો આ વેળા ઇન્દ્રે અધર્મમા ધર્મની ભ્રાન્તિ કરાવનાર પાખડ વેષ ધારણ કર્યો હતો ૧૨ ઇન્દ્રને જતો જોઇ અત્રિ ઋષિએ મહારથિ પૃથુના પુત્રને પ્રેરણા કરી. કોપાયમાન થયેલો પૃથુનો પુત્ર તેની પાછળ દોડયો અને "ઉભો રહે ઉભો રહે" એમ મોટેથી બોલવા લાગ્યો ૧૩ ઇન્દ્રને જટા ધારણ કરેલ તથા ભસ્મ ચોળેલો યતિ જોઇ પૃથુના પુત્રે જાણ્યું કે આ કોઇ મૂર્તિમાન્ ધર્મ છે એથી તેની ઉપર બાણ પ્રયોગ કરવો યુક્ત નથી ૧૪ જ્યારે પૃથુનો પુત્ર તેનો વધ કરતા અટકયો ત્યારે તેના વધ માટે અત્રિ મુનિએ પુન પ્રેરણા કરી કે—હે તાત! એને માર, એ તારા પિતાના યજ્ઞનો ભગ કરનાર દેવતાઓમા અધમ ઇન્દ્ર છે ૧૫ અત્રિ ઋષિના આવા વચન સાભળી જેમ ગીધનો રાજા જટાયુ રાવણની પાછળ દોડયો હતો તેમ તે ઇન્દ્રની પાછળ ક્રોધ કરીને દોડયો ૧૬ એટલે ઇદ્ર ઘોડાનો તથા રૂપાન્તર સ્વરૂપનો ત્યાગ કરી અતર્ધાન થઈ ગયો અને પૃથુનો પુત્ર પોતાના ઘોડાને લઈને પિતાના યજ્ઞમા આવ્યો ૧૭ હે વિદુર! મહાત્મા ઋષિઓએ તેના આ અદ્ભુત ચરિત્રને જોઈ તેનું 'વિજીતાશ્વ' નામ પાડયુ ૧૮ ત્યાર પછી સમર્થ ઇદ્રે, ગાઢ અધકાર કરી તેમા ગુપ્ત રહી સોનાની દોરી સહિત, ઘોડાને ખીલેથી છોડી લીધો ૧૯ અત્રિ ઋષિયે આકાશ માર્ગે ત્વરાથી ઇદ્રને પુન નાસતો જોઈ પૃથુના પુત્રને તે બતાવી તેની પાછળ મોકલ્યો પણ તે સમયે ઇદ્રે મનુષ્યના મસ્તકની ખોપરી તથા ખાટલાના ઇસ ઉપળા ધારણ કર્યા હતા તેથી તેને કોઈ ભિખારી ધારી પૃથુના પુત્ર વિજીતાશ્વે માર્યો નહિ ૨૦ ફરીને અત્રિ મુનિએ ઇદ્રના વધ માટે વિજીતાશ્વને પ્રેરણા કરી ત્યારે ક્રોધ કરી તેણે ઇદ્ર ઉપર બાણ સાધ્યુ એટલે ઇદ્ર ઘોડાને તથા પોતાના પાખડી રૂપને છોડી અતર્ધાન થઈ ગયો ૨૧ ત્યાર પછી, શૂરવીર એવો પૃથુનો પુત્ર વિજીતાશ્વ ઘોડાને લઇ પોતાના પિતાના યજ્ઞમાં આવ્યો, અને ત્યારથી ઇદ્રે જે પાખડી વેષ ધારણ કર્યો હતો તે નિન્દનીય રૂપને મૂર્ખ અજ્ઞાની લોકોએ ધર્મ સમજી ગ્રહણ કર્યો ૨૨ ઘોડાના હરણની ઈચ્છા માટે ઇદ્રે જે જે રૂપ ધારણ કર્યા તે તે બધા પાખડ કહેવાય છે, કેમકે પા એટલે પાપ અને ખડ એટલે નિશાની, આવો પાખડ શબ્દનો અર્થ થાય છે ૨૩ આ પ્રમાણે પૃથુના યજ્ઞનો વિઘ્નશ કરવાની ઈચ્છાથી ઘોડાના હરણ માટે ઇદ્રે જે જે રૂપ ધારણ કરી કરીને તજી દીધા તે પાખડોમા લોકોની બુદ્ધિ ભમી ગઇ ઇદ્રના રૂપો ઉપરથી જૈન, બૌદ્ધ અને કાપાલિક વગેરે પથો ઉત્પન્ન થયા કહેવાય છે એ પથોના આચાર્યોને ઉપરના દેખાવમા સારા અને વાતના મુદ્દા લગાડવામા કુશળ જોઇ લોકોની બુદ્ધિ તેમા લાગી હે વિદુર! પાખડીઓનો સઘ પાપ અને અજ્ઞાનને ઉત્પન્ન કરનાર છે ૨૪-૨૫ ઇદ્રનો અનર્થ જોઇ તથા આવો દુષ્ટ અભિપ્રાય જાણી ભગવાન પૃથુએ અભિમાની ઇદ્ર ઉપર મહા કોપ કરી ધનુષ હાથમા લઈ બાણ સધાણ કર્યું, તે સમયે એમ લાગ્યુ કે જાણે બ્રહ્માડના હમણાજ કડકે કડકા થઈ જશે દશે દિશાઓ તેથી બળવા લાગી અને સર્વત્ર લાલ જોવામા આવ્યુ પૃથ્વી કપવા લાગી, ઉલ્કાપાત થવા લાગ્યા સમુદ્રે મર્યાદા મૂકી, દિગ્ગજ ગર્જના કરવા લાગ્યા, પ્રજા વ્યાકુળ થઇ અને ત્રિભુવનમા હાહાકાર થઇ રહ્યો. ૨૬ અસહ્ય પૃથુરાજનો ઇન્દ્રને મારવાનો અભિપ્રાય જાણી ઋષિઓએ કહ્યુ કે હે મહામતિ! યજ્ઞમા પશુના વધ શિવાય બીજાનો વધ કરવો યોગ્ય નથી ૨૭ જો ઇદ્રને મારવાનોજ આપનો વિચાર હોય તો હે નૃપેન્દ્ર! તમારા યશથી હણાઇ ગયેલી છે કાન્તિ જેની અને આપના અનર્થ નાશક મનોરથના વિઘ્નશ કરનાર અભિમાની ઇદ્રિને અમે અમારા પરાક્રમવાળા મત્રોના બળે અહીં બોલાવીશુ અને પછી, હે નૃપનદન! આપના શત્રુ ઇદ્રને બળાત્કારે અગ્નિકુડમા હોમીશુ ૨૮ હે વિદુર! આ પ્રમાણે પોતાના યજમાન પૃથુ રાજા સાથે વાત કરી ઋષિઓ હાથમા સરવા લઈ આહુતિ આપવા લાગ્યા, એટલામા બ્રહ્માએ આવી મુનિઓને

કહ્યુ કે, ૨૯ તમારાથી ઇંદ્ર ભસ્મ થવા યોગ્ય નથી, કારણ કે જે ઇંદ્રને મારવાની તમારી ઇચ્છા છે તે યજ્ઞરૂપ ભગવાન છે યજ્ઞ દ્વારા તેનું યજન કરાય છે તે સવ દેવતાઓનુ સ્વરૂપ છે અને ઈશ્વરનો પરમ મિત્ર છે બીજુ આ યજ્ઞ નામનો સાતમો ઇન્દ્ર સાક્ષાત્ ભગવાનનો અવતાર છે ૩૦ માટે હે બ્રાહ્મણો! ઇંદ્રનો વધ કરવામા મહાપાપ છે માટે તમે તેની સાથે મિત્રતા કરો ઇન્દ્રે પૃથુના યજ્ઞ વિઘ્નની ઇચ્છા કરી પાખડી વેષ ધારણ કરીને ધર્મનો લોપ કરનાર અધર્મ ચલાવ્યો એટલોજ એનો દોષ છે ૩૧ મોટી કીર્તિવાળા આ રાજાના સો યજ્ઞોમા કદી એક ઓછો રહ્યો તો શુ ?

આ પ્રમાણે બ્રાહ્મણોને કહી બ્રહ્મા પૃથુને કહે છે કે હે પૃથો! તે ઘણા યજ્ઞ કર્યા હવે વધારે યજ્ઞ કરવાનું પ્રયોજન નથી, કારણ કે મોક્ષ ધર્મ તો તુ જાણુ છે તુચ્છ ઇન્દ્રપદને માટે આટલો બધો પરિશ્રમ શો? કારણ કે જેના સો યજ્ઞ પૂર્ણ થાય તે ઇંદ્ર થ ય તને ઇંદ્રાસનની જરૂર છે કે મોક્ષની? જે અક્ષય કીર્તિ આજ પર્યંત સ સારમા વખણાય છે તે સુરેશને સ્વપ્નમા પણ પ્રાપ્ત થવાની નથી હે પૃથુરાજ! ઇંદ્ર તારુ સ્વરૂપ છે માટે તુ અને સુરેશ બન્ને ભગવાનનુ સ્વરૂપ છો એ વાત પ્રસિદ્ધ છે, માટે તારા રૂપ ઇંદ્ર ઉપર કોપ કરવો તને યોગ્ય નથી તારુ કલ્યાણ થાઓ ૩૨–૩૩ હે મહારાજ! આ યજ્ઞ વિઘ્નની ચિંતા કરો મા અને મારા વચન સાભળો જે કાર્યનો દૈવ વિનાશ કરે તે કાર્યનું ચિત્તમા જે પુરુષ ધ્યાન કરે છે તે પુરુષનુ મન અતિશેષથી મોહમા પડી શાન્તિ પામતુ નથી અને તેના કાર્યની સિદ્ધિએ થતી નથી ૩૪ યજ્ઞ કરવા જના ઇન્દ્રના રચેલા પાખડોથી ધર્મમા ફેરફાર થયો અને દેવતાઓને દુરાગ્રહ બ ધાયો મ ટે આ યજ્ઞ બ ધ રાખવો જોઇયે ૩૫ જે ઇંદ્રે તમારા યજ્ઞનો ઘોડો ચોર્યો અને યજ્ઞ ભ ગ કરવા નાના પ્રકારના ઉપદ્રવો કર્યા તે શક્રના રચેલા ચિત્તાકર્ષક નવા નવા પાખડોથી લોકો ધર્મનો ત્યાગ કરી અધર્મમા પ્રવૃત થશે, તો તે પાપના ભાગીદાર આપ થશો, માટે કે ધનો ત્યાગ કરી આ દીન જનોની સામે દૃષ્ટિ કરો ૩૬ વૈદિક ધર્મના અભાવે સર્વ વસ્તુ લોપ થઇ તેથી તેના શરીરથી લોકોમા સાખ્ય યોગાદિ નાના શાસ્ત્રના અનુરૂપ આપ ભગવદ્ કળા ઉત્પન્ન થયા છો હે વેણુ વશોદ્ભવ પૃથો! ધર્મના સ રક્ષણ અને મહાત્માઓની રક્ષાને માટે આપે અવતાર લીધો છે ૩૭ માટે હે પ્રજાપતિ! તમે આ જગતનુ કલ્યાણ થાય એવો વિચાર કરી પ્રજાપતિઓના મનોરથ પૂર્ણ કરો હે પ્રભુ! પાખંડની જનેતા માયાનો તથા માયા રૂપ પ્રચ ડ પાખંડ માર્ગનો નાશ કરો ૩૮

મૈત્રેય કહે છે–આ પ્રમાણે જગત ગુરુ બ્રહ્માએ રાજાને સમજાવ્યો ત્યારે પૃથુએ યજ્ઞનો આગ્રહ તજી ઇન્દ્ર સાથે સ્નેહ કર્યો ૩૯ તે પછી જ્યારે પૃથુ યજ્ઞાંત સમયે દીક્ષાન્ત સ્નાનથી નિવૃત્ત થયા ત્યારે તેમના યજ્ઞમા વરદાન આપનાર દેવતાઓ તૃપ્ત થયા અને તેમણે પૃથુને વરદાન આપ્યા ૪૦ હે વિદુર! શ્રદ્ધાપૂર્વક દક્ષિણા મળવાથી વચન સિદ્ધિવાળા બ્રાહ્મણે પૃથુનો સત્કાર પામી એને આશીર્વાદ દેવા લાગ્યા કે, ૪૧ હે મહાબાહુ! આપના નિમંત્રણથી પિતૃ, દેવતા, ઋષિ, મનુષ્ય અને અમે સર્વ આવ્યા છિયે, તેઓને આપે દાન અને માનથી સારો સત્કાર કર્યો છે ૪૨

त्वयाहूता महाबाहो सर्व एव समागताः ।
पूजिता दानमानाभ्यां पितृदेवर्षिमानवाः ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे एकोनविंशोऽध्यायः

# અધ્યાય ૨૦ મો. $

## પૃથુરાજાને ઉપદેશ.

मैत्रेय उवाच

भगवानपि वैकुण्ठः साकं मघवता विभुः ।
यज्ञैर्यज्ञपतिस्तुष्टो यज्ञभुक्तमभाषत ॥ १ ॥

મૈત્રેય કહે છે–હે વિદુર શ્રી ભગવાન્ યજ્ઞપતિ વૈકુંઠનાથ યજ્ઞથી પરિતુષ્ટ થઇ ઇન્દ્રની સમક્ષ આ પ્રમાણે કહેવા લાગ્યા ૧

શ્રી ભગવાન કહે છે–હે રાજન્! આ ઇન્દ્રે

$ આ અધ્યાયમા વિષ્ણુ ભગવાને યજ્ઞમા સાક્ષાત્ શિખામણ આપી અને વરદાનના પ્રસંગની પરસ્પર પ્રેમ થયો એ કથા કહેવાશે

તમારા સો અશ્વમેધ યજ્ઞનો ભગ કર્યો તેથી તે તમારી પાસે ક્ષમા માગે છે, માટે તમે તેનો અપરાધ ક્ષમા કરો ૨ હે રાજન્ ! ઉત્તમ એવા સત્પુરુષો દ્રોહ કરતા નથી, કારણ કે તેઓ સારી રીતે જાણે છે કે, શરીર આત્મા નથી ૩ જ્યારે તમારા જેવા, દેવ, માયાથી મોહ પામી દ્વેષ કરે, ત્યારે ઘણા વર્ષો સુધી કરેલો સત્પુરુષોનો સમાગમ, શાસ્ત્રોનુ શ્રવણ અને વૃદ્ધ પુરુષોની સેવાનું શુ ફળ ? કેવળ વૃથા પરિશ્રમજ કહેવાય ૪ જન્માવલીઓમા કરેલા કર્મોથી આ દેહ ઉત્પન્ન થયેલો છે એમ જે કોઈ જાણે છે તે આત્મજ્ઞાની આ ક્ષણભગુર શરીરમા આસક્ત થતો નથી ૫ આ શરીરમા આસક્તિ નહિ રાખનારો કયો જ્ઞાની પુરુષ આ શરીરથી ઉત્પન્ન થયેલા પુત્ર, ધન તથા ઘરમા મમતા રાખે છે ? ૬ આત્મા એક છે અને શરીર બાલ્ય, યુવા અને વાર્ધક્યાદિ ભેદથી અનેક પ્રકારના રૂપે દેખાય છે આત્મા શુદ્ધ ચૈતન્ય છે અને શરીર મલિન છે, આત્મા સ્વય પ્રકાશ છે અને શરીર જડ છે, આત્મા નિર્ગુણ છે અને શરીર સગુણ છે, આત્મા ગુણોનુ આશ્રય સ્થાન છે અને દેહ કારણભૂત ગુણોનો આશ્રયી છે, આત્મા સર્વત્ર વ્યાપક છે ને શરીર પરિચ્છિન્ન છે, આત્મા આવરણ રહિત છે અને શરીર ઘર–દ્વાર અને વસ્ત્રથી આવૃત્ત છે, આત્મા દ્રષ્ટા છે ને શરીર દશ્ય છે, આત્મા સ્વય-સિદ્ધ છે અને દેહ આત્માને લીધે પ્રતીત થાય છે ૭ જે પુરુષ આ પ્રમાણે પોતાને વિષે રહેલા આત્માને જાણે છે, તે દેહમા રહેવા છતા તેના વિકારોથી લિપ્ત થતો નથી, કારણ કે તે મારા સ્વરૂપ વિષે રહેલો છે. ૮ હે રાજન્ ! જે મનુષ્ય કામનાનો ત્યાગ કરી, શ્રદ્ધાયુક્ત થઈ, સ્વધર્મથી નિત્ય ભક્તિ કરે છે તે ધીમે ધીમે આત્મતત્ત્વને પામે છે ૯ જ્યારે મનુષ્યનું ચિત્ત નિર્મળ થાય છે ત્યારે તે ગુણોનો ત્યાગ કરી શાન્તિ પામે છે ૧૦ આત્મા સર્વથી જુદો અને અવિચળ છે છતા પણ તે દેહ, જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય અને ઇન્દ્રિયોના દેવતાઓનો અધ્યક્ષ હોય તેવો દેખાય છે આમ જાણનાર મનુષ્ય શુભ ગતિને પામે છે. ૧૧ દ્રવ્ય, ક્રિયા, કારક અને ચિદાભાસાત્મક પંચભૂતો, ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના દેવતાઓ તથા ચિદાભાસથી થયેલો આ દેહ, આત્માથી જુદો છે; તેથી તેને જન્મ મરણ છે અને જેણે મારાથી પ્રીતિ બાધી છે એવા જ્ઞાની લોકો સપત્તિ અને વિપત્તિથી કદી વિકાર પામતા નથી ૧૨ હે વીર ! ઉત્તમ, મધ્યમ અને નીચમા સમદષ્ટિવાળા થાઓ અને ઇન્દ્રિયો તથા અતકરણને વશ કરી મંત્રી વગેરેને સાથે રાખી સર્વ લોકની રક્ષા કરો ૧૩ રાજાનો ધર્મ છે કે પ્રજાનુ પાલન કરવુ અને તેથીજ રાજાનુ કલ્યાણ થાય છે જે રાજા પ્રીતિપૂર્વક પ્રજાની રક્ષા કરે છે તે પ્રજાના સુકૃતનો છઠ્ઠો ભાગ પામે છે અને જે પ્રજાનુ પાલન કરતો નથી અને પ્રજા પાસેથી કર લે છે તે પાપી રાજાનુ પુણ્ય તેની પ્રજાને મળે છે અને તે રાજા પ્રજાના પાપનો ભાગી થાય છે ૧૪ આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણોની સમતિથી ધર્મ, અર્થ અને કામમા ધર્મને મુખ્ય ગણીને વર્તીશ તો કોઈ પણ વસ્તુ ઉપર આસક્તિ રહેશે નહિ આ પૃથ્વીની રક્ષા કરવાથી લોક તમારી ઉપર બહુ પ્રસન્ન રહેશે અને અલ્પ કાળમા સનકાદિક તમારે ઘેર આવશે ૧૫ હે માનવેન્દ્ર ! હુ તમારા ગુણ અને શીલને વશ થઈ તમારા ઉપર બહુ પ્રસન્ન થયો છુ માટે કઈક વરદાન માગો હુ યજ્ઞથી, તપથી કે યોગાભ્યાસથી પ્રસન્ન થતો નથી, કેવળ સમદર્શી પુરુષોથી પ્રસન્ન થાઉ છુ અને તેના હૃદયમા વાસ કરું છુ. ૧૬

મૈત્રેય કહે છે–જગતના ગુરુ ભગવાને પૃથુ રાજાને આ રીતે ઉપદેશ કર્યો, એટલે તે પ્રેમથી શ્રી ભગવાનના ચરણારવિન્દની વન્દના કરી, પોતાના દુષ્ટ કર્મથી લજ્જા પામી, ઇદ્રને મળી તેના મિત્ર થયા ૧૭–૧૮ પછી વિશ્વાત્મા ભગવાનનુ પૃથુએ પૂજન કરી અનેક પ્રકારની ભેટ અર્પણ કરી અને અધિક પ્રેમયુક્ત ભક્તિથી ભગવાનના બે ચરણને નમન કર્યું ૧૯ આ વેળાએ કમળનયન વિષ્ણુ ભગવાન પૃથુની સામુ જોઈને જો કે જવા તૈયાર થયા હતા તોપણ તેના ઉપર અનુગ્રહ કરવા માટે વૈકુઠમા ન ગયા અને ત્યાજ રોકાયા ૨૦ પછી આદિરાજ પૃથુ હાથ જોડી ઉભા રહ્યા પણ વિષ્ણુને જોઈ ન શક્યા, કારણ કે નેત્રોમા જળ ભરાઈ ગયા તેમજ રુવા ઉભા થઈ જવાથી મુખથી બોલી શકાયુ નહિ

તેથી બેસીને હૃદયમાં ધ્યાન ધરવા લાગ્યા ૨૧ થોડા સમય પછી આસુ લુછી પૃથુરાજાએ તે પરમ પુરુષના દર્શન કર્યાં, પરંતુ વિષ્ણુ ભગવાનની મનોહર મૂર્તિને જોતા નેત્રને તૃપ્તિ ન થઇ તેથી પૃથ્વીને પગથી સ્પર્શ કરવાનો દેવ લોકોનો સપ્રદાય ન હોવા છતા પણ પ્રેમને વશ થઈ ભગવાન પગથી તેનો સ્પર્શ કરી ગરુડજીની કાધ ઉપર હાથ ટેકવીને ઊભ્યા એટલે રાજાએ તે આદિ પુરુષને આ પ્રમાણે કહેવા માડ્યુ ૨૨

પૃથુરાજા કહે છે—હે પ્રભો ! સર્વ વરદાન દેનાર પરમાત્માને સન્મુખ રાખી બુદ્ધિમાન્ પુરુષ શી રીતે વર માગી શકે ? બ્રહ્મા થવુ કે ઇદ્ર થવુ વગેરે તુચ્છ વરદાનો તો દેહધારી નરકવાસીઓને પણ પ્રાપ્ત થાય છે, માટે હે વિશ્વેશ ! એ વર હુ આપ પાસે માગતો નથી ૨૩ હે હૃદયાનદ ! એ વર તો દૂર રાખો મને મોક્ષની પણ ઇચ્છા નથી, કારણ કે મહાત્મા જનોના અ ત કરણમાથી મુખદ્વારા નીકળેલો તમારા પદપકજનો મકરદ પૂર્ણ થતો નથી તો બ્રહ્માનદને લઈ હુ શુ કરુ ? હે વિશ્વનાથ ! જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હો અને મને વરદાન દેવા ઇચ્છતા હો તો હુ વારવાર એજ વરદાન માગુ છુ કે આપની કથા શ્રવણ કરવા માટે દશ હજાર કાન મને આપો ૨૪ હે ઉત્તમશ્લોક ! મહાત્મા પુરુષોના મુખારવિદથી નીકળતી આપના પદામ્બુજની કથા રૂપ સુધાના કર્ણવાળો પવન વિસ્મૃતિ માર્ગમા ભૂલા પડેલા કુત્સિત યોગીઓને આત્મજ્ઞાનનુ ધ્યાન કરાવે છે, માટે હુ તો આપની ભક્તિનો અર્થી છુ, મને અન્ય વરદાનોનુ કામ નથી ૨૫ હે ભગવન્ ! મહાત્મા પુરુષોના સગમા જે જે મનુષ્ય એક વાર આપના મગળદાયક યશને શ્રવણ કરે છે તે ગુણજ્ઞ પુરુષ આપના ગુણ ગાતા અટકતો નથી લક્ષ્મી પણ ત્રણ લોકની મહારાણી તથા સર્વ ગુણોનો સગ્રહ કરવાની ઇચ્છાથી આપને વર્યા છે, ૨૬ એટલા માટેજ સર્વ પુરુષોમા ઉત્તમ અને ગુણોના નિવાસ રૂપ આપને હુ લક્ષ્મીની પેઠે ઉત્સાહપૂર્વક ભજવા ધારુ છુ જો કે એક જ પતિની એકજ પ્રકારની સેવા કરવાથી અમારા બેમા કલહ થવાનો ભય છે પણ મને ખાતરી છે કે લક્ષ્મીને અને મને કલેશ નહિ થાય, કારણ કે મારુ અને લક્ષ્મીનુ ચિત્ત આપના ચરણોમા એકાગ્ર રહેશે તેથી કલહનો અંકુર ઉત્પન્ન થશે નહિ ૨૭ હે જગદીશ ! જગજ્જનની લક્ષ્મીના હૃદયેશના ચરણારવિદની સેવામાં ભાગ લેવાની મારી ઇચ્છા છે તેથી કદાચ અમારે વિરોધ થશે તોપણ કઇ હરકત નહિ, કારણ કે આપ દીનવત્સલ છો, એથી મારી તુચ્છ સેવાને અધિક કરી માનશો અને આપ આપનાજ સ્વરૂપાનદમા રમણ કરો છો તેથી આપને લક્ષ્મીનુ શુ પ્રયોજન છે ? આપ સમદર્શી છો, ૨૮ અને તેથીજ આપ કે જે માયાના ગુણોના કાર્યથી રહિત છો તેને નિષ્કામ પુરુષ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ ભજે છે હે ભગવન્ ! આપના ચરણના સ્મરણ વિના અન્ય કઇ પણ પ્રયોજન મહાત્માઓને હોય એવુ અમે જોતા નથી ૨૯ આપનું ભજન કરનાર જે ભક્તજન છે તેને આપ વરદાન માગવાનુ કહો છો એ આપનુ કથન વિશ્વને મોહ કરનારુ છે, કારણ કે, આપની વાણી રૂપ દોરીથી લોકો બધાયલા છે જો તે બધાયેલા ન હોય તો વારવાર ફળ ઉપર મોહિત થઇ કર્મ કરે નહિ ૩૦ હે પરમેશ્વર ! આપની માયાએ મનુષ્યને આપના સત્ય સ્વરૂપથી દૂર રાખેલ છે, જેને લીધે અજ્ઞાની લોક આપના પરમાનદ સ્વરૂપને તજી પુત્ર પૌત્રાદિકના સુખની કામના કરે છે, માટે હું કે જે એ અજ્ઞાની લોકોમાનો એક છુ તેને વરદાન રૂપ ભૂલમા ન નાખી પિતા જેમ પ્રાર્થના વગર પણ બાળકનુ કલ્યાણ કરે છે તેમ આપે મારુ કલ્યાણ કરવુ જોઇએ. ૩૧

મૈત્રેય કહેછે—આ પ્રકારે પૃથુરાજાએ વિશ્વનાથ ભગવાનની સ્તુતિ કરી ત્યારે વાસુદેવ ભગવાને તેમને કહ્યુ કે—હે રાજન્ ! તમારી મારા ચરણમા અધિક પ્રીતિ છે એથી મારી પૂર્ણ ભક્તિની તમને પ્રાપ્તિ થશે મારી ભક્તિ કરવાનો તમારો વિચાર બહુ સારો છે કારણ કે એવા વિચારથી મનુષ્ય મારી ન તરી શકાય એવી માયાને તરી જાય છે, ૩૨ માટે હે રાજન્ ! હવે તમે સાવધાન થઇ મારી આજ્ઞાનુસાર ચાલો જે મનુષ્ય મારી આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે તેનું સર્વ સ્થળે કલ્યાણ થાય છે ૩૩

મૈત્રેય કહે છે—આ પ્રમાણે પૃથુરાજાના સત્ય

વચનોનો સત્કાર કરી તથા તેની ઉપર અનુગ્રહ કરી ભગવાને ત્યાથી જવા વિચાર કર્યો. ૩૪ દેવતા, ઋષિ, પિતૃ, ગધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, કિન્નર, અપ્સરા, મનુષ્ય, પક્ષી અને બીજા પણ અનેક પ્રાણી કે જેનો રાજાએ ભગવદ્બુદ્ધિથી ભક્તિભાવ સહિત વાણી, ધન અને હાથ જોડવાથી સત્કાર કર્યો હતો, તે સર્વ ત્યાથી પોતપોતાના આશ્રમમા ગયા અને ભગવાનના પાર્ષદ પણ પોતાના ધામમા ચાલ્યા ગયા ૩૫-૩૬ ભગવાન પણ તેમનુ અને બ્રાહ્મણોનુ જાણે મન હરીને જતા હોય તેમ વૈકુઠમા પધાર્યા ૩૭ આત્મસ્વરૂપના ઉપદેશક જેનો મહિમા જાણવામા આવતો નથી એવા દેવાધિદેવ શ્રી વૈકુઠનાથ અતર્ધાન થઈ સ્વધામમા ગયા ત્યારે તેમને નમસ્કાર કરી પૃથુ રાજા પોતાના પુરમા આવ્યા ૩૮

अदृष्टाय नमस्कृत्य नृप सदर्शितात्मने ।
अव्यक्ताय च देवाना देवाय स्वपुर ययौ ।
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कधे विंशोऽध्याय'

# અધ્યાય ૨૧ મો.[§]

## યજ્ઞમાં દેવતાઓને બોધ.

### મૈત્રેય उवाच

मौक्तिकैः कुसुमस्रग्भिर्दुकूलै स्वर्णतोरणै ।
महासुरभिभिर्धूपैर्मंडित तत्र तत्र वै ॥ १ ॥

મૈત્રેય કહે છે—હે વિદુર ! પૃથુરાજા પોતાના નગરમા ગયા તે સમયે મોતી, ફૂલમાળા, વસ્ત્ર અને સુવર્ણના તોરણોથી નગરને શણગારવામા આવ્યુ હતુ અને ઉત્તમ સુગધિ ધૂપથી લોકોએ તેને સુવાસિત કરી મૂકયુ હતુ ૧ ગલીઓ, ચૌટા અને રાજમાર્ગમા ચદન અને અગરુના જળનો છટકાવ કરવામા આવ્યો હતો પુષ્પ, અક્ષત, ફળ, અકુર તથા દીવા વગેરે મગળ વસ્તુથી શહેરની અનુપમ શોભા બનાવી હતી ૨ ફળ અને ફૂલ સહિત કેળના સ્તભ, નાના સોપારીના ઝાડ, અનેક વૃક્ષોના પાદડા અને માળાઓની શોભા સર્વત્ર થઈ રહી હતી ૩ ઉજ્વળ કુડળવડે શોભાયમાન સુંદર કન્યાઓ તે સમયે દહીં, સાઠી આદિ મંગળ પદાર્થ અને દીપક, ફૂલ, ફળ આદિ વસ્તુઓ હાથમા લઈ રાજાને વધાવવા તેમની સામે ગઈ ૪ શખ અને દુંદુભિના શબ્દો તથા બ્રાહ્મણોના વેદધ્વનિ, ચારે તરફ વ્યાપી રહ્યા હતા અને સર્વ લોક પ્રશસા કરતા હતા આ પ્રમાણે સર્વ સમૃદ્ધિ છતા મનમા યત્કિચિત્ પણ અભિમાન ન લાવતા પૃથુરાજાએ રાજ્ય મદિરમા પ્રવેશ કર્યો ૫ મહા યશસ્વી પૃથુએ સ્થળે સ્થળ પ્રજાનો સત્કાર કર્યો અને પ્રસન્ન થઈ પ્રજાને અનેક પ્રકારના પદાર્થો આપ્યા ૬ દૂષણ રહિત કર્મ કરનાર પૃથુએ આ પ્રમાણે અનેક કામો કરી ભૂમડળનું પાલન કર્યું અને પોતાના વૃદ્ધિ પામેલા યશને પૃથ્વીમા વ્યાપ્ત કરી પરમપદ એટલે મોક્ષને મેળવ્યો ૭

સૂત કહે છે—હે શૌનક ! સર્વ ગુણોએ યુક્ત અને લોકો જેની પ્રશસા કરતા હતા એવા પૃથુ રાજાની કીર્તિ સાભળી મૈત્રેયનો સત્કાર કરી ભગવાનના પરમ ભક્ત વિદુર ફરીને તેમને આ પ્રમાણે પૂછવા લાગ્યા ૮

વિદુરે પૂછયુ—જેનો બ્રાહ્મણોએ રાજ્યાભિષેક કર્યો હતો અને દેવતાઓએ જેને ઉત્તમ પદાર્થ અર્પણ કર્યા હતા અને જેણે વિષ્ણુ ભગવાનનુ તેજ ધારણ કરીને પોતાની ભુજાવડે પૃથ્વીને દોહી હતી, ૯ તે પૃથુરાજાની કીર્તિને કયો જ્ઞાની સાભળે નહિ ? કારણ કે પૃથ્વીના દોહનથીજ સર્વ રાજાને, તથા લોકપાળ સહિત દેવતાઓને આજ પર્યંત આજીવિકા મળે છે, મટે તેમના પરમ ચરિત્ર આપ મને સભળાવો ૧૦

મૈત્રેય કહે છે—હે વિદુર ! જે ગગા અને યમુનાની વચ્ચેનો પ્રદેશ છે ત્યા નિવાસ કરતો પૃથુ સુખની આસક્તિથી નહિ પરતુ કરેલા પુણ્યનો ત્યાગ કરવાથી પ્રારબ્ધ કર્મના નિમિત્તે પ્રાપ્ત થયેલા સુખોનો ભોગ કરવા લાગ્યો ૧૧ સાત દ્વીપ અને નવ ખડમા એકજ દડધારી મહાન્ પૃથુરાજાની આજ્ઞા (બ્રાહ્મણો તથા બીજા ભગવદ્ભક્તો વિના બીજે સર્વ સ્થળે) અસ્ખલિત રીતે ચાલુ થઈ ૧૨

હે વિદુર ! એક સમયે પૃથુરાજાએ મોટા યજ્ઞની દીક્ષા લીધી અને ત્યા દેવતાઓ, બ્રહ્મર્ષિ, મહર્ષિ

§ આ અધ્યાયમા મહાયજ્ઞમા દેવતા આદિની મોટી સભા થઈ ત્યા પૃથુ રાજાએ સર્વને ઉપદેશ કર્યો એ કથા કહેવાશે

તથા રાજાઓની સભા મળી ૧૩ એ સભામા મોટા મોટા જે યોગ્ય પુરુષો હતા તે સર્વનું યથાયોગ્ય પૂજન તથા સત્કાર થઈ રહ્યા પછી તારાઓમા જેમ ચંદ્રમા શોભે તેમ સભાસદોની વચ્ચે રાજા શોભવા લાગ્યા ૧૪ તે શરીરે ઉંચા હતા, તેમના હાથ લાબા અને ભરેલા હતા, વર્ણ ગૌર હતો, કમળ સમાન રાતા નેત્ર હતા, સુંદર નાસિકા, મનોહર મુખ ને પ્રકૃતિ શાન્ત હતી, ખભા પુષ્ટ, સુંદર દાંત તથા તે મંદ મંદ હસતા હતા ૧૫ વક્ષસ્થળ વિશાળ, નિતંબો મોટા અને પિંપળાના પાન જેવું તેમને પેટ હતું ગોળ ઉંડી નાભીવાળા, મહા પરાક્રમી, સુવર્ણ જેવી સાથળો અને ઉન્નત તેમના પગ હતા ૧૬ કેશ ઝીણા, શ્યામ અને સ્નિગ્ધ હતા, શંખના જેવો ચડતો ને ગોળ કંઠ હતો, કામદેવના ધનુષ્ય જેવી ભ્રૂકુટી અને અર્ધ ચંદ્ર સમાન ત્રિપુંડ્ર કપાળમા શોભતુ હતુ, અમૂલ્ય રેશમી વસ્ત્ર પહેર્યાં હતા તથા યજ્ઞોપવીત ધારણ કર્યું હતુ ૧૭ સૂક્ષ્મ વસ્ત્રોમાથી શરીરની સર્વ શોભા દીપી રહી હતી, નિયમને માટે તેમણે આભૂષણોનો ત્યાગ કર્યો હતો, કૃષ્ણ મૃગચર્મ ધારણ કર્યું હતુ અને દર્ભ હાથમા રાખ્યો હતો, આવા પૃથુરાજા યજ્ઞ કર્મથી નિશ્ચિન્ત થઈ બેઠા હતા ૧૮ શરદ ઋતુના પ્રકાશમાન તારાઓની માફક સ્નિગ્ધ અને શાંત શોભાયમાન છે નેત્ર જેના એવા પૃથુરાજાએ ચારે તરફ દૃષ્ટિ કરી સર્વ સભાસદોના હર્ષને વધાર્યો અને સુંદર વિચિત્ર રચનાવાળુ મુનિયોના મનને હરનારુ કોમળ મધુર અને ગંભીર અર્થવાળુ નીચે પ્રમાણેનું ભાષણ કર્યું ૧૯-૨૦

પૃથુરાજા બોલ્યા—અત્રે પધારેલા સજ્જન સભાસદો! તમારુ કલ્યાણ થાઓ હુ જે કહુ તે સાભળો જે મનુષ્ય ધર્મની જિજ્ઞાસા રાખે તેણે પોતાના વિચાર સત્પુરુષોની આગળ પ્રકટ કરવા જોઈએ, માટે મારા વિચારો હું દર્શાવુ છુ ૨૧ પ્રજાનું રક્ષણ કરવુ, તેની આજીવિકા કરી આપવી, અપરાધિયોને દંડ દેવો અને જુદા જુદા નિયમો કરવા એ રાજાનો ધર્મ છે અને તે માટે મને પ્રજાનો રાજા બનાવ્યો છે. ૨૨ જો હુ યથાર્થ નીતિથી રાજ્ય ચલાવીશ તો જેના ઉપર ઇશ્વર પ્રસન્ન થાય છે, તેને તથા વેદાનુસાર ચાલનારને જેમ સર્વ મળે છે તેમ મને પણ મળશે ૨૩ જે રાજા પ્રજાને ધર્મનું શિક્ષણ આપતો નથી પણ તેની પાસેથી કર લે છે, તે રાજા પાપનો ભાગી થઈ પોતાના ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે. ૨૪ માટે હે પ્રજાજનો! મારુ પરલોકમા કલ્યાણ થવા માટે ઇશ્વરાર્પણ બુદ્ધિથી તમે સ્વધર્મ પાલન રૂપ તમારુ કર્ત્તવ્ય કરો જો દ્વેષનો ત્યાગ કરી વિષ્ણુ ભગવાનની ભક્તિ કરશો તો હુ તમારો મહા ઉપકાર માનીશ ૨૫ નિર્મળ બુદ્ધિવાળા પિતૃઓ! દેવતાઓ! અને ઋષિઓ! તમે પણ આ વાતને અનુમોદન આપો, કારણ કે ધર્મના વિષયમા કર્તાને શિક્ષકને અને સંમતિ દેનારને પરલોકમા સમાન ફળ મળે છે ૨૬ હે મહાત્માજનો! કેટલાએક નાસ્તિક છે એટલે ઇશ્વરને માનતા નથી અને કેટલાએક માને છે આ પક્ષ સયુક્તિક પ્રતીત થાય છે કારણ કે, આ લોકમા અને પરલોકમા કોઇ કોઈને અતિ ઉત્તમ સ્થાન અને શરીર પ્રાપ્ત થતુ દેખાય છે, માટે જો જગતના નિયંતા ઇશ્વર ન હોય તો તે થવુ સંભવતુ નથી ૨૭ મનુ, ઉત્તાનપાદ, ધ્રુવ, પ્રિયવ્રત અને અમારા દાદા અંગ, બ્રહ્મા, મહાદેવ, પ્રહ્લાદ, બલિરાજા અને એવાજ બીજા વિદ્વાન્ અને મહાત્માઓએ સ્વીકારેલુ છે કે કર્મ જડ હોવાથી સ્વયં ફળ દેવાને સમર્થ નથી કર્મના ફળ આપનાર પરમેશ્વર છે ૨૮-૨૯ વેન ઈશ્વરને માનતા ન હતા અને ધર્મથી વિમોહિત થઈ સ્વર્ગ અને અપવર્ગની નિંદા કરતા હતા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મળવામા સર્વનો એક સરખો વિચાર કરવામા આવે તો કર્મ જડ હોવાથી તેનુ દાતૃત્વ સિદ્ધ થાય નહિ, અને દેવતા પરાધીન છે માટે દેવતા પણ ફળ આપવા યોગ્ય ઠરે નહિ આ પ્રમાણે બે પુરુષોના સમાન કર્મ હોવાથી પણ તેમના ફળમા ફેર પડે છે કોઈ સમયે કર્મ કરવાથી પણ તેનું ફળ મળતું નથી. સ્વતંત્રતાથી કરવા ન કરવા અને બીજી રીતે કરવાનું સામર્થ્ય ધરાવનાર એક પરમેશ્વર છે એવું સિદ્ધ થાય છે ૩૦ પરમેશ્વરના ચરણારવિંદ ઉપર સ્નેહ રાખનાર મહાત્માઓના જેમ ગંગાજી મળને દૂર કરે તેમ સાંસારિક તાપથી તપેલા મનુષ્યોની

બુદ્ધિના વૃદ્ધિ પામેલા સર્વ જન્મોના મળ તરત દૂર થાય છે ³¹ મનના મળ દૂર થઈ જવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને વૈરાગ્યથી આત્મજ્ઞાન રૂપ બળવાળા પુરુષ ભગવાનના ચરણમા રહી પુન દુ ખ દાયી સ સારમા પડતા નથી, ³² માટે સર્વ મનોરથ પૂર્ણ કરનાર ભગવાનનું તમે પોતપોતાના કર્મોદ્વારા મન, વચન અને કર્મથી ભજન કરો ભક્તિ કરશો તો અધિકારાનુસાર અવશ્ય સિદ્ધિ મળશે, કારણ કે, ભગવાનના ચરણકમળ સર્વ કામનાઓ પૂર્ણ કરે છે ³³ વિષ્ણુ ભગવાન સ્વરૂપથી શુદ્ધ, પવિત્ર અને ગુણવાન, જ્ઞાનઘન અને નિર્ગુણ છે તોપણ કર્મમાર્ગમા નાના પ્રકારે યજ્ઞમા, દ્રવ્ય, યવ આદિ પદાર્થ ગુણ, ક્રિયા, મ ત્ર, અર્થ, સ કલ્પ, પદાર્થશક્તિ, જ્યોતિષ્ટોમાદિ અને એ સર્વથી થતા જુદા જુદા નામવાળા કર્મો, એ સર્વ ભગવાનનાજ સ્વરૂપ છે યજ્ઞનુ ફળ પણ ભગવદ્ રૂપજ છે, ³⁴ કારણ કે, જેમ અગ્નિ એક હોવા છતા કાષ્ઠના સ યોગથી તેના આકાર પ્રમાણે લાબો, પહોળો અને વાંકો ચુ કો દેખાય છે તેમ ભગવાન પ્રધાન, કાળ, વાસના અને અદૃષ્ટથી બનેલા શરીરમા વિષયાકાર બુદ્ધિને પામી બુદ્ધિથી અભિવ્યક્ત થનારા આન દસ્વરૂપથી યજ્ઞની ફળ રૂપતાથી પ્રતીત થાય છે ³⁵ આ મારી પ્રજા પૃથ્વીમા દૃઢ નિયમ ધારણ કરી દેવના દેવ સર્વના ગુરુ ભગવાનની નિર તર સ્વધર્મ પાલન રૂપ ભક્તિ કરે તેથી હું માનુ છુ કે, તેઓની મારા ઉપર કૃપા થાય ³⁶ રાજાઓએ પુષ્કળ સમૃદ્ધિથી વૃદ્ધિ પામેલા રાજતેજનો સમૃદ્ધિ ન છતા પણ સહન શીલતાથી સુખ દુ ખ આપનાર તથા તપ અને વિદ્યાથી પ્રકાશમાન એવા બ્રાહ્મણોના કુળ ઉપર કદી પણ પોતાનો પ્રભાવ પ્રકટ કરવો નહિ ³⁷ બ્રહ્મણ્ય અને મહત્પુરુષોમા અગ્રગણ્ય પુરાણ પુરુષ શ્રીહરિ જે બ્રાહ્મણોના ચરણારવિ દને નિર તર અભિવ દન કરવાથી અવિચલ લક્ષ્મી અને જગતને પવિત્ર કરનારી કીર્તિને પામ્યા છે. ³⁸ જેની સેવા કરવાથી સર્વાંતર્યામી, સ્વય પ્રકાશ અને બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખનાર પરમેશ્વર અત્ય ત પ્રસન્ન થાય છે, તે બ્રાહ્મણોના કુળની તમે બધા સર્વ પ્રકારે નમ્રતાપૂર્વક ધર્મોમા પ્રીતિ રાખી સેવા કરો ³⁹ જેની નિર તર સેવા કરવાથી સ્વયમેવ અ ત કરણ શુદ્ધ થાય છે, તે દ્વારા મનુષ્યને મોક્ષ પ્રાપ્તિ થાય છે તે બ્રાહ્મણોથી અધિક દેવતાઓનું બીજુ કયુ મુખ છે? ⁴⁰ ભગવાનની સચેતન મૂર્તિ બ્રાહ્મણ છે, એમ વિચારી દેવતાઓનાં નામ લઈ બ્રાહ્મણોના મુખમા તત્વવેત્તાઓના હાથથી હોમાયેલા પવિત્ર પદાર્થોને અ તર્યામી અને જ્ઞાનઘન ભગવાન સ્વીકારે છે તે પ્રમાણે જડ એવો અગ્નિ કે જે અચેતન છે તેમા હોમેલા પદાર્થોને અ ગીકાર કરતા નથી ⁴¹ હે આર્ય પુરુષો! દોષ રહિત સનાતન અને જેમા આ સર્વ જગત આદર્શની પેઠે પ્રકાશે છે એવા વેદને જે બ્રાહ્મણો શ્રદ્ધા, તપ, સદાચાર, મૌન અને જીતેદ્રિયપણાથી નિર તર ધારણ કરે છે અને એકાગ્ર ચિત્તથી તેના અર્થનો વિચાર કરે છે તે બ્રાહ્મણોની ચરણરજને હું મારા જીવન પર્યંત કિરીટ ઉપર ધારણ કરુ એવી મારી પ્રાર્થના છે, કારણ કે એ રજને સદા ધારણ કરનારના પાપ નાશ પામે છે અને તેને સર્વ ગુણની પ્રાપ્તિ થાય છે ⁴³ જે મનુષ્ય ગુણવાન, શીલવાન, કૃતજ્ઞ અને વૃદ્ધ પુરુષોના સેવક છે તેનો આ સર્વ સ પત્તિ સ્વયમેવ સ્વીકાર કરે છે, માટે હું પ્રાથના કરુ છુ કે બ્રાહ્મણ, ગાય, ભગવાન અને ભગવાનના ભક્ત એ સર્વ મારી ઉપર પ્રસન્ન થાઓ ⁴⁴

મૈત્રેય કહે છે—પૃથુરાજાના આ ભાષણથી પિતૃઓ, દેવતા, બ્રાહ્મણો અને સજ્જન પુરુષો પ્રસન્ન થઇ, ધન્યવાદ આપી સ્તુતિ કરવા લાગ્યા ⁴⁵ તેઓ બોલ્યા કે, સુપુત્રથી પરલોક સુધરે છે એ જે વેદ વાકય છે તે સત્ય છે, કારણ કે બ્રાહ્મણોના શાપ રૂપ દ ડથી મરણ પામેલા વેનરાજા પૃથુના પ્રતાપે નરકથી ઉદ્ધર્યા ⁴⁶ હિરણ્યકશિપુ ભગવાનની નિ દા કરવાથી નરકમા પડતો હતો, પર તુ પ્રહ્લાદના પ્રભાવથી તરી ગયો હતો ⁴⁷ હે વીરવર્ય! પરમેશ્વર આપને ચિરાયુ આપો, કારણ કે આપની સર્વ જગતના પતિ ભગવાનમા દૃઢ પ્રીતિ છે ⁴⁸ હે પવિત્ર કીર્તિવાળા! આજ આપ અમારા સ્વામી થયા એથી અમે મુકુન્દ ભગવાનજ અમારા સ્વામી થયા એવુ માનીએ છીએ, કારણ કે આપ અતિશય પવિત્ર કીર્તિ હોઇ

વિષ્ણુ ભગવાનની કથા સભળાવો છો ૪૯ હે નાથ! આપ આપના આશ્રયે રહેલા લોકોને સુબોધ આપો એમા કંઈ આશ્ચર્ય નથી, કારણ કે, કરુણાળુ મહાત્મા પુરુષોનો તો એ ધર્મજ છે કે પ્રજા ઉપર પ્રીતિ રાખવી ૫૦ હે પ્રભો! અમે કે જે અમારા પ્રારબ્ધ કર્મોથી નષ્ટ દૃષ્ટિ થઇને આ સસારમા ભટકીએ છીએ તેમને આપે આજ અજ્ઞાનથી બચાવ્યા ૫૧ બ્રાહ્મણો અને ક્ષત્રિયોમા પ્રવેશ કરીને પોતાના તેજ વડે પ્રજાનું તથા જગતનુ પાલન કરનાર અને પ્રજાના હિતકારી સત્વગુણને વધારનાર જે મહાપુરુષ વિષ્ણુ ભગવાન છે તેને અમે પુન પુન પ્રણામ કરીએ છીએ

**नमो विवृद्ध सत्त्वाय पुरुषाय महीयसे ।**
**यो ब्रह्म क्षत्रमाविश्य बिभर्तीदं स्वतेजसा ॥**
**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे**
**एकविंशोऽध्यायः**

# અધ્યાય ૨૨ મો.†

## પૃથુરાજાને બ્રહ્મોપદેશ.

**मैत्रेय उवाच**

**जनेषु प्रगृहणत्स्वेव पृथु पृथुलविक्रमम् ॥**
**तत्रोपजग्मुर्मुनयश्चत्वार सूर्यवर्चस ॥ १ ॥**

મૈત્રેય કહે છે-મહા પરાક્રમી પૃથુરાજાની આ રીતે લોકો પ્રશસા કરતા હતા તેવામા સૂર્ય સમાન તેજવાળા ચાર મુનિઓ સનક, સનદન, સનાતન અને સનત્કુમાર ત્યા આવ્યા ૧ પોતાની કાન્તિથી લોકોના પાપ દૂર કરતા આકાશથી ઉતરતા એ સિદ્ધેશ્વરોને રાજાએ તથા પ્રજાએ જોયા અને તેજના પુજથી તેઓ સનકાદિક છે એમ તરત ઓળખ્યા ૨ તેમના દર્શનથી ઉપર ચઢી ગયેલા પ્રાણને જાણે પાછા લેવા ઇચ્છતા હોય તેમ પૃથુરાજા પોતાના સભાસદ અને અનુચરો સહિત તેમની સામે ગયા જેમ જીવાત્મા ગધાદિક વિષયોની સન્મુખ ઉત્સુકતાથી જાય તેમ તેમને લેવા માટે તે સર્વ સામા ગયા ૩ પછી મહારાજા પૃથુએ વિનયથી સત્કાર કરી તે ઋષિયોને આસન આપ્યુ, અર્ઘ્ય આપ્યો અને પછી વિધિપૂર્વક પૂજા અને સત્કાર કર્યો ૪ તે ચારે મહાત્માઓના ચરણ પખાળીને તે જળ મસ્તક ઉપર ચડાવ્યુ તે પછી શીલવાન પુરુષોના આચરણોને શોભે તેમ વર્તવા લાગ્યા ૫ જેમ પોતાના સ્થાન-કુડમા અગ્નિ રહે તેમ સુવર્ણના આસન ઉપર બેઠેલા મહાદેવજીના મોટા ભાઇ સનકાદિકોને પૃથુરાજાએ શ્રદ્ધા અને સયમ સહિત પ્રસન્ન થઇને આ પ્રમાણે પૂછ્યુ ૬

પૃથુરાજાએ પૂછ્યુ-હે કલ્યાણ સ્થિતિવાળા કુમારો! મે એવુ શુ શુભ કર્મ કર્યું કે જેથી યોગીજનોને જેમના દર્શન દુર્લભ છે એવા આપના દર્શન મને થયા? ૭ તેમા આશ્ચર્ય શુ છે? જેના ઉપર બ્રાહ્મણ અને ભક્ત લોકો પ્રસન્ન થાય તેને આલોકમાં તથા પરલોકમા કયી વાત દુર્લભ છે? ૮ જેમ આ જગતના કારણ રૂપ મહત્તત્વાદિક અથવા મન્વાદિક સર્વના દ્રષ્ટા સાક્ષી પરમેશ્વરને નથી જાણતા એવા જગતમા વિચરતા આપને આ લોકો જાણતા નથી ૯ જે લોકોના ઘરનુ જળ, આસન, ભૂમિ, દાસજન, અને ઘરના ધણીનો મહાત્મા લોક સ્વીકાર કરે તે નિર્ધન અર્થાત્ દરિદ્રી હોય તોપણ મહા ભાગ્યશાળી મનુષ્ય છે એમ જાણવુ ૧૦ પરતુ જે ઘરમાં ભક્ત લોકોના ચરણ રૂપી તીર્થ નથી તે ઘર સપૂર્ણ સમૃદ્ધિયોથી પરિપૂર્ણ છતા પણ સર્પોને રહેવાના વૃક્ષોના કોટર જેવા જાણવા ૧૧ હે ઉત્તમ બ્રાહ્મણો! આપના નિયમોને બીજા ધીર લોક બાલ્યાવસ્થાથીજ મોક્ષ થવાની ઇચ્છાએ ધારણ કરે છે, એવા જે આપ તેનુ પધારવુ ભલે થયુ ૧૨ અમે કે જે ઇંદ્રિયાર્થ અર્થાત્ વિષયોનેજ પુરુષાર્થ માનનાર અને આ દુખમય સસારમા પોતાના કર્મોથી પડેલા છીએ તેઓનુ આપની કૃપાથીજ કલ્યાણ છે. ૧૩ અને તેથી આપ જેવા આત્મારામ પુરુષોને તો કુશળ પૂછવુ સભવેજ નહિ કારણ કે આપને કુશળ અને અકુશળ એવી બુદ્ધિની વૃત્તિયોજ નથી ૧૪ આપ તપસ્વી લોકોના સુહૃદ છો માટે આપનો વિશ્વાસ રાખીને હું આપને પૂછું છુ કે આ સંસારમાથી અમારો કેવી રીતે ઉદ્ધાર થાય? ૧૫ ધીર પુરુષોમા આત્મસ્વરૂપથી પ્રકાશમાન અને આત્મસ્વરૂપને પ્રકાશિત કરનાર આપ સાક્ષાત્ ભગવાનજ

† આ અધ્યાયમા ભગવાનની આજ્ઞાનુસાર સનત્કુમારોએ આવી પૃથુરાજાને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો, એ કથા કહેવાશે

છો. આપનું સિદ્ધ રૂપ ધારણ કરીને પૃથ્વી ઉપર વિચરવું તે આપના ભક્ત લોકો ઉપર અનુગ્રહ કરવાને માટેજ હોય છે ૧૬

મૈત્રેય કહે છે–પૃથુરાજાનો આવો સાર યુક્ત પરિમિત મધુર અને પ્રિય પ્રશ્ન સાભળી પ્રીતિથી જાણે હસતા હોય નહિ તેમ સનત્કુમાર નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૧૭

સનત્કુમારો કહે છે–હે મહારાજ! આપ સર્વ વાત જાણો છો તોપણ પ્રાણી માત્રનુ કલ્યાણ ઇચ્છીને આપે આ પ્રશ્ન કરેલો છે, સજ્જનોની બુદ્ધિ આવીજ પરોપકાર પરાયણ હોય છે ૧૮ સજ્જન પુરુષોનો સમાગમ હમેશ હિતકારી છે, કારણ કે, તેઓના પ્રશ્નોત્તરથી સર્વ જગતનું કલ્યાણ થાય છે ૧૯ હે રાજન્! તમારા મોક્ષનુ સાધન તો થયેલુ છે, કારણ કે ભગવાનના ચરણારવિંદના ગુણાનુવાદમા દૃઢ પ્રીતિ થવી એ મોક્ષનુ સાધન છે અને તે અતિ દુર્લભ છે, પરમેશ્વર ઉપર ભક્તિ થવાથી અંતઃકરણના કામ રૂપ કષાય અને સર્વ મળ દૂર થાય છે ૨૦ શાસ્ત્રોનો સારી રીતે વિચાર કરીને મનુષ્યોના કલ્યાણ માટે એવુ સાધન નક્કી કરવામા આવ્યુ છે કે આત્માથી ભિન્ન પદાર્થમા વૈરાગ્ય રાખવો અને નિર્ગુણ એટલે અલૌકિક ગુણવાળા આત્મરૂપ પરબ્રહ્મમા દૃઢ પ્રીતિ રાખવી ૨૧ શ્રદ્ધા રાખવી, ભાગવત ધર્મના આચરણ કરવા, આત્મ સ્વરૂપની જિજ્ઞાસા કરવી, અધ્યાત્મ યોગમા નિષ્ઠા રાખવી, યોગેશ્વરોની ઉપાસના કરવી અને પવિત્ર કીર્તિ શ્રી ભગવાનની નિત્ય કથાઓ સાભળવી ૨૨ પુરુષાર્થમા પરાક્રમ માનનાર, તામસી અને ઇન્દ્રિયારામ અર્થાત્ કામ પુરુષાર્થમા નિષ્ઠવાળા રાજસી જીવોની સાથે વાતચિત કરવાની ઇચ્છા પણ ન કરવી અર્થ અને કામનો પરિગ્રહ ન કરવો, એકાન્ત સ્થાનમા પ્રીતિ રાખવી, ભગવાનના ગુણ રૂપ અમૃત પાન વગર પોતાના મનમા સંતોષ રાખવો ૨૩ અહિંસા ધારણ કરવી, આત્મહિતનુ અનુસંધાન કરવુ, ભગવાનના ચરિત્ર રૂપી ઉત્તમ અમૃતનુ પાન કર્યા કરવુ, નિષ્કામ યમ નિયમ ધારણ કરવા, કોઈની નિંદા કરવી નહિ ને સુખ દુઃખને સહન કરવા, ૨૪ કાનના આભૂષણ રૂપ ભગવાનના ગુણાનુવાદ સાભળવા અને પ્રબળ ભક્તિના સાધનોથી એ વિના શ્રમે આત્મ-વ્યતિરિક્ત સંપૂર્ણ કાર્ય–કારણ રૂપ પદાર્થમાં વૈરાગ્ય ધારણ કરવો આમ કરવાથી નિર્ગુણ બ્રહ્મમાં પ્રીતિ થાય છે ૨૫ ગુરુની સેવા કરનાર પુરુષને જ્યારે પરમાત્મામા પરમ પ્રીતિ થાય છે ત્યારે અરણીથી ઉત્પન્ન થતો અગ્નિ જેમ અરણીને બાળીને ભસ્મ કરે છે તેમ આચાર્યની સહાયતાવાળો પુરુષ પણ જ્ઞાન અને વૈરાગ્યના બળથી અવિદ્યા આદિ પાચ કલેશ રૂપી શરીરને બાળીને ભસ્મ કરે છે, જેથી તે ફરીને ઉત્પન્ન થઈ શકતુ નથી ૨૬ લિંગ શરીરનો નાશ થયા પછી તેના કર્તૃત્વાદિ સર્વ ગુણ નિવૃત્ત થઈ જાય છે અને તેના દ્રશ્ય દ્રષ્ટાના ભેદ કે જે પ્રથમ પ્રતીત થતા હોય તે દૂર થઈ જાય છે, જેમ જાગ્રત પુરુષ સ્વપ્ન અવસ્થાના પદાર્થને દેખતો નથી તેમ લિંગ શરીર રહિત જ્ઞાની પુરુષ પોતાના સ્વરૂપથી બહારના ઘટાદિક પદાર્થોને અને અંદરના સુખ દુઃખાદિકોને દેખતો નથી ૨૭ દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ કેવળ અંતઃકરણથી પ્રતીત થાય છે, કારણ કે, જાગ્રત અને સ્વપ્નમા અંતઃકરણ હોવાથી પોતે જોનાર અને જોવાના પદાર્થ અને તેનો સંબંધ કરનાર અહંકાર પ્રતીત થાય છે, પણ સુષુપ્તિમા અંતઃકરણ ન હોવાથી કંઈ જોવામા આવતુ નથી. ૨૮ દૃષ્ટાન્ત તરીકે જગતમા જળ અને આદર્શ આદિ પદાર્થ હોય ત્યારે પોતપોતાના પ્રતિબિંબનો ભેદ પ્રતીત થાય છે, પરંતુ જો જળ અને આદર્શ આદિ પદાર્થો ન હોય તો તે ભેદ જોવામા આવતો નથી ૨૯ આસક્તિથી વિષયોનુ સ્મરણ કરનાર પુરુષોનુ સ્મરણ ઇદ્રિયોને વિષય તરફ ખેંચી લઈ જાય છે અને ઇદ્રિયો પછી મનને ખેંચી લઈ જાય છે, મન બુદ્ધિની વિચારશક્તિને ખેંચી જાય છે જેમ જળના કિનારા ઉપર ઉગેલો દર્ભ પોતાના મૂળ દ્વારા જળાશયના જળને ખેંચે છે પણ તે વાત અજ્ઞાની પુરુષોના લક્ષમા આવતી નથી, તેમ પૂર્વોક્ત ઇદ્રિય આદિકનું આકર્ષણ સહજ લક્ષમા આવતુ નથી ૩૦ બુદ્ધિની વિચારશક્તિનો નાશ થતા આગળ પાછળની સ્મરણ શક્તિ પણ નાશ પામે છે અને સ્મરણના

નાશથી જ્ઞાનનો નાશ થાય છે આ પ્રમાણે જેના જ્ઞાનનો નાશ થાય છે તેણે પોતાના આત્માનો નાશ કરેલો છે, એમ જ્ઞાની લોકો કહે છે ૩૧ મનુષ્યને આથી વિશેષ બીજી એકકે સ્વાર્થની હાનિ નથી, કે —જે આત્માને માટે સર્વ પ્રિય લાગે છે, તે આત્માની ખરાબી કરવી નહિ ૩૨ ધનની અને કામની તૃષ્ણા રાખવી એજ મનુષ્યોને માટે સર્વ પુરુષાર્થોની હાનિ કરનાર છે, કારણ કે એ તૃષ્ણા રાખવાથી શમજન્ય જ્ઞાન અને સ્વરૂપાનુભવ નાશ પામે છે અને તેનો નાશ થવાથી સ્થાવર ભાવને પ્રાપ્ત થવાય છે ૩૩ જે મનુષ્ય આ ગાઢ અંધકાર રૂપ નરકથી પાર ઉતારવા ઇચ્છતો હોય તે પુરુષે કોઈનો સંગ કરવો નહિ, કારણ કે સંગ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની હાનિ કરનાર છે ૩૪ એ ચારે પુરુષાર્થોમા પણ મોક્ષ સર્વોત્તમ પુરુષાર્થ ગણાય છે, કારણ કે પહેલા ત્રણમા તો કાળનો ભય રહે છે ૩૫ સૃષ્ટિમા આપણાથી બ્રહ્મા પર્યંત જે જે ઉત્પન્ન થયેલુ છે, તે સર્વના મનોરથોનો કાળ નાશ કરે છે, તેથી યથાર્થ સુખ તો કોઈને મળતુ જ નથી ૩૬ હે રાજન્ ! અનાત્મ વસ્તુમા આસક્તિ રાખવાથી અનર્થ થાય છે, માટે દેહ, ઇંદ્રિયો, પ્રાણ, બુદ્ધિ અને અહંકારથી આવૃત્ત સ્થાવર—જંગમ માત્રમા જે અંતર્યામી રૂપથી પ્રત્યક્ષ તથા દેશ, કાળ અને વસ્તુના પ્રમાણથી રહિત થઈ પ્રકાશે છે અને અંતર્વૃત્તિથી જે પ્રતીત થાય છે તે પરબ્રહ્મ હું જ છુ, એમ માનો. ૩૭ વિવેક ઉત્પન્ન થવાથી પણ નિવૃત્ત થનાર ઉચ્ચ—નીચ અને કાર્ય—કારણ રૂપ સંસાર કે જે દરમા સર્પની માફક માયા રૂપે પ્રતીત થાય છે તે પૂર્ણ પરબ્રહ્મ કે—જે નિત્યમુક્ત, શુદ્ધ, જ્ઞાન, સ્વરૂપ, સત્ય અને કર્મોથી મલિન થયેલી માયાનો તિરસ્કાર કરનાર છે તે આપ પરબ્રહ્મને હુ શરણે છું ૩૮ જેના ચરણકમળના પલ્લવ રૂપી આંગળિયોની કાન્તિની ભક્તિ કરવાથી મોટા મોટા મહાત્માઓ દેહાભિમાન રૂપી દૃઢગાંઠને છોડી નાખે છે ભમતી ઇંદ્રિયોને રોકનાર અને મનથી પણ વિષયોની આસક્તિ નહિ રાખનાર યોગીજન જેને છોડી શકતા નથી, તે વાસુદેવ ભગવાનનું શરણ લ્યો અને તેમનુ ભજન કરો. ૩૯ જેમાં ષડ્વર્ગ રૂપી ગ્રાહ છે એવા આ સંસાર રૂપી સમુદ્રને જે યોગાદિક સાધનોની, પરમેશ્વર રૂપી નાવ વગર પાર ઉતરવા ઇચ્છે છે તેને બહુજ પરિશ્રમ પડે છે, માટે હે પૃથુરાજા ! તમે ભગવાનના ભજવા યોગ્ય ચરણારવિન્દને નૌકા બનાવી આ દુસ્તર અને દુઃખ રૂપ સંસારને તરી જાઓ ૪૦

મૈત્રેય કહે છે—બ્રહ્મવેત્તા અને બ્રહ્માના પુત્ર સનત્કુમારોએ આ પ્રમાણે આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો ત્યારે પૃથુરાજા તેમની પ્રશંસા કરીને આ પ્રમાણે કહેવા લાગ્યા ૪૧

પૃથુરાજા કહે છે—હે ભગવન્ ! દીનવત્સલ શ્રી હરિએ, પૂર્વે મારા ઉપર કૃપા કરી હતી હે બ્રહ્મન્ ! તેને પરિપૂર્ણ કરવા માટે આપનું અહીં પધારવુ થયુ ૪૨ અને આપ મહાત્માએ કૃપા કરીને તે સર્વ કાર્ય પરિપૂર્ણ કર્યું આ મારુ રાજ્ય અને શરીરાદિ જે છે તે સર્વ મહાત્માઓનુંજ છે, માટે ગુરુ દક્ષિણામા હુ આપને શુ આપુ તે કહો ? ૪૩ હે બ્રહ્મન્ ! સ્ત્રી, પુત્ર, પ્રાણ, ઘર, ઘરની સામગ્રી, રાજ્ય, સેના, પૃથ્વી ને ભંડાર સર્વ તમ જેવા મહાત્માઓનાજ છે એથી તે ઉપર મારો અધિકાર નથી એટલે હું ગુરુ દક્ષિણામા શુ આપી શકુ ? સેવક જેમ રાજાને તાંબુલાદિક અર્પણ કરે છે તેમ મે પણ આ સર્વ આપને અર્પણ કરેલુ છે ૪૪ વેદ અને શાસ્ત્ર જ્ઞાતા બ્રાહ્મણજ સેનાપતિ ન્યાયાધીશ અને સર્વ લોકોના અધિપતિપણાને યોગ્ય છે ૪૫ બ્રાહ્મણ પોતાનુંજ અન્ન ખાય છે, પોતાનુંજ પહેરે છે અને પોતાનુંજ આપે છે, કારણ કે જે કંઈ છે તે સર્વ બ્રાહ્મણનુંજ છે અને બીજા ક્ષત્રિયાદિક તો બ્રાહ્મણોની કૃપાથી તેઓનુ આપેલુ રાજ્ય કરે છે તેથી ક્ષત્રિયોને કંઈ આપવાનો અધિકાર નથી ૪૬ આત્મ વિચારમા એક નિશ્ચયવાળા અને વેદને જાણનાર આપે જે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો તેનો બદલો આપી શકાય જ નહિ તેવો હોવો છતા કદાપિ હું આપવા ઇચ્છુ તો અવશ્ય હાસ્યને પાત્ર થાઉં, માટે પરમ દયાળુ આપ, કરેલા ઉપકારથીજ મારી ઉપર પ્રસન્ન થાઓ ૪૭

મૈત્રેય કહે છે—આ પ્રમાણે પૃથુરાજાએ સનત્કુ-

મારીનો સત્કાર કર્યો ત્યારે પૃથુરાજાના સ્વભાવની પ્રશસા કરતા સનકાદિક સર્વ લોકોના દેખતા આકાશ માર્ગે વિદાય થયા ૪૮ ત્યાર પછી બ્રહ્મજ્ઞાનથી પ્રકટ થયેલી એકાગ્રતાથી પોતાના સ્વરૂપમા સ્થિત અને મહાત્માઓમા અગ્રગણ્ય, એવા પૃથુરાજા પોતાના આત્માને કૃતાર્થ માનવા લાગ્યા ૪૯ પૃથુરાજા દેશ, કાળ, બળ, યોગ્યતા અને ધનને અનુસાર કર્મ કરીને સર્વ બ્રહ્માર્પણ કરતા હતા ૫૦ કર્મના ફળ બ્રહ્માર્પણ કરી કર્મોની આસક્તિનો ત્યાગ કરી પોતાના આત્માને સર્વ કર્મોનો સાક્ષી તથા દેહાદિકથી પર માનતા તે સાવધાન રહી કાર્ય કરવા લાગ્યા ૫૧ તે ઘરમા રહેતા અને રાજ્યલક્ષ્મીના પોતે અધિપતિ હતા, તોપણ અહકાર રહિત હોવાથી ઋષિની માફક કોઈ વિષયમા આસક્ત થતા નહોતા ૫૨ આ પ્રમાણે અતકરણમા જ્ઞાન નિષ્ઠા રાખીને લોક સગ્રહ માટે તે કર્મના આચરણ કરતા હતા તેમણે અર્ચિ નામની રાણીમા પોતાના જેવા વિજીતાશ્વ, ધૂમ્રકેશ, હર્યક્ષ, દ્રવિણ અને વૃક નામના પાચ પુત્રો ઉત્પન્ન કર્યા આ પૃથુરાજા એટલા સર્વ લોકપાળોના ગુણોને ધારણ કરતા હતા ૫૩–૫૪ વળી સમયે સમયે જગતની સૃષ્ટિના સરક્ષણાર્થે ભગવાનના અવતાર રૂપ પૃથુએ પોતાની વૃત્તિયોવડે અને સૌમ્ય ગુણોથી પ્રજાને રજન કરી ૫૫ એ માટે જાણે બીજા સોમ હોય તેમ પૃથુને "રાજા"નું અભિધાન મળ્યુ સૂર્ય જેમ આઠ માસ સુધી પૃથ્વી ઉપરનુ જળ ખેચે છે અને ચાતુર્માસમા પાછુ આપે છે, તેમ રાજા પણ સમે સમે પ્રજા પાસેથી ધન લેઈ વળી સમય આવતા પાછુ આપતો હતો અને જેમ સૂર્ય સર્વ ઉપર તપે છે તેમ તે સર્વ ઉપર આજ્ઞા કરતો હતો ૫૫–૫૬ તેજથી અગ્નિ સમાન દુર્ધર્ષ અને ઇન્દ્ર જેવો તે દુર્જય હતો ક્ષમામા પૃથ્વી જેવો અને મનુષ્યોને મનવાછિત કામનાઓ દેવામા કલ્પવૃક્ષ જેવો હતો ૫૭ જેમ મેઘ સર્વ જગતને તૃપ્ત કરવા વર્ષા કરે છે તેમ તે મનોવાછિત પદાર્થ આપી સર્વને તૃપ્ત કરતો હતો તે સમુદ્ર જેવો ગભીર અને મેરુ પર્વત જેવો દૃઢ હતો ૫૮ કુબેરની પેઠે ધન ભડારથી ભરપુર હતો અને ગુપ્ત પદાર્થ રાખવામા વરુણ જેવો હતો ૫૯ સર્વ સ્થળે ફરવામા બળ તથા ઓજ વડે વાયુ જેવો હતો તથા અસહ્યપણામા ભગવાન રુદ્રના જેવો હતો ૧૦ રૂપમા કામદેવના સમાન, હિમ્મતમા સિહ જેવો, મનુષ્યો ઉપર વાત્સલ્ય રાખવામાં મનુ જેવો અને પ્રભુપણામા ભગવાન બ્રહ્મા જેવો હતો ૧૧ બ્રહ્મવાદમા બૃહસ્પતિ જેવો, જીતેન્દ્રિયપણામા સાક્ષાત્ વિષ્ણુ જેવો તથા ગાય, બ્રાહ્મણ, ગુરુ ને ભક્ત પર પ્રીતિ રાખનાર હતો, ભક્તિ કરવામા તથા વિનય, સુશીલતા અને પરાર્થ ઉદ્યમમાં સદા પોતાના આત્મા જેવો હતો, અર્થાત્ એ વાતોમા કોઈની ઉપમા તેને અપાય નહિ એવો તે હતો ૧૨ જ્યા ત્યા સત્પુરુષ ત્રણે લોકમા ઉંચા સ્વરથી તેની કીર્તિ ગાયા કરતા હતા તેથી તેની કીર્તિ સ્રીયોના સભળવામા આવી હતી અને સત્પુરુષોમા તેની કીર્તિ રામચદ્રજીની કીર્તિના જેવી પ્રખ્યાત હતી.૧૩

कीर्त्यांच्चैर्गीतया पुम्भिस्त्रैलोक्ये तत्र तत्र ह ।
प्रविष्ट कर्णरन्ध्रेषु स्त्रीणां रामः सतामिव ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
द्वाविंशोऽध्याय

## અધ્યાય ૨૩ મો. $

## પૃથુ અને અર્ચિનું વૈકુંઠગમન.

मैत्रेय उवाच

दृष्ट्वात्मान प्रवयसमेकदा वैन्य आत्मवान
आत्मना वर्धिता शेष स्वानुसर्गं प्रजापतिः॥

મૈત્રેય કહે છે–હે વિદુર! પોતાની રચેલી અન્ન, પાણી આદિકની ઉત્પત્તિ અને પુર, ગ્રામ આદિની રચનાને વધારનાર અને સમગ્ર સ્થાવર જગમને આજીવિકા આપનાર, સત્પુરુષોના ધર્મને ધારણ કરનાર અને જીતેન્દ્રિય પ્રજાપતિ એવા પૃથુરાજા જે પ્રયોજનથી પોતે પ્રકટ થયા હતા તે પ્રયોજન પરમેશ્વરની કૃપાનુસાર સિદ્ધ થયા પછી એક સમયે પોતાના મનથી પોતાના શરીરની અવસ્થા જોઈ, ૧–૨ પ્રજાને શોચ કરતી મૂકી, પોતાની સ્રીને લઈ,

$ આ અધ્યાયમા સ્રી સહિત પૃથુરાજા વાનપ્રસ્થ થઇ તપ ને સમાધિદ્વારા વિમાનમા બેસી વૈકુઠમા ગયા, એ કથા કહેવાશે

એકલા તપ કરવાને વનમા ગયા તે સમયે પોતાની કન્યા પૃથ્વી કે જે વિરહથી જાણે રૂદન કરતી હોય એવી દેખાઈ તેથી તેને (પૃથ્વીને) પોતાના પુત્રોને સોંપી ૩ વનમા જઈને દૃઢ નિયમ વ્રત ધારણ કરી, રાજાએ પ્રથમ જેવો પૃથ્વીદોહન માટે પ્રયત્ન કર્યો હતો તેવો વાનપ્રસ્થ લોકોને પરમ માન્ય, ઉગ્ર તપ કરવાનો યત્ન કર્યો ૪ તે કોઈ દિવસ કદમૂળ ખાતા, કદી સૂકા પાદડા ખાતા, કેટલાક પખવાડિયા સુધી કેવળ જળપાન કરતા અને ત્યાર પછી કેવળ પવનનોજ અહાર કરતા ૫ ઉન્હાળામા પચાગ્નિ તાપતા, ચોમાસામા વર્ષાને સહન કરતા તથા શિશિર ઋતુમા કંઠ પર્યંત જળમા રહેતા અને સદા પૃથ્વી ઉપરજ શયન કરતા ૬ પૃથુરાજાએ પવનને જીતી શ્રીકૃષ્ણ ભગવાનની આરાધના કરવાની ઇચ્છાથી અતિ ઉત્તમ તપ કર્યું ૭ ધીરે ધીરે વધતા જતા તપના પ્રભાવે કર્મ નાશ થઈ જવાથી રાજાનું અતઃકરણ અતિ નિર્મળ થયુ ત્યાર પછી પ્રાણાયામના પ્રભાવથી ષડ્વર્ગ તેમને વશ થયા અને સર્વ બધન કપાઈ ગયા ૮ ભગવાન સનત્કુમારે જે પરમ આધ્યાત્મિક યોગનો ઉપદેશ કર્યો હતો તે ઉપદેશવડે રાજા ભગવાનની આરાધના કરવા લાગ્યા ૯ શ્રદ્ધાથી ભગવદ્ ધર્મોનુ આચરણ કરતા પૃથુરાજાને ભગવાન પરબ્રહ્મમા એક નિષ્ઠાવાળી ઇશ્વરની અનન્ય ભક્તિ થઈ ૧૦ તે પછી ભગવાનની ભક્તિ કરવાથી રાજાનું મન શુદ્ધ થયુ અને વૈરાગ્ય આવતા જ્ઞાનને પ્રાપ્ત થયુ, કે જે ભગવાનના અનુસ્મરણથી, પૂર્ણ થયેલા ભક્તિના પ્રભાવથી અને તીક્ષ્ણ થયેલા જ્ઞાનથી તેમણે સભવના આદિ અનેક વિષયોને આશ્રિત રહેલા પોતાના હૃદયની ગાઠ છોડી નાખી ૧૧ દેહાત્મ બુદ્ધિ વાળાને દેહ છે તેજ આત્મા છે, આવુ અભિમાન જે રાજાને હતુ તે નાશ થઈ જવાથી સ્વરૂપને પ્રાપ્ત થયેલા અને તપથી પ્રાપ્ત થયેલી સિદ્ધિયોમા પણ લાલચા રહિત પૃથુરાજા દેહાભિમાન નાશ પામ્યાથી બ્રહ્મજ્ઞાનમા શિથિલ પ્રયત્ન થયા, અર્થાત્ બ્રહ્મજ્ઞાનના પ્રયત્નનો પણ તેમણે ત્યાગ કર્યો ભગવાનની કથાઓ ઉપર પ્રીતિ કરવામા આવે નહિ તો સિદ્ધિયોમા ખલેલ થયા કરે તેથી પૃથુરાજા ભગવત પ્રીતિ થવા માટે સિદ્ધિયોમા લલચાયા નહિ ૧૨ આ પ્રમાણે જીવને પરબ્રહ્મમા જોડીને વીર પુરુષોમા શ્રેષ્ઠ પૃથુરાજા, સાક્ષાત્ બ્રહ્મરૂપ થયા પછી સમય આવ્યે તેમણે પોતાના શરીરનો ત્યાગ કર્યો ૧૩ દેહ ત્યાગ કેવી રીતે કર્યો તે સાભળો તેમણે પાનીની એડીથી ગુદાને દાબી મળદ્વારથી વાયુને ઉંચો ચઢાવી પ્રથમ નાભિમા, પછી હૃદયમા, પછી ઉરઃસ્થળમા અને પછી કઠ તથા ભ્રકુટીની વચમા લાવી મુક્તાસન કરી ક્રમે ક્રમે તેને બ્રહ્મરંધ્રમા ચઢાવ્યો પછી નિઃસ્પૃહ થયેલા પૃથુરાજાએ દેહગત વાયુને વાયુમા, શરીરના પાર્થિવ ભાગને પૃથ્વીમા, તેજના ભાગને તેજમા, ૧૪–૧૫ છિદ્રોને આકાશમા અને રસ ભાગને જળમાં પોતપોતાના સ્થાન અને વિભાગ પ્રમાણે પચતત્ત્વોમા જોડી દીધા પછી પૃથ્વીને જળમા, જળને તેજમા, તેજને વાયુમા, વાયુને આકાશમા અને મન તથા દેવતાઓને ઇન્દ્રિયોમા અને ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમા લીન કરી આકાશ અને વિષયોને અહકારમા લીન કરી અહકારને મહત્તત્ત્વમા લીન કર્યો ૧૬–૧૭ સર્વ કાર્યોના નિવાસરૂપ મહત્તત્ત્વને માયોપાધિક જીવમા લગાડયુ, ત્યારપછી જ્ઞાન અને વૈરાગ્યના બળથી પરબ્રહ્મમા સ્થિત થઈ પ્રથમ જીવત્વાભિમાન કરાવનાર ઉપાધિરૂપ અજય્ય માયાનો ત્યાગ–જય કર્યો, ૧૮ તેમની રાણી અર્ચિ કે જે અતિ સુકુમાર અને ચરણથી પૃથ્વીનો સ્પર્શ કરવાને અયોગ્ય હતી, તે પણ તેમની પાછળ વનમા ગઈ ૧૯ વનમા પૃથુરાજા જે ધર્મનું અનુષ્ઠાન કરતા હતા તેનુ તે પણ અનુષ્ઠાન કરતી અને ઋષિયો જેવી વૃત્તિ એટલે કદમૂળ, અને ફળ આદિ ખાઇને પતિની સેવા કરતી તેથી તે શરીરે બહુજ દુર્બળ થઈ ગઈ હતી ખાનપાનાદિક તથા ટાઢ તડકાના દુ ખને તે ગણતી ન હતી ૨૦ પરતુ જ્યારે પૃથુરાજાના શરીરને તેણે શબ રૂપ જોયુ ત્યારે જરાક શોક કર્યો અને પછી પર્વતના શિખર ઉપર ચિતા ખડકી તે ઉપર રાજાના શરીરને મૂકયુ ૨૧ પછી પોતે સ્નાન કરી, તે સમયને યોગ્ય ઉત્તરક્રિયા કરી, પતિને દાહાજલિ આપી આકાશમા જોવાને ઉભેલા દેવતાઓને નમસ્કાર કરી તથા અગ્નિને ત્રણ પ્રદ-

ક્ષિણા કરી પછી પતિના ચરણનું ધ્યાન ધરી પોતે પણ તેજ અગ્નિમા બળી મુઈ ૨૨ પોતાના પતિ પૃથુરાજાની પાછળ તે પતિવ્રતા અર્ચિને સતી થયેલી જોઈ હજારો વરદાન આપનારી દેવાગનાઓ દેવતાઓ સાથે તેની પ્રશ સા કરવા લાગી ૨૩ અને આકાશમાથી મ દરાચળ પર્વતના શિખર ઉપર ફૂલ વરસાવી દુ દુભિ વગાડતી તેઓ અર્ચિની સ્તુતિ કરવા લાગી ૨૪

દેવાગનાઓ બોલી–અહો ! આ અર્ચિ મહા ભાગ્યશાળી કે તેણે જેમ લક્ષ્મીજી ભગવાનની સેવા કરે તેમ સર્વ પ્રકારે પોતાના પતિ રાજાધિરાજ પૃથુરાજાની સેવા કરી ૨૫ પોતાના અચિંત્ય, કર્મના પ્રભાવથી તે આપણને ઉલ્લ ઘી પૃથુની પાછળ ઉપરના લોકમા ચાલી ગઈ ૨૬ આ પૃથ્વીમા જે મનુષ્ય, ચ ચળ આયુષ્યને પામી ભગવાનના પદને પ્રાપ્ત કરાવનાર આત્મજ્ઞાનને સિદ્ધ કરે, તે મનુષ્યોને કોઇ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી ૨૭ આ જગતમા મનુષ્ય દેહને પામી જે મનુષ્ય મોક્ષદાયક ભક્તિ મૂકી વિષયોમા આસક્ત થાય છે તેને ઠગાયલો તથા આત્મદ્રોહી સમજવો ૨૮

મૈત્રેય કહે છે–આ રીતે દેવાગનાઓ સ્તુતિ કરતી હતી, એટલામા બ્રહ્મજ્ઞાનમા નિપુણ એવા ભગવદ્ભક્ત પૃથુરાજા જે લોકમા ગયા હતા તે લોકમા અર્ચિ પણ ગઈ ઉદાર મનના આવા પરાક્રમી પૃથુરાજાનું ચરિત્ર મે' તમને યથાર્થ કહ્યુ ૨૯–૩૦ આ ચરિત્રને જે મનુષ્ય એકાગ્ર ચિત્તે શ્રદ્ધાથી વાચે અથવા સાભળે કે કોઇને સ ભળાવે તે તેમના પદને પામે છે ૩૧ આ પૃથુ ચરિત્રનો પાઠ કરવાથી બ્રાહ્મણ બ્રહ્મતેજને પામે છે, ક્ષત્રિય પૃથ્વીપતિ થાય છે, વૈશ્ય ધનાઢ્ય થાય છે અને શૂદ્ર હોય તો તે પવિત્ર થાય છે ૩૨ જે સ્ત્રી વા પુરુષ આદરપૂર્વક ત્રણ વાર આ ચરિત્ર શ્રવણ કરે છે તે અપુત્ર હોય તો પુત્રને અને નિર્ધન હોય તો ધનને પ્રાપ્ત થાય છે ૩૩ અપ્રસિદ્ધ પુરુષની જગતમા આ ચરિત્ર શ્રવણ કરવાથી કીર્તિ વધે છે અને મૂર્ખ પ ડિત થાય છે આ ચરિત્ર મનુષ્યોનુ કલ્યાણ કરનાર અને અમગળતાનો નાશ કરનાર છે ૩૪ આ ચરિત્ર ધન, યશ, આયુ અને સ્વર્ગ આપનાર તથા કલિયુગના મળનો નાશ કરનાર છે જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થને સારી રીતે સિદ્ધ કરવા ઇચ્છતો હોય તેણે આ ચરિત્રને શ્રદ્ધા પૂર્વક શ્રવણ કરવુ, કારણ કે ચાર પુરુષાર્થનુ તે પરમ સાધન છે ૩૫ જે રાજા દિગ્વિજય કરવાને નીકળે તેણે તે સમયે આ ચરિત્ર સાભળીને જવુ કે વિજય થાય પૃથુરાજાને જેમ સર્વ રાજાઓ ભેટ અર્પણ કરતા હતા તેમ તેને પણ સર્વે ભેટ લાવી અર્પણ કરશે ૩૬ એ માટે મનુષ્યોએ સર્વ સ ગનો ત્યાગ કરી ભગવાનમા નિષ્કામ ભક્તિ રાખી આ પૃથુરાજાના પવિત્ર ચરિત્રને સાભળવુ ૩૭ હે વિદુર ! ભગવાનના માહાત્મ્યને સૂચવનાર પૃથુરાજાનુ આ આખ્યાન મે તમને કહ્યુ, જે મનુષ્ય આમા પ્રીતિ રાખે છે તે પૃથુની ગતિને પામે છે ૩૮ જે મનુષ્ય મુક્તસ ગ થઈ આદરપૂર્વક આ ચરિત્રને પ્રતિદિવસ સાભળે વા સ ભળાવે છે તે ભગવાન કે જેના ચરણારવિ દ સ સાર સાગરથી પાર ઉતારવાની નૌકારૂપ છે તેની ઉત્તમ ગતિ–અર્થાત્ મોક્ષને પામે છે ૩૯

अनुदिनमिदमादरेण शृण्वन्
पृथुचरितं प्रथयन्विमुक्तसङ्गः ।
भगवति भवसिंधुपोतपादे
स च निपुणां लभते गतिं मनुष्यः ॥ ३९ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे
त्रयोविंशोऽध्यायः

# અધ્યાય ૨૪ મો.*

## પ્રચેતાઓની ઉત્પત્તિ.

मैत्रेय उवाच

विजिताश्वोऽधिराजासीत्पृथुपुत्रः पृथुश्रवाः ।
यवीयोभ्योऽददात्काष्ठा भ्रातृभ्यो भ्रातृवत्सलः

મૈત્રેય કહે છે–હે વિદુર ! ત્યાર પછી મહા યશસ્વી પૃથુ રાજાનો પુત્ર વિજીતાશ્વ ચક્રવર્તી થયો તેણે પ્રેમથી પોતાના નાના ભાઈઓને ચારે દિશાઓનું

* આ અધ્યાયમા પૃથુરાજાના પ્રપૌત્ર પ્રાચીનબર્હિષ રાજાના પ્રચેતઓ નામના પુત્રો થયા અને મહાદેવજીએ તેમને રુદ્રગીતનો ઉપદેશ કર્યો, એ કથા કહેવામા આવશે

રાજ્ય આપ્યું [૧] વિજીતાશ્વે હર્યક્ષને પૂર્વ દિશા, ધુમ્રકેશને દક્ષિણ, વૃકને પશ્ચિમ અને દ્રવિણસને ઉત્તર દિશાનું રાજ્ય આપ્યું [૨] જ્યારે પૃથુરાજાના અશ્વમેધનો ઘોડો ઇંદ્ર ચોરી ગયો ત્યારે ઇંદ્ર પાસેથી તે પાછો લાવતા ઇંદ્રે તેને અંતર્ધાન થવાની વિદ્યા શીખવી હતી તેથી તેનું નામ અંતર્ધાન પણ પડ્યું હતું તેને શિખંડિની નામની સ્ત્રીથી પાવક, પવમાન અને શુચિ નામના ત્રણ પુત્ર થયા આ ત્રણેને પ્રથમ વસિષ્ઠ ઋષિનો શાપ થયો હતો તેથી વિજીતાશ્વને ત્યાં પુત્ર રૂપે ઉત્પન્ન થયા અને પુનઃ પોતાની પદવીને પામ્યા [૩–૪] અંતર્ધાન રાજા કે જેણે ઇન્દ્ર ઘોડાને ચોરી જાય છે એવું જાણવા છતાં પણ તેને માર્યો નહિ, તેણે પોતાની બીજી નભસ્વતી નામની ભાર્યામાં હવિર્ધાન નામના પુત્રને ઉત્પન્ન કર્યો [૫] કર, દંડ અને દાન આદિ લેવાથી રાજાઓની આજીવિકા બીજાઓને દુઃખદાયી છે, એમ ધારી વિજીતાશ્વે લાંબા કાળ પર્યંત યજ્ઞ કરવાના નિમિત્તે આજીવિકાનો ત્યાગ કર્યો, [૬] અને પછી યજ્ઞમાં પોતાના ભક્ત લોકોના ક્લેશ દૂર કરનાર પરમાત્મા પુરુષનું એકાગ્ર ચિત્તથી યજન કરતા તે ઉત્તમ લોકને પામ્યો [૭] હે વિદુર! વિજીતાશ્વના પુત્ર હવિર્ધાનને હવિર્ધાની નામની સ્ત્રીથી બર્હિષદ, ગય, શુકલ, કૃષ્ણ, સત્ય અને જીતવ્રત એ છ પુત્ર ઉત્પન્ન થયા [૮] હે કુરુકુળદીપક! હવિર્ધાનનો પુત્ર પ્રજાપતિ બર્હિષદ મહા ભાગ્યશાળી અને વૈદિક કર્મકાંડમાં તથા યોગમાં પ્રવીણ હતો [૯] એ રાજાએ તમામ પૃથ્વીમાં કોઈ સ્થળને યજ્ઞ કર્યા વગરનું રાખ્યું નહિ અને પૂર્વ દિશા તરફ અગ્રભાગવાળા દર્ભોથી તમામ પૃથ્વી તળને ઢાંકી દીધું, તેથી તેનું નામ પ્રાચીનબર્હિષ પડ્યું [૯–૧૦] બ્રહ્માના કહેવાથી શતદ્રુતિ નામની સમુદ્રની કન્યા સાથે તેણે પાણિગ્રહણ કર્યું તે અતિ સુંદર, કિશોર અવસ્થાવાળી, સુંદર શૃંગાર જેણે ધારણ કરેલા એવી વિવાહ વખતે અગ્નિની પ્રદક્ષિણા કરતી હતી તેને જોઈ અગ્નિ જેમ $ પોપટી ઉપર આસક્ત થયા હતા તેમ પ્રાચીનબર્હિષ રાજા પણ આસક્ત થયા. [૧૧] નવ વિવાહિતા શતદ્રુતિએ ચારે તરફ પોતાના ઝાંઝરના ઝમકારથી દેવતા, દૈત્ય, ગંધર્વ, મુનિ, સિદ્ધ, મનુષ્ય અને નાગ લોકને મોહિત કર્યા હતા [૧૨] પ્રાચીનબર્હિષ રાજાને તેનાથી દશ પુત્ર થયા અને તે "પ્રચેતાઓ" કહેવાયા તે દશે એકજ નામવાળા એકજ વ્રતવાળા અને બધા પૂર્ણ ધર્મ પરાયણ હતા [૧૩] સૃષ્ટિ રચવાની જ્યારે તેમના પિતા પ્રાચીનબર્હિષે તેમને આજ્ઞા કરી ત્યારે તેઓ તપ કરવા સમુદ્ર કિનારે ગયા અને જળમાં ઉભા રહીને દશ હજાર વર્ષ સુધી તેમણે ભગવાનની આરાધના કરી [૧૪] તેઓ તપ કરવા જતા હતા તે સમયે રસ્તામાં તેમને સદાશિવના દર્શન થયા શંકરે પ્રસન્ન થઈ તેમને જે મંત્રનો તથા પૂજનનો ઉપદેશ કર્યો તે ઉપદેશ પ્રમાણે તેઓ જીતેન્દ્રિય રહી ધ્યાન, જપ તથા પૂજન કરવા લાગ્યા [૧૫]

વિદુર કહે છે—હે બ્રહ્મન્! પ્રચેતાઓ અને મહાદેવજીનો માર્ગમાં સમાગમ થયો ત્યારે પ્રસન્ન થઈ મહાદેવે તેમને જે ઉપદેશ કર્યો તે સારવાળો હશે, માટે એ સર્વ કથનું વર્ણન કરો [૧૬] હે વિપ્રર્ષિ! વૈરાગ્યવાળા લોકો જે ઇષ્ટદેવનું કેવળ ધ્યાન કરે છે, પરંતુ સાક્ષાત્કાર પામતા નથી તે મહાદેવજીનો સમાગમ થવો પ્રાણીઓને અતિ દુર્લભ છે [૧૭] ભગવાન શંકર સ્વયં આત્મારામ છે તોપણ આ જગતની રચનાનું પાલન કરવા માટે ભયંકર શક્તિને સાથે લઈ ફર્યા કરે છે [૧૮]

મૈત્રેય કહે છે—હે વિદુર! પ્રચેતાઓ પિતાની આજ્ઞાને શિર ઉપર ચઢાવી તપ કરવાનો નિશ્ચય કરી પશ્ચિમ દિશા તરફ ગયા [૧૯] રસ્તામાં સમુદ્રના જેવું એક લાંબું અને પહોળું સરોવર આવ્યું તે મહાત્મા પુરુષોના મનના જેવા અતિ સ્વચ્છ જળથી ભરેલું હતું [૨૦] નીલ કમળ, રક્ત કમળ, ઉત્પલ, અમ્ભોજ, કલ્હાર અને ઇન્દીવર આદિ અનેક જાતના રાત્રિ અને દિવસે ઉઘડનારા કમળો તેમાં ઉત્પન્ન

$ એક સમયે યજ્ઞમાં સપ્તર્ષિયોની સ્ત્રીઓને જોઇ અગ્નિને કામ ઉત્પન્ન થયો ત્યારે તેની સ્ત્રી સ્વાહાએ સાત ઋષિની સ્ત્રી રૂપ થઇ તેને રતિ કરાવી આ રીતે રમાડી અગ્નિનું વીર્ય પોપટીના રૂપે ઉપાડી મુંજના ભોથામાં રાખ્યું જેમ પોતાની સ્ત્રી સ્વાહાએ ઋષિની સ્ત્રી રૂપ થઇ અગ્નિને રમાડયા અને અગ્નિએ જાણ્યું કે સપ્તર્ષિઓનીજ સ્ત્રી છે, એ પ્રમાણે રમણ કરવાની ઇચ્છા કરતા રાજાને તે પ્રમાણે મોહ થયો

થતા હતા હ સ, સારસ, ચકવા અને કાર ડવ વગેરે પક્ષીઓના કલ્લોલથી તે ગાજી રહ્યુ હતું ૨૧ મદોન્મત્ત ભ્રમરોના ગુ જારવથી લતા અને વૃક્ષોના પુષ્પ ખીલી રહ્યા હતા, તથા ચારે તરફ કમળની રજના પવનથી આન દ જામી રહેલો હતો ૨૨ આવા તે ઉત્તમ સરોવરમાં મૃદ ગ અને ઢોલ આદિ વાજી ત્રની પાછળ દેવતાઈ અને મનોહર ગાયન થતુ હતુ, તે સાંભળીને તેઓ વિસ્મય પામ્યા ૨૩ એટલામા શ્રી મહાદેવજી પોતાના પાર્ષદો સહિત તેમાથી નીકળ્યા શ કરના દર્શન તે રાજકુમ રોને થયા તે વખતે મહાદેવજી પાસે દેવતાના નોકર ગ ધર્વ ગાયન કરી રહ્યા હતા. ૨૪ તપેલા સુવર્ણના ઢગ જેવી કાન્તિ વાળા નીલક ઠ, ત્રણ નેત્રવાળા અને પ્રસન્ન મુખવાળા મહાદેવજીના દર્શન કરીને તે રાજકુમારોએ મહા આશ્ચર્ય પામીને પ્રણામ કર્યા ૨૫ ત્યાર પછી શરણાગત પ્રતિપાળક, ધર્મવત્સલ, દીન જનના દુ ખ હરણ કરનાર ભગવાન મહાદેવજીએ ધર્મને જાણનાર અને શીલ સ પન્ન પ્રચેતાઓને કહ્યુ કે, ૨૬ તમે પ્રાચીનબર્હિષના પુત્ર છો. હું તમારા કર્તવ્ય કર્મને જાણું છુ તમારુ કલ્યાણ થ ઓ તમારી ઉપર કૃપા કરવાને માટે જ મેં તમને દર્શન આપ્યા છે ૨૭ જે સૂક્ષ્મ અર્થાત્ ત્રિગુણ પ્રકૃતિથી વા પુરુષથી પણ પર એટલે વાસુદેવ ભગવાનનો જે ભક્ત હોય તે મને પ્રિય છે ૨૮ જે પુરુષ પોતાના ધર્મમા નિષ્ઠા રાખે છે તે સે કડો જન્મો ધર્યા પછી બ્રહ્મપદને પામે છે, અને તે કરતા અધિક પુણ્ય હોય તો તે છેવટે મને પામે છે, અને જે ભગવાનનો પરમ ભક્ત છે તે તો નિ - સ દેહ માયા રહિત વિષ્ણુના પરમપદને પામે છે દૃષ્ટાત રૂપે સર્વ દેવતા તથા હુ યુગના અ તમા વિષ્ણુલોકને પામીએ છીએ ૨૯ તમે સર્વ ભગવદ્ ભકત છો એથી મને વિશેષ પ્રિય છો, અર્થાત્ મને જેવા ભગવાન પ્રિય છે તેવાજ તમે ભકતો પણ મને પ્રિય છો, તેમ ભકતોને પણ મારા જેવો બીજો કદી પણ કોઈ પ્રિય લાગતો નથી, ૩૦ માટે આ પરમ પવિત્ર સર્વ મ ગલને આપનાર, મોક્ષ દેનાર અને સર્વ વિઘ્નોને શાન્ત કરનાર જે સ્તોત્ર છે તે હુ તમને કહુ છુ, તે તમે એકચિત્તે સાભળો અને જેમ બને તેમ એકાન્તમા બેસીને તેનો પાઠ કરો ૩૧

મૈત્રેય કહે છે–હે વિદુર ! આ પ્રમાણે પરમ દયાળુ ભગવાનના પરમ ભક્ત શ કર પોતાની સામે હાથ જોડી ઉભેલા રાજકુમારોને સ્તોત્રનો ઉપદેશ કરવા લાગ્યા ૩૨

રુદ્ર કહે છે–હે પ્રભો ! આપનો મહિમા મોટા મોટા આત્મજ્ઞાની પુરુષોને પરમાન દ આપે છે, તો તે આન દ મને પણ આપવો જોઈએ જે સદા સિદ્ધિદાયક ને મ ગળરૂપ છે તેનુ આપે સેવન કરેલુ છે માટે હુ સર્વના આત્માને નમસ્કાર કરુ છુ ૩૩ જેની નાભિમા પચ મહાભૂત ઇદ્રિયોના આત્મા સર્વાન્તર્યામી, સ્વય પ્રકાશ, વાસુદેવ રૂપથી ચિત્તના નિય તા અને નિર્વિકાર એવા હે ભક્તિ રૂપ ! આપને મારા પ્રણામ છે ૩૪ સ કર્ષણ રૂપથી અહ કારને હરનાર સૂક્ષ્મ અને અન ત છો તથા વિશ્વને જ્ઞાન દેનાર યદુકુળના નાયક સર્વાંતર્યામી પ્રદ્યુમ્નને મારા નમસ્કાર છે ૩૫ સર્વ ઇદ્રિયોના ઈશ તથા ઇદ્રિયોના આત્મા અનિરૂદ્ધને હુ પ્રણામ કરુ છુ આપ સૂર્ય રૂપ ધારણ કરી સમસ્ત ભૂમ ડળને આપના તેજથી પ્રકાશિત કરો છો અને આપ પરમ હ સ પૂર્ણ તથા ક્ષય વૃદ્ધિ રહિત છો તેને હું પ્રણામ કરું છુ ૩૬ સ્વર્ગ અને મોક્ષના દ્વાર રૂપ તથા સદા પવિત્ર હૃદયમા વાસ કરનારને હુ પ્રણામ કરુ છુ. ચાતુર્હોત્ર કરનાર, યજ્ઞના સાધન રૂપ, યજ્ઞનો વિસ્તાર કરનાર અને અગ્નિ રૂપ આપને હુ પ્રણામ કરુ છું ૩૭ પિતૃ અને દેવતાઓને અન્ન દેનાર ત્રણ વેદના પતિ અને યજ્ઞ રૂપ સત્વવાળા ચ દ્ર રૂપ આપને હુ વારવાર નમસ્કાર કરુ છુ પ્રાણિયોને તૃપ્ત કરનાર અને સર્વ રસમય જળ રૂપ આત્માને હુ પ્રણામ કરું છુ ૩૮ સર્વ જીવ માત્રના શરીર રૂપ, વિરાટ, સ્થૂલ ત્રણ ભુવનને પાળનાર, મન, ઇદ્રિય અને શરીરના બળરૂપ તથા વાયુરૂપ ઈશ્વરને મારા પ્રણામ છે ૩૯ અર્થ, ચિહ્ન, શબ્દ અને ગુણોથી સર્વના નામ રૂપ, આ કાશરૂપ આત્માને મારા નમસ્કાર છે. ૪૦ વળી પ્રવૃત્તિ નિવૃત્તિ માર્ગથી, પિતૃ કર્મવાળા ધર્મ તથા મૃત્યુ રૂપથી, અધર્મના કલેશને કાપનારને મારા નમસ્કાર છે ૪૧ હે ઇશ ! કર્મોના ફળ

આપનાર સર્વજ્ઞ અને મંત્ર રૂપ આપને મારા પ્રણામ છે ધર્મ રૂપ, અખંડ જ્ઞાનવાળા, પુરાણ પુરુષ, સાંખ્ય તથા યોગના ઈશ્વર આપને પ્રણામ છે ૪૨ મહત્વાદિ ગુણ વિશિષ્ટ ચૈતન્ય રૂપ પરિપૂર્ણને મારા પ્રણામ છે કર્તા કર્મ અને કારણ એ ત્રણે શક્તિઓ સહિત અહંકારમય રુદ્ર રૂપ ધારી આનંદમય આત્માને મારા નમસ્કાર છે અર્થ, ચિત્ત, ક્રિયા અને શક્તિરૂપ વર્ણીને નાના પ્રકારે રચનાર બ્રહ્મ મૂર્તિ એવા આપને મારા પ્રણામ છે ૪૩ ભક્ત લોકોને અતિ પ્રિય, સર્વથી ઇંદ્રિયોના વિષય વિષયી રૂપ આપના સ્વરૂપના અમને દર્શન આપો, કારણ કે અમે નિરંતર તે દર્શનની ઇચ્છા રાખીએ છીએ ૪૪ વર્ષાકાળના મેઘ સમાન શ્યામ વર્ણ, સકળ ગુણના આશ્રય, સુંદર લાંબી ચાર ભુજાથી શોભાયમાન, અત્યંત સુંદર મુખની છબિવાળા, ૪૫ કમળ કોશની કોમળ પાંખડી અને પલાશ પુષ્પ જેવી શોભાયમાન આંખવાળા, સુંદર ભ્રમર તથા નાસિકાવાળા, મનોહર દાંત તથા કપોળવાળા, ૪૬ આંખોની અણીએ જાણે હસતી હોય એવા કમળના કેસર જેવા વસ્ત્ર પહેરનાર, સ્વચ્છ કુંડળવાળા, ૪૭ મુગટ, કંકણ, હાર, ઝાંઝર અને કટિમેખળા તથા શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનાર, વનમાળા કૌસ્તુભમણિવાળા, ૪૮ સિંહ જેવા ખભા ઉપર કુંડલ આદિ આભૂષણોની શોભાવાળા, કસોટીમા જેમ સુવર્ણની રેખા શોભે છે તેમ જેના વક્ષ સ્થળમા લક્ષ્મી શોભે છે એવા, ૪૯ પીપળાના પાંદડા જેવા પેટવાળા, પૂરક તથા રેચકવડે શ્વાસોચ્છ્વાસ ચાલવાથી હાલતી ત્રિવલીયોવડે શોભિત, જળના ભ્રમર જેવી ગંભીર નાભિ કે જેમાથી વિશ્વની ઉત્પત્તિ થઈ છે અને પુનઃ વિશ્વને તેમા શમાવનાર ૫૦ શ્યામ વર્ણના, કટિ પશ્ચાદ્ ભાગ ઉપર ધરેલા પીતાંબરની સાથે સોનાની કટિમેખલા પહેરનાર તેમજ સરખા અને સુશોભિત ચરણ પીંડિયો, સાથળ અને શરદ્ ઋતુના મનોહર કમળ પત્ર જેવી શોભાયમાન કાન્તિવાળા નખોની કાન્તિથી અંતઃકરણના અજ્ઞાનનો નાશ કરનાર ચરણકમળથી પોતાના પ્રિય ભક્ત ધ્રુવ પ્રહ્લાદાદિક ભકતોના ભય દૂર કરનાર આપ

આપના મનોહર સ્વરૂપના અમને દર્શન આપો, કારણ કે, હે ગુરો ! અમારા જેવા લોકોને માર્ગ દર્શાવનારા આપ છો ૫૧-૫૨ જેને પોતાના મલિન આત્માને શુદ્ધ કરવાની ઈચ્છા હોય તેઓએ આપના રૂપનું ધ્યાન કરવું જોઇએ ને પોતાના ધર્મને છોડવો ન જોઈએ, કારણ કે જે યોગ તથા અભયદાન આપે છે ૫૩ વળી સ્વર્ગમા રાજ્ય કરનાર જેની ઇચ્છા રાખે છે એવા અને આત્મવેત્તાઓની ગતિ રૂપ તથા સર્વ પ્રાણિયોને દુર્લભ આપ આપના ભકતોને સુગમ છો ૫૪ મહાત્માજનોને પણ ભક્તિ મળવી અતિ દુર્લભ છે એકાન્ત ભક્તિથી દુરારાધ્ય આપની ઉપાસના કરીને તથા આપના મનોહર ચરણારવિંદોના મૂળને છોડીને બીજા સ્વર્ગાદિક સુખની ઇચ્છા કોણ કરે ? ૫૫ કાળ કે જે પોતાના તેજ અને બળના પ્રભાવથી ભ્રુકુટિના ચળવાથી વિશ્વનો વિધ્વંશ કરી શકે છે, તે કાળ પણ આપના ચરણ સેવનાર ઉપર 'આ મારે આધીન છે' એવુ અભિમાન કરતો નથી. ૫૬ આપના ભક્ત લોકોની સંગતની અર્ધક્ષણની બરાબર હું તો સ્વર્ગને, મોક્ષને કે મનુષ્યોના આશીર્વાદને ગણતો નથી, રાજ્યાદિક સુખ તો તેની આગળ તુચ્છ છે ૫૭ આપના ચરણારવિંદનુ સેવન કરવાથી અને ગંગાજીના સ્નાનથી અને ગંગાજીના જેવા બહારના તથા અંદરના પાપ નાશ થઈ ગયાં છે એવા, તથા સર્વ જીવો ઉપર દયા રાખનારા, નિર્મળ અંતઃકરણ અને શીલ સ્વભાવવાળા મહાત્મા પુરુષોનો સમાગમ અમને થયા કરે એવા આપના અનુગ્રહને હું ઇચ્છુ છુ ૫૮ સાધુની સેવા કરવાથી જ્યારે ચિત્ત વિષયોથી રહિત અને તમોગુણમા પ્રવેશ ન કરવાથી શુદ્ધ થાય ત્યારે યોગીને આપનું સ્વરૂપ જોવામા આવે છે ૫૯ જે બ્રહ્મમા આ સર્વ જગત દેખાય છે અને જગતમા જે બ્રહ્મ દેખાય છે, તે તત્ત્વ પરબ્રહ્મ સર્વમા વ્યાપક છે ૬૦ હે મહારાજ ! જેથી ભેદ બુદ્ધિ થયા કરે તે બુદ્ધિમા ભેદ કરનારી માયા છે, પણ તે આપના ઉપર પોતાની કંઈ પણ સત્તા ચલાવી શકતી નથી એવી અનેક રૂપવાળી માયાથી આપ પરમેશ્વર સ્વયં નિર્વિકાર છતા પણ આ જગતને રચો છો, પાલન કરો છો અને લીન કરો છો, જેમા કંઈ

પણ ભેદ બુદ્ધિ નથી, જે સત્વના સમાન પ્રકાશવાન છે તે સ્વતંત્ર આપને અમે અખંડ પરબ્રહ્મ જાણીએ છીએ. ૬૧ આપ ભિન્ન ભાવ રહિત, મહા ભૂત, ઇંદ્રિયો અને અંતઃકરણથી જાણવામા આવતા સાકાર રૂપનુ જે યોગીજન શ્રદ્ધાપૂર્વક અનેક પ્રકારની ક્રિયાઓથી મુક્તિને માટે સારી રીતે પૂજન કરે છે તેનેજ અમે વેદ અને શાસ્ત્રમા વિચક્ષણ સમજીએ છીએ, અર્થાત્ જે તેને છોડી કેવળ જ્ઞાનમા પ્રવૃત્ત થાય છે તે વિચક્ષણ નથી ૬૨ આપ આદિ પુરુષ છો, કારણ કે પ્રલય કાળમા આપની માયા શક્તિ પ્રલયમા લય થઇ જાય છે અને જગત–સૃષ્ટિના પ્રારંભ કાળમા માયા શક્તિથી જ્યારે આપ સત્વ, રજ અને તમોગુણ રૂપથી વિભાગ કરો છો ત્યારે તે વિભાગોમાથી મહતત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી, દેવતા, ભૂત, ગણ અને બીજા પણ અનેક પદાર્થોના ઢગલા રૂપ આ જગત ઉત્પન્ન થાય છે ૬૩ આપની શક્તિના પ્રભાવથી વિશ્વમા પ્રવિષ્ટ થઇ આપ આત્માના અંશથી આ વિશ્વ રૂપ પુરમા ચાર પ્રકારના જીવને રચો છો સ્વેદજ, અંડજ, જરાયુજ અને ઉદ્‌ભિજ્જ એ જીવ પોતાની ઇંદ્રિયોથી ક્ષુદ્ર વિષયોનું સુખ ભોગવે છે ૬૪ તેજ તમે અતિ દુઃસહ અને અતિ પ્રચંડ વેગવાળા કાળ રૂપથી વાયુ જેમ વાદળને ચલાયમાન કરી ખેંચી જાય તેમ પ્રાણિયોને બીજા પ્રાણિયોથી ચલાયમાન કરી ખેંચી લઇ જાઓ છો, પરંતુ એ સર્વને ખેંચનારુ આપનું કાળ સ્વરૂપ કોઇના લક્ષ્યમા આવતુ નથી ૬૫ કર્તવ્યાકર્તવ્યથી અસાવધાન રહેનાર લોભી અને વિષયથી લલચાનાર પ્રાણીને સદા સાવધાન રહેનાર કાળ રૂપ આપ લઇ લ્યો છો ૬૬ આપનું ભજન કરતા જેનુ શરીર જીર્ણ થતુ જાય એવો માણુસ જો સમજુ હોય તો આપના ચરણારવિંદનો ત્યાગ ન કરે? બ્રહ્મા અને ચૌદ મનુઓએ મરણના ભયથી દૃઢ વિશ્વાસ પૂર્વક તમારા ચરણનુ સેવન કરેલુ છે હે બ્રહ્મન્! આખું વિશ્વ રુદ્રના ભયથી ત્રાસ યુક્ત છે તેથીજ અમે તમને નિર્ભય અને શરણ રૂપ ગણીએ છીએ ૬૮

શ્રી રુદ્ર કહે છે–હે રાજકુમારો! આ રુદ્ર ગીતનો જપ કરો, સ્વધર્મનુ અનુષ્ઠાન કરો ને ભગવાનમા ચિત્ત પરોવો કે જેથી તમારુ કલ્યાણ થાય ૬૯ પોતાના સ્વરૂપમાં તથા સર્વ પ્રાણી માત્રમા વિરાજમાન પરમાત્માની સ્તુતિ, પૂજા તથા ધ્યાન ધરો. ૭૦ મુનિનુ વ્રત ધારણ કરનારા તમે સૌ રાજકુમારો આ યોગાદેશ નામના સ્તોત્રનો હંમેશ પાઠ અને શ્રદ્ધાથી જપ કરો ૭૧ પૂર્વે ભૃગુ આદિ સૃષ્ટિ રચવા ઇચ્છતા પ્રજાપતિઓને બ્રહ્માએ આ મંત્ર બતાવ્યો હતો ૭૨ સૃષ્ટિ ઉત્પન્ન કરવામા જેઓને બ્રહ્માએ પ્રેરણા કરી હતી એવા અમે સર્વે પ્રજાપતિઓએ આ મંત્રના જપથી નિષ્પાપ થઈ અનેક પ્રકારની પ્રજા રચી હતી, ૭૩ માટે વાસુદેવ ભગવાનનુ શરણ લઇ જે પુરુષ એકાગ્ર ચિત્તથી નિત્ય આ મંત્રનો જપ કરે છે તેનુ કલ્યાણ થાય છે ૭૪ આ જગતમા સર્વ કલ્યાણોમા 'જ્ઞાન' સર્વથી કલ્યાણકારી છે જેને જ્ઞાન રૂપ નૌકા પ્રાપ્ત થઇ છે તે આ દુઃખરૂપી અપાર સાગરને તરે છે ૭૫ વળી જે મનુષ્ય શ્રદ્ધા પૂર્વક આ ભગવાનના સ્તોત્રનો પાઠ કરશે તે દુરારાધ્ય વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરશે. ૭૬ જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે તેની ઉપર સર્વ કલ્યાણોના અધિપતિ ભગવાન અત્યંત પ્રસન્ન થાય છે અને ભગવત કૃપાથી તે મનુષ્ય જે જે ઇચ્છા કરે છે, તે તેને તરત ફલીભૂત થાય છે ૭૭ જે મનુષ્ય પ્રાતઃકાળે ઉઠી, હાથ જોડી શ્રદ્ધાયુક્ત થઇ આ સ્તોત્રને સાભળે વા સંભળાવે તે સર્વ કર્મ બંધનોથી મુક્ત થાય છે. ૭૮ હે રાજકુમારો! પરમ પુરુષ પરમાત્માનુ આ સ્તોત્ર મે તમારી પાસે ગાયુ તેનો જપ કરો અને એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરો કે જેથી અંતમા તમારુ મનોવાંછિત પૂર્ણ થાય ૭૯

गीतं मयेदं नरदेवनन्दना
परस्य पुंसः परमात्मनः स्तवम् ।
जपन्त एकाग्रधियस्तपो महत्
चरध्वमन्ते ततआप्स्यथेप्सितम् ॥ ७९ ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे
चतुर्विंशोऽध्यायः



# અધ્યાય ૨૫ મો. $

## પુરંજનનું રૂપક—આખ્યાન.

### मैत्रेय उवाच

इति संदिश्य भगवान् बार्हिषदैरभिपूजितः
पश्यतां राजपुत्राणां तत्रैवांतर्दधेहरः ॥ १ ॥

મૈત્રેય કહે છે—આ પ્રમાણે ભગવાનના સ્તોત્રનો ઉપદેશ કરીને પ્રચેતાઓએ જેની પૂજા કરી છે એવા ભગવાન શંકર, પ્રચેતાઓના દેખતા ત્યાજ અંતર્ધાન થઈ ગયા ૧ પછી એ સ્તોત્રનો પ્રચેતાઓએ જળમા રહીને દશ હજાર વર્ષ સુધી જપ કરતા તપશ્ચર્યા કરી ૨ હે વિદુર! પ્રચેતાઓ તો હજી તપશ્ચર્યા જ કરતા હતા, એટલામા કર્મમા અત્યંત આસક્ત એવા પ્રાચીનબર્હિષ રાજાને નારદજીએ આ પ્રમાણે જ્ઞાનોપદેશ કર્યો. ૩

નારદ કહે છે—હે રાજન્! તુ કર્મ કરી કયા સુખની ઇચ્છા રાખે છે? કલ્યાણ તો એજ કહેવાય છે કે જેથી દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ થાય, પણ તે આ કર્મથી પ્રાપ્ત થાય તેમ નથી ૪

પ્રાચીનબર્હિષે પૂછ્યુ—હે મહાભાગ! હુ તો કર્મોમા અતિ આસક્ત બુદ્ધિવાળો છુ, તેથી મોક્ષની વાત જાણતો નથી માટે આપ મને નિર્મળ જ્ઞાનનો ઉપદેશ કરો, કે જેથી હુ કર્મબંધનથી છૂટી જાઉં ૫ જેમા મિથ્યા કડાકૂટોવાળા ધર્મો છે એવા ઘરોમા સ્ત્રી, પુત્ર અને ધનને પુરુષાર્થ માનનાર મૂર્ખ સંસારના ફેરામા જ ફર્યા કરે છે, મોક્ષને પામતો નથી ૬

નારદ કહે છે—હે પ્રજાપતિ! તે નિર્દય થઈ યજ્ઞમા જે હજારો પશુઓનો વધ કર્યો છે તેઓને તો જો ૭ તેઓ સર્વ દુઃખનુ સ્મરણ કરતા સ્વર્ગમા તારી વાટ જુવે છે જ્યારે તુ મરીશ ત્યારે એ સર્વ ક્રોધિત થઈ લોહથી મઢેલા શિંગડાથી તારુ શરીર વિદીર્ણ કરશે ૮ આના ઉદાહરણ તરીકે એક પુરાતન ઈતિહાસ કહુ તે સાભળ ૯

હે રાજન્! એક મહા યશસ્વી પુરંજન નામે રાજા હતો, જેના કર્તવ્ય કર્મની કોઈને ખબર નથી તથા જેનું નામ કોઈના જાણવામા નથી એવો એક તેનો મિત્ર હતો ૧૦ એ રાજા પોતાની રાજધાનીને યોગ્ય નગરીની શોધ કરવાને પૃથ્વી ઉપર ફર્યો, પરંતુ મનગમતુ સ્થાન કયાહી મળ્યુ નહિ ૧૧ વિષયસુખ ભોગવવાની ઈચ્છાવાળા તે રાજાને પૃથ્વીમા જેટલી નગરીઓ છે તેમાથી કોઇએ નગરી સુખની પ્રાપ્તિને માટે યોગ્ય જણાઈ નહિ (મનુષ્ય શરીર શિવાય પશુ અને પક્ષી આદિના જે જે શરીર છે તેમાથી કોઈમા પણ સર્વ સુખ ભોગવવાની જોગવાઇ નથી તેથી બીજુ કોઈ પણ શરીર તેને પસંદ પડયુ નહિ) ૧૨ ત્યાર પછી એક દિવસ તે રાજા ફરતો ફરતો હિમાલય પર્વતના દક્ષિણ તરફના શિખરોમા ગયો, ત્યા તેણે નવ દરવાજાવાળુ એક નગર જોયુ તે નગરમા કોઈ પણ જાતનો દોષ ન હતો (મનુષ્ય શરીરમા એક મુખ, બે નાકના છિદ્ર, બે કાનના છિદ્ર, બે આખના છિદ્ર, એક ગુદાનુ તથા એક શિશ્નનુ છિદ્ર, એ રીતે નવ દરવાજા છે) ૧૩ તે નગર કિલ્લા, ઉપવન, અગાસીઓ તથા ખાઇઓ, ઝરૂખા અને તોરણથી અત્યંત શોભાયમાન હતુ સુવર્ણ, રુપુ અને લોહના શિખરોવાળા અનેક ઘરોથી તે સર્વત્ર વ્યાપ્ત હતુ (કિલ્લા આદિ અવયવના જે જે ભાગો તે શરીરમા છે તે ચક્ર છે રાજસ્, તામસ્ આદિ સ્વભાવ તે શિખર જાણવા) ૧૪ એ નગરીના મહેલની ભૂમિ નીલમણિ, સ્ફટિકમણિ, વૈદૂર્યમણિ, મોતી, મરકત મણિ અને માણેકોની બનેલી હતી. (મહેલ એટલે હૃદય સમજવુ અને મણિયો એટલે નાડીયો) આ પ્રમાણે એ નગરીની શોભા નાગ લોકોની ભોગવતી નગરીની પેઠે અત્યંત શોભતી હતી ૧૫ સભાસ્થાનો, ચૌટા, રાજમાર્ગ, રમણભૂમિ, દુકાનો, વિશ્રામસ્થાન, ધ્વજા, પતાકા, અને પરવાળાઓની ઓટલીઓથી તે શોભાયમાન હતી ૧૬ તેની બહાર એક સુંદર ઉપવન હતું તેમા દિવ્ય વૃક્ષ અને લતાઓ (ચંદન માળા આદિ પદાર્થ) હતા જળાશયોમા પક્ષી અને ભમરાઓના ગુંજારવથી કોલાહલ થઈ રહ્યો હતો ૧૭ શીતળ ઝરણોના જળકણોને ઉડાડતો અને પુષ્પ સમૂહમા થઈને

$ આ અધ્યાયમા આત્માના બુદ્ધિની સંગતથી જે જન્મ મરણાદિક થાય છે, તે વિષય પુરંજન રાજાના ઇતિહાસના રૂપકથી નારદ વર્ણવે છે

ત્રણુ તાપને હરનાર પવન ત્યાં વહાતો હતો તલાવડીઓના કાઠા ઉપરના ઝાડોની શાખા અને પાદડાની શોભા તેમા પડતી હતી તે તળાવોમા ખીલી ગ્હેલી કમલિનીનો જે પરાગ ઉડતો હતો તેથી સર્વ ભૂમિ સુગધમય થઈ રહી હતી ૧૮ જગલી જનાવરો અહિંસક હોવાથી પરસ્પર નિર્ભય થઈ સાથે ફરતા હતા કોઇ પણુ પ્રકારની ત્યા બાધ ન હતી વનગજીઓમા કોયલના ટૌકા થતા હતા, તેથી એમ જણાતુ હતુ કે આ ઉપવન પોતાની મધુરવાણીથી ભોગીને આ મ ત્રે છે ૧૯ એ વનમા યદૃચ્છાથી એક ઉત્તમ સ્ત્રી (બુદ્ધિ) રહેતી હતી, તે પુરજન રાજાએ દીઠી તે સ્ત્રી સાથે દશ નોકર (ઇંદ્રિયો) હતા અને તે નોકરોની સાથે સેકડો સ્ત્રિયો (અનતવૃત્તિયો) હતી ૨૦ એક પાચ મસ્તકવાળો નાગ (પ્રાણુ, અપાન, ઉદાન, સમાન અને વ્યાન, આ ૫ ચવૃત્તિયો વાળો પ્રાણુ) તે સ્ત્રીનું ચારે બાજુએથી રક્ષણુ કરતો હતો કામરૂપી ધારણાવાળી એ સ્ત્રી અવસ્થામા સોળ વર્ષની હતી અને સુદર પતિ શોધતી હતી ૨૧ દાડમની કળીઓ જેવા દાત, શુક જેવી નાસિકા, આરસી જેવા સ્વચ્છ સુદર કપોળ અને ચદ્રમા જેવુ અત્યત સુદર તેનુ મુખ હતુ (ગધ, રસ ઇત્યાદિકનું જ્ઞાન તેને પરિપૂર્ણ હતુ) ૨૨ પીળા વસ્ત્ર અને શ્યામ વર્ણવાળી, નાજુક, કટીમા સુવર્ણની મેખલા ધારણ કરેલી એવી, નિતબથી બહુજ સુદર, ભારે તથા દેવાગનાની માફક તે ચાલતી હતી ૨૩ યૌવન અવસ્થાથી પ્રફુલ્લ થયેલી, હાથણીની ગતિવાળી તે લજ્જાને લીધે વારવાર છાતી ઢાકતી હતી ૨૪ લજ્જાળુ મદહાસ્યને લીધે અત્યત શોભાયમાન જણાતી તે ચચલાક્ષીના નેત્રાની અણીઓ રૂપી ભાલાઓથી ઘાયલ થયેલો પુરજન રાજા તે મૃગનયનીને પૂછવા લાગ્યો કે—હે કમળની પાખડી જેવા નેત્રવાળી! તુ કોણુ છે? કોની પુત્રી છે? અને હે સતિ! અહિ કયાથી આવી છે? હે ભીરુ! આ પુરી કોની છે? આ નગરીના ઉપવનમા તુ શુ કરવાને આમ તેમ ફરે છે તે મને કહે? ૨૫-૨૬ આ જે અગિઆર યોદ્ધાઓ તારી સાથે છે તે કોણુ છે? આ યોદ્ધાઓમા અગિઆરમો મહા બળવાન્ જણાય છે (દશ ઇન્દ્રિય અને અગિયારમું મન) તેનું નામ શુ છે? અને વળી આ બીજી સ્ત્રીઓ (વૃત્તિઓ) જે તારી સાથે છે તે કોણુ છે? હે સુભ્રૂ! તારી આગળ રક્ષા માટે ચાલે છે તે સર્પ કોણુ છે? ૨૭ પતિને શોધવા નીકળેલી સાક્ષાત્ લક્ષ્મી જેવી તુ, બ્રહ્મજ્ઞાની શિવને શોધવા નિકળેલી ભવાની કે બ્રહ્માની શોધ કરવા નીકળેલી સરસ્વતી છે કે વિષ્ણુની શોધ માટે નીકળેલી લક્ષ્મી છે? તુ નિયમ યુક્ત દેખાય છે હુ જાણુ છુ કે, તારો જે પતિ હશે તેના મનોરથ તારા ચરણુ સ્પર્શથી પરિપૂર્ણ થયા હશે જો તુ લક્ષ્મી હોય તો તારા હાથમા રહેલો કમળનો કોશ કયા પડી ગયો? ૨૮ હે સુદર ઉરુવાળી! હુ ધારુ છુ કે, તુ પૂર્વોક્ત સ્ત્રિયોમાની કોઇ નથી, કારણુ કે, એ સર્વ દેવાગનાઓ હોવાથી તેમને પૃથ્વીનો સ્પર્શ સભવતો નથી, માટે લક્ષ્મી જેમ વિષ્ણુ ભગવાનની સાથે રહી વૈકુણ્ઠને શોભા આપે છે તેમ હુ કે જે મહા વીર અને ઘણા કર્મ કરનાર સકળ લક્ષણુયુક્ત છુ તેની સાથે રહી તું આ નગરીને સુશોભિત કર, કારણુ કે, મારી સાથે આ પુરીમા રમણુ કરવા યોગ્ય તુજ છે ૨૯ હે શોભને! તારુ લાજ ભરેલુ મદ હસવુ, તેથી ઉંચી નીચી થતી ભ્રૂથી પ્રેરણા કરાયેલો મનોભવ તારી દૃષ્ટિના તિરછા પ્રેક્ષણુની ઝીણી અણિથી ખંડિત ઇન્દ્રિયવાળો જે હુ, તેને દુખ દે છે માટે મારી ઉપર કૃપા કર ૩૦ હે મૃદુહાસિની! તારુ આ મનોહર મુખારવિંદ ઇન્દુને પણુ લજવે એવુ છે તે સુદર વાકી ભમરોવાળુ અને સુદર પુતળીઓવાળી આખોથી શોભાયમાન, લાબા ને શ્યામ કેશના સમૂહથી ઘેરાયેલુ અને કોયલ જેવી મધુર બોલીવાળુ છે, તેને તુ લાજને લીધે મારી સામે ઉચુ કરતી નથી તે ઉંચુ કરી મને અમૃત દૃષ્ટિએ નવરાવ ૩૧

નારદ કહે છે—હે વીર! આ પ્રમાણે અધીરની પેઠે પ્રાર્થના કરતા પુરજન રાજાની સામું જોઈ તે સ્ત્રી પણુ મોહિત થઈ ગઇ અને હસીને સત્કાર પૂર્વક તેનુ કહેવુ માનીને બોલી કે, ૩૨ હે પુરુષશ્રેષ્ઠ! મને તથા આપને જે ઉત્પન્ન કરનાર છે તેને તથા આપણા નામ પાડનારને અને વશ સ્થાપના-

રને આપણે પરિપૂર્ણ રીતે જાણતાં નથી ૩૩ હે વીર ! હુ નથી જાણુતી કે કયારથી મારી હયાતી છે હુ તો માત્ર એટલુજ જાણુ છુ કે હાલ હુ આ ઉપવનમા આવી છુ બીજુ કઈ મારા જાણુવામા નથી હુ એટલુ પણુ કહી શકતી નથી કે આ નગરી કોણે વસાવી અને કોણુ તેનો બનાવનાર છે ૩૪ હે મહારાજ ! આ જે અગિઆર પુરુષ છે તે મારા મિત્ર છે અને જે આ સ્ત્રિયો છે તે મારી સખીઓ છે જ્યારે હુ સૂઇ જાઉ છુ ત્યારે આ નાગ મારી નગરીનું રક્ષણુ કરવા જાગ્યા કરે છે ૩૫ હે શત્રુનાશક ! આપ જે અહિં આવ્યા તે બહુજ સારુ કર્યું મને આનદ થયો જો આપને સાસારિક વિષય ભોગવવાની ઇચ્છિા હોય તો હુ મારા બધુઓ સહ અને તેઓ સાથે આ સ્ત્રિયો છે તે સર્વને સાથે લઇને આપની સેવામા રહુ ૩૬ હે વિભો ! આ જે નવ દ્વારની નગરી છે તેને તમે તમારી પોતાની સમજી તેમા વિરાજો, અને સો વર્ષ પર્યંત હુ જે ભોગ આપુ તેનુ સેવન કરો (સો વર્ષ એમ કહેવાનુ તાત્પર્ય એ છે કે મનુષ્યના આયુષ્યનુ પ્રમાણુ સો વર્ષનું છે ) ૩૭ આપથી અધિક રસિક શિરોમણિ બીજો કયો પુરુષ છે ? કે જેની સાથે હુ રમણ કરુ ? બીજો કોઇ રતિસુખને જાણુતો નથી કેટલાએક જે વિષય સુખને માટે શાસ્ત્રમા નિષેધ કર્યો નથી તેવા સુખોનો પણુ ત્યાગ કરી બેઠા છે, કેટલાએક પરલોકની તથા આ લોકની પણુ ચિ તા કરતા નથી, અને કેટલાએક પશુ જેવા છે ( નૈષ્ઠિક બ્રહ્મચારી સ્ત્રી સ બ ધી સુખ જાણુતા નથી સ ન્યાસી વિષય સુખને તજે છે કામી લોકોને પરલોકની ચિ તા રહેતી નથી વૈરાગીને આ લોકની ચિ તા રહેતી નથી અને જે મૂર્ખ છે તે પશુ જેવા હોય છે ) ૩૮ આ ગૃહસ્થાશ્રમમા ધર્મ, અર્થ, કામ (પુત્ર સ બધી સુખ ) મોક્ષ, યશ અને શોક તથા રજોગુણુ રહિત નિર્મળ સ્વર્ગાદિક લોકો કે જેને સ ન્યાસીઓ પણુ પામતા નથી તે પમાય છે ( સન્યાસીઓ મોક્ષના અધિકારી હોવાથી તેમને બીજા સ્વર્ગાદિક લોકો મળતા નથી ) ૩૯ આ જગતમા ગૃહસ્થાશ્રમજ પિત્રીશ્વર, દેવતા, ઋષિ, મનુષ્ય, જીવજ તુ અને પ્રાણીઓના જીવને પરમ કલ્યાણુકારી આશ્રમ છે, એમ વિદ્વાનો કહે છે ૪૦ હે વીર ! વિખ્યાત, ઉદાર, રૂપવાન અને પ્રિય એવા આપ સમાન પતિ મળે તો મારા જેવી કયી સ્ત્રી આપને પતિ તરીકે ન સ્વીકારે ? ૪૧ હે મહાભુજ ! આપ દયાથી વૃદ્ધિ પામેલી મદહાસ્યવાળી દૃષ્ટિ વડે અનાથ લોકોની પીડા દૂર કરવા માટે આ સ સારમા ફરો છો આપના સર્પ સમાન લાબા બે હાથ ઉપર કયી સ્ત્રીનું મન મોહિત થાય નહિ ? ૪૨

નારદ કહે છે—હે રાજન્ ! એ પ્રમાણે તે સ્ત્રી—પુરુષ તે ઠેકાણે પરસ્પર કરાર કરી તે નગરીમા રહ્યા અને સો વષ પર્યંત જીવવાની આશામા આનદ કરવા લાગ્યા ૪૩ તે નગરીમા પુર જન રાજાની કીર્તિ ગાયક લોક જ્યા ત્યા ગાવા લાગ્યા ( આમા જાગ્રત અવસ્થા સ ક્ષેપથી સૂચવેલી છે ) ઉનાળામા ઘણી સ્ત્રિયો સાથે તળાવમા તે જળક્રીડા કરતો હતો. ( આથી સુષુપ્તિ અવસ્થા સૂચવેલ છે ) ૪૪ જુદા જુદા દેશમા જવા માટે એ નગરીને ઉપર સાત તથા નીચે બે દરવાજા હતા ( મુખ, નાસિકાના બે છિદ્ર, બે આખ, બે કાન, ગુદા અને લિ ગ, એ નવ છિદ્ર જુદા જુદા વિષય ભોગને માટે છે ) તેમા જે ખરો ધણી ઇશ્વર છે તે કોઇના જાણુવામા નથી (આત્મા) ૪૫ આ નગરીના પાચ દરવાજા પૂર્વ તરફ, એક દક્ષિણુ તરફ, એક ઉત્તરે અને બે પશ્ચિમ તરફ છે હે રાજન્ ! હવે હું તેના નામ તમને કહુ છુ ૪૬ પૂર્વ તરફ ખદ્યોતા અને આવિર્મુખી નામના બે દરવાજા (નેત્ર ) છે, તે દરવાજાઓથી પુર જન રાજા વિભ્રાજિત ( રૂપ ) નામના દેશમા દ્યુમાન ( ચક્ષુ ઇંદ્રિય) મિત્રની સાથે જાય છે ૪૭ વળી નલિની અને નાલિની નામે ( નાક ) બે દરવાજાઓથી વૈભવી પુર જન રાજા અવધુત ( ઘ્રાણુ ) નામે મિત્ર સાથે સૌરભ નામે (ગ ધ) દેશમા જાય છે. ૪૮ તથા તેજ દિશામા મુખ્યા ( મુખ ) નામે પાચમો દરવાજો છે તે દરવાજાથી પુર જન રાજા આપણુ ( ભાષણુ ) અને બહૂદન ( અન્ન ) નામે બે દેશમા જાય છે આપણુ દેશમાં જતી વખતે વિપણુ ( વાણી ) નામનો મિત્ર તેની સાથે રહે છે તથા બહૂદન દેશમા રસજ્ઞ ( રસના )

નામનો મિત્ર તેની સાથે રહે છે ૪૯ એ નગરીમા દક્ષિણ તરફ પિતૃહૂ (જમણો કાન) નામે દરવાજો છે, એ દરવાજામાથી ભોગી રાજા પુરંજન દક્ષિણ પાચાલ નામના દેશમા (પ્રવૃત્તિ માર્ગવાળા કર્મકાડ વિષયના શાસ્ત્ર) શ્રુતિધર (શ્રોત્ર ઇંદ્રિય) નામના મિત્ર સાથે જાય છે ૫૦ વળી એ નગરીમા દેવહૂ (ડાબો કાન) નામનો દરવાજો ઉત્તર તરફ છે, એ દરવાજેથી વૈભવી રાજા પુરંજન ઉત્તર પાચાલ (નિવૃત્તિ શાસ્ત્ર) દેશમા શ્રુતિધર (શ્રોત્ર ઇંદ્રિય) નામના મિત્રની સાથે જાય છે ૫૧ વળી એ નગરીમા આસુરી (લિંગ) નામે દરવાજો પશ્ચિમ દિશામા છે એ દરવાજાથી પુરંજન રાજા દુર્મદ નામે મિત્ર (ઉપસ્થઇન્દ્રિય) સાથે ગ્રામક નામે દેશમા જાય છે ૫૨ પશ્ચિમ દિશામા વળી બીજો એક નિર્ઋતિ (ગુદા) નામે દરવાજો છે, એ દરવાજેથી પુરંજન રાજા લુબ્ધક (પાયુ ઇંદ્રિય) નામે મિત્રને સાથે લઈ વૈશસ (મળત્યાગ) નામના દેશમા જાય છે ૫૩ આ નવ દરવાજા ઉપરાત નિર્વાક્ (પગ) અને પેશસ્કૃત્ (હાથ) નામના બે દરવાજા બીજા છે, પરંતુ તે સદા બંધ રહે છે, તેમાથી નિર્વાક્ નામે દરવાજેથી ઇંદ્રિયોનો રાજા પુરંજન ચાલે છે અને બીજા પેશસ્કૃત્થી કામકાજ કરે છે ૫૪ વિષૂચીન [મન] નામે નાજરની સાથે તે જ્યારે પોતાના અંતઃપુર [હૃદય] મા જાય છે ત્યારે સ્ત્રી [બુદ્ધિ] અને પુત્રો [ઇંદ્રિયોના પરિણામ] જોઈને મોહ, [તમોગુણનું કાર્ય] પ્રસાદ [સત્વગુણનું કાર્ય] અને હર્ષ તેને પ્રાપ્ત થાય છે. ૫૫ આ પ્રમાણે કર્માસક્ત તે મૂર્ખ રાજા પુરંજન [જીવ] પોતાની સ્ત્રી [બુદ્ધિ] ની ઇચ્છા પ્રમાણે વર્તે છે ૫૬ તે જ્યારે મદ્યપાન કરે છે ત્યારે પોતે પણ મદ્યપાન કરે છે અને તેના મદથી વિહ્વલ થાય છે જ્યારે તે ખાય છે ત્યારે પોતે પણ ખાય છે, ૫૭ જ્યારે તે ગાય છે ત્યારે પોતે પણ ગાવા માડે છે, અને તે રુદન કરવા માડે છે ત્યારે પોતે પણ રડે છે, ને હસે છે ત્યારે પોતે પણ હસે છે, અને જો તે બોલે તો પોતે પણ બોલે છે ૫૮ જ્યારે તે દોડે ત્યારે પોતે દોડવા માડે છે, જો તે ઉભી રહે તો પોતે ઉભો રહે છે, જ્યારે તે સૂઈ જાય છે ત્યારે પોતે સૂઈ જાય છે, તે જ્યારે બેસે ત્યારે પોતે તેની પાછળ બેસે છે ૫૯ તે સાભળે તેજ પોતે સાંભળે, તે જુવે તેજ પોતે જુવે, જે તે સુંઘે તેજ પોતે સુંઘે અને જો તે સ્પર્શ કરે છે તો પોતે પણ સ્પર્શ કરે છે ૬૦ તે શોક કરે તો પોતે શોક કરે, તે આનંદ પામે તો પોતે આનંદ પામે અને જ્યારે તે પ્રફુલ્લિત થાય ત્યારે પોતે પણ પ્રફુલ્લિત થાય છે ૬૧ આ પ્રમાણે સ્ત્રીથી જીતાયેલો અને પોતાના અસંગત્વાદિ સ્વભાવોને ખોઈ બેઠેલો અજ્ઞાની પુરંજન રાજા સ્ત્રીને વશ થઈ પોતાની ઈચ્છા ન છતા પણ વાનરની માફક સ્ત્રીને અનુસરતી ચેષ્ટાઓ કરે છે ૬૨

**विप्रलब्धो महिष्यैवं सर्वप्रकृतिवंचितः**
**नेच्छन्ननुकरोत्यज्ञः क्लैब्यात् क्रीडामृगो यथा॥**

**इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे**
**पंचविंशोऽध्यायः**

## અધ્યાય ૨૬ મો.*

### પુરંજનની સાંસારિક સ્થિતિ.

**नारद उवाच**

**स एकदा महेष्वासो रथं पंचाश्वमाशुगम्**
**हैमं द्विचक्रमेकाक्षं त्रिवेणुं पंचबन्धुरम् ॥ १ ॥**

નારદ કહે છે–તે [સ્વપ્ન અવસ્થાનું મૃગયાના રૂપકથી વર્ણન કરે છે] પુરંજન રાજા એક દિવસ સુવર્ણનું કવચ [રજોગુણ] પહેરી કંચનની સામગ્રીવાળા રથ [સ્વપ્ન અવસ્થા સંબંધી દેહ] મા બેસી અખુટ ભાથા [અનંત વાસનાથી ભરેલા અહંકાર] ને સાથે લઈ પંચપ્રસ્થ [પાચ વિષય રૂપી] નામના વનમા ગયો એ રથનો વેગ ઘણોજ ઉતાવળો હતો [સ્વપ્નનો દેહ જાગ્રતના દેહ સમાન વિશેષ વાર રહેતો નથી તેથી વેગવાળો કહ્યો] રથમા પાચ ઘોડા [પાચ જ્ઞાનેન્દ્રિય] બે ઈષા [અહંતા ને મમતા], બે પૈડા [પુણ્ય અને પાપ], એક ધોસરી [માયા અથવા અજ્ઞાન], ત્રણ ધ્વજાઓ [સત્વ, રજ અને તમ], પાચ દોરડા [પંચપ્રાણ],

* આ અધ્યાયમા મૃગયાના રૂપકથી સ્વપ્ન અવસ્થા તથા જાગ્રત અવસ્થાનું વર્ણન કરી, ઉત્તમ બુદ્ધિના ત્યાગ અને યોગથી પુરંજનની સંસાર સ્થિતિનું વર્ણન કરવામા આવશે

એક મુખ્ય દોરી [ મન ], એક સારથી [ બુદ્ધિ ], હતો, રથિને બેસવાનુ સ્થાન [ હૃદય ] એકજ હતું, બે ઊંટડા [ શોક અને મોહ ], પાચ પ્રકારની સામગ્રી [ પાચ વિષય ] સાત પડદાઓ [ સાત ધાતુ ] અને પાચ પ્રકારની ગતિઓ [ પાચ કર્મેંદ્રિય ] હતી ૧–૩ પુરંજન રાજાએ એક મોટુ ધનુષ્ય [ હુંજ કર્ત્તા છુ અને હુંજ ભોક્તા છુ એવો અભિનિવેશ ] ધારણ કર્યું અને દશ સિપાઈ [ દશ ઇંદ્રિય ] અને એક જમાદાર [ મન ] એમ અગિયર જણને સાથે લીધા ૪ રાજા પુરંજન ધનુષ્ય [ વિષય ભોગમા અભિનિવેશ ] બાણ [ રાગ દ્વેષાદિક ] હાથમા લઈ, રાણી કે જે ત્યાગ કરવા યોગ્ય ન હતી તેને તજી મૃગો [ વિષયો ] ને મારવા [ ભોગવવા ] ની ઇચ્છાથી વનમા જઈ આખેટ કરવા લાગ્યો [ વિષય ભોગવવા લાગ્યો ] પુરંજન રાજા આસુરી વૃત્તિ ધારણ કરી તીક્ષ્ણ બાણોથી જંગલમા જંગલી જાનવરોને મારવા લાગ્યો ૫ બાળક કેટલેક દિવસે પોતાની જાતેજ રમવુ છોડી દે તે પ્રમાણે શાસ્ત્ર પણ જો મનુષ્યોને ધીરે ધીરે બોધ કરે તો ધીરે ધીરે છોડી દેવાય પણ એકદમ રોકે તો તે રોકાય નહિ, અને તેથી સારુ પરિણામ આવે નહિ, માટે શાસ્ત્રમા કેટલાક નિયમ કરી હિંસાનો સંકોચ કર્યો છે જેથી લોકો કેટલેક દિવસે પોતાની મેળે હિંસાથી નિવૃત્ત થાય છે ૬ જેમ શાસ્ત્રમા હિંસાના નિયમ છે તેમ બીજા કામોમા પણ શાસ્ત્રોના નિયમ હોય છે હે રાજેન્દ્ર ! એ માટે નિયમોને સમજી જે મનુષ્ય નિયમાનુસાર વર્તે તે નિયમાનુસાર કર્મ કરવાથી જ્ઞાની થાય છે અને જ્ઞાન થતા તેને કોઇ પણ પ્રકારના કર્મનો લેપ થતો નથી ૭ પરંતુ નિયમોનું ઉલ્લઘન કરી કર્મ કરવામા આવે તો અંતઃકરણની શુદ્ધિ થતી નથી અને તેની શુદ્ધિ વગર “ હુ કર્ત્તા છુ ” એવા અભિમાનમા આરુઢ થઈ બુદ્ધિનો નાશ થવાથી સંસારના પ્રવાહમા પડી અધમમા પણ અધમ નીચ જાતિમા જીવની ગતિ થાય છે ૮ વનમા વિચિત્ર પાખવાળા બાણોવડે કપાતા અને દુઃખ પામતા પ્રાણીઓનો દયાળુ પુરુષોથી સહન ન થઈ શકે એવો મૃગયામા નાશ થવા લાગ્યો ૯ સસલા, સૂવર, પાડાઓ, રોઝ, રુરુ નામના મૃગ અને બીજા પણ પવિત્ર પ્રાણીઓને [ જેનું માસ ધર્મશાસ્ત્રમાં પવિત્ર મનાય છે તેને ] મારતો મારતો પુરંજન રાજા આખરે થાકી ગયો ૧૦ [ સ્વપ્નાવસ્થા વર્ણવી હવે પુનઃ જાગ્રદવસ્થાનું વર્ણન કરે છે ]

પછી ભૂખ્યો તરસ્યો અને થાકેલો પુરંજન ત્યાથી પાછો ઘેર ગયો ઘેર જઈ સ્નાન કરી ભોજન કરીને સૂતો ત્યા નિદ્રાવશ થવાથી પરિશ્રમ નિવૃત્ત થયો ત્યારે આખ ઉઘડી ગઈ પછી સુગંધિ પદાર્થ અત્તર, ચદન, પુષ્પ અને હારાદિકથી પોતાના શરીરને સુગંધિત અને સુશોભિત કરી વધૂ—સ્ત્રી પાસે ગયો ૧૧–૧૨ તૃપ્ત થયેલો, પ્રસન્ન અને મહા અભિમાનથી-ભરેલો તે કામ વિવશ થઈ અંતઃપુરમા ગયો ત્યા શ્રેષ્ઠ બુદ્ધિવાળી સુમુખી અને ઉત્તમ ઉરુવાળી રાણી તેના જોવામા ન આવી ૧૩ એટલે હે પ્રાચીનબર્હિષ ! તે સમયે બહુજ ઉદાસ થઈ પોતાની રાણીની સખીઓને તેણે પૂછ્યુ કે—તમે અને તમારી બાઇ સાહેબ કુશળ તો છો ? જેમ તમે તમારી બાઈસાહેબ સહિત પ્રથમ આનદથી ફરતી હતી તેમ આજ કેમ ફરતી નથી અને તેનુ શુ કારણ છે ? તેમજ ઘરમા ઘર સબધી સંપત્તિ, જેવી પ્રથમ શોભતી હતી તેવી આજ દેખાતી નથી તેનુ શુ કારણ ? જે ઘરમા ઘરની શોભા, શુભાનના સ્ત્રી વા સર્વ સુખ આપનારી માતા હોતી નથી તે ઘર પૈડા વગરના રથ જેવુ છે તેવા ઘરમા કયો વિદ્વાન પુરુષ વાસ કરે ? વિના પૈડાના રથમા કયો ચતુર આરુઢ થાય ? ૧૪–૧૫ તે મારી પ્યારી કે—જે મને વખતોવખત મહા દુઃખ રૂપ સમુદ્રમા ડુબતા બચાવતી હતી તે હાલ કયા છે ? જે ક્ષણે ક્ષણ ઉત્તમ પરામર્શ આપી પ્રેમ કરી કરી મારા મનને આનંદ ઉપજાવતી હતી તે પતિઘેલી કયા છે ? કે, જે પગલે પગલે મારી બુદ્ધિને સાવધાન કરતી હતી ૧૬

સખીઓ બોલી—હે નરનાથ ! આપની પ્યારી શુ કરવા ઇચ્છે છે ? તેની તો અમને ખબર નથી પરંતુ તે આગણામા કંઈ પણ પાથર્યા વગર પૃથ્વી ઉપર સૂઈ રહી છે તેને આપ ત્યા જઈ જુવો ૧૭

નારદ કહે છે—સ્ત્રીના પ્રસંગથી જેનુ જ્ઞાન નાશ

પામ્યું હતું એવો પુરંજન રાણીને શરીરની શુદ્ધ વગર પૃથ્વી ઉપર પડેલી જોઈ બહુ ખેદ પામ્યો, ૧૮ અને મધુર વાણીથી તેની સાત્વના કરવા લાગ્યો પરંતુ તે સમજ્યો નહિ કે તેણે જાણી બુઝીને આ પ્રમાણે કોપ કર્યો છે ૧૯ વળી સ્ત્રીને પ્રસન્ન કરવામાં ચતુર એવો પુરંજન રાજા ધીમે ધીમે તેને સમજાવવા લાગ્યો તથા પોતાના ખોળામા બેસાડીને આ પ્રમાણે મનાવવા લાગ્યો ૨૦

પુરંજન કહે છે—હે ચન્દ્રાનને! દાસ અપરાધ કરે ત્યારે તેના સ્વામીનો ધર્મ છે કે તેને દંડ દે અને જો સ્વામી દંડ ન દે તો જાણવું કે એ દાસ મંદભાગી છે ૨૧ સ્વામી પોતાના સેવકોને જે શિક્ષા કરે છે તે દાસે તેની બહુજ કૃપા સમજવી જોઈએ પરંતુ હે કૃશોદરિ! સ્વામી દંડ કરે ત્યારે સેવક જો મનમા તે વાતનું દુઃખ લગાડે અને ક્રોધ કરે તો એ સેવકને મૂર્ખ સમજવો, કારણ કે, તે પોતાના શેઠના હિતેચ્છુપણુંને જાણતો નથી ૨૨ હે ઉદાર મનવાળી! સ્નેહના ભારથી તથા લજ્જાથી જરા જરા વારે હસવાથી તથા જોવાથી સુંદર લાગતું, શ્યામ કેશરૂપી ભારાઓથી અત્યંત શોભતું, ઉંચી નાસિકાવાળું અને મધુર વચન બોલતું તારૂં મુખ અમને તથા તારા પોતાના મનુષ્યોને દેખાડ ૨૩ હે વીરપત્ની! બ્રાહ્મણકુળ અને ભગવાનના ભક્ત શિવાય કોઈ બીજાએ તારો અપરાધ કર્યો હોય તો કહે તેને હું શિક્ષા કરવાને તૈયાર છું, કારણ કે ત્રણ લોકમા અથવા ત્રણ લોકથી બહાર પણ મારો ભય ન રાખી આનંદમા રહેનાર કોઈ મનુષ્ય મારા જોવામા આવતો નથી ૨૪ આજ પર્યંત તારૂં મુખારવિન્દ હર્ષરહિત, ક્રોધથી ભયંકર અને પ્રેમશૂન્ય થયેલું મારા જોવામા આવ્યું નથી વળી પાકા બિંબ ફળ જેવા રાતાચોળ તારા અધર તાબૂળ નહિ ખાવાથી કુંકુમ સમાન રક્ત કાન્તિ જેમા દેખાતી નથી એવા ફીકા કદી પણ મારા જોવામા આવ્યા નથી ૨૫ આટલો બધો અપરાધ તો મારાથી થયો નથી હા! એક અપરાધ થયો છે કે તને વગર પૂછયે વ્યસનમા આતુર થઈ મૃગયા કરવા ચાલ્યો ગયો કામદેવના બાણોના વેગથી સર્વ ઐશ્વર્યને તજી ધૈર્ય રહિત થઈ જો પત્નીનો પતિ વાર વાર તેના ચરણમા પડે તો પોતાને વશ પતિની અભિલાષા પૂર્ણ ન કરનાર એવી કયી સ્ત્રી છે કે, જે પોતાના પતિને અનુકૂળ ન થાય જે કુલીન સ્ત્રી છે તે સદા પોતાના પતિની સેવામા તન મન ધનથી તત્પર રહે છે ૨૬

तन्मे प्रसीद सुहृद कृत किल्बिषस्य
स्वैर गतस्य मृगया व्यसनातुरस्य ।
का देवर वशगत कुसुमास्त्रवेग
विस्रस्त पौस्नमुशती न भजेत कृत्ये ॥२६॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
षड्विंशोऽध्याय:

## અધ્યાય ૨૭ મો.[$]

### પુરંજનનું સ્વસ્વરૂપને વિસરી જવું.

नारद उवाच

इत्थ पुरजन सम्यग् वशमानीय विभ्रमै: ॥
पुरजनी महाराज रेमे रमयती पतिम् ॥ १ ॥

નારદ કહે છે—હે મહારાજ! આ પ્રમાણે પોતાના વિલાસ વિભ્રમથી પુરંજનને સારી રીતે વશ કરીને તે રાણી તેને રમણ કરાવવા લાગી ૧ હે રાજન્! ત્યાર પછી ચંદ્ર સમાન મુખવાળી, સુંદર શૃંગારવાળી તે, સંતુષ્ટ થઈને પુરંજન પાસે આવી ત્યારે તેણે રાજમહિષી ગણી તેનો બહુજ આદર સહિત સત્કાર કર્યો ૨ રાણીએ જેને આલિંગન આપેલું છે એવો તે રાજા તેને કંઠે વળગી એકાતમા અનુકૂળ ભાષણોથી વિવેક રહિત થઈ તેનું મન પોતાને વશ કરી જ્ઞાન ધ્યાનને તજી તેને સર્વ સાધનરૂપ સમજવા લાગ્યો દિવસ અને રાત્રિના દુરત્યય કાળના વેગને તે ભૂલી ગયો અને તેની સાથે રહેવા લાગ્યો ૩ સોહામણી ને રસિલી શય્યા ઉપર પોતાની મનરંજનીના હાથનું ઓસીસું બનાવી શયન કરીને મોહાધ, મનસ્વી અને મહા ઉદાર પુરંજન રાજા અજ્ઞાનથી રાણીનેજ કેવળ પુરુષાર્થ રૂપ માની પોતાના સત્ય સ્વરૂપને ભૂલી ગયો અને પોતા પાર-

[$] આ અધ્યાયમા સ્ત્રી પુત્રાદિકની આસક્તિથી પોતાના સ્વરૂપને ભૂલી ગયેલા પુરંજન રાજાને કાળ કન્યા આદિના આખ્યાનથી જરા અને રોગ આદિ પ્રાપ્ત થાય છે તે કથા કહેવાશે

કાનુ ધ્યાન રાખ્યુ નહિ ૪ હે રાજેન્દ્ર! આ પ્રમાણે નિરંતર કામાતુર થઈ રાણી સાથે રમણ કરતા કરતા પુરંજન રાજાની તરુણાવસ્થા અર્ધક્ષણની માફક વ્યતીત થઈ ગઈ ૫ પુરંજન રાજાએ, એ પ્રમાણે સંસાર ચલાવી રાણીમા અગિયારસો પુત્ર (અગિયાર ઈન્દ્રિયોના પરિણામ) તથા એકસો દશ કન્યા (બુદ્ધિની વૃત્તિઓ) ઉત્પન્ન કર્યાં, એટલામા તેનુ અર્ધ આયુષ્ય ચાલ્યુ ગયુ આ સર્વ દીકરીઓ માતા પિતાની કીર્તિને વધારનારી અને શીલ તથા ઉદારતા આદિ ગુણોથી સંપન્ન હતી ૬–૭ ત્યાર પછી પોતાનો વંશ વધારવા માટે પાચાલ દેશના (શબ્દ, સ્પર્શ આદિ વિષય) અધિપતિ પુરંજને પુત્રોના બીજી સ્ત્રિયો સાથે (હિત, અહિત) અને કન્યાઓનો પણ તેમને યોગ્ય વર (યોગ્ય વિષય ભોગો) ની સાથે વિવાહ કર્યો ૮ પુરંજનના પુત્રોને ત્યા પ્રત્યેક પુત્રને સો સો પુત્રો [અનેક પ્રકારના કર્મ] ઉત્પન્ન થયા, જેથી રાજાનો વંશ પાચાલ દેશમા બહુજ વૃદ્ધિ પામ્યો ૯ તેના ઘરના ભંડારમાથી આજીવિકા કરનાર પુત્રો તથા પૌત્રોમા તેને મમતા બંધાઈ જવાથી પુરંજન રાજા વિષયોમા બંધાઈ ગયો ૧૦ તેથી હે પ્રાચીનબર્હિષ! તેણે પણ તારી પેઠે દીક્ષા લઈ અનેક પ્રકારની કામનાઓથી ભયંકર અને પશુહત્યાવાળા યજ્ઞોથી દેવતાઓ, પિતૃઓ અને ભૂતપતિયોનુ યજન કર્યું ૧૧ એ પ્રમાણે કલ્યાણકારી કર્મોમા અસાવધાન અને કુટુંબમા આસક્ત પુરંજન રાજાને એવો સમય [વૃદ્ધાવસ્થા] પ્રાપ્ત થયો કે જે સમયે સ્ત્રિયો ઉપર પ્રીતિ રાખનાર પુરુષોને પણ તેઓ વિષસમ અપ્રિય લાગે છે ૧૨ હે મહારાજ! ‡ ચંડવેગ (વર્ષ) નામનો ગંધર્વ લોકનો એક રાજા હતો તેની પાસે ત્રણસે સાઠ બળવાન ગંધર્વ (દિવસ) સેવક હતા ૧૩ અને ત્રણસે સાઠ તેની ગંધર્વી સ્ત્રીઓ (રાત્રિયો) હતી, જેમાની અડધી કાળી અને અડધી ગોરી હતી (કૃષ્ણ પક્ષની તથા શુક્લ પક્ષની), જે સદા ગંધર્વો સાથે રહેતી અને ગંધર્વોના જેવીજ બળવાન હતી તે સર્વ ગંધર્વ અને તેની સ્ત્રિયો પરિભ્રમણ કરીને સર્વ સુખ સંપન્ન નગરીને લુંટયા કરતી અર્થાત્ નાશ કરતી ૧૪ ચંડવેગ ગંધર્વના અનુચર જ્યારે પુરંજન રાજાની નગરીને લુંટવા માડતા ત્યારે તે નગરીનો પાળક પાચ મસ્તકવાળો સાપ (પ્રાણ) સામો થઈ અટકાવતો હતો ૧૫ તે નગરીનો અધિષ્ઠાતા નાગ સાતસે ને વીશ ગંધર્વો (દિવસ અને રાત્રી મળી સાતસે વીશ) ની સાથે એક સો વર્ષ પર્યંત લડયો ૧૬ ઘણા લોકો સાથે એકલો લડવાથી જ્યારે તે નિર્બળ થઈ ગયો ત્યારે ગભરાયેલા જેવો રાજા પુરંજન પોતાનો દેશ, નગર અને બંધુજનો સાથે બહુજ ચિંતામા પડયો ૧૭ પાચાલ દેશની નગરીમા તે ક્ષુદ્ર સુખનો ભોગ કરતો અને પોતાના અનુચરોના આપેલા બલિને ગ્રહણ કરતો હતો સ્ત્રીને વશ થયેલો તે, આવતા ભય (મૃત્યુ) નો પણ વિચાર કરતો ન હતો ૧૮ આવા સમયમા હે રાજન્! એક કાળ કન્યા (વૃદ્ધાવસ્થા) પોતાને યોગ્ય પતિને શોધતી ત્રિલોકમા ફરતી હતી પરંતુ તેનો કોઈએ સ્વીકાર કર્યો નહિ ૧૯ આ રીતે તે પોતાના દુષ્ટ ભાગ્યને લીધે જગતમા દુર્ભગા એવા નામથી પ્રસિદ્ધ થઈ તેને પૂર્વે પુરુરવા રાજા વર્યા હતા, તેથી પ્રસન્ન થઈ તે રાજાને તેણે રાજ્ય આપ્યુ હતુ, ૨૦ એક સમયે જ્યારે હું બ્રહ્મલોકમાથી ભૂર્લોકમા આવતો હતો ત્યારે ચારે દિશામા ફરતી ફરતી તે મને મળી તે જાણતી હતી કે હુ નૈષ્ઠિક બ્રહ્મચારી છુ તોપણ કામદેવથી મોહિત થઈ તે મને વરવા માટે યાચના કરવા લાગી ૨૧ પરંતુ મે તેને અંગીકાર કરી નહિ ત્યારે તેણે કોપ કરી મને શાપ દીધો કે—હે મુનિ! તમે મારી પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો એથી હવે તમે એક સ્થળે રહી શકશો નહિ (નૈષ્ઠિક બ્રહ્મચારીને વૃદ્ધાવસ્થા કંઈ પણ ઉપદ્રવ કરી શકતી નથી અને જેને જરા અવસ્થા પ્રાપ્ત થઈ નથી, તે મનુષ્ય એક સ્થળે બેસતો નથી) ૨૨ મને વરવાનો તેનો મનોરથ નષ્ટ થઈ જવાથી તે કાળકન્યા મારા કહેવાથી યવનો (આધિ—વ્યાધિયો) ના રાજા ભયને વરવા માટે ગઈ અને તેને કહ્યુ કે, ૨૩ હે વીર! તું યવનનો રાજા છે તેથી મને બહુજ પ્રિય લાગે છે માટે હુ તને વરીશ પ્રાણીઓ તારા ઉપર જે મનો-

‡ મોટા વેગવાળો

રથ બાંધે છે તે મનોરથ સિદ્ધ થાય છે ૨૪ લોક અને શાસ્ત્રની રીત પ્રમાણે જે વસ્તુ આપવી જોઇએ તે વસ્તુ કદાપિ કોઈ આવીને માગે તે સમયે જો તેને તે ન આપે તથા જે વસ્તુ લોક તથા શાસ્ત્રની રીત પ્રમાણે લેવા યોગ્ય હોય તે વસ્તુ કોઇ આપવા માંડે ને લે નહિ તો તે મનુષ્યો મૂર્ખ, દુરાગ્રહી અને દોષ પાત્ર જાણવા ૨૫ માટે હે ભદ્ર! મારો તું સ્વીકાર કર, કારણ કે હું તને ઇચ્છું છુ તું મારા ઉપર દયા કર, કારણ કે દુઃખી જીવો ઉપર દયા કરવી એજ પુરુષનો મુખ્ય ધર્મ છે ૨૬ આ પ્રમાણે કાળકન્યાના વચન સાંભળી યવનનો રાજા ભય કે જે દેવતાઓના સમજમા ન આવે એવી વાત (મરણ) ઇચ્છતો હસીને કાળકન્યાને કહેવા લાગ્યો કે, ૨૭ હું જ્ઞાન દૃષ્ટિથી તારે માટે પતિ ઠરાવી ચૂકયો છુ, પરંતુ તું અમંગળ રૂપ અને લોકોને અમાનનીય છે તેથી કદાપિ કોઈને પ્રાર્થના કરીશ તોપણ તારો કોઇ સ્વીકાર કરશે નહિ, ૨૮ માટે તુ ગુપ્ત રૂપથી તને કોઈ જાણી ન શકે એ પ્રમાણે લોક (સર્વ શરીર) જે કર્મથી આવા બનેલા છે તેને પરાણે દબાવીને ભોગવ અને મારી સેનાને સાથે લઇ જા અને પ્રજાનો નાશ કર ૨૯ આ જ્વર (કાળજ્વર) મારો ભાઇ છે અને તું મારી બેન થા ભય કર સેના સાથે લઇને હું પણ તમારી બેની પાછળ પાછળ આ જગતમા છુપી રીતે ફરીશ ૩૦

प्रज्वारोयं मम भ्राता त्वच मे भगिनी भव
चराम्युभाभ्यांलोकेस्मिन्नव्यक्तोभीमसैनिकः

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे
सप्तविंशोऽध्याय

# અધ્યાય ૨૮ મો. $

## સ્ત્રીની ચિંતાથી પુરંજનને સ્ત્રીનો અવતાર.

नारद उवाच

सैनिका भयनाम्नो ये बर्हिष्मन्दिष्टकारिणः
प्रज्वारकालकन्याभ्यां विचेरुरवनीमिमाम्

નારદ કહે છે—હે પ્રાચીનબર્હિષ રાજા! ભય નામના યવન રાજાના જે સિપાઇઓ હતા તેઓ ભયની આજ્ઞાથી પ્રજ્વાર તથા કાળકન્યાની સાથે પછી પૃથ્વી ઉપર ફરવા લાગ્યા ૧ એક દિવસ તેમણે પૃથ્વીના સર્વ વૈભવોથી પરિપૂર્ણ તથા ઘરડા નાગથી રક્ષાતી પુરંજનની નગરીને હલ્લો કરી ઘેરી લીધી, ૨ અને જેના પરાભવથી પુરુષ તરત નિર્બળ બની જાય છે, એવી તે કાળકન્યા પણ બળાત્કારથી પુરંજનના પુરનો ઉપભોગ કરવા લાગી ૩ તે પછી કાળકન્યાને હસ્તગત થયેલી તે નગરીમા યવનો પાછળથી પેસી ગયા અને તેને પીડવા લાગ્યા ૪ આ રીતે જ્યારે તેઓ પીડા કરવા લાગ્યા ત્યારે મમતાથી આકુળ થયેલો કુટુંબવાળો પુરંજન રાજા અનેક જાતના દુઃખો ભોગવવા લાગ્યો ૫ તે વેળા કાળકન્યાએ આલિંગન કરવાથી પુરંજન સાવ નિસ્તેજ થઇ ગયો, વિષયથી ભરપુર, બુદ્ધિહીન, ઐશ્વર્યથી ભ્રષ્ટ અને કૃપણ થઇ ગયો તથા ગંધર્વોએ અને યવનોએ બલાત્કારથી પોતાની નગરીને તોડીને પાડી નાખી હતી તે જોઇને, $ પૌત્રો, ‡ પુત્રો તથા સેવકો અને કાર્યભારીઓ પોતાથી વિરૂદ્ધ થઈ, પોતાનો અનાદર કરતા હતા તે, તથા સ્ત્રીને સ્નેહ વિનાની જોઇને, પોતાને કાળકન્યા ગળી ગઈ હતી તે વિચારી તથા † શત્રુઓએ પાંચાલ દેશનો નાશ કર્યો હતો તે જોઈને, પુરંજન રાજા ચિંતામા ગરકાવ થઈ ગયો અને વિચાર કરતા પણ તેને કશો ઉપાય સુઝયો નહિ ૬–૮ વિષયોને કાળકન્યાએ નિઃસાર કરી નાખ્યા હતા તોપણ તે વિષયોની ચાહના રાખવાને લીધે દીન બની ગયો હતો, પરલોકથી ભ્રષ્ટ થયો હતો અને પુત્રાદિકે પણ તેના ઉપરથી સ્નેહ ઉતારી નાખ્યો હતો તોપણ પુત્રોને તથા સ્ત્રીઓને નાના પ્રકારના લાડ લડાવતો હતો ગંધર્વોએ તથા યવનોએ ચારે તરફથી રુંધી લીધેલી અને કાળકન્યાએ ઘેરીને પીડેલી તે નગરીને છોડવાની પોતાની ઇચ્છા ન છતા પણ તે તેનો ત્યાગ કરવાને તૈયાર થયો હતો. ૯–૧૦ હજી ત્યાગ કરવાનો વિચાર કરતો હતો એટલામા તો ભય નામના રાજાનો મોટો ભાઈ પ્રજ્વાર

$ આ અધ્યાયમા વૈદર્ભીનું આખ્યાન કહીને પુરંજનને સ્ત્રીની ચિંતા રહેવાથી સ્ત્રીનો અવતાર આવ્યો અને પછી દેવયોગે તેનો મોક્ષ થયો એ કથા કહેવાશે

$ ઇન્દ્રિયો ‡ ઇન્દ્રિયોના દેવતાઓ † વિઘ્નો

ત્યા આવી ચઢયો અને તેણે ભાઇનું હિત કરવાની ઇચ્છાથી તે આખી $ નગરીને બાળી દીધી ૧૧ તે નગરી બળવા માડી ત્યારે કુટુબમા આનદ માનનારો પુરજન પોતાની નગરીના લોકો, પરિજનો, પુત્રાદિકો તથા સ્ત્રીઓની સાથે વિલાપ કરવા લાગ્યો ૧૨ યવનોએ તે નગરીના સ્થાનોને ઘેરી લીધા, કાળકન્યા તે નગરીને અત્યત પીડવા લાગી અને પ્રજ્વારે કોટવાળ એવા પાચ માથાના નાગને પીડવા માડયો એટલે તે કોટવાળ નાગ બહુજ સતાપ કરવા લાગ્યો ૧૩ પુરજન આવુ મહા ભયકર સકટ આવી પડવાથી અત્યત ધ્રુજવા લાગ્યો અને પોતાની રક્ષા કરવાને અશક્ત થઈ પડયો ત્યારે તેણે અગ્નિથી બળતા વૃક્ષના કોટરમાથી જેમ પક્ષી નાસી જવાની ઇચ્છા કરે તેમ ત્યાથી નાસવાની ઇચ્છા કરી ૧૪ પરતુ તેના શરીરના અવયવો શિથિલ પડી ગયા હતા તેથી તે નાસી શકયો નહિ પછી જ્યારે ગધર્વોએ તેનુ બળ બીલકુલ લઇ લીધું અને હે રાજન્! શત્રુભૂત એવા યવનોએ જ્યારે તેને પકડી પાડયો ત્યારે તે * દુખથી રડવા લાગ્યો. ૧૫ દીકરીઓ, દીકરાઓ, પૌત્રો, વહુઓ, જમાઇ, સેવકો વગેરે તથા પોતાની માલકીનુ જે કઇ બાકી બચી ગયેલુ ઘર, ભડાર તથા સરસામાન વગેરે હતુ તેને અહતા મમતાથી પોતાનું માનીને ઘરમા સૂતેલો તથા દુષ્ટ બુદ્ધિવાળો પુરજન જ્યારે પોતાને પોતાની સ્ત્રીનો વિયોગ થવાનો સમય આવ્યો ત્યારે મનમા એવો વિચાર કરવા લાગ્યો કે, ૧૬–૧૭ અરેરે!! હુ જ્યારે મરણ પામીશ ત્યારે આ કુટુબવાળી અને બાળકોને માટે શોક કરતી મારી નિરાધાર સ્ત્રી કેવી રીતે પોતાનુ જીવન ગાળશે? ૧૮ હુ જ્યા સુધી ભોજન કરતો નથી ત્યા સુધી તે પણ ભોજન કરતી નથી, હુ નહાતો નથી ત્યા સુધી તે પણ નહાતી નથી, પરતુ મારી રાહ જોયા કરે છે હુ કોપાયમાન થાઉ છુ ત્યારે તે અત્યત ગભરાય છે, હુ તેનો તિરસ્કાર કરુ છુ ત્યારે તે ભયને લીધે મુગી બેસી રહે છે ૧૯ હુ જ્યારે મુઝાઉ છુ ત્યારે તે મને અજ્ઞાનને સલાહ આપે છે અને પરદેશમા જાઉ છુ ત્યારે શોકથી દુર્બળ થઇ જાય છે પુત્રોવાળી તે મારી સ્ત્રી મારા મરણ પછી કેવી રીતે ગૃહસ્થાશ્રમ ચલાવશે કે મારા વિયોગથી મરી જશે? ૨૦ અરેરે મારા મરણ પછી આ અનાથ પુત્રો તથા પારકી થાપણ જેવી આ પુત્રીઓ કેવી રીતે સસારમા જીવન ગાળશે? મારા મરણથી તેઓની સ્થિતિ સાગરમા ભાગી પડેલા વહાણના જેવી થઈ પડશે ૨૧ § પુરજન રાજા શોક કરવાને જો કે અયોગ્ય હતો તોપણ કૃપણની માફક શોક કરવા લાગ્યો એટલામા ભય નામનો યવનેશ્વર તેને પકડવાનો વિચાર કરીને ત્યા આવ્યો અને તરત યવનો તેને પશુની પેઠે પકડીને પોતાના સ્થાનક ઉપર લઇ ગયા તેના કુટુબીઓ ઘણા આતુર થઇ તેને પાછો લાવવાની ઇચ્છાથી શોક કરતા કરતા તેની પાછળ પાછળ દોડવા લાગ્યા ૨૨–૨૩ જ્યારે યવનોના ઘેરાથી મુઝાયલો નાગ પણ તે નગરીને છોડીને નાસી ગયો, ત્યારે તે નગરી પણ તેની પાછળ તરતજ વિખરાઇને પચભૂતરૂપ થઈ ગઇ ૨૪ બળવાન યવન પુરજનને બલાત્કારથી ખેચવા લાગ્યો, તેમ પુરજન અજ્ઞાનમા ઘેરાઈ ગયો હતો તેથી તેને પોતાનો પ્રથમનો મિત્ર પણ સાભર્યો નહિ ૨૫ ત્યાર પછી તે નિર્દય રાજાએ યજ્ઞમા જે પશુઓને માર્યા હતા, તે પશુઓ તેના પાપ સભારીને ક્રોધાયમાન થઈ કુવાડાઓથી તેના કડકા કરવા લાગ્યા ૨૬ પુરજન રાજા, સ્ત્રીના સગથી દૂષિત થયો હતો અને અજ્ઞાન સાગરમા ડુબી ગયો હતો, તેથી તેની સ્મૃતિ પણ નાશ પામી હતી તેણે ઘણા વર્ષ સુધી મહા ભયકર નરકની યાતના ભોગવી ૨૭ અને તે પછી પોતાની ઉત્તમ $ પ્રિયાનુ મનમા

$ શરીર * કઠમા ઘરડ ઘરડ થવા માડયુ

§ પરબ્રહ્મમૂર્તિ હતો માટે તેને શોક કરવો યોગ્ય ન હતો

$ હવે આ પ્રકરણમા 'સ્ત્રીના ધ્યાનથી સ્ત્રીનો અવતાર આવ્યો તો પતિવ્રતા સ્ત્રીના ધ્યાનથી અને પૂર્વ જન્મના પુણ્ય કર્મથી ધર્મશીલ વિદર્ભરાજાને ઘેર જન્મ થયો ધર્મનિષ્ઠ પિતાના સગથી શુદ્ધ અતકરણવાળા પુરજનને મલયધ્વજ નામના ભક્તની સાથે સબધ થયો તેથી તેની વિષ્ણુ ઉપર ભક્તિ થઇ અને તેથી વૈરાગ્ય આવ્યો પછી પતિરૂપ ગુરુની સેવા કરીને ભગવાનની કૃપાથી જ્ઞાન મેળવ્યુ અને તેથી મોક્ષ થયો, એટલી કથા કહેવાશે બીજી વાત કથાની શોભા માટે છે તોપણ જેટલી વાત અધ્યાત્મ પક્ષમા મળતી આવશે તેટલી વાતની તેમા યોજના કરવામા આવશે

સ્મરણ કર્યા કરવાથી વિદર્ભ નામના § શ્રેષ્ઠ રાજાને ઘેર તે ઉત્તમ કન્યા રૂપે અવતર્યો ૨૮ ‡ વિદર્ભ દેશના રાજાએ પોતાની કન્યાનો સ્વયંવર કર્યો તેમા એવું પણ કરેલુ હતું કે, જે નર અધિક પરાક્રમી હશે તેને મારી રાજકન્યા પરણાવવામા આવશે સ્વયંવરમા શત્રુઓને જીતનારો તથા † મલય નામના દક્ષિણ દેશમા મહા ભક્તજન ગણાતો * પાડ્ય નામનો રાજા યુદ્ધમા બીજા ક્ષત્રિય રાજાઓને હરાવીને જે કન્યાનું પણ—પરાક્રમ નક્કી કરવામા આવ્યુ હતુ તે વિદર્ભરાજની કન્યાને + પરણ્યો ૨૯ એ પાડ્યરાજાએ તે સ્ત્રીથી શ્યામ સુંદર નેત્રવાળી એક $ પુત્રીને ઉત્પન્ન કરી અને તેનાથી નાના બીજા §§ સાત પુત્રો ઉત્પન્ન કર્યા આ સાત ‡‡ દ્રવિડ દેશના રાજા થયા ૩૦ તેઓમાના પ્રત્યેક પુત્રને સો સો કોટી †† પુત્રો ઉત્પન્ન થયા, અર્થાત્ અપાર પુત્રો થયા. જેઓના ** વંશજો આ પૃથ્વીનુ મન્વંતર કરતા પણ વિશેષ કાળ સુધી ++ પાલન કરશે ૩૧ પાડ્ય રાજાની સારા $$ નિયમોવાળી પ્રથમ = પુત્રીને અગસ્ત્ય † મુનિ પરણ્યા જે સ્ત્રીથી ‡ દૃઢચ્યુત નામનો પુત્ર થયો અને તેને § ઇધ્મવાહ નામનો પુત્ર થયો ૩૨ ત્યારપછી રાજર્ષિ પાડ્ય રાજા પોતાના પુત્રોને રાજ્ય વહેંચી આપીને શ્રીકૃષ્ણની આરાધના કરવાની ઇચ્છાથી એક મોટા પર્વત ઉપર ગયો ૩૩ એટલે તેની મદ વિઘૂર્ણિત નેત્રવાળી રાણી વૈદર્ભી ચંદ્રિકા જેમ ચંદ્રની પાછળ જાય તેમ ઘરબાર, પુત્રો તથા નાના પ્રકારના વૈભવોને તજી તેની પાછળ વનમા ચાલી ગઇ ૩૪ પાડ્ય રાજા મહા પર્વત ઉપર જઇને ચંદ્રમસા, તામ્રપર્ણી, વટોદકા આદિ નદીઓના પવિત્ર જળથી પોતાના અંતઃકરણના તથા બહારના મળને ધોઈ કંદ, મૂળ, ફળ, ફૂલ, પાદડા ને વનસ્પતિ તથા પાણીથી નિર્વાહ ચલાવવા લાગ્યો અને ધીરે ધીરે શરીરને સુકવી નાખે એવુ તપ કરવા લાગ્યો ૩૫–૩૬ અને સર્વ ઠેકાણે સમદૃષ્ટિ રાખીને તેણે ટાઢ, તડકો, વાત, વૃષ્ટિ, ભૂખ, તરસ, સારુ નરતુ અને સુખ દુઃખ સઉ સહન કર્યાં. ૩૭ આ રીતે તે રાજાએ યમ—નિયમ તથા ઉપાસનાથી સર્વ વાસનાનો લય કરી ઇંદ્રિયો, પવન તથા ચિત્તને વશ કર્યા વળી એ રાજાએ પોતાનુ ચિત્ત પરબ્રહ્મમા જોડી દીધુ ૩૮ વનમા વૃક્ષ નીચે દેવતાઓના સો વર્ષ લગી એક ઠેકાણેજ અચળ ઉભા રહી, વાસુદેવ ભગવાનની એવી ભક્તિ કરી કે, બીજી સર્વ વસ્તુ વિસરાઈ ગઈ ૩૯ આત્મા, દેહાદિકનો પ્રકાશ કરનારો હોવાથી દેહાદિકથી જુદો છે, તેમ

§ પ્રજાપાલન તથા યજ્ઞાદિક કરવાથી ક્ષત્રિયો શોભે છે તેમા તે શ્રેષ્ઠ હતો ‡ ઘણા દર્ભનો ઉપયોગ કરનારો સત્કર્મશીલ † મલય દેશ દક્ષિણ દિશામા આવેલો છે, અને તે દેશ ધ્વજાની પેઠે ઉન્નત છે તે દેશમા મુખ્યત્વે કરી હરિજન રહે છે તેમા જે ઉત્તમ હોય તે વિષ્ણુભક્ત કહેવાય છે * પંડા એ નિશ્ચયાત્મક બુદ્ધિનુ નામ છે તેને જે પુરુષ યોગ્ય હોય છે તે પાડ્ય કહેવાય છે તેમજ પાડ્ય એવુ દેશનુ નામ પણ છે

+ પહેલા ભવમા પુરંજન અને બીજા ભવમા વિદર્ભની કુંવરી થઇને અવતરેલા તે જીવને ભક્તસંગ થયો

$ પુત્રી એટલે ભગવાનની સેવામા રૂચિ એને કાળા નેત્રવાળી કહેવાનુ તાત્પર્ય એ છે કે, ભગવાનના સ્વરૂપને દર્શાવનારી હતી §§ શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન તથા દાસ્ય એ સાત ભક્તિના પ્રકારને પુત્રો જાણવા, ભક્તિના ભેદ જો કે નવ છે તોપણ તેમા સખા પણું તથા આત્મનિવેદન એ બેનુ જ્ઞાન 'આત્મા દેહાદિકથી ભિન્ન શુદ્ધ બ્રહ્મ છે ' આવુ જ્ઞાન થયા પછી થાય છે અને ભગવાન પણ તે પછી જ તેનો ઉપદેશ કરશે, માટે અત્રે સાત લખ્યા છે ‡‡ દ્રવિડ દેશનુ પાલન શ્રવણાદિક ભક્તિથી જ થઇ શકે છે, એ વાત પ્રસિદ્ધ છે †† શ્રવણ વગેરેના અનેક ભેદ છે તેને અનેક પુત્રોનુ રૂપ આપ્યુ ** સંપ્રદાયો ++ યજ્ઞાદિકમાથી રક્ષણ કરશે. $$ યમ નિયમ પાળનારી = ભગવાનની સેવામા પ્રીતિ

† મન ‡ વૈરાગ્યનુ નામ વૈરાગ્ય થવાથી દૃઢ વિષયોમાથી જીવન્મુક્ત થાય છે

§ ઇધ્મ—કાષ્ઠ અને વાહ—વહેનારો, યજ્ઞનુ પવિત્ર કાષ્ઠ લઈ જનારો શિષ્ય શાસ્ત્રમા કહેલુ છે કે, ગુરુની પાસે જવુ ત્યારે ખાલી હાથે જવુ નહિ, પરંતુ કંઇ ને કંઇ લઇને જ જવુ "શ્રુતિ तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं આત્મસ્વરૂપને જાણવા માટે હાથમા સમિધ લઇને બ્રહ્મનિષ્ઠ વેદવેત્તા ગુરુની પાસે જવુ " ગુરુની પાસે વૈરાગ્ય વિના જવાનુ સૂઝતુ નથી પણ વૈરાગ્ય થયા પછી સૂઝે છે અહીંયા પણ અગસ્ત્યનો—મનનો તથા દૃઢચ્યુત (વૈરાગ્ય)નો સંબંધ કહ્યો છે અને દૃઢચ્યુતનો—વૈરાગ્યનો તથા ઇધ્મવાહને ગુરુને શરણે જનારાનો પિતા પુત્રરૂપે વર્ણવ્યો છે ભગવત્સેવામા રુચિને મનની સ્ત્રી ઠરાવી છે, આ સર્વ વેદાંત પક્ષે રૂપક છે

અંતઃકરણની વૃત્તિઓ જડ છે, તેને આત્મા પ્રકાશ કરે છે, માટે તેનાથી પણ આત્મા જુદો છે, એવી ખાતરી કરી. વળી સ્વપ્નમાં જેમ પોતાનું મસ્તક કપાયું હોય એવું લાગે છે ત્યારે પોતે જેમ તેનાથી પોતાને જુદો જાણે છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ દેહાદિકથી પોતાને જુદો જાણનારો પાંડ્યરાજા સર્વ વિષયોથી વિરામ પામ્યો ૪૦ અને સાક્ષાત્ ગુરુરૂપ શ્રીભગવાને ઉપદેશ કરેલા ચારે તરફ પ્રકાશતા શુદ્ધ જ્ઞાનરૂપી દીવાવડે તે રાજા જે * બ્રહ્મ છે તે જ હું છું, અને જે હું છું તે જ બ્રહ્મ છે, એમ માનવા લાગ્યો, અને છેવટે તે જ્ઞાન પણ એક વ્યવધાનકારક વૃત્તિ છે, એમ સમજી તેનો પણ ત્યાગ કરીને આ સંસારમાંથી ઉપરામ પામ્યો ૪૧-૪૨ વિદર્ભ રાજાની પતિવ્રતા પુત્રી સર્વ વૈભવોનો ત્યાગ કરી, પરધર્મને જાણનારા પતિ મલયધ્વજને સેવવા લાગી ૪૩ તેણે શરીર ઉપર ફાટેલું વસ્ત્ર પહેર્યું હતું, વ્રત ઉપવાસથી શરીર ગાળી નાખ્યું હતું અને માથાના કેશો ગુંચાઈ ગયા હતા અને ઠરી ગયેલા † અગ્નિની પાસે જેમ તેની શિખા શાંત થયેલી હોય તેમ શાંત થયેલા પતિની પાસે શાંત પડી ગયેલી તે રહેતી હતી. ૪૪ તે પોતાના પ્રિયતમને મરી ગયા જાણતી ન હતી, તેથી સારી રીતના દૃઢ આસનથી બેસીને પ્રથમની પેઠે શબની પણ સેવા કરતી હતી ૪૫ પતિની સેવા કરતાં કરતાં જ્યારે તેણે પતિના બન્ને ચરણોને ટાઢા પડી ગયેલા જોયા ત્યારે ટોળામાંથી વિખુટી પડેલી મૃગલીની માફક તે મનમાં અત્યંત ઉદાસ થઈ ગઈ ૪૬ ગભરાટમાં પડીને પોતાના નિરાધાર તથા દુર્બળ દેહનો શોક કરવા લાગી અને અશ્રુઓના પ્રવાહથી પોતાના બંને સ્તનોને ભીંજવતી તે રણવગડામાં રાગ કાઢીને રડવા લાગી ૪૭ હે રાજર્ષિ! ઉભા થાઓ! ઉઠો! અને આ સમુદ્ર સુધીની પૃથ્વી જે ચોરોથી તથા નીચ ક્ષત્રિયોથી ઘેરાઈ ગઈ છે તેની રક્ષા કરો! ૪૮ આ પ્રમાણે વિલાપ કરીને પતિની આજ્ઞામાં રહેનારી દેવી વૈદર્ભી પોતાના પતિના પગમાં પડીને રડવા અને અશ્રુઓ પાડવા લાગી ૪૯ ત્યાર પછી વૈદર્ભીએ રડતાં રડતાં કાષ્ઠની ચિતા ખડકી તે ઉપર પોતાના પતિના શબને સુવારી ચિતાને સળગાવી તેની પ્રદક્ષિણા કરી પોતે તેમાં બળી મરવાનો વિચાર કર્યો ૫૦ તે વખતે હે રાજન્! તેના કોઈ આગલા અને જ્ઞાની બ્રાહ્મણ મિત્રે તેની પાસે આવી, મધુર વાણીથી તથા સામનીતિથી ભરેલા વચનોથી તેને સમજાવીને આમ કહ્યું ૫૧

બ્રાહ્મણ પૂછે છે—હે રાજકન્યા! તું કોણ છે? કોની પુત્રી છે? આ ચિતામાં સુતેલો પુરુષ કોણ છે, કે જેને માટે તું બળી મરે છે? તું શું મને મિત્રને ઓળખે છે? કે જેની સાથે તું આગળ ઉપર ફરતો હતો ૫૨ હે § મિત્ર! તું કદાપિ મને ઓળખતો નહિ હોય, તોપણ પૂર્વે તું મારો એક મિત્ર હતો, જેનું નામ જાણવામાં આવ્યું ન હતું એમ તો તને સાંભરતું હશે પૂર્વે આપણે બન્ને મિત્રો સાથે રહેતા હતા, પરંતુ તું પૃથ્વીના ભોગમાં આસક્ત થવાથી મારો ત્યાગ કરીને વિષય સુખો ભોગવવા માટે તેના સ્થાનો શોધવા સારુ ગયો હતો ૫૩ હે રાજન્! તું ને હું આપણે બંને માન સરોવરમાં રહેનારા હંસો અને ખરા મિત્ર છીએ આપણે હજાર વર્ષ સુધી ઘર વિનાજ રહ્યા હતા ૫૪ પાછળથી હે મિત્ર! તું વિષય સુખની લાલસાથી મારો ત્યાગ કરીને પૃથ્વી ઉપર ગયો ત્યાં કોઈ એક સુંદર સ્ત્રીએ બાંધેલું નગર તારા જોવામાં આવ્યું ૫૫ એ નગરમાં પાંચ બાગ હતા, નવ દરવાજા હતા, એક તેનું રક્ષણ કરનારો કોટવાલ હતો, ત્રણ કોઠાઓ હતા, છ વેપારી અને પાંચ દુકાનો હતી તેના મૂળ કારણ પાંચ હતા અને તેને ધણી સ્ત્રીઓ હતી ૫૬ હે રાજન્! એમાં પાંચ બાગ કહ્યા તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો સમજવા નવ દરવાજા કહ્યા તે બે આંખ, બે નાક, બે કાન વગેરેના નવ છિદ્રોને નવ દરવાજા જાણવા પ્રાણને તે નગરીનો કોટવાલ જાણવો તેજ, જળ તથા પૃથ્વીને તેના ત્રણ કોઠા-

* જે બ્રહ્મ તે જ હું, એવું જ્ઞાન થવાથી શોકનો નાશ થાય છે અને હું તે જ બ્રહ્મ, એવો નિશ્ચય થવાથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે

† લાકડા બળી રહ્યા પછી નિર્ધૂમ અગ્નિની શિખા શાંત થાય છે, તેમજ જ્ઞાનાગ્નિથી અવિદ્યાને બાળી નાખ્યા પછી જ્ઞાન શાંત પડી જાય છે

§ પૂર્વ જન્મમાં પુરુષ હતો તેનું સ્મરણ આપવા માટે નરજાતિના સંબોધનથી બોલાવે છે

ઓ જાણવા. શ્રોત્ર, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ તથા ત્વચા, એ પાચ જ્ઞાનેંદ્રિય અને છઠ્ઠા મનને છ વેપારી જાણવા તેઓ જોઈએ તેટલા વિષયો જીવને પુરા પાડે છે ૫૭ હાથ, પગ, વાણી, ઉપસ્થ તથા ગુદા, આ પાચ કર્મેન્દ્રિયને પાચ દુકાનો સમજવી પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, આ પાચ મહાભૂતોને શરીરના અવિનાશી મૂળ કારણ જાણવા બુદ્ધિને તે નગરીની મહારાણી જાણવી તે નગરીમા પેઠેલો આત્મા બુદ્ધિને વશ થવાથી સ્વસ્વરૂપને હમેશ ભૂલી જાય છે ૫૮ તે નગરીમા પેઠી સ્ત્રીએ તારો પરાજય કરીને તને સ્વાધીન કરી લીધો હતો, તેથી તુ તેની સાથે રહ્યો હતો સ્વસ્વરૂપને ભૂલી ગયો અને તેના સગથી જ, હે જીવ! તુ આવી મહા દુખદ દશામા આવી પડયો છે ૫૯ તુ કઈ વિદર્ભ રાજાની કુવરી નથી, તેમ આ શૂરવીર પુરુષ તારો પતિ નથી તેમ જે પુરજનીએ તને નવ દરવાજા વાળી નગરીમા ગોંધી રાખ્યો હતો તે તુ વળી પુરજનીનો પતિ પણ નથી ૬૦ તું પૂર્વજન્મમા પોતાને પુરુષ માનતો હતો અને હમણા પોતાને બીજા પુરુષની સ્ત્રી માને છે, પરતુ તે બને મિથ્યા છે અને આ તો બધી મારી અટપટી માયાની જાળ છે આપણે તો શુદ્ધ હસ રૂપ છીએ આપણા બનેનું સત્ય સ્વરૂપ હુ કહુ, તે ધ્યાનથી સાભળ ૬૧

હે જીવ! હુ છુ તે જ તુ છે, તુ કઈ બીજો નથી. તેમ જ તુ છે તે જ હુ છુ, તેમા પણ સશય નથી તેના વિવેકનો બુદ્ધિથી તુ જરા વિચાર કર વિવેકી પુરુષો તારામા અને મારામા કોઈ દિવસ કશો ભેદ માનતાજ નથી ૬૨ દેહ એક રૂપ જ છે તોપણ પુરુષ જેમ પોતાના દેહને દર્પણમા મોટો, નિર્મળ તથા અસ્થિર જુવે છે, તેમ પારકા પુરુષના નેત્રની કીકીમા પોતાના દેહને નાનો, મલિન તથા ચચળ દેખે છે આમ એક જ દેહ બે રીતે દેખાય છે. તેમ આપણુ બનેમા યત્કિંચિત્ પણ અતર નથી, છતા મારુ પ્રતિબિબ માયામા પડયુ છે તેથી હુ મોટો, નિર્મળ તથા સ્થિર દેખાઉં છુ અને તારુ પ્રતિબિબ અવિદ્યામા પડયુ છે તેથી તુ નાનો, મલિન અને ચચળ દેખાય છે હે હસ! તે સર્વ ધર્મ ઉપાધિને લીધેજ જોવામા આવે છે. વસ્તુતાએ તારામા અને મારામા જરા પણ ભેદ નથી. અરીસાને તથા આખને દૂર કરતા જેમ દેહનું ખરુ સ્વરૂપ દેખાય છે, તેમજ માયાને તથા અવિદ્યાને દૂર કરવાથી આત્માનુ શુદ્ધ સ્વરૂપ દૃષ્ટિએ પડે છે. ૬૩

નારદ કહે છે—ઉપર પ્રમાણે હસે માનસરોવરના વાસી હસને સમજાવ્યો, ત્યારે તેણે સ્વસ્વરૂપમા રહીને ઘણી વાર સુધી વિચાર કર્યો તો વિષયોની લાલસાથી હસનો વિયોગ થતા પ્રથમ ' હુ બ્રહ્મ સ્વરૂપ હતો ' એવી જે સ્મૃતિ નાશ પામી હતી, તે તેને પુનરપિ પ્રાપ્ત થઈ ૬૪

હે પ્રાચીનબર્હિષ રાજા! તને કેવળ આત્મજ્ઞાનની વાત કહેવાથી તારા સમજવામા તે યથાર્થ રીતે આવત નહિ, માટે મે પુરજન રાજાના ઈતિહાસના મિષથી તને અપરોક્ષ રીતે અધ્યાત્મ જ્ઞાનની આ કુચી બતાવી છે, કારણ કે આખા વિશ્વના કલ્યાણ કર્તા ભગવાન પરમાત્માને પણ વેદાતની કથા દષ્ટાતો દ્વારાજ સમજાવી શકાય છે ૬૫

बर्हिष्मन्नेतदध्यात्मं पारोक्ष्येण प्रदर्शितम् ।
यत्परोक्षप्रियो देवो भगवान्विश्वभावनः ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
अष्टाविंशोऽध्याय.

## અધ્યાય ૨૯ મો.§

### પુરજન રૂપકની સમજ.

प्राचीनबर्हिरुवाच

भगवंस्ते वचोऽस्माभिर्न सम्यगवगम्यते ।
कवयस्तद्विजानन्ति न वयं कर्ममोहिताः ॥

પ્રાચીનબર્હિષ રાજા પૂછે છે—હે ભગવન્ નારદ! તમારુ વચન અમો યથાર્થ રીતે સમજી શકતા નથી તે વાત વિવેકીજનો સમજી શકે, પરતુ કર્મમોહિત થયેલા અમે તે વાતને સપૂર્ણ રીતે સમજી શકતા નથી ૧

નારદ બોલ્યા—મે આ આખ્યાનમા જે પુરુષ

§ આ અધ્યાયમા પરોક્ષ રીતે કહેલા આખ્યાનનો ઉપસહાર કરતા જીવને સ્ત્રીના સગથી સસારમા જન્મ મરણ અને અપમાનના સગથી મુક્તિ મળે છે, એ કથા કહેશે

કહ્યો હતો, તેને જીવ જાણવો અને તે પોતાના કર્મો-દ્વારા પુરને એટલે શરીરને ઉત્પન્ન કરે છે, તે શરીરમા કોઇ એક પગવાળા, કોઇ બે પગવાળા, કોઈ ત્રણ પગવાળા, કોઈ ચાર પગવાળા તથા કોઇ પગ વિનાના પણ હોય છે ૨ તેમા જે અવિજ્ઞાત નામનો જીવનો મિત્ર કહ્યો હતો, તેને ઈશ્વર જાણવો, કારણ કે પુરુષો નામથી, ક્રિયાથી, તથા ગુણોથી ઈશ્વરને જાણી શકતા નથી, માટે તેનુ નામ અવિજ્ઞાત રાખ્યુ હતુ ૩ તે જીવને જ્યારે ઇંદ્રિયોના સર્વ પ્રિય વિષયો ભોગવવાની ઇચ્છા થઈ ત્યારે તેણે નવ છિદ્રવાળા, બે હાથવાળા અને બે પગવાળા, મનુષ્યદેહને ઉત્તમ માન્યો ૪ પૂર્વે તમને પુરંજની નામની જે સ્ત્રી કહી હતી, તે બુદ્ધિ જાણવી જે બુદ્ધિને લીધે જીવ, હુ તથા મારુ, એવી મમતા કરે છે, જેના અધ્યાસથી જીવ આ દેહમા રહીને ઇંદ્રિયોદ્વારા વિષયોને ભોગવે છે ૫ બુદ્ધિના જે મિત્રો કહ્યા હતા તે ઇંદ્રિયો જાણવી તેમાની કેટલીક ઇન્દ્રિયોથી જ્ઞાન થાય છે અને કેટલીક ઇંદ્રિયોથી કામકાજનો વ્યવહાર થાય છે ઇંદ્રિયોની વૃત્તિઓને બુદ્ધિની સખીઓ જાણવી, અને પાચ માથાવાળો સર્પ તે પાચ વૃત્તિઓવાળો પ્રાણ સમજવો ૬ મોટા બળવાળો જે નાયક કહ્યો તેને મન જાણવુ અને તે પાચ જ્ઞાનેંદ્રિય તથા પાચ કર્મેન્દ્રિય એમ દશ ઇન્દ્રિયોનો નાયક ગણાય છે પાચાલ દેશ એટલે પાચ વિષયો જાણવા, જેમા નવ દરવાજાવાળુ પુર એટલે નવ કાણાવાળુ શરીર કહેલુ છે બે આખના, બે નાકના, બે કાનના, એક મુખનુ, એક શિશ્નનુ તથા એક ગુદાનુ, એમ નવ છિદ્રને નવ દરવાજા જાણવા જીવ ઇંદ્રિયોને સાથે લઈને બબ્બે દરવાજેથી બહાર જાય છે અને વિષયનો ઉપભોગ કરે છે ૭-૮ બે આખ, બે નાક તથા મુખ, એ પાચને પૂર્વ દિશા તરફના દરવાજા જાણવા જમણા કાનને દક્ષિણ દિશા તરફનો દરવાજો જાણવો અને ડાબા કાનને ઉત્તર તરફનો દરવાજો જાણવો ૯ ગુદા તથા શિશ્ન એ બ ને નીચેના દ્વારને પશ્ચિમ દિશા તરફના દરવાજા જાણવા ખદ્યોત તથા આવિર્મુખ નામના બે દરવાજા કહ્યા તે બ ને એક એકની સાથે જોડાયેલા નેત્ર જાણવા જીવ, દ્યુમાન નામના મિત્રની સહાયતાથી અર્થાત્ ચક્ષુરિન્દ્રિયની સહાયતાથી ઉપર કહેલા બે નેત્ર રૂપી દ્વારમાથી વિભ્રાજીત નામના દેશમા જાય છે, અર્થાત્ નાના પ્રકારના રૂપને જુવે છે ૧૦ નલિની તથા નાલિની નામના બે દરવાજા નાકના બે છિદ્રો જાણવા અને ગ ધને સૌરભ દેશ જાણવો ઘ્રાણેંદ્રિય અવધૂત મિત્ર કહ્યો છે મુખને મુખ્ય દરવાજો જાણવો વિપણ એટલે વાણી અને રસજ્ઞ એટલે જિહ્વા ઇંદ્રિય, એ બંનેને એક એકના મિત્ર કહ્યા છે ૧૧ આપણા દેશને જ્ઞાન પક્ષમા નાના પ્રકારનુ ભાષણ જાણવુ અને બહૂદન નામનો દેશ કહ્યો તેને વિધ વિધ પ્રકારનુ અન્ન સમજવુ પિતૃહૂ એટલે જમણો કાન અને દેવહૂ એટલે ડાબો કાન જાણવો ૧૨ દક્ષિણ પાચાલ દેશને પ્રવૃત્તિ શાસ્ત્ર જાણવુ અને ઉત્તર પાચાલ દેશને નિવૃત્તિ શાસ્ત્ર જાણવુ શ્રુતધર એટલે શ્રવણેન્દ્રિયદ્વારા જીવ પિતૃલોકમા તથા દેવલોકમા જાય છે ૧૩ આસુરી નામનો જે નીચેનો દરવાજો કહ્યો તેને શિશ્ન અને દુર્મદ નામનો જે તેનો મિત્ર કહ્યો તેને ઉપસ્થ ઇંદ્રિય જાણવી ગ્રામક નામનો મિત્ર કહ્યો તેને પાયુ જાણવો વૈશસ નામનો દેશ કહ્યો તેને સ સારના પામર પ્રાણીનુ સ ગ સુખ (મૈથુન) જાણવુ, તથા નિર્ઋતિ નામના દરવાજાને ગુદા જાણવી ૧૪ લુબ્ધક નામના દેશને નરક જાણવુ અને નિરતર બ ધ બારણાવાળા જે બે દરવાજા કહ્યા તેને હાથ પગ જાણવા જીવ તે બ ને દરવાજા માર્ગે અવજાવ કરે છે તથા કામ કરે છે ૧૫ હૃદયને અ ત પુર કહ્યુ છે, મનને નાજર કહ્યુ ને મનના સત્ત્વ, રજ તથા તમ નામના ત્રણ ગુણોથી હૃદયમા રહેલો જીવ મોહને, પ્રસાદને તથા હર્ષને પામે છે ૧૬ બુદ્ધિ જેમ સ્વપ્નમા વિકાર પામે છે અને જાગ્રત અવસ્થામા ઇંદ્રિયોની પાસે નાના પ્રકારના કાર્યો કરાવે છે, તેમ બુદ્ધિના ગુણોમા લિપ્ત થયેલો આત્મા પોતે કેવળ સાક્ષી રૂપ રહે છે, તોપણ જોવુ અને અડકવુ વગેરે બુદ્ધિએ કરેલા સર્વ કાર્યો પોતે કરેલા માને છે ૧૭ સ્વપ્નાવસ્થાના દેહને રથ જાણવો, ઇંદ્રિયોને ઘોડાઓ જાણવા અને વર્ષના વેગને રથની ચાલ જાણવી, કેમકે તેના રથનો વેગ પણ વર્ષના વેગની

પેઠે અટકે નહિ એવો હોય છે (વસ્તુતાએ સ્વપ્નાવસ્થામા શરીર આદિકની ઉત્પત્તિ બુદ્ધિમાજ થાય છે, માટે તેની ગતિ બીજે ઠેકાણે થતી નથી) પાપ તથા પુણ્યને રથના બે પૈડા જાણવા ત્રણ ધ્વજાને ત્રણ ગુણ જાણવા પાચ પ્રાણો સમજવા ૧૮ દોરીને મન જાણવુ સારથિ એટલે બુદ્ધિ, બેસવાનુ સ્થાન તે હૃદય, ધોસરી બાધવાના બે ઉટડા તે સુખ તથા દુ ખ, પાચ પ્રકારના પદાર્થો કહ્યા તે પાચ ઇન્દ્રિયોના વિષયો અને સાત પડદા તે સાત ધાતુઓ જાણવી ૧૯ આકૃતિ એટલે પાચ કર્મેન્દ્રિયનુ બાહ્ય પરાક્રમ જાણવુ. જીવ કર્મેન્દ્રિયોવડે સ્વપ્નાવસ્થામા ઝાંઝવાના જળ જેવા મિથ્યા પદાર્થો તરફ દોડે છે અગિયાર સિપાઈઓ કહ્યા તે મન સાથે અગિયાર ઇન્દ્રિયો જાણવી મૃગયા કરનારો એટલે પાચ જ્ઞાનેન્દ્રિયોથી વિષયોનો ઉપભોગ કરનારો તે જીવ જાણવો, ૨૦ ચંડવેગ નામના ગંધર્વને વર્ષ જાણવુ, કે જેનાથી કાળનુ યથાર્થ માપ જાણવામા આવે છે ત્રણસે ને સાઠ ગંધર્વો કહ્યા તે વર્ષના ત્રણસેને સાઠ દિવસો જાણવા અને તેટલીજ ગંધર્વ સ્ત્રીઓ કહી છે તે રાત્રિઓ જાણવી દિવસો તથા રાત્રિઓ ચોતરફથી પુરંજનના (જીવના) આયુષ્યને હરી લે છે ૨૧ કાળકન્યાને સાક્ષાત્ જરાવસ્થા જાણવી, કે જેને લોકો ગ્રહણ કરતા નથી યવન રાજા તે મૃત્યુ જાણવો, કે જેણે લોકનો નાશ કરવા માટે જરાને બેન કરીને રાખી છે ૨૨ યવન રાજાના જે અનુચર યવનાદિ કહ્યા તેઓને આધિ તથા વ્યાધિ સમજવા અને પ્રાણીઓને દુ ખ દેવામા અત્યંત વેગવાળા યવનના ભાઈ પ્રજ્વારને તાવ જાણવો એ તાવ તાઢીઓ તથા ઉનો, એમ બે પ્રકારનો છે ૨૩ આ પ્રમાણે દેવોથી, દેહોથી તથા બીજા પ્રાણીઓથી આવનારા નાના પ્રકારના દુ ખોથી પીડા પામતો અને અજ્ઞાનમા ગુંચવાઈ ગયેલો જીવ પોતે નિર્ગુણ છતા પણ પ્રાણ, ઇન્દ્રિયો અને મનના ધર્મોનો પોતાને વિષે ‡ અધ્યાસ કરીને ક્ષુદ્ર વિષયોનું મનન કરતો અહંતા મમતાથી કર્મ કરતો સો વર્ષ સુધી દેહમા રહે છે ૨૪–૨૫ જીવ પોતે પરબ્રહ્મરૂપ છે તોપણ તે જ્યારે પરમ ગુરુ ભગવાન પરમાત્માને વિસરી જાય છે, માયાથી ઉત્પન્ન થયેલા આ દેહાદિકમા બંધાય છે અને દેહાભિમાની થઈ, દેહને વશ થઈ સાત્વિક, રાજસ તથા તામસ કર્મો કરે છે ત્યારે તે પોતાના કર્માનુસાર અવતાર લે છે ૨૬–૨૭ સાત્વિક કર્મો કરવાથી કોઈ વખતે પુષ્કળ પ્રકાશવાળા અવતાર પામે છે, રાજસ કર્મો કરવાથી ઘણા શ્રમવાળા કર્મથી ભરેલા અને પરિણામે દુ ખદાયી અવતાર પામે છે અને તમાસ કર્મો કરવાથી અજ્ઞાન તથા શોકથી ભયંકર એવા અવતારો પામે છે ૨૮ એ પ્રમાણે મંદબુદ્ધિવાળો જીવ પોતાના કર્મ પ્રમાણે કોઈવાર પુરુષ, કોઈવાર સ્ત્રી, કોઈવાર નપુંસક, કોઈવાર દેવતા, કોઇવાર મનુષ્ય તથા કોઈવાર પક્ષી થઇને અવતરે છે, ૨૯ અને ભૂખથી ઘેરાયેલો ગરીબ કુતરો જેમ ઘરઘરને બારણે રખડીને ભાગ્ય પ્રમાણે કોઈ ઠેકાણેથી અન્ન તો કોઈ ઠેકાણેથી લાકડીનો માર કે તુચ્છકાર પામે છે ૩૦ તેમ વિષયની ઇચ્છાવાળો જીવ પણ સ્વર્ગમા, પાતાળમા અથવા મૃત્યુલોકમા ઉંચા નીચા જન્મોમા ભટકતો, પ્રારબ્ધ પ્રમાણે સુખ દુ ખને પામે છે ૩૧ દુ ખો દૂર કરવાનો એક પણ ઉપાય મળતો નથી અને કદાચ ઉપાય પ્રાપ્ત થાય છે, તોપણ દૈવથી, પ્રાણીઓથી તથા શરીરથી થતા દુ ખોમાના એક દુ ખથી પણ જીવ છૂટો થઈ શકતો નથી ૩૨ જેમ કોઈ પુરુષ માથા ઉપર વજનદાર ભાર ઉંચકીને જતો હોય તે વધારે ભાર લાગવાથી પેલા ભારને માથા ઉપરથી કાંધ ઉપર લઈ લે છે, પરંતુ એમ કરવાથી પેલો ભાર કંઈ ઓછો થતો નથી તેમજ સર્વ ઉપાયો દુ ખમય છે માટે, તે તે ઉપાયો કરવાથી પણ પ્રાણી દુ ખમાથી છૂટો થઈ શકતો નથી ૩૩ હે નિર્દોષ રાજન્! એક સ્વપ્નમા આવેલુ બીજું સ્વપ્ન જેમ પહેલા સ્વપ્નને મટાડી શકતું નથી, તેમ દુ ખરૂપ કર્મો પણ કેવળ કર્મો કરવાથીજ દૂર થતા નથી, કારણ કે બન્ને કર્મો અવિદ્યાને લીધે પ્રાપ્ત થતા હોવાથી સમાન છે ૩૪ જીવ ઉપાધિરૂપ મનથી સ્વપ્નમા હોય ત્યા સુધી તેની સ્વપ્નાવસ્થા દૂર થતી

‡ હુ પુરુષ, હું સ્ત્રી, હું બ્રાહ્મણ, હું ક્ષત્રિય, વગેરે દેહાદિકના ધર્મોને આત્મામા આરોપી દેવા તેને અધ્યાસ કહે છે

નથી તેમજ વસ્તુતાએ જોતા સસાર મિથ્યા છે,
તોપણ વિષયોનું મનન કરનારા જીવને સસાર
છૂટતો નથી ૩૫ માટે જે અજ્ઞાનને લીધે પુરુષાર્થ-
રૂપ આત્માને જેમા અનર્થની પરપરા સમાયલી
છે, એવો સસાર વળગ્યો છે, તે અજ્ઞાનના ગુરુરૂપ
પરમાત્માની પરમ ભક્તિ કરવાથીજ નાશ પામે છે
૩૬ વાસુદેવ એવા ભગવાન માટે સારી રીતે કરેલો
ભક્તિયોગ, વૈરાગ્ય તથા જ્ઞાનને ઉત્પન્ન કરે છે
૩૭ હે પ્રાચીનબર્હિષ રાજર્ષિ ! તે ભક્તિ, ભગ-
વાનની કથા શ્રવણ કરવાથી થોડજ સમયમા મળે
છે, માટે નિત્ય ભગવાનની કથાને સાભળનારા,
શ્રદ્ધાળુ તથા કથાને નિત્ય ભણનારા મનુષ્યને થોડા
સમયમા જ ભગવાન ઉપર ભક્તિયોગ થાય છે
૩૮ હે રાજન્ ! જ્યા આગળ નિર્મળ મનના સદ્ગુણી
ભગવાનના ભક્તો ભગવાનના ગુણો ગાવામા તથા
સાભળવામા વ્યગ્ર ચિત્તવાળા થઈને રહેતા હોય,
૩૯ તે ઠેકાણે મહાત્મા પુરુષોના મુખમાથી ભગવા-
નના ચરિત્રરૂપી અમૃતની નદીઓ ચારે તરફ વહ્યા
કરે છે અને જે લોકો અત્યત તૃષાથી તે નદીઓના
જળનું સાવધાન થઈ ખુલ્લા કાનથી પાન કરે છે તે
ભક્તિરસિક લોકોને ભૂખ, તરશ, ભય, શોક અને
મોહ બાધ કરતા નથી ૪૦ પણ જો સત્સગ કરે
નહિ તો ઉપર કહેલા સ્વાભાવિક શોક, મોહ વગે-
રેથી તથા આળસથી ખિન્ન થયેલા લોકોને નિત્ય
ભગવાનની કથારૂપી સુધાસાગરમા પ્રીતિ થતી
નથી ૪૧ સાક્ષાત્ બ્રહ્મા, ભગવાન શકર, મનુ, દક્ષ
વગેરે પ્રજાપતિઓ, સનક વગેરે નૈષ્ઠિક બ્રહ્મચા-
રીઓ, ૪૨ મરીચિ, અત્રિ, અગીરા, પુલસ્ત્ય, પુલહ,
ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, હું તથા નારદ એ સર્વ બ્રહ્મવા-
દીઓ વેદવાણીના વેત્તા છીએ અને તપશ્ચર્યા, વિદ્યા
તથા સમાધિવડે અદ્યાપિ સુધી સર્વના સાક્ષી પર-
મેશ્વરને શોધીએ છીએ, તોપણ તેમને કદી પણ
જોઇ શકયા નથી ૪૩-૪૪ લોકો અર્થથી પણ પાર
પહોચાય નહિ એવા મહા મોટા વિસ્તારવાળા વેદનો
અર્થ વિચારે છે, તોપણ તેઓ મત્રે એ પ્રતિપાદન
કરેલા ઈન્દ્રાદિકના સ્વરૂપોવાળા સાકાર દેવતાઓનુ
ભજન કરે છે, પરતુ તેઓ પરમાત્માને ઓળખતા
નથી. ૪૫ પણ અંતઃકરણમા સારી રીતે ધ્યાન
કરેલા ભગવાન જેના ઉપર અનુગ્રહ કરે છે તે મનુ-
ષ્યની લોકલજ્જા તથા કર્મ માર્ગમા થયેલો આગ્રહ
દૂર થાય છે ૪૬ માટે હે પ્રાચીનબર્હિષ રાજા !
અજ્ઞાનને લીધે પુરુષાર્થરૂપે દેખાડતા યજ્ઞના કર્મો
માત્ર કાનને જ મીઠાશ આપનાર છે એટલુ જ, પરતુ
પરમ વસ્તુને દેખાડતા નથી, માટે તે કર્મો ઉપર
તમારે પુરુષાર્થ બુદ્ધિ કરવી નહિ ૪૭ ધૂમાડાથી
જેઓની મલિન બુદ્ધિ થયેલી હોય છે, એવા જે
લોકો કર્મ કરવા એ જ વેદનું ખરેખરુ તાત્પર્ય છે
એમ કહે છે, તેઓ વેદના ખરા અર્થને જાણતા
નથી, કારણ કે જેમા ભગવાન વાસુદેવ રહેલા છે,
એવા વેદમા કહેલા સ્વસ્વરૂપ પરમાત્માને તેઓ
જાણતા નથી. ૪૮ તુ તો મહા મૂર્ખ છે, કારણ કે
આખી પૃથ્વી ઉપર પૂર્વ દિશા તરફ અણીવાળા
દર્ભોને પાથરીને ઘણા પશુઓનો સહાર કરી હું
મોટો યજ્ઞ કરનારો છુ, એવા અભિમાનમા તુ આવી
ગયો છે અને તે અવિવેકતાને લીધે ખરા કર્મને
જાણતો નથી, પણ ભૂલી ગયો છે ભગવાન જેથી
સતુષ્ટ થાય તે જ કર્મ અને જેથી ભગવાન ઉપર
મન સ્થિર થાય તે જ વિદ્યા જાણવી ૪૯ ભગવાન
શ્રીહરિ પોતે જ સર્વ દેહધારીઓના આત્મા છે, સ્વ-
તત્ર કારણ છે તથા જગતના ઇશ્વર છે, માટે જ
લોકોને શ્રીહરિના ચરણ પરમ શરણરૂપ છે અને
તેથી મનુષ્યોનું આ લોકમા તથા પરલોકમા કલ્યાણ
થાય છે ૫૦ જે પરમાત્મા છે તે જ આપણો
અત્યત પ્રિય આત્મા છે અને તેનુ ભજન કરવાથી
લેશ પણ ભય રહેતો નથી જે મનુષ્ય આ પ્રમાણે
જાણે છે તેને વિદ્વાન જાણવો અને જે વિદ્વાન હોય
તે ગુરુ તથા પરમાત્મા ગણાય છે ૫૧

નારદ કહે છે—હે પુરુષશ્રેષ્ઠ રાજન્ ! તમે જે
પ્રશ્ન પૂછ્યો હતો, તેનો આ રીતે મે તમારી
આગળ યથાર્થ નિર્ણય બતાવ્યો હવે હુ તમને
સારી રીતે નિર્ણય કરેલી ગૂઢ વાત કહું છુ, તે તમે
† સાભળો ૫૨ ક્ષુદ્ર પદાર્થોનું ભક્ષણ કરનારો તથા

† પુરજનની કથાના મિષથી આત્માને બધ તથા
મોક્ષ થવાની વાર્તા કહી, તોપણ રાજાના મનમા અસત

વનમાં ચરનારો એક મૃગ પુષ્પોની વાડીમા મૃગલીની સાથે સાથે ફરે છે અને તેની ઉપર આસક્ત થઈ રહ્યો છે તેના કાન ભમરાઓના ગુંજારવથી લોભાઇ રહેલા છે, તેની આગળ પ્રાણનો નાશ કરનાર વાઘ ઉભા છે, તેને ગણગાર્યા વિના ચાલ્યો ચાલ્યો આગળ જાય છે, પાછળથી પારધીએ મારેલા બાણથી તેની પીઠ ભેદાઈ ગઇ છે એવા મૃગને તુ શોધી કાઢ ૫૩ પરંતુ રાજાના તરફથી નારદના પ્રશ્નનો કંઈ પણ ઉત્તર મળ્યો નહિ, ત્યારે નારદ પોતે તેનો ઉત્તર આપવાને બોલ્યા કે તુ પોતે જ મૃગરૂપ છે, પુષ્પની પેઠે પરિણામે નીરસ થઈ જનારી સ્ત્રીઓવાળા ઘરમા સ્ત્રીઓની સાથે તુ રહે છે, ફૂલની મધુર સુગંધની પેઠે અત્યંત હલકા કામ્ય કર્મના ફળથી મળતા જિહ્વાના તથા ઉપસ્થ આદિકના અલ્પ સુખને તુ શોધ્યા કરે છે સ્ત્રીઓની સાથે રહેવાથી તેઓ પર તારુ મન આસક્ત થયેલુ છે ભમરાઓના મધુર ગુંજારવોની પેઠે સ્ત્રીઓના અત્યંત મધુર ગાયનોથી તારા કાન લોભાયેલા છે અને આગળ ઉપર રહેલા વાઘની પેઠે દિવસ, રાત્રિ, પખવાડિયા વગેરે કાળના વિભાગો તારા જ આયુષ્યનો નાશ કરે છે, છતા તેઓને ગણગાર્યા વિના તુ ઘરમા અનેક ક્રીડાઓ કરે છે અને કાળરૂપી પારધી છાનોમાનો તારી પાછળ ફરીને ગુપ્ત બાણથી તને જ વિંધી નાખે છે હે રાજન્ ! આ રીતે, તારુ પોતાનુ હૃદય ભેદાઈ ગયેલુ છે, તેનો તારે વિચાર કરવો જોઇએ ૫૪ હે રાજન્ ! આ પ્રમાણે તારી દશા થએલી છે, તેનો તુ પોતે વિચાર કરીને તારા ચિત્તને હૃદયમા સ્થિર કર અને બહિર્વૃત્તિઓને એક ઠેકાણે રોક, એટલે ઇન્દ્રિયોને તેના વિષયોમા જતી અટકાવ જેમા નીચ કામી પુરુષોની કથાઓ હોય એવા ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર, જીવોના આશ્રયરૂપ પરમાત્માને પ્રસન્ન કર અને ક્રમે ક્રમે સર્વ વિષયોમાથી અળગો થઇ જા ૫૫

વૈરાગ્ય થયો નહિ, પરંતુ તે પુત્રોના આવવાની વાટ જોવા લાગ્યો, એટલે નારદ ફરીને તે રાજાને મહાભયથી સર્વ શરીરોના કંપ સાથે ઘરમાથી બહાર કાઢવા માટે એક હરિણનું રૂપક કહેવા લાગ્યા જે સાંભળવાથી રાજાને તીવ્ર વૈરાગ્ય થાય અને તેથી તે સ્વસ્વરૂપને પામે

પ્રાચીનબર્હિષ રાજા પૂછે છે—હે બ્રહ્મન્ ! આપે જે કહ્યુ તે મે સાભળ્યુ તથા તેનો વિચાર પણ કર્યો આ વાત ઉપાધ્યાયો જાણતા નથી, જો તેઓ જાણતા હોય તો મને શા માટે કહે નહિ ? ૫૬ હે મહારાજ નારદ ! ઉપાધ્યાયોએ હુ આત્મા છુ કે નહિ, આવો મોટો સંશય આ વિષયમા નાખ્યો હતો, પરંતુ તે સંશય તમે કાપી નાખ્યો હે નારદ ! હજી મને તે વિષે એક સંશય રહેલો છે, જેમા ઋષિઓ પણ ગોથા ખાય છે અને જ્યા ઇન્દ્રિયોની વૃત્તિઓ પણ પહોચી શકતી નથી ૫૭ એ મારો સંશય આ પ્રમાણે છે—પુરુષ આ જગતમા જે દેહવડે કર્મો કરે છે, તે દેહને આ લોકમા જ ત્યાગ કરીને પરલોકમા બીજા દેહથી ભોગવવા યોગ્ય કર્મના ફળોને ભોગવે છે અર્થાત્ એક દેહે કરેલા કર્મને બીજા દેહથી ભોગવે છે આ પ્રમાણે વેદ જાણનારાઓ ઠેકઠેકાણે કહેતા સંભળાય છે, તેમ આપે પણ કહ્યુ હતુ કે, પુરંજને એક દેહથી કરેલા પાપોવડે બીજા જન્મમા અત્યંત પીડા ભોગવી હતી આ વિષયમા કર્તાનો તથા ભોક્તાનો દેહ જુદો જુદો હોવાથી જેણે કર્મ કર્યા હશે તેને ફળ મળશે નહિ અને જેણે કર્મ કર્યા નહિ હોય તેવો દેહ તેનું ફળ ભોગવશે, આવો પ્રસંગ આવી પડવાથી તે વાત અઘટિત ગણાશે. વળી બીજો સંશય એવો છે કે—વેદમા કહ્યા પ્રમાણે કરેલુ કર્મ થોડા કાળ પછી અદૃશ્ય થઇને જોવામા આવતુ નથી દૃષ્ટાંત તરીકે ધારો કે જાણે એક યજ્ઞ કરવા માડ્યો તે યજ્ઞ જ્યા સુધી ચાલુ રહે ત્યા સુધી તો તે કર્મ જોવામા આવે છે, પરંતુ યજ્ઞની સમાપ્તિ થયા પછી તેમાનુ કંઈ પણ જોવામા આવતુ નથી, તે સર્વ અદૃશ્ય થઈ જાય છે આમા કર્મનો નાશ થયા પછી અદૃશ્ય કર્મના ફળની આશા રાખવી એ અસંભવિત કેમ નહિ ? ૫૮—૫૯

નારદ બોલ્યા—કર્તા—ભોક્તાપણુ આ સ્થૂલ દેહને નથી, પરંતુ લિંગ શરીરને છે લિંગ શરીરમા મનનું પ્રાધાન્ય મુખ્ય છે સ્થૂલ શરીરનો નાશ થાય છે તોપણ જેમા અંતઃકરણ પ્રધાન છે એવા લિંગ શરીરનો નાશ થતો નથી પુરુષ, જેમા મન મુખ્ય છે, એવા લિંગ શરીરવડે કર્મો કરે છે તે જ

લિંગ શરીરવડે પરલોકમા અથવા તો બીજા જન્મમા તે તે કર્મોના ફળને ભોગવે છે, અર્થાત્ કર્તા–ભોક્તાપણુ લિંગ શરીર (સૂક્ષ્મ શરીર) ને છે, સ્થૂલ દેહને નથી અને તે લિંગ શરીર સ્થૂલદેહ નાશ પામ્યા છતા પણ નાશ પામતો નથી ૧૦ જ્યારે સ્વપ્ન આવે છે ત્યારે જાગ્રદવસ્થાના આ સ્થૂલ દેહનું અભિમાન છૂટી જાય છે અને તેવા જ બીજા કોઈ સ્વપ્નના દેહવડે આપણે સુખદુ ખ ભોગવીએ છીએ, પર તુ તેમા ખરેખરુ ભોક્તાપણુ અ ત કરણનું છે અને તે અ ત કરણ જે જાગ્રદવસ્થામા હતુ તેજ સ્વપ્નાવસ્થામા વિદ્યમાન હોય છે અને જાગ્રદવસ્થામા મનને જે કર્મના સ સ્કારો લાગ્યા હોય તેજ સ સ્કારો સ્વપ્નાવસ્થામા બીજા દેહમા પણ ભોગવાય છે, તેમ એક જન્મમા જે કર્મના સ સ્કારો થયા હોય તેજ કર્મો બીજા જન્મમા ભોગવાય છે સ્થૂલ દેહ કર્તા નથી પણ તે એક દ્વારરૂપ છે ૧૧ 'આ મારા પુત્રો છે, હુ બ્રાહ્મણ છુ, હુ ક્ષત્રિય છુ,' આ પ્રમાણે પુરુષ જે કઈ બોલે છે, તે અ ત કરણને લીધે બોલે છે અને તે અ ત.કરણવડે જે તે દેહને ધારણ કરે છે, એટલે કે, જે જે દેહ ઉપર અભિમાન ધરાવે છે, તે તે સ્થૂલ દેહથી પુરુષ કર્મના ફળને ભોગવે છે અને અહ કારથી ગ્રહણ કરેલા કર્મવડે જીવ ફરીને દેહ ધારણ કરે છે આ રીતે જન્મ થવામા લિંગ શરીર કારણ છે, તે વિના જન્મ થતો નથી, માટે અભિમાની અને મનોવિશિષ્ટ એવા લિંગ દેહનુ જ કર્તાપણુ છે સ્થૂલદેહને તો માત્ર પુત્રાદિકના દેહની પેઠે દ્વારપણુ જ છે ૧૨ હે રાજન્ ! તમે કહો છો કે કર્મનો નાશ થવાથી પરલોકમા તેનું ફળ કેવી રીતે મળે ? તેનો ઉત્તર એવો છે કે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પોત પોતાના વિષયોની સાથે સ બ ધ ધરાવે છે, તોપણ ઇદ્રિયો એક વખતે જ સઘળી સાથે પોતપોતાના વિષયમા પ્રવૃત્તિ કરતી નથી, પર તુ જુદે જુદે વખતે કોઇ વેળા તેઓની પ્રવૃત્તિ જોવામા આવે છે આ ઉપરથી એવુ અનુમાન થાય છે કે, તે સર્વ ઇદ્રિયોની ઉપર અ ત કરણનો અધિકાર છે ઇદ્રિયોની વૃત્તિઓ અ ત કરણને અનુસરીને પોતપોતાના વિષયોમા પ્રવૃત થાય છે એવી રીતે અ ત કરણની વૃત્તિઓ અન ત છે, પરંતુ તે સર્વ એક વખતેજ પોતપોતાના કર્મ કરતી નથી પણ તેના ઉપર પૂર્વ જન્મના દેહનાં કર્મની સત્તા હોય તે તે કર્મોને અનુસરીને ચિત્તવૃત્તિ પોતાના સમય પ્રમાણે કર્મ કરવા માટે પ્રવૃત્ત થાય છે આ ઉપરથી પૂર્વ જન્મના દેહનું કર્મ દેહની સાથે નાશ પામતુ નથી, પણ લિંગ શરીરની સાથે રહે છે, એમ અનુમાનથી સિદ્ધ થાય છે ૧૩ આ વર્તમાન કાળના દેહે કોઇ દિવસ કોઇ પણ ઠેકાણે જેવી તથા જેવા આકારની વસ્તુ અનુભવેલી ન હોય તેમ સાભળી પણ ન હોય તેવી વસ્તુ કોઇ વેળા સ્વપ્નાવસ્થામા અથવા તો મનોરથની અવસ્થામા મનમા સ્ફુરી આવે છે ૧૪ તે ઉપરથી હે રાજન્ ! જીવ પૂર્વ જન્મનો દેહ છે તથા વાસનામય લિંગશરીરનો તે બ ને દેહની સાથે સ બ ધ ધરાવે છે, એવો નિશ્ચય કરો, કારણ કે જે વસ્તુ અનુભવમા આવી ન હોય તે વસ્તુ મનમા સ્ફુરતી નથી ૧૫

હે રાજન્ ! તારુ કલ્યાણ થાઓ ! પ્રાણીનો પૂર્વ જન્મ ઉત્તમ જાતિમા હતો કે નીચ જાતિમા હતો, તેમ ભવિષ્યકાળમા ઉત્તમ જાતિમા જન્મ થશે કે નીચ જાતિમા જન્મ થશે, એ વાત પ્રાણીનું મન જ ઔદાર્ય, કાર્પણ્ય આદિક પોતાની વૃત્તિઓ ઉપરથી કહી આપે છે, કે, પૂર્વ જન્મમા પણ આવો દેહ હતો અને હવે પછી પણ આવો દેહ આવશે. ૧૬ અહીંઆ કેટલાક એવી શ કા કરે છે કે પૂર્વજન્મમા અનુભવ કરેલી વસ્તુજ જોવામા આવતી હોય તો કોઇવાર દેખાવી નહિ જોઇએ તેવી નહિ જોયેલી વસ્તુ પણ સ્વપ્નમા દેખાય છે જેમ કે પર્વત ઉપર સમુદ્ર, દિવસે નક્ષત્રો અને પોતાનો મસ્તકચ્છેદ જણાય છે, તેનું સમાધાન કેવી રીતે કરવુ ? તેનો ઉત્તર એવો છે કે, સમુદ્રને પૃથ્વી ઉપર જોયો હતો, નક્ષત્રોને રાત્રે જોયા હતા અને સ્નાન કરતી વેળાએ તેલમા અથવા તો પાણીમા પોતાનું કપાઇ ગયેલા માથાવાળા શરીરનુ પ્રતિબિમ્બ પણ જોયુ હતુ માત્ર નિદ્રાના દોષને લીધે ઠેકાણામા, કાળમા તથા અભ્ય ગ ક્રિયામા ફેર પડી ગયો, તેથી ઉલટુ દેખાય છે એમ માનવું યોગ્ય છે પર તુ નહિ અનુ-

ભળેલું જોવામા આવ્યુ આમ તો કહી શકાય જ નહિ ૬૭ જે મનુષ્ય અત્યત દરિદ્ર હોય તે પણ સ્વપ્નમા કોઇવાર પોતાને ચક્રવર્તી થયેલો જુવે છે, તેમ રાજા પોતાને રક પણ જુવે છે, કારણ કે ઇદ્રિયોના સર્વે વિષયો ક્રમ પ્રમાણે એક પછી એક મનમા આવે છે અને ક્રમવાર ભોગવાયા પછી પાછા જતા રહે છે, આમ થવામા મન કારણ છે અને તે મન સર્વ મનુષ્યમા રહેલુ છે, કોઇ મન વિનાનો નથી ૬૮ ઇદ્રિયોના વિષયો કોઈવાર ક્રમે ક્રમે મનમા આવે છે, ત્યારે કોઈવાર સર્વ વિષયો એક સાથે પણ મનમા ઉત્પન્ન થાય છે જેમકે સત્વગુણવાળુ મન વિરાટ ભગવાનનુ ધ્યાન કરવા માડે છે, ત્યારે આખુ વિશ્વ પોતાના મનમા સમાયેલુ હોય એવું જણાય છે રાહુ નામનો ગ્રહ જો કે દેખાતો નથી, તોપણ તે ચદ્રમાને જ્યારે ગળે છે ત્યારે જોવામા આવે છે આવી રીતે યોગીઓ પોતાના શુદ્ધ અત કરણમા આખા વિશ્વને એક સમયે જ પ્રત્યક્ષ જુવે છે ૬૯ આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્થૂલ દેહનો નાશ થયા છતા પણ લિગ દેહનો નાશ થતો નથી, માટે બીજો કર્તા કે ભોકતા હોય એવો દોષ અત્રે લાગુ પડતો નથી અહીં કોઈ શકા કરે કે સ્થૂલદેહ દ્વારા જ લિગ દેહને કર્તા–ભોકતાપણુ છે કેવળ લિગ શરીરને કર્તા–ભોકતાપણુ નથી માટે કોઇ વખતે સ્થૂલ દેહ ન હોય ત્યારે જીવને કર્તૃત્વ–ભોક્તૃત્વ ન રહેવાથી મુક્તિ મળી જશે, તેનું સમાધાન આમ થાય છે કે–બુદ્ધિ, મન, ઇંદ્રિયો તથા તેના વિષયોના સમૂહરૂપ અનાદિ લિગ શરીર જ્યા સુધી હોય ત્યા સુધી જીવને 'હુ અને મારુ' એવી રીતનો સ્થૂલ દેહનો સબધ છૂટતો જ નથી ૭૦ સુષુપ્તિમા, મૂર્છામા, પુત્રાદિકના વિયોગમા, મૃત્યુમા તથા તાવમા ઇંદ્રિયોનો નાશ થવાથી 'હુ સ્થૂલદેહ છુ' એવો અહકાર પ્રકાશતો નથી તોપણ સૂક્ષ્મરૂપે રહે છે ૭૧ તેમજ ગર્ભમા તથા બાલ્યાવસ્થામા પણ ઇદ્રિયો અપૂર્ણ હોવાથી તરુણાવસ્થામા જેવુ અગિયાર ઇદ્રિયોવડે સ્થૂલદેહનું અભિમ ન હોય છે તેવુ અભિમાન હોતુ નથી દાખલા તરીકે અમાવાસ્યાને દિવસે જેમ ચદ્રમાનુ બિબ હોવા છતા પણ તે સ્પષ્ટ દેખાતુ નથી તેમ દેહાદિકમા પણ સમજવુ. ૭૨ સ્વપ્નમા વિષયો હોતા નથી તોપણ તે વિષયોનું ધ્યાન કરનારા પુરુષને તે જ સ્વપ્નમા નાના પ્રકારના અનર્થો પ્રાપ્ત થાય છે, તેમ જ વસ્તુતાએ આ સસાર ખોટો છે, તોપણ લિગદેહ જ્યા સુધી છે ત્યા સુધી જીવને સસાર મટતો નથી ૭૩ પાચ તન્માત્રા–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગધ તથા ત્રણ ગુણ–સત્ત્વ, રજ અને તમ, તેમજ સોળ વિકાર, અગિયાર ઇદ્રિયો તથા પૃથ્વી, પાણી વગેરે પાચ ભૂતો, એ સર્વના વિકારથી વિસ્તાર પામેલા આ લિંગ શરીરમા ચૈતન્ય પરમાત્માનો જે આભાસ પડે છે, તે જીવના નામથી ઓળખાય છે ૭૪ જીવ એ લિગ શરીરવડે નાના પ્રકારના દેહોને ધારણ કરે છે અને અનેક દેહોનો ત્યાગ કરે છે વળી તે લિગ શરીરને લીધે જ જીવ હર્ષ, શોક, ભય તથા દુ:ખને પામે છે ૭૫ લિગશરીર એક દેહને છોડીને બીજા દેહમા પેઠુ ન હોય તેની પૂર્વેજ તેની મુક્તિ થઈ જશે, એવી શકા કરવી નહિ, કારણ કે ખડમાકડી જેમ બીજા તૃણને વળગ્યા વગર પ્રથમના તૃણને છોડતી નથી, તેમ જીવ પણ મરતી વેળા પૂર્વ દેહને ઉત્પન્ન કરનાર કર્મો પૂર્ણ ન થવાથી બીજો દેહ મળ્યો ન હોય ત્યા સુધી પ્રથમના દેહનુ અભિમાન છોડતો નથી હે મહારાજ! આ સર્વ પ્રકારનું તાત્પર્ય એ છે કે, પ્રાણીઓને સસારમા જન્મ મરણનું કારણ મન છે ૭૬–૭૭ જીવ ઇદ્રિયોથી ભોગવેલા વિષયોનુ ધ્યાન કરતો કરતો જ્યારે કર્મ કરે છે ત્યારે કર્મ અને અવિદ્યા હોવાથી દેહાદિક જડ પદાર્થ ઉપર અને કર્મમા તે આસક્તિવાળો થાય છે ૭૮ એટલા માટે તમે સર્વ બધનમાથી મુક્ત થવા આખા વિશ્વને શ્રીહરિરૂપ જાણીને, જે ભગવાનથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે, તે શ્રીહરિની સર્વ પ્રકારે સેવા કરો ૭૯

મૈત્રેય કહે છે–હે વિદુર! હરિજનમા મુખ્ય એવા ભગવાન નારદ ઋષિ ઉપર પ્રમાણે પ્રાચીનબર્હિષ રાજાને જીવનુ તથા પરમાત્માનું સ્વરૂપ દર્શાવી, તેમની આજ્ઞા લઇને પછી સિદ્ધલોકમા ગયા ૮૦ તે પછી પ્રાચીનબર્હિષ નામનો રાજર્ષિ "મારા

પુત્રો આવે ત્યારે તેઓને રાજ્યાસન ઉપર બેસારીને પ્રજાની રક્ષા કરવા માટે ઉપદેશ આપજો," આ પ્રમાણે મંત્રીઓને ભલામણ કરી, તપશ્ચર્યા કરવા માટે કપિલના આશ્રમમાં ગયો ૮૧ ત્યાં આગળ શૂરવીર પ્રાચીનબર્હિષ રાજા સર્વ સંગનો ત્યાગ કરીને મનને એકાગ્ર કરીને ભક્તિથી ગોવિંદ ભગવાનના ચરણારવિંદનું ભજન કરવા લાગ્યો અને ભક્તિથી છેવટે ભગવાનના સમાનપણાને પામ્યો, અર્થાત્ મોક્ષ પામ્યો ૮૨ હે પાપરહિત વિદુર ! દેવર્ષિ એવા નારદે આ અધ્યાત્મ સંબંધી ગૂઢ કથા કહેલી છે. જે મનુષ્ય આ કથાને સંભળાવે છે તથા સાંભળે છે તે બન્ને લિંગ શરીરમાંથી મુક્ત થાય છે ૮૩ આ ભગવાનની કીર્તિથી જગતને પવિત્ર કરનાર અને આત્માને શુદ્ધ કરનાર દેવર્ષિવર્ય નારદના મુખમાંથી નીકળેલા અને ગાવાથી ઉત્તમ પદ આપનારા આખ્યાનને જે પુરુષ ગાય છે તે પુરુષ સર્વ બંધનમાંથી મુક્ત થઈને આ સંસારમાં આનંદથી વિહાર કરે છે ૮૪ આ અદ્ભુત તથા ગુપ્ત એવો અધ્યાત્મનો વિષય મેં તમને કહ્યો તે તમે સાંભળ્યો આ શ્રવણ કરવાથી પુરુષનું બુદ્ધિકૃત અભિમાન છૂટી જાય છે તથા પરલોકમાં કર્મનાં ફળો કેવી રીતે મળશે એવો સંશય રહેતો નથી ૮૫

अध्यात्मपारोक्ष्यमिदं मयाधिगतमद्भुतम्
एवं स्त्रियाश्रमः पुंसश्छिन्नोऽमुत्र च संशयः

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे
एकोनत्रिंशोऽध्यायः

## અધ્યાય ૩૦ મો. $

### પ્રચેતાનો વૃક્ષની કન્યાઓ સાથે વિવાહ

विदुर उवाच

ये त्वयाभिहिता ब्रह्मन् सुताः प्राचीनबर्हिषः।
ये रुद्रगीतेन हरिं सिद्धिमापुः प्रतोष्य काम् १

વિદુરે પૂછ્યું–હે મૈત્રેય ! તમે પ્રાચીનબર્હિષ રાજાના પુત્રો કહ્યા તેઓ રુદ્રના ગીતથી શ્રીહરિને પ્રસન્ન કરીને કયી સિદ્ધિને પામ્યા હતા ? ૧ હે બૃહસ્પતિના શિષ્ય મૈત્રેય ! પ્રચેતાઓ ભગવાન ઉપર પ્રીતિ રાખનાર શંકરની પાસે દૈવેચ્છાથી જઈને તેના અનુગ્રહ પાત્ર થઈ, અવશ્ય મોક્ષ પામ્યા હશે; પરંતુ મુક્તિ થયા પહેલાં તેમને આ લોકમાં તથા પરલોકમાં કયા પદાર્થો મળ્યા હતા તે કહો ૨

મૈત્રેય કહે છે–પ્રચેતાઓ પિતાની આજ્ઞાને માથે ચઢાવી સમુદ્રમાં પેસીને જપ યજ્ઞથી તથા તપશ્ચર્યાથી પરમાત્માને સંતુષ્ટ કરવા લાગ્યા ૩ તપશ્ચર્યા કરતા કરતા તેમને દશ હજાર વર્ષ વીતી ગયાં, એટલે મેઘ જેમ મેરુના શિખર ઉપર બેસે તેમ ગરુડની પીઠ ઉપર બિરાજેલા, પીળું પીતાંબર ધારણ કરનાર, કંઠમાં મણિને ધારણ કરનાર, સનાતન ભગવાન, શાંત, સુંદર કાન્તિવડે તેમના તપના કલેશને શાંત કરતા ત્યાં પ્રગટ થયા ૪–૫ ઝગઝગાટ પ્રકાશતા સુવર્ણના આભૂષણોથી ભગવાનનું મુખ તથા કપોલ શોભતા હતા માથા ઉપર પહેરેલો મુગટ ઝગઝગાટ દીપી રહ્યો હતો, આઠ ભુજાઓમાં તેમણે આઠ આયુધો ધારણ કર્યાં હતાં સેવકો, મુનિઓ તથા સુરેન્દ્રો તેમની સેવા કરતા હતા અને ગરુડ તથા કિન્નરો તેમની કીર્તિને ગાતા હતા ૬ સ્થૂલ તથા વિશાળ આઠ ભુજાઓની વચ્ચે રહેલા એવા લક્ષ્મીજીની સ્પર્દ્ધા કરતી શોભાયમાન વનમાળાવડે, તે અલંકૃત થયેલા હતા તે આદિપુરુષ પ્રાચીનબર્હિષના પુત્રો ઉપર દયાદૃષ્ટિ કરીને શરણે આવેલા પ્રચેતાઓને મેઘના જેવી ગંભીર વાણીથી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૭

શ્રીભગવાન બોલ્યા–હે રાજપુત્રો ! તમારું કલ્યાણ થાઓ તમે મારી પાસે ઇચ્છા હોય તે વર માગો. તમે સ્નેહને લીધે કેવળ મારી જ ભક્તિ કરો છો, માટે હું તમારા સ્નેહથી પ્રસન્ન થયો છું ૮ જે મનુષ્ય નિત્ય સંધ્યાકાળે તમને સંભારશે, તેને ભાઈઓ ઉપર સારી બુદ્ધિ તથા પ્રાણીઓની ઉપર દયા થશે ૯ વળી જે લોકો સાવધાન થઈને સાંજ સવાર રુદ્રના ગીતથી મારી સ્તુતિ કરશે તેઓને હું નાના પ્રકારના ઇષ્ટ વરો તથા ઉત્તમ બુદ્ધિ આપીશ ૧૦ વળી તમે હર્ષમાં આવી જઈને

$ આ અધ્યાયમાં પ્રચેતાએ તપથી ભગવાનને પ્રસન્ન કરી, તેમની પાસેથી વર મેળવ્યો અને વૃક્ષની કન્યાને પરણીને રાજ્ય કરવા લાગ્યા, એ કથા કહેવાશે

પિતાની આજ્ઞાને ગ્રહણ કરી હતી, એટલા માટે તમારી પ્રખ્યાત કીર્તિ આખા જગતમા ફેલાશે, ૧૧ અને તમારે એક પ્રખ્યાત પુત્ર થશે જે ગુણોમાં બ્રહ્માથી ઉતરતો નહિ પણ તેના જેવો જ થશે, અને જે પુત્ર પોતાના પરાક્રમવડે આ ત્રણ લોકને ભરી દેશે ૧૨ હે રાજકુમારો ! * કડુને પ્રમ્લોચા નામની સ્ત્રીથી કમળ જેવા નેત્રવાળી એક કન્યા ઉત્પન્ન થઈ હતી પ્રમ્લોચાએ તેનો ત્યાગ કરી દીધો હતો તેથી વૃક્ષોએ તે કન્યાને ગ્રહણ કરી લીધી હતી ૧૩ એ કન્યા ભૂખથી દુર્બળ થઈ ગઈ અને દુ ખથી રડવા લાગી એટલે વૃક્ષોના અધિપતિ ચદ્રમાએ દયા આવવાથી તેના મુખમા અમૃતને વર્ષનારી આગળી ઘાલી ૧૪ મને અનુકૂળ રહેલા તમારા પિતાએ તમને પ્રજા ઉત્પન્ન કરવા માટે આજ્ઞા કરી માટે તમે તે સર્વાગ સુદર દિવ્યકન્યાને ઝટ પરણો, વિલબ ના કરો ૧૫ તમે સઘળા જેમ એક ધર્મના તથા એક સ્વભાવના છો, તેમ જ આ સુદર કટિવાળી સ્ત્રી પણ તમારા પ્રમાણે સર્વ ધર્મવાળી થઈ તમારા ઉપર મનને અર્પણ કરીને તમારી સર્વની સ્ત્રી થશે ૧૬ તમે મારા અનુગ્રહથી દેવતાઓના હજાર વર્ષ સુધી મહા બળવાન થઈને પૃથ્વીના ભોગો ભોગવશો તથા સ્વર્ગના વૈભવો પણ ભોગવશો અને છેવટે તમો આ નરકરૂપી સસારના સુખોથી વૈરાગ્ય પામી મારી અખડભક્તિ કરવાથી મનની કામ, ક્રોધ આદિક વાસનાઓને બાળી નાખી મારા ધામમા આવશો ૧૭–૧૮ જે પુરુષો ઘરમા રહીને પણ કર્મો ઈશ્વરાર્પણ કરે છે અને આઠ પ્રહર મારી કથા વાર્તામાજ ગાળે છે તેમને ઘરો પણ બધનકારક થતા નથી ૧૯ જ્યા બ્રહ્મવાદીઓ કથા કરે છે ત્યા આગળ સર્વજ્ઞ તથા પરબ્રહ્મરૂપ શ્રોતાઓના હૃદયમા હુ રોજ નવો નવો પ્રગટ થાઉં છુ અને મને પ્રાપ્ત થયેલા લોકો કોઈ દિવસ મોહ, શોક તથા હર્ષને પામતા નથી ૨૦

* કડુ ઋષિ તપશ્ચર્યા કરતા હતા, તેના તપમા ભગ પાડવા માટે ઇન્દ્રે પ્રમ્લોચા અપ્સરાને મોકલી હતી, તેની સાથે ક્રીડા કરતા એક કન્યાનો જન્મ થયો હતો તેને પ્રમ્લોચા એક ઝાડ નીચે મૂકીને નાસી ગઇ હતી

મૈત્રેય કહે છે—આ પ્રમાણે પુરુષાર્થને આપનાર ભગવાન જનાર્દન કહેતા હતા તેમના દર્શન કરીને રજોગુણ તથા તમોગુણ રૂપી પાપમાથી મુક્ત થએલા પ્રચેતાઓ બે હાથ જોડીને પોતાના આત્મરૂપ હોવાથી અત્યંત પ્રિય એવા જનાર્દન ભગવાનની ગદગદિત વાણીવડે સ્તુતિ કરતા આ પ્રમાણે કહેવા લાગ્યા ૨૧ પ્રચેતાઓ સ્તુતિ કરવા લાગ્યા - ક્લેશનો નાશ કરનાર, મન તથા વચનના વેગ કરતા પણ અધિક વેગવાળા, સર્વ ઇંદ્રિયોથી જાણવામા ન આવે એવા અને વેદે જેમના ઉદાર ગુણો તથા નામો નિરૂપણ કર્યાં છે એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ ૨૨ તમે સ્વસ્વરૂપમા રહેવાથી શુદ્ધ અને શાત છો તથા મનને લીધે જેમને વિષે મિથ્યા જગતની સ્ફુરણા થાય છે એવા આપને નમસ્કાર કરીએ છીએ તમે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા મટે માયાના ગુણોવડે બ્રહ્માદિક અવતારોને ધારણ કરો છો, તે તમને નમસ્કાર કરીએ છીએ ૨૩ તમે શુદ્ધ સત્ત્વગુણી છો, સ્વસ્વરૂપના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ કરનાર છો, વાસુદેવ એવા શ્રીકૃષ્ણરૂપ છો તથા સર્વ સાત્વત કુળના અથવા તો ભક્તજનના પ્રભુ છો, તે તમને નમસ્કાર કરીએ છીએ ૨૪ નાભિને વિષે બ્રહ્માડરૂપી કમળને ધારણ કરનાર, કઠમા કમળની માળાને ધારણ કરનાર કમળના જેવા ચરણવાળા આપને નમસ્કાર કરીએ છીએ હે કમળ જેવા નેત્રવાળા ભગવન્ ! તમને પ્રણામ હો ૨૫ કમળના તતુ જેવા પીળા વસ્ત્રો અને નિર્મળ વસ્ત્રો ધારણ કરનાર આપને નમસ્કાર કરીએ છીએ તથા સર્વ પ્રાણીઓના નિવાસરૂપ અને સર્વના સાક્ષીરૂપ આપને નમસ્કાર કરીએ છીએ ૨૬ આપ ભગવાને તપશ્ચર્યાથી ક્લેશ પામેલા જે અમે તેમના સર્વ ક્લેશનો નાશ કરનારુ આ રૂપ પ્રગટ કર્યું છે, તેનાથી વિશેષ તે કયી દયા હોય ? અર્થાત્ આપે અમારા ઉપર ઘણી કૃપા કરી છે એવુ અમે માનીએ છીએ ૨૭ હે અમગળનો નાશ કરનાર ભગવન્ ! દીન ઉપર પ્રેમ રાખનાર મહાપુરુષોએ સમય ઉપર દીન જનોને પોતાના ગણીને તેઓને સભારવા એટલુ જ મહા પુરુષોનું કર્તવ્ય

છે, ૨૮ કારણ કે મહાપુરુષો દીન જનોને સંભારે છે તેથીજ પ્રાણીઓને શાંતિ થાય છે તમે તો હલકામાં હલકા પ્રાણીના હૃદયમાં પણ અંતર્યામી રૂપે રહેલા છો, માટે તમારા ઉપાસક એવા જે અમે તેમના મનના મનોરથોને તમે કેમ ન જાણો? ૨૯ હે જગત્પતિ! અમને તો જે વરની ઇચ્છા છે, તે એ કે મોક્ષનો માર્ગ દેખાડનારા આપ ભગવાન અમારા ઉપર પ્રસન્ન થયા—તેમ જ સદા સર્વદા પ્રસન્ન રહો ૩૦ તોપણ હે નાથ! કારણના પણ કારણરૂપ આપની પાસેથી એક વર અમે માગીએ છીએ આપની વિભૂતિઓનો અંત નથી અને એટલા માટે જ આપ અનંતના નામથી જગતમાં વર્ણવાઓ છો ૩૧ પુરુષ પારિજાતકનું વૃક્ષ મળ્યા પછી જેમ બીજા વૃક્ષનું સેવન કરતો નથી, તેમ અમે પણ આપના સાક્ષાત્ ચરણારવિંદને પ્રાપ્ત કરીને હવે કયી વસ્તુ માગીએ? અર્થાત્ માગવા બેસીએ તો મનોરથોનો પાર આવતો નથી ૩૨ અમે તમારી પાસેથી માગી લઇએ છીએ કે અમે આ સંસારમાં તમારી માયાથી ઘેરાઇને જ્યાં સુધી અમારા કર્મોથી ભટકીએ ત્યાં સુધી જન્મોજન્મ અમને તમારા ભક્તજનોનો પ્રસંગ પડે ૩૩ અમે આપના ભક્તજનના એક ક્ષણભર થયેલા સંગને પણ સ્વર્ગથી કે મોક્ષથી અધિક ગણીએ છીએ ત્યારે મનુષ્યોના રાજ્યાદિક સુખોની તો વાત જ શી કરવી? ૩૪ જે સત્સંગના પ્રસંગમાં તૃષ્ણાને ટાળનારી પવિત્ર હરિકથાઓ થાય, પ્રાણીઓની ઉપર પ્રીતિ બંધાય, તેમજ જ્યાં આગળ જરા પણ ખેદ થાય નહિ, ૩૫ વળી જ્યાં સંસારસંગનો ત્યાગ કરનાર જે ભક્તજનો વારંવાર ઉત્તમ કથાઓમાં સંન્યાસીની ગતિ રૂપ સાક્ષાત્ ભગવાન નારાયણની સ્તુતિ કરે છે, આવા તમારા ભક્તો તીર્થોને પણ પવિત્ર કરવાની ઇચ્છાથી પૃથ્વી ઉપર ફર્યા કરે છે, તેમનો સત્સંગ સંસારથી ડરેલા પુરુષને કેમ ન ગમે? ૩૬-૩૭ હે ભગવન્! અમને પણ સત્સંગનો લાભ મળ્યો છે તે એ કે, આપના પ્રિયમિત્ર ભગવાન શંકરનો ક્ષણ એક સાક્ષાત્ સમાગમ થવાથી, જન્મ તથા મરણરૂપી અસાધ્ય રોગના ઉત્તમ વૈદ્યરૂપ આપને શરણે આવ્યા છીએ તમારા દર્શનમાં શંકરનો સત્સંગ કારણરૂપ થયો છે ૩૮ હે પ્રભો! વળી અમે બીજો વર એ માગીએ છીએ કે, અમે જે સ્વાધ્યાય ભણ્યા છીએ, ગુરુ, બ્રાહ્મણો તથા વૃદ્ધજનોને નિરંતર સેવીને પ્રસન્ન કર્યા છે, મહાત્મા પુરુષોને, મિત્રોને અને ભાઈઓને પ્રણમ કર્યા છે, સર્વ પ્રાણીઓની ઈર્ષા કરી નથી, પણ તેઓના ઉપર દયા રાખી છે ૩૯ વળી હે ઈશ! અમે ઘણા કાળ સુધી આહાર કર્યા વિના પાણીની અંદર રહીને જે ઉત્તમ તપશ્ચર્યા કરી છે, એ સર્વ કર્મોથી સર્વત્ર વ્યાપક એવા આપ પરમાત્મા સંતોષ પામો, એવો વર અમે માગીએ છીએ ૪૦ મનુ, બ્રહ્મા, ભગવાન શંકર તથા તપ અને જ્ઞાનથી શુદ્ધ અંતઃકરણવાળા બીજા મહાત્માઓ, જેઓ તમારા મહિમાના પારને જાણતા નથી, તેઓ પોતાની બુદ્ધિ પ્રમાણે તમારી સ્તુતિ કરે છે, એટલા માટે અમે અજ્ઞાનીઓ પણ તમારી સ્તુતિ કરીએ છીએ ૪૧ સર્વમાં અંતર્યામીરૂપે સમાન રહેનારા, શુદ્ધ સ્વરૂપવાળા, પરમ પુરુષ, વાસુદેવ તથા સત્ત્વગુણમય એવા આપ ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ ૪૨

મૈત્રેય કહે છે—આ પ્રમાણે પ્રચેતાઓએ સ્તુતિ કર્યા પછી, શરણાગત ઉપર પ્રીતિ રાખનારા ભગવાન શ્રીહરિ પ્રસન્ન થયા અને 'તથાસ્તુ' એમ કહ્યું. પછી ભગવાનના દર્શન કરતાં જેઓના નેત્રો તૃપ્ત જ થતા ન હતા, એવા પ્રચેતાઓ ભગવાન અહીંથી પધારે એમ ઇચ્છતા ન હતા, તોપણ મહા પરાક્રમી ભગવાન ત્યાંથી પોતાના ધામમાં પધાર્યા ૪૩ પછી પ્રચેતાઓ સમુદ્રના પાણીમાંથી બહાર નીકળીને જુવે છે તો જાણે સ્વર્ગને રુંધી દેવા માટે ઉંચા વધેલા હોય તેવા ઘણા જ ઉંચા વધેલા વૃક્ષોથી આખી પૃથ્વીને † ઢંકાઈ ગયેલી જોઈ તેથી કોપી ઉઠ્યા ૪૪ હે રાજન્! પ્રલય સમયે જેમ રુદ્ર કાળાગ્નિથી સર્વને બાળીને ભસ્મ કરે તેમ તે પ્રચે-

† પ્રાચીનબર્હિષ વનમાં ગયા પછી પાછળ પૃથ્વી ઉપર કોઇ રાજા ન હતો, તેથી ખેતીવાડી બંધ પડી ગયા હતા અને પૃથ્વી વૃક્ષોથી ઢંકાઇ ગઇ હતી

તાઓએ ક્રોધ કરીને પૃથ્વીને વૃક્ષવિનાની કરવા માટે મુખમાથી પવનની સાથે અગ્નિને પ્રગટ કરીને છૂટો મૂકયો ૪૫ તે અગ્નિ પવનની સાથે રહીને વૃક્ષોને બાળીને ભસ્મ કરવા લાગ્યો તે જોઈ પિતામહ (બ્રહ્મા) આવ્યા અને નીતિના વચનોથી પ્રાચીનબર્હિષના પુત્રોને સમજાવવા લાગ્યા ૪૬ અગ્નિમાથી બળતા વૃક્ષો જે બચી ગયા હતા, તેમણે પ્રચેતાના ભયથી તથા બ્રહ્માના કહેવાથી પોતાની પુત્રી મારિષા તેમને આપી ૪૭ પ્રચેતાઓ બ્રહ્માની આજ્ઞાથી તે મારિષા નામની કન્યાને પરણ્યા અને તેમાથી દક્ષ નામનો એક પુત્ર ઉત્પન્ન કર્યો એ પૂર્વ જન્મમા બ્રહ્માનો પુત્ર હતો તોપણ મહાદેવનુ અપમાન કરવાથી ક્ષત્રિય જાતિમા ફરીને જન્મ્યો હતો ૪૮ બ્રહ્માથી ઉત્પન્ન થયેલો દેહ કાળે કરીને પડી ગયો અને શાપથી ફરીને પ્રચેતાને ત્યા અવતરેલા તે દક્ષે ચાક્ષુષ નામના મન્વ તરમા ઈશ્વરની પ્રેરણાથી ઈચ્છાનુસાર અનેક પ્રજા ઉત્પન્ન કરી ૪૯ આ દક્ષ જ્યારે જન્મ્યો ત્યારે તેણે પોતાની કાતિથી સર્વ તેજસ્વીઓના તેજને ઝાખા પાડી નાખ્યા હતા અને તેની કાર્ય કરવામા નિપુણતા જોઈને, લોકો તેને 'દક્ષ' ને નામે બોલાવવા લાગ્યા હતા ૫૦ બ્રહ્માએ તે દક્ષની પ્રજારૂપ સૃષ્ટિની રક્ષા કરવા ઉપર યોજના કરી રાજ્યાસન ઉપર તેનો અભિષેક કર્યો અને બીજા સર્વ પ્રજાપતિઓને પણ તેઓના કામ ઉપર નીમી દીધા ૫૧

त प्रजासर्गरक्षायामनादिरभिषिच्य च ॥
युयोज युयुजेऽन्यांश्च स वै सर्वप्रजापतीन् ॥
इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कन्धे
त्रिंशोऽध्यायः

# અધ્યાય ૩૧ મો. *

## પ્રચેતાઓનો મોક્ષ ને દક્ષને રાજ્ય.

मैत्रेय उवाच

तत उत्पन्नविज्ञाना आश्वधोक्षजभाषितम्
स्मरन्त आत्मजे भार्यां विसृज्य प्राव्रजन्गृहात्

* આ અધ્યાયમા પુત્ર દક્ષને રાજનુ કાજ સોપીને વનમા ગયેલા પ્રચેતાઓ નારદે કહેલા માર્ગથી મુક્તિને પામ્યા એ કથા કહેવાશે.

મૈત્રેય કહે છે—હે નારદ! ત્યાર પછી કેટલાએક કાળ વીતી ગયા પછી, પ્રચેતાઓને જ્ઞાન થયું અને ભગવાને કહેલુ વચન સાભરી આવ્યુ, તેથી તેઓ પોતાની સ્ત્રીની, પુત્રોને ભલામણ કરીને ઘરમાથી ચાલી નિકળ્યા ૧ અને પશ્ચિમ દિશાના સમુદ્રતટ ઉપર જ્યા આગળ જાજલિ નામના સિદ્ધ થયા હતા ત્યા આગળ જઈને તેમણે સર્વ પ્રાણીઓમા સમાન આત્મા રહેલો છે એવી બુદ્ધિથી બ્રહ્મજ્ઞાનનો વિચાર કરવાની દીક્ષા લીધી ૨ પ્રાણને, મનને વચનને તથા દૃષ્ટિને સ્વાધીન કરી, દૃઢ આસનવાળી શરીરને શાત અને સરળ કરીને નિર્મળ એવા પરબ્રહ્મ વિષે મનને જોડીને તેઓ બેઠા તેઓને દેવ તથા દૈત્યો જેમની સ્તુતિ કરે છે એવા નારદે દીઠા ૩ નારદને આવ્યા જોઈને પ્રચેતાઓ ઉભા થઈ તેમને પ્રણામ કરી તેમનો સત્કાર કરી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે પૂજા કરી અને પછી સુખથી આસન ઉપર બેઠેલા તેમને કહેવા લાગ્યા ૪

પ્રચેતાઓ બોલ્યા—હે નારદ મુનિ! તમે ભલે પધાર્યા તમારા આજે અમને દર્શન થયા તે સારુ થયુ હે મહારાજ! સૂર્યની પેઠે આપનું ફરવુ, જગતનો ભય દૂર કરનારુ છે ૫ ભગવાન શકરે તથા વિષ્ણુએ જે તત્ત્વજ્ઞાન કહ્યુ છે તે તત્ત્વજ્ઞાન, હે પ્રભો! ઘરમા આસક્ત થવાથી અમે ઘણુ કરીને વિસરી ગયા છીએ ૬ તે તત્ત્વાર્થને દેખાડનારુ આત્મજ્ઞાન અમને દેખાડો, જે આત્મજ્ઞાનથી અમે શ્રમ વિના દુસ્તર એવા ભવસાગરને તરી જઈશુ ૭

મૈત્રેય કહે છે—આ પ્રમાણે પ્રચેતાઓએ નારદમુનિને પૂછ્યુ, એટલે મહા કીર્તિવાળા ભગવાનમા જેમનું ચિત્ત લાગી રહેલુ હતુ, એવા નારદમુનિ તેમને નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૮

નારદ કહે છે—આ જગતમા જે વિશ્વના આત્મારૂપ શ્રીહરિની સેવા કરે છે, તે જ મનુષ્યનો જન્મ, તે જ કર્મો, તે જ આયુષ્ય. તે જ મન અને તે જ વચન સફળ જાણવા ૯ વળી આત્મસ્વરૂપનુ યથાર્થ દર્શન કરાવનાર શ્રીહરિની જેમા સેવા થઈ શકે નહિ તેમ જ તેનું જ્ઞાન પણ થાય નહિ તેવા શૌક્લ, સાવિત્ર તથા યાજ્ઞિક એવા ત્રણ પ્રકારના જન્મનું

શું ફળ? વેદોક્ત કર્મો કરવાથી શું ફળ? તથા દેવોના જેવા લાબા આયુષ્યનું શું ફળ? ૧૦ શાસ્ત્રશ્રવણ, તપશ્ચર્યા, વાણીના વિલાસો તથા ઘણી વાતોનું સ્મરણ રાખવાની શક્તિનું શું પ્રયોજન? નિપુણ બુદ્ધિનુ શુ પ્રયોજન? બળનુ શુ પ્રયોજન? તેમ જ ઇન્દ્રિયોના બળનુ પણ શુ પ્રયોજન? ૧૧ પ્રાણયામ વગેરે યોગોનું, સાખ્યનું, સન્યાસનું, વેદાધ્યયનનું તથા બીજા કલ્યાણકારક વ્રતો કરવાનું પણ શુ પ્રયોજન? તેનું કંઇ પણ ફળ નથી ૧૨ સર્વ ફળોમા છેલ્લુ તથા ખરુ ફળ આત્મા છે, કે જેને લીધે બીજા પદાર્થો ઉપર પ્રીતિ થાય છે અને સર્વ પ્રાણીઓમા જે આત્મા છે તે શ્રીહરિનું રૂપ છે જે અવિદ્યાનો નાશ કરીને તત્ત્વસ્વરૂપને પ્રકાશ કરે છે અને પરમાનદરૂપ હોવાથી પ્રિય લાગે છે ૧૩ ઝાડના મૂળને પાણી પાવાથી ઝાડની શાખાઓ તથા નાની નાની ડાળીઓ તૃપ્ત થાય છે તથા પ્રાણને ભોજન કરાવ્યાથી જેમ ઇન્દ્રિયો તૃપ્તિને પામે છે તેમ જ ભગવનની સેવા કરવાથી આખા વિશ્વનું પૂજન થાય છે ૧૪ વર્ષાઋતુમા વરાળમાથી જેમ પાણી ઉત્પન્ન થાય છે અને ગ્રીષ્મ ઋતુમા તે જેમ પાછુ સૂર્યમા પ્રવેશ કરે છે તથા સ્થાવર જગમ પદાર્થો જેમ પૃથ્વીમાથી ઉત્પન્ન થઇને પાછા પૃથ્વીમા સમાઈ જાય છે તેમ જ આ સસાર, ભગવાનમાથી ઉત્પન્ન થાય છે અને પાછો ભગવાનમા જ લય પામે છે ૧૫ તમે કહેશો કે, વિશ્વની પરમાત્માથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે અને તે વિશ્વ પરમાત્મામા રહેલુ છે ત્યારે તો તે પણ ઉપાધિવાળુ જ હોવું જોઇએ, પરતુ તેમ નથી આ વિશ્વ છે તે વિષ્ણુનું ઉપાધિ રહિત સ્વરૂપ છે સૂર્યની પ્રભા જેમ સૂર્યથી જુદી નથી તેમ જગત ઇશ્વરથી ઉત્પન્ન થયુ છે માટે તેનાથી જુદુ નથી વળી એવી શકા થાય કે આ જગત વિલક્ષણ રીતે કેમ ભાસે છે? તો તેના ઉત્તરમા એજ કે, આકાશમા જેમ કોઈ કોઈ વેળા ગંધર્વનગર ભાસે છે તેમ આ આખુ વિશ્વ પરમાત્મામા કોઈવાર જોવામા આવે છે જાગ્રદવસ્થામા જેમ સર્વ ઇન્દ્રિયો પ્રકાશ કરે છે અને સુષુપ્તિ અવસ્થામા તે સર્વ જોવામા આવતી નથી તેમ અજ્ઞાન દશામા જગતની પ્રતીતિ થાય છે, પરતુ જ્ઞાન દશામા જગત જરા પણ જોવામા આવતુ નથી પાચ મહાભૂતો, ઇન્દ્રિયો તથા તેના દેવતાઓનો પરમાત્માના સ્વરૂપમા જે ભેદ થયો છે તે પરમાત્માના સ્વરૂપને જાણવાથી દૂર થાય છે ૧૬ હે રાજાઓ! આકાશમા જેમ ક્રમવાર વાદળા ચઢી આવતા અધારુ થઈ જાય અને તે ઉતરતા અજવાળુ થાય, તેમ જ પરબ્રહ્મ વિષે સત્વ, રજ અને તમ જોવામા આવે છે અને પાછા તેમા લય પામે છે તેમ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ વગેરે થાય છે ૧૭ પરમાત્મા સર્વ જીવોનું કારણ હોવાથી એક, સર્વ પ્રાણીઓના આત્મારૂપ, નિમિત્ત કારણ, ઉપાદાન કારણ, પુરુષરૂપ, પરમેશ્વર તથા પોતાના પ્રકાશથી સસારના ભ્રમને દૂર કરનાર છે તે ભગવાનને પોતાના આત્મારૂપ ગણીને તમે તેમનુ શ્રદ્ધાથી ભજન કરો ૧૮ સર્વ પ્રાણીઓ ઉપર દયા કરવાથી જે કઇ વસ્તુ મળે તેટલા ઉપર સતોષ રાખવાથી અને સર્વ ઇન્દ્રિયોને તેના વિષયોમાથી પાછી ખેચી લઈ શાત કરવાથી, ભગવાન તરત પ્રસન્ન થાય છે ૧૯ સર્વ પ્રકારની ઇચ્છાથી રહિત હોવાને લીધે સત્પુરુષોના નિર્મળ અંતઃકરણમા હમેશ વૃદ્ધિ પામેલી ભક્તિથી નિમત્રણ કરાયેલા અવિનાશી ભગવાન પોતે ભક્તજનને અધીન સમજે છે ને તે હૃદયાકાશની પેઠે ત્યાથી નીકળી જતા નથી ૨૦ તેમ જ નિર્ધન તથા ભગવાનને ધન માનનારા ભક્તજનો જેને પ્રિય છે, એવા ભક્તિરસને જાણનારા શ્રીહરિ, જેઓ શાસ્ત્રના મદથી, ધનના મદથી, કુળના મદથી તથા મોટા મોટા કામના મદથી દીન એવા મહાત્મા પુરુષોનો તિરસ્કાર કરે છે, તે દુષ્ટ બુદ્ધિવાળાઓની પૂજાને ગ્રહણ કરતા નથી ૨૧ વળી જે ભગવાન પોતાની મેળે પૂર્ણ કામનાવાળા છતાં પણ ભક્તાધીન રહેનારા શ્રીહરિ પોતાની સેવા કરતી લક્ષ્મીને અને લક્ષ્મીની ઇચ્છાવાળા રાજાઓને તથા દેવતાઓને અનુકૂળ રહેતા નથી આવા પરમાત્માનો કૃતજ્ઞ પુરુષ કેવી રીતે ત્યાગ કરે? ૨૨

મૈત્રેય કહે છે—હે વિદુર! આ પ્રમાણે બ્રહ્માના

પુત્ર નારદમુનિ, પ્રચેતાઓને ઉપરની બીજી ભગવાનની કથાઓ સંભળાવીને બ્રહ્મલોકમા ગયા ૨૩ પ્રચેતાઓ પણ નારદના મુખમાથી નીકળેલો તથા લોકનાં પાપનો નાશ કરનારો શ્રીહરિનો યશ સાભળી, ભગવાનના ચરણનું ધ્યાન કરીને ભગવાનની ગતિને પામ્યા. ૨૪ હે વિદુરજી ! તમે મને હરિકીર્તનથી યુક્ત પ્રચેતાઓનો તથા નારદનો સવાદ પૂછ્યો હતો તે મે તમને કહ્યો. ૨૫

શુકદેવજી કહે છે—હે રાજશ્રેષ્ઠ ! પરીક્ષિત રાજા ! આ રીતે તમને સ્વાયભુવ મનુના પુત્ર ઉત્તાનપાદ રાજાનો વશ કહ્યો હવે તમે પ્રિયવ્રત રાજાનો વશ પણ સાભળો ૨૬ જે પ્રિયવ્રત રાજા નારદ મુનિની પાસેથી આત્મવિદ્યાને સપાદન કર્યા પછી, પૃથ્વીનું રાજ્ય કરીને, પુત્રોને પૃથ્વીનું રાજ્ય વહેચી આપીને ઈશ્વરના ધામમા ગયા ૨૭ મૈત્રેયે વર્ણવેલી ભગવાનના ગુણાનુવાદને લીધે ઉત્તમ એવી ભગવાનની કથા સાભળીને વિદુરને અધિક ભક્તિ થઈ, તેથી તેની આખમા અશ્રુઓ આવી ગયા અને તેમણે મુનિના ચરણને મસ્તક ઉપર ધારણ કર્યા અને હરિના ચરણને પોતાના હૃદયમા ધારણ કર્યા. ૨૮

વિદુર બોલ્યા—હે મહાયોગી મૈત્રેય ! આપે મનમા દયા લાવીને જેમા અકિંચનગામી હરિ રહેલો છે, એવો સસારનો પાર આજે મને દર્શાવ્યો છે ૨૯

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજા ! જેનું મન શાત થયુ છે એવા વિદુર, ઉપર પ્રમાણે કહી મૈત્રેય મુનિને પ્રણામ કરી, તેની આજ્ઞા લઈને પોતાના સગા સબધીઓને મળવાની ઈચ્છાથી હસ્તિનાપુર ગયા ૩૦ હે રાજન્ ! શ્રીહરિને વિષે જેઓએ પોતાનું અત કરણ અર્પણ કરેલુ છે એવા રાજાઓનું ચરિત્ર જે મનુષ્ય સાભળે તે આયુષ્યને, ધનને, યશને, કલ્યાણને, ઉત્તમ ગતિને તથા ઈશ્વરના પદને પામે છે ૩૧

एतद्य' शृणुयाद्राजन् राज्ञां हर्यर्पितात्मनाम् ।
आयुर्धनं यशः स्वस्ति गतिमैश्वर्यमाप्नुयात् ॥

इति श्रीमद्भागवते महापुराणे चतुर्थस्कंधे एकत्रींशोऽध्याय





રહૂગણરાજા અને જડભરત

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## पंचमस्कंध.

### અધ્યાય ૧ લો.[‡]

#### પ્રિયવ્રત રાજાનું રાજ્ય.

राज्ञोवाच–प्रियव्रतो भागवत आत्मारामः कथं मुने ।
गृहेऽरमत यन्मूलः कर्मबंध पराभवः ॥ १ ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ કે–હે મુનિ! ભગવાનના ભક્ત અને આત્મામાંજ આનંદ માનનાર પ્રિયવ્રત રાજા શા માટે ઘરમા રહ્યા હતા? ઘરને લીધે તો કર્મના બંધનો બંધાઇ સ્વસ્વરૂપનો પરાભવ થાય છે ૧ પ્રિયવ્રત જેવા સંસારનો ત્યાગ કરનાર પુરુષોને ઘરમા આસક્તિ થાય તે યોગ્ય નથી ૨ હે વિપ્રર્ષિ! પવિત્ર કીર્તિવાળા શ્રીહરિના ચરણની કૃપાથી શાંત ચિત્તવાળા પુરુષોને મનમા કદી સંસારની ઇચ્છા થતી નથી ૩ ત્યારે સ્ત્રી, ઘર ને પુત્રાદિકોમા આસક્તિવાળા પ્રિયવ્રત રાજાને ભગવાન ઉપર ભક્તિ થઇ અને તેથી તેની મુક્તિ થઇ એમા મને મોટો સંશય રહેલો છે. ૪

શુકદેવજી કહે છે–પ્રિયવ્રત રાજાને ઘરબાર વગેરેમા આસક્તિ થઇ ન હતી પવિત્ર કીર્તિવાળા ભગવાનના ચરણારવિંદમા મનને લગાડનાર મહાત્માઓ કોઇ વિઘ્ન નડ્યા છતા પણ પરમહંસોને પ્રિય લાગે એવા પરમાત્માની કથારૂપી અચ્યુત કલ્યાણકારી માર્ગનો ત્યાગ કરતા નથી. ૫ હે રાજન્! પ્રિયવ્રત રાજાએ નારદના ચરણની સેવાથી પ્રયત્ન વિના અપરોક્ષ બ્રહ્મજ્ઞાન સંપાદન કર્યું હતુ વળી એકાગ્ર ચિત્તથી સમાધિના યોગે ભગવાન વાસુદેવ વિના ઇંદ્રિયોની સર્વ ક્રિયાઓ તેમણે તજી હતી અને સર્વ કર્મનો ત્યાગ કરી પરબ્રહ્મનુ મનન કરવાને દીક્ષા લેવાનો વિચાર કર્યો હતો. તેવામા વેદમા કહેલા ઉત્તમોત્તમ રાજાને ઘટે એવા સર્વ ગુણો જેમનામા જોઇએ એવા પિતા સ્વાયંભુવ મનુએ તેમને પૃથ્વીનુ રાજ્ય આપ્યુ પિતાની આજ્ઞાને માથે ચઢાવવી જોઇએ, છતા રાજ્યાધિકારમા મિથ્યા પ્રપંચ હોવાથી સ્વસ્વરૂપ વિસરી જવાશે, એમ વિચારી તેમણે રાજ્ય લીધુ નહિ ૬ પછી આદિ દેવ બ્રહ્મા, જે આ સૃષ્ટિની વૃદ્ધિ કરવાના વિચારથી જગતના અભિપ્રાયને જાણે છે, તે સર્વ વેદો તથા મરીચિ વગેરે પોતાના ગુણો સાથે બ્રહ્મલોકથી પૃથ્વી ઉપર ઉતરી આવ્યા. ૭ ચંદ્રમાની પેઠે આકાશમા પ્રકાશ કરતા તે આવતા હતા. વિમાનોમાં બેઠેલા ઇંદ્રાદિક દેવતાઓ માર્ગે તેમની પૂજા કરવા લાગ્યા. વળી સિદ્ધ, ગંધર્વ, ચારણ અને મુનિગણો ટોળે મળીને તેમની સ્તુતિ કરવા લાગ્યા અને ગંધમાદન પર્વતની ગુફામા પ્રકાશ

---

‡ આ અધ્યાયમા પ્રિયવ્રત રાજાએ કેવી રીતે રાજ્ય કર્યું અને તે પછી તેમને કેમ જ્ઞાનનિષ્ઠા થઇ તે કથા કહેવાશે

કરતા તે ત્યા ગયા. ૮ દેવર્ષિ નારદ, સ્વાયંભુવ મનુ તથા પ્રિયવ્રત ત્યા બેઠા હતા તેમણે હંસના વાહન ઉપરથી ભગવાન હિરણ્યગર્ભ બ્રહ્માને ઓળખી ઉભા થઈ પૂજા કરી અને બે હાથ જોડી સ્તુતિ કરવા માંડી ૯ હે રાજન્ ! નારદે બ્રહ્માની પૂજા કરી અને મધુર વાણીથી તેમના ગુણ વર્ણવ્યા તથા અવતારો અને ઉત્કર્ષની સ્તુતિ કરી પછી આદિપુરુષ ભગવાન બ્રહ્મા દયા અને હાસ્યપૂર્વક પ્રિયવ્રત રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા ૧૦

બ્રહ્માએ કહ્યુ—હે તાત ! હુ તને જે વાત કહુ તે સત્ય માનજે પ્રમાણમા આવે નહિ એવા દેવ ઉપર દ્વેષબુદ્ધિ કરવી યોગ્ય નથી અમે, શંકર, તારા પિતા અને દેવર્ષિ નારદ, સઘળા પરાધીન છીએ, ને પરમેશ્વરની આજ્ઞાને માથા ઉપર ચઢાવીએ છીએ ૧૧ કોઈ પણ દેહધારી જીવ, તપથી, વિદ્યાથી, યોગના બળથી, ધનથી, પોતાથી તથા બીજાના આશ્રયથી, પરમેશ્વરની ધારણાને પહોચી વળવા સમર્થ નથી ૧૨ હે પુત્ર ! બીજો જન્મ ધરવા માટે, મરણ માટે, કામકાજ કરવા માટે, નિરંતર શોક, મોહ, ભય, સુખ તથા દુઃખ ભોગવવા માટે ઈશ્વર જેવો દેહ આપે છે એવા દેહને પ્રાણી માત્ર પ્રાપ્ત થાય છે પ્રાણી ઈશ્વરની ધારણામા ફેરફાર કરી શકતો નથી ૧૩ હે વત્સ ! રાજાની શ્રદ્ધા તથા શુદ્ધ ભાવનાવાળા આપણે જેમ દેહ ધારણ કરવા વગેરેમા પરાધીન છીએ તેમ જ કર્મ કરવામા પણ પરાધીન છીએ આપણે જે પરમેશ્વરની વેદવાણીથી અત્યંત દૃઢ એવા ગુણ કર્મથી બંધાયા છીએ, અર્થાત્ બ્રાહ્મણાદિકની જાતિઓમા દૃઢ અભિમાન કરીને બેઠા છીએ અને નાથેલો બળદ જેમ ખેડુતની મરજી પ્રમાણે કામ કરે છે, તેમ આપણે પણ ઈશ્વરની ઇચ્છા પ્રમાણે વર્તીએ છીએ ૧૪ હે વત્સ ! કામ કરવામા જેમ પરતંત્ર છીએ, તેમ ભોગ ભોગવવામા પણ પરતંત્ર છીએ ગુણ તથા કર્મ પ્રમાણે પશુ, પંખી અને મનુષ્ય વગેરેનો જે દેહ તે આપે છે તે ધારણ કરીને દેખતા મનુષ્યોથી દોરાતા આંધળા જેમ દોરનારની ઇચ્છા પ્રમાણે ટાઢ, તડકામા જઈને ઉભા રહે છે, તેમ આપણે પણ ઈશ્વરે આપેલા સુખ દુઃખ ભોગવીએ છીએ ૧૫ આ સર્વ આત્મજ્ઞાનીને નહિ પણ અજ્ઞાનીને હશે એમ નથી, જ્યા સુધી પ્રારબ્ધ કર્મ હોય ત્યા સુધી તે કર્મ ભોગવવા જીવન્મુક્ત પુરુષને પણ દેહ ધારણ કરવો પડે છે જાગ્રત થયેલા મનુષ્યને સ્વપ્નમા અનુભવેલા દેહનુ જેમ સ્મરણ થાય છે, પરંતુ તેમા અભિમાન રહેતુ નથી, તેમ જીવન્મુક્ત પુરુષને પણ દેહમા અભિમાન રહેતુ નથી, અને બીજા દેહોને ઉત્પન્ન કરનારા કર્મો પણ કરતો નથી, ને ભોગની વાસના પણ રાખતો નથી ૧૬ સંસારમા રહીને ભોગ ભોગવવાથી પુરુષ કેવી રીતે અભિમાનથી છૂટે ? તેમ તેનો મોક્ષ પણ કેમ થાય ? માટે ઘરનો ત્યાગ કરી વનમા રહેવુ યોગ્ય છે, એમ તુ ધારતો હોય તે તે પણ યોગ્ય નથી વિષયાધીન મદમત્ત મનુષ્યને વનમા પણ સંસારનો છેડો નથી, કારણ કે છ ઇન્દ્રિયોરૂપી શત્રુઓ ત્યા પણ તેની સાથેજ હોય છે, માટે વિદ્વાન મનુષ્ય જીતેન્દ્રિય તથા આત્માનંદમા મગ્ન થઈને ઘરમા રહેતો હોય તોપણ ગૃહસ્થાશ્રમ તેને બાધ કરતો નથી ૧૭ જેને ઇંદ્રિયો રૂપી છ શત્રુઓને જીતવાની ઇચ્છા હોય તેણે પ્રથમ તો ઘરમા રહેવુ અને ઇન્દ્રિયોને અધીન ન થતા, ધીરે ધીરે તેમને જીતવાનો પ્રયત્ન કરવો કિલ્લામા રહેલો રાજા જેમ બળવાન શત્રુઓને હરાવે અને શત્રુઓનો નાશ થયા પછી બહાર નીકળી ઇચ્છા પ્રમાણે ફરે તેમ વિદ્વાન મનુષ્યે ધીરે ધીરે ઇન્દ્રિયોનો સંપૂર્ણ પરાજય કરીને પછી લોકમા અથવા તો વનમા ઇચ્છાનુસાર ફરવુ ૧૮ આ સંસાર રૂપી કિલ્લાનો આશ્રય પ્રાકૃત પુરુષો લે છે, તારા જેવાને માટે તે નથી, કારણ કે તે તો ભગવાનના ચરણકમળના કોશ રૂપી કિલ્લાનો આશ્રય કર્યો છે અને છ શત્રુઓને જિતેલા છે, માટે તું આ લોકમા ઈશ્વરે આપેલા વૈભવો ભોગવ અને સર્વ સાંસારિક વિષયોનો સંગ છોડી સ્વસ્વરૂપમા નિષ્ઠાવાળો થા. ૧૯

શુકદેવજી કહે છે—આ પ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરવાથી પ્રિયવ્રત રાજાએ પોતે બ્રહ્માથી નાના હતા તેથી 'ઠીક છે' એમ કહી માથુ નમાવી ઘણાજ માનની સાથે તેમની આજ્ઞાને મસ્તક ઉપર ચઢાવી. ૨૦ પછી સ્વાયંભુવ મનુએ ભગવાન બ્રહ્માની

યોગ્યતા પ્રમાણે સેવા કરી પ્રિયવ્રત રાજાને 'હું યોગથી ભ્રષ્ટ થઈશ,' એવી ચિંતાને લીધે બ્રહ્મા ઉપર રોષ આવ્યો નહિ, તેમ નારદને 'મારો પ્રિય શિષ્ય હાથમાંથી ગયો' એવો શોક પણ થયો નહિ, પરંતુ બન્ને જણ સમદૃષ્ટિથી બ્રહ્માને જોતા હતા, એટલામાં સાંસારિક ખટપટથી ભિન્ન થયેલા બ્રહ્મા પણ નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરતા કરતા મન તથા વાણીથી અગમ્ય એવા બ્રહ્મલોકમાં ગયા ૨૧

આ પ્રમાણે બ્રહ્માએ મનોરથ સિદ્ધ કરી આપ્યાથી, સ્વાયંભુવ મનુ પણ દેવર્ષિ એવા નારદની સંમતિ પ્રમાણે પુત્રને ભૂમિપાલનની મર્યાદાનું પાલન કરવા રાજ્યાસન ઉપર બેસાડી દુસ્તર એવા વિષયોને ઝેરી જળાશય રૂપી માર્ગે જતા બંધ પડ્યા અર્થાત્ વિષયવાસનાથી વિરામ પામ્યા ૨૨ આ પ્રમાણે ઈશ્વરની ઇચ્છાથી કર્મો કરવાનો અધિકાર મળતા, પ્રિયવ્રતે જગતના બંધનનો નાશ કરવામાં મહા બળવાન એવા આદિ પુરુષના ચરણારવિંદનું ધ્યાન કરી કરી પોતાના અંતઃકરણના રાગ દ્વેષ અને મનના મળને બાળીને ભસ્મ કર્યા તે પોતે શુદ્ધ હતા તોપણ બ્રહ્મા આદિક વડીલ જનોની આજ્ઞા પાળીને તેઓના માનમાં વધારો કરતા પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યા ૨૩ તે વિશ્વકર્મા નામના પ્રજાપતિની પુત્રી બર્હિષ્મતીને પરણ્યા અને તેને શીલ, ગુણ, કર્મ, રૂપ અને પરાક્રમવાળા દશ પુત્રો અને ઉર્જસ્વી નામની એક કન્યા થઇ ૨૪ આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર અને કવિ, તેમના નામ પાડ્યા ૨૫ આ પુત્રોમાં કવિ, મહાવીર અને સવન બાલ્યાવસ્થાથી બ્રહ્મચારી અને આત્મવિદ્યાવાન થઈ પરમહંસત્વ પાળવા લાગ્યા ૨૬ આ પ્રમાણે ઉપશમ શીલવાળા તે પરમહંસના આશ્રમમાં રહેવા લાગ્યા અને સર્વ લોકના નિવાસરૂપ સંસારથી ભય પામેલા પ્રાણીઓને શરણરૂપ ભગવાન વાસુદેવના ચરણારવિંદની ભક્તિ કરવા લાગ્યા તપના પ્રભાવથી શુદ્ધ થયેલા તેમના અંતઃકરણમાં ભગવાન વાસુદેવ પ્રત્યક્ષ થયા અને તેઓ દેહાદિકની ઉપાધિનો ત્યાગ કરી સર્વના આત્મારૂપ ભગવાનની સાથે એકતાને પામ્યા ૨૭ રાજાની બીજી સ્ત્રીથી ઉત્તમ, તામસ અને રૈવત નામના પુત્રો થયા. તેઓ ત્રણે મન્વંતરના અધિપતિ થયા ૨૮

આ પ્રમાણે પોતાને શાન્તિવાળા પુત્રો થયા પછી, અગિયાર અર્બુદ વર્ષો સુધી પ્રિયવ્રત રાજાએ પૃથ્વીનું રાજ્ય કર્યું, જેથી તે રાજાએ સર્વ પુરુષાર્થ કોઇ પણ ઠેકાણે અટકતા નથી એવા બળથી ભરેલા ભુજદંડથી ધનુષની દોરી ખેંચીને તેના ટંકારવથી અધર્મી લોકોનો નાશ કર્યો બર્હિષ્મતી રાણીના વધતા જતા હર્ષથી, સામા ઉઠીને ઉભા થવા વગેરે ભાવોથી, અદ્ભુત–શૃંગાર્ય ઉદ્દીપન થાય તે પ્રમાણે હાવભાવ દેખાડવાથી, લજ્જાને લીધે સંકોચવાળા હાસ્યથી તથા જોવાથી સ્નેહરૂપ એવી ચેષ્ટા કરવાથી જાણે વિવેકહીન થયા હોય તેવા અને વિષયાસક્તિથી પોતે પોતાના આત્મસ્વરૂપને વિસરી ગયા હોય એવા તે દેખાવા લાગ્યા ૨૯ ભગવાન સૂર્ય નારાયણ મેરુ પર્વતની પ્રદક્ષિણા કરતા લોકાલોક પર્વત સુધી પ્રકાશ કરે છે, પરંતુ તે સમે અડધા ભાગને અંધારાથી ઢાંકી દે છે આ વાત ભગવાનની ઉપાસનાથી સર્વ પુરુષ કરતા વધારે પ્રભાવવાળા પ્રિયવ્રત રાજાને રુચી નહિ તેથી તે રાત્રિને પણ દિવસ કરુ એવા વિચારથી સૂર્યના રથ જેવા વેગવાળા અને ઝળઝળાટ તેજવાળા રથમાં બેસીને, બીજા સૂર્યની પેઠે સાતવાર સૂર્યની પાછળ પૃથ્વી ઉપર ફર્યા ૩૦ તેથી તેમના રથના પૈડાની ધારથી પૃથ્વીમાં એવા ચીલાઓ પડી ગયા કે, જેમાંથી સાત સમુદ્રો થયા અને તેના મધ્ય ભાગે સાત સમુદ્રથી વિંટાયેલા પૃથ્વી ઉપરના સાત દ્વીપો થયા ૩૧ તેના નામ જંબૂદ્વીપ, પ્લક્ષદ્વીપ શાલ્મલીદ્વીપ, કુશદ્વીપ, કૌંચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કરદ્વીપ પડ્યા વળી પૂર્વ પૂર્વ કરતા પછી પછીના દ્વીપોના માપો સંખ્યાનુસાર બમણા છે, અને સમુદ્રોની બહારના ભાગમાં તે આવેલા છે ૩૨ ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ ક્ષીરોદ, દધિમંડોદ શુદ્ધોદ, એ સાત સમુદ્રો દ્વીપની ખાઇઓ જેવા છે, તેમ જ તે દ્વીપની આસપાસ વિંટાઇને રહેલા છે તેને લીધે જેમ પ્રત્યેક સમુદ્રો સાતે દ્વીપોની બહારના ભાગમાં

અનુક્રમે ફરતા આવેલા હોય તેમ છે જંબુ આદિક સાત દ્વીપોમા બર્હિષ્મતીના પતિ પ્રિયવ્રત રાજાએ પોતાને અનુકૂળ રહેનાર આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, મેધાતિથિ તથા વીતિહોત્ર, નામના સાત પુત્રોને અનુક્રમે એક એક દ્વીપનું રાજ્ય આપ્યુ ૩૩ ઉર્જસ્વતી નામની પુત્રી શુક્રાચાર્યને પરણાવી તેને દેવયાની નામે કન્યા થઈ ૩૪ ભગવનના ભક્ત આવુ પરાક્રમ કરે તેમા કંઈ આશ્ચર્ય નથી ચંડાળ પણ ભગવાનનુ નામ લે તો તે સંસારના બંધનમાથી છૂટે છે ૩૫

આ પ્રમાણે અપાર બળ તથા પરાક્રમવાળો પ્રિયવ્રત રાજા એક સમયે નારદની સેવા કરતા કરતા આવી પડેલા રાજ્યાદિક પ્રપંચના સંબંધથી પોતાને દુખી માનતો હોય તેમ ખિન્ન રહેવા લાગ્યો- ૩૬ અરે ! મે એવુ કામ કર્યું કે જેને લીધે ઇંદ્રિયોએ મને મહા ભયંકર એવા વિષયોરૂપી કુવામા નાખી દીધો હવે તો તે વિષયોથી હુ ધરાઇ ગયો આ સ્ત્રીના ક્રીડવાનર જેવા થઈ રહેલા મને ધિક્કાર છે, એમ બોલી પોતાના આત્માને તુચ્છકારવા લાગ્યો ૩૭ આ પૃથ્વી પોતાને અનુકૂળ રહેલા પુત્રોને ભાગ પ્રમાણે વહેચી આપીને પછી ભગવાનની કૃપાથી મળેલા આત્મજ્ઞાનવડે ભગવાનની લીલાને શ્રવણ કરવાથી જેમનામા ત્યાગ કરવાની શક્તિ હતી અને જેમના મનમા દૃઢ વૈરાગ્ય થયો હતો, એવા પ્રિયવ્રતે પોતે જેની સાથે વૈભવો ભોગવ્યા હતા એવી પટરાણીનો ત્યાગ કર્યો અને ફરીને ભગવાન નારદની વૃત્તિ ધારણ કરી તથા સંસાર તજીને વનમા ગયો ૩૮ પ્રિયવ્રત રાજાની કીર્તિના આ શ્લોક હજી પણ ગવાય છે

**प्रियव्रतकृत कर्म कोऽनुकुर्याद्विनेश्वरम् ।**
**यो नेमिनिम्नैरकरोच्छाया घ्नन्सप्तवारिधीन् ॥**

પૃથ્વીનું અંધારુ નહિવત કરવાને ફરતા જેના રથના પૈડાના ચીલામાથી સાત સમુદ્રો થયેલા છે એવા પ્રિયવ્રત રાજાએ કરેલા કર્મ ઇશ્વર વગર બીજા કોનાથી થાય તેમ છે ? ૩૯

**भूसंस्थानं कृतं येन सरिद्गिरिवनादिभिः ।**
**सीमा च भूतनिर्वृत्यै द्वीपे द्वीपे विभागशः ॥**

જેણે દ્વીપે દ્વીપમા લોકોને નિવૃત્તિથી રહેવા માટે નદીઓ, પર્વતો ને વનોથી સરહદ બાંધી આપી, પૃથ્વી ઉપર સંસ્થાનો પાડી આપ્યા, છતા પોતે કે જે પરમેશ્વરને અને પ્રજાને બેઉને પ્રિય થઈ પડ્યો હતો તેણે તો પૃથ્વીના મનુષ્યોના અને દેવતા તેમજ કર્મ અને યોગથી પ્રાપ્ત થયેલા વૈભવોને તુચ્છ ગણી તજી દીધા હતા તે પ્રિયવ્રતની બરાબરી કોનાથી થવાની છે ? ૪૦-૪૧

**भौमं दिव्यं मानुषं च महित्वं कर्मयोगजम् ।**
**यश्चक्रे निरयौपम्यं पुरुषानुजनप्रियः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे प्रथमोऽध्यायः**

## અધ્યાય ૨ જો.†

### આગ્નીધ્ર રાજાનું ચરિત્ર.

**श्रीशुक उवाच**

**एवं पितरि सम्प्रवृत्ते तदनुशासने वर्तमान आग्नीध्रो जम्बूद्वीपौकसः प्रजा औरसवद्धर्मावेक्षमाणः पर्यगोपायत् ॥ १ ॥**

શુકદેવજી કહે છે—પ્રિયવ્રત વનમા ગયા પછી તેના ઉપદેશ પ્રમાણે વર્તતો આગ્નીધ્ર રાજા ધર્મ ઉપર દૃષ્ટિ રાખી, જબૂદ્વીપની પ્રજાનું પેટની પ્રજા માફક પાલન કરવા લાગ્યો ૧ એક દિવસે પિતૃલોકમા જવાની ઇચ્છાથી તેને પુત્રની ઇચ્છા થઈ તેથી ઇંદ્રાદિક દેવતાઓની સ્ત્રીઓના વિહાર સ્થનરૂપ મંદરાચળની ગુફામા તે ગયો અને ત્યા આગળ પૂજાની સામગ્રીઓ એકઠી કરી, એકાગ્ર ચિત્તથી ભગવાન બ્રહ્માનું તપશ્ચર્યાવડે આરાધન કરવા લાગ્યો ૨ ભગવાન બ્રહ્માએ તેની તપશ્ચર્યા જોઇ દેવસભામા ગાયન કરતી પૂર્વચિત્તિ નામે અપ્સરાને તેની પાસે મોકલી ૩ તે અપ્સરા ત્યા જઇ રાજાના આશ્રમની આસપાસ ફરવા લાગી નાના વૃક્ષોની ડાળીઓ ઉપર ચઢેલી વેલીઓ ઉપર બેઠેલા પક્ષીઓ ત્યા ષડ્જ વગેરે સ્વરનો આલાપ કરી રહ્યા હતા, કારંડવ, કલહંસ વગેરે પક્ષીઓ કમળોના વનેથી ભરપુર જળાશયોને ગ-

† આ અધ્યાયમા કામી લોકોને રૂચે એવું આગ્નીધ્ર રાજાનુ ચરિત્ર છે તેને પૂર્વચિત્તિ નામે સ્ત્રીથી નાભિ આદિ પુત્રો થયા

જાવી રહ્યાં હતા ⁴ પેલી પૂર્વચિત્તિ વિલાસપૂર્વક ત્યા ફરવા લાગી અને પગલે પગલે નેપૂરનો ખણુ-ખણાટ થવા લાગ્યો તે સાભળીને રાજા આગ્નીધ્ર સમાધિને લીધે નેત્રોરૂપી બે કમળ મીંચી રહ્યો હતો તે ઉઘાડીને જોવા લાગ્યો ⁵ અપ્સરા આશ્રમની પાસે જ ભમરીની પેઠે પુષ્પોનો વાસ લેતી ઉભી હતી, અને દેવતાઓ તથા મનુષ્યોના મનને તથા નેત્રને આનદ આપનારી ચાલ, વિહાર, લજ્જા, વિનયપૂર્વક જોવુ, મધુર સ્વરથી ભાષણ કરવુ તથા શરીરના સુદર અવયવો દેખાડવા, વગેરેથી જોનારને કામોત્પત્તિ કરતી હતી. વળી તેના મુખમાથી અમૃત જેવા ને આસવના જેવા અત્યત માદક મર્મ ભર્યા વચનો નીકળતા, તે વેળા તેના મુખના સુગધી શ્વાસથી મદાધ થયેલા ભમરાઓના ટોળા તેની આસપાસ વિટાઈ ગુણગુણ કરતા હતા ઉતાવળા પગલા ભરવાથી તેના સ્તન, અબોડો તથા કટિમેખલા, હાલતા હતા આવી અપ્સરાને જોઈને રાજા, ભગવાન કામદેવને અધીન થયો અને જડની પેઠે આ પ્રમાણે કહેવા લાગ્યો ⁶ હે મુનિ શ્રેષ્ઠ ! તમે કોણ છો ? અને આ પર્વતમા શુ કરવા ફરો છો ? તમે દેવતા રૂપ ભગવાનની માયા હો એવા લાગો છો તમે શુ દોરી વિનાના આ બે ધનુષ ધારણ કરો છો ? અને આ વનમા મદમત્ત થયેલા મૃગોને શોધવા નીકળ્યા છો ? ⁷ કમળ જેવા નેત્રરૂપી પિછાવાળા, વિલાસવડે શાત દેખાતા, પુછડા વિના પણ મનોહર લાગતા, અત્યત તીક્ષ્ણ ફણાવાળા આ બે બાણો વનમા ફરતા ફરતા તમે કોના ઉપર છોડવા ધારો છો ? તમે તમારુ પરાક્રમ અમો જડબુદ્ધિ પ્રાણીઓ ઉપર અજમાવશો નહિ તમે અમારુ રક્ષણ કરજો ⁸ આ આપના શિષ્યો ચારે તરફથી આવીને રહસ્ય સાથે સામના મત્રોનું ગાન કરે છે તથા તેનાથી નિત્ય ઇશ્વરની સ્તુતિ પણ કરે છે અને ઋષિઓ જેમ વેદની શાખાઓને સેવે તેમ આ સર્વે તમારી શિખામાથી ખરી પડતી પુષ્પોની વૃષ્ટિને સેવે છે. ⁹ હે મહારાજ ! તમારા ચરણરૂપી પિજરામા રહેલા તેતરની વાણી અમારા સાભળવામા આવી છે, તેનો વક્તા કોણ છે તે જોવામા આવતો નથી. તમે નિતબના સુદર મડળ ઉપર કદબના સુદર પુષ્પ જેવી કાતિ કયાથી મેળવી ? કે જે પ્રભા ઉપર બળબળતા ઉંબાડીયાનું મડળ દેખાય છે તમારુ વલ્કલ કયા ગયુ ? ¹⁰ હે બ્રાહ્મણ ! તમારા આ બે મનોહર શિગડામા એવુ તે શુ ભરેલુ છે ? તમે કટિથી કેમ કૃશ છો ? હે સારા ભાગ્યવાળા ! તમારા શિગડા ઉપર આવો સુગધી અને રાતો લેપ કયાથી લાગ્યો છે ? કે જે સુગધવડે તમે મારા આશ્રમને સુવાસિત કરો છો ? ¹¹ હે મિત્ર ! તમે તમારો લોક મને દેખાડો, કારણ કે જ્યા આગળ લોક આ પ્રમાણે અમારા જેવાના મનને લોભાવનારા અપૂર્વ અવયવો પોતાની છાતી ઉપર ધારણ કરે છે તથા મુખમા મધુર ભાષણ સાથે અમૃત જેવુ મદહાસ્ય તથા નૃત્યાદિક વિલાસો ધરણ કરે છે ¹² વળી હે મિત્ર ! તમે ત્યા શો આહાર કરીને શરીરનુ પોષણ કરો છો ? કે જે ભોજનની યજ્ઞના હવિ જેવી સુગધ આવે છે તમે વિષ્ણુની કળા રૂપ છો, કારણ કે તમારા કાનમા મકરાકાર કુડળો છે, તમારુ મુખ સુદર છે, કારણ કે તેમા બે માછલા ઉછળે છે તેમા દ્વિજમડળની પક્તિની શોભા છે અને પડોશમા ભમરના મડળો ઉડયા કરે છે ¹³ વળી તમે આમ તેમ ફરતા તમારા કર કમળવડે આ દડાને દિશાઓમા ઉછાળો છો, તેથી તે દડો મારા ભમતા ચિત્તને વિશેષ ચચળ બનાવે છે તમારો આ વાકો અબોડો છૂટી ગયો છે તેની તમે કેમ સભાળ રાખતા નથી ? વળી આ ધૂતારો પવન તમારું વસ્ત્ર ઉડાડે છે તેની પણ તમે સભાળ કેમ રાખતા નથી ? ¹⁴ હે તપોધન ! તપ કરતા તપસ્વીઓના તપમા વિઘ્ન કરનારુ આ રૂપ તમે કયાથી મેળવ્યુ ? હે મિત્ર ! હવે તમારે મારી સાથે રહીને તપશ્ચર્યા કરવી અથવા જગતનુ કલ્યાણ કરનારા ભગવાન બ્રહ્મા શુ મારી ઉપર પ્રસન્ન થયા કે તેમણે તમને મારી સ્ત્રી થવાને મોકલ્યા ¹⁵ હુ તો હવે બ્રહ્માએ આપેલા તમને છોડીશજ નહિ હુ તમોને અનુકૂળ છુ માટે તમારુ મન હોય ત્યા મને લઈ જાઓ અને તમારી સખીઓ પણ મને અનુકૂળ થાઓ. હરિણીઓ મારા જમણા ભાગ તરફ ઉતરો ¹⁶

શુકદેવજી કહે છે—સ્ત્રીઓને વિનવવામાં કુશળ, વિદ્વાન તથા બુદ્ધિશાળી આગ્નીધ્ર રાજા આ પ્રમાણે વિષયી પુરુષોમાં નિપુણ કહેવાતી યુક્તિ અને મધુર વાણીથી તે અપ્સરાને માન આપવા લાગ્યો ૧૭ બુદ્ધિ, શીલ, રૂપ, તરુણાવસ્થા, લક્ષ્મી અને ઉદારતાને લીધે જેનું મન લોભાયું છે એવી પૂર્વચિત્તિ જંબુદ્વીપના શૂરવીર આગ્નીધ્ર રાજાની સાથે રહીને હજારો વર્ષ સુધી પૃથ્વીના તથા સ્વર્ગના વૈભવો ભોગવવા લાગી ૧૮ મહારાજા આગ્નિધ્ર રાજાએ તેનાથી નાભિ, કિંપુરુષ, ઈલાવૃત્ત, રમ્યક, હિરણ્યમય, કુરુ, ભદ્રાશ્વ તથા કેતુમાલ નામે નવ પુત્રો ઉત્પન્ન કર્યા ૧૯ એ વર્ષે વર્ષે એક એક પુત્રને જન્મ આપતી હતી નવ વર્ષે નવ પુત્રોને જન્મ આપી તે પુત્રોને મૂકી પાછી બ્રહ્માની પાસે ગઈ ૨૦ આગ્નિધ્ર રાજાના પુત્રો માતાના અનુગ્રહને લીધે જન્મથી જ દૃઢ અંગવાળા તથા બળવાળા થયા રાજાએ તેમને જંબુદ્વીપના ખંડો ભાગ પ્રમાણે વહેંચી આપ્યા નવ રાજકુમારો પોતાના વિભાગ પ્રમાણે ખંડોનો ઉપભોગ કરવા લાગ્યા ૨૧ આગ્નીધ્રરાજા કામનો ઉપભોગ કર્યા છતાં તૃપ્ત થયો ન હતો અને નિરંતર અપ્સરાને અધિક માનતો હતો તેથી વેદોક્ત કર્મો કરી અપ્સરાના લોકમાં ગયો, જ્યાં આગળ પિતરો આનંદમાં રહે છે. ૨૨ રાજાના મરણ પછી નવ પુત્રો મેરુદેવી, પ્રતિરૂપા ઉગ્રદંષ્ટ્રી લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા તથા દેવવીતિ નામની મેરુપર્વતની નવ કન્યાઓને પરણ્યા ૨૩

सपदि ते पितरि नवभ्रातरो
मेरुदुहितुर्मेरुदेवीं प्रतिरूपामुग्रदंष्ट्रीं।
लतां रम्यां श्यामां नारीं भद्रां
देववीतिमिति संज्ञा नवोद्वहन् ॥ २३ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे
द्वितीयोऽध्याय

## અધ્યાય ૩ જો.‡

### નાભિ રાજાનું ચરિત્ર.

‡ આ અધ્યાયમાં નાભિરાજાનું ચરિત્ર વર્ણવ્યું છે કે જે નાભિરાજાના યજ્ઞનાથી શ્રીહરિ ઋષભદેવ થઇ અવતર્યા હતા

श्रीशुक उवाच
नाभिरपत्यकामोऽप्रजया मेरुदेव्या ।
भगवन्तं यज्ञपुरुषमवहितात्माऽयजत ॥ १ ॥

શુકદેવજી કહે છે—પુત્રની કામનાવાળા નાભિરાજાએ મનને એકાગ્ર કરી, પ્રજારહિત મેરુદેવીની સાથે રહીને ભગવાન યજ્ઞપુરુષનું યજન કરવા માટે યજ્ઞનો આરંભ કર્યો ૧ ભગવાન જો કે દ્રવ્ય, દેશ, કાળ, મંત્ર, ઋત્વિજ, દક્ષિણા અને વિધિ, વગેરે કર્યા છતાં મળે નહિ એવા છે, તોપણ ભક્તના મનોરથ પુરવા તેમનું હૃદય આકર્ષાયું, તે ઉપરથી અને ભગવદ્ભક્ત ઉપર પ્રેમ હોવાથી, ભગવાને રાજાની શ્રદ્ધા તથા શુદ્ધ ભાવના જોઈ પ્રવર્ગ્ય નામના કર્મો ચાલતા હતા તે સમયે હૃદયને, મનને અને નેત્રને, આનંદ આપે એવા મનોહર અવયવવાળું પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું ૨ તે સ્વરૂપને ચાર ભુજાઓ હતી, વર્ણ સુવર્ણના જેવો સુંદર હતો, તેમણે પીતાંબર પહેર્યું હતું, વક્ષ:સ્થળમાં કૌસ્તુભમણિનું ચિહ્ન હતું, શંખ, કમળ, વનમાળા, ચક્ર, કૌસ્તુભમણિ ને ગદા, ધારણ કર્યા હતા તેમણે મણિના મુગટ, કુંડળ, કડા, કટિમેખલા, હાર, બાજુબંધ તથા ઝાંઝર પહેર્યાં હતા નિર્ધન મનુષ્યો ધનના ભંડારને જોઇને જેમ પ્રસન્ન થાય તેમ ભગવાનના દર્શન કરીને પ્રસન્ન થયેલા ઋત્વિજ, સભાસદો તથા યજમાનો પ્રસન્ન થયા અને તેમની પૂજા તથા સ્તુતિ કરવા લાગ્યા ૩

ઋત્વિજોની સ્તુતિ–હે પૂજ્યતમ ! તમે પૂર્ણ છો, આપના દાસ એવા અમે સત્પુરુષોની શિક્ષા પ્રમાણે આપને નમસ્કાર કરીને પૂજન કરીએ છીએ સંસાર બુદ્ધિવાળો પુરુષ આપના સ્વરૂપને નિરૂપણ કરી શકતો નથી તમે પ્રકૃતિ તથા આકાર, એ તમારામાં નથી ૪ સર્વ પ્રાણીઓના પાપનો નાશ કરનાર કલ્યાણકારી અને ઉત્તમ એવા આપના ગુણસમુદાયોમાંથી માત્ર એકજ ગુણનું વર્ણન થાય એમ છે ૬ હે પરમેશ્વર ! તમે મન તથા વાણીથી અગોચર છો ભક્તજન તમારું આરાધન કરી શકે છે, કારણ કે ભક્તજનો પ્રેમપૂર્વક મધુર વાણીથી તમારી સ્તુતિ કરે છે, તેથી તમે પ્રસન્ન થાઓ છો

૬ આ પુષ્કળ સામગ્રીથી ભરપુર યજ્ઞો કરવાથી આપનું પ્રયોજન પૂર્ણ થતુ નથી ૭ ઉત્તમ એવા પુરુષાર્થો, સાક્ષાત્ પરમાનંદ એવા આપ સત્ય સ્વરૂપ છો તો પછી આપને યજ્ઞનું શુ પ્રયોજન છે? હે નાથ! કામનાની ઇચ્છાવાળા અમોને યજ્ઞ માત્ર આપની આરાધના કરવામા ઉપયોગી છે ૮ હે પુરાણપુરુષ! અમે મૂઢ છીએ તથા કલ્યાણ શુ તે જાણતા નથી, છતા આપ દયાથી અમને પોતાના પરમ મહિમા રૂપ મોક્ષ આપવા માટે પૂજાની ઇચ્છા રાખતા નથી, તોપણ જાણે ઇચ્છા રાખતા હો તેમ આ યજ્ઞમા જોવામા આવો છો ૯ હે મહાપુરુષ! તમે અમને વર આપવા પ્રગટ થયા છો, તોપણ અમે તો માનીએ છીએ કે, આપે રાજર્ષિ નાભિરાજાના યજ્ઞમા પોતાના ભક્તજનોને દર્શન આપ્યુ ત્યારથી જ અમને વર મળી ચુકયો છે, ૧૦ કારણ કે વૈરાગ્યને લીધે જેના મનના મળ નાશ પામ્યા છે અને તેટલા માટે જ આપના જેવા સ્વભાવવાળા આત્મારામ મુનિઓ આપના કલ્યાણકારી ગુણો ગાય છે, પરંતુ તેમને તમારા પ્રત્યક્ષ દર્શન થતા નથી મુનિઓ તમારા દર્શન કરવા તમારા ગુણાનુવાદનો અભ્યાસ કરે છે ૧૧ અમે આપના દર્શન કરી કૃતાર્થ થયા છીએ, તોપણ માગીએ છીએ કે, અમે જ્યારે સ્ખલન કે ભગ સુ ખ ઇએ, કે કોઇ બીજી દુર્દશામા આવી પડીએ, કે મરણાવસ્થામા હોઇએ અથવા પરાધીન હોઇએ ત્યારે સર્વ પાપો નાશ કરનારા અને ગુણો ઉપરથી ઉત્પન્ન થયેલા તમારા નામો અમારી વાણીમા વાસ કરજો ૧૨ બીજો એક એ વર પણ માગીએ છીએ કે, આ રાજર્ષિ, પુત્રની કામનાવાળા છે અને પ્રજામા જ પુરુષાર્થ છે, એવો તેમને વિશ્વાસ છે માટે જેમ નિર્ધન પુરુષ ડાગરના ફોતરા માટે ધનપતિ કુબેરની સેવા કરે તેમ અમારા રાજા સર્વ સુખોના, સ્વર્ગના તથા મોક્ષના સ્વામી એવા આપને સંતાન માટે સેવે છે ૧૩ આ જગતમા જેણે મહાત્મા પુરુષોના ચરણ સેવ્યા નથી, એવો કયો પુરુષ કોઈ પણ ઠેકાણે ન હારેલી તથા અતિ અટપટા માર્ગવાળી તમારી માયાથી હાર્યો નથી? તેમ કયા પુરુષની બુદ્ધિ ઉપર માયાનું આવરણ આવ્યુ નથી? કયા પુરુષનો સ્વભાવ વિષયો રૂપી ઝેરના વેગથી ઘેરાયલો નથી? સર્વનો ઘેરાયલો જ છે ૧૪ હે અનંત કર્મ કરવાવાળા પરમેશ્વર! અમે આપને આ કાર્ય કરવા નિમંત્રણ કર્યું છે, તેમ છતા અમે મંદ બુદ્ધિ તથા પુત્રમા પુરુષાર્થ બુદ્ધિવાળા છીએ, માટે તમે સમદૃષ્ટિથી અમારા અપરાધો સહન કરો ૧૫ આ પ્રમાણે ઋત્વિજોએ ગદ્યપદ્યાત્મક સ્તોત્રોથી ભગવાનના ચરણમા પ્રણામ કર્યા ત્યારે તે આ પ્રમાણે બોલ્યા ૧૬

શ્રીભગવાન બોલ્યા—હે ઋષિઓ! સત્યવાદી એવા તમોએ 'આ રાજાને મારા જેવો પુત્ર થાય,' એવો અતિ દુર્લભ વર માગ્યો, પરંતુ હું એક અદ્વિતીય રૂપ હોવાથી મારા જેવો તો હું જ છુ, બીજો કોઈ મારા જેવો નથી, પરંતુ બ્રાહ્મણોનું વચન મિથ્યા થવુ ન જોઈએ, કારણ કે, તે મારું મુખ છે, ૧૭ માટે મારા જેવો બીજો ન મળવાથી હું પોતે નાભિ રાજાને ઘેર અલ્પ અંશવડે પુત્ર થઈને અવતરીશ ૧૮

શુકદેવજી કહે છે—આ પ્રમાણે મેરુદેવીના સાભળતા તેમના પતિ નાભિરાજાને વર આપી ભગવાન અંતર્ધાન થયા ૧૯ હે પરીક્ષિત! તે જ યજ્ઞમા ઋષિએ સંતુષ્ટ કરેલા ભગવાન વિષ્ણુ, નાભિ રાજાનું કલ્યાણ કરવાની ઇચ્છાથી તથા તપસ્વીઓ, જ્ઞાનીઓ અને નૈષ્ટિક બ્રહ્મચારીઓના ધર્મો દર્શાવવાને નાભિરાજાના અંતઃપુરમા તેમના સ્ત્રી મેરુદેવીના ઉદરથી ઉત્પન્ન થયા ૨૦

**बर्हिषि तस्मिन्नेव विष्णुदत्त भगवान्परमर्षिभिः प्रसादितो नाभेः प्रियचिकीर्षया तदवरोधायने मेरुदेव्यां धर्मान्दर्शयितुकामो वातरशनानां श्रमणानामृषीणामूर्ध्वमन्थिनां शुक्लया तनुवावततार॥**

**इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे तृतीयोऽध्यायः**



# અધ્યાય ૪ થો.†

## ઋષભદેવની પ્રજા.

### श्रीशुक उवाच

**अथ ह तमुत्पत्त्यैवाभिव्यज्यमानभगवल्लक्षण साम्योपशमवैराग्यैश्वर्यमहाविभूतिभिरनु दिनमेधमानानुभाव प्रकृतयः प्रजा ब्राह्मणा देवताश्चावनितलसमवनायातितरां जगृधुः**

શુકદેવજી કહે છે—નાભિરાજાના પુત્રની ઉત્પત્તિ થઈ ત્યારથીજ તેનામા ઉત્તમ લક્ષણ જોવામા આવ્યા, અને ઉપશમ, વૈરાગ્ય, ઐશ્વર્ય અને મહા વિભૂતિઓની પ્રતિ દિવસ અભિવૃદ્ધિ જણાવા માડી, તેથી પ્રજાલોક બ્રાહ્મણો ને દેવતાઓ તે પૃથ્વીનું રાજ્ય ભોગવે એવુ ઈચ્છવા લાગ્યા ૧ તેના ઉત્તમ શરીરને લીધે તથા કવિઓએ ગાયેલા તેના તેજ, બળ, લક્ષ્મી, યશ તથા શૌર્યને લીધે તેના પિતાએ ઋષભ (શ્રેષ્ઠ) એવુ તેનુ નામ પાડયુ ૨ ઇન્દ્રે તેની સાથે સ્પર્ધા કરીને તેના દેશમા વૃષ્ટિ કરી નહિ ત્યારે યોગેશ્વર એવા ઋષભે તેની મૂર્ખતા ઉપર હસીને પોતાની યોગમાયાના બળથી અજનાભ નામના પોતાના ખડમા જળની વૃષ્ટિ કરી ૩ નાભિ રાજાની બુદ્ધિ માયાને લીધે 'આ મારો પુત્ર છે' એવુ માનતી હતી તે પોતાની ઈચ્છા પ્રમાણે ઉત્તમ પુત્રને પ્રાપ્ત કરીને આનદના ઉભરાથી વિહ્વળ થઈ ગયા અને પોતાની ઈચ્છાથી મનુષ્યના દેહને ધારણ કરનાર ભગવાન પુરાણપુરુષને પ્રેમપૂર્વક ગદ્ગદ્ વાણીથી હે વત્સ! એવા કાલાઘેલા નામોથી લાડ લડાવતા પરમ આનદ પામ્યા ૪ તે રાજા પ્રજાના કહેવાને માન્ય કરનાર હતા તમણે પ્રજાથી માડીને કાર્યભારી સુધીના સર્વ મનુષ્યોની ઋષભદેવ ઉપર થયેલી પ્રીતિ જોઈ, ધર્મની રક્ષા કરવા તેને રાજ્યાભિષેક કર્યો અને તેને બ્રાહ્મણોના ખોળામા બેસારી મેરુદેવીની સાથે પોતે બદ્રિકાશ્રમ ચાલ્યા ગયા ત્યા આગળ બીજાને પીડા કરે નહિ એવા તીવ્ર તપવડે તથા સમાધિ યોગવડે નર અને નારાયણના નામની ઉપાસના કરતા કેટલેક કાળે જીવન્મુક્ત થયા ૫ હે પરીક્ષિત રાજા! એ રાજાના સંબંધમા બે શ્લોકો આ પ્રમાણે જગતમાં ગવાય છે:-

**को नु तत्कर्म राजर्षेर्नाभेरन्वाचरेत्पुमान् ।**
**अपत्यतामगाद्यस्य हरिः शुद्धेन कर्मणा ॥**

જેના શુદ્ધ કર્મે કરીને ભગવાન શ્રીહરિ પોતે જેને ત્યા પુત્ર થઈને જન્મ્યા હતા એવા રાજર્ષિ નાભિરાજાના જેવા કર્મ બીજો કોણ કરનાર છે? ૬

**ब्रह्मण्योऽन्यः कुतो नाभेर्विप्रा मंगलपूजिताः**
**यस्य बर्हिषि यज्ञेशं दर्शयामासुरोजसा ॥**

પોતે પૂજેલા બ્રાહ્મણોએ જે રાજાને યજ્ઞપતિ ભગવાનના સાક્ષાત્ દર્શન કરાવ્યા હતા તે નાભિરાજા વિના બ્રાહ્મણોને તેમની સેવા કરનાર બીજો કયો રાજા મળનાર છે? ૭ પછી ઋષભદેવજીએ પોતાના ખડને 'આ ક્ષેત્ર કર્મ કરવાનું છે,' એમ માની લોકોને ધર્મકર્મનું આચરણ શીખવવા ગુરુને ઘેર રહીને વિદ્યાભ્યાસ કર્યો અને ગુરુએ વરરૂપી ગુરુ દક્ષિણા લઈને તેમને ઘેર જવાની આજ્ઞા આપી ઋષભદેવ ગૃહસ્થાશ્રમીઓને ગૃહસ્થોના ધર્મો શીખવવા ઇદ્રની કન્યા જયતી સાથે પરણ્યા શ્રુતિ તથા સ્મૃતિમા કહેલા કર્મો તે કરવા લાગ્યા અને પોતાના જેવા સો પુત્રો ઉત્પન્ન કર્યા ૮ જે પુત્રોમા વડા તથા ઉત્તમ ગુણવાળા ભરત નામના પુત્ર હતા, જેના નામ ઉપરથી આ ખણ્ડ 'ભારતવર્ષ' કહેવાય છે. ૯ ભરતથી નાના કુશાવર્ત, ઈલાવર્ત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઇદ્રસ્પૃક, વિદર્ભ અને કીકટ નામે નવ પુત્રો હતા ૧૦ કવિ, હરિ, અતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રમિલ, ચમસ અને કરભાજન, ૧૧ એ નવ વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરનાર અને ભગવદ્ ભક્ત હતા તેમનું ભગવાનના મહિમાથી વૃદ્ધિ પામેલુ અને શાતગુણથી ભરેલુ ચરિત્ર આગળ ઉપર વાસુદેવ તથા નારદના સવાદ રૂપે વર્ણવાશે ૧૨ આ વિના બીજા, પિતાની આજ્ઞા પાળનાર, વિનયવાળા, વેદવિદ્યામા નિપુણ, યજ્ઞાદિ કર્મો કરનારા અને શુદ્ધ અતઃકરણવાળા બ્રાહ્મણો જેવા થયા હતા ૧૩ ઋષભદેવ સ્વતત્ર હતા અનર્થની પરપરાઓ પોતાની મેળેજ નિરતર તેમનાથી

† આ અધ્યાયમા નાભિ રાજાને સો પુત્રો થયા તેણે આનદથી રાજ્ય કર્યું તથા તેના રાજ્યમા સર્વ પ્રજા સતોષરૂપી અમૃતથી આનદમા રહેતી, તે કથા કહેવાશે

દૂર રહેતી હતી, વળી તે સમદષ્ટિવાળા, શાંત, સર્વ પ્રાણીઓ ઉપર ભાવ રાખનાર તથા મહા દયાળુ હતા. તેમ કેવળ આનંદનો અનુભવ કરનાર ઇશ્વર રૂપ હતા, તોપણ અનીશ્વરોની પેઠે—પ્રાકૃત મનુષ્યની પેઠે કર્મો કરતા અને કાળે કરીને નાશ પામેલા ધર્મનું પોતે આચરણ કરી અજ્ઞાની લોકોને ધર્માચરણ કરતા શીખવતા હતા, તથા ધર્મ, અર્થ, યશ, પ્રજા, વૈભવનો ઉપભોગ તથા મોક્ષનો સંગ્રહ કરી બીજા લોકોને ગૃહસ્થાશ્રમમાં પ્રાપ્તિ કરાવતા હતા, ¹⁴ કારણ કે આ જગતમાં મહા પુરુષો જે જે આચરણ કરે છે તે બીજા લોકોને અનુકરણીય થાય છે ¹⁵ જેમાં સર્વ ધર્મ નિરૂપણ કર્યાં છે એવું વેદનું રહસ્ય જો કે ઋષભદેવ જાણતા હતા તોપણ બ્રાહ્મણોએ બતાવેલા માર્ગ પ્રમાણે તથા ‡ સામ આદિક ઉપાયોથી પ્રજાનું પાલન કરતા હતા ¹⁶ તેમણે દ્રવ્ય, દેશ, કાળ, અવસ્થા, શ્રદ્ધા, ઋત્વિજો (વરણીવાળા બ્રાહ્મણો) તથા જાત જાતના દેવતાઓના ઉદ્દેશોથી ભરપુર એવા સર્વ યજ્ઞો, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સો સો વખત કર્યા ¹⁷ ભગવદ્ભક્તમાં શ્રેષ્ઠ એવા ઋષભદેવ પ્રજાનું પાલન કરતા હતા ત્યારે કોઈ જેમ આકાશપુષ્પ વગેરે મિથ્યા પદાર્થની ઇચ્છા કરે નહિ તેમ કોઇ પુરુષો બીજાની પાસેથી કોઇ પણ વસ્તુ લેવાની ઇચ્છા કરતા ન હતા કોઈ દિવસ કોઈ પારકી વસ્તુ ઉપર દૃષ્ટિ કરતું નહિ સર્વ કોઈ ક્ષણે ક્ષણ પોતાના રાજા ઉપર અધિકાધિક સ્નેહનો વિકાશ થાય તેવું જ ઇચ્છતું હતું ¹⁸ ઋષભદેવ એક દિવસે ફરતા ફરતા બ્રહ્માવર્ત દેશમાં ગયા અને ત્યાં મોટા મોટા બ્રહ્મર્ષિઓની સભામાં પોતાના પુત્રો જો કે જિતેંદ્રિય હતા તથા શ્રદ્ધા અને વિનયથી સારી રીતે માહિત હતા તોપણ પ્રજાઓ સાંભળતા તેમને ઉપદેશ આપવાના મિષથી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ¹⁹

**स कदाचिदटमानो भगवानृषभो ब्रह्मावर्तगतो ब्रह्मर्षिप्रवरसभायां प्रजानां निशामयन्तीनामात्मजानवहितात्मनः प्रश्रयप्रणयभरसुयन्त्रितानप्युपशिक्षयन्निति होवाच ॥ १९ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कंधे चतुर्थोऽध्यायः**

## અધ્યાય ૫ મો. §

### ઋષભરાજાનો કુંવરોને ઉપદેશ.

**ऋषभ उवाच**

**नायं देहो देहभाजां नृलोके कष्टान्**
**कामानर्हते विड्भुजां ये ॥**
**तपो दिव्यं पुत्रका येन सत्त्वं शुद्ध्येद्**
**यस्माद्ब्रह्मसौख्यं त्वनन्तम् ॥ १ ॥**

ઋષભદેવ કહે છે કે —જે દુ ખકારક વિષયોનો અનુભવ ભુંડોને પણ મળે છે, તે દુ ખકારી વિષયો ભોગવવાને મનુષ્ય લોકમાં આ દેહ આવ્યો નથી હે પુત્રો ! તમે એવું તપ કરો, કે જે તપ કરવાથી તમારું અંતઃકરણ શુદ્ધ થાય અને તે શુદ્ધિથી તમને પરબ્રહ્મનું અનંત સુખ મળે ¹ મહાત્મા પુરુષોની સેવા, એજ મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો એ નરકનું દ્વાર છે જેઓ સમભાવવાળા છે, શાંત છે, ક્રોધરહિત છે, હૃદયમાં સ્નેહ રાખનાર ને સદાચારવાળા છે, તેમને મહાત્મા જાણવા ² જેઓ પરમેશ્વરની ઉપર પ્રેમ ભક્તિ રાખી પુરુષાર્થ કરનાર છે અને દેહના ભરણપોષણ માટે વ્યવહાર કરનાર લોકો ઉપર તથા સ્ત્રી, પુત્ર અને ધનવાળા ઘરો ઉપર, પ્રીતિ ન રાખનાર પોતાના દેહના નિર્વાહ જેટલું જ પ્રયોજન રાખનાર અને તેથી વધારે સ્પૃહા ન કરનાર હોય તેમનેજ જગતમાં મહાત્મા જાણવા ³ પુરુષ ઇંદ્રિયોને માટે જે કર્મ કરે છે તે ભાન વિનાનો થઇ અવશ્ય પાપકર્મમાં જોડાય છે, અને તે પાપકર્મને લીધે જે દેહ ઉત્પન્ન થાય છે, તે દેહ મિથ્યા છે, છતાં પ્રિય લાગે છે, માટે વારંવાર પાપકર્મ કરવા એ ઠીક નથી ⁴ જ્યાંસુધી પુરુષ આત્માનું તત્ત્વ જાણવાની ઇચ્છા કરતો નથી

‡ સામ, દામ, ભેદ તથા દંડ, એ ચાર નીતિના ઉપાયો છે રાજકર્તાએ તે જાણવા જોઇએ સામ એટલે શાંતિથી સમજાવવું દામ એટલે સમજે નહિ તો લાલચ આપવી, ભેદ પાડવો ને તેથી પણ સમજે નહિ તો પછી દંડ દેવો

§ આ અધ્યાયમાં ઋષભદેવે મોક્ષના ધર્મનો ઉપદેશ કરી પુત્રોને બોધ કર્યો ને સુખદુ ખ સહન કરી પરમહંસવ્રત લીધું, એ કથા કહેવાશે

ત્યાંસુધી અજ્ઞાનને લીધે સ્વસ્વરૂપનું તેને જ્ઞાન થતું નથી અને જ્યાંસુધી ક્રિયાઓ ચાલુ હોય ત્યાંસુધી મન પણ કર્મમા આસક્ત રહેવાથી જીવને શરીરરૂપી બંધને બંધાવુ પડે છે [૫] આ પ્રમાણે જ્યારે અવિદ્યાથી આત્મસ્વરૂપ ઢંકાઈ જાય છે ત્યારે કર્મ મનને વશ કરે છે, અને મન પુરુષને કર્માધીન બનાવે છે, માટે જ્યાંસુધી વાસુદેવ એવો જે હું તેની ઉપર પ્રીતિ થાય નહિ ત્યાંસુધી દેહના બંધનમાથી છુટાતુ નથી [૬] સ્વાર્થ સાધવામા મૂઢ એવો વિદ્વાન મનુષ્ય જ્યાંસુધી ઇંદ્રિયોની ચેષ્ટાઓને મિથ્યા માનતો નથી, ત્યાંસુધી તે એકાએક પોતાના સ્વરૂપને વિસરી જઇ અજ્ઞાની બને છે અને જેમા ક્ષુદ્રસુખ મુખ્ય છે, એવા સંસારમા રહી અનંત દુઃખો ભોગવે છે [૭] પુરુષ તથા સ્ત્રી પ્રત્યેકને પોતાના દેહનું અભિમાન હોય છે, પરંતુ પુરુષ તથા સ્ત્રી એકઠા મળીને દંપતી ભાવથી રહેવા માડે છે ત્યારે તેમની વચ્ચે બીજી નવી અભિમાનરૂપી એક દૃઢ ગાઠ બંધાય છે, અને તે અભિમાનને લીધે ઘર, ક્ષેત્ર, પુત્ર, સગા સંબંધી તથા ધનમા 'હું અને આ મારું' એવું મમત્વ ઉત્પન્ન થાય છે [૮] માટે મનુષ્ય જ્યારે કર્મથી બંધાયેલી મન રૂપી ગાઠને શિથિલ કરે છે ત્યારે તે છૂટે છે અને તે પછી અહંકાર ત્યાગ કરી, તેમાથી મુક્ત થઇ પરમ પદને પામે છે, ઇશ્વર ઉપર ભક્તિ, ગુરુની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખ દુઃખાદિકને સહન કરવા, આ લોક દુઃખમય છે એમ જાણવું, તત્ત્વ જાણવાની ઇચ્છા કરવી, તપશ્ચર્યા, સકામ કર્મનો ત્યાગ, [૯–૧૦] નિષ્કામ કર્મ કરવા, કથા સાભળવી, ભક્તોનો સંગ કરવો, ઇશ્વરના ગુણો ગાવા તથા હે પુત્રો! વૈરનો ત્યાગ કરવો, સર્વ પ્રાણી ઉપર સમદૃષ્ટિ રાખવી, શાંતિમા રહેવું, આ શરીર તથા ઘર ઉપર જે અહંતા મમતા હોય તેનુ કારણ જાણવાની ઇચ્છા કરવી, [૧૧] વેદાંતનો અભ્યાસ, એકાંત સ્થળમા વાસ, પ્રાણ, ઇન્દ્રિયો તથા મનને વશ કરવા, શ્રદ્ધા રાખવી, બ્રહ્મચર્ય પાળવું, નિરંતર પોતાનું કર્તવ્ય કર્મ કર્યા કરવુ, વાણીને નિયમમા રાખવી, [૧૨] સર્વ ઠેકાણે બ્રહ્મભાવ હોવા જેવુ જ્ઞાન મેળવવુ, યોગ (સમાધિ), ધૈર્ય, પ્રયત્ન અને વિવેક એ પચીસ ઉપાયોવડે કુશળ પુરુષે અહંકાર રૂપી ઉપાધિનો ત્યાગ કરવો [૧૩] કર્મો જેમા વાસ કરે છે એવી તથા અવિદ્યાથી પ્રાપ્ત થયેલી એવી હૃદયની અભિમાનરૂપી ગાઠને શાસ્ત્રમા કહેલા ઉપદેશ પ્રમાણે છોડી નાખવી અને પછી તે ઉપાયોથી પણ અટકવુ, અર્થાત્ તે ઉપાયોનો પણ ત્યાગ કરવો [૧૪] જો બ્રહ્મલોકમા જવાની અને અનુગ્રહ સંપાદન કરવાની ઇચ્છા હોય તો પિતાએ પુત્રોને, રાજાએ પ્રજાને અને ગુરુએ શિષ્યોને ક્રોધરહિત થઈ ઉપર પ્રમાણે ઉપદેશ આપવો કર્મમાજ મૂઢ થઈ ગયેલા અજ્ઞાની લોકોને કર્મોમા જોડવા નહિ, કારણ કે જે મનુષ્ય અજ્ઞાની મનુષ્યને કામ્ય કર્મમા જોડીને સંસારરૂપી અંધારા કુવામા નાખે છે તે પુરુષ એકે પુરુષાર્થ પ્રાપ્ત કરતો નથી [૧૫] મનુષ્ય પોતે પોતાના કલ્યાણને માટે આંધળો-ભીંત થઈ જાય છે, કારણ કે તે મૂઢ પુરુષ અત્યંત તૃષ્ણાથી ધનને ઇચ્છે છે, એક બીજાની સાથે વૈર કરે છે અને અલ્પ સુખને માટે અનંત દુઃખો ભોગવે છે, પરંતુ પોતે તે દુઃખોને જાણતો નથી [૧૬] અવિદ્યાના સ્વરૂપને જાણતો હોય એવો કયો વિવેકી પુરુષ પોતે અવિદ્યામા ભટકતા અજ્ઞાની પુરુષને જોઇને દયા લાવતો નથી આંધળો મનુષ્ય અવળે માર્ગે જતો હોય તેને તેજ માર્ગે જવાનુ કોણ કહે? [૧૭] જે ગુરુ સંસારમા ભટકતા પોતાના શિષ્યને તેમાથી મુક્ત કરી શકતો નથી તેને ગુરુ કહેવો નહિ. જે સંબંધી, સંસારમા ભટકતા સંબંધીને મુક્ત કરી શકતો નથી તેને સંબંધી ગણવો નહિ જે પિતા, સંસારમા ભટકતા પોતાના પુત્રને સંસારમાથી મુક્ત કરી શકતો નથી તેને પિતા જાણવો નહિ, જે માતા સંસારમા ભટકતા પોતાના પુત્રને સંસારમાથી છોડાવી શકતી નથી તેને માતા ગણવી નહિ, જે દેવ, જગતમા ભટકતા ભક્તોને સંસારમાથી મુક્ત કરી શકતા નથી તેમને દેવ જાણવા નહિ, તેમ જે પતિ સંસારમા ભટકતી પોતાની ભાર્યાને સંસારમાથી મુક્ત કરતો નથી તેને પતિ પણ જાણવો નહિ [૧૮] મે આ મનુષ્ય શરીર મારી પોતાની ઇચ્છાથી ધારણ કર્યું છે, તે કોઈ પણ જાણી શકે નહિ એવુ છે અને સત્વગુણ એ મારું હૃદય

છે જેમા ધર્મ રહેલો છે મે અધર્મને દૂર રાખ્યો છે માટે આર્ય પુરુષો મને 'ઋષભ' કરીને કહે છે ૧૯ વળી હે પુત્રો! તમે સર્વે મારા સત્વગુણી શરીરમાથી ઉત્પન્ન થયેલા છો માટે મત્સરનો ત્યાગ કરી તમારા બધુ ભરતની સેવા કરજો તેની સેવા એજ મારી સેવા સમજવી અને પ્રજાનુ પાલનપોષણ પણ તેજ જાણવુ ૨૦ પ્રાણીઓમા પૃથ્વીમાથી ઉગનારા ચેતન પદાર્થો અચેતન પદાર્થો કરતા ઉત્તમ ગણાય છે, સ્થાવરોમા પેટે ચાલનારા સર્પાદિક પ્રાણીઓ ઉત્તમ ગણાય છે, સર્પાદિક પ્રાણીઓમા જ્ઞાનવાળા પશુ વગેરે પ્રાણીઓ ઉત્તમ ગણાય છે, પશુઓ કરતા મનુષ્યો ઉત્તમ ગણાય છે, મનુષ્યો કરતા સિદ્ધો ઉત્તમ ગણાય છે, તેઓના કરતા દેવતાના અનુચરો એવા કિન્નર ઉત્તમ ગણાય છે ૨૧ દેવતાઓના અનુચર કિન્નરોના કરતા દેવો ઉત્તમ ગણાય છે દેવોમા ઇદ્ર ઉત્તમ ગણાય છે, ઇદ્ર કરતા બ્રહ્મના પુત્ર દક્ષ વગેરે પ્રજાપતિઓ ઉત્તમ ગણાય છે, તેઓમા શકર ઉત્તમ છે અને શકર કરતા બ્રહ્મા ઉત્તમ છે અને બ્રહ્મા કરતા હું ઉત્તમ છુ અને મારા કરતા પણ બ્રાહ્મણો ઉત્તમ છે, કારણ કે હુ ઉત્તમ બ્રાહ્મણોનો સેવક છુ, અર્થાત્ ઉત્તમ બ્રાહ્મણોની સેવા કરુ છુ ૨૨ બીજા કોઈ પણ પ્રાણીને બ્રાહ્મણોની સાથે સરખાવી શકાય તેમ નથી તેમના કરતા કોઈ અધિક નથી શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણોના મુખમા હોમેલા પદાર્થોનો હુ જે પ્રમાણે ઉપભોગ કરુ છુ તે પ્રમાણે અગ્નિહોત્રમા હોમેલા પદાર્થનો પણ હુ ઇચ્છાનુસાર ઉપભોગ કરતો નથી, ૨૩ કારણ કે બ્રાહ્મણોએ આ લોકમા મારા વેદરૂપી પ્રાચીન દેહને ધારણ કરી રાખ્યો છે અને જે બ્રાહ્મણોમા પરમ પવિત્ર એવા સત્વગુણ, શમ, દમ, સત્ય, અનુગ્રહ, તપ, તિતિક્ષા અને સ્વસ્વરૂપનો અનુભવ, એ આઠ ગુણો રહેલા છે, માટે તેમના કરતા ઉત્તમ હું કોને ગણુ ? ૨૪ હુ અનત છુ, કારણનું પણ કારણ છુ તથા સ્વર્ગ અને મોક્ષનો અધિપતિ છુ, તેની પાસેથી પણ જેમને કઇ માગવાનું હોતુ નથી એવા નિષ્કિચન અને મારી ઉપર ભક્તિભાવ રાખનારા ભક્તજનોને બીજા રાજ્યાદિકનુ શું પ્રયોજન છે ? ૨૫ હે પુત્રો! તમારે દોષદૃષ્ટિ દૂર કરી સ્થાવર જગમ સર્વ પ્રાણીઓને મારુ નિવાસસ્થાન જાણી તેમનું સન્માન કરવુ, કારણ કે તેમને હું મારું પૂજન માનું છુ ૨૬ મારુ આરાધન કરવુ, એ જ મન, વચન, દૃષ્ટિ તથા બીજી ઇન્દ્રિયોની કામનાનું પ્રત્યક્ષ ફળ છે, કારણ કે પુરુષ ઇન્દ્રિયોના તથા દેહના સર્વ વ્યાપારો મને અર્પણ કર્યા વિના કાળના મહા મોહરૂપી પાશમાથી છૂટવાને સમર્થ થતો નથી ૨૭

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત! પોતાના પુત્રો જ્ઞાની હતા, તોપણ ધર્મનો લોકોને ઉપદેશ કરવા મહા પ્રતાપી તથા સર્વના પરમ મિત્ર ઋષભદેવે પોતે પોતના પુત્રોને ઉપદેશ કર્યો પછી શાત સ્વભાવવાળા અને કર્મના બધનમાથી છૂટેલા મોટા મુનિઓને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્યવાળો પરમહંસપણાનો ધર્મ શીખવવા માટે સો પુત્રોમાના વડા, ભગવાનના ભક્તોના સેવક ભરતનો પૃથ્વીની રક્ષા કરવા રાજ્યાસન ઉપર અભિષેક કર્યો પછી રાજ્યપાટ વગેરે સર્વ સામગ્રીનો ત્યાગ કરી, ઘરમાના અગ્નિહોત્રનો પોતાને વિષે આરોપ કરી, ઉન્મત્ત પુરુષની પેડે નગ્ન થઈ, છૂટા કેશ મૂકી, કેવળ દેહની સાથે જ તે બ્રહ્મ વર્તમાથી બહાર નીકળી પડ્યા ૨૮ અવધૂતના વેષમા રહેલા ઋષભદેવ લોકોમા મૂર્ખ, આધળા, બહેરા, પિશાચ અને ભૂતપ્રેતની પેડે વર્તવા લાગ્યા કોઈ બોલાવે તો તેને ઉત્તર ન આપતા તે મૌન રહેતા ૨૯ નગરો અને ગામડા, ખાણો, ખેડુતના ગામો, વાડીઓ, છાવણીઓ, ગાયોના સ્થાનકો, યાત્રાળુઓના સઘો, પર્વતો, વનો તથા આશ્રમો વગેરે ઠેકાણે તથા માર્ગે માર્ગે માખીઓ જેમ વનના હાથીનો તિરસ્કાર કરે, તેમ શઠ લોકો ઋષભદેવને ડરાવવા માટે તિરસ્કાર કરતા, મારતા તેમને માથે મૂતરતા, થુકતા, પથરા મારતા, નરક છાટતા, ધૂળ ઉડાડતા, તેમના મુખ તરફ અધોવાયુ કાઢતા અને ન કહેવાના વચનો કહેતા, પરતુ તે તેને ગણકારતા નહિ, કારણકે તે પોતે આત્મા અને અનાત્માના અનુભવવડે પોતાના સ્વરૂપમાજ રહેતા હતા તેથી તેમને કહેવા માત્રમાજ સત્ય, પરંતુ

પરિણામે મિથ્યા એવા આ દેહ ઉપર જરા પણ અભિમાન ન હતું તેને લીધે તેમનુ મન એક અખ-ડાકાર વૃત્તિમા રહેતું અને તે એકલાજ પૃથ્વી ઉપર ફરતા ૩૦ તેમના હાથ, પગ તથા વક્ષ સ્થળ અત્યંત સુકોમળ હતા, બે બાહુઓ ઘુટણ સુધી લાબા હતા, ખભા વિશાળ હતા, ગળુ, મુખ વગેરે અવયવોની રચના મનોહર હતી, સ્વભાવિકરીને તે રૂપાળા હતા, હસવાથી તેમનુ મુખ મનોહર દેખાતુ હતુ, નવા કમળના પાદડા જેવી સુદર કીકીવાળી, રાતી અને વિશાળ આખોથી તે સુદર દેખાતા હતા કપોલ, હાથ, કંઠ, તથા નાસિકા, સરખા અને શોભાયમાન હતા તે ગૂઢ હાસ્યવાળા મુખની મનોહરતાવડે નગ-રનારીઓના મનમા કામદેવને ઉત્પન્ન કરતા હતા આવા મનોહર છતા ગુચવાઈને જટારૂપ થઇ ગએલા પીળા કેશનો સમૂહ તેમના મુખ ઉપર લટકતો હતો. શરીરની સભાળ નહિ લેવાથી બધુ શરીર મલીન થઈ ગયુ હતુ તેથી જાણે ભૂત વળગ્યુ હોય એવા તે દેખાતા હતા ૩૧ પછી ઋષભદેવે જોયુ તો જાણ્યુ કે આ લોકો યોગ સાધવામા પ્રત્યક્ષ શત્રુના જેવા છે, માટે તે લોકો દૂર રહે એટલા માટે મારે અત્યંત ગદા રહેવુ એ ઠીક છે, આવો વિચાર કરીને તેમણે ૬ અજગરનું વ્રત ધારણ કરી સૂતા સૂતા ખાવા પીવાની ક્રિયા કરવા માડી, ખાતા ખાતા મૂતરવા લાગ્યા ઝાડે ફરવા લાગ્યા તથા નરકમા આળોટવા મંડયા, તેથી તેમના સર્વ ગાત્ર વિષ્ટાથી ખરડાઈ રહેતા ૩૨ તે વિષ્ટામાથી દુર્ગંધવાળો પવન નીકળતો હતો તેણે ચારે તરફ દશ યોજનના દેશને બદબોમય કરી મૂકયો હતો ૩૩

આ પ્રમાણે બળદ, મૃગ તથા કાગડાની પેઠે ચાલતા ઉભા રહેતા, બેસતા, સૂતા, ખાતા, પીતા, મળ ત્યાગ કરતા તથા કાગડા, બળદ અને મૃગની પેઠે બીજી ક્રિયાઓ પણ કરતા હતા ૩૪ હે રાજન્! ઋષભદેવ પોતે મોક્ષના પતિ તથા અખંડ એવા ઉત્તમોત્તમ બ્રહ્માનંદના અનુભવી હતા તથાપિ ‘ લોકોનો વ્યવહાર ત્યાગ કરવા યોગીઓએ આમ વર્તવુ જોઈએ,’ એમ લોકોને દેખાડવા તે નાના પ્રકારની યોગચર્યા કરતા વળી પ્રાણીઓના આત્મ-રૂપ પરમાત્મા વાસુદેવ ઉપર અભેદરૂપે રહેવાથી પ્રાકૃત મનુષ્યોની પેઠે દેહાદિકની ઉપાધિવાળા ન હતા, પણ તેમાથી મુક્ત હતા તેને લીધે સ્વત સિ-દ્ધ સર્વ પદાર્થોથી પરિપૂર્ણ હતા, માટે આકાશમા ઉડવાની ગતિ, શરીરનો મનના જેવો વેગ, અંત-ર્ધાન થઈ જવુ, પારકી કાયામા પ્રવેશ કરવો, દૂરની વાર્તા જાણવી તથા દૂરના પદાર્થો ગ્રહણ કરવા વગેરે યોગસિદ્ધિઓ દૈવેચ્છાથી પ્રાપ્ત થઇ હતી, તોપણ હે રાજન્! હૃદયથી તે સિદ્ધિઓનો તેમણે સત્કાર કર્યો ન હતો ૩૫

सिद्धसमस्तार्थपरिपूर्णो योगैश्वर्याणि वैहायसमनोजवांतर्धानपरकायप्रवेशदूरश्रवणग्रहणादीनि यदृच्छयोपगतानि नांजसा नृपहृदयेनाभ्यनंदत् ३५

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे पंचमोऽध्यायः

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### ઋષભદેવનુ નિર્વાણ.

राजोवाच

न नूनं भगव आत्मारामाणां योगसमीरितज्ञानावभर्जितकर्मबीजानामैश्वर्याणि पुन. क्लेशदानि भवितुमर्हन्ति यदृच्छयोपगतानि ॥ १ ॥

રાજાએ પૂછયુ –હે ભગવન્ શુકદેવજી! દૈવે-ચ્છાથી આવેલી સિદ્ધિઓ, કે જેણે કરીને યોગના અભ્યાસથી વૃદ્ધિ પામેલા જ્ઞાનથી કર્મના બીજ રૂપ રાગદ્વેષાદિક બાળી નાખ્યા હતા એવા આત્મારામ યોગીઓને ફરીને અહંતા–મમતારૂપી કલેશ આપવા શક્તિમાન થતી નથી માટે ઋષભદેવે શા માટે તે

૬ અજગર વૃત્તિ એટલે જે કઇ આવી મળે તે ખાવુ અને ટાઢ તડકો જે હોય તેમા એક ઠેકાણે પડયાજ રહેવુ ખાવાને કિવા સુખને માટે યત્નજ કરવો નહિ

* આ અધ્યાયમા જેનુ અભિમાન ગળી ગયુ હતુ એવા ઋષભદેવના દેહત્યાગનો ક્રમ તથા પોતાને બાળતા અગ્નિને જોયા છતા પણ તેના તરફ દૃષ્ટિ કરી ન હતી. તે કથા કહેવાશે

આવેલી સિદ્ધિઓને સ્વીકારી નહિ ? ૧

શુકદેવજી બોલ્યા—મૃગો જેમ પારધિઓનો વિશ્વાસ કરતા નથી તેમ બુદ્ધિશાળી લોકો પણ ચંચળ મનનો વિશ્વાસ કરતા નથી ૨ વળી કહ્યુ છે કે અસ્થિર એવા મનનો કોઈએ કદી વિશ્વાસ કરવો નહિ કારણ કે જેની મિત્રતા કરવાથી § સૌભરી વગેરે ઋષિઓનું ઘણા કાળનુ તપ નાશ પામ્યુ હતુ ૩ વેશ્યા સ્ત્રી જેમ લોકોને અવકાશ આપી તેમની મારફતે પોતાના પતિનો નાશ કરાવે છે, તેમ જે યોગી મનનો વિશ્વાસ કરે છે તે યોગીનું મન પણ કામને તથા તેની પાછળ ફરનારા ક્રોધાદિક શત્રુઓને અવકાશ આપીને તેને યોગમાથી ભ્રષ્ટ કરે છે ૪ કામ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ અને ભય વગેરે કર્મના બંધન છે, અને એ સર્વનું કારણ મન છે, તેવા મનની સાથે વિવેકી પુરુષે મિત્રતા કરવી નહિ ૫ ભરત સર્વ લોકપાળોમા રત્નરૂપ હતા, તોપણ જડની પેઠે અવધૂતના જેવા વિલક્ષણ વેષ, ભાષા તથા આચરણોને લીધે તેમનો પ્રભાવ જાણવામા આવતો ન હતો તેમને જ્યારે પોતાના દેહનો ત્યાગ કરવાની ઇચ્છા થઇ, ત્યારે પોતાના આત્માને અત્યંત અભેદભાવે ઉપાધિરહિત પરમાત્મારૂપી જોયો દેહાભિમાનના સંસ્કારથી મુક્ત થયેલા ઋષભદેવે યોગીઓને દેહત્યાગનો વિધિ શીખવવા તેનો ત્યાગ કર્યો ૬ કુભારનો ચાક હલાવ્યા વિના પણ પ્રથમના વેગને લીધે જેમ ફર્યા કરે છે, તેમ જ દેહને ચલાવનાર અભિમાનાભાસ નિવૃત્ત થયા છતા પણ જીવન્મુક્ત પુરુષોનો દેહ અવિદ્યાની વાસનાને લીધે ફર્યા કરે છે ઋષભદેવ લિંગ શરીરથી મુક્ત હતા, તોપણ યોગમાયાની વાસનાથી પૃથ્વી ઉપર ફરતા હતા દૈવેચ્છાથી કોંક, વેંક, અને કુટક દેશોમા તેઓ જઈ ચઢ્યા અને ત્યાથી મત્તની (ગાડાની) માફક છૂટા કેશવાળા તથા નવસ્ત્રા મુખમા પથ્થરનો કોળિયો લઇ ફરવા લાગ્યા ૭ કુટકાચળના ઉપવનમા પવનના વેગથી વાસ કંપી ઉઠ્યા અને તેના પરસ્પર ઘસાવાથી દાવાનળ સળગી ઉઠ્યો; તેમાં આખરે ઋષભદેવ બળી મુઆ. ૮ ત્યાર પછી કોંક, વેંક અને કુટક દેશનો રાજા અર્હંન કળિમાં જ્યારે અધર્મની વૃદ્ધિ થવા માડશે ત્યારે તે તે દેશના લોકો પાસેથી ઋષભનુ ચરિત્ર સાભળી, તેને શીખી લઈ પ્રાણીઓના પૂર્વ સંચિત પાપના ફળને લીધે મોહ પામશે અને પોતાની બુદ્ધિથી સર્વત્ર નિર્ભય એવા વેદધર્મનો ત્યાગ કરી અકલ્યાણ કરનારા પાખંડી પંથને પ્રવર્તાવશે. ૯ જે પાખંડ માર્ગને લીધે નીચ મનુષ્યો કલિયુગમા દેવમાયાથી મોહિત થઇને વેદ તથા ધર્મશાસ્ત્રમા કહેલી પવિત્રતા તથા સદાચારનો ત્યાગ કરશે પોતાની ઇચ્છાથી નહાવુ નહિ, આચમન કરવુ નહિ, પવિત્રતા રાખવી નહિ અને માથાના કેશને ખેંચી નાખવા, વગેરે દેવતાઓનું અપમાન કરનારા દુષ્ટ નિયમો ગ્રહણ કરશે અને ઘણા અધર્મવાળા કલિવડે ભ્રષ્ટ બુદ્ધિવાળા તે લોકો ઘણુ કરીને વેદની, બ્રાહ્મણોની, યજ્ઞપુરુષ તથા મહાત્માઓની નિંદા કરશે. ૧૦ વેદથી વિરૂદ્ધ, પોતાની ઇચ્છાથી ચલાવેલી પાખંડ ધર્મરૂપી અંધપરંપરા ઉપર વિશ્વાસ રાખવાથી તેઓ પોતાની મેળે જ અંધારા નરકમા પડશે ૧૧ ભગવાનનો આ અવતાર રજોગુણી લોકોને મોક્ષમાર્ગનો ઉપદેશ કરવાને માટે થયો હતો, તેમના પવિત્ર ચરિત્રોને દર્શાવનારા શ્લોકોને લોકો આ પ્રમાણે ગાય છે ૧૨

अहो भुवं सप्तसमुद्रवत्या
द्वीपेषु वर्षेष्वधिपुण्यमेतत् ।
गायन्ति यत्रत्यजना मुरारेः
कर्माणि भद्राण्यवतारवन्ति ॥ १३ ॥
अहो नु वंशो यशसाऽवदात.
प्रैयव्रतो यत्र पुमान्पुराणः ॥
कृतावतारः पुरुषं स आद्य
श्चचार धर्मं यदकर्महेतुम् ॥ १४ ॥
कोन्वस्य काष्ठामपरोऽनुगच्छेन्
मनोरथेनाप्यभवस्य योगी ॥
यो योगमायाः स्पृहयत्युदस्ता
ह्यसत्तया येन कृतप्रयत्ना ॥ १५ ॥

આનંદ અને આશ્ચર્ય જેવું એ છે કે આ સમુ-

§ સૌભરી નામના એક તપસ્વી જળમા બેસીને તપશ્ચર્યા કરતા હતા જળમા માછલાનો સંસાર જોઇને તે સંસારમા આસક્ત થયા હતા,

દ્રવાળી પૃથ્વીના સર્વ દ્વીપોમાં તથા સર્વ ખંડોમા ભરતખંડ અધિક પુણ્યવાન છે, કારણ કે જે ખંડમા જન્મેલા લોકો ભગવાનના અવતારના કલ્યાણકારી કર્મો ગાય છે ૧૩

આ પ્રિયવ્રત રાજાનો વંશ યશથી કેટલો બધો ઉજ્વળ દેખાય છે! જે વંશમા આદિપુરુષ એવા પુરાણપુરુષે અવતાર લઇને મોક્ષધર્મ પ્રતિપાદન કર્યો હતો ૧૪ એવો બીજો કયો યોગી છે કે, જે અજન્મા એવા ઋષભદેવને માર્ગે જવાનો મનોરથ પૂર્ણ કરે? કારણ કે બીજા યોગીઓ જે સિદ્ધિઓની ઇચ્છા કરે છે તે સિદ્ધિઓ પોતે ઋષભદેવની પાસે આવવાનું પ્રયત્ન કરતી હતી તોપણ ઋષભદેવે તેઓનો ત્યાગ કર્યો હતો ૧૫ આ પ્રમાણે સર્વ વેદ, લોક, દેવ, બ્રાહ્મણ તથા ગાયોના પરમ ગુરુ એવા ભગવાન ઋષભદેવનું જે વિશુદ્ધ ચરિત્ર કહ્યુ તે પુરુષોના સર્વ પાપનો નાશ કરનારુ છે તથા ઉત્તમોત્તમ મંગળ આપનારુ છે જે મનુષ્ય સાવધ થઈને અનુક્રમે વૃદ્ધિ પામેલી શ્રદ્ધાવડે આ ભગવાનનું ચરિત્ર સાભળે છે તથા બીજાને સંભળાવે છે, તે શ્રોતા તથા વક્તા બન્નેની ભગવાન વાસુદેવ ઉપર સારી રીતે અનન્ય ભક્તિ થાય છે ૧૬ વિવેકી પુરુષો નાના પ્રકારના દુઃખથી ભરપૂર એવા સંસારના તાપથી તપી ગયેલા પોતાના આત્માને નિરંતર ભક્તિરસમા નવરાવે છે અને તેને લીધે જે પરમાનંદ મેળવે છે તે પરમ નિવૃત્તિને લીધે તથા ભગવદીયપણાને લીધે ચારે પુરુષાર્થને પ્રાપ્ત કરનારા મહાત્માજનો, પરમ પુરુષાર્થરૂપ મોક્ષ મેળવે છે હે પરીક્ષિત રાજા! ભગવાન તમારા કુળના તથા યાદવ કુળના સ્વામી હોઇ, ઉપદેશ આપી સંબંધી તથા પાડવોનું દાસપણુ પણ કરતા હતા, આટઆટલુ છતા પણ ભગવાન મુકુંદ પોતાનુ ભજન કરનારાઓને મુક્તિ આપતા નથી, પરંતુ કોઈ પણ દિવસ પ્રેમલક્ષણા ભક્તિથી વિમુખ રાખતા નથી, અર્થાત્ ભક્તિ સર્વ કરતા શ્રેષ્ઠ છે જે ઋષભદેવ નિત્ય અનુભવેલા સ્વસ્વરૂપના લાભથી તૃષ્ણારહિત હતા તથા દેહાદિકને માટે કરેલા મનોરથોને લીધે કલ્યાણના માર્ગને ઘણા દિવસ થયા ભૂલી ગયેલા અજ્ઞાની લોકો ઉપર કૃપા કરીને જેમણે તેમને આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો હતો તે ઋષભદેવ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ૧૯

नित्यानुभूतनिजलाभनिवृत्ततृष्णः
श्रेयस्यतद्रचनया चिरसुप्तबुद्धेः ।
लोकस्य यः करुणयाभयमात्मलोक
माख्यान्नमो भगवते ऋषभाय तस्मै ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
षष्ठोऽध्यायः

## અધ્યાય ૭ મો. *

### ભરતજીની પરમ ભક્તિ.

श्रीशुक उवाच
भरतस्तु महाभागवतो यदा
भगवताऽवनितलपरिपालनाय ।
संचिंतितस्तदनुशासनपरः
पंचजनीं विश्वरूपदुहितरमुपयेमे ॥ १ ॥

શુકદેવજી કહે છે–જ્યારે ઋષભદેવે મહા ભગવદ્ભક્ત ભરતજીને રાજ્યાસન ઉપર અભિષેક કરવાનો વિચાર કર્યો ત્યારે તે પિતાની આજ્ઞાથી વિશ્વરૂપની પુત્રી પંચજનીને પરણ્યા ૧ અહંકાર જેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને ઉત્પન્ન કરે તેમ તેમણે તે સ્ત્રીને વિષે પોતાના જેવા ગુણવાન પાચ પુત્રો ઉત્પન્ન કર્યા ૨ તેમના નામ સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ તથા ધુમકેતુ હતા આ ખંડ અજનાભ નામનો હતો પણ તે ભરતજીના રાજ્ય સમયથી ભારતવર્ષ કહેવાયો હતો ૩ તે બહુ જ્ઞાની રાજા હતો, તેમ પોતાના ધર્મમા વર્તતો હતો પોતાના પિતરોની પેઠે પોતપોતાના કર્મમા વર્તતી પ્રજાનું તે પાલન કરતો, ૪ અને † ચાતુર્હોત્રની વિધિથી નિરંતર શ્રદ્ધાપૂર્વક અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુબંધેષ્ટિ તથા સોમયાગની ‡ પ્રકૃતિ અને § વિકૃતિરૂપ નાના મોટા યજ્ઞો કરીને,

* આ અધ્યાયમા ભરતે રાજ્યમા રહીને ઘણા દિવસ યજ્ઞોવડે ભગવાનનુ યજન કર્યું પ્રારબ્ધ કર્મ ક્ષીણ થવા આવ્યા ત્યારે હરિક્ષેત્રમા જઇને ભજન કર્યું

† હોતા ઉદગાતા, અગ્નીધ્ર તથા પ્રતિપ્રસ્થાતા, એ ચાર જે કર્મમા હોય તે ચાતુર્હોત્ર ‡ સર્વ અંગોથી સંપૂર્ણ યજ્ઞો તે પ્રકૃતિ § કોઇક અંગોથી હીન તે વિકૃતિ

યજ્ઞ તથા ક્રતુરૂપી ભગવાન યજ્ઞ નારાયણનું યજન કરતો ૫ આ વેળા જેના અ ગોની ક્રિયાઓ કરવામા આવતી હતી એવા નાના પ્રકારના યજ્ઞો કરતા તેમાથી ધર્મ નામનુ * ક્રિયાનુ અપૂર્વ ફળ ઉત્પન્ન થતુ હતુ, તેની સર્વ દેવતાઓને દર્શાવનારા મ ત્રોના નિય તા હોવાથી પરમાત્મારૂપ અને સાક્ષાત્ ભગવાન વાસુદેવ એવા પરબ્રહ્મમા ભાવના કરતા હતા અને તે ભાવનાથી જેમના રાગ દ્વેષરૂપી મળ દૂર થયા હતા, એવા યજમાન ભરત, અધ્વર્યુઓ જ્યારે હાથમા બલિદાન લેતા ત્યારે બલિનો ઉપભોગ કરનાર દેવતાઓનું પરમાત્માના નેત્રાદિક અવયવોને ઠેકાણેજ ધ્યાન કરતા હતા ૬ આ પ્રમાણે પરમાત્માને કર્મો અર્પણ કરવાથી શુદ્ધ અ ત કરણવાળા ભરતને હૃદયાકાશમા જણાતા પરબ્રહ્મરૂપ ભગવાન વાસુદેવ ઉપર રોજ વધતા જતા વેગવાળી અત્ય ત ભક્તિ થઈ અને ભગવાનની આકૃતિ મહાપુરુષના જેવા સર્વ શ્રેષ્ઠ લક્ષણોથી સ પન્ન હતી શ્રીવત્સ, કૌસ્તુભમણિ, વનમાળા, ચક્ર, શ ખ, ગદા, પદ્મ આદિકથી શોભાયમાન અને નારદાદિક ભક્તજનના હૃદયમા ચિત્રની પેઠે નિશ્ચળ રહેનારા ભગવાન પુરુષરૂપે ભરતને મનમા દર્શન આપતા ૭ ઘણા વરસો પછી જ્યારે રાજ્યભોગનું અદૃષ્ટ પુરુ થવાનો સમય આવ્યો ત્યારે બાપદાદાનુ રાજ્ય ભોગવતા તે, રાજ્ય અને ધન પુત્રોને ભાગ પ્રમાણે વહેચી આપી સર્વ સ પત્તિઓથી ભરપુર ઘરનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા પુલહાશ્રમમા ગયા ૮ ભગવાન શ્રીહરિ પુલહાશ્રમના વિદ્યાધર કુ ડમા ભક્તજનો ઉપર પ્રીતિ હોવાથી અદ્યાપિ ભક્તજનોને તેમની ઇચ્છાનુસાર સ્વસ્વરૂપના દર્શન આપે છે ૯ જ્યા છિદ્રવાળા અને શિલાની અ દર રહેલા ચક્રો નદીઓમા શ્રેષ્ઠ એવી ગ ડકી નદીના આશ્રમોને પવિત્ર કરે છે ૧૦ તે પુલહાશ્રમમા ભરતજી એકલા જાત જાતના પુષ્પોથી, તુળસીથી, ક દ મૂળ અને ફળ વગેરે પૂજાની બીજી સામગ્રીઓથી એકાતમા ભગવાનની સેવા કરવા લાગ્યા વિષયોની ઇચ્છાથી તે નિવૃત્તિ પામ્યા અને શાતિથી ભરપુર થયા, અને પરમ નિવૃત્તિના સુખને તે પછી પ્રાપ્ત થયા ૧૧ આ પ્રમાણે ભગવાનની પૂજા કરવાથી વધતા જતા અત્ય ત પ્રેમને લીધે ભરતજીનું હૃદય નરમ થયુ, હર્ષથી તેમને રોમાચ થતા, ઉત્ક ઠાના પ્રેમાશ્રુને લીધે નેત્ર ભરાઈ જતા, અને ભગવાનના રાતા ચરણારવિ દનું ધ્યાન ધરવાથી હૃદયમા ચારે તરફ ફેલાઈ રહેલા પરમાન દ રૂપી ઉંડા ધરોમા તેમની બુદ્ધિ મગ્ન રહેવા લાગી ને ભગવાનની પૂજાનુ પણ તેમને ભાન ભુલાવા માડ્યુ ૧૨ આ પ્રમાણે ભગવાનની સેવાના નિયમોને પાળતા અને કર્મ કરવા ત્રણ વખતે નહાતા તેથી ભીની પીળી અને વાકી વળેલી જટાથી શોભાયમાન ભરતજી પ્રભાતમા સૂર્યમ ડળનો ઉદય થતો તે વેળા તેની સન્મુખ ઉભા રહી સૂર્યને પ્રકાશ કરનારી વ ચાવડે સૂર્યના મ ડળમા રહેલા હિરણ્યમય ભગવાન શ્રીસૂર્યનારાયણની સ્તુતિ કરતા ૧૩ પ્રકૃતિથી પર, કર્મનુ ફળ આપનારા, બુદ્ધિને સન્માર્ગે દોરનાર. મનથી જગતને સજનારા અને જગતમા અ તર્યામીરૂપે પ્રવેશ કરીને તૃષ્ણાવાળા જીવને ચૈતન્ય શક્તિ આપનાર સૂર્યદેવતા તેજરૂપી ભગવાન નારાયણ છે તેમને આપણે શરણે જઈએ છીએ ૧૪

परोरज सवितुर्जातवेदो देवस्य
भर्गो मनसेद जजान ।
सुरेतसाद पुनराविश्य चष्टे हंस
गृध्राण नृषद्रिं गिरामिमः ॥ १४ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे
सप्तमोऽध्याय

## અધ્યાય ૮ મો. §

### ભરતનો મૃગમાં ભાવનાજન્મ.

श्रीशुक उवाच

एकदा तु महानद्यां कृताभिषेकनैयमिकावश्यको ।
ब्रह्माक्षरम भिगृणानो मुहूर्तत्रय मुदकात उपाविवश ॥

* યજ્ઞદ્વારા અપૂર્વ ફળ ઉત્પન્ન થાય છે પ્રભાકર કહે છે કે, યજ્ઞ કર્યા પછી જે સૂક્ષ્મસ્વરૂપ ઉત્પન્ન થાય છે, તેનું નામ અપૂર્વ બીજા કહે છે કે કાળાતરે ફલને ઉત્પન્ન કરનારી કર્મની શક્તિનુ નામ અપૂર્વ છે

§ આ અધ્યાયમા ભરત વિષ્ણુનુ ભજન કરતા હતા એટલામા કોઇ કર્મના અ તરાયથી મૃગના બચ્ચાની રક્ષા કરવામા મન ગયુ તેથી મૃગનો અવતાર લેવો પડ્યો એ કથા કહેવાશે

શુકદેવજી કહે છે-એક દિવસ ભરતજી નિયમિત ક્રિયા કર્મ કરી લઈ ગંડકી નદીમા સ્નાન કરી સંધ્યાવંદન વગેરે નિત્ય નિયમથી પરવારી ૐકારનો જપ કરતા તીર ઉપર બેઠા હતા ૧ તેવામા એક હરિણી જળપાનની ઇચ્છાથી સામે કિનારે આવતી જણાઈ ૨ તે જેવી જળપાન કરવા જાય છે કે, વનમાથી એક સિંહે લોકોને ભય ઉપજે એવી ઘોર ગર્જના કરી ૩ સિંહની ગર્જના સાભળીને સ્વભાવથી બીકણ એવી તે હરિણી ચમકીને આમતેમ જોવા લાગી સિંહના ભયથી તેનુ હૃદય અત્યંત વ્યાકુળ થઈ ગયુ, દૃષ્ટિ ચારે તરફ ફરવા લાગી અને તૃષા છીપી ન હતી, તોપણ એકાએક નદીના સામા તીર ઉપર જવાને કૂદી ૪ તે ગર્ભવતી હતી તેથી કૂદતા ભયને લીધે તેનો ગર્ભ નીકળી નદીના પ્રવાહમા પડી ગયો ૫ ગર્ભનુ નીકળી પડવુ, સામે તીરે જઈ પડવુ તથા ભય, એ સર્વથી થયેલા ખેદને લીધે આતુર થયેલી અને પોતાના ટોળામાથી વિછુટી પડેલી તે એક પર્વતની ગુફામા પેસી ગઈ અને ત્યા મરણ પામી ૬ દયાપાત્ર પેલા બચ્ચાને પાણીમા તણાતુ જોઇ માતપિતાએ ત્યાગ કરેલા બાળકને તેનો બંધુ જેમ ઉપાડી લે તેમ રાજર્ષિ ભરતે ઉપાડી લીધુ અને તેની માતા મરી ગઇ છે એમ જાણીને દયાથી તેને પોતાના આશ્રમમા લેઈ ગયા ૭ મૃગના બચ્ચા ઉપર તેમનુ પોતાના બાળક જેવુ અત્યંત વાત્સલ્ય બંધાઈ ગયુ, તેને ખવરાવી પીવરાવી તે મોટુ કરવા લાગ્યા, વરુ વગેરે હિંસકોથી તેની રક્ષા કરવા લાગ્યા, ચુંબન વગેરે કરી લાડ લડાવવા લાગ્યા અને પપાળી તેને પ્રસન્ન કરવા લાગ્યા

આ પ્રમાણે મૃગના બચ્ચાની સેવા કરવાથી તેની ઉપર એવી આસક્તિ બંધાઈ કે તેથી સેવા સ્નાનાદિક કર્મો અને અહિંસાદિક નિયમો એક પછી એક છટવા લાગ્યા અને કેટલેક દિવસે સર્વ નિયમો તદન છટી ગયા ૮ નિયમો છૂટી જતા ભરતજી આ પ્રમાણે સંતાપ કરવા લાગ્યા -અરેરે! આ બિચારુ મૃગનુ બચ્ચુ કાળના વેગથી પોતાના ટોળામાથી તથા સંબંધીઓથી જુદુ પડી મારે શરણે રહ્યુ છે અને મને માબાપ, ભાઈઓ, સંબંધી તથા ટોળાવાળો માની મારી પાછળ ફરે છે તેમ મારા વિના બીજા કોઈને તે ઓળખતું નથી મારી ઉપર તે અત્યંત વિશ્વાસ રાખે છે, માટે મારે 'મારો સ્વાર્થ નાશ પામશે' એવી દોષદૃષ્ટિ કર્યા વિના શરણે આવેલા આ મૃગના બચ્ચાનુ પોષણ, પાલન, લાલન, વગેરે કરવુ જોઈએ કારણ કે હું શરણાગતનો અનાદર કરવાથી લાગતા દોષને જાણું છુ ૯ શાંત સ્વભાવવાળા અને દીન જન ઉપર પ્રેમભાવ રાખનાર સદ્ગુણી આર્ય પુરુષો આવા વિષયોને માટે મોટા મોટા સ્વાર્થોની પણ દરકાર કરતા નથી ૧૦ આ પ્રમાણે મૃગના બચ્ચા ઉપર આસક્તિ રાખી બેસવુ, ઉઠવુ, સૂવુ, ફરવું, ઉભા રહેવુ, ખાવુ, પીવુ, આદિ સર્વ ક્રિયાઓ પ્રીતિને લીધે તે બચ્ચાની સાથેજ કરવા લાગ્યા ૧૧ દર્ભ, તૃણ, પાદડા, ફળ, મૂળ અને પાણી વગેરે લેવા જ્યારે તે વનમા જતા ત્યારે વરુ અને કુતરા તે બચ્ચાને મારી તો નહિ નાખે, એવી શંકાથી પોતાની સાથે વનમા લઈ જતા ૧૨ રસ્તામા જતા તે મુગ્ધભાવને લીધે આડુ અવળુ ભરાઈ જતુ ત્યારે અત્યંત સ્નેહાળ હૃદયવાળા ભરતજી દયાળુપણાથી તેને પોતાના ખભા ઉપર ઉચકી લેતા, ખોળામા બેસાડી તેને રમાડતા, કદી છાતી સાથે લગાડી લગાડીને લાડ લડાવતા અને પરમ આનંદ પામતા હતા ૧૩ કોઈ કોઈ વાર પૂજા કરતા વચ્ચે ઉઠી ઉઠીને ભરતજી તેને જોતા ત્યારે હરખાઈને આશીર્વાદ આપતા અને કહેતા કે, 'હે વત્સ! તારુ સર્વ ઠેકાણે કલ્યાણ થજો' ૧૪ જ્યારે તે બચ્ચુ જોવામા આવતું નહિ ત્યારે ધનનો નાશ થવાથી કૃપણ મનુષ્યને જેમ સંતાપ થાય તેમ તેમના મનમા અત્યંત સંતાપ થતો અને તેના વિયોગથી વિહ્વળ થઈ સંતાપ કરતા ભરતજી અત્યંત તૃષ્ણાથી દયાપૂર્વક તેને માટે શોક કરતા અને મોહને લીધે આ પ્રમાણે કહેતા હતા. ૧૫ અરેરે! દયાપાત્ર ને મા વિનાનુ આ બચ્ચુ કે જેણે મારો ભાગ્યહીનનો વિશ્વાસ કર્યો છે તે શુદ્ધ હૃદયનુ મૃગબાળ ખળ તથા શિકારીના જેવી ક્રૂર બુદ્ધિવાળો, પુણ્ય રહિત અનાર્ય એવો જે હું તેનો સત્પુરુષની પેઠે અપરાધ ન ગણકારીને શું પાછો આવશે? ૧૬

હુ આ આશ્રમના ઉપવનમા તેને ઇશ્વરની રક્ષા તળે કોમળ તૃણુ ચરતા ક્ષેમ કુશળ જોઇશ ? ૧૭ વરૂ, કુતરા અથવા બીજુ કોઈ ટોળામા ફરનારૂ કે એકલુ ઘાતક પ્રાણી તેને ખાઇ તો નહિ જાય ? ૧૮ સર્વ જગતનુ કલ્યાણુ કરનાર સૂર્ય નારાયણુ આથમવા આવ્યા ત્યા સુધી તે આવ્યુ નહિ ૧૯ તે જોવા યોગ્ય મૃગના બચ્ચાની રમતગમતોથી મનનો ખેદ નાશ પામતો અને મારી પાસે આવીને મને સુખી કરતુ ૨૦ રમત વેળાએ હુ ખોટી સમાધિ ચઢાવીને આખો મીંચી રાખતો ત્યારે તે ચકળવકળ આખો કરતુ મારી પાસે આવીને પાણીના બિ દુ જેવા કોમળ શિ ગડાની અણીઓથી મને ગિલી કરતુ ૨૧ વળી તે જેના ઉપર બલિદાન મૂકેલુ હોય એવા દર્ભને મુખથી તાણીને ખાતુ ત્યારે હુ તેને હોકારતો, તે વેળાએ તે ઋષિના કુમારની માફક સર્વ ક્રીડા બ ધ કરી નિશ્ચલ થઇને બેસી રહેતું ૨૨ અરેરે ! આ ભાગ્યશાળી પૃથ્વીએ એવુ તે શુ કર્મ કર્યું હશે કે જેથી આ પૃથ્વી વિનયી એવા કૃષ્ણુ મૃગના પુત્રની ઝીણી, મનોહર, સુખકારી અને કોમળ એવી ખરીઓની પ ક્તિઓથી મૃગના બચ્ચારૂપી ધન વિનાનો થવાથી આતુર અને કૃપણુ એવા મને ધનરૂપ તે મૃગના બચ્ચાના માર્ગને દેખાડે છે અને પોતે પણુ સ્વર્ગ તથા મોક્ષની કામનાવાળા દ્વિજ લોકોને ચારે તરફથી આન દ આપનારી તથા યજ્ઞ કરવાના સ્થાનરૂપ થઇ પડે છે ૨૩ અથવા તો દીનજન ઉપર દયા કરનાર ભગવાન ચ દ્રમા, જેની મા મરી ગયેલી છે એવા આ મૃગના બાળને પોતાના આશ્રમમાથી ભુલુ પડેલુ છે—તેને પોતાના ખોળામા લઇને સિ હના ભયમાથી શુ તેની રક્ષા કરતા હશે ? ૨૪ મારા હૃદયરૂપી સ્થળકમળ પુત્રના વિયોગથી થયેલા સ તાપરૂપી દાવાનળની જ્વાળાઓથી તપ્યા કરે છે, માટે એ મૃગબાળ મારી પાસે આવીને ટાઢા, શાત અને પ્રેમને લીધે વારવાર ઝરતા શુ કના અમૃત જેવા છાંટાઓથી શુ મને ઠ ડક આપશે નહિ ? ૨૫

આ પ્રમાણે અઘટિત મનોરથોથી ભરતજીનુ હૃદય વ્યાકુળ થઈ ગયુ, તેથી તે તપસ્વી યોગી મૃગના બચ્ચારૂપે ભાસતા પોતાના પ્રારબ્ધ કર્મને લીધે યોગમાથી તથા ભગવાનની આરાધનામાથી ભ્રષ્ટ થયા. જો એમ ન હોય તો જે ભરતે ત્યાગ કરી શકાય નહિ એવા પોતાના પુત્રોનો ત્યાગ કર્યો હતો તેમને મૃગના બચ્ચા ઉપર કેમ આસક્તિ થાય ? આ પ્રમાણે વિઘ્ન આવવાને લીધે યોગાભ્યાસમાથી ભ્રષ્ટ થયેલા અને મૃગના બચ્ચાનુ પાલન, પોષણુ અને લાલન કરતા પોતાના આત્માની પણુ ચિ તા ન કરનારા રાજર્ષિ ભરતને સર્પ જેમ ઉંદરના દર ઉપર આવી ચઢે, તેમ ભય કર વેગવાળો અને પાછો વાળ્યો વળે નહિ તેવો વિકરાળ કાળ પ્રાપ્ત થયો ૨૧ મરણુ સમયે પણુ મૃગનુ બચ્ચુ તેમની પાસે બેસીને પુત્રની પેઠે રડતુ હતુ, તેને જોવાથી ભરતનું મન તેની ઉપર આસક્ત રહ્યુ તેથી દેહનો ત્યાગ કરતા પામર મનુષ્યની માફક ભરતને મૃગનો અવતાર આવ્યો પૂર્વજન્મનો દેહ પડી ગયો તોપણુ તેમને પૂર્વજન્મનુ સ્મરણુ રહ્યુ ૨૭ મૃગના અવતારમા પણુ ભરતજી પોતાનો મૃગની જાતિમા અવતાર થવાનુ કારણુ ભગવાનની આરાધના કરવાના પ્રભાવથી જાણી લઇને મનમા અત્ય ત સ તાપ કરવા લાગ્યા ૨૮ અરેરે ! હુ આત્મજ્ઞાનીઓના માર્ગમાથી ભ્રષ્ટ થયો છુ હુ સ સારના સર્વ પદાર્થોનો સ ગ ત્યાગ કરીને એકાત એવા પુણ્યક્ષેત્રમા રહેતો હતો અને મે ધીરબુદ્ધિથી ઘણા કાળ સુધી એક પળ પણુ વ્યર્થ ન જાય એવી રીતે ભગવાનના ચરિત્રનુ શ્રવણુ, મનન, કીર્તન, આ રાધન તથા સ્મરણુ કરીને ભગવાન વાસુદેવ ઉપર મનને સ્થિર કર્યું હતુ, તે ફરીને મારા મૂર્ખનુ—અધીરનુ મન એક મૃગના બચ્ચાની ઉપર ગયુ અને તેની ઉપર આસક્તિવાળુ થયુ ૨૯ આ પ્રમાણે મનમા નિર તર ખેદ કરતા મૃગમા અવતરેલા ભરતજી મૃગી માતાનો ત્યાગ કરી કાલ જર નામના પર્વતમાથી જ્યા આગળ સાલના ઘણા વૃક્ષો હતા તથા શાત સ્વભાવના મુનિઓને જે સ્થાન પ્રિય હતુ એવા પુલહાશ્રમ નામના ક્ષેત્રમા ગયા. ૩૦ અને તે ક્ષેત્રમા કાળની વાટ જોતા તે કોઇનો પણુ સ ગ કરવાથી જન્મમરણુ થાય છે એવા વિચારથી કોઇનો પણુ

સંગ કરવાથી દૂર રહેવા લાગ્યા એકલાજ તે વનમા ફરતા, સૂકા પાદડા, ઘાસ તથા વેલાઓ ખાઈને રહેતા અને મૃગની જાતિમા અવતાર આવવાના પ્રારબ્ધ કર્મ ક્યારે પુરા થશે, તેની ગણુનરી કરતા હતા આ પ્રમાણે કેટલાએક દિવસો વીત્યા પછી તેમણે તીર્થના પાણીથી ભીંજાયલા મૃગના શરીરનો ત્યાગ કર્યો ૩૧

तस्मिन्नपि कालं प्रतीक्षमाणः सङ्गाच्च
भृशमुद्विग्न आत्मसहचरः शुष्कपर्णतृणवीरुधा
वर्तमानो मृगत्वनिमित्तावसानमेव गणयन्
मृगशरीरं तीर्थोदकक्लिन्नमुत्ससर्ज ॥ ३१ ॥
इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे
अष्टमोऽध्यायः

# અધ્યાય ૯ મો.†

## જડભરત–ભદ્રકાલીને ભોગ.

### श्रीशुक उवाच

अथ कस्यचिद्द्विजवरस्याङ्गिरःप्रवरस्य
शमदमतपःस्वाध्यायाध्ययनत्यागसन्तो-
षतितिक्षाप्रश्रयविद्याऽनसूयात्मज्ञानानन्द-
युक्तस्यात्मसदृशश्रुतशीलाचाररूपौदार्य-
गुणा नव सोदर्या अङ्गजा बभूवुर्मिथुनं
च यवीयस्यां भार्यायाम् ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા! ત્યાર પછી શમ, દમ, તપ, વેદાધ્યયન, દાન, સંતોષ, સહનશીલતા, વિનય, કર્મ કરવાની વિદ્યા, સર્વ ઉપર દયા, દેહાદિકથી ભિન્ન આત્મા ભોક્તા છે એવુ જ્ઞાન તથા ધર્મની સંપત્તિથી આનંદવાળો કોઈ એક શ્રેષ્ઠ બ્રાહ્મણ અંગિરાના કુળમા જન્મ્યો હતો તેને પોતાની મોટી સ્ત્રીમા પોતાના જેવજ શાસ્ત્રાભ્યાસ કરનાર, સારા સ્વભાવવાળા, આચારવાળા, રૂપવાન તથા ઉદારતાવાળા નવ પુત્રો થયા અને નાની સ્ત્રીમા એક જોડકુ થયુ ૧ તેમા જે પુત્ર હતો તે ભરતનો અવતાર હતો તે પૂર્વ જન્મમા રાજર્ષિઓમા શ્રેષ્ઠ ભરત હતા ત્યાર પછી મૃગમા જન્મ્યા હતા અને મૃગનું શરીર પડયા પછી બ્રાહ્મણની જાતિમા જન્મ્યા હતા ૨ ભરતજી બ્રાહ્મણના અવતારમા પોતાના સંબંધીઓનો સંગ કરતા બહુ જ સંભાળ રાખતા, જેમના ગુણો સાંભળવાથી તથા વિવરણ કરવાથી કર્મના બંધનો છૂટી જાય એવા ભગવાનના ચરણારવિંદનું મનમા ધ્યાન કરતા અને ભગવાનના અનુગ્રહથી પોતાના પૂર્વ કાળના જન્મની પરંપરા સાભરતી હતી તેથી કોઈનો પણ સંગ કરવાથી ફરીને જન્મમરણના ફેરામા પડવુ પડશે એવી બીકથી જગતમા પોતાના દેહને ઉન્મત્ત, જડ, આંધળા અને બહેરાના જેવો દેખાડવાનો યત્ન કરતા હતા ૩ તેમની ઉપર પ્રેમ હોવા છતા તેમના પિતાએ પુત્ર જડ હોવાથી તેને ગૃહસ્થાશ્રમનો અધિકારી નથી એમ ગણી શાસ્ત્રોમા કહેવા પ્રમાણે સમાવર્તન સુધી સર્વ સંસ્કારો કરવા જનોઈ દીધુ અને શૌચ તથા આચમન વગેરે કર્મના નિયમો શીખવ્યા, કારણ કે પિતાએ પુત્રને સદાચાર શીખવવો જોઈએ ૪ ભરત પણ પિતાજી શીખવવાનો મિથ્યા આગ્રહ છોડી દે એટલા માટે આચારમા વિરૂદ્ધાચરણ કરતા તેમના પિતાએ વેદ ભણવવા માટે વ્યાહૃતિઓ સાથે પ્રણવ તથા શિર સહિત ત્રિપદા ગાયત્રી ભણાવવા માડી, તે ભણતા ભણતા ગ્રીષ્મ ને વસંતના ચાર માસ વીતી ગયા તોપણ આવડી નહિ ૫

આ પ્રમાણે પોતાનારૂપ પુત્ર ઉપર પ્રીતિને લીધે મન લગાડીને પવિત્રતા, વેદાધ્યયન, વ્રત, નિયમ, ગુરુસેવા, તેમજ અગ્નિસેવા આદિક બ્રહ્મચારીના કર્મો જો કે પુત્રને ગમતા ન હતા તોપણ પિતાએ શીખવવા જોઈએ, એવા આગ્રહથી પુત્રને શીખવ્યા તેમનો પોતાના પુત્રને પંડિત કરવા રૂપી મનનો મનોરથ સિદ્ધ થયો નહિ તે ઘરમા પ્રમાદી થઈ રાત્રિ દિવસ રહેતા હતા એટલામા કાળે તેમને પોતાને અધીન કર્યા ૬ તેમની નાની સ્ત્રી પોતાથી ઉત્પન્ન થયેલુ જોડકુ પોતાની સોક્યને સોપી સતી ધર્મની રીત પ્રમાણે પતિ સાથે બળી મુઈ ૭ પિતાના મરણ પછી જડભરતના ભાઈઓ, જેઓ

† આ અધ્યાયમા ભરત જડ એવા બ્રાહ્મણરૂપે અવતર્યા તેથી તેમને રાગ દ્વેષ આદિક કંઇ ન હતુ અને ભદ્રકાલીની પાસે પશુરૂપે ઘસડી ગયા તોપણ વિકાર થયો નહિ, તે કથા કહેવાશે

જડભરતના પ્રભાવથી અજાણ્યા હતા તથા જેઓ બ્રહ્મવિદ્યામા નહિ પણ કર્મવિદ્યામા પુરુષાર્થ માનનારા હતા તેઓએ ભરતને 'આ જડબુદ્ધિ જીવ છે,' એમ સમજી તેમને ભણાવવાનો આગ્રહ મૂકી દીધો ૮ પશુના જેવા પ્રાકૃત મનુષ્યો જ્યારે તેમને ઘેલો! બહેરો! કહી બોલાવતા ત્યારે ભરત પણ તેવા શબ્દોથી તેમને પ્રતિઉત્તર આપતા હતા લોકો તેમની પાસે જ્યારે કામ કરાવતા હતા ત્યારે તેમની ઈચ્છાનુસાર તે કામ કરતા વેઠ કરીને, વૈતરુ કરીને, માગી લાવીને અથવા દૈવેચ્છાથી થોડુ ઘણુ મીઠુ કે સ્વાદ વિનાનું જે કઈ અન્ન મળતુ તે તેઓ ખાતા, પરતુ ઇંદ્રિયોની પ્રીતિને માટે તે ખાતા નહિ કારણ કે, નિરતર બીજાથી ઉત્પન્ન નહિ થયેલા, સ્વય પ્રકાશ, વિશેષે કરીને શુદ્ધ અનુભવમા આવે એવા પરમાનદ આત્માની તેમને પ્રાપ્તિ થઈ હતી તેથી તે માન અને અપમાનથી થનારા સુખ દુખમા દેહાભિમાન કરતા ન હતા. ૯ ટાઢ, તડકો, વાયુ કે વરસાદમા, બળદની પેઠે ઉઘાડે શરીરે રહેતા, તેમના અગો પુષ્ટ અને મજબુત હતા પૃથ્વી ઉપર સુવાથી, મર્દન ન કરવાથી અને ન નહાવાથી તેમના શરીર ઉપર મેલ ચઢતો, તેથી સાફ નહિ કરેલા મહામણિની પેઠે તેમનું બ્રહ્મતેજ સ્પષ્ટ દેખાતુ ન હતુ, તે કમ્મર ઉપર એક ફાટેલુ કપડુ વિટાળતા અને કઠમા મેલી જનોઈ પહેરતા તેથી ખરા રૂપને ન જાણનારા લોકો 'બ્રાહ્મણુ અધમ બ્રાહ્મણુ,' એવા નામથી તેમને બોલાવી અપમાન કરતા ભરતજી આવા અવધૂત વેષમા હમેશ ફર્યા કરતા ૧૦

આ પ્રમાણે ભરતજી કામ કરીને જ્યારે બીજાની પાસેથી આહાર મેળવવા લાગ્યા ત્યારે તેમના ભાઈઓએ શાળના ક્ષેત્રમા ક્યારાઓ ઉપર તેમને કામે રાખ્યા તે કામ પણુ તે ખુશીથી કરવા લાગ્યા ક્યારામા કોઈ સરખો તો કોઈ વાકો અને કોઈ નાનો તો કોઈ મોટો થઈ જતો તેનુ તે ધ્યાન રાખતા ન હતા અને ભાઈઓએ આપેલી ચોખાની કણુકી, સાળના ફોતરા, સડેલા અથવા બળી ગયેલા અન્નોને અમૃત તુલ્ય ગણીને ખાતા ૧૧ એક સમયે કોઈક શૂદ્ર, પુત્રની કામનાથી ભદ્રકાલીને પુરુષપશુનુ બલિદાન આપવા તયાર થયો હતો ૧૨ તે ક્રિયા માટે જે પુરુષપશુને પકડ્યો હતો તે પુરુષપશુ દૈવેચ્છથી તેના બધનમાથી છૂટી નાસી ગયો તેને શોધવા તે શૂદ્ર રાજાના મનુષ્યો તેની પાછળ પડ્યા અર્ધ રાત્રિનો સમય હતો અને રાત્રિ બહુજ અધારી હતી તે વખતે પેલો નાસી ગયેલો પુરુષ તો મળ્યો નહિ, પરતુ અગિરના પુત્ર જડભરત જે વીરાસનની ખડી ચોકીથી હરણુ તથા સૂવર વગેરે પશુઓથી શાળના ક્યારાઓની રક્ષા કરતા હતા તેમના ઉપર તે રાજાના સિપાઈઓની નજર પડી ૧૩ રાજાના સિપાઈએ તેમના સર્વ લક્ષણો નિર્દોષ જોઈ પોતાનું કામ સિદ્ધ થયુ એમ માન્યુ અને તેમને દોરીથી બાધીને તે લોકો હર્ષભેર ચડિકાના મદિરમા લઈ ગયા ૧૪ પછી તેઓએ જડભરતને પોતાની રીત પ્રમાણે નવરાવી નવા વસ્ત્રો પહેરાવ્યા, ઘરેણા પહેરાવ્યા, શરીરપર ચદનનો લેપ કર્યો, પુષ્પની માળા પહેરાવી અને લલાટમા તિલક વગેરે કરી શણુગાર્યા ઉત્તમ પ્રકારનાં ભોજનો કરાવ્યા અને પછી ધૂપ, દીપ, પુષ્પ, શાળની ધાણી, જુવારા, ફળ વગેરે પૂજાની સામગ્રી સાથે હિસાની વિધિથી ગીત ગાતા મૃદગ અને ઢોલના મોટા અવાજ સાથે તેમને ભદ્રકાળી સન્મુખ અર્પણુ કર્યા ૧૫ પછી શૂદ્રરાજાના પુરોહિતે ધૂપ, દીપ વગેરે બલિદાનની સામગ્રી દેવીને અર્પણુ કરી પુરુષપશુના લોહીરૂપી આસવથી ભદ્રકાળીને તૃપ્ત કરવા દેવીના મહા મત્રથી મત્રેલી અને સજાવેલી ભયકર તરવાર હાથમા લીધી ૧૬

આ પ્રમાણે રજોગુણી તથા તમોગુણી સ્વભાવવાળા, ધનના મદથી છકી ગયેલા તથા ભગવાનનો જેમા અશ છે એવા બ્રાહ્મણુના કુળને તુચ્છ ગણીને પોતાની ઈચ્છા પ્રમાણે ચાલનારા તથા હિસાને રમત જેવી માનનારા તે શૂદ્ર લોકો બ્રહ્મસ્વરૂપ બ્રહ્મર્ષિના પુત્ર, સર્વ પ્રાણીઓના મિત્ર તથા આપત્કાળે પણુ જેની હિસા કરવાની આજ્ઞા નથી એવા તે બ્રાહ્મણુની હિસા કરવા લાગ્યા દેવી ભદ્રકાળી અસહ્ય એવા તે બ્રાહ્મણુના તેજવડે પોતાનું શરીર બળવા લાગ્યુ તેથી મૂર્તિનો ત્યાગ કરી બહાર નીક-

જ્યા [૧૭] આ વેળાએ અપરાધ સહન ન કરવારૂપી આવેશના વેગથી તથા શરીરમા થતા દાહના વેગથી ભ્રુકુટિ ઉંચી ચઢાવી, ભય કર દાઢો અને રાતી-ચોળ આખોવાળા તે ભદ્રકાળીનું મુખ મહા ભય કર દેખાવા લાગ્યુ દેવી આ જગતનો નાશ કરવાની ઇચ્છાવાળા હોય તેમ મહા ક્રોધથી ખડખડાટ હસતા પોતાના સ્થાનકમાથી બહ ર આવ્યા અને તેમનીજ તરવારે મહા પાપી અને દુષ્ટ એવા શૂદ્ર લોકોના માથા છેદી તેઓના ગળામાથી પડતા અત્ય ત ઉના લોહીરૂપી આસવનુ પોતાના ભુવાઓની સાથે પાન કરવા લાગ્યા દેવી ભદ્રકાળી લોહી પી આસવના અત્ય ત પાનથી વિહ્વલ થઈ ગયા અને પોતાના ભુવા-ઓની સાથે લાબો રાગ કાઢીને ગાવા અને નાચવા લાગ્યા તથા શૂદ્રોના માથાને ઉંચે ઉછાળી દડાની પેઠે રમત રમવા લાગ્યા [૧૮] આ પ્રમાણે મોટા પુરુષોનો અભિચાર મ ત્રવડે અપરાધ કર્યો હોય તો તે પોતાનું જ બુરુ કરે છે [૧૯] હે વિષ્ણુદત્ત ભગ-વાનના ભક્ત એવા પરમહ સોને પોતાનુ માથુ કપાવવાનો સમય આવી પડે તોપણ તેઓ ગભરાતા નથી, કારણ કે તેઓ દેહાદિક પદાર્થોને આત્મારૂપ માનનારી હૃદયની દૃઢ ગાઠ રહિત હોય છે તે સર્વ પ્રાણીઓના મિત્ર તથા આત્મારૂપ હોય છે વૈર વિનાના હોય છે ભગવાનના નિર્ભય ચરણારવિ દના મૂળનો આશ્રય કરનારા અને સાક્ષાત્ ભગવાન પોતા-ના સાવધાન રહેનારા કાળરૂપી ચક્રવડે તથા બીજા પદાર્થોવડે તેઓની ચારે તરફથી રક્ષા કરે છે [૨૦]

न वा एतद्विष्णुदत्तमहदद्भुत यदसम्भ्रमः स्वशिरश्छेदन आपतितऽपि विमुक्तदेहाद्यात्मभावसुदृढहृदयग्रंथीनां सर्वसत्वसुहृदात्मनां निर्वैराणां साक्षाद्भगवताऽनिमिषारिवराऽयुधेनाप्रमत्तेन तैस्तैर्भावैःपरिरक्ष्यमाणानांतत्पादमूलमकुतश्चिद्भयमुपसृतानांभागवतपरमहंसानाम् ॥

इति श्रीमद्भागवते महापुराणे पचमस्कन्धे नवमोऽध्याय:



## અધ્યાય ૧૦ મો.†

### રહૂગણ અને જડભરતનો સંવાદ.

श्रीशुक उवाच

अथ सिंधुसौवीरपते रहूगणस्य व्रजत इक्षुमत्यास्तटे तत्कुलपतिना शिबिकावाह-पुरुषान्वेषणसमये दैवेनोपसादित सद्विजवर उपलब्ध एष पीवा युवा संहननांगो गोखरवद्धुरंवोढुमलमिति पूर्वविष्टिगृहीतैः सह गृहीत. प्रसभमतदर्ह उवाह शिबिकां स महानुभाव ॥ १ ॥

શુકદેવજી કહે છે—ત્યાર પછી સિ ધુ તથા સૌવીર દેશનો રાજા રહૂગણ તત્ત્વ જિજ્ઞાસાથી કપિલના આશ્રમમા જતો હતો, એટલામા ઇક્ષુમતી નદીના તીર ઉપર તેની પાલખી ઉપાડનારા ભોઇ લોકોના નાયકને પાલખી ઉપાડનારા બીજા પુરુષોની શોધ કરવાની જરૂર પડી બ્રાહ્મણોમા ઉત્તમ એવા જડ-ભરત દૈવયોગે તેને ત્યા મળી આવ્યા શરીરે જાડા, તરુણ અને દૃઢ હોવાથી બળદ તથા ગધેડાની પેઠે ભાર ઉપાડવાને આ સમર્થ છે એમ ધારીને પહેલા વેઠે પકડેલા પુરુષોની સાથે તેમને પણ બળાત્કારથી વેઠે પકડ્યા મહા પ્રતાપી જડભરત પાલખી ઉપાડવાને યોગ્ય ન હતા તોપણ બીજા પુરુષોની સાથે તેમને તે ઉપાડવી પડી [૧] જડભરત માર્ગમા ચાલતા પગતળે જીવ ચ પાઈ જાય નહિ એટલા માટે એક બાણુ જેટલી જગ્યા પણ જોઈ જોઇને ચાલતા હતા તેથી સર્વ ભોઇઓની ચાલ એક સરખી નહિ રહેવાથી પાલખી વાકી ચૂકી થઇ જવા લાગી તે જોઇને રહૂગણ રાજાએ ભોઈઓને કહ્યું કે હે ભોઈ લોકો ! સરખા ચાલો પાલખી વાકી થાય છે [૨] ભોઈ લોકો રાજાનું વચન સાભળી દ ડના ભયથી ગભરાઈ રાજાને વિન તિ કરવા લાગ્યા કે, [૩] હે રાજન્ ! અમે સરખા ચાલીએ છીએ તમારી

† આ અધ્યાયમા રહૂગણની પાલખી ઉપાડીને ચાલતા જડભરતનો તેણે તિરસ્કાર કર્યો અને પોતે કહેલા તિરસ્કાર વચનોના પ્રત્યુત્તરમા જડભરતને ઓળખી કાઢયા અને પ્રસન્ન કર્યા તે કથા તથા જડભરતે દેખાડેલુ અવિ-કારીપણુ જડમા અને ચૈતન્યમા સરખુ હોય છે એ કથા કહેવાશે

આજ્ઞા પ્રમાણે વર્તીએ છીએ અને પાલખીને સારી રીતે ઉપાડીએ છીએ, પરંતુ આ નવા પુરુષને ઉપાડતા આવડતું નથી તેથી તે વાંકી ચૂકી થઈ જાય છે ૪ રાજા રહૂગણે ભોઈ લોકોનું વચન સાભળી એક સંસર્ગી પુરુષનો અપરાધ બીજા સર્વ સંસર્ગી પુરુષોને લાગુ પડે છે તે સ્પષ્ટ જોયુ પછી તે વૃદ્ધ જનોની સેવા કરનારો હતો તોપણુ તેની બુદ્ધિ રજોગુણી હતી તેથી જરાક ક્રોધ કરીને રાખમા ભારેલા અગ્નિની પેઠે જેમનુ બ્રહ્મતેજ સ્પષ્ટ દેખાતું નહતું એવા જડભરતને નીચની માફક મશ્કરીમા કહેવા લાગ્યો કે તુ ખરેખર બહુજ થાકી ગયો છે, કારણ કે તુ એકલો જ ઘણા લાબા માર્ગ સુધી પાલખી ઉપાડીને ચાલ્યો આવે છે, તુ બહુ જાડો નથી, તારા અંગો મજબુત નથી અને તુ વૃદ્ધાવસ્થાથી કંટાળી ગયો છે. વળી હે મિત્ર! આ તારા સોબતીઓ કઇ તારા જેવા નથી આ પ્રમાણે રાજા રહૂગણે બહુ મશ્કરી કરી તોપણ માયાએ રચેલા પંચભૂતો, ઇંદ્રિયો, પુણ્ય–પાપ તથા અંતઃકરણમાથી બનેલા પોતાના છેલ્લા દેહરૂપી પદાર્થમા મિથ્યા પ્રતીતિ ભરતને ન હતી અને તે બ્રહ્મસ્વરૂપ થયા હતા તેથી છાનામાના કઈ પણ ઉત્તર ન આપતા પ્રથમની માફક પાલખી વહેવા લાગ્યા ૬ ફરી પણ પોતાની પાલખી વાંકી થઈ ગઇ તે જોઇ રહૂગણ રાજા કોપાયમાન થઈને બોલ્યા કે, અરે! આ શુ? તુ જીવતો છતા મુવેલા જેવો જણાય છે, કારણ કે મારુ અપમાન કરીને પોતાના ઉપરીની આજ્ઞાનું તું ઉલ્લંઘન કરે છે યમરાજા જેમ સર્વ મનુષ્યોને શિક્ષા કરે છે તેમ હુ પણ તને શિક્ષા કરીશ કે જેથી તુ તારા પોતાના મૂળ સ્વભાવ ઉપર પાછો આવી જઈશ ૭ આ પ્રમાણે સંબંધ વિનાનું બોલતા રજોગુણ ને તમોગુણવાળા મદવડે ભગવાનના સર્વપ્રિય ભક્તોનો તિરસ્કાર કરનારા, પોતાને પંડિત માનનારા, યોગીશ્વરોની રીતભાતમા થોડા પરિચયવાળા અને 'હુ' રાજા છું' એવુ અભિમાન ધરાવનારા રહૂગણ રાજાને, ભગવાન બ્રહ્મરૂપે થયેલા, સર્વ પ્રાણીઓના મિત્ર આત્મસ્વરૂપ તથા ગર્વ રહિત જડભરતે મુખ મલકાવતા હોય તેમ પ્રસન્ન મુખે નીચે પ્રમાણે કહ્યુ ૮

બ્રાહ્મણ કહે છે–હે રાજન્! તે કહ્યુ કે, તું થાકી ગયો નથી તે વાત ખરી છે, તેમા તે મારી મશ્કરી કરી નથી હે વીર! ભાર નામનો કોઇ પણ પદાર્થ હોય અને તે જો ઉપાડનારા દેહની સાથે સંબંધ ધરાવતો હોય તો તે મારુ ઉપહાસ કર્યું કહેવાય, પરંતુ ભાર અને તેને ઉપાડનારો દેહ શું છે તેનો નિર્ણય થઇ શકતો નથી અને મારે તે બન્ને વસ્તુની સાથે સંબંધ નથી માટે તે ઉપહાસ કર્યું એમ હું સમજતો નથી વળી આ ચાલનારાને પહોચવા યોગ્ય કોઇ માર્ગ કે સ્થળ હોય અને તેની સાથે મારે સંબંધ હોય તોપણુ તે ઉપહાસ કર્યું એમ હુ માનું, પરંતુ તેમ પણ કાઈ નથી કારણ કે, વિદ્વાનો આત્માને ઉદ્દેશીને તુ જાડો છે એમ કહેતા નથી, પરંતુ મૂર્ખો છે એવુ કહે છે કારણ કે, મહાભૂતના સમુદાય રૂપ દેહને જ પુષ્ટ કહી શકાય છે, પરંતુ આત્માને પુષ્ટ કહી શકાતો નથી ૯ વળી જાડાપણુ, દુબળાપણુ, આધિઓ, વ્યાધિઓ, ક્ષુધા, તૃષા, ભય, કલેશ, ઇચ્છા, જરા, નિદ્રા, ક્રોધ, અહંકારજન્યમદ તથા શોક એ સર્વ દેહની સાથે જન્મેલા પુરુષને છે, કારણ કે તેને દેહની સાથે સંબંધ છે, પરંતુ હુ દેહની સાથે જન્મેલો નહિ હોવાથી મને તેમાનું કઈ પણ નથી ૧૦ હે રાજન્! હુ જ કેવળ જીવતો છતા મુવો નથી, પરંતુ વિકારવાળુ આ સર્વ જગત્ જીવતુ છતા મુવેલુ છે, કારણ કે જગત્ ક્ષણે ક્ષણ ઉત્પન્ન થાય છે અને ક્ષણે ક્ષણ નાશ પામે છે તેમજ હે રાજન્! સેવકપણુ અને સ્વામીપણુ જો અવિચળ રહેતુ હોય તો તારે આજ્ઞા કરવી અને મારે તારુ કામ કરવુ યુક્ત છે, પરંતુ સેવ્ય સેવક ભાવ તો નાશવંત છે હવે પછી તારુ રાજ્ય જો નાશ પામે અને મારુ રાજ્ય થાય તો હુ પણ તને આજ્ઞા કરુ અને તારે મારુ કામ કરવુ પડે ૧૧ 'આ રાજા છે, આ સેવક છે,' એવી ભેદબુદ્ધિનો અવકાશ વ્યવહાર સિવાય બીજે ઠેકાણે જોવામા આવતો નથી, માટે વ્યવહાર દૃષ્ટિનો ત્યાગ કરીને વિચાર કરીએ તો રાજા કોણુ અને સેવક કોણુ? આ સર્વ વ્યવહાર

મિથ્યા છે તોપણ હે રાજન્! તું મને આજ્ઞા કર અમે તારૂં શું કામ કરીએ? ૧૨ હે વીર પુરુષ! હું ઉન્મત્ત, મત્ત અને ઘેલા જેવો રહું છું, તથા બ્રહ્મસ્વરૂપને પામ્યો છું મને દંડ કરવાથી અથવા શિખામણથી શું ફળ થવાનું છે? કારણ કે જીવન્મુક્ત પુરુષને અર્થ કે અનર્થ બન્નેની સાથે સંબંધ નથી કદાચ હું જીવન્મુક્ત ન હોઉં પરંતુ જડ અને મૂર્ખ હોઉં તોપણ દળેલાને દળવાની પેઠે મને દંડ કે શિખામણ દેવાથી તમને શું લાભ? જડ સ્વભાવના મનુષ્યને શિખામણ દેવાથી અથવા શિક્ષા કરવાથી કંઇ ફાયદો થતો નથી ૧૩

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા! શાંત સ્વભાવના અને દેહાભિમાન કરાવનારી માયાથી મુક્ત થયેલા મુનિવર જડભરતજી પ્રારબ્ધ કર્મના ઉપભોગથી કર્મનો ક્ષય કરતા હતા તે ઉપર પ્રમાણેની વક્રોકિતના ઉત્તરો આપીને પ્રથમની પેઠે પાલખી ઉપાડીને પાછા ચાલવા લાગ્યા ૧૪ હે પરીક્ષિત! સિંધુ તથા સૌવીર દેશનો રાજા રહુગણ જેણે શ્રદ્ધાપૂર્વક તત્વજ્ઞાન સમજવાનો અધિકાર પ્રાપ્ત કર્યો હતો, તે ઘણા યોગગ્રંથમાં માન્ય કરેલું અને હૃદયની ગ્રંથિને તોડનારૂં વચન સાંભળી પાલખીમાંથી નીચે ઉતર્યો અને 'હું રાજા છું' એવા ગર્વને તજી જડભરતના ચરણમાં નમી પડી આ પ્રમાણે કહેવા લાગ્યો. ૧૫ તમે ગુપ્ત વેષે ફરનાર કોણ છો? તમે કંઠમાં ઉપવીત ધારણ કરો છો તો કેવા બ્રાહ્મણ છો? ગુરૂદત્તાત્રેય આદિમાં તમે કયા અવધૂત છો? કોના પુત્ર છો? કયાં વસો છો? અને અહીં શા માટે આવ્યા છો? મારૂં કલ્યાણ કરવા અત્રે પધારેલા કપિલદેવ તો નથી? ૧૬ હું ઇંદ્રના વજ્રથી ડરતો નથી, મહાદેવના ત્રિશૂળથી ડગતો નથી, યમ રાજાના દંડથી ડરતો નથી, તેમ અગ્નિ, સૂર્ય, કિંવા ધનપતિ એવા કુબેરના અસ્ત્રથી પણ ડરતો નથી, પરંતુ બ્રાહ્મણના અપમાનથી ડરૂં છું ૧૭ સર્વ વિષયેનો ત્યાગ કરનારા અપાર મહિમાવાળા તથા જ્ઞાનરૂપી પ્રભાવને ગુપ્ત રાખનારા આપ જડની પેઠે કેમ ફરો છો? હે મહાત્મા! અમે આપના વચનોને સ્પષ્ટ સમજાય એવી રીતે જાણવા સમર્થ નથી, ૧૮ હું પણ યોગના ઇશ્વર, આત્મતત્વ જાણનારા, મુનિઓના પરમ ગુરુ તથા જ્ઞાનની કળાથી સંસારમાં અવતરેલા કપિલ ભગવાનને આ સંસારમાં ખરૂં શરણ શું છે, તે પૂછવા જાઉં છું ૧૯ મને લાગે છે કે, તમે ભગવાન કપિલ જ લોક નિરીક્ષા કરવા માટે ગુપ્ત વેષે ફરતા હશો. મંદ બુદ્ધિવાળો અને ઘરમાં બંધાઇ રહેલો પુરુષ યોગીશ્વરોની ગતિને જાણતો નથી ૨૦ તમે કહ્યું કે મને શ્રમ લાગતો નથી, પરંતુ તે હું માનતો નથી કારણ કે, યુદ્ધાદિક કર્મ કરવાથી મને જે પ્રમાણે પરિશ્રમ થાય છે તેજ પ્રમાણે ભાર ઉપાડવાથી તથા ચાલવાથી તમને પણ પરિશ્રમ થવો જોઇએ વળી વ્યવહાર માર્ગ જેને તમે નિર્મૂળ કહો છો, પરંતુ ખોટા ઘડાથી જેમ પાણી લાવી શકાતું નથી તેમ મિથ્યા વ્યવહારથી કામ કંઈ પણ સિદ્ધ થઈ શકતું નથી પરંતુ વ્યવહારથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે માટે વ્યવહાર સમૂળ છે આ રીતે જગત્ સત્ય છે, કારણ કે તેનાથી કાર્યો થઇ શકે છે જે અસત્ય હોય છે તેનાથી કંઇ કાર્ય સિદ્ધ થતું નથી જેમ ઘડા વિના પાણી લાવી શકાતું નથી ૨૧ તમે કહ્યું કે, સ્થૂળતા, દુર્બળતા, સુખ, દુઃખ, એ ધર્મો આત્માના નથી પણ દેહના છે તે પણ ઘટતું નથી, કારણ કે, તપેલીને તાપ લાગવાથી તપેલીમાં રહેલું દૂધ ગરમ થાય છે અને તાપ લાગવાથી ચોખાની ઉપરનો ભાગ પાકે છે અને ઉપરના ભાગની ગરમીથી અંદરનો ભાગ પણ પાકી જાય છે તે પ્રમાણે દેહને દુઃખ થવાથી તેની અંદર રહેનારી ઇંદ્રિયોને દુઃખ થાય છે, ઇંદ્રિયોને દુઃખ થવાથી પ્રાણને દુઃખ થાય છે, પ્રાણને દુઃખ થવાથી મનને દુઃખ થાય છે, અને મનને દુઃખ થવાથી તેના સંબંધમાં આવેલા આત્માને પણ સંસારના દુઃખો થાય છે ૨૨ વળી તમે કહ્યું કે, સ્વામીપણું અને સેવકપણું અચળ રહેતું નથી તે વાત ખરી, પરંતુ જે વખતે જે રાજા હોય તે પોતાની પ્રજાને શિખામણ આપે છે તથા તેનું પાલન કરે છે વળી તમે કહ્યું કે ગાંડાને શિખામણ આપવી અથવા શિક્ષા કરવી એ દળેલાને દળવા જેવું છે, પરંતુ

તેમ નથી, કારણ કે ભગવાનનો ભક્ત પોતાના રાજ્યના નિયમ પ્રમાણે ગાડાને શિક્ષા કરે છે, તેમા દળેલુ દળવા જેવુ કંઈ પણ કરતો નથી રાજા પોતાનો ધર્મ પાળવારૂપી ભગવાનની ભક્તિ કરવાથી પોતાના પાપના સમૂહનો નાશ કરે છે [૨૩] માટે હે દીનબંધો ! મે રાજાપણાના અભિમાનથી મહાત્માઓનુ અપમાન કર્યું તેના ઉપર આપ કૃપાદૃષ્ટિ કરો, કે જેથી હુ મહાત્માઓના અપમાન કરવાના પાપમાથી મુક્ત થાઉં [૨૪] આખા જગતમા મારા જેવો મનુષ્ય તો શુ પણ શંકરના જેવો સમર્થ હોય તે પણ મહાત્મા પુરુષનુ અપમાન કરે તો નાશ પામે છે [૨૫]

न विक्रिया विश्वसुहृत्सखस्य
साम्येन वीताभिमतेस्तवापि ।
महद्विमानात्स्वकृताद्धि मादृङ्
नंक्ष्यत्यदूरादपि शूलपाणि ॥ २५ ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
दशमोऽध्याय'

## અધ્યાય ૧૧ મો. $

### રહૂગણને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ.

ब्राह्मण उवाच

अकोविद कोविदवादवादान्वदस्यतो
नातिविदां वरिष्ठ ।
न सूरयो व्यवहारमेन
तत्त्वावमर्शेन सहामनन्ति ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે-તુ મૂર્ખ છે, છતા વિદ્વાનના જેવી વાતો કરે છે, પરંતુ તેમ બોલવાથી તુ વિદ્વાનમા શ્રેષ્ઠ ગણાશે નહિ, કારણ કે વિદ્વાનો સ્વામી સેવકના વ્યવહારને સત્ય માનતા નથી [૧] હે રાજન્ ! જેમ લૌકિક વ્યવહાર મિથ્યા છે, તેમ વેદમા કહેલો કર્મ વ્યવહાર પણ આખરે મિથ્યાજ છે, કારણ કે, ગૃહસ્થાશ્રમીઓના યજ્ઞોના વિસ્તાર કહેનારી વિદ્યાઓમા અધિક શોભતા વેદવાદો વિષે કર્મમાર્ગના જેવો તત્ત્વવાદ ઘણુ કરીને પ્રકટ રીતે જોવામા આવતો નથી. તેમ તત્ત્વજ્ઞાનના જેવો કર્મમાર્ગ શુદ્ધ અને ઉત્તમ પણ નથી કર્મમાર્ગમા હિંસા રહેલી છે ત્યારે તત્ત્વમાર્ગ હિંસાદિક દોષોથી રહિત છે. વળી કર્મમાર્ગ જ્યારે રાગદ્વેષવાળો છે ત્યારે તત્ત્વમાર્ગ રાગદ્વેષરહિત છે [૨] જેમ સ્વપ્નનું સુખ દૃશ્ય હોવા છતા પણ મિથ્યા છે, તેમ ગૃહસ્થાશ્રમનું સુખ દૃશ્ય હોવા છતા પણ મિથ્યા છે

જેણે સોમનું અનુપાન કર્યું ન હોય તેને વેદવાણી તત્ત્વજ્ઞાન આપવા ઉત્તમ છે, તોપણ યથાર્થ જ્ઞાન મળી શકતુ નથી [૩] પુરુષનુ મન સત્વગુણ, રજોગુણ તથા તમોગુણને અધીન રહે, ત્યા સુધી તે નિરંકુશ રહીને જ્ઞાનેંદ્રિયોથી તથા કર્મેન્દ્રિયોથી ધર્મ અધર્મ કર્યા કરે છે [૪] તે ધર્મ તથા અધર્મની વાસનાવાળુ, વિષયમા રંગાયેલુ, વિષયોથી આડું અવળુ ભટકતુ, કામક્રોધાદિકને અધીન થયેલુ તથા પંચભૂત અને અગિયાર ઇંદ્રિયોમા મુખ્ય ગણાતુ એવુ મનજ દેવતા, મનુષ્ય અને પક્ષીઓ વગેરેના દેહ તથા નામાદિ ધારણ કરે છે અને તે તે દેહોવડે પોતાનુ ઉત્તમપણુ તથા નીચપણુ પ્રગટ કરે છે [૫] વળી માયાથી જીવની ઉપાધિરૂપ થયેલું અને જીવને સંસારના ચક્રમા ફેરવનારુ મન જીવને વળગીને એટલે પોતારૂપ કરીને ટળે નહિ એવા તથા સમય પ્રમાણે આવનારા સુખ દુઃખ તથા મોહ રૂપી ફળ ચારે તરફથી આપ્યા કરે છે [૬] આ પ્રમાણે જાગ્રત તથા સ્વપ્નરૂપ આ સંસાર મનથી ઉત્પન્ન થયો છે અને જ્યા સુધી મન છે ત્યા સુધી આત્મા છે. તે સંસારનો સાક્ષીરૂપે જોનાર છે છતા અજ્ઞાનથી પોતે પોતાને મનરૂપ ગણીને પોતાનામા ઉત્તમપણુ અને નીચપણુ વગેરે મિથ્યા ધર્મો માની લે છે, માટે આત્માને અધમતા ભરેલુ દેહાભિમાન કરાવનારુ પણ મન છે તેમાથી છૂટવા વિવેક વસ્તુને આપનારુ પણ મન જ છે [૭] મન વિષયોમા આસક્ત થયુ હોય તો જીવને જન્મ-મરણાદિક દુખમા ફેરવે છે અને તે જો વિષયોનો ત્યાગ કરે તો મોક્ષ અપાવે છે, જેમ દીવો ઘી તથા વાટનું ભક્ષણ કરતો હોય ત્યારે તેમાથી ધુમાડાવાળી શિખા નીકળે છે અને જ્યારે ઘી અને વાટ બળી જાય છે

$ આ અધ્યાયમા રહૂગણ રાજાએ ફરીથી પૂછતા જડભરત નામના યોગીએ તેને પરમ જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે કથા કહેવાશે

ત્યારે દીવો પણ તેજમા મળી જાય છે, તેમ મન જ્યા સુધી વિષયોમા તથા કર્મોમા આસક્ત રહે છે, ત્યા સુધી અગિયાર વૃત્તિઓ તેમા જોવામા આવે છે અને વિષયોથી તથા કર્મોથી છુટુ પડે છે ત્યારે બ્રહ્મરૂપ થાય છે ૮

મનની વૃત્તિઓ અગિઆર છે, તેમા પાચ ક્રિયારૂપ, પાચ જ્ઞાનરૂપ અને એક અભિમાનરૂપ છે હે વીરરાજા! પાચ વિષયો, પાચ કર્મો તથા એક દેહ એ અગિયાર ઉપર કહેલી અગિયાર વૃત્તિઓને રહેવાના સ્થાન છે ૯ તેમા ગ ધ, રૂપ, સ્પર્શ, રસ તથા શબ્દ, એ પાચ વિષયો છે તે જ્ઞાને દ્રિયોદ્વારા મનની વૃત્તિઓના સ્થાન છે તથા મળત્યાગ, ગતિ, ભાષણ આદિ પાચ કર્મ છે, તે કર્મેન્દ્રિયોદ્વારા મનની વૃત્તિઓના સ્થાન છે અગિયારમુ 'આ મારુ' એમ મનાવનારુ જે અભિમાન તે મમતારૂપ મનની વૃત્તિનુ સ્થાન છે તે પુરને આ દેહ જાણવો પુરમા કેટલાક વિદ્વાનો કહે છે કે મનની અહ કાર નામે બારમી વૃત્તિ છે અને તે દેહમા રહે છે ૧૦ આ રીતે મનની અગિયાર વૃત્તિઓ મુખ્ય છે, તોપણ તે વૃત્તિઓના અવાતર ભેદ, પદાર્થ, સ્વભાવ, સ સ્કાર, અદષ્ટ તથા કાળને લઇને ઘણા છે આ વૃત્તિઓ જીવમાથી ઉત્પન્ન થાય છે એમ કહેવુ મિથ્યા છે, કારણ કે જીવ વિકારરહિત છે, તેમ અન્યોન્ય ઉત્પન્ન થાય છે એમ કહેવુ પણ યુક્ત નથી, કારણ કે તેમા અન્યોન્યાશ્રય નામનો દોષ આવે છે, એટલે વૃત્તિઓ કોનાથી ઉત્પન્ન થાય છે તે સિદ્ધ થઇ શકતુ નથી ૧૧

આ પ્રમાણે વિષયોના તથા કર્મના સ બ ધમા આવ્યાથી મન નાના પ્રકારની વૃત્તિઓનો આશ્રય કરે છે અને જ્યારે વૃત્તિઓનો સ બ ધ છૂટી જાય છે ત્યારે તે આત્મતત્ત્વનો આશ્રય કરે છે જે આત્મા શુ દ્ધ રહીને પોતાને અપવિત્ર કરનારા અને માયાએ રચેલા જીવની ઉપાધિરૂપ મનની, પ્રવાહરૂપે નિત્ય આવતી વૃત્તિઓને જોયા કરે છે, તે જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામા પ્રત્યક્ષ જોનારો છે અને સુષુપ્તિ અવસ્થામા ઢ કાયેલો રહે છે, અર્થાત્ ત્રણે અવસ્થાના સાક્ષી ક્ષેત્રજ્ઞ એક આત્મા છે તે ક્ષેત્રજ્ઞ આત્મા પુરાણપુરુષ છે, અપરોક્ષ છે, સ્વય પ્રકાશ છે, અજન્મા છે, બ્રહ્મ દિકનો સ્વામી છે તથા ભગવાન નારાયણ તથા વાસુદેવરૂપ છે, અને તે પોતાની માયા વડે સર્વ જીવને પોતાને સ્વાધીન રાખે છે ૧૩ વાયુ જેમ પ્રાણરૂપ સ્થાવર તથા જ ગમમા પ્રવેશ કરીને તેઓને પોતાના અધીનમા રાખે છે, એવી જ રીતે ક્ષેત્રજ્ઞ એવા ભગવાન વાસુદેવ પણ આત્મસ્વરૂપથી આખા વિશ્વમા પ્રવેશ કરીને તેને યથાર્થ નિયમમા રાખે છે ૧૪ હે રહૂગણ રાજા! મનુષ્ય માત્ર સર્વ સ ગનો અને કામ ક્રોધાદિક છ શત્રુઓનો ત્યાગ કરીને શુદ્ધ જ્ઞાનના ઉદયથી જોવામા આવતી માયાનો ત્યાગ કરીને જ્યા સુધી આત્મતત્ત્વ ન જણાય ત્યા સુધી સ સારમા ફર્યા કરે છે ૧૫ વળી સ્વસ્વરૂપની ઉપાધિરૂપ અને શોક, મોહ, રાગ અને લોભ, વૈર અને મમતા કરાવનારુ મન મનુષ્યને સ સારના દુ ખો પાડન રુ છે, મનુષ્ય જ્યા સુધી તે જાણતો નથી ત્યા સુધી સ સારમા ફર્યા કરે છે, ૧૬ માટે હે રાજન્! મનરૂપી શત્રુની જો ઉપેક્ષા કરવામા આવે તો ભવિષ્યમા તે વધી જઈ મહા બળવાન થઇ પડે છે અને આત્માના સ્વરૂપને પણ ભૂલાવી દે છે, માટે સાવધાન થઇ ગુરુરૂપ શ્રીભગવાનના ચરણની ઉપાસનારૂપી અસ્ત્રથી મન શત્રુનો નાશ કરવો ૧૭

भ्रातृव्यमेन तददभ्रवीर्य
मुपेक्षयाध्येधितमप्रमत्तः ।
गुरोः हरेश्चरणोपासनास्त्रो
जहि व्यलीकं स्वयमात्ममोषम् ॥ १७ ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
एकादशोऽध्यायः

## અધ્યાય ૧૨ મો.‡

### રહૂગણને ઉપદેશ.

रहूगण उवाच

नमोनमः कारणविग्रहाय
स्वरूपतुच्छीकृतविग्रहाय ।

‡ આ અધ્યાયમા રાજાએ સ દેહથી ફરીને પૂછ્યુ તે ઉપરથી જડભરતે તેના સર્વ સ દેહ દૂર કર્યા, એ કથા કહેવામા આવશે

नमोऽवधूतद्विजबंधुलिंग-
निगूढनित्यानुभवाय तुभ्यम् ॥ १ ॥

રહૂગણ કહે છે—હે યોગેશ્વર ! તમે ઈશ્વરમૂર્તિરૂપ છો અને પરમાનંદના પ્રકાશથી દેહાદિકને તુચ્છ માનનાર એવા તમને મારા નમસ્કાર છે વળી અધમ બ્રાહ્મણના વેશથી પોતાના નિત્ય અનુભવને ગુપ્ત રાખનારા એવા તમને મારા નમસ્કાર છે [૧] હે મહારાજ ! જેમ રોગથી પીડાતા પ્રાણીને ઔષધ અમૃતરૂપ થઈ પડે છે અને તાપથી આકુળ વ્યાકુળ થયેલા પુરુષને શીતળ જળ અમૃતરૂપ થાય છે તેમ હુ કે જે આ દુષ્ટ દેહના અભિમાનરૂપી સર્પના કરડવાથી આંધળો થયેલો છુ તેને આપના વચનરૂપી ઔષધ અમૃતરૂપ થઇ પડશે [૨] માટે મારા મનમા જે સંશય છે તેને તો હુ પાછળથી પૂછીશ, પરંતુ તમે આત્મજ્ઞાનવાળી જે કથા કહી તે હુ યથાર્થ રીતે સમજી શકુ તે પ્રમાણે કહો મને તે સાભળવાની બહુજ ઉત્કંઠા છે [૩] હે યોગેશ્વર ! તમે કહ્યુ કે, ભાર ઉપાડવો આદિક ક્રિયા તથા તેનુ ફળ પરિશ્રમ વગેરે પ્રત્યક્ષ રીતે સત્ય દેખાય છે અને વ્યવહારમા તે કારણરૂપ છે તથાપિ વિચાર કરતા તે મિથ્યા છે, તે શુ ? મારા મનનુ સમાધાન એ બાબતમા થતુ નથી [૪]

જડભરત બોલ્યા—હે રાજન્ ! પૃથ્વીમાથી ઉત્પન્ન થયેલા પદાર્થ કોઇ કારણથી પૃથ્વી ઉપર ફરે છે, તે ભાર ઉપાડનાર ભોઈ વગેરેને નામે ઓળખાય છે, અને પૃથ્વી ઉપર ચાલતો નથી તે પાષાણાદિક ને નામે ઓળખાય છે, તે વિના બીજો કઈ પણ ભેદ નથી જડપણાથી પથરાને જેમ ભાર કે પરિશ્રમ કઈ લાગતુ નથી, તેમ ભાર ઉપાડનાર ભોઇને પણ ભાર કે પરિશ્રમ લાગતો હોય અને તે વાત નિરૂપણ થઇ શકતી હોય તો માનવ રા આવે, પરંતુ તેમ નથી અવયવો વિના અવયવીઓનુ નિરૂપણ થઈ શકે નહિ, માટે પ્રથમ ભાર ઉપાડનાર પૃથ્વીના વિકારરૂપ ભોઇના શરીરના અવયવોનો વિચાર કરવો જોઇએ. માટીના બનેલા ભોઈના બન્ને પગ ઉપર ઘુટી છે, ઘુંટી ઉપર પિંડી છે, પિંડી ઉપર ઘુટણ છે, ઘુટણ ઉપર સાથળ છે, સાથળ ઉપર કેડ છે, કેડ ઉપર છાતી, છાતી ઉપર કંઠ અને કંઠના બન્ને ભાગ ઉપર ખભા છે [૫] ખભા ઉપર લાકડાની પાલખી અને પાલખીમા સૌવીર દેશનો રાજા એવુ નામ ધારણ કરનારુ માટીનુ એક પુતળુ બેઠુ છે જે પુતળામા 'હુ સિંધુ દેશનો રાજા છુ' એવા અભિમાનથી ને મદથી જીવ આધળો થયેલો છે આ સર્વ અવયવોમા કયા અવયવને વધારે પરિશ્રમ પડે છે એમ કહેવુ ? વળી તે અવયવોને ત્યાગ કરતા એવો કોઇ પણ પદાર્થ રહેતો નથી કે જેને પરિશ્રમ જણાય [૬] વળી પાલખી ઉપાડવા તે રાંક ભોઇઓને વેઠે પકડયા તેથી તુ નિર્દય ગણાયો, છતા લાજ મૂકીને કહે છે કે, હું તો મનુષ્યોનું રક્ષણ અને પાલન કરનાર રાજા છુ, માટે વિવેકી જનોની સભામા તને માન મળશે નહિ [૭] કદાચ તુ માનતો હોય કે ઉપરાઉપરી આવેલા અવયવોનો ભાર નીચેના અવયવોને લાગે છે, પરંતુ તે વાત પણ મિથ્યા છે, કારણ કે, એક અવયવથી પદાર્થનો જેમ નિર્ણય થઇ શકતો નથી તેમ અવયવોનો પણ યથાર્થ નિર્ણય થઈ શકતો નથી સ્થાવર અને જંગમ સર્વ પદાર્થોની ઉત્પત્તિ પૃથ્વીમાથી થાય છે અને લય પણ પૃથ્વીમાજ થાય છે માત્ર નામથી જ તેમા ફેર મનાય છે, માટે નામ માત્રના વ્યવહાર વગર બીજુ કોઈ પણ કારણ કાર્ય કરવામા સત્ય હોય એવુ અનુમાન થતુ નથી [૮] આ ઉપરથી પૃથ્વીને સત્ય માનવી નહિ, કારણ કે પૃથ્વી પણ મિથ્યા છે તે પોતાના કારણરૂપ સૂક્ષ્મ પરમાણુઓમા અંતે લય પામે છે તેથી પરમાણુ વિના પૃથ્વી જેવો કોઇ પદાર્થ નથી અને જે પરમાણુઓના સમૂહથી પૃથ્વીની રચના થઇ છે તે માત્ર પૃથ્વીને સિદ્ધ કરવા જેવી કલ્પના જ છે તેના પરમાણુઓ પણ મિથ્યા છે, કારણ કે વિશ્વની પેઠે પરમાણુઓનુ પણ ખરુ કારણ જાણ્યા વિના અજ્ઞાનથી કલ્પી કાઢેલા છે [૯] આ પ્રમાણે પાતળુ, જાડુ, નાનું, મોટુ, કારણ, કાર્ય ચેતન તથા જડ, એ સર્વ દ્વૈત વસ્તુ, દ્રવ્ય, સ્વભાવ, સંસ્કાર, કાળ અને અદૃષ્ટ એ સર્વ મૂળતત્ત્વ જેનું નામ છે એવી માયામાથી બનેલા છે [૧૦] ત્યારે સત્ય શુ ? એના ઉત્તરમા કહેવાનું એ કે, એક જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મજ સત્ય છે

જે શુદ્ધ છે, એક છે, જેની બહાર ને અંદર બીજું કાંઈ નથી, જે પરિપૂર્ણ છે, જે આત્મરૂપ છે, જે વિકારરહિત છે, અને તેને વિદ્વાનો વાસુદેવ કહે છે ૧૧ હે રહૂગણુ ! સ્વરૂપનો લાભ પુરુષને વૈદિકકર્મોથી થતો નથી તેમ પ્રાણીઓને અન્નાદિક આપવાથી પણ સ્વસ્વરૂપનો લાભ થતો નથી, પરોપકાર કરવાથી સ્વસ્વરૂપનો લાભ થતો નથી, વેદાભ્યાસ કરવાથી સ્વસ્વરૂપનો લાભ થતો નથી, તથા જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસના કરવાથી સ્વસ્વરૂપનો લાભ થતો નથી, પરંતુ માત્ર મહા પુરુષોના ચરણની સેવા કરવાથીજ સ્વસ્વરૂપનો લાભ થાય છે ૧૨ જે મહાત્મા પુરુષોના સમાગમમા વિષયની વાતોનો નાશ કરનારી ભગવાનના ગુણની કથા હોય અને જે કથા સાભળવાથી મુમુક્ષુને ભગવાન ઉપર સારી બુદ્ધિ થાય તેજ મોક્ષ છે ૧૩ હું પૂર્વે ભરત નામનો રાજા હતો અને આલોક અને પરલોકની બંધન કરનારી તૃષ્ણાનો ત્યાગ કરીને ભગવાનનું આરાધન કરતો હતો, એટલામા મૃગનો સંગ થવાથી મારુ કર્ત્તવ્ય નાશ પામ્યુ, અને હુ તે જાતિમા જન્મ્યો ૧૪ તથાપિ શ્રીકૃષ્ણના પ્રભાવથી મને પૂર્વ જન્મની સ્મૃતિ રહી ગઇ છે તેથી હુ મનુષ્યોનો સંગ કરતા ડરુ છુ અને એકલોજ ફર્યા કરુ છુ. ૧૫ માટે કોઈનો પણ સંગ નહિ રાખનાર મહાત્મા પુરુષોનો સંગ કરીને સંપાદન કરેલા જ્ઞાનથી મોહનો નાશ કરનારો અને ભગવાનની લીલાને ગાવાથી તથા સંભારવાથી સ્વસ્વરૂપનું જેને જ્ઞાન થયેલુ છે એવો પુરુષ સંસારને તરી જઈ શ્રીહરિને પામે છે ૧૬

तस्मान्नरोऽसंगसुसंगजात
ज्ञानाऽसिनेहैव विवृक्णमोहः।
हरिं तदीहाकथनश्रुतिभ्यां
लब्धस्मृतिर्यात्यतिपारमध्वन ॥ १६ ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
द्वादशोऽध्याय

# અધ્યાય ૧૩ મો.[$]

## ભવાટવીનું વર્ણન

ब्राह्मण उवाच

दुरत्ययेऽध्वन्यजया निवेशितो
रजस्तम सत्त्वविभक्तकर्मदृक्।
स एष मार्गोऽर्थपर परिभ्रमन्
भवाटवीं याति न शर्म विंदति ॥ १ ॥

બ્રાહ્મણ કહે છે–આ દુસ્તર એવી પ્રવૃત્તિવાળા માર્ગમા પડેલો રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી વહેચાયેલ કર્મોને પોતાનુ કર્તવ્ય સમજનારો જીવલોકરૂપી સંઘ ધન ઉપાર્જન કરવા માટે સંસારરૂપી મહા વનમા ભટકતા કયાહી સુખ પામતો નથી. ૧ હે રાજન્ ! તે વનમા નીચ નાયકવાળા સંઘને છ † ચોર પરાણે લુંટે છે અને વરુ જેમ ઘેટાના ટોળામા પેસી અસાવધાન ઘેટાને ખેંચી જાય છે, તેમ *શિયાળવા પણ તે સંઘમા પેસીને સંઘના અસાવધાન મનુષ્યને ખેંચી જાય છે ૨ વળી તે સંઘ મોટા જંગલોમા ડાંસ તથા મચ્છરોથી પીડા પામે છે કોઈ ઠેકાણે ગંધર્વનગરને સાચુ માને છે, કોઈ ઠેકાણે મોટા વેગવાળા ઉંબાડીયા જેવા આકારના § પિશાચને લેવાની ઇચ્છા કરે છે, ૩ અને હે રાજન્ ! ઉતારાનુ સ્થાન શોધતો, જળ તથા ધનની લાલસાથી વનવગડામા આમ તેમ ચારે તરફ ભટકે છે અને કોઈવાર વંટોળીયાથી ઉડેલી ધૂળવડે ધુસર થયેલી દિશાઓને દેખતો પણ નથી ૪ તેમ તે મહા વનમા જોવામા નહિ આવતા તમરાના અવાજોથી તેના કાનમા પીડા થાય છે કોઈવાર ઘુવડના કઠોર શબ્દોથી તેના અંતઃકરણમા ભય ઉત્પન્ન થાય છે અને કોઈવાર તે સંઘ ક્ષુધાથી પીડાતો અપવિત્ર છાયાવાળા વૃક્ષનો આશ્રય કરે છે કોઈવાર તૃષાથી મૃગજળ પીવા આમ તેમ ફાંફા મારે છે ૫ કોઈવાર પાણી વિનાની નદીઓમા ઉતરતા પડી જવાથી દુ:ખ પામે છે કોઈવાર રસ્તામા અન્ન ખુટી જતા સંઘના

$ આ અધ્યાયમા વૈરાગ્ય રહિત પુરુષની આગળ વૈરાગ્યનુ નિરૂપણ કરવુ વ્યર્થ સમજી વૈરાગ્ય દઢ કરાવવા ભવાટવીનુ વર્ણન કરે છે

† છ ઇન્દ્રિયો * સ્ત્રી પુત્રાદિક § ભૂતના ભડકા જેવુ સોનુ

લોકો એક બીજાની પાસેથી અન્ન લેઇ લે છે કોઈ-વાર દાવાનળની પાસે જતા અગ્નિથી અકળાઈ જાય છે અને કોઈવાર કોઇ ઠેકાણે મૃત્યુ તેમના પ્રાણ હરી લે છે ૬ કોઈવાર કોઈ ઠેકાણે બળવાન લોકો ધન લઇ લે છે તેથી સઘ ખિન્ન થઇ જઈ શોક કરે છે અને કોઇવાર ગધર્વપુરમા દાખલ થઇને સુખી પુરુષની પેઠે આનદ પણ મેળવે છે ૭ કોઈવાર ચાલતા ચાલતા પગમા કાટા તથા કાકરીઓ વાગ-વાથી કે ખુ ચવાથી પર્વત ઉપર ચઢવાની ઇચ્છા કરે છે, પરતુ તે પણ પાર ન પડવાથી ઉદાસ થઈ જાય છે ક્ષણે ક્ષણ અગ્નિવડે બહુ પીડા પામે છે તથા કુટુબમા રહેલો પ્રાણી બીજા મનુષ્ય ઉપર ક્રોધ કરે છે ૮ કોઇવાર અજગરથી ગળાયેલો પુરુષ વનમા નાખી દીધેલા શબની પેઠે કઈ પણ જાણતો નથી વળી કોઈ ઠેકાણે હિસાવિહારી પ્રાણીઓ તેને કરડે છે ત્યારે આધળો થઇને ઉડા તથા અધારા કુવામા પડીને દુ.ખમા સડબડયા કરે છે ૯ કોઇવાર કોઈ ઠેકાણે મધને શોધતા શોધતા મધમાખીઓના કર ડવાથી પીડા પામે છે કોઇ વેળા મહા કલેશથી મધને મેળવે છે તો બીજાઓ તેની પાસેથી તે બલા-ત્કારે લઈ લે છે અને તે જો તેઓની સામે થાય છે તો ત્રીજાઓજ તેની પાસેથી તે પડાવી લે છે ૧૦ કોઈવાર તાઢ, તડકો, વાયુ તથા વરસાદથી પોતાનુ રક્ષણ કરવાનો ઉપાય કરવા જાય છે, પરતુ તેમ કરી ન શકવાથી બેસી રહે છે કોઈવાર પરસ્પર ધનની લેવડ દેવડ કરતા ખરા ખોટાની ઠગાઇ કરવા જતા સામાને દ્વેષપાત્ર થઇ પડે છે ૧૧ કોઈ ઠેકાણે નિર્ધન થઇ પડેલો પુરુષ ભવરૂપી વનમા શયન, આસન, ઉતારાનુ સ્થાન કે વાહન રહિત થઇ પડે છે, બીજાઓ પાસેથી માગણી કરતા પણ તે વસ્તુઓ મળતી નથી તેથી તેને પારકી વસ્તુ લેવાની ઇચ્છા થાય છે અને તેમ કરવા જતા તેને માથે ચોરી ચઢે છે. ૧૨ પરસ્પરમાં ધનને અદલ બદલ કરવા જતા વૈરાનુબધ બંધાય છે વળી પરસ્પરમા વિવાહ કરતાં પણ કલેશ થાય છે

આ પ્રમાણે ભવાટવીમાં ફરતા ફરતા જીવસઘ-ને ઘણા દુ.ખો અને નાણાની ભીડો પડે છે તથા દ્વેષાદિકથી મરણપ્રાય થાય છે ૧૩ વળી તે વનમાં જે કોઇ મરી જાય તેનો ત્યાગ કરી જે જે જન્મેલા હોય તેમને સાથે લઇને સઘ આગળ જાય છે. હે રાજન્ ! આ પ્રમાણે ફરતા ફરતા જ્યાથી તે નીકળ્યો હોય ત્યા આગળ અદ્યાપિ કોઈ પણ સમર્થ પુરુષ જઈ શકતો નથી તેમજ સસારરૂપી માર્ગના છેડા-રૂપી યોગને કોઇ પુરુષ પહોચતો નથી ૧૪ મનસ્વી તથા દિગ્ગજેન્દ્રોનો પગજય કરનારા સર્વ પુરુષો પૃથ્વીને માટે પરસ્પરમા વૈર ઉભુ કરી "આ પૃથ્વી મારી છે," એવો દુરાગ્રહ બાધી રણમા લડીને મરી જાય છે, પરતુ તેઓ વૈર વિનાનો સન્યાસી જે લોકમા જાય છે તે લોકમા કદી જતા નથી ૧૫ વનમા કોઈ ઠેકાણે લતાઓની શાખાઓનો આશ્રય કરીને તેની ઉપર આસક્તિ ધરે છે અને લતા ઉપર વાસ કરનારા પક્ષીઓના કલરવો સાભળવાની ઇચ્છા કરે છે કોઈ વાર કોઇ ઠેકાણે સિહના ટોળાથી ત્રાસ પામે છે ત્યારે કોઈ પુરુષના લોભાવવા ઉપરથી ગરધનો, કાગડા તથા ગરજોની સાથે પ્રેમ કરીને તેઓના ટોળામા મળી જાય છે ૧૬ તેઓ ઠગી લે છે ત્યારે તેઓને નિષ્ફળ માનીને વળી હસના ટોળામા જાય છે હસનો આચાર ન ગમવાથી વાન-રોના ટોળામા જાય છે અને ત્યા વાનરોની રમત કરવાથી સ્ત્રીઓની સાથે બેસીને એક બીજાના મુખ જોવાથી તથા ઇદ્રિયોના વિષયોમા રચી પચી રહેવા-થી મરણને પણ વિસરી જાય છે ૧૭ વૃક્ષોની ડાળી-ઓ ઉપર રમવાની ઇચ્છા કરે છે, સ્ત્રી તથા પુત્રો ઉપર સ્નેહ રાખે છે, રતિસુખને માટે સ્ત્રી આગળ દીન થઈ જાય છે. આ પ્રમાણે સસારી વ્યવહારમા વર્તતા જીવ અતે બધાઈ જઈ તેમાથી છુટી શકતો નથી કોઈવાર કોઈ ઠેકાણે પ્રમાદ કરવાથી તે પર્વ-તની ગુફામા પડી જાય છે અને તે ગુફામા રહેનારા હાથીઓના ભયથી લતાને પકડીને ઉભો રહે છે ૧૮ હે રાજન્ ! એ આપત્તિમાથી છુટતા પાછો પોતાના ટોળામા દાખલ થાય છે

આ પ્રમાણે માયાએ સસારરૂપી આ ભયકર વનમા પ્રાણીને નાખેલો છે અને તે ભટકયા કરે છે, પરંતુ મહા કષ્ટ પડવા છતા કંઈ પણ સમજતો

નથી ૧૯ હે રહૂગણ રાજા! તને પણ માયાએ ભવાટવીમા નાખી દીધો છે, માટે તું અભિમાનનો ત્યાગ કરીને સર્વ પ્રાણીઓની સાથે મિત્રતા કર અને સર્વે વિષયો ઉપરથી મનની આસક્તિને ત્યજી શ્રીહરિની સેવાથી સજ કરેલી જ્ઞાનરૂપી તરવાર લઈ ને આ ભવટવીના માર્ગને કાપી નાખ ૨૦

રહૂગણ બોલ્યો—ઓહો!! સર્વ જન્મોમાં મનુષ્ય જન્મ ઉત્તમ છે સ્વર્ગમા દેહાદિકવાળા બીજા અવતારો અવે તો તે શા કામના? કારણ કે તે અવતારોમા ભગવાનની કીર્તિથી મનને શોધનારા આપના જેવા મહાત્મા પુરુષોનો સમાગમ થતો નથી ૨૧ તમારા ચરણકમળના પરાગથી પાપરહિત થયેલો હુ અતીંદ્રિય એવા ભગવાનમા ભક્તિવાન થયો, કારણ કે તમારા બે ઘડીના સમાગમથી મારો કુતર્કથી દૃઢ થયેલો અવિવેક દૂર થયો, છે ૨૨ હુ તમારા જેવા મહાત્માને નમસ્કાર કરુ છુ, શિશુ વયના બાળકોને નમસ્કાર કરુ છુ, તરુણ પુરુષોને નમસ્કાર કરુ છુ, તથા બટુક સુધીના સર્વને નમસ્કાર કરુ છુ બ્રહ્મના સ્વરૂપને જાણનારા જેઓ અવધૂતના વેષમા આ પૃથ્વી ઉપર ફરે છે તેઓ રાજાએનું કલ્યાણ કરો ૨૩

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજા! રહૂગણ રાજાએ પોતાનુ અપમાન કર્યું હતુ, તેમ છતા પણ મહાનુભાવવાળા અને બ્રહ્મવેત્તા બ્રહ્મર્ષિના પુત્ર જડભરતે પરમ દયાળુતાથી સિંધુ દેશના રાજા રહૂગણને આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો અને રાજા રહૂગણે દીનતાથી નમ્ર થઈ જડભરતના ચરણમા પ્રણામ કર્યા ત્યાર પછી સપૂર્ણ ભરેલો સાગર જેમ શાત રહે તેમ જેના અતઃકરણની ઊર્મિઓ શાત હતી એવા ભરતજી ત્યાથી પોતાની ઈચ્છા પ્રમાણે ચાલી ગયા ૨૪ સિંધુ–સૌવીર દેશના રાજા રહૂગણે પણ જડભરતની પાસેથી આત્માનું સત્ય સ્વરૂપ જાણીને અવિદ્યાવડે આત્મસ્વરૂપમા જે દેહબુદ્ધિ હતી તેનો ત્યાગ કર્યો હે પરીક્ષિત! આ પ્રમાણે ભગવાનનો આશ્રય કરનાર જડભરતનો આશ્રય કરનાર રહૂગણ રાજાનો પ્રભાવ હતો, અર્થાત્ ભગવાનના ભક્તનો આશ્રય કરવાથી દેહાભિમાનનો નાશ થાય છે ૨૫

પરીક્ષિતે પૂછ્યુ—હે વૈષ્ણવ! આપે જીવોના સસારરૂપી વનના માર્ગનું વર્ણન પરોક્ષ વચનોથી કર્યું એ બધું ગભીર વિચારથી ભરેલું છે, તોપણ સસ્કાર વિનાની બુદ્ધિવાળા લોકો તે વિષયને સમજી શકતા નથી, માટે સમજવામા ન આવતા એવા તે વિષયને સાસારિક વિષયોની સાથે બરાબર રીતે મેળવીને સમજાય તેવી રીતે મને કહો ૨૬

**यो ह वा इह बहुविदा महाभागवत त्वयाऽभिहित परोक्षेण वचसा जीवलोकभवाध्वा सह्यार्यमनीषया कल्पितविषयो नाञ्जसाव्युत्पन्नलोकसमधिगमः । अथ तदेवैतद्दुरवगमं समवेतानुकल्पेन निर्दिश्यतामिति ॥ २६ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे त्रयोदशोऽध्यायः.**

## અધ્યાય ૧૪ મો.‡

### સસાર રૂપી વનવર્ણન.

**सहोवाच**

**य एष देहात्ममानिनां सत्त्वादिगुणविशेषविकल्पितकुशलाकुशलसमवहारविनिर्मितविविधदेहावलिभिर्वियोगसंयोगाद्यनादिसंसारानुभवस्य द्वारभूतेन षडिन्द्रियवर्गेण तस्मिन् दुर्गाध्ववदसुगमेऽध्वन्यापतित॰**

શુકદેવજી કહે છે—દેહને આત્મા માનનારા જીવોના સત્વાદિક ગુણોથી વહેચાઈ ગયેલા, સારા, નરસા તથા મિશ્ર કર્મોવડે અનેક દેહ ઉત્પન્ન થાય છે અને અનેક દેહનો નાશ થાય છે જન્મ મરણાદિક અનાદિ સસારનો અનુભવ કરવામા છ ઈંદ્રિયો દ્વારભૂત છે તે ઇન્દ્રિયોથી તેમજ પરમેશ્વરને અધીન રહેનારી માયાથી આ જીવલોક, અરણ્યના માર્ગની પેઠે અત્યત વિષમ એવા સસારરૂપી માર્ગમા આવી પડેલો છે વાણીયાનો સઘ જેમ ધન કમાવાની ઈચ્છાથી બહાર ગામ નીકળીને એક ગામથી બીજે ગામ જતા ભયકર વનમા ચાલ્યો જાય, તેમ જીવલોક શ્મશાનની પેઠે સસારરૂપી

‡ આ અધ્યાયમા આગળ વર્ણવેલી ભવાટવીનુ સ્પષ્ટ વ્યાખ્યાન કરતા સસાર પક્ષમા શિયાળવા, મચ્છર આદિની કલ્પનાનું સ્પષ્ટીકરણ કરવામા આવશે

અમંગળ વનમા ચાલ્યો જાય છે અને પોતાના દેહથી કરેલા કર્મોના ફળ ભોગવે છે રસ્તામા તેને ઘણાં વિઘ્નો નડે છે. તેના અનેક ઉદ્યોગો વ્યર્થ જાય છે. આટલુ થયા છતા પણ જીવલોક સંસારના તાપને ટાળનારા ગુરુરૂપ શ્રીભગવાનના ચરણારવિંદમા ભ્રમર જેવા ભક્તજનોના માર્ગને સેવતા નથી, અર્થાત્ ભક્તિ માર્ગને અંગીકાર કરતા નથી. ઇન્દ્રિયો સંસારરૂપી વનમા મહા ચોરનું કામ કરે છે ૧ પરમ પુરુષ ભગવાનની આરાધના કરવાનો જે ધર્મ છે તે ધર્મ પરલોકમા કામ લાગે છે આવી રીતે ભગવાનની આરાધના કરવામા ઉપયોગી એવુ અને ઘણા કષ્ટથી મેળવેલુ પુરુષનું જે કંઈ ધન હોય તેને ઇંદ્રિય નામના ચોરો જોવુ, અડકવુ, સાભળવુ, સ્વાદ લેવો, સુંઘવુ, સકલ્પ વિકલ્પ કરવા, ઘરના તુચ્છ સુખો ભોગવવા વગેરે કરાવીને ચોર લોકો જેમ નિર્માલ્ય નાયકવાળા અને ગાફલ મનના સંઘના ધનને હરી લે છે, તેમ કુબુદ્ધિવાળા તથા ઇન્દ્રિયોને અધીન રહેનારા મનુષ્યના ધર્મોપયોગી ધનને પણ લુંટી લે છે ૨ આ સંસારમા સ્ત્રી, પુત્રાદિક સર્વને નામનાજ કુટુંબીઓ જાણવા, પરંતુ તેઓ વરુ અને શિયાળનું કામ કરનારા છે વરુ અને શિયાળવા જેમ ઘેટાના લોભી માલીકની ઇચ્છા ન છતા પણ તેના ઘેટાને ખેંચી જાય છે તેમ લોભી કુટુંબીને ધન આપવાની ઇચ્છા ન છતા તેના સ્ત્રી પુત્રાદિક તેના જોત જોતામા તેણે રક્ષણ કરેલા ધનને લુંટી લે છે ૩ પ્રત્યેક વર્ષે ક્ષેત્ર ખેડવામા આવતું હોય તોપણ તેના બીજ બાળી નાખવામા આવે નહિ તો વાવણી વખતે ફરીને તે ક્ષેત્ર જાળા, ઝાખરા, ઘાસ તથા લતાઓથી જંગલ જેવુ થઈ જાય છે એ પ્રમાણે આ ગૃહસ્થાશ્રમ પણ કર્મનું એક ક્ષેત્ર અને કામનાઓનો કરંડીઓ છે, તેમાથી પણ કર્મો નાશ પામતા નથી, અર્થાત્ કર્પૂરના વાસણમાથી કર્પૂર ખુટી જાય તોપણ જેમ તેનો વાસ જતો નથી તેમ આ લોકમા પણ વાસના ક્ષીણ થયા વિના કર્મો નાશ પામતા નથી ૪ આ સંસારમા રહેલો જીવ ડાંસ અને મચ્છર જેવા નીચ મનુષ્યોથી અને બીજા પક્ષીઓ ચોર અને ઉંદર વગેરેથી દુઃખી થાય છે કારણ કે તેના ધનરૂપી પ્રાણ બહાર જ હોય છે. તે સંસારના હરકોઇ માર્ગ ઉપર ભટક્યા કરે છે. આ સંસાર ગંધર્વનગરની પેઠે મિથ્યા છે, છતાં પણ અવિદ્યા, વાસના તથા કર્મોવડે રંગાયેલાં મનથી મિથ્યા દૃષ્ટિવાળો જીવ આ સંસારને સત્ય માને છે. ૫ વળી સંસારમાં પાન અને ભોજન આદિ વ્યસનમાં આસક્ત થઈને કોઇ ઠેકાણે મૃગજળ જેવા વિષયોની તરફ દોડે છે ૬ કોઇ વેળા ટાઢથી પીડાતો પુરુષ અગ્નિ મેળવવાની ઇચ્છાથી કાતર બની ભૂતના ભડકાને લેવાની ઇચ્છા કરે છે તેમજ પોતાની બુદ્ધિવડે અને રજોગુણવડે ઘેરાવાથી સર્વ દોષના સ્થાનરૂપ તથા અગ્નિથી ઉત્પન્ન થયેલા સુવર્ણને લેવાની ઇચ્છા કરે છે ૭ કોઈ દિવસ ઉતારા માટે નિવાસસ્થાન, પાણી, ધન, સંપત્તિ વગેરે અનેક પોતાના નિર્વાહની લાલસાવાળો થઈને આ સંસારરૂપી ગહન વનમા આમ તેમ ફાંફા મારે છે ૮ કોઈ વેળા વંટોળિયા વાયુના જેવી સ્ત્રીઓ મનુષ્યને ખોળામા બેસાડે છે, તે સમયે રજોગુણરૂપી ધૂળથી જીવ અંધારી રાત્રિના જેવો અંધારામય થઈ જાય છે શાસ્ત્રની મર્યાદાનો ભંગ કરે છે અને તેની આખો તેમજ બુદ્ધિ રજોગુણરૂપી ધૂળથી ભરાઇ જાય છે, તેથી મર્યાદાનો ભંગ ન કરનાર સાક્ષી રૂપ દિશાઓના દેવતાઓને પણ વિસરી જાય છે ૯ કોઇવાર “વિષયો મિથ્યા છે,” એવો તેના મનમા તરંગ આવી જાય છે, પરંતુ દેહાભિમાનથી પાછી તેની તે સ્મૃતિ નાશ પામે છે એટલે તે ભાન વિનાનો થઈ દેહાભિમાનની વૃત્તિવડે મિથ્યા સુખ અને વિષયો ઉપર આસક્તિ રાખે છે ૧૦ કોઈ વખતે શત્રુઓ અને રાજાઓ પ્રત્યક્ષમા અથવા તો પરોક્ષમા ઘુવડ અને તમરાના સ્વરની પેઠે ઘણા કઠોર અને ઉત્સાહપૂર્વક સંભ્રમ ઉપજાવે એવા તિરસ્કાર ભરેલા તથા અત્યંત કઠોર વચનો કહે છે તે સાભળીને જીવના કાનના મૂળમા અને હૃદયમા અત્યંત વ્યથા થાય છે ૧૧

આ પ્રમાણે ફરતા ફરતા તે જ્યારે પોતાના પૂર્વજન્મના પુણ્યોને પુરા કરી રહે છે, ત્યારે જીવતા મુવા સરખા તે પુરુષો વિષમય દુઃખના કારણ રૂપી અપવિત્ર વૃક્ષો, લતાઓ અને ઉંડા કુવાઓની પેઠે

આલોકમા અને પરલોકમાં ' આ ભય કરનાર નથી ' એમ ધારી જેમનુ ધન નિષ્પ્રયોજન છે એવા જીવતે મુવેલા નીચ પુરુષોની પાસે જાય છે ૧૨ કોઈવાર નીચ લોકોના પ્રસ ગથી ઠગાઇને પાણી વિનાની નદીમા પડવાથી જેમ બ ને તરફથી દુ ખ થાય તેમ માથુ કુટે છે અને પાછળથી વેદના ભોગવે છે તેમ આલોકમા અને પરલોકમા દુ ખદાયી એવા ધર્મ પાળે છે ૧૩ કોઈ અન્ન વિનાનો પુરુષ બીજાને પીડા કરતા છતા પણ પોતાને જ્યારે અન્ન મળતુ નથી ત્યારે પિતાને, પુત્રોને અથવા તો તેમનુ સાધારણ ધન અને અન્ન જેમની પાસે જોવામા આવે છે તેમને ખાવાને તૈયાર થાય છે ૧૪ કોઈવાર દાવાનળની પેઠે પ્રિય પદાર્થ વિનાના અને પરિણામે દુ ખદાયી એવા ઘરમા વાસ કરીને શોકાનલથી બળતો તે ખેદ કરે છે કોઈવાર રાજકીય પુરુષરૂપી રાક્ષસો કાળની ગતિને લીધે પ્રતિકૂળ થઇ તેના ધનરૂપી અતિ પ્રિય પ્રાણોનો હરી લે છે ત્યારે જીવ હર્ષાદિકથી રહિત થઈ મડદુ બની બેસી રહે છે ૧૬ કોઇવાર મનોરથવડે મેળવેલા પિતા, પિતામહ વગેરે મિથ્યા પદાર્થોને સાચા માનીને સ્વપ્નના આન દનો અનુભવ કરે છે ૧૭ કોઇવાર ગૃહસ્થાશ્રમમા કરવા યોગ્ય વિસ્તારવાળા કર્મરૂપી પર્વતો ઉપર ચઢવાની ઇચ્છા કરે છે, પરતુ લોકોના દુ ખો જોઇ મનમા ખિન્ન થઇને કાટા તથા કાકરાવાળી જગ્યામા પ્રવેશ કરનાર પુરુષની પેઠે દુ ખી થાય છે ૧૮ કોઈવાર સહન થઈ શકે નહિ એવા જઠરાગ્નિથી—ક્ષુધાથી નિર્બળ થઈ જઈ પોતાના કુટુ બ ઉપર અત્ય ત ક્રોધ કરે છે ૧૯ અને કોઈ વાર તેજ પુરુષને ફરીને નિદ્રારૂપી અજગર ગળી જાય છે ત્યારે તે અ ધારા કુવામા ડુબી જાય છે અને ઉજડ વનમા ફે કી દીધેલા શબની પેઠે બીજુ કઈ પણ જાણતો નથી ૨૦ કોઈ વેળા દુર્જનરૂપી હિ સક પ્રાણીઓ જ્યારે જીવની ગર્વરૂપી દાઢને તોડી પાડે છે ત્યારે તે એક ક્ષણ પણ નિદ્રા કરી શકતો નથી પણ મનમા વ્યથા થવાથી જ્ઞાનહીન થઇને આધળાની પેઠે ઉંડા અ ધારા કુવામા ડૂબી જાય છે ૨૧ કોઈવાર વિષયરૂપી મધના ટીપાની શોધ કરતા કરતા પરસ્ત્રી તથા પરદ્રવ્યનુ' હરણ કરવાથી રાજા અથવા અમલદાર તેને મારી નાખે છે અને જીવ નરકમા પડે છે ૨૨ એટલા માટે આ પ્રવૃત્તિ માર્ગમા જે કર્મ કરે છે તેને આલોક તથા પરલોકના સ સારની જન્મભૂમિ કહેવામા આવે છે ૨૩ જીવ જો તે બ ધનમાથી બચી જાય તો તેની પાસેથી દેવદત્ત તે પદાર્થને લઈ લે છે અને દેવદત્ત પાસેથી તે પદાર્થને વળી વિષ્ણુમિત્ર લઈ લે છે ૨૪ કોઈ વાર ટાઢ—તડકા વગેરે અનેક આધિદૈવિક, આધિભૌતિક તથા આધ્યાત્મિક વગેરે દુ ખો પડે છે, તેનુ વારણ કરવા જીવ પ્રયત્ન કરે છે, પર તુ વારણ કરવાને સમર્થ થતો નથી તેથી ખિન્ન થઈને અપાર ચિ તામા ડુબી જાય છે ૨૫ કોઇ વાર પરસ્પર લેવડ દેવડ કરવામા ધનના લોભને લીધે બીજાઓની પાસેથી કોડી જેટલુ થોડુ અથવા તો તેથી ઓછુ ધન લઇ લેવા માટે છળ કપટ કરે છે, તેથી બીજાઓને દ્વેષપાત્ર થઈ પડે છે ૨૬

આ પ્રમાણે આ સ સારરૂપી વનના માર્ગમાં સુખ, દુ ખ, રાગ, દ્વેષ, ભય, અભિમાન, પ્રમાદ, ઉન્માદ, શોક, મોહ, લોભ, માત્સર્ય, અપમાન, ભૂખ, તરસ, મનની પીડા, શરીરની પીડા, જન્મ, જરા, તથા મરણ વગેરે વિઘ્નો નડે છે ૨૭ કોઈ વેળા ભગવાનની માયારૂપ સ્ત્રી પોતાની ભુજારૂપી લતાથી તેનુ આલિ ગન કરે છે ત્યારે પુરુષ વિવેકરૂપી જ્ઞાનથી ભ્રષ્ટ થાય છે અને તેનુ હૃદય સ્ત્રી સાથે વિહાર કરવાને ઉપયોગી એવા ઘરનો આર ભ કરવા માટે આકુળ વ્યાકુળ થાય છે સ્ત્રીનો આશ્રય કરવાથી વળગેલા પુત્ર, પુત્રી વગેરેના કાલા કાલા વચનોથી તેમના પોતાની તરફ પ્રેમભર જોવાથી તથા નાના પ્રકારની ચેષ્ટાઓ કરવાથી પુરુષનુ હૃદય પરવશ થઈ જાય છે અને ઇન્દ્રિયાધીન એવો પુરુષ પોતાના આત્માને સ સારના અ ધારા કુવામા નાખી દે છે ૨૮ કોઇ વાર ભગવાન વિષ્ણુનુ કાલચક્ર જે પરમાણુ કાળથી લઇને છેક પરાર્ધ કાળે પૂરુ થાય છે, તથા જે તૃણ અને તુ બડાથી માડીને બ્રહ્મા પર્યંત સર્વ પ્રાણીઓના આયુષ્યમા ફેરફાર કરીને એમના આયુષ્યને વેગથી હરે છે છતા તેને દૂર કરવાનો ઉપાય કોઇ પણ કરી શકતુ નથી આવા

વિષ્ણુના કાળચક્રથી મનમાં ડરીને તેનાથી પોતાની રક્ષા કરવા માટે પુરુષ ઉપર કહેલું કાલચક્ર, જેનું પોતાનું હથિયાર છે એવા સાક્ષાત્ યજ્ઞપુરુષ ભગવાનનો જ અનાદર કરીને કાગડા, ગીધ, બગલા તથા બીજી જાતિના પક્ષીઓના જેવા અને આર્યશાસ્ત્રમા જેમના નામ નથી એવા પાખડી દેવતાઓને નિર્મૂળ કરનાર પાખડ શાસ્ત્રની રીત પ્રમાણે સેવવા યોગ્ય માને છે [૨૯] જ્યારે પોતે ઠગી લીધેલા પાખડી લોકો પોતાને સારી પેઠે ઠગી લે છે ત્યારે પુરુષ ત્યાથી બ્રાહ્મણોના મડળમા જઈને વસે છે, પરતુ ત્યા આગળ ઉપનયન આદિ સસ્કારો અને શ્રૌત, સ્માર્ત કર્મો કરીને યજ્ઞપુરુષનું આરાધન કરવારૂપ બ્રાહ્મણોનો સ્વભાવ તેને ગમતો નથી, તેથી તે શૂદ્રના મડળમા જાય છે અપવિત્રપણાને લીધે શૂદ્રજાતને વેદોક્ત ક્રિયા કરવાનો અધિકાર ન હોવાથી તેઓ વાનરજાતિની પેઠે કેવળ રતિસુખ તથા કુટુબના ભરણ પોષણરૂપી ધધો કરે છે, પરતુ અગ્નિહોત્રાદિક વૈદિક કર્મો કરતા નથી [૩૦] શૂદ્રજાતિમા પણ અત્યત કૃપણ બુદ્ધિવાળો હોય તે પુરુષ કોઈ પણ જાતનો પ્રતિબધ રાખ્યા વિના પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરે છે તથા એક બીજાના પરસ્પર મુખ જોવા વગેરે કર્મો કરીને મરણ સમયને વિસરી જાય છે [૩૧] કોઈવાર ઝાડના જેવા આ લોકના પદાર્થો સાથે રમવાની ઈચ્છા થતા વાદરની પેઠે પુત્ર સ્ત્રી ઉપર પ્રીતિ રાખે છે તથા રતિમા આનદ માને છે [૩૨]

આ પ્રમાણે સસારરૂપી અરણ્યના માર્ગમા સુખ દુખાદિક ભોગવે છે, પર્વતની ગુફા જેવા અને મૃત્યુરૂપી હાથીના ભયથી ભરેલા રોગાદિક દુખમા પડે છે [૩૩] કોઈવાર રોગાદિક દુખમા આવી પડેલો જીવ ટાઢ, તડકો તેમ દૈવિક અને ભૌતિક અનેક દુખોનું નિવારણ કરવાને અસમર્થ થઈ પડે છે, અને અપાર દુઃખોની પરિણામવાળી પીડથી મુઝાય છે [૩૪] કોઈ વખત પરસ્પર વ્યવહાર કરતી વખતે ધન મેળવવાને યૂત વિદ્યા કરીને થોડું ઘણું ધન સપાદન કરે છે [૩૫] કોઈ વેળા નિર્ધન થવાથી શય્યા, આસન, ભોજન વગેરે ઉપભોગો મળતા નથી અને કરેલા મનોરથો વ્યર્થ જાય છે. ત્યારે મનોરથથી ઇચ્છેલી વસ્તુને લેવા યત્ન કરે છે, તેને લીધે ચોતરફથી અપમાન પામે છે [૩૬] આ પ્રમાણે પરસ્પરમાં નાણાંની લેવડ દેવડના સબધથી વૈરાનુબંધ વધી જાય છે, છતાં પણ પૂર્વની વાસનાથી પરસ્પરમા ધનની લેવડ દેવડ કરે છે [૩૭] આ પ્રમાણે સંસાર રૂપી માર્ગમા તે નાના પ્રકારના દુઃખોથી અને ઉપદ્રવોથી પીડા પામીને દુખી થાય છે અથવા મરી જાય છે. અનુષંગી મનુષ્યો માર્ગમા જ તેનો ત્યાગ કરીને અને બીજા નવા નવા જન્મેલા પ્રાણીને સાથે લઈને આગળ ચાલે છે માર્ગમા જતા શોક કરે છે, મૂર્છિત થાય છે, ભય પામે છે, માંહોમાહે વિવાદ કરે છે, થાય છે તથા ભાર ઉપાડીને આગળ ચાલ્યા કરે છે

આ પ્રમાણે મનુષ્યનો સંઘ જ્યાંથી નીકળે છે ત્યા સત્પુરુષ વિના બીજો કોઈ પુરુષ પાછો જતો નથી તે ભવાટવીના સુખને સસારના માર્ગનો છેડો કહે છે. [૩૮] સસારના પારને ન પામવાનું કારણ એ છે કે, માણસ યોગમાર્ગની શિક્ષાને અનુસરતા નથી માત્ર અભિમાનનો ત્યાગ કરી શાંત સ્વભાવ રાખનાર, સર્વને અભયદાન આપનાર અને પોતાના મનને વશ કરનાર સન્યાસીઓ આ યોગને જાણે છે [૩૯] રાજર્ષિઓ જો કે યજ્ઞો કરે છે, દિગ્જનોનો વિજય કરે છે, તથાપિ 'આ મારી પૃથ્વી છે,' એવી મમતા કરી પરસ્પરમા વૈર રાખી રણમાં મરણને શરણ થઈ પૃથ્વીને છોડીને ચાલી નીકળે છે. [૪૦] જીવ કર્મરૂપી લતાનો આશ્રય કરી નરકરૂપી આપત્તિમાથી માડમાડ છૂટીને સ્વર્ગમાં જાય છે તોપણ પાછો સસારરૂપી પ્રપચમા પડી સઘળા વ્યવહાર કરે છે અને મનુષ્યોના સઘમા મળી જાય છે [૪૧] આ પ્રમાણે ભરત રાજાના ચરિત્રો ગવાય છે. માખ જેમ મનથી પણ ગરુડના વેગનો પાર પામી શકે નહિ તેમ કોઈ પણ રાજા ઋષભદેવના પુત્ર મહાત્મા ભરતજીના કર્મનો મનથી પણ પુરો પાર પામવાને સમર્થ થાય નહિ. [૪૨] જે ભરતજીએ ભગવાન ઉપર થયેલી આસક્તિથી ત્યાગ થઈ શકે નહિ એવા અને મનમા લાગી રહેલા સ્ત્રી પુત્રાદિક, સગાં સબંધી, તથા રાજ્યનો તરુણ અવસ્થામા જ ત્યાગ

કર્યો હતો ⁴³ તેમણે ત્યાગ કરી શકાય નહિ એવી પૃથ્વીની, પુત્રોની, પોતાના કુટુંબની સ્ત્રીઓની અને પોતાની ખરેખરી દયા દૃષ્ટિની ઇચ્છા રાખનારી અને ઇંદ્રાદિક દેવતાઓએ નિત્ય ઇચ્છવા યોગ્ય એવી લક્ષ્મીની, પણ દરકાર કરી ન હતી મધુસૂદન એવા ભગવાનની સેવામા આસક્ત મનવાળા પુરુષોને એ પ્રમાણે વતવુ ગમે છે અને મોક્ષ પણ તેમને તુચ્છ પદાર્થ જેવો લાગે છે ⁴⁴ યજ્ઞમૂર્તિ, ધર્મના સ્વામી, ધર્માચરણ કરવામા નિપુણ, અષ્ટાંગયોગ સ્વરૂપ, જ્ઞાનરૂપી ફળ આપનાર, માયાના નિયંતા અને સર્વ જીવના અંતર્યામી એવા નારાયણ ભગવાનને મારા નમસ્કાર છે

આ પ્રમાણે ભરતજીએ મૃગના દેહનો ત્યાગ કરતી વેળાએ ધર્મ વચન કહ્યુ હતું ⁴⁵ ભગવદ્ભક્તોએ જેના ગુણોનો તથા કર્મોનો સત્કાર કરેલો છે એવા ભરત મુનિનુ આ ચરિત્ર કલ્યાણકારક, આયુષ્ય આપનાર, ધન, યશ, સૌભાગ્ય, સ્વર્ગ અને મોક્ષ આપનારુ છે જે મનુષ્ય આ ચરિત્ર સાભળે છે, વર્ણવે છે તથા માનપૂર્વક ગ્રહણ કરે છે, તે સર્વ ઇષ્ટ પદાર્થોને પામે છે, અને કોઈ પણ વસ્તુ માટે પરની–બીજાની આશા રાખતો નથી ⁴⁶

**य इदं भागवतसभाजितावदातगुणकर्मणो राजर्षेर्भरतस्यानुचरितं स्वस्त्ययनमायुष्यं धन्यं यशस्यं स्वर्ग्यापवर्ग्यं वानुशृणोत्याख्यास्यति अभिनंदति च सर्वा एवाशिष आत्मन आशास्ते न कांचन परत इति ४६**

**इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे चतुर्दशोऽध्याय**

## અધ્યાય ૧૫ મો.†

### ભરતવંશના રાજાઓ.

**श्रीशुक उवाच**

**भरतस्यात्मज' सुमतिर्नामाभिहितो यमु ह वाव केचित्पाखण्डिन ऋषभपदवीमनुवर्तमानचानार्या अवेदसमाम्नातां देवतां स्वमनीषया पापियस्या कलौ कल्पयिष्यन्ति ।१।**

† આ અધ્યાયમા ભરતવંશી રાજાઓનુ વર્ણન કરવામા આવશે

શુકદેવજી કહે છે–ભરતને સુમતિ નામે પુત્ર હતો અને તેણે મોટો યજ્ઞ કર્યો હતો, છતા કેટલાએક પાખંડી એવા અનાર્ય લોકોએ પોતાની પાપી બુદ્ધિથી શ્રીઋષભદેવજીના માર્ગને અનુસરનારા સુમતિને વેદમા દેવ જેવો ગણ્યો નથી, તથાપિ તેને કલિયુગમા દેવ ( બુદ્ધદેવ ) નો અવતાર ઠરાવશે ¹ સુમતિને વૃદ્ધસેના નામની સ્ત્રીમાથી દેવતાજિત નામે પુત્ર થયો ² દેવતાજિતને આસુરી નામે સ્ત્રીથી દેવદ્યુમ્ન નામે પુત્ર થયો દેવદ્યુમ્નને ધેનુમતી નામે સ્ત્રીથી પરમેષ્ઠી નામે પુત્ર થયો. પરમેષ્ઠીને સુવર્ચલા નામની સ્ત્રીથી પ્રતીહ નામે પુત્ર થયો ³ જેણે ઘણા મનુષ્યોને આત્મવિદ્યાનો ઉપદેશ કરી મહા પુરુષ એવા શ્રીહરિનો સાક્ષાત્કાર કરાવ્યો હતો ⁴ પ્રતીહથી સુવર્ચલા નામની સ્ત્રીથી પ્રતિહર્ત્તા, પ્રસ્તોતા ને ઉદ્ગાતા એ ત્રણ પુત્રો થયા, તેઓ યજ્ઞવિદ્યામા કુશળ હતા પ્રતિહર્ત્તાને સ્તુતિ નામે સ્ત્રીથી અજ તથા ભૂમા નામના બે પુત્રો થયા. ⁵ ભૂમાને ઋષિકુલ્યા નામની સ્ત્રીથી ઉદ્ગીથ નામે પુત્ર થયો ઉદ્ગીથને દેવકુલ્યા નામની સ્ત્રીથી પ્રસ્તાવ નામનો પુત્ર થયો પ્રસ્તાવને નિયુત્સા નામની સ્ત્રીથી વિભુ નામે પુત્ર થયો વિભુને રતિ નામની સ્ત્રીથી પૃથુષેણ નામનો પુત્ર થયો તેનાથી આકુતિ નામે સ્ત્રી વિષે નક્ત નામનો પુત્ર થયો. ⁶ નક્તને દ્રુતિ નામની સ્ત્રીથી ગય નામે પુત્ર થયો

આ ગયરાજા રાજર્ષિઓમા શ્રેષ્ઠ અને ઉદાર કીર્તિવાળો હતો જગતનું રક્ષણ કરનાર તે સત્વગુણવાળો, સ્વસ્વરૂપને ધારણ કરનાર સાક્ષાત્ ભગવાન વિષ્ણુના અંશાવતાર જેવો હતો, અને આત્મજ્ઞાન વગેરે લક્ષણોથી મહા પુરુષની પદવીને પામ્યો હતો ⁷ માયાથી પર રહેતા મોક્ષ આપનાર એવી પ્રજાનું પાલનપોષણ, પ્રજાની પેઠે રક્ષણ અને ઉપદેશ વગેરે રાજધર્મોથી, યજ્ઞ યાગ કરવારૂપી ગૃહસ્થાશ્રમના ધર્મોથી, બ્રહ્મવેત્તા પુરુષોના ચરણની સેવાથી, તથા મેળવેલા ઉત્તમ ભક્તિયોગથી વાર વાર સંસ્કાર થવાને લીધે તે રાજાની બુદ્ધિ અત્યંત નિર્મળ થયેલી હતી વળી દેહાભિમાનથી રહિત થયેલા તેને અંતઃકરણમા પોતાની મેળે પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન

થયુ હતું, તોપણ તે નિરાભિમાની રહીને પૃથ્વીનું પાલન કરતો હતો ૭ હે પરીક્ષિત રાજા ! પ્રાચીન ઈતિહાસવેત્તાઓ તેને માટે એક એવી ગાથા ગાય છે કે,૮ ' બીજો કયો રાજા ગયરાજાના જેવા કામ કરવાને સમર્થ છે ? વળી ભગવાનના અ શાવતાર રૂપ ગયરાજા વિના બીજો કયો રાજા યજ્ઞ કરનારો, મનસ્વી ધર્મનુ રક્ષણ કરનારો, લક્ષ્મીવાળો, મહા પુરુષોની સભાનો અધ્યક્ષ અને મહા પુરુષોનો સેવક છે ? ૯ આશીર્વચનવાળી શ્રદ્ધા, મૈત્રી, દયા વગેરે દક્ષ પ્રજાપતિની કન્યાઓએ મહા આનદથી તેને નદીઓના પાણીથી અભિષેક કર્યો હતો વળી તે કામના રહિત હતો તોપણ તેના ગુણરૂપી બોલામાથી દૂધને ઝરતી પૃથ્વીરૂપી ગાય તેની પ્રજાના સર્વ મનોરથો પૂર્ણ કરતી હતી ૧૦ વળી તે કામના રહિત હતો તોપણ વેદો તથા વેદોક્ત કર્મો, તેની સર્વ કામના પૂર્ણ કરતા હતા સર્વ રાજાઓ તેને કર આપતા અને પાલન તથા દક્ષિણા વગેરેથી તે જેમનો સત્કાર કરતો એવા બ્રાહ્મણો, પરલોકમા પોતાને મળનારા ધર્મના ફળનો છઠ્ઠો ભાગ તેને અર્પણ કરતા ‡ ૧૧ જેમા ઘણુ સોમપાન કરવામા આવતું હતુ એવા ગયરાજાના યજ્ઞમા ઇંદ્ર સોમનુ પાન કરીને પ્રસન્ન થઈ ગયો હતો, અને ભગવાન યજ્ઞનારાયણે પોતે શ્રદ્ધાથી અત્યત શુદ્ધ અને અચળ એવા ભક્તિયોગથી તેણે અર્પણ કરેલા યજ્ઞના ફળને સ્વીકાર્યું હતું ૧૨ વળી જે ભગવાનને પ્રસન્ન કરવાથી દેવતા, પશુ, પક્ષી, મનુષ્ય, લતા વગેરેથી માડીને બ્રહ્મ પર્યંત આખુ વિશ્વ પ્રસન્ન થાય છે, એવા અ તર્યામી ભગવાને પોતે ગયરાજાના યજ્ઞમા પ્રસન્ન થઈ ' तृप्तोऽस्मि ' એમ કહીને પ્રીતિ દેખાડી હતી. ૧૩ ગયરાજાને ગય તી નામની સ્ત્રીથી ચિત્રરથ, સુગાત અને અવરોધન નામે ત્રણ પુત્રો થયા હતા ચિત્રરથને ઉર્ણાથી સમ્રાજ નામે પુત્ર થયો હતો ૧૪ સમ્રાજને ઉત્કલા નામની સ્ત્રીથી મરીચિ નામે પુત્ર થયો હતો મરીચિને બિ દુમતી નામે સ્ત્રીથી બિ દુમાન નામે પુત્ર થયો હતો બિ દુમાનને સરઘા નામની સ્ત્રીથી મધુ નામે પુત્ર થયો હતો. મધુને સુમના નામની સ્ત્રીથી વીરવ્રત નામનો પુત્ર થયો હતો વીરવ્રતને ભોજા નામની સ્ત્રીથી મથુ અને પ્રમથુ નામે બે પુત્રો થયા હતા મથુને સત્યા નામની સ્ત્રીથી ભૌવન નામનો પુત્ર થયો હતો ભૌવનને દૂષણા નામે સ્ત્રીથી ત્વષ્ટા નામે પુત્ર થયો હતો ત્વષ્ટાને વિરોચા નામની સ્ત્રીથી વિરજ નામે પુત્ર થયો હતો વિરજને વિષૂચિ નામે સ્ત્રીથી સો પુત્રો અને એક કન્યા થઈ હતી પુત્રોમા શતજિત્ સવ કરતા મોટો હતો ૧૫ આ વ શના વખાણ તરીકે આ પ્રમાણે એક ગાથા ગવાય છે —વિષ્ણુ જેમ પોતાની કીર્તિથી દેવતાઓના મ ડળને શોભાવે છે તેમ છેલ્લા ઉત્પન્ન થયેલા વિરજ રાજાએ પ્રિયવ્રત રાજાના વ શને શોભાવ્યો હતો ૧૬

प्रैयव्रत वशमिमं विरजश्चरमोद्भव: ।
अकरोदत्यल कीर्त्या विष्णु सुरगणं यथा १६
इति श्रीमद्भागवते महापुराणे पचमस्कंधे
पचदशोऽध्याय:

# અધ્યાય ૧૬ મો. *

## ભૂગોળનું વર્ણન.

राजोवाच

उक्तस्त्वया भूमण्डलायामविशेषो
यावदादित्यस्तपति यत्र चासौ ज्योतिषां
गणैश्चन्द्रमा वा सह दृश्यते ॥ १ ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ —હે શુકદેવજી ! જેટલા ભૂમ ડળમા સૂર્ય પ્રકાશે છે અને જેટલા ભૂમ ડળમા નક્ષત્રોના ગણ સાથે ભગવાન ચ દ્રમાના દર્શન થાય છે તેટલા ભૂમ ડળનો વિસ્તાર આપે મને સ ભળાવ્યો ૧ તેમા પણ પ્રિયવ્રત રાજાના રથના પૈડાના ઘસારાથી સાત ચીલ ઓ પડી જઇ તેમા સાત સમુદ્રોની રચના થયેલી કહેવાય છે. જે સાત સમુદ્રો ઉપરથી આ પૃથ્વીના સાત દ્વીપની વિશેષ રચના થવા વિષે આપે મને આગળ કેટલુ ક કહ્યુ છે હે ભગવન્ !

‡ ધર્મશાસ્ત્રોમા કહેલું છે કે રાજાએ વેપારીઓ અને ખેડુતો પાસેથી તેમની ઉપજનો છઠ્ઠો ભાગ લેવો અને બ્રાહ્મણો ને ઋષિઓ જે સત્કર્મ, તેના રાજ્યમા કરે તેના પુણ્યનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે

* આ અ ધ્યાયમા ભૂગોળનુ વર્ણ ન કરતા નવ ખ ડોની સ્થિતિ અને તેનો પરિઘ વગેરે કહીને પૃથ્વીરૂપી કમળની કળી જેવા મેરુ પર્વતનું વર્ણન કરેલુ છે, એ કથા છે

હું તે સર્વ દ્વીપોને તથા સમુદ્રોને તેનાં માપ અને લક્ષણોની સાથે જાણવાની ઇચ્છા રાખું છું, [२] કારણ કે પ્રથમ ભગવાનના સગુણ એવા સ્થૂલરૂપ (બ્રહ્માંડ) નું સ્વરૂપ જાણ્યું હોય તો પછી અત્યંત સૂક્ષ્મ તથા સ્વયંપ્રકાશ એવા નિર્ગુણ પરબ્રહ્મ વાસુદેવ વિષે આ મનને સહેજ જોડી શકાય છે, માટે હે ગુરુ! આ પૃથ્વીનું વર્ણન હવે આપ મને સંભળાવો [३]

શુકદેવજીએ કહ્યું–હે પરીક્ષિત મહારાજ! મનુષ્ય, ભગવાનની માયાના અને ગુણોના પારને દેવતાઓના આયુષ્ય જેટલા સમયે પણ, મન કે વાણીથી પામી શકતો નથી, તો પછી હું ભૂગોળના મુખ્ય નામ, રૂપ, માપ અને લક્ષણોનું વર્ણન શું કરું? પહેલો જંબુદ્વીપ છે, તે ભૂમંડળરૂપી કમળના સાત દ્વીપરૂપી સાત પત્રની વચ્ચે રહેલા એક પત્ર જેવો છે. તે એક લાખ યોજન વિશાળ છે અને કમળના પત્રની પેઠે સમગોળ છે [४–५] તે જંબુદ્વીપમાં નવ ખંડો છે. તે પ્રત્યેક ખંડો નવ નવ હજાર યોજન વિસ્તારવાળા છે અને આઠ મર્યાદા (સીમાડા) ના પર્વતોથી વહેંચાઈ ગયેલા છે [६] એ નવ ખંડોની વચ્ચે ઇલાવૃત નામે એક ખંડ છે, જે ખંડની વચ્ચે મેરુ નામે એક બહુ મોટો પર્વત આવી રહેલો છે તે સુવર્ણનો છે, એક લાખ યોજન ઉંચો છે અને પૃથ્વીરૂપી કમળની એક કળીના જેવો લાગે છે એ મેરુ પર્વત ઉપરના ભાગમાં બત્રીસ હજાર યોજન પહોળો છે અને મૂળના ભાગમાં સોળ હજાર યોજન વિસ્તારવાળો છે, અને તેટલોજ તે પૃથ્વીની અંદર ગયેલો છે [७] ઇલાવૃતની ઉત્તર દિશા તરફ અનુક્રમે નીલ, શ્વેત અને શૃંગવાન નામે ત્રણ પર્વતો આવેલા છે, તે રમ્યક, હિરણ્યમય તથા કુરુ નામના ત્રણ ખંડની સીમા ઉપર છે પૂર્વ દિશા તરફ તે લાંબા ગયેલા છે અને તેના બન્ને ભાગ છેક સમુદ્ર સુધી ગયેલા છે, તે બબ્બે હજાર યોજન પહોળા છે. પહેલા કરતાં પછી પછીનો પર્વત લંબાઈમાં એકેકે કરતાં દશાંશથી કંઇક વિશેષ ઓછો છે [८] એવી રીતે ઇલાવૃતની દક્ષિણ દિશા તરફ નિષધ, હેમકુટ તથા હિમાલય નામના ત્રણ પર્વતો છે તે ક્રમવાર હરિવર્ષ, કિંપુરુષ અને ભરતખંડની સીમા ઉપર આવેલા છે તે પૂર્વ દિશામાં લાંબા વધેલા છે અને નીલાદિક પર્વતની પેઠે બબ્બે હજાર યોજન લાંબા અને દશ દશ હજાર યોજન ઉંચા છે * [९] તેમ જ ઇલાવૃતની પશ્ચિમ દિશા તરફ અને પૂર્વ દિશા તરફ માલ્યવાન અને ગંધમાદન નામના બે પર્વતો છે તે નીલ તથા નિષધ સુધી લાંબા ગયેલા છે, બબ્બે હજાર યોજન સુધી પથરાયલા છે અને કેતુમાલ તથા ભદ્રાશ્વ ખંડની સીમા ઉપર આવેલા છે [१०] મંદર, મેરુમંદર, સુપાર્શ્વ, મુકુંદ વગેરે પર્વતો દશ હજાર યોજન પહોળા ને ઉંચા છે અને મેરુ પર્વતની ચારે દિશાએ આધારરૂપે રહેલા છે [११]

એ ચારે પર્વતો ઉપર અનુક્રમે આંબાનું, જાંબુનું, કદંબનું અને વડનું એમ ચાર મોટા વૃક્ષો આવી રહેલા છે, તે વૃક્ષો પર્વતની ધ્વજાના જેવા દેખાય છે અને હજાર યોજન કરતાં કંઇક વધારે ઉંચા છે તેની શાખાઓનો વિસ્તાર સો સો યોજન લાંબો પહોળો છે [१२] હે ભરતવંશમાં શ્રેષ્ઠ રાજા! તે પર્વત ઉપર દૂધનો, મધનો, શેલડીના રસનો તથા મીઠા પાણીનો એમ ચાર ધરા છે, જેનું જળપાન કરીને યક્ષો સ્વાભાવિક રીતે જ યોગ સિદ્ધિઓ મેળવે છે [१३] વળી ત્યાં આગળ નંદન, ચૈત્રરથ, વૈભ્રાજીક તથા સર્વતોભદ્ર નામના દેવતાઓના ઉદ્યાનો છે [१४] જે ઉદ્યાનોમાં યક્ષો જેઓનો મહિમા ગાય છે એવા મોટા મોટા દેવતાઓ તથા દેવાંગનાઓમાં શ્રેષ્ઠ એવી મહાદેવીઓ પોતપોતાના પતિની સાથે વિહાર કરે છે [१५] અગિયારસો યોજન ઉંચા એવા દિવ્ય આંબાની ટોચ ઉપરથી મંદરાચળ ઉપર અમૃતના જેવી મીઠી તથા પર્વતના શિખર જેવી મોટી કેરીઓ પડે છે [१६] એ કેરીઓ પડતાંવાત ફાટી જાય છે ને તેમાંથી અત્યંત મધુર, સ્વાભાવિક રીતે સુગંધીદાર અને રાતોચોળ રસ નીકળી અરુણોદા નામની નદી રૂપે મંદરાચળના શિખર ઉપરથી નીચે પડી પૂર્વ તરફ વહે છે [१७] જે રસનું ભક્ષણ

* આર્યો જે પૂર્વે ધ્રુવ પ્રદેશમાં રહેતા હતા તે હિમકાળને લીધે રૂશિયામાં થઇ કોકેશીઆને માર્ગે પશ્ચિમ તરફથી ઉતરી આવેલા એવું જે અર્વાચીન શોધકોનું અનુમાન છે તેને આથી ટેકો મળે છે, કારણ કે પશ્ચિમ તરફથી આવનાર માણસજ એમ કહે કે તે પર્વત પૂર્વ તરફ લંબાયેલો છે.

કરવાથી પાર્વતીની દાસીઓ તથા યક્ષોની સ્ત્રીઓના મઘમઘતા અવયવોનો સ્પર્શ કરવાથી સુગંધી થયેલો પવન ચારે તરફ સુગંધ ફેલાવે છે ૧૮ આ પ્રમાણેજ નાના ઠળીયાવાળા, ઘણે ઉંચેથી પડવાને લીધે ફાટી ગયેલા અને હાથીની કાયા જેવા મોટા જાંબુના ફળોના રસમાંથી જંબુ નામની નદી વહે છે તે દશ હજાર યોજન ઉંચા મેરુમંદર નામે પર્વતના શિખર ઉપરથી પૃથ્વી ઉપર પડીને દક્ષિણ દિશા તરફ છેક ઈલાવૃત સુધી પોતાનો પ્રવાહ વહેવરાવે છે ૧૯ એ જંબુ નદીના બંને તીર ઉપરની માટી જાંબુના રસ સાથે મળી જઈ વાયુ તથા સૂર્યના સંયોગથી પાકીને તેમાંથી જાંબુનદ નામનું સુવર્ણ થાય છે અને દેવતાઓ તે સુવર્ણના ઘરેણા પહેરે છે ૨૦ દેવાતાઓ પોતાની સ્ત્રીઓ સાથે મુગટ, કડા, કટિસૂત્ર વગેરે આભારણરૂપે તે સુવર્ણને ધારણ કરે છે ૨૧ સુપાર્શ્વ નામના પર્વત ઉપર કદંબનું એક મોટું વૃક્ષ છે, તેના કોતરોમાંથી પાંચ વામ પહોળી પાંચ મધની ધારાઓ નીકળે છે, તે ધારાઓ સુપાર્શ્વ નામે પર્વતના શિખર ઉપરથી નીચે પડીને ઇલાવૃત તરફ વહે છે ૨૨ તેનો ઉપયોગ કરનારી સ્ત્રીઓના મુખમાંથી નીકળતો સુગંધી વાયુ ચારે તરફ સો સો યોજનમાં સુગંધ ફેલાવે છે ૨૩ એવી રીતે કુમુદ પર્વત ઉપર શતવલ્શ નામનો એક વડ છે, તેની શાખાઓમાંથી દૂધ, દહીં, મધ, ઘી, ગોળ, અન્ન, વસ્ત્ર, શય્યા, આસન તથા આભરણ વગેરેના નદો નીચેના ભાગમાં પડે છે એ સર્વ નદો કામનાને પુરનારા છે અને કુમુદ પર્વત ઉપરથી નીચે પડીને ઉત્તર દિશા તરફ ઇલાવૃતને બોડી દે છે ૨૪ આ ઘરેણાંનું સેવન કરનારી પ્રજાઓને કોઈ પણ દિવસ પળિયા, થાક, પરસેવો, દુર્ગંધી, ઘરડપણ, રોગ, મૃત્યુ, ટાઢ, તડકો, નિસ્તેજપણું તથા વિઘ્ન વગેરે સંતાપો થતા નથી અને તે જીવતા સુધી સર્વ શ્રેષ્ઠ સુખ ભોગવે છે ૨૫

કુરંગ, કુરર, કુસુંભ, વૈકુંક, ત્રિકુટ, શિશિર, પતંગ, રૂચક, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈડૂર્ય, જારુધી, હંસ, ઋષભ, નાગ, કાલંજર તથા નારદ વગેરે વીસ પર્વતો કમળની કળીની આસપાસ જેમ તેના કેસરા રહેલા હોય તેમ મેરુ પર્વતની આસપાસ આવી રહેલા છે ૨૬ મેરુ પર્વતની પૂર્વ દિશા તરફ જઠર અને દેવકુટ નામના બે પર્વતો આવેલા છે, તે ઉત્તર દિશા તરફ અઢાર હજાર યોજન લાંબા અને બબ્બે હજાર યોજન પહોળા ને ઉંચા છે એવી રીતે મેરુની પશ્ચિમ દિશામાં પવન તથા પારિયાત્ર અને દક્ષિણ દિશામાં કૈલાસ તથા કરવીર નામે બબ્બે પર્વતો આવેલા છે અને તે પૂર્વ દિશા તરફ લાંબા વધેલા છે વળી એ પ્રમાણે મેરુથી ઉત્તર દિશામાં ત્રિશૃંગ અને મકર નામના બે પર્વતો છે, એ આઠ પર્વતોથી ચારે તરફ ઘેરાયેલો સુવર્ણનો મેરુ પર્વત અગ્નિની પેઠે શોભે છે ૨૭ મેરુ પર્વતની ઉપર વચ્ચેના ભાગમાં ભગવાન બ્રહ્માની દશ હજાર યોજન સમચોરસ એવી એક નગરી છે, તે સોનાની છે ૨૮ આ બ્રહ્મપુરીની આસપાસ ચારે દિશાઓમાં આઠ લોકપાલોની આઠ નગરીઓ તે લોકપાલોની દિશાઓમાં કલ્પેલી છે, તે તે નગરીઓના રૂપ પણ તે તે દેવતાઓના જેવાજ છે અને તેમનું પ્રમાણ બ્રહ્માની પુરીના ચોથા ભાગનું છે ૨૯

तामनुपरितो लोकपालानामष्टानां यथादिशं यथारूपं तुरीयमानेन पुरोऽष्टावुपक्लृप्ताः २९
इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे षोडशोऽध्यायः

## અધ્યાય ૧૭ મો. †

### ગંગાનું અવતરણ.

श्रीशुक उवाच

तत्र भगवतः साक्षाद्यज्ञलिंगस्य विष्णोर्विक्रमतो वामपादांगुष्ठनखनिर्भिन्नोर्ध्वाण्डकटाहविवरेणांतःप्रविष्टा या बाह्यजलधारा तच्चरणपंकजावनेजनारुणकिंजल्कोपरंजिताऽखिलजगदघमलापहोपस्पर्शनाऽमला साक्षाद्भगवत्पदीत्यनुपलक्षितवचोऽभिधीयमानाऽतिमहता कालेन युगसहस्रोपलक्षणेन दिवो मूर्धन्यवततार यत्तद्विष्णुपदमाहुः ॥ १ ॥

† આ અધ્યાયમાં ગંગાજીનું ચારે દિશામાં જવું તથા ઇલાવૃત નામે ખંડમાં શંકરે સંકર્ષણની કરેલી સેવાની કથા કહેવામાં આવશે

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા ! યજ્ઞમૂર્તિ ભગવાન વામનજીએ બલિના યજ્ઞમા ત્રણ પગલા પૃથ્વી ભરતી વખતે મોટુ સ્વરૂપ ધારણ કરીને જમણા ચરણથી પૃથ્વીને દબાવી ડાબા ચરણને ઉચો કરતા તે ચરણના અગુઠાના નખથી બ્રહ્માડનો ઉપરનો ભાગ તૂટી ગયો હતો તે છિદ્રદ્વારા બહાર આવરણરૂપે રહેલા પાણીની ધારા અદર આવી હતી તે હજારો યુગરૂપી મોટો કાળ વીતિ ગયા પછી સ્વર્ગની ઉપર આવેલા વિષ્ણુપદ નામે સ્થાનમા ઉતરી હતી જે બહારના જળની ધારા ભગવાનનુ ચરણ ધોતા તેના કેસર સાથે સાથે મળીને રાતી થઈ સ્પર્શ કરવાથી આખા જગતના પાપનો નાશ કરનારી અતિ પવિત્ર અને નિર્મળ બની પ્રથમ સાક્ષાત્ ભગવત્પદીના નામથી તે ઓળખાતી હતી, પરતુ જુદા જુદા પ્રસગોવડે જાહ્નવી, ભાગીરથી વગેરે નામોથી ઓળખાઈ ૧ વિષ્ણુપદમા વાસ કરનારા પરમ ભગવદ્ભકત તથા દ્રઢ સકલ્પવાળા ધ્રુવજી જે જળની ધારાને પોતાના કુળદેવ એવા શ્રીવિષ્ણુના ચરણારવિદનુ જળ છે એમ માનીને હજી સુધી આદર સાથે મસ્તક ઉપર ધારણ કરે છે આ સમયે ક્ષણેક્ષણ ભગવાનની ભકિતથી તેનું હૃદય અત્યત ભરાઈ જાય છે ઉત્કઠાથી પરાધીન થઈ જતા તેના નેત્રકમળ મીંચાઈ જાય છે અને શરીરે રોમાચ થાય છે ૨ વળી ધ્રુવની નીચે રહેલા સપ્તર્ષિઓ ગગાની મહત્તાને જાણે છે તથા સર્વના આત્મારૂપ ભગવાન વાસુદેવ ઉપર ભકિત થવાથી બીજા પુરુષાર્થોનો તથા આત્મજ્ઞાનનો પણ આદર કરતા નથી ગગાજીનો લાભ થવાથી આપણા તપની આત્યતિક સિદ્ધિ થઈ એમ ધારીને મુમુક્ષુજનો જેમ પ્રત્યક્ષ આવેલી મુકિતને પામે તેમ સન્મુખ આવતા ગગાજીને મોટા માન સાથે તેઓ પોતાની જટાઓમા ધારણ કરે છે ૩ તે ગગાજી સપ્તર્ષિઓના સ્થાનમાથી હજારો વિમાનો ફરવાથી સાકડા થઈ ગયેલા આકાશથી નીચે ઉતરતા ચદ્રમાના મડળને ભીંજવતા બ્રહ્માની નગરીમા પડે છે ૪ ત્યા ચાર ભાગમાં વહેચાઈ જઈ સીતા, અલકનદા, ચક્ષુ અને ભદ્રા એવા ચાર નામોથી ચાર દિશાઓમા વહેતાં સમુદ્રમા જઈ મળે છે ૫ સીતા નામની ધારા બ્રહ્માના સ્થાનમાથી કેસરાચળ વગેરે પર્વતોના શિખરો ઉપરથી નીચે ઉતરી ગધમાદન પર્વતના શિખરો ઉપર પડે છે અને ત્યાથી ભદ્રાશ્વખડના મધ્ય ભાગમા થઈને પૂર્વદિશા તરફ જઈ સમુદ્રને મળે છે ૬ એ રીતે ચક્ષુ નામની ધારા માલ્યવાન પર્વતના શિખર ઉપરથી કેતુમાલ નામના ખડ તરફ વહે છે અને ત્યાથી અશ્રાત વેગવડે પશ્ચિમ દિશા ભણી વહે છે ૭ ભદ્રા નામની ધારા મેરુ પર્વતના શિખર ઉપરથી ઉત્તર તરફ આવેલા નીલ પર્વતના શિખર ઉપર પડે છે નીલ પર્વતના શિખર ઉપરથી શ્વેત પર્વતના શિખર ઉપર પડે છે અને શ્વેત પર્વતના શિખર ઉપરથી શૃગવાન નામના પર્વતના શિખર ઉપર પડે છે અને ત્યાથી નીચે પડીને ઉત્તર કુરુનામના દેશોમા વિસ્તાર પામે છે અને ત્યાથી ઉત્તર દિશામા આવેલા સાગરને જઈ મળે છે. ૮ તેમજ અલકનદા નામની ધારા બ્રહ્માની નગરીથી દક્ષિણ દિશા તરફ વહેતી ઘણા પર્વતોને ઓળગી હેમકુટ નામના પર્વત ઉપર પડીને ત્યાથી હેમકુટ પર્વતના શિખરોને ઘણા વેગવડે તાણતી ભરતખડમા વહે છે અને ભરતખડમા થઈને દક્ષિણ દિશા તરફ આવેલા સમુદ્રને જઈ મળે છે જે પુરુષ આવા ઉત્તમ ગગાજીમા નહાવા જાય છે તે પુરુષને અશ્વમેધ અને રાજસૂય વગેરે યજ્ઞોનુ ફળ મળે છે ૯

આ પ્રમાણે પ્રત્યેક ખડોમા બીજા નદો તથા મેરુ વગેરે પર્વતોમાથી ઉત્પન્ન થયેલી સેકડો નદીઓ આવેલી છે ઉપર કહેલા સર્વ ખડોમા ભારતવર્ષ કર્મ કરવાનું ક્ષેત્ર ગણાય છે. બીજા આઠ ખડો દેવતાઓને ભોગવતા બાકી રહેલા પુણ્યો ભોગવવાના સ્થાનો અને પૃથ્વી ઉપરના સ્વર્ગ જેવા છે. ૧૦ એ ખડોમા મનુષ્યની ગણતરી પ્રમાણે લોકોનું આયુષ્ય દશ દશ હજાર વર્ષનું છે, તેઓમા રહેનારા લોકો દેવતા જેવા છે અને તેઓનુ બળ દશ હજાર હાથીના જેટલુ હોય છે તેમના શરીર વજ્ર જેવા મજબુત રહે છે બળ, અવસ્થા અને સુખોથી આનદમાં આવી ગયેલા સ્ત્રીપુરુષના જોડા ત્યા સુખ

ભોગવે છે આયુષ્યમાં એક વર્ષ બાકી હોય ત્યારે સ્ત્રીઓને ગર્ભ રહે છે તથા તે ખંડોમા ત્રેતાયુગના જેવો સમય ચાલે છે. [૧૧-૧૨] પોતપોતાના સેવકોના મુખ્ય મુખ્ય સેવકોથી સારી રીતે સત્કાર પામનારા મોટા મોટા દેવલોકો તે ખંડોમા આવેલા આશ્રમોમા, પર્વતની ગુફાઓ તથા નિર્મળ જળાશયોમા ઇચ્છાનુસાર જડક્રીયા વગેરે નાના પ્રકારના વિહાર કરે છે ઋતુ ઋતુના પુષ્પો, ગુચ્છાઓ, ફળો તથા કળીઓથી નીચે નમી પડેલી ડાળીઓ તથા વેલાઓવાળા વૃક્ષોથી આશ્રમોના તથા પર્વતની ગુફાઓના ઉપવનો અત્યંત શોભાયમાન લાગે છે નિર્મળ જળાશયો, ઉઘડી ગયેલા જાતજાતના નવા કમળોની સુગંધથી પ્રસન્ન થયેલા રાજહંસ, જળકુકડી, કારંડવ, સારસ તથા ચક્રવાક વગેરે પક્ષીઓથી તથા જાતજાતના ઘણા ભમરાઓથી મુખર થઇ રહેલા હોય છે દેવાંગનાઓના વિલાસોથી અને હસવાથી ત્યા આગળ વિહાર કરનારા દેવતાઓના મન તથા દૃષ્ટિ વિષયાસક્ત રહે છે [૧૩] આ નવે ખંડોમા મહાપુરુષ એવા ભગવાન નારાયણ પોતાના ભક્તોના ઉપર અનુગ્રહ કરવા માટે પોતાની મૂર્તિઓના સમૂહ સાથે હજી સુધી વસી રહેલા છે [૧૪] ઈલાવૃતમા ભગવાન શંકર એક પુરુષ છે ત્યા આગળ બીજો કોઈ પણ પુરુષ જતો નથી અને જે પુરુષ જાય છે તે પાર્વતીના શાપને લીધે સ્ત્રી થઈ જાય છે [૧૫] તે ઈલાવૃત ખંડમા પાર્વતીની અસંખ્ય દાસીઓ શંકરની સેવા કરે છે તથા ભગવાન શંકર, વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધ એવી ચાર મૂર્તિવાળા ભગવાન મહાપુરુષની સંકર્ષણને નામે ચોથી તમોગુણી મૂર્તિ કે જેમાથી પોતાની ઉત્પત્તિ થઈ છે તે મૂર્તિનુ મનમા ધ્યાન કરીને તે ધ્યાનદ્વારા મૂર્તિને પોતાની પાસે લાવે છે અને નીચેનો મંત્ર ભણી તેમની ભક્તિ કરે છે [૧૬]

ભગવાન શંકર કહે છે—હે મહાપુરુષ! સર્વ ગુણોને પ્રકાશ કરનાર, અનન્ત ને માપમા આવે નહિ એવા ભગવાનને હુ નમસ્કાર કરુ છુ [૧૭] હે પરમેશ્વર! તમે સમસ્ત ઐશ્વર્યના આશ્રયરૂપ, ભક્તોને પોતાના અત્યંત દયાળુ સ્વરૂપનુ દર્શન આપનારા, સંસારને ટાળનારા તથા આપનારા છો જેનુ ચરણ એક શરણરૂપ છે એવા આપ શંકરને હું ભજુ છુ [૧૮] આપ જગતને નિયમમા રાખવા માટે ચારે તરફ જુવો છો, તોપણ ક્રોધના વેગને નહિ જીતનારા લોકોની દૃષ્ટિ જેમ વિષયોથી ને ઇંદ્રિયોથી ઘેરાઈ જાય છે તેમ આપની દૃષ્ટિ વિષયોથી ને ઇંદ્રિયોથી જરા પણ ઘેરાતી નથી આપને મુક્તિની ઇચ્છાવાળો કયો પુરુષ ભજતો નથી? [૧૯] વળી તમે મિથ્યાદૃષ્ટિવાળા પુરુષને, માયાને લીધે મદિરાપાન કરીને મત્ત બની ગયેલા ભયંકર પુરુષ જેવા લાગો છો તથા મદિરા અને આસવના પાનથી રાતી આંખવાળા ભયંકર લાગો છો તમારા ચરણના સ્પર્શથી આતુર થયેલી નાગણીઓ લજ્જાથી તમારું પૂજન કરી શકતી નથી [૨૦] વેદના મંત્રો તમને આ જગતની ઉત્પતિ, સ્થિતિ ને લય કરનારા અને ઉત્પત્તિ, સ્થિતિ અને લય રહિત એવા અનંત કહે છે આપના હજાર મસ્તકોમાના કોઈ એક સ્થાનમા ભૂમંડળ સર્ષપની પેઠે રહેલુ છે, તે આપના જાણવામા પણ નથી [૨૧] સત્વગુણને આશ્રય આપનાર જે મહત્તત્ત્વ તે આપના ગુણોથી થયેલો પ્રથમ દેહ છે અને તે દેહમાથી ભગવાન બ્રહ્મા ઉત્પન્ન થયા છે જે બ્રહ્માથી હુ ઉત્પન્ન થયો છુ, તે હું પોતાના વિભૂતિરૂપ અહંકારવડે દેવતાઓના વર્ગને, પાચ મહાભૂતોને તથા ઇંદ્રિયોના વર્ગને ઉત્પન્ન કરુ છુ [૨૨] અમે, મહત્તત્વ, અહંકાર, દેવતા, પાચ ભૂતો તથા ઇંદ્રિયો, પક્ષીઓ જેમ દોરીથી બંધાઇ રહે તેમ આપ મહાત્માની ક્રિયાશક્તિવડે બંધાઇ રહેલા છીએ તથા આપના અનુગ્રહથી આ જગતને સરજીએ છીએ [૨૩] ગુણસૃષ્ટિરૂપ સંસારમા મોહિત થયેલો મનુષ્ય આપે નિર્માણ કરેલી તથા કર્મરૂપી ગાંઠોવડે બાંધનારી માયાને સહજમા જાણે છે, પરંતુ તેમાથી પાર ઉતરવાના ઉપાયને કોઈ દિવસ પણ જાણતો નથી આવા અને જેના સ્વરૂપમા જગતનો લય અને ઉત્પત્તિ થાય છે, એવા આપને હુ નમસ્કાર કરુ છુ [૨૪]

यन्निर्मितां कर्ह्यपि कर्मपर्वणीं
मायां जनोयं गुणसर्गमोहितः ।

न वेद निस्तारणयोगमञ्जसा
तस्मै नमस्ते विलयोदयात्मने ॥ १४ ॥
इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
सप्तदशोऽध्यायः

# અધ્યાય ૧૮ મો.‡

## ભદ્રાશ્વના દેવો.

### શ્રીશુક उवाच

तथा च भद्रश्रवा नाम धर्मसुतस्तत्कुलपतयः पुरुषा भद्राश्ववर्षे साक्षाद्भगवतो वासुदेवस्य प्रियांतनुं धर्ममयीं हयशीर्षाभिधानां परमेण समाधिना सन्निधाप्येदमभिगृणंत उपधावन्ति।

શુકદેવજી કહે છે-હે રાજન્! ભદ્રશ્રવા નામે ધર્મપુત્ર હતો, તેના કુળના મુખ્ય પુરુષો અને સેવકો ભદ્રાશ્વ નામે ખંડમા સાક્ષાત્ ભગવાન વાસુદેવની ધર્મરૂપી હયગ્રીવ નામે પ્રિય મૂર્તિનું પરમ સમાધિવડે ધ્યાન કરે છે અને તેમને મનમા ધારણ કરીને નીચેનો મંત્ર ભણતા તેઓ હયગ્રીવ ભગવાનની ભક્તિ કરે છે ૧

ભદ્રશ્રવા કહે છે—અંતઃકરણને શુદ્ધ કરનાર ભગવાન ધર્મમૂર્તિને નમસ્કાર કરીએ છીએ ૨ પુત્રને અથવા તો પિતાને બાળી આવ્યા પછી તેમના ધન ઉપર આજીવિકા કરવાની ઇચ્છા રાખનાર તથા તુચ્છ એવા સાંસારિક સુખોને ભોગવવા પાપ કરવાની ઇચ્છાવાળા મનુષ્યો સર્વનો નાશ-કરનાર કાળને દેખે છે, છતા પણ પોતે દેખતા નથી ભગવાનની લીલા બહુ વિચિત્ર છે ૩ વિદ્વાનો શાસ્ત્ર વાંચીને જગતને નાશવંત કહે છે અને આત્મજ્ઞાની યોગીઓ તેને સમાધિમા પ્રત્યક્ષ જુવે છે તથાપિ હે પરમેશ્વર! તેઓ તમારી માયાથી મોહ પામ્યા છે આ આપનુ ચરિત્ર અત્યંત આશ્ચર્યજનક હોવાથી બીજો પરિશ્રમ કરવો છોડી આપને હું નમસ્કાર કરુ છુ ૪ અકર્તા ને આવરણરહિત છતા આપ જગતની ઉત્પતિ, સ્થિતિ અને લય કરો છો, તેમા કંઈ આશ્ચર્ય નથી. કારણ કે માયાને લીધે જગતને રચનાર અને સર્વના આત્મારૂપ આપમાં જેમ સૃષ્ટિને ઉત્પન્ન કરવાંપણુ ઘટે છે, તેમ વાસ્તવિક રીતે જોતા તમે ઉપાધિરહિત છો, તમારામાં અકર્તાપણુ અને આવરણરહિતપણુ છે ૫ પ્રલય સમયે દૈત્ય વેદોને લઈ ગયા હતા અને બ્રહ્માની પ્રાર્થના ઉપરથી આપ હયગ્રીવનો અવતાર ધારણ કરી પાતાળમાથી તે પાછા લાવી બ્રહ્માને આપ્યા હતા આવા સત્ય સંકલ્પવાળા આપને અમે નમસ્કાર કરીએ છીએ ૬

હરિવર્ષમા ભગવાન નૃસિંહરૂપે રહે છે ભગવાને નૃસિંહનુ રૂપ લીધુ હતું, તેનુ કારણ સાતમા સ્કંધમા કહેવાશે મહાપુરુષોના ગુણોથી ભરપૂર ભગવદ્ભક્ત અને જેનુ આચરણ તથા સ્વભાવ દૈત્ય તથા દાનવના કુળને પવિત્ર કરનારુ હતું એવા પ્રહ્લાદ એ ખંડના પુરુષોની સાથે કામના વિનાની અનન્ય ભક્તિથી ભગવાનના અવતારની સેવા કરતા નીચેનો મંત્ર ભણે છે ૭

તેજના પણ તેજરૂપ ભગવાન નૃસિંહને હુ નમસ્કાર કરુ છુ હે વજ્રના જેવા નખવાળા! હે વજ્રના જેવી દાઢોવાળા! આપ પ્રગટ થાઓ કર્મની વાસનાઓને બાળી નાખો, અજ્ઞાનને ગળી જાઓ અને અંતઃકરણમા અભયરૂપ થાઓ ૮ જગતનું કલ્યાણ કરો, ખળ લોકો પોતાની ખળતાનો ત્યાગ કરી શુદ્ધ થાઓ, પ્રાણીઓ પોતાની સદ્બુદ્ધિથી એક બીજાનું કલ્યાણ ઇચ્છો, મન શાંતિ વગેરે સદ્ગુણોને સેવો અને અમારી તથા બીજા સર્વની બુદ્ધિ નિષ્કામ થઈને અતીંદ્રિય એવા આપમા પ્રવેશ કરો ૯ અમને કોઇનો સંગ થાઓ મા અને કદાચ સંગ થાઓ તો સ્ત્રી, પુત્ર, ધન ને બંધુઓનો સંગ ન થાઓ ભગવાનના ભક્તને જ સંગ થાઓ કારણ કે અંહારથી પ્રાણનુ પાષણુ કરીને પ્રસન્ન રહેનારો આત્મજ્ઞાની ભગવદ્ભક્ત જેમ મોક્ષ પામે છે, તેમ ઇન્દ્રિયોને ભોગ ભોગવાવનારો મોક્ષ પામતો નથી. ૧૦ વળી ભગવાનના ભક્તોનો સંગ કરવાથી અત્યંત પરાક્રમવાળુ ભગવાનનું પવિત્ર ચરિત્ર સાંભળવામા આવે છે ગંગાદિક તીર્થમા વારંવાર સ્નાન

‡ આ અધ્યાયમા મેરુ પર્વતથી પૂર્વ દિશાનો ક્રમ લઇ ત્રણ ખંડોમા આવેલ અને ઉત્તર દિશામા આવેલા ત્રણે ખંડેમા રહેલા દેવોની ને તેઓના સેવકોની કથા કહેવામા આવશે

કરનાર પ્રાણીઓના પાપરૂપી મળનો નાશ થાય છે. પરંતુ ભગવાનનું પવિત્ર ચરિત્ર સાંભળ્યું હોય તો અજન્મા ભગવાન અંતઃકરણમાં પ્રવેશ કરી શ્રોતાઓના મનના મળનો નાશ કરે છે ૧૧ જે મનુષ્યની ભગવાનમાં નિષ્કામ ભક્તિ હોય છે, તેનામાં દેવતાઓ સર્વ સદ્‌ગુણોની સાથે વાસ કરે છે, પરંતુ ભગવાનની ભક્તિ વિનાના અને ખાલી મનોરથવડે બહારના મિથ્યા વિષયસુખ માટે દોડનારા મનુષ્યને મહાત્માઓના ગુણો ક્યાથી પ્રાપ્ત થાય? ૧૨ જળચર માછલાને જેમ પાણીજ પ્રિય લાગે છે, તેમ મહાત્માઓને ભગવાન શ્રીહરિજ પ્રિય લાગે છે, માટે મહા પ્રસિદ્ધ મનુષ્ય પણ જો પરમાત્માનો ત્યાગ કરી સ્ત્રી પુત્રાદિકની માયામાં બંધાઈ રહે તો અવસ્થામાં વધારે મોટો ગણાય છે, પરંતુ જ્ઞાનાદિકમાં મોટો ગણાતો નથી ૧૩ હે લોકો! તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દીનતા તથા મનની પીડા, એ સર્વનું મૂળ સંસાર—ઘર છે, અને તેનાથી સંસારનું જન્મ મરણરૂપી ચક્ર ચાલ્યા કરે છે, માટે તેનો ત્યાગ કરી જેમાં ભય નથી એવા શ્રીનૃસિંહના ચરણારવિંદનું ભજન કરો ૧૪

કેતુમાલ નામના ખંડમાં લક્ષ્મીજીને સંવત્સર રૂપ પ્રજાપતિની પુત્રીઓને અને પુત્રોને સારું લગાડવાની ઈચ્છાથી ભગવાન શ્રીહરિ વસેલા છે, તે પ્રજાપતિના પુત્રો એ ખંડના રાજા છે પ્રજાપતિના પુત્રોની સંખ્યા સો વર્ષના દિવસ અને રાત્રિ જેટલી છે, અર્થાત્ અઢાર હજાર છે § ભગવાનના ચક્રના તેજથી મનમાં ખેદ પામતી પ્રજાપતિની પુત્રીઓના ગર્ભ, વર્ષને અંતે ચક્રથી વિનાશ પામી પ્રાણ વિનાના થઈને પડી જાય છે ૧૫ અત્યંત સુંદર ગતિવડે, વિલાસોવડે અને શોભાયમાન મનોહર મંદહાસ્યવડે, ઉંચી ચઢેલી સુંદર ભ્રકુટીવડે, મનોહર દેખાતા મુખારવિંદની શોભાવડે, ભગવાન લક્ષ્મીજીને તૃપ્ત રાખે છે ૧૬ લક્ષ્મીદેવી વર્ષની રાત્રિઓમા પ્રજાપતિની પુત્રીઓ સાથે તથા વર્ષના દિવસોમાં તેઓના પતિઓની સાથે મનની એકાગ્રતાવડે, ભગવાનના માયાવી અવતારની ઉપાસના કરે છે, અને તે સમયે લક્ષ્મીનો મંત્ર ભણે છે ૧૭ ઇંદ્રિયોના સ્વામી એવા આપને હું નમસ્કાર કરું છું સર્વ ઉત્તમ વસ્તુઓથી આપનું સ્વરૂપ જાણવામાં આવે છે આપ ક્રિયા, જ્ઞાન, સંકલ્પ, નિશ્ચય ને તેમના વિષયોના અધિપતિ છો અગિયાર ઇંદ્રિયો તથા પાંચ વિષયો, એ આપની કળા છે તમે વેદોક્ત કર્મથી મળી શકો છો, તમે અન્નમય છો, અમૃતરૂપ છો, સ્વરૂપ છો અને મન, ઇંદ્રિયો તથા શરીરના બળને આપનાર હોવાથી તે તે રૂપ છો વળી અત્યંત સુંદર એવા આપને આ લોકમા તથા પરલોકમા નમસ્કાર હો ૧૮ સ્ત્રીઓ, ઇંદ્રિયોના સ્વતંત્ર પતિ એવા આપની, વ્રતોદ્વારા આરાધના કરીને જગતમા બીજા પતિની આશા કરે છે, પરંતુ તે પતિઓ તે સ્ત્રીઓના સંતાનની, પ્રિયવસ્તુની, ધનની અને આયુષ્યની રક્ષા કરી શકતા નથી, કારણ કે, તેઓ પરાધીન છે ૧૯ ખરું જોતા તો એવો પતિ હોવો જોઇએ કે, જે પોતે સર્વ ઠેકાણેથી નિર્ભય રહે અને ભયાતુર રહેનારા મનુષ્યોની ચારે તરફથી રક્ષા કરે ને એવા પતિ તો તમે એકજ છો બીજો કોઈ પણ નથી, કારણ કે આપના સ્વરૂપના લાભ કરતા બીજું કંઈ અમે અધિક માનતા નથી જેનું સુખ બીજાને આધીન હોય છે તે મનુષ્ય સ્વતંત્ર કહેવાતો નથી સો સ્વતંત્ર હોય તો મંડળેશ્વરોની પેઠે પરસ્પર એક બીજાને ભય રહે તેથી સુખ મળતું નથી. ૨૦ જે સ્ત્રી, ઉપર કહેલા ગુણવાળા જે તમે તેમના ચરણારવિંદની પૂજા કરવાની ઈચ્છા કરે છે, પરંતુ બીજા ફળોની વાંછા કરતી નથી, તે સ્ત્રી સર્વ કામનાને પામે છે પણ હે ભગવન્! જે સ્ત્રી ફળની આશાથી તમારી પૂજા કરે છે તેને તમે તેનું ઇચ્છેલું ફળ આપો છો અને તે માગેલું ફળ ભોગવ્યા પછી દુઃખ ભોગવે છે ૨૧ હે ભગવન્! જેમની બુદ્ધિ વિષયસુખમા આસક્ત થયેલી હોય એવા બ્રહ્મા, શંકર, દેવ, દૈત્ય વગેરે મને પામવા ભયંકર તપશ્ચર્યા કરે, પરંતુ તેઓ તમારા ચરણોનો આશ્રય

§ બહુ પ્રાચીન કાળમા વર્ષની ગણતરી બાર માસની નહિ, પરંતુ પહેલા છ માસની, પછી દશ માસની અને છેલ્લે બાર માસની થઇ જ્યારે છ માસના વર્ષની ગણતરી હતી તે વખતને ઉદ્દેશીને અહીં સો વર્ષના અઢાર હજાર દિવસ રાત્રી ગણાવ્યા છે

ક્યાં વિના તેમ કરી શકતા નથી, કારણ કે મારુ હૃદય તમારે વિષે રહેલુ છે અને હુ તમારે અધીન હોવાથી, તમારા ભક્તને જ જોઉં છુ, બીજા તરફ દૃષ્ટિ પણ કરતી નથી ૨૨ હે ભગવન્! સત્પુરુષો પ્રણામ કરે છે એવા આપના જે કરકમળને, આપ ભક્તોના મસ્તક ઉપર ધરો છો, તે કરકમળ મારા મસ્તક ઉપર ધારણ કરો હે ભગવન્! તમારી મારા ઉપર દૃષ્ટિ છે કારણ કે તમે મને પોતાના વક્ષ સ્થળમા ચિહ્ન તરીકે ધારણ કરો છો, છતા ભક્તો ઉપર જેવી તમારી કૃપા છે તેવી કૃપા મારા ઉપર નથી ઈશ્વર એવા આપ માયાવડે જે કરવાની ઇચ્છા કરો છો તેનો વિચાર થઈ શકતો નથી ૨૩ રમ્યક નામના ખડમા ભગવાનને ઘણો પ્રિય એવો મત્સ્યાવતાર થયો હતો જે મત્સ્યાવતારનું રૂપ ભગવાને પૂર્વે તે ખડના રાજા મનુને બતાવ્યુ હતુ તે મનુ રાજા હજી સુધી મોટા ભક્તિયોગવડે મત્સ્ય ભગવાનની આરાધના કરે છે ૨૪

મનુરાજા કહે છે–સર્વ કરતા શ્રેષ્ઠ, સત્વગુણ જેમા મુખ્ય છે એવા પ્રાણરૂપ, મન, ઇંદ્રિયો તથા શરીરના બળરૂપ, મહા મત્સ્ય એવા આપ ભગવાનને નમસ્કાર હો ૨૫ વેદરૂપી મોટી ગર્જના કરનારા સર્વ લોકપાળોએ જેના સ્વરૂપને દીઠુ નથી એવા આપ જગતની બહાર તથા અદર ફરો છો અને મનુષ્ય જેમ લાકડાની પુતળીને નચાવે છે તેમ તમે વિધિ તથા નિષેધને અવલબીને રહેલા બ્રાહ્મણ, ક્ષત્રિય આદિક નામોવડે આ આખા વિશ્વને પોતાના અધીન ગણી નચાવો છો ૨૬ લોકપાળ દેવતાઓ મત્સરરૂપી જ્વરને લીધે તમારો ત્યાગ કરી એકઠા મળીને આ જગતનુ રક્ષણ કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યા, પરતુ મનુષ્યો, પશુઓ, સર્પો અને સ્થાવર વસ્તુ જે કઇ આ જગતમા દેખાય છે તેની તેઓ રક્ષા કરી શક્યા નહિ ૨૭ હે અજન્મા! આપ પ્રલય સમયના સમુદ્રમા ઓષધિઓ અને લતાઓના ભડારરૂપ પૃથ્વીને અને મને લઈને ઘણીવાર સુધી ફર્યા હતા તે જગતના પ્રાણ સમૂહના નિયતા એવા આપને હુ પ્રણામ કરુ છુ ૨૮

હિરણ્ય નામે ખડમા ભગવાને કચ્છપાવતાર ધારણ કર્યો હતો પિતૃઓના અધિપતિ અર્યમા તે ખડોના પુરુષોની સાથે રહીને ભગવાનની પ્રિય મૂર્તિની ઉપાસના કરે છે ૨૯ સપૂર્ણ સત્વગુણથી ભરપુર, અજ્ઞાત સ્થાનવાળા, કચ્છપરૂપ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ કાળવડે અમાપ એવા આપને નમસ્કાર કરુ છુ, સર્વ વ્યાપક એવા આપને નમસ્કાર કરુ છુ, સર્વના આધારરૂપ એવા આપને વારવાર હુ નમસ્કાર કરું છુ ૩૦ જેની માયાવડે પ્રકાશમાન તથા ઘણા રૂપોથી નિરૂપણ કરવામા આવતા પૃથ્વી વગેરે દૃશ્ય પદાર્થો તમારુ જ રૂપ છે, તેમ મિથ્યા છતા દેખાય છે માટે ઝાંઝવાના પાણીની માફક તેની ગણતરી થઈ શકતી નથી, તેથી જેનું નિરૂપણ થઇ શકતુ નથી એવા પ્રપચરૂપ આપને હુ નમસ્કાર કરુ છુ ૩૧ જરાયુજ, સ્વેદજ, અડજ, ઉદ્ભિજ્જ, સ્થાવર, જગમ, દેવતા, ઋષિઓ, પિતૃઓ, ભૂત, ઇંદ્રિયોની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, પર્વતો, નદીઓ, સાગર, દ્વીપ, ગ્રહ તથા નક્ષત્ર વગેરે નામોથી એક તમોજ કહેવાઓ છો, અર્થાત્ એ સર્વ તમારાજ નામો છે તમારાથી કઇ ભિન્ન નથી. ૩૨ સખ્યા વિનાના જુદા જુદા ભેદ પાડનારા નામ, રૂપ તથા આકાર જેમા રહેલા છે એવા આપના સ્વરૂપ વિષે તત્ત્વવેત્તા પડિતોએ ચોવીસ તત્ત્વોની કલ્પના કરેલી છે, તે સખ્યાનો ભ્રમ જે તત્ત્વ જ્ઞાનવડે દૂર થાય છે તે પરમાર્થ જ્ઞાનસ્વરૂપ આપને હુ નમસ્કાર કરુ છુ ૩૩

ઉત્તરકુરુ નામના દેશમા યજ્ઞમૂર્તિ ભગવાન, વરાહનુ રૂપ ધારણ કરીને રહેલા છે પૃથ્વી ઉત્તરકુરુના રહેવાસીઓની સાથે અવિચ્છિન્ન ભક્તિથી વરાહ ભગવાનને આ પ્રમાણે ભજે છે મત્રોથી યથાર્થ રીતે જાણવામા આવનાર યજ્ઞ તથા ક્રતુરૂપ મહાયજ્ઞો જેના અવયવો છે એવા મહાપુરુષ વરાહ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ યજ્ઞાદિક કર્મ કરવાથી શુદ્ધ એવા આપને નમસ્કાર કરુ છુ, ૩૫ નિપુણ પુરુષો અરણીવડે કાષ્ઠમા રહેલા અગ્નિને જેમ મથન કરીને શોધી કાઢે છે, તેમ નિપુણ વિદ્વાન પુરુષો કર્મો અને તેના ફળોથી જાણવામા ન આવતા એવા આપના રૂપને જાણવાની ઇચ્છાથી વિવેકરૂપી સાધ-

નવાળા મનથી દેહ અને ઇદ્રિયો વગેરે પદાર્થોમાથી આપના સ્વરૂપને શોધી કાઢે છે અને તે પ્રમાણે શોધ કરવાથી તમે પોતાના સ્વરૂપને પ્રકટ કરો છો, તે એવા આપ પરમાત્માને હુ નમસ્કાર કરુ છુ ૩૬ વિષયો, ઇદ્રિયોના વ્યાપારો, ઇદ્રિયોના દેવતાઓ, દેહ, કાળ અને અહકાર, એટલા માયાના કાર્યો ઉપરથી જેમનુ સત્ય સ્વરૂપ જણવામા આવે છે એવા, તેમજ યમ નિયમાદિકવડે નિશ્ચય બુદ્ધિવાળા લોકો જેના સ્વરૂપમાથી માયાને લીધે મનાતા નામ અને રૂપનો ત્યાગ કરે છે એવા આપને હુ વારવાર નમસ્કાર કરુ છુ ૩૭ સાક્ષીભૂત પરમેશ્વરે પોતાને માટે ન ઇચ્છેલા, પરતુ જીવોને માટે ઇચ્છેલા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને માયા પોતાના ગુણોથી ઉત્પન્ન કરે છે માયા પોતે જડ છે તોપણ લોઢું ચમકપાણની પાસે હોય ત્યારે જેમ સ્ફુરે છે તેમ તે પરમાત્માની પાસે હોય ત્યારે સર્વ ક્રિયાઓ કરે છે તે માયાના ગુણોના તથા જીવોના અદૃષ્ટના સાક્ષીરૂપ પ્રભુને હુ નમસ્કાર કરુ છુ ૩૮ જગતના આદિ પુરુષ એવા વરાહ ભગવાન રસાતલ પાતાલમાથી મને દાઢની અણી ઉપર ચઢાવીને હાથીની પેઠે વિહાર કરતા સમુદ્રમાથી બહાર નીકળ્યા હતા. વળી રણસગ્રામમા બીજા હાથી જેવા હિરણ્યાક્ષ નામના દૈત્યનો નાશ કરી નાખ્યો હતો, એવા સર્વવ્યાપક આપ વરાહ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ૩૯

प्रमथ्य दैत्यं प्रतिवारण मृधे
यो मां रसाया जगदादिसूकर ।
कृत्वाग्रदंष्ट्रे निरगादुदन्वत:
क्रीडन्निवेभ' प्रणतास्मि त विभूम् ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कन्धे
अष्टादशोऽध्याय:

## અધ્યાય ૧૯ મો. $

### ભારતવર્ષના દેવતાઓ.

श्रीशुक उवाच

किंपुरुषे वर्षे भगवन्तमादिपुरुष लक्ष्मणाग्रज सीताभिराम तच्चरणसन्निकर्षाभिरत परमभागवतो हनुमान् सहकिंपुरुषैरविरत भक्तिरुपास्ते ॥ १ ॥

શુકદેવજી કહે છે–કિપુરુષ નામે ખડમા રામચદ્રના ચરણની પાસે રહેવા માટે પ્રીતિ ધગવનાર હનૂમાન કિપુરુષોની સાથે લક્ષ્મણના વડીલ ભાઈ, સીતાના પતિ, આદિ પુરુષ એવા રામચદ્રની અવિચ્છિન્ન ભક્તિથી ઉપાસના કરે છે, ૧ તથા ગધર્વોએ આષ્ટિષેણની સાથે ગાયેલી પરમ કલ્યાણ કરનારી પોતાના સ્વામી રામચદ્રની કથા સાભળે છે તે આ પ્રમાણે રામચદ્રજીની ઉપાસના કરે છે ૨ ઉત્તમ કીર્તિવાળા ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ઉત્તમ લક્ષણોવાળા તથા વ્રતવાળા ભગવાનને હુ નમસ્કાર કરુ છુ મનનો વિજય કરનાર તથા લોકીક રીતિને અનુસરનાર ભગવાનને હુ નમસ્કાર કરુ છુ સજ્જનની પરીક્ષાની કસોટીરૂપ બ્રાહ્મણોનુ રક્ષણ કરનાર મહાપુરુષ શ્રીરામચદ્રજીને મારા વારવાર નમસ્કાર છે ૩ જે શુદ્ધ અનુભવ સ્વરૂપ છે, અત્યત શાત છે, સ્વસ્વરૂપના પ્રકાશને લીધે જેમનામાથી જાગ્રત, સ્વપ્ન વગેરે અવસ્થાઓ અસ્ત પામેલી છે, દૃશ્ય દેહાદિક પદાર્થોથી જે જુદા છે, જે નામ તથા રૂપથી રહિત છે, શુદ્ધ ચિત્તથી જણાય તેવા છે અને જે અહકારથી રહિત છે, તે પરબ્રહ્મને હુ નમસ્કાર કરુ છુ ૪ રામચદ્ર પ્રભુએ આ લોકમા મનુષ્યાવતાર લીધો હતો તે કેવળ રાવણનો નાશ કરવા માટે જ લીધો ન હતો, પરતુ મનુષ્યોને 'આ સસારમા સ્ત્રી વગેરેના સગથી જે દુખ થાય છે તે દુખ દૂર કરી શકાય નહિ તેવુ હોય છે' એવો લોકોને ઉપદેશ કરવા માટે અવતાર લીધો હતો જો એમ ન હોય તો પોતાના સ્વરૂપમા રમનારા ભગ

$ આ અધ્યાયમા કિપુરુષના તથા ભરતખડના દેવદેવનુ અને તેના સેવકોનુ નિરૂપણ અને ભરતખડની મોટાઈ વર્ણવેલી છે

વાન રામચંદ્રને સીતાથી થયેલા દુઃખો કેમ સંભવે? ૫ ધીરજવાળા લોકોના આત્મારૂપ તથા અત્યંત સ્નેહી ભગવાન રામચંદ્રજી ત્રણ લોકમાં કોઈ પણ ઠેકાણે આસક્ત થયા ન હતા, તે સીતાજીથી થયેલા દુઃખો ભોગવે નહિ, તેમ લક્ષ્મણનો ત્યાગ પણ કરે નહિ ૬ કુલિન પિતાથી જન્મ થવાથી ભગવાન પ્રસન્ન થતા નથી, સુંદર સ્વરૂપથી પ્રસન્ન થતા નથી, મધુર એવી વાણીથી, સારી બુદ્ધિથી કે ઉત્તમ જાતિથી પણ પ્રસન્ન થતા નથી કારણ કે વાનરો ઉપર કહેલા ગુણો વિનાના હતા તોપણ રામચંદ્રે તેમની સાથે મિત્રતા કરી હતી ૭ સુર, અસુર, વાનર અથવા તો નર, ગમે તે હોય પરંતુ થોડા ભજનને પણ ઘણુ કરીને માનનારા શ્રીરામચંદ્રનું સર્વ પ્રકારે ભજન કરવું જોઇએ. જે રામ સર્વ અયોધ્યા વાસીઓને વૈકુંઠમાં લઈ ગયા હતા ૮ ભરત ખંડમાં પણ ભગવાન નારાયણ ગુપ્ત રીતે રહેલા છે તે એક કલ્પ પુરો થતા સુધી લોકોની ઉપર અનુગ્રહ કરવા વૃદ્ધિ પામેલા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય ને નિરહંકારતાને લીધે આત્માના સ્વરૂપને જણાવનારુ તપ કરે છે ૯ ભગવાનને કહેલા સાંખ્ય તથા યોગની સાથે ભગવાનના પ્રભાવથી ભરેલા પંચરાત્રનો સાવર્ણિ મનુને ઉપદેશ કરનાર ભગવાન નારદમુનિ વર્ણ તથા આશ્રમના ધર્મોને પાળનારી ભરતખંડની પ્રજાની સાથે પરમ ભક્તિસંયથી ભગવાન નરનારાયણને આ પ્રમાણે ભજે છે—૧૦

શાંત સ્વભાવવાળા, અહંકાર રહિત, નિષ્કંચન પુરુષોના ધન રૂપ, ઋષિઓમાં શ્રેષ્ઠ, પરમહંસોના પરમ ગુરુ તથા જ્ઞાનીઓના અધિપતિ એવા ભગવાન નરનારાયણને વારંવાર મારા નમસ્કાર છે ૧૧ જે ભગવાન આ જગતની ઉત્પત્તિ વગેરે કરે છે, પરંતુ 'હું કર્તા છું' એવુ અભિમાન કરી તેમાં બંધાતા નથી, વળી પોતે દેહમાં રહેલા છે છતાં દેહના ક્ષુધા પિપાસા વગેરે ધર્મોથી દુઃખી થતા નથી, અને દ્રષ્ટા છતા પણ જેમની દૃષ્ટિને દૃશ્ય પદાર્થો વિકાર કરી શકતા નથી તે સર્વ સંગથી મુક્ત, શુદ્ધ અને સર્વના સાક્ષી એવા ભગવાનને હું નમસ્કાર કરુ છું ૧૨ હે યોગેશ્વર! અંતકાળે આ દુષ્ટ દેહનું અભિમાન છોડી દઈ, આપના નિર્ગુણ સ્વરૂપમાં ભક્તિવડે મનને ધારણ કરવુ, એ જ યોગવિદ્યાનુ પરમ ધ્યેય છે, એમ ભગવાન બ્રહ્માએ કહ્યું હતું ૧૩ જેમ આ લોકના તથા પરલોકના સુખોમાં આસક્ત થયેલો અને પુત્ર, સ્ત્રી અને ધનની ચિંતા કરનારો મૂર્ખ મનુષ્ય મરણથી બીહે છે તેમ જો વિદ્વાન્ મનુષ્ય બીતો હોય તો તેણે શાસ્ત્રાદિકમાં કરેલો પ્રયત્ન કેવળ પરિશ્રમ રૂપ થઈ પડે છે ૧૪ હે અનીદ્રિય! અમારી તમારામાં સહજ વાસના રહે એવો યોગ આપો કે જેથી અમે તમારી માયાએ કરાવેલી અને ઘણા કષ્ટે ભેદી શકાય એવી અહંતા અને મમતાને તરી જઇએ ૧૫ આ ભરતખંડમાં ઈલાવ્રતની પેઠે ઘણી નદીઓ તથા ઘણા પર્વતો આવેલા છે મલય, મંગલપ્રસ્થ, મૈનાક, ત્રિકૂટક, ઋષભ, કૂટક, કોલ્લક, સહ્ય, દેવગિરિ, ઋષ્યમૂક, શ્રીશૈલ, વેંકટ, મહેંદ્ર, વારિધાર, વિંધ્ય, શુક્તિમાન, ઋક્ષગિરિ, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્ધન, રૈવતક, કકુભ, નીલ, ગોમુખ, ઇંદ્રકીલ, કામગિરિ તથા બીજા ઘણા પર્વતો છે તેઓની તળાટિયોમાથી ઉત્પન્ન થયેલા નદો ને નદીઓ અસંખ્યાત છે ૧૬ ભરતખંડની પ્રજા, નામ લેતા જ પવિત્ર કરનારી તે નદીઓના જળમાં સ્નાન કરીને પવિત્ર થાય છે ૧૭ ચંદ્રવશી, તામ્રપર્ણી, અવટોદા, કૃતમાલા, વૈહુયસી, કાવેરી, વેણી, પયસ્વિની, શર્કરવતી, તુંગભદ્રા કૃષ્ણા, વેણ્યા, ભીમરથી, ગોદાવરી, નિર્વિંધ્યા, પયોષ્ણી, તાપી, રેવા, સુરસા, નર્મદા, ચર્મણ્વતી, સિંધુ, મહાનદી, વેદસ્મૃતિ, ઋષિકુલ્યા, ત્રિસામા, કૌશિકી, મંદાકિની, યમુના, સરસ્વતી, દૃષદ્વતી, ગોમતી, સરયૂ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમા, શતદ્રુ, ચંદ્રભાગા, મરુદ્‌વૃદ્ધા, વિતસ્તા, અસિકની અને વિશ્વા મોટી નદીઓ છે તથા અંધ અને શોણ નામે બે મોટા નદ છે ૧૮ જન્મ ધારણ કરનાર પુરુષો પોતે કરેલા સાત્વિક, રાજસ તથા તામસ કર્મોવડે અનુક્રમે સ્વર્ગમાં, મર્ત્યલોકમાં અને નરકમાં અનેક અવતારો ધારણ કરે છે, કારણ કે કર્મ પ્રમાણે સર્વ કોઇને સર્વ જાતના અવતારો આવે છે, પરંતુ વર્ણ તથા આશ્રમનો ધર્મ, મોક્ષના સાધનો તથા મોક્ષનો

લાભ એ માત્ર ભરતખંડમા જ છે, બીજા કોઈ
દેશમા નથી ૧૯ રાગાદિકથી રહિત, વાણીથી અગો-
ચર અને પોતાનો જ આશ્રય કરનાર, ભગવાન
વાસુદેવ ઉપર નિષ્કામ ભક્તિ થવી એ મોક્ષનું સ્વ-
રૂપ છે જ્યારે નાના પ્રકારના અવતારો આપનારુ
દેહાભિમાન છૂટી જઇ શ્રીભગવાનના ભક્તની સાથે
ઉત્તમ પ્રસંગ થાય છે ત્યારે જ મોક્ષ મળે છે ૨૦
દેવતાઓ ભરતખંડમા જન્મેલા પ્રાણીઓને માટે
કહે છે કે જેમણે ભરતખંડમા ભગવાનની સેવામા
ઉપયોગી એવો મનુષ્યાવતાર લીધો છે, તેમણે એવુ
તે શુ પુણ્યકર્મ કર્યું હશે? અથવા તો ભગવાન
પોતે શુ તેમની ઉપર પ્રસન્ન થયા હશે? કારણ કે,
અમને પણ એવા અવતારની ઈચ્છા થાય છે ૨૧
કોઈનાથી બની શકે નહિ એવા યજ્ઞો કરવાથી, તપો
કરવાથી, વ્રતો કરવાથી ને દાનાદિક કરવાથી તુચ્છ
એવા સ્વર્ગનો કદાચ વિજય કર્યો તોપણ તેમા શો
લાભ થયો? કારણ કે ત્યા આગળ ઇંદ્રિયોને અતિ-
શય સુખ મળવાથી ભગવાનના ચરણારવિંદનું સ્મ-
રણ થતું નથી એટલુ જ નહિ, પણ તે વિસરી જવાય
છે ૨૨ આ સ્વર્ગમા અવતાર આવવાથી આપણે
એક કલ્પપર્યંત જીવીશુ, પરંતુ ફરીને આપણો
જન્મ થશે માટે એવા જન્મ કરતા ભરતખંડની
ભૂમિમાં અવતાર લઈને અલ્પ સમય આયુષ્ય ભોગ
વવું એ ઉત્તમ છે, કારણ કે બુદ્ધિશાળી પુરુષો
ભરતખંડમા મનુષ્ય દેહને લીધે એક ક્ષણમા જ
સર્વ કર્મનો ત્યાગ કરીને શ્રીહરિના અભય એવા
ચરણારવિંદને પામે છે ૨૩ જ્યા ભગવાનની કથા-
રૂપી અમૃતની નદીઓ વહેતી નથી, જ્યા ભગવા-
નનો આશ્રય કરનારા ઉત્તમ ભક્તજનો હોતા નથી
અને જ્યા મહા ઉત્સવોવાળી ભગવાન યજ્ઞનારાય-
ણની પૂજાઓ થતી નથી, તે સ્થાન કદાપિ બ્રહ્મલોક
હોય તોપણ ત્યા રહેવું જોઈએ નહિ ૨૪ જે પ્રાણીઓ
માત્ર જ્ઞાનને માટે ઉપયોગી ક્રિયાઓ અને ક્રિયા
ઓને ઉપયોગી પદાર્થોથી ભરપુર એવા મનુષ્યના
અવતારને મેળવ્યા છતા પણ મોક્ષ માટે પ્રયત્ન
કરતા નથી તેઓ પારધિના હાથમાથી છૂટી ગયેલા
પક્ષીઓ જેમ પાછા ઝાડ ઉપર જઇ વિહાર કરતાં
બંધાઈ જાય તેમ તે પ્રાણી પણ ફરીને બંધન પામે
છે ૨૫ ભરતખંડના લોકોનું ભાગ્ય મોટું છે જે
લોકો શ્રદ્ધાથી યજ્ઞમા વિવિધ વિધિના વિભાગો
પ્રમાણે યથાર્થ મંત્રો ભણીને ચરુ તથા પુરોડાશ
દેવતાઓને અર્પણ કરે છે તે પદાર્થને પૂર્ણ કામ-
નાવાળા તથા જેને ઇન્દ્રાદિકના જુદા જુદા નામોથી
ઓળખવામા આવે છે તે સર્વ કામનાના સ્વામી
એવા પ્રભુ પ્રસન્ન થઇને ગ્રહણ કરે છે ૨૬ ઉપર
કહેલા સકામ પુરુષો કરતા નિષ્કામ પુરુષો વધારે
ઉત્તમ છે, કારણ કે ભગવાનની પાસે યાચના કર-
નારને ભગવાન તેની ઇચ્છા પ્રમાણે ફળ આપે છે.
પરંતુ તે પ્રમાણે યાચના કરવાથી ભગવાન મોક્ષ
આપતા નથી, કારણ કે એક વસ્તુ માગ્યા પછી
ફરીને મનુષ્ય બીજી વસ્તુ પણ માગે છે, માટે
જેઓ નિષ્કામ થઈ ભગવાનની સેવા કરે છે
તેમની સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારુ પોતાનું
ચરણપલ્લવ (મોક્ષ) તે આપે છે ૨૭ અમે
સ્વર્ગનુ સુખ ભોગવ્યુ છે, તેમાથી જે કંઈ બાકી
રહ્યુ હોય તે ઉત્તમ યજ્ઞના શ્રેષ્ઠ ફળને લીધે, સારા
વ્યાખ્યાનના અને યજ્ઞયાગાદિકના શ્રેષ્ઠ ફળને લીધે
અમારો જન્મ ભરતખંડમા થાઓ અને અમને
ભગવાનના ચરણનુ ત્યા સ્મરણ રહો, કારણ કે જ્યા
પોતાને ભજનારા લોકોનું શ્રીહરિ કલ્યાણ કરે છે ૨૮

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા! કેટલા-
એક વિદ્વાનો જંબુદ્વીપના બીજા આઠ ઉપદ્વીપો છે
એવુ કહે છે તે આઠ ઉપદ્વીપો સગરના પુત્રો અશ્વ-
મેધના ઘોડાની શોધ કરવા પૃથ્વીને ચારે તરફથી
ખોદતા ખોદતા ગયા તેને લીધે થયેલા છે. ૨૯ તેનાં
નામ સ્વર્ણપ્રસ્થ, ચંદ્રશુકલ, આવર્તન, રમણક, મંદર,
હરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા ૩૦ હે પરી-
ક્ષિત! મે તમારી આગળ ઉપર પ્રમાણે જંબુદ્વી-
પના ખંડોનો વિસ્તાર મુનિઓના કહેવા પ્રમાણે
વર્ણવી બતાવ્યો ૩૧

**एवं तव भारतोत्तम जंबुद्वीपवर्षविभागो**
**यथापदेशमुपवर्णित इति ॥ ३१ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कंधे**
**एकोनविंशतितमोऽध्यायः**

# અધ્યાય ૨૦ મો.‡

## પ્લક્ષાદિ દ્વીપો ને લોકાલોકનું વર્ણન.

**શ્રીશુક ઉવાચ**

**अत: परं प्लक्षादीनां प्रमाणलक्षण**
**संस्थानतो वर्षविभाग उपवर्ण्यते ॥१॥**

શુકદેવજી કહે છે—હવે હું પ્લક્ષ વગેરે દ્વીપોના ખંડોના વિભાગોનું પ્રમાણ લક્ષણ અને તેમની સ્થિતિનું વર્ણન કરીશ [૧] જેમ લાખ યોજનનો મેરુ પર્વત લાખ યોજન વિસ્તારવાળા જંબુદ્વીપથી વિંટાયેલો છે, તેમ જંબુદ્વીપ તેના જેવડા જ ખારા સમુદ્રથી વિંટાયેલો છે જેમ ઉંડી ખાઈ વનથી વિંટાયલી હોય તેમ ખારો સમુદ્ર પોતાના કરતા બમણા વિસ્તારવાળા પ્લક્ષદ્વીપથી વિંટાયેલો છે એ દ્વીપમા સુવર્ણમય પીપરનું એક ઝાડ છે તે એક લાખ યોજન ઉંચુ છે અને તેના નામ ઉપરથીજ પ્લક્ષદ્વીપ નામ પડેલુ છે તેમા સાત જિહ્વાવાળો અગ્નિદેવ રહે છે એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રત રાજાનો પુત્ર ઇધ્મજિહ્વ હતો તેણે પોતાના દ્વીપના સાત વિભાગ કરી તેજ નામવાળા તેના સાત પુત્રોને વહેંચી આપી પોતે યોગસમાધિવડે આ લોકોનો ત્યાગ કર્યો હતો [૨] પ્લક્ષદ્વીપમા શિવ, યવયસ, શુભ, શાંત, ક્ષેત્ર અમૃત ને અભય નામે સાત ખંડો છે તેની સરહદે પર્વતો અને નદીઓ પણ સાત છે [૩] મણિકુટ, વજ્રકુટ, ઇંદ્રસેન, જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ઠીવ ને મેઘમાલ, નામે સાત સેતુરૂપ પર્વતો અને અરુણા, નૃમ્ણા, આંગિરસી, સાવિત્રી, સુપ્રભાતા, ઋતંભરા અને સત્યંભરા નામે સાત નદીઓ છે એમા હંસ, પતંગ, ઉર્ધ્વાયન ને સત્યાંગ નામે ચાર વર્ણ છે તે લોકો ઉપરની નદીઓમા નહાય છે તેથી તેમના રજોગુણ ને તમોગુણ દૂર થાય છે તે સર્વ લોકોનું આયુષ્ય હજાર વર્ષનું છે પ્રજાનો દેખાવ અને ઉત્પત્તિ દેવના જેવી છે તે લોકો ત્રણ વેદમય અને સ્વર્ગના દ્વારરૂપ ભગવાન સૂર્યનારાયણનું પૂજન કરે છે [૪] ધર્મના, વેદના, શુભ અને અશુભ ફળના અધિષ્ઠાતા તથા પુરાણપુરુષ વિષ્ણુરૂપ સૂર્યનારાયણને તે ભજે છે [૫] પ્લક્ષ દ્વીપ વગેરે પાંચ દ્વીપોમા આયુષ્ય, ઇંદ્રિયસુખ, શરીરનુ બળ, મનનું બળ, ઇંદ્રિયોનું બળ, બુદ્ધિ તથા પરાક્રમ અને સ્વાભાવિક સિદ્ધિઓ સર્વ મનુષ્યોમા સમાન છે [૬] પ્લક્ષદ્વીપ જેમ પોતાના જેટલા માપવાળા ઇક્ષુરસના સમુદ્રથી વિંટાયલો છે તેમ તેના કરતા બમણો શાલ્મલી દ્વીપ મદિરાના સમુદ્રથી વિંટાયલો છે [૭] જે શાલ્મલી દ્વીપમા એક લાખ યોજન ઉંચુ શીમળાનું ઝાડ છે તેનીપર પક્ષીઓના રાજા ગરુડનો વાસ છે તે શીમળાના વૃક્ષ ઉપરથી તેનું શાલ્મલી દ્વીપ એવુ નામ પડેલુ છે [૮] તેના અધિપતિ પ્રિયવ્રતના પુત્ર યજ્ઞબાહુ રાજાએ પોતાના સાત પુત્રોને તેમના નામાનુસાર સાત ખંડ વહેંચી આપ્યા હતા તેમના નામ આ પ્રમાણે છે સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારિભદ્ર, આપ્યાયન ને અવિજ્ઞાત તે ખંડોમા સીમાના સાત પર્વતો અને સાત નદીઓ છે સ્વરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, મુકુંદ, પુષ્પાવર્ષ તથા સહસ્રશ્રુતિ, એ સાત પર્વતો પ્રખ્યાત છે અને અનુમતિ, સિનીવાલી, કુહુ, રજની, નંદા અને રાકા એ સાત નદીઓ છે [૧૦] શ્રુતધર, વીર્યધર, વસુન્ધર અને ઇષધર નામે ચાર વર્ણ વેદના મંત્રવડે વેદસ્વરૂપ ભગવાન ચંદ્રમાનુ યજન કરે છે ને નીચે પ્રમાણે સ્તુતિ કરે છે [૧૧]

### ચંદ્રમાની સ્તુતિ.

શુકલ પક્ષમા તથા કૃષ્ણ પક્ષમા પોતાના કિરણોથી દેવતાઓને તથા પિતૃઓને અન્ન વહેંચી આપનાર તથા સર્વ પ્રજાના રાજા ચંદ્રમા અમારા સન્મુખ રહો [૧૨] આ પ્રમાણે મદિરાના સમુદ્રથી બહારના ભાગમા તેના કરતા બમણો અને ઉપર પ્રમાણે ઘીના સમુદ્રથી વિંટાયલો કુશદ્વીપ છે એ દ્વીપમા દેવતાઓએ રોપેલુ દર્ભનું એક ઝાડ છે, તે ઉપરથી એ દ્વીપનું કુશદ્વીપ નામ પડેલુ છે બીજા અગ્નિના જેવુ તેજસ્વી દર્ભનુ તે ઝાડ દિશાઓને પ્રકાશિત કરે છે [૧૩] ત્યાંનો રાજા પ્રિયવ્રતનો પુત્ર હિરણ્યરેતા હતો, તેણે એના સાત વિભાગ કરી વસુ, વસુદાન, દઢરુચિ, નાભિગુપ્ત,

‡ આ અધ્યાયમા સમુદ્રોની સાથે પ્લક્ષાદિ છ દ્વીપોની સ્થિતિ કહેવામા આવશે તથા લોકાલોક પર્વતનુ બહારથી અને અંદરથી માપ બતાવવામા આવશે

સ્તુત્યવ્રત, વિવિક્ત તથા વામદેવ નામે સાત પુત્રોને વહેંચી આપી પોતે તપશ્ચર્યા કરવા ગયો હતો ૧૪ તેમના ખડોમા સીમાના સાત પર્વતો અને સાત નદીઓ છે તેમા ચક્ર, ચતુશૃગ, કપિલ, ચિત્રકુટ, દેવાનિક, ઉર્ધ્વરોમા ને દ્રવિણ પર્વતો છે રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવતાર્ભા, ઘૃતચ્યુતા ને મત્રમાલા એ સાત નદીઓ છે ૧૫ જે નદીઓના જળથી પવિત્ર થયેલા કુશદ્વીપના રહેવાસીઓ કુશળ, કોવિદ, અભિયુક્ત અને કુલક નામે ચાર વર્ણો અગ્નિરૂપ ભગવાનનુ કર્મની કુશળતાથી પૂજન કરે છે ૧૬

હે અગ્નિદેવતા ! તમે સાક્ષાત્ પરબ્રહ્મરૂપ શ્રીહરિને બલિ પહોચાડનારા છો, માટે ભગવાનના અગરૂપ દેવતાઓના નામે જે યજન થાય તે તમે પરમાત્માને પહોચાડજો ૧૭ તેમ ઘીના સમુદ્રની બહારના ભાગમા કુશદ્વીપ જેમ ઘીના સમુદ્રથી ચારે તરફ વિટાયલો છે તેમ પોતાના જેટલા વિસ્તારવાળા દૂધના સમુદ્રથી આ ક્રૌચદ્વીપ ચોતરફથી વિટાયલો છે જે દ્વીપમા ક્રૌચ નામનો મહા પર્વત છે તેના નામ ઉપરથી તેનુ ક્રૌચ એવુ નામ પડયુ છે ૧૮ કાર્તિકસ્વામીએ તેની તલેટીઓના ભાગોને અને કુજોને તોડી પાડયા હતા તોપણ ભગવાન વરુણ દુગ્ધના સમુદ્રોની છોળોથી તેને ભીંજવી તેનુ રક્ષણ કરે છે ૧૯ તે ક્રૌચ દ્વીપમા પ્રિયવ્રત રાજાનો પુત્ર ઘૃતપૃષ્ઠ રાજ્ય કરતો હતો તેણે તેના સાત વિભાગ કરી પુત્રોને નામે નામવાળા તે ખડોમા રાજ્યાભિષેક કર્યો અને પોતે પરમ કલ્યાણકારક કીર્તિવાળા તથા સર્વના આત્મારૂપ ભગવાન શ્રીહરિના ચરણારવિંદને શરણે ગયો હતો ૨૦ આમ મધુરુહ, મેઘપૃષ્ઠ, સુધામા, ભ્રાજીષ્ઠ, લોહિતાર્ણ ને વનસ્પતિ એ ઘૃતપૃષ્ઠના પુત્રો હતા એ પુત્રોના ખડોમા સાત સીમા પર્વતો તથા સાત નદીઓ પ્રખ્યાત છે તેમા શુકલ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નદ, નદન તથા સર્વતોભદ્ર નામે સાત પર્વતો છે અને અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, પવિત્રવતી ને શુકલા નામે સાત નદીઓ છે ૨૧ એ નદીઓના પવિત્ર અને નિર્મળ જળનો ઉપયોગ કરનારા પુરુષ, ઋષભ, દ્રવિણ તથા દેવક નામે તે ખડના પુરુષો પૂર્ણ અજલિવડે જળના દેવ, જળમય એવા વરુણ ભગવાનનુ યજન કરે છે ૨૨ તમે પરમાત્માની પાસેથી પરાક્રમ મેળવ્યુ છે અને તમે ત્રણ લોકના પાપને ટાળનારા છો, માટે અમે તમારો સ્પર્શ કરીએ છીએ તમે અમારા શરીરોને પવિત્ર કરો, કારણ કે તમે તમારા સ્વરૂપવડે સર્વ પાપ હરણ કરનારા છો ૨૩

આ પ્રમાણે પ્રથમ કહેલા દુગ્ધના સમુદ્રની પછી ફરતો શાકદ્વીપ આવેલો છે તેનો વિસ્તાર બતરીસ લાખ યોજનનો છે અને તેટલા લાખ યોજનના દહીંના રસના સમુદ્રથી વિંટાયલો છે તે દ્વીપમા શાક નામનું એક વૃક્ષ છે, તેના ઉપરથી તેનુ નામ પડયુ છે તેની સુગધ તે દ્વીપને સુગધવાન કરે છે ૨૪ તે ખડનો અધિપતિ પ્રિયવ્રતનો પુત્ર મેધાતિથિ હતો, તેણે પણ સાત ખંડોનો વિભાગ પાડી પુત્રના નામે નામવાળા તે ખંડોમા પુરોજવ, મનોજવ, પવમાન, ધૂમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ અને વિશ્વાધાર નામે પોતાના પુત્રોને અધિપતિ તરીકે મુકીને પોતે ભગવાન અનત ગુણવાળા શ્રીપરમાત્મામા મનને પરોવીને તપોવનમા ગયો હતો ૨૫ એ ખડોની સીમાના પર્વતો અને નદીઓ સાત સાત છે, તેમા ઈશાન ઉરૂશૃગ, બળભદ્ર, શતકેસર, સહસ્રસ્રોત, દેવપાળ અને મહાનસ એ સાત પર્વતો છે અને અનઘા, આયુર્દા, ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પચનદી, સહસ્રસ્રોતિ ને નિજધૃતિ એ સાત નદીઓ છે ૨૬ તે ખડના વાસી ઋતવ્રત, સત્યવ્રત, દાનવ્રત તથા અનુવ્રત નામે પુરુષો પ્રાણાયામવડે રજોગુણથી ને તમોગુણથી રહિત પરમ સમાધિવડે વાયુરૂપ ભગવાનનુ યજન કરે છે ૨૭

જે પરમાત્મા પ્રાણ તથા અપાન વગેરે પોતાની વૃત્તિઓથી સર્વ પ્રાણીઓની અદર પ્રવેશ કરી રક્ષણ કરે છે, તથા આખુ જગત્ સ્પષ્ટ રીતે જેમના અધીનમા છે, એવા સર્વના અતર્યામી સાક્ષાત્ ભગવાન અમારું રક્ષણ કરો ૨૮ ઉપર પ્રમાણે જ દહીંના રસના સમુદ્ર પછી પુષ્કર નામે દ્વીપ આવેલો છે આ દ્વીપ દધિસાગર કરતા બમણા વિસ્તારનો

છે ને તેની આસપાસ વિંટાયલો છે અને તે પોતાના જેવડા જ મીઠા જળના સમુદ્રથી બહારના ભાગમાં વિંટાયેલો છે જે દ્વીપમા ભગવાન બ્રહ્મા માટે એક મોટુ સુવર્ણનું કમલાસન ગોઠવેલુ છે જે કમળની લાખો પાખડીઓ અગ્નિની શિખા જેવી છે ૨૯ વળી તેની વચ્ચે માનસોત્તર નામે પર્વત આગલા તથા પાછલા ખડની મર્યાદારૂપ છે તે દશ હજાર યોજન ઉંચો અને પહોળો છે, એ પર્વત ઉપર ચાર દિશાઓમા ઇંદ્રાદિક લોકપાળોના ચાર નગર છે અને મેરુને પરિક્રમા કરતા સૂર્યના રથનું વર્ષ રૂપી પૈડુ માનસોત્તર પર્વત ઉપર દક્ષિણાયન તથા ઉત્તરાયન રૂપે ફર્યા કરે છે ૩૦ એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો પુત્ર વીતિહોત્ર હતો તે રમણુક તથા ધાતકી નામના પોતાના બે પુત્રોને એ બે ખડના અધિપતિ બનાવી પોતાના વડા ભાઇઓની પેઠે ભગવાનની સેવામા લાગી ગયો હતો ૩૧ તે ખડના સર્વ પુરુષો સકામ કર્મથી બ્રહ્માનું તેમજ મનુષ્યના કર્મના ફળરૂપ, પરબ્રહ્મના સ્વરૂપને જણાવનાર, એક પરમેશ્વર ઉપર જેમની નિષ્ઠા છે અને તેને લીધે વસ્તુતાએ અદ્વૈતરૂપ એવા શાતમૂર્તિ પરમાત્માનુ જે પૂજન કરે છે, તે ભગવાનને અમે પણ નમીએ છીએ ૩૩

શુકદેવજી કહે છે–મીઠા જળના સમુદ્રની પછી લોકાલોક નામે એક મોટો પર્વત આવેલો છે લોક તથા અલોક નામના બન્ને લોકનો વિભાગ કરવા માટે તે બન્નેની વચ્ચે તેને ઉભો કરેલો છે ૩૪ માનસોત્તર અને મેરુ પર્વતની વચ્ચે જેટલુ અતર છે, તેટલા પ્રમાણુની એટલે દોઢ કરોડ અને સાડાસાત લાખ યોજનની બીજી ભૂમિ મીઠા સમુદ્રની પેલી પાર છે ત્યા આગળ પણ પ્રાણીઓ વસે છે અને તે પછી બીજી સુવર્ણની ભૂમિ આવે છે, તેનું માપ આઠ કરોડ અને ઓગણચાળીશ લાખ યોજનનું છે, અને તે દર્પણના જેવુ સ્વચ્છ છે તેમા કોઈ પણ પદાર્થ નાખ્યો હોય તો તે કોઈ પણ રીતે પાછો હાથ આવતો નથી તેથી સર્વ પ્રાણીઓ તે ભૂમિનો ત્યાગ કરે છે ૩૫ ત્યાર પછી લોકાલોક પર્વત વચ્ચે આવવાથી લોક ને અલોકની મર્યાદા થયેલી છે. ૩૬ ઇશ્વરે તે પર્વતને ત્રણ લોકની સીમા ઉપર મૂકેલો છે જેની આડચણને લીધે સૂર્યથી માડી છેક ધ્રુવ સુધીના તેજસ્વી પદાર્થોના કિરણો, જે પેલી તરફના લોકમા અજવાળુ કરે છે, તે કિરણો કોઈ પણ દિવસ પર્વતની બીજી તરફના લોકમા અજવાળુ કરી શકતા નથી તે પર્વત પહોળો પણ બહુ જ છે ૩૭ વિદ્વાનોએ આ પ્રમાણે લોકાલોકનું માપ, લક્ષણ તથા સ્થિતિનો નિર્ણય કરેલો છે તે લોકાલોક પર્વત પચાસ કરોડની પૃથ્વીના ચોથા ભાગમા રહેલો છે, એટલે મેરુ પર્વતની ચારે દિશાઓથી સાડા બાર લાખ યોજન દૂર આવેલો છે ૩૮ સર્વ જગતના ગુરુ બ્રહ્માએ તેની ઉપર ચારે દિશાઓમા ઋષભ, પુષ્કરચુડ, વામન ને અપરાજિત નામે ચાર દિગ્ગજો રાખેલા છે એ ચાર હાથીઓના આધાર ઉપર સર્વલોકની સ્થિતિ રહેલી છે ૩૯ મહા પુરુષ એવા વિભૂતિઓના પતિ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ઐશ્વર્ય આદિ અષ્ટ મહા સિદ્ધિની મૂર્તિરૂપ સત્વગુણને ધારણ કરનાર વિશ્વક્સેન વગેરે મોટા પાર્ષદોથી વિંટાયલા, પોતાના ઉત્તમ આયુધોથી શોભતા ભુજદડવાળા, અતર્યામી ભગવાન, દિગ્ગજોની ને વિભૂતિરૂપ ઇંદ્રાદિ લોકપાળોની અનેક પ્રકારની શક્તિઓની વૃદ્ધિ કરવા અને સર્વ લોકાના કલ્યાણને અર્થે લોકાલોક નામના મહા પર્વત ઉપર રહે છે ૪૦ ભગવાન પોતાની યોગમાયાથી રચેલા અનેક પ્રકારના લોકોના વ્યવહારની રક્ષા કરવા એક કલ્પ સુધી અવતાર લઇ ત્યા લીલા કરે છે ૪૧ લોકનો જેટલો વિસ્તાર છે તેટલો અલોકનો પણ વિસ્તાર છે જે અલોક લોકાલોકાચળની બહારના ભાગમા આવેલો છે અને તે અલોકની પેલી તરફ યોગીશ્વરોને મળતી પરમ ગતિનું સ્થાન છે આકાશ અને ભૂમિની વચ્ચે એટલે બ્રહ્માડની નીચે અને ઉપરના ભાગની વચ્ચે સૂર્ય ભગવાન છે સૂર્યની અને બ્રહ્માડની ઉપરના ગોળાની વચ્ચે પચ્ચીસ કરોડ યોજનનું અતર છે તેમ નીચેના ગોળા સાથે પણ પચ્ચીસ કરોડ યોજનનું અતર છે ૪૨-૪૩ આ ચેતન વિનાના બ્રહ્માડમા સૂર્ય વિરાટરૂપે પેદા હતા તેથી તે માર્તંડને નામે

ઓળખાય છે અને સુવર્ણ જેવા પ્રકાશતા બ્રહ્માંડમાંથી ઉત્પન્ન થવાને લીધે હિરણ્યગર્ભ કહેવાય છે [૪૪] સૂર્યથી દિશાઓનો, સ્વર્ગનો, પૃથ્વીનો, મોક્ષનો, નરકનો, પાતાળનો અને બીજા સર્વ વિભાગોનો ભાગ પડે છે [૪૫] દેવતા, પક્ષીઓ, મનુષ્યો, સર્પો, લતાઓ ને સર્વ જીવોના આત્મા અને મનના અધિષ્ઠાતા ત્યા આગળ સૂર્યદેવ છે [૪૬]

देवतिर्यङ्मनुष्याणां सरीसृपसवीरुधाम् ।
सर्वजीवनिकायानां सूर्य आत्मादृगीश्वर ४६
इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
विंशतितमोऽध्याय

## અધ્યાય ૨૧ મો. †

### સૂર્યનું રાશિઓમાં ભ્રમણ.

श्रीशुक उवाच
एतावानेव भूवलयस्य सन्निवेश ।
प्रमाणलक्षणतो व्याख्यात ॥ १ ॥

શુકદેવજી કહે છે—ભૂમંડળના પ્રમાણ અને લક્ષણનો આટલો વિસ્તાર કહ્યો [૧] ભૂમંડળના વિસ્તાર ઉપરથી આકાશમંડળનું માપ ગણાય છે. જેમ કે ચોળાની દાળમાની એક દાળથી બીજીનુ માપ જાણવામા આવે છે તેમ ભૂગોળના માપ ઉપરથી ખગોળનું માપ જાણવામા આવે છે પૃથ્વી અને આકાશ બન્નેની વચ્ચે અંતરિક્ષ આવેલુ છે અને તે બન્નેની સાથે વળગેલુ છે [૨] એ અંતરિક્ષના મધ્યમા રહેલા સૂર્યનારાયણ ત્રણે લોકને તપાવે છે અને પોતાના પ્રકાશથી ત્રણે લોકને ઉજ્જ્વળ કરે છે તે સૂર્ય ઉત્તરાયણ, દક્ષિણાયન તથા વૈષુવત નામની મંદ, શીઘ્ર અને સમાન ગતિથી સમય પ્રમાણે ઉપરના, નીચેના તથા સપાટ માર્ગમા થઈ મકર રાશિઓમા દિવસોને તથા રાત્રિઓને લાબા ટુંકા તથા સરખા કરે છે. [૩] જ્યારે મેષ તથા તુલા રાશિમા તે હોય છે ત્યારે દિવસ અને રાત્રિ સરખા થાય છે જ્યારે વૃષ, મિથુન, કર્ક, સિંહ ને કન્યા રાશિમા હોય છે ત્યારે દિવસો મોટા અને રાત્રિઓ મહિને મહિને એક એક ઘડી ઓછી થતી જાય છે. [૪] જ્યારે તે વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન રાશિઓમા હોય છે ત્યારે દિવસો નાના અને રાત્રિઓ મોટી થાય છે [૫] સૂર્ય દક્ષિણાયનમા આવે ત્યાં સુધી દિવસો વધે છે અને ઉત્તરાયણમા જાય ત્યા સુધીમા રાત્રિઓ વધે છે [૬] આ પ્રમાણે માનસોત્તર પર્વતને ફરતા નવ કરોડ અને એકાવન લાખ યોજનનો માર્ગ તે ઓળગે છે માનસોત્તર પર્વત ઉપર મેરુની પૂર્વ દિશામા દેવધાની નામે ઇંદ્રની પુરી છે, દક્ષિણ દિશામા યમ રાજાની સંયમની નામે પુરી છે, પશ્ચિમ દિશામા વરુણની નિમ્લોચની નામે પુરી છે અને ઉત્તર દિશામા સોમની વિભાવરી નામે પુરી છે તે તે પુરીઓમા સમય પ્રમાણે પ્રાણીઓને પ્રવૃત્તિ માર્ગમા લગાડનારા સૂર્યોદય, મધ્યાહ્ન, સૂર્યાસ્ત અને મધ્યરાત્ર વગેરે થયા કરે છે. જેઓ મેરુની દક્ષિણ દિશામા રહે છે, તેઓને ઇંદ્રની પુરીથી ઉદયાદિક થાય છે, જેઓ મેરુની પશ્ચિમ દિશામા રહે છે તેઓને યમની પુરીથી ઉદયાદિક થાય છે, જેઓ મેરુની ઉત્તર દિશામા રહે છે તેઓને વરુણની પુરીથી ઉદયાદિક થાય છે અને જેઓ મેરુની પૂર્વ દિશામા રહે છે તેઓને સોમની પુરીથી ઉદયાદિક થાય છે. [૭] મેરુ પર્વત ઉપર રહેનારા લોકોને સૂર્ય સદા મધ્યાહ્ન કાળના જેવો જ તપ્યા કરે છે અને તે નક્ષત્રોની સામે ગતિ કરીને મેરુને પોતાની ડાબી તરફ રાખીને ફરે છે, તોપણ મેરુ પર્વત પ્રવહ નામના ફરતા જ્યોતિશ્ચક્રને લીધે સૂર્યની જમણી તરફ રહે છે [૮] સૂર્ય જ્યા આગળ ઉદય પામે છે, ત્યાથી બરાબર સમરેખામા અસ્ત પામે છે અને જ્યા મધ્યાહ્ન થાય છે ત્યાથી બરાબર સમાન રેખામા મધ્ય રાત્રી થાય છે જેઓ સૂર્યને દેખે છે તેઓ સૂર્ય જ્યારે બરાબર સમરેખામા આવેલા સામા સ્થાનમા જાય છે ત્યારે તેને દેખતા નથી [૯] સૂર્ય ઇંદ્રની પુરીમાથી ચાલે છે, તે પંદર ઘડીમા સવા બે કરોડ સાડા બાર લાખ અને પચીસ હજાર યોજનનો વિસ્તાર કાપે છે [૧૦] આવી રીતે પંદર ઘડીમા ઉપર કહ્યા પ્રમાણે તે માર્ગ વટાવીને યમની પુરીમાથી વરુણની પુરીમા

† આ અધ્યાયમા નિરંતર કાળ ચક્રવડે ભ્રમણ કરતા ભગવાન સૂર્યનુ રાશિઓમા જવુ અને રાશિઓની ગતિ પ્રમાણે લોકની મર્યાદા કહેવામા આવશે.

જાય છે ને વરુણની પુરીમાંથી સોમની પુરીમાં જાય છે ને સોમની પુરીમાંથી પાછા ઇંદ્રની પુરીમા જાય છે, તેમ જ બીજા સોમ વગેરે ગ્રહો નક્ષત્રોની સાથે જ્યોતિશ્ચક્રમાં ઉદય પામે છે અને નક્ષત્રોની સાથે જ તેમનો અસ્ત થાય છે ૧૨

આ પ્રમાણે વેદરૂપ સૂર્યનો રથ એક મહૂર્તમા ચારે પુરીઓને ફરીને ચોત્રીસ લાખ અને આઠસો યોજનનો વિસ્તાર કાપે છે ૧૨ જે સૂર્યના રથનું સંવત્સર (વર્ષ) રૂપ એક પૈડું બાર આરા (માસ) વાળુ છે, છ (ઋતુ) પાટાવાળુ છે અને ત્રણ (શિયાળો, ઉનાળો અને ચોમાસુ) કુંડળીઓવાળુ છે. તેના અક્ષનો—આકડાનો ઉપરનો ભાગ મેરુ પર્વતની ઉપર આવેલો છે, જેની અંદર પરોવેલુ અને ઘાણીની પેઠે ફરતું સૂર્યના રથનુ પૈડુ માનસોત્તર નામે પર્વત ઉપર ફર્યા કરે છે ૧૩ તે અક્ષમા બીજો અક્ષ છે, જે માપમા પ્રથમના અક્ષનો એક ચતુર્થાંશ છે તે અક્ષ ઘાણીની પેઠે ફરતો ફરે છે અને તેનો ઉપરનો ભાગ ધ્રુવમા રહે છે ૧૪ રથની છત્રી છત્રીસ લાખ યોજન લાંબી અને તેના એક ચતુર્થાંશ જેટલી પહોળી છે. સૂર્યના રથની ધોસરી પણ તેટલી જ મોટી છે, જેમા વરુણે જોડેલા ગાયત્રી વગેરે છંદના નામવાળા સાત ઘોડાઓ સૂર્યના રથને ખેંચે છે ૧૫ સારથિના કામમા જોડાયેલો સૂર્યનો સારથિ અરુણ સૂર્યની આગળ બેસે છે, તોપણ તેનું મુખ આથમણી દિશા તરફ રહે છે ૧૬ અંગુઠાના ટેરવા જેટલી કાયાવાળા વાલખિલ્ય નામે સાઠ હજાર ઋષિઓ સૂર્યની આગળ સ્તુતિ કરવા માટે રહે છે તેઓ સૂર્યની આગળ ઉભા રહી સ્તુતિ કરતા ચાલે છે. ૧૭ બીજા ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રાક્ષસો અને દેવતાઓ જેઓ એક એક ગણતા ચૌદ અને બબ્બે ગણતા સાત સાતના ગણ ગણાય છે, તેઓ જોડું થઇને મહિને મહિને ભિન્ન ભિન્ન નામવાળા સૂર્ય નારાયણની જુદા જુદા વૈદિક કર્મો કરીને સેવા કરે છે આ આખા ભૂમંડળનું માપ સાડા નવ કરોડ અને એક લાખ યોજન છે, તેમા સૂર્ય એક ક્ષણમા બે હજાર યોજન અને બે ગાઉ જેટલો વિસ્તાર કાપતા ફરે છે ૧૯

लक्षोत्तरं सार्धनवकोटियोजनपरिमंडलं भूवलयस्य । क्षणेन सगव्यूत्युत्तरं द्विसहस्रयोजनानि स भुंक्ते ॥ १९ ॥

इति श्रीमद्भागवते महापुराणे पञ्चमस्कंधे एकविंशतितमोऽध्यायः

# અધ્યાય ૨૨ મો.†

## ગ્રહોની ગતિનાં શુભાશુભ ફળ.

राजोवाच

यदेतद्भगवत आदित्यस्य मेरुं ध्रुवं च प्रदक्षिणेन परिक्रामतो राशीनामभिमुखं प्रचलितं चाप्रदक्षिणं भगवतोपवर्णितममुष्य वयं कथमनुमीमहीति ॥ १ ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે શુકદેવજી! આપે કહ્યુ કે મેરુ અને ધ્રુવને જમણી તરફ રાખીને ફરનારા ભગવાન સૂર્યનારાયણ રાશિઓની સામે ચાલે છે તેમજ મેરુ અને ધ્રુવ પોતાના ડાબા પડખા ઉપર રહે તેમ પણ ચાલે છે એ પ્રમાણે સૂર્યનું પરસ્પર વિરુદ્ધ ચાલવુ એમ કેમ માની શકીએ? ૧

શુકદેવજી કહે છે— જ્યારે કુંભારનું ચાક ફરતુ હોય ત્યારે તેને આધારે રહેલા કીડી વગેરે પ્રાણીઓની ગતિ તેની ગતિથી જુદા પ્રકારની હોય છે. કારણ કે, તેની જુદી જુદી જગાઓમા પણ તે રહેલા જોવામા આવે છે, તેમજ નક્ષત્રોની રાશિઓ ઉપરથી જાણવામા આવતુ કાળચક્ર જે ધ્રુવની અને મેરુની જમણી તરફ દોડે છે, તેની સાથેજ તેને આધારે રહેલા સૂર્યાદિક ગ્રહો જો કે ફર્યા કરે છે તોપણ ગ્રહોની ગતિ જુદા પ્રકારની હોય છે, કારણ કે તેઓ બીજા નક્ષત્રોમા અને બીજી રાશિઓમા જોવામા આવે છે અર્થાત્ કાળચક્રની ગતિને લીધે મેરુ અને ધ્રુવ તેમના જમણા પડખા પર રહે છે અને તેઓ પોતાની ગતિવડે રાશિઓની સામે ચાલે છે, અને તેથી મેરુ અને ધ્રુવ તેની ડાબી બાજુએ રહે છે ૨ તે ભગવાન સૂર્ય, આદિ પુરુષ ને સાક્ષાત્ નારાયણ છે મોટા વિદ્વાનો પણ વેદ વડે તેમને જાણવાની

† આ અધ્યાયમા ચંદ્ર, શુક્ર વગેરે ગ્રહોના ઉત્તરોત્તર સ્થાનકો કહેવાશે તથા તે તે ગ્રહોની ગતિ ઉપરથી મનુષ્યોને મળતા શુભાશુભ ફળો કહેવાશે

ઇચ્છા કરે છે તે લોકોના કલ્યાણ માટે વેદરૂપ તથા જુદા જુદા સમયે કરેલા કર્મોને લીધે જીવને શુદ્ધ કરનારા પોતાના સ્વરૂપના બાર વિભાગ કરીને વસંત આદિ છ ઋતુઓ બાંધી, તેઓમા પ્રાણીઓના પ્રારબ્ધ પ્રમાણે ટાઢ, તડકો, વરસાદ વગેરે ધર્મો ઉત્પન્ન કરે છે [૩] વર્ણ અને આશ્રમના આચારને પાળનારા પુરુષો આ લોકમા વેદવિદ્યાથી નાના મોટા કર્મોથી ને યોગસાધનાઓથી તેમનુ શ્રદ્ધાથી યજન કરતા પરિશ્રમ વિના કલ્યાણ સંપાદન કરે છે [૪] સર્વ લોકોના આત્મારૂપ તે આકાશ અને પૃથ્વીની વચ્ચે આવેલા અંતરિક્ષમા રહેલા કાળચક્રની મધ્યે રહેલા છે રાશિઓના નામ ઉપરથી જેમના નામ પાડેલા છે, એવા વર્ષના અવયવભૂત બાર માસનો ઉપભોગ કરે છે. બે પખવાડીઆનો એક મહિનો ગણાય છે અને એ પિતૃઓનો એક દિવસ અને એક રાત્રિ કહેવાય છે અને ચંદ્રના માન પ્રમાણે તે મહિનો ગણાય છે સૂર્ય સવા બે નક્ષત્રનો ઉપભોગ કરે ત્યારે એક મહિનો થયો કહેવાય છે અને તે મહિનો સૂર્યના માન પ્રમાણે ગણાય છે સૂર્ય જેટલા કાળમા બે રાશિને ભોગવે તેટલો સમય ઋતુ કહેવાય છે. અને તે વર્ષનો એક અવયવ કહેવાય છે [૫] સૂર્ય જેટલા સમયમા આકાશનો અર્ધ ભાગ ફરી રહે તેટલા કાળને અયન કહે છે [૬] સ્વર્ગ અને પૃથ્વીના મંડળની વચ્ચે આવેલા આકાશમંડળને જેટલા કાળમા સૂર્ય ફરી વળે તેટલા સમયને વર્ષ કહે છે આ વર્ષમા સૂર્યની ધીમી, ઉતાવળી તથા સમાન એવી ત્રણ ગતિઓ થાય છે વર્ષમા સૂર્યના પાચ ભેદો કહેલા છે.—સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર [૭]

તે પ્રમાણેજ ચંદ્રમા સૂર્યના કિરણોની ઉપર એક લાખ યોજન દૂર જોવામા આવે છે અને તેની ગતિ એટલી તો ઉતાવળી છે કે તે એક વર્ષમા જેટલુ ચાલે છે તેટલુ ચંદ્રમા બે પખવાડિયામા ચાલે છે સૂર્ય જેટલુ મહિનામા ચાલે છે તેટલુ ચંદ્રમા સવા બે દિવસમા ચાલે છે અને સૂર્ય જેટલુ એક પખવાડિયામા ચાલે છે તેટલુ ચંદ્રમા એક દિવસમા ચાલે છે. [૮] જેમા ચંદ્રમાની કળાઓ પૂર્ણ થતી જાય છે તે શુકલ પક્ષ દેવતાઓનો દિવસ ગણાય છે. તથા જેમા ચંદ્રમાની કળાઓ ઓછી થતી જાય છે તે કૃષ્ણ પક્ષ પિતૃઓનો દિવસ ગણાય છે આ પ્રમાણે ચંદ્ર, શુકલ પક્ષ અને કૃષ્ણ પક્ષવડે દેવતાઓના અને પિતૃઓના દિવસ તથા રાત્રિઓ નિર્માણ કરે છે, અન્નમય હોવાથી સર્વ જીવોના સમૂહને જીવાડે છે અને તેટલા માટેજ જીવરૂપ ગણાતો ચંદ્ર ત્રીસ મુહૂર્ત એટલે સાઠ ઘડી એક એક નક્ષત્રને ભોગવે છે. [૯] ભગવાન ચંદ્રમા સોળ કળાવાળા છે તે મનોમય, અન્નમય તથા અમૃતમય છે દેવતા, પિતરો, મનુષ્ય, ભૂત, પશુ, પક્ષીઓ, સર્પ અને લતાઓને જીવન આપવુ અને તૃપ્ત કરવા એ તેમનો સ્વભાવ હોવાથી તે 'સર્વમય' કહેવાય છે [૧૦] ચંદ્રમાની ઉપર લાખ યોજન દૂર નક્ષત્રો આવેલા છે અને ઈશ્વરે કાળચક્રમા જોડેલા તે મેરુપર્વતની પ્રદક્ષિણા કરે છે અભિજીતની સાથે ગણતા તે અઠ્ઠાવીસ છે. [૧૧] તેની ઉપર બે લાખ યોજન દૂરથી શુક્રનો તારો જોવામા આવે છે તે સૂર્યની આગળ પાછળ તથા તેની સાથેજ ઉતાવળી, ધીમી અને સરખી ગતિવડે તેની માફક ફરે છે, એમ ઘણુ કરીને તેની ગતિ ઉપરથી જણાય છે શુક્ર નિત્ય લોકોને અનુકૂળ રહે છે અને જળની વૃષ્ટિને અટકાવનાર ગ્રહને શાંત કરીને જળની વૃષ્ટિ કરે છે [૧૨] બુધને પણ શુક્રના જેવો કહેલો છે. બુધ ચંદ્રમાનો પુત્ર થાય છે અને તે શુક્રની ઉપર બે લાખ યોજન દૂર રહેલો છે તે ઘણુ કરીને સર્વ લોકોનુ શુભ કરે છે, પરંતુ જ્યારે સૂર્યથી વિખુટો પડે છે ત્યારે પોતાના અતિચારથી વૃથા વાદળાંના તથા અનાવૃષ્ટિના ભયની સૂચના કરે છે [૧૩] બુધની ઉપર બે લાખ યોજન દૂર મંગલ રહેલો છે તે જો વક્રગતિથી ચાલતો ન હોય તો ત્રણ ત્રણ પખવાડિયે એક એક રાશિને એમ બાર રાશિઓને ભોગવે છે તે ગ્રહ ઘણુ કરીને અશુભ અને દુ:ખ દેનાર છે [૧૪] મંગળ ઉપર બે લાખ યોજન દૂર બૃહસ્પતિ છે તે વક્રગતિથી ચાલતો ન હોય તો ઘણુ કરીને એક વર્ષે એક એક રાશિને ભોગવે છે અને તે બ્રાહ્મણના કુળને અનુકૂળ રહે છે [૧૫] બૃહસ્પતિની ઉપર બે લાખ યોજન દૂર શનૈશ્ચર રહેલો છે, તે એક એક

રાશિને ત્રીસ ત્રીસ મહિના સુધી ભોગવે છે અને તેટલાંજ વર્ષોએ સર્વ ગ્રહોને ફરી રહે છે તે ઘણુ કરીને સર્વને દુ.ખી કરે છે ૧૬ શનૈશ્ચરની ઉપર અગિયાર લાખ યોજન દૂર સપ્તર્ષિઓ રહેલા છે, સપ્તર્ષિઓ જગતનું કલ્યાણ કરતા ભગવાન વિષ્ણુના પરમ ધામરૂપ ધ્રુવની પ્રદિક્ષણા કર્યા કરે છે* ૧૭

तत उत्तरस्मादृषय एकादशलक्ष योजनांतर उपलभ्यन्ते य एव लोकानां शमनुभावयता भगवतो विष्णोर्यत्परमपदं प्रदक्षिणं प्रक्रमन्ति ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे द्वाविंशोऽध्यायः

## અધ્યાય ૨૩ મો. $

### જ્યોતિશ્ચક્ર અને ધ્રુવ.

**श्रीशुक उवाच**

अथ तस्मात्परतस्त्रयोदशलक्षयोजनांतरतो यत्तद्विष्णोः परमं पदमभिवदन्ति यत्र ह महाभागवतो ध्रुव औत्तानपादिरग्निनेंद्रेण प्रजापतिना कश्यपेन धर्मेण च समकालयुग्भिः सबहुमान दक्षिणतः क्रियमाण इदानीमपि कल्पजीविना-माजीव्य उपास्ते तस्येहानुभाव उपवर्णितः ॥

શુકદેવજી કહે છે—સપ્તર્ષિઓની ઉપર તેર લાખ યોજનને છેટે વિષ્ણુનું પરમ ધામ આવેલું છે, જ્યા ભગવાનના ભક્ત અને પ્રિયવ્રત રાજાના પુત્ર ધ્રુવ રહે છે કલ્પ સુધી જીવનાર જીવોના આધાર અને એક બીજાની સાથે રહેનાર અગ્નિ, ઇંદ્ર, પ્રજાપતિ, કશ્યપ તથા ધર્મ નક્ષત્રરૂપે તે ધ્રુવની પ્રદિક્ષણા કર્યા કરે છે, ધ્રુવનો મહિમા હુ આગળ ચતુર્થ સ્કંધમા જણાવી ગયો છુ ૧ કોઇ દિવસ નહિ અટકનારા અને જેમનો વેગ જાણવામા આવતો નથી એવા ભગવાન કાળને લીધે ગ્રહ, નક્ષત્ર વગેરે સર્વ જ્યોતિશ્ચક્ર ફર્યા કરે છે ઇશ્વરે તે સર્વ ગ્રહોને તથા નક્ષત્રોને બાંધવા માટે ખીલા રૂપે નિર્માણ કર્યો હોય એવા ધ્રુવ નિત્ય પ્રકાશ કર્યા કરે છે ૨ જેમ ખળામાં હાલરે જોડેલા બળદો પોતાના સ્થાનકમા રહીને ધાન્યને છુટુ કરે છે તેમ તારાગણો અને નક્ષત્રો વગેરે ઉપર કહેલા કાળચક્રના બહારના ને અંદરના ભાગમાં જોડાઇ વાયુની પ્રેરણાથી ધ્રુવનો આશ્રય કરી એક કલ્પ સુધી ફર્યા કરે છે વાદળા અને પક્ષીઓ જેમ પોત પોતાના કર્મની સહાયતાથી વાયુને વશ રહી આકાશમા ઉડયા કરે છે તેમ પ્રકૃતિ અને પુરુષના સંયોગથી એક સાથે ગોઠવાયલા અને કર્મ પ્રમાણે જેમની ગતિ નિર્માણ થયેલી છે એવા તારાઓ આકાશમા ફર્યા કરે છે ૩ જ્યોતિશ્ચક્ર વિશાળ આકાશમા બળદના હાલરાની માફક રહેલુ છે આ પ્રમાણે કેટલાએક પંડિતો જ્યોતિશ્ચક્રનું વર્ણન કરે છે ૪ મસ્તક નીચુ કરી શરીરનું કુંડાળુ વાળીને બેઠેલા જ્યોતિશ્ચક્ર રૂપી બળદના અગ્રભાગમા ધ્રુવ રહેલા છે તેના પુંછડામા પ્રજાપતિ અગ્નિ, ઇંદ્ર અને ધર્મ રહેલા છે પુંછડાના મૂળમા ધાતા અને વિધાતા રહેલા છે કટિમા સપ્તર્ષિઓ રહેલા છે, જમણી તરફ કુંડાળુ વાળીને બેઠેલ તે બળદના જમણા પડખામાં ઉત્તર દિશા તરફ ફરનારા અભિજિત આદિ નક્ષત્રથી માંડીને પુનર્વસુ સુધીના ચૌદ નક્ષત્રો રહેલા છે અને ડાબા પડખામા દક્ષિણ દિશા તરફ ફરનારા પુષ્ય નક્ષત્રથી આદિ લઈ ઉત્તરાષાઢા સુધીના ચૌદ નક્ષત્રો રહેલા છે, જેને લીધે કુંડળની પેઠે જેમનું શરીર ગોળાકાર છે, એવા તે નક્ષત્રરૂપ બળદના બન્ને પડખાના અવયવો સરખી સખ્યામા રહેલા છે અજવીથિ (પિતૃયાન) બળદની પીઠ ઉપર રહેલી છે અને પેટમાં આકાશગંગા રહેલી છે ૫ વળી તેના જમણા અને ડાબા નિતંબ ઉપર પુનર્વસુ ને પુષ્ય નક્ષત્રો રહેલા છે. પાછલા જમણુ ને ડાબા પગોમા આર્દ્રા અને અશ્લેષા નક્ષત્રો રહેલા છે, તેના જમણા અને ડાબા નાકમાં અભિજિત અને ઉત્તરાષાઢા રહેલા છે, જમણી ને ડાબી આંખમા અનુક્રમે શ્રવણ અને પૂર્વાષાઢા રહેલાં છે જમણા અને ડાબા કાનમા ધનિષ્ઠા અને મૂળ નક્ષત્ર રહેલા છે ડાબા પડખાના હાડપિંજરોમાં દક્ષિણ દિશા તરફ ગતિ કરનારા મઘા વગેરે નક્ષત્રો

* આ બધુ ભૂગોળ અને ખગોળનુ વર્ણન પારાણિક કથાઓને લગતુ છે અસલના આર્યો જેઓ ખગોળમા કુશળ હતા તેમનું માનવુ આવુ ન હતુ અનુવાદક

† આ અધ્યાયમા જેને આધારે જ્યોતિશ્ચક્ર રહેલુ છે એવા ધ્રુવ સ્થાનનું વર્ણન કરવામા આવ્યું, શ્રીહરિની બળદના આકારમા સ્થિતિ કહેવાશે.

રહેલાં છે, અને તેનાથી સામા સ્થાનમા એટલે જમણા પડખાના હાડપિંજરોમા ઉત્તર તરફ ગતિ કરનારાં મૃગશીર્ષ આદિ નક્ષત્રો રહેલા છે જમણા અને ડાબા ખભામા શતભિષા અને જેષ્ઠા રહેલા છે ૬ ઉપલા ઓઠમાં અગસ્તિ, નીચેના ઓઠમા યમ, મુખમાં મંગળ, ઉપસ્થમા શનૈશ્ચર, ખુંધમા બૃહસ્પતિ, વક્ષસ્થળમા સૂર્ય, હૃદયમા નારાયણ, મનમા ચંદ્રમા, નાભિમા શુક્ર, સ્તનમા અશ્વિનીકુમારો, ગળામા રાહુ સર્વ અંગોમાં કેતુઓ અને રોમમા સર્વ તારાગણ રહેલો છે ૭ આ રીતે ભગવાન વિષ્ણુનું સર્વ દેવતામય રૂપ છે. મનુષ્યે નિરંતર વાણીને નિયમમાં રાખી ભગવાનના રૂપના દર્શન કરી નીચેનો મંત્ર ભણીને તેમની સ્તુતિ કરવી તેજના આશ્રયરૂપ કાળચક્રરૂપ ને કાળના પતિ એવા મહા પુરુષને અમે નમસ્કાર કરીએ છીએ, ને તેમનુ ધ્યાન ધરીએ છીએ ૮ ગ્રહ, નક્ષત્ર ને તારાગણ સર્વ દેવતારૂપ, ત્રણ કાળરૂપ, ઉપર કહેલા મંત્રનો જપ કરનારાઓના પાપનો નાશ કરનાર એવા શિશુમાર ચક્રને જે મનુષ્ય ત્રણે કાળ નમસ્કાર કરે અને સભારે તે, મનુષ્યનુ તે તે સમય ઉપર થયેલુ પાપ નાશ પામે છે ૯

ग्रहर्क्षतारामयमाधिदैविक पापापह
मन्त्रकृतां त्रिकालम् ।
नमस्यत स्मरतो वा त्रिकाल
नश्येत तत्कालजमाशु पापम् ॥ ९ ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कन्धे
त्रयोविंशोऽध्यायः

## અધ્યાય ૨૪ મો. ‡

### ગ્રહોનું ને પાતાળોનુ વર્ણન.

श्रीशुक उवाच

अधस्तात्सवितुर्योजनायुते स्वर्भानुर्नक्षत्रवच्चरतीत्येके योसावमरत्व ग्रहत्व चालभत भगवदनुकम्पया स्वयमसुरापसदः सैंहिकेयो ह्यतदर्हस्तस्य तात जन्म कर्माणि चोपरिष्टाद्वक्ष्याम. ॥ १ ॥

‡ આ અધ્યાયમા સૂર્યની નીચે આવેલા રાહુ વગેરેની ક્રમવાર સ્થિતિ કહેવામા આવશે તથા અતલ આદિક સાત પાતાળોની મર્યાદા કહેવામા આવશે

શુકદેવજી કહે છે-રાહુ, સૂર્યની નીચે દશ હજાર યોજન દૂર રહી નક્ષત્રની પેઠે ફરે છે. અસુરોમા અધમમા અધમ અને સિંહિકાનો પુત્ર રાહુ, કે જે અમરપણાને તેમજ ગ્રહપણાને પામ્યો હતો તે ભગવાનની કૃપાથી અમરપણાને તથા ગ્રહપણાને પામ્યો છે તેના જન્મની અને ચરિત્રોની કથા આગળ અષ્ટમ સ્કંધમાં કહીશુ ૧ આખા જગતને તપાવનાર રવિનું મંડળ વિસ્તારમા દશ હજાર યોજન છે, ચંદ્રનુ મંડળ વિસ્તારમા બાર હજાર યોજન છે અને રાહુનું મંડળ વિસ્તારમા તેર હજાર યોજન છે રાહુએ અમૃતનું પાન કરતી વેળાએ સૂર્ય અને ચંદ્રની વચ્ચે બેસીને બન્નેને ખુબ અડચણ કરી હતી તે ઉપરથી સૂર્ય તથા ચંદ્રમાએ ભગવાનને 'આ રાહુ છે' એમ કહ્યુ તેથી તે સૂર્ય અને ચંદ્રની સાથે વૈર રાખે છે અને અમાવાસ્યા અને પૂર્ણિમાને દિવસે તેમને ગ્રસે છે ૨ ભગવાને બન્નેની રક્ષા કરવા માટે પોતાનુ સુદર્શન ચક્ર રાખેલુ છે વારંવાર ફર્યા કરતા અને અસહ્ય તેજવાળા સુદર્શન ચક્રની સામે તે બે ઘડી ઉભો રહે છે અને મનમા ખિન્ન થઇ ત્રાસ પામીને છેટેથીજ પાછો વળી જાય છે રાહુ સૂર્ય તથા ચંદ્રમાની સામો જેટલી વાર ઉભો રહે છે તેટલા સમયને લોકો 'ગ્રહણ' કહે છે ૩ તે રાહુની નીચે દશ હજાર યોજન દૂર સિદ્ધ, ચારણ ને વિદ્યાધરોના સ્થાનો આવેલા છે ૪ તેઓની નીચે યક્ષ, રાક્ષસ, પિશાચ, પ્રેત તથા ભૂતગણોને વિહાર કરવાનુ સ્થાન અંતરિક્ષમા આવેલુ છે એ અંતરિક્ષ સુધી પવન જોરથી વાય છે અને વાદળા જોવામા આવે છે ૫ તેઓની નીચે સો યોજન દૂર આ પૃથ્વી આવેલી છે હંસ, ચાસ, શકરા અને ગરુડ વગેરે મોટા પક્ષીઓ સો યોજન સુધી ઉંચે ઉડી શકે છે ૬ પૃથ્વીના વિભાગોની મર્યાદા જેવી હતી તેવી મે તમારી આગળ વર્ણવી હવે પૃથ્વીની નીચેના ભાગોનુ વર્ણન કરુ તે સાભળો

પૃથ્વીની નીચે સાત પાતાળ છે તે પ્રત્યેકની ઉંચાઈ અને પહોળાઈ દશ હજાર યોજન છે તે સાત પાતાળના નામો આ પ્રમાણે છે અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને

પાતાલ [૭] પૃથ્વીની ગુફારૂપી પાતાળોમા ગૃહસ્થાશ્રમી એવા દૈત્યો, દાનવો અને સર્પ સ્વર્ગ કરતા પણ અધિક સુખ ભોગવે છે. ઐશ્વર્ય, આનંદ ને વિભૂતિઓવાળા હોવાથી ઘણી સમૃદ્ધિવાળા ઘરમા, ઉદ્યાનમા, રમવાના તથા વિહાર કરવાના સ્થાનકોમા તેઓ સપત્નીક રહેતા બહુ પ્રકારના વિનોદો અને વિહાર કરે છે ઇશ્વર પણ તેઓની કામના ભંગ કરી શક્તા નથી અને તેમના સ્ત્રી, પુત્ર, બંધુ, સ્નેહી અને પરિજનો નિત્ય આનંદમા તથા પ્રણય રસમા ગુલતાન રહે છે [૮] હે મહારાજ! માયાવી મયદાનવે પાતાળોમા ઘણી નગરીઓ બાંધેલી છે, જે નગરીઓ અનેક જાતના ઉત્તમોત્તમ મણિઓથી રચેલા વિચિત્ર મંદિરોથી, કિલ્લાઓથી, દરવાજાઓથી, સભાસ્થાનોથી, વિશ્રામ સ્થાનકોથી ચૌટાથી અને બીજા અનેક સ્થાનોથી શોભી રહેલી છે તથા જેઓની શોભાયમાન બનાવેલી ભૂમિઓ નાગના તથા અસુર લોકોના દંપતીઓથી તથા કબૂતર, પોપટ અને મેનાઓથી ભરપુર રહે છે પાતાળના રાજાઓના ઉત્તમ રાજમહાલયોથી તે નગરી શોભી રહેલી છે અને તે ચારે તરફ ઝળઝળાટ પ્રકાશ મારે છે [૯] ત્યા ઉદ્યાનોમા પુષ્પ, ફળ, ગુચ્છા અને મનોહર પલ્લવોથી નમી પડેલી સુંદર ડાળીઓવાળા અને લતાઓથી આલિંગન કરાયેલા વૃક્ષોની શોભા જોનારને અત્યંત આલ્હાદક લાગે છે વળી ત્યા જાતજાતના પક્ષીઓના જોડા જેમાં રહે છે, એવા નિર્મળ જળથી ભરેલા જળાશયોની શોભા બહુ રમણિક લાગે છે માછલાઓના ઉછળવાથી તરંગિત થતા પાણીમા કમલ, કુમુદ, કુવલય, પોયણા, શ્યામ કમળ, રાતા કમળ અને શતપત્ર વગેરેના વનોમા વાસ કરનારા પક્ષીઓના અખંડ વિહારોને લીધે અને જાતજાતના મધુર સ્વરાદિકથી ઇંદ્રિયોને આનંદ મળે છે, તેથી ત્યા આગળના ઉદ્યાનો સ્વર્ગની શોભા કરતા પણ અધિક રમણીય લાગે છે [૧૦] જ્યા આગળ સૂર્ય વગેરે ન હોવાને લીધે રાત્રિ દિવસ વગેરે કાળના વિભાગોનો ભય રહેતો નથી [૧૧] વળી ત્યા મોટામોટા નાગોના મસ્તક મણિઓ સર્વ અંધારાનો નાશ કરે છે [૧૨] જ્યા વસનારા પ્રાણીઓને દિવ્ય ઓષધિઓ, રસો, રસાયનો, અન્ન અને પાનનો ઉપભોગ કરવાથી આધિ, વ્યાધિ, વળિયા અને પળિયાં, જરાદિક અવસ્થાઓ, દેહનું ઝાખું પડવુ, પરસેવો અને થાક ઈત્યાદિ કંઈ ઉદ્વેગ વગેરે કદી થતુ નથી [૧૩] વળી ત્યા વસતા ભાગ્યશાળી લોકોનુ ભગવાનના તેજસ્વી સુદર્શન ચક્ર વિના બીજા કોઇથી મૃત્યુ થતુ નથી [૧૪] તે ચક્ર જ્યારે પાતાળમા પ્રવેશ કરે છે, ત્યારે દૈત્યોની સ્ત્રીઓના ગર્ભો ઘણુ કરીને સ્રવી જાય છે [૧૫] અતળ નામે પહેલા પાતાળમા મયદાનવનો પુત્ર બલાસુર રહે છે તેણે પાતાળમા છન્નુ પ્રકારની માયાઓ કરેલી છે જેમાની કેટલીક માયાઓને તો કેટલાએક હજુ સુધી ધારણ કરી રહ્યા છે એ બલાસુર બગાસું ખાતો હતો તેવામા તેના મુખમાથી સ્વૈરિણી, કામિની તથા પુંશ્ચલી (અત્યંત ચંચળ મનોવૃત્તિવાળી) એમ ત્રણ પ્રકારની સ્ત્રીઓ ઉત્પન્ન થઈ હતી એ સ્ત્રીઓ પાતાળમા રહેલા પુરુષને સોનાનો રસ પાઈને સમર્થ પુરુષાતનવાળા બનાવે છે અને પછી પોતાના અસાધારણ વિલાસો સાથે અત્યંત પ્રેમપૂર્વક, મંદમંદ હસવાથી, પરિહાસવાળા ભાષણ કરવાથી તથા આલિંગન વગેરે કરવાથી તેમને પોતાની ઇચ્છા પ્રમાણે રમાડે છે સોનાના રસનુ પાન કરીને પોતાને દશ હજાર હાથીના જેવો બળવાન ગણતો મદાંધ પુરુષ માને છે કે "હું ઇશ્વર છુ, હું સિદ્ધ પુરુષ છુ" [૧૬] અતલની નીચે વિતળ નામના પાતાળમા પોતાના પાર્ષદ એવા ભૂતગણોથી વિંટાયેલા ભગવાન હાટકેશ્વર પ્રજાપતિની રચેલી સૃષ્ટિમા વૃદ્ધિ કરવા માટે પાર્વતીની સાથે રહે છે એ મહાદેવના તથા પાર્વતીના વીર્યમાથી હાટકી નામની એક મહાનદી નીકળેલી છે અગ્નિ, પવનની પ્રેરણાથી તે બધા સત્વને પી જાય છે અને તેને પાછુ થુંકી કાઢે છે ત્યારે તેમાથી હાટક નામનુ સુવર્ણ થાય છે એ સુવર્ણના આભૂષણો દૈત્ય રાજાઓના અંતપુરોમા રહેનારા પુરુષો અને સુંદર સ્ત્રીઓ પહેરે છે [૧૭] તેની નીચે સુતલ પાતાળમા પવિત્ર અને ઉદાર કીર્તિવાળો વિરોચનનો પુત્ર બલિરાજા રાજ કરે છે ભગવાને ઇંદ્રનુ હિત કરવાની

ઈચ્છાથી અદિતિના ઉદરમાથી અવતાર લઈને બટુક એવા વામનજી રૂપે થઈને બલિરાજાની પાસેથી ત્રણ લોકનું રાજ્ય હરી લેવા છતા દયાથી તેને ઉંડા પાતાળમાં રાખ્યો છે ઇન્દ્રાદિકની પાસે પણ ન હોય એવી સમૃદ્ધિવાળી લક્ષ્મી તેની પાસે છે અને તે નિર્ભય થઈને આરાધના કરવા યોગ્ય ભગવાનની સ્વધર્મ પ્રમાણે આરાધના કરતો હમણા સુધી ત્યા રહે છે ૧૮ સર્વ જીવોના જીવરૂપ, આત્મારૂપ પરમાત્મા, સર્વ જીવના નિયંતા, આત્મારામ, અત્યંત પવિત્ર અને દાનને પાત્ર એવા ભગવાન વાસુદેવનો લાભ થતા બલિએ પરમ શ્રદ્ધાથી અને પરમ આદરથી મનને સાવધ કરીને સાક્ષાત્ મોક્ષ આપનાર પૃથ્વીનુ જે દાન ભગવાનને આપ્યુ હતુ તેના ફળ તરીકે પાતાળનુ રાજ્ય તેને મળેલુ છે, એમ માનવુ યોગ્ય નથી ૧૯ કારણ કે, છીંક આવવી, રસ્તે જતા પડી જવુ, ઠેસ વાગવી વગેરે અવસ્થાઓમા પરાધીન થયેલો મનુષ્ય એકવાર પણ જો ભગવાનનુ નામ લે, તો તરત કર્મબંધનને તોડવા માટે, મુમુક્ષુજનોને યોગ અને સાંખ્યાદિક સાધનો કરવા માટે અનેક દુ ખોનો અનુભવ કરવો પડે છે તેવા કર્મબંધનને તોડી નાખે છે ૨૦ માટે ભક્તોને તથા આત્મજ્ઞાનીઓને આત્મસ્વરૂપ અને જ્ઞાન આપનાર ભગવાનને આત્મસ્વરૂપ માનીને જે ભૂમિદાન તેણે આપ્યુ હતું, તેનુ ફળ એકલુ પાતાળનુ રાજ્ય જ હોવુ જોઈએ નહિ, પરંતુ મોક્ષ હોવો જોઈએ ૨૧ ખરેખરો વિચાર કરીએ તો ભગવાને બલિરાજાના ઉપર અનુગ્રહ કર્યો જ નથી, કારણ કે, તેમણે તેને ફરીને આત્મસ્વરૂપ ભૂલાવી દેનારુ માયાવી ભોગોનુ ઐશ્વર્ય આપ્યુ છે ૨૨ ભગવાનને બલિની પાસેથી રાજ્ય હરી લેવાનો બીજો કોઈ ઉપાય ન મળવાથી ભિક્ષાને મિષે તેનુ માત્ર શરીર બાકી રાખીને તેની પાસેથી ત્રણે લોકનુ સર્વ રાજ્ય હરી લીધુ હતુ, અને તેને વરુણના પાશોથી બાધીને પર્વતની ગુફાના જેવા પાતાલમા ચાપી દીધો હતો અને તે વખતે બલિરાજા આ પ્રમાણે બોલ્યો હતો કે—આ ઇદ્ર ખરેખર વિદ્વાન છતા પણ પોતાનો સ્વાર્થ સાધવામા પૂર્ણ કુશલ નથી, કારણ કે, જેણે એકાતમા વિચારો લેવા માટે બૃહસ્પતિને મંત્રી તરીકે રાખ્યા હતા, તે ઇદ્રે સાક્ષાત્ ભગવાનની પાસેથી માગવા યોગ્ય વસ્તુ ન માગતાં ભગવાન દ્વારા પોતાને માટે ત્રણ લોકનુ રાજ્ય જ માગી લીધુ, પરંતુ પરમાત્માનું દાસપણુ માગ્યુ નહિ તે જાણતો નથી કે અત્યંત ગંભીર વેગવાળા મહાન્ કાળની આગળ એક મન્વતરમા ફરી જનારુ આ ત્રણે લોકનુ રાજ્ય તે કંઈ ગણતરીમા નથી ૨૩-૨૪ અમારા પિતામહ પ્રહ્લાદ ખરેખરા સ્વાર્થકુશળ હતા, કારણ કે જ્યારે તેમનો પિતા હિરણ્યકશિપુ મરી ગયો, ત્યારે ભગવાને તેમને તેના પિતાનુ શત્રુરહિત રાજ્ય આપવા માગ્યુ, પરંતુ તેમણે તે ભગવાનથી ભિન્ન માનીને લીધુ નહિ, અને ભગવાનનું દાસપણુ જ માગી લીધું ૨૫ જેઓના રાગાદિક દોષ નાશ પામ્યા નથી તથા જેઓના ઉપર ભગવાનનો અનુગ્રહ ઓછો છે, એવો અમારા જેવો કયો પુરુષ પ્રભાવવાળા પ્રહ્લાદજીને માર્ગે જવાની હિમ્મત કરે ? ૨૬ બલિ પાતાલમા રહે છે અને ભગવાન જગદ્ગુરુ નારાયણ હાથમા ગદા ધારણ કરી બલિરાજાના બારણા ઉપર પોળીઆ રૂપે ઉભા રહે છે પોતાના ભક્તજનો ઉપર અંત:કરણથી દયા ધરનાર ભગવાને એક વખત દિગ્વિજય કરતો કરતો રાવણ પાતાલમા ગયો ત્યારે પગના અગુઠાની ઠેસ મારીને તેને લાખો યોજન દૂર ફેંકી દીધો આવા દાનવીર બલિરાજાનુ ચરિત્ર હવે પછી કહીશુ ૨૭ સુતલની નીચે તલાતલ પાતાળમા મય નામનો દાનવરાજા રહે છે તે ત્રણ નગરનો અધિપતિ છે ભગવાન ત્રિપુરારિ શંકરે ત્રણ લોકનુ કલ્યાણ કરવાની ઇચ્છાથી તેના ત્રણે પુરોને બાળીને ભસ્મ કરી નાખ્યા હતા અને ફરીને તે દૈત્યે શંકરની કૃપાથી સ્થાન મેળવ્યુ હતુ હમણા તે માયાવીઓનો આચાર્ય મયદાનવ, શંકરની રક્ષામા રહેવાથી સુદર્શન ચક્રના ભયમાથી મુક્ત થઈને પૂજાય છે ૨૮ તળાતળની નીચે મહાતલ પાતાળમા અનેક મસ્તકવાળા કદ્રુના પુત્ર સર્પોનુ એક ક્રોધવશ નામનુ મંડળ રહે છે તેઓમા કુહક, તક્ષક, કાલિય તથા સુષેણ વગેરે મુખ્ય અને મોટી કાયાવાળા મહાસર્પો રહે છે, તેઓ ભગવાનના વાહન ગરુડથી

નિત્ય ડરતા રહે છે અને કોઇ વેળા પોતાના સ્ત્રી, પુત્ર, સગા અને કુટુંબના પ્રસંગથી પ્રમત્ત થઇને ફર્યા કરે છે ૨૯ તેની નીચે રસાતળ પાતાળમા નિવાતકવચો, કાલેયો અને હિરણ્યપુરવાસીઓ એમ ત્રણ વર્ગમા વહેચાયલા પણિની નામના દૈત્યો તથા દાનવો રહે છે તેઓ જન્મથીજ દેવતાઓના શત્રુઓ છે, મહા બળશાળી છે અને મહા સાહસિક છે તોપણ સર્વ લોકમા મહા પ્રભાવવાળા ભગવાન શ્રીહરિના તેજથી તેઓના બલાભિમાન હણાઇ જવાથી, સર્પો જેમ રાફડામા રહે છે તેમ * તેઓ રસાતળમા રહે છે સરમા નામે દેવતાની એક કુતરી ઇંદ્રની દૂતી હતી, તેથી તેની મંત્રરૂપ વાણી સાભળીને દૈત્યો ઇંદ્રથી ડરે છે ૩૦ તેની નીચે સાતમા પાતાલ નામના પાતાળમા મોટી કાયાવાળા તથા મહાક્રોધવાળા વાસુકિ પ્રમુખ નાગલોકોના રાજાઓ રહે છે અને તેઓમા શંખ, કુલિક, મહાશંખ, શ્વેત, ધનંજય, ધૃતરાષ્ટ્ર, શંખચૂડ, કંબલ, અશ્વર તથા દેવદત્ત વગેરે મુખ્ય નાગો રહે છે તે સર્પોને પાચ, સાત, દશ, સો તથા હજાર મસ્તકો છે, અને તેઓની ફેણો ઉપર રહેલા ઝળઝળાટ પ્રકાશવાળા મણિઓ પોતાની કાંતિથી પાતાળમા રહેલા અંધકારનો નાશ કરે છે ૩૧

**महाभोगिनो महामर्षा निवसंति तेषामुह वै पंचसप्तदशशतसहस्रशीर्षाणां फणासु विरचिता महामणयो रोचिष्णव पातालविवरतिमिरनिकरं स्वरोचिषा विधमंति ॥**

**इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे चतुर्विंशोऽध्यायः**

# અધ્યાય ૨૫ મો. †

## શેષની સ્થિતિ તથા પ્રલયના રુદ્રો.

**श्रीशुक उवाच**

**तस्य मूलदेशे त्रिंशद्योजनसहस्रांतर आस्ते या वै कला भगवतस्तामसी समाख्यातानंत इति सात्वतीया द्रष्टृदृश्ययोः संकर्षणमहमित्यभिमानलक्षणं यं संकर्षणमित्याचक्षते ॥ १ ॥**

શુકદેવજી કહે છે—પાતાળની નીચે ત્રીસ હજાર યોજન દૂર અનંત એવા શેષ નાગ રહે છે. જે શેષ ભગવાનનો તમોગુણી અવતાર કહેવાય છે અહંકારના અધિષ્ઠાતા અને આત્માને તેમજ દેહને એક કરી દેનાર ને પંચરાત્રના સિદ્ધાંત જાણનારા સંકર્ષણના નામે બોલાવે છે ૧ તે અનંત મૂર્તિવાળા ને સહસ્ર મસ્તકવાળા શેષનાગની મોટી ફેણો ઉપર રહેલું પૃથ્વીમંડળ સર્ષવના દાણા જેવડું દેખાય છે. ૨ વળી પ્રલયકાળે આ ભૂમંડળનો સંહાર કરવાની ઇચ્છા થતા ક્રોધથી વાકી કરેલી અને આમ તેમ ફરતી મનોહર ભ્રૂકુટી વચ્ચેથી ત્રણ નેત્રવાળા સંકર્ષણ નામે અગિયાર રુદ્રો ત્રણ ફળવાળું ત્રિશૂળ ઉછાળતા બહાર નીકળે છે ૩ વળી એકાગ્ર ભક્તિયોગથી ઉત્તમ ભક્તોની સાથે શેષનાગને પ્રણામ કરતા નાગ રાજાઓ, શેષનાગોના ચરણ કમળના રાતા ને શુદ્ધ નખમણિઓના મંડળમા ચળકતા કુંડળોના પ્રભામંડળને લીધે શોભાયમાન ગંડસ્થળવાળા પોતાના અત્યંત મનોહર મુખોને મનમા આનંદ પામતા નિહાળે છે ૪ વળી નાના પ્રકારના મનોરથની આશા રાખનારી નાગરાજની કન્યાઓ, જેઓ સુંદર કડાથી શોભાયમાન, શુદ્ધ, વિશાળ, ધોળા, મનોહર ને દેખાવડા શેષનાગની ભુજારૂપી રૂપાના થાભલાઓને અગર, ચંદન ને કેસરના વિલેપનનો લેપ કરીને ખરડાઇ ગયેલી અને તેમનો સ્પર્શ થવાથી વિકાર પામેલા હૃદયમા ઉત્પન્ન થયેલા કામદેવના આવેશથી મનોહર અને સુંદર મંદ હાસ્ય કરે છે તે નાગરાજની કન્યાઓ પ્રેમ અને

* એવી કથા છે કે પણિની નામના અસુરોએ ગાયને સંતાડી દીધી હતી તેની શોધ કરવા માટે ઇન્દ્રે દેવની કુતરી સરમાને મોકલી, તે કુતરીની સાથે સલાહ કરવાની ઇચ્છાથી પણિની નામના દૈત્યો કહેવા લાગ્યા કે, હે સરમા! તારી શી ઇચ્છા છે? સરમાને સલાહ કરવાની ઇચ્છા ન હતી, તેથી ઇન્દ્રની સ્તુતિ કરતી તેઓને કહેવા લાગી કે તમે ઇન્દ્રથી મૃત્યુ પામીને ભૂમિ ઉપર ઢળી પડો આવા વચન સાભળી તેઓ ડરી ગયા

† આ અધ્યાયમા પાતાળની નીચે શેષનાગની સ્થિતિ કે જ્યા પ્રલયકાળે જગતનો સંહાર કરવાની ઇચ્છાવાળા ભગવાન શેષથી રુદ્રોની ઉત્પત્તિ થાય છે તે કથા કહેવારો

મદને લીધે પ્રસન્ન દેખાતા અને મદથી ઘેરાયલી રાતી આંખોવડે દયા ભરી રીતે જોતા શેષનાગના મુખકમળને લજ્જાથી જુવે છે. ૫ તેજ ભગવાન અનંત છે, ગુણુના સાગર અને આદિદેવ છે લોકોના કલ્યાણુ માટે તે ક્રોધના વેગને રોકીને ત્યા બેસી રહે છે. ૬ દેવ, દૈત્ય, નાગ, સિદ્ધ, વિદ્યાધર ને મુનિગણો તેમનુ ધ્યાન ધરે છે તેમના નેત્રો મદને લીધે પ્રસન્ન તથા વિહ્વળ રહે છે તે સુદર ભાષણુ-રૂપી અમૃતવડે પોતાના પાર્ષદોને તથા દેવતાઓના અધિપતિઓને સતુષ્ટ કરે છે શરીર ઉપર કાળા વસ્ત્ર ધારણુ કરે છે, એક કાનમા કુડળ ધારણુ કરે છે, હળના ઉપર અત્યત સુદર એવો પોતાનો હાથ મૂકીને બેઠેલા છે, ઇદ્રનો હાથી જેમ સુવર્ણુની માળાને ધારણુ કરે તેમ ઉદાર ચરિત્રવાળા શેષનાગ કે જેની કાતિ કોઇપણુ દિવસ કરમાતી નથી, એવી નવીન તુળસીના સુગધરૂપી મદિરાનો રસ પીને મત્ત થયેલા ભ્રમર મડળના મધુર ગણુગણાટથી શોભાયમાન એવી પોતાની વૈજયતી નામની માળાને ધારણુ કરે છે ૭ શેષનાગ આ પ્રમાણે પોતાનું ચરિત્ર સાભળવાથી તથા પોતાનુ ધ્યાન કરવાથી મુમુક્ષુ પુરુષોના હૃદયમા પ્રવેશ કરીને અનાદિ કર્મવાસનાઓથી ગુથાયલા અજ્ઞાનમય અને સત્વ, રજ અને તમોગુણુથી ભરેલા અભિમાનનો નાશ કરે છે બ્રહ્માના પુત્ર નારદે બ્રહ્માની સભામા તુબરુની સાથે શેષનાગના પ્રભાવવિષે નીચે પ્રમાણે શ્લોકો ગાયા હતા ૮

સત્વાદિ માયાના ગુણો જેમની કૃપા દૃષ્ટિથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા સમર્થ થાય છે, જેમનુ રૂપ અનત તથા અનાદિ હોવાથી એક છતા તેમણે પોતાના તે રૂપ વિષે નાના પ્રકારનો પ્રપચ ઉત્પન્ન કર્યો છે તે પરબ્રહ્મરૂપ શેષનાગના માર્ગને પુરુષ કેવી રીતે જાણી શકે ?૯ પોતાના ભક્તજનોના મનોને હરણુ કરવા માટે જેમણે કરેલી ઉત્તમ લીલાને સર્પ પણુ ગ્રહણુ કરે છે તથા જેને વિષે આ કાર્ય કારણુરૂપ જગત દેખાય છે, તે ઉદાર પરાક્રમવાળા ભગવાન શેષે આપણુા ઉપર મોટી કૃપા કરીને શુદ્ધ એવુ સત્વગુણી સ્વરૂપ ધારણુ કર્યું છે ૧૦ આતુર અથવા તો પાપી મનુષ્ય, જેમનું પવિત્ર નામ બીજાની પાસેથી પણુ અકસ્માત સાંભળીને, તે નામ, દુ:ખે કરીને કે ઉપહાસથી પોતાની જીભથી બોલે છે તો તે મનુષ્યનાં સર્વ પાપ તરત નાશ પામે છે માટે મુમુક્ષુ પુરુષ ભગવાન શેષ વિના બીજા કોને શરણે જાય ? ૧૧ હજાર મસ્તકવાળા શેષ ભગવાનના મસ્તક ઉપર પર્વત, નદી, સમુદ્ર તથા પ્રાણીઓથી ભરપુર એવુ આ ભૂમડળ એક અણુની માફક રહેલુ છે ભગવાન શેષ અનતરૂપ હોવાથી અપાર પરાક્રમવાળા અને વ્યાપક છે તેમનાં પરાક્રમોને કયો પુરુષ હજાર જીહ્વાથી પણુ ગણી શકે ? ૧૨ ઉપર કહ્યા પ્રમાણે પ્રભાવવાળા, અપાર પરાક્રમવાળા અને ઘણુા ગુણુવાળા ભગવાન શેષ પૃથ્વીની નીચે રહે છે અને સ્વતત્ર એવા ભગવાન જગતના કલ્યાણુ માટે રમત કરતા હોય તેમ આ પૃથ્વીને ધારણુ કરે છે ૧૩ સાસારિક સુખોની ઇચ્છાવાળા મનુષ્યો આ જગતમા કર્મ પ્રમાણે નિર્માણુ થયેલી ગતિઓને પામે છે તે ગતિઓ મેં તમને શાસ્ત્રમા કહ્યા પ્રમાણે કહી બતાવી ૧૪ હે રાજન્ ! પુરુષના પ્રવૃત્તિરૂપ, ધર્મના ફળરૂપ, નાની મોટી ભિન્ન ભિન્ન આટલી ગતિઓ છે તે મે તમને તમારા પૂછવા પ્રમાણે સભળાવી હવે બીજુ શું કહુ તે કહો ? ૧૫

एतावतीर्हि राजन् पुंस' प्रवृत्तिलक्षणस्य
धर्मस्य विपाकगतय उच्चावचा ।
विसदृशा यथाप्रश्नं व्याचख्ये
किमन्यत्कथयाम इति ॥ १५ ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कन्धे
पर्चविंशोऽध्याय:

## અધ્યાય ૨૬ મો. *

### પાપીઓનુ નરકસ્થાન.

राजोवाच

महर्ष एतद्वैचित्र्यं लोकस्य कथ ॥ १ ॥

* આ અધ્યાયમા યમના દૂતોથી કર્માનુસાર જ્યા આગળ પાપીઓને દુ:ખ દેવામા અવે છે, એના પાતાળની નીચે આવેલા નરકનુ વર્ણન કરવામા આવશે

પરીક્ષિતે પૂછ્યુ—હે મહર્ષિ ! લોકોને કર્મના સુખ દુઃખાત્મક ફળો મળે છે તેનુ શુ કારણ ? તે આપ મને કહો ૧

શુકદેવજી બોલ્યા—કર્મકર્તા પુરુષની શ્રદ્ધા ત્રણ પ્રકારની રહે છે શ્રદ્ધામા ફેરફાર થવાથી સર્વને કર્મના ફળો જુદા જુદા મળે છે, અર્થાત્ કર્મ કરનારને સત્વગુણી શ્રદ્ધાથી સુખ મળે છે, રજોગુણી શ્રદ્ધાથી અસુખ અને દુ ખ તથા તમોગુણી શ્રદ્ધાથી મૂઢત્વ પ્રાપ્ત થાય છે ૨ તેમજ જેને માટે શાસ્રમા મના કરેલી છે એવો અધર્મ કરનારા પુરુષની શ્રદ્ધા વિરૂપ હોય છે, તેથી તેને તેના કર્મનુ વિલક્ષણ ફળ મળે છે અનાદિ કાળના અજ્ઞાનને લીધે વિષય સેવનારા પુરુષોનુ તેમના ફળરૂપે નરકમા પતન થાય છે જે હુ તમારી આગળ અનુક્રમથી વર્ણવુ છુ ૩

પરીક્ષિત—હે ભગવન્ ! નરકો તે શુ કોઈ દેશો છે ? અને તે ત્રણ લોકની બહાર છે કે અ દર છે વા તેનાથી તદ્દન જુદા છે ? ૪

શુકદેવજી બોલ્યા—ત્રણ જગતની અ દરજ નરકો છે દક્ષિણ દિશામા પૃથ્વીની નીચે અને સમુદ્રની ઉપર તે આવેલા છે જે દક્ષિણ દિશામા અગ્નિષ્વાત્તા વગેરે પિતૃગણો પરમ સમાધિ ચઢાવીને પોતાના વંશજોના મનોરથો સફળ થાય એવા શુભ આશીર્વાદ આપતા રહે છે ૫ જ્યા પોતાના ગણ સાથે રહેતા સૂર્યના પુત્ર ભગવાન પિતૃરાજ ભગવાનની આજ્ઞામા રહીને પોતાના દૂતોએ યમપુરીમા આણેલા અને મરી ગયેલા એવા જીવને તેમના અપરાધ પ્રમાણે પાપના ફળરૂપે શિક્ષા કરે છે ૬ કેટલાએક પુરુષો ત્યા એકવીસ નરકો છે એવુ કહે છે હે રાજન્ ! તે નરકોના નામો, રૂપો ને લક્ષણો હુ તમને અનુક્રમથી કહી બતાવુ છુ તામિસ્ર, અ ધતામિસ્ર, રૌરવ, મહારૌરવ, કુ ભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ, અ ધકૂપ, કૃમિભોજન, સદ શ, તપ્તસૂર્મિ, વજ્રક ટક, શાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન અને અવીચિરથ પાન આ એકવીસ નરકો ઉપરાત બીજા સાત નરકો કેટલાએક ગણે છે, તેના નામ આ પ્રમાણે—ક્ષારકર્દમ, રક્ષોગણભોજન, શૂલપ્રોત, દ દશૂક, અવટનિરોધન, પર્યાવર્તન તથા શૂચિમુખ આ સાત અધિક ગણતા અઠ્ઠાવીસ નરકો થાય છે, જે નરકો વિવિધ પ્રકારના દુ ખો ભોગવવાના સ્થાનકો છે. જે પુરુષ પરધનનુ છોકરાનુ અને સ્રીનું હરણ કરે છે, તેને યમ રાજાના દૂતો કાળપાશથી બાધીને બળાત્કારથી તામિસ્ર નામે નરકમા નાખે છે તેમા લાઘણથી, તરસે મરવાથી, દ ડુકાઓનો માર પડવાથી, તિરસ્કારથી અને યાતનાઓથી પીડા પામતો પ્રાણી મહા દુ ખમા ઘેરાઇ જઈ મૂર્છિત થાય છે ૮ વળી જે મનુષ્ય કોઇ સ્રીના પતિને છેતરીને તેની સ્રીઓનો ઉપભોગ કરે છે, તે મનુષ્યને યમના દૂતો અ ધતામિસ્ર નામે નરકમા નાખે છે જ્યા આગળ નરકમા ન ખાયેલો જીવ નરકની પીડાથી બુદ્ધિહીન અને આધળો બની જાય છે અને મૂળિયા કાપતા મોટા વૃક્ષની જેવી દશા થાય તેવી તેની દશા થાય છે, માટે એ નરકને અ ધતામિસ્ર કહે છે. ૯ જે મનુષ્ય આ લોકમા 'આ શરીરરૂપ હુ છું ને આ મારુ છે,' એવી મમતાથી બીજા પ્રાણીઓનો દ્રોહ કરીને કેવળ પોતાનાજ કુટુ બનુ પ્રતિદિવસ પોષણ કરે છે તે મનુષ્ય મૃત્યુ પછી તે કુટુ બને આ લોકમા મૂકી પોતેજ તે દ્રોહાદિક પાતકને લીધે રૌરવ નામે નરકમા જઈ પડે છે ૧૦ જે મનુષ્ય આ લોકમા જેવી રીતે પ્રાણીઓને રીબાવી રીબાવીને મારે છે તે પ્રમાણે પરલોકમા યમયાતના ભોગવવા ગયેલા તે જીવને પેલા જીવો રુરુ નામના પશુનું રૂપ લઈને પાછા મારે છે, માટે તેને રૌરવ નામનુ નરક કહેલુ છે રુરુ એ સર્પના કરતા પણ અધિક ક્રૂર પ્રાણીનુ નામ છે ૧૧ જે પુરુષ કેવળ પોતાના દેહનુ ભરણપોષણ કરે છે તે રૌરવ નરકના જેવા મહ રૌરવ નામે નરકમા પડે છે અને માસાહારી રુરુ નામના પશુઓ માસ માટે ત્યા તે પુરુષને મારી નાખે છે ૧૨ જે ક્રૂર બુદ્ધિનો મનુષ્ય આ લોકમા પશુઓને અથવા તો પક્ષીઓને મારે છે, તે, રાક્ષસોએ નિંદેલા નિર્દય મનુષ્યને યમના દૂતો પરલોકમા કુ ભીપાક નામે નરકમા ઉકળતા તેલની કઢાઇમાં નાખીને તળી કાઢે છે ૧૩ જે મનુષ્ય આ લોકમા પિતાનો, બ્રાહ્મણનો અને વેદોનો દ્રોહ કરે છે તે

મનુષ્યને યમના દૂતો મરણ પછી દશ હજાર યોજન જેટલા વિસ્તારવાળા કાળસૂત્ર નામે નરકમા નાખે છે. આ નરકની ભૂમિ તાબાની અને સપાટ છે અને નિત્ય ઉની રહ્યા કરે છે કારણ કે તેને ઉપરથી સૂર્યનો તાપ લાગે છે અને નીચેથી અગ્નિનો તાપ લાગે છે આ નરકમા પડેલો મનુષ્ય ભૂખ અને તરસને લીધે શરીરની અદર અને બહારના ભાગમા બળ્યા કરે છે અને પશુના શરીરમા જેટલા વળ હોય તેટલા હજાર વર્ષ સુધી તેને નરકમા રહેવુ પડે છે કોઇવાર તે ઉઘે છે, ચાલે છે, ઉભો રહે છે અને કોઈ સમયે વેદનાથી ચારે તરફ દોડાદોડી કરે છે ૧૨ જે મનુષ્ય આ લોકમા સુખના સમયમા પોતાનો વેદધર્મ ત્યાગ કરીને પાખડ ધર્મમા જાય છે તેને યમના દૂતો અસિપત્રવન નામના નરકમા લઇ જઈ ચાબકાથી મારે છે તેથી પ્રાણી વેદનાને લીધે તે વનમા આમતેમ દોડે છે તે બને તરફ ધારવાળા તાલના વનમા તરવારના જેવા પાતરા તેના શરીર ઉપર પડવાથી તેના સર્વ અગો કપાઇ જાય છે અને "હાય હાય મરી જાઉ છુ," એવા બરાડા પાડતો વેદનાથી મૂર્છા ખાઇને ડગલે ડગલે પડી જાય છે સ્વધર્મનો ત્યાગ કરનાર અને પાખડ ધર્મને સ્વીકારનારો મનુષ્ય આ પ્રમાણે ફલ ભોગવે છે ૧૫ આ લોકમા જે રાજા અથવા તો જે રાજાનો મનુષ્ય શિક્ષા કરવાને અયોગ્ય એવા મનુષ્યને શિક્ષા કરે છે અથવા તો બ્રાહ્મણને દેહાત દડની શિક્ષા કરે છે, તે મહા પાપી મરી ગયા પછી પરલોકમા સૂકરમુખ નામે નરકમા પડે છે ત્યા મહા બળવાળા યમના દૂતો આ લોકમા જેમ કોલમા શેલડી પીલે તેમ તે પ્રાણીના અવયવોને પીલે છે તેની વેદનાથી તે મોટેથી રડવા માડે છે, કોઇવાર દુખી થઇ મૂર્છા પામે છે અને જે પ્રમાણે પોતે કેદ કરેલા નિરપરાધી લોકો દુખી થયા હોય તે પ્રમાણે તે પણ દુખ પામે છે ૧૧ ઇશ્વરે જેમને 'મનુષ્યનુ રુધિરપાન કરવુ' વગેરે આજીવિકા બાધી આપેલી છે તેને અને જેઓ પારકી પીડાને જાણતા નથી તેવા માકણ વગેરે નિરપરાધી પ્રાણીઓને પીડા કરનાર મનુષ્ય મરણ પછી તે પાતકને લીધે પરલોકમા અંધકૂપ નામે નરકમા પડે છે ત્યા પશુ, મૃગ, પક્ષી, સર્પો, મચ્છર, જુ, માંકણ વગેરે જે જીવજંતુઓને દુઃખ દીધુ હોય છે તે સર્વ પ્રાણીઓ ચારે તરફથી તેને પીડા કરવા માંડે છે, તેથી તેને નિદ્રા કે શાંતિ મળતી નથી તેમ તે એક ઠેકાણે સુખેથી બેસી પણ શકતો નથી જીવ જેમ જીવડા વગેરેના શરીરમા તરફડ્યા કરે છે, તેમ તે અધારા નરકમા તરફડ્યા કરે છે ૧૭ જે મનુષ્ય આ લોકમા જે કઇ વસ્તુ પોતાને મળે તેનો વિભાગ પાડ્યા વિના પોતે એકલોજ તે ખાઇ જાય છે તથા જે પચ મહાયજ્ઞ પણ કરતો નથી, તેને કાગડાના જેવો જાણવો તે મરી ગયા પછી પરલોકમા કૃમિભોજન નામે અધમ નરકમા પડે છે, અને એક લાખ યોજન ઉડા કૃમિકુડની અદર તે પોતે કીડો થઇ રહે છે, તેમજ બીજા કીડાઓ તેનુ ભક્ષણ કરે છે હરકોઈ વસ્તુનો વિભાગ પાડ્યા વિના પોતે એકલોજ ખાઇ જનારો ને પચ મહાયજ્ઞ કર્યા વિના ભોજન કરનરો મનુષ્ય જ્યાં સુધી પોતાના તે પાપનુ પાયશ્ચિત્ત કરતો નથી ત્યા સુધી પોતાના આત્માને દુખમા નાખે છે ૧૮ આ લોકમા જે મનુષ્ય પોતાની સારી સ્થિતિ હોય ત્યારે બ્રાહ્મણની અથવા તો બીજા કોઈની સુવર્ણ, રત્ન વગેરે વસ્તુઓને ચોરી લે છે અથવા તો બલાત્કારથી હરી લે છે, તે મનુષ્ય હે રાજન્! મરણ પછી સદશ નામે નરકમા પડે છે અને ત્યા આગળ યમના દૂતો ધગધગતા અગ્નિમય લોઢના મોટા સાણસાઓથી તેની ચામડી ખેચી નાખે છે ૧૯ આ લોકમા જે પુરુષ અગમ્ય સ્રીની સાથે ગમન કરે છે અથવા તો જે સ્રી અગમ્ય પુરુષની સાથે ગમન કરે છે તે બને તપ્તસૂર્મિ નામના નરકમા પડે છે ત્યા યમના દૂતો તે બનેને ચાબકાનો માર મારે છે અને પુરુષને લોઢાની ધગધગતી પુતળીનું આલિગન કરાવે છે તથા સ્રીને લોઢાના ધગધગત પુરુષનું આલિગન કરાવે છે ૨૦ જે મનુષ્ય આ લોકમા પશુ વગેરે પ્રાણીઓની સાથે વ્યભિચાર કરે છે, તે મરણ પછી વજ્રકટક શાલ્મલી નામે નરકમા જઈ પડે છે, અને ત્યા તે જીવને યમરાજના દૂતો વજ્રના જેવા કાટાવાળા સીમળાના ઝાડ ઉપર ચઢાવીને નીચેથી ખેચે

છે, અર્થાત્ કાંટાથી તેનું શરીર ઉઝરડાઈ જાય છે. ૨૧ આ લોકમાં જે રાજાઓ અને રાજાના સેવકો સારા કુલીન હોવા છતાં ધર્મના માર્ગોને તોડી નાખે છે અને મર્યાદાનો લોપ કરે છે, તેઓ મરી ગયા પછી વૈતરણી નામની નદીમાં પડે છે ત્યાં નરકની ખાઈરૂપ તેમાં જળચરો તેમને બચકા ભરે છે, છતાં પણ તે મરી જતા નથી પરંતુ પ્રાણો હોવાથી પોતે કરેલા પાપને લીધે નદીમાં તણાયા કરે છે વળી પોતાના પાપી કર્મને સંભારી તે બહુ સંતાપ કરે છે અને વિષ્ઠા, મૂત્ર, પરુ, લોહી, કેશ, નખ, હાડકાં, મેદ, માંસ અને ચરબીની નદીમાં ગોથાં ખાતા પશ્ચાત્તાપ કર્યા કરે છે ૨૨ જે પુરુષો આ લોકમાં શૂદ્ર જાતિની સ્ત્રીને સ્ત્રી કરીને રાખે છે, શૌચ, આચાર અને નિયમો પાળતા નથી અને લાજ મૂકીને પશુના જેવાં આચરણ કરે છે, તેઓ મરી ગયા પછી પૂયોદ નામના નરકમાં પડે છે ત્યાં તે અત્યંત ગંદા પદાર્થને ખાય છે ૨૩ બ્રાહ્મણ વગેરે જે પુરુષો આ લોકમાં કુતરાં અને ગધેડાં પાળે છે, મૃગયા કરે છે તથા યજ્ઞ પ્રસંગ વિના મૃગોને મારે છે તેઓ મરી ગયા પછી 'પ્રાણરોધ' નામના નરકમાં પડે છે અને યમના દૂતો તેઓને નિશાન બતાવી બાણોથી વિંધી નાખે છે ૨૪ જે ઢોંગી પુરુષો આ લોકમાં ઢોંગથી ભરેલા યજ્ઞોમાં પશુઓની હિંસા કરે છે, તેઓ મરણ પછી વિશસન નામના નરકમાં પડે છે ત્યાં નરકના અધિપતિઓ તેઓને મારીને કાપી નાખે છે ૨૫ વળી જે કોઈ દ્વિજવર્ણ કામથી મુગ્ધ બની ગયેલી પોતાની જાતિની સ્ત્રીને રતિવેળા વીર્ય પાય છે તે પુરુષ મરી ગયા પછી લાલાભક્ષ નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તેને વીર્યની નદીમાં ડુબાવીને વીર્ય પાય છે ૨૬ વળી જે ચોરો અગ્નિથી રાજાઓના તથા રાજાઓના સેવકોના ઘર વગેરે બાળી નાખે છે, લોકોને ઝેર ખવરાવે છે, અથવા ગામોને કે સંઘોને લુટે છે, તેઓ મરી ગયા પછી 'સારમેયાદન' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતરૂપે રહેલા વજ્રના જેવી દાઢવાળા સાતસો અને વીશ કુતરાઓ વેગથી દોડીને તેઓને ફાડી ખાય છે ૨૭ જે પુરુષ આ જગતમાં સાક્ષી આપવામાં, પદાર્થ અદલબદલ કરવામાં અથવા તો દાન દેવામાં કોઈ પણ રીતે જુઠું બોલે છે તે પુરુષને મરી ગયા પછી યમના દૂતો સો યોજન ઉંચા પર્વતના શિખર ઉપરથી ઉંધે મસ્તકે આધાર વિનાના 'અવીચિ' નામના નરકમાં નાખી દે છે જે નરકમાં પત્થરનું તળીયું પાણીના જેવું દેખાય છે, પરંતુ તેમાં લોઢ આવતા દેખાતા નથી, તેથી તેને અવીચિ કહે છે તે નરકમાં પડવાથી પ્રાણીના શરીરના તલ તલ જેવડા કકડા થઈ જાય છે, પરંતુ તે મરતો નથી યમદૂતો ફરીને તેને પર્વત ઉપર ચઢાવીને ત્યાંથી પાછો નરકમાં નાખે છે ૨૮ બ્રાહ્મણ અથવા બ્રાહ્મણી મદિરાનું પાન કરે અથવા બીજા કોઈ વ્રત ધારી ક્ષત્રિય અથવા વૈશ્ય સોમરસનું પાન કરે તો યમના દૂતો તેઓને 'અયપાન' નામના નરકમાં નાખે છે અને તેઓની છાતીને પગથી દબાવીને તેમના મુખમાં અગ્નિમાં ઓગાળેલો ગજ-વેલનો ધગધગતો રસ રેડે છે. ૨૯ જે પુરુષ પોતે અધમ હોવા છતાં, અભિમાનને લીધે પોતાને ઉત્તમ માનીને જન્મ, તપ, વિદ્યા, આચાર, વર્ણ અને આશ્રમવાળા ઉત્તમ મનુષ્યોને કશું માન આપતો નથી તેને શબ જેવો જાણવો, અને તે મરી ગયા પછી યમના દૂતો તેને 'ક્ષારકર્દમ' નામના નરકમાં ઉંધે માથે નાખે છે અને ત્યાં તે અપાર દુઃખ ભોગવે છે ૩૦ જે પુરુષો આ લોકમાં પુરુષમેધ યજ્ઞ કરીને ભૈરવાદિકનું યજન કરે છે, તેમજ જે સ્ત્રીઓ પુરુષ-રૂપી પશુનું માંસ ખાય છે, તેઓને 'રક્ષોગણભો-જન' નામના નરકમાં નાખે છે અને ત્યાં જેઓને પશુની પેઠે તેમણે મારેલ હોય છે તેઓ ઇચ્છાનુ-સાર રાક્ષસોનું રૂપ લઇને યમલોકમાં તેમને દુઃખ દે છે અને કસાઇઓની પેઠે છરાવતી તેમને કાપીને તેઓનું લોહી પીએ છે, નાચે છે, ગાય છે અને આ લોકમાં પેલા પુરુષો જેમ માંસનું ભક્ષણ કરીને પ્રસન્ન થયા હોય તેમ તેઓ પણ પ્રસન્ન થાય છે. ૩૧ જે પુરુષો આ સંસારમાં, ગામમાં અથવા તો અર-ણ્યમાં નિરપરાધી અને જીવવાની આશા ધરાવનાર પ્રાણીઓને વિશ્વાસજનક ઉપાયોથી વિશ્વાસુ બના-વીને, શૂળીઓમાં અથવા તો દોરાઓમાં પરોવીને

રમકડાની પેઠે દુ ખ દે છે, તેઓ પણુ મરી ગયા પછી ‘ શૂલપ્રોત ’ નામના નરકમા પડે છે અને ત્યા યમના દૂતો તેઓને શૂળોમા પરોવી દુ ખ દે છે તેઓ ક્ષુધા તથા તૃષાથી બહુ દુ ખી થાય છે, ગીધાદિ પક્ષીઓ તેમને તીણી ચાચથી ફોલીને ખાય છે, તે વખતે તેઓ પોતાના પાતકને સ ભારે છે ૩૨ સર્પના જેવા ક્રૂર સ્વભાવવાળા જે પુરુષો આ લોકમા પ્રાણીઓને દુ.ખ દે છે તેઓ પણુ મરી ગયા પછી ‘ દદશુક ’ નામે નરકમા પડે છે જે નરકમા હે રાજન્ ! પાચ મુખના અને સાત મુખના સર્પો તે પાપીઓની પાસે આવીને જેમ ઉ દરોને ગળે તેમ તેમને ગળી જાય છે ૩૩ જેઓ આ લોકમા અ-ધારા અને ઉ ડા ખાડામા, કોઠિયોમા ને ગુફા વગેરેમા પ્રાણીઓને પુરે છે, તેઓ મરી ગયા પછી ‘ અવટનિરોધન ’ નામે નરકમા પડે છે અને ત્યા યમના દૂતો તેઓને તેવાજ અ ધારા ને ઉ ડા ખાડામા અથવા કોઠી વગેરેમા ગોધી રાખીને ઝેરી અગ્નિના ધુમાડાથી ગુ ગળાવીને દુ ખી કરે છે ૩૪ વળી આ લોકમા જે ગૃહસ્થ વાર વાર ક્રોધાધીન થઈને અભ્યાગતોને અથવા તો અતિથિઓને બાળી દેતો હોય એવી ક્રૂર દૃષ્ટિથી જુવે છે, તે પુરુષ ‘પર્યાવર્તન ’ નામે નરકમા પડે છે અને ત્યા ગરજ, કાગડા અને વટ વગેરે પક્ષીઓ બલાત્કારથી વજ્રના જેવી ચાચથી પેલા પાપી દૃષ્ટિવાળા પુરુષની પાપી આખોને ફોડી નાખે છે ૩૫ વળી જે પુરુષ ધનનુ અભિમાન ધરાવનારો, અહ કારી, અહ કારને લીધે આડુ જેનારો, સર્વની શ કા રાખનારો, ધન ખર્ચાઈ જવાની બીકથી અથવા તેનો નાશ થવાની બીકથી જેનું હૃદય અને મોઢાડુ સુકાયા કરતું હોય તેવો જે મનુષ્ય શાતિ રાખ્યા વિના યક્ષની પેઠે ધનની રક્ષા કર્યા કરે છે તે મનુષ્ય ‘ સૂચિમુખ ’ નામના નરકમા પડે છે ધર્મરાજાના દૂતો જેને ધન પેદા કરવારૂપી અને વૃદ્ધિ કરવારૂપી પાપગ્રહ લાગ્યો હોય એવા ધનના યક્ષરૂપ પાપી પુરુષના સર્વ અ-ગોને દરજીની પેઠે દોરાથી સીવી લે છે ૩૬

આ પ્રમાણે યમલોકમા સે કડો અને હજારો નરકો છે અધર્મને માર્ગે ચાલનારા જેમાંના કેટલાકનું અહીં વર્ણન કર્યું છે અને કેટલાકનું વર્ણન કર્યું નથી, તે સર્વે, હે રાજન્ ! વારા ફરતી નરકોમા પડે છે તે પ્રમાણે ધર્મને માર્ગે અનુસરનારા લોકો સ્વર્ગમા જાય છે અને ફરીને જન્મ લેવા માટે પાપ તથા પુણ્યના શેષભાગથી પ છા મૃત્યુલોકમા અવતરે છે ૩૭ નિવૃત્તિ ધર્મનો માર્ગ આગળ દ્વિતીય સ્કધમા કહ્યો છે બ્રહ્માડ કોશ આટલો છે જેને પુરાણુમા ચૌદ પ્રકારનો કહ્યો છે આ બ્રહ્માડ જે વર્ણવ્યુ તે સાક્ષાત્ મહાપુરુષ ભગવાન નારાયણુનુ સ્થૂલરૂપ છે અને તેની પોતાની માયાના ગુણોથી રચાયેલુ છે જે મે તમારી આગળ હાલ વર્ણવી બતાવ્યુ જે પુરુષ આદરપૂર્વક ભગવાનના સ્થૂલરૂપના વર્ણનને ભણે છે, સાભળે છે અને બીજાને સ ભળાવે છે તે શ્રદ્ધા અને ભક્તિથી પરમાત્માના ઇંદ્રિયાદિકથી પણુ જાણી શકાય નહિ એવા ઉપનિષદોમા ગાયેલા સત્યરૂપને જાણે છે ૩૮ સ ન્યાસીએ પ્રથમ ભગવાનના સ્થૂલ રૂપનુ વર્ણન સાભળી, પછી સૂક્ષ્મ સ્વરૂપને સાભળવુ અને મનને સ્થૂલરૂપમા બરાબર દૃઢ કરીને પછી બુદ્ધિવડે મનને ધીરે ધીરે સૂક્ષ્મરૂપમા લઇ જવુ અને તેને વિષે સ્થિર કરવું ૩૯ હે રાજન્ ! પૃથ્વી, દ્વીપ, ખ ડ, નદીઓ, પર્વતો, આકાશ, સમુદ્રો, પાતાળો, દિશાઓ, નરકો, જ્યોતિશ્ચક્ર અને બીજા લોકોની સ્થિતિ, કે જે સર્વ જીવસમૂહોના સ્થાનરૂપ એવા ઈશ્વરનું આશ્ચર્યકારક એક સ્થૂલરૂપ છે, તે મે તમને સમજાવ્યુ ૪૦

भूद्वीपवर्षसरिदद्रिनभ समुद्रपातालदिङ्नरक-
भागणलोकसस्था । गीता मया तव नृपाद्भुत-
मीश्वरस्य स्थूल वपु' सकलजीवनिकायधाम ॥

इति श्रीमद्भागवते महापुराणे पंचमस्कंधे
षड्विंशोऽध्यायः

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## षष्ठस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



અજામીલ–યમદૂતો અને પાર્ષદો

# अथ

# श्रीमद्भागवतभाषान्तर

## षष्ठस्कंध.

## અધ્યાય ૧ લો.‡

### અજામિલનું આખ્યાન

**राजोवाच—निवृत्तिमार्गं कथित आदौ भगवता यथा ।**
**क्रमयोगोपलब्धेन ब्रह्मणा यदसंसृतिः ॥ १ ॥**

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે શુકદેવજી! આપે પ્રથમ નિવૃત્તિ માર્ગ કહ્યો, કે જે અર્ચિરાદિક માર્ગથી ક્રમ પ્રમાણે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે અને તે બ્રહ્મની સાથે વળી મોક્ષ પણ મેળવાય છે [૧] વળી હે મુનિ! સ્વર્ગાદિક સુખ આપનારો પ્રવૃત્તિ માર્ગ પણ આપે કહ્યો, કે જે માર્ગમા અવિદ્યાવાળા પુરુષને ભોગ ભોગવવા માટે વાર વાર દેહ ધરવા પડે છે [૨] અધર્મથી મળતા નાના પ્રકારના નરકોનુ વર્ણન આપે કર્યું અને સ્વાયભુવ મનુનો પહેલો મન્વતર પણ કહ્યો. [૩] એ મન્વતરમા થયેલા પ્રિયવ્રત અને ઉત્તાનપાદ રાજાનો વશ અને તેમના ચરિત્રો પણ કહ્યા દ્વીપો, ખડો, સમુદ્રો, પર્વતો, નદી, ઉદ્યાન, વનસ્પતિઓ, દેશના વિભાગ, લક્ષણ તથા પ્રમાણ સહિત પૃથ્વીના મડળની સ્થિતિ, જ્યોતિશ્ચક્રની સ્થિતિ અને પાતાળોની સ્થિતિ એ સર્વ પરમાત્માએ જે પ્રમાણે સર્જેલા છે તે પ્રમાણે તમે મને કહી સભળાવ્યા [૪–૫] હે શુકમુનિ! હવે મનુષ્ય અનેક જાતના ઉગ્ર દુખો દેનારા નરકોમા પડે નહિ, એવો ઉપાય તમે મને કહી સભળાવો [૬]

શુકદેવજી બોલ્યા—જે મનુષ્ય મન, વચન અને કાયાથી કરેલા પાપનુ આ લોકમા મન, વચન અને કાયાવડે પ્રાયશ્ચિત્ત કરતો નથી, તે મરી ગયા પછી તીક્ષ્ણ દુખવાળા નરકો, જે હુ આગળ વર્ણવી ગયો છુ તેમા પડે છે [૭] માટે મૃત્યુ થયાની અગાઉ આ લોકમા પાપનુ પ્રાયશ્ચિત્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ, અને તે પણ દેહ શિથિલ થાય નહિ તે પહેલા કરવો જોઈએ, નહિતર ઘણા દિવસો વ્યતીત થયા પછી બમણુ પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે રોગોના નિદાનો જાણનારો વૈદ્ય જેમ રોગોનુ વત્તુ ઓછુ પ્રમાણ જોઈ તે પ્રમાણે ઉપાય કરવા માડે છે, તેમ મનુષ્યે પણ પાપના વત્તા ઓછાપણા પ્રમાણે યથાર્થ પ્રાયશ્ચિત્ત કરવુ જોઇએ [૮]

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—પ્રત્યક્ષ જોવામા આવતા રાજદડાદિક ઉપરથી અને શાસ્ત્રદ્વારા સાભળવામા આવતા નરકપાતાદિક ઉપરથી મનુષ્ય પાપને પોતાનુ અહિત સમજે છે પરાધીન થઈ પાપનુ પ્રાયશ્ચિત્ત કર્યા છતા પણ ફરીને તે પ્રાણી પાપ કર્મો કરે છે, ત્યારે તેને પ્રાયશ્ચિત્ત

‡ આ અધ્યાયમા વિષ્ણુના દૂતોએ પાપીને પાપમાથી છોડાવ્યો અને તેનુ પાપ જણાવવા માટે યમના દૂતોએ ધર્માદિકનુ લક્ષણ કહ્યું, તે કથા કહેવામા આવશે

કેમ કહી શકાય ? કારણ કે તેનાથી પાપ નિર્મૂળ થતું નથી પ્રાયશ્ચિત્તથી જો પાપ નિર્મૂળ થતુ હોય તો ફરીને પાપના અ કુરનો ઉદય થવો જોઇએ નહિ ૯ મનુષ્ય એકવાર કરેલા પાપનુ પ્રાયશ્ચિત્ત કરે છે, છતા પણ તે ફરીને કોઈ વખતે પાછો પાપમા પ્રવૃત્ત થાય છે, તે ઉપરથી હુ તો તે પ્રાયશ્ચિત્તને હસ્તિ-સ્નાનના જેવુ વ્યર્થ ગણુ છુ ૧૦

શુકદેવજી બોલ્યા—હે રાજન્ ! કૃચ્છ્રાદિક પ્રાયશ્ચિત્તો કરવાથી પાપનો સમૂળગો નાશ થતો નથી કારણ કે અજ્ઞાની મનુષ્ય પ્રાયશ્ચિત્તનો અધિકારી હોય છે, માટે પ્રાયશ્ચિત્ત કરવાથી પાપ નાશ થાય તોપણ તેના સસ્કારને લીધે ફરી ફરીને પાપનો અ કુર ફૂટયાજ કરે છે, માટે મુખ્ય પ્રાયશ્ચિત્ત તો જ્ઞાન કહેવાય છે ૧૧ સાવધાન રહેનારો મનુષ્ય ધીરે ધીરે તે જ્ઞાન મેળવે છે, પણ બીજો મેળવી શકતો નથી, કારણ કે પથ્ય પ્રમાણે અન્ન ખાનારા મનુષ્યને રોગો જેમ પીડા કરી શકતા નથી, તેમ નિયમો પાળનારો મનુષ્ય ધીરે ધીરે તત્ત્વજ્ઞાન મેળવવા સમર્થ થાય છે ૧૨ અગ્નિ જેમ વાસના વનને બાળીને ભસ્મ કરી નાખે છે તેમ શ્રદ્ધાશીલ ધર્મ જાણનાર ધીર પુરુષો તપ, બ્રહ્મચર્ય, શમ, દમ, ત્યાગ, સત્ય, શૌચ, યમ અને નિયમવડે મન, વાણી અને કાયાથી ઉત્પન્ન થયેલા પાપને બાળીને ભસ્મ કરે છે ૧૩-૧૪ કેટલાએક વાસુદેવ ભગવાનનોજ આશ્રય કરનારા લોકો સૂર્ય જેમ કાંતિથી ઝાકળનો નાશ કરે તેમ કેવળ ભક્તિથી પાપનો નાશ કરે છે ૧૫ હે રાજન્ ! જ્ઞાનમાર્ગ કરતા ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે, કારણ કે ભગવદ્ભક્તોની સેવાથી શ્રીકૃષ્ણ વિષે પોતાના પ્રાણને અર્પણ કરનારો પુરુષ જે પ્રમાણે પાપમાથી છુટે છે, તે પ્રમાણે તપ આદિ કરવાથી પાપી માણસ છુટતો નથી ૧૬ માટે આ ભક્તિમાર્ગ જ જગતમા ઉત્તમ, કલ્યાણકારક અને સર્વ ઠેકાણેથી ભય વિનાનો છે અને તે માગમા નારાયણમા પરાયણ રહેનારા ઉત્તમ સ્વભાવના મહાત્મા લોકો વર્તે છે, તેથી જ્ઞાનમાર્ગમા જેમ એકલા રહેવાનો ભય રહેલો છે અને કર્મમાર્ગમા જેમ બીજા અભિમાનીઓનો ભય રહેલો છે તેમ ભક્તિમાર્ગમા કોઇ પણ રીતનો ભય રહેલો નથી. ૧૭ હે રાજેન્દ્ર ! પ્રાયશ્ચિત્તો ગમે તેટલા કર્યાં હોય તોપણ નદીઓ જેમ મદિરાના ઘડાને પવિત્ર કરી શકતી નથી, તેમ ભગવાનની ભક્તિ રહિત પુરુષને પ્રાયશ્ચિત્તો પવિત્ર કરી શકતા નથી ૧૮ જે લોકોએ પોતાનુ મન ભગવાનના ચરણારવિંદમા પરોવેલુ હોય અને તેના ગુણોમા પ્રીતિવાળુ કર્યું હોય, તે લોકો પાપનુ પ્રાયશ્ચિત્ત કરી ચુકયા જાણવા. તેઓ સ્વપ્નમા પણ યમને કે પાશ ધારણ કરનારા તેમના દૂતોને દેખતા નથી ૧૯ આના દૃષ્ટાંતમા યમ અને વિષ્ણુ દૂતોના સ વાદરૂપ એક પુરાતન ઇતિહાસ કહુ તે સાભળો ૨૦

કાન્યકુબ્જ નામે શહેરમા કોઈ એક અજામિલ નામનો બ્રાહ્મણ રહેતો હતો તે હલકી જાતિની સ્ત્રી સાથે વટલી જઈ સદાચારથી ભ્રષ્ટ થયો હતો ૨૧ હથિયાર પકડવા, જુગાર ખેલવો, ઠગાઇ કરવી ને ચોરી કરવી વગેરે આર્યોએ ધિક્કારી કાઢેલી આજીવિકાનો આશ્રય કરીને તે તેના કુટુબનુ પોષણ કરતો હતો તે જાતે અપવિત્ર હતો અને બીજા પ્રાણીઓને દુ ખ દેતો હતો ૨૨ હે રાજન્ ! આ પ્રમાણે નિર્વાહ કરતા તથા દાસીના પુત્રોને લાડ લડાવતા અજામિલનુ અઠયાશી વર્ષનુ આયુષ્ય થયુ પણ તેની તેને જરાએ ખબર રહી નહિ ૨૩ તેને દશ પુત્રો હતા, તેમા નાનાનુ નામ નારાયણ હતુ તે માતા પિતાને બહુજ લાડકો હતો ૨૪ કાલા કાલા વચનો બોલનારા તે છોકરા ઉપર તેને બહુ પ્રેમ હતો પુત્રની રમતો જોઇ તે અત્યત આનદ પામતો ૨૫ બાલકના સ્નેહપાશમા તે એટલો બધો બ ધાઈ ગયો હતો કે પોતે તેને સાથે જમાડતો, પાણીપીતાં તેને પણ પાતો અને પોતે કઈ વસ્તુ ખાય તો તેને પણ ખવરાવતો આ સર્વ સ સારી માયાને લીધે તે કાળને પણ વીસરી ગયો હતો ૨૬

આ પ્રમાણે સ સારનો વ્યવહાર ચલાવતા મરણનો સમય પાસે આવ્યો ત્યારે તેનુ પેલા નારાયણ નામના છોકરા ઉપર મન ગયુ, તેથી તે તેનુ ચિ તવન કરવા લાગ્યો એટલામા વાંકા મુખવાળા તથા ઉભા વાળવાળા મહા ભયકર ત્રણ પુરુષો હાથમા પાશ લઈ તેને લેવા માટે આવ્યા તેમને જોઈ અજામિ-

લની સર્વ ઇંદ્રિયો વ્યાકુળ થઇ ગઈ અને તેણે ગળ-ગળા સાદે ઘાટો પાડીને પોતાના નારાયણ નામના પુત્રને બોલાવ્યો [૨૮–૨૯] મરવા પડેલા તેણે આ પ્રમાણે શ્રીહરિનુ નામ લીધુ તેથી હે મહારાજ ! ભગવાનના પાર્ષદો પોતાના સ્વામિનુ નામ સાભળી એકાએક ત્યા હાજર થઇ ગયા [૩૦] અને યમ રાજાના દૂતો જેઓ દાસીના પતિ અજામિલને તેના ખોળિયામાથી બહાર કાઢતા હતા, તેમને બળ-પૂર્વક વિષ્ણુના દૂતોએ વાર્યા. [૩૧] એટલે યમના દૂતો વિષ્ણુના દૂતોને કહેવા લાગ્યા કે, ધર્મરાજાની આજ્ઞાને અટકાવનાર તમે કોણ છો ? [૩૨] કોના દૂત છો ? અને કયાથી આવ્યા છો ? તેમજ આને લઇ જવાને શા માટે ના પાડો છો ? તમે શુ કોઇ દેવ અથવા ઉપદેવ છો ? કે સિદ્ધ છો ? [૩૩] તમે કોણ છો ? તે અમે જાણતા નથી તમારે અમારા ઉપર કોપ કરવો નહિ તમારી સર્વની આખો કમળની પાખડી જેવી છે, તમે રેશમી પીળા વસ્રો પહેર્યાં છે, માથે મુગટ, કાનમા કુડળ અને કઠમા શોભાય માન કમળની માળાઓ ધારણ કરી છે [૩૪] તમારી સર્વની અવસ્થા તરુણ છે, ચાર ભુજાઓ છે, ધનુષ્ય, ભાથા, તરવાર, ગદા, શખ, ચક્ર ને કમળવડે તમે શોભી રહ્યા છો [૩૫] વળી તમે પોતાની કાતિવડે દિશાઓને અને લોકોને પ્રકાશિત કરો છો ધર્મ રક્ષક યમરાજના અમે સેવક છીએ તેમને તમે શા માટે રોકો છો ? [૩૬]

શુકદેવજી કહે છે—આ પ્રમાણે યમના દૂતોએ કહ્યુ એટલે ભગવાનના પાર્ષદો હસીને મેઘના જેવી ગભીર વાણીથી તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા [૩૭]

વિષ્ણુના દૂતો કહે છે—તમે જો ધર્મરાજાના દૂતો હો તો ધર્મનુ જે તત્ત્વ હોય તથા ધર્મનુ જે લક્ષણ હોય તે અમને કહો [૩૮] શિક્ષા કેવી રીતે કરવામા આવે છે ? શિક્ષાપાત્ર કોણ ગણાય ? અપ-રાધ કરનાર સર્વ શિક્ષાપાત્ર ગણાય છે કે મનુષ્યો જ માત્ર શિક્ષાપાત્ર ગણાય અને મનુષ્યોમા સર્વ શિક્ષા-પાત્ર છે કે થોડા ? [૩૯] યમના દૂતો બોલ્યા—વેદમા જે કરવા માટે આજ્ઞા કરેલી હોય તેને ધર્મ જાણવો અને જે કરવા માટે ના પાડેલી હોય તેને અધર્મ જાણવો અને તે વેદ એ સાક્ષાત્ સ્વયભૂ નારાયણનું સ્વરૂપ છે, એવુ અમે સાભળ્યુ છે. [૪૦] જે નારાયણ ભગવાને પોતાના સ્વરૂપમા સત્વ, રજ અને તમોગુણ રૂપી પદાર્થો, પુરુષોના શાતિ વગેરે ગુણો, બ્રાહ્મણ વગેરે નામો, વેદાધ્યયન વગેરે ક્રિયાઓ તથા વર્ણ અને આશ્રમ વગેરે રૂપોનુ સારી રીતે વિવેચન કરેલુ છે તે નારાયણનુ યથાથ રૂપ વેદ છે [૪૧] સૂર્ય અગ્નિ, આકાશ, પવન, ગાયો, ચદ્રમા, સધ્યાકાળ, દિવસ, રાત્રિ, દિશાઓ, જળ, પૃથ્વી, કાળ અને ધર્મ, એ બધાય દેહધારીએ કરેલા પાપ પુણ્યના સાક્ષીઓ છે [૪૨] અને એ સાક્ષીઓએ જાણેલો અધમ શિક્ષાપાત્ર છે. આ પ્રમાણે કર્મ કરનાર સર્વ પ્રાણીઓ પોતાના કર્મ પ્રમાણે દડને પાત્ર થાય છે [૪૩] હે નિર્દોષ મહાપુરુષો ! કર્મ કરનારાઓથી સમય ઉપર પુણ્ય પણ થાય છે અને સમય ઉપર પાપ પણ થાય છે, કારણ કે કર્મ કરનારાઓને ગુણોનો સગ છે જો કોઇ અકર્ત્તા હોય તો તેનાથી પાપ કર્મ થાય નહિ પરતુ તેમ નથી, કારણ કે દેહધારી જીવ કર્મ કર્યા વિના રહેતો જ નથી અને કર્મ કરે છે ત્યારે તેનાથી પાપ થવાનો પણ સભવ રહે છે [૪૪] જે પ્રાણી આ લોકમા જેટલો અને જે પ્રમાણે ધર્મ અથવા તો અધર્મ કરે તે પ્રમાણે પરલોકમા તે કર્મનુ તેટલુ અને તે પ્રમાણેજ ફળ ભોગવે છે [૪૫] હે ઉત્તમ દેવતાઓ ! આ જન્મમા જેમ વિચિત્ર ગુણોને લીધે શાત, ઘોર અથવા તો મૂઢપણાથી અને સુખ દુખ અથવા તો સુખ દુખના મિશ્રપણાથી ત્રણ પ્રકારના પ્રાણીઓ જોવામા આવે છે, તેમજ તેઓ બીજા જન્મમા પણ ત્રણ પ્રકારના હશે એવુ અનુમાન થાય છે [૪૬] વર્તમાન કાળની વસતાદિક ઋતુ જેમ ભૂતકાળની વસતાદિક ઋતુઓના ગુણોને તથા ભવિષ્યકાળની વસતાદિક ઋતુઓના ગુણોને જણાવે છે, તેમ વર્તમાન કાળનો જન્મ ભૂતકાળના જન્મના અને ભવિષ્યકાળના જન્મના ધર્મને તથા અધર્મને જણાવે છે, અર્થાત્ વર્તમાનકાળની ઋતુના ફૂલ ફળનુ રૂપ જોઇને તેના ઉપરથી ભૂત અને ભવિ-ષ્યકાળની ઋતુના ફૂલ ફળનુ અનુમાન થઈ શકે છે, તેમ વર્તમાનકાળના ધર્મ અને અધર્મ ઉપરથી ભૂત

કાળના તથા ભવિષ્ય કાળના ધર્મ તથા અધર્મનુ અને તેના ફળનુ અનુમાન થાય છે ૪૭ આ ધર્મ તથા અધર્મ જાણવાની રીત બીજાઓને માટે કહેલી છે, પરંતુ યમરાજા તો પોતાની સંયમની નામની પુરીમા બેઠા બેઠા મનથીજ જીવના પૂર્વ જન્મને જાણે છે અને ભવિષ્ય કાળના જન્મને પણ યથાર્થ રીતે જાણે છે, કારણ કે તે અજન્મા ભગવાન છે ૪૮ પરંતુ નિદ્રાને અધીન થયેલો પુરુષ જેમ સ્વપ્નમા સ્વપ્નના દેહને દેખે છે, પરંતુ જાગ્રદવસ્થાના અથવા તો તેની પૂર્વના સ્વપ્નના દેહને જાણતો નથી તેમજ અવિદ્યારૂપી ઉપાધિથી ઘેરાયલો અજ્ઞાની જીવ ઘણા જન્મોની સ્મૃતિ નાશ થવાથી ભૂતકાળના તથા ભવિષ્યકાળના દેહને જાણતો નથી માત્ર વર્તમાન કાળના દેહને જાણે છે ૪૯ પાચ કર્મેન્દ્રિયો જેનાથી જીવ પોતાના કાર્ય સાધે છે તથા પાચ જ્ઞાનેન્દ્રિયો જેનાથી જીવ શબ્દાદિકને જાણે છે આ પ્રમાણે પાચ કર્મેન્દ્રિયો, પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ શબ્દાદિક વિષયો અને સોળમુ મન, એ સર્વ ઉપાધિમા રહેલો એકલો છતા સત્તરમો જીવ પોતે જ્ઞાનેન્દ્રિયોના, કર્મેન્દ્રિયોના તથા મનના વિષયોને ભોગવે છે ૫૦ આ પ્રમાણે સોળ કળાવાળુ અને ત્રણ ગુણોથી બનેલુ અનાદિ લિંગ શરીર જીવને હર્ષ, શોક, ભય તથા પીડા કરનારો સંસાર આપ્યા કરે છે ૫૧ છ ઇંદ્રિયોને નહિ જીતનારો અજ્ઞાની જીવ કર્મો કરવાની ઇચ્છા કરતો નથી, તોપણ લિંગશરીર તેની પાસે કર્મ કરાવે છે અને જીવ કોશેટાના જીવડાની પેઠે કર્મવડે પોતાને ઢાકી દઈને, તેમાથી નીકળવાનો ઉપાય ન સુઝવાથી મુઝાય છે ૫૨ કોઈ પણ જીવ એક ક્ષણવાર પણ કોઈ દિવસ કર્મ કર્યા વિના રહેતો નથી પૂર્વજન્મના કર્મોના સંસ્કારથી થયેલા રાગદ્વેષાદિક તે પરાધીન જીવની પાસે પરાણે કર્મ કરાવે છે, ૫૩ અને પૂર્વ જન્મના અદૃષ્ટને લીધે તે અદૃષ્ટને અનુકૂળ સ્થૂલ તથા સૂક્ષ્મ એવુ શરીર ઉત્પન્ન થાય છે અને તેનુ શરીર, વીર્ય તથા રુધિર બન્ને સરખા હોવા છતા પણ બળવાન એવી કર્મની વાસનાને લીધે માતા પિતાના જેવુ જ થાય છે ૫૪ જીવનો આ પ્રમાણે સંસારમા અવતાર રૂપી ફેરફાર થાય છે તે પ્રકૃતિના સંબધમા આવ્યાથી થાય છે, પરંતુ તે ફેરફાર ભગવાનનુ ભજન કરવાથી થોડા સમયમા નાશ પામે છે. ૫૫

આ અજામિલ પ્રથમ તો શાસ્ત્ર પ્રમાણે વર્તનાર અને સારા સ્વભાવનો પુરુષ હતો તે સદાચારી અને સદ્ગુણનો ભંડાર હતો, વ્રતધારી હતો, કોમળ મનનો, કેળવાયલો, સત્યવાદી, મંત્રવેત્તા અને પવિત્ર અંતઃકરણવાળો હતો તે ગુરુ, અગ્નિ, અતિથિ અને વૃદ્ધોની સેવા કરનારો, અહંકાર રહિત, સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા રાખનારો અને ઈર્ષ્યા રહિત હતો ૫૬–૫૭ એક દિવસ તે પિતાની આજ્ઞાથી વનમા ગયો, ફળ, ફૂલ, યજ્ઞના કાષ્ઠો અને દર્ભ લઈ ત્યાથી તે પાછો આવતો હતો ત્યારે લોટની મદિરા પીવાથી ઘુમતી આખોવાળી એક વેશ્યાની સાથે એક કામાતુર શૂદ્રને તેણે લટપટ કરતો દીઠો ૫૮–૫૯ પેલી સ્ત્રી ગાડી બની ગઈ હતી, તેનો ચણીયો ઢીલો પડી ગયો હતો અને પેલો આચારભ્રષ્ટ શૂદ્ર તેની સાથે નિર્લજ્જ રીતે ક્રીડા કરતો હતો તેના ગાવાની પાછળ ગાતો હતો, હસતો હતો અને કામોદ્દીપન કરનારા ચંદનાદિકના લેપથી લીંપેલા બાહુવડે તેણે તેને આલિંગન કર્યું હતુ આ પ્રમાણે તે બન્નેને પોતાની સામે જોઇને અજામિલ એકાએક મોહિત થઇને કામને અધીન થઈ ગયો ૬૦–૬૧ તેણે પોતે ધીરજના અને જ્ઞાનના બળથી મનને રોકવા માડ્યુ પણ કામથી કંપી ઉઠેલા મનનું સમાધાન થયુ નહિ ૬૨ તે બન્ને જણાને જોવાથી ઉત્પન્ન થયેલા કામરૂપી ગ્રહને અધીન થઈ, તે ભાન વિનાનો થયો અને મનમા તે રાડનુ મનન કરવાથી સ્વધર્મથી ભ્રષ્ટ થયો ૬૩ ત્યાર પછી અજામિલે પોતાના પિતાનુ જે ધન હતુ તે સર્વ આપી તે રાડને પ્રસન્ન કરી તથા તે જે પ્રમાણે પ્રસન્ન થાય તે પ્રમાણે મનોહર એવા સંસારી વૈભવોથી તેને પ્રસન્ન કરવા લાગ્યો ૬૪ પછી પાપી અને વેશ્યાના કટાક્ષથી વિંધાઇ ગયેલા અજામિલે મોટા કુળમા જન્મેલી અને મુગ્ધાવસ્થામા રહેલી પોતાની સ્ત્રીનો ત્યાગ કર્યો ૬૫ તે મંદબુદ્ધિનો અજામિલ જ્યા ત્યાથી ન્યાયથી કે અન્યાયથી ધન લાવતો અને તેનુ અને તેના કુટુંબનું પોષણ

કરતો ૧૬ વળી તે શાસ્ત્રનો અનાદર કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તતો તેથી આય લોકમા તેની નિંદા થતી આ પ્રમાણે પાપી જીવન ગાળનારો અને અપવિત્ર વસ્તુ ખાનારો અજામિલ ઘણા કાળ સુધી વર્ત્યો, ૧૭ માટે પાપ કર્યા છતા પાપોનુ પ્રાયશ્ચિત્ત ન કરનારા અજામિલને અમે યમરાજાની પાસે લઇ જઇશુ ત્યા આગળ નારકી શિક્ષાથી પાપીઓ પવિત્ર થાય છે ૧૮

**तत एनं दण्डपाणेः सकाशं कृतकिल्बिषम् ॥**
**नेष्यामोऽकृतनिर्वेशं यत्र दण्डेन शुद्धयति ॥१८॥**

**इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे प्रथमोऽध्यायः**

## અધ્યાય ૨ જો.[†]

### અજામિલનું આખ્યાન. (ચાલુ)

**श्रीशुक उवाच**
**एवं ते भगवद्दूता यमदूताभिभाषितम् ॥**
**उपधार्याथ तान्राजन् प्रत्याहुर्नयकोविदाः ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! ઉપર પ્રમાણે યમના દૂતોનુ કહેવુ સાભળીને ન્યાયમા નિપુણ એવા ભગવાનના પાર્ષદો તેઓની પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા ૧ અફસોસની વાત છે કે, અધર્મે ન્યાય કરનારાઓની સભાને ભ્રષ્ટ કરી છે, કારણ કે જે સભાઓમા ન્યાયાધીશો શિક્ષા કરવાને અયોગ્ય અને પાપરહિત એવા પુરુષોને વૃથા શિક્ષા કરે છે ૨ જે ન્યાયાધીશો હોય, તે પ્રજાનું પિતાની પેઠે પાલન કરનારા, સદ્‌ગુણી, તથા સમદષ્ટિવાળા હોવા જોઇએ જો તેઓમા જ વિષમપણાનો દોષ હોય તો પછી પ્રજા કોને શરણે જાય? ૩ મહાત્મા પુરુષ જે પ્રમાણે જગતમા આચરણ કરે છે તે પ્રમાણે જ બીજા મનુષ્યો વર્તે છે તેઓ જે વસ્તુને માન્ય કરે છે તેને જ બીજા લોકો માન્ય કરે છે, માટે ન્યાયાધીશ જો અધર્મ કરવા માડે તો બીજાઓ પણ તે પ્રમાણે અધર્મ કરે છે ૪ લોકો જેના ખોળામા માથુ મૂકી નિશ્ચિત થઇને સૂઇ રહે છે, તે મનુષ્ય પોતે પશુની પેઠે ધર્મ અથવા અધર્મને જાણતો ન હોય તો તેને વિશ્વાસઘાતનુ પાપ લાગે છે ૫ પ્રાણીઓનો વિશ્વાસપાત્ર ન્યાયાધીશ જો દયાળુ હોય તો તે વિશ્વાસને લીધે પોતાના શરીરને અર્પણ કરનારા ભક્તિવાળા મૂઢ મનુષ્યનો શા માટે દ્રોહ કરે? ૬ આ અજામિલ કરોડો જન્મના પાપોનું પ્રાયશ્ચિત્ત કરી ચુક્યો છે, કારણ કે તેણે પરાધીનપણામા પણ શ્રીહરિનુ કલ્યાણકારક નામ ઉચ્ચાર્યું છે ૭ હે નારાયણ! 'આવ' એ વાકયમા જો કે ભગવાનનું ચાર અક્ષરવાળુ આભાસ માત્ર નામ તે બોલ્યો છે, તોપણ એટલાથીજ પાપીના પાપોનુ નિવારણ થાય છે આવો નારાયણ શબ્દમાજ ચમત્કાર છે ૮ ચોર મદિરાપાન કરનારો, સાવકી માતાનો નંગ કરનારો અને બીજા જે પાપ કર્મ કરનાર હોય તે સર્વ પાપીઓના પાપોનુ શ્રીહરિનુ નામ માત્ર લેવાથી નિવારણ થાય છે કારણ કે નામ લેવાથી તેને વિષે 'આ મારો છે, મારે તેનુ સર્વ ઠેકાણેથી રક્ષણ કરવુ યોગ્ય છે' વગેરે ભગવાનનો વિચાર થાય છે ૯–૧૦ ભગવાનના નામો લેવાથી જે પ્રમાણે પાપી શુદ્ધ થાય છે તે પ્રમાણે વેદ જાણનારા મહાત્માઓએ કહેલા ચાદ્રાયણ વગેરે વ્રતો કરવાથી પણ પાપીઓ શુદ્ધ થતા નથી, કારણ કે ભગવાનનુ નામ લીધુ હોય તો તે તેમના ગુણોને જણાવે છે ૧૧ પાપોનું પ્રાયશ્ચિત્ત કર્યા છતા પણ ફરીને મન દુષ્ટ માર્ગ તરફ જાય છે, તેથી પ્રાયશ્ચિત્ત પાપોના મૂળોનો ખરેખર નાશ કરનારુ કારણ ગણાય નહિ માટે પાપોનુ નિવારણ કરવાની ઇચ્છાવાળા પુરુષોને શ્રી હરિના ગુણોનુ વર્ણન કરવુ એજ પ્રાયશ્ચિત્ત છે, એજ ખરેખર ચિત્તને શુદ્ધ કરનારુ છે ૧૨ તેથી તમે સર્વ પાપોનુ પ્રાયશ્ચિત્ત કરનારા અજામિલને લઇ જશો નહિ, કારણ કે તેણે મરતી વેળા ભગવાનનું નામ લીધુ છે ૧૩ પુત્રાદિકના સંકેતવાળા નામ બોલવામા, મશ્કરીમા, ગીતનો રાગ પુરાવવામા અથવા તો અપમાનમા પણ શ્રીહરિનું નામ લેવાય, તો તે સર્વ પાપનો નાશ કરે છે ૧૪ પડતી વેળાએ, ઠેસ ખાતી વેળાએ, આળસ મરડતી વેળાએ, સર્પ કરડતી વેળાએ, તાવ આવતી વેળાએ તથા

† આ અધ્યાયમા વિષ્ણુના પાર્ષદો યમના દૂતોને ભગવાનના નામનુ અદ્‌ભુત માહાત્મ્ય સભળાવી અજામિલને વિષ્ણુના લોકમા લઇ ગયા, એ કથા કહેવાશે

લાકડી, પત્થર વગેરેનો માર પડતી વેળાએ પુરુષ પરાધીન થઇને 'શ્રીહરિ' એવુ ભગવાનનુ નામ લે છે, તો તે યમલોકના દુ ખો ભોગવતો નથી ૧૫ મહર્ષિએ એ વિચાર કરીને મોટા પ્રાયશ્ચિત્તો કહ્યા છે અને નાના પાપોના નાના પ્રાયશ્ચિત્તો કહ્યા છે ૧૬ જે પાપોને ઉદ્દેશીને તપશ્ચર્યાદિક દાન અને જપ વગેરે કર્યા હોય તો તે પાપો તપશ્ચર્યાદિકથી તમામ નાશ પામે છે, પરતુ તે પાપોનું સ સ્કાર નામનું સૂક્ષ્મ સ્વરૂપ તેથી નાશ પામતુ નથી તે તો ઇશ્વરના ચરણની સેવાથી નાશ પામે છે ૧૭ જાણતા અથવા તો અજાણતા ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું નામ લીધુ હોય તો અગ્નિ જેમ કાષ્ઠને બાળી નાખે તેમ તે પુરુષના પાપોને બાળી નાખે છે ૧૮ કોઈ વધારે બળવાળુ ઔષધ દૈવેચ્છાથી શ્રદ્ધા વિના પણ ખવાઈ ગયુ હોય તો તે વૈદ્યની પાસેથી તેના ગુણ ન જાણનારા મનુષ્યને પણ પોતાનો ગુણ બતાવે છે, તેમ ભગવાનના નામનો મત્ર પણ શ્રદ્ધા વિના ભણવામા આવ્યો હોય તોપણ તે પોતાના પ્રભાવને નહિ જાણનારા મનુષ્યને પણ પોત નો પ્રભાવ દર્શાવે છે, અર્થાત્ વસ્તુઓમા જે શક્તિ રહેલી હોય છે તે શ્રદ્ધાદિકની દરકાર કરતી નથી ૧૯

શુકદેવજી બોલ્યા–હે રાજન્ ! આ પ્રમાણે વિષ્ણુના દૂતોએ ભગવાન સ બ ધી ધર્મનો નિર્ણય કહી, તે બ્રાહ્મણને યમ દૂતોથી મુક્ત કરીને દુ ખમાથી છોડાવ્યો ૨૦ પછી વિષ્ણુના દૂતોએ કાઢી મૂકેલા યમના દૂતો યમ રાજાની પાસે ગયા અને જે પ્રમાણે બન્યુ હતુ તે પ્રમાણે તેમને સર્વ વૃત્તાત કહ્યુ ૨૧ અજામિલ યમના પાશમાથી છૂટો થયા પછી પાછો નિર્ભય થઈ સ્વસ્થ થયો તેણે ભગવાનના પાર્ષદોના દર્શન કરી, પરમ આનદ પામીને મસ્તકવડે ભગવાનના પાર્ષદોને પ્રણામ કર્યા ૨૨ હે નિર્દોષ રાજન્ ! પછી તે કઇ કહેવાની ઇચ્છા કરતો હોય એમ લાગવાથી વિષ્ણુના દૂતો તેના દેખતાજ ત્યા આગળ અ તર્ધાન થઇ ગયા ૨૩ અજામિલ પણ યમના દૂતો પાસેથી વેદમા કહેલો સગુણ ધર્મ તથા ભગવ નના દૂતોએ કહેલો શુદ્ધ નિર્ગુણ ધર્મ સાભળીને તથા શ્રીહરિનું માહાત્મ્ય સાભળીને ભગવાન ઉપર ભક્તિવાળો થયો અને પોતાનું પાપ સાભરી આવવાથી તેને મહા પશ્ચાત્તાપ થવા લાગ્યો ૨૪-૨૫ અરે ! મે દુષ્ટે મનને અધીન થઇ બહુ જ ભુ ડુ કર્યું કારણ કે, શૂદ્ર જાતિની સ્ત્રીમા પુત્ર ઉત્પન્ન કરી મે મારુ બ્રાહ્મણપણુ નાશ કર્યું છે ૨૬ સારા મનુષ્યોએ નિદી કાઢેલો, પાપ કરનારો ને કુળમાં કાજળરૂપ જે હું, તેને ધિક્કાર છે જે મે મુગ્ધ એવી પતિવ્રતા સ્ત્રીનો અનાદર કરીને મદિરાનું પાન કરનારી વેશ્યા સ્ત્રીને ઘરમા રાખી ૨૭ ઘરડા, અનાથ, દુ ખી અને મારા વિના જેનુ બીજુ કોઈ પણ સબધી નથી એવા માતાપિતાનો પણ મે કૃતઘ્નીએ નીચની પેઠે ત્યાગ કર્યો, ૨૮ માટે હવે હું અત્યત દારુણ એવા નરકમા પડીશ, કે જે નરકમા ધર્મનો નાશ કરતા કામી પુરુષો યમ તરફથી મહા દારુણ પીડાઓ ભોગવે છે ૨૯ આ તે શુ મને સ્વપ્ન આવ્યુ અથવા આ અદ્ભુતકારક વૃત્તાત મે શુ જાગ્રદવસ્થામા દીઠુ ? હાથમા પાશ ધારણ કરનારા જેઓ હમણા મને બાધીને ખેચતા હતા તેઓ કયા ગયા ? ૩૦ અને પાશોથી બાધીને નરકમા લઇ જવાતા મને જેમણે છોડાવ્યો તે સિદ્ધ કયા ગયા ? ૩૧ હું જો કે આ જન્મમા તો મોટો પાપી છુ તોપણ પૂર્વ જન્મમા હુ ખરેખર પુણ્યવાન હોઇશ, કારણ કે ઉત્તમ દેવતાઓના દર્શન થવાને પૂર્વ જન્મનું મહાપુણ્ય હોવુ જોઇએ એમના દર્શનથી મારુ મન નિર્મળ થયુ છે ૩૨ જો પૂર્વ જન્મનુ મહાપુણ્ય હોય નહિ તો અપવિત્ર અને દાસીનો પતિ હુ મરવા પડુ તે વખતે મારી જિહ્વા ભગવાનનુ પુણ્યનામ લઇ શકે ખરી ? ૩૩ જુગારી, પાપી, બ્રાહ્મણપણુ નો નાશ કરનારો અને નિર્લજ્જ હુ કયા અને નારાયણ એવુ મગલકારક શ્રીભગવાનનું નામ કયા ? ૩૪ હુ ચિત્ત, ઇદ્રિયો ને પ્રાણવાયુને જીતવા પ્રયત્ન કરીશ, કે જેથી ફરીને મારા આત્માને અ ધતમ નરકમા ડૂબવાનો કાળ આવે નહિ ૩૫ અવિદ્યા, તૃષ્ણા ને કર્મથી ઉત્પન્ન થયેલા આ બધનને છોડી નાખી સર્વ પ્રાણીઓનો સ બધી, શાત, મિત્રતાવાળો, દયાળુ ને ધીરજવાળો થઇને સ્ત્રીરૂપી ભગવાનની માયાવડે ગળાયેલા મારા આત્માને છોડાવીશ,

કે જે સ્ત્રીએ મને આજ દિવસ સુધી અધમ એવા વાદરાની માફક રમાડ્યો ૩૧–૩૭ વળી દેહાદિક મિથ્યા પદાર્થ ઉપરથી ' મારુ અને હુ ' એવી મિથ્યા બુદ્ધિને છોડી દઈને સત્ય વસ્તુ ઉપર હુ બુદ્ધિ રાખીશ ભગવાનના કીર્તનાદિક કરવાથી શુદ્ધ થયેલા મનને ભગવાનને વિષે જોડીશ ૩૮

શુકદેવજી કહે છે–આ પ્રમાણે સત્પુરુષનો એક ક્ષણ સમાગમ થવાથી અજામિલને ખેદ થયો અને તે પુત્રાદિકના સ્નેહરૂપી સર્વ બ ધનમાથી મુક્ત થઈને હરિદ્વારમા ગયો ૩૯ ત્યા તેણે દેવમ દિરમા બેસી, યોગ ધારણ કરી, સર્વ ઇંદ્રિયોને વિષયોમાથી ખેચી લઈ, મનને આત્મામા જોડ્યુ ૪૦ પછી ચિત્તની એકાગ્રતાવડે આત્માને, દેહથી અને ઇંદ્રિયોથી જુદો પાડીને પરબ્રહ્મરૂપ અને અનુભવથી જાણવામા આવે એવા ભગવાનના સ્વરૂપમા જોડી દીધો ૪૧ જ્યારે પરમાત્માના સ્વરૂપમા બુદ્ધિ સ્થિર થઇ ત્યારે અજામિલે પ્રથમ જોયેલા ચાર પુરુષોને પોતાની સન્મુખ જોયા તેમને ઓળખી તેણે પ્રેમથી પ્રણામ કર્યા ૪૨ ભગવાનના પાર્ષદોના દર્શન કર્યા પછી પોતાના કલેવરનો ગ ગાતીર્થમા ત્યાગ કરીને ભગવાનના પાર્ષદો જેવુ જ રૂપ તેણે ધારણ કર્યુ ૪૩ પછી ભગવાનના પાર્ષદોની સાથે સુવર્ણના વિમાનમા બેસીને આકાશ માર્ગે જ્યા આગળ લક્ષ્મીપતિ વિષ્ણુ બિરાજે છે ત્યા તે ગયો ૪૪ આ પ્રમાણે સર્વ ધર્મોનો નાશ કરનાર, દાસીનો પતિ, નિ દિત કર્મ કરવાથી ભ્રષ્ટ થયેલો અને યમ નિયમ તોડનારો અજામિલ નરકમા પડવાની તૈયારીમા હતો એટલામા ભગવાનનુ નામ લઈને તેમાથી છૂટયો ૪૫ માટે કર્મના બ ધનમાથી મુક્ત થવાની ઇચ્છાવાળા પુરુષોને ભગવાનના કીર્તન વિના બીજુ કોઈ પણ, કર્મના મૂળને કાપનાર નથી, કારણ કે ભગવાનનું કીર્તન કરવાથી મન ફરીને કર્મમા બ ધાતું નથી પ્રાયશ્ચિત્તો કરવાથી મન રજોગુણથી મલિન થાય છે ૪૬ જે મનુષ્ય આ અજામિલનો પાપ નાશ કરનારો શ્રેષ્ઠ તથા બોધક ઇતિહાસ શ્રદ્ધાથી સાભળે છે અને ભક્તિથી ગાય છે તે મનુષ્ય જો કે અપવિત્ર હોય તોપણ નરકમા જતો નથી, તેમ યમના દૂતોની દૃષ્ટિએ પડતો નથી, પર તુ વિષ્ણુલોકમા પૂજાય છે ૪૭ મરવાને તૈયાર થયેલા અજામિલે પુત્રને બોલાવતા ભગવાનનુ નામ લીધુ તેથી તે વૈકુ ઠ લોકમા ગયો ત્યારે શ્રદ્ધાથી ભગવાનનું નામ લીધુ હોય તો પછી તેનું શુ કહેવુ ? ૪૮

म्रियमाणो हरेर्नाम गृणन्पुत्रोपचारित ॥
अजामिलोऽप्यगाद्धाम किं पुनः श्रद्धया गृणन् ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे
द्वितीयोऽध्यायः

## અધ્યાય ૩ જો.‡

### વૈષ્ણવોની મહત્તા

राजोवाच

निशम्य देव स्वभटोपवर्णित
प्रत्याह किं तान् प्रति धर्मराजः ।
एव हताज्ञो विहतान् मुरारे
नैदेशिकैर्यस्य वशे जनोऽयम् ॥

પરીક્ષિતે પૂછ્યુ –હે મહામુનિ ! જેની આજ્ઞામા આ સર્વ મનુષ્યો રહે છે, એવો યમ રાજા કે જેની આજ્ઞાનો વિષ્ણુના દૂતોએ ભ ગ કર્યો હતો, તેણે પોતાના દૂતોએ કહેલુ વૃત્તાત સાભળીને ભગવાનના દૂતોએ મારીને કાઢી મૂકેલા પોતાના દૂતોને શુ કહ્યુ તે કહો ૧ હે ઋષિ ! યમ રાજાની આજ્ઞાનો ભ ગ કોઈ ઠેકાણેથી થયો હોય એમ અમે સાભળ્યુ નથી, તેથી આ વાતમા લોકોને મોટો સ શય પડે તેમ છે લોકોના તે સ શયને હે મુનિ ! આપ વિના બીજો કોઈ ટાળે તેમ નથી ૨

શુકદેવજી બોલ્યા–હે રાજન્ ! ભગવાનના પાર્ષદોએ યમના દૂતોનો ઉદ્યમ તોડી પાડ્યો, તે ઉપરથી તેઓ સ યમનીના પતિ યમરાજાની પાસે જઈને નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૩ યમના દૂતો–હે પ્રભુ ! સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારના કર્મ કરનારા મનુષ્યોને તે તે કર્મના ફળો આપનારા કેટલા ન્યાયાધીશો આ લોકના રહે છે ?

‡ આ અધ્યાયમા યમ રાજાએ વૈષ્ણવોની મહત્તાનું વર્ણન કરીને પોતાના દૂતોને શાત કર્યા અને વૈષ્ણવોના દાસ બનાવ્યા, એ કથા કહેવાશે

૪ જો આ લોકમાં શિક્ષા કરનારા ન્યાયાધીશો ઘણા હોય તો કોને સુખ દુ ખ થાય? અને કોને સુખ દુ ખ ન થાય? એક ન્યાયાધીશ હા પાડે અને બીજો ના પાડે તો પરસ્પર વિરુદ્ધ વિચારને લીધે કોઈને પણ સુખ દુ ખ થાય નહિ, તેમ જ એક બીજા એક બીજાને સમતિ આપે તોપણ કોઈને સુખ દુ ખ થાય નહિ અને અવ્યવસ્થા થઈ જાય ૫ આ લોકમા ઘણા કામ કરનારા હોવાથી તેમના ઉપર શિક્ષા કરનારનું અધિપતિપણુ ખડિયા રાજાની પેઠે ગૌણુ ગણાય ૬ તમે એક રાજા તેમજ સર્વ પ્રાણીઓના અધિપતિ છો, શિક્ષા કરનાર છો, દડ ધારણુ કરનાર છો અને મનુષ્યોના પુણ્ય ને પાપનું વિવેચન કરનાર છો, ૭ પણુ હમણા લોકમા તમારી આજ્ઞા ચાલતી નથી, કારણુ કે, તમારી આજ્ઞાને ચાર અદ્ભુત સિદ્ધ લોકોએ તોડી પાડી છે ૮ અમે તમારી આજ્ઞાથી અપરાધીને યમ લોકોના કારાગૃહમા લઈ આવતા હતા એટલામા તેઓએ બળાત્કારથી તમારી પાશોને કાપી નાખી તેમાથી પાતકીને છોડી મુકાવ્યો ૯ તમે એમા અમારુ હિત થય તેમ માનતા હો તો અમે તમારી પાસેથી તેઓ કોણુ હતા તે જાણુવાની ઈચ્છા રાખીએ છીએ અપરાધીએ નારાયણુ એવુ નામ લીધુ તેથી તે સિદ્ધ લોકો ત્યા આવ્યા હતા ૧૦

શુકદેવજી કહે છે-પ્રજાને શિક્ષા કરનાર યમ રાજાને દૂતોએ આમ પૂછ્યુ એટલે તેમણે પ્રસન્ન થઈ ભગવાનના ચરણુકમળનુ સ્મરણુ કરીને કહ્યુ કે, ૧૧ સ્થાવર તથા જગમ જગતનો અધિપતિ મારાથી બીજો કોઈ એક છે, જેને વિષે આ વિશ્વ તાનણામા વસ્ત્રની પેઠે ઓતપ્રોત રહેલુ છે જેના અશાવતાર બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે તથા નાથેલા બળદની પેઠે આ વિશ્વ તેમને આધીન રહેલુ છે ૧૨ ગોવાળ જેમ બળદોને બાધી લે તેમ પરમેશ્વરે વર્ણાશ્રમમા રહેલા સર્વ લોકોને વેદ વાણીથી બાધી લીધેલા છે વર્ણાશ્રમના કર્મોથી બધાયેલા સર્વ મનુષ્ય ભયભીત થઈ તેમને અધીન રહી વેદોક્ત કર્મ કરે છે અને તેમને બલિદાન આપે છે ૧૩ હુ, મહેદ્ર, નિર્ઋતિ, વરુણુ, ચદ્રમા, અગ્નિ, શિવ, પવન, સૂર્ય, બ્રહ્મા, અદિતિના પુત્રો, વિશ્વેદેવો, વસુઓ, સાધ્ય દેવતાઓ, મરુદ્ગણો, રુદ્રગણો, સિદ્ધ લોકો અને બીજા પણુ ભૃગુ આદિ પ્રજાપતિઓ અને દેવતાઓના અધિપતિઓ કે જેઓને રજોગુણુ અને તમોગુણુ સ્પર્શ કરી શકતા નથી, તેઓ અથવા જેઓમાં સત્વગુણુ મુખ્ય છે એવા દેવો પણુ પરમાત્માની માયામા ગુથાયેલા હોવાથી પરમાત્માના કર્તવ્યને જાણી શકતા નથી તો પછી બીજો કોણુ જાણી શકે? ૧૪-૧૫ રૂપ જેમ પોતાને જોનાર નેત્રને જોઈ શકતું નથી તેમ પ્રાણીઓ સર્વ જીવોના અતર્યામી ને દ્રષ્ટા એવા પરમાત્માને ઇદ્રિયોથી, મનથી, પ્રાણોથી, હૃદયથી કે વાણીથી જાણી શકતા નથી તે પરમેશ્વર મારાથી ભિન્ન છે ૧૬ તે સ્વતત્ર છે, સર્વ કરતા શ્રેષ્ઠ છે, મહાત્મા છે અને માયાના અધિપતિ છે વળી તે ભગવાનના મનોહર રૂપવાળા દૂતો આ જગતમા ફરે છે અને તેમનો રૂપ, ગુણ ને સ્વભાવ ઘણુ કરીને ભગવાનના જેવો રહે છે ૧૭ જે ભગવાનના પાર્ષદો દેવતાઓમા પૂજાય છે ને જેમના દર્શન દુર્લભ છે, તે મહા આશ્ચર્ય ઉત્પન્ન કરનાર વિષ્ણુના પાર્ષદો ભગવાનની ભક્તિ કરનાર મનુષ્યોની શત્રુઓથી, મારાથી અને અગ્નિ આદિક બીજા ઉપદ્રવોથી રક્ષા કરે છે ૧૮ તે પાર્ષદોએ પક્ષપાત કર્યો એમ તમારે સમજવુ નહિ કારણુ કે, ઋષિઓ, દેવતાઓ અને મોટા સિદ્ધ લોકો પણુ ભગવાને નિશ્ચય કરેલા ધર્મને જાણુતા નથી ત્યારે મનુષ્યો, અસુરો, વિદ્યાધરો અને ચારણુ વગેરે લોકો ક્યાથી જાણે? ૧૯ હે દૂતો! બ્રહ્મા, નારદ, સદાશિવ, સનત્કુમાર, કપિલ મુનિ, મનુ, પ્રહ્લાદ, જનકરાજા, ભીષ્મ પિતામહ, બલિરાજા, શુકદેવજી અને અમે બાર જણુ ગુપ્ત, શુદ્ધ અને કષ્ટથી જણાય એવા ભગવાનના ધર્મને જાણીએ છીએ, જે ધર્મ જાણીને પ્રાણી મોક્ષ પામે છે ૨૦-૨૧ ભગવાનના નામો જપવા અને ભગવાન વિષે ભક્તિ કરવી એટલોજ આ લોકમાના પુરુષોનો મુખ્ય ધર્મ જાણુવો ૨૨ હે પુત્રો! ભગવાનનું નામ લેવાનું માહાત્મ્ય મોટુ છે અજામિલ મૃત્યુના પાશમાથી છુટ્યો એ તેનુ માહાત્મ્ય જાણુવુ ૨૩ ભગ-

વાનના ગુણો, કર્મો અને નામો ગાવાથી મનુષ્યોના પાતક માત્ર નાશ પામે છે એટલુ જ નહિ, પરંતુ મોક્ષ પણ મળે છે. કારણ અજામિલ પાપી હતો તોપણ તેણે 'હે નારાયણ' એમ કહી પોતાના પુત્રને બોલાવ્યો તેથી તે પાપરહિત થઈ મોક્ષ પામ્યો. [૨૪] પરંતુ ભગવાનની માયાથી જેમની બુદ્ધિ મોહિત થયેલી છે અને પુષ્પની પેઠે ઉપરથી મનોહર લાગતા અર્થવાદોથી ભરેલા વેદવાદોના આગ્રહને લીધે જડબુદ્ધિવાળા વેદના મોટા કર્મમા જોડાયેલા ઋષિઓ ભગવાનના નામનો મહિમા ઘણુ કરીને જાણતા નથી. [૨૫]

આ પ્રમાણે વિચાર કરી બુદ્ધિશાળી લોકો સર્વ પ્રકારે અનંત એવા ભગવાનની ભક્તિ કરે છે માટે ભગવાનના ભકતો મારા દંડને યોગ્ય નથી તેઓનું જે પાપ હોય તેને ભગવાનનુ કીર્તન નાશ કરે છે [૨૬] ભગવાનના ભકતો સમદૃષ્ટિવાળા ને ઉત્તમ ગુણવાળા હોય છે દેવતાઓ અને સિદ્ધ લોકો પણ જેમની પવિત્ર ગાથાને ગાય છે, તેઓ ભગવાનની ગદાથી ચારે તરફથી રક્ષાયેલા છે માટે તેમની પાસે તમારે જવુ નહિ આપણે અને કાળ પણ તેઓને શિક્ષા કરવાને સમર્થ નથી [૨૭] માટે તમે નિષ્કિંચન અને રસ જાણનારા પરમ હંસોના મંડળો નિત્ય જેનુ સેવન કરે છે એવા પરમાત્માના ચરણ કમળના રસથી વિમુખ રહેનારા અને નરકના માર્ગ રૂપ ઘર ઉપર તૃષ્ણા બાધી બેઠેલા નીચ મનુષ્યોને મારી પાસે પકડી લાવજો. [૨૮] જેમની જીહ્વા ભગવાનના ગુણ ગાતી નથી, જેમનુ ચિત્ત ભગવાનના ચરણારવિંદનુ સ્મરણ કરતું નથી, જેમનુ મસ્તક ભગવાનને પ્રણામ કરતું નથી, તેમ જેઓએ વિષ્ણુનુ એક વ્રત પણ કર્યું નથી, એવા દુષ્ટ મનુષ્યોને તમે બાધી લાવજો [૨૯] હવે તમે (મારા દૂતોએ) ભગવાનના દૂતોનું અપમાન કરવા રૂપી જે અન્યાય કર્યો તેને માટે ભગવાન પુરાણપુરુષ નારાયણ મને ક્ષમા કરો એમ હું ઇચ્છુ છુ તમારા ભક્ત એવા અમે તમારા સ્વરૂપને જાણતા નથી તોપણ બે હાથ જોડીને તમારી આગળ ઉભા છીએ આપ મહા પુરુષે ક્ષમા કરવી ઉચિત છે. અમે તમને સમર્થ પુરુષને નમસ્કાર કરીએ છીએ. આ રીતે યમરાજે ક્ષમા ઇચ્છી. [૩૦]

હે પરીક્ષિત! જગતમાં મંગળરૂપ ભગવાનના નામનું કીર્તન, મોટા પાપોનું અસાધારણ પ્રાયશ્ચિત્ત જાણવુ [૩૧] ભગવાનનુ ઉદાર ચરિત્ર સાભળનારા તથા ગાનારાઓનો આત્મા ભક્તિથી જે પ્રમાણે શુદ્ધ થાય છે તે પ્રમાણે વ્રતાદિક કરવાથી શુદ્ધ થતો નથી [૩૨] શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળના મધનું પાન કરનારો મનુષ્ય દુ ખદાયી વિષયોનો ત્યાગ કરી ફરીથી તેની ઉપર પ્રીતિ કરતો નથી પરંતુ ભક્તિહીન પ્રાકૃત મનુષ્ય કામનાઓને અધીન થઇ પોતાનું પાપ ટાળવા પ્રાયશ્ચિત્ત રૂપ કર્મ કરે છે, તેથી અંતઃકરણ શુદ્ધ થતુ નથી, પરંતુ ફરી પણ હસ્તિસ્નાન જેવા તે કર્મથી પાપ જ થાય છે [૩૩] હે રાજન્! યમરાજાના દૂતો યમરાજાએ કહેલો ભગવાનનો મહિમા સાભળી વિસ્મિત થયા નહિ, પરંતુ તેને સત્ય માન્યો, ને ત્યારથી ભગવદ્ભકતોના તરફ દૃષ્ટિ કરવાનુ છોડી દીધુ [૩૪] ભગવાન અગસ્ત્યે મલયાચળ ઉપર બેસીને શ્રીહરિના ચરણનો સ્પર્શ કરી આ ઇતિહાસ કહ્યો હતો. [૩૫]

इतिहासमिमं गुह्यं भगवान् कुम्भसंभवः
कथयामास मलय आसीनो हरिमर्चयन् ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे
तृतीयोऽध्यायः

## અધ્યાય ૪ થો. $

### હંસગુહ્ય સ્તોત્ર.

देवासुरनृणां सर्गो नागानां मृगपक्षिणाम् ।
सामासिकस्त्वया प्रोक्तो यस्तु स्वायंभुवेंतरे ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે મહારાજ! સ્વાયંભુવ મન્વંતરમા દેવ, અસુર, મનુષ્ય, નાગ, મૃગ અને પક્ષીઓની જે સૃષ્ટિ તમે ટુંકામા મને કહી હતી, તેનો વિસ્તાર સાભળવાની હવે હુ ઇચ્છા રાખુ છુ, તથા ભગવાન બ્રહ્માએ જે શક્તિવડે જે

$ આ અધ્યાયમા પ્રજાની સૃષ્ટિ કરવા માટે દક્ષે તપવડે અને હંસગુહ્ય નામના સ્તોત્ર વડે હરિની આરાધના કરી, તે કથા કહેવાશે.

પ્રમાણે સૃષ્ટિની રચના કરી હોય તે શક્તિ, તેની રીત તથા પાછળની સૃષ્ટિને જાણવાની પણ મને ઇચ્છા થઇ છે. ૧-૨

સૂત કહે છે—હે મુનિવરો ! મહાયોગી શુકદેવજી રાજર્ષિ પરીક્ષિતનો ઉપર પ્રમાણેનો પ્રશ્ન સાભળી, તેમની પ્રશંસા કરી વળી આ પ્રમાણે કહેવા લાગ્યા ૩

શુકદેવજી કહે છે—હે રાજન્ ! જ્યારે પ્રાચીનબર્હિષ નામના રાજાના પ્રચેતા એ નામના દશ પુત્રો સમુદ્રમાથી બહાર નીકળ્યા ત્યારે તેમણે પૃથ્વીને વૃક્ષોથી ઘેરાઈ ગયેલી દીઠી ૪ એટલે તપથી જેઓને ક્રોધ વધ્યો હતો એવા પ્રચેતાઓએ, વૃક્ષો ઉપર ક્રોધ કરી તેમને બાળી નાખવાની ઇચ્છાથી પોતાના મુખમાથી વાયુ તથા અગ્નિને ઉત્પન્ન કર્યા ૫ હે કુરુવશોત્પન્ન ! તે વાયુ તથા અગ્નિથી ઝાડોને બળતા જોઇ ચદ્રમા ત્યા આગળ આવી તેમના કોપને સમાવતા હોય તેમ કહેવા લાગ્યા ૬ હે મુનિઓ ! તમારે વૃક્ષો ઉપર ક્રોધ કરવો જોઇએ નહિ, કારણ કે તમે તો જગતની વૃદ્ધિ કરવાની ઇચ્છાવાળા પ્રજાના પતિઓ છો ૭ પ્રજાપતિઓના પતિ, સમર્થ અને અવિનાશી એવા ભગવાને પ્રજાઓને માટે વનસ્પતિઓ અને વૃક્ષો ઉત્પન્ન કર્યા છે ૮ સ્થાવર જીવ જગમ જીવોનું અન્ન છે પગ વગરના જીવ પગે ચલાવનારા જીવોનું અન્ન છે, પગ વગરના જીવોનુ અન્ન હાથ વિનાના જીવો છે અને બે પગવાળા જીવોનું અન્ન ચોપગા પશુઓ છે, ૯ માટે હે પ્રચેતાઓ ! તમારા પિતાએ અને બ્રહ્માએ તમને પ્રજા સરજવાની આજ્ઞા કરેલી હોવા છતા તમે વૃક્ષોને બાળી નાખવાની ઇચ્છા કરો છો તે તમને યોગ્ય નથી ૧૦ કોપને શમાવો અને તમારા પિતા, પિતામહ ને પ્રપિતામહોએ સેવેલા ધર્મને સેવો ૧૧ બાળકોના રક્ષક માતપિતા, દૃષ્ટિની રક્ષક પાપણ, સ્ત્રીના રક્ષક તેનો ભર્તા, ભિક્ષુકનો રક્ષક ગૃહસ્થ, અજ્ઞાનીનો રક્ષક જ્ઞાની અને પ્રજાનો રક્ષક પ્રજાપતિ ગણાય છે ૧૨ વળી ભગવાન શ્રીહરિ સર્વ પ્રાણીઓના દેહમા અતરાત્મારૂપે રહેલા હોઇ આખુ વિશ્વ ભગવાનનું સ્થાન છે એવી દૃષ્ટિ કરવાથી તમે ભગવાનને સંતુષ્ટ કરશો ૧૩ જે મનુષ્ય આ દેહમાં અકસ્માત ઉત્પન્ન થયેલા ભયંકર ક્રોધને આત્મવિચારવડે શમાવી દે છે, તે સંસારના બંધનમાંથી મુક્ત થાય છે ૧૪ માટે હવે દયાપાત્ર વૃક્ષોને તમે બાળો નહિ, બાકી રહેલા વૃક્ષોનુ કલ્યાણ કરો અને આ વૃક્ષોએ ઉછેરેલી ઉત્તમ કન્યાને તમે સ્ત્રી તરીકે ગ્રહણ કરો ૧૫

હે રાજન્ ! એ પ્રમાણે ચંદ્રમા તેમને શાંત કરી વૃક્ષોની રૂપવતી કન્યા પ્રચેતાઓને આપીને પોતાના સ્થાનમા ગયા પ્રચેતાઓ ધર્મ પ્રમાણે તે કન્યાને પરણ્યા ૧૬ પ્રચેતાઓથી તે સ્ત્રીમા દક્ષ નામનો પુત્ર થયો કે જેની પ્રજાના વિસ્તારથી ત્રણે લોકો ભરાઇ ગયેલા છે હવે પુત્રીઓ ઉપર વહાલવાળા દક્ષ પ્રજાપતિએ જે પ્રમાણે પ્રાણીઓને સરજ્યા તે હવે હુ તમને કહુ છુ ૧૮ દક્ષ પ્રજાપતિએ પ્રથમ દેવ, અસુર, મનુષ્ય વગેરે આકાશચારી, પૃથ્વીચારી તથ જળચારી પ્રજાને ઉત્પન્ન કરી હતી, ૧૯ પરતુ તે પ્રજાની સૃષ્ટિને વૃદ્ધિ પામતી ન જોઈ દક્ષ પ્રજાપતિ વિંધ્યાચળની પાસેના પર્વતોમા જઈને દુસ્તર તપશ્ચર્યા કરવા લાગ્યા ૨૦ ત્યા પાપને હરણ કરનારુ અઘમર્ષણ નામે ઉત્તમ તીર્થ છે, તેમા ત્રણે કાળ સ્નાન કરીને પ્રજાપતિ તપશ્ચર્યાવડે ભગવાનને પ્રસન્ન કરવા લાગ્યા ૨૧ પ્રજાપતિએ જે હંસગુહ્ય નામે સ્તોત્રથી ભગવાન અધોક્ષજની સ્તુતિ કરી અને જે સ્તોત્રથી શ્રીહરિ તેમની ઉપર પ્રસન્ન થયા તે સ્તોત્ર હુ તમને કહુ તે સાભળો ૨૨

દક્ષ સ્તુતિ કરે છે—સફળ જ્ઞાનવાળા જીવના અને માયાના નિયતા, દેહાદિકમા તત્વદૃષ્ટિવાળા જીવો જેના સ્વરૂપને જાણતા નથી એવા સર્વ કરતા શ્રેષ્ઠ સ્વયભુ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ. ૨૩ રૂપાદિક વિષયો જેમ ચક્ષુરાદિક ઇંદ્રિયોના પ્રકાશને જાણતા નથી, તેમ શરીરમા રહેલા છતા જીવ પોતાની સાથે રહેતા પ્રપચના દ્રષ્ટા અને પોતાના મિત્ર એવા અતર્યામીની મિત્રતાને જાણતો નથી, તે મહેશ્વર ભગવાનને હુ નમસ્કાર કરુ છુ. ૨૪ દેહ, પ્રાણો, ઇંદ્રિય, અતઃકરણ, પચ મહાભૂતો અને તેમના શબ્દાદિક વિષયો, પોતપોતાને જાણ-

વનારી ઇંદ્રિયોને અને તે તે ઇંદ્રિયોના નિયંતા દેવોને જાણતા નથી, પરંતુ જીવ તો તે ત્રણેને તેઓના મૂળ ગુણો સાથે જાણે છે આ સર્વને જાણવા છતા સર્વજ્ઞ ભગવાનને તે જાણતો નથી, તે અનંત ભગવાનની હુ સ્તુતિ કરુ છુ [૨૫] સમાધિ દશામા જ્યારે સાંસારિક વસ્તુઓના દર્શન અને સ્મરણનો નાશ થવાથી નામ અને રૂપને જણાવનારુ મન શાંત હોય છે ત્યારે જે પરમાત્મા કેવળ સ્વસ્વરૂપવડે જણાય છે તે શુદ્ધ તથા શુદ્ધ મનમા વાસ કરનાર ભગવાનને હુ નમસ્કાર કરુ છુ [૨૬] યજ્ઞ કરનારાઓ સામિધેની નામના પંદર મંત્રોવડે અરણીમા ઢંકાઈ રહેલા પ્રકાશ કરવા યોગ્ય અલૌકિક અગ્નિને જેમ તેમાથી બહાર કરે છે, તેમ બ્રહ્મવેત્તા પુરુષો પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર, પાંચ વિષયો, ત્રણ ગુણ, અગિયાર ઇંદ્રિયો અને પાંચ ભૂતો રૂપી પોતાની શક્તિઓથી ઢંકાઈ ગયેલા પરમાત્માને વિચારવડે પોતાના હૃદયમા સ્થિર કરીને પછી તેને તત્ત્વોમાથી બહાર કાઢે છે [૨૭] માયાનો નિષેધ કરતા કૈવલ્યસુખથી અનુભવમા આવતા, સર્વ પ્રકારના નામવાળા, સર્વ રૂપવાળા, તથા જેની માયાના સ્વરૂપનુ સત્ અથવા અસત્પણુ થી નિરૂપણ થઈ શકતુ નથી, એવા વિશ્વરૂપ ભગવાન મને પ્રસન્ન થાઓ [૨૮] જે સ્વરૂપ વચનવડે કહેવામા આવે છે, જે સ્વરૂપનો બુદ્ધિથી નિશ્ચય કરવામા આવે છે, જે સ્વરૂપ ઇંદ્રિયોથી ગ્રહણ કરવામા આવે છે અને જે સ્વરૂપનો મનમા સંકલ્પ કરવામા આવે છે, તે ભગવાનનુ સ્વરૂપ નથી, કેમ કે તે સર્વ ગુણોનુ જ સ્વરૂપ છે અને ભગવાન તો ગુણોના પ્રલયથી તથા ઉત્પત્તિથી જાણવામા આવે છે, અર્થાત્ ચૈતન્યરૂપ અધિષ્ઠાન હોય તોજ સૃષ્ટિ અથવા તો તેનો પ્રલય સંભવે છે [૨૯] જેને વિષે જગત રહેલુ છે તે બ્રહ્મ છે, જેમાથી જગત ઉત્પન્ન થાય છે તે બ્રહ્મ છે, જે સાધનથી જગત થાય છે તે બ્રહ્મ છે, જેનુ જગત થાય છે તે બ્રહ્મ છે, જેને સારુ જગત થાય છે તે બ્રહ્મ છે, જે કંઈ રચવામા આવે છે તે બ્રહ્મ છે, જે કરે છે તે બ્રહ્મ છે, જેને ક્રિયા કરવા માટે પ્રેરણા કરવામા આવે છે તે બ્રહ્મ છે, ક્રિયા વગેરેના સંબંધો તથા બીજી વસ્તુઓ છે તે પણ બ્રહ્મ છે. બ્રહ્મ સર્વની પહેલા પ્રસિદ્ધ છે, તેથી તે સર્વનુ કારણ છે પ્રથમથી અને પછીથી ઉત્પન્ન થયેલા બ્રહ્માથી લઈને સ્થાવર સુધી સર્વ પદાર્થોના મૂળરૂપ બ્રહ્મ છે, તેનાથી કોઈ પણ વસ્તુ ભિન્ન નથી, તેમ કોઈ વસ્તુ તેની સજાતિ હોય એમ પણ નથી [૩૦] જ્યારે ઉપર કહ્યા પ્રમાણે આખા વિશ્વનુ કારણ બ્રહ્મ છે ત્યારે મીમાંસકો ‘કોઈ દહાડો એવુ જગત ન હતુ, પરંતુ આવુ જ હતુ’ એમ બોલીને શા માટે વિવાદ કરે છે? તેઓની સાથે બીજા સ્વભાવવાદીઓ પણ એકમત કેમ થાય છે? તત્ત્વવેત્તાઓ તેમને સમજાવે તોપણ તેઓ વારંવાર ભૂલ કેમ કરે છે? એવી શંકા કરવી નહિ, કારણ કે પરસ્પર વિવાદ કરનારા વાદીઓને વિવાદ તથા એકમત થવુ, એ સર્વ પરમાત્માની માયા અને અવિદ્યાની શક્તિઓથી થાય છે અને જેમની માયાની શક્તિઓ તેમને વારંવાર મોહિત કરે છે તે અનંત ગુણવાળા પરબ્રહ્મને હુ નમસ્કાર કરુ છુ [૩૧] યોગમા અને ઉપાસનામા પાતંજલિકમા ભગવાનના ચરણારવિન્દાદિકની કલ્પના કરીને ભગવાનને સાવયવ ગણેલા છે અને સાંખ્યશાસ્ત્રમા ભગવાનને હાથ પગ વિનાના કહીને નિરવયવ ગણેલ છે આ પ્રમાણે યોગશાસ્ત્રમા અને સાંખ્યશાસ્ત્રમા બન્ને વિવાદનો વિષય ભિન્ન ભિન્ન છે, તે પણ તે બન્ને શાસ્ત્રનો વિધિનિષેધ એક વસ્તુનો છે અને તે પણ ભગવાનના સ્વરૂપમા નહિ, પરંતુ ભગવાનના અવયવોમા રહેલો છે કારણ કે, અસ્તિ નાસ્તિનો વિવાદ ભગવાનના અવયવોને માટે છે, પરંતુ ભગવાનના સ્વરૂપને માટે નથી આ રીતે ભગવાનનુ સ્વરૂપ વિવાદના વિષયનુ અધિષ્ઠાન છે કારણ કે અધિષ્ઠાન વિના અવયવોની કલ્પના તેમ જ અવયવોનો નિષેધ થઈ શકતો નથી એટલા માટે વિધિનિષેધ બન્નેના આશ્રયરૂપ, બન્નેને અનુકૂળ, બન્નેથી ભિન્ન અને બન્નેમા સમાન રહેનાર જે ભગવાન તેને પરબ્રહ્મ જાણવા [૩૨] જે અનંત ભગવાન પોતે નામ—રૂપ રહિત છે, તથાપિ પોતાના ચરણકમળની ભક્તિ કરનારા મનુષ્યો ઉપર અનુગ્રહ

કરવા પૃથક્ પૃથક્ જન્મ ધારણ કરીને અને જુદા જુદા કર્મો કરીને નામ અને રૂપને ધારણ કરે છે, તે પરબ્રહ્મ ભગવાન મને પ્રસન્ન થાઓ ૩૩ વાયુ જેમ પોતે એક છે, તોપણ પુષ્પાદિકનો આશ્રય કરીને અનેક ગંધવાળો બને છે, અને જુદા જુદા રંગની રજનો આશ્રય કરીને અનેક રૂપવાળો દેખાય છે, તેમ અંતર્યામી પણ એક છે, છતા જુદી જુદી ઉપાસનાના માર્ગોથી તે તે પ્રકારની અનેક વાસનાવડે અનેક દેવતાઓ રૂપે લોકોથી ભજવામા આવે છે તે પરમાત્મા આપણા મનોરથોને પૂર્ણ કરો ૩૪

શુકદેવજી કહે છે-હે કુરુવંશશ્રેષ્ઠ! ઉપર પ્રમાણે અઘમર્ષણ નામે તીર્થમા સ્તુતિ કરાયેલા ભક્તવત્સલ ભગવાન સ્તુતિ કરતા દક્ષની સન્મુખ પ્રગટ થયા ૩૫ તે વેળાએ ભગવાન ગરુડ ઉપર બિરાજેલા હતા તેમને લાંબી ને મોટી આઠ ભુજાઓ હતી. તે ભુજાઓમા ચક્ર, શંખ, તરવાર, ઢાલ, બાણ, ધનુષ, પાશ અને ગદાને ધારણ કર્યા હતા. ૩૬ અંગે પીતાંબર પહેર્યું હતુ, શરીરની કાંતિ મેઘના જેવી શ્યામ હતી, મુખ તથા નેત્ર પ્રસન્ન હતા, વનમાળાથી અંગ ઢંકાઈ ગયુ હતું, શ્રીવત્સ ને કૌસ્તુભ મણિથી ઉરસ્થળ શોભી રહ્યુ હતુ ૩૭ માથે મુગટ અને હાથમા કડા ધારણ કર્યા હતા, કાનમા મકરાકાર કુંડળો હતા, કંદોરો, વિંટી, કડા, ઝાંઝર અને બાજુબંધથી તેઓ શોભી રહ્યા હતા ૩૮ આ પ્રમાણે ત્રણ ભુવનના ઈશ્વરે ત્રણ લોકને મોહિત કરનારુ રૂપ ધારણ કર્યું હતું નારદ અને નંદ વગેરે પાર્ષદોથી અને દેવતાઓથી તે વિંટાયેલા હતા અને સિદ્ધ, ગંધર્વ તથા ચારણો તેમની પાછળ ગાન કરતા હતા ૩૯ આવુ ત્રિલોકના નાથનું મહા આશ્ચર્યકારક રૂપ જોઇને પ્રજાપતિ નિર્ભય થયા અને પ્રસન્ન થઈને દંડવત્પ્રણામ કર્યા ૪૦ ભગવાનને તે પોતાનો અભિપ્રાય કહેવા ગયા, પરંતુ ઝરણાથી જેમ નદીઓ પૂર્ણ ભરાઈ જાય તેમ અથાગ આનંદથી ઇંદ્રિયો ભરાઈ ગઈ અને કંઈ બોલી શકાયુ નહિ, પ્રણામ કરીને માત્ર ઉભાજ રહ્યા ૪૧ એટલે સર્વ પ્રાણીઓના મનને જાણનારા ભગવાન ઉપર પ્રમાણે પ્રણામ કરીને ઉભેલા અને પ્રજાને ઇચ્છતા ભક્તિવાળા દક્ષ પ્રજાપતિને પછી નીચે પ્રમાણે કહેવા લાગ્યા. ૪૨

શ્રીભગવાન બોલ્યા-હે પ્રચેતાઓના પુત્ર! તું તપશ્ચર્યાવડે સિદ્ધ થયો છે, કારણ કે તે પરમ શ્રદ્ધાવડે મારી ભક્તિ સંપાદન કરી છે ૪૩ હે પ્રજાપતિ! તારુ તપ આ જગતની વૃદ્ધિ કરનારું છે, માટે હુ તારા ઉપર પ્રસન્ન થયો છુ અને પ્રાણીઓની વૃદ્ધિ થાય એ મારી ઇચ્છા છે ૪૪ બ્રહ્મા, શંકર, તમે, મનુઓ અને મોટા દેવો, આ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનાર મારી વિભૂતિઓ રૂપ છો ૪૫ હે બ્રહ્મન્! યમાદિકની સાથે ધ્યાન કરવુ એ મારુ હૃદય છે, સાંગ મંત્રનો જપ એ મારુ હૃદય છે, ક્રિયા એ મારી આકૃતિ છે, યજ્ઞો એ મારુ મન છે અને દેવતાઓ એ મારા પ્રાણ રૂપ છે ૪૬ આ સૃષ્ટિના આરંભમા માત્ર હુંજ એક હતો. અંદર તેમજ બહારના ભાગમા બીજુ કંઇ પણ ન હતુ, પ્રથમ ચૈતન્ય માત્ર ઇંદ્રિયોથી જાણવામા આવે નહિ એવુ અને ચારે તરફથી નિદ્રાવશ હોય એવુ મારુ સ્વરૂપ હતુ ૪૭ ત્યાર પછી અનંત ગુણવાળા મારા શરીરમાથી માયાવડે બ્રહ્માંડ ઉત્પન્ન થયુ સર્વના આદિ અજન્મા બ્રહ્મા તે વખતે જ પ્રથમ ઉત્પન્ન થયા ૪૮ પછી મારી શક્તિથી વૃદ્ધિ પામેલા તે બ્રહ્મદેવ સૃષ્ટિ કરવા તૈયાર થયા, પરંતુ તે પોતાના આત્માને અશક્ત જેવો માનવા લાગ્યા. ૪૯ મે તેમને તપશ્ચર્યા કરવાનું કહ્યુ તે ઉપરથી દારુણ તપશ્ચર્યા કરીને તપના પ્રભાવથી તમને નવ પ્રજાપતિઓને તેમણે ઉત્પન્ન કર્યા ૫૦ હે દક્ષ પ્રજાપતિ! આ પંચજન નામના પ્રજાપતિની અસિકની નામે પુત્રીને સ્ત્રી તરીકે ગ્રહણ કર ૫૧ એનાથી તું આ સૃષ્ટિની ઘણી વૃદ્ધિ કરીશ ૫૨ તારા પછીની સર્વ પ્રજાઓ મારી માયાને લીધે સ્ત્રી પુરુષ ધર્મથી ઉત્પન્ન થશે અને મારી ભક્તિ કરશે ૫૩ આ પ્રમાણે કહીને વિશ્વનું પાલન કરનાર ભગવાન શ્રી હરિ દક્ષ પ્રજાપતિના દેખતાં સ્વપ્નમાં મેળવેલા પદાર્થની પેઠે ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. ૫૪

**इत्युक्त्वा मिषतस्तस्य भगवान्विश्वभावनः ।**
**स्वप्नोपलब्धार्थ इव तत्रैवांतर्दधे हरिः ॥ ५४ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे**
**चतुर्थोऽध्यायः**

# અધ્યાય ૫ મો. †

## દક્ષપ્રજાપતિનો નારદને શાપ.

### શ્રીશુક ઉવાચ

**तस्यां स पांचजन्यां वै विष्णुमायोपबृंहितः ।**
**हर्यश्वसंज्ञानयुतं पुत्रानजनयद्विभुः ॥ १ ॥**

શુકદેવજી કહે છે—ભગવાનની માયાથી વૃદ્ધિ પામેલા દક્ષ પ્રજાપતિએ પછી પંચજન પ્રજાપતિની પુત્રી અસિકનીમા હર્યશ્વ નામે દશ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા. ૧ હે રાજન્! દક્ષના તે સર્વ પુત્રો એક આચારવાળા અને એક સ્વભાવવાળા હતા તેમને પિતાએ પ્રજાની સૃષ્ટિ વધારવાનુ કહ્યુ તે ઉપરથી તેઓ પશ્ચિમ દિશામા ગયા ૨ ત્યા મોટા મોટા મુનિઓ અને સિદ્ધ લોકોએ સેવેલુ નારાયણ સર નામે એક તીર્થ છે, જ્યા સિંધુ નદીનો અને સમુદ્રનો સગમ થાય છે ૩ તે પવિત્ર તીર્થમા સ્નાન કરવાથી રાગાદિક દોષો નાશ પામે છે તેમને પરમહંસનો ધર્મ અગીકાર કરવાની મરજી હતી છતા તેઓ પિતાની આજ્ઞામા બધાયેલા હોવાથી પ્રજાની વૃદ્ધિ કરવા માટે તપ કરવા લાગ્યા આ પ્રમાણે પિતાની આજ્ઞાથી પ્રજાની વૃદ્ધિ માટે તપશ્ચર્યા કરવાને તત્પર થયેલા હર્યશ્વોને દેવર્ષિ નારદે દીઠા, ૪–૫ તેથી તેઓને કહ્યુ કે–હે હર્યશ્વો! તમે પ્રજાના પાળક છો, છતા મૂર્ખ છો તમે પૃથ્વીનો અંત દીઠો નથી માટે તમે પ્રજાને કેવી રીતે ઉત્પન્ન કરશો? ૬ વળી એક પુરુષવાળો દેશ કે જેમાથી નીકળવાનો માર્ગ જોવામાં આવતો ન હોય એવી ગુફા, બહુ રૂપ ધારણ કરનારી સ્ત્રી, વ્યભિચારિણી સ્ત્રીનો પતિ, બને તરફ વહેનારી નદી, પચીસ વસ્તુઓથી બનેલુ અદ્ભુત ઘર, કોઇ વેળા વિચિત્ર કથા કરતો હંસ, પોતાની મેળે ફરતું તથા અસ્ત્ર અને વજ્રોથી બનાવેલુ હોય તેવું તીક્ષ્ણ ચક્ર અને પોતાના સર્વજ્ઞ પિતાની આજ્ઞા પોતાને અનુકૂળ છે કે કેમ? તે જાણ્યા વિના તમે પ્રજાને કેવી રીતે ઉત્પન્ન કરશો? ૭–૯

શુકદેવજી કહે છે–નારદજીનુ કહેલું સાભળીને હર્યશ્વો દેવર્ષિ નારદની કપટ ભરેલી વાણીમા પોતાની સહજ વિચારશક્તિવાળી બુદ્ધિવડે વિચાર કરવા લાગ્યા ૧૦ હર્યશ્વોએ વિચાર કર્યો કે, અનાદિ તથા આત્માને જન્મ આપનારુ લિંગ શરીર છે, તેને પૃથ્વી જાણવી અને તે લિંગ શરીરને મોક્ષના સાધનો જાણ્યા વિના મોક્ષમા ઉપયોગી ગણવું નહિ તેમજ મિથ્યા એવા કર્મો કરવાથી પુરુષને શું ફળ થાય છે? ૧૧ સર્વના સાક્ષી, પોતાનોજ આશ્રય કરનારા, ગુણસંપન્ન, સર્વ કરતા શ્રેષ્ઠ, એક ઇશ્વર જ આ દેહરૂપી દેશમા રહેલા છે, તે નિત્ય મુક્ત પરમાત્માને હૃદયમા જોયા વિના તેમ જ તેમને અર્પણ ન કરવામા આવતા મિથ્યા કર્મો કરવાથી પુરુષને કશુ ફળ થતુ નથી પાતાળમા ગયેલો મનુષ્ય જેમ પાછો આવતો નથી, તેમ પુરુષ જ્યા જવાથી પાછો આવતો નથી તે પરબ્રહ્મ રૂપી ગુફાને જે જાણતો નથી તેને નાશવંત સ્વર્ગાદિકના સાધાનરૂપ કર્મો કરવાથી પણ શુ ફળ થાય? ૧૩ અનેક જાતના રૂપવાળી ને ગુણવાળી પોતાની બુદ્ધિ જ વ્યભિચારિણી સ્ત્રી જેવી છે જે પુરુષ આ જગતમાં તેના વિવેકને જાણતો નથી તેને કર્મ કરવાથી શું ફળ થાય છે? ૧૪ જે જીવ વ્યભિચારિણી સ્ત્રીના પતિની પેઠે વ્યભિચારિણી બુદ્ધિના સંગથી સ્વતંત્રતા ગુમાવી તેનાથી સુખ અને દુઃખો ભોગવ્યા કરે છે, તે જીવને જે જાણતો નથી, તેને બુદ્ધિના અવિવેકને લીધે કરેલા મિથ્યા કર્મોથી શુ ફળ થાય? ૧૫ બંને તરફ વહેનારી નદીને માયા જાણવી તે સૃષ્ટિને ઉત્પન્ન કરે છે અને તેનો નાશ પણ કરે છે, અને સંસારરૂપી સાગરમા પડેલા લોકોએ નીકળવાના સ્થાનરૂપ તપ અને વિદ્યા વગેરેનો કામક્રોધાદિકથી અટકાવ કરનારી છે આવી માયાને જાણનારા મદમત્ત પુરુષને માયિક કર્મો કરવાથી શું ફળ થાય છે? ૧૬ કાર્ય અને કારણના સમુદાયરૂપ અધિષ્ઠાતા અંતર્યામી પુરુષ પચીસ તત્ત્વોનુ અદ્ભુત આશ્રયસ્થાન (ઘર) છે તેને જાણ્યા વિના પુરુષને મિથ્યા સ્વતંત્રતાથી કરેલા કર્મોથી શુ ફળ થાય? ૧૭ ઇશ્વરને પ્રતિપાદન કરનારું શાસ્ત્ર, હંસ જેમ દૂધ અને

† આ અધ્યાયમા પુત્રોને મિથ્યા વચનો કહીને નારદે અવળે માર્ગે ચઢાવ્યા તેથી દક્ષ પ્રજાપતિએ તેમને શાપ દીધો, તે કથા કહેવાશે

પાણીને જુદા પાડે છે તેમ જડ અને ચૈતન્યને જુદા પાડે છે તથા હંસ જેમ મધુર બોલે છે તેમ આ હંસ પણ બંધ તથા મોક્ષનો ઉપદેશ કરે છે, માટે તેવા શાસ્ત્રનો અભ્યાસ કર્યા વિના અજ્ઞાનીને બહિર્મુખ કર્મો કરવાથી શું ફળ થાય છે? ૧૮ પોતાની મેળે ફરનારૂં તીક્ષ્ણ ચક્ર કહ્યું, તે કાળચક્ર જાણવું તે ચક્ર આખા જગતને ખેંચી જાય છે, તીક્ષ્ણ છે તથા સ્વતંત્ર છે જે મનુષ્ય તેને જાણતો નથી તેને આ જગતમાં વિઘ્નવાળા કર્મો કરવાથી શું ફળ થાય છે? ૧૯ વળી જે મનુષ્ય બીજો જન્મ આપનાર હોવાથી પિતાતુલ્ય ગણાતા શાસ્ત્રની નિવૃત્તિ માર્ગ દેખાડનારી આજ્ઞાને જાણતો ન હોય, તેણે પ્રવૃત્તિ માર્ગ ઉપર વિશ્વાસ રાખીને સૃષ્ટિ રચવાનો શા માટે આરંભ કરવો જોઈએ? ૨૦ હે રાજન્! આ પ્રમાણે હર્યશ્વો નિશ્ચય કરી, એક મનના થઈ, નારદને પ્રદક્ષિણા કરીને જ્યાંથી પાછું ફરાતું નથી એવા નિવૃત્તિ માર્ગ તરફ ગયા ૨૧ અને નારદજી સ્વરબ્રહ્મમાં સ્પષ્ટ રીતે પ્રકાશતા ભગવાનના ચરણારવિંદમાં મનને અખંડ ભક્તિની રીતે પરોવીને ત્રણ લોકોમાં ફરવા લાગ્યા ૨૨ એટલામાં પ્રજાપતિ દક્ષે સાંભળ્યું કે, 'નારદે સારા સ્વભાવવાળા મારા પુત્રોને ભ્રાંતિજનક વચનો કહી તેમને સંસારથી વિમુખ કર્યા છે, તેથી તે ઉત્તમ પ્રજા શોકને પાત્ર થઈ પડી છે,' આમ કહીને શોચ કરતા મનમાં બળવા લાગ્યા ૨૩ એટલામાં બ્રહ્માએ આવી દક્ષને શાંત કર્યા અને તે મારા પાંચજન્યની પુત્રી વિષે ફરીથી સબલાશ્વ નામે હજાર પુત્રો ઉત્પન્ન કર્યા ૨૪ તે પુત્રો પણ પિતાની પ્રજા સરજવા રૂપી આજ્ઞા થવાથી યમ નિયમો ધારણ કરીને જ્યાં આગળ પોતાના વડા ભાઈઓ સિદ્ધિ પામ્યા હતા, તે નારાયણસર નામે તીર્થમાં ગયા ૨૫ તે તીર્થમાં સ્નાન કરવાથી અંતઃકરણના રાગ દ્વેષાદિક મળ સ્વચ્છ થતાં તેઓ ૐકારના નામનો જપ કરતા ત્યાંજ મહા તપશ્ચર્યા કરવા લાગ્યા ૨૬ તેઓએ કેટલાએક મહિના સુધી જળનું પાન કરીને, કેટલાએક મહિનાઓ સુધી વાયુનું ભક્ષણ કરીને નીચેના મંત્રનો જપ કરતા ભગવાનની આરાધના કરી ૨૭ "અમે મહાત્મા પુરુષ એવા નારાયણને નમસ્કાર કરીએ છીએ તથા શુદ્ધ સત્વગુણના આશ્રયરૂપ પરમહંસ ભગવાનનું ધ્યાન કરીએ છીએ." ૨૮ હે રાજેન્દ્ર! સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા તે સબલાશ્વોની પાસે પણ વળી નારદજી ગયા અને તેમણે તેઓને પ્રથમની પેઠે કહ્યું ૨૯ હે દક્ષના પુત્રો! હું તમને ઉપદેશ કરું છું તે તમે સાંભળો તમે ભાઈઓના ઉપર પ્રીતિ રાખનારા છો માટે તમે તમારા ભાઈઓને માર્ગે જવાની ઇચ્છા કરો ૩૦ જે ધર્મવેત્તા ભાઈ પોતાના ભાઈઓના માર્ગને અનુસરે છે તે પુરુષ પુણ્યની સહાયતાથી મરુત નામે દેવતાઓની સાથે આનંદ કરે છે ૩૧ હે રાજન્! આટલું કહીને સફળ દર્શનવાળા નારદ ત્યાંથી ગયા અને સબલાશ્વો તેમના ભાઈઓના માર્ગને અનુસર્યા ૩૨ આવી રીતે અત્યંત ઉત્તમ અને અંતર વૃત્તિથી મળે એવા પરબ્રહ્મના માર્ગને અનુસરનારા સબલાશ્વો ગયેલી રાત્રીઓની પેઠે કદી પાછા ફર્યાજ નહિ ૩૩ સબલાશ્વો સંસારથી વિરાગ પામ્યા તે સમયે દક્ષને ઘણા ઉત્પાતો જોવામાં આવ્યા અને તેણે સાંભળ્યું કે નારદે પ્રથમની પેઠે ઉંધું સમજાવીને તેઓને પણ નિવૃત્ત કર્યા છે ૩૪ એવા સમાચાર સાંભળ્યા પછી પુત્રોના શોકને લીધે દક્ષ મૂર્છિત થઈ ગયા અને નારદ ઉપર કોપી ઉઠ્યા દેવર્ષિ નારદની પાસે જઈ ક્રોધથી જેનો ઓઠ ફરકતો હતો એવા દક્ષ બોલ્યા કે, ૩૫ હે દુર્જન! સત્પુરુષનો વેષ ધારણ કરનાર! તેં મારા સદાચારી બાળકોનું ભુંડું કર્યું, કારણ કે, તેં તેઓને ભિક્ષુકનો માર્ગ બતાવ્યો છે ૩૬ હે પાપી! મારા પુત્રો હજી ઋણમાંથી મુક્ત થયા નથી, તેમ તેઓએ કર્મમાર્ગનો વિચાર પણ કર્યો નથી એટલામાં તેઓને તેં ભિક્ષુકો બનાવી દીધા, તેથી તેં તેઓના આ લોકના તથા પરલોકના કલ્યાણનો નાશ કર્યો છે ૩૭ તું નિર્દય છે, સાચું ખોટું સમજાવીને બુદ્ધિમાં ફેરફાર કરનાર છે ભગવાનના યશનો નાશ કરનાર હોવા છતાં પણ તું ભગવાનના પાર્ષદોની વચ્ચે નિર્લજ્જ થઈને ફરે છે. ૩૮ તારા વિના બીજા ભગવાનના ભક્તો તો નિત્ય પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવાને આતુર રહે છે, પરંતુ તું તો સ્નેહને તોડનારો અને જેઓને

વૈર ન હોય તેઓની વચ્ચે વૈર કરાવનારો છે ૩૯ તું એ માનતો હોય કે ઉપશમથી સ્નેહરૂપી બંધન નાશ પામે છે, તો તું પોતે મિથ્યા જ્ઞાનીજ છે તારા એવા ઉપદેશથી પુરુષોને વૈરાગ્ય આવશે નહિ ૪૦ કારણ કે, પુરુષ વિષયોના દુઃખોનો અનુભવ કર્યા વિના વિષયોની તીક્ષ્ણતાને જાણતો નથી અને મનુષ્યને વિષયોના દુઃખો ભોગવ્યાથી તેના ઉપર જેવો વૈરાગ્ય આવે છે તેવો વૈરાગ્ય બીજાઓએ ઉપદેશ કરીને સમજાવવાથી આવતો નથી ૪૧ અમે કર્મની મર્યાદામા રહેનારા સદાચારી ગૃહસ્થો છીએ તે અમારું અગાઉ પણ સહન થઈ શકે નહિ એવું ભુંડું કર્યું હતું ૪૨ હે પ્રજાઓનો નાશ કરનાર ! તેટલાથીજ સંતોષ ન માનતા તે ફરીને પણ અમારુ અશુભ કર્યું તેથી હે મૂઢ ! તું લોકમા ભટકયા કરીશ અને કદી ઠરીને ઠામ બેસીશ નહિ *૪૩

શુકદેવજી કહે છે—સત્પુરુષોમા માનવંતા નારદે ‘અસ્તુ’ એમ કહીને દક્ષના શાપને સ્વીકારી લીધો કારણ કે, સામો શાપ આપવાનુ સામર્થ્ય હોવા છતા પણ શાપ ન આપતા પોતે તેને સહન કરવો, એટલામાજ સજ્જનતા રહેલી છે ૪૪

प्रतिजग्राह तद्बाढ नारद. साधुसमत ।
एतावान् साधुवादो हििततिक्षेतेश्वर स्वयम् ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कधे पंचमोऽध्याय:

## અધ્યાય ૬ ઠ્ઠો. ‡

### દક્ષની કન્યાઓની પ્રજા.

श्रीशुक उवाच

तत' प्राचेतसोऽसिक्न्यामनुनीत:स्वयभुवा ।
षष्टिं सजनयामास दुहितु पितृवत्सला' ॥

શુકદેવજી કહે છે—ત્યાર પછી બ્રહ્માએ સમજાવેલા દક્ષ પ્રજાપતિએ નારદના ભયથી અસિકની નામે સ્ત્રીમાથી સાઠ કન્યાઓ ઉત્પન્ન કરી, અને તે સર્વ પિતા ઉપર પ્રીતિ રાખનારી નીવડી ૧ તેઓમાની દશ કન્યા ધર્મને, તેર કશ્યપને અને સત્તાવીસ ચંદ્રમાને આપી ભૂત, અંગિરા તથા કૃશાશ્વને બબ્બે આપી અને બાકીની બીજી ચાર તાર્ક્ષ્ય નામના કશ્યપને આપી ૨ એ કન્યાઓની સંતતિની સંતતિથી ત્રણે લોકો ભરાઈ ગયા એ કન્યાઓના તથા છોકરાના નામ હું તમને હવે કહું તે સાભળો ૩ ભાનુ, લંબા, કકુભ, જામિ, વિશ્વા, સાધ્યા, મરૂદ્વતી, વસુ, મહુર્તા ને સંકલ્પા એ ધર્મની સ્ત્રીઓ થઈ. તેઓના પુત્રોના નામ સાભળો ૪ હે રાજન્ ! ભાનુને દેવઋષભ નામે પુત્ર થયો અને તેનો પુત્ર ઇન્દ્રસેન થયો લંબાને વિદ્યુત નામે પુત્ર થયો અને તેનાથી સ્તનયિત્નુ નામે પુત્રો થયા ૫ કકુભને સંકટ નામે પુત્ર થયો અને તેને કીકટ નામે પુત્ર થયો તેનાથી પૃથ્વીના કિલ્લાઓના અભિમાની દેવો ઉત્પન્ન થયા. જામિને સ્વર્ગ નામે પુત્ર થયો અને તેને નંદી નામે પુત્ર થયો ૬ વિશ્વાને વિશ્વેદેવા નામે પુત્રો થયા. આ પુત્રો પ્રજા વિનાના કહેવાય છે સાધ્યથી સાધ્યદેવના નામે પુત્રો ઉત્પન્ન થયા અને તેઓને અર્થસિદ્ધિ નામે પુત્ર થયો ૭ મરૂદ્વતી સ્ત્રીથી મરૂત્વાન અને જયંત નામે પુત્રો થયા તેમા જયંત વાસુદેવ ભગવાનનો અંશ હતો તેને લોકો ઉપેન્દ્રના નામથી પણ ઓળખે છે ૮ મહુર્તા નામની સ્ત્રીથી મૌહુર્તિક નામે દેવો ઉત્પન્ન થયા તેઓ પ્રાણીઓને પોતપોતાના કર્મોના ફળ આપે છે ૯ વળી સંકલ્પાને સંકલ્પ અને કામ નામે પુત્રો થયા વસુને આઠ વસુ નામે પુત્રો થયા તે વસુઓના નામ હું તમને હવે કહું છું ૧૦ દ્રોણ, પ્રાણ, ધ્રુવ, અર્ક, અગ્નિ, દોષ, વસુ અને વિભાવસુ, એ આઠ વસુઓ કહેવાય છે તેઓમા દ્રોણની અભિમતિ સ્ત્રીને હર્ષ, શોક, ભય આદિ પુત્રો થયા ૧૧ પ્રાણને ઉર્જસ્વતી નામે સ્ત્રી હતી, તેમા સહ, આયુ ને પુરોજવ નામે પુત્રો થયા ધ્રુવને ધરણી નામે સ્ત્રી હતી, તેમાથી અનેક પ્રકારના પુરો (પુરના અભિમાની દેવતાઓ) થયા.

* આશ્રમ ધર્મનુ યથાર્થ પાલન એજ પુરુષનુ ખરેખરુ કર્તવ્ય અને ધર્મ છે. આપણા શાસ્ત્રોમા તેનુ પ્રતિપાલન કરવાનોજ બધે બોધ કરેલો છે અનુભવ વગર અધિકારી થવાતું નથી તેમ ખરો વૈરાગ્ય પણ આવતો નથી, માટે દક્ષ પ્રજાપતિ આમા નારદ ઉપર ગુસ્સે થયાનું જણાવ્યું છે.

‡ આ અધ્યાયમા દક્ષથી ઉત્પન્ન થયેલી સાઠ કન્યાઓ અને તેમના વંશો કહેતા અદિતિના પુત્રથી વિશ્વરૂપનો જન્મ વર્ણવાશે

૧૨ અર્કને વાસના નામે સ્ત્રી હતી, તેમાથી તર્ષ આદિક પુત્રો થયા અગ્નિને વસોર્ધારા નામે સ્ત્રી હતી, તેનાથી દ્રવિણક આદિ પુત્રો થયા ૧૩ કૃત્તિકાને § સ્કદ નામનો પુત્ર થયો અને તે કાર્તિકેયને વિશાખ વગેરે પુત્રો થયા દોષ નામે વસુની શર્વરી નામની સ્ત્રી હતી, તેને શિશુમાર નામે પુત્ર થયો તે ભગવાનનો અંશ હતો ૧૪ વસુની સ્ત્રી આગિરસી હતી, તેને શિલ્પકળા કરનારો વિશ્વકર્મા નામે પુત્ર થયો વિશ્વકર્માથી ચાક્ષુષ મનુ નામે પુત્ર થયો અને તેના વિશ્વેદેવો ને સાધ્યદેવો પુત્રો થયા ૧૫ વિભાવસુ નામે વસુને ઉષા નામની સ્ત્રી હતી, તેના વ્યુષ્ટ, રોચિષ અને આતપ નામે પુત્રો થયા આતપને પંચયામ નામે પુત્ર ઉત્પન્ન થયો જેને લીધે પ્રાણીઓ પોતપોતાના કામમા વળગે છે ૧૬ વળી દક્ષના જમાઇ ભૂતની સરૂપા નામની સ્ત્રીએ કરોડો રુદ્રોને ઉત્પન્ન કર્યા હતા તેઓમા રૈવત, અજ, ભવ, ભીમ, વામ, ઉગ્ર, વૃષાકપિ, અજૈકપાદ, આહિર્બુધ્ન્ય, બહુરૂપ ને મહાન્ એ અગિયાર રુદ્રો મુખ્ય છે બીજી સ્ત્રીમા ઉત્પન્ન થયેલા ભયકર ભૂતો અને વિનાયકો રુદ્રગણના પાર્ષદો ગણાય છે ૧૭–૧૮ પ્રજાપતિ અંગિરાને સ્વધા અને સતી એમ બે સ્ત્રીઓ હતી તેમાથી સ્વધા નામે સ્ત્રીએ પિતૃઓને ઉત્પન્ન કર્યા અને સતી નામની સ્ત્રીએ અથર્વણ વેદને પુત્ર કર્યો હતો ૧૯ દક્ષના જમાઇ કૃશાશ્વે અર્ચિષ નામની ભાર્યામા ધુમ્રકેશ નામે પુત્ર ઉત્પન્ન કર્યો અને ધિષણામા વેદશિરા, દેવલ, વયુન અને મનુ નામે ચાર પુત્રો થયા હતા ૨૦ દક્ષના જમાઈ તાર્ક્ષ્યને વિનતા, કદ્રુ, પતંગી ને યામિની નામે ચાર સ્ત્રીઓ હતી તેઓમાથી પતંગીએ પક્ષીઓને ઉત્પન્ન કર્યા હતા, યામિનીએ તીડોને ઉત્પન્ન કર્યા હતા, ૨૧ સુપર્ણાએ સાક્ષાત્ યજ્ઞનારાયણના વાહન એવા ગરુડને અને સૂર્યના સારથિ અરુણને ઉત્પન્ન કર્યા ને કદ્રુએ અનેક નાગોને ઉત્પન્ન કર્યા હતા ૨૨ હે ભરતરાજ ! કૃતિકા આદિ નક્ષત્રો ચંદ્રમાની સ્ત્રીઓ હતી ચંદ્ર દક્ષના શાપથી ‡ ક્ષયના રોગમા પીડાતા હતા તેથી તેમને કૃતિકા આદિક સ્ત્રીઓમા સંતાન થયું ન હતુ ૨૩ ચંદ્રમાએ ફરીને દક્ષને પ્રસન્ન કરી ક્ષય રોગમા (કૃષ્ણ પક્ષમાં) ખંડિત થયેલી પોતાની કળાને પાછી મેળવી, પરંતુ સંતાન થયુ નહિ. હવે હુ તમને લોકોની માતા ગણાતી કશ્યપની સ્ત્રીઓનાં કલ્યાણકારક નામો કહુ તે સાભળો ૨૪

કશ્યપની સ્ત્રીઓમાથી આખુ જગત ઉત્પન્ન થયુ છે. તેઓના નામ આ પ્રમાણે છે–અદિતિ, દિતિ, દનુ, કાષ્ઠા, અરિષ્ટા, સુરસા, ઇલા, મુનિ, ક્રોધવશા, તામ્રા, સુરભિ, સરમા તથા તિમિ. તેઓમા તિમિના પુત્રો જળજંતુ થયા અને સરમાના પુત્રો હિંસક પ્રાણીઓ થયા. ૨૫–૨૬ સુરભિથી પાડાઓ, ગાયો તથા બે ખરીવાળા બીજાં પ્રાણીઓ ઉત્પન્ન થયા તામ્રાથી શકરા અને ગીધ વગેરે પક્ષીઓ થયા મુનિથી અપ્સરાઓ ઉત્પન્ન થઈ ૨૭ હે રાજન્ ! ક્રોધવશાથી દંદશૂક વગેરે સર્પો ઉત્પન્ન થયા. ઇલાથી સર્વ જાતના વૃક્ષો અને સુરસાના પુત્ર યાતુધાનો થયા ૨૮ અરિષ્ટાને ગંધર્વ નામે પુત્રો થયા, કાષ્ઠાને એક ખરીવાળા પશુઓ ઉત્પન્ન થયા અને દનુને એકસઠ પુત્રો થયા તેઓમાના મુખ્યના નામો સાભળો. ૨૯ દ્વિમુર્દ્ધા, શંબર, અરિષ્ટ, હયગ્રીવ, વિભાવસુ, અયોમુખ, શંકુશિરા, સ્વર્ભાનુ, કપિલ, અરુણ, ૩૦ પુલોમા, વૃષપર્વા, એકચક્ર, અનુતાપન, ધુમ્રકેશ, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ, દુર્જય, એ અઢાર પુત્રો મુખ્ય હતા ૩૧ અને સ્વર્ભાનુની સુપ્રભા નામે કન્યાને નમુચિ પરણ્યો હતો વૃષપર્વાની શર્મિષ્ઠા નામે પુત્રીને નહુષનો પુત્ર યયાતિ પરણ્યો હતો ૩૨ દનુના પુત્ર વૈશ્વાનરને ચાર મનોહર રૂપવાળી કન્યાઓ થઈ હતી, તેઓના નામ ઉપદાનવી, હયશિરા, પુલોમા અને કાલકા હતા ૩૩ હે રાજન્ ! તેઓમાથી ઉપદાનવીને હિરણ્યાક્ષ પરણ્યો હતો, હયશિરાને ક્રતુ પરણ્યો હતો અને પુલોમાને તથા કાલકાને પ્રજાપતિ કશ્યપ બ્રહ્માની આજ્ઞાથી પરણ્યા હતા, તે બે સ્ત્રીઓ-

§ કાર્તિકસ્વામી અગ્નિના પુત્ર છે, તેમને કૃત્તિકાએ ઉછેર્યા હતા તેથી તેના પુત્ર કહેવાય છે

‡ ચંદ્રમાને રોહિણી ઉપર અધિક પ્રેમ હોવાથી બીજીઓનો અનાદર કર્યો હતો એ વાત દક્ષના જાણવામા આવ્યાથી ચંદ્રમાને શાપ દીધો હતો તેથી તેને ક્ષય રોગ લાગુ પડયો હતો.

થી પૌલોમ અને કાલકેય નામે યુદ્ધકુશળ દાનવો ઉત્પન્ન થયા હતા ૩૪–૩૫ તેઓથી નિવાતકવચ નામે સાઠ હજાર પુત્રો થયા હતા તે સર્વ યજ્ઞમા વિઘ્નો કર્યા કરતા ત્યાર પછી તમારા પિતામહ અર્જુન જ્યારે સ્વર્ગમા ગયા ત્યારે તેમણે ઈન્દ્રને સારુ લગાડવા પોતે એકલાએ જ તે સાઠ હજાર દાનવોનો નાશ કર્યો હતો ૩૬ વિપ્રચિત્તિએ સિંહિકા નામે સ્ત્રીથી રાહુને તથા સો કેતુને ઉત્પન્ન કર્યા હતા જેમા રાહુ પછવાડેથી ગ્રહપણાને પામ્યો હતો ૩૭ હવે જે વંશમા સાક્ષાત્ નારાયણ ભગવાન પોતાના અંશવડે અવતર્યા હતા એવો અદિતિનો વંશ અનુક્રમે કહું છું ૩૮ વિવસ્વાન્, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, શક્ર (ઇંદ્ર) અને ઉરુક્રમ (વામન) એમ અદિતિને બાર પુત્રો થયા હતા ૩૯ તેઓમા વિવસ્વાનની ભાગ્યવતી સંજ્ઞા નામે સ્ત્રીએ મનુને તથા યમ અને યમુના નામના બે પુત્રોને એક જ઼ી ડવે જન્મ આપ્યો હતો સંજ્ઞા ઘોડીનું રૂપ લઈને પૃથ્વી ઉપર ગઇ ત્યા તેણે સૂર્યથી અશ્વિની નામે બે કુમારોને જન્મ આપ્યો ૪૦ અને ‡ છાયા નામે બીજી સ્ત્રીએ શનૈશ્ચરને, સાવર્ણિ નામે મનુને તથા તપતી નામે કન્યાને ઉત્પન્ન કરી. જે કન્યા સંવરણ નામે વરને પરણી હતી. ૪૧ અર્યમાને માતૃકા નામે સ્ત્રી હતી તે બન્નેથી ચર્ષણિ નામે પુત્રો થયા હતા તેઓ દેહાભિમાની હતા તેથી બ્રહ્માએ તેઓને મનુષ્યની જાતિમા નિયોજ્યા હતા ૪૨ પૂષા સંતાન વિનાનો હતો પૂર્વે દક્ષ અને શંકરની લડાઈ થઇ ત્યારે પૂષા દક્ષ ઉપર કોપેલા શંકરને દાંત દેખાડીને હસ્યો હતો તેથી તેના દાંત તૂટી પડયા છે અને તેથી તે લોટ ખાઇને રહે છે ૪૩ ત્વષ્ટાને રચના નામની સ્ત્રી હતી, જે દૈત્યની નાની બહેન થાય છે તે બન્નેને સંનિવેશ તથા પરાક્રમી એવા વિશ્વરૂપ નામે બે પુત્રો થયા હતા. ૪૪ જ્યારે બૃહસ્પતિએ દેવતાઓ તરફથી અપમાન થવાને લીધે દેવતાઓનો ત્યાગ કર્યો ત્યારે વિશ્વરૂપ જો કે શત્રુઓનો દોહિત્ર થતો હતો તોપણ દેવગણોએ તેને ગુરુ કર્યો હતો ૪૫

तं वव्रिरे सुरगणा दौहित्रं द्विषतामपि ।
विमतेन परित्यक्ता गुरुणाङ्गिरसेन यत् ॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे
षष्ठोऽध्याय

# અધ્યાય ૭ મો. *

## દેવોનો પુરોહિત વિશ્વરૂપ.

राजोवाच

कस्य हेतोः परित्यक्ता आचार्येणात्मनः सुराः ।
एतदाचक्ष्व भगवञ्छिष्याणामक्रमं गुरौ ॥ १ ॥

પરીક્ષિતે પૂછ્યુ–હે ભગવન્! આચાર્ય બૃહસ્પતિએ પોતાના શિષ્ય દેવતાઓનો શા માટે ત્યાગ કર્યો હતો અને શિષ્યોએ ગુરુનો શુ અપરાધ કર્યો હતો તે હવે મને કહો? ૧

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત! એક વાર ત્રણ લોકના અધિકારના મદને લીધે સન્માર્ગને ઉલ્લંઘન કરનાર ઇંદ્રરાજા પોતાની સભામા સિંહાસન ઉપર બેઠેલા હતા વાયુ, દેવતાઓ, વસુઓ, રુદ્રો, આદિત્યો, ઋભુઓ, વિશ્વેદેવતાઓ, સાધ્ય દેવતાઓ અને અશ્વિનીકુમારો તેમની આસપાસ ઉભા હતા સિદ્ધ, ચારણ, ગંધર્વ, વેદ ભણનારા મુનિઓ, વિદ્યાધરો, અપ્સરાઓ, કિન્નરો, પક્ષીઓ અને સર્પો તેમની સેવા કરતા હતા અને માગધો મધુર રાગે ગીત ગાતા હતા. ચંદ્રમાના મંડળ જેવુ મનોહર શ્વેત છત્ર તેમને માથે ધરેલુ હતુ, તેમજ ચક્રવર્તીને ઘટતા ચામરો અને પંખાઓવડે તેમને માથે પવન ઢોળવામા આવતો હતો સાથે અર્ધાસને ઇંદ્રાણી બેઠા હતા તેથી ઇંદ્રની શોભામા અધિક વધારો થતો હતો ૨–૬ આ સમયે દેવતાઓના ને પોતાના ગુરુ બૃહસ્પતિ સભામા આવ્યા, પરંતુ ઇંદ્રે ઉભા થઈને આસનાદિક આપી તેમનો સત્કાર કર્યો નહિ. ૭ દેવ તથા દાનવોથી વંદાતા મુનિવર બૃહસ્પતિને સભામા આવતા જોઈને ઇન્દ્ર આસન ઉપરથી ઉઠ્યા

‡ સંજ્ઞા સૂર્યનારાયણની પાસે પોતાની છાયા મૂકીને તેમનું તેજ નહિ ખમાવાથી ચાલી ગઇ હતી

* આ અધ્યાયમા બૃહસ્પતિએ દેવતાઓનો ત્યાગ કર્યો, ત્યારે તેઓએ પુરોહિતની જગા ઉપર વિશ્વરૂપને નીમ્યો અને તે, દેવતાઓનું પુરોહિતપણું કરવા લાગ્યો, એ કથા કહેવાશે

ઉભો થયો નહિ. ૮ એટલે અંગિરાના પુત્ર મહા સમર્થ બૃહસ્પતિ મનમા સમજ્યા કે આને રાજ્યમદનો ગર્વ થવાથી અક્કડ થયેલો જણાય છે તેથી કશુ બોલ્યા વિના ત્યાથી નીકળીને પોતાને ઘેર ગયા ૯ ઇંદ્ર પણ તે વખતે પોતે ગુરુનો અપરાધ કર્યો એમ જાણીને સભા વચ્ચે પોતેજ પોતાની નિંદા કરતો બોલ્યો કે, ૧૦ અરેરે ! મે અલ્પ બુદ્ધિવાળાએ મારુ પોતાનુંજ ભુડુ કર્યું, કારણ કે મે રાજમદને લીધે ગુરુનો તિરસ્કાર કર્યો ૧૧ કયો પંડિત ત્રણ લોકના અધિપતિની લક્ષ્મીની પણ દરકાર કરે ? જે લક્ષ્મીવડે ઇંદ્ર સરખો હુ અસુરપણાને પામ્યો ૧૨ 'ચક્રવર્તીના આસન ઉપર બેસનારા પુરુષે કોઈની સામે પણ ઉભા થવુ જોઇએ નહિ,' એમ સમજનારા ધર્મની મહત્તાને જાણતા નથી ૧૩ પરંતુ તે તો કુમાર્ગ દેખાડનારા છે અને નરકના અધિકારી છે તે લોકોના વચન ઉપર જેઓ વિશ્વાસ રાખે છે તેઓ પત્થરની નૌકાની પેઠે સંસાર સાગરમા ડુબી મરે છે ૧૪ માટે હું હવે આ શાઠયનો ત્યાગ કરીને દેવતાઓના આચાર્ય અને અગાધ બુદ્ધિશાળી બૃહસ્પતિના ચરણમા મસ્તક મૂકીને તેમને પ્રસન્ન કરીશ ૧૫ આ પ્રમાણે ઇન્દ્ર વિચાર કરતો હતો એટલામા તો ભગવાન બૃહસ્પતિ તેમના રાજમહેલમાથી નીકળી પોતાની માયાવડે અદૃશ્ય થઇ ગયા ૧૬ ચક્રવર્તી એવા ભગવાન ઇંદ્રે ગુરુ બૃહસ્પતિની શોધ કરાવી, પરંતુ કયાય તેમનો પત્તો લાગ્યો નહિ પછી ઇંદ્ર અને દેવતાઓ તે અપરાધ માટે વિચાર કરવા લાગ્યા, પરંતુ તેઓને શાંતિ વળી નહિ ૧૭ તે વાત સાભળતા સઘળા અસુરો મદમત્ત થઈને શુક્રાચાર્યના વિચારને અનુસર્યા અને હાથમા શસ્ત્રો લઈ દેવોની સામે લડવા ચઢી ગયા ૧૮ અને અત્યંત તીખા બાણોનો મારો ચલાવવા લાગ્યા તેથી દેવતાઓની સાથળો, હાથો વગેરે અંગો વિંધાઈ ગયા પછી દેવતાઓ ઇન્દ્રને આગળ કરી બ્રહ્માની પાસે ગયા અને મસ્તક નમાવી તેમને પગે લાગ્યા ૧૯ ભગવાન બ્રહ્મા દેવતાઓને દુઃખી થયેલા જોઇ પરમ દયાથી તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૨૦

બ્રહ્મા કહે છે-હે દેવતાઓ ! દુઃખની વાત છે કે તમે રાજમદમા અંધ થઈ વેદ જાણનાર તથા જિતેન્દ્રિય એવા બ્રાહ્મણોનો સત્કાર કરતા નથી. ૨૧ તમે બુદ્ધિવાળા છો છતા શત્રુઓ તરફથી તમારી હાર થઈ તે તમારા અધર્મનું મોટુ ફળ છે ૨૨ હે ઇન્દ્ર ! તારા શત્રુ દૈત્યો, ગુરુનું અપમાન કરવાથી ક્ષીણ થઈ ગયા હતા તે યાદ કર, અને હમણા તેઓ ભક્તિથી શુક્રાચાર્યની સેવા કરીને પાછા વૃદ્ધિ પામ્યા છે તે પણ જો હમણા તો શુક્રાચાર્યના શિષ્યો મારા સ્થાનને પણ લઈ લે એવા બળવાન થયા છે ૨૩ ભૃગુકુળના શિષ્યો કે જેઓનો ગુપ્ત વિચાર કોઈ પણ રીતે જાણી શકાતો નથી એવા તે દૈત્યો સ્વર્ગને જરાપણ ગણકારતા નથી, કારણ કે, જેઓના ઉપર બ્રાહ્મણોનો, ભગવાનનો અને ગાયોનો અનુગ્રહ હોય તેવા રાજાઓનુ ભુંડુ થતું નથી, ૨૪ માટે હવે તમે ધૈર્યવાળા અને તપસ્વી એવા ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપને ગુરુ કરો અને જુઓ તમે જો તેનો સત્કાર કરશો અને દૈત્યને માટે તે જે કંઈ પક્ષપાત કરે તેને સહન કરશો તો તે તમારા કાર્ય કરી આપશે ૨૫

શુકદેવજી કહે છે-હે પરીક્ષિત રાજા ! બ્રહ્માએ દેવતાઓને આમ કહ્યુ તેથી તેઓ નિર્ભય થયા અને ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપ ઋષિની પાસે જઈ, તેમને આલિંગન કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨૬

દેવતાઓ બોલ્યા-તમારુ કલ્યાણ થાઓ. અમે તમારે આશ્રમે અતિથિ થઈ આવ્યા છીએ. હે તાત ! તમારે તમારા વડીલોનું સમયોચિત કામ કરવુ જોઇએ ૨૭ સુપુત્રો, પુત્રવાળા હોય તેઓએ પિતાની સેવા કરવી એ તેમનો ધર્મ છે તો બ્રહ્મચારી પુત્રોનો તે પરમ ધર્મ હોય તેમા શુ કહેવુ ? ૨૮ આચાર્ય બ્રહ્માનું સ્વરૂપ છે, પિતા પ્રજાપતિનું સ્વરૂપ છે, ભાઈ ઇન્દ્રનું સ્વરૂપ છે અને માતા સાક્ષાત્ પૃથ્વીનું સ્વરૂપ છે ૨૯ બેન દયાની મૂર્તિ છે, અતિથિ ધર્મની મૂર્તિ છે અને સર્વ પ્રાણીઓ પરમાત્મની મૂર્તિ છે ૩૦ માટે હે તાત ! તમારે તમારા વડીલ જનોની શત્રુઓ તરફથી થયેલા તિરસ્કારરૂપી પીડાને દૂર કરીને તેઓની આજ્ઞાને માથે ચઢાવવી

જોઇએ. ³¹ તમે વેદ જાણનાર છો, ઉપાધ્યાય અને બ્રાહ્મણ છો, તેથી અમે તમને ગુરુ થવાની માગણી કરીએ છીએ, જેથી તમારા તેજવડે અમે પરિશ્રમ વિના શત્રુઓને જીતી શકીએ ³² તમે કહેશો કે મને ગુરુ કર્યા છતા હુ નાનો છુ માટે તમે મને પ્રણામ કરો એમ કહેવુ ઘટિત નથી, કેમકે કાય સિદ્ધ કરવા નાનાના ચરણમા પ્રણામ કરવા એ મહાપુરુષો અયોગ્ય સમજતા નથી હે બ્રાહ્મણ! વેદોના મ ત્રો વિના બીજી બાબતોમા અવસ્થા મોટાઈનુ કારણ ગણાય છે, પર તુ વેદોના મ ત્રોની બાબતોમા' તો મ ત્ર આપનારો ગુરુ મોટો ગણાય છે, પછી તે અવસ્થામા નાનો હોય તોપણ શુ ? ³³

શુકદેવજી કહે છે—હે રાજન્ ! આ પ્રમાણે દેવતાઓએ મહાતપસ્વી વિશ્વરૂપને પુરોહિત થવાની પ્રાર્થના કરી એટલે વિશ્વરૂપ પ્રસન્ન થઇ કોમળ વાણીવડે તેઓને કહેવા લાગ્યો કે, ³⁴ હે દેવો ! ધર્મવ ત પુરુષોએ પુરોહિતત્વને ધિક્કારી કાઢેલુ છે, કારણ કે, તે બ્રહ્મતેજનો નાશ કરનારુ છે, છતા તમે તે ઇચ્છિયુ', તો તમારી શિક્ષા' ગ્રહણ કરવા યોગ્ય મારા જેવો પુરુષ તે કેમ ના પાડે ? મહાપુરુષોનું કહેવું' માન્ય રાખવુ એ ન્યાય ગણુ ય છે ³⁵ વિચાર કરીએ તો શિલ તથા ઉંચ્છ કરવુ એ અકિ ચન પુરુષોનું ધન છે અને હુ પણ ઘરમા રહીને તેથી મહાત્મા પુરુષોનો સત્કાર કરુ છુ, માટે હે અધીશ્વરો ! નિ દાપાત્ર ગણાતુ અને જેનાથી દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય પ્રસન્ન થાય એવુ પુરોહિતત્વ હુ કેમ કરુ ? ³⁶ છતા હુ' તમને ના પાડતો નથી, કારણ કે, તમે વડીલોએ તે માગ્યુ છે હુ તમારી માગણી મારા પ્રાણોથી અને ધનથી પૂર્ણ કરીશ ³⁷

શુકદેવજી કહે છે—મહાતપસ્વી વિશ્વરૂપ તેમનું પુરોહિતપણુ કરવાની પ્રતિજ્ઞા કરીને મોટો ઉદ્યમ કરવા લાગ્યા ³⁸ સમર્થ એવા વિશ્વરૂપે શુક્રાચાર્યની વિદ્યાથી રક્ષાયેલી દૈત્યોની લક્ષ્મી શ્રીનારાયણ કવચ નામે વૈષ્ણવ વિદ્યાવડે પાછી છીનવી લઇને મહેન્દ્રને આપી ³⁹ ઉદાર બુદ્ધિવાળા વિશ્વરૂપે મહેન્દ્રને એવી વૈષ્ણવી વિદ્યા આપી કે જે વિદ્યાથી રક્ષાયેલા સમર્થ ઇંદ્રે અસુરની સેનાનો પછી પરાજય કર્યો ⁴⁰

यया गुप्तः सहस्राक्षो जिग्येऽसुरचमूर्विभुः ।
तां प्राह स महेन्द्राय विश्वरूप उदारधीः ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे सप्तमोऽध्यायः

# અધ્યાય ૮ મો.*

## વિશ્વરૂપ કથિત નારાયણ કવચ.

राजोवाच

यया गुप्तः सहस्राक्ष सवाहान्रिपुसैनिकान् ।
क्रीडन्निव विनिर्जित्य त्रिलोक्या बुभुजे श्रियम् ॥

પરીક્ષિત રાજાએ પૂછયુ—હે મહારાજ ! જે કવચથી રક્ષાયેલા ઇન્દ્રે વાહનો સહિત શત્રુના સૈનિકોને રમતની માફક હરાવીને ત્રણ લોકની લક્ષ્મીને હરી લીધી તે નારાયણ કવચ મને સ ભળાવો જેનાથી રક્ષાયેલા ઇંદ્રે આતતાયી શત્રુઓને રણમા જે પ્રમાણે હરાવ્યા હોય તે પણ વળી મને કહો ¹⁻²

શુકદેવજી કહે છે—પુરોહિત ઠરાવેલા ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપે ઇંદ્રના પ્રશ્ન ઉપરથી તેને જે નારાયણ કવચ સ ભળાવ્યુ હતુ તે તમે એકચિત્તે સાભળો ³ વિશ્વરૂપ કહે છે—જ્યારે કોઇ માણસને ભયનો સમય આવ્યો હોય ત્યારે તેણે હાથ પગ ધોઈ આચમન કરી, પવિત્રી ધારણ કરી, ઉત્તર દિશા તરફ મુખ રાખી, અષ્ટાક્ષર અને દ્વાદશાક્ષર મ ત્રથી અ ગન્યાસ કરી, વાણીને નિયમમા રાખી, પવિત્રતાથી નારાયણ કવચ કરવુ 'ॐ नमो नारायणाय એ અષ્ટાક્ષર મ ત્રના ॐકારાદિ અક્ષરોનો અનુક્રમે બે પગ, બે ઘુ ટણ, બે સાથળ, પેટ, હૃદય, વક્ષ સ્થળ, મુખ તથા મસ્તક, એ આઠ અ ગમા અક્ષરાનુક્રમે ન્યાસ કરવો, અથવા તો અવળા અનુક્રમે એટલે 'ય'થી માડીને એક એક અક્ષરનો મસ્તકાદિ અ ગોમા ન્યાસ કરવો ⁴⁻⁶ પછી 'ॐनमो भगवते वासुदेवाय' એ દ્વાદશાક્ષર મ ત્રવડે આગળીઓમા અને અ ગુઠાના પર્વોમા ન્યાસ કરવો મ ત્રના પ્રત્યેક અક્ષરને ॐકારથી સ પુટ કરીને જમણા હાથની

* આ અધ્યાયમા વિશ્વરૂપે ઇન્દ્રને નારાયણ કવચ કહ્યુ જેથી રક્ષાયેલા ઇન્દ્રે દૈત્યોને હરાવ્યા એ કથા કહેવામા આવશે

તર્જનીથી ડાબા હાથની તર્જની સુધી આઠ આંગળીઓમા આઠ અક્ષરનો ન્યાસ કરવો અને બે અંગુઠાના ઉપરના બે પર્વમાં તથા નીચેના બે પર્વમા બાકીના ચાર અક્ષરનો ન્યાસ કરવો ૭ ત્યાર પછી ઁવિષ્ણવે નમ ' એ મંત્રથી અંગન્યાસ કરવો ઁકારનો હૃદયમા ન્યાસ કરવો, વિકારનો મસ્તકમા, ષકારનો ભ્રુકુટી વચ્ચે, ણુકારનો શિખામા, વેકારનો નેત્રોમા, નકારનો સર્વ સંધિઓમા અને મકારનો 'મઃ અસ્ત્રાયફટ્' એમ કહીને સર્વ દિશાઓમા ન્યાસ કરી દિગ્બંધન કરવુ આ પ્રમાણે મંત્રવેત્તા પુરુષે મંત્રમૂર્ત્તિ થયા પછી ધ્યાન કરવા યોગ્ય, છ શક્તિઓવાળા, વિદ્યા, તેજ અને તપ સ્વરૂપ એવા પરમાત્માનું ધ્યાન ધરી નીચે પ્રમાણે નારાયણ કવચનો પાઠ કરવો ૮–૧૧

ગરૂડની પીઠ ઉપર ચરણ કમળને ધારણ કરનાર, આઠ સિદ્ધિઓવાળા, આઠ બાહુવાળા અને તેમા શંખ, ચક્ર, ઢાલ, તરવાર, ગદા, બાણ, ધનુષ અને પાશને ધારણ કરનાર શ્રીહરિ મારી સર્વ પ્રકારે રક્ષા કરો ૧૨ જળમા મત્સ્યાવતારધારી ભગવાન જળજંતુરૂપ વરુણના પાશથી મારી રક્ષા કરો માયાવડે બટુક બનેલા વામનજી સ્થળમા મારી રક્ષા કરો, આખા વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન આકાશમા મારી રક્ષા કરો ૧૩ અસુરના મોટા મોટા અધિપતિઓના શત્રુ ભગવાન નૃસિંહ સંકટહારક રણવગડાઓમા અને સંગ્રામ વગેરેમાં મારી રક્ષા કરો ૧૪ પોતાની દાઢવડે પાતાળમાથી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર ભગવાન યજ્ઞમૂર્ત્તિ વરાહ માર્ગમા મારી રક્ષા કરો પરશુરામ પર્વતોના શિખરો ઉપર મારી રક્ષા કરો, અને ભરતના વડા ભાઈ શ્રીરામ તથા લક્ષ્મણ પ્રવાસમા મારી રક્ષા કરો, ૧૫ અભિચાર વગેરે સર્વ ઉગ્ર ધર્મથી અને પ્રમાદથી નારાયણ ભગવાન મારી રક્ષા કરો નર ભગવાન ગર્વથી, યોગના સ્વામી દત્તાત્રય યોગના વિનાશથી, ગુણના સ્વામી કપિલદેવ કર્મના બંધનથી, સનત્કુમાર કામદેવથી, હયગ્રીવ ભગવાન દેવતાઓને પ્રણામ ન કરવારૂપી અપરાધમાથી તથા દેવર્ષિઓમા મુખ્ય મુનિ નારદ ભગવાનની પૂજામાં જે કંઈ વિઘ્ન નડે તેમાથી અને કચ્છપાવતારી શ્રીહરિ સર્વ પ્રકારના નરકમાથી મારી રક્ષા કરો ૧૬–૧૭ ભગવાન ધન્વંતરી કુપથ્યમાથી, જિતેંદ્રિય ભગવાન ઋષભદેવ કામ ક્રોધાદિકના ભયમાથી, યજ્ઞાવતારી ભગવાન લોકાપવાદથી, બળભદ્ર મનુષ્ય તરફથી થનારા ઉપદ્રવોમાથી, અને શેષનાગ ક્રોધવશ નામના સર્પગણોથી મારી રક્ષા કરો ૧૮ ભગવાન વેદવ્યાસ અજ્ઞાનથી, ભગવાન બુદ્ધ પ્રમાદવાળા પાખંડીઓના ટોળાથી, ધર્મની રક્ષા કરવા માટે અવતાર લેનાર ભગવાન કલ્કિ કાળના મળરૂપ કલિયુગથી, મારી રક્ષા કરો ૧૯ કેશવ ભગવાન પ્રભાતમા ગદાવડે મારી રક્ષા કરો બંસી ધારણ કરનાર ભગવાન ગોવિંદ *સંગવકાળમા સાગને ધારણ કરનારા ભગવાન નારાયણ પૂર્વાહ્ણ કાળમા, ચક્રધારી ભગવાન વિષ્ણુ મધ્યાહ્ન કાળમા, ૨૦ ઉગ્ર ધનુર્ધારી મધુ દૈત્યને મારનાર ભગવાન અપરાહ્ન કાળમા, બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણ મૂર્ત્તિવાળા ભગવાન માધવ સાયંકાળમા, ઇંદ્રિયોના સ્વામી ભગવાન પ્રદોષ કાળમા અને પદ્મનાભ ભગવાન એકલાજ અર્ધ રાત્રિ સુધી મારી રક્ષા કરો ૨૧ શ્રીવત્સનુ જેને ચિહ્ન છે એવા ભગવાન પાછલી રાત્રે, તરવારધારી ભગવાન જનાર્દન મળસકામા, દામોદર ભગવાન પ્રભાતમા અને કાળમૂર્ત્તિ ભગવાન વિશ્વેશ્વર સર્વ સંધિઓમા મારી રક્ષા કરો. ૨૨ હે પ્રલય સમયના અગ્નિ જેવી તીક્ષ્ણ ધારવાળા ભગવાને મૂકેલા ચક્ર! તુ ચારે તરફ ફરીને વાયુ સહિત અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી નાખ ૨૩ હે વજ્રના જેવા તીક્ષ્ણ સ્પર્શવાળા તણખાઓથી ભરેલી ગદા! તુ ભગવાનને પ્રિય છે, તું કુષ્માંડ, ભૈરવ, યક્ષ, રાક્ષસ, ભૂત, અને ગ્રહોનો ભુકો કરી નાખ, તેમજ શત્રુઓના ચુરેચુરા કરી નાખ ૨૪ હે પાંચજન્ય શંખ! મહામતિ શ્રીકૃષ્ણ ભગવાને ફુંકવાથી મહા ભયંકર શબ્દ કરનારો તું ભયંકર શબ્દોથી શત્રુઓના હૃદયોને કંપાવતો રાક્ષસો, પ્રમથો, પ્રેતગણ, માતૃકાગણ, પિશાચ, બ્રહ્મરાક્ષસ અને બીજા ઘોર દૃષ્ટિવાળાઓને નસાડી

* સવારનો ત્રણ મુહૂર્ત જેટલો જે કાળને સંગવકાળ કહેવાય છે

મૂક. ૨૫ હે તીક્ષ્ણ ધારવાળી તરવાર! તું ભગવાનના હસ્તદ્વારા પ્રેરાઈ, મારા શત્રુઓના સૈન્યને કાપી નાખ. હે ચંદ્રના જેવી એ ફુદડીવાળી ઢાલ! તું પાપી શત્રુઓની આખોને ઢાકી દે અને દુષ્ટ નેત્રવાળાઓની પાપી દૃષ્ટિને હરી લે ૨૬ અમને ગ્રહોથી, કેતુઓથી, મનુષ્યોથી, સર્પોથી, દાઢવાળા પશુઓથી, અને પાપોથી જે ભય ઉપજે છે તે સર્વે તથા જેઓ અમારા સુખમા વિઘ્ન કરનાર છે, તે સર્વે ભગવાનના નામરૂપી અસ્ત્રના કીર્તનથી તત્કાળ નાશ પામો ૨૭-૨૮ બૃહદ્રથ તર વગેરે સામના સ્તોત્રોથી સ્તુતિ કરાતા વેદમય અને સમર્થ એવા ગરુડ ભગવાન સર્વ સંકટોમાથી મારી રક્ષા કરો, તથા વિશ્વકસેન ભગવાન પોતાના નામોથી સર્વ સંકટોમાથી મારી રક્ષા કરો ૨૯ શ્રીહરિના નામ, રૂપ અને નાના પ્રકારના આયુધો સર્વ આપત્તિઓમાથી અમારી રક્ષા કરો, ભગવાનના મુખ્ય પાર્ષદો મારી બુદ્ધિ, ઇંદ્રિયો, મન અને પ્રાણોની રક્ષા કરો ૩૦ આ સાકાર નિરાકાર જે કંઈ જગત છે તે સર્વ ખરેખર ભગવાનનું જ સ્થૂલ સ્વરૂપ છે એ સત્ય વાર્તાથી મારા સર્વ ઉપદ્રવો નાશ પામો ૩૧ ભગવાન પોતે અભેદદૃષ્ટિવાળા મનુષ્યોને ભેદ રહિત જોવામા આવે છે, તોપણ તે પોતાની માયાવડે આભૂષણો, આયુધો અને ચિહ્ન નામની શક્તિઓને ધારણ કરે છે ૩૨ તે સત્ય પ્રમાણવડે જ સર્વજ્ઞ અને વ્યાપક ભગવાન શ્રીહરિ સર્વ પ્રકારના રૂપવડે સર્વત્ર અમારી રક્ષા કરો ૩૩ નૃસિંહના નામની ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનાર અને પોતાના પ્રભાવથી દિગ્ગજ, ઝેર, શસ્ત્ર, પાણી, વાયુ, અગ્નિ વગેરેના પ્રભાવને મંદ કરનાર ભગવાન પ્રહ્લાદ દિશાઓમા, ખુણાઓમા, ઉંચે, નીચે, અંદર, બહાર અને ચારે દિશાએ મારી રક્ષા કરો ૩૪

વિશ્વરૂપ કહે છે—હે ઇંદ્ર! આ નારાયણ કવચ તમારી આગળ કહ્યું, જે ધારણ કરવાથી તમે વિના શ્રમે અસુરોના અધિપતિઓને જીતશો ૩૫ નારાયણ કવચને ધારણ કરનારો મનુષ્ય નેત્રથી જેની ભણી જુવે અથવા ચરણવડે જેને અડકે તે ભયમાથી છૂટે છે. ૩૬ નારાયણ કવચની વિદ્યાને ભણનારા પુરુષને કોઈ દિવસ રાજાઓ તરફથી, ચોર તરફથી, ગ્રહાદિક તરફથી, વ્યાઘ્ર આદિક તરફથી અને બીજા કોઈ તરફથી ભય રહેતો નથી ૩૭ પૂર્વે કોઈ એક કૌશિક ગોત્રના બ્રાહ્મણે આ વિદ્યા સિદ્ધ કરી હતી અને તેણે યોગ ધારણાથી નિર્જળ દેશમા પોતાના દેહનો ત્યાગ કર્યો હતો ૩૮ ત્યાર પછી એકવાર ગધર્વોનો રાજા ચિત્રરથ વિમાનમા બેસીને આકાશમાર્ગે ફરતો ફરતો જ્યા પેલો બ્રાહ્મણ મરી ગયો હતો, તે સ્થાન ઉપર ગયો કે તરતજ વિમાન સાથે ઉંધે માથે નીચે પડ્યો પછી તેના પૂછવાથી વાલખિલ્ય ઋષિએ વિશ્વરૂપની વાત કહી, તે ઉપરથી તેણે તેના હાડકાને લઈને પ્રાચી સરસ્વતીમા નાખ્યા અને તેમા સ્નાન કરી મનમા આશ્ચર્ય પામી પોતાના લોકમા ગયો ૩૯-૪૦

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજન્! જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક આ નારાયણ કવચને સાભળે છે અથવા તો કંઠે કરે છે તેને સર્વ પ્રાણીઓ નમે છે અને તે સર્વ ભયમાથી મુક્ત થાય છે ૪૧ ઇન્દ્રે વિશ્વરૂપ પાસેથી આ નારાયણ કવચ ભણી, રણમા અસુરોને જીતી લઇ ત્રણ લોકની રાજ્યલક્ષ્મી ભોગવી હતી ૪૨

एतां विद्यामधिगतो विश्वरूपाच्छतक्रतुः ।
त्रैलोक्यलक्ष्मीं बुभुजे विनिर्जित्य मृधेऽसुरान् ॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे
अष्टमोऽध्यायः

## અધ્યાય ૯ મો. $

### વૃત્રાસુરની ઉત્પત્તિ.

श्रीशुक उवाच

तस्यासन्विश्वरूपस्य शिरांसि त्रीणि भारत ।
सोमपीथं सुरापीथमन्नादमिति शुश्रुम ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજા! વિશ્વરૂપને ત્રણ માથા હતા તેમા એક સોમપાન કરનારું, બીજું સુરાપાન કરનારું અને ત્રીજું અન્ન ખાનારું હતુ, એવુ અમે સાભળેલુ છે ૧ હે રાજન્! તે વિશ્વરૂપ કે જેના વડીલો દેવતાઓ હતા તેઓને

$ આ અધ્યાયમા ઇંદ્રે વિશ્વરૂપનો નાશ કર્યો ત્યારે ત્વષ્ટાએ વૃત્રાસુરને ઉત્પન્ન કર્યો અને તેનાથી દેવતાઓએ ભયભીત થઇ શ્રી હરિની સ્તુતિ કરી, તે કથા કહેવાશે

યજ્ઞમા ભાગ આપવા માટે તે વિનયપૂર્વક તેમના મ ત્રો ઉંચા સ્વરથી બોલતો ૨ તેનુ મોસાળ દૈત્ય પક્ષમા હતુ તેથી યજમાન એવો તે માતાના સ્નેહને અધીન થઈને છાની રીતે દૈત્યોને યજ્ઞ ભાગ આપતો ૩ આ પ્રમાણે તેનુ ધર્મકાર્યમા કપટ અને દેવતાઓનુ અપમાન થતુ જોઈને ઇંદ્ર ભયભીત થયો અને તેણે ક્રોધથી તેના મસ્તકો છેદી નાખ્યા ૪ પછી તેના સોમપાન કરનારા માથામાથી કપિંજલ પક્ષી ઉત્પન્ન થયુ, સુરાપાન કરનારા મ થામાથી કલવિંક પક્ષી થયુ અને અન્ન ખાનારૂ જે મસ્તક હતુ તેમાથી તેતર પક્ષીઓ ઉત્પન્ન થયા ૫ ઈંદ્ર પોતે જો કે બ્રહ્મહત્યા મટાડવા શક્તિમાન હતા તોપણ તેણે બે હાથ જોડીને એક વર્ષ સુધી બ્રહ્મહત્યાને ધારણ કરી અને ત્યાર પછી લોકપવાદ મટાડવા માટે તેને ચાર પ્રકારે પૃથ્વી, પાણી વૃક્ષ અને સ્ત્રીઓને વહેચી આપી ૬ પૃથ્વીએ મ રામા જે ખાડો પડે તે પોતાની મેળેજ પુરાઈ જાય એવા ઠરાવથી બ્રહ્મહત્યાનો ચોથો ભાગ લીધો પૃથ્વીમા જેટલી ખારોપાટ જમીન છે તે બ્રહ્મહત્યાનુ સ્વરૂપ દેખાય છે ૭ વૃક્ષોએ અમને કાપ્યા છતા અમે પાછા ઉગીએ એવા ઠરાવથી બ્રહ્મહત્યાનો ચોથો ભાગ લીધો વૃક્ષોમા જે ગુંદર હોય છે તે બ્રહ્મહત્યાનુ સ્વરૂપ છે ૮ ચોથો ભાગ સ્ત્રીઓએ લીધો તે પણ એ ઠરાવથી લીધો કે પ્રસવકાળ સુધી પુરુષ સંગ થાય તોપણ ઉદરસ્થ ગર્ભને હાનિ પહોચે નહિ મહિને મહિને સ્ત્રીઓને રજોદર્શન થાય છે તે બ્રહ્મહત્યાનું સ્વરૂપ છે ૯ ચોથો ભાગ પાણીએ ગ્રહણ કર્યો તે એવી શરતે કે અમોને કુવા વગેરેમાથી ઉલેચ્યા છતા પણ અમે જેટલાને તેટલા જ રહીએ જળમા પરપોટા તથા ફીણુ દેખાય છે તે બ્રહ્મહત્યાનુ સ્વરૂપ છે જે પાણીમાથી પરપોટા તથા ફીણને બહાર કાઢી નાખે છે તે બ્રહ્મહત્યાનુ પાપ કાઢે છે એમ જાણવુ ૧૦ તે પછી ત્વષ્ટાદેવે પોતાનો પુત્ર મરી ગયાથી ઇંદ્રનો શત્રુ ઉત્પન્ન કરવા માટે હે ઇંદ્રિ શત્રો! તુ વૃદ્ધિ પામ અને શત્રુનો ઝટ નાશ કર એવા અર્થવાળો મંત્ર બોલીને અગ્નિમા હોમ કર્યો ૧૧ તેના પ્રભાવને લીધે પ્રલય સમયે જેમ લોકોનો નાશ થાય છે તેમ દક્ષિણાગ્નિમાંથી એક ભયકર રૂપવાળો પુરુષ ઉભો થયો ૧૨ તે પુરુષે ફેકેલુ એક બાણ જેટલા હાથ દૂર જાય તેટલો રોજ રોજ ચારે તરફથી વધવા લાગ્યો તેના શરીરનો વર્ણ બળી ગયેલા પર્વતના જેવો શ્યામ હતો, તેનુ તેજ સ ધ્યાકાળના અનેક વાદળા જેવું ભુખરું હતુ, ૧૩ મુછો અને ચોટલીની લટો તપ્ત ત્રાબા જેવી હતી તથા આખો મધ્યાહ્ન કાળના સૂર્ય જેવી ઉગ્ર હતી ૧૪ તેણે અત્ય ત પ્રકાશમાન ત્રણ ફળના ત્રિશૂળમા આકાશ અને પૃથ્વીને પરોવ્યા હોય એવો તે દેખાતો હતો તે નૃત્ય કરતો, ગર્જના કરતો અને પગવડે ધરણીને ધ્રુજાવતો હતો ૧૫ ગુફાના જેવા ભયકર દાઢાવાળા મુખવડે વારવાર બગાસા ખાતો હતો તે વખતે જાણે મુખથી આકાશને પીતો હોય, જીભથી નક્ષત્રોને ચાટતો હોય અને ત્રણ ભુવનને પી જતો હોય એવો તે દેખાતો હતો આવા અસુરને જોઇ ભયભીત થયેલા લોકો દશે દિશાએ નાસવા લાગ્યા ૧૬–૧૭ આ પ્રમાણે ત્વષ્ટાના પુત્રરૂપી ગાઢ અ ધકારે સર્વ લોકોને ઢાકી દીધા, તેથી તે પાપી અને પરમ દારુણનુ વૃત્ર એવું નામ પડ્યુ ૧૮ સર્વે મોટા દેવતાઓ પોતપોતાના ગણો સાથે પોતપોતાના શસ્ત્ર અને અસ્ત્રોના સમૂહથી તેની ઉપર ચઢી જઇ તેને મારવા લાગ્યા, પરતુ વૃત્રાસુર તે સર્વ શસ્ત્રોને અને અસ્ત્રોને ગળી ગયો ૧૯ પછી મનમા વિસ્મય પામેલા, ખિન્ન થયેલા અને નિસ્તેજ થયેલા દેવતાઓ એકાગ્ર ચિત્તે અ તર્યામી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨૦

દેવતાઓ સ્તુતિ કરે છે–વાયુ, આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી, ત્રણ લોક, બ્રહ્માદિક દેવ અને અમે ભય પામીને જેની આજ્ઞા પ્રમાણે કર્મ કરીએ છીએ અને કાળ પણ જેનાથી ડરે છે, એવા દયાળુ પરમેશ્વર અમારી રક્ષા કરો ૨૧ અહ કાર રહિત, શાત સ્વભાવના સ્વસ્વરૂપના લાભથી પૂર્ણ કામનાવાળા અને ઉપાધિ રહિત એવા પરમેશ્વરને છાડીને જે બીજાનો આ શ્રય કરે છે તે મૂઢ પુરુષ કુતરાની પુછડી પકડીને સાગરને તરવાની ઇચ્છા કરનાર જેવો છે ૨૨ સત્યવ્રત નામના મનુ, જેના મોટા શિ ગડામા પૃથ્વી-

રૂપી નૌકા બાંધીને ઘટતી રીતે સંકટને તરી ગયા હતા તે જ મત્સ્યાવતારી ભગવાન અમને આશ્રિતોને વૃત્રાસુરના દુ:ખમાથી છોડાવો. ૨૩ પ્રલય સમયે પવનના સખત ઝપાટાઓથી ઉછળતા મોજાંના શબ્દોવડે પ્રલય પયે ધિનુ જળ ભયંકર થઇ ગયુ અને તે જળમા કમળ ઉપરથી બ્રહ્મા પડી ગયા આ વેળા તે એકલા હતા, તોપણ તે જેમની સહાયતાથી સંકટ તરી ગયા તે ભગવાન સંકટમાથી અમને તારો. ૨૪ વળી જેમણે પોતાની માયાથી અમને ઉત્પન્ન કર્યા અને અમે જેમના અનુગ્રહથી જગતને સરજીએ છીએ, તે ભગવાન અમારાથી પૂર્વે અંતર્યામીપણાથી કાર્ય કરે છે, તોપણ જુદા જુદા સ્વામીપણાનુ અભિમાન ધરાવનાર અમે તેમના સ્વરૂપને જાણતા નથી ૨૫ વળી જે ભગવાન પોતે નિત્ય છતા યુગે યુગે દેવતાઓ, ઋષિ, પશુ, પક્ષી અને મનુષ્યોમા પોતાની માયાવડે નાના પ્રકારના અવતારો ધારણ કરીને, શત્રુઓથી અત્યંત પીડા પામતા અમોને પોતાના પ્રાણી ગણીને રક્ષા કરે છે, ૨૬ તે આત્મારૂપ, દેવરૂપ, સર્વ સ્વરૂપ, સર્વથી જુદા, સર્વમા કારણરૂપ, પ્રકૃતિ અને પુરુષરૂપ તથા શરણાગત વત્સલ ભગવાનને અમે સર્વે શરણે જઈએ છીએ. તે મહાત્મા અમારુ ભક્તજનોનુ સર્વ વાતે કલ્યાણ કરો. ૨૭

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે સ્તુતિ કરનારા દેવતાઓને પ્રથમ શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનાર ભગવાને પોતાના દર્શન આપ્યા અને પછી પશ્ચિમ દિશામા પ્રગટ થયા ૨૮ શ્રીવત્સ અને કૌસ્તુભમણિ વિના બીજા સર્વ ચિહ્નો ભગવાનના જેવા જ ધારણ કરનાર સુનંદ આદિ સોળ પાર્ષદો ભગવાનની ચારે તરફથી સેવા કરતા હતા તે શ્રી ભગવાનના નેત્રો શરદ ઋતુના ખીલેલા કમળની પાખડીઓ જેવા હતા ૨૯ હે રાજન્! ભગવાનના દર્શન કરી તેના આનંદમા વિહ્વળ થઈ અમે પૃથ્વી ઉપર દંડની પેઠે પડીને વારવાર પ્રણામ કરવા લાગ્યા અને પછી ધીરે ધીરે ઉભા થઇ આ રીતે તેમની સ્તુતિ કરવા લાગ્યા ૩૦

દેવતાઓ સ્તુતિ કરે છે—હે ભગવન્! યજ્ઞ જેમનું સામર્થ્ય છે, એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ, કાળરૂપ એવા આપને નમસ્કાર છે; દૈત્યોના ઉપર ચક્રનો પ્રહાર કરનારા આપને નમસ્કાર છે તથા સુંદર નામવાળા આપને નમસ્કાર છે. ૩૧ હે ઈશ્વર! તમે ત્રણ ગુણના નિયંતા છો સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલો પ્રાકૃત મનુષ્ય તમારા ત્રણ ગુણથી પર, નિર્ગુણ સ્વરૂપને જાણવાને સમર્થ થતો નથી. ૩૨ હે ભગવન્! હે વાસુદેવ! હે આદિ પુરુષ! હે પરમ મંગળ! હે પરમ કારુણિક! હે સર્વેશ્વર! પરમહંસ સંન્યાસીઓ ઉત્તમ એવા અષ્ટાંગ યોગવડે મનને એકાગ્ર કરી આપના ભજનનો અભ્યાસ કરે છે તેથી તેમના ચિત્તના ગાઢ અજ્ઞાનરૂપી બારણા ઉઘડી જાય છે અને સ્વસ્વરૂપનો તેમને સાક્ષાત્કાર થાય છે તેમા તેમને પોતાની મેળે જે સ્વસ્વરૂપના સુખનો અનુભવ થાય છે તે સુખના અનુભવરૂપી આપ છો, એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ. ૩૩ તમારી આ લીલાનો પ્રકાશ જાણી શકાય નહિ એવો છે, કારણ કે આધાર રહિત, શરીર રહિત અને ગુણ રહિત આપ અમારી સહાયતાની ગરજ રાખ્યા વગર નિર્વિકાર સ્વરૂપવડે આ સગુણ વિશ્વને સૃજો છો, પાળો છો અને સંહાર કરો છો ૩૪ પ્રાકૃત પુરુષ જેમ ઘર વગેરે બાધી તેમા રહીને કરેલા શુભ—અશુભ કર્મના ફળ ભોગવે છે, તેમ બ્રહ્મસ્વરૂપ એવા આપ જીવરૂપે સંસારમા અવતાર લઇને ત્યા કરેલા શુભાશુભ કર્મના ફળ ભોગવો છો કે આત્મારામ ઉપશમશીલ અને અખંડ ચૈતન્યરૂપ આપ સાક્ષીરૂપ રહ્યા છો. તે કંઈ અમે જાણી શકતા નથી ૩૫ અપાર ગુણગણવાળા આપ ભગવાનની ઉપર કહેલી બંને વાત એક બીજાથી વિરુદ્ધ પડતી નથી આપ સ્વતંત્ર છો, આપનુ માહાત્મ્ય વિચાર કરતા પણ જણાય નહિ તેવુ છે અને પરમાત્માના સ્વરૂપને નહિ દર્શાવનારા અર્વાચીન તર્ક, વિતર્ક, વિચાર, મિથ્યા પ્રમાણો અને કુતર્કોથી ભરેલા શાસ્ત્રો વડે મલિન થયેલા અંતઃકરણમા વાસ કરી રહેલા દુરાગ્રહને લીધે વાદ કરનારા લોકોના વિવાદના વિષયરૂપ આપ નથી. અર્થાત્ વિવાદ તમારા ખરા સ્વરૂપને જણાવી શકતો નથી કોઇ કહે છે કે, આમ

કહેવું એ તો શ્રદ્ધા માત્ર છે આપ ઈશ્વર સંસાર સહિત કેવળ આત્મસ્વરૂપ જ છો; તેમાં વિદ્વાનો માયાને લાવીને વિચાર કરે છે તેથી કયી વસ્તુ ન બની શકે એવી છે? અર્થાત્ કર્તૃત્વાદિક સર્વ સંભવે છે અને તે પ્રમાણે કર્તૃત્વાદિક છતાં પણ આપને વિષે વિરોધ આવતો નથી, કારણ કે, આપનું સ્વરૂપ એકજ છે અને આપ અદ્વૈત સનાતન મૂર્તિ છો ૩૬ હે પ્રભો! જુદા જુદા જોનારાઓને દોરીનો કકડો સર્પ વગેરે જુદા જુદા આકારનો દેખાય છે તેમ સમબુદ્ધિવાળા લોકો તમને અનુગ્રહ કરનાર માને છે અને વિષમ બુદ્ધિવાળા લોકો તમને નિગ્રહ કરનાર માને છે ૩૭

આ પ્રમાણે અનેક રૂપે ભાસતા તમે એકજ છો સર્વ વસ્તુઓમાં સત્‌સ્વરૂપે રહેલા છો, સર્વના ઈશ્વર છો, સર્વ જગતના કારણના પણ કારણરૂપ છો અને સર્વના અંતર્યામીપણાને લીધે ષટ્ વિષયોને પ્રકાશ કરનાર છો, તેથી જાણવામાં આવો છો અને શ્રુતિઓ 'નેતિ નેતિ' કરીને છેવટે એક આપનેજ બાકી રાખે છે ૩૮ આપના મહિમારૂપી અમૃત રસના સમુદ્રના બિંદુને એકવાર ચાખવાથી જેમના મનમાં અખંડ સુખ સ્ફુર્યા કરે છે અને તેથી જેઓ આ લોકનું અને પરલોકનું અલ્પ અને તુચ્છ વિષય સુખ વિસરી ગયેલા છે તથા જેઓ સ્વાર્થ કુશળ છે અને જેમના મન નિરંતર સર્વ પ્રાણીઓના પ્રિય અને મિત્ર છે તથા સર્વના આત્મારૂપ આપને વિષે રહેવાથી અત્યંત નિવૃત્તિ સુખને પામેલા છે એવા અને આપને જ પોતાના પ્રિય બંધુઓ માનનારા એકાંતિક ભક્તજનો, હે મધુસૂદન! આપના ચરણારવિંદની સેવાને કેમ છોડી દે? કારણ કે, જે સેવા કરવાથી આ સંસારમાં જન્મ ધરવાનો ફેરો પડતો નથી ૩૯ હે ત્રણ લોકના આત્મા! હે ત્રિવિક્રમ! હે દુષ્ટને દંડ દેનાર! દૈત્ય અને દાનવો જો કે આપની જ વિભૂતિઓ છે તથાપિ તેઓને ઉદ્યમ કરવાનો આ સમય નથી, એમ ધારી તમે પોતાની માયાથી સુર, નર, પશુ, મિશ્ર જાતિ અને જળચરોમાં અવતાર લઈને, પૂર્વે અપરાધીઓને શિક્ષા કરેલી છે, એવી રીતે જ હે ભગવન્! હમણાં તમારી ઈચ્છા હોય તો આપ આ વૃત્રાસુરનો પણ નાશ કરો. ૪૦ હે પિતામહ! અમે તમારા છીએ, તમને પ્રણામ કરીએ છીએ અને અમારાં હૃદયમાં તમારા ચરણકમળના ધ્યાનથી ભક્તિરૂપી સાંકળો દૃઢ બંધાઈ ગયેલી છે વળી આપે પોતાનું સ્વરૂપ પ્રગટ કરી, અમને અંગીકાર કરેલા છે. હે નાથ! તે અમારા અંતઃકરણના તાપને દયાવડે, અનુરાગવાળા સ્વચ્છ અને સુંદર હાસ્યથી તથા મુખમાંથી નીકળતી મધુર રસથી ભરેલી આપની વાણીરૂપ અમૃતકળાથી શમાવવાને આપજ યોગ્ય છો ૪૧ માટે હે ભગવન્! આપ કે જે સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયમાં નિમિત્ત રૂપ દિવ્ય માયાવડે વિનોદ કરો છો અને સર્વના ઉપાદાન કારણરૂપ હોવાથી સર્વ જીવ સમુદાયોના અંતઃકરણમાં બ્રહ્મસ્વરૂપથી તથા અંતર્યામી સ્વરૂપથી બહારના ભાગમાં પ્રધાનરૂપથી દેશ, કાળ તથા દેહની અવસ્થાઓનો અનુભવ કરનાર છો. બુદ્ધિ વગેરે સર્વ પદાર્થોના સાક્ષી છો, નિરાકાર છો, સાક્ષાત્ પરબ્રહ્મ અને પરમાત્મા છો તણખા વગેરે જેમ પૂર્ણ અગ્નિને કોઈ પણ કાર્ય જણાવવા યોગ્ય નથી તેમ અમે પણ તમારી આગળ કંઈ જણાવવાને યોગ્ય નથી ૪૨ એટલા માટે અમે કે જેઓ સંસારના અનેક દુઃખોને દૂર કરનારી, આપ પરમ ગુરુ ભગવાનના ચરણકમળની છાયાને આશ્રયે જે કામનાઓ માટે આવ્યા છીએ તે અમારી કામનાને આપ પરિપૂર્ણ કરો ૪૩ હે ઈશ્વર! ત્રણ લોકોને ગળી જતા વૃત્રાસુરનો હવે ઝટ નાશ કરો, કારણ કે, તે અમારાં તેજ, અસ્ત્ર અને આયુધો સર્વ ગળી ગયો છે ૪૪ શુદ્ધ હૃદયરૂપી આકાશમાં રહેનાર વગેરેના સાક્ષી સદાનંદ સ્વરૂપ, શુદ્ધ અને મનોહર યશવાળા, અનાદિ સત્પુરુષોએ ગ્રહણ કરવા યોગ્ય, સંસારમાં ભટકનાર વટેમાર્ગુઓને પોતાનું શરણ મળ્યા પછી ઉત્તમ ગતિ આપનાર એવા આપ શ્રી હરિને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૫

શુકદેવજી કહે છે-હે રાજન્! દેવતાઓએ શ્રીહરિની આ પ્રમાણે સ્તુતિ કરી તેથી પ્રસન્ન થઈ શ્રી હરિએ કહ્યું કે હે શ્રેષ્ઠ દેવતાઓ! હું તમારી સ્તુતિની સાથે બ્રહ્મવિદ્યાથી પ્રસન્ન થયો છું, કારણ

કે વિદ્યાથી પુરુષોને ઐશ્વર્યનું જ્ઞાન થાય છે તથા મારે વિષે ભક્તિ ઉપજે છે. ૪૧–૪૭ હે દેવતાઓ! હું જ્યારે પ્રસન્ન થાઉં છું ત્યારે મનુષ્યોને કોઇ વસ્તુ દુર્લભ નથી રહેતી પણ મારે વિષે અનન્ય બુદ્ધિ રાખનારો તત્ત્વવેત્તા મારા વિના બીજી કોઇ પણ વસ્તુઓની વાંછા કરતો નથી. ૪૮ વિષયોને સત્ય જાણનારો કૃપણ પોતાના ખરા સુખને જાણતો નથી તેથી વિષયસુખની વાંછા કરે છે, માટે જો કોઇ પણ દેવ વિષયોની ઇચ્છાવાળા મનુષ્યને વિષય સુખો આપે તો તે દેવને પણ તેવોજ જાણવો ૪૯ જે પોતે ખરું સુખ જાણનારો છે, તે, જેમ ઉત્તમ પ્રકારનો વૈદ્ય રોગી જે કુપથ્ય કરવાની ઇચ્છા કરતો હોય તેને કુપથ્યકારક પદાર્થ ખાવા આપતો નથી, તેમ અજ્ઞાનીને કર્મ કરવા માટે કહેતો નથી ૫૦ હે ઇંદ્ર! તારુ કલ્યાણ થાઓ અને હવે ઋષિઓમા ઉત્તમ એવા દધીચિ ઋષિની પાસે જઈ તેમની વિદ્યા, વ્રત તથા તપના સારભૂત દેહની માગણી કરો ૫૧ દધીચિ મુનિ બ્રહ્મવેત્તા છે, અશ્વનીકુમારોને ઘોડાના મસ્તકવડે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર છે ‡ અને તે બંનેને અમર કરનાર છે ૫૨ હે ઇંદ્ર! એ અથર્વવેદ જાણનાર દધીચિ મુનિએ ભેદી શકાય નહિ એવુ નારાયણ કવચ ત્વષ્ટ્રાને આપ્યુ હતુ, તેણે વિશ્વરૂપને ભણાવ્યુ હતુ અને વિશ્વરૂપ પાસેથી તું ભણ્યો છે. ૫૩ તમે અને તેમા પણ અશ્વિનીકુમારો તેમની પાસેથી અસ્થિની યાચના કરશો તો તે અશ્વિનીકુમારો ઉપર પ્રેમ હોવાથી તમને પોતાનાં અસ્થિ આપશે. એટલે વિશ્વકર્મા તેનું ઉત્તમ આયુધ બનાવશે ૫૪ પછી તે શસ્ત્રથી મારા તેજવડે વૃદ્ધિ પામીને વૃત્રાસુરના મસ્તકને તમે છેદજો. જ્યારે એ અસુરનો નાશ થશે ત્યારે તમે તેજને, અસ્ત્રોને, આયુધોને અને સંપત્તિઓને પાછી મેળવશો. તમારુ કલ્યાણ થાઓ વૃત્રાસુર અમને મારી નાખશે, એવો ભય રાખશો નહિ. કારણ કે મારા ભક્તોને કોઇ મારી શકતુ નથી. ૫૫

तस्मिन्विनिहते यूय तेजोऽस्त्रायुधसंपदः ।
भूय प्राप्स्यथ भद्रं वो न हिंसंति च मत्पराः ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे नवमोऽध्यायः

## અધ્યાય ૧૦ મો. †

## દધીચિનુ ઔદાર્ય.

श्रीशुक उवाच

इंद्रमेवं समादिश्य भगवान् विश्वभावनः ।
पश्यतामनिमेषाणां तत्रैवांतर्दधे हरिः ॥ १ ॥

શુકદેવજી કહે છે—વિશ્વનુ પાલન કરનાર ભગવાન શ્રીહરિ આ પ્રમાણે કહી દેવતાઓના દેખતાંજ ત્યા અદૃશ્ય થઈ ગયા ૧ પછી દેવતાઓએ ભગવાનના કહેવા પ્રમાણે અથર્વણ વેદ જાણનાર દધીચિ મુનિની પાસે જઈ યાચના કરી એટલે હસતા હોય તેમ મુખ મલકાવીને તે નીચે પ્રમાણે કહેવા લાગ્યા. ૨ હે દેવતાઓ! દેહધારીઓને મરણ સમે જે ચેતનાને હરનારુ દુ:સહ દુ:ખ થાય છે, તે શુ તમે જાણતા નથી? ૩ વળી આ સંસારમા જીવવાની ઇચ્છાવાળા જીવોને પોતાના દેહ બહુ પ્રિય હોય છે, માટે દેહને વિષ્ણુ પોતે માગવા આવે તોપણ કોઇ મનુષ્ય આપવાની હા પાડે નહિ ૪

‡ દધીચિ મુનિ કર્મકાંડ અને બ્રહ્મવિદ્યામા કુશળ હોવાથી અશ્વિનીકુમારોએ તેમની પાસે જઇ કહ્યું કે, હે મહારાજ! અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો મુનિએ કહ્યું કે, હુ કામમા છુ. માટે હમણા જાઓ અશ્વિનીકુમારો ત્યાથી ગયા કે, તરત ઇન્દ્રે આવી મુનિને કહ્યું કે, હે મુનિ! તમે તેમને બ્રહ્મવિદ્યા આપશો નહિ, તમે જો તેમને સાહસથી બ્રહ્મવિદ્યા ભણાવશો તો હુ તમારુ મસ્તક કાપી નાખીશ આમ કહીને ઇંદ્રના ગયા પછી અશ્વિનીકુમારોએ જઇ બ્રહ્મવિદ્યા ભણાવવાનુ કહ્યું, એટલે તેઓએ કહ્યું કે, અમે પ્રથમ તમારુ માથુ કાપીને ધડ ઉપર ઘોડાનુ માથુ સાધશુ, તમારે તે મુખથી અમને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો પછી ઇંદ્ર તે મસ્તકને છેદી નાખશે એટલે અમે તમારુ પ્રથમનું મસ્તક સાધી દઇશુ અમે અમારી પોતાની ગુરુદક્ષિણા તમને આપીશુ. આ સાંભળીને અથર્વવેદ જાણનાર દધીચીએ તેમને કર્મવિદ્યાનો ને બ્રહ્મવિદ્યાનો અશ્વના મુખથી ઉપદેશ કર્યો હતો ઇન્દ્રે આવીને તેમના મસ્તકને કાપી નાખ્યું અશ્વિનીકુમારે પૂર્વનુ મસ્તક ધડ સાથે ત્યાર પછી સાધી દીધું

† આ અધ્યાયમા ભગવાનના કહેવા પ્રમાણે ઇન્દ્ર દધીચિ મુનિના હાડકામાથી બનાવેલા વજ્રો લઇ દેવતાઓને સાથે લઈને વૃત્રાસુર અને બીજા અસુરોની સામે લડશે, તે કથા કહેવામા આવશે

દેવતાઓ બોલ્યા—હે મુનિસત્તમ ! તમારા જેવા પ્રાણીઓ ઉપર દયા કરનાર તથા યશસ્વી પુરુષો જેમના કર્મના લોકો વખાણ કરે છે એવા પુરુષો કયી વસ્તુ ત્યાગ કરી શકતા નથી ? ૫ સ્વાર્થ પરાયણ લોકો પરની પીડાને જાણતા નથી, જો તેઓ પરની પીડા જાણતા હોય તો એવી માગણી કરેજ નહિ. તેમ દાતા પણ સમર્થ અને પરની પીડાને જાણનારો હોય તો તે પણ ના પાડે નહિ ૬

દધીચિ બોલ્યા—તમારી પાસેથી ધર્મ સાંભળવાની ઇચ્છાથી મે તમને ના કહી હતી, પરંતુ હવે આ હું પોતેજ મારા પ્રિય દેહનો ત્યાગ કરું છું ૭ હે દેવો ! જે પુરુષ પ્રાણીઓ ઉપર દયા કરીને પોતાના વિનાશી દેહવડે ધર્મને અને યશને સંપાદન કરતો નથી તે પુરુષ સ્થાવરોએ શોક કરવા યોગ્ય છે ૮ પ્રાણીઓને દુઃખી જોઈ શોક કરવો અને મનમા પ્રસન્ન થતા જોઈને પ્રસન્ન થવું, એટલા ધર્મને મહાત્મા પુરુષો સેવે છે ૯ બહુ જ ખેદની વાત છે કે મનુષ્ય મરી ગયા પછી કાગડા કુતરાને ઉપયોગમા આવનારા અને જેમાથી પોતાનો સ્વાર્થ ન સરે એવા ક્ષણભંગુર ધન, પુત્રાદિક અને શરીરોથી પરોપકાર કરતા નથી ૧૦

શુકદેવજી કહે છે—આ પ્રમાણે અથર્વવેદવેત્તા દધીચિએ દેવોને કહીને પછી પરબ્રહ્મ એવા ભગવાન વિષે પોતાના મનને જોડી દેહનો ત્યાગ કર્યો ૧૧ આ વેળા ઇન્દ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિને નિયમમા રાખી તત્ત્વ વસ્તુનું દર્શન કરનાર તથા બંધનમાથી છુટી ગયેલા દધીચિએ સમાધિ લીધી તેથી પોતાનો દેહ પડી ગયો તે પણ તેમણે જાણ્યુ નહિ ૧૨ પછી ભગવાનના તેજવડે વૃદ્ધિ પામેલા અને તેજ સંપન્ન થયેલા ઇન્દ્ર રાજા વિશ્વકર્માએ મુનિના હાડકામાથી બનાવી આપેલુ વજ્ર લેઈને સર્વ દેવતાઓની સાથે ઇંદ્ર ઐરાવત હાથી ઉપર ચઢયો તે વખતે તેની અલૌકિક શોભા થઇ હતી, અને મુનિઓ તેની સ્તુતિ કરી રહ્યા હતા ૧૩—૧૪

હે રાજન્ ! કોપાયમાન રુદ્ર જેમ કામની સામે ચઢયા હતા તેમ અસુરની સેનાના સેનાપતિઓથી વિંટાયલા અને ક્રોધાયમાન થયેલા વૃત્રાસુરને કાપી નાખવા ઇંદ્ર ત્રણ લોકને પ્રસન્ન કરતો હોય તેમ તેની સામે ચઢયો ૧૫ પછી સત્યયુગના અંતમાં અને ત્રેતાયુગના આરંભમા નર્મદાના તીર ઉપર દેવ અને દાનવો વચ્ચે મહા દારુણ યુદ્ધ થયું. ૧૬ હે રાજન્ ! રુદ્ર, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો, પિતરો, અગ્નિઓ, વાયુઓ, ઋભુ અને દેવતાઓથી વિંટાયેલા અને પોતાની માયાવડે શોભતા ઇંદ્રને વૃત્રાસુર વગેરે અસુરો એ સહન કરી શકયા નહિ. ૧૭—૧૮ નમુચિ, શંબર, અનર્વા, દ્વિમુર્દ્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્તિ, અયોમુખ, ૧૯ પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ તથા બીજા હજારો દૈત્યો, દાનવો, યક્ષો અને રાક્ષસોએ સુવર્ણના યુદ્ધાભૂષણ પહેરી મૃત્યુથી પણ ખાળી શકાય નહિ તેવી ઇન્દ્રની સેનાને આગળ વધતા અટકાવી દુર્મદ એવા રાક્ષસો સિંહના જેવી ગર્જના કરીને ચારે દિશાઓને ગજાવવા લાગ્યા ગદા, પરિઘ, બાણ, મુદ્ગર, તોમર, શૂલ, પરશુ, ખડ્ગ, તોપ, ભુશુંડી વગેરે શસ્ત્રો તથા અસ્ત્રોનો તેઓ દેવતાઓ ઉપર ચારે તરફથી વર્ષાદ વરસાવવા લાગ્યા ૨૦—૨૩ એક પછી એક બાણો પડવા લાગ્યા, આકાશમા મેઘવડે જેમ નક્ષત્રો ઢંકાઈ જાય તેમ ચારે તરફથી બાણોવડે ઢંકાયેલા તેઓ દેખાતા બંધ પડયા ૨૪ પરંતુ તે શસ્ત્રની અને અસ્ત્રની વૃષ્ટિના સમૂહો દેવતાની સેના ઉપર આવી શકયા નહિ કારણ કે દેવતાઓએ હાથની લઘુતાવડે આકાશમા તે શસ્ત્રોના તથા અસ્ત્રોના કડકા કરી નાખ્યા આ પ્રમાણે લઢતા લઢતા જ્યારે દૈત્યોની પાસેથી સર્વ આયુધો ખુટી ગયા, ત્યારે તેઓ પર્વતોના શિખરો, વૃક્ષો અને પત્થરો ઉપાડીને દેવની સેના ઉપર નાખવા લાગ્યા. તેઓને પણ દેવતાઓએ ઉડાડી નાખ્યા. ૨૫—૨૬ આ પ્રમાણે હથિઆરોથી, ઝાડોથી, પત્થરોથી અને અનેક પ્રકારના પર્વતોના શિખરોથી દેવતાઓની સેનાને જરા પણ ન ઘવાયેલી અને સુખાકારી સાભળીને દૈત્યો ત્રાસ પામ્યા ૨૭ દૈત્યોએ દેવતાઓનો નાશ કરવાને વારંવાર અનેક પ્રયત્ન કર્યા, પરંતુ તે નિષ્ફળ ગયા જેમ શૂદ્ર લોકો શ્રીકૃષ્ણને અનુકૂલ રહેનાર મહાત્માઓને અકલ્યાણવાળી તથા તીક્ષ્ણ

વાણી કહે તોપણ તે વ્યર્થ જાય, તેમ સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા. ૨૮ શ્રીહરિની ભક્તિથી હીન ને યુદ્ધ કરવાનો ગર્વ જેનો નાશ થઈ ગયો હતો એવા ધીરજ વિનાના દૈત્યો પોતાનો પ્રયાસ નિષ્ફળ ગયેલો જોઈને રણસંગ્રામનો ત્યાગ કરીને નાસી જવાનો વિચાર કરવા લાગ્યા. ૨૯ મનસ્વી એવો વૃત્રાસુર પોતાના અનુચરોને નાસતા જોઈને તથા ભયથી પોતાની મોટી સેનાને ભંગાણ પાડી નાશભાગ કરતી જોઇને, શૂરવીર વૃત્રાસુર હસીને મનસ્વી લોકોને પ્રિય લાગે એવી સમયોચિત વાણીથી બોલ્યો કે, હે વિપ્રચિત્તિ ! હે શંબર ! તમે નાસતા પહેલા મારુ કહેવુ સાભળો ૩૦-૩૧ જન્મેલા મનુષ્યોને સર્વ ઠેકાણે મરવુ એ નિશ્ચય છે જેનો ઉપાય આ જગતમા કોઈએ શોધી કાઢયો નથી એવા મરણથી જો સ્વર્ગ અને યશ મળતો હોય તો પછી કયો પુરુષ મરણને માગે નહિ ? ૩૨ આ જગતમા બે મૃત્યુને શાસ્ત્રમા વખાણેલા છે તેમા એક યોગાભ્યાસી પ્રાણાયામ કરીને પરમાત્માના ધ્યાનથી દેહનો ત્યાગ કરે છે તે, અને બીજુ વીર પુરુષ યુદ્ધમા અગ્રણી થઇ પાછી પાની ન કરતા વીરશય્યામા શયન કરે છે તે, આ બન્ને મૃત્યુ દુર્લભ છે ૩૩

द्वौ समताविह मृत्यू दुरापौ यद्ब्रह्म
सधारणया जितासुः कलेवर योगरतो
विजह्याद्यदग्रणीर्वीरशयेऽनिवृत्त ॥ ३३ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे
दशमोऽध्यायः

# અધ્યાય ૧૧ મો. §

## વૃત્રાસુર અને ઇન્દ્રનું યુદ્ધ.

श्रीशुक उवाच

त एव शंसतो धर्म्यं वच पत्युरचेतस'
नैवागृह्णन् भयत्रस्ताः पलायनपरा नृप ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્ ! વૃત્રાસુરે આવુ ધર્મનું વચન કહ્યુ તોપણ ભયથી ભાનવિનાના થઈ નાસતા દૈત્યોએ તે સાભળ્યું નહિ, અર્થાત્ તેઓ નાસતા જ રહ્યા ૧ કાળ જેને અનુકૂળ હતો એવા દેવોએ અનાથની પેઠે નાસતી અસુરોની સેનામા ભંગાણ પાડયુ આથી ઇદ્રનો શત્રુ વૃત્રાસુર મનમા સંતાપ કરવા લાગ્યો, ક્રોધાવિષ્ટ થઈ ગયો અને તે સહન નહિ થવાથી દેવતાઓને આગળ વધતા બળપૂર્વક અટકાવી, તેઓની તરફ તિરસ્કાર બતાવતાં બોલ્યો કે ૨-૩ નાસી જતા અને માતાની વિષ્ઠારૂપ આ દૈત્યોને પાછળથી મારો છો, તેમા તમારો શો પુરુષાર્થ ગણાશે ? તેમા યશ કે ધર્મ કઇ નથી કારણ કે, શૂરવીરનુ માન રાખનારા પુરુષોએ ભયભીત પુરુષનો વધ કરવો એ યોગ્ય નથી, તેમ સ્વર્ગ આપનારો પણ નથી ૪ હે ક્ષુદ્ર લોકો ! તમને યુદ્ધ ઉપર પ્રીતિ હોય અથવા તો તમારા હૃદયમા ધીરજ હોય અને જો તમને સંસારી સુખોની ઇચ્છા ન હોય તો તમે એક ક્ષણ મારી આગળ ઉભા રહો ૫ મહા બળવાન તથા કોપાયમાન થયેલા વૃત્રાસુરે આમ કહી, પોતાના શરીર વડે શત્રુ એવા દેવતાઓને ડરાવવા મોટી ગર્જના કરી કે જે ગર્જના સાભળીને સર્વ દેવો મૂર્છિત થઇ ગયા ૬ જેમ વજ્રના મારથી પર્વતો પૃથ્વી ઉપર પડી જાય તેમ દેવતાઓ વૃત્રાસુરના નાદથી મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડી ગયા ૭ મદમત્ત થયેલો ટોળાનો નાયક હાથી, જેમ ખડના વનને કચરી નાખે તેમ યુદ્ધરૂપી અખાડામા મદમત્ત થઇને ઉભેલો, ધરણીને ધ્રુજાવતો વૃત્રાસુર, ત્રિશૂળને ઉગામીને આતુર થઇ ગયેલા તથા આખો મીચીને ઉભેલા દેવતાઓના સૈન્યને સંહારવા લાગ્યો ૮ આ પ્રમાણે પોતાની સેનાને કચરી નાખતા વૃત્રાસુરને જોઈ, ઇદ્ર અત્યંત કોપાયમાન થઇ ગયો અને તેણે પોતાની ઉપર ધસી આવતા વૃત્રાસુર ઉપર મોટી ગદા ફેંકી વૃત્રાસુરે તે ગદાને ડાબા હાથ ઉપર રમત માત્રમા ઝીલી લીધી ૯ વૃત્રાસુરને અત્યંત ક્રોધ ચઢ્યો અને ભયંકર પરાક્રમવાળા તેણે યુદ્ધમા ગર્જના કરી, ઇન્દ્રના હાથીના કુંભસ્થળમા પોતાની ગદા મારી હે રાજન્ ! વૃત્રાસુરના આ કાર્યની સર્વ કોઇએ પ્રશંસા કરી ૧૦ વૃત્રાસુરની ગદા વાગવાથી ઐરાવત હાથીનું મસ્તક ભાગી ગયુ અને વજ્રથી તોડી પાડેલા પર્વ-

§ આ અધ્યાયમા ઇન્દ્રની સાથે યુદ્ધ કરતા વૃત્રાસુરે ભક્તિ તથા જ્ઞાન ઉત્પન્ન કરે, તેવી વિચિત્ર વાતો કહી, તે કથા કહેવાશે

તની પેઠે તે ઘુમરી ખાઈ જમીન ઉપર પડયો ઈન્દ્રની સાથે તે હરોળથી સાત ધનુષ જેટલો પાછો હઠી ગયો. ૧૧ ઇંદ્રનું વાહન ઘવાયુ તેથી તેના મનમા ખેદ થયો વૃત્રે ફરીને તેની ઉપર ગદાનો પ્રહાર કર્યો નહિ થોડીવારે અમૃતને ઝરનારા પોતાના હાથના સ્પર્શથી ઘવાયેલા હાથીની પીડા દૂર કરી ઈન્દ્ર યુદ્ધ કરવા તેની સામે ઉભો રહ્યો ૧૨ હે રાજેન્દ્ર ! એ પ્રમાણે વજ્ર ધરનારા અને પોતાના ભાઈનો વધ કરનાર ઇંદ્રને યુદ્ધ કરવા સામે ઉભેલો જોઈને વૃત્રાસુરને તેના અત્યંત ક્રૂર પાપકર્મ સાભરી આવ્યા, તેથી તે શોક તથા મોહથી ઘેરાઈ જઈ હસીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો ૧૩

વૃત્રાસુર કહે છે—હે ઈન્દ્ર ! તું કે જે બ્રહ્મહત્યા કરનારો, ગુરુહત્યા કરનારો અને મારા ભાઈની હત્યા કરનારો મારો કટ્ટો શત્રુ, જે મારી સામે આવીને ઉભો છે તે બહુ સારુ થયુ હે દુષ્ટ ! મારા ત્રિશૂળથી તારી પત્થર જેવી છાતીને ફાડી નાખી આજે હુ મારા ભાઈના ઋણમાથી મુક્ત થઈશ ૧૪ સ્વર્ગની કામનાવાળો નિર્દય યજમાન જેમ તરવારવડે પશુના માથાને કાપી નાખે તેમ તે વિશ્વાસ ઘાત કરી બ્રાહ્મણ, ગુરુ, આત્મજ્ઞાનવાળા, દોષરહિત અને દીક્ષામા રહેલા એવા મારા ભાઈના મસ્તકો કાપી નાખ્યા છે ૧૫ તું લજ્જા, લક્ષ્મી, દયા અને કીર્તિ વિનાનો છે અને તારા પોતાના કર્મોને લીધે તું રાક્ષસોથી પણ નિંદા કરવા યોગ્ય બન્યો છે મારા ભયંકર ત્રિશૂળથી તારો આ દેહ કપાઈ જશે અને તેને અગ્નિનો સ્પર્શ પણ થશે નહિ ૧૬ કદાપિ તને ક્રૂરને અનુસરનાર બીજા અજ્ઞાનીઓ અહીંઆ શસ્ત્રો ઉગામીને મને મારવા માડશે, તો હું પણ ત્રિશૂળવડે તેમના મસ્તક કાપી નાખીને આ ગણો સહિત ભૈરવાદિકોને બલિદાન આપીશ ૧૭ હે ઈન્દ્ર ! તું જો બળપૂર્વક વજ્રથી મારુ મસ્તક છેદી નાખીશ તો હુ કર્મના બંધનમાથી મુક્ત થઈ, મારા દેહનું પ્રાણીઓને બલિદાન આપીને ધીર પુરુષોના સ્થાનમા જઈશ ૧૮ માટે હે દેવતાના રાજા ! હુ તારો શત્રુ તારી સન્મુખ ઉભો છુ, મારા ઉપર તું અમોઘ વજ્રને શા માટે નાખતો નથી ? કૃપણ પુરુષ પાસે કરેલી પ્રાર્થના જેમ વ્યર્થ જાય તેમ તારી ગદા વ્યર્થ ગઈ છે તે પ્રમાણે તારુ વજ્ર પણ વ્યર્થ જશે. ૧૯ હે ઈન્દ્ર ! તારુ વજ્ર ખરેખર હરિના તેજવાળું તથા દધીચિના તપના પ્રભાવવાળુ છે, માટે તું વિષ્ણુની પ્રેરણાથી તે શસ્ત્રવડે શત્રુનો નાશ કર તારા મનમા કદાપિ પરાજયની બીક રહેતી હશે, પરંતુ તે ખોટી છે જ્યા આગળ શ્રીહરિ છે ત્યા આગળ વિજય, સંપત્તિ તથા ગુણો વાસ કરે છે ૨૦ મારા ગુરુ સંકર્ષણે મને કહ્યુ છે તે પ્રમાણે તેમના ચરણારવિંદમા મનને સ્થિર કરીને તારા વજ્રના વેગથી જેની વિષયવાસના નાશ પામેલી છે, એવો હું મારો દેહ ત્યાગ કરીને મુનિની ગતિને પામીશ ૨૧ ભગવાન પોતાના એકાંત બુદ્ધિવાળા ભક્તોને ખરેખર સ્વર્ગની, પૃથ્વીની અને પાતાળની સંપત્તિઓ આપતા નથી, કારણ કે, તે સંપત્તિઓથી દ્વેષ, ઉદ્વેગ, આધિ, મદ, કલહ, દુઃખ તથા શ્રમ ઉપજે છે. ૨૨ માટે હે ઈન્દ્ર ! અમારા સ્વામી પોતાના ભક્તના ધર્મ, અર્થ અને કામ સંબંધી શ્રમનો નાશ કરે છે તે ઉપરથી બીજાઓને દુર્લભ તથા ભક્તજનોને મળે એવી ભગવાનની કૃપા તેમના ઉપર રહે છે, એમ જાણવુ ૨૩ હે ભગવન્ ! હુ ફરી પણ તમારા ચરણના એક દાસનો દાસ થાઉં છું, મારુ મન તમારા ગુણોનુ સ્મરણ કરે, વાણી સદ્ગુણોનું કીર્તન કરે અને કાયા તમારી સેવા કરે એટલુ માગી લઉં છુ ૨૪ તમારો વિયોગ કરાવનારા સ્વર્ગને, બ્રહ્માના સ્થાનને, ચક્રવર્તીપણાને, પાતાળના અધિપતિપણાને અણિમાદિક સિદ્ધિઓને અથવા તો મોક્ષને પણ હુ ઇચ્છતો નથી ૨૫ જેમને પાંખો આવી ન હોય એવા પક્ષીઓના બચ્ચા જેમ માને જોવાને તલસી રહે છે અને ભૂખથી આતુર વાછડા જેમ દૂધની વાટ જોઈ બેસી રહે છે તથા ખિન્ન થયેલી સ્ત્રી જેમ પરદેશ ગયેલા પતિને જોવાની ઇચ્છા કરે છે, તેમ હે કમલનયન ! મારુ મન તમારાં દર્શન કરવાને આતુર થઈ રહેલુ છે. ૨૬ હે નાથ ! મારા પોતાના કર્મોવડે આ સંસારચક્રમા ભટકતાં મને ભગવાનના ભક્તોની સાથે મિત્રતા થાઓ તથા તમારી માયાવડે દેહ તથા તેની પાછળની એના

નથી કે ગમતા પુત્રો, સ્ત્રીઓ તથા ઘર ઉપર મારું ચિત્ત કે જે આસક્ત થયેલું છે, તે ફરીને તેના ઉપર આસક્ત ન થાઓ, એવી મારી પ્રાર્થના છે ૨૭

ममोत्तमश्लोकजनेषु सख्यं
संसारचक्रे भ्रमतः स्वकर्मभिः ।
त्वन्माययाऽऽत्मात्मजदारगेहेष्वा-
सक्तचित्तस्य न नाथ भूयात् ॥ २७ ॥
इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे
एकादशोऽध्यायः

## અધ્યાય ૧૨ મો. *

### ઇંદ્રે કરેલો વૃત્રાસુરનો વધ.

ऋषिः उवाच
एवं जिहासुर्नृप देहमाजौ मृत्युं
वरं विजयान्मन्यमानः ।
शूलं प्रगृह्याभ्यपतत्सुरेन्द्रं यथा
महापुरुषं कैटभोऽप्सु ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત! યુદ્ધમા દેહનો ત્યાગ કરવાની ઇચ્છાવાળો તથા વિજય કરતા મરણને ઉત્તમ માનનારો વૃત્રાસુર કૈટભ દૈત્ય જેમ ભગવાનની ઉપર ધસી ગયો હતો તેમ ઇન્દ્રની ઉપર ત્રિશૂળ લઇને ધસ્યો ૧ વીર એવા વૃત્રાસુરે પ્રલય સમયના અગ્નિની પેઠે ભયંકર શિખાવાળુ ત્રિશૂળ ઇન્દ્રની ઉપર વેગથી ફેંક્યુ અને ક્રોધથી ગર્જના કરીને બોલ્યો કે, હે પાપી! હવે તારુ મૃત્યુ આવી ચુક્યુ જાણ ૨ વૃત્રાસુરે ફેંકેલુ ત્રિશૂળ આકાશમા ફરતું ફરતુ આવતુ હતુ અને તે ગ્રહ તથા ઉંબાડીઆની પેઠે જોઈ શકાય નહિ એવુ હતુ તે ત્રિશૂળને જોઇને ઇન્દ્ર ગભરાયો નહિ, પરંતુ સો આરાવાળા વજ્રવડે તેણે વૃત્રાસુરના ત્રિશૂળને તથા સર્પ જેવા કાળા તેના એક હાથને કાપી નાખ્યો ૩ વૃત્રાસુરનો એક હાથ કપાઇ ગયો એટલે તે આવેશમા આવી ગયો ને તેણે વજ્રધારી ઇંદ્રના ગાલ ઉપર ભોગળ મારી તથા તેના ઐરાવત હાથીને પણ ઘાયલ કર્યો. તે મારને લીધે ઇન્દ્રના હાથમાથી વજ્ર પડી ગયુ.

૪ વૃત્રાસુરનુ આ અતિ આશ્ચર્યકારક પરાક્રમ જોઇને સુર, અસુર, ચારણ તથા સિદ્ધ લોકોનો સમુદાય વૃત્રાસુરના વખાણ કરવા લાગ્યો અને ઇન્દ્રનું મહા સંકટ જોઈ દુઃખી ગયો ૫ શત્રુના દેખતા પોતાના હાથમાથી વજ્ર પડી ગયું, તેથી ઇન્દ્રે લજ્જાથી તે પાછુ લીધુ નહિ વૃત્રાસુરે તેને કહ્યુ કે, હે ઇન્દ્ર! તુ હાથમા વજ્ર લઈ તારા શત્રુનો નાશ કર, આ સમય જરાય ખેદ કરવાનો નથી ૬ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના પતિ સર્વજ્ઞ અને સનાતન એવા આદિ પુરુષ વિના લઢવાની ઇચ્છવાળા બીજા પરાધીન આતતાયી પુરુષોનો સર્વ ઠેકાણે જય થતો નથી કોઇ ઠેકાણે વિજય થાય છે તો કોઇ ઠેકાણે પરાજય પણ થાય છે ૭ જાળમા બંધાયેલા પક્ષીઓની પેઠે પરાધીન થયેલા લોકપાળો સહિત આ લોકો જેના અધીનમા રહીને જીવે છે, તે કાળ, જય તથા પરાજયનું કારણ છે ૮ શરીરાદિક શક્તિ તથા માનસિક શક્તિ તેમજ ઇન્દ્રિયોની શક્તિ પ્રાણ, અમરપણુ અને મરણ વગેરે સર્વનું કારણ કાળ છે, પરંતુ મનુષ્ય કાળને જાણતો નથી તેથી પોતાના જડ દેહને સર્વનુ કારણ સમજે છે ૯ હે ઇંદ્ર! જેમ લાકડાની પુતળી અને દોરી સંચારવાળો મૃગ તેના ચલાવનારને અધીન રહે છે, તેમ આ સર્વ પ્રાણીઓ ઇશ્વરને અધીન રહેલાં છે. ૧૦ પુરુષ, પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, ઇંદ્રિયો ને અંતઃકરણ આ સર્વ જેના અનુગ્રહ વિના આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરી શક્તા નથી, તેના અધીનમાં આ વિશ્વ રહેલુ છે એમ સમજવું. ૧૧ આ પ્રમાણે નહિ જાણનારો—અજ્ઞાની મનુષ્ય પોતાના પરાધીન દેહને સ્વતંત્ર માને છે. ઇશ્વર પ્રાણીઓદ્વારા પ્રાણીઓને ઉત્પન્ન કરે છે અને પ્રાણીઓદ્વારા પ્રાણીઓનો નાશ કરાવે છે, તે ઉપરથી ઇશ્વર સર્વ કરે છે એમ સિદ્ધ થાય છે. ૧૨ જેમ દુઃખાદિકની ઇચ્છા ન કરવા છતાં પણ પુરુષને દુઃખાદિક આવે છે તેમજ આયુષ્ય, લક્ષ્મી, કીર્તિ, ઐશ્વર્ય ને પુરુષના બીજા સુખો પોતપોતાને સમયે પ્રાપ્ત થાય છે. ૧૩ માટે યશ અપયશમા, જય પરાજયમાં, સુખ દુઃખમાં તથા જીવન મરણમાં હર્ષ કે શોક કરવો

* આ અધ્યાયમા અત્યંત ખિન્ન થયેલા અને પાછ વળી વૃત્રાસુરે ઉત્તેજિત કરેલા ઇન્દ્રે તેનો નાશ કર્યો, એ કથા કહેવાશે

નહિ ૧૪ સત્વ, રજ તથા તમ પ્રકૃતિના ગુણો છે, આત્મા તો તેમનો સાક્ષી છે જે મનુષ્ય આત્માને જાણે છે તે હર્ષ શોકથી બંધાતો નથી ૧૫ હે ઇંદ્ર! હુ આ સંગ્રામમાં હારી ગયો છુ, મારો હાથ અને શસ્ત્ર કપાઈ ગયા છે, છતા પણ હુ તારો પ્રાણ લેવાની ઇચ્છાથી યથાશક્તિ પ્રયત્ન કરું છું તેના તરફ તુ દૃષ્ટિ કર ૧૬ આ યુદ્ધ એક જુગારના જેવુ છે તેમા બાણરૂપી પાસા છે, વાહનરૂપી સોગટા છે અને પ્રાણનુ તેમા પણ કરવામા આવ્યું છે હવે તે યુદ્ધરૂપી જુગારમા કોનો જય તથા કોનો પરાજય થશે, એ જાણવામા આવતુ નથી ૧૭

શુકદેવજી કહે છે—વૃત્રાસુરના વચન સાભળીને ઇદ્રે તેને માન આપ્યુ અને પછી ગર્વનો ત્યાગ કરી, હાથમા વજ્ર લઇ હસતા હસતા તેને કહ્યુ કે, ૧૮ હે દાનવરાજ ! તું સિદ્ધ છે તથા જગતના મિત્ર આત્મા અને ઇશ્વર એવા ભગવાનનો ભક્ત છે, કારણ કે તારી આવી બુદ્ધિ થઇ છે ૧૯ તુ મનુષ્યોને મોહ કરનારી ભગવાનની માયાને તરી ગયો છે તુ આસુરી ભાવનો ત્યાગ કરીને મહાપુરુષપણાને પામ્યો છે ૨૦ તારી પ્રકૃતિ રજોગુણી છે, છતા સર્વના આત્મારૂપ ભગવાન વાસુદેવ ઉપર તારી દૃઢ ભક્તિ થઈ છે, એ ખરેખર મોટુ આશ્ચર્યજનક છે. ૨૧ અમૃતના સાગરમા વિહાર કરનારા પુરુષને નાના ખાબોચીયાના પાણીનુ પ્રયોજન રહેતુ નથી તેમ જેની મોક્ષના પતિ ભગવાન શ્રી હરિ ઉપર ભક્તિ છે તેને નાના નાના સુખોનુ કશુ પ્રયોજન નથી ૨૨

શુકદેવજી કહે છે—હે રાજન્! ધર્મ જાણવાની ઇચ્છાથી આ રીતે પરસ્પર ભાષણ કરતા મહા પરાક્રમી અને યુદ્ધમા મુખ્ય ગણાતા એવા ઇદ્ર તથા વૃત્રાસુર યુદ્ધ કરવા લાગ્યા ૨૩ યુદ્ધ કરતા કરતા શત્રુને પીડનારા વૃત્રાસુરે ગજવેલની ભયકર ભોગળને ડાબા હાથવતી ફેરવીને ઇદ્ર ઉપર ફેંકી કે, ૨૪ ઇદ્રે એકદમ સો આરાવાળા વજ્રથી તેની ભોગળને તથા હાથીની સુંઢના જેવા ગોળાકાર તેના હાથને કાપી નાખ્યો. ૨૫ બંને હાથ મૂળમાથી કપાઇ ગયા, તેથી તેમાથી લોહીની ધારા વહેવા માડી આ સમે તે અસુર, ઇંદ્રે પાંખો કાપી નાખ્યા પછી, આકાશમાથી નીચે પડતો પર્વત જેમ શોભે તેમ શોભવા લાગ્યો. ૨૬ તે દૈત્યે પોતાનો નીચલો ઓઠ પૃથ્વી ઉપર અને ઉપલો ઓઠ આકાશમાં રાખીને કાયાને ઘણીજ મોટી વધારી અને તે આકાશ જેવા ગંભીર મુખવડે, સર્પના જેવી ભયંકર જીભવડે ને કાળના જેવી ભયંકર દાઢવડે ત્રણલોકને જાણે ગળી જતો હોય તેવો દેખાવ કર્યો પગે ચાલતા મોટા પર્વતની પેઠે તે ચાલતો હતો રસ્તે જતાં વચમાં આવતા મોટા પર્વતોને તે ઉડાડી દેતો હતો અને બે પગવડે પૃથ્વીના ચુરેચુરા કરતો હતો વૃત્રાસુર ઇંદ્રની પાસે જઈ તેને તેના વાહન સાથે ગળી ગયો ૨૭–૨૯ મહા બળવાન અને મહા પરાક્રમવાળો અજગર જેમ દીપને ગળી જાય તેમ વૃત્રાસુર ઇંદ્રને ગળી ગયો તે જોઇને પ્રજાપતિ ને મહર્ષિઓ સાથે દેવતાઓ મનમાં ખિન્ન થયા અસુરરાજ વૃત્રાસુરના ગળવાથી ઇદ્ર તેના પેટમા ગયો તોપણ મરી ગયો નહિ, કારણ કે, તે નારાયણકવચથી ને યોગમાયાના બળથી રક્ષાયેલો હતો ૩૦–૩૧ પછી મહા સમર્થ ઇંદ્રરાજા વજ્રવડે તેના પેટને ચીરી બહાર નીકળ્યો અને તેણે બળપૂર્વક પર્વતના શિખરની પેઠે શત્રુનું મસ્તક કાપી નાખ્યુ. ૩૨ વૃત્રાસુરને મારવા મોટા વેગવાળા ચક્રે ચારે તરફ ફરીને તેની કાયને વહેરવા માડી તે ત્રણસો અને સાઠ દિવસે કપાઇને ભૂમિ ઉપર પડી ૩૩ એ વખતે આકાશમાં દેવનાં દુંદુભિ વાગવા લાગ્યા અને જેમા વૃત્રાસુરને મારવાનું વર્ણન સમાયેલુ હતુ એવા સ્તોત્રોથી સ્તુતિ કરતા ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓના મંડળો હર્ષથી પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા ૩૪ હે રાજન્! તે વેળાએ વૃત્રાસુરના દેહમાથી નીકળેલું જીવરૂપી તેજ સર્વ લોકના દેખતા ભગવાનમા મળી ગયુ ૩૫

**वृत्रस्य देहान्निष्क्रान्तमात्मज्योतिररिंदम ।**
**पश्यतां सर्वलोकानामलोकं समपद्यत ॥ ३५ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे**
**द्वादशोऽध्यायः**

# અધ્યાય ૧૩ મો.†

## ઇંદ્રને લાગેલી બ્રહ્મહત્યા.

### શ્રીશુક ઉવાચ.

**वृत्रे हते त्रयो लोका विना शक्रेण भूरिद ।**
**सपाला ह्यभवन् सद्यो विज्वरा निर्वृतेन्द्रियाः ॥**

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજન્ ! વૃત્રાસુરનુ મરણ થયા પછી ઇંદ્ર વિના બીજા ત્રણે લોક અને લોકપાળો ભયરહિત થઈ શાંતિ પામ્યા. ૧ ત્યાર પછી દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, ભૂતગણો, દૈત્યો, દેવતાઓના સેવકો, બ્રહ્મા, શંકર તથા ઇંદ્રાદિક દેવતાઓ પોતપોતાના સ્થાનમા ગયા ૨

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે મુનિ ! ઇંદ્રને શાંતિ મળી નહિ તેનું કારણ સાભળવાની હું ઇચ્છા રાખુ છુ, કારણ કે જે ઇંદ્રથી દેવતાઓ સુખી થયા હતા, તે ઇંદ્રને શાથી દુઃખ થયુ ? ૩

શુકદેવજી કહે છે—ઋષિઓ સાથે સર્વ દેવતાઓએ વૃત્રાસુરના પરાક્રમથી ખિન્ન થઇને તેનો નાશ કરવા ઇંદ્રને પ્રાર્થના કરી હતી, પરંતુ ઇન્દ્રે બ્રહ્મહત્યાના ભયથી તેને મારવાની ઇચ્છા કરી ન હતી અને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો ૪

ઇંદ્રે કહ્યુ—મને વિશ્વરૂપનો નાશ કરવાથી જે બ્રહ્મહત્યા લાગી હતી, તેને સ્ત્રી, પૃથ્વી, જળ ને વૃક્ષોએ મારા પર અનુગ્રહ કરીને પોતામા વહેંચી લીધી, પરંતુ આ વૃત્રને મારવાથી જે બ્રહ્મહત્યા લાગશે તે મારે ક્યા નિવારણ કરવી ? ૫

શુકદેવજી કહે છે—ઋષિઓ, ઇન્દ્રનુ કહેવું સાંભળી, મહેંદ્રને આ પ્રમાણે કહેવા લાગ્યા. અમે તમને અશ્વમેધ યજ્ઞ કરાવીશું કે જેથી તમારી બ્રહ્મહત્યા દૂર થશે, તમારું કલ્યાણ થાઓ. તમે ડરો નહિ. ૬ તમે અશ્વમેધ યજ્ઞવડે પરમાત્મા અને ઇશ્વર એવા પરમ પુરુષ નારાયણની આરાધના કરીને બ્રહ્મહત્યા તો શું ? પરંતુ આખા જગતની હિંસાના પાપમાંથી પણ મુક્ત થઈ શકશો. ૭ બ્રહ્મહત્યા કરનારો, પિતૃહત્યા કરનારો, ગોહત્યા કરનારો, માતૃહત્યા કરનારો, આચાર્યની હત્યા કરનારો, પાપી, ચંડાલ અથવા ઢેડ, ગમે તે જાતનો પાપી, જે ભગવાનના ગુણો ગાય છે તે પાપમાંથી મુક્ત થાય છે. ૮ તે ભગવાનનું અમે કરાવેલા અશ્વમેધ નામના મહા યજ્ઞવડે તમે શ્રદ્ધાથી યજન કરશો તો બ્રાહ્મણ સાથે આ સ્થાવરજંગમ આખા જગતની હત્યા કરવાથી પણ તમને પાપ લાગશે નહિ, ત્યારે આ દુષ્ટને શિક્ષા કરવાથી કેમ પાપ લાગે ? ૯

શુકદેવજી કહે છે—આ પ્રમાણે વૃત્રાસુરને મારવાને બ્રાહ્મણોએ ઇંદ્રને ઉશ્કેર્યો તેથી તેણે વૃત્રાસુરને માર્યો, ને તરત બ્રહ્મહત્યા તેની પાછળ પડી. ૧૦ એ બ્રહ્મહત્યાથી ઇન્દ્રને સંતાપ થવા લાગ્યો ને તેને શાંતિ વળી નહિ, કારણ કે કોઇ લજ્જાશીલ પુરુષ નિંદાપાત્ર થાય છે ત્યારે તેને બીજા ધૈર્યાદિક ગુણો પણ સુખી કરતા નથી ૧૧ ઇન્દ્રે પોતાની પાછળ આવતી બ્રહ્મહત્યાને જોઈ તે ચાંડાળ જેવી દેખાતી હતી, વૃદ્ધાવસ્થાથી તેના અંગો કાપતા હતા, તે ક્ષયરોગમા ઘેરાઇ ગયેલી હતી, તેના લુગડા લોહીથી ભરેલા હતા ૧૨ તે માથાના ધોળા કેશ છુટા મૂકીને 'ઉભો રહે. ઉભો રહે' એમ બોલતી હતી, તથા માછલાના જેવા દુર્ગંધી શ્વાસથી માર્ગને તે દુર્ગંધવાળો કરતી હતી. ૧૩ ઇંદ્ર આકાશમા ગયો ત્યા પણ બ્રહ્મહત્યા તેની પાછળ ગઇ, ત્યાથી ઇંદ્ર સર્વ દિશાઓમા ગયો ત્યા પણ બ્રહ્મહત્યા તેની પાછળ ગઈ. આ રીતે બ્રહ્મહત્યાએ તેની પુંઠ છોડી નહિ છેવટે ઇંદ્ર ઇશાન ખુણામા જઈ માન સરોવરમા પેસી ગયો ૧૪ ત્યા કમળના તંતુઓમા કોઇ જાણે નહિ તેમ ગુપ્ત રીતે હજાર વર્ષ સુધી સંતાઈ રહ્યો અને મનમા બ્રહ્મહત્યાથી છુટકો થવા વિષે વિચાર કરવા લાગ્યો. ઇંદ્રનો દૂત અગ્નિ હતો, જે ઇંદ્રને યજ્ઞના બલિઓ પહોચાડતો હતો, તે પાણીમા આવી શકતો નહિ તેથી આ વખતે ઇંદ્રને યજ્ઞના ભાગ મળતા ન હતા. ૧૫ ઇન્દ્ર જેટલાં વર્ષ કમળના નાળમાં રહ્યો તેટલા વર્ષ નહુષ રાજાએ વિદ્યા, તપ, યોગ અને બળના પ્રભાવથી સ્વર્ગનું રાજ્ય કર્યું પરંતુ સંપત્તિ તથા પ્રભુતાના મદમા આંધળા થઈ તેમણે ઇંદ્રા-

† આ અધ્યાયમા બ્રહ્મહત્યાના ભયથી ઇન્દ્રને ઘણા દિવસ સુધી સંતાપ રહ્યો અને વિષ્ણુએ તેની રક્ષા કરી, એ કથા કહેવાશે

ણીની માગણી કરી તેથી ઈન્દ્રાણીએ તેમને શાપ દઈ અજગરનો * અવતાર આપ્યો ૧૬ ત્યાર પછી ભગવાનના ધ્યાનથી જેણે પાપનો નાશ કર્યો હતો એવો ઈન્દ્ર બ્રાહ્મણોના નિમ ત્રણથી સ્વર્ગમા ગયો. ઇંદ્ર જ્યા સુધી માનસરોવરમા રહ્યો ત્યા સુધી રુદ્રે તથા લક્ષ્મીએ ઇંદ્રની સેવા કરી તેથી નિસ્તેજ થઈ ગયેલુ બ્રહ્મહત્યારૂપી પાપ ઇંદ્રનો પરાભવ કરી શક્યુ નહિ. ૧૭ ત્યાર પછી હે રાજન્ ! બ્રહ્મર્ષિઓએ આવી ઇંદ્રને જેમા પરમાત્માનુ આરાધન રહેલુ છે એવા અશ્વમેધ યજ્ઞની શાસ્ત્રમા કહ્યા પ્રમાણે દીક્ષા આપી ૧૮ અને તે બ્રહ્મવાદી બ્રાહ્મણો અશ્વમેધ યજ્ઞ કરવા લાગ્યા ઇદ્રે સર્વ વેદરૂપી પરમાત્મા યજ્ઞપુરુષનુ પૂજન કર્યું કે તરત જ હે રાજન્ ! સૂર્યથી જેમ ઝાકળનો નાશ થાય તેમ વૃત્રાસુરની હત્યારૂપી પાપપુંજ નાશ પામ્યો ૧૯-૨૦ મરીચિમિશ્ર વગેરે ઋષિઓએ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે કરાવેલા અશ્વમેધથી ઇંદ્ર, યજ્ઞના અધિષ્ઠાતા પુરાણ પુરુષનુ યજન કરીને પાપ રહિત થયો ૨૧ ઇંદ્રિનુ બ્રહ્મહત્યામાથી મુક્ત થવુ અને ઇંદ્રિના વિજયવાળુ આ આખ્યાન સર્વ પાપોને ટાળનારુ છે ભગવાનના કીર્તનથી ભરેલુ, ભક્તિની વૃદ્ધિ કરનારુ ભક્તોના વર્ણનવાળુ, ઈન્દ્રિયોને બળ આપનારુ, ધન અને યશ આપનારુ, સર્વ પાપનો છુટકારો કરનારુ, શત્રુનો પરાજય કરનારુ, મગળકારક તથા આયુષ્ય વધારનારુ છે. વિદ્વાનોએ નિરંતર આ આખ્યાનનો પાઠ કરવો અને શ્રદ્ધાથી સાભળવુ. ૨૨-૨૩

पठेयुराख्यानमिदं सदा बुधाः
शृण्वन्त्यथो पर्वणि पर्वणीन्द्रियम् ।
धन्यं यशस्यं निखिलाघमोचनं
रिपुञ्जयं स्वस्त्ययनं तथायुषम् ॥२३॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे
त्रयोदशोऽध्याय.

## અધ્યાય ૧૪ મો.‡

### ચિત્રકેતુ રાજાને થયેલો પુત્રશોક.

परीक्षित उवाच

रजस्तमःस्वभावस्य ब्रह्मन् वृत्रस्य पाप्मनः
नारायणे भगवति कथमासीद्दृढा मतिः १

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે મહારાજ ! વૃત્રાસુરની પ્રકૃતિ રજોગુણી હતી, છતા ભગવાન નારાયણ ઉપર તેને દૃઢ ભક્તિ કેમ થઇ ? ૧ શુદ્ધ સત્વગુણી દેવતાઓની અને નિર્મળ અંતઃકરણવાળા ઋષિઓની પણ ઘણુ કરીને ભગવાનના ચરણવિષે ભક્તિ થતી નથી ૨ આ જગતમા પૃથ્વીના જેટલા રજકણ છે, તેટલા જીવ કહેવાય છે, તેમાથી મનુષ્યાદિક કેટલાક ધર્માચરણ કરે છે ૩ અને ધર્માચરણ કરનારાઓમા કેટલાક ઉત્તમ દ્વિજવર્યો ઘણુ કરીને મોક્ષની ઇચ્છા રાખે છે અને મોક્ષની ઇચ્છા રાખનારા હજારોમા કોઈક જ ઘરબારનો ત્યાગ કરે છે ને તત્ત્વ વસ્તુને જાણે છે. ૪ અને તે જીવન્મુક્તમાના કરોડો સિદ્ધ લોકોમા પણ, હે મહામુનિ ! નારાયણના ચરણમા પરાયણ રહેનારો અને શાંત મનવાળો મનુષ્ય ખરેખર કોઈક દુર્લભ છે. ૫ આ વૃત્રાસુર પાપી અને સર્વ લોકને સતાપ કરાવનારો હતો, છતા ભયકર સગ્રામમા શ્રીકૃષ્ણપર તેને દૃઢ ભક્તિ કેમ થઇ ? ૬ હે મહારાજ ! આ વિષયમાં અમને મોટો સદેહ છે અને તે સાભળવાની ઉત્કંઠા છે, કારણ કે વૃત્રાસુરે રણસગ્રામમા પરાક્રમ કરી ઇંદ્રને પ્રસન્ન કર્યો હતો. ૭

* એક વખતે નહુષ રાજાએ ઇન્દ્રાણીને કહ્યુ કે હમણા હુ ઇન્દ્ર છુ, માટે તુ મારી સેવા કર ઇન્દ્રાણીએ તે વાત બૃહસ્પતિને નિવેદન કરી બૃહસ્પતિએ ઇન્દ્રાણીને યુક્તિ બતાવી કે, તારે નહુષ રાજાને કહેવુ કે, તુ બ્રાહ્મણો પાસે પાલખી ઉપડાવી તેમા બેસીને આવે તો હુ તને સેવુ નહુષ આ માર્ગે બ્રાહ્મણના શાપને લીધે ઇન્દ્રાસન ઉપરથી ભ્રષ્ટ થશે આમ કહી બૃહસ્પતિ ગયા પછી બીજે દિવસે નહુષે ઇન્દ્રાણી પાસે ફરી માગણી કરી કે તુ મારી સેવા કરીને મને રંજન કર, એટલે ઇન્દ્રાણીએ કહ્યુ કે તમે બ્રાહ્મણોએ ઉપાડેલી પાલખીમા બેસીને આવો તો હુ તમારી સેવા કરુ. નહુષ તે પ્રમાણે અગસ્ત્ય આદિ બ્રાહ્મણો પાસે પાલખી ઉપડાવી તેમા બેસીને ઇન્દ્રાણી પાસે જવા નીકળ્યો. રસ્તે જતા નહુષે 'ચાલ ચાલ' એમ કહીને અગસ્ત્યને પગ અથડાયો, એટલે અગસ્ત્યે શાપ દીધો કે તુ સર્પ થા, એ શાપથી નહુષ રાજા સર્પ થયો હતો

‡ આ અધ્યાયમા ચિત્રકેતુ રાજાએ મહાકષ્ટથી પુત્ર સપાદન કર્યો હતો, તે એકાએક મરી જવાથી અત્યંત સ્નેહને લીધે તેને અતિ શોક થયો, એ કથા કહેવાશે

સૂત કહે છે—હે શૌનકાદિક મુનિઓ ! શ્રદ્ધાળુ પરીક્ષિત રાજાનો ઉપર પ્રમાણેનો પ્રશ્ન સાભળીને ભગવાન શુકદેવજી પરીક્ષિત રાજાની પ્રશસા કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૮

શુકદેવજી કહે છે—હે રાજન્ ! વેદવ્યાસ, નારદ તથા દેવલ મુનિના મુખથી મે જે ઇતિહાસ સાભળ્યો છે, તે ઇતિહાસ હુ તમને કહી બતાવુ છુ તમે સાવધાન થઇને સાભળો ૯ હે રાજન્ ! શૂરસેન નામના દેશમા ચિત્રકેતુ નામનો એક ચક્રવર્તી રાજા રાજ્ય કરતો હતો, જેની સર્વ કામના પૃથ્વી પૂર્ણ કરતી હતી ૧૦ તે રાજાને એક કરોડ સ્ત્રીઓ હતી, તેમ તે રાજા પુત્ર પ્રાપ્તિ કરવાને પણ સમર્થ હતો, તોપણ તેને તે રાણીઓથી સતાન થયુ ન હતુ ૧૧ તે રાજા, રૂપ, ઉદારતા, અવસ્થા, ઉત્તમ કુળમા જન્મ, વિદ્યા, ઐશ્વર્ય અને લક્ષ્મી વગેરે સર્વ ગુણોથી સંપન્ન હતો, પણ તેની સ્ત્રીઓ વાઝણી હતી તેથી તેને ચિતા થતી હતી ૧૨ સર્વ સપત્તિઓ, રૂપવતી સ્ત્રીઓ અથવા તો આ પૃથ્વી એમાની કોઈ પણ વસ્તુ તેને આનદ આપતી ન હતી ૧૩ એક દિવસ મહાત્મા અગિરા ઋષિ લોકમા ફરતા ફરતા દૈવેચ્છાથી તેને ઘેર અચાનક આવી ચઢયા ૧૪ રાજા ઉઠીને ઉભો થયો અને સામે જઈ પૂજા વગેરેથી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે ઋષિની પૂજા કરી તેમનો અતિથી સત્કાર કર્યો તથા તે ઋષિને સારી રીતે આસન ઉપર બેસાડીને પોતે સાવધાન થઈ તેમની પાસે પૃથ્વી ઉપર બેઠો અને બેસીને ફરીને વિનયપૂર્વક પ્રણામ કર્યા પછી હે મહારાજ ! મહર્ષિ અગિરા પોતાની પાસે બેઠેલા અને વિનયથી નમ્ર થયેલા રાજાનો સામો સત્કાર કરી તેને સબોધીને આ પ્રમાણે પૂછવા લાગ્યા ૧૫–૧૬

અગિરા કહે છે—તમારુ અને તમારા રાજ્યના અંગોનું આરોગ્ય અને કલ્યાણ થાઓ જીવ જેમ મહત્તત્ત્વ વગેરે સાત મુખ્ય પ્રકૃતિઓથી રક્ષાયેલો છે, તેમ રાજા પણ પુરોહિતો વગેરે સાત પ્રકૃતિઓથી રક્ષાયેલો છે ૧૭ રાજા પ્રકૃતિમડળને અનુસરીને ચાલે છે તો રાજસુખ ભોગવે છે, તેમજ હે રાજન્ ! પ્રકૃતિમડળ રાજાને અનુકૂળ રહીને વર્તે તો રાજા સારો ધનવાન થાય છે ૧૮ તમારી રાણીઓ, પ્રજા, મંત્રીમડળ, ચાકરનફરો, વ્યાપારીઓ, રાજ્યના સલાહકારો, નગરવાસીઓ, દેશીઓ, તાબાના રાજાઓ તથા પુત્રો તમારી મરજી પ્રમાણે વર્તે છે કે ? ૧૯ તેમા પણ એક વાત છે, તે એ કે, જેનું મન પોતાને વશ હોય તેને ઉપર કહેલા સર્વે વશ રહે છે, અને લોકપાળોની સાથે સર્વ લોકો આળસ રહિત થઈને તેને કર આપે છે ૨૦ તમારુ મન ઉદાસ લાગે છે, તેનુ કારણ શુ છે ? શુ કોઇ બીજાના કાર્ય પ્રસગે ઉદાસ છો ? અથવા તો પોતાના કાર્ય પ્રસગે ઉદાસ છો ? તમારી મનકામના પૂર્ણ થઈ ન હોય એવા તમે દેખાઓ છો, કારણ કે, તમારુ મુખ ચિતાથી ઉતરી ગયેલુ છે ૨૧

શુકદેવજી કહે છે—હે રાજન્ ! અગિરા ઋષિ સર્વજ્ઞ હતા તોપણ તેમણે આ પ્રમાણે રાજાને પૂછ્યુ, તે ઉપરથી પ્રજાની કામનાવાળા રાજાએ વિનયથી અવનત થઇ કહ્યુ કે, ૨૨ હે ભગવન્ ! તપ, જ્ઞાન અને સમાધિથી પાપરહિત થયેલા યોગીઓ પ્રાણીઓના મનની અને બહારની કયી વાત જાણતા નથી ? ૨૩ આપ સર્વ જાણો છો તોપણ આપે મને પૂછ્યુ, તેથી મારી ચિતાનુ કારણ હું કહુ તે સાભળો ૨૪ મારા ચક્રવર્તી રાજ્યનુ ઐશ્વર્ય તથા સંપત્તિઓ, જો કે લોકપાળોને પણ ઇચ્છવા યોગ્ય છે, તથાપિ ભૂખ્યા તરસ્યા મનુષ્યને જેમ બીજા વૈભવો સુખ કરતા નથી તેમ મને વાઝીઆને આ વૈભવો આનદ આપતા નથી, ૨૫ માટે હે મુનિ ! મને પુત્ર ન હોવાથી હુ મારા પૂર્વજોની સાથે નરકમા પડેલો છુ, તેમાથી મારી રક્ષા કરો અમે પ્રજાવડે આ દુસ્તર નરકમાથી તરી જઇએ એમ કરો ૨૬

શુકદેવજી કહે છે—આ પ્રમાણે રાજાએ પ્રાર્થના કરી એટલે દયાળુ એવા ભગવાન અગિરા ઋષિએ, ત્વષ્ટા દેવતાનો ચરુ રાધી તે વડે ત્વષ્ટા દેવનું યજન કરાવરાવ્યુ ૨૭ પછી તે રાજાની રાણીઓમા કૃતદ્યુતિ નામની જે રાણી શ્રેષ્ઠ હતી તેને યજ્ઞનો શેષ ભાગ ખાવા આપ્યો ૨૮ પછી રાજાને કહ્યુ કે, હે રાજન્ ! તને એક પુત્ર થશે ને તે હર્ષ અને શોક આપનારો થઇ પડશે આટલુ કહીને બ્રહ્માના પુત્ર અગિરા

પછી ત્યાથી ચાલ્યા ગયા [૨૯] કૃતદ્યુતિ રાણી પણ યજ્ઞોચ્છિષ્ટ પ્રાશન કરવાથી કૃત્તિકાએ જેમ અગ્નિથી ગર્ભ ધારણ કર્યો હતો તેમ ચિત્રકેતુથી ગર્ભવતી થઇ. [૩૦] હે રાજન્! શૂરસેન દેશના રાજાથી તે સ્ત્રીને રહેલો ગર્ભ શુકલપક્ષમા જેમ દિવસે દિવસ ચદ્રમા વૃદ્ધિ પામે તેમ દિવસે દિવસ વધવા લાગ્યો. [૩૧] પછી પ્રસવકાળ આવ્યો એટલે એક કુમારને તેણે જન્મ આપ્યો એ કુવરના જન્મના સમાચાર સાભળીને શૂરસેન દેશના લોકો પરમ આનદ પામ્યા [૩૨] પછી પ્રસન્ન થએલા રાજાએ નાહી, પવિત્ર થઈ, શરીર ઉપર આભૂષણો ધારણ કર્યા અને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી તે કુમારનુ જાતકર્મ કરાવ્યુ [૩૩] પછી બ્રાહ્મણોને સુવર્ણ, રૂપુ, વસ્ત્ર, આભૂષણ, ગામ, ઘોડા, હાથી તથા સાઠ કરોડ ગાયો આપી [૩૪] તે ઉપરાત ઉદાર મનના રાજાએ કુમારના ધનની, યશની તથા આયુષ્યની વૃદ્ધિ થાય તે માટે મેઘની પેઠે બીજા મનુષ્યોને પણ તેમની ઇચ્છા પ્રમાણે વસ્તુઓ આપી [૩૫] નિર્ધન મનુષ્યનો જેમ મહા કષ્ટથી મેળવેલા ધન ઉપર નિરતર સ્નેહ વધતો જાય છે, તેમ તે રાજર્ષિનો પણ મહા કષ્ટથી મેળવેલા પુત્ર ઉપર ઉત્તરોત્તર સ્નેહ વધતો ગયો. [૩૬] માતા કૃતદ્યુતિને પણ પુત્ર ઉપર મોહને લીધે ઉત્પન્ન થયેલો સ્નેહ દિને દિને ઘણો વધતો ગયો અને તેની સોકચોને પ્રજાની ઇચ્છાથી મનમા સતાપ થવા લાગ્યો. [૩૭] પુત્રને રમાડતા ચિત્રકેતુ રાજાની જેવી પુત્રવાળી રાણી ઉપર પ્રીતિ થઈ હતી તેવી બીજી રાણીઓ ઉપર ન હતી [૩૮] પેલી વાઝણી રાણીઓ દુખથી અને રાજાના અનાદરથી પોતાને ધિક્કારતી ઈર્ષ્યા લાવીને નીચે પ્રમાણે સતાપ કરતી [૩૯] પ્રજા વિનાની પાપિણી સ્ત્રી, કે જેનુ પતિના ઘરમા માન હોતુ નથી, તે સ્ત્રીને ધિક્કાર છે, કારણ કે સારી પ્રજાવાળી સોકચો તેનો દાસીની પેઠે તિરસ્કાર કરે છે [૪૦] દાસીઓ તો સુખી હોય છે, કેમકે નિરતર પોતાના સ્વામીની સેવા કરીને માન મેળવનારી દાસીઓને શાનો સતાપ? આપણે તો દાસીની દાસી પેઠે અભાગિણી છીએ [૪૧] આ પ્રમાણે સોકચની પુત્રસપત્તિથી બળ્યા કરતી અને રાજાને જેમની આજીવિકા અકારી થઈ પડી હતી, એવી બીજી રાણીઓના મનમા મોટો દ્વેષ ઉત્પન્ન થયો [૪૨] દ્વેષને લીધે તેમની બુદ્ધિ નાશ પામી અને દારુણ ચિત્તવાળી ને રાજાના વર્તનને સહન ન કરનારી તે સ્ત્રીઓએ રાજકુમારને છાનુ ઝેર આપ્યુ [૪૩] કૃતદ્યુતિ સોકચોના મોટા દ્વેષભાવને જાણતી ન હતી, તેથી કુમારને નિદ્રાવશ જોઇને તે સુતો છે, એમ જાણીને ઘરમા ફરવા મડી [૪૪] પછી બાળક ઘણી વાર થયા સુતેલો છે એમ જાણીને બુદ્ધિશાળી રાણીએ ધાવને કહ્યુ કે ધાત્રિ! મારા બાળકને ઉઠાડીને અહીં લાવ [૪૫] પેલી ધાવ સુતેલા કુમારની પાસે જઇ જુવે છે તો તેની આખોની કીકીયો મરી ગઇ હતી અને તે પ્રાણ, ઇદ્રિયો ને ચેતના રહિત થઈ ગયો હતો આ જોઈને તે હાય મારી ધરણી ઉપર ઢળી પડી, [૪૬] અને બન્ને હાથવતી જોરથી છાતી કુટવા લાગી દાસીનો અત્યત ગભરાટવાળો સ્વર સાભળી, કૃતદ્યુતિ ઉતાવળી ઉતાવળી ત્યા ગઈ અને જુવે છે તો તેણે પણ પુત્રને મરણ પામેલો દીઠો [૪૭] પુત્રને મરણ પામેલો જોઈ શોકના ઉભરાથી રાણી મૂર્છિત થઇને ધરણી ઉપર ઢળી પડી તેના માથાના કેશ વિખરાઈ ગયા અને શરીર ઉપરના વસ્ત્રો ખસી ગયા [૪૮] પછી રાજાના અતપુરમા રહેનારા મનુષ્યો, પુરુષો અને સ્ત્રીઓ, ધાવનુ રડવુ સાભળી ત્યા દોડી આવ્યા અને તેના સરખા જ દુખી થઈને રડવા મડયા અપરાધ કરનારી સોકચો પણ ખોટુ ખોટુ રડવા લાગી [૪૯] રાજા પોતાના પુત્રનુ અચાનક મરણ થયુ તેથી આધળો ભીંત થઈ ગયો અને ઠેસો ખાતો, પડતો અને સ્નેહાનુબધનને લીધે ઉભરાઈ ગયેલા શોકથી અત્યત મૂર્છા ખાતો બ્રાહ્મણોની સાથે ત્યા ગયો [૫૦] રાજાએ આવતા વાત મરેલા બાળકના પગની પાસે પછાડ ખાધી તેના મસ્તકના વાળ તથા શરીર ઉપરના વસ્ત્રો વિખરાઈ ગયા તે ઉડા નિસાસા નાખવા લાગ્યો અને અશ્રુને લીધે કઠ રુધાઈ જવાથી બોલવા ગયો પણ બોલી શકયો નહિ [૫૧]

આ પ્રમાણે રાજાને અત્યત શોકાતુર જોઇને એક જ સતતિરૂપે રહેલા બાળકને મરી ગયેલો જોઈ

રાણી, મનુષ્યોના તથા પ્રકૃતિમ ઙજાના હૃદયમા દુખ ઉપજાવતી અનેક પ્રકારે વિલાપ કરવા લાગી ૫૨ વિલાપ કરતા કરતા રાણીએ અજનવાળા અશ્રુથી કુકુમ અને ચદનવડે ચર્ચેલા સ્તનને ભીજવી નાખ્યા જેમાથી વેણીઓ ખરી પડતી હતી એવા કેશોને વિખેરી નાખ્યા અને ટીટોડીની પેઠે રાગ કાઢીને અનેક પ્રકરે પુત્રનો વિલાપ કરવા લાગી ૫૩ અરે વિધાતા ! તુ અત્યત મૂર્ણ છે, કારણ કે તારી સૃષ્ટિથી ઉલટુ આચરણ તુ કરે છે ઘરડા જીવતા છતા તુ જુવાનને ઉચકી લે છે તેથી તારી મૃષ્ટિનો નાશ થશે તુ પ્રાણીઓને અત્યત દુખ દેનારો નિરતરનો શત્રુ છે ૫૪ પ્રાણીઓને જો પોતપોતાના કર્મને લીધે થતા જન્મ મરણનો યોગ્ય ક્રમ રહેતો ન હોય તો પછી તારુ શુ કામ છે ? તેમ તારા વિના એટલા કર્મો કર્ઈ કરી શકતા ન હોય તો પછી તે પોતે તારી સૃષ્ટિની વૃદ્ધિ કરવા માટે જે સ્નેહપાશ બાધેલો છે તે સ્નેહ પાશને તુ પોતે જ કાપી નાખે છે આવા પુત્રાદિકના મરણના દુખો જોઈને કોઈ પણ પુત્રાદિક ઉપર સ્નેહ કરશે નહિ ને તેથી તારી સૃષ્ટિ આગળ વધતી અટકી પડશે ૫૫ અરે પુત્ર ! તારે મારો અનાથ અને રાકનો ત્યાગ કરવો યોગ્ય ન હતો હુ તો એક તરફ રહી, પરતુ તારા આ દુખને લીધે સતાપ કરતા પિતાની સામુ તો જો, તુ જીવતો થઈને ઉભો થા, એટલે અમે અપુત્રવાળાથી તરી શકાય નહિ એવા ગાઢ અધારાવાળા નરકને પરિશ્રમ વિના તરી જઈએ તુ નિર્દય એવા યમની સાથે જઈશ નહિ ૫૬ હે પુત્ર ! હે રાજકુમાર ! ઉભો થા તારી સમાન વયના છોકરાઓ રમવા માટે તને બોલાવે છે તુ ઘણીવાર થયા સુતો છે તેથી ભૂખ્યો થયો હોઈશ સારા સબધી એવા જે અમે તેનો શોક દૂર કર ૫૭ હે પુત્ર ! હવે હું ભાગ્યહીન તારા સુદર હાસ્યવાળા અને આનદ ભરેલી દૃષ્ટિવાળા મુખકમળને જોઈ શકીશ નહિ અરેરે ! ! હું તારી મનોહર વાણી સાભળતી નથી હાય હાય ! ! જ્યાથી પાછુ ફરાતુ નથી એવા પરલોકમા શુ તુ ગયો ? અને નિર્દય એવો યમ શુ તને લઈ ગયો ? ૫૮

શુકદેવજી કહે છે—આ પ્રમાણે કૃતદ્યુતિ રાણી મરણ પામેલા પુત્રની અનેક વાતો સંભારી વિલાપ કરવા લાગી તે સાંભળીને ચિત્રકેતુ રાજા પણ બહુ જ સતાપ કરવા લાગ્યો ૫૯ રાજા રાણી વિલાપ કરવા લાગ્યા એટલે તેમને અનુસરનારા પુરુષોએ તથા સ્ત્રીઓએ પણ રડવા માડ્યુ, અને આખુ નગર શોક-સાગરમા બુડી ગયુ ૬૦ એ પ્રમાણે ચિત્રકેતુ રાજાને દુખી થઈ ગયેલા, ભાન વિનાના થઈ ગયેલા તથા અનાથ થઈ ગયેલા જોઈ અગિરા ઋષિ નારદ મુનિની સાથે પાછા ત્યા ગયા ૬૧

एव कश्मलमापन्न नष्टसंज्ञमनायकम् ।
ज्ञात्वांगिरा नाम मुनिराजगाम सनारद: ६१

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कधे
चतुर्दशोऽध्याय

# અધ્યાય ૧૫ મો.*

## અગિરા તથા નારદનો રાજાને ઉપદેશ.

श्रीशुक उवाच

ऊचतुर्मृतकोपान्ते पतित मृतकोपमम् ।
शोकाभिभूत राजान बोधयन्तौ सदुक्तिभि: १

શુકદેવજી કહે છે—હે રાજન્ ! અગિરા તથા નારદ, શબની પાસે શબવત થઈ બેઠેલા અને શોકથી હારી ગયેલા ચિત્રકેતુ રાજાને શાસ્ત્રના વચનોથી ઉપદેશ કરવા લાગ્યા ૧ હે રાજેદ્ર ! તમે જેને માટે શોક કરો છો તેની સાથે તમારે શુ સબધ છે ? આ સૃષ્ટિમા તમે તેના શુ થાવ છો ? પૂર્વજન્મમા, હાલના વર્તમાન જન્મમા અને ભવિષ્યના જન્મમા તમારો અને આનો સબધ કેવો હતો ? હમણા કેવો છે ? અને હવે પછી કેવો સબધ થશે ? ૨ વિચાર કરતા તો જણાય છે કે નદીના પ્રવાહના વેગથી વેણુ જેમ એકઠી થાય છે અને જુદી પડી જાય છે, તેમ પ્રાણીઓ કાળના વેગથી એકઠા થાય છે અને પાછા જુદા પડી જાય છે ૩ કદાચ તમારા મનમા એમ થતુ હોય કે મારે આટલા વખત સુધી પુત્ર ન હતો

* આ અધ્યાયમા અગિરા અને નારદે ચિત્રકેતુ રાજાને તત્વનો ઉપદેશ કરીને તેના શોક દૂર કર્યો, એ કથા કહેવારો

અને હમણા વૃદ્ધાવસ્થામા પુત્ર થયો હતો તે પણ મરી ગયો તેથી મને દુ ખ થાય છે, એવુ માનીને દુ ખ કરવુ એ પણ વ્યર્થ છે, કારણ કે જેમ બીજમાથી કોઈ વાર બીજ ઉત્પન્ન થાય છે, કોઈ વાર ઉત્પન્ન થતા નથી અને કોઈ વાર ઉત્પન્ન થઈને નાશ પામે છે, તેવી રીતે ઈશ્વરની માયાવડે કોઈવાર પ્રાણીઓથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, કોઈ વાર થતા નથી અને કોઈ વાર ઉત્પન્ન થઈને નાશ પામે છે, માટે બીજાદિકમા જેમ જન્ય જનકનો સબધ નથી તેમ પ્રાણીઓમા પણ પિતા પુત્રનો સબધ નથી પૂર્વ જન્મમા પિતા હોય તે મરણથી જુદો પડી વર્તમાન જન્મમા પુત્રાદિકને સબધે અવતરે છે આમ ઈશ્વરની પ્રેરણાથી જન્મ મરણ થયા કરે છે, પરતુ વસ્તુતાએ વિચાર કરતા તેમાનુ કઈજ નથી. ૪ મૃત્યુ એ સર્વને સાધારણ છે, માટે તારે પુત્રનો શોક કરવો યોગ્ય નથી હે રાજન્! અમે, તુ તથા આ વર્તમાન કાળના સ્થાવર જગમ સર્વ પ્રાણીઓ, જેમ જન્મની પૂર્વે ન હતા, મૃત્યુ પછી પણ નહિ હોઇએ તથા હમણા પણ નથી, તેમજ આ જગત પણ પહેલા ન હતુ અને ભવિષ્ય કાળમા રહેશે નહિ, માત્ર વર્તમાન કાળમા સ્વપ્નની પેઠે ભાસે છે ૫ કદાપિ તુ કહીશ કે જગત મિથ્યા હોય તો તેની પ્રતીતિ કેમ થાય છે? તેમ હુ આનો પિતા છુ એવુ અભિમાન શાથી થાય છે? તેના ઉત્તરમા કહેવાનુ કે ઈશ્વરે પોતાની માયાદ્વારા આ જગત સરજેલુ છે તેથી તેની પ્રતીતિ થાય છે અને તે પ્રતીતિદ્વારા પ્રાણીઓને અભિમાન ઉપજે છે અજન્મા પરમાત્મા ઇચ્છારહિત છે, છતા બાળકની પેઠે, પોતે ઉત્પન્ન કરેલા અને પરાધીન એવા પ્રાણીઓદ્વારા પ્રાણીઓને ઉત્પન્ન કરે છે તેમની રક્ષા કરે છે અને તેમનો સહાર કરે છે ૬ આ જન્મ મરણાદિક વ્યવહાર માત્ર દેહને છે, આત્માને નથી હે રાજન્! જેમ બીજમાથી બીજુ બીજ ઉત્પન્ન થાય છે, તેમ માતા પિતાના દેહમાથી પુત્રનો દેહ ઉત્પન્ન થાય છે અને બીજમા પૃથ્વી વગેરે તત્ત્વો જેમ તેના તે જ રહે છે તેમ દેહમા પણ તેનો તે જ આત્મા રહે છે ૭ જેમ જાતિ તથા આકૃતિના વિભાગની કલ્પના એક વસ્તુમા કરેલી છે તેમ દેહ અને દેહના વિભાગની કલ્પના પણ અનાદિ કાળના અજ્ઞાનથી એક જ વસ્તુમા કરેલી છે, પરતુ વસ્તુતાએ તે મિથ્યા છે ૮

શુકદેવજી કહે છે—એ પ્રમાણે મુનિઓના વચનથી ચિત્રકેતુ રાજા આશ્વાસન પામ્યો અને અતર પીડાથી કરમાઈ ગયેલા મુખને હાથથી લુછીને બોલ્યો કે, ૯ જ્ઞાનસપન્ન મહાત્માઓમા મોટા એવા તમે અહી આ અવધૂતના વેષથી ગુપ્ત રીતે આવેલા કોણ છો? ૧૦ ખરેખર! ભગવાન ઉપર પ્રીતિ રાખનાર અને અવધૂતના જેવો વેષ ધારણ કરનાર બ્રાહ્મણો મારા જેવા સામાન્ય બુદ્ધિના લોકોને ઉપદેશ કરવા ઇચ્છાનુસાર પૃથ્વી ઉપર ફરે છે ૧૧ સનત્કુમાર, નરદ, ઋભુ, અગિરા, દેવલ, અસિત, અપાતરતમ, વ્યાસ, માર્કંડેય, ગૌતમ, ૧૨ વસિષ્ઠ, પરશુરામ, કપિલ, શુકદેવજી, દુર્વાસા, યાજ્ઞવલ્કય, જાતુકર્ણ્ય, આરુણિ, ૧૩ રોમશ, ચ્યવન, દત્તાત્રેય, આસુરિ, પતજલિ, વેદશિરા, બોધ્ય, પચશિરા, ૧૪ હિરણ્યનાભ, કૌશલ્ય, શ્રુતદેવ, ઋતુધ્વજ અને બીજા સિદ્ધ લોકો જ્ઞાનનો ઉપદેશ કરવા ફરે છે ૧૫ માટે ગાઢ અજ્ઞાનમા ડુબી ગયેલા ગામડાના પશુ જેવા મને મૂઢ બુદ્ધિને તમે બને, જ્ઞાનરૂપી દિવાનો પ્રકાશ કરો ૧૬

અગિરા કહે છે—હે રાજન્! તને જ્યારે પુત્રની ઇચ્છા હતી ત્યારે તને પુત્ર આપનાર અગિરા હુ પોતે જ હતો અને આ બ્રહ્માના પુત્ર ભગવાન નારદ ઋષિ છે ૧૭ આ પ્રમાણે મોહ પામવાને અયોગ્ય અને હરિભક્ત એવા તને પુત્રના શોકથી દુસ્તર મોહમા ડુબી ગયેલો જોઈ, હે રાજન્! તારો અનુગ્રહ કરવાને અમે અહીં આવ્યા છીએ બ્રાહ્મણનો રક્ષક અને ભગવાનનો ભક્ત તુ મોહ પામવા યોગ્ય નથી ૧૮–૧૯ હુ પ્રથમ જ્યારે તારે ઘેર આવ્યો ત્યારેજ તને જ્ઞાન આપવાની મને અભિલાષા હતી, પરતુ તને સમારાસક્ત જોઈ મે પુત્ર આપ્યો ૨૦ પુત્રવાળા પુરુષોને જે સતાપ થાય છે, તે સતાપનો હમણા તુ અનુભવ કરે છે એ પ્રમાણે સ્ત્રી, ઘર, ધન અને નાના પ્રકારની ઐશ્વર્ય સપત્તિઓ, સતાપકારક સમજવી.

૨૧ હે શૂરસેનના રાજા ! શબ્દાદિક વિષયો, ચ ચળ એવા રાજ્યના વૈભવો, પૃથ્વી, રાજ્ય સેના, ભ ડાર, ચાકર, કારભારીઓ, સગા સ બ ધીઓ સૌ શોક, મોહ, ભય તથા પીડા આપનાર છે ગ ધર્વનગરની માફક સૌ નાશવ ત છે અને સ્વપ્ન, માયા તથા મનોરથના જેવા મિથ્યા છે ૨૨–૨૩ તે પદાર્થો સત્યતા વિના દેખાય છે, કારણ કે તેઓ કેવળ મનથી જ ઉત્પન્ન થયેલા છે જો સત્ય હોય તો એક ક્ષણમા ઉત્પન્ન થઈ બીજી ક્ષણમા દેખવા જોઈએ, પણ બીજી ક્ષણમા તો તે દેખાતા નથી, માટે કેવળ મનથીજ ઉત્પન્ન થયેલા હોવાથી સ્વપ્નાદિકની પેઠે તે મિથ્યા છે કદાપિ તુ કહીશ કે, સારા નરસા પદાર્થો પુણ્ય પાપથી મળે છે, એવો મીમાસકોનો મત છે ત્યારે મનથી ઉત્પન્ન થયેલા કેમ કહી શકાય ? તેના ઉત્તરમા કહેવાનું કે પુરુષ કર્મની વાસનાઓથી વિષયોનું ચિ તન કરે છે, તેથી તેના મનમાથી નાના પ્રકારના કર્મો ઉત્પન્ન થાય છે આ પ્રમાણે કર્મ પણ મનમાથી ઉત્પન્ન થયેલા હોવાથી કર્મોથી ઉત્પન્ન થતા પદાર્થો પણ મનમાથી ઉત્પન્ન થયેલા ગણાય છે ૨૪ દેહાભિમાની જીવને પ ચભૂત ઇંદ્રિયોના દેવતારૂપ આ દેહ જ વિવિધ ક્લેશ અને સ તાપ આપનારો કહેલો છે, ૨૫ માટે તુ નિર્મળ મનથી આત્મસ્વરૂપનો વિચાર કરીને દ્વૈત પદાર્થ ઉપર થયેલો સત્યતાનો વિશ્વાસ ત્યાગ કર અને શાતિનો આશ્રય કર ૨૬

નારદ કહે છે—સાવધાન થઈને તુ આ કલ્યાણકારિણી મ ત્રવિદ્યાને મારી પાસેથી ગ્રહણ કર, કે જે મ ત્રવિદ્યાને સાત રાત્રિ સુધી ધારણ કરવાથી તુ ભગવાન એવા સ કર્ષણના દર્શન કરીશ ૨૭ હે રાજન્ ! શ કરાદિ પ્રાચીન મહાત્માઓ જેમના ચરણને શરણે જઇ આ ભ્રાતિરૂપ દ્વૈતનો ત્યાગ કરી, જેના સમાન અથવા અધિક કોઇ નથી એવા પરબ્રહ્મને પામ્યા છે, તે શેષનાગ ભગવાનને તુ પણ થોડા સમયમા પામીશ ૨૮

**यत्पादमूलमुपसृत्य नरेंद्र पूर्वे शर्वादयो भ्रममिमं द्वितीयं विसृज्य ।**
**सद्यस्तदीयमतुलानधिकं महित्वं प्राप्तुर्भवानपि परं न चिरादुपैति ॥ २८ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे पञ्चदशोऽध्यायः**

## અધ્યાય ૧૬ મો. †

### રાજાને નારદે કરેલો ઉપદેશ.

**श्रीशुक उवाच**

**अथ देवऋषी राजन् संपरेतं नृपात्मजम् ।**
**दर्शयित्वेतिहोवाच ज्ञातीनामनुशोचताम् ॥**

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજા ! પછી નારદજીએ મરી ગયેલા રાજકુમારને યોગબળવડે જીવતો કરી શોક કરતા તેના સ બ ધીઓને દેખાડીને આ પ્રમાણે કહ્યુ ૧

નારદજી બોલ્યા—હે જીવાત્મા ! તારા માતા પિતા, સગા સ બ ધીઓ અને બાધવો, તારા શોકથી અત્ય ત ખિન્ન થઈ ગયા છે, તેમની તરફ તુ જો ૨ હવે તુ તારા આ કલેવરમા પ્રવેશ કરી મિત્રોથી વિ ટાઇને બાકીનું આયુષ્ય ભોગવ, પિતાએ આપેલા વૈભવો ભોગવ તથા રાજ્યાસન ઉપ બેસ ૩ જીવ બોલ્યો—હું કર્મવડે દેવતા, પશુ, પક્ષી ને મનુષ્યોની જાતિઓમા હમેશ ભટક્યા કરુ છુ આ કયા જન્મના મારા માતા પિતા ? મારા મરી જવાથી પુત્રબુદ્ધિવડે તમે શોક કરો છો, ત્યારે મને કોઈ જન્મનો શત્રુ ગણીને રાજી શા માટે થતા નથી ? કારણ કે પુત્રાદિકનો સ બ ધ કઇ નિત્ય રહેનારો નથી, તે તો બદલાયા કરે છે સર્વે સર્વના અનુક્રમે પરસ્પરના સપિ ડ સ બ ધી, શત્રુ, તટસ્થ, મિત્ર, ઉદાસીન અથવા વૈરી બને છે, અને જન્મે જન્મે બદલાય છે. ૫ સુવર્ણ વગેરે વેચવાના પદાર્થો તેના તે જ વ્યાપારીઓમા આડા અવળા ફર્યા કરે છે, તેમ જીવ પણ એકનો એક અનેક યોનિમા ભટક્યા કરે છે ૬ મનુષ્યને પશુ વગેરે જીવતા પદાર્થોનો સ બ ધ નિર તર રહેતો નથી, જ્યા સુધી જે પદાર્થની સાથે સ બ ધ રહે છે ત્યા સુધી જ તેની ઉપર મમતા રહે છે, પર તુ

† આ અધ્યાયમા પુત્રની વાણીથી રાજાને શોક રહિત કરી નારદે તેને શેષનાગને પ્રસન્ન કરનારી મ ત્રવિદ્યાનો ઉપદેશ કર્યો, એ કથા કહેવાશે

વેચી નાખ્યા પછી તેની ઉપર મમતા રહેતી નથી
૭ આ પ્રમાણે જીવ, પિતા પુત્રના સંબંધને પામ્યા
છતા પણ જન્મ મરણ રહિત ને 'હું કુલ ણાનો
પુત્ર છુ' એવું અભિમાન રહેતું નથી, તેને જ્યાં
સુધી જે દેહનો સંબંધ હોય છે ત્યાં સુધી રામ ા
રહે છે, પરંતુ તે દેહ પડ્યા પછી રહેતી નથી ૮
જીવ એક ભાવથી નિત્ય છે, અવિનાશી છે, જન્મ
મરણ રહિત છે, દેહાદિક સર્વનો આશ્રય છે સ્વયં-
પ્રકાશ છે અને તે પોતાની માયાના ગુણેથી પોતાને
જગત રૂપે રચે છે ૯ તમે કહો છો કે તું મંબંધીઓની
વિટાઇને રાજ્ય કર, પરંતુ જીવને કોઈ અત્યંત
પ્રિય નથી, તેમ કોઈ અપ્રિય નથી, કોઇ પોતાનો
નથી, તેમ કોઇ પરકો પણ નથી, પરંતુ તે હિત
અને અહિત કરનાર મિત્રાદિકની અનેક પ્રકારની
સમવિષમ બુદ્ધિનો દ્રષ્ટા કહેતા સાક્ષી છે ૧૦ તમે
કહો છો કે, તું વભવો ભોગવ, પરંતુ જીવાત્મા તો
સુખ દુખને કે રાજ્યાદિકને ભોગવતો નથી, કારણ
કે, તે કાર્ય તથા કારણોનો સાક્ષી છે, ભોક્તા નથી,
સ્વતંત્ર છે, પણ દેહાદિકને વશ નથી, તથા ઉદાસી
ની માફક રહેલો છે તે હું પોતે છુ માટે તમારે
અને મારે કંઇ સંબંધ નથી, તેથી તમે શોક કરશો
નહિ ૧૧

શુકદેવજી કહે છે—એ પ્રમાણે કહીને જીવ પાછો
શરીરમાંથી નીકળીને ચાલ્યો ગયો, એટલે તેના
સગા સંબંધીઓએ આશ્ચર્ય પામીને સ્નેહરૂપી
બંધનને મિથ્યા માની શોક કરવો મૂકી દીધો ૧૨
પછી તેના સંબંધીઓએ તેના શબને બાળીને યોગ્ય
ઉત્તરક્રિયા વગેરે કર્યું અને પછી શોક, મોહ, ભયને
પીડા આપનાર દુસ્ત્યજ સ્નેહને છોડી દીધો ૧૩
બાળહત્યા કરનારી સ્ત્રીઓ, જેઓ, બાળહત્યા કર
વાથી નિસ્તેજ થઈ ગઇ હતી, તેઓ શરમાઇ ગઈ
અને હે મહારાજ ! અંગિરાનું ભાષણ સાભળીને
યમુના નદીના તીર ઉપર બ્રાહ્મણોના કહ્યા પ્રમાણે
તેઓએ બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું ૧૪ આ પ્રમાણે
અંગિરા તથા નારદના ઉપદેશથી ચિત્રકેતુ રાજા
જ્ઞાનસંપન્ન થયો અને હાથી જેમ તળાવમાંથી
બહાર નીકળે તેમ, ઘરરૂપી અંધારા કુવામાંથી
બહાર નીકળ્યો ૧૫ પછી તે યમુનામાં શાસ્ત્રોક્ત
રીતે નાહી, તર્પણ વગેરે ક્રિયાઓ કરી, મૌન તથા
જીતેંદ્રિય થઇ, અંગિરા અને નારદને પગે પડ્યો
૧૬ ભગવાન નારદે, પ્રસન્ન થઈ જીતેંદ્રિય અને
ભક્તિભાવવાળા શરણાગત રાજાને આ પ્રમાણે ઉપ-
દેશ કર્યો ૧૭

વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને સંકર્ષણરૂપ
આપ ભગવાનને અમે ધ્યાનપૂર્વક વારંવાર નમસ્કાર
કરીએ છીએ ૧૮ અનુભવ સ્વરૂપ, પરમાનંદમૂર્તિ,
આત્મામાં આનંદ કરનાર, શાંત ને જેમની દ્વૈતદૃષ્ટિ
નિવૃત્તિને પામી છે, એવા આપને નમસ્કાર કરીએ
છીએ ૧૯ આત્માનંદના અનુભવવડે માયાથી થતા
રાગ દ્વેષનો ત્યાગ કરનાર એવા આપને નમસ્કાર
કરીએ છીએ ૨૦ મનની સાથે સર્વ ઇન્દ્રિયો જેમને
ન પહોચવાથી વિરામ પામ્યા પછી, જે પ્રકાશે છે,
જે નામ તથા રૂપરહિત છે, ચૈતન્યસ્વરૂપ છે અને
કાર્ય તથા કારણના પણ કારણરૂપ છે, તે ભગવાન
અમારી રક્ષા કરો ૨૧ જેમને વિષે આ જગત
રહેલું છે, જે થકી આ જગત ઉત્પન્ન થાય છે,
જેનાથી આ જગત નાશ પામે છે તથા જે ઘટાદિ-
કમાં મૃત્તિકાદિકની માફક સર્વ વસ્તુમાં વ્યાપ્ત છે,
એવા આપ પરબ્રહ્મને નમસ્કાર કરીએ છીએ ૨૨
જે ઈશ્વર આકાશની પેઠે બહાર તથા અંદર વ્યાપીને
રહેલા છે, પ્રાણો, ક્રિયાશક્તિદ્વારા જેમનો સ્પર્શ
કરી શકતા નથી તથા મન, બુદ્ધિ આદિક ઇન્દ્રિયો
જેરાને જાણી શકતી નથી, તે પરમાત્માને હું નમ
સ્કાર કરૂ છુ ૨૩ આ દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન અને
બુદ્ધિ જેમના ચૈતન્યાંશના આવેશથી જાગ્રત ને
સ્વપ્ન અવસ્થામાં પોતે પોતાનું કામ કરે છે અને
અગ્નિથી ન તપેલું લોઢુ જેમ બાળી શકે નહિ, તેમ
સુષુપ્તિ ને મૂર્છા વગેરે અવસ્થામાં જેમની ચૈતન્ય
શક્તિના અભાવથી દેહાદિક કામ કરી શકતા નથી,
તથા જાગ્રત આદિક અવસ્થાઓમાં જે ઈશ્વર જીવની
સંજ્ઞા ધારણ કરે છે, તે પરમાત્માને હું નમસ્કાર
કરૂ છુ ૨૪ હે મહાપુરુષ ! મહાવિભૂતિના પતિ
એવા આપ ભગવાનને હું નમસ્કાર કરૂ છુ હે
ઉત્તમ ! હે સર્વેશ્વર ! સર્વે મોટા ભક્તોનો સમુદાય

પોતાના ચરણારવિંદને સેવે છે, એવા આપને હું નમસ્કાર કરુ છુ. ૨૫

શુકદેવજી કહે છે—હે રાજન્ ! નારદજી શરણાગત ભક્તને ઉપર પ્રમાણે મંત્રવિદ્યાનો ઉપદેશ કરી અંગિરાની સાથે બ્રહ્માના લોકમા ગયા ૨૬ પછી ચિત્રકેતુએ સાવધાન થઈ, સાત દિવસ સુધી જળ પાન કરીને નારદે કહેલા મંત્રનો જપ કર્યો ૨૭ ત્યાર પછી સાતમી રાત્રીએ મંત્રના અનુષ્ઠાનથી તે રાજાએ અખંડિત એવુ વિદ્યાધરોનું અધિપતિપણુ મેળવ્યુ ૨૮ પછી કેટલાએક દિવસો વીત્યા બાદ મંત્રવિદ્યાના પ્રભાવથી પ્રકાશમાન થયેલા મનવડે તે રાજાને ઇચ્છાનુસાર ગતિ મળી, તેથી દેવના દેવ એવા શેષનાગની પાસે ગયો ૨૯ શેષનાગનુ શરીર કમળના નાળના જેવુ ગૌર હતું, તેમણે શરીર ઉપર કાળા વસ્ત્ર પહેર્યા હતા, માથે જળહળતો મુગટ ધારણ કરેલો હતો, બાહુએ બાજુબંધો પહેર્યા હતા, કેડે કંદોરો પહેર્યો હતો, હાથમા કડા ધારણ કર્યા હતા, રાતા નેત્રવાળુ પ્રસન્ન મુખ હતુ અને મોટા સિદ્ધ પુરુષોથી તે પરિવૃત્ત હતા ૩૦ આવા શેષભગવાનના દર્શન કરતા વાત રાજાના સર્વ પાપ દૂર થયા, મન સ્વચ્છ ને નિર્મળ થયુ, ભક્તિની વૃદ્ધિથી નેત્રમા સ્નેહના અશ્રુઓ આવ્યા, શરીર ઉપર રોમાંચ થયા અને તે તત્ત્વવેત્તા રાજાએ ભગવાન શેષનાગને શરણે જઈ આદિ પુરુષ ભગવાનને પ્રણામ કર્યો ૩૧ વાર વાર પ્રેમાશ્રુઓના બિંદુથી પરમાત્મા શ્રીહરિના ચરણારવિંદની પીડરૂપ શેષનાગને અભિષેક કર્યો, તથા પ્રેમથી સર્વ સ્તુતિના અક્ષરોનો ઉચ્ચાર અટકી ગયો તેથી ઘણીવાર સુધી ભગવાનની સ્તુતિ કરી શકાઈ નહિ ૩૨ પછી તેને વાણી પ્રાપ્ત થઈ, એટલે તેણે બુદ્ધિવડે મનને સ્થિર કરી તથા સર્વ ઇન્દ્રિયોની બાહ્ય વૃત્તિઓને નિયમમા રાખી, ભક્તિશાસ્ત્રમા જેની આકૃતિ વર્ણવેલી છે એવા જગતના ગુરુ ભગવાનની આ પ્રમાણે સ્તુતિ કરી ૩૩

ચિત્રકેતુએ કરેલી સ્તુતિ—હે ભગવન્ ! આપ અજિત છો, છતા પણ સર્વ ઉપર સમ બુદ્ધિ રાખનાર જીતેંદ્રિય પુરુષોએ આપને જીતી લીધા છે, અને આપ કે જે નિષ્કામ ભક્તોને આત્મસ્વરૂપનુ દર્શન આપનારને દયાળુ છો, તેમણે ભક્તોને જીતી લીધા છે ૩૪ હે ભગવન્ ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે, એ આપની માત્ર લીલા જ છે પ્રજાપતિઓ તમારા અંશના પણ અંશ છે અને તેઓ જુદા જુદા ઐશ્વર્યના અભિમાનને લીધે અંદર અંદર વૃથા લડે છે ૩૫ તમે મૂળ કારણ અને મહા કાર્યના અથવા તો સૂક્ષ્મ તથા સ્થૂલ એવા વિશ્વના આદિમા અંતમા ને મધ્યમા રહેનાર છો અને તે ત્રણે વસ્તુથી રહિત છો વળી જે વસ્તુ કાર્યોના આદિમા, અંતમા ને મધ્યમા રહેતી હોય, તે વસ્તુ ધ્રુવ કહેવાય છે ૩૬ પૃથ્વી આદિક ઉત્તરોત્તર દશ દશગણા વધારે વિસ્તારવાળા સાત આવરણોથી બ્રહ્માંડ વિંટાયલુ છે. એવા કરોડ બ્રહ્માંડ તમારા રોમકૂપો વિષે પરમાણુની પેઠે ઉડ્યા કરે છે, માટે તમે અનંત છો ૩૭ વિષયની તૃષ્ણા રાખનાર નર પશુઓ આપની વિભૂતિરૂપ ઇંદ્રાદિ દેવતાઓનીજ ઉપાસના કરે છે, પરંતુ આપની ઉપાસના કરતા નથી હે પરમાત્મા ! હે ઈશ્વર ! રાજાના મરણ પછી તેમના ચાકર નોકર વગેરે સેવકોના સુખ જેમ ધૂળધાણી થઈ જાય છે તેમ દેવતાઓના નાશ પછી તેઓના સુખનો નાશ થાય છે ૩૮ વળી હે પરમેશ્વર ! જ્ઞાનસ્વરૂપ ને ગુણરહિત એવા તમારે વિષે વિષયની કામના અર્પણ કરી હોય તો તે શેકેલા બીજની માફક બીજા દેહોને ઉત્પન્ન કરી શકતી નથી, કારણ કે જીવ ગુણોને લીધેજ સુખ તથા દુ:ખ ભોગવે છે, માટે કામનાવડે નિર્ગુણ ભગવાનની સેવા કરી હોય તો નિર્ગુણત્વ પ્રાપ્ત થાય છે ૩૯ હે અજિત ! નિષ્કિંચનને આત્માનંદમા વિહાર કરનાર શાંત મુનિઓ મોક્ષ માટે જેમની ઉપાસના કરે છે, તે નિર્દોષ વૈષ્ણવ ધર્મ આપે જ્યારથી ઉપદેશ્યો ત્યારથીજ આપનો વિજય થઇ ચુક્યો છે ૪૦ બીજા ધર્મમા જેમ ‘હું, તું,’ ‘તારુ મારુ’ એવી મનુષ્યોને વિષમ બુદ્ધિ થાય છે તેવી વિષમ બુદ્ધિ આ વૈષ્ણવ ધર્મમા થતી નથી શત્રુના મરણાદિકની કામનારૂપી વિષમ બુદ્ધિથી જે ધર્મ રચાયલો હોય છે, તે રાગદ્વેષાદિકથી ભ્રષ્ટ થયેલો હોય છે, તેમના ફળો નાશવંત હોય છે તથા તેમા અધર્મનો ઘણો ભાગ રહેલો હોય છે ૪૧

પોતાનો ને પરનો દ્રોહ કરે એવો ધર્મ પાળવાથી પોતાનુ ને પરનુ શુ કલ્યાણ થાય? તેમ કયું કાર્ય સિદ્ધ થાય? કોઇ પણ કાર્ય સિદ્ધ થતુ નથી, અને એ ધર્મમા કહ્યા પ્રમાણે કાયાને અત્યત કલેશ દેવાથી આત્મારૂપ આપને પીડા થાય છે અને પરને પીડા કરવાથી માત્ર અધર્મ થાય છે ૪૨ હે ભગવન્! આપનો વિચાર પરમાર્થનો ત્યાગ કરતો નથી, કારણ કે, આપનો તે વિચાર વૈષ્ણવ ધર્મ વર્ણવે છે ભગવદ્ભક્તો સ્થાવર અને જ ગમ સર્વ પ્રાણી સમૂહો ઉપર સમ બુદ્ધિ રાખીને વૈષ્ણવ ધર્મને સેવે છે ૪૩ હે મહારાજ! આપના દર્શન કરવાથી મનુષ્યો-ના સર્વ પાપો નાશ પામે છે એમા કઈ આશ્ચર્ય નથી કારણ કે, આપના નામને એકવાર સાભળવાથી ચ ડાળ પણ સ સારમાથી મુક્ત થાય છે ૪૪ હે ભગવન્! હમણા આપના દર્શનથી અમારા મન શુદ્ધ થયા છે તમારા ભક્ત દેવર્ષિ નારદે જે વાત કહી હતી તે વાત મિથ્યા નથી ૪૫ હે અન ત! લોકો આ જગતમા જે કઈ આચરણ કરે છે, તે સર્વ જગતના આત્મારૂપ જે તમે, તેના જાણવામા આવે છે. સૂર્યની પાસે ખદ્યોતને જેમ કઇ પણ પ્રકાશ કરવા જેવુ રહેતુ નથી તેમ મનુષ્યોના પરમ ગુરુ એવા આપને કઇ પણ જણાવવા જેવુ રહેતુ નથી, અર્થાત્ આપ સર્વજ્ઞ છો ૪૬ આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયના ઇશ્વર છો કુયોગીઓ ભેદદૃષ્ટિને લીધે આપના સત્યસ્વરૂપને જાણતા નથી, એવા પરમહ સરૂપ આપને હુ નમસ્કાર કરુ છુ ૪૭ પ્રજાપતિઓ જેમના શ્વાસની પાછળ શ્વાસ લે છે, જ્ઞાને દ્રિયો જેમના જાણવા પછી જાણે છે, અને જેમના મસ્તક ઉપર ભૂમ ડળ સર્ષવના કણ જેવુ લાગે છે, તે હજાર મસ્તકવાળા ભગવાન શેષને મારા નમસ્કાર છે ૪૮

શુકદેવજી કહે છે-હે કુરુકુલોત્પન્ન! ચિત્રકેતુએ આ પ્રમાણે શેષની સ્તુતિ કરી એટલે તેમણે પ્રસન્ન થઇને વિદ્યાધરના અધિપતિ ચિત્રકેતુને આ પ્રમાણે કહ્યુ ૪૯

શેષ ભગવાન બોલ્યા-હે રાજન્! નારદે તથા અંગિરાએ તને મારા સ્વરૂપ વિષે ઉપદેશ કર્યો, તે વિદ્યાથી ને મારા દર્શનથી તુ સિદ્ધ થયો છે ૫૦ સ્થાવર જ ગમાત્મક જે આ જગત છે, તે હુ પોતે છુ અને સર્વ પ્રાણીઓનો ભોક્તા તથા ઉત્પાદક પણ હુ છું અને વેદ તથા પરબ્રહ્મ, એ બે મારી સનાતન મૂર્તિઓ છે ૫૧ હુ ભોક્તારૂપે જગતમા વ્યાપ્ત છુ, લોકો ભોગ્યરૂપે મારે વિષે વ્યાપ્ત છે, કારણરૂપે પરમાત્મા તે બન્નેમા વ્યાપેલા છે અને ભગવાનમા મારી ને જગતની કલ્પના કરવામા આવેલી છે. ૫૨ સુતેલો પુરુષ જેમ આખા જગતને પોતાને વિષે જુવે તથા સ્વપ્નાવસ્થામા જાગ્રત થતા પોતાના દેહને શયનાવસ્થામા રહેલો જુવે તેમ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણ બુદ્ધિની અવસ્થાઓ છે અને તે કેવળ મિથ્યા છે તે ત્રણ અવસ્થાઓને જાણ્યા પછી તેઓના દ્રષ્ટા તેઓનાથી પર છે, એમ જ જાણવુ ૫૩-૫૪ નિદ્રાવશ થયેલો જીવ નિદ્રાવશ થતી વખતે જેનાથી પોતાના સ્વપ્નના અજ્ઞાનને તથા અતીંદ્રિય એવા સુખને જાણે છે તે આત્મા બ્રહ્મ હુ પોતે છું, એમ જાણ ૫૫ સ્વપ્નાવસ્થામા અનુભવેલી જાગ્રદવસ્થામા અનુભવેલી વસ્તુ પુરુષને સ્મરણમા રહે છે તેમ જ સુષુપ્તિ અવસ્થામાં પણ અનુભવેલી બાબત સ્મરણમા રહે છે જેમ કે "હુ ઘણીવાર થયા સુતો હતો હુ કઇ પણ જાણતો નથી," ઇત્યાદિ સુષુપ્તિકાળનુ જ્ઞાન જગપ્રસિદ્ધ છે આ પ્રમાણે ત્રણે અવસ્થાઓ સાથે જ્ઞાનનો અન્વય છે અર્થાત્ તે ત્રણે અવસ્થાઓને જ્ઞાન સાથે સ બ ધ છે, પર તુ જ્ઞાન જુદુ છે, જ્ઞાન તે પરબ્રહ્મનું રૂપ છે ૫૬ પુરુષ જો આ મારુ બ્રહ્મસ્વરૂપ વિસરી જાય છે તો તે પોતાના સ્વરૂપથી જુદો પડી જાય છે, અને જુદો પડયા પછી તેના સ સારમા ઉપરા ઉપરી જન્મો અને મરણો થયા કરે છે ૫૭ માટે આ જગતમા શાસ્ત્રજ્ઞાન ને અપરોક્ષ જ્ઞાન જે જાતિમા મળી શકે એવી મનુષ્યની જાતિમા અવતાર લઇને જે મનુષ્ય આત્માના સ્વરૂપને જાણતો નથી, તે કોઈ દિવસ શાતિ પામતો નથી ૫૮ પ્રવૃત્તિ માર્ગમા કલેશ અને વિપરીત ફળ મળે છે, એમ જાણીને તથા નિવૃત્તિ માર્ગમા અભય મોક્ષ મળે છે, એમ જાણીને વિવેકી પુરુષે સ કલ્પોથી વિરામ લેવો. ૫૯

સી પુરુષ સુખ સંપાદન કરવા અને દુઃખનો નાશ કરવા કર્મો કરે છે, પરંતુ તે ક્રિયાઓથી દુઃખ મટતું નથી તેમ સુખનો લાભ પણ થતો નથી. ૧૦ આ પ્રમાણે જ્ઞાનીનો ડોળ ઘાલનાર મનુષ્યો પોતાના સુખ દુઃખની બાબતમા ભૂલ કરે છે, એમ જાણીને અને આત્માનું સૂક્ષ્મ સ્વરૂપ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થારહિત છે, ૧૧ એમ જાણીને મારા ભકતોએ પોતાના વિવેકબળથી આ લોકના અને પરલોકના વિષયોમાથી મુક્ત થઈને જ્ઞાનથી તથા વિજ્ઞાનથી સંતોષ રાખવો. ૧૨ અને જીવાત્મા તથા પરમાત્મા એક જ છે એમ જાણવુ. આમ યોગવિદ્યામા નિપુણ બુદ્ધિવાળા યોગીઓએ સર્વ-પણાથી સમજવું ૧૩ હે ચિત્રકેતુ! તુ સાવધાન રહીને મારુ આ કહેવુ મનમા સંભારી રાખીશ તો થોડા કાળમા તું જ્ઞાન તથા વિજ્ઞાન સંપન્ન થઈને સિદ્ધ થઈશ ૧૪

શુકદેવજી કહે છે—આ પ્રમાણે જગદ્ગુરુ વિશ્વાત્મા શ્રીહરિ શેષ ભગવાન ચિત્રકેતુ રાજાની આશ્વાસના કરી તેના દેખતા અંતર્ધાન થઇ ગયા.

**आश्वास्य भगवानित्थं चित्रकेतुं जगद्गुरुः ।**
**पश्यतस्तस्य विश्वात्मा ततश्चान्तर्दधे हरिः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कन्धे षोडशोऽध्यायः**

## અધ્યાય ૧૭ મો. §

### પાર્વતીના શાપથી ચિત્રકેતુ રાક્ષસ થયો.

**श्रीशुक उवाच.**

**यतश्चान्तर्हितोऽनन्तस्तस्यै कृत्वा दिशे नमः ।**
**विद्याधरश्चित्रकेतुश्चचार गगनेचरः ॥ १ ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! પછી જે દિશામા શેષ ભગવાન અંતર્ધાન થઈ ગયા હતા, તે દિશાને નમસ્કાર કરીને ચિત્રકેતુ આકાશમા ફરવા લાગ્યો ૧ તેની ઇંદ્રિયોનું સામર્થ્ય લાખો વર્ષ સુધી ટકી રહ્યું હતું અને મુનિઓ, સિદ્ધલોકો અને ચારણો તે મહાયોગીની સ્તુતિ કરતા હતા. ૨ તે મહાયોગી સર્વ સંકલ્પ પ્રમાણે વૈભવો આપનારી ઉત્તમોત્તમ પર્વતોની ગુફાઓમાં વિદ્યાધરોની સ્રીઓ આગળ શ્રીહરિના યશ ગવરાવતો વિહાર કરવા લાગ્યો. ૩ એક દિવસે ચિત્રકેતુ રાજા વિષ્ણુએ આપેલા ચળકતા વિમાનમા બેસીને આકાશ માર્ગે જતો હતો, એટલામા તેણે સિદ્ધ અને ચારણોથી વિંટાયલા ભગવાન શંકરને દીઠા. ભગવાન શંકર પોતાના ખોળામા બેઠેલા પાર્વતીને એક હાથવતી આલિંગન કરીને મુનિની સભામાં બેઠા હતા, તે જોઈને ચિત્રકેતુ રાજા તેમની પાસે ગયો અને પાર્વતી, દેવીના સાભળતા ખડખડાટ હસીને બોલ્યો. ૪-૫

ચિત્રકેતુ રાજા બોલ્યો—આ સાક્ષાત્ લોકોના ગુરુ, મનુષ્યોના ધર્મના વક્તા અને સભામા મુખ્ય આસને બેઠેલા શંકર સ્રીની સાથે બેસે છે. ૬ આ જટાધારી, તીવ્ર તપશ્ચર્યા કરનાર, પરબ્રહ્મનો ઉપદેશ કરનાર તથા સભાના અધ્યક્ષ શંકર પ્રાકૃત મનુષ્યની પેઠે લજ્જા મૂકી, સ્રીને ખોળામાં લઈને બેઠા છે ૭ ઘણું કરીને પ્રાકૃત મનુષ્યો પણ એકાંતમાંજ સ્રીને ખોળામા બેસાડે છે પરંતુ આમણે તો મહા વ્રતધારી થઈને મુનિઓની સભા વચ્ચે સ્રીને ખોળામા બેસાડી છે. ૮

શુકદેવજી કહે છે—હે રાજન્! અગાધ બુદ્ધિવાળા શંકર સમર્થ હતા, તોપણ તેને ઉત્તર આપ્યા વિના હસીને મૌન બેસી રહ્યા, તથા સભામાં શંકરને અનુસરનાર સભાસદો પણ કંઈજ બોલ્યા નહિ. ૯ આ પ્રમાણે ભગવાનના પ્રભાવને ન જાણનારા ચિત્રકેતુએ બહુ જ અનુચિત રીતે વચનો કહેવા માડયા, એટલે દેવી પાર્વતી રોષથી જીતેંદ્રિયના અભિમાનવાળા નિર્લજ્જ રાજા પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યાં. ૧૦

પાર્વતી બોલ્યા—હમણાં લોકમા અમારા જેવાં દુષ્ટ ને નિર્લજ્જ લોકોને શિક્ષા કરનારો દંડધારી ને પ્રતિકૂળ વિચાર કરનારો શું આ ચિત્રકેતુ રાજા થયો છે? ૧૧ ખરેખર! બ્રહ્મા ધર્મ જાણતા નથી, પ્રજાપતિઓ ધર્મ જાણતા નથી, નારદાદિ ધર્મ

§ આ અધ્યાયમા અમોઘ એવી મહા સિદ્ધિ મેળવીને આકાશમા ચિત્રકેતુએ શંકરની મસ્કરી કરી તેથી ઉમાદેવીએ તેને શાપ દીધો, જેથી તે વૃત્રાસુર થયો, એ કથા કહેવામા આવશે

જાણતા નથી, સનત્કુમાર વગેરે પણ ધર્મ જાણતા નથી, કપિલદેવજી ધર્મ જાણતા નથી અને મનુ પણ ધર્મ જાણતા નથી, કારણ કે જેઓ શાસ્ત્રવિરુદ્ધ વર્તનાર શંકરને તેમ વર્તતા અટકાવતા નથી ૧૨ પોતે નીચ ક્ષત્રિય છતા મોટા વિદ્વાનોને મૂઢ બનાવીને બ્રહ્માદિક દેવતાઓએ પણ જેમના ચરણારવિંદ ધ્યાન કરવા યોગ્ય છે, જે પરમ ધર્મમૂર્ત્તિ છે તથા જે જગતના ગુરુ છે, તે શંકરને ઉપદેશ આપે છે, માટે આ નિર્લજ્જ ખરેખર! શિક્ષાને પાત્ર છે ૧૩ પોતાના મનમા પોતાને ઉત્તમ માનનારો ને અભિમાની આ પુરુષ મહાત્માઓએ સેવેલા ભગવાનના ચરણારવિંદની પાસે જવાને યોગ્ય નથી ૧૪ માટે હે દુષ્ટબુદ્ધિ ! તુ અસુરની મહા નીચ જાતિમા અવતાર લે, કે જેથી ફરીને મહાત્માઓનો અપરાધ કરે નહિ ૧૫

શુકદેવજી કહે છે–હે રાજન્ ! આ પ્રમાણે ઉમાથી શાપિત થયેલો ચિત્રકેતુ રાજા વિમાનમાથી નીચે ઉતરી, મસ્તક નમાવી તેમને પ્રસન્ન કરવા લાગ્યો ૧૬ હે માતાજી ! તમારા શાપને હુ બે હાથવડે સ્વીકારુ છુ કારણ કે દેવતાઓ મનુષ્યોને જે કહે છે, તે તેમના પૂર્વજન્મના કર્મ પ્રમાણે થયા કરે છે ૧૭ આ સંસારચક્રમા અજ્ઞાનથી મોહિત થઈ ભટકતો જીવ સર્વ ઠેકાણે સદા સુખ અને દુ ખ ભોગવે છે ૧૮ સુખ અથવા દુ ખનો આપનારો પોતે અથવા બીજો કોઇ નથી, છતા મૂર્ખ મનુષ્ય પોતાને તથા બીજાને પરસ્પરમા સુખદુ ખનુ કારણ માને છે. ૧૯ આ સંસારરૂપી ગુણોના પ્રવાહમા શાપ, અનુગ્રહ, સ્વર્ગ, નરક, સુખ અથવા દુ ખ શુ છે ? ૨૦ બંધનથી રહિત એક પરમેશ્વર જ માયાથી પ્રાણીઓને સરજે છે તથા તેઓના બંધ, મોક્ષ, સુખ ને દુ ખ સરજે છે ૨૧ સર્વ ઉપર સમદૃષ્ટિ રાખનારા ને નિરંજન એવા ઈશ્વરને કોઈ પ્રિય નથી, તેમ કોઇ શત્રુ નથી, કોઈ જ્ઞાતિ નથી, કોઇ સંબંધી નથી ને કોઇ પારકો અથવા પોતાનો નથી તેને સુખ ઉપર પ્રીતિ નથી ત્યારે પ્રીતિથી ઉત્પન્ન થતો ક્રોધ ક્યાથી હોય ? ૨૨ તોપણ એ ઇશ્વરની માયાની સૃષ્ટિરૂપ પુણ્ય–પાપ કર્મ પ્રાણીઓને સુખ–દુ ખ, હિત–અહિત, બંધ–મોક્ષ, મરણ અને જન્મરૂપ સંસાર આપવાને સમર્થ થાય છે. ૨૩ હે સતિ ! હુ શાપમાથી છુટવા માટે તમારી ક્ષમા માગતો નથી, પરંતુ મારુ કહેવુ તો યોગ્ય છે છતાં તમે અયોગ્ય માનો છો, તે માટે હું ક્ષમા માગુ છુ. ૨૪

શુકદેવજી કહે છે–હે રાજન્ ! એ પ્રમાણે શિવ અને પાર્વતીની ક્ષમા માગી પોતાના વિમાનમાં બેસી આશ્ચર્ય પામેલા શિવ પાર્વતીના દેખતાંજ ચિત્રકેતુ ત્યાથી ચાલ્યો ગયો ૨૫ પછી ભગવાન રુદ્રે દેવ, ઋષિ, દૈત્ય, સિદ્ધ અને પાર્ષદોના સાંભળતાં પાર્વતીને કહ્યુ કે–હે સતી પાર્વતી ! અદ્ભુત કર્મવાળા, નિસ્પૃહ ને મહાત્મા એવા શ્રીહરિના દાસાનુદાસનું માહાત્મ્ય જોયુ ? ૨૭ નારાયણમાં પરાયણ રહેનાર સર્વ ભક્તો સ્વર્ગમા, મોક્ષમા કે નરકમા સમાન પ્રયોજન જોનાર છે તેઓ કદી ડરતા નથી ૨૮ પ્રાણીઓને દેહનો સંયોગ થવાથી ઇશ્વરની માયાવડે સુખ, દુ ખ, સ્મૃતિ, જન્મ, શાપ અને અનુગ્રહ, એ સર્વ કર્મથી થયા કરે છે ૨૯ સંસારમા પુરુષને જે ઇષ્ટ અનિષ્ટ જેવું જણાય તે સર્વ ભેદ સ્વપ્નાવસ્થામા જીવને અવિવેકથી જેમ સુખ દુ ખાદિક થાય તથા માળામા અવિવેકથી જેમ સર્પાદિકની ભ્રાંતિ થાય તેમ માત્ર અજ્ઞાનને લીધે જ થાય છે ૩૦ વાસુદેવ ભગવાનની ભક્તિ કરનાર અને જ્ઞાન વૈરાગ્યનું બળ ધરાવનાર લોકોને આ જગતમા કોઈ પણ પદાર્થ વિશેષ બુદ્ધિથી આશ્રય કરવા યોગ્ય નથી ૩૧ હુ બ્રહ્મા, સનત્કુમાર, નારદ, બ્રહ્માના પુત્ર પ્રજાપતિઓ, મુનિઓ અને દેવતાઓ ભગવાનના અંશના પણ અંશ છીયે; તોપણ જુદા જુદા અધિપતિપણાના અભિમાનને લીધે ભગવાનના અભિપ્રાયને જાણતા નથી. ૩૨ શ્રી હરિને કોઇ પ્રિય નથી, તેમ કોઇ શત્રુ નથી, કોઇ પોતાનો નથી, તેમ કોઈ પારકો પણ નથી. તે સર્વ પ્રાણીઓના આત્મારૂપ હોવાથી સર્વ પ્રાણીઓને પ્રિયજ છે ૩૩ આ મહા ભાગ્યશાળી ચિત્રકેતુ ભગવાનનો પ્રિય ભક્ત છે. સર્વ ઠેકાણે સમાન દૃષ્ટિવાળો અને શાંત સ્વભાવનો છે અને હું પણ ભગ-

વાનનો પ્રિય ભક્ત છુ, માટે તેના ઉપર મે' ક્રોધ કર્યો નથી. ૩૪ એટલા માટે શાત તથા સર્વ ઠેકાણે સમાન દૃષ્ટિ રાખનાર એવા ભગવાનના ભક્ત મહાત્મા પુરુષો વિષે કઈ આશ્ચર્ય પામવુ નહિ ૩૫

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત ! આ પ્રમાણે શકરનુ કહેવુ' સાભળી પાર્વતી શાત થયા અને તેમનો વિસ્મય પણ દૂર થયો મહા ભગવદ્ભક્ત ચિત્રકેતુ પાર્વતીને સામો શાપ દેવાને સમર્થ હતો તોપણ તેણે બે હાથ જોડી પાર્વતીનો શાપ મસ્તક ઉપર ચઢાવ્યો આ મહાત્માનુ લક્ષણ છે ૩૬–૩૭ રાક્ષસ જાતિમા અવતરવા માટે શાપિત થયેલો ચિત્રકેતુ દાનવ થઇને ત્વષ્ટા દેવતાના દક્ષિણાગ્નિમાથી ઉત્પન્ન થયો હતો અને વૃત્રના નામથી ઓળખાયો હતો એ જન્મમા પણ તે જ્ઞાન અને વિજ્ઞાન સપન્ન હતો ૩૮ અસુરની જાતિમા વૃત્રાસુરની બુદ્ધિ ભગવાન ઉપર દૃઢ શા શા કારણથી રહી તે વિષે તમે મને જે પ્રશ્ન કર્યો હતો એ સર્વ કથા મે તમને કહી સભળાવી. ૩૯ મહાત્મા ચિત્રકેતુ રાજાના પવિત્ર ઇતિહાસને અને વિષ્ણુના ભક્તોના માહાત્મ્યોને સાભળી મનુષ્ય જન્મ મરણના બ ધનમાથી છુટે છે ૪૦ જે મનુષ્ય પ્રભાતમા ઉઠી, શ્રીહરિનુ સ્મરણ કરી, મૌન રહી શ્રદ્ધાપૂર્વક આ ઇતિહાસનો પાઠ કરે છે, તે પરમ ગતિને પામે છે ૪૧

य एतत्प्रातरुत्थाय श्रद्धया वाग्यतः पठेत् ।
इतिहासं हरिं स्मृत्वा स याति परमां गतिम्

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे
सप्तदशोऽध्यायः

## અધ્યાય ૧૮ મો. †

### દિતિના ગર્ભના ઇંદ્રે કરેલા કકડા.

श्रीशुक उवाच

पृश्निस्तु पत्नी सवितुः सावित्रीं व्याहृतित्रयीम्
अग्निहोत्रं पशुं सोमं चातुर्मास्यं महामखान् १

શુકદેવજી કહે છે–હે રાજન્ ! અદિતિના પાચમા પુત્ર સવિતાની સ્ત્રી પૃશ્નિએ ગાયત્રી, વ્યાહૃતિ, ત્રણ વેદ, અગ્નિહોત્ર, પશુયાગ, સોમયાગ, ચાતુર્માસ્ય અને પચ મહાયજ્ઞોના દેવતાઓને ઉત્પન્ન કર્યા હતા ૧ અદિતિના છઠ્ઠા પુત્ર ભગની સ્ત્રી સિદ્ધિએ મહિમા, વિભુ અને પ્રભુ, એ ત્રણ પુત્રોને તથા સરા વિનયવાળી આશિષ નામની એક રૂપવાન કન્યાને જન્મ આપ્યો હતો ૨ અદિતિના સાતમા પુત્ર ધાતાની સ્ત્રી કુહૂએ સાય નામનો, સિનીવાલીએ દર્શ નામનો, રાકાએ પ્રાતર્ નામનો અને અનુમતિએ પૂર્ણમાસ નામનો, એમ અનુક્રમે એક એક પુત્ર ઉત્પન્ન કર્યા હતા ૩ અદિતિના આઠમા પુત્ર વિધાતાએ ક્રિયા નામની સ્ત્રી વિષે પુરીષ્ય નામના અગ્નિઓને ઉત્પન્ન કર્યા હતા અદિતિના નવમા પુત્ર વરુણની સ્ત્રી ચર્ષણી હતી, જેમા ભૃગુ, જે પ્રથમ બ્રહ્માના પુત્ર હતા, તે ફરીને જન્મ્યા હતા ૪ મહાયોગી વાલ્મીક જે રાફડામાથી ઉત્પન્ન થયા હતા તે પણ વરુણના પુત્ર કહેવાય છે મિત્ર અને વરુણે ઉર્વશીની ભાવના કરી પોતાનુ સત્વ એક ઘડામા નાખ્યુ હતુ', તેમાથી અગસ્ત્ય અને વસિષ્ઠ નામે બે ઋષિઓ જન્મ્યા હતા અદિતિના દશમા પુત્ર મિત્રે રેવતી નામની સ્ત્રીમા અરિષ્ટ, ઉત્સર્ગ અને પિપ્પલ નામે પુત્રોને ઉત્પન્ન કર્યા હતા. ૫–૬ અદિતિના અગિયારમા સમર્થ પુત્ર ઇદ્રે પૌલોમી નામની સ્ત્રીમા જયત, ઋષભ તથા મીઢુષ નામે ત્રણ પુત્ર ઉત્પન્ન કર્યા હતા, એવુ અમારા સાભળવામા આવ્યુ છે ૭ અદિતિના બારમા પુત્ર ઉરુક્રમ, જેમણે માયાથી વામનરૂપ ધારણ કર્યું હતુ', તેમને કીર્તિ નામની સ્ત્રીમા બૃહચ્છ્લોક નામે પુત્ર થયો અને તેમના સૌભગ વગેરે પુત્રો થયા ૮ વામનજીએ મહાત્મા કશ્યપની સ્ત્રી અદિતિને ઉદરે જે રીતે અવતાર લીધો હતો તે તથા તેમના ચરિત્રો, ગુણો અને પરાક્રમો અષ્ટમ સ્કધમા કહીશુ ૯

હવે કશ્યપથી દિતિને ઉદરે જન્મેલા દૈત્યોનો વ'શ કહુ તે સાભળો. જે વ'શમા ભગવદ્ભક્ત શ્રીમાન્ પ્રહ્લાદ તથા બલિરાજા થયેલા છે ૧૦ દિતિને બેજ પુત્ર હતા, જેમનાં નામ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ હતાં. તેમને દૈત્ય અને દાનવો

† આ અધ્યાયમા અદિતિના ચાર પુત્રો સિવાય બીજા પુત્રોનો વ શ કહેતા વચ્ચે ઇન્દ્રે દિતિના ગર્ભમા વાયુઓના કકડા કરી નાખ્યા, એ કથા કહેવામા આવરી

પ્રણામ કરતા હતા ૧૧ હિરણ્યકશિપુની સ્ત્રી કયાધુ, જે જંભાસુરની પુત્રી હતી, તેણે સંહ્લાદ, અનુહ્લાદ, અને પ્રહ્લાદ નામે ચાર પુત્રો અને સિંહિકા નામની એક કન્યાને જન્મ આપ્યો હતો એ સિંહિકાને વિપ્રચિતિ પરણ્યો હતો તેણે સિંહિકાથી રાહુ નામે પુત્રને ઉત્પન્ન કર્યો હતો ૧૨-૧૩ રાહુ, સૂર્ય અને ચંદ્રની વચ્ચે બેસીને અમૃત પીતો હતો તે સમયે ભગવાને ચક્રથી તેનું મસ્તક કાપી નાખ્યું હતું. સંહ્લાદે કૃતિ નામે સ્ત્રીમા પંચજન નામનો પુત્ર ઉત્પન્ન કર્યો હતો ૧૪ હ્લાદાની સ્ત્રી ધમનીએ વાતાપિ તથા ઇલ્વલ નામે બે પુત્રને ઉત્પન્ન કર્યા હતા, જેમાંથી ઇલ્વલે અતિથિ આવેલા અગસ્ત્ય મુનિને જમાડવા માટે વાતાપિને ઘેટો કરી ભોજનમા આપ્યો હતો. ૧૫ અનુહ્લાદને સૂર્મ્યા નામની સ્ત્રીથી બાષ્કલ તથા મહિષ નામે બે પુત્રો થયા હતા. પ્રહ્લાદને વિરોચન નામનો પુત્ર થયો હતો અને વિરોચનને બલિ નામનો પુત્ર થયો હતો ૧૬ બલિરાજાને અશના નામની સ્ત્રીથી સો પુત્રો થયા હતા તેઓમા સર્વથી મોટો બાણાસુર હતો તે બલિરાજાનો અત્યંત વખાણવા યોગ્ય પ્રભાવ આગળ અષ્ટમ સ્કંધમા કહીશું ૧૭ બાણાસુરે શંકરની આરાધના કરીને તેમના ગણોમા મુખ્ય પદવી મેળવી હતી બાણાસુરની પાસે ભગવાન શંકર હજુ પણ તેના નગરની રક્ષા કરવા રહેલા છે ૧૮ ઓગણપચાસ વાયુઓ દિતિના પુત્રો છે, તે સર્વ પ્રજા રહિત અને દૈત્યો હતા, પરંતુ ઇંદ્રે તે સર્વને દેવતા બનાવ્યા હતા ૧૯

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે ગુરુ ! વાયુઓના ઔત્પત્તિક અસુરભાવને કેવી રીતે દૂર કરીને તેઓને ઇંદ્રે દેવતાઓ બનાવ્યા હતા ? તથા વાયુઓએ આસુરભાવ ત્યાગ કર્યો, તે શું ઠીક કર્યું હતું કે ? ૨૦ હે મહારાજ ! આ વાત સાભળવાની મારી સાથે આ ઋષિઓ પણ જિજ્ઞાસા રાખે છે, માટે હે ભગવન્ ! તે વાત અમને કહેવાને તમેજ યોગ્ય છો.૨૧

સૂત કહે છે—હે શૌનકાદિક ઋષિઓ ! આદરવાળું અને અલ્પ અક્ષરવાળું છતા ઘણા અર્થોથી ભરેલું પરીક્ષિત રાજાનું વચન સાભળીને સર્વજ્ઞ એવા શુકદેવજીએ શાંત ચિત્તથી રાજાનો સત્કાર કરી તેને આ પ્રમાણે કહેવા માંડ્યું. ૨૨

શુકદેવજી કહે છે—વિષ્ણુએ ઇંદ્રના પક્ષમાં રહીને દિતિના પુત્રોને મારી નાખ્યા હતા, તેના શોકથી પ્રજ્વળી ઉઠેલા ક્રોધથી, તે રાત દિવસ બળ્યા કરતી. દિતિ મનમા વિચાર કરવા લાગી કે, ૨૩ પોતાના ભાઈને હણનાર, વિષય સુખોમા આસક્ત રહેનાર, ક્રૂર અને કઠણ હૃદયના પાપી ઇંદ્રનો નાશ કરાવીને હું ક્યારે સુખથી નિદ્રા કરીશ ૨૪ રાજા કહેવાયા છતા પણ જે દેહનું છેવટે કીડા, વિષ્ઠા કે ભસ્મ એવું નામ પડે છે, અર્થાત્ શરીર સડી જાય છે, તો તેમા કીડાઓ પડે છે, તેને કોઈ ખાઈ જાય છે તો તે વિષ્ઠા થઈ જાય છે અને જો તેને બાળી નાખવામા આવે છે તો તેની રાખ થઈ જાય છે. આવા મિથ્યા દેહને માટે પ્રાણીઓનો દ્રોહ કરનારો જીવ શું પોતાનો સ્વાર્થ પણ સમજતો નથી ? કારણ કે પરનો દ્રોહ કરવાથી પ્રાણી નરકમા પડે છે. ૨૫ દેહાદિક પદાર્થોને નિત્ય માનનારા તથા ઉદ્ધત ચિત્તવાળા ઇંદ્રના મદનો નાશ કરનારા પુત્ર, જે ઉપાયથી મને થાય એવો કોઈ ઉપાય મારે કરવો જોઇએ. ૨૬ આ પ્રમાણે વિચાર કરીને દિતિ નિરંતર પતિને અનુકૂળ રીતે વર્તવા લાગી. હે રાજન્ ! પતિના મનોભાવને જાણનારી દિતિએ સેવાથી, અનુરાગથી, વિવેકથી, આંતર ઇંદ્રિયના નિગ્રહથી, પરમ ભક્તિથી, મનોહર સુંદર ભાષણોથી તથા હાસ્ય અને કટાક્ષ સાથે જોવાથી પતિના મનને વશ કરી લીધું. ૨૭-૨૮ કશ્યપ વિદ્વાન્ હતા, તોપણ ચતુર સ્ત્રીને લીધે જડ બની ગયા અને તેને વશ થઈ તેમણે તેને કહ્યું કે, 'ઠીક છે, તારો મનોરથ હું પૂર્ણ કરીશ ' સ્ત્રીની આગળ આ કંઇ આશ્ચર્ય જાણવું નહિ ૨૯ પ્રજાપતિએ પૂર્વે પ્રાણીઓને રતિ વિનાના જોઇ સૃષ્ટિની વૃદ્ધિ કરવા સારુ પોતાના અર્ધા દેહમાથી સ્ત્રીને ઉત્પન્ન કરી હતી કે જે સ્ત્રીથી પુરુષોની બુદ્ધિ હરાયેલી છે. ૩૦ હે તાત ! સ્ત્રીએ ભગવાન કશ્યપની સેવા કરી એટલે તે પ્રસન્ન થયા અને હસીને દિતિને અભિનંદન આપતાં કહેવા લાગ્યા કે, ૩૧ હે વામોરુ ! વર માગ ! હે નિર્દોષ સ્ત્રી ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. ભર્તા સારી

રીતે પ્રસન્ન થયા પછી સ્ત્રીની કયી કામના સિદ્ધ થતી નથી? સર્વ થાય છે. ૩૨ સ્ત્રીઓએ પતિને જ પરમ દૈવત સમજવુ લક્ષ્મીપતિ વાસુદેવ ભગવાન સર્વ પ્રાણીઓના માનસિક પતિ છે ૩૩ અને પુરુષો ભગવાન વાસુદેવની જુદા જુદા નામ રૂપવાળા દેવતાઓની મૂર્તિરૂપે પૂજા કરે છે, અને સ્ત્રીઓ પતિરૂપે તેમની પૂજા કરે છે ૩૪ એટલા માટે હે સુદર કટિવાળી સ્ત્રી! કલ્યાણની ઇચ્છાવાળી પતિવ્રતા સ્ત્રીઓ અનન્ય ભક્તિભાવથી પરમાત્મારૂપ પતિની સેવા કરે છે. ૩૫ હે કલ્યાણિ! તે અવા ભાવથી ભક્તિ પૂર્વક મારી સેવા કરી છે, તેથી હું સતી સ્ત્રીઓને દુર્લભ એવી તારી કામના પૂર્ણ કરુ છુ ૩૬

દિતિ બોલ્યા—હે મહારાજ! તમે જો મને વર આપતા હો તો, જેના પુત્રો મરી ગયા છે એવી હુ, એજ માગુ છુ કે, જેણે વિષ્ણુદ્વારા મારા બે પુત્રોને મરાવી નાખ્યા છે, તે ઇંદ્રનો નાશ કરનારો તથા અમર પુત્ર મને આપો. ૩૭ કશ્યપ, સ્ત્રીનુ વચન સાભળી ઉદાસ થઇને ખેદ કરવા લાગ્યા કે, અરેરે!! આજે મને મોટું ધર્મ સંકટ આવી લાગ્યુ ૩૮ અરેરે! આજે સ્ત્રીમય માયાએ મારુ વિષયાસકતનુ મન હરી લીધું અને હવે હુ કૃપણ ખચીત નરકમા પડીશ. ૩૯ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તનારી સ્ત્રીનો એમા શું અપરાધ? કેવળ સ્વાર્થ સાધવામાજ અજ્ઞાની એવા મને ધિક્કાર છે, કારણ કે મેં મારી ઇંદ્રિયોને સ્વાધીન રાખી નહિ, પરતુ છુટી મૂકી દીધી છે ૪૦ સ્ત્રીઓનું મુખ શરદ ઋતુના કમળ જેવું ખીલતું હોય છે, વચન કાનને અમૃતના જેવુ મધુર લાગે છે અને હૃદય અસ્ત્રાની ધાર જેવું તીક્ષ્ણ હોય છે, એટલે સ્ત્રીઓના ચરિત્રને કોણ જાણી શકે છે? ૪૧ પોતાનો સ્વાર્થ સાધવા આત્મા જેવી પ્રિય લાગતા સ્ત્રીઓને કોઇ પણ પુરુષ યથાર્થ રીતે પ્રિય હોતો નથી. તેઓ પોતાના સ્વાર્થ માટે પતિનો, પુત્રનો અને બંધુનો પણ નાશ કરે છે, અથવા તો બીજાની પાસે તેનો નાશ કરાવે છે. ૪૨ મેં તેને 'આપીશ' એમ જે પ્રતિજ્ઞા કરી છે, તે મારું વચન મિથ્યા થવું ન જોઇયે. તેમ ઇંદ્ર પણ મારવા યોગ્ય નથી, માટે આ બાબતમાં યોગ્ય પ્રપંચ કરવો જોઇએ. ૪૩ હે રાજન્! આ પ્રમાણે વિચાર કરીને ક્રોધાયમાન થયેલા તથા પોતાને ધિક્કારતા કશ્યપ મુનિએ દિતિને નીચે પ્રમાણે કહ્યું. ૪૪

કશ્યપ બોલ્યા—હે દિતિ! એક વ્રત તારો મનોરથ સિદ્ધ કરનારુ છે ને તે એક વર્ષ સુધી તું જો બરાબર રીતે પાળીશ, તો ઇંદ્રનો નાશ કરે એવો પુત્ર તને થશે અને જો તે વ્રતમા ભગ કરીશ તો તે પુત્ર ઇંદ્રનો બધુ થશે ૪૫

દિતિ બોલ્યા—હે મહારાજ! હુ તે વ્રત કરીશ. એ વ્રતમા મારે જે જે નિયમો પાળવા જેવા હોય, અને જે કરવા માટે અયોગ્ય હોવાથી નિષિદ્ધ હોય અને જે વ્રતમા વિઘ્ન કરતા ન હોય તે સર્વ નિયમો યથાર્થ રીતે મને કહો ૪૬

કશ્યપ બોલ્યા—કોઈ પ્રાણીઓની હિંસા કરવી નહિ, મિથ્યા ભાષણ કરવું નહિ, નખ કે વાળ કાપવા નહિ, અમગળ વસ્તુને અડકવુ નહિ, ૪૭ પાણીમાં પેસીને નહાવુ નહિ, ક્રોધ કરવો નહિ, દુષ્ટોની સાથે ભાષણ કરવુ નહિ, ધોયા વિનાનુ કપડુ પહેરવું નહિ, નિર્માલ્ય પુષ્પની માળા પહેરવી નહિ, ૪૮ ઉચ્છિષ્ટાન્ન, ભદ્રકાલીને અર્પણ કરેલુ નૈવેદ્ય, માંસવાળુ અન્ન, શૂદ્રે આણેલુ અન્ન તથા અડકાવવાળી સ્ત્રીએ જોયેલુ અન્ન ખાવુ નહિ, ખોબામાં પાણી પીવુ નહિ, ૪૯ એઠે મુખે પાણીનું આચમન લીધા વિના, સાયકાળે માથાના વાળ છુટા મૂકીને, અંગ ઉપર મંગળાભૂષણ પહેર્યા વિના, વાણીને નિયમમાં રાખ્યા વિના તથા વસ્ત્રથી શરીરને ઢાકયા વિના બહાર ફરવુ નહિ ૫૦ પગ ધોયા વિના, સાવધપણું રાખ્યા વિના, ભીને પગે, ઉત્તર દિશા તરફ માથું રાખીને, બીજા પુરુષોની સાથે, નગ્ન શરીરે તથા પ્રભાતમા ને સાયંકાળે સુવું નહિ ૫૧ નિરંતર પ્રભાતમાં નાહી ધોઈ, પવિત્ર થઈ, ધોયલાં વસ્ત્રો પહેરી, સર્વ મંગળકારક પદાર્થો સાથે લઈને પ્રભાતમાં ભોજન કર્યા પહેલા ગાય, બ્રાહ્મણો, લક્ષ્મી તથા ભગવાનની પૂજા કરવી. ૫૨ માલા, ચંદન, ખાવાના પદાર્થો અને ઘરેણાંથી સૌભાગ્યવતી સ્ત્રીઓની પૂજા કરવી અને પતિનું પૂજન કર્યા પછી હૃદયમાં રહેલા પતિનું પરમ ભક્તિથી ધ્યાન ધરવું.

૫૩ આ પુત્ર આપનારુ ઉત્તમ વ્રત તું જો એક વર્ષ સુધી અખંડ રીતે પાળીશ તો તને ઇંદ્રનો નાશ કરે એવો પુત્ર અવતરશે ૫૪

શુકદેવજી કહે છે–હે રાજન્! ઉદાર મનની દિતિએ કહ્યુ કે બહુ સારુ, એ પ્રમાણે કરીશ એ પ્રમાણે ઋષિના કહેવાને માન્ય કરીને, તરત વ્રત કરવાનો આરંભ કર્યો અને કશ્યપની પાસેથી ગર્ભ પણ ધારણ કર્યો ૫૫ હે રાજન્! વ્યવહાર કુશળ ઇંદ્ર, માસીનો અભિપ્રાય જાણીને આશ્રમમા રહેના માસીની શુશ્રૂષા કરવા લાગ્યો ૫૬ અને તે સમયે વનમાથી ફૂલ, ફળ, મૂળ, લાકડા, દર્ભ, પાંદડા, જુવારા, માટી ને જળ વગેરે લાવી આપવા લાગ્યો હે રાજન્! વ્રતમા બેઠેલા દિતિની ભૂલ શોધવાની ઇચ્છાથી એ કપટી ઇંદ્ર, પારધી જેમ મૃગના જેવો વેષ ધારણ કરે, તેમ શુભાભિપ્રાય થઈને માસીની સેવા કરવા લાગ્યો. ૫૮ હે મહીપતિ! ઇંદ્ર વ્રતના છિદ્ર શોધવા તત્પર રહેતો, તથાપિ વ્રતનું છિદ્ર તેના જોવામા આવતું નહિ, તેથી ઇંદ્ર મોટી ચિંતામા ડુબી ગયો અને વિચાર કરવા લાગ્યો કે, મારુ કેવી રીતે કલ્યાણ થશે? ૫૯ પછી કેટલાએક દિવસો વીત્યા બાદ એક દિવસે વ્રતના પરિશ્રમથી દુર્બળ થઈ ગયેલા દિતિ દૈવને લીધે ગાફલ થયા અને આચમન લીધા વિના તથા પગ ધોયા વિના ઉચ્છિષ્ટ અવસ્થામા જ સંધ્યાકાળે સૂઈ ગયા ૬૦ યોગવિદ્યા જાણનારો ઇંદ્ર તે સમયનો લાભ લઈને નિદ્રાથી બેભાન થયેલા દિતિના પેટમા પેસી ગયો ૬૧ તેણે અંદર જઈને વજ્રવડે સુવર્ણના જેવા ચળકતા ગર્ભના સાત કકડા કર્યા તે કકડાઓ રડવા લાગ્યા, તેથી ઇંદ્રે 'રડો મા, રડો મા,' એમ કહીને ફરીને તે પ્રત્યેક કકડાઓમાથી સાત સાત ટુકડા કર્યા ૬૨ પછી હે રાજન્! ઇંદ્રે કાપી નાખેલા તે સર્વ કકડાઓ બે હાથ જોડીને ઇંદ્રને કહેવા લાગ્યા કે, હે ઇંદ્ર! તુ અમને શા માટે કાપી નાખે છે? અમે તારા ભાઇ મરુત (વાયુ) છીએ ૬૩ એટલે ઇંદ્રે પોતાના ઉપર સાધારણ ભાવ ધરાવનાર પોતાના પાર્ષદ પવન ગણોને કહ્યુ કે, તમે મારા ભાઇ છો, હવે બીહીશો નહિ. ૬૪ હે રાજન્! ભગવાનની કૃપાથી તમે જેમ અશ્વત્થામાના અસ્ત્રથી મુઆ ન હતા, તેમ ઇંદ્રે વજ્રથી કાપી નાખ્યા છતા પણ દિતિનો ગર્ભ મુઓ નહિ. ૬૫ મનુષ્યાદિ પુરુષ ભગવાનનુ એક વાર પૂજન કરીને તેમના સ્વરૂપને પામે છે, ત્યારે આ દિતિએ તો વર્ષમા કંઈક ઓછા દિવસ હતા ત્યાં સુધી ભગવાનની પૂજા કરી હતી, એટલે તેનું ફળ તેને કેમ મળે નહિ? ૬૬ તે ઓગણપચાસ મરુતગણ ઇંદ્રની સાથે દેવતાઓ એટલે ઓગણપચાસ મરુતગણ નામના દેવતાઓ ગણાયા ઇંદ્રે તેમને માતા તરફનો દોષ દૂર કરીને સૌમ્યભાવવાળા બનાવ્યા ૬૭ દિતિએ ઉભા થઇને જોયુ તો ઇંદ્રની સાથે રહેલા અગ્નિના જેવી કાંતિવાળા કુમારોને દીઠા. નિર્દોષ દિતિ દેવી તેથી પ્રસન્ન થયા ૬૮ અને ઇંદ્રને તે પૂછવા લાગ્યા કે, હે તાત! હું દેવતાઓને ભય આપે એવા પુત્રની ઇચ્છાથી આ કઠણ વ્રત કરતી હતી ૬૯ અને મે એક પુત્રનો મનમા સંકલ્પ કર્યો હતો છતા ઓગણપચાસ પુત્રો કેમ થયા? માટે હે પુત્ર! તે જો તારા જાણવામા હોય તો મને ખરેખરુ કહી દે, અસત્ય બોલીશ નહિ ૭૦

ઇંદ્ર બોલ્યો–હે માસી! હુ તમારો વ્રતારંભ જોઈ તમારી પાસે આવ્યો હતો અને ધર્મ બુદ્ધિથી નહિ, પરંતુ સ્વાર્થ બુદ્ધિથી મે સમય મળતાં તમારા ગર્ભને કાપી નાખ્યો હતો. ૭૧ મે તમારા ગર્ભના સાત કકડા કર્યા હતા, તેમાથી સાત કુમારો થયા અને તેમના પ્રત્યેકના પણ વળી સાત સાત કકડા કર્યા, તોપણ તેઓ મરણ પામ્યા નહિ. ૭૨ પછી એવુ મોટુ આશ્ચર્યજનક વૃત્તાંત જોઇને મે નિશ્ચય કર્યો કે, ભગવાનની પૂજાનું આ કોઈ ચમત્કારિક ફળ છે ૭૩ નિષ્કામ રહીને ભગવાનનું આરાધન કરનાર જે લોકો મોક્ષની પણ અપેક્ષા રાખતા નથી, તેઓ સ્વાર્થમા કુશળ ગણાય છે ૭૪ આત્મસ્વરૂપને આપનાર અને પોતાના આત્મારૂપ એવા જગદીશ્વર દેવને આરાધીને કયો જ્ઞાની પુરુષ વિષય સુખની માગણી કરે? કારણ કે તે સુખ તો નરકમાં પણ મળે છે ૭૫ હે માતા! હુ મૂર્ખના દુર્જનપણાને તમે ક્ષમા આપો અને ગર્ભ મરતા મરતા બચ્યો, તે બહુ સારું થયુ. ૭૬

શુકદેવજી કહે છે—દિતિ ઇંદ્રને શુદ્ધ અંતઃકરણથી પ્રસન્ન થયા અને તેને જવાની રજા આપતા તે મરુતગણોની સાથે તેમને પ્રણામ કરીને સ્વર્ગમા ગયો. ૭૭ મરુતગણોના મંગળકારક જન્મ વિષે તમે જે પૂછ્યું તે સર્વ મેં તમને કહી સભળાવ્યું, હવે ફરીને તમને હુ શું કહુ તે કહો. ૭૮

एवं ते सर्वमाख्यातं यन्मां त्व परिपृच्छसि ।
मंगलं मरुतां जन्म किं भूय. कथयामि ते ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे
अष्टादशोऽध्याय:

# અધ્યાય ૧૯ મો. ‡

## પુંસવન વ્રતનો વિધિ.

राजोवाच.

व्रतं पुंसवनं ब्रह्मन् भवता यदुदीरितम् ।
तस्य वेदितुमिच्छामि येन विष्णु प्रसीदति ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે મહારાજ ! આપે જે પુસવન ( પુત્ર આપનારુ ) વ્રત કહ્યુ તેનો વિધિ જાણવાની હું ઇચ્છા રાખું છુ, કારણ કે જે વ્રત કરવાથી વિષ્ણુ પ્રસન્ન થાય છે ૧

શુકદેવજી કહે છે—માર્ગશીર્ષ મહિનામા શુકલપક્ષના પડવાના દિવસથી સ્ત્રીએ પતિની આજ્ઞા લઇ આ સર્વ કામના પુરનારુ વ્રત આરભવુ ૨ વ્રતારભની પહેલા મરુતગણોની જન્મકથા સાભળવી અને પછી બ્રાહ્મણોની આજ્ઞા લઇને વ્રતનો આરભ કરવો. વ્રત કરનારી સ્ત્રીએ નિરતર પ્રભાતમા ઉઠી, દિશા જંગલ જઈ આવીને દાતણ કરવું, પછી નાહી ધોઇ, અગ ઉપર સૌભાગ્ય શણગાર સજી બે ધોળાં વસ્ત્ર પહેરવાં અને પ્રભાતમા ભોજન કર્યાની અગાઉ લક્ષ્મીજી સાથે ભગવાનની પૂજા કરીને નમસ્કાર કરવા ૩ હે પૂર્ણ કામનાવાળા ! તમે કોઈ પણ જાતની ઇચ્છાવાળા નથી, કારણ કે, તમારી પાસે જે જોઇએ તે સર્વ છે, તમને બીજા કોઈની કઇ પણ અપેક્ષા નથી, એવા તમને નમસ્કાર હો વળી મહા વિભૂતિના અને અણિમાદિક સિદ્ધિઓના નિવાસરૂપ તમને નમસ્કાર કરું છુ ૪ હે ભગવન્ ! તમે કૃપા, વૈભવ, તેજ, મહિમા, સામર્થ્ય તથા બીજા સર્વ ઇશ્વરના ગુણોથી યથાર્થ રીતે સંપન્ન છો, માટે તમે જ ભગવાન અને પ્રભુ છો. ૫ હે વિષ્ણુની પત્નિ ! હે મહામાયા ! હે પરમેશ્વરના જેવાં લક્ષણોથી સંપન્ન ! હે મહા ભાગ્યવતિ લક્ષ્મીજી ! તમને નમસ્કાર હો ૬ એ મત્ર ભણીને નમસ્કાર કરવા. પછી '૩ૐ મહા પ્રભાવવાળા, મહા વિભૂતિઓના પતિ એવા મહાપુરુષ ભગવાનને નમસ્કાર કરુ છું તથા મહા વિભૂતિઓની સાથે આપને બલિદાન અર્પણ કરુ છું ' આ મંત્રથી નિત્ય આહ્વાન, અર્ઘ, પાદ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, આભૂષણ, ચદન, પુષ્પ, ધૂપ, દીપ તથા નૈવેદ્ય આદિ પૂજોપચાર સાવધાનપણાથી યજમાને વિષ્ણુને અર્પણ કરવો ૭ પછી ॐ नमो भगवते महापुरुषाय महाविभूतिपतये स्वाहा, '૩ૐ મહા પુરુષ મહાવિભૂતિઓના અધિપતિ એવા આપ ભગવાનને બલિ અર્પણ થાઓ ' એ મત્ર ભણીને બાકી રહેલા બલિમાથી અગ્નિમા બાર આહુતિઓ આપવી ૮ જો મનુષ્યને સર્વ સપત્તિઓની ઇચ્છા હોય તો તેણે વરદાન આપનારા તથા મનોરથ પૂરનારા એવા લક્ષ્મી અને વિષ્ણુ, બન્નેની ભક્તિથી નિત્ય પૂજા કરવી. ૯ ભક્તિથી શુદ્ધ થયેલા મનવડે શ્રીહરિને પૃથ્વી ઉપર પડી દડવત પ્રણામ કરી, દશ વાર મત્રનો જપ કરીને નીચેના સ્તોત્રનો પાઠ કરવો ૧૦

તમે બન્ને ( લક્ષ્મીનારાયણ ) જગત્તના સ્વામી અને જગતનું આદિ કારણ છો. તેમા લક્ષ્મીજી સૂક્ષ્મ પ્રકૃતિ તથા ટાળી ટળે નહિ એવી માયારૂપી શક્તિ છે ૧૧ તે શક્તિના પરમ પુરુષ એવા તમે સાક્ષાત્ અધિપતિ છો તમે સર્વ યજ્ઞમૂર્તિરૂપ છો અને લક્ષ્મીજી યજ્ઞની ભાવનારૂપ છે તેમ લક્ષ્મીજી ક્રિયામૂર્તિ છે અને તમે ફળના ભોક્તા છો ૧૨ લક્ષ્મીજી ગુણોની વ્યક્તિ છે અને તમે ગુણોને પ્રગટ કરનાર છો તમે સર્વ દેહધારીઓના આત્મા છો અને લક્ષ્મીજી શરીર, ઇંદ્રિય અને અંતઃકરણ રૂપ છે. ભગવાન્ લક્ષ્મીજી પદાર્થોના અને પ્રાણીઓનાં નામ તથા રૂપમય મૂર્તિ છે અને તમે નામરૂપના પ્રકાશક

‡ આ અધ્યાયમા કશ્યપે શ્રીહરિને સતુષ્ટ કરનારુ જે વ્રત દિતિને કહ્યુ હતુ, તેજ વ્રતનુ લોકના કલ્યાણ માટે વિસ્તારથી અહિં વર્ણન કરવામા આવશે

તથા આધારરૂપ છો. ૧૩ હે ઉત્તમ કીર્તિ ! જે પ્રમાણે
તમે બન્ને ત્રણ લોકને વર આપનાર તથા તેના પરમ
ઈશ્વરરૂપ છો તે સત્યથી મારા મોટા મનોરથો સફળ
થાઓ ૧૪ આ સ્તોત્રવડે વર આપનાર શ્રીનિવાસ
ભગવાનની લક્ષ્મીજી સાથે સ્તુતિ કરી નૈવેદ્યાદિક
ઉપાડી લઈ ભગવાનને આચમન કરાવવું ૧૫ પછી
ભક્તિથી શુદ્ધ થયેલા મનવડે સ્તોત્રથી ભગવાનની
સ્તુતિ કરવી અને હોમતા બાકી રહેલા પદાર્થને
સુંઘીને ફરીથી શ્રીહરિનું પૂજન કરવું. ૧૬ સ્ત્રીએ
પરમ ભક્તિથી તથા ઈશ્વર બુદ્ધિથી અનેક જાતની
પ્રિય વસ્તુઓવડે પતિની સેવા કરવી અને પતિએ
પણ પોતે પ્રેમાળ થઇને સ્ત્રીની નાની મોટી સર્વ
સેવાનો સ્વીકાર કરવો ૧૭ સ્ત્રી અથવા પુરુષ એ
બન્નેમાથી જો એક પણ વ્રત કરે, તો તેનુ બન્નેને
ફળ મળે છે સ્ત્રી રજસ્વલા હોવાથી વા બીજા કોઇ
પણ કારણથી જો વ્રત કરવાને યોગ્ય ન હોય તો
પતિએ કરવુ. ૧૮ આ વિષ્ણુનુ વ્રત કરનાર પુરુષે
કોઈ પણ દિવસ વ્રતનો ભંગ કરવો નહિ અને વ્રત
કરનાર પુરુષે નિયમમા રહીને પ્રતિદિવસ પુષ્પની
માળા, ચંદન, બલિદાન તથા આભૂષણોથી ભક્તિ
પૂર્વક બ્રાહ્મણોની તથા પુત્રવતી અને સૌભાગ્યવતી
સ્ત્રીઓની પૂજા કરવી તથા ભગવાન એવા વિષ્ણુની
પણ પૂજા કરવી ૧૯ પૂજા કર્યા પછી ભગવાનને
તેમના પોતાના સ્થાનમા પધરાવીને પછી તેમને
ધરેલું નૈવેદ્ય વ્રત કરનારાએ મનની શુદ્ધિ માટે
તથા સર્વ કામનાની સિદ્ધિ માટે ખાવુ ૨૦ આ
પ્રમાણે પૂજાની વિધિથી પતિવ્રતા સ્ત્રીએ બાર માસ
અથવા અધિક માસ હોય તો તેર મહિના એમ
આખા વર્ષ સુધી વ્રત કરવુ અને કાર્તિક મહિનાની
અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો ૨૧ બીજે
દિવસે પ્રભાતમા પ્રાત કૃત્યને આટોપી લઈ, જલથી
આચમન લઈ, પ્રથમની પેઠે શ્રીકૃષ્ણનું પૂજન કરી
પાર્વણ સ્થાલિપાકની વિધિથી પતિને દૂધમા રાંધેલા
ચરુની ઘી સાથે અગ્નિમાં બાર આહુતિઓ આપવી.
૨૨ પછી પ્રસન્ન થયેલા બ્રાહ્મણોએ આપેલા આશી-
ર્વાદો માથા ઉપર ચઢાવીને ભક્તિથી પ્રણામ કરી,
બ્રાહ્મણોની આજ્ઞા લઇને ભોજન કરવું. ૨૩ આચા-
ર્યને આગળ રાખી બંધુઓ સાથે ઉભા રહી, વાણીને
નિયમમા રાખી, સારી પ્રજા આપનાર તથા સૌભાગ્ય
વધારનાર ચરુનો શેષ ભાગ સ્ત્રીને ખવરાવવો. ૨૪
કોઈ પણ પુરુષ વિષ્ણુના પુંસવન વ્રતને શાસ્ત્રમા
કહ્યા પ્રમાણે કરીને આ લોકની ઇષ્ટ કામનાઓ મેળવે
છે સ્ત્રી આ વ્રત કરીને સૌભાગ્ય, લક્ષ્મી, પ્રજા, યશ
તથા ઘર મેળવે છે ૨૫ કન્યા આ વ્રત કરી સર્વ
લક્ષણસંપન્ન પતિ મેળવે છે, વિધવા આ વ્રત કરીને
પાપ રહિત થાય છે તથા સારી ગતિને પામે છે.
જેના સંતાન મરી જતાં હોય એવી સ્ત્રી આ વ્રત
કરીને પનોતી થાય છે, નિર્ધન સ્ત્રી ધનવાન થાય
છે, ધનવતી છતા ભાગ્યહીન સ્ત્રી ભાગ્યશાળી થાય
છે, કુરૂપી સ્ત્રી આ વ્રત કરવાથી ઉત્તમ રૂપને પામે
છે, રોગી હોય તે રોગમાથી મુક્ત થાય છે અને
ઇંદ્રિયોની સાથે હૃષ્ટપુષ્ટ દેહને પામે છે શુભ કાર્યમાં
આ આખ્યાનનો પાઠ કરે તો પિતૃઓને તથા દેવ-
તાઓને અત્યંત તૃપ્તિ થાય છે ૨૬-૨૭ હોમ પૂર્ણ
થઇ રહ્યા પછી અગ્નિદેવ, લક્ષ્મીજી તથા શ્રીહરિ
પ્રસન્ન થઇ યજમાનની સર્વ કામનાઓ પૂર્ણ કરે છે.
હે રાજન્ ! મરુતગણોનું પુણ્યકારક અને મોટું
જીવનચરિત્ર તથા દિતિએ કરેલું મહા વ્રત આ
પ્રમાણે મે તમને કહી સંભળાવ્યું. ૨૮

तुष्टाः प्रयच्छन्ति समस्तकामान्
होमावसाने हुतभुक् श्रीहरिश्च ।
राजन् महन्मरुतां जन्म पुण्यं
दितेर्व्रतं चाभिहितं महत्ते ॥ २८ ॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे
एकोनविंशतीतमोऽध्यायः

षष्ठ स्कंध समाप्त

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत

## सप्तमस्कंध.

### શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.




નૃસિહ ભગવાન ને હિરણ્યકશિપુ

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## सप्तमस्कंध.

## અધ્યાય ૧ લો.†

### હિરણ્યકશિપુને પ્રહ્લાદ પર આવેલો ક્રોધ.

राजोवाच—समः प्रिय सुहृद्ब्रह्मन् भूतानां भगवान् स्वयम् ।
इन्द्रस्यार्थे कथ दैत्यानवधीद्विषमो यथा ॥ १ ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યું—હે શુકદેવજી ! ભગવાન પોતે સર્વ પ્રાણીઓને સમાન, પ્રિય ને મિત્ર જેવા છે છતા વિષમ બુદ્ધિના મનુષ્યની માફક ઇન્દ્રને સારુ દૈત્યોને તેમણે કેમ મારી નાખ્યા ? ૧ ભગવાન પોતે પરમાનંદ સ્વરૂપ અને ગુણ રહિત છે, તેમને દેવતાઓની સાથે કંઈ કાર્ય ન હતું, તેમ અસુરોની સાથે કંઈ દ્વેષ પણ ન હતો, તેમ તેમની તરફથી તેમને ભય પણ ન હતો, ૨ છતા પણ તેમણે અસુરોનો સંહાર કર્યો, તેથી ભગવાનના ગુણો વિષે મને મોટો સંશય આવે છે, જે તમેજ દૂર કરવા યોગ્ય છો. ૩

શુકદેવજી બોલ્યા—હે મહારાજ ! આપે શ્રીહરિનું અદ્ભુત ચરિત્ર પૂછ્યું, તે ઠીક કર્યું, કારણ કે જેમાં ભગવાનની ભક્તિ વધારનારું ભગવદ્ભક્ત પ્રહ્લાદનું માહાત્મ્ય આવેલું છે; ૪ તથા નારદાદિક ઋષિઓ જેમનાં પરમ પુણ્ય ચરિત્રને ગાય છે, તે શ્રીહરિની કથા હું વેદવ્યાસને નમસ્કાર કરીને તમને કહી સંભળાવીશ ૫ ભગવાન માયાથી પર છે અને નિર્ગુણ છે. નિર્ગુણ હોવાથી અજન્મા અને અજન્મા હોવાથી રાગ દ્વેષાદિકમાં કારણભૂત એવા દેહ અને ઇંદ્રિયાદિકથી રહિત છે, છતા પણ તે માયાના ગુણોમા પ્રવેશ કરીને દેવ તથા અસુરો વચ્ચે ચાલતા યુદ્ધમાં મરનાર ને મારનારપણાને પ્રાપ્ત થાય છે ૬ તેમા તે ગુણો જો ભગવાનના પોતાના હોય તો તો ભગવાન વિષે પ્રાકૃત મનુષ્યની પેઠે વિષમપણું ઘટે, પરંતુ સત્વ, રજ તથા તમ, એ ત્રણ ગુણો આત્માના નથી, પરંતુ માયાના છે અને તે ગુણોનો ઘટાડો અથવા વધારો એકજ વખતે થતો નથી, પરંતુ કાળને લઈને થાય છે ૭ જુદા જુદા કાળને અનુકૂળ રહેનાર ભગવાન સત્વગુણના વિજયનો સમય હોય ત્યારે દેવતાઓને તથા ઋષિઓને ભજે છે; અને રજોગુણ તથા તમોગુણના વિજયનો સમય હોય ત્યારે યક્ષો તથા રાક્ષસોને ભજે છે. ૮ અગ્નિ એક પ્રકારનો છે, તોપણ કાષ્ઠાદિકમા અનેક પ્રકારનો દેખાય છે જળ જેમ એક પ્રકારનું છે તોપણ જુદા જુદા રંગનાં પાત્રોમાં જુદા જુદા રંગનું દેખાય છે તેમજ આકાશ એક હોવા છતા ઉપાધિને લઇ

† આ અધ્યાયમા હિરણ્યકશિપુને પ્રહ્લાદ સાથે જે વિરોધ થયો હતો, તે એક બ્રાહ્મણના શાપને લીધે થયો હતો, એ કથા કહેવામા આવશે

અનેક પ્રકારનું દેખાય છે, તેમ ભગવાન એક રૂપ જ છે, તોપણ તે દેવ, અસુરો અને રાક્ષસો વગેરેમા અનેક રૂપે જણાય છે દેવાદિકના દેહોથી જુદા જણાતા નથી પરંતુ વિવેકી લોકો સ્વભાવવાદ, કાળવાદ તથા કર્મવાદનો નિષેધ કરી કાર્યોના દેખાવો ઉપરથી અનુમાન બાંધીને પોતાને વિષે રહેલા પરમાત્માને તેવા ગણે છે ૯ પરમેશ્વર જ્યારે જીવના ઉપભોગ માટે શરીરો ઉત્પન્ન કરવાની ઇચ્છા કરે છે, ત્યારે પોતાની માયાથી રજોગુણને જુદો ઉત્પન્ન કરે છે. તે જ્યારે અનેક જાતના શરીરોમાં વિહાર કરે છે, ત્યારે સત્વગુણને જુદો સરજે છે અને જ્યારે સંહાર કરવાની ઇચ્છા કરે છે ત્યારે તમોગુણને જુદો ઉત્પન્ન કરે છે ૧૦ આમ છતા પણ પરમાત્મા કાળ, પ્રધાન કે પુરુષ એમાથી કોઇને પણ વશ થતા નથી, પરંતુ પ્રધાન અને પુરુષને નિમિત્ત કરીને અમોઘ કાર્ય કરનાર ભગવાન પોતે પ્રધાન અને પુરુષને સહાયક તરીકે આશ્રય આપે છે વર્તમાન કાળને પોતે ઉત્પન્ન કરે છે ને એ કાળ, હે રાજન્! જ્યારે સત્વગુણની વૃદ્ધિ હોય છે ત્યારે મહા કીર્તિવાળા અને દેવતાઓને પ્રિય એવા ભગવાન સત્વગુણી એવા દેવતાઓના સમૂહને વધારતા હોય એવા, રજોગુણ, તમોગુણવાળા ને દેવતાઓના શત્રુ અસુરોને સંહાર કરતા હોય તેવા દેખાય છે ૧૧ હે રાજન્! પૂર્વે મહાયજ્ઞમા પ્રશ્ન પૂછતા યુધિષ્ઠિર રાજાને દેવર્ષિ નારદે આ વિષય ઉપર એક ઇતિહાસ કહી સંભળાવ્યો હતો ૧૨ રાજસૂય નામે મહાયજ્ઞમા ચેદિ દેશનો રાજા શિશુપાળ વાસુદેવમા સાયુજ્ય ગતિને પામ્યો, તે અતિ આશ્ચર્યજનક વાત સાભળીને પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાજા મનમા વિસ્મય પામ્યા અને યજ્ઞમા બેઠેલા દેવર્ષિ નારદને સર્વ મુનિઓ સાભળતા આ પ્રમાણે પૂછ્યુ ૧૩–૧૪

યુધિષ્ઠિરે પૂછ્યુ—હે નારદ! એકાંતિક ભક્તોને દુર્લભ એવી પરમતત્ત્વરૂપ વાસુદેવ ભગવાનની પ્રાપ્તિ શિશુપાળને થઈ એ અતિ આશ્ચર્ય થયુ છે ૧૫ હે મુનિ! અમે તે સર્વ વાત જાણવાની ઇચ્છા રાખીએ છીએ. જ્યારે વેન રાજાને ભગવાનની નિંદા કરવાથી બ્રાહ્મણોએ નરકમા નાખ્યો હતો, ૧૬ ત્યારે પાપી દમઘોષનો પુત્ર તથા દુષ્ટ મતિવાળો દંતવક્ત્ર એ બન્ને બાલ્યાવસ્થાથીજ શ્રીકૃષ્ણની સામે મત્સર રાખતા હતા અને અપક્ષયાદિકથી રહિત એવા પરબ્રહ્મરૂપ વિષ્ણુની વાર વાર નિંદા કર્યા કરતા હતા, છતા તેમની જીભમાં કોઢ નીકળ્યા નહિ તેમ તેઓ અંધતમ નરકમા પણ પડ્યા નહિ ૧૭–૧૮ સર્વ લોકના દેખતા પરિશ્રમ વિના દુર્લભ સ્વરૂપવાળા ભગવાન વાસુદેવમા મળી ગયા તેનું શું કારણ? ૧૯ મારી બુદ્ધિ આમાં વાયુથી જેમ દીપની શિખા ડોલે તેની માફક ડગમગે છે, માટે એ અતિ અદ્ભુત વૃત્તાંતમા જે કંઈ કારણ હોય તે સર્વજ્ઞ એવા આપ મને કહો? ૨૦

શુકદેવજી બોલ્યા—દેવર્ષિ નારદ યુધિષ્ઠિર રાજાનું વચન સાભળી પ્રસન્ન થયા અને સભાસદના સાભળતા તેમને સંબોધન કરીને આ પ્રમાણે કહેવા લાગ્યા ૨૧

નારદ કહે છે—હે રાજન્! નિંદા, સ્તુતિ, સત્કાર ને તિરસ્કારાદિકના ઉપયોગમાં આવતું આ શરીર, પ્રધાન ને પ્રકૃતિના અવિવેકથી કલ્પાયેલું છે ૨૨ હે રાજન્! દેહના અભિમાનથી પ્રાણીઓને જેમ હું તથા મારું એવી બુદ્ધિ થાય છે તથા મારવાથી અને તીક્ષ્ણ શબ્દો કહેવાથી જેવી પીડા થાય છે તેવી પીડા ને એવી વિષમ બુદ્ધિ ઇશ્વરને થતી નથી ૨૩ જે દેહને લઈને આ અભિમાન થાય છે, તે દેહનો નાશ કરવાથી જેમ પ્રાણીઓને પોતાનો નાશ થયો જણાય છે, તેમ ઇશ્વરને થતું નથી, કારણ કે તે એક અને સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે, તેથી તેમને અભિમાન નથી. વળી સર્વને શિક્ષા કરનાર એવા પરમેશ્વરને કયો પુરુષ મારવાને સમર્થ છે? ૨૪ ઇશ્વર કોઈની પણ નિંદા સાભળી વિષમબુદ્ધિ કરતા નથી, તેથી વૈર, શુદ્ધ ભક્તિ, ભય, સ્નેહ અથવા કામ, એ પાંચ ઉપાયોમાથી ગમે તે એક ઉપાયવડે ઇશ્વરવિષે મનને જોડવું, કે જેથી ઇશ્વર વિના બીજી કોઈ પણ વસ્તુ જોવામા આવે નહિ. ૨૫ મનુષ્ય વૈરના અનુબંધથી જેવો તલ્લીન થાય છે તેવો ભક્તિયોગથી થતો નથી, આવો મારો મત છે. ૨૬ શાસ્ત્રમા એક એવું દૃષ્ટાંત છે કે, ભ્રમ-

શ્રએ તેના દરમા પૂરેલો કીડો, જેમ ક્રોધ અને ભયના યોગથી ભમરાનું સ્મરણ કરતાં ભમરારૂપ થઈ જાય છે, ૨૭ તેમ માયાવડે મનુષ્યાવતાર લેનાર ઈશ્વર એવા ભગવાન શ્રીકૃષ્ણ ઉપર વૈર રાખવાથી, વારંવાર તેમનું સ્મરણ રહેવાથી, શિશુપાળ વગેરે પાપ રહિત થઈ ભગવાનની ગતિને પામ્યા હતા ૨૮ જેમ ભક્તિથી ઈશ્વરમા મન રાખે, તેમ કામથી, દ્વેષથી, ભયથી અથવા તો સ્નેહથી ભગવાનમા મનને પરોવીને ઘણા લોકો પાપનો ત્યાગ કરી ભગવાનની ગતિને પામ્યા છે ૨૯ હે રાજન્! ગોપિકાઓ કામથી ભગવાનની ગતિને પામી હતી, કંસ ભયથી ભગવાનની ગતિને પામ્યો હતો, શિશુપાળ વગેરે રાજાઓ દ્વેષભાવથી ભગવાનની ગતિને પામ્યા હતા, વૃષ્ણિકુળના યાદવો સબંધથી ભગવાનની ગતિને પામ્યા હતા, તમે સ્નેહથી ભગવાનની ગતિને પામ્યા છો અને અમે ભક્તિથી ભગવાનની ગતિને પામ્યા છીએ ૩૦ આમા પુરુષને પુરુષના ઉપર કામનો સંભવ હોતો નથી, પરંતુ તે વિના બીજા પ્રકારોમાનો એક પ્રકાર પણ શ્રીહરિ વિષે વેન રાજાનો ન હતો તેને લીધે તે નરકમા પડયો હતો, માટે મનુષ્યે કોઈ પણ ઉપાયથી શ્રીકૃષ્ણ વિષે મનને જોડવુ ૩૧ હે યુધિષ્ઠિર! તમારા માસીના પુત્ર શિશુપાળ તથા દંતવક્ત્ર પહેલા ભગવાનના મુખ્ય પાર્ષદો હતા, તે હમણા બ્રાહ્મણના શાપથી પોતાના સ્થાન ઉપરથી ભ્રષ્ટ થયા છે ૩૨

યુધિષ્ઠિર રાજા પૂછે છે—હે મહારાજ! શ્રીહરિના દાસોનો પરાભવ કરનારો એવો તે કેવો શાપ હતો? અને તે કોણે દીધો હતો? ભગવાનના એકાંતિક ભક્તોનો જન્મ થવો, એ વાત અસભવિત જેવી જણાય છે. ૩૩ વૈકુંઠપુરના નિવાસીઓ પ્રાકૃત દેહ, ઇંદ્રિયો તથા પ્રાણ વિનાના હોય છે તેઓને પ્રાકૃત દેહનો સબંધ થવારૂપી આખ્યાનથી બંધાયેલુ એ ચરિત્ર મને કહો ૩૪

નારદ કહે છે—હે યુધિષ્ઠિર! એક વખતે બ્રહ્માના પુત્ર સનદન વગેરે ત્રણ ભુવનમા ફરતા ફરતા દૈવેચ્છાથી વિષ્ણુલોકમા ગયા. ૩૫ સનકાદિક કુમારો મરિચિ આદિ ઋષિઓથી પ્રથમ ઉત્પન્ન થયા હતા, તોપણ તે પાચ છ વર્ષના બાળક જેવડા દેખાતા હતા અને નગ્ન રહેતા હતા, તેથી તેઓને બાળક જાણીને દ્વારપાળોએ અદર જતા અટકાવ્યા ૩૬ એટલે સનકાદિક કુમારોએ ક્રોધાયમાન થઈ તેઓને નીચે પ્રમાણે શાપ દીધો કે, 'તમે બન્ને રજોગુણ તથા તમોગુણથી રહિત એવા શ્રીહરિના ચરણકમળમા વાસ કરવાને યોગ્ય નથી, માટે તમે બન્ને મૂઢ બુદ્ધિવાળા મહા પાપથી ભરેલી અસુર જાતિમા અવતાર લ્યો ૩૭ આ પ્રમાણે શાપ થવાથી તે બન્ને જણાઓ વૈકુંઠલોકમાથી નીચે પડતા હતા, તે વેળા દયાળુ એવા તે કુમારોએ ફરીને તે બન્ને દ્વારપાળોને કહ્યુ કે, 'તમે ત્રણ જન્મ લીધા પછી, પાછા આ લોકમા આવશો' ૩૮ આ પ્રમાણે શાપ થયા પછી, દૈત્ય તથા દાનવોથી વદાતા તે પાર્ષદો દિતિના પુત્રરૂપે અવતર્યા તેમા હિરણ્યકશિપુ વડો અને હિરણ્યાક્ષ નાનો ભાઈ હતો ૩૯ શ્રીહરિએ નૃસિંહાવતાર ધારણ કરીને હિરણ્યકશિપુનો નાશ કર્યો અને પૃથ્વીનો ઉદ્ધાર કરતી વેળા વરાહનું શરીર ધારણ કરીને હિરણ્યાક્ષનો નાશ કર્યો હતો. ૪૦ હિરણ્યકશિપુ, ભગવાન જેને પ્રિય હતા એવા પ્રહ્‌લાદને મારવાની ઇચ્છાથી તેનો નાશ કરવા માટે તેને અનેક જાતના દુખો આપવા લાગ્યો. ૪૧ સર્વ પ્રાણીઓના અતરાત્મારૂપ, શાંત, સર્વત્ર બ્રહ્મરૂપને જોનાર અને ભગવાનના તેજથી રક્ષાયેલા પ્રહ્‌લાદને મારવાના ઉદ્યમો કર્યા, પરંતુ તે ઉદ્યમોથી પ્રહ્‌લાદને મારી શકયો નહિ ૪૨ પછી તે બન્ને જણ વિશ્રવા ઋષિની સ્ત્રી કેશિનીને વિષે રાવણ તથા કુંભકર્ણ નામના બે રાક્ષસો થઇ જન્મ્યા અને તેઓ સર્વ લોકોને સંતાપવા લાગ્યા ૪૩ તે સમયે પણ ભગવાને રામાવતાર ધારણ કરીને તેઓને શાપમાંથી મુક્ત કરવા માટે તેઓનો નાશ કર્યો હતો. હે રાજન્! રામચદ્રના પરાક્રમને તમે માર્કંડેયના મુખથી સાભળજો. ૪૪ તે પછી તે બન્ને જણ તમારી માસીના પુત્રરૂપે ક્ષત્રિય જાતિમાં અવતર્યા હતા. તે હમણા શ્રીકૃષ્ણના ચક્રથી પાપરહિત થઈ શાપમાથી મુક્ત થયા છે. ૪૫ આ પ્રમાણે વૈરના અનુબંધથી તીવ્ર એવા ધ્યાનથી ભગવાનના સ્વરૂ-

પને પામી તેમના ધામના પાર્ષદો થઈ ફરી તેઓ શ્રીહરિની પાસે રહ્યા છે ૪૬

યુધિષ્ઠિરે પૂછ્યું–હે ભગવન્! હિરણ્યકશિપુને મહાત્મા એવા પોતાના પ્રિય પુત્ર ઉપર કેમ ક્રોધ થયો? તથા પ્રહ્‌લાદને ભગવાન ઉપર ચિત્તની એકાગ્રતા કયા કારણથી થઈ તે મને કહો? ૪૭

विद्वेषो दयिते पुत्रे कथमासीन्महात्मना।
ब्रूहि मे भगवन् येन प्रह्लादस्याच्युतात्मता॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे प्रथमोऽध्यायः

## અધ્યાય ૨ જો. †

### હિરણ્યકશિપુનો ભત્રિજાઓને બોધ.

नारद उवाच

भ्रातर्येवं विनिहते हरिणा क्रोडमूर्तिना।
हिरण्यकशिपू राजन् पर्यतप्यद्रुषा शुचा॥१॥

નારદ કહે છે–હે રાજન્! વરાહમૂર્તિ ભગવાને હિરણ્યાક્ષનો નાશ કર્યો તેથી હિરણ્યકશિપુ રોષ ને શોકથી પશ્ચાત્તાપ કરવા લાગ્યો ૧ વળી ક્રોધથી વ્યાપ્ત થઇ ઓષ્ઠને દબાવી કોપાગ્નિથી ભરેલી આંખે આકાશને જોવા લાગ્યો ૨ ભયંકર દાઢોવડે ને ભયંકર આંખો અને ભ્રુકુટીવડે આ વખતે તેનું મુખ જોઈ શકાય તેવું ન હતું હિરણ્યકશિપુએ ક્રોધથી સભા વચ્ચે ત્રિશૂળ ઉગામી દાનવોને કહ્યું કે, ૩ અરેરે દાનવો તથા દૈત્યો એવા હે વ્યક્ષ! હે શંબર! હે વિપ્રચિત્તિ! અને હે પુલોમા! મારું કહેવું તમે સાંભળો અને પછી તે પ્રમાણે કરો, વિલંબ કરો નહિ. ૪-૫ વિષ્ણુ સર્વને સમાન છે, તોપણ મારા ક્ષુદ્ર શત્રુઓએ હરિની સેવા કરીને તેમને હાથે મારા ભાઇનો નાશ કરાવ્યો છે, ૬ માટે પોતાની સમાન બુદ્ધિનો ત્યાગ કરનાર, તેજસ્વી છતાં માયાવડે વરાહનું રૂપ ધારણ કરનાર, ભજનારાને ભજનાર અને બાળકની પેઠે અસ્થિર સ્વભાવવાળાએ વિષ્ણુનું મસ્તક મારા ત્રિશૂળવડે કાપી નાખી, તેના રૂધિરથી મારો ભાઈ કે જેને રૂધિર પ્રિય હતું તેને તૃપ્ત કરીને પછી શોકમાથી હું મુક્ત થઇશ ૭-૮ વળી કપટી તથા અહિત કરનારો વિષ્ણુ જેનો પ્રાણ છે એવા દેવતાઓ પણ પછી નાશ પામશે, ૯ માટે પ્રથમ બ્રાહ્મણો તથા ક્ષત્રિયો જેમાં વધી પડ્યા છે એવી પૃથ્વી ઉપર તમે જાઓ અને તપશ્ચર્યા કરનાર, યજ્ઞ કરનાર, સ્વાધ્યાય કરનાર, વ્રત કરનાર તથા દાતા લોકોનો નાશ કરો, ૧૦ કારણ કે બ્રાહ્મણોની ક્રિયા એ યજ્ઞમૂર્તિ તથા ધર્મરૂપ ભગવાન વિષ્ણુનું મૂળ છે અને તે દેવતા, ઋષિ, પિતૃઓ, ભૂતો અને ધર્મના મુખ્ય આશ્રય રૂપ છે. ૧૧ વળી બ્રાહ્મણો, ગાયો, વેદો, વર્ણ, આશ્રમ અને વેદક્રિયાઓ હોય તે દેશમાં જાઓ, તેમને બાળી દ્યો ને યજ્ઞમાં ઉપયોગી વૃક્ષોને કાપી નાખો ૧૨

નારદ કહે છે–પોતાના રાજાની આજ્ઞાને માથે ચડાવી, જેમને લોકોનો સંહાર કરવો બહુ પ્રિય હતો એવા દૈત્યો પ્રજાઓનો સંહાર કરવાને ગયા. ૧૩ તેઓએ શહેર, ગામ, ઉદ્યાન, ખેતર, વાડીઓ, આશ્રમો, ખાણો, ખેડુતના ગામડાં, રાજધાનીઓ તથા આહિર લોકોના સ્થાનોને બાળવા માડયા. ૧૪ કેટલાક દૈત્યોએ કોદાળીઓથી સેતુઓને, કિલ્લાઓને તથા દરવાજાઓને તોડી નાખ્યા, કેટલાએક દૈત્યોએ હાથમાં પરશુ લઇને લોકોની આજીવિકા પુરી પાડનારા ઉત્તમ વૃક્ષોને કાપવા માડયા અને કેટલાએક દૈત્યોએ હાથમાં બળતા ઉંબાડીયા લઇને પ્રજાઓના ઘરોને બાળવા માડયા ૧૫ હિરણ્યકશિપુના અનુચરો આ રીતે લોકોને દુઃખી કરવા લાગ્યા એટલે દેવતાઓ, સ્વર્ગ લોકનો ત્યાગ કરીને કોઈ જાણે નહિ તેમ છુપી રીતે પૃથ્વી ઉપર ફરવા લાગ્યા ૧૬ પછી દુઃખી થયેલા હિરણ્યકશિપુએ પોતાના મરી ગયેલા ભાઇને દાધાજલી આપી તથા પ્રેતશ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરીને, શકુનિ, શંબર, ધૃષ્ટ, ભૂત, સંતાપન, વૃક, કાળનાભ, મહાનાભ, હરીશ્મશ્રુ અને ઉત્કચને શાંત કર્યા ૧૭-૧૮ હે રાજન્! તે ઉપરાંત દેશ તથા કાળને જાણનાર હિરણ્યકશિપુ, તેની માતા રુષાભાનુને તથા પોતાની માતા દિતિને

† આ અધ્યાયમાં હિરણ્યકશિપુએ વિષ્ણુ ઉપર રોષ હોવાથી દાનવો દ્વારા લોકોનો નાશ કરાવીને વિષ્ણુએ મારી નાખેલા પોતાના ભાઇ હિરણ્યાક્ષના પુત્રોને તથા બીજા દૈત્ય દાનવોને ઇતિહાસોના દૃષ્ટાંતો આપીને શાંત કર્યાની કથા કહેવાશે

પણુ મધુર શબ્દો કહી શાત કરવા આ પ્રમાણે કહેવા લાગ્યો. ૧૯

હિરણ્યકશિપુ કહે છે—હે માતા ! હિરણ્યાક્ષ વીર હતો, તેનો તમારે શોક કરવો નહિ, કારણુ કે શૂરાઓની અને શત્રુઓની સામે નાશ થાય તે વખાણુવા યોગ્ય છે તથા વીર પુરુષોને તે પસદ પડે છે ૨૦ હે માતા ! પ્રાણીઓ, પૂર્વજન્મનાં કર્મોથી એકઠા મળે છે તથા પોતાના કર્મેથી પાછા વિખુટાં પડે છે તેઓ આ સસારમા પરબમા પાણી પીવા માટે જેમ મનુષ્યો એકઠા થાય તેમ એકઠા થાય છે ૨૧ વસ્તુતાએ દેહને માટે શોક કરવો એ વ્યર્થ છે, કારણુ કે આત્મા દેહાદિકથી જુદો છે તે મરતો નથી, ઓછો થતો નથી, શુદ્ધ છે, સર્વત્ર વ્યાપક તથા સર્વજ્ઞ છે, માટે તે મરી ગયો છે, દુર્બળ છે, મલિન છે, વિયોગી છે, અજ્ઞાની છે, એમ માનીને તેનો કદી શોક કરવો નહિ આત્મા પોતાની ભૂલવડે પોતાના લિંગ શરીરમાં મિથ્યા અભિમાન રાખે છે, તેથી તે ઉંચા નીચા દેહાદિકને ધારણુ કરે છે ૨૨ પાણીના હાલવાથી જેમ તેમા પ્રતિબિબરૂપે પડેલાં વૃક્ષો હાલતાં હોય તેવા દેખાય છે, તેમ લિગ શરીરના સુખ દુ:ખાદિક ધર્મો પણુ આત્મા વિષે હોય એમ દેખાય છે ફેરકુદડી ફરનારાની ચોતરફ ફરતી આખવડે જેમ પૃથ્વી ફરતી હોય એવી દેખાય છે, તેમ ગુણોને લીધે લિગ શરીર પણુ ફર્યા કરે છે, તેથી આત્મા પૂર્ણ છતાં ફરતો હોય ( જન્મ મરણુ પામતો હોય ) એવો દેખાય છે ૨૩ ઉપર કહ્યા પ્રમાણે મન ગુણોથી જ્યારે ભમવા માડે છે ત્યારે પરિપૂર્ણ એવો આત્મા મનના સમાન થઇ જાય છે હે કલ્યાણિ ! આત્માને લિંગ શરીરનો સબધ નથી, તોપણુ જાણે તેનો સબધ થયો હોય તેમ સૂક્ષ્મ શરીરના ધર્મો આત્મામા જોવામા આવે છે ૨૪ આત્માને વિષે 'હું દેહ છુ' એવી જે ભાવના કરવી, એ પોતાના સ્વરૂપનું ઉલટાપણું છે તથા પ્રિય વસ્તુનો વિયોગ, અપ્રિય વસ્તુનો લાભ, કર્મ, અનેક ગર્ભોમાં પ્રવેશ, જન્મ, વિનાશ, અનેક જાતનો શોક, અવિવેક, ચિંતા તથા સ્વરૂપનું વિસરી જવું, એ સર્વ દેહાભિમાનથી થાય છે. ૨૫–૨૬ શોકના કારણુ વિના વૃથા શોક કરે છે, તે વિષયમા યમરાજા તથા શબના સબધીઓના સંવાદરૂપ એક પ્રાચીન ઇતિહાસ કહેવામા આવે છે તે સાભળો ૨૭ ઉશીનર નામના દેશમાં સુયજ્ઞ નામનો એક પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો તેને યુદ્ધમા શત્રુઓએ મારી નાખ્યો અને તેના સગા સબધીઓ તેની ચારે તરફ બેસીને તેની સેવા કરવા લાગ્યા ૨૮ યુદ્ધમાં તે રાજાનું રત્નજડિત કવચ કપાઈ પડ્યુ, આભૂષણો તથા માળા શરીર ઉપરથી ખસી ગયાં અને હૃદય બાણુથી વિધાઈ ગયું હતું, તેથી તે લોહીલુહાણુ થઈને પૃથ્વી ઉપર પડ્યો હતો. ૨૯ તેના કેશ વીખરાઈ ગયા હતા, આખો ફુટી ગઈ હતી, તેણે ક્રોધથી ઓષ્ઠને ડસ્યા હતા, મુખ ધૂળથી ભરાઈ ગયુ હતુ અને રણુ ઉપર હાથ ને હથિયારો કપાઇ પડેલા હતા ૩૦ દૈવે એવી દશામા લાવી મૂકેલા પોતાના સ્વામી ઉશીનર દેશના રાજાને જોઈ તેની પટરાણીઓ દુ:ખી થઇને હે નાથ ! અમે હણાયેલી છીએ, એ પ્રમાણે વાર વાર છાતી કુટતી રાજાના ચરણુની પાસે પડી ૩૧ પછી આસુઓથી પતિના ચરણુને ભીંજવવા લાગી અને માથાના કેશ તથા શેષફૂલ વગેરે જેનાં આભૂષણો સરી ગયા હતા એવી તે સ્રીઓ કરુણાજનક રુદન કરીને મનુષ્યોના મનમા શોક ઉપજાવે એવા વિલાપ કરવા લાગી ૩૨ અરેરે હે પ્રભો ! નિર્દય વિધાતાએ હમણા આપને અમારી દષ્ટિ આગળથી અદૃશ્ય કરી મૂક્યા છે જેમણે પૂર્વે તમને ઉશીનર દેશના લોકોને આજીવિકા આપનારા કર્યા હતા, તેમણે હમણા તેઓના શોકને વધારનાર કર્યા છે ૩૩ હે મહીપતિ ! કૃતજ્ઞ અને અમારા અત્યંત સ્નેહી એવા તમારા વિના અમે કેવી રીતે જીવી શકીશુ ? હે વીર ! તમારા ચરણુની સેવા કરનારી દાસીઓને જ્યા આગળ તમે જતા હો તે સ્થાને આવવા માટે આજ્ઞા કરો. ૩૪ આ પ્રમાણે રાણીઓ મરી ગયેલા પતિને લઇને વિલાપ કરતી હતી અને તેને બાળી દેવા માટે ઇચ્છતી ન હતી, એટલામા સૂર્યનારાયણુ અસ્ત થયા. ૩૫ પછી ત્યા આગળ મરી ગયેલા રાજાના સંબંધીઓનુ રડવુ સાભળીને યમરાજા પોતે બાળકનુ રૂપ લઇને આવ્યા અને

વિલાપ કરતા લોકોને કહેવા લાગ્યા કે, ૩૬ અરેરે !! આ મનુષ્યો અવસ્થામા પ્રારાથી મોટા છે અને જગતમાં થતા જન્મ મરણાદિકની રીતિને જાણનાર છે, તોપણ તેઓને મહા મોહ થયેલો છે. મનુષ્ય જ્યાથી આવ્યો ત્યા આગળ જાય છે અને પોતે પણ તેના સમાન મરણ ધર્મવાળો છે, છતાં પણ મનુષ્યો પ્રાણીઓનો વૃથા શોક કરે છે. ૩૭ અરેરે !! તમારા કરતા તો અમે વધારે ભાગ્યશાળી છીએ, કારણ કે માતાપિતાએ અમારો ત્યાગ કર્યો છે અને અમે બાળક છીએ, તોપણ તેમનો શોક કરતા નથી વળી અમે બળ વિનાના છીએ, તોપણ હિંસક પ્રાણીઓ અમને ખાઈ જતા નથી, કારણ કે જે ગર્ભમા રક્ષા કરે છે, તે જ સર્વત્ર રક્ષા કરનાર છે ૩૮ હે સ્રીઓ ! અવિનાશી ઈશ્વર પોતાની ઇચ્છાથી આ જગતને સર્જે છે, તેની રક્ષા કરે છે તથા પ્રલય કરે છે. ઈશ્વરનુ આ સ્થાવરજગમાત્મક જગત એક રમકડું છે અને તે, જગતનો સંહાર કરવામા સમર્થ છે ૩૯ રસ્તે પડેલુ છતા પણ ઈશ્વરે રક્ષેલુ હોય, તો તે જીવતુ રહે છે અને ઘરમા રક્ષણ કર્યા છતા પણ ઈશ્વરે નાશ કરેલુ હોય તો તે નાશ પામે છે વનમા નાખી દીધેલો હોય અને ધણી વિનાનો હોય તોપણ તેના ઉપર ઇશ્વરની કૃપાદૃષ્ટિ હોય તો તે જીવતો રહે છે અને ઘરમા રક્ષા કરીને રાખેલો હોય તોપણ ઈશ્વરથી તેનો નાશ થવો સર્જ્યો હોય તો તે જીવતો નથી ૪૦ આ જન્મમરણાદિક દેહાદિકને થાય છે, આત્માને થતા નથી, કારણ કે સર્વ પ્રાણીઓ પોતાના લિગ શરીરે કરેલા કર્મોવડે સમય ઉપર જન્મે છે તથા મરે છે આત્મા જો કે તે જન્મમરણવાળા દેહમા રહેલો છે, તથાપિ તે દેહાદિકના ધર્મોથી બધાતો નથી, કારણ કે, દેહના ધર્મોથી તે ભિન્ન છે. ૪૧ પુરુષને આ શરીર કેવળ અવિવેકને લીધે આત્મારૂપે જણાય છે. પરતુ વસ્તુતાએ જોતા તો દ્રષ્ટા આત્માથી પાર્થિવ ઘરની પેઠે તે જુદુ જોવામા આવે છે પાણીના પરમાણુઓથી બનેલા પરપોટાની માફક પૃથ્વીના પરમાણુઓમાથી બનેલા ઘટાદિકની માફક અને સુવર્ણના પરમાણુઓમાથી બનેલાં કુડલાદિકની માફક, તે ત્રણે જાતના પરમાણુઓમાથી થયેલુ શરીર કાળે કરીને નાશ પામે છે, પરંતુ આત્મા કદી નાશ પામતો નથી. ૪૨ વળી અગ્નિ જેમ કાષ્ઠોમા રહ્યા છતાં દાહક અને પ્રકાશક ધર્મવડે કાષ્ઠથી જુદો જણાય છે, અને વાયુ જેમ દેહમા રહ્યા છતા મુખ અને નાસિકાદ્વારા ભિન્ન ભિન્ન જોવામા આવે છે તેમ આત્મા દેહમા રહેલો છે, તોપણ દેહથી બહુજ જુદો છે. વળી આકાશ જેમ સર્વમાં રહેલું છે છતા કોઈથી બધાઈ રહેલુ નથી, અર્થાત્ અલિપ્ત છે તેમ આત્મા દેહ અને ઇંદ્રિયાદિમા રહેલો હોવા છતાં દેહાદિકથી જુદો છે, માટે દેહ ને ઇંદ્રિયાદિકના જન્મ મરણાદિકથી તે જન્મ મરણના ધર્મને પામતો નથી. ૪૩ હે મૂઢ લોકો ! જેનો તમે શોક કરો છો તે આ સુયજ્ઞ અહિં સુતો છે, તો શા માટે તમે કલ્પાંત કરો છો ? કદાપિ તે આટલા વખત સુધી સાંભળતો હતો અને તેનો ઉત્તર આપતો હતો, પરતુ હમણા તે સાભળતો નથી અને ઉત્તર આપતો નથી, માટે અમે તેને મરી ગયેલો ધારીને શોક કરીએ છીએ, એમ માનતા હો તોપણ તમારે શોક કરવો યોગ્ય નથી, કારણ કે, આ શરીરમા જે સાભળનારો તથા બોલનારો છે, તે તો કોઇ દિવસ જોવામા આવતો જ નથી. ૪૪ શરીરમાં પ્રાણ મુખ્ય તથા મોટો ગણાય છે, તોપણ તે શ્રોતા તથા વકતા ગણાતો નથી, પરતુ દેહ ઇંદ્રિયોથી ભિન્ન ઇંદ્રિયાદિકમા પ્રકાશ કરનાર પદાર્થોનો દ્રષ્ટા જે આત્મા છે, તે સાભળનારો તથા ઉત્તર આપનારો ગણાય છે અને તે પ્રાણ તથા દેહથી જુદો છે ૪૫ આત્મા દેહાદિકથી ભિન્ન છે, છતા પાચ ભૂતો, ઇંદ્રિયો તથા મનને લીધે ઉત્પન્ન થનારા નાના મોટા દેહોને 'હું છું' એમ માની લે છે જ્યારે વિવેક થાય છે ત્યારે મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે. ૪૬ આત્માને જ્યા સુધી લિંગ શરીરનું અભિમાન રહે ત્યાં સુધી તેને કર્મો બધનકારક થાય છે. શરીરના ધર્મો આત્મામા જણાય છે અને કલેશ થાય છે, પરંતુ લિંગ દેહનું અભિમાન મટી ગયા પછી કદી તેમ થતું નથી. કારણ કે વિષયાદિક, માયાને લીધે છે, વસ્તુતાએ કઈ પણ નથી ૪૭ સુખ—દુઃખાદિકને સત્ય જાણવા

તથા કહેવાં એ ખોટો ભ્રમ છે, કારણ કે જેમ મનોરથ ને સ્વપ્ન મિથ્યા છે, તેમ ઇંદ્રિયજન્ય વિષયો પણ અસત્ય છે; ૪૮ માટે વિવેકી પુરુષો આત્માને નિત્ય અને દેહને અનિત્ય માની તેનો કદી પણ શોક કરતા નથી. તમે કહેશો કે, ઉપદેશ કરનાર જ્ઞાનીઓ પણ શોક કરે છે, તો જાણવુ કે તેઓને દૃઢ જ્ઞાન નથી તેઓ પોતાનો સ્વભાવ ફેરવી શકતા નથી. ૪૯ પ્રાણીઓના નાશકર્તારૂપે ઈશ્વરે ઉત્પન્ન કરેલો કોઈ એક પારધી વનમા જુદે જુદે ઠેકાણે જાળ પાથરીને પક્ષીઓને લોભાવતો પોતાનું કાર્ય કરતો હતો, ૫૦ એટલામા એક કુલિંગ પક્ષીનું જોડું તેના જોવામા આવ્યુ. તે બંનેમાથી પારધીએ એકાએક કુલિંગીને લોભાવી ૫૧ કુલિંગી કાળના ઝપાટામા આવી જવાથી જાળની દોરીમા બંધાઈ ગઈ કુલિંગ પોતાની સ્ત્રીને દુઃખમા પડેલી જોઈ અત્યંત ખિન્ન થયો. ૫૨ પોતે તેને જાળમાથી છુટી કરવાને અસમર્થ હતો, તેથી સ્ત્રી ઉપરના સ્નેહને લીધે વિલાપ કરવા લાગ્યો કે, અરેરે! મારો શોક કરતી તથા દયા કરવા યોગ્ય એવી મારી સ્ત્રીને હરી જઇને હે દૈવ! તું એનું શુ કરશે? ૫૩ હવે દીન, સ્ત્રી રહિત થઈ પડેલા દુઃખી જીવતરવાળા મારા અર્ધ દેહનુ મારે હવે શું પ્રયોજન છે? દૈવ મને પણ ભલે લઈ જાય. ૫૪ હું, જેમને પાંખો પણ આવી નથી એવા અને માતાવિનાનાં બચ્ચાનુ કેવી રીતે પોષણ અને સમાધાન કરીશ? મંદ ભાગ્યવાળા મારા બચ્ચા માળામા તેમની માતાની રાહ જોતા હશે. ૫૫ આ પ્રમાણે સ્ત્રીના વિયોગથી આતુર થઈ વિલાપ કરતો અને જેના નેત્રમાંથી અશ્રુઓ પડતા હતા એવા કુલિંગપક્ષીને પણ પાસે છુપાઈ રહેલા અને કાળે પ્રેરેલા પારધીએ બાણ મારી વિંધી નાખ્યો ૫૬ આ પ્રમાણે અજ્ઞાની એવા તમે પોતાના નાશને જાણતા નથી, તેથી સો વર્ષ સુધી શોક કર્યા કરશો, તોપણ તમારા રાજાને મળી શકવાના નથી. ૫૭

હિરણ્યકશિપુ કહે છે—આ પ્રમાણે બાળક બોલતો હતો તે સાંભળીને રાજાના સર્વ સંબંધીઓ મનમાં વિસ્મય પામીને કહેવા લાગ્યા કે, આ જગત અનિત્ય હોઈ સ્વપ્નની માફક ઉત્પન્ન થયેલું છે. ૫૮ આટલી વાત કહીને યમરાજા અદૃશ્ય થયા. પછી સગા સંબંધીઓએ સુયજ્ઞ રાજાની પરલોક સંબંધી જે ક્રિયાઓ કરવાની હતી તે કરી, ૫૯ માટે તમે બીજાનો કે પોતાનો શોક કરો નહિ. આ પોતાનો છે, આ પારકો છે એવા દુરાગ્રહરૂપી અજ્ઞાન વિના દેહધારીઓને પોતાનો કોણ છે? તેમ પારકો પણ કોણ છે? તેમ પોતે કોણ છે? અને પર પણ કોણ છે? અર્થાત્ કોઈ નહિ—સર્વ બ્રહ્મમય છે. ૬૦ આ પ્રમાણે પુત્રની વહુ સાથે દિતિએ દૈત્ય રાજા હિરણ્યકશિપુની વાત સાભળીને તરતજ પુત્ર શોકને તજી દીધો અને પરમેશ્વરમા ચિત્તને જોડ્યું. ૬૧

इति दैत्यपतेर्वाक्यं दितिराकर्ण्य सस्नुषा ।
पुत्रशोकं क्षणात्त्यक्त्वा तत्त्वे चित्तमधारयत् ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे
द्वितीयोऽध्यायः

## અધ્યાય ૩ જો.*

## હિરણ્યકશિપુને મળેલો વર.

नारद उवाच

हिरण्यकशिपू राजन्नजेयमजरामरम् ।
आत्मानमप्रतिद्वन्द्वमेकराजं व्यधित्सत ॥ १ ॥

નારદજી કહે છે—હે યુધિષ્ઠિર રાજા! પછી હિરણ્યકશિપુએ પોતાના દેહને અજર, અમર, અજીત, શત્રુરહિત તથા ચક્રવર્તી રાજા કરવાની ઇચ્છા કરી. ૧ એ ઇચ્છા પૂર્ણ કરવાને તેણે મંદરાચળની ગુફામાં ઉંચા હાથ રાખી આકાશ તરફ દૃષ્ટિ કરી અને પગના અંગુઠાથી પૃથ્વી ઉપર ઉભા રહી બહુજ કઠિન તપશ્ચર્યા કરવા માંડી ૨ આ વેળા પ્રલયકાળનો સૂર્ય જેમ કિરણોથી શોભે તેમ તે પીળી જટાથી શોભવા લાગ્યો આવી રીતે હિરણ્યકશિપુ તપશ્ચર્યા કરવા લાગ્યો તે વખતે દેવતાઓ, જેઓ તેના ભયથી પૃથ્વી ઉપર ફરતા હતા, તેઓ પોતાના સ્થાનોમાં પાછા ગયા. ૩ તપ કરતા દૈત્યના મસ્તકમાંથી ધુમાડાવાળો તપમય અગ્નિ ઉત્પન્ન થયો, અને તે આડો,

* આ અધ્યાયમા બ્રહ્મા હિરણ્યકશિપુની તપશ્ચર્યાથી જગતને તપી ગયેલુ જોઇને બહુ આશ્ચર્ય પામ્યા. હિરણ્યકશિપુએ સ્તુતિ કરી અને બ્રહ્માએ તેને વરદાન આપ્યાં, એ કથા કહેવાશે

ઉભો, ઉંચે ને નીચે એમ ચારે તરફ ફેલાઈ ત્રણે લોકને તપાવવા લાગ્યો. ૪ તેનાથી નદીઓ ને સમુદ્રો ક્ષોભ પામ્યા, દ્વીપ તથા પર્વતો સાથે પૃથ્વી ચલાયમાન થઇ, આકાશમાથી ગ્રહ અને તારાઓ ખરવા લાગ્યા, અને દશે દિશાઓ બળવા માડી. ૫ દેવતાઓ તે અગ્નિથી તપી જઈ સ્વર્ગ લોકનો ત્યાગ કરી બ્રહ્મ લોકમાં ગયા અને બ્રહ્માને વિનતિ કરી કે, હે દેવદેવ! હે જગત્પતે! ૬ અમે દૈત્યના રાજા હિરણ્યકશિપુના તપથી બહુ જ તપી ગયા છીએ, તેથી સ્વર્ગમા રહી શકતા નથી માટે હે મહારાજ! જો આપની ઇચ્છા હોય તો આ તમારી પૂજા કરનાર લોકો જ્યા સુધી નાશ પામ્યા નથી, ત્યા સુધીમાં તમે તેનો નાશ કરો. ૭ તે મહા ભયકર તપશ્ચર્યા કરે છે અને તેના મનનો સકલ્પ તમારા જાણવામા નથી, એમ અમે ધારીએ છીએ ૮ હે પ્રજાપતિ! સ્થાવર જગમાત્મક જગતને તપથી તથા યોગાભ્યાસથી સરજીને સર્વ લોકોના કરતા શ્રેષ્ઠ એવા તમે સત્યલોકમા બેઠા છો. ૯ તે પ્રમાણે હું પણ તપશ્ચર્યા અને યોગ સમાધિને વધારીને મારા કાર્યને સિદ્ધ કરવા મથુ છુ આયુષ્ય જો કે અલ્પ છે અને દેહ પડી જવાનો ભય છે, તોપણુ કાળ અને આત્મા અવિનાશી છે, માટે ઘણા અવતારોથી કાર્યને સિદ્ધ કરુ છુ ૧૦ મારી શક્તિથી હુ દેવતાઓમાથી દૈત્યો અને દૈત્યોમાથી દેવતાઓ તથા પુણ્યનુ પાપ અને પાપનુ પુણ્ય, એમ જગતને પણ ઉલટસુલટ કરી નાખીશ કલ્પને અતે કાળથી નાશ પામનાર ધ્રુવાદિકના સ્થાનનુ શુ પ્રયોજન છે? બ્રહ્માનુ પદ મારે તો સપાદન કરવુ છે. ૧૧ આ પ્રમાણે તમારી પદવી લેવાનો તેનો નિશ્ચય અમારા સાભળવામા આવ્યો છે અને તેટલા માટે તે આ તપશ્ચર્યા કરે છે, માટે હે ત્રિભુવનેશ્વર! આપને જે ઉપાય કરવો હોય તે કરો ૧૨ હે જગતના પતિ! તમારુ પરમેષ્ઠી સબધી આસન બ્રાહ્મણોની ને ગાયોની ઉત્પત્તિ માટે, કલ્યાણ માટે, ઐશ્વર્ય માટે, જગતના ક્ષેમ માટે અને વિજય માટે છે ૧૩

હે રાજન્! દેવતાઓએ ભગવાન બ્રહ્માને આ પ્રમાણે વિનતિ કરી એટલે ભૃગુ તથા દક્ષ આદિકથી વિટાયલા બ્રહ્મા દૈત્યરાજના આશ્રમમાં ગયા. ૧૪ ત્યા હિરણ્યકશિપુ રાફડાઓ, ઘાસ તથા વાસની ઝાડીથી ઢકાઇ ગયો હતો અને કીડીઓ તેની ચરબી, માસ અને લોહીને ખાઈ ગઈ હતી તેથી બ્રહ્માએ તેને દીઠો નહિ. ૧૫ વાદળમા ઢંકાઇ ગયેલો સૂર્ય જેમ લોકોને તપાવે તેમ રાફડાથી ઢંકાયેલો તે તપથી લોકોને તપાવતો હતો, એમ જાણી હંસવાહન એવા બ્રહ્મા આશ્ચર્ય પામ્યા, અને હસતાં હસતાં બોલ્યા કે, ૧૬ હે કશ્યપના પુત્ર! ઉભો થા, ઉભો થા, તારુ કલ્યાણ થાઓ. તુ તપથી સિદ્ધ થયો છે. હું વર આપનારો તારી સન્મુખ આવીને ઉભો છું, માટે ઇચ્છિત વરદાન માગ. ૧૭ મે તારા આશ્ચર્યકારક ધૈર્યને દીઠુ, તારા દેહને કીડીઓ ખાઈ ગઈ છે અને તારા પ્રાણને હાડકામા રહેલો જોયો. ૧૮ પૂર્વકાળના ઋષિઓએ પણ આવુ તપ કર્યું ન હતું, તેમ હવે પછીના ઋષિઓ પણ આવુ તપ કરશે નહિ કયો મનુષ્ય દેવતાઓના સો વર્ષ સુધી પાણી કે અન્ન વગર જીવી શકે? ૧૯ હે દિતિના પુત્ર! તપમા નિષ્ઠાવાળા તે મનસ્વી પુરુષોથી પણ બની શકે નહિ એવા ઉદ્યમથી મને હરાવ્યો છે, ૨૦ માટે હે અસુરોત્તમ! હું તને વર આપુ છુ, કારણ કે તને મરણ ધર્મવાળાને મારા દર્શન નિષ્ફળ જવા જોઈએ નહિ. ૨૧ આ પ્રમાણે કહી બ્રહ્માએ હિરણ્યકશિપુના શરીરને અમોઘ પ્રભાવવાળા કમડળના દિવ્ય જળનુ પ્રોક્ષણ કર્યું ૨૨ એટલે કાષ્ઠમાથી જેમ અગ્નિ નીકળે તેમ હિરણ્યકશિપુ શરીર, ઇંદ્રિય તથા મનના બળવાળો, સર્વ અવયવ સંપન્ન, વજ્ર જેવા દૃઢ શરીરવાળો, તરુણ અવસ્થાવાળો અને તપાવેલા સુવર્ણના જેવી કાતિવાળો થઇને મોટા રાફડામાથી બહાર નીકળ્યો. ૨૩ તેણે આકાશમાં રહેલા બ્રહ્મદેવને જોઈ, આનદિત થઈ પૃથ્વી ઉપર પડી પ્રણામ કર્યા. ૨૪ પછી તે ઉભો થઇ, બે હાથ જોડીને સરળતાથી બ્રહ્મદેવને જોવા લાગ્યો. પછી જેને હર્ષનાં આસુ આવી ગયા હતા, જેને શરીરમાં રોમાચ થયા હતા, એવા હિરણ્યકશિપુએ આ પ્રમાણે બ્રહ્માની સ્તુતિ કરી. ૨૫

હિરણ્યકશિપુ સ્તુતિ કરે છે–કલ્પને અંતે

ઉત્પન્ન કરેલા તમોગુણથી ઢંકાયેલા આ જગતના પ્રકાશક એવા તમે તમારા પોતાના તેજથી જગત પેદા કર્યું છે. ૨૬ વળી સત્વ, રજ અને તમોગુણી એવા આપ આ જગતને સરજો છો, પાળો છો અને સંહારો છો તે સત્વગુણ, રજોગુણ ને તમોગુણના ધામરૂપ આપ પરમેશ્વરને હું નમસ્કાર કરુ છુ ૨૭ સર્વના આદિ કારણ, સર્વના બીજરૂપ, જ્ઞાન અને વિજ્ઞાનરૂપ, પ્રાણ, ઇદ્રિયો, મન અને બુદ્ધિના વિકારોથી કાર્યના આકારને પામેલા એવા આપને હું પ્રણામ કરુ છુ ૨૮ આપ મુખ્ય પ્રાણથી સ્થાવર તેમજ જ ગમ જગતના નિય તા હોવાથી પ્રજાઓના પતિ છો વળી પ્રજાઓના ચિત્ત, ચેતના, મન ને ઇદ્રિયોના પતિ છો, માટે આપ સર્વથી મોટા છો. આકાશાદિક પાચ ભૂતો, શબ્દાદિક પાચ વિષયો તથા વાસનાઓને સરજનાર પણ આપ છો ૨૯ કર્મ કરવા સંબંધી વિષયોથી ભરેલી વેદવિદ્યાથી આપ યજ્ઞોનો વિસ્તાર કરો છો વળી પ્રાણીઓના આત્મા ને અ તરાત્મા પણ તમે છો, કારણ તમે અનાદિ છો, કાળાદિકથી અન ત છો અને દેશાદિકથી અપાર છો. ૩૦ વળી કાળના પ્રવાહરૂપ આપ લયાદિક વિભાગોથી લોકોના આયુષ્યને હરો છો આપ અવિનાશી, જ્ઞાન સ્વરૂપ, પરમેશ્વર, જન્મરહિત ને માપરહિત છો જીવલોક કર્માદિકથી જન્માદિક ધારણ કરે છે, પર તુ તમે તેના જીવનરૂપ ને નિય તા છો. ૩૧ કાર્ય, કારણ અને સ્થાવર જ ગમ આપથી કઇ ભિન્ન નથી સર્વ વિદ્યાઓ અને કળાઓ તમારા શરીરરૂપ છે, કારણ કે તમે ત્રિગુણાત્મક પ્રધાનથી પર તથા જેના ઉદરમા બ્રહ્માડ રહેલુ છે એવા પર બ્રહ્મરૂપ છો ૩૨ હે વિભુ! આ સર્વ બ્રહ્માડ આપનું શરીર છે. જે શરીરથી આપ પોતાના સ્વરૂપમા રહીને ઇદ્રિય, પ્રાણ અને મનના વિષયોને ભોગવો છો. વળી તમે નિરૂપાધિ બ્રહ્મસ્વરૂપ તથા પુરાણપુરુષ છો. ૩૩ હે અન ત! મન અને વચનથી જાણી શકાય નહિ એવા સ્વરૂપથી તમે આ સર્વ વિશ્વમા વ્યાપ્ત છો. તેજ, વિદ્યા અને શક્તિવાળા આપ ભગવાનને હું નમસ્કાર કરું છુ ૩૪ આપ મને ઇચ્છિતાનુસાર વર આપતા હો તો, હે પ્રભો! આપે ઉત્પન્ન કરેલાં પ્રાણીઓથી મારું મૃત્યુ ન થાય. ૩૫ બહારના ભાગમા, અ દરના ભાગમા, દિવસે, રાત્રે, તેમ જ નહિ સરજેલા એવા બીજા પદાર્થોથી, પૃથ્વી ઉપર, આકાશમા, મનુષ્યોથી, મૃગોથી, ૩૬ પ્રાણ વિન ના જડ પદાર્થોથી, પ્રાણવાળાઓથી, દૈત્યોથી અથવા મોટા સર્પોથી મારુ મરણ ન થાય તેમ કરો. સર્વ પ્રાણીઓનો મને પતિ કરો ૩૭ વળી સર્વ લોકપાળોના ને આપના મહિમા જેવો મહિમા મને આપો તેમ તપ અને યોગના પ્રભાવવાળા પુરુષોની અણિમાદિક સિદ્ધિઓ જે કોઈ દિવસ પણ નાશ પામતી નથી, તે પણ મને આપો ૩૮

सर्वेषां लोकपालानां महिमानं यथात्मनः ।
तपोयोगप्रभावाणां यन्न रिष्यति कर्हिचित् ॥
इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे
तृतीयोऽध्यायः

## અધ્યાય ૪ થો. *

## હિરણ્યકશિપુએ કરેલી દેવોને પીડા.

नारद उवाच

एवं वृतः शतधृतिर्हिरण्यकशिपोरथ ।
प्रादात्तत्तपसा प्रीतो वरांस्तस्य सुदुर्लभान् ॥

નારદ કહે છે—એ પ્રમાણે હિરણ્યકશિપુએ વરદાન માગ્યા એટલે તેના તપથી પ્રસન્ન થયેલા બ્રહ્માએ દુર્લભ એવા વરદાન તેને આપતા કહ્યુ કે—હે તાત! તુ મારી પાસેથી જે વર માગે છે તે સર્વ મળવા જો કે દુર્લભ છે તોપણ હું તને આપુ છુ ૧-૨

પછી સફળ અનુગ્રહવાળા અને સમર્થ એવા ભગવાન બ્રહ્માની દૈત્ય રાજાએ પૂજા કરી અને પ્રજાપતિઓથી સ્તુતિ કરાતા તે ત્યાથી પોતાના ધામમા ગયા ૩ ઉપર પ્રમાણે વર મેળવી કનકની કાયાવાળો થઈ વિશ્વનો વિજય કરનાર મહા અસુર સર્વ દિશાઓને, ત્રણ લોકને, દેવતાઓને, અસુરોને, રાજાઓને, ગ ધર્વોને, ગરુડોને, સર્પોને, સિદ્ધોને, ચારણોને, વિદ્યાધરોને, ઋષિઓને, પિતૃઓના પતિઓને, મનુષ્યોને, યક્ષના, રાક્ષસોના તથા પિશા-

* આ અધ્યાયમા હિરણ્યકશિપુ બ્રહ્માની પાસેથી વર મેળવી સર્વ લોકપાળોને જીતી વિષ્ણુના દ્વેષથી દેવતાઓને પીડવા લાગ્યો, એ કથા કહેવામા આવશે

ચોના રાજાઓને, પ્રેત અને ભૂતના રાજાઓને તથા સર્વ પ્રાણીઓના અધિપતિઓને જીતી લઈને પોતાને વશ કરવા લાગ્યો. લોકપાળોના સ્થાનો તેમના તેજની સાથે હરી લીધા ૪-૭ દેવતાના નંદન વનાદિક ઉદ્યાનોની શોભાથી શોભતા સ્વર્ગમા તે રાજ્ય કરવા લાગ્યો અને ત્રણ લોકની શોભાના સ્થાનરૂપ વિશ્વકર્માએ રચેલા તથા સર્વ સમૃદ્ધિથી ભરેલા ઇંદ્રના મહેલમા જઈ રહ્યા ૮ જે મહેલમા વિદ્રુમ મણિના પગથિયાવાળી મોટા મરકતમણિની ભૂમિઓ હતી, જેમા સ્ફટિક મણિની ભીંતો અને વૈદૂર્ય મણિના થાભલાઓની હારો છે ૯ વળી જેમા વિચિત્ર ચદરવા બાંધેલા હતા, પદ્મરાગ મણિનાં આસનો ગોઠવેલા હતા, દૂધના ફીણ જેવી તથા મોતીની માળાવાળી વસ્તુએથી ભરપુર શય્યાઓ હતી, ૧૦ વળી જ્યાં આગળ શબ્દ કરતા ઝાંઝરોથી ચારે તરફ રમઝમ કરતી ને સારા દાંતવાળી દેવાંગનાઓ રત્નજડેલી ભૂમિમા પોતાના મુખ જોતી હતી, ૧૧ એવા મહાલયમા મહા બળશાળી ઉદાર મનનો, સર્વ લોકનો વિજય કરનાર, ચક્રવર્તી દૈત્ય વિહાર કરવા લાગ્યો અને દુખી કરેલા દેવતાઓ વગેરે તેના ચરણમા નમવા લાગ્યા તેમની ઉપર તે મહા ભયંકર આજ્ઞા ચલાવવા લાગ્યો ૧૨ હે રાજન્ ! ઉગ્ર ગંધવાળી મદિરા પીવાથી મત્ત રહેનાર, મદને લીધે ઘુમતી રાતી આંખોવાળા અને તપ, યોગ, બળ અને શક્તિથી સંપન્ન હિરણ્યકશિપુની પ્રથા, વિષ્ણુ ને રુદ્ર વિના સર્વ લોકપાળો સેવા કરવા લાગ્યા ૧૩ હે પાંડવ ! વિશ્વાવસુ, તુંબરુ અને હું ( નારદ ) આદિક ઋષિઓ ઇન્દ્રાસન ઉપર બેઠેલા તે દૈત્યરાજની સ્તુતિ કરવા લાગ્યા ગંધર્વો, સિદ્ધ લોકો, ઋષિઓ, વિદ્યાધરો ને અપ્સરાઓ તેની સ્તુતિ કરવા લાગ્યા. ૧૪ વર્ણ અને આશ્રમવાળા લોકો, ઘણી દક્ષિણાઓવાળા યજ્ઞોથી તેની જ પૂજા કરવા લાગ્યા, તેથી પોતાના બળથી બલિદાનના ભાગોને તે ગ્રહણ કરવા લાગ્યો ૧૫ સાત દ્વીપવાળી પૃથ્વી તેને ખેડયા વિના ફળ આપવા લાગી, સ્વર્ગ સર્વ કામના પુરવા લાગ્યુ અને આકાશ, અનેક આશ્ચર્યનું સ્થાન થઈ પડયુ. ૧૬ ક્ષાર, મદિરા, ઘી, મધ, દહીં, દૂધ ને અમૃતથી ભરેલા સમુદ્રો, મોજાઓવડે રત્નો આપવા લાગ્યા; નદીઓ દૂધ દહીં આપવા લાગી, ૧૭ પર્વતો ગુફાઓમાં વિહારસ્થાનો આપવા લાગ્યા, વૃક્ષો સર્વ ઋતુઓમાં ફળ ફૂલ આપવા લાગ્યા અને તે દૈત્યરાજ એકલો સર્વ લોકપાળોના ગુણોને ધારણ કરવા લાગ્યો ૧૮

આ પ્રમાણે સર્વ દિશાઓનો વિજય કરીને તે ચક્રવર્તી રાજા થયો હતો અને ઇચ્છા પ્રમાણે પ્રિય વિષયો ભોગવતો હતો તોપણ ઇન્દ્રિયાધીન હોવાથી તૃપ્ત થતો ન હતો ૧૯ ઐશ્વર્યના મદમાં મત્ત થઈ ગયેલા, ગર્વિષ્ઠ, શાસ્ત્રથી વિરુદ્ધ રીતે વર્તનાર અને બ્રાહ્મણના શાપથી દૈત્યની યોનિમા અવતાર લેનાર હિરણ્યકશિપુને એ પ્રમાણે વર્તતાં તથા વિષયોનો ઉપભોગ કરતા ઘણો કાળ વીતી ગયો. ૨૦ દૈત્યના ભયંકર દંડથી લોકો તથા લોકપાળો ઉદ્વેગ પામ્યા અને તેમને કયાંહી પણ આશ્રય મળ્યો નહિ, તેથી તેઓ ભગવાનને શરણે જઈ તેમની સ્તુતિ કરવા લાગ્યા ૨૧ જે દિશામા સર્વના આત્મારૂપ શ્રીહરિ ઈશ્વર રહે છે અને મળ રહિત, શાંત અને સંન્યાસીઓ જ્યા જઇને પાછા આવતા નથી, તે દિશાને નમસ્કાર હો ૨૨ આ પ્રમાણે તેઓ ઇંદ્રિયોને નિયમમા રાખી, નિર્મળ થઇ, નિદ્રાનો વિજય કરી, વાયુનું ભક્ષણ કરી, બુદ્ધિને સ્થિર કરીને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨૩ તેઓ સ્તુતિ કરતા હતા, એટલામા સાધુ પુરુષોને અભય અપાવનારી, દિશાઓને ગજાવનારી ને મેઘના જેવી ગંભીર આકાશવાણી થઈ કે, ૨૪ હે દેવતાઓ ! તમે બીઓ નહિ, પ્રાણીઓને મારું દર્શન થાય છે તે સર્વ કલ્યાણ સિદ્ધ કરી આપે છે ૨૫ આ અધમ દૈત્યનું દુષ્ટપણું મેં જાણ્યુ છે, તેથી હું તેની શાંતિ કરીશ. હમણાં તમે સમય પ્રતિક્ષા કરો ૨૬ જે પુરુષ, દેવતાઓ, વેદો, ગાયો, બ્રાહ્મણો, સાધુ પુરુષો અને ધર્મનો તથા મારો દ્વેષ કરે છે તે નાશ પામે છે ૨૭ એ હિરણ્યકશિપુ જો કે વરદાનથી ઉન્મત્ત થઈ ગયો છે તોપણ તે જ્યારે વૈર વિનાના, શાંત અને મહાત્મા એવા પોતાના પુત્ર પ્રહ્લાદનો દ્રોહ કરશે ત્યારે હું તેને મારી નાખીશ. ૨૮

નારદ કહે છે—ત્યાર પછી દેવતાઓ શ્રી ભગવાનને પ્રણામ કરીને પોતાના ધામ પ્રત્યે ગયા અને ઉદ્વેગ રહિત થઈ દૈત્યને હણાયેલો માનવા લાગ્યા ૨૮ તે દૈત્યોના રાજાને ચાર પુત્રો હતા. તેઓમા પ્રહ્લાદ સર્વ કરતાં ગુણોમા શ્રેષ્ઠ હતો અને મહાત્માઓનો સેવક હતો. ૩૦ પ્રહ્લાદ બ્રાહ્મણોનો ભક્ત હતો, સારા સ્વભાવવાળો હતો, સત્ય પ્રતિજ્ઞાવાળો ને જીતેન્દ્રિય હતો. સર્વ પ્રાણીઓને પોતાના આત્માની માફક તે અત્યંત પ્રિય અને મિત્ર જેવો હતો. ૩૧ દાસની પેઠે મહાત્માઓના ચરણમા નમતો, દીન લોકો ઉપર વત્સલતા રાખતો, પોતાની સમાન વયનાઓ ઉપર ભાઈની પેઠે સ્નેહ રાખતો, ગુરુ ઉપર ઇશ્વરભાવ રાખતો, વિદ્યા, ધન, રૂપ અને સત્કુળવાળો હતો તેમ અભિમાન રહિત હતો ૩૨ દુ:ખથી ઉદ્વેગ પામતો ન હતો. આ લોકના અને પરલોકના વિષયોને મિથ્યા માનવાથી ઇચ્છા રહિત હતો. ઇન્દ્રિયો, પ્રાણ, શરીર ને બુદ્ધિને વશ રાખતો, તેની કામનાઓ શાંત રહેતી અને અસુર જાતનો હતો તોપણ મત્સર વગેરે આસુરી ભાવો રહિત હતો. ૩૩ હે રાજન્! એટલા માટે વિદ્વાનો વારંવાર તેના ગુણ ગાય છે અને તે ભગવાનના ગુણોને ગ્રહણ કરે છે. ભગવાનના ગુણો જેમ અદૃશ્ય થતા નથી, તેમ પ્રહ્લાદના ગુણો પણ હજી લોકમાથી અદૃશ્ય થયા નથી. ૩૪ હે રાજન્! દેવતાઓ સ્વાભાવિક રીતેજ દૈત્યોના શત્રુઓ છે, તોપણ સભામા મારી કથાનો પ્રસંગ જ્યારે નીકળે છે ત્યારે પ્રહ્લાદને દૃષ્ટાંતરૂપે મૂકવામા આવે છે તો તમારા જેવા તેને દૃષ્ટાંતરૂપે મૂકે તેમા આશ્ચર્ય શું? ૩૫ તેના અગણિત ગુણો છે, જે કહી શકાય એવા નથી. આ તો માત્ર તેનો મહિમા સૂચવવામાં આવે છે. પ્રહ્લાદને ભગવાન વાસુદેવ ઉપર સ્વાભાવિકજ પ્રીતિ હતી ૩૬ તે બાળક હતો ત્યારથી જ તેનું મન ભગવાનમાં એકાગ્ર રહેતું તેથી તેણે રમકડાનો ત્યાગ કરી શ્રીકૃષ્ણ ભગવાનરૂપી ભૂત જેને વળગ્યું હતું એવો તે બાળક, જડની પેઠે 'આ જગત કેવું છે?' તે જોયાજ કરતો હતો. ૩૭ ગોવિંદ વિષે જેનું મન રમણ કરી રહેલું હતું એવો તે બાળક બેસતા, ફરતા, ખાતા, શયન કરતા, પાન કરતા તથા બોલતાં ઇન્દ્રિયાદિ વિષય સુખોનો ઉપભોગ કરતો ન હતો. ૩૮ ભગવાનનું ધ્યાન કરતી વખત જેની બુદ્ધિ ક્ષોભ પ મેલી છે એવો તે કોઈવાર રડતો, કોઇવાર હસતો અને વારવાર ભગવાનનું ધ્યાન કરતા આનંદથી ઉંચે સ્વરે ગાતો ૩૯ કોઈ વાર કંઠ ખુલ્લો મૂકીને ગર્જના કરતો અને કોઈ વાર લજ્જા મૂકીને નાચતો, કોઈ વાર ભગવાનના ભાવવાળો થઈ, ભગવાનરૂપ બની જઇને પોતે જ ભગવાનના જેવી ચેષ્ટાઓ કરતો, ૪૦ કોઈવાર ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થવાથી નિવૃત્તિ સુખ પામી રે માંચિત થઈ છ નોમાનો બેસી રહેતો, અને સ્થિર સ્નેહના આનંદથી આંખમા આંસુઓ ભરાઈ આવતા ત્યારે તે મીંચીને બેશી રહેતો ૪૧ અકિંચન પુરુષોના સંગથી મળેલી ભગવાનના ચરણારવિંદની ભક્તિથી પ્રહ્લાદ પોતાના મનને પરમ શાંતિસુખ આપતો તથા દુષ્ટોના સંગે દીન થયેલા બીજાઓના મનને પણ શાંતિ આપતો. ૪૨ હે રાજન્! મહા ભગવદ્ભક્ત અને મહાત્મા એવા તેની ઉપર તેનો પિતા હિરણ્યકશિપુ દ્વેષ કરવા લાગ્યો ૪૩

યુધિષ્ઠિરે પૂછ્યું—હે નારદજી! પિતાએ શુદ્ધ અને સદ્ગુણી પુત્રનો જે દ્વેષ કર્યો તે હું તમારી પાસેથી સાંભળવા ઇચ્છું છું ૪૪ પુત્ર ઉપર વાત્સલ્યભાવ ધરાવનાર પિતાઓ, પોતાની વિરુદ્ધ વર્તનારા પુત્રોને ઉપદેશ માટે ઠપકો આપે છે. પરંતુ શત્રુની માફક તેનો દ્રોહ કરતા નથી. ૪૫ ત્યારે વશ રહેનાર, સદ્ગુણી ગુરુને ઇષ્ટ દેવ માનનાર, પ્રહ્લાદ જેવા પુત્રોનો, તેનો પિતા કેમ દ્રોહ કરે? હે મહારાજ! આ વાતમાં મને આશ્ચર્ય થયેલું છે તે દૂર કરો પિતાને, પુત્ર સાથે જે દ્વેષ થાય છે, તે મરણ નીપજાવનારો થઈ પડે છે. ૪૬

एतत्कौतूहलं ब्रह्मन्नस्माकं विधम प्रभो ।
पितुः पुत्राय यद्द्वेषो मरणाय प्रयोजितः ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कन्धे
चतुर्थोऽध्यायः

# અધ્યાય ૫ મો. ‡

## પ્રહ્‌લાદ ઉપર મારણ પ્રયોગ.

**नारद उवाच.**

**पौरोहित्याय भगवान् वृत काव्य किलाऽसुरे**
**शण्डामर्कौ सुतौ तस्य दैत्यराजगृहान्तिके ॥१॥**

નારદ કહે છે—અસુરોએ મહાત્મા શુક્રાચાર્યને પોતાના પુરોહિત કર્યા હતા તેના શણ્ડ ને અમર્ક નામે બે પુત્રો. હિરણ્યકશિપુની પડોશમા રહેતા હતા ૧ તે બન્ને હિરણ્યકશિપુએ મોકલેલા અને નીતિમા નિપુણ એવા પ્રહ્‌લાદને અને બીજા અસુર વિદ્યાર્થી બાળકોને દંડનીતિ વગેરે વિષયો ભણાવતા હતા ૨ વિદ્યાર્થી મંડળમા પ્રહ્‌લાદ ગુરુનુ કહેલુ સાભળતો અને તે પ્રમાણે ભણતો હતો પરંતુ તે 'પોતાનો અને પારકો' એવા મિથ્યા આગ્રહવાળા વિષયને મનમા ઉતારતો જ ન હતો ૩ હે યુધિષ્ઠિર રાજા! એક દિવસ હિરણ્યકશિપુ પોતાના પુત્રને ખોળામા બેસાડીને પૂછવા લગ્યો કે, હે વત્સ! તું જે વસ્તુ સારી જાણતો હોય તે મને કહે ૪

પ્રહ્‌લાદ બોલ્યો—હે પિતા! 'હું તથા આ મારુ છે' એવા મિથ્યા આગ્રહથી ઉદ્વિગ્ન બુદ્ધિવાળા દેહીઓ જેનો આશ્રય કરવાથી નરકમા પડે છે, એવા ઘરરૂપી અંધારા કુવાનો ત્યાગ કરી, વનમા જઈ, શ્રીહરિનો આશ્રય કરવો, એ સૌથી વધારે સારો માર્ગ છે એમ હુ માનુ છું ૫

નારદ કહે છે—પુત્રની વાણી વિષ્ણુના પક્ષમા નિષ્ઠાવાળી છે, એવુ સાભળીને દૈત્યરાજ હસ્યો અને બોલ્યો કે, બાળકોની બુદ્ધિ બીજા લોકોના વિચારોથી ફરી જાય છે ૬ માટે હવે આ બાળકને તેના ગુરુના ઘરમા બરાબર અંકુશમા રાખવો, કે જેથી વિષ્ણુ પક્ષના બ્રાહ્મણો એની બુદ્ધિમા ફેરફાર કરે નહિ ૭ પછી દૈત્યના પુરોહિતો પોતાને ઘેર આવેલા પ્રહ્‌લાદને બોલાવી, તેના વખાણ કરી, સામ વચનોથી તેને પૂછવા લાગ્યા કે, 'હે વત્સ! તારું કલ્યાણ થાઓ કોઈ પણ બાળકોની નહિ ને તારી બુદ્ધિમાં ફેરફાર કયાંથી થયો? ૯ તારી બુદ્ધિમાં જે ફેરફાર થયો છે, તે બીજાથી થયો છે કે તારી જાતનો છે? તે તારા ગુરુ એવા જે અમે તેમને સાભળવાની ઈચ્છા થઈ છે, માટે કહી બતાવ. ૧૦

પ્રહલાદ બોલ્યો—'આ મારો છે અને આ પરાયો છે,' એવો દુરાગ્રહ પુરુષોને જેમની માયાથી થયેલો છે અને જેની માયાથી જેઓની બુદ્ધિ મોહ પામેલી છે એવા તમો તેઓને પણ મોહ થયેલો જોવામા આવે છે તે માયાના પતિ ભગવાનને હું નમસ્કાર કરું છુ ૧૧ ભગવાન જ્યારે અનુકૂળ થાય છે ત્યારે પશુના સરખી બુદ્ધિ અર્થાત્ 'આ જુદો અને હું જુદો' એ પ્રમાણે ભેદને પામેલી સાસારિક બુદ્ધિ નાશ પામે છે. ૧૨ જેમનું ચરિત્ર વર્ણવવુ કઠિન છે તથા જે માગમા વેદ જાણનાર બ્રહ્માદિક દેવતાઓ પણ મુંઝાય છે ત્યાં અવિવેકી પુરુષો પરમાત્માને પોતાનો તથા પારકો કહે છે. એ પરમાત્મા જ મારી બુદ્ધિમા ભ્રમ ઉત્પન્ન કરે છે ૧૩ હે બ્રહ્મન્! જેમ લોઢુ ચમકપાણથી એની મેળે ફરે છે, તેમ દૈવેચ્છાથી ચક્રધારી ભગવાનની પાસે રહેતુ મારુ મન પણ પોતાની મેળે ફરે છે. ૧૪

નારદ કહે છે—મહા બુદ્ધિવાળા પ્રહ્‌લાદ બ્રાહ્મણને એટલું કહીને બોલતા બંધ પડયા, તે પછી પેલો દીન રાજસેવક ક્રોધાયમાન થઇ તેનો તિરસ્કાર કરીને બોલ્યો કે, ૧૫ અરે! કોઈ છે કે? છડી આણો, આ છોકરો તો આપણો અપયશ કરનાર છે આ દુષ્ટ બુદ્ધિવાળા અને કુળમાં અંગારારૂપ પુત્રને ચોથો ઉપાય જે દંડ તેજ કરવો યોગ્ય છે ૧૬ આ બાળક દૈત્યરૂપી ચંદનના વૃક્ષોમા વડવાનળ જેવો છે, કારણ કે, દૈત્યોના મૂળને ઉખેડી નાખવામાં કુહાડારૂપ વિષ્ણુને તે હાથારૂપે થયેલો છે ૧૭ આ પ્રમાણે તિરસ્કારાદિક અનેક જાતના ઉપાયોથી પ્રહ્‌લાદને બીવરાવતો તે બ્રાહ્મણ ધર્મ, અર્થ તથા કામના ગ્રંથો ભણાવવા લાગ્યો ૧૮ કેટલાએક દિવસો પછી ગુરુ પ્રહ્‌લાદને સામ, દામ, ભેદ અને દંડના વિષયને ભણી ગયેલો જાણી માતાદ્વારા નવ-

‡ આ અધ્યાયમા ગુરુ પાસેથી ભણેલુ ત્યાગ કરીને વિષ્ણુની સ્તુતિમા પરાયણ થયેલા પોતાના પુત્રનો દૈત્યે હાથી, સર્પ વગેરેની પાસે નાશ કરાવ્યો, પરંતુ તેનો નાશ થયો નહિ, એ કથા કહેવારો

રાવી તથા શણગાર સજાવીને હિરણ્યકશિપુની પાસે તેડી ગયા. ૧૯ પ્રહ્લાદ પિતાની પાસે જઇ તેના પગમા પડ્યો, એટલે હિરણ્યકશિપુ આશીર્વાદ આપી, તેનો સત્કાર કરી, ઘણીવાર સુધી હાથવડે તેને આલિંગન કરીને મહા સુખ પામ્યો. ૨૦ પછી હે યુધિષ્ઠિર! તેને ખોળામાં બેસાડી તેનું મસ્તક સુંઘી, તેના ઉપર અશ્રુઓનો અભિષેક કરતા કરતા પ્રફુલ્લિત મુખવાળા તે પુત્રને હિરણ્યકશિપુ આમ પૂછવા લાગ્યો. ૨૧

હિરણ્યકશિપુ કહે છે—હે તાત! તુ આટલા દિવસોમા ગુરુ પાસેથી જે કઈ ઉત્તમ વિદ્યા ભણ્યો હોય તથા જે કંઇ શિખ્યો હોય તે મને કહી બતાવ. ૨૨

પ્રહ્લાદ બોલ્યો—વિષ્ણુનુ શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વદન, દાસત્વ, મિત્રત્વ, તથા શરીર અર્પણ કરવું ૨૩ આ રીતે નવ પ્રકારની ભક્તિ, માણસોથી કરવામા આવે અને તે કર્યા પછી ભગવાનને દેહ અર્પણ કરવો, એમ નહિ. પરતુ પ્રથમથી જ દેહ અર્પણ કરીને સાક્ષાત્ ભગવાનની ભક્તિ કરવામા આવે તો તે ઉત્તમ ભણવુ છે, એમ હુ માનુ છુ. ૨૪ પુત્રનું એવું વચન સાંભળીને, હિરણ્યકશિપુએ, ક્રોધ કરીને ફરકતા ઓઠે, ગુરુપુત્ર પ્રત્યે કહ્યુ કે, ૨૫ અરે નીચ બ્રાહ્મણ! તે મારો અનાદર કરી, મારા શત્રુના પક્ષમા રહીને આ બાળકને આવી સાર વિનાની વિદ્યા કેમ શિખવી? ૨૬ જગતમાં જેઓ દુષ્ટ, કપટી વેષ ધારણ કરનારા અને મિથ્યા મિત્રતા દેખાડનારા હોય છે, તેઓનુ પાપ પાપીઓના રોગની માફક સમય ઉપર પ્રકટ થાય છે. ૨૭

શુક્રાચાર્યનો પુત્ર કહે છે—હે ઇદ્રના શત્રુ! તમારો પુત્ર મારું ભણાવેલુ અથવા તો બીજાનું ભણાવેલું બોલતો નથી, પરતુ હે રાજન્! આ તો તેની સ્વાભાવિક બુદ્ધિ છે, તેથી તમે ક્રોધને નિયમમા રાખો અને મને દોષ આપો નહિ. ૨૮

નારદ કહે છે—આ પ્રમાણે ગુરુપુત્રે પ્રત્યુત્તર આપ્યો, એટલે અસુરે ફરીથી પુત્રને પૂછ્યું કે, હે પુત્ર! તારી આ દુષ્ટ બુદ્ધિ ગુરુના શિખવવાથી નહિ તો કયાથી થઇ છે? ૨૯

પ્રહ્લાદ કહે છે—ઘર સંબધી ચિતા કરનાર, વારંવાર ચર્વિતચર્વણ કરનાર (ભોગવેલા વિષયોનો જ ઉપયોગ કરનાર) અને સ્વાધીનમા નહિ એવી ઇદ્રિયોથી જન્મ મરણ પામનાર પુરુષોની બુદ્ધિ પોતાની મેળે કોઇના ઉપદેશથી અથવા તો પરસ્પરની વાતોથી ભગવાનને વિષે વાસ કરતી નથી. ૩૦ વિષય વાસનાઓથી દુષ્ટ અંતઃકરણવાળા, તેવી જ વિષય વાસનાવાળાઓને ગુરુ માનનારા તથા બ્રાહ્મણાદિક નામોવાળી વેદવાણીરૂપી ઇશ્વરની દોરીમા બધાયલા અર્થાત્ કર્મથી બધાયલા લોકો આત્મસ્વરૂપને જાણનારાથી મેળવી શકાય એવા ભગવાનને જાણતા નથી, પરંતુ આધળાથી દોરાતા આધળા પુરુષો જેમ માર્ગ ભૂલી જઇને ખાડામા પડે તેમ તેઓ ખાડાના પડે છે, ૩૧ માટે જ્યા સુધી અહકારરહિત એવા મહાત્મા પુરુષોના ચરણારવિદની રજમા સ્નાન કરતા નથી, ત્યા સુધી તેમની બુદ્ધિ ભગવાનના ચરણનો સ્પર્શ કરતી નથી; અને તેને લીધે જ તેમનો સસારરૂપી જન્મમરણનો ફેરો ટળતો નથી ૩૨

આ પ્રમાણે કહીને પ્રહ્લાદ શાત થયા, એટલે રોષથી જેનું મન આધળુ થઇ ગયુ હતુ એવા હિરણ્યકશિપુએ તેને પોતાના ખોળામાથી પૃથ્વી ઉપર ફેકી દીધો ૩૩ ઈર્ષ્યા તથા ક્રોધના આવેશમાં આવી આખો લાલચોળ કરીને તે બોલ્યો કે, અરે રાક્ષસો! આ મારવા યોગ્ય બાળકને અહીથી દૂર લઈ જાઓ અને ઝટ તેને મારી નાખો. ૩૪ આ અધમ જ મારા ભાઇને મારનાર છે, કારણ કે, જે પોતાના સંબંધીઓનો ત્યાગ કરીને પોતાના કાકાને મારનાર વિષ્ણુના ચરણનુ દાસની પેઠે પૂજન કરે છે; ૩૫ જેણે પાચ વર્ષની વયમા ત્યાગ કરી શકાય નહિ એવા માતા પિતાના સ્નેહનો ત્યાગ કર્યો છે, એવો આ દુષ્ટ વિષ્ણુનુ શું ભલું કરશે? ૩૬ પારકો છતાં પણ ઔષધની પેઠે જે પોતાનુ હિત કરનાર હોય તેને પોતાનો પુત્ર જાણવો અને પોતાના દેહથી ઉત્પન્ન થયેલો હોય પણ જે પોતાનું અહિત કરનારો હોય તેને રોગના જેવો અહિતકારી જાણવો. જે

અંગ આપણું અહિત કરનારું હોય, તે અંગને કાપી નંખાવવું, કારણ કે તેનો ત્યાગ કરવાથી બાકીનું અંગ સુખે જીવે છે, ૩૭ માટે દુષ્ટ ઇદ્રિય જેમ મુનિની શત્રુ ગણાય છે, તેમ પુત્રરૂપે અવતરેલો આ છોકરો આપણો શત્રુ છે, અહિતકારી છે, માટે આપણે ભોજનમાં, સુવામાં અને બેસવામાં, એમ સર્વ કાર્યમાં ઝેર આપીને સર્વ ઉપાયોથી એનો નાશ કરવો ઘટે છે. ૩૮ આ પ્રમાણે રાજાએ રાક્ષસોને આજ્ઞા કરી, એટલે તીક્ષ્ણ દાઢોથી ભયંકર મુખવાળા, રાતી દાઢી તથા રાતા કેશવાળા રાક્ષસો, હાથમાં ત્રિશૂળ લઈને, ૩૯ ભયંકર નાદ કરવા લાગ્યા મારો, કાપો, એમ બોલવા લાગ્યા અને ત્યાં આગળ બેઠેલા પ્રહ્લાદના સર્વ મર્મ ભાગોને ત્રિશૂળોથી વિંધી નાખવા લાગ્યા ૪૦ પરંતુ પુણ્ય વિનાના પુરુષની સત્ ક્રિયાઓ જેમ નિષ્ફળ જાય છે, તેમ કોઈથી જાણી શકાય નહિ એવા સર્વના આત્મારૂપ ભગવાન પરબ્રહ્મમાં જેનું મન જોડાયલું હતું એવા પ્રહ્લાદ ઉપર ત્રિશૂળોના પ્રહારો નિષ્ફળ ગયા ૪૧ હે યુધિષ્ઠિર રાજા! એ પ્રયાસ નિષ્ફળ જતાં હિરણ્યકશિપુ મનમાં શંકા પામ્યો અને આગ્રહપૂર્વક તેને મારવા માટે ઉપાયો કરવા લાગ્યો. ૪૨ તેણે દિશાઓના હાથીઓથી, સર્પોથી, અભિચાર પ્રયોગોથી, પર્વત ઉપરથી ગબડાવવાથી, માયાના પ્રયોગોથી, ખાડા વગેરેમાં નાખવાથી, ઝેર આપવાથી, ઉપવાસ કરાવવાથી, બરફમાં રાખવાથી, પવનમાં રાખવાથી, અગ્નિમાં નાખવાથી, પાણીમાં ડુબાડવાથી, તેના ઉપર શિલાઓ પછાડવાથી, એવા અનેક ઉપાયોથી તેનો નાશ કરવાનો ઉદ્યોગ કર્યો, પરંતુ હિરણ્યકશિપુ જ્યારે પાપરહિત પુત્રને મારી શક્યો નહિ ત્યારે તેને ચિંતા થઈ અને હવે શો ઉપાય કરવો એવી ફીકર પડી ૪૩-૪૪ પોતાના મનમાં તે વિચાર કરવા લાગ્યો કે, મેં આને બહુ હલકાં વચન કહ્યાં છે, તેમ મારવાના ઉપાયો પણ ઘણા કર્યા છે, છતાં તે બધા અભિચારમાંથી અખોવન રહેલ છે ૪૫ વળી નિરંતર મારી પાસે રહે છે અને બાળક છે, તોપણ મનમાં નિર્ભય થઈ કુતરાની પુંછડીની પેઠે મારી શત્રુતાને ભૂલતો નથી. ૪૬ આ પુત્ર અગાધ પ્રભાવવાળો છે, સર્વ ઠેકાણેથી અભય છે અને અવિનાશી છે; માટે ખરેખર! એની સાથે વિરોધ કરવાથી મારું મૃત્યુ થશે. ૪૭

આ પ્રમાણે ચિંતા કરવાથી જરા મ્લાન મુખને નીચું કરી બેઠેલા હિરણ્યકશિપુને શુક્રાચાર્યના પુત્ર શણ્ડ તથા અમર્ક એકાંતમાં આ પ્રમાણે કહેવા લાગ્યા કે, ૪૮ હે નાથ! તમે એકલાએ ત્રણ જગતનો વિજય કર્યો છે, તમારી ભ્રુકુટીના ભંગથી સર્વ લોકપાળો ત્રાસ પામે છે તો તમારે ચિંતા કરવા જેવું અમે કંઈ જોતા નથી, તેમ તમારે પુત્રના આચરણ ઉપર ગુણ દોષનો આધાર રાખવો નહિ, ૪૯ માટે શુક્રાચાર્ય જ્યાં સુધી આવે ત્યાં સુધી આ બાળકને વરુણના પાશોથી બાંધીને કેદ રાખો, કે જેથી તે ભયભીત થઈને નાસી જાય નહિ. "પુરુષની બુદ્ધિ અવસ્થાથી અને મોટા પુરુષની સેવાથી સારી થાય છે" ૫૦ આ પ્રમાણે ગુરુના પુત્રોનું કહેલું સાંભળીને 'તેમ કરીશ,' એવું કહી દૈત્યરાજ તેમને કહેવા લાગ્યો કે, તમારે આ બાળકને ગૃહસ્થાશ્રમી રાજાઓના ધર્મનો ઉપદેશ કરવો ૫૧ પછી શણ્ડ તથા અમર્ક, વિવેકી ને નમ્ર એવા પ્રહ્લાદને નિરંતર અનુક્રમે ધર્મનો, અર્થનો ને કામનો ઉપદેશ આપવા લાગ્યા. ૫૨ ગુરુઓએ પોતાને ત્રિવર્ગનો સારી રીતે ઉપદેશ કર્યો તોપણ પ્રહ્લાદને તે ઉપદેશ સારો લાગ્યો નહિ, કારણ કે, રાગ દ્વેષવડે સંસારમાં વિહાર કરનાર પુરુષોએ તે વિષયેનું વર્ણન કરેલું છે. ૫૩ ગુરુઓ જ્યારે ઘરના કામકાજ માટે કદિ બહાર જતા, ત્યારે સમય મળવાથી પોતાની સમાન ઉમ્મરનાં બાળકોને પ્રહ્લાદ બોલાવતા હતા. ૫૪ તે બાળકોની જન્મ મરણાદિકની સ્થિતિ જાણનારા પ્રહ્લાદ તેમને બોલાવી, દયાથી હસતા હોય તેમ મુખ મલકાવી ઉપદેશ કરતા ૫૫ તે બાળકો કે જેમની બુદ્ધિ રાગ દ્વેષથી વિહાર કરનાર પુરુષોના ભાષણોથી કે ચેષ્ટાથી દુષ્ટ થઈ ન હતી, તેઓ, પ્રહ્લાદની મોટાઇને લીધે રમવાના સર્વ સાધનોનો ત્યાગ કરી, ૫૬ પ્રહ્લાદમાં જ મન તથા નેત્રને અર્પણ કરી હે રાજેન્દ્ર! તેની આસપાસ બેસતા અને દયાળુ સર્વના મિત્ર તથા મહા ભગવદ્ ભક્ત પ્રહ્લાદ તેમને

નીચે પ્રમાણે ઉપદેશ આપતા. [૫૭]

पर्युपासत राजेंद्र तन्न्यस्तहृदयेक्षणाः ।
तानाह करुणो मैत्रो महाभागवतोऽसुरः ५७

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे
पंचमोऽध्यायः

## અધ્યાય ૬ ઠ્ઠો. ‡

### વિદ્યાર્થીઓને પ્રહ્લાદનો બોધ.

प्रह्लाद उवाच

कौमार आचरेत्प्राज्ञो धर्मान्भागवतानिह ।
दुर्लभं मानुषं जन्मतदप्यध्रुवमर्थदम् ॥ १ ॥

પ્રહ્લાદ કહે છે—હે બંધુઓ ! મનુષ્યનો જન્મ, ઇચ્છિતાર્થ આપનારો છે, માટે બુદ્ધિશાળી મનુષ્યે આ લોકમા બાલ્યાવસ્થામાથી જ વૈષ્ણવી ધર્મો પાળવા, કારણ કે મનુષ્યનો જન્મ દુર્લભ છે અને ફરી ફરીને આવતો નથી, અને વળી તે ક્ષણભંગુર છે [૧] ભગવાનના ચરણનું શરણ લેવુ એ સર્વથા યોગ્ય છે; કારણ કે, ભગવાન સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તેઓના મિત્ર છે અને પ્રિય છે [૨] ભગવાનનું ભજન અને સેવન મૂકીને જેથી આયુષ્યનો ફોગટ વ્યય થાય એવા વિષયસુખ માટે પ્રયાસ કરવો નહિ, કારણ કે, તે શ્રમ કરવાથી, પરમ કલ્યાણરૂપ ભગવાનના ચરણની પ્રાપ્તિ થતી નથી. હે વિદ્યાર્થીઓ ! વિષયોનું સુખ તો દેહ પ્રાપ્ત થવાથી પ્રાણીઓને સર્વ અવતારોમા મળે છે દુ:ખ જેમ પ્રયત્ન કર્યા વિના પણ મળે છે, તેમ સુખ પણ પ્રયત્ન કર્યા વિના આવી મળે છે, માટે વિષય સુખ સારુ શ્રમ કરવો નહિ. [૩-૪] સંસારમા અવતરીને આ દેહ જ્યાં સુધી પરિપૂર્ણ ને સમર્થ હોય, ત્યા સુધી જ્ઞાની પુરુષે કલ્યાણને માટે પ્રયત્ન કરવો. [૫] ઇંદ્રિયાધીન પુરુષનું આયુષ્ય લગભગ સો વર્ષનું કહેવાય છે, તેમાં અર્ધું આયુષ્ય પચાસ વર્ષ નિષ્ફળ જાય છે. કારણ કે, પુરુષ તેટલા વર્ષ સુધી રાત્રે નિદ્રારૂપી મહા મોહમાં પડીને સૂઈ રહે છે [૬] વીશ વર્ષ બાળક અવસ્થાના અજ્ઞાનમા અને કુમાર અવસ્થાની રમતમા વીતી જાય છે વીશ વર્ષ વૃદ્ધાવસ્થાથી શરીર ઘેરાઇ જવાને લીધે અસમર્થપણામા જાય છે, [૭] અને બાકીનાં વર્ષ ઘરની અંદર આસક્ત થયેલા પ્રમત્ત પુરુષને કોઇથી ન પુરી શકાય એવી તૃષ્ણાઓમા ને બળવાન મોહમા ચાલ્યા જાય છે [૮] ઇંદ્રિયાધીન થયેલો કયો પુરુષ ઘરની અંદર આસક્ત થયેલા અને સ્નેહના મજબુત બંધને બંધાયેલા પોતાના આત્માને છોડાવી શકે છે? [૯] વળી જેમ ધન, પ્રાણ કરતા પણ વધારે પ્રિય છે, તથા ચોર, સેવક અને વ્યાપારી પોતાના પ્રિય પ્રાણોનો ખર્ચ કરીને જે ધનને મેળવે છે, તે ધનની તૃષ્ણાનો કયો મનુષ્ય ત્યાગ કરે? [૧૦] જુવાન પુત્રો, મનોહર પુત્રીઓ, ભાઇઓ, બેનો, માતા, પિતા, સુંદર એવા ઘણા સામાનથી ભરેલા ઘર, કુળપરંપરાની આજીવિકા, ઢોરઢાખર અને સેવક વર્ગને સંભારતો, સ્નેહથી બંધાયેલો, લોભથી જેની તૃષ્ણા પૂર્ણ થઈ નથી એવો, ઉપસ્થના તથા જિહ્વાના રસને જ અધિક માનનારો, અપાર મોહથી તેમા લાગી રહેલો તથા કોશેટાનો કીડો જેમ પોતાનુ ઘર બનાવતાં નીકળવાનો માર્ગ રાખતો નથી, તેમ નિત્ય કર્મ કર્યા કરતો પ્રાણી, દયાપાત્ર સ્ત્રીના એકાંત સંગનો તથા મનોહર એવા શુભ વિચારોનો કેમ ત્યાગ કરી શકે? તેમ સંબંધીઓનો તથા કાલુ કાલું બોલનારા છોકરાંના સંગનો પણ કેમ ત્યાગ કરી શકે? અને કેવી રીતે વૈરાગ્ય પામે? [૧૧-૧૩] મદમત્ત થયેલો મનુષ્ય કુટુંબોનુ પોષણ કરવાના કામમાં ઓછા થઈ જતા આયુષ્યને તથા હણાતા પુરુષાર્થને જાણતો નથી, પરંતુ કુટુંબમા પ્રીતિ રાખવાથી સર્વ જગોએ ત્રિવિધ તાપથી તે દુ:ખી થયા કરે છે, તો પણ તેને દુ:ખરૂપ માનતો નથી [૧૪] જેનું મન નિત્ય ધનમા લાગી રહેલું હોય, એવા ઇંદ્રિયાધીન મનુષ્ય, પરનું ધન હરી લેનારાને આ લોકમા તથા પરલોકમા જે દુ:ખ થાય છે, તે જાણે છે તોપણ તૃષ્ણા ન છુટવાથી બીજાનુ ધન તે હરણ કરે છે. [૧૫] હે ભાઇઓ ! જ્ઞાની મનુષ્ય પોતાને વિષે તથા પારકાને વિષે ભેદદૃષ્ટિ રાખીને પોતાના કુટુંબનું પોષણ

‡ આ અધ્યાયમા ગુરુ, ઘરના કામે જાતા ત્યારે પ્રહ્લાદ દૈત્યોના બાળકો ઉપર કૃપા કરીને તેઓને પરમ જ્ઞાનનો ઉપદેશ કરતા, કે જે જ્ઞાન તેમને નારદે આપ્યુ હતું, તે કથા કહેવામા આવશે

કરે છે તે, આત્મવિચાર કરવાને કદી સમર્થ થતો નથી, પણ તે મૂઢની પેઠે અહંતા મમતામાં અટવાયા કરે છે ૧૬ સ્ત્રીઓ કે જેઓનો સંગ કરવાથી પુત્ર પૌત્રાદિકરૂપી બેડીમાં પડાય છે, તેમની પાસે વિહાર કરવા વાંદરા જેવો રાંક થઇને રહેનારો કોઈ પણ પુરુષ, કોઇ કાળે, કોઈ પણ ઠેકાણે પોતાના આત્માને છોડાવવાને સમર્થ થતો નથી ૧૭ માટે વિષયોમાં લાગી રહેલા દૈત્યોનો સંગ દૂર કરીને, ભગવાનનું જ ભજન કરો, કારણ કે, સંસારનો સંગ ત્યાગ કરનાર પુરુષો નારાયણના ભજનને જ મોક્ષ માને છે ૧૮ ભગવાન નારાયણને પ્રસન્ન કરનાર પુરુષને બહુ પરિશ્રમ પડતો નથી, કારણ કે, તે સર્વ પ્રાણીઓનો આત્મા છે અને આ લોકમાં સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે ૧૯ સ્થાવરથી માંડી બ્રહ્મ સુધીના જીવોમાં, પાંચ ભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં, પાંચ મહાભૂતોમાં, ૨૦ ત્રણ ગુણોમાં, પ્રકૃતિમાં તથા મહત્તત્ત્વાદિ વિકારોમાં, અવિનાશી એવા પરમાત્મા ભગવાન એકજ છે ૨૧ પરમાત્મા પોતે વસ્તુતાએ એક જ અને નામ રહિત છે, તોપણ ભોક્તારૂપે વ્યાપક કહેવાય છે અને યોગ્ય દેવાદિરૂપે વ્યાપ્ય કહેવાય છે ૨૨ પરમેશ્વરનું સ્વરૂપ કેવળ અનુભવ અને આનંદરૂપ છે અને તેમણે ગુણોને ઉત્પન્ન કરનારી પોતાની માયાથી પોતાના ઐશ્વર્યને અંતર્હિત કરેલું છે, ૨૩ માટે તમે આસુરીભાવનો ત્યાગ કરી, સર્વ પ્રાણીઓ ઉપર સ્નેહ અને દયા રાખો, કારણ કે દયાથી ભગવાન પ્રસન્ન થાય છે ૨૪ અને આદિ એવા અનંત ભગવાન પ્રસન્ન થાય ત્યારે કયી વસ્તુ દુર્લભ રહે છે? તોપણ ભગવાનના ચરણની સુધાને સેવનાર અને તેમનું ગાયન કરનાર આપણને ધર્મ, અર્થ અને કામનું શું પ્રયોજન છે? કારણ કે, તેઓ તો પ્રારબ્ધની ગતિથી પોતાની મેળે જ મળે છે, માટે મોક્ષની ઇચ્છા રાખવાનું કંઈ પણ પ્રયોજન નથી ૨૫ ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડનીતિ ને અનેક જાતની આજીવિકા, આ પ્રમાણે વેદમાં નિરૂપણ કરેલા સર્વ વિષયો પોતાના અંતર્યામી ભગવાનને આત્મા અર્પણ કરવામાં સાધનરૂપ થઇ પડે, તો તેમને હું સફળ માનું છું ૨૬ દુર્લભ એવું આ નિર્મળ જ્ઞાન નરના સખા નારાયણે નારદને આપ્યું હતું અને તે જ આ જ્ઞાન અકિંચન એવા ભગવાનના એકાંતિક ભક્તોના ચરણારવિંદની રજમાં જે દેહધારીઓ રમે છે તેમને પણ પ્રાપ્ત થાય છે. ૨૭ આ અનુભવવાળું જ્ઞાન અને ભગવાનનો શુદ્ધ ધર્મ, મે પૂર્વે દેવતાના જેવા દર્શનવાળા નારદજી પાસેથી સાંભળ્યો હતો ૨૮

વિદ્યાર્થીઓ બોલ્યા—હે પ્રહ્લાદ! તમે અને અમે, આ બે ગુરુના પુત્ર વિના બીજાને ગુરુ જાણતા નથી અને આ બન્ને ગુરુપુત્રો બાળક અવસ્થાથી જ આપણા ગુરુ થયા છે ૨૯ વળી તમે બાળક અવસ્થાથીજ અંતઃપુરમાં રહ્યા છો, તેથી તમને મહાત્મા પુરુષોનો સમાગમ દુર્લભ છે હે શાંત ગુણવાળા! તમને અમારા ઉપર વિશ્વાસ આવતો હોય, તો અમારા સંશયને કાપો અર્થાત્ અમારા પ્રશ્નોનો ઉત્તર આપો ૩૦

बालस्यांत पुरस्थस्य महत्सगो दुरन्वयः ।
छिंधि नः संशय सौम्य स्याच्चेद्विश्रंभकारणम् ॥
इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कन्धे
षष्ठोऽध्यायः

## અધ્યાય ૭ મો.†

### પ્રહ્લાદે બાળકોને કરેલો ઉપદેશ.

नारद उवाच
एवं दैत्यसुतैः पृष्टो महाभागवतोऽसुरः ॥
उवाच स्मयमानांस्तान् स्मरन्मदनुभाषितम् ॥

નારદ કહે છે—હે યુધિષ્ઠિર! દૈત્યોના પુત્રોએ મહા ભગવદ્‌ભક્ત એવા પ્રહ્લાદને પ્રશ્ન કર્યો તે ઉપરથી તે મારું કહેવું સંભારી આશ્ચર્ય પામતા સર્વ વિદ્યાર્થીઓને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૧

પ્રહ્લાદ કહે છે—મારા પિતા તપશ્ચર્યા કરવા મંદરાચળ પર્વત ઉપર ગયા હતા તે વખતે દેવતાઓએ દૈત્યો સાથે યુદ્ધ કરવા મોટી તૈયારી કરી

† આ અધ્યાયમાં માતાના ગર્ભમાં પોતાને નારદે જે ઉપદેશ કર્યો હતો તે ઉપદેશ પ્રહ્લાદે વિદ્યાર્થિઓને કહી સંભળાવ્યો, તે કથા કહેવાશે.

હતી. ૨ વળી ઇંદ્રાદિક દેવો કહેતા હતા કે, કીડીઓ જેમ સર્પને ખાઈ જાય તેમ લોકોને દુખ દેનારા પાપી હિરણ્યકશિપુને તેનું પાપ ખાઈ જશે ૩ પછી દેવતાઓએ અસુરના સેનાપતિઓને મારવા માંડ્યા તે વખતે અસુરો દેવતાઓનો અતિ બળવાળો ઉદ્યોગ જોઇને ભય પામી સર્વ દિશાઓમા દોડવા લાગ્યા ૪ તે સર્વે દૈત્યો સ્ત્રી, પુત્ર, મિત્ર, સંબંધી, ઘર, પશુઓ અને બીજા સામાનની દરકાર નહિ કરતા પ્રાણની રક્ષા કરવાની ઇચ્છાથી ઉતાવળા નાસવા લાગ્યા ૫ વિજયની ઇચ્છાવાળા દેવતાઓએ રાજાની છાવણીમા લુંટ ચલાવી અને ઇંદ્રે મારી માતાને પકડી પાડી ૬ કુરરી (ટીટોડી) ની માફક રુદન કરતી ને ભયથી વિહ્વલ થયેલી મારી માતાને તે લઇ જવા લાગ્યા, એટલામા દૈવેચ્છાએ નારદે માર્ગમા મારી માતાને દીઠી ૭ તેમણે કહ્યું કે હે દેવરાજ! નિરપરાધી સ્ત્રીને લઇ જવી તમને યોગ્ય નથી હે મહાભાગ! પરસ્ત્રી અને પતિવ્રતા એવી આ સ્ત્રીને છોડી દો ૮

ઇંદ્રે કહ્યુ–હે મહારાજ! આના ઉદરમા દૈત્યનુ અસહ્ય સત્વ છે માટે તે પ્રસૂત થાય ત્યા સુધી અહીં રહે. મારો સ્વાર્થ સિદ્ધ થશે એટલે હુ તેને છોડી મૂકીશ અર્થાત્ તેના ગર્ભનો નાશ કર્યા પછી તેને જવા દઇશ ૯

નારદ બોલ્યા–આ પાપ રહિત બાળક ભગવાનનો સાક્ષાત્ મહા ભક્ત તથા મહાત્મા છે વળી તે ભગવાનનો સેવક અને બળવાન છે તેથી તે તારાથી મરણ પામશે નહિ ૧૦

પ્રહ્લાદ કહે છે–આ પ્રમાણે નારદે કહ્યા પછી ઇંદ્રે તેમના વચનને માન આપી મારી માતાને મૂકી દીધી અને પોતે, વૈષ્ણવ ઉપર પ્રીતિ હોવાથી મારી માતાની પ્રદક્ષિણા કરીને સ્વર્ગમા ગયા ૧૧ પછી નારદે મારી માતાને પોતાના આશ્રમમા લઈ જઇ આસનાવાસના કરીને કહ્યુ કે, હે પુત્રી! તારો પતિ આવે ત્યાં સુધી તુ આશ્રમમા રહે. ૧૨ મારી માતા–'ઠીક તેમ કરીશ' એવુ કહીને મારા પિતા દૈત્યરાજ ભયંકર તપશ્ચર્યામાથી પાછા ફર્યા ત્યા સુધી નિર્ભય થઈને દેવર્ષિ નારદની પાસે રહ્યા. ૧૩ ગર્ભવતી તથા પતિવ્રતા એવા મારા માતાએ પોતાના રક્ષણ અને મોક્ષ માટે તે આશ્રમમા પરમ ભક્તિથી દેવર્ષિ નારદની સેવા કરવા માંડી ૧૪ દયાળુ અને સમર્થ એવા નારદ ઋષિએ મને ઉપદેશ દેવા માટે મારા માતાને ધર્મનું તત્ત્વ તથા નિર્મળ જ્ઞાન, એમ બન્ને આપ્યા ૧૫ પણ તે ધર્મતત્ત્વ અને જ્ઞાનને મારી માતા ઘણો કાળ થવાથી તથા સ્ત્રીપણાથી ભૂલી ગયા છે, પરંતુ ઋષિના અનુગ્રહને પાત્ર એવા મને તેની સ્મૃતિ રહેલી છે ૧૬ માટે તમે પણ મારા કહેવા ઉપર શ્રદ્ધા રાખશો તો તમને પણ જ્ઞાન થશે શ્રદ્ધાથી મને જેમ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયુ છે, તેમ સ્ત્રીઓને તથા બાળકોને પણ તત્ત્વજ્ઞાન થાય છે ૧૭ સમર્થ એવા કાળવડે જીવ જન્મે છે, જીવતો રહે છે, વૃદ્ધિ પામે છે, રૂપાંતર પામે છે, ઓછો થાય છે તથા નાશ પામે છે આ છ વિકારો વૃક્ષના અસ્તિત્વથી જેમ ફળોમા જોવામા આવે છે, તેમ આત્માના અસ્તિત્વથી દેહને વિષે પણ જોવામા આવે છે, પરંતુ તે વિકારો આત્માને થતા નથી ૧૮ કારણ કે આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે આત્મા ક્ષીણ થતો નથી ત્યારે દેહ ક્ષીણ થાય છે આત્મા શુદ્ધ છે ત્યારે દેહ મળમૂત્રથી અપવિત્ર છે આત્મા એક છે, ત્યારે દેહ ઘણા છે આત્મા દેહાદિકને જાણનારો છે, ત્યારે દેહ જડ છે આત્મા દેહાદિકનો આધાર છે, ત્યારે દેહ આત્માનો આશ્રય કરનાર છે આત્મા વિકાર રહિત છે, ત્યારે દેહ વિકારવાળો છે. આત્મા સ્વયપ્રકાશ છે, ત્યારે દેહ પરપ્રકાશ્ય છે આત્મા સર્વનું કારણ છે, ત્યારે દેહ કાર્યમૂર્તિ છે આત્મા વ્યાપક છે, ત્યારે દેહ અમુક પ્રદેશમા રહેનારો છે આત્મા સંગ રહિત છે, ત્યારે દેહ સંગવાળો છે આત્મા કોઇથી ઢંકાતો નથી, ત્યારે દેહ વસ્ત્રાદિકથી ઢંકાય છે ૧૯ વળી આત્મજ્ઞાન કરાવવામા સમર્થ એવા આત્માના બાર લક્ષણો છે તે ઉપરથી જ્ઞાની મનુષ્યે દેહાદિકમાં હુ અને મારુ એવી રીતે મોહથી થયેલા મિથ્યા ભાવનો ત્યાગ કરવો. ૨૦ પથ્થરમાંથી ધાતુઓને જુદી કાઢવાના ઉપાયો જાણનારા સોની જેમ અગ્નિમા તપાવવા વગેરે ઉપાયો કરીને ખાણના પથરાઓમાંથી સોનું કાઢે છે, તેમ વિવેકી પુરુષ

દેહરૂપી ક્ષેત્રોમાથી આત્મપ્રાપ્તિના ઉપાયોવડે બ્રહ્મસ્વરૂપને શોધી કાઢે છે [૨૧] માયા, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, એ આઠ પ્રકૃતિઓ ગણાય છે અને સત્વ, રજ તથા તમ એ ત્રણ માયાના ગુણો છે અને તે તેનાથી જુદા નથી અગિયાર ઇંદ્રિયો તથા પાંચ ભૂત મળીને સોળ વિકારો થાય છે આઠ પ્રકૃતિ તથા સોળ વિકારો એકઠા થતા ચોવીસ તત્ત્વ બને છે, તેમા આત્મા સાક્ષીરૂપે રહેવાથી એક જ છે, આમ કપિલાદિક આચાર્યો કહે છે [૨૨] ઉપર કહેલા ચોવીસ તત્ત્વોનો જે સમુદાય તે દેહ કહેવાય છે અને તે દેહ જંગમ તથા સ્થાવર એવા બે ભેદવાળો છે દેહમા જ આત્માને શોધવો જોઈએ અને તે સારી રીતે થઈ શકે એવું કામ છે, જેમકે 'આ આત્મા નથી, આ આત્મા નથી' એમ સર્વ જડ પદાર્થોનો ત્યાગ કરતા કરતા છેવટે જે ચૈતન્ય વસ્તુ રહે, તેને સત્ય આત્મા જાણવો [૨૩] જેમ મણિઓ એક સૂત્રમા પરોવાયલા છે, પરંતુ સૂત્ર મણિઓથી ભિન્ન છે, તેમ દેહાદિક આત્માથી ભિન્ન નથી, પરંતુ આત્મા તેનાથી ભિન્ન છે આવા વિવેકથી તથા શુદ્ધ અંતઃકરણથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું નિરૂપણ કરનારા વેદવાક્યોનો વિચાર કરનાર ધીર પુરુષો આત્માને શોધી કાઢે છે [૨૪] જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ વૃત્તિ (અવસ્થા) ઓ બુદ્ધિની છે તે ત્રણ વૃત્તિઓનો જેનાથી અનુભવ કરવામા આવે તેને સર્વ સાક્ષી ને સર્વથી પર આત્મા જાણવો [૨૫] જેમ પુષ્પના ધર્મરૂપ ગંધ આવવા ઉપરથી તેના આશ્રયભૂત વાયુનું સ્વરૂપ જાણવામા આવે છે, તેવી જ રીતે કર્મથી ઉત્પન્ન થયેલી સત્વાદિક ત્રિગુણાત્મક બુદ્ધિની વૃત્તિઓને આત્માના ધર્મોથી રહિત જાણી, તે દૂર કરી વૃત્તિઓના આશ્રયભૂત તથા જાણનાર આત્માને ઓળખવો બુદ્ધિ ત્રિગુણાત્મક હોવાથી તથા કર્મમા કર્તા હોવાથી તેનીજ તે અવસ્થાઓ છે તે આત્માની ભાસે છે પરંતુ ખરી રીતે જોતા તેનાથી તે જુદો અને તેનો દ્રષ્ટા છે આ પ્રમાણે આત્મસ્વરૂપને જાણવુ [૨૬] સંસારનું દ્વાર પણ બુદ્ધિ જ છે, કારણ કે, સંસાર બુદ્ધિના ગુણોથી અને કર્મોથી રચાયલો છે તે અજ્ઞાનમૂલક હોવાથી મિથ્યા છતાં પુરુષને સ્વપ્નની પેઠે જોવામા આવે છે, [૨૭] માટે તમારે ત્રિગુણાત્મક કર્મના બીજરૂપ અજ્ઞાનનો નાશ કરનાર તથા ત્રણ અવસ્થા રૂપ બુદ્ધિના જાગ્રદાદિક પ્રવાહને શાંત કરનારા યોગને સેવવો જોઈએ [૨૮] તેમા પણ જે ધર્મોથી ભગવાન શ્રીહરિ ઉપર શ્રમ વિના ભક્તિ થાય, તે ધર્મો હજારો ઉપાયોમા શ્રેષ્ઠ છે, એવુ દેવર્ષિ નારદે કહેલુ છે [૨૯] ગુરુની સેવા, ભક્તિ અને મેળવેલી સર્વ વસ્તુ ભગવાનને અર્પણ કરવી, સાધુઓનો તથા ભક્તોનો સંગ કરવો અને ઈશ્વરનુ આરાધન કરવું. [૩૦] ભગવાનની કથામા શ્રદ્ધા રાખવી, ભગવાનના ગુણોના તથા કર્મોનાં કીર્તન કરવા, ભગવાનના ચરણારવિંદનું ધ્યાન ધરવુ, તેની પ્રતિમાઓનાં દર્શન તથા પૂજા આદિક કરવા, આ સર્વ ધર્મોના અંતરંગ સાધનો છે, માટે તેનાથી ભગવાનની સેવા કરવી. [૩૧] શ્રીહરિ સર્વ પ્રાણીઓમા રહેલા છે, એવો વિચાર કરીને સર્વનો સત્કાર કરવો [૩૨] જિતેંદ્રિય પુરુષો આ પ્રમાણે ભગવાન ઉપર ભક્તિ રાખે છે, અને તે ભક્તિથી તેમની પ્રીતિ સંપાદન કરે છે. [૩૩] ભગવાનના કર્મો, સર્વ શ્રેષ્ઠ ગુણો અને લીલાવતારોથી કરેલા પરાક્રમોને સાંભળી મનમા અત્યંત આનંદ થાય, શરીરમા રોમાંચ થાય, અશ્રુઓથી કંઠ ગળગળો થઈ જાય, સ્વર ખુલ્લો મૂકીને ગાવા માંડે, શબ્દ કરવા માંડે, નૃત્ય કરે, [૩૪] ભૂત વળગ્યું હોય તેમ કોઇ વાર હસે, કોઈ વાર બૂમ પાડે, કોઈ વાર ધ્યાન ધરે, કોઈ વાર મનુષ્યને પગે લાગે અને વાર વાર નિસાસા નાખીને હે હરિ! હે જગત્પતિ! હે નારાયણ! એમ લજ્જા વગર બોલે ત્યારે તેને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઈ એમ જાણવું. [૩૫] આત્મસ્વરૂપનો લાભ થાય ત્યારે મનુષ્ય સર્વ બંધનોમાંથી છુટીને મનથી તથા શરીરથી ભગવાનની ભાવનામય થઈને કર્મના બીજરૂપ અજ્ઞાનને તથા વાસનાઓને બાળી નાખી ભક્તિયોગથી ભગવાનને પામે છે. [૩૬] આ લોકમા મનથી ભગવાનનું મનન કરવું. કારણ કે, તે મલિન અંતઃકરણવાળા પ્રાણીઓના જન્મ મરણનો નાશ કરનાર છે અને તે જ પરબ્રહ્મ

તથા મોક્ષનું ધામ છે, એમ સર્વ પંડિતો કહે છે, માટે તમે હૃદયમા અંતર્યામી ભગવાનનું ભજન કરો. ૩૭ હે દૈત્યોના બાળકો ! શ્રીહરિની ઉપાસના કરવામા અતિ શ્રમ નથી, કારણ કે તે આપણા પોતાના હૃદયમા આકાશની પેઠે વ્યાપ્ત છે આપણા પોતાના આત્મા છે અને સર્વ પ્રાણીઓના સખા છે, માટે તમે તેમની ઉપાસના કરો પરંતુ સર્વ પ્રાણીઓની પેઠે સામાન્ય રીતે વિષયો સંપાદન કરવામા શું ફળ છે ? વિષયોમા ભાવ રાખવાથી પશુ જેવા થવાય છે ૩૮ ધન, સ્ત્રીઓ, પશુ, પુત્રાદિક, ઘર, પૃથ્વી, હાથી, ભંડાર, વૈભવો તથા બીજા સર્વ પ્રકારના અર્થ ચંચળ છે તેઓ ક્ષણભંગુર આયુષ્યવાળા મનુષ્યનું કંઈજ હિત કરતા નથી ૩૯ વૈદિક રીતે યજ્ઞો કરીને મેળવેલા સ્વર્ગાદિક લોકો પણ નાશવંત છે, કારણ કે તે લોકો પુણ્યના પ્રમાણમાં ઓછા વધતા સુખવાળા, ઈર્ષ્યાદિક દોષોથી મલિન અને અમુક અવધિ પછી નાશ પામનારા છે, માટે જેમાં કોઈ પણ જાતનું દૂષણ જોવામા કે સાભળવામાં આવ્યું નથી એવા એક ભગવાનના સ્વસ્વરૂપની પ્રાપ્તિ થવા માટે તેનુ સેવન કરો ૪૦ વિદ્વાનનુ માન ધરાવનારો મનુષ્ય આ લોકમા જે ફળની ઈચ્છાથી કર્મ કરે છે તે તેનાથી ઉલટું ફળ અવશ્ય મેળવે છે ૪૧ કર્મ કરનારા પુરુષનો વિચાર સુખ મેળવવાનો અને દુ:ખમાથી છુટવાનો હોય છે, પરંતુ કર્મ કરવાથી સદા દુઃખ થાય છે અને ન કરવાથી પુરુષ સુખમા રહે છે ૪૨ આ લોકમા પુરુષ જેને માટે કામ્ય કર્મો કરીને કામનાઓની ઈચ્છા કરે છે, તે દેહ પારકો, ક્ષણભંગુર અને અંતે નાશ પામનારો તથા પાછો ઉત્પન્ન થનારો છે ૪૩ આ પ્રમાણે અહંતા મમતાના સ્થાનરૂપ દેહ પણ પોતાનો નથી, ત્યારે સંતાન, સ્ત્રીઓ, ઘર, ધનાદિક, રાજ્ય, ભંડાર, હાથી, મંત્રીઓ, ચાકર તથા સંબંધીઓ, જેઓ દેહથી ભિન્ન છે અને મમતાના પાત્ર છે તે પારકાં હોય એમાં શું ? ૪૪ આત્મા અવિનાશી અને આનંદનો સમુદ્ર છે. આત્માને તુચ્છ અને દેહની સાથે નાશ પામનાર અજ્ઞાનથી પુરુષાર્થરૂપ લાગતા પુત્રાદિક અનર્થોનું પ્રયોજન નથી. ૪૫ પૂર્વજન્મનાં કર્મોથી ગર્ભાદિક અવસ્થાઓમા ક્લેશ પામતા પ્રાણીઓને આ લોકમાં પુત્રાદિકથી કેટલું સુખ મળે છે તે કહો ૪૬ પ્રાણી પોતારૂપ માનેલા દેહથી કર્મો કરે છે અને કર્મોથી દેહને ધારણ કરે છે. આ પ્રમાણે કર્મ ને દેહ એ બન્ને અજ્ઞાન જન્ય છે, ૪૭ એટલે ધર્મ, અર્થ ને કામ જેને અધીન છે એવા ચેષ્ટા રહિત આત્મરૂપ શ્રીહરિને નિષ્કામે સેવો ૪૮ ભગવાન પોતે ઉત્પન્ન કરેલા પાચ મહાભૂતોથી રચાયલા સર્વ પ્રાણીઓના પ્રિય આત્મા અને અંતર્યામી છે. ૪૯ દેવ, અસુર, મનુષ્ય, યક્ષ ને ગંધર્વ ભગવાનના ચરણનુ ભજન કરવાથી અમારી પેઠે કલ્યાણના ભાગી થાય છે ૫૦ બ્રાહ્મણપણું, દેવપણુ અને ઋષિપણુ, સદાચાર, બહુ શાસ્ત્રવેત્તાપણુ, તેમ દાન, તપ, યજ્ઞ, શૌચ અને વ્રતો, સર્વ ભગવાનને પ્રસન્ન કરવાને સમર્થ થતા નથી ભગવાન તો નિર્મળ ભક્તિથી પ્રસન્ન થાય છે, બાકી બીજુ સર્વ નાટકરૂપ સમજવુ. ૫૧–૫૨ માટે સર્વને પોતાના સમાન જાણીને સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાનની ભક્તિ કરો ૫૩ દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શૂદ્રો, વ્રજવાસીઓ, આહિરો, પક્ષીઓ, મૃગો ને બીજા પાપી જીવો ભક્તિ કરવાથી ભગવાનના સ્વરૂપને પામ્યા છે ૫૪ આ લોકમા ભગવાનની ભક્તિ અને 'સર્વમા પરમાત્મા છે,' એવી જે દૃષ્ટિ તેજ પુરુષનો મુખ્ય સ્વાર્થ જાણવો ૫૫

एतावानेव लोकेऽस्मिन् पुसः स्वार्थ परः स्मृतः
एकांतभक्ति गोविंदे यत्सर्वत्र तदीक्षणम् ॥५५॥

इति श्रीमद्भागवते महापुराणे षष्ठस्कंधे
सप्तमोऽध्याय

## અધ્યાય ૮ મો. *

### નૃસિંહ ભગવાનનું પ્રાકટ્ય.

श्रीशुक उवाच.

अथ दैत्यसुता. सर्वे श्रुत्वा तदनुवर्णितम्।
जगृहुर्निरवद्यत्वान्नैव गुर्वनुशिक्षितम् ॥ १ ॥

* આ અધ્યાયમા ઘણા ક્રોધથી પુત્રને મારી નાખનાર હિરણ્યકશિપુનો નૃસિંહજીએ સ્તંભમાથી પ્રકટ થઈને નાશ કર્યો અને બ્રહ્માદિક દેવતાઓએ તેમની સ્તુતિ કરી એ કથા કહેવાશે.

નારદ કહે છે–પછી દૈત્યોના સર્વ બાળકોએ પ્રહ્લાદની વાત સાંભળીને નિર્દોષપણાથી તેનું શિક્ષણ ગ્રહણ કરવા માંડ્યું, પરંતુ ગુરુનું શિક્ષણ ન જ ગ્રહણ કર્યું ૧ આ રીતે સર્વ બાળકોની બુદ્ધિ પર બ્રહ્મમાં લાગેલી જોઈને શુક્રાચાર્યના પુત્રે ભય પામીને તે સર્વ વાત હિરણ્યકશિપુને યથાર્થ રીતે નિવેદન કરી ૨ પુત્રની દુઃસહ અને અપ્રિય એવી વાણી સાંભળીને હિરણ્યકશિપુનું શરીર ક્રોધાવેશથી ધ્રુજવા લાગ્યું અને તેણે પુત્રનો નાશ કરવાનો નિશ્ચય કર્યો ૩ પછી સ્વભાવથી અત્યંત ક્રોધી એવા દૈત્ય રાજાએ, પગથી કચરેલા સર્પની પેઠે ફુંફવાડા મારતા અને ક્રોધથી ભરેલી વાંકી દૃષ્ટિવડે જોઈને તિરસ્કાર કરવાને યોગ્ય નહિ એવા પ્રહ્લાદનો કઠોર વાણીથી તિરસ્કાર કરીને વિનયથી નમ્ર થયેલા, જીતેન્દ્રિય અને બે હાથ જોડીને સામે ઉભેલા તેને કહ્યું કે–હે દુષ્ટ! મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર અભિમાનીને હું આજે જ યમમંદિરમાં મોકલીશ ૬ હું કે જેના કોપથી લોકપાળ સહિત ત્રણે લોકો કંપે તેની આજ્ઞાનું તું નિર્ભય થઈને કયા બળથી ઉલ્લંઘન કરે છે? ૭

પ્રહ્લાદ–હે રાજન્! પૂર્વના તથા હવે પછીના સ્થાવર જંગમ પ્રાણીઓને અને બ્રહ્માદિક દેવતાઓને જેણે વશ કરેલા છે તે ઈશ્વર મારા તથા તમારા બળરૂપ છે, તેમ બીજા બળવંત પ્રાણીઓના પણ બળરૂપ છે ૮ તે કાળમૂર્તિ છે, શરીરની તથા મનની શક્તિરૂપ છે, બુદ્ધિના બળના ને ઇંદ્રિયોના સ્વામી છે, તે જ ત્રણ ગુણના સ્વામી પરમાત્મા પોતાની શક્તિવડે આ જગતને સર્જે છે, પાળે છે અને તેનો નાશ કરે છે. ૯ પિતાજી! તમે તમારા પોતાના આસુરભાવનો ત્યાગ કરો અને મનને શાંતિમાં રાખો, કારણ કે ન જીતેલા અને અવળે માર્ગે ચાલનારા મનના જેવો બીજો કોઈ પણ શત્રુ નથી મનને સમતામાં રાખવું તે જ ભગવાનની સેવા છે ૧૦ કેટલાએક લુંટારા પ્રથમ છ ઇંદ્રિયરૂપી શત્રુઓને જીત્યા વિના દશ દિશાઓને પોતે જીતી લીધેલી માને છે, પરંતુ જેઓ સર્વ પ્રાણીઓ ઉપર સમતા રાખનાર સાધુ અને મનને જીતનાર જ્ઞાની છે તેને પોતાના અજ્ઞાનથી કલ્પાયલા શત્રુઓ ક્યાંથી હોય? ૧૧

હિરણ્યકશિપુ કહે છે–હે પુત્ર! તું બહુ બોલે છે માટે ખરેખર તને મારવાની મારી ઇચ્છા છે; કારણ કે, જેઓ મરવાને તૈયાર થાય છે તેઓની વાણી અયોગ્ય હોય છે ૧૨ તું મારા વિના જગતનો ઈશ્વર બીજો કહે છે તે જો હોય તો તે ક્યાં છે? પ્રહ્લાદે કહ્યું–તે સર્વ ઠેકાણે છે, એટલે હિરણ્યકશિપુએ પૂછ્યું–ત્યારે તે શા માટે તપાવેલા આ થાંભલામાં દેખાતો નથી? પ્રહ્લાદે તે થાંભલાને જોઈ, નમસ્કાર કરીને કહ્યું કે, તે થાંભલામાં દેખાય છે. હિરણ્યકશિપુએ તે થાંભલામાં જોયું, પરંતુ જોવામાં ન આવવાથી તે બોલ્યો કે, ૧૩ તું આડું અવળું બોલ્યા કરે છે, માટે હું ધડ ઉપરથી તારા મસ્તકને કાપી નાખીશ પછી તારું જે ઇષ્ટ શરણ શ્રીહરિ છે, તે આજે તારી રક્ષા કરે છે કે નહિ? તે હું જોઈશ ૧૪

નારદ કહે છે–એ પ્રમાણે પુત્રને દુષ્ટ વચનોથી વારંવાર પીડતો તે ક્રોધાવેશમાં આવી ગયો અને મહા બળવાન એવા તેણે પોતાના હાથમાં તરવાર લઈ આસન ઉપરથી ઉછાળો મારીને થાંભલામાં પોતાના હાથથી મુઠીનો પ્રહાર કર્યો ૧૫ હે રાજન્! તે જ વખતે એ થાંભલામાંથી ભયંકર શબ્દ થયો જે શબ્દથી બ્રહ્માંડરૂપી કટાહ ફુટી ગયું અને બ્રહ્માદિક દેવતાઓએ પોતાના લોકનો નાશ થશે, એમ માન્યું. ૧૬ પરાક્રમ કરતા ને બળવડે પુત્રને મારી નાખવાની ઇચ્છાવાળા દૈત્યે, અપૂર્વ અને આશ્ચર્યજનક શબ્દ સાંભળીને આમ તેમ જોયું તો સભામાં કોઈ પણ શબ્દ કરનારને દીઠો નહિ તે શબ્દ સાંભળીને દૈત્યના સેનાપતિઓ પણ અતિ ભય પામ્યા. ૧૭ ભગવાન શ્રીહરિ, પોતાના ભક્ત પ્રહ્લાદે કહ્યું હતું કે, ભગવાન થાંભલામાં દેખાય છે તથા સર્વ સ્થાનમાં પોતે વ્યાપક છે તે વાત સત્ય કરવા, તથા પોતાના ભક્ત સનકાદિકોએ, પાર્ષદ જય, વિજયને શાપ દીધા પછી પશ્ચાત્તાપથી કહ્યું હતું કે, તમે ત્રણ જન્મ પછી છુટશો તે વચન સત્ય કરવા, પોતાના પાર્ષદ હિરણ્યકશિપુએ બ્રહ્માની પાસે માગ્યું હતું કે, તમે સર્જેલા પ્રાણીઓમાંના કોઈથી મારું મરણ ન થાય ને મનુષ્યથી કે પશુથી, ઘરની અંદર

કે બહારના ભાગમાં પણ મારુ મૃત્યુ ન થાય, એ વરદાન સત્ય રાખવા પોતાના ભક્ત બ્રહ્માએ હિરણ્યકશિપુને તથાસ્તુ એમ કહીને વર આપ્યો હતો તે ખરો પાડવા, પોતાના દાસ હિરણ્યકશિપુએ કહ્યુ હતું કે, આ પુત્રની સાથે વૈર કરવાથી કદાપિ મારુ મૃત્યુ પણ થાય એ વચનને સત્ય કરવા, પોતાના ભક્ત નારદે ઇંદ્રને કહ્યું હતુ કે આ કયાધુનો ગર્ભ તારાથી મરણ પામશે નહિ તેમ સર્વથી નિર્ભય રહેશે, એ વાત ખરી પાડવા, તેમ જ પોતાના ભક્તોને કહે છે કે, હું મારા ભક્તોની રક્ષા કરુ છુ, મારો ભક્ત કોઇ દિવસ નાશ પામતો નથી, એ વાત ખરી કરવા માટે, નહિ પશુ કે નહિ મનુષ્ય, પરંતુ અતિ આશ્ચર્યજનક નૃસિંહનું રૂપ ધારણ કરીને ભગવાન સભા વચ્ચે થાભલામાથી પ્રગટ થયા હિરણ્યકશિપુ અદ્ભુત શબ્દ સાભળી તે શબ્દ કોણે કર્યો હશે ? એમ ચો તરફ જોતો હતો એટલામા થાભલામાથી નીકળતા નૃસિંહના સ્વરૂપને જોઈને વિચારમા પડી ગયો કે, આ પશુ નથી તેમ મનુષ્ય પણ નથી, પરંતુ આશ્ચર્યની વાત છે કે આ તો મનુષ્ય અને સિંહનું મિશ્ર સ્વરૂપ છે. આ તે વિચિત્ર રૂપધારી કોણ હશે ? ૧૯

આ પ્રમાણે હિરણ્યકશિપુ વિચાર કરતો હતો એટલામાં અત્યંત ભયંકર નૃસિંહનું સ્વરૂપ તેની આગળ આવીને ઉભુ રહ્યુ. તેમના નેત્ર તપાવેલા સુવર્ણ જેવા ભયંકર હતા, જટા ને કેશવાળીના પ્રકાશથી તેમનું મુખ પ્રૌઢ દેખાતુ હતુ ૨૦ દાઢો ભયંકર હતી, જીભ તરવાર જેવી ચંચલ તથા અસ્રાની ધાર જેવી તીક્ષ્ણ હતી, મુખ ભ્રુકુટીથી ભયંકર લાગતુ હતુ, કાન સ્થિર અને ઉંચા હતા, ફાડેલુ મુખ તથા નાસિકા પર્વતની ગુફાના જેવા ભયપ્રદ લાગતા હતા, ગલોફા ફાટેલા હોવાથી ભયંકર દેખાતા હતા, ૨૧ મોટુ શરીર આકાશમા અડકતુ હતુ, ડોક ટુંકી અને જાડી હતી, છાતી વિશાળ હતી, પેટ પાતળું હતુ, ચંદ્રના કિરણ જેવા શ્વેત રુંવાથી શરીર ઢંકાઇ ગયુ હતુ, સેંકડો હાથ સર્વ દિશાઓમા ફેલાઇ ગયા હતા, નખરૂપી આયુધો શોભતા હતા, ૨૨ અને ભયને લીધે કોઇ તેમની પાસે જઇ શકતુ ન હતુ તેમણે પોતાના ચક્રાદિક શસ્ત્ર તથા વજ્ર વગેરે દિવ્ય શસ્ત્રો ધારણ કર્યાં હતા, તેથી દૈત્યો અને દાનવો નાસતા હતા આવા અલૌકિક સ્વરૂપને જોઇ હિરણ્યકશિપુ બોલ્યો કે–માયાવી ભગવાન હરિએ મારો વધ કરવાનો વિચાર કર્યો છે, તથાપિ તેમના આવા ઉદ્યમથી મને ભય નથી. ૨૩ આમ બોલી તે હાથમા ગદા લઈને ગર્જના કરતો નૃસિંહજીના ઉપર ધસ્યો તે વખતે અગ્નિમાં પડેલા પતંગીઆની પેઠે નૃસિંહના તેજમા પડેલો તે જોવામા આવ્યો નહિ, અર્થાત્ નૃસિંહના તેજ આગળ તેનુ તેજ નિસ્તેજ થઇ ગયુ ૨૪ સત્ય સ્વરૂપનો પ્રકાશ કરનારા શ્રીહરિ સામે ધસેલો તમોમય દૈત્ય દેખાય નહિ તેમા આશ્ચર્ય ન હતુ, કારણ કે ભગવાન સૃષ્ટિના આરંભમા ને પ્રલય સમયે પોતાના તેજથી અંધારાને પી ગયા હતા. તે પછી હિરણ્યકશિપુએ સામા જઇ ક્રોધથી મોટા વેગવાળી ગદાને ફેરવી નૃસિંહ ભગવાનને પ્રહાર કર્યો. ૨૫ એટલામા ગરુડ જેમ સર્પને પકડે તેમ ગદા ધારણ કરેલા તેને ભગવાને પકડી લીધો પરંતુ રમત કરતા ગરુડની ચાંચમાંથી જેમ સર્પ સરી પડે તેમ લીલા કરતા ભગવાનના હાથમાથી હિરણ્યકશિપુ છુટી ગયો ૨૬ તે વખતે હે રાજન્ ! હિરણ્યકશિપુએ જેમના સ્થાનો ખુંચવી લીધા હતા એવા દેવતાઓ અને સર્વ લોકપાળો, કે જેઓ વાદળમા છુપાઈને આ બધુ જોતા હતા તેઓ બહુ જ અશુભ માનવા લાગ્યા હવે પેલો દૈત્ય જે ભગવાનના હાથમાથી છુટી ગયો હતો તે નૃસિંહ ભગવાન પોતાના પરાક્રમથી ડરે છે, એવુ માનવા લાગ્યો યુદ્ધમા હમેશ વિજય કરનારો તે દૈત્ય ઢાલ, તરવાર લઈ વેગથી ફરીને ભગવાનની સામે લઢવાને ધસ્યો ૨૭ શકરાના જેવા વેગવાળા, ઢાલ તથા તરવારના પેચથી સામો મનુષ્ય ફાવે નહિ એવી યુક્તિઓથી ઉપર નીચે ફરતા તેને શ્રીહરિએ ભયંકર શબ્દવાળુ તીવ્ર અટ્ટહાસ્ય કરી મોટા વેગથી દોડીને પકડી લીધો ૨૮ તે વેળાએ સર્પે પકડેલા ઉંદરની પેઠે ચારે તરફ પછાડા મારતો અને પકડાયાથી પરવશ થઈ ગએલો તથા ઇંદ્રના વજ્રથી જેની ચામડી કપાઇ ન હતી

એવા હિરણ્યકશિપુને સભાના ઉબરામા (નહિ બહાર કે નહિ અદર) પોતાની સાથળ ઉપર (પૃથ્વી ઉપર નહિ તેમ આકાશમા પણ નહિ) નાખીને ગરુડ જેમ નખવતી મહા ઝેરી સર્પને ચીરી નાખે તેમ રમત માત્રમા ભગવાને નખોવડે ચીરી નાખ્યો ૨૯ ક્રોધથી કોઈ પણ જેના સામુ જોઈ શકે નહિ એવા, ભયંકર નેત્રવાળા, ફાડેલા મુખને જીભથી ચાટતા, ગળામા આતરડાની માળાવાળા નૃસિહ ભગવાન, હાથીને મારનાર સિહની પેઠે લોહીના ખાબકાથી ખરડાયેલા રાતા કેશવાળા તથા રાતા મુખવાળા થઈ ગયા ૩૦ ભગવાને હિરણ્યકશિપુના હૃદયકમળને નખોની અણીઓથી ફાડી નાખ્યુ પછી તેને દૂર ફેંકી દઈ તેના ઉગામેલા આયુધવાળા હજારો અનુચરોને તથા તેના બીજા હજારો પક્ષપાતીઓને ભુજદડરૂપી જેની સેના છે એવા ભગવાને ચારે તરફથી નખો, શસ્ત્રો અને પગની એડીના મારથી મારી નાખ્યા ૩૧ તે સમયે ભગવાનની કેશવાળીથી કપી ઉઠેલા વાદળા આકાશમાથી વિખરાઇ ગયા, તેમની દૃષ્ટિથી ગ્રહોની કાતિ ઝાખી પડી ગઈ, નિશ્વાસના પવનથી સમુદ્રમા ખળભળાટ થયો અને દિશાઓના હાથીઓ ગર્જનાથી ભય પામીને ચીસો પાડવા લાગ્યા ૩૨ આકાશમા કેશવાળીના આઘાતથી વિમાનો ઉચે ઉડવા લાગ્યા અને પગના અતિ ભારથી પૃથ્વી કપવા લાગી એમના વેગથી પર્વતો ઉડવા લાગ્યા અને તેજથી આકાશ તથા દિશાઓ નિસ્તેજ થઈ ગયા ૩૩ પછી સભામા રાજાના ઉત્તમ આસન ઉપર બેઠેલા, સર્વના તેજનું હરણ કરનાર, સર્વવ્યાપક, જેનો કોઇ પણ શત્રુ જાણવામા ન હતો એવા, અત્યત ક્રોધી તથા ભયકર મુખવાળા નૃસિહ ભગવાનની કોઇએ પણ સેવા કરવા માટે તેમની પાસે જવાની હિંમત કરી નહિ ૩૪ એટલામા ત્રણ લોકના મસ્તકની પીડા જેવા હિરણ્યકશિપુને ભગવાને યુદ્ધમા મારી નાખ્યો, એવી વાત સાભળીને આનદના ઉભરાથી પ્રફુલ્લિત મુખવાળી દેવાગનાઓ અતરિક્ષથી ભગવાનની ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગી ૩૫ અને તે સમયે નૃસિહ ભગવાનના દર્શન કરવા આવેલા દેવોના વિમાનોથી આકાશમાં ભીડ થઈ ગઈ. દેવતાઓનાં વાજીત્ર વાગવા લાગ્યા, અપ્સરાઓ નાચવા લાગી, ગધર્વો ગાન કરવા લાગ્યા, ૩૬ બ્રહ્મા, ઈંદ્ર, શંકર આદિ દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, સર્પો, મનુઓ, પ્રજાના પતિઓ, મોટા મોટા ગધર્વો, અપ્સરાઓ, ચારણો, યક્ષો, કિપુરુષો, વૈતાળો, સિધ્ધો, કિન્નરો અને સુનદ, કુમુદ વગેરે ભગવાનના સર્વે પાર્ષદો ત્યા આવ્યા, અને બે હાથ જોડીને સામે ઉભા રહ્યા અને તીવ્ર તેજવાળા તથા સભામા સિહાસન ઉપર બિરાજેલા ભગવાન નૃસિંહજીની સ્તુતિ કરવા લાગ્યા ૩૭–૩૮

બ્રહ્મા સ્તુતિ કરવા લાગ્યા—અનત શક્તિવાળા, વિચિત્ર પરાક્રમવાળા, પવિત્ર ચરિત્રવાળા અને પોતાની લીલા ને ગુણોવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનાર અખડ મૂર્તિવાળા, આપને હું નમસ્કાર કરુ છુ. ૪૦

શ્રીરુદ્ર સ્તુતિ કરે છે—આપના કોપનો સમય તો પ્રલય કાળ છે, હમણા તો તમે એક ઘણા નાના દૈત્યને માર્યો છે હે ભક્તવત્સલ ! હવે શાંત થઈ તેનો પુત્ર અને તમારો ભક્ત તમારે શરણે આવ્યો છે, તેનુ રક્ષણ કરો ૪૧

ઈંદ્ર સ્તુતિ કરે છે—હે પરમેશ્વર નૃસિહ ! તમે અમારુ રક્ષણ કરીને દૈત્ય પાસેથી અમારા યજ્ઞના ભાગ અમને અપાવ્યા તથા અમારુ ધ્યાન કરવાનું સ્થાનક એવુ અમારુ હૃદયકમળ રાક્ષસોના ભયથી ભરાઈ ગયુ હતુ, તેને તમે રાક્ષસના ભયમાંથી મુકાવી પ્રફુલ્લિત કર્યું હે નાથ ! તમારી સેવા કરનાર ભક્તજનોને કાળે ગળેલુ આ જગત કંઇ ગણતરીમા નથી તેઓ મુક્તિને પણ બહુ ઉત્તમ માનતા નથી, ત્યારે બીજા સુખોની ઈચ્છા શા માટે કરે ? ૪૨

પછી ઋષિઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો. નાગ, પ્રજાપતિઓ, ગધર્વો, યક્ષો, કિપુરુષો, કિન્નરો, ભગવાનના પાર્ષદો અને વૈતાળોએ વારા ફરતી આ પ્રમાણે સ્તુતિ કરી—હે આદિ પુરુષ ! તમારા પ્રભાવથી ભરપુર એવુ તમારુ ધ્યાનરૂપી તપ, કે જે તપથી તમારામા રહેલા જગતને સરજ્યું હતુ, તે તપ તમે અમને કહ્યુ હે શરણાગત રક્ષક ! તે તપ

હમણાં શસ્ત્રે ચુંથી નાખ્યું હતું, પરંતુ રક્ષણ કરવાને અવતાર ધારણ કરનારા તમે અમને તે તપ કરવા ફરીને આજ્ઞા કરી છે ૪૩ આ અસહ્ય દૈત્ય, અમારા પુત્રોએ અમને આપેલા શ્રદ્ધાને ને તીર્થમા આપેલા તપ તથા જળને પરાણે ખાઇ જતો હતો, તે દૈત્યનું આજે તમે નખવતી પેટ ચીરી નાખી, તે સર્વ અમને પાછું અપાવ્યું છે તે અખિલ ધર્મનું રક્ષણ કરનારા આપ નૃસિંહ ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૪ હે નૃસિંહ! જે દુષ્ટ દૈત્ય યોગના તથા તપના બળથી અમારી યોગસિદ્ધ-સિદ્ધિઓને હરી ગયો હતો, તે અત્યંત ગર્વવાળા દૈત્યને તમે નખોથી ચીરી નાખ્યો, તે તમને અમે પ્રણામ કરીએ છીએ ૪૫ બળથી તથા પરાક્રમથી ગર્વિષ્ઠ થઈ ગયેલા જે અજ્ઞાની દૈત્યે વિવિધ ધારણાથી મેળવેલી અમારી વિદ્યાને અટકાવી દીધી હતી, તે દૈત્યને આપે યુદ્ધમા પશુની પેઠે મારી નાખ્યો, તે માયાવડે નૃસિંહનું રૂપ લેનાર આપને સદા નમસ્કાર કરીએ છીએ. ૪૬ જે પાપી દૈત્યે અમારા રત્નોનું તથા ઉત્તમ સ્ત્રીઓનું હરણ કર્યું હતું, તે દૈત્યની છાતી ફાડી નાખીને આ સ્ત્રીઓને આનંદ આપનાર એવા આપને નમસ્કાર હો. ૪૭ હે દેવ! અમે મનુઓ તમારી આજ્ઞામા વર્તનાર છીએ અમારી મર્યાદા જે દૈત્યે તોડી નાખી હતી, તે દુષ્ટ દૈત્યોને તમે મારી નાખ્યો તે ઠીક કર્યું હે પ્રભો! અમે તમારી શી આજ્ઞા ઉઠાવીએ? અમે તમારા દાસ છીએ, તમે દાસોને આજ્ઞા કરો. ૪૮ હે પરમેશ્વર! અમે પ્રજાપતિઓ છીએ અને તમે અમને પ્રજા સરજવા માટે પ્રેરેલા હતા; પરંતુ જે દૈત્યના પ્રતિરોધથી અમે પ્રજાને સરજી શક્યા ન હતા, તે દૈત્ય, તમે નખોવતી તેની છાતી ફાડી નાખવાથી ધરણી ઉપર ઢળી પડ્યો છે. હે સત્વમૂર્તિ! તમારો આ અવતાર જગતનું કલ્યાણ કરનારો છે. ૪૯ હે વિભુ! અમે આપના નૃત્યકાળે નાચનાર અને ગાનાર છીએ; તેઓને જે દૈત્યે પોતાના શૌર્યના તથા શક્તિના પ્રભાવથી પોતાને અધીન કર્યા હતા, તે દૈત્યને આપે આ દશાએ પહોંચાડ્યો. અવળે માર્ગે ચાલનારો મનુષ્ય સુખી થતો જ નથી. ૫૦ હે હરિ! મહાત્માઓના મનમા ભય ઉપજાવનાર આ દૈત્યને આપે પુરો કરી નાખ્યો તે આપનાં ચરણ, કે જે સંસારનો નાશ કરનાર છે, તેને અમે શરણે આવ્યા છીએ ૫૧ હે ચોવીસ તત્વના નિયામક! અમે મુખ્ય અનુચરો તમારા મનગમતાં કામો કરીને તમને સેવીએ છીએ પરંતુ હમણા આ દૈત્યે અમને પોતાના વાહક બનાવ્યા હતા હે નૃસિંહ! આ દૈત્યે મનુષ્યોને જે દુ:ખ દીધાં હતા તે દુ:ખને જાણનારા આપે તેને મારી નાખ્યો તે સારૂ કર્યું ૫૨ અમે કિંપુરુષ છીએ અને આપ તો મહા પુરુષ ઈશ્વર છો, માટે અમે આપની સ્તુતિ કેવી રીતે કરી શકીએ? આ નીચ પુરુષ હિરણ્યકશિપુ જ્યારથી મહાત્મા પુરુષોએ તેનો ધિક્કાર કર્યો હતો ત્યારથી જ મરી ગયો હતો ૫૩ અમે સભાઓમા તથા યજ્ઞોમાં તમારી નિર્મળ કીર્ત્તિ ગાઈને મોટી દક્ષિણાઓ મેળવતા હતા પણ આ દુર્જન નિરંતર તે અમારી પાસેથી પડાવી લેતો હતો હે ભગવન્! આપે રોગની પેઠે તેનો નાશ કર્યો તે બહુ સારૂં કર્યું. ૫૪ હે ઈશ્વર! અમે કિન્નરો તમારા સેવક છીએ. આ દૈત્ય અમારી પાસે બળાત્કારે કામ કરાવતો હતો તે પાપીને, હે હરિ! આપે મારી નાખ્યો. હે નૃસિંહ! હે નાથ! આપ અમારૂ કલ્યાણ કરો. ૫૫ હે ભક્તોને આશ્રય આપનાર! સર્વ લોકોને સુખ આપનારૂં તમારૂ અદ્‌ભુત એવું આ નૃસિંહનું રૂપ અમે આજે જ દીઠું હે ઈશ્વર! આપનો દાસ આ હિરણ્યકશિપુ બ્રાહ્મણોથી શાપિત થયો હતો, તેનું આપે મૃત્યુ કર્યું, તે તેના અનુગ્રહ માટે કર્યું છે એમ અમે માનીએ છીએ. ૫૬

अद्यैतद्धरिनररूपमद्भुतं ते दृष्टं
न: शरणद सर्वलोकशर्म ।
सोऽयं ते विधिकर ईश विप्रशप्तस्तस्येदं
निधनमनुग्रहाय विद्म: ॥ ५६ ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे
अष्टमोऽध्याय:

# અધ્યાય ૯ મો.

## પ્રહ્લાદે કરેલી નૃસિંહની સ્તુતિ.

**नारद उवाच**

**एवं सुरादय: सर्वे ब्रह्मरुद्रपुरःसरा ।**
**नोपैतुमशकन्मन्युसंरम्भं सुदुरासदम् ॥ १ ॥**

નારદ બોલ્યા—એ પ્રમાણે[†] ક્રોધથી ઉગ્ર થયેલા અને પાસે જઈ શકાય નહિ એવા નૃસિંહની સમીપ જવા માટે બ્રહ્મા, રુદ્ર વગેરે સર્વે દેવતાઓ હિંમત કરતા ન હતા ૧ પછી દેવતાઓએ નૃસિંહની પાસે સાક્ષાત્ લક્ષ્મીજીને મોકલ્યા, પરંતુ તે નૃસિંહનું પૂર્વે જોયેલું નહિ તથા સાંભળેલું નહિ એવું અદ્ભુત રૂપ જોઈને, ત્રાસની શંકાથી પાસે ગયા નહિ ૨ પછી બ્રહ્માએ પોતાની પાસે ઉભેલા પ્રહ્લાદને કહ્યું કે, હે તાત! તારા પિતા ઉપર ક્રોધાયમાન થયેલા પ્રભુની પાસે તું જ જા, અને તેમને શાંત કર એમ કહીને તેને નૃસિંહની પાસે મોકલ્યો ૩ હે રાજન્! મહા ભગવદ્ભક્ત એવા તે બાળકે 'અસ્તુ' એમ કહી ધીરે રહીને નૃસિંહ ભગવાનની પાસે જઈ, બે હાથ જોડી, પૃથ્વી ઉપર પડી, તેમને પ્રણામ કર્યા ૪ શ્રી નૃસિંહે પોતાના ચરણકમળમાં પડેલા બાળકને કૃપાથી પરિપૂર્ણ અંતઃકરણે ઉઠાડીને કાળરૂપી સર્પથી મનમાં ત્રાસ પામેલા લોકોને અભય આપનારો પોતાનો કર તેના મસ્તક ઉપર ફેરવ્યો ૫ ભગવાનના હાથના સ્પર્શથી તે સર્વ પાપમાંથી મુક્ત થયો, અને તેને તરત બ્રહ્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થયું, હૃદયમાં નિવૃત્તિ સુખ થયું, શરીર ઉપર રોમાંચ આવ્યો ને હૃદય પ્રેમથી ભરાઈ ગયું આંખમાં પ્રેમનાં અશ્રુઓ આવી ગયાં અને તે મનમાં ભગવાનના ચરણકમળનું ધ્યાન ધરવા લાગ્યો ૬ પછી જિતેંદ્રિય એવો પ્રહ્લાદ શ્રીહરિ પર નેત્ર સ્થિર કરીને એકાગ્ર મને પ્રેમથી ગળગળી વાણીએ આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો ૭

પ્રહ્લાદ સ્તુતિ કરે છે—બ્રહ્માદિક દેવતાઓ, મુનિઓ તથા સત્વગુણમાં જેમની બુદ્ધિ વિસ્તાર પામેલી છે એવા સિદ્ધ પુરુષોના વચનોના પ્રવાહોથી તથા ઘણા ગુણોથી અદ્યાપિ સુધી આપનું આરાધન કરવાને કોઈ સમર્થ થયું નથી, ત્યારે હું આસુરી બુદ્ધિનો પુરુષ કેવી રીતે સમર્થ થાઉં? ૮ હું માનું છું કે, ધન, ઉત્તમ કુળમાં જન્મ, રૂપ, તપ, પંડિતતા, ઇંદ્રિયોની કુશળતા, કાંતિ, પ્રતાપ, બળ, બુદ્ધિ અને અષ્ટાંગ યોગ પરમાત્માને પ્રસન્ન કરવા સમર્થ થતાં નથી ભગવાન ભક્તિથી ગજેન્દ્રને પ્રસન્ન થયા હતા ૯ ઉંચા ગુણોવાળો હોવા છતાં પણ જો ભગવાનથી વિમુખ હોય તો તેના કરતાં ભગવાનને વિષે મન, વચન, કર્મ, ધન તથા પ્રાણને અર્પણ કરનાર ચંડાળને ઉત્તમ જાણવો, કારણ કે તે પોતાના કુળને પવિત્ર કરે છે અને ઘણા માનવાળો બ્રાહ્મણ પોતાને પણ પવિત્ર કરી શકતો નથી, તો બીજાની શી વાત કરવી? ૧૦ ભગવાન પોતે સ્વસ્વરૂપના લાભથી પરિપૂર્ણ છે, માટે તે અજ્ઞાની મનુષ્યની પાસેથી પોતાની પૂજા ગ્રહણ કરવાની ઈચ્છા કરતા નથી, પરંતુ દયાળુ છે મનુષ્ય મુખ ઉપર તિલકાદિકની જે શોભા કરે છે તે શોભા જેમ પ્રતિબિંબને મળે છે, તેમ મનુષ્ય, ભગવાનની જે જે પૂજા કરે છે, તે તે પૂજા તે કરનારને મળે છે ૧૧ માટે નીચ તથા માયાવડે સંસારમાં પડેલો હું નિર્ભય થયા છતાં, સર્વ પ્રયત્નથી બુદ્ધિને અનુસાર ઈશ્વરનો મહિમા ગાઉં છું, કે જે મહિમા ગાવાથી સર્વ પુરુષ પવિત્ર થાય છે ૧૨ હે ઈશ્વર! તમારાથી ઉદ્વેગ પામતા આ સર્વે બ્રહ્માદિક દેવતાઓ સત્વગુણના નિધિરૂપ જે તમે, તેમના દાસ છે, પરંતુ અમારી પેઠે વૈરભાવથી ભજનારા નથી આપના મનોહર અવતારો અને અદ્ભુત લીલાઓ આ જગતના કલ્યાણ માટે, ઐશ્વર્ય માટે તથા સુખ માટે છે, ભય ઉપજાવવા માટે નથી ૧૩ તમે ક્રોધને શાંત કરો અસુરને આપે આજે હણ્યો, હવે ક્રોધનું શું પ્રયોજન છે? વિંછી અથવા સર્પને મારી નાખવાથી જેમ મહાત્મા પુરુષ પ્રસન્ન થાય છે, તેમ આ રાક્ષસના નાશથી સઘળા લોકો પ્રસન્ન થયા છે અને સુખ પામેલા સર્વે લોકો તમારા ક્રોધની શાંતિની પ્રતિક્ષા કરે છે હે નૃસિંહ! લોકો પોતાનો ભય દૂર થવા તમારા સ્વરૂપનું સ્મરણ કરે છે, માટે

[†] આ અધ્યાયના બ્રહ્માએ ભયથી પ્રહ્લાદને નૃસિંહનો કોપ શમાવવા માટે મોકલ્યો તે નૃસિંહનો કોપ શાંત કરવા અતિ ભયંકર એવા નૃસિંહની સ્તુતિ કરવા લાગ્યો, તે કથા કહેવાશે

હવે ક્રોધને શમાવો ૧૪ હે અજીત! અત્યંત ભયંકર એવા જે તમે, તેમનું આ રૂપ, કે જે મુખ, જીભ અને સૂર્યના જેવી આંખો, ભ્રુકુટી તથા ઉગ્ર દાઢોથી અત્યંત ભયંકર છે, ગળામાં આંતરડાની માળા છે, કેશવાળી લોહીથી ખરડાયેલી છે, કાન ખીલાની પેઠે ઉભા છે, ગર્જનાથી દિશાના હાથીઓ પણ ડરી ગયા છે, તથા શત્રુને નખોની અણીઓથી ફાડી નાખનાર આવા રૂપથી હું ડરતો નથી ૧૫ પરંતુ હે કૃપાવત્સલ! અસહ્ય તથા ઉગ્ર એવા સંસારચક્રના દુઃખથી હું ભય પામું છું આ સંસારચક્રમા મને મારા પોતાના કર્મોવડે બાંધીને હિંસક કુળમાં નાખ્યો છે, માટે હે શ્રેષ્ઠ! હે સુંદર! આપ પ્રસન્ન થઈને મોક્ષરૂપ ને શરણરૂપ તમારા ચરણની સેવામાં મને ક્યારે બોલાવશો? ૧૬ પ્રિય પદાર્થોના વિયોગથી તથા અપ્રિય પદાર્થના લાભથી થતા શોકાગ્નિવડે સર્વ અવતારોમાં હું બળ્યા કરું છું આ સંસારના દુઃખ દૂર કરવાના જે ઉપાય છે, તે પણ દુઃખદાયી છે, છતા પણ હે પરમાત્મા! હું દેહાદિકના અભિમાનથી ભટકયા કરું છું, મને તમારી સેવા બતાવો ૧૭ હે નૃસિંહ! તમારી સેવા કરનારો હું ગુણના બંધનોમાંથી મુક્ત થઈ, તમારા ચરણારવિંદમા રહેનાર જ્ઞાની પુરુષોનો સંગ કરીશ અને પ્રિય, સંબંધી, પરમ દૈવત એવા આપની બ્રહ્માએ ગાયેલી ચારિત્ર કથાઓને ગાવાથી શ્રમ વિના દુઃખોને તરી જઈશ ૧૮ હે નૃસિંહ! હે વિભો! આ જગતમા દુઃખી મનુષ્યના દુઃખનો ઉપાય જેને શ્રમ વિના લાગુ પડે છે એવા તમે પ્રાણીઓની ઉપેક્ષા કરી નથી, જ્યાં લાગુ પડે છે ત્યાં પણ તમે ઉપેક્ષા કરો છો ત્યારે માતા પિતા પણ બાળકનું રક્ષણ કરી શકતા નથી, ઔષધ રોગીનું રક્ષણ કરી શકતું નથી અને સમુદ્રમા ડુબતા મનુષ્યનું નૌકા રક્ષણ કરી શકતી નથી ૧૯ ભિન્ન ભિન્ન સ્વભાવવાળા, પૂર્વે ઉત્પન્ન થયેલા બ્રહ્માદિક અથવા તો પછી ઉત્પન્ન થયેલા માતાપિતા જેને વિષે, જે કારણથી, જ્યારે, જેનાથી, જે સંબંધી, જેને માટે, જે રીતે, જેની પ્રેરણાથી અને જેને ઉત્પન્ન કરે છે તથા રૂપાંતર પમાડે છે, તે સર્વ આપનું સ્વરૂપ છે ૨૦ કાળે ક્ષોભ પમાડેલા ગુણવાળી માયા તમારા અંશભૂત પુરુષની કૃપાદૃષ્ટિથી કર્મ કરનારા બળવાન વેદોક્ત કર્મમય તથા અવિદ્યાએ અર્પણ કરેલા, સોળ વિકારવાળા મનને ઉત્પન્ન કરે છે, એવા સંસારમાં ચક્રરૂપ ગણાતા મનથી, હે અજન્મા! તમારા ભક્ત વિના બીજો કોણ તરી શકે? ૨૧ પોતાની ચૈતન્ય શક્તિવડે બુદ્ધિના ગુણોનો નિત્ય વિજય કરનારા, માયાને પ્રેરનાર, કાર્ય તથા કારણોની શક્તિને વશ કરનાર, આપની માયાએ સોળ આરા (વિકાર) વાળા આ સંસારકુપમા નાખેલો હું, શેલડીની પેઠે પીલાઉ છું અને તમારે શરણે આવ્યો છું, તેને તમારી પોતાની પાસે લ્યો ૨૨ હે વિભુ! સર્વ લોકપાળોના આયુષ્ય, લક્ષ્મી ને વૈભવ કે જેમને મનુષ્ય ઈચ્છે છે, તે મારા જોવામાં આવ્યા જેઓ અમારા પિતાના ક્રોધયુક્ત હાસ્યથી ઉંચી ચડેલી ભ્રકુટીના ફરકવાને લીધે નાશ પામ્યા હતા, તે અમારા પિતાને પણ તમે મારી નાખ્યો ૨૩ માટે પ્રાણીઓના વૈભવોના પરિણામને જાણનારો હું બ્રહ્માદિકથી માંડીને સર્વ પ્રાણીઓના આયુષ્યની, લક્ષ્મીની તથા ઇંદ્રિયોથી ભોગવાતા સુખોની ઇચ્છા કરતો નથી તેમ મોટા પરાક્રમવાળી તમારી કાળમૂર્તિથી નાશ પામતી સિદ્ધિઓને પણ ઇચ્છતો નથી, મને તો તમારા દાસની પાસે લઈ જાઓ ૨૪ કાનને પ્રિય લાગનારા પણ પરિણામે મૃગજળ જેવા સંસારના વૈભવો ક્યાં? અને સર્વ રોગોના ઉત્પત્તિ સ્થાનરૂપ આ કલેવર ક્યાં? આ પ્રમાણે મનુષ્ય જાણે છે, છતાં પણ દુર્લભ એવા અલ્પ સુખોથી કદી વૈરાગ્ય પામતો નથી ૨૫ હે ઈશ! આ અધિક તમોગુણવાળા દૈત્યના કુળમા રજોગુણથી ઉત્પન્ન થયેલો હું ક્યાં? તથા તમારી દયા ક્યાં? તમે મારા મસ્તક ઉપર પુરુષાર્થ આપનારો જે કર ફેરવ્યો તે બ્રહ્માના, શંકરના તથા લક્ષ્મીના મસ્તક ઉપર ફેર્યો નથી ૨૬ સામાન્ય પ્રાણીની પેઠે આ બ્રહ્માદિક દેવતાઓ છે તથા આ અસુર છે, એવી આપને વિષમ દૃષ્ટિ નથી કારણ કે, તમે જગતના આત્મા અને પ્રિય છો. કલ્પવૃક્ષની પેઠે તમારી સેવા કરવાથી તમારો અમારા ઉપર અનુગ્રહ થાય છે, તેમાથી જે ફળ મળે છે, તે સેવાના પ્રમાણમાં મળે છે; માટે તેમા વિષમ બુદ્ધિ

કરવી નહિ ૨૭ હે ભગવન્! તમે જેમ મારા ઉપર દયા કરી છે, તેમ જ સંસારરૂપી સર્પવાળા કુવામા પડેલા વિષયભોગની ઈચ્છાવાળા અને વિષયી પુરુષોના પ્રસગથી વિષયાંધ રૂપમા પડતા મને દેવર્ષિ નારદે પોતાનો કરીને રાખ્યો છે, તે હું આપના સેવકની સેવા કેમ છોડું? ૨૮ હે અનંત! આપે મારા પ્રાણુની રક્ષા અને મારા પિતાનો વધ કર્યો તે પોતાના ભક્તજનના અને ઋષિઓના વચન સત્ય કરવા કરેલું છે, એમ હું માનું છુ અયોગ્ય કર્મ કરવાની ઈચ્છાવાળો મારો પિતા હાથમા તરવાર લઈને બોલ્યો કે, 'મારા વિના બીજો ઈશ્વર હશે તો તે તારુ રક્ષણ ભલે કરો, પણ હું તો તારુ મસ્તક છેદન કરીશ.' આમ કહ્યુ તે વેળા ભક્તોને અભયદાન દેવા આપ પ્રગટ થયા હતા ૨૯

આ સર્વ જગતરૂપ તમે એક જ છો, કારણ કે તમે જગતના આદિમા તથા અંતમા પણ અવશેષ રહો છો અને તેથી મધ્યમા પણ તમે છો તમે પોતાની માયાથી ગુણોના પરિણામરૂપ આ જગતને સરજીને તેમા પ્રવેશ કરેલો છે અને તમે માયાના ગુણોથી કોઈના રક્ષક, કોઈના ભક્ષક, એમ અનેક રૂપે ભાસો છો. ૩૦ હે ઈશ્વર! આ સદ્ અસદ્રૂપ જગત તમારુ જ રૂપ છે, પરંતુ તમે જગતથી ભિન્ન છો. 'આ પોતાનો તથા આ પારકો,' આવી જે બુદ્ધિ તે મિથ્યા અને માયારૂપ છે જેની જેમાથી ઉત્પત્તિ, જેનાથી પ્રકાશ, જેમા સ્થિતિ તથા જેમાં લય થાય તે વસ્તુ તદ્રૂપ જાણવી. જેમ વૃક્ષ, પૃથ્વીમય બીજરૂપ છે અને તે બીજ સૂક્ષ્મ ભૂતરૂપ છે અને સૂક્ષ્મ ભૂત તે પરબ્રહ્મરૂપ છે, તેમ સર્વ જગત, ભૂતરૂપ છે ભૂતો પોતાના સૂક્ષ્મ ભૂતરૂપ છે અને સૂક્ષ્મ ભૂત પરબ્રહ્મ રૂપ છે ૩૧ આ જગતને પોતાના સ્વરૂપમા મૂકીને સ્વસ્વરૂપના સુખનો અનુભવ કરનાર ચેષ્ટારહિત એવા તમે પોતે પ્રલયના જળમા શેષશય્યા ઉપર પોઢો છો અને યોગવડે નેત્રો મિંચી આત્મસ્વરૂપના પ્રકાશથી નિદ્રાનો વિજય કરી, જાગ્રત સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાથી ભિન્ન તુરિયાવસ્થામા રહો છો, પરંતુ સુષુપ્તિમા અનુભવાતા અજ્ઞાનને તથા જાગ્રત અને સ્વપ્નમા અનુભવાતા વિષયોને જોતા પણ નથી ૩૨ તમે જે પ્રલયના જળમા પોઢો છો અને પોતાની કાળશક્તિથી માયાના ગુણોને પ્રેરો છો, તે તમારું આ જગત શરીર છે જળમા શેષની શય્યામાં પોઢેલા તમે સમાધિ પુરી કરતા એક નાના બીજમાંથી જેમ વડ ઉત્પન્ન થાય તેમ લોકાત્મક મહા કમળ ઉત્પન્ન કર્યું છે જે તમારે વિષે ગુપ્ત રહેલુ હતું ૩૩ તે કમળમાથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ આડું અવળું જેયું પણ કમળ વિના બીજુ કંઈ દીઠુ નહિ પછી તેમણે પાણીમા ઉતરી પોતાને વિષે વ્યાપેલા બીજરૂપ તમને પોતાથી બહાર છો, એમ વિચારીને સો વર્ષ સુધી શોધ્યા, પરંતુ પાર મળ્યો નહિ, અંકુર ફુટયા પછી બીનો પત્તો કયા લાગે? ૩૪ શોધતા પણ તમે મળ્યા નહિ, ત્યારે બ્રહ્માએ આશ્ચર્ય પામી લોકાત્મક કમળ ઉપર બેસીને ઘણા વર્ષ સુધી તપશ્ચર્યા કરી, તેથી તેમનું અંતઃકરણ શુદ્ધ થયુ હે ઈશ! તેમણે પૃથ્વીમાથી જેમ સૂક્ષ્મ ગંધ આવે તેમ પાચ મહા ભૂતો, ઇંદ્રિયો ને અંતઃકરણરૂપ તમને શરીરમા જ વ્યાપેલા દીઠા ૩૫ ઉપર પ્રમાણે તપશ્ચર્યા કરવાથી હજાર મુખ, પગ, મસ્તક, હાથ, સાથળ, નાક તથા નેત્રોવાળુ, આભરણો અને આયુધોથી ભરપુર અને લોકોવડે જેના અવયવોની રચના છે, એવુ માયાવી મહા પુરુષનું વિરાટ ભગવાનનું સ્વરૂપ જોઈ બ્રહ્મા આનંદ પામ્યા ૩૬ વળી આપે હયગ્રીવનો અવતાર ધારણ કરીને દેવતાઓનો દ્રોહ કરનાર રજોગુણ તથા તમોગુણની મૂર્તિરૂપ, મહા બળશાળી મધુ તથા કૈટભ નામે બે દૈત્યોનો નાશ કરીને બ્રહ્માને વેદ પાછા આણી આપ્યા હે પ્રભુ! સત્વગુણોને તમારી પ્રિય મૂર્તિ કહે છે ૩૭ તમે મનુષ્ય, પશુ, પક્ષી, દેવ, તથા મત્સ્યાવતાર ધારણ કરીને લોકોની રક્ષા કરી તમે જગતનો દ્વેષ કરનાર પાપી લોકોનો નાશ કરો છો યુગે યુગે આવ્યા આવતા ધર્મનું પાલન કર્યા કરે છો, પરંતુ કલિમાં ગુપ્ત રહો છો, માટે તમે ત્રિયુગના નામથી પ્રખ્યાત છો. ૩૮ હે વૈકુંઠનાથ! પાપદૂષિત, બહિર્મુખ, અસ્થિર, કામનાથી આતુર, હર્ષ, શોક, ભય અને તૃષ્ણાથી આતુર એવું મારું મન તમારી કથાથી પ્રસન્ન થતું નથી,

માટે હું દીન મારી ગતિનો કેવી રીતે વિચાર કરી શકું ? ૩૯

હે અચ્યુત ! તૃપ્તિ ન પામતી જીહ્વા એક તરફથી મને ખેંચે છે; બીજી તરફથી વિષયો મને ખેંચે છે, પેટ આહાર માટે ખેંચે છે, શ્રવણેંદ્રિય મધુર શબ્દો સાંભળવા ખેંચે છે, ઘ્રાણેંદ્રિય (નાસિકા) સુગંધ લેવા, ચપળ એવા નેત્ર સુંદર રૂપ જોવા અને કર્મેન્દ્રિયો પોતપોતાના વિષયો તરફ મને ખેંચે છે. ૪૦ હે મહારાજ ! હું જ કેવળ આવી દુઃખી દશાને પામ્યો છું એમ નથી, પરંતુ બીજા મનુષ્ય પણ દુઃખી છે. તેઓ સંસારરૂપી વૈતરણી નદીમાં પડેલા છે, એક બીજાથી થતા જન્મ મરણ તથા ભક્ષણથી ડરે છે, પોતાની સાથે કલહ, વૈર અને મૈત્રી કર્યા કરે છે, માટે હે પ્રભુ ! આવા મૂઢ મનુષ્યો ઉપર કૃપા કરીને તેમને સંસારરૂપી વૈતરણીમાંથી આપ પાર ઉતારો. ૪૧ કદાપિ આપ કહેશો કે, મારે એકલાએ સર્વ મનુષ્યનો કેવી રીતે ઉદ્ધાર કરવો ! તો તેના ઉત્તરમાં કહેવાનું કે હે ભગવન્ ! આપ આ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાને સમર્થ છો. તે તમને આ સર્વ જગતનો ઉદ્ધાર કરવામાં શો શ્રમ પડવાનો છે ? હે આતુર બંધુ ! મૂઢ મનુષ્યો ઉપર અનુગ્રહ કરવો એમાં જ મહત્તા છે, પરંતુ તમારા ભક્તજનોની સેવા કરનારનો તમે ઉદ્ધાર કરશો, એમાં નવાઈ નથી ? ૪૨ હે પરમાત્મન્ ! આપના પરાક્રમોના ગાનરૂપી મહા અમૃતમાં મારું મન મગ્ન છે, તેથી હું તરી શકાય નહિ એવી સંસારરૂપી વૈતરણીથી ઉદ્વેગ પામતો નથી, પરંતુ જેઓનું મન તમારી કથાથી વિમુખ છે ને જેઓ મિથ્યા સુખને માટે કુટુંબોનો ભાર વહ્યા કરે છે, એવા મૂઢ લોકોનો હું શોક કરું છું ૪૩ હે દેવ ! તમે કહેશો કે તું તારે મુક્તિ લઈ લે, બીજા મૂઢ મનુષ્યોને તત્વવેત્તા મુનિઓ ઉપદેશ આપશે. તેના ઉત્તરમાં કહેવાનું કે, મુનિઓ તો ઘણું કરીને પોતાની મુક્તિ કરવાની ઇચ્છાથી વનમાં એકાંત પ્રદેશમાં તપશ્ચર્યા કરે છે, બીજાનું કંઇ પણ કાર્ય કરવામાં તત્પર રહેતા નથી; માટે હું એ કૃપણ લોકોને છોડીને એકલો મુક્તિ પામવાની ઇચ્છા રાખતો નથી આટલું બધું આપને કહેવાનું કારણ એ છે કે સંસારાટવીમાં ભટકતા લોકોને તમારા વિના બીજો કોઇ આશ્રય નથી ૪૪ ગૃહસ્થાશ્રમમાં જે સુખ છે, તે તુચ્છ છે શરીરમાં ખણુજ આવવાથી બન્ને હાથે ખંજવાળતા જેમ એક દુઃખ દૂર કરવા જતાં બીજું દુઃખ ઉત્પન્ન થાય છે, તેમ જ વિષયસુખોમાં એક દુઃખ દૂર કરવા જતા બીજું દુઃખ ઉત્પન્ન થાય છે કૃપણ લોકો, બહુ દુઃખો ભોગવે છે, તોપણ તેઓ સંસારના સુખથી ધરાતા નથી, કોઈક ધીરજવાન મનુષ્ય જ આપની કૃપાથી તે ઇચ્છાઓને દાબે છે ૪૫ મૌન, ચાંદ્રાયણાદિ વ્રત, શાસ્ત્ર શ્રવણ, તપશ્ચર્યા, વેદાધ્યયન, સ્વધર્માચરણ, વ્યાખ્યાન, એકાંત નિવાસ, જપ અને સમાધિ, એ મોક્ષના સાધન છે, પરંતુ એ સાધનો ઘણું કરી ઇન્દ્રિયાધીન મનુષ્યોને આજીવિકામાં ઉપયોગી થઈ પડે છે તથા દાંભિક મનુષ્યોને ઉદર પોષણ માટે ઉપયોગી થઇ પડે છે અને સમય ઉપર ઉપયોગી થતા પણ નથી. ૪૬ બીજમાંથી અંકુર અને અંકુરમાંથી બીજ, એમ પ્રવાહરૂપે ચાલતા તમારા આ કાર્ય કારણરૂપ બે સ્વરૂપ વેદે ગાયેલા છે. પ્રાકૃતરૂપ રહિત જે તમે તેના જ તે રૂપ છે, તમારાથી ભિન્ન નથી મથન કરવાથી જેમ અગ્નિ લાકડામાં રહેલો છે તે જોવામાં આવે છે, તેમ જ જીતેંદ્રિય પુરુષો યોગાભ્યાસ અને કાર્ય કારણ બન્નેમાં રહેલા તમને જુવે છે. કાર્ય—કારણ તમારા વિના બીજાં, પ્રધાન તથા પરમાણુ આદિથી ઉત્પન્ન થતા નથી. ૪૭ વાયુ, અગ્નિ, પૃથ્વી, આકાશ, પાણી, શબ્દાદિક વિષયો, પ્રાણ, ઇંદ્રિયો, મન, ચિત્ત, અહંકાર, સ્થૂલ તથા સૂક્ષ્મ, એ સર્વ તમે જ છો, મનથી તેમજ વચનથી જે કંઈ પ્રકાશિત થાય છે તે સર્વ તમારાથી ભિન્ન નથી. ૪૮ આ ગુણો ગુણવાનો, મહત્તત્વાદિક દેવતાઓ અને મનુષ્યો આદિક સર્વ અંતવાળા છે તેઓ હે ઇશ્વર ! આદિ અને અંત રહિત તમારા સ્વરૂપને જાણતાં નથી, એવો વિચાર કરીને બુદ્ધિશાળી પુરુષો અધ્યયનાદિક વ્યાપારનો ત્યાગ કરી કેવળ તમારી ઉપાસના કરે છે. ૪૯ માટે હે પૂજ્યતમ ! સર્વ કર્મો આપને અર્પણ કરવાં તેમજ

આપના ચરણનું સ્મરણ અને કથાનું શ્રવણ એ રીતે તમારી છ અંગવાળી સેવા કર્યા વિના પરમહંસોને મળી શકે એવા ભગવાનની મનુષ્ય કેવી રીતે ભક્તિ કરી શકે ? અને ભક્તિ કર્યા વગર મોક્ષ પણ ક્યાથી મળે ? અને સેવા વિના ભક્તિ સિદ્ધ થાય નહિ, માટે પ્રથમ તો તમારું દાસત્વ મને આપો ૫૦

નારદ કહે છે—પ્રહ્લાદે ભક્તિથી નિર્ગુણ ભગવાનના ગુણોનું વર્ણન કર્યા પછી ક્રોધને નિયમમા રાખી, પ્રસન્ન થઇને નૃસિંહ ભગવાન, પ્રણામ કરતા પ્રહ્લાદને નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૫૧ હે અસુરશ્રેષ્ઠ ! તારું કલ્યાણ થાઓ હું તારા ઉપર પ્રસન્ન થયો છું હું મનુષ્યોના મનોરથો પુરનારો છું, માટે તું પણ ઇચ્છિત વર માગી લે ૫૨ હે આયુષ્યમાન્ ! જે મને પ્રસન્ન કરતો નથી તેને મારું દર્શન દુર્લભ છે મારું દર્શન કરનાર કોઈ પ્રાણી ફરીને પોતાને માટે સંતાપ કરતો નથી, ૫૩ માટે કલ્યાણની કામનાવાળા મહા ભાગ્યશાળી તથા સદ્ગુણવાળા ધીર પુરુષો સર્વ સુખોના સ્વામી એવા મને સર્વ પ્રકારના ભાવથી હમેશ પ્રસન્ન કરે છે ૫૪

નારદ કહે છે—આ પ્રમાણે લોકોને લલચાવનારા વરદાનોથી પ્રહ્લાદને ભગવાને બહુ લલચાવ્યો, પણ તે નિષ્કામ ભક્ત હતો તેથી તેણે વરદાનની ઇચ્છા કરી જ નહિ ૫૫

एवं प्रलोभ्यमानोऽपि वरैर्लोकप्रलोभनैः
एकांतित्वाद्भगवति नैच्छत्तानसुरोत्तम ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे नवमोऽध्यायः

# અધ્યાય ૧૦ મો. $

## પ્રહ્લાદને પ્રભુ પ્રસન્ન થયા.

### નારદ ઉવાચ

भक्तियोगस्य तत्सर्वमंतरायतयाऽर्भकः
मन्यमानो हृषीकेशं स्मयमान उवाच ह ॥

નારદ કહે છે—પ્રહ્લાદ તે સર્વ વરદાનોના સુખને ભક્તિયોગમા અંતરાયરૂપ માની, હસતો હસતો શ્રી ભગવાનને આ પ્રમાણે કહેવા લાગ્યો ૧ હું જન્મથી જ કામનાઓમા બંધાયલો છું, એટલે મને કામનાઓથી લલચાવો નહિ હું કામનાઓના સંગથી ડરું છું, તેથી ખિન્ન થયો છું અને મુક્તિની ઇચ્છાથી તમારે શરણે આવ્યો છું ૨ મારામા ભક્તના લક્ષણો છે કે નહિ, તે જાણવાની ઇચ્છાથી તમે મને કામનામા પ્રેરો છો, કે જે કામનાઓ પ્રાણીને સંસારભાવના કરવામા બીજરૂપે છે તથા હૃદયમા ગાંઠ રૂપે રહેલી છે ૩ મારી પરીક્ષા વિના આપ દયાળુને બીજું કંઈ કારણ હોય એમ ઘટતું નથી જે મનુષ્ય તમારો ભક્ત થઇને તમારી પાસેથી વરોની આશા રાખે, તેને ભક્ત જાણવો નહિ ૪ જે સેવક પોતાના સ્વામી પાસેથી નાના પ્રકારની વસ્તુઓની ઇચ્છા રાખે છે, તેને સેવક જાણવો નહિ તેમ જે સ્વામી પોતાના સેવક પાસેથી સેવાની ઇચ્છા રાખીને તેને ઇષ્ટ પદાર્થો આપે છે તેને સ્વામી જાણવો નહિ ૫ હું તો કામના રહિત છું, તમારો ભક્ત છું અને તમે કામના રહિત મારા સ્વામી છો રાજા અને તેના સેવકની માફક આપણી વચ્ચે કામનાદિકનું પ્રયોજન નથી ૬ છતા પણ આપ કહેતા હો કે, મારા સંતોષને માટે તારે કંઈ પણ માગવું જોઈએ, તો હે વરદ ! તમે મને મારા હૃદયમા કોઈ દિવસ કામનાનો અંકુર ફૂટે નહિ એવું વરદાન આપો ૭ કારણ કે, કામનાઓની ઉત્પત્તિથી ઇંદ્રિયો, મન, પ્રાણ, આત્મા, ધર્મ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ અને સત્ય નાશ પામે છે ૮ મનુષ્ય જ્યારે મનથી સ્થિર થઇને સઘળી કામનાઓનો ત્યાગ કરે છે ત્યારે જ હે કમલનયન ! તે પરમાત્મ સ્વરૂપ થાય છે ૯ મહાત્મા પુરુષ પૂર્ણ ભગવાન એવા આપને નમસ્કાર કરું છું અદ્ભુત સિંહનું સ્વરૂપ ધારણ કરનાર પરમાત્મા પરબ્રહ્મરૂપી શ્રીહરિ એવા આપને મારા નમસ્કાર છે ૧૦

નૃસિંહ ભગવાન બોલ્યા—તમારા જેવા મારા જે નિષ્કામ ભક્તો છે, તેઓ મારી પાસેથી આ લોકનાં તથા પરલોકના સુખોની કદી પણ આશા રાખતા

$ આ અધ્યાયમા ભગવાન નરસિંહ પ્રહ્લાદ ઉપર અનુગ્રહ કરી અંતર્ધાન થયા તે તથા કથા પ્રસંગે રુદ્રની ઉપર કરેલો તેમનો અનુગ્રહ વર્ણવ્યો છે

નથી, તોપણ તુ આ એક મન્વતર સુધી રહે અને દૈત્યોના રાજાઓના વૈભવો ભોગવ ૧૧ ભોગો ભોગવતા મને બધન થશે, એવો ભય રાખીશ નહિ તું મારી પ્રિય કથાઓનુ શ્રવણ કરજે અને સર્વ પ્રાણીઓમા વ્યાપક એવા ઇશ્વર તથા યજ્ઞના અધિષ્ઠાતારૂપ જે હુ, તેને મનમા ધારણ કરીને યજન કરજે તથા સર્વ કર્મો મને અર્પજે ૧૨ તુ ભોગો ભોગવીને પુણ્યનો સચય કરીને પાપનો અને કાળના વેગથી દેહનો ત્યાગ કરીને તથા દેવતાઓએ ગાયેલી મારી પવિત્ર કીર્તિને જગતમા વિસ્તારી, બધનમાથી છુટો થઇ અતે મને પામીશ ૧૩ જે મનુષ્ય તે કરેલી મારી આ સ્તુતિનો પાઠ કરશે અને સમય ઉપર તારુ તથા મારુ સ્મરણ કરશે, તે પણ કર્મના બધનમાથી છુટશે ૧૪.

પ્રહ્લાદ બોલ્યો—હે પ્રભો ! આપ વરદાન આપનારાઓના સ્વામી છો તમારી પાસેથી હુ એજ વરદાન માગુ છુ કે તમારા મહિમાને નહિ જાણનાર મારા પિતાએ તમારી નિદા કરી ક્રોધથી ભરેલા અતકરણવાળા અને સાક્ષાત્ સર્વ લોકોના ગુરુ એવા આપ પરમાત્મા ઉપર—આ તો મારા ભાઇનો નાશ કરનાર છે—એવી મિથ્યા બુદ્ધિ કરી તે મારો પિતા તમારો ભક્ત જે હુ તેનો પણ દ્રોહ કરતો હતો હે દીનવત્સલ ! જો કે તમારા કટાક્ષના પાતથી તે કદાપિ પવિત્ર થયો હશે તોપણ તે મારો પિતા દુરતને દુસ્તર એવા પાપમાથી પવિત્ર થાઓ ૧૫-૧૭

શ્રીનૃસિહ ભગવાન બોલ્યા—હે નિર્દોષ બાળક ! કુળને પવિત્ર કરનારો તુ મહાત્મા જ્યારથી એના કુટુબમા જન્મ્યો, ત્યારથી તે પોતાની એકવીસ પેઢી સાથે પવિત્ર થયો છે ૧૮ જ્યા જ્યા શાત અને સમાન દૃષ્ટિવાળા સાધુ, સદાચારવાળા મારા ભક્તો અવતરે છે, ત્યા ત્યા કલ્યાણ જ વર્તે છે ૧૯ હે દૈત્યેદ્ર ! મારી ભક્તિથી ઇચ્છા રહિત થયેલા મહાત્મા પુરુષો પ્રાણીઓમા કોઇ પણ રીતે કોઇ પણ પ્રાણીની હિસા કરતા નથી અર્થાત્ કોઇને દુ:ખ દેતા નથી. ૨૦ આ જગતમા જે પુરુષો તને અનુસરશે તે પુરુષો મારા ભક્ત થશે અને તે સર્વ ભક્તોમા તુ મુખ્ય ગણાશે ૨૧ તારો પિતા મારા અગોનો સ્પર્શ કરવાથી સર્વ રીતે પવિત્ર થયેલો છે, તોપણ તેના સર્વ પ્રેતકાર્યો, કે જે પુત્રોએ કરવા જોઇએ તે તુ કર. હે પ્રહ્લાદ ! તારા જેવી સુપાત્ર પ્રજાથી તારો પિતા ઉત્તમ લોકમા જશે ૨૨ પ્રેતકાર્યો પછી તુ તારા પિતાના રાજ્યાસન ઉપર બેસજે હે તાત ! મારામા મનને રાખી, મત્ પરાયણ થઇ, બ્રહ્મવાદીઓના કહેવા પ્રમાણે તુ બધા કર્મો કરજે ૨૩

નારદ કહે છે—પછી ઉત્તમ બ્રાહ્મણોએ પ્રહ્લાદને રાજ્યાસન ઉપર બેસાર્યો અને તેણે ભગવાનના કહેવા પ્રમાણે પોતાના પિતાની ઉત્તર ક્રિયા કરી ૨૪ પછી નૃસિહ ભગવાનને પ્રસન્ન મુખવાળા જોઇને, દેવાદિકથી વિટાયલા બ્રહ્મા, પવિત્ર વાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યા ૨૫

બ્રહ્મા બોલ્યા—હે દેવના દેવ ! હે સર્વના અધ્યક્ષ ! હે પ્રાણીઓની રક્ષા કરનાર ! હે જગતના પિતા ! જગતને સતાપનાર પાપી દૈત્યને તમે આજ માર્યો તે ઠીક કર્યુ ૨૬ એણે મારી પાસેથી વર મેળવ્યો હતો અને મારી સૃષ્ટિથી ન મરે એવો હતો તપશ્ચર્યા અને યોગના બળથી મદમત્ત થઇ તે સર્વ ધર્મોનો નાશ કરતો હતો ૨૭ એનો પુત્ર સદ્ગુણી અને ભગવદ્ભક્ત નીકળ્યો તે બહુ સારુ થયુ તમે તેને મૃત્યુના મુખમાથી બચાવ્યો તે પણ ઠીક કર્યું તે હમણા તમને પ્રાપ્ત થયો છે તે પણ સારુ થયુ છે ૨૮ હે ભગવન્ ! સર્વથી રક્ષા કરનાર તમારા આ નૃસિહ સ્વરૂપનુ, મનુષ્ય મનને નિયમમા રાખીને ધ્યાન કરે, તો તે મારવાની ઇચ્છાવાળા ભયકર મૃત્યુના ત્રાસથી પણ મુક્ત થાય છે ૨૯

નૃસિહ કહે છે—હે પરમેષ્ઠી ! તમારે દૈત્યોને આવા વરો આપવા નહિ, કારણ કે, ક્રૂર સ્વભાવવાળા લોકોને વર આપવો, તે તો સર્પને અમૃત પાવા જેવુ દુ:ખદ છે ૩૦ નારદ કહે છે—હે રાજન્ ! આ પ્રમાણે કહીને સર્વ પ્રાણીઓના જોવામા નહિ આવતા તથા બ્રહ્માએ જેમની પૂજા કરેલી હતી એવા શ્રી હરિ ત્યાથી અતર્ધાન થઇ ગયા ૩૧ તે પછી પ્રહ્લાદે ભગવાનના અંશભૂત, બ્રહ્મા, શંકર, પ્રજાપતિઓ અને દેવોની પૂજા કરીને તેઓને પ્રણામ

કર્યા. ૩૨ પછી બ્રહ્માએ શુક્રાચાર્ય વગેરે મુનિઓને સાથે રાખીને પ્રહ્‌લાદને દૈત્યોનો અને દાનવોનો અધિપતિ ઠરાવ્યો. હે રાજન્! પછી જેઓની પૂજા કરેલી હતી એવા બ્રહ્માદિક દેવતાઓ પ્રસન્ન થઈ, આશીષ આપી પોતાના સ્થાનોમા ગયા ૩૪

આ પ્રમાણે ભગવાનના પાર્ષદો જય અને વિજય સનકાદિકના શાપથી દિતિના પુત્ર થયા હતા, તેઓનો હૃદયમા વૈરભાવથી વાસ કરનારા ભગવાને નાશ કર્યો હતો. ૩૫ ત્યારપછી તેઓ ફરીને બ્રાહ્મણોના શાપથી રાવણ અને કુંભકર્ણ નામે રાક્ષસ થઈ જન્મ્યા હતા. તે અવતારમા રામે પરાક્રમો કરીને તે બંનેનો નાશ કર્યો હતો ૩૬ યુદ્ધમા રામના બાણોથી વિંધાઈ જતા તે બંને જણા રણભૂમિ ઉપર ઢળી પડ્યા હતા અને ભગવાનનુ મનમા મનન કરનારા તે બંનેએ પૂર્વ જન્મની માફક એ જન્મમા પણ દેહનો ત્યાગ કર્યો હતો ૩૭ પછી ત્રીજા જન્મમા પૃથ્વી ઉપર શિશુપાલ અને દંતવક્ત્ર થઈ જન્મ્યા હતા. તેઓ વૈરભાવથી ભગવાન સામે વર્તતા હતા તેઓ તમારા દેખતાજ ભગવાનને વિષે સમાઈ ગયા હતા. ૩૮ આવી રીતે શ્રીકૃષ્ણના વૈરી ઘણા રાજાઓ અંતે શ્રીકૃષ્ણરૂપ થઈને જન્મમાથી મુક્ત થયા હતા અને ભમરીનુ સ્મરણ કરતો કીડો જેમ છેવટે ભમરારૂપ થાય છે, તેમ ભગવાનનુ વૈરભાવથી મનન કરતા ભગવાનના સ્વરૂપને પામ્યા હતા ૩૯ ભેદદૃષ્ટિ વિનાની ભગવાનની ભક્તિ કરવાથી જે પ્રમાણે ભગવાનની પ્રાપ્તિ થાય છે, તે પ્રમાણે શિશુપાળ વગેરે રાજાઓ પણ ભગવાનનુ ચિંતન કરવાથી ભગવાનના સ્વરૂપને પામ્યા છે ૪૦ દમઘોષનો પુત્ર શિશુપાળ, દંતવક્ત્ર વગેરે ભગવાનના શત્રુઓ હતા, તોપણ તેઓને ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ થઈ હતી તે વિષે તમે મને જે પ્રશ્ન પૂછ્યો હતો, તે સર્વ મે તમને કહી સંભળાવ્યુ ૪૧ બ્રહ્મણ્યદેવ અને મહાત્મા એવા શ્રીકૃષ્ણ ભગવાનની આ પવિત્ર એવી અવતારની કથા તમને કહી સંભળાવી, જે કથામા બેઉ આદિ દૈત્યોના નાશથી કથા છે ૪૨ આ ચરિત્રમા મહા ભગવદ્‌ભક્ત પ્રહ્‌લાદનુ ચરિત્ર, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનાર પરમેશ્વરનું યથાર્થ સ્વરૂપ, તેમના ગુણો તથા કર્મોનું વર્ણન, કાળને લીધે દેવ તથા દૈત્યોના સ્થાનોમા થતો ફેરફાર, ભગવાનની પ્રાપ્તિ કરાવનારો વૈષ્ણવોનો ધર્મ તથા બ્રહ્મજ્ઞાન એ સર્વ વિષયો તમને સમજાવ્યા. ૪૩–૪૫ જે મનુષ્ય ભગવાનના પરાક્રમોથી ભરેલા પવિત્ર આખ્યાનને શ્રદ્ધાથી સાભળીને તેનું કીર્તન કરે છે, તે કર્મના બંધનમાથી છુટે છે ૪૬ વળી જે પુરુષ સાવધ થઈ આદિ પુરુષ એવા ભગવાન નૃસિંહે, દૈત્યના રાજાના વધરૂપી જે લીલા કરી છે, તે તથા દૈત્યના પુત્ર અને મહાત્માઓમા વડા એવા ભગવાનના ભક્ત પ્રહ્‌લાદના પવિત્ર ચરિત્રને સાભળે છે અથવા તો ભણે છે, તે મનુષ્ય સર્વ ઠેકાણેથી ભયરહિત એવા પરલોકમાં જાય છે ૪૭ હે યુધિષ્ઠિર! તમે પ્રહ્‌લાદનું ચરિત્ર સાભળીને ખેદ કરશો નહિ, કારણ કે, તમે આ મનુષ્યલોકમા ભાગ્યશાળી પુરુષ છો કારણ કે, તમારા ઘરમા મનુષ્યાવતારથી ગુપ્ત રહેલા પરબ્રહ્મ શ્રીકૃષ્ણ વાસ કરે છે, માટે જગતને પવિત્ર કરનાર મુનિઓ તમારે ઘેર આવે છે ૪૮ જે શ્રીકૃષ્ણ તમારા સંબંધી, મામાના પુત્ર, આત્માતુલ્ય અને પૂજવા યોગ્ય, તમારી આજ્ઞા ઉઠાવનારા તથા તમને હિતનો ઉપદેશ આપનાર ગુરુ સમાન છે, તેજ શ્રીકૃષ્ણ મહાત્મા પુરુષોએ શોધવા યોગ્ય, ઉપાધિ રહિત, પરમાનંદના અનુભવરૂપ તથા પરબ્રહ્મ મૂર્તિરૂપ છે. ૪૯ શંકર તથા બ્રહ્માદિક પણ પોતાની બુદ્ધિથી 'આવુ જ રૂપ છે,' એમ વસ્તુતાએ જેના સ્વરૂપનું વર્ણન કરી શક્યા નથી, તે ભગવાન તમને પોતાની મેળે પ્રસન્ન થયા છે, પણ અમે તો મૌન ભક્તિ તથા શાંતિથી તેમને પ્રસન્ન કરીએ છીએ એ ભક્તોના પતિ ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. ૫૦ હે રાજન્! પૂર્વે અનંત માયાવાળા મયદાનવે શંકરની કીર્તિનો નાશ કર્યો હતો, તેનો ભગવાન શ્રીકૃષ્ણે પાછો વિસ્તાર કર્યો છે ૫૧

યુધિષ્ઠિરે પૂછ્યુ—હે નારદ! મયદાનવે કયા કામમા જગત્પતિ શંકરની કીર્તિનો નાશ કર્યો હતો? અને શ્રીકૃષ્ણે કેવી રીતે તેમની કીર્તિનો વધારો કર્યો હતો? તે કથા હવે મને સંભળાવો. ૫૨

નારદે કહ્યું—શ્રીકૃષ્ણ ભગવાનથી વૃદ્ધિ પામેલા દેવતાઓએ યુદ્ધમા અસુરોને હરાવ્યા, તેથી તેઓ માયાવીઓના મોટા આચાર્ય મયદાનવને શરણે ગયા. ૫૩ એટલે વ્યાપક એવા મયદાનવે તેઓને સોનાનાં, રૂપાના અને લોઢાનાં એવા ત્રણ નગર બનાવી આપ્યાં. તે ત્રણ નગરો ક્યારે આવે છે? ક્યારે જાય છે? તેમા કેવી જાતની વસ્તુઓ ભરેલી હોય છે? તે જણાતું ન હતું ૫૪ હે રાજન્! દૈત્યોના સેનાપતિઓ પૂર્વનું વૈર સભારતા ને કોઈ જાણે નહિ તેમ છુપા રહીને તે ત્રણે નગરોવડે લોકપાળો સહિત ત્રણ લોકોનો નાશ કરતા ૫૫ લોકપાળો સાથે સર્વે લોકો શકરની પાસે ગયા અને તેમની પ્રાર્થના કરીને કહેવા લાગ્યા કે, હે સમર્થ પ્રભુ! ત્રણ નગરના નિવાસી દૈત્યોથી અમે નાશ પામીએ છીએ, માટે તમે તમારા ભક્તોનું રક્ષણ કરો ૫૬ તે સાભળીને શકરે તેમના ઉપર અનુગ્રહ કરી દેવતાઓને કહ્યુ કે 'તમે ડરશો નહિ' પછી ધનુષમા ત્રણ બાણો સાધીને એ બાણો તે ત્રણ નગરો ઉપર મૂક્યા, ૫૭ સૂર્યના મડળમાથી જેમ કિરણોનો સમૂહ નીકળે, તેમ શકરના ધનુષમાથી અગ્નિના જેવા રાતા ચોળ બાણો નીકળવા લાગ્યા જે બાણોથી ઢંકાયલા તે ત્રણે નગરો દેખાતા બધ પડ્યા ૫૮ અને તે બાણોના સ્પર્શથી સર્વે નગરવાસીઓ પ્રાણ રહિત થઈને પડ્યા તેઓને ઉપાડી ઉપાડીને મહા યોગી મયદાનવે પોતે બનાવેલા અમૃતના કુવામાં નાખ્યા. ૫૯ એટલે અમૃતના સિદ્ધ રસનો સ્પર્શ થવાથી તે દૈત્યો વજ્રના જેવા દૃઢ અગવાળા અને મોટી શક્તિવાળા થઈને વાદળાને ભેદી વિજળીના અગ્નિની પેઠે ઉભા થયા. ૬૦ તે જોઇને મહાદેવનો સંકલ્પ ભાગી પડ્યો અને તે ઉદાસ થઈ ગયા તે વેળાએ ભગવાન વિષ્ણુએ એક ઉપાય રચ્યો, તે એ કે, ૬૧ બ્રહ્મા પોતે વાછડો થયા અને વિષ્ણુ ગાય થયા. તે બન્ને મધ્યાહ્‌ન સમયે ત્રણ નગરમા પ્રવેશ કરીને અમૃત રસથી ભરેલા પેલા કુવાનુ અમૃત પી ગયા. ૬૨ અસુરો જો કે ગાય અને વાછડાને જોતા હતા, તોપણ તેઓએ મોહ ચડવાથી તેમને વાર્યા નહિ. તે વાત જાણ્યા પછી મહા યોગી મયદાનવ શોક રહિત થઈને દૈવની ગતિને સભારતો રસના કૂપની રક્ષા કરનાર શોકાતુર દૈત્યોને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.—પોતાનુ, પરનુ અથવા તો બન્નેનુ દૈવે જે કરવા ધારેલું હોય તેને મટાડવા દેવ, દૈત્ય, મનુષ્ય અથવા તો બીજો કોઈ પણ સમર્થ થતો નથી ભાગ્યમા જે હતુ તે થયુ. પછી વિષ્ણુએ ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યની સમૃદ્ધિ, તપ, વિદ્યા તથા ક્રિયા વગેરે પોતાની શક્તિઓથી શકરને રથ, સારથિ, ધ્વજા, ઘોડા, ધનુષ, કવચ ને બાણ વગેરે સગ્રામની સર્વ સામગ્રી તૈયાર કરી આપી ૬૩–૬૬ પછી શકરે યુદ્ધનો સર્વ સામાન સાથે લઈ, રથમા બેસી, ધનુષ તથા બાણ હાથમા લીધા અભિજીત નામે શુભ મુહૂર્તમા ધનુષ ઉપર બાણ સાધીને હે રાજન્! ભેદી શકાય નહિ એવા ત્રણ પુરોનો શકરે નાશ કર્યો તે વખતે સ્વર્ગમા નગારા વાગવા લાગ્યા. આકાશમા હજારો વિમાનોની ભીડ થઇ રહી, ૬૭–૬૮ દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ અને સિદ્ધ પુરુષો પ્રસન્ન થઇ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ૬૯ હે યુધિષ્ઠિર રાજા! આ પ્રમાણે ભગવાન શંકર દૈત્યોના ત્રણ નગરને બાળી, બ્રહ્માદિક દેવતાઓથી સ્તુતિ કરાતા, કૈલાસમા ગયા ૭૦ પોતાની માયાવડે મનુષ્ય લોકનુ અનુકરણ કરનાર જગતના ગુરુ પરમાત્મા શ્રીહરિના જગતને પવિત્ર કરનારા આવા પરાક્રમો ઋષિઓએ ઘણા ગાયેલા છે. હવે હું તમારી પાસે બીજી કયી કથા કહુ તે બોલો ૭૧

> एवंविधान्यस्य हरेः स्वमायया
> विडम्बमानस्य नृलोकमात्मनः।
> वीर्याणि गीतान्यृषिभिर्जगद्गुरो
> र्लोकान् पुनानान्यपरं वदामि किम् ॥ ७१ ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कन्धे
दशमोऽध्यायः.

* *
*

# અધ્યાય ૧૧ મો.*

## ચાતુર્વર્ણ્ય ધર્મ નિરૂપણ.

श्रीशुक उवाच

भुत्वाहितं साधु सभासभाजितं
महत्तमाग्रण्य उरुक्रमात्मनः।
युधिष्ठिरो दैत्यपतेर्मुदा युतः
पप्रच्छ भूयस्तनयं स्वयंभुवः ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા! મહાત્મા પુરુષોમા અગ્રણી અને ભગવાનમા મન રાખનાર દૈત્યના રાજા પ્રહ્લાદનુ મહા પુરુષોની સભામા માન પામેલુ ચરિત્ર સાભળીને પ્રસન્ન થયેલા યુધિષ્ઠિરે ફરીને બ્રહ્માના પુત્ર નારદને આ પ્રમાણે પૂછ્યુ ૧

યુધિષ્ઠિર પૂછે છે–હે ભગવન્! હુ મનુષ્યોનો સનાતન ધર્મ અને વર્ણો તથા આશ્રમોનો આચાર સાભળવાની ઇચ્છા રાખુ છુ કારણ કે, જે ધર્માચારવડે પુરુષ પરમાત્માને પામે છે ૨ આપ પ્રજાપતિ બ્રહ્માના પુત્ર છો અને તપ, યોગ અને સમાધિવડે બ્રહ્માના પુત્રોમા માનીતા ગણાઓ છો ૩ નારાયણમા પરાયણ રહેનાર, દયાવત, સદ્‌ગુણી તથા શાત એવા તમારા જેવા બ્રાહ્મણો ઉત્તમ ને ગુપ્ત એવા ધર્મને બહુ સારી રીતે જાણે છે ૪

નારદ બોલ્યા–જે ભગવાન પોતાના અશવડે ધર્મની સ્ત્રી મૂર્તિવિષે અવતાર લઈને બદરિકાશ્રમમા લોકોના કલ્યાણ માટે તપશ્ચર્યા કરતા બેઠા છે, તે લોકોના ધર્મને ફેલાવનાર ભગવાન નારાયણને નમસ્કાર કરીને, તેમના મુખથી સાભળેલો સનાતન ધર્મ કહુ તે સાભળો ૫–૬ સર્વ દેવરૂપ ભગવાન શ્રીહરિ ધર્મનુ મૂળ છે, અર્થાત્ ધર્મની બાબતમા તે પ્રથમ પ્રમાણ છે વેદ જાણનારાએ રચેલી સ્મૃતિઓ અને જેનાથી આપણુ મન પ્રસન્ન થાય છે તે પણ ધર્મમા પ્રમાણ છે ૭ સત્ય, દયા, તપ, પવિત્રતા, સહનશીલતા, યોગ્યાયોગ્યનો વિચાર, મનનો નિયમ, બહારની ઇદ્રિયોનો નિયમ, અહિસા, બ્રહ્મચર્ય, દાન, સ્વાધ્યાય, સરલતા, ૮ સતોષ, મહાત્મા પુરુષોની સેવા, પ્રવૃત્તિ માર્ગમાથી ધીરે ધીરે દૂર થવુ, મનુષ્યોની નિષ્ફળ થતી ક્રિયાઓ ઉપર વિચાર કરવો, મિથ્યા ભાષણ ન કરવુ, આત્મા દેહાદિકથી ભિન્ન છે એવુ અવિચ્છિન્ન જ્ઞાન, ૯ પોતાના અન્નાદિકમાથી ઘટતી રીતે બીજા પ્રાણીઓનો વિભાગ પાડવો, સર્વ પ્રાણીઓને અને તેમાં પણ વિશેષે કરીને મનુષ્યોને હે પાડુ પુત્ર! આત્મા તથા દેવરૂપ જાણવા. ૧૦ મહાત્મા પુરુષોની ગતિરૂપ શ્રીભગવાનનુ શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમસ્કાર, દાસ્ય, સખાભાવ તથા દેહનુ સમર્પણ, ૧૧ એ ત્રીસ લક્ષણવાળો ધર્મ સર્વ મનુષ્યોને માટે સાધારણ છે હે રાજન્! તે ધર્મ પાળવાથી સર્વના અતર્યામી ભગવાન પ્રસન્ન થાય છે ૧૨ જે જાતિમા વેદોક્ત ગર્ભાધાનાદિક સસ્કારો અવિચ્છિન્ન થતા હોય તે જાતિ દ્વિજ કહેવાય છે અને તે સસ્કારો બ્રહ્માએ જેને કરવા કહેલા છે, તેને જ થાય છે જે દ્વિજો જન્મથી તથા કર્મથી શુદ્ધ હોય, તેઓને યજ્ઞ, વેદાધ્યયન તથા દાન, એ ત્રણ કર્મો અને આશ્રમમા કરવાની ક્રિયાઓ કરવાનુ કહેલુ છે ૧૩ તેમા બ્રાહ્મણ વર્ણને ભણવુ, ભણાવવુ, યજ્ઞ કરવો અને કરાવવો તથા દાન લેવુ અને આપવુ, એમ છ કર્મનો અધિકાર છે તેમા છેલ્લા ત્રણ કર્મો બ્રાહ્મણોની આજીવિકા અર્થે છે એટલે ભણાવવુ, યજ્ઞ કરાવવા ને દાન લેવુ, એ ત્રણથી તેઓની આજીવિકા ચાલે છે ક્ષત્રિયને આપત્તિના સમયમા દાન વગર ભણાવવાનો તથા યજ્ઞ કરાવવાનો અધિકાર છે ક્ષત્રિય રાજાએ બ્રાહ્મણ વિના બીજાઓ પાસેથી કર, દડ અને જકાત વગેરે લેવુ ૧૪ વાણિયાએ વ્યાપાર ને ખેતીવાડીનો ધધો કરીને આજીવિકા ચલાવવી અને બ્રાહ્મણોને અનુકૂળ રહેવુ શૂદ્રે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરવી અને જે દ્વિજ વર્ણમા પોતાનો સ્વામી હોય તેની પાસેથી પૈસા લઈને આજીવિકા ચલાવવી ૧૫ ખેતીવાડી વગેરે અનેક જાતનો ધંધો કરવો, માગ્યા વિના આવતું ધાન્યાદિક, ભિક્ષા માગવી તથા શીલ (ખેતરમાથી અનાજ ઉપાડી ગયા પછી પાછળ પડી રહેલા દાણાને વીણવા તે) અને ઉછ (વેપા-

* આ અધ્યાયમા મનુષ્ય માત્રના સાધારણ ધર્મો તથા ચાર વર્ણોના અને સ્ત્રીઓના વિશેષ તેમજ સામાન્ય ધર્મો કહેવામા આવશે

ણીએ વેચતા દુકાન ઉપરથી પડી ગયેલા દાણા વીણી લેવા તે) વૃત્તિ કરવી આ રીતે બ્રાહ્મણની ચાર પ્રકારની આજીવિકા છે, તેમા ઉત્તરોત્તર ગણેલી ઉત્તમ છે ૧૬ હલકા મનુષ્યે સુખના સમયમા ઉત્તમ આજીવિકા કરવી નહિ, તેમ જ ક્ષત્રિય વિના બીજા દ્વિજ વર્ણે સર્વ દ્વિજ વર્ણોની આજીવિકા ધારણ કરવી અને ક્ષત્રિયે પ્રતિગ્રહ વિના બીજી સર્વ આજીવિકા કરવી ૧૭ ઋત, અમૃત, મૃત, પ્રમૃત અથવા તો સત્યાનૃતવડે આજીવિકા કરવી કોઈ દિવસ કુતરાની વૃત્તિથી આજીવિકા કરવી નહિ ૧૮ ખેતરમાથી કે દુકાનમાથી દાણા લઇ ગયા પછી પાછળ પડેલા દાણાઓ વીણી લાવવા તે ઋત કહેવાય છે, માગ્યા વિના મળે તે અમૃત કહેવાય છે, અને ખેતીવાડીના ધધામાથી મળે તે પ્રમૃત કહેવાય છે. ૧૯ વ્યાપાર કરવો તે સત્યાનૃત (સાચુ ખોટુ) કહેવાય છે, અને નીચની સેવા કરવી તે શ્વવૃત્તિ (કુતરાની વૃત્તિ) કહેવાય છે બ્રાહ્મણે તથા ક્ષત્રિયે શ્વવૃત્તિથી આજીવિકા કરવી નહિ, કારણ કે, બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે ૨૦ મનનો નિગ્રહ, ઇન્દ્રિયોનો નિગ્રહ, તપશ્ચર્યા, પવિત્રતા, સતોષ, ક્ષમા, સરલતા, જ્ઞાન, દયા તથા ભગવાનમા તત્પરતા, એ બ્રાહ્મણના લક્ષણ છે ૨૧ યુદ્ધમા ઉત્સાહ, શૌર્ય, ધૈર્ય, તેજ, દાન, મનનો વિજય, ક્ષમા, બ્રાહ્મણનો સત્કાર, પ્રસન્ન થવું ને સર્વનું રક્ષણ કરવુ, એ ક્ષત્રિયનાં લક્ષણો છે. ૨૨ દેવની, ગુરુની ને ઈશ્વરની ભક્તિ કરવી, ધર્મની, અર્થની તથા કામની વૃદ્ધિ કરવી, આસ્તિકતા રાખવી, ઉદ્યમ કરવો, નિપુણતા રાખવી, એ વૈશ્યના લક્ષણો છે ૨૩ પોતાથી ઉત્તમ વર્ણને પ્રણામ કરવા, પવિત્રતા રાખવી, નિષ્કપટપણાથી સ્વામીની સેવા કરવી, મત્ર ભણ્યા વિના વૈશ્વદેવાદિક પંચ મહા યજ્ઞ કરવા, ચોરી ન કરવી, સત્ય બોલવું અને ગાય બ્રાહ્મણની રક્ષા કરવી, એ શૂદ્રના લક્ષણ છે ૨૪ પતિની સેવા, પતિને અનુકૂલ રહેવુ, પતિના સગા સબધીઓને અનુસરવું અને પતિએ કરેલા નિયમો પાળવા, એ ચાર પતિવ્રતા સ્રીઓનાં લક્ષણ તથા ધર્મ છે ૨૫ સ્રીએ નિત્ય નાહી ધોઈને શણગારેલાં રહેવુ, એટલે કપાળમાં તિલક કરવુ, આભૂષણો પહેરવાં, ઘરનો સરસામાન સાફ રાખવો, વાસીદુ વાળવું, લીંપવુ, મડળો કરવા, ૨૬ વળી પતિવ્રતા એવી સ્રીએ નાની મોટી કામનાઓથી, વિનયથી, જિતેન્દ્રિયપણાથી, મધુર વાક્યોથી અને પ્રીતિથી પતિની સેવા કરવી ૨૭ પોતાને જેટલું મળે તેટલા પર સતોષ રાખવો અને મળેલા પદાર્થો માટે અત્યત તૃષ્ણા રાખવી નહિ ઘરના કામકાજમા નિપુણ રહેવુ, ધર્મનુ જ્ઞાન સપાદન કરવુ, જે વચન બોલવુ તે પ્રિય તથા સત્ય બોલવુ, અસાવધ રહેવુ નહિ, પવિત્ર રહેવુ, સ્નેહાળ રહેવુ અને પતિત થયેલો ન હોય એવા પતિની સેવા કરવી. ૨૮ લક્ષ્મીજી જે પ્રમાણે ભગવાનની સેવા કરે છે, તેમ જે સ્રી પતિપરાયણ રહી પતિને ભગવાનરૂપ માનીને તેની સેવા કરે છે, તે લક્ષ્મીજી જેમ વિષ્ણુની સાથે આનદ કરે છે, તેમ વિષ્ણુલોકમા વિષ્ણુરૂપ પતિની સાથે આનદ કરે છે ૨૯ વર્ણસકર જાતિના લોકોએ ચોરી અને પાપ ન કરવા, પણ પોતાના કુળની આજીવિકા પ્રમાણે ચાલવુ તેમ જ ચંડાળ અને ધોબી વગેરે નીચ જાતિના લોકોએ પણ પોતાના કુળની આજીવિકા પ્રમાણે વર્તવું ૩૦ હે રાજન્! ઘણુ કરીને યુગ યુગમા મનુષ્યોનો સત્વાદિક સ્વભાવવડે જે ધર્મ બદલાય છે, તે આ લોકમા તથા પરલોકમા કલ્યાણકર્તા છે, એવુ શાસ્રવેત્તાઓ કહે છે ૩૧ સત્વાદિક સ્વભાવ ઉપરથી ઠરાવવામા આવેલી આજીવિકા પ્રમાણે વર્તતો અને પોતાના કર્મ નહિ કરનારો મનુષ્ય, કર્મના બધનોથી ધીરે ધીરે છુટીને નિર્ગુણપણાને પામે છે. ૩૨ જે ક્ષેત્રમા વાર વાર ધાન્ય વવાતુ હોય, તે ક્ષેત્ર પોતાની મેળે કસ રહિત થાય છે અને તેમા ફરીને ધાન્ય ઉગતું નથી અને વાવેલું બીજ નાશ પામે છે. ૩૩ એ પ્રમાણે હે રાજન! કામનાઓથી ભરેલુ ચિત્ત, કામનાઓની અત્યંત સેવાથી તૃપ્ત થઇને વૈરાગ્ય પામે છે, અગ્નિ જેમ ઘી રેડવાથી શાત પડતો નથી, પરંતુ જળ ધારાથી શાત થાય છે, તેમ જ ચિત્ત પણ અલ્પ વિષયો ભોગવવાથી શાત પડતુ નથી, પરંતુ ઘણા વિષયો ભોગવવાથી શાંત થાય છે ૩૪

મનુષ્યના વર્ણને જણાવનારું જે લક્ષણ કહ્યું તે લક્ષણ જો બીજા વર્ણમા જોવામા આવે, તો તેને પણ તે લક્ષણ ઉપરથી તે વર્ણનો જ જાણવો. ૩૫

यस्य यल्लक्षणं प्रोक्तं पुंसो वर्णाभिव्यंजकम्
यदन्यत्रापि दृश्येत तत्तेनैव विनिर्दिशेत् ३५

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे एकादशोऽध्यायः

## અધ્યાય ૧૨ મો.†

### વર્ણાશ્રમ ધર્મનુ નિરૂપણ.

नारद उवाच

ब्रह्मचारी गुरुकुले वसन्दांतो गुरोर्हितम् ।
आचरन् दासवन्नीचो गुरौ सुदृढसौहृदः ॥१॥

નારદ કહે છે–બ્રહ્મચારીએ ગુરુને ઘેર રહેવુ, જીતેંદ્રિય થઈ રહેવું, ગુરુનું હિત કરવુ, દાસની પેઠે નમ્રતા સાથે રહેવુ, ગુરુ ઉપર અતિ દૃઢ પ્રીતિ રાખવી ૧ સાજે તથા સવારે ગુરુ, અગ્નિ, સૂર્ય અને ઉત્તમ દેવતાઓની ઉપાસના કરવી. સવારે અને સાજે સાવધાન રહીને ગાયત્રીનો જપ કરવો તથા મૌન રહેવુ ૨ ગુરુ ભણવા માટે બોલાવે ત્યારે ધ્યાનપૂર્વક વેદાધ્યયન કરવુ, ભણવાના આરંભમા તથા અંતમા મસ્તકવડે ગુરુના ચરણમા પ્રણામ કરવા, ૩ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે મેખલા, મૃગચર્મ, વસ્ત્ર, જટા, દંડ ને કમંડલુ ધારણ કરવા અને હાથમા દર્ભની જુડી રાખવી. ૪ પ્રભાતમા ને સાયંકાળે ભિક્ષા માગી લાવીને ગુરુને અર્પણ કરવી ગુરુ આજ્ઞા કરે તો ભોજન કરવુ, નહિ તો ઉપવાસ કરવો ૫ સ્વભાવ શાંત રાખવો, મિતાહાર કરવો, ડહાપણથી રહેવુ, સર્વ ઉપર શ્રદ્ધા રાખવી, ઇંદ્રિયોનો વિજય કરવો, સ્ત્રીઓ સાથે ને સ્ત્રીજીત પુરુષોની સાથે ઉપયોગ જેટલો વ્યવહાર રાખવો ૬ માત્ર બ્રહ્મચારીએ જ નહિ, પરંતુ ગૃહસ્થ વિના બીજા સર્વ આશ્રમવાળાઓએ સ્ત્રીઓ સબંધી વાતચીત કરવી નહિ. કારણ કે મથન કરનારી ઇંદ્રિયો મનને બળાત્કારથી હરણ કરે છે ૭ જુવાન બ્રહ્મચારીએ તરુણ એવી ગુરુપત્નીની પાસે પોતાના કેશ ઓળાવવા નહિ, શરીર ઉપર મર્દન, સ્નાન તથા આંખમા અંજન અંજાવવુ નહિ ૮ કારણ કે પ્રમદા તરુણ સ્ત્રી અગ્નિ સમાન કહેવાય છે અને તરુણ પુરુષ ઘીના ઘડા જેવો છે ભિક્ષાદિકના પ્રસંગમા અથવા તો સર્વ મનુષ્યના સમક્ષમાં ઉપયોગ જેટલો વ્યવહાર રાખવો ૯ જીવ સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરીને આ સર્વ દેહાદિક મિથ્યા છે, એવો નિશ્ચય કરીને જ્યા સુધી સ્વતંત્ર થતો નથી ત્યાં સુધી દ્વૈતભાવના એટલે ‘ આ પુરુષ, આ સ્ત્રી ’ એવો તેને ભેદ રહે છે તેને લીધે વિષય ભોગવવાનો વિચાર થઈ આવે છે, માટે દ્વૈતબુદ્ધિ તજી દેવી. ૧૦ આ ગૃહસ્થના તથા સંન્યાસીના ધર્મ સમજવા ગૃહસ્થે ઋતુ સમયે સ્ત્રી પાસે જવુ અને ગુરુની સેવા કરવી ૧૧ જેઓ વ્રત ધારણ કરનાર એટલે બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસીઓ હોય, તેઓએ આંખમા અંજન આંજવુ નહિ શરીર ઉપર તેલ મર્દવું નહિ, લેપન કરવુ નહિ, સ્ત્રીને અથવા સ્ત્રીના ચિત્રને જોવુ નહિ, માંસ, મદિરા, પુષ્પની માળા, ચંદનનો લેપ તથા અલંકારોનો ત્યાગ કરવો ૧૨

આ પ્રમાણે દ્વિજવર્ણે ગુરુને ઘેર રહી, પોતાની શક્તિ ને અધિકાર પ્રમાણે વેદોનો, અંગોનો અને ઉપનિષદોનો અભ્યાસ કરવો અને તેનો અર્થ સમજી પોતામા શક્તિ હોય તો ગુરુની આજ્ઞા પ્રમાણે ગુરુને દક્ષિણા આપી પોતે ઘેર અથવા તો વનમા જવુ. સંન્યાસી થવુ કે નૈષ્ઠિક બ્રહ્મચારી થઈ ગુરુને ત્યા વસવુ ૧૩–૧૪ અગ્નિમા, ગુરુમા, આત્મામા અને સર્વ પ્રાણીમા પોતાના આશ્રયરૂપ જીવોની સાથે તેઓના નિયંતારૂપે દેખાતા પરંતુ ખરી રીતે તેમા નહિ એવા ભગવાનનું ચિંતન કરવુ ૧૫ બ્રહ્મચારી, વાનપ્રસ્થ, સંન્યાસી ને ગૃહસ્થ, ઉપર કહ્યા પ્રમાણે વર્તે તો જ્ઞેય વસ્તુને જાણ્યા પછી પરબ્રહ્મને પામે. ૧૬ હવે હું મુનિઓએ માન્ય કરેલા વાનપ્રસ્થના ધર્મો કહુ તે સાંભળો. જે નિયમોને પાળવાથી મુનિઓ શ્રમ વિના મહર્લોકમા જાય છે. ૧૭ વાનપ્રસ્થે ખેડથી પાકેલું અન્ન ખાવુ નહિ. ખેડ વિના પાકેલું છતાં સમય વિના

† આ અધ્યાયમા બ્રહ્મચારી અને વાનપ્રસ્થના ધર્મો સાથે ચાર આશ્રમના સાધારણ ધર્મો પણ કહેવામા આવશે

પાકેલું હોય તે પણ ખાવું નહિ, ફલાદિ જે પદાર્થ સૂર્યથી પાકેલો હોય તે ખાવો, અથવા તો અગ્નિમા રાંધેલું કે પછી કાચું અન્ન ખાવું ૧૮ સામા વગેરે વનધાન્યોનો શાસ્ત્રમા કહેલે સમયે ચરુ, પુરોડાશ વગેરે કરીને અગ્નિમા હોમ કરવો અન્નાદિક નવી નવી વસ્તુ મળતી જાય તેમ જુની વસ્તુનો ત્યાગ કરતા જવું ૧૯ અગ્નિનું રક્ષણ કરવા માટે પર્ણ-કુટી અથવા તો પર્વતની ગુફાનો આશ્રય કરવો અને પોતે ટાઢ, વાયુ, અગ્નિ, વર્ષાદ, સૂર્ય ને તડકાને સહન કરવો ૨૦ કેશ, રુવા, નખ, દાઢી તથા મૂછને સમારવા નહિ, માથે જટા રાખવી, કમંડલુ, મૃગચર્મ, દંડ, વલ્કલ, વસ્ત્ર ને અગ્નિહોત્રની વસ્તુઓ રાખવી. ૨૧ વનમા બાર, આઠ, ચાર, બે અથવા એક વર્ષ સુધી રહેવું, તપના ક્લેશથી બુદ્ધિનો નાશ ન થાય તો ઉપર કહેલા પક્ષોમાથી ગમે તે એક પક્ષને ગ્રહણ કરવો ૨૨ વાનપ્રસ્થ જ્યારે વ્યાધિથી અથવા વૃદ્ધાવસ્થાથી પોતાની ક્રિયા કરવાને અશક્ત થાય અને આત્મજ્ઞાનનો અભ્યાસ કરવાને પણ જ્યારે અસમર્થ થાય, ત્યારે તેણે અનશન વ્રત આદરવું ૨૩ વાનપ્રસ્થ ધારણ કર્યા પહેલા અગ્નિઓનું પોતાના દેહમા વિસર્જન કરવું અને પછી અહંતા મમતાનો ત્યાગ કરીને યોગ્ય રીતે દેહનો, દેહની ઉત્પત્તિના કારણોમા ઉત્સર્ગ કરવો ૨૪ જે પ્રમાણે ઉત્પન્ન થયા હોય તે પ્રમાણે દેહના છિદ્રોનો આકાશમા, નિશ્વાસોનો વાયુમા, ગરમીનો તેજમા, રુધિર, શ્લેષ્મ તથા રસનો પાણીમાં અને હાડકા વગેરે કઠિન પદાર્થોનો પૃથ્વીમા ઉત્સર્ગ કરવો ૨૫ વાણીનો તથા તેના કર્મરૂપ ભાષણનો અગ્નિમાં, હાથ તથા તેના કર્મનો ઇંદ્રમા, પગનો અને તેના કર્મરૂપ ગતિનો વિષ્ણુમા, ઉપસ્થનો અને તેના કર્મરૂપ રતિનો પ્રજાપતિમા ઉત્સર્ગ કરવો. ૨૬ પાયુનો તથા તેના કર્મરૂપ મળ ત્યાગનો મૃત્યુમાં, કર્ણેન્દ્રિયનો તથા તેના કર્મ શબ્દનો દિશાઓમા, ત્વચાનો અને તેના કર્મ સ્પર્શનો વાયુમા લય કરવો. ૨૭ નેત્રનો તથા તેના કર્મરૂપ રૂપનો તેજમાં, જીહ્વાનો અને તેના કર્મ વરુણનો પાણીમા અને ઘ્રાણનો તથા અશ્વિનીકુમારોનો ગંધવાળી પૃથ્વીમા ઉત્સર્ગ કરવો ૨૮ મનનો તથા મનોરથોનો ચંદ્રમાં, બુદ્ધિનો તથા તેના વિષયોનો બ્રહ્મામાં, અહંકારનો તથા તેના કર્મોનો અહંતા મમતાપૂર્વક ક્રિયા કરાવનાર રુદ્રમાં, ચિત્ત ને ચેતનાનો ક્ષેત્રજ્ઞમા અને ક્ષેત્રજ્ઞનો, ગુણોનો તથા દેવતાઓનો પરબ્રહ્મમાં લય કરીને પછી 'હું બ્રહ્મ છું' એવો નિશ્ચય કરવો. ૨૯ પૃથ્વીનો પાણીમા, જળનો તેજમાં, તેજનો વાયુમા, વાયુનો આકાશમા, આકાશનો અહંકારમા, અહંકારનો મહત્તત્ત્વમા, મહત્તત્ત્વનો પ્રકૃતિમા અને પ્રકૃતિનો પરમાત્મામા લય કરવો ૩૦ આ પ્રમાણે અવશેષ રહેલા ચૈતન્ય માત્ર આત્માને પરબ્રહ્મરૂપ જાણીને અદ્વૈતરૂપ બની જવું અને કાષ્ઠ બળી ગયા પછી રહેલા નિર્ધૂમ અગ્નિના જેવા થઈ વિરામવું. ૩૧

इत्यक्षरतयात्मानं चिन्मात्रमवशेषितम् ।
ज्ञात्वाऽद्वयोऽथ विरमेद्दग्धयोनिरिवानलः ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे द्वादशोऽध्यायः

## અધ્યાય ૧૩ મો.*

### સંન્યાસીના ધર્મનું નિરૂપણ.

नारद उवाच

कल्पस्त्वेवं परिव्रज्य देहमात्रावशेषितः ।
ग्रामैकरात्रविधिना निरपेक्षश्चरेन्महीम् ॥ १ ॥

નારદ કહે છે–ઉપર પ્રમાણે પરમાત્માનું ધ્યાન ધરીને આત્મવિદ્યામા અસમર્થ હોય એવા વાનપ્રસ્થે, ઉપવાસાદિક વ્રત કરવા અને આત્મવિદ્યામાં સમર્થ વાનપ્રસ્થે ઉપર પ્રમાણે પરમાત્માનું સ્વરૂપ જાણી, સંન્યાસ લઈને દેહ સિવાય સર્વ વસ્તુનો ત્યાગ કરવો એક ગામમા એકજ રાત રહેવું અને કોઈ વસ્તુની ઇચ્છા રાખ્યા વિના પૃથ્વી ઉપર ફરવું. ૧ જો વસ્ત્ર ધારણ કરવા હોય તો જેટલાથી શરીર ઢંકાય તેટલું જ વસ્ત્ર વાપરવું દુઃખના સમયમાં દંડ ને આશ્રમાદિકના ચિહ્ન વિના બીજી કોઈ પણ ત્યાગ કરેલી વસ્તુનો સંગ્રહ કરવો નહિ. વળી

* આ અધ્યાયમા સાધક સંન્યાસીના ધર્મ અને અવધૂતના ઇતિહાસદ્વારા સિદ્ધ લોકોની અવસ્થાનું વર્ણન કરવામા આવશે.

સન્યાસીએ બીજા કોઈની સંગત વગર એકલા જ ફરવુ, આત્માની સાથે વિહાર કરવો, કોઈનો આશ્રય કરવો નહિ, સર્વ પ્રાણીઓની સાથે મૈત્રી રાખવી, શાંતિ રાખવી, ભગવાનની સેવામા પરાયણ રહેવુ, ૩ કાર્ય ને કારણથી પર એવા અવિનાશી આત્મામા આ સર્વ જગત રહેલુ છે, એમ માનવુ અને કાર્ય કારણરૂપ આખા જગતમા પરબ્રહ્મરૂપ આત્મા રહેલો છે એવુ માનવુ ૪ સુષુપ્તિ અવસ્થામા આત્માનુ સ્વરૂપ તમોગુણથી ઢંકાયલુ રહે છે અને જાગ્રત તથા સ્વપ્નાવસ્થામા વિક્ષેપને લીધે આત્મસ્વરૂપ પ્રકાશતુ નથી માત્ર અવસ્થાઓના સંધિકાળમા તમોગુણને વિક્ષેપ નહિ હોવાને લીધે તે વખતે આત્માના સ્વરૂપને થતા બંધ તથા મોક્ષ એક માયા રૂપ રહે છે આવો વિચાર રાખનાર સંન્યાસીએ આત્મા રૂપ પરબ્રહ્મને સર્વત્ર વ્યાપક જોવા ૫ અવશ્ય થનારા મૃત્યુની ઈચ્છા કરવી તેમ જ અનિશ્ચિત એવા જીવનની ઇચ્છા રાખવી નહિ પ્રાણીઓની ઉત્પત્તિ અને વિનાશ કરનાર કાળની જ વાટ જોવી ૬ નાટકાદિક મિથ્યા શાસ્ત્રોનો અભ્યાસ કરવો નહિ, હાથની રેખાઓ જોઇને અને નક્ષત્રો ઉપરથી શુભાશુભ ફળ જોવા વગેરેનો ધંધો કરીને આજીવિકા ચલાવવી નહિ, વિતંડાવાદ તથા ખોટા તર્કો કરવા નહિ, કોઈ પણ પક્ષનો આશ્રય કરવો નહિ, ૭ ઝાઝા શિષ્યો ન કરવા, ઘણા ગ્રંથો ન ભણવા, સભામા વ્યાખ્યાનો ન આપવા, કોઇ પણ વખતે મઠાદિક બાંધવાનો આરંભ ન કરવો, ૮ શાંત રાગદ્વેષરહિત સમ ચિત્તવાળા મહાત્મા સંન્યાસીને સંન્યાસાશ્રમના ચિહ્ન રાખવાથી ઘણુ કરીને ધર્મનો લાભ થતો નથી, માટે જ્યા સુધી જ્ઞાન થયુ ન હોય ત્યા સુધી સંન્યાસાશ્રમના ચિહ્નો રાખવા અને અંતઃકરણની શુદ્ધિ માટે યમ નિયમ પાળીને જ્ઞાન સંપાદન કરવા પ્રયત્ન કરવો. પરંતુ જ્ઞાન થયા પછી નિયમોનું પ્રયોજન રહેતુ નથી યમ નિયમ પોતાની મેળે ટળી જાય છે, માટે સંન્યાસાશ્રમના ચિહ્નો રાખવા અથવા ત્યાગ કરવો ૯ બહારના ચિહ્નો ન રાખવા, પરંતુ આત્માનુ અનુસંધાન રાખવુ અને પોતે વિદ્વાન છતા પણ લોકોની દૃષ્ટિમા ઉન્મત્ત બાળકના જેવુ સ્વરૂપ દેખાડવુ અને નિપુણ છતાં પોતાનું સ્વરૂપ મુંગાના જેવું રાખવુ ૧૦ આ વિષયમાં પ્રહ્‌લાદ તથા અજગર વૃત્તિવાળા એક મુનિના સંવાદ રૂપ બહુ પ્રાચીન કથા છે તે સાભળો ૧૧

ભગવાનના ભક્ત પ્રહ્‌લાદ લોકોની રીતભાત જાણવાને કેટલાએક કાર્યભારીઓને સાથે લઈ લોકોમા ફરતા હતા તેમણે કાવેરી નદીના તીર ઉપર સહ્યાદ્રિ પર્વતના શિખર આગળ એક અવધૂત યોગીને સૂતેલો દીઠો તેનુ ઉજ્વલ તેજ પૃથ્વી ઉપર સૂવાથી ઢંકાઇ ગયુ હતુ ૧૨-૧૩ કર્મ, આકૃતિ, વાણી કે વર્ણાશ્રમ વગેરેના ચિહ્નો ઉપરથી 'આ સાધુ હશે કે નહિ હોય,' એમ કોઈ મનુષ્યો ઓળખી શકતા ન હતા ૧૪ ભગવદ્ભક્ત પ્રહ્‌લાદ તે યોગીને નમસ્કાર કરી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે તેમની પૂજા કરી તેમના ચરણમા મસ્તક મૂકી, જ્ઞાનની ઈચ્છાથી આ પ્રમાણે તેમને પૂછવા લાગ્યા ૧૫ ઉદ્યમી અને ભોગ ભોગવનાર મનુષ્યની પેઠે તમે સ્થૂલ કાયાવાળા છો ઉદ્યમી પુરુષોને ધન મળે છે અને ધનવતો આ લોકમા નાના પ્રકારના ભોગો ભોગવે છે ભોગ ભોગવનારાઓનુ શરીર ખરેખર સ્થૂલ હોય છે, પરંતુ બીજાઓનું શરીર હોતું નથી. ૧૬ હે મહારાજ ! આપ ઉદ્યમ કરતા નથી, પરંતુ સૂતા રહો છો, ત્યારે જેનાથી ભોગ—વૈભવો મળે છે, તે ધન તો તમારી પાસે નથી, તો હે બ્રાહ્મણદેવ ! ભોગ ભોગવ્યા વિના પણ તમારો દેહ શાથી આવો પુષ્ટ થયો છે ? તે કારણ જો કહેવા યોગ્ય હોય તો મને કહો ૧૭ તમે વિદ્વાન છો, સર્વ કરતાં સમર્થ છો, નિપુણ બુદ્ધિવાળા છો, વિચિત્ર વાતોથી લોકોને રંજન કરનારા છો, સમ દૃષ્ટિવાળા છો અને લોકો કર્મ કરે છે તે જુવો છો છતા પણ ઉદ્યમ ન કરતા કેમ શાંત થઈ પડી રહો છો ? ૧૮

નારદ કહે છે—દૈત્યના રાજા પ્રહ્‌લાદે આ પ્રમાણે મુનિને પ્રશ્ન કર્યો, એટલે તેની વાણીરૂપી અમૃતને અધીન થઈ ગયેલા મુનિએ મુખ મલકાવીને તેને કહ્યું કે, ૧૯ હે દૈત્યના રાજા ! આર્ય લોકમા માન પામેલા મનુષ્યોને આ લોકમા પ્રવૃત્તિથી કયા સ્થાનો મળે છે, તે સર્વ આત્મજ્ઞાનવડે તમે જાણો છો. ૨૦

કારણ કે, ભગવાન દેવ, શુદ્ધ ભક્તિથી તમારા હૃદયમાં બિરાજે છે અને સૂર્ય જેમ અંધારાનો નાશ કરે છે તેમ તે ભક્તિથી અજ્ઞાનનો નાશ કરે છે ૨૧ તથાપિ હે રાજન્! હું સાભળ્યા પ્રમાણે તમારા પ્રશ્નોનો ઉત્તર આપુ છુ. જેઓ પોતાના અંતઃકરણને શુદ્ધ કરવાની ઇચ્છા રાખતા હોય, તેમણે આપની સંભાવના કરવી જોઇએ ૨૨ સંસારના જન્મ મરણરૂપી પ્રવાહને વહેનારી તૃષ્ણા કે જે ભોગવાતી કામનાઓથી કદી તૃપ્ત નથી તે તૃષ્ણાએ મારી પાસે નાના પ્રકારના કર્મો કરાવીને મને અનેક જન્મોમા વારાફરતી ફેરવ્યો છે. ૨૩ તે હુ કર્મોવડે ભટકતો ભટકતો દૈવેચ્છાથી આ લોકમા મનુષ્યના દેહમા આવ્યો છું જે મનુષ્યદેહ પુણ્ય કરવાથી સ્વર્ગ આપે છે, અને પાપ કરવાથી નીચ યોનિ આપે છે, પુણ્ય પાપના મિશ્રણથી મનુષ્યમા જન્મ થાય છે અને નિવૃત્તિથી મોક્ષ પ્રાપ્ત થાય છે ૨૪ સ્ત્રી પુરુષો મનુષ્યાવતારમા પણ સુખ મેળવવા તથા દુઃખ દૂર કરવા અનેક ઉપાયો કરે છે, તોપણ તેઓને તેઓની ધારણાથી ઉલટુ ફળ મળે છે, તે જોઇને હુ નિવૃત્તિ પામ્યો છું ૨૫ સુખ એ આ જીવનું સ્વરૂપ છે અને સર્વ ક્રિયાઓ બંધ પડયા પછી તે પોતાની મેળે મળે છે. ભોગો મનોરથોથી કલ્પેલા છે અને નાશવંત છે, એમ જાણીને હુ નિરુદ્યમી બેસી રહુ છુ અને પ્રારબ્ધોને લીધે મળતા ભોગો ભોગવુ છુ ૨૬ પોતાનો સુખરૂપી પુરુષાર્થ પોતાને વિષેજ છે અને દ્વૈત પદાર્થ મિથ્યા છે, છતા પણ પુરુષ તેને વિસરી સંસારના ભયંકર પ્રવાહમા તણાય છે ૨૭ જેમ કોઈ અજાણ્યો મનુષ્ય શેવાળથી ઢંકાયલા ખરા પાણીને છોડી, પાણી પીવાની ઇચ્છાથી ઝાંઝવાના પાણી તરફ દોડે તેમ પોતાના સ્વરૂપ વિના બીજે ઠેકાણે સુખ છે એવુ માનનારો અજ્ઞાની પુરુષ ખરા સુખને છોડી વિષયો તરફ દોડે છે. ૨૮ ભાગ્યહીન પુરુષો દૈવાધીન દેહાદિક પદાર્થોથી સુખ મેળવવાની ને દુઃખ દૂર કરવાની ઇચ્છાથી, જે જે ક્રિયાઓ કરે છે તે તે નિષ્ફળ જાય છે. ૨૯ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખોથી કોઈ દિવસ નહિ છુટનાર અને મરણધર્મવાળા પ્રાણીને મહા કષ્ટથી કોઈ વખત ધન કે સુખ મળે તોપણ તેનાથી શું ? ૩૦ હુ તો ધનવંતોને પણ દુઃખી દેખુ છુ તેઓ લોભીયા અને મનને વશ હોઇ ભયને લીધે રાત્રે નિદ્રા પણ કરતા નથી અને તેઓ દિવસે પુત્રાદિક સૌની શંકા રાખે છે. ૩૧ પ્રાણવાળાને તથા ધનવાળાને રાજાથી, ચોરથી, શત્રુથી, પોતાના મનુષ્યોથી, પશુથી, પક્ષીઓથી, યાચકોથી, કાળથી તથા પોતાથી પણ નિત્ય ભય રહ્યા કરે છે ૩૨ મનુષ્યોને જેની તૃષ્ણાથી શોક, મોહ, ભય, ક્રોધ, પ્રીતિ, દીનતા તથા પરિશ્રમ વગેરે થાય છે, તે પ્રાણ અને ધનની તૃષ્ણાનો વિદ્વાનોએ ત્યાગ કરવો જોઇએ ૩૩ આ લોકમા મધમાખ ને અજગર એ બે પરમ ગુરુ છે એમના ઉપદેશથી અમે વૈરાગ્ય પામી સંતોષમા રહીએ છીએ ૩૪ હુ મધમાખ પાસેથી સર્વ વિષયોમા વૈરાગ્ય રાખવા શિખ્યો છુ મધમાખ મહા દુઃખથી મધ એકઠું કરે છે, તે બીજા લોકો જેમ મધમાખને ઉડાડીને છીનવી લે છે તેમ મનુષ્ય એક મનુષ્યે મહા કષ્ટથી ધન મેળવ્યુ હોય તે તેને મારી નાખીને હરી લે છે. ૩૫ હુ કંઈ પણ કામકાજ કરતો નથી અને દૈવેચ્છાથી જે કંઈ મળે છે તેટલાથી સંતોષ માની બેઠો છું. જો મળતુ નથી તો બળશાળી અજગરની માફક ઘણા દિવસ સુધી સુઇ રહુ છુ ૩૬ કોઇ દિવસ થોડુ તો કોઈ દિવસ વધારે, કોઇ દિવસ સ્વાદવાળુ તો કોઈ દિવસ સ્વાદ વિનાનુ, કોઇ દિવસ ઘણા ગુણવાળુ તો કોઇ દિવસ ગુણ વિનાનું, અન્ન ખાઇને દેહનો નિર્વાહ કરુ છુ ૩૭ કોઈ દિવસ શ્રદ્ધાથી મળે છે, તો કોઈ દિવસ અપમાનથી પણ મળે છે, એ પ્રમાણે મળતા અન્નને ખાઈ લઉ છુ અને ભોજન કર્યા પછી દૈવેચ્છા પ્રમાણે દિવસે કે રાતે હરકોઈ સ્થાનમા પડયો રહુ છુ ૩૮ પ્રારબ્ધ કર્મનો ઉપભોગ કરનારો અને જે મળે તે ઉપર સંતોષ રાખનારો હું, રેશમી, સુતરાઉ, ચામડા ચીથરા, વલ્કલ અથવા બીજા પણ જે કંઈ વસ્ત્ર મળે તેનાથી અંગ ઢાકુ છુ. ૩૯ કોઈ વખતે ઘાસ, પાંદડા, પત્થર કે રાખ ઉપર સુઇ રહું છુ કોઇવાર પરની ઇચ્છાથી મંડેલમા પલંગ ઉપર બીછાવેલી તળાઇ ઉપર સુઉ છુ. ૪૦ કોઇ વેળા નાહી શરીર ઉપર ચંદનનો લેપ કરી, સારા સારા વસ્ત્રો

અને આભૂષણો પહેરી, રથમા, હાથી ઉપર કે ઘોડા ઉપર બેસીને ફરવા નીકળુ છું અને કોઈવાર વૃક્ષની પેઠે નાગો ફર્યા કરું છુ ૪૧ એક એકથી ઉલટા સ્વભાવવાળા લોકોની હુ નિંદા કરતો નથી હું તો માત્ર સર્વનુ કલ્યાણ થાય અને સર્વની પરમાત્મામા એકતા થાય એવી ઇચ્છા રાખુ છુ ૪૨ ભેદને મનોવૃત્તિમા હોમવો, મનોવૃત્તિને પદાર્થના વિભ્રમવાળા મનમાં હોમવી, મનને અહંકારમા હોમવું, અહંકારને મહતત્ત્વદ્વારા માયામાં હોમવો ૪૩ અને તે માયાને સત્ય સ્વરૂપ જાણનારા મુનિએ સ્વસ્વરૂપના અનુભવમા હોમવી પછી જ્ઞાની એવા મુનિએ સર્વ ક્રિયાનો ત્યાગ કરી પોતાના અનુભવવડે સ્વસ્વરૂપમા સ્થિર થઇ શાંતિથી વિરામવુ ૪૪ મારુ આચરણ આ રીતે અત્યંત ગુપ્ત તથા લોક અને શાસ્ત્રથી વિરુદ્ધ છે, તોપણ આપ ભગવાનના ભક્ત છો, તેથી મે તમને તે વર્ણવી સંભળાવ્યુ ૪૫

નારદ કહે છે—દૈત્યના રાજા પ્રહ્લાદ, મુનિનો પરમહંસને પાળવાનો આ ધર્મ સાભળી પ્રસન્ન થયા અને તેમની પૂજા કરી પોતાને સ્થાનકે ગયા ૪૬

धर्मं पारमहंस्यं वै मुने श्रुत्वाऽसुरेश्वर ।
पूजयित्वा ततः प्रीत आमन्त्र्य प्रययौ गृहम् ॥

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कन्धे
त्रयोदशोऽध्यायः

## અધ્યાય ૧૪ મો. †

### મુમુક્ષુના ધર્મોનું નિરૂપણ.

યુધિષ્ઠિર ઉવાચ

गृहस्थ एतां पदवीं विधिना येन चाञ्जसा ।
याति देवऋषे ब्रूहि मादृशो गृहमूढधीः ॥१॥

યુધિષ્ઠિરે પૂછયુ—હે નારદ ! મારા જેવો સંસારમા મૂઢ બુદ્ધિવાળો ગૃહસ્થ, જે ઉપાયથી સંન્યાસીની પદવીને એટલે મોક્ષને શ્રમ વિના જ પામે, એવો ઉપાય હોય તો તે મને સંભળાવો ૧

† આ અધ્યાયમા ગૃહસ્થનો મોક્ષકારક પરમ ધર્મ તથા દેશ અને કાલાદિકના ભેદથી સંસારસુખ આપનાર બીજા ધર્મોનું નિરૂપણ કરેલું છે

નારદ કહે છે—હે રાજન્ ! ગૃહસ્થે સંસારમાં રહીને યથોચિત સર્વ ક્રિયાઓ કરવી અને તે સર્વ સાક્ષાત્ શ્રીકૃષ્ણાર્પણ કરીને મહા મુનિઓની સેવા કરવી. ૨ ભગવાનના અવતારની કથાઓરૂપી અમૃતનું પાન કરવુ અને શ્રદ્ધાસંપન્ન થઇ સમય પ્રમાણે શાંત સ્વભાવવાળા મહાત્માઓનો સમાગમ કરવો. ૩ સ્વપ્નમાંથી જાગ્રત થઈ ઉઠેલો મનુષ્ય જેમ સ્વપ્નમા જોયેલા પુત્રાદિક ઉપરની આસક્તિ રાખતો નથી, તેમ ગૃહસ્થે દેહ, સ્ત્રી, પુત્ર, ચાકર, નોકર આદિ જેઓ પોતાનો એક દિવસ ત્યાગ કરનારા છે, તેમનો સંગ સત્સંગદ્વારા ધીરે ધીરે તજી દેવો. ૪ વળી વિવેકી મનુષ્યે દેહનો ને સંસારનો જેટલો ઉપયોગ હોય તેટલોજ સંબંધ રાખવો મનુષ્ય લોકથી વિરક્ત થઇને તેની ઉપર પ્રીતિવાળાની માફક મનુષ્યાવતાર ગાળવો ૫ માતા, પિતા, પુત્રો, ભાઇઓ અને બીજા સંબંધીઓ જે વાત કહે તથા જે ઈચ્છા જણાવે તેમા અહંભાવ રહિત થઈ અનુમોદન આપવું. ૬ ખેતીવાડીમાંથી મળેલા અન્ન અને દૈવેચ્છાથી મળેલુ જે કઈ ધન ઈશ્વર આપે તે સર્વનો ઉપયોગ કરીને વિવેકી મનુષ્યે પોતાથી બને તે પ્રમાણે વર્તવુ ૭ જેટલાથી પોતાનું પેટ ભરાય તેટલુ જ ધાન્ય પ્રાણીનુ પોતાનું છે, તેના કરતા અધિકને માટે અભિમાન રાખવુ નકામુ છે ૮ મૃગ, ઉંટ, ગધેડા, વાંદરા, ઉંદર, સર્પો, પક્ષી અને માખોને પોતાની પ્રજા જેવા ગણવા, કારણ કે તેઓની અને પ્રજાની વચ્ચે ઝાઝુ અંતર નથી. ૯ ગૃહસ્થે અતિ કષ્ટથી ધર્મ, અર્થ અને કામ સંપાદન કરવા નહિ, પરંતુ દેશ કાળને અનુસરીને દૈવ જેટલુ આપે તેટલુ ભોગવવુ. ૧૦ કુતરા, પાપીઓ અને ચાંડાલાદિક સુધીના પ્રાણીઓને પોતાના અન્નમાથી યોગ્ય વહેંચી આપવુ અને પોતાની સ્ત્રી જે પોતાની સેવા કરે છે અને જેમા મનુષ્યોને 'આ મારી છે' એવું અભિમાન રહે છે તેને પણ ધર્મશાસ્ત્રમા કહ્યા પ્રમાણે અતિથિઓની સેવામા યોજવી ૧૧ જેને માટે પુરુષો પોતાના પ્રાણ પણ તજે છે અને પિતાને કે ગુરુને પણ મારે છે તે સ્ત્રી ઉપરની મમતા જેણે છોડી તેણે ભગવવાને જીત્યા એમ જાણવુ. ૧૨ જે અને

કીડા, વિષ્ટા અથવા ભસ્મ થવાનું છે, તે તુચ્છ શરીર ક્યાં? અને દેહના સુખો માટે જેની ઉપર પ્રીતિ થાય છે એવી સ્ત્રી ક્યાં? અને સર્વવ્યાપક આત્મા ક્યાં? ૧૩ જે અન્નાદિક પ્રારબ્ધથી મળે તેમાથી પંચ મહાયજ્ઞો કરી, બાકીના અન્નમાથી આજીવિકા કરવી, અને આજીવિકા ચલાવતાં જે બચે તેની ઉપર મમતા રાખવી નહિ. આ પ્રમાણે વર્તવાથી બુદ્ધિમાન્ મનુષ્ય પરમહંસોની ગતિને પામે છે ૧૪ પોતાની આજીવિકામાથી જે ધન મળે, તેમાંથી નિત્ય દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય અને પ્રાણીઓનું તર્પણ કરી પોતાનું પોષણ કરવું. આમ કરવાથી અંતર્યામીનું પૂજન થાય છે. ૧૫ જ્યારે પોતાને અધિકાર આદિ સર્વ યજ્ઞની સામગ્રીઓ મળે, ત્યારે વેદમાં કહેલા અગ્નિહોત્રાદિકના વિધિથી પ્રભુનું યજન કરવું. ૧૬ સર્વ યજ્ઞોના ભોક્તા ભગવાન, બ્રાહ્મણોને ભોજન કરાવ્યાથી જેવા પ્રસન્ન થાયછે તેવા અગ્નિના મુખમાં ઘી હોમાવાથી પ્રસન્ન થતા નથી, ૧૭ માટે બ્રાહ્મણ, દેવતા, મનુષ્ય અને બીજાં પ્રાણીઓને દાન, માન આપી તેઓમા રહેલા અંતર્યામી ભગવાનનું પૂજન કરો, કારણ કે અંતર્યામીનું મુખ બ્રાહ્મણો છે. ૧૮ દ્વિજ વર્ષે ભાદરવાના કૃષ્ણ પક્ષમા માતાપિતાનું શ્રાદ્ધ કરવું અને વિશેષ ધન હોય તો માતાપિતાનાં સંબંધીઓનું પણ કરવું. ૧૯ દક્ષિણાયન, ઉત્તરાયણ, વિષુવવૃત, વ્યતીપાત, ક્ષય દિવસ, ચંદ્ર સૂર્યનાં ગ્રહણ, શ્રવણ દ્વાદશી, ૨૦ વૈશાખ સુદિ ત્રીજ, કાર્તિક માસની નવમી, હેમંત ઋતુ તથા શિશિર ઋતુમાં ચાર † અષ્ટકા નામની તિથિઓ ૨૧ માઘ સુદિ સાતમ, માઘ મહિનાની મઘા નક્ષત્રવાળી પૂર્ણિમા ને પ્રત્યેક માસના જેના ઉપરથી નામ પડેલા છે એવા નક્ષત્રો હોય ત્યારે શ્રાદ્ધ કરવું. ૨૨ દ્વાદશીને દહાડે અનુરાધા, શ્રવણ અથવા તો ત્રણ ઉત્તરામાંથી એકનો યોગ હોય ત્યારે અથવા એકાદશીને દહાડે ત્રણ ઉત્તરામાંથી એકનો યોગ હોય અથવા જે તિથિમાં જન્મ નક્ષત્રનો કે શ્રવણ નક્ષત્રનો યોગ હોય તે દિવસે પણ શ્રાદ્ધ કરવું. ૨૩ આ સમય શ્રાદ્ધ કરવા માટે જ નહિ પરંતુ મનુષ્યોના ધર્મની વૃદ્ધિ કરવા માટે છે, તેથી મનુષ્યોએ એ સમયે સર્વ પ્રકારે પુણ્ય કરવું. અને આયુષ્યનું પણ તે જ સાફલ્ય છે. એ સમયમાં સ્નાન, જપ, હોમ, વ્રત, દેવતા તથા બ્રાહ્મણોનું પૂજન અને પિતરો, પ્રાણી ને મનુષ્યોનું તર્પણ એજ જન્મનું સાર્થક છે. ૨૪ હે રાજન્! સ્ત્રીના, પુત્રના અને પોતાના સંસ્કારનો સમય, પ્રેતને બાળવા વગેરેનો સમય, સાંવત્સરિક શ્રાદ્ધનો સમય અને બીજાં માંગલિક કાર્યો કરવાનો સમય હોય ત્યારે પુણ્ય કર્મ કરવાં. ૨૫ હવે ધર્માદિકમાં કલ્યાણ કરનારા દેશોનાં નામ કહું તે સાભળો. જે દેશમાં સુપાત્ર મનુષ્ય મળી આવે તે દેશને મહા પવિત્રદેશ જાણવો. ૨૭ વળી જે દેશમા સ્થાવર જંગમરૂપ વિશ્વ જેને વિષે છે, એવા ભગવાનની મૂર્તિ હોય તે દેશને પવિત્ર જાણવો. જે દેશમાં તપ, વિદ્યા અને દયાળુ બ્રાહ્મણનું કુળ રહેતું હોય તેને પવિત્ર જાણવો. ૨૮ જે જે દેશમાં ભગવાનની પ્રતિમા હોય તે તે દેશને પુણ્યવંત જાણવા. જે જે દેશમાં પુરાણોમાં પ્રસિદ્ધ ગંગા આદિક નદીઓ હોય તે તે દેશ પવિત્ર ગણાય છે. ૨૯ પુષ્કરાદિક સરોવરો, મહાત્માઓને રહેવાનાં સ્થાનો, કુરુક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહનો આશ્રમ વગેરે તિર્થો, નૈમિષારણ્ય, ફાલ્ગુન, રામસેતુ, પ્રભાસ, દ્વારકા, કાશી, મથુરા, પપા, અને બિંદુસરોવર, નારાયણાશ્રમ, નંદા, સીતા તથા રામનો આશ્રમ, મહેંદ્ર અને મલયાદિક પર્વતો તથા ભગવાનની સ્થિર મૂર્તિવાળા દેશો, અત્યંત પવિત્ર ગણાય છે. કલ્યાણની ઇચ્છા રાખનાર મનુષ્યે એ દેશોને વારંવાર સેવવા. એ દેશોમા જે જે ધર્મ કરવામા આવે તે તે પુરુષોને હજાર ગણા કરતા પણ અધિક ફળ આપે છે ૩૦—૩૩

હે રાજન્! પાત્ર ઓળખનાર મોટા વિદ્વાનોએ ભગવાનને જ એક પાત્ર માનેલા છે, કારણ કે સ્થાવર જંગમાત્મક જગત્ ભગવાનરૂપ છે. ૩૪ તમારા યજ્ઞમાં પ્રથમ પૂજન કોનું કરવું? તે ઉપર વિચાર ચાલતાં દેવતાઓ, ઋષિઓ, મહાત્માઓ ને બ્રહ્માના પુત્રો વગેરે યજ્ઞમાં હતા, છતાં પણ શ્રીકૃષ્ણ માન્ય

† માર્ગશીર્ષ વગેરે ચાર માસની કૃષ્ણ પક્ષની સાતમ આઠમ અને નવમી અષ્ટકા તિથિઓ કહેવાય છે

ગણાયા હતા. [૩૫] બ્રહ્માંડ રૂપી એક મોટું વૃક્ષ છે, તે અનેક જીવોથી ભરેલું છે પણ તેનું મૂળ ભગવાન છે, માટે તેમની પૂજા કરવાથી સર્વ જીવોની અને પોતાની તૃપ્તિ થાય છે [૩૬] મનુષ્ય, પશુ, પક્ષી, ઋષિ અને દેવતા વગેરેનાં શરીરો પરમાત્માએ ઉત્પન્ન કર્યાં છે, તેમા ભગવાન જીવરૂપે રહે છે, માટે તેમને પુરુષ કહેવામા આવે છે. [૩૭] હે રાજન્! તેઓના—પશુ—પક્ષીઓના કરતા મનુષ્યોના શરીરોમા ભગવાન અધિક નિવાસ કરે છે, માટે મનુષ્ય સુપાત્ર ગણાય છે અને તેઓમા પણ જેમ જ્ઞાની હોય તેમ અધિક સુપાત્ર ગણાય છે [૩૮] પૂર્વે મનુષ્યોના શરીરમા ભગવાનનું પૂજન કરવામા આવતું, પરંતુ તે મનુષ્યોમા પરસ્પર અપમાન થવા લાગ્યાં, તે જોઇને વિદ્વાનોએ ત્રેતાયુગથી માડીને ભગવાનની મૂર્તિમા પૂજન કરવા માડ્યુ, [૩૯] માટે કેટલાએક પુરુષો મૂર્તિમાન્ ભગવાન છે, એવો વિશ્વાસ રાખી તેમની ઉપાસના કરે છે, પરંતુ જે લોકો બીજા મનુષ્યોનો દ્વેષ કરે છે, તેઓને તે મૂર્તિ ઉપાસ્યા છતા ફળ આપતી નથી. [૪૦] હે રાજેન્દ્ર! મનુષ્યોમા પણ જે બ્રાહ્મણ તપ, વિદ્યા અને સંતોષવડે ભગવાનની મૂર્તિરૂપ વેદનો અભ્યાસ કરે છે, તેને સુપાત્ર બ્રાહ્મણ જાણવો [૪૧] હે રાજન્! પોતાના ચરણની રજથી ત્રણ લોકને પવિત્ર કરનાર બ્રાહ્મણો જગતના આત્મા રૂપી શ્રીકૃષ્ણ ભગવાનનું મોટું દૈવત ગણાય છે

नन्वस्य ब्राह्मणा राजन् कृष्णस्य जगदात्मनः।
पुनतः पादरजसा त्रिलोकीं दैवतं महत् ॥४२॥
इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे
चतुर्दशोऽध्यायः

## અધ્યાય ૧૫ મો. $

### વર્ણાશ્રમના ધર્મોનું નિરૂપણ.

नारद उवाच
कर्मनिष्ठा द्विजा. केचित्तपोनिष्ठा नृपाऽपरे।
स्वाध्यायेऽन्ये प्रवचने ये केचिज्ज्ञानयोगयो' १

નારદ કહે છે—હે નૃપ! બ્રાહ્મણો કેટલાક કર્મમાં નિષ્ઠા રાખનારા, કેટલાક તપમાં નિષ્ઠા રાખનારા, કેટલાક સ્વાધ્યાયમાં નિષ્ઠા રાખનારા, કેટલાક વ્યાખ્યાનમાં નિષ્ઠા રાખનારા અને કેટલાક જ્ઞાનમાં તથા યોગમા નિષ્ઠા રાખનારા હોય છે. [૧] પિતૃ અને દેવતાના કાર્યના અનંત ફળની ઇચ્છા રાખનાર પુરુષે જ્ઞાનનિષ્ઠ પુરુષને હવ્યો અને કવ્યો આપવાં અને જ્ઞાની મળે નહિ તો બીજાઓને યથોચિત ભોજન કરાવવુ [૨] મનુષ્ય ધનાઢ્ય હોય તોપણ શ્રાદ્ધમા વિશ્વેદેવના બે અને પિતૃના ત્રણ બ્રાહ્મણો તેણે જમાડવા વા બન્નેનો એકેકો બ્રાહ્મણ જમાડવો, વિશેષ નહિ [૩] શ્રાદ્ધમા વિસ્તાર કરવાથી દેશ અને સમયને ઘટતી શ્રદ્ધા, વસ્તુઓ, સુપાત્ર બ્રાહ્મણો અને પૂજનની સામગ્રીઓ સારી રીતે મળી શક્તી નથી પોતાના સંબંધીને નિમંત્રણ કરતા બીજા તેના સંબંધીઓનો કેમ ત્યાગ કરી શકાય? તેનો પણ વિચાર કરવો પડે છે. જેમ કે જમાઇને નિમંત્રણ કર્યું હોય તો તેના પિતા વગેરેને કેમ મૂકી શકાય? આવા કેટલાક કારણોથી શ્રાદ્ધમા વિસ્તાર કરવો નહિ [૪] યોગ્ય એવા દેશમા તથા કાળમા સામા વગેરે મુનિઓના ધાન્ય ભગવાનને અર્પણ કરી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે શ્રદ્ધાથી સુપાત્રને જમાડ્યા હોય તો તે અક્ષય અને સર્વ કામના પૂર્ણ કરે છે [૫] દેવતાઓ, ઋષિઓ, પિતરો, પ્રાણીઓ, પોતે તથા પોતાના સંબંધીઓ, આ સર્વને અન્નનો વિભાગ વહેંચી આપવો અને તે સર્વને ઇશ્વર સ્વરૂપ જાણવા [૬] ધર્મનું તત્ત્વ જાણનારાએ શ્રાદ્ધમાં બ્રાહ્મણોને માસ ન જમાડવુ, તેમ પોતે પણ ન જમવુ પિતૃઓને જેવી મુનિના અન્નોથી તૃપ્તિ થાય છે તેવી પશુહિંસા કરવાથી થતી નથી. [૭] મન, વાણી ને કાયાથી પ્રાણીઓની હિંસા ન કરવી, એના જેવો સદ્ધર્મ ધર્મની ઇચ્છા રાખનારા મનુષ્યોને બીજો કોઈ નથી [૮] કેટલાક મોટા યજ્ઞવેત્તા અને ઇચ્છા રહિત જ્ઞાની પુરુષો, જ્ઞાનથી પ્રકાશિત થયેલા મનોનિગ્રહરૂપી યજ્ઞમા કર્મોનો હોમ કરે છે, અર્થાત્ મનનો નિગ્રહ કરવામા કર્મો વિઘ્નકારક થઇ પડે છે, માટે કર્મોનો ત્યાગ કરવો [૯] પદાર્થો-

$ આ અધ્યાયમા સર્વ વર્ણોની તથા આશ્રમોની રીતિ અને સંક્ષેપથી ધર્મનું લક્ષણ વર્ણવેલું છે

વાળા યજ્ઞોથી યજન કરવાને તૈયાર થયેલા મનુષ્યને જોઈને પ્રાણીઓ ભય પામે છે અને કહે છે કે, આ આત્મતત્ત્વને ન જાણનારો, પોતાના પ્રાણનું જ પોષણ કરનારો નિર્દય મનુષ્ય અવશ્ય અમને મારી ન નાખે તો સારૂ ૧૦ એટલા માટે ધર્મવેત્તા પુરુષ દૈવેચ્છાથી મળેલા મુનિધાન્યોથી સંતોષ રાખી નિત્ય અને નૈમિત્તિક ક્રિયાઓ કરવી ૧૧ વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા અને છલ, એ પાંચ અધર્મની શાખાઓ છે, તેનો ધર્મવેત્તા પુરુષે અધર્મની પેઠે ત્યાગ કરવો ૧૨ જે ક્રિયાને ધર્મ સમજીને આચરતાં સ્વધર્મનો બાધ આવતો હોય તેને વિધર્મ જાણવો. જે અન્યને ઉપદેશ કરાયલો હોય અને બીજાનો હોય તેને પરધર્મ જાણવો જે ધર્મ પુરુષોએ પોતાની ઈચ્છાથી ઉભો કર્યો હોય અને આશ્રમથી જુદો હોય તેને આભાસ જાણવો જે પાખંડ ધર્મ હોય તેને ઉપમા જાણવો જે ધર્મ ઢોંગી હોય અથવા ધર્મશાસ્ત્રના વચનોનો જુદો જ અર્થ કરીને જેમાં ધર્મને માન્ય કરેલો હોય તેને છલ જાણવો આ સર્વ મિથ્યા ધર્મો છે અને તે દુઃખકારક છે ધર્મશાસ્ત્રે સ્વાભાવિક રીતે જે ધર્મ કહેલો છે, તે ધર્મ કોને શાંતિ આપતો નથી? સર્વને શાંતિ આપે છે ૧૩-૧૪ નિર્ધન મનુષ્યે ધર્મ કરવા અથવા તો પોતાની આજીવિકા કરવા ધનની ઈચ્છા કરવી નહિ નિવૃત્તિપરાયણ પુરુષને અજગરની માફક નિવૃત્તિ જ આજીવિકા આપી રહે છે. ૧૫ જે સુખી, સંતોષી, નિવૃત્તિ સુખ ભોગવનાર અને આત્મસ્વરૂપમાં વિહાર કરનારા પુરુષને મળે છે, તે સુખ, ધનની ઈચ્છાથી તથા કામનાથી અને લોભથી આમ તેમ દોડાદોડ કરનારા પુરુષને મળતું નથી. ૧૬ જેમ પગમાં પગરખા પહેરનાર પુરુષને કાંકરા કે કાંટાવાળી ભૂમિમાં દુઃખ થતું નથી, તેમ સદા સંતોષી પુરુષને સર્વ દિશાઓ સુખકારી નિવડે છે ૧૭ સંતોષી મનુષ્ય જળમાત્રથી પણ શા માટે પોતાની આજીવિકા ન ચલાવી શકે? છતાં પણ ઇંદ્રિયના અને જીહ્વાના રસમાં લોલુપ થઈને તે કુતરાના જેવું આચરણ શા માટે કરે છે? ૧૮ જે બ્રાહ્મણ અસંતોષી હોય તેનું તેજ, વિદ્યા, તપ તથા યશ, ઇંદ્રિયોની લોલુપતાથી ભરાઈ જાય છે અને જ્ઞાન નાશ પામે છે. ૧૯ કામનો અંત ભૂખ તથા તરસ વેઠવાથી આવે છે અને ક્રોધનો અંત કોઈને પીડા કરવાથી આવે છે, પરંતુ લોભનો અંત દિગ્વિજય કરવાથી કે રાજ્ય ભોગવવાથી પણ આવતો નથી ૨૦ હે રાજન્! બહુ જાણનાર અને સંશય કાપનાર ઘણા પંડિતો અને કેટલાએક સભાપતિઓ અસંતોષથી નરકમાં પડ્યા છે ૨૧ વિવિધ સંકલ્પ-વિકલ્પ કરવાથી કામ ને કામનાઓનો ત્યાગ કરીને ક્રોધને, ધનને અનર્થ રૂપ જાણીને લોભને, તત્વને વિચારે ભયને, આત્મવિદ્યાથી શોકને તથા મોહને, મહાત્મા જનોની ઉપાસનાથી દંભને, મૌનવડે યોગમાં વિઘ્ન કરનાર વ્યવહારોને અને શરીરાદિકની સ્પૃહાનો ત્યાગ કરવાથી હિંસાને જીતવી ૨૩ કોઈ પણ પ્રાણીએ આપેલા દુઃખને તેની ઉપર દયા કરીને, દૈવથી થયેલા દુઃખને સમાધિવડે, દેહથી થયેલા દુઃખને યોગના બળથી, સત્વ ગુણવાળા પદાર્થોના સેવનથી નિદ્રાને, ૨૪ સત્વગુણથી રજોગુણ તથા તમોગુણને અને શાંતિથી દયા વગેરે સાત્વિક ગુણોને જીતવા. આ સામાન્ય ઉપાય કહ્યા, પરંતુ પુરૂષ એક ગુરુભક્તિથી એ સર્વને પરિશ્રમ વિના જીતી શકે છે ૨૫ ભગવાનરૂપ અને જ્ઞાનરૂપી દીવાને આપનાર ગુરુ ઉપર જે મનુષ્ય, આ મનુષ્ય છે એવી મિથ્યા બુદ્ધિ કરે છે, તેનો સર્વ શાસ્ત્રાભ્યાસ હાથીના સ્નાનની માફક મિથ્યા સમજવો ૨૬ જે ગુરુ છે એ જ સાક્ષાત્ પ્રધાન તથા પુરુષનો ઈશ્વર અને યોગીશ્વરો જેમના ચરણોને શોધ્યા કરે છે એવા સાક્ષાત્ ભગવાન છે, છતાં લોક તેને મનુષ્ય માને છે. ૨૭ શાસ્ત્રમાં નિયમો પાળવા માટે જે આજ્ઞાઓ કરી છે, તે છ ઇંદ્રિયોને નિયમમાં રાખવા માટે છે. ઇંદ્રિયોનો વિજય કર્યા છતાં જો ધ્યાન, ધારણા તથા સમાધિ વગેરે સિદ્ધ થાય નહિ, તો તે સર્વ નિયમોની આજ્ઞાને કેવળ પરિશ્રમ આપનારી જ જાણવી. ૨૮ જેમ ખેતીવાડી, વ્યાપાર વણજ વગેરે આજીવિકાઓ પુરુષને યોગના ફળરૂપ મોક્ષ આપતી નથી, પરંતુ જન્મ મરણ આપે છે તેમ દુષ્ટ મનુ-

અને વાવ, કુવા ખોદાવવા વિગેરેનાં કામો પણ જન્મ મરણુ જ આપે છે ૨૯ જે મનુષ્ય ચિત્તનો વિજય કરવા માટે તૈયાર થયો હોય, તેણે સર્વનો સંગ ત્યાગ કરવો સ્ત્રી પુત્રાદિક તેમજ ધન ધાન્યાદિકનો સંગ્રહ કરવો નહિ, એકલા ફરવુ, એકાંત જગ્યામા રહેવુ અને ભિક્ષા માગતા જે કાંઈ મળે તેમાથી અલ્પ આહાર કરવો ૩૦ હે રાજન્! પવિત્ર અને સરખી ભૂમિ ઉપર પોતાનુ સ્થિર, સુખકારી અને સરખું આસન પાથરી તે ઉપર બેસીને પુરુષે સરલ અંગથી ૐકારનો ઉચ્ચાર કરવો. ૩૧ મન જ્યા સુધી કામનાઓનો ત્યાગ કરે, ત્યાં સુધી પોતાના નાકની દાંડીના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખીને પૂરક, કુંભક ને રેચકથી પ્રાણુને અપાન વાયુને રોકવા. ૩૨ તેમજ કામનાથી હણાયલુ ને ભટકતું મન જે જે વિષયો તરફ દોડે, તે તે વિષયોમાથી તેને પાછું વાળીને બુદ્ધિમાન મનુષ્યે તેને ધીરે ધીરે હૃદયમા રોકવું. ૩૩ આ પ્રમાણે યોગાભ્યાસ કરનાર સંન્યાસીનું મન થોડા કાળમા લાકડા વિનાના અગ્નિની પેઠે શાંત થાય છે ૩૪ તેમજ કામાદિકથી ક્ષોભ ન પામેલું તથા જેની સર્વ વૃત્તિઓ શાંત થયલી હોય એવુ મન બ્રહ્મસુખનો સ્પર્શ થવાથી કોઈ પણ દિવસે વિષય માટે ઉત્કંઠિત થતું નથી. ૩૫ જે મનુષ્ય પ્રથમ ધર્મ, અર્થ અને કામની ખાણરૂપ ઘરમાથી બહાર નીકળીને ફરી તે ધર્મ, અર્થ તથા કામને સેવે છે, તે લજ્જા હીન સંન્યાસીને વમન ભક્ષણ કરનારો જાણવો ૩૬ જેઓ પોતાના દેહને મરણ ધર્મવાળો, આત્માથી ભિન્ન અને પરિણામે વિષ્ઠા, ક્રીડા કે રાખરૂપ થનારો જાણે છે, તે માંહેલા કેટલાએક દુષ્ટ પુરુષો દેહને પોતાનો ગણીને બીજાઓ પાસે તેની સ્તુતિ કરાવરાવે છે. ૩૭ ગૃહસ્થ થઈને ક્રિયાનો ત્યાગ કરે, બ્રહ્મચારી થઈને બ્રહ્મચર્યનો ત્યાગ કરે, તપસ્વી થઈને ગામમા વાસ કરે અને સંન્યાસી થઈને ઇંદ્રિયોની લલુતા રાખે, ૩૮ એ સર્વને આશ્રમોમા અધમ તથા આશ્રમોનું હાસ્ય કરનાર જાણવા. દૈવની માયાથી મૂઢ બનેલા તે લોકોની દયાવડે ઉપેક્ષા કરવી. ૩૯ મનુષ્ય જો પોતાને પરબ્રહ્મરૂપ જાણતો હોય તો પછી અજ્ઞાનથી વાસના વિનાનો થયેલો તે કયી ઇચ્છાથી તથા કોને માટે પોતાના દેહનું પોષણ કરે? ૪૦ પંડિતો આ શરીરને રથ, ઇન્દ્રિયોને તેના ઘોડાઓ, ઇન્દ્રિયોના અધિપતિ મનને તે ઘોડાઓની રાશ, શબ્દાદિક વિવિધ વિષયોને રસ્તાઓ, બુદ્ધિને સારથિ, અને ઇશ્વરે ઉત્પન્ન કરેલા ચિત્તને રથને બાધવાનું મોટું બંધન કહે છે, ૪૧ દશ પ્રાણોને ધરી કહે છે, અધર્મ તથા ધર્મને પૈડા કહે છે, અહંકારી જીવ તે રથમાં આરુઢ થનાર છે, ૐકારને તેનું ધનુષ કહે છે, શુદ્ધ જીવને તેનું બાણ કહે છે અને પરબ્રહ્મને નિશાન કહે છે રાગ, દ્વેષ, લોભ, શોક, મોહ, ભય, મદ, માન, અપમાન, અસૂયા, માયા, હિંસા, મત્સર, રજોગુણ, પ્રમાદ, ક્ષુધા, નિદ્રા ઇત્યાદિક તેના શત્રુઓ જાણવા. તેમાં કોઈ વાર રજોગુણ અને તમોગુણવાળી પ્રકૃતિઓ તેમ જ કોઈ વાર સત્વગુણવાળી પ્રકૃતિઓ શત્રુ થઈ પડે છે. ૪૨-૪૪ જ્યા સુધી ઇન્દ્રિયાદિકરૂપી સામાનથી ભરેલો કાયારૂપી રથ પોતાને વશ હોય ત્યાં સુધી ગુરુના ચરણુની સેવાથી સજ કરેલી જ્ઞાનરૂપી તરવારને ધારણ કરી ભગવાનનો જ આશ્રય કરી, તેના કામાદિક શત્રુનો નાશ કરવો. વળી શાંત થઈ સ્વસ્વરૂપના આનંદમા મગ્ન રહેવુ ને દેહરૂપી રથનો ત્યાગ કરવો ૪૫ પરંતુ ભગવાનનો આશ્રય કર્યો ન હોય તો બહિર્મુખ એવા ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ ને બુદ્ધિરૂપી સારથિ પ્રમત્ત થયેલા રથને આડે માર્ગે દોરી જઇ વિષયરૂપી ચોરો પાસે લઈ જાય છે. તે ચોર લોકો ઘોડાઓ અને સારથિ રહિત રથને મૃત્યુના ભયવાળા અને ગાઢ અંધારાથી ભરેલા સંસારરૂપી મોટા કુવામા ફેંકી દે છે. ૪૬ વેદમાં કહેલાં કર્મો પ્રવૃત્ત ને નિવૃત્ત એમ બે પ્રકારના છે. મનુષ્ય પ્રવૃત્તિવાળાં કર્મથી સંસારમાં જન્મ મરણ પામે છે અને નિવૃત્તિવાળા કર્મથી મોક્ષ પામે છે. ૪૭ કામ્ય અને આસક્તિવાળા હિંસાથી ભરેલા શ્યેનયાગ વગેરે, અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુયાગ, સોમયાગ, વિશ્વેદેવ ને બલિ કર્મો દ્રવ્યોથી બને છે, અને તે ઇષ્ટ કર્મો પ્રવૃત્તિ નામે કર્મો કહેવાય છે. દેવ મંદિરો બંધાવવાં, બાગબ-

ગીચા કરાવવા અને પરબો બંધાવવી આદિ કર્મો પૂર્ત કહેવાય છે. ૪૮–૪૯

હે રાજન્ ! પ્રવૃત્તિવાળાં કર્મ કરનારો પુરુષ ચરુને પુરોડાશ વગેરેના સૂક્ષ્મ ભાગથી બંધાયલા દેહને ધારણ કરીને ધૂમના અભિમાની દેવતા પાસે જાય છે, ત્યાથી કૃષ્ણપક્ષના અભિમાની દેવતા પાસે, ત્યાથી દક્ષિણાયનના અભિમાની દેવતા પાસે અને ત્યાથી ચંદ્રલોકમા ગયા પછી પુણ્યોત્પન્ન ભોગનો ક્ષય થવાથી સોકાગ્નિવડે દેહનો લય થવાથી અદષ્ટ થઈ જાય છે અને વૃષ્ટિદ્વારા અનુક્રમે ઔષધિમા, ત્યાંથી લતામાં, ત્યાથી અન્નમા, એમ ઉત્તરોત્તર અવતરી સંસારમા આવે છે. આ પ્રમાણે પ્રવૃત્તિ કર્મનો માર્ગ પુનર્જન્મ છે. ૫૦–૫૧ ગર્ભાધાનાદિકથી માડી અંત્યેષ્ટિ પર્યંત વૈદિક સંસ્કારોથી સંસ્કાર પામેલો દ્વિજવર્ણ પ્રવૃત્તિવાળું કર્મ કરવાને અધિકારી થાય છે.

હવે નિવૃત્તિ કર્મ કરવાનું સ્વરૂપ સાભળો. જ્ઞાની પુરુષો ઇન્દ્રિયોથી બનતા ઇષ્ટ તથા પૂર્ત વગેરેને જ્ઞાનથી પ્રકાશમાન ઇન્દ્રિયોમા હોમે છે. ૫૨ ઇન્દ્રિયોને સંકલ્પ વિકલ્પવાળા મનમાં, વિકારવાળા મનને વાણીમા, વાણીને અક્ષરોના સમૂહમા, અક્ષરના સમૂહને ૐકારમા, ૐકારને બિંદુમા, બિંદુને નાદમાં, નાદને પ્રાણમા અને પ્રાણને પરબ્રહ્મમા હોમે છે. ૫૩ આ પ્રમાણે નિવૃત્તિ કર્મ કરનારો પુરુષ પ્રથમ અગ્નિની પાસે, ત્યાથી દિવસના ઉત્તર અર્ધના અભિમાની પાસે, ત્યાથી શુકલ પક્ષના અભિમાની દેવતા પાસે, ત્યાથી પૂર્ણ માસના અભિમાની દેવતા પાસે, ત્યાંથી ઉત્તરાયણના અભિમાની દેવતાની પાસે અને ત્યાથી બ્રહ્માની પાસે જાય છે. ત્યાં બ્રહ્મલોકના ભોગ ભોગવ્યા પછી પોતે સ્થૂલ શરીરની ઉપાધિવાળો અને વિશ્વ નામધારી થઈ રહે છે. તે પોતાના શરીરનો સૂક્ષ્મમાં લય કરીને સૂક્ષ્મ ઉપાધિવાળો તથા તૈજસ થાય છે. તે પછી સૂક્ષ્મ શરીરને કારણ શરીરમાં લય કરીને કારણ શરીરની ઉપાધિવાળો પ્રાજ્ઞ થાય છે અને તે કારણ શરીરને ઉપર કહેલા વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ શરીરમાં વ્યાપક એવા સાક્ષી સ્વસ્વરૂપમાં લય કરીને દૃશ્ય પદાર્થોનો લય થતાં શુદ્ધ આત્મા રહે છે; ૫૪ આને લોક દેવયાન માર્ગ કહે છે. આ માર્ગમાં ઉપર કહેલા ક્રમ પ્રમાણે ઉત્તરોત્તર સ્વરૂપમાં પ્રવેશ કરીને છેવટે પરબ્રહ્મ થવાય છે. આત્મ સ્વરૂપનું ભજન કરનારો, શાંત અંત કરણવાળો અને આત્મામાંજ વાસ કરનારો પુરુષ આ માર્ગે જવાથી બીજાની પેઠે આ સંસારમા જન્મ ધારણ કરતો નથી ૫૫ વેદોના પિતૃયાન અને દેવયાનને શાસ્ત્રરૂપી દૃષ્ટિથી જે જાણે છે, તે મનુષ્ય દેહમા રહેલો હોય તોપણ મોહ પામતો નથી ૫૬ લોકોના આદિમા રહેનારો, ભોગ્ય, ભોક્તા, ઉંચ, નીચ, જ્ઞાન, જાણવા યોગ્ય, અર્થ, અપ્રકાશ ને પ્રકાશ એ સર્વ જ્ઞાની પોતે જ છે, માટે તે કોઈ પણ વસ્તુને પોતાથી ભિન્ન જોતો નથી, માટે મોહિત પણ થતો નથી. ૫૭ પ્રતિબિંબાદિ આભાસ પદાર્થ તર્કના વિરોધને લીધે મિથ્યા છે, તોપણ તેને જેમ એક વસ્તુરૂપે માનવામાં આવે છે તેમ ઇન્દ્રિયોના જાણવામાં આવતો સંસાર પણ તર્કથી સિદ્ધ થતો નથી, માટે ખોટો છે તેથી તેને પણ એક વસ્તુરૂપે માનેલો છે. ૫૮ પૃથ્વી વગેરે પાચ ભૂતોનું જેમા ઐક્ય માનવામાં આવે છે, એવો દેહાદિક સંઘાત, કાર્ય કે પરિણામ એમાથી કોઈ પણ જાતનો નથી. વૃક્ષોનો સંઘાત જેમ વન કહેવાય છે, તેમ પંચમહાભૂતોનો સંઘાત દેહ કહેવાય છે, કારણ કે, જો સંઘાત ન હોય તો એક ભાગ ખેંચવાથી સર્વ સમુદાય ખેંચાય નહિ દૃષ્ટાંત તરીકે વનમાથી એક વૃક્ષ ખેંચવાને લીધે આખું વન ખેંચાતું નથી, પરંતુ દેહમા તેમ નથી, દેહનો તો એક ભાગ ખેંચવાથી આખો દેહ ખેંચાય છે. તેમ દેહ એ પંચમહાભૂતોનું કાર્ય નથી, તેમ પરિણામ પણ નથી. કદાચ તે દેહનો વિકાર અથવા પરિણામ હોય તો તે પોતાના અવયવોથી અથવા તો પરિણત પદાર્થોથી ભિન્ન છે કે તેમાં મળેલો છે ? એવી શંકા કોઈ કરશે, પરંતુ તે તેનાથી અત્યંત જુદો જોવામાં આવતો નથી, તેમ તેમાં સર્વ રૂપથી કે અંશથી મળેલો નથી. જો આખો મળેલો છે એમ કહીએ તો એક આંગળીને પણ દેહ માનવી જોઈએ અને અંશથી મળેલો કહીએ તો તેના અંશની અને

તેના અંશની કલ્પના કરવાથી અનવસ્થા દોષનો પ્રસંગ આવી પડે છે આ પ્રમાણે જ પરિણામમા પણ વાધા આવે છે, માટે દેહાદિક મિથ્યા છે ૫૯ આ પંચમહાભૂતો અવયવી પદાર્થો છે, તેથી તે પોતાની તન્માત્રારૂપ શબ્દાદિક અવયવો વિના હોઈ શકતા નથી અને અવયવી જ્યારે મિથ્યા ઠરે છે, ત્યારે છેવટે અવયવ પણ મિથ્યાજ સિદ્ધ થાય છે, કારણ કે, અવયવની પ્રતીતિ વિના બીજા કોઈપણ પ્રમાણથી અવયવ સિદ્ધ થઇ શકતો નથી ૬૦ કોઈ શંકા કરે કે, અવયવીનો અભાવ થાય તોપણ આવનારી તથા નાશ પામનારી બાલ્યાદિક અવસ્થામા ‘આ તે દેવદત્ત છે’ એવુ જે જ્ઞાન થાય છે, તે થાય નહિ મીમાંસકો કહે છે કે, ‘આવિર્ભાવ તિરોભાવના ધર્મો નાશવંત છે’ પરંતુ તે ધર્મવાળી વસ્તુ અવિનાશી છે, તેનો નિર્વાહ કેમ થશે ? એના ઉત્તરમા કહેવાનુ કે, પરમાત્મા વિના બીજી કોઇ વસ્તુ નથી છતા ‘આ પદાર્થ આના જેવો છે,’ આવી જે સરખાપણાની ભ્રાંતિ છે, તે કેવળ અવિદ્યાને લઇને થયેલી છે અવિદ્યા દૂર થયા પછી દ્વૈતભ્રાંતિ દૂર થાય છે, અર્થાત્ પરમાત્મા વિના બીજી સર્વ વસ્તુ મિથ્યા છે જ્યારે સર્વ વસ્તુ મિથ્યા છે ત્યારે શાસ્ત્રમા કહેલો વિધિનિષેધ પણ સ્વપ્નમા આવતી જાગ્રત તથા સ્વપ્નાવસ્થાની માફક મિથ્યા છે. ૬૧ ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત ને દ્રવ્યાદ્વૈતની યથાર્થ ભાવના કરનારો મનુષ્ય પોતાના આત્મસ્વરૂપના અનુભવથી જાગ્રત વગેરે ત્રણ અવસ્થાઓનો અથવા તો વસ્તુભેદ બુદ્ધિ, કર્મભેદ બુદ્ધિ, તથા આ ફળ મારા કર્મથી સિદ્ધ થયુ છે માટે મારે જ ભોગવવા યોગ્ય છે, એવા ત્રણ સ્વપ્નનો નાશ કરે છે ૬૨ પરબ્રહ્મ વિના બીજી સર્વ વસ્તુ મિથ્યા છે, તેથી પટ ને તંતુમા જેમ પટ મિથ્યા છે, પરંતુ તંતુ સત્ય છે, તેમ કાર્ય અને કારણને એકરૂપે વિચારવા તેનુ નામ ભાવાદ્વૈત કહેવાય છે આ ભાવાદ્વૈતના વિચારથી વસ્તુગત ભેદબુદ્ધિ દૂર થાય છે ૬૩ હે યુધિષ્ઠિર ! મન, વાણી અને કાયાથી પરબ્રહ્મને કર્મો અર્પણ કરવા તે દ્વૈત કહેવાય છે અને તેનો વિચાર કરવાથી કર્મોમા થયેલી ભેદબુદ્ધિ નાશ પામે છે. કારણ કે ફલોની જુદાઇથી ક્રિયાઓમાં પણ જુદાઇ જણાય છે, પરંતુ તે કર્મો ઇશ્વરને અર્પણ કરવાથી તેમા ભેદ રહેતો નથી ૬૪ પોતે, પોતાની સ્ત્રી, પુત્રાદિક તથા બીજા સર્વ પ્રાણીઓના દેહ, પંચમહાભૂતથી એકરૂપ છે તથા ભોક્તા, પરમાત્માપણાથી પણ એકરૂપ છે, તેથી તેઓનો અર્થ અને કામ પણ એક છે એવો જે વિચાર તે દ્રવ્યાદ્વૈત કહેવાય છે ૬૫

જે પુરુષ શાસ્ત્રમા જે ઉપાયથી, જેની પાસેથી, જ્યા તથા જે દ્રવ્યથી, કર્મ કરવાનો નિષેધ ન કર્યો હોય, તે પુરુષે સુખના સમયમા તે ઉપાયથી, તેની પાસેથી, તે દ્રવ્યથી કર્મો કરવા, બીજા ઉપાયોથી કદી કરવા નહિ ૬૬ આ તથા બીજા વેદોક્ત વર્ણાનુસારી કર્મો કરનારો તથા ભગવાનની ભક્તિ કરનારો મનુષ્ય, ઘરમા રહેવા છતા ભગવાનની ગતિને પામે છે ૬૭ હે મહારાજ ! તમે ભગવાનની સહાયતાથી ટાળી શકાય નહિ એવી આપત્તિઓમાંથી તરીને બહાર નીકળ્યા છો, વળી તમે ભગવાનના ચરણકમળની સેવાથી દિગ્ગજોનો પરાજય કરીને યજ્ઞો કર્યા છે ૬૮ હુ પૂર્વે મહા કલ્પમાં ઉપબર્હણ નામે ગંધર્વ હતો અને બીજા ગંધર્વો મને માન આપતા હતા ૬૯ રૂપ, સુકુમારતા, મધુરતા તથા સુગંધીને લીધે સર્વને મારુ સ્વરૂપ મનોહર લાગતુ હતુ હું સ્ત્રીઓને અત્યંત પ્રિય લાગતો, તેઓમાં મુગ્ધ રહેતો અને ઘણો લંપટ હતો. ૭૦ એક વખત પ્રજાપતિઓએ દેવતાઓની સભામા શ્રીહરિની કથા ગાવા ગંધર્વોને તથા અપ્સરાઓને બોલાવ્યાં હતા. ૭૧ મને પણ તે નિમંત્રણ હતુ, તેથી સ્ત્રીમંડળની સાથે ત્યા ગયો અને ગાન કરવા લાગ્યો. પ્રજાપતિઓએ મારા અવિવેકથી મને શાપ દીધો કે, તેં અમારો અપરાધ કર્યો માટે તુ લક્ષ્મી રહિત થઇને શૂદ્રપણાને પ્રાપ્ત થા ૭૨ આ પ્રમાણે મહાત્માઓનું અપમાન કરવાથી હુ એક દાસને ઘેર અવતર્યો, તે અવતારમા વેદવાદી પરમહંસોની સેવાથી અને તેઓનો પ્રસંગ કરવાથી, આ ત્રીજા અવતારમાં બ્રાહ્મણનો પુત્ર થઇને જન્મ્યો છું. ૭૩ આ રીતે પાપનો નાશ કરનાર ગૃહસ્થાશ્રમનો ધર્મ મેં તમને

કહી સંભળાવ્યો, જે ધર્મ પ્રમાણે વર્તવાથી ગૃહસ્થાશ્રમી, પરિશ્રમ વિના સંન્યાસીઓની પદવીને પ્રાપ્ત કરે છે ૭૪ મનુષ્ય લોકમાં તમે ખરેખર ભાગ્યશાળી છો, કારણ કે તમારા ઘરમાં મનુષ્યાવતાર લઈ આવેલા સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ વાસ કરે છે અને તેથી ત્રણ લોકને પવિત્ર કરનાર મુનિ લોકો તમારે ઘેર આવે છે ૭૫ તમારા સંબંધી, મામાના પુત્ર, આત્મારૂપ અને પૂજા કરવા યોગ્ય, આજ્ઞા પ્રમાણે વર્તનાર ને ગુરુરૂપ શ્રીકૃષ્ણ ભગવાન છે; તે મહાત્મા પુરુષોએ શોધવા યોગ્ય પરબ્રહ્મ છે, તથા મોક્ષ સંબંધી, ઉપાધિરહિત, સુખના અનુભવરૂપ પણ તે જ છે. ૭૬ ભગવાનનું સ્વરૂપ 'આવું છે' એમ શંકર તથા બ્રહ્માદિક દેવતાઓ પણ પોતાની બુદ્ધિથી વર્ણન કરી શક્તા નથી. તે ભગવદ્ભક્તોના પતિ ભગવાન કે જેમની અમે મૌનવડે, ભક્તિવડે તથા ઉપશમાદિવડે પૂજા કરીએ છીએ, તે ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ ૭૭

શુકદેવજી કહે છે—આ પ્રમાણે નારદના વચન સાભળીને પ્રસન્ન થયેલા ભરતવંશમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી વિહ્વલ થઈ પ્રથમ શ્રીકૃષ્ણની અને પછી નારદની પૂજા કરી પછી નારદ મુનિ શ્રીકૃષ્ણની તથા યુધિષ્ઠિરની આજ્ઞા લઇને પોતાના સ્થાન તરફ ગયા અને યુધિષ્ઠિર 'શ્રીકૃષ્ણ પરબ્રહ્મરૂપ છે,' એવું સાભળીને અત્યંત આશ્ચર્ય પામ્યા. ૭૮-૭૯ આ પ્રમાણે મે તમને દક્ષની પુત્રીઓના જુદા જુદા વંશો કહી સંભળાવ્યા, જે વંશમાથી દેવતાઓ, અસુર અને મનુષ્ય વગેરે સ્થાવર જંગમ સર્વે ઉત્પન્ન થયેલા છે ૮૦

इति दाक्षायणीनां ते पृथग्वंशा प्रकीर्तिता ।
देवासुरमनुष्याद्या लोका यत्र चराचरा ८०

इति श्रीमद्भागवते महापुराणे सप्तमस्कंधे पंचदशोऽध्याय:



श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## अष्टमस्कंध.



## શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## अष्टमस्कंध.

### અધ્યાય ૧ લો.[†]

વર્તમાન કલ્પના મન્વંતરો.

राजोवाच—स्वायंभुवस्येह गुरोर्वंशोय विस्तराच्छ्रुतः ।
यत्र विश्वसृजां सर्गो मनूनन्यान्वदस्व नः ॥ १ ॥

પરીક્ષિતે પૂછ્યુ—હે ગુરુ! સ્વાયંભુવ મનુનો વંશ મે આપની પાસેથી વિસ્તારપૂર્વક સાંભળ્યો. એ વંશમા પ્રજાપતિઓનો મનુઓની પુત્રીઓદ્વારા વંશ ચાલ્યો છે. હવે મને બીજા મનુઓના વંશની કથાઓ સંભળાવો ૧ મહાત્મા શ્રીહરિના જન્મો ને કર્મો કવિ લોકોએ જે જે કથા પ્રસંગમા ગાયા હોય તે તે કથાઓ હે બ્રહ્મન્! મને સંભળાવો ૨ વળી જગતનું રક્ષણ કરનાર ભગવાને ભૂતકાળના મન્વંતરમા તેમજ વર્તમાન કાળના મન્વંતરમા જે જે કર્મો કર્યાં હોય તથા ભવિષ્ય કાળના મન્વંતરોમા જે જે કર્મો કરવાના હોય તે સર્વ આપ મને વિગતવાર સંભળાવો. ૩

શુકદેવજી કહે છે—આ કલ્પમાં સ્વાયંભુવાદિ છ મનુઓ થઈ ગયા. તેઓમા પ્રથમ સ્વાયંભુવનો મન્વંતર તમને કહ્યો, જે મન્વંતરમા દેવાદિકોની ઉત્પત્તિ છે ૪ તે મન્વંતરમાં ધર્મનો ને જ્ઞાનનો ઉપદેશ કરવા મનુની પુત્રી આકુતિને વિષે તથા દેવહૂતિને વિષે યજ્ઞસ્વરૂપ કપિલદેવને નામે પુત્ર થઇને પ્રભુ અવતર્યા હતા ૫ દેવહૂતિના પુત્ર કપિલનું ચરિત્ર પૂર્વે કહ્યું છે હવે ભગવાન યજ્ઞનારાયણે જે ચરિત્ર કર્યાં હતા તે કહું છું ૬ શતરૂપાના પતિ સ્વાયંભુવ મનુ કામનાઓના ઉપભોગથી વિરક્ત થઈ રાજ્યનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા માટે સ્ત્રીની સાથે વનમાં ગયા હતા. ૭ ત્યા તેમણે સુનંદા નદીના તટ ઉપર સો વર્ષ સુધી એક પગે ઉભા રહીને તપશ્ચર્યા કરી. તપ કરતા કરતા તે નિચે પ્રમાણે બોલવા લાગ્યા ૮

મનુ કહે છે—જેનાથી જગત ચેતનાવાળું છે, જગત જેને અચેતન કરી શકતું નથી ને જગત જ્યારે સુતું હોય ત્યારે જે સાક્ષીરૂપે સદા જાગે છે, એવા ઇશ્વરને કોઇ જાણતું નથી, પરંતુ તે સર્વને જાણે છે. ૯ જગતમાં જે કંઇ ઉત્પન્ન થયેલી વસ્તુ છે તે સર્વ ઇશ્વરથી વ્યાપ્ત છે, માટે ઇશ્વર જેટલુ આપે તેટલા ઉપર નિર્વાહ કર, પર ધનની આશા રાખ નહિ. ૧૦ તે સર્વને જુએ છે, પરંતુ એમને કોઈ દેખતુ નથી, તેમ જેનું જ્ઞાન અવિનાશી છે, તે સર્વ પ્રાણીઓના અંતર્યામી, સર્વ સંગ રહિત ભગવાનને ભજો ૧૧ જે પરમાત્માને આદિ, અંત,

[†] આ અધ્યાયમા સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ તથા તામસ આદિ ચાર મનુઓનું વર્ણન કર્યું છે

મધ્ય, પોતાનો, પારકો, અંદર કે બહાર, એવો કંઈ ભેદ નથી અને જે જગતના આદિ, અંત, મધ્ય, પોતાના, પર, અંદર અને બહાર છે ને આ વિશ્વ જેમનું સ્વરૂપ છે, તે સત્ય અને પરિપૂર્ણ પરમાત્મા છે ૧૨ તે પરમાત્મા અજન્મા, સત્ય, સ્વય પ્રકાશ, પુરાણ અને વિકાર રહિત છે, 'આ વિશ્વ' તેમની કાયા છે અને તેના અસંખ્ય નામો છે તે ઈશ્વર પોતાની શક્તિરૂપી માયાથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય કરે છે અને વિદ્યાથી માયાનો ત્યાગ કરી ક્રિયારહિત રહે છે ૧૩ માટે ઋષિઓ પણ મોક્ષ માટે પ્રથમ કર્મો કરે છે, કારણ કે કર્મ કરનારો મનુષ્ય ઘણું કરીને કર્મમાંથી છૂટે છે ૧૪ ભગવાન આત્મસ્વરૂપના લાભથી પરિપૂર્ણ હોવાને લીધે કર્મ કરે છે, છતા તેમા બંધાતા નથી અને તે માટે જેઓ ભગવાનને અનુસરે છે, તેઓ પણ બંધાતા નથી. ૧૫ મનુષ્યાવતારને યોગ્ય માર્ગે કર્મ કરનારા અને કર્મ કરવા છતા અહંકાર રહિત, કામના રહિત, સર્વજ્ઞ, પરિપૂર્ણ, પોતાના આચારથી લોકોને ઉપદેશ આપનાર તથા સર્વ ધર્મના પ્રવર્તાવનાર ભગવાનને હું શરણે જાઉં છું ૧૬

શુકદેવજી કહે છે—આ પ્રમાણે સમાધિ દશામા મંત્રો ને ઉપનિષદો જપતા સ્વાયંભુવને સમાધિસ્થ જોઈને અસુરો ને રાક્ષસો ભૂખને લીધે ત્યા આવ્યા ૧૭ અસુરોના અને રાક્ષસોના ભક્ષણના નિશ્ચયને જાણી સર્વવ્યાપક ભગવાન યજ્ઞનારાયણ દેવતાઓથી વિંટાઈ અસુરોનો નાશ કરી સ્વર્ગની ગાદીએ બેઠા ૧૮ બીજો અગ્નિનો પુત્ર સ્વારોચિષ નામે મનુ થયો તેને દ્યુમાન, સુષેણ ને રોચિષ્માનાદિ પુત્રો થયા એ મન્વંતરમા રોચન નામે ઇંદ્ર અને તુષાદિક નામે દેવતાઓ થયા ઊર્જ ને સ્તંભ આદિ બ્રહ્મવાદી સસર્ષિઓ થયા ૧૯–૨૧ વેદશિરા નામના ઋષિની તૃષિતા નામે સ્ત્રી હતી તેનાથી વિભુ નામે ભગવાન અવતર્યા અને અઠ્યાસી હજાર ઋષિઓ જેઓ વ્રતધારી હતા તેઓ બાલ્યાવસ્થાથી જ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનાર ભગવાનની પાસેથી યમનિયમો શિખ્યા ૨૨ પ્રિયવ્રતનો પુત્ર ઉત્તમ ત્રીજો મનુ થયો હે રાજન્! તે સમયે તેના પુત્ર પવન, સંજય તથા યજ્ઞહોત્રાદિક હતા ૨૩ તે વખતે વસિષ્ઠ મુનિના પ્રમદ આદિક પુત્રો સસર્ષિ અને સત્ય, વેદશ્રુત તથા ભદ્ર નામે દેવતાઓ થયા હતા સત્યજિત નામે ઇંદ્ર થયો હતો ૨૪ અને ધર્મની સુનૃતા નામે સ્ત્રીથી સત્યવ્રત નામે દેવતાઓની સાથે સત્યસેન નામથી પ્રખ્યાત ભગવાન અવતર્યા હતા ૨૫ ભગવાને સત્યજિત નામે ઇંદ્રની મિત્રતા કરીને મિથ્યા ભાષણ કરનાર, દુષ્ટ કામ કરનાર અને દુષ્ટ સ્વભાવવાળા યક્ષોનો, રાક્ષસોનો અને પ્રાણીઓનો દ્રોહ કરનાર ક્રૂર પ્રાણીઓનો નાશ કર્યો હતો. ૨૬ ઉત્તમનો તામસ નામે ભાઈ ચોથો મનુ થયો હતો. તેના પૃથુ, ખ્યાતિ, નર અને કેતુ ઇત્યાદિ દશ પુત્રો થયા સત્યક, હરિ અને વીર એ ત્રણે દેવતાઓ થયા અને ત્રિશિખા નામે ઈન્દ્ર થયો તામસ મન્વંતરમા જ્યોતિર્ધામ નામે સસર્ષિઓ થયા હતા. ૨૭–૨૮ હે રાજન્! વિધૃતિના પુત્ર વૈધૃતિ નામે બીજા દેવતાઓ પણ થયા કે જેઓએ કાળે કરીને નાશ થઈ ગયેલા વેદોને પોતાની શક્તિથી ઉદ્ધાર્યા. ૨૯ તે મન્વંતરમા ભગવાન હરિમેધાની સ્ત્રી હરિણીથી હરિને નામે ઉત્પન્ન થયા હતા, જેમણે ગજેન્દ્રને બંધનમાથી છોડાવ્યો હતો ૩૦

પરીક્ષિતે પૂછ્યુ—હે શુકદેવજી! શ્રીહરિએ મગરે પકડેલા ગજેન્દ્રને કેવી રીતે છોડાવ્યો હતો એ અમે સાભળવાની ઇચ્છા રાખીએ છીએ ૩૧ જે જે કથામા ઉત્તમ કીર્તિવાળા ભગવાન શ્રીહરિનું યશોગાન હોય તે તે કથા મહા પવિત્ર, ધન અને ધાન્ય આપનારી સુખકર હોય છે ૩૨

સૂત કહે છે—હે શૌનકાદિક ઋષિઓ! અનશન વ્રત લઈને ગંગાના તીર ઉપર બેઠેલા પરીક્ષિત રાજાએ ઉપર પ્રમાણે શુકદેવજીને પ્રશ્ન પૂછ્યો એટલે મુનિઓ સાભળતા પરીક્ષિત રાજાના વખાણ કરીને શુકદેવજી આ પ્રમાણે કહેવા લાગ્યા

परीक्षितैवं स तु बादरायणिः
प्रायोपविष्टेन कथासु चोदितः ।
उवाच विप्राः प्रतिनन्द्य पार्थिवं
मुदा मुनीनां सदसि स्म शृण्वताम् ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
प्रथमोऽध्यायः

# અધ્યાય ૨ જો. †

## ગજેન્દ્રોપાખ્યાન

### શ્રીશુક ઉવાચ

आसीद्गिरिवरो राजस्त्रिकूट इति विश्रुत
क्षीरोदेनावृत श्रीमान् योजनायुतमुच्छ्रित

શુકદેવજી કહે છે–હે પરીક્ષિત રાજા ! ક્ષીર સાગરથી વિંટાયેલો ત્રિકુટાચળ નામે એક શોભાયમાન પર્વત છે, તે દશ હજાર યોજન ઉંચો અને પહોળાઈમા પણ ચારે તરફથી તેટલોજ હોઈ રૂપાના, લોઢાના અને સોનાના ત્રણ શિખરોથી સમુદ્રને, દિશાઓને ને આકાશને શોભા આપતો પૃથ્વી પર ઉભો છે ૧–૨ તે રત્નો અને બીજી ગેરુ આદિ ધાતુઓથી વિચિત્ર લાગતા બીજા શિખરોથી, અનેક જાતના વૃક્ષોથી, લતાઓથી અને ગુચ્છાઓથી તથા ઝરણાના પાણીઓના ખળખળ શબ્દોથી સર્વ દિશાઓને રમણીય બનાવે છે ૩ ચોતરફ ઉછળતી દૂધની છોળોથી રાત્રિ દિવસ તે પર્વતની તળેટીઓ ધોવાયા કરે છે, અને તે લીલા રંગના મરકત મણિઓથી પૃથ્વીને શ્યામ રંગથી શોભાવે છે ૪ સિદ્ધ, ચારણ, ગંધર્વ, વિદ્યાધર, મહાસર્પ, કિન્નર ને અપ્સરાઓ તેની ગુફામા વિહારો કરે છે ૫ ત્યા કિન્નર વગેરેનાં ગાયનોથી ગુફાઓ ગાજી રહેતી, તેને સહન ન કરી શકવાથી મોટા મોટા સિંહો બીજા કોઈ સિંહો ગર્જના કરતા હશે એવી શંકાથી સામી ગર્જનાઓ કરતા હતા ૬ અનેક જંગલી પશુઓના ટોળાઓથી તેની ગુફાઓ ભરાઈ ગઇ હતી તેથી તે શોભતો હતો તેમજ વિચિત્ર પ્રકારના વૃક્ષોથી ભરપુર દેવઉદ્યાનના પક્ષીઓ મધુર કંઠથી ત્યા ગાતાં હતા ૭ તેની નદીઓમા અને સરોવરોમા સ્વચ્છ પાણી ભર્યાં હતા, કિનારાઓ મણિની રેણુથી શોભતા હતા, અને દેવતાઓની સ્ત્રીઓના સ્નાનથી નદીઓના તથા સરોવરોના પાણી અને પવનો સુગંધીમય થઇ રહ્યા હતા ૮ આવા અનુપમ પર્વતના એક પ્રદેશમા મહાત્મા ભગવાન વરુણનુ ‘ ઋતુમત ’ નામે એક વન હતું. તેમા દેવાંગનાઓ વિહાર કરતી હતી ૯ તે વન, નિત્ય ફૂલ, ફળવાળા દિવ્ય વૃક્ષોને લીધે અત્યંત શોભી રહેલુ હતુ વળી મંદાર, પારિજાતક, આસોપાલવ, ચંપો, ૧૦ આંબા, રાયણ, ફનસ, આમ્ર, અંભેડાઓ, સોપારી, નાળીએરીઓ, ખજુરીઓ, બીજોરીઓ, ૧૧ મહુડાઓ, સાગ, તાલ, તમાલ, આસન, આંબલીઓ, અરીઠા, ઉંબરા, પીપળા, વડ, ખાખરા, ચંદનો, ૧૨ લીંબડા, કોવિદારો, શરુઓ, દેવદારુઓ, દ્રાક્ષની લતાઓ, શેલડીઓ, કેળો, જાંબુડીઓ, બોરડીઓ, બેહેડા, હરડે અને આમળાના ઝાડો, ૧૩ બીલીઓ, કોઠ, લીંબુ તથા ભીલામા વગેરેના વૃક્ષોથી તે પર્વત ઢંકાઈ ગયેલો હતો તે ઉદ્યાનમા સરોવરોમા શોભાયમાન સુવર્ણના કમળવાળુ એક મોટુ સરોવર હતુ ૧૪ તે કુમુદ, ઉત્પલ, કહ્લાર અને શતપત્ર જાતના કમળોની શોભાથી શોભી રહ્યુ હતુ મદમત્ત ભમરાઓના ગુંજારવથી ગણગણી રહ્યુ હતુ, મધુર સ્વરવાળા પક્ષીઓથી ગાજી ઉઠ્યુ હતુ ૧૫ હંસ, કારંડવ, ચક્રવાક, સારસ, જળકુકડીઓ, કોયલો તથા બપૈયાઓના શબ્દોથી ગાજી રહ્યુ હતુ ૧૬ માછલા તથા કાચબાના સંચારથી આમ તેમ હાલતા કમળોમાથી પરાગ ખરી જઈને પાણીમા ચોમેર પ્રસરી રહ્યો હતો કદંબ, નેતર, વાળો, આસોપાલવ અને વંજુલની લતાઓથી તે વિંટાયલુ હતુ ૧૭ ડોલર, આસોપાલવ, સરસડાઓ, ઇંગોરી, કુબ્જક, સુવર્ણરંગી જુઈ, નાગ, પુન્નાગ, માલતી, કમળ, વાસંતિક લતાઓ, જલક તથા બીજા તીર ઉપર ઉગનારા અને નિત્ય ફલ ફૂલની સંપત્તિવાળા વૃક્ષોથી એ સરોવર સંપૂર્ણ શોભી રહેલુ હતુ ૧૮–૧૯ એક દિવસ તે પર્વતના વનમા રહેનારો એક મોટો હાથી હાથણીઓની સાથે ફરતો ફરતો ઉકળાટથી તપી જવાને લીધે તેમા નહાવા ચાલ્યો રસ્તે જતાં કાંટાવાળા ઝાડો, પોલા વાસ, નેતર, મોટા જાળાં અને મોટા વૃક્ષોને ભાગતો તે આગળ ચાલ્યો ૨૦ તેના મદની ગંધ આવતાને વાર સિંહો, હાથીઓ,

† આ અધ્યાયમા હાથણીઓની સાથે પાણીમા વિહાર કરતા હાથીનું મગરથી પકડાવું અને તેની સ્તુતિની કથા કહેવાશે

વાઘો, સર્પો, મૃગો, ગેંડાઓ, મોટા સર્પો, ધોળા મૃગો, કાળીઆર મૃગો, સરભો, ચમરી ગાયો, સુવર, પાડાઓ, રીંછ, વાનરો, કુતરા ને માકડા વગેરે બીકથી ત્યાથી નાસી જવા લાગ્યા હરણ તથા સસલા વગેરે ક્ષુદ્ર પ્રાણીઓ તે હાથીના અનુગ્રહથી બીજા વનમા નિર્ભય થઈને ફરતા હતા ૨૧-૨૨ આવો ગજેન્દ્ર મદથી તપી ગયો હતો તેથી જુવાન હાથણીઓથી પરિવૃત થઇ, તેમના બચ્ચાથી અનુસરાતો પોતાના ભારથી ચારે તરફ પર્વતને ધ્રુજાવતો, મદને ખાનારા ભમરાઓના ટોળાથી સેવાતો તથા મદને લીધે ઘેરાયલી આખવાળો છેટેથી કમળની પરાગવાળા સરોવરના પવનને સુંઘીને પોતાના તૃષાતુર ટોળાની તૃષા છીપાવવા તેની સાથે સરોવરની પાસે ગયો ૨૩-૨૪ તે સરોવરની અંદર ઉતરીને સુવર્ણનાં કમળ તથા ઉત્પલના પરાગથી સુવાસિત થયેલા અને અમૃતના જેવા મીઠા પાણીને પોતાની શુંડમા ભરી, તેનાથી પોતાના શરીરને નવરાવી, પોતે શ્રમ રહિત થઇ આનંદથી વિહાર કરવા લાગ્યો ૨૫ તે પછી દયાળુ એવા તે ગજેન્દ્રે પોતાની શુંડમા પાણી ભરી, તેને ઉછાળી, ગૃહસ્થની પેઠે હાથણીઓને તથા બચ્ચાઓને નવરાવીને શીતળ પાણી પાયુ પરંતુ ભગવાનની માયાથી મોહિત થયેલો મહામદોન્મત્ત એવો તે મોટો હાથી ભવિષ્યમા પોતાની ઉપર આવી પડવાનું દુઃખ જાણતો ન હતો ૨૬ હે રાજન્! તે ગજેન્દ્ર સરોવરમા ઉભો ઉભો હાથણીઓના મન મનાવતો હતો, એટલામા દૈવે પ્રેરેલો કોઈ એક બળવાન મગ્ગર ત્યા આવીને રોષથી તેના પગને વળગી પડયો આ પ્રમાણે તે હાથી દૈવેચ્છાથી દુઃખમા આવી પડયો તે પછી બળવાન એવો ગજેન્દ્ર પોતાની શક્તિ પ્રમાણે છુટવાને મથન કરવા લાગ્યો, પરંતુ પોતે તેમાથી છુટી શકયો નહિ ૨૭ દીન બુદ્ધિવાળી હાથણીઓ તથા બીજા હાથીઓ દુઃખથી આતુર થઈ બળવાન મગ્ગરના વેગથી પાણીમા ખેંચાતા ગજેન્દ્રને બળ કરીને બહાર કાઢવા માટે પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેને બહાર કાઢી શકયા નહિ, તેથી તેઓ વાતાવરણને ચીરી નાખે એવી ચીસો પાડવા લાગ્યા ૨૮ ગજેન્દ્ર મગ્ગરને પાણીની બહાર ખેંચવા લાગ્યો અને મગ્ગર તેને અંદરના ભાગમાં ખેંચવા લાગ્યો આ પ્રમાણે બન્ને બળવાન પ્રાણીઓને પરસ્પર યુદ્ધ કરતા કરતા એક હજાર વર્ષ વીતી ગયા, તે જોઇને દેવતાઓ આશ્ચર્ય પામ્યા. ૨૯ પાણીમા ખેંચાતા અને દુઃખ પામતા ગજેન્દ્રના લાંબે કાળે ઉત્સાહ, બળ તથા ઇન્દ્રિયોની શક્તિ ઓછા થઈ ગયા અને મગ્ગરના ઉત્સાહ, બળ ને ઇન્દ્રિયોની શક્તિમા વધારો થતો ગયો ૩૦ આવી રીતે દૈવેચ્છાથી પરાધીન થઈ પડેલો તે ગજેન્દ્ર જ્યારે પ્રાણના સંકટમા આવી પડયો અને તેમાથી છુટવાને અસમર્થ થઈ પડયો ત્યારે તેણે ઘણી વાર સુધી વિચાર કર્યો તેને એવો વિચાર સૂઝયો કે, ૩૧ મારા સંબંધી હાથીઓ મને આ દુઃખમાથી છોડાવી શકે એમ નથી ત્યારે બિચારી હાથણીઓ તો શું છોડવી શકે? માટે હવે વિધાતાની ફાસીમા ઘેરાઈ ગયેલો હું બ્રહ્માદિકના આશ્રયરૂપ પરમાત્માને શરણે જાઉં ૩૨ બળવાન, ઉગ્ર વેગવાળા અને દોડતા કાળરૂપી સર્પથી ભય પામીને શરણે આવેલા મનુષ્યની જે અનિર્વચનીય ઈશ્વર રક્ષા કરે છે અને તેમના ભયથી મૃત્યુ પણ નાસી જાય છે, તે ભગવાનને શરણે જાઉં ૩૩

यः कश्चनेशो बलिनोऽन्तकोरगात्
प्रचण्डवेगादभिधावतो भृशम्।
भीतं प्रपन्नं परिपाति यद्भयान्मृत्युः
प्रधावत्यरणं तमीमहि ॥ ३३ ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कन्धे द्वितीयोऽध्यायः

## અધ્યાય ૩ જો.$

### ગજેન્દ્ર અને મગ્ગર બેઉનો મોક્ષ.

श्रीशुक उवाच

एवं व्यवसितो बुद्ध्या समाधाय मनो हृदि।
जजाप परमं जाप्यं प्राग्जन्मन्यनुशिक्षितम् ॥

$ આ અધ્યાયમા ગજેન્દ્રે સ્તુતિ કરવાથી શ્રીહરિએ ગજેન્દ્રની પાસે આવી તેનો અને મગ્ગરનો દેવલના શાપથી ઉદ્ધાર કર્યો એ કથા કહેવામા આવશે

શુકદેવજી કહે છે—આ પ્રમાણે બુદ્ધિપૂર્વક નિશ્ચય કરી પોતાના મન સાથે સમાધાન કરીને પૂર્વ જન્મમા શીખેલાં ઉત્તમ સ્તોત્રથી ગજેન્દ્રે નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા માંડી [૧]

જેમનાથી આ જગત ચૈતન્યવાળુ છે, જે સર્વના દેહના કારણરૂપે રહેલા છે, જે આદિ કારણરૂપે પરમેશ્વર છે તે ભગવાનને નમસ્કાર કરીને અમે તેમનું ધ્યાન કરીએ છીએ. [૨] આ જગત જેને વિષે રહેલું છે, આ જગત જેમાથી ઉત્પન્ન થાય છે, આ જગતનો જેણે કરીને નિર્વાહ થાય છે અને જે પોતે આ જગદ્રૂપ છે, જે કાર્ય અને કારણથી પર છે, તે સ્વત.સિદ્ધ ભગવાનને હુ શરણે જાઉં છુ. [૩] અનત જ્ઞાનવાળા ને સાક્ષીરૂપ પોતાની માયાએ ઉત્પન્ન કરેલા અને કોઈવાર દેખાતા તથા પ્રલય વખતે ન દેખાતા, કાર્ય કારણરૂપ આ જગતને જે જુવે છે, તે સ્વયપ્રકાશ અને ઇદ્રિયોના પ્રકાશક એવા ભગવાન મારુ રક્ષણ કરો. [૪] સર્વે લોકો, લોકપાળો ને તેઓના કારણો કાળે કરીને નાશ પામે છે, ત્યારે ગહન અને ગંભીર એવું અધારું થઇ રહે છે, તે અધારાના અતમાં જે વ્યાપક ભગવાન પ્રકાશ કરે છે તે મારુ રક્ષણ કરો. [૫] લોકો જેમ અનેક આકારોથી રમત કરનાર નટના સ્વરૂપને જાણતા નથી, તેમ અનેક આકારોથી લીલા કરનાર ભગવાનના સ્વરૂપને દેવતાઓ અને ઋષિઓ જાણતા નથી ત્યારે બીજો કયો જીવ તેમના સ્વરૂપને જાણવાને અથવા તો વર્ણવવાને શક્તિમાન થઈ શકે ? એવા અવર્ણ્ય ચરિત્રવાળા ભગવાન મારી રક્ષા કરો [૬] જે ભગવાનના અતિ મગળકારક સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા મુનિઓ અને મહાત્મા પુરુષો સર્વનો સગ તજી, સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન માનીને તથા સર્વની સાથે મિત્રતા રાખીને વનમા અખડ એવું બ્રહ્મચર્યાદિક વ્રત પાળે છે, તે ભગવાનને દોષાદિમાંનુ કઇ નથી તથા જે ભગવાન સમયાનુસાર લોકોનો સંહાર કરવા તથા લોકોને ઉત્પન્ન કરવા પોતાની માયાથી અવતારો લે છે, [૭–૮] તે પરબ્રહ્મ ભગવાનને નમસ્કાર છે. રૂપરહિત છતાં અનત રૂપવાળા અને આશ્ચર્યકારક કર્મ કરનાર ભગવાનને મારા નમસ્કાર છે [૯] આત્મા વિના બીજા પ્રકાશથી જોવામા નહિ આવનાર સાક્ષીરૂપ પરમાત્માને નમસ્કાર છે. મન, વાણી અને વૃત્તિઓથી દૂર રહેનાર ભગવાનને નમસ્કાર છે. [૧૦] વિદ્વાનોએ શુદ્ધ સન્યાસવડે મેળવવા યોગ્ય, મોક્ષના સ્વામી ને મોક્ષ સુખના અનુભવમૂર્તિ ભગવાનને મારા નમસ્કાર છે [૧૧] શાતમૂર્ત્તિ, ઘોરમૂર્ત્તિ અને મૂઢપણાથી સત્ત્વાદિક ગુણોના ધર્મોને અનુસરનાર, ભેદરહિત, સમગુણવાળા, જ્ઞાન ને ઘનસ્વરૂપ ભગવાનને નમસ્કાર છે. [૧૨] ક્ષેત્રજ્ઞ, જીવના મૂળરૂપ, સર્વના અધ્યક્ષ, સાક્ષી, અનાદિ કાળથી એકના એક સ્વરૂપ, પૂર્ણસ્વરૂપ ને માયાના કારણરૂપ ભગવાનને નમસ્કાર છે [૧૩] સર્વ ઇન્દ્રિયોના વિષયોને જોનાર, ઇદ્રિયોની સર્વ વૃત્તિઓને જાણનાર અને પ્રતિબિબ જેમ બિબને જણાવે તેમ મિથ્યાભૂત અહકારે જણાવેલા ને સર્વ પદાર્થોમા સત્યરૂપે ભાસતા ભગવાનને નમસ્કાર છે [૧૪] સર્વના કારણરૂપ, વિકાર રહિત, સર્વ શાસ્ત્રોના તથા વેદના મહા સાગર અને મોક્ષની મૂર્ત્તિરૂપ અને ઉત્તમ લોકોના આશ્રયરૂપ આપને નમસ્કાર છે [૧૫] ગુણરૂપી અરણીમા રહેલા જ્ઞાનાગ્નિ, સૃષ્ટિના આરભમા ગુણોના ક્ષોભથી બહિર્વૃત્તિવાળા તથા આત્મતત્ત્વની ભાવનાથી વિધિ–નિષેધનો ત્યાગ કરનાર, જ્ઞાનીઓને વિષે જે પોતાની મેળે પ્રગટ થાય છે એવા આપ ભગવાનને નમસ્કાર છે [૧૬] મારા જેવા શરણાગત પશુને પાશમાંથી છોડાવનાર, મુક્ત, અપાર દયાવાળા અને દયા કરવામા આળસ વિનાના પ્રભુને નમસ્કાર છે પોતાના અતર્યામીરૂપે સર્વ પ્રાણીઓના મનમા પ્રખ્યાત એવી પ્રત્યક્ દૃષ્ટિરૂપ અને માપ વિનાના એવા આપ પરમાત્માને નમસ્કાર છે [૧૭] દેહ, પુત્ર, સગા સબધીઓ, ઘર, ધન ને મનુષ્યોમા આસક્તિવાળા મનુષ્યોને મળે નહિ એવા, ગુણોના સગનો ત્યાગ કરનાર, દેહાદિકની આસક્તિ છોડી દેનાર પુરુષોએ પોતાના હૃદયમા ચિતન કરતા, જ્ઞાનાત્મા ભગવાનને નમસ્કાર છે. [૧૮] ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છાવાળા પુરુષો જેમની સેવા કરવાથી ઇષ્ટ ગતિને તેમજ કામનાઓને અને અવિનાશી દેહને પામે છે,

તે અપાર દયાળુ ભગવાન શ્રીહરિ મારો સંસારમાથી ઉદ્ધાર કરો ૧૯ જે સર્વજ્ઞ ભગવાનના એકાંતિક ભક્તો કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતા નથી, પરંતુ ભગવાનની સેવા કરે છે અને મહા આશ્ચર્યજનક તથા મંગળકારક ચરિત્ર ગાતા આનંદના સમુદ્રમા મગ્ન રહે છે ૨૦ તે અવિનાશી, પરબ્રહ્મ, પરમેશ્વર, ઇંદ્રિયાદિકથી જણાય નહિ એવા, આત્મજ્ઞાનવડે જાણવામા આવે એવા, ઇન્દ્રિયાદિકથી અગોચર, સૂક્ષ્મસ્વરૂપ, અતિ દૂર હોય એવા જણાતા, અનંતરૂપ, આદિ પુરુષ તથા પરિપૂર્ણ એવા ભગવાનની હું સ્તુતિ કરુ છું ૨૧ જે ભગવાનની અલ્પ કળામાથી બ્રહ્માદિક દેવતાઓ, ચાર વેદો તથા સ્થાવર જંગમાત્મક લોકો, નામ અને રૂપના ભેદથી રચાયલા છે, તે ઇશ્વર મને વિજય આપો ૨૨ અગ્નિમાથી વાર વાર જેમ જ્વાળાઓ નીકળે અને પછી અગ્નિમા સમાય તથા સૂર્યના કિરણો જેમ વાર વાર સૂર્યમાથી નીકળે અને પાછા સૂર્યના તેજમા સમાય તેમ મન, ઇંદ્રિયો અને શરીરની સૃષ્ટિઓ સ્વયપ્રકાશ એવા આપ પરમાત્મામાથી વાર વાર ઉત્પન્ન થાય છે અને પાછી આપમા સમાય છે ૨૩ તે ઇશ્વિર, દેવ, અસુર, મનુષ્ય, પશુ, પક્ષી, સ્ત્રી, પુરુષ, નપુંસક અથવા બીજુ કોઈ પણ જાતનું પ્રાણી નથી, તેમજ જે ગુણ, કર્મ, કારણ કે કાર્ય પણ નથી, પરંતુ સર્વ વસ્તુનો નિષેધ કરતા જે બાકી રહે છે, તે સર્વસ્વરૂપ ભગવાન જય પામો અને મારો ઉદ્ધાર કરવા માટે પ્રગટ થાઓ ૨૪ હુ આ સંકટમાથી છુટયા પછી જીવવાની ઇચ્છા રાખતો નથી, કારણ કે અંદરના ને બહારના ભાગમા અજ્ઞાનથી વિંટાયલા આ હાથીના શરીરનું મને હવે પ્રયોજન નથી હુ તો કાળે કરીને જેનો નાશ થતો નથી એવા આત્મસ્વરૂપને ઢાંકનાર અજ્ઞાનમાથી છુટવાની ઇચ્છા રાખુ છુ ૨૫ અને તેમાથી મુક્ત થવા જગતમા સૃષ્ટા, વિશ્વરૂપ, વિશ્વથી જુદા, વિશ્વ જેનું ઉપકરણ છે એવા, વિશ્વના આત્મારૂપ, અજન્મા તથા પરમ પદરૂપ પરબ્રહ્મને પ્રણામ કરુ છુ ૨૬ યોગથી કર્મનો નાશ કરનાર યોગીઓ યોગાભ્યાસથી શુદ્ધ થયેલા અંતઃકરણમા જે પરમાત્માના દર્શન કરે છે, તે યોગેશ્વર ભગવાનને હું નમસ્કાર કરું છું ૨૭ રાગાદિક અસહ્ય વેગવાળી ત્રણ શક્તિઓના અધિપતિ, સર્વ ઇંદ્રિયોના વિષયરૂપે જણાતા, શરણાગતનું રક્ષણ કરનાર, અપાર શક્તિવાળા અને દુષ્ટ ઇંદ્રિયોવાળા પ્રાણીઓ જેમના માર્ગને પહોંચી શકતા નથી, એવા આપને મારા વાર વાર નમસ્કાર હો. ૨૮ લોકો જે ભગવાનની માયાવડે અભિમાનથી ઢંકાયેલા પોતાના આત્માને જાણતા નથી એવા મહાત્મ્યવાળા ભગવાનને જ હુ શરણે છુ. ૨૯

શુકદેવજી કહે છે—આ પ્રમાણે ગજેન્દ્રે કોઈ પણ દેવનું નામ લીધા વિના સ્તુતિ કરી, તોપણ દેવતાઓનુ અભિમાન રાખનાર બ્રહ્માદિક દેવતાઓ જ્યારે તેને છોડવવા આવ્યા નહિ ત્યારે સર્વ દેવતામય શ્રીહરિ પોતે સર્વ સ્વરૂપ હોવાથી ત્યા પ્રગટ થયા ૩૦ જગતના નિવાસરૂપ ભગવાન ઉપર પ્રમાણે ગજેંદ્રને દુઃખી થતો જોઇ તથા તેણે કરેલી સ્તુતિ સાભળીને, વેદમય મોટા ગરુડ ઉપર બિરાજી હાથમા ચક્ર લઈ ઉતાવળા, જ્યા ગજેંદ્ર હતો ત્યા આવી પહોચ્યા ૩૧ ગજેંદ્ર જેને સરોવરમા મહા બળવાળા મગરે પકડયો હતો અને જે પીડાતો હતો, તે ગરુડ ઉપર ચક્ર ધારણ કરીને બિરાજેલા શ્રીહરિને આકાશમા પ્રગટ થયેલા જોઇ, પોતાની શુંડમા કમળ લઇ, તેને ઉંચી કરી કષ્ટથી કહેવા લાગ્યો કે 'હે નારાયણ ! હે ભગવન્ ! હું તમને પ્રણામ કરુ છુ ' ૩૨ ભગવાને તેને પીડાતો જોઇ, ગરુડ ઉપરથી નીચે ઉતરી, દયાથી મગરની સાથે તેને સરોવરમાથી બહાર ખેંચી કાઢયો અને દેવતાઓના દેખતા ચક્રવડે મગરનુ મુખ ચીરી નાખી તેને મુકાવ્યો ૩૩

तं वीक्ष्य पीडितमजः सहसाऽवतीर्य
सग्राहमाशु सरसः कृपयोज्जहार ।
ग्राहाद्विपाटितमुखादरिणा गजेंद्रं
संपश्यतां हरिरमूमुचदुच्छ्रियाणाम् ॥ ३३ ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
तृतीयोऽध्यायः

# અધ્યાય ૪ થો. *

## ગ્રાહ તથા ગજેંદ્રનો ઉદ્ધાર.

### શ્રીશુક ઉવાચ

**तदा देवर्षिगंधर्वा ब्रह्मेशानपुरोगमा**
**मुमुचुः कुसुमासारं शंसतः कर्म तद्धरेः १**

શુકદેવજી કહે છે—બ્રહ્મા અને શંકર પ્રમુખ દેવતાઓ, દેવર્ષિઓ અને ગંધર્વો ભગવાનના કર્મની પ્રશંસા કરતા પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા ૧ દેવતાના દુંદુભિ વાગવા લાગ્યા, ઋષિઓ, ચારણો અને સિદ્ધ લોકો ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨ હૂહૂ નામે એક મોટો ગંધર્વ દેવલના શાપથી મગ્વર થયો હતો, તે શાપમાથી છુટી પરમ આશ્ચર્ય આપનારું રૂપ ધારણ કરીને ગંધર્વ થઈ ગયો. ૩ પછી અવિનાશી, પવિત્ર કીર્તિવાળા, યશના સ્થાનરૂપ ને જેના ગુણો તથા કર્મો ગાવા યોગ્ય છે એવા પરમેશ્વરને મસ્તકવડે પ્રણામ કરીને તે ભગવાનના ગુણ ગાવા લાગ્યો ૪ ભગવાનની દયાનુ પાત્ર અને ભગવાનની કૃપાથી પાપમાથી મુક્ત થયેલો તે ગંધર્વ ભગવાનને પ્રણામ કરીને સર્વ લોકોના દેખતા પોતાના લોકમા ગયો ૫ ઉપર કહ્યા પ્રમાણે તે ગજેન્દ્ર ભગવાનના ચરણનો સ્પર્શ કરીને અજ્ઞાનના બંધનમાથી મુક્ત થયો અને ભગવાનના સ્વરૂપને પામીને ચાર ભુજાવાળો તથા પીળા વસ્ત્રવાળો થઈ ગયો ૬ એ પૂર્વ જન્મમા ઇદ્રદ્યુમ્ન નામનો પાડુ દેશનો રાજા હતો. તે ભગવાનના વ્રતો કરવામા તત્પર રહેતો અને દ્રાવિડ દેશમા ઉત્તમ ગણાતો ૭ તે આત્મજ્ઞાનથી મલયાચળમા આશ્રય કરી, જટા ધારણ કરીને તપશ્ચર્યા કરતો હતો તે એક દિવસ ભગવાનના આરાધન સમયે નાહી, મૌન વ્રત લઇને ભગવાનની પૂજા કરતો હતો ૮ એટલામા મોટી કીર્તિવાળા અગસ્ત્ય ઋષિ પોતાના અનેક શિષ્યોની સાથે દૈવેચ્છાથી ત્યા આવી ચઢયા રાજાએ મુનિનુ પૂજન કર્યું નહિ, પરંતુ એકાંતમા છાનોમાનો બેસી રહ્યો તે જોઇને અગસ્ત્ય ઋષિએ કોપાયમાન થઇ ૯ તેને શાપ દીધો કે—હે અસાધુ દુરાત્મા! જડ બુદ્ધિવાળો તથા બ્રાહ્મણોનું અપમાન કરનાર તું હાથીની પેઠે જાડી બુદ્ધિનો હોવાથી તે જાતમા હાથી થઇને અવતર. ૧૦

શુકદેવજી કહે છે—હે રાજન્! અગસ્ત્ય ઋષિ શાપ દઈને પોતાના શિષ્યોની સાથે ત્યાથી ગયા. ઇદ્રદ્યુમ્ન પણ તે દુઃખ દૈવથી આવી પડેલું જોઈ વિચારવા લાગ્યો કે, ૧૧ કાળે કરીને પોતાના સ્વરૂપને વિસ્મરણ કરાવનારી હાથીની જાતિમાં અવતરીશ, પરંતુ હાથીના અવતારમા પણ છેવટે ભગવાનની સેવાના પ્રભાવથી અને પૂર્વ જન્મની સ્મૃતિ રહેશે ૧૨ આ પ્રમાણે ભગવાન, ગજેંદ્રને મગ્વરના મુખમાથી છોડાવી તથા તેને પાર્ષદનું સ્થાન આપી, ગરુડ ઉપર બેસી સ્વધામ પધાર્યા અને ગંધર્વો, સિદ્ધો તથા દેવતાઓ તેમના અદ્ભુત કર્મનુ ગાન કરવા લાગ્યા ૧૩ હે પરીક્ષિત! ગજેંદ્રના મોક્ષરૂપી શ્રીકૃષ્ણનું ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યુ, જે ચરિત્ર, સાભળનારાઓને સ્વર્ગ અને યશ આપે છે અને કળિયુગના પાપ તથા દુષ્ટ સ્વપ્ન નાશ કરે છે ૧૪ કલ્યાણની ઇચ્છાવાળા દ્વિજવર્ગો પ્રભાતમા ઉઠી, પવિત્ર થઇને આ ચરિત્રને ગાય તો તેમના દુષ્ટ સ્વપ્ન વગેરે નાશ પામે છે. ૧૫ હે કુરુવંશમા શ્રેષ્ઠ! સર્વ પ્રાણીરૂપ સમર્થ એવા શ્રીહરિએ ગજેંદ્રનો મોક્ષ કરતી વેળાએ પ્રસન્ન થઈને ગજેંદ્રને આ પ્રમાણે કહ્યુ ૧૬

ભગવાન કહે છે—તુ, આ સરોવર, આ પર્વત, ગુફા, નેતર, પોલા વાંસના ઝાડો, પારિજાતક વગેરે દેવ વૃક્ષો, ૧૭ મારા અને શંકરના સ્થાનરૂપ આ શિખરો, મારુ પ્રિય સ્થાન ક્ષીરસાગર, પ્રકાશમાન એવો શ્વેતદ્વીપ, ૧૮ શ્રીવત્સ, કૌસ્તુભમણિ, વનમાલા, કૌમોદકી ગદા, સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, પક્ષીઓના રાજા ગરુડ, ૧૯ મારા સૂક્ષ્મ અંશરૂપ શેષનાગ, મારો આશ્રય કરનાર લક્ષ્મીદેવી, બ્રહ્મા, નારદ, શંકર, પ્રહ્લાદ, ૨૦ મત્સ્ય, કૂર્મ, વરાહ વગેરે અવતારોમા કરેલા મારા પવિત્ર કર્મો, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, ૨૧ ૐકાર, સત્ય, માયા, ગાય,

* આ અધ્યાયમા ગ્રાહ ગંધર્વ થયો અને ગજેંદ્રને પોતાનો પાર્ષદ કરીને ભગવાન પોતાના ધામમા ગયા, એ કથા કહેવાશે.

બ્રાહ્મણો, ભક્તિ, ધર્મ, ચંદ્ર, કશ્યપ, ધર્મની સ્ત્રીઓ, ૨૨ ગંગા, સરસ્વતી, નંદા, યમુના, ઐરાવત હાથી, ધ્રુવ, સપ્તર્ષિઓ ને પવિત્ર કીર્તિવાળાં મનુષ્યો, ૨૩ સર્વે મારી વિભૂતિઓ છે, તેનું જેઓ પાછલી રાત્રે ઉઠી સારી રીતે જીતેંદ્રિય તથા સાવધાન થઇને સ્મરણ કરે છે, તે સર્વ પાપમાથી મુક્ત થાય છે ૨૪ હે ગજેંદ્ર! જેઓ પ્રભાતમા જાગ્રત થઇને તે કરેલા આ સ્તોત્રથી મારી સ્તુતિ કરે છે, તેઓને હું અંતકાળે નિર્મળ બુદ્ધિ આપું છું ૨૫

શુકદેવજી કહે છે—શ્રીહરિ આ પ્રમાણે કહી, પાંચજન્ય શંખ વગાડીને દેવતાઓના મંડળને પ્રસન્ન કરી ગરુડારૂઢ થઈને વૈકુંઠ તરફ પધાર્યા ૨૬

**इत्यादिश्य हृषीकेशः प्रध्माय जलजोत्तमम्**
**हर्षयन् विबुधानीकमारुरोह खगाधिपम् २६**

**इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे चतुर्थोऽध्यायः**

# અધ્યાય ૫ મો.†

## મન્વંતરોનાં વૃતાંત.

**श्रीशुक उवाच**

**राजन्नुदितमेतत्ते हरेः कर्मांघनाशनम् ।**
**गजेंद्रमोक्षणं पुण्यं रैवतं त्वंतरं शृणु ॥ १ ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! પવિત્ર અને પાપને નાશ કરનારું ગજેન્દ્ર મોક્ષરૂપી ભગવાનનું ચરિત્ર મે તમને સંભળાવ્યું હવે રૈવતાદિક મન્વંતરની કથાઓ કહું તે તમે સાભળો ૧ પાચમો રૈવત નામે મન્વંતર તામસ નામના મન્વંતરનો ભાઇ થતો હતો. અર્જુન, બલિ, અને વિંધ્ય વગેરે તેના પુત્રો હતા ૨ તેમા વિભુ નામે ઈન્દ્ર, ભૂતરથ વગેરે દેવતાઓ, હિરણ્યરોમા, વેદશિરા અને ઉર્ધ્વબાહુ વગેરે સપ્તર્ષિઓ હતા ૩ શુભ્રની સ્ત્રી વિકુંઠા નામે હતી, તેના ઉદરથી ભગવાન વૈકુંઠ પોતે અંશથી વૈકુંઠ નામે ઉત્તમ દેવતાઓ સાથે અવતર્યા હતા ૪ લક્ષ્મી દેવીની પ્રાર્થનાને લીધે તેનું મન ગમતું કરવાની ઇચ્છાથી ભગવાને વૈકુંઠ નામે લોક નિર્માણ કર્યો હતો ૫ તે વૈકુંઠ ભગવાનનો પ્રભાવ ને મોટી સમૃદ્ધિવાળા ગુણો તમને કહી સંભળાવ્યા. વિષ્ણુના ગુણોનું વર્ણન કરવાની જે ઈચ્છા કરે છે, તે, પૃથ્વીના રજકણો ગણવાની ઇચ્છા કરે છે એમ જાણવું ૬ ચક્ષુનો પુત્ર ચાક્ષુષ નામે છઠ્ઠો મનુ થયો. તેના પુરુ, પુરુષ અને સુદ્યુમ્ન વગેરે પુત્રો થયા હતા ૭ તે સમયે મંત્રદ્યુમ્ન નામે ઈન્દ્ર થયો હતો. આપ્ય વગેરે દેવતાઓના ગણો અને હવિષ્માન તથા વીરક વગેરે સપ્તર્ષિઓ થયા હતા ૮ જગત્પતિ ભગવાન વૈરાજની સ્ત્રી સંભૂતિમાં અવતર્યા હતા અને અજીત એવું નામ લીધું હતું ૯ ભગવાને સમુદ્રનું મંથન કરી દેવોને અમૃત પાયું હતું અને પાણીમા ફરતા મંદરાચલને કાચબાના સ્વરૂપથી પીઠ ઉપર ધારણ કર્યો હતો ૧૦

પરીક્ષિત રાજાએ પૂછ્યું—હે મહારાજ! ભગવાને ક્ષીરસાગરને કેવી રીતે મથ્યો, કોને માટે મથ્યો, તથા કાચબાનું રૂપ લઇને કોને માટે પીઠ ઉપર પર્વતને ધારણ કર્યો, ૧૧ અને દેવતાઓને કેમ અમૃત પાયું? તથા બીજું જે કંઈ થયું હોય તે સર્વ મને કહો. ૧૨ તમે ભક્તના પતિ ભગવાનનો મહિમા મને સંભળાવો છો તેથી ઘણા કાળથી તપી ગયેલું મારું ચિત્ત તૃપ્ત થતું નથી, અર્થાત્ ભગવાનનું ચરિત્ર વધારે સાભળવાની ઇચ્છા થાય છે. ૧૩

સૂત કહે છે—હે શૌનકાદિક બ્રાહ્મણો! એ પરીક્ષિત રાજાના પૂછવાથી શુકદેવજીએ તેમના વખાણ કરી પછી શ્રીહરિના પરાક્રમો કહેવાનો નીચે મુજબ આરંભ કર્યો. ૧૪

શુકદેવજી કહે છે—અસુરોએ યુદ્ધમા જ્યારે દેવતાઓને સજજ કરેલા મોટા શસ્ત્રોથી મારવા માડ્યા ત્યારે તેઓ પ્રાણરહિત થઇ ધરણી ઉપર ઢળી પડ્યા ૧૫ હે રાજન્! જ્યારે ઇન્દ્રાદિક ત્રણ લોકો દુર્વાસાના શાપથી લક્ષ્મી રહિતથઈ ગયા અને યજ્ઞયાગાદિક ક્રિયાઓ નાશ પામી, ૧૬ ત્યારે ઇન્દ્ર અને વરુણ વગેરે દેવગણો પોતે સર્વ જોઇને વિચાર કરવા લાગ્યા પણ કંઈ નિશ્ચય કરી શક્યા

† આ અધ્યાયમા મન્વંતરોના વૃત્તાંત અને બ્રાહ્મણના શાપથી લક્ષ્મી રહિત થયેલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિ વગેરે કહેવામા આવશે

નહિ ૧૭ પછી સર્વ દેવતાઓએ મેરુ પર્વત ઉપર આવેલી બ્રહ્મસભામા જઈ, બ્રહ્માને પ્રણામ કરી સર્વ વાર્તા નિવેદન કરી ૧૮ ભગવાન બ્રહ્માએ ઇન્દ્રને અને વાયુને ધીરજ વિનાના જોઇને અને લોકોને દુ ખી જોઇને તથા દૈત્યોને સમૃદ્ધિવાળા જોઇને સ્થિર મનથી પરમાત્માનું સ્મરણ કર્યું પછી સમર્થ એવા બ્રહ્મા પ્રસન્નવદન થઇ દેવતાઓને કહેવા લાગ્યા કે, ૧૯-૨૦ હુ, શ કર, તમે, દૈત્યાદિ, મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ ને પરસેવાથી ઉત્પન્ન થનારા પ્રાણીઓ, સર્વને ભગવાનના અ શના અ શોએ ઉત્પન્ન કર્યા છે, તે અવિનાશી ભગવાનને અમે શરણે રહીએ છીએ ૨૧ તે ભગવાનને કોઇ મારવા યોગ્ય નથી, કોઈ રક્ષણ કરવા યોગ્ય નથી, કોઇ ત્યાગ કરવા યોગ્ય નથી, તેમ કોઈ આદર કરવા યોગ્ય પણ નથી, તોપણ તે જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને સ હાર કરવા સત્વ, રજ અને તમોગુણ ધારણ કરે છે, માટે ભગવાનનું શરણ સ્વીકારવુ યોગ્ય છે ૨૨ પ્રાણીઓના કલ્યાણ માટે સત્વગુણને ધારણ કરનાર ભગવાનનો હમણા જગતની મર્યાદાનું રક્ષણ કરવાનો સમય છે, માટે આપણે જગતના ગુરુ એવા ભગવાનને શરણે જઈએ દેવતાઓ ઉપર પ્રીતિ રાખનાર ભગવાન પોતાના ભક્ત એવા જે આપણે તેમનું કલ્યાણ કરશે ૨૩

શુકદેવજી કહે છે—હે અરિંદમન ! આ પ્રમાણે દેવતાઓને કહીને બ્રહ્મા, તેમની સાથે લોકાલોક પછીના અજિત ભગવાનના સ્થાનમા ગયા ૨૪ હે વ્યાપક ! ઇન્દ્રિયોને સાવધાન રાખીને જેમનું સ્વરૂપ પૂર્વે સાંભળ્યા છતા જોવામા આવતું ન હતુ એવા શ્રીભગવાનની વેદવાણીથી તે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૨૫

બ્રહ્મા—વિકારરહિત, સત્ય, અન ત, આદિપુરુષ, સર્વની બુદ્ધિના સાક્ષી, ઉપાધિરહિત, તર્કમા આવે નહિ એવા, મનના કરતા વિશેષ વેગવાળા, વાણીના અગોચર, દેવતાઓમા ઉત્તમ અને સ્તુતિ કરવા યોગ્ય એવા આપને મારા પ્રણામ છે. ૨૬ પ્રાણ, મન, બુદ્ધિ ને અહંકારના જાણનાર, વિષયોથી અને ઇન્દ્રિયોથી પ્રકાશતા, સ્વપ્નદ્રષ્ટાની પેઠે અજ્ઞાનરહિત, દેહરહિત, અવિનાશી, આકાશની પેઠે વ્યાપક, ત્રણે યુગમા પ્રગટ થનાર, જીવનો પક્ષપાત કરનારી વિદ્યા તથા અવિદ્યાથી રહિત એવા આપ ભગવાનને શરણે અમે આવ્યા છીએ. ૨૭ જ્ઞાનીઓ દેહાદિકને જીવનું ચક્ર કહે છે, તે ચક્ર માયાથી પ્રેરાય છે, તેમા મનનું પ્રાધાન્ય છે, પ દર આરાવાળુ છે, ઉતાવળે ચાલનારુ છે, ત્રણ નાભિવાળુ છે, વિજળીની પેઠે ચ ચળ છે, આઠ પાટાવાળુ છે અને ભગવાન પોતે તેની ધરીરૂપ છે, તે સત્ય પરમાત્માને અમે શરણે છીએ ૨૮ જે પરમાત્મા જ્ઞાન સ્વરૂપ છે, પ્રકૃતિથી પર ને અદૃશ્ય છે, નિર્વિકલ્પ છે, દેશ તથા કાળના માપમા આવે નહિ એવા છે તથા જે જીવની પાસે તેના નિય તા તરીકે રહે છે અને ધીર પુરુષો યોગદ્વારા જેની ઉપાસના કરે છે, તે ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ ૨૯ જે ભગવાનની માયાને કોઈ પણ મનુષ્ય જાણી શકતુ નથી, વળી જેની માયાથી મોહિત થઇને મનુષ્ય આત્મસ્વરૂપ જાણતું નથી, જેણે માયાના ગુણોને જિતી લીધા છે તથા જે સર્વ પદાર્થોમા સરખી રીતે રહે છે, તે પરમાત્માને અમે નમસ્કાર કરીએ છીએ ૩૦ અમે દેવતાઓ અને ઋષિઓ જેમના પ્રિય એવા સત્વગુણી શરીરમાથી સરજાયેલા છીએ, છતા અમે જેમના બહાર તથા અ દર સત્તા અને પ્રકાશવડે પ્રગટ સ્વરૂપવાળા છતા પણ સૂક્ષ્મ સ્વરૂપને જાણતા નથી, ત્યારે રજોગુણ અને તમોગુણવાળા દૈત્યાદિકો તો ક્યાથી જ જાણે? તે પરમાત્માને અમે પ્રણામ કરીએ છીએ ૩૧ ભગવાને પોતે રચેલી આ પૃથ્વી કે જેમા ચાર પ્રકારની ભૂતસૃષ્ટિ રહેલી છે, તે પૃથ્વી જેના ચરણ છે તે સ્વત ત્ર ઐશ્વર્યવાળા, અખ ડ સ્વરૂપ ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૨ જે જળથી ત્રણ લોક ને સર્વ લોકપાળો ઉત્પન્ન થાય છે, જીવે છે ને વૃદ્ધિ પામે છે, તે મહા ઐશ્વર્યવાળા અખ ડ સ્વરૂપ ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ ૩૩ દેવતાઓના અન્નરૂપ અને તેને લીધે બળ તથા આયુષ્ય આપનાર, વૃક્ષોના અધિપતિ અને પ્રજાને ઉત્પન્ન કરનારા ચ દ્રમા, જે ભગવાનનું મન છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન

થાઓ. ૩૪ ધનને ઉત્પન્ન કરનારો, યજ્ઞાદિક ક્રિયાકાંડની પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલો, પેટમાં રહેલા અન્નોને પચાવનારો ને સમુદ્રના જળને શોષણ કરનારો અગ્નિ જેમનું મુખ છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૫ દેવયાન નામે માર્ગના દેવતા, વેદમય, પરબ્રહ્મની ઉપાસનાના સ્થાનરૂપ, મુક્તિના દ્વારરૂપ, પવિત્ર લોકરૂપ અને કાળમૂર્તિરૂપ સૂર્ય જેમના નેત્ર કહેવાય છે, એવા મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૩૬ સ્થાવર જંગમના પ્રાણરૂપ અને ઇન્દ્રિય, મન ને શરીરની શક્તિરૂપ વાયુ જેમના પ્રાણથી ઉત્પન્ન થયો છે અને સેવકો જેમ ચક્રવર્તીની સેવા કરે તેમ અમે જેમની સેવા કરીએ છીએ તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૩૭ જે પુરુષરૂપ ભગવાનની કર્ણેન્દ્રિયમાંથી દશ દિશાઓ ઉત્પન્ન થઈ છે, જેમના હૃદયમાથી દેહના છિદ્રો થયેલા છે, જેમની નાભિમાથી પ્રાણ, ઇન્દ્રિય, મન ને શરીરના આધારરૂપી આકાશ થયુ છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૩૮ જેમના બળમાથી મહેંદ્ર, પ્રસાદમાથી દેવતાઓ, ક્રોધમાથી શંકર, બુદ્ધિમાથી બ્રહ્મા, છિદ્રોમાથી વેદ તથા ઋષિઓ અને ઉપસ્થમાથી પ્રજાપતિઓ થયેલા છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૩૯ જેમના વક્ષ:સ્થળમાથી લક્ષ્મી, છાયામાથી પિતરો, સ્તનમાથી ધર્મ, પીઠમાથી અધર્મ, મસ્તકમાથી સ્વર્ગ અને વિહારમાથી અપ્સરાઓ થયેલી છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૪૦ બ્રાહ્મણો તથા ગુપ્ત એવા વેદો, જેમના મુખમાથી, ક્ષત્રિય તથા બળ જેમની ભુજાઓમાથી, વૈશ્ય તથા વ્યાપાર જેમની સાથળમાથી શૂદ્ર તથા સેવા જેમના ચરણમાથી ઉત્પન્ન થયેલા છે, એવા મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૪૧ જેમના નીચેના ઓઠમાથી લોભ, ઉપરના ઓઠમાથી પ્રીતિ, નાસિકામાથી કાંતિ, સ્પર્શમાથી અવિવેકીઓને મધુર લાગતો કામ, ભ્રુકુટીમાથી યમ અને પાંપણોમાથી કાળ ઉત્પન્ન થયેલો છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૪૨ પાંચ મહાભૂતો, કાળ, કર્મ, ગુણો ને ભૌતિક પ્રપંચ, એ સર્વ જાણવામાં આવતાં નથી, તેમ વિદ્વાનોનો તર્ક પણ જ્યાં પહોંચી શકતો નથી, તે સર્વ જે ભગવાનની યોગમાયાએ રચેલા છે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારી ઉપર પ્રસન્ન થાઓ. ૪૩ શાંત શક્તિવાળા, સ્વરૂપના આનંદના લાભથી પરિપૂર્ણ, માયાએ રચેલા વિષયોમાં વૃત્તિઓથી ન બંધાતા અને વાયુના જેવી લીલા કરનાર હરિ ભગવાનને પ્રણામ હો. ૪૪ તમારે શરણે આવેલા અને તમારા મંદ હાસ્યવાળા મુખકમળને જોવાની ઇચ્છા રાખનાર અને અમારી ઇન્દ્રિયોથી જણાય એવું તમારું સ્વરૂપ, તે આપ અમને દેખાડો. ૪૫ હે પરમાત્મા! આપ ઇચ્છા પ્રમાણે અનેક અવતારો ધારણ કરીને અમારાથી થઈ શકે નહિ એવા કર્મ કરો છો. ૪૬ વિષયી પુરુષોના અને પ્રાણીઓના કાર્યો ઘણા કલેશવાળા, થોડા સારવાળા તથા નિષ્ફળ હોય છે, પરંતુ આપને અર્પણ કરેલાં કાર્યો તેવા હોતા નથી. ૪૭ અલ્પ અને માત્ર આભાસરૂપ કર્મ જો ઇશ્વરને અર્પણ કર્યું હોય તો તે વ્યર્થ જતુ નથી, કારણ કે એ ઈશ્વર મનુષ્યને પ્રિય, હિતકારક અને આત્મારૂપ છે. ૪૮ જેમ ઝાડના મૂળમા પાણીનું સિંચન કરવુ, તે મોટી શાખાઓને તથા નાની શાખાઓને પોષણ કરવા જેવુ છે, તેમ જ ભગવાનનુ આરાધન કરવુ, એ સર્વનું તથા પોતાનું આરાધન કરવા જેવુ છે. ૪૯ આપ અનંત, અતર્ક્ય, કાર્ય કરનાર, નિર્ગુણ, ગુણોના સ્વામી અને હમણા સત્વગુણમા રહેલા છો, તે આપને અમે પ્રણામ કરીએ છીએ. ૫૦

नमस्तुभ्यमनन्ताय दुर्वितर्क्यात्मकर्मणे ।
निर्गुणाय गुणेशाय सत्वस्थाय च सांप्रतम् ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
पञ्चमोऽध्यायः



# અધ્યાય ૬ ઠ્ઠો. ‡

## સમુદ્રમંથનની તૈયારી.

**શ્રીશુક ઉવાચ**

**एवं स्तुत सुरगणैर्भगवान् हरिरीश्वर' ।**
**तेषामाविरभूद्राजन् सहस्रार्कोदयद्युति' ॥ १ ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! ઉપર પ્રમાણે દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરી, એટલે ઉગતા હજાર સૂર્યના જેવી કાંતિવાળા ભગવાન શ્રીહરિ તેમની સન્મુખ પ્રગટ થયા ૧ તેમના તેજથી સર્વ દેવતાઓના નેત્રો અંજાઈ ગયા અને તેઓ આકાશ, દિશા, પૃથ્વી કે પોતાના શરીરને દેખતા બંધ પડચા, ૨ માત્ર ભગવાન શંકરે અને બ્રહ્માએ ભગવાનની તે મૂર્તિના દર્શન કર્યાં તે મૂર્તિ સ્વચ્છ અને મરકત મણિના જેવી શ્યામ હતી, તેમના નેત્ર કમળના ગર્ભ જેવા રાતા હતા ૩ તેમણે અંગ ઉપર તપાવેલા સુવર્ણના જેવું સ્વચ્છ શોભાયમાન પીતાંબર ધારણ કર્યું હતું, સર્વ અંગો પ્રસન્ન અને મનોહર હતા, મુખ અને ભ્રૂકુટી સુંદર દેખાતા હતા ૪ મોટા મણિઓથી જડેલા મુગટથી અને બે બાજુબંધોથી શરીર શણગારેલું હતું, કાનોમાં પહેરેલા કુંડળોથી પ્રકાશતા કપોળવડે મુખકમળની શોભા ઝળહળી ઉઠી હતી ૫ કટિમેખલા, કંદોરો, કંકણ, હાર, નુપુર ને કૌસ્તુભમણિના આભરણોથી તે શોભતા હતા, વક્ષસ્થળમાં લક્ષ્મીને ધારણ કર્યાં હતા અને અંગ ઉપર વનમાળા ધારણ કરી હતી ૬ સુદર્શન વગેરે અસ્ત્રો મૂર્તિમાન થઈને જેમની ઉપાસના કરતાં હતા, એવા ભગવાનના અલૌકિક સ્વરૂપના દર્શન કર્યા પછી, દેવતાઓમાં ઉત્તમ એવા બ્રહ્મા અને શંકર સર્વ દેવતાઓની સાથે રહી પૃથ્વી ઉપર પડી, સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, પરમાત્મા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ૭

બ્રહ્મા સ્તુતિ કરે છે—જન્મ, સ્થિતિ અને નાશ રહિત, નિર્ગુણ, અપાર, મોક્ષ સુખના સાગર, સૂક્ષ્મ કરતા પણ સૂક્ષ્મ, અમાપ સ્વરૂપવાળા અને મહા પ્રભાવવાળા એવા આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ ૮ હે પુરુષોત્તમ! કલ્યાણની ઈચ્છાવાળા પુરુષો વેદોક્ત ને તંત્રોક્ત રીતિથી જે સ્વરૂપની પૂજા કરે છે, તે આપના વિશ્વરૂપમાં અમારી સાથે ત્રણે લોકોને હું દેખું છું ૯ આ જગત આદિ કાળમાં સ્વતંત્ર એવા તમારા સ્વરૂપમાં હતું, મધ્ય કાળમાં તમારા તેજ રૂપમાં હતું અને અંતકાળમાં પણ આપના સ્વરૂપમાં જ રહેશે ઘડાના આદિ, મધ્ય ને અંત જેમ મૃતિકા છે, તેમ આ જગતના આદિ, મધ્ય ને અંત આપ જ છો, કારણ કે આપ માયાથી પર છો ૧૦ તમે તમારા સ્વાધીન રહેનારી માયાથી જગતને રચીને તેમાં ઓતપ્રોત રહો છો વિવેકી એવા શાસ્ત્રવેત્તા અને યોગ્ય પુરુષો સૃષ્ટિ થયા પછી પણ તમને નિર્ગુણ જુવે છે ૧૧ કાષ્ઠો મથવાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે, ગાયો દોહવાથી જેમ ઘી મળે છે, પૃથ્વી ખેડવાથી અન્ન પાકે છે, વ્યાપારાદિક ઉદ્યમ કરવાથી આજીવિકા મળે છે અને પૃથ્વી ખોદવાથી પાણી પ્રાપ્ત થાય છે, તેમ વિદ્વાન મનુષ્યો દેહાદિકને વિષે વિચાર કરવાથી તમારી અપૂર્વ ગતિને જાણે છે, અને પછી ગુણોમાં રહેલા તમારા સ્વરૂપનું વર્ણન કરે છે ૧૨ હે પદ્મનાભ! જેમને ઘણા દિવસો થયા મળવાની ઈચ્છા હતી, તે તમને પ્રત્યક્ષ પ્રકટ થયેલા જોઈને દાવાનળથી દુઃખી થયેલા હાથીઓ જેમ ગંગાના પાણીને જોઈને પ્રસન્ન થાય, તેમ અમે સર્વ દેવતાઓ પરમ સુખ પામ્યા છીએ ૧૩ હે અંતર્યામી! અમે સર્વે લોકપાળો તથા દેવતાઓ જે કારણથી તમારા ચરણને શરણે આવ્યા છીએ, તે આપ ફલીભૂત કરો આપ સર્વના સાક્ષી છો. આપને બીજાઓએ બહાર અને અંદર શું જણાવવા જેવું છે ૧૪ હું, શંકર, દેવતાઓ, દક્ષ વગેરે પ્રજાપતિઓ અગ્નિના સ્ફુલિંગોની માફક આપના અંશભૂત છીએ, કંઇ આપનાથી ભિન્ન નથી. હે ઈશ્વર! અમે અમારા કલ્યાણને શું જાણીએ? આપજ બ્રાહ્મણોનું અને દેવતાઓનું કલ્યાણ થાય એવો માર્ગ બતાવો. ૧૫

‡ આ અધ્યાયમાં વિષ્ણુ પ્રગટ થયા કે દેવોએ તેમની સ્તુતિ કરી અને તેમણે આજ્ઞા કરી તેથી દૈત્યોની સાથે અમૃત મેળવવા સર્વે તૈયાર થયા, એ કથા કહેવાશે.

શુકદેવજી કહે છે–આ પ્રમાણે બ્રહ્માદિકોએ ભગવાનની સ્તુતિ કરી, એટલે મંત્રનો ઉપદેશ કરવો જ જોઇએ, એવો અભિપ્રાય જાણી, બે હાથ જોડીને ઉભેલા જીતેન્દ્રિય એવા દેવતાઓ મેઘના જેવી ગંભીર વાણીથી શ્રી ભગવાન આમ કહેવા લાગ્યા ૧૬ તે પોતે એકલા જ સર્વ કાર્ય કરવાને સમર્થ હતા તોપણ દેવતાઓના કાર્યમા સમુદ્રમંથન વગેરે કરવાની પોતાને ઇચ્છા હતી તેથી તેમણે કહ્યુ કે, ૧૭ હે બ્રહ્મન્! હે શંભો! અને હે દેવતાઓ! તમે સર્વ સાવધાન થઇને મારુ કહેવુ સાભળો મારા કહેવા પ્રમાણે વર્તવાથી તમારુ કલ્યાણ થશે ૧૮ તમે હમણા દાનવ તથા દૈત્યોની પાસે જાઓ અને તેઓની સાથે સંપ કરો, અને તમારો પોતાનો અભ્યુદય થાય ત્યા સુધી સંપ જારી રાખો ૧૯ જ્યારે કોઈ મોટું કામ સાધવાનું હોય ત્યારે શત્રુઓની સાથે પણ સંપ કરવો જોઇએ હે દેવતાઓ! કાર્ય સિદ્ધ થાય ત્યા સુધી સર્પ જેમ ઉંદર સાથે વર્ત્યો હતો તેમ વર્તવુ જોઇએ ૨૦ હમણા ત્યા જઈને અમૃત ઉત્પન્ન કરવા માટે તમે પ્રયત્ન કરો, કે જે અમૃતના પાનથી મૃત્યુમા ઘેરાઈ ગયેલો પ્રાણી પણ અમર થાય છે ૨૧ તમે સર્વ દેવતાઓ, લતા, તૃણ અને બીજી સર્વ ઔષધિઓને ક્ષીરસાગરમા નાખી, મંદરાચળને રવૈ બનાવી, વાસુકી નાગને નેતરુ બનાવી, મારી સહાયતાથી સાવધાન થઇ ક્ષીરસાગરને મથવા તત્પર થાઓ આ કાર્યમા દૈત્યો માત્ર દુઃખજ ભોગવશે અને તમો ફળ મેળવશો. ૨૨–૨૩ હે દેવતાઓ! અસુરો જેમ કરવાની ઇચ્છા રાખતા હોય તેમ તમારે હમણા કરવુ, કારણ કે સલાહથી જેવા કામ સિદ્ધ થાય છે, તેવા આવેશથી સિદ્ધ થતા નથી ૨૪ તમારે સમુદ્રમા કાળકુટ નામે ઝેર ઉત્પન્ન થાય તેનાથી ડરવુ નહિ. તેમ કેટલીએક વસ્તુઓ ન મળે તો તેને માટે ઇચ્છા કે ક્રોધ પણ કરવો નહિ ૨૫

શુકદેવજી કહે છે–હે રાજન્! આ પ્રમાણે દેવતાઓને કહીને સ્વચ્છંદ ગતિવાળા ભગવાન પુરુષોત્તમ તેમના દેખતા અંતર્ધાન થયા. ૨૬ પછી પિતામહ બ્રહ્મા તથા શંકર તે ભગવાનને નમસ્કાર કરીને પોત પોતાના ધામમા ગયા અને ઇન્દ્રાદિ દેવો બલિરાજાની પાસે ગયા. ૨૭ શત્રુઓ યુદ્ધને માટે તૈયાર થઈને આવ્યા ન હતા, તોપણ બલિના સેનાપતિઓ તેઓને જોઇને ક્રોધાવેશમા આવી ગયા. તે જોઇને કીર્તિપાત્ર તથા સંધિ અને નિગ્રહ ક્યારે કરવો તેનો સમય જાણનાર દૈત્યરાજા બલિએ પોતાના સેનાપતિઓને શાંત પાડયા. ૨૮ તે પછી અસુરના સેનાપતિઓએ રક્ષાતા પરમ રાજ્યલક્ષ્મીવડે સેવાયલા ત્રણ લોકનો વિજય કરનાર બલિરાજાની પાસે દેવતાઓ આવ્યા ૨૯ ને મહા બુદ્ધિવાળા મહેન્દ્રે મધુર અને કોમળ વાણીવડે બલિરાજાને સમજાવીને પુરુષોત્તમ ભગવાન પાસેથી પોતે જે જાણ્યુ હતુ તે સમુદ્રમથનાદિક સંબંધી સર્વ કહ્યુ ૩૦ તે વાત બલિરાજાને તથા ત્યા બેઠેલા શંબર, અરિષ્ટનેમિ આદિ દૈત્યના અધિપતિઓને અને ત્રિપુરના નિવાસી દૈત્યોને પસંદ પડી. ૩૧ પછી દેવતા અને અસુરોએ પરસ્પર પ્રેમ બાંધ્યો અને અમૃતને માટે ઉદ્યમ કરવા લાગ્યા ૩૨ પરિઘના જેવા લાબા હાથવાળા સમર્થ અને દુર્મદ દૈત્યો અને દેવતાઓ મંદરાચળને જમીનમાથી ઉખેડીને ગર્જના કરતા સાગર તરફ લઈ જવા લાગ્યા ૩૩ ઘણે દૂર સુધી તે પર્વતનો ભાર ઉપાડવાથી ઇંદ્ર, બલિ વગેરે દેવ તથા દૈત્યો થાકી ગયા અને શ્રમને લીધે તેને ઉપાડી શક્યા નહિ, તેથી તેઓએ પર્વતને રસ્તામા પડતો મૂક્યો. ૩૪ તે કનકાચળે નીચે પડતા ઘણા દેવ અને દાનવોનો ચુરો કરી નાખ્યો ૩૫ કેટલાએક હાથ, સાથળ તથા કાંધ ભાગી જવાથી ઉદાસ થઈ ગયા, ત્યારે ભગવાન ગરુડ ઉપર વિરાજમાન થઈને ત્યા પધાર્યા, ૩૬ અને હે રાજન્! દેવો તથા દાનવોને પર્વતના પડવાથી દબાઈ ગયેલા જોઇને અમીની દૃષ્ટિથી દેવ, દૈત્ય બન્નેને જીવાડયા અને શિથિલતા તથા ઘા વિનાના પ્રથમના જેવા સાજા કર્યા ૩૭ અને જાણે રમત કરતા હોય તેમ એક હાથથી પર્વતને ગરુડ ઉપર મૂકી, પોતે સ્વાર થઇ દેવ તથા દૈત્યોની સાથે તેઓ સમુદ્ર તરફ ચાલ્યા. ૩૮ સમુદ્ર આવ્યો

એટલે પક્ષીઓમા ઉત્તમ એવા ગરુડે કાંધ ઉપરથી પર્વતને નીચે ઉતારીને પાણીની પાસે મૂકયો, અને શ્રીહરિએ જવાની રજા આપવાથી તે પોતાના સ્થાન તરફ ગયો.

अवरोप्य गिरिं स्कन्धात् सुपर्णः पततां वरः
ययौ जलांत उत्सृज्य हरिणा स विसर्जितः ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे षष्ठोऽध्यायः

# અધ્યાય ૭ મો. †

## મહાદેવે કરેલું વિષપાન.

श्रीशुक उवाच

ते नागराजमामंत्र्य फलभागेन वासुकिम् ।
परिवीय गिरौ तस्मिन्नेत्रमब्धिंमुदान्विताः ॥

શુકદેવજી કહે છે—પછી દેવ અને દૈત્યો તૈયાર થયા ને નાગરાજને અમૃત આપવાનો ઠરાવ કરી, તેને નેતરુ બનાવી મન્દરાચળ પર્વતની આસપાસ વિ ટાળીને અમૃત માટે સમુદ્રમ થન કરવા લાગ્યા તે વેળાએ ભગવાને પ્રથમ સર્પના મુખ તરફનો ભાગ હાથમા લીધો એટલે દેવતાઓએ પણ તે ભાગ ગ્રહણ કર્યો ૧-૨ દૈત્યોના આગેવાનોને તે પસ દ પડયુ નહિ તેથી બોલ્યા કે, અમે વેદાધ્યયન ને શાસ્ત્રથી સ પન્ન છીએ અને જન્મ તથા કર્મથી પ્રખ્યાત છીએ માટે સર્પના અમ ગળ અ ગને પકડીશું નહિ તેઓને મૌન જોઇને ભગવાને મ દ હાસ્ય કરી દેવતાઓની સાથે મુખનો ભાગ છોડી દઈ પુ છડાનો ભાગ પકડયો ૩-૪ આ પ્રમાણે સ્થાનોના વિભાગો પાડયા પછી દેવો અને દૈત્યો પ્રયત્નપૂર્વક સમુદ્ર વલોવવા લાગ્યા ૫ મંથન કરતા કરતા મ દરાચળ પર્વત નિરાધાર હતો તેથી બળવાન દેવ તથા દૈત્યોએ પકડી રાખ્યા છતા પણ તે ભારથી પાણીમા પેસી ગયો. ૬ આ રીતે મહા બળવાન દૈવે પોતાનો પુરુષાર્થ નાશ કર્યો પછી સર્વ દેવતાઓ તથા દૈત્યો મનમા અત્યત ખિન્ન થયા અને તેમના મુખની કાંતિ ઝાંખી પડી ગઇ ૭ વિઘ્નનાયકે નાખેલા વિઘ્નને જોઈ તે જ વખતે અપાર પરાક્રમવાળા તથા સત્ય પ્રતિજ્ઞાવાળા ભગવાને મહા અદ્ભુત એવા કચ્છપનું શરીર ધારણ કરી પાણીમા પ્રવેશ કરીને મ દર પર્વતને બહાર કાઢયો. ૮ પર્વતને પાણીમાથી બહાર નીકળેલો જોઈ દેવ અને દાનવો પાછા મ થન કરવા તૈયાર થયા અને બીજા મોટા દ્વીપના જેવા કાચબાના સ્વરૂપને ધારણ કરનાર ભગવાને લાખ યોજન પહોળી પીઠપર પર્વતને ધારણ કર્યો ૯ હે રાજન્! મોટા મોટા દેવ તથા દાનવો પોતાના હાથના પરાક્રમથી તે પર્વતને કાચબાની પીઠ ઉપર ફેરવવા લાગ્યા તોપણ તેને પોતાની પીઠ ઉપર ધારણ કરનાર અપ્રમેય બળવાન કચ્છપ તેના પરિવર્તનને પોતાના અ ગમા થતી ખરજને દૂર કરવાનુ સાધન માનવા લાગ્યા. ૧૦ તેઓના બળને અને શારીરિક શક્તિને પ્રેરવા અજ્ઞાત સ્વરૂપવાળા વિષ્ણુએ અસુરોમા અસુરરૂપે પ્રવેશ કર્યો, દેવતાઓમા દેવરૂપે પ્રવેશ કર્યો અને સર્પમા સર્પરૂપે પ્રવેશ કર્યો અને તેઓને ઉત્સાહ ઉપજાવવા લાગ્યા ૧૧ બીજી તરફ હજાર હાથવાળા ભગવાન કે, જે બીજા મોટા પર્વતના જેવા દેખાતા હતા, તે પોતાના હાથથી મંદરને દબાવીને ઉપલા ભાગમા ઉભા રહ્યા, અને બ્રહ્મા, શ કર, ઇંદ્ર આદિક દેવતાઓ સ્તુતિ કરતા સ્વર્ગમાથી પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા ૧૨ ઉપર પોતાના સ્વરૂપથી, નીચે કાચબાના રૂપથી, દેવ દૈત્યના રૂપથી, પર્વતમા દઢતાના રૂપથી અને વાસુકીમા નાગના રૂપથી શ્રીહરિએ પ્રવેશ કરી તેઓને અધિક બળવાળા કર્યા પછી દેવ અને દૈત્યો વેગથી સમુદ્રનુ મ થન કરવા લાગ્યા મ થન કરતા પર્વતના હાલવાથી સમુદ્રના પાણીમાં રહેનારા મગ્ગર વગેરે જળચરો ભય પામ્યા. ૧૩ વાસુકિ નાગરાજની ભય કર હજારો આંખોમાથી, મુખમાથી તથા શ્વાસમાથી નીકળતો અગ્નિ તથા ધુમાડો લાગવાથી પૌલોમ, કાલેય, બલિ, ઇલ્વલ વગેરે અસુરો નિસ્તેજ થઇ ગયા અને દાવાનળથી બળી ગયેલા દેવદારુ જેવા તે દેખાવા લાગ્યા ૧૪ દેવતાઓ પણ વાસુકિના નિ.શ્વાસના અગ્નિની ઝાળ

† આ અધ્યાયમા મ થન કરતા નીકળેલા ઝેરના ભયથી સર્વ લોકોએ સ્તુતિ કરવાથી મહાદેવજીએ તે પીધુ એ કથા કહેવાશે

લાગવાથી નિસ્તેજ થઇ ગયા તેઓના વસ્ત્ર, અને પુષ્પોની માળાઓ મ્લાન થઈ ગયાં પરંતુ ભગવાન તેઓને સહાય હતા, તેથી મેઘ તેઓની ઉપર વર્ષવા લાગ્યો અને સમુદ્રના જળતરંગો સાથે આલિંગન કરનારા શીતળ પવનો વાવા લાગ્યા ૧૫ આ રીતે દેવ તથા દૈત્યોના યૂથપતિઓ સમુદ્રનું મંથન કરવા લાગ્યા, તોપણ તેમાથી જ્યારે અમૃત નીકળ્યુ નહિ, ત્યારે ભગવાન પોતે મંથન કરવા લાગ્યા ૧૬ મેઘના જેવા શ્યામ રંગના, પીળા વસ્ત્ર ધારણ કરનાર, કાનમા પ્રકાશિત વિજળીના જેવા કુંડળોવાળા, મસ્તક ઉપર મુગટવાળા અને આસપાસ ફેલાઇ ગયેલા કેશવાળા, કંઠમા પુષ્પની માળાવાળા, રાતા નેત્રવાળા તથા પર્વતનો ઉદ્ધાર કરનારા ભગવાન, વિજય કરનારા અને જગતને અભય આપનારા પોતાના ચાર બાહુઓથી વાસુકિ નાગને પકડી, રવૈ કરેલા મંદરાચળથી સમુદ્રને મથવા લાગ્યા. આ વખતે શ્રીહરિ પણ બીજા પર્વતના જેવા શોભતા હતા ૧૭

આ પ્રમાણે સમુદ્ર મથતાં તેમાથી પ્રથમ મહા ભયંકર અને અનુપમ હલાહલ નામનું વિષ ઉત્પન્ન થયુ, તેથી સમુદ્રમા રહેનારા માછલા, મગર, કાચબા વગેરે જળચરો ગભરાયા અને તિમિ જળહાથીઓ, ગ્રાહ તથા તિમિંગલો ( તિમિ નામના માછલા ઉપર આજીવિકા કરનારા જળચરો ), વ્યાકુલ થઇ ગયા, તેથી સમુદ્ર ખળભળી ઉઠયો. ૧૮ ઉગ્ર વેગવાળુ, અનુપમ તથા અસહ્ય બળવાળુ તે ઝેર ચારે તરફ ઉપર તથા નીચે ફેલાઈ ઉછળવા લાગ્યુ તે જોઈ, ભય પામી લોકપાલ સહિત સર્વ પ્રજા બીજા કોઇ તરફથી શરણ ન મળવાને લીધે સદાશિવને શરણે ગઈ ૧૯ શંકર ત્રણ લોકના કલ્યાણ માટે પાર્વતીની સાથે કૈલાસ પર બેસીને તપસ્વી મુનિઓએ માન્ય કરેલુ તપ કરતા હતા મહાદેવને જોઈને સર્વ લોકો પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા ૨૦

પ્રજાપતિઓ સ્તુતિ કરે છે—હે દેવના દેવ! હે જગતના આત્મા ! આ ત્રણ લોકને બાળી નાખનાર હલાહલથી ભય પામીને અમે તમારે શરણે આવ્યા છીએ, માટે અમારું રક્ષણ કરો ૨૧ તમે એક જ સર્વ જગતના બંધ તથા મોક્ષના ઈશ્વર છો, શરણાગતની પીડાને હરણ કરનાર એવા તમને —ગુરુને, કુશળ પુરુષો પૂજે છે ૨૨ હે સ્વયંપ્રકાશ વ્યાપક ભગવન્ ! તમે પોતાની ગુણમયી માયાવડે જ્યારે આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરો છો, ત્યારે તમે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એવા નામ ધારણ કરો છો ૨૩ તમે દેવ, મનુષ્ય તથા પશુ પક્ષી વગેરેને ઉત્પન્ન કરનાર છો, સર્વથી શુદ્ધ પરબ્રહ્મ છો તથા જગતના આત્મરૂપ છો. તમે અનેક પ્રકારની શક્તિઓથી જણાઓ છો, માટે ઇશ્વર છો ૨૪ તમે વેદના કારણરૂપ છો. તમારા ગુણોમાથી પ્રાણ, ઇદ્રિય ને શરીર ઉત્પન્ન થાય છે તમે મહત્તત્ત્વ તથા અહંકારરૂપ છો વળી સ્વભાવ, કાળ, સંકલ્પ, સત્ય ને ધર્મરૂપ તમેજ છો તમારે વિષે ૐકાર રહેલો છે ૨૫ હે લોકને ઉત્પન્ન કરનાર ! સર્વ દેવતારૂપ અગ્નિ તમારુ મુખ છે, પૃથ્વી તમારા ચરણકમળ છે, કાળ તમારી ગતિ છે, દિશાઓ તમારા કાન છે અને વરુણદેવ તમારી જીભ છે ૨૬ આકાશ તમારી નાભિ, વાયુ તમારો નિઃશ્વાસ, સૂર્ય તમારા નેત્ર, પાણી તમારુ સત્ત્વ, ભૂત ભવિષ્યના સર્વ જીવનો જે આશ્રય તે તમારો અહંકાર, ચંદ્રમા તમારુ મન અને હે ભગવન્ ! સ્વર્ગ તમારુ મસ્તક છે ૨૭ હે વેદાત્મા ! સમુદ્રો તમારુ પેટ પર્વતો તમારા શરીરના હાડ, સર્વ પ્રકારની ઔષધિઓ તથા લતાઓ તમારા રુવા, વેદો તમારા શરીરમાની સાત ધાતુઓ ને સર્વ ધર્મ તમારુ હૃદય છે. ૨૮ હે ઈશ્વર ! તત્પુરુષ, અઘોર, સદ્યોજાત, વામદેવ અને ઈશાન, તમારા મુખ છે જેઓનો પદચ્છેદ કરતા એકસો ને આડત્રીસ મંત્રો થાય છે તથા તમારા શિવ નામની સ્વયંપ્રકાશ તથા પ્રકાશમાન જે સત્ય વસ્તુ છે, તે તમારી શાંતિથી ભરેલી સ્થિતિ છે ૨૯ અધર્મના તરંગો તમારી છાયા છે, જેમાથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે એવા સત્વ, રજ અને તમ તમારા ત્રણ નેત્ર છે હે દેવ! વેદ એ તમારી નિરીક્ષા છે, કારણ કે તમે સાખ્યરૂપ, વેદના કર્તા, વેદરૂપ અને પુરાણપુરુષ છો. ૩૦ હે શંકર ! આપનું સ્વરૂપ પરમપ્રકાશરૂપ અને ભેદ

રહિત પરબ્રહ્મ છે, જેમા સત્વ, રજ તથા તમ એમા-નો એક પણ ગુણ નથી અને સર્વ લોકપાળો, બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રના પણ જાણવામા આવે નહિ એવું છે ૩૧ આપ કામદેવ, દક્ષનો યજ્ઞ, ત્રિપુરાસુર, મૃત્યુ તથા વિષ વગેરે પ્રાણીઓનો દ્રોહ કરનાર અનેકનો નાશ કરો છો, અને પ્રલય કાળમા તમે તમારા પોતાના નેત્રના અગ્નિના તણખાની શિખાથી ભસ્મ થઇ ગયેલા પોતે રચેલા જગતને જાણતા નથી એવા આપ, આ જગતને દુઃખદાયી વિષનુ પાન કરો, એમા આપની પ્રશંસા કરવા જેવુ કાંઈ નથી ૩૨ જેઓ આપને પાર્વતીની સાથે ફરતા જોઇને કામી કહે છે, જેઓ શ્મશાનમા ફરતા જોઇને આપને ઉગ્ર તથા હિંસક કહે છે, તે નિર્લજ લોકો આપની લીલાને જાણતા નથી કારણ કે આત્મારામ તથા ઉપદેશ કરનાર લોકો જેમના ચરણારવિંદનું હૃદયમા ધ્યાન ધરે છે તે તમારે વિષે કામના કેમ સંભવે? જેની તપશ્ચર્યા અત્યંત શાંત છે એવા તમારે વિષે ઉગ્રપણુ કે હિંસકપણુ કેમ સંભવે? ૩૩ આપ સર્વ કાર્ય કારણોથી પર પરમાત્મા તથા વ્યાપક છો બ્રહ્માદિક દેવતાઓ આપનું સ્વરૂપ જાણવાને સમર્થ નથી, ત્યારે સ્તુતિ કરવાને ક્યાથી સમર્થ હોય! બ્રહ્માના પુત્ર અને પૌત્રના વંશમા ઉત્પન્ન થયેલા અમે આપની સ્તુતિ કરવા સમર્થ છીએ એ તો સિદ્ધ જ છે, તથાપિ શક્તિ પ્રમાણે સ્તુતિ કરીએ છીએ. ૩૪ હે મહેશ્વર! અમે આપના સ્વરૂપને જાણીએ છીએ, આપ વિના બીજાને જાણતા નથી. અસ્ફુટ લીલા કરનાર આપની મૂર્તિ જગતના કલ્યાણ માટે જ છે. ૩૫

શુકદેવજી કહે છે—આ પ્રમાણે સ્તુતિ કરતી પ્રજાઓનું દુ:ખ જોઈ દયાથી ગદ્ગદિત થયેલા અને સર્વ પ્રાણીઓના મિત્ર ભગવાન શંકર હસીને પોતાના પત્નિ સતીને આ પ્રમાણે કહેવા લાગ્યા ૩૬ હે ભવાનિ! આ બહુ દુ:ખકારક વાત છે ક્ષીર સમુદ્રનું મંથન કરતા તેમાંથી જે કાળકુટ નામે ઝેર ઉત્પન્ન થયું છે, તેથી પ્રજાઓને આ સંકટ આવી પડ્યું છે. ૩૭ હમણા પ્રજા પોતાનું રક્ષણ કરવાની ઇચ્છા કરે છે, માટે મારે તેને નિર્ભય કરવી જોઇએ કારણ કે, દીન પ્રાણીઓનું રક્ષણ કરવુ, એટલું જ સમર્થ પુરુષનું કામ છે ૩૮ પ્રાણીઓ ભગવાનની માયાવડે મોહિત થઇ પરસ્પર વૈર રાખી, એક બીજાનો નાશ કરવાની ઇચ્છા કરે, ત્યારે મહાત્મા પુરુષો ક્ષણભંગુર જીવન આપીને પણ પ્રાણીઓની રક્ષા કરે છે ૩૯ હે કલ્યાણિ! જે પુરુષ બીજા ઉપર દયા કરે છે, તેના ઉપર સર્વના આત્મા ભગ-વાન પ્રસન્ન થાય છે અને ભગવાન પ્રસન્ન થયા કે સ્થાવર જંગમ સહિત હું પણ પ્રસન્ન થાઉં છું. માટે હુ આ વિષ પીઉં છુ, મારાથી પ્રજાઓનું કલ્યાણ થાઓ! ૪૦

શુકદેવજી બોલ્યા—આ પ્રમાણે વિશ્વનું કલ્યાણ કરનાર ભગવાન શંકરે ભવાનીને સમજાવી મહા વિષ પીવા જણાવ્યુ, એટલે તેમનો પ્રભાવ જાણ-નારા પાર્વતીએ શંકરને અનુમોદન પણ આપ્યું. ૪૧ પછી પ્રાણીઓનું કલ્યાણ કરનાર મહાદેવ ચારે તરફ વ્યાપક હલાહલ વિષ હાથેલીમાં લઇ સર્વ પ્રાણીઓ ઉપર દયા કરી તે પી ગયા. ૪૨ પાણીના ઝેરે શંકરને પોતાનું પરાક્રમ દર્શાવ્યુ, એટલે કે શંકરના કંઠ પ્રદેશમા કાળો ડાઘ પડ્યો અને તે તેમને આભૂષણરૂપ થઇ પડ્યો ૪૩ મહાત્મા પુરુષો લોકોની પીડા જોઇ, સંતાપ કરે છે અને તેમ કરવું, એ સત્પુરુષને પરમ શોભા આપનારુ ગણાય છે. ૪૪ દેવના દેવ અને જગતના મનોરથ પૂર્ણ કરનાર ભગવાન શંકરનું આ ચરિત્ર જોઇને પ્રજાઓ, પાર્વતી, બ્રહ્મા તથા વિષ્ણુ એકસ્વરે તેમની પ્રશંસા કરવા લાગ્યા ૪૫ શંકર ઝેર પોતાના હાથમાં લઇને પીતા હતા તે સમે તેમના હાથમાથી જે કંઇ પૃથ્વી ઉપર પડ્યું તેમાથી વીંછી, સર્પ, ઝેરી ઔષ-ધિઓ તથા બીજા ઝેરી પ્રાણીઓ ઉત્પન્ન થયાં. ૪૬

प्रस्कन्नं पिबतः पाणेर्यत्किंचिज्जगृहुःस्म तत्।
वृश्चिकाहिविषौषध्यो दन्दशूकाश्च ये परे ४६

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कन्धे
सप्तमोऽध्यायः

# અધ્યાય ૮ મો.†

## સમુદ્રમાંથી નીકળેલાં રત્નો.

**श्रीशुक उवाच**

**पीते गरे वृषांकेण प्रीतास्तेऽमरदानवा ।**
**ममन्थुस्तरसा सिन्धुं हविर्धानी ततोऽभवत् ॥**

શુકદેવજી કહે છે–હે રાજન્! શંકરે ઝેરનું પાન કર્યા પછી દેવો અને દાનવો ફરીને સમુદ્ર મંથન કરવા લાગ્યા, સમુદ્રને મથતા તેમાંથી કામધેનુ ઉત્પન્ન થઈ ૧ હે રાજન્! પરલોકમાં લઈ જનાર યજ્ઞમાં, પવિત્ર ઘી વગેરે હવિષ્યને માટે અગ્નિહોત્રમાં કામ લાગે એવી તે ગાયને વેદ જાણનારા ઋષિઓ લઈ ગયા ૨ પછી ચંદ્રમાના જેવો શ્વેત રંગનો ઉચ્ચૈઃશ્રવા નામે એક ઘોડો નીકળ્યો. તેને લેવા માટે બલિરાજાએ ઇચ્છા બતાવી, પરંતુ ઇન્દ્રે ઇચ્છા બતાવી નહિ, કારણ કે, ભગવાને પ્રથમથી જ તેને શિખામણ આપી હતી કે, તારે ઘોડાની ઇચ્છા કરવી નહિ ૩ પછી ઐરાવત નામે એક મોટો હાથી નીકળ્યો, તે પોતાના શિખરો જેવા ચાર દાંતોથી પૂજ્ય એવા કૈલાસ જેવો લાગતો હતો ૪ પછી કૌસ્તુભ નામે રત્ન નીકળ્યું તે રત્નની વક્ષઃસ્થળના આભૂષણ માટે ભગવાને ઇચ્છા કરી ૫ પછી દેવલોકના આભૂષણરૂપ પારિજાતક નામે એક વૃક્ષ નીકળ્યું માગનારાઓને જેમ તમે નિરંતર તૃપ્ત કરો છો તેમ તે સ્વર્ગમાં યાચકોના મનોરથોને પૂર્ણ કરે છે ૬ પછી સુંદર વસ્ત્રોવાળી અને કંઠમાં આભૂષણવાળી અપ્સરાઓ નીકળી જે અપ્સરાઓ મનોહર ચાલથી, રમતથી તથા ભાવપૂર્વક જોવાથી સ્વર્ગના વાસી દેવતાઓને રમાડે છે ૭ પછી સાક્ષાત્ ભગવાનમાં પરાયણ રહેનારા લક્ષ્મી ઉત્પન્ન થયા, તેમણે સુદામા પર્વતની દિશામાં ઉત્પન્ન થયેલી વિજળીની પેઠે કાંતિથી સર્વ દિશાઓને ઝળહળાટ કરી મૂકી ૮ દેવ, દૈત્ય તથા મનુષ્ય વગેરે સર્વ લક્ષ્મીના સૌંદર્ય ઉદારતા તથા અવસ્થાનો મહિમા જોઈને, તેમના ઉપર મોહિત થઈ ગયા; અને તેમની ઇચ્છા કરવા લાગ્યા ૯ ઇન્દ્રે લક્ષ્મીજીને મોટું તથા અદ્ભુત આસન લાવી આપ્યું, દેહધારી ઉત્તમ નદીઓએ સુવર્ણના કળશોવડે પવિત્ર જળ લાવી આપ્યું, ૧૦ પૃથ્વીએ અભિષેકના કામમાં આવનારી સર્વ ઓષધિઓ આણી આપી, ગાયોએ પંચગવ્ય આણી આપ્યું, વસંતાદિ ઋતુઓએ પોતપોતાની ઋતુઓના ફલ ફૂલ વગેરે આણી આપ્યા, ૧૧ ઋષિઓએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે લક્ષ્મીજીને અભિષેક કર્યો, ગંધર્વોએ મધુર તથા મંગળકારક ગાયન કર્યાં અને નટની સ્ત્રીઓ નૃત્ય તથા ગાયન કરવા લાગી ૧૨ મેઘમંડળ ગંભીર શબ્દવાળા મૃદંગો, પણવો, મુરજો, આનક, શિંગડીઓ, શંખો અને વીણા વગેરે તુમુલ શબ્દોવાળાં વાજિંત્રો વગાડવા લાગ્યા ૧૩ દિશાઓના હાથીઓએ તે સમયે હાથમાં કમળ ધારણ કરનાર દેવી લક્ષ્મીને જળથી ભરેલા કળશોથી અભિષેક કર્યો, અને બ્રાહ્મણો વેદના મંત્રો ભણવા લાગ્યા ૧૪ સમુદ્રે લક્ષ્મીને પીળાં ઉત્તમ રેશમી વસ્ત્રો આપ્યાં, વરુણે વૈજયંતી નામે માળા, કે જેની સુગંધે ભમરાઓ મત્ત થઈ ગણગણાટ કરતા હતા તે આપી, ૧૫ વિશ્વકર્મા પ્રજાપતિએ વિચિત્ર આભૂષણો આપ્યાં, સરસ્વતીએ હાર આપ્યો, બ્રહ્માએ કમળ આપ્યું, નાગેએ કુંડળ આપ્યાં, ૧૬ અને બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કર્યું પછી લક્ષ્મીજી ભમરાઓના ગુંજારવવાળી કમળની માળા હાથમાં લઈ લજ્જાથી હસતે મુખે ત્યાંથી આગળ ચાલ્યા આ વેળા કપોલપર ઝુકી રહેલા કુંડલોથી તેમનું મુખ બહુજ શોભતું હતું ૧૭ પેટ પાતળું હતું, અને સ્તન ઉપર ચંદન તથા કેસરનો લેપ કર્યો હતો. ઝાંઝરના મધુર ઝણકારા સાથે આમ તેમ ફરતાં તે સુવર્ણની વેલી જેવા શોભતા હતા ૧૮ તે લક્ષ્મી, ગંધર્વ, યક્ષ, અસુર, સિદ્ધ, ચારણ તથા દેવતા વગેરેમાં પોતાને રહેવા અવિચળ, દોષ વિનાનું તથા ફેરફાર ન થાય એવા ગુણવાળું સ્થાનક શોધતા હતા, પરંતુ તેવું સ્થાન જડયું નહિ ૧૯ લક્ષ્મી સર્વને જોઈ પ્રત્યેકને માટે પોતાના મન સાથે

† આ અધ્યાયમાં સમુદ્રમંથનને પ્રસંગે લક્ષ્મી વિષ્ણુને વર્યાં, અસુરોએ ધન્વન્તરિની પાસેથી અમૃત હરી લીધું તથા વિષ્ણુએ મોહિનીનો અવતાર લીધો એ કથા કહેવાશે

વિચાર કરવા લાગ્યાં કે, જે કોઈ પુરુષ (દુર્વાસા) તપસી છે તેણે ક્રોધ જીત્યો નથી જે કોઇ (બૃહસ્પતિ) જ્ઞાની છે તેણે જગતનો સંગ છોડ્યો નથી, જે કોઈ (ઇંદ્રાદિક) સમર્થ છે, તો તેને બીજાનો આશ્રય છે. ૨૦ કોઈ (પરશુરામાદિ) મા ધર્મ રહેલો છે, તો તેઓ પ્રાણીઓ ઉપર પ્રીતિ રાખતા નથી. કોઈ (શિબિ વગેરે) દાન કરે છે, તો તેઓ મુક્તિને માટે કરતા નથી કોઈ (સહસ્રાર્જુન) મા પરાક્રમ છે, તો તે કાળના વેગથી નાશ ન થાય એવો નથી કોઈ (સનકાદિક) માયાના સંગથી દૂર રહેનાર છે, તો તે સમાધિમા રહેવાથી મારો પતિ થવાને યોગ્ય નથી ૨૧ કોઈ (માર્કંડેયાદિ) લાબા આયુષ્યવાળા છે તો તે ઇંદ્રિયોનું દમન કરનાર હોવાથી શૃગાર ઉપર પ્રીતિ વિનાના છે કોઇ (હિરણ્યકશિપુ આદિ) શૃગાર ઉપર પ્રેમ ધરાવનારો છે, તો તેનું આયુષ્ય અધ્રુવ છે કોઇ (શંકરાદિક) લાબા આયુષ્યવાળો તથા શૃગાર ઉપર પ્રેમ ધરાવનારો છે, તો તેની શ્મશાનમા રહેવા વગેરે ચેષ્ટા અમંગળ છે, અને કોઈ (ભગવાન) સર્વ પ્રકારે મંગળ—નિર્દોષ છે, તો તે આત્મારામ હોવાથી મારી ઇચ્છા કરતા નથી. ૨૨

આ પ્રમાણે વિચાર કર્યા પછી ભગવાન પોતાને માટે ઇચ્છા વિનાના હતા, તોપણ લક્ષ્મી તેમને વર્યાં કેમકે ભગવાન નિરંતર રહેનાર, ધર્મ તથા જ્ઞાનાદિક ગુણોથી અને પોતાના એક આશ્રયપણાથી ઉત્તમ હતા સર્વ સિદ્ધિઓ તેમને વરેલી હતી તથા પોતે માયાના ગુણથી પર હતા, છતા પોતાને પ્રિય હતા. ૨૩ તેથી લક્ષ્મીજી, મદમત્ત ભ્રમરગણોના ગુંજારવોથી ગણગણી રહેલી મનોહર નવા કમળની માળાઓ, ભગવાનના કંઠપ્રદેશમા પહેરાવીને લજ્જા સાથે હસવાથી શોભતા નેત્રવડે, સર્વના નિવાસસ્થાનરૂપ ભગવાનના ઉરસ્થળને જોતા, તેમના અનુગ્રહની ઇચ્છા કરતા પાસે જઇ ઉભા રહ્યા ૨૪ તે પછી ત્રણ લોકના માતાને ભગવાને પોતામા અવિચલ વાસ આપ્યો જ્યા આગળ રહેલા લક્ષ્મીજીએ દયાસહિત દૃષ્ટિ કરીને, પોતાની પ્રજારૂપ ત્રણ લોકનો અને તેઓના અધિપતિઓનો અભ્યુદય કર્યો ૨૫ તે સમયે શંખ, તૂરી ને મૃદંગો વગેરે વાદિત્રોના અને સ્ત્રીઓ સાથે નૃત્ય કરતા તથા ગાન કરતા ગંધર્વોનો મોટો જયઘોષ થઈ રહ્યો. ૨૬ બ્રહ્મા, રૂદ્ર તથા અંગિરા પ્રમુખ સર્વ પ્રજાપતિઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા અને ભગવાનનુ પ્રતિપાદન કરનાર સફલ વેદના મંત્રોથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨૭ લક્ષ્મીની કૃપાદૃષ્ટિથી અને શીલ વગેરે ગુણોથી સંપન્ન એવા દેવતાઓ અને પ્રજાપતિઓ સાથે પ્રજા પરમ સુખ ભોગવવા લાગી ૨૮ હે રાજન્ ! દૈત્ય તથા દાનવો જ્યારે લક્ષ્મીજી તરફથી અનાદર પામ્યા, ત્યારે તેઓ સર્વ સત્વહીન, ચંચળ વૃત્તિવાળા, ઉદ્યોગ વિનાના અને નિર્લજ થઈ ગયા ૨૯ તે પછી સમુદ્રમાથી કમળના જેવા નેત્રવાળી અને શોભાયમાન મદિરા નામે કન્યા ઉત્પન્ન થઇ, તેને ભગવાનની સંમતિથી દૈત્યોએ ગ્રહણ કરી ૩૦ પછી હે મહારાજ ! કશ્યપના પુત્રોએ, અમૃતની ઇચ્છાથી સમુદ્રનુ મંથન કરતા, તેમાથી પરમ આશ્ચર્યકારક એક પુરુષ ઉત્પન્ન થયો ૩૧ તે પુરુષના હાથ લાબા તથા જાડા હતા, કંઠ શંખના જેવો હતો, નેત્ર રાતા હતા, શરીરનો વર્ણ શ્યામ હતો, અવસ્થા તરુણ હતી અને શરીર ઉપર માળા તથા આભૂષણો ધારણ કર્યાં હતા ૩૨ વસ્ત્ર પીળા હતા, છાતી વિશાળ હતી, કાનમા મણિના નિર્મળ કુંડળ પહેર્યાં હતા, કેશના છેડા કોમળ, શ્યામ રંગના અને વાંકા હતા, રૂપ મનોહર અને ગતિ સિંહના જેવી હતી ૩૩ હાથમા અમૃત ભરેલો કળશ હતો અને ભગવાન વિષ્ણુના અંશમાથી તે ઉત્પન્ન થયો હતો ૩૪ આ જગતમા ધન્વંતરિને નામે તે પ્રખ્યાત થયો તથા આયુર્વેદ જાણનાર અને યજ્ઞમાથી ભાગ લેનાર થયો સર્વ અસુરો અમૃતથી ભરેલા તે કળશને તથા તે પુરુષને જોઈ, સર્વ વસ્તુઓને લેવાની ઇચ્છાવાળા દૈત્યો તથા અસુરો અમૃતથી ભરેલા કળશને વેગથી હરી લઈ જવા લાગ્યા ૩૫ અસુરો અમૃતના કુંભને લઈ જવા લાગ્યા ત્યારે દેવો ખેદ પામીને ભગવાનને શરણે ગયા ૩૬ એટલે પોતાના દાસનું કાર્ય કરનાર ભગવાન, દેવોની દીનતા તરફ દૃષ્ટિ કરીને બોલ્યા કે, હું મારી મોહિની

માયાવડે દૈત્યોની વચ્ચે કલહ ઉત્પન્ન કરાવીને
તમારુ કાર્ય સાધી આપીશ તમે ખેદ કરો નહિ.
૩૭ હે રાજન્! અમૃત પીવાની ઇચ્છાવાળા અને
સમાન બળવાળા દૈત્યોની વચ્ચે, 'હુ પહેલો પીઉં,
તુ નહિ.' એવો કલહ થઈ પડ્યો ૩૮ પછી દુર્બળ
દૈત્યો મત્સરમા આવી જઇને, જેઓએ અમૃતનો
કળશ લઈ લીધો હતો, એવા પ્રબળ દૈત્યોને વાર-
વાર અટકાવતા બોલી ઉઠ્યા કે, દેવતાઓ અમૃત
માટે સમાન શ્રમ કરનાર છે, તેઓને પોતાનો ભાગ
મળવો જોઇએ સત્રયાગમા જેમ સર્વને સમાન
ફળ મળે છે, તેમ આ કામમા પણ સર્વને સરખુ
ફળ મળવુ જોઇએ, એ સનાતન ધર્મ છે ૪૦

### મોહિની સ્વરૂપ.

સર્વ ઉપાયોને જાણનાર ભગવાન વિષ્ણુએ પછી
આશ્ચર્યજનક તથા જેનુ વર્ણન કરી શકાય નહિ
એવુ મોહિની રૂપ ધારણ કર્યું ૪૧ એ સ્ત્રીનો વર્ણ
ઉત્પલના જેવો શ્યામ હતો, તેના સર્વ અવયવ
સુદર હતા ને કાનમા આભૂષણો હતા સુદર કપોલ
ને ઉન્નત નાકવરે તેનુ મુખ શોભતુ હતુ ૪૨
નવીન યૌવનથી ખીલેલુ તેનુ શરીર કેડની ઉપરના
ભાગથી જરા નમેલુ હતુ પેટ પાતળુ હતુ,
મુખનો સુગધ લેવાને અનુરાગી થયેલા ભમરાઓના
ગુજારવથી તેના નેત્ર ઉદ્વિગ્ન થયેલા હતા ૪૩ જેમા
મલ્લિકાના ફૂલ ઉઘડી રહ્યા હતા એવી પુષ્પવેણી
તેણે અંબોડામા ઘાલી હતી હાથમા બાજુબધ
હતા. ૪૪ નિતબ રૂપી દ્વીપ ઝીણા સ્વચ્છ વસ્ત્રથી
ઢકાયલો હતો, તેની ઉપર ધારણ કરેલી ને તેને
શોભાવતી કટિમેખલાથી તેનુ રૂપ શોભતુ હતુ
તથા ઉત્તમ રીતે ચાલતા ચરણમાના ઝાઝર રૂમઝુમ
થઈ રહ્યા હતા ૪૫ વળી મોહિનીનુ રૂપ લજ્જા
અને મદ મદ હસવાથી તથા ભ્રમરોના વિલાસયુક્ત
ફરકવાથી વારવાર દૈત્યોના મનમા કામ ઉપજતો
હતો ૪૬

सव्रीडस्मितविक्षिप्तभ्रूविलासावलोकनै ।
दैत्ययूथपचेत सु काममुद्दिपयन्मुहु ॥४६॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
अष्टमोऽध्याय

# અધ્યાય ૯ મો.†

## દેવોએ કરેલું અમૃતપાન.

શ્રીશુક ઉવાચ

तेऽन्योन्यतोऽसुरा पात्रं हरन्तस्त्यक्तसौहृदाः
क्षिपन्तो दस्युधर्माण आयान्तीं ददृशुः स्त्रियम्

શુકદેવજી કહે છે—હે રાજન્! દૈત્યો સ્નેહનો
ત્યાગ કરી લુટારાઓની પેઠે એક બીજાની પાસેથી
અમૃતનુ પાત્ર પડાવવા અને વાણીથી એક બીજાનો
તિરસ્કાર કરવા લાગ્યા, એટલામા તેઓએ એક
સ્ત્રીને પોતાની તરફ આવતી દીઠી ૧ તેને જોઇને
તેઓ કહેવા લાગ્યા કે, ઓ હો આનુ રૂપ! આની
કાન્તિ! અને આનુ તારુણ્ય કેવુ મોહક છે? આ
પ્રમાણે બોલતા તથા કામાતુર થયેલા દૈત્યો તેની
પાસે જઇને પૂછવા લાગ્યા કે, ૨ હે સ્ત્રી! તું કોણ
છે? ક્યાથી આવે છે? શુ કરવાની ઇચ્છા રાખે છે?
હે વામોરુ! તુ કોની પુત્રી છે તે કહે? તું અમારાં
મનને મથી નાખે એવી છે ૩ દેવ, દૈત્ય, સિદ્ધ,
ગધર્વો ને લોકપાળોએ તને પૂર્વે ભોગવેલી નથી,
ત્યારે મનુષ્યોએ તો તને ક્યાથીજ ભોગવેલી હોય?
૪ હે સુદર ભ્રુકુટીવાળી! દયાળુ ઈશ્વરે પ્રાણીઓની
સર્વ ઇંદ્રિયો તથા મનને પ્રસન્ન કરવા તને અહીં
મોકલી છે કે તુ તારી મેળે અહીં આવી છે? ૫
હે માનવતી સ્ત્રી! અમે સબધીઓ પરસ્પર વૈર
બાધી બેઠા છીએ અને એક વસ્તુને માટે પરસ્પ-
રમા સ્પર્ધા કરીએ છીએ, માટે તુ અમારુ કલ્યાણ
કર અને અમારા કલહનો નિવેડો આણ. ૬ અમે
સર્વ કશ્યપના પુત્રો તથા પરસ્પર ભાઈઓ છીએ.
અમૃત વહેચી લેવાને કલહ કરીએ છીએ માટે
અમારી વચ્ચે કલહ થાય નહિ તેમ આ અમૃતનો
અમને તુ વિભાગ પાડી આપ ૭ દૈત્યોએ આમ
પ્રાર્થના કરી એટલે માયામય સ્ત્રીનું રૂપ ધારણ કર-
નારા ભગવાન હસીને કટાક્ષોથી દૈત્યો પ્રત્યે દૃષ્ટિ
કરતા તેમને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૮

† આ અધ્યાયમા મોહિત થયેલા દૈત્યોએ મોહિનીને અમૃતનુ પાત્ર આપ્યા પછી મોહિનીએ તેઓને છેતરીને દેવતાઓને અમૃત પાયુ એ કથા કહેવાશે.

ભગવાન બોલ્યા—તમે કશ્યપના પુત્રો થઈને મારી પાછળ શા માટે લાગ્યા છો ? બુદ્ધિશાળી પુરુષ સ્ત્રીઓનો કોઈ પણ દિવસ વિશ્વાસ કરતો નથી. ૯ હે દૈત્યો ! કુતરા અને સ્ત્રીઓ જે રોજ નવું નવું શોધ્યા કરે છે તેઓની મિત્રતા ડાહ્યા માણસો અનિત્ય ગણે છે ૧૦

શુકદેવજી કહે છે—તેના આવી રીતના ઉપહાસ ભરેલા વચનોથી દૈત્યોના મનમા વિશ્વાસ આવ્યો, તેથી તેઓએ અભિપ્રાયપૂર્વક ગભીર રીતે હસીને અમૃતનો કળશ તેના હાથમા આપ્યો. ૧૧ પછી શ્રીહરિ તે કળશ હાથમા લઇ, મદ હસવાથી મોહક લાગતી વાણીથી બોલ્યા કે, હું સારુ અથવા નરતુ જે કઈ કરુ, તે જો તમે માન્ય રાખો તો તમને આ અમૃત યથાર્થ વહેચી આપુ અસુરોના વડાઓ તેના પ્રભાવને જાણતા ન હતા, તેથી તેનુ કહેવું સાભળીને 'તેમ કરીશુ' એવુ કહી મોહિનીના કહેવાને મળતા થયા. ૧૩ પછી તેમણે નાહી, ઉપવાસ કરી, હવિષ્યાન્નનો અગ્નિમા હોમ કરી, ગાય, બ્રાહ્મણો તથા બીજા પ્રાણીઓને ભોજન આપી, બ્રાહ્મણોની પાસે સ્વસ્તિવાચન કરાવ્યુ ૧૪ પછી પોતાની ઇચ્છા પ્રમાણે નવા વસ્ત્રો પહેરીને તેઓ શણગરાયા અને ધૂપથી સુગધમય કરેલી પુષ્પની માળાઓથી તથા દીવાઓથી શણગારેલી શાળામા દેવોની સાથે સર્વે પૂર્વ દિશા તરફ મુખ કરીને દર્ભાસનો ઉપર બેઠા. ૧૫-૧૬ હે રાજેદ્ર ! પછી મોહિની હાથમા અમૃતનો કળશ લઈને રેશમી વસ્ત્રથી શોભાયમાન, નિતબના ભારવડે મદ મદ ચાલતી, સભામા ગઇ. તેની આખો મદથી વિહ્વળ થયેલી હતી, સુવર્ણના ઝાઝરના ઝમકારા તે કરતી હતી, ૧૭ ને લક્ષ્મીના જેવી દેખાતી હતી. કાનમા સુવર્ણના મનોહર કુડળો તેણે પહેરેલા હતા, કાન, નાસિકા કપોલ તથા મુખ તેના શોભાયમાન હતા, એવી મહા મનોહર મોહિનીને જોઇને તથા તેના મદ મદ હસવા સાથે કટાક્ષપૂર્વક જોવાથી દેવો અને અસુરો મોહિત થઇ ગયા. ૧૮ તે પછી અસુરોને અમૃત પાવુ, એ સર્પોને દૂધ પાવા જેવો મહા અન્યાય છે. કારણ કે, તેઓ સ્વભાવથી ક્રૂર હોય છે, તેથી મોહિનીરૂપ ભગવાને દૈત્યોને અમૃત આપ્યું નહિ ૧૯ તેમણે દેવ અને દૈત્યો એ બનેની ભિન્ન ભિન્ન પંક્તિઓ કરીને, તેઓને પોતપોતાની પક્તિઓમા બેસાડયા ૨૦ માન તથા મધુર વાક્યોથી દૈત્યોને છેતરી, હાથમા અમૃતનો કળશ લઇને દૂર બેઠેલા દેવતાઓને મોહિની, જરાને તથા મરણને હરણ કરનારુ અમૃત પાવા લાગ્યા ૨૧ હે રાજન્ ! દૈત્યોએ મોહિની સાથે પ્રથમ કરેલો પોતાનો ઠરાવ પાળ્યો અને તે સ્ત્રી ઉપર સ્નેહ બાધનાર દૈત્યો સ્ત્રીની સાથે વિવાદ કરવો તે નિન્દિત કર્મ સમજીને છાનામાના બેસી રહ્યા ૨૨ દૈત્યોએ તે સ્ત્રી સાથે સ્નેહ બાધ્યો હતો, તેથી તે સ્નેહનો ભગ ન થાય તે સાચવતા હતા તેઓ 'આ તો કૃપણ છે માટે ભલે થોડુ થોડુ પી લે, તમે તો ધીરા છો, માટે ક્ષણવાર ધીરા રહો, તમારુ પણ હમણા થઇ રહેશે.' એવા ઘણા માનવાચક વચનોને અધીન થઈ ગયા, તેથી માઠુ લાગે એવુ કઇ પણ મોહિની પ્રત્યે બોલ્યા નહિ ૨૩ એટલામા રાહુ, દેવતાના રૂપમા ગુપ્ત રહીને દેવસભામા ચદ્ર તથા સૂર્યની વચ્ચે પેસી જઈને, અમૃત પીવા લાગ્યો તે વખતે સૂર્ય તથા ચદ્રે તે ભગવાનને બતાવ્યો ૨૪ રાહુ અમૃત પીતો હતો એટલામા અત્યત તીક્ષ્ણ ધારવાળા ચક્રથી ભગવાને તેનુ મસ્તક ઉડાવી દીધુ અને તેનું ધડ કે જેમા અમૃત હજી પહોચ્યુ ન હતું તે જમીન ઉપર પડયુ ૨૫ મસ્તક અમૃતના સ્પર્શથી અમર થઈ ગયુ તેને બ્રહ્માએ એક ગ્રહ કર્યો, જે વૈર બુદ્ધિથી પર્વે પર્વે ચદ્ર તથા સૂર્યને પીડા કરે છે ૨૬ દેવતાઓ ઘણા ખરા અમૃત પી રહ્યા હતા એટલામા અસુર રાજાઓના દેખતા જ વિશ્વનું કલ્યાણ કરનાર ભગવાને પોતાના સ્વરૂપને ધારણ કર્યું. ૨૭ આ પ્રમાણે અમૃત પ્રાપ્ત કરવામા દેશ, કાળ, પર્વત, પદાર્થ, પરિશ્રમ અને વિચાર, દેવ દૈત્યોનો સમાન હતો, તોપણ તેઓને ફળ મળવામા ભેદ પડયો. તેઓમા દેવોએ ભગવાનનાં ચરણની રજના આશ્રયથી શ્રમવિના અમૃતરૂપી ફળ મેળવ્યું અને દૈત્યોએ મેળવ્યું નહિ. ૨૮ મનુષ્યો પોતાના દેહને માટે તથા પુત્રાદિકને માટે પ્રાણ, ધન, કર્મ,

મન તથા વચનથી જે કંઈ કરે, તે સર્વ ભેદબુદ્ધિને લીધે વ્યર્થ જાય છે, અર્થાત્ તેનું ફળ મળતું નથી. મનુષ્યો પ્રાણ ધનાદિકવડે અભેદ દૃષ્ટિથી જે કંઈ ઈશ્વરાર્પણ કર્મ કરે છે, તે વૃક્ષના મૂળમા પાણી સિંચવાથી જેમ આખા ઝાડને પહોંચે તેમ ફળ દાયી નીવડે છે ૨૯

यद्युज्यतेऽसुवसुकर्ममनोवचोभि-
र्देहात्मजादिषु नृभिस्तदसत् पृथक् त्वात् ।
तैरेव सद्भवति यत्क्रियतेऽपृथक्त्वात्
सर्वस्य तद्भवति मूलनिषेचनं यत् ॥ २९ ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
नवमोऽध्याय

# અધ્યાય ૧૦ મો. $

## દેવાસુર યુદ્ધ.

श्रीशुक उवाच

इतिदानवदैतेया नाविन्दन्नमृत नृप ।
युक्ता' कर्माणि यत्ताश्च वासुदेवपराङ्मुखा: ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે દૈત્ય અને દાનવો સાથે કામે લાગેલા હતા તોપણ ભગવાનથી પ્રતિકૂળ રહેતા હતા, તેથી તેઓને અમૃત મળ્યું નહિ ૧ હે રાજન્! અમૃતને ઉત્પન્ન કરી, પોતાના ભક્ત દેવતાઓને તેનું પૂર્ણ પાન કરાવીને, સર્વ પ્રાણીઓના દેખતા ભગવાન ગરુડ-વાહન પોતાના ધામમા ગયા ૨ પછી દૈત્યો પોતાના શત્રુઓની આ પરમ સિદ્ધિ સહન કરી શકયા નહિ તે આયુધ ઉગામી દેવતાઓની સામે ચઢયા ૩ અમૃતનું પાન કરીને વૃદ્ધિ પામેલા તથા ભગવાનના ચરણનો આશ્રય કરનાર દેવતાઓ શસ્ત્રોથી દૈત્યોની સામે લડવા લાગ્યા ૪ સમુદ્રના તીર ઉપર બન્ને વચ્ચે રોમાંચ ઉભા કરે એવું તુમુલ ને દારુણ દેવાસુર નામે યુદ્ધ શરુ થયું, ૫ રણ ઉપર શત્રુઓ ગુસ્સે થઇ સામા સામા તરવારો બાણો ને અનેક આયુધોથી એક બીજાને મારવા લાગ્યા ૬ આ વેળા શંખ, તુરી, મૃદંગ, ભેરી તથા ડમરુનો અને ગર્જના કરતા હાથી, ઘોડા, રથ અને પાળાઓનો મોટો કોલાહલ થઇ રહ્યો ૭ રણભૂમિ ઉપર રથવાળા રથવાળાઓની સાથે, પાળાઓ પાળાઓની સાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વારોની સાથે અને હાથીવાળાઓ હાથીવાળાઓની સાથે, લડવા લાગ્યા. ૮ હે રાજન્! કેટલાએક ઉંટ, હાથી, ગધેડા, ગૌરમૃગ, રીંછ, દીપડા, સિંહ, ગીધ, શકરા, ચાસ, મગ્ધર, મચ્છ, શરભ, પાડા, ગેંડા, બળદ, રોઝ, શિયાલ, ઉંદર, સસલા, મનુષ્ય, બકરા, કાળામૃગ, હંસ, સુવર, તથા બીજા કેટલાએક જળચર અને કેટલાક બીજા સ્થળચર મહા ભયંકર શરીરવાળા પ્રાણીઓ ઉપર સ્વારી કરીને લડવા આવ્યા ૯-૧૨ હે પાંડુપુત્ર! આ વેળા વિચિત્ર ધ્વજા પતાકાઓથી શ્વેત અને નિર્મળ છત્રોથી ઉંચી કિંમતના હીરાના દાંડાવાળા અને મોરપિચ્છવાળા વિંજણાઓથી, ચમરોથી, પવનથી ઉડતા ઉત્તરીય વસ્ત્રોથી, પાઘડીઓથી, ચળકતા કવચોથી તથા આભૂષણોથી, સૂર્યના કિરણોથી, ઝગઝગતા અને સજ્જ કરેલા શસ્ત્રોથી તથા વીર પુરુષોની મંડળીઓથી વીર એવા દેવ તથા દાનવોની સેના જળચરોની પંક્તિઓથી જેમ સમુદ્ર શોભે તેમ શોભવા લાગી ૧૩-૧૫ પછી દૈત્યોની સર્વ સેનાનો અધિપતિ વિરોચનનો પુત્ર બલિરાજા, યુદ્ધમા વૈહાયસ નામે ઉત્તમ વિમાનમા બેઠો હતો, જે વિમાન મયદાનવે બનાવેલું હતું, ઈચ્છા પ્રમાણે ગતિ કરી શકતુ હતુ અને યુદ્ધની સર્વ સામગ્રીઓથી ભરેલુ હતુ * વળી હે રાજન્! તેમા સર્વ પ્રકારના સગવડવાળા વિભાગો હતા, વિચારમા આવે નહિ અને વર્ણન પણ કરી શકાય નહિ એવુ, ક્ષણમા દેખાતુ અને ક્ષણમા દેખાતું બંધ થાય એવુ તે વિમાન હતુ આવા શ્રેષ્ઠ વિમાનમા બલિરાજા બેઠો હતો સેનાપતિઓ તેની આસપાસ ઉભા હતા, ઉત્તમ જાતના વાળાના પંખાઓથી સેવકો તેને પવન ઢોળતા હતા અને માથા ઉપર

$ આ અધ્યાયમા દૈત્યોએ યુદ્ધ કરતા, તેઓની માયાથી દેવતા ગભરાયા ત્યારે ભગવાન ત્યા પ્રગટ થયા, એ કથા કહેવારો

* દેવાસુર યુદ્ધના વખતમા લડાઇમા વિમાનોનો ઉપયોગ થતો હતો અને આર્ય સંસ્કૃતિ એટલી આગળ વધેલી હતી એમ કહેવાય

છત્ર ધરેલુ હતું. આ વખતે બલિરાજા ઉદયાચળ ઉપર રહેલા ચદ્રમાના જેવો લાગતો હતો. ૧૧-૧૮ યક્ષોના અધિપતિ અસુરો પોતપોતાના વાહનો ઉપર બેસીને, બલિ રાજાની આસપાસ ઉભા રહ્યા હતા, જેમા નમુચિ, શબર, બાણુ, વિપ્રચિત્તિ, અયોમુખ, દ્વિમૂર્ધા, કાલનાભ, પ્રહેતિ, હેતિ, ઇલ્વલ, શકુનિ, ભૂતસ તાપ, વજ્રદષ્ટ્ર, વિરોચન, હયગ્રીવ, શ કુશિરા, કપિલ, મેઘદુ દુભિ, તારક, ચક્રદક, શુભ, નિશુભ, જ ભ, ઉત્કલ, અરિષ્ટ, અરિષ્ટનેમિ, મલ, ત્રિપુરાધિપ તથા બીજા પૈલોમ, કાલેય, નિવાતકવચ વગેરે દૈત્યો જેઓને અમૃતમાથી ભાગ મળ્યો ન હતો અને જેઓએ રણુમા ઘણીવાર દેવતાઓને હરાવ્યા હતા, તેઓ સર્વે સિહના જેવી ગર્જના કરતા મોટા શબ્દવાળા શ ખો વગાડતા હતા. આ રીતે શત્રુઓને ગર્વથી મદમત્ત થઈ ગયેલા જોઈ ઇંદ્ર અત્ય ત ક્રોધાયમાન થયો ૧૯-૨૪

ઇંદ્ર મદઝરતા ઐરાવત હાથી ઉપર બેઠો હતો, તેથી તે ઝરણુઓ ઝરતા ઉદયાચળ ઉપર બેઠેલા સૂર્યની માફક શોભતો હતો. ૨૫ નાના પ્રકારના વાહનો, ધ્વજાઓ ને આયુધોવાળા દેવતાઓ તથા પોતાના ગણો સાથે આવેલા વાયુ, અગ્નિ અને વરુણુ વગેરે લોકપાળો ઇદ્રની ચારે તરફ ઉભા રહ્યા હતા. ૨૬ તેઓ એક બીજા સામે ઉભા રહી પરસ્પર કટુ વચનોથી તિરસ્કાર કરતા હતા નામ લઇને સામસામે લડવા બોલાવતા હતા અને અગ્રભાગમા આવી દ્વ દ્વ યુદ્ધ કરતા હતા ૨૭ તેમા ઇન્દ્ર બલિરાજા સાથે લડવા લાગ્યો, કાર્તિકસ્વામી તારકાસુર સાથે, વરુણુ હેતિની સાથે, મિત્રદેવ પ્રહેતિની સાથે, ૨૮ યમ રાજા કાળનાભની સાથે, વિશ્વકર્મા મયદાનવની સાથે, શબરાસુર ત્વષ્ટાની સાથે, વિરોચન સવિતાની સાથે, ૨૯ નમુચિ અપરાજિતની સાથે, અશ્વિનીકુમારો વૃષપર્વાની સાથે અને સૂર્ય બલિના સો પુત્રો જેમા બાણાસુર વડો હતો તેમની સાથે લડવા લાગ્યા. ૩૦ ચ દ્ર રાહુની સાથે, પવન પુલોમાની સાથે, વેગવાળા દેવી ભદ્રકાળી શુંભ તથા નિશુંભની સાથે, ૩૧ વૃષાકપિ જ ભની સાથે, વિભાવસુ મહિષાસુરની સાથે અને હે શત્રુદમન રાજા! વાતાપિ સહિત ઇલ્વલ બ્રહ્માના પુત્રોની સાથે લડવા લાગ્યા ૩૨ દુર્મર્ષ કામદેવની સાથે, ઉત્કલ માતૃકાઓની સાથે, બૃહસ્પતિ શુક્રાચાર્યની સાથે, શનૈશ્ચર નરકાસુરની સાથે, ૩૩ મરુદ્ગણુ નિવાતકવચોની સાથે, વસુદેવતાઓ કાલેયોની સાથે, વિશ્વેદેવતાઓ પૈલોમની સાથે અને રુદ્રદેવતાઓ ક્રોધવશ નામના અસુર ગણોની સાથે લડવા લાગ્યા. ૩૪

આ રીતે અસુરોના રાજાઓ તથા દેવતાઓના રાજાઓ સામસામા એકઠા થઇને રણુભૂમિ ઉપર દ્વ દ્વયુદ્ધ કરવા લાગ્યા વિજયની ઇચ્છાવાળા તેઓ એક બીજાની સામે રહીને તીક્ષ્ણુ બાણો, તરવારો તથા તોમરો એક બીજાને મારવા લાગ્યા. ૩૫ ભુશુ ડી, ચક્ર, ગદા, ઋષ્ટિ, સાગ, પ્રાસ, ફરશી, ભાલા, ભોગળ, મુદ્ગર અને ભિદિપાલોથી એક બીજાના અ ગ પીડવા લાગ્યા. ૩૬ હાથી, ઘોડાઓ, રથ, પાળાઓ અને સ્વાર સહિત વાહનોની અનેક ટુકડીઓ થઈ ગઈ કેટલાએકના હાથ, સાથળ, કાધ, પગ વગેરે કપાઇ ગયા કેટલાએકની ધ્વજા, ધનુષ, શરીર ઉપરના કવચો તથા આભૂષણોના કકડે કકડા થઇ ગયા ૩૭ યોદ્ધાઓના પગના આઘાતથી અને રથોના પૈડાના પછડાટથી રણુભૂમિનો ભાગીને ભુકો થઈ ગયો, ને તેમાથી ઉડેલી ધૂળે દિશા, આકાશ તથા સૂર્યને ઢાકી દીધાં. રણુભૂમિ ઉપર લોહીના રેલા વહેવાથી પાછી ઉડતી ધૂળ બ ધ પડી ગઈ ૩૮ મુગટ તથા કુ ડળો વિનાના થઈ ગયેલા, ક્રોધાવિષ્ટ આખોવાળા અને ઓષ્ઠને ડસતા માથાઓથી, ઘરેણાં તથા આયુધોવાળા મોટા બાહુઓથી અને ગોળાકાર સાથળોથી ઢ કાયેલી રણુભૂમિ બહુ શોભવા લાગી ૩૯ તે યુદ્ધમા પોતાના માથામા રહેલી આખોથી પોતાની તરફ ચઢી આવતા વીરોને જોઇને, યોદ્ધાઓના ધડો હાથમા રહેલા શસ્રો ઉગામતા ઉઠવા લાગ્યા. ૪૦ આ પ્રમાણે યુદ્ધમા લડતા વીર પુરુષોમા બલિરાજાએ ઇંદ્રને દશ બાણ, ઐરાવતને ત્રણ બાણ, ઇંદ્રના ચાર ઘોડાઓને ચાર બાણ અને ઐરાવતના મહાવતને એક બાણ માર્યું ૪૧ પોતાના તરફ આવતા બાણો પોતાની પાસે આવી પહોચે એટલામા તો પરાક્રમ

કરનાર ઈન્દ્રે હસતો હોય તેમ મુખ મલકાવીને સજેલા ભાલોડા તેની સામે મારીને કકડેકકડા કરી નાખ્યા ૪૨ ઇંદ્રની આ કળા જોઈને બલિરાજા તેને સહન કરી શકયા નહિ, તેથી તેણે બળબળતી મોટા ઉંબાડીઆ જેવી શક્તિ હાથમા લઇ તેની પર નાખી પણ ઈન્દ્રે તેને કાપી નાખી ૪૩ ત્યારપછી બલિ રાજાએ શૂલ, પ્રાસ, કટાર તથા ઋષ્ટિ વગેરે જે જે શસ્ત્ર હાથમા લીધા તે સર્વ ઇન્દ્રે કાપી નાખ્યા ૪૪ પછી હે રાજન્! બલિરાજાએ અદૃશ્ય રહીને આસુરી માયા કરી, જેથી દેવતાઓની સેના ઉપર એક પર્વત આકાશમાથી આવી પડયો શત્રુની સેનાનો ભુકો કરી નાખતા દાવાનળથી બળતા વૃક્ષો પડવા લાગ્યા તીક્ષ્ણ અણીવાળા શિખરો તથા શિલાઓ પડવા માડી ૪૫-૪૬ મોટા સર્પો, ઝેરી પ્રાણીઓ, વિંછીઓ, મોટા હાથીઓનું મર્દન કરનાર સિંહ, વાઘ અને સૂવરો ચારે તરફથી ધસી આવ્યા ૪૭ હે રાજન્! હાથમા ત્રિશૂળવાળી એક નગ્ન સ્ત્રી 'મારો, કાપો' એવા શબ્દ બોલતી સેંકડો રાક્ષસીઓ તથા રાક્ષસોના ગણો વચ્ચે આવી ૪૮ પછી ગંભીર તથા તીક્ષ્ણ ગર્જના કરનાર મેઘો આકાશમાથી અંગારા વર્ષાવવા લાગ્યા અને તે પવનો સાથે અથડાવાથી ગર્જના કરવા લાગ્યા ૪૯ ત્યાર પછી બલિરાજાએ ઉત્પન્ન કરેલો મહા અગ્નિ, જેને પવનની સહાય મળી હતી, તે પ્રલયકાળના અગ્નિના જેવા અત્યંત ઉગ્ર સ્વરૂપે દેવતાઓની સેનાને બાળવા લાગ્યો ૫૦ પ્રચંડ પવનથી ઉછળતા મોજાવાળો અને ઘૂમરીઓથી ભયંકર લાગતો સમુદ્ર મર્યાદા મૂકીને ચારે તરફ રેલાતો જણાયો ૫૧

આ પ્રમાણે મોટી માયાવાળા અને જેઓની ગતિ જાણવામા આવતી ન હતી, એવા ભયંકર દૈત્યોએ ઉપરા ઉપરી માયાઓ કરવા માડી, એટલે દેવતાઓના યોદ્ધાઓ ખેદ પામ્યા. ૫૨ હે રાજન્! ઇંદ્રાદિક દેવોને પણ કંઈજ ઉપાય સૂઝ્યો નહિ, એટલે તેઓએ શ્રીહરિનું ધ્યાન કરતા જગતનું કલ્યાણ કારનાર ભગવાન ત્યા પ્રગટ થયા ૫૩ ભગવાન ગરુડની ઉપર બેઠા હતા, શરીરની ઉપર પીતાંબર ધારણ કર્યું હતુ, નવા કમળના જેવા નેત્ર હતા, આઠ ભુજાઓમાં આઠ આયુધો ધારણ કર્યાં હતાં તથા શોભાયમાન લક્ષ્મીજી, કૌસ્તુભમણિ, અમૂલ્ય મુગટ તથા કુંડળો પહેર્યાં હતાં, એવા ભગવાને દર્શન આપ્યા ૫૪ જેવા તે આવ્યા કે, તરત જાગ્રત અવસ્થા આવવાથી જેમ સ્વપ્નનો નાશ થાય તેમ ભગવાનના મહિમાથી દૈત્યોના કપટ કર્મવડે ઉત્પન્ન થયેલી માયા નાશ પામી. શ્રીહરિનું સ્મરણ સર્વ આપત્તિઓમાથી છોડાવે છે, ત્યારે તેના પ્રત્યક્ષ દર્શન છોડાવે તેમા શું આશ્ચર્ય? ૫૫ યુદ્ધવિષે ગરુડ ઉપર બિરાજતા ભગવાનને જોઈને, સિંહ ઉપર બેઠેલા કાલનેમિ દૈત્યે ત્રિશૂળ ફેરવી તેમને માર્યું હે રાજન્! ત્રિશૂળ ગરુડના મસ્તક ઉપર પડતું હતું એટલામા ત્રણ લોકના અધિપતિ વિષ્ણુએ તેને ઝીલી લઇ, તે જ ત્રિશૂળથી શત્રુ કાળનેમિને તેના વાહન સાથે મારી નાખ્યો. ૫૬ પછી મહાબળવાળા માલી અને સુમાલીના માથાં પણ ચક્રવડે કાપી નાખ્યા, તેથી બન્ને રણભૂમિ ઉપર ઢળી પડયા, એટલે માલ્યવાન્ દૈત્યે ભગવાનની સામે ચઢી જઈ ગરુડને ગદા મારી એટલામાં ભગવાને ચક્ર મારી ગર્જના કરતા દૈત્યનું માથુ કાપી નાખ્યુ ૫૭

माली सुमाल्यतिबलौ युधि पेततुर्य
श्चक्रेण कृत्तशिरसावथ माल्यवांस्तम् ।
आहत्य तिग्मगदयाऽहनदण्डजेंद्र
तावच्छिरोऽच्छिदरेर्नदतोऽरिणाद्य. ५७ ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे दशमोऽध्यायः

## અધ્યાય ૧૧ મો.$

### શુક્રાચાર્યે દૈત્યોને સજીવન કર્યા.

श्रीशुक उवाच
अथोऽसुराः प्रत्युपलब्धचेतसः
परस्य पुंसः परयानुकंपया ।
जघ्नुर्भृशं शक्रसमीरणादय
स्तांस्तान्रणे यैरभिसंहताः पुरा ॥ १ ॥

$ આ અધ્યાયમા દેવતાઓ દૈત્યોનો નાશ કરવા લાગ્યા ત્યારે નારદે દેવતાઓને તેમ કરતા અટકાવ્યા અને શુક્રાચાર્યે મરી ગયેલા દૈત્યોને સજીવન કર્યાં તે કથા કહેવાશે

શુકદેવજી કહે છે—પછી પરમાત્માની કૃપાથી દેવતાઓને પાછું ભાન આવ્યું અને ઇંદ્ર, પવન વગેરે દેવતાઓ જેઓએ પોતાને પૂર્વે માર્યા હતા તેમને રણભૂમિ ઉપર સારી પેઠે મારવા માંડ્યા ૧ ભગવાન ઇંદ્રે ક્રોધાયમાન થઈ બલિરાજાને મારવા વજ્ર ઉગામ્યું ત્યારે સર્વ પ્રજા હાહાકાર કરવા લાગી ૨ વજ્રધારી ઇંદ્રે પોતાના આગળ ઉભેલા, મનસ્વી, સર્વ રીતે તૈયાર થયેલા અને મહા સંગ્રામમા ઘૂમતા બલિરાજાનો તિરસ્કાર કરી તેને આ પ્રમાણે કહ્યુ. ૩ હે મૂઢ ! નટ જેમ માયાથી અજ્ઞાની બાળકોને હરાવી તેમનું ધન હરી લે, તેમ તુ, અમે કે જે માયાના અધિપતિ છીએ, તેઓને માયા કરીને જીતવાની ઇચ્છા રાખે છે ૪ જેઓ કપટથી સ્વર્ગમા ચઢવાને ઇચ્છે છે અને તેની પણ ઉપર જવાની ઇચ્છા કરે છે, તે અજ્ઞાની ચોરોને હુ પહેલા સ્થાનથી નીચે પાડી નાખું છું ૫ તે હુ, તારુ દુષ્ટ માયાવીનુ માથુ આ સો ધારવાળા વજ્રથી કાપી નાખીશ તારે જે સબંધીઓને મળવુ હોય તેઓની સાથે મળી લે. ૬ બલિરાજા બોલ્યો—કાળ જેઓના કર્મને પ્રેર્યા કરે છે એવા યુદ્ધ કરનાર સર્વ લોકોની અનુક્રમે કીર્તિ, અપકીર્તિ, જય, પરાજય તથા મરણ થયા કરે છે ૭ જગત કાળને અધીન છે એમ વિદ્વાન લોકો કહે છે તેઓ જેમ જયથી પ્રસન્ન થતા નથી તેમ પરાજયથી શોક કરતા નથી, તે વિષયમા તમે અજાણ છો ૮ તમે મહા પુરુષોએ શોક કરવા યોગ્ય તથા કીર્તિ આદિકમા પોતાને કારણ માનનાર છો, તેથી મર્મમા પીડા ઉપજાવનારા તમારા વચનોને અમે સ્વીકારતા નથી ૯

શુકદેવજી કહે છે—વીર લોકોનો નાશ કરનાર સમર્થ બલિરાજાએ એ પ્રમાણે ઇદ્રનો તિરસ્કાર કરી વચનોથી તુચ્છકારી કાઢેલા તેને પાછા કાન સુધી ખેંચીને બાણો માર્યાં. ૧૦ સત્યવાદી શત્રુએ ઇદ્રનો તિરસ્કાર કર્યો પણ ઇદ્રે અંકુશવડે મારેલા હાથીની પેઠે, તેના વચનોને સહન કર્યાં નહિ ૧૧ પછી શત્રુનું મર્દન કરનાર ઇદ્રે બલિરાજાની ઉપર અમોઘ વજ્ર માર્યું, તેને લીધે પાંખો કપાઇ ગયેલા પર્વતની પેઠે વિમાન સહિત બલિરાજા પૃથ્વી ઉપર પડ્યો ૧૨ આ વેળાએ બલિરાજાનો મિત્ર તથા સંબંધી જંભાસુર પોતાના મિત્રને જમીન ઉપર પડેલો જોઇ, મરણ પામેલા મિત્રની મિત્રતા જાળવવા ખાતર ઇંદ્રની સામે ચઢી ગયો. ૧૩ મહા બળવાન જંભાસુર જે સિંહની ઉપર બેઠો હતો, તેણે ઇદ્રની સામે વેગથી ગદા ઉગામીને ફેંકી અને હાથીને ઘાયલ કર્યો ૧૪ ગદાના મારની પીડાથી ઐરાવત બહુજ વિહ્વળ થઇ ગયો અને પૃથ્વી ઉપર ઘુંટણભેર બેસી જઈ અત્યંત દુઃખ ભોગવવા લાગ્યો. ૧૫ પછી સારથિ માતલીએ જેમાં હજાર ઘોડાઓ જોડ્યા હતા એવો રથ ઇંદ્રની આગળ લાવીને ઉભો રાખ્યો કે, ઇંદ્ર હાથી ઉપરથી ઉતરીને રથમા બેઠો. ૧૬ ત્યાર પછી દૈત્યશ્રેષ્ઠ જંભાસુરે સારથિના કામના વખાણ કરી, હસીને બળતા ત્રિશૂળનો તેની ઉપર પ્રહાર કર્યો ૧૭ માતલીએ ધીરજથી તે અસહ્ય વેદનાને સહન કરી, એટલામાં ક્રોધાવિષ્ટ થયેલા ઇંદ્રે વજ્ર મારીને જંભાસુરનું માથું કાપી નાખ્યું ૧૮ જંભાસુરના મરણની વાત નારદ ઋષિની પાસેથી સાભળીને નમુચિ, બળ તથા પાક નામના ત્રણ દૈત્યો તેની સામે ધસી ગયા ૧૯ તેમણે કઠોર વચનો કહીને ઇંદ્રને મર્મોમા ખેદ ઉપજાવતા થકા, મેઘ જેમ પર્વતો ઉપર પાણીની વૃષ્ટિ કરે, તેમ ઇંદ્રની ઉપર બાણોની વૃષ્ટિ કરી ૨૦ બળ દૈત્યે પોતાના હાથથી ઇદ્રના હજાર ઘોડાઓને રણમા હજાર બાણો મારીને એક વખતે જ વિંધી નાખ્યા ૨૧ પાક દૈત્યે એક વખતે જ બસો બાણો સાથે માર્યાં; તેથી માતલી તથા તેના રથના અંગો છિન્ન ભિન્ન થઇ ગયા. તે કાર્ય રણ ઉપર આશ્ચર્યજનક થઇ પડ્યું. ૨૨ નમુચિ દૈત્યે સોનાના પુંછડાવાળા પંદર બાણો મારીને ઇદ્રને વિંધી નાખ્યો અને જળથી ભરેલા મેઘની પેઠે ગર્જના કરવા લાગ્યો. ૨૩ ત્યાર પછી વાદળા જેમ વર્ષાઋતુના સૂર્યને ઢાંકી દે છે તેમ દૈત્યોએ ઇદ્રને, તેના રથ તથા સારથિની સાથે ચારે તરફથી બાણોના સમૂહથી ઢાંકી દીધો, ૨૪ આ પ્રમાણે બાણોમા ઢંકાઇ જવાથી દેવો અને તેમના અનુચરો જ્યારે ઇંદ્રને જોઈ શક્યા નહિ ત્યારે નાયક વિનાના અને શત્રુઓએ જીતી લીધેલા દેવતાઓ સમુ-

દ્રમા વહાણુ ભાગી જવાથી, જેમ વ્યાપારીઓ અત્યત વિહ્વળ થઈ જાય, તેમ અત્યત વિહ્વળ થઈને ચીસો પાડવા લાગ્યા ૨૫ એટલામા ઇંદ્ર પોતાના ઘોડા, રથ, ધ્વજા તથા સારથિની સાથે બાણુના પાજરામાથી બહાર નીકળ્યો, અને પોતાના તેજથી દિશાઓ, આકાશ તથા પૃથ્વીને પ્રકાશમાન કરતો સૂર્ય જેમ પ્રભાતમા શોભે તેમ પોતાના તેજથી સઘળી દિશાઓને તેમજ આકાશને તથા પૃથ્વીને પ્રકાશમાન કરતો શોભવા લાગ્યો ૨૬ પછી તેણે જોયુ તો પોતાની સેનાને રણભૂમિ ઉપર શત્રુઓએ દુ ખી કરેલી દીઠી, એટલે ક્રોધથી તેણે શત્રુનો નાશ કરવા માટે વજ્ર ધારણ કર્યું ૨૭ હે રાજન્ ! જોનારા સર્વ દૈત્યોને ભય ઉત્પન્ન કરતા, આકરી ધારવાળા શસ્ત્રોથી ઇંદ્રે બળ તથા પાકનું માથુ કાપી નાખ્યુ ૨૮ નમુચિ, બળ તથા પાકનો નાશ થયેલો જોઇને, શોક, અસહનતા તથા ક્રોધમા આવી ગયો, અને હે રાજન્ ! ઇંદ્રનો નાશ કરવાની ઇચ્છાથી તે મોટો ઉદ્યમ કરવા લાગ્યો ૨૯ ઘ ટા લટકાવેલુ તથા સોનાથી શણગારેલુ ત્રિશૂળ લઇ ક્રોધાવેશમા આવી ‘હવે તારુ મરણ આવેલુ છે,’ એમ કહી ઇંદ્રનો તિરસ્કાર કરી તેણે સિ હુની પેઠે ગર્જના કરીને ત્રિશૂળ ફે કયુ. ૩૦ મહા વેગવાળુ તે આકાશમા ચાલ્યુ આવતુ હતુ એટલામા ઇંદ્રે બાણો મારી તેના હજારો કડકા કરી નાખ્યા પછી રોષમા આવેલા ઇંદ્રે તેનું માથુ કાપી નાખવા તેની કાધ ઉપર વજ્રનો ઘા કર્યો ૩૧ આ વખતે ઇન્દ્રે પોતામા જેટલુ બળ હતુ તેટલુ વાપરીને વજ્ર માર્યું અને તે પોતે બળવાન હતું છતા નમુચિની કાધને છેદી શકયુ નહિ જેણે મહા પરાક્રમી વૃત્રાસુરને કાપી નાખ્યો હતો, તે વજ્ર નમુચિ દૈત્યના કાધની ચામડી કાપી શકયુ નહિ, તે વાત મહા આશ્ચર્યજનક થઇ પડી ૩૨ જેનાથી વજ્ર પાછુ પડયુ હતુ તે શત્રુથી ઇન્દ્ર ડગ્વા લાગ્યો અને મનમા વિચાર કરવા લાગ્યો કે, વિશ્વને મોહ ઉપજાવે એવુ વિચિત્ર આ શુ બન્યુ ? ૩૩ જે વજ્રે પૂર્વે પાખોવતી ઉડીને પોતાના ભારોથી પ્રજાનો નાશ કરવા માટે પૃથ્વી ઉપર પડતા પર્વતોની પાખો કાપી નાખી હતી ૩૪ તથા વિશ્વકર્માના તપના સારરૂપ વૃત્રાસુરને જેનાથી ફાડી નાખ્યો હતો, તેમ જ સર્વ અસ્ત્રોથી કાપી ન શકાય એવા બળવાળા બીજાઓને પણ કાપી નાખ્યા હતા, ૩૫ તે વજ્રને આજે મે એક નાના અસુર ઉપર મૂકયુ તોપણ તે નિષ્ફળ થઇ પાછુ પડયુ, માટે બ્રાહ્મણના તેજરૂપ છતા નિષ્ફળ થઈ પડેલા લાકડા જેવા તેને હુ હવે ધારણ કરીશ નહિ. ૩૬ આ પ્રમાણે ઇન્દ્ર ખેદ કરતા હતો, એટલામાં આકાશવાણી થઇ કે, આ દાનવને તમે સૂકાથી, તેમ ભીનાથી મારી શકશો નહિ ૩૭ કારણ કે ભીનાથી તેમ જ સૂકાથી તેનુ મૃત્યુ નહિ થાય, એવો મે તેને વર આપ્યો છે, માટે હે ઇંદ્ર ! શત્રુનો નાશ કરવા બીજો ઉપાય કરો ૩૮ આ પ્રમાણે દૈવી વાણી સાભળી સ્થિર મન કરી વિચાર કરતા તેને, સમુદ્રનુ ફીણુ ભીનુ પણ નહિ તેમ સૂ કુ પણ નહિ તેવુ લાગ્યુ, તેથી નમુચિને મારવામા તેને યોજ્યુ. ૩૯ પછી ન સુકા તેમ ન ભીના તેવા સમુદ્રના ફીણથી, નમુચિના માથાને ઇંદ્રે ભાગી નાખ્યુ તે વખતે મુનિઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા અને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા ૪૦ વિશ્વાવસુ તથા પરાવસુ નામે મુખ્ય ગધર્વો તેમની સ્તુતિ કરવા લાગ્યા દેવતાઓના દુંદુભિ વાગ્યા અને નાચનારીઓ હર્ષથી નાચવા લાગી ૪૧ કેસરી સિંહો જેમ મૃગોને નારી નાખે, તેમ વાયુ, અગ્નિ, વરુણ વગેરે બીજા દેવતાઓ, અસ્ત્રોના સમૂહોથી શત્રુઓને મારવા લાગ્યા ૪૨ હે રાજન્ ! આ પ્રમાણે દાનવોનો નાશ થતો જોઇ બ્રહ્માએ દેવર્ષિ નારદને દેવોની પાસે મોકલ્યા અને તેમણે દેવતાઓને તેમ કરતા અટકાવ્યા. ૪૩

નારદ બોલ્યા—તમોએ ભગવાનના બાહુઓનો આશ્રય કરીને અમૃત મેળવ્યું, તેમ જ તમે સ પત્તિથી વૃદ્ધિ પામ્યા માટે હવે તમે કલેશ કરતા બ ધ પડો, એમ કહી દેવોને વાર્યા ૪૪

શુકદેવજી કહે છે—સેવકો જેના યશનું ગાન કરતા હતા એવા દેવતાઓએ મુનિના વચન માન્ય રાખી, ક્રોધના રોષને રોકયો ને સર્વે સ્વર્ગમા સિધાવ્યા ૪૫ પછી રણભૂમિ ઉપર જે દૈત્યો મારતા બચી ગયા હતા તેઓ નારદના વિચાર પ્રમાણે મરી

ગયેલા બલિરાજાને તથા બીજા દૈત્યોને લઇ અસ્તાચળ ઉપર ગયા ૪૬ ત્યા જેઓના અવયવો કપાઈ ગયા ન હતા, તેમ જેઓનાં અંગ સાજા હતા તેઓને શુક્રાચાર્યે સંજીવિની વિદ્યાથી જીવતા કર્યા ૪૭ શુક્રાચાર્યના સ્પર્શથી બલિરાજાની ઇદ્રિયો પણ સચેત થઇ, તેમને પાછુ ભાન આવ્યુ' અને તે લોકના સત્ય વ્યવહારને સારી રીતે જાણતા હતા, તેથી પોતે હાર્યા તોપણ મનમા ખિન્ન થયા નહિ ૪૮

बलिश्चोशनसा स्पृष्टः प्रत्यापन्नेंद्रियस्मृतिः ।
पराजितोऽपि नाखिद्यल्लोकतत्त्वविचक्षणः ॥
इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
एकादशोऽध्यायः

# અધ્યાય ૧૨ મો.†

## મોહિની પર શંકરનો મોહ.

श्रीबादरायणिरुवाच

वृषध्वजो निशम्येदं योषिद्रूपेण दानवान् ।
मोहयित्वा सुरगणान् हरिः सोममपाययत् ॥

બાદરાયણિ કહે છે–શ્રીહરિએ સ્ત્રીના રૂપથી દૈત્યોને મોહિત કરી દેવતાઓને અમૃત પાયુ એવી વાત સાભળી જ્યા ભગવાન બિરાજતા હતા ત્યા તેમનું સ્વરૂપ જોવા મહાદેવ પાર્વતી સાથે નંદીશ્વર ઉપર બેસી પોતાના પાર્ષદો સાથે ગયા ૧–૨ ભગવાને શંકરનો તથા પાર્વતીનો આદરથી સત્કાર કર્યો શંકરે પણ બેઠા પછી ભગવાનનો સત્કાર કર્યો અને હસીને નીચે પ્રમાણે પૂછયુ ૩

શંકર કહે છે–હે દેવના દેવ ! હે જગદ્‌વ્યાપક ! તમે સર્વ પદાર્થોના આત્મારૂપ, કારણરૂપ અને ઈશ્વર છો. ૪ જગતના આદિ, અંત તથા મધ્ય જેમનાથી ઉત્પન્ન થાય છે તથા અવિનાશી જે ભગવાનના આદિ, અંત અને મધ્ય નથી તથા દૃશ્ય–દ્રષ્ટા અને ભોગ્ય–ભોક્તા જેનાથી ભિન્ન નથી, તે સત્ય અને ચૈતન્યઘન પરબ્રહ્મ આપ છો. ૫ મોક્ષની ઇચ્છાવાળા મુનિઓ નિષ્કામ થઇને આ લોકની અને પરલોકની આસક્તિ છોડી તમારાં ચરણારવિંદની ઉપાસના કરે છે ૬ તમે પરિપૂર્ણ, સર્વ સુખરૂપ ને ગુણરહિત છો તેથી શોકરહિત અને વિકારરહિત તથા આનંદ સ્વરૂપ છો, સર્વ સ્વરૂપ છો અને સર્વથી ભિન્ન એવા પરબ્રહ્મ છો, તથાપિ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા છો, જીવોને કર્મ ફળ આપનાર છો, તમારે કોઇની અપેક્ષા નથી, પરંતુ જીવોને તમારી અપેક્ષા છે, માટે તમારું જે ઐશ્વર્ય છે તે ભક્તોના અનુગ્રહને માટે છે, પણ તમારે પોતાને માટે નથી ૭ વળી કુંડલ, કડાના આકારમા થયેલુ સોનુ તથા વિશેષ આકાર વિનાનું સોનું, એ બંને જેમ એક છે તેમ કાર્ય–કારણરૂપ દ્વૈત તથા તેનું પરમ કારણ અદ્વૈત તમે એક જ છો તમારામા કોઇ પણ જાતનો વસ્તુભેદ નથી. જો કોઇ જાતનો ભેદ હોય તો તે મનુષ્યોએ તમારે વિષે અજ્ઞાનથી કલ્પેલો છે, કારણ કે ઉપાધિરહિત આપના સ્વરૂપમા ગુણોથી ભેદ કલ્પાયલો છે, વસ્તુતાએ કલ્પાયલો નથી ૮ વેદાતીઓ આપને પરબ્રહ્મ ગણે છે, મીમાંસકો આપને ધર્મરૂપ ગણે છે, સાંખ્યવાળા આપને કાર્ય–કારણથી ભિન્ન પુરુષરૂપ માને છે, પંચરાત્રને માનનારાઓ આપને નવ શક્તિવાળા પરમેશ્વર માને છે અને યોગશાસ્ત્રીઓ આપને સ્વતંત્ર તથા અવિનાશી મહાપુરુષ માને છે ૯ હું, બ્રહ્મા તથા મરીચિ વગેરે ઋષિઓ કે જેઓ સત્વગુણની સૃષ્ટિ છીએ, તેઓ તમે રચેલા આ જગતને યથાર્થ રીતે જાણતા નથી, ત્યારે આપને તો કયાથી જાણીએ ? હે ઈશ્વર ! જ્યારે બ્રહ્માદિક તમને જાણતા નથી, ત્યારે તમારી માયાથી મોહ પામેલા અને નિરંતર રજોગુણ તથા તમોગુણથી ઉત્પન્ન થયેલા દુરાચારી દૈત્યો અને મનુષ્યો આદિ જગતને જાણે નહિ, તેમા શુ આશ્ચર્ય ? ૧૦ તમે જ્ઞાનસ્વરૂપ હોવાથી સર્વના આત્મારૂપ છો, તેને લીધે તમે રચેલા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયને, પ્રાણીઓની ભિન્ન ભિન્ન ચેષ્ટાઓને તથા જગતના બંધ અને મોક્ષને જાણો છો તથા વાયુ જેમ સ્થાવર જંગમમા તથા આકાશમા વ્યાપ્ત છે તેમ તમે સ્થાવર જંગમમાં તથા આકાશમા વ્યાપ્ત

† આ અધ્યાયમા શંકર મોહિનીના રૂપનો વિલાસ જોવાને ઉત્કંઠિત થતા શ્રીહરિએ તેમને મોહિત કરી શાંત પાડયા, એ કથા કહેવાશે.

છો, તેથી સર્વને જાણો છો. ૧૧ ગુણોથી અનેક લીલા કરનારા આપના બીજા અવતારો મેં જોયા છે હવે આપે જે મોહિની સ્વરૂપ ધારણ કર્યું હતું તે સ્વરૂપ હું જોવાની ઇચ્છા રાખું છું ૧૨ તમે જે રૂપવડે દૈત્યોને મોહિત કર્યા અને દેવોને અમૃત પાયું હતું, તે સ્વરૂપ જોવાની ઇચ્છાથી અમે અત્રે આવ્યા છીએ, કારણ કે અમને તે સ્વરૂપ જોવાની અત્યંત ઉત્કંઠા છે ૧૩

શુકદેવજી કહે છે–શંકરે ભગવાન વિષ્ણુની આમ પ્રાર્થના કરી, એટલે તે ગંભીરતાથી હસીને શંકરને કહેવા લાગ્યા કે, જ્યારે દૈત્યો અમૃતનો કલશ લઇ ગયા ત્યારે દેવતાઓના કાર્ય કરનારા મેં, દૈત્યોને મોહિત કરવા મોહિનીનું રૂપ ધારણ કર્યું ૧૪–૧૫ જે સ્વરૂપ સંકલ્પથી ઉત્પન્ન થનારું ને કામીઓને બહુ માન્ય છે, તે મોહિની રૂપ તમે જોવાની ઇચ્છા કરો છો, તો હું તમને દેખાડીશ. ૧૬

શુકદેવજી કહે છે–આ પ્રમાણે કહીને ભગવાન અદૃશ્ય થઈ ગયા અને શંકર ઉમાની સાથે ચારે તરફ દૃષ્ટિ કરતા ત્યાં બેસી રહ્યા ૧૭ એટલામાં શંકરે ત્યાં આગળ વિચિત્ર જાતના પુષ્પોવાળા તથા નવપલ્લવ રાતા પત્રવાળા વૃક્ષોનું એક ઉપવન દીઠું તે ઉપવનમાં દડાની રમત રમતી એક સુંદર સ્ત્રીને દીઠી તે સ્ત્રીએ વસ્ત્રથી ઢંકાયલા નિતંબ ઉપર સુવર્ણની મેખલા પહેરી હતી ૧૮ દડાને ઉંચે નીચે ટપ્પા મારતી વેળા શરીરને તે ઉંચું નીચું કરતી હતી, તેથી હાલતા સ્તનના તથા ઉત્તમ હારના ભારથી તેની કમ્મર લચી જતી જણાતી હતી ચારે તરફ તે પોતાના પગને માંડતી હતી ૧૯ દડો જેમ જેમ દિશાઓમાં ભમતો તેમ તેમ તેની ચંચળતા પાછળ તેના વિશાળ નેત્ર ચંચળતા ધારણ કરતા હતા કાનમાં પહેરેલા ચળકતા કુંડળોથી શોભાયમાન કપોલ તથા કાળા કેશ તેના મુખને શોભાવતા હતા ૨૦ તે શિથિલ પડી જતા નીચેના વસ્ત્રને તથા છૂટી જતા ચોટલાને કેળના ગર્ભ જેવા સુંદર ડાબા હાથથી બાંધતી હતી જમણા હાથથી દડાને ટપ્પા મારતી હતી અને પોતાની લીલાથી જગતને મોહિત કરતી હતી ૨૧ ભગવાન શંકર આવી મોહિનીને જોઇ, દડાની રમત કરતાં કરતાં મોહિનીએ જરાક લજ્જા સાથે મંદ મંદ હસીને કટાક્ષ મારેલો હતો તેથી છેતરાઇ ગયા. મોહિનીની પોતાના પર અને પોતાની મોહિની ઉપર એમ પરસ્પર દૃષ્ટિ પડવાથી, મનમાં વિહ્વલ થઇ ગયા અને તેમને પોતાના શરીરનું, પાસે બેઠેલા પાર્વતીનું કે પાર્ષદોનું ભાન રહ્યું નહિ ૨૨ એ સ્ત્રીના હાથમાંથી રમતાં રમતાં જ્યારે દડો દૂર જતો રહ્યો, ત્યારે તે સ્ત્રી દડો લેવાની ઇચ્છાથી દડા પાછળ દોડી તે વેળા મંદ મંદ વાતા પવનથી ભગવાન શંકરના દેખતાં તેના નિતંબ ઉપરનું વસ્ત્ર કટીમેખલા સાથે ખસી ગયું ૨૩ આ પ્રમાણે રૂપાળા, મનને લલચાવનારા, સુંદર કટાક્ષોવાળા અને અરધી મીંચેલી આંખોની અણીઓથી પોતાના સામે જોયા કરતી મોહિનીને જોઇને શંકર તેના ઉપર મોહિત થઇ ગયા ૨૪ તે સ્ત્રીએ શંકરના વિવેકનો નાશ કર્યો શંકર કામદેવથી વિહ્વળ થઈ ગયા અને પાર્વતીના દેખતાં જ લજ્જા મૂકી તેની પાછળ પડ્યા ૨૫ તે સ્ત્રી નગ્ન હતી તેથી શંકરને પાસે આવતા જોઈ શરમાઈ ગઈ અને એક ઠેકાણે ઉભી ન રહેતાં હસતી હસતી વૃક્ષમાં સંતાઈ ગઇ. એટલે કામને અધીન થવાથી, ઇંદ્રિયોના ભાન વિનાના થઇ ગયેલા શંકર જેમ હાથિણી પાછળ હાથી દોડે, તેમ મોહિનીની પાછળ દોડ્યા ૨૭ અને મોટા વેગથી તેની પાછળ દોડી તેની ઇચ્છા ઉપરાંત તે સ્ત્રીને પકડી પાડી તેનો ચોટલો પકડી લીધો અને બે હાથથી તેનું આલિંગન કર્યું ૨૮ હાથીએ આલિંગન કરેલી હાથિણી જેમ તેમાંથી છૂટી જવા મથે, તેમ શંકર ભગવાને હાથવતી બાથમાં ઘાલેલા મોહિની તેમાંથી નીકળવા આમતેમ હાલવા લાગ્યા અને પરિશ્રમથી કેશ તેના મુખની આસપાસ વિંટાઇ ગયા. ૨૯ કેટલીએક વાર પછી મોટા નિતંબવાળા ઈશ્વર નિર્મિત માયાવી મોહિની, હે રાજન્! મહાદેવના હાથમાંથી પોતાના દેહને છોડાવીને ત્યાંથી નાઠા. ૩૦

આ પ્રમાણે અદ્ભુત કર્મ કરનારા ભગવાન, સ્ત્રીના રૂપમાં આગળ અને શંકર તેમની પાછળ એમ દોડવા લાગ્યા. આ વેળા વૈરી કામદેવે જાણે

શંકરને જીતી લીધા હોય તેમ જણાતુ હતુ ૩૧ ગાયની પાછળ જેમ મોટો સાઢ દોડે તેમ મોહિનીની પાછળ અમોઘ વીર્યવાળા શંકર દોડતા હતા, એટલામા તો તેમનું વીર્ય સ્ખલિત થઈ ગયું ૩૨ હે રાજન્ ! પૃથ્વી ઉપર જ્યા જ્યા તે પડયુ ત્યા ત્યા સોનાના ને રૂપાના ક્ષેત્રો થયા ૩૩ નદીઓ, પર્વતો, વનો, ઉપવનો તથા જે જે સ્થાનમા ઋષિઓ બિરાજતા હતા, ત્યા પણ મહાદેવ એ પ્રમાણે મોહિનીની પાછળ દોડયા, ૩૪ હે રાજશ્રેષ્ઠ ! વીર્ય ઝરી ગયા પછી શંકરે પોતાના મનને ભગવાનની માયાએ જડ કરી નાખેલુ જાણ્યું, એટલે તે અજ્ઞાનમાથી પાછા નિવૃત્ત થયા ૩૫ જગતના આત્મારૂપ તથા જેમનું પરાક્રમ જાણવામા આવતુ નથી, એવા ભગવાનની માયાથી આ સર્વ થયુ છે આ પ્રમાણે ભગવાનનું માહાત્મ્ય જાણ્યા પછી શંકરે તે વાતને આશ્ચર્યકારક માની નહિ ૩૬ શંકરને શાંત તથા લજ્જારહિત થયેલા જોઇને ભગવાન પોતાનુ પુરુષ સ્વરૂપ ધારણ કરીને અત્યંત પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, ૩૭ હે દેવશ્રેષ્ઠ ! તમે મારી સ્ત્રીરૂપ માયાથી પોતાની મેળે મોહિત થયા હતા, તોપણ પાછા પોતે જ તમારા સ્વરૂપમા આવી ગયા તે ઠીક થયુ ૩૮ અજ્ઞાનીઓથી તરી શકાય નહિ એવી, અને નિત્ય નવનવા ભાવો ઉત્પન્ન કરતી મારી માયાને તમારા વિના બીજો આસક્તિ ધરાવનારો કયો પુરુષ તરી શકે ? ૩૯ સૃષ્ટિમા કારણરૂપ, મારી કાળમૂર્તિની સાથે રહેનારી તથા કાળના પ્રભાવથી વિભાગ પ્રમાણે રજોગુણ, તમોગુણ વગેરેના અંશવાળી મારી ત્રિગુણાત્મક માયા તમારો પરાજય કરશે નહિ. ૪૦

શુકદેવજી કહે છે-હે રાજન્ ! આ પ્રમાણે શ્રી વત્સના ચિહ્નવાળા ભગવાને, શંકરનો સત્કાર કર્યા પછી ભગવાન શંકર તેમની આજ્ઞા લઈ, પ્રદક્ષિણા કરીને, પોતાના ગણો સહિત કૈલાસમા ગયા ત્યાં મુખ્ય ઋષિઓ સાભળતા ભગવાન શંકર પ્રેમથી પાર્વતીની આગળ ભગવાનના અંશમાથી ઉત્પન્ન થયેલી માયાનો મહિમા કહેવા લાગ્યા. ૪૧-૪૨ હે હે પાર્વતિ ! પરમ પુરુષરૂપ, અજન્મા એવા ભગવાનની માયાનો પ્રભાવ તમે જોયો ? ભગવાનની વિભૂતિઓમા શ્રેષ્ઠ તથા સ્વતંત્ર એવો હું પણ જ્યારે માયાવડે મોહિત થયો હતો ત્યારે બીજા પરતંત્ર લોકો મોહિત થાય એમા શુ આશ્ચર્ય ? ૪૩ હું પૂર્વે હજાર વર્ષ સુધી સમાધિ કરીને તેમાથી જ્યારે ઉઠ્યો, ત્યારે તમે મને જેમને વિષે પ્રશ્ન કર્યો હતો, તે જ એ સાક્ષાત્ પુરાણ પુરુષ ભગવાન છે, તેમના સ્વરૂપને કાળ બાધ કરી શકતો નથી અને વેદ તેમના સ્વરૂપનુ નિરૂપણ કરી શકતા નથી ૪૪

શુકદેવજી કહે છે-હે તાત ! આ પ્રમાણે શાર્ઙ્ગધન્વા ભગવાનનુ પરાક્રમ તમને કહી સંભળાવ્યુ, જે ભગવાને સમુદ્ર મંથન કરતી વેળા પોતાની પીઠ ઉપર મંદરાચળ પર્વતને ધારણ કર્યો હતો. ૪૫ ભગવાનના આ ચરિત્રનું વારંવાર કીર્તન કરનારાઓનો તથા સાભળનારાઓનો ઉદ્યમ કોઈ દિવસ કોઈ પણ ઠેકાણે નિરર્થક થતો નથી, કારણ કે, ઉત્તમ કીર્તિવાળા ભગવાનના ગુણોનું વર્ણન સંસારના સર્વ પરિશ્રમોને દૂર કરનારુ છે ૪૬ જે ભગવાને કપટથી સ્ત્રીનો વેષ ધારણ કરી, દુષ્ટ દૈત્યોને મોહિત કર્યા હતા, તથા દુષ્ટ પુરુષોને દુર્લભ અને ભક્તિથી પ્રાપ્ત કરી શકાય એવા ભગવાનના ચરણારવિંદને શરણે રહેલા ઉત્તમ દેવતાઓને સમુદ્રમાથી કાઢેલું અમૃત પાયુ હતુ, તે શરણાગતની કામના પૂરનારને હુ પ્રણામ કરુ છુ. ૪૭

असत्रविषयमङ्घ्रिं भावगम्यं प्रपन्ना-
नमृतममरवर्यानाशयत्सिन्धुमथ्यम् ।
कपटयुवतिवेषो मोहयन्यः सुरारीं
स्तमहमुपसृतानां कामपूरं नतोऽस्मि ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कन्धे द्वादशोऽध्यायः

# અધ્યાય ૧૩ મો. *

## મન્વન્તરોની કથાઓ.

श्रीशुक उवाच

मनुर्विवस्वतः पुत्रः श्राद्धदेव इति श्रुतः ।
सप्तमो वर्तमानो यस्तदपत्यानि मे शृणु ॥ १ ॥

* આ અધ્યાયમા સાતમા મન્વંતરથી લઈને સર્વ મન્વંતરો લોકોના પ્રત્યેકના ૭ ૭ ભેદો છે તે સર્વ અનુક્રમે જોવાશે.

શુકદેવજી કહે છે–હે રાજન્! સૂર્યનો પુત્ર અને શ્રાદ્ધદેવના નામે ખ્યાત હાલ જે સાતમો મનુ ચાલે છે, તેના પુત્રોના નામ સાભળો. [1] ઈક્ષ્વાકુ, નભગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યન્ત, નાભાગ અને દિષ્ટ છે [2] તે ઉપરાન્ત કરુષ, પૃષધ્ર તથા દશમો વસુમાન એમ દશ પુત્રો, વૈવસ્વત મનુના છે, અર્થાત્ તેઓ શ્રાદ્ધદેવ મનુના પુત્રો છે [3] વળી આદિત્ય, વસુ, રુદ્ર, વિશ્વેદેવતાઓ, મરુદ્ગણ, અશ્વિનીકુમારો તથા ઋભુ નામે દેવતાઓ છે અને તેઓનો પુરંદર નામે ઇંદ્ર છે [4] કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ ને ભરદ્વાજ આ સપ્તર્ષિઓ છે [5] આ મન્વંતરમા કશ્યપની સ્ત્રી અદિતિથી ભગવાન વિષ્ણુનો જન્મ થયો હતો જે ભગવાન વામનરૂપ ધારણ કરનારા, અદિતિના પુત્રોમા સઉથી નાના હતા. [6] મે તમને સાત મન્વંતરો ટુંકામા સંભળાવ્યા. હવે વિષ્ણુની શક્તિવાળા, ભવિષ્યમા થનાર બીજા મન્વંતરોની કથા તમને કહીશ [7]

વિશ્વકર્માની સંજ્ઞા અને છાયા નામની બે પુત્રીઓ સૂર્યની સ્ત્રીઓ હતી હે રાજેંદ્ર! જે વિષેની કથા મેં તમને આગળ કહી હતી [8] કેટલાએક કહે છે કે, સૂર્યને ત્રીજી વડવા નામે સ્ત્રી પણ હતી, સંજ્ઞાથી યમ, યમુના ને શ્રાદ્ધદેવ મનુ નામના ત્રણ સંતાન થયા હતા હવે છાયાના સંતાનો સાભળો. [9] સાવર્ણિ, તપતી નામે કન્યા કે જે સંવરણ રાજાની સ્ત્રી હતી તે, અને ત્રીજો શનૈશ્ચર એટલા છાયાના સંતાન હતા, અને વડવાના પુત્ર અશ્વિનીકુમાર હતા [10] હે રાજન્! આઠમો મન્વંતર આવશે ત્યારે સાવર્ણિ નામે મનુ થશે અને નિર્મોક, વિરજસ્ક નામે તેના પુત્રો થશે [11] વળી તે મન્વંતરમા સુતપા, અને વિરજ અને અમૃતપ્રભ નામે દેવતાઓ અને તેઓમા વિરોચનનો પુત્ર બલિરાજા ઈન્દ્ર થશે [12] જે બલિરાજા પોતાને ત્યા ત્રણ પગલા પૃથ્વી માગવા આવેલા વિષ્ણુને પૃથ્વી આપી દેશે તથા ઈન્દ્રપદનો ત્યાગ કરીને સિદ્ધિ પામશે [13] ભગવાને પ્રથમ તો એને કેદ કર્યો હતો, પરંતુ પાછળથી તેની ઉપર પ્રસન્ન થઈ, સ્વર્ગ કરતા અધિક સુખવાળા સુતલ પાતાળમા રાખ્યો હતો, તે હમણા ત્યા ઈન્દ્રની માફક સુખમાં રહે છે [14] ગાલવ, દીપ્તિમાન, પરશુરામ, અશ્વત્થામા, કૃપાચાર્ય, ઋષ્યશૃંગ તથા અમારા પિતા ભગવાન વેદવ્યાસ આ સાત ઋષિઓ તેમાં સપ્તર્ષિઓ થશે. હે રાજન્ તે મુનિઓ હમણાં પોતાના યોગાભ્યાસના પ્રભાવથી પોત પોતાના આશ્રમમા રહે છે [15–16] ભગવાન દેવગુહ્યની સ્ત્રી સરસ્વતીથી સાર્વભૌમને નામે અવતાર લેશે અને સાતમા મન્વંતરના ઈન્દ્રની પાસેથી રાજ્ય લઈ બલિરાજાને આપશે [17] નવમો મનુ વરુણનો પુત્ર દક્ષ સાવર્ણિ થશે અને ભૂતકેતુ, દીપ્તિકેતુ આદિ તેના પુત્રો થશે. [18] તેમા પાર અને મરીચિ ગર્ભ વગેરે દેવતાઓ થશે અદ્ભુત નામે ઇન્દ્ર અને દ્યુતિમાન્ વગેરે નામે ઋષીઓ થશે. આયુષ્માનની સ્ત્રી અંબુધારાથી ભગવાનના અંશરૂપ ઋષભ તેમા અવતાર લેશે તે ભગવાને અપાવેલા ત્રણ લોકને અદ્ભુત નામે ઈન્દ્ર ભોગવશે [20] દશમો ઉપશ્લોકનો ઉત્તમ પુત્ર બ્રહ્મ સાવર્ણિ નામે પુત્ર થશે ભૂરિષેણ આદિ તેના પુત્રો થશે, હવિષ્માન, સુકૃતિ, સત્ય, જય અને મૂર્તિ પ્રમુખ બ્રાહ્મણો સપ્તર્ષિઓ થશે સુવાસન વિરુદ્ધ આદિ દેવતાઓ અને શંભુ નામે ઈન્દ્ર થશે [21–22] સર્વત્ર વ્યાપક પ્રજાપતિને ઘેર વિસૂચિ નામે સ્ત્રીને વિષે ભગવાન વિષ્વક્સેન નામે અંશાવતાર ધારણ કરશે અને શુંભ નામે ઈન્દ્રની સાથે મિત્રતા કરશે [23] આત્મજ્ઞાની ધર્મસાવર્ણિ નામે અગિયારમો મનુ થશે તેના સત્ય, ધર્મ આદિ દશ પુત્રો થશે [24] વિહંગમ, કામગમ, નિર્વાણરુચિ નામે દેવતાઓ થશે અને વૈધૃતિ નામે ઈન્દ્ર તથા અરુણાદિક સપ્તર્ષિઓ થશે [25] વળી એ મન્વંતરમાં આર્યકની સ્ત્રી વૈધૃતાથી ભગવાનનો ધર્મસેતુ નામે અંશાવતાર થશે, તે ત્રણે લોકની રક્ષા કરશે [26] હે રાજન્! બારમો રુદ્ર સાવર્ણિ નામે મનુ થશે અને દેવવાન, ઉપદેવ, દેવશ્રેષ્ઠ આદિ તેના પુત્રો થશે [27] તે મન્વંતરમા ઋતધામા નામે ઈન્દ્ર હરિત દેવતાઓ થશે તપોમૂર્તિ, તપસ્વી, અગ્નિધ્રક આદિ સપ્તર્ષિઓ થશે [28] અને ભગવાન સત્યસહાની સ્ત્રી સુનૃતાને પેટે સ્વધામા નામે શ્રી હરિનો અંશાવતાર થશે, તે એ મન્વંતરનું રક્ષણ કરશે. [29] તેરમો દેવસાવર્ણિ નામે જ્ઞાની મનુ,

ચિત્રસેન, વિચિત્ર આદિ પુત્રો, સુકર્મ, સુત્રામ નામે દેવતાઓ, દિવસ્પતિ નામે ઇન્દ્ર અને નિર્મોક તત્ત્વદર્શ આદિ સપ્તર્ષિઓ થશે. ૩૦-૩૧ દેવહોત્રની સ્ત્રી બૃહતિથી યોગેશ્વર નામે ભગવાનનો અંશાવતાર થશે, ને તે દિવસ્પતિને સહાય કરશે ૩૨ ચૌદમો મનુ ઇન્દ્રસાવર્ણિ તેના ઉરુ, ગભીરબુદ્ધિ આદિ પુત્રો, ૩૩ પવિત્ર ચાક્ષુષ આદિ દેવતાઓ, શુચિ નામે ઇન્દ્ર, અગ્નિબાહુ, શુચિ, શુદ્ધ તથા માગધ સપ્તર્ષિઓ થશે. ૩૪ હે મહારાજ! તે સમે સત્રાયણની વિતાના નામે સ્ત્રીથી બૃહદ્ભાનુ નામે ભગવાનનો અંશાવતાર થશે તે કર્મકાંડના સમુદાયનો વિસ્તાર કરશે ૩૫ હે રાજન્! ત્રણ કાળમા થનારા આ ચૌદ મન્વંતરો તમારી આગળ કહ્યા આ સર્વે મનુઓ એક હજાર યુગમા થાય છે અને ચૌદને થતાં જેટલો સમય થશે તેટલાને એક કલ્પ કહેવાશે

**राज्ञश्चतुर्दशैतानि त्रिकालानुगतानि ते ।**
**प्रोक्तान्येभिर्मित कल्पो युगसाहस्रपर्यय ३६**

**इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कन्धे त्रयोदशोऽध्याय**

# અધ્યાય ૧૪ મો. †

## મનુઓનાં કર્મ.

### राजोवाच.

**मन्वन्तरेषु भगवान् यथा मन्वादयस्त्विमे ।**
**यस्मिन् कर्माणि ये येन नियुक्तास्तद्वदस्व मे १**

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે મહારાજ! મન્વંતરોમા ઇન્દ્ર આદિને કોણ કર્મમા યોજે છે, તથા કયા કયા કર્મમા તેમને જોડે છે અને તેઓ કેવી રીતે વર્તે છે? તે કથા મને કહો ૧

શુકદેવજી કહે છે—હે રાજન્! મનુ, મનુના પુત્રો, સપ્તર્ષિઓ, ઇદ્ર અને દેવતાઓ સર્વે યજ્ઞાદિક અવતાર ધારણ કરનારા ભગવાનની આજ્ઞામા રહે છે. ૨ યજ્ઞાદિક અવતારો કહ્યા તે સર્વ ભગવાનના અંશાવતાર જાણવા મનુ આદિ ભગવાનના અંશાવતારોની આજ્ઞા પ્રમાણે જગતનો વ્યવહાર કરે છે. ૩ સપ્તર્ષિઓ ચાર યુગને અંતે નાશ પામેલા વેદસમૂહને તપવડે શોધી કાઢે છે, જે વેદોથી સનાતન ધર્મ પ્રવર્તે છે. ૪ ત્યાર પછી મનુઓ શ્રીહરિની પ્રેરણાથી સાવધાન થઈને પોતપોતાના સમયમાં જગતમા પ્રત્યક્ષ રીતે ધર્મ પ્રવર્તાવે છે ૫ પ્રજાનું પાલન કરનાર મનુઓ અને તેમના પુત્રો, પૌત્રો વગેરે પોતાનો મન્વંતર પૂરો થતા સુધી પૃથ્વીનું પાલન કરે છે ૬ દેવતાઓ અને તેમની સાથે જોડાયલા બીજા યજ્ઞના ભાગને ગ્રહણ કરે છે. ઇંદ્ર ભગવાને આપેલી, ત્રણ લોકના પ્રભાવવાળી લક્ષ્મીનો ઉપભોગ કરતો ત્રણ લોકનુ પાલન કરવા ઇચ્છાનુસાર જગતમા જળ વરસાવે છે ૭ ભગવાન સનકાદિક સિદ્ધ લોકનું સ્વરૂપ ધારણ કરીને યુગ યુગ પ્રત્યે જ્ઞાનનો ઉપદેશ કરે છે, અને દત્તાત્રેય આદિક યોગેશ્વરનું રૂપ ધારણ કરીને કર્મ યોગનો ઉપદેશ કરે છે ૮ પ્રજાપતિના સ્વરૂપથી સૃષ્ટિ કરે છે, રાજાઓના સ્વરૂપથી ચોરોનો નાશ કરે છે તથા ટાઢ, તડકો વગેરે ગુણવાળા ભગવાન કાળ સ્વરૂપથી સર્વનો નાશ કરે છે ૯ મનુષ્યો નામ રૂપાત્મક માયાથી મોહિત થઈ અનેક પ્રકારના શાસ્ત્રોથી ભગવાનનું નિરૂપણ કરે છે, તોપણ ભગવાન જાણવામાં આવતા નથી ૧૦ આ નવા કલ્પના અવાતર કલ્પનું પ્રમાણ મેં તમને સંભળાવ્યું કે જે અવાંતર કલ્પમા ચૌદ મન્વંતરો થાય છે ૧૧

**एतत्कल्पविकल्पस्य प्रमाणं परिकीर्तितम् ।**
**यत्र मन्वंतराण्याहुश्चतुर्दश पुराविदः ११**

**इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे चतुर्दशोऽध्यायः**

# અધ્યાય ૧૫ મો. ‡

## બલિએ સ્વર્ગ મેળવ્યું.

### राजोवाच

**बले. पदत्रय भूमेः कस्माद्धरिरयाचत ।**
**भूतेश्वर कृपणवल्लब्धार्थोऽपि बबंध तम् ॥१॥**

† આ અધ્યાયમા ભગવાનને અધીન રહેનારા મનુઓના વિવિધ કર્મો વર્ણવવામા આવશે

‡ આ અધ્યાયમાં બલિનો વૈભવ અને તેણે કરેલા વિશ્વજીત યજ્ઞની કથા કહેવામા આવશે

પરીક્ષિતે પૂછયુ—હે મહારાજ ! શ્રીહરિએ પોતે ઈશ્વર છતા કૃપણની માફક બલિરાજાની પાસે ત્રણ પગલા પૃથ્વી શા માટે માગી ? અને પૃથ્વી મળ્યા છતા બલિરાજાને તેમણે શા માટે બાધ્યો ? ૧ યજ્ઞપતિ ભગવાન પરિપૂર્ણ છતા માગવા ગયા, અને નિરપરાધી બલિરાજાને બાધ્યો, એ સર્વ આશ્ચર્ય જેવુ હોઇ અમે જાણવાની ઇચ્છા રાખીએ છીએ ૨

શુકદેવજી કહે છે—હે રાજન્ ! ઇન્દ્રે બલિરાજાનો પરાજય કરીને તેનો નાશ કર્યો હતો, તેને ભૃગુવંશના બ્રાહ્મણોએ પાછો સંજીવિની વિદ્યાના બળથી જીવતો કર્યો હતો, તેથી મહાત્મા બલિ શિષ્ય થયો અને ભૃગુવંશના બ્રાહ્મણોને સર્વ અર્થ અર્પણ કરીને સર્વ પ્રકારે તેઓની સેવા કરવા લાગ્યો ૩ સ્વર્ગની ઇચ્છાવાળા બલિરાજાને, મહા પ્રભાવવાળા ભૃગુવંશના બ્રાહ્મણોએ પ્રસન્ન થઈને શાસ્ત્રમા કહ્યા પ્રમાણે મહાભિષેક કરી, વિશ્વજીત નામે યજ્ઞ કરાવ્યો ૪ તેમા હવિષ્યોવડે અગ્નિનું પૂજન કર્યા પછી સમર્થ એવા અગ્નિમાથી સુવર્ણના પાટાઓથી જડેલો રથ, ઇન્દ્રના ઘોડાના જેવા લીલા રંગના ઘોડાઓ, સિંહના ચિહ્નથી શોભતી ધ્વજા, સુવર્ણથી જડેલુ દિવ્ય ધનુષ, અખૂટ બાણોથી ભરેલા બે ભાથાઓ તથા દિવ્ય કવચ પ્રાપ્ત થયા. તે ઉપરાત પ્રહ્લાદે કરમાય નહિ એવા ફૂલવાળી માળા અને શુક્રાચાર્યે શંખ આપ્યો. ૫-૬ આ રીતે બ્રાહ્મણોએ બલિરાજાને યુદ્ધની સર્વ સામગ્રી મેળવી આપી અને તેને સ્વસ્તિવાચનથી આશીર્વાદ આપ્યો પછી બલિરાજાએ બ્રાહ્મણોને પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યા અને પ્રહ્લાદની આજ્ઞા માગી ૭ મહારથિ બલિરાજા પુષ્પની સુંદર માળા ધારણ કરી, ધનુષ, તરવાર તથા ભાથા બાધી· ભૃગુઓએ આપેલા દિવ્ય રથમા બેઠો ૮ આ વેળા તેના બાહુઓ સુવર્ણના બાજુબંધથી શોભતા હતા, કાનમા ચક્રાકાર કુંડળો ચળકતા હતા અને રથમા બેઠેલો તે વેદીમા રહેલા આહવનીય અગ્નિ જેવો લાગતો હતો ૯ પોતાના સરખા ઐશ્વર્ય, બળ તથા લક્ષ્મીવાળા, જાણે દૃષ્ટિથી આકાશનું પાન કરી જતા હોય તથા દિશાઓને બાળી દેતા હોય, તેમ ચારે તરફ રાતિચોળ દૃષ્ટિ કરતા મંડળોથી તથા મોટા મોટા દૈત્યસેનાના નાયકોથી પરિવૃત્ત મહા સમર્થ બલિરાજા અસુરની સેનાને લઇને આકાશ અને પૃથ્વી કંપાવતો ઇન્દ્રની સંપત્તિવાળી નગરી તરફ ચાલ્યો ૧૦

ઇન્દ્રની નગરી સમૃદ્ધિવાળા નંદાદિક ઉપવનોથી અને ઉદ્યાનોથી રમણીય લાગતી હતી તે ઉપવનો અને ઉદ્યાનોમા પક્ષીઓના જોડાં કલ્લોલ કરતા હતા મદમત્ત ભમરાઓ ગુંજારવ કરતા હતા ૧૨ દેવતાઈ વૃક્ષોની શાખાઓ, નવા પાદડા, ફળ અને ફૂલના ભારથી લચી ગઈ હતી જે વનોમા હંસ, સારસ, ચક્રવાક અને કારંડવોથી ભરપુર એવી સરસીઓમા દેવનારીઓ દેવતાઓની સાથે જળક્રીડા કરતી હતી. ૧૩ પરિખા જેવી આકાશગંગાથી તે નગરી પરિવૃત્ત હતી તેની આસપાસ સોનાનો કિલ્લો હતો અને તે કિલ્લા ઉપર યુદ્ધ કરવાના મોરચાઓ તથા લડવાના સ્થાનકો હતા ૧૪ નગરીમા સર્વના ઘરના બારણા સુવર્ણના પતરાથી જડેલા હતા અને દરવાજા સ્ફટિકમણિના હતા તેમા મોટા રાજમાર્ગો હતા, સભા, ચૌટા ને શેરીઓ અસંખ્ય વિમાનોથી ભરપુર હતી વળી મણિના ચોક તથા હીરા અને પરવાળાની વેદીઓ હતી આ રીતે એ સુંદર નગરી વિશ્વકર્માએ રચેલી હતી. ૧૫-૧૬ જ્યા આગળ જેઓની તરુણાવસ્થા તથા સૌદર્ય નિરંતર એક સરખા રહેતા હતા, એવી નિર્મળ વસ્ત્રો ધારણ કરનારી તરુણ સ્ત્રીઓ, અગ્નિઓ જેમ પોતાની જ્વાળાઓથી શોભે તેમ કાંતિથી શોભતી હતી ૧૭ વળી જ્યા સ્ત્રીઓના કેશપાશમાથી નીચે પડેલા નવીન કમળોની વેણીઓની સુગંધથી વાસિત પવન માર્ગમા વાતો હતો ૧૮ સોનાના જાળીઆમાથી નીકળતા અગરના શ્વેત અને સુગંધી ધૂમાડાથી ઢંકાઈ ગયેલા માર્ગો ઉપર, દેવતાઓની પ્રમદાઓ આવજાવ કરતી હતી. ૧૯ વળી તે નગરી મોતીનાં તોરણો, મણિજડિત સોનાની ધ્વજાઓ તથા અનેક જાતની પતાકાઓ અને છજાઓથી શોભતી હતી મોર, પારાવત તથા ભમરાઓના ગુંજારવોથી તે ગાજી રહેલી હતી. વિમાનમા બેસનારા દેવોની સ્ત્રીઓના માંગલિક ગીતોથી તે

મંગલમય થઈ રહી હતી ૨૦ વળી જ્યા મૃદંગ, શંખ, નગારા, દુંદુભિ, તાલ, વીણા, મુરજ, ઋષ્ટિ તથા વેણુ વગેરે વાજિત્રો વાગી રહ્યા હતા વાજીંત્રોની સાથે નર્તકીઓના નાચો તથા ગંધર્વોના ગાયનો થઈ રહ્યા હતા. તેઓના શબ્દોથી તે નગરી મનોહર લાગતી હતી અને પોતાની કાંતિથી કાંતિના અધિષ્ઠાતા દેવ જેવી લાગતી હતી અધર્મિષ્ઠ, ખળ, પ્રાણીઓનો દ્રોહ કરનાર, શઠ, માની, કામી અને લોભીઆ પુરુષો તે નગરીમા જતા નથી, કારણ કે, એકલા સત્પુરુષો ત્યા જઈ શકે છે ૨૧-૨૨

આવી દેવતાઓની રાજધાની સ્વર્ગપુરીને દૈત્યની સેનાના પતિ બલિરાજાએ સેના સહિત ચારે તરફથી ઘેરી લીધી અને મહા શબ્દ કરનારો અને આચાર્યે આપેલો શંખ વગાડીને ઇન્દ્રની સ્રીઓના મનમા ભય ઉત્પન્ન કર્યો ૨૩ બલિરાજાનો પ્રયત્ન જોઈ, ઇન્દ્ર દેવોની સાથે બૃહસ્પતિની પાસે ગયો અને આમ બોલ્યો ૨૪ હે મહારાજ ! અમારા પ્રથમના વૈરી બલિનો ઘણો મોટો ઉદ્યમ છે હું તેને કોઇથી પણ ગાજ્યો જાય એવો માનતો નથી તે મહા તેજસ્વી કેવી રીતે થયો તે કહો ૨૫ કોઈ પણ મનુષ્ય કોઇ પણ રીતે તેને અટકાવવા સમર્થ નથી મુખથી તે જાણે જગતને પી જતો હોય અને દિશાઓને ચાટી જતો હોય તથા દૃષ્ટિઓથી દિશાઓને બાળી દેતો હોય એવો જણાય છે. તે બલિરાજા પ્રલયના અગ્નિની પેઠે આપણી પુરી ઉપર ચડી આવ્યો છે ૨૬ આ મારો શત્રુ આવો દુરાધર્ષ થઇ પડયો તેનુ કારણ મને કહો જેથી જેનું શરીરબળ, મનોબળ તથા ઇન્દ્રિયબળ વધ્યુ અને જેને લીધે આપણને આવો મોટો ઉદ્યમ આરભવો પડયો તે કથા કહો ૨૭

બૃહસ્પતિ બોલ્યા—હે ઇન્દ્ર ! શત્રુની ઉન્નતિ થવાનું કારણ હું જાણું છુ વેદવેત્તા ભૃગુઓએ તેના તેજમા વધારો કર્યો છે ૨૮ શ્રીહરિ વિના તમારા જેવા અથવા તો તમે પોતે, મનુષ્યો જેમ કાળની સામે ટકી શકતા નથી તેમ તેની સામે ટકી રહેવાને સમર્થ નથી, ૨૯ માટે હમણાં તો તમે સર્વે સ્વર્ગને છોડી દઇને અહીંથી જતા રહો અને શત્રુનો સમય ફરી જાય ત્યાં સુધી કાળની પ્રતિક્ષા કરો. ૩૦ હમણાં બલિરાજા બ્રાહ્મણના બળથી અભ્યુદય પામ્યો છે અને તેનું પરાક્રમ પ્રકાશી નીકળ્યુ છે, માટે બ્રાહ્મણોનુ અપમાન કરવાથી જ તે પરિવાર સાથે વિનાશ પામશે ૩૧ આ પ્રમાણે કાર્યનો વિચાર કરી જાણનાર ગુરુની સાથે દેવતાઓએ પોતાના કાર્યનો વિચાર કર્યો ત્યાર પછી ઇચ્છાનુસારી રૂપ ધારણ કરનાર દેવતાઓ સ્વર્ગનો ત્યાગ કરી નાસી ગયા ૩૨ આ રીતે દેવતાઓ નાસી ગયા પછી વિરોચનના પુત્ર બલિરાજાએ દેવતાઓની રાજધાનીમા રહી ત્રણે લોકો પોતાને વશ કર્યા ૩૩ અને શિષ્ય ઉપર વહાલ ધરાવનાર ભૃગુઓએ વિશ્વનો વિજય કરનાર અને પોતાને અનુકૂળ રહેનાર પોતાના શિષ્ય બલિરાજાને સો અશ્વમેધ યજ્ઞ કરાવ્યા ૩૪ પછી તે યજ્ઞોના પ્રભાવથી બલિરાજા ત્રણે લોકમા પ્રખ્યાત એવી પોતાની કીર્તિને દિશાઓમા વિસ્તારતો ચંદ્રમાની પેઠે શોભવા લાગ્યો. ૩૫ બ્રાહ્મણોએ અપાવેલી મોટી સમૃદ્ધિવાળી રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરવા લાગ્યો અને ઉદાર મનનો તે રાજા પોતાને કૃતાર્થ માનવા લાગ્યો ૩૬

बुभुजे च श्रियं स्वृद्धां द्विजदेवोपलंभिताम् ।
कृतकृत्यमिवात्मानं मन्यमानो महामना ॥३६॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे पंचदशोऽध्यायः

## અધ્યાય ૧૬ મો.[*]

### અદિતિનું પુત્રાર્થે પયોવ્રત કરવું.

श्रीशुक उवाच

एवं पुत्रेषु नष्टेषु देवमाताऽदितिस्तदा ।
हृते त्रिविष्टपे दैत्यैः पर्यतप्यदनाथवत् ॥ १ ॥

શુકદેવજી કહે છે—આ પ્રમાણે પોતાના પુત્રો નાસી ગયા પછી અને દૈત્યોએ સ્વર્ગ લઇ લીધા પછી, દેવતાઓના માતા અદિતિ અનાથની પેઠે સંતાપ કરવા લાગ્યા ૧ એક વાર ભગવાન કશ્યપ

[*] આ અધ્યાયમા પુત્રોના નાસી જવાથી અદિતિએ શોક કરીને પોતાના પતિ કશ્યપની પાસે પ્રાર્થના કરી, તે ઉપરથી કશ્યપે તેને પ્રયોવ્રતનો ઉપદેશ કર્યો, એ કથા કહેવામા આવશે.

ઘણા દિવસે સમાધિમાથી ઉઠી આશ્રમમા ગયા તો આશ્રમ ઉત્સવરહિત જણાયો ૨ આશ્રમમા સ્ત્રીએ મુનિનો આસન આપીને સત્કાર કર્યો આસન સ્વીકારી પોતાની ઉતરી ગયેલા મુખવાળી સ્ત્રીને તે પૂછવા લાગ્યા કે, ૩ હે કલ્યાણિ! હમણા જગતમા બ્રાહ્મણોનું, ધર્મનું અથવા મૃત્યુની આજ્ઞાને અનુસરનારા લોકોનું કંઈ અકલ્યાણ તો થયુ નથી? ૪ અથવા તો હે ગૃહિણિ! લોકો ઘરમા યોગ વિના પણ યોગાભ્યાસનું ફલ મેલવે એવા ઘરમા ધર્મ, અર્થ અથવા કામનો નાશ તો થયો નથી ને? ૫ અથવા તો તમે કુટુબમા આસક્ત રહેવાથી ઘેર આવેલા અતિથિઓનો સામે જવા અને ઉભા થવા વગેરે સત્કારો કે માન ન આપવાથી તેઓ અપૂજ્ય તો પાછા ગયા નથી? ૬ અતિથિઓ જેમના ઘર માથી પાણીનો પણ સત્કાર પામ્યા વિના પાછા ફરે છે તેઓના ઘરને ખરેખર શિયાળની બોડ જેવા જાણવા ૭ અથવા તો હે સતિ! હું પરદેશ જવાથી તે ઉદ્વિગ્ન મનને લીધે કોઇ દિવસ સમય પ્રમાણે અગ્નિમા ઘીનો હોમ કર્યો ન હતો? ૮ બ્રાહ્મણ ને અગ્નિ સર્વ દેવના આત્મા ભગવાનના મુખરૂપ છે, કારણ કે, જેઓનું પૂજન કરવાથી ગૃહસ્થો કામના પુરનાર લોકોમા જાય છે ૯ તારા સર્વ પુત્રો કુશળ છે ને? તારા શારીરિક લક્ષણો ઉપરથી તુ ખિન્ન હોય એવુ મને જણાય છે ૧૦

અદિતિ બોલ્યા–હે મહારાજ! બ્રાહ્મણોનું, ગાયોનું, ધર્મનુ તથા લોકનુ કુશળ છે આ ઘર, ધર્મ, અર્થ તથા કામને ઉત્પન્ન કરનારુ એક ઉત્તમ ક્ષેત્ર છે, તેમા ધર્માદિક ત્રિવર્ગ યથોચિત રીતે થયા કરે છે ૧૧ વળી હે મહારાજ! આપનુ ધ્યાન કરવાથી અગ્નિ, અતિથિ, સેવક અથવા ઇચ્છાવાળા ભિક્ષુક લોકોને કોઈ પણ જાતની હાનિ થઇ નથી ૧૨ હે મહારાજ! મારી માનસિક કયી ઈચ્છા પુરી ન થાય? કારણ કે, પ્રજાના અધ્યક્ષ એવા તમે મને આ પ્રમાણે નિરંતર ધર્મોનો ઉપદેશ કરો છો ૧૩ હે મરીચિના પુત્ર! સત્વ, રજ અને તમોગુણવાળી તમારી આ સવ પ્રજા તમારા મનમાથી તથા શરીરમાથી ઉત્પન્ન થયેલી છે. હે પ્રભો! આપ જો કે અસુરાદિક સર્વ પ્રજા ઉપર સમભાવ રાખો છો, તોપણ મહાત્મા પુરુષ પોતાના ભક્તને વધારે અનુકૂળ રહે છે ૧૪ માટે હે નાથ! હુ તમારી સેવા કરુ છું આપ મારા કલ્યાણનો વિચાર કરો શત્રુઓએ અમારી રાજ્યલક્ષ્મી અને અમારું રાજ્ય લઈ લીધુ છે હે પ્રભો! અમારી રક્ષા કરો. ૧૫ શત્રુઓએ મને મારા સ્થાનમાથી કહાડી મૂકી છે. હુ દુખસાગરમાં ડુબી ગઇ છુ અને મહા બળવાન દૈત્યોએ મારા ઐશ્વર્યને, લક્ષ્મીને, યશને તથા સ્થાનને હરી લીધા છે ૧૬ હે મહાત્મા! તે સર્વ મારા પુત્રોને જે રીતે પાછા મળે, તે રીતે મારુ કલ્યાણ કરવાનો વિચાર કરો ૧૭

શુકદેવજી કહે છે–અદિતિએ આ રીતે પ્રાર્થના કરી એટલે કશ્યપ ઋષિ જાણે હસતા હોય નહિ તેમ મુખ મલકાવીને કહેવા લાગ્યા કે, વિષ્ણુનુ માયાબળ કેવુ પ્રબળ છે, કે જેને લીધે આ જગત તેમાં બધાઇ રહેલુ છે ૧૮ પાચ ભૂતોમાથી બનેલો આ જડ દેહ ક્યા? અને પ્રકૃતિથી પર એવો ચૈતન્ય આત્મા ક્યા? પતિ અને પુત્ર આદિ કોણ અને કોના? આ સર્વમા મમતા બંધાવી, એમા મોહ જ કારણ છે ૧૯ માટે સર્વ પ્રાણીઓના અંતઃકરણમા રહેનાર ભગવાન જનાર્દન એવા વાસુદેવ શ્રીજગદ્‌ગુરુની ભક્તિ કર ૨૦ એટલે દીન ઉપર દયા કરનાર ભગવાન તારા મનોરથોને પૂર્ણ કરશે, કારણ કે ભગવાનની ભક્તિ સફળ થાય છે, બીજાની ભક્તિ સફળ થતી નથી ૨૧

અદિતિ–હે મહારાજ! હુ જગત્પતિ ભગવાનની ક્યા વિધિથી ભક્તિ કરુ કે જે વિધિ કરવાથી સત્ય સંકલ્પવાળા ભગવાન મારા મનોરથને પૂર્ણ કરે ૨૨ હે સ્વામિનાથ! હુ મારા પુત્રોની સાથે પીડા પામુ છુ, તો જે વિધિ અને સેવા કરવાથી ભગવાન મારી ઉપર ઝટ પ્રસન્ન થાય એવો વિધિ મને બતાવો ૨૩

કશ્યપ–હે સ્ત્રી! મેં પ્રજાની કામનાથી આ વાત બ્રહ્માને પૂછી હતી, તે ઉપરથી ભગવાનને પ્રસન્ન કરનારુ જે વ્રત તેમણે કહ્યું હતુ તે હુ તને કહું તે સાંભળ. ૨૪ ફાગણ મહિનાના શુકલ પક્ષમાં

બાર દિવસ સુધી દૂધનુ પાન કરીને પરમ ભક્તિ સાથે ભગવાન શ્રીહરિનું પૂજન કરવુ ૨૫ અમાવાસ્યાને દિવસે જો સુવરે ઉખાડેલી માટી મળે તો તે માટીનો શરીર ઉપર લેપ કરી નદીના પ્રવાહમા સ્નાન કરવુ અને તે વેળાએ આ મ ત્ર ભણવો ૨૬ હે પૃથ્વી દેવિ ! આદિ વરાહે, આ જગતની સ્થિતિ કરવાની ઇચ્છાથી તમારો રસાતળ પાતાલમાથી ઉદ્ધાર કર્યો છે, તે તમને નમસ્કાર છે અને મારા પાપનો નાશ કરો ૨૭ આ પ્રમાણે સ ધ્યાવ દનાદિક નિત્ય–નૈમિત્તિક આચાર આટોપી, સાવધાન થઇને મૂર્તિમા, પૃથ્વીમા, સૂર્યમા, જળમા, અગ્નિમા અથવા ગુરુમા ભગવાનની પૂજા કરવી. ૨૮ પૂજા કરતી વેળા નીચેના મ ત્રો ભણવા મહાપુરુષ, ઐશ્વર્ય સ પન્ન, સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, વાસુદેવ અને સાક્ષી એવા ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ૨૯ ઇદ્રિયાદિકથી પ્રગટ નહિ એવા સૂક્ષ્મ, આદિ પુરુષ, ચોવીસ તત્ત્વોને જાણનારા તથા સાખ્યના માર્ગને પ્રવર્તાવનાર એવા આપ ભગવાનને હુ પ્રણામ કરુ છુ ૩૦ બે મસ્તકવાળા, ત્રણ પગવાળા, ચાર શિ ગડાવાળા, ચાર હાથવાળા, ત્રણ વેદથી બ ધાયલા, કર્મના ફળનો વિસ્તાર કરનાર આપ યજ્ઞમૂર્તિને મારા નમસ્કાર છે ૩૧ શિવ, રુદ્ર, શક્તિ ધારણ કરનાર સર્વ વિદ્યાઓના અધિપતિ અને પ્રાણીઓના પતિ ભગવાનને મારા નમસ્કાર છે ૩૨ હિરણ્યગર્ભ, પ્રાણરૂપ, જગતના આત્મારૂપ, યોગના કારણભૂત ને યોગનુ ઐશ્વર્ય તે જેમનુ શરીર છે એવા આપને વાર વાર મારા નમસ્કાર છે ૩૩ આદિ દેવ, સાક્ષીરૂપ નારાયણ, ઋષિરૂપ, પુરુષસ્વરૂપ, એવા આપ શ્રીહરિને વાર વાર હુ નમસ્કાર કરુ છુ ૩૪ મસ્તક મણિના જેવા શ્યામ શરીરવાળા, જેને લક્ષ્મીજી પ્રાપ્ત થયા છે એવા, પીળાં વસ્ત્ર ધારણ કરનાર એવા કેશવ ભગવાનને મારા નમસ્કાર છે ૩૫ હે વરદ ! હે ઉત્તમ દેવ ! તમે પુરુષોને સર્વ વર આપનાર છો, માટે ધીર પુરુષો કલ્યાણને અર્થે તમારા ચરણની રજને સેવે છે ૩૬ દેવતાઓ તથા લક્ષ્મીજી ભગવાનના ચરણકમળની સુગ ધ લેવાની ઇચ્છાવાળાં હોય તેમ ભગવાનને અનુસરે છે, તે ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ ૩૭

આ ઋષિપ્રણીત મ ત્રોવડે ભગવાનનુ આહ્વાન કરીને ઉપર કહેલા મ ત્રો ભણી ભગવાનને શ્રદ્ધા સાથે પાદ્ય, આચમન વગેરે અર્પી તેમની પૂજા કરવી ૩૮ ચ દન અને પુષ્પાદિકથી પૂજા કરીને ભગવાનને દૂધથી નવરાવવા, પછી વસ્ત્ર, ઉપવીત, આભૂષણો, પાદ્ય આચમન, ચ દન ને ધૂપથી દ્વાદશાક્ષર મ ત્ર ભણીને પૂજન કરવુ ૩૯ જો ધનાદિક હોય તો ઘી તથા ગોળ સાથે દૂધપાકનુ નૈવેદ્ય ભગવાનને ધરવુ અને દ્વાદશાક્ષર મ ત્ર ભણીને તેનો અગ્નિમા હોમ કરવો ૪૦ જે પદાર્થ ભગવાનને ધરેલો હોય તે ભગવાનના ભક્તને આપવો અથવા પોતે ખાવો પછી ભગવાનને આચમન આપીને તેમનુ પૂજન કરવુ અને તે પછી તાંબૂલ ધરવુ. ૪૧ એક સો ને આઠવાર મ ત્ર ભણવો સ્તુતિઓવડે ભગવાનની સ્તુતિ તથા પ્રદક્ષિણા કરવી અને પછી ભૂમિ ઉપર પડી દ ડવત્પ્રણામ કરવા ૪૨ પછી ભગવાનના નિર્માલ્યને પોતાના મસ્તક ઉપર ધારણ કરીને તેમના સ્થાનમા પાછા પધરાવવા તે પછી ઓછામા ઓછા બે બ્રાહ્મણોને યથાયોગ્ય દૂધપાક જમાડવા ૪૩ તે બ્રાહ્મણોનો સારો સત્કાર કરવો અને તેઓની આજ્ઞાથી બાકી રહેલુ ભોજન પોતાના ઇષ્ટ સ બ ધીઓની સાથે એકઠા મળીને જમવુ અને તે રાત્રે બ્રહ્મચર્યવ્રત પાળવુ બીજે દિવસે પ્રભાતમા વહેલા ઉઠી, નાહીને પવિત્ર થવુ અને સારી રીતે સાવધાન થઇ શાસ્ત્રમા કહેલા વિધિથી દૂધવડે ભગવાનને નવરાવીને પૂજા કરવી આ રીતે વ્રત પુરુ થાય ત્યા સુધી કરવુ. ૪૪–૪૫ પુરુષે દૂધનુ ભોજન કરી, વિષ્ણુના પૂજનમા આદરભાવ રાખી આ પયોવ્રત કરવુ પયોવ્રત કરનાર પુરુષે પ્રથમ કહ્યા પ્રમાણે અગ્નિમા હોમ કરવો અને બ્રાહ્મણોને જમાડવા ૪૬ આ રીતે પયોવ્રત કરનારે બાર દિવસ સુધી રોજ રોજ ભગવાનનુ આરાધન, અગ્નિમા હોમ, ભગવાનની પૂજા તથા બ્રાહ્મણભોજન કરાવવા. ૪૭ પયોવ્રત કરનારાએ શુક્લ પક્ષના પડવાથી માડીને તેરશ લગી બ્રહ્મચર્ય વ્રત પાળવુ, જમીન ઉપર સૂવુ દિવસમા ત્રણ વખત નહાવુ,

૪૮ મિથ્યા ભાષણ કરવુ નહિ, નાના મોટા ભોગ ભોગવવા નહિ, કોઈપણ પ્રાણીની હિંસા કરવી નહિ તથા ભગવાનને વિષે પરાયણ રહેવુ. ૪૯

આ પ્રમાણે વ્રત કરનારાએ તેરશને દિવસે શાસ્ત્રોક્ત વ્રતવિધિ જાણનાર બ્રાહ્મણો પાસે શાસ્ત્રોક્ત વિધિથી વ્યાપક એવા ભગવાનને પંચામૃતથી નવરાવવા ૫૦ ધનનો લોભ ન રાખતા ભગવાનની મહાપૂજા કરવી શિપિવિષ્ટ નામે વિષ્ણુને માટે દૂધમા ચરુ રાધવો ૫૧ તે તૈયાર થયેલા ચરુવડે વ્રત કરનાર પુરુષે પરમ પુરુષનુ યજન કરવુ એક પુરુષ ધરાય એટલુ ને ઘણા ગુણવાળુ નૈવેદ્ય ભગવાનને ધરવુ ૫૨ જ્ઞાનવાળા આચાર્યને અને ઋત્વિજોને વસ્ત્ર, આભૂષણ અને ગાયો આપી પ્રસન્ન કરવા હે સ્ત્રી! તારે આ વ્રતથી ભગવાનનુ આરાધન કરવુ ૫૩ શક્તિ પ્રમાણે ઉંચી જાતના અન્નથી જે કોઇ બ્રાહ્મણો ત્યા આવેલા હોય તેમને પણ જમાડવા ૫૪ ગુરુને તેમજ ઋત્વિજોને દક્ષિણા આપવી અને ત્યા આગળ આવેલા ચંડાળ પર્યન્ત સર્વ લોકોને અન્નાદિક આપીને પ્રસન્ન કરવા. ૫૫ સઘળા લોકો ગરીબ, આંધળા અને રાંક જમી રહ્યા પછી પોતે જમવુ "આ પ્રમાણે ભોજન કરાવ્યાથી ભગવાન પ્રસન્ન થાય છે" એમ જાણનાર પુરુષે પોતાના કુટુંબીઓની સાથે બેસીને ભોજન કરવુ ૫૬ નાચ, વાજિંત્ર, ગાયન, સ્તુતિઓ, સ્વસ્તિવાચનો તથા ભગવાનની પૂજા કરાવવી ૫૭ ભગવાનને પ્રસન્ન કરનારુ આ પયોવ્રત નામે ઉત્તમ વ્રત બ્રહ્માએ મને કહ્યુ હતું તે મે તને સંભળાવ્યુ ૫૮ હે સ્ત્રી! તુ ઇંદ્રિયોને નિયમમા રાખી, શુદ્ધ અંતઃકરણથી આ વ્રત કરીને અવિનાશી એવા ભગવાનને પ્રસન્ન કર ૫૯ હે કલ્યાણિ! આ વ્રત સર્વ યજ્ઞરૂપ, સર્વ વ્રતરૂપ, તપના સારરૂપ, સર્વ પ્રકારના દાનરૂપ અને ઈશ્વરને સંતુષ્ટ કરનારુ જાણવુ ૬૦ અતીંદ્રિય ભગવાન તેથી પ્રસન્ન થાય છે, તે જ સત્ય નિયમો, તે જ ઉત્તમ યમ, તે જ દાન, તે જ વ્રત અને યજ્ઞ જાણવો. ૬૧ માટે હે કલ્યાણિ! તુ સાવધાન થઇ શ્રદ્ધાથી આ પયોવ્રત કર, જે વ્રત કરવાથી ભગવાન પ્રસન્ન થઈને વરદાન આપશે, અર્થાત્ તારા સર્વ મનોરથ તેથી પૂર્ણ થશે ૬૨

तस्मादेतद्व्रतं भद्रे प्रयता श्रद्धया चर ॥
भगवान् परितुष्टस्ते वरानाशु विधास्यति ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे षोडशोऽध्यायः

## અધ્યાય ૧૭ મો.†

### અદિતિથી ભગવાનનું જન્મવું.

श्रीशुक उवाच

इत्युक्ता साऽदिती राजन् स्वभर्त्रा कश्यपेन वै
अन्वतिष्ठद्व्रतमिदं द्वादशाहमतन्द्रिता ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! પોતાના ભર્તા કશ્યપે પયોવ્રતનો ઉપદેશ કર્યો એ ઉપરથી અદિતિએ સાવધાન થઇને બાર દિવસના તે વ્રતનો આરંભ કર્યો ૧ વ્રત કરતી વેળા બુદ્ધિને સારથિ કરીને મનવડે ઇંદ્રિયોરૂપી દુષ્ટ ઘોડાઓને નિયમમા રાખી, મહાપુરુષ એવા ઈશ્વરનુ ધ્યાન તેમણે કરવા માડ્યુ, અને એકાગ્ર થયેલી વૃત્તિથી આત્મારૂપ ભગવાન વાસુદેવને મનમા સ્થિર કરીને તેમણે પયોવ્રત કર્યું ૨–૩ તેના પ્રભાવથી પીળા વસ્ત્ર ધારણ કરનાર, ચાર ભુજાવાળા અને શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરનાર ભગવાન આદિ પુરુષ પ્રકટ થયા ૪ ચતુર્ભુજ મૂર્તિ શ્રીભગવાનના દર્શન કરીને અદિતિ પ્રેમથી વિહ્વળ થઈ ગયા. તેમણે આદરપૂર્વક એકદમ ઉભા થઇને પૃથ્વી ઉપર પડી તેમને દંડવત્ પ્રણામ કર્યા ૫ પછી બે હાથ જોડીને સ્તુતિ કરી, પરંતુ આખો આનંદાશ્રુઓથી ભરાઈ ગઈ તેથી તેમ કરી શક્યા નહિ આખા શરીર ઉપર રુંવા ઉભા થયા અને ભગવાનનાં દર્શન કરવાથી થયેલા મહા આનંદને લીધે તે કંપવા લાગ્યા, તેથી બોલ્યા ચાલ્યા વિના છાનામાનાં ઉભાં રહ્યા ૬ ત્યાર પછી અદિતિ યજ્ઞના પતિ અને જગતના પતિ શ્રી લક્ષ્મીપતિને નેત્રથી જાણે પીતાં હોય તેમ જોવા લાગ્યા, અને પ્રેમવડે ગળગળી વાણીથી

† આ અધ્યાયમા અદિતિએ પયોવ્રત કર્યાથી શ્રીહરિ તેમની કામના પૂર્ણ કરવા પુત્ર થઇ અવતર્યા, એ કથા કહેવાશે

ધીરેથી આમ બોલ્યાં ૭ અદિતિ સ્તુતિ કરે છે.–હે યજ્ઞના ઇશ્વર! હે યજ્ઞપુરુષ! હે અચ્યુત! હે પવિત્રાચરણુ! હે પવિત્ર કીર્તે! હે શ્રવણુ માત્રમા મગળ કરનાર નામવાળા! હે શરણાગત! હે લોકોના પાપોનો નાશ કરવા અવતાર ધરનાર! હે ઇશ્વર! હે ભગવન્! અમારુ કલ્યાણુ કરો, કરણુ કે તમે દીન પુરુષોના નાથ છો ૮ જગત્સ્વરૂપ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનાર, પોતાની ઇચ્છાનુસાર અનત શક્તિવાળી માયાના ગુણોને ગ્રહણુ કરનાર, વ્યાપક, સ્વસ્વરૂપમા રહેનાર તથા નિત્ય વૃદ્ધિ પામેલા પૂર્ણ જ્ઞાનવડે જેમણે પોતાને વિષે માયાનો લય કર્યો છે એવા આપ શ્રીહરિને મારા નમસ્કાર છે ૯ હે અનત ભગવાન! તમારા પ્રસન્ન થવાથી મનુષ્યોને બ્રહ્માના જેટલુ આયુષ્ય, સુદર શરીર, અતુલ્ય લક્ષ્મી તથા સ્વર્ગ, પૃથ્વી અને પાતાલનું રાજ્ય, સર્વ સિદ્ધિઓ, ધર્મ, અર્થ, કામ તથા ઉત્તમ પ્રતિનું જ્ઞાન મળે છે, ત્યારે ‘ શત્રુ ઉપર વિજય ’ આદિ બીજા મનોરથો સિદ્ધ થાય એમા આશ્ચર્ય શું છે? ૧૦

શુકદેવજી કહે છે–હે રાજન્! અદિતિએ આ પ્રમાણે સ્તુતિ કરી એટલે ભગવાન કમળનયન, જે સર્વ પ્રાણીઓના ક્ષેત્રજ્ઞ હતા તે બોલ્યા કે–હે દેવતાઓની માતા! દૈત્યોએ તમારા પુત્રોની રાજ્યલક્ષ્મી હરી લઇ, તેઓને રાજ્યથી પદભ્રષ્ટ કર્યા છે તેથી તમે જે ઇચ્છા રાખો છો તે હું જાણુ છુ ૧૧–૧૨ તમે રણુમા મદોન્મત્ત એવા અસુરોને હરાવીને વિજય લક્ષ્મીને પાછી મેળવનાર તમારા પુત્રોની સાથે એક સ્થાનમા રહેવાની ઇચ્છા કરો છો. ૧૩ તેમજ દુખી એવા તમે પોતાના ઇદ્રાદિક પુત્રોએ યુદ્ધમા મારી નાખેલા શત્રુઓની રડતી સ્ત્રીઓને દુ:ખી જોવાને ઇચ્છો છો ૧૪ તમે તમારા પુત્રોને સમૃદ્ધિવાળા અને યશ તથા લક્ષ્મીને પાછા મેળવી સ્વર્ગમા વાસ કરીને રહેતા જોવાની ઇચ્છા રાખો છો. ૧૫ પરતુ હે દેવિ! હમણાં દૈત્યના સેનાપતિઓ ઘણું કરીને જીતી શકાય તેવા નથી, કારણુ કે જેઓને કાળ અનુકૂળ છે એવા બ્રાહ્મણો, તેમની રક્ષા કરે છે. માટે તેઓના ઉપર પરાક્રમ કરવાથી તમને સુખ મળશે નહિ ૧૬ તથાપિ હે દેવિ! તમે વ્રત કરીને મને પ્રસન્ન કર્યો તેથી મારે કોઇપણુ ઉપાય શોધવો જ જોઇએ કારણુ કે મારુ કરેલું પૂજન શ્રદ્ધા પ્રમાણે ફલ આપનારુ છે, તે નિષ્ફળ જવુ જોઇએ નહિ ૧૭ તમે તમારા પુત્રોની રક્ષા માટે, પયોવ્રત કરીને મારી યોગ્ય પૂજા કરેલી છે, માટે હું મારા પોતાના અશથી કશ્યપ દ્વારા તમારા પુત્રોની રક્ષા કરીશ ૧૮ તમે “ હું પતિના શરીરમા આવા સ્વરૂપથી જ રહ્યો છુ ” એવી ભાવના કરીને દોષ વિનાના કશ્યપ પ્રજાપતિ, કે જે તમારા સ્વામી છે તેમની સેવા કરો ૧૯ આ વાત તમને કોઇ પૂછે તોપણુ તમારે કહેવી નહિ, કારણુ કે દેવતાની વાર્તા ઘણી ગુપ્ત રહે તો જ સિદ્ધ થાય છે ૨૦

શુકદેવજી કહે છે–આટલી વાત કહીને ભગવાન અતર્ધાન થયા, બાદ અદિતિ શ્રીહરિનો દુર્લભ એવો જન્મ પોતાના ઉદરથી થશે એવો વર મેળવી કૃતાર્થ થયેલા પુરુષની પેઠે હર્ષ પામ્યા અને પરમ ભક્તિથી પતિની સેવા કરવા લાગ્યા. ભગવાન કશ્યપ કે જેમનું જ્ઞાન અમોઘ હતુ, તેમણે પોતાના શરીરમા ભગવાન છે એમ સમાધિના બળથી જાણ્યુ. પછી હે રાજન્! સાવધાન મનવાળા કશ્યપે પવન જેમ લાકડામા અગ્નિ નાખે તેમ તપવડે ઘણા કાળથી જાળવી રાખેલુ વીર્ય અદિતિને વિષે મૂકયું, ૨૧–૨૩ અને અદિતિના ગર્ભમા સનાતન ભગવાને વાસ કર્યો બ્રહ્મા ગુપ્ત નામોથી પછી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨૪

બ્રહ્મા સ્તુતિ કરે છે–હે વિષ્ણુ! હે ભગવન્! તમારો વિજય થાઓ. હે ઉરુક્રમ! તમને નમસ્કાર છે બ્રહ્મણ્યદેવ અને ત્રણુ ગુણુમય આપને મારા વારવાર નમસ્કાર છે ૨૫ પૃશ્નિના પુત્ર, વેદમાં પ્રકાશમાન, વેધારૂપ, ત્રણુલોકની ઉપર રહેનાર અને જીવોમા અતર્યામીરૂપે રહેલા આપ ભગવાન વિષ્ણુને હુ નમસ્કાર કરુ છું. ૨૬ તમે જગતના આદિ, મધ્ય અને અત સ્વરૂપ છો વેદમાં આપને અનત શક્તિવાળા પુરુષરૂપે વર્ણવ્યા છે. વળી હે ઇશ્વર! નદીનો પ્રવાહ જેમ તૃણુ, કાષ્ઠ વગેરે વસ્તુને ખેચી જાય તેમ તમે કાળમૂર્તિ પોતાને વિષે રહેલા

જગતને ખેંચી જાઓ છો. ૨૭ તમે સ્થાવર જંગમ પ્રજાના પ્રજાપતિઓને પણ ઉત્પન્ન કરનાર છો હે દેવ! પાણીમા ડૂબતા મનુષ્યને જેમ નાવ એક મુખ્ય આશ્રયરૂપ થાય છે, તેમ સ્વર્ગમાથી ભ્રષ્ટ થયેલા પ્રાણીઓને તમે આશ્રયરૂપ છો. ૨૮

त्व वै प्रजानां स्थिर जंगमानां
प्रजापतीनामसि संभविष्णु ।
दिवौकसां देव दिवश्च्युतानां
परायण नौरिव मज्जतोऽप्सु ॥ २८ ॥
इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
सप्तदशोऽध्यायः

## અધ્યાય ૧૮ મો.†

### બલિના યજ્ઞમાં વામન.

श्रीभगवानुवाच

इत्थं विरिंचस्तुतकर्मवीर्य
प्रादुर्बभूवामृतभूरदित्याम् ।
चतुर्भुज शंखगदाब्जचक्र
पिशंगवासा नलिनायतेक्षण ॥ १ ॥

શુકદેવજી કહે છે—આ પ્રમાણે બ્રહ્માએ જેના કર્મ ને પરાક્રમની સ્તુતિ કરી હતી, એવા જન્મ મરણ રહિત, ચાર બાહુવાળા, શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનાર, પીળા વસ્ત્ર ધારણ કરનાર અને કમળ જેવા વિશાળ નેત્રવાળા ભગવાન અદિતિના ઉદરથી ઉત્પન્ન થયા ૧ તેમની કાંતિ મેઘના જેવી શ્યામ હતી, મકરાકાર કુંડલોની કાંતિથી તેમનું મુખ શોભતુ હતુ, વક્ષ સ્થલમા શ્રીવત્સનું ચિહ્ન હતુ, કડા, બાજુબંધ, સુંદર મુગટ, કટિમેખલા અને મનોહર ઝાંઝરોથી તે શોભાયમાન હતા. ૨ જેમા ભમરાઓના મંડળ ગણગણાટ કરતા હતા, એવી પોતાની વનમાળાવડે શોભતા કંઠમા કૌસ્તુભમણિ ધારણ કર્યો હતો તે, પ્રજાપતિ કશ્યપના ઘરના અંધકારનો નાશ કરતા પ્રગટ્યા ૩ ભગવાનનો જન્મ થયો ત્યારે દિશાઓ તથા જળાશયો નિર્મળ થયા, પ્રજા આનંદ પામી અને ઋતુઓ પોતપોતાના ગુણોથી સંપન્ન થઈ. સ્વર્ગ, આકાશ, પૃથ્વી, દેવતાઓ, ગાયો, બ્રાહ્મણો વગેરે પ્રસન્ન થયા ૪ ભાદરવા મહિનામાં શુકલ પક્ષની શ્રવણ નક્ષત્રવાળી દ્વાદશીને દિવસે અભિજિત્ મુહુર્ત્તમા ભગવાનનો જન્મ થયો હતો. તે સમયે નક્ષત્ર, તારા વગેરે સર્વ ગ્રહો અનુકૂળ હતા. ૫ હે રાજન્! બારશને દિવસે મધ્યાહ્ન સમયે શ્રીહરિનો જન્મ થયો હતો જે તિથિએ શ્રીહરિનો જન્મ થયો તેને વિજયા દ્વાદશી કહે છે ૬ જન્મ સમયે શંખ, દુંદુભિ, મૃદંગ, પણવ અને નગારાં વાગવા લાગ્યા વિચિત્ર વાજિત્રોનો અને તુરીઓનો મોટો શબ્દ થવા લાગ્યો ૭ અપ્સરાઓ નાચવા લાગી, ગંધર્વો ગાવા લાગ્યા, મુનિઓ, દેવતાઓ, મનુઓ, પિતૃઓ, અગ્નિઓ, સિદ્ધો, વિદ્યાધરો, કિંપુરુષો, કિન્નરો, ચારણો, યક્ષો, રાક્ષસો, સુપર્ણો અને મોટા મોટા સર્પો સ્તુતિ કરવા લાગ્યા ૮-૯ દેવતાઓના અનુચરો ગાવા, સ્તુતિ કરવા અને નાચવા લાગ્યા અને અદિતિના આશ્રમ ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા ૧૦ અદિતિ પોતાના ગર્ભમાથી પરમ પુરુષ ભગવાનને ઉત્પન્ન થયેલા જોઈ આનંદ પામ્યા અને પોતાની યોગમાયાથી ભગવાને દેહ ધારણ કર્યો તેથી કશ્યપ પ્રજાપતિ 'જય જય' એમ બોલવા લાગ્યા ૧૧ અવ્યક્ત, ચૈતન્ય સ્વરૂપ તથા અલૌકિક ગતિવાળા ભગવાને આભૂષણો તથા આયુધો સાથે પોતાનું જે વ્યક્ત સ્વરૂપ ધારણ કર્યું હતુ, તે જ રૂપથી ભગવાન નટની પેઠે માતપિતાના દેખતા વામન તથા બટુક રૂપે થયા. ૧૨ મોટા ઋષિઓ તે બટુકને જોઈ પ્રસન્ન થયા અને પ્રજાપતિને આગળ કરીને તેને જાતકર્માદિક સંસ્કારો કર્યા ૧૩ પછી તેને ઉપવીત સંસ્કાર કર્યો, તે વખતે સૂર્યે તેને ગાયત્રીનો ઉપદેશ કર્યો, બૃહસ્પતિએ ઉપવીત આપ્યુ, કશ્યપે મુંજની મેખલા આપી, ૧૪ પૃથ્વીએ કાળા મૃગનું ચામડું આપ્યું, ચંદ્રમાએ દંડ આપ્યો, માતાએ કોપીન આપ્યું, સ્વર્ગે છત્ર આપ્યુ, ૧૫ હે મહારાજ! બ્રહ્માએ કમંડળ આપ્યુ, સપ્તર્ષિઓએ દર્ભ આપ્યા, સરસ્વતીએ માળા આપી, ૧૬ યક્ષના રાજા કુબેરે ભિક્ષાપાત્ર આપ્યું અને

† આ અધ્યાયમા ભગવાન વામનરૂપ ધારણ કરીને બલિરાજાના યજ્ઞમા ગયા અને બલિએ તેમનો સત્કાર કરી વર માગવાનું કહ્યુ, એ કથા કહેવાશે

સાક્ષાત્ સતી ભગવતી અ બિકાએ ભિક્ષા આપી. ૧૭

આ પ્રમાણે સર્વ તરફથી માન પામેલા બટુક ભગવાન પોતાના બ્રહ્મતેજવડે બ્રહ્મગણોથી સેવાયલી સભામા સર્વ કરતા અધિક શોભવા લાગ્યા. ૧૮ તે વામને આહિતાગ્નિને પ્રગટી, પરિસમૂહન તથા પરિસ્તરણ કરી, તેનું પૂજન કરીને તેમા સમિધોનો હોમ કર્યો ૧૯ ત્યાર પછી ભૃગુકુળના બ્રાહ્મણો બલિરાજાને સો અશ્વમેધ યજ્ઞ કરાવે છે અને તે મહા પ્રતાપી છે એમ સાભળીને સર્વ બળથી સ પન્ન વામનજી ડગલે ડગલે પૃથ્વીને નમાવતા યજ્ઞમા જવા નીકળ્યા ૨૦ ભૃગુકુળના બ્રાહ્મણો, જેઓ બલિરાજાના ઋત્વિજો હતા, તેઓ નર્મદા નદીના ભૃગુકચ્છ નામે ઉત્તર તટ ઉપર અશ્વમેધ નામે મહાયજ્ઞ તેને કરાવતા હતા, તેઓએ પાસેના ભાગમા ઉદય પામેલા સૂર્યના જેવા વામનજીને દીઠા ૨૧ ત્યાર પછી હે રાજન્! ઋત્વિજો, યજમાન અને સભાસદો, જેઓ વામનના તેજથી નિસ્તેજ થઇ ગયા હતા તેઓ, વિચાર કરવા લાગ્યા કે, યજ્ઞ જોવાની ઇચ્છાથી શુ સૂર્ય અથવા અગ્નિ કે સનત્કુમાર આવે છે? ૨૨ આ પ્રમાણે ભૃગુવ શના બ્રાહ્મણો પોતાના શિષ્ય સાથે અનેક તર્ક વિતર્ક કરતા હતા, એટલામા દ ડ, છત્ર તથા પાણીથી ભરેલુ કમ ડળ હાથમા લઇ ભગવાન વામનજી યજ્ઞમ ડપમા પધાર્યા. ૨૩ મુજની કટિમેખલા તેમણે પહેરી હતી, મૃગચર્મના ઉત્તરીયને જનોઇની માફક ઓઢ્યુ હતુ, આખા માથા ઉપર કેશ હતા અને માયાથી મનુષ્ય રૂપ થયેલા ભગવાનને યજ્ઞમ ડપમા પધારેલા જોઈને ભૃગુવશના બ્રાહ્મણો, શિષ્યો ને અગ્નિઓ, જેઓ તેમના તેજથી ઝાંખા પડી ગયા હતા તેઓએ ઉભા થઈને તેમને માન આપ્યુ ૨૪–૨૫ રૂપાળા અને રૂપને ઘટે તેવા અવયવવાળા ભગવાન વામનને જોઈને બલિરાજા પ્રસન્ન થયો અને તેમને બેસવા આસન આપ્યુ. ૨૬ પછી શિષ્ટાચાર પ્રમાણે અભિન દન આપીને બલિરાજાએ બે ચરણો ધોઇને સ ગરહિત ને મન હરણ કરનાર ભગવાનની પૂજા કરી. ૨૭ ત્યાર પછી લોકોનાં પાપ મટાડનાર, મ ગલમય ચરણારવિ દનુ જળ, બલિરાજાએ પોતાના મસ્તક ઉપર ધારણ કર્યું, જે જળ દેવના દેવ ચ દ્રમૌલિ શ કર પણ પરમ ભક્તિથી પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. ૨૮

બલિરાજા બોલ્યા—તમે ભલે પધાર્યા હે બ્રહ્મન્! હુ તમારુ શુ પ્રિય કરુ ? હુ આપને બ્રહ્મર્ષિઓનું સાક્ષાત્ મૂર્તિમાન્ તપ માનુ છુ ૨૯ મારા યજ્ઞમા આપના પધારવાથી મારા પિતૃઓ તૃપ્ત થયા, આજે મારુ કુળ પવિત્ર થયુ અને આજે મારો યજ્ઞ પૂર્ણ થયો ૩૦ હે બ્રાહ્મણપુત્ર! આજે તમારા પધારવાથી શાસ્ત્રમા કહ્યા પ્રમાણે મારા અગ્નિઓમાં સારી રીતે હોમ થયો છે, તમારા ચરણના જળથી મારા પાપ નાશ પામ્યા છે અને મારી પૃથ્વી તમારા પગલાથી પવિત્ર થઈ છે ૩૧ હે બટુક! તમારી જે ઇચ્છા હોય તે મારી પાસે માગો. તમે માગવા આવ્યા છો એમ મને જણાય છે ગાય, સુવર્ણ, ઉત્તમ પ્રકારનું મનોહર ઘર, અન્ન–પાન, કન્યા, સમૃદ્ધિવાળા ગામ, ઘોડાઓ, હાથીઓ અથવા રથો, જે ઇચ્છામા આવે તે માગો ૩૨

यद्यद्वटो वांछसि तत्पतीच्छमे
त्वामर्थिनं विप्रसुतानुतर्कये ।
गां काञ्चनं गुणवद्धाममृष्टं
तथाऽन्नपेमुत वा विप्रकन्याम् ॥
ग्रामान्समृद्धांस्तुरगान्गजान्वा
रथांस्तथार्हत्तमसंप्रतीच्छ ॥ ३२ ॥
इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
अष्टादशोऽध्याय

## અધ્યાય ૧૯ મો.‡

### વામને માત્ર ત્રણ પગલાં પૃથ્વી માગી.

श्रीशुक उवाच

इति वैरोचनेर्वाक्यं धर्मयुक्तं ससूनृतम्
निशम्य भगवान् प्रीतः प्रतिनंद्येदमब्रवीत् ॥

શુકદેવજી કહે છે—બલિરાજાનું ધર્મયુક્ત, સત્ય અને મધુર વચન સાભળી ભગવાન પ્રસન્ન થયા અને બોલ્યા કે—હે રાજન્! જેને ધર્મ કાર્યમાં

‡ આ અધ્યાયમા શ્રીહરિએ ત્રણ પગલા પૃથ્વી માગી એટલે બલિરાજાએ તે આપવાની હા કહી, પણ શુક્રે બલિરાજાને તેમ કરતા અટકાવ્યો, એ કથા કહેવાશે

ભૃગુકુળના બ્રાહ્મણો સહાય છે અને જેને પરલૈકિક કાર્યમા વૃદ્ધ તથા શાત ગુણવાળા પ્રહ્‌લાદ પિતા છે એવા તમે, તેમનુ વચન સત્ય, મધુર, કુળને ઘટે તેવુ અને યશ આપનારુ છે ૧-૨ તમારા કુળમા કોઈ પુરુષ બળહીન, તેમ રક ઉત્પન્ન થયો નથી. તેમજ પ્રથમ બ્રાહ્મણને આપવાનું કહીને પછી ના પાડનારો અથવા કૃપણ પુરુષ પણ જન્મ્યો નથી ૩ વળી તમારા કુળમા કોઈ યાચકે, તીર્થમા અથવા બીજે સ્થળે યાચના કરતા, દાન આપવામા તેમજ યુદ્ધ કરવામા ના કહી નથી તથા કૃપણ મનના રાજાઓ તમારામા થયા નથી. આકાશમા જેમ ચદ્રમા શોભે છે તેમ તમારા કુળમા પ્રહ્‌લાદ શોભે છે ૪ વળી તમારા કુળમા જન્મેલો હિરણ્યાક્ષ હાથમા ગદા લઈ દિગ્વિજય કરવા એકલો જ પૃથ્વી ઉપર ફરતો હતો, પરતુ તેને કોઇ લડનારો મળ્યો ન હતો ૫ છેવટે પૃથ્વીનો ઉદ્ધાર કરતી વેળા તે સામો આવતા વિષ્ણુએ તેને કષ્ટે જીત્યો હતો છતા પણ તેમણે તેના પરાક્રમને સભારીને પોતાને મહા વિજયી માન્યો ન હતો ૬ ત્યાર પછી હિરણ્યકશિપુ પોતાના ભાઈનો નાશ થયો એમ સાભળી ક્રોધાયમાન થયો અને વિષ્ણુનો નાશ કરવા ગયો ૭ કાળને જાણનાર માયાવી ભગવાન કાળની પેઠે હાથમા ત્રિશૂળ લઇને આવતા હિરણ્યકશિપુને જોઇ વિચાર કરવા લાગ્યા કે, હવે શુ કરવુ ? ૮ હુ જ્યા જ્યા જાઉં છુ, ત્યા ત્યાં મૃત્યુ જેમ પ્રાણીઓની પાછળ ફરે તેમ આ દૈત્ય મારી પાછળ ફરે છે, માટે હવે હુ બહિર્દૃષ્ટિ દૈત્યના હૃદયમા પેશી જાઉ. ૯ આવો વિચાર કરીને હે અસુર રાજા ! મનમા ખિન્ન થયેલા વિષ્ણુ પોતાના સૂક્ષ્મ દેહને તેના શ્વાસમા અદશ્ય કરીને દોડ્યા આવતા શત્રુના શરીરમા તેના પ્રાણના છિદ્રદ્વારા પેશી ગયા ૧૦ હિરણ્યકશિપુએ જોયુ તો વિષ્ણુ જોવામા આવ્યા નહિ, એટલે શૂરવીર હિરણ્યકશિપુ, ગર્જના કરીને પૃથ્વી, સ્વર્ગ, દિશા, આકાશ, પાતાલ ને સમુદ્રોમા વિષ્ણુને શોધવા લાગ્યો, પરતુ કયાહી પણ તે જડયા નહિ ૧૧ જ્યારે ભગવાન જોવામા ન આવ્યા ત્યારે તે બોલ્યો કે, મેં આખુ જગત્ શોધ્યુ, પરતુ મારા ભાઇનો નાશ કરનારો મળ્યો નહિ; માટે તે ખરેખર જ્યાં ગયેલો પુરુષ પાછો આવતો નથી, એવા સ્થાનમા ગયો હશે ૧૨ આ પ્રમાણે આ જગતમાં દેહધારી મનુષ્યો વૈરનો સંબંધ મરણ પર્યંત રાખે છે, તેમ અજ્ઞાન દૂર થયા પહેલા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો અને અભિમાનથી વૃદ્ધિ પામેલો ક્રોધ તજાતો નથી. ૧૩ તમારા પિતા અને પ્રહ્‌લાદના પુત્ર વિરોચન જેને બ્રાહ્મણ ઉપર પ્રીતિ હતી તેની પાસે દેવતાઓએ બ્રાહ્મણનો વેશ લઇને આયુષ્ય માગ્યું હતું. તે વખતે વિરોચન તેઓને જાણતા હતા-કે, આ બ્રાહ્મણો નથી પણ દેવતાઓ છે, તોપણ તેમણે બ્રાહ્મણના વેશધારી દેવતાઓને પોતાનુ આયુષ્ય આપ્યું હતુ ૧૪ વળી ગૃહસ્થ એવા બ્રાહ્મણોએ, તથા તમારા શૂરવીર પૂર્વજોએ, અને બીજા ઉત્તમ કીર્તિવાળા પુરુષોએ આચરણ કરેલા ધર્મો તમે પાળો છો ૧૫ માટે હે દૈત્યરાજ ! વર આપનારાઓમાં ઉત્તમ એવા આપ પાસે હુ વર માગુ છુ, તે એ કે, મને ત્રણ પગલા પૃથ્વી આપો ૧૬ હે રાજન્ ! ઉદાર અને જગતના સ્વામી એવા આપ પાસેથી બીજુ કઇ પણ માગવાની હું ઇચ્છા રાખતો નથી વિદ્વાન્ પોતાને ઉપયોગ જેટલી વસ્તુ ગ્રહણ કરવાથી સતોષ પામે છે ૧૭

બલિરાજા બોલ્યો–હે બ્રાહ્મણ પુત્ર ! તમારી વાણી વૃદ્ધ મનુષ્યો માન્ય કરે તેવી છે, પરંતુ તમો બાળક છો તેથી સ્વાર્થમા કુશળ નથી. ૧૮ કારણ કે, હુ લોકોનો રાજા છુ ને દ્વીપ આપનારો છું તેવા મને પ્રૌઢ વાણીથી પ્રસન્ન કરીને તમે ત્રણ પગલાં પૃથ્વી માગો છો તેથી બુદ્ધિહીન અને મૂર્ખ જણાઓ છો. ૧૯ હે બટુક ! મારી પાસેથી ઇચ્છા પ્રમાણે આજીવિકા ચાલે તેટલી ભૂમિ માગી લ્યો. ૨૦

શ્રીભગવાન બોલ્યા–હે રાજન્ ! ત્રણ લોકમા જેટલા પ્રિય વિષયો છે, તે સર્વ ઇન્દ્રિયાધીન મનુષ્યોને તૃપ્ત કરી શકતા નથી ૨૧ જે મનુષ્ય ત્રણ પગલા પૃથ્વીથી તૃપ્ત થતો નથી, તે નવ ખડવાળો દ્વીપ મળવાથી પણ સતુષ્ટ થતો નથી, કારણ કે તેને સાત દ્વીપ લેવાની ઇચ્છા થાય છે ૨૨ પૃથુ, ગય વગેરે રાજાઓ જેઓ સાતે દ્વીપોમા રાજ્ય કરતા

હતા, પરંતુ તેઓ અર્થ અને કામનાઓની તૃષ્ણાનો પાર પામ્યા ન હતા, એમ અમે સાંભળ્યું છે [૨૩] જે મનુષ્ય દૈવેચ્છાથી મળેલી વસ્તુ ઉપર સંતોષ રાખે છે તે સુખી થાય છે, પરંતુ અસંતોષી અને ઇંદ્રિયાધીન મનુષ્ય ત્રણ લોકો મળવાથી પણ કદી સંતોષ પામતો નથી [૨૪] અર્થ અને કામનામાં અસંતોષ રાખવો એ જ પુરુષને સંસારનું કારણ થઈ પડે છે અને દૈવેચ્છાથી મળેલા અન્ન ઉપર સંતોષ રાખવો, એ મુક્તિ આપનારું છે, એમ જાણવું [૨૫] જે બ્રાહ્મણો દૈવેચ્છાથી મેળવેલી વસ્તુ ઉપર સંતોષ રાખે છે તેમનું તેજ વધે છે, પરંતુ અસંતોષ રાખવાથી પાણીવડે જેમ અગ્નિ શાંત પડી જાય છે, તેમ બ્રહ્મતેજ નાશ પામે છે [૨૬] માટે વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવા જે તમો તેની પાસેથી ત્રણ જ પગલાં પૃથ્વી હું માગું છું, અને તેથી જ મારું કામ સિદ્ધ થશે કારણ કે પ્રયોજન જેટલા ધનથી લોકોને સુખ મળે છે [૨૭]

શુકદેવજી બોલ્યા—વામને આ પ્રમાણે કહ્યું એટલે બલિ હસીને બોલ્યો કે, તમારે ઇચ્છા હોય તે પ્રમાણે પ્રતિગ્રહ કરો એમ કહી વામનને પૃથ્વીનું દાન આપવા પાણિપાત્ર હાથમાં લીધું [૨૮] તે વખતે શુક્રાચાર્ય જે મોટા વિદ્વાન હતા, તે અસુર રાજા વિષ્ણુને ભૂમિનું દાન આપશે એમ જાણતા હતા, તથા વિષ્ણુના કર્તવ્યને પણ જાણતા હતા, તેમણે નીચે પ્રમાણે કહ્યું [૨૯] હે બલિરાજા ! આ ભગવાન વિષ્ણુ છે અને તે દેવતાઓનું કાર્ય કરવા કશ્યપથી અદિતિને વિષે અવતર્યા છે [૩૦] તમે અનર્થ જાણ્યા વિના પૃથ્વી આપવા જે પ્રતિજ્ઞા કરી તે સારું કર્યું નથી. આ કાર્યથી દૈત્યોને મોટો અન્યાય થશે [૩૧] આ માયાવી બટુકનું રૂપ ધારણ કરનાર શ્રીહરિ તમારું સ્થાન, ઐશ્વર્ય, લક્ષ્મી, તેજ, યશ અને શાસ્ત્રાભ્યાસ, સર્વ તારી પાસેથી લઈ ઇન્દ્રને આપશે [૩૨] ભગવાન વિશ્વ જેવડી કાયા કરીને ત્રણ પગલાથી પૃથ્વીને આવરી લેશે, માટે વિષ્ણુને સર્વસ્વ આપીને તમે શું કરશો ? [૩૩] ભગવાન એક પગલાથી પૃથ્વીને, બીજા પગલાથી સ્વર્ગને અને મોટી કાયાથી આકાશને ભરી લેશે પછી ત્રીજા પગને મૂકવાનું સ્થાન રહેશે નહિ [૩૪] તેમ તમે આપવાની પ્રતિજ્ઞા કરેલી વસ્તુ જો આપશો નહિ તો નરકમાં વાસ થશે કદાપિ તમે આપવાની ઇચ્છા કરશો તોપણ આપવા કહેલી પૃથ્વી આપી શકશો નહિ. [૩૫] જે દાનથી આજીવિકા ભાગી પડતી હોય એવા દાનને વિદ્વાનો વખાણતા નથી, કારણ કે, જગતમાં આજીવિકાવાળાથી દાન, યજ્ઞ, તપ અને કર્મ થઈ શકે છે [૩૬] ધર્મ, યશ, અર્થ અને કામ, તેમજ પોતાના સંબંધીઓ, એ પાંચ માટે ધન ખરચનાર પુરુષ આ લોકમાં ને પરલોકમાં સુખી થાય છે [૩૭] હે અસુરરાજ ! ઋગ્વેદીઓએ કહેલું એક સત્ય વચન સાંભળો પુરુષે અંગીકાર કરેલી વસ્તુને પાળવી તે સત્ય કહેવાય છે અને અંગીકાર કરેલી વસ્તુની ના પાડવી તે અસત્ય કહેવાય છે [૩૮] સત્ય દેહરૂપી વૃક્ષનાં ફળ ફૂલ કહેવાય છે જો વૃક્ષ હોય તો તે થાય છે, પરંતુ વૃક્ષનો નાશ થાય તો તે પણ થતાં નથી અને અસત્ય દેહરૂપી વૃક્ષનું મૂળ છે અર્થાત્ અસત્ય બોલવું નહિ પરંતુ થોડા અસત્ય વિના સત્યની સિદ્ધિ થતી નથી [૩૯] જેનું મૂળ ઉખડી ગયું હોય તે વૃક્ષ જેમ સુકાઈ જાય છે અને થોડા વખતમાં ઉખડીને જમીન ઉપર ઢળી પડે છે, તેમ અસત્ય બોલવાથી આ દેહ નાશ પામે છે, તેમાં સંદેહ નથી [૪૦] કોઈપણ માગવા માટે આવે ત્યારે 'હા' એવો અક્ષર કહેવો તે ધનને દૂર લઈ જનારો છે અને ધનવાનને ખાલી કરનાર છે કારણ કે, યાચકને જે વસ્તુ આપવા માટે હા પાડી હોય, તે વસ્તુથી પુરુષ ખાલી થાય છે તેમજ જે પુરુષ સર્વ ધન ભિક્ષુકને આપી દે છે, તે ભોગાદિક સુખ સંપૂર્ણ રીતે ભોગવી શકતો નથી [૪૧] તેમ જ 'ના' એવો અક્ષર કહેવો, એ અમુક વસ્તુ આપવાની પ્રતિજ્ઞા કર્યા પછી ફરી જવા બરોબર છે, તેથી તે અસત્ય વચન કહેવાય છે તેમાં ધનનો વ્યય ન થવાથી તે ધનવાનને ભરપુર રાખે છે અને બીજાના ધનને ધનવાનની તરફ ખેંચી લાવે છે દાખલા તરીકે જે મનુષ્ય નિત્ય કહે છે કે મારી પાસે કંઈ પણ નથી, હું દુ:ખી છું, તે મનુષ્ય અસત્ય ભાષણથી બીજાના ધનને પોતાની પાસે ખેંચી લાવે છે જે મનુષ્ય

કરેલી સર્વ પ્રતિજ્ઞાની ના પાડે છે તે અકીર્તિ મેળવી જીવતા જ મુઆ જેવો ગણાય છે. ૪૨

એટલા માટે સ્ત્રીઓની પાસે ઉપહાસની વાતમા, વિવાહમા, વર વગેરેના વખાણ કરવામાં, આજીવિકાની રક્ષા કરવામાં, પ્રાણના સંકટમા, ગાય તથા બ્રાહ્મણોના હિતને માટે તથા સાચુ બોલવાથી કોઈનો નાશ થતો હોય ત્યારે અસત્ય બોલવુ એ નિંદાપાત્ર ગણાતુ નથી. ૪૩

**स्त्रीषु नर्मविवाहे च वृत्त्यर्थे प्राणसंकटे ।**
**गोब्राह्मणार्थे हिंसायां नानृतं स्याज्जुगुप्सितम्**

**इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे एकोनविंशतितमोऽध्यायः**

# અધ્યાય ૨૦ મો.†

## વામનનું વિરાટ સ્વરૂપ.

**श्रीशुक उवाच**

**बलिरेवं गृहपतिः कुलाचार्येण भाषितः ।**
**तूष्णींभूत्वा क्षणं राजन्नुवाचावहितो गुरुम्**

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણેનું કુલાચાર્યનુ કહેવુ સાભળી બલિરાજા થોડી વાર મૌન રહ્યો, પરંતુ પછી સાવધ થઈ તેમને કહેવા લાગ્યો કે, ૧ હે ગુરુ! આપે જે વાત કહી તે સત્ય છે, જેથી અર્થ, કામ, યશ અને આજીવિકાને હાનિ પહોચતી નથી એવો ગૃહસ્થોનો ધર્મ હોવો જોઈએ ૨ પરંતુ હુ 'આપીશ' એમ એકવાર પ્રતિજ્ઞા કરીને પછી ધનના લોભથી પ્રહ્લાદનો પૌત્ર થઈને એક જુગારીની પેઠે આ બ્રાહ્મણને ના કહીશ નહિ. ૩ ઋષિઓ એમ કહે છે કે, અસત્યના જેવો બીજો અધર્મ નથી, અને હુ અસત્ય ભાષણ કરનાર મનુષ્ય વિના બીજા સર્વને ઉથાપી શકુ છુ એવો મારો મત છે ૪ વળી હુ જેવો બ્રાહ્મણને ઠગવાથી ડરુ છુ તેવો નરકથી, દરિદ્રતાથી, દુખના સમુદ્રથી, રાજ્યના વિનાશથી, અથવા મૃત્યુથી પણ ડરતો નથી ૫ આ લોકમા આપણા મરણ પછી જે જે ધનાદિક વસ્તુ આપણો ત્યાગ કરે છે, તે વસ્તુઓ જીવતા જ બ્રાહ્મણોને આપીને પ્રસન્ન કરવામા આવે નહિ તો પછી તેનું પ્રયોજન શું? ૬ મહાત્મા પુરુષો ત્યાગ કરી શકાય નહિ એવો પ્રાણ પણ ત્યાગ કરીને પ્રાણીઓનું કલ્યાણ કરે છે. તેમા દધીચિ, શિબિ વગેરે રાજાઓનું દૃષ્ટાંત યુક્ત છે ત્યારે મારે પૃથ્વી, ધન, આદિ ત્યાગ કરવામા શા માટે આનાકાની કરવી? હે મહારાજ! યુદ્ધમા પાછી પાની નહિ કરનાર મોટમોટા દૈત્યરાજાઓ પૃથ્વીને ભોગવતા હતા તેઓના વૈભવને પણ કાળ ગળી ગયો, પરંતુ તેઓએ પૃથ્વી ઉપર જે કીર્તિ મૂકી તે અમર છે. ૭–૮ હે બ્રહ્મર્ષિ! યુદ્ધમા દેહનો ત્યાગ કરનાર પુરુષો મળવા સુલભ છે, પરંતુ સુપાત્ર મળતા તેઓને શ્રદ્ધાથી ધન આપનાર પુરુષો મળવા સુલભ નથી ૯ દયાળુ એવા ઉદાર પુરુષને હરકોઈ યાચકની યાચના પૂર્ણ કરતા દરિદ્રતા આવે તો તે પણ સારુ મનાય છે, ત્યારે આપના જેવા વેદવેત્તા બ્રાહ્મણોને દાન આપતા દરિદ્રતા આવે તો તેમા કેમ સારુ કહેવાય નહિ? માટે હુ આ બ્રાહ્મણ બટુકને તેમની ઈચ્છાનુસાર દાન આપુ છુ ૧૦ હે મુનિ! વેદ વિધિમા નિપુણ એવા આપ યજ્ઞો અને ક્રતુઓથી આદર સાથે જેનું યજન કરો છો, એવો આ વિષ્ણુ હો કે પછી બીજો કોઈ શત્રુ હો, પરંતુ હુ તો એમને તેમની ઇચ્છા પ્રમાણે પૃથ્વી આપીશ ૧૧ અને કદાચ આ વિષ્ણુ મને અધર્મથી બાંધીને કેદ કરશે તોપણ હુ ભયથી બ્રાહ્મણનું શરીર ધારણ કરીને આવેલા આ શત્રુને મારીશ નહિ ૧૨ વિષ્ણુ ઉત્તમ કીર્તિવાળા હોઈને પોતાની કીર્તિનો ત્યાગ કરવાની ઈચ્છા કરત નહિ, તો તે યુદ્ધમા મારો નાશ કરીને આ પૃથ્વીને હરી જાત અથવા તો મારા હાથથી મરણ પામીને તે ધરણી ઉપર ઢળી પડત ૧૩

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે ગુરુના વચન ઉપર શ્રદ્ધા વિનાના અને ગુરુની આજ્ઞા નહિ પાળનારા મનસ્વી શિષ્યને દૈવની પ્રેરણાથી ગુરુ શુક્રાચાર્યે શાપ દીધો કે, ૧૪ અમારી ઉપેક્ષાને લીધે તું અભિમાની થઈ ગયો છે. વળી અજ્ઞાની

† આ અધ્યાયમા અમલથી ભય પામેલા બલિરાજાએ ભગવાનનુ કપટ જાણ્યા છતા તેમને પૃથ્વીનું દાન આપ્યુ અને ભગવાને પછી વિરાટ સ્વરૂપ ધારણ કર્યું, એ કથા કહેવાશે

છતા પોતાને અત્યંત પંડિત માને છે, ને તે અમારી આજ્ઞાનો ભંગ કર્યો છે, માટે તું થોડા સમયમા રાજ્ય લક્ષ્મીથી ભ્રષ્ટ થઇશ. ૧૫ આ પ્રમાણે ગુરુએ શાપ દીધો પણ તે ઉદાર રાજા પોતાના સત્ય સંકલ્પથી ચલાયમાન થયો નહિ. તેણે વામનની પૂજા કરી તેમના હાથમા જળ આપીને તેમને પૃથ્વીનુ દાન દીધુ ૧૬ તે સમયે બલિરાજાની સ્ત્રી વિન્ધ્યાવલિ મોતીના આભૂષણો પહેરીને ત્યા આવ્યા અને પગ ધોવાના જળથી ભરેલી સોનાની ઝારી લાવ્યા ૧૭ યજમાન બલિરાજાએ પોતે વામન ભગવાનના ચરણ ધોઇને જગતને પવિત્ર કરનારુ તે જળ પોતાના મસ્તક ઉપર ચઢાવ્યું. ૧૮ તે વખતે આકાશમા રહેલા અને બલિની સરલતાના તથા કાર્યના વખાણ કરતા દેવતાઓ, ગંધર્વો, વિદ્યાધરો, સિદ્ધો ને ચારણો તેમની ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ૧૯ હજારો દુંદુભિ વાર વાર વાગવા લાગ્યા, ગંધર્વો, કિંપુરુષો અને કિન્નરો કહેવા લાગ્યા કે, આ ઉદાર મનના બલિરાજાએ જાણવા છતા શત્રુને ત્રણ લોક આપી દીધા, એ કામ તેણે ખરેખર બીજાથી બની શકે નહિ એવુ કર્યું છે ૨૦ પછી અનંત ભગવાનનું ત્રણ ગુણવાળુ તે વામનરૂપ આશ્ચર્ય રીતે વધવા માંડ્યું. તેમા પૃથ્વી, આકાશ, દિશાઓ, સ્વર્ગ, પાતાળ, સમુદ્ર, પશુ, પક્ષીઓ સર્વ સમાઇ ગયાં ૨૧ ઋત્વિજો, આચાર્યો અને સભાસદો સાથે બલિરાજાએ મહા વિભૂતિવાળા ભગવાનની ત્રિગુણાત્મક કાયામા પાંચ ભૂતો, ઇંદ્રિયો, તેના વિષયો, અંતઃકરણ અને જીવ સાથે આખા ત્રિગુણાત્મક વિશ્વને દીઠુ ૨૨ ત્યાર પછી બલિરાજાએ વિશ્વમૂર્તિ ભગવાનના પગના તળીઆમા પાતાલ, બે ચરણમા પૃથ્વી, પીંડીઓમા પર્વતો, ઘુંટણમા પક્ષીઓ અને સાથળમાં પવનના ગુણો દીઠા. ૨૩ વસ્ત્રમા સંધ્યાકાલ, ગુહ્યસ્થાનમાં પ્રજાપતિઓ, જંઘામા પોતાની સાથે રહેલા દૈત્યાદિકો, નાભિમાં આકાશ, ઉદરમા સાત સમુદ્રો અને છાતીમા નક્ષત્રોની પંક્તિ દીઠી. ૨૪ હૃદયમા ધર્મ, સ્તનમા ઋત તથા સત્ય, મનમા ચંદ્ર, વક્ષઃસ્થલમા તથા હાથમા લક્ષ્મીજી અને કંઠમાં સામ, ગાનો તથા સર્વ શબ્દો દીઠા. ૨૫ હાથમાં ઇંદ્રાદિક દેવતાઓ, કાનમાં દિશાઓ, મસ્તકમા સ્વર્ગલોક, કેશમા મેઘ, નાસિકામા વાયુ, નેત્રમા સૂર્ય, મુખમાં અગ્નિ, ૨૬ વાણીમાં છંદો, જીહ્વામા વરુણ, ભ્રકુટીમાં વિધિનિષેધ, પાંપણોમા દિવસ રાત્રિઓ, લલાટમા ક્રોધ, નીચેના ઓઠમાં લોભ, ૨૭ સ્પર્શમા કામ, વીર્યમા જળ, પીઠમાં અધર્મ, પગની ગતિમા યજ્ઞ, છાયામા મૃત્યુ, હસવામા માયા, રુવામા ઔષધિઓ, ૨૮ નાડીઓમા નદી, નખમા શિલાઓ, બુદ્ધિમા બ્રહ્મા, ઈન્દ્રિયોમા દેવતા અને ઋષિઓ તથા સર્વ શરીરના અવયવોમા સ્થાવર જંગમાત્મક પ્રાણીઓ દીઠા. ૨૯ હે રાજન્! સર્વાત્મા ભગવાનને વિષે સર્વ જગતને જોઇને અસુરો મોહ પામ્યા પછી અસહ્ય તેજવાળુ સુદર્શન ચક્ર વિજળીના જેવા કડાકા કરતું શાર્ઙ્ગ નામે ધનુષ, મેઘના જેવા ગંભીર સ્વરવાળો પાંચજન્ય શંખ, વેગવાળી વિષ્ણુની કૌમોદકી ગદા, ચંદ્રમા જેવું ખડ્ગ, અખુટ બાણોથી ભરેલા ભાથાઓ ૩૦-૩૧ તથા લોકપાલો સાથે સુનંદ વગેરે પાર્ષદો ભગવાનની પાસે આવી હાજર થયા. હે રાજન્! ભગવાને શોભાયમાન મુગટ, બાજુબંધ ને મકરાકાર કુંડળો ધારણ કર્યાં હતા શ્રીવત્સ નામે રત્નથી જડેલો ઉત્તમ કંદોરો, ઉત્તમ પ્રકારના વસ્ત્રો અને પુષ્પની વનમાળા પહેરી હતી ભગવાન ઉરુક્રમે એક પગલાથી બલિરાજાની પૃથ્વીને, શરીરવડે આકાશને ૩૨-૩૩ અને બીજા પગલાથી સ્વર્ગને આવરી લીધુ ત્રીજુ પગલુ મુકવા માટે બલિરાજાની પાસે પૃથ્વી રહી નહિ અને ઉરુક્રમ ભગવાનનો ચરણ છેક જનલોક, મહર્લોક અને તપલોકને ઓલંઘીને સત્ય લોકમા જઈ પહોચ્યો ૩૪

પદં દ્વિતીયં ક્રમતસ્ત્રિવિષ્ટપં
ન વૈ તૃતીયાય તદીયમણ્વપિ।
ઉરુક્રમસ્યાંઘ્રિરુપર્યુપર્યથો
મહર્જનાભ્યાં તપસઃ પરં ગતઃ ।૩૪॥

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે અષ્ટમસ્કંધે
વિંશોઽધ્યાયઃ

———

# અધ્યાય ૨૧ મો. *

## બલિરાજા બંધાયો.

### રાજોવાચ

सत्य समीक्ष्याब्जभवो नखेंदुभिर्ह-
तस्वधामद्युतिरावृतोऽभ्यगात् :
मरीचिमिश्रा ऋषयो बृहद्व्रता
सनन्दनाद्या नरदेव योगिन ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! ભગવાનના ચરણને સત્યલોકમા આવેલો જોઇને બ્રહ્મા, કે જેમના લોકની કાંતિ ભગવાનના નખચંદ્રોથી ઝગઝગા થતી હતી, તે મરીચિમિશ્ર વગેરે ઋષિઓ, સનત્કુમાર દિ નષ્ઠિક બ્રહ્મચારીઓ, યોગીઓ, વેદો, યમો, નિયમો, તર્કો, ઇતિહાસો, વેદના છ અંગો, પુરાણો, તેમની સંહિતાઓ તથા યોગરૂપી પવનથી ઉદ્દીપન થયેલા જ્ઞાનાગ્નિથી જેમના કર્મરૂપી પાપો બળી ગયા હતા એવા બીજા મહાત્માઓ ભગવાનના ચરણની પાસે ગયા અને તેમના સ્મરણ કરવાના પ્રભાવથી જ્યા કર્મ કરવાથી જઈ શકાય નહિ એવા બ્રહ્મલોકમા જઈને તે પવિત્ર ચરણને પ્રણામ કર્યા પછી નાભિ કમળમાથી ઉત્પન્ન થયેલા પવિત્ર કીર્તિવાળા બ્રહ્માએ ઉંચા કરેલા ભગવાનના તે ચરણને અર્ઘ્યજલ આપીને પૂજા કરી તથા ભક્તિથી તેમની સ્તુતિ કરી ૧–૩ હે રાજન્! ભગવાનના ચરણારવિંદના ધોવાથી પવિત્ર થયેલુ બ્રહ્માના કમંડળનું પાણી, આકાશમાથી નીચે પડતી ગંગા નદીને નામે જગતમા પ્રખ્યાત થયુ અને જે ભગવાનની નિર્મળ કીર્તિના જેવી દેખાતી ગંગા નદી ત્રણ લોકના પાપનો નાશ કરે છે ૪ આ પ્રમાણે બલિએ પૂજન કર્યા પછી પોતાની વિભૂતિને સંકેલી લેનાર પોતાના સ્વામી ભગવાન વામનજીને, લોકપાળોએ તથા બ્રહ્માદિક દેવતાઓએ પોતાના અનુચરોની સાથે બલિ અર્પણ કર્યુ ૫ જળ, નૈવેદ્ય, પુષ્પોની માળા દિવ્ય ચંદનના લેપ, સુગંધી ધૂપ, દીપ, શાળની ધાણી, અક્ષત, ફળ વગેરેથી ભગવાનનું પૂજન કર્યું ૬ પછી જયજયકારના શબ્દોથી ભગવાનના પરાક્રમોને વર્ણવતા સ્તોત્રોથી, નૃત્યોથી, વાદિત્રોથી, ગીતોથી, શંખ અને દુંદુભિઓના નાદોથી ઉત્સવ કરવા લાગ્યા ૭ મન જેવા વેગવાળા રીંછના રાજા જાંબુવાને ભેરી વગાડીને સર્વ દિશાઓમા ભગવાનના વિજય રૂપી મહોત્સવને ગજાવી મૂક્યો ૮ પછી યજ્ઞની દીક્ષામા રહેલા પોતાના રાજા બલિની આખી પૃથ્વીને ત્રણ પગલા પૃથ્વીની કપટયુક્ત યાચનાથી ભગવાને હરી લીધી, તે જોઇને અસુરો અત્યંત ક્રોધાવેશમા આવી ગયા અને બોલી ઉઠચા કે, ૯ ' આ બટુક બ્રાહ્મણ નથી, પરંતુ મોટો માયાવી વિષ્ણુ છે અને તે બ્રાહ્મણના રૂપમા ગુપ્ત રહીને દેવતાઓનું કાર્ય સાધવાની ઇચ્છા રાખે છે ૧૦ બટુકના રૂપમા રહેલા આણે ત્રણ પગલા પૃથ્વી માગીને યજ્ઞમા કોઇને પણ શિક્ષા નહિ કરવાની પ્રતિજ્ઞાવાળા આપણા પવિત્ર રાજાનું સર્વસ્વ લઈ લીધુ છે ૧૧ બલિ નિત્ય સત્યવાદી છે, તેમા વળી હમણા અધ્વરમા પુરુ યજ્ઞની દીક્ષા લઈ બેઠા છે, બ્રાહ્મણની રક્ષા કરનાર અને દયાળુ છે, માટે તે મિથ્યા બોલી શકે નહિ. ૧૨ વળી આ કપટી બટુકનો નાશ કરવો એમા ધર્મ રહેલો છે અને તેમ કરવાથી આપણા સ્વામીની સેવા કરી ગણાશે એવો વિચાર કરીને બલિના અનુચરોએ હાથમા હથિયારો લીધા ૧૩ તેઓ ક્રોધમાં આવી જઇ, હાથમા શૂલ અને પટ્ટિશ વગેરે લઈ, બલિરાજાની ઇચ્છા વિરુદ્ધ વામનને મારવા ધસ્યા. ૧૪ હે રાજન્! દૈત્યોના સેનાપતિઓને પોતાના તરફ ચઢી આવતા જોઇને ભગવાનના પાર્ષદોએ હસી, તેઓને અટકાવ્યા ૧૫ નંદ, સુનંદ, જય, વિજય, પ્રબલ, બલ, કુમુદ, કુમુદાક્ષ, વિષ્વક્સેન, ગરુડ, જયંત, શ્રુતદેવ, પુષ્પદંત તથા સાત્વત આ સર્વે દશ દશ હજાર હાથીઓ જેટલા બળવાળા ભગવાનના પાર્ષદો દૈત્યની સેનાને મારવા લાગ્યા. ૧૬–૧૭ અસુરોને ભગવાનના સેવકોથી હણાતા જોઇને બલિરાજા શુક્રાચાર્યનો શાપ સંભારી ક્રોધાવેશમા આવી ગયેલા અસુરોને લડતા અટકાવીને કહેવા લાગ્યા કે, ૧૮ 'હે વિપ્રચિત્તિ! હે રાહુ!

* આ અધ્યાયમા ત્રણ પગલા પૂર્ણ ન થયા તેથી વિષ્ણુએ બલિરાજાની કીર્તિ જગતમા પ્રખ્યાત કરાવવા માટે તેને બાંધ્યો, એ કથા કહેવાશે

હે નેમિ ! મારું કહેવુ સાભળો તમે લડશો નહિ આ સમય આપણને અનુકૂળ નથી. ૧૯ હે દૈત્યો ! જે કાળ સર્વ પ્રાણીઓને સુખ તથા દુ ખ આપવા સમર્થ છે, તે કાળને કોઈ પણ પુરુષ પ્રયત્ને કરીને પણ ઉલ્લઘન કરી શકતો નથી. ૨૦ જે કાળ પ્રથમ આપણને સુખ આપતો હતો અને દેવોને દુ ખ દેતો હતો, તે આજે વિપરીત છે ૨૧ કોઈ પણ મનુષ્ય બળથી, મ ત્રીઓથી, બુદ્ધિથી, કિલ્લાઓથી, મંત્રોથી, ઔષધિઓથી તથા સામાદિક ઉપાયોથી કાળને ઓલંઘી શકતો નથી. ૨૨ તમને જ્યારે કાળ અનુકૂળ હતો ત્યારે તમે ભગવાનના પાર્ષદોને જીતી લીધા હત , પર તુ હાલ તેઓ યુદ્ધમા આપણને જીતે છે ૨૩ જો દૈવ અનુકૂલ થશે તો આપણે તેઓને હરાવીશુ , મ ટે તમે કાળની પ્રતિક્ષા કરો ૨૪

શુકદેવજી કહે છે—હે રાજન્ ! દૈત્ય અને દાનવના સેનાપતિઓ પોતાના રાજાનું કહેવુ સાભળીને ભગવાનના પાર્ષદોથી માર ખાઈ રસ તળ પાતાળમા પેસી ગયા. ૨૫ પછી ગરુડે પોતાના સ્વામી વિરાટ્ ભગવાનનું કર્તવ્ય જાણીને યજ્ઞમા સોમવલ્લી ખાંડવાને દિવસે વરુણના મોટા પાશથી બલિરાજાને બાધી લીધો ૨૬ મહા સમર્થ એવા વિષ્ણુએ અસુરના રાજા બલિને બાધ્યો તેથી આકાશમા, પૃથ્વી ઉપર તથા સર્વ દિશાઓમા મોટો હાહાકાર થઈ રહ્યો ૨૭ ત્યારપછી હે રાજન્ ! ભગવાને લક્ષ્મીભ્રષ્ટ થયા છતા પણ સ્થિર પ્રતિજ્ઞાવાળા, ઉદાર યશવાળા, તથા વરુણના પાશથી બંધાયલા બલિરાજાને કહ્યુ, ૨૮ ' હે અસુર ! તે મને ત્રણ પગલા પૃથ્વી આપવાનું કહ્યું છે તો હવે ત્રીજુ પગલુ કયા મૂકવુ તે બતાવ ૨૯ જેટલામા ચ દ્રમા પોતાના નક્ષત્રો સાથે પ્રકાશ પાડે છે અને જેટલામા વરસાદ વર્ષે છે તેટલી આ પૃથ્વી તારી છે ૩૦ મેં તારા દેખતા જ તારી પૃથ્વીને એક પગલાથી આવરી લીધી છે આકાશ તથા દિશાઓ શરીરથી આવર્યા છે અને બીજા પગલાથી સ્વર્ગલોકને આવરી લીધુ છે, તોપણ એક પગલું બાકી રહ્યુ છે ૩૧ જે પગલું આપવા માટે તે પ્રતિજ્ઞા કરેલી છે, તે તુ આપતો નથી, તેથી તારો નરકમા વાસ થશે, માટે તું તારા ગુરુ શુક્રાચાર્યની આજ્ઞા પ્રમાણે નરકમા જઈને વાસ કર ! ૩૨ જે મનુષ્ય પ્રતિજ્ઞા કરેલી વસ્તુ યાચકને નથી આપતો તેના મનોરથો નિષ્ફળ જાય છે; તેનાથી સ્વર્ગે જવાતુ નથી અને તે નરકમા પડે છે. ૩૩ ધનનું અભિમાન રાખનાર તેં, ' હુ ત્રણ પગલાં પૃથ્વી આપીશ ' એમ કહી મને છેતર્યો તેથી તું નરકમા જઈ પડીશ ૩૪

विप्रलब्धो ददामीति त्वयाहं चाढ्यमानिना
तद्व्यलीकफलं भुङ्क्ष्व निरयं कतिचित्समा

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
एकविंशोऽध्यायः

# અધ્યાય ૨૨ મો. [*]

## ભગવાન બલિના દ્વારપાળ થયા.

श्रीशुक उवाच

एवं विप्रकृतो राजन् बलिर्भगवताऽसुरः ।
भिद्यमानोऽप्यभिन्नात्मा प्रत्याहाविक्लवं वचः

શુકદેવજી કહે છે—હે રાજન્ ! ભગવાને અસુરના રાજા બલિનુ આ પ્રમાણે અપમાન કર્યું તેમ છતા તે સત્યગુણથી જરાએ ચળ્યો નહિ અને તેણે ભગવાનને આ પ્રમાણે કહ્યું ૧

બલિરાજા કહે છે—હે ઉત્તમ શ્લોક ! આપ મારુ વચન મિથ્યા માનો છો, પર તુ હુ તેને સત્ય કરુ છુ મારુ વચન મિથ્યા નહિ થાય આપ મારા મસ્તક ઉપર ત્રીજુ ચરણ મૂકો. બે પગલાથી વિશ્વને ભરી લીધુ તેથી તારુ મસ્તક પૂરું પડશે નહિ, એમ ધારતા નહિ, કારણ કે મારા ધનમાં તમારા બે પગલા રોકાયા તેના કરતા મારું મસ્તક મોટુ છે કારણ કે, ધન કરતા ધનવાળો મોટો હોય છે ૨ હું જેટલો મિથ્યા ભાષણથી ડરું છુ તેટલો નરકથી ડરતો નથી, પદ ઉપરથી ભ્રષ્ટ થવાથી ડરતો નથી, પાશમા બ ધાયાથી ડરતો નથી, દુસ્તર એવા દુ.ખથી ડરતો નથી, તેમ તમારી શિક્ષાથી પણ ડરતો નથી ૩ વળી હું મહાત્માઓ પુરુષોને આપેલી

[*] આ અધ્યાયમા ભગવાને પ્રસન્ન થઈ બલિરાજાને વરદાનો આપી સુતલ પાતાલમા મોકલ્યા અને તેટલી કૃપા પણ ઓછી માનીને તેના દ્વારપાળ થયા, એ કથા કહેવાશે

શિક્ષાને વધારે માનુ છુ, કારણ કે, એ શિક્ષા માતા, પિતા, ભ્રાતા તથા સબધીઓ પણ આપતા નથી ૪ તમે અમારા પરોક્ષ રીતે મોટા ગુરુ અને કલ્યાણકર્તા છો, કારણ કે તમે અનેક મદોથી આંધળા થયેલા જે અમે, તેઓને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરીને જ્ઞાનદૃષ્ટિ આપી છે ૫ જે ભગવાન વિષે દૃઢ એવી વૈરબુદ્ધિ રાખવાથી ઘણા અસુરો સિદ્ધિ પામ્યા છે અને આશ્ચર્યની વાત છે કે, જે સિદ્ધિને મોટા યોગીઓ પામ્યા છે તેને હુ પણ પામ્યો છુ ૬ અનંતચરિત્ર કરનાર આપે મને વરુણના પાશથી બાધ્યો છે તોપણ હુ લજવાતો નથી અને ખેદ પણ પામતો નથી ૭ આપે મારા ઉપર શિક્ષારૂપી જે અનુગ્રહ કર્યો, તે તમારો પૌત્ર સમજીને કર્યો છે, પરતુ હુ અનુગ્રહનુ પાત્ર નથી આપના માનીતા ભક્તોમા ઉત્તમ પ્રકારની વાતોને પ્રકટ કરનાર, તમારે વિષે તત્પર રહેનાર, મારા દાદા પ્રહ્લાદને તમારા શત્રુ અને તેમના પિતા હિરણ્યકશિપુએ અનેક દુખ દીધા હતા, ૮ ત્યારે તેમણે વિચાર કર્યો કે, આ દેહનુ શુ પ્રયોજન છે? એ દેહ છેવટે મારો પણ ત્યાગ કરનાર છે તેમ જ સગા સબધી રૂપી ચોર લોકોનુ પણ શુ પ્રયોજન છે? કારણ કે તેઓ ધનને હરણ કરે છે તેમ જ સ્ત્રી છે તે પણ જન્મ મરણ રૂપી સસાર ઉત્પન્ન કરનારી છે તેમ ઘરબારો છે તેમા રહેવાથી મનુષ્યોના આયુષ્યનો નાશ થાય છે ૯ આ પ્રમાણે નિશ્ચય કરીને અગાધ બોધવાળા મારા પિતામહ પોતાના સગા સબધીઓથી ભય પામીને, દૈત્યોના પક્ષનો નાશ કરનારા આપના સર્વત્ર નિર્ભય એવા ચરણને શરણે આવ્યા હતા ૧૦ જે લક્ષ્મીથી ગર્વિષ્ઠ બુદ્ધિવાળો થયેલો મનુષ્ય કાળની પાસે રહેલા પોતાના નાશવત જીવિતને જાણતો નથી, તે લક્ષ્મીથી આપે મને પરાઙ્મુખ કર્યો અને મારુ દૈવ મને મારા શત્રુરૂપે જણાતા આપની પાસે ખેચી લાવ્યુ તે ઠીક થયુ ૧૧

શુકદેવજી કહે છે–હે કુરુશ્રેષ્ઠ! આ પ્રમાણે બલિરાજા કહેતો હતો, એટલામા પૂર્ણિમાનો ચદ્રમા ઉદય પામે તેમ ભગવાનના પ્રિય ભક્ત પ્રહ્લાદ ત્યા આવ્યા. ૧૨ તેમનું શરીર દિવ્ય સૌંદર્યથી શોભતું હતુ, નેત્ર કમળ જેવાં હતાં, શરીર ઉન્નત હતું, અગ ઉપર પીળા વસ્ત્રો પહેર્યાં હતાં, શરીરની કાંતિ શ્યામ હતી અને બાહુ વિશાળ હતા આવા મહા ભાગ્યશાળી પ્રહ્લાદને બલિરાજાએ દીઠા ૧૩ પરતુ તે વરુણના પાશથી બધાયેલો હતો તેથી પ્રથમની પેઠે પૂજન કરી શક્યો નહિ અને માત્ર મસ્તકથી તેમને નમ્યો તે સમયે તેમની આખમા આસુ આવ્યા અને નીચુ મુખ કરીને ઉભા. ૧૪ પછી સુનદ નદ વગેરે પાર્ષદોએ સેવાતા ભગવાનને ઉભેલા જોઈને ઉદાર મનવાળા પ્રહ્લાદે ભગવાનની પાસે પૃથ્વી ઉપર પડી મસ્તક નમાવીને પ્રણામ કર્યા, અને બલિ ઉપર અનુગ્રહ કરાવ્યો તે જોઇને સર્વે આનદ પામ્યા ૧૫

પ્રહ્લાદ કહે છે–આ બલિને તમે સમૃદ્ધિવાળુ ઇદ્રનુ પદ આપ્યુ હતુ અને હમણા તે જ પદ પાછુ તમે જ લઈ લીધુ તે સારુ કર્યું મનને મોહ કરનારી લક્ષ્મીથી તેને ભ્રષ્ટ કર્યો, તે તમે તેના ઉપર મોટો અનુગ્રહ કર્યો એમ હું માનુ છું ૧૬ વિદ્વાન પણ જે લક્ષ્મીથી મોહ પામે છે, તે લક્ષ્મી જ્યા સુધી હોય ત્યા સુધી કયો પુરુષ પોતાના સ્વરૂપને યથાર્થ રીતે સમજે છે? માટે મારા પૌત્ર ઉપર અનુગ્રહ કરનાર, જગતના ઈશ્વર ને સર્વ લોકના સાક્ષી એવા આપ નારાયણને હુ નમસ્કાર કરુ છુ ૧૭

શુકદેવજી કહે છે–હે રાજન્! પછી હાથ જોડીને ઉભેલા પ્રહ્લાદના સાભળતા ભગવાન બ્રહ્મા ભગવાનને કહેવા લાગ્યા ૧૮ એટલામા પોતાના પતિ બલિરાજાને બાધેલો જોઈને વિધ્યાવલિ, ભયથી વિહ્વલ થઈ બે હાથ જોડી નીચુ મુખ રાખી ભગવાનને પ્રણામ કરીને કહેવા લાગી કે, ૧૯ હે ઇશ્વર! આ ત્રણ લોક તમે પોતે રમવા માટે બનાવેલા છે, તેમા બીજા કુબુદ્ધિવાળા લોકો લજ્જા મૂકીને પોતાનું ધણીપણું કરવા જાય છે, પરતુ તે મિથ્યા છે. તમે ત્રણ લોકના કર્તા, પાલનકર્તા અને સંહારકર્તા છો તથા 'અમે સ્વતત્ર છીએ' એવો અધિકાર પણ તમે તેઓને આપ્યો છે, માટે તેઓ તમને શું આપનાર છે? કારણ કે તમે જ સર્વના સ્વામી છો, માટે

આનંદ બુદ્ધિવાળા મારા પતિને કૃપાવડે છૂટો કરીને તેની રક્ષા કરો. ૨૦

બ્રહ્મા બોલ્યા—હે લોકોની રક્ષા કરનાર ઇશ ! જેનું આપે સર્વસ્વ હરી લીધુ છે એવા બલિને છોડી મૂકો, તે શિક્ષાનું પાત્ર નથી ૨૧ એણે તમને સર્વ પૃથ્વી તથા કર્મોથી સપાદન કરેલા સર્વ લોકો અર્પણ કર્યા છે, તેમ જ એણે, દૃઢબુદ્ધિથી તમને પોતાનું સર્વસ્વ અને દેહ પણ અર્પણ કર્યો છે ૨૨ નિર્મળ બુદ્ધિવાળો મનુષ્ય આપના ચરણને વિષે પાણીથી અથવા તો દૂર્વાના અકુરોથી પણ પ્રેમપૂર્વક પૂજા કરે છે, તો તે ઉત્તમ પ્રકારની ગતિને પામે છે, ત્યારે મનમા જરાપણ ખેદ ન લાવતા ત્રણ લોકનું રાજ્ય આપને આપનારો મનુષ્ય કેમ પીડા પામે ? ૨૩

શ્રીભગવાન બોલ્યા—હું જેના ઉપર અનુગ્રહ કરું છું, તેની લક્ષ્મીનો નાશ કરુ છુ, કારણ કે તે પુરુષ, લક્ષ્મીના મદથી ગર્વિષ્ઠ બનીને લોકોનુ તથા મારુ અપમાન કરે છે ૨૪ જીવાત્મા પોતાના કર્મોથી નાના પ્રકારની જાતિમા અવતાર લેતો લેતો કોઈ વખત મનુષ્ય અવતાર લે છે, ૨૫ અને તે અવતારમા જન્મ, કર્મ, અવસ્થા, રૂપ, વિદ્યા, ઐશ્વર્ય તથા ધન આદિકથી તે જીવને જો ગર્વ થાય નહિ તો તેના ઉપર મારો અનુગ્રહ ઉતરે છે ૨૬ જે મનુષ્ય મારા ઉપર ભક્તિવાળો હોય છે, તે અભિમાનરૂપી અકડાઇમા, કારણરૂપ અને ચારે તરફથી સર્વ કલ્યાણના શત્રુરૂપ એવા ઉત્તમ કુળમા જન્મ, ધનવતપણુ વગેરેથી મોહ પામતો નથી અને એવા ભક્તોને હું લક્ષ્મી આપુ છુ જે અભક્તો ધનાદિકથી મોહ પામે છે, તેમની પર અનુગ્રહ કરવાને હુ ધન હરી લઉં છુ. ૨૭ આ બલિરાજા દાનવ ને દૈત્યોમા અગ્રણી છે અને તેઓની કીર્તિમા વધારો કરનારો છે તેણે મારી માયાને જીતી છે, કારણ કે દુ:ખી છતા તે મુંઝાતો નથી ૨૮ તે ધન રહિત અને રાજ્ય ભ્રષ્ટ થયો, શત્રુઓએ તેનો તિરસ્કાર કર્યો, બાંધ્યો, સબધીજને ત્યાગ કર્યો, ગુરુએ તિરસ્કાર કર્યો, શાપ દીધો, તોપણ તેણે પોતાનું સત્ય છોડયું નથી તેમ મેં છળ કરી તેને ધર્મની વાત કહી છતા પણ તેણે ધર્મનો ત્યાગ કર્યો નથી. ૨૯–૩૦ માટે હવે દેવતાઓને દુર્લભ એવા મારા સ્થાનમાં તે જશે અને સાવર્ણિ નામે આઠમા મન્વન્તરમા એ ઇંદ્ર થશે ૩૧ ત્યા સુધી વિશ્વકર્માએ બનાવેલા સુતલમાં તે રહેશે જ્યા રહેનારાઓને મારી કૃપાદૃષ્ટિથી આધિ, વ્યાધિ, શ્રમ, તદ્રા ને પરાજય આદિ દુ ખો થતા નથી ૩૨ હે બલિ ! દેવતાઓ જેની ઇચ્છા કરે એવા સુતલમા તુ તારા પરિજન સાથે જા અને ત્યા તારુ કલ્યાણ થાઓ ! ૩૩ લોકપાળો પણ તારો પરાભવ કરશે નહિ અને જે દૈત્યો તારી આજ્ઞા ઉઠાવશે નહિ તેઓને મારુ ચક્ર કાપી નાખશે ૩૪ વળી હુ તારા અનુચર અને સરસામાન સાથે તારી રક્ષા કરીશ હે વીર ! તુ ત્યા મારા દર્શન કરીશ વળી ત્યા આગળ દૈત્ય–દાનવોના સગથી તને જે અસુરભાવ પ્રાપ્ત થયો છે, તે મારા પ્રભાવથી તુરત નાશ પામશે ૩૫

तत्र दानवदैत्यानां सगात्ते भाव आसुरः।
दृष्ट्वा मदनुभाव वै सद्य कुठो विनंक्ष्यति ३६

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
द्वाविंशोऽध्यायः

## અધ્યાય ૨૩ મો.*

### ઇંદ્રે વામનની સહાયતાથી સ્વર્ગ મેળવ્યું.

श्रीशुक उवाच

इत्युक्तवत पुरुष पुरातन
महानुभावोऽखिलसाधुसमत ।
बद्धांजलिर्बाष्पकलाकुलेक्षणो
भक्त्युत्कलो गद्गदया गिरा ब्रवीत् ॥ १ ॥

શુકદેવજી કહે છે—આ પ્રમાણે પુરાણપુરુષે કહ્યા પછી મોટા પ્રભાવવાળા સર્વ મહાત્માઓમા મુખ્ય ભક્તિની ઉત્કઠાવાળા બલિ રાજાની આંખમા અશ્રુઓ આવ્યા અને તે બે હાથ જોડીને ગદ્ગદ વાણીએ ભગવાનને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૧

* આ અધ્યાયમા બલિરાજા તેના દાદા સાથે સુતલ પાતાલમા ગયો, એટલે વામન ભગવાનના પ્રભાવથી ઇંદ્ર સ્વર્ગનુ રાજ્ય પ્રાપ્ત કરી આનદમા રહેવા લાગ્યો, એ કથા કહેવાશે.

બલિરાજા બોલ્યા–ઓહો ! આપને પ્રણામ કરવાની કેવી બલિહારી છે ! ! આપને પ્રણામ કરવાનો આરંભ કરતાં જ આપ શરણાગત ભક્તના કાર્ય કરો છો કારણ કે લોકપાળોએ પૂર્વે જે અનુગ્રહ મેળવ્યો ન હતો તે તમે આ અસુરને કર્યો છે ૨ આ પ્રમાણે કહીને શ્રીહરિને, શંકરને અને બ્રહ્માને પ્રણામ કરી વરુણના પાશમાથી છુટેલો બલિરાજા અસુરોની સાથે સુતલ નામે પાતાળમા ગયો. ૩ આ પ્રમાણે ઇંદ્રને સ્વર્ગ પાછુ અપાવી, અદિતિની કામના પૂર્ણ કરીને ઉપેંદ્રરૂપે હરિ આખા જગતનુ રાજ્ય કરવા લાગ્યા ૪ પછી ભક્તિમા મસ્ત પ્રહ્લાદ, પોતાના પૌત્ર બલિને ભગવાનનો કૃપાપાત્ર જોઇ આ પ્રમાણે કહેવા લાગ્યા ૫

પ્રહ્લાદ બોલ્યા–વિશ્વ જેમના ચરણને નમે છે એવા તથા મહાત્મા લોકો પણ જેમના ચરણને નમે છે એવા આપ અમારા અસુર લોકોના દ્વારપાળ થયા આવો અનુગ્રહ બ્રહ્મા પણ મેળવતા નથી, આવો અનુગ્રહ લક્ષ્મીજીએ મેળવતા નથી, તેમ આવો અનુગ્રહ શંકર પણ મેળવતા નથી તો, બીજા ક્યાથી મેળવે ! ૬ વળી શરણ આપનાર ! બ્રહ્માદિક દેવતાઓ આપના ચરણારવિંદના રસની સેવાથી વૈભવો ભોગવે છે, પરંતુ અમે તો તમારા ચરણની સેવાએ કરી નથી નીચ અને ખળ જાતિના છીએ, તેમની ઉપર તમે શા માટે અનુગ્રહદૃષ્ટિ કરી ? ૭ તમે અપાર એવી યોગમાયાની લીલાવડે સર્વ બ્રહ્માંડને સજનારા છો, સૃષ્ટિનિર્માણ કરવામા કુશળ છો, તમારુ ચરિત્ર આશ્ચર્યકારક છે તમે સર્વાત્મા તથા સમદૃષ્ટિવાળા છો, છતા પણ ભક્ત ઉપર પ્રીતિ રાખો છો, તેમા તમારો વિષમ સ્વભાવ નથી, કારણ કે તમારો સ્વભાવ અતિ શાંત સરલ અને કલ્પતરુના જેવો છે. ૮ પછી ભગવાન બોલ્યા કે, હે વત્સ ! તારુ કલ્યાણ થાઓ ! તુ સુતલ નામે પાતાળમા જા અને ત્યા તારા પૌત્રની સાથે આનંદમા રહી સર્વને સુખ આપ ૯ તુ પાતાળમા મને નિત્ય ઉભેલો જોઇશ, મારા દર્શન કરવાથી તને મોટો આનંદ થશે તથા તારા સર્વ કર્મબંધનો છુટી જશે. ૧૦

શુકદેવજી કહે છે–પછી નિર્મળ બુદ્ધિવાળા પ્રહ્લાદે બે હાથ જોડીને બલિરાજાની સાથે 'ઠીક છે, તેમ કરું છુ,' એમ કહીને વિષ્ણુ એવા ભગવાનની આજ્ઞાને માથે ચઢાવી. ૧૧ પછી સર્વ અસુરોની સેનાના પતિ બલિરાજા વામનને પ્રદક્ષિણા ને પ્રણામ કરી, અનુજ્ઞા લઇને પાતાળમા ગયા. ૧૨ પછી હે રાજન્ ! બ્રહ્મવાદીઓની સભામા ઋત્વિજોની વચ્ચે પોતાની પાસે બેઠેલા શુક્રાચાર્યને ભગવાન નારાયણે કહ્યુ કે, ૧૩ હે મહારાજા ! તમારો શિષ્ય યજ્ઞ કરતો હતો, તેમા જે કંઈ ઉણપ રહી ગઈ હોય તે તમે પૂર્ણ કરો કર્મમા જે કંઈ ઉણપ રહી ગઈ હોય તે બ્રાહ્મણોની દૃષ્ટિથી પરિપૂર્ણ થાય છે ૧૪

શુક્રાચાર્ય બોલ્યા–કર્મના પ્રવર્તાવનાર, યજ્ઞના ઈશ્વર તથા યજ્ઞપુરુષ એવા આપની બલિએ સર્વ પદાર્થોથી પૂજા કરી છે, માટે તેના કર્મમા ઉણપ કેમ રહે ? ૧૫ મંત્ર, તંત્ર, દેશ, કાળ, પાત્ર, દક્ષિણા વગેરેમા જે કંઇ ન્યૂનતા રહી ગઇ હોય, તે સર્વ આપના ચરિત્રનુ કીર્તન કરવાથી પૂર્ણ થાય છે. ૧૬ હે વ્યાપક ! તમે કહો છો તેથી હુ તમારી આજ્ઞા પાળીશ, તમારી આજ્ઞા પાળવી એ પુરુષોને કલ્યાણકારક છે ૧૭

શુકદેવજી કહે છે–આ પ્રમાણે શુક્રાચાર્યે ભગવાનની આજ્ઞાને માન્ય કરી, બ્રહ્મર્ષિઓની સાથે બલિરાજાના યજ્ઞમા જે અપૂર્ણતા હતી તે પૂર્ણ કરી ૧૮ હે રાજન્ ! આ પ્રમાણે વામનરૂપે થયેલા શ્રીહરિએ બલિરાજા પાસેથી પૃથ્વીની ભિક્ષા માગી, શત્રુઓએ લીધેલુ સ્વર્ગ ઇંદ્રને પાછું અપાવ્યુ ૧૯ પછી પ્રજાપતિઓના પતિ બ્રહ્મા, દેવતાઓ, પિતૃઓ, મનુઓ, દક્ષ, ભૃગુ, અંગિરા પ્રમુખ મુનિઓ, સનત્કુમારો તથા શંકરને સાથે લઇને ૨૦ કશ્યપ અને અદિતિને સારુ લગાડવા સર્વ પ્રાણીઓના કલ્યાણ માટે, વામનને સર્વ લોકના તથા લોકપાળોના પતિ કર્યા ૨૧ હે રાજન્ ! વેદ, સર્વ દેવતા, ધર્મ, યશ, લક્ષ્મી, મંગળ વ્રત, સ્વર્ગ અને મોક્ષનું પાલન કરવામા સમર્થ એવા ઉપેંદ્રને જ્યારે સર્વના કલ્યાણ માટે નીમ્યા ત્યારે સર્વ પ્રાણીઓ આનંદ પામ્યા. ૨૨–૨૩ પછી ઇંદ્ર, બ્રહ્માના અનુમોદનથી લોકપા-

દેવોની સાથે વામનને આગળ કરીને દેવયાનદ્વારા તેમને સ્વર્ગમાં લઈ ગયો. ૨૪ અને વામનથી રક્ષાયલો ઇંદ્ર, ત્રણ લોકનું રાજ્ય પામી નિર્ભય થઈ મોટી રાજ્યલક્ષ્મી ભોગવતો સ્વર્ગમાં આનંદ કરવા લાગ્યો. ૨૫-૨૬ બ્રહ્મા, શંકર, સનત્કુમાર, ભૃગુ વગેરે મુનિઓ, પિતરો, સર્વ પ્રાણીઓ તથા વિમાનચારી સિદ્ધ લોકો, ભગવાનના તે આશ્ચર્યજનક મોટા કામના તથા અદિતિનાં વખાણ કરતા પોતાના સ્થાનકોમાં ગયા. ૨૭ હે કુળને હર્ષ આપનાર! શ્રોતાઓના પાપનો નાશ કરનારું ભગવાનનું આ સર્વ ચરિત્ર મે તમને કહ્યું. ૨૮ જે મનુષ્ય ભગવાનના મહિમાનો અંત જોવાની ઇચ્છા કરે છે, તે મનુષ્ય પૃથ્વી ઉપરના રજકણો ગણવાનો પ્રયત્ન કરે છે, અર્થાત્ ભગવાનનો મહિમા અપાર છે મંત્રોના દ્રષ્ટા વસિષ્ઠમુનિ કહે છે કે, જન્મનારો અથવા તો જન્મેલો મનુષ્ય ભગવાનના મહિમાના પારને કદાપિ પણ પામી શકતો નથી ૨૯ જે મનુષ્ય અદ્ભુત કર્મ કરનાર, દેવના દેવ શ્રીહરિના અવતારના ચરિત્રને સાંભળે છે, તે પરમ ગતિને પામે છે ૩૦ દેવતા સંબંધી, પિતૃ સંબંધી તથા મનુષ્ય સંબંધી કોઈ પણ કર્મ કરવામાં આવતું હોય તે સમયે જ્યાં જ્યાં આ ચરિત્રનો પાઠ કરવામાં આવે, ત્યાં ત્યાં તેમનું કર્મ યથાર્થ રીતે કરેલું કહેવાય છે. ૩૧

क्रियमाणे कर्मणीदं दैवे पित्र्येऽथ मानुषे।
यत्र यत्रानुकीर्त्येत तत्तेषां सुकृतं विदुः ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे त्रयोविंशोऽध्यायः

## અધ્યાય ૨૪ મો.‡

### મત્સ્યાવતારની લીલા.

भगवन् श्रोतुमिच्छामि हरेरद्भुतकर्मणः।
अवतारकथामाद्यां मायामत्स्यविडम्बनम् ॥

રાજા પરીક્ષિતે પૂછ્યું-હે મહારાજ! અદ્ભુત કર્મ કરનાર ભગવાને પ્રથમ માયાથી મત્સ્યાવતારની લીલા કરી હતી તે અવતાર કથા હું સાંભળવાની ઇચ્છા રાખું છું ૧ ભગવાને લોકમાં નિંદાપાત્ર, તમોગુણી અને પ્રકૃતિને લીધે દુસ્સહ એવું માછલીનું રૂપ, પોતે કર્મથી બંધાયલા હોય તેમ, શા માટે ધારણ કર્યું હતું? ૨ એ સર્વ હે મહારાજ! આપ અમને યથાર્થ રીતે કહેવાને યોગ્ય છો, કારણ કે ઉત્તમ કીર્તિવાળા ભગવાનનું ચરિત્ર સર્વ લોકોને સુખકારી છે ૩

સૂત કહે છે-હે શૌનક! એ રીતે પરીક્ષિતે ભગવાન શુકદેવજીને પ્રશ્ન કર્યો એટલે તેમણે વિષ્ણુએ મત્સ્યરૂપે જે ચરિત્ર કર્યું હતું, તે ચરિત્ર કહેવા માંડ્યું. ૪

શુકદેવજી કહે છે-હે રાજન્! ગાય, બ્રાહ્મણ, દેવતા, સત્પુરુષ, વેદ, ધર્મ તથા અર્થની રક્ષા કરવાની ઇચ્છાથી ભગવાન અવતારો ધારણ કરે છે ૫ વાયુ જેમ ઉંચા નીચા સર્વ પદાર્થોમાં ફરે છે, છતાં પણ ઉંચ નીચપણું પામતો નથી, તેમ ઇશ્વર પણ બુદ્ધિના ગુણોથી મનાયલા ઉંચા નીચા સર્વ પદાર્થોમાં અંતર્યામીપણાથી વ્યાપી રહેલા છે, છતાં પણ નિર્ગુણપણાને લીધે ઉંચા નીચાપણાને પામતા નથી ૬ ગયા કલ્પને અંતે બ્રહ્માનો દિવસ પુરો થવાથી નૈમિત્તિક પ્રલય થયો હતો. તે પ્રલયમાં હે રાજન્! ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોક, એ ત્રણ લોક સમુદ્રમાં ડુબી ગયા હતા ૭ પછી કાળે કરીને બ્રહ્માને નિદ્રા આવવાથી સુવાની ઇચ્છા થઈ, તે સમયે બળવાન હયગ્રીવ નામે રાક્ષસ તેમના મુખમાંથી નીકળેલા અને તેમની પાસે રહેલા વેદોને હરી ગયો હતો ૮ દૈત્યના રાજા હયગ્રીવનું અનર્થકારક ચરિત્ર જોઈ, ભગવાન શ્રીહરિએ મત્સ્યાવતાર ધારણ કર્યો. ૯ ત્યાર પછી સત્યવ્રત નામે એક રાજર્ષિ ભગવાનનો મોટો ભક્ત હતો, તે જળનું પાન કરીને તપશ્ચર્યા કરતો હતો ૧૦ એ રાજા આ મહા કલ્પમાં સૂર્યના પુત્ર શ્રાદ્ધદેવને નામે પ્રખ્યાત હતો અને શ્રીહરિએ તેને મનુ બનાવ્યો હતો. ૧૧ તે રાજા એક દિવસે કૃતમાલા નામે નદીમાં બેસીને તર્પણ કરતો હતો, એટલામાં તેના ખોબામાં રહેલા પાણીની

‡ આ અધ્યાયમાં પ્રસંગાનુસાર ભગવાનના મત્સ્યાવતારની લીલાનું વર્ણન છે, ને મત્સ્યાવતારે મહાસાગરમાં સત્યવ્રત રાજાની રક્ષા કરી હતી, એ કથા કહેવાશે.

અંદર એક નાની માછલી આવી ૧૨ હે ભરતવંશી રાજા! તે તે દ્રવિડ દેશના રાજા સત્યવ્રતે પાણીની સાથે આવેલી માછલીને નદીના પાણીમાં નાખી. ૧૩ મહા દયાળુ રાજાને દયા ઉપજે એવી રીતે તેને કહેવા લાગી કે, હે દીનવત્સલ રાજા! હું પોતાની જાતિનો નાશ કરનાર આ જળજ તુઓથી બીહું છું. મને દીનને આ નદીના જળમા તું શા માટે નાખે છે? ૧૪ એ સત્યવ્રત રાજા જાણતો ન હતો કે ભગવાન પ્રીતિપૂર્વક પોતાનો અનુગ્રહ કરવા મત્સ્યાવતાર ધારણ કરીને અવતર્યા છે ભગવાનને નહિ ઓળખવાથી તેણે માછલીની રક્ષા કરવાનો વિચાર કર્યો. ૧૫ તે દયાળુ રાજાએ તે માછલીનું વચન સાભળી તેને કમંડળમા નાખી પોતાના આશ્રમમા રક્ષાર્થે આણી ૧૬ તે એક રાત્રિમા તો કમંડળમા વધી ગઈ અને તેમા પોતે ન સમાવાથી રાજાને કહેવા લાગી કે, ૧૭ હું આ કમંડળમા કષ્ટથી રહેવાને ખુશી નથી, માટે તુ મારે માટે મોટુ સ્થાન કર, કે જેમાં હું સુખેથી રહુ ૧૮ એટલે રાજાએ તેને કમંડળમાથી બહાર કાઢી એક કુંડમા નાખી. ત્યાં નાખ્યા પછી તે બે ઘડીમા ત્રણ હાથ વધી ગઇ, ૧૯ અને બોલી કે, હે રાજન્! આ કુંડ મને સુખથી રહેવાને પુરતો નથી, માટે મને કોઈ મોટુ સ્થાનક આપ, કારણ કે હુ તારે શરણે આવેલી છુ ૨૦ હે રાજન્! સત્યવ્રતે તેને તેમાથી કાઢીને સરોવરમા નાખી, ત્યા આગળ તે પોતાના શરીરથી પાણીને ઢાકી દઈને, મોટા માછલાના આકારમા વધી ગઇ ૨૧ અને બોલી કે, હે રાજન્! મને આ જળ રહેવા જેટલુ નથી, મારી રક્ષા માટે તુ મને કોઈ અખુટ જળાશયમા નાખ ૨૨

આ પ્રમાણે મહા મત્સ્યે રાજાને કહ્યુ, એટલે રાજા તેને જુદા જુદા અખુટ જળાશયોમાં લઇ ગયો ત્યા ત્યા તે તે જળાશયના જેવડી મોટી થઈ, તેથી છેવટે તેને સમુદ્રમા નાખી ૨૩ રાજાએ તેને સમુદ્રમા નાખી તે સમયે તેણે રાજાને કહ્યુ કે, હે વીર! આ સમુદ્રમા મહા બળવાળા મગર, મત્સ્ય વગેરે મને ખાઇ જશે, માટે તારે મને આમા નાખવી યોગ્ય નથી. ૨૪ આ રીતે મધુરી વાણી બોલીને તે મત્સ્યે રાજાને મુંઝવ્યો ત્યારે રાજાએ તેને પૂછ્યું કે, માછલાના રૂપથી મોહ ઉત્પન્ન કરનાર તમે કોણ છો? ૨૫ તમે એક દિવસમાં સો યોજનના સરોવરમા વ્યાપી ગયા. આવું પરાક્રમી જળચર તો મેં કોઇ પણ દિવસ દીઠું ન હતુ. ૨૬ તમે સાક્ષાત્ અવિનાશી એવા માયાપતિ ભગવાન નારાયણ છો, અને પ્રાણીઓના કલ્યાણને અર્થે જળચરનું રૂપ ધારણ કરી આવ્યા છો. ૨૭ હે પુરુષશ્રેષ્ઠ! તમને નમસ્કાર કરુ છું હે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના અધિપતિ! હે વિભો! તમે શરણાગત એવા જે અમે ભક્તો, તેઓના મુખ્ય તથા સત્ય આશ્રયરૂપ છો ૨૮ તમારા સર્વ ક્રીડાવતારો પ્રાણીઓના કલ્યાણ માટે થયા છે, વાસ્તે તમે તમારું આ રૂપ જે કારણ માટે ધારણ કર્યું હોય તે કારણ મને કહો. ૨૯ હે કમલનયન! જેમ દેહાભિમાની એવા બીજા લોકોનુ શરણ નિષ્ફળ જાય છે, તેમ સર્વ પ્રાણીઓના સબંધી અને પ્રિય આત્મારૂપ એવા આપના ચરણનુ શરણ નિષ્ફલ જતુ નથી, કારણ કે આપે અમને ભક્તોને આવુ અદ્ભુત સ્વરૂપ દેખાડ્યું છે ૩૦

શુકદેવજી કહે છે–હે રાજન્! જગતના પતિ, યુગના ક્ષય વખતે મત્સ્યનુ રૂપ ધારણ કરનાર, પ્રલય પયોધિમા વિહાર કરવાની ઇચ્છાવાળા, ખરા ભક્ત ઉપર પ્રીતિ રાખનાર અને મત્સ્યાવતાર ધારી ભગવાન તે રાજાનું હિત કરવાની ઇચ્છાથી આ પ્રમાણે કહેવા લાગ્યા. ૩૧

ભગવાન બોલ્યા–હે અરિંદમ! આજથી માંડીને સાતમે દિવસે ભૂર્લોક, ભૂવર્લોક વગેરે ત્રણ લોક પ્રલયના સમુદ્રમા ડુબી જશે, ૩૨ અને જ્યારે પ્રલયના પાણીમા ત્રણ લોક ડુબવા માડે ત્યારે, મારી મોકલેલી એક મોટી નૌકા તારી પાસે આવશે. ૩૩ તે વેળા તુ સર્વ ઓષધિઓ અને નાનાં મોટાં બીજ લઇ, સપ્તર્ષિઓની તથા સર્વ જીવોની સાથે તેમાં બેસજે અને ગભરાયા વિના પ્રલયને લીધે એકાકાર થયેલા અગાધ સમુદ્રમા, ઋષિઓના તેજેથી પ્રકાશ મેળવીને વિહાર કરજે. ૩૪–૩૫ જ્યારે પવનથી તે હાલકહોલક થવા માડે અને હુ ફરતો ફરતો આવું

ત્યારે વાસુકિ નાગથી તેને મારા શિંગડાની સાથે બાંધજે. ૩૬ હે રાજન્! હું સપ્તર્ષિઓની સાથે તેમા બેઠેલા તને બ્રહ્માની રાત્રિ પુરી થશે ત્યાં સુધી મહાસાગરમાં ખેંચતો ફર્યા કરીશ. ૩૭ મારો મહિમા પરબ્રહ્મના જેવો છે, તે વિષે મારી સાથે પ્રશ્નો કરવાથી મે પ્રકાશ કરેલા પરબ્રહ્મને મારા અનુગ્રહથી તું તારા હૃદયમાં અપરોક્ષ રીતે ધારણ કરજે ૩૮

શુકદેવજી કહે છે–આ પ્રમાણે સત્યવ્રત રાજાને કહીને શ્રીહરિ ત્યાંથી અંતર્ધાન થઇ ગયા પછી રાજા, ભગવાને જે સમય કહ્યો હતો તે સમયની રાહ જોવા લાગ્યો. ૩૯ અને તે રાજર્ષિ જેઓના મુખ પૂર્વ દિશા તરફ કરેલા હતાં, એવા પૃથ્વી ઉપર પાથરેલા દર્ભો ઉપર બેસી, શ્રીહરિના ચરણનું ધ્યાન કરવા લાગ્યા. ૪૦ એમ કરતા છ દિવસ થઈ ગયા અને સાતમો દિવસ આવ્યો ત્યારે સમુદ્રે મર્યાદા મૂકી અને વરસાદ વરસવાથી પાણી વધી જઈ જાણે પૃથ્વીને ચોતરફથી બોળી દેતો હોય તેવો દેખાવ થયો ૪૧ ત્યાર પછી પેલો રાજા ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરતો હતો, ત્યા તેણે નૌકાને આવતી દીઠી, એટલે ઓષધિઓ તથા સર્વ જાતની વનસ્પતિઓ લઇ સપ્તર્ષિઓની સાથે તે તેમા બેઠો ૪૨ તે વેળા પ્રસન્ન થયેલા મુનિઓ કહેવા લાગ્યા કે, હે રાજન્! કેશવ ભગવાનનુ ધ્યાન ધર કે તે આ સંકટમાથી આપણુ રક્ષણ ને કલ્યાણ કરે. ૪૩ પછી રાજાએ ભગવાનનું ધ્યાન ધર્યું કે, એક લાખ યોજન મોટો શિંગડાવાળો સોનાનો મચ્છ તે સમુદ્રમાં પ્રકટ થયો. ૪૪ એટલે ભગવાને પોતાને પ્રથમ જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે રાજાએ વાસુકી નાગરૂપી દોરડાથી તેનાં શિંગડા સાથે નૌકાને બાંધી અને પ્રસન્ન થયેલો તે પછી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. ૪૫

રાજા સ્તુતિ કરે છે–અનાદિ કાળની અવિદ્યાથી જેમનું આત્મજ્ઞાન નાશ પામ્યુ હતુ, એવા લોકો અજ્ઞાનને લીધે ઉત્પન્ન થનાર આ સંસારમાં જન્મ મરણરૂપી પરિશ્રમોથી આતુર થઈ જાય છે, પરંતુ જેમના અનુગ્રહથી તથા જેમના આશ્રયથી મુક્તિ પ્રાપ્ત થાય છે તે મુક્તિ આપનાર આપ અમારા પરમ ગુરુ છો. ૪૬ અજ્ઞાની મનુષ્ય પોતાના કર્મથી બંધાયલો હોય છે, તે સુખની આશાથી દુઃખો વેઠીને પણ કર્મ કરે છે, પરંતુ તે સુખની ઈચ્છારૂપી બુદ્ધિને મનુષ્ય જેમની સેવાથી કાપી નાખે છે, તે ભગવાન અમારા ગુરુ થઇને અમારા હૃદયમાં રહેલી દેહાભિમાનરૂપી ગાઠને કાપી નાખો ૪૭ રૂપું જેમ અગ્નિમા તપવાથી મેલનો ત્યાગ કરીને પોતાના સ્વરૂપમા આવે છે તેમ પુરુષ ભગવાનની સેવાથી મનના મળને છોડી પોતાના સ્વરૂપને પામે છે, તે છ વિકાર રહિત અવિનાશી ઇશ્વર અમારા ગુરુના પરમ ગુરુ થાઓ ૪૮ બીજા દેવતાઓ, ગુરુઓ તથા સર્વ લોકો પોતે એકઠા થઇને જે ભગવાનની કૃપાના દશ હજારમા ભાગના એક અંશ જેટલી પણ કૃપા કરવાને સમર્થ નથી, તે આપ ઇશ્વરને હું શરણે છુ ૪૯ તમે કહેશો કે, મને ગુરુ કરવાનુ શુ પ્રયોજન છે? તેના ઉત્તરમા કહીશ કે, જેમ આધળાને દોરનારો આધળો ગુરુ હોય છે, તેમ અજ્ઞાની મનુષ્યનો મૂર્ખ ગુરુ હોય છે, માટે અમારા પોતાના સ્વરૂપને જાણવાની ઈચ્છાવાળા અમે સવ ઈંદ્રિયોના પ્રકાશક તથા સૂર્ય ચન્દ્ર જેમના નેત્ર છે એવા આપને જ ગુરુ કરીએ છીએ ૫૦ સદ્ગુરુનું શરણ છોડી, જેઓ પ્રાકૃત એટલે મૂર્ખ ગુરુની સેવા કરે છે, તે અનર્થને પામે છે, કારણ કે મનુષ્ય જ મનુષ્યને વિષયાદિકના જ્ઞાનનો ઉપદેશ કરે છે, ને તે જ્ઞાનથી મનુષ્ય નરકમા પડે છે. પરંતુ આપ તો અવિનાશી અને સફળ એવા જ્ઞાનનો ઉપદેશ આપો છો, જે જ્ઞાનવડે મનુષ્ય પરિશ્રમ વિના પોતાના સ્વરૂપને જાણે છે. ૫૧ તમે સર્વ લોકના સ્નેહી, પ્રિય તથા ઇશ્વર છો આત્મા, ગુરુ, જ્ઞાન, તથા ઈષ્ટસિદ્ધિરૂપ છો તથા તમે પ્રાણીમાત્રના હૃદયમા રહેલા છો, તોપણ કામનામા બંધાયલા હોવાથી, મંદ બુદ્ધિવાળા મનુષ્યો આપને ઓળખતા નથી ૫૨ માટે હુ જ્ઞાનનો ઉપદેશ લેવા પ્રાર્થના કરવા યોગ્ય અને દેવતાઓમાં ઉત્તમ એવા આપને શરણે છું. હે મહારાજ! તમે પરમાર્થ વસ્તુનો પ્રકાશ કરનારા વચનોથી હૃદયની અહંકાર આદિક ગ્રંથીઓને કાપી નાખો અને પોતાના સ્વરૂપનો પ્રકાશ કરો. ૫૩

શુકદેવજી કહે છે—આ પ્રમાણે સ્તુતિ કરતા રાજાને મત્સ્યાવતાર ધારણ કરનાર ભગવાન આદિ પુરુષે સાગરમા વિહાર કરતાં કરતાં તત્ત્વ જ્ઞાનનો ઉપદેશ દીધો [૫૪] તથા સાખ્ય યોગ અને કર્મકાંડની જેમા કથા છે તથા જેમા પોતાનું રહસ્ય ચરિત્ર છે, એવી મત્સ્યપુરાણ નામે દિવ્ય સંહિતા સંભળાવી [૫૫] નૌકામા બેઠેલા સત્યવ્રત રાજાએ સપ્તર્ષિઓની સાથે ભગવાને કહેલા આત્મસ્વરૂપ સનાતન બ્રહ્મને નિશ્ચયપણાથી સાભળ્યા [૫૬] ગયો પ્રલય પુરો થઈ રહ્યા પછી, આ મત્સ્યાવતારધારી ભગવાને વેદોનું હરણ કરનાર હયગ્રીવ નામે રાક્ષસનો નાશ કરીને જાગ્રત થયેલા બ્રહ્માને પાછા વેદો આપ્યા હતા [૫૭] જ્ઞાન તથા વિજ્ઞાનવાળો સત્યવ્રત રાજા, ભગવાનની કૃપાથી આ કલ્પમા વૈવસ્વત નામે મનુ થયો છે [૫૮] જે મનુષ્ય, રાજર્ષિ સત્યવ્રત અને માયાવડે મત્સ્યાવતારધારી ભગવાનના સંવાદરૂપ આ મોટા આખ્યાનને સાભળે છે તે પાપમાથી મુક્ત થાય છે [૫૯] જે મનુષ્ય નિરંતર શ્રીહરિના આ અવતારનું કીર્તન કરે છે, તેના સંકલ્પો સિદ્ધ થાય છે અને તે પરમ ગતિને પામે છે. [૬૦] જેમણે પ્રલય પયોધિમાં નિદ્રા વશ થયેલા બ્રહ્માના મુખમાથી વેદોનું હરણ કરનાર હયગ્રીવનો નાશ કરીને, તેણે હરી લીધેલા વેદો પાછા આણી આપ્યા હતા તથા જેમણે સત્યવ્રત અને સપ્તર્ષિઓને પરબ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ કર્યો હતો, તે સર્વ જગતના કારણ તથા માયાવડે મત્સ્યનું સ્વરૂપ ધારણ કરનાર પરમેશ્વરને હું પ્રણામ કરું છું [૬૧]

प्रलयपयसि धातुः सुप्तशक्तेर्मुखेभ्य
श्रुतिगणमपनीतं प्रत्युपादत्त हत्वा ।
दितिजमकथयद्यो ब्रह्म सत्यव्रतानां
तमहमखिलहेतुं जिह्ममीनं नतोऽस्मि ॥

इति श्रीमद्भागवते महापुराणे अष्टमस्कंधे
चतुर्विंशोऽध्यायः

अष्टमस्कंध संपूर्ण

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## नवमस्कंध.



### શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



ભરત ભેટ

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## नवमस्कंध.

### અધ્યાય ૧ લો.‡

**ચંદ્રવંશ અને સુદ્યુમ્નની કથા.**

**राजोवाच—मन्वंतराणि सर्वाणि त्वयोक्तानि श्रुतानि मे ।**
**वीर्याण्यनंतवीर्यस्य हरेस्तत्र कृतानि च ॥ १ ॥**

પરીક્ષિત રાજાએ પૂછ્યું—હે મહારાજ ! આપે સર્વે મન્વંતરોમા અપાર બળવાળા શ્રીહરિએ કરેલાં પરાક્રમો મને સંભળાવ્યા. ૧ તેમા સત્યવ્રત નામે દ્રવિડ દેશનો રાજા હતો એમ આપે કહ્યુ; વળી તેણે ગયા કલ્પને અંતે પરમાત્માની સેવાથી જ્ઞાન સંપાદન કર્યું હતું. ૨ તે સૂર્યનો પુત્ર શ્રાદ્ધદેવ નામે પછી મનુ થયો અને તેને ઇક્ષ્વાકુ આદિ પુત્રો થયા એવું કહેવાય છે. ૩ હે મહારાજ ! તે ઇક્ષ્વાકુ વગેરે રાજાઓના વંશો તથા તે વંશજોના ચરિત્રો હવે આપ અમને કહો; કારણ કે અમે તે સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ ૪ જે રાજાઓ થઇ ગયા, જે રાજાઓ હવે પછી થશે અને જે રાજાઓ હમણાં રાજ્ય કરે છે, તે સર્વ પવિત્ર કીર્તિવાળા રાજાઓનાં પરાક્રમો અમને સંભળાવો. ૫

સૂત કહે છે—પરીક્ષિત રાજાએ સભામા આવો પ્રશ્ન કર્યો તેથી પરમ ધર્મવેત્તા ભગવાન શુકદેવજી બોલ્યા કે, ૬ હે પરંતપ ! હું મનુના વંશની મુખ્ય મુખ્ય કથાઓ તમને કહું, તે સાંભળો. મનુનો વંશ વિસ્તારથી કહેવા બેસીએ તો સેંકડો વર્ષોએ પણ કહી શકાય નહિ. ૭ કલ્પના અંતમાં જગત ઇશ્વરરૂપજ હતું, કે જે પરમ પુરુષ નાના મોટા સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે, તે વિના બીજુ કંઇ જ નહતુ. ૮ હે મહારાજ ! જે ભગવાનની નાભિમાંથી સ્વર્ણનો મોટો કમળકોશ ઉત્પન્ન થયો, તે કમળના કોશમા ચાર મુખવાળા બ્રહ્મા ઉત્પન્ન થયા. ૯ બ્રહ્માના મનમાંથી મરીચિ થયા, મરીચિથી કશ્યપ થયા અને કશ્યપની સ્રી અદિતિ જે દક્ષ પ્રજાપતિની પુત્રી હતી તેને વિષે સૂર્ય ઉત્પન્ન થયા ૧૦ સૂર્યની સંજ્ઞા નામે સ્રીથી શ્રાદ્ધદેવ નામે મનુ થયા. હે રાજન્ ! તે આત્મજ્ઞાની મનુએ શ્રદ્ધા નામે સ્રી વિષે દશ પુત્રો ઉત્પન્ન કર્યા. ૧૧ વ્યાપક એવા મનુએ ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરુષક, નરિષ્યંત, પૃષધ્ર, નભગ તથા કવિને ઉત્પન્ન કર્યા. ૧૨ શ્રાદ્ધદેવ મનુ પૂર્વે જ્યારે સંતાન રહિત હતા, ત્યારે સમર્થ એવા ભગવાન વસિષ્ઠે પ્રજા માટે મિત્રાવરુણની ઇષ્ટિ કરાવી હતી. ૧૩ તે સમયે મનુની સ્રી શ્રદ્ધા,

‡ આ અધ્યાયમાં વૈવસ્વતના પુત્રના વંશમા ચન્દ્રવંશનો વિસ્તાર કહેવા માટે સુદ્યુમ્ન સ્રી થઇ ગયો, એ કથા કહેવાશે.

જે વ્રતના નિયમ પ્રમાણે દૂધનું પાન કરીને રહેતી હતી, તેણે હોતા બ્રાહ્મણની પાસે જઈ, તેમને પ્રણામ કરીને માગ્યું કે, મને પુત્રી થાય તેમ કરો ૧૪ આ પ્રમાણે રાણીએ પ્રાર્થના કર્યા પછી અધ્વર્યુએ હોતાને યજ્ઞમા હોમ કરવા કહ્યુ, એટલે તે હોતા કે જે મનુની સ્રીના કહેવા પ્રમાણે સારી રીતે સાવધાન હતો, તેણે હુતદ્રવ્ય લેતી વખતે વષટ્કારનો ઉચ્ચાર કરીને હોમવાના કામમા ફેરફાર કર્યો ૧૫ આ રીતે હોતાએ કરેલા ફેરફારથી મનુને ઇલા નામની એક કન્યા થઈ. તે કન્યાને જોઇને મનુ રાજાએ અતિ ખિન્ન થઇ ગુરુને પૂછયુ કે, ૧૬ હે ભગવન! આ શુ થયુ? તમારા જેવા બ્રહ્મવાદીઓની ક્રિયામા ફેરફાર થાય, એ ઘણુ જ શોકકારક ગણાય, મંત્રોમા આવો ફેરફાર થવો જોઇએ નહિ ૧૭ તમે તો મંત્રો જાણનારા, સાવધાન રહેનારા અને તપથી જેના પાપ બળી ગયા છે એવા છો, છતા પણ દેવતાઓમા જેમ અસત્ય સંભવે નહિ, તેમ તમારા સંકલ્પમા વિષમતા અસંભવિત છે, તે કેમ થઈ? ૧૮

મનુ ભગવાનનું કહેવુ સાભળીને ભગવાન વસિષ્ઠે વિચાર કર્યો તો તેમા હોતાએ કરેલો ફેરફાર જાણવામા આવ્યો, એટલે સૂર્યના પુત્ર એવા મનુને તેમણે કહ્યુ કે, ૧૯ તમારા હોતાના વ્યભિચારથી આ સંકલ્પમા ફેરફાર થયો છે, તોપણ હુ મારા પોતાના પ્રભાવથી તમને સારા પુત્રવાળા કરીશ ૨૦ હે રાજન્! આ પ્રમાણે નિશ્ચય કરીને મહા યશસ્વી એવા ભગવાન વસિષ્ઠ મુનિ, ઇલાને પુરુષ બનાવવાની ઇચ્છાથી આદિ પુરુષ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૨૧ તેમની સ્તુતિ ઉપરથી ભગવાન શ્રીહરિ પોતે પ્રસન્ન થયા અને તેમને ઇચ્છેલો વર આપ્યો તે ઉપરથી ઇલા સ્રી મટીને સુદ્યુમ્ન નામે ઉત્તમ પુરુષ થઇ ગયો ૨૨ હે મહારાજ! તે સુદ્યુમ્ન એકવાર મનોહર ધનુષ તથા અદ્ભુત એવા બાણો લઈ, શરીર ઉપર કવચ પહેરી, સિંધુ દેશના ઘોડા ઉપર સ્વાર થયો અને મંત્રીઓની સાથે વનમા મૃગયા કરવા માટે ગયો, ત્યા તે વીર એક મૃગની પાછળ દોડતા ઉત્તર દિશામા જતો રહ્યો ૨૩-૨૪ ત્યા જતા તે છેક મેરુ પર્વતની નીચેના ભાગમા આવેલા એક વનમાં, જ્યાં આગળ ભગવાન રુદ્ર પાર્વતી સાથે વિહાર કરતા હતા ત્યાં પેશી ગયો. ૨૫ હે રાજન્! શત્રુનો નાશ કરનાર સુદ્યુમ્ન જેવો તે વનમાં પેઠો તેવો જ સ્રીના રૂપમાં ફેરવાઇ ગયો. અને તેનો ઘોડો ઘોડી થઇ ગયો. તેમજ તેની સાથે આવેલા તેના અનુચરો પણ પોતાના પુરુષ ચિહ્નમાં ફેરફાર થઈ ગયેલો જોઈ ખેદ પામ્યા અને વિસ્મયતાથી એક બીજાના મુખ સામું જોવા લાગ્યા. ૨૭

પરીક્ષિતે પૂછયુ—હે ભગવન્! એ પ્રદેશમાં એવો ગુણ કેમ આવેલો હતો? અને તે પ્રદેશને કોણે એવો કર્યો હતો? એ પ્રશ્નનો મને ઉત્તર આપો કારણ કે, મને આ વાતમાં પરમ આશ્ચર્ય લાગે છે ૨૮

શુકદેવજી બોલ્યા—એક વખતે સદાચારવાળા ઋષિઓ શંકરના દર્શન કરવા પોતાની કાંતિથી દિશાઓને અજવાળતા તે વનમા ગયા ત્યારે અંબિકા દેવી ઋષિઓને જોઈ લજવાઈ ગયા. કારણ કે તે સમયે તે પતિના ખોળામા નવસ્રાં બેઠા હતા પતિના ખોળામાથી એકદમ ઉભા થઇ તેમણે વસ્ર પહેર્યાં ૨૯-૩૦ ઋષિઓ પણ શંકર તથા પાર્વતીના રમવાનો પ્રસંગ જોઇને ત્યાથી પાછા ફર્યા અને નરનારાયણના આશ્રમમા ગયા. ૩૧ પછી ભગવાન શંકર પાર્વતીને મન ગમતું કરવાની ઇચ્છાથી બોલ્યા કે, હવે પછી 'જે પુરુષ આ સ્થાનમા પ્રવેશ કરશે તે અવશ્ય સ્રી થઈ જશે.' ૩૨ તે દિવસથી પુરુષો એ વનમા જતા બંધ થયા. હવે પેલો રાજકુમાર તે વનમા જવાથી સ્રી થઈ ગયો હતો તે, પોતાના અનુચરોની સાથે એક વનમાથી બીજા વનમા એમ ફરવા લાગ્યો ૩૩ વનમા ફરતો ફરતો તે બુધના આશ્રમની પાસે જઈ ચઢયો. ભગવાન બુધ, સ્રીઓથી પરિવૃત્ત તે ઉત્તમ રૂપવતી પ્રમદાને પોતાના આશ્રમની પાડોશમાં આવેલી જોઈ તેની ઉપર આસક્ત થયા. ૩૪ તે સુંદર ભ્રકુટીવાળી સ્રી પણ ચન્દ્રમાના પુત્ર બુધ ઉપર મોહિત થઇ પછી બુધે તેને વિષે પુરુરવા નામે એક પુત્ર ઉત્પન્ન કર્યો ૩૫ આ પ્રમાણે મનુનો પુત્ર સુદ્યુમ્ન સ્રીત્વને પામ્યો. પરંતુ તે કષ્ટમાંથી છુટવા તેણે

પોતાના કુળના આચાર્ય વસિષ્ઠને પ્રસન્ન કર્યા. ૩૬ ભગવાન વસિષ્ઠ, સુદ્યુમ્નની એ દશા જોઈ ખિન્ન થયા અને તેને પુરુષ બનાવવાની આશાથી ભગવાન શંકરની સ્તુતિ કરવા લાગ્યા ૩૭ ત્યાર પછી હે રાજન્! ભગવાન શંકર તેની ઉપર પ્રસન્ન થયા ને તેનું હિત કરતા અને પોતાની વાણીને સત્ય કરતા તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૩૮ "તમારો વંશજ આ સુદ્યુમ્ન એક મહિનો પુરુષ રહેશે અને એક મહિનો સ્ત્રી રૂપમા રહેશે આવી વ્યવસ્થાથી તે ભલે પૃથ્વીનું રાજ્ય કરે." ૩૯ આ રીતે સુદ્યુમ્ન આચાર્યના અનુગ્રહથી ઇચ્છા પ્રમાણે પુરુષપણુ સંપાદન કરીને વ્યવસ્થા પ્રમાણે પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો, પરંતુ પ્રજાએ તેને રાજા તરીકે માન્ય કર્યો નહિ ૪૦ હે રાજન્! એ સુદ્યુમ્નને ઉત્કલ, ગય અને વિમલ નામે ત્રણ પુત્રો થયા હતા એ ત્રણે ધર્મ ઉપર પ્રીતિવાળા અને દક્ષિણ દેશના રાજાઓ થયા ૪૧ તે પછી ઘણો કાળ ગયા કેડે પ્રતિષ્ઠાનપુરનો રાજા સુદ્યુમ્ન, રાજકુંવર પુરુરવાને પૃથ્વી સોપી વનમાં ગયો. ૪૨

ततः परिणते काले प्रतिष्ठानपतिः प्रभुः ।
पुरूरवस उत्सृज्य गां पुत्राय गतो वनम् ॥
इति श्रीमद्भागवते महापुराणे नवमस्कन्धे
प्रथमोऽध्यायः

## અધ્યાય ૨ જો.†

### વૈવસ્વત મનુનો વંશ.

श्रीशुक उवाच

एवं गतेऽथ सुद्युम्ने मनुर्वैवस्वतः सुते ।
पुत्रकामस्तपस्तेपे यमुनायां शतं समाः ॥

શુકદેવજી કહે છે—આ રીતે પોતાનો પુત્ર સુદ્યુમ્ન વનમા ગયા પછી વૈવસ્વત મનુએ પુત્રની કામનાથી યમુના નદીના તીર ઉપર સો વર્ષ સુધી તપ કર્યું ૧ તેમણે પુત્રની કામનાથી ભગવાનનું યજન કર્યું, તેના પ્રભાવથી ઉત્તમ ગુણવાળા ઇક્ષ્વાકુ વગેરે દશ પુત્રો તેમને થયા. ૨ મનુનો પુત્ર પૃષધ્ર હતો, તેને વસિષ્ઠે ગાયોની રક્ષા કરવા રાખ્યો હતો. તે રાત્રે વીરાસનવાળો સાવધાનપણે ગાયોની રક્ષા કરતો હતો. ૩ એક દિવસ રાત્રે વરસાદ વરસતો હતો, તે સમયે એક વાઘ ત્યા આવ્યો. એટલે નિદ્રાવશ થયેલી ગાયો ભયભીત થઈ ઉઠી અને આમ તેમ દોડવા લાગી ૪ એવામા વાઘે એક ગાયને પકડી, એટલે તે ભયથી આતુર થઇ બરાડા પાડવા લાગી. ગાયના બરાડા સાભળી પૃષધ્ર ત્યાં દોડી ગયો. ૫ અને વેગથી તરવાર ખેંચી જેમા તારાઓ પણ અસ્ત થયા હતા, એવી અંધારી રાત્રે તે વાઘની શંકાથી અજાણતાંજ એક કપિલા ગાયનું માથુ કાપી બેઠો. ૬ અને તરવારની અણી વાગવાથી વાઘનો એક કાન પણ કપાઇ ગયો, તેથી અત્યંત ભયભીત થઈ તે (વાઘ) ત્યાંથી નાસી ગયો ૭ પછી શત્રુનો નાશ કરનાર પૃષધ્ર 'મેં વાઘને માર્યો છે' એમ માનવા લાગ્યો, પરંતુ પ્રભાત થતા જોયુ તો કપિલા ગાય મરાઈ ગયેલી જણાઈ, તેથી પોતે શોક કરવા લાગ્યો ૮ ત્યાર પછી કુળના આચાર્ય વસિષ્ઠે ઇચ્છાપૂર્વક અપરાધ ન કરનાર પૃષધ્રને શાપ દીધો કે, "તુ આ પાપી કર્મથી ક્ષત્રિય નહિ પણ શૂદ્ર થઇશ." ૯

આ પ્રમાણે ગુરુએ શાપ દીધો એટલે તેણે બે હાથ જોડી તે ગ્રહણ કર્યો અને ત્યારથી તે વીર પુરુષ બ્રહ્મચર્યમા રહીને મુનિઓને પ્રિય એવું વ્રત કરવા લાગ્યો ૧૦ સર્વ પ્રાણીઓના આત્મા, માયાથી પર અને નિર્મળ એવા ભગવાન વાસુદેવને વિષે ભક્તિથી એકાગ્ર મન રાખવા લાગ્યો. સર્વ પ્રાણીઓની ઉપર મિત્રતા ને સમદષ્ટિ રાખવા લાગ્યો. ૧૧ સર્વનો સંગ ત્યાગ કરીને મનને તેણે શાંત કર્યું, ઇંદ્રિયોને નિયમમા રાખી, પરિગ્રહનો ત્યાગ કર્યો અને દૈવેચ્છાથી મળતી વસ્તુવડે પોતાની આજીવિકા કરવા માડી. ૧૨ જીવાત્માને પરમાત્મામાં ધારણ કરી સમાધિમા રહેવા લાગ્યો અને જ્ઞાનવડે તૃપ્ત રહીને જડ, અંધ તથા બહેરાના જેવી આકૃતિ રાખીને પૃથ્વી ઉપર તે ફરવા લાગ્યો. ૧૩ આવી વૃત્તિથી વર્તતો મુનિ પૃષધ્ર વનમાં ગયો અને ત્યાં પ્રગટ થયેલા દાવાનળને જોઈને તેમાં પોતાનો દેહ

† આ અધ્યાયમા મનુના પુત્રોમાથી બે પુત્રો વૈરાગ્યને લીધે પુત્રરહિત હતા તથા કરૂષાદિક પાચ પુત્રો પુત્રવાળા હતા, તેઓના વંશોની કથા કહેવાશે.

હોમી પરબ્રહ્મને પામી ગયો. ૧૪

મનુના પુત્રોમા સૌથી નાનો કવિ, કિશોર વયથી જ પરબ્રહ્મને જાણતો હોવાથી વિષયો ઉપર નિ:સ્પૃહ થઈને રાજ્યનો ત્યાગ કરી ગયો અને પોતાના ભાઈઓની સાથે વનમા જઈ પરમાત્માનુ ધ્યાન કરતો સ્વયંપ્રકાશ એવા પરબ્રહ્મને પ્રાપ્ત કરવા લાગ્યો ૧૫ મનુના પુત્ર કરુષથી કારુષ નામે ક્ષત્રિયો થયા તે સર્વે ઉત્તર દિશાની રક્ષા કરનાર, બ્રાહ્મણોને માન આપનાર અને ધર્મ ઉપર પ્રેમવાળા હતા. ૧૬ મનુના ધૃષ્ટ પુત્રથી ધાર્ષ્ટ નામે ક્ષત્રિયો થયા. તેમાથી ઘણા તો પૃથ્વી ઉપર બ્રાહ્મણ થયા હતા. મનુનો પુત્ર નૃગ, તેનો સુમતિ, તેનો પુત્ર ભૂતજ્યોતિ, અને તેનો પુત્ર વસુ થયો ૧૭ વસુનો પુત્ર પ્રતિક થયો, પ્રતિકનો પુત્ર ઓઘાવાન થયો ઓઘાવાનને ઓઘ- નામે પુત્ર તથા ઓઘવતી નામે એક પુત્રી થઈ તેને સુદર્શન પરણ્યો હતો ૧૮ મનુના પુત્ર નરિષ્યતથી ચિત્રસેન નામે પુત્ર થયો હતો, તેને દક્ષ નામે પુત્ર થયો હતો, તેને મિઢ્વાસ નામે પુત્ર થયો હતો, તેને કુર્ચ નામે પુત્ર થયો હતો અને તેને ઇંદ્રસેન નામે પુત્ર થયો હતો ૧૯ ઇંદ્રસેનથી વીતિહોત્ર નામે પુત્ર થયો હતો, તેને સત્યશ્રવા નામે પુત્ર થયો હતો, તેને ઉરુશ્રવા નામે પુત્ર થયો હતો અને તેને દેવદત્ત નામે એક પુત્ર થયો હતો ૨૦ તે દેવદત્તને ત્યા ભગવાન અગ્નિદેવ પુત્ર થઈને અવતર્યા હતા અને તેનુ નામ અગ્નિવેશ્ય પડ્યુ હતું તે કન્યાથી અવતરવાને લીધે કાનીનને નામે તથા જાતૂકર્ણ્ય એવા મોટા ઋષિને નામે પ્રખ્યાત થયો ૨૧ હે રાજન્! તેનાથી અગ્નિવેશ્યાયન નામે બ્રાહ્મણનુ કુળ ઉત્પન્ન થયુ આ રીતે નરિષ્યતનો વંશ વર્ણવ્યો હવે દિષ્ટનો વંશ કહુ તે સાંભળો. ૨૨

મનુના પુત્ર દિષ્ટનો નાભાગ નામે એક બીજો પુત્ર હતો, તે પોતાના કર્મવડે વૈશ્યપણાને પામ્યો હતો તેનો પુત્ર ભલંદન થયો અને તેનો વત્સપ્રીતિ થયો હતો ૨૩ વત્સપ્રીતિને પ્રાંશુ નામે પુત્ર હતો, તેને ખનિત્ર, ખનિત્રને ચાક્ષુષ અને ચાક્ષુષને વિવિંશતિ નામે પુત્ર થયો. ૨૪ તેને રંભ થયો અને રંભને ખનિનેત્ર નામે પુત્ર થયો. કે જે ધર્મનિષ્ઠ હતો. હે મહારાજ! ખનિનેત્રને કરંધમ નામે પુત્ર થયો કે જે રાજા હતો. ૨૫ તેનો પુત્ર અવિક્ષિત, તેનો પુત્ર ચક્રવર્તી મરુત જેને મહાયોગી અંગિરસના પુત્ર સંવર્તે યજ્ઞ કરાવ્યો હતો. ૨૬ મરુત રાજાનો યજ્ઞ જેવો થયો હતો તેવો યજ્ઞ બીજા કોઈ પણ રાજાનો થયો ન હતો એના યજ્ઞમા જે કંઈ પદાર્થો હતા તે સર્વ સોનાના હતા ૨૭ તેના યજ્ઞમાં ઇંદ્ર સોમપાન કરીને ગાંડો થઈ ગયો હતો, બ્રાહ્મણો દક્ષિણાઓથી ગાંડા થઈ ગયા હતા, પવનો પીરસનાર અને વિશ્વેદેવતાઓ સભાસદ હતા. ૨૮ મરુતને દમ નામે પુત્ર હતો, તેનો રાજ્યવર્દ્ધન નામે પુત્ર થયો, તેને સુધૃતિ નામે પુત્ર, અને તેને નર નામે પુત્ર થયો ૨૯ તેનો કેવલ નામે પુત્ર, તેનો વેગવાન નામે પુત્ર, તેનો વળી બંધુ નામે પુત્ર અને તેનો તૃણબિંદુ નામે એક પુત્ર થયો હતો. ૩૦ ગુણના નિવાસ રૂપ તેને અલંબુષા નામે ઉત્તમ અપ્સરા પરણી હતી તેનાથી પુત્રો તથા ઇડવિડા નામે એક કન્યા તેને થઈ હતી ૩૧ વિશ્રવાએ પોતાના પિતા યોગેશ્વર પુલસ્ત્ય પાસેથી ઉત્તમ વિદ્યા શિખીને તે ઇડવિડાથી કુબેર નામે એક પુત્ર ઉત્પન્ન કર્યો. ૩૨ તૃણબિન્દુને વિશાલ, શૂન્યબન્ધુ તથા ધુમ્રકેતુ નામે ત્રણ પુત્રો થયા, તેઓમા વંશધારી વિશાલ રાજાએ વૈશાલી નામે નગરી વસાવી ૩૩ તેના પુત્રનુ નામ હેમચંદ્ર હતુ, તેને ધુમ્રાક્ષ, તેને સંયમ, અને સંયમથી કૃશાશ્વ તથા સહદેવજ નામે બે પુત્રો થયા. ૩૪ તેમા કૃશાશ્વથી સોમદત્ત થયો કે જે અશ્વમેધ નામે ઘણા યજ્ઞોથી સ્વર્ગના પતિ યજ્ઞનારાયણનુ યજન કરી યોગેશ્વરના આશ્રયથી મોક્ષ પામ્યો હતો. ૩૫ સોમદત્તનો પુત્ર સુમતિ ને તેનો જનમેજય થયો એ સર્વે રાજાઓ વિશાલના વંશમાં પરાક્રમી કહેવાયા ને તેઓએ તૃણબિંદુના યશને શોભાવ્યો હતો. ૩૬

सौमदत्तिस्तु सुमतिस्तत्सुतो जनमेजय. ।
एते वैशालभूपालास्तृणबिंदोर्यशोधरा ॥३६॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
द्वीतियोऽध्याय:

# અધ્યાય ૩ જો.†

## સુકન્યા ને રૈવતનું આખ્યાન.

### શ્રીશુક ઉવાચ

**शर्यातिर्मानवो राजा ब्रह्मिष्ठः स बभूव ह ।
यो वा अंगिरसां सत्रे द्वितीयमह ऊचिवान् ॥**

શુકદેવજી કહે છે–મનુના પુત્ર શર્યાતિ નામે રાજા બહુ બ્રહ્મનિષ્ઠ હતો. તેણે અંગિરસ કુળના બ્રાહ્મણોના યજ્ઞમાં બીજે દિવસે કરવાનું કર્મ કહ્યું હતું. ૧ તે રાજાને કમળ જેવા નેત્રવાળી સુકન્યા નામે એક કન્યા હતી એને સાથે લઈ રાજા એક વાર વનમા ગયો હતો તે ફરતો ફરતો ચ્યવનના આશ્રમમાં ગયો. ૨ ત્યા આગળ પેલી સુકન્યા પોતાની સખીઓની સાથે વનમા આમ તેમ પુષ્પ વિણવા લાગી, એટલામા એક રાફડાના કાણામા પતંગિયાના જેવા બે ચળકતા પદાર્થો તેના જોવામા આવ્યા. ૩ બાળક એવી સુકન્યાએ દૈવની પ્રેરણાથી અજાણે પેલા બે ચળકતા પદાર્થોને કાંટાથી વિંધી નાખ્યા એટલે તેમાથી લોહી વહેવા માડ્યું, અને તેજ વખતે સેનાના મનુષ્યોના ઝાડો અને મૂત્ર અટકી ગયાં. તેના પિતાએ આશ્ચર્ય પામી પોતાના અનુચરોને પૂછ્યું કે, ૪–૫ તમોએ ચ્યવન ઋષિનું કંઈ અકલ્યાણ તો કર્યું નથી ? મને લાગે છે આપણા માના કે કોઈએ ચ્યવન ઋષિનો અપરાધ કર્યો છે ૬ આ પ્રમાણે રાજા પૂછપરછ કરતો હતો એટલામા સુકન્યાએ તેને કહ્યું કે, 'હે પિતાજી ! મેં કંઈક અપરાધ કર્યો છે, અજાણતા રાફડામા ચળકતા બે પદાર્થોને મેં વિંધી નાખ્યા છે ૭ પુત્રીનાં આવા વચન સાભળીને શર્યાતિ રાજા રાફડો થઈ ગયેલા મુનિની પાસે ગયો અને તેમને પ્રસન્ન કર્યા. ૮ પછી તે મુનિનો અભિપ્રાય જાણી પોતાની પુત્રી તેણે તેમને પરણાવી, એટલે તે રાજા તથા તેનું સૈન્ય ઝાડા તથા મૂત્રના રોગમાથી મુક્ત થયું પછી તેમની આજ્ઞા લઇને રાજા નગરમા ગયો. ૯ સુકન્યાએ મહા ક્રોધી ચ્યવનને પતિ તરીકે પ્રાપ્ત કર્યા પછી તેમના અભિપ્રાયને જાણનારી તેણે, સાવધાનપણાથી અનુકૂલ રહીને ભર્તાને પ્રસન્ન કરવા માંડ્યા. ૧૦ કેટલોક કાળ ગયા પછી અશ્વિનીકુમારો ચ્યવનના આશ્રમમાં આવ્યા. ચ્યવન મુનિએ તેમની પૂજા કરીને કહ્યું કે, હે સમર્થ દેવવૈદ્યો ! તમે મને તરુણાવસ્થા આપો. ૧૧ તમે બન્ને યજ્ઞમાં સોમના ભાગી નથી તોપણ હુ તમને સોમરસનો ભાગ અપાવીશ, અને તમે મારુ તરુણ સ્ત્રીઓને ગમે એવુ રૂપ તથા અવસ્થા કરો. ૧૨ બન્ને મહા વૈદ્ય અશ્વિનીકુમારોએ પછી ચ્યવન ઋષિને કહ્યું કે, 'તથાસ્તુ.' આપ આ સિદ્ધ લોકોએ બાંધેલા પાણીના ધરામા સ્નાન કરો ૧૩ આ પ્રમાણે કહીને વૃદ્ધાવસ્થાથી જેનુ શરીર જર્જરિત થઇ ગયુ હતું તથા જેનુ હાડપિંજર માત્ર નાડીઓથી જ ગુંથાયલુ રહ્યુ હતુ, ચામડીમા કરચલી પડવાથી તથા પળિયા આવવાથી અપ્રિય લાગે એવુ થઇ ગયુ હતુ તે મુનિને સિદ્ધ હૃદમા નવરાવ્યા. ૧૪ થોડીવારમા સ્ત્રીઓને પ્રિય લાગે એવા મનોહર કમલની માળા ધારણ કરેલા, કાનમા કુંડળવાળા, દેવ સમાન રૂપવાળા અને સારાં વસ્ત્રો ધારણ કરનાર ત્રણ પુરુષો તે સિદ્ધ જળાશયમાથી બહાર નીકળ્યા ૧૫ હે રાજન્ ! સુંદર અવયવવાળી પતિવ્રતા સુકન્યાએ સૂર્યના જેવા તેજસ્વી અને સમાન રૂપવાળા ત્રણ પુરુષોને જોઇને પોતાના પતિને ઓળખ્યા નહિ, તેથી અશ્વિનીકુમારને પોતાના પતિ દેખાડવા વિનંતિ કરી. ૧૬ તેના પતિવ્રતપણાથી પ્રસન્ન થયેલા અશ્વિનીકુમારો તેને તેનો પતિ દેખાડીને ચ્યવન ઋષિની આજ્ઞા લઇને વિમાનમા બેસી સ્વર્ગમા ગયા ૧૭ ત્યાર પછી શર્યાતિ રાજા ભવિષ્યમાં યજ્ઞ કરવાની ઈચ્છાથી ચ્યવન મુનિના આશ્રમમા આવ્યા ત્યા પોતાની પુત્રીને એક સુંદર તરુણ પુરુષ આગળ જોઈ પિતાને શંકા થઇ. ૧૮ એટલામા પુત્રીએ પિતાને પ્રણામ કર્યા પરંતુ રાજાએ તેને આશીર્વાદ દીધો નહિ, અને મનમાં પ્રસન્ન ન હોય તેમ તે તેને પૂછવા લાગ્યો ૧૯ અરે દુરાચારિણી ! તે આ શું કર્યું ? લોકો જેને નમસ્કાર કરે છે એવા મુનિને

† આ અધ્યાયમા મનુના પુત્ર શર્યાતિ રાજાના વંશમા થયેલી સુકન્યાનું આખ્યાન તથા તેનુ મોહ અને આશ્ચર્યજનક વૃત્તાંત કહેવામા આવશે

તેં કર્યા ? કારણ કે, તુ વૃદ્ધાવસ્થાથી ઘેરાયેલા અને ન ગમે એવા મુનિનો ત્યાગ કરીને આ કોની સેવા કરે છે ? [20] હે ઉત્તમ કુળમા જન્મેલી ! તારી બુદ્ધિ આમ અવળી કેમ થઈ ગઈ છે ! તું લાજ શરમ મૂકી કોની સેવા કરે છે ? તેં મારા કુળને લાંછન લગાડ્યુ અને પિતાના તથા પતિના એમ ઉભયકુળને નરકમા નાખ્યા ! [21]

આ પ્રમાણે પિતા કહેતા હતા એટલામા પવિત્ર હાસ્યવાળી કન્યા મદ મદ હસીને કહેવા લાગી કે, પિતાજી ! આ તમારા જામાતૃ ભૃગુના પુત્ર ચ્યવન મુનિ છે [22] આમ કહીને પોતાના પતિને તરુણાવસ્થા તથા રૂપ કેવી રીતે પ્રાપ્ત થયા, તે સર્વ કથા તેણે પિતાને કહી સંભળાવી. તે સાભળી રાજા બહુજ આશ્ચર્ય પામ્યો અને અત્યત પ્રસન્ન થયો. [23] ચ્યવન મુનિએ પછી રાજાની પાસે સોમયજ્ઞ કરાવી, આશ્વિનીકુમારોને સોમરસનો અધિકાર ન હતો, તોપણ પોતાના પરાક્રમથી તેઓને સોમરસનો ભાગ લેતા કર્યા [24] તે ઉપરથી ઇન્દ્રે કોપાયમાન થઈ ચ્યવનને મારવા વજ્ર ઉગામ્યુ. ચ્યવને ઇન્દ્રના હાથને વજ્રસહિત અટકાવી દીધો. [25] પછી સર્વે દેવોએ અશ્વિનીકુમારોનો સોમરસનો ભાગ માન્ય રાખ્યો. આની પૂર્વે તે વૈદ્યો હોવાથી તેમને સોમરસની આહુતિમાથી–ભાગમાથી દૂર રાખેલા હતા. [26] તે શર્યાતિ રાજાને ઉત્તાનબર્હિ, આનર્ત તથા ભૂરિષેણ નામે ત્રણ પુત્રો હતા તેઓમા આનર્તથી રેવત નામે પુત્ર થયો હતો. [27] હે શત્રુદમન ! તે રાજા સમુદ્રની વચ્ચે કુશસ્થલી (દ્વારકા) નામે પુરી વસાવી તેમા રહેતો હતો અને અનાર્ત આદિક દેશો ઉપર રાજ્ય કરતો હતો [28] તે રાજાને સો પુત્ર હતા. તે સર્વમા કકુદ્મી વડો અને પરાક્રમી હતો તે પોતાની રેવતી નામે કન્યાને લઈને 'આ કન્યાને કયા વર સાથે પરણાવવી' તે પૂછવા બ્રહ્મલોકમા બ્રહ્માની પાસે ગયો હતો પરતુ બ્રહ્મસભામા ગાયન ચાલતુ હતુ, તેથી તેને પૂછવાનો સમય મળ્યો નહિ એટલે તે ક્ષણ વાર ત્યા બેઠો. [29–30] ગાયન પુરુ થયા પછી રાજાએ આદિ પુરુષ બ્રહ્માને પ્રણામ કરી પોતાનો અભિપ્રાય નિવેદન કર્યો. તે સાભળીને ભગવાન બ્રહ્મા હસીને તેને કહેવા લાગ્યા કે, [31] હે રાજન્ ! તેં તારા હૃદયમાં જે જે વરો ધારી રાખ્યા હતા, તે તે વરો તો કાળે કરીને નાશ પામ્યા છે અને તેમના પુત્ર, પૌત્ર અને પુત્રોના ગોત્રો આજે સ્મૃતિ શેષ થઈ ગયાં છે. [32] પૃથ્વી ઉપર સત્યાવીશ યુગ જેટલો કાળ વીતી ગયો છે, માટે હવે તુ પૃથ્વી ઉપર જેની કીર્તિ શ્રવણ કરવાથી અને ગાવાથી પવિત્ર થવાય છે, એવા પ્રાણીઓનું કલ્યાણ કરનાર ભગવાન શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારવા માટે પોતાના અશરૂપ બળદેવની સાથે પૃથ્વી ઉપર અવતર્યા છે, તે મહાબળવાળા બળદેવમા દેવના દેવ શેષનો અંશ છે, માટે મનુષ્યમા રત્નરૂપ તેમની સાથે આ કન્યારત્નના લગ્ન કરજે આ પ્રમાણે બ્રહ્માએ આજ્ઞા કરી એટલે રાજા બ્રહ્માને પ્રણામ કરીને પોતાના નગરમાં પાછો આવ્યો. [33–35] તો તેના ભાઇઓ યક્ષોના ત્રાસથી તેના નગરનો ત્યાગ કરીને દૂર દિશાઓમાં નાસી ગયા હતા પછી તે રાજાએ નગરમા આવી બળદેવને પોતાની સર્વાંગ સુદર કન્યા પરણાવી અને પોતે તપશ્ચર્યા કરવા નરનારાયણના બદરિકાશ્રમ નામે આશ્રમમા જઇ રહ્યો. [36]

सुता दत्त्वाऽनवद्यांगीं बलाय बलशालिने ।
बदर्याख्य गतो राजा तप्तु नारायणाश्रमम् ३६

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
तृतीयोऽध्यायः

## અધ્યાય ૪ થો.*

### નાભાગ અને અંબરીષની કથાઓ.

श्रीशुक उवाच

नाभागो नभगापत्यं यंतं भ्रातरः कविम् ।
यविष्ठं व्यभजन्दाय ब्रह्मचारिणमागतम् ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્ ! મનુના પુત્ર નભગને નાભાગ નામે એક પુત્ર હતો, તે ગુરુને ઘેર ભણવા ગયો અને ત્યા ઘણો કાળ રહ્યો. તે ઉપરથી

* આ અધ્યાયમા મનુના પુત્ર નાભાગની તથા તેના પુત્ર અબરીષ કે જેનાથી કરીને મૃત્યુ પણ વિમુખ થયું હતુ, તેની કથા કહેવામા આવશે.

તેના ભાઈઓએ તે નૈષ્ઠિક બ્રહ્મચારી રહેશે, એમ માનીને રાજ્યના ભાગ વહેંચતાં તેનો ભાગ જુદો પાડયો નહિ. આ રીતે ભાગ પાડયા પછી, નાભાગ જે સૌથી નાનો અને વિદ્વાન્ હતો તે ગુરુને ઘેરથી વિદ્યાભ્યાસ કરીને આવ્યો અને પોતાનો ભાગ માગવા લાગ્યો, એટલે ભાઈઓએ તેના ભાગમા તેને વૃદ્ધ પિતા માત્ર ચાકરી કરવા સોપ્યા ૧ નાભાગે પોતાના ભાઈઓને પૂછ્યું કે, તમે મારે માટે કયો ભાગ રાખ્યો છે? તે બોલ્યા કે, તારા ભાગમા અમે પિતાને રાખ્યા છે એટલે નભાગે પિતાની પાસે જઈને કહ્યું કે, હે પિતાજી! મારા મોટા ભાઈઓએ મારા ભાગમા તમને આપ્યા છે પિતા બોલ્યા કે-હે પુત્ર! તું મારારૂપી ભાગનો સ્વીકાર કરીશ નહિ ૨ તથા તેઓએ ભાગ તરીકે તને મને આપ્યો છે, તો હું તને જીવિકાનો ઉપાય બતાવુ તે સાભળ હમણાં અંગિરાના કુળના બુદ્ધિશાળી બ્રાહ્મણો યજ્ઞ આરંભી બેઠા છે, તેમા હે કવિ! છઠ્ઠે છઠ્ઠે દિવસે તેઓ કર્મ કરતા મુ ઝાય છે, માટે તુ તે મહાત્માઓને વિશ્વેદેવોના બે સૂક્ત ભણાવ, કે જેને લીધે કર્મમા તેઓ ભૂલ કરે છે તે ફરીને કરે નહિ. પોતાનું કર્મ સમાપ્ત કર્યા પછી તેઓ જ્યારે સ્વર્ગમા જશે ત્યારે પોતાના યજ્ઞમાથી બાકી બચેલુ પોતાનું ધન તને આપશે, માટે તુ તેમની પાસે જા. નાભાગે પિતાના કહેવા પ્રમાણે અંગિરાઓની પાસે જઇ તેમને વિશ્વેદેવતાઓના સૂકતો ભણાવ્યા પછી પોતાની ભૂલ સુધારી યજ્ઞ પૂર્ણ કરી, તેઓ યજ્ઞ અવશેષ ધન નાભાગને આપી સ્વર્ગે ગયા. ૩-૫ નાભાગ તે લેવા ગયો, એટલામાં કોઈ એક કાળા રંગનો પુરુષ ઉત્તર દિશામાથી તેની પાસે આવીને બોલ્યો કે આ યજ્ઞભૂમિ ઉપર પડેલુ ધન મારુ છે તે વખતે નાભાગ બોલ્યો કે, આ ધન ઋષિઓએ મને આપ્યું છે. પેલા કાળા પુરુષે કહ્યું કે, આપણા બન્નેના વિવાદમા આપણે તારા પિતાને પ્રશ્ન પૂછીએ તે પ્રમાણે નાભાગે પ્રશ્ન પૂછ્યો, ત્યારે તેના પિતાએ કહ્યું કે, યજ્ઞભૂમિ ઉપરનું ઉચ્છિષ્ટ ઋષિઓએ દક્ષના યજ્ઞમાં નિર્ણય કર્યા પ્રમાણે રુદ્રનું છે. ૮ પછી નાભાગે પિતાની પાસેથી રુદ્રની પાસે જઈ પ્રણામ કરીને કહ્યું કે, હે રુદ્ર! મારા પિતાએ કહ્યું છે કે, યજ્ઞભૂમિ ઉપર બચેલુ ધન રુદ્રનું છે, તો હે બ્રહ્મન્! હું તમને મસ્તક નમાવીને પ્રસન્ન કરુ છું ૯ રુદ્ર બોલ્યા કે-હે નાભાગ! તારા પિતા ધર્મ વચન બોલ્યા અને તું પણ સત્ય જ બોલે છે, માટે હું તને મંત્રદ્રષ્ટા અને સનાતન એવુ વૈદિક પરબ્રહ્મનું જ્ઞાન આપુ છુ ૧૦ અને મારા યજ્ઞનું ધન હુ તને આપુ છુ તે તું ગ્રહણ કર આટલું કહીને સત્ય ઉપર પ્રીતિ રાખનાર ભગવાન રુદ્ર પછી અદૃશ્ય થયા ૧૧ જે પુરુષ સારી રીતે સાવધાન થઈ પ્રભાતમા અથવા સાયકાળે આ ચરિત્રને સાભળે છે, તે વિદ્વાન્, વેદવેત્તા ને આત્માના સ્વરૂપને જાણનારો થાય છે ૧૨

નાભાગથી અંબરીષ નામે એક પુણ્યશાળી તથા મહા વૈષ્ણવ એવો પુત્ર થયો હતો બ્રાહ્મણનો શાપ પણ કોઇ રીતે તેનો સ્પર્શ કરી શકયો નહતો. ૧૩ પરીક્ષિત કહે છે કે, હે મહારાજ! હું એ રાજર્ષિનું ચરિત્ર સાભળવાની ઇચ્છા રાખું છું, કારણ કે, જે રાજર્ષિના ઉપર મૂકેલો અને પાછો હઠે નહિ એવો બ્રાહ્મણનો શાપ તેનો પરાભવ કરી શકયો ન હતો. ૧૪

શુકદેવજી કહે છે-મહા ભાગ્યશાળી અંબરીષ રાજા સાત દ્વીપવાળી પૃથ્વી, અવિનાશી લક્ષ્મી અને પૃથ્વી ઉપરના અતુલ વૈભવો, જે સર્વ બીજા પુરુષોને મળવા અતિ દુર્લભ હતા, તે સંપાદન કર્યા છતા 'આ સર્વ વૈભવો અંતે નાશવંત છે' એમ જાણનાર અંબરીષ રાજા વૈભવોને સ્વપ્ન સમાન માનવા લાગ્યો, કારણ કે, વૈભવોને લીધે પુરુષ મોહમા પડે છે ૧૫-૧૬ આમ ધારીને તે રાજા ભગવાન વાસુદેવ ઉપર તથા તેમના સદાચારવાળા ભકતો ઉપર પરમ ભાવ રાખતો કે જે ભાવથી આ વિશ્વ મૃત્તિકા જેવું અતિ તુચ્છ લાગે છે ૧૭ તે રાજાએ મનને શ્રીકૃષ્ણ પ્રભુના ચરણારવિંદમા લગાડયું હતું, વચનોને ભગવાનના ગુણોનું વર્ણન કરવામાં લગાડયા હતાં, હાથને શ્રીહરિના મંદિરોની સેવા કરવામાં લગાડયા હતા, કાનને કથા સાંભળવામાં લગાડયા હતા, ૧૮ નેત્રોને ભગવાનની મૂર્તિવાળાં

મંદિરોના દર્શન કરવામા લગાડ્યાં હતા, અંગ-હાથનો ભગવાનના ભક્તોના શરીરોનો સ્પર્શ કરવામા ઉપયોગ કરતો હતો, ઘ્રાણેન્દ્રિયનો તુળસીની સુગંધ લેવામા, જિહ્વાનો ભગવાનનું નૈવેદ્ય ચાખવામા, ૧૯ ચરણોનો ભગવાનના ક્ષેત્રની પ્રદક્ષિણા કરવામા, મસ્તકનો ભગવાનના ચરણને પ્રણામ કરવામા, પુષ્પની માળાઓનો અને ચંદન આદિનો વિષયસુખની ઈચ્છા પૂર્ણ કરવામા ઉપયોગ કરતો હતો પવિત્ર કીર્તિવાળા ભગવદ્ભક્ત ઉપર જેમ પ્રીતિ થાય તેમ તે સર્વ કાર્ય કરતો હતો ૨૦

સર્વમા આત્મા છે, એવો વિચાર કરનાર અંબરીષ રાજા નિરંતર પોતાના સર્વ કાર્યો ઇદ્રિયોથી જણાય નહિ એવા, માયાથી પર ભગવાન અધિયજ્ઞને અર્પણ કરતો હતો, ભગવાનના ભક્ત એવા બ્રાહ્મણોના કહ્યા પ્રમાણે પૃથ્વી ઉપર તે રાજ્ય કરતો હતો ૨૧ તેણે વસિષ્ઠ, અસિત, ગૌતમ વગેરે ઋષિઓ પાસે નિર્જળ પ્રદેશમા સરસ્વતી નદીના સામા પ્રવાહો ઉપર મોટી સમૃદ્ધિને લીધે મોટા અંગોવાળા તથા મોટી દક્ષિણાઓવાળા અશ્વમેધ યજ્ઞોથી જગતના કર્તા યજ્ઞપતિ પરમાત્માનુ યજન કર્યું હતુ ૨૨ જેના યજ્ઞોમા સભાસદો, ઋત્વિજો તથા મનુષ્યો, તેમજ જેઓએ ઉત્તમ વસ્ત્ર ધારણ કર્યા હતા, તેઓ રૂપમા દેવતાના જેવા દેખાતા હતા. ૨૩ વળી ભગવાનના ચરિત્રને સાભળતી તથા ગાતી એવી તેમની પ્રજાઓ દેવતાઓને પ્રિય એવા સ્વર્ગ લોકને ઈચ્છતી નહતી ૨૪ સ્વસ્વરૂપના દર્શનના સુખને લીધે તુચ્છ ગણી કાઢેલા અને સિદ્ધ લોકોને પણ દુર્લભ એવા વિશ્વના વિષયો, હૃદયમા ભગવાનના દર્શન કરનાર ભક્ત મનુષ્યોને પ્રસન્ન કરી શક્તા ન હતા. ૨૫

આ પ્રમાણે રાજાએ તપવાળા ભક્તિયોગથી તેમજ સ્વધર્માચરણથી શ્રીહરિને પ્રસન્ન કરતા ધીરે ધીરે સર્વ સંગનો ત્યાગ કર્યો ૨૬ અને છેવટે સ્ત્રીઓ, પુત્રો, બાંધવો, ઉત્તમ હાથીઓ, રથ, ઘોડાઓ, પાયદળ, રત્નો, આભરણો અને આયુધો વગેરે જેમા ભરેલા હતા, એવા ભંડારો ઉપર પણ તેણે મિથ્યા બુદ્ધિ કરી ૨૭ ભગવાન શ્રીહરિએ પોતે તેના અનન્ય ભક્તિભાવથી પ્રસન્ન થઈ તેને શત્રુની સેનાને ભય આપનારું તથા પોતાના ભક્તની રક્ષા કરનારું સુદર્શન નામે ચક્ર આપ્યું. ૨૮ તેણે શ્રી કૃષ્ણની આરાધના કરવાની ઈચ્છાથી પોતાના સમાન સ્વભાવવાળી પટરાણીની સાથે એક વર્ષ સુધી દ્વાદશીનું વ્રત કર્યું ૨૯ જ્યારે તે વ્રત પૂર્ણ થયુ ત્યારે તેણે કાર્તિક માસમા ત્રણ રાત્રિ લગી ઉપવાસ કર્યો અને યમુના નદીમા સ્નાન કરીને મધુવનમા શ્રીહરિનું પૂજન કરવાનો આરંભ કર્યો. ૩૦ પૂજાની સર્વ સામગ્રી તૈયાર કરી મહા અભિષેકની વિધિથી ભગવાન ઉપર મનોભાવ રાખીને વસ્ત્રો, આભૂષણો, ગંધ, પુષ્પ તથા નૈવેદ્ય વગેરે પૂજાની સામગ્રીથી શ્રીભગવાનનું પૂજન કર્યું પછી મહા ભાગ્યશાળી બ્રાહ્મણો સર્વ વસ્તુઓથી પૂર્ણ હતા, તોપણ ભક્તિવડે તેઓની તેણે પૂજા કરી. ૩૧—૩૨ તે ઉપરાત રાજાએ સોનાની શિંગડીઓવાળી, રૂપાની ખરીઓવાળી, ઉત્તમ વસ્ત્રોથી શણગારેલી, દુઝણી અને તરુણ અવસ્થાવાળી, રૂપાળી તથા વાછડાવાળી સાઠ કરોડ ગાયો ઉત્તમોત્તમ ઉપસ્કરો સહિત ગુણવાન બ્રાહ્મણોને દાનમા આપી. વળી મહાગુણવાળું તથા સ્વાદિષ્ટ ભોજન તેમને જમાડયું તથા તેઓને ઈચ્છાનુસાર વસ્તુઓ આપી ૩૩—૩૪ પૂર્ણ કામનાવાળા બ્રાહ્મણોની આજ્ઞા લઇ પારણું કરવાનો તેણે આરંભ કર્યો, એટલામા ભગવાન દુર્વાસા તેને ત્યા આવ્યા ૩૫ રાજાએ ઉભા થઇ આસન આપી બહુ ભાવથી તેમનું પૂજન કર્યું અને ચરણની પાસે બેસી ભોજન માટે પ્રાર્થના કરી ૩૬ દુર્વાસા મુનિ રાજાની પ્રાર્થના સ્વીકારીને સંધ્યાવંદનાદિક નિત્યકર્મ કરવા ગયા અને ત્યા જઈ યમુનાના પવિત્ર જળમાં ડુબકી મારી શ્રીહરિનું ધ્યાન કરવા લાગ્યા. ૩૭ અહીં આગળ પારણું કરવા માટે દ્વાદશી એક ઘડીજ બાકી રહી એટલે રાજા આવી પડેલા ધર્મસંકટને માટે બ્રાહ્મણોની સાથે વિચાર કરવા લાગ્યો કે, ૩૮ હુ બ્રાહ્મણનો અનાદર કરીને પારણું કરું તોપણ મને દોષ લાગે, તેમ બારશમા પારણું ન કરું તોપણ દોષ લાગે, માટે જે કરવાથી મારું કલ્યાણ થાય અને અધર્મ કહેવાય નહિ તેમ કરવું

ઓળંગો. ૩૯ માટે હું કેવળ પાણીથી વ્રતનું પારણું કરીશ, કારણ કે બ્રાહ્મણો કહે છે જે જળનું પ્રાશન કરવું તે ભોજન કર્યા બરાબર છે, અને તે ભોજન ન કર્યા સમાન પણ ગણાય છે. ૪૦

આ પ્રમાણે વિચાર કરી જળનું પાન કરી મનમાં શ્રીહરિનું ચિંતન કરતો કરતો તે, હે કુરુશ્રેષ્ઠ! દુર્વાસાની વાટ જોવા લાગ્યો. ૪૧ એટલામા દુર્વાસા નિત્ય કર્મ આટોપી લઇને યમુના નદી ઉપરથી પાછા આવ્યા અને રાજાએ તેમનો સત્કાર કર્યો, પરંતુ દુર્વાસા તેનું કાર્ય જાણી જવાથી ક્રોધને લીધે કંપવા લાગ્યા ભમર ચઢી જવાથી તેમનું મુખ વાકું થઇ ગયું અને ઘણાજ ક્ષુધાતુર થયા તેથી બે હાથ જોડીને ઉભેલા રાજાને તેમણે આમ કહ્યુ ૪૨–૪૩ અરેરે!! લક્ષ્મીથી ઉન્મત્ત થઈ ગયેલા, ભગવાનથી વિમુખ થયેલા અને રાજાનું અભિમાન રાખનાર તે ધર્મનુ ઉલ્લ ઘન કર્યું છે. ૪૪ મને આગંતુક અતિથિને નિમંત્રણ કરી ભોજન કરાવ્યા વિના તે ભોજન કર્યું તેથી હુ તને તેનું ફળ દેખાડી આપીશ. ૪૫ આમ બોલતા અને ક્રોધથી સળગી ઉઠેલા મુનિએ પોતાની જટાને ઉખેડી અંબરીષ રાજાને માટે તરત કાલાનલ સમાન એક મોટી કૃત્યા ઉત્પન્ન કરી. ૪૬ અગ્નિની શિખાની પેઠે ઝળઝળાટ બળતી તે કૃત્યા પોતાના હાથમા તરવાર લઇને પગવતી પૃથ્વીને કંપાવતી રાજાની સામે ધસી ગઈ, તેને જોઇને રાજા એક પગલુ પણ પાછો હઠ્યો નહિ, ૪૭ મહાત્મા ભગવાને પ્રથમથીજ પોતાના ભક્તની રક્ષા કરવા મુકેલા સુદર્શન ચક્રે, અગ્નિ જેમ ક્રોધાયમાન સર્પને બાળી નાખે તેમ પેલી કૃત્યાને બાળી મૂકી. ૪૮ અને પછી તે ચક્ર દુર્વાસાની પાછળ પડયુ દુર્વાસા ચક્રને પોતાની તરફ આવતું જોઈ તથા પોતાના પ્રયાસને નિષ્ફળ થયેલો જોઇ પોતાના પ્રાણની રક્ષા માટે ભય પામી ત્યાથી દિશાઓ તરફ નાઠા ૪૯ એટલે ઉંચી શિખાવાળો દાવાનળ જેમ સર્પની પાછળ પડે તેમ ભગવાનનું ચક્ર તેમની પણ પાછળ પડ્યું. દુર્વાસા ચક્રને પોતાની પાછળ આવતુ જોઇને મેરુની ગુફામા પેસવાની ઇચ્છાથી એકદમ દોડવા લાગ્યા. ૫૦

આ પ્રમાણે દુર્વાસા દિશાઓમાં, આકાશમાં, પૃથ્વી ઉપર, ગુફાઓમાં, સમુદ્રોમા, લોકોમાં, લોકપાળોનાં સ્થાનોમા અને સ્વર્ગમાં ફરી વળ્યા અને દોડી દોડીને તેઓ જ્યાં જ્યાં ગયા ત્યા ત્યાં સહન થઇ શકે નહિ એવુ સુદર્શન પાછળનું પાછળ આવતુ જણાયું ૫૧ કોઈ પણ ઠેકાણે રક્ષણ કરનાર કોઈ મળ્યું નહિ, ત્યારે ભય પામી શરણ શોધવા લાગ્યા અને ભગવાન બ્રહ્માની પાસે જઈને બોલ્યા કે–હે વિધાતા! તમે આ તેજથી મારુ રક્ષણ કરો ૫૨ બ્રહ્મા બોલ્યા કે–ભગવાન કાલાગ્નિ જ્યારે બે પરાર્દ્ધ વર્ષ થઈ રહ્યા પછી, પોતાની ક્રીડા પૂર્ણ થઈ રહેશે, ત્યારે વિશ્વ સાથે મારા આ સ્થાનને ભ્રુકુટીના ભંગમાત્રથી બાળશે કે, તરત આ આખું વિશ્વ પણ નાશ પામશે ૫૩ હુ (બ્રહ્મા) શંકર, દક્ષ, ભૃગુ પ્રમુખ દેવતાઓ તથા પ્રજાપતિઓ, ભૂતપતિઓ અને ઈંદ્રાદિક પ્રમુખ અમે સર્વે, તેમની આજ્ઞાને લોકનું કલ્યાણ થાય એ રીતે માથા ઉપર ધારણ કરીએ છીએ અર્થાત્ તમે ભગવાનના ભક્તનો દ્રોહ કર્યો છે તેથી હુ તમારી રક્ષા કરી શકતો નથી. ૫૪

શુકદેવજી કહે છે–આ પ્રમાણે બ્રહ્માએ વિષ્ણુના ચક્રથી બળી ઉઠેલા દુર્વાસાને રક્ષા કરવાની ના પાડી ત્યારે તે ભગવાન શંકરને શરણે ગયા ૫૫ રુદ્ર બોલ્યા–હે ઋષિ! જે વ્યાપક અને માયાથી પર ભગવાનને વિષે બ્રહ્મારૂપી જીવના શરીર આવા તથા બીજા હજારો બ્રહ્માડો કે જેમા અમો ભટકયા કરીએ છીએ, તે ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે. તે કાળમૂર્તિ ભગવાનની આગળ અમારી શક્તિ ચાલે એવું છેજ નહિ ૫૬ હું, સનત્કુમાર, નારદ, બ્રહ્મા, ભગવાન કપિલ, અપાંતરતમ, દેવલ, ધર્મ, આસુરી અને મરીચિ પ્રમુખ મુનિઓ તથા બીજા સિદ્ધેશ્વરો, સૌ સર્વજ્ઞ છીએ, તો પણ જે ભગવાનની માયાથી વિંટાયેલા તેમની માયાના સ્વરૂપને જાણતા નથી. ૫૭–૫૮ તે વિશ્વેશ્વર ભગવાનનું આ શસ્ત્ર અમારાથી સહન થાય નહિ એવું છે, માટે તમે ભગવાનને શરણે જાઓ, શ્રીહરિ તમારુ રક્ષણ કરશે. ૫૯ તે સાંભળીને દુર્વાસા નિરાશ થઈ

ગયા અને ભગવાન શ્રીહરિ જ્યા આગળ લક્ષ્મી સાથે બેઠા હતા ત્યા વૈકુંઠ લોકમા ગયા ૧૦ ભગવાનના અસ્ત્રના અગ્નિથી બળી જતા દુર્વાસા કંપતા કંપતા ભગવાનના ચરણમા દંડવત્પ્રણામ કરીને બોલ્યા કે, હે અચ્યુત ! મારી રક્ષા કરો ૧૧ મેં તમારા પ્રભાવ ન જાણુવાથી તમારા પ્રિય ભક્તોનો અપરાધ કર્યો છે, હે વિધાતા ! તે અપરાધનુ નિવારણ કરો, કારણ કે આપનુ નામ લેવાથી નારકી મનુષ્યો પણ પાપમાથી છુટે છે. ૧૨

શ્રીભગવાન બોલ્યા—હે બ્રાહ્મણ ! હુ ભકતોને અધીન હોવાથી પરતંત્ર જેવો છુ મહાત્મા ભક્ત લોકોએ મારા હૃદયને વશ કરેલુ છે અને મને ભક્તજનો બહુ પ્રિય છે ૧૩ હે બ્રાહ્મણ ! હુ જેઓનો પરમ આશ્રય છુ, એવા મારા સદ્‌ગુણી ભકતો વિના હુ મારા શરીરની તેમ જ નિરંતર મારી પાસે રહેનારી લક્ષ્મીની પણ દરકાર કરતો નથી ૧૪ જેઓ પોતાની સ્ત્રી, ઘર—બાર, પુત્ર, સંબંધી, પ્રાણ, ધન, આ લોક અને પરલોકનો ત્યાગ કરી મારે શરણે આવે છે, તેમને હુ હંમેશ અભય આપુ છુ. ૧૫ પતિવ્રતા સ્ત્રી જેમ ઉત્તમ પતિને વશ કરે છે તેમ સર્વ ઠેકાણે સમદષ્ટિ રાખનાર અને મારામા મનને ધારણ કરનાર સાધુ પુરુષો ભક્તિથી મને વશ કરે છે. ૧૬ અને સેવાથી પરિપૂર્ણ કામનાવાળા ભક્ત લોકોને મારી સેવાવડે સાલોક્ય, સાયુજ્ય, સામીપ્ય અને સાર્ષ્ટિ, એ ચાર પ્રકારની ગતિ પ્રાપ્ત થાય છે, તોપણ તેઓ તેમની ઇચ્છા કરતા નથી, ત્યારે કાળથી નાશવંત બીજા પદાર્થોની તો કયાંથી જ ઇચ્છા કરે ? ૧૭ મહાત્મા પુરુષો મારુ હૃદય છે અને હુ મહાત્મા પુરુષોનુ હૃદય છુ તેઓ મારા વિના બીજુ કંઈ જાણુતા નથી, તેમ હુ તેઓના વિના બીજુ કંઇ પણ જાણુતો નથી ૧૮ હે બ્રાહ્મણ ! હુ તમને એક ઉપાય બતાવુ તે તમે અજમાવો તમને પોતાને જેનાથી આ દુઃખ ઉત્પન્ન થયુ છે તેનીજ પાસે જાઓ મહાત્મા પુરુષો ઉપર ઉપયોગ કરેલી શક્તિ તેના ઉપયોગ કર્તાનુ અકલ્યાણ કરે છે ૧૯ તપ તથા વિદ્યા, એ બન્ને બ્રાહ્મણોનુ કલ્યાણ કરનાર છે, પરંતુ તે બન્ને અવિનથી બ્રાહ્મણનું ભુંડુ કરનાર છે ૭૦ માટે હે બ્રાહ્મણ ! તમારુ કલ્યાણ થાઓ. તમે નાભાગના પુત્ર અંબરીષની પાસે જાઓ અને તે મહાભાગ્યશાળી રાજા આગળ ક્ષમા માગો તેથી તમારુ દુઃખ દૂર થશે. ૭૧

ब्रह्मंस्तद्गच्छ भद्रं ते नाभागतनयं नृपम् ।
क्षमापय महाभागं ततः शांतिर्भविष्यति ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे चतुर्थोऽध्यायः

## અધ્યાય ૫ મો. *

### દુર્વાસા અંબરીષને શરણે ગયા.

श्रीशुक उवाच

एवं भगवतादिष्टो दुर्वासाश्चक्रतापितः ।
अंबरीषमुपावृत्य तत्पादौ दुःखितोऽग्रहीत् ॥

શુકદેવજી કહે છે—આ રીતે ભગવાને આજ્ઞા કરી, તે ઉપરથી સુદર્શન ચક્રથી તપી ગયેલા અને દુઃખી થયેલા દુર્વાસા અંબરીષ રાજાની પાસે ગયા. મુનિને દુઃખી જોઈ રાજાએ ચક્રની આ પ્રમાણે સ્તુતિ કરવા માડી. ૧—૨ અંબરીષ સ્તુતિ કરે છે—તમે અગ્નિ, ભગવાન્ સૂર્ય, નક્ષત્રોના પતિ સોમ, જળ, પૃથ્વી, આકાશ, વાયુ, શબ્દાદિક વિષયો તથા ઇન્દ્રિયો રૂપ છો ૩ હે સુદર્શન ! હે હજાર આરાવાળા ! હે ભગવાનને પ્રિય ! તમને નમસ્કાર હો હે સર્વ અસ્ત્રનો નાશ કરનાર ! તમે આ દીન બ્રાહ્મણનુ કલ્યાણ કરો ૩—૪ તમે ધર્મરૂપ, તમે અમૃતરૂપ, તમે સત્યરૂપ, તમે યજ્ઞરૂપ, તમે સર્વ યજ્ઞના ભોક્તા, તમે લોકપાળ, તમે તમે સર્વના આત્મા ને તમેજ ભગવાનનું સર્વોત્તમ દૈવત છો. ૫ હે સુદર્શન ! તમે સર્વ ધર્મના સેતરૂપ, અધર્મનિષ્ઠ અસુરોના ધુમકેતુ, ત્રણે લોકનું રક્ષણ કર્તા અને શુદ્ધ તેજસ્વી મનના જેવા વેગવાળા છો અને અદ્‌ભુત કર્મ કરનાર છો, તે તમને નમસ્કાર કરુ છું. ૬ તમે તમારા ધર્મમય તેજથી અંધારાનો નાશ કરો છો તથા મહાત્મા સૂર્યાદિકના તેજનો પ્રકાશ કરો છો તમારો મહિમા જાણી શકાય નહિ તેવો છે અને

* આ અધ્યાયમા અંબરીષ રાજાએ ભગવાનના ચક્રને પ્રસન્ન કરી દુર્વાસાની રક્ષા કરી, એ કથા કહેવાશે.

કાર્ય કારણરૂપ તથા ભુત અને ભવિષ્યરૂપ આ સર્વ તમારું રૂપ છે ૭ હે સુદર્શન! ભગવાન તમને આજ્ઞા કરે ત્યારે તમે રણમા દૈત્યો અને દાનવોની સેનામા પ્રવેશ કરી તેઓના હાથ, પગ, કંઠ વગેરેને કાપી રણ ઉપર પરાક્રમ કરો છો ૮ અને એટલા માટે જ ગદાધારી ભગવાનને જગતની રક્ષા કરવા માટે તથા ખળનો નાશ કરવા માટે સર્વ કરતા શ્રેષ્ઠ એવા તમને ઠરાવેલા છે, તેથી તમે અમારા કુળના ઉત્તમ ભાગ્યના લાભ માટે બ્રાહ્મણનુ કલ્યાણ કરો તેનો અનુગ્રહ તે અમારુ કલ્યાણ છે ૯ વળી અમે જો દાન કર્યું હોય, યજ્ઞ કર્યો હોય, સ્વધર્મ કર્યો હોય અને જો બ્રાહ્મણો અમારા કુળનુ દૈવત હોય તો આ મુનિ દુ ખમાથી મુક્ત થજો ૧૦ વળી સર્વ ગુણના આશ્રયરૂપ ભગવાન સર્વ પ્રાણીઓને વિષે આત્મભાવ કરવાથી અમારા ઉપર પ્રસન્ન થયા હોય તો દુર્વાસા આ દુ ખમાથી મુક્ત થજો. ૧૧

શુકદેવજી કહે છે—આ પ્રમાણે રાજા સ્તુતિ કરતો હતો એટલામા દુર્વાસાને ચારે તરફથી બાળતુ ભગવાનનુ સુદર્શન રાજાની પ્રાર્થનાથી શાત થઈ ગયુ ૧૨ પછી ચક્ર રૂપી અગ્નિના તાપમાથી કુશળતા સાથે મુક્ત થયેલા દુર્વાસા તે રાજાને મોટો આશીર્વાદ આપી તેની પ્રશ સા કરી ત્યાથી ગયા ૧૩ અહો ભગવાનના ભક્તોનુ માહાત્મ્ય કેટલું છે! તે આજ જ મારા જોવા તથા જાણવામા આવ્યુ, કારણ કે, હુ અપરાધી હતો તોપણ તમે મારુ પરમ ક્ષેમ ઇચ્છયુ. ૧૪ સત્પુરુષો શુ કરી શકતા નથી? મહાત્મા શુ તજી શકતા નથી? જેઓએ ભક્તકુળોમા વડા શ્રીહરિને પોતાને અધીન કર્યા છે તે સર્વ કરે છે. ૧૫ પુરુષ માત્ર જેનું નામ સાભળવાથી નિર્મળ થાય છે, તે પવિત્ર ચરણવાળા શ્રી ભગવાનના ભક્તોને કયી વસ્તુ મળવી બાકી રહે છે? ૧૬ હે રાજન્! તમે મહા દયાળુએ મારા ઉપર અનુગ્રહ કર્યો છે તમે મારા અપરાધને ન ગણકારતા મારી રક્ષા કરી છે ૧૭ રાજા કે જેણે હજી મુનિના પાછા આવવાની ઇચ્છાથી ભોજન કર્યું ન હતું, તેણે દુર્વાસાના ચરણોનો હાથવતી સ્પર્શ કર્યો અને પ્રસન્ન થઈ તેમને જમાડ્યા ૧૮ દુર્વાસાને રાજાએ આદરપૂર્વક આતિથ્ય કરનારું તથા સર્વ ઇચ્છા પૂર્ણ કરનારું ભોજન પીરસાવ્યું ઋષિએ અંતઃકરણથી સંતુષ્ટ થઈ આદરપૂર્વક રાજાને કહ્યું કે, હે રાજન્! તમે હવે ભોજન કરો ૧૯ હું તમારા વૈષ્ણવના દર્શનથી, અંગસંગથી, ભાષણથી તથા આત્મબુદ્ધિવડે કરેલા અતિથિ સત્કારથી પ્રસન્ન થયો છું. તમે મારા ઉપર અનુગ્રહ કર્યો છે. ૨૦ તમારા આ શુદ્ધ કર્મને સ્વર્ગની સ્ત્રીઓ ગાશે તથા પૃથ્વીમા મનુષ્યો પણ તમારી પરમ કીર્તિને વિસ્તારશે. ૨૧

શુકદેવજી કહે છે—હે રાજન્! આ રીતે રાજાને કહી પરમ સંતુષ્ટ થયેલા દુર્વાસા તેની આજ્ઞા લઈ આકાશમાર્ગે નિષ્કામ કર્મોથી મળે એવા બ્રહ્મલોકમા જતા રહ્યા ૨૨ આ પ્રમાણે ગયેલા મુનિ પાછા આવ્યા ન હતા એટલામા એક વર્ષ વીતી ગયું હતું અને તે રાજા એટલો વખત મુનિના દર્શન કરવાની ઇચ્છાથી જળનું પાન કરીને ભૂખ્યો બેસી રહ્યો હતો. ૨૩ દુર્વાસા મુનિ ભોજન કરીને ગયા પછી રાજાએ બ્રાહ્મણોના ભોજનથી અતિ પવિત્ર થયેલા અન્નનો ઉપયોગ કર્યો અને ઋષિને પડેલું દુ:ખ, તેમાથી તેમને મળેલી મુક્તિ તથા ધૈર્ય, સર્વ ભગવાનના પ્રભાવથી થયુ એમ તેણે માન્યું ૨૪ આવી રીતે અનેક ગુણવાળો તે રાજા ક્રિયાઓથી પરમાત્મા ભગવાન વાસુદેવ ઉપર ભક્તિ રાખવા લાગ્યો, જે ભક્તિવડે બ્રહ્મલોક સુધી સર્વ ભોગોને તેણે નરકપ્રાય ગણી તુચ્છકારી કાઢયા ૨૫ પછી ભગવાનની ભક્તિ કરનાર અંબરીષ રાજા પોતાના જેવા સ્વભાવવાળા પુત્રોને રાજ્ય સોપી વનમા ગયો અને ત્યા આત્મરૂપ વાસુદેવમા મનને સ્થિર કરી સંસારથી મુક્ત થઈ ગયો ૨૬ અંબરીષ રાજાનું આ પવિત્ર આખ્યાન ગાવાથી તથા સાંભળવાથી માણસ મહા ભાગ્યશાળી અને સુખી થાય છે. ૨૭

इत्येतत्पुण्यमाख्यानमंबरीषस्य भूपतेः ।
संकीर्तयन्ननुध्यायन् भक्तो भगवतो भवेत् ॥
इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
पंचमोऽध्यायः

# અધ્યાય ૬ ઠ્ઠો. †

## સૌભરી ઋષિની કથા.

### શ્રીશુક ઉવાચ

**વિરૂપ: કેતુમાન્ શંભુરંબરીષસુતાસ્ત્રય: ।**
**વિરૂપાત્પૃષદશ્વોઽભૂત્તત્પુત્રસ્તુ રથીતર: ॥ ૧ ॥**

શુકદેવજી કહે છે—અંબરીષ રાજાને ત્રણ પુત્ર હતા વિરૂપ, કેતુમાન અને શભુ તેઓમા વિરૂપથી પૃષદશ્વ નામે પુત્ર થયો અને તેનો પુત્ર રથીતર થયો. ૧ રથીતર સતાન વિનાનો હતો તેણે સતાન માટે પ્રભુની પ્રાર્થના કરવાથી અગિરા ઋષિએ તેની સ્રીને વિષે બ્રહ્મતેજવાળા કેટલાક પુત્રો ઉત્પન્ન કર્યા હતા ૨ અંગિરાથી રથીતરના ક્ષેત્રમા જેઓ ઉત્પન્ન થયા તેઓ આગિરસ કહેવાયા અને આથી ક્ષત્રિય જાતિ સાથે બ્રાહ્મણો પણ જોડાયા તેઓ રથીતરના ગોત્રમા ઉત્તમ ગણાયા ૩ વૈવસ્વત મનુને એકવાર છિક આવતા તેમની નાસિકામાથી ઇક્ષ્વાકુ નીકળી પડયો ઇક્ષ્વાકુને સો પુત્ર હતા, તેમા વિકુક્ષિ, નિમિ ને દડક, એ ત્રણ ઉત્તમ હતા ૪ હે રાજન્! તે સો પુત્રોમાથી પચ્ચીસ આર્યાવર્તમા પૂર્વ દિશા તરફ રાજ્ય કરતા હતા, પચ્ચીસ આર્યાવર્તમા પશ્ચિમ તરફ રાજ્ય કરતા હતા, ત્રણ મોટા કુમારો આર્યાવર્તની વચ્ચે રાજ્ય કરતા હતા અને બાકીના પુત્રો આર્યાવર્તના બીજા ભાગોમા રાજ્ય કરતા હતા. ૫ ઇક્ષ્વાકુ રાજાએ એક દિવસ પોતાના પુત્ર વિકુક્ષિને અષ્ટકા શ્રાદ્ધના પદાર્થો લેવા વનમા મોકલ્યો હે વિકુક્ષિ! શ્રાદ્ધ માટે પવિત્ર માસ લઇ આવ અને ત્યા વાર લગાડીશ નહિ ૬ વિકુક્ષિ વનમા ગયો અને ત્યા શ્રાદ્ધ ક્રિયાને યોગ્ય એવા પશુ મારી થાકી ગયો તે ભૂખ્યો થયો એટલે વિસ્મરણે તેમાથી એક શશલુ ઉડાવી ગયો ૭ અને બાકીના લાવી પિતાને સોપ્યા પિતાએ તે માસને પ્રોક્ષણ કરવા ગુરુવસિષ્ઠને કહ્યુ, એટલે ગુરુ બોલ્યા કે, આ માસ ઉચ્છિષ્ટ છે, તેથી તે શ્રાદ્ધ કર્મમા નિરુપયોગી છે. ૮ પુત્રનું તે કર્મ (ભક્ષણ) જાણવામા આવ્યાથી રાજાએ ક્રોધ કરીને શાસ્ત્ર વિધિનું ઉલ્લંઘન કરનાર ગણી તેને દેશમાથી કાઢી મુકયો. ૯ પછી કેટલેક દહાડે ઇક્ષ્વાકુ રાજા વેદમત્રનો જપ કરનાર વસિષ્ઠની સાથે આત્મતત્ત્વનો સંવાદ કરીને યોગી થયા અને પોતાનો દેહ ત્યાગ કરી પરબ્રહ્મને પામ્યા ૧૦ પિતાના મરણ પછી વિકુક્ષિ પાછો આવીને આર્યાવર્તનું રાજ્ય કરવા લાગ્યો, અને યજ્ઞોથી શ્રીહરિનું યજન કરીને તે જગતમા શશાદને નામે પ્રખ્યાત થયો ૧૧ તેના પુત્રનું નામ પુરજય હતું, તેને ઇન્દ્રવાહ તથા કકુત્સ્થ પણ કહેતા હતા. આ તેના ત્રણ નામ, જે કર્મો ઉપરથી પડયા હતા તે કથા હવે હુ તમને કહુ તે સાભળો ૧૨

દેવતાઓને દૈત્યોની સાથે સંહાર કરનારું મહા યુદ્ધ થયુ, તેમા દેવતાઓએ દૈત્યોથી હારી જઇને શૂરવીર પુરજયની સહાયતા માગી ૧૩ તે વખતે પુરજયે એવી માગણી કરી કે જો ઇદ્ર મારુ વાહન થાય તો હુ દૈત્યોનો નાશ કરુ એ ઉપરથી ઇંદ્રે, લજવાયા છતા તે વાત અગીકાર કરી નહિ, તોપણ દેવના દેવ, વિશ્વના આત્મા, ભગવાન વિષ્ણુના કહેવાથી ઇન્દ્ર તેના વાહનરૂપ બળદ બન્યો ૧૪ યુદ્ધ કરવાની ઇચ્છાવાળો પુરજય કવચ ધારણ કરી દિવ્ય ધનુષ તથા બાણો લઇ, સર્વ દેવતાઓની સ્તુતિ વચ્ચે પોઠિયા ઉપર ચઢી રણમા ગયો ૧૫ પછી મહાત્મા એવા ભગવાન વિષ્ણુના તેજથી વૃદ્ધિ પામેલા પુરજયે દેવતાઓને સાથે લઇ પશ્ચિમ દિશામા આવેલા દૈત્યોના નગરને ઘેરી લીધુ ૧૬ ત્યા આગળ રાજા ને દૈત્યોની વચ્ચે રોમાચજનક તુમુલ યુદ્ધ થયુ તેમા જે દૈત્યો ચઢી આવ્યા હતા તેઓને પુરજયે ભાલાઓ મારી યમસદનમા મોકલી દીધા ૧૭ આ પ્રમાણે દૈત્યો જ્યારે મરાવા માડયા ત્યારે તેઓ પ્રલયના અગ્નિ જેવા તેના ભયકર બાણના મારાની આગળ ટકી શકયા નહિ. ૧૮ પછી રાજાએ દૈત્યના નગરને રાજલક્ષ્મી સાથે જીતી લઇ સર્વ ધન ઇન્દ્રને પાછું આપ્યુ, તે ઉપરથી તે રાજર્ષિ ત્રણ નામે જગતમા ઓળખાયો. પુરનો વિજય કરવાથી પુરજય, ઇંદ્રવાહ તથા તેની ખાંધ

† આ અધ્યાયમા અબરીષનો વશ કહીને શશાદથી માધાતા સુધીનો ઇક્ષ્વાકુવશ તથા સૌભરી ઋષિની કથા કહેવામા આવશે.

ઉપર બેસવાથી કકુત્સ્થ ૧૯ આ પુરંજય રાજાને અનેના નામે એક પુત્ર હતો, તેનો પુત્ર પૃથુ નામે હતો, તેનો વિશ્વરંધિ, તેનો ચંદ્ર તથા તેનો યુવનાશ્વ નામે પુત્ર થયો. ૨૦ તેનો પુત્ર શાવસ્ત હતો, જેણે શાવસ્તિ નામે નગરી વસાવી હતી શાવસ્તનો પુત્ર બૃહદશ્વ અને તેનો પુત્ર કુવલયાશ્વ થયો. ૨૧ જે કુવલયાશ્વે ઉત્તંક ઋષિને રાજી કરવા માટે એકવીશ હજાર પુત્રોથી વિંટાઈને ધુંધુ નામના અસુરને માર્યો હતો ૨૨ તે ઉપરથી ધુંધુમારને નામે તે જગતમા પ્રખ્યાત થયો. હે રાજન્ ! તે રાજાના સર્વે પુત્રો ધુંધુ દૈત્યના મુખના અગ્નિથી બળી ગયા હતા માત્ર દૃઢાશ્વ, કપિલાશ્વ તથા ભદ્રાશ્વ નામે ત્રણ પુત્રો બચ્યા હતા તેમા દૃઢાશ્વનો પુત્ર હર્યશ્વ અને તેનો પુત્ર નિકુંભ થયો. ૨૩-૨૪ નિકુંભનો બર્હણાશ્વ થયો. તેનો કૃશાશ્વ અને તેનો સેનજીત થયો. સેનજીતનો પુત્ર યુવનાશ્વ હતો, તે પ્રજા વિનાનો હતો, તેથી ખિન્ન થઈ સો સ્ત્રીઓની સાથે તે વનમા જતો રહ્યો હતો ત્યા ઋષિઓએ એની ઉપર દયા કરી તેની પાસે ઇષ્ટિ કરાવી ૨૫-૨૬ રાત્રીમા રાજા તરસ્યો થવાથી યજ્ઞમંડપમા ગયો ને બ્રાહ્મણોને નિદ્રાવશ જોઈ તેઓને પૂછયા વિના મંત્રેલુ પાણી, કે જે પોતાની રાણીને પીવાનુ હતુ તે પોતે પી ગયો. ૨૭ હે રાજન્ ! પ્રભાત થયુ અને બ્રાહ્મણોએ જોયુ તો કળશ ખાલી દીઠો એટલે બ્રાહ્મણો પૂછવા લાગ્યા કે આ કામ કોણે કર્યું ? પુંસવનનું પાણી કોણે પીધુ ? ૨૮ આ પ્રમાણે તેઓ પૂછપરછ કરતા હતા, એટલામા ઈશ્વરના પ્રેરેલા રાજાએ તે જળનું પાન કર્યું છે એવુ તેઓના જાણવામા આવ્યુ, એટલે તેઓ વિધિ-ઈશ્વરને પ્રણામ કરીને બોલ્યા કે, ઓહો દૈવનુ બળ એજ ખરુ બળ છે ૨૯ પછી સ્ત્રીને માટે મંત્રેલુ જળ પીવાથી યુવનાશ્વ રાજાને ગર્ભ રહ્યો અને દશ મહિના થયા ત્યારે જમણા પડખાને ચીરીને તે ચક્રવર્તી પુત્ર બહાર નિકળ્યો. ૩૦ તે બહુજ રડવા માડયો, એટલે બ્રાહ્મણો બોલ્યા કે, આ બાળક અત્યંત રડે છે, પણ તેને કોને ધવરાવીએ ? તે સાંભળીને વત્સ ! રડ મા, મને ધાવજે, એમ કહીને ઇંદ્રે પોતાની અંગુઠા પાસેની આગળી તેના મોઢામાં આપી તે ઉપરથી તે કુમારનું નામ માધાતા પડયુ ૩૧ તેનો પિતા યુવનાશ્વ બ્રાહ્મણોની તથા દેવતાઓની કૃપાથી મરણ પામ્યો નહિ, પરંતુ તે વનમાં તપવડે મુક્તિને પામ્યો. ૩૨ હે રાજન્ ! ઇંદ્રે તે કુમારનું ત્રસદસ્યુ નામ પાડયું, કારણ કે જેનાથી રાવણાદિક દુષ્ટ નિશાચરો ઉદ્વેગ સાથે ત્રાસ પામતા હતા ૩૩ પછી યુવનાશ્વનો પુત્ર માધાતા ચક્રવર્તી થયો અને ભગવાનના પ્રભાવથી સાત દ્વીપવાળી પૃથ્વી ઉપર એકલોજ રાજ્ય કરવા લાગ્યો. ૩૪ તે આત્મવેત્તા માધાતા રાજાએ ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી સર્વ દેવતામય, સર્વ સ્વરૂપ, ઇંદ્રિયોથી ન જણાય એવા ભગવાન યજ્ઞ નારાયણનું યજન કર્યું ૩૫ યજ્ઞમા ઉપયોગી પદાર્થો, મંત્રો, વિધિ, યજ્ઞ, યજમાન, ઋત્વિજ, ધર્મ, દેશ ને કાળ સર્વથી તેણે ભગવાનનુ યજન કર્યું ૩૬ સૂર્ય જેટલા પ્રદેશમા ઉદય પામે છે અને જેટલા પ્રદેશમા આથમે છે, તેટલો બધો પ્રદેશ યુવનાશ્વ રાજાના પુત્ર માધાતા રાજાએ ભોગવ્યો. તે માધાતા રાજાએ શશબિંદુની પુત્રી બિંદુમતીને વિષે પુરુકુત્સ, અંબરીષ અને મુચુકુંદ નામે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યા હતા તેમા મુચકુંદ યોગી હતો ૩૭ તે ત્રણ ભાઇઓને પચાસ બહેનો હતી, તે સર્વ સૌભરી નામે એક મુનિને વરી હતી તપસ્વી સૌભરી ઋષિ યમુનાના પાણીમા ડુબકી મારીને મહા તપશ્ચર્યા કરતા હતા એટલામા મત્સ્યનું સંસાર સુખ તેમના જોવામા આવ્યુ, એ ઉપરથી તે સુખ ભોગવવાની તેમને ઇચ્છા થઈ એટલે માધાતા રાજાની પાસે આવી તેમણે એક કન્યાની માગણી કરી ૩૮-૪૦

માધાતાએ કહ્યુ કે, હે મહારાજ ! સ્વયંવરમાં જે કન્યા તમને પ્રસન્ન કરે, તે કન્યાને તમે સુખેથી પરણો તે સાભળીને સૌભરીએ વિચાર કર્યો કે, "હુ સ્ત્રીઓને ન ગમુ એવો છુ, કારણ કે હું ઘરડો થયો છુ શરીર ઉપર કરચલી પડી છે, પળીયાં આવ્યા છે ને માથુ કંપે છે આમ ધારીને રાજાએ મને ના પાડી તેથી હવે હું રાજાની કન્યા તો શું પરંતુ દેવતાઓની સ્ત્રીઓને પણ મોહ થાય એવું રૂપ ધારણ કરું. આવો વિચાર કરીને સમર્થ સૌભ-

રીમુનિ નવયૌવન બનીને ૪૧-૪૨ રાજકન્યાઓના અંતઃપુરમાં ગયા. ત્યાં રાજકન્યાઓનાં મન સૌભરી મુનિને જોઈ ગાંડા ઘેલાં થઈ ગયાં અને તેઓ પરસ્પર ભગિની સંબંધી સહજ સ્નેહનો ત્યાગ કરી મુનિને પરણવા માટે લડવા લાગી. કોઈ બોલી કે, આ મુનિ મારે યોગ્ય છે, તારે યોગ્ય નથી ૪૩-૪૪ આ પ્રમાણે કન્યાઓની આતુરતાથી રાજાએ નિરુપાયે તે કન્યાઓ તેમને પરણાવી ને મુનિ મોઘા મૂલની શય્યા, આસન, વસ્ત્ર, આભૂષણ, નહાવાના પદાર્થો, ચંદનાદિકના લેપ, ભાત ભાતના ભોજન તથા પુષ્પની માળાઓનો ઉપભોગ કરતા રાજકુમારીઓની સાથે અણુમોલ સમૃદ્ધિવાળા ઘરમા રહેવા લાગ્યા. તે ઘરમા અપાર તપવડે સમૃદ્ધિથી અમૂલ્ય સામાનો, અનેક સુગંધી ઉપવનો તથા નિર્મળ જળથી ભરેલા સરોવરો તેમણે ઉત્પન્ન કર્યા શણગારેલા સ્ત્રી પુરુષો તેમના ઘરમા ફર્યા કરતા અને પક્ષીઓ, ભમરાઓ તથા બંદીજનો નિત્ય ગાયન કરતા હતા ૪૫-૪૬ સૌભરીનુ આવુ ગૃહસ્થપણુ જોઈને, ચક્રવર્તીની લક્ષ્મીવાળા સાત દ્વીપના પતિ માંધાતા રાજાએ, આશ્ચર્ય પામીને બધો ગર્વ છોડી દીધો ૪૭ આવી રીતે ઘરમા રહીને અનેક સુખકારી પદાર્થો ભોગવતા છતા પણ ઘીથી જેમ અગ્નિ તૃપ્ત થાય નહિ તેમ તે તૃપ્ત થયા નહિ. ૪૮ કોઈ એક દિવસ તે આચાર્ય સૌભરી મુનિ બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા તો માછલાંનો સંગ કરવાથી પોતાનું તપ નાશ થયેલુ જણાયુ. તે બોલી ઉઠ્યા કે, અરેરે! હું કે જે સદાચારી ને તપસ્વી હતો, તેની આ દશા! મેં જે તપ ઘણા દિવસ થયા એકઠુ કર્યું હતુ, તે તપમે જળચરના પ્રસંગથી નાશ કર્યું ૪૯-૫૦ માટે જેઓને મોક્ષની ઈચ્છા હોય તેઓએ સર્વથા દંપતીઓનો વિહાર જોવો નહિ જોઈએ. તેમજ ઈન્દ્રિયોને પણ બહારના લૈકિક વિષયોમા જવા દેવી નહિ જોઈએ, પરંતુ એકલા રહીને એકાંતમા અનંત એવા ભગવાન વિષે ચિત્તને જોડવુ અને કોઈનો પણ પ્રસંગ પાડવો નહિ—ઈચ્છા થાય તો ભગવાનના પ્રિય ભક્તોનો પ્રસંગ પાડવો ૫૧ હુ એકલો તપસ્વી હતો, તોપણ માછલાંની સાથે પ્રસંગ પડતા પચ્ચાસરૂપે થયો અને તે પચ્ચાસ સ્ત્રીઓમાંથી સો સો પુત્રો ઉત્પન્ન કરવાથી પાચ હજાર રૂપે થયો, તોપણ હું કે જેની બુદ્ધિ માયાથી હરાયલી છે અને જે વિષયોને પુરુષાર્થ માનું છું, તે હું આ લોકના તથા પરલોકનાં કાર્ય કરવારૂપી મનોરથોના પારને પામતોજ નથી ૫૨ આ પ્રમાણે ઘરમા રહેતા સૌભરી ઋષિને કેટલેક કાળે આવો વૈરાગ આવ્યો, તેથી તે સર્વ સંગનો ત્યાગ કરી વનમા ગયા પતિને દેવતા માનનારી તેમની સ્ત્રીઓ પણ પછી પાછળ ગઈ ૫૩ આત્મજ્ઞાની મુનિએ ત્યા વનમા શરીરને દુર્બળ કરનારુ તપ કરી, અગ્નિહોત્રની સાથે પોતાના આત્માને પરમાત્મામા જોડી દીધો ૫૪ હે મહારાજ! તેમની સ્ત્રીઓ પોતાના પતિની અધ્યાત્મગતિને જોઈ શાંત પડેલા અગ્નિની પાછળ તેની જ્વાળાઓ શાંત પડે તેમ શાંત થઈને પતિના પ્રભાવથી મુક્તિને પામી ૫૫

ता स्वपत्युर्महाराज निरीक्ष्याध्यात्मिकीं गतिम्
अन्वीयुस्तत्प्रभावेन अग्निं शांतमिवार्चिषः ॥५५॥
इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
षष्ठोऽध्यायः

## અધ્યાય ૭ મો.†

### પુરુકુત્સ અને હરિશ્ચંદ્રની કથા.

श्रीशुक उवाच

मांधातुः पुत्रप्रवरो योऽम्बरीषः प्रकीर्तितः ।
पितामहेन प्रवृतो यौवनाश्वश्च तत्सुतः ॥१॥

શુકદેવજી કહે છે—માંધાતાનો મોટો પુત્ર જેને અંબરીષ નામે વર્ણવ્યો, તેને તેના દાદાએ દત્તક પુત્ર કરી લીધો હતો તેનો પુત્ર યૌવનાશ્વ અને હારીત હતો આ ત્રણે અંબરીષ, યૌવનાશ્વ અને હારીત માંધાતાના ગોત્રમા મુખ્ય ગણાય છે. ૧ માંધાતાના પુત્ર પુરુકુત્સને સર્પોએ પોતાની બેન નર્મદા પરણાવી હતી તે નર્મદા નાગરાજા વાસુકિના કહેવાથી પુરુકુત્સને રસાતળ પાતાળમા લઈ ગઈ હતી. ૨ વિષ્ણુની શક્તિને ધારણ કરનાર પુરુકુત્સે ત્યા મારવા યોગ્ય ગંધર્વોનો નાશ કરીને

† આ અધ્યાયમા માંધાતાના વંશમા થયેલા પુરુકુત્સની તથા હરિશ્ચંદ્ર રાજાની શ્રેષ્ઠ કથા કહેવામા આવશે

સર્પોની પાસેથી એવું વરદાન મેળવ્યું હતું કે, "આ આખ્યાન જેઓ સાંભળશે તેઓને સર્પોનો ભય રહેશે નહિ." ૩

પુરુકુત્સનો ત્રસદસ્યુ નામે પુત્ર થયો અને તેનો પુત્ર હર્યશ્વ, તેનો પુત્ર અરુણ અને તેનો પુત્ર નિબંધ થયો ૪ તેનો સત્યવ્રત થયો તે જગતમાં ત્રિશંકુને નામે ઓળખાય છે ત્રિશંકુ ગુરુ વસિષ્ઠના શાપથી ચાંડાલપણાને પામ્યો હતો. ૫ અને વિશ્વામિત્રના પ્રભાવથી સદેહે સ્વર્ગમા ગયો હતો તે અદ્યાપિ સુધી આકાશમા દેખાય છે તે જ્યારે સ્વર્ગમાં ગયો ત્યારે દેવતાઓએ તેને ઉંધે મસ્તકે પાછો પાડયો હતો, પરંતુ વિશ્વામિત્રે તપના પ્રભાવથી તેને અધર લટકાવી રાખ્યો હતો જે અદ્યાપિ દેખાય છે ૬ ત્રિશંકુનો પુત્ર હરિશ્ચન્દ્ર હતો, જેને માટે પક્ષી થઇ ગયેલા વિશ્વામિત્ર તથા વસિષ્ઠને ઘણા વર્ષ સુધી યુદ્ધ થયુ હતુ ૭ હરિશ્ચન્દ્રને પુત્ર ન હતો, તેથી તે ખેદ કર્યા કરતો નારદના ઉપદેશથી તે વરુણને શરણે ગયો અને તેમને કહ્યુ કે, હે પ્રભો! મને પુત્ર થાય તેમ કરો ૮ મને જો વીરપુત્ર થાય તો હુ તેથી તમારુ યજન કરુ વરુણે કહ્યુ કે, 'તથાસ્તુ' ત્યાર પછી તે રાજાને રોહિત નામે પુત્ર થયો ૯ પુત્રનો જન્મ થયા પછી વરુણે કહ્યુ કે, હે રાજન્! આ પુત્રથી તુ મારુ યજન કર હરિશ્ચન્દ્રે ઉત્તર આપ્યો કે, જ્યારે પશુ (બાળક) દશ દહાડાનો થાય ત્યારે તે પવિત્ર થાય એ ઉત્તર સાભળી વરુણ ગયા ૧૦ અને જ્યારે તે પશુ (બાળક) દશ દિવસનો થયો ત્યારે વરુણે કહ્યુ કે, તે પશુથી યજ્ઞ કર, એટલે તે બોલ્યો કે પશુને જ્યારે દાત આવે ત્યારે તે પવિત્ર થાય. ૧૧ થોડા દિવસમા બાળકને દાત આવ્યા, એટલે વરુણે રાજાને કહ્યું કે, હવે પશુથી મારુ યજન કર હરિશ્ચન્દ્રે પ્રત્યુત્તર આપ્યો કે, આ બાળરૂપી પશુના દાત જ્યારે પડી જાય ત્યારે તે પવિત્ર ગણાય. ૧૨ થોડા દિવસમા પશુના દાત પડી ગયા, એટલે વરુણે કહ્યું કે, મારું યજન કર, એટલે તે બોલ્યો કે, પશુને જ્યારે ફરીને દાત આવે ત્યારે તે પવિત્ર થાય છે. ૧૩ થોડા દિવસમાં પશુને ફરીને નવા દાંત આવ્યા એટલે વરુણે કહ્યું કે, હવે મારું યજન કર. હરિશ્ચન્દ્ર બોલ્યો કે, હે રાજન્! ક્ષત્રિય જાતિનો પશુ જ્યારે યુદ્ધ કરવાને માટે સમર્થ થાય ત્યારે તે પવિત્ર ગણાય છે ૧૪

આ રીતે પુત્ર ઉપર પ્રીતિવાળા હરિશ્ચન્દ્રે પુત્રસ્નેહમા ચિત્ત ગુંથાવાથી કાળ ચુકાવી દેવા તેને જુદા જુદા સમયો કહ્યા, તે તે સમયની વરુણ દેવતાએ રાહ જોઇ. ૧૫ એટલામા રોહિત પણ પિતાનું છળ જોઈ પ્રાણની રક્ષા કરવાની ઇચ્છાથી હાથમા ધનુષ લઇ વનમા નાસી ગયો ૧૬ પાછળથી વરુણે પિતાને જલ દરનું દરદ થવાથી તેનુ પેટ મોટું થયુ છે આમ સાભળીને રોહિત પોતાના ગામ તરફ આવવા નીકળ્યો, એટલે ઇન્દ્રે તેને અટકાવ્યો ૧૭ અને તેને ઉપદેશ કર્યો કે, તીર્થો અને ક્ષેત્રોમા યાત્રા કરવા પૃથ્વી ઉપર પર્યટન કરવુ એ પુણ્યકારક છે એટલે રોહિત અરણ્યમા એક વર્ષ સુધી રહ્યો ૧૮ આ રીતે બીજે ત્રીજે, ચોથે અને પાચમે વર્ષે ઇન્દ્રે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇ, વારવાર તેની પાસે જઇ તેને પિતાના નગરમા આવવા દીધો નહિ ૧૯ છઠ્ઠું વર્ષ પણ રોહિતે વનમા ને વનમા ગાળી કાઢયુ પછી સાતમે વર્ષે રોહિત પિતાની નગરી તરફ જવા નીકળ્યો, એટલામા રસ્તે આવતા આવતા અજીગર્તની પાસેથી તેણે, તેના એક પુત્ર શુનશેફને પોતાની વતી યજ્ઞમા હોમવા વેચાતો લીધો. ૨૦ પિતાને તે આપી રોહિતે પ્રણામ કર્યા. પછી મોટી કીર્તિવાળા તથા પુરુષોમા પ્રખ્યાતિ પામેલા હરિશ્ચન્દ્ર રાજાએ તે બાળકથી યજ્ઞ કર્યો અને જલદરના રોગમાથી તે મુક્ત થયો તેના યજ્ઞમા વિશ્વામિત્ર હોતા થયા, આત્મજ્ઞાની જમદગ્નિ અધ્વર્યુ થયા, વસિષ્ઠ બ્રહ્મા થયા અને અયાસ્ય ઉદ્‌ગાતા થયા ઇન્દ્રે તે યજ્ઞમા પ્રસન્ન થઇને હરિશ્ચન્દ્રને સુવર્ણનો રથ ભેટ આપ્યો ૨૧-૨૩ શુનઃશેફનુ માહાત્મ્ય આગળ કહેવામાં આવશે. હરિશ્ચન્દ્ર રાજાની તથા તેની સ્ત્રીની સત્ય ધીરજ જોઇને વિશ્વામિત્ર બહુજ પ્રસન્ન થયા અને રાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. પછી રાજાએ જ્ઞાનના પ્રભાવથી પોતાના મનનો પૃથ્વીમા, પૃથ્વીનો જળમા

જળનો તેજમા, તેજનો વાયુમા, ૨૪-૨૫ વાયુનો આકાશમા, આકાશનો અહંકારમા અને અહંકારનો મહત્તત્વમા લય કર્યો અને તેને વિષે રહેલા વિષયાકારને જુદો પાડી, શુદ્ધ એવી જ્ઞાન કળાનુ આત્મ સ્વરૂપે ધ્યાન ધરી ધ્યાનરૂપી વૃત્તિથી અજ્ઞાનને બાળી નાખ્યુ ૨૬ પછી નિર્વાણ સુખરૂપી જ્ઞાનવડે ધ્યાનાકાર વૃતિનો ત્યાગ કરી હરિશ્ચંદ્ર રાજા સર્વ બંધનમાથી છુટો થયો, અને કોઇથી પણ ગ્રહણ કરી શકાય નહિ એવા તથા તર્કમા પણ આવે નહિ એવા સ્વસ્વરૂપમા લય પામ્યો ૨૭

**हित्वा तां स्वेन भावेन निर्वाणसुखसंविदा ।**
**अनिर्देश्याप्रतर्क्येण तस्थौ विध्वस्तबन्धन २७**
**इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे सप्तमोऽध्याय:**

## અધ્યાય ૮ મો.*

### સગરના પુત્રોને કપિલનો શાપ.

**श्रीशुक उवाच**
**हरितो रोहितसुतश्चंपस्तस्माद्विनिर्मिता ।**
**चंपा पुरी सुदेवोऽतो विजयो यस्य चात्मज १**

શુકદેવજી કહે છે-રોહિતનો પુત્ર હરિત થયો અને તેનો પુત્ર ચંપ થયો, તેણે ચંપા નામે એક નગરી વસાવી ચંપાનો પુત્ર સુદેવ, તેનો પુત્ર વિજય, ૧ તેનો ભરુક, તેનો વૃક અને તેનો પુત્ર બાહુક થયો તેની પાસેથી શત્રુઓએ પૃથ્વી લઇ લીધી,તેથી,તે પોતાની સ્ત્રી સાથે વનમા જતો રહ્યો ૨ તે રાજા ઘરડો થઇને મરણ પામ્યો ત્યારે તેની રાણી સતી થવાને તૈયાર થઈ, પરંતુ ઔર્વ ઋષિએ તેને ગર્ભવતી જાણી સતી થતા અટકાવી ૩ પછી તેની સોકયોએ પટરાણીને ગર્ભ હોવાથી તેને અન્નમા ઝેર આપ્યુ, તોપણ તે મરી ગઇ નહિ પરંતુ ઝેરની સાથેજ તે અવતર્યો તે ઉપરથી તે મહા યશસ્વી સગરને નામે પ્રખ્યાત થયો તે સગર રાજા મોટો ચક્રવર્તી હતો એના પુત્રોએ સમુદ્ર નિર્માણ કર્યો વળી સગર રાજાએ ગુરુના કહેવાથી યુદ્ધમા તાલજંઘોને, યવનોને, શકોને, હૈહયોને, હૂણને તથા બર્બર લોકોને મારી નાખ્યા નહુતા,પરંતુ તેઓમાંથી કેટલાક વિલક્ષણ પોષાક પહેરનારા થયા, કેટલાક ડાઢી મૂછવાળા થયા,કેટલાક છુટા કેશવાળા થયા તો કેટલાક અર્ધ મુંડેલા થયા, ૫-૬ કેટલાક અંદર વસ્ત્ર વિનાના તો કેટલાક ઉપરના વસ્ત્ર વિનાના પોષાકવાળા થયા તેણે ઔર્વ મુનિએ બતાવેલા ઉપાય પ્રમાણે સર્વ વેદો તથા દેવતાઓરૂપ પરમાત્મા એવા શ્રીહરિનું અશ્વમેધ યજ્ઞોથી યજન કર્યું તે યજ્ઞમા રાજાએ અશ્વ પૃથ્વી ઉપર ફરવાને છુટો મૂકયો તેને ઇંદ્ર હરી ગયો ૭-૮ એટલે રાજાએ પોતાના પુત્રોને આજ્ઞા કરી, તે ઉપરથી પિતાની આજ્ઞા પાળનાર સુમતિના પુત્રો ગર્વથી ઘોડાને શોધવા નીકળ્યા અને ચારે તરફથી પૃથ્વી ખોદવા લાગ્યા ૯

આ પ્રમાણે ખોદતા અને ખોળ કરતા સગરના પુત્રોએ કપિલની પાસે યજ્ઞના ઘોડાને દીઠો તે સમે સાઠ હજાર કુમારો સાથેજ બોલી ઉઠયા કે આખો મીંચીને બેઠેલો આ મુનિ ઘોડો ચોરનાર છે, માટે એને મારો. એમ કહી હથિયાર ઉગામી તેના ઉપર ધસ્યા એટલામા મુનિએ સમાધિમાથી નિવૃત્ત થઇ આખો ઉઘાડી ૧૦-૧૧ તેટલામા ઇન્દ્રે જેઓની બુદ્ધિ હરી લીધી હતી તેમજ જેઓ મોટા પુરુષોનો અપરાધ કરવાથી હણાયલાજ હતા, તેઓ પોતાના શરીરના અગ્નિવડે એક ક્ષણમા બળીને ભસ્મ થઇ ગયા ૧૨ કેટલાક કહે છે કે-સગરના પુત્રો મુનિના કોપથી બળી ગયા, એ વાત સંભવિત નથી, કારણ કે જેનો દેહ શુદ્ધ સત્વગુણોના સ્થાનરૂપ અને જગતને પવિત્ર કરનારો હતો, એવા ભગવાન કપિલને વિષે ક્રોધમય તમોગુણ સંભવેજ નહિ, કારણ કે, આકાશમા પૃથ્વીની રજ સંભવતી નથી ૧૩ જેમણે આ લોકમા સાંખ્ય શાસ્ત્રરૂપી દૃઢ નૌકા ચલાવેલી છે, અને મુમુક્ષુ પુરુષ જેનાથી તરી શકાય નહિ એવા મૃત્યુના માર્ગરૂપી સંસારસાગરને તરી જાય છે, એવા પરબ્રહ્મરૂપ કપિલને ' આ શત્રુ છે કે આ મિત્ર છે,' આવી ભેદબુદ્ધિ થાય નહિ. ૧૪ સગર રાજાની કેશિની નામે સ્ત્રીથી અસમંજસ નામે એક પુત્ર અંશુમાન હતો, તે પિતામહના

* આ અધ્યાયમા રોહિતનો વંશ અને તેના વંશમા થયેલા સગર રાજાના પુત્રોને કપિલનો શાપ થયો વગેરે કથા કહેવાશે

હિતમાં તત્પર રહેતો ૧૫ અસમંજસ રાજા પૂર્વે યોગી હતો, તે લોકનો સંગ કરવાને લીધે યોગમાથી ભ્રષ્ટ થયો હતો, છતા પણ તેને પૂર્વ જન્મનું સ્મરણ રહ્યુ હતુ, તેથી તે પોતાના શરીરને મેલુ ઘેલુ દેખાડતો હતો. ૧૬ તે જગતમા નિન્દિત કર્મ કરતો, નાતીલાઓનુ ભુંડું બોલતો અને રમતા બાળકોને સરયૂ નદીમા ફેંકી દઈ લોકોને ખિન્ન કરતો. ૧૭ તે જ્યારે આવા વર્તન ચલાવવા લાગ્યો ત્યારે પિતાએ તેનો ત્યાગ કર્યો પછી તે યોગના પ્રભાવથી સરયૂમાં નાખી દીધેલા બાળકોને જીવતા દેખાડી ત્યાથી ચાલ્યો ગયો. ૧૮ અયોધ્યા નગરીના સર્વ માણસો હે રાજન્! બાળકોને પાછા આવેલા જોઈ અતિ આશ્ચર્ય પામ્યા અને રાજા મનમા બહુજ સંતાપ કરવા લાગ્યો ૧૯ પછી રાજાએ અંશુમાનને આજ્ઞા કરી કે ઘોડાની શોધખોળ કરવા તારા કાકાઓએ ખોદેલા માર્ગે જા તે ગયો અને રાખના ઢગલાની પાસે ઘોડાને દીઠો ૨૦ અને ભગવાન કપિલ મુનિને પણ ત્યા બેઠેલા જોયા, એટલે ઉદાર ચરિત્રવાળો અંશુમાન મનને સ્થિર કરી, બે હાથ જોડી, પછી મુનિની સ્તુતિ કરવા લાગ્યો. ૨૧

અંશુમાન સ્તુતિ કરે છે—બ્રહ્મ પણ આત્માથી પર એવા આપ પરમેશ્વરને સમાધિવડે પ્રત્યક્ષ અને યુક્તિઓથી અપરોક્ષ રીતે જાણતા નથી, ત્યારે લોકો કે જેઓ બ્રહ્મના મન, શરીર અને બુદ્ધિથી થયેલી સૃષ્ટિમા ઉત્પન્ન થયેલા છે, તે ક્યાથી જાણે! તેઓમાં પણ અમારા જેવા અજ્ઞાની લોકો તો જાણેજ ક્યાથી. ૨૨ જે દેહધારીઓ આપની માયાથી મોહિત થયેલા, બુદ્ધિને આધીન તથા બહારનુ જ્ઞાન ધરાવનાર છે, તેઓ જાગ્રત તથા સ્વપ્નમા વિષયોને જુવે છે અને સુષુપ્તિ કાળમા અજ્ઞાનને જુવે છે, પરંતુ તમે કે જે પોતાના સ્વરૂપમા રહેલા છો તે તમને અમે જાણતા નથી ૨૩ આપ શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છો અને સ્વભાવથી માયાના ગુણરૂપ ભેદનો તથા મોહનો નાશ કરનાર સનંદન આદિક મુનિઓએ જાણવા યોગ્ય છો, એવા આપને હું મૂઢ કેમ જાણી શકુ? ૨૪ હે ભગવન્! હું આપ પુરાણ ભગવાનને નમસ્કાર કરું છુ માયાના ગુણો, વિશ્વસૃષ્ટિ વગેરે કર્મો તથા બ્રહ્મા આદિક રૂપો આપના છે આપ કાર્ય કારણથી રહિત છો નામ અને રૂપથી રહિત છો અને લોકોને જ્ઞાનોપદેશ કરવાને ધારણ કરો છે. ૨૫ તમારી માયાએ રચેલા આ લોકમા કામ, લોભ, ઈર્ષ્યા અને મોહથી જેમનું મન ભ્રમિત થયેલુ હોય, એવા લોકો ઘરબાર, પુત્ર, સ્ત્રી વગેરેને વિષે પરમાર્થ બુદ્ધિ કરીને ભટક્યા કરે છે ૨૬ હે ભગવન્! અમારો આજે તમારા દર્શન કરવાથી કામ, કર્મ તથા ઈંદ્રિયોના આશ્રયરૂપ દૃઢ મોહ નાશ પામ્યો છે ૨૭

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે તેનો પ્રભાવ અંશુમાને ગાયો, એટલે ભગવાન કપિલે બુદ્ધિ પૂર્વક તેની ઉપર અનુગ્રહ કરીને કહ્યુ કે, ૨૮ હે વત્સ! આ તારા પિતામહનો—દાદાનો ઘોડો લઈને તુ જા અને તારા બળી ગયેલા કાકાઓ ગંગાના પાણીથી મુક્તિ પામશે બીજા કશાથી નહિ ૨૯ અંશુમાને કપિલની પ્રદક્ષિણા કરી, મસ્તકવડે પ્રણામ કરી તેમને પ્રસન્ન કર્યા અને ઘોડાને દાદાની પાસે આણ્યો સગરે બાકી રહેલો યજ્ઞ પૂર્ણ કર્યો ૩૦ પછી અંશુમાનને રાજ્ય સોંપી પોતે સ્પૃહા રહિત થઈ સર્વ બંધનમાથી મુક્ત થઈને ઔર્વ મુનિએ દેખાડેલે માર્ગે સર્વ શ્રેષ્ઠ ગતિને પોતે પામી ગયો ૩૧

राज्यंशुमति न्यस्य निःस्पृहो मुक्तबंधनः ।
और्वोपदिष्टमार्गेण लेभे गतिमनुत्तमम् ॥ ३१ ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
अष्टमोऽध्यायः

## અધ્યાય ૯ મો.§

## ભગીરથ ગંગાને પૃથ્વીપર લાવ્યા.

श्रीशुक उवाच

अंशुमांश्च तपस्तेपे गंगानयनकाम्यया ।
कालं महांतं नाशक्नोत्ततः कालेन संस्थितः ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! અંશુમાન્ રાજાએ

§ આ અધ્યાયમા જેના પૌત્ર ભગીરથ ગંગાને પૃથ્વી ઉપર લાવ્યા તે અંશુમાનથી ખટ્વાંગ સુધીનો વંશ વર્ણવ્યો

ગ ગાને પૃથ્વી ઉપર લાવવાની ઈચ્છાથી ઘણા કાળ સુધી તપ કર્યું, પર તુ લાવી શકાઈ નહિ, અને કાળે કરીને આખરે તે મરણ પામ્યો ૧ તેનો પુત્ર દિલીપ થયો, તે પણ ફાવ્યો નહિ અને કાળને પ્રાપ્ત થયો ત્યાર પછી તેના પુત્રે મોટી તપશ્ચર્યા કરી ૨ એટલે ગ ગાએ ભગીરથને દર્શન આપ્યા અને કહ્યુ કે, હુ તારા ઉપર પ્રસન્ન થઈ છુ અને તને વરદાન આપુ છુ આ પ્રમાણે કહ્યુ કે રાજાએ પ્રણામ કરીને તેને પોતાનો અભિપ્રાય કહી બતાવ્યો ૩ એટલે ગ ગાએ કહ્યુ કે, હુ પૃથ્વી ઉપર તો પડુ પર તુ કોઈ મારો વેગ ધારણ કરનારો હોવો જોઈએ, નહિ તો હુ પૃથ્વીને ફાડીને રસાતળ પાતાળમા જતી રહીશ ૪ તેમજ હે રાજન્! હુ પૃથ્વી ઉપર આવીશ નહિ, કારણ કે, લોકો મારે વિષે પોતાનુ પાપ ધુવે, ત્યારે હુ મારો મેલ કયા ધોઉ ! ૫ ભગીરથ બોલ્યા—સર્વ સ ગનો ત્યાગ કરનાર, જગતને પવિત્ર કરનાર, શાત અને બ્રહ્મના સ્વરૂપને જાણનાર મહાત્મા પુરુષો તમારામા નાહીને પાપનો નાશ કરશે, કારણ કે તેઓને વિષે પાપનો નાશ કરનાર શ્રીહરિ વસે છે, તેમ જ દેહધારીઓના આત્મારૂપ શ કર તમારા વેગને ધારણ કરશે, જેમ ત તુમા વસ્ત્ર ઓતપ્રોત રહેલ છે તેમ આ જગત શ કરને વિષે ઓતપ્રોત રહેલુ છે ૬–૭

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે ગ ગાને કહી તે રાજાએ તપવડે શ કરને પ્રસન્ન કરવા માડયા અને થોડા સમયમા તે પણ પ્રસન્ન થયા ૮ ભગીરથ રાજાએ માગેલો વર તથાસ્તુ કહી આપ્યો પછી સર્વ લોકનું હિત કરનાર શ કરે સાવધાન થઈ શ્રીહરિના ચરણથી પવિત્ર થયેલા ગ ગાને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યા ૯ રાજર્ષિ ભગીરથ જ્યા આગળ પોતાના પિતૃઓના દેહ ભસ્મ થઈ ગયા હતા, ત્યા આગળ જગતને પવિત્ર કરનારા ગ ગાને લઇ ગયા ૧૦ તે એ પ્રમાણે કે, ભગીરથ રાજા વાયુના જેવા વેગવાળા રથમા બેસીને આગળ ચાલ્યા અને પછવાડે દેશોને પવિત્ર કરતા ગ ગાજીએ બાળીને ભસ્મરૂપ થયેલા સગર રાજાના પુત્રોને નવરાવ્યા ૧૧ સગરના પુત્રો બ્રાહ્મણના શાપથી ભસ્મ થયા હતા ને માત્ર રાખરૂપ જ હતા તોપણ ગ ગાજીના જળના સ્પર્શથી દેહની રાખદ્વારા સ્વર્ગમાં ગયા ૧૨ સગરના પુત્રો કેવળ રાખરૂપ થયેલા દેહવડે પણ ગ ગાજીનો સ્પર્શ કરીને સ્વર્ગમાં ગયા તો જેઓ સદાચારી શ્રદ્ધાથી ગ ગાનું સેવન કરનાર છે તેઓ સ્વર્ગમા જાય એમા શી નવાઈ! ૧૩ ભગવાનના ચરણકમળમાથી ઉત્પન્ન થયેલા અને મુક્તિ આપનારા ગ ગાજીનુ માહાત્મ્ય મોટુ આશ્ચર્યજનક છે. ૧૪ કારણ કે, નિર્મળ મનવાળા મુનિઓ, શ્રદ્ધાથી ભગવાનમા મન પરોવી ત્યાગ કરી શકાય નહિ એવા દેહના સ બ ધનો ત્યાગ કરી ભગવાનના રૂપને પામે છે ૧૫ ભગીરથથી શ્રુત નામે એક પુત્ર ઉત્પન્ન થયો, તેનો નાભ નામે પુત્ર થયો, તેને સિ ધુદ્વીપ અને તેનો આયુતાયુ થયો ૧૬ તેને ઋતુપર્ણ નામે પુત્ર થયો, ઋતુપર્ણ નળરાજાનો મિત્ર હતો, તે નળરાજાને દ્યૂતનું રહસ્ય ભણાવી તેની પાસેથી અશ્વવિદ્યા શિખ્યો હતો. ઋતુપર્ણને સર્વકામ નામે પુત્ર હતો ૧૭ તેનો સુદાસ, તેનો સૌદાસ થયો, જે મદયતીનો પતિ હતો કોઇ ઠેકાણે તેને મિત્રસહ તથા કલ્માષાઘ્રિ પણ કહે છે તે વસિષ્ઠના શાપથી રાક્ષસ થયો હતો અને પોતાના કર્મને લીધે વાઝીઓ રહ્યો હતો ૧૮

રાજા પરીક્ષિતે પૂછ્યુ—મહાત્મા સૌદાસ રાજાને ગુરુનો શાપ કેમ થયો ? તે વાત જો ગુપ્ત ન હોય તો મને કહો. હુ એ વાત જાણવાની ઇચ્છા રાખુ છુ ૧૯

શુકદેવજી કહે છે—મહાત્મા સૌદાસ રાજાએ મૃગયા કરતા કરતા એક રાક્ષસને મારી નાખ્યો ને તેના ભાઇને છોડી દીધો તેણે ભાઈનુ વેર વાળવા સૌદાસના નગરમા જઇ, ૨૦ રાજાએ કરેલો અપરાધ મનમા રાખીને, તે રાજાના ઘરમા રસોઇઆનું રૂપ લઇને, એક દિવસે તેને ઘેર ભોજન કરવા આવેલા વસિષ્ઠને મનુષ્યનું માસ રાધીને પીરસ્યુ ૨૧ વસિષ્ઠે તે જ વખતે પીરસાતા પદાર્થને અભક્ષ્ય જાણીને શાપ દીધો કે, આ પ્રમાણે કરવાથી તું રાક્ષસ થઈશ ૨૨ પાછળથી તે કામ રાક્ષસે કર્યું હતુ , એમ જાણીને તેણે બાર વર્ષનો શાપનો અવધિ

આંચ્યો. એટલામાં તો તે રાજા હાથમાં પાણી લઈ ગુરુને શાપ દેવા માટે તૈયાર થયો. ૨૩ પરંતુ મદયંતી રાણીએ રાજાને વાર્યો. પછી તે રાજાએ દિશાઓ, આકાશ, પૃથ્વી અને સર્વ જગતને જીવમય જોઈ, શાપના જળને પોતાના પગ ઉપર નાખ્યુ ૨૪ તેથી તેના પગ કાળા થઈ ગયા અને જગતમા તે કલ્માષપાદ કહેવાયો. પછી તે રાજા ઋષિના શાપથી રાક્ષસ થઈને વનમા રહેવા લાગ્યો તે રાક્ષસે એક દિવસ વનમા બ્રાહ્મણ દપતીને સગ કરતા દીઠાં. ૨૫ એટલે ક્ષુધાથી પીડાતા તેણે બ્રાહ્મણને પકડ્યો કે તેની સ્ત્રી બ્રાહ્મણી અકૃતાર્થની પેઠે રોતા રોતા બોલી કે, તુ રાક્ષસ નથી, પણ ઈક્ષ્વાકુ કુળનો મહારથી અને મદયતીનો પતિ છે હે વીર ! તને અધર્મ છાજતો નથી હુ સતાનની કામનાવાળી છુ ને મારો પતિ આ બ્રાહ્મણ કે જેનો સગ હજી અધુરો છે તે મને પાછો આપ ૨૬-૨૭ હે રાજન્ ! પુરુષને આ મનુષ્યદેહ સર્વ પુરુષાર્થ આપનારો છે, માટે હે વીર ! દેહનો નાશ કરવો, એ સર્વ પુરુષાર્થનો નાશ કરવા બરાબર છે. ૨૮ તેમા વળી આ તો વિદ્વાન બ્રાહ્મણ છે, તપ, શીલ અને ગુણ સપન્ન છે, વળી તે સર્વ પ્રાણીઓને પોતાના સમાન ગણી, તેઓમા દેહાદિકોથી ઢકાયલા મહાપુરુષના નામવાળા, પરબ્રહ્મની આરાધના કરવાની ઇચ્છાવાળો છે ૨૯ મહર્ષિઓમા વડો એવો આ બ્રાહ્મણ, પુત્ર જેમ પિતાના હાથથી નાશ થવાને યોગ્ય નથી, તેમ રાજર્ષિઓમા મુખ્ય એવા આપના હાથથી મરણ પામવાને યોગ્ય નથી ૩૦ આ બ્રાહ્મણ સદ્ગુણી, પાપરહિત, વિદ્વાન તથા બ્રહ્મવાદી છે, તેનો વધ કરવો તે ગોવધના જેવો છે ૩૧ જો આને તમારે ખાઇ જવો હોય તો પ્રથમ મને ખાઈ જાઓ, કારણ કે હુ તેના વિના શબની પેઠે એક ક્ષણ પણ જીવી શકીશ નહિ ૩૨

આ પ્રમાણે બ્રાહ્મણી કરુણ રુદન કરતી અનાથની પેઠે કાલાવાલા કરતી રહી અને શાપથી સ્વસ્વરૂપને ભૂલી ગયેલો સૌદાસ, વાઘ જેમ પશુને ખાઈ જાય તેમ બ્રાહ્મણને ખાઇ ગયો. ૩૩ પોતાના પતિને રાક્ષસ ખાઈ ગયો તેથી શોક કરતી બ્રાહ્મણીએ ક્રોધાયમાન થઇ શાપ દીધો કે, ૩૪ અરે પાપી ! મારા પતિને તું ખાઈ ગયો માટે આ તારું પણ સગ સમે મૃત્યુ થશે ૩૫ આ રીતે રાજાને શાપ દઈ પતિલોકમા જવા તત્પર એવી પતિવ્રતા સ્ત્રીએ, પોતાના પતિના હાડકા પ્રજ્વલિત અગ્નિમાં નાખી તરત સહગમન કર્યું ૩૬ બાર વર્ષ પૂરાં થયા પછી રાજા શાપથી મુક્ત થયો તે પ્રજાની ઇચ્છાવાળો થઇ રાણી પાસે ગયો પણ બ્રાહ્મણીનો શાપ યાદ કરી તેણે તેને અટકાવ્યો. ૩૭ ત્યારથી રાજાએ પછી સ્ત્રી સુખનો ત્યાગ કર્યો. આ રીતે પોતાના કર્મથીજ તે પ્રજા રહિત રહ્યો અને તેની આજ્ઞાથી વસિષ્ઠે મદયતીને ગર્ભ રાખ્યો. ૩૮ તે રાણીએ સાત વર્ષ સુધી ગર્ભ ધારણ કર્યો તોપણ તેને કંઇ અવતર્યું નહિ, ત્યારે વસિષ્ઠ મુનિએ પેટમાં પત્થર મારી પ્રસવ કરાવ્યો તેથી પુત્ર ઉત્પન્ન થયો તે અશ્મક કહેવાયો ૩૯ તે અશ્મકથી મુલક નામે પુત્ર થયો. પરશુરામે જ્યારે પૃથ્વીને ક્ષત્રિય રહિત કરેલી હતી ત્યારે સ્ત્રીઓએ તેને છુપાવીને રાખ્યો હતો. તે ઉપરથી તે નારીકવચ કહેવાયો ક્ષત્રિય રહિત પૃથ્વીમા તે મૂળરૂપે રહ્યો તેથી તેને મૂળક પણ કહેતા ૪૦ તેનાથી દશરથ નામે પુત્ર થયો, તેનાથી એડવિડ, તેનાથી વિશ્વસહ અને તેનાથી ખટ્વાગ થયો હતો ૪૧ દેવતાઓએ પ્રાર્થના કરવા ઉપરથી તે યુદ્ધમા દૈત્યોનો સહાર કરવા ગયો હતો, અને પછી પ્રસન્ન થયેલા દેવોએ વર માગ એમ કહેતાં ખટ્વાગે પૂછ્યુ કે મારુ આયુષ્ય કેટલુ છે તે કહો ? દેવતાઓએ કહ્યુ કે, તારુ આયુષ્ય બે ઘડી છે. આયુષ્ય બે ઘડીનું છે, એવુ જાણીને તે નગરમા ગયો અને ભગવાનને વિષે પોતાના મનને ધારણ કર્યું. ૪૨ તે વિચાર કરવા લાગ્યો કે, મારા કુળના દેવતરૂપ બ્રાહ્મણો કરતા મને પ્રાણ, પુત્રો, લક્ષ્મી, પૃથ્વી, રાજ્ય કે સ્ત્રીઓ, કંઈ વધારે નથી. ૪૩ બાલ્યાવસ્થામા કોઈ દિવસ મારી બુદ્ધિ અધર્મને માર્ગે ગઈ નથી અને હુ આ જગતમાં કોઇ પણ વસ્તુને ઉત્તમ કીર્તિવાળા ભગવાનથી વધારે ગણુતો નથી. સર્વ ઈશ્વરરૂપ છે. ૪૪ ત્રણ લોકના ઇશ્વર એવા દેવતાઓએ મને ઇચ્છાનુસાર વર આપ્યો, તોપણ જેનો

ભાવ પ્રાણીઓનુ કલ્યાણ કરનાર ભગવાનને વિષે છે એવો હુ કોઈ વર માગવાની ઇચ્છા રાખતો નથી. ૪૫ જેઓની ઇંદ્રિયો તથા બુદ્ધિ વિક્ષિપ્ત થયેલાં છે, એવા દેવતાઓ પોતાના હૃદયમાં રહેલા નિરંતર પ્રિય એવા આત્માને ઓળખતા નથી, ત્યારે બીજાઓ ક્યાથી ઓળખે? ૪૬ માટે ભગવાનની માયાએ રચેલા ગંધર્વપુર જેવા વિષયો ઉપર સ્વાભાવિક રીતે મારા મનમા જે દુસ્તર પ્રીતિ છે, તેને ભગવાનની ભાવનાથીજ ત્યાગ કરીને ભગવાનને શરણે જાઉં ૪૭ આ રીતે ભગવાન નારાયણને અધીન થયેલી બુદ્ધિથી વિચાર કરી દેહાદિકના અભિમાનરૂપી અજ્ઞાનનો ત્યાગ કરી તેણે પોતાના સ્વરૂપનોજ આશ્રય કર્યો ૪૮ વૈષ્ણવો જેને ભગવાન વાસુદેવ કરીને કહે છે તથા જે પરમ સૂક્ષ્મ અને શૂન્ય ન છતા જેમની શૂન્યતા જેવી કલ્પના કરાયેલી છે તેને વિષે હુ લીન થાઉં છુ ૪૯

**यत्तद्ब्रह्म परं सूक्ष्मशून्यं शून्यकल्पितम् ।**
**भगवान वासुदेवेति यं गृणंति हि सात्वता ४९**

**इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे नवमोऽध्याय:**

## અધ્યાય ૧૦ મો.[*]

### શ્રી રામચંદ્રજીનું ચરિત્ર.

**श्रीशुक उवाच**

**खट्वांगाद्दीर्घबाहुश्च रघुस्तस्मात्पृथुश्रवा: ।**
**अजस्ततो महाराज तस्माद्दशरथोऽभवत् ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! ખટ્વાંગથી દીર્ઘબાહુ, તેનાથી રઘુ, તેનાથી અજ અને તેનાથી દશરથ નામે રાજા થયા હતા ૧ દશરથ રાજાને ત્યા સાક્ષાત્ પરબ્રહ્મરૂપ શ્રી હરિ દેવતાઓની પ્રાર્થનાથી પોતાના અંશના અંશમાથી ચાર પુત્રરૂપે જન્મ્યા હતા ૨ તેમના નામ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન હતા. તેઓમાં સીતાપતિ રામચંદ્રજીનું ચરિત્ર તત્વવેત્તા ઋષિઓએ બહુ સારૂ વર્ણવેલુ છે. ૩ રામચંદ્રજી પિતાના માટે રાજ્યનો ત્યાગ કરીને, સીતાના હાથનો સ્પર્શ પણ સહન કરી શકે નહિ, એવા કમળના સરખા કોમળ ચરણવડે વને વન ફરવા વનવાસ ગયા ત્યા સુગ્રીવે તથા લક્ષ્મણે તેમના માર્ગનો શ્રમ દૂર કર્યો સૂર્પણખાનાં કાન નાક કાપી નાખવાથી રાવણે સીતાનું હરણ કર્યું, તેથી ક્રોધને લીધે ભ્રુકુટી ચઢાવી સમુદ્રને ત્રાસ આપ્યો, તેના ઉપર સેતુ બાંધી રાક્ષસોરૂપી વનને અગ્નિની પેઠે બાળીને ભસ્મ કર્યું ૪ વળી રામચંદ્રજીએ વિશ્વામિત્રના યજ્ઞમા લક્ષ્મણના દેખતાં મારીચ વગેરે મોટા મોટા રાક્ષસોનો નાશ કર્યો હતો. ૫ તેમ જે રામે સીતા સ્વયંવરના મંડપમા આખા જગતના વીર પુરુષોની સભામા ત્રણસે માણસોએ આણેલા શંકરના ધનુષને લઇ સજ્જ કર્યું હતુ અને પછી નાનો હાથી જેમ રમત માત્રમા શેરડીનો સાંઠો ભાગી નાખે તેમ ધનુષને સભા વચ્ચે ભાગી નાખ્યુ હતુ ૬ અને પછી ગુણ, સ્વભાવ, અવસ્થા, અંગ તથા રૂપમા પોતાની સમાન અને વક્ષસ્થળમાં માનપૂર્વક રહેલા લક્ષ્મીજીના અવતારરૂપ સીતાને તે પરણ્યા અને ત્યાથી ઘેર જતા રસ્તામા જેમણે એકવીશ વાર પૃથ્વીને નક્ષત્રિય કરી હતી, એવા ભૃગુપતિ પરશુરામના દઢતર ગર્વને ઉતાર્યો હતો ૭ વળી રામચંદ્રજી સત્ય પાશમા બંધાઈ ગયેલા પોતાના પિતાની આજ્ઞા માથે ચઢાવીને સંન્યાસી જેમ પ્રાણનો ત્યાગ કરે તેમ રાજ્ય, લક્ષ્મી, સગા—સંબંધી, સ્નેહી તથા નિવાસસ્થાન, સર્વનો ત્યાગ કરી સીતા સાથે વનમા ગયા હતા. ૮ અને ત્યા કામનાવાળી બુદ્ધિથી પાસે આવેલી રાવણની બેન સૂર્પણખાના નાક—કાન કાપી તેને વિરૂપ કરી મૂકી અને તેના ભાઈ ખર, ત્રિશિરા, દૂષણ વગેરે જેમા મુખ્ય હતા, એવા ચૌદ હજાર રાક્ષસોને માર્યા અને હાથમા અસહ્ય પરાક્રમવાળુ ધનુષ લઇ વનમા ફરવા લાગ્યા ૯ હે રાજન્! એટલામા રાવણની પાસે કોઇએ સીતાની વાત કહી, એટલે જેના મનમાં કામની જાગૃતિ થયેલી હતી, એવા રાવણે મારીચ નામે રાક્ષસને અદ્ભુત મૃગ બનાવીને રામના આશ્રમની પાસે મોકલ્યો તેનું અદ્ભુત રૂપ જોઇ સીતા લલચાયા અને તે રામને આશ્રમથી દૂર ખેંચી

[*] આ અધ્યાયમા ખટ્વાંગનો વંશ તથા તેના વંશમા અવતરેલા રામચંદ્રજીનું ચરિત્ર કહેવાશે

ગયો. પછી શંકરે જેમ દક્ષને માર્યો હતો, તેમ રામચન્દ્રે બાણથી તેને માર્યો. ૧૦ અહીં પાછળ પોતાની પરોક્ષમા રાક્ષસમાં અધમ એવો રાવણ એકલાં પડેલા સીતાને પછી હરી ગયો ત્યાર પછી પ્રિયતમાથી વિખુટા પડેલા રામચંદ્રજી સ્ત્રીઓનો સંગ કરનારી દશા દર્શાવતા લક્ષ્મણની સાથે વનમાં તેમની શોધ કરવા લાગ્યા ૧૧ ફરતા ફરતા સીતાજીની રક્ષા કરતા રાવણ સાથે લડીને મરણ પામેલો જટાયુ પક્ષી જોવામા આવ્યો, તેને દાહનો અધિકાર ન હતો તોપણ રામે અગ્નિદાહ કર્યો એટલામા કબંધ રાક્ષસ બે બાહુ પહોળા કરીને રામને ગ્રહણ કરવા આવ્યો, તેનો પણ રામે નાશ કર્યો પછી વાનરોની સાથે મિત્રતા કરી, તે દ્વારા સીતાના સમાચાર જાણીને અપરાધી વાલીનો નાશ કર્યો, તે પછી બ્રહ્મા તથા શંકર જેમના ચરણકમળની સેવા કરે છે, એવા મનુષ્યાવતારી રામચંદ્રજી મોટા મોટા વાનરોની સેના સાથે સમુદ્રના તીર ઉપર ગયા. ૧૨ ત્યા આગળ રામચન્દ્રે ત્રણ રાત્રિ ઉપવાસ કરી સમુદ્રની સ્તુતિ કરી પણ તેણે માર્ગ આપ્યો નહિ એટલે તેમને ક્રોધ ચઢયો તેમણે ક્રોધથી તેની સામુ જોયુ તેને લીધે સમુદ્રની અંદર રહેનારા મત્સ્ય અને મગ્ગર ગભરાઇ ગયા અને સમુદ્ર પોતાની ગર્જનાને ગળી જઈ, મૂર્તિમાન્ થઇને અર્ધ્યાદિ પૂજાનો સામાન લઈ ભગવાનના ચરણારવિંદની પાસે આવીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો ૧૩

હે વ્યાપક! જડબુદ્ધિવાળા અમે, કુટસ્થ, આદિ પુરુષ તથા જગતના અધીશ્વર એવા આપને જાણી શકતા નથી. આપના સત્વગુણથી દેવતાઓ ઉત્પન્ન થાય છે. રજોગુણથી પ્રજાપતિઓ ઉત્પન્ન થાય છે અને તમોગુણથી ભૂતપતિઓ ઉત્પન્ન થાય છે આપ ગુણોના નિયંતા છો. ૧૪ હે વીર! આપ આગળ પધારો. ત્રણ લોકને રોવરાવનાર અને વિશ્રવા ઋષિના મળરૂપ રાવણને આપ મારો અને સીતાને પાછા મેળવો. આપના યશનો વિસ્તાર કરવા મારા ઉપર સેતુ બાંધો, કે જેની પાસે આવીને દિગ્વિજય કરનારા રાજાઓ તમારી કીર્તિનું ગાન કરશે ૧૫ સમુદ્રે આ પ્રમાણે વિનંતિ કર્યા પછી વાનરોના હાથથી જેમા વૃક્ષોની શાખાઓ કંપતી હતી, એવા અનેક જાતના પર્વતોનાં શિખરોથી સમુદ્ર ઉપર સેતુ બાંધી રામચંદ્ર, સુગ્રીવ, નીલ, હનૂમાન વગેરે પોતાની સેના સાથે જેને હનૂમાને પ્રથમથી જ બાળી મૂકી હતી, એવી લંકાપુરીમા વિભીષણની બુદ્ધિ પ્રમાણે દાખલ થયા ૧૬ હાથીઓના ટોળાં જેમ તળાવડીને ડોળી નાખે, તેમ મોટા મોટા વાનરોની સેનાએ વિહારો, કોઠાઓ, દરવાજાઓ, સભાઓ, તથા કપોતપાલીઓ ડોળી નાખી અને વેદિકાઓ, ધ્વજાઓ, સુવર્ણના કળશો તથા ચૌટાને ફીંદી નાખ્યા. ૧૭ તે સર્વ જોઇને રાક્ષસના અધિપતિ રાવણે નિકુંભ, કુંભ, ધુમ્રાક્ષ, દુર્મુખ, સુરાંતક, નરાંતક, ઈંદ્રજિતને પ્રહસ્તને, અતિકાયને તથા વિકંપન વગેરે સર્વ અનુચરોને યુદ્ધ કરવા મોકલ્યા તથા કુંભકર્ણને પણ છેવટ યુદ્ધ કરવા મોકલ્યો ૧૮ તે તરવાર, શૂળ, ધનુષ, પ્રાસ, ઋષ્ટિ, સાંગ, બાણ, કટાર ને ખડ્ગોને લીધે ખાળી શકાય નહિ, એવી રાક્ષસોની સેના ઉપર રામ, સુગ્રીવ, લક્ષ્મણ, હનૂમાન, ગંધમાદન, નીલ, અંગદ, જાબવાન, પનસ વગેરે યોદ્ધાઓ સાથે ચઢયા ૧૯ રામચંદ્રના અંગદાદિક સેનાપતિઓ, હાથીઓ, પાળાઓ, રથીઓ, અસવારો તથા બીજા યોદ્ધાથી રચાયેલી સેના સામે જઇને એકઠા થઈ ગયા સીતાના હરણથી જેનું અકલ્યાણ થવાનું હતુ એવા રાવણના હાથ નીચેના રાક્ષસોને, વૃક્ષો, પર્વતો, ગદાઓ તથા બાણોથી તેમણે મારી નાખ્યા. ૨૦ પોતાની સેનાનો નાશ થયેલો જોઇને ક્રોધાવિષ્ટ થયેલો રાવણ રથમા બેસીને રામ ઉપર ધસી ગયો અને માતલીએ આણી આપેલા કાંતિવાળા ઈંદ્રના રથમા બેઠેલા રામ ઉપર સજ્જ કરેલાં બાણો મૂકવા લાગ્યો ૨૧ એટલે રામે તેને કહ્યું કે, રાક્ષસોમા અધમ! તેં દુષ્ટે અમારી પાછળ કુતરાની પેઠે મારી સ્ત્રી સીતાનું હરણ કર્યું, માટે અલંધ્ય પરાક્રમવાળો કાળ જેમ દુષ્ટ કામ કરનારને ફળ આપે છે, તેમ અલંધ્ય પરાક્રમવાળો હું, લજ્જારહિત અને નિન્દ્ય કર્મ કરનાર તને, તારા કર્મનું ફળ આપુ છું ૨૨ આ રીતે તિરસ્કાર કરી એક બાણ રાવણ ઉપર મુકયું. તે વજ્ર જેવા બાણે રાવ-

ણના હૃદયને ચીરી નાખ્યું તે પોતાનાં દશ મુખેથી લોહી ઓકવા લાગ્યો અને કોઈ પુણ્યશાળી પુરુષ પોતાના પુણ્યથી ખાલી થઈ રહ્યા પછી, જેમ વિમાનમાંથી નીચે પડે, તેમ લોકોના હાહાકાર વચ્ચે તે વિમાનમાથી નીચે તુટી પડયો ૨૩ આ રીતે રાવણ રણભૂમિ ઉપર પડયો, એટલે હજારો રાક્ષસીઓ મંદોદરીની સાથે લંકામાથી બહાર નીકળીને રણભૂમિ ઉપર આવી. ૨૪ તેમણે રામલક્ષ્મણના બાણોથી વિંધાઇ ગયેલા પોતાના પતિઓને જોઈ રડવા માડયુ દયામણી થઈ ગયેલી તે સ્ત્રીઓ પોતે પોતાના હાથથી છાતી કુટતી કહેવા લાગી કે, હે નાથ! હે રાવણ! અમે જીવતે હણાઇ ગઈ શત્રુઓએ પીડેલી લંકા તમારા વિનાની થઈ ગઈ, હવે અમે કોને શરણે જઈએ! ૨૫-૨૬ આપ કામને અધીન થયા હતા તેથી સીતાના તેજના પ્રભાવને જાણતા ન હતા ૨૭ વળી તમે પરલોક સીધારતા લંકાને અને અમને વિધવા કરી, તમારા દેહને ગીધ આદિ પક્ષીઓનું ભોજન બનાવ્યુ અને જીવને નરકમા નાખ્યો ૨૮

શુકદેવજી કહે છે—પછી વિભીષણે રામની સંમતિથી પોતાના સંબંધીઓનું પિતૃમેધના વિધિથી ઉત્તર કાર્ય કર્યું. ૨૯ પછી ભગવાન રામચંદ્રે અશોક વાટિકામા જઈ જોયું તો ત્યાં સીસમના વૃક્ષની નીચે સીતાને બેઠેલા દીઠા સીતા પતિના વિયોગના વ્યાધિથી શરીરે દુર્બળ થઈ ગયા હતા. ૩૦ રામ પોતાના દર્શન કરવાથી જેમનું મુખકમળ આનંદથી પ્રફુલ્લ થયુ હતું, એવા સીતાને જોઇ તેમના ઉપર દયાળુ બન્યા ૩૧ પછી ભગવાન રામચંદ્ર સીતાને વિમાનમા બેસારીને, લક્ષ્મણ, સુગ્રીવ તથા હનૂમાન સાથે ત્યાથી નીકળ્યા અને વિભીષણને રાક્ષસોનો અધિપતિ બનાવી લંકાનું રાજ્ય તથા એક કલ્પ જેટલું આયુષ્ય આપ્યું અને પછી પોતાનું વ્રત પૂર્ણ થઇ રહેવાથી અયોધ્યા નગરી તરફ ચાલ્યા રસ્તે લોકપાળો રામના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા ૩૨-૩૩ બ્રહ્માદિક દેવતાઓ હર્ષથી તેમના ચરિત્રનુ ગાન કરવા લાગ્યા.

આ પ્રમાણે આવતા આવતા રામે સાભળ્યુ કે, હુ જ્યારથી વનવાસ નીકળ્યો છું, ત્યારથી ભરત નંદીગ્રામમાં રહી ગાયનું દૂધ તથા યવની રાબ પીયે છે, વલ્કલ વસ્ત્ર પહેરે છે, માથે જટા રાખી છે અને પૃથ્વી ઉપર સુવે છે આમ સાભળીને દયાળુ રામના મનમા સંતાપ થયો ૩૪-૩૫ એટલામા પોતાના વડીલ ભાઇને આવ્યા સાભળી નંદીગ્રામમાં રહેલા ભરતજી રામની પાદુકા લઈ નગરજનો, મંત્રીઓ તથા પુરોહિતોની સાથે સામા ગયા ૩૬ ભરતજી, રામની સામે જતી વેળા રાજાઓને યોગ્ય એવા છત્ર ચામર તથા બીજી નાની-મોટી વસ્તુઓ લઇને, પોતાના નિવાસરૂપ નંદીગ્રામમાથી નીકળ્યા, તે વેળા તેમની સાથે ગીતો તથા વાજીંત્રોના શબ્દો થતા હતા વેદ ભણનારા બ્રાહ્મણો વારંવાર વેદ ભણતા વેદધ્વનિ કરતા હતા સોનેરી ફુમતા વાળી પતાકાઓ ફરફરી રહી હતી વિચિત્ર ધ્વજાવાળા, સારા ઘોડા જોડેલા અને સોનેરી સાજવાળા સુવર્ણના રથો સાથે હતા યોદ્ધાઓએ સોનાના કવચ પહેર્યા હતા સર્વ જન સામૈયામા સાથે હતા ૩૭-૩૯ જયેષ્ઠબંધુ રામચંદ્રના દર્શન કરતા પ્રેમથી ભરતનું હૈયુ ભરાઈ આવ્યુ, આખમા અશ્રુઓ આવ્યા અને રામચંદ્રજીની આગળ પાદુકા મૂકી, બે હાથ જોડી ચરણમા પડયા ૪૦ પછી રામે, લક્ષ્મણે તથા સીતાએ ભરતને આલિંગન કરી પ્રેમાશ્રુઓથી નવરાવ્યા પછી રામે બ્રાહ્મણોને તથા કુળના વૃદ્ધ પુરુષોને પ્રણામ કર્યા અને પ્રજાએ રામને પ્રણામ કર્યા. ૪૧ ઉત્તર કોશલ દેશની તે પ્રજા રામચંદ્રને ઘણે દિવસે આવેલા જોઇ, પોતાના ઉતરીય વસ્ત્રના છેડા હલાવવા લાગી, પુષ્પોની વૃષ્ટિ કરવા લાગી અને નાચવા લાગી ૪૨ આ રીતે મહોત્સવ થઈ રહ્યા પછી ભરતે રામચંદ્રજીની પાદુકા ઉપાડી લીધી. વિભીષણ અને સુગ્રીવે ચામર તથા પંખો લીધો, હનૂમાને શ્વેત છત્ર લીધુ, ૪૩ શત્રુઘ્ને ધનુષ તથા ભાથા લીધા, સીતાએ તીર્થનું કમંડલ લીધુ, અંગદે તરવાર લીધી અને હે રાજન્! જાંબુવાને સોનાની ઢાલ લીધી ૪૪ રામચંદ્ર સ્ત્રીઓ સાથે પુષ્પક વિમાનમા બેઠા ત્યારે બંદીજનો સ્તુતિપાઠ ગાવા લાગ્યા. અને ગ્રહોની સાથે ઉદય પામેલા

ચંદ્રમાની પેઠે શોભતા રામચંદ્રજી અયોધ્યા ભણી ચાલ્યા. ૪૫ ભાઈઓ તરફથી સત્કાર પામેલા રામચંદ્રજી ધામધુમવાળી અયોધ્યા નગરીમા પેઠા અને મહેલમાં જઇ પોતાની માતાને, ઓરમાન માતાઓને, ગુરુજનોને, મિત્રોને તથા પોતાથી મોટી ઉંમરના સંબંધીઓને પ્રણામ કરી બેઠા તેઓએ રામનો સામો સત્કાર કર્યો, તેમ જ સીતા અને લક્ષ્મણે સર્વને મળી યથોચિત નમન કર્યાં ૪૬-૪૭ શરીર પ્રાણુ સંચારથી ઉભુ થાય તેમ માતાઓ પુત્રોને જોઇ ઉભી થઇ અને પુત્રોને સ્નેહથી પોતાના ખોળામા બેસારી અશ્રુઓથી નવરાવી પોતાનો શોક તજવા લાગી ૪૮ ત્યાર પછી વસિષ્ઠ ગુરુએ રામના મસ્તક ઉપરથી જટા ઉતરાવી નાખી, કુળના વૃદ્ધ જનોની સાથે રહી, ઇદ્રને જેમ અભિષેક કરે તેમ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે ચાર સમુદ્રના પાણીથી રામચદ્રને રાજ્યનો અભિષેક કર્યો ૪૯ આ પ્રમાણે મૂર્ધાભિષિક્ત થઇને સારા વસ્ત્ર પહેરી, પુષ્પની માળા પહેરી રામ ભાઇઓની તથા સીતાની સાથે શોભવા લાગ્યા ૫૦ પછી ભરતજીએ પ્રણામ કરીને પ્રસન્ન કરેલા રામે, રાજ્યાસનને ગ્રહણ કર્યું અને પોતે પોતાના ધર્મમા પરાયણ રહેલી તથા વર્ણ અને આશ્રમના ધર્મમા વર્તતી પોતાની પ્રજાનું પિતાની પેઠે પાલન કરવા માંડ્યુ પ્રજા પણ રામને પિતાતુલ્ય ગણવા લાગી ૫૧ સર્વ પ્રાણીઓને સુખકારક ધર્મ જાણનાર રામચંદ્રના સમયમા ત્રેતાયુગ ચાલતો હતો, તોપણ તે સમય સત્યયુગના જેવો લાગતો હતો. ૫૨ હે રાજન્! વનો, નદીઓ, પર્વતો, ખંડો, દ્વીપો અને સમુદ્રો સર્વ પ્રજાની કામના પૂરતાં. ૫૩ વળી અતીન્દ્રિય એવા રામ જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે આધિ, વ્યાધિ, જરા, ગ્લાનિ, દુઃખ, શોક, ભય અને શ્રમ કંઇ જ નહતુ. તેમજ જેઓ મૃત્યુને ઇચ્છતા ન હતા તેઓનું મૃત્યુ પણ થતું ન હતુ ૫૪ રામ પોતે એક પત્નીનું વ્રત ધારણ કરનાર હતા. તેમનું ચરિત્ર રાજર્ષિના જેવું હતુ, તે પવિત્ર હતા અને ગૃહસ્થાશ્રમનો ધર્મ બીજાને શીખવતા હતા. ૫૫ તેમ પતિના ભાવને જાણનારા વિશ્વાસુ અને વિનયવાળા સીતા પણ પ્રેમવડે, અનુકૂળતાવડે, શીયળવડે, બુદ્ધિવડે તથા લજ્જાવડે પતિના મનને રંજન કરતાં હતાં. ૫૬

प्रेम्णाऽनुवृत्त्या शीलेन प्रश्रयावनता सती ।
धिया ह्रिया च भावज्ञा भर्तुःसीताऽहरन्मनः ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कन्धे
दशमोऽध्यायः

# અધ્યાય ૧૧ મો.†

## રામચન્દ્રે કરેલા યજ્ઞો.

श्रीशुक उवाच

भगवानात्मनात्मान राम उत्तमकल्पकैः ।
सर्वदेवमयं देवमीजे आचार्यवान्मखैः ॥

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજા! આચાર્યવાળા ભગવાન્ રામચન્દ્રે સર્વ દેવતામય અને પ્રકાશમાન એવા પોતાના સ્વરૂપનું ઉત્તમ પ્રકારની સામગ્રીઓથી પોતે જ યજન કર્યું ૧ અને તેની દક્ષિણામા હોતાને પૂર્વ દિશા, બ્રહ્માને દક્ષિણ દિશા, અધ્વર્યુને પશ્ચિમ દિશા, સામગાન કરનારને ઉત્તર દિશા અને દિશાઓની વચ્ચે જેટલી પૃથ્વી હતી તે સર્વ પૃથ્વી 'આ આખુ પૃથ્વી મંડળ નિઃસ્પૃહી બ્રાહ્મણને યોગ્ય છે' એમ માનતા નિઃસ્પૃહ રામે આચાર્યને આપી ૨-૩ શ્રીરામ માત્ર શરીર ઉપર પહેરેલાં આભૂષણ તથા વસ્ત્રોભેર રહ્યા, તેમ જનકસુતા પણ હાથનાં કંકણ, ગળાનું મંગળસૂત્ર, શેષકૂલ વગેરે મંગળાભૂષણભેર જ રહ્યાં, બીજું બધું આપી દીધું ૪ બ્રાહ્મણો બ્રાહ્મણના રક્ષક રામચંદ્રનું ઉત્તમ પ્રકારનુ વાત્સલ્ય જોઇ પ્રસન્ન થયા. તેઓ રામચદ્રને રાજ્ય પાછું આપી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૫

હે ભુવનેશ્વર! હે ભગવન્! તમે અમને શું આપ્યુ નથી, અર્થાત્ સર્વ આપ્યું છે. તમે અમારા હૃદયમાં પ્રવેશ કરી, તમારી પોતાની પ્રભાવથી અમારા અજ્ઞાનનો નાશ કરો છો. ૬ આપ બ્રાહ્મણોનું રક્ષણ કરનાર છો, અકુંઠિત બુદ્ધિવાળા છો, ઉત્તમ કીર્તિવાળા છો અને લોકમાં શ્રેષ્ઠ છો. આપ રામચંદ્રને

† આ અધ્યાયમા રામે અયોધ્યામા જે જે ક્રિયાઓ કરી તેનું વર્ણન કરવામા આવશે.

અમે ભાવથી નમસ્કાર કરીએ છીએ ૭ આ પ્રમાણે બ્રાહ્મણો રામને નમન કરીને ગયા પછી તે શાંતિથી રાજ્ય કરવા લાગ્યા કોઈ કોઈવાર લોકચર્ચા જોવાની ઈચ્છાથી રામચંદ્ર એકલા રાત્રે કોઈ પણ જાણે નહિ તેમ નગરમાં ફરવા નીકળતા. એક વાર કોઈએ સ્ત્રીને ઉદ્દેશીને કહેલું વચન રામના સાંભળવામાં આવ્યું ૮ તે પુરુષ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે, હું "દુષ્ટ સ્વભાવની, પર ઘરમાં જઈ આવેલી અને દુરાચરણી એવી તને ઘરમાં રાખીશ નહિ, એ તો રામ જ સીતાનું પોષણ કરે, પરંતુ હું તેવી સ્ત્રીનું પોષણ કરું નહિ." ૯ આ પ્રમાણે બહુ મુખવાળા, કોઈ પણ રીતે રાજી કરી શકાય નહિ એવા અને અજ્ઞાની લોકથી રામે સીતાનો ત્યાગ કર્યો અને સીતા વાલ્મિકીના આશ્રમમાં જઈ રહ્યા. ૧૦ ત્યાં આશ્રમમાં ગર્ભવતી સીતાએ કુશ અને લવ નામે જોડ પુત્રને જન્મ આપ્યો. વાલ્મિકીએ તેમને જાતકર્માદિક સંસ્કારો કર્યા ૧૧ હે રાજન્! લક્ષ્મણને અંગદ અને ચિત્રકેતુ નામે બે પુત્રો થયા ભરતના તક્ષ અને પુષ્કર નામે પુત્રો હતા ૧૨ શત્રુઘ્નના સુબાહુ તથા શ્રુતસેન નામે પુત્રો હતા ભરતે દિગ્વિજયમાં કરોડો ગંધર્વોનો નાશ કર્યો હતો ૧૩ અને તેઓની સર્વ લક્ષ્મી લાવી રામને અર્પણ કરી હતી, તેમજ શત્રુઘ્ને મધુના પુત્ર લવણ નામે રાક્ષસને મારી મધુવનમાં મથુરા નામે પુરી વસાવી હતી ૧૪ બીજી તરફ પતિએ વનવાસ કાઢેલા સીતા, પોતાના બે પુત્રો મુનિને સોંપીને રામચંદ્રના ચરણનું ધ્યાન કરતા કરતા પૃથ્વીની અંદર પેસી ગયા. ૧૫ તે વાત સાંભળીને ભગવાન રામચંદ્રને શોક થયો, તોપણ સીતાના ગુણો સાંભરી આવવાથી તે શોકને અટકાવી શક્યા નહિ ૧૬ સમર્થ પુરુષોને પણ સ્ત્રી પુરુષનો પ્રસંગ આ પ્રમાણે સર્વત્ર ત્રાસ આપનારો થઈ પડે છે, ત્યારે ઘરમાં આસક્ત ચિત્તવાળા વિષયી પુરુષને સ્ત્રીનો વિયોગ લાગે એમાં શું? ૧૭ આ રીતે સીતાએ વસુધરામાં પ્રવેશ કર્યા પછી ભગવાન રામચન્દ્રે તેર હજાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી અગ્નિહોત્ર કર્યો ૧૮ પછી પોતાનું સ્મરણ કરનારાઓના હૃદયમાં દંડકારણ્યના કાંટાઓથી વિંધાઈ ગયેલાં ચરણકમળને પધરાવી રામ સ્વધામમાં પધાર્યા. ૧૯ દેવતાઓની પ્રાર્થનાથી લીલાવડે મનુષ્યાવતાર ધારણ કરનાર જેના પ્રભાવના સમાન અધિક પ્રભાવ બીજાનો નહતો, એવા રામચન્દ્રે અસ્ત્રોના સમૂહોથી રાક્ષસોનો નાશ કર્યો, સમુદ્ર ઉપર સેતુ બાંધવામાં અને શત્રુઓને મારવામાં વાનરોએ તેમને સહાયતા આપી, આ સર્વ યશ અવર્ણ્ય છે. ૨૦ દિગ્ગજેંદ્રોના કર્ણાભરણરૂપ અને પાપનો નાશ કરનાર રામના નિર્મળ યશને ઋષિઓ હજી સુધી ગાય છે દેવતાઓના અને રાજાઓના મુગટોથી જેમના ચરણકમળ સેવાય છે, એવા રામચંદ્રને હું શરણે જાઉં છું ૨૧ કોશલ દેશના લોકોએ રામનો સ્પર્શ કર્યો હતો, તેમના દર્શન કર્યાં હતા, તેમની પાસે બેઠા હતા અને તેમની પાછળ ગયા હતા ૨૨ હે રાજન્! જે પુરુષ કાનવડે રામનું ચરિત્ર સાંભળે છે, તે કર્મબંધનોથી મુક્ત થાય છે ૨૩

પરીક્ષિતે પુછયું-ભગવાન રામચંદ્રજી કેવી રીતે આચરણ કરતા હતા? પોતે પોતાના બંધુઓ તરફ કેવી રીતે વર્તતા હતા? અને પ્રજા તથા નગર નિવાસીઓ રામની સાથે કેવી રીતે વર્તતા હતા? ૨૪ શુકદેવજી બોલ્યા-ત્રણ લોકના નાથ રામે પોતાના બંધુઓને દિગ્વિજય કરવાની આજ્ઞા કરી અને પોતે પોતાના ભક્તજનોને દર્શન આપવા સેવકોની સાથે જ્યારે સુગંધી પાણીથી તથા હાથીઓના મદજળના બિંદુઓથી છાંટેલી અને ધ્વજા પતાકાઓથી શણગારેલી નગરી જોવાને નીકળતા, ત્યારે નગરી પોતાના સ્વામીને જોઈ અત્યંત મદમત્ત થઈ હોય એવી દેખાતી. ૨૫-૨૬ દેવતાઓના મંદિરો, દરવાજાઓ, વૃક્ષો તથા રાજમહાલયોની ઉપર સુવર્ણના કળશો અને પતાકાઓ ચઢાવવામાં આવતા હતા ૨૭ સોપારીના ઝાડો, કેળો, ઉંચી જાતના વસ્ત્રોની પતાકાઓ, અરીસાઓ, વસ્ત્રો, પુષ્પોની માળાઓ તથા તોરણોથી નગરીને શણગારવામાં આવતી ૨૮ રામ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં લોકો તેમની પાસે જતા અને આશીર્વાદ આપીને કહેતા કે, હે દેવ! તમે પૂર્વે વરાહાવતાર લઈને પાતાળ-

ઓ ઉદારેલી આ પૃથ્વીની ક્રમણું રક્ષા કરો. ૨૯ આ રીતે રામચંદ્રજી દેશની નિરીક્ષા કરી ઘણે દિવસે પોતાની રાજધાની અયોધ્યામાં આવતા ત્યારે પોતાના અધિપતિ રામચંદ્રને જોવાની ઇચ્છાથી સ્ત્રીઓ તથા પુરુષો ઘરને ત્યાગ કરી, હવેલીઓ ઉપર ચડતાં અને રામચંદ્રના દર્શન કરી પુષ્પની વૃષ્ટિ કરતાં. ૩૦ આ પ્રમાણે પુરવાસીઓના સત્કારને સ્વીકારતા રામચન્દ્ર પોતાના પૂર્વજ રાજાઓએ સેવેલા રાજમહેલમા રહેતા, જે રાજમહાલયમા સર્વ જાતના અખુટ ભંડાર ભરેલા હતા, મોઘા મૂલની ઘણી સામગ્રીઓ ભરેલી હતી, ૩૧ બારણાના ઉમરા પરવાળાના હતા, વૈડૂર્ય મણિના સ્થંભોની હારો હતી, સ્વચ્છ મરકત મણિની ભૂમિ અને સ્ફટિક મણિની ભીંતો હતી, તેથી તે રાજમહાલય શોભતો હતો ૩૨ વળી તે મહાલયમા વિચિત્ર પુષ્પોની માળાઓ લટકી રહેલી હતી, ધ્વજા પતાકાઓ ફરફર્યા કરતી હતી, ઉત્તમ જાતના વસ્ત્રો લટકાવેલા હતા, મણિઓની કાંતિઓનો ઝળઝળાટ પ્રકાશ થઈ રહેતો હતો, ચૈતન્યની પેઠે પ્રકાશમાન મુક્તાફળો પ્રકાશતા હતા. આ રીતે મનોહર ભોગના સાધનોથી મહેલો શોભતા હતા ૩૩ સુગંધી ધૂપનો અને દીપનો સુવાસ પ્રસરી રહેતો હતો, સ્ત્રી પુરુષો, જેઓ દેવતાના જેવા લાગતા હતા, અને આભૂષણના પણ આભૂષણરૂપ હતા, તેઓ તેમા રહેતા હતા, તેથી રાજમહાલય બહુ દીપતો હતો ૩૪ આ ઉત્તમ રાજમંદિરમા આત્મામાં આનંદ માનનાર અને ધીરપુરુષોમા ધીર એવા રામચંદ્ર પોતાના પ્રીતિપાત્ર તથા પોતાને વહાલા સીતાની સાથે નિરંતર વિહાર કરતા હતા ૩૫ મનુષ્યો જેમના ચરણારવિંદનું ધ્યાન કરે છે એવા રામચન્દ્રે ઘણાં વર્ષ સમયાનુસાર ધર્મમા બાધ આવે નહિ એવી રીતે વૈભવનો ઉપભોગ કર્યો ૩૬

બુભુજે ચ યથાકાલં કામાન્ ધર્મમપીડયન્ ।
વર્ષપુગાન્બહૂન્નૃણામભિધ્યાતાંઘ્રિપલ્લવઃ ॥ ૩૬ ॥

ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે નવમસ્કંધે
એકાદશોઽધ્યાયઃ

—•—

# અધ્યાય ૧૨ મો.*

## કુશના વંશનો અવતાર.

શ્રીશુક ઉવાચ

કુશસ્ય ચાતિથિસ્તસ્માન્નિષધસ્તત્સુતો નભઃ ।
પુંડરીકોથ તત્પુત્રઃ ક્ષેમધન્વાઽભવત્તતઃ ॥ ૧ ॥

શુકદેવજી કહે છે—કુશનો પુત્ર અતિથિ, તેનો નિષધ, તેનો નભ, તેનો પુંડરીક ને ક્ષેમધન્વા થયો હતો ૧ તેનો દેવાનિક, તેનો અનિહ, તેનો પારિયાત્ર, તેનો પુત્ર બલસ્થલ અને તેનો વજ્રનાભ નામે પુત્ર હતો સૂર્યના અંશથી તે ઉત્પન્ન થયો હતો ૨ તે વજ્રનાભનો ખગણ, તેનો વિધૃતિ અને તેથી હિરણ્યનાભ નામે પુત્ર થયો હતો હિરણ્યનાભ જૈમિનિ ઋષિનો શિષ્ય હતો અને યોગનો આચાર્ય હતો તે યોગાચાર્યની પાસેથી કૌશલ્ય એવા યાજ્ઞવલ્ક્ય ઋષિએ મોટો ઉદય આપનાર અને હૃદયના અજ્ઞાનરૂપ ગ્રંથિને કાપી નાખનાર આત્મજ્ઞાન સંબંધી યોગમાર્ગ જાણ્યો હતો ૩-૪ હિરણ્યનાભને પુષ્પ નામે પુત્ર થયો, તેનાથી ધ્રુવસંધિ નામે પુત્ર થયો, તેનો સુદર્શન નામે પુત્ર થયો, તેનો અગ્નિવર્ણ, તેનો શીઘ્ર અને તેનો મરુ નામે પુત્ર થયો હતો ૫ મરુ યોગ સાધવા માટે કલાપ નામે ગામમા રહ્યો હતો. કલિને અંતે નાશ થયેલા સૂર્યવંશને તે ફરી ઉત્પન્ન કરશે ૬ તેનાથી પ્રસુશ્રુત નામે પુત્ર થયો હતો, તેનો સંધિ, તેનો અમર્ષણ, તેનો મહસ્વાન અને તેનો વિશ્વાસાહ્વ નામે પુત્ર થયો હતો. ૭ તેનાથી પ્રસેનજીત નામે પુત્ર થયો હતો, તેનાથી તક્ષક અને તેનો બૃહદ્બલ, બૃહદ્બલને તમારા પિતા અભિમન્યુએ રણમાં માર્યો હતો. ૮ આટલા ઇક્ષ્વાકુ વંશના રાજાઓ થઇ ગયા.

હવે ભવિષ્યમાં થનારા રાજાઓના નામો કહું તે સાભળો. બૃહદ્બલને બૃહદ્રણ નામે પુત્ર થશે. ૯ તેને ઉરુક્રિય નામે પુત્ર થશે અને તેનો પુત્ર વત્સવૃદ્ધ થશે. તેનાથી પ્રતિવ્યોમ, તેનાથી ભાનુ તેનાથી સેનાપતિ એવો દિવાક, ૧૦ તેનાથી સહદેવ, તેનાથી

* આ અધ્યાયમા રામના પુત્ર કુશસે વ કહીને ઇક્ષ્વાકુના પુત્ર શશાદનો વંશ વર્ણવાશે *

વીર એવો બૃહદશ્વ, તેનાથી ભાનુમાન, ભાનુમાનથી પ્રતિકાશ્વ અને તેનાથી સુપ્રતીક નામે રાજા થશે ૧૧ તેનો પુત્ર મરુદેવ, તેનો સુનક્ષત્ર તેનો પુષ્કર, તેનો અંતરિક્ષ, તેનો સુતપા અને તેનો પુત્ર અમિત્રજીત થશે ૧૨ તેનો પુત્ર બૃહદ્રાજ, તેનો બર્હિ, તેનો કૃત જય, તેનો રણુજય અને તેનો સંજય થશે ૧૩ તેનો શાક્ય, તેનો શુધ્ધોદન, તેનો લાગલ, તેનો પ્રસેનજીત અને તે પછી શુદ્રક નામે રાજા થશે ૧૪ તેનો રણક, તેનાથી સુરથ ને તેનો સુમિત્ર નામે પુત્ર થશે અને સુમિત્ર રાજાથી એ વંશ સમાપ્ત થશે. આટલા બૃહદ્‌બલના વંશજ રાજાઓ છે ૧૫ ઇક્ષ્વાકુના વંશમા થયેલા રાજાઓનો આ વંશ સુમિત્ર રાજા સુધી ચાલશે અને કલિમા સુમિત્રરાજા થયા પછી વંશ સમાપ્ત થશે ૧૬

इक्ष्वाकुणामयं वंशः सुमित्रांतो भविष्यति ।
यतस्तं प्राप्य राजानं संस्थां प्राप्स्यति वै कलौ ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
द्वादशोऽध्याय.

## અધ્યાય ૧૩ મો.[$]

### ઇક્ષ્વાકુના પુત્ર નિમિનો વંશ.

श्रीशुक उवाच

निमिरिक्ष्वाकुतनयो वसिष्ठमवृतर्त्विजम् ।
आरभ्य सत्रं सोप्याह शक्रेण प्राग्वृतोस्मि भो

શુકદેવજી કહે છે–હે રાજન્! ઇક્ષ્વાકુ રાજાના પુત્ર નિમિએ વસિષ્ઠને ઋત્વિજ તરીકે વરાવ્યા હતા તેમણે યજ્ઞનો આરંભ કરીને નિમિને કહ્યુ કે, હે નિમિ! ઇદ્રે મને પ્રથમ યજ્ઞમા વરાવ્યો છે ૧ માટે હુ તેનો યજ્ઞ પૂર્ણ કરીને પાછો આવું, તેટલો સમય તુ યજ્ઞ બંધ રાખી મારી રાહ જોજે. યજમાન નિમિ બેસી રહ્યો, અર્થાત્ મુનિને કંઈ પણ ઉત્તર આપ્યો નહિ અને વસિષ્ઠે ઇંદ્રનો યજ્ઞ કરવા માડ્યો ૨ નિમિ આત્મજ્ઞાની હતો તેણે મનુષ્યનું આયુષ્ય ચલાયમાન છે, એમ જાણી ગુરુ આવ્યા નહિ તેથી બીજા ઋત્વિજો પાસે યજ્ઞ કરાવી લીધો. ૩ એટલામા વસિષ્ઠ ઇન્દ્રનો યજ્ઞ પૂરો કરાવી આવ્યા અને શિષ્યે કરેલો અન્યાય જોઈ શાપ દીધો કે “આ પંડિતનો ડોળ ઘાલનાર નિમિનો દેહ પડી જાઓ.” ૪ તે શાપ સાભળી નિમિએ અધર્મને માર્ગે ચાલનાર પોતાના ગુરુને શાપ દીધો કે “તમે લોભથી ધર્મને ભુલી ગયા માટે તમારો દેહ પણ નાશ પામો.” ૫

આ પ્રમાણે શાપ દીધા પછી આત્મજ્ઞાનીઓમાં કુશળ નિમિએ પોતાનો દેહ ત્યાગ કર્યો અને ભગવાન વસિષ્ઠ પણ પોતાનો દેહ ત્યાગ કરી ગયા. મિત્રાવરુણે ઉર્વશીને જોઈને ઘડામા પોતાના જે સત્વને નાખ્યુ હતુ તેથી ફરીને તે જન્મ્યા ૬ મહા મુનિઓએ નિમિ રાજાના શબને સુગંધી વસ્તુમા રાખી મુકયુ તેઓએ યજ્ઞ પૂર્ણ થયા પછી આવેલા દેવતાઓને કહ્યુ કે, તમે જો પ્રસન્ન થયા હો અને સમર્થ હો તો આને જીવતો કરો દેવતાઓ બોલ્યા કે, ‘તથાસ્તુ,’ એટલે નિમિએ જીવતા થઈને કહ્યુ કે, મારે દેહનું બંધન જોઈતું નથી ૭–૮ શ્રીહરિને વિષે બુદ્ધિવાળા મુનિઓ, જે દેહના વિયોગથી ભયભીત થઈ દેહના સંબંધની વાછા કરતા નથી, પરંતુ શ્રીહરિના ચરણુકમળનુજ ભજન કરે છે, ૯ માટે હુ પણ દુ:ખ, શોક તથા ભયને આપનાર દેહની ઇચ્છા કરતો નથી, કારણ કે પાણીમા જેમ માછલાને ચારે તરફથી મૃત્યુનો ભય રહે છે, તેમ દેહને પણ જગતમા ચારે તરફથી મૃત્યુનો ભય રહેલો છે ૧૦ દેવતાઓ બોલ્યા.–જો એમ હોય તો તે દેહધારી પ્રાણીઓનાં નેત્રોમા ભલે દેહ વગર વાસ કરો અને નેત્રમા રહેલો તે આખને ઉઘાડવા તથા મીંચવારૂપ ક્રિયાથી જાણવામા આવશે ૧૧ પછી મહર્ષિઓએ રાજા વિના મનુષ્યોને ભય આવી પડશે, એમ માની નિમિના દેહને મથ્યો, એટલે તેમાથી એક કુમાર ઉત્પન્ન થયો ૧૨ તે જન્મવા ઉપરથી જનક કહેવાયો મૃતદેહમાથી ઉત્પન્ન થયો, તેથી વૈદેહ કહેવાયો અને શરીરનું મથન કરવાથી ઉત્પન્ન થયો તેથી મૈથિલ કહેવાયો. તે રાજાએ મિથિલા નામે નગરી વસાવી તે ઉપરથી પણ તે મૈથિલ કહેવાયો.

[$] આ અધ્યાયમા ઇક્ષ્વાકુના પુત્ર નિમિના વંશમા પ્રકાશેલા જનક વગેરે મહાત્માઓ થયા તેમની કથા કહેવામા આવશે

૧૩ હે રાજન્! તેનાથી ઉદ્દાવસુ નામે પુત્ર થયો, તેનો નંદિવર્ધન, તેનો સુકેતુ, તેનો દેવરાત, ૧૪ તેનો બૃહદ્રથ, તેનો મહાવીર્ય, તેનો સુધૃતિ, તેનો ધૃષ્ટકેતુ, તેનો હર્યશ્વ, તેનો મરુ, ૧૫ તેનો પ્રતીપક ને તેનાથી કૃતિરથ થયો. તેનો દેવમીઢ, તેનો વિશ્રુત, તેનો મહાધૃતિ, ૧૬ તેનો કૃતિરાત, તેનો મહારોમા, તેનો સ્વર્ણરોમા અને તેનો હ્રસ્વરોમા થયો. ૧૭ તેનો પુત્ર સીરધ્વજ રાજા થયો, જે એક વાર યજ્ઞ માટે પૃથ્વી ખેડતો હતો, એટલામા તેના હલના અગ્રભાગમાથી સીતાજી ઉત્પન્ન થયા તેથી તે સીરધ્વજ કહેવાયો ૧૮ તેનો પુત્ર કુશધ્વજ, તેનો પુત્ર ધર્મધ્વજ અને ધર્મધ્વજને કૃતધ્વજ તથા મિતધ્વજ નામે બે પુત્રો હતા ૧૯ કૃતધ્વજથી કેશિધ્વજ અને મિતધ્વજથી ખાડિક્ય નામે પુત્ર થયો હે રાજન્! કૃતધ્વજનો પુત્ર કેશિધ્વજ આત્મજ્ઞાનમા નિપુણ હતો, ૨૦ અને ખાડિક્ય કર્મતત્ત્વમા નિપુણ હતો. કેશિધ્વજના ભયથી તે નાસી ગયો હતો કેશિધ્વજને ભાનુમાન્ અને તેને શતદ્યુમ્ન, ૨૧ તેને શુચિ, તેનાથી સનદ્વાજ, તેને ઉર્ધ્વકેતુ, તેને અજ અને તેને પુરુજિત, ૨૨ તેને અરિષ્ટનેમિ, તેને શ્રુતાયુ, તેને સુપાર્શ્વક, તેને ચિત્રરથ ને તેને ક્ષેમધિ નામે પુત્ર થયો તે મિથિલ નગરીનો અધિપતિ હતો ૨૩ ક્ષેમધિનો પુત્ર સમરથ, તેનો સત્યરથ, તેનો ઉપગુરુ અને તેનો ઉપગુપ્ત થયો ઉપગુપ્ત અગ્નિમાથી ઉત્પન્ન થયો હતો ૨૪ ઉપગુપ્તનો પુત્ર વસ્વનંત, તેનો શ્રુત, તેનો જય, તેનો વિજય અને તેનો ઋત થયો. ૨૫ ઋતને સુનક નામે પુત્ર ઉત્પન્ન થયો, તેનો વીતહવ્ય, તેનો ધૃતિ, તેનો બહુલાશ્વ, તેનો મહા જિતેન્દ્રિય કૃતિ થયો ૨૬ હે રાજન્! મિથિલ વંશના રાજાઓ આત્મવિદ્યામા કુશળ હતા અને યોગેશ્વર યાજ્ઞવલ્ક્યાદિકની કૃપાથી સંસારી હોવા છતા પણ સુખ દુ:ખના બંધનોથી મુક્ત થયેલા હતા ૨૭

**एते वै मैथिला राजन्नात्मविद्याविशारदाः ।**
**योगेश्वरप्रसादेन द्वन्द्वैर्मुक्ता गृहेष्वपि ॥ २७ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे**
**त्रयोदशोऽध्यायः**

# અધ્યાય ૧૪ મો.*

## પુરૂરવા અને ઉર્વશીનું આખ્યાન.

**श्रीशुक उवाच**

**अथातः श्रूयतां राजन् वंशः सोमस्य पावनः ।**
**यस्मिन्नैलादयो भूपाः कीर्त्यन्ते पुण्यकीर्तयः ॥ १**

શુકદેવજી કહે છે—હે રાજન્! ચંદ્રમાના વંશનો વિસ્તાર કહુ તે હવે સાભળો. એમાં પુણ્યકીર્તિ પુરૂરવા વગેરે રાજાઓના ચરિત્રો કહેવામા આવશે. ૧ હજાર મસ્તકવાળા નારાયણના નાભિસરોવરના કમળમાથી જન્મેલા બ્રહ્માના અત્રિ નામે પુત્ર થયા હતા, તે તેમના પિતાના જેવા હતા. ૨ અત્રિ મુનિના નેત્રમાથી અમૃતમય ચંદ્રમા ઉત્પન્ન થયા હતા તેને બ્રહ્માએ બ્રાહ્મણ ઓષધિ અને ગ્રહોના અધિપતિ નિર્માણ કર્યા છે. ૩ તે ચન્દ્રે ત્રણ ભુવનને અધીન કરી રાજસૂય યજ્ઞ કર્યો અને બૃહસ્પતિની સ્ત્રી તારાને ગર્વ તથા બલાત્કારથી હરી લીધી ૪ બૃહસ્પતિએ વારવાર તેને પ્રાર્થના કરી તોપણ ચંદ્રમાએ મદને લીધે તે પાછી આપી નહિ ત્યારે તારાને માટે દેવ તથા દાનવો વચ્ચે યુદ્ધ થયું. ૫ તે વખતે શુક્રાચાર્યે, બૃહસ્પતિની સાથે દ્વેષ હોવાથી, અસુરો સાથે ચંદ્રનો પક્ષ સ્વીકાર્યો શંકર પણ અંગિરાની પાસે ભણ્યા હતા તેથી તે પણ સ્નેહથી સર્વ ભૂત ગણોની સાથે ગુરુપુત્ર બૃહસ્પતિના પક્ષમાં ગયા ૬ અને મહેન્દ્ર સર્વ દેવતાઓના મંડળ સાથે બૃહસ્પતિના પક્ષમા ગયા પછી તારાને માટે બન્ને પક્ષ વચ્ચે સંગ્રામ થયો, જેમા દેવ અને દાનવોનો નાશ થયો ૭ પછી બૃહસ્પતિએ બ્રહ્માને તે વાત નિવેદન કરી તે ઉપરથી બ્રહ્માએ ચન્દ્રનો તિરસ્કાર કરી, બૃહસ્પતિને તારા પાછી આપવાનું કહ્યું, એટલે ચંદ્રમાએ તારા બૃહસ્પતિને પાછી આપી. પછી તે ગર્ભવતી છે એમ બૃહસ્પતિના જાણવામા આવવાથી તે બોલ્યા કે, દુષ્ટે! પારકાનો ગર્ભ મારા ક્ષેત્રમાથી દૂર કર. હુ સંતાનની ઇચ્છાવાળો છું,

* આ અધ્યાયમા બૃહસ્પતિની સ્ત્રી તારામા ઉત્પન્ન થયેલા બુધના પુત્ર પુરૂરવાએ ઉર્વશીમા આયુ વગેરે ૭ પુત્રો ઉત્પન્ન કર્યા, એ કથા કહેવાશે

તેથી તને બાળીને ભસ્મ કરતો નથી ૮-૯ તારાએ શરમાઇ જઇ સુવર્ણના જેવી કાંતિવાળા કુમારને ગર્ભમાંથી દૂર કર્યો તે કુમારને જોઇને બૃહસ્પતિ તથા ચન્દ્ર બન્નેએ તેને લેવાની ઇચ્છા કરી ૧૦ તે બને ' આ કુમાર મારો છે, તારો નથી ' એવો વિવાદ કરવા લાગ્યા. તે વખતે દેવતાઓ અને ઋષિઓએ તારાને પૂછ્યુ કે, ' બોલ, આ પુત્ર કોનો છે ? ' તોપણ તારાએ શરમને લીધે કઇ ઉત્તર આપ્યો નહિ. ૧૧ એટલે માતાની ખોટી લજ્જા ઉપરથી કુમારને ક્રોધ ચઢયો અને તેણે કહ્યુ કે, શા માટે ખરી વાત કહેતી નથી ? તારુ જે પાપ હોય તે ઝટ કહી દે ૧૨ બ્રહ્માએ તારાને એકાતમા લઈ જઇ પૂછ્યુ ત્યારે તેણે બ્રહ્માની આગળ ધીરે ધીરે ચન્દ્રનું નામ દીધુ પછી ચન્દ્ર તે બાળકને લઈ ગયો ૧૩ હે રાજન્ ! બ્રહ્માએ કુમારની ગભીર બુદ્ધિ ઉપરથી તેનું નામ બુધ પાડ્યુ ૧૪ બુધથી ઇલામા પુરૂરવા નામે પુત્ર થયો, તેની કથા તમને આગળ કહી છે તે પુરૂરવાના રૂપ, ગુણ, ઔદાર્ય, શીલ, ધન અને પરાક્રમને ઇદ્રના ભવનમા નારદથી ગવાતા સાભળીને ઉર્વશી મોહી પડી હતી, તે મિત્રાવરુણના શાપથી જ્યારે મનુષ્ય લોકમા પડી ત્યારે પુરૂરવાને પુરુષોમા ઉત્તમ સાભળી તેની પાસે ગઈ ૧૫-૧૭ અને તે ધીરજ રાખી પુરૂરવાની પાસે ઉભી રહી ૧૮ ઉર્વશીને જોઇ રાજાના નેત્ર તૃપ્ત થયા, શરીર ઉપર રોમાચ થયો અને તે મધુર વાણીથી પૂછવા લાગ્યો કે હે સુદરાગી ! તુ ભલે આવી અહીં બેસ અને અમે તારુ શુ કામ કરીએ તે કહે મારી સાથે વિલાસ કર અને આપણી વચ્ચે દપતી સબધ થાઓ ૧૯

ઉર્વશી બોલી–હે રાજન્ ! કયી સ્ત્રીનું મન ને દૃષ્ટિ તમારામા બધાય નહિ ? કારણ કે રમવાની ઇચ્છાથી તમારા વક્ષ સ્થળનો આશ્રય લીધા પછી કોઈ પણ સ્ત્રી ઉદાસીન થતી નથી ૨૦ હે રાજન્ ! હું તમારી પાસે પ્રતિજ્ઞા કરુ છુ કે, આ મારા બે ઘેટા તમારે ત્યા સભાળમા રાખો, હું તમારી સાથે રહીશ. કારણ કે, જે પ્રશસાપાત્ર હોય તે જ સ્ત્રીઓનો વર થાય છે ૨૧ મારુ ભોજન ઘી છે, માટે હુ ઘી ખાઇને રહીશ અને તમને અકાલે નગ્ન જોઇશ નહિ, આટલી વાત તમારે માન્ય કરવી પડશે. તે સાભળીને ઉદાર મનના રાજાએ ' બહુ સારુ એમ કરીશ ' એવુ કહીને તેનો સ્વીકાર કર્યો. ૨૨ ઓહો ! આવુ રૂપ ! આવો ભાવ ! આ તો ખરેખર મનુષ્ય લોકને મોહિત કરનાર છે કયો મનુષ્ય પોતે સામી આવેલી દેવીને સેવે નહિ ? પછી ઉર્વશી સાથે પુરુષશ્રેષ્ઠ પુરૂરવા, ચૈત્રરથ આદિ દેવ દેવતાઇ ઉપવનોમા ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યો ૨૪ આ પ્રમાણે કમળના કેસરા સમાન સુગધવાળી દેવનારીની સાથે રમતા તેના મુખના સુગધમા લોભાયેલા પુરૂરવાએ, હર્ષમા ઘણા વર્ષો ક્ષણની પેઠે ગાળી કાઢયા ૨૫

બીજી તરફ ઇન્દ્રે સ્વર્ગમા ઉર્વશીને દીઠી નહિ. તેથી ગધર્વોને આજ્ઞા કરી કે, ઉર્વશી વિના મારી સભા શોભતી નથી માટે તેની શોધ લઇ આવો ૨૬ એટલે અર્ધ રાત્રિને સમયે ઇદ્રના સેવકો ઉર્વશીના બે ઘેટા જે ઉર્વશીએ રાજાને સોપ્યા હતા તે લઇ જવા લાગ્યા ૨૭ આ વેળા ઘેટાઓએ ચીસ પાડી તે સાભળીને ઉર્વશી બોલી ઉઠી કે, આ વીર પુરુષનો ડોળ ઘાલનાર નપુસકે મારો દ્રોહ કર્યો હું તેનો વિશ્વાસ રાખવાથી દુખી થઈ અને ચોર મારા પુત્રને હરી ગયા દિવસનો પુરુષ આ રાજા, રાત્રે સ્ત્રીની પેઠે ભયભીત થઇને સુઈ રહે છે ૨૮-૨૯ આ રીતના ઉર્વશીના વાણીરૂપી બાણથી જેમ હાથી વિધાઇ જાય તેમ રાજા વિધાઇ ગયો તેથી ક્રોધ કરી હાથમા ઉઘાડી તરવાર લઇ નાગો નાગો તે અર્ધ રાત્રિએ ગધર્વોની પાછળ પડયો ૩૦ એટલે ગધર્વો તે બન્ને ઘેટા છોડી દઇ નાઠા તેમણે પ્રકાશવાન થઇ ચારે તરફ અજવાળુ કર્યું તેથી ઉર્વશીએ ઘેટા લઇને આવતા તેને નાગો દીઠો પોતાનો ઠરાવ ભગ થવાથી ઉર્વશી ત્યાથી નાસી ગઈ ૩૧ પુરૂરવા ઘેટા લઇ આવ્યો અને શય્યામા જોયુ તો ઉર્વશીને દીઠી નહિ, એટલે ઉર્વશીને વિષે મન રાખી વિહ્વળ થઇ શોક કરતો ઉન્મત્ત પુરુષની પેઠે તે પૃથ્વી ઉપર ફરવા લાગ્યો ૩૨ ભટકતા ભટકતા એક દિવસ કુરુક્ષેત્રમા સરસ્વતી નદીના તીર ઉપર ઉર્વશીને તેની

પાંચ સખીઓ સાથે જોઇને, રાજા બોલ્યો કે, ૩૩ હે સુંદરિ ! ઉભી રહે, ઉભી રહે, મને સારી રીતે સુખ આપ્યા વિના હવે તારે જવું યોગ્ય નથી આવ આપણે સાથે બેસીને વાતો કરીએ. ૩૪ હે દેવિ ! તું આ મારા મનોહર દેહને આટલે દૂર ખેંચી લાવી છે તો તેની ઉપર કૃપા કર ૩૫

ઉર્વશી બોલી–હે રાજન્ ! તું મરીશ નહિ, પુરુષ છે માટે ધીરજ ધર તું ઇન્દ્રિયોને અધીન થઇશ નહિ સ્ત્રીઓની મિત્રતા કોઈ પણ ઠેકાણે સ્થિર નથી અને સ્ત્રીઓનું હૃદય ક્રૂર હોઈ તે ક્ષમા વિનાની અને સાહસ ઉપર પ્રીતિ રાખનારી હોય છે તે ક્ષુદ્ર કામને માટે પણ પતિનો અથવા ભાઇનો નાશ કરે છે, ૩૬–૩૭ પુરુષનું અતિક્રમણ કરનારી, સ્વતંત્ર રીતે વર્તનારી અને સ્નેહવિનાની સ્ત્રીઓ, અજ્ઞાની પુરુષોને વિશ્વાસ બેસાડી સ્વાર્થની ઇચ્છા કરે છે. ૩૮ માટે મારે હવે તમને જે કહેવાનું છે તે તરફ તમે ધ્યાન આપો. હે સ્વામિનાથ ! હું આ વર્ષને અંતે એક રાત્રિ આપની સાથે રહી જઇશ અને મારાથી તમને બીજા સંતાનો પણ થશે ૩૯

શુકદેવજી કહે છે–હે રાજન્ ! પુરૂરવા ઉર્વશીની વાત ઉપરથી તેને ગર્ભવતી જાણીને પોતાના નગર તરફ ગયો અને એક વર્ષ પૂરું થઇ રહ્યા પછી વીર પુત્રોને જન્મ આપનારી ઉર્વશીની પાસે ગયો ૪૦ તેને મળીને આનંદમા તેની સાથે એક રાત્રિ રહ્યો તે વખતે વિરહથી આતુર બનેલા પુરૂરવા રાજાને ઉર્વશીએ કહ્યું કે, ૪૧ તું ગંધર્વોની સ્તુતિ કરજે, એટલે તેઓ મને આપવા દેશે પછી પુરૂરવાએ ગંધર્વોની સ્તુતિ કરી એટલે ગંધર્વોએ પ્રસન્ન થઇ તેને અગ્નિની થાળી આપી પુરૂરવા તે થાળીને ઉર્વશી માનવા લાગ્યો, પરંતુ વનમા ફરતા ફરતા તેણે જાણ્યું કે આ ઉર્વશી નથી, પરંતુ અગ્નિની થાળી છે ૪૨ તે ઉપરથી તે થાળીને વનમા મુકી તે ઘેર ગયો અને રાત્રે ઉર્વશીનું ધ્યાન કરવા લાગ્યો. આ રીતે ઉર્વશીનું ધ્યાન કરતા કરતા ત્રેતા યુગના આરંભ વખતે તેના મનમા કર્મનો ઉપદેશ કરનાર ત્રણ વેદ પ્રગટ થયા ૪૩ તે ઉપરથી પુરૂરવાએ વનમા જ્યાં આગળ અગ્નિની થાળી મુકી હતી, તે સ્થાન ઉપર જઇ જેયું તો શમીના વૃક્ષમા પીપળો ઉગેલો દીઠો, એટલે પુરૂરવાએ ઉર્વશીના લોકમાં જવાની ઇચ્છાથી પીપળાની બે અરણી કરી, મંત્રથી ઉર્વશીનું ધ્યાન કરીને નીચેની અરણીમા ઉર્વશીની અને ઉપરની અરણીમા પોતાની તથા તે બન્ને વચ્ચે રહેલા લાકડાના કટકામા જનનેન્દ્રિયની ભાવના કરી, તે બન્ને અરણીને મથવા માંડી ૪૪–૪૫ તેને મથવાથી યોગ્ય વસ્તુ આપનારો અગ્નિ તેમાથી ઉત્પન્ન થયો વેદવિદ્યાની વિધિ પ્રમાણે આહવનીય, ગાર્હપત્ય તથા દક્ષિણાગ્નિ એમ ત્રણ પ્રકારના અગ્નિ તેમાથી ઉત્પન્ન થયા, તેને પુરૂરવાએ પોતાના પુત્ર કરીને માન્યા ૪૬ અને ઉર્વશીના લોકમાં જવાની ઇચ્છાવાળા રાજાએ તે અગ્નિથી યજ્ઞના પતિ, અતીન્દ્રિય, એવા સર્વ દેવતામય શ્રીહરિનું યજન કર્યું ૪૭ પ્રથમ સર્વ વાણીઓના બીજરૂપ ૐકાર વેદરૂપે હતો એક નારાયણજ દેવરૂપ હતા, બીજો કોઇ પણ દેવ ન હતો એક લૌકિકાગ્નિ મનાતો હતો, તેના ત્રણ વિભાગ ન હતા અને જાતિ પણ ચાર ન હતી. પણ શુકલ નામની એક જાતિ હતી ૪૮ હે રાજન્ ! ત્રેતાયુગના આરંભમા પુરૂરવા રાજાથી ત્રણ વેદ થયા અને રાજા અગ્નિરૂપી પુત્રવડે ગંધર્વના લોકમા ગયો ૪૯

पुरूरवस एवासीत्त्रयी त्रेतामुखे नृप ।
अग्निना प्रजया राजा लोकं गांधर्वमेयिवान् ४९

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
चतुर्दशोऽध्यायः

# અધ્યાય ૧૫ મો.*

## પુરૂરવાના વંશનું વર્ણન.

श्रीशुक उवाच

ऐलस्य चोर्वशी गर्भात्षडासन्नात्मजा नृप ।
आयुः श्रुतायुः सत्यायुरथोऽथ विजयो जयः १

શુકદેવજી કહે છે–હે રાજન્ ! પુરૂરવાને ઉર્વશીથી આયુ, શ્રુતાયુ, સત્યાયુ, રય, વિજય તથા જય

* આ અધ્યાયમા પુરૂરવા રાજાના વંશમા ગાધિરાજ જન્મ્યા તેમના દૌહિત્રના પુત્ર પરશુરામે સહસ્રાર્જુનનો નાશ કર્યો એ કથા કહેવાશે

નામે છ પુત્રો થયા હતા ૧ તેઓમા શ્રુતાયુનો વસુમાન્, સત્યાયુનો શ્રુતજય, જયનો અમિત તથા વિજયનો ભીમ નામે પુત્ર હતો. ભીમનો કાચન, કાચનનો હોત્રક અને તેનો જહ્નુ નામે પુત્ર હતો જે જહ્નુ નામે ઋષિ ગંગાને પી ગયા હતા જહ્નુનો પુત્ર પુરૂ, પુરૂનો પુત્ર બલાક, બલાકનો પુત્ર અજક, ૩ તેનો કુશ અને કૂશના કુશાબુ, મૂર્તય, વસુ તથા કુશનાભ નામે ચાર પુત્રો હતા તેઓમા કુશાબુને ગાધિ નામે પુત્ર હતો ૪ તેની સત્યવતી નામે કન્યાનું ઋચિક બ્રાહ્મણે માગુ કર્યું હતુ ગાધિએ ઋચિકને કન્યા સમાન વર ન જાણી કહ્યુ કે, ૫ ચદ્રમાના જેવા ધોળા રગના અને જેઓનો એક તરફનો કાન કાળો હોય તેવા એક હજાર ઘોડા આપો તો કન્યા તમને આપવામા આવે આટલુ મૂલ્ય પણ આ કન્યાને માટે પૂરતુ નથી, કારણ કે અમે કુશિક વશના છીએ ૬ આ પ્રમાણે ઋચિકને કહ્યુ એટલે તે ત્યાથી વરુણની પાસે ગયો અને ત્યાથી ઘોડા લાવી ગાધિને આપી સત્યવતીને પરણ્યા ૭ પછી એક વાર પોતાની સ્ત્રીએ તથા સાસુએ સતાનની કામનાથી ઋચિક ઋષિની પ્રાર્થના કરી, તે ઉપરથી ઋષિ એક ચરુને બ્રાહ્મણના મત્રથી અને બીજા ચરુને ક્ષત્રિયના મત્રથી રાધીને નહાવા માટે ગયા. ૮ એટલામા સત્યવતીની માતાએ પોતાની પુત્રીનો ચરુ ઉત્તમ માનીને પુત્રીની પાસે તે ચરુની યાચના કરી, તે ઉપરથી સત્યવતીએ માતાને તે આપ્યો, અને માનો ચરુ પોતે ખાધો ૯ ઋષિ નહાઈને ઘેર આવ્યા અને ચરુમા અદલાબદલી થયેલી જોઈ બોલ્યા કે 'તે ભુડુ કર્યું' તારો પુત્ર મહા ભયકર તથા દડધારી થશે અને તારો ભાઈ વેદવેત્તા થશે ૧૦ તે સાભળીને સત્યવતીએ ઋચિક ઋષિને પ્રાર્થના કરી કે, "મહારાજ! એ પ્રમાણે ન થાય એમ કરો" એટલે ઋચિક બોલ્યા કે, તારો પુત્ર નહિ પણ પૌત્ર ભયકર અને શિક્ષા કરનારો થશે ત્યાર પછી ઋષિને જમદગ્નિ નામે એક પુત્ર થયો. ૧૧ જમદગ્નિની માતા કુશિક કુળની પુત્રી સત્યવતી મહા પવિત્ર સ્ત્રી હતી લોકને પવિત્ર કરનારી તે કૌશિકી નામે નદી થઈ અને તેના પુત્ર જમદગ્નિ રેણુની પુત્રી રેણુકાને પરણ્યા. ૧૨ ભાર્ગવ ઋષિથી રેણુકાને વસુમાન્ વગેરે પુત્રો થયા, તેઓમાં જે નાનો હતો તે પરશુરામને નામે પ્રખ્યાત થયો ૧૩ વિદ્વાનો તેમને ભગવાનના અશાવતાર તથા હૈહય કુલનો નાશ કરનાર કહે છે તથા તેમણે એકવીશ વાર પૃથ્વીને ક્ષત્રિય વિનાની કરી હતી ૧૪ આ વેળા પૃથ્વીના ભારભૂત દુષ્ટ ક્ષત્રિયો બ્રાહ્મણનો નાશ કરતા હતા તથા રજોગુણી અને તમોગુણી હતા ક્ષત્રિયો નાનો અપરાધ કરતા તોપણ પરશુરામ તેઓનો નાશ કરતા હતા ૧૫

પરીક્ષિતે પૂછ્યુ-ઇંદ્રિયોને અધીન એવા ક્ષત્રિયોએ પરશુરામનો એવો તે શો અપરાધ કર્યો હતો, કે જે અપરાધથી પરશુરામે ક્ષત્રિય કુળનો નાશ કર્યો હતો? ૧૬

શુકદેવજી કહે છે-હૈહય કુલના ક્ષત્રિયોનો અધિપતિ તથા ક્ષત્રિયોમા ઉત્તમ અર્જુન નામે એક ક્ષત્રિય હતો તેણે ભગવાનના અશાવતારરૂપ ભગવાન દત્તાત્રેયની સેવા અને આરાધના કરીને એક હજાર હાથ મેળવ્યા અને શત્રુઓમા દુરાધર્ષત્વને પ્રાપ્ત કર્યું હતુ, તેમજ અવ્યાહત એવું ઇંદ્રિયનું બળ, લક્ષ્મી, તેજ, યશ તથા માન તેણે સપાદન કર્યાં હતા. ૧૭-૧૮ ઉપરાત જેમા અણિમાદિક સિદ્ધિઓ રહેલી છે, એવુ યોગેશ્વરત્વ તથા ઐશ્વર્ય પણ તેણે દત્તાત્રેયની કૃપાથી સપાદન કર્યું હતુ અને લોકોમા પવનની પેઠે અટકયા વિના સર્વત્ર ફર્યા કરતો હતો. ૧૯ એક દિવસ મદવડે ભયકર સહસ્રાર્જુન કઠમાં વૈજયતી નામે માળા ધારણ કરી, ઉત્તમ પ્રમદાઓથી વિટાઈ, રેવા નદીના પાણીમા વિહરતો હતો, અને તેણે પાણીને એકઠુ તથા ઉડુ કરવા ભુજાઓથી પ્રવાહને અટકાવી રાખ્યો હતો. ૨૦ આ વેળા રાવણ રેવા નદીના કિનારા ઉપર છાવણી નાખીને પડયો હતો તેની તે છાવણી નર્મદા નદીના પાછા વળેલા પ્રવાહના પાણીથી ભીંજાઇ ગઇ. વીરનું અભિમાન રાખનાર રાવણે અર્જુનના તે પરાક્રમને સહન કર્યું નહિ, પણ તેની ટેવ ભૂલાવવા તેની સામે લડવા ગયો. ૨૧ સહસ્રાર્જુને રાવણને સ્ત્રીઓની સમક્ષ પકડી માહિષ્મતી નગરીમા કેદ કર્યો. પાછળથી તે

રાજાએ વાનરની પેઠે તેને છોડી મૂક્યો આવો તે રાજા પરાક્રમી હતો ૨૨ તે સહસ્રાર્જુન રાજા એક દિવસ વનમાં મૃગયા કરવા ગયો અને ફરતા ફરતા દૈવેચ્છાથી જમદગ્નિ ઋષિના આશ્રમમા જઈ ચઢચો ૨૩ ત્યા તપસ્વી એવા જમદગ્નિએ સેના, મ ત્રીઓ અને વાહનો સાથે રાજાનો હવિર્ધાની ગાયના પ્રભાવથી આતિથ્ય સત્કાર કર્યો ૨૪ હૈહય કુળના શૂરવીર રાજાએ તે મુનિનું ઐશ્વર્ય પોતાના કરતા અધિક જોઇ, તેમના સત્કારને વખાણ્યો નહિ, પરતુ સામુ તેમની કામધેનુ લેવાની ઇચ્છા કરી ૨૫ ગર્વથી પોતાના મનુષ્યોને ઋષિની કામધેનુ લેવા માટે આજ્ઞા કરી એટલે તેના યોદ્ધાઓ વાછડા સાથે બરાડા પાડતી કામધેનુને બલાત્કારે માહિષ્મતી નગરીમા લઇ ગયા ૨૬ પછી રાજા પણ આશ્રમમાથી નીકળી પોતાના નગર તરફ રવાના થયો એટલામા પરશુરામ આશ્રમમા આવ્યા અને રાજાની ગોહરણરૂપી દુષ્ટતા સાભળીને પાટુથી મારેલો સર્પ જેમ ક્રોધાયમાન થાય તેમ કોપી ઉઠચા ૨૭ અને ભયકર ફરશી ઢાલ તથા ભાથા સાથે ધનુષ લઈને સિહ જેમ યૂથપતિ હાથીની પાછળ દોડે, તેમ પાછા હઠાવી શકાય નહિ, એવા પરશુરામ સહસ્રાર્જુનની પાછળ દોડચા ૨૮ પેલા સહસ્રાર્જુને પોતાની નગરીમા પેસતા જ, પોતાની પાછળ વેગથી દોડચા આવતા પરશુરામને જોયા પરશુરામે ધનુષ બાણ અને ફરશીરૂપી આયુધો ધારણ કરેલા હતા શરીર ઉપર મૃગચર્મ ઓઢચુ હતુ અને માથે સૂર્યના જેવી પીળા રગની જટા હતી ૨૯ સહસ્રાર્જુને હાથી, રથ, ઘોડા, પાયદલ, ગદા, બાણ, તરવાર, ઋષ્ટિ, શતઘ્ની તથા સાગો સાથે અતિ ભયંકર એવી સત્તર અક્ષૌહિણી જેટલી સેનાને લડવા મોકલી. એકલા પરશુરામે તે સર્વેનો નાશ કરી નાખ્યો. ૩૦ મન અને પવનના જેવા વેગવાળા, શત્રુ પક્ષનો નાશ કરતા પરશુરામ, જ્યાં જ્યા ફરશીનો પ્રહાર કરતા, ત્યા ત્યાં ભુજાઓ, સાથળો અને સ્કધ કપાઇ જવાથી, તથા સારથિ અને વાહનો નાશ પામવાથી યોદ્ધાઓ પૃથ્વી ઉપર ઢળી પડતા હતા. ૩૧ લોહીના પ્રવાહોથી જ્યા આગળ કાદવ થયો હતો, એવી રણભૂમિ ઉપર પરશુરામના બાણોથી પોતાના સૈન્યની ઢાલો, ધ્વજાઓ, ધનુષ અને શરીર કપાઇ ગયા પોતાના સૈન્યને પૃથ્વી ઉપર પડેલુ જોઇ, સહસ્રાર્જુન રોષથી રણભૂમિ ઉપર આવ્યો. ૩૨ તેણે પાચસો હાથથી પાચસે ધનુષો ઉપર બાણો ચઢાવી પરશુરામના ઉપર મુકયા. અસ્ત્રધારીઓમા અગ્રણી તથા એક ધનુષધારી પરશુરામે, બાણો મારીને એકદમ તેના બાણોને કાપી નાખ્યા ૩૩ એટલે સહસ્રાર્જુન પોતાના હાથે પર્વતો અને વૃક્ષોને ઉપાડી વેગથી યુદ્ધમા પરશુરામની સામે ફેકવા લાગ્યો અને તેનાથી તેમને પ્રહાર કરવા લાગ્યો. એટલે પરશુરામે કઠોર ધારવાળી ફરશીથી જેમ સર્પની ફેણને કાપી નાખે તેમ જોરભેર તેની ભુજાઓ કાપી નાખી ૩૪ બધા હાથો કાપી નાખ્યા પછી પર્વતના શિખરની પેઠે સહસ્રાર્જુનના માથાને ફરશીથી કાપી નાખ્યુ અને તે તરત મરણ પામ્યો. પિતાનુ મરણ થવાથી તેના દશ હજાર પુત્રો ભયને લીધે ત્યાથી નાસી ગયા ૩૫ તે પછી શત્રુનો નાશ કરનાર પરશુરામે દુખી થયેલી કામધેનુને વાછડા સાથે પાછી વાળી ૩૬ અને પોતે કરેલું વીર કર્મ પોતાના પિતા તથા ભાઇઓની આગળ વર્ણવી બતાવ્યુ તે સાભળીને જમદગ્નિ બોલ્યા કે, ૩૭ હે રામ! તે પાપ કર્યું, તે સર્વ દેવતામય રાજાને વૃથા મારી નાખ્યો ૩૮ હે તાત! આપણે બ્રાહ્મણ છીએ, ક્ષમાથી પૂજાઇએ છીએ અને ક્ષમાથી લોકના ગુરુ બ્રહ્મા એવા પરમેષ્ઠીના પદને પામ્યા છીએ ૩૯ વળી ક્ષમાથી બ્રહ્મતેજ સૂર્યના તેજની સમાન શોભે છે, તેમ ભગવાન શ્રીહરિ ક્ષમાવતોને પ્રસન્ન થાય છે. ૪૦ મૂર્ધાભિષિક્ત રાજાનો નાશ તો બ્રહ્મહત્યા કરતાં પણ અધિક છે, માટે હે રામ! તુ ભગવાનનું સ્મરણ કરતો તીર્થ સ્થાનોમાં ફરીને પાપનો નાશ કર. ૪૧

राज्ञो मूर्धाभिषिक्तस्य वधो ब्रह्मवधाद्गुरुः ।
तीर्थसंसेवया चांहो जह्यङ्गाच्युतचेतनः ॥४१॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
पंचदशोऽध्यायः

# અધ્યાય ૧૬ મો *

## સહસ્રાર્જુનના પુત્રોએ વાળેલુ વેર.

શ્રીશુક ઉવાચ

पित्रोपशिक्षितो रामस्तथेति कुरुनन्दन ।
संवत्सरं तीर्थयात्रां चरित्वाऽऽश्रममाव्रजत् ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! પિતાએ ઉપદેશ આપ્યાથી પરશુરામ 'તથાસ્તુ' કહીને એક વર્ષ સુધી તીર્થયાત્રા કરી પાછા આશ્રમમા આવ્યા ૧ એક વાર રેણુકા પાણી ભરવા માટે ગંગાના તીર ઉપર ગયા હતા ત્યા આગળ ચિત્રરથ નામનો ગંધર્વનો રાજા કંઠમા કમળની માળા પહેરીને અપ્સરાઓની સાથે જળક્રીડા કરતો હતો. રેણુકા તેને જોવા લાગ્યા અને તેના ઉપર કંઇક ઇચ્છા થવાથી તે મુનિના હોમનો સમય વિસરી ગયા ૨–૩ પાછળથી હોમનો સમય થઇ ગયો, એમ જાણીને મુનિના શાપથી શંકાકુળ થઇ, આશ્રમમા આવ્યા અને પાણીનો કળશ ઋષિની સન્મુખ મુકી બે હાથ જોડીને ઉભા રહ્યા ૪ ઋષિ પોતાની સ્ત્રીનો માનસિક વ્યભિચાર જાણી ક્રોધાયમાન થઇ બોલ્યા કે, હે પુત્રો! આ પાપિણી સ્ત્રીનો નાશ કરો, પરંતુ પુત્રોએ પિતાની આજ્ઞા માની નહિ ૫ પછી પિતાએ પરશુરામને આજ્ઞા કરી કે, તુ તારી માતાની સાથે તારા ભાઇઓનો નાશ કર, એટલે તેણે ભાઇઓને માતાની સાથે મારી નાખ્યા, કારણ કે તે મુનિ જમદગ્નિના સમાધિના તથા તપના પ્રભાવને સારી રીતે જાણતા હતા ૬ પછી પુત્રના આજ્ઞાધારીત્વથી પ્રસન્ન થયેલા સત્યવતીના પુત્ર જમદગ્નિએ, પ્રસન્ન થઇ તેને વર માગવા કહ્યુ, એટલે પરશુરામે માગ્યુ કે, મારી મરી ગયેલી માતા અને ભાઇઓ જીવતા થાય અને મે તેઓનો નાશ કર્યો છે તે વાત તેઓ ભુલી જાય ૭ તે સાભળીને 'તથાસ્તુ' એમ મુનિએ કહ્યુ, કે તરત જાગીને ઉઠે તેમ તે સર્વે પરિશ્રમ વગર કુશળ ઉઠયા પરશુરામ પિતાના તપને અને પરાક્રમને જાણતા હતા, માટે તેણે સંબંધીઓનો નાશ કર્યો હતો ૮ હે રાજન્! સહસ્રાર્જુનના જે પુત્રો પોતાના પિતાનો પરશુરામે કરેલો નાશ સંભાર્યા કરતા હતા, અને પરશુરામના પરાક્રમથી હારી ગયા હતા, તેથી કોઇ ઠેકાણે તેઓને ચૈન પડતું ન હતું અર્થાત્ તેઓ વૈર વાળવા આતુર થઇ રહ્યા હતા ૯ એકવાર પરશુરામ ભાઇઓની સાથે વનમા ગયા, તે લાગ સાધીને સહસ્રાર્જુનના પુત્રો વેર વાળવાની ઇચ્છાથી તેમના આશ્રમમાં પેઠા. ૧૦

અને મુનિને, ભગવાન ઉત્તમ શ્લોકને વિષે બુદ્ધિ સ્થિર કરીને અગ્નિશાળામા સમાધિમા બેઠેલા દીઠા, કે પેલા પાપ કરવાના નિશ્ચયવાળા હૈહયોએ તે મુનિને મારવા માંડયા ૧૧ તે વખતે પરશુરામની દીન માતાએ અતિ દારુણ એવા તે ક્ષત્રિયોને ઋષિને ન મારવા માટે પ્રાર્થના કરી, તો પણ તે નીચ ક્ષત્રિયો બળાત્કારે મુનિનું મસ્તક કાપીને ચાલી ગયા ૧૨ સતી રેણુકા દુઃખ તથા શોકથી આતુર થઈ, હાથવતી છાતી અને માથુ કુટવા લાગી, તથા હે રામ! આમ ઘાટો પાડીને તે રડવા લાગી ૧૩ દૂર રહેલા પરશુરામ પોતાની માતાનો 'હે રામ!' એવો આતુરના જેવો શબ્દ સાભળીને વેગથી આશ્રમમા દોડી આવ્યા અને જોયુ તો પિતાને મરણ પામેલા દીઠા ૧૪ પિતાના મરણના દુઃખ, રોષ, અસહનતા, પીડા તથા શોકના વેગથી પરશુરામ મોહિત થઇ ગયા અને વિલાપ કરવા લાગ્યા કે, હે તાત! આપ અમારો ત્યાગ કરીને સ્વર્ગમા પધાર્યા ૧૫ આ પ્રમાણે વિલાપ કરી પિતાનો દેહ ભાઇને સોંપી પરશુરામ પોતે ફરશી લઇ ક્ષત્રિયોનો સંહાર કરવાનો વિચાર કરવા લાગ્યા ૧૬ હે રાજન્! તે બ્રહ્મહત્યા કરનાર રાજાથી નિસ્તેજ થયેલી માહિષ્મતી નગરીમા જઈ નગરીની વચ્ચે સહસ્રાર્જુનના પુત્રોના મંથા કાપીને તેનો મોટો પર્વત કર્યો ૧૭ વળી ક્ષત્રિયો જ્યારે દુષ્ટાચરણ કરવા લાગ્યા ત્યારે પરશુરામે, પોતાના પિતાના વધને એક કારણ ગણી બ્રાહ્મણોનો અપરાધ કરનાર લોકોને ભય આપનારી લોહીની એક ભયંકર નદી ચલાવી. ૧૮ રેણુકાએ એકવીશવાર છાતી કુટી હતી તેથી પરશુરામે એક

* આ અધ્યાયમા સહસ્રાર્જુનના પુત્રોએ જમદગ્નિનો નાશ કર્યો, તે ઉપરથી પરશુરામે ક્ષત્રિયોનો સદંતર સંહાર કર્યો, એ કથા કહેવામા આવશે

વીશવાર પૃથ્વીને નક્ષત્રિય કરી અને સ્યમંતપંચક નામે ક્ષેત્રમાં લોહીના નવ કુંડ બનાવ્યા ૧૯ પરશુરામે પિતાના શત્રુઓને મારીને પોતાના પિતાના મસ્તકને યજ્ઞમંડપમાં લાવી, પિતાના ધડની સાથે તેને સાંધી જીવતા કર્યા અને યજ્ઞો કરીને સર્વ દેવતામય તથા પોતાના સ્વરૂપ પરમાત્માનું યજન કર્યું ૨૦ તે યજ્ઞને અંગે હોતાને પૂર્વ દિશા, બ્રહ્માને દક્ષિણ દિશા, અધ્વર્યુંને પશ્ચિમ દિશા, ઉદ્‌ગાતાને ઉત્તર દિશા, ૨૧ બીજા બ્રાહ્મણોને ખુણાઓ, કશ્યપને મધ્યભાગ, ઉપદ્રષ્ટાને આર્યાવર્ત તથા સભાસદોને બાકીનો ભાગ દાનમાં આપ્યો ૨૨ આ રીતે દક્ષિણા આપ્યા પછી, પરશુરામ બ્રહ્મનદી એવી સરસ્વતી નદીમાં અવભૃથ સ્નાન કરીને સર્વ પાપમાંથી મુક્ત થઈ, વાદળમાંથી છુટા થયેલા સૂર્યની પેઠે શોભવા લાગ્યા ૨૩ પરશુરામના પિતા જમદગ્નિ પણ સ્મરણવાળો દેહ પામીને સપ્તર્ષિઓના મંડળમાં સાતમા ઋષિ થયા અને પરશુરામથી સત્કાર પામ્યા ૨૪ કમળ જેવા નેત્રવાળા ભગવાન પરશુરામ પણ હે રાજન્! આવતા મન્વંતરમાં સપ્તર્ષિઓમાંના એક ઋષિ થશે ૨૫ અને હમણાં તે અભિમાનનો ત્યાગ કરી શાંત બુદ્ધિથી મહેંદ્રાચળ ઉપર રહે છે અને સિદ્ધ, ગંધર્વ અને ચારણો તેમના ચરિત્રોનું ગાન કરે છે ૨૬ આ રીતે વિશ્વના આત્મા ભગવાન શ્રીહરિએ ભૃગુના કુળમાં અવતાર લઈને પૃથ્વીના ભારરૂપ ઘણા રાજાઓનો નાશ કર્યો ૨૭ ગાધિ રાજાને ત્યાં વિશ્વામિત્ર નામે મહાતેજસ્વી પુત્ર જન્મ્યો હતો, તે ઝગઝળાટ બળતા અગ્નિ જેવો તેજસ્વી હતો જેમણે તપશ્ચર્યા કરી, ક્ષાત્રનો ત્યાગ કરીને બ્રહ્મતેજ મેળવ્યું હતું ૨૮ હે રાજન્! તે વિશ્વામિત્રને સો પુત્રો હતા, તેઓમાં વચલો પુત્ર મધુચ્છંદા નામે હતો, તેથી તેઓ બધા મધુછંદસ કહેવાતા હતા ૨૯ ભૃગુના વંશમાં અજીગર્ત ઋષિનો પુત્ર શુનઃશેફ, કે જે હરિશ્ચન્દ્રના યજ્ઞમાં પુરુષ પશુ તરીકે વેચાયો હતો અને જે પ્રજાપતિ વગેરે દેવતાઓની સ્તુતિ કરીને વરુણના પાશમાંથી છુટ્યો હતો, અને દેવતાના યજ્ઞમાં દેવતાઓએ રક્ષા કરવાથી જે ગાધિના વંશમાં દેવરાત નામે પ્રખ્યાત થયો હતો, તે ભૃગુકુલોત્પન્ન શુનઃશેફને પોતાનો પુત્ર કરીને વિશ્વામિત્રે પુત્રોને કહ્યું કે, તમારે આને મોટો ભાઈ માનવો ૩૦-૩૨ મધુચ્છંદાથી જે મોટા પુત્રો હતા, તેઓએ તે વાત માની નહિ, તેથી મુનિએ ક્રોધાયમાન થઈ શાપ દીધો કે, તમે મ્લેચ્છ થાઓ. ૩૩ પછી પચાસ નાના પુત્રોની સાથે મ્હીને મધુચ્છંદાએ ઋષિને કહ્યું કે, આપ અમને જે આજ્ઞા કરશો તે અમે પાળીશું ૩૪ પછી તેઓએ મંત્રદ્રષ્ટા શુનઃશેફને મોટો ભાઈ માન્યો અને કહ્યું કે, અમે તારી પાછળ અનુસરનાર થઈશું પછી વિશ્વામિત્રે પુત્રોને કહ્યું કે, તમે પુત્રવાળા થશો, કારણ કે તમે મારું માન રાખી મને પુત્રવાળો કર્યો છે. ૩૫ હે કુશિકો! આ વીર દેવરાત આજથી તમારા વંશનો જ ગણાશે તે મારો પુત્ર છે માટે તમે તેને અનુસરજો આ ઉપરાંત વિશ્વામિત્રને અષ્ટક, હારીત, જય અને ક્રતુમદ વગેરે બીજા પુત્રો હતા ૩૬ આ પ્રમાણે વિશ્વામિત્રના અનેક પુત્રો હોવાથી કૌશિક ગોત્ર અનેક પ્રકારનું થયું, અને દેવરાતને મોટો પુત્ર કરવાથી ભૃગુકુળ બીજા પ્રવરવાળું થયું ૩૭

एवं कौशिकगोत्रं तु विश्वामित्रैः पृथग्विधम् ।
प्रवरांतरमापन्नं तद्धि चैव प्रकल्पितम् ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे षोडशोऽध्यायः

## અધ્યાય ૧૭ મો.*

### પુરૂરવાના વંશનું વર્ણન.

श्रीशुक उवाच

यः पुरूरवसः पुत्र आयुस्तस्याभवन् सुताः ।
नहुषः क्षत्रवृद्धश्च रजी रंभश्च वीर्यवान् ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે રાજેંદ્ર! પુરૂરવાનો આયુ નામે જે પુત્ર હતો તેને નહુષ, ક્ષત્રવૃદ્ધ, રજિ, પરાક્રમી રંભ તથા અનેના નામે પાંચ પુત્રો થયા હતા. તેઓમાં ક્ષત્રવૃદ્ધનો વંશ સાંભળો ક્ષત્રવૃદ્ધને સુહોત્ર નામે પુત્ર હતો સુહોત્રને કાશ્ય, કુશ અને ગૃત્સમદ નામે ત્રણ પુત્રો હતા તેઓમાં ગૃત્સ-

* આ અધ્યાયમાં પુરૂરવાના પુત્ર આયુના પાંચ પુત્રોમાં ક્ષત્રવૃદ્ધ વગેરે ચાર પુત્રોનો વંશ વર્ણવાશે

મદથી શુનક થયો તે શૌનક મુનિ ઋગ્વેદીઓમા શ્રેષ્ઠ ગણાય છે ૧-૩ કાશ્યનો પુત્ર કાશી, તેનો રાષ્ટ્ર, તેનો દીર્ઘતમા અને તેનો ધન્વતરિ થયો તે ધન્વતરિ આયુર્વેદના પ્રવર્તક, યજ્ઞમા ભાગ લેનાર, ભગવાનના અશાવતાર અને સ્મરણ કરવાથી પીડાને હરનાર કહેવાય છે તેનો કેતુમાન્ ને તેનો ભીમરથ થયો ૪-૫ ભીમરથનો પુત્ર દીવોદાસ હતો અને તેનો દ્યુમાન્ નામે પુત્ર હતો એ દ્યુમાન્ પ્રતર્દન કહેવાતો હતો, તે જ શત્રુજિત, વત્સ, ઋતધ્વજ તથા કુવલાશ્વને નામે પણ કહેવાતો હતો દ્યુમાનથી અલર્ક વગેરે પુત્રો થયા હતા ૬ હે રાજન્! છાસઠ હજાર વર્ષ સુધી અલર્ક રાજા વિના બીજા કોઇએ જુવાન રહીને આ પૃથ્વીનું રાજ્ય કર્યું ન હતુ ૭ અલર્કથી સતતિ નામે પુત્ર થયો, તેનાથી સુનીથ થયો, તેનાથી સુકેતન થયો, તેનાથી ધર્મકેતુ થયો, તેનાથી સત્યકેતુ થયો હતો, ૮ તેનાથી ધૃષ્ટકેતુ થયો, તેનાથી સુકુમાર, તેનાથી વીતિહોત્ર, તેનાથી ભર્ગ અને તેનાથી ભાર્ગભૂમિ થયો હતો ૯ આ રીતે કાશી રાજાના વશજ રાજાઓ પોતાના પરદાદા ક્ષત્રવૃદ્ધના વશને મળેલા છે આયુના પુત્ર રભનો પુત્ર રભસ હતો, તેનો ગભીર હતો અને તેનો અક્રિય હતો ૧૦ તે અક્રિયના ક્ષેત્રમા બ્રાહ્મણો ઉત્પન્ન થયા હતા હવે આયુના પુત્ર અનેનાનો વશ સાભળો અનેનાથી શુદ્ધ, શુદ્ધથી શુચિ, શુચિથી ત્રિકકુદ્, તેનાથી ધર્મ સારથિ, ૧૧ ને તેનાથી શાતરાય ઉત્પન્ન થયો હતો તે જ્ઞાની તથા કૃતકૃત્ય હતો રજિને અપાર બળશાળી પાચસો પુત્રો હતા ૧૨ દેવતાઓએ પ્રાર્થના કરવાથી રજિયે દૈત્યોનો નાશ કરીને ઇદ્રને સ્વર્ગનુ રાજ્ય પાછુ આપ્યુ હતુ પરતુ ઇન્દ્રે પ્રહ્લાદાદિક શત્રુઓથી ભય પામીને રજિનો સ્પર્શ કરીને તેને સ્વર્ગનુ રાજ્ય પાછુ આપીને, પોતાનુ શરીર અર્પણ કર્યુ હતુ રજિના મરણ પછી ઇન્દ્રે તેના પુત્રોની પાસેથી સ્વર્ગની માગણી કરી પરતુ રજિના પુત્રોએ સ્વર્ગ આપ્યુ નહિ તેમ યજ્ઞોના ભાગો તેઓ લેવા લાગ્યા પછી બૃહસ્પતિ પાસે અભિચાર મત્રથી અગ્નિમા હોમ કરાવ્યો, કે રજિના પુત્રો ધર્મના માર્ગથી ભ્રષ્ટ થયા, એટલે ઇન્દ્રે રજિના ધર્મમાર્ગથી ભ્રષ્ટ થયેલા પુત્રોને મારી નાખ્યા. ક્ષત્રવૃદ્ધના પૌત્ર કુશથી પ્રતિ નામે પુત્ર થયો હતો અને તેનાથી જય નામે પુત્ર થયો હતો ૧૩-૧૬ તેનાથી કૃત, કૃતનો હર્યવન, હર્યવનથી સહદેવ, સહદેવથી હીન અને હીનથી જયસેન નામે પુત્ર થયો હતો ૧૭ તેનો સકૃતિ, તેનો જય, અને તેનો ક્ષત્રધર્મા થયો. આ ક્ષત્રવૃદ્ધના વશના રાજાઓ કહ્યા અને હવે આયુના પુત્ર નહુષનો વશ કહુ તે સાભળો ૧૮

सकृतिस्तस्य च जय क्षत्रधर्मा महारथः ।
क्षत्रवृद्धान्वया भूपाः शृणु वंशं च नाहुषम् १८

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे सप्तदशोऽध्यायः

## અધ્યાય ૧૮ મો.†

### યયાતિ રાજાની કથા.

श्रीशुक उवाच

यतिर्ययातिः संयातिरायातिर्वियतिः कृतिः ।
षडिमे नहुषस्यासन्निन्द्रियाणीव देहिनाम् ॥१॥

શુકદેવજી કહે છે—દેહધારીઓને જેમ છ ઇંદ્રિયો હોય છે, તેમ નહુષ રાજાને યતિ, યયાતિ, સયાતિ, આયાતિ, વિયતિ તથા કૃતિ, નામે છ પુત્રો હતા ૧ તેઓમા રાજ્યનું પરિણામ જાણનાર યતિએ, પિતાએ રાજ્ય આપવા માડ્યુ તોપણ તે લેવાની ના પાડી કારણ કે રાજ્યની ખટપટમા દાખલ થયેલો પુરુષ પોતાના સ્વરૂપને જાણતો નથી ૨ નહુષ અમુક કાળ સુધી સ્વર્ગમા ઇન્દ્રના પદ ઉપર રહ્યો તેણે પોતાના રાજ્યકાળમા ઇન્દ્રાણી ઉપર બળાત્કાર કરવાથી, બ્રાહ્મણોએ તેને શાપ દઇ રાજ્યપદથી ભ્રષ્ટ કરીને અજગરની જાતિમા નાખ્યો. પછી તેનો બીજો પુત્ર યયાતિ, રાજા થયો હતો ૩ તે યયાતિ, કે જે શુક્રાચાર્યની તથા વૃષપર્વાની પુત્રીને પરણ્યો હતો, તે પોતાના ચાર ભાઇઓને ચાર દિશાઓમા રાજ્ય કરવાની આજ્ઞા કરીને, પોતે પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યો ૪

† આ અધ્યાયમા નહુષના પુત્ર યયાતિ કે જેની જરાવસ્થા પાચ પુત્રોમા સાથી નાના પુત્રે લીધી હતી તેની કથા કહેવાશે.

પરીક્ષિતે પૂછ્યુ –ભગવાન શુક્રાચાર્ય બ્રહ્મર્ષિ હતા અને યયાતિ ક્ષત્રિય હતા, ત્યારે ક્ષત્રિય અને બ્રાહ્મણ વચ્ચે પ્રતિલોમ વિવાહ કેમ થયો ? ૫

શુકદેવજીએ કહ્યુ–એક દિવસે દૈત્યના રાજા વૃષપર્વાની શર્મિષ્ઠા નામે કન્યા, સખીઓ સાથે જોડાઈને ગુરુની પુત્રી દેવયાનીની સાથે, જ્યા ફૂલઝાડો ભરપુર હતા અને જ્યા સરોવરના કિનારા ઉપર ભમરાઓ ગુજારવ કરતા હતા, એવા મધુવન નામે ઉદ્યાનમા ફરવા ગઈ હતી ૬–૭ કમળ જેવા નેત્રવાળી તે સર્વ કન્યાઓ કિનારા ઉપર વસ્ત્રો મૂકી તળાવમા જળક્રીડા કરવા ઉતરી હતી, ૮ એટલામા ભગવાન શકરને પાર્વતી સાથે નદીકેશ્વર ઉપર બેસીને ત્યાથી જતા જોઈને પેલી કન્યાઓ શરમાઈ ગઈ તળાવમાથી એકાએક એટલે બહાર નીકળી તેઓ પોતાના વસ્ત્રો પહેરવા લાગી ૯ તેઓમા શર્મિષ્ઠાએ અજાણતા ગુરુ પુત્રીનું વસ્ત્ર પોતાનું ધારીને પહેરી લીધુ, તેથી દેવયાની ગુસ્સે થઈને આ પ્રમાણે કહેવા લાગી આ દાસીનું અયોગ્ય કર્મ તો જુઓ ! યજ્ઞમા કુતરી બલિને ગ્રહણ કરે, તેમ મારે પહેરવાનું વસ્ત્ર આણે કેવુ પહેરી લીધુ ૧૧ જે બ્રાહ્મણોએ તપવડે વિશ્વ રચ્યુ છે, જેઓ પરમ પ્રકાશ સ્વરૂપ પરમાત્માને અતઃકરણમા ધારણ કરે છે, જેઓએ લોકોને વેદનો કલ્યાણકારી માર્ગ બતાવ્યો છે, ૧૨ દેવતાઓના પતિ લોકપાળો તથા વિશ્વના આત્મા શ્રીનિવાસ એવા ભગવાન વાસુદેવ પણ જેમની સ્તુતિ કરે અને સેવા પૂજા કરે છે, એવા બ્રાહ્મણો ઉત્તમ છે, અને તે બ્રાહ્મણોમા પણ અમે ભૃગુના વશના છીએ અને આનો પિતા અસુર અમારો શિષ્ય છે, છતા પણ શૂદ્ર જેમ વેદને ધારણ કરે, તેમ આણે મારા વસ્ત્રો ધારણ કર્યા છે ૧૩–૧૪

આ રીતે ગુરુપુત્રી ગાળો દેવા લાગી, એટલે પગથી દબાવેલી નાગણની પેઠે રોષથી નિઃશ્વાસ નાખતી શર્મિષ્ઠાએ દાતવતી હોઠને દબાવી, દેવયાનીને કહ્યુ કે, ૧૫ અરે ભિખારણી ! પોતાની સ્થિતિ જાણ્યા વિના તુ શું બકબકાટ કરે છે ? કુતરા જેમ પોતાના ધણીની ગરજ રાખે છે, તેમ તુ શુ અમારા ઘરની ગરજ નથી રાખતી ? ૧૬ આ પ્રમાણે શર્મિષ્ઠાએ ઘણા કઠોર વચનોથી દેવયાનીનો તિરસ્કાર કરી, ક્રોધને લીધે તેનું વસ્ત્ર હરી લઈ, તેને કુવામાં નાખી, ૧૭ પોતે ઘેર ગઈ તે પછી મૃગયા કરવા નીકળેલો યયાતિ રાજા પાણી પીવાની ઈચ્છાથી ફરતો ફરતો દૈવેચ્છાથી તે કુવાની પાસે આવી ચઢ્યો, ત્યા તેણે કુવામા દેવાયાનીને દીઠી ૧૮ દયાળુ રાજાએ નગ્ન દેવયાનીને, પોતાનુ ઉત્તરીય વસ્ત્ર પહેરવા આપી પોતાના હાથથી તેનો હાથ પકડીને કુવામાથી બહાર કાઢી ૧૯ પછી શુક્રાચાર્યની પુત્રીએ પ્રેમથી ભરેલી વાણી વડે રાજાને કહ્યું કે, હે રાજન્ ! તમે મારો હાથ પકડી મને અંગીકાર કરી છે, માટે હવે મારો હાથ ગ્રહણ કરનારો બીજો કોઈ માણસ થવો ન જોઈએ. હે વીર ! આપણ બન્નેનો આ સબધ પુરુષે કરેલો નથી, પરતુ ઈશ્વરે કરેલો છે ૨૦–૨૧ હુ અહીં કુવામા પડી હું ત્યા આગળ તમારુ અચાનક આવવું થયુ, તે ઈશ્વરેચ્છાથી જ થયુ છે હે રાજન્ ! બૃહસ્પતિનો પુત્ર કચ, કે જેને મે પૂર્વે શાપ દીધો હતો, તેના શાપથી પણ બ્રાહ્મણ મારુ પાણિગ્રહણ કરશે નહિ ૨૨

યયાતિ રાજાએ આ કાર્ય શાસ્ત્ર વિરુદ્ધ હોવાને લીધે પોતાને ગમતુ ન હતુ, તોપણ દૈવે મેળવી આપ્યુ જાણીને તથા પોતાનું મન તેના ઉપર આસક્ત થયેલુ છે એમ જાણીને, દેવયાનીની માગણી સ્વીકારી ૨૩ અને તે પોતાના નગર તરફ ચાલ્યો ગયો પછી દેવયાનીએ રડતા રડતા પિતાની આગળ શર્મિષ્ઠાએ કહેલા કઠોર વચનો તથા તેણે પોતાને કુવામા નાખી હતી, તે સર્વ વાત જણાવી ૨૪ તે સાભળીને શુક્રાચાર્યને ખેદ થયો તે ગોરપદાનો તિરસ્કાર કરતા તથા ઉંચ્છવૃત્તિ ( એક એક દાણો વીણીને તેના ઉપર આજીવિકા ચલાવવી તે વૃત્તિ )ના વખાણ કરતા પુત્રી સાથે નગરમાથી બહાર નીકળ્યા. ૨૫ એટલામા વૃષપર્વા, ' શુક્રાચાર્ય દેવતાઓનો વિજય કરાવવાના અભિપ્રાયથી નગરીનો ત્યાગ કરીને જાય છે " એમ જાણી તેમની પાછળ ગયો અને માર્ગ વચ્ચે તેમના પગમા મસ્તક મૂકી અટકાવ્યા ૨૬ શુક્રાચાર્યનો ક્રોધ અર્ધ ક્ષણ રહ્યો. પછી પોતાના શિષ્ય વૃષપર્વાને તેમણે કહ્યુ કે તારે

મારુ કામ હોય તો તું મારી પુત્રીની મરજી સાચવ, કારણ કે હુ એ કન્યાનો ત્યાગ કરવાને સમર્થ નથી ૨૭ તે સાભળીને રાજા 'તથાસ્તુ' કહી ઉભો રહ્યો દેવયાનીએ પોતાના મનની વાત કહી કે મારા પિતા મને જેની સાથે પરણાવે અને હુ જ્યા જાઉં ત્યા તારી પુત્રી પોતાની હજાર દાસીઓની સાથે મારી પાછળ આવે, તે વાત તને કબુલ છે? જો કબુલ હોય તો હુ આ નગરમા રહેવાને ખુશી છુ ૨૮ પોતાના સબધીઓ ઉપર આવેલુ સકટ જોઇને તથા શુક્રાચાર્યના રહેવાથી પોતાના કાર્યનું ગૌરવ સિદ્ધ થશે એમ ધારી શર્મિષ્ઠાએ દાસીની પેઠે હજાર દાસીઓની સાથે દેવયાનીની સેવા કરવાનુ કબુલ રાખ્યુ ૨૯ શુક્રાચાર્યે દેવયાની યયાતિ રાજાને પરણાવીને, તેની સેવામા દાસી તરીકે સાથે શર્મિષ્ઠાને આપી અને તેને કહ્યુ કે, તારે કોઇ પણ દિવસ આ શર્મિષ્ઠાને શય્યામા લેવી નહિ ૩૦ પછી હે રાજન્! કોઈ એક દિવસ સતી શર્મિષ્ઠાએ દેવયાનીને સતાનવાળી જોઈને ઋતુકાળમા એકાત પ્રદેશમા પોતાની સખીના પતિ યયાતિની ગર્ભાધાન માટે પ્રાર્થના કરી ૩૧ રાજાની પુત્રીએ સતાન માટે પ્રાર્થના કરી એટલે ધર્મવેત્તા યયાતિ રાજાએ "રાજપુત્રીની કામના પુરવી,' એ પણ એક માર્ગ ધર્મ છે, એમ વિચારી તથા શુક્રાચાર્યે કહ્યુ હતુ કે "તારે શર્મિષ્ઠાની શય્યામા શયન કરવુ નહિ,' તે વચન સભારીને, સમય ઉપર કામથી નહિ પણ દૈવેચ્છાથીજ મળેલા તે સ્ત્રીસગને સ્વીકાર્યો અને શર્મિષ્ઠાને ગર્ભ રહ્યા ૩૨ દેવયાનીએ યદુને તથા તુર્વસુને જન્મ આપ્યો અને વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાએ દ્રુહ્યુને, અનુને તથા પુરુને જન્મ આપ્યો ૩૩ રાજા સાથે સગ કરવાથી વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાને પોતાના પતિથી ગર્ભ રહ્યા છે એમ જાણીને માનવાળી દેવયાની ક્રોધાવિષ્ઠ થઈ પિતાને ઘેર નાસી ગઈ ૩૪ પછી કામી યયાતિ પ્રિયાની પાછળ ગયો અને અનુકૂળ વચનોથી તેના ચરણ ચાપવા લાગ્યો દેવયાનીને તે પ્રસન્ન કરી શક્યો નહિ, ૩૫ એટલામા શુક્રાચાર્ય ત્યા આવ્યા, તેમણે ક્રોધાયમાન થઇ યયાતિને કહ્યુ કે, હે સ્ત્રી લપટ! જુઠ્ઠા! મૂર્ખ! જા મનુષ્યોને બેડોળ કરી નાખનારી વૃદ્ધાવસ્થા તને આવશે. ૩૬ યયાતિ રાજા બોલ્યો-હે મહારાજ! તમારી પુત્રીને વિષે મારી કામના હજી પૂર્ણ થઈ નથી માટે ક્ષમા કરો શુક્રાચાર્ય બોલ્યા કે, જે પુરુષ તારી જરા અવસ્થાને ધારણ કરે તે પુરુષની અવસ્થા સાથે તુ ભલે ઇચ્છાનુસાર તારી વૃદ્ધાવસ્થાને અદલ બદલ કરજે ૩૭ આ પ્રમાણે વૃદ્ધાવસ્થા માટે વ્યવસ્થા મેળવ્યા પછી રાજાએ વડા પુત્ર યદુને કહ્યુ કે, હે યદુ! મારી આ વૃદ્ધાવસ્થા કે જે તારા માતામહે કરી છે, તેને લે અને તારી તરુણાવસ્થાવડે કેટલાએક વર્ષો સુધી મને વિષયોપભોગ કરવા દે ૩૮-૩૯

યદુ બોલ્યો-આ તરુણાવસ્થામા તમારા તરફથી પ્રાપ્ત થયેલી વૃદ્ધાવસ્થા ભોગવવાને હુ ઇચ્છતો નથી કારણ કે પુરુષ સસારના સુખને જાણ્યા વિના તૃષ્ણા રહિત થતો નથી ૪૦ યયાતિ રાજાએ તુર્વસુને, દ્રુહ્યુને, અને અનુને જરા લેવાનુ કહ્યુ, પરતુ તે સર્વ ધર્મથી જાણીતા ન હતા, તેમ જ નાશવત દેહને નિત્ય માનનરા હતા, તેથી તેઓએ યયાતિને ના પાડી ૪૧ પછી યયાતિએ અવસ્થામા નાના છતા જ્ઞાનમા મોટા, પુત્ર નામે પુરુને કહ્યુ કે, હે વત્સ! તારે મને મોટા ભાઈઓની પેઠે ના પાડવી ઘટિત નથી ૪૨

પુરુ બોલ્યો-હે રાજન્! આ સસારમા કયો પુરુષ પોતાના દેહને ઉત્પન્ન કરનાર પિતાના ઉપકારનો બદલો વાળી શકે છે? પિતાની કૃપા થવાથી પુરુષ પરમાત્માના સ્વરૂપને પામે છે ૪૩ આ સસારમા જે પુત્ર પિતાના મનની વાત માન્ય રાખે છે, તેને ઉત્તમ પુત્ર જાણવો પિતાના કહેવાથી જે કાર્ય કરે છે, તેને મધ્યમ પુત્ર જાણવો, અને શ્રદ્ધા વિના કાર્ય કરે તેને અધમ પુત્ર જાણવો, અને પિતાના કહેવા છતા કાર્ય કરતો નથી તેને પિતાનું નરક સમજવો ૪૪ આ રીતે પુરુએ પિતાની વૃદ્ધાવસ્થાને સ્વીકારી અને યયાતિ રાજા પુત્રની તરુણાવસ્થાથી મનગમતી રીતે વિષયો ભોગવવા લાગ્યો ૪૫ આ પ્રમાણે સાત દ્વીપના પતિ યયાતિ રાજા પોતાની પ્રજાનુ પિતાની પેઠે સારી રીતે પાલન કરવા લાગ્યા. અને અવ્યાહત એવી ઇદ્રિયોથી ઇચ્છાનુસાર વિષ-

ચોનો ઉપભોગ કરવા લાગ્યા. ૪૬ તેમની પ્રિયતમા દેવયાની પણ મન, વાણી, કાયા તથા જુદા જુદા પદાર્થોથી એકાંતમા પોતાના પ્રિયતમની પરમ પ્રીતિ સંપાદન કરવા લાગી ૪૭ આ પ્રમાણે વિષયોપભોગ કરતા યયાતિ રાજાએ, છેવટે આકાશમા જેમ મેઘની પંક્તિ ચઢે, તેમ જે પરમાત્માને વિષે આ જગત્ રહેલુ છે અને તે જગત્ સ્વપ્ન, માયા અને મનો રથની પેઠે જ્યા સુધી ઇન્દ્રિયોની વૃત્તિઓની પ્રવૃત્તિ હોય છે, ત્યા સુધી નાના પ્રકારનું ભાસે છે અને નિવૃત્તિ હોય છે, ત્યારે જગત્ બ્રહ્મરૂપે ભાસે છે તે જ સર્વ દેવતામય, સર્વ વેદમય, અને યજ્ઞપુરુષ શ્રીહરિનું ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરીને યજન કર્યું ૪૮-૪૯ પછી સર્વની બુદ્ધિમા રહેનાર, સૂક્ષ્મમા પણ સૂક્ષ્મ એવા તે જ ભગવાન નારાયણને હૃદયમા ધારણ કરી નિષ્કામતાથી તેમનું યજન કર્યું ૫૦ ચક્રવર્તી યયાતિ રાજાએ એ પ્રમાણે અવળે માર્ગે ચઢી ગયેલી તથા જેમા મન છઠ્ઠું છે, એવી ઇન્દ્રિયો વડે સાઠ હજાર વર્ષો સુધી કામભોગ ભોગવ્યો, તોપણ તેને તૃપ્તિ થઈ નહિ ૫૧

**एव वर्षसहस्राणि मन. षष्ठैर्मन सुखम् ।**
**विदधानोऽपि नातृप्यत्सार्वभौमः कदिन्द्रियैः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे नवमस्कन्धे**
**अष्टादशोऽध्याय'**

## અધ્યાય ૧૯ મો.[§]

### યયાતિને આવેલો વૈરાગ્ય.

**श्रीशुक उवाच**

**सइत्थमाचरन्कामान् स्त्रैणोऽपह्नवमात्मनः ।**
**बुद्ध्वा प्रियाये निर्विण्णो गाथामेतामगायत ॥**

શુકદેવજી કહે છે-હે રાજન્ ! યયાતિ રાજા કામનાઓનો ઉપભોગ કરતો હતો, ત્યારે પોતાનું સ્વરૂપ ઢંકાઈ ગયુ જાણીને મનમા ખિન્ન થયો, અને પોતાની સ્ત્રીને નીચે પ્રમાણે એક પ્રાચીન કથા કહેવા લાગ્યો ૧ હે ભૃગુની પુત્રી ! વનમા રહેનાર ધીર પુરુષો, ગામમા રહેનાર વિષયી પુરુષને માટે શોચ કરે છે. મારા જેવા પૃથ્વી ઉપર રહેલા વિષયી પુરુષનું જેમા ચરિત્ર સમાયલુ છે, એવી આ પ્રાચીન કથા તમે સાભળો ૨ કોઈ એક બકરો વન વિષે પોતાને મનગમતુ શોધતો ફરતો હતો, એટલામા તેણે પોતાના કર્મને લીધે કુવામા પડેલી કોઈ એક બકરીને દીઠી એટલે પેલા કામી બકરાએ બકરીનો ઉદ્ધાર કરવા માટે ઉપાય શોધ્યો અને શિંગડાની અણીવતી કુવાના બે કિનારા ઉપરની માટી ખોદી નાખી તેને તેમાથી બહાર નીકળવાનો રસ્તો કર્યો. પેલી સુંદર નિતંબવાળી બકરી કુવામાથી બહાર નીકળી, તેજ બકરા ઉપર આસક્ત થઈને તેને વરી તેણે વરેલા બકરાને, પતિની ઇચ્છાવાળી ઘણી બકરીઓ જોવા માત્રમા શરીરે પુષ્ટ, દાઢી-મૂછવાળા, એવા મનોહર બકરાને જ વરી અને બકરાઓમાં ઉત્તમ એવો તે ઘણી બકરીઓની પ્રીતિમા વધારો કરતો, તે બકરીઓની સાથે વિહાર કરવા લાગ્યો દુષ્ટ કામદેવરૂપી ગ્રહથી ગ્રસાવાને લીધે પોતાના સ્વરૂપને તે ભુલી ગયો ૫-૬ કેટલોક કાળ વીત્યા પછી કુવામા પડેલી પેલી બકરીએ પોતાના પતિને બીજી બકરીની સાથે રમતા જોયો, એટલે બકરી તે સહન કરી શકી નહિ ૭ તે ઉપરથી મનમા દુષ્ટતાવાળા અને ઉપરથી સ્નેહીનો ડોળ ઘાલનાર, ક્ષણિક પ્રીતિવાળા અને વિષયોમા આનંદ માનનાર કામી પતિનો ત્યાગ કરી તે પોતાના પાલકની પાસે ગઈ ૮ એટલે પેલો લંપટ બકરો દીન બની તેને પ્રસન્ન કરવા તેની પાછળ ગયો રસ્તામા બે મે શબ્દો કરવા લાગ્યો તોપણ બકરી તો મનાઈ નહિ ૯ એટલામા ત્યા એક બ્રાહ્મણ જે તે બકરીનો માલીક હતો તેણે બકરાને ખસ્સી કર્યો પણ સાધવાનો ઉપાય જાણનારા તે બ્રાહ્મણે પેલી બકરીના કામભોગ માટે ફરીને તેના વૃષણો સાધી આપ્યા ૧૦ હે કલ્યાણિ ! પુરુષત્વ મળ્યા પછી તે બકરો કુવામાથી મળી આવેલી બકરી સાથે ઘણા કાળથી વિષયો ભોગવે છે, છતા હજી સંતુષ્ટ થતો નથી ૧૧ હુ પણ તેવીજ રીતે રાંક અને તારા પ્રેમ પાશમા બંધાઈ ગયો છુ અને તારી માયાથી મોહિત થયો

§ આ અધ્યાયમા યયાતિ રાજા બકરાના જેવુ પોતાનું ચરિત્ર સંભળાવી વિરક્ત થઈને મુક્તિ પામ્યો એ કથા કહેવામા આવશે

છુ, તેથી મારા પોતાના આનંદમય સ્વરૂપને ભુલી ગયો છુ ૧૨ આ પૃથ્વી વિષે વ્રીહિ, યવ વગેરે જેટલું ધાન્ય છે, જેટલુ સોનુ છે, જેટલા ઢોર છે તથા જેટલી સ્ત્રીઓ છે, તે સર્વ પદાર્થો મળે તોપણ વખતો વખત વધનારી તૃષ્ણાથી પરાભવ પામેલા પુરુષને તે સંતુષ્ટ કરી શકતા નથી ૧૩ વિષયોનો ઉપભોગ કરવાથી કોઇ દિવસ કામના શાંત થતી નથી, પરંતુ અગ્નિ જેમ ઘીથી શાંત ન પડતા વધે છે તેમ કામનાઓથી ઉપભોગ વધે છે ૧૪ પુરુષ જ્યારે સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખે છે ત્યારે તેને સર્વ દિશાઓ સુખમય લાગે છે ૧૫ દુષ્ટ બુદ્ધિવાળાઓની તૃષ્ણાનો ત્યાગ થઇ શકતો નથી અને જે તૃષ્ણા મનુષ્ય જીર્ણ થયા છતા પણ જીર્ણ થતી નથી, તે દુ ખોથી ભરપુર તૃષ્ણાનો, કલ્યાણની કામનાવાળા પુરુષે ત્યાગ કરવો જોઇએ ૧૬ મા, બેન અથવા તો દીકરી સાથે એક આસન ઉપર ભરાઇને બેસવુ નહિ, કારણ કે બળવાન એવો ઇંદ્રિયોનો સમૂહ વિદ્વાનને પણ મોહિત કરે છે ૧૭ વારંવાર વિષયોનુ સેવન કરતા મને એક હજાર વર્ષ થયા તોપણ તે તૃષ્ણા મટતી નથી, ૧૮ માટે હુ તે તૃષ્ણાનો ત્યાગ કરી પરબ્રહ્મમા મન લગાડી સુખ દુ ખ રહિત તથા અહંકારરહિત થઇ મૃગોની સાથે વનમા ફરીશ ૧૯ આ જગતમા જે કંઈ જોવામા અને સાભળવામા આવે છે તે મિથ્યા છે, એમ જાણીને તેનું ધ્યાન રાખવુ નહિ, તેમ તેનુ સેવન પણ કરવુ નહિ, કારણ કે તે વસ્તુઓને સંભારવાથી કે સેવન કરવાથી સંસારમા જન્મ, મરણ તથા સ્વસ્વરૂપનો નાશ થાય છે ૨૦

આ પ્રમાણે પોતાની સ્ત્રીને કહીને ઇચ્છારહિત યયાતિ રાજાએ પુરુની તરુણાવસ્થા પુરુને પાછી આપીને તેની પાસેથી પોતાની વૃદ્ધાવસ્થા પાછી લીધી ૨૧ પછી દ્રુહ્યુને અગ્નિ ખુણાનો, યદુને દક્ષિણ દિશાનો, તુર્વસુને પશ્ચિમ દિશાનો અને અનુને ઉત્તર દિશાનો રાજા બનાવ્યો ૨૨ આખા ભૂમંડળના રાજ્ય ઉપર રાજાઓમા મહાશ્રેષ્ઠ એવા પુરુનો અભિષેક કરી, તેના મોટા ભાઇઓને તેની સત્તામા રાખી, યયાતિ રાજા વનમા ગયો ૨૩ માળામા રહેલું પક્ષી પાંખો આવ્યા પછી જેમ માળાનો ત્યાગ કરે છે તેમ યયાતિ રાજાએ પણ ઘણા વર્ષો સુધી વિષયો ભોગવનાર ઇંદ્રિયોનો ક્ષણમા ત્યાગ કરી દીધો ૨૪ પછી પ્રખ્યાતિ પામેલા યયાતિ રાજાએ વનમા રહીને સર્વ સંગનો ત્યાગ કરી, આત્માના અનુભવથી ત્રણ ગુણમય લિંગ શરીરનો ત્યાગ કરીને નિર્મળ અને માયાથી પર એવા પરબ્રહ્મરૂપ ભગવાનમા પરમ શરણ એવી ગતિને મેળવી ૨૫ સ્ત્રી પુરુષ વચ્ચે સ્નેહને લીધે વિકળ ભાવ રહે છે, તેથી રાજાએ મશ્કરીના જેવુ જે કંઈ કહ્યુ હતુ, તે સર્વ કૃત્રિમ ગાથા દેવયાનીએ સાભળી. રાજાએ પોતાને નિવૃત્તિ માર્ગમા ઉત્તેજન આપ્યુ હોય એમ માન્યુ ૨૬ અને પછી વાટમાર્ગુઓનો મેળો જેમ પાણીની પરબ ઉપર એકઠો થાય છે તેમ ઈશ્વરને અધીન રહેલા સગા સંબંધી વગેરે લોકોનો એક ઠેકાણે મેળો થાય છે, તે સમર્થ એવા ભગવાનની માયાથી થાય છે, એમ જાણીને ૨૭ સર્વ વસ્તુ સ્વપ્ન જેવી મિથ્યા ધારીને, તે ઉપરથી આસક્તિ ઉઠાડી દીધી દેવયાનીએ શ્રીકૃષ્ણને વિષે મન પરોવી છેવટ પોતાના લિંગ શરીરનો ત્યાગ કર્યો ૨૮ સર્વને ઉત્પન્ન કરનાર એવા આપ ભગવાન વાસુદેવને નમસ્કાર હો તથા સર્વ પ્રાણીઓમા વાસ કરનાર શાંતમૂર્તિ અને પરબ્રહ્મરૂપ આપને નમસ્કાર હો ૨૯

नमस्तुभ्यं भगवते वासुदेवाय वेधसे ।
सर्वभूताधिवासाय शान्ताय बृहते नम २९

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
एकोनविंशोऽध्यायः

# અધ્યાય ૨૦ મો.*

## દુષ્યંત અને શકુંતલા.

श्रीशुक उवाच
पूरोर्वंशं प्रवक्ष्यामि यत्र जातोऽसि भारत ।
यत्र राजर्षयो वंश्या ब्रह्मवंश्याश्च जज्ञिरे ॥१॥

* આ અધ્યાયમા જેને પ્રભુ કૃપાથી ચક્રવર્તી રાજ્ય મળ્યુ હતુ એવા પુરુના વંશમા થયેલા દુષ્યંતના પુત્ર ભરતનો ઇતિહાસ છે

શુકદેવજી કહે છે—હે રાજન્! જે વંશમા તમે ઉત્પન્ન થયા છો તથા જે વંશમા કુલીન રાજર્ષિઓ તથા કુલીન બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે તે પુરુવંશની કથા સાભળો. ૧ પુરુને જન્મેજય નામે પુત્ર હતો. તેનો પ્રચિન્વાન, તેનો પ્રવીર, તેનો નમસ્યુ અને તેનો ચારુપદ નામે પુત્ર થયો ૨ તેનો સુધુ, તેનો બહુગવ, તેનો સંયાતિ, તેનો અહંયાતિ અને તેનો રૌદ્રાશ્વ થયો. ૩ રૌદ્રાશ્વને ઘૃતાચી અપ્સરામા ઋતેયુ, કુક્ષેયુ, સ્થંડિલેયુ, કૃતેયુ, જલેયુ, સંતતેયુ, ધર્મેયુ, સત્યેયુ, વ્રતેયુ તથા નાનો વનેયુ, નામે દશ પુત્રો થયા જગતના આત્મારૂપ પ્રાણને જેમ દશ ઇંદ્રિયો અધીન રહે છે તેમ દશ પુત્રો રૌદ્રાશ્વને અધીન રહેતા ૪-૫ ઋતેયુને રંતિભાર નામે પુત્ર થયો રંતિભારને ત્રણ પુત્રો થયા સુમતિ, ધ્રુવ અને અપ્રતિરથ તેઓમા અપ્રતિરથનો કણ્વ, કણ્વનો મેધાતિથિ અને તેનાથી પ્રસ્કણ્વ વગેરે બ્રાહ્મણપુત્રો થયા સુમતિને રૈભ્ય અને રૈભ્યને દુષ્યંત નામે પુત્ર થયો ૬-૭ દુષ્યંત રાજા એકવાર મૃગયા કરવા માટે વનમા ગયા ત્યાથી કણ્વ ઋષિના આશ્રમમાં ગયા ત્યા આગળ પોતાની કાંતિથી ચારે તરફના પ્રદેશને શોભાવતી લક્ષ્મીના જેવી એક કન્યા બેઠી હતી ૮ તે દેવતાની માયા જેવી મનોહર કન્યાને જોઈને રાજા મોહી પડ્યો પછી કેટલાક યોદ્ધાઓથી પરિવૃત્ત કામતપ્ત દુષ્યંત રાજાએ હર્ષીને મનોહર અવયવવાળી તે સ્ત્રીને પૂછ્યુ કે, ૯-૧૦ હે કમલનયના! તું કોણ છે? કોની પુત્રી છે અને આ રમણીય વનમા શું કરે છે ૧૧ તુ રાજકન્યા હોય એમ મને સ્પષ્ટ લાગે છે, કારણ કે પુરુવંશના રાજાઓનું મન કોઈ પણ દિવસ અધર્મમા પ્રીતિ કરતું નથી. ૧૨

શકુંતલા બોલી—હું રાજર્ષિ વિશ્વામિત્રની પુત્રી છુ અને મેનકાએ મને વનમા તજી દીધી છે આ વાત ભગવાન કણ્વ જાણે છે હે વીર! તમારી શી આજ્ઞા છે તે કહો? ૧૩ હે કમળનયન! અહીં વિશ્રામ કરો, અમારો સત્કાર સ્વીકારો, સામો તૈયાર છે તેનું ભોજન કરો અને ઇચ્છા હોય તો રહી જાઓ. ૧૪

દુષ્યંતે કહ્યું—હે સુંદર સ્ત્રી! તું કુશિક વંશમાં જન્મેલી હોવાથી તને આવું સત્કારવાળુ બોલવું શોભે છે. રાજાઓની કન્યાઓ પોતાની મેળે જ યોગ્ય પતિ શોધી લે છે ૧૫

શુકદેવજી કહે છે—તે સાભળીને શકુંતલાએ હા કહી એટલે દેશ તથા કાળના વિભાગને જાણનાર દુષ્યંત રાજાએ ગાંધર્વવિધિથી ધર્મ પ્રમાણે શકુંતલાની સાથે લગ્ન કર્યું ૧૬ પછી તે રાજર્ષિ શકુંતલામા ગર્ભાધાન કરીને બીજે દિવસે પોતાના નગર તરફ ગયો અને શકુંતલાએ સમય થયો એટલે એક પુત્રને જન્મ આપ્યો. ૧૭ કણ્વે વનમાં કુમારને વેદોક્ત જાતકર્માદિક સર્વ સંસ્કારો કર્યા. તે કુમાર મોટા સિંહોને બાધીને તેમની સાથે રમત કરતો હતો ૧૮ પછી પ્રમદાઓમા ઉત્તમ એવી શકુંતલા ભગવાનના અંશના અંશમાથી ઉત્પન્ન થયેલા મહા તેજસ્વી ને પરાક્રમી કુમારને લઇ પતિની પાસે ગઇ ૧૯ દુષ્યંતે પોતે કરેલા લગ્ન વિસરી જવાથી સ્ત્રી તથા પુત્રનો સ્વીકાર કર્યો નહિ તે સમયે આકાશમાથી સર્વ સાભળતા એવી આકાશવાણી થઇ ૨૦ કે, માતા તો ભાથા જેવી છે અને પુત્ર છે તે તો પિતાનો કહેવાય છે. કારણ કે જેનાથી જે ઉત્પન્ન થયુ હોય તે તે રૂપ ગણાય છે માટે હે દુષ્યંત! તુ આ પુત્રનુ ભરણ પોષણ કર અને શકુંતલાનો અનાદર કર નહિ ૨૧ પુત્રને માટે માતાપિતા વચ્ચે વિવાદ થાય ત્યારે ધર્મ રાજાની સભામા પિતા પુત્રને લઇ જાય છે, માતાને પુત્ર મળતો નથી હે રાજન્! વંશ વધારનારો પુત્ર પિતાને પુન્ નામના નરકમાથી તારે છે માટે તે પુત્ર કહેવાય છે

આ પ્રમાણે કહ્યા પછી દુષ્યંતે શકુંતલાને અને તેના પુત્રને સ્વીકાર્યાં. ૨૨ કેટલોક કાળ ગયા પછી દુષ્યંત મરણ પામ્યો, અને રાજા ભરત ચક્રવર્તી થયો શ્રીહરિના અંશમાથી ઉત્પન્ન થયેલા તેનો મહિમા પૃથ્વી ઉપર હજી પણ ગવાય છે. ૨૩ એના જમણા હાથમા ચક્ર ને પગમાં કમળના કોશનું ચિહ્ન હતું. તે અધિપતિ તથા સમર્થ એવા ભરત રાજાએ, ગંગા અને યમુના નદીના કિનારા ઉપર મામતેય ઋષિને પુરોહિત કરી, પંચાવન અશ્વમેધ યજ્ઞોથી શ્રીહરિનું યજન કર્યું હતું. ૨૪-૨૫

તેમજ દુષ્યંતના પુત્ર ભરતે ઇકોતેર પવિત્ર ઘોડાઓ બાંધ્યા હતા અને બ્રાહ્મણોને ઘણું ધન આપ્યું હતું ઉપરાંત અગ્નિચયન નામે વેદોક્ત કર્મ પણ કર્યું હતું અને તેમાં પ્રત્યેક બ્રાહ્મણને એક એક લક્ષ ગાય દાનમાં આપી હતી [૨૬] વળી તેતરીસે ઘોડા બાંધીને સર્વ રાજાઓને તેણે છક કરી નાખ્યા હતા અને દેવતાઓના કરતા પણ તેના વૈભવો વધારે શ્રેષ્ઠ હતા છેવટે તે ભગવાનની માયાને તરી જઈ શ્રીહરિની ગતિને પામ્યો હતો વળી તે રાજાએ વૈદિક કર્મોમાં ધોળા દાંતવાળા, શરીરે કાળા રંગના અને સુવર્ણથી શણગારેલા મૃગ જાતિના ચૌદ લાખ હાથીઓ દાનમાં આપ્યા હતા [૨૭-૨૮] ભરત રાજાનું પરાક્રમ મહા આશ્ચર્યકારક હતું જેમ પૂર્વના કોઈ પણ પુરુષો બે હાથવતી સ્વર્ગમાં ગયા નથી અને હવે પછીના લોકો પણ હાથવતી સ્વર્ગમાં જશે નહિ તેમ જ પૂર્વના કોઈ પણ રાજાઓએ ભરત રાજાના જેવું મહા આશ્ચર્યજનક કર્મ કર્યું નથી અને હવે પછીના રાજાઓ કરશે પણ નહિ [૨૯] તે રાજાએ દિગ્વિજયમાં કિરાતોનો, હૂણોનો, યવનોનો, આંધ્રોનો, બર્બરોનો, શકોનો, બ્રાહ્મણોને પીડા કરનાર રાજાઓનો તથા સર્વ મ્લેચ્છ લોકોનો સંહાર કરી નાખ્યો હતો [૩૦] તેમજ પૂર્વે જે અસુરો દેવતાઓને જીતીને રસાતળ પાતાળનું રાજ્ય કરતા હતા અને મનુષ્યોની સાથે દેવતાઓની સ્ત્રીઓને રસાતળ પાતાળમાં લઈ ગયા હતા, તે સર્વને ભરત રાજા પાછી લાવ્યા હતા [૩૧] આકાશ અને પૃથ્વી, ભરત રાજાની સર્વ પ્રજાઓની કામના પુરતા હતા અને ભરત રાજાએ સર્વ દિશાઓમાં સત્યાવિશ હજાર વર્ષ સુધી આજ્ઞા ચલાવી હતી [૩૨] એ ચક્રવર્તી રાજાએ, લોકપાળ તથા દેવના જેવું ઐશ્વર્ય, ચક્રવર્તીની લક્ષ્મી અને અસ્ખલિત આજ્ઞા ચલાવી હતી પ્રાણ એ મિથ્યા છે એમ માનીને સર્વનો સંગ છેલ્લે તેણે છોડી દીધો હતો [૩૩]

હે રાજન્ ! તે ભરત રાજાને વિદર્ભ કુળની ત્રણ સ્ત્રીઓ હતી તેઓને જે પુત્રો થતા તેમને જોઈને રાજા કહેતો હતો કે, આ પુત્રો મારા જેવા નથી, તેથી રાજા આપણને દુષ્ટ જાણી આપણો ત્યાગ કરશે, એમ ધારીને પેલી સ્ત્રીઓ ઉત્પન્ન થતા પુત્રોનો નાશ કરતી હતી [૩૪] આ રીતે ભરત રાજાનો વંશ નષ્ટ થવા આવ્યો એટલે સંતાન માટે મરુત દેવોનું તેણે યજન કર્યું મરુત દેવોએ રાજાને ભરદ્વાજ નામે પુત્ર આપ્યો [૩૫] આ ભરદ્વાજની ઉત્પત્તિ વિષે એવી કથા છે કે, બૃહસ્પતિ, પોતાના ભાઈ ઉતથ્યની ગર્ભવતી સ્ત્રી મમતા સાથે જાર રમવાને તૈયાર થયો તે વેળા બીજા ગર્ભનો ઉદરમાં અવકાશ ન હોવાથી ગર્ભમાં રહેલા બાળકે તિરસ્કાર પૂર્વક બૃહસ્પતિને તેમ કરતા અટકાવ્યા, એટલે બૃહસ્પતિએ, ક્રોધાયમાન થઈ ગર્ભને આંધળો થા, એવો શાપ દઈને મમતાની ઉપર બલાત્કાર કર્યો ગર્ભમાં રહેલો પેલો દીર્ઘતમા, બૃહસ્પતિના શાપથી જો કે આંધળો થયો તોપણ તેણે બૃહસ્પતિના સત્વને લાત મારીને જનનદ્વારની બહાર કાઢી નાખ્યું તે વીર્ય પૃથ્વી ઉપર પડતા તેમાથી એક કુમાર ઉત્પન્ન થયો [૩૬] પતિ ત્યાગને ભયે મમતા બીજાના સત્વથી ઉત્પન્ન થયેલા તે બાળકનો ત્યાગ કરવા તૈયાર થઈ તે વખતે બૃહસ્પતિ તથા તેની વચ્ચે જે પરસ્પર વાત થઈ તેનો શ્લોક એવો છે કે, જેમાથી પેલા કુમારના નામનો નિર્ણય થાય છે એ શ્લોક દેવતાઓ નીચે પ્રમાણે ગાવા લાગ્યા. [૩૭] પારકાના વીર્યથી ઉત્પન્ન થયેલા પુત્રને તજી દઈને મમતા જવા લાગી, એટલે બૃહસ્પતિ બોલ્યા કે મૂર્ખિ ! આપણાથી ઉત્પન્ન થયેલા પુત્રનું પોષણ કર તારે તેનો ભય રાખવો નહિ આ બીજાના વીર્યમાંથી ઉત્પન્ન થયો તોપણ ક્ષેત્ર તો તારા પતિનું છે. એટલે મમતા બોલી-હે બૃહસ્પતિ ! તમે આ બાળકનું પોષણ કરો કારણ કે તે અનીતિથી ઉત્પન્ન થયેલો છે, માટે હું એકલી તેનું પોષણ કરીશ નહિ આ પ્રમાણે વાતચિતમાં તેઓ પરસ્પર વિવાદ કરવા લાગ્યા. મમતા તથા બૃહસ્પતિ બન્ને છેવટ તેનો ત્યાગ કરીને ચાલ્યા ગયા સ્ત્રી તથા પુરુષના ભાષણ ઉપરથી ભર (પોષણ કર) દ્વાજ (બન્નેથી ઉત્પન્ન થયેલા પુત્રનું) આથી ભરદ્વાજ એવું નામ પડ્યું. [૩૮] આ ગાથાથી દેવતાઓએ મમતાને પુત્રનું પોષણ કરવા કહ્યું, તો પણ તેણે પોતાનો પુત્ર પારકાના

વીર્યથી ઉત્પન્ન થયેલો હોવાથી, તેને મિથ્યા પુત્ર માની ત્યાગ કર્યો મરુત દેવોએ તેનું પોષણ કર્યું અને જ્યારે ભરતનો વંશ નાશ પામવાનો વખત આવ્યો ત્યારે તેના વંશમા એને આપ્યો [૩૯]

चोद्यमाना सुरैरेव मत्वा वितथमात्मजम् ।
व्यसृजन्मरुतोऽबिभ्रन् दत्तोयं वितथेऽन्वये ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कन्धे
विंशतितमोऽध्याय:

# અધ્યાય ૨૧ મો.*

## રતિદેવ અને અજમીઢનું વૃતાંત.

श्रीशुक उवाच

वितथस्य सुतो मन्युर्बृहत्क्षत्रो जयस्तत ।
महावीर्यो नरो गर्गः सङ्कृतिस्तु नरात्मज १

શુકદેવજી કહે છે—હે પરીક્ષિત રાજન્! ભરત રાજાનો વંશ નિર્વંશ જતો હતો, તેથી ભરદ્વાજને બ્રાહ્મણ છતા પણ તેણે દત્તક લીધો તેથી તેનું નામ વિતથ પડ્યુ વિતથને મન્યુ નામે પુત્ર હતો અને મન્યુને બૃહત્ક્ષત્ર, જય, મહાવીર્ય, નર તથા ગર્ગ નામે પાચ પુત્રો થયા, તેઓમા નરનો સંકૃતિ થયો [૧] સંકૃતિને ગુરુ તથા રંતિદેવ બે પુત્રો થયા તેઓમા રંતિદેવની કીર્તિ આ લોકોમા તથા પરલોકમા ગવાય છે. [૨] રંતિદેવ, ઉદ્યમ વિના જે કંઈ વસ્તુ દૈવેચ્છાથી મળતી તેની ઉપર આજીવિકા ચલાવતો પોતે ભૂખ્યો રહીને પણ પોતાને જે મળે તે યાચકોને આપી દેતો તેની પાસે કંઇ રહેતું નહતું અને મોટા કુટુંબની સાથે દુઃખ પામવા છતા તે ધીરજ રાખતો [૩] એક વાર પાણી પીધા વિના અડતાળીસ દિવસો વહી ગયા અને ઓગણપચાસમે દિવસે પ્રભાતમા તેને ઘી, દૂધપાક, કંસાર તથા જળ મળી આવ્યા મહાદુઃખી થયેલા કુટુંબની સાથે ક્ષુધા અને તૃષાથી પીડાતો રંતિદેવ દૈવેચ્છાથી મળેલુ ભોજન કરવાની તૈયારી કરતો હતો, એટલામા એક બ્રાહ્મણ ત્યા ગયો. [૪–૫] સર્વને વિષે ભગવાનને જોનાર રંતિદેવે શ્રદ્ધાસંપન્ન થઇ, તે અતિથિને આદરભાવ આપી તેને ભોજન કરાવ્યુ બ્રાહ્મણ ભોજન કરીને ગયો. એટલે રંતિદેવ બાકી રહેલુ અન્ન જમવાની તૈયારી કરતો હતો, એટલામા વળી એક બીજો શૂદ્ર અતિથિ તરીકે આવી ચઢ્યો. રંતિદેવે ભગવાનનું સ્મરણ કરીને પોતાના ભોજનમાંથી તેને પણ ભોજન કરાવ્યુ [૬–૭] શૂદ્ર ભોજન કરીને ગયા પછી કુતરાઓની સાથે એક ત્રીજો અતિથિ ભોજન માટે આવીને ઉભો રહ્યો અને બોલ્યો કે, હે રાજન્! હું મારા આ પરિવાર સાથે ભૂખ્યો છુ, માટે મને અન્ન આપો [૮] તે સાભળીને રંતિદેવે ઘણા માનની સાથ તેનો આદરભાવ કરીને બાકી જે કંઈ અન્ન વધેલું હતુ, તે આપીને પેલા કુતરાને તથા કુતરાના સ્વામીને પ્રણામ કર્યા [૯]

આ પ્રમાણે સર્વ ભોજન અતિથિએ જમાનોડવામા પુરુ થયુ અને માત્ર પાણી રહ્યુ તે પણ એક જણ પીએ તેટલુ જ રહ્યુ હતુ રંતિદેવ પીવા જતો હતો એટલામા વળી એક ચાડાળ ત્યા આવી ચઢ્યો અને તેણે કહ્યુ કે, હે રાજન્! હું નીચ જાતિનો છુ મને પાણી પીવા આપો [૧૦] રંતિદેવ તે ચાડાળની ઘણા પરિશ્રમવાળી અને દયાથી ભરપુર એવી વાણી સાભળી દયા આવવાથી ખિન્ન થયો અને બોલ્યો કે, [૧૧] હુ ઇશ્વરની પાસેથી અષ્ટ મહાસિદ્ધિવાળા ઉત્તમ ઐશ્વર્યની અથવા તો મોક્ષની ઇચ્છા રાખતો નથી, પંતુ સર્વ પ્રાણીઓને વિષે રહીને તેઓની પીડા ભોગવવાની ઇચ્છા રાખુ છુ, કે જેને લીધે સર્વ પ્રાણીઓ દુઃખરહિત થાય [૧૨] રાક અને જીવવાની ઇચ્છાવાળા પ્રાણીને જીવાડવા માટે હુ પાણી આપુ છુ, તે જળદાનને લીધે મારો ભુખ-તરસનો પરિશ્રમ, શરીરનો પરિશ્રમ દીનતા, થાક, શોક તથા દુઃખ એ સર્વ દૂર થાઓ [૧૩] આ પ્રમાણે કહીને સ્વભાવથી દયાળુ અને ધીર એવો રાજા પોતે તરસે મરવાને તૈયાર થયો તોપણ તેણે ચંડાળને પીવા માટે પાણી આપ્યુ [૧૪] પાણી આપતી વખતે જ ત્રણ લોકના અધિપતિપણાના ફળની ઇચ્છાવાળાઓને ફળ આપનાર બ્રહ્માદિક દેવતાઓ જેઓ ઇશ્વરની માયાથી શૂદ્ર, કુતરાના ઉપરી તથા ચાડાળ થઈને

* આ અધ્યાયમા ભરતનો વંશ વર્ણવતા તે વંશમા જન્મેલા રંતિદેવ તથા અજમીઢનુ વૃત્તાત કહેવાશે

આવ્યા હતા, તેઓએ પોતાનુ સ્વરૂપ રતિદેવને દેખાડયુ. [૧૫] એટલે સ્પૃહારહિત અને સર્વ સગરહિત એવા તે રાજાએ વાસુદેવ એવા ભગવાનને વિષે પરમ ભક્તિ હોવાથી તેઓને માત્ર નમસ્કાર કર્યા, પરતુ કઈ માગ્યુ નહિ [૧૬] હે રાજન્! તે રતિદેવ મનમા ભગવાન ઈશ્વરનુ અવલબન ગખતો ઈશ્વર વિના બીજા કોઇ પદાથમા તેની બુદ્ધિ આસક્ત ન હતી, તેથી તેની ત્રિગુણાત્મક માયા સ્વપ્નની પેઠે લય પામી હતી [૧૭] વળી રતિદેવને અનુસરનાર સર્વ લોકો તેના પ્રસગના બળથી યોગી તથા નારાયણમા પરાયણ થયા [૧૮] મન્યુના પુત્ર ગર્ગથી શિનિ નામે પુત્ર થયો ને તેનો ગાર્ગ્ય થયો એ સર્વ ક્ષત્રિયમાથી બ્રાહ્મણ થયા મન્યુના પુત્ર મહાવીર્યથી દુરિતક્ષય, તેનાથી ત્રય્યારુણિ, કવિ ને પુષ્કારુણિ નામે ત્રણ પુત્રો થયા તેઓ પણ બ્રાહ્મણ વર્ણમા ગણાયા મન્યુના પુત્ર બૃહત્ક્ષત્રને હસ્તી નામે પુત્ર થયો હતો, કે જેણે હસ્તીનાપુર વસાવ્યુ. [૧૯–૨૦] હસ્તીને અજમીઢ, દ્વિમીઢ તથા પુરુમીઢ નામે ત્રણ પુત્રો હતા તેઓમા અજમીઢના વશમા પ્રિયમેધ આદિક બ્રાહ્મણો થયા [૨૧] અજમીઢથી બૃહદિષુ નામે પુત્ર થયો તેને બૃહદ્ધનુ નામે પુત્ર થયો હતો તે પછી તેનો પુત્ર બૃતત્કાય, તેનો જયદ્રથ, તેનો વિશદ અને તેનો સેનાજિત થયો તેઓમા સેનાજિતને રુચિરાશ્વ, દૃઢહનુ, કાસ્ય તથા વત્સ નામે પુત્રો થયા [૨૨–૨૩] તેઓમા રુચિરાશ્વને પાર નામે પુત્ર થયો તેને પૃથુસેન તથા નીપ નામે બે પુત્રો થયા હતા, તેમા નીપને સો પુત્ર થયા [૨૪] નીપ રાજાએ શુકદેવની પુત્રી કૃત્વીમા બ્રહ્મદત્ત નામે એક પુત્ર ઉત્પન્ન કર્યો તે યોગી બ્રહ્મદત્તે સરસ્વતી નામે સ્ત્રીમા વિશ્વક્સેન નામે પુત્રને ઉત્પન્ન કર્યો [૨૫] બ્રહ્મદત્તે જૈગીષવ્યના ઉપદેશથી યોગશાસ્ત્રનો એક ગ્રથ કર્યો વિશ્વક્સેનથી ઉદક્સ્વન નામે પુત્ર થયો, તેનાથી ભલ્લાદ થયો આ રીતે બૃહદિષુના વશજો વર્ણવ્યા. [૨૬] દ્વિમીઢને યવીનર નામે પુત્ર હતો તેનાથી કૃતિમાન્ પુત્ર થયો, તેનો સત્યધૃતિ, તેનો દૃઢનેમિ, અને તેનો સુપાર્શ્વ થયો [૨૭] સુપાર્શ્વથી સુમતિ, તેનાથી સન્નતિમાન અને તેનાથી કૃતિ થયો હતો. જે કૃતિએ હિરણ્યનાભની પાસેથી યોગવિદ્યા સપાદન કરીને પ્રાચ્યસામોની છ સહિતાઓ રચી, પોતાના શિષ્યોને ભણાવી હતી તે કૃતિથી નીપ, તેનાથી ઉગ્રાયુધ, તેનો ક્ષેમ્ય, તેનાથી સુવીર, તેનાથી રિપુજય અને તેનાથી બહુરથ નામે પુત્ર થયો હતો હસ્તીનો પુત્ર પુરુમીઢ સતાન રહિત હતો અજમીઢનો નલિની નામે સ્ત્રીથી નીલ થયો હતો અને નીલથી શાતિ નામે પુત્ર થયો. [૨૮–૩૦] શાતિનો સુશાતિ, તેનો પુત્ર પુરુજ, તેનો અર્ક અને તેનો ભર્મ્યાશ્વ થયો તે ભર્મ્યાશ્વનો મુદ્ગલ, યવીનર, બૃહદિશુ, કાપિલ્ય તથા સજય નામે પાચ પુત્રો થયા. ભર્મ્યાશ્વે પુત્રોને જોઈને કહ્યુ કે, 'આ મારા પાચ પુત્રો પાચ દેશનુ રક્ષણ કરવાને સમર્થ છે તે ઉપરથી તે પાચ પુત્રો 'પચાલ' નામે પ્રખ્યાત થયા હતા તેઓમા મુદ્ગલથી બ્રાહ્મણો થયા, તેમનું ગોત્ર મૌદ્ગલ્ય કહેવાય છે [૩૧–૩૩] ભર્મ્યાશ્વના પુત્ર મુદ્ગલને ત્યા બે સતાન સાથે થયા, તેમા પુત્રનું નામ દિવોદાસ હતુ અને કન્યાનું નામ અહલ્યા હતું અહલ્યાથી ગૌતમે શતાનદ નામે પુત્રને ઉત્પન્ન કર્યો હતો [૩૪] શતાનદને સત્યધૃતિ નામે પુત્ર થયો હતો, તે ધનુર્વિદ્યામા કુશળ હતો, તેનાથી શરદ્વાન નામે મુનિ જન્મ્યા હતા. (ઉર્વશીને જોયાથી તેનુ વીર્ય કાસડાના ઝુબડામાં પડયુ તેનાથી એક ઉત્તમ જોડલુ ઉત્પન્ન થયુ હતું) મૃગયા કરવા વનમા ફરતા શતનુ રાજા તે જોડલાને જોઇને દયા આવવાથી તેને પોતાને ઘેર લાવ્યા. તેઓમા પુરુષ હતા તે કૃપાચાર્ય અને કન્યા તે કૃપી હતા, જે દ્રોણાચાર્યની સાથે પરણ્યાં હતા [૩૫]

तद्दृष्ट्वा कृपया ऽगृह्णाच्छंतनुर्मृगयां चरन्।
कृप कुमर कन्या च द्रोणपत्न्यभवत्कृपी ३६

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
एकविंशोऽध्याय



# અધ્યાય ૨૨ મો.*

## દિવોદાસનો વંશ.

### श्रीशुक उवाच

**मित्रेयुश्च दिवोदासाच्च्यवनस्तत्सुतो नृप ।**
**सुदासः सहदेवोऽथ सोमको जंतुजन्मकृत् १**

શુકદેવજી કહે છે–હે રાજન્! દિવોદાસથી મિત્રેયુ, તેનાથી ચ્યવન, તેનો સુદાસ, તેનો સહદેવ ને તેનો સોમક થયો તેનાથી જંતુ નામે પુત્ર થયો. ૧ સોમકને સો પુત્રો હતા, તેઓમાં મોટો જંતુ હતો અને નાનો પૃષત્ હતો. તે પૃષતને દ્રુપદ થયો અને દ્રુપદને દ્રૌપદી નામે કન્યા અને ધૃષ્ટદ્યુમ્ન વગેરે પુત્રો થયા ૨ ધૃષ્ટદ્યુમ્નથી ધૃષ્ટકેતુ થયો. આ સર્વ ભર્મ્યાશ્વ વંશમા થયેલા પંચાલ રાજાઓ કહેવાય છે હવે ઉપર કહેલા હસ્તીના પુત્ર અજમીઢને ઋક્ષ નામે એક બીજો પુત્ર હતો ઋક્ષને સંવરણ નામે પુત્ર હતો, તેણે સૂર્યની કન્યા તપતીમા કરુ નામે પુત્ર ઉત્પન્ન કર્યો એને પરીક્ષિત, સુધનુષ, જહ્નુ તથા નિષધાશ્વ નામે ચાર પુત્રો થયા હતા. ૩–૪ તેઓમા સુધનુષને સુહોત્ર, તેને ચ્યવન, તેને કૃતિ અને તેને ઉપરિચર વસુ થયો. તે ઉપરિચર વસુને બૃહદ્રથ, કુશામ્બ, મત્સ્ય, પ્રત્યગ્ર તથા ચેદિપ થયા અને તેઓ ચેદિ દેશના રાજાઓ કહેવાયા. તેઓમા બૃહદ્રથથી કુશાગ્ર થયો, તેનાથી ઋષભ, તેનાથી સત્યહિત, તેનાથી પુષ્પવાન અને તેનાથી જહ્નુ થયો વળી બૃહદ્રથથી બીજી સ્રીમા બે વિભાગ જન્મ્યા હતા ૫–૭ તેથી તે બાળકની માતાએ રસ્તા ઉપર નાખી દીધા, અને જરા નામની રાક્ષસીએ 'જીવ જીવ' એમ બોલી, રમાડીને તે બન્ને ભાગને સાધ્યા તેમાથી જરાસંધ થયો. ૮ તેનાથી સહદેવ થયો, તેનાથી સોમાપિ, તેનાથી શ્રુતશ્રવા થયો. કરુનો પુત્ર પરીક્ષિત સંતાન વિનાનો હતો કુરુના જહ્નુને સુરથ થયો ૯ તેનાથી વિદૂરથ, તેનાથી સાર્વભૌમ, તેનાથી જયસેન, તેનાથી રાધિક અને તેનાથી અયુત થયો. ૧૦ તેનાથી ક્રોધન, તેનાથી દેવાતિથિ, તેનાથી ઋષ્ય, તેનો દિલીપ અને તેનાથી પ્રતીપ નામે પરાક્રમી પુત્ર થયો. ૧૧ પ્રતીપને દેવાપિ, શંતનુ ને બાહ્લીક નામે ત્રણ પુત્રો હતા. તેઓમાંથી દેવાપિ પિતાનું રાજ્ય તજીને વનમાં ગયો ૧૨ શંતનુ રાજા પૂર્વે મહાભિષના નામથી પ્રખ્યાત હતો. હાથવતી જેનો તે સ્પર્શ કરતો તે તરુણ થતો અને ઉત્તમ પ્રતિની શાંતિ મેળવતો. તે કૃતિથી તેનુ શંતનુ નામ પડ્યું. તે શંતનુ રાજાના રાજ્યમા બાર વર્ષ સુધી વરસાદ વરસ્યો નહિ, ત્યારે બ્રાહ્મણોએ રાજાને કહ્યુ કે, મોટા ભાઈ જીવતા છતા તું રાજ્ય કરે છે તેથી તું પરિવેત્તા છે. અર્થાત્ તેનો દોષ લાગ્યો છે માટે તું દેશ અને નગરની વૃદ્ધિ માટે મોટા ભાઇને રાજ્ય આપ. ૧૩–૧૫

આ પ્રમાણે બ્રાહ્મણોએ કહ્યું એટલે શંતનુ વનમાં જઈ આર્થના કરવા લાગ્યો કે, રાજ્યરક્ષણ એ ક્ષત્રિયનો ધર્મ છે, માટે, તમે રાજ્યને સ્વીકારો. પરંતુ શંતનુના મંત્રી અશ્મરાવે દેવાપિને પાખંડી કરી રાજ્યને માટે અયોગ્ય કરવા જે બ્રાહ્મણોને મોકલ્યા હતા, તેઓએ પાખંડ મતનો ઉપદેશ કરી દેવાપિને વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યો તેથી તે વેદની નિંદા કરવા લાગ્યો. એ ઉપરથી તે અયોગ્ય થઈ પડ્યો અને શંતનુને જે દોષ હતો તે દોષ દૂર થયો કે તે જ વખતે વૃષ્ટિ થઈ અને દેવાપિ યોગવિદ્યાનો આશ્રમ કરી કલાપ નામના ગામમા રહ્યો. ૧૬–૧૭ કલિમા નાશ પામેલા સોમવંશની સત્યયુગના આરંભમા સ્થાપના કરશે. શંતનુના ભાઇ બાહ્લીકથી સોમદત્ત નામે પુત્ર થયો. સોમદત્તથી ભુરિ, ભુરિશ્રવા અને શલ નામે ત્રણ પુત્રો થયા શંતનુને ગંગા નામે સ્રીથી ભીષ્મ થયા. તે આત્મજ્ઞાની, સર્વ ધર્મવેત્તાઓમા શ્રેષ્ઠ, વિદ્વાન તથા વીરમંડળમાં અગ્રણી હતા. જેમણે યુદ્ધમા પરશુરામને પ્રસન્ન કરી લીધા હતા. શંતનુ રાજાને માછીમારની કન્યા સત્યવતી નામે બીજી સ્રીથી ચિત્રાંગદ તથા વિચિત્રવીર્ય નામે બે પુત્રો થયા તેમાં ચિત્રાંગદને ગંધર્વ ચિત્રાંગદે મારી નાખ્યો હતો. સત્યવતી જ્યારે પરણી ન હતી, ત્યારે ભગવાન પરાશર ઋષિનો સંગ થવાથી જેને વિષે સાક્ષાત્ ભગવાનના અંશ-

* આ અધ્યાયમા દિવોદાસનો વંશ વર્ણવતા જરાસંધ, યુધિષ્ઠિર, દુર્યોધન આદિ રાજાઓની ઉત્પત્તિ કહેવામા આવશે.

રૂપ વેદવ્યાસ અવતર્યા હતા, તે વેદની રક્ષા કરનાર વેદવ્યાસ પાસેથી હું આ ભાગવત સંહિતા ભણ્યો. હતો. ભગવાન વેદવ્યાસે પણ પોતાના પૈલ આદિ શિષ્યોનો ત્યાગ કરીને મને શાંત ગુણવાળાને પરમ ગુહ્ય જ્ઞાન બતાવ્યું હતુ. શંતનુથી ઉત્પન્ન થયેલા વિચિત્રવીર્ય રાજા, ભીષ્મે સ્વયંવરમાંથી બલાત્કારે આણેલી અંબિકા અને અંબાલિકા નામે બે કન્યાઓને પરણ્યા અને તેના ઉપર આસક્ત થવાથી ક્ષય રોગને અધીન થઇને તે મરણ પામ્યા ૧૮-૨૪ માતા સત્યવતીના કહેવાથી સંતાનરહિત ભાઇના ક્ષેત્રમાં વેદવ્યાસે ધૃતરાષ્ટ્ર, પાંડુ, અને વિદુર એમ ત્રણ પુત્ર ઉત્પન્ન કર્યા ૨૫ હે રાજન્! તેમાં ધૃતરાષ્ટ્રને ગાંધારીથી સો પુત્ર થયા તેઓમા દુર્યોધન મોટો હતો ઉપરાત દુઃશલા નામે એક કન્યા હતી ૨૬ પાડુને વનમા કુંતીથી ધર્મરાજા, પવન તથા ઇન્દ્રથી મહારથિ યુધિષ્ઠિર, ભીમ ને અર્જુન થયા ૨૭ અને માદ્રીને અશ્વિનીકુમારથી નકુળ ને સહદેવ થયા. તે પાચ પાડવોથી દ્રૌપદીને વિષે પાંચ પુત્ર થયા હતા, જેઓ તમારા કાકા થાય ૨૮ તેઓમા યુધિષ્ઠિરથી પ્રતિવિંધ્ય, ભીમસેનથી શ્રુતસેન, અર્જુનથી શ્રુતકીર્તિ, નકુળથી શતાનીક અને સહદેવથી શ્રુતકર્મા થયો. તે ઉપરાત યુધિષ્ઠિર વગેરે ભાઇઓને બીજી સ્ત્રીઓમા પુત્રો થયા હતા જેમકે યુધિષ્ઠિર રાજાને પૌરવી નામે સ્ત્રીને વિષે દેવક થયો હતો ભીમસેનને હિડમ્બાથી ઘટોત્કચ અને કાલીથી સર્વંગત નામનો પુત્ર થયો હતો સહદેવને પર્વત રાજાની વિજયાથી સુહોત્ર થયો ૨૯-૩૧ નકુળની કરેણુમતિ નામે સ્ત્રી વિષે નિરમિત્ર થયો અર્જુનને ઉલુપીથી ઇરાવાન થયો હતો અને મણિપુરના રાજાની પુત્રી ચિત્રાગદાને બભ્રુવાહન નામનો પુત્ર થયો તે દીકરાને તેના માતામહે પ્રથમથી દત્તક આપવા ઠરાવ કર્યો હતો, તેથી તેને દત્તક કરી રાખ્યો ૩૨ તમારા પિતા અભિમન્યુ સુભદ્રાને વિષે જન્મ્યા હતા તે સર્વ અતિરથિનો પરાજય કરનાર અને શૂરવીર હતા. અભિમન્યુથી ઉત્તરાને વિષે તમે જન્મ્યા છો ૩૩ સર્વ કૌરવ રાજાનો નાશ થયા પછી અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના તેજથી તમારો નાશ થયો હતો, પરંતુ શ્રીકૃષ્ણના પ્રભાવથી તમે કાળના હાથમાંથી મરતાં મરતા બચ્યા હતા. ૩૪ હે પરીક્ષિત! જનમેજય, શ્રુતસેન તથા ઉગ્રસેન નામે તમારા આ ચાર પુત્રો છે. તેઓમા પરાક્રમી જનમેજય તમને તક્ષક નાગના ડંશથી મરણ પામેલા જાણી ક્રોધાવિષ્ટ થઇ સર્પયાગના અગ્નિમા સર્પોનો હોમ કરશે. ૩૫-૩૬ આખી પૃથ્વી જીતીને કાવષેય કુળમા ઉત્પન્ન થયેલા તુર નામે બ્રાહ્મણને પુરોહિત કરી અશ્વમેધ યજ્ઞો કરશે તેનો પુત્ર શતાનીક થશે, તે યાજ્ઞવલ્કય ઋષિની પાસેથી ત્રણ વેદ ભણશે તથા ક્રિયાકાડનુ જ્ઞાન સંપાદન કરશે કૃપાચાર્યની પાસેથી અસ્ત્રજ્ઞાન સંપાદન કરશે અને શૌનક પાસેથી બ્રહ્મવિદ્યા ભણશે. ૩૭-૩૮ શતાનીકને સહસ્રાનીક થશે, તેનો અશ્વમેધક, તેનો અસીકૃષ્ણ અને તેનો નિમિચક્ર થશે. ૩૯ હસ્તીનાપુર, ગંગાથી તણાઇ જતાં નિમિચક્ર કૌશાબીમા આવીને સારી રીતે વાસ કરશે. તે નિમિચક્રથી ઉક્ત, તેનાથી ચિત્રરથ, તેનાથી કવિરથ, તેનાથી વૃષ્ટિમાન, તેનાથી સુષેણ, એનો સુનીથ, તેનો નૃચક્ષુ અને તેનો સુખીનલ નામે પુત્ર થશે.૪૦-૪૧ એનાથી પરિપ્લવ, તેથી મેધાવી, તેથી સુનય, તેથી નૃપંજય, તેથી દૂર્વના, તેનાથી તિમિ, ૪૨ તેનો બૃહદ્રથ, તેનો સુદાસ, તેનો શતાનીક, તેનાથી દુર્દમન અને તેનાથી બહીનર, ૪૩ તેનાથી દંડપાણિ, તેનો નિમિ અને તેનાથી ક્ષેમક નામે એક પુત્ર થશે દેવતા તથા ઋષિઓથી સત્કાર પામેલો બ્રહ્મક્ષત્રનો વંશ તમને કહ્યો. ૪૪ તે વંશ ક્ષેમક રાજાને પામી કલિયુગમા નાશ પામશે. હવે ભવિષ્યમા થનારા મગધ રાજાઓ સાભળો. ૪૫ જરાસંધના પુત્ર સહદેવને માર્જારી પુત્ર થશે, તેને શ્રુતશ્રવા, તેને આયુતાયુ, તેને નિરામિત્ર, તેનો સુનક્ષત્ર, ૪૬ તેનો બૃહત્સેન, તેને કર્મજીત, તેને સુતંજય, તેને વિપ્ર, તેને શુચિ, ૪૭ તેને ક્ષેમ, તેને સુવ્રત, તેને ધર્મસૂત્ર, તેને શમ, તેને દ્યુમત્સેન, તેને સુમતિ, તેને સુબલ, તેને સુનીથ, તેને સત્યજીત. તેને વિશ્વજીત અને તેને રિપુંજય નામે પુત્ર થશે.. એ રાજાઓ બુહદ્રથના વંશમા થવાના છે અને તેઓ એક હજાર વર્ષ સુધી રાજ્ય કરશે. ૪૮-૪૯

सुनीथः सत्यजिदथ विश्वजिद्यद्रिपुंजयः ।
बार्हद्रथाश्च भूपाला भाव्याः साहस्रवत्सरान् ॥
इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
द्वाविंशोऽध्यायः

# અધ્યાય ૨૩ મો.†

## યયાતિ રાજાનો વંશ.

श्रीशुक उवाच

अनोः समानरश्चक्षुः परोक्षश्च सुतास्त्रयः ।
समानरात्कालनरः सृञ्जयस्तत्सुतस्ततः ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! યયાતિના ચોથા પુત્ર અનુને સભાનર, ચક્ષુ તથા અપરોક્ષ નામે ત્રણ પુત્રો થયા હતા તેઓમા સભાનરથી કાલનર અને તેનાથી સૃંજય થયો. ૧ તેનાથી જનમેજય, તેનો મહાશીલ ને તેનો મહામના થયો મહામનાને ઉશીનર તથા તિતિક્ષુ નામના બે કુંવરો થયા હતા. ૨ તેઓમા ઉશીનરને શિબિ, વન, શમિ તથા દક્ષ થયા અને શિબિને પણ વૃષાદર્ભ, સુવીર, ભદ્ર તથા કૈકય નામે ચાર કુંવરો થયા, તિતિક્ષુથી રુશદ્રથ, તેનાથી હેમ, તેનાથી સુતપા અને તેનાથી બલિ નામનો પુત્ર થયો ૩–૪ બલિ રાજાના ક્ષેત્રમા દીર્ઘતમા ઋષિએ અંગ, વંગ, કલિંગ, સુહ્મ, પુંડ્ર તથા અંધ્ર નામના છ પુત્ર ઉત્પન્ન કર્યા હતા ૫ તેમણે પૂર્વ દિશામાં પોતાના નામ ઉપરથી અંગ, વંગ વગેરે છ દેશો નિર્માણ કર્યા તેઓમા અંગરાજથી આનપાન થયો અને તેનાથી દિવિરથ ઉત્પન્ન થયો હતો. ૬ તેનો ધર્મરથ અને તેનો ચિત્રરથ થયો હતો. તેનું બીજું નામ રોમપાદ હતુ અને તે સંતાનરહિત હતો, તેથી તેના મિત્ર દશરથે શાતા નામે પોતાની કન્યા તેને દત્તક આપી હતી કન્યાને ઋષ્યશૃંગ પરણ્યા હતા. ૭ જ્યારે રોમપાદ રાજાના દેશમા વૃષ્ટિ થઇ નહિ, ત્યારે એક ગણિકા નૃત્ય, ગીત, વાજિત્રોના રંગ રાગ અને નાના પ્રકારના વિલાસો, આલિંગનો તથા પૂજનો આદિકથી તે મૃગલીના પુત્ર ઋષ્યશૃંગને મોહિત કરી નગરમાં લાવી હતી. ૮ ઋષ્યશૃંગે સંતાનરહિત દશરથ રાજા પાસે ઇન્દ્રની ઇષ્ટિ કરાવ્યાથી રાજાને પ્રજા થઇ હતી. જે ઇષ્ટિના પ્રભાવથી પ્રજારહિત દશરથ પુત્રવાળા થયા હતા. ૯ તે રોમપાદ રાજાથી ચતુરંગ અને તેનાથી પૃથુલાક્ષ થયો. ૧૦ પૃથુલાક્ષને બૃહદ્રથ, બૃહત્કર્મા અને બૃહદ્ભાનુ થયા. તેઓમા બૃહદ્રથથી બૃહન્મના અને તેનાથી જયદ્રથ થયો કહેવાય છે. ૧૧ તેનો વિજય અને વિજયને સંભુતિ સ્ત્રીથી ધૃતિ થયો હતો તેનો ધૃતવ્રત, તેનો સત્કર્મા અને તેનો અધિરથ નામે પુત્ર થયો હતો. ૧૨ અધિરથ સંતાનરહિત હતો એક વાર ગંગાના તીર ઉપર તે વિહાર કરતો હતો એવામા કુંતીએ કન્યાવસ્થામા સૂર્યનો સંગ કરવાથી ઉત્પન્ન થયેલા બાળકને પેટીમા મૂકી નદીમા વહેતો છોડી દીધો હતો પેટીમા રહેલા તે પુત્રને તેણે પોતાનો કરીને રાખ્યો હતો. ૧૩ તેનું નામ કર્ણ પાડ્યું કર્ણ રાજાને ત્યા વૃષસેન થયો હવે યયાતિના દ્રુહ્યુનો વંશ કહુ તે સાભળો. દ્રુહ્યુનો બભ્રુ ને તેનો સેતુ થયો. ૧૪ તેનો આરબ્ધ, તેનો ગાંધાર, તેનો ધર્મ, તેનો ધૃત, તેનો દુર્મદ, તેનો પ્રચેતા અને પ્રચેતાને સો પુત્ર થયા ૧૫ તે સર્વે પ્રચેતાઓ મ્લેચ્છોના અધિપતિ બન્યા અને તેઓ ઉત્તર દિશામા જઇને વસ્યા યયાતિનો તુર્વસુ, તેનો વહ્નિ, તેનો ભાનુમાન, તેનો ત્રિભાનુ, તેનો ઉદાર બુદ્ધિવાળો પુત્ર કરંધમ ને તેનો મરુત થયો. તે પુત્રરહિત હતો, તેથી તેણે પુરુવંશના દુષ્યંતને દત્તક લીધો. ૧૭ પરંતુ દુષ્યંત, રાજાની પ્રજાથી પાછો પૌરવ વંશ ચાલ્યો હે રાજશ્રેષ્ઠ! યયાતિ રાજાના પુત્ર યદુનો વંશ હવે સાભળો. એ વંશ મનુષ્યોને પુણ્યદાયક અને સર્વ પાપનો નાશ કરનાર છે. મનુષ્ય યદુનો વંશ સાભળીને સર્વ પાપમાંથી છુટે છે. ૧૮–૧૯ કારણ કે યદુવંશ વિષે ભગવાન પરમાત્મા મનુષ્યરૂપે અવતરેલા છે. યદુરાજાને સહસ્રજીત, ક્રોષ્ટા, નળ ને રિપુ નામે ચાર પ્રખ્યાત પુત્રો થયા હતા. તેઓમા સહસ્રજીતને શતજીત થયો અને શતજીતને મહાહય, વેણુહય તથા હૈહય થયા. ૨૦–૨૧ તેઓમા હૈહયનો ધર્મ, તેનો નેત્ર, તેનો કુંતિ, તેનો સોહંજી, તેનો મહિષ્માન, તેનો

† આ અધ્યાયમાં અનુનો, દ્રુહ્યુનો, તુર્વસુનો તથા યદુનો વંશ જ્યામઘ સુધી અનુક્રમે વર્ણવાય છે

ભદ્રસેનક ²² અને તેને દુર્મદ તથા ધનક નામના બે પુત્રો થયા. તેમા ધનકને કૃતવીર્ય, કૃતાગ્નિ, કૃતવર્મા તથા કૃતૌજા થયા. ²³ કૃતવીર્યને અર્જુન થયો. તે સાત દ્વીપનો મહારાજા હતો તેણે ભગવાનના અંશાવતાર શ્રીદત્તાત્રયની પાસેથી યોગની અષ્ટ મહાસિદ્ધિ સંપાદન કરી હતી ²⁴ કોઈ પણ રાજાઓ યજ્ઞ, દાન, તપશ્ચર્યા, યોગાભ્યાસ, શાસ્ત્રશ્રવણ, પરાક્રમ અને વિજય વગેરેમાં સહસ્રાર્જુનના સરખા થશે નહિ. ²⁵ તે સહસ્રાર્જુન કે જેનું નામ લેવાથી ધનનો નાશ ન થાય, તે રાજાએ પંચ્યાસી હજાર વર્ષ અખંડ બળથી છ ઇંદ્રિયોના અખુટ વિષયો ભોગવ્યા હતા. ²⁶ તે રાજાને પાંચ હજાર પુત્રો હતા, તેઓમાંથી રણભૂમિ ઉપર પાંચ જ પુત્રો બચી ગયા હતા તેઓના નામ જયધ્વજ, શૂરસેન, વૃષભ, મધુ અને ઊર્જિત હતા ²⁷ તેઓમાંથી જયધ્વજને તાલજંઘ પુત્ર થયો, અને તેને ત્યાં સો પુત્ર જન્મ્યા તે સર્વ ક્ષત્રિયો તાલજંઘના નામે ઓળખાતા હતા ઔર્વ ઋષિના પ્રભાવથી મહાન્ સગર રાજાએ તેનો સંહાર કર્યો હતો ²⁸ તે તાલજંઘના પુત્રોમાંથી મોટાનું વીતિહોત્ર નામ હતું સહસ્રાર્જુનના પુત્ર મધુને સો પુત્રો હતા તેઓમા વૃષ્ણિ સર્વથી મોટો હતો, જેઓના નામ ઉપરથી કુળનું વૃષ્ણિ નામ પડયું છે ²⁹ તે કુળમા ઉત્પન્ન થયેલા રાજાઓ માધવ, વૃષ્ણિ તથા યાદવ કહેવાય છે. યદુના દીકરા ક્રોષ્ટુને વૃજિન્વાન થયો ³⁰ તેનો શ્વાહિ, તેનો રુશેકુ, તેનો ચિત્રરથ અને તેનો શશબિંદુ થયો તે મહાયોગી, મોટા વૈભવ ભોગવનારો તથા મહારાજા હતો ³¹ તે રાજાની પાસે ચૌદ મહા રત્નો હતા તે ચક્રવર્તી હતો કોઈથી પણ હારે નહિ એવો તે હતો તે મહા યશસ્વી હતો અને તેને દશ હજાર સ્ત્રીઓ હતી ³² તેઓમા પ્રત્યેક સ્ત્રીએ એક એક લાખ પુત્રોને જન્મ આપ્યા હતા, તેથી તે રાજાએ દશ લાખ સહસ્ર પુત્ર ઉત્પન્ન કર્યા હતા તેઓમા સાત મુખ્ય હતા તેમા પૃથુશ્રવાને ધર્મ, તેને ઉશના નામે પુત્ર હતો, તેણે સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા તેનો પુત્ર રુચક હતો અને તેને પાંચ પુત્રો થયા હતા. ³³⁻³⁴ પુરુજિત્, રુકમ, રુકમેષુ, પૃથુ અને જ્યામઘ, તેમાં જ્યામઘ પ્રજા વગરનો હતો તેને પ્રજા માટે બીજી સ્ત્રી પરણવાની ઇચ્છા હતી. પરંતુ શૈબ્યાની બીકથી બીજી સ્ત્રી પરણી શકતો ન હતો. તોપણ એક વખતે તે શત્રુના ઘરમાંથી ભોજ્યા નામે કન્યાનું હરણ કરી તેને રથમા બેસાડી લેઈ જતો હતો એટલામા શૈબ્યાએ તેને રથમા બેઠેલી જોઇને અસહિષ્ણુતાથી પતિને પૂછયું કે. ³⁵⁻³⁶ અરે કપટી! આ સ્ત્રી કોણ છે? અને એને મારા બેસવાના રથમા મારે ઠેકાણે કેમ બેસાડી છે? રાજાએ કહ્યું કે, તારા પુત્રની વહુ છે તે સાભળી શૈબ્યા મુખ મલકાવીને કહેવા લાગી કે, ³⁷ હું વાઝણી છું, તેમ મારે સોક્ય પણ નથી, તો મારા પુત્રની વહુ તે કેવી રીતે થઈ શકે? રાજાએ કહ્યું કે, હે રાણી! તું જે પુત્રને જન્મ આપીશ તેને આ કન્યા ઉપયોગમા આવશે. ³⁸ તે સાભળી જેઓનું બહુ જ પૂજન કર્યું હતું તે વિશ્વેદેવતાઓએ તથા પિતરોએ રાજા ઉપર દયા કરીને 'તથાસ્તુ' એમ કહ્યું શૈબ્યા ગર્ભવતી થઇ અને તેણે સમય ઉપર એક સુંદર કુમારને જન્મ આપ્યો, તે વિદર્ભ નામે રાજા કહેવાયો અને પેલી કન્યાને પરણ્યો ³⁹

शैब्या गर्भमधात्काले कुमारं सुषुवे शुभम् ।
स विदर्भ इति प्रोक्त उपयेमे स्नुषां सतीम् ३९

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे त्रयोविंशोऽध्यायः

# અધ્યાય ૨૪ મો.*

## યાદવ અને વૃષ્ણિવંશ.

श्रीशुक उवाच

तस्यां विदर्भोऽजनयत्पुत्रौ नाम्ना कुशक्रथौ ।
तृतीयं रोमपादं च विदर्भकुलनंदनम् ॥ १ ॥

શુકદેવજી કહે છે—વિદર્ભ દેશના રાજાએ ભોજ્યા નામે સ્ત્રીથી કુશ, ક્રથ ને વિદર્ભ કુળને આનંદ આપનાર રોમપાદાદિક ત્રણ પુત્રો ઉત્પન્ન

* આ અધ્યાયમા વિદર્ભના ત્રણ પુત્રોથી ઉત્પન્ન થયેલા નાના પ્રકારના વંશો, બળદેવ તથા શ્રીકૃષ્ણ સુધી કહેવામા આવશે

કર્યા. ૧ રોમપાદનો બભ્રુ, તેનો કૃતિ, તેનો ઉશિક, તેનાથી ચેદિ અને તેનાથી ચૈદ્ય નામે પુત્રો થયા ૨ ક્રથને કુંતિ થયો હતો, તેનો વૃષ્ટિ થયો, તેનો નિર્વૃતિ, તેનો દશાર્હ અને તેનો વ્યોમ નામે પુત્ર થયો ૩ તેનો જીમૂત, તેનો વિકૃતિ, તેનો ભીમરથ, તેનો નવરથ અને તેનો દશરથ થયો. તેનાથી શકુનિ, તેનાથી કરંભિ, તેનો દેવરાત, તેનો દેવક્ષત્ર, તેનો મધુ, તેનો કુરુવંશ અને તેનો અનુ નામે કુંવર થયો. ૪–૫ અનુને પુરુહોત્ર થયો તેનો આયુ અને તેનો સાત્વત થયો તે સાત્વતથી ભજમાન, ભજિ, દિવ્ય, વૃષ્ણિ, દેવાવૃધ, અંધક અને મહાભોજ નામે સાત પુત્રો થયા તેઓમા ભજમાન રાજાને એક સ્ત્રી વિષે નિમ્લોચિ, કિંકિણુ અને ધૃષ્ટિ તથા બીજી સ્ત્રીથી શતાજિત, સહસ્રાજિત તથા અયુતાજિત નામે ત્રણ પુત્રો થયા ૬–૭ સાત્વતના પુત્ર દેવાવૃધને બભ્રુ પુત્ર થયો. દેવાવૃધ તથા બભ્રુ માટે કવિઓ નીચેના બે શ્લોકો ગાય છે. ૮ "દેવાવૃધને તથા બભ્રુને દૂરથી સાભળીએ છીએ તેમ પાસે જતા જોઇએ છીએ." દેવાવૃધ દેવતાઓ સમાન છે ૯ દેવાવૃધના અને બભ્રુના ઉપદેશથી છ હજાર પાંસઠ અને આઠ પુરુષો મોક્ષ પામ્યા છે ૧૦ મહાભોજ રાજા પણ ધર્માત્મા હતો અને તેના વંશમા ભોજ નામે રાજાઓ થયા હતા. ૧૧ સાત્વતના પુત્ર વૃષ્ણિને સુમિત્ર, તેને યુધાજિત અને તેને શિનિ તથા અનમિત્ર નામે બે પુત્રો થયા હતા તેઓમાં અનમિત્રથી નિઘ્ન નામે પુત્ર થયો હતો. ૧૨ તેને શત્રાજિત ને પ્રસેન થયા, અને અનમિત્રને બીજો પુત્ર શિનિ હતો, તેને સત્યક નામે પુત્ર થયો હતો. ૧૩ તેને યુયુધાન, તેને જય, તેને કુણિ અને તેને યુગંધર નામે પુત્ર થયો હતો. અનમિત્રનો ત્રીજો પુત્ર વૃષ્ણિ હતો, તેને શ્વફલ્ક તથા ચિત્રરથ નામે બે પુત્રો હતા. શ્વફલ્કથી ગાંદિની નામે સ્ત્રીમાં અક્રૂર, આસંગ, સારમેય, મૃદુર, મૃદુવિદ, ગિરિ, ધર્મવૃદ્ધ, સુકર્મા, ક્ષેત્રોપેક્ષ, અરિમર્દન, શત્રુઘ્ન, ગંધમાદ તથા પ્રતિબાહુ નામે બાર પુત્રો થયા હતા અને સુચીરા નામે એક કન્યા હતી. તેઓમા અક્રૂરને દેવવાન્ તથા ઉપદેવ નામે બે પુત્ર થયા હતા, તથા ચિત્રરથના પૃથુ, વિદૂરથ વગેરે ઘણા પુત્રો હતા અને તેઓ વૃષ્ણિ કુળને આનંદદાયી હતા. ૧૪–૧૮ સાત્વતના પુત્ર અંધકને કુકુર, ભજમાન, શુચિ તથા કંબલબર્હિષ નામે ચાર પુત્રો થયા હતા તેઓમાં કુકુરને વહ્નિ અને તેને વિલોમા થયો હતો. ૧૯ તેને કપોતરોમા, તેને અનુ, જેનો મિત્ર તુંબરુ ગંધર્વ હતો. અનુને અંધક, તેનાથી દુંદુભિ, તેનાથી દરિદ્યોત અને તેનાથી પુનર્વસુ થયો ૨૦ પુનર્વસુને આહુક ને આહુકી નામે કન્યા થઇ અને આહુક, દેવક તથા ઉગ્રસેન નામે બે પુત્રો થયા. તેઓમ દેવકને દેવવાન, ઉપદેવ, સુદેવ તથા દેવર્ધન નામે ચાર પુત્રો થયા હતા તે ભાઇઓને ધૃતદેવા, શાતિદેવા, ઉપદેવા, શ્રીદેવા, દેવરક્ષિતા, સહદેવા અને દેવકી નામે સાત બેનો હતી તે સાતે બેનોને વસુદેવજી પરણ્યા હતા ૨૧–૨૩ ઉગ્રસેનને કંસ, સુનામા, ન્યગ્રોધ, કંક, શંકુ, સુહૂ, રાષ્ટ્રપાર, સૃષ્ટિ અને તુષ્ટિમાન નામે નવ પુત્રો હતા. ૨૪ અને કંસા, કંસવતી, કંકા, શૂરભૂ તથા રાષ્ટ્રપાલિકા નામે કન્યાઓ થઈ હતી તે સર્વને વસુદેવનો નાનો ભાઇ પરણ્યો હતો. ૨૫ અક્રૂરના કાકાના પુત્ર વિદૂરથથી શૂર પુત્ર થયો હતો તેનો ભજમાન, તેનો શિનિ, તેનો સ્વયંભોજ ને તેનો હૃદીક થયો. ૨૬ હૃદીકના દેવબાહુ, શતધનુ, કૃતવર્મા તથા દેવમીઢ નામે ચાર પુત્રો થયા. દેવમીઢને શૂર નામે પુત્ર થયો અને તેની સ્ત્રીનું નામ મારિષા હતુ ૨૭ શૂરે મારિષાથી પાપરહિત વસુદેવ, દેવભાગ, દેવશ્રવા, આનક, સુંજય, શ્યામક, કંક, સમીક, વત્સક ને વૃક નામે દશ પુત્રોને ઉત્પન્ન કર્યા તેઓમાં જેને ત્યાં શ્રીહરિ ઉત્પન્ન થયા હતા એવા વસુદેવના જન્મ વખતે દેવતાના દુંદુભિ ગડગડ્યા હતા તેથી આનકદુંદુભિ કહેવાય છે. પૃથા, શ્રુતદેવા, શ્રુતકીર્તિ, શ્રુતશ્રવા અને રાજાધિદેવી, એ પાચ દશ ભાઇઓની બેનો હતી, તેઓમાં પૃથા નામે પુત્રને શૂર રાજાએ પોતાનો મિત્ર કુંતિ, કે જે પુત્રરહિત હતો તેને પુત્રી તરીકે આપી. પૃથા કુંતિ રાજાને ત્યાં દત્તક રહેવાથી કુંતિ કહેવાઈ. ૨૮–૩૧ કુંતીએ બાલ્યાવસ્થામાં સેવાથી દુર્વાસાને પ્રસન્ન કરીને તેમની પા-

સેથી દેવહૂતી નામે વિદ્યા મેળવી હતી તે વિદ્યાના પરાક્રમની પરીક્ષા કરવા તેણે પવિત્ર એવા સૂર્યદેવનું આવાહન કર્યું તેમને જોઇને કુંતી અત્યંત આશ્ચર્ય પામી અને બોલી કે, હે મહારાજ! મે વિદ્યાની પરીક્ષા માટે પ્રયોગ કર્યો હતો હે મહારાજ! મારા ઉપર ક્ષમા કરો અને જાઓ ૩૨-૩૩

સૂર્ય બોલ્યા—હે દેવિ! મારુ દર્શન સફળ થવું જોઇએ, માટે હે સુમધ્યમા! હુ તારામા પુત્ર ઉત્પન્ન કરીશ તું કહીશ કે હુ કન્યા છુ, તો હુ તારી જનનેન્દ્રિયને હાનિ પહોચે નહિ તે રીતે ગર્ભાધાન કરીશ ૩૪ આ રીતે કહી કુંતીમા ગર્ભાધાન કરીને સૂર્ય સ્વર્ગમા ગયા અને તરત બીજા સૂર્ય જેવો પ્રકાશમાન એક પુત્ર જન્મ્યો ૩૫ કુંતીએ લોકનિંદાથી ડરીને તેને ગંગાના પાણીમા નાખી દીધો તેનું નામ કર્ણ પડ્યુ તે કુંતીને તમારા પિતામહ મહા પરાક્રમી પાંડુ રાજા પરણ્યા હતા ૩૬ વસુદેવની બીજી બેન શ્રુતદેવાને કુશદેશનો રાજા વૃદ્ધશર્મા પરણ્યો હતો તેનાથી દંતવક્ત્ર નામે પુત્ર થયો, જે પૂર્વ જન્મમા સનકાદિક ઋષિના શાપથી દૈત્ય થયો હતો ૩૭ વસુદેવની ત્રીજી બેન શ્રુતકીર્તિને કેકય દેશનો રાજા ધૃષ્ટકેતુ પરણ્યો હતો તેનાથી સંતર્દન વગેરે પાંચ પુત્રો થયા અને તેઓ કૈકય નામે પ્રખ્યાત થયા ૩૮ વસુદેવની પાંચમી બેન રાજાધિદેવીને અવંતીનો રાજા જયસેન પરણ્યો હતો તેને વિંદ તથા અનુવિંદ નામે બે પુત્રો થયા હતા વસુદેવની ચોથી બેન શ્રુતશ્રવાને ચેદિ દેશનો રાજા દમઘોષ પરણ્યો હતો તેના પુત્ર શિશુપાળની ઉત્પત્તિ તમને કહી છે હવે વસુદેવના ભાઈઓની સ્ત્રીઓ અને પુત્રોના નામો કહુ તે સાભળો. વસુદેવના બાપ દેવભાગને કંસા નામે સ્ત્રીથી ચિત્રકેતુ ને બૃહદ્‌બલ થયા. ૩૯-૪૦ દેવશ્રવાને કંસાવતીથી સુવીર ને ઇષુમાન્ નામે બે પુત્રો થયા. વસુદેવના ભાઈ આનકને કંકા નામે સ્ત્રીથી સત્યજિત્ તથા પુરુજિત્ નામે બે પુત્રો થયા ૪૧ વસુદેવના ભાઇ સંજયને રાષ્ટ્રપાલી નામે સ્ત્રીથી વૃષ અને દુર્મર્ષણ વગેરે પુત્રો થયા વસુદેવના ભાઇ શ્યામકે શૂરભૂમિ સ્ત્રીને વિષે હરિકેશ તથા હિરણ્યાક્ષ નામે બે પુત્રો ઉત્પન્ન કર્યા હતા. ૪૨ વસુદેવના ભાઈ વત્સકે મિશ્રકેશી અપ્સરામા વૃક આદિક પુત્રો ઉત્પન્ન કર્યા વસુદેવના ભાઈ વૃકને દુર્વાક્ષી નામે સ્ત્રીથી તક્ષ, પુષ્કર, શાલ વગેરે પુત્રો થયા ૪૩ વસુદેવના ભાઇ શમીકે સુદામિનીમા સુમિત્ર, અર્જુન, પાલ વગેરે પુત્રો ઉત્પન્ન કર્યા વસુદેવના ભાઇ કંકે કર્ણિકા નામે સ્ત્રીમા ઋતુધામ અને જય નામે પુત્રોને ઉત્પન્ન કર્યા ૪૪ પૌરવી, રોહિણી, ભદ્રા, મદિરા, રોચના, ઈલા ને દેવકી પ્રમુખ સાત સ્ત્રીઓ વસુદેવને હતી ૪૫ તેઓમા વસુદેવે રોહિણીથી બળ, ગદ, સારણ, દુર્મદ, વિપુલ, ધ્રુવ ને કૃત ઉત્પન્ન કર્યા ૪૬ પૌરવી સ્ત્રીને સુભદ્ર, દુર્મદ, ભદ્ર તથા ભૂત વગેરે બાર પુત્રો થયા ૪૭ મદિરાને નંદ, ઉપનંદ, કૃતક અને શૂર થયા ભદ્રા નામે સ્ત્રીએ કેશી નામના કુલને આનંદ આપનાર એક પુત્રને જન્મ આપ્યો ૪૮ રોચનાથી હસ્ત, હેમાંગદ વગેરે પુત્રો ઉત્પન્ન થયા ઇલાથી ઉરુ, વલ્કય તથા યદુ પ્રમુખ પુત્રો થયા ૪૯ વસુદેવે ધૃતદેવા નામે સ્ત્રીમાં વિપૃષ્ટ નામે એક પુત્રને ઉત્પન્ન કર્યો હે રાજન્! શાંતિદેવાને શ્રમ, પ્રતિશ્રુત વગેરે પુત્રો ઉત્પન્ન થયા ૫૦ ઉપદેવાને કલ્પ, વર્ષ વગેરે દશ પુત્રો થયા. શ્રીદેવાને વસુ, હંસ, સુવંશ આદિ છ પુત્રો થયા ૫૧ દેવરક્ષિતા નામે સ્ત્રીએ ગદ વગેરે નવ પુત્રોને જન્મ આપ્યો ધર્મને વસુ નામે આઠ પુત્રો થયા તેમજ વસુદેવને સહદેવાથી પુરુ, વિશ્રુત વગેરે આઠ પુત્રો થયા અને દેવકીમા પણ વસુદેવે આઠ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. ૫૨-૫૩ ઉદાર બુદ્ધિવાળા વસુદેવે દેવકીમા કીર્તિમાન, સુષેણ, ભદ્રસેન, ઋજુ, સંમર્દન, ભદ્ર તથા શેષ નામે અવતારી બલભદ્ર આદિ સાત પુત્રોને ઉત્પન્ન કર્યા આઠમા ભગવાન શ્રીહરિ પોતે અને નવમી એક પુત્રી સુભદ્રા થઈ તે તમારા દાદી થાય ૫૪-૫૫ હે રાજન્! જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મનો નાશ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે ભગવાન શ્રીહરિ અવતાર ધારણ કરે છે. ૫૬ ભગવાન માયાના નિયંતા અને માયારહિત છે આત્માના સાક્ષી અને સર્વત્ર વ્યાપક એવી પોતાની માયાના વિનોદ વિના જન્મો લેવાનું

અથવા કર્મો કરવાનુ કંઇ એમને પ્રયોજન નથી ૫૭ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવા સ્વીકાર કરેલી, પરમાત્માની માયાનુ આ શરીર આદિક ઉત્પન્ન કરીને, દ્વારા તે ધર્માચરણ કરાવવુ અને તેથી જીવનો અનુગ્રહ કરવો, એ કર્તવ્ય છે તથા જેમનું શ્રવણ, દર્શન, જન્માદિકને અટકાવી મોક્ષ આપનાર ભગવાનને કર્માદિકની પરતંત્રતાથી જન્મ મરણ અસંભવિત છે ૫૮ રાજાઓનું માત્ર ચિહ્ન ધારણ કરનાર, અક્ષૌહિણીઓના પતિ અસુરોએ પૃથ્વીને જ્યારે દબાવી લીધી, ત્યારે તેનો ભાર ઉતારવા ઉદ્યમ કરતા ભગવાન મધુસૂદને બળદેવજીની સાથે ઇંદ્રાદિક દેવતાઓ મનથી પણ ન વિચાર કરી શકે તેવા કર્મો કર્યા અને કલિયુગમા ઉત્પન્ન થનાર ભક્તજનોના અનુગ્રહને માટે દુ ખ, શોક ને અજ્ઞાનનો નાશ કરનારો પોતાનો અત્યંત પવિત્ર યશ જગતમાં ફેલાવ્યો ૫૯–૬૧ જે ભક્ત જનના કાનને અમૃત જેવા લાગતા ભગવાનના યશોગાન, ઉત્તમ તીર્થમાથી મનુષ્ય એક વાર કાનરૂપી અંજલિવડે આચમન કરે છે, તે કર્મની વાસનાનો નાશ કરે છે ૬૨ ભોજ, વૃષ્ણિ, અંધક, મધુ, શૂરસેન, દશાર્હક, કુરુ, સૃંજય અને પાંડવોએ નિરંતર પ્રશંસા કરવા યોગ્ય જેમનુ ચરિત્ર છે એવા ભગવાન સ્નેહ ભરેલા મંદ હાસ્યથી, અવલોકન કરવાથી, ઉદાર વાક્યોથી, પરાક્રમવાળી લીલાથી તથા સર્વાંગ સુંદર સ્વરૂપથી, મનુષ્ય લોકને રમાડે છે ૬૩–૬૪ મકરાકાર કુંડળોથી સુંદર લાગતા કાનવડે કુંડળની પ્રભાથી શોભાયમાન દેખાતા કપોલવડે મનોહર વિલાસવાળા, હાસ્યોવાળા તથા નિત્ય આનંદથી ભરેલા ભગવાનના મુખને નેત્રવડે જોતાં લોક આનંદ પામે છે. ૬૫ આવા સર્વાંગ સુંદર શ્રીકૃષ્ણ ભગવાન પ્રથમ પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે અવતર્યા હતા અને પછી મનુષ્યાકૃતિ થઇને પિતાને ઘેરથી વ્રજમા ગયા હતા ત્યા વ્રજવાસીઓની સર્વ કામના જેણે પૂર્ણ કરી હતી, એવા શ્રીકૃષ્ણ શત્રુઓનો સંહાર કરીને હજારો સ્ત્રીઓની સાથે પરણ્યા અને હજારો પુત્રો ઉત્પન્ન કર્યા પોતાના વેદમાર્ગનો વિસ્તાર કરવા પોતે જ પોતાનું યજ્ઞોથી તેમણે યજન કર્યું ૬૬ પૃથ્વીના મોટા ભારનો નાશ કરનાર શ્રીકૃષ્ણ ભગવાન કૌરવ પાંડવો વચ્ચે ઉત્પન્ન થયેલા કલહથી યુદ્ધમા દૃષ્ટિદ્વારા રાજાઓની સેનાઓનો નાશ કરી ' અર્જુનનો વિજય થયો ' એવું કહારવથી પ્રસિદ્ધ કરીને તથા ઉદ્ધવને જ્ઞાનનો ઉપદેશ કરીને પોતાના સ્વરૂપવડે સ્વધામમા પધાર્યા હતા.

पृथ्व्याः स वै गुरुभरं क्षपयन्कुरूणा-
मतस्समुत्थकलिना युधि भूपचम्वः ।
दृष्ट्या विधूय विजये जयमुद्विघोष्य
प्रोच्योद्धवाय च परं समगात्स्वधाम ॥ ६७ ॥

इति श्रीमद्भागवते महापुराणे नवमस्कंधे
चतुर्विंशोऽध्यायः



श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## दशमस्कंध.



શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## दशमस्कंध–पूर्वार्द्ध.

### અધ્યાય ૧ લો.‡

राज्ञोवाच—कथितो वंशविस्तारो भवता सोमसूर्ययोः।
राज्ञां चोभयवंश्यानां चरितं परमाद्भुतम् ॥ १ ॥

### કંસે કરેલો છ ભાણેજોનો નાશ

પરીક્ષિત રાજાએ પૂછ્યું–હે શુકદેવજી ! ચંદ્રવંશ અને સૂર્યવંશનો વિસ્તાર તથા તે બન્ને વંશના રાજાઓના પરમ અદ્‌ભુત ચરિત્ર આપે વર્ણવ્યાં, ૧ અને તેમાં પણ હે મુનિવર ! સ્વધર્મના નિષ્ઠાવાળા યદુ રાજાનો વંશ તો આપે મને વિસ્તારથી સંભળાવ્યો હવે તે યદુવંશમાં બળદેવની સાથે અવતરેલા શ્રી વિષ્ણુના પરાક્રમો મને યથેતિ સંભળાવો. ૨ પ્રાણીઓનું પાલન કરનાર વિશ્વના આત્મારૂપ શ્રી ભગવાને યદુવંશમાં જન્મ લઈને જે કંઈ પરાક્રમો કર્યાં હોય તે મને કહો ૩ આ જગતમાં મુક્ત, મુમુક્ષુ અને વિષયી, એમ ત્રણ પ્રકારના પુરુષો છે તેઓમાંનું કોઇ ભગવાનની કથા સાંભળતા તૃપ્ત થતું નથી કારણ કે તૃષ્ણારહિત મુક્ત પુરુષોથી ગવાતી સંસારરૂપી રોગને દૂર કરવામાં ઔષધરૂપ અને કાનને અત્યંત પ્રિય લાગે એવી પવિત્ર કીર્તિવાળા શ્રી કૃષ્ણ ભગવાનની ગુણાનુવાદથી ભરપુર કથા હિંસક પુરુષ વિના બીજા કોને ન ગમે ? ૪ શ્રી કૃષ્ણ તો અમારા કુળનું દૈવત છે, માટે અમારે તેમની કથાઓ સાંભળવીજ જોઈએ મારા દાદાઓ, જે શ્રી કૃષ્ણ ભગવાનરૂપી નૌકાનો આશ્રય કરીને રણસંગ્રામમાં દેવતાઓનો પણ પરાજય કરે એવા ભીષ્મ પિતામહ વગેરે અતિરથિરૂપી મોટા મચ્છોને લીધે દુસ્તર એવા કૌરવની સેનારૂપ સાગરને ગાયની ખરીના ખાડાની પેઠે તરી ગયા ૫ વળી શ્રી કૃષ્ણે કેવળ પાંડવોનીજ રક્ષા કરી નથી, પરંતુ તેમણે મારી પણ રક્ષા કરી છે કૌરવ પાંડવોના વંશના બીજ રૂપ આ મારું શરીર અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળી જતું હતું તેને ચક્રધારી ભગવાને શરણાગત એવી મારી માતાની આજીજીથી બચાવ્યું હતું ૬ હે વિદ્વન્ ! ભગવાન સર્વ દેહધારીઓમાંથી અંતર્યામીરૂપે જાણનારાઓને પરમાત્મારૂપે મોક્ષ આપે છે અને બહિર્દૃષ્ટિવાળાઓને કાળરૂપે જન્મમરણ આપે છે, માટે પોતાની માયાવડે મનુષ્ય થયેલા શ્રીકૃષ્ણ ભગવાનના પરાક્રમો મને કહો. ૭ હે મહારાજ ! તમે નવમસ્કંધમાં શેષાવતાર બળદેવજીને રોહિણીના પુત્ર કહ્યા હતા, તેમ બીજીવાર દેવકીના પુત્ર પણ કહ્યા, ત્યારે હું પૂછું છું કે, બીજા દેહ વિના દેવકીજી સાથે તેમનો કેવી રીતે સંબંધ

‡ આ અધ્યાયમાં આકાશવાણીદ્વારા દેવકીના આઠમા પુત્રથી પોતાનું મરણ થશે, એવું સાંભળી કંસ ભય પામ્યો અને તેથી તેણે (દેવકીના ૭ પુત્રો) પોતાના ભાણેજોનો નાશ કર્યો એ કથા કહેવાશે.

થયો. [8] ભગવાન મુકુંદ સદા નિર્ભય છે, તોપણ પિતાને ઘેરથી વ્રજમાં શા માટે ગયા ? અને સાત્વત કુળના પતિ ભગવાને પોતાના સંબંધીઓ સાથે ક્યાં આગળ નિવાસ કર્યો ? [9] વળી ભગવાને વ્રજમા ને મથુરામા રહી શા પરાક્રમો કર્યાં? કંસ કે જે મામો હોવાથી મારવા યોગ્ય ન હતો તેમ છતા ભગવાને શા માટે તેને માર્યો ? [10] ભગવાન મનુષ્ય દેહ ધારણ કરીને યાદવોની સાથે મથુરામા કેટલા વર્ષ રહ્યા ? અને ત્યા પ્રભુને કેટલી સ્ત્રીઓ હતી [11] હે સર્વજ્ઞ ! આ, ને બીજુ જે કંઈ શ્રીકૃષ્ણનુ ચરિત્ર હોય તે મને વિસ્તારથી સંભળાવો [12] મે અન્ન તથા જળનો ત્યાગ કર્યો છે, તોપણ તમારા મુખારવિંદમાથી નીકળતા શ્રી હરિની કથારૂપી અમૃતનું પાન કરુ છુ, એટલે મને અતિ દુસહ એવી ક્ષુધા અને પિપાસા નડતી નથી [13]

સૂત કહે છે–હે ભૃગુપુત્ર શૌનક ! વૈષ્ણવોમા શિરોમણિ એવા ભગવાન શુકદેવજી, ઉપર પ્રમાણે રાજાનો ઉત્તમ પ્રશ્ન સાભળી, પરીક્ષિત રાજાના વખાણ કરીને, કલિયુગના પાપને નાશ કરનારુ શ્રીકૃષ્ણ ભગવાનનુ ચરિત્ર નીચે પ્રમાણે કહેવા લાગ્યા

શુકદેવજી બોલ્યા–હે રાજર્ષિશ્રેષ્ઠ ! તમારી બુદ્ધિએ ઉત્તમ પ્રકારનો નિશ્ચય કર્યો છે, કારણ કે, ભગવાન શ્રીકૃષ્ણની કથામા તમારી બુદ્ધિ નિષ્ઠાવાળી થઈ છે [15] શ્રીકૃષ્ણના ચરણારવિંદના અમૃતરૂપી ગંગાજી જેમ ત્રણ લોકને પવિત્ર કરે છે, તેમ ભગવાનની કથા સબંધી પ્રશ્ન વક્તાને, પ્રશ્ન કરનારને તથા શ્રોતાને એમ ત્રણે પુરુષને પવિત્ર કરે છે [16] અભિમાની અને રાજાઓનું આડંબર રાખનાર સેંકડો ને હજારો દૈત્યોની સેનાઓના ઘણા ભારથી દબાઈ ગયેલી પૃથ્વીએ ગાયનું રૂપ ધારણ કર્યું અને તે દયા આવે તેમ રુદન કરતી ને ખિન્ન થતી અશ્રુઓથી ભીના મુખે બ્રહ્માને શરણે ગઈ. તેમની આગળ તેણે પોતાનું સર્વ દુઃખ નિવેદન કર્યું [17–18] બ્રહ્મા, તેનું દુ.ખ સાભળીને દેવતાઓ, પૃથ્વી તથા શંકરને સાથે લઈ ક્ષીરસાગરના તીર ઉપર ગયા [19] ક્ષીરસમુદ્રના તીર ઉપર જઈને બ્રહ્માએ સમાધિ લગાવી પુરુષસુક્તથી જગતના નાથ, દેવના દેવ ને ધર્મનુ રક્ષણ કરનાર પુરાણપુરુષ ભગવાનની સ્તુતિ કરી [20] તે ઉપરથી ભગવાને તેમને સમાધિમા આકાશવાણી કહી. તે સાભળીને બ્રહ્માએ દેવતાઓને કહ્યુ કે, હે દેવતાઓ ! ભગવાને કહેલી વાણી મારી પાસેથી સાભળો [21] ભગવાને આપણી સ્તુતિથી પૃથ્વીના દુઃખને ધ્યાનમા લીધુ છે, માટે ઈશ્વરના ઈશ્વર એવા ભગવાન જેટલા સમયમા પૃથ્વી ઉપર અવતાર લઈ પોતાની કાળશક્તિથી પૃથ્વીના ભારનો નાશ કરે, તેટલામા તમે અંશોથી યાદવોમા અવતાર લ્યો [22] સાક્ષાત્ ભગવાન વસુદેવને ઘેર અવતાર લેશે, તેથી તેમને પ્રસન્ન કરવા તમારી સ્ત્રીઓ પણ યાદવોમા સ્ત્રીઓ થઈને અવતાર લે [23] ભગવાનની કળારૂપ, હજાર મુખવાળા અને સ્વયં પ્રકાશ એવા શેષનાગ ભગવાનનું હિત કરવાની ઇચ્છાથી ભગવાનની પહેલા અવતાર લેશે [24] અને ભગવાનની સમર્થ માયા, કે જેણે આ જગતને મોહિત કરેલુ છે તે પણ યશોદાને પેટે પુત્રી થઈ જન્મશે [25]

શુકદેવજી કહે છે–પ્રજાપતિઓના અધિપતિ અને વ્યાપક એવા બ્રહ્મા, દેવતાઓને આમ કહી, પૃથ્વીને શાંત કરી, પોતાના ધામમા ગયા [26] પૂર્વે શૂરસેન નામે યાદવોનો પતિ મથુરાપુરીમા રહેતો, અને માથુર તથા શૂરસેન નામે દેશો ઉપર રાજ્ય કરતો હતો [27] ત્યારથી તે મથુરાનગરી સર્વ યાદવ રાજાઓની રાજધાની થઈ હતી [28] એકવાર શૂરના પુત્ર વસુદેવ મથુરાપુરીમા દેવકીની સાથે લગ્ન કરી તેની સાથે રથમા બેસી ઘેર જવા નીકળ્યા,[29] ત્યારે ઉગ્રસેનનો પુત્ર કંસ પોતાની બેનને સારુ લગાડવા ઘોડાઓની રાશો હાથમા લઈ રથ હાંકવા બેઠો. આ વખતે વસુદેવનો રથ સોનાના સેંકડો રથોથી પરિવૃત્ત હતો [30] દેવકરાજાએ, પુત્રીને સાસરે વળાવતી વેળા મોટી પહેરામણીમા સોનાની માળાવાળા ચારસો હાથીઓ, પંદરસો ઘોડા, અઢારસો રથ અને બસો દાસીઓ આપી હતી. [31–32] વિદાયગીરી આપતા શંખ, તુરી, મૃદંગ અને દુંદુભિ આદિ વાદિત્ર વાગવા લાગ્યાં [33] વરવધૂ રથમા બેઠા પછી રથના ઘોડાઓની રાશ પકડીને હાંકવા બેઠેલા કંસને રસ્તામાં એવી આકાશવાણી સંભ-

ળાઈ કે–‘ હે અજ્ઞાની ! તું જેનો રથ હાકે છે, તેનો આઠમો ગર્ભ તો તારો નાશ કરનાર છે ’ ૩૪ આ પ્રમાણે આકાશવાણી સાભળી એટલે ભોજ વંશના રાજાઓને કલંક લગાડનાર, પાપી ને ખળ બુદ્ધિ-વાળા કંસે હાથમા તરવાર લઇને બેનનો ચોટલો પકડી તેને મારવા માડી ૩૫ તે જોઇને મોટા ભાગ્ય-વાળા વસુદેવ, નિંદ્ય, ક્રૂર અને લજ્જાહીન સાળાને કહેવા લાગ્યા કે, ૩૬ શૂરવીર પુરુષોએ તમારા ગુણો પ્રશંસા કરવા યોગ્ય છે અને તમે ભોજ કુળના દીપક છો, તે તમે જાતે વિવાહના શુભ પ્રસંગમા સ્ત્રીજાતિ અને તેમા પણ બેનને મારવા તૈયાર થાઓ તે ઠીક નહિ ૩૭ હે શૂરવીર ! મરણના ભયે મારતા હો તો, તે તો ટળે તેમ નથી, કારણ કે પ્રાણીઓને તેઓના દેહની સાથેજ મરણ સરજાયેલુ છે કદાચ કહેશો કે મરણ તો છે, પરંતુ તેનો કાળ લંબાવવા મારુ છુ, તો તે કહેવુ મિથ્યા છે, કારણ કે આજ અથવા સો વર્ષે પણ મૃત્યુ તો અવશ્ય છેજ આ રીતે અવશ્ય થનારા મરણમા વિલંબ કરવા પાપ કરવુ એ યોગ્ય નથી ૩૮ આ દેહ પડી ગયા પછી બીજો દેહ આવતો ન હોય તો પાપ કરીને પણ દેહની રક્ષા કરવી પરંતુ તેમ નથી દેહ પડી ગયો કે કર્મને અનુસરનારો જીવ બીજા દેહને ધારણ કરે છે ૩૯ ચાલતો મનુષ્ય જેમ એક પગે પૃથ્વી ઉપર ઉભો રહીને બીજા પગે ચાલે વા ખડમાકડી જેમ બીજા તૃણનો આશ્રય કરી પછી પાછલો પગ ઉપાડે, તેમ કર્મમાર્ગમા રહેલો જીવ બીજા દેહને પામ્યા પછી જ પહેલા દેહનો ત્યાગ કરે છે ૪૦ જોયેલા તથા સાભળેલા દેહનો જેમા સંસ્કાર લાગેલો હોય એવા દેહનું સ્મરણ કરનારો પુરુષ સ્વપ્નમા બીજા દેહને જુવે છે, પછી તેને ‘હું છુ’ એમ માને છે અને જાગ્રત દેહને વિસરી જાય છે, તેમ જોયેલા અને સાભળેલા દેહોના સંસ્કારને લીધે તેવા દેહનો મનમાં મનોરથ કરતો પુરુષ જાગ્રતમા એવા જ દેહને જુવે છે. પછી તેને ‘ હુ છુ ’ એમ માને છે અને પોતાના દેહને વિસરી જાય છે આ પ્રમાણે મૃત્યુ પછી કર્મ-વડે બીજા દેહને ધારણ કરી પૂર્વનો દેહ ત્યાગ કરે છે. ૪૧ કર્મોના ફળો આપવાને તૈયાર થયેલા દૈવે પ્રેરેલુ અને અનેક વિકારવાળુ મન, દેહના વિલય વખતે માયાએ નાના પ્રકારના રચેલા પાચ મહા-ભૂતોમાથી દેવતા, મનુષ્ય કે પશુ પક્ષી આદિકના જે જે દેહ તરફ દોડે છે અને જે જે દેહનું અભિ-માન રાખે છે તે તે દેહમા જીવ દાખલ થાય છે. કોઇ કહેશે કે, મન કર્તા છે એટલે તેનો જન્મ ઘટે, પરંતુ આત્મા જે અકર્તા છે તેનો જન્મ ઘટતો નથી, તેનુ શું ? તે વાત ખરી છે, પરંતુ આત્મા મનને ‘ હુ છુ ’ એમ મનાવે છે, તેથી તેને મનની સાથે જન્મવુ પડે છે ૪૨ જેમ પાણીના ઘડામા ચંદ્ર કે સૂર્યનું તેજ વાયુના વેગથી કંપતું જણાય છે, તેમ પોતાના સ્વરૂપના અજ્ઞાનવાળા દેહમા જીવ પણ પ્રવેશ કરી તેને પોતારૂપ માની લે છે તાત્પર્ય એ છે કે, આત્મામા દેહાદિકના અધ્યાસથી તેના દુર્બળતા આદિક ધર્મો આત્મામા મનાય છે. અને દેહાદિકમા આત્માના અધ્યાસથી આત્માના પ્રેમાસ્પદત્વ આદિક ધર્મો દેહમા જણાય છે, માટે જીવને રાજાના તથા સૂવરના દેહમા સમભાવ હોવાથી મૃત્યુ ટાળવાનો ઉપાય વ્યર્થ છે ૪૩ આવી સ્થિતિવાળો જીવ પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તો તેણે કોઇનો દ્રોહ કરવો નહિ, કારણ કે દ્રોહીને જ શત્રુથી તથા યમથી ભય થાય છે ૪૪ આ તમારી નાની બેન છે, નાની વયની છે અને અણુસમજુ છે માટે તેને દીનવત્સલ થઈ જીવિતદાન આપો ૪૫

શુકદેવજી કહે છે–હે રાજન્ ! આ રીતે વસુદે-વજીએ સામ અને ભેદથી કંસને સમજાવવા માડચો, તોપણ ક્રૂર સ્વભાવનો તે સમજ્યો નહિ, કારણ કે તે રાક્ષસી સ્વભાવનો પુરુષ હતો ૪૬ ‘ દેવકીનો નાશ કરવો ’ એવો તેનો નિશ્ચય જાણી, વિચાર કરીને વસુદેવજી, તે વખતે પ્રાપ્ત થયેલા મૃત્યુને અટકાવવા પોતાના મનમા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા ૪૭ “ બુદ્ધિમાન મનુષ્યે જ્યા સુધી પોતાની બુદ્ધિનું બળ ચાલે ત્યા સુધી મૃત્યુ અટકાવવુ, પરંતુ જો તે અટકે નહિ તો પછી તેમા જીવનો અપરાધ ગણવો નહિ. ૪૮ આ દેવકીને જે પુત્ર આવે તે પુત્રો કંસને આપવાનું કહી દેવકીને છોડાવું. પુત્રો આવ્યા પછી જે ભાવિ હશે તે બનશે, પરંતુ ત્યાં

સુધી દેવકી જીવતી તો રહેશે અથવા તેટલામા જો કંસ મરી જશે તો પછી કંઈ થશે નહિ ૪૯ અથવા તો મને પુત્રો થાય અને કંસ પણ મુવો ન હોય તો મારા પુત્રને હાથે આનુ મરણ થાય, એમ ઉલટુ કેમ ન બને ? કારણ કે આનો ' આઠમો ગર્ભ તારો નાશ કરશે ' એવી વિધાતાની વાણી છે, માટે પુત્રો આપવારૂપી પ્રતિજ્ઞા કરવાથી દેવકી મરતા બચશે, અને કાલાંતરે મૃત્યુ થશે તો તેમા કંઈ ચાલવાનું નથી, મારા પુત્રના હાથથી કંસનું મૃત્યુ થવાનું છે તે હમણા દેવકીનો વધ થવાથી અટકી જાય તેમ પણ નથી ૫૦ વનમા વૃક્ષોને તથા ગામમા ઘરોને બાળતો અગ્નિ જેમ કોઈ વખતે પાસેના વૃક્ષોનો અને પાસેના ઘરોનો ત્યાગ કરીને દૂરના વૃક્ષોને તથા ઘરોને બાળે તેમા અદૃષ્ટ વિના બીજુ કંઈ પણ કારણ નથી અને તે પણ કોઈના જાણવામા આવતું નથી, એવી રીતે પ્રાણીઓના જન્મ મરણનું કારણ પણ જાણી શકાય નહિ એવુ અચિંત્ય છે ' ૫૧ આ રીતે વસુદેવજી પોતાની બુદ્ધિ પહોચી ત્યા સુધી વિચાર કરીને પછી પાપી કંસનો ઘણા માનથી સત્કાર કરવા લાગ્યા ૫૨ મુખકમળને પ્રસન્ન રાખી હસતા હસતા લજ્જા રહિત તથા ક્રૂર એવા કંસને નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૫૩

વસુદેવ કહે છે-હે શાંતગુણી ! પેલી આકાશવાણીએ જે ઉચ્ચાર્યું તે ઉપરથી તમારે આના ગર્ભનો ભય રાખવો નહિ, કારણ કે, હું આના બધા પુત્રો જન્મતા વાંત તમને સ્વાધીન કરીશ, કે જેઓનો તમને ભય લાગે છે ૫૪

શુકદેવજી કહે છે-વસુદેવના વચન સાભળીને કંસ બેનને મારતા અટક્યો વસુદેવ પણ પ્રસન્ન થઈને તેના વખાણ કરવા લાગ્યા ૫૫ પછી પ્રસવ કાળ આવ્યો ત્યારે સર્વ દેવતારૂપ દેવકીએ આઠ પુત્રોને તથા એક કન્યાને એક એક વર્ષને અંતરે જન્મ આપ્યો ૫૬ વસુદેવ અસત્ય ભાષણ કરનાર ન હતા તેમણે પોતાના વચન પ્રમાણે પ્રથમ જન્મેલો પુત્ર ' કીર્તિમાન ' કંસને સ્વાધીન કર્યો ૫૭ કારણ કે, સત્પુરુષો શું સહન કરતા નથી ? વિદ્વાનો કયી વસ્તુની અપેક્ષા રાખે છે ? કદર્ય પુરુષો શું કરતા નથી ? અને પરમાત્મામાં મનવાળા પુરુષો કયી વસ્તુનો ત્યાગ કરતા નથી ? ૫૮ હે રાજન્ ! વસુદેવની સમતા તથા સત્ય ઉપર નિષ્ઠા જોઈ કંસ મનમા અત્યંત પ્રસન્ન થયો અને હસતા હસતાં આ પ્રમાણે બોલ્યો -૫૯ ' આ કુમાર તો તમે પાછો લઈ જાઓ, હું એનાથી ડરતો નથી, કારણ કે તમારા બન્નેના આઠમા ગર્ભથી મારુ મૃત્યુ છે " ૬૦ અસ્તુ, એમ કહી પુત્રને લઇ વસુદેવજી પાછા ફર્યા, પરંતુ દુષ્ટ અને ચંચળ મનના કંસના કહેવા ઉપર તેમને વિશ્વાસ આવ્યો નહિ ૬૧ આ રીતે કંસની શાંતિ દેવતાઓના કાર્યને અનુકૂલ નથી, એમ જાણી ભગવાન નારદે કંસને કહ્યુ કે, ' વ્રજમા નંદાદિક જે ગોવાળિયા છે અને તેઓની જે સ્ત્રીઓ છે, તેમ વસુદેવ આદિક વૃષ્ણિઓ અને દેવકી આદિક યાદવોની જે સ્ત્રીઓ છે, તે સર્વે દેવતાઓ છે અને હે રાજન્ ! વસુદેવ અને નંદના બાંધવો, સબંધીઓ અને બીજાઓ જે તમને અનુસરે છે તે સર્વ દેવતાઓ છે પૃથ્વી ઉપર ભારરૂપે રહેલા દૈત્યોનો નાશ કરવા તે જન્મેલા છે ૬૨-૬૪ આ પ્રમાણે કહીને નારદજી ગયા કે, કંસ, યાદવોને દેવતાઓ માની અને દેવકીના ગર્ભમાથી જન્મેલા વિષ્ણુ પોતાનો નાશ કરશે એમ માની ૬૫ વસુદેવ ને દેવકીજીને બેડીઓ જડી બંદીખાનામા મૂકી આવ્યો વિષ્ણુના જન્મની શંકાથી તેમને જેમ જેમ પુત્ર ઉત્પન્ન થતા ગયા તેમ તેમ કંસ મારતો ગયો ૬૬ પૃથ્વી ઉપર પ્રાણનુ રક્ષણ ઇચ્છતા લોભી રાજાઓ પોતાની માતાને, પિતાને, ભાઈઓને અને સબંધીઓને પણ મારી નાખે છે ૬૭ હું પૂર્વે વિષ્ણુએ મારી નાખેલો કાળનેમિ નામે મહા અસુર છુ અને હમણા અહીં જન્મેલો છુ એમ જાણીને તે યાદવો સાથે વિરોધ રાખવા લાગ્યો ૬૮ પછી યાદવ, ભોજ અને અંધક કુળના અધિપતિ ઉગ્રસેનને કેદ કરીને મહા બળવાન કંસ શૂરસેન નામના દેશ ઉપર રાજ્ય કરવા લાગ્યો ૬૯

**उग्रसेनं च पितरं यदुभोजांधकाधिपम् ।**
**स्वयं निगृह्य बुभुजे शूरसेनान्महाबलः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे प्रथमोऽध्यायः**

# અધ્યાય ૨ જો.*

## દેવકીગર્ભ-વિષ્ણુની સ્તુતિ.

**श्रीशुक उवाच**

**प्रलंबबकचाणूरतृणावर्त्तमहाशनैः ।**
**मुष्टिकारिष्टद्विविदपुतनाकेशिधेनुकै ॥ १ ॥**

શુકદેવજી કહે છે-હે પરીક્ષિત ! પ્રલબ, બક, ચાણૂર, તૃણાવર્ત, અઘાસુર, મુષ્ટિકાસુર, અરિષ્ટાસુર, દ્વિવિદ વાનર, કેશી ધેનુક તથા બીજા બાણાસુર અને ભૌમાસુર આદિક અસુર રાજાઓની સાથે મળી બળવાન જરાસધનો આશ્રય કરનાર કસ, યાદવોનો સહાર કરવા લાગ્યો. ૧-૨ કસથી પીડા પામતા યાદવો, કુરુ પાંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ તથા કોશલ દેશમા જતા રહ્યા ૩ અને કેટલાક યાદવો તેને અનુસરીને તેની સેવા કરવા લાગ્યા કસે દેવકીના છ બાળકોને મારી નાખ્યા પછી, ૪ સાતમા ગર્ભમા ભગવાન શેષ જેને અનત કહે છે અને જે ભગવાનનો અશ હતા તે બળદેવજી રૂપે આવ્યા દેવકીના હર્ષમા તથા શોકમા તેમણે વધારો કર્યો ૫ વિશ્વના આત્મા ભગવાને પણ, જેમના નાથ પોતે હતા, એવા યાદવોનો કસથી ઉત્પન્ન થયેલો ભય જાણી, યોગમાયાને આજ્ઞા કરી કે, ૬ હે કલ્યાણિ ! તુ ગોવાળિયા અને ગાયોથી શોભાયમાન એવા વ્રજમા જા વસુદેવની સ્ત્રી રોહિણી, ગોકુળમા છે ને વસુદેવની બીજી પણ સ્ત્રીઓ કસથી ડરીને ગુફાઓમા રહે છે. ૭ માટે દેવકીજીના ગર્ભમા મારા અશરૂપ શેષ ભગવાન આવેલા છે, તેમને ત્યાથી બહાર કાઢી, રોહિણીના ઉદરમાં મૂક ૮ ત્યાર પછી હે કલ્યાણિ ! હુ પરિપૂર્ણરૂપથી દેવકીનો પુત્ર થઈશ અને તુ નદરાયની સ્ત્રી યશોદાના ઉદરથી જન્મ લેજે ૯ મનુષ્યો સકામ પુરુષોની અધિષ્ઠાત્રી અને સર્વ કામના પૂર્ણ કરનારી તને, ધૂપથી, દીપથી, નાના પ્રકારની પૂજાની સામગ્રીથી ને બલિદાનથી પૂજશે ૧૦ અને મનુષ્યો પૃથ્વી ઉપર તારા મદિરો કરશે. તથા દુર્ગા, ભદ્રા, કાલી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઈશાની, શારદા અને અબિકા એવા તારા નામ પાડશે. ૧૧-૧૨ વળી તુંજ બળદેવને ગર્ભમાથી ખેચી લઈશ, તેથી લોકો તેમને સંકર્ષણ કરી કહેશે અને તે, લોકોને રંજન કરશે તેથી તેને રામ પણ કહેશે અને તે અતિશય બળવાન હોવાથી બળદેવ કહેવાશે. ૧૩ આ રીતે ભગવાને આજ્ઞા કરેલી માયા ‘અસ્તુ એમ કહીને તેમની પ્રદક્ષિણા કરી પૃથ્વી ઉપર ગઈ અને તે પ્રમાણે કર્યું ૧૪ યોગમાયાએ ગર્ભ આકર્ષી, રોહિણીના ઉદરમા મૂક્યો કે, ‘અરેરે ! દેવકીનો ગર્ભ ગળી ગયો, એવુ નગરવાસીઓ કહેવા લાગ્યા ૧૫ ભક્તોને અભય આપનાર ભગવાન વિશ્વાત્મા પણ પરિપૂર્ણ રૂપથી વસુદેવના સત્વમા ભરાયા ૧૬

આ પ્રમાણે ભગવાનના તેજને ધારણ કરનાર વસુદેવ સૂર્યની માફક શોભવા લાગ્યા પ્રાણીઓથી પાસે જઈ શકાય નહિ એવા તે અતિ પ્રચડ થઈ, ૧૭ જગતના મૂર્તિમાન મગળરૂપ, અખડ ઐશ્વર્યવાળા તથા સર્વના આત્મારૂપ ભગવાનના અશને વસુદેવે દેવકીમા મૂક્યો દેવકીએ પણ સર્વ દિશાઓ જેમ ચદ્રને ધારણ કરે તેમ અતકરણથી ભગવાનને પોતાને વિષે ધારણ કર્યા ૧૮ આ પ્રમાણે દેવકી સર્વ જગતના નિવાસભૂત શ્રીહરિને પોતાના ઉદરમા ધારણ કરવા છતા, કસના કારાગૃહમા કેદ હતા તેથી ઘડામા ઢાકેલા દીવાની પેઠે અને વિદ્યાને છુપાવનાર ખળની શુદ્ધ વિદ્યાની પેઠે, બીજા લોકોને આનદ આપતા તે અત્યત શોભવા લાગ્યા ૧૯ કસ, પોતાના દેહની કાતિથી કારાગૃહને શોભાવતા, ઉદરમા ભગવાનને ધારણ કરનારા અને મદ મદ હસતા દેવકીને જોઈ મનમા વિચારવા લાગ્યો કે, મારા પ્રાણને હરનારો ગર્ભ આના ઉદરમા આવ્યો જણાય છે, કારણ કે દેવકી પૂર્વે આવી તેજસ્વી ન હતી ૨૦ હવે મારે શુ કરવું ? કામ સાધનારો પુરુષ કાર્ય સાધવા પોતાના પરાક્રમનો નાશ કરતો નથી આ સ્ત્રી જાતિ છે, વળી મારી બહેન છે અને અધુ

---

* આ અધ્યાયમા કસને મારવા દેવકીના ગર્ભમા આવેલા ભગવાનની બ્રહ્માદિક દેવતાઓએ સ્તુતિ કરી એ કથા કહેવાશે

રામા પુરુ ગર્ભવતી છે, તેથી આનો નાશ કરવો, એ યશનો, લક્ષ્મીનો અને આયુષ્યનો નાશ કરવા જેવું છે. ૨૧ જે પુરુષ અત્યંત ક્રૂરતાથી વર્તે તેને મૂર્ખ જાણવો મનુષ્યો પણ તેને ધિક્કારે છે અને આવા દેહાભિમાની લોકો મરી ગયા પછી અવશ્ય નરકમા પડે છે. ૨૨ કંસ, પોતે દેવકીનો નાશ કરવાને સમર્થ હતો, છતા પણ આવા વિચારથી અટક્યો અને શ્રીહરિની સાથે વૈરાનુબંધ કરનારો તે બાળકના જન્મની રાહ જોવા લાગ્યો. બેસતા, સૂતા, ઉભા રહેતા, જમતા તથા પૃથ્વી ઉપર ફરતા, ભગવાનનું ચિંતન કરતો તે આખા જગતને ભગવાનરૂપ જોવા લાગ્યો. ૨૪ પછી બ્રહ્મા અને શંકર, નારદાદિક મુનિઓ, તેમના પાર્ષદો અને દેવતાઓ ભગવાનની પાસે આવી આ પ્રમાણે ગર્ભસ્તુતિ કરવા લાગ્યા ૨૫

દેવતાઓ–"આપ સત્ય સંકલ્પવાળા છો, સત્યથી પ્રાપ્ત થનાર છો, ત્રણેકાળમા સત્ય રૂપ છો, પાચ ભૂતોને ઉત્પન્ન કરનાર છો, પાચ ભૂતોમા રહેલા છો, પાચ ભૂતોનો નાશ થવા છતા અવશેષ રહો છો, અને વાણી તથા સમદૃષ્ટિને પ્રવર્તાવનાર છો આ પ્રમાણે સર્વ રીતે સત્ય સ્વરૂપ છો અમે આપને શરણે આવ્યા છીએ ૨૬ આ સંસારરૂપી એક વૃક્ષ છે, તેને એક (પ્રકૃતિ) આશ્રય છે, સુખ, દુઃખ ફળ છે સત્વ, રજ અને તમ ત્રણ મૂળ છે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચાર રસ છે, પાચ જ્ઞાનેન્દ્રિયો જાણવાના સાધન છે, રાગ, દ્વેષ, ક્ષુધા, પિપાસા, લોભ તથા મોહ એ છ સ્વભાવ છે, સાત ધાતુ છાલ છે આ પાચભૂતો મન, બુદ્ધિ તથા અહંકાર શાખાઓ છે, નવ ઇન્દ્રિયોના દ્વાર છિદ્રો છે, દશ પ્રાણ પાદડારૂપ છે, અને તેમા જીવ તથા ઇશ્વર બે પક્ષીઓ રહે છે. ૨૭ આ વૃક્ષરૂપી કાર્યની ઉત્પત્તિ તમારાથી થઈ છે અને તેનો લય પણ તમારે વિષે જ થાય છે તેની રક્ષા પણ તમે જ કરો છો, અર્થાત્ આખુ બ્રહ્માડ તમારાથી ભિન્ન નથી, છતા પણ તમારી માયાથી જેમનું જ્ઞાન નષ્ટ થયેલું છે, તેઓ તમને નાના પ્રકારના ગણે છે, પરંતુ વિવેકીઓ તમને નાના પ્રકારના માનતા નથી ૨૮ જ્ઞાનસ્વરૂપ ને સર્વના આત્મારૂપ આપ, સ્થાવર જંગમાત્મક જગતના કલ્યાણ માટે, સત્વગુણયુક્ત ને સત્પુરુષોને સુખકારી અને ખળ પુરુષોને દુઃખકારી રૂપો ધારણ કરો છો ૨૯ હે કમલનયન! સર્વ જીવના નિવાસસ્થાનરૂપ આપમા, કેટલાક પુરુષો સમાધિદ્વારા મનને યોજી, મોટા પુરુષોને માન્ય તમારી ચરણકમળરૂપી નૌકાવડે, સંસાર સાગરને તરી જાય છે. ૩૦ હે સ્વયપ્રકાશ! સર્વ પ્રાણીઓ પર પ્રીતિ રાખનાર વિવેકી પુરુષો દુસ્તર એવા ભવસાગરને તરી જઇ તમારા ચરણારવિંદરૂપી નૌકાને અહીં જ મૂકી જાય છે. આપ ભક્તો ઉપર પૂર્ણ અનુગ્રહ કરનાર છો ૩૧ પરંતુ હે કમળનયન! જે લોકો 'અમે મુક્ત છીએ' એવુ અભિમાન રાખનાર છે અને તમારામા ભક્તિ ન કરવાથી અપવિત્ર બુદ્ધિવાળા હોય છે, તેઓ ઘણા ઘણા જન્મના તપથી ઉત્તમ કુળ તથા શાસ્ત્રશ્રવણ વગેરે શુભ સાધન મેળવે છે, તોપણ તમારા ચરણનો અનાદર કરવાથી તેઓ પાછા નીચે પડે છે ૩૨ હે માધવ! જેઓએ તમારી ઉપર સ્નેહ બાધેલો છે, અને તમારા ભક્ત છે, તેઓ ભ્રષ્ટ થતા નથી હે પ્રભો! તમારાથી રક્ષાયેલા મનુષ્ય નિર્ભય થઇ વિઘ્ન કરનારાઓને તરી જાય છે ૩૩ તમે જગતની રક્ષા કરતી વેળા શુભ કર્મના ફળ આપનારુ, શુદ્ધ અને સત્વગુણી શરીર ધારણ કરો છો, કે જે શરીર ધારણ કરીને મનુષ્યો વેદાધ્યયનથી, કર્મના યોગથી, તપથી ને સમાધિથી, તમારુ પૂજન કરે છે ૩૪ હે મહારાજ! આપનું સત્વગુણી શરીર જો અવતાર ધરે નહિ, તો અજ્ઞાન ને તેને લીધે થયેલા ભેદને મટાડનારુ વિશેષ જ્ઞાન થાય નહિ કારણ કે બુદ્ધિ આદિક પદાર્થો જેના છે તથા જેના અધિષ્ઠાનથી પ્રકાશે છે, તે પરિપૂર્ણ અને સર્વના સાક્ષી ભગવાન છે, આવુ બુદ્ધિ આદિકના પ્રકાશથી આપના સ્વરૂપનું અનુમાન થાય છે, તાત્પર્ય કે તમારા શુદ્ધ સત્વગુણી શરીરની સેવા કરવાથી અંતઃકરણ તદાકાર થાય છે, અને તેમ થવાને લીધે તમારી કૃપાથી તમારા સ્વરૂપના પ્રત્યક્ષ દર્શન થાય છે. ૩૫ જેમના માર્ગનું માત્ર અનુમાન થાય છે, એવા સર્વના સાક્ષી-

રૂપ આપના નામ અને રૂપ, મન અને વાણીથી અગોચર છે, તેને લીધે ગુણો ઉપરથી, જન્મો ઉપરથી તથા કર્મો ઉપરથી નિરુપણુ થઈ શકે એવાં નથી હે દેવ! ઉપાસકો ઉપાસનામા તમારા પ્રત્યક્ષ દર્શન કરે છે ૩૬ જે પુરુષ તમારા મગળકારક નામો અને રૂપનું વર્ણન સાંભળે છે, ગાય છે, સંભારે છે ને વિચારે છે તથા દેવપૂજાદિક ક્રિયામા તમારા ચરણારવિંદમા પોતાનુ મન રાખે છે, તે ફરીને જન્મતો નથી ૩૭ હે વિષ્ણુ! આપના ચરણરૂપ આ પૃથ્વીનો ભાર આપ ઈશ્વરના જન્મવડે જ ઉતરે છે આપના નાજુક તથા સુદર ચરણોથી અકિત થયેલી પૃથ્વીને તમે દયા પાત્ર કરેલા સ્વર્ગને અમે જોઇશુ ૩૮ હે નિત્યમુક્ત ઈશ્વર! તમે અજન્મા છો, છતા પણુ પ્રાણીઓના દુ:ખ ટાળવા જન્મ ધારણુ કરો છો, તેમા લીલા વિના બીજુ કારણુ હોય એવુ અમે ધારતા નથી તમે તો શુ, પરતુ જીવને પણુ જન્મ, સ્થિતિ ને મરણુ છે અને તે આપના સ્વરૂપના અજ્ઞા નથી જ છે ૩૯ હે ઈશ્વર! તમે મત્સ્ય, કચ્છ, વરાહ, હસ, રાજા, બ્રાહ્મણુ ને દેવતાઓમા અવતાર ધારણુ કરી પુર્વે અમારુ તથા ત્રણુ જગતનું રક્ષણુ કર્યું હતું તે પ્રમાણે તમે હમણા પણ પૃથ્વીનો ભાર ઉતારો હે યદૂત્તમ! અમે બીજુ આપને શુ આપીએ? માત્ર એજ કે વદન કરીએ છીએ ૪૦ હે દેવકી! પરમ પુરુષ ભગવાન અમારુ કલ્યાણુ કરવા સર્વ અગોથી તમારા ઉદરમા વસ્યા છે હવે પુત્રને મારવાને તૈયાર થઇ રહેલા કસથી ભય પામશો નહિ, તમારા પુત્ર ભગવાન યાદવોનુ રક્ષણુ કરશે ૪૧

શુકદેવજી કહે છે–ભગવાનનુ સ્વરૂપ અમુકના જેવુ છે, એમ કહી શકાય જ નહિ, એવા પરમ પુરુષ ભગવાનની સ્તુતિ કરી દેવતાઓ, બ્રહ્મા અને શિવને આગળ કરી પછી ત્યાથી સ્વર્ગમા ચાલ્યા ગયા. ૪૨

**इत्यभिष्टूय पुरुषं यद्रूपमनिदं यथा ।**
**ब्रह्मेशानौ पुरोधाय देवा' प्रतिययुर्दिवम् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**द्वितीयोऽध्याय:**



# અધ્યાય ૩ જો.*

## કૃષ્ણુ જન્મ અને ગોકુળ ગમન.

**श्रीशुक उवाच**

**अथ सर्वगुणोपेत: काल: परमशोभन: ।**
**यर्ह्येवाऽजनजन्मर्क्षं शांतर्क्षग्रहतारकम् ॥ १ ॥**

શુકદેવજી કહે છે–હે રાજન્! પછી જ્યારે પરમ શોભાયમાન અને સર્વ ગુણુસંપન્ન પ્રસવ સમય થયો, ચદ્ર રોહિણી નક્ષત્રમા આવ્યો, નક્ષત્ર, ગ્રહ તથા તારાઓ તેને અનુકૂળ થયા, દિશાઓ સ્વચ્છ થઇ, આકાશ નિર્મળ થયુ અને નિર્મળ નક્ષત્રના મંડળ ઉગ્યા, નગર, ગામ તથા દેશમાં મંગળ વર્તાઈ રહ્યુ, નદીઓના પાણી નિમળ થયાં, કમળોની શોભા ખીલી રહી, વનમાં પુષ્પોના ગુચ્છમાં પક્ષીઓ તથા ભમરા કલ્લોલ કરવા લાગ્યા, શીતળ સુગધી વાયુ વાવા લાગ્યો, બ્રાહ્મણોના શાંત અગ્નિઓ પ્રજ્વલિત થયા, અસુરોના દ્રોહી એવા મહાત્મા પુરુષોના મન પ્રસન્ન થયા, સ્વર્ગમા દુદુભિઓ વાગવા માંડ્યા, કિન્નર ને ગધર્વો ગાન કરવા લાગ્યા, સિદ્ધ અને ચારણો સ્તુતિ કરવા લાગ્યા, વિદ્યાધરીઓ અપ્સરાઓની સાથે નૃત્ય કરવા લાગી, મુનિઓ ને દેવતાઓ આનદથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા, મેઘો સમુદ્રની પછવાડે ધીરે ધીરે ગર્જના કરવા લાગ્યા, ચારે તરફ અધારુ છવાઈ ગયું અને મધ્ય રાત્રીનો સમય થયો ત્યારે પૂર્વ દિશામા જેમ સપૂર્ણ કળાવાળો ચદ્રમા ઉદય પામે તેમ, સર્વના અતર્યામી ભગવાન વિષ્ણુ દેવકીથી જન્મ્યા ૧–૮ પછી વસુદેવજીએ તે અદ્ભુત સ્વરૂપવાળા બાળકને જોયો. તેના નેત્ર, કમળ જેવા હતા ચાર હાથ હતા, અને તેમા શખ, ચક્ર, ગદા અને પદ્મ હતાં. તેના શરીર ઉપર શ્રીવત્સનુ ચિહ્ન હતું, કંઠમા કૌસ્તુભમણિ હતો, શરીરની કાતિ મેઘના જેવી શામ હતી, દુકામા વગર શણુગારે તે બાળક પ્રસુતિ ગૃહના શણુગાર જેવું લાગતુ હતું. ૯–૧૦ ભગવાનને પોતાના પુત્ર થઇ જન્મેલા જોઇને વસુદેવનાં નેત્રો

* આ અધ્યાયમા ભગવાન પ્રગટ થયા, તેમની માતા પિતાએ સ્તુતિ કરી અને પછી તેમના કહેવાથી વસુદેવ ગોકુળમા લઇ ગયા એ કથા કહેવાશે.

આશ્ચર્યથી ઉઘડી ગયાં. શ્રીકૃષ્ણના અવતારના ઉત્સવના આનંદમા તેમણે બ્રાહ્મણોને દશ હજાર ગાયો આપવાનો સંકલ્પ કર્યો. [११] પછી હે રાજન્! પોતાના દેહની કાંતિથી સુવાવડના ઘરને પ્રકાશમાન કરતા પુત્રને પરમ પુરુષ ધારી, ભગવાનના પ્રભાવને જાણનાર, શુદ્ધ બુદ્ધિવાળા વસુદેવ, નિર્ભય થઈ બે હાથ જોડી આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા [१२]

વસુદેવ સ્તુતિ કરે છે—આપ પ્રકૃતિથી પર છો, કેવળ અનુભવ ને આનંદસ્વરૂપ છો અને સર્વની બુદ્ધિના સાક્ષી છો, એવુ અમારા જાણવામા છે [१३] તે જ તમે આ ત્રિગુણાત્મક જગતને સર્જીને તેમા રહેતા નથી, તોપણ તેમા રહેતા જણાઓ છો. [१४] મહત્તત્વ, અહંકાર તથા તન્માત્રાઓ છુટા રહીને કાર્ય કરી શકતા નથી, પરંતુ સોળ વિકારો એટલે પાંચ મહાભૂતો અને અગિયાર ઇંદ્રિયોની સાથે મળીને આ બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે અને ઉત્પન્ન થયા પછી આપ તેમા રહેતા હો એવુ દેખાય છે, પણ તેમ નથી, કારણરૂપે પ્રથમથી જ આપ તેમા રહો છો, તેથી સર્જેલા કાર્યોમા તેઓનો પાછળથી પ્રવેશ થયો નથી, તેમ જ આપનો પણ પાછળથી પ્રવેશ થતો નથી [१५-१६] રૂપાદિથી અનુમાનમા આવતી ઇંદ્રિયોથી જાણવામા આવતા પદાર્થોની સાથે જ તમે રહેલા છો, છતા તે કાર્યોની સાથે જાણવામા આવતા નથી તમે સર્વસ્વરૂપ છો, સર્વના આત્મારૂપ વ્યાપક અને પરમાર્થરૂપ વસ્તુ છો. આપ માપ વિનાના હોવાથી આપના સ્વરૂપને બહિર તરાદિક ભેદ નથી તેથી તમારો કાર્યમા કેમ પ્રવેશ ઘટે? [१७] જે મનુષ્ય આત્માના દૃશ્ય દેહાદિક પદાર્થો, આત્માથી જુદી રીતે સત્તાવાળા પદાર્થો હોવાનુ માને તેને મૂર્ખ જાણવો, કારણ કે, તે દૃશ્ય દેહાદિક પદાર્થોમા વિચાર કરતા નામ વિના બીજુ કંઇ પણ સિદ્ધ થઈ શકતુ નથી માટે મિથ્યા ઠરેલા પદાર્થને સત્ય ગણીને જે ગ્રહણ કરે, તે પુરુષને મૂર્ખ જાણવો [१८] હે પરમાત્મા! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય તમારાથી થાય છે, છતાં તમે ગુણ, ક્રિયા અને વિકાર રહિત હોવાથી, બ્રહ્મ અને નિર્ગુણ હોવાથી ઇશ્વર રૂપ છો. તમારે વિષે ઉત્પત્તિ આદિકના કર્તૃત્વ માટે વિરોધ આવતો નથી, કારણ કે ગુણોજ સૃષ્ટિની રચના કરે છે, તોપણ તમારો તેઓને આશ્રય હોવો જોઇએ. જેમ સેવકોએ કરેલા કામનું કર્તૃત્વ રાજાને લાગે છે, તેમ ગુણોએ કરેલા કાર્યોનો તમારે વિષે આરોપ કરવામા આવે છે [१९] એવા તમે માયાવડે ત્રણ લોકની રક્ષા કરવા સત્વગુણથી શ્વેત વર્ણ ધારણ કરો છો અને લોકોનો પ્રલય કરવા તમોગુણથી કૃષ્ણ વર્ણને ધારણ કરો છો [२०] હે વિભુ! તમે આ જગતની રક્ષા કરવા માટે મારે ત્યા જન્મ્યા છો અને તમે, રાજાઓનુ નામ ધારણ કરનાર કરોડો અસુરોના યૂથપતિઓએ, આમતેમ લઈ જવાતી સેનાઓનો નાશ કરશો [२१] મારા ઘરમા તમારો જન્મ થવાનો છે, એવું સાંભળી કંસે તમારા મોટા ભાઈઓનો નાશ કર્યો છે અને દાસીઓથી તમારો જન્મ થયો સાભળીને હમણા જ તે મારવાને આવતો હશે." [२२]

શુકદેવજી કહે છે—પછી પુત્રને મહાપુરુષનાં લક્ષણોવાળો જોઇને, કંસથી ભય પામેલા તથા પવિત્ર હાસ્યવાળા દેવકી ભગવાનની સ્તુતિ કરતા બોલ્યા કે, [२३] અપ્રકટ, કારણરૂપ, મહાન્ ચૈતન્યવાળુ, ગુણરહિત, વિકારરહિત, સત્તામાત્ર, વિશેષરહિત ને ક્રિયારહિત જે સ્વરૂપ વેદો વર્ણવે છે, તે તમે બુદ્ધિ આદિક ઇંદ્રિયોને પ્રકાશ કરનાર સાક્ષાત્ વિષ્ણુ છો [२४] બ્રહ્માના બે પરાર્ધ વર્ષ પુરા થયા પછી જ્યારે સર્વ લોકોનો નાશ થાય છે ત્યારે પંચ મહાભૂતો તન્માત્રાઓમા લીન થાય છે, તન્માત્રાઓ પ્રધાનમા લય થાય છે અને કાલના વેગથી પ્રધાનને જાણનાર માત્ર આપ જ, એક અવશેષ રહો છો. [२५] હે પ્રકૃતિના પ્રવર્તક! નિમેષ (મટકા) થી માંડીને વર્ષ સુધીનો કાળ, કે જેની આવૃત્તિથી જગતની આવૃત્તિઓ થાય છે, તે કાળ તમારી લીલારૂપ કહેવાય છે તે નિર્ભય સ્થાન રૂપ આપ ઇશ્વરને શરણે હુ આવી છું. [२६] હે આદિ પુરુષ! મનુષ્ય મૃત્યુરૂપી સર્પથી ડરીને સર્વ લોકમા ફરી વળે, તોપણ તેને આપ સિવાય બીજું નિર્ભય સ્થાન

મળતું નથી. પરંતુ દૈવેચ્છાથી તમારાં ચરણકમળને પ્રાપ્ત થઈને, શાંતિથી નિદ્રા કરનારથી મૃત્યુ પણ દૂર નાસી જાય છે. ૨૭ તમે ઉગ્રસેનના દુષ્ટ પુત્ર કંસથી ભયભીત થયેલા જે અમો તેમની રક્ષા કરો. તમે ભક્તજનોને જાણનાર અને તેઓના ત્રાસનો નાશ કરનાર, ધ્યાન કરવા યોગ્ય ઈશ્વરસ્વરૂપને, ચર્મચક્ષુવાળા લોકોની આગળ પ્રગટ કરશો નહિ ૨૮ હે મધુસૂદન! આ પાપી કંસ, તમારો જન્મ થયો છે તે ન જાણે તો સારુ, કારણ કે હું અધીર બુદ્ધિવાળી, તમારે માટે કંસથી ડરુ છુ ૨૯ માટે હે વિશ્વાત્મા! તમે તમારુ આ અલૌકિક સ્વરૂપ, કે જે સ્વરૂપ ચાર ભુજાવાળુ તથા ભુજાઓમા ધરેલા શંખ, ચક્ર, ગદા ને કમળની શોભાથી શોભાયમાન છે, તેને પાછુ સંકેલી લ્યો ૩૦ આ જગત કે જે હમણા દેખાય છે, તેને પરમ પુરુષ એવા આપ પ્રલય સમયે પોતાના શરીરમા વગર સંકોચે સમાવી લ્યો છો, તેમ તમે મારા ગર્ભમા રહ્યા હતા, એ વાત જો લોકોની આગળ કરી હોય તો તેઓ તો હસી કાઢે" ૩૧

ભગવાન બોલ્યા—"હે સતિ! સ્વાયંભુવ મન્વંતરમા તમે જ્યારે પૃશ્નિ હતા ત્યારે આ મારા પિતા સુતપા નામે પ્રજાપતિ હતા ૩૨ પછી બ્રહ્માએ પ્રજા ઉત્પન્ન કરવા જ્યારે તમને આજ્ઞા કરી, ત્યારે તમે બન્નેએ, ઇન્દ્રિયોને નિયમમા રાખીને મોટું તપ કર્યું ૩૩ વરસાદ, વાયુ, તડકો, તાઢ અને ઉષ્ણતા વગેરે કાળના ગુણોને સહન કર્યા અને પ્રાણાયામ કરીને મનના દોષ દૂર કર્યા ૩૪ નીચે ખરી પડેલા પાદડાનો તમે આહાર કર્યો અને મારી પાસેથી કામનાઓ મેળવવા માટે શાંત ચિત્તથી મારુ બહુ આરાધન કર્યું ૩૫ મારી ઉપર મન રાખી, પરમ દુષ્કર ને તીવ્ર એવુ તપ કરતા કરતા તમને દેવતાના બાર હજાર વર્ષ વીતી ગયા ૩૬ પછી નિત્ય, તપ, શ્રદ્ધા ને ભક્તિથી હૃદયમા જેની ભાવના કરી હતી એવો હુ વરદરાજ, તમારા બંને ઉપર પ્રસન્ન થયો અને તમને વર આપવા તમારી આગળ પ્રગટ થઈ, મે કહ્યુ કે, 'વર માગો.' ત્યારે તમે મારા જેવો પુત્ર માગ્યો. ૩૭-૩૮ તમે સાંસારિક સુખ ભોગવ્યુ ન હતુ, તેમ તમને સંતાન પણ ન હતુ, તેથી તમે માયામાં મોહિત થઈને, મારી પાસેથી મોક્ષ માગ્યો ન હતો, પણ પુત્રની પ્રાર્થના કરી હતી. ૩૯ તમને વર આપીને હું ગયો કે, મારા જેવો પુત્ર થવાનું વરદાન મેળવીને, જેમનો મનોરથ પૂર્ણ થયો હતો, એવાં તમે, સાંસારિક વૈભવો ભોગવવા લાગ્યાં ૪૦ પછી જગતમાં શીલ, ઉદારતા તથા ગુણમા મારા સરખો બીજો કોઈ પણ પુરુષ મારા જોવામા આવ્યો નહિ, તેથી હું તમારો પુત્ર થઈને અવતર્યો અને લોકમા પૃશ્નિગર્ભને નામે પ્રખ્યાત થયો હતો ૪૧ ફરીને તમે બન્ને અદિતિ તથા કશ્યપ થયા, ત્યારે પણ હુ તમારાથી જન્મ્યો હતો અને ઉપેન્દ્રને નામે પ્રખ્યાત થયો હતો શરીરે ઠીંગણો હતો તેથી લોકો મને વામન પણ કહેતા હતા ૪૨ આ ત્રીજા અવતારમા પણ, હુ ફરીને તમારા બન્નેથી પુત્રરૂપે હાલ અવતર્યો છું હે સતિ! આ વાત મે ખરી કહી છે ૪૩ તમને પૂર્વ જન્મનું સ્મરણ થવા સારુ મે મારુ સ્વરૂપ તમને દેખાડ્યુ, કેમકે હુ સ્વરૂપ ન દેખાડતા મનુષ્યનો દેહ દેખાડુ તો તમને મારા સ્વરૂપનું જ્ઞાન થાય નહિ ૪૪ હવે મારે તમને કહેવાનું એ છે કે, તમે પુત્રભાવથી તથા બ્રહ્મભાવથી મારી ઉપર સ્નેહ રાખી, મારુ મનન કરશો તો પરમ ગતિને પામશો ૪૫ વળી કહેવાનુ કે જો તમે કંસથી બીહીતા હો તો મને ગોકુળમા લઈ જાઓ, અને યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલી મારી માયાને અહીં ફેર બદલ કરો" ૪૬

શુકદેવજી કહે છે—આ પ્રમાણે કહીને શ્રીહરિ માતપિતાના દેખતા એક પ્રાકૃત બાળક બની ગયા. ૪૭ પછી ભગવાનની પ્રેરણાથી વસુદેવ, તેમને લઈને ગોકુળ જવાને તૈયાર થયા. ગોકુળમાં નંદરાયની સ્ત્રીએ અજા એવી યોગમાયાને જન્મ આપ્યો હતો ૪૮ તે યોગમાયાએ, દ્વારપાળોની વસ્તુનું જ્ઞાન થવામા ઉપયોગી એવી સર્વ ઇંદ્રિયોની વૃત્તિઓને હરવાથી, તેઓને ઘારણ આવ્યુ અને નગરવાસીઓ નિદ્રાવશ થઈ ગયા. જેવા વસુદેવ ભગવાનને ઉપાડીને ચાલ્યા કે સૂર્યથી જેમ અંધારુ નાશ પામે, તેમ લોઢાની સાંકળોથી બંધ કરેલા મથુરા-

નગરીના દરવાજા, કે જે હાથથી ઉઘાડી શકાય નહિ એવા હતા તે પોતાની મેળે ઉઘડી ગયા મદ મદ ગાજતો મેઘ ઝરમર ઝરમર વરસવા લાગ્યો અને શેષનાગ, ભગવાન ઉપર પડતા પાણીને પોતાની ફેણોથી નિવારતા તેમની પાછળ પાછળ જવા લાગ્યા. ૪૯–૫૦ તે સમયે વારવાર વરસાદ વર્ષતો હતો તેથી યમુનામા પૂર આવેલુ હતુ, પાણીના વેગને લીધે ઉછળતા મોજાથી નદીમા ફીણ ચઢેલુ હતુ અને સેંકડો ભયકર ઘૂમરીઓ વળતી હતી, છતા સમુદ્રે જેમ રામચદ્રને માર્ગ આપ્યો હતો તેમ યમુનાએ વસુદેવને માર્ગ આપ્યો ૫૧ પછી તે યમુના ઉતરી નદના વ્રજમા ગયા અને ત્યા સર્વ ગોવાળીઆઓને નિદ્રાવશ જોઇ, યશોદાની શય્યામા પોતાના પુત્રને મૂક્યો અને તેની પુત્રીને લઇ પાછા ફર્યા ૫૨ પુત્રીને દેવકીની શય્યામા મૂકી પાછી પગમા લોઢાની બેડી પહેરી પહેલાની મફક કેદી થઇને વસુદેવ બેઠા ૫૩ નદરાયના સ્ત્રી યશોદાએ કઈક બાળક અવતર્યું છે એટલુ જાણ્યુ હતું, પરતુ, પ્રસવના પરિશ્રમથી થાકી ગયેલા અને યોગમાયાને લીધે ભાનવિનાના થયેલા યશોદાએ પોતાને પુત્ર કે પુત્રી અવતરી છે તે પણ જાણ્યુ ન હતુ ૫૪

**यशोदा नदपत्नी च जात परमबुध्यत ।**
**न तल्लिंग परिश्रांता निद्रयापगतस्मृति ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कधे तृतीयोऽध्यायः**

## અધ્યાય ૪ થો.*

### કંસે બાળકો મારવા માંડયાં.

**श्रीशुक उवाच**

**बहिरंतःपुरद्वारः सर्वा पूर्ववदावृता ।**
**ततो बालध्वनिं श्रुत्वा गृहपाला समुत्थिता.**

શુકદેવજી કહે છે–હે રાજન્! વસુદેવના આવ્યા પછી બહારના ને અતપુરના બારણાં પ્રથમની પેઠે બધ થઈ ગયા અને પેલી પુત્રી રૂપે અવતરેલી માયા 'ઉંવાં ઉંવા' એમ રોવા લાગી બાળકનુ રોવુ સાભળી કારાગૃહના રક્ષકો જાગ્રત થયા ૧

તેઓએ તરતજ કસની પાસે જઈ દેવકીના આઠમા ગર્ભના પ્રસવની વાત તેને વિદિત કરી. કારણ કે કસ એ ગર્ભના જન્મ માટે હંમેશ ઉદ્વિગ્ન મનથી વાટ જોયા કરતો હતો ૨ કસ આઠમા ગર્ભનો પ્રસવ થયો, એવી વાત સાભળતા વાત આ મારો કાળ છે, એવું જાણી વિહ્વળ થઇને શય્યામાથી ઉભો થયો અને છુટા વાળની સાથે રસ્તામા ઠેસો ખાતો ખાતો, દેવકીના પ્રસૂતિગૃહ તરફ ગયો ૩ એટલે વાત્સલ્યથી દીન એવા દેવકીજીએ કરગરી તેને કહ્યુ કે, "હે ભલુ કરનાર ભાઇ! તુ આને જીવતી રાખીશ તો હુ આ (કન્યા) તારા પુત્રને પરણાવીશ તારે આ પુત્રીને મારવી ઘટિત નથી. ૪ હે ભાઇ! તે દૈવની પ્રેરણાથી મારા અગ્નિ જેવા તેજસ્વી ઘણા પુત્રો મારી નાખ્યા છે, તો હવે આ પુત્રી તુ મને આપ ૫ હે કસ! હુ તારી નાની બહેન છુ, પુત્ર વિનાની છુ, માટે મને અભાગિણીને આ એક છેલ્લી પ્રજા આપવી ઘટિત છે" ૬

શુકદેવજી કહે છે–આ પ્રમાણે પોતાની પુત્રીને છાતી સગ્સી ચાપી મહા દીનની પેઠે રુદન કરતા દેવકીજીએ, કસની આગળ પ્રાર્થના કરી, પરંતુ દુષ્ટ કસે તેમનો તિરસ્કાર કરી તેમના હાથમાથી પેલી પુત્રીને ખેચી લીધી ૭ પછી સ્વાર્થને લીધે સ્નેહ તોડનાર કસે તરતની જન્મેલી પોતાની બહેનની પુત્રીના બને પગ ઝાલીને, તેને એક મોટી શિલા સાથે પછાડવા ઉપાડી ૮ પછાડવા જતા વાંતજ વિષ્ણુની નાની બહેન માયા, કસના હાથમાથી વછુટી આકાશમાં ગઈ અને ત્યાં આયુધવાળી, આઠ હાથવાળી તે, સર્વના જોવામા આવી ૯ તે દિવ્યમાળાથી, વસ્ત્રોથી, ચદનના લેપોથી તથા રત્નોના આભૂષણોથી અલકૃત હતી તેણે પોતાની આઠ ભુજાઓમાં ધનુષ, ત્રિશૂળ, બાણ, ઢાલ, તરવાર, શખ, ચક્ર ને ગદા એમ આઠ આયુધો ધારણ કર્યા હતાં. ૧૦ સિદ્ધ, ચારણ, ગધર્વ, અપ્સરાઓ, કિન્નર ને સર્પો તેને ઘણા બલિદાનો અર્પણ કરી તેની સ્તુતિ કરતા હતા દેવીએ કસને કહ્યુ કે, ૧૧ "હે મૂર્ખ! મને મારવાથી તારુ શુ વળશે? તારો નાશ કરનાર, પૂર્વનો શત્રુ તો કોઇક ઠેકાણે જન્મી ચુક્યો છે.

* આ અધ્યાયમા કસે જે તે બાળકોને મારવા માડ્યા, એ કથા કહેવામા આવશે

તું દીન લોકોને વૃથા મારતો નહિ." ૧૨ આમ કહીને પછી તે ભગવતી યોગમાયા પૃથ્વી ઉપર જુદા જુદા સ્થાનકોમા જુદાં જુદાં નામથી વાસ કરીને રહ્યા ૧૩ કંસ, યોગમાયાનું કહેવુ સાભળીને પરમ આશ્ચર્ય પામ્યો અને દેવકી તથા વસુદેવને કારાગારમાથી છોડી વિવેકથી કહેવા લાગ્યો કે, ૧૪ "અરેરે! બહેન રાક્ષસ જેમ પોતાના બાળકનો નાશ કરે, તેમ મે પાપીએ તમારા ઘણા પુત્રોને મારી નાખ્યા ૧૫ હું નિર્દય છુ કે મે સંબધીઓનો ત્યાગ કર્યો વળી હુ મહા દુષ્ટ છુ અને બ્રહ્મહત્યા કરનારની માફક જીવતા જ મુવેલો છુ હવે હુ કયા લોકમા જઇશ! ૧૬ કેવળ મનુષ્ય જ જુઠું બોલે છે એમ નથી, પરંતુ દેવતાઓ પણ અસત્ય બોલે છે, કારણ કે, મે પાપીએ દેવતાઓના વચન ઉપર વિશ્વાસ રાખી બહેનના પુત્રોને મારી નાખ્યા ૧૭ હે બહેન! તમારા પુત્રોએ પ્રારબ્ધ કર્મ ભોગવ્યા તેમા કોઇનો દોષ નથી, તમે તેમનો શોક કરશો નાહ, કારણ કે પ્રાણીઓ દૈવાધીન છે, તેથી તેઓ સદા એક ઠેકાણે સાથે રહેતા નથી ૧૮ પૃથ્વીમાથી પૃથ્વીના વિકાર રૂપ ઘડા, કુંડા વગેરે પદાર્થો થાય છે અને પાછા તેમા ભળે છે, તેથી જેમ પૃથ્વીમા ફેરફાર થતો નથી, તેમ દેહ જન્મે છે અને મરી જાય છે, પરંતુ તેમા રહેલા આત્મામા ફેરફાર થતો નથી, તે તો એક સ્વરૂપ જ રહે છે ૧૯ જે મનુષ્ય આવુ સમજતો નથી, તેને આત્મામા દેહબુદ્ધિ અને ભેદબુદ્ધિ થાય છે, અને ભેદબુદ્ધિને લીધે પુત્ર, સ્ત્રી આદિકના દેહની સાથે સંયોગ અને વિયોગ થાય છે અને તેથી સંસાર મટતો નથી અને સુખ દુ:ખ થયા કરે છે. ૨૦ માટે હે બહેન! મે તમારા પુત્રોને મારી નાખ્યા તોપણ તમે તેમનો શોક કરો નહિ, કારણ કે સર્વ કોઇ પરાધીન થઇ પોતાના કરેલા કર્મને ભોગવે છે. ૨૧ દેહાભિમાની મનુષ્ય જ્યાં સુધી હુ મરું છું તથા હું મારું છું' એવુ માને છે ત્યાં સુધી દેહાભિમાની અજ્ઞાની મનુષ્ય પ્રાયશ્ચિત્તનો અધિકારી છે, તેને વિધિનિષેધ બાધ કરે છે ૨૨ તમે મારા દુષ્ટપણાની ક્ષમા કરો, મહાત્મા પુરુષો દીન ઉપર પ્રેમાળ હોય છે," એમ કહીને કંસે રુદન કરતા કરતા બેન તથા બનેવીના બે પગનો હાથવતી સ્પર્શ કર્યો. ૨૩ અને કન્યાની વાણી ઉપર વિશ્વાસ રાખીને દેવકી તથા વસુદેવને બેડીમાંથી છુટા કર્યાં અને તેમને પોતાનો સ્નેહભાવ દેખાડ્યો, ૨૪ પછી જેનો રોષ શાત પડ્યો હતો, એવા દેવકીએ પશ્ચાત્તાપ કરતા ભાઇને તેના અપરાધની ક્ષમા કરી વસુદેવે પણ રોષરહિત થઇ હસીને તેને કહ્યુ કે, ૨૫ હે કંસ! તમે જેમ કહો છો તેમજ છે દેહધારીઓને અજ્ઞાનથી અહંકાર બુદ્ધિ થાય છે, અને તે અહંકાર બુદ્ધિથી આ પોતાનો અને આ પારકો એવી ભેદબુદ્ધિ ઉપજે છે ૨૬ શોક, હર્ષ, ભય, દ્વેષ, લોભને મદવાળા, તેમ જ ભેદદૃષ્ટિવાળા લોકો, ભગવાન પોતે જ પદાર્થોથી પદાર્થોનો નાશ કરે છે, એવુ જાણતા નથી, પરંતુ પરસ્પરમા માર ખાનાર અને મારનાર હોવાનુ માને છે." ૨૭

શુકદેવજી બોલ્યા—આ પ્રમાણે પ્રસન્ન થયેલા દેવકી અને વસુદેવે ખરા અંત:કરણથી કંસની સાથે વાતચિત કરી અને તે પછી બન્નેની આજ્ઞા લઈ કંસ પોતાને ઘેર ગયો ૨૮ બીજે દિવસે કંસે મંત્રીઓને પોતાને ઘેર બોલાવી તેઓને યોગમાયાએ જણાવેલી વાર્તા કહી. ૨૯ રાજાનું કહેવું સાભળી, દેવતાઓના શત્રુ દૈત્યો, કે જેઓ બહુ બુદ્ધિશાળી ન હતા, તેઓ દેવતાઓ ઉપર ક્રોધ કરીને કંસને કહેવા લાગ્યા કે, ૩૦ હે રાજન્! જો યોગમાયાનું કહેવુ સત્ય હોય તો અમે પુર અને ગામડા વગેરેમાં દશ દિવસની અંદરનાં તથા દશ દિવસ કરતા વધારે દહાડાના બાળકોને આજેજ મારી નાખીએ ૩૧ દેવતાઓ કે જેઓ રણસંગ્રામમા ઉતરવાને ડરે છે, તે આવા ઉદ્યમથી શું કરી નાખશે? કારણ કે તમારા ધનુષની દોરીનો ટંકારવ સાભળીને તેઓ નિરંતર ઉદ્વેગ કર્યા કરે છે. ૩૨ વળી તમે જ્યારે બાણોથી દેવતાઓને મારવા માડો છો, ત્યારે તેઓ જીવવાની ઇચ્છાથી રણભૂમિનો ત્યાગ કરીને નાસી જાય છે. ૩૩ કેટલાક દેવતાઓ હાથમાંથી શસ્ત્ર નીચે મૂકી, દીન થઇને તમને હાથ જોડે છે અને કેટલાક જેમની શિખા છુટી ગયેલી હોય એવા, 'અમે તમારાથી ડરીએ

છીએ ' એમ કહે છે. ૩૪ તથા જેઓ શસ્ત્ર અને અસ્ત્રને વિસરી ગયા હોય, જેઓ રથ વિનાના હોય, જેઓ ભયથી ઘેરાઈ ગયા હોય, જેઓ બીજાની સાથે લડાઇમા ઉતરેલા હોય, જેઓ નાસી જતા હોય, જેમના ધનુષ્ય ભાગી ગયા હોય અને જેઓ યુદ્ધ કરતા ન હોય તેવાને તમે મારતા નથી ૩૫ નિર્ભય સ્થાનમા શૂરવીર તથા યુદ્ધ વિના બીજા પ્રસંગમા મિથ્યા બડાઈ કરનાર દેવતાઓથી એકાતમા નિવાસ કરતા હરિથી અથવા તો વનમા વસતા શંકરથી શુ થવાનું છે? ૩૬ તેમજ અલ્પ પરાક્રમવાળા ઇંદ્રથી કે નિત્ય તપશ્ચર્યા કરતા બ્રહ્માથી પણ શુ થવાનું છે? છતા પણ દેવતાઓ આપણા શત્રુઓ હોવાથી તેઓથી આપણે બેદરકાર રહેવું નહિ હવે તમે દેવતાનું મૂળ ઉખેડી નાખવાના કામમા અમને-સેવકોને લગાડો ૩૭ જેમ શરીરમા થયેલા રોગની ઉપેક્ષા કરી હોય તો તે જામી ગયા પછી ઉપાય કર્યા છતા મટતો નથી ને ઇંદ્રિયોના સમુદાયને છુટો મૂક્યો હોય તો તે જેમ વશ થતો નથી, તેમ શત્રુ પોતાનું બળ સાચવી મોટો થઇ પડે તો પછી તેને ચલાયમાન કરી શકાતો નથી ૩૮ માટે દેવતાઓનુ મૂળ વિષ્ણુ છે, તે વિષ્ણુ જ્યા સનાતન ધર્મ હોય ત્યા રહે છે, અને તે સનાતન ધર્મનું મૂળ વેદ, ગાય, બ્રાહ્મણ, તપ, યજ્ઞ ને દક્ષિણાઓ ગણાય છે ૩૯ માટે હે રાજન્! સર્વ ઉપાયોથી વેદ ભણનાર, તપસ્વી તથા યજ્ઞ કરનાર બ્રાહ્મણોને અને યજ્ઞમા ઉપયોગી એવી ગાયોને અમે મારીએ ૪૦ બ્રાહ્મણો, ગાયો, વેદ, તપ, સત્ય, ઇંદ્રિયોનો નિગ્રહ, મનની શાંતિ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા અને યજ્ઞો શ્રીહરિના શરીરરૂપ છે. ૪૧ તે વિષ્ણુ સર્વ દેવતાઓના અધ્યક્ષ છે, અસુરના શત્રુ છે, ગુહાવાસ કરનાર છે અને સર્વ દેવતાઓ, બ્રહ્મા તથા શંકર, વિષ્ણુનું મૂળ છે માટે ઋષિઓનો નાશ કરવો એ તેના નાશનો ઉપાય છે ૪૨

શુકદેવજી કહે છે-દુષ્ટ બુદ્ધિવાળા અને કાળની ફાસીમા ફસેલા અસુર કંસે ઉપર પ્રમાણે દુષ્ટ મંત્રીઓની સાથે વિચાર કરીને બ્રહ્મહત્યામા પોતાનું હિત માન્યું. ૪૩ બીજાનો નાશ કરવામા પ્રીતિ ધરાવનારો તથા ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારો તે દૈત્યોને જુદી જુદી દિશાઓમા રહેતા મહાત્મા-સત્પુરુષોનો નાશ કરવાની આજ્ઞા કરીને પોતે પોતાને ઘેર ગયો ૪૪ દૈત્યો કે જેઓ રજોગુણી હતા, તમોગુણથી મૂઢ બુદ્ધિવાળા હતા તથા જેઓનું મોત આવી પહોચ્યુ હતુ, તેઓ મહાત્મા પુરુષોની સાથે દ્વેષ કરવા લાગ્યા ૪૫ મહાત્મા પુરુષોનો કરેલો અપરાધ પુરુષના આયુષ્યનો, લક્ષ્મીનો, યશનો, ધર્મનો, પુણ્ય લોકોનો, સુખોનો તથા સર્વ કલ્યાણોનો નાશ કરે છે ૪૬

आयु श्रियं यशो धर्मं लोकानाशिष एव च ।
हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
चतुर्थोऽध्यायः

## અધ્યાય ૫ મો.*

### શ્રીકૃષ્ણ જન્મ મહોત્સવ.

श्रीशुक उवाच

नन्दः स्वात्मज उत्पन्ने जाताह्लादो महामनाः ।
आहूय विप्रान्वेदज्ञान्स्नातः शुचिरलङ्कृतः ॥

શુકદેવજી કહે છે-હે રાજન્! પોતાને ત્યાં પુત્રનો જન્મ થવાથી ઉદાર મનના નંદરાયજી પ્રસન્ન થયા અને નહાઈ, પવિત્ર થઈ, શરીર ઉપર વિધવિધ પ્રકારના આભૂષણો પહેરીને ભવિષ્ય જાણનાર બ્રાહ્મણોને બોલાવી તેમની પાસે સ્વસ્તિવાચન કરાવીને પુત્રનું જાત કર્મ કરાવ્યુ અને વિધિ પ્રમાણે પિતૃઓ તથા દેવતાઓનુ પૂજન કરાવ્યુ. ૧-૨ બ્રાહ્મણોને સારી શણગારેલી બે લાખ ગાયો આપી અને જેમા રત્નો ખોસેલા હતા તથા જેની ઉપર કીનખાબ ઢાકેલો હતો, એવા તલના સાત પર્વતો આપ્યા ૩ કાલથી પૃથ્વી વગેરે પદાર્થ શુદ્ધ થાય છે, નહાવાથી દેહાદિક શુદ્ધ થાય છે, ધોવાથી અપવિત્ર પદાર્થો શુદ્ધ થાય છે, સંસ્કારોથી ગર્ભાદિક શુદ્ધ થાય છે, તપથી ઇંદ્રિયાદિક શુદ્ધ થાય છે,

* આ અધ્યાયમા નંદે પુત્રનું જાતકર્મ તથા મહોત્સવ કર્યો અને મથુરામા જઇ વસુદેવને મળી આનંદ અનુભવ્યો, એ કથા કહેવામા આવશે.

યજન કરવાથી બ્રાહ્મણાદિક શુદ્ધ થાય છે, દાનથી ધન શુદ્ધ થાય છે, સંતોષથી મન શુદ્ધ થાય છે અને બ્રહ્મવિદ્યાથી આત્મા શુદ્ધ થાય છે. ૪ બ્રાહ્મણો, સૂત, માગધ ને બંદીજનો આશીર્વાદના મંગળ વચનો ઉચ્ચારવા લાગ્યા, ગવૈયા ગાવા લાગ્યા, ભેરી તથા દુંદુભિ વારંવાર વાગવા લાગ્યા. ૫ વ્રજનાં બારણાં, આંગણાં તથા અંદરના ઓરડા સર્વ જને વાળીને સ્વચ્છ કર્યાં. ચારે તરફ પાણી છાંટયા, જાત જાતની ધ્વજા પતાકાઓ અને માળાઓ રસ્તે લટકાવી અને વસ્ત્રના તથા પાંદડાના તોરણો ઠેકઠેકાણે બાંધી દીધા. ૬ ગાયોને, બળદને તથા નાનાં નાનાં વાછડાને તેલ અને હળદર ચોપડી નાના પ્રકારના રંગ, મોરપિચ્છની માળાઓ, રંગબેરંગી વસ્ત્રો અને સુવર્ણની માળાઓથી શણગારી દીધા ૭ ગોવાળિયા મોંઘા મૂલ્યના વસ્ત્ર, આભૂષણ, જામા અને પાઘડીઓ પહેરી અલંકૃત થઇને અને હાથમા ભેટો લઈ નંદજીને ઘેર ગયા. ૮ તેમજ ગોપીઓ પણ યશોદાને ત્યા પુત્રનો જન્મ થયો સાભળીને પ્રસન્ન થઈ અને વસ્ત્ર, આભૂષણ તથા અંજન આદિકથી પોતાના શરીરને અલંકૃત કરવા લાગી ૯ પરાગથી જેમના મુખકમળ ઉપર શોભા જામી રહી હતી, એવી ગોપીઓ, ભેટો લઈને ઉતાવળી ઉતાવળી નંદજીને ઘેર જવા લાગી ગોપિકાઓએ કાનમા મણિજડિત કુંડળો પહેર્યાં હતા, શરીર પર રંગબેરંગી વસ્ત્રો પહેર્યાં હતા, હાથમા કંકણ પહેર્યાં હતાં, તેઓના કેશપાશમા ગુંથેલી વેણીઓમાથી રસ્તા ઉપર પુષ્પો વેરાતા હતા, કાનમા પહેરેલા કુંડળોથી તથા કંઠમાના હારથી તે ગોપિકાઓ બહુ શોભતી હતી ૧૧ ગોપીઓ નંદજીને ઘેર જઈને બાળકને, 'હે ઈશ્વર! આ બાળકનું ચિરકાળ રક્ષણ કરો,' એવા આશીર્વાદ દેવા લાગી તથા હળદર, તેલ અને પાણીથી એક બીજાને ભિંજવતી ગીત ગાવા લાગી ૧૨ વિશ્વના ઈશ્વર ને અનંત એવા શ્રીકૃષ્ણ નંદરાયના વ્રજમા પધાર્યા, તે સમયના મહોત્સવમા જાત જાતનાં વાજિંત્રો વાગવા લાગ્યાં. ગોવાળિયા પણ પ્રસન્ન થઈને એક બીજાને દહીં, દૂધ, ઘી ને પાણી છાંટવા લાગ્યા. એક બીજાને માંખણ ચોપડવા લાગ્યા અને એક બીજા પર દહીં ઉડાવવા લાગ્યા ૧૩-૧૪ ઉદાર મનના નંદજીએ સૂત, માગધ, બંદીજન તથા બીજા જેઓ વિદ્યોપજીવી હતા તેઓને, વસ્ત્ર, આભૂષણ, ગાયો અને ધન આપ્યા ૧૫ આટલાથી તે અટકયા નહિ, પરંતુ તેમણે વિષ્ણુની આરાધના માટે તથા પોતાના પુત્રના ભલા માટે જુદી જુદી વસ્તુઓથી સર્વનો યથોચિત સત્કાર કર્યો ૧૬ નંદજીને ગોવાળિયાઓએ માનેલાં રોહિણી અલૌકિક વસ્ત્રો, પુષ્પની માળા ને કંઠમાં આભૂષણો પહેરી મહોત્સવમા ફરતા હતા. ૧૭ હે રાજન્! ગોકુળમા શ્રીભગવાન પધાર્યા ત્યારથી નંદનું ગોકુળ સંપત્તિવાળુ થયુ શ્રીહરિના નિવાસથી સર્વ પ્રિયત્વાદિ ગુણોથી લક્ષ્મીનું વિહારસ્થાન થયું. ૧૮ આ પ્રમાણે ઉત્સવ કર્યા પછી, નંદજી ગોકુળની રક્ષા કરવા ગોવાળિયાઓને કહીને કંસનો વાર્ષિક કર આપવા મથુરા ગયા ૧૯ વસુદેવજી પોતાના પરમ મિત્ર નંદજીને આવ્યા જાણીને તથા તેમણે રાજાને વાર્ષિક કર આપ્યો તે સાભળીને ઉતારા ઉપર તેમને મળવા ગયા ૨૦ એ વેળા જેમ દેહ પોતાના પ્રાણને જોઈ ઉભો થાય, તેમ નંદજી પોતાના પરમ મિત્ર વસુદેવને જોઇ ઉભા થયા અને પ્રેમથી વિહ્વળ બની ગયેલા નંદરાય વસુદેવને ભેટી પડયા ૨૧ પછી પોતાના બન્ને પુત્રોમા જેનો જીવ વળગી રહેલો હતો એવા વસુદેવ સુખથી બેઠા અને આદરભાવથી નંદરાયની ખબર પૂછી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨૨ હે ભાઇ! ઘરડા થયેલા, પ્રજાની આશા જેમણે મૂકી દીધી હતી એવા તમારે ત્યા પુત્ર જન્મ્યો તે બહુ સારુ થયુ ૨૩ તેમ જ આ સંસારચક્રમા આમ તેમ ફરતા તમે આજે મળ્યા તે પણ એક પુનર્જન્મના જેવુ થયું, કારણ કે સ્નેહીઓનુ દર્શન દુર્લભ છે ૨૪ પાણીના પ્રવાહથી તણાતા ઘાસ, લાકડા વગેરે જેમ સાથે રહેતા નથી, તેમ હે મિત્ર! વિચિત્ર કર્મો કરનાર સ્નેહી જનોનો સમુદાય પણ એક ઠેકાણે સ્થિર રહેતો નથી, પરંતુ કર્મ પ્રમાણે છૂટા છવાયા થઇ જાય છે. ૨૫ તમે હમણા જ્યાં આગળ સંબંધીઓની સાથે રહો છો, તે મોટું વન ઢોર-ઢાંખરને હિતકારી, આરો-

વ્યતાવાળું તથા પાણી, વનસ્પતિ અને લતાઓ-વાળુ છે ૨૬ વળી હે ભાઇ! મારો પુત્ર જે તેની માતાની સાથે તમારા વ્રજમાં રહે છે અને તમને જ પિતા રૂપ માને છે, તેને તમે બન્ને લાડ લડાવો છો કે? ૨૭ પુરુષના ધર્મ, અર્થ તથા કામ પોતાના સંબંધીઓને ઉપયોગમા આવે, તો તે સફળ કહેવાય છે, પરંતુ તેથી સંબંધીઓમાં પરસ્પર ક્લેશ ઉઠે તો તે ત્રિવર્ગ નિરર્થક જાણવો ૨૮

નંદરાય બોલ્યા-અરેરે!! કંસે દેવકીના ઘણા પુત્રો મારી નાખ્યા, માત્ર એક નાની કન્યા બચી ગઈ, તો તે પણ સ્વર્ગમા જતી રહી ૨૯ મનુષ્યના સુખનો આધાર દૈવાધીન છે. મનુષ્યનો અદૃષ્ટ ઉપર જ મુખ્ય આધાર છે પોતાના સુખ દુઃખનું કારણ અદૃષ્ટ છે, એમ જે મનુષ્ય જાણે છે તે મુઝાતો નથી. ૩૦ વસુદેવજી બોલ્યા-તમે પ્રતિવર્ષનો વાર્ષિક કર રાજાને આપ્યો અને વળી અમને પણ મળ્યા માટે હવે તમારા ગામમા જાઓ. અહીયા ઘણા દિવસ રહેવા જેવુ નથી, કારણ કે ગોકુળમા ઉત્પાતો થશે એમ મને જણાય છે ૩૧ આ પ્રમાણે વસુદેવે નંદાદિક ગોવાળીયાઓને કહ્યુ, એટલે તેઓ વસુદેવની આજ્ઞા લઇ ગાડા જોડી ગોકુળ ગયા. ૩૨

**इति नन्दादयो गोपाः प्रोक्तास्ते शौरिणा ययुः।**
**अनोभिरनडुद्युक्तैस्तमनुज्ञाप्य गोकुलम् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे पञ्चमोऽध्यायः**

## અધ્યાય ૬ ઠ્ઠો. *

### પૂતના માસીનો વધ.

**श्रीशुक उवाच**

**नंदः पथि वचः शौरेर्न मृषेति विचिंतयन्।**
**हरिं जगाम शरणमुत्पातागमशंकितः ॥ १ ॥**

શુકદેવજી કહે છે-હે પરીક્ષિત! નંદરાય રસ્તામા વસુદેવનુ વચન મિથ્યા ન હોય, એવો વિચાર કરી ઉત્પાત થવાની શંકાથી હરિનુ ધ્યાન ધરવા લાગ્યા. ૧ પેલી કંસે મોકલેલી બાળકોનો નાશ કરનારી ભયંકર પૂતના ગામડા અને વ્રજ આદિકમા બાળકોનો નાશ કરતી જ્યાં ત્યાં ફરવા લાગી ૨ જ્યા આગળ પોતાના નિત્ય કર્મોમાં રાક્ષસોનો નાશ કરનાર ભક્તોના ભર્ત્તા ભગવાનના ચરિત્રોનુ શ્રવણ, મનન આદિક ન હોય, ત્યા રાક્ષસીઓ પોતાનુ કામ કરી શકે છે ૩ કંસની પ્રેરેલી પૂતના ઇચ્છામા આવે ત્યા ફરતી. તે નાનાં બાળકને મારતી એક દિવસ ફરતી ફરતી ગોકુળમા આવી અને માયાથી પોતે સુંદર સ્ત્રી બની વ્રજમા પેઠી. ૪ તેના કેશપાશમા માલતીના પુષ્પ હતા, અંગ ઉન્નત હતા, કેડ પાતળી હતી, તેણે ઉત્તમ વસ્ત્રો પહેર્યા હતા, કાનમા ઝુલતા આભૂષણોની કાંતિથી તેનુ મુખ શોભી રહ્યુ હતું, મંદ હાસ્યથી ને કટાક્ષથી વ્રજવાસીઓના મનને હરણ કરતી હતી તેણે હાથમા કમળ લીધું હતું તેથી ગોપિકાઓએ, તેને પોતાના પતિને જોવા આવેલી લક્ષ્મી માની અને તેને લીધે કોઇ કંઈ જ બોલી નહિ ૬ છોકરાને શોધતી અને બાળકોનો નાશ કરતી તે નંદરાયના ઘરમાં ગઈ દૈવેચ્છાથી શય્યા ઉપર સૂતેલા કૃષ્ણને તેણે જોયા અસત્પુરુષના કાળરૂપ, મહા તેજ ગુપ્ત હોવાથી રાખમા ભારેલા અગ્નિ જેવા તે દેખાતા હતા ૭ સ્થાવર જંગમના આત્મારૂપ શ્રીકૃષ્ણે પૂતનાને ઓળખી અને આંખો મીંચી દીધી મૂર્ખ મનુષ્ય જેમ સર્પને રજ્જુ સમજીને ઉપાડી લે, તેમ તેણે કાળમૂર્તિ અનંતને શય્યામાથી પોતાના ખોળામા લઇ લીધા ૮ મીયાનથી ઢંકાયલી તરવારની પેઠે, અંદર અતિ તીક્ષ્ણ મનની અને ઉપરથી માતા જેવી કોમળ પૂતનાને પોતાના ઘરમા જોઇ તથા તેના ઉત્તમ રૂપને જોઇ, યશોદા અને રોહિણી મોહ પામ્યા અને બન્ને ઉભા ઉભા તેને જોવા લાગ્યાં ૯ પૂતનાએ ભગવાનને પોતાના ખોળામા લીધા અને ભયંકર તથા પચે નહિ એવા ઝેરથી ભરેલુ સ્તન મુખમા આપ્યું, એટલે રોષમા આવી ગયેલા ભગવાન બે હાથથી સ્તનને દબાવી ધાવવા લાગ્યા. ૧૦ પૂતનાના સર્વ અંગોના મર્મભાગોમાં પીડા થવા લાગી. 'મૂકી દે, મૂકી દે, હવે બસ' એમ તે

* આ અધ્યાયમા વસુદેવના કહેવાથી નંદ માર્ગમા મરી ગયેલી રાક્ષસીને જોઇ તથા તેના મરણની વાત સાંભળી આશ્ચર્ય પામ્યા, એ કથા કહેવાશે

બોલવા લાગી, તેની આંખો ફાટી ગઈ, શરીર ઉપર પરસેવો થયો અને હાથ પગ જોરથી પછાડી રડવા લાગી ૧૧ પૂતનાના રડવાથી પર્વત સાથે પૃથ્વી, અને ગ્રહો સાથે આકાશ ચલાયમાન થવા લાગ્યુ રસાતળ પાતાળમા અને દિશાઓમા પડઘા પડવા માડ્યા. વજ્ર પડવાની બીકથી મનુષ્યો ધરણી ઉપર ઢળી પડ્યા. ૧૨ આ રીતે સ્તનમા પીડા થવાથી આખરે તે મરણ પામી અને રાક્ષસી રૂપ ધારણ કરી મોઢું ફાડી, હાથ પગ અને માથાના તમામ કેશને ફેલાવી, વજ્રથી મારેલા વૃત્રાસુરની પેઠે નીચે ઢળી પડી ૧૩ પૂતનાના દેહે, પડતા પડતા છ ગાઉની અંદરના વૃક્ષોને ભાગી ભુકો કરી નાખ્યા આ વાત મહા આશ્ચર્યજનક થઈ પડી ૧૪ પૂતનાના મુખમા ભયંકર દાઢો હતી, નાક પર્વતની ગુફા જેવુ હતુ, સ્તનો પર્વત ઉપરથી પડેલી મોટી શિલા જેવડા હતા, માથાના કેશ રાતા રંગના હતા, આખો અંધારી વાવના જેવી ઉંડી હતી, નિતંબ નદીના કિનારા જેવા ભયકર હતા. હાથ પગ તથા સાથળ ઘણા લાબા અને પેટ પાણી વિનાના ધરો જેવું મોટુ હતું આવું પૂતનાનુ શરીર ભયંકર હતુ ૧૫-૧૬ ગોવાળિયા ને ગોપિકાઓના હૃદય, કાન અને મસ્તક પૂતનાની મરણ ચીસ સાભળી ફુટી ગયા તેઓ ભયંકર કલેવરને જોઈને ત્રાસ પામ્યા ૧૭ પછી ભયથી ગભરાટમા પડેલી ગોપીઓએ ત્યા આવીને તરત તેની છાતી ઉપર રમતા ભગવાનને ઉપાડી લીધા ૧૮ પછી ગોપીઓએ યશોદા અને રોહિણીની સાથે બાળકની ઉપર ગાયનુ પુછડુ ફેરવવા વગેરેની ક્રિયાઓ કરીને તેની ચારે તરફથી રક્ષા કરી ૧૯ તે બાળકને ગોમૂત્રથી નવરાવી ફરીથી ગાયના પગની રજ અને ગાયનું છાણ શરીર ઉપર ચોપડયુ તે પછી શુદ્ધ જળથી નવરાવી, બાર અંગોની ભગવાનનાં નામો લઈને રક્ષા કરી. ૨૦ પછી ગોપીઓએ જળનું આચમન લઇ, પોતાના દેહમા પ્રથમ અંગન્યાસ તથા કરન્યાસ કરી, બાળકના અંગમાં બીજન્યાસ કર્યા. ૨૧ અજન્મા ભગવાન તારા પગની, મણિમાન પ્રભુ તારા ઘુંટણની, યજ્ઞપુરુષ સાથળની, અચ્યુત કંઠની, હયગ્રીવ પેટની, કેશવ હૃદયની, ઇશ્વર વક્ષસ્થળની, ઈંદ્ર કંઠની, વિષ્ણુ ભુજાની, ઉરુક્રમ મુખની અને પરમેશ્વર મસ્તકની રક્ષા કરો ૨૨ ચક્રધારી ભગવાન તારી આગળ રહો, ગદાધારી ભગવાન તારી પાછળ રહો, ધનુર્ધર મધુસૂદન અને ખડ્ગધારી અજન્મા તારા બે પડખા ઉપર રહો, શંખધારી ભગવાન તારા ચારે ખુણામા રહો, તાર્ક્ષ્ય નીચે રહો, હલધર સર્વ ઠેકાણે રહો, ૨૩ હૃષીકેશ ઇંદ્રિયોની રક્ષા કરો અને યોગેશ્વર મનની રક્ષા કરો. શ્વેતદ્વીપના પતિ ચિત્તની રક્ષા કરો અને યોગેશ્વર મનની રક્ષા કરો ૨૪ પૃશ્નિગર્ભ તારી બુદ્ધિની રક્ષા કરો, પરમાત્મા તારા અહંકારની રક્ષા કરો, રમતાં ગોવિંદ તારુ રક્ષણ કરો, સુતા માધવ તારું રક્ષણ કરો, ૨૫ જતા વૈકુંઠ ભગવાન રક્ષણ કરો, બેસતાં લક્ષ્મીપતિ તારુ રક્ષણ કરો અને ભોજન કરતા સર્વ દુષ્ટોને ભય આપનાર યજ્ઞભોક્તા તારું રક્ષણ કરો ૨૬ ડાકણો, રાક્ષસીઓ, કુષ્માણ્ડો, બાળગ્રહો, ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ, વિનાયક, ૨૭ કોટરા, રેવતી, જ્યેષ્ઠા, પૂતના, માતૃકા વગેરે દેવીઓ, દેહ, પ્રાણ ને ઇંદ્રિયોનો દ્રોહ કરનાર ઉન્માદ અને અપસ્માર, ૨૮ સ્વપ્નમા દીઠેલા મોટા ઉત્પાતો તથા વૃક્ષ અને બાળકોના ગ્રહો જેઓ વિષ્ણુનુ નામ લેવાથી ડરે છે, તેઓ સર્વ નાશ પામો ૨૯

શુકદેવજી કહે છે—આ પ્રમાણે સ્નેહમાં બંધાઈ ગયેલી ગોપિકાઓએ બાળકની રક્ષા કર્યા પછી યશોદાએ તેને ધવરાવી સુવાડી દીધો. ૩૦ એટલામાં મથુરાથી વ્રજમા આવેલા નંદાદિક ગોવાળિયાઓ પૂતનાના વિકરાળ શરીરને જોઇ આશ્ચર્ય પામ્યા. ૩૧ તે કહેવા લાગ્યા કે, વસુદેવજી ખરેખર! કોઇ ઋષિ અથવા યોગેશ્વર છે, કારણ કે તેમણે જે ઉત્પાત માટે આપણને કહ્યું હતુ, તે જ ઉત્પાત થયો ૩૨ આમ વાતચીત કરીને ગોવાળિયાઓએ પૂતનાના શરીરને કાપી તેના સર્વ અવયવોને દૂર ફેંકી દીધા, અને તેના શરીરને લાકડામાં બાળી દીધુ. ૩૩ શ્રીકૃષ્ણે ઉપભોગ કરવાથી જેનાં પાપો નાશ પામ્યા હતાં, એવી પૂતનાનો દેહ ભડભડાટ બળવા માંડ્યો, એટલે તેમાંથી અગરુ ચંદનના જેવી સુગંધ નીકળી. ૩૪

આ પ્રમાણે લોકોનાં બાળકોને મારતી અને રુધિરનું પાન કરતી પૂતના, શ્રીહરિના મુખમાં સ્તન આપીને સદ્‌ગતિને પામી. ૩૫ ત્યારે શ્રદ્ધા અને ભક્તિથી પરમાત્મા શ્રી કૃષ્ણને ભજનાર સદ્‌ગતિ પામે એમા શું નવાઈ? ગાયો તથા ગોપિકાઓ વત્સહરણની લીલામા ભગવાનની માતાઓ થવાથી સદ્‌ગતિ પામી હતી ૩૬ ભક્તોના હૃદયમા રહેનાર અને લોકો જેને વંદન કરે છે, એવા મનુષ્યોથી વંદાતા ચરણોવડે ભગવાને, જેના અંગને દબાવીને પયપાન કર્યું હતુ, તે રાક્ષસી પૂતના પણ ભગવાનની માતાની ગતિને પામી ત્યારે ગાયો તથા ગોપીઓ કે જેઓના સ્તનનું દૂધ ભગવાન પીતા હતા તેઓને સદ્‌ગતિ મળે એમા શુ આશ્ચર્ય? ૩૭-૩૮ હે રાજન્! મોક્ષાદિક સર્વ વસ્તુ આપનાર ભગવાને પુત્ર સ્નેહથી ઝરતા જેમના દૂધ પીધા હતા, તે નિરંતર શ્રીકૃષ્ણ ઉપર પુત્રદૃષ્ટિ રાખતી ગોપીઓને અજ્ઞાનથી ઉત્પન્ન થનારો સંસાર ફરીને આવ્યો નહિ ૩૯-૪૦ વ્રજવાસીઓ, શબના ધુમાડાની સુગંધથી આ શુ? એમ બોલતા વ્રજમા ગયા ૪૧ એટલે ત્યાં આગળ રહેલા ગોવાળિયાઓએ પૂતનાના આવવા વગેરેથી માંડીને મરણ સુધીની વાત કહી તે સાભળી તેઓ આશ્ચર્ય પામ્યા ૪૨ પછી હે રાજન્! ઉદાર બુદ્ધિવાળા નંદરાય જાણે ફરી જીવતા થયા હોય, એવા પુત્રને જોઇ તેનુ મસ્તક સુંઘી, પરમ આનંદ પામ્યા ૪૩ જે મનુષ્ય પૂતનાને મોક્ષ આપવારૂપી શ્રીકૃષ્ણ ભગવાનનું આ ચરિત્ર શ્રદ્ધાથી સાભળે છે, તે શ્રીકૃષ્ણની ગતિને પામે છે ૪૪

य एतत्पूतनामोक्षं कृष्णस्यार्भकमद्भुतम् ।
शृणुयाच्छ्रद्धया मर्त्यो गोविंदे लभते रतिम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे षष्ठोऽध्यायः



# અધ્યાય ૭ મો.*

## માતાને કરાવેલું વિશ્વદર્શન.

राजोवाच

येन येनावतारेण भगवान हरिरीश्वरः ।
करोति कर्णरम्याणि मनोज्ञानि च नः प्रभो

પરીક્ષિત રાજાએ પૂછ્યુ-હે શુકદેવજી! ભગવાન અવતાર લઈને જે જે ચરિત્રો કરે છે, તે અમારા કાનને આનંદ આપનારા તથા મનને હરણ કરે એવા પ્રિય લાગે છે ૧ જે ચરિત્રો સાભળવાથી પુરુષની દિલગીરી અને તેને લીધે થતી નાના પ્રકારની તૃષ્ણા નાશ પામે છે, અંતઃકરણ શુદ્ધ થાય છે અને શ્રીહરિ ઉપર ભક્તિ થાય છે તથા તેમના દાસની સાથે મિત્રતા થાય છે, માટે તમારે મારા ઉપર જો અનુગ્રહ કરવો હોય, તો તમે મને શ્રીહરિનુ ચરિત્ર જ સંભળાવો ૨ વળી મનુષ્ય લોકમા અવતાર લઇને મનુષ્યના જેવુ આચરણ કરનાર શ્રીકૃષ્ણનુ જે અદ્‌ભુત ચરિત્ર હોય તે મને સંભળાવો ૩

શુકદેવજી કહે છે-હે રાજન્! એક દિવસ નંદરાયને ત્યા બાળકના અંગપરિવર્તન નિમિત્તે અભિષેકનો મહોત્સવ થતો હતો અને તેજ દિવસે જન્મ નક્ષત્રનો પણ યોગ હતો તે મહોત્સવમા યશોદાએ સર્વ સ્ત્રીઓની સાથે ગીત, વાદિત્ર વગાડતા સ્વસ્તિવાચનની શોભા સાથે પુત્રને અભિષેક કર્યો ૪ ભગવાનને નવરાવી, વસ્ત્રો, માળાઓ પહેરાવ્યા અને પ્રિય વસ્તુઓ તથા ગાયો દાન કરી, જેમનો સત્કાર કરવામા આવ્યો હતો, એવા બ્રાહ્મણો પાસે આશીર્વાદ દેવરાવ્યો, એટલામા ભગવાનની આખમાં નિદ્રા ભરાયાથી યશોદાએ એક ગાડાની નીચે ઝોળીમાં તેમને સુવાડ્યા. ૫ આ વેળા યસોદાનુ મન તે અંગપરિવર્તનના ઉત્સવમા હતુ અને પોતાને ત્યા આવતા વ્રજવાસીઓનો આદર સત્કાર કરવામા તે ગુંથાયલા હતા, તેથી પુત્રનું રડવું તેમણે સાભળ્યુ નહિ ભગવાને ધાવવા માટે રડતા પોતાના પગ

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણે તૃણાવર્ત માર્યો અને માતાને વિશ્વદર્શન કરાવ્યુ એ કથા કહેવાશે

ઉંચા કર્યા [૬] ગાડાની નીચે સુતેલા તેમના સુકુમાર પગ વાગવાથી ગાડુ ઉંધુ પડી ગયુ, અને તેમાં નાના પ્રકારના રસથી ભરેલા વાસણો હતાં તે ભાંગીને ભુકો થઈ ગયાં પૈડા, ધરી અને ધોસરું ભાગી ગયુ. યશોદા, અંગપરિવર્તનની ક્રિયા માટે આવેલી સ્ત્રીઓ તથા નંદાદિક ગોવાળિયા આ અદ્ભુત દેખાવ જોઈ ગભરાયા અને કહેવા લાગ્યા કે, આ ગાડું પોતાની મેળે કેમ ઉંધુ પડી ગયુ ૭–૮ કૌતુહલથી તેઓ ગાડાને ચોતરફથી વિંટાઈ વળ્યા. પછી ત્યા રમતા બાળકોએ, જેમના મનમા નિશ્ચય થયો ન હતો, એવા ગોવાળિયાઓ અને ગોપીઓને કહ્યુ કે, આ બાળકે રડતા રડતા પાટુ મારીને ગાડાને ઉંધુ નાખ્યુ છે તેમા જરા પણ સંશય નથી. ૯ ગોવાળિયાઓએ બાળકોનું કહેવુ ન માન્યુ, કારણ કે તેઓ શ્રીકૃષ્ણના અમાપ બળને જાણતા ન હતા ૧૦ પછી યશોદા શંકાથી રડતા બાળકને પોતાના ખોળામા લઈ, બ્રાહ્મણોની પાસે વેદના મંત્રોથી સ્વસ્તિવાચન કરાવીને તેને ધવરાવવા લાગ્યા ૧૧ અને બળશાળી ગોવાળિયાઓએ સામાન સાથે ઉંધા પડી ગયેલા ગાડાને પ્રથમની પેઠે ઉભુ કર્યું બ્રાહ્મણોએ ગ્રહાદિકનો હોમ કરી દહીં, અક્ષત, દર્ભ ને જળથી ગ્રહોનુ પૂજન કર્યું. ૧૨ જેઓ અસુયા, અસત્ય ભાષણ, દંભ, ઈર્ષ્યા, હિંસા ને અભિમાન વિનાના છે તેઓના આશીર્વાદો નિષ્ફળ જતા નથી. ૧૩ આવો વિચાર કરીને સાવધાન મનના નંદરાયે ઉત્તમ બ્રાહ્મણોની પાસે સામવેદ, ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રોથી સંસ્કારવાળા કરેલા અને જેમા પવિત્ર ઓષધિઓ નાખી હતી એવા જળથી પુત્રને અભિષેક કરાવી, સ્વસ્તિવાચન કરાવ્યુ પછી અગ્નિમા ગ્રહોનો હોમ કરી બ્રાહ્મણોને ભોજન કરાવ્યુ ૧૪–૧૫ પુત્રના કલ્યાણ માટે વસ્ત્ર માળા અને સુવર્ણની માળાવાળી શણગારેલી ગાયો દાનમા આપી અને બ્રાહ્મણોએ આશીર્વાદ દીધો ૧૬ જે બ્રાહ્મણો વેદના મંત્રો જાણનાર છે, તેઓએ આપેલા આશીર્વાદો કોઇ દિવસ નિષ્ફળ જતા નથી, એમ નક્કી જાણવુ ૧૭

વળી એક દિવસ યશોદા પુત્રને ખોળામાં લઇને રમાડતાં હતાં, એટલામાં તેને પુત્રનો મોટા પર્વતના શિખર જેટલો ભાર લાગ્યો. પોતે ભાર સહન કરી શક્યા નહિ. ૧૮ તેથી આશ્ચર્ય પામી તેને ભૂમિ ઉપર બેસાડી દીધો પછી મનમા પરમાત્માનું ધ્યાન કરી, ઘરના કામકાજમા વળગ્યા ૧૯ એવામાં કંસનો સાથી અને કંસે મોકલેલો તૃણાવર્ત નામે દૈત્ય, વંટોળિયા વાયુને રૂપે ત્યા આવી જમીન ઉપર બેઠેલા ભગવાનને આકાશમા લઈ ગયો ૨૦ તે વંટોળિયા વાયુએ આખા ગોકુળને ધૂળથી ઢાંકી દીધુ, લોકોના નેત્રોને મીંચાવી દીધા અને મહાભયંકર શબ્દથી દિશાઓને તથા ખુણાઓને ગજાવી મૂક્યા. ૨૧ બે ઘડી સુધી આખુ ગોકુળ ધૂળથી અને અંધારાથી ઘેરાયલુ રહ્યુ યશોદાએ આવીને જોયુ તો જ્યા પોતે પુત્રને મૂક્યો હતો ત્યા તેને દીઠો નહિ ૨૨ આ વેળા તૃણાવર્તે ઉડાડેલી રેણુથી દુ ખી થઈ ગયેલા અને ગભરાટમા પડી ગયેલા કોઇ પણ મનુષ્ય પોતાને કે પરને જોઈ શકતા ન હતા ૨૩ તીક્ષ્ણ વંટોળિયો વાયુ વાવાથી ચારે તરફ ધૂળનો વરસાદ વરસતો હતો, તેને લીધે યશોદા શોધવા લાગ્યા પણ પુત્ર હાથ આવ્યો નહિ. અતિ દયા ઉપજે તેવી રીતે પુત્રને સંભારતા તે રોવા લાગ્યા અને જેનું વાછડુ ખોવાઇ ગયુ હોય એવી ગાયની પેઠે તે ધરણી ઉપર ઢળી પડ્યા. ૨૪ પવન શાંત પડવાથી ધૂળની વૃષ્ટિનો વેગ બંધ પડ્યો, એટલે ત્યા ઉભેલી ગોપિકાઓ યશોદાનું રડવું સાભળી અત્યંત સંતાપ કરવા લાગી. આખમાંથી પડતા અશ્રુઓથી તેમના મુખ ભીંજાઇ ગયા અને નંદપુત્રને નહિ જોવાથી તેઓ પણ રડવા લાગી ૨૫ વંટોળિયા પવનનુ રૂપ ધારણ કરનાર તૃણાવર્ત દૈત્ય, કે જે શ્રીકૃષ્ણને ઉપાડીને આકાશમા ગયો હતો, તે ભગવાનનો ઘણો ભાર લાગવાથી આગળ જઇ શક્યો નહિ ૨૬ ઘણો ભાર લાગવાથી તૃણાવર્ત કાયર થઈ ગયો અને તેમનો ત્યાગ કરવા લાગ્યો, પરંતુ ભગવાન તેને ગળે બાઝી પડ્યા, તેથી તૃણાવર્ત તેમનો ત્યાગ કરી શક્યો નહિ. ૨૭ એટલામાં તો ભગવાને ગળુ પકડવાથી તે ગુંગળાવા લાગ્યો, તેની બે આખો નીકળી પડી, સાદ ફાટી

ગયો અને બાળકની સાથે પ્રાણ રહિત થઈને વ્રજમાં પડ્યો. ૨૮ તે ભયંકર દૈત્ય આકાશમાંથી એક મોટી શિલા ઉપર પડ્યો અને શંકરના બાણથી વિંધાઈ ગયેલા ત્રિપુરાસુરના જેમ ચુરેચુરા થઈ ગયા હતા, તેમ તૃણાવર્તના અવયવો ભાગી ગયા, અને ત્યાં આગળ એકઠી મળીને રડતી સ્ત્રીઓએ તેને દીઠો. ૨૯ આ વેળા શ્રીકૃષ્ણ ભગવાન કે જેને રાક્ષસ આકાશમાં લઈ ગયો હતો, છતાં જે કુશળ અને મૃત્યુના મુખમાંથી મુક્ત થઈને તેજ રાક્ષસની છાતી ઉપર લાંબા થઈ સુતા હતા, તેમને ગોપીઓએ તેડી લીધા ને માતાને સોંપ્યા નંદ દિક ગોવાળિયા અને યશોદાદિક ગોપીઓ કરીને પણ નષ્ટ પ્રાય પુત્રને પામી અત્યંત આનંદિત થઈ તેઓ બોલી કે, ૩૦ અહો! આને રાક્ષસે મારી નાખ્યો હતો, તોપણ તે ફરીને જીવતો થયો એ અત્યંત આશ્ચર્ય જેવું છે ધર્મનો જય છે હિંસા કરનાર ખળ પોતાના પાપથી જ માર્યો જાય છે, અને સત્પુરુષ પોતાના સ્વભાવને લીધે ભયમાંથી મુક્ત થાય છે ૩૧ મેં ભગવાનનું કેવું પૂજન કર્યું હશે? તેમ ક્યા જળાશયો ખોદાવ્યા હશે? ક્યા યજ્ઞો કર્યા હશે? ક્યા દાન કર્યાં હશે? અથવા પ્રાણીઓ ઉપર કેવી દયા કરી હશે? કે જેના પ્રભાવથી પોતાના સંબંધીઓને આ આવી મળ્યો ૩૨ પછી નંદજી ગોકુળમાં ઘણા અદ્‌ભુત બનાવ જોઈ આશ્ચર્ય પામ્યા અને વસુદેવના વચનને સત્ય માનવા લાગ્યા ૩૩

એકવાર સ્નેહમાં તન્મય થઈ યશોદાજી ખોળામાં કૃષ્ણને લઈ ધવરાવવા લાગ્યા. ૩૪ હે રાજન્! યશોદાજી ઘણું કરીને ધાવી રહેલા તે બાળકના મધુર મંદ હાસ્યવાળા મુખને હાથવતી રમાડવા લાગ્યાં, એટલામાં તેણે બગાસું ખાધું તો તેના મુખમાં આકાશ, સ્વર્ગ, પૃથ્વી, તારામંડળ, દિશાઓ, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વીપ, પર્વતો, નદીઓ, વન તથા સર્વ સ્થાવર જંગમ પ્રાણીઓ જોવામાં આવ્યા ૩૫-૩૬ હે રાજન્! પુત્રના મુખમાં બ્રહ્માંડ જોઈને યશોદાને એકાએક ધ્રુજારી છુટી અને અત્યંત આશ્ચર્ય પામી આંખો મીંચી દીધી ૩૭

सा वीक्ष्य विश्वं सहसा राजन् संजातवेपथुः
संमील्य मृगशावाक्षी नेत्रे आसीत्सुविस्मिता

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे सप्तमोऽध्यायः

# અધ્યાય ૮ મો.*

## નામકરણ સંસ્કાર

श्रीशुक उवाच

गर्गः पुरोहितो राजन्! यदूनां सुमहातपाः ।
व्रजं जगाम नंदस्य वसुदेवप्रचोदितः ॥ १ ॥

શુકદેવજી કહે છે-હે રાજન! યાદવોના પુરોહિત ગર્ગ મહા તપસ્વી હતા, તે વસુદેવની પ્રેરણાથી ગોકુળ ગયા, ૧ ગર્ગાચાર્યને જોઈને નંદ પ્રસન્ન થયા ને બે હાથ જોડી પ્રણામ કરી અર્ઘ્યપાદ આપ્યા ૨ પછી નંદજી મધુર વાણીથી બોલ્યા કે, હે મહારાજ! આપ સર્વ વાતે સંપૂર્ણ છો, આપનું અમે શું પ્રિય કરીએ? ૩ આપના જેવા મહાપુરુષોનું ફરવું મંદ બુદ્ધિવાળા ગૃહસ્થાશ્રમીઓના કલ્યાણ માટે હોય છે, પોતાના સ્વાર્થને માટે હોતું નથી. ૪ આપે જ્યાં ઇન્દ્રિયો પણ પહોંચી શકતી નથી એવું સાક્ષાત્ જ્યોતિ શાસ્ત્ર રચેલું છે, કે જે જ્યોતિષ શાસ્ત્રથી પુરુષ ભૂત અને ભવિષ્યનું ફળ જાણે છે ૫ આ રીતે આપ જ્યોતિષ શાસ્ત્રના રચનાર ને વેદવેત્તા છો, તેથી આ બન્ને બાળકને સંસ્કાર કરવાને યોગ્ય છો હું તમારો ગુરુ નથી એમ કહેતા નહિ, કારણ કે બ્રાહ્મણ તો જન્મથીજ સર્વનો ગુરુ ગણાય છે ૬

ગર્ગાચાર્ય બોલ્યા-હું યાદવોનો આચાર્ય છું અને પૃથ્વી ઉપર તેમના પુરોહિત તરીકે પ્રખ્યાત છું, માટે હું જો તમારા પુત્રને સંસ્કાર કરીશ તો, કંસ આ દેવીનો પુત્ર છે એવું માનશે ૭ તેમ વળી પાપ બુદ્ધિવાળો કંસ, તમારે અને વસુદેવને મિત્રતા છે, તેનો વિચાર કરશે અને દેવકીની પુત્રીએ કહેલું વચન સંભારીને દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી થવો જોઈએ નહિ, એવો વિચાર કરશે, તેથી તે

* આ અધ્યાયમાં ભગવાનના નામકરણ સંસ્કાર બાલ્યાવસ્થાની ક્રીડા માટી ખાતા મુખ ફડાવ્યું ત્યારે વિશ્વરૂપ દેખાડ્યું, વગેરે કથા કહેવાશે

તમારા પુત્રોનો નાશ કરે તો તે અશુભ થયું ગણાશે ૮-૯ નંદે કહ્યું કે, જો એમ હોય તો તમે વ્રજમા એકાતે લોકો જાણે નહિ તેમ સ્વસ્તિવાચન પૂર્વક દ્વિજ જાતિના સસ્કાર કરો ૧૦

શુકદેવજી કહે છે-પોતાને જે વાત કર્તવ્ય હતી, તેને માટે નંદે પ્રાર્થના કરી એટલે તેમણે એકાતમા જઈ શ્રીકૃષ્ણ ને બળદેવને નામકરણ સસ્કાર કર્યો. ૧૧ આ રોહિણીના પુત્ર પોતાના ગુણોથી સબધીએને રજન કરશે, માટે તે "રામ" કહેવાશે અધિક બળ હોવાથી 'બળદેવ' કહેવાશે, અને યાદવો, જેઓ છુટા છવાયા થઈ ગયા છે તેઓને એકત્ર કરશે અને તેઓમા ઐક્ય કરશે તેથી 'સકર્ષણ' એમ પણ કહેવાશે ૧૨ આ યુગે યુગે અવતાર ધરનાર તમારા પુત્રના શરીરના શ્વેત, રક્ત તથા પીત એવા ત્રણ વર્ણ છે તેમાથી હમણા તે કૃષ્ણવર્ણ અવતર્યા છે તેથી શ્રીકૃષ્ણ કહેવાશે ૧૩ પૂર્વે એકવાર તમારો શુભ લક્ષણવાળો પુત્ર વસુદેવને ત્યા અવતર્યો હતો, તેથી જ્ઞાનીઓ તેને 'વાસુદેવ' પણ કહેશે ૧૪ તમારા પુત્રના ગુણ તથા કર્મોને અનુસરતા ઘણા નામ અને રૂપો છે, તે સર્વ હું જાણુ છુ, પરતુ મનુષ્યો જાણતા નથી ૧૫ ગોવાળિયા તથા ગોકુળને આનદ આપનાર આ બાળક તમારું કલ્યાણ કરશે અને તમે પરિશ્રમ વિના સર્વ સકટોને તરી જશો ૧૬ હે વ્રજરાય! પૂર્વે જ્યારે રાજા ન હતો ત્યારે ચોર લોકોથી પીડાતા સત્પુરુષોની તેમણે રક્ષા કરી હતી, ૧૭ માટે જે મહાભાગ્યશાળી મનુષ્યો આના ઉપર પ્રીતિ રાખશે તેમનો, અસુરો જેમ વિષ્ણુના પક્ષવાળાઓનો પરાભવ કરી શક્તા નથી તેમ, શત્રુઓ પરાભવ કરી શકશે નહિ ૧૮ માટે હે નદ! તમારો આ પુત્ર, ગુણ, લક્ષ્મી, કીર્તિ ને પ્રભાવમા નારાયણના જેવો થશે, તમે સાવધાન રહીને તેની રક્ષા કરજો ૧૯

શુકદેવજી કહે છે-આ પ્રમાણે શ્રીકૃષ્ણ સબધી ભવિષ્ય કહી, ગર્ગાચાર્ય ગયા તે બાદ નંદરાયે પોતાના સર્વ મનોરથો પૂર્ણ માન્યા ૨૦ પછી કેટલોક કાળ વીત્યા કેડે બળદેવ ને કૃષ્ણ ગોકુળમા બે હાથ વતી રિખતા રિખતા રમવા લાગ્યા. ૨૧ તે બન્ને બાળકો પગમા પહેરેલી ઝાંઝરીઓની ઘુઘરીઓના શબ્દથી મનોહર લાગે તેમ, પોતાના બન્ને પગને ઘમડતા વ્રજના કાદવમા ઉતાવળા રિખતા, ઘુઘરીઓના શબ્દથી મનમા પ્રસન્ન થતા અને જતા આવતા લોકોની પાછળ ત્રણ ચાર પગલા જઈને, અણસમજુ તથા ભયભીતની પેઠે, પાછા પોતાની માતાની પાસે દોડી જતા હતા ૨૨ તેમની માતા, કે જેમને હર્ષથી પાનો ચઢતો, તે ચદનના લેપથી સુદર બાળકોને, હાથવતી છાતી સરખા ચાપતી, ધવરાવતી અને ધાવતી વેળા મદ હાસ્ય તથા થોડા દાતવાળા મુખને જોઈ પ્રસન્ન થતી ૨૩ જ્યારે તેમની સુકુમાર અવસ્થાની લીલા સ્ત્રીઓને જોવા જેવી થતી, ત્યારે તે બન્ને બાળકો વ્રજમા વાછડાના પુછડા પકડી ઉભા રહેવા લાગ્યા અને વાછડા તેમને આમ તેમ ઘસડી જતા, તે લીલા ગોપીઓ ઘરના કામકાજ છોડીને જોતી, હસતી ને પ્રસન્ન થતી ૨૪ રમતીઆળ અને અત્યત ચપળ એવા તેમને, શિગડાવાળા પશુઓથી, અગ્નિથી, દાઢવાળા પ્રાણીઓથી, હથિયારથી, પાણીથી, પક્ષીથી અને કાટાઓથી સાચવવા તેમની માતાઓ ઘરમા કામ પણ કરતી નહિ અને તેમના મનની સ્થિતિ અત્યંત વ્યગ્ર રહેતી ૨૫ હે રાજર્ષિ! થોડા કાળમા બળદેવ અને શ્રીકૃષ્ણ ગોકુળમા ઘુટણ ઘસડયા વિના પગે ચાલીને રમવા લાગ્યા ૨૬ વળી શ્રીકૃષ્ણ, બળદેવ તથા પોતાની સમાન અવસ્થાના વ્રજના બાળક મિત્રોની સાથે, ગોપીઓને આનદ ઉપજે એવી રીતે વિહાર કરવા લાગ્યા ૨૭ વ્રજની ગોપીઓ, શ્રીકૃષ્ણની મનોહર લાગે એવી બાલ્યાવસ્થા જોઈને કોઈ સમયે સર્વ એકઠી મળીને યશોદાના સાભળતા કહેતી કે, ૨૮ હે યશોદા! અમારુ મન જ્યારે ઘરના કામમા હોય છે, ત્યારે પુત્ર સમય વગર વાછડા છોડી મૂકે છે અને તેને લડીએ છીએ ત્યારે સામો હસે છે વળી ચોરીથી દહીં, દૂધ, લઈને ખાઈ જાય છે, એટલુંજ નહિ, પરંતુ ખાઈને વાનરોને વહેચી આપે છે અને જો વાનર ધરાઈ રહેવાથી ખાતા નથી તો પોતે ઢોળી નાખે છે. 'દૂધ દહીં સંતાડી રાખીએ પણ શું', કારણ કે કોઈ

વખત વસ્તુ જડતી નથી ત્યારે ચીડાઇ નિદ્રાવશ બાળકોને રોવરાવીને નાસી જાય છે કોઈ વસ્તુ હાથમા ન આવે તેમ ઉચી મૂકીએ છીએ, તો તે પાટલા ઢાળી તેની ઉપર ખાડણિયા વગેરે મૂકીને તે લેવાનો ઉપાય કરે છે, કદાચ કોઈ વસ્તુ વાસણમા મૂકીને, સિકે મૂકીએ છીએ તો તે લેવા જાણી જોઇને તે વાસણમા છિદ્ર પાડે છે જો વસ્તુઓ અધારામા રાખીએ છીએ, તો સર્વ વસ્તુઓને દેખાડનાર મણિઓ પોતાના અગ ઉપર ધારણ કરીને આવે છે, કે જેથી સર્વ પદાર્થ તેમના જોવામા આવે છે ૨૯–૩૦ અને જ્યારે ચોરી કરતા દેખીએ છીએ, ત્યારે 'અરે ચોર!' એમ કહીને બોલાવીએ છીએ, તો કહે છે કે, 'ચોર તો તુ, હુ તો ઘરનો ધણી છુ,' વળી ઘરમા ઝાડે ફરી જાય છે, મૂતરી જાય છે અને ચોરીથી પોતાનું કામ કર્યા પછી, તમારી પાસે ચોખ્ખો હોય તેમ ઉભો રહે છે' આ રીતે ભય ભરેલા નેત્રવાળા ભગવાનના શ્રી મુખ તરફ જોઇને, ગોપીઓએ યશોદાની આગળ સર્વ વાત નિવેદન કરી તે સાભળીને, યશોદાજી હસી પડયા, પરતુ પુત્રને ઠપકો આપવાની હિમત કરી શકયા નહિ ૩૧ પછી કોઈ વાર રમતા બળદેવાદિ ગોવાળિયાના છોકરાઓએ યશોદાને કહ્યુ કે, "શ્રીકૃષ્ણે માટી ખાધી છે" ૩૨ તે ઉપરથી શ્રીકૃષ્ણનું હિત ઇચ્છતા યશોદા, હાથવતી તેમને પકડી, ભયથી ચકળવકળ જોતા શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, "અલ્યા ચચળ મનના તે છાનામાના શા માટે માટી ખાધી?" શ્રીકૃષ્ણ બોલ્યા–"મે માટી ખાધી નથી." એટલે યશોદા બોલ્યા "આ તારા મિત્રો કહે છે અને આ તારો મોટો ભાઈ પણ કહે છે" ૩૩–૩૪ શ્રીકૃષ્ણે કહ્યુ –"માતુશ્રી! મે માટી ખાધી નથી, તે સર્વ છોકરાઓ જુઠુ બોલે છે, જો તેઓ ખરુ કહેતા હોય તો તમે મારુ મુખ જુઓ" ૩૫ યશોદાજી બોલ્યા કે, "જો એમ હોય તો ઉઘાડ મોઢુ" યશોદાએ આમ કહ્યુ કે, ક્રીડા માટે બાળક થયેલા અને અખડ ઐશ્વર્યવાળા ભગવાન શ્રીહરિએ પોતાનું મુખ ઉઘાડયુ. યશોદાએ એના મુખમા સ્થાવર જગમાત્મક જગત, આકાશ, દિશાઓ, પર્વતો, દ્વીપો, સમુદ્રો, ભૂગોળ, પ્રવાહવાળો વાયુ, વિજળી, ચંદ્રમા, તારા, સ્વર્ગલોક, જળ, તેજ, વાયુ, આકાશ, ઇંદ્રિયોના દેવતાઓ, ઇદ્રિયો, શબ્દાદિક તન્માત્રાઓ, ત્રણ ગુણ, જીવ, કાળ, સ્વભાવ, કર્મ, કર્મના સસ્કારરૂપ અતઃકરણ અને તેથી થતા જુદા જુદા શરીરો તથા પોતાની સાથે આખા વ્રજને જોયુ આ જોઇને યશોદાજી ગભરાયા, ૩૬–૩૯ અને વિચાર કરવા લાગ્યાં કે, 'આ તે શુ સ્વપ્ન હશે? ના, સ્વપ્ન તો નથી, ત્યારે શુ ઇશ્વરી માયા હશે? ના, માયા પણ નહિ, કારણ કે, માયા હોય તો બીજાઓ કેમ દેખતા નથી? ત્યારે શુ અરીસામા જેમ મુખ ઉલટુ દેખાય છે, તેમ મારી બુદ્ધિને મોહ થયો હશે? ના, એમ પણ નથી, કારણ કે એમ હોય તો આ શ્રીકૃષ્ણ પોતે અદર ન દેખાવા જોઇએ, પરતુ આ તો તે દેખાય છે જગત પણ બહાર તથા અદર એક રૂપે દેખાવુ ન જોઇએ પણ તે પણ દેખાય છે. માટે આમા સ્વપ્નાદિક કઈ કારણ નથી, પરતુ એ તો મારા પુત્રનુ જન્મની સાથે કોઇ ઐશ્વર્ય છે ૪૦ છેવટે છેલ્લા પક્ષનો આશ્રય કરી, આ ઈશ્વર છે, એવો નિશ્ચય કરીને યશોદા બોલ્યા કે, આ જગત જે ચિત્ત, મન, કર્મ અને વાણીવડે જાણવામા આવતુ નથી તે જગત જેને આધારે રહેલુ છે, જેનાવડે અને જેથી પ્રગટ થાય છે, તે પરમાત્માના કોઈથી પણ જાણી શકાય નહિ તેવા ચરણને હું પ્રણામ કરુ છુ ૪૧ હુ યશોદા છુ, આ મારો પતિ છે, આ મારો પુત્ર છે, હુ નંદરાયના સર્વ ધનની ધણિયાણી તથા તેની સ્ત્રી છુ, અને ગાયોના ટોળાની સાથે ગોપીઓ તથા ગોવાળિયાઓ મારા છે, એવુ જેની માયાથી સમજાય છે, તે ઈશ્વર મારી ગતિ થાઓ" ૪૨ આ પ્રમાણે યશોદાને પરમાત્મતત્ત્વનું જ્ઞાન થયુ કે, તરત વ્યાપક એવા પરમેશ્વરે, પુત્રનો સ્નેહ કરાવનારી માયા ફેલાવી ૪૩ એટલે યશોદાની સ્મૃતિ પાછી નાશ પામી અને તે પોતાના પુત્રને ખોળામા બેસાડી, પ્રથમની માફક, હૃદયમાં વૃદ્ધિ પામેલા સ્નેહથીર માડવા લાગ્યા ૪૪ કર્મકાડરૂપી વેદો, જેને ઇદ્રિયાદિક રૂપે વર્ણવે છે, ઉપનિષદો જેને

બ્રહ્મરૂપે વર્ણવે છે, સાંખ્ય જેને પુરુષરૂપે વર્ણવે છે, યોગશાસ્ત્ર જેને પરમાત્મારૂપે વર્ણવે છે, અને ભક્તો જેને ભગવાનરૂપે વર્ણવે છે, તે સાક્ષાત્ શ્રીહરિને યશોદાએ પાછા પોતાના પુત્ર માન્યા ૪૫

પરિક્ષિત રાજાએ પૂછ્યું—હે મહારાજ! નંદે એવું તે શું પુણ્ય કર્યું હતું કે, ભગવાન તેમને ત્યાં અવતર્યા? તેમ જ મહા ભાગ્યશાળી યશોદાએ એવું શું પુણ્ય કર્યું હતું કે, શ્રીહરિએ તેમના સ્તનનું પાન કર્યું? ૪૬ લોકોના પાપોનો નાશ કરનાર શ્રીકૃષ્ણના ઉદાર બાળચરિત્ર જેને કવિઓ અદ્યાપિ ગાય છે, તેનો અનુભવ તેમના ખરા માત પિતાને થયો નહિ, ને નંદ યશોદાને થયો, તેનું શું કારણ?

શુકદેવજી બોલ્યા—હે રાજન્! આઠ વસુઓમાં મોટો દ્રોણ નામે એક વસુ હતો, તેને તેની સ્ત્રી સાથે ગાયોની રક્ષા કરવા બ્રહ્માએ મોકલ્યો હતો. તેણે તે આજ્ઞા માથે ચઢાવી બ્રહ્માને કહ્યું કે, ૪૮ પૃથ્વી ઉપર અમારો જન્મ થાય ત્યાં વિશ્વના ઈશ્વર એવા મહાદેવ શ્રી હરિ ઉપર અમારી બન્નેની પરમ ભક્તિ થાઓ, એવું અમે માગીએ છીએ, કારણ કે, ભક્તિથી મનુષ્ય દુર્ગતિને તરી જાય છે" ૪૯ "અસ્તુ, તમારી ભગવાન ઉપર પરમ ભક્તિ થશે એમ કહી કીર્તિવાળો દ્રોણ નામે વસુ વ્રજમાં નંદ નામે ગોપ થયો. અને તેની સ્ત્રી ધરા, યશોદા થઈને અવતરી. ૫૦ હે રાજન્! તેને લીધે ગોવાળિયા તથા ગોપીઓને શ્રીકૃષ્ણ ઉપર જો કે ભક્તિ હતી, તોપણ નંદ અને યશોદાને પુત્ર થયેલા ભગવાન ઉપર વધારે ભક્તિ હતી ૫૧ વ્યાપક એવા શ્રીકૃષ્ણે પણ બ્રહ્માની આજ્ઞા પ્રમાણે બળદેવજી સાથે વ્રજમાં રહીને પુત્રને છાજે એવી બાળલીલાથી ગોપ ગોપીઓને લ્હાવો લેવરાવી પ્રસન્ન કર્યાં ૫૨

**कृष्णो ब्रह्मण आदेशं सत्यं कर्तुं व्रजे विभुः**
**सहरामो वसन्नके तेषां प्रीतिं स्वलीलया ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**अष्टमोऽध्यायः**

---

# અધ્યાય ૯ મો.*

## શ્રીકૃષ્ણનું બંધાવું.

**શ્રીશુક ઉવાચ**

**एकदा गृहदासीषु यशोदा नंदगेहिनी।**
**कर्मांतरनियुक्तासु निर्ममंथ स्वयं दधि ॥ १ ॥**

શુકદેવજી કહે છે—એક દિવસ દાસીઓ બીજા કામમાં રોકાયેલી હતી, તેથી યશોદા પોતે દહીં વલોવવા લાગ્યાં. ૧ દહીં વલોવતાં ભગવાનના બાળચરિત્રો સંભારી તેમના ગીત ગાવા લાગ્યાં ૨ આ દધિ મંથન વખતે યશોદાએ રેશમી વસ્ત્ર અને કુંડળ પહેર્યાં હતાં, શરીર આમ તેમ ડોલવાથી હાલતું હતું, નેતરું ખેંચવાના પરિશ્રમથી હાથનાં કડાં અને કાનનાં કુંડળો હાલતાં હતાં, મુખ ઉપર પરસેવો થયો હતો, અને કેશપાશમાંથી માલતીનાં પુષ્પો ખરી પડતાં હતાં ૩ એટલામાં શ્રીહરિ, ધાવવાની ઇચ્છાથી દધિમંથન કરતાં માતાની પાસે આવ્યા અને રવૈયે પકડી તેમને દહીં વલોવતાં અટકાવ્યાં. ૪ ત્યારે યશોદા ભગવાનને ખોળામાં લઈ ધવરાવવા અને તેમનું મંદ મંદ હસતું મુખ જોવા લાગ્યાં. એટલામાં દેવતા ઉપર ઉનું કરવા મૂકેલું દૂધ ઉભરાઈ જવા લાગ્યું, તેથી તેમને મૂકી ઉતાવળાં ઉઠી દોડ્યાં ૫ તેથી શ્રીકૃષ્ણને ક્રોધ ચઢ્યો અને દાંતવતી ફરકતા રાતા ઓષ્ઠને ડસી ખોટાં અશ્રુઓ લાવી, દહીંની ગોળીને પત્થર મારી ફોડી નાખી, પછી ઘરમાં જઈ એકાંતમાં ઉભા રહી માખણ ખાવા લાગ્યા ૬ ઉનું થયેલું દૂધ ઉતારી યશોદા પાછાં ફર્યાં અને દહીંનું વાસણ ભાંગેલું જોઈને, 'આ કામ એનુંજ છે,' એમ કહી હસ્યાં અને આસપાસ જોવા લાગ્યાં તો તે જણાયા નહિ. ૭ ઘરની અંદર જઈને જોયું તો શ્રીકૃષ્ણ ખાંડણિયાને ઉંધો પાડીને, તેની ઉપર ઉભા હતા અને શિંકેથી માખણ લઈને ઇચ્છા પ્રમાણે વાનરાંને ખવરાવતા હતા, ચોરી કરવાથી તેમનાં નેત્ર ચકળવ-

---

* આ અધ્યાયમાં દૂધ ઉભરાઈ જતાં યશોદા તે ઉતારવા ગયાં અને પાછાં આવ્યાં; ત્યારે ગોળીને ફૂટેલી જોઇ, શ્રીકૃષ્ણે એમ કર્યું એવું માની, તેમને નેતરથી બાંધ્યા, એ કથા કહેવાશે

કળ થતા હતા, તેમને જોઈ, ધીરે ધીરે યશોદા તેમની પાસે ગયા ૮ શ્રીકૃષ્ણ યશોદાને હાથમા લાકડી લઈને આવતા જોઈ, ખાડણિયા ઉપરથી નીચે ઉતરી બીનેલાની પેઠે નાઠા ત્યારે યોગીઓનુ તપશ્ચર્યાવડે તદાકાર થયેલુ મન પણ જેને પહોચી શકતુ નથી, એવા ભગવાનને પકડવા યશોદા પાછળ દોડયા તોપણ પકડાયા નહિ ૯ યશોદા, ભારે શરીરને લીધે વચ્ચે વચ્ચે અટકી પડતા હતા અને ઉતાવળે દોડવાથી છુટી પડેલા કેશપાશમાથી પુષ્પો વેરાતા હતા છેવટે શ્રીકૃષ્ણને તેમણે પકડી પાડયા ૧૦ અપરાધી શ્રીકૃષ્ણ રડવા લાગ્યા અને બે હાથથી આખો ચોળી ભયથી વિહ્વળ નેત્રવડે સામુ જોવા લાગ્યા. યશોદા તેમને હાથવતી પકડીને લડવા લાગ્યા ૧૧ પુત્રને બીહી ગયેલો જોઈ, પુત્ર ઉપર પ્રીતિવાળા યશોદા હાથમાથી લાકડી મૂકી દઈ, નેતરાથી તેમને બાધવા લાગ્યા, કારણ કે, તે ભગવાનના પરાક્રમને જાણતા ન હતા ૧૨ જેની અદર, બહાર, આગળ, તેમજ પાછળ કઈ નથી, જે જગતની અદર, બહાર, આગળ અને પાછળ રહેલા છે, તથા જે જગદ્રૂપ છે, તે મનુષ્યના દેહવાળા અતીંદ્રિય ભગવાનને યશોદાજીએ, પોતાના પુત્ર જાણી, પ્રાકૃત મનુષ્યની પેઠે ઉખળની સાથે બાધ્યા ૧૩-૧૪ પોતાના અપરાધી બાળકને બાધતા નેતરુ બે આગળ ટુકુ પડયુ ત્યારે યશોદાએ તેની સાથે બીજુ સધાડયુ ૧૫ તો તે પણ બે આગળ ટુકુ પડયુ, વળી તેની સાથે ત્રીજુ સાધ્યુ તે પણ બે આગળ નાનુ પડયુ આ પ્રમાણે ઘણા સાધ્યા પણ તે સવ ટુકા પડયા ૧૬ યશોદાએ પોતાના ઘરના સર્વ નેતરા એક બીજાની સાથે સાધ્યા તોપણ નાના પડયા, ત્યારે હસતી ગોપિકાઓની વચ્ચે હસતા યશોદા આશ્ચર્ય પામ્યા ૧૭ આ પ્રમાણે પોતાને માટે પરિશ્રમ કરતા માતાના શરીર ઉપર પરસેવો વળી ગયો અને તે થાકી ગયા માતાને પરિશ્રમ થયેલો જોઈ શ્રીકૃષ્ણ આપથી બધાઈ ગયા ૧૮ હે રાજન્ ! જેના અધીનમા શિવ બ્રહ્માદિકની સાથે આખુ વિશ્વ રહેલુ છે, એવા શ્રી કૃષ્ણે, સ્વતંત્ર છતા પણ આ પ્રમાણે પોતાનુ ભક્તાધીનપણુ દર્શાવ્યુ ૧૯ બ્રહ્માએ, શકરે તથા અગનો આશ્રય કરનારા લક્ષ્મીએ, ભગવાનનો પ્રસાદ મેળવ્યો ન હતો મુક્તિ આપનાર ભગવાનની પાસેથી યશોદાએ તેમના કરતા વિચિત્ર પ્રસાદ મેળવ્યો હતો યશોદાના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન, આ લોકમા ભક્તિવાળાઓને જેવુ સુખ આપે છે, તેવુ દેહાભિમાની તપસ્વીઓને અને અભિમાન રહિત આત્મરૂપ જ્ઞાનીઓને પણ મળતુ નથી ૨૧ પછી શ્રીકૃષ્ણ, જ્યારે માતાના ઘરના કામકાજમા ગુથાયા ત્યારે, યમલાર્જુનના ઝાડ દીઠા, જે પૂર્વ જન્મમા ગુહ્યક અને કૂબેરના પુત્ર હતા તેઓ નલકૂબર તથા મણિગ્રીવને નામે ઓળખાતા હતા, લક્ષ્મીવાળા હતા અને ગર્વથી નારદનો શાપ પામી વૃક્ષ થયા હતા. ૨૨-૨૩

**पुरा नारदशापेन वृक्षतां प्रापितौ मदात् ।**
**नलकूबरमणिग्रीवाविति ख्यातौ श्रियान्वितो**
**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**नवमोऽध्यायः**

## અધ્યાય ૧૦ મો. $

### યમલાર્જુનનો મોક્ષ.

**राजोवाच**

**कथ्यतां भगवन्नेतत्तयो' शापस्य कारणम् ।**
**यत्तद्विगर्हितं कर्म येन वा देवर्षेस्तम' ॥ १ ॥**

પરીક્ષિતે પૂછયુ—હે મહારાજ ! નલકૂબર અને મણિગ્રીવને શાપ થવાનુ શુ કારણ હતુ તે મને કહો ? તેઓએ એવુ તે શુ નિદિત કર્મ કર્યું હતુ કે જેથી દેવર્ષિ નારદ જેવાએ તેમને શાપ દીધો ? ૧

શુકદેવજી કહે છે—હે રાજન્ ! મદિરાનુ પાન કરીને મદથી રાતી ને ઘૂમતી આખવાળા, મદથી ઉન્મત થઇ ગયેલા અને રુદ્રના અનુચર થઈને ગર્વિષ્ઠ બની ગયેલા કૂબેરના પુત્રો, મદાકિનીના તીર ઉપર આવેલી કૈલાસની રમણીય વાડીમા ફરતા હતા, અને તેમની પાછળ સ્ત્રીઓ ગીત ગાતી હતી.

$ આ અધ્યાયમા યમલાર્જુન નામના બે ઝાડની વચમા થઇને રીખતા બન્ને ઝાડ પડી ગયા ને તેમાથી નિકળેલા દેવતાઓએ ભગવાનની સ્તુતિ કરી, એ કથા કહેવામા આવશે

૨-૩ ઉંચ વર્ણના તે બન્ને ગુહ્યકો, કમળોની વનમાળા પહેરી, ગંગાના પ્રવાહમા પેસી, હાથીઓ જેમ હાથણીઓની સાથે વિહાર કરે છે, તેમ તરુણ સ્ત્રીઓની સાથે વિહાર કરવા લાગ્યા ૪ હે રાજન્! એટલામા દૈવેચ્છાથી નારદ ત્યા ગયા. તેમણે તે બન્નેને જોઇને જાણ્યું કે, આ બન્ને મદમસ્ત થઇ ગયેલા છે ૫ પેલી નગ્ન સ્ત્રીઓ નારદને જોઇ લજવાઇ ગઇ અને શાપથી ડરી શરમાઈ ગઈ, પરંતુ તેઓ શરમાયા નહિ ૬ પછી મદિરા પીને ગાંડા થઇ ગયેલા અને લક્ષ્મીના મદથી આંધળા બનેલા દેવકુમારોને જોઇ નારદે તેમને શાપ દીધો ૭

નારદ બોલ્યા—પ્રિય વિષયોને સેવનાર પુરુષને લક્ષ્મીના મદ વિના, કુલીનતાથી કે વિદ્વત્તા આદિકથી થયેલો બીજો કોઈ પણ પ્રકારનો મદ અથવા રજોગુણનું કાર્ય બુદ્ધિને ભ્રષ્ટ કરતુ નથી માત્ર લક્ષ્મીના મદમા સ્ત્રીઓનુ, જુગારનુ તથા મદિરા પાનનુ વ્યસન રહેલુ છે ૮ વળી લક્ષ્મીના મદને લીધે આ ક્ષણભંગુર દેહને અજર ને અમર માનનાર ઇંદ્રિયાધીન લોકો, નિર્દય થઇને પશુઓની હિંસા કરે છે ૯ આ દેહ, નરદેવ અથવા તો ભૂદેવ કહેવાયા છતા છેવટે સડી જાય છે, ખવાઇ જાય છે, વિષ્ઠારૂપ થઈ જાય છે અને બાળી નાખવામા આવે તો રાખ થઈ જાય છે તેવા નાશવંત દેહને માટે પ્રાણીઓનો દ્રોહ કરનાર પોતાનો સ્વાર્થ માત્ર સમજે છે, પણ પ્રાણીનો દ્રોહ કરવાથી નરક પ્રાપ્ત થાય છે ૧૦ આ દેહ આપણો તો છે જ નહિ, પરંતુ પારકો છે ત્યારે શું તે અન્નદાતાનો છે? અથવા પિતાનો છે? અથવા માતાનો છે? શુ દત્તક લેનારનો છે? શુ બળવાનનો છે? શુ દાસ તરીકે વેચાતો લેનારનો છે? અગ્નિમા બળી જતો હોવાથી શુ અગ્નિનો છે? અથવા તો કુતરા ખાય છે તેથી શુ તેમનો છે? ના તે કોઇનો નથી. ૧૧ સાધારણ રીતે સર્વનો ગણાતો આ દેહ, અવ્યક્તથી ઉત્પન્ન થાય છે અને અવ્યક્તમા જ મળી જાય છે તેને પોતાનો માનીને મૂર્ખ મનુષ્ય, પ્રાણીઓનો નાશ કરે છે. ૧૨ લક્ષ્મીના મદથી આંધળા થયેલા મૂઢ પુરુષને દરિદ્રતા એ તેનો ઉપાય છે, કારણ કે દરિદ્ર પુરુષ પ્રાણીઓને પોતાના જેવા જુવે છે, તેથી તેઓનો દ્રોહ કરતો નથી ૧૩ સર્વ જીવોને સમાન પીડા થાય છે કંટકનું દુ:ખ સમજનાર માણસ બીજા પ્રાણીને પણ તેવી પીડા કરતો નથી, તે પ્રમાણે જેને કાંટો ન વાગ્યો હોય એવો પ્રાણી દુ:ખની વાત કરે, એ અસંભવિત જ છે ૧૪ પુરુષ દરિદ્ર થયા પછી સર્વ પ્રકારના મદમાથી મુક્ત થાય છે, અભિમાન રહિત થાય છે અને જો દૈવેચ્છાથી કષ્ટ પામે, તો તેને મહા તપરૂપ સમજવું ૧૫ વળી દરિદ્રી જે નિત્ય અન્નની આશા રાખીને બેઠો હોય, તેનુ શરીર ક્ષુધાથી દુર્બળ થઈ જાય છે, તેની પછવાડે ઇંદ્રિયો નિર્બળ થાય છે અને તેથી હિંસા પણ બંધ પડે છે ૧૬ ધીરે ધીરે દરિદ્રી પુરુષને પણ સમદષ્ટિવાળા મહાત્મા પુરુષોના ઉપદેશથી તૃષ્ણાનો અભાવ થાય છે, અને તેથી દરિદ્ર પુરુષ થોડા સમયમા શુદ્ધ થાય છે ૧૭ સમદષ્ટિવાળા ને ભગવાનના ચરણનું શરણ ઇચ્છનાર મહાત્મા પુરુષોને ઉપેક્ષા કરવા યોગ્ય, ધનના અભિમાની, દુષ્ટોના આશ્રય કરનાર, દુષ્ટ શ્રીમંતોનુ શુ પ્રયોજન છે? કંઇજ નહિ, તેથી તેઓ દરિદ્રો ઉપર પ્રીતિ રાખે છે. ૧૮ માટે આ કુબેરના પુત્રો જેઓ મદિરા પીને ગાંડા થયેલા છે, લક્ષ્મીના મદમા આંધળા છે, લંપટ છે તથા અજીતેંદ્રિય છે, તેઓના અજ્ઞાનજન્ય મદનો હું નાશ કરુ છુ ૧૯ અજ્ઞાનમા ડુબી ગયેલા લોકપાલના પુત્રો છતા પણ પોતે ઘણા ઉન્મત્ત છે તેથી તેઓ પોતાને ઓળખતા નથી ૨૦ માટે તે બંને સ્થાવર જાતિમા જન્મવાને યોગ્ય છે, જેથી ફરીને આ પ્રમાણે વર્તે નહિ. વૃક્ષના અવતારમા અવતર્યા છતા પણ, મારી કૃપાથી તેઓને પૂર્વ જન્મની સ્મૃતિ રહેશે, અને દેવતાઓના સો વર્ષ પુરા થયા પછી, ભગવાનના દર્શન કરીને તેઓ ફરી દેવતાઓ થશે અને મારા અનુગ્રહથી શ્રીકૃષ્ણની ભક્તિને પ્રાપ્ત થશે. ૨૧-૨૨

શુકદેવજી કહે છે—આ પ્રમાણે દેવર્ષિ નારદ તેમને શાપ દઇ નારાયણાશ્રમમા ગયા; અને નલકૂબર તથા મણિગ્રીવ યમલાર્જુન ( આંજણીઆ )નાં વૃક્ષો થયા. ૨૩ પછી વૈષ્ણવોમા ઉત્તમ એવા

નારદનું વચન સત્ય કરવા, જ્યાં યમલાર્જુનના વૃક્ષો હતાં ત્યા ભગવાન ગયા, ૨૪ અને વિચાર કરવા લાગ્યા કે, નારદ મને ઘણુજ પ્રિય છે, તેમ વળી આ કુબેરના પુત્રો છે, માટે નારદે, જે પ્રમાણે ભવિષ્ય ભાખેલુ છે તે પ્રમાણે હુ કરું. ૨૫ આવો વિચાર કરીને, ભગવાન શ્રીકૃષ્ણ યમલાર્જુનના બે વૃક્ષોની વચ્ચે થઈને નીકળ્યા ભગવાન નીકળ્યા કે, ખાડણીઓ આડો પડી ગયો, ૨૬ ત્યારે ભગવાને પેટે બાંધેલા નેતરાથી ખાડણીઆને જોરથી ખેચવા માંડ્યો. બન્ને વૃક્ષોના મૂળીયા તેથી ઉખડી ગયા ભગવાનના મહાબળથી તે વૃક્ષની શાખાઓ, ડાળીઓ તથા કુપળો કપવા લાગી અને કડડડ શબ્દ કરી તે પૃથ્વી ઉપર ઢળી પડ્યા ૨૭ તેમાથી મૂર્તિમાન અગ્નિની પેઠે શરીરની પરમ કાતિથી દિશાઓમા પ્રકાશ કરતા, બે સિદ્ધ પુરુષો બહાર નીકળ્યા પછી રજોગુણ રહિત તે બન્ને દેવતાઓ, હાથ જોડી, સર્વે લોકના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૨૮

નલકૂબર ને મણિગ્રીવ સ્તુતિ કરે છે—હે કૃષ્ણ! તમે સર્વના આદિપુરુષ છો, માયાથી પર અને સ્થૂલ તથા સૂક્ષ્મરૂપ આ જગત તમારુ રૂપ છે, એમ બ્રહ્મવેત્તાઓ જાણે છે ૨૯ સર્વ પ્રાણીઓના દેહ, પ્રાણ, અહકાર અને ઇંદ્રિયોના તમે ઈશ્વર છો, તમે જ કાળમૂર્તિ ભગવાન વિષ્ણુ અને અવિનાશી ઈશ્વર છો, ૩૦ તમે મહત્તત્વ છો, તમે સત્વ, રજ અને તમરૂપ સાક્ષાત્ પ્રકૃતિ છો, અને તમે જ સર્વના અધ્યક્ષ પુરુષ અને સર્વના શરીરોના વિકારને જાણનાર છો ૩૧ ઇંદ્રિયોથી ગ્રહણ કરવામા આવતા પ્રકૃતિના પદાર્થોથી તમે ગ્રહણ થતા નથી અને જીવાદિકની પહેલાં સ્વત સિદ્ધ છો, માટે દેહાદિકવાળો કયો પુરુષ તમને જાણી શકે? ૩૨ વાસુદેવ, વેધારૂપ અને ભગવાન એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ તમે પોતે પ્રકાશ કરેલા ગુણેથી જેનો મહિમા ઢકાઈ ગયેલો છે, એવા આપ બ્રહ્મને અમે નમસ્કાર કરીએ છીએ ૩૩ આપ, સર્વના શરીરમા રહ્યા છતા શરીર રહિત છો, ને તમારા અવતારો દેહધારીઓમા ઘટે નહિ એવા તથા જેના તુલ્ય અને જેનાથી અધિક કોઈ પણ ન હોય, એવા પરાક્રમો ઉપરથી જાણવામાં આવે છે ૩૪ સર્વ સુખોના સ્વામી એવા આપ, હમણાં, સર્વ લોકના કલ્યાણ માટે તથા મોક્ષ માટે પોતાના અંશની સાથે અવતરેલા છો. ૩૫ હે કલ્યાણરૂપ! આપ વાસુદેવ, શાત ગુણવાળા તથા યાદવોના પતિ છો, તમને અમે વારવાર પ્રણામ કરી છીએ ૩૬ હે પ્રભુ! અમને, તમારા દાસાનુદાસને આજ્ઞા કરો અમને નારદના અનુગ્રહથી આપના દર્શન થયા છે ૩૭ અમારી વાણી આપના ગુણનું વર્ણન કરવામા, અમારા કાન આપની કથા સાભળવામા, અમારા હાથ આપની સેવા કરવામા, અમારુ મન આપના ચરણનુ સ્મરણ કરવામા, અમારુ મસ્તક આપના નિવાસરૂપ જગતને પ્રણામ કરવામા, અને અમારી દૃષ્ટિ આપના દેહરૂપ મહાત્મા પુરુષોના દર્શન કરવામા સર્વદા તત્પર રહો ૩૮

શુકદેવજી કહે છે—નેતરાથી ખાડણીએ બંધાયેલા ભગવાન ગોકુલેશ્વર, તેઓની સ્તુતિ સાભળીને હસ્યા ને બોલ્યા કે, ૩૯ દયાળુ દેવર્ષિ નારદજીએ, લક્ષ્મીના મદથી આધળા થયેલા તમારી ઉપર, જે અનુગ્રહ કર્યો હતો તે મારા જાણવામા હતો ૪૦ સૂર્યના દર્શનથી જેમ પુરુષના નેત્રને બધન રહેતુ નથી, તેમ સર્વત્ર સમદષ્ટિવાળા અને નિરતર મારે વિષે મનને જોડનાર મહાત્મા પુરુષોના દર્શનથી પણ પુરુષને બધન રહેતુ નથી ૪૧ હે નલકૂબર! તમે બન્ને મારા ઉપર ભક્તિ રાખીને, તમારા સ્થાનમા જાઓ તમને બન્નેને ગમતો અને સસારને ટાળનારો ઉત્તમ પ્રતિનો ભક્તિભાવ મારામા થયો છે ૪૨

શુકદેવજી કહે છે—હે રાજન્! એ પ્રમાણે જેને કહેલુ હતુ, એવા નલકુબર અને મણિગ્રીવ, ઉખળ સાથે બાંધેલા ભગવાનને પ્રદક્ષિણા કરી, તેમની આજ્ઞા માગીને ઉત્તર દિશામા ગયા ૪૩

**इत्युक्तौ तौ परिक्रम्य प्रणम्य च पुनः पुनः।**
**बद्धोलूखलमामन्त्र्य जग्मतुर्दिशमुत्तराम् ॥४३॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे दशमोऽध्यायः**

# અધ્યાય ૧૧ મો.*

## વત્સાસુર અને બકાસુર વધ.

### શ્રીશુક ઉવાચ

**गोपा नंदादयः श्रुत्वा द्रुमयोः पततो रवम्।**
**तत्राजग्मुः कुरुश्रेष्ठ निर्घातभयशंकिताः ॥ १॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! ઝાડ પડ્યા તે સાંભળીને, નંદાદિક ગોવાળિયાએ, વજ્ર પડવાના ભયથી શંકિત થઈ ત્યાં દોડી ગયા, ૧ અને જોયું તો યમલાર્જુનના વૃક્ષોને ભૂમિ ઉપર પડેલા જોયા તે વૃક્ષ પડવામાં ઉખળને ખેંચતા શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ કારણરૂપે જોવામાં આવ્યા, તોપણ ગોવાળિયા તે કોણે પાડ્યા હશે? અને કેમ આ આશ્ચર્યજનક ઉત્પાત થયો હશે? એવો વિચાર કરતાં ગભરાટમાં પડી ગયા ૨-૩ ત્યાં રમતા છોકરાઓએ કહ્યું કે, ' આ વૃક્ષોની વચ્ચે રહેલા શ્રીકૃષ્ણે, દોરી ખેંચવાથી ઉખળું આડું થઈ ગયું અને તેમાંથી બે પુરુષોને નીકળતા અમે જોયા ૪ પરંતુ એ બાળક, બે વૃક્ષોને ઉખેડી નાખે એ અસંભવિત છે, એમ ધારીને કેટલાકે માન્યું નહિ અને કેટલાકના મનમાં સંદેહ રહી ગયો ૫ નેતરે બાંધેલા અને ઉખળને ખેંચતા પુત્રને જોઈ નંદરાય હસી પડ્યા તેમણે પુત્રને ઉચકી લઈ બંધન મુક્ત કર્યો. ૬ ગોપગોપીઓ મને ઓળખશે એમ ધારીને ભગવાન નવનવી બાળચેષ્ટાઓ કરવા લાગ્યા કોઈ વાર ગોપિકાઓ ભગવાનને તાળીઓ વગાડીને ઉત્સાહ આપતી, ત્યારે બાળકની માફક તે નાચતા, ને કોઈવાર તેઓને અધીન ભગવાન કાષ્ઠના યંત્રની પેઠે ગાયન કરતા ૭ કોઈવાર ગોપિકાઓની આજ્ઞાથી બાજઠ, પાલી, પવાલા અને પાદુકાઓને આણી આપતા અને પોતાના ભક્તજનોને આનંદ આપતા તથા હાથોને ઉંચા નીચા કરતા ૮ આ રીતે જગતમાં ભગવાનનું ઐશ્વર્ય જાણનારાઓને પોતાનું ભક્તાધિનપણું દર્શાવતા શ્રીકૃષ્ણ આવી બાળચેષ્ટાથી વ્રજને આનંદ ઉપજાવતા હતા ૯

એક વખત ' ફળ લ્યોરે ફળ ' એવો પોકાર સાંભળી શ્રીકૃષ્ણ, જે સર્વ ફળના દાતા હતા તે, ફળ લેવા દાણા લઈ વેચનારીની પાસે ગયા. ૧૦ પેલી ફળ વેચનારીએ શ્રીકૃષ્ણના ખોળામાંથી દાણા લઈ, તેમનો ખોળો ફળથી ભરી આપ્યો, અને શ્રીકૃષ્ણે તેના ફળનો ટોપલો રત્નોથી ભરી આપ્યો ૧૧ એક વખત શ્રીકૃષ્ણ ભગવાન કે જેમણે યમલાર્જુનના વૃક્ષો પાડી નાખ્યા હતા, તે નદીના તીર ઉપર રમવા ગયા ત્યારે યશોદા તેમને બોલાવવા ગયા ને કહ્યું કે, ' આજે તારું જન્મ નક્ષત્ર છે, માટે નાહીને શુદ્ધ થા, અને બ્રાહ્મણોને ગાયોનું દાન આપ માતાઓએ નવરાવી ધોવરાવીને શણગારેલા આ તારા મિત્રોને જો તું પણ તેઓની પેઠે નાહીને જમી લે અને અલંકૃત થઈ રમ." ૧૨-૧૩ આ રીતે શ્રીકૃષ્ણને તથા બળરામને કહ્યું, તોપણ તેઓ રમતના પ્રેમ ગથી આવ્યા નહિ, ત્યારે રોહિણીએ પુત્ર ઉપર વત્સલતા ધરાવનારા યશોદાને મોકલ્યા. ૧૪ પુત્રના સ્નેહથી જેને પાનો ચઢતો હતો એવા યશોદા, બાળકોની સાથે રમતા શ્રીકૃષ્ણને બળદેવજીની સાથે સાદ પાડીને બોલાવવા લાગ્યા ૧૫ " હે કૃષ્ણ! હે તાત! અહીં આવ, અને મને ધાવ, રમવું બંધ કર હે પુત્ર! તને ભૂખ લાગી હશે અને રમતથી તું થાકી ગયો હોઈશ ૧૬ હે બળદેવ! તું ભાઈ સાથે ઝટ ઘેર આવ તું સવારમાં જ જમ્યો હતો, હવે તારે જમવાનો સમય થયો છે. ૧૭ હે દશાર્હ કુલોત્પન્ન! નંદરાયજી, જમવાને તારી વાટ જોઈને બેઠા છે, માટે ચાલ અને અમને રાજી કર હે બાળકો! તમે તમારે ઘેર જાઓ ' ૧૮ હે રાજન્! સ્નેહાધીન બુદ્ધિવાળા યશોદા આ પ્રમાણે સર્વના મુગટરૂપ શ્રીકૃષ્ણને પોતાના પુત્ર માની, તેને હાથે પકડી બળદેવજી સાથે પોતાને ઘેર લઈ ગયા અને ઉત્સવ કર્યો ૧૯

શુકદેવજી કહે છે—નંદાદિક ગોવાળિયા વ્રજમાં મોટા ઉત્પાતોનો અનુભવ થવાથી, વ્રજના હિતકાર્ય માટે વિચાર કરવા લાગ્યા ૨૦ તે વખતે ત્યાં જ્ઞાનમાં તથા વયમાં વડો ઉપનંદ નામે એક ગોવાળિયો હતો, જે દેશ કાળના તત્વને જાણતો હતો, અને

* આ અધ્યાયમાં બાળકોની સાથે વછડા ચરાવતા ભગવાને વત્સાસુર અને બકાસુરનો વધ કર્યો, તે કથા કહેવાશે

શ્રીકૃષ્ણ તથા બળદેવનું પરમ હિત કરનારો હતો ૨૧
તેણે કહ્યું કે, "આપણે ગોકુળનું હિત ચહાતા
હોઇએ તો અહીંથી નીકળી જવું જોઇએ કારણ
કે અહીંઆં બાળકોનો નાશ કરનાર મહા ઉત્પાતો
થાય છે ૨૨ બાળહત્યા કરનારી રાક્ષસીના હાથ-
માથી આ છોકરો માણમાણ બચ્યો છે, તેમ જ વળી
શ્રીહરિના અનુગ્રહથી તેની ઉપર ગાડું પણ પડયુ
ન હતું ૨૩ વળી ચક્રવાતાસુર દૈત્ય તેને પક્ષીઓના
વિહારસ્થાન રૂપ આકાશમા લઈ ગયો હતો અને
ત્યાથી તે શિલા ઉપર પડયો ત્યારે દેવતાઓએ જ
તેની રક્ષા કરી હતી ૨૪ વળી આ બાળક અથવા
તો બીજા કોઈ પણ બાળક, બે વૃક્ષોની વચ્ચે પેસીને
મુવા નહિ, ત્યારે પણ ભગવાને તેમની રક્ષા કરી
૨૫ માટે અનર્થકારી ઉત્પાતો જેટલામા આપણા
વ્રજનો નાશ ન કરે તેટલામા આપણે બાળકોને
લઈને સેવક સાથે અહીંથી કોઇક બીજી દૂર જગ્યાએ
જઇએ. ૨૬ વૃંદાવન નામનું એક મોટું વન છે, તે
પશુઓને માટે હિતકારી છે, અને રહેવા યોગ્ય છે,
વળી ત્યા પવિત્ર ભૂમિઓ અને ઘાસ છે, ૨૭ માટે
આપણે ત્યા ચાલો ગાડા જોડો વિલંબ કરો નહિ
અને ગાયોના ધણી ભલે આગળથી ત્યા જાય, પરંતુ
આ સર્વ જો તમને ગમતુ હોય તો કરજો" ૨૮
તે સાભળીને સર્વ ગોવાળિયા એકમત થઈ, ઘણુ
સારુ એમ કહેવા લાગ્યા અને પોતપોતાના ગાડા જોડી
તેમા સરસામાન ભરીને ચાલ્યા ૨૯ ઘરડાઓને,
બાળકોને, સ્ત્રીઓને તથા સરસામાનને ગાડામા
ભરી, સાવધાન થઇ, હાથમા ધનુષો લઈ, ગાયોના
ટોળાને આગળ કરી, ચારે તરફથી શૃંગો વગાડતા
તથા તુરીઓના મોટા શબ્દો કરતા ગોવાળિયાઓ,
પોતાના પુરોહિતની સાથે વૃંદાવન તરફ ગયા.
૩૦-૩૧ આ વેળા સુંદર વસ્ત્રવાળી, કુંકુમોથી શોભા-
યમાન ગોપીઓ, રથમા બેસીને શ્રીકૃષ્ણની લીલા
ગાતી જવા લાગી ૩૨ તેમ જ યશોદા અને રોહિણી
એક ગાડામાં બેઠા હતા તે, શ્રીકૃષ્ણ તથા બળદેવની
વાતો સાભળવામા ઉત્કંઠા ધરાવનારાં બન્ને, શ્રીકૃષ્ણ
તથા બળદેવથી શોભતા હતા ૩૩ ગોવાળિયાઓએ
સર્વ કામમા સુખ આપનારા વૃંદાવનમા જઈ,
ગાડાને ઉભા રાખી વ્રજનો અર્ધચંદ્રાકાર આવાસ
ગોઠવ્યો ૩૪ હે રાજન્! વૃંદાવન, ગોવર્ધન તથા
યમુનાના કિનારાઓને જોઇને, બળદેવજી તથા શ્રી
કૃષ્ણને અત્યંત આનંદ થયો ૩૫ ત્યા પણ ઉપર
કહ્યા પ્રમાણે બાળચેષ્ટાઓથી તથા મધુર વાક્યોથી
વ્રજવાસીઓની પ્રીતિ સંપાદન કરતા બળદેવજી
તથા શ્રીહરિ, યોગ્ય સમયે વાછડા ચારવા જવા
લાગ્યા ૩૬ તે બાળકો વાછડા ચરાવવા જતી વેળા
રમવાના ઘણા સાધનો સાથે રાખતા અને બીજા
બાળકોની સાથે વ્રજથી થોડે દૂર વાછડા ચરાવવા
જતા ૩૭ વાછડાઓ પોતપોતાની મેળે વ્રજમા
ચર્યા કરતા અને તેઓ તથા બળદેવ કોઈ કોઈવાર
વાસળી વગાડતા, કોઇવાર બીલા ને આબળા વગે
રેને ઝોળીમા ઘાલી ફેંકતા, કોઈ વાર નાચતા,
કોઈ વાર છોકરાઓ ધાબળા ઓઢી બળદ બનતા,
તો તેમની સાથે તેઓ પણ બળદ થઈને રમતા,
ગર્જના કરતા, પરસ્પર લડતા અને હંસ, મયૂર
વગેરે પક્ષીઓના શબ્દોનું અનુકરણ કરતા હતા
પ્રાકૃત છોકરાઓની માફક તેઓ વ્રજમા આમ નાના
પ્રકારના વિહાર કરતા હતા ૩૮-૩૯

એકવાર શ્રીકૃષ્ણ અને બળદેવ મિત્રોની સાથે
યમુનાના તીર ઉપર વાછડા ચારતા હતા, તેવામા
કોઇક દૈત્ય તેમને મારવાની ઇચ્છાથી ત્યા આવ્યો.
૪૦ અને વાછડાનું રૂપ લઇ વાછડાના ટોળામા પેસી
ગયો તે દૈત્યને જોઇ ભગવાને તેને બળદેવને દેખા
ડયો અને ધીરે ધીરે અજાણ્યાની પેઠે તેની પાસે
જઈ, ૪૧ તેના પાછલા પગ પકડી માથા ઉપર
ફેરવી, જોરથી મોટા ઝાડના થડ સાથે અફાળ્યો.
તેના પ્રહારથી બીજાં ઝાડો એક બીજાને અથડાઈ
પડયા અને મોટી કાયાવાળો દૈત્ય પણ જમીન
ઉપર તુટી પડયો ૪૨ દૈત્યને જોઇ આશ્ચર્ય પામેલા
બાળકો બહુ સારુ થયુ! ઠીક થયુ! એમ કહેવા
લાગ્યા અને પ્રસન્ન થયેલા દેવતાઓ ઉંચેથી પુષ્પ-
વૃષ્ટિ કરવા લાગ્યા. ૪૩ આ પ્રમાણે સર્વ લોકના
પાલનહાર તે બંને ભાઈઓ વાછડાના પાલક થઈ,
સાથે શિરામણ લઈ, વાછડાને ચારતા ચારતા વનમાં
ફરવા લાગ્યા ૪૪ એક દિવસે ગોપ બાળકો પોત-

પોતાનાં વાછડાના ટોળાને પાણી પાવા એક જળાશય તરફ ગયા અને પાણી પાઈ પોતે પણ પીવા લાગ્યા ૪૫ એટલામા તે બાળકોએ વજ્રથી કપાઇને જાણે પર્વતનુ શિખર પડેલુ હોય એવુ એક મોટું પ્રાણી ત્યા પડેલુ જોયુ ૪૬ તે બગલાનુ રૂપ ધારણ કરનાર બકાસુર હતો બળવાન બકાસુર એકાએક આવીને તીખી ચાચવડે શ્રીકૃષ્ણને ગળી ગયો ૪૭ મોટા બકાસુરે તેમને ગળેલા જોઈ, રામાદિક બળકો પ્રાણ વિનાની ઇંદ્રિયોની પેઠે બેભાન થઈ ગયા ૪૮ તે વેળા નદજીના પુત્ર જે બ્રહ્માના પણ પિતા હતા તેમણે બકાસુરના તાળવાના મૂળને અગ્નિની પેઠે બાળવા માડયુ એટલે બકાસુર, ભગવાનને સાજા સારા બહાર ઓકી કાઢી, ચાચવતી ફરીને મારવા લાગ્યો ૪૯ સત્પુરુષોના પતિ અને દેવતાઓને આનદ આપનાર ભગવાને પોતાની ઉપર ધસી આવતા કસના મિત્ર બકાસુરની ચાચના બે ભાગને હાથવતી પકડી, બાળકોના દેખતા રમત માત્રમાજ પાનની પેઠે ચીરી નાખ્યો ૫૦ તે વખતે દેવતાઓ, બકાસુરના મારનાર ભગવાનને, નદન વનના પુષ્પોથી વધાવવા લાગ્યા નગારા, શખો અને સ્તોત્રોથી સ્તવવા લાગ્યા તે સર્વ જોઇને ગોવાળિયાના બાળકો આશ્ચર્ય પામ્યા ૫૧ ઇંદ્રિયો પ્રાણને મળીને જેમ સુખ પામે તેમ રામ વગેરે ગોપ પુત્રો, બકાસુરના મુખમાથી મુક્ત થયેલા અને પોતાના સ્થાન ઉપર આવેલા શ્રીકૃષ્ણ ભગવાનને આલિગન કરીને આનદ પામ્યા, અને વાછડાને એકઠા કરી વ્રજમા આવી તે વાત સર્વને કહી ૫૨ ગોવાળિયા તથા ગોપીઓ, તે સાભળી બહુજ આશ્ચર્ય પામ્યા અને અત્યંત પ્રેમથી પરલોક જઈ આવેલાને જુવે તેમ ઉત્કઠાથી જોવા લાગ્યાં અને કહેવા લાગ્યા કે, ૫૩ આ બાળકને ઘણી ઘાતો ગઈ, પરતુ જેઓ ઘાત કરવા આવ્યા તે જ માર્યા ગયા ૫૪ ભયકર દેખાવના તેઓ, આ બાળક ઉપર ચઢી આવે છે, છતા તેનો પરાભવ કરી શકતા નથી મારવાની ઇચ્છાથી પાસે આવી અગ્નિમા પડતા પતગિયાની પેઠે નાશ પામે છે ૫૫ અરેરે ! ! વેદ જાણનાર બ્રાહ્મણોની વાણી કોઇ દિવસ મિથ્યા થતી નથી ભગવાન ગર્ગાચાર્ય જે કહી ગયા હતા તે સર્વનો આપણને અનુભવ થાય છે " ૫૬ આ પ્રમાણે બળદેવ તથા શ્રીકૃષ્ણની કથા કરતા અને વિહાર કરતા નદાદિક ગોવાળિયાઓએ સસારની વેદના જાણી નહિ ૫૭ આ પ્રમાણે સતાઈજવુ, સેતુ બાધવા, વાનરાની પેઠે કુદવું વગેરે બાળક્રીડાઓ કરીને, શ્રીકૃષ્ણ તથા બળદેવજી વનમા બાલ્યાવસ્થા ગાળવા લાગ્યા ૫૮

एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे ।
निलायनैः सेतुबन्धैर्मर्कटोत्प्लवनादिभिः ॥५८॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकादशोऽध्यायः

# અધ્યાય ૧૨ મો.*

## અઘાસુર વધ.

श्रीशुक उवाच
क्वचिद्वनाशाय मनो दधद्व्रजात्
प्रातः समुत्थाय वयस्यवत्सपान् ।
प्रबोधयन् शृङ्गरवेण चारुणा
विनिर्गतो वत्सपुरःसरो हरिः ॥ १ ॥

શુકદેવજી કહે છે-હે રાજન્ ! એક વાર વનમા ભોજન કરવાનો વિચાર કરીને ભગવાન પ્રભાતમા ઉઠયા અને શિગડીના મધુર સ્વરથી મિત્ર ગોવાળિયાઓને જાગ્રત કરી, વાછડાનું ધણ લઈ વ્રજમાથી બહાર નીકળ્યા ૧ તેમની સાથે તેમના મિત્ર બાળકો પણ, મજાની શિકીઓ, ગેડીઓ, શિગડીઓ તથા વાસળીઓ લઈ પોતપોતાના વાછડાને આગળ કરી તેમની સાથે આનદથી બહાર નીકળ્યા. ૨ પોતાના વાછડાને શ્રીકૃષ્ણના અસખ્યાત વાછડાંની સાથે એકઠા કરી વનમા ચારતા ચારતા તેઓ ઠેક ઠેકાણે બાળલીલા કરવા લાગ્યા ૩ તેઓ કાચ, ચણોઠી, મણિ તથા સુવર્ણથી અલકૃત હતા, તોપણ ફળ, પાદડાં, પુષ્પો, મોરપિછ અને ધાતુઓથી પોતપોતાના શરીરોને શણગારતા હતા. ૪ એક બીજાની શિકી, ગેડી વગેરે ચોરી લેતા, અને જાણવામાં આવતું એટલે દૂરથી ફેંકી દેતા. પાસે ઉભા હોય

* આ અધ્યાયમા અજગરના રૂપને ધારણ કરીને વાછડા તથા ગોવાળિયાઓને ગળી ગયેલા અઘાસુરને કોપાયમાન થયેલા ભગવાને મારી નાખ્યો, એ કથા કહેવાશે

તે હસીને દૂરથી તે જેનું હોય તેને પાછું આપતા ૫ કોઈવાર જો શ્રીકૃષ્ણ વનની શોભા જોવા માટે દૂર જતા તો ' હું પહેલો " એમ બોલી તેમને અડકીને રમતા હતા ૬ કોઇ વાસળીઓ વગાડતા, કોઈ શિંગડીઓ વગાડતા, કોઈ ભમરાના જેવો ગુંજારવ કરતા, કોઈ કોયલોના ચાળા પાડતા ' કુહુ કુહુ ' એમ ટૌકાઓ કરતા ૭ કોઈ પક્ષીઓની છાયા સાથે દોડતા, કોઈ હંસોની સાથે ચાલતા, કોઇ મયૂરોની સામે નૃત્ય કરતા, ૮ કોઈ ઝાડ ઉપરના વાનરોના નીચે લટકતા પુછડાને ખેંચતા, કોઈ તેઓની સાથે વૃક્ષો ઉપર બેસતા, કેટલાક તેઓની સાથે આંખ મોંના ચાળા કરતા, કેટલાક વૃક્ષો ઉપરથી કુદતા, કેટલાક જળાશયમાં દેડકાની સાથે રમતા અને કેટલાક પોતાના પડઘા સાથે જોરથી બોલતા હતા ૯–૧૦

આ પ્રમાણે વિવેકી જનોને બ્રહ્મરૂપ, સુખરૂપ તથા અનુભવરૂપ જણાતા, ભક્તોને પરમ દૈવતરૂપ અને માયાનો આશ્રય કરનારાઓને પુત્રરૂપ જણાતા ભગવાનની સાથે અમાપ પુણ્ય કરનાર ગોવાળિયાઓ વિહાર કરતા હતા ૧૧ ઘણા જન્મોમાં દુઃખ વેઠીને, મનને વશ કરનાર યોગીઓને, જેના ચરણની રજ મળવી દુર્લભ છે, તે ભગવાને પોતે જ વ્રજવાસીઓને પ્રત્યક્ષ દર્શન આપ્યા, એટલે તેમના ભાગ્યના જેટલા વખાણ કરીએ તેટલા થોડા છે ૧૨ આ પ્રમાણે શ્રીકૃષ્ણની તથા વ્રજના ગોપ કુમારોની રમતો ચાલતી હતી, એટલામાં તે બાળકોની આનંદ ભરેલી રમતોને અદેખાઈથી નહિ જોઈ શકતો અઘાસુર નામે એક મોટો દૈત્ય ત્યાં ગયો. દેવતાઓએ જો કે અમૃત પીધું હતું તોપણ તેઓ જીવવાની ઇચ્છાથી અઘાસુરના મરણની રાહ જોતા હતા ૧૩ કંસે મોકલેલો, બકાસુરનો તથા પૂતનાનો નાનો ભાઈ અઘાસુર શ્રીકૃષ્ણ પ્રમુખ ગોપ બાળકોને જોઈ વિચાર કરવા લાગ્યો કે, ' આ મારી બેન તથા ભાઈનો નાશ કરનાર છે, માટે હું બળદેવ તથા શ્રીકૃષ્ણને તેની સેના સાથે મારી નાખું ૧૪ જ્યારે આ સર્વ બાળકોને મારા સહોદરના તિલાંજલિરૂપ કરીશ, ત્યારે વ્રજવાસીઓ મુવા જેવા થઈ જશે કારણ કે પ્રાણ નીકળી ગયા પછી દેહની શી ચિંતા છે? પ્રાણીઓનું પરમ દૈવત પ્રાણ છે ૧૫ આ પ્રમાણે વિચાર કરી, અઘાસુર અજગરનું રૂપ ધારણ કરીને, શ્રીકૃષ્ણને તેમના મિત્રો સાથે ગળવાને માર્ગ વચ્ચે સુતો તેનું શરીર એક યોજન લાંબું અને મોટા પર્વતના જેવું જાડું હતું. જોનારાઓને તે આશ્ચર્યકારક લાગતું હતું, અને ગુફાના જેવું તેનું મુખ ફાડેલું હતું ૧૬ નીચલો ઓઠ ધરણી ઉપર હતો ને ઉપલો વાદળાને અડકેલો હતો, બન્ને ગલોફા ગુફાના જેવા હતા, દાઢો પર્વતના શિખર જેવી હતી, મુખની અંદરનો ભાગ અંધારા જેવો દેખાતો હતો, જીભ લાંબી હતી, શ્વાસ તીક્ષ્ણ પવનના જેવો હતો અને આંખો દાવાનળના જેવી રાતી તથા ઉન્નત હતી ૧૭ ગોપકુમારો, ઉપર વર્ણવેલા અજગરને જોઈ, રમતથી તેના પહોળા મુખની એવી ઉત્પ્રેક્ષા અર્થાત્ સરખામણી કરવા લાગ્યા કે, ૧૮ હે મિત્રો! આપણી સામે જે વસ્તુ પડી છે, તે પ્રાણીના જેવી દેખાય છે કે નહિ? અને તે પણ આપણને ગળવા ફાટેલા અજગરના મોં જેવી છે કે નહિ? ૧૯ સૂર્યના કિરણથી રાતું થયેલું વાદળું ખરેખર ઉપલા ઓઠ જેવું લાગે છે, અને તેની પ્રતિછાયાથી રાતો જણાતો નીચલો પ્રદેશ નીચલા ઓઠ જેવો દેખાય છે ૨૦ પર્વતની ડાબી તથા જમણી બન્ને ગુફાઓ ગલોફાની બરોબરી કરે છે આ ઉંચી પર્વતની શ્રેણિઓ અજગરની દાઢો જેવી છે, તેના તરફ દૃષ્ટિ કરો ૨૧ આ લાંબો અને પહોળો માર્ગ જીભના જેવો દેખાય છે અને આ શિખરોની અંદર જે અંધારું છે, તે મોંની અંદરના ભાગ જેવું જણાય છે ૨૨ દાવાનળના જેવો ઉનો તથા તીક્ષ્ણ પવન-શ્વાસના જેવો છે, તે જુઓ તેની અંદર દાવાનળમાં બળી ગયેલા જીવ–જંતુઓની દુર્ગંધ આવે છે, તે માંસના જેવી દુર્ગંધ મારે છે ૨૩ આમાં પેઠેલા આપણને આ શું ગળી જશે? કદાચ ગળી જાય તો બગલાની પેઠે શ્રીકૃષ્ણના હાથથી એક ક્ષણમાં માર્યો જશે. આ પ્રમાણે બોલતા અને શ્રીકૃષ્ણના મનોહર મુખને નિહાળતા તે બાળકો તાળીઓ પાડતા પાડતા અંદર દાખલ થયા ૨૪ આ પ્રમાણે

અજાણ્યા બાળકોની ખોટી વાતો સાભળી, સાચાનું ખોટુ થાય છે, એવો વિચાર કરીને અને આ રાક્ષસ છે એમ જાણીને સર્વ પ્રાણીઓના અ ત કરણમા રહેનાર ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મિત્રોને અટકાવવાનો વિચાર કર્યો, એટલામા તો તે બાળકો વાછડાની સાથે તે અસુરના ગળા સુધી પહોચી ગયા, પર તુ તે તેઓને ગળી ગયો નહિ, કારણ કે, પોતાના સહોદરને મારનારનું સ્મરણ કરતો તે રાક્ષસ, ભાઈના શત્રુ શ્રીકૃષ્ણના પ્રવેશની વાટ જોતો હતો ૨૫–૨૬ પછી સર્વ પ્રાણીઓને અભય આપનાર શ્રીકૃષ્ણ, દૈત્યના મુખમા પેઠેલા ગોપકુમારો જઠરાગ્નિના ગ્રાસરૂપ થઈ જશે, એમ ધારીને, દયાથી ખિન્ન થઇ, વિચાર કરવા લાગ્યા કે, હવે શુ કરવુ ? આ ખળ જીવતો ન રહે અને આ બાળકોનો નાશ ન થાય, આ બે કાર્ય કેવી રીતે કરવા ? આવો વિચાર કરતા તેમને ઉત્તમ ઉપાય સૂઝી આવ્યો તેથી સર્વજ્ઞ ભગવાન તે અસુરના મુખમાં પેસી ગયા ૨૭–૨૮ તે સમયે વાદળા પાછળ ગુપ્ત ઉભેલા દેવતાઓ, ભયથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યા અને અઘાસુરના સ બ ધી ક સાદિક રાક્ષસો જય ઉચ્ચારવા લાગ્યા ૨૯ અવિનાશી એવા ભગવાન શ્રીકૃષ્ણ દેવતાઓનો હાહાકાર સાભળી બાળકો તથા વાછડાની સાથે, પોતાને ભાગીને ભુકો કરી નાસવાની ઇચ્છાવાળા અઘાસુરના ગળામા જઈને વેગથી વધવા લાગ્યા ૩૦ ભગવાનના વધવાથી અજગરનુ ગળુ રુધાઇ ગયુ, તેની આખો નીકળી પડી, તે આમ તેમ તરફડિયાં મારવા લાગ્યો અને શરીરમા રુધાઇ ગયેલો પવન, પૂર્ણ ભરાઇ જવાથી તેનું બ્રહ્મર ધ્ર ફાડીને બહાર નીકળ્યો ૩૧ અને તે પવનની સાથે જ તેની સર્વ ઇંદ્રિયો પણ બહાર નીકળી પડી. પછી ભગવાન મરણ પામેલા ગોપકુમારોને તથા વાછડાને પોતાની અમૃત દૃષ્ટિથી જીવતા કરી, તેઓની સાથે અઘાસુરના મુખમાથી બહાર નીકળ્યા ૩૨ અઘાસુર મરી ગયો તે વખતે, તેના જાડા શરીરમાંથી એક મહા આશ્ચર્યજનક તેજ બહાર નીકળ્યું. તે પોતાના પ્રકાશથી દશ દિશાઓને પ્રકાશિત કરતુ, ભગવાનના બહાર નીકળવાની વાટ જોઈને આકાશમા ઉભુ હતુ, તે જેવા ભગવાન બહાર નીકળ્યા કે તરત સર્વ દેવતાઓના દેખતા ભગવાનમાં પેસી ગયુ ૩૩ પછી દેવતાઓએ અત્ય ત પ્રસન્ન થઈને પુષ્પથી, અપ્સરાઓએ નૃત્યથી, ગાનારાઓએ ગાયનથી, વાદિત્રવાળાઓએ વાજીત્રથી, બ્રહ્માએ સ્તુતિથી અને પાર્ષદોએ 'જય જય' શબ્દથી પોતાનુ કાર્ય કરનાર ભગવાનની જયઘોષણા કરી ૩૪ તે અદ્ભુત સ્તોત્ર, સારા વાદિત્ર, ગાયન અને 'જય જય' એવા અનેક ઉત્સવ સમયના માગલિક શબ્દો પોતાના ધામની પાસે સાભળીને, બ્રહ્મા ત્યા આવ્યા અને શ્રીકૃષ્ણનો મહિમા જોઈને આશ્ચર્ય પામ્યા ૩૫ હે રાજન્ ! વૃ દાવનમા મૂકાઈ ગયેલુ એ અદ્ભુત અજગરનુ ચામડુ ઘણા કાળ સુધી વ્રજવાસીઓને રમવાની એક ગુફા રૂપ થઈ પડ્યુ ૩૬ પોતાને મૃત્યુથી બચાવ્યા અને અઘાસુરને સ સારથી મુક્ત કર્યો શ્રીકૃષ્ણે કૌમાર અવસ્થામા કરેલુ આ પરાક્રમ જોઈને આશ્ચર્ય પામેલા ગોપ બાળકોએ ભગવાનની પૌગણ્ડાવસ્થામા અર્થાત્ એક વર્ષ વીતી ગયા પછી વ્રજમા કહ્યુ કે, "આજે શ્રીકૃષ્ણે અમને મૃત્યુના મુખમાથી બચાવીને ભગવાન અઘાસુરને માર્યો," ૩૭ માયાવડે મનુષ્યના બાળકરૂપ થયેલા કાર્ય તથા કારણના પણ આદિ કારણ ભગવાન શ્રીકૃષ્ણના સ્પર્શથી પાપ ધોવાતા અઘાસુર દુર્જનોને દુર્લભ એવા ભગવાનના સ્વરૂપને પામ્યો ૩૮ કારણ કે જેના અગની મૂર્તિનુ એકવાર ધ્યાન ધરવાથી તે મનોમયી મૂર્તિએ પ્રહ્લાદાદિકને મુક્તિ આપી હતી ત્યારે નિત્ય આત્મસુખના અનુભવથી સર્વ ઠેકાણે માયાનો નાશ કરનાર ભગવાન પોતે જ અઘાસુરના શરીરમા પેઠા તેને મુક્તિ મળે તેમા શુ આશ્ચર્ય ? ૩૯

સૂત કહે છે—હે શૌનકાદિક બ્રાહ્મણો ! આ રીતે પોતાની રક્ષા કરનાર ભગવાનનું ચરિત્ર સાભળીને, તેમા જ જેનુ ચિત્ત લાગી રહેલુ હતુ એવા પરીક્ષિત રાજા ફરી ફરીને શુકદેવજીને આ પ્રમાણે પૂછવા લાગ્યા ૪૦ હે મહારાજ ! ભગવાને જે કાર્ય કૌમારાવસ્થામા કર્યું હતું, તે કાર્યની વાર્તા બાળકોએ ભગવાનની પૌગણ્ડાવસ્થામાં કહી હતી, માટે

પૂર્વકાળમા કરેલુ કામ તે પછીના કાળમા કરેલુ કેમ ગણાય? ૪૧ હે મહાયોગી! હે ગુરો! તે કથા મને સંભળાવો મને તેમા થોડું આશ્ચર્ય લાગે છે! આ શ્રીહરિની માયા જ જણાય છે, નહિ તો કદી એમ બને નહિ. હે ગુરુ! અમે ક્ષત્રિયો છીએ, તોપણુ ભાગ્યશાળી છીએ, કારણુ કે, તમારા મુખથી શ્રીકૃષ્ણુ ભગવાનની કથારૂપી પવિત્ર અમૃતનું વારંવાર અમે પાન કરીએ છીએ ૪૩ આ પ્રમાણે પરીક્ષિત રાજાએ પ્રશ્ન કરીને ભગવાનનું સ્મરણુ આપતા શુકદેવજીની સર્વ ઇંદ્રિયો ભગવાનમા લીન થઈ ગઈ, પરંતુ મહા કષ્ટથી ઇંદ્રિયોની વૃત્તિઓને ઠેકાણે લાવીને શુકદેવજી પરીક્ષિતને આગળની કથા કહેવા લાગ્યા ૪૪

इत्थं स्म पृष्ट स तु बादरायणि
स्तत्स्मारितानतहृताखिलेंद्रिय' ।
कृच्छ्रात्पुनर्लब्धबहिर्दृशि शनै.
प्रत्याह त भागवतोत्तमोत्तम ॥ ४४ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
द्वादशोऽध्यायः

# અધ્યાય ૧૩ મો.*

## બ્રહ્માની માયામાં શ્રીકૃષ્ણુ.

श्रीशुक उवाच

साधु पृष्ट महाराज त्वया भागवतोत्तम ।
यन्नूतनयसि शश्व शृण्वन्नपि कथां मुहु' ॥१॥

શુકદેવજી કહે છે—હે મહાભાગ્યશાળી! તમે બહુ સારો પ્રશ્ન કર્યો તમે ભગવાનની કથા વારંવાર સાભળ્યા છતા પણુ જાણે નવીન હોય એવા પ્રશ્ન કરો ૧ સ્ત્રીઓની વાતો પ્રિય લાગવાથી જેમ ક્ષણે ક્ષણે તે નવી કરવી એવો સ્ત્રીલંપટ પુરુષોનો સ્વભાવ હોય છે, તેમ ભગવાનની કથાઓ રસદ લાગે તેમ ક્ષણે ક્ષણે તમે નવી કરાવો છો આ ભગવાનની કથામાથી સાર ગ્રહણુ કરવો એ ભગવાનને વિષે જેની વાણી, શ્રવણુ તથા મન આસક્ત હોય એવા મહાપુરુષોનો સ્વભાવ છે ૨

* આ અધ્યાયમા બ્રહ્માએ માયા કરીને ગોપકુમારોનુ તથા વાછડાનુ હરણુ કર્યું તે ઉપરથી ભગવાને સર્વ સ્વરૂપ થઇને એક વર્ષ સુધી લીલા કરી એ કથા કહેવામા આવશે

હે રાજન્! હુ તમને ગુપ્ત છતા તે કહુ છુ. ગુરુઓ ગુપ્ત વાર્તા પોતાના પ્રિય શિષ્યને જ કહે છે ૩ ઉપર કહ્યા પ્રમાણે વાછડાને તથા ગોપકુમારોને મૃત્યુરૂપી અઘાસુરના મુખમાથી ઉગારી યમુનાના તીર ઉપર લાવ્યા પછી ભગવાને તેઓને કહ્યું કે, મિત્રો! આ યમુનાનો કિનારો રમણીય અને રમવાને બહુ યોગ્ય છે તેના ઉપર કોમળ અને નિર્મળ રેત પથરાયેલી છે અને ઉઘડી ગયેલા કમળોની સુગંધથી આકર્ષાયલા ભમરા અને પક્ષીઓના શબ્દોથી રમણીય લાગતા એવા વૃક્ષોથી ભરપુર છે. ૪–૫ આપણે ભૂખથી અકળાઇ ગયા છીએ, માટે આવો અહીં ભોજન કરીએ અને વાછડાઓ પાણી પીને આપણી પાસે ભલે ચરે ૬ ગોપકુમારો ભગવાનના વચનને માન્ય રાખી, વાછડાને પાણી પાઈ લીલા ઘાસવાળી જમીનમા છુટા મૂકી દઈ, પોતપોતાની ભોજનની પોટલીઓ જમીન ઉપર મૂકી આનંદથી ભગવાનની સાથે જમવા બેઠા. ૭ ભગવાનની સાથે જમવા બેઠેલા પ્રફુલ્લિત નેત્રવાળા સર્વે ગોપકુમારો શ્રીકૃષ્ણુ ભગવાનની ચારે તરફ કુંડાળું વળી તેમની સામે મુખ કરીને બેઠા આ વખતે જેમ કમળની કળીની આસપાસ રહેલા કમળના પાંદડા શોભે છે તેમ વનમા ભગવાનની ચારે તરફ પંક્તિ થઇને બેઠેલા વ્રજકુમારો શોભતા હતા ૮ કેટલાક બાળકો પુષ્પની પાખડીઓના, કેટલાક નવા પાંદડાના કેટલાક છાલના અને કેટલાક પથ્થરોના પાત્ર બનાવી ભોજન કરવા બેઠા ૯ જમતી વેળા સર્વે પરસ્પર પોતપોતાના ભોજનની મિઠાશ વખાણુતા, હસતા અને હસાવતા આનંદથી ભગવાનની સાથે ભોજન કરવા લાગ્યા ૧૦ બાલક્રીડા કરનારા ભગવાન યજ્ઞભોક્તા હતા, છતા આશ્ચર્યકારક રીતે સ્વર્ગવાસીઓના દેખતા, ગોપકુમારોની સાથે ભોજન કરવા લાગ્યા તેમણે પોતાની બગલમા વીણા ધારણુ કરી હતી, શિંગડી તથા છડી પડખે રાખેલા હતા, ડાબા હાથમા દહીં ભાતનો કોળિયો લીધો હતો, ફળના અથાણા તે આંગળીઓમા ઘાલ્યા હતા, અને મિત્રોને ઉપહાસના વચનો કહી કહીને હસાવતા હતા ૧૧

હે ભરતવંશી ! આ પ્રમાણે શ્રીકૃષ્ણમા જેમનું મન આસક્ત હતું એવા ગોવાળિયા ભોજન કરતા હતા, એટલામા વાછડા ઘાસ ચરવાના લોભથી અંદરના વનમા દૂર ચાલ્યા ગયા. ૧૨ વાછડાને વનમા દૂર ગયેલા જોઇને ગોવાળિયા ભયભીત થયા. તે જોઈને ભયના પણ ભયરૂપ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, " મિત્રો ! ભોજન બધ કરશો નહિ હુ તમારા વાછડાને અહીં લાવુ છું " ૧૩ આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ ભગવાન હાથમા રહેલા કોળિયા સાથે પર્વતો, ગુફાઓ, વૃક્ષોની કુજો અને મોટી ગુફાઓમા સર્વના વાછડા શોધવા ગયા ૧૪ હે રાજન્ ! આ વખતે બ્રહ્મા કે જે પૂર્વે ભગવાનથી અઘાસુરનો મોક્ષ થયેલો જોઈ પરમ આશ્ચર્ય પામી આકાશમા ઉભા હતા, તે માયાથી બાળક બનેલા ભગવાનનો બીજો પણ મહિમા જોવા પૃથ્વી ઉપર ઉતર્યા, અને એક તરફથી વાછડાને અને બીજી તરફથી ગોપ બાળકોને લઇ જઈ અતર્ધાન થઇ ગયા. ૧૫ શ્રીકૃષ્ણ વાછડાની શોધ કરવા છતા પણ ક્યાહી તે જોવામા ન આવતા પાછા યમુનાના કિનારા ઉપર આવ્યા, તો ત્યા ગોપ બાળકો પણ જોવામા આવ્યા નહિ એટલે શ્રીકૃષ્ણ વનમા બનેને ચારે તરફ શોધવા લાગ્યા ૧૬ વિશ્વવેત્તા ભગવાને વનમા વાછડાને તેમ જ વડ નીચે ગોપને દીઠા નહિ એટલે તરત સમજી ગયા કે, આ સર્વ બ્રહ્માએ કર્યું હશે ૧૭ પછી વિશ્વકર્તા શ્રીકૃષ્ણ ભગવાને ગોપકુમારોની અને વાછડાની માતાઓને તથા બ્રહ્માને પ્રસન્ન કરવા માટે, પોતાની માયાથી ગોપ કુમારો અને વાછડા બનાવ્યા ૧૮ ગોપ પુત્રોના અને વાછડાના જેટલા નાના શરીર હતા, તેમના હાથ, પગ વગેરે અવયવો જેવા હતા, તેમની લાકડી, શિગડા, વેણુ, પાદડા, શિકી, આભૂષણો તથા વસ્ત્રો જેવા હતા, તેમ તેમનો સ્વભાવ ગુણ, નામ, આકૃતિ અને અવસ્થા જેવી હતી તથા તેમની રમતગમત જેવી હતી, તેના જેવા સર્વરૂપ શ્રીકૃષ્ણે ધારણ કર્યાં અને આ જગત વિષ્ણુમય છે એવી વાણી જાણે અર્થરૂપેજ પ્રત્યક્ષ થઇ હોય તેમ સર્વ સ્વરૂપ થયેલા અજન્મા ભગવાન બહુરૂપે બન્યા ૧૯ પછી સધ્યાકાળે ભગવાન પોતે પોતાના રૂપમાથી થયેલા ગોવાળિયાઓ સાથે પોતાના રૂપ વાછડાને બનાવી, પોતાના રૂપ વિહારોથી ક્રીડા કરતા કરતા વ્રજમા પધાર્યા ૨૦ અને હે રાજન્ ! તે તે વાછડાને જુદા જુદા લઇ જઇને તે તે ગોષ્ઠમા પેસાડી, તે તે ગોપના બાળકરૂપે થયેલા ભગવાન, તે તે ગોપના ઘરમા ગયા. ૨૧ એટલામા તો વેણુનો નાદ સાભળીને તેઓની માતાઓ ઉતાવળી ઉઠીને સામી આવી અને પરબ્રહ્મને પોતાના પુત્ર માની વહાલથી તેમને તેડી લઈ, સારી પેઠે છાતી સરસા ચાપી, આનદ પામી ૨૨ હે રાજન્ ! નિયમિત ક્રીડા કરીને સાયકાળે આવી પહોચેલા, પોતાના ચરિત્રોએ સર્વને આનંદ આપતા શ્રીકૃષ્ણને મર્દન કરવુ, નવરાવવા, શરીરે ચદનાદિકના લેપ કરવા, ઘરેણા પહેરાવવા, રક્ષાતિલક કરવા, જમાડવા વગેરે ક્રિયાઓથી તે લાડ લડાવવા લાગી ૨૩ જેમ ગોપીઓને મોહ થયો હતો, તેમ જ ગાયોને પણ મોહ થયો હતો, વનમાથી તે ઉતાવળી ઉતાવળી કોઢમા આવીને હિંસારાથી વાછડાને ધવરાવવા અને વાર-વાર ચાટવા લાગી ૨૪

આ રીતે ગાયોને તથા ગોપીઓને શ્રીકૃષ્ણ વિષે પૂર્વની પેઠે સપુર્ણ રીતે માતૃભાવ હતો, પરતુ પૂર્વે સ્નેહ સ્વાભાવિક હતો, ત્યારે હમણા માયાકૃત વધારે સ્નેહ જોવામા આવે છે, તેમજ ગાયો અને ગોપીઓને ભગવાનનો પુત્રભાવ પ્રથમના જેવો લાગતો હતો, પરતુ હમણા જે પુત્રભાવ હતો, તે માયાકૃત હતો ૨૫ વ્રજવાસીઓને પૂર્વે પોતાના પુત્રો કરતા પણ શ્રીકૃષ્ણ ઉપર અપૂર્વ પ્રીતિ હતી, તેવી જ પ્રીતિ હમણા તેમને પોતાના પુત્રો ઉપર એક વર્ષ સુધી રોજ રોજ વધતી રહી અને તે પોતાની સીમા મૂકીને પણ આગળ ચાલી ૨૬ આ રીતે શ્રીકૃષ્ણ પોતે ગોવાળિયા થઇને વાછડા તથા ગોવાળિયાઓના મિષથી પોતે પોતાનુ રક્ષણ કરતા એક વર્ષ સુધી વનમાં તેમજ ગોષ્ઠમા રમ્યા. ૨૭ એક દિવસ જ્યારે વર્ષ પુરુ થવાને પાંચ છ રાત્રિઓ બાકી હતી, ત્યારે અજન્મા ભગવાન બળદેવજીની સાથે વાછડાંને ચરાવતા વનમાં ગયા ૨૮

તે વખતે છેટે ગોવર્દ્ધન પર્વત ઉપર ગાયો ચરતી હતી, તેઓએ વ્રજની નજીક વાછડા ચરતા જોયા. ૨૯ વાછડાને જોઇને ગાયોનું ટોળુ સ્નેહને અધીન થઈ ગયુ, અને પોતાના શરીરનું ભાન ભુલી ગયુ ગોવાળિયાઓને તથા દુર્ગમ માર્ગને પણ ઉલ્લંઘન કરી, બે પગે ઉછળતી, પુછડાને કાંધ ઉપર રાખી, મુખ અને કમ્મર ઉંચી કરી, 'હંભા હંભા' કરતી દોડી આ વખતે વાત્સલ્યથી તેમના આઉમાથી દૂધ ઝરતુ હતુ ૩૦ વાછડાવાળી ગાયો કે જેઓ દોડતી હતી, તેઓ પર્વતની નીચેના ભાગમા તેમને મળી ધવરાવવા લાગી અને જાણે તેઓને ગળી જશે તેમ જીભવતી ચાટવા લાગી ૩૧ ગોવાળિયાઓએ તે ગાયોના ટોળાને અટકાવવા શ્રમ લીધો, પરંતુ તે નિષ્ફળ ગયો તેથી તેઓને ઘણો ક્રોધ ચઢયો તેઓ કઠિન માર્ગેથી નીચે ઉતરીને ગાયોની પાસે આવ્યા તો વાછડાની સાથે ઉભેલા પોતાના પુત્રોને દીઠા ૩૨ પુત્રોને જોવાથી ગોવાળિયાઓનુ અંતઃકરણ પ્રેમરસમા ડુબી ગયુ અને તેઓ, લજ્જા તથા ક્રોધ ચઢવાથી મારવા આવ્યા હતા, તોપણ તેમનો ક્રોધ શાંત થઈ ગયો, અને પુત્રો ઉપર પ્રીતિ ધરાવનાર તેઓ હાથવતી છોકરાઓને તેડી આલિંગન કરવા લાગ્યા અને તેઓના મસ્તક સુંઘી પરમ આનંદ પામ્યા ૩૩ પછી પુત્રનું આલિંગન કરીને અત્યંત સુખ પામેલા ગોવાળિયા ત્યાથી પાછા વળ્યા અને બાળકો સાભરી આવવાથી તેઓની આંખમા ઝળઝળિયા આવી ગયા ૩૪ પુત્રોએ ધાવવું છોડી દીધા છતા પણ પોતાના પુત્રો ઉપર વ્રજનો ક્ષણે ક્ષણ અતિશય પ્રેમ વધતો જોઇને, તેનું કારણ ન જાણવામા આવ્યાથી બળદેવજી વિચાર કરવા લાગ્યા કે, ૩૫ 'પોતાની સાથે આખા વ્રજનો, સર્વના આત્મારૂપ વાસુદેવ ભગવાન ઉપર પૂર્વે જેવો પ્રેમ હતો, તેવો પ્રેમ હમણા પોતાના પુત્રો ઉપર વાધેલો લાગે છે ૩૬ આ તે કયી માયા હશે ? કયાથી આવી હશે ' આને દેવતાઓની, મનુષ્યોની કે અસુરોની માયા જાણવી કે કેમ ? અને તે માયા કરવાનું શુ કારણ હશે ? પરંતુ અહી બીજાની માયાનો સંભવ નથી, કારણ કે, મને પણ મોહ થયો છે, તે બીજાની માયા હોય, તો મને મોહ થાય નહિ, માટે ઘણું કરીને મારા સ્વામીની જ માયા હશે ૩૭

આ રીતે વિચાર કરીને બળદેવજીએ જ્ઞાનદૃષ્ટિથી જોયુ તો મિત્રોની સાથે સર્વ વાછડાને શ્રીકૃષ્ણરૂપ દીઠા ૩૮ એટલે તેમણે શ્રીકૃષ્ણ ભગવાનને પૂછયુ કે, "આપણે જે વાછડાનું પાલન કરીએ છીએ, તેઓ ઋષિઓના અંશો છે, અને ગોવાળિયાઓ દેવતાઓના અંશ છે, એટલુ હુ જાણુ છુ, પરંતુ હમણાં તેમ નથી, કિંતુ આ જુદા જુદામા એક તમેજ જોવામા આવો છો, માટે તમે બધું વિવેચન કરીને આ સર્વ કેવી રીતે થયુ તે મને કહો ? ' આ રીતે બળદેવજીએ પૂછયુ એટલે ભગવાને ટુંકામા બનેલી સર્વ વાત કહી ને બળદેવને સમજાવ્યા. ૩૯ એટલામા બ્રહ્મા પોતાના માપ પ્રમાણે એક ત્રુટિ જેટલો કાળ થયો કે ત્યા આવ્યા, તો ભગવાનને પોતાના સેવકોની સાથે પ્રથમની માફક જ એક વર્ષ સુધી ક્રીડા કરતા જોયા ૪૦ બ્રહ્મા વિચારમા પડી ગયા કે, 'ગોકુળમા જેટલા બાળકો છે તે સર્વ બાળકો વાછડાની સાથે મારી માયારૂપી શય્યામા સૂતેલા છે અને તેઓ હજી ઉઠયા નથી ૪૧ તેટલામા મારી માયાવડે મોહિત થયેલા બીજા આ તેટલા બાળકો અને વાછડા વિષ્ણુની સાથે એક વર્ષ થયા બાળલીલા કર્યા કરે છે તે શુ ? તેઓ અહીં કયાથી આવ્યા હશે ? ૪૨ આ રીતે બ્રહ્માએ ઘણીવાર તે ભેદને માટે વિચાર કર્યો, પરંતુ તેઓમા કયા સાચા અને કયા ખોટા, તે કોઈ પણ રીતે સમજાયુ નહિ ૪૩ આ રીતે વિશ્વને મોહ ઉપજાવનાર અને મોહરહિત વિષ્ણુને પોતાની માયાથી મોહ ઉપજાવવા જતા બ્રહ્મા પોતે જ મોહ પામ્યા ૪૪ અંધારી રાત્રિમા જેમ પતંગિયાનું તેજ પોતાનો જુદો પ્રકાશ કરી શકતું નથી, પણ તે પ્રકાશમા લય થાય છે, તેમ મોટા માયાવીની ઉપર માયા કરવાને જો જાય તો તે માયા મોટા પુરુષને કંઈ કરી શકતી નથી, પરંતુ ઉલટી પોતાના સામર્થ્યનો નાશ કરે છે ૪૫ બ્રહ્મા ત્યા ઉભા ઉભા જોતા હતા, તેટલામાં સર્વ વત્સપાલકો મેઘના જેવા શ્યામ રંગના અને પીળા રેશમી વસ્ત્રોવાળા જોવામા

આવ્યા ૪૬ તેઓ ચાર ભુજાવાળા હતા, તેઓએ હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યા હતાં, માથે મુગટ, કાનમાં કુંડળ અને કંઠમા પુષ્પની માળા તથા વનમાળાઓ ધારણ કરી હતી ૪૭ શ્રીવત્સ, બાજુબંધ, રત્નજડિત શંખના જેવા ત્રિધારાં કંકણો હાથમા ધારણ કર્યા હતા, નુપુરોથી, કડાથી, કટિસૂત્રોથી તથા વિંટીઓથી તે શોભતા હતા ૪૮ મોટા પુણ્યવંતોએ અર્પણ કરેલી તુલસીની કોમળ અને નવીન માળાઓથી પગથી લઈને છેક મસ્તક સુધી સર્વ અંગે ભરેલા હતા ૪૯ ચાંદનીના જેવા સ્વચ્છ, મંદહાસ્યરૂપી સત્વગુણુથી અને રતાશવાળા કટાક્ષો વડે જોવારૂપી રજોગુણથી પોતાના ભક્તોના મનોરથને જાણે સરજતા હોય તથા પાળતા હોય એવા તે દેખાતા હતા ૫૦ બ્રહ્માથી માંડીને સ્તંભપર્યંત સર્વ સ્થાવર—જંગમ પ્રાણી દેહધારી થઈ, નૃત્ય તથા ગાયનો વગેરે અનેક પૂજાઓથી તેમની જુદી જુદી સેવા કરતા હતા. ૫૧ અણિમાદિક સિદ્ધિઓ, માયા વગેરે વિભૂતિઓ અને મહાત્તત્ત્વાદિક ચોવીશ તત્ત્વોથી તેઓ પ્રત્યેક પૂર્ણ હતા ૫૨ કાલ, સ્વભાવ, સંસ્કાર, કામ, કર્મ તથા ગુણાદિક પદાર્થો, દેહધારી થઈને, તે પ્રત્યેકની સેવા કરતા હતા અને ભગવાનના મહિમા આગળ તે અણિમાદિકનો મહિમા ઝાંખો પડી જતો હતો ૫૩ વળી તે સર્વ સત્ય, જ્ઞાન, અનંત, આનંદ માત્ર તથા એકરસ મૂર્તિવાળા હતા, અને આત્મજ્ઞાનરૂપી દૃષ્ટિવાળાઓથી પણ તેઓનુ જાણવામા આવે નહિ એવું મોટુ માહાત્મ્ય હતુ. ૫૪

આ રીતે બ્રહ્માએ એક વખત સર્વને પરબ્રહ્મરૂપ જોયા, કે જે પરબ્રહ્મના પ્રકાશથી આ સચરાચર સર્વ જગત પ્રકાશે છે. ૫૫ પછી જેની અગિયાર ઇંદ્રિયો જડ બની ગઈ હતી, એવા બ્રહ્મદેવ અત્યંત આશ્ચર્યથી હંસ ઉપર ચઢી વ્રજની નજીક રહેલા દેવોની પાસે ચાર મુખવાળી પુતળીની પેઠે જડ જેવા થઈ ગયા. ૫૬ “ આ રીતે તર્કમા આવે નહિ એવા, અસાધારણ મહિમાવાળા, સ્વયંપ્રકાશના સુખવાળા, પ્રકૃતિથી પર અને જડ પદાર્થોનો ત્યાગ કરતાં અવશેષ રહે તે બ્રહ્મ, ” આમ પ્રતિપાદન કરતી ઉપનિષદની શ્રુતિઓ જેમાં પ્રમાણ છે, એવા પરમાત્માના સ્વરૂપમા ‘ આ શું ’ એ રીતે બ્રહ્મા મોહ પામ્યા અને પછી તે સ્વસ્વરૂપને જોવાને અસમર્થ થયા તે જાણીને પરમેશ્વર એવા શ્રીકૃષ્ણ ભગવાને પોતાની માયારૂપી પડદાને ખેંચી લીધો ૫૭ પછી બ્રહ્મા મરી જઈને પાછા ઉઠેલાની પેઠે ઉઠયા અને ઇંદ્રિયોની વૃત્તિઓને પ્રાપ્ત કરી માણમાણ આંખો ઉઘાડી જેયુ તો ભગવાનની સાથે નીચે પ્રમાણે મંડળ જોવામા આવ્યુ. ૫૮ બ્રહ્માએ તરત દિશાઓમા દૃષ્ટિ કરી તો મનુષ્યોની આજીવિકાવાળા વૃક્ષોથી ભરપુર અને ચારે તરફ સુખકારી વૃન્દાવન નામે એક વન દીઠુ ૫૯ જે વૃન્દાવનમા સ્વાભાવિક વૈરવાળા મનુષ્યો તથા સિંહાદિક પરસ્પર મિત્રભાવથી રહેતા હતા તથા ભગવાનના નિવાસથી ક્રોધ, લોભ વગેરે નાસી ગયા હતા ૬૦ તે વૃન્દાવનમા ગોવાળિયાના બાળકપણાનું નાટક કરતા અદ્વય, પરબ્રહ્મ, અનંત, અગાધ જ્ઞાનવાળા છતા પ્રથમની પેઠે વાછડાને તથા મિત્રોને ચારે તરફ શોધતા, અને જેના હાથમા દહ્યોદનનો કોળિયો હતો, એવા શ્રીકૃષ્ણ ભગવાનને બ્રહ્માએ એકલા દીઠા ૬૧ ભગવાનને જોઈને તરત જ બ્રહ્માએ પોતાના સ્થાનક ઉપરથી નીચે ઉતરી, સુવર્ણના દંડની પેઠે પોતાના શરીરને પૃથ્વી ઉપર પાડી, ચાર મુગટની અણીવતી ભગવાનના બે ચરણનો સ્પર્શ કરી, તેમને નમન કર્યું ને હર્ષના અશ્રુઓરૂપી ઉત્તમ જળવડે ભગવાનના ચરણારવિંદમા અભિષેક કર્યો ૬૨ અને પૂર્વે જોયેલા ભગવાનના મહિમાને વાર વાર સંભારી ઉઠી ઉઠીને ભગવાનના ચરણમા ઘણી વાર સુધી દંડવત્ પ્રણામ કર્યા ૬૩ પછી ઉભા થઈ, આંખના અશ્રુઓ લુછી અને ભગવાનની સામુ જોઇ, બે હાથ જોડી, ભગવાન બ્રહ્માએ સાવધ થઈ ધ્રુજતાં ધ્રુજતા ગળગળી વાણી એ સ્તુતિ કરવા માંડી ૬૪

शनैरथोत्थाय विमृज्य लोचने
मुकुन्दमुद्वीक्ष्य विनम्रकंधरः ।
कृतांजलिः प्रश्रयवान् समाहितः
सवेपथुर्गद्गदयैलतेलया ॥ ६४ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
त्रयोदशोऽध्यायः

# અધ્યાય ૧૪ મો. $

## બ્રહ્માએ કરેલી શ્રીકૃષ્ણની સ્તુતિ.

### ब्रह्मोवाच

नौमीड्य तेऽभ्रवपुषे तडिदम्बराय
गुञ्जावतंसपरिपिच्छलसन्मुखाय ।
वन्यस्रजे कवलवेत्रविषाणवेणु
लक्ष्मश्रिये मृदुपदे पशुपाङ्गजाय ॥ १ ॥

બ્રહ્મા સ્તુતિ કરે છે–હે સ્તુતિ કરવા યોગ્ય! મેઘ જેવા શ્યામ શરીરવાળા, ચણોઠીના કાનના આભૂષણથી તથા મોર પીંછના મુગટથી જેનું મુખ શોભાયમાન છે એવા, વનની માળા ધારણ કરનાર, દહીંભાતના કોળિયાના, છડીના, શિંગડીના તથા વેણુના ચિહ્નથી શોભતા અને કોમળ ચરણવાળા એવા ગોપકુમાર આપ શ્રીભગવાનને હું પ્રણામ કરૂ છુ [૧] હે દેવ! મારી ઉપર અનુગ્રહ કરનાર અને ભક્તોની ઇચ્છા પ્રમાણે શરીર ધારણ કરનાર આપનુ આ શરીર પાંચ ભૂતનુ બનેલુ નથી, પરંતુ શુદ્ધ સત્ત્વગુણી છે, તેના મહિમાને કોઈ પણ જાણવાને સમર્થ નથી, ત્યારે સાક્ષાત્ આત્મસુખના અનુભવરૂપ આપના સ્વરૂપને કોઈ મનથી જાણી શકતુ નથી, તેમા શુ કહેવુ? [૨] જેઓ જ્ઞાનમા પ્રયાસ કરવો છોડી દઈ, મહાત્મા પુરુષોએ કહેલી આપની વાર્તાને શ્રવણ કરી, પોતાને ઠેકાણે બેઠા બેઠા, તે કથાનો મન, વાણી ને કાયાથી સત્કાર કરતા જીવન ગાળે છે, તેઓએજ હે અજિત! ઘણુ કરીને તમને ત્રણ લોકમા જીતેલા છે [૩] હે વિભો! કલ્યાણને વરસાવનારી તમારી ભક્તિનો ત્યાગ કરી જેઓ કેવળ જ્ઞાન મેળવવા કલેશ કરે છે તેઓને જાડા શાળના ફોતરા ખાંડનારાઓને જેમ પરિશ્રમ વિના કંઈજ મળતું નથી, તેમ છેવટે તેઓને કલેશ જ મળે છે, તે વિના બીજુ કશુ ફળ મળતુ નથી [૪] હે ભગવન્! પૂર્વે ઘણા યોગીઓ આ લોકમા યોગાભ્યાસથી જ્ઞાન મળવાને લીધે, પોતાના સર્વ કર્મો તથા ચેષ્ટાઓ તમને અર્પણ કરીને સંપાદન કરેલી અને તમારી કથા સાંભળવાથી પાસે આવેલી ભક્તિવડેજ જ્ઞાન પ્રાપ્ત કરીને, હે અચ્યુત! તમારી પરમ ગતિને પામ્યા હતા [૫] તમારૂ નિર્ગુણ સગુણ સ્વરૂપ જાણવુ દુર્ઘટ છે, તથાપિ ઇન્દ્રિયોનો નિગ્રહ કરનાર પુરુષો વિશેષ આકારથી રહિત અને આત્માકાર થયેલા અન્તઃકરણથી સ્વયંપ્રકાશપણે કદાચ આપના નિર્ગુણ સ્વરૂપના મહિમાને જાણી શકે છે, પરંતુ આપના સગુણ સ્વરૂપનુ પરિપૂર્ણ જ્ઞાન થતું જ નથી, કેમકે તેના ગુણો અચિન્ત્ય અને અનેક છે [૬] જે મહા નિપુણ લોકોએ ઘણા જન્મોથી પૃથ્વીના રજકણો, આકાશના હિમની કણીઓ તથા નક્ષત્રાદિકના કિરણોના પરમાણુઓ ગણી કાઢેલા હોય, તેઓ પણ ગુણના અધિષ્ઠાતા એવા આપના ગુણોની ગણના કરવાને સમર્થ થતા નથી, આપ જગતના હિતને માટે અનેક ગુણો પ્રગટ કરતા થકા અવતારો ધારણ કરો છો [૭] 'ઈશ્વર મને ક્યારે કૃપા કરશે'? એમ તમારી કૃપાની વાટ જોતો પુરુષ પોતે કરેલા કર્મના ફળને ભોગવ્યા કરે છે તથા મન, વાણી અને કાયાથી આપને નમસ્કાર કરતા જીવન ગાળે છે, તેને મુક્તિ સ્થાનનો અધિકારી જાણવો [૮] હે ઇશ! મારી હલકાઇ તરફ દૃષ્ટિ કરતા નહિ માયાવીઓને માયા વિસ્તારીને મે મારો પોતાનો વૈભવ જોવાની ઇચ્છા કરી, પરંતુ અગ્નિની પાસે તેની જવાળાની માફક આપની પાસે હુ શી ગણતરીના છુ હે અચ્યુત! હુ રજોગુણથી ઉત્પન્ન થયો છુ [૯] માટે હુ 'જગતનો કર્તા છુ' એવા ગર્વરૂપી અહંકારથી આંખે આંધળો થઈ ગયો છુ. અજ્ઞાની હોવાથી તમારાથી જુદો ઈશ્વર હોવાનું અભિમાન રાખુ છુ, મારી ઉપર ક્ષમા કરો, અને બ્રહ્મા બીજે ઠેકાણે જો કે પ્રભુ પણાથી રહે છે તો પણ 'હું નાથને લીધે નાથવાન છુ,' એમ આપે વિચારીને મારા ઉપર દયા કરવી ઘટે છે [૧૦] પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વીથી પરિવૃત્ત આ બ્રહ્માંડમા સાત વેંતની કાયાવાળો હુ ક્યા? અને આવા અનંત બ્રહ્માંડરૂપી પરમાણુઓને ઉડવા માટે જેના રોમકુપ જાળિયાં જેવા છે, એવા આપનો મહિમા ક્યા? માટે આ

$ આ અધ્યાયમા અદ્ભુત વ્રત જોઇ તેનો નિશ્ચય કરવાને અસમર્થ થયેલા વિધાતાએ તેમની સ્તુતિ કરી એ કથા કહેવામા આવશે

તુચ્છ દાસ ઉપર દયા કરવી, એ તમને ઘટિત છે ૧૧ હે અતીંદ્રિય! ગર્ભમા રહેલો બાળક પોતાના પગ ઉછાળે, તેથી માતાનો અપરાધ કર્યો ગણાતો નથી, તેમજ કાર્ય–કારણ શબ્દથી કહેવામા આવતુ આ જગત આપના ઉદરની જરા પણ બહાર નથી માટે હુ પણ તમારા ઉદરમા આવી ગયો તેથી મારો અપરાધ તમારે ક્ષમા કરવો જોઇએ ૧૨ હે ઈશ્વર! જગતના પ્રલય સમયે જ્યારે મહાસાગર એકઠા મળી જાય છે, ત્યારે નારાયણની નાભીના નાળમાથી બ્રહ્મા પ્રગટ થાય છે

હે ઈશ્વર! હુ શુ તમારાથી ઉત્પન્ન થયો નથી? ૧૩ તમે નારાયણ છો, કારણ કે (નાર) એટલે જીવોનો સમૂહ અને (અયન) એટલે આશ્રય, તે નારાયણ કહેવાય છે આપ સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી નારાયણ છો કારણ કે (નાર) એટલે જીવોનો સમૂહ, અને (અયન) એટલે પ્રવર્તવુ, જેનાથી થાય તે નારાયણ આપ પણ સર્વ પ્રાણીઓના પ્રવર્તક હોવાથી નારાયણજ છો કારણ કે, (નાર) એટલે જીવ સમુદાય અને અયન એટલે જાણનાર, તે નારાયણ કહેવાય છે. આપ પણ સર્વ લોકના સાક્ષી હોવાથી નારાયણ છો વળી (નાર) એટલે નરના શરીરમા ઉત્પન્ન થયેલુ પાણી અને (અયન) એટલે આશ્રય, એવો પ્રસિદ્ધ અર્થ સ્વીકારીએ, તોપણ આપ નરના શરીરમાથી ઉત્પન્ન થયેલા પાણીમા શયન કરવાથી નારાયણ છો, વિચાર કરતા તો તે પણ સાચુ નથી, પરતુ તમારી માયા જ છે. ૧૪ વળી હે ભગવન્! જગતના આશ્રય રૂપ તમારુ પાણીમા રહેલુ સ્વરૂપ જો સત્ય હોય, તો મે કમળના નાળના માર્ગદ્વારા તેમા પ્રવેશ કરીને સો વર્ષ સુધી શોધ્યા કર્યું, તોપણ તે, મારા જોવામા આવ્યુ નહિ તેમજ હૃદયમા પણ મે' દીઠુ નહિ અને તપશ્ચર્યા કર્યા પછી ફરીને કેમ જોવામા આવ્યુ? માટે આમા આપની માયા જ લાગે છે. આપની મૂર્તિને કોઇ પણ દેશનો પરિચ્છેદ નથી. ૧૫ જો જળાદિક પ્રપચ સત્ય હોય તો તમને તેનો પરિચ્છેદ લાગે, પરંતુ તે તો સર્વ માયાનો ખેલ છે, એવુ તમેજ દેખાડી આપ્યુ છે. તમે આ જ અવતારમા બહારના ભાગમા દેખાતો આ સર્વ પ્રપચ તમારી માતાને તમારા વિષે દેખાડીને, તમારુ માયાવીપણુ' સ્પષ્ટ રીતે દેખાડી આપ્યુ છે. ૧૬ તમારા ઉદરમા જેવુ જગત દેખાયુ' હતું, તે પ્રમાણે જ સર્વ બહાર પણ ભાસે છે આ સર્વ જગત તમારા સ્વરૂપની સાથે જ તમારે વિષે જોવામા આવે છે, તે માયા વિના જોવામા આવતુ જ નથી જો જગત પ્રતિબિબ રૂપે જોવામાં આવતુ હોય તો તે ઉલટુ દેખાવુ જોઇએ, તેમ આપ અરીસાને ઠેકાણે હો, તો આપને વિષે આપનું દેખાવુ સભવે નહિ, માટે આ સર્વ જગત મિથ્યા સિદ્ધ થાય છે ૧૭ આપે હમણા આ સર્વ જગતનું મિથ્યાપણુ મને દેખાડયુ છે જુઓ, આપ પ્રથમ એક હતા, પછી આપ વ્રજના સર્વ ગોવાળિયાઓ ચતુર્ભુજવાળા થઈ ગયા, અને સર્વ તત્ત્વો સાથે હુ તેમની સેવા કરતો હતો અને તે પછી તમે તેટલા જ જગતોરૂપ થયા હતા, માટે આ સર્વ માયિક હોવાથી મિથ્યા છે અને છેવટે માપમા આવે નહિ એવા એક પરબ્રહ્મ જ અવશેષ રહે છે ૧૮ તમે પ્રકૃતિમા રહ્યા છતા સ્વતત્રતાથી માયાનો વિસ્તાર કરીને આપના સ્વરૂપને ન જાણનાર લોકોને સૃષ્ટિના સમયમા બ્રહ્મારૂપે, રક્ષણના સમયમા તમારા વિષ્ણુરૂપે, અને પ્રલય કાળમા રુદ્રરૂપે ભાસો છો. ૧૯ હે પ્રભો! તમે જન્મ રહિત છો, છતા પણ દુષ્ટોના દુર્મદનો નાશ કરવા અને સત્પુરુષોનો અનુગ્રહ કરવા દેવતાઓ, ઋષિઓ, મનુષ્યો, પશુ, પક્ષીઓ અને જળચરોમા અવતાર લ્યો છો ૨૦ હે વ્યાપક! આપ યોગમાયાનો વિસ્તાર કરીને ક્યા, કેવી રીતે, કેટલા વખત સુધી અને ક્યારે વિહાર કરશો, તે આપની લીલાને કયો મનુષ્ય જાણે છે? ૨૧ આ સમસ્ત જગત કે જે મિથ્યા છે, પ્રતિભાસ વિનાનુ ને દુઃખી છે, તે નિત્ય, સુખ ને જ્ઞાન સ્વરૂપ જેનો દેહ છે, એવા આપ અનતથી ઉત્પન્ન થયા છતા પણ પાછું લય પામે છે. તેથી અધિષ્ઠાનભૂત આપના ગુણોને લીધે નિત્ય, સુખ તથા જ્ઞાનમય હોય એવુ' ભાસે છે. ૨૨ સત્ય તો આપ એક જ છો, કારણ કે આપ આત્મા

છો જે વસ્તુ દશ્ય હોય છે, તે સત્ય હોતી નથી.
આત્મા દૃશ્ય નથી તેથી સત્ય છે. તેમ જ જેમા
વિકાર હોય તે પણ અસત્ય હોય છે, પરંતુ આપમા
જન્માદિક વિકારો નથી માટે આપ સત્ય છો સર્વથી
પહેલા તમારી સત્તા હતી, તેથી તમે જગતના
સર્વની પહેલા સનાતન છો, પૂર્ણ છો તેથી વૃદ્ધિ
પામતા નથી નિરંતર સુખ સ્વરૂપ છો, તેથી
આપમા ફેરફાર થતો નથી અક્ષર છો, તેથી આપનો
ક્ષય નથી અમૃત છો, તેથી આપનો નાશ થતો
નથી અનંત તથા અદ્વૈત છો, તેથી દેશ ને કાળ
આપનો પરિચ્છેદ કરી શક્તા નથી સ્વયંપ્રકાશ
છો, તેથી આપને મેળવવા બીજુ કોઈ પણ સાધન
નથી ઉપાધિથી રહિત છો, તેથી આપથી કોઈ
વસ્તુ કાઢી શકાય તેવી નથી અને નિરંજન છો,
તેથી તમારામા કોઈ વસ્તુનો સંસ્કાર નથી ૨૩
સર્વના આત્માના પણ આત્મારૂપ આપને, જે લોકો
ગુરુરૂપી સૂર્યની પાસેથી મળેલા જ્ઞાનરૂપી ઉત્તમ
નેત્રવડે, પોતાના સ્વરૂપ સમ જુએ છે, તેઓ સંસા-
રરૂપી મિથ્યા સમુદ્રને તરી જાય છે ૨૪ જેઓ
પોતાના આત્માને આત્મારૂપે જાણતા નથી, તેમને
આત્માના અજ્ઞાનને લીધે સર્વ પ્રપંચ જ ભાસે છે
પરંતુ આત્માના સ્વરૂપનુ જ્ઞાન થવાથી તે લય
પામે છે જેમ રજ્જુ (દોરી) ને રજ્જુરૂપે ન જાણ-
વાથી તેમા સર્પનો ભાસ થાય છે, પરંતુ તેને ઓળ-
ખ્યા પછી તે નાશ પામે છે, તેમ જ અત્રે પણ
સમજવુ ૨૫ સંસારમા બંધ તથા મોક્ષ અજ્ઞા-
નથી જ છે, અને તે સત્ય જ્ઞાનરૂપ પરમાત્માથી
ભિન્ન નથી વિચાર કરતા જેમ સૂર્યમા રાત્રિ દિવસ
કંઈ પણ નથી, તેમ અખંડ અનુભવ મૂર્તિ, કેવળ
ને શુદ્ધ આત્મારૂપ આપમા પણ કંઈ નથી ૨૬
તમે જે આત્મા છો, તેને દેહાદિક માનીને અને
દેહાદિકને આત્મા માનીને આ દેહમા રહેલા આ-
ત્માને બહાર શોધવો એ ખોટુ છે અજ્ઞાની જનોની
એ અજ્ઞાનતા છે ! આ તો ઘરમાની વસ્તુને બહાર
શોધવા જેવુ છે ૨૭ હે અનંત ! મહાત્મા પુરુષો
જડ પદાર્થનો ત્યાગ કરી દેહમા, આત્મારૂપ આપની
જ શોધ કરે છે, માટે આત્મા છતા તેનું જ્ઞાન
થવાથી મુક્ત થવાય છે, તે વિના મુક્તિ થતી નથી.
૨૮ હે દેવ ! આપના ચરણારવિંદની કૃપાથી જો
અનુગ્રહ કરવામા આવે છે, તો આપના મહિમાનું
ભાન થાય છે, પરંતુ કૃપારૂપ વિના કોઇ મનુષ્ય
ચિરકાલ સુધી જડ ભાગનો ત્યાગ કરીને તમને
શોધ્યા કરે, તથાપિ તમારા મહિમાને જાણતો નથી.
૨૯ માટે હે નાથ ! આ જન્મમા અથવા પશુ પક્ષીના
જન્મમા, મારુ એવું સદ્ભાગ્ય ક્યાથી કે જે
ભાગ્યથી હુ એકલો જ તમારા ભક્તોમાનો કોઈ
પણ થઇને તમારા ચરણપલ્લવનું સેવન કરુ ૩૦
અહો ! ! વ્રજની ગાયો તથા ગોપીઓ ભાગ્યશાળી
છે, કારણ કે, હે વિભુ ! વાછડા તથા પુત્રોરૂપે
જેમના અમૃતના જેવા મીઠા દૂધ આપ પીઓ છો કે
જે તમને પ્રસન્ન કરવા યજ્ઞો પણ સમર્થ થયા નથી
૩૧ વળી નંદ અને બીજા વ્રજવાસીઓના ભાગ્ય
મોટા છે, કારણ કે સનાતન એવા પરમાનંદ પૂર્ણ-
સ્વરૂપ તમે તેમના મિત્ર થયા છો ૩૨ હે અચગ
પ્રભાવવાળા ઈશ્વર ! એમના ભાગ્યનો મહિમા તો
એક તરફ રહો, પગ્તુ દશ ઇન્દ્રિયો મન, બુદ્ધિ
ને અહંકારના અધિષ્ઠાતા રુદ્રાદિક અમે તેર દેવ-
તાઓ પણ ભાગ્યશાળી છીએ, કારણ કે તે વ્રજવા-
સીઓની ઇન્દ્રિયોરૂપી પ્યાલાવડે આપના ચરણાર-
વિંદરૂપી મીઠા આસવને અમે પીએ છીએ અમે
પ્રત્યેક ઇંદ્રિયોના અભિમાની છીએ, સૌન્દર્ય અને
સુગંધના એક એક ભાગનું સેવન કરવાથી કૃતાર્થ
છીએ, તો સર્વ ઇન્દ્રિયોથી કીર્તિ આદિનું સેવન
કરનાર વ્રજવાસીઓના ભાગ્યમા તો શી મણા ? ૩૩
માટે મનુષ્ય લોકમા, તેમાં પણ અરણ્યમા અને
ગોકુળમા જો જન્મ થાય તો તેના મહાભાગ્ય સમ-
જવા કારણ કે અદ્યાપિ જેના ચરણની રજને વેદ
શોધ્યા કરે છે, એવા ભગવાન મુકુંદ જેમનું જીવન
છે, એવા વ્રજવાસીઓમાથી કેટલાકના ચરણની
રજને માથે પણ અભિષેક કરીએ છીએ. ૩૪ હે
દેવ ! આપના વ્રજવાસીઓને આપ કોઈ વખતે
સર્વ ફળ રૂપ આપના સ્વરૂપ વિના બીજુ અધિક
ફળ શું આપશો ? એવા વિચારમા ફર્યા કરતું મારું
મન મુંઝાય છે. આપ ધારતા હો કે 'હું' મારું'

સ્વરૂપ આપીને તેઓના ઋણમાથી મુક્ત થઈશ ' પણ તે ધારણા મિથ્યા છે, કારણ કે ભક્તના જેવો ઉત્તમ વેષ ધારણ કરીને આવેલી પૂતના પણ મોક્ષ પામી, ત્યારે જેમના ઘર, ધન, સબધી, મિત્ર, પુત્ર, પ્રાણ ને અતકરણ આપને અર્પાયેલા છે એવા વ્રજવાસીને મોટુ ફળ મળવુ જોઇએ ૩૫ હે શ્રી કૃષ્ણ ! મનુષ્યો જ્યા સુધી તમારી ભક્તિ કરતા નથી, ત્યા સુધી રાગાદિક તેમને નડે છે, ઘર કારાગૃહરૂપ થઇ પડે છે, અને મોહ પગની બેડીરૂપ થઈ પડે છે. ૩૬ હે પ્રભો ! તમે પ્રપચ રહિત છો, તોપણ જગતમા શરણાગત મનુષ્યોને આનદ આપવા પ્રપંચનો રોળ કરો છો ૩૭ હે પ્રભો ! આપના સ્વરૂપને જાણતા હોય તે જાણે, મારે વિશેષ કહેવાનું પ્રયોજન નથી. માત્ર એટલુ જ કે મારા મન, વચન ને કાયા આપના મહિમાને પહોચી શકતા નથી ૩૮ હે કૃષ્ણ ! હવે મને સત્ય લોકમા જવાની આજ્ઞા આપો. સર્વના દ્રષ્ટા એવા તમે આ જગતના નાથ છો માટે તે તમને સર્વસ્વ અર્પણ કરવામા આવે છે ૩૯ હે શ્રીકૃષ્ણ ! હે પૃથ્વીના દેવતા, બ્રાહ્મણ તથા પશુઓરૂપી સમુદ્રને વૃદ્ધિ કરનાર ચદ્ર ! હે પાખડ ધર્મરૂપી અધારાનો નાશ કરનાર સૂર્ય તથા ચદ્ર ! હે સર્વને પૂજવા યોગ્ય ! હે ભગવન્ ! હું તમને નમસ્કાર કરુ છુ ૪૦

શુકદેવજી કહે છે–હે રાજન્ ! આ પ્રમાણે સમર્થ અને ઇષ્ટદેવ એવા પરમાત્માની સ્તુતિ અને પ્રદક્ષિણા કરી તથા ચરણમા પ્રણામ કરી, બ્રહ્મા પોતાના લોકમા ગયા ૪૧ અને શ્રીકૃષ્ણ બ્રહ્માની સમતિ લઇ, યમુનાના તીર ઉપર જ્યા પોતાના મિત્રો પ્રથમની પેઠે જ બેઠા હતા ત્યા આગળ પ્રથમની પેઠે વનમા ઉભેલા વાછડાને હાકીને વડ આગળ ગયા ૪૨ આ વાતની વચ્ચે પોતાના પ્રાણનાથ વિના એક વર્ષ વીતિ ગયું હતુ, તોપણ હે રાજન્ ! શ્રીકૃષ્ણની માયાથી મોહિત થયેલા બાલકોને જણાવ્યુ નહિ ૪૩ ભગવાનની માયાથી મોહિત લોકો આ જગતમા શું શું ભુલી જતા નથી ? જેની માયાથી મોહિત થયેલું જગત વારવાર પોતાના સ્વરૂપને ભુલી જાય છે ૪૪ પેલા મિત્ર ગોપકુમારો શ્રીકૃષ્ણ ભગવાનને જોઇ કહેવા લાગ્યા કે, " તમે ઝટ આવ્યા તે ઠીક થયું ભલે આવ્યા, અમે હજી એક કોળીઓ પણ જમ્યા નથી આવો અને અહીં બેસીને જમો " ૪૫ પછી શ્રીકૃષ્ણ હસતા હસતા બાળકોની સાથે ભોજન કરીને તેઓને અજગરનું ચામડુ દેખાડતા વનમાથી વ્રજ તરફ પાછા ફર્યા ૪૬ આ સમયે ભગવાને મોરપિછ, ફુલો તથા વનની ધાતુઓથી પોતાનું શરીર વિચિત્ર રીતે શણગાર્યું હતુ ઉત્તમ વેણુના તથા શિગડીના શબ્દોથી આનદભેર તે ગાન કરતા હતા વાછડાને તેમના નામો લઇને બોલાવતા ગોપબાળકો તેમની પવિત્ર કીર્તિનુ વારવાર ગાન કરતા હતા ભગવાન પોતાની મૂર્તિના દર્શન આપીને ગોપિકાઓના નેત્રોને આનદ આપતા વ્રજમા ગયા ૪૭ વ્રજમા ગયા પછી બાળકોએ કહ્યુ કે, " આજે યશોદા અને નન્દના પુત્ર શ્રીકૃષ્ણે એક મોટા સર્પનો નાશ કરીને એનાથી અમારી રક્ષા કરી હતી " ૪૮

પરીક્ષિતે પૂછ્યુ –હે બ્રહ્મન્ ! વ્રજવાસીઓને જેવો પ્રેમ પોતાથી ઉત્પન્ન થયેલા બાળકો ઉપર હતો, તેવો પ્રેમ બીજાના પુત્ર શ્રીકૃષ્ણ ઉપર કેવી રીતે રહેતો તે કહો ૪૯ શુકદેવજી તેમના પ્રશ્નનો ઉત્તર આપતા બોલ્યા કે, હે રાજન્ ! સર્વે પ્રાણીઓને પોતાનો આત્મા પ્રિય હોય છે, અને છોકરા, ધન વગેરે પદાર્થો, આત્માના પ્રિયત્વને લીધે પ્રિય લાગે છે ૫૦ હે રાજેદ્ર ! પ્રાણીઓને જેવો આત્મા ઉપર સ્નેહ હોય છે તેવો મમતાવાળા પુત્ર ધન, ઘર વગેરે પદાર્થો ઉપર હોતો નથી ૫૧ જેઓ દેહને આત્મા કહેનાર છે, તે પુરુષોને જેવો પોતાનો દેહ પ્રિય હોય તેવા જ દેહની પાછળ રહેલા પુત્ર, ધન, સ્ત્રી વગેરે પ્રિય હોતા નથી ૫૨ વિવેકી પુરુષને આ દેહ મારો છે, એવી મમતા હોય તોપણ તેને દેહ આત્માના જેવો પ્રિય લાગતો નથી કારણ કે આ દેહ પડી જવાને તૈયાર હોય તોપણ તેને જીવવાની આશા રહે છે. ૫૩ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, સર્વે દેહધારીઓને પોતાનો આત્મા પ્રિય હોય છે અને તે આત્માને માટે આ સ્થાવર–જંગમ આખું જગત પ્રિય હોય છે. ૫૪ તમે શ્રી

કૃષ્ણને સર્વ પ્રાણીઓના આત્મારૂપ જાણો તે જગતનુ હિત કરવા માયાવડે અવતર્યા છે અને દેહધારીઓના જેવા ભાસે છે ૫૫ શ્રીકૃષ્ણ ભગવાન કેવળ પ્રાણીઓના જ આત્મા છે, એમ નથી, પરતુ તે તો જડ પદાર્થના પણ આત્મા છે વસ્તુતાએ સર્વ જગતનુ કારણ શ્રીકૃષ્ણ છે, એવું જાણનાર પુરુષોને સર્વ સ્થાવર જગમ જગત ભગવદ્રૂપ ભાસે છે જગતમા કોઈ પણ વસ્તુ ભગવાનથી ભિન્ન નથી ૫૬ વળી સર્વ વસ્તુઓના પરમાર્થ સ્વરૂપ તરફ જોતા, સર્વ પોત પોતાના કારણમા રહેલી છે, અને તેના કારણરૂપ ભગવાન શ્રીકૃષ્ણ પોતે છે તેમના વિનાની કોઈ વસ્તુ નથી ૫૭ જે મહાત્માઓ ભગવાનના પવિત્ર યશવાળા અને મોટા પુરુષોના સ્થાનરૂપ ચરણારવિદરૂપી નૌકાનો આશ્રય કરે છે તેઓને સસારસિધુ વાછડાની ખરીના ખાડા જેવડો થઇ પડે છે, પરમ પદના સ્થાનક રૂપ થઈ પડે છે અને વિપત્તિઓના સ્થાન રૂપ પુનર્જન્મ આવતો નથી ૫૮ શ્રીકૃષ્ણે બાલ્યાવસ્થામા કરેલુ ચરિત્ર બાળકોએ વ્રજમા પૌગડાવસ્થામા કેમ કહ્યુ, તે સબધી તમે મને અત્રે જે પ્રશ્ન પૂછ્યો હતો, એ સર્વ મે તમને કહી બતાવ્યુ ૫૯ ભગવાને મિત્રોની સાથે કરેલુ બાળચરિત્ર, અઘાસુર વિનાશ, લીલા ઘાસ ઉપર કરેલુ ભોજન, જડ પ્રપચથી જુદુ શુદ્ધ સત્વગુણવાળુ દેખાડેલુ સ્વરૂપ તથા બ્રહ્માએ કરેલી સ્તુતિ વગેરે સાભળનાર અને ગાનાર સર્વ અર્થોને પામે છે ૬૦ આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને પાજ બાધવી અને વાનરોની પેઠે કુદવા વગેરે બાળવિહારો કરી વ્રજમા બાલ્યાવસ્થા ગાળી કાઢી ૬૧

एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे ।
निलायनैः सेतुबंधैर्मर्कटोत्प्लवनादिभिः ॥ ६१ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
अष्टदशोऽध्यायः



# અધ્યાય ૧૫ મો.*

## વૃંદાવન વિહાર.

श्रीशुक उवाच
ततश्च पौगंडवयःश्रितौ व्रजे
बभूवतुस्तौ पशुपालसम्मतौ ।
गाश्चारयंतौ सखिभिः समं पदै
र्वृंदावनं पुण्यमतीव चक्रतुः ॥ १ ॥

શુકદેવજી કહે છે–પછી પૌગડાવસ્થામા આવેલા બન્ને ભાઈઓ વ્રજમા ગાયો ચરાવવા જવા લાગ્યા તેઓ મિત્રોની સાથે ગાયો ચારતા વૃન્દાવનમા ફરતા હતા ૧ એક વાર શ્રીકૃષ્ણને વનવિહાર કરવાની ઈચ્છા થવાથી પોતાના યશનું ગાન કરનાર ગોવાળિયાઓ અને બળદેવજીની સાથે મોરલી વગાડતા ગાયોને આગળ કરીને પુષ્પોથી ભરપુર અને ઢોરઢાખરને હિતકારી એવા વૃન્દાવનમા ગયા ૨ વૃન્દાવન મનોહર ગુજારવ કરતા ભમરાઓથી તથા શબ્દો કરતા પશુ પક્ષીઓથી ભરપુર હતુ અને મહાપુરુષોના મન જેવા સ્વચ્છ જળથી ભરેલા તળાવોના કમળોના સુગધી પવનોવાળુ હતુ આવા વનને જોઈને ભગવાને વિહાર કરવાની ઈચ્છા કરી ૩ ત્યા ઠેકઠેકાણે વૃક્ષોની ડાળીઓ નવ પલ્લવની રમણીયતા સાથે ફળ ફૂલના મોટા ભારથી નમીને, શ્રીકૃષ્ણના બન્ને ચરણનો સ્પર્શ કરતી હતી તે વૃક્ષોને જોઈને આદિ પુરુષ એવા ભગવાન આનદથી મદ મદ હસતા હોય તેમ બળદેવજીને કહેવા લાગ્યા ૪ કે, આ વૃક્ષો પોતાને જે પાપોથી વૃક્ષત્વ પ્રાપ્ત થયુ છે, તે પાપોનો નાશ કરવા ડાળીઓરૂપી હાથમા ફૂલ, ફળ વગેરે પદાર્થો લઈને દેવતાઓએ પૂજેલા તમારા ચરણકમળનુ પૂજન કરે છે ૫ વળી હે આદિપુરુષ ! આ ભમરાઓ સર્વ લોકને પવિત્ર કરનાર તમારા યશનું ગાન કરતા પગલે પગલે તમારી સેવા કરે છે આ ભમરાઓ આપના ભક્તોમા

* આ અધ્યાયમા ગાયોની રક્ષા, ધેનુકાસુરનો નાશ, કાલીય નાગના ઝેરથી ગોપ બાળકનુ રક્ષણ તથા અઘાસુરના મુખમા પ્રવેશ કરવાથી, વ્યથા ખિન્ન થવેલા મિત્રોને શ્રીકૃષ્ણે તાડના પાકેલા ફલ ખવરાવ્યા એ કથા કહેવામા આવશે

મુખ્ય એવા મુનિમુણો હશે, કારણ કે પોતાના દૈવતરૂપ અને મનુષ્યના રૂપમા ગુપ્ત રહેલા તમને વનમાં પણ સુના મૂકતા નથી. ૬ વળી આ મયૂરો પોતાને ઘેર આવેલા જે તમે, તેમની આગળ નાચે છે. આ હરિણીઓ પણ ગોપિકાઓની પેઠે આનંદથી તમને પ્રસન્ન કરે છે, અને આ કોયલોના ટોળા ટૌકા કરી તમને પ્રસન્ન કરે છે ખરેખર! આ વનવાસીઓ ભાગ્યશાળી છે, કારણ કે પોતાને ઘેર આવેલાનો સત્કાર કરવો એ મોટા પુરુષોનો ધર્મ સમજે છે, ૭ વળી આજે તમારા ચરણનો સ્પર્શ કરનારી આ પૃથ્વી, ઘાસ તથા લતાઓ પણ ભાગ્યશાળી છે. તમારા નખનો સ્પર્શ કરનાર વૃક્ષો અને વલ્લીઓ પણ ભાગ્યશાળી છે. તમારી દયાભાવવાળી દૃષ્ટિથી નદી, પર્વતો, પક્ષીઓ, પશુઓ ને ગોપીઓ લક્ષ્મી જેની ઇચ્છા કરે છે એવા તમારા વક્ષ સ્થલનો લાભ લઇને ભાગ્યશાળી થયા છે. ૮ ”

શુકદેવજી કહે છે—આ રીતે પુષ્પથી સુંદર ને રમણીય વૃન્દાવનને જોઈ પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ, પર્વત આગળ યમુનાના તીર ઉપર ગાયો ચારતા ગોપ બાળકની સાથે બેઠા ૯ ગોળિયા જેમનું યશોગાન કરતા હતા, એવા માળાધારી શ્રીકૃષ્ણ, જ્યારે ભમારાઓ મદમા આધળા બનીને ગુંજારવ કરતા, ત્યારે પોતે પણ બળદેવજીની સાથે ગાતા. ૧૦ કોઇ વાર કલહ સોના કલરવની પાછળ મનોહર શબ્દ કરતા અને કોઇવાર મિત્રોને હસાવતા મોરની સામે નાચતા ૧૧ કોઇવાર ગાયો અને ગોપને મનોહર લાગે એવી અને મેઘના જેવી ગભીર વાણીથી વનમા છેટે નીકળી ગયેલી ગાયોને નામો લઇને પ્રેમથી બોલાવતા ૧૨ કોઇવાર ચકોર, ક્રૌંચ, ચક્રવાક, ભારદ્વાજ અને મોરના શબ્દોની પાછળ તેના જેવા શબ્દો કરતા, અને વાઘ તથા સિંહને જોઇને પશુઓ નાસવા માડતા, ત્યારે પોતે પણ ભયભીત હોય તેમ નાસભાગ કરતા. ૧૩ કોઇવાર બળદેવજી થાકી જઇ ગોપ લોકના ખોળામાં સૂતા ત્યારે શ્રીકૃષ્ણ પોતાના જ્યેષ્ઠ ભાઇને ચંપી કરતા હતા. ૧૪ કોઇ વેળા એક બીજાના હાથ ઝાલીને ઉભેલા બન્ને ભાઇઓ, કોઇ ઠેકાણે નાચતા, કોઇ ઠેકાણે ગાતા, કોઇ ઠેકાણે કૂદતા, અને કોઇવાર પરસ્પર લડતા, તે જોઇને ગોપલોક હસતા ૧૫ કોઇવાર મલ્લયુદ્ધના પરિશ્રમથી થાકી જઈ ઝાડની નીચે પાદડાની શય્યામાં ગોપ બાળના ખોળામાં માથુ મુકીને સુતા હતા. ૧૬ તે વેળા કેટલાક તે મહાત્માના ચરણોની ચંપી કરતા, કેટલાએક નિર્દોષ ગોપ બાળકો પંખાથી તેમને પવન ઢોળતા. ૧૭ અને હે મહારાજ! સ્નેહથી જેમનું મન પિંગળી ગયેલુ હતું, એવા બીજા કેટલાક, ધીરે ધીરે ભગવાનને ગમે તેવાં મનોહર ગીત ગાતા હતા. ૧૮ આ રીતે પોતાની માયાવડે સ્વસ્વરૂપને ગુપ્ત રાખતા, વચ્ચે વચ્ચે ઇશ્વરની લીલાઓ દેખાડતા, ચરિત્રોથી ગોપ બાળકના પુત્રપણાનું અનુકરણ કરતા ભગવાન કે જેમના ચરણકમળને લક્ષ્મીજી લડાવતા હતાં, તે ગામડિયાની પેઠે રમતા હતા ૧૯ શ્રીદામા નામે એક ગોપ શ્રીકૃષ્ણનો તથા બળદેવનો પરમ મિત્ર હતો, તે અને બીજા સુબળ, સ્તોક, કૃષ્ણ વગેરે ગોપ પ્રેમથી આમ કહેવા લાગ્યા ૨૦ હે રામ! હે કૃષ્ણ! અહીંથી થોડ છેટે તાડથી ભરપુર એક વન છે ૨૧ ત્યા ઘણા તાડફળ પડેલા હોય છે અને નવાં પડયા પણ કરે છે, પરંતુ દુષ્ટ ધેનુકાસુર, કોઇને તે ખાવા દેતો નથી. ૨૨ હે કૃષ્ણ! તે મહા પરાક્રમી છે અને ગધેડાનું રૂપ લઇ પોતાના જેવા બળવાન બીજા ગધેડાઓ સાથે ત્યા રહે છે અને આનંદે ફરે છે ૨૩ હે નાથ! મનુષ્યો તો મનુષ્યોનો આહાર કરનાર તે દૈત્યથી ડરીને ત્યા જતા નથી તેમ પશુઓએ અને પક્ષીઓએ પણ તે વનને તજી દીધું છે ૨૪ અમે પૂર્વે કોઇવાર એ ફળો ખાધા નથી તેની સુગંધી ચારે તરફ આવે છે. ૨૫ હે કૃષ્ણ! અમારું મન તે ફળો ખાવાને લલચાયું છે, માટે તે અમને લાવી આપો અમને તેની ઇચ્છા છે, પરંતુ જો તમને ગમતુ હોય તો એમ કરજો ૨૬ આવું મિત્રોનું વચન સાભળી તેઓનું હિત કરવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણ તથા બલદેવ હસીને ગોપને તાડ વનમાં લઇ ગયા. ૨૭ બલદેવ તેમા પેસીને બે હાથથી તાડોને કંપાવવા લાગ્યા અને મદમત્ત હાથીની પેઠે બળથી તાડનાં ફળો પાડવા લાગ્યા. ૨૮ પડતાં ફળોનો

શબ્દ સાંભળી ગર્દભ દૈત્ય, પર્વતની સાથે પૃથ્વીને
કંપાવતો ત્યા દોડી આવ્યો, ૨૯ અને વેગથી આવીને
બળદેવની છાતીમા પાછલા પગની બે પાટુ મારી,
ભુંકતો ભુંકતો તે ચારે તરફ જોરથી ફરવા લાગ્યો ૩૦
થોડીવાર પછી ક્રોધાયમાન થયેલો તે પાછો આવી
પીઠ કરીને ઉભો રહ્યો અને હે રાજન્! તેણે ક્રોધથી
બળદેવ તરફ બે પાછલા પગની પાટુ ફેંકી, ૩૧
એટલે બળદેવે એક હાથથી તેના બે પાછલા પગ
પકડી માથા ઉપર ફેરવ્યો અને પ્રાણ રહિત થયેલા
તેને તાડના ઝાડના થડ સાથે અફાળ્યો ૩૨ એ
પ્રહારથી મોટી ઘટાવાળો તાડ ધ્રુજી ગયો, અને
પોતાની જોડેના તાડને કંપાવતો જમીન ઉપર તૂટી
પડ્યો તેણે બીજાને ભાંગી નાખ્યો અને તેણે
ત્રીજાને ભાગી પાડ્યો ૩૩ આ પ્રમાણે બળદેવ-
જીએ રમતમા ફેંકેલા ગધેડાના શરીરના પ્રહારથી
પડી જતા તાડોના આઘાતથી, સઘળા તાડો જાણે
મોટા પવનથી કંપી ઉઠ્યા હોય તેમ કંપવા લાગ્યા.
૩૪ તંતુમાં જેમ વસ્ત્ર ઓતપ્રોત રહેલુ છે, તેમ
અનંત અને જગતના ઇશ્વર બળદેવને વિષે આ
જગત ઓતપ્રોત રહેલુ છે. ૩૫ ધેનુકાસુર મરી
ગયા પછી તેની જાતના બીજા જે ગધેડાઓ હતા
તે સર્વે ક્રોધ કરી શ્રીકૃષ્ણ તથા બળદેવ ઉપર ધસી
આવ્યા ૩૬ હે રાજન્! બળદેવ અને શ્રીકૃષ્ણ,
ગધેડાઓ જેમ પોતાની ઉપર ધસી આવતા ગયા
તેમ તેઓને રમત માત્રમા પાછલા પગે પકડી
તાડના વૃક્ષો સાથે પછાડતા ગયા ૩૭ આ રીતે
મરી ગયેલા દૈત્યોના દેહથી તાડના શિખર, પાન
અને ફળોથી ભરપુર ભરાયેલી ભૂમિ, વાદળાથી
ઘેરાઈ ગયેલા આકાશની પેઠે શોભવા લાગી. ૩૮
શ્રીકૃષ્ણ તથા બળદેવનું આ મહા આશ્ચર્યજનક
કાર્ય જોઇને, દેવતાઓ તથા ગંધર્વો વગેરે પુષ્પોની
વૃષ્ટિ કરવા, વિવિધ વાજિંત્રો વગાડવા અને સ્તુતિ
કરવા લાગ્યા ૩૯ ધેનુકાસુરના મરણથી નિર્ભય
થયેલા મનુષ્યો, તાડના વનમા નિર્ભય થઈ ફળો
ખાવા લાગ્યા ૪૦ જેમનું ચરિત્ર શ્રવણ કરવાને
અને ગાવાને યોગ્ય છે એવા, કમળ જેવા નેત્રવાળા
ભગવાન શ્રીકૃષ્ણ, પોતાના દાસ ગોપ બાળથી ગવાતા
બળદેવની સાથે વ્રજમાં પધાર્યા. ૪૧ આ વખતે
ગાયોના ચરણની રજથી ધુસર થયેલા કેશમાં શ્રી
કૃષ્ણે માથે મોરપિંછ અને પુષ્પો ખોસેલા હતા.
તેમનાં નેત્ર મનોહર લાગતા હતા, પોતે મધુર
હાસ્ય કરતા હતા, વેણુ વગાડતા હતા અને ગોપ
તેમની કીર્તિનું ગાન કરતા હતા. આવા વ્રજમાં
પધારતા ભગવાનને જોવાની ઉત્કંઠાથી ગોપીઓ
એકઠી થઇને ત્યા આવી, ૪૨ અને નેત્રરૂપી ભમરા-
ઓવડે શ્રીકૃષ્ણ મુખના સૌન્દર્ય રૂપી મધનું પાન
કરીને, દિવસે થયેલા વિરહજન્ય તાપને શમાવતી
અને લજ્જાયુક્ત હાસ્યથી તથા વિવેકભર્યાં વચ-
નથી, શ્રીકૃષ્ણનો સત્કાર કરવા લાગી. તેમનો સત્કાર
ગ્રહણ કરીને શ્રીકૃષ્ણ વ્રજમા પધાર્યા ૪૩ એટલે
પુત્ર ઉપર વહાલ ધરાવનાર યશોદા અને રોહિણી
સમયાનુસાર બન્ને પુત્રોની મરજી પ્રમાણે ઉત્તમ
પ્રકારની સેવા કરવા લાગ્યા. ૪૪ બન્ને કુમારોને
નવરાવી મર્દન કરાવી, રસ્તાનો થાક ઉતરાવીને
ચોરણા પહેરાવ્યા, અને કંઠમા પુષ્પની માળા તથા
શરીરે ચંદનનો લેપ કરીને તે બંનેને શણગાર્યા
૪૫ પછી માતાએ લાડપૂર્વક પીરસેલું સ્વાદિષ્ટ
ભોજન જમી તેઓ શય્યામા સુખેથી સુઈ ગયા
૪૬ આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ રોજ વૃન્દાવનમા
ફરતા એકવાર હે રાજન્! શ્રીકૃષ્ણ બળદેવ વિના
મિત્રોની સાથે યમુનાના તીર ઉપર ગયા. ૪૭ ત્યા
ઉનાળાના તાપથી તપી ગયેલી ગાયોએ અને ગોપ
બાળે તૃષાથી આતુર થઇને, યમુનાનુ ઝેરથી બગડી
ગયેલુ પાણી પીધુ ૪૮ હે રાજન્! દૈવથી બુદ્ધિ-
હીન થયેલા તે ગોપ તથા ગાયો ઝેરવાળુ પાણી પી,
જળ આગળ પ્રાણરહિત થઇને પડ્યા ૪૯ તેઓને
પ્રાણરહિત થયેલા જોઈ યોગેશ્વરના પણ ઈશ્વર,
એવા શ્રીકૃષ્ણે અમૃતને વરસાવનારી દૃષ્ટિથી પોતે
જેના નાથ છે એવા ગોપ બાળકને અને ગાયોને
જીવતી કરી ૫૦ ભગવાનની અમી ભરેલી દૃષ્ટિ
પડતા તેઓને ભાન આવ્યું; એટલે તેઓ ઉભા
થયા અને અત્યંત આશ્ચર્ય પામી એક બીજાની
સામુ જોવા લાગ્યા. ૫૧ હે રાજન્! પોતે ઝેર પીને
મરી ગયા છતા પાછા જીવતા થયા તે માટે શ્રીકૃષ્ણ

ભગવાનની અનુગ્રહ દૃષ્ટિ ઇચ્છવા લાગ્યા. ૫૨

अन्वमंसत तद्राजन् गोविंदानुग्रहेक्षितम् ।
पीत्वा विषं परेतस्य पुरस्थानमात्मन. ॥१॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
पंचदशोऽध्यायः

# અધ્યાય ૧૬ મો.*

## કાલીય નાગનું દમન.

श्रीशुक उवाच

विलोक्य दूषितां कृष्णां कृष्णः कृष्णाहिना विभु
तस्या विशुद्धिमन्विच्छन् सर्पं तमुदवासयत् १

શુકદેવજી કહે છે-હે રાજન્! શ્રીકૃષ્ણ ભગવાને કાલીય નાગથી યમુનાને શુદ્ધ કરવા માટે તે સર્પને ત્યાથી બહાર કાઢી મૂક્યો ૧

પરીક્ષિતે પૂછ્યુ-હે મુનિ! ભગવાને યમુનાના ઉંડા પાણીમા તેને કેમ શિક્ષા કરી તથા તે સ્થળચર સર્પ ઘણા યુગ થયા યમુના નદીમા કેમ રહેતો હતો તે કથા મને કહો ? ૨ હે બ્રહ્મન્! સમર્થ તથા સ્વચ્છંદે વર્તનાર ભગવાનના ગોપાળ રૂપે કરેલા ચરિત્ર રૂપી અમૃતનું પાન કરતા હુ તૃપ્ત થતો નથી ૩

શુકદેવજી કહે છે-યમુનામા કાલીય નામે નાગનો એક ધરો હતો, તેમા ઝેર રૂપી અગ્નિથી પાણી ઉકળ્યા કરતુ અને તેની ઉપર ઉડતા પક્ષીઓ પણ તેમા પડતા હતા ૪ તેના તીર ઉપર સ્થાવર જંગમ કોઈ પદાર્થ કે પ્રાણી રહી શક્તા નહિ તેના ઝેરી પાણીના મોજા સાથે અથડાયેલા ઝેરી પવનનો સ્પર્શ થતા સૌ મરી જતા ૫ હવે ખળ પુરુષોને શિક્ષા કરવા અવતાર ધારણ કરનાર, શ્રીકૃષ્ણ ભગવાન કાલીય નાગને અત્યંત વેગવાળા ઝેરથી બળવાળો જાણીને અને તેનાથી યમુના ઝેરી થયેલી જોઇને, એક મોટા ઉંચા કદંબના ઝાડ ઉપર ચઢી બે હાથે ખભા ઠોકી પાણીમાં પડતું મૂક્યુ. ૬ મહાપુરુષના પતન વેગથી ક્ષોભ પામેલો ઝેરવાળો જલસમૂહ ચારે તરફ ઉંચો ઉછળ્યો ઝેરી પાણીના ભયંકર મોજાં ઉછળવા માંડયાં અને તે ચારે તરફ દોડતા હોય તેમ સો સો ધનુષ જેટલા ભાગમા ફેલાઈ ગયાં. અનંત બળવાળા ભગવાનના પડવાથી આમ થયું. ૭ હે રાજન્! તે ધરામા મોટા હાથીના જેવા પરાક્રમી ભગવાન તરવા લાગ્યા. તેમની ભુજારૂપી દંડથી ઉછળતા પાણીનો શબ્દ સાભળીને તથા પોતાના ધરાનો પરાભવ થતો જોઈને કાલીય ત્યા આવ્યો. ૮ સુકુમાર અંગવાળા, મેઘના જેવા શ્યામ રંગના શ્રીવત્સને ધારણ કરનાર, પીતાંબરધારી, મનોહર મુખવાળા, નિર્ભય રીતે પાણીમા વિહાર કરતા અને કમળના ગર્ભ જેવા ચરણવાળા શ્રીકૃષ્ણને, કાલીય નાગે રોષથી મર્મ ભાગમા કરડી શરીરે વીંટ નાખ્યો ૯ આ વેળા શ્રીકૃષ્ણને વિષે જ જેમણે પોતાના દેહ, સંબંધીઓ, ધન તથા સ્ત્રીઓનું સુખ અર્પણ કર્યું હતુ એવા તેમના પ્રિય મિત્ર ગોપ, શ્રીકૃષ્ણને ચેષ્ટા રહિત જડ થયેલા જોઈને, અત્યંત દુખ, શોક તથા ભયથી દિઙ્મૂઢ થઇને ઢળી પડયા ૧૦ ગાયો, બળદો અને વાછડીઓ અત્યંત ખિન્ન થઈ રડવા લાગી અને શ્રીકૃષ્ણની તરફ નજર કરી, ભયભીત થઇને રડતા હોય તેમ ઉભા રહ્યા ૧૧ પછી વ્રજમા ભય સૂચવનાર અતિ દારુણ એવા, પૃથ્વી ઉપર, આકાશમા અને પોતાના શરીરમા એમ ત્રણ પ્રકારના ઉત્પાતો થવા માડયા ૧૨ તે ઉત્પાતોને જોઇ નંદાદિક ગોપ ભયથી વિહ્વલ થઈ ગયા આજ શ્રીકૃષ્ણ બળદેવ વિના એકલા ગાયો ચરાવવા ગયા એમ જાણી, ૧૩ હે રાજન્! ભગવાનના સ્વરૂપને નહિ જાણનાર નંદાદિક, તે દુષ્ટ નિમિત્તોથી ભગવાનને મરણ પામેલા જાણી જેમા પ્રાણ તથા મન હતા એવા તે સર્વે દુખ, શોક અને ભયથી વિહ્વળ થઈ ગયા અને શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કરવાની ઇચ્છાથી ગોકુળમાથી નીકળ્યા. ૧૪-૧૫ તેમને કાયર થઇ ગયેલા જોઇને ભગવાન બળદેવ, જે પોતાના નાના ભાઈનો પ્રભાવ જાણતા હતા તે હસ્યા. ૧૬ પછી શ્રીકૃષ્ણને શોધતા વ્રજવાસીઓ ભગવાનને ઓળખાવનારા પગલાએ સૂચવેલે માર્ગે થઇ યમુનાના તીર ઉપર ગયા. ૧૭ ભગવાનની શોધ કરતાં માર્ગમા ગાયોના પગલા વચ્ચે

* આ અધ્યાયમા કાલીય નાગને નાથ્યો અને નાગણીઓએ સ્તુતિ કરવાથી ભગવાને તેની ઉપર અનુગ્રહ કર્યો, એ કથા કહેવામા આવશે

કમળ, યવ, અંકુશ, વજ્ર અને ધ્વજાવાળા ભગવાનના પગલાં જોતા યમુનાના તીર ઉપર પહોચ્યા. ૧૮ ત્યાં આગળ કાલીયના ધરામા ભગવાન શ્રીકૃષ્ણને સર્પના શરીરથી વીંટાએલા અને ચેષ્ટા રહિત જોઈને તથા યમુનાના તીર ઉપર ગોપને તથા ચારે તરફ ઉભેલા પશુઓને શોકાર્ત રડતા જોઈને, આતુર થયેલા વ્રજવાસીઓ વધારે ખેદ કરવા લાગ્યા ૧૯ ભગવાન એવા અનંત ઉપર પ્રીતિ ધરાવતી ગોપીઓ, પોતાના પ્રિયતમને સર્પ ગળી ગયો, ત્યારે ભગવાનની પ્રીતિને, તેમના મંદ મંદ ઈક્ષણને, તથા ભાષણને સંભારવા લાગી મનમા દુઃખથી અત્યંત બળવા માંડી અને પ્રાણનાથ વિનાના થઈ પડેલા ત્રણ લોકને શૂન્ય જોવા લાગી ૨૦ એટલામા યશોદા પુત્રની પાછળ યમુનામા પડવાને તૈયાર થયા, તેમને તેમના જેટલાજ દુઃખવાળી ગોપીઓ, પડતા અટકાવીને રોવા મંડી તે વ્રજપ્રિય શ્રીકૃષ્ણની કથાઓ કહેતી અને મુખની સામે દૃષ્ટિ કરીને નિશ્ચેષ્ટ થઈ ગઈ ૨૧ શ્રીકૃષ્ણ જ જેમના પ્રાણ હતા, એવા નંદાદિક ગોપને તે ધરામા પડતા જોઈને, શ્રીકૃષ્ણના પ્રભાવને જાણનાર ભગવન બળદેવે તેઓને અટકાવ્યા ૨૨ મનુષ્યની રીતિને અનુસરનાર શ્રીકૃષ્ણ ભગવાન, ઉપર વર્ણવ્યા પ્રમાણે પોતાના ગોકુળની પોતાના વિના બીજી કોઈ પણ ગતિ નથી, એમ ધારી તથા પોતાને માટે સ્ત્રી ને બાળકોની સાથે ગોકુળને અતિ દુઃખી નિહાળી, બે ઘડી સ્તબ્ધ થઈ ઉભા રહ્યા પછી તે તરતજ સર્પના બંધનમાથી છૂટા થયા ૨૩ ભગવાનનુ શરીર વધવા માંડ્યાથી, સાપે પોતાના આંટા ઉકેલી નાખ્યા, અને ક્રોધ કરી ફેણોને ઉંચી કરીને ફુંફવાડા મારતો તેમની સામે ઉભો રહ્યો આ વખતે તેના નાકના છિદ્રમા ઝેર આવી રહ્યું હતુ ધગધગતી તેની આંખો સ્થિર હતી, અને મુખ વિકરાળ બન્યું હતુ. ૨૪ તે બે શિખાવાળી જીભથી ગલોફાને ચાટતો ઉભો હતો, તેની દૃષ્ટિ અતિ ભયંકર ઝેરરૂપી અગ્નિથી ભરેલી હતી, ક્રીડા કરતા ભગવાન ગરુડની પેઠે તેની આસપાસ ફરતા હતા અને તે લાગ જોતો આસપાસ ફરતો હતો. ૨૫

આ પ્રમાણે ફરવાથી નિર્બળ થઈ પડેલા અને ઉંચી ફેણોવાળા સર્પને નમાવીને આદિ પુરુષ ભગવાન તેની ઉપર ચઢી ગયા. આ વેળા ભગવાનના ચરણારવિંદ તેના મસ્તક મણિઓના સ્પર્શથી અત્યંત રાતા જણાવા લાગ્યાં અને અખિલ કળાના આદિ ગુરુ ભગવાન તેની ઉપર નાચવા લાગ્યા ૨૬ ભગવાનને નાચવાને તૈયાર થયેલા જોઈને, તેમના ભક્ત એવા ગંધર્વ, સિદ્ધ, દેવ, ચારણ ને અપ્સરાઓ મૃદંગ, પ્રણવ, આનક વગેરે વાજિંત્રોથી સૂર પુરાવા લાગ્યા ૨૭ હે રાજન્! જેને સો મસ્તકો હતા એવો કાલીય નાગ, આયુષ્ય ક્ષીણ થયા છતા પણ પાણીમા ફરતો હતો, તેનુ જે જે મસ્તક નમતું ન હતુ, તે તે મસ્તકને ખળ લોકોને શિક્ષા કરનાર ભગવાન પગના જોરે નમાવતા હતા, અને તે સર્પ મુખમાથી ને નાકમાથી લોહી ઓકતો મહા દુઃખ પામતો હતો ૨૮ આ રીતે દુઃખી થયેલો તે, આંખોમાથી ઝેર અને ક્રોધ વમતો મોટા ફુંફવાડા મારતો હતો તેના મસ્તકમાથી જે જે માથુ ઊંચુ થતુ હતુ, તે તે મસ્તકને ભગવાન નમાવી મદ રહિત કરતા હતા આ વખતે દેવતાઓએ પુષ્પોથી પૂજેલા ભગવાન, સાક્ષાત્ પુરાણ પુરુષ જેવા જ ગોપના જોવામા આવતા હતા ૨૯ પછી શ્રીકૃષ્ણના વિચિત્ર નૃત્યથી જેનુ ફણારૂપી છત્ર તૂટી ગયુ હતું, તથા જેનુ શરીર ભાગી ગયુ હતુ, એવો તે કાલીય નાગ મુખથી પુષ્કળ લોહી ઓકવા લાગ્યો પછી શ્રીકૃષ્ણને સ્થાવર–જંગમના ગુરુ, પુરાણપુરુષ તથા નારાયણ રૂપ જાણીને, મનવડે તે તેમને શરણે ગયો ૩૦ જેના ઉદરમા આખુ વિશ્વ છે, એવા કૃષ્ણના ઘણા ભારથી પીડાયેલો તથા ભગવાનના પદપ્રહારથી જેની ફેણોરૂપી છત્રો ભાગી ગયા હતા એવા કાલીય નાગને જોઈ, નાગણો આતુર થઈ ગઈ, તેમના વસ્ત્રો, આભૂષણો તથા અંબોડા છુટી ગયા, અને તે નાગ પત્નીઓ આદિ પુરુષ ભગવાનને શરણે જઈ ૩૧ બે હાથ જોડી પોતાના પુત્રોને ભગવાનની આગળ મુકીને પોતાના પતિનો પાતકમાથી છુટકો કરાવવાની ઇચ્છાથી, દંડવત્પ્રણામ કરીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગી. ૩૨

નાગણો સ્તુતિ કરે છે—હે પ્રભો! આપે આ અપરાધીને શિક્ષા કરી, તે ઘટતુંજ કર્યું છે, કારણ કે શત્રુ તથા પુત્રોના ઉપર સમાન દૃષ્ટિવાળા આપનો અવતાર, ખળ લોકોને શિક્ષા કરવા માટે છે તમે કર્મના ફળ ઉપર દૃષ્ટિ કરીને અપરાધીને શિક્ષા કરો છો. ૩૩ આપે અમારા પતિને શિક્ષા કરી, તે પણ અમારા ઉપર અનુગ્રહ કર્યો છે તમારી શિક્ષા ખરેખર! દુષ્ટોના પાતકોનો નાશ કરનારી છે આને જેને લીધે સર્પનો અવતાર આવ્યો છે, તે પાપ તમારા ક્રોધથી દૂર થયુ છે, માટે તમારા ક્રોધને પણ અમે અનુગ્રહ રૂપ માનીએ છીએ ૩૪ અભિમાન રહિત આ નાગે પોતે સર્વને માન આપીને એવુ તે પૂર્વે શુ તપ કર્યું હશે!' અથવા તો સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખીને એવો તે કયો ધર્મ પૂર્વે કર્યો હશે કે જેથી સર્વને જીવાડનાર આપ તેની ઉપર પ્રસન્ન થયા ૩૫ હે દેવ! આ નાગને તમારા ચરણની રજના સ્પર્શનો અધિકાર થયો તેમા કોના પ્રભાવ હશે તે અમે જાણુતા નથી, જે ચરણરજની ઇચ્છાથી લક્ષ્મીજીએ વ્રત ધારણ કરી, સર્વ કામનાઓને તજી ઘણા કાળ સુધી તપ કર્યું હતુ ૩૬ ભગવાનના ચરણની રજને શરણે ગયેલા લોકો સ્વર્ગની, રાજની, બ્રહ્માના સ્થાનની, પાતાળના અધિપતિની, યોગ સિદ્ધિઓની અથવા મોક્ષની ઇચ્છા કરતા નથી ૩૭ હે નાથ! બીજાઓને દુર્લભ એવી ભગવાનના ચરણની જે રજ તમોગુણથી ઉત્પન્ન થયેલા ક્રોધાવશ આને મળી તે સંસારરૂપી વમળમાં ભટકતો દેહધારી જો ચરણરજની સેવા કરવાની ઇચ્છા કરે છે, તો તેને ઇચ્છાનુસાર સંપત્તિ મળે છે. ૩૮ અચિંત્ય ગુણોથી ભરપુર, પુરુષરૂપ મહાત્મા, પાચ મહાભૂતના આશ્રયરૂપ, સર્વના આદિમાં રહેલા તથા સર્વના કારણરૂપ તમને અમે નમસ્કાર કરીએ છીએ. ૩૯ જ્ઞાન તથા વિજ્ઞાનના ભંડાર, પરબ્રહ્મ, અનંત શક્તિવાળા, ગુણરહિત, વિકારરહિત તથા પ્રકૃતિના પ્રવર્તક, એવા આપને નમસ્કાર છે. ૪૦ કાળમૂર્તિ, કાળની શક્તિના આશ્રય, સૃષ્ટિ વગેરે કાળના અવયવોના સાક્ષી, વિશ્વસ્વરૂપ, વિશ્વના દ્રષ્ટા, વિશ્વના કર્તા તથા વિશ્વના કારણ ભૂત આપને નમસ્કાર છે. ૪૧ પાચ ભૂતો, શબ્દાદિક તન્માત્રાઓ, ઇદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ ને અંતઃકરણરૂપ ત્રિગુણાત્મક અભિમાનથી પોતાના અંશરૂપ જીવોના અનુભવને ઢાકનાર આપને નમસ્કાર છે ૪૨ અનંત સૂક્ષ્મ સ્વરૂપ, કુટસ્થ, સર્વજ્ઞ, અનેક પ્રકારના વાદોને અનુસરનાર તથા અભિધાન, અભિધેય શક્તિવડે અનેક રૂપે જાણવામા આવતા આપ પરમાત્માને અમે પ્રણામ કરીએ છીએ ૪૩ ઇદ્રિયોના પણ ઇદ્રિયરૂપ, સ્વતંત્ર જ્ઞાનવાળા, વેદરૂપી નિઃશ્વાસવાળા, પ્રવૃત્તિ તથા નિવૃત્તિ માર્ગનું પ્રતિપાદન કરનાર, વેદમૂર્તિ આપને નમસ્કાર છે. ૪૪ શુદ્ધ સત્ત્વમા પ્રકાશ કરનાર, અને ઉપાસકોનું પાલન કરનાર શ્રીકૃષ્ણ, બળભદ્ર, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપી આપને પ્રણામ છે. ૪૫ અંતઃકરણોના પ્રકાશ કરનાર, ગુણોથી પોતાના સ્વરૂપને ઢાકનાર, ચિત્તાદિકની વૃત્તિઓ ઉપરથી જાણવામા આવતા, ચિત્તાદિકના દ્રષ્ટા અને ઇંદ્રિયાદિકથી અગોચર એવા આપને અમારા નમસ્કાર છે ૪૬ અતર્ક્ય મહિમાવાળા, સર્વ કાર્યોની ઉત્પત્તિ ને પ્રકાશ ઉપરથી જાણવામા આવતા, ઇદ્રિયોને પ્રવર્તાવનાર, આત્મારામ એવા આપને હે હૃષીકેશ! અમારા નમસ્કાર હો ૪૭ સ્થૂલ સૂક્ષ્મની ગતિ જાણનાર, સર્વના અધિષ્ઠાતા, સર્વનો નિષેધ કરતા અવશેષ રહેનાર, અધ્યાસ તથા અપવાદ સાક્ષી અને આ વિશ્વના અધ્યાસ તથા અપવાદના વિદ્યા અને અવિદ્યાવડે કારણરૂપ, એવા આપને નમસ્કાર છે ૪૮ હે પ્રભો! તમે ક્રિયા રહિત છો, તોપણ કાળશક્તિને ધારણ કરીને, ગુણોદ્વારા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરો છો અને અમોઘ લીલાવાળા તમે દૃષ્ટિથી સંસ્કારરૂપે રહેલા તે સ્વભાવોને જાગ્રત કરતા વિહાર કરો છો. ૪૯ આ ત્રણ લોકમાં શાંત, અશાંત તથા મૂઢ એવા ત્રણ જાતના શરીરો અર્થાત્ સત્વગુણી, રજોગુણી તથા તમોગુણી જે જે શરીરો છે, તે સઘળાં તમારાં જ છે, તોપણ હમણાં મહાત્માઓની રક્ષા કરવા રહેલા અને મહાત્માઓના ધર્મની રક્ષા કરવા ઉદ્યમ કરતા એવા આપને શાંત શરીરો પ્રિય છે ૫૦ પોતાની પ્રજાએ કરેલો અપરાધ રાજાએ એક વાર

સહન કરવો જોઇએ માટે હે શાતાત્મા ! તમારા સ્વરૂપને નહિ જાણનાર ઉપર ક્ષમા કરવી જોઇએ ૫૧ હે ભગવન્ ! આ સર્પ પ્રાણનો ત્યાગ કરે છે. સત્પુરુષોએ શોચ કરવા યોગ્ય અમે સ્ત્રીઓ છીએ, તેમને પતિરૂપી પ્રાણ આપો, અર્થાત્ તેમની રક્ષા કરો. ૫૨ તમારી જે આજ્ઞા હોય તે તે, તમારી આ દાસીઓને કરો, કારણ કે શ્રદ્ધાથી તમારી આજ્ઞા પાળનારો મનુષ્ય સર્વ ભયમાંથી છુટે છે ૫૩

શુકદેવજી કહે છે–આ પ્રમાણે નાગણોએ ભગવાનની સ્તુતિ કરી તેથી ભગવાને મૂર્છિત થયેલા અને પાટુઓના પ્રહારથી જેની ફેણો ભાગી ગઇ હતી, એવા કાલીયને છોડી દીધો ૫૪ પછી તે ધીરે ધીરે ઇંદ્રિયોના જ્ઞાન સાથે સતેજ થયો, એટલે તે મહા કષ્ટથી શ્વાસ લેતો બે હાથ જોડીને, ધીરે ધીરે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે, ૫૫ હે નાથ ! અમે જન્મથી જ ખળ, તમોગુણી તથા ક્રોધવાળા છીએ. લોકોને જે મિથ્યા આગ્રહ બધાય છે, તે સ્વભાવ કહેવાય છે અને તે કદી તજી શકાતો નથી ૫૬ ગુણોથી જેમા નાના પ્રકારની સૃષ્ટિ થાય છે, એવા આ વિશ્વને, તમે જુદા જુદા સ્વભાવ, વીર્ય, બીજ, બળ, સંસ્કાર તથા આકારવાળુ કરો છો ૫૭ હે ભગવન્ ! તે સૃષ્ટિમા અમે જન્મથી જ ક્રોધી છીએ તમારી માયાથી મોહિત થયેલા અમે પોતે ત્યાગ થઈ શકે નહિ એવી તમારી માયાથી કેવી રીતે મુક્ત રહી શકીએ ૫૮ માયા તજવામા જગદીશ્વર અને સર્વજ્ઞ એવા આપ જ કારણ છો, માટે અમને અનુગ્રહ અથવા તો નિગ્રહ જે કરવો ઘટે તે કરો ૫૯

શુકદેવજી કહે છે–હે રાજન્ ! કાર્ય કરવા મનુષ્ય અવતાર ધરનાર ભગવાન, નાગનું એવુ વચન સાંભળી બોલ્યા કે–“ હે સર્પ ! તારે અહીં રહેવુ નહિ તુ તારા સંબંધીઓ, છોકરાં તથા સ્ત્રીઓ સાથે સમુદ્રમા જઇને વસ આ યમુનાના જળનો ઉપભોગ તો બળદ ગાયો ને મનુષ્યો કરે છે સર્પોને રહેવાનું તે ઠેકાણુ ન હોય ૬૦ આ કથા ચરિત્ર જે મનુષ્ય સવાર સાંજ સંભારશે અને ગાશે તેને તારાથી ભય થશે નહિ ૬૧ વળી જે મનુષ્ય મારા વિહાર કરવાના ધરોમા નાહી પાણીથી પિતૃઓને તૃપ્ત કરશે તથા ઉપવાસ કરીને મારું સ્મરણ કરશે, તે સર્વ પાપમાથી મુક્ત થશે. ૬૨ તેં જે ગરુડના ભયથી રમણક નામે દ્વીપનો ત્યાગ કરીને અહીં વાસ કર્યો હતો તે દ્વીપમાં જા, ત્યાં હવે મારા ચરણથી લાંછિત થયેલા તને ગરુડ રગડશે નહિ. ૬૩

શુકદેવજી કહે છે–આ પ્રમાણે અદ્ભુત કર્મ કરનાર શ્રીકૃષ્ણ ભગવાને કહ્યાથી, નાગણોએ હર્ષમાં આવી દિવ્ય વસ્ત્રોથી, પુષ્પોની માળાઓથી, આદરપૂર્વક ગરુડધ્વજ એવા ભગવાનની પૂજા કરી ત્યાર પછી ભગવાને જેને જવાની આજ્ઞા કરેલી હતી, એવો કાલીય નાગ પ્રસન્ન થઈ, ભગવાનની પ્રદક્ષિણા કરીને, ૬૪–૬૬ સ્ત્રી, સંબંધીઓ તથા સંતાન સાથે સમુદ્રના રમણક નામે દ્વીપમા ગયો આ રીતે ક્રીડાથી મનુષ્યનું રૂપ ધારણ કરનાર ભગવાનના અનુગ્રહથી તે સમયે યમુના વિષ રહિત થઇ ગયા અને તેનુ જળ અમૃતના જેવુ બન્યુ ૬૭

तदैव सामृतजला यमुना निर्विषाऽभवत् ।
अनुग्रहाद्भगवतः क्रीडामानुषरूपिणः ॥६७ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे षोडशोऽध्यायः

# અધ્યાય ૧૭ મો. $

## દાવાનળ–પાન.

राजोवाच

नागालयं रमणकं कस्मात्तत्याज कालियः ।
कृतं किं वा सुपर्णस्य तेनैकेनासमंजसम् ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ–હે શુકદેવજી ! કાલીય નાગે રમણક નામે દ્વીપનો કેમ ત્યાગ કર્યો હતો ? અને એકલા કાલીય નાગે ગરુડનું વળી શુ અપ્રિય કર્યું હતું કે તેને નાસવું પડ્યુ, તે કથા મને કહો ! ૧

શુકદેવજી કહે છે–હે રાજન્ ! પૂર્વે ! સર્પોને અધીન રહેનારા મનુષ્યોએ સર્પની પીડા દૂર કરવા, મહિને મહિને તેમને બલિ આપવાનું ઠરાવ્યું

$ આ અધ્યાયમા ભગવાને કાલીય નાગને તેના સ્થાન ઉપર મોકલ્યો અને પોતાને માટે થયેલા દુ ખમાથી થાકી જઇને, નિદ્રાવશ થયેલા પોતાના સંબંધીઓની દાવાનળમાથી રક્ષા કરી, એ કથા કહેવાશે

હતું, અને તે બલિ વૃક્ષના મૂળમા મૂકવામાં આવતું હતું. ૨ સર્પો પોતાની રક્ષા કરવા, પર્વે પર્વે પોત પોતાના બલિમાંથી ગરુડને ભાગ આપતા હતા. ૩ પરંતુ ઝેર તથા બળના મદથી કદ્રુનો પુત્ર કાલીય નાગ ગરુડનો તિરસ્કાર કરી બલિદાન ખાવા લાગ્યો ૪ તેની આ રીતથી હે રાજન્! ગરુડ કોપી ઉઠયા અને તેનો નાશ કરવા માટે વેગથી તેની સામે ગયા. ગરુડને વેગથી ધસી આવતા જોઈ, વિષરૂપી આયુધવાળો કાલીય નાગ પોતાની અનેક ફેણો ઉંચી કરી સામે થયો અને દાતરૂપી આયુધવાળો તથા ભયંકર જીભવાળો તે, ગરુડને કરડયો ૫ એટલે ભગવાનના વાહનરૂપ, પ્રચંડ વેગવાળા તથા ઉગ્ર પરાક્રમ કરનાર ગરુડે, ક્રોધથી તેને દૂર ખસેડયો, ૬ અને સોના જેવી કાંતિવાળી પોતાની ડાબી પાખવતી તેને પ્રહાર કર્યો ૭ કાલીય નાગ ગરુડની પાખના પ્રહારથી અત્યંત વિહ્વળ થઈ ગયો પછી ગરુડથી પેસી શકાય નહિ એવા ઉંડા કાલિંદીના ધરામા આવી પેસી ગયો. ૮

પૂર્વે એક દિવસ ભૂખ્યા થયેલા ગરુડ સૌભરી મુનિના વાર્યા છતા પણ બલાત્કારથી પોતાના ઇપ્રિભક્ષ્ય એક મોટા મચ્છને ધરામાથી ઉપાડી ગયા આ રીતે માછલાનો અધિપતિ મરણ પામતા તેમને દુઃખી થતા જોઈ બીજાં માછલાનુ કલ્યાણ કરવાની ઇચ્છાથી સૌભરીએ કહ્યુ, "ગરુડ અહીં આવીને માછલા ખાઈ જાય છે, તેથી હવે જો તે અહીં આવશે તો મરી જશે. ૧૦-૧૧ આ શાપ કાલીય નાગ જાણતો હતો, બીજો કોઈ સર્પ જાણતો ન હતો તેથી તે તેમા આવીને રહ્યા હતો અને શ્રીકૃષ્ણે તેને કાઢી મૂકયો. ૧૨ કાલીયને ધરામાથી બહાર કાઢયા પછી દિવ્ય પુષ્પની માળા, ગંધ, વસ્ત્ર તથા મણિઓનાં લુમખા અને સુવર્ણથી ભરપુર શ્રીકૃષ્ણ ધરામાથી બહાર નીકળ્યા પ્રાણ પ્રાપ્ત કરીને ઇંદ્રિયો જેમ ઉભી થાય તેમ સર્વે વ્રજવાસીજનો ઉભા થઇ આનંદમાં ડુબી ગયા અને પ્રેમથી શ્રીકૃષ્ણને ભેટી પડયા. ૧૩-૧૪ હે રાજન્! યશોદા, રોહિણી, નંદરાય, ગોપીઓ તથા ગોવાળિયા સર્વ ભગવાનને મળીને સંજ્ઞા પામ્યાં, અને તેઓના મનોરથ પૂર્ણ થયા. ૧૫ બળદેવજી કે જે ભગવાનના પ્રભાવને જાણતા હતા તે, ભગવાનને આલિંગન કરીને હસ્યા અને યમુનાના તીરના વૃક્ષો નવપલ્લવ થયા; ગાયો, બળદો અને વાછડાં પરમ આનંદ પામ્યા. ૧૬ બ્રાહ્મણ ગુરુઓએ સ્ત્રી સહિત આવી નંદને કહ્યું કે, "તમારા પુત્રને કાલીય નાગ ગળી ગયો હતો, તેમાથી તે મુક્ત થયો, તે બહુ સારું થયું. ૧૭ હવે તમે શ્રીકૃષ્ણ ભગવાન સર્પના મુખમાથી છુટયા, તે નિમિત્ત બ્રાહ્મણોને દાન આપો નંદજીએ પ્રસન્ન થઇ બ્રાહ્મણોને ગાયો તથા સુવર્ણ આપ્યુ. ૧૮ અને મહા ભાગ્યવતી સતી યશોદા કે જેનો પુત્ર ફરીને જીવતો થયો હતો, તેમણે પુત્રને છાતી સરખો ચાપી ખોળામા બેસારી હરખના આંસુ પાડયા. ૧૯ હે રાજેન્દ્ર! ભૂખ અને તરસથી તથા દિવસના શ્રમથી થાકી ગયેલા વ્રજવાસીઓએ તે રાત્રી યમુનાના તીર ઉપર જ કાઢી. ૨૦ તે વખતે ગ્રીષ્મ ઋતુ હોવાથી અર્ધ રાત્રે વનમા દાવનલ સળગી ઉઠયો અને નિદ્રાવશ થયેલા વ્રજવાસીના સમૂહને ચારે તરફથી ઘેરી લઇને બાળવા લાગ્યો ૨૧ સર્વે ગભરાટમા પડી ગયા અને માયાવડે મનુષ્યાવતાર ધારણ કરનાર શ્રીકૃષ્ણને શરણે ગયા અને બોલ્યા કે, "હે કૃષ્ણ! આ મહા ભયંકર અગ્નિ અમને તમારા ભક્તોને બાળે છે ૨૩ હે પ્રભુ! તમારા સબંધી એવા જે અમે, તેમની તમે કાલાગ્નિથી રક્ષા કરો. અમે મૃત્યુથી ડરતા નથી, પરંતુ સર્વ ઠેકાણે નિર્ભય એવા તમારા ચરણનો ત્યાગ કરી શકતા નથી, માટે તમારે શરણે આવ્યા છીએ" ૨૪ ભક્તજનોની વિહ્વલતા જોઇ જગદીશ્વર, અનંત શક્તિવાળા ભગવાન મહા ભયંકર દાવાનલનુ પાન કરી ગયા ૨૫

इत्थं स्वजनवैक्लव्यं निरीक्ष्य जगदीश्वरः।
तमग्निमपिबत्तीव्रमनंतोऽनतशक्तिधृक्॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
सप्तदशोऽध्यायः



# અધ્યાય ૧૮ મો.*

## પ્રલંબ રાક્ષસનો નાશ

### શ્રીશુક ઉવાચ

अथ कृष्ण. परिवृतो ज्ञातिभिर्मुदितात्मभिः ।
अनुगीयमानो न्यविशद्व्रज गोकुलमण्डितम् ॥

શુકદેવજી કહે છે–પછી શ્રીકૃષ્ણ પ્રસન્ન મનથી પોતાની સ્તુતિ કરતા ગોવાળિયા સાથે ગાયોને લઇને શોભાયમાન એવા વ્રજમા આવ્યા ૧ વ્રજમા ગોપાલન રૂપી કપટ માયાથી વિહાર કરતા રામ–કૃષ્ણને ગ્રીષ્મ ઋતુ પ્રાપ્ત થઇ. આ ઋતુ દેહધારીઓને બહુ પ્રિય લાગતી નથી ૨ ગ્રીષ્મ ઋતુ વૃદાવનના ગુણોથી વસંત ઋતુના જેવી લાગતી હતી, કે જે વૃદાવનમા શ્રીકૃષ્ણ ભગવાન બળદેવજીની સાથે રહેતા હતા ૩ જે વૃદાવનમા ઝરણાના શબ્દોથી તમરાના શબ્દો દબાઈ જતા તથા નિરંતર ઝરણાના પાણીના છાંટાથી ભીંજાઇ ગયેલા વૃક્ષોની ઘટાઓથી તે શોભી રહેતું ૪ વળી જ્યા આગળ અતિ હરિયાળી જમીનમા રહેતા વનવાસીઓને કહ્લાર, કંજ તથા ઉત્પલના પરાગને હરનાર અને નદી તથા સરોવરના ઝરણાના તરંગ સાથે અથડાયલા પવનથી ઉનાળામા અગ્નિ તથા સૂર્યનો તાપ લાગતો નથી ૫ જ્યા અગાધ જળથી ભરેલી નદીઓના નીરો સાથે અથડાતા મોજાઓથી કિનારાઓ સાથે ચારે તરફથી પૃથ્વીનો સીમાડો ભીંજાતો તેથી સૂર્યના ઉગ્ર કિરણો પૃથ્વીની ભીનાશને તથા લીલોતરીને હરતા ન હતા ૬ વળી જ્યા પુષ્પોથી ભરપુર શોભાયમાન વનમા વિચિત્ર જાતના પશુઓ તથા પક્ષીઓ ગાતા, મયૂર અને ભમરાઓ ગુંજારવ કરતા, કોયલો અને સારસો કૂજતા, એવા અનુપમ વનમા શ્રીકૃષ્ણ ભગવાન બળદેવજીની સાથે ગાયોના ટોળા તથા ગોપ સાથે બંસી વગાડતા વિહાર કરતા હતા. ૭–૮ બળદેવ શ્રીકૃષ્ણ વગેરે ગોપ બાળકો મોરપિચ્છ, ગુચ્છાઓ, પુષ્પની માળાઓ અને ગેરુ વગેરે ધાતુઓના શણગાર સજી નાચતા, યુદ્ધ કરતા અને ગાતા હતા ૯ જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન નાચતા, ત્યારે કેટલાક ગોવાળિયા ગાતા, કેટલાક વાંસળીઓ, તાળીઓ ને શિંગડીઓ વગાડતા અને કેટલાક તેમનાં વખાણ કરતા હતા. ૧૦ નટો જેમ નટના વખાણ કરે તેમ ગોવાળિયાની જાતિમા ગુપ્ત રહેલા ગોપ વેષધારી દેવતાઓ શ્રીકૃષ્ણ તથા બળદેવજીના વખાણ કરતા. ૧૧ વળી કાકપક્ષવાળા તે ભાઈઓ વૃંદાવનમા નાના પ્રકારનાં મલ્લયુદ્ધના દાવપેચ રમતા હતા ૧૨ કોઈ વેળા જ્યારે ગોપ બાળ નાચતા, ત્યારે હે મહારાજ! શ્રીકૃષ્ણ તથા બળદેવ પોતે ગાતા બંસી બજાવતા અને “ સારુ થાય છે, સારુ થાય છે, ” એમ કહીને તેમના વખાણ કરતા ૧૩ કોઈવાર બીલાંથી, કોઈવાર કાઠાથી, કોઈવાર આમળાની મુંઠીઓથી, કોઈવાર અડકવાના દાવથી, કોઇવાર આખમિચામણીના દાવથી અને કોઇવાર પશુપક્ષીઓના જેવી ચેષ્ટા કરીને તેઓ રમતા હતા ૧૪ કોઇવાર દેડકાની પેઠે કૂદવાથી, કોઈવાર અનેક પ્રકારે હાસી ઠઠ્ઠાઓ કરવાથી, કોઈવાર હીંચકા ખાવાથી ને કોઈવાર રાજાના જેવી રમતો કરવાથી થાકી જતા. ૧૫

આ રીતે બન્ને ભાઇઓ ગોવાળિયાની સાથે લોકમા પ્રસિદ્ધ એવી રમતોથી વૃન્દાવનમા રમતા હતા તથા નદીઓ, પર્વતોની ગુફાઓ, કુંજો, વનો અને સરોવરમા મહાલતા ૧૬ વૃન્દાવનમા ગોવાળિયાની સાથે તેઓ ગાયો ચારતા હતા એવામા પ્રલંબ નામનો અસુર તેમનુ હરણ કરવા ગોવાળિયાનું રૂપ ધારણ કરીને ત્યા આવ્યો. ૧૭ શ્રીકૃષ્ણ ભગવાન જે સર્વજ્ઞ હતા તે તેનું કપટ જાણી ગયા પણ તેનો નાશ કરવાનો વિચાર કરી તેને માટે કંઈ બોલ્યા નહિ ૧૮ તે પછી જુદી જુદી રમતો જાણનાર શ્રીકૃષ્ણ ભગવાને ગોપને બોલાવી કહ્યુ કે–હે મિત્રો! આપણે બે ભાગમા વહેંચાઈને ઘટતી રીતે રમીએ ૧૯ રમવાનો નિશ્ચય થયા પછી ગોપ બાળે રામને તથા શ્રીકૃષ્ણજીને ભીરુ કર્યા અને કેટલાક ગોવાળિયા શ્રીકૃષ્ણના પક્ષમા રહ્યા તથા બીજા કેટલાક બળદેવજીના પક્ષમા ગયા. ૨૦ પછી તેઓ એક બીજાને ઉંચકવાની રમત રમવા લાગ્યા. જે રમતમા જિતનાર ઉપર તે બેસતા અને અનેક

* આ અધ્યાયમા ગ્રીષ્મ ઋતુમા ભગવાને લીલા કરતા બળદેવ પાસે પ્રલંબનો નાશ કરાવ્યો, એ કથા કહેવાશે

હારેલાઓ તેઓને ઉચકી જતા હતા. ૨૧ આ રીતે એક બીજાને ઉંચકતા અને એક બીજાની ઉપર બેસતા તથા ગાયોના વૃંદને ચારતા, શ્રીકૃષ્ણ આદિ ગોપ, ભાંડીરક નામે વડ પાસે ગયા. ૨૨ જ્યારે બળદેવના પક્ષના શ્રીદામા, વૃષભ વગેરે રમતમા જિતતા ત્યારે શ્રીકૃષ્ણાદિક તેઓને ઉંચકતા ૨૩ શ્રીકૃષ્ણ ભગવાને હારી જવાથી શ્રીદામાને ઉપાડયો, ભદ્રસેને વૃષભને ઉપાડ્યો, અને પ્રલબાસુરે રોહિણીના પુત્ર બળદેવને ઉચક્યા ૨૪ બળદેવને ઉપાડીને ચાલતા પ્રલબાસુરે વિચાર કર્યો કે, 'શ્રીકૃષ્ણ મહા બળવાન છે, તેથી તેમની દૃષ્ટિ ચુકવી ઉતાવળો ઉતાવળો ઉતારવાના સ્થાનકથી આગળ જાઉં ૨૫ આગળ જતા તે દૈત્યે મોટા પર્વતના જેવા ભારવાળા બળદેવજીને ઉપાડયા તેથી તેનો વેગ અટકી ગયો અને તેણે પોતાનુ રાક્ષસ શરીર ધારણ કર્યું તે વેળા તેણે કાનમા સોનાના કુંડળો પહેર્યા હતા, તેથી તે ચંદ્રમાને ધારણ કરનાર અને વિજળીના ઝબકારાવાળા મેઘના જેવો શોભતો હતો ૨૬ ચળકતી આખોવાળુ ભમરોની સાથે લાગેલી ઉગ્ર દાઢીવાળુ, બળતી શિખા જેવા પીળા કેશવાળુ, કડા, મુગટ ને કુંડળોની કાતિથી શોભતુ, ને વેગથી આકાશમા દોડતું તેનુ શરીર જોઈ, બળદેવજી ત્રાસ પામ્યા ૨૭ પરંતુ પોતાના સ્વરૂપનુ ભાન આવતા નિર્ભય થઈ, ઇન્દ્રે જેમ વજ્રના વેગથી પર્વતને પ્રહાર કર્યો હતો તેમ, પોતાના સાથને મુકી આકાશ માર્ગે પોતાને હરી જતા રાક્ષસના માથામા તેમણે પ્રહાર કર્યો ૨૮ પ્રહાર કરતા વાત જ તે અસુરનુ મસ્તક ફાટી ગયુ, તે બેભાન થઇ ઇંદ્રના વજ્રના મારથી જેમ પર્વત ધરણી ઉપર ઢળી પડે તેમ મોટી ચીસ પાડી પ્રાણરહિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડયો. ૨૯ બળવાન એવા બળદેવજીએ પ્રલંબાસુરનો નાશ કર્યો તે જોઈને, ગોપ બાળ બહુ આશ્ચર્ય પામ્યા અને બહુ સારુ કર્યું, એમ કહેવા લાગ્યા. ૩૦ અને પ્રેમવડે વિહ્વલ ચિત્તવાળા ગોવાળિયા, મરણ પામી જાણે પાછા સજીવન થયા હોય તેમ, તથા વખાણને પાત્ર બળદેવજીને ભેટી આશીર્વાદ આપવા લાગ્યા ૩૧ આવી રીતે પ્રલંબાસુરને માર્યાથી દેવતાઓ પરમ સુખી થયા અને તેઓએ બળદેવની ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી.

पापे प्रलंबनिहते देवाः परमनिर्वृताः ।
अभ्यवर्षन्बलं माल्यैः शशंसुः साधुसाध्विति ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
अष्टादशोऽध्यायः

# અધ્યાય ૧૯ મો. *

## ગાયો ને ગોપનું દવથી રક્ષણ.

श्रीशुक उवाच

क्रीडासक्तेषु गोपेषु तद्गावो दूरचारिणीः ।
स्वैरं चरन्त्यो विविशुः कंदरयो दावतर्षिता ॥

શુકદેવજી કહે છે—ગોપ બાળ રમતમા આસક્ત હતા એટલામા બીજી તરફ તેમની ગાયો ઈચ્છાનુસાર ચરતી હતી તે દૂર નીકળી ગઇ ૧ આ પ્રમાણે એક વનમાથી બીજા વનમા અને બીજા વનમાથી ત્રીજામા થઈ ચીસો પાડતી મુંજના ગાઢા વનમાં ગઈ ૨ આણી તરફ શ્રીકૃષ્ણ, બળદેવ વગેરે ગોપ પોતાના ઢોરને ન જોવાથી સંતાપ કરવા લાગ્યા અને શોધતા કયાહી પત્તો લાગ્યો નહિ ૩ સર્વે, આજીવિકાના સાધનભૂત ઢોરો ખોવાઈ જવાથી ગભરાયા અને ગાયોની ખરીઓ તથા દાતોથી કરડાયલા ઘાસો ઉપરથી તથા પગલા ઉપરથી માર્ગ શોધતા શોધતા તેમની પાછળ જવા લાગ્યા ૪ રસ્તામા ગોપ કે જેઓ પોતાની ગાયોના વૃંદની શોધ કરતા હતા, તેઓ થાકી ગયા અને તરસ્યા થયા, એટલામા તેઓને મુંજના વનમા ભૂલુ પડેલુ ચીસો પાડતું, ગાયોનું ટોળુ મળી આવ્યુ, તેઓએ ત્યાથી તેને વ્રજ તરફ પાછુ વાળ્યુ ૫ આ વેળા ભગવાન મેઘની ગર્જના જેવી ગંભીર વાણીથી ગાયોના નામ લઇ તેમને બોલાવવા લાગ્યા, એટલે ગાયો પોતપોતાના નામોના શબ્દો સાભળી આનંદથી સામો ઉત્તર દેવા લાગી ૬ વ્રજવાસીઓ મુંજના વનમા હતા, એટલામા દૈવેચ્છાથી વનવાસીઓનો સંહાર કરનાર દાવાનલ ચારે તરફથી સળગી ઉઠયો અને

* આ અધ્યાયમા ભગવાને મુંજારણ્યમા દાવાનલનું પાન કરી ગોવાળિયાની તથા ગાયોની રક્ષા કરી, એ કથા કહેવાશે

પવનના જોરથી વધીને સુકા તેમજ લીલા, સ્થાવર તથા જંગમ સર્વનો સંહાર કરવા લાગ્યો. ૭ ગોપ બાળ તથા ગાયો આ રીતે ચારે તરફથી ફરી વળતા દાવાનળને જોઈને ભય પામ્યા અને સંસારના ભયથી પીડાયલા લોકો જેમ ઈશ્વરને શરણે જઇને તેમની સ્તુતિ કરે, તેમ તેઓ બળદેવની સાથે રહેલા શ્રી કૃષ્ણને શરણે જઈ તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૮ "હે મહાવીર શ્રીકૃષ્ણ! દાવાનલમા બળતા અમે તમારે શરણે આવ્યા છીએ તમે અમારૂ રક્ષણ કરવાને યોગ્ય છો ૯ હે કૃષ્ણ! અમે તમારા બાંધવો છીએ, તેથી દુ:ખ પામવાને યોગ્ય નથી અને અમે તમારી સેવામા પરાયણ છીએ." ૧૦

શુકદેવજી કહે છે–ભગવાન શ્રીહરિ પોતાના સંબંધી ગોપ બાળકનું દીનતા ભરેલુ વચન સાભળી બોલ્યા કે, તમો ડરો નહિ, તમારી આંખો મિંચી જાઓ ૧૧ 'તથાસ્તુ,' એમ કહીને તેઓ આંખો મિંચી ગયા, એટલે યોગીઓના ઈશ્વર ભગવાન કૃષ્ણ, મુખદ્વારા ભયંકર અગ્નિને પી ગયા અને પોતાના ભક્ત એવા તેઓને કષ્ટમાથી મુક્ત કર્યા. ૧૨ પછી ભાડીર વડની આગળ જઈ થોડી વાર પછી ગોપ પોતાની આંખો ઉઘાડીને જુવે છે, તો ભગવાને પોતાને તથા ગાયોને દાવાનલમાથી મુક્ત કરેલા અને ભાડીર વડની પાસે લાવી મુકેલા જોયા ૧૩ યોગમાયાના પ્રભાવવાળુ ભગવાનનુ યોગબળ જોઈ તથા દાવાનળમાથી પોતાને મુક્ત થયેલા જોઈ, ગોપ ભગવાનને દેવતા માનવા લાગ્યા ૧૪ પછી તેઓથી સ્તુતિ કરાતા ભગવાન સાયંકાળે ગાયોને પાછી વાળી, બંસીનો નાદ કરતા કરતા બળદેવની સાથે ગોકુળમા પધાર્યા ૧૫ એટલે ગોપીઓ કે જેઓને ભગવાન વિના એક ક્ષણ પણ સો યુગના જેવી જતી હતી, તેઓને ભગવાનના દર્શનથી મોટો આનંદ થયો ૧૬

गोपीनां परमानंद आसीद्गोविंददर्शने ।
क्षणं युगशतमिव यासां येन विनाऽभवत् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकोनविंशतितमोऽध्यायः

# અધ્યાય ૨૦ મો.*

## વર્ષા અને શરદ્દ્ઋતુ વર્ણન.

श्रीशुक उवाच

तयोस्तदद्भुतं कर्म दावाग्नेर्मोक्षमात्मनः ।
गोपाः स्त्रीभ्य समाचख्युः प्रलंबवधमेव च ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! ગોપ બાળે વ્રજમા જઈ પોતાનુ દાવાનલમાથી રક્ષણ તથા પ્રલંબાસુરનો વધ, આ બંને, શ્રીકૃષ્ણ તથા બળદેવજીનાં અદ્ભુત કર્મ વૃદ્ધ ગોપ તથા ગોપીઓને કહી સંભળાવ્યા ૧ વૃદ્ધ ગોપ અને ગોપિકાઓ તે સાભળીને આશ્ચર્ય પામ્યા ને માનવા લાગ્યા કે, શ્રીકૃષ્ણ અને બળદેવ વ્રજમા આવેલા કોઈ મોટા દેવતાઓ છે. ૨ ગ્રીષ્મઋતુ જતા સર્વ પ્રાણીઓને આનંદ ઉત્પન્ન કરનારી અને જીવન આપનારી વર્ષાઋતુ આવી સૂર્ય તથા ચંદ્રના મંડળમા કુંડાળા દેખાવા લાગ્યા આકાશમા ગડગડાટ થવા માડ્યો ૩ ગર્જના તથા વિજળીવાળા શ્યામ મેઘ ઘેરાયા, તથા જેમાં સ્પષ્ટ પ્રકાશ દેખાતો ન હતો એવુ આકાશ, ત્રણે ગુણોથી ઢંકાયલા અને તેને લીધે સ્વસ્વરૂપનો સ્પષ્ટ પ્રકાશ ન કરતા જીવના સ્વરૂપ જેવુ ભાસવા લાગ્યુ. ૪ રાજા, પ્રજાની પાસેથી કર લે છે અને સમય ઉપર તે જેમ પાછો આપે છે, તેમ જ સૂર્યે પણ આઠ મહિના સુધી પૃથ્વી પાસેથી જે લીધુ હતુ, તે જળરૂપી ધન, સમય આવ્યે વૃષ્ટિરૂપે આપવા માડ્યુ ૫ દયાળુ પુરુષો જેમ દુ:ખી મનુષ્યને જોઇને ધ્રુજતા તેને સુખી કરવા પોતાના જીવનનો ત્યાગ કરે, તેમ મેઘ વિજળીરૂપી નેત્રોથી જગતને દુ:ખી જોઇ, વાયુથી કંપતા પોતાના જીવનનો ત્યાગ કરવા લાગ્યા ૬ કામને માટે તપશ્ચર્યા કરનારનું શરીર જે તપે દુર્બળ થઈ જાય છે, તે તપના ફળને મેળવીને જેમ પુષ્ટ થાય, તેમ તડકાથી શુષ્ક થઈ ગયેલી પૃથ્વી પાણીથી પુષ્ટ થઇ ૭ કલિયુગમા જેમ પાપને લીધે પાખંડી ધર્મ પ્રકાશ કરે છે, પરંતુ વેદ ધર્મો

* આ અધ્યાયમા વર્ષા અને શરદ ઋતુના વર્ણનથી ગોપ તથા બળદેવજી સાથે ભગવાનની લીલાનુ વર્ણન કરવામા આવશે

પ્રકાશતા નથી, તેમ વર્ષાઋતુમા સાયકાળે અ ધારાથી પત ગિયા દેખાવા લાગ્યા અને આકાશમાના ગ્રહો દેખાતા બંધ થયા ૮ મૌન બેસી રહેલા શિષ્યો પોતાનુ નિત્ય કર્મ કરી રહ્યા પછી, આચાર્યનો શબ્દ સાભળી જેમ ભણુવા માડે, તેમ દેડકા મેઘનો શબ્દ સાંભળીને બોલવા લાગ્યા ૯ ઇદ્રિયાધીન મનુષ્યનો દેહ તથા સ પત્તિઓ જેમ આડે માર્ગે જાય છે, તેમ વર્ષાઋતુને લીધે નાની નદીઓ પાણીને લીધે આડે માર્ગે વહેવા માડી ૧૦ રાજાઓની સેના જેમ અનેક જાતના ર ગવાળી હોય, તેમ પૃથ્વી ઘાસથી લીલી અને ઇદ્રગોપને લીધે રાતા ર ગવાળી તથા બિલાડીના ટોપથી છાયાવાળી થઈ ૧૧ ક્ષેત્રધાન્યોની સ પત્તિ ખેડુતોને આન દ આપવા લાગી અને ‘સારુ નરતુ દૈવાધીન છે,’ એમ જાણુનાર ધનવ ત વૈશ્યો, જેઓએ ધાન્યનો સંગ્રહ કરી રાખ્યો હતો, તેઓને સ તાપ ઉપજાવવા લાગી ૧૨ મનુષ્ય શ્રીકૃષ્ણુની સેવાથી જેમ મનોહર સ્વરૂપને ધારણુ કરે, તેમ જળ તથા સ્થળવાસી સર્વ પ્રાણીઓએ નવા પાણીના સેવનથી મનોહર રૂપ ધારણુ કર્યું ૧૩ વળી જેમ અધુરા યોગીનું વાસનાવાળુ ચિત્ત વિષયો સાથે જોડાઈ ક્ષોભ પામે છે, તેમ પવનથી ઉછળતા મોજાવાળો સમુદ્ર નદીઓની સાથે મળીને ગાજવા લાગ્યો ૧૪ ભગવાનમા મન રાખનાર લોકો દુ ખોથી પીડાતા છતા પણુ જેમ ખિન્ન થતા નથી, તેમ પર્વતો વરસાદની ધારાઓથી હણાયા છતા, વ્યથા પામતા ન હતા ૧૫ બ્રાહ્મણોથી નિત્ય ભણુવામા ન આવતા વેદો, જેમ કાળ જતા સ દેહવાળા થઈ પડે, તેમ ઘાસથી ઢ કાઇ ગયેલા તથા જેની ઉપર લોકોની આવજાવ થતી બંધ પડી હતી એવા માર્ગો પણુ સંદેહવાળા થઈ પડયા ૧૬ ક્ષણિક પ્રીતિવાળી સ્ત્રીઓ જેમ ગુણુવાન પુરુષો સાથે સ્થિરતા કરીને રહેતી નથી, તેમ ચ ચળ વિજળીઓ પણુ સર્વ લોકના બંધુ રૂપ મેઘોની સાથે સ્થિરતા કરીને રહેતી ન હતી. ૧૭ ગુણોથી સેળભેળ આ જગતમાં, જેમ આત્મા નિર્ગુણુ છતા પ્રકાશે છે, તેમ ગર્જના કરતા મેઘ આકાશમા ઇદ્રનું ધનુષ દોરી (ગુણુ) વિનાનું હતુ' તોપણુ શોભવા લાગ્યા ૧૮ પોતાના પ્રકાશથી આવેલા અહ કારથી ઢ કાયલો જીવ શોભે નહિ, તેમ ચ દ્રથી પ્રકાશ પામતા મેઘ મ ડળે ઢ કાયલો ચ દ્ર શોભતો ન હતો ૧૯ ઘરમા બળીજળી રહેલા અને ખિન્ન થયેલા લોકો ભગવાનના ભક્તનો સમાગમ કરી પ્રસન્ન થાય છે અને તેઓનો સત્કાર કરે છે, તેમ ઉનાળાના તાપથી તપી ગયેલા અને ખિન્ન થઇ ગયેલા મયૂરો વર્ષાઋતુના આવવાથી આન દ પામી ટૌકા કરીને મેઘોને અભિન દન આપવા લાગ્યા ૨૦ તપશ્ચર્યા કરવાથી પ્રથમ શરીરમા દુર્બળ થઈ ગયેલા પુરુષો સ સારના વિષય સુખો ભોગવ્યા પછી, જેમ તાજા થાય છે, તેમ ઉનાળામા સુકાઇને ક્ષીણુ થયેલા વૃક્ષો પોતાના મૂળોવડે પાણી પીને નવપલ્લવ થઈ ગયા ૨૧ ઘરો અનેક ભય કર કર્મોથી ભરપુર છે, છતા પણુ વિષયની ઇચ્છાવાળા સ સારી પુરુષો જેમ તેવા ઘરોમા રહે છે, તેમ સારસ પક્ષીઓ કાદવથી ભરેલા કિનારાવાળા સરોવરમા રહેવા લાગ્યા ૨૨ કલિયુગમા પાખ ડીઓના મિથ્યા વાદોથી જેમ વેદના માર્ગો છિન્નભિન્ન થઇ જાય છે, તેમ વરસાદ વરસવા માડવાથી જળના પુરોથી માર્ગો તૂટી ગયા ૨૩ બ્રાહ્મણુ પુરોહિતોથી પ્રેરાયલા રાજાઓ, સમયે સમયે જેમ પોતાની પ્રજાને પરમ સુખ આપે છે, તેમ વાયુઓથી પ્રેરાયેલા મેઘો, સમયે સમયે પ્રાણીઓને અમૃતના જેવુ મીઠુ પાણી આપવા લાગ્યા ૨૪

આ પ્રમાણે સમૃદ્ધિવાળા અને જેમા ખજુર અને જાબૂ પાકેલા હતા, એવા વનના શ્રીકૃષ્ણુ ગોપ સાથે દાખલ થયા ૨૫ આૈલાના ભારથી ધીરે ધીરે ચાલતી તેમજ જેમના આચળોમાથી દૂધ ઝરતુ હતુ એવી ગાયો, ભગવાને પ્રેમથી બોલાવ્યાથી ઉતાવળી ઉતાવળી ચાલવા માડી ૨૬ ભગવાન પણુ પ્રસન્ન થયેલી ભીલડીઓને, રસને ઝરતી વનરાજીઓને, પર્વતમાથી પડતી જળધારાઓને તથા પાસે રહેલી ગુફાઓને નિહાળતા હતા તથા મેઘની ગર્જનાઓ સાભળતા હતા. ૨૭ કોઈ વાર જ્યારે વરસાદ વરસતો ત્યારે ભગવાન શ્રીકૃષ્ણુ વૃક્ષોની ઘટા નીચે અથવા ગુફામા પેસીને ક દ તથા મૂળનું ભોજન કરી

રમતા હતા [28] કોઈવાર શ્રીકૃષ્ણ, નદીના તીર પાસે આણેલુ દધ્યોદન બળદેવજી સાથે તથા સાથે જમાડવા યોગ્ય ગોપની સાથે શિલા ઉપર બેસીને જમતા [29] ચરીને ધરાઈ ગયેલી તથા લીલી હરિયાળી જમીન ઉપર બેસી આંખો મિંચીને વાગોલતી ગાયો ને વાછડા તથા ઓલાના ભારથી શ્રમિત થયેલી અને ધરાઈ રહેવાથી લીલી હરિયાળી જમીન ઉપર આંખો મિંચીને બેઠેલી ભેંસોને જોઈને અને પોતાની શક્તિથી વૃદ્ધિ પામેલી અને સર્વ પ્રાણીઓને હર્ષ આપનારી વર્ષાઋતુની શોભાને જોઈ જોઈને તેની પ્રશસા કરતા [30–31] શ્રીકૃષ્ણ તથા બળદેવજીને વ્રજમા આ પ્રમાણે મોજ કરતા કરતા શરદ્ઋતુ આવી લાગી.

આકાશ વાદળા વિનાનું સ્વચ્છ થઈ ગયુ, પાણી નિર્મળ થયુ, અને પવન શાંત થઈ વાવા લાગ્યો [32] યોગથી ભ્રષ્ટ થયેલાનુ ચિત્ત યોગાભ્યાસ કરવાથી જેમ ફરીને નિર્મળ થાય તેમ કમળોને ઉત્પન્ન કરનારી શરદ્ઋતુવડે જળ પાછા સ્વચ્છ થયા [33] ભગવાનની ભક્તિ જેમ બ્રહ્મચારીના, ગુરુને માટે પાણી ભરી લાવવુ, ભિક્ષા માગવી, વગેરે કષ્ટને હરી લે તેમ શરદ્ઋતુએ વાદળા હરી લીધા ભગવાનની ભક્તિ, જેમ ગૃહસ્થાશ્રમીઓની ઘણાં છોકરાની સાકળને હરી લે, તેમ શરદ્ઋતુએ વરસાદના ભયથી એકઠા મળીને એક ઠેકાણે ભરાઈ રહેતા પાણીના સાંકળરૂપી ભયને હરી લીધો ભગવાનની ભક્તિ જેમ વાનપ્રસ્થોની મલીનતા હરે છે, તેમ શરદ્ઋતુએ પૃથ્વીના કાદવને હરી લીધો ભગવાનની ભક્તિ જેમ સંન્યાસીઓની કામાદિક વાસનાનો મેલ હરે, તેમ શરદ્ઋતુએ પાણીના મળનો નાશ કર્યો [34] ત્રણ પ્રકારની એષણાનો ત્યાગ કરનાર શાંત મુનિઓ પાપરહિત થઈને જેમ શોભે તેમ વાદળા પોતાનું સર્વસ્વ વરસી શ્વેત રંગના થઈ શોભવા લાગ્યા [35] જ્ઞાનીઓ સમય ઉપર જેમ પોતાનું જ્ઞાન અધિકારીને આપે અને અનધિકારીને ન આપે, તેમ પર્વતો પોતાનું મધુર જળ કોઈ ઠેકાણે આપતા હતા અને કોઈ ઠેકાણે આપતા ન હતા. [36] કુટુંબમા બંધાઈ ગયેલા મૂઢ મનુષ્યો જેમ પ્રતિ દિવસ ક્ષય થતા આયુષ્યને જાણતા નથી, તેમ ઓછા પાણીમા રહેનારા જળચર પ્રતિ દિવસ ખુટી જતા પાણીને જાણતાં ન હતા. [37] દરિદ્ર તથા અજિતેંદ્રિય મનુષ્યો સંસારના તાપને પામે, તેમ જળચર શરદના સૂર્યના તાપને પામવા લાગ્યાં. [38] જ્ઞાની લોકો જેમ દ્રવ્ય આદિક અનિત્ય પદાર્થો ઉપરથી ધીરે ધીરે મમતા છોડી દે, તેમ નદીના પ્રદેશો ધીરે ધીરે કાદવનો ત્યાગ કરવા લાગ્યા અને જ્ઞાની લોકો જેમ ધીરે ધીરે શરીરાદિક અનાત્મ પદાર્થો ઉપરની અહંતા મમતા છોડી દે, તેમ લતાઓ પણ ધીરે ધીરે કચાશનો ત્યાગ કરવા લાગી [39] અંતઃકરણ ઉપરામ પામવા પછી સર્વ ક્રિયાનો ત્યાગ કરનાર મુનિ, જેમ વેદાધ્યયન બંધ કરીને બેસે, તેમ સમુદ્રના પાણી શરદ્ઋતુ આવવાથી સ્થિર થયાં અને સમુદ્ર ગાજવુ બંધ કરીને મૌન થઈ રહ્યો [40] યોગીઓ ઇંદ્રિયોદ્વારા ચાલ્યા જતા જ્ઞાનને ઇંદ્રિયોના રોધથી અટકાવી રાખે, તેમ ખેડુત લોકો અનેક માર્ગે ચાલ્યા જતા પાણીને કયારાઓ પુરવા માટે દૃઢ બંધો બાંધીને અટકાવવા લાગ્યા [41] જ્ઞાન જેમ દેહાભિમાનથી થયેલા તાપને હરી લે છે અને ભગવાન જેમ વ્રજની સ્ત્રીઓના તાપને હરી લે છે તેમ ચંદ્રમાએ શરદ્ઋતુના સૂર્યના કિરણોથી લાગતા તાપને હરણ કર્યો [42] શુદ્ધ, સત્વગુણી અને વેદના અર્થો જાણનારુ ચિત્ત, જેમ પ્રસન્ન રહે, તેમ વાદળા વિનાનું તથા શરદ્ઋતુના નિર્મળ તારાવાળું આકાશ સ્વચ્છ થયુ [43] યાદવોના પતિ ભગવાન શ્રીકૃષ્ણ જેમ યાદવોના મંડળથી શોભતા હતા, તેમ આકાશમા તારાઓના મંડળથી ચંદ્રમા શોભવા લાગ્યો [44] મનુષ્યો ઉપવનના સમશીતોષ્ણ પવનનું આલિંગન કરીને દિવસના તાપનો ત્યાગ કરવા લાગ્યા, પરંતુ જેમના મન શ્રીકૃષ્ણે હરણ કર્યાં હતાં, એવી ગોપીઓ બળવા લાગી [45] ઈશ્વરના આરાધન માટે કરવામા આવતી ક્રિયાઓ આરાધન કરનારને તેમની ઇચ્છા ન છતા પણ ફળ આપે છે; તેમ શરદ્ઋતુમા ગાયો, મૃગલીઓ, પક્ષીની માદાઓ તથા સ્ત્રીઓ આધાન પામવા લાગી. [46] રાજાના ઉદયથી ચોર વિના બીજા સર્વ લોકો જેમ

નિર્ણય થાય, તેમ સૂર્યના ઉદયથી કુમુદ વિના બીજાં સર્વ કમળો પ્રફુલ્લિત થયા ૪૭ પાકેલા ધાન્યોથી ભરપુર થયેલી પૃથ્વી નગરોમાં તથા ગામોમા નવીન ધાન્ય માટે કરવામા આવતા વૈદિક યજ્ઞોથી તથા ઇંદ્રિયોના આનંદો માટે કરવામા આવતા લૌકિક મહોત્સવોથી શોભવા લાગી ૪૮ મંત્ર તથા યોગથી સિદ્ધ થયેલા પુરુષો, આયુષ્યના બંધનથી રુંધાઇ રહેલા હોય છે, તેઓ સમય આવતા જેમ દેવાદિકના નવા દેહને પામે છે, તેમ વર્ષાઋતુથી રોકાઇ રહેલા વ્યાપારીઓ, સંન્યાસીઓ, રાજાઓ તથા બ્રહ્મચારીઓ, શરદ્ઋતુ બેસતા બહાર નીકળી પોતપોતાનું કામ સાધવા લાગ્યા વ્યાપારીઓ વ્યાપાર ખેડવા, સંન્યાસીઓ ઇચ્છાનુસાર તીર્થયાત્રા કરવા, રાજાઓ દિગ્વિજય કરવા અને સ્નાતકો વેદાધ્ધયન કરવા જવા લાગ્યા ૪૯

वणिङ्मुनिनृपस्नाता निर्गम्यार्थान् प्रपेदिरे ।
वर्षरुद्धा यथा सिद्धा स्वपिंडान् काल आगते ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
विंशोऽध्याय

# અધ્યાય ૨૧ મો.*

## શ્રીકૃષ્ણના બંસીનાદનું વર્ણન.

श्रीशुक उवाच

इत्थं शरत्स्वच्छजलं पद्माकरसुगंधिना ।
न्यविशद्वायुना वातं सगोगोपालकोऽच्युत.

શુકદેવજી કહે છે—હે રાજન્! શરદ્ઋતુથી નિર્મળ જળવાળા અને કમળની સુગંધથી મઘમઘતા પવનથી વ્યાપ્ત વૃંદાવનમા ભગવાન ગાયો અને ગોપ સાથે પધાર્યા ૧ વૃંદાવનમાં સરોવર, નદીઓ ને વૃક્ષો, ફુલવાળી વનરાજીમા મદમત્ત થઈને ગુંજારવ કરતા ભ્રમરો અને પક્ષીઓના કલરવોથી ગાજી રહ્યાં હતાં. ભગવાને ગોપ તથા ગાયોની સાથે ત્યાં આવી ગાયો ચારતાં વેણુનો નાદ કર્યો. ૨ આનંદ ઉત્પન્ન કરનાર બંસીનો નાદ સાંભળી કેટલીક વ્રજની સ્ત્રીઓ પરોક્ષે પોતાની સખીઓ આગળ તેનું આ પ્રમાણે વર્ણન કરવા લાગી ૩ હે રાજન્! ગોપીઓ શ્રીકૃષ્ણના ચરિત્રનું સ્મરણ કરતી કરતી વેણુગીતનું વર્ણન કરવા લાગી પણ આનંદના વેગથી મન વિક્ષિપ્ત થવાને લીધે વેણુગીતનુ વર્ણન કરી શકી નહિ ૪ શ્રીકૃષ્ણે માથે મોરપીંછનો મુગટ, કાનમા કરેણના પુષ્પો, શરીરે સુવર્ણના જેવું પીળા રંગનું રેશમી વસ્ત્ર તથા કંઠમા વૈજયંતી માળા ધારણ કરી હતી અને મોટા નટના જેવા શરીરને ધારણ કરનાર પોતાના અધરામૃતથી બંસીમા પવન પુરતા હતા ગોપ જેની કીર્તિ ગાતા હતા એવા ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ચરણથી મનોહર લાગતા વૃંદાવન નામના વનમા પધાર્યા અને ત્યા વેણુનાદ કર્યો ૫ સર્વ પ્રાણીઓના મનને હરણ કરે એવો વેણુનાદ સાંભળીને વ્રજની સ્ત્રીઓ તેનું વર્ણન કરવા અને પદે પદે ભગવાનનુ ચિંતન કરવા લાગી ૬

ગોપિકાઓ માંહોમાંહે બોલી—“હે સખીઓ! મિત્રોની સાથે પશુઓને વનમા ચરવા લઈ જતા બળદેવ અને શ્રીકૃષ્ણનુ બંસી બજાવતુ તથા સ્નેહના કટાક્ષોવાળુ મુખ જેઓએ જેયુ છે, તેઓએ નેત્રોનું ફળ મેળવ્યુ છે. કારણ કે, શ્રીમુખના દર્શન કરવા એજ આંખોવાળાની આંખોનુ સાફલ્ય છે, તે વિના બીજુ કઈ પણ ફળ નથી. ૭ વચ્ચે વચ્ચે લટકાવેલા આંબાના કોમળ પાદડા, મયૂરપિચ્છ પુષ્પના ગુચ્છ, ઉત્પલ તથા કમળની માળાવાળા અને કાળા તથા પીળા વસ્ત્રથી વિચિત્ર લાગતા અને કોઇવાર ગાયન કરતા બળદેવજી તથા શ્રીકૃષ્ણ, રંગભૂમિ ઉપર ગાતા તથા વિચિત્ર વેષ ધારણ કરતા મોટા નટો જેમ નટોની સભામા શોભે, તેમ ગોપની સભામાં શોભતા હતા ૮ અરે! આ વેણુએ તે એવું શું પુણ્ય કર્યું હશે, કે તે ગોપીઓને જ સંપૂર્ણ રીતે ભોગવવા યોગ્ય ભગવાનના અધરામૃતનો રસ બાકી ન રહે તેમ ભોગવે—પીએ છે, અને તેને જેઇને પોતાના પયથી ઉછેરનારી માતા સમાન નદીઓ, ઉઘડી રહેલાં કમળવનના મિષથી રોમાંચિત થયેલી હોય એવી દેખાય છે અને જેના વંશમાં આ બંસી

* આ અધ્યાયમા શ્રીહરિએ શરદ્ઋતુને લીધે રમણીય દેખાતા વૃંદાવનમા પધારીને વેણુનો મધુર નાદ કર્યો તે સાંભળીને ગોપીઓએ વર્ણન કર્યું તે કથા કહેવામા આવશે.

ઉત્પન્ન થઈ છે તે વાસ પણ પોતાના વંશમા ભગવાનના ભક્તને ઉત્પન્ન થયેલો જોઈને, તે કુળના વૃદ્ધ પુરુષો રોમાચિત થઈ જેમ આનંદાશ્રુઓ પાડે, તેમ પ્રફુલ્લિત થઈને રસની ધારારૂપી અશ્રુઓ પાડે છે ૯ હે સખિ! આ વૃન્દાવન પૃથ્વીની કીર્તિમા વધારો કરે છે, કારણ કે વૃન્દાવને ભગવાનના ચરણકમળથી શોભા સંપાદન કરી છે વળી આ વૃન્દાવનમા મયૂરો ભગવાનની બંસીનો નાદ સાભળી, તેને ગર્જનાવાળો નવો શ્યામ મેઘ માની નાચે છે, તે મયૂરના નૃત્યને જોઈને પર્વતના શિખરો ઉપર રહેતા પ્રાણીઓ પોતાનુ સર્વ કામકાજ ત્યાગ કરે છે ૧૦ હે સખિઓ! આ હરિણીઓ મૂઢ બુદ્ધિવાળી છતા ભાગ્યશાળી છે, કારણ કે, તેઓ વેણુ સાભળી સ્નેહપૂર્વક દૃષ્ટિદ્વારા વિચિત્ર વેષધારી નંદરાયના પુત્રનુ સન્માન કરે છે અને તે પણ પોતાના પતિ કાલિયાર મૃગોની સાથે રહીને સન્માન પામે છે ૧૧ વળી હે ગોપીઓ! સ્ત્રીઓને આનંદ આપે એવા રૂપવાળા તથા સુંદર વેષવાળા શ્રીકૃષ્ણ ભગવાનને જોઈને તથા તેમણે વગાડેલી વેણુનો નાદ સાભળીને, વિમાનમા બેઠેલી દેવાંગનાઓ પતિના ખોળામા બેઠા છતા અધીરી થઈ મોહિત થાય છે અને તેમના કેશપાશમાથી પુષ્પો ખરવા માડે છે ૧૨ ગાયો ભગવાનના મુખમાથી નીકળેલા બંસીગીત રૂપી અમૃતનું ઉંચા કરેલા કાનરૂપી પડીઆથી પાન કરે છે અને હર્ષાશ્રુ આવી જવાથી પોતાની સર્વ ક્રિયાઓ ભૂલી જાય છે ધાવતા વાછડા પણ બંસીનાદ સાભળીને ધાવવુ છોડી દઈ એમ ને એમ સ્થિર ઉભા રહે છે, તેમ ગાયો ને વાછડા પોતાની દૃષ્ટિદ્વારા ભગવાનનું આલિંગન કરી સંતોષ પામે છે ૧૩ અરે! વનમા જે પક્ષીઓ છે તે ઘણુ કરીને મુનિઓ હશે કારણ કે મુનિઓ શ્રીકૃષ્ણ ભગવાનનું જેમ દર્શન થાય તેમ વેદોક્ત કર્મના ફળનો ત્યાગ કરીને, વેદરૂપી વૃક્ષની શાખાઓનો આશ્રય કરે છે અને તેમા મનોહરરૂપે રહેલા કર્મો કરીને સુખી થતા, શ્રીકૃષ્ણ ભગવાન સંબધી પવિત્ર ચરિત્રને સાભળે છે, તેમ આ પક્ષીઓ ફૂલ ફળની આશા તજી દઈને મનોહર પલ્લવવાળા વૃક્ષોની શાખાઓ ઉપર આખો મીચી, બીજી ત્રીજી વાતો કરવી બંધ કરી, બંસીનો નાદ સાભળે છે ૧૪ ચેતનવાળા પ્રાણીઓની વાત તો રહી, પરંતુ ઘુમરીઓ ઉપરથી જણાતા મોહને લીધે જેઓનો વેગ તૂટી જાય છે, એવી નદીઓ પણ વેણુનો નાદ સાભળીને પોતાની તરંગરૂપી ભુજાઓથી, ભગવાનના ચરણમા કમળ અર્પણ કરે છે, અને લહેરોરૂપી હાથથી આલિંગન કરીને તેમના ચરણ ઢંકાઈ જાય તે પ્રમાણે કરે છે ૧૫ વળી તડકામા બળદેવજી તથા ગોપની સાથે વ્રજમા ગાયો ચારતા અને બંસી બજાવતા પોતાના મિત્ર શ્રીકૃષ્ણને જોઈને મેઘ પ્રેમથી તેમની આગળ પ્રગટ થાય છે, તેમના ઉપર પુષ્પોની અંજલિની પેઠે પાણીના છાટા નાખે છે ને પોતાના શરીરવડે તેમના મસ્તક ઉપર છાયા કરે છે ૧૬ હે સખિઓ! આપણા કરતા તો આ પુલિંદ સ્ત્રીઓ (ભીલડીઓ) ભાગ્યશાળી કે જેઓ ભગવાનને જોવાથી ઉત્પન્ન થયેલા તાપનું તેમના ચરણ ઉપરના અને તૃણને લાગેલા ચંદનને પોતાને મુખે અને છાતીએ લગાડીને શમન કરે છે ૧૭ હે સખિ! આ ગોવર્ધન પર્વત ભગવાનનો પુરો ભક્ત જણાય છે! કારણ કે તે બળદેવ અને ભગવાનના ચરણનો સ્પર્શ થતા તૃણાદિકના અંકુરો બહાર નીકળી આવવાના મિષથી રોમાચિત થયો હોય એવો દેખાય છે. પાણી, ઘાસ, ગુફાઓ કંદો તથા મૂળોવડે ગાયો તથા ગોપ સહિત સર્વે એમનો સત્કાર કરે છે ૧૮ વળી હે સખિયો, માથા ઉપર ગાયોના ગાળીઆ વીંટવાથી અને કાંધ ઉપર પાશને રાખવાથી મોટા ગોપની શોભા ધારણ કરનાર બળદેવ અને શ્રીકૃષ્ણ જ્યારે તેમની સાથે વૃન્દાવનમા ગાયો ચારતા વેણુનો મનોહર નાદ કરે છે, ત્યારે વેણુના મોહક સ્વરોવડે જંગમ પ્રાણીઓ સ્થાવરની પેઠે સ્થિર થઈ જાય છે અને વૃક્ષાદિક રોમાચિત થઈને, જંગમનો ધર્મ ધારણ કરે છે ૧૯ વૃન્દાવનમા ફરતા ભગવાનની જે જે લીલાઓ થતી તે સર્વ લીલાઓનું વર્ણન કરતી ગોપીઓ આખરે ભગવાનરૂપ થઈ ગઈ હતી ૨૦

**एवं विधा भगवतो या वृन्दावनचारिणः।**
**वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**एकविंशोऽध्यायः**

# અધ્યાય ૨૨ મો.*

## ગોપી-વસ્ત્રાહરણ.

**श्रीशुक उवाच**

**हेमंते प्रथमे मासि नंदव्रजकुमारिका ।**
**चेरुर्हविष्य भुंजानाः कात्यायन्यर्चनव्रतम् १**

શુકદેવજી કહે છે-હેમ તઋતુના પહેલા મહિનામા એટલે માર્ગશીર્ષ મહિનામા નંદના વ્રજની કુમારિકાઓ હવિષ્યાન્ન ખાઇ કાત્યાયની વ્રત કરીને સૌભાગ્ય ઇચ્છતી હતી ૧ હે રાજન્! તે કન્યાઓ નિત્ય યમુનાના જળમા નાહી, અરુણોદય થયા પછી વેળુની દેવી કરતી અને સુગંધી ચંદન, ફૂલ, બલિ, ધૂપ, નાના પ્રકારના નૈવેદ્યો, વગેરે અર્પી નવા પાંદડાં, ફૂલ તથા ચોખાથી કાત્યાયની દેવીનું પૂજન કરતી હતી ૨-૩ પૂજન કરતા બોલતી કે, હે કાત્યાયનિ! હે મહામાયા! નંદરાયના પુત્ર શ્રીકૃષ્ણ અમારા પતિ થજો. આ મંત્રનો તે પ્રત્યેક કુમારિકાઓ જપ કરતી અને કાત્યાયનીનું વ્રત કરતી ૪ આ રીતે કુમારિકાઓએ શ્રીકૃષ્ણમા મન રાખીને નંદરાયના પુત્ર શ્રીકૃષ્ણ અમારા પતિ થાય, એવી આશાથી એક માસ સુધી વ્રત કર્યું ૫ કુમારિકાઓ પ્રભાતમા ઉઠી એક બીજીને બોલાવતી ને એક બીજી એક બીજાના હાથ ઝાલીને ઉંચા સ્વરથી શ્રીકૃષ્ણના ગીત ગાતી ગાતી યમુના ઉપર નહાવા જતી અને ત્યા કાત્યાયનીનું પૂજન કરતી ૬ એક વાર તે કુમારિકાઓ નહાવા આવી અને પ્રથમની પેઠે યમુનાના તીર ઉપર વસ્ત્રો ઉતારીને, શ્રીકૃષ્ણની લીલાઓ ગાતી હર્ષભેર પાણીમા ઉતરી ૭ ભગવાન્ યોગેશ્વરોના પણ ઇશ્વર એવા શ્રીકૃષ્ણ તેમનો અભિપ્રાય જાણીને તેમના કર્મની સિદ્ધિ કરવા મિત્રો સાથે ત્યા ગયા ૮ અને તેમના વસ્ત્રો લઇને બાળકો સાથે હસતા હસતા કદંબના ઝાડ ઉપર ચઢી ગયા. પછી હસીને તે બોલ્યા કે, ૯ હે અબળાઓ! તમે અહીં આવી પોત પોતાના વસ્ત્રો લઇ જાઓ, હું તમને ખરુ કહુ છુ, મશ્કરી કરતો નથી, કારણ કે તમે વ્રત કરીને થાકી ગયેલા છો ૧૦ હમણા તો શું પણ હુ અસત્ય બોલ્યો નથી, તે આ મારા મિત્રો જાણે છે, માટે હે સુંદરિઓ! તમે એકે એકે અથવા તો સઘળી સાથે આવીને તમારા વસ્ત્રો લઇ જાઓ ૧૧

શુકદેવજી કહે છે-ભગવાને કરેલી મશ્કરીથી પ્રેમરસમા ડુબી ગયેલી ગોપકુમારિકાઓ એક બીજાની સામુ જોઇ લજવાઇ ગઈ અને હસવા લાગી, પરંતુ પાણીમાથી બહાર નીકળી નહિ ૧૨ ભગવાન ઉપહાસ કરવા લાગ્યા તેમના મર્મ ભાષણથી મોહિત થયેલી અને પાણીમા કંઠ સુધી ડુબેલી તેઓ ટાઢથી ધ્રુજતી હતી તેઓમાની મુગ્ધ કુમારિકાઓ ભગવાનને કહેવા લાગી કે, ૧૩ હે કૃષ્ણ! આવો અન્યાય કરો નહિ અમે જાણીએ છીએ કે તમે નંદરાયના પુત્ર અને વ્રજમા ઉત્તમ છો અમને વસ્ત્રો આપો અમે ટાઢથી ધ્રુજીએ છીએ ૧૪ તે પછી પ્રૌઢ કુમારિકાઓ બોલી કે, "હે સુંદરવર! અમે તમારી દાસીઓ છીએ, અને તમારી આજ્ઞા ઉઠાવવાને તૈયાર છીએ અમારાં વસ્ત્રો અમને આપી દો, નહિ તો અમે જઇને આ વાત કંસરાયને કહીશુ ૧૫

ભગવાન બોલ્યા-તમે જો મારી દાસી હો અને મારી આજ્ઞાને પાળતી હો તો અહીં આવીને તમારા વસ્ત્રો લઈ જાઓ ૧૬ ટાઢથી ધ્રુજતી અને શ્રમથી થાકી ગયેલી સર્વ કન્યાઓ બે હાથથી ગુહ્ય ઇંદ્રિયને ઢાંકીને જળાશયમાથી બહાર નીકળી ૧૭ તેમના શુદ્ધ ભાવથી પ્રસન્ન થયેલા નંદપુત્ર વસ્ત્રોને પોતાના ખભા ઉપર રાખીને હસતા હસતા બોલ્યા કે, ૧૮ "તમે વ્રતધારી છો, છતા નગ્ન થઇ જળમા નહાયા તેથી તમે જળદેવતા વરુણનો અપરાધ કર્યો, માટે હવે તમે તે અપરાધની ક્ષમા માટે માથા ઉપર બે હાથ રાખી પ્રણામ કરીને તમારાં વસ્ત્રો લઇ લ્યો.

શુકદેવજી કહે છે-કૃષ્ણનું આ વચન સાભળીને વ્રજકુમારિકાઓએ નવસ્ત્રા નહાવાથી વ્રતમા ભંગ થયો એમ માની, વ્રત પૂર્ણ કરવાની ઇચ્છાથી સંપૂર્ણ કર્મોના ફળભૂત સાક્ષાત્ ભગવાનને વાંકી

* આ અધ્યાયમા ભગવાન વસ્ત્રાહરણની લીલાવડે ગોપકન્યાઓને વરદાન આપીને યજ્ઞશાળાની પાસે ગયા, એ કથા કહેવામા આવશે

વળીને નમસ્કાર કર્યા, કારણ કે ભગવાન દોષને ટાળનાર છે. ૨૦ દયાળુ એવા ભગવાન દેવકીનંદન ગોપકન્યાઓને એ પ્રમાણે પ્રણામ કરતી જોઈને પ્રસન્ન થયા અને તેમને તેઓના વસ્ત્રો પાછા આપી દીધા ૨૧ ભગવાને જો કે ગોપકન્યાઓના વસ્ત્રો હરીને તેઓને સારી પેઠે છેતરી હતી, તેઓની લજ્જા લુટી હતી, તેઓની મશ્કરી કરી હતી, તેઓને રમકડાની પેઠે રમાડી હતી અને તેઓના વસ્ત્રો હરી લીધા હતા, તોપણ પ્રિય એવા શ્રીકૃષ્ણના સમાગમથી આનંદ પામેલી તે ગોપીઓએ ભગવાનના ઉપર દોષદૃષ્ટિ કરી ન હતી ૨૨ પછી પોતાના પ્રિયતમના સમાગમથી વશ થઇ ગયેલી ગોપિકાઓએ વસ્ત્રો પહેરી લીધા અને પછી પોતાનું આસક્ત મન જણાઈ જવાથી ત્યાથી એક ડગલુ પણ આગળ ખસી શકી નહિ તે ભગવાનની સામે લજ્જાથી ટગર ટગર જોવા લાગી ૨૩ પોતાના ચરણસ્પર્શની ઇચ્છાથી કાત્યાયનીનું વ્રત કરનારી તે ગોપિકાઓના મનનો સંકલ્પ જાણીને ભગવાન નંદપુત્રે કહ્યુ કે, ૨૪ "હે સદ્ગુણી સ્ત્રીઓ! મારી સેવા કરવી એ તમારો સંકલ્પ તમે ન કહ્યા છતા પણ મારા જાણવામા આવ્યો છે અને હું તેને અનુમોદન આપુ છુ ૨૫ મારા ઉપર મન રાખનારાઓની ઇચ્છા મારાથી જ પૂર્ણ થઈ શાંત થાય છે, પરંતુ તે જેમ બળી ગયેલુ અથવા તો રાંધેલુ અન્ન ફરીને બીજ તરીકે વાવવાને કામ લાગતુ નથી, તેમ તે બીજા વિષયભોગને માટે ઇચ્છા ઉત્પન્ન કરતુ નથી ૨૬ હે સ્ત્રીઓ! તમે વ્રજમા જાઓ, તમારા મનોરથ પૂર્ણ થયા છે તમે મારી સાથે આવતી શરદ્‌રાત્રિઓમા રમશો, કારણ કે મારા ચરણસ્પર્શ માટે કાત્યાયનીનું વ્રત તમે કર્યું છે" ૨૭

શુકદેવજી કહે છે–આ રીતે ભગવાને આજ્ઞા કર્યાથી તેઓ પોતાની કામનાઓ પ્રાપ્ત કરીને, ભગવાનના ચરણારવિંદનુ ધ્યાન કરતી વ્રજમા ગઈ ૨૮ પછી ભગવાન દેવકીપુત્ર શ્રીકૃષ્ણ ગોપ સાથે પોતાના મોટા ભાઈ બળદેવને લઇ ગાયો ચારતા ચારતા વૃંદાવનથી દૂર નીકળી ગયા ૨૯ રસ્તામા તીક્ષ્ણ તાપવાળા સૂર્યના તડકામા પોતાની છાયાવડે તેમના ઉપર છત્રરૂપ થઇ રહેલા વૃક્ષોને જોઈ ભગવાને સાથી ગોપને કહ્યું કે, ૩૦ "હે સ્તોક! હે અંશુ! હે શ્રીદામા! આ કેવળ પરોપકાર માટે જીવતાં વૃક્ષોના તરફ તો જુઓ તેઓ વાયુ, વરસાદ, સખત તડકો અને ટાઢ સહન કરી આપણી પીડા મટાડે છે. ૩૧–૩૨ યાચકો જેમ કોઈ સજ્જન પુરુષની પાસેથી નિરાશ થઇને પાછા જતા નથી, તેમ યાચકો આ વૃક્ષોની પાસેથી પણ નિરાશ થઈને જતા નથી. અહો! ધન્ય છે, આ વૃક્ષોના જીવતરને કે જેઓનો જન્મ સર્વ પ્રાણીઓના જીવનરૂપ થઈ પડયો છે. ૩૩ આ વૃક્ષો, પાંદડા, ફૂલ, ફલ, છાયા, મૂળ, છાલ, લાકડા, સુગંધ, ગુંદર, લાખ, ઠળિયા તથા અંકુરોથી પ્રાણીઓની કામના પૂર્ણ કરે છે ૩૪ આ સંસારમા પ્રાણથી, ધનથી, બુદ્ધિથી અને વાણીથી પ્રાણીઓનુ કલ્યાણ કરવુ એજ દેહધારીઓના દેહનું સાફલ્ય જાણવુ ૩૫ આ પ્રમાણે વૃક્ષોના વખાણ કરતા કરતા ભગવાન ફળ, ફૂલ ને પાંદડાના જથાઓથી જેમની શાખાઓ નમી ગઈ હતી, એવા વૃક્ષોની ઘટા વચ્ચે થઈને યમુનાના તીર ઉપર ગયા ૩૬ ત્યા ગાયોને સ્વચ્છ, શીતળ તથા ગુણકારક પાણી પાયુ ને ગોપે પણ ધરાઇને પાણી પીધું. ૩૭ પછી હે રાજન્! નદીના ઉપવનમા ઇચ્છાનુસાર ગાયો ચરાવતા તેઓ ભૂખથી અકળાયા તેથી શ્રીકૃષ્ણ તથા બળદેવજી પાસે જઇ નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૩૮

तस्या उपवने कामं चारयत. पशून्नृप ।
कृष्णरामावुपागम्य क्षुधार्ता इदमब्रुवन् ॥३८॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
द्वाविंशोऽध्यायः

## અધ્યાય ૨૩ મો.$

### યજ્ઞના અન્નની માગણી.

गोपा ऊचु.
राम राम महावीर्य कृष्ण दुष्टनिबर्हण ।
एषा वै बाधते क्षुन्नस्तच्छान्ति कर्तुमर्हथ ॥

$ આ અધ્યાયમા ભગવાને ગોપ પાસે અન્નની માગણી કરાવ્યાથી બ્રાહ્મણોની સ્ત્રીઓએ તે આપ્યુ અને બ્રાહ્મણોને પશ્ચાત્તાપ થયો એ કથા કહેવાશે.

ગોવાળિયા કહે છે—હે બળદેવજી ! હે શ્રીકૃષ્ણ ! ક્ષુધા અમને પીડે છે માટે તમારે અમારી ક્ષુધા મટાડવી જોઇએ ૧ આ રીતે ગોપબાળે દેવકીનંદનને વિનંતિ કરી, એટલે બ્રાહ્મણની સ્ત્રીઓ ઉપર અનુગ્રહ કરવા શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨ હે ગોપ લોકો ! વેદ જાણનાર બ્રાહ્મણો સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી આંગિરસ નામે યજ્ઞ કરે છે, તે દેવયજ્ઞમાં મારી આજ્ઞાથી તમે જાઓ અને ભાઈનું તથા મારું નામ દઈ બ્રાહ્મણોની પાસેથી અન્ન માગી લાવો ૩–૪ ભગવાને આજ્ઞા કરવાથી ગોવાળિયા યજ્ઞભૂમિમાં ગયા ને બે હાથ જોડી, બ્રાહ્મણોને દંડવત્પ્રણામ કરીને બોલ્યા કે, ૫ "હે ભૂમિદેવતાઓ ! અમે શ્રી કૃષ્ણની આજ્ઞાથી તથા બળદેવની પ્રેરણાથી તમારી પાસે આવ્યા છીએ અમે જાતે ગોપ છીએ, ૬ ભગવાન શ્રીકૃષ્ણ તથા બળદેવ અહીંથી થોડે દૂર ગાયો ચારવા આવ્યા છે, તેઓ ભૂખ્યા થવાથી તમારી પાસે અન્નની ઇચ્છા કરે છે, માટે જો તમને શ્રદ્ધા હોય તો યાચકરૂપે આવેલા તે બંને માટે અમને અન્ન આપો ૭ હે બ્રાહ્મણો ! દીક્ષાથી માંડીને અગ્નિષ્ટોમીય નામે પશુ મરાય તે પહેલા યજ્ઞમા દીક્ષા લેનારનુ અન્ન ખાવાથી દોષ લાગે છે, તેમ જ સૌત્રામણિ નામે યજ્ઞમા દીક્ષા લેનારનું અન્ન ખાવાથી દોષ લાગે છે, પરંતુ પશુ મરાયા પછી બીજી સંસ્થાઓમા અથવા બીજા યજ્ઞમા દીક્ષિતનું અન્ન ખાનારો દૂષિત થતો નથી " ૮ આ પ્રમાણે ગોપે કરેલી ભગવાનની માગણી બ્રાહ્મણોએ સાભળ્યા છતાં કંઈ ધ્યાન આપ્યુ નહિ કારણ કે એ બ્રાહ્મણો ક્ષુદ્ર આશાથી મોટા કર્મ કરતા હતા અને મૂર્ખ છતા જ્ઞાનીનો ડોળ રાખતા હતા ૯ દેશ, કાળ, જુદા જુદા પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજો, અગ્નિઓ, દેવતાઓ, યજમાન, યજ્ઞ તથા ધર્મ, એ સર્વ જે ભગવાન રૂપ છે, તે સાક્ષાત્ અતીંદ્રિય એવા ભગવાન શ્રીકૃષ્ણને મનુષ્ય માનીને, મોટાઈ માનનારા તે દુષ્ટ બુદ્ધિવાળાએ ભગવાનને પરબ્રહ્મ માન્યા નહિ. ૧૦–૧૧ તેમ તેઓને હા પણ પાડી નહિ, તેમ ના પણ પાડી નહિ, એટલે ગોપ નિરાશ થઇને શ્રીકૃષ્ણ તથા બળદેવજી પાસે ગયા અને બન્યા પ્રમાણે કહ્યુ ૧૨ જગદીશ્વર એવા ભગવાન, ગોપ બાળકનુ કહેલુ સાભળી હસ્યા ને તેઓને ફરી "ના પાડી તો શુ થયુ, ના પણ પાડે" એમ લૌકિક રીતિ દેખાડી કહેવા લાગ્યા કે, ૧૩ "મિત્રો ! તમે બ્રાહ્મણોની સ્ત્રીઓને કહો કે, શ્રીકૃષ્ણ પોતાના ભાઈ બળદેવ સાથે આવ્યા છે, એટલે બુદ્ધિથી મારે વિષે નિષ્ઠા રાખનારી બ્રાહ્મણની સ્ત્રીઓ તમને ઇચ્છા પ્રમાણે અન્ન આપશે " ૧૪ એટલે ગોપ યજ્ઞ મંડપની પાસે ઉભી કરેલી પત્નિશાળામા ગયા અને સ્ત્રીઓને પ્રણામ કરીને વિવેકથી નીચે પ્રમાણે કહ્યુ ૧૫ "તમને નમસ્કાર છે તમે અમારાં વચન સાભળો અહીંથી થોડે દૂર ગાયો ચરાવતા શ્રીકૃષ્ણે અમને તમારી પાસે મોકલ્યા છે ૧૬ શ્રીકૃષ્ણ ગોપ તથા બળદેવજી સાથે ગાયો ચરાવતા ચરાવતા દૂર નીકળી આવવાથી ભૂખ્યા થયા છે, માટે તેમને ખાવાને માટે અન્ન આપો ૧૭ ભગવાનને આવેલા સાંભળીને નિત્ય તેમના દર્શન કરવા ઉત્કંઠા ધરાવનારી અને તેમની કથાથી જેમનુ મન આસક્તિ પામેલુ હતુ, એવી વિપ્રસ્ત્રીઓ ભગવાનની પાસે જવાનો સમારંભ કરવા મંડી ૧૮ ઘણા ગુણવાળું ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય, એમ ચાર પ્રકારનું અન્ન લઇ, નદીઓ જેમ સમુદ્ર તરફ જાય, તેમ તેઓ ભગવાન તરફ જવા માંડી ૧૯ આ વેળા પતિ, ભાઈ, સગા સંબંધી તથા પુત્રોએ અટકાવી, તોપણ ઘણા દિવસ થયા ભગવાનની લીલા સાંભળીને, ભગવાનમા જેમનુ અંતઃકરણ લાગી રહ્યુ હતુ, એવી તે સ્ત્રીઓ ભગવાનની પાસે જવા માટે નીકળી ૨૦ તે સ્ત્રીઓએ અશોકના નવા પાંદડાંથી શોભાયમાન યમુના નદીના ઉપવનમા ગોપ પરિવૃત બળદેવ સાથે ફરતા શ્રીકૃષ્ણને દીઠા ૨૧ તે શરીરે શ્યામ હતા તેમણે સુવર્ણના જેવા પીળાં વસ્ત્રો પહેર્યાં હતા પુષ્પો, મયૂરપિચ્છો, ધાતુઓ અને નવા અંકુરો ધારણ કરીને, નટના જેવો વેષ ધર્યો હતો પોતાના મિત્રના ખભા ઉપર હાથ મૂક્યો હતો અને બીજા હાથથી કમળ ફેરવતા હતા. કાનમા કમળનાં પુષ્પો ખોસેલાં હતાં, માથાના વાળની લટો મુખકમળ ઉપર ઝૂકી રહી હતી તથા મંદ મંદ

હસતા હતા. ૨૨ હે નરેંદ્ર! ભગવાનના ગુણોને ઘણીવાર સાભળી જેના ઉપર અંત કરણથી આસક્ત થયેલી બ્રાહ્મણની સ્ત્રીઓએ નેત્રો દ્વારા તેમને અંત-કરણમા ઉતારી ઘણીવાર ધ્યાન ધર્યું અને પછી અહંકારની વૃત્તિઓ જેમ સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞને મળીને સર્વ તાપનો ત્યાગ કરે તેમ તેઓએ પોતાના તાપને શમાવ્યો ૨૩ સર્વની બુદ્ધિના સાક્ષી ભગવાન શ્રીકૃષ્ણ તેઓને સર્વ આશાઓનો ત્યાગ કરી, માત્ર પોતાના દર્શન કરવાની ઈચ્છાથી જ આવેલી જાણી, હસીને બોલ્યા કે, 'તમે ભલે આવી, બેસો, અમે તમારુ શું પ્રિય કરીએ? તમે કોઈના અટકાવને ન ગણકારતા અમારા દર્શન કરવાની ઈચ્છાથી આવી એ તમને ઘટે છે ૨૪-૨૫ તમે પોતાના સ્વાર્થનો વિચાર કરનાર ને વિવેકી છો, તેથી આત્મા તથા પ્રિય એવો જે હુ, તેની ઉપર યથાર્થ રીતે સાક્ષાત્ ફલાનુસંધાન રહિત તથા ભેદરહિત ભક્તિ કરો છો ૨૬ પ્રાણ, બુદ્ધિ, મન, સબંધી, દેહ, સ્ત્રી, પુત્ર તથા ધન વગેરે પદાર્થો જે આત્માના સબંધથી પ્રિય લાગે છે તે આત્માથી વધારે પ્રિય બીજો કોણ છે? ૨૭ તમે ખરે કૃતાર્થ થયા હવે તમે યજ્ઞના સ્થાન ઉપર જાઓ, તમારા ગૃહસ્થાશ્રમવાળા બ્રાહ્મણ પતિઓ તમારી સહાયતાથી પોતાનો યજ્ઞ પુરો કરશે" ૨૮

બ્રાહ્મણોની સ્ત્રીઓ બોલી–હે મહારાજ! આપને 'ઘેર જાઓ' એવુ ક્રૂર વચન કહેવુ યોગ્ય નથી તમે 'મારો ભક્ત કોઈ પણ નાશ પામતો નથી' એવી તમારી પોતાની પ્રતિજ્ઞા સત્ય કરો અમે સર્વ સબંધીઓનો ત્યાગ કરી, તમે પગવતી દૂર ફેંકી દીધેલી તુળસીની માળાઓને દાસીરૂપે માથા ઉપર ધારણ કરવા તમારા ચરણની પાસે આવ્યા છીએ ૨૯ માતાપિતા, પુત્રો, ભાઈ, કુટુબી તથા સ્નેહીઓ હવે અમને ઘરમા રાખશે નહી, ત્યારે બીજાઓ તો કેમ જ રાખે? માટે હે કામ ક્રોધાદિકનો નાશ કરનાર ભગવન્! અમે તમારા ચરણમા પડયા છીએ અમારી બીજી કોઇ પણ ગતિ ન થાય, તે પ્રમાણે અમારો અનુગ્રહ કરો ૩૦

ભગવાન બોલ્યા–મારા પ્રભાવથી પતિ, માતા-પિતા, ભાઈ, પુત્ર વગેરે તથા બીજા લોકો તમારા ઉપર દોષારોપ કરશે નહિ, અને (દેવતાઓને પ્રત્યક્ષ દેખાડીને) આ દેવતાઓ પણ મારી આજ્ઞાથી 'તમે પવિત્ર છો' એમ સંમતિ આપે છે. ૩૧ આ લોકમા મનુષ્યોનો પરસ્પર અંગસંગ કંઇ પ્રીતિ કે અનુરાગ કરાવતો નથી, માટે તમે મારામા મન લગાડવાથી થોડા વખતમા મુક્તિને પ્રાપ્ત થશો." ૩૨

શુકદેવજી કહે છે–પછી બ્રાહ્મણોની સ્ત્રીઓ યજ્ઞના સ્થાનક ઉપર ગઇ અને બ્રાહ્મણોએ દોષદષ્ટિ ન કરતા તેમની સાથે રહીને યજ્ઞ પુરો કર્યો ૩૩ જ્યારે સર્વ સ્ત્રીઓ ભોજનના ભાણા ભરીને ભગવાનની પાસે ગઇ હતી, ત્યારે એક સ્ત્રીને તેના પતિએ પકડીને પુરી મૂકી હતી તે સ્ત્રીએ ભગવાનના સ્વરૂપને સાભળ્યા પ્રમાણે હૃદયમા ધ્યાન ધરી કર્મથી બધાયલા દેહનો ત્યાગ કર્યો તેથી તે ભગવાનને પામી ગઈ ૩૪ ભગવાન ચાર પ્રકારના અન્નથી ગોપને જમાડીને પછી પોતે જમ્યા. ૩૫ આ પ્રમાણે લીલાવડે મનુષ્યનુ શરીર ધારણ કરનાર, મનુષ્ય લોકની પેઠે આચરણ કરનાર અને રૂપ, વાણી તથા કાર્યોથી ગાયોને, ગોપને, અને ગોપીઓને રમાડતા ભગવાન વ્રજમા રમતા હતા. ૩૬ મનુષ્યનુ નાટક કરનારા પેલા બ્રાહ્મણો જગતના ઈશ્વર એવા શ્રીકૃષ્ણ તથા બળદેવની યાચનાનુ આપણે અપમાન કર્યું, તેથી અપરાધી છીએ, એમ વિચારીને પશ્ચાત્તાપ કરવા લાગ્યા પોતાની સ્ત્રીઓની ભગવાન શ્રીકૃષ્ણમા અલૌકિક ભક્તિ જોઇને તથા પોતાને ભક્તિહીન જોઇને પશ્ચાત્તાપ કરતા તેઓ નીચે પ્રમાણે સતાપ કરવા લાગ્યા ૩૮ "આપણા ત્રણ પ્રકારના જન્મને, આપણી વિદ્યાને, આપણા બ્રહ્મચર્ય વ્રતને, આપણા જ્ઞાનને, આપણા કુળને અને આપણા ક્રિયાકાડ કૌશલ્યને ધિક્કાર છે, કારણ કે, આપણે ભગવાનથી વિમુખ છીએ ૩૯ ખરેખર! ભગવાનની માયા યોગીઓને પણ મોહ ઉપજાવનારી છે, કારણ કે આપણે બ્રાહ્મણો મનુષ્યોના ગુરુ છીએ છતા પણ આપણા સ્વાર્થમા ભમીએ છીએ. ૪૦ સ્ત્રીઓને પણ જગતના ગુરુ શ્રીકૃષ્ણ ઉપર અપાર ભાવ છે, જે ભાવે કરીને તેઓએ સંસાર-

રૂપી મૃત્યુ પાશ કાપી નાખ્યો છે " ૪૧ સ્ત્રીઓને ઉપનયન સંસ્કાર, ગુરુના ઘરમાં નિવાસ, તપશ્ચર્યા, આત્મવિચાર, પવિત્રતા, સંધ્યાવંદનાદિક ઉત્તમ પવિત્ર ક્રિયાઓ કંઈ નથી ૪૨ તોપણ તેમની, યોગેશ્વરના ઇશ્વર શ્રીકૃષ્ણમાં દૃઢ ભક્તિ થઇ અને આપણે ઉપનયનાદિ સંસ્કારવાળા છીએ છતા આપણી ભગવાન ઉપર દૃઢ ભક્તિ થઈ નહિ ૪૩ અરેરે ! ! આપણે સ્વાર્થથી મૂઢ અને ગૃહ કામકાજથી વ્યાકુળ છીએ. આપણને સત્પુરુષોની ગતિરૂપ પરમાત્માએ ગોપના વાક્યોદ્વારા સ્વસ્વરૂપનુ સ્મરણ અપાવ્યુ, છતા પણ આપણે સમજી શક્યા નહિ ૪૪ પૂર્ણ કામનાવાળા અને મોક્ષાદિક પુરુષાર્થોના સ્વામી પરમેશ્વરને સ્વરૂપનું જ્ઞાન આપવા વિના બીજુ તેના અધીન રહેનાર જે આપણે તેમનું શુ પ્રયોજન હોય ? એ તો ઇશ્વરની એક લીલા હતી ૪૫ લક્ષ્મી બીજા સર્વનો ત્યાગ કરીને તથા પોતાના મંગલાદિક ગુણોનો ત્યાગ કરીને, નિરંતર જે ભગવાનના ચરણનો સ્પર્શ કરીને આશાથી ભજે છે, તે ભગવાન યાચના કરે, એ વાત બીજા મનુષ્યોને મોહિત કરનારી છે ૪૬ દેશ, કાળ, પદાર્થો, મંત્ર, તંત્ર, ઋત્વિજો, અગ્નિઓ, દેવતાઓ, યજમાન, યજ્ઞ અને ધર્મ, એ સર્વ જે રૂપ છે, તે યોગેશ્વરના પણ ઇશ્વર એવા ભગવાન વિષ્ણુ યદુવંશમા અવતર્યા છે એમ સાભળ્યુ છે, છતા પણ આપણે ઓળખ્યા નહિ ૪૭-૪૮ તોપણ આપણે ભાગ્યશાળી છીએ કારણ કે, આપણી સ્ત્રીઓ ભક્તિવાળી છે અને જે સ્ત્રીઓની ભક્તિને લીધે આપણી બુદ્ધિ ભગવાનમા નિશ્ચળ થઈ ૪૯ માટે જેની માયાથી મોહિત થઇને આપણે કર્મમાર્ગમા ભટકીએ છીએ, તે અખંડ જ્ઞાનવાળા શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર હો ૫૦ અને તે આદિ પુરુષ પોતાની માયાથી સ્વસ્વરૂપને ભૂલી ગયેલા અને તેથી તેમના પ્રભાવને નહિ જાણનાર જે આપણે, તેમના અપરાધને ક્ષમા કરશે. ૫૧ શ્રીકૃષ્ણનો અપરાધ કરનાર બ્રાહ્મણોને પછી શ્રીકૃષ્ણના તથા બળદેવના દર્શન કરવાની ઇચ્છા થઈ પરંતુ તેઓ કંસના ભયને લીધે ગયા નહિ. ૫૨

इति स्वार्थमनुस्मृत्य कृष्णे ते कृतहेलना ।
दिदृक्षवोऽप्यच्युतयोः कंसाद्भीता न चाचलन् ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
त्रयोविंशोऽध्यायः

# અધ્યાય ૨૪ મો.*

## ઇંદ્રયાગનું ખંડન.

श्रीशुक उवाच
भगवानपि तत्रैव बलदेवेन संयुतः ।
अपश्यन्निवसन् गोपानिंद्रयागकृतोद्यमान् ॥१॥

શુકદેવજી કહે છે-ભગવાન શ્રીકૃષ્ણ બળદેવજીની સાથે વ્રજમા રહેતા હતા તેવામા ગોપ લોકને ઇંદ્રયાગ કરવા માટે ઉદ્યમ કરતા જોયા ૧ સર્વના આત્મા અને સર્વ વસ્તુના જોનાર ભગવાન, 'તેઓ ઇંદ્રયાગ કરે છે,' એમ જાણતા હતા તોપણ વિનયથી નમ્ર થઈ નંદ વગેરે વૃદ્ધોને પૂછવા લાગ્યા કે, ૨ હે પિતાજી ! તમે જે ધામધુમ કરો છો તે શુ છે ? જો તે યજ્ઞ માટે ધામધુમ હોય, તો તે યજ્ઞનું શુ ફળ છે ? કયા દેવતાને ઉદ્દેશીને યજ્ઞ કરો છો ? અને કયો અધિકારી છે ? કયા ઉપાયે તે યજ્ઞ થાય છે તે મને કહો ? ૩ હે પિતાજી ! મને તે વાત સાભળવાની ઇચ્છા છે, માટે મને તે કહો ? છતા પણ નંદે તેમને કંઈ ઉત્તર આપ્યો નહિ, એટલે ભગવાન બોલ્યા કે, " આ લોકમા સર્વને આત્મારૂપે જોનાર મહાત્મા પુરુષોનું કોઈ પણ કામ છાનું હોતુ નથી. ૪ જેમને મિત્ર, શત્રુ અને ઉદાસીન કોઇ પણ નથી, તેવાને 'આ પોતાનો અને આ પારકો' આવી ભેદ બુદ્ધિ થતી નથી કદાચ ગુપ્ત કાર્યની સલાહ લેતા ઉદાસીનને શત્રુની પેઠે ત્યાગ કરવો જોઇએ, પરંતુ મિત્રનો ત્યાગ કરવો યોગ્ય નથી, કારણ કે, મિત્ર તો પોતાના સમાન ગણાય છે. ૫ માટે મિત્રોની સાથે કાર્યનો વિચાર કરીને, તેના સ્વરૂપને સમજવું અને પછી કાર્ય કરવુ, પરંતુ ગાડરિયા પ્રવાહની માફક કરવુ નહિ આ લોકમા કેટલાક મનુ-

* આ અધ્યાયમા ભગવાને ઘણા કારણોથી ઇન્દ્રનો યજ્ઞ બંધ કરાવી યજ્ઞનું ખંડન કરી ગોવર્ધન પર્વતનુ પૂજન કરાવ્યુ, એ કથા કહેવાશે

ષ્યો સમજીને કાર્ય કરે છે અને કેટલાક વગર સમજે કરે છે, તેમા સમજીને કરનારને જેવુ ફળ મળે છે, તેવું સમજ્યા વિના કાર્ય કરનારને મળતું નથી. ૬ તમે આ ક્રિયા શું શાસ્ત્ર રીતિ પ્રમાણે કરો છો? અથવા લૌકિક રીતિ પ્રમાણે કરો છો? અને આમા તમે શું વિચાર કર્યો છે? તે હુ તમને પૂછું છુ, તેનો તમે મને સારી રીતે ઉત્તર આપો ૭

નંદરાય બોલ્યા–આ ચાલ પરંપરાના આચાર પ્રમાણે કરવામા આવે છે. ભગવાન ઈન્દ્ર એ મેઘનું રૂપ છે અને આ સઘળા મેઘો તેમની પોતાની મૂર્તિઓ છે મેઘો પ્રાણીઓને પોષણ કરનારુ તથા જીવાડનારુ પાણી વરસાવે છે ૮ હે ભાઈ! અમે તથા બીજા મનુષ્યો તે પાણી વરસાવનાર મેઘોના અધિપતિ ઇંદ્રનું પાણીથી ઉત્પન્ન થયેલા પદાર્થોથી યજન કરીએ છીએ, ૯ અને તે પદાર્થોના શેષ ભાગ ઉપર ધર્મ, અર્થ તથા કામને માટે પોતાની આજીવિકા કરે છે કહેશે કે સર્વ લોકો ખેતીવાડી ઉપર જીવે છે તેમને ઇંદ્રની સાથે શુ લાગે વળગે છે? પરંતુ તેમ નથી પુરુષો જાત મહેનતથી માત્ર પુરુષાર્થ કરે છે ખરા, પરંતુ તેનું ફળ ઇંદ્ર આપે છે, તેથી ખેતીવાડી ફળે છે ૧૦ માટે જે મનુષ્ય પરંપરાથી ઉતરી આવેલા આ ધર્મનો કામનાથી, લોભથી અથવા દ્વેષથી ત્યાગ કરે છે, તે સુખ પામતો નથી. ૧૧

શુકદેવજી કહે છે–નંદજીનું તથા બીજા વ્રજવાસીઓનું કહેલું સાંભળીને શ્રીકૃષ્ણ ઇંદ્રની ઉપર દ્વેષ કરી બોલ્યા કે, ૧૨ "પ્રાણી પોતાના કર્મવડે ઉત્પન્ન થાય છે અને કર્મવડે નાશ પામે છે સુખ, દુખ, ભય અને કલ્યાણ કર્મથી થાય છે ૧૩ ક્ષણવાર કર્મને દૂર મૂકીને માનીએ કે, કર્મથી અલિપ્ત એવો કોઈ એક ઇશ્વર છે અને તે કર્મ કરનારાઓને ફળ આપે છે, પણ કર્મ ન કરનારને ફળ આપતો નથી, તેથી તે કર્મ ન કરનારાઓનો સ્વામી થઈ શકતો નથી, પણ કર્મને અધીન રહે છે ૧૪ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, કર્મથીજ ફળની સિદ્ધિ છે, માટે કર્મને અધીન રહેલો ઇશ્વર બકરીના ગળાના આંચળની માફક નિરર્થક છે, તેથી ઇંદ્રનું અહીં શુ પ્રયોજન છે? પોતપોતાના કર્મ પ્રમાણે વર્તનારા પ્રાણીઓ પૂર્વજન્મના સંસ્કાર પ્રમાણે કર્મ કરે છે, અને તેના સ્વભાવ પ્રમાણે કરેલા કર્મને મિથ્યા કરવા ઇંદ્ર પણ શક્તિમાન નથી. ૧૫ કારણ કે, મનુષ્ય પોતાના પૂર્વજન્મના સંસ્કારને અધીન છે અને પૂર્વજન્મના સંસ્કાર પ્રમાણે વર્તે છે. ટુંકામા દેવતા, અસુર તથા મનુષ્ય સહિત આ સર્વ વિશ્વ, પૂર્વજન્મના સંસ્કારને અધીન છે. વળી કર્મની પ્રવૃત્તિ સંસ્કારને અધીન છે, તેમા અંતર્યામીની કંઈ જરૂર નથી ૧૬ પ્રાણી કર્મથી ઉંચા નીચા દેહને પામે છે અને કર્મથીજ તેનો ત્યાગ કરે છે, માટે કર્મજ શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરુ અથવા ઈશ્વર છે. ૧૭ એટલા માટે દેવતાઓ તો કર્મનુ અંગ છે, તેથી પૂર્વ સંસ્કારને અધીન રહી, પોતાના વર્ણાશ્રમાનુસાર કર્મ કરનારે કર્મની પૂજા કરવી જોઇએ કારણ કે, મનુષ્ય જેનાથી પરિશ્રમ વિના પોતાની આજીવિકા ચલાવે તે જ તેનું દૈવત ગણાય છે ૧૮ પરંતુ દુષ્ટ સ્ત્રી જેમ જારની સેવા કરીને તેનાથી સુખ પામતી નથી, તેમજ જે મનુષ્ય બેમાથી એકના ઉપર આજીવિકા કરી, બીજાની સેવા કરે છે, તે સુખ પામતો નથી. ૧૯ બ્રાહ્મણે વેદાધ્યયન કરીને, ક્ષત્રિયે પૃથ્વીની રક્ષા કરીને, વૈશ્યે વ્યાપાર કરીને, અને શૂદ્રે ત્રણ વર્ણની સેવા કરીને, આજીવિકા કરવી ૨૦ વૈશ્યની ચાર પ્રકારની આજીવિકા છે, ખેતીવાડી, વ્યાપાર, અને ધંધો તેમા આપણે નિરંતર ગાયોની સેવા કરનાર છીએ. ૨૧ સત્વ, રજ અને તમ, આ ત્રણ ગુણથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય થાય છે, તેમાથી રજોગુણવડે આ વિશ્વ પરસ્પર અનેક રૂપે ઉત્પન્ન થાય છે. ૨૨ અને રજોગુણથી પ્રેરાયલા મેઘ ચારે તરફ જે પાણી વરસે છે, તે પાણીથી પ્રજા પોતાની આજીવિકા ચલાવે છે, તેમા ઇંદ્ર શુ કરશે? ૨૩ કદાચ ઇંદ્રાદિકની સત્તા હોય તોપણ આપણને યોગ–ક્ષેમ માટે ઈન્દ્રાદિક દેવતાઓની જરૂર નથી, કારણ કે આપણને દેશ, નગર, ગામ અથવા ઘર તેમાનું કંઈ પણ નથી, પરંતુ હે તાત! આપણે તો વનવાસી છીએ અને વનમા તથા પર્વતમાં રહીએ છીએ.

૨૪ માટે ગાયોનો, બ્રાહ્મણોનો તથા પર્વતોનો યજ્ઞ આરંભવો જોઈએ. ઇંદ્રના યજ્ઞ માટે જે સામગ્રીઓ તૈયાર કરી છે તેનાથી આ યજ્ઞ કરો. ૨૫ દૂધપાકથી માંડીને મગની દાળ સુધી જાતજાતના ભોજનો તૈયાર કરો અને ગાયોનું દૂધ એકઠું કરો. ૨૬ વેદ જાણનાર બ્રાહ્મણો દ્વારા અગ્નિમા સારી રીતે હોમ કરાવો અને બ્રાહ્મણોને ઘણી જાતનું અન્ન, ગાયો તથા દક્ષિણા આપો. ૨૭ કુતરા, ચાંડાળ અને પાપીઓ પર્યંત સર્વને યથોચિત અન્ન દાન આપો, ગાયોને ઘાસ નાખો ગોવર્દ્ધન પર્વતને બલિ અર્પણ કરો, ૨૮ અને પછી તમે ભોજન કરો, ત્યારપછી સર્વે શરીર ઉપર ચંદનના લેપ કરી, સારા વસ્ત્રો પહેરી અલંકૃત થાઓ. અને ગાયો, બ્રાહ્મણ, અગ્નિ તથા પર્વતોની પ્રદક્ષિણા કરો ૨૯ હે તાત! મારો તો આવો વિચાર છે, તે જો તમને ગમતુ હોય તો કરો. આવો યજ્ઞ મને, ગાયોને, બ્રાહ્મણોને તથ પર્વતોને પ્રિય છે." ૩૦

શુકદેવજી કહે છે—કાલાત્મા ભગવાન શ્રીકૃષ્ણે ઇંદ્રનો ગર્વ હરવાની ઇચ્છાથી જે વાત કહી, તે સાંભળી નંદાદિક ગોપલોકે ગ્રહણ કરી, ૩૧ અને ભગવાને જે પ્રમાણે કહ્યુ તે પ્રમાણે સર્વ કરવા માંડ્યું. બ્રાહ્મણોદ્વારા સ્વસ્તિવાચન કરાવી ઇંદ્રયાગની સામગ્રીવડે પર્વતો અને બ્રાહ્મણો વગેરે સર્વને આદરપૂર્વક બલિ આપ્યા, ગાયોને ઘાસ નાખ્યું અને સર્વેએ પર્વતની પ્રદક્ષિણા કરી ૩૨-૩૩ પછી શણુ ગારાયલી અને ભગવાનના પરાક્રમોને ગાતી ગોપિકાઓએ તથા ગોપોએ બળદ જોડેલા ગાડામાં બેસી, ગોવર્ધન પર્વતની પ્રદક્ષિણા કરી અને બ્રાહ્મણોના આશીર્વાદ લીધા. ૩૪ શ્રીકૃષ્ણ પણ ગોપને વિશ્વાસ આવે તેવું બીજું મોટું સ્વરૂપ ધારણ કરીને 'હું પર્વત છું' એમ બોલતા બલિ લેવા લાગ્યા. ૩૫ અને વ્રજવાસીઓની સાથે રહેલા શ્રીકૃષ્ણ ભગવાને સર્વને કહ્યું કે, "જુઓ આ પર્વતે મૂર્તિમાન થઈને આપણા ઉપર અનુગ્રહ કર્યો. આ ગિરિરાજ પોતાનું અપમાન કરનાર પ્રાણીઓનો સર્પ વિંછી વગેરે ઇચ્છાનુસાર રૂપ ધારણ કરીને નાશ કરે છે, માટે આપણે આપણા તથા ગાયોના કલ્યાણ માટે તેમને નમસ્કાર કરવા." આમ કહેતા શ્રીકૃષ્ણે વ્રજવાસીઓ સાથે પોતાના સ્વરૂપને નમસ્કાર કર્યા ૩૬-૩૭ શ્રીકૃષ્ણના કહેવાથી ગોપ, પર્વત, ગાયો અને બ્રાહ્મણોનો યજ્ઞ કરીને શ્રીકૃષ્ણની સાથે વ્રજમા ગયા. ૩૮

इत्यद्रिगोद्विजमखं वासुदेवप्रणोदिताः ।
यथा विधाय ते गोपाः सहकृष्णाव्रजं ययुः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
चतुर्विंशोऽध्यायः

## અધ્યાય ૨૫ મો.*

### ગોવર્ધન ધારણ.

श्रीशुक उवाच

इन्द्रस्तदात्मनः पूजां विज्ञाय विहतां नृप ।
गोपेभ्यः कृष्णनाथेभ्यो नंदादिभ्यश्चुकोप सः ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! પોતાની પૂજાનો લોપ થયો તેથી ઇંદ્ર, શ્રીકૃષ્ણ જેના નાથ હતા, એવા નંદાદિક ગોપ ઉપર કોપ્યો ૧ કોપી ઉઠેલા ઇન્દ્રે પ્રલય કરનાર મેઘોના સંવર્તક નામે ગણને વ્રજ ઉપર મુસળધાર વરસવા આજ્ઞા કરી અને 'હું ઇશ્વર છું' એવું અભિમાન રાખનાર ઇન્દ્રે પોતાના ગણોને કહ્યુ કે, વનમા રહેનાર ગોપ લક્ષ્મીનો બહુ મદ રાખે છે તેઓ કૃષ્ણ નામે મનુષ્યનો આશ્રય કરીને દેવતાઓનું અપમાન કરે છે ૨-૩ મનુષ્યો જેમ આત્મજ્ઞાન આપનારી બ્રહ્મવિદ્યાનો ત્યાગ કરી, તારવાને અસમર્થ નૌકાનું નામ માત્ર ધરાવનાર કર્મકયજ્ઞોથી જેમ સંસારસિંધુ તરવાની ઇચ્છા કરે, તેમ આ ગોપલોક પણ વાચાળ, મૂર્ખ, ગર્વિષ્ઠ, અજ્ઞાની તથા પોતાને પંડિત માનનાર કૃષ્ણ નામે મનુષ્યનો આશ્રય કરીને મારું અપ્રિય કરવા તૈયાર થયા છે ૪-૫ લક્ષ્મીથી ગર્વિષ્ઠ થયેલા અને કૃષ્ણે ચઢાવેલા ગોપનો લક્ષ્મીનો મદ ઉતારો અને પશુનો સંહાર કરી નાખો. ૬ હું પણ ઐરાવત ઉપર ચઢી મહા પરાક્રમી પવનના ગણોની સાથે વ્રજનો નાશ કરવાની ઇચ્છાથી તમારી પછવાડે આવું છું. ૭

* આ અધ્યાયમા ઇન્દ્રની આજ્ઞાથી વરસાદે વ્રજ ઉપર હેલી કરી ત્યારે શ્રીકૃષ્ણે ગોપ ને ગાયોનું ગોવર્દ્ધન ધરી રક્ષણ કર્યું એ કથા કહેવાશે.

શુકદેવજી કહે છે-આ પ્રમાણે ઇંદ્રે આજ્ઞા કરી એટલે મેઘો પોતાના બંધો છુટા મૂકીને વેગથી જળધારાઓવડે ગોકુળને પીડવા મંડ્યા ૯ વીજળીઓથી પ્રકાશતા તે, ભયંકર કાટકા કરવા લાગ્યા, અને તીક્ષ્ણ એવા પવનના અણોથી પ્રેરાયેલા આકાશમાંથી વ્રજ ઉપર મોટા કરા વર્ષાવવા લાગ્યા ૯ વાદળા ઉપરા ઉપરી ચડી મુસળધારાથી વરસવા લાગ્યા તેથી પાણીના ઓઘથી ડુબી ગયેલી પૃથ્વીમા ઉંચી નીચી જમીન દેખાતી બંધ થઈ ૧૦ ઘણા વરસાદને લીધે અને અત્યંત પવનને લીધે કંપતા તથા ટાઢથી ધ્રુજતા પશુ, ગોપ તથા ગોપીઓ ભગવાનને શરણે ગયા ૧૧ આ વેળા વરસાદથી પીડા પામતા તેઓ પોતાના માથા તથા છોકરાને ઢાંકી દઈ કંપતા ભગવાનના ચરણુની પાસે જઈને ઉભા રહ્યા અને બોલ્યા કે, ૧૨ હે કૃષ્ણ! આપે કોપાયમાન થયેલા ઇંદ્રથી અમારી રક્ષા કરવી જોઇએ ૧૩ મોટા કરા પડવાથી વ્રજ પીડિત થયુ, તે જોઈ શ્રીકૃષ્ણ ભગવાને માન્યુ કે, કોપાયમાન થયેલા ઇન્દ્રે આ કર્યું છે ૧૪ આપણે ઇંદ્રના યજ્ઞનો ભંગ કર્યો તેથી તે આપણો નાશ કરવા ઋતુ વિના ભયંકર વરસાદ અને મોટા કરાઓ વરસાવે છે ૧૫ હું મારી શક્તિથી તેનો સારી રીતે ઉપાય કરીશ, અને લોકપાલપણાનું અભિમાન રાખનાર દેવતાઓના લક્ષ્મીના મદરૂપી અંધારાને હરણ કરીશ સત્વગુણવાળા દેવતાઓને 'અમે ઈશ્વર છીએ' એવુ અભિમાન થવુ ઘટે નહિ, છતા અભિમાન થાય ત્યારે તેઓના અભિમાનને ઉતારવુ ૧૭ મારે શરણે આવેલુ, હું જેનો સ્વામી છુ તથા મે જેને અંગીકાર કરેલુ છે, એવા વ્રજની હુ યોગબળથી રક્ષા કરીશ, કારણ કે શરણાગતનુ રક્ષણ કરવુ, એ મારો ધર્મ છે ૧૮ આ પ્રમાણે કહીને બાલક જેમ રમત માત્રમા બિલાડીના ટોપને ઉપાડી લે તેમ શ્રીકૃષ્ણે રમત માત્રમા એક હાથ ઉપર ગોવર્ધન ઉપાડી લીધો ૧૯ પછી ભગવાને ગોપલોકને કહ્યુ કે, હે તાત! તમે સર્વે ગાયોના વૃંદ સાથે સાવકાશપણે આ પર્વતના પોલાણમા પેસી જાઓ ૨૦ મારા હાથમાથી પર્વત પડવાનો તમારે ભય રાખવો નહિ, તેમ ટાઢ કિંવા વરસાદનો ભય પણ રાખવો નહિ, કારણ કે, મે તેઓથી તમારુ રક્ષણ કર્યું છે. ૨૧ શ્રીકૃષ્ણ ભગવાને તેઓને ધીરજ આપી, એટલે સર્વ વ્રજવાસીઓ, ગાયો, ગાડાં, ચાકરો અને પુરોહિતોની સાથે પર્વતના પોલાણમા પેસી ગયા ૨૨ અને ત્યા આગળ વ્રજવાસીઓ ભૂખ-તરસની પીડાનો તથા સુખની ઇચ્છાનો ત્યાગ કરી, શ્રીકૃષ્ણની સામુ જોઈને બેસી રહ્યા શ્રીકૃષ્ણે સાત દિવસ લગી પર્વતને ટચલી આગળી ઉપર ધરી રાખ્યો અને એક પગલુ પણ ખસ્યા નહિ ૨૩ ભગવાનના યોગબળના તે સામર્થ્યને જોઈ ઇન્દ્ર આશ્ચર્ય પામ્યો, તેનો ગર્વ ઉતરી ગયો ને તે પોતાના વિચારમા નિષ્ફળ થયો પછી તેણે મેઘોને જળ વરસાવતા અટકાવ્યા થોડીવાર પછી આકાશ વાદળા રહિત થયુ, સૂર્યનો ઉદય થયો, અને દારુણ પવન કુંકતો હતો તે તથા વરસાદ બંધ પડયો, તે જોઈ ગોવર્ધનધારી ભગવાને ગોપલોકને કહ્યુ કે, ૨૫ "હે ગોપલોકો! હવે બધો ભય ગયો છે સ્ત્રીઓ ધન તથા સામાન સાથે બહાર નીકળો કારણ કે પવન અને વરસાદ બંધ પડયા છે, અને નદીઓના પાણી ઉતરી ગયા છે ૨૬ સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધો એમ સર્વે ગોપલોક પોતપોતાની ગાયોનાં વૃંદ લઇ, તથા ગાડામા સરસામાન ભરી ધીરે ધીરે ગુફાઓની બહાર નિકળ્યા ૨૭ ભગવાને પણ પવન તથા વરસાદ બંધ પડવાથી સર્વ પ્રાણીઓના દેખતા રમત માત્રમા પર્વતને તેને ઠેકાણે મૂકી દીધો ૨૮ એટલે અત્યંત પ્રસન્ન થયેલા વ્રજવાસીઓ પ્રેમના આવેશથી શ્રીકૃષ્ણને ભેટી પડયા અને તેમનો સત્કાર કર્યો ગોપીઓએ સ્નેહ ભરી રીતે હર્ષથી દહીં, અક્ષત અને જળથી ભગવાને વધાવ્યા તથા સ્નેહભેર આશીર્વાદ આપ્યા ૨૯ યશોદા, રોહિણી નન્દરાય અને બળવાળાઓમાં શ્રેષ્ઠ એવા બળદેવ, સ્નેહથી આકળા થઈ જઇ શ્રીકૃષ્ણને ભેટી આશીર્વાદ આપવા લાગ્યા ૩૦ આકાશમા દેવતાઓ, સાધ્યો, સિદ્ધ, ગંધર્વો ને ચારણો પ્રસન્ન થઇને સ્તુતિ કરવા લાગ્યા ૩૧ સ્વર્ગમાં દેવતાઓએ વગાડેલા શંખો અને દુંદુભિના નાદ થયા તથા હે રાજન્! તુંબરુ

વગેરે ગંધર્વોના પતિઓ ગાવા લાગ્યા. ૩૨ તે પછી પોતાની ઉપર પ્રીતિવાળા ગોવાળિયા સાથે શ્રીકૃષ્ણ બળદેવને લઈ વ્રજમા પધાર્યા અને સ્નેહથી હૃદયમા વસી રહે એવી ગોપીઓ પણ હર્ષમા આવીને શ્રીકૃષ્ણનાં કાર્યોને ગાતી વ્રજમા આવી ૩૩

ततोऽनुरक्तै: पशुभि: परिश्रितो राजन्
स गोष्ठं सर्वलोकमङ्गलः ।
तथाविधान्यस्य कृतानि गोपिका
गायन्त्य ईयुर्मुदिता हृदिस्पृश: ॥ ३३ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
पंचविंशोऽध्याय:

# અધ્યાય ૨૬ મો.[$]

## બાળચરિત્ર વર્ણન.

श्रीशुक उवाच

एवं विधानि कर्माणि गोपा: कृष्णस्य वीक्ष्य ते
अतद्वीर्यविद: प्रोचु: समभ्येत्य सुविस्मिता १

શુકદેવજી કહે છે–શ્રીકૃષ્ણ ભગવાનના આવા કર્મો જોઈને તેમના પરાક્રમોથી અજાણ્યા એવા ગોપલોક આશ્ચર્ય પામ્યા અને નંદરાયની પાસે આવી કહેવા લાગ્યા કે, "તમારા બાળકના આ કર્મો અત્યંત આશ્ચર્યજનક છે ગોપલોકમા તે પોતાનો જન્મ ધારણ કરવાને કેમ યોગ્ય છે ? ૧-૨ જે સાત વર્ષના બાળકે મોટો હાથી જેમ શુંઢવડે કમળને ધારણ કરે, તેમ એક હાથે રમત માત્રમા મોટા પર્વતને ધારણ કર્યો ૩ કાળ જેમ આયુષ્યને પી જાય, તેમ આંખો મિંચીને સુતેલો બાળક પુતનાને તેના પ્રાણોની સાથે પી ગયો ૪ ત્રણ મહિનાનો બાળક એકવાર ગાડાની નીચે સુતો હતો તે વેળાએ પગ ઉંચા ઉછાળીને રડતા રડતા ગાડાને પાટુ મારી તેથી ગાડુ ઉંધુ પડી ગયુ. ૫ વળી આ બાળક એક વર્ષની ઉમ્મરનો થયા પછી એક દિવસ બેઠો હતો એટલામાં દૈત્ય તેને આકાશમાર્ગે હરી ગયો. તે વેળા તેણે ગળુ પકડીને તૃણાવર્તને મારી નાખ્યો ૬ એકવાર માખણની ચોરી કરતા માતાએ ઉખળની સાથે બાંધ્યો ત્યારે તેણે બે વૃક્ષોની વચ્ચે જઇ તે પાડી નાખ્યા હતા ૭ એકવાર ભગવાન બાળકો સાથે બળદેવજી સહિત વનમા વાછડાં ચારતા હતા એટલામા બકાસુર તેમને મારવાની ઇચ્છાથી ગયો ભગવાને બે હાથવતી તેનું મુખ ચીરી નાખ્યુ ૮ એકવાર એક દૈત્ય વાછડાનું રૂપ લઇને વાછડામા પેસી ગયો, તેને ભગવાને મારીને તેના શબથી રમત કરતા કરતા કોઠના ઝાડો પાડી નાખ્યા ૯ પછી એકવાર બળદેવની સાથે ભગવાને ગર્દભાસુરને અને તેના ભાઈઓને મારીને પાકેલા ફળવાળા તાડના વનને નિર્ભય કર્યું ૧૦ તે પછી એકવાર બળભદ્ર પાસે ઉગ્ર એવા પ્રલંબાસુરનો નાશ કરાવી વ્રજના ઢોર ઢાંખરોની અને ગોવાળિયાઓની દાવાનળમાથી રક્ષા કરી ૧૧ વળી એક વખતે આ બાળકે મહા ઝેરી સર્પ કાલીયને નાથીને પરાણે ધરામાથી કાઢી મૂકી યમુના નદીનુ જળ નિર્વિષ કર્યું, ૧૨ વળી હે નન્દ! સર્વ વ્રજવાસીઓનો સ્વાભાવિક રીતે તમારા આ પુત્ર ઉપર અતિ પ્રેમ છે અને તમારા પુત્રનો પણ અમારા ઉપર સ્વાભાવિક સ્નેહ છે આ પ્રમાણે અન્યોન્યમા સ્વાભાવિક ગાઢ સ્નેહ બંધાયો છે તેનુ કારણ શુ ? શું તે સર્વનો આત્મા હશે ? સાત વર્ષનો બાળક ક્યાં, અને એક મોટા પર્વતને ઉપાડવો એ ક્યા ? આ ઉપરથી અમને તમારા પુત્રના ચરિત્ર અદ્ભુત લાગે છે " ૧૪

નંદ કહે છે–હે ગોપ! ગર્ગાચાર્યે આ બાળકને ઉદ્દેશીને મને જે કહ્યુ છે, તે હું તમને કહું તે સાભળો, અને તમારી શંકાઓ દૂર કરો ૧૫ ગર્ગાચાર્યે મને કહ્યુ છે કે–'યુગે યુગે અવતારો ધારણ કરનાર તમારા આ બાળકના શ્વેત, રાતો અને પીળો એવા ત્રણ વર્ણ છે તેમા હમણાં તેમણે કૃષ્ણ વર્ણ ધારણ કર્યો છે. ૧૬ પૂર્વે તમારો પુત્ર કોઈ વાર વસુદેવને ત્યા જન્મ્યો હતો, તેથી વિદ્વાનો તેને શ્રીમાન્ વાસુદેવ કહે છે ૧૭ તમારા પુત્રના ગુણ તથા કર્મને અનુસરતાં ઘણા નામો અને રૂપો છે, તે સર્વ હું જાણું છુ, પણ મનુષ્યો તે કંઈ જાણતાં

$ આ અધ્યાયમા શ્રીકૃષ્ણના અદ્ભુત કર્મો જોઇ આશ્ચર્ય પામેલા ગોપ આગળ નંદે શ્રીકૃષ્ણનું ઐશ્વર્ય વર્ણવ્યુ. તે કથા કહેવાશે

નથી ૧૮ ગોપ અને ગોકુળને આનંદ આપનાર આ બાળક તમારું કલ્યાણ કરશે અને તમે આ બાળકથી પરિશ્રમ વિના સર્વ સંકટો તરી જશો. ૧૯ પૂર્વે જ્યારે જગતમાં કોઈ પણ રાજા ન હતો, ત્યારે આપણે ચોરોથી પીડા પામતા હતા, સત્પુરુષોની આણે રક્ષા કરી હતી અને આનાથી રક્ષાતા તે લોકોએ બળમાં વધીને ચોરોનો પરાજય કર્યો હતો. ૨૦ જે મહાભાગ્યશાળી મનુષ્યો આ ભગવાન ઉપર પ્રીતિ રાખે છે, તે અસુરો જેમ વિષ્ણુના પક્ષવાળાનો પરાજય કરી શકતા નથી, તેમ તેઓનો શત્રુઓ પરાજય કરી શકતા નથી ૨૧ લક્ષ્મી, કીર્તિ, પ્રભાવ વગેરે ગુણોથી તમારો આ પુત્ર નારાયણના જેવો છે તેના કર્મો જોઈને તમારે આશ્ચર્ય પામવું નહિ ૨૨ આ પ્રમાણે ગર્ગાચાર્ય પોતે મને કહીને પોતાને ઘેર ગયા, ત્યારથી હું ઉત્તમ કાર્ય કરનાર કૃષ્ણને નારાયણનો અંશ માનું છું " ૨૩ આ પ્રમાણે નંદરાયે ગર્ગાચાર્યના વચનો કહ્યા તે સાંભળીને જેઓએ અપાર પરાક્રમવાળા શ્રીકૃષ્ણનો પ્રભાવ જોયેલો અને સાંભળેલો હતો, એવા વ્રજવાસીઓ પ્રસન્ન થયા, તેઓનું આશ્ચર્ય દૂર થયું, અને તેઓએ નંદનો તથા શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો. ૨૪ યજ્ઞનો ભંગ થવાથી થયેલા રોષને લીધે ઈન્દ્ર જળની વૃષ્ટિ કરવા લાગ્યો અને વીજળી, કરાઓ અને તીક્ષ્ણ પવનથી ગોપ, પશુઓ તથા સ્ત્રીઓ જેમાં પીડાતા હતા એવા ગોકુળને પોતાને શરણે આવેલું જોઈને દયાળુ ભગવાને મહત્તા પ્રગટ કરતા, બાળક છોકરો જેમ એક હાથથી બિલાડીના ટોપને ઉખેડીને હાથમાં લઈ લે, તેમ રમત કરતા એક હાથે ગોવર્ધન પર્વતને જમીનમાંથી ઉખેડીને તોળી રાખ્યો, અને ગોકુળની રક્ષા કરી મહેંદ્રનો મદ ઉતારનાર અને ગાયોના ઈન્દ્ર અમારા ઉપર પ્રસન્ન થાઓ ૨૫

देवे वर्षति यज्ञविप्लवरुषा वज्रास्मवर्षानिले.
सीदत्पालपशुस्त्रिआत्मशरण
दृष्ट्वाऽनुकम्प्युत्स्मयन् ।
उत्पाट्यैककरेण शैलमबलो
लीलोच्छिलींध्रं यथा
बिभ्रद्गोष्ठमपान्महेंद्रमदभित्प्रीयान्न इन्द्रो गवाम्
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
षड्विंशोऽध्यायः

## અધ્યાય ૨૭ મો.*

### શ્રીકૃષ્ણ અભિનંદન.

श्रीशुक उवाच
गोवर्धने धृते शैले आसाराद्रक्षिते व्रजे ।
गोलोकादाव्रजत्कृष्णं सुरभिः शक्र एव च ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વતને ધારણ કરી વરસાદથી વ્રજની રક્ષા કરી, તેથી કામધેનુ તથા ઇંદ્ર ગોલોકમાંથી શ્રીકૃષ્ણની પાસે એકાંતમાં આવ્યા અને ઈન્દ્રે ભગવાન સૂર્ય જેવા તેજસ્વી મુગટથી તેમના ચરણનો સ્પર્શ કર્યો. ૧-૨ પછી અપાર તેજવાળા શ્રીકૃષ્ણનો પ્રભાવ જોવાથી " હું ત્રણ લોકનો ઈશ્વર છું, " એવો જેનો મદ ઉતરી ગયો હતો એવા ઈન્દ્રે બે હાથ જોડી આ પ્રમાણે સ્તુતિ કરી ૩ હે મહારાજ! તમારું સ્વરૂપ શુદ્ધ, સત્વગુણી, શાંત, તપોમય અને રજોગુણ તથા તમોગુણથી રહિત છે આ સંસારપ્રવાહ માયાસ્વરૂપ છે અને અજ્ઞાનને લીધે વળગે છે, તેનો સંબંધ તમને નથી ૪ હે ઈશ! જ્યારે અજ્ઞાન અને તેથી ઉત્પન્ન થનાર દેહનો સંબંધ નથી, ત્યારે બીજા દેહને ઉત્પન્ન કરનાર, દેહના સંબંધથી થનાર તથા અજ્ઞાનને સૂચવનાર લોભાદિક તો તમારે વિષે ક્યાંથી સંભવે? તોપણ આપ પરમાત્મા ધર્મના રક્ષણ માટે અને ખળ પુરુષના નિગ્રહ માટે દંડ ધારણ કરો છો ૫ તમે જગતના પિતા, ગુરુ, અધિપતિ અને ટાળી શકાય નહિ એવા કાળમૂર્તિ છો. તમો પોતાની ઈચ્છાનુસાર અવતાર ધારણ કરી, હાથમાં દંડ લઈ, જગતના ઈશ્વરત્વનું અભિમાન રાખનારના મદનો નાશ કરો છો ૬ વળી મારા જેવા અજ્ઞાનીઓ જેઓ જગતના ઈશ્વરનું અભિમાન રાખનાર છે, તેઓ ભયના સમયમાં પણ નિર્ભય રહેનાર આપના દર્શન કરીને અભિમાનનો

* આ અધ્યાયમાં શ્રીકૃષ્ણનો પ્રભાવ જોઇ કામધેનુએ તથા ઇન્દ્રે અભિષેક મહોત્સવ કર્યો, તે કથા કહેવાશે

ત્યાગ કરે છે, અને ગર્વ રહિત થઈને મહાત્મા પુરુષનો માર્ગ સેવે છે, માટે તમારી લીલા ખળ લોકોને શિક્ષા કરનારી છે ૭ હે પ્રભો ! તમે ઐશ્વર્યના મદમાં ડુબી ગયેલા તમારા પ્રતાપને ન જાણનાર અને તમારો અપરાધ કરનાર ઉપર અનુગ્રહ કરવાને યોગ્ય છો હે ઈશ્વર ! હુ પ્રાર્થના કરું છું કે, મારી દુષ્ટ બુદ્ધિ નાશ કરો ૮ હે અતીંદ્રિય ! પૃથ્વી ઉપર પોતે ભારરૂપ ને મોટો ભાર ઉત્પન્ન કરનાર દૈત્યોના સેનાપતિઓનો નાશ કરવા તથા તમારાં ચરણને સેવનારાઓના કલ્યાણ માટે તમારો આ અવતાર છે ૯ તમને મહાત્મા અને પુરુષરૂપ ભગવાનને હું નમસ્કાર કરું છું. વળી વાસુદેવ, શ્રીકૃષ્ણ ને સાત્વતકુળના પતિ એવા તમને નમસ્કાર છે ૧૦ સ્વેચ્છાથી શરીર ધારણ કરનાર, શુદ્ધ જ્ઞાન સ્વરૂપ, સર્વ રૂપ, સર્વના કારણરૂપ, અને સર્વ પ્રાણીઓના આત્મારૂપ આપને નમસ્કાર છે ૧૧ હે ભગવન્ ! તમે મારા યજ્ઞનો ભંગ કર્યા પછી, માની તથા મહા ક્રોધી એવા મે વરસાદ અને વાયુવડે વ્રજનો નાશ કરવા આ પ્રયત્ન કર્યો હતો. ૧૨ પરંતુ હે ઈશ્વર ! તમે મારા ઉપર અનુગ્રહ કર્યો છે હુ ગુરુરૂપ આત્મારૂપ અને ઈશ્વરરૂપ જે તમે, તેમને શરણે છું ૧૩

શુકદેવજી કહે છે—આ પ્રમાણે ઈન્દ્રે શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરી, એટલે ભગવાને હસતાં હસતાં મેઘના જેવી ગંભીર વાણીથી ઈન્દ્રને કહ્યુ કે— ૧૪ "હે ઈન્દ્ર ! દેવતાઓની રાજ્ય લક્ષ્મીથી મત્ત થઈ પ્રજાઓ અને તમને નિત્ય મારુ સ્મરણ રહે તે માટે મે યજ્ઞનો ભંગ કર્યો હતો. ૧૫ ઐશ્વર્ય તથા લક્ષ્મીના મદમા આંધળો થયેલો પુરુષ હાથમા દંડ ધારણ કરનાર મને દેખતો નથી. હું જેનો અનુગ્રહ કરવાની ઈચ્છા કરુ છું, તેને સંપત્તિઓથી ભ્રષ્ટ કરું છુ. ૧૬ હે ઇંદ્ર ! હવે તમે સ્વર્ગમા જાઓ, તમારુ કલ્યાણ થાઓ તમારે અભિમાન મૂકીને પોતપોતાના અધિકાર ઉપર સાવધાનતાથી રહેવુ અને મારી આજ્ઞા પાળવી " ૧૭

શુકદેવજી કહે છે—હે રાજન્ ! પછી ઉદાર મનવાળી કામધેનુ પોતાનાં સંતાનો સાથે ગોપરૂપી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રણામ કરીને તેમની આજ્ઞાથી તેમને કહેવા લાગી કે, ૧૮ 'હે અચ્યુત ! લોકોના પતિ એવા તમોથી અમે ધણિયાતા છીએ. ૧૯ હે જગત્પતિ ! તમે અમારુ પરમ દૈવત છો, તમે અમારા ઇંદ્ર છો, અને હે મહારાજ ! ગાય, બ્રાહ્મણ, દેવતાઓ તથા ભગવદ્ભક્તોના કલ્યાણ માટે તમે ઇંદ્ર થાઓ ૨૦ બ્રહ્માની આજ્ઞાથી અમે તમને અમારા પદ ઉપર અભિષેક કરીએ છીએ. હે વિશ્વાત્મા ! તમે ભૂમિનો ભાર ઉતારવા અવતર્યા છો.' ૨૧ આ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા માગીને સુરભિ (કામધેનુ) એ પોતાના દૂધથી ભગવાનને અભિષેક કર્યો તથા ઈન્દ્રે દેવર્ષિઓની સાથે રહીને દેવતાઓની માતાઓની પ્રેરણાથી ઐરાવત હાથીની શુંડાથી આણેલા આકાશગંગાના પાણીથી ભગવાનને અભિષેક કર્યો અને તેમનું ગોવિંદ એવું નામ પાડ્યુ. ૨૨-૨૩ ત્યા આવેલા તુંબરુ, નારદ, ગંધર્વ, વિદ્યાધર, સિદ્ધ અને ચારણાદિ, લોકોનો મળ નાશ કરનાર ભગવાનના યશને ગાવા લાગ્યા અને હર્ષમા આવેલી દેવાંગનાઓ નાચવા લાગી. ૨૪ મોટા મોટા દેવતાઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા અને તેની ઉપર અદ્ભુત રીતે પુષ્પોની વૃષ્ટિ કરી. ત્રણે લોકો પરમ સુખ પામ્યા અને તે વખતે ગાયોએ દૂધથી પૃથ્વીને ભીંજવી દીધી. ૨૫ નાના પ્રકારના રસસમૂહોની નદીઓ વહેવા માંડી, વૃક્ષોમાંથી મધ ઝરવા માંડ્યું, ઓષધિઓ ખેડ્યા વિના થવા માંડી, અને પર્વતો તેજસ્વી મણિઓને ધારણ કરવા લાગ્યા. ૨૬ હે કુરુનંદન ! સ્વાભાવિક રીતે જે પ્રાણીઓ ક્રૂર હતા તે પ્રાણીઓ પણ શ્રીકૃષ્ણને અભિષેક કર્યા પછી વૈર વિનાના થઈ ગયા ૨૭

कृष्णेऽभिषिक्त एतानि सत्त्वानि कुरुनन्दन ।
निर्वैराण्यभवंस्तात क्रूराण्यपि निसर्गतः २७

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
सप्तविंशोऽध्यायः



# અધ્યાય ૨૮ મો.*

## શ્રીકૃષ્ણે નંદરાયનું કરેલું રક્ષણ.

**श्रीशुक उवाच**

**एकादश्यां निराहारः समभ्यर्च्य जनार्दनम् ।**
**स्नातुं नन्दस्तु कालिन्द्यां द्वादश्यां जलमाविशत् ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! એકાદશીને દિવસે નિરાહાર રહીને નંદરાયે નારાયણનું પૂજન કર્યું અને બારસને દહાડે વહેલા ઉઠીને તે નહાવા માટે યમુનાના જળમા ઉતર્યા. ૧ નંદરાય અસુરી વેળા હોવાથી અસુર લોકોને આવવાનો સમય છે, એવુ નહિ જાણતા શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે, પાછલી રાત્રે પાણીમાં નહાવા માટે ઉતર્યા, એટલામા વરુણનો સેવક એક દૈત્ય તેમને વરુણદેવની પાસે લઈ ગયો ૨ ગોવાળિયાઓ નાહીને આડુ અવળુ જોતા નંદરાય દૃષ્ટિએ પડ્યા નહિ, એટલે હે કૃષ્ણ! એ પ્રમાણે બુમો પાડવા લાગ્યા, કે ભગવાન શ્રીકૃષ્ણ ત્યા આવ્યા અને તેમણે ગોપલોક પાસેથી પોતાના પિતાને વરુણદેવ હરી ગયા છે, એવુ સાભળીને હે રાજન્! પોતાના ભક્તોને અભય આપનાર સમર્થ ભગવાન વરુણની પાસે ગયા ૩ વરુણદેવે શ્રીકૃષ્ણને આવ્યા જોઇને, મોટી સામગ્રીથી તેમની પૂજા કરી તેમના દર્શનથી જેને આનંદ થયો હતો એવા વરુણદેવે ભગવાનને કહ્યુ કે, ૪ હે પ્રભુ! આજ મારો જન્મ સફળ થયો આજે મને સર્વ સંપત્તિઓ મળી અને હે ભગવન્! તમારા ચરણની સેવા કરનાર અમે આજે જ સંસારના પારને પામ્યા. ૫ બ્રહ્મ અને પરમાત્મા સ્વરૂપ આપને હુ નમસ્કાર કરુ છુ, કે જેમા લોકની સૃષ્ટિની કામના કરનારી માયા સાભળવામાં આવતી નથી. ૬ હું શાસ્ત્રથી અજાણ્યો, મૂર્ખ તથા કાર્ય ન જાણનારો છું, તેથી તમારા પિતાને અહીં લાવ્યો છુ. આપે મારા ઉપર ક્ષમા કરવી જોઇએ ૭ હે કૃષ્ણ! તમારે મારા ઉપર અનુ-ગ્રહ કરવો જોઇએ હે ગોવિંદ! આ તમારા પિતા રહ્યા તેમને લઈ જાઓ. ૮

શુકદેવજી કહે છે—વરુણદેવે લોકપાલના ઇશ્વર એવા શ્રીકૃષ્ણને પ્રસન્ન કર્યા પછી શ્રીકૃષ્ણ પોતાના સબંધીઓને આનંદ આપતા પોતાના પિતા નંદરાયને લઇને યમુનાના તીર ઉપર આવ્યા. ૯ નંદ ઇંદ્રિયોથી જાણી કે જોઈ શકાય નહિ એવા લોકપાલ વરુણદેવના ઐશ્વર્યને જોઇને તથા તેઓએ શ્રીકૃષ્ણને કરેલા પ્રણામથી આશ્ચર્ય પામ્યા. તેમણે પોતાના બધુજનને આ વાત કહી. ૧૦ પછી ગોપ શ્રીકૃષ્ણને ઇશ્વર માની ઉત્સાહથી વિચાર કરવા લાગ્યા કે, ‘ભગવાન શ્રીકૃષ્ણ આપણને પણ પોતાનું *સૂક્ષ્મ સ્વરૂપ દેખાડશે.’ ૧૧ સર્વના સંકલ્પને જાણી જનાર ભગવાન પોતે પોતાના ભક્ત ગોપના મનનો સંકલ્પ જાણી તેઓનો સંકલ્પ સિદ્ધ કરવા કૃપાથી નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યા. ૧૨ ‘આ લોકમા દેહાદિકની અંદર અહંબુદ્ધિ થાય છે, તેથી તૃષ્ણા વધે છે અને તેથી કરેલા કર્મો પ્રમાણે ઉંચી નીચી જાતિમા અવતાર ધારણ કરતો મનુષ્ય પોતાની ગતિને જાણતો નથી. ૧૩ આ પ્રમાણે વિચાર કરીને મહા દયાળુ ભગવાન શ્રીકૃષ્ણે ગોવાળિયાઓને પ્રકૃતિથી પર એવુ પોતાનું બ્રહ્મસ્વરૂપ દેખાડ્યુ અને પછી વૈકુંઠ લોક દેખાડ્યો. ૧૪ સત્ય, જ્ઞાનસ્વરૂપ, અનંત, સ્વયપ્રકાશ તથા નિરંતર સિદ્ધ એવુ પોતાનું બ્રહ્મસ્વરૂપ તેમને પ્રથમ દેખાડ્યું જે સ્વરૂપને સમાધિનિષ્ઠ જ્ઞાનીઓ, જડ પદાર્થોનો ત્યાગ કર્યા પછી જુવે છે ૧૫ શ્રીકૃષ્ણે બ્રહ્મરૂપી ધરામા લઇ જવાયેલા તેમા ડુબેલા અને તેમાંથી બહાર કાઢેલા ગોપમંડળે બ્રહ્મલોક (વૈકુંઠ) દીઠો, જ્યાં આગળ પૂર્વે અક્રૂર ગયા હતા. ૧૬ નંદાદિક ગોપ વૈકુંઠલોકને જોઇ તથા સ્તુતિ કરાતા શ્રીકૃષ્ણ ભગવાનને જોઇ પરમ આનંદથી નિવૃત્તિ સુખ પામ્યા, તથા પરમ આશ્ચર્ય પામ્યા. ૧૭

**नन्दादयस्तु तद्दृष्ट्वा परमानंदनिर्वृताः ।**
**कृष्णं च तत्र छन्दोभिस्तूयमानं सुविस्मिताः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**अष्टाविंशोऽध्यायः**

* આ અધ્યાયમા ભગવાન, વરુણલોકમાથી નંદને પાછા લાવ્યા અને ગોવાળિયાઓને વૈકુંઠલોકના દર્શન કરાવ્યા, એ કથા કહેવામા આવશે

# અધ્યાય ૨૯ મો.[§]

## વૃંદાવનમાં રાસ.

श्रीशुक उवाच

भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः ।
वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रितः ॥१॥

શુકદેવજી કહે છે—હે રાજન્! શરદૃઋતુથી પ્રફુલ્લિત મલ્લિકાવાળી તથા જેમા રમવાની પોતે પ્રતિજ્ઞા કરી હતી, એવી રાત્રીઓ આવેલી જોઇને, ભગવાને યોગમાયાનો આશ્રય કરી રાસ રમવાની ઇચ્છા કરી. ૧ તે સમયે ઘણા કાળે મળેલો પતિ જેમ પોતાની પ્રિયાના મુખને કેસરથી રંગે તેમ પૂર્વ દિશાના મુખને સુખકારી કિરણોવડે રાતું ચોળ કરતો તથા લોકોના તાપને શાંત કરતો ચંદ્રમા ભગવાનને પ્રસન્ન કરવાને ઉદય પામ્યો. ૨ આ વેળા સંપૂર્ણ મંડળવાળા, લક્ષ્મીજીના મુખની કાંતિવાળા તથા નવા કેસરના જેવા રાતા રંગના ચંદ્રમાને જોઇને અને તેના કોમળ કિરણોથી રંગાયેલા વનને જોઇને, સ્ત્રીઓના મનને હરણ કરે તેવું મધુર ગાયન શ્રીકૃષ્ણે ગાવા માંડ્યું ૩ આ ભગવાનનું કામને વધારનારું મનોહર ગીત સાંભળીને જેમના મન હરાઇ ગયા હતા એવી વ્રજાંગનાઓ એક બીજી એક બીજીની તૈયારી જાણે નહિ, તેમ તૈયાર થઇ, ઉતાવળી ઉતાવળી ભગવાન પાસે વૃન્દાવનમાં ગઇ. આ વખતે વ્રજનારીઓના કુંડળો વેગને લીધે હાલતા હતાં ૪ કેટલીક સ્ત્રીઓ ગાયો દોહતી હતી, તે દોહવું અધુરું મૂકીને ઉત્કંઠાથી ત્યાં ગઇ, કેટલીક દૂધ ઉનું કરવા મૂક્યું હતું તેને ઉતાર્યા વિના ત્યાં ગઇ; કેટલીક ચુલા ઉપર કંસાર ચઢાવ્યો હતો તે નીચે ઉતાર્યા વિના ત્યાં ગઇ, ૫ કેટલીક પીરસતી હતી તે અધુરું મૂકીને, કેટલીક છોકરાંને ધવરાવતી હતી તે અધુરું મૂકીને, કેટલીક પતિની સેવા કરતી હતી તે પડતી મૂકીને, કેટલીક જમવું છોડી દઇને, ૬ કેટલીક લીંપવું અધુરું મૂકીને, કેટલીક શરીરને સ્વચ્છ કરતી હતી તે અધુરું મૂકીને, કેટલીક આંખો આંજતી હતી તે અધુરી રાખીને, અને કેટલીક ઉતાવળને લીધે વસ્ત્રો અને આભૂષણો અવળાં પહેરી લઇને, શ્રીકૃષ્ણની પાસે ગઇ ૭ આ વેળા પતિઓએ, પિતાએ, ભાઇઓએ તથા કુટુંબીઓએ વારી તો પણ શ્રીકૃષ્ણે જેનું મન હરી લીધું હતું એવી ગોપિકાઓ પાછી વળી નહિ ૮ કેટલીક ગોપીઓ જેઓ ઘર બહાર નીકળી શકી નહિ, તે પરમ ભક્તિ ભાવવાળી ગોપીઓ ઘરમાં જ રહી આંખો મીંચીને શ્રીકૃષ્ણનું ધ્યાન ધરી રહી. ૯ આ પ્રમાણે ગોપીઓએ પરમાત્મા શ્રીકૃષ્ણને જાર બુદ્ધિથી ધ્યાન ધરીને પ્રાપ્ત કર્યા, તોપણ જેમનું પુણ્ય પાપરૂપી બંધનથી તૂટી ગયું હતું, એવી તેમણે પોતાના ત્રિગુણાત્મક દેહનો ત્યાગ કર્યો કારણ કે સહન થઇ શકે નહિ એવા પ્રિયતમ શ્રીકૃષ્ણના વિરહનો તીવ્ર તાપ ભોગવવાથી તેમના પાપ નાશ પામ્યા હતા, અને શ્રીકૃષ્ણનું ધ્યાન ધરવાથી મળેલા તેમના આલિંગનને લીધે જે પરમ સુખ મળ્યું હતું, તેથી તેમના પુણ્યબંધન છુટી ગયાં હતા. ૧૦-૧૧

પરીક્ષિતે પૂછ્યું—હે મુનિ! ગોપીઓ શ્રીકૃષ્ણને કેવળ કામના કરવા યોગ્ય જાણતી હતી, પરંતુ પરબ્રહ્મરૂપે જાણતી નહતી, તોપણ વિષયમાં આસક્ત બુદ્ધિવાળી ગોપીઓને ગુણનો પ્રવાહરૂપ સંસાર કેવી રીતે ટળી ગયો? પતિ પુત્રાદિક વસ્તુતાએ બ્રહ્મરૂપ છે, તોપણ તેમને બ્રહ્મરૂપ ન જાણવાથી તેને ભજનારને મોક્ષ મળતો નથી. તેમજ શ્રીકૃષ્ણ સાક્ષાત્ પરબ્રહ્મ છે, તોપણ તેમને પરબ્રહ્મરૂપ ન જાણવાથી ગોપીઓનો મોક્ષ થવો ન જોઇએ. તે કેમ થયો હતો? ૧૨

શુકદેવજી બોલ્યા—મેં તમને આગળ કહ્યું છે કે, શિશુપાળ ભગવાનનો દ્વેષ કરતો હતો તોપણ તે મુક્તિ પામ્યો હતો, ત્યારે ભગવાનના પ્રિયજનો હમેશા મુક્તિ પામે તેમાં શું નવાઇ? હે રાજન્! અવિનાશી તથા અપ્રમેય ભગવાન ગુણોના નિયંતા છે, છતાં નિર્ગુણ છે અને ભગવાનનો અવતાર મનુષ્યોના કલ્યાણ માટે છે. ૧૪ જેઓ ભગવાન શ્રીહરિ ઉપર નિત્ય કામ, ક્રોધ, ભય, સ્નેહ, એકતા ને

§ આ અધ્યાયમાં રાસ રમવા ગોપીઓની સાથે ભગવાનના ઉત્તર તથા પ્રત્યુત્તરની અને રાસના અંતરમાં ભગવાન અંતર્ધાન થવાની કથા કહેવાશે

ભક્તિ રાખે છે, તે ભગવાન રૂપ થઇ જાય છે. ૧૫ અજન્મા અને યોગેશ્વરના પણ ઇશ્વર એવા ભગવાનમા તમારે આ કામ માટે આશ્ચર્ય પામવુ નહિ, કારણ કે તેમનાથી સ્થાવર પણ મુક્તિ પામે છે ૧૬ વ્રજની સ્ત્રીઓને પોતાની પાસે આવેલી જોઇ વક્તાઓમાં શ્રેષ્ઠ ભગવાન વાગ્વિલાસોથી તેમને મોહ ઉપજાવતા બોલ્યા કે, ૧૭ હે ગોપીઓ! તમે ભલે આવી હું તમારૂ શુ પ્રિય કરુ ? વ્રજ તો કુશળ છે? અહીં આવવાનું કારણ મને કહો ૧૮ આ રાત્રી મહાભયકર અને ભયકર પ્રાણીઓથી ભરેલી છે, માટે હે સ્ત્રીઓ! તમે વ્રજમા પાછી જાઓ સ્ત્રીઓએ અહીં ઉભુ રહેવુ યોગ્ય નથી ૧૯ તમારા માતા, પિતા, પુત્રો, ભાઇઓ અને પતિ વગેરે તમને ઘરમા ન દેખવાથી શોધવા માડશે, માટે તમે સબધીઓને ભય ઉપજાવો નહિ ૨૦ વૃન્દાવન જોવા આવ્યાં હો તો પુષ્પોથી પ્રફુલ્લિત થયેલું, ચદ્રના કિરણોથી ગૌર લાગતું, અને યમુનાના પવનની લહેરોથી આમતેમ ડોલતા વૃક્ષોના પાંદડાથી શોભતું, વન તમે જોયુ. ૨૧ હે સતી સ્ત્રીઓ! તમે પાછી વ્રજમા જાઓ, વિલબ કરો નહિ. પતિની સેવા કરો અને વાછડા તથા છોકરા ટળવળતા હશે તેમની સભાળ લો ૨૨ મારા સ્નેહને લીધે બધાયલી તમે મારા ઉપર થયેલા સ્નેહથી અહીં આવી હો તો તે પણ તમને ઘટિત નથી, કારણ કે પ્રાણીઓ મારા ઉપર પ્રીતિ કરે છે. ૨૩ હે સ્ત્રીઓ! નિષ્કપટપણાથી પતિનું તથા પતિના બધુઓનુ સેવન કરવુ અને છોકરા ઉછેરવા, એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે ૨૪ પરલોકની ઇચ્છાવાળી સ્ત્રીઓએ દુષ્ટ સ્વભાવના, ભાગ્યહીન, ઘરડા, મૂર્ખ, રોગી અને નિર્ધન પતિનો પણ ત્યાગ કરવો ઘટિત નથી. ૨૫ કુલીન સ્ત્રીઓને પર પુરુષ યશનો નાશ કરનાર, તુચ્છ, દુ:ખકારક, ભયકર અને સર્વત્ર નિંદિત છે ૨૬ મારી લીલા સાભળવાથી, મારા દર્શન કરવાથી, મારુ ધ્યાન ધરવાથી તથા મારુ કીર્તન કરવાથી મારામા જેવો ભાવ રહે, તેવો ભાવ અગસગથી રહેતો નથી, માટે ઘેર તમે જાઓ ૨૭

શુકદેવજી કહે છે—આ રીતે ભગવાનનું અપ્રિય ભાષણ સાભળી, ગોપીઓ ખિન્ન થઇ. તેમના સંકલ્પો ભાગી ગયા, અને તેઓ ચિંતામાં પડી ગઇ. ૨૮ શોકના નિ:શ્વાસથી જેમના રાતા ઓષ્ઠ સુકાતા હતા, એવા મુખને નીચાં કરી પગના અગુઠાથી ભોય ખોતરતી, આસુથી હૃદયના લેપને ધોતી અને ઘણા દુ:ખના ભારથી દબાયલી ગોપીઓ મૌન થઈ ગઈ ૨૯ પછી શ્રીકૃષ્ણ ઉપર અનુરાગવાળી તથા ભગવાનનો સમાગમ કરવા સાસારિક સુખનો ત્યાગ કરી આવેલી ગોપીઓ આખો લુછી નાખી શ્રીકૃષ્ણ કે જે શત્રુની પેઠે બોલતા હતા, તેમના પ્રત્યે પ્રણય કોપથી ગળગળી વાણીએ કહેવા લાગી કે, ૩૦ હે પ્રભુ! આપે કઠોર વચન કહેવા યોગ્ય નથી, કારણ કે, અમે સર્વ વિષયોનો ત્યાગ કરી તમારા ચરણનું સેવન કરીએ છીએ હે સ્વતત્ર! તમે અમારો ત્યાગ કરો નહિ આદિ પુરુષ જેમ મુમુક્ષુ પુરુષોની સેવા કરે, તેમ તમે અમારી ભક્તોની સેવા કરો. ૩૧ હે ભગવન્! પતિ, પુત્ર અને સબંધીઓની સેવા કરવી, એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે, એવુ તમે કહ્યુ, તે સર્વ તમારી સેવાથી સિદ્ધ થશે, કારણ કે સર્વ ઉપદેશો ઇશ્વરની સેવાને નિરૂપણ કરે છે, અને સર્વ પ્રાણીઓના ભગવાન આત્મા હોવાથી ઇશ્વર પ્રિય તથા બધુ છે. તમે જો ધર્મનો ઉપદેશ કરો, અને અમે ધર્મ જિજ્ઞાસાવાળી હોઇએ તો તમે ધર્મવેત્તાએ જે વાત કહી છે, તે યોગ્ય ગણાય, પરતુ તમે ધર્મના ઉપદેશક નથી, સર્વના આત્મા છો અને અમે ધર્મની જિજ્ઞાસાવાળી નથી, પણ ધર્મના ફળરૂપ આપની સેવા કરવાને ઇચ્છીએ છીએ, માટે તમારુ કહેવું યુક્ત નથી અથવા તો તમે કહ્યું કે પતિ આદિકની સેવા કરવી તે તમારો ધર્મ છે, પરતુ તે ધર્મ તમારી સેવાથી સિદ્ધ થશે, કારણ કે પતિ પુત્રાદિક સર્વનું અધિષ્ઠાન આત્મા છે, અને આત્મા આપ ઇશ્વર છો અધિષ્ઠાનરૂપ આપના વિના પતિ પુત્રાદિક કોઈ પણ નથી, માટે આપની સેવાથી, તે સર્વની સેવા થશે ૩૨ શાસ્ત્રમાં કુશળ પુરુષો પોતાના આત્મારૂપ અને નિત્ય પ્રિય એવા આપને વિષે પ્રીતિ રાખે છે. તેમને પીડાકારક પતિ, પુત્રાદિનું શુ પ્રયોજન છે? હે પરમેશ્વર! અમારા

ઉપર કૃપા કરો હે કમળનયન! ઘણા દિવસથી તમારે વિષે બાંધેલી અમારી આશાનો ભંગ ન થાઓ ૩૩ આપે અમને ઘેર જવા કહ્યું, પણ અમારાથી તેમ થઈ શકશે નહિ, કારણ કે અમારૂં ચિત્ત અને કામકાજમાં લાગેલા હાથને પણ તમે હરી લીધા છે; તેમ અમારા પગ પણ તમારા ચરણ આગળથી એક ડગલું આગળ ખસી શકતા નથી, માટે અમે વ્રજમાં કેવી રીતે જઈએ? અને ત્યાં જઈને શું કરીએ? ૩૪ હે શ્રીકૃષ્ણ! તમારા ઈક્ષણથી અને મનોહર ગાયનથી ઉપજેલા અમારા ઉત્સાહને વારો ૩૫ હે કમળનયન! મુનિલોકો ઉપર પ્રીતિવાળા આપના ચરણકમળ, કે જેની સેવાનો સમય લક્ષ્મીને પણ કોઈવાર મળ્યો હશે, તે ચરણારવિંદનો જ્યારથી સ્પર્શ કર્યો, ત્યારથી ઉત્તેજાયેલી અમે કહીએ છીએ કે, અમને આ તુચ્છ સંસાર ગમતો નથી. ૩૬ વળી જે લક્ષ્મીના કૃપાકટાક્ષને માટે દેવતાઓ પરિશ્રમ કરે છે, તે લક્ષ્મીજી આપના વક્ષ સ્થળમાં નિઃસપત્ન સ્થાન મેળવીને પણ, તુલસીની તમારા ચરણકમળની રજ કે જેને ભક્તજનો સેવે છે, તેની સેવા કરવાની ઈચ્છા કરે છે, તેમ અમે પણ તમારા ચરણની રજને શરણે આવ્યા છીએ ૩૭ અમે ઘરબારનો ત્યાગ કરી તમારી ઉપાસના કરવાની આશાથી તમારા ચરણને શરણે આવેલા છીએ હે પુરુષભૂષણ! તમારા મંદ હાસ્યથી ઉપજેલા ઉત્સાહથી અંતઃકરણમાં તપી ગયેલા અમોને તમે તજો નહિ. ૩૮ હે નાથ! તમારૂં કુંડળોથી શોભાયમાન અધરામૃતવાળું મુખ જોઈને, અભય આપનાર તમારા બે બાહુઓ જોઈને, તથા લક્ષ્મીના એક વિહારસ્થાનરૂપ તમારૂં વક્ષઃસ્થળ જોઈને, અમે તમારાં વેચાણ થયાં છીએ. ૩૯ હે શ્રીકૃષ્ણ! તમારા મધુર પદવાળા અને મૂર્છનાવાળા ગાયનને સાંભળી તથા ત્રણ લોકમાં મનોહર એવા તમારા રૂપને જોઈ મોહિત થયેલી કયી સ્ત્રી ચળતા ન થાય? કારણ કે, જેમનું સંગીત સાંભળીને તથા જેમનું રૂપ જોઈને ગાયો, પક્ષીઓ, વૃક્ષો તથા મૃગોનાં રૂંવાં ઉભાં થઈ જાય છે. ૪૦ આદિપુરુષ નારાયણ જેમ દેવલોકની રક્ષા કરે છે, તેમ આપ પણ વ્રજના ભયને અને પીડાને હરવા જન્મ્યા છો!" ૪૧

શુકદેવજી કહે છે—આવા તેમનાં દીન વચન સાંભળીને યોગેશ્વરોના ઈશ્વર એવા ભગવાન શ્રીકૃષ્ણ હસીને આત્મારામ છતા, દયાથી તેમને આનંદ આપવા લાગ્યા ૪૨ એકઠી થયેલી અને શ્રીકૃષ્ણના દર્શનથી જેમના મુખ પ્રફુલ્લિત થયાં હતા એવી વ્રજની સ્ત્રીઓથી વિંટળાયલા, જેમનું હાસ્ય તથા દાંત ડોલરની કળીઓ જેવા કાંતિમાન હતા, એવા ભગવાન, ચન્દ્રમાની પેઠે શોભવા લાગ્યા ૪૩ સેંકડો સ્ત્રીઓના ટોળાના અધિપતિ શ્રીકૃષ્ણ કંઠમા વૈજયંતી માળા ધારણ કરી, ઉંચે, સ્વરે ગાતા અને વનને શોભાવતા ચારે તરફ ફરવા લાગ્યા સ્ત્રીઓ તેમના યશનું ગાન કરવા લાગી ૪૪ તે ભગવાન ગોપીઓની સાથે ફરતા ફરતા શીતળ વેળુવાળા યમુનાના તીર ઉપર ગયા અને નદીના તરંગોથી આનંદ પામતા કુમુદોની સુગંધવાળા વાયુમાં રમવા લાગ્યા ૪૫ હાથ લાંબા કરવા, ભેટવું, હાસ્યનાં વચનો કહેવા, જોવું અને હસવું વગેરેથી તેમના ઉત્સાહને વધારતા ભગવાન રમવા લાગ્યા ૪૬ આ પ્રમાણે મહાત્મા તથા માની એવા શ્રીકૃષ્ણ ભગવાનથી સન્માન પામીને ગોપીઓ પૃથ્વી ઉપર પોતાને સર્વ સ્ત્રીઓ કરતા ઉત્તમ માનવા લાગી. ૪૭ એટલે બ્રહ્માને તથા રુદ્રને પણ વશ કરનાર ભગવાન તેમના મદને તથા અભિમાનને જોઈ ત્યાંથી એકદમ અંતર્ધાન થઈ ગયા ૪૮

तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः ।
प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत ॥ ४८ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे एकोनत्रिंशोऽध्यायः

## અધ્યાય ૩૦ મો.*

### શ્રીકૃષ્ણને શોધતી ગોપીઓ.

श्रीशुक उवाच

अन्तर्हिते भगवति सहसैव व्रजाङ्गनाः ।
अतप्यंस्तमचक्षाणा करिण्य इव यूथपम् १

* આ અધ્યાયમાં ઉન્મત્તની પેઠે નિયમ વિના વનેવન ફરતી વિરહથી તપેલી ગોપીઓ ભગવાનને શોધવા લાગી, તે કથા કહેવામાં આવશે.

શુકદેવજી કહે છે-ભગવાન અંતર્ધાન થયા કે તરત હાથણીઓ જેમ હાથીને નહિ જોવાથી ખેદ પામે, તેમ ગોપીઓ ભગવાનને નહિ જોવાથી શોક કરવા લાગી. ૧ ભગવાનની ગતિ, સ્નેહ, મંદ મંદ હસવુ, લીલાનું જોવુ, મધુર ભાષણ તથા બીજા વિલાસોથી જેમના મન આકર્ષાયલા હતા, એવી અને તેને લીધે ભગવદ્રૂપ થયેલી વ્રજનારીઓએ ભગવાનની લીલાઓ કરવા માડી ૨ પોતાના પ્રિય શ્રીકૃષ્ણનું ચાલવુ, મંદ મંદ હસવુ, જોવુ અને ભાષણ વગેરેમા તન્મય થઈ ગયેલી અને ભગવાનની પેઠે ચેષ્ટા કરતી ભગવદ્રૂપ ગોપીઓ 'હું કૃષ્ણ છું' એમ પરસ્પર કહેવા લાગી ૩ સર્વ ગોપીઓ એકઠી મળીને ઉંચા સ્વરથી ભગવાનના ગીત ગાવા, ઉન્મત્તની પેઠે એક વનમાથી બીજા વનમા તેમને શોધવા તથા આકાશની પેઠે સર્વ પદાર્થોની અંદર અને બહાર રહેલા ભગવાનના સમાચાર વૃક્ષોને પૂછવા લાગી ૪

હે પિંપળા! પ્રેમપૂર્વક હસવાથી તથા જોવાથી અમારા ચિત્તને ચોરીને નાસી ગયેલા કૃષ્ણને તમે દીઠા છે? ૫ હે પુન્નાગ! હે ચંપક! માનવતી સ્ત્રીઓના માનને હરણ કરનાર, મંદહાસ્યવાળા શ્રીકૃષ્ણ અહીં તમારી પાસેથી નીકળ્યા? ૬ હે તુલસી! ભ્રમરોની સાથે તને ધારણ કરનાર તથા તને અત્યંત પ્રિય એવા શ્રીકૃષ્ણ જોવામા આવ્યા છે? ૭ હે મલ્લિકા! તમે ભગવાનને દીઠા? અને માધવ તમને હાથના સ્પર્શથી પ્રસન્ન કરતા અહીંથી ગયા? ૮ હે આંબા! તથા બીજાં પરોપકાર માટે જન્મ ધરનાર યમુનાના તીર ઉપર ઉગેલા વૃક્ષો! અમને ભાન વિનાનાને શ્રીકૃષ્ણનો માર્ગ બતાવો ૯ હે પૃથ્વી! તે કયુ તપ કર્યું છે કે ભગવાનના ચરણનો સ્પર્શ થવાથી તને આનંદ થાય છે આ આનંદ હમણા ભગવાનના ચરણનો સ્પર્શ થવાથી થયો છે, અથવા વામનાવતારમા ભગવાને પૃથ્વી ભરતી વેળા ચરણ મુકવાથી થયો છે, અથવા તો વરાહાવતાર ધારી ભગવાનના શરીરના આલિંગનથી થયો છે? ૧૦ હે મૃગલી! પોતાના અવયવોથી નેત્રને આનંદ આપતા ભગવાન પોતાની પ્રિયતમા સાથે અહીં તમારી પાસે આવ્યા હતા? કારણ કે કેસરથી રંગાયેલી શ્રીકૃષ્ણે પહેરેલી ડોલરની માળાની સુગંધ આવે છે. ૧૧ હે વૃક્ષો! એક હાથ પ્રિયતમાના ખભા ઉપર રાખી બીજા હાથમાં કમળ લઈ અહીં ફરતા તથા મદથી આંધળા થઈ ગયેલા તુલસીના ભમરાઓ જેમની પાછળ ઉડયા કરે છે, એવા ભગવાન સ્નેહદૃષ્ટિ કરતા શું તમારા પ્રણામને સ્વીકારે છે? ૧૨ હે સખીઓ! આ લતાઓ શ્રીકૃષ્ણને અવશ્ય મળેલી હોવી જોઈએ, કારણ કે તે પોતાના પતિ વનસ્પતિના બાહુને આલિંગેલી છે છતાં પણ ભગવાનના નખનો સ્પર્શ થવાથી રોમાંચિત લાગે છે, માટે તેમને શ્રીકૃષ્ણનો સમાગમ થયો લાગે છે ૧૩

શુકદેવજી કહે છે-શ્રીકૃષ્ણ ભગવાનને શોધતાં વિહ્વલ થયેલી ગોપીઓ ઉન્મત્તની પેઠે બોલતી ભગવાનમય થઈ ગઇ, અને ભગવાનની લીલાઓનું અનુકરણ કરવા લાગી ૧૪ કોઈ એક શ્રીકૃષ્ણરૂપ થયેલી ગોપી, પૂતનારૂપ થયેલી ગોપીને ધાવવા મંડી બાળકરૂપ થઇને પારણે પોઢેલી એક ગોપીએ ગાડારૂપ થયેલી બીજી ગોપીને પાટુ મારી. ૧૫ કોઈ ગોપી દૈત્યરૂપ થઈ ભગવાનની બાળક અવસ્થાની ભાવનાવાળી બીજી ગોપીને હરી ગઇ કોઈ ગોપી ઘુઘરીઓના ખણખણાટ સાથે પોતાના બે પગે રિંખવા લાગી. ૧૬ કોઇ ગોપીઓ શ્રીકૃષ્ણ તથા બળદેવરૂપ થઈ અને કેટલીક ગોપીઓ ગોવાળિયારૂપ થઈ, ત્યા આગળ એક ગોપીએ વાછડાનુ રૂપ લેનારી ગોપીને મારી અને એક ગોપીએ બગલારૂપ થયેલી બીજી ગોપીને મારી ૧૭ કોઈએ શ્રીકૃષ્ણની પેઠે દૂર ગયેલી ગાયોને બોલાવી શ્રીકૃષ્ણનું અનુકરણ કર્યું અને વેણુ વગાડી વિહાર કરવા લાગી, તે ગોપીની બીજી ગોપીઓ 'બહુ સારૂ, ઠીક થયું' એમ પ્રશંસા કરવા લાગી. ૧૮ કોઈ એક ગોપી બીજી ગોપીના ઉપર પોતાનો હાથ મૂકીને ભગવાનમા જેનુ મન લાગ્યુ હતું એવી તે ચાલતી ચાલતી બોલી કે-'હું કૃષ્ણ છુ, મારી મનોહર ચાલ જુઓ!!' ૧૯ એક ગોપી 'તમે વાયુ તથા વરસાદથી ડરશો નહિ, મે તમારૂં તેનાથી રક્ષણ કર્યું છે,' એમ કહીને પ્રયત્નપૂર્વક એક હાથવતી પોતાના

વસ્ત્રને ઉંચું કરવા લાગી. ૨૦ વળી હે રાજન્! એક ગોપી બીજી ગોપીના ઉપર ચઢી પગવતી તેનું મસ્તક દબાવી બીજી ગોપીને કહે છે કે, 'અરે દુષ્ટ સર્પ! અહીંથી જા. હું ખળ લોકોને શિક્ષા કરવા અવતર્યો છું.' ૨૧ તેઓમા બીજી ગોપી બોલી કે, 'હે ગોપ! આ ભયંકર દાવાનળ જુઓ, તમે તમારી આંખો ઝટ મિચી દો. હું તમારૂ પરિશ્રમ વિના કલ્યાણ કરીશ.' ૨૨ ત્યા આગળ એક ગોપીએ કોઈ એક પાતળા અંગવાળી ગોપીને માળાથી ખાંડણીઆ સાથે બાધી અને મનોહર દષ્ટિવાળી તથા ભયભીત થયેલી તે ભયનું અનુકરણ કરવા લાગી. ૨૩ આ પ્રમાણે વૃંદાવનની લતાઓને તથા વૃક્ષોને શ્રીકૃષ્ણના સમાચાર પૂછતી ગોપીઓએ વનના પ્રદેશમા પરમાત્મા શ્રીકૃષ્ણના પગલા દીઠા. ૨૪ ગોપીઓ તેથી પરસ્પર કહેવા લાગી કે, "ધ્વજા, કમળ, વજ્ર, અંકુશ તથા યવ આદિ ઉત્તમ રેખાના ચિહ્નો ઉપરથી આ પગલા શ્રીકૃષ્ણના જણાય છે." ૨૫ પરસ્પર આમ કહ્યા પછી તે, ભગવાનના પગલાં ઉપરથી ભગવાનના માર્ગને શોધતી આગળ ગઇ કે, તેઓએ ભગવાનના પગલા સ્ત્રીના પગલાની સાથે સેળભેળ થયેલાં દીઠાં. તે જોઈ ગોપીઓ આતુર થઈને બોલી કે, "અરે હાથણી જેમ હાથીની સાથે જાય તેમ નંદરાયના પુત્રની સાથે જનારી અને ભગવાનના ખભા ઉપર પોતાનું કાંડુ મુકનાર કઇ ગોપીના આ પગલા હશે? ૨૬–૨૭ આ ગોપીએ ભગવાન શ્રીહરિની ખરેખર આરાધના કરેલી હોવી જોઇએ; કારણ કે પ્રસન્ન થયેલા ગોવિંદ આપણો ત્યાગ કરી તેને એકાંતમા લઇ ગયા છે. ૨૮ હે સખીઓ! ભગવાનના ચરણકમળની રજ કેટલી બધી પવિત્ર કે, જે ચરણકમળની રજને બ્રહ્મા, શંકર તથા લક્ષ્મી પોતાનાં પાપ ટાળવાને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. આપણે જો આ રજમાં નાહીએ તો જેમ બ્રહ્માદિકને ભગવાન મળ્યા, તેમ આપણને પણ મળે." ૨૯ જે ગોપી એકલી ભગવાનને એકાંતમાં લઈ ગઈ તેને ધન્ય છે. સર્વ ગોપીઓના સમ ભાગરૂપ શ્રીકૃષ્ણના અધરામૃતનું પાન કરે છે, તે ગોપીનાં આ પગલાં ભગવાનના પગલાંની સાથે મળેલા છે, તે અમારા અંતઃકરણમાં ઘણો ક્ષોભ ઉપજાવે છે. જરા આગળ જઈ પેલી ગોપીનાં પગલાં ન દેખાવાથી પરસ્પર કહે છે કે, "અહીં પેલી સ્ત્રીનાં પગલા જોવામા આવતાં નથી. તો ૩૦ ખરેખર ખડના અંકુરોથી તેના મનોહર ચરણના તળીયા તળવાઇ જતાં શ્રીકૃષ્ણે તેને ખભા ઉપર બેસાડી હશે!! ૩૧ અહીં ભગવાને તેને માટે પુષ્પ ચુંટેલા જણાય છે. જુઓ તો ખરા ફૂલ ચુંટવા પગના ફણા ઉપર ઉભા રહેવાથી તે અધુરાં પડેલા છે. ૩૨ અહીં ભગવાને તેના કેશ ગુંથેલા છે; કારણ કે, શ્રીકૃષ્ણ પોતાની પ્રિયાના કેશમા પુષ્પોને ગુંથતા અહીં અવશ્ય બેઠેલા હોવા જોઈએ." ૩૩

શુકદેવજી કહે છે—શ્રીકૃષ્ણ ભગવાન પોતાથીજ પ્રસન્ન થનારા, પોતામા રમનારા અને સ્ત્રીઓથી લલચાય નહિ એવા હતા, તોપણ પુરુષોની દીનતા તથા સ્ત્રીઓની દુષ્ટતા દર્શાવવા સ્ત્રીની સાથે રમતા હતા. ૩૪ જે ગોપીને તે લઈ ગયા હતા તે વિના બીજી ગોપીઓ ઉપર કહ્યા પ્રમાણે એક બીજીને ભગવાનના પગલા બતાવતી વનમા ફરતી હતી. ૩૫ ભગવાન જેને એકાતમા લઈ ગયા હતા તે ગોપી 'બીજી ગોપીઓ કામનાવાળી છતા પણ તેમનો ત્યાગ કરીને આ પ્રિય શ્રીકૃષ્ણ મને અનુકૂળ રહે છે,' એવો વિચાર કરીને સર્વ સ્ત્રીઓમા પોતાને ઉત્તમ માનવા લાગી ૩૬ પછી વનના પ્રદેશમા આગળ જઇને તે ગર્વિષ્ઠ સ્ત્રીએ શ્રીકૃષ્ણને કહ્યુ કે, 'હું ચાલી શકતી નથી, જ્યા આગળ તમારી રુચિ હોય ત્યા આગળ મને લઈ જાઓ.' ૩૭ આ પ્રમાણે કહ્યું એટલે શ્રીકૃષ્ણે તેને કહ્યું કે, 'મારા ખભા ઉપર બેસ.' પછી પેલી સ્ત્રી જેવી શ્રીકૃષ્ણના ખભા ઉપર બેસવા ગઇ કે, શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા, અને તે પશ્ચાત્તાપ કરવા લાગી. "હે નાથ! હે રમણ! તમે ક્યા છો? તમારી દાસીને દર્શન આપો" ૩૯

શુકદેવજી કહે છે—એટલામાં ભગવાનના માર્ગની શોધ કરતી પેલી બીજી ગોપીઓ વનમાં ફરતી ફરતી આવતી હતી. તેઓએ પાસેના ભાગમાં પ્રિયના વિરહથી ગભરાયેલી અને દુઃખી થયેલી

પોતાની સખીને દીઠી ૪૦ દુ:ખી થયેલી સખીએ ભગવાન પાસેથી પોતાને મળેલું માન તથા દુષ્ટતાથી થયેલુ અપમાન કહ્યું. તે સાંભળીને ગોપીઓ ઘણું આશ્ચર્ય પામી ૪૧ પછી ચંદ્રમાનું અજવાળું હતું ત્યા સુધી વનમા આગળ ગઈ અને અંધારુ જોઈ તે સ્ત્રીઓ ત્યાથી પાછી વળી ૪૨ આ વેળા ગોપીઓના મન ભગવાનમા લાગી રહેલા હતા, તેઓ ભગવાનની લીલા સંબંધીજ વાતો કરતી ભગવદ્રૂપ થઈ ગઇ. ભગવાનની પેઠે ચેષ્ટા કરતી અને ભગવાનના ગુણોને ગાતી તેથી તેઓ પોતાના ઘરબાર સંભારતી ન હતી ૪૩ પછી શ્રીકૃષ્ણનું ધ્યાન કરતી ગોપીઓ યમુના નદીના તીર ઉપર આવી અને શ્રીકૃષ્ણના આગમનની આશાથી સર્વે એકઠી થઈને બેઠી ૪૪

पुनः पुलिनमागत्य कालिंद्याः कृष्णभावनाः ।
समवेता जगुः कृष्णं तदागमनकांक्षिताः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे त्रिंशोऽध्यायः

# અધ્યાય ૩૧ મો.*

## ગોપીઓનું વિલાપન.

गोपीका ऊचुः

जयति तेऽधिकं जन्मना व्रजः
श्रयत इंदिरा शश्वदत्र हि ।
दयित दृश्यतां दिक्षु तावका
स्त्वयि धृतासवस्त्वां विचिन्वते ॥ १ ॥

ગોપીઓ કહે છે–"હે પ્રિય કૃષ્ણ ! તમારા જન્મથી વ્રજનો અધિક વિજય થયો છે, અને તેને લીધે અહીં લક્ષ્મીજી નિત્ય વાસ કરી વ્રજને શોભા આપે છે આ રીતે સર્વ વ્રજ આનંદમાં છે, ત્યારે જેઓએ તમારે માટે પ્રાણ ધારણ કરેલા છે એવી તમારી ગોપીઓ તમને દિશાઓમાં શોધતી ફરે છે, માટે હે પ્રાણ ! આપ તેમને દર્શન દ્યો હે વરદ ! શરદૃઋતુના સરોવરમા ઉત્પન્ન થયેલાં કમળના ગર્ભની શોભાને હરણ કરનાર નેત્રવડે તમે અમને અણમોલ દાસીઓને મારો છો તે શું તમે વધ કરતા નથી ? શસ્ત્રથી કરેલો વધ, વધ કહેવાય અને દૃષ્ટિથી કરેલો વધ, પણ વધ જ કહેવાય, માટે દૃષ્ટિવડે હરી લીધેલા અમારા પ્રાણ પાછા અમને આપવા તમે દર્શન આપો ૨ હે નાથ ! ઝેરી પાણીના ભયથી, અઘાસુરથી, વંટોળીઆ વાયુથી, વિજળીથી ને અગ્નિથી, અરિષ્ટાસુરથી, વ્યોમાસુરથી તથા બીજા પણ સર્વ પ્રકારના ભયથી તમે વારંવાર ઉગાર્યા અને હમણા અમારી ઉપેક્ષા કેમ કરો છો ? ૩ હે મિત્ર ! તમે કંઇ યશોદા પુત્ર નથી, પરંતુ તમે તો સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી ઈશ્વર છો હે સખે ! તમે બ્રહ્માની પ્રાર્થના ઉપરથી વિશ્વની રક્ષા કરવા યાદવના કુળમાં અવતર્યા છો. ૪ હે કાંત ! તમારો હસ્તકમળ સંસારના ભયમાથી તમારાં ચરણને શરણે આવનારને અભય આપનારો, મનોરથો પુરનારો તથા લક્ષ્મીનો કર ગ્રહણ કરનાર હોવાથી તે અમારા મસ્તક ઉપર ધરો ૫ હે વ્રજવાસીઓની પીડા હરનાર ! અમે તમારી દાસીઓ છીએ, તેઓને ભજો અને તેમાં પણ પ્રથમ તો અમને તમારુ મનોહર મુખકમળ દેખાડો. ૬ તમારું ચરણ પ્રણામ કરનાર પ્રાણીઓના પાપને હરનાર, દયાથી પશુઓની પાછળ જનારું, સૌભાગ્યથી લક્ષ્મીના નિવાસરૂપ તથા પરાક્રમવડે કાલીય નાગની ફેણ ઉપર મુકેલુ, તે ચરણકમલ અમારા અંગ ઉપર મુકો અને અમારા કામજ્વરને દૂર કરો. ૭ હે કમળનયન ! સુંદર વાક્યોવાળી તથા વિદ્વાનના મનને રુચે એવી તમારી મધુર વાણીથી મોહ પામતી આ દાસીઓને દર્શનથી જીવાડો. ૮ હે નાથ ! તમારી કથા અમૃત રૂપ છે, કેમકે તે સંતાપ પામેલાઓને નવુ જીવન આપનાર છે બ્રહ્મવેત્તા બ્રહ્માદિક પણ દેવતાઓના અમૃતને તુચ્છ ગણીને તમારા કથારૂપી અમૃતનું વખાણ કરે છે વળી તમારુ કથારૂપી અમૃત કામ તથા કર્મનો નાશ કરનાર છે, ત્યારે દેવતાઓનું અમૃત કામ તથા કર્મને વધારનારું છે તમારું કથારૂપી અમૃત માત્ર શ્રવણથી જ કલ્યાણ કરે છે અને દેવતાઓનું

* આ અધ્યાયમા નિરાશ થઇ યમુના તટ ઉપર આવેલી ગોપીઓ ભગવાનને યાદ કરી જે વિલાપન કરવા લાગી, તે કથા કહેવાશે.

અમૃત તો યજ્ઞયાગાદિક કરીએ ત્યારે મળે છે. તમારુ કથારૂપી અમૃત શાંત છે અને દેવતાઓનુ અમૃત માદક છે. આવા તમારા કથારૂપી અમૃતને જેઓ પૃથ્વી ઉપર વિસ્તારથી ગાય છે, તેઓને અમે પુણ્ય-શાળી માનીએ છીએ અર્થાત્ જેઓ કેવળ તમારા કથારૂપી અમૃતના વખાણ કરે છે, તે પણ મહા ભાગ્યશાળી છે, ત્યારે જેઓ તમારા દર્શન કરે છે, તેઓ ભાગ્યશાળી હોય તેમાં શુ આશ્ચર્ય, માટે હે કૃષ્ણ ! આપ દર્શન આપો, એવી અમારી પ્રાર્થના છે. ૯ હે પ્રિય ! તમારુ હસવુ, પ્રેમનુ જોવુ, ધ્યાનમા સુખકારક વિહાર અને હૃદયમા લાગી રહેલી એકાતની સ કેત વાર્તાઓ સ ભારતા અમારા મનને ક્ષોભ થાય છે, માટે તમારી કથાનુ શ્રવણ જો કે સુખકારી છે, તોપણ તેથી અમારુ મન શાત થતુ નથી, માટે અમને દર્શન આપો ૧૦ હે કાત ! તમે જ્યારે પશુઓને ચારવા વ્રજમાથી વૃ દાવનમા પધારો છો, ત્યારે તમારા કમળ જેવા કોમળ ચરણો, કાકરીઓ, ઘાસ તથા અ કુરોથી ક્લેશ પામતા હશે, એમ ધારીને અમને ચિંતા થાય છે ૧૧ હે વીર ! આજે કાળા કેશથી વિંટાયલા અને ગાયોના ચરણની રજ ઉડવાથી ધુસર થયેલા, ભમરોથી ઘેરાયલા અને પરાગથી ધુસર થયેલા કમળ જેવા મુખને ધારણ કરતા આપનું મનોહર મુખ દેખાડીને અમારા મનમા વારવાર દર્શનભાવ ઉત્પન્ન કરો છો ૧૨ વળી હે રમણ ! તમે હવે કપટને દૂર કરી પ્રણામ કરનારાઓની કામના પુરનારુ, બ્રહ્માએ પૂજેલુ, પૃથ્વીના શણગારરૂપ, આપત્તિ સમયે ધ્યાન કરવાથી આપત્તિ દૂર કરનાર અને સેવા સમયે સુખકારી એવુ તમારુ ચરણકમળ અમારા ઉત્તાપની શાતિ માટે અમારા હૃદય ઉપર ધરો ૧૩ હે નાથ ! શોકનો નાશ કરનાર સ્વરવાળી વાસળીએ મનોહર રીતે ચુ બિત તથા મનુષ્યોને ચક્રવર્તીના સર્વ સુખો ભુલાવી દેનારુ અધરામૃત તમે અમને પાઓ ૧૪ તમે જ્યારે દિવસે વનમા ફરો છો, ત્યારે તમારા દર્શન ન થવાથી અમને ત્રુટી જેટલો સમય પણ એક યુગ જેવડો થઈ પડે છે, અને સાયંકાળે પાછું તમારું વાકડીઆ કેશવાળુ સુ દર મુખકમળ જોઈએ છીએ, ત્યારે અમને વચ્ચે પાંપણો નડવાથી તમારો વિરહ થાય છે, માટે નેત્રોના ઉપર પાપણો કરનાર બ્રહ્મા ખરેખર મૂર્ખ છે તમારો વિયોગ એક નિમેષ માત્ર પણ સહન થાય નહિ એવો છે. ૧૫ હે અચ્યુત ! અમે પતિ, પુત્ર, સ બધીઓ, ભાઈઓ વગેરેનું ઉલ્લઘન કરીને તમારી પાસે આવ્યા છીએ તમારા ગીત ઉપર મોહિત થયા છીએ અને તમે અમારા આવવાના કારણને જાણો છો રાત્રિને વખતે તમારા વિના બીજો કયો પુરુષ સ્ત્રીઓનો ત્યાગ કરે ? ૧૬ એકાતમા થયેલી સ કેતની વાતચીત, તેથી થયેલો કામનો ઉદય, તમારુ હસતું મુખકમળ, પ્રેમપૂર્વક જોવુ અને લક્ષ્મીના સ્થાનરૂપ તમારુ મોટુ ઉરસ્થળ, આ સર્વ તરફ નજર કરીને અમને વાર વાર અત્ય ત ઈચ્છા થાય છે અને અમારુ મન મોહ પામે છે ૧૭ હે કૃષ્ણ ! આપનું પ્રાકટ્ય વ્રજવાસી અને વનવાસીઓના દુ ખ હરનારુ છે, તથા જગતનુ પરમ મ ગળ કરનારું છે, માટે ભક્તોના દોષનો જે નાશ કરે છે તે અત્યત ગુપ્ત ઔષધ અમને થોડુ ક પણ આપો તે ગુપ્ત ઔષધ તમે જ જાણો છો ૧૮ હે પ્રિય ! અમે તમારા ચરણકમળને અમારા કઠણ હૃદય ઉપર ધીરેથી ધારણ કરીએ છીએ તે ચરણવડે તમે વનમા ફરો છો તે વેળા તે ઝીણી ઝીણી કાકરીઓથી શું પીડા પામતુ નહિ હોય ? એવા વિચારથી તમે જેમનુ જીવન છો, એવી જે અમે તેઓની બુદ્ધિ મુ ઝાય છે " ૧૯

यत्ते सुजात चरणांबुरुह स्तनेषु
भीता: शनैः प्रिय दधीमही कर्कशेषु ।
तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित
कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां न ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकत्रिंशोऽध्याय:



# અધ્યાય ૩૨ મો.[*]

## શ્રીકૃષ્ણે આપેલું દર્શન.

**श्रीशुक उवाच**

**इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।**
**रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્ ! શ્રીકૃષ્ણના દર્શનની લાલસાથી ઉપર પ્રમાણે ગાતી તથા અનેક રીતે વિલાપ કરતી ગોપીઓ રાગ કાઢીને રડવા લાગી ૧ એટલામાં પીતાંબર તથા પુષ્પની માળા ધારણ કરનાર સાક્ષાત્ કામના પણ કામદેવ શ્રીકૃષ્ણ હસ્તે મુખે ગોપીઓની વચ્ચે પ્રગટ થયા ૨ શ્રીકૃષ્ણને જોઇને પ્રીતિથી પ્રફુલ્લિત દૃષ્ટિવાળી વ્રજની સર્વ નારીઓ, પ્રાણને જોઇને જેમ ઇંદ્રિયો સચેત થાય તેમ ઉભી થઈ ૩ પછી તે ગોપીઓમાંથી કોઇક ગોપીએ પ્રીતિથી ભગવાનનો હસ્ત પોતાની અંજલિવડે હર્ષથી ગ્રહણ કર્યો કોઇએ ચંદનવડે શોભાયમાન ભગવાનના હાથને પોતાના ખભા ઉપર મુક્યો ૪ કોઇએ ભગવાનનું ચાવેલું પાન પોતાના હાથમાં લઇ લીધું, કામજ્વરથી તપી ગયેલી કોઇ ગોપીએ ભગવાનના ચરણકમળ તળાસવા માંડ્યા ૫ પ્રણયકોપને લીધે કોઇ ગોપી દાંતવતી અધર ડસી તથા ભ્રમર ચઢાવી જાણે પ્રહાર કરતી હોય તેમ શ્રીકૃષ્ણને જોવા લાગી ૬ અનિમેષ આંખોથી ભગવાનને જોતી કોઈ ગોપી ભગવાનના મુખારવિંદને સારી પેઠે જોવા છતાં પણ સત્પુરુષો જેમ તેમના ચરણને સેવતાં તૃપ્ત ન થાય તેમ તૃપ્ત થતી ન હતી ૭ શ્રીકૃષ્ણને નેત્રરૂપી છિદ્રવડે પોતાના હૃદયમાં ધારણ કરી રોમાંચિત થયેલી કોઇ ગોપી કૃષ્ણનું આલિંગન કરી, આંખો મિંચીને યોગીની પેઠે આનંદમાં મગ્ન થઇ ગઇ ૮

આ પ્રમાણે શ્રીકૃષ્ણના દર્શન કરવાથી થયેલા આનંદવડે પરમ સુખ પામેલી સર્વ ગોપીઓએ સંસારી મનુષ્યો જેમ બ્રહ્મવેત્તાને પામીને સંતાપનો ત્યાગ કરે અથવા વિશ્વ અને તૈજસ જીવ સુષુપ્તિના સાક્ષી પરમાત્માને પામીને તાપનો ત્યાગ કરે, તેમ વિરહના તાપનો ત્યાગ કર્યો ૯ હે રાજન્ ! તે સમે શોક રહિત થયેલી ગોપીઓથી પરિવૃત્ત ભગવાન, જેમ સત્વાદિક શક્તિઓથી શોભે તેમ શોભવા લાગ્યા ૧૦ પછી ભગવાન તેમને સાથે લઇને યમુનાના તીર ઉપર ગયા. ત્યાં ઉઘડી ગયેલા ડોલર તથા મંદારના પુષ્પોની સુગંધીવાળા પવનોથી ભ્રમરો ઉડતા હતા ૧૧ શરદ્ ચંદ્રના કિરણોના સમુદાયથી રાત્રીનું અંધારું નાશ પામ્યું હતું, તેથી યમુના તટ સુંદર દેખાતો હતો અને ચંચળ તરંગોએ તટ ઉપર કોમળ રેતી પાથરી દીધી હતી ૧૨ જેમ કર્મકાંડમાં પરમાત્માના દર્શન ન થવાથી શ્રુતિ, કામનાઓથી અપૂર્ણ જેવી થઈ પડે છે, પરંતુ શ્રુતિઓ જ્ઞાનકાંડમાં પરમાત્માના દર્શન કરીને તેના આનંદથી પરિપૂર્ણ થઈ કામનાનો ત્યાગ કરે છે, તેમ ગોપીઓ પણ પ્રથમ ભગવાનના દર્શન ન થવાથી આતુર થઇ હતી, તેમણે દર્શન કરી આનંદને લીધે હૃદયના સર્વ તાપને મુકી દીધો પૂર્ણ કામનાવાળી થયા છતાં ગોપીઓએ અંતર્યામી ભગવાનને પોતાની ચુંદડીઓનું આસન કરી બેસાર્યા ૧૩ એટલે ગોપીઓએ માન આપેલા, ગોપીઓની વચ્ચે બેઠેલા, ત્રણ લોકની શોભાના એક સ્થાનરૂપ શરીરને ધારણ કરનાર ભગવાન યોગેશ્વરના અંતઃકરણમાં આસન કરતા હતા, તોપણ તે આ ગોપીઓએ આપેલા આસન ઉપર બેઠા પછી ગોપીઓ હાસ્ય તથા લીલા સાથે જોવાથી વિલાસ કરતી ભ્રુકુટીવડે અને ખોળામાં લીધેલા ચરણ તથા હાથને ચાંપવાવડે, કામને ઉદ્દીપન કરનાર ભગવાનનો સત્કાર કરી, વાર્તા પ્રસંગ નીકળતાં જરાક કોપ કરીને ભગવાનને પૂછવા લાગી ૧૪-૧૫ હે નાથ ! કેટલાક ભજનારાઓને જ ભજે છે અને કેટલાક ભજનાર તથા ન ભજનાર બંનેને ભજતા નથી, માટે તમે અમોને ભક્તિનો પ્રભાવ સારી રીતે કહો ૧૬

ભગવાન કહે છે—'હે સખીઓ ! જેઓ ઉપકાર—પ્રત્યુપકારરૂપે પરસ્પરને ભજે છે, તેઓ બીજાને ભજતા નથી, પરંતુ પોતાનેજ ભજે છે, કારણ

[*] આ અધ્યાયમાં ગોપીઓના વિરહવચનો સાંભળી જેમનું હૃદય પિગળી ગયું હતું એવા શ્રીકૃષ્ણે પ્રગટ થઇ તેઓને શાંત કરી, એ કથા કહેવાશે

કે તેઓનું ભજન કેવળ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામા એક ઉદ્યમરૂપ હોય છે તેમને તેમા પ્રીતિ હોતી નથી, તેમ સુખ પણ હોતુ નથી ગાય, ભેસની સેવાની માફક, સ્વાર્થ માટે સેવા હોવાથી તેમા ધર્મ પણ હોતો નથી ૧૭ જેઓ ન ભજનારને ભજે છે તેઓના બે પ્રકાર છે એક દયાળુ અને બીજા માતા પિતાની પેઠે વાત્સલ્યથી દયાળુ થઈ રહેનાર, દયાળુ થઈને ભજનારાઓમા નિર્દોષ ધર્મ રહેલો છે, અને સ્નેહાળ થઈને ભજનારાઓમા પ્રીતિ રહેલી છે ૧૮ જેઓ ભજનારને ભજતા નથી, ત્યારે ન ભજનારાઓને તો કયાથીજ ભજે? આ રીતે ભક્તના ચાર પ્રકાર છે એક આત્મારામ, બીજા પૂર્ણકામ, ત્રીજા અકૃતજ્ઞ, તથા ચોથા ગુરુદ્રોહી છે ૧૯ હે સખીઓ! હુ તેઓમાનો એક પણ નથી, હુ તો, પરમ દયાળુ તથા તમારો પરમ મિત્ર છુ, કારણ કે હુ ભજન કરનારાઓનુ ધ્યાન નિત્ય રહેવા ભજનારાઓને ભજતો નથી હે અબલાઓ! નિર્ધન મનુષ્ય જેમ પોતાને મળેલુ ધન નાશ પામતા તેની ચિતાથી વ્યાપ્ત થઈ ભૂખ તરસ કઈ પણ જોતો નથી તેનુ ધ્યાન ધનમા જ રહે છે તેવી રીતે યોગ્યાયોગ્ય ન જોવાથી લોકનો, ધર્માધર્મ ન જોવાથી, વેદનો તથા સ્નેહનો વિચાર ન કરવાથી, સબધીનો મારે માટે ત્યાગ કરનારીઓ જે તમે, તેમને નિત્ય મારુ ધ્યાન રહેવા હુ અતર્ધાન થઇ ગયો હતો, પરતુ તમે જે પ્રેમના વચનોથી ભાવ પ્રદર્શિત કર્યો, તે હુ સાભળતો હતો, માટે હે પ્રિયાઓ! કૈતવ કરનાર એવો જે હુ તેના ઉપર તમારે દોષારોપ કરવો નહિ ૨૦-૨૧ એ વાત તો એક તરફ રહી, પરતુ ખરી વાત કહુ તે સાભળો— તમે મારી સાથે રહો તમે કરેલા ઉપકારનો હુ દેવતાઓના આયુષ્યવડે બદલો વાળી શકુ તેમ નથી. તમે ઘરરૂપી અભેદ્ય સાકળને સમુળગી તોડી નાખી મારી સેવા કરો છો આ તમારા ઉત્તમ કાર્યનો બદલો તમારા પોતાના ઉત્તમ કાર્યથી વળી ગયો છે અને તમારા પોતાના ઉપકારથી હુ ઋણમુક્ત થયો નથી ૨૨

न पारयेऽहं निरवद्यसंयुजां
स्वसाधुकृत्यं विबुधायुषापि वः ।
या माऽभजन् दुर्जरगेहशृङ्खलाः
संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
द्वात्रिंशोऽध्यायः

# અધ્યાય ૩૩ મો.[§]

## ગોપીઓ સાથે જળક્રીડા.

श्रीशुक उवाच

इत्थं भगवतो गोप्यः श्रुत्वा वाचः सुपेशलाः ।
जहुर्विरहजं तापं तदङ्गोपचिताशिषः ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! ભગવાનની સુકોમળ વાણી સાભળી, ભગવાનના હાથ, પગ વગેરે અગસગથી જેમના મનોરથ પૂર્ણ થયા હતા એવી ગોપીઓએ વિરહજન્ય તાપનો ત્યાગ કર્યો ૧ પછી પોતાને અનુસરનારી, પ્રસન્ન થયેલી અને એક બીજાના હાથ ઝાલીને ઉભી રહેલી ગોપીઓની સાથે ભગવાને રાસ ક્રીડાનો આરભ કર્યો ૨ સર્વ ગોપીઓ મડળાકારમા ગોઠવાઈ ગઈ, યોગેશ્વર એવા શ્રીકૃષ્ણ ભગવાને યોગના પ્રભાવથી બબ્બે ગોપીઓની વચ્ચે પ્રવેશ કરીને રમવા માડયુ સર્વ ગોપીઓ ભગવાન પોતાની પાસે છે એમ માનવા લાગી આ પ્રમાણે ગોપીઓના મડળથી શોભાયમાન રાસક્રીડા શરૂ થઈ તે વેળા તેઓના ચિત્ત ઉત્સાહથી આકર્ષાયા સ્ત્રીઓ સહિત દેવતાઓના સેંકડો વિમાનોથી આકાશ છવાઈ રહ્યુ ૩-૪ દુદુભિ ને નગારા વાગવા માડયા આકાશમાથી પુષ્પવૃષ્ટિ થવા લાગી ગધર્વો પોતાની સ્ત્રીઓની સાથે ગાવા લાગ્યા ૫ રાસમડળમા શ્રીકૃષ્ણની સાથે સ્ત્રીઓના કડાનો, ઝાઝરીઓનો ને ઘુઘરીઓનો ઘોષ થઈ રહ્યો ૬ આ વેળા ગોપીઓના મડળમા રહેલા દેવકીપુત્ર શ્રીકૃષ્ણ, સુવર્ણ અને મણિની વચ્ચે રહેલા મહાનીલ મણિની માફક શોભવા લાગ્યા. ૭ પગ મૂકવા, હાથ હલાવવા, મદ મદ હસવા સાથે ભ્રૂકુટીના વિલાસો કરવા, ભાગી પડે તેમ કમ્મરને વાકી વાળવી, કુડળોનું હાલવુ, મુખ ઉપર પરસેવો વળી જવો,

§ આ અધ્યાયમા ગોપીના મડળની મધ્યમા રહેલા ભગવાને જળક્રીડા તથા વનક્રીડા કરી, તે કથા કહેવારો

અંબોડાના તથા કટિમેખલાના બંધો છુટા પડી જવા વગેરે ચેષ્ટાઓથી શોભતી અને શ્રીકૃષ્ણના યશ ગાતી ગોપીઓ મેઘમંડલમાં જેમ વિજળીઓ શોભે, તેમ અનેક રૂપે થયેલા શ્રીકૃષ્ણની વચ્ચે શોભવા લાગી. ૮ નાચતી અને રાગોથી મધુર કંઠવાળી, રતિ ઉપર પ્રીતિવાળી અને ભગવાનના અંગોના સ્પર્શથી પ્રસન્ન થયેલી ગોપીઓ ઉંચા સ્વરથી ગાવા લાગી જેના ગીતથી આખું વિશ્વ ધ્વનિત થઈ ગયું ૯ ગોપીઓ પોતાના સ્વરોની જાતિ ભગવાનના સ્વરોની સાથે મળી નહિ તેથી ધ્રુવ તાલ કરીને પોતાના સ્વરને ઉંચા કરવા લાગી તે ઉપરથી ભગવાને પ્રસન્ન થઇને તથા સાધુ સાધુ એમ કહીને સત્કાર કર્યો અને તેને ઘણું માન આપ્યું ૧૦ રાસ રમવાથી થાકી ગયેલી અને જેના આભૂષણ અને વેણીના પુષ્પ શિથિલ થઈ ગયા હતા, એવી ગોપીઓએ પોતાના હાથની બાજુએ ઉભેલા ભગવાનનો ખભો ઝાલી લીધો ૧૧ કોઇ ગોપી કમળના જેવી સુગંધીવાળા, ચંદનથી ચર્ચાએલા અને પોતાના ખભા ઉપર રહેલા શ્રીકૃષ્ણના હાથને સુંઘીને રોમાંચિત થઇ ચુંબન કરવા લાગી ૧૨ કોઇ નાચવાથી ચલાયમાન થતા કુંડળોની કાંતિથી શોભાયમાન ગંડસ્થળ શ્રીકૃષ્ણના ગંડસ્થળ સાથે લગાડતી હતી અને ભગવાન તેને ચાવેલું પાન આપતા હતા ૧૩ કોઇ નાચતી હતી, કોઇ ગાતી હતી અને કોઈ ઝાંઝરીઓ તથા કટિમેખલાઓના ઝણઝણાટ કરતી હતી કોઇ ગોપીએ થાકી જવાથી પાસે ઉભેલા શ્રીકૃષ્ણના કલ્યાણકારી હસ્તકમળને પોતાના સ્કંધ ઉપર મુકયો ૧૪ આ રીતે ભગવાને જેમના કંઠમાં હાથ નાખેલા હતા એવી ગોપીઓ ભગવાનનો મહિમા ગાતી વિહાર કરવા લાગી ૧૫ આ રીતે ગોપીઓ રાસમંડળમાં ભગવાનની સાથે નાચવા લાગી, તે વખતે તેમના હાથના કંકણો તથા પગના ઝાંઝરોના શબ્દો વાદિત્રનું કામ કરતા હતા અને તેમના કાનમાં પહેરેલા કુંડળો, ગાલ ઉપર આવી રહેલા કેશો, અને પરસેવાથી તેમના મુખ શોભતા હતા. માથાના કેશમાંથી પુષ્પ ખરતા તે જાણે તાલથી સંતુષ્ટ થયેલા કેશો પુષ્પની વૃષ્ટિ કરતા હોય એવા દેખાતા હતા ૧૬ ગોપીઓ જેમ ભગવાનની સાથે નૃત્ય કરતી તથા વિહાર કરતી હતી, તેમ લક્ષ્મીપતિ ભગવાન બાળક જેમ પોતાના પ્રતિબિંબની સાથે ગમ્મત કરે તેમ આલિંગન, હસ્તસ્પર્શ, સ્નેહભર્યું જોવું, ઉત્તમ પ્રકારના વિલાસો તથા હસવા વગેરેથી વ્રજની સુંદરીઓ સાથે વિહાર કરવા લાગ્યા ૧૭ આ વેળા ભગવાનના અંગસંગના આનંદથી વિહ્વળ ઇન્દ્રિયવાળી અને જેમની માળા તથા આભરણો ફાટી તૂટી ગયા હતાં એવી ગોપીઓ પોતાના શિથિલ કેશ અને ચુંદડીઓને સંકોરવા લાગી આભરણ સ્થાન ઉપરથી ખસી ગયા ૧૮ શ્રીકૃષ્ણ ભગવાનની રાસક્રીડા જોઇને, દેવતાઓની સ્ત્રીઓ મોહ પામી અને ચંદ્રમા પણ પોતાના ગ્રહ–નક્ષત્ર વગેરે મંડળ સાથે અતિ આશ્ચર્ય પામ્યો ૧૯ ભગવાન પોતે આત્મારામ હતા, તોપણ જેટલી વ્રજની નારીઓ હતી તેટલા પોતાના સ્વરૂપ કરીને તેમની સાથે લીલા કરતા હતા ૨૦ હે રાજન્! ભગવાન અતિ વિહારથી શ્રમિત થઈ ગયેલી વ્રજનારીઓના મુખને પોતાના પરમ કલ્યાણકારી હાથવડે લુછતા હતા. ૨૧ ચળકતા સુવર્ણના કુંડલની તથા કેશની કપોળ ઉપર પડતી કાંતિથી તથા અમૃત ભરેલા હસવાથી અને જોવાથી ભગવાનને માન આપતી અને ભગવાનના નખના સ્પર્શથી પરમ સુખ પામતી ગોપીઓ ભગવાનના પુણ્યકર્મો ગાતી હતી ૨૨ નદીઓના અને પર્વતોના તટને તોડી પાડતો હાથી જેમ હાથણીઓની સાથે પોતાનો શ્રમ દૂર કરવા પાણીમાં પ્રવેશ કરે, તેમ લોક અને વેદની મર્યાદાનું ઉલ્લંઘન કરનાર થાકી ગયેલા ભગવાન ગોપીઓની સાથે પોતાનો શ્રમ દૂર કરવા પાણીમાં ઉતર્યા તે વેળા અંગના સંગથી ચોળાઇ ગયેલી માળાના ભ્રમરો ગંધર્વપતિઓની પેઠે ગાતા પાછળ જતા હતા ૨૩ તરુણ ગોપીઓ અત્યંત હસતી ચારે તરફથી પાણી ઉછાળતી ભગવાનને અભિષેક કરવા લાગી, અને તેમના તરફ પ્રેમ દૃષ્ટિ કરવા માંડી દેવતાઓ પુષ્પની વૃષ્ટિ સાથે સ્તુતિ કરવા લાગ્યા અને ભગવાન પોતે આત્મારામ છતા મોટા હાથીની માફક જળક્રીડા કરવા લાગ્યા. ૨૪ આ પ્રમાણે જળક્રીડા

કર્યા પછી મદ ઝરતો હાથી જેમ હાથણીઓની સાથે વનમા વિહાર કરે, તેમ ભમરાઓ તથા સ્રીઓનાં વૃંદથી પરિવૃત્ત ભગવાન જળના અને સ્થળના પુષ્પોથી મઘમઘતા પવનથી જેની દિશાઓ સુગધીવાળી થઈ હતી, એવા યમુનાના ઉપવનમા વિહાર કરવા લાગ્યા ૨૫ આ પ્રમાણે સત્ય કામ ગોપીઓ જેમની ઉપર પ્રસન્ન હતી એવા ભગવાન ચદ્રમાના કિરણોથી શોભી રહેલી રાત્રીઓમા શ્રૃગારી રાસ રમ્યા ૨૬

પરીક્ષિતે પૂછ્યુ–હે મુનિ ! ભગવાન જગદીશ્વર ધર્મની સ્થાપના કરવા અને અધર્મનો નાશ કરવા આ જગતમા બળદેવ સાથે અવતર્યા છે, તો તે ધર્મની મર્યાદાઓના કહેનાર, કરનાર તથા રક્ષા કરનાર ભગવાને પરસ્રીઓના સગરૂપી આ અધર્મ કેમ કર્યો ? હે મુનિ ! ભગવાન યદુપતિ પૂર્ણ કામ હતા, માટે તેમણે કરેલુ આ અધર્મરૂપ કામ આવુ નિંદાપાત્ર હોઇ કેમ પ્રશસ્ય કહેવાય ? ૨૯

શુકદેવજી કહે છે–બ્રહ્મા, ઇંદ્ર, ચદ્ર, વિશ્વામિત્ર વગેરે સમર્થ પુરુષોના ધર્મોલ્લઘન તથા સાહસકર્મો આપણા જાણવામા છે, પરતુ અગ્નિને સર્વ વસ્તુ ખાવાથી જેમ દોષ લાગતો નથી, તેમ મહા પુરુષોને અધર્માચરણનો કે સાહસ કર્મનો દોષ લાગતો નથી ૩૦ પરતુ * દેહાદિકને અધીન રહેનાર પ્રાકૃત મનુષ્યે કદી મનથી પણ અધર્મ અથવા સાહસકર્મ કરવુ નહિ શકરે મહા જેમ ઝેર પીધુ હતુ તેમ બીજો કોઈ મૂર્ખતાથી ઝેર પીએ તો મરી જાય. ૩૧ આ જે સદાચારનુ પ્રમાણ શાસ્રમા છે તે નિરર્થક નથી, કારણ કે મહાત્મા પુરુષોનુ વચન પ્રમાણ છે, તે પ્રમાણે આચરવુ જોઇએ પરતુ તેઓનુ આચરણ તો કોઇકવારજ પ્રણામરૂપ ગણાય છે, તેથીજ જે આચરણ તેમના પોતાના વચનોને અનુકૂળ હોય તેવા આચરણ પ્રમાણે બુદ્ધિમાન પુરુષે વર્તવુ ૩૨ હે રાજન્ ! દેહાભિમાન વિનાના મહાત્માઓને આ લોકમા શુભ કર્મ કરવાથી કંઈ લાભ થતો નથી, તેમ અશુભ કર્મ કરવાથી કંઈ અનર્થ પણ થતો નથી. ત્યારે કોઈ કહે કે તેઓ શા માટે સાહસ કર્મ કરતા હશે ? તેનો ઉત્તર એ કે અહકાર વિના તે લોકો માત્ર પ્રારબ્ધ કરવા કોઈવાર અનર્થ કરે છે ૩૩ મહાત્મા પુરુષોને પુણ્યપાપનો સબધ નથી, ત્યારે પશુ, પક્ષી, મનુષ્ય ને દેવતાઓ વગેરે, પોતાને અધીન રહેનાર સર્વ પ્રાણીઓના નિયતા ભગવાન શ્રીકૃષ્ણને તો પુણ્ય પાપનો સબધ ક્યાથી હોય ? ૩૪ જે ભગવાનના ચરણારવિંદની રજના સેવનથી તૃપ્ત થયેલા તથા યોગના પ્રભાવથી જેમના સર્વ કર્મબધનો તૂટી ગયા હતા એવા મુનિઓ પણ પાપ–પુણ્યના બધનમા ન બધાતા પોતાની ઇચ્છા પ્રમાણે ફરે છે, ત્યારે પોતાની ઇચ્છા પ્રમાણે અવતાર ધારણ કરનાર ભગવનને તો ક્યાથીજ બધન હોય ? ૩૫ વળી જે ભગવાન ગોપીઓના, તેઓના પતિઓના અને સર્વે પ્રાણીઓના અતર્યામી અને બુદ્ધિ આદિના સાક્ષી છે, તે ભગવાન લીલા કરવા માટે આ લોકમા દેહ ધારણ કરે છે, તે કઇ પ્રાકૃત મનુષ્ય જેવા નથી કે જેથી તેમને દોષ લાગે ૩૬ ભગવાન પ્રાણીઓને અનુગ્રહ કરવા મનુષ્યનો દેહ ધારણ કરી શૃગારાદિકની લીલાઓ કરે છે ૩૭ હે રાજન્ ! આ વેળા વ્રજવાસીઓ ભગવાનની માયાથી મોહિત થયા હતા, તેથી તેએએ શ્રીકૃષ્ણ ઉપર દ્વેષ કર્યો નહિ ૩૮ ભગવાનની પ્રીતિપાત્ર ગોપીઓ ત્યા જવા માટે ઇચ્છતી ન હતી, તોપણ ભગવાનની આજ્ઞાથી બે ઘડી રાત્રી રહી ત્યારે પોત પોતાને ઘેર ગઇ ૩૯ વ્રજની નારીઓ સાથે શ્રીકૃષ્ણ ભગવાને કરેલી આ રાસક્રીડા જે ધીર મનુષ્ય શ્રદ્ધાથી સાભળે છે અથવા તેનુ વર્ણન કરે છે તે ભગવાનમા પરમ ભક્તિ સપાદન કરી કામનો પરાજય કરે છે ૪૦

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोऽनुशृणुयादथ वर्णयेद्यः ।
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ ४० ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
त्रयस्त्रिंशोऽध्यायः

* આ આજ્ઞાનીતિ આર્ય પરંપરાને યુક્ત કથન નથી

# અધ્યાય ૩૪ મો.*

## અજગરે પકડેલા નંદ.

### श्रीशुक उवाच

एकदा देवयात्रायां गोपाला जातकौतुकाः ।
अनोभिरनडुद्युक्तैः प्रययुस्तेंऽबिकावनम् ॥ १ ॥

શુકદેવજી કહે છે–એકવાર ગોપલોક દેવતાઓની યાત્રા કરવાને ગાડામા બેસીને અંબિકાવનમા ગયા ૧ હે રાજન્ ! ત્યા સરસ્વતી નદીમા નાહી, પશુપતિ શંકરનુ તથા અંબિકાનુ ભક્તિપૂર્વક તેમણે પૂજન કર્યું ૨ પછી "દેવતા અમારા ઉપર પ્રસન્ન થાઓ !" એમ કહીને સર્વ ગોપ લોકે આદર સાથે બ્રાહ્મણોને ગાયો, સુવર્ણ, વસ્ત્ર, મધ અને મધુર અન્ન વગેરે આપ્યુ ૩ નંદ, સુનંદ વગેરે ભાગ્યશાળી વ્રજવાસી ગોપલોક કેવળ જળપાન કરીને યમુના ઉપર રહ્યા. ૪ એક ઘણો જ ભૂખ્યો અજગર દૈવેચ્છાથી તે રાત્રે વનમા આવ્યો અને ત્યા સૂતેલા નંદને ગળવા માડ્યા ૫ સર્પથી ગળાતા નંદ ચીસો પાડી બોલ્યા કે–હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! આ મોટો સર્પ મને ગળી જાય છે હે તાત ! મને શરણાગતને છોડાવો ૬ નંદરાયની ચીસ સાભળી ગોપલોક એકાએક ઉઠ્યા અને નંદરાયને સર્પે ગળેલા જોઈ ગભરાયા ધગધગતા લાકડાથી તેઓ તેને મારવા લાગ્યા ૭ તેમણે દઝાડ્યા છતા સર્પે નંદરાયને મુક્યા નહિ એટલામા સાત્વતના પતિ ભગવાને આવીને તેને પોતાનો ચરણ અડકાડ્યો. ભગવાનના ચરણનો સ્પર્શ થયો કે તરત પાપમાથી મુક્ત થઈ તે સર્પનુ શરીર ત્યાગ કરી વિદ્યાધરના રૂપને પામ્યો ૮-૯ સુવર્ણની માળાવાળો તથા ઝળહળતા શરીરવાળો તે પછી પ્રણામ કરીને અતીન્દ્રિય ભગવાનની સામે ઉભો એટલે ભગવાને તેને પૂછ્યુ કે–૧૦ તુ કોણ છે ? અને આવી નિંદિત ગતિને કેમ પામ્યો હતો ? ૧૧

અજગરે કહ્યુ –હુ સુદર્શન નામે એક વિદ્યાધર હતો મારી સંપત્તિ તથા રૂપ સારા હતા અને હુ વિમાનમા બેસી દિશાઓમા ફરતો હતો ૧૨ એકવાર મે રૂપના અભિમાનથી અંગિરા કુળના કુરૂપ ઋષિઓનુ ઉપહાસ્ય કર્યું, તેથી ઋષિઓએ મારા પાતકોને લીધે મને આ અજગરની જાતિમા અવતાર આપ્યો હતો ૧૩ પરંતુ દયાળુ પુરુષો કે જેઓએ મને શાપ દીધો હતો તેમણે અનુગ્રહ પણ કર્યો હતો કે જે શાપને લીધે લોકના ગુરુ એવા આપે ચરણવતી મારો સ્પર્શ કર્યો અને મારું પાપ નાશ પામ્યુ ૧૪ આપના ચરણના સ્પર્શવડે શાપથી મુક્ત થયેલો હુ, સંસારથી ભય પામેલ શરણાગત લોકોના ભય નાશ કરનાર આપની આજ્ઞા માગુ છું ૧૫ હે ઈશ્વર ! હુ આપને શરણે આવ્યો છું. હે દેવ ! હવે મને જવાની આજ્ઞા આપો ૧૬ હે અચ્યુત ! તમારુ દર્શન થવાથી બ્રાહ્મણોના શાપમાથી હૂ મુક્ત થયો છુ, જેમનુ નામ લેનારો પુરુષ સર્વ શ્રોતાઓને તથા પોતાને પવિત્ર કરે છે, તે આપના ચરણનો સ્પર્શ થવાથી હું પવિત્ર થયો છુ ૧૭

શુકદેવજી કહે છે–પછી દશાર્હકુલોત્પન્ન શ્રીકૃષ્ણની આજ્ઞા લઈ તેમને પ્રદક્ષિણા ને પ્રણામ કરી સુદર્શન સ્વર્ગમા ગયો અને નંદરાય દુ:ખમાથી મુક્ત થયા ૧૮ હે રાજન્ ! વ્રજવાસીઓ શ્રીકૃષ્ણ ભગવવાનનો પ્રભાવ જોઈ આશ્ચર્ય પામ્યા અને યમુનાતટ ઉપર પોતાનો નિયમ પૂર્ણ કરી તેમની કથા કરતા વ્રજમા ગયા ૧૯ એકવાર અદ્ભુત પરાક્રમવાળા શ્રીકૃષ્ણ ને બળદેવ રાતે વનમા રમતા હતા ૨૦ એટલામા પ્રેમથી બંધાયલી ગોપીઓ મનોહર લાગે તેવા તેમના ચરિત્રો ગાવા લાગી બન્નેએ શણગાર ધર્યો હતો, શરીર ઉપર અગર ચંદનનો લેપ કર્યો હતો, કંઠમા માળાઓ પહેરી હતી તથા શરીર ઉપર નિર્મળ વસ્ત્રો પહેર્યા હતા. ૨૧ આ સમય પ્રદોષ કાળનો હોઈ ચંદ્રમા અને તારામંડળ ઉદય પામ્યુ હતુ મલ્લિકાની સુગંધથી મદમત્ત ભ્રમરો ગુંજારવ કરતા હતા અને કુમુદનો સુગંધી પવન વાતો હતો. આવા પ્રદોષમા તેઓ સ્વરોનાં મંડળોની મૂર્ચ્છના પુરતા સર્વ પ્રાણીઓના મન અને કાનને આનંદ ઉપજાવનારુ ગીત ગાવા લાગ્યા.

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણે નંદજીને અજગરથી અને સુદર્શન વિદ્યાધરને બ્રાહ્મણના શાપથી મુકાવ્યા તથા શંખચૂડનો વધ કર્યો, એ કથા કહેવાશે

૨૨-૨૩ ગોપીઓ તેમનુ ગીત સાભળી મૂર્છિત થઇ ગઈ અને માથેથી છેડા ખસી ગયા તથા કેશપાશમાંથી પુષ્પો ખરી પડચાં, તેનુ ભાન પણ રહ્યુ નહિ ૨૪ પ્રમત્ત પુરુષની પેઠે બન્ને ભાઇઓ ઇચ્છાનુસાર ગાતા અને વિહાર કરતા હતા, એટલામા ત્યા શ ખચૂડ નામે કુબેરનો એક અનુચર યક્ષ આવ્યો ૨૫ હે રાજન્ ! તેમના દેખતા સ્રીઓને યક્ષ ઉત્તર દિશામા લઈ જવા લાગ્યો. ૨૬ વાઘે પકડેલી ગાયો જેમ ચીસો પાડે, તેમ, હે શ્રીકૃષ્ણ ! હે બળભદ્ર ! એમ ચીસો પાડતી ગોપીઓને સાભળી બન્ને ભાઇ યક્ષની પાછળ દોડચા ૨૭ અભય વચન બોલતા તેઓ, હાથમા સાગના ઝાડ લઈ પુર વેગથી દોડી નીચ યક્ષને પહોચી ગયા ૨૮ યક્ષ, કાલ તથા મૃત્યુના જેવા તેમને આવી પહોચેલા જોઇ ખેદ પામ્યો અને જીવવાની ઇચ્છાથી સ્રીઓનો ત્યાગ કરીને નાઠો ૨૯ આ વેળા બળભદ્ર સ્રીઓની રક્ષા કરવા ઉભા રહ્યા અને શ્રીકૃષ્ણ જ્યા જ્યા તે યક્ષ ગયો ત્યા ત્યા તેના મસ્તકનો મણિ હરી લેવા પાછળ પાછળ ગયા ૩૦ નજદીકમા હોય તેમ તેને પહોચી જઈ વ્યાપક ભગવાને મુક્કીથી તે દુરાત્માના મસ્તકની સાથે મણિને હરી લીધો ૩૧ આ પ્રમાણે શ ખચૂડને મારી, મણિ લઈ, સર્વ સ્રીઓના દેખતા પ્રીતિપૂર્વક પોતાના મોટા ભાઇને તેમણે તે મણિ આપી દીધો ૩૨

शंखचूड निहत्यैव मणिमादाय भास्वरम् ।
अग्रजायाऽददत् प्रीत्या पश्यतीनां च योषिताम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
चतुर्स्त्रिंशोऽध्याय

# અધ્યાય ૩૫ મો.*

## ગોપીકૃત લીલાગાન.

श्रीशुक उवाच

गोप्यः कृष्णे वन याते तमनुद्रुतचेतस ।
कृष्णलीलाःप्रगायत्यो निन्युर्दुःखेन वासरान् ॥

શુકદેવજી કહે છે—ભગવાન જ્યારે ગાયો ચારવા વનમા જતા, ત્યારે તેમની પાછળ જેમનુ મન ભમ્યા કરતુ હતુ એવી ગોપીઓ તેમની લીલાનુ ગાન કરી દિવસો કાઢતી હતી ૧ ચ ચળ ભ્રુકુટીવાળા ભગવાન ડાબા ખભા ઉપર ડાબો ગાલ રાખી સાત સ્વરના છિદ્રો ઉપર કોમળ આગળીઓ ફેરવી અધર ઉપર રાખેલી વાસળીને જ્યારે વગાડતા ત્યારે દેવતાઓની સ્રીઓ પણ તે સ્વર સાભળીને આશ્ચર્ય પામતી હતી તેઓના મન મોહિત થઈ જતા, તેઓને વસ્રોનુ પણ ભાન રહેતુ નહિ ૨-૩ હે સ્રીઓ ! જેમનુ ઉજ્જવલ હાસ્ય હારના જેવુ છે, જેમના વક્ષ સ્થળમા લક્ષ્મી વિજળીની પેઠે ચ ચળ છતા સ્થિર રહે છે તથા જે દુ ખી લોકોને સુખ આપે છે, તે ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે બ સી બજાવે છે, ત્યારે વ્રજના બળદો, મૃગો અને ગાયો દાતમા લીધેલા કવલને એમના એમ રહેવા દેઇ જેમ ચિત્રમા આલેખેલી હોય તેમ સ્તબ્ધ થઈ જાય છે. ૪-૫ વળી હે સખિ ! કોઇવાર મયૂરના પિ છા, ગેરુ વગેરે ધાતુઓ તથા પલ્લવો શરીર ઉપર ધારણ કરી, મલ્લનુ અનુકરણ કરતા કૃષ્ણચ દ્ર, બળભદ્ર, ગોપ સાથે વાસળીના સૂરથી ગાયોને બોલાવતા, ત્યારે નદીઓના પ્રવાહ બ ધ પડી જતા હતા અને પવને આપેલી ભગવાનના ચરણારવિંદની રજને લેવાની તે ઇચ્છા કરે છે, પર તુ અમારી પેઠે તેઓનુ પુણ્ય ઓછુ હોવાથી તેઓ તર ગરૂપી ભુજાઓ હલાવે છે અને પાણી સ્થિર થઇ જાય છે ગોપીઓ પણ નેત્રના અશ્રુઓ રોકી રાખે છે. ૬-૭ વળી અનુચરોએ જેમનુ પરાક્રમ વર્ણવ્યુ છે એવા નારાયણની પેઠે સ્થિર વૈભવવાળા અને વનમા ફરતા કૃષ્ણચ દ્ર, જ્યારે વાસળીથી પર્વતના શિખરો ઉપર ચરતી ગાયોને બોલાવતા હતા ત્યારે ભારથી જેમની શાખાઓ નમી ગયેલી હતી એવી અને પ્રેમથી જેમના શરીર રોમાચ થયેલા હતા એવી ફલફૂલથી ભરેલી લતાઓ, પોતાને વિષે રહેલા વિષ્ણુને સૂચવતી હોય તેમ મેઘની ધારાઓ વરસાવતી હતી. અને તે પ્રમાણે તેમના પતિને પણ આન દ થતો. ૮-૯ મનોહર તિલકવાળા ભગવાન, વનમાળામા

* આ અધ્યાયમા ભગવાન ગાયો ચારના વનમા જતા ત્યારે ગોપીઓ યુગલગીત (બબ્બે શ્લોકના એકઠા જોડકાવાળુ) ગાઇને દિવસો કાઢતી, એ કથા કહેવાશે

અલૌકિક ગંધવાળી તુલસીના ગંધથી મત્ત થઇ ગયેલા ભ્રમરને અનુકૂળ લાગે તેમ ઉંચે સ્વરે ગાયેલા ગીતને આદર આપતા જ્યારે બંસી બજાવતા, ત્યારે સરોવરમા રહેનાર સારસ, હંસ વગેરે પક્ષીઓના મન ભગવાનના ગીતથી મોહિત થતા અને તેઓ શ્રીહરિની પાસે આવી મનને નિયમમા રાખી આંખો મીંચી મૌન ધારણ કરી શ્રીકૃષ્ણની ઉપાસના કરતા. ૧૦–૧૧ હે વ્રજાંગના ! બળદેવની સાથે રહેલા, કાનના આભૂષણોથી વિલાસવાળા, પર્વતના શિખરો ઉપર ફરતા, પ્રસન્ન થયેલા અને બીજાઓને પ્રસન્ન કરતા શ્રીકૃષ્ણ, જ્યારે બંસીના સ્વરથી જગતને પુરે છે, ત્યારે મેઘ પણ ભગવાનને ઉલ્લંઘન કરવાથી અપરાધ લાગશે, એમ જાણીને આગળ જતો નથી, તેમ મોટી ગર્જના કરતો નથી પરંતુ ત્યા જ ઉભો રહીને વાસળીના સ્વરની પાછળ ધીરે ધીરે ગર્જના કરતો અને જગતની પીડા હરનાર હોવાથી પોતાના મિત્ર એવા શ્રીકૃષ્ણ પર છાયાથી છત્ર કરીને ઝીણા ઝીણા જળબિંદુરૂપી પુષ્પોની વૃષ્ટિ કરતો હતો ૧૨–૧૩ હે સતિ યશોદા ! ગોપની અનેક રમતોમા કુશળ એવો તમારો પુત્ર શ્રીકૃષ્ણ પોતાના ધોળા રાતા ઓઠમા વાસળી લઇને વેણુરૂપી વાજીત્રમા પોતે ઉપજાવી કાઢેલી સ્વરની જાતોને અનેક રીતે વગાડીને દેખાડતા, ત્યારે ઇંદ્ર, શંકર તથા બ્રહ્મા આદિ દેવતાઓ મંદ, મધ્યમ તથા ઉંચો સ્વર જે દિશામાથી આવતો તે દિશાઓ પ્રતિ મન લગાડતા અને વિદ્વાન છતા ગાયનનો ભેદ ન જાણવાથી મુંઝાતા ૧૪–૧૫ ધ્વજા, વજ્ર, કમળ તથા અંકુશના વિચિત્ર ચિહ્નોવાળા પોતાના ચરણરૂપી કમળના પત્રથી વ્રજભૂમિની પીડાને શમાવતા તથા મોટા હાથી જેવી ચાલવાળા ભગવાન જ્યારે વેણુ વગાડતા ચાલે છે, ત્યારે વિલાસ પૂર્વક જોવાથી કામાતુર એવી અમે વૃક્ષની જાતિને પામીએ છીએ, અર્થાત્ જડ થઇ જઈએ છીએ તથા અમને વસ્ત્રનુ પણ ભાન રહેતુ નથી ૧૬–૧૭ મણિની માળાને પહેરનાર, કોઇવાર મણિઓથી ગાયોની ગણતરી કરતા તથા પોતાને ગમતી સુગંધવાળી તુળસીની માળાવાળા ભગવાન પોતાના દાસના ખભા ઉપર હાથ મૂકીને જ્યારે ગાય છે, ત્યારે વાસળીના સૂરથી હરાયલા ચિત્તવાળી મૃગલીઓની માફક ઘરની આશા છોડી અનેક ગુણોના સમુદ્રરૂપ ભગવાનની પાસે જઇને, તેમને જ અનુસરે છે ૧૮–૧૯ ગોપીઓને આનંદ આપવા ડોલરના પુષ્પોની માળાથી કૌતક વેષ ધારણ કરનાર ગોપ અને ગાયોના ટોળાવાળા સ્નેહીઓને આનંદ આપનાર નંદકુમાર, જ્યારે યમુનાજીમા વિહાર કરે છે, ત્યારે મલયાચલનો પવન પોતાના સ્પર્શથી ભગવાનને આનંદ આપતો મંદ મંદ અને અનુકૂળ રીતે વાય છે તથા ગંધર્વોના વૃંદ બંદીજનોની માફક સ્તુતિ કરે છે ૨૦–૨૧ ગોવર્ધન પર્વતને ધારણ કરીને, વ્રજની તથા ગાયોની રક્ષા કરનાર, પરિશ્રમવાળી કાંતિથી નેત્રોને આનંદ આપનાર, ખરીથી ઉડતી ધૂળથી ધુસર થયેલી માળાવાળા અને ગોપ જેમની કીર્તિને ગાય છે એવા તથા ભક્તોના મનોરથો પૂર્ણ કરવાની ઇચ્છાથી દેવકીના ઉદરથી ઉત્પન્ન થયેલા કૃષ્ણચંદ્ર સાયંકાળે સંપૂર્ણ વાસળી વગાડતા વ્રજમા આવે છે ત્યારે બ્રહ્માદિક દેવતાઓ ભગવાનના ચરણમા પ્રણામ કરે છે ૨૨–૨૩ મદવાળા નેત્રવાળા, પોતાના સ્નેહીજનોને માન આપનાર, વનમાળા ધારણ કરનાર, પાકેલા બોર જેવા પાડુવર્ણના મુખવાળા, સુવર્ણના કુંડળોની શોભાથી કોમળ ગંડસ્થળને શોભાવતા, હાથીના જેવી ચાલવાળા તથા પ્રસન્ન મુખવાળા, યાદવોના પતિ ભગવાન, ચંદ્રમાની પેઠે સાયંકાળે વ્રજમા ગાયોની પેઠે રહેલા જે આપણે તેમના આખા દિવસના તાપને શમાવતા વ્રજમા આવે છે, ત્યારે તેમનો વિરહ કેવી રીતે સહેવાય ૨૪–૨૫ હે રાજન્ ! ભગવાનમા જેમનુ જીવન તથા મન હતુ એવી વ્રજસ્ત્રીઓ દિવસે શ્રીકૃષ્ણની લીલાને ગાતી અને વખત કાઢતી હતી. ૨૬

एवं व्रजस्त्रियो राजन् कृष्णलीलानुगायिता' ।
रेमिरेऽहस्तु तच्चितास्तन्मनस्का महोदया ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
पंचत्रिंशोऽध्यायः

# અધ્યાય ૩૬ મો.[$]

## કૃષ્ણુ બળદેવને કંસનું તેડું.

**શ્રીશુક ઉવાચ**

अथ तर्ह्यागतो गोष्ठमरिष्टो वृषभासुर ।
महीं महाककुत्कायः कंपयन् खुरविक्षताम् ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! પછી અરિષ્ટ નામે એક અસુર બળદનું રૂપ લઈને વ્રજમાં આવ્યો. તેની ખુંધ તથા કાયા ઘણી જ મોટી હતી. ખરીવડે ખોદી નાખેલી પૃથ્વીને તે કંપાવતો હતો. ૧ ઘણાજ કઠોર શબ્દો કરતો તે પગથી પૃથ્વી ઉખેડી નાખતો હતો, પુંછડું ઉંચુ કરી શિંગડાના અગ્રભાગથી નદીઓના તટોને તોડી પાડતો હતો, ૨ વચ્ચે વચ્ચે છાણુના પોદળા કરતો હતો, મૂતરતો હતો અને સ્થિર દૃષ્ટિ કરીને ઉભો રહેતો હતો જેનો કઠોર અવાજ સાભળી ભયથી ગાયો તથા મનુષ્યો થથરી જતા હતાં તથા તે પર્વત જેવો લાગતો હતો એવી શંકાથી મેઘમંડળો જેની ખાંધ ઉપર વિશ્રામ કરતા હતા. ૩–૪ તે તીક્ષ્ણુ શિંગડાવાળા બળદને જોઇ, ગોપીઓ તથા ગોપ ભય પામ્યા, પશુઓ ગોકુળનો ત્યાગ કરી નાસવા લાગ્યા, ૫ બે હાથ જોડી તે સર્વે હે કૃષ્ણુ! હે કૃષ્ણુ! એમ બોલતા ભગવાનને શરણે ગયા. ભગવાને ગોકુળવાસીઓને ભયથી નાસતા જોઇને, ૬ વૃષભાસુરને બોલાવ્યો અને તેને કહ્યુ કે, હે દુષ્ટ! આ ગોપ અને પશુઓને ડરાવવાથી તારું શુ વળવાનુ છે? ૭ હું તારા જેવા દુષ્ટ અને દુરાત્માના બળના ગર્વને હણુનારો છુ. આ પ્રમાણે કહી હાથથી ખભો ઠોકીને હાથની તાળીના શબ્દથી અરિષ્ટાસુરને કોપાયમાન કર્યો અને પછી ભગવાન પોતાના મિત્રના ખભા ઉપર પોતાનો હાથ મુકી, અરિષ્ટાસુરની સામે ઉભા રહ્યા આ પ્રમાણે ભગવાને કોપાવેલો અરિષ્ટાસુર, ખરીથી પૃથ્વીને ઉખેડતો, પુંછડુ ઉંચુ કરી, આમતેમ ફરવા લાગ્યો અને કોપાયમાન થઈ શ્રીકૃષ્ણુની સામે દોડયો ૮–૯ આ વેળા તે અસુરની આખો લોહીના જેવી સતીચોળ અને સ્થિર થઈ ગઇ હતી અને તે આડું અવળુ જોઈ શિંગડાની અણીઓ આગળ રાખી, ઇંદ્રે મુકેલા વજ્રની માફક ભગવાનની સામે દોડયો. ૧૦ એટલે હાથી જેમ સામા હાથીને પાછો હઠાવે, તેમ ભગવાને તેના શિંગડા ઝાલી અઢાર પગલાં પાછળ હઠાવ્યો, ૧૧ અને તેને જમીન ઉપર પછાડયો કે, સર્વ અંગથી ઢીલો પડી તે હાંફવા લાગ્યો, ક્રોધથી તે આતુર થઈ ગયો, અને પાછો ઉઠી ભગવાન ઉપર ધસી ગયો ૧૨ એટલે ભગવાને સામે આવતા દૈત્યના શિંગડા ઝાલી તેને ભૂમિ ઉપર નાખી દીધો અને પગથી દબાવીને તેને નીચોવી નાખ્યો, અને તેના માથામાથી શિંગડુ ખેંચી કાઢી તેનાથી માર્યો કે, તે ધરણી ઉપર ઢળી પડયો. ૧૩ મુખમાથી લોહી ઓકી તે પગ પછાડવા લાગ્યો, આખો ફાટી ગઈ અને મહા કષ્ટ પામી યમલોકમા ગયો એટલે દેવતાઓ ભગવાનને ફૂલથી વધાવવા અને સ્તુતિ કરવા લાગ્યા. ૧૪ આવી રીતે બળદનું રૂપ ધારણુ કરનાર દૈત્યનો નાશ કરી, ગોપ જેમની સ્તુતિ કરતા હતા, તથા ગોપીઓના નેત્રોને આનંદ આપનાર એવા ભગવાન કૃષ્ણુ બળદેવ સાથે વ્રજમાં ગયા ૧૫ અદ્ભુત કર્મ કરનાર શ્રીકૃષ્ણે અરિષ્ટાસુરનો નાશ કર્યા પછી, દેવતા જેવા જ્ઞાની નારદ મુનિએ કંસની પાસે જઈ કહ્યુ કે, પેલી દેવકીની જે પુત્રી થઈ હતી તે યશોદાની પુત્રી હતી, તથા શ્રીકૃષ્ણુ દેવકીના પુત્ર છે, અને બળરામ રોહિણીના પુત્ર છે વસુદેવે ભયને લીધે તે બન્નેને પોતાના મિત્ર નંદને ત્યા મુકયા છે જે બન્નેએ તારા સેવકોનો નાશ કર્યો છે. ૧૬–૧૭ કંસ આ ભેદ સાભળીને ક્રોધથી તપી ગયો, અને વસુદેવનો નાશ કરવાની ઇચ્છાથી તરવાર હાથમા લઈ તે ઉભો થયો. ૧૮ એટલે નારદે "વસુદેવને મારીશ તો તેના પુત્રો નાસી જશે, માટે હમણા વસુદેવને મારવા નહિ," એવી ગુપ્ત સલાહ આપી તેને અટકાવ્યો. તે પછી કંસે વસુદેવના પુત્રોને પોતાના મૃત્યુરૂપ માની, વસુદેવને તથા દેવકીને કેદ કર્યાં. ૧૯ દેવર્ષિ નારદના ગયા પછી–કંસે કેશી દૈત્યને બોલાવીને 'તારે કૃષ્ણુનો તથા

[$] આ અધ્યાયમા ભગવાને અરિષ્ટાસુરને માર્યા પછી નારદના કહેવાથી કંસે શ્રીકૃષ્ણુ બળદેવને મથુરામા તેડી લાવવા અક્રૂરને ગોકુળ મોકલ્યા, એ કથા કહેવાશે

બળદેવનો નાશ કરવો ' એવી આજ્ઞા કરીને ગોકુળ તરફ મોકલ્યો. ૨૦ પછી મુષ્ટિક, ચાણૂર, શલ, તોશલ, આદિ મલ્લોને, મંત્રીઓને તથા હાથીઓના માવતોને બોલાવીને કંસે કહ્યું કે, ૨૧ હે વીર ચાણૂર તથા મુષ્ટિક! મારું કહેવું સાભળો નંદના વ્રજમા વસુદેવના પુત્ર બળદેવ તથા કૃષ્ણ રહે છે, તેમનાથી મારું મરણ નિશ્ચય થયેલુ છે, માટે તે અહીં આવે, કે તમારે મલ્લની રમતથી તેમનો નાશ કરવો ૨૨-૨૩ મલ્લના અખાડાની આસપાસ અનેક જાતના માચડા બંધાવો અને નગરના તથા દેશના સર્વ મનુષ્યો ઈચ્છા પ્રમાણે થતા મલ્લયુદ્ધને ભલે જુઓ ૨૪ હે ભાઈ માવત! તારે અખાડાના બારણા ઉપર કુવલયાપીડને રાખવો, અને તે દ્વારા મારા શત્રુઓનો નાશ કરવો ૨૫ આ સર્વ ઠાઠમાઠ ધનુર્યાગના એક ભાગ તરીકે કરવો. ધનુર્યાગ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે ચૌદશને દહાડે આરંભો અને વર આપનાર ભગવાન શંકર માટે પવિત્ર પશુઓનો વધ કરો ૨૬ આ રીતે સેવકોને આજ્ઞા કરીને સ્વાર્થના સિદ્ધાંતને જાણનારો કંસ યાદવોમા વડા એવા શ્રીઅક્રૂરને બોલાવી, પોતાના હાથવતી તેમનો હાથ ઝાલીને કહેવા લાગ્યો કે, હે અક્રૂર! તમે મારે માટે આદરથી મિત્રને કરવા યોગ્ય કામ કરો, કારણ કે ભોજ અને વૃષ્ણી વંશના લોકોમા તમારા વિના બીજો કોઈ પણ મારુ વધારે હિત કરનારો નથી ૨૭-૨૮ હે શાંત ગુણી! ઇંદ્ર મહા સમર્થ હતો, તોપણ તેણે વિષ્ણુની સહાયતાથી જેમ પોતાનો સ્વાર્થ સાધ્યો હતો, તેમ તમે પણ મોટા કાર્યમા સાધનરૂપ છો, તેથી તમારો મે આશ્રય કર્યો છે ૨૯ તમને કામ સોપવુ છે કે, તમે નંદના વ્રજમા જાઓ અને ત્યાં વસુદેવના બે પુત્રો રહે છે, તેમને રથમા બેસારીને અહીં લઈ આવો, વિલંબ કરો નહિ ૩૦ વિષ્ણુનો આશ્રય કરનારા દેવતાઓએ એ બેને હાથે મારુ મરણ નિર્માણ કર્યું છે રાજ ભેટોની સાથે અહિ આવતા નંદાદિક ગોવાળિયાઓની સાથે તે બન્નેને પણ તેડી લાવો ૩૧ તે બન્નેને અહીં તેડી લાવશો કે, હુ તેઓને કાળના જેવા હાથીથી મરાવી નખાવીશ.

તેમાંથી તે જો બચી ગયા તો વીજળીના જેવા પ્રચંડ મલ્લોની પાસે મરાવી નખાવીશ ૩૨ તે બન્નેને મારી નાંખ્યા પછી દુ:ખી થયેલા વસુદેવ આદિક તેમના સંબંધીઓને તથા વૃષ્ણિભોજ અને દશાર્હ કુળના, મારાથી વિરુદ્ધ વર્તનારાઓને મારી નાખીશ. ૩૩ વળી ઘરડા છતા રાજ્યની ઇચ્છાવાળા મારા પિતા ઉગ્રસેનને મારી નાખીશ, તેના ભાઈ દેવકને મારી નાખીશ, અને મારા બીજા જે શત્રુઓ હશે, તેમને પણ મારી નાખીશ. ૩૪ તે પછી હે મિત્ર! આ પૃથ્વી શત્રુ વિનાની કરીશ. જરાસંધ મારો સસરો થાય છે અને દ્વિવિદ વાનર મારો મિત્ર થાય છે. ૩૫ વળી શંબર, નરક અને બાણાસુર મારા ઉપર સ્નેહ બાંધી બેઠા છે, તેમની સહાયતાથી હું દેવતાઓના પક્ષના રાજાઓનો નાશ કરીને આ પૃથ્વીનુ રાજ્ય કરીશ ૩૬ આ સર્વ કારણ જાણીને તમે રામકૃષ્ણને ધનુર્યાગ જોવાના મિષથી તથા મથુરાપુરીની શોભા જોવાના મિષથી ઝટ અહીં તેડી લાવો ૩૭ અક્રૂર બોલ્યા—હે રાજન્! તમારો વિચાર સારો છે અને તે તમારા મરણને ટાળનારો છે, કાર્યની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમભાવથી રહેવુ, કારણ કે ફળ આપનાર દૈવ છે ૩૮ દૈવ મનોરથોને તોડી પાડે છે તોપણ મનુષ્ય પોતાના મનમા મોટા મોટા મનોરથો કરે છે, અને તે હર્ષ તથા શોક પામે છે, તોપણ હુ તમારી આજ્ઞા પ્રમાણે કરીશ ૩૯ આ પ્રમાણે અક્રૂરને આજ્ઞા કરી મંત્રીઓને રજા આપીને કંસ પોતાના અંતઃપુરમા ગયો અને અક્રૂર તેમને ઘેર ગયા.

**एवमादिश्य चाक्रूरं मन्त्रिणश्च विसृज्य सः ।**
**प्रविवेश गृहं कंसस्तथाऽक्रूरः स्वमालयम् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**षट्त्रिंशोऽध्यायः**



# અધ્યાય ૩૭ મો. §

## કેશી તથા વ્યોમાસુરનો વધ.

श्रीशुक उवाच

केशी तु कंसप्रहित: खुरैर्महीं
महाहयो निर्जरयन् मनोजव ।
सटावधूताभ्रविमानसकुल
कुर्वन्नभो हेषितभीषिताखिल' ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! પછી કંસે મોકલેલો કેશી દૈત્ય મોટા ઘોડાનુ રૂપ લઈને ખરીઓથી પૃથ્વીને ખોદતો, કેશવાળીથી આડાઅવળા ખસેડી નાખેલા વાદળાથી તથા વિમાનોથી આકાશને ભરપુર કરતો, હણુહણાટથી સર્વને ત્રાસ આપતો અને નંદરાયના વ્રજને કંપાવતો મનના જેવા વેગથી વ્રજમા આવ્યો ૧ તેના નેત્ર વિશાળ હતા, મુખ ભયંકર હતું, ગળુ મોટુ હતુ અને શરીર કાળા મેઘના જેવુ શ્યામ હતુ કંસનું હિત કરવાની ઇચ્છાથી પૃથ્વી કંપાવતો તે વ્રજમા આવ્યો ઉપર કહ્યા પ્રમાણે પોતાના હણુહણાટથી વ્રજને ત્રાસ આપતા, કેશવાળીથી મેઘમંડળ ચલાયમાન કરતા અને યુદ્ધમા પોતાને શોધતા તે દૈત્યને ભગવાને સામા ઉભા રહીને બોલાવ્યો, એટલે સિંહની પેઠે તેણે ગર્જના કરી ૨ પછી તે કેશી શ્રીકૃષ્ણને જોઇને જાણે મુખથી આકાશનું પાન કરતો હોય, તેમ મુખ ફાડી શ્રીકૃષ્ણની સામુ જોઈ દોડયો અને અતિ ક્રોધાવિષ્ટ થયેલા, બીજાઓથી હરાવી શકાય નહિ એવા, પ્રચંડ વેગવાળા, તે દૈત્યે કમળ જેવા નેત્રવાળા ભગવાનને પાટુ મારી ૩ ભગવાને તેના પાદપ્રહારને નિષ્ફળ કરીને, પાછલા પગ બલાત્કારે પકડીને ક્રોધથી તેને સારી રીતે ફેરવ્યો અને પછી ગરુડ જેમ સર્પને દૂર ફેંકીને ઉભો રહે, તેમ તે દૈત્યને તિરસ્કારપૂર્વક સો ધનુષ છેટે ફેંકી દઈ ઉભા રહ્યા. ૪ ભાન આવ્યુ એટલે તે કેશી ફરીને ઉભો થયો અને ક્રોધથી મુખ ફાડીને વેગથી ભગવાનની સામે દોડયો, કૃષ્ણે એક હાથ તેના મુખમા ખોસી દીધો. ૫ કેશીએ દાતથી હાથને દબાવ્યો, કે ધગધગતા લોઢાનો સ્પર્શ કરવાથી જેમ દાત પડી જાય, તેમ ભગવાનના હાથનો સ્પર્શ થવાથી તેના દાત પડી ગયા, અને બેદરકારી રાખવાથી જેમ જળોદર વધે તેમ તેના દેહમા ગયેલો ભગવાનનો હાથ વધવા માંડયો ૬ શ્રીકૃષ્ણનો હાથ વધવાથી તેનો શ્વાસ રુંધાઈ ગયો, શરીરે પરસેવો વળી ગયો અને તે પગ અફાળવા લાગ્યો, આંખો ફાટી ગઈ, અને પ્રાણ રહિત થઇને પૃથ્વી ઉપર પડયો. ૭ પછી મોટી ભુજાવાળા શ્રીકૃષ્ણે પ્રાણરહિત થયેલા અને કાકડીના જેવા તેના દેહમાથી પોતાનો હાથ ખેંચી લીધો આ પ્રમાણે પ્રયત્ન વિના શત્રુનો નાશ કરવા છતા ભગવાનને ગર્વ થયો નહિ આશ્ચર્ય પામેલા દેવતાઓ ભગવાનને પુષ્પની વૃષ્ટિથી વધાવવા લાગ્યા, તથા તેમની સ્તુતિ કરવા લાગ્યા ૮ હે રાજન્! પછી વૈષ્ણવોમા શ્રેષ્ઠ એવા નારદજીએ ઉત્તમ કામ કરનાર શ્રીકૃષ્ણ ભગવાનની પાસે જઇને એકાંતમા તેમને નીચે પ્રમાણે કહ્યુ. ૯

—

નારદજી કહે છે–હે કૃષ્ણ! તમે સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો, એક છો, કાષ્ઠોમા અગ્નિની પેઠે ગુપ્ત રહેલા છો, જાણવામા આવતા નથી, બુદ્ધિમા રહેલા છો, બુદ્ધિના સાક્ષી છો, મહાપુરુષ છો તથા સર્વના ઇશ્વર છો ૧૦–૧૧ તમે પોતે પોતાનોજ આશ્રય કરીને પૂર્વે માયાવડે સત્વાદિક ગુણો ઉત્પન્ન કર્યા હતા અને સત્ય સંકલ્પવાળા તમે ઇશ્વર, ગુણોથી આ જગતને સરજો છો, પાળો છો તથા સંહારો છો. ૧૨ તે આપ વર્તમાનમાં રાજાના રૂપમા રહેલા દૈત્યો, પ્રમથો તથા રાક્ષસોનો નાશ કરવા અને ધર્મની મર્યાદાનુ પરિપાલન કરવા અવતરેલા છો. ૧૩ તમે આ ઘોડાના આકારના દૈત્યને રમત માત્રમાં માર્યો, તે કામ ઠીક કર્યું, જે દૈત્યના હણુહણાટથી બીનેલા દેવતાઓ સ્વર્ગ છોડીને નાસી ગયા હતા ૧૪ વળી હે વિભુ! તમે આવતે પરમ દિવસે ચાણૂર, મુષ્ટિકાદિ બીજા મલ્લોને, હાથીને અને કંસને મારશો, તે પણ હું જોઇશ ૧૫ પછી હે જગત્પતિ પ્રભુ! તમે પંચજન, કાલયવન, મુર તથા નરકાસુરનો નાશ કરશો;

§ આ અધ્યાયમા ભગવાને કેશી દૈત્યનો નાશ કર્યા પછી નારદે ભાવિ સમયના કર્મો, કહીને તેમની સ્તુતિ કરી અને પછી વ્યોમાસુરનો નાશ કર્યો એ કથા કહેવામા આવશે

પારિજાતકનું હરણ કરશો, ઇંદ્રનો પરાજય કરશો, પરાક્રમરૂપી ઉત્તમ ગુણથી યોગ્ય કન્યાઓને પરણશો, ૧૭ દ્વારકામા નૃગ રાજાને તેના મહા પાપમાંથી મુક્ત કરશો, જાબવતીની સાથે સ્યમતક મણિને લાવશો, બ્રાહ્મણને તેનો મરી ગયેલો પુત્ર યમપુરીમાથી પાછો લાવી આપશો, ૧૮ પૌડ્રક વાસુદેવનો નાશ કરશો, તે પછી કાશીપુરીને બાળી દંતવકત્રનો નાશ કરશો અને ધર્મ રાજાના રાજસૂય યજ્ઞમા શિશુપાળને મારશો ૧૯ આ વિના બીજા પણ જે પરાક્રમો આપ દ્વારકામા રહીને કરશો, તે પણ પૃથ્વી ઉપર કવિઓને ગાવા યોગ્ય પરાક્રમો હુ જોઇશ ૨૦ તે પછી કાળરૂપી આપ આ પૃથ્વીનો ભાર ઉતારવાની ઇચ્છાથી અર્જુનના સારથિ થઇને અક્ષૌહિણીઓનો નાશ કરશો ૨૧ શુદ્ધ, જ્ઞાનઘન સ્વરૂપમા રહેવાથી જેમની સર્વ કામના પૂર્ણ થઇ છે એવા, સફળ કામનાવાળા તથા પોતાની ચૈતન્ય શક્તિથી જેમને વિષે માયાના કાર્યરૂપ સસારનો પ્રવાહ નિત્ય શાત થયો છે, એવા ગુણવાળા આપ ભગવાનને અમે શરણે આવીએ છીએ ૨૨ તમે ઈશ્વર છો, સ્વતત્ર છો, પોતાની માયાથી સર્વ વિશેષોના કરનાર છો, હમણા લીલા કરવાને મનુષ્યનો દેહ તમે ધારણ કર્યો છે, અને મોટા યાદવો, વૃષ્ણિઓ અને સાત્વતોમા મુખ્ય એવા તમને હુ પ્રણામ કરુ છુ. ૨૩

શુકદેવજી કહે છે–આ રીતે યાદવોના પતિ ભગવાનને પ્રણામ કરી, તેમની આજ્ઞા લઇ, તેમના દર્શનથી પ્રસન્ન થયેલા મહા વૈષ્ણવ નારદ ત્યાથી ગયા. ૨૪ વ્રજને સુખ આપનાર ભગવાન શ્રીકૃષ્ણ, યુદ્ધમા કેશી દૈત્યનો નાશ કરી પ્રસન્ન થયેલા ગોપ સાથે પશુઓનું પાલન કરવા લાગ્યા ૨૫ એક વાર ગોપલોકો પર્વતના શિખરો ઉપર ઢોર ચારતા હતા. ૨૬ હે રાજન્! તેમા કેટલાક ગોવાળિયા ચોર થયા હતા, કેટલાક ઘેટાના રક્ષક થયા હતા અને કેટલાક ઘેટાં થયા હતા અને તેઓ નિર્ભય થઇને રમતા હતા ૨૭ એટલામા મોટી માયાવાળો મયદાનવનો પુત્ર વ્યોમાસુર ગોવાળિયાનો વેષ ધરી ત્યા આવ્યો અને ઘણીવાર ચોર થઇને ઘેટા બનેલા ઘણા ગોવાળિયાઓ હરી ગયો ૨૮ તે મહા અસુર વારંવાર ગોપને હરી પર્વતની ગુફામાં નાખીને મોટી શિલાથી ગુફાના દ્વારને બંધ કરતો હતો. આમ હરી જતા છેવટ ચાર પાંચ જ ગોપ બાકી રહ્યા. ૨૯ સત્વગુણી પુરુષોને આશ્રય આપનાર ભગવાને આ તેનું કામ જાણીને સિંહ જેમ વરુને પકડી પાડે, તેમ ગોપને હરી જતા દૈત્યને બળથી પકડી પાડયો ૩૦ ભગવાને પકડવાથી આતુર થયેલા તે બળવાન રાક્ષસે મોટા પર્વત જેવડુ સ્વરૂપ ધારણ કરીને, તેમાથી છુટી જવાની ગડમથલ કરી તોપણ છુટાયુ નહિ ૩૧ પછી ભગવાને બે હાથવતી તેને પકડીને પૃથ્વી ઉપર પછાડયા અને સ્વર્ગના દેવતાઓના દેખતા પશુની પેઠે માર મારીને મારી નાખ્યો. ૩૨ ગુફાના ઢાકણને તોડી નાખી ગોવાળિયાઓને દુખમાથી બહાર કાઢી દેવતાઓ તથા ગોવાળિયાઓથી સ્તુતિ કરાતા ભગવાન વ્રજમા પધાર્યા ૩૩

गुहापिधानं निर्भिद्य गोपान्निःसार्य कृच्छ्रत: ।
स्तूयमान: सुरैर्गोपै: प्रविवेश स्वगोकुलम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
सप्तत्रिंशोऽध्याय:

## અધ્યાય ૩૮ મો.*

### અક્રૂરનું ગોકુળ ગમન.

श्रीशुक उवाच

अक्रूरोपि च तां रात्रिं मधुपुर्यां महामति: ।
उषित्वा रथमास्थाय प्रययौ नन्दगोकुलम् ॥

શુકદેવજી કહે છે–મહા બુદ્ધિશાળી અક્રૂર તે રાત મથુરામા રહી, બીજે દિવસે રથમા બેસી ગોકુળ જવા નીકળ્યા, ૧ માર્ગમાં ચાલતા ચાલતા શ્રીકૃષ્ણ ઉપર પરમ ભક્તિમાન થઇ, અક્રૂર આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા. ૨ મે તે એવુ શુ પુણ્ય કર્યું હશે? અથવા કયુ મોટુ તપ કર્યું હશે? અથવા મે યોગ્ય પુરુષને એવુ તે શું દાન આપ્યુ હશે? કે જેથી આજ હુ ભગવાનના દર્શન કરીશ. ૩

* આ અધ્યાયમા અક્રૂર, માર્ગમા જેવો વિચાર કરીને વ્રજમા ગયા તેવો શ્રીકૃષ્ણે તથા બળદેવે તેમનો સત્કાર કર્યો, એ કથા કહેવાશે

શૂદ્રની જાતિમા જન્મેલા પુરુષને જેમ વેદાધ્યયન દુર્લભ હોય છે, તેમજ વિષયમા લીન મને પણ પરબ્રહ્મનાં દર્શન દુર્લભ છે ૪ હું અધમ છું, તોપણ મને ભગવાનના દર્શન થશે, કારણ કે નદીથી તણાતો કોઇ જીવ કોઈક વેળા તરી પણ જાય છે ૫ આજે આ પ્રમાણે ભગવાનના દર્શન કરવા નીકળવાથી મારુ સર્વ પાપ નાશ પામ્યુ, મારો જન્મ સફળ થયો, કારણ કે હુ યોગીઓએ ધ્યાન કરવા યોગ્ય ભગવાનના ચરણારવિંદને નમસ્કાર કરીશ ૬ ઓહોહો ! ! કસે પણ મારા ઉપર અનુગ્રહ કર્યો, કારણ કે તેણે મને તેડવા મોકલ્યો, તો હુ અવતારી શ્રીહરિના ચરણકમળના દર્શન કરીશ જે ભગવાનના ચરણના નખમંડળની કાંતિથી પૂર્વ કાળના મહાત્માઓ દુસ્તર સસાર તરી ગયા છે ૭ બ્રહ્મા, શકર વગેરે દેવતાઓ, લક્ષ્મી તથા ભક્તજનની સાથે મુનિઓ જે ચરણની પૂજા કરે છે, જે ચરણ પોતાના દાસોની સાથે ગાયો ચારવા વનમા ફરે છે અને જે ચરણ ગોપીઓના હૃદયના ચદનથી રગાયેલા રહે છે, ૮ તેમ મનોહર ગાલ તથા નાસિકાવાળું, મદ મદ હસવા સાથે જણાતા રાતા નેત્રરૂપી કમળવાળુ અને વાકડીયા વાળવાળુ ભગવાનનુ મુખ હુ ખરેખર જોઇશ, કારણ કે હરણો મને જમણે પડખે ઉતરે છે. ૯ પૃથ્વીનો ભાર ઉતારવા પોતાની ઈચ્છાથી મનુષ્યાવતાર ધારણ કરનાર, અને સર્વ સૌંદર્યના નિવાસસ્થાનરૂપ વિષ્ણુના મને આજ દર્શન થશે જો ભગવાનના દર્શન થાય તો શ્રમવિના નેત્રનું ફળ મળ્યુ ગણાય. ૧૦ ભગવાન કાર્ય અને કારણના ક્ષણમાત્ર કર્તા છે, તોપણ તે અહંકાર રહિત છે. વળી પોતાની ચૈતન્યશક્તિથી તેમને નિત્ય સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયો છે, તેથી તેમના પોતાના સ્વસ્વરૂપના અજ્ઞાનથી થતા ભેદ અને તેથી થતા અહકાર આદિ ભ્રમ નાશ પામે છે; તોપણ પોતાની દૃષ્ટિ પડવાથી પોતાની માયાએ પોતાને વિષે પ્રાણ, ઇદ્રિયો તથા બુદ્ધિની સાથે રચેલા જીવો, ભગવાનને વૃન્દાવનનાં વૃક્ષોની ઘટામા તથા ગોપીઓના ઘરમાં આસક્ત થયેલા જુવે છે. ૧૧ વળી જે ભગવાનના, સર્વ લોકના પાપને ટાળનાર તથા મહામગળકારક ગુણ, કર્મ અને જન્મને ગાનારી વાણી આ જગતને જીવાડે છે, સુખમય કરે છે અને પવિત્ર કરે છે, પરતુ જે ભગવાનના ગુણ, કર્મ અને જન્મને ન ગાનારી વાણી અલકારવાળી હોય તોપણ વસ્ત્ર તથા પુષ્પમાળાથી શણગારેલા શબની પેઠે અમગળ મનાય છે. ૧૨ ભગવાન પોતે કરેલી ધર્મની તથા વર્ણાશ્રમની મર્યાદાનું પાલન કરનાર, ઇન્દ્રાદિક દેવોનુ કલ્યાણ કરવા માટે સાત્વતવશમા અવતર્યા છે, અને ઈશ્વર પોતાનો મહિમા વિસ્તારતા વ્રજમા રહેલા છે, દેવતાઓ પણ તેમના મગળકારક ચરિત્રો ગાય છે. ૧૩ તે મહાત્માઓની ગતિરૂપ, ગુરુરૂપ તથા ત્રણલોકમા સુદર નેત્રવાળા, આનદ આપનાર અને લક્ષ્મીને રુચિકારક ઉત્તમરૂપ ધારણ કરનાર ભગવાનને હું જોઇશ અને તેથી આજે મારુ ભાગ્ય ફળશે ૧૪ દર્શન કર્યા પછી રથમાથી નીચે ઉતરીશ કે પ્રધાન પુરુષ એવા રામ—કૃષ્ણના ચરણ, કે જે ચરણનું યોગીઓ સ્વસ્વરૂપના લાભ માટે બુદ્ધિથી ધ્યાન ધરે છે, તે ભગવાનના ચરણને હુ આજે સાક્ષાત્ નમસ્કાર કરીશ અને પછી એ બન્નેની સાથે રહેલા તેમના મિત્ર ગોવાળિયાઓને પણ પ્રણામ કરીશ. ૧૫ પછી વ્યાપક ભગવાન પોતાના ચરણારવિંદમા પડેલો જે હુ તેના મસ્તક ઉપર, તે વખતે કાલરૂપી સર્પના ભયથી ખિન્ન થયેલા અને શરણની ઇચ્છાવાળા મનુષ્યોને અભય આપનાર પોતાનો હાથ મારા પર મુકશે. ૧૬ વામનાવતારમા જેમા પાણી મુકીને, બલિ ત્રણલોકનો ઇન્દ્ર થયો હતો, તેમજ ઇંદ્ર પણ જે હસ્તકમળની સેવાથી ત્રણ લોકના આધિપત્યને પામ્યો છે એવા સુગંધવાળા પોતાના હાથના સ્પર્શથી વ્રજની નારીઓનો પરિશ્રમ મટાડયો હતો, તે જ હસ્ત મારા મસ્તક ઉપર ધરશે. ૧૭ હું કંસનો મોકલેલો દૂત છું, તોપણ તે મારી ઉપર શત્રુબુદ્ધિ કરશે નહિ. કારણ કે તેઓ વિશ્વના જાણનાર છે અને અતર્યામી હોવાથી નિર્મળ જ્ઞાનવડે બધું જાણે છે. અર્થાત્ હું કંસને ઉપર ઉપરથી પરંતુ શ્રીકૃષ્ણને અંતઃકરણથી અનુસરું છું, તે પોતે જાણે છે. ૧૮ હું ભગવાનના ચરણની પાસે

હાથ જોડીને ઉભો રહીશ, ત્યારે ભગવાન મંદહાસ્યથી ને કોમળદષ્ટિથી મારી સામુ જોશે, કે તરત મારાં સર્વ પાતક નાશ પામશે, મારી શંકાઓ પણ દૂર થશે અને હું મહા આનંદ પામીશ ૧૯ પછી ભગવાન વિના જેને બીજુ કોઈ દૈવત નથી, તથા પોતાના અત્યંત સ્નેહી અને સંબંધી એવો હું તેને ભગવાન પોતાના મોટા હાથથી ભેટશે, તે વખતે જ મારો દેહ અત્યંત પવિત્ર થશે અને આ દેહને થયેલુ કર્મબંધન મટશે ૨૦ હું ભગવાનને ભેટી હાથ જોડી, પ્રણામ કરીને ઉભો રહીશ, કે પવિત્ર કીર્તિવાળા ભગવાન મને બોલાવશે, ત્યારે મારો જન્મ સફળ થશે ભગવાન જેનો આદર કરે નહિ, તેના જન્મને ધિક્કાર છે ૨૧ શ્રીકૃષ્ણને કોઇ પ્રિય નથી, કોઇ અપ્રિય નથી, કોઈ શત્રુ નથી, કોઈ શત્રુતા કરવા યોગ્ય નથી, તેમ કોઈ ઉપેક્ષા કરવા યોગ્ય નથી, તોપણ કલ્પદ્રુમ જેમ પોતાના આશ્રિતોના મનોરથો પૂર્ણ કરે છે, તેમ ભગવાન પણ ભક્તોને ભજે છે. ૨૨ હું જ્યારે હાથ જોડી પ્રણામ કરીને ઉભો રહીશ, ત્યારે યદુશ્રેષ્ઠ બળભદ્ર હસતા હસતા હાથવતી મને ઝાલીને ભેટશે અને પછી મને ઘરમા લઈ જશે. ત્યા સર્વ સંબંધીઓ મારો સત્કાર કરશે અને બળભદ્ર પોતાના સંબંધીઓની વચ્ચે, કંસના કાર્ય માટે મને પ્રશ્ન કરશે ૨૩

શુકદેવજી કહે છે–હે રાજન્ ! આ પ્રમાણે માર્ગમા શ્રીકૃષ્ણનું ચિંતન કરતા કરતા અક્રૂર ગોકુળમા પધાર્યા ત્યારે સૂર્ય અસ્તાચળ ઉપર ગયો. ૨૪ અક્રૂરજી જેવા વ્રજમા પેઠા કે, તેમણે સર્વ લોકપાળો જેમના ચરણની નિર્મળ રજને પોતાના મુગટ ઉપર ધારણ કરે છે, એવા ભગવાનના પૃથ્વીના આભરણરૂપ પગલા વ્રજમા પડેલા જોયા કમળ, યવ, અને અંકુશ વગેરે ચિહ્નોથી તે યુક્ત જણાતા હતા ૨૫ પગલા જોઇને આનંદ થવાથી અક્રૂરને મોટો સંભ્રમ થયો, પ્રેમથી રોમાચ થયા, અશ્રુઓના ટીપા આવવાથી આખ વ્યાકુળ થઈ ગઈ અને તે, "આ ભગવાનના ચરણની દુર્લભ રજ છે" એમ કહી રથમાથી નીચે ઉતરીને તેમા આળોટ્યા ૨૬ કંસના સંદેશાથી માડીને ભગવાનના શરીરનાં દર્શન તથા તેમની પવિત્ર કીર્તિનું શ્રવણ વગેરે અક્રૂરનો જે પુરુષાર્થ વર્ણવ્યો, તે પુરુષાર્થ દેહધારી પ્રાણીઓ દંભ, ભય તથા શોકનો ત્યાગ કરીને સંપાદન કરે, તેટલુંજ મનુષ્ય જન્મનું ફળ છે ૨૭ અક્રૂરે વ્રજમાં આગળ જતાં શ્રીકૃષ્ણ તથા બળદેવને ગાયો દોહવાના સ્થાનકમાં ઉભેલા દીઠા શ્રીકૃષ્ણે પીતાબર પહેર્યું હતું અને બળભદ્રે શ્યામ વસ્ત્ર પહેર્યું હતું બંનેનાં નેત્ર શરદૃઋતુના કમળ જેવા હતા. ૨૮ તે બન્ને કિશોર વયના હતા, શ્રીકૃષ્ણ શ્યામ વર્ણના હતા, અને બળદેવજી ગૌર વર્ણના હતા, બન્ને સૌંદર્યના નિવાસસ્થાનરૂપ હતા, બન્નેની ભુજાઓ વિશાળ હતી, અને મુખ મનોહર હતું ૨૯ તે મહાત્માઓ, ધ્વજા, વજ્ર, અંકુશ અને કમળના ચિહ્નવાળા ચરણોવડે વ્રજને શોભાવતા હતા, દયાપૂર્વક મંદ મંદ હસતા હતા અને આસપાસ દૃષ્ટિ કરતા હતા. ૩૦ તેમની રમત ઉદાર તથા મનોહર હતી, તેઓએ કંઠમા માળા તથા વનમાળા ધારણ કરી હતી, નાહીને શરીર ઉપર પવિત્ર અને સુગંધી ચંદનનો લેપ કર્યો હતો, શુદ્ધ વસ્ત્ર પહેર્યા હતા. ૩૧ તે બન્ને મુખ્ય પુરુષ, આદિ પુરુષ, જગતના હેતુરૂપ તથા જગતના પતિરૂપ હતા અને જગતના કલ્યાણ માટે સંપૂર્ણ અંશવડે બળભદ્ર તથા શ્રીકૃષ્ણ અવતરેલા હતા ૩૨ હે રાજન્ ! મરકત મણિનો અને રૂપાનો પર્વત જેમ સોનાથી સંયુક્ત થઇ સર્વ દિશાઓને પ્રકાશવાળી કરે તેમ તે બન્ને પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશમાન કરતા હતા ૩૩ સ્નેહથી વિહ્વળ થઈ ગયેલા અક્રૂરે રથમાથી નીચે ઉતરી બળદેવ તથા શ્રીકૃષ્ણના ચરણમા સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા ૩૪ હે રાજન્ ! ભગવાનનાં દર્શનના આનંદને લીધે અક્રૂરજીને આસુ આવ્યા, તે બોલવા ગયા, પણ હું અક્રૂર પ્રણામ કરું છું, એટલુંજ બોલી શક્યા. ૩૫ પરંતુ પ્રણામ કરનાર વત્સલ ભાવ રાખનાર અને પ્રસન્ન થયેલા ભગવાને તેમના મનની વાત જાણી લીધી અને ચક્રના ચિહ્નવાળા હાથથી તેને પોતાની પાસે ખેંચી ભેટી પડ્યા ૩૬ ઉદાર મનવાળા બળદેવ પણ પોતાને પ્રણામ કરતા

અક્રૂરને ભેટયા અને પોતાના હાથે અક્રૂરનો હાથ ઝાલી શ્રીકૃષ્ણ સાથે તેમને પોતાને ઘેર તેડી ગયા. ૩૭ અને 'ભલે પધાર્યા' વગેરે કહી કુશળ પ્રશ્ન પૂછી તેમને ઉત્તમ આસન આપ્યુ શાસ્ત્રમા કહ્યા પ્રમાણે તેમનાં ચરણ ધોઇને તેમની મધુપર્કથી પૂજા કરી. ૩૮ પછી અતિથિ એવા અક્રૂરને બળદ આપી તેમના પગ ચાપ્યા અક્રૂર પરિશ્રમથી મુક્ત થયા, એટલે બળદેવે આદરથી તથા શ્રદ્ધાથી તેમને ઘણા રસવાળુ અને પવિત્ર ભોજન જમવા આપ્યુ ૩૯ અક્રૂરે ભોજન કર્યા પછી પરમ ધર્મ જાણનાર બળદેવે પ્રીતિથી મુખવાસ, ચદન તથા પુષ્પ આપી તેમને પ્રસન્ન કર્યા ૪૦ અક્રૂરનો સારી રીતે સત્કાર કર્યા પછી, નદે પૂછ્યુ કે, હે અક્રૂર! નિર્દય કસ જીવે છે, ત્યા સુધી કસાઇના હાથ તળે રહેલા ઘેટાઓની પેઠે તમે મહા ચિતામા રહેતા હશો? ૪૧ ખલ તથા પોતાની ઇંદ્રિયોને તૃપ્ત કરનાર કસે રુદન કરતી પોતાની બેનના પુત્રોને મારી નાખ્યા હતા, તે કસની તમે પ્રજા છો., માટે તમારુ જીવન પણ જ્યાં આગળ દુર્લભ છે ત્યા કુશળતાનો તો વિચાર જ શુ કરીએ? ૪૨ આવી રીતે નદે મધુર વાણીથી અક્રૂરનો સત્કાર કર્યો અને અક્રૂરે નદજીના પ્રશ્નોના ઉત્તરો આપતા માર્ગનો પરિશ્રમ દૂર કર્યો. ૪૩

इत्थं सूनृतया वाचा नंदेन सुसभाजितः ।
अक्रूरः परिपृष्टेन जहावध्वपरिश्रमम् ॥ ४३ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
अष्टात्रिंशोऽध्यायः

# અધ્યાય ૩૯ મો.\$

## ગોપીઓનો વિલાપ.

### श्रीशुक उवाच

सुखोपविष्टः पर्यंके रामकृष्णोरुमानितः ।
लेभे मनोरथान् सर्वान् पथि यान् स चकार ह ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! બળભદ્રે તથા શ્રીકૃષ્ણે જેનો સત્કાર કર્યો હતો, એવા અક્રૂરે રસ્તામા જે જે મનોરથો કર્યા હતા, તે સર્વ સિદ્ધ થયા ૧ લક્ષ્મીના નિવાસ રૂપ ભગવાન જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે કયી વસ્તુ દુર્લભ રહે છે? હે રાજન્! ભગવાન પરાયણ ભક્તો કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતા નથી ૨ ભગવાન દેવકીપુત્રે વાળુ કર્યા પછી કસ પોતાના સબધીઓની સાથે કેવી રીતે વર્તે છે? તે તથા તેના બીજા કર્તવ્ય વિષે પ્રશ્નો પૂછવા લાગ્યા. ૩

ભગવાને પૂછ્યુ—હે શાતગુણિ અક્રૂર! તમારુ પધારવુ કેમ થયુ છે? આપણા સપિંડો, સબધીઓ તથા બધુઓ સુખી અને ખુશી તો છે ને? ૪ કુળમા અગારા રૂપ મારો મામો કહેવાતો કંસ જીવે છે, ત્યા સુધી સબધી તેમજ પ્રજાના કુશળ સમાચાર શા પૂછવા? ૫ અરેરે!! મારા માત-પિતાને ઘણુ દુખ સહન કરવુ પડ્યુ છે, મારે માટે કસે તેમના પુત્રોનો નાશ કર્યો હતો અને તેમને કેદ કર્યા હતા ૬ મને તમારા દર્શનની ઘણા દિવસથી ઇચ્છા હતી, તે આજ પૂર્ણ થઇ આપનું અહીં પધારવુ શા કારણથી થયુ છે તે કહો? ૭ આ પ્રમાણે ભગવાને પૂછ્યુ એટલે અક્રૂરે વિસ્તારથી સર્વ કહેવા માડ્યુ કસે યાદવો સાથે કરેલુ વૈર, વસુદેવને મારવા કરેલો ઉદ્યમ, ૮ ધનુર્યાગ માટે પોતે આણેલા સમાચાર, પોતાને જે કામ માટે દૂતરૂપે મોકલ્યા હતા તે તથા નારદે કસની આગળ શ્રી કૃષ્ણનો જન્મ વસુદેવથી થયો છે, એવી જે વાત કહી હતી, તે સર્વ હકીકત કહી ૯ શૂરા શત્રુનો નાશ કરનાર શ્રીકૃષ્ણ તથા બળભદ્ર અક્રૂરનું વચન સાભળી હસ્યા અને નદજીને કસ રાજાની આજ્ઞા કહી સભળાવી ૧૦ એટલે નદજીએ ગોપલોકને આજ્ઞા કરી કે તમે સર્વ પ્રકારનુ ગોરસ સાથે લઈ લ્યો, ભેટો લઇ લ્યો અને ગાડા જોડો ૧૧ આપણે સૌ આવતી કાલે મથુરા જઇશુ, કંસને ગોરસ અર્પણ કરીશુ અને મોટા પર્વત ઉપર થતા ધનુર્યાગના દર્શન કરીશું. આપણા દેશનાં મનુષ્યો પણ ત્યાં જાય છે આ રીતે નદરાયે વ્રજમા કોટવાળ પાસે ઢઢેરો ફેરવાવ્યો. ૧૨ ગોપીઓ ઢંઢેરો સાંભળી અને અક્રૂરજી બળભદ્ર તથા શ્રીકૃષ્ણને મથુરા લઇ

\$ આ અધ્યાયમા ભગવાન મથુરા જતા ગોપીઓએ વિલાપ કર્યો, એ કથા કહેવાશે

જવા આવ્યા છે એમ સાભળીને અત્ય ત ઉદાસ થઈ
૧૩ આ સ તાપથી હૃદયના ઉંના નિ:શ્વાસને લીધે
કેટલીક ગોપીના મુખની કાંતિ કરમાઈ ગઈ, કેટ-
લીક સ્ત્રીઓના વસ્ત્રો, હાથના ક કણ ને કેશપાશ
ઢીલા પડી ગયા. ૧૪ કેટલીક ગોપીઓની ઇંદ્રિયોની
વૃત્તિઓ ભગવાનનું ધ્યાન કરવાથી શાંત પડી અને
જાણે 'મુક્ત થઈ ગઇ હોય' તેમ તેઓને પોતાના
દેહનું ભાન રહ્યું નહિ ૧૫ કેટલીક ગોપીઓ, પ્રેમ
પૂર્વક મ દ હાસ્યથી બોલેલી અને હૃદયમા ખુ ચી
રહેલી વિચિત્ર પદવાળી ભગવાનની વાતોને સ ભા-
રતી મૂર્છિત થઈ ગઈ ૧૬ પછી ભગવાનની મનોહર
ગતિ, તેમના કાર્ય, સ્નેહ ભરેલુ મ દ હાસ્ય,
શોકને દૂર કરનારા ઉપહાસના વચનો તથા સર્વ
શ્રેષ્ઠ ચરિત્રોને સ ભારતી અને ભગવાનની ક્રીડાનો
વિરહ થવાના ભયથી કાયર થયેલી ગોપીઓ ટોળે
ટોળા મળીને ભગવ નમા પરાયણ થઈને આ પ્રમાણે
વિલાપ કરવા લાગી ૧૭-૧૮

ગોપીઓ કહે છે-અરેરે !! વિધાતા તને પણ
દયા નથી ? દેહધારીને મિત્રતા તથા સ્નેહના ગાઢ
સ બ ધથી જોડીને જેમણે સુખ ભોગવ્યા ન હોય,
તે પહેલા તેમને તું નિષ્કારણ વિખુટા પાડે છે માટે
તારી રમત એક બાળકના જેવી છે ૧૯ તું કાળા
કેશવાળું, સુ દર કપોળથી શોભતુ, ઉંચી નાસિકા-
વાળુ, શોકશામક, હાસ્યથી મનોહર, ભગવાનનુ
મુખ અમને દેખાડીને તે પાછુ અદૃશ્ય કરે છે, આ
તારુ કામ હલકાઈ ભરેલુ છે ૨૦ તુ ક્રૂર છે કારણ
કે આવુ કામ બીજા કોઈથી થાય જ નહિ, તુ
અક્રૂર એવા બીજા નામથી અહીં આવ્યો છે અમે
તેં આપેલા નેત્રોદ્વારા ભગવાનના એક અ ગમા
તારી સર્વ સૃષ્ટિના નિર્માણની નિપુણતા નિહાળી
હતી, પણ તું આ ગોપીઓ મારુ સર્વ રહસ્ય
સમજી ગઈ છે, એવી ઈર્ષ્યાથી જાણે અજ્ઞાનીની
પેઠે અમારા નેત્રરૂપી શ્રીકૃષ્ણને હરી લેવાને તૈયાર
થયો છે ૨૧ ઘર, કુટુ બ, પુત્ર ને પતિનો ત્યાગ
કરી અમે શ્રીકૃષ્ણનું દાસ્ય અ ગીકાર કર્યું અને તેમના
વિલાસાદિક માટે આપણે આતુર રહીએ છીએ,
તોપણ ક્ષણભ ગુર પ્રીતિવાળા હોવાથી નવી નવી
વસ્તુ ઉપર પ્રીતિ રાખનાર શ્રીકૃષ્ણ આપણી તરફ
જોતા નથી ૨૨ મથુરા નગરીની સ્ત્રીઓને આજનું
પ્રભાત ખરેખર મ ગળમય થશે અને તેમના સર્વ
મનોરથો સિદ્ધ થશે, કારણ કે ત્યાની સ્ત્રીઓ મથુરા
નગરીમા પધારેલા વ્રજપતિ શ્રીકૃષ્ણને લીધે પ્રકા-
શતા મ દ હાસ્યરૂપી આસવવાળા મુખનું પાન કરશે.
૨૩ હે સ્ત્રીઓ ! ભગવાન તેમના માતપિતાને
આધીન રહેશે, તોપણ મથુરાની સ્ત્રીઓનાં મધના
જેવા મીઠા ભાષણોથી તેમનું મન વશ થઇ જશે
અને તે સ્ત્રીઓના લજ્જા યુક્ત મ દ હાસ્યોથી તથા
વિલાસોથી ભમી જઇને પછી આપણી ગ્રામ્ય
સ્ત્રીઓની પાસે પાછા આવવાની ઇચ્છા કરશે નહિ.
૨૪ આજે મથુરામા દાશાર્હ, ભોજ, અ ધક, વૃષ્ણિ
ને સાત્વત કુળના યાદવોની દૃષ્ટિને અવશ્ય મહોત્સવ
થશે, કારણ કે તેઓ આજે લક્ષ્મીને પ્રિય અને
ગુણોના સ્થાનરૂપ શ્રીકૃષ્ણના પુણ્ય દર્શન કરશે ૨૫
આવા નિર્દય પુરુષનુ અક્રૂર નામ પડવુ જોઈએ
નહિ, કારણ કે આ તો ઘણોજ ક્રૂર છે આપણને
શાંત કર્યા વિના, અતિપ્રિય એવા શ્રીકૃષ્ણને રસ્તાને
પેલે પાર લઈ જશે ૨૬ અરે! કઠિન મનના કૃષ્ણ
તો રથમા પણ બેઠા આ છકી ગયેલા ગોપ તેમની
પાછળ ગાડામા બેસીને ઉતાવળ કરે છે અને આ
ઘરડા તેઓના અન્યાયને અટકાવતા નથી, માટે
આજ આપણું દૈવ પ્રતિકૂળ છે ૨૭ હવે આપણે
સર્વ એકઠી થઈ ભગવાનની પાસે જઇ તેમને અટ-
કાવીએ કુળના વડીલો અને બાધવો શુ કરશે ?
આપણે ભગવાનનો સ ગ અર્ધક્ષણ પણ ત્યાગ કરી
શકતા ન હતા તે ભગવાનની સાથે દૈવે આપણો
વિયોગ પડાવીને આપણા મન દુ:ખી કર્યાં છે તો
આપણે મૃત્યુની બીક શા માટે રાખવી ? ૨૮ હે
ગોપીઓ ! રાસક્રીડામા જે ભગવાનનું સ્નેહાળ મ દ
મ દ હસવુ, મધુર ગુપ્ત વાતો, વિલાસેક્ષણ, ભેટવુ,
વગેરે મળવાથી ઘણી રાત્રીઓ એક ક્ષણ સમાન
કાઢી હતી, તે ભગવાન વિના આપણે કેવી રીતે
રહીશુ ? ૨૯ દુ:ખની વાત તો બાજુ પર રહી,
પર તુ સાય કાળે ગાયોની ખરીઓથી ઉડતી ધૂળને
લીધે જેમના કેશ તથા માળા ભરાઇ જતાં એવા

બળભદ્રના મિત્ર શ્રીકૃષ્ણ ગોપ સાથે વેણુ વગાડતા વગાડતા વ્રજમા આવતા અને મ દ મ દ હાસ્યપૂર્વક કટાક્ષવડે જોવાથી આપણા મનને હરી લેતા, તે ભગવાન વિના આપણે કેમ જીવી શકીશુ ? ૩૦

શુકદેવજી કહે છે—આ પ્રમાણે બોલતી, વિર હથી અત્ય ત આતુર થઇ ગયેલી અને શ્રીકૃષ્ણમા જેમનુ મન લાગી રહ્યુ હતું, એવી ગોપીઓ લાજ મુકીને, હે ગોવિંદ ! હે માધવ ! એમ વિલાપ કરવા લાગી ૩૧ સ્ત્રીઓ આ પ્રમાણે રડતી હતી એટલામા સૂર્યનો ઉદય થયો અને અક્રૂરે સ્નાન સ ધ્યાદિક નિત્ય કર્મથી પરવારી સ્ત્રીઓનો રુદન તરફ લક્ષ આપ્યા વિના રથ ચલાવ્યો ૩૨ ન દાદિક ગોપલોક પણ ભેટો તથા ગોરસ લઈને ગાડામા બેસી તેમની પાછળ ચાલ્યા. ૩૩ ગોપીઓ શ્રીકૃષ્ણની પાછળ જવા લાગી ત્યારે શ્રીકૃષ્ણે તેમને સામુ જોઇને પ્રસન્ન કરી, કે તેઓ ભગવાનનો પ્રત્યુત્તર મળવાની આશાથી ઉભી રહી ૩૪ આ પ્રમાણે પોતાના પ્રસ્થાન વખતે ગોપીઓને સ તાપ પામતી જોઇ યદૂત્તમ શ્રીકૃષ્ણે ' હુ પાછો આવીશ ' એવા પ્રીતિ ભરેલાં વચનો દૂતદ્વારા કહેવરાવીને તેમને પાછી વાળી. ૩૫ પછી ભગવાનના રથની ધ્વજા અને ઉડતી ધૂળ જ્યા સુધી દેખાઈ, ત્યા સુધી ગોપીઓ ચિત્રમા આલેખેલી પુતળીઓની પેઠે સ્થિર થઈને ઉભી રહી ૩૬ પછી ભગવાન પાછા આવશે નહિ, એમ નિરાશ થઈ વ્રજમાં પાછી ગઈ અને ભગવાનની લીલા ગાઈને દિવસ રાત્રિ આન દમા ગાળવા લાગી ૩૭ હે રાજન્ ! ભગવાન શ્રીકૃષ્ણ બળદેવ તથા અક્રૂરની સાથે વાયુ જેવા વેગવાળા રથમા બેસીને યમુના ઉપર આવી પહોચ્યા ૩૮ શ્રીકૃષ્ણ બળદેવ સાથે નાહી મણિના જેવા સ્વચ્છ પાણીનું પાન કરી ત્યા વૃક્ષની છાયા નીચે બેઠા ૩૯ અક્રૂર તે બન્નેને રથ ઉપર બેસાડીને તેમની રજા લેઈ યમુના ઉપર ગયા અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સ્નાન કર્યું ૪૦ પાણીમા ડુબકી મારીને ગાયત્રી મ ત્રનો જપ કરવા લાગ્યા, એટલામા અક્રૂરે બળભદ્ર તથા શ્રીકૃષ્ણ બન્નેને પાણીમાં દીઠા. ૪૧ તેમના મનમા વિચાર આવ્યો કે, વસુદેવના પુત્રો રથમા બેઠા છે, તે અહીં ક્યાથી આવ્યા ? તે રથમાં હશે નહિ, અક્રૂરે પાણી બહાર નિકળીને જોયુ તો બન્ને ભાઈઓને પ્રથમની પેઠે રથમા બેઠેલા જોયા આથી તેમને વિચાર થયો કે, ત્યારે મે પાણીમા દીઠા તે શુ ? એમ વિચાર કરીને પાણીમા ડુબકી મારી કે, ૪૨-૪૩ ફરીને પાણીમાં તેમણે હજાર મસ્તકવાળા શેષના દર્શન કર્યાં. સિદ્ધ, ચારણ, ગ ધર્વ અને અસુરો પોતાના મસ્તકો નમાવીને રાત્રિ દિવસ તેમની સ્તુતિ કરતા હતા, તેમનાં હજાર મસ્તકો ઉપર ફણાના મુગટો શોભી રહેલા હતા, તેમણે શ્યામ વસ્ત્ર પહેર્યાં હતા અને શરીર કમળના નાળ જેવુ ગૌર હતુ, તેથી શિખરોવડે ધોળા દેખાતા હિમાચળની પેઠે શોભતા હતા. ૪૪-૪૫ તે શેષ નાગના ખોળામા ભગવાન પોઢ્યા હતા શરીરનો વર્ણ મેઘના જેવા શ્યામ રંગનો હતો, તેમણે પીળુ રેશમી વસ્ત્ર પહેર્યું હતું, તેમને ચાર ભુજાઓ હતી, તેમની શાંત મૂર્તિ હતી, અને નેત્ર કમળ જેવા રાતા હતા. ૪૬ મુખ પ્રસન્ન તથા મનોહર હતુ, હસવુ તથા જોવું મનોહર હતુ, નાસિકા તથા ભ્રુકુટી ઉન્નત હતી અને કાન સુ દર હતા. ગાલ સુકુમાર હતા, ઓઠ રાતા હતા, ૪૭ ભુજાઓ લાબી અને જાડી હતી, ખભા ઉંચા હતા, ઉરુસ્થલમાં લક્ષ્મીજી બિરાજતા હતા, ક ઠ શ ખાકાર હતો, નાભિ ગોળ અને ઉંડી હતી, પિંપળાના પાન જેવા પેટ ઉપર વાટા વળતા હતા ૪૮ કેડ તથા નિતંબ પ્રદેશ મોટા હતા, પહોચાના આકારની બે સાથળો હતી, બે મનોહર ઘુંટણ હતા, તેની નીચે બે સુ દર પીંડીઓ હતી ૪૯ તેમનાં ચરણારવિંદ, ઉંચી ઘુ ટીથી તથા રાતા નખોની કાંતિથી ભરપુર થઇ રહ્યા હતા, ને આંગળીઓ તથા અંગુઠારૂપી પાદડાથી શોભતા હતા. ૫૦ ઘણા મોટા મૂલના મણિઓથી જડેલા મુગટો, કડાં, કટિસૂત્રો, ઉપવીત, બાજુબંધો, હાર, ઝાંઝર અને કુંડલોથી શોભતા હતા તેમણે ચાર ભુજાઓમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યાં હતા, તેમના વક્ષસ્થળમાં શ્રીવત્સ અને કૌસ્તુભ મણિ શોભતો હતો, કંઠમા વનમાળા શોભતી હતી. ૫૧-૫૨ સુનંદ, નંદ વગેરે પાર્ષદો સનકાદિક મુનિઓ, બ્રહ્મા, રુદ્ર વગેરે

દેવાધિપતિઓ, મરીચિ વગેરે નવ મુનિઓ, પ્રહ્લાદ, નારદ, ઉપરિચર, વસુ વગેરે મોટા વૈષ્ણવો ભાવવાળા વચનોથી ભગવાનની સ્તુતિ કરતા હતા. ૫૪-૫૪ લક્ષ્મી, પુષ્ટિ, સરસ્વતી, કાંતિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા, ઉર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ, અને માયા વગેરે શક્તિઓ તેમની સેવા કરતી હતી. ૫૫ પરમ ભક્તિવાળા અક્રૂરજી આવા ભગવાનના દર્શન કરીને ઘણાજ પ્રસન્ન થયા, તેમના શરીરમા રોમાંચ થયો અને અલૌકિક ભક્તિથી તેમનું અંતઃકરણ તથા નેત્ર ભીંજાઈ ગયા, ૫૬ તોપણ અક્રૂરજી ધીરજ ધરીને સાવધાન થયા અને બે હાથ જોડી ભગવાનને પ્રણામ કરીને ગળગળી વાણીથી ધીરે ધીરે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા ૫૭

गिरा गद्गदयाऽस्तौषात् सत्वमालम्ब्य सात्वतः।
प्रणम्य मुर्ध्नाऽवहितं कृतांजलिपुटः शनैः ॥५७॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे एकोनचत्वारिंशोऽध्यायः

# અધ્યાય ૪૦ મો.*

## અક્રૂરકૃત શ્રીકૃષ્ણ સ્તુતિ.

अक्रूर उवाच

नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुं
नारायणं पुरुषमाद्यमव्ययम्।
यन्नाभिजातादरविंदकोशा
द्ब्रह्माविरासीद्यत एष लोकः ॥ १ ॥

અક્રૂર સ્તુતિ કરે છે—સર્વ કારણના પણ કારણ આદિ પુરુષ અને અવિનાશી એવા આપ નારાયણને હુ નમસ્કાર કરુ છુ જેમની નાભિમાથી ઉત્પન્ન થયેલા કમળકોશમાથી બ્રહ્મા પ્રગટ થયા હતા અને તેમાથી આ જગત ઉત્પન્ન થયુ છે ૧ પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્વ, માયા, પુરુષ, મન, ઇંદ્રિયો, ઇંદ્રિયોના સર્વ વિષયો, સર્વ દેવતાઓ, જે કંઈ સર્વે જગતના કારણરૂપ છે, તે સર્વે આપના અંગમાથી ઉત્પન્ન થયેલુ છે ૨ જડતાને લીધે પ્રત્યક્ષાદિકથી જાણવામા આવતા માયા વગેરે પદાર્થો સર્વના આત્મારૂપ આપના સ્વરૂપને જાણતા નથી. બ્રહ્મા પણ માયાના ગુણોથી મુક્ત નથી, તેથી માયાના ગુણોથી પર એવા આપના સ્વરૂપને જાણતા નથી. ૩ છતા પણ આપને જાણવાના ઘણા માર્ગો છે, મહાત્મા યોગીઓ, ગોલોકના ઇન્દ્ર તથા દેવતાઓના સાક્ષીરૂપ, સર્વના અંતર્યામી તથા નિયંતા એવા આપને સેવે છે, ૪ કેટલાક કર્મકાંડી બ્રાહ્મણો વિસ્તારવાળા યજ્ઞો કરી ઇન્દ્ર, વરુણ, અગ્નિ વગેરે આદિ દેવતાઓના નામથી તમારુ પૂજન પણ કરે છે ૫ કેટલાક જ્ઞાની, સર્વ કર્મોનો ત્યાગ કરી જ્ઞાનયજ્ઞવડે જ્ઞાનમૂર્તિ એવા આપનું યજન કરે છે ૬ કેટલાક દીક્ષાથી સંસ્કાર પામેલા પુરુષો પંચરાત્રમા કહેલા વિધિથી વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધ, એમ અનેક રૂપધારી આપને ભજે છે ૭ હે ભગવન્! કેટલાક, શંકરે ભિન્ન ભિન્ન આચાર્યો રૂપે કહેલા પાશુપતાદિક માર્ગોથી આપનું ભજન કરે છે ૮ હે પ્રભુ! બીજા દેવતાઓના ભક્તો તેઓની બુદ્ધિ જો કે બીજાઓમા આસક્ત હોય છે, તોપણ સર્વ ખરી રીતે જોતા આપનું યજન કરે છે. ૯ જેમ પર્વતમાથી ઉત્પન્ન થયેલી નદીઓ વરસાદના પાણીથી ભરાઈને વ્હેવા માડે ત્યારે ચોતરફથી સમુદ્રને જઇ મળે છે, તેમ બધા માર્ગો પરિણામે તમારામા પરિણામ પામે છે. ૧૦ સત્વ, રજ અને તમ, એ તમારી માયાના ગુણો છે અને બ્રહ્માથી માંડીને સ્થાવર સુધી સર્વ જીવો તે ગુણોમા વસી રહેલા પ્રકૃતિમા અને પ્રકૃતિ આપમા પરોવાયલી છે ૧૧ જેમની બુદ્ધિ ગુણોથી વ્યાપ્ત થયેલી નથી, એવા સર્વના આત્મારૂપ, સર્વની બુદ્ધિઓના સાક્ષી, આપને હુ નમસ્કાર કરુ છુ. અવિદ્યાએ નિર્માણ કરેલો ગુણરૂપ સંસારનો પ્રવાહ, દેવતા, મનુષ્ય તથા પશુ-પક્ષીઓના શરીરોને આત્મારૂપ માને છે, અર્થાત્ તેમને જન્મ-મરણ થયા કરે છે. ૧૨ અગ્નિ આપનુ મુખ, પૃથ્વી આપનાં ચરણ, સૂર્ય આપના નેત્ર, આકાશ આપની નાભિ, દિશાઓ આપના કાન, સ્વર્ગલોક આપનું મસ્તક, દેવતાઓ આપના હાથ, સમુદ્રો આપનું પેટ અને

* આ અધ્યાયમા અક્રૂરે શ્રીકૃષ્ણને પરમેશ્વર માની પ્રણામ કર્યા અને ભક્તિથી સગુણ નિર્ગુણ ભેદથી તેમની સ્તુતિ કરી, એ કથા કહેવાશે.

વાયુ આપના પ્રાણ તથા બળ કલ્પાયેલા છે. ૧૩ વૃક્ષો તથા ઓષધિઓ આપનાં રુવાં છે, મેઘ આપના કેશ છે, પર્વતો હાડકા, રાત્રિ અને દિવસ આપનું નિમેષ, પ્રજાપતિ ઇંદ્રિય અને વૃષ્ટિ આપનું સત્વ છે ૧૪ હે દેવ! ઘણા જીવોથી વ્યાપ્ત થયેલા આ લોકપાલ સહિત લોકો મનની વૃત્તિથી જાણવામા આવતા આપના સ્વરૂપમા કલ્પાયેલા છે, અને પાણીમા રહેલા સૂક્ષ્મ જીવ-જંતુઓ અને ઉંબરાના ફળમા રહેલા જીવ જેમ જેમ ફર્યા કરે છે, તેમ આપના સ્વરૂપમા પણ એક બીજાની વાતને ન જાણતા બ્રહ્માંડો ફર્યા કરે છે ૧૫ આપ વિહાર કરવા માટે જે જે રૂપો ધારણ કરો છો, તે તે રૂપોથી લોકો શોકરહિત થઇને હર્ષથી તમારા યશને ગાય છે ૧૬ પ્રલય કાળના સમુદ્રમા ફરનાર અને કારણ માટે મત્સ્યાવતારી આપને હુ નમસ્કાર કરુ છુ મધુકૈટભનો નાશ કરનાર હયગ્રીવરૂપ આપને નમસ્કાર છે ૧૭ મન્દરાચળને ધારણ કરનાર મોટા કચ્છપાવતારી આપને નમસ્કાર છે પૃથ્વીનો ઉદ્ધાર કરવા જળવિહારી બનેલા વરાહરૂપ ભગવાનને નમસ્કાર છે ૧૮ આશ્ચર્યજનક નૃસિંહ ભગવાનને હુ નમસ્કાર કરુ છુ ત્રણ પગલામા પૃથ્વીને માપનાર આપ વામનને નમસ્કાર છે. ૧૯ ગર્વિષ્ઠ થયેલા ક્ષત્રિય રૂપી વનને કાપનાર પરશુરામ એવા આપને નમસ્કાર છે રાવણનો નાશ કરનાર રામચંદ્રરૂપ આપને નમસ્કાર છે. ૨૦ વાસુદેવરૂપ, સંકર્ષણરૂપ, પ્રદ્યુમ્નરૂપ, અનિરુદ્ધરૂપ અને ભક્તોના અધિપતિ એવા આપને નમસ્કાર છે ૨૧ દૈત્ય અને દાનવોને મોહ પમાડનાર શુદ્ધ બુદ્ધરૂપ આપને નમસ્કાર છે મ્લેચ્છરૂપ ક્ષત્રિયોનો સંહાર કરનાર કલ્કિરૂપ આપને નમસ્કાર છે ૨૨ હે ભગવન્! આ જીવલોક તમારી માયાવડે મોહિત છે, તે 'હુ અને આ મારુ' એવો મિથ્યા આગ્રહ કરી કર્મના માર્ગમાં ભટકયા કરે છે ૨૩ હુ મૂર્ખ આ દેહ, પુત્ર, ઘર, સ્ત્રી, ધન અને સ્વજન વગેરે સ્વપ્ન જેવા મિથ્યા પદાર્થોને સત્ય માનીને સંસારમા ભટકયા કરુ છું ૨૪ અનિત્ય એવા કર્મના ફળને નિત્ય માનનાર, અનાત્મા દેહને આત્મા માનનાર, દુ:ખરૂપ ઘરબાર વગેરેને સુખરૂપ માનનાર, સુખ દુ:ખમા જ રમનાર અને અજ્ઞાનથી ભરેલો હુ પ્રેમના ધામરૂપ ને આત્મારૂપ આપને જાણતો નથી ૨૫ મૂર્ખ મનુષ્ય જેમ તૃણાવૃત્ત કૂપનો ત્યાગ કરી ઝાંઝવાના પાણી તરફ દોડે છે તેમ હું આપને છોડી દેહાદિક મિથ્યા વસ્તુ તરફ દોડુ છું. ૨૬ કામ તથા કર્મથી પરાજય પામેલા જે મારા મનને બળવાન ઇંદ્રિયો વિષયો તરફ ઘસડી જાય છે, તે મનને કૃપણ બુદ્ધિવાળો હુ રોકી શકતો નથી. ૨૭ તે હુ, હે ઇશ્વર! દુરાત્માઓને દુર્લભ એવા તમારા ચરણને શરણે આવ્યો છુ અને તે પણ તમારો અનુગ્રહ છે, એમ માનુ છુ હે કમળનાભ! પુરુષનો જ્યારે મોક્ષ થવાનો હોય ત્યારે જ સત્પુરુષોની સેવાથી તમારી ભક્તિ કરવાની મતિ થાય છે ૨૮ કેવળ વિજ્ઞાન મૂર્તિ સર્વ જ્ઞાનના કારણરૂપ પુરુષને સુખદુ:ખાદિક આપનાર, કાળ, કર્મ, સ્વભાવાદિકના નિયંતા અને અનંત શક્તિવાળા આપ પરબ્રહ્મને મારા નમસ્કાર છે. ૨૯ સર્વ પ્રાણીઓના નિવાસસ્થાનરૂપ વાસુદેવ એવા તમને મારા નમસ્કાર છે હે પ્રભો! મને શરણાગતને આપ પાળો ૩૦

**नमस्ते वासुदेवाय सर्वभूतक्षयाय च ।**
**हृषीकेश नमस्तुभ्यं प्रपन्नं पाहि मां प्रभो ॥**
**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे चत्वारिंशोऽध्याय:**

## અધ્યાય ૪૧ મો.*

### મથુરાંમાં શ્રીકૃષ્ણ.

**श्रीशुक उवाच**

**स्तुवतस्तस्य भगवान् दर्शयित्वा जले वपु:।**
**भूय: समाहरत् कृष्णो नटो नाट्यमिवात्मन: १**

શુકદેવજી કહે છે-શ્રીકૃષ્ણ ભગવાને અક્રૂરને પાણીમા પોતાનુ સ્વરૂપ દેખાડીને નટ જેમ નાટકને સંકેલી લે તેમ પોતાનુ સ્વરૂપ પાછુ ખેંચી લીધુ ૧ અક્રૂર ભગવાનનુ સ્વરૂપ અંતર્ધાન થયુ તે જોઇ, પાણીમાથી બહાર નીકળ્યા અને આવ-

* આ અધ્યાયમા ભગવાને મથુરામા પેસતા રજાકને માર્યો અને સુદામા માળી ઉપર તથા દરજી ઉપર પ્રસન્ન થઇને તેમને વર આપ્યા, તે કથા કહેવાશે.

શ્યક કર્મ કરી, આશ્ચર્ય પામતા રથ પાસે આવ્યા ૨ એટલે શ્રીકૃષ્ણે અક્રૂરને પૂછ્યુ કે, તમે કંઈ આશ્ચર્ય જોયુ હોય એમ લાગે છે ૩ અક્રૂર બોલ્યા-જગતમા, પૃથ્વી ઉપર, આકાશમા અથવા પાણીમા જેટલા આશ્ચર્યજનક પદાર્થો છે, તે સર્વ આપમા છે, તમારા દર્શન કરવાથી મે શુ નથી જોયુ ? ૪ હે બ્રહ્મન્ ! તમારામા સર્વ આશ્ચર્યો રહેલા છે, તે તમને હું પ્રત્યક્ષ જોઉં છુ હવે પૃથ્વીપર, આકાશમા કે પાણીમા મારી નહી જોયેલી કયી વસ્તુ અદ્ભુત હોય ? ૫ આમ કહીને અક્રૂર રથ હાકવા લાગ્યા અને સાય કાળે બળભદ્ર અને શ્રીકૃષ્ણને મથુરામા પહો ચાડી દીધા ૬ હે રાજન્ ! માર્ગમા ઠેકઠેકાણે એકઠા થયેલા ગામના લોકો વસુદેવના પુત્રોને જોઇને પ્રસન્ન થયા અને તેમને એક દૃષ્ટિથી જોવા લાગ્યા ૭ શ્રીકૃષ્ણ અને બળભદ્ર મથુરામા પહોચ્યા, ત્યાર-સોશ વ્રજવાસી આગળથી ઉપવનમા આવીને તેમની વાટ જોતા ઉભા હતા ૮ ભગવાન જગદીશ્વર શ્રીકૃષ્ણ તેમને મળી પોતાના હાથથી અક્રૂરનો હાથ ઝાલી મુખ મલકાવી બોલ્યા કે, ૯ આપ વાહનો સાથે આગળથી મથુરાપુરીમા જઇને ઘેર જાઓ અને અમે અહીં ઉતારો કરીને પછી નગરને જોઈશું. ૧૦ અક્રૂર કહે છે-હે પ્રભુ ! હુ તમારા બન્ને વિના મથુરામા જઇશ નહિ તમારે મારો ત્યાગ કરવો યોગ્ય નથી. ૧૧ ચાલો, આપણે સાથે ઘેર જઇએ હે જિતેન્દ્રિય ! મોટાભાઇ ગોવાળિયા તથા સ બધીઓની સાથે અતિ પ્રેમપાત્ર એવા તમે અમને સનાથ કરો. ૧૨ જે ચરણથી પિતરો, અગ્નિઓ તથા દેવતાઓ પવિત્ર થાય છે, તે ચરણની રજથી અમારા ગૃહસ્થાશ્રમીઓના ઘરોને પવિત્ર કરો ૧૩ બલિરાજા તમારા બન્ને ચરણોને પખાળીને ઇન્દ્ર થયો હતો તેણે અતુલ ઐશ્વર્ય સ પાદન કર્યું હતું તથા એકાન્તિક ભકતોની ગતિ મેળવી હતી ૧૪ વળી તમારા ચરણનુ જળ ગંગારૂપે ત્રણ લોકને પવિત્ર કરે છે શ કરે તે જળ પોતાના મસ્તક ઉપર ધારણ કર્યું છે અને સગર રાજાના પુત્રો તેમા સ્નાન કરીને સ્વર્ગમા ગયા છે ૧૫ હે નારાયણ ! જેના ગુણોનુ શ્રવણ તથા કીર્તન પવિત્ર છે, એવા તમને નમસ્કાર છે. ૧૬

શ્રી ભગવાન બોલ્યા-યાદવોનો દ્રોહ કરનાર કંસનો નાશ કરીને પછી હુ મોટા ભાઇની સાથે તમારે ઘેર આવીશ અને સ બધીઓને આનંદ આપીશ. ૧૭

શુકદેવજી કહે છે-ભગવાને આમ કહ્યુ, તેથી અક્રૂર ઉદાસ થયા અને મથુરામા જઈ કસને સર્વ વાત નિવેદન કરીને પોતાને ઘેર ગયા ૧૮ પછી શ્રીકૃષ્ણ ભગવાન પાછલે પહોરે ગોપ બળદેવની સાથે નગરી જોવા નીકળ્યા ૧૯ પુરીને ચારે તરફથી જોતા જોતા તે ચાલ્યા નગરીના દરવાજા સ્ફટિક મણિના અને ઘણા ઉ ચા હતા તેના મોટા કમાડ તથા છજા સોનાના હતા, તેમા કોઠારો તથા ઘોડારો ત્રાબાની અને લોઢાની હતી, ફરતી ખાઇને લીધે પુરી દુર્ગમ બની હતી, ઉદ્યાનોથી તથા મનોહર ઉપવનોથી નગરીની શોભા વધી હતી ૨૦ સુવર્ણથી ઝળહળતા ચૌટા, હવેલીઓ, નજરબાગો, અનેક જાતના ધ ધાઓની એક સાથે આવેલી દુકાનો તથા મ દિરોથી, તે શોભી રહી હતી. વૈદૂર્ય, હીરા, સ્ફટિક, નીલમ, પરવાળા, મોતી તથા હરિયાળા મણિઓથી છાજલીઓ, કિનારીઓ, જાળિયોનાં છિદ્રો તથા ભૂમિઓ જડેલી અને બાધેલી હતી. તેની ઉપર બેઠેલા કબુતરો તથા મોરોના નાદથી તે ગાજી રહી હતી રાજમાર્ગ, શેરીઓ, બજારો, સામાન્ય માર્ગો અને ચોટામા પાણી છાટેલા હતાં, તેના ઉપર પુષ્પ, જુવારા, શાળ તથા શાળની ધાણીઓ વેરેલી હતી. ૨૧-૨૨ પ્રત્યેક ઘરના બારણાના બન્ને ભાગ ઉપર પાણીના ભરેલા ઘડાઓ મુકેલા હતા. તેની ઉપર દહીં અને ચ દન છાટેલુ હતુ. ઘડાના મુખમા નવપલ્લવ તથા પુષ્પો ખોસેલાં હતા અને તેની ઉપર દીવાઓની હારો ગોઠવી દીધી હતી તથા બન્ને ભાગ ઉપર ફળોની લુમ સાથે કેળો અને સોપારીના ઝાડો ઉભા કરી દીધા હતા, ધ્વજા પતાકાઓ બારણાના બન્ને ભાગ ઉપર ફરફરી રહ્યા હતા ૨૩ વસુદેવના બન્ને પુત્રો પોતાના મિત્રોની સાથે આવી શોભાવાળી મથુરાનગરીમા રાજમાર્ગે થઈને દાખલ થયા હે રાજન્ ! તેમને જોવા માટે

ઉત્કંઠિત નગરની સ્ત્રીઓ ઉતાવળી ઉતાવળી આવીને એકઠી મળી અને કેટલીક ઉત્કંઠાવાળી અગાસીએ ચઢી. ૨૪ કેટલીક વસ્ત્રો તથા ઘરેણા અવળા પહેરીને છજે ગઇ, કેટલીક બે ઘરેણાંમાથી એક ઘરેણું વિસરી ગઇ, કેટલીક ભોજન કરતી કાન ઉપર એક એક પત્ર મૂકીને ગઇ, કેટલીક બીજી આખ આજ્યા વિના ગઇ ૨૫ કેટલીક ભોજન કરતી હતી તે પડતું મૂકીને, કેટલીક શરીર ઉપર તેલનુ મર્દન કરવુ પડતુ મૂકીને, કેટલીક સૂતી હતી તે બહાર લોકોનો શબ્દ સાભળી ઉઠીને, અને કેટલીક માતાઓ છાકરાને ધવરાવતી છોકરાને પડતા મૂકીને, તે જેવા ગઇ ૨૬ મદમત્ત મહા હસ્તીના જેવા પરાક્રમી તથા લક્ષ્મીને વિલાસ કરવા યોગ્ય દેહવડે લોકોના નેત્રને આનદ આપતા શ્રીકૃષ્ણે વિલાસપૂર્વક હાસ્યથી મથુરા નગરીની સ્ત્રીઓના મન હરી લીધા ૨૭ મથુરાની સ્ત્રીઓનુ મન ભગવાનની પાછળજ લાગેલુ હતુ, તેમાં વળી ભગવાનના મદ મદ હસવા રૂપી અમૃતનુ સિચન થવાથી તેઓ સત્કાર પામી તેથી તેમના અગમા રોમાચ થયો અને તેમણે નેત્રોદ્વારા ભગવાનને હૃદયમા ધારણ કર્યા ૨૮ હવેલીની અગાસીઓ ઉપર ચઢેલી અને પ્રેમથી પ્રફુલ્લિત મુખકમળવાળી સ્ત્રીઓ બળદેવની તથા શ્રીકૃષ્ણની ઉપર પુષ્પોથી વૃષ્ટિ કરવા લાગી ૨૯ પ્રસન્ન થયેલા બ્રાહ્મણો ઠેકઠેકાણે જળનાં પાત્રો સાથે દહીં, અક્ષત, પુષ્પની માળા, ચદન તથા ઉપહારોથી તેમને સત્કાર કરતા હતા ૩૦ નગરવાસીઓ કહેતા હતા કે, ઓહો !! ગોપીઓએ એવુ કયુ તપ કર્યું હશે, કે જે સ્ત્રીઓ મનુષ્ય લોકમા મહોત્સવરૂપ આ બંને ભાઇઓને જોયા કરે છે ૩૧ પછી એક ધોબી મળ્યો, તેને ભગવાને ધોએલા અત્યુત્તમ વસ્ત્રો આપવા કહ્યું. ૩૨ અરે ધોબી ! અમે બન્ને ઉત્તમ વસ્ત્ર પહેરવાને યોગ્ય છીએ માટે અમને યોગ્ય વસ્ત્રો આપ. વસ્ત્ર આપવાથી તારૂં પરમ કલ્યાણ થશે. ૩૩ સર્વ રીતે પૂર્ણ કામનાવાળા ભગવાને ધોબીની પ્રાર્થના કરી, તોપણ તે રાજાનો ધોબી હોવાથી છકી ગયો હતો તેથી તે ક્રોધ કરી તિરસ્કારથી બોલ્યો કે, ૩૪ અરે ઉચ્છૃંખલો ! તમે પર્વતો ઉપર અને વનોમા રહેનાર નિરંતર શું આવાં લુગડા પહેરો છો કે, જેથી તમે રાજાના પદાર્થોની ઇચ્છા કરો છો ? મુર્ખો ! અહીંથી ચાલ્યા જાઓ તમારે જો જીવવાની ઇચ્છા હોય તો ફરીથી આવી માગણી કરશો નહિ, કારણ કે રાજાના સેવકો અભિમાની પુરુષને કેદ કરીને તેનું ધન લુટી લે છે તથા તેનો નાશ કરે છે ૩૫—૩૬

આ પ્રમાણે ધોબી તેમને ધમકાવતો હતો એટલામા ભગવાન શ્રીકૃષ્ણે કોપાયમાન થઇને હાથના અગ્રભાગથી તે ધોબીની કાયા ઉપરથી મસ્તક નીચે પાડ્યું, ૩૭ કે તરતજ તેના સર્વે નોકરો લુગડાના ગાસડા મૂકીને નાસી ગયા ને ભગવાને તે વસ્ત્રો લઇ લીધા ૩૮ પછી શ્રીકૃષ્ણે તથા બળદેવજીએ પોતાને ગમતા વસ્ત્રો પહેરી, કેટલાક વસ્ત્રો નાખી દીધા ને બાકીના ગોપલોક માટે લઇ લીધા ૩૯ પછી એક દરજીએ પ્રસન્ન થઇ જાત જાતના રંગવાળા વસ્ત્રોથી તથા ઘરેણાથી તેમને શણગાર્યા. ૪૦ આ વેળા અનેક જાતના વેષોથી શ્રીકૃષ્ણ તથા બળદેવ પર્વ વખતે શણગારેલા હાથીના કાળા અને ધોળા બચ્ચાની પેઠે શોભવા લાગ્યા. ૪૧ ભગવાને પ્રસન્ન થઇ તે દરજીને પોતાનું સારૂપ્ય, જગતમા ઉત્તમ પ્રતિની સુલક્ષ્મી, બળ, ઐશ્વર્ય, સ્મૃતિ તથા ઇંદ્રિયોની શક્તિ આપી ૪૨ પછી બન્ને ભાઈ સુદામા નામે માળીને ઘેર ગયા માળીએ તેઓને જોઇ ઉભા થઇ મસ્તક નમાવી પ્રણામ કર્યા. ૪૩ અને તેમને આસન અને પગ ધોવાનુ પાણી આણી આપ્યુ તથા પુષ્પની માળા, તાબુલ, ચંદન વગેરે પૂજાની સામગ્રીઓથી પૂજા કરી કહ્યુ કે, હે પ્રભો ! તમે આજ અમારા જન્મને સાર્થક કર્યો, અમારા કુળને પવિત્ર કર્યું અને તમારા બેના આવવાથી અમારા પિતૃઓ, દેવતાઓ તથા ઋષિઓ પ્રસન્ન થયા. ૪૫ તમે બન્ને આ વિશ્વનું પરમ કારણ છો અને જગતના કલ્યાણ માટે તથા રક્ષણ માટે જગતમા અવતર્યા છો, ૪૬ સર્વના સ્નેહી તથા જગતના આત્મા રૂપ છો, તેથી તમને બન્નેને વિષમ દષ્ટિ નથી. ૪૭ હવે તમે આ સેવકને આજ્ઞા કરો કે, હું તમારું શું પ્રિય કરું ? આપની તરફથી જે આજ્ઞા

કરવામા આવે એ જ પુરુષના ઉપર મોટો અનુગ્રહ છે ૪૮ હે રાજેંદ્ર ! આ પ્રમાણે બોલતા સુદામા માળીએ તેમનો અભિપ્રાય જાણ્યા પછી, પ્રસન્ન થઈ સારાં તથા સુગંધી ફૂલોની બનાવેલી માળાઓ, બન્નેને અર્પણ કરી ૪૯ તે માળાઓથી શ્રીકૃષ્ણ તથા બળદેવે ગોપ સાથે અલંકૃત થઈ પોતાને પ્રણામ કરના સુદામાને વર આપ્યો ૫૦ સુદામા માળીએ બન્ને ભાઈઓની પાસેથી સર્વના આત્મા-રૂપ પરમેશ્વરમા અચલ ભક્તિ માગી તથા તેમના ભક્તોની સાથે પ્રીતિ માગી અને સર્વ પ્રાણીઓ ઉપર ઉત્તમ પ્રતિની દયા માગી ૫૧ માળીના માગવા પ્રમાણે વર આપીને વંશમા વૃદ્ધિ પામનારી લક્ષ્મી, બળ, આયુષ્ય, યશ તથા કાંતિ આપીને બળદેવજી સાથે શ્રીકૃષ્ણ ત્યાથી આગળ વધ્યા. ૫૨

इति तस्मै वरं दत्त्वा श्रियं चान्वयवर्धिनीम् ।
बलमायुर्यशः कान्तिं निर्जगाम सहाग्रज ५२

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकचत्वारिंशोऽध्याय

## અધ્યાય ૪૨ મો.§

### કુબ્જાને રૂપાળી કરી.

श्रीशुक उवाच

अथ व्रजन् राजपथेन माधवः
स्त्रियं गृहीतांगविलेपभाजनाम् ।
विलोक्य कुब्जां युवतीं वराननां
पप्रच्छ यांतीं प्रहसन् रसप्रदः ॥ १ ॥

શુકદેવજી કહે છે-હે રાજન્ ! પછી ભગવાને રાજમાર્ગમા જતા એક સુંદર મુખવાળી તરુણ સ્ત્રી દીઠી તે કુબડી હતી અને તેણે હાથમા, શરીર ઉપર લેપ કરવાના ચંદનનું પાત્ર લીધુ હતુ ભગવાને હસીને તેને પૂછ્યુ કે, હે સ્ત્રી ! તું કોણ છે ? અને આ ચંદન કોના શરીર ઉપર ચોપડવા લઇ જાય છે, તે મને કહે અને તે ઉત્તમ ચંદન અમને આપ ચંદન આપવાથી તારુ કલ્યાણ થશે ૧-૨

કુબ્જા બોલી-હે સુંદર વર ! હું કંસની દાસી છુ મારુ નામ ત્રિવક્રા છે અને અંગરાગ તૈયાર કરવાના કામમા કંસે મને રાખેલી છે. મારું ઘસેલું ચંદન ભોજરાજને બહુ પ્રિય લાગે છે તમારા વિના બીજો કયો પુરુષ તે ચંદનને યોગ્ય છે ? ૩

શુકદેવજી કહે છે-ભગવાનનું રૂપ, સુકુમારતા, રસિકતા, હસવુ, બોલવુ, વગેરે જોઈને પરવશ થયેલા કુબ્જાએ બન્ને ભાઇઓને ચંદન આપ્યુ ૪ એટલે તે બન્ને ભાઇઓએ પીળા તથા રાતા રંગનો અંગરાગ નાભિથી ઉપરના ભાગે લગાડી દીધો ૫ પછી પ્રસન્ન થયેલા ભગવાને ત્રણ ઠેકાણેથી વાંકી કુબ્જાને પોતાના દર્શનનુ ફળ દેખાડવા માટે સરખી કરવાનો વિચાર કર્યો ૬ પછી ભગવાને પોતાના પગ-વતી તેની બે એડી દબાવી, હાથની બે આગળીઓને ઉંચી કરીને, તેના વતી દાઢી પકડીને શરીર ઉંચુ ખેચ્યુ ખેંચવાથી તેનુ અંગ પાસરું તથા સરખું થઈ ગયુ અને તે ભગવાનના સ્પર્શથી તરત ઉત્તમ સુંદરી થઈ રહી ૮ પછી રૂપ, ગુણ તથા ઔદાર્ય-વાળી તે શ્રીકૃષ્ણના વસ્ત્રનો છેડો ખેંચીને હસતા હસતા બોલી ૯ ચાલો આપણે ઘેર જઈએ હું તમારો ત્યાગ કરી શકતી નથી. તમે મારા મનને મથી નાખ્યુ છે તમે મારા ઉપર પ્રસન્ન થાઓ ૧૦ આ પ્રમાણે કુબ્જાએ બળદેવના દેખતા શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી, એટલે ભગવાને ગોપના મુખ તરફ નજર કરી હસતા હસતા તેને કહ્યુ ૧૧ હે સુંદર ભ્રુકુટીવાળી સ્ત્રી ! અમે વટેમાર્ગુઓ ઘર વિનાના છીએ, તેમનો તુ જ પરમ આશ્રય છે હું મારુ કામ સિદ્ધ કરીને તારે ઘેર આવીશ ૧૨ એમ કહી પ્રિય વાણીથી તેને વિદાય કરી શ્રીકૃષ્ણ રસ્તામાં જતા હતા, એટલામા વેપારીઓએ અનેક જાતની ભેટોથી, તાંબુલોથી, પુષ્પની માળાથી તથા ચંદનથી, ભગવાનની તેમના મોટા ભાઇની સાથે પૂજા કરી. ૧૩ આ વેળા જે સ્ત્રીઓ ભગવાનને જોતી હતી તે સ્ત્રીઓ ભગવાનના દર્શન કરવાથી ઉત્પન્ન થયેલા મોહને લીધે પોતાના દેહને ભૂલી ગઈ શરીર ઉપરનાં વસ્ત્રો, કેશકલાપ તથા કંકણો સરી ગયા અને તે ચિત્રમા આલેખેલી હોય તેમ સ્તબ્ધ થઈ ગઈ.

§ આ અધ્યાયમા ભગવાને કુબ્જાને સરખી કરી, ધનુષ ભાગ્યુ, ધનુષના રક્ષકોનો નાશ કર્યો, કંસને અપશુકન દેખાયા ને અખાડામા તોફાન થયુ, તે કથા કહેવામા આવશે.

૧૪ પછી ભગવાન નગરવાસીઓને ધનુષ મૂકવાનું ઠેકાણું પૂછતા પૂછતા ત્યા ગયા અને ત્યા આશ્ચર્ય કારક ઇંદ્રધનુષ્ય દીઠું ૧૫ ઘણા પુરુષો તેની રક્ષા કરતા હતા, તેની પૂજા કરેલી હતી અને તે મોટી શોભાવાળું હતું. લોકોના વારવા છતા શ્રીકૃષ્ણે આપ મતથી ધનુષને લીધુ ૧૬ અને મનુષ્યોના દેખતા ડાબા હાથે ઉપાડેલા તેને રમત કરતા કરતા મહોન્મત્ત હાથી જેમ શેલડીના સાઠાને ભાગી નાખે તેમ ખેચીને વચ્ચેના ભાગમાંથી ભાગી નાખ્યુ. ૧૭ ધનુષ ભાગતા તેમાથી થયેલા શબ્દે સ્વર્ગ, આકાશ, પૃથ્વી અને દિશાઓ પુરી દીધી તે શબ્દ સાભળી કંસ ભયભીત થઇ ગયો. ૧૮ તે ધનુષનુ રક્ષણ કરનાર કંસના માણસો ક્રોધમા આવી અને આવેશથી શ્રીકૃષ્ણને પકડવાની ઇચ્છાથી 'પકડો પકડો' એમ બોલતા તેમની આસપાસ વિંટાઇ વળ્યા ૧૯ ભગવાન અને બળદેવજી તે રક્ષકોનો દુષ્ટ અભિપ્રાય જાણીને તેમની ઉપર ક્રોધે ભરાયા અને ધનુષના બે કડકા લઈ તેઓને મારવા લાગ્યા ૨૦ કંસે મોકલેલા બીજા સૈન્યનો પણ નાશ કરી, ધનુષશાળાના બારણાની બહાર નીકળી બન્ને ભાઈઓ ઇચ્છા પ્રમાણે નગરીની સંપત્તિ જોઇને મનમા પ્રસન્ન થતા ફરવા લાગ્યા ૨૧ નગરીના લોકો તેમનું અદ્ભુત પરાક્રમ, તેજ, દૃઢતા તથા સ્વરૂપ જોઇને, તેમને ઉત્તમ દેવતા માનવા લાગ્યા

આ પ્રમાણે તેઓ ઇચ્છા પ્રમાણે નગરમા ફરતા હતા એટલામા સાયંકાળ થયો શ્રીકૃષ્ણ ને બળદેવ ગોપથી વિંટાઇને પુરમાથી પોતાના ઉતારા ઉપર ગયા ૨૩ ભગવાન શ્રીકૃષ્ણ વ્રજમાથી મથુરામા પધાર્યા, તે સમયે વિરહાતુર ગોપીઓએ મથુરામા જે જે બનાવો બનવા માટે કલ્પના કરી હતી, તે સર્વ કલ્પનાઓ, લક્ષ્મીજી પોતાને ભજનારા બીજાઓને ત્યાગ કરીને જેને વિષે વાસ કરે છે, તે ભગવાનના શરીરની અનુપમ શોભાને જોનારાં મથુરાવાસી લોકોના સબંધમા ખરી પડી. ૨૪ પછી શ્રીકૃષ્ણ ભગવાન તથા બળદેવ પોતાના પગ ધોઈ, દૂધવાળુ ભોજન કરી, કંસની કર્તવ્યતાને જાણી લઇને ત્યા સુખેથી રાત્રી રહ્યા. ૨૫ દુષ્ટ બુદ્ધિવાળો કંસ ધનુષનો ભંગ, રક્ષકોનો તથા પોતાની સેનાનો નાશ અને શ્રીકૃષ્ણ તથા બળદેવનુ અદ્ભુત પરાક્રમ સાંભળીને મનથી ભય પામ્યો ઉંઘ તેનો ત્યાગ કરી ગઈ અને સ્વપ્નમા તથા જાગ્રત અવસ્થામા તે મૃત્યુને સૂચવનારા દુષ્ટ સ્વપ્ન જોવા લાગ્યો ૨૬–૨૭ કંસ સ્વપ્નમા મસ્તક વગરનુ પોતાનુ પ્રતિબિંબ નેમજ પુરુષના અભાવે નેત્રમા ચંદ્ર તથા પ્રતિચ્છાયામા છિદ્ર જોવા લાગ્યો, હાથથી કાનને બંધ કરતા જે ઉંડા શબ્દ સંભળાય છે, તે પણ સંભળાતો બંધ થયો વૃક્ષોને સોનાના જોતો હતો ધૂળમાં અને માટીમા પોતાના પગલા દેખતો ન હતો. ૨૮–૨૯ સ્વપ્નમા શબનું આલિંગન કરતો, ગધેડા ઉપર સ્વારી કરતો, ઝેર ખાતો, કરેણના ફુલની માળા પહેરી શરીર ઉપર તેલ ચોળી નાગો નાગો એકલો જતો હોય એવુ જોવા લાગ્યો ૩૦ નિદ્રામા તથા જાગ્રદવસ્થામા આવા તથા બીજા કેટલાક નિમિત્ત જોઇને મરણથી ત્રાસ પામેલો કંસ ચિંતાથી નિદ્રા કરતો નહિ ૩૧ હે રાજન્! રાત્રી માડ માડ વ્યતીત થઈ, પ્રભાત થયુ, સૂર્ય ઉદય થયો, એટલે કંસે મલ્લ ક્રીડાનો મહોત્સવ કરાવવાનો આરંભ કર્યો ૩૨ પુરુષોએ અખાડાની પૂજા કરી, તૂરીઓ તથા ભેરીઓ વાગવા માડી, પુષ્પની માળાઓ, પતાકાઓ તથા વસ્ત્રના તોરણોથી માચડાને શણગાર્યા, ૩૩ બ્રાહ્મણ અને ક્ષત્રિય આદિ નગરના લોકો તથા દેશના લોકો માચડા ઉપર બેઠા તથા રાજાઓ પણ પોતાને અનુકૂળ પડે તેમ આસનો નાખીને બેઠા ૩૪ અને કંસ પણ કાર્યભારીઓ સાથે માડલિક રાજાઓની વચ્ચે ઉદાસ મનથી રાજમંચ ઉપર બેઠો ૩૫ તૂરીઓ વાગવા માડી અને મલ્લોની તાલીઓના શબ્દો તૂરીઓના શબ્દોની ઉપરવટ થઇને સંભળાવા લાગ્યા અને શણગારેલા ગર્વિષ્ઠ મલ્લો પોતાના આચાર્યોની સાથે રંગમંડપમા હાજર થયા. ૩૬–૩૭ કંસે બોલાવેલા નંદાદિક ગોપ પણ કંસને ઉપહાર અર્પણ કરીને એક મંચ ઉપર બેઠા ૩૮

नंदगोपादयो गोपा भोजराजसमाहुताः ।
निवेदितोपायनास्ते एकस्मिन्मंच आविशन् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
द्विचत्वारिंशोऽध्यायः

# અધ્યાય ૪૩ મો.[*]

## કુવલયાપીડનો નાશ.

### શ્રીશુક ઉવાચ

અથ કૃષ્ણશ્ચ રામશ્ચ કૃતશૌચૌ પરંતપ ।
મલ્લદુંદુભિનિર્ઘોષં શ્રુત્વા દ્રષ્ટુમુપેયતુઃ

શુકદેવજી કહે છે–હે પરંતપ! પછી શ્રીકૃષ્ણ
તથા બળદેવજી વિચાર કરવા લાગ્યા કે આપણે
પહેલે દિવસે ધનુષને ભાગી નાખવા વગેરે કામો
કરીને ઐશ્વર્ય દર્શાવ્યા છતા, તે આપણા માતાપિ-
તાને છોડતો નથી, તેમ આપણો પણ નાશ કરવાની
ઇચ્છા કરે છે, માટે મામો છતા તેનો નાશ કરવામા
આપણને કશો દોષ લાગવાનો નથી, આવો વિચાર
કરીને અપરાધ રહિત થયેલા તેઓ બંને, મલ્લના
દુંદુભિ ને નગારાનો શબ્દ સાભળી તે જોવા રંગ-
મંડપમા ગયા, ૧ તો ત્યા અખાડાના બારણા આગળ
માવતે ઉભો રાખેલો કુવલયાપીડ તેમણે હાથી દીઠો
૨ તેને જોઇને શ્રીકૃષ્ણે કચ્છ કસી, મસ્તકના કેશ
સમેટી, મેઘના જેવી ગંભીર વાણીથી માવતને કહ્યુ,
૩ હે માવત! અમને અંદર જવા માર્ગ આપ, વચ્ચેથી
ખસી જા, વાર લગાડ નહિ તું જો અમને અંદર
જવા દઇશ નહિ તો હુ આજે તને તારા હાથીની
સાથે યમપુરીમા મોકલાવીશ ૪ આ પ્રમાણે શ્રી
કૃષ્ણ તરફથી તિરસ્કાર પામેલા માવતે કોપ કરીને
કાળ, મૃત્યુ તથા તેના નિયંતા યમના સરખા કોપા-
યમાન થયેલા હાથીને શ્રીકૃષ્ણ ઉપર છોડી મુકયો
૫ તે હાથીએ શ્રીકૃષ્ણ તરફ દોડીને શુંડવતી તેમને
પકડી પાડયા શ્રીકૃષ્ણ તેની શુંડમાથી છટકી ગયા,
અને તેને મુક્કી મારીને તેના ચાર પગ વચ્ચે છુપાઇ
ગયા ૬ ભગવાન શ્રીકૃષ્ણને દીઠા નહિ એટલે ઘ્રાણે-
દ્રિયથી જાણનારો હાથી કોપાયમાન થઇ ગયો અને
તેણે ફરીને શ્રીકૃષ્ણને શુંડવતી પકડી પાડયા, પરંતુ
શ્રીકૃષ્ણ બળ કરીને તેની શુંડમાથી નીકળી ગયા
૭ ગરુડ જેમ રમત કરતો સર્પને ખેંચે તેમ ભગ-
વાને બળવાળા હાથીનું પુછડુ પકડીને રમત કરતા
કરતાં પચીસ ધનુષ દૂર ઘસડી નાખ્યો. ૮ કોઇ
કોઇ બાળક, વાછડાનું પુછડું પકડીને ઉભો હોય,
તે ડાબા જમણા ફરતા વાછડાને લીધે ડાબો જમણો
ફર્યા કરે, તેમ ડાબી તથા જમણી તરફ ફરતા હાથીને
લીધે શ્રીકૃષ્ણ પણ ડાબી જમણી બાજુ ફરવા લાગ્યા.
૯ તે પછી શ્રીકૃષ્ણ હાથીના સામા આવી તેને એક
ધક્કો મારીને નાઠા અને પગલે પગલે તેને અડી
અડીને જમીન ઉપર પાડવા લાગ્યા ૧૦ દોડતા
ભગવાન રમત કરતા કરતા ભૂમિ ઉપર પડીને ઉભા
થતા હતા, કે પેલો હાથી ભગવાનને પૃથ્વી ઉપર
પડેલા જોઇ, ક્રોધે ભરાઇ બે દાતોથી પૃથ્વી ઉપર
પ્રહાર કરતો હતો. ૧૧ આમ કરવાથી તેનું શરીર-
બળ નાશ પામ્યુ કે, તે મહાહસ્તી શ્રીકૃષ્ણના ઉપર
અત્યંત કોપી ઉઠયો અને મોટા માવતોની પ્રેરણાથી
રોષમા આવીને શ્રીકૃષ્ણને મારવા ધસ્યો. ૧૨
હાથીને પોતાના ઉપર ચઢી આવતો જોઇ, ભગવાન
મધુસૂદન શ્રીકૃષ્ણે હાથવતી તેની શુંડને પકડી તેને
જમીન ઉપર નાખી દીધો ૧૩ પછી સિંહની પેઠે
રમત કરતા કરતા જમીન ઉપર પડેલા તે હાથીને
પગથી દબાવીને, તેનો દાત ઉખેડી લીધો અને
તેનાવતી શ્રી હરિએ હાથીને અને માવતોને ઠાર
કર્યા. ૧૪ પછી મરી ગયેલા હાથીને પડતો મુકી
તેનો દાત હાથમા લઇ તે અખાડા તરફ ગયા. આ
વેળા શ્રીકૃષ્ણે હાથીના દાતને પોતાના ખભા ઉપર
રાખ્યો હતો, તેમનું શરીર હાથીના મદના તથા
લોહીના છાટાથી રંગાયલું હતું અને મુખકમળ
ઉપર પરસેવાના મોતીઆ બાઝી ગયા હતા. ૧૫

હે રાજન્! શ્રીકૃષ્ણ! અને બળદેવજી મોટા
હાથીના દંતોશલ રૂપી ઉત્તમ આયુધ હાથમાં
લઇ, કેટલાક ગોપલોકથી વિંટાઇને મલ્લના અખા-
ડામા દાખલ થયા. ૧૬ મલ્લોને વજ્રના જેવા, મનુ-
ષ્યોને ઉત્તમ પુરુષ જેવા, સ્ત્રીઓને દેહધારી કામ-
દેવ જેવા, ગોપને પોતાના કુટુંબી જેવા, દુષ્ટ રાજા-
ઓને શાસન જેવા, પોતાના માતપિતાને બાળક
જેવા, કંસને મૃત્યુ જેવા, અજ્ઞાનીઓને લોહીથી
ખરડાયેલા વિરાટ્ જેવા, યોગીઓને પરમ તત્ત્વ
જેવા અને યાદવોને પરમ દૈવત જેવા જણાતા

[*] આ અધ્યાયમા શ્રીકૃષ્ણ તથા બળદેવજી કુવલયા-
પીડનો નાશ કરીને અખાડામા ગયા, એ કથા કહેવાશે

શ્રીકૃષ્ણ ભગવાન પોતાના મોટા ભાઈની સાથે અખાડામાં હાજર થયા. ૧૭ કંસ રાજા મનસ્વી હતો, તોપણ તે કુવલયાપીડ હાથી મરી ગયો તે જોઈને તેમને દુર્જય માનવા લાગ્યો અને અત્યંત ખિન્ન થયો. ૧૮ મલ્લના અખાડામા આવેલા, મોટી ભુજાવાળા, વિચિત્ર પ્રકારના વેષ, આભરણ, પુષ્પની માળાઓ અને વસ્ત્રધારી તે બે ભાઈઓ નટના જેવા શોભતા હતા, અને કાંતિથી જોનારાઓનાં મન હરણ કરતા હતા. ૧૯ તેમને જોઈને માચડા ઉપર બેઠેલા રાજાઓના, નગરવાસી લોકોનાં અને દેશ-વાસી લોકોના, મુખ તથા નેત્ર હર્ષના આવેશથી પ્રફુલ્લિત થઈ ગયા અને તેઓ જાણે ધરાયાજ ન હોય તેમ નેત્રોથી તેમના મુખ નિહાળવા લાગ્યા ૨૦ લોકો નેત્રથી જાણે પાન કરતા હોય, જીભથી જાણે ચાટતા હોય, નાસિકાથી જાણે સુંઘતા હોય અને બાહુઓથી જાણે આલિંગન આપતા હોય તેમ આકળા દેખાવા લાગ્યા. ૨૧ ભગવાનના રૂપ, ગુણ, માધુર્ય, તથા પ્રૌઢતાએ જાણે તેમને સ્મરણ આપેલુ હોય, તેમ તેઓ જોવા પ્રમાણે અને સાભળવા પ્રમાણે પરસ્પર શ્રીકૃષ્ણનાં પરાક્રમની વાતો કરવા લાગ્યા ૨૨ આ બંને સાક્ષાત્ ભગવાન નારાયણના અંશમાંથી વસુદેવને ઘેર અવતર્યા છે ૨૩ શ્રીકૃષ્ણ દેવકીથી ઉત્પન્ન થયા છે અને ગોકુળ જઈ નંદરા-યના ઘરમાં છાની રીતે મોટા થયા છે ૨૪ એમણે પૂતના, તૃણાવર્ત, યમલાર્જુનના વૃક્ષો, શંખચૂડ, કેશી, ધેનુકાસુર તથા તેના સરખા બીજા દૈત્યોને ઠાર કર્યા છે. ૨૫ શ્રીકૃષ્ણે ગોપ સાથે ગાયોને દાવા-નલમાંથી બચાવી કાલીય નાગને નાથ્યો હતો અને ઈન્દ્રનો મદ ઉતાર્યો હતો ૨૬ એમણે સાત દિવસ સુધી એક હાથે ગોવર્ધન પર્વતને તોળી રાખ્યો હતો, વરસાદ, પવન તથા તડકાથી ગોકુળનું રક્ષણ કર્યું હતું. ૨૭ જેમાં નિત્ય આનંદ સાથે જોવુ અને હસવું રહેલુ છે, એવા આ ભગવાનના મુખને જોઈને ગોપીઓ પરિશ્રમ રહિત આનંદમાં પોતાનાં અનેક દુઃખોને વીસરી જતી. ૨૮ વળી મહા પુરુષો કહે છે કે, શ્રીકૃષ્ણે રક્ષાયલો યદુવંશ બહુજ પ્રખ્યાતિ પામશે અને લક્ષ્મી, યશ તથા મહત્તાને પામશે.

૨૯ પેલા કમળ જેવાં નેત્રવાળા બળભદ્ર આમના મોટા ભાઈ થાય છે, જેમણે પ્રલંબાસુર, વત્સાસુર તથા બકાસુર માર્યા છે. ૩૦ આ પ્રમાણે લોકો વાતો કરતા હતા અને તૂરીઓના અવાજો પણ થતા હતા, તે સમયે ચાણૂર મલ્લે શ્રીકૃષ્ણ અને બળદેવને બોલાવી કહ્યું કે, હે નંદના પુત્ર ! હે બળભદ્ર ! તમે બન્ને શૂરવીરોમાં માન પામેલા છો અને મલ્લયુદ્ધ કરવામા કુશળ છો, એવું સાભળીને રાજાએ તમારું મલ્લયુદ્ધ જોવાને તમને અહીં બોલાવ્યા છે. ૩૧–૩૨ જે પ્રજા મનથી, કર્મથી તથા વાણીથી રાજાને પ્રસન્ન કરે છે, તે સુખ ભોગવે છે અને જે એથી વિરુદ્ધ ચાલે છે તે દુઃખી થાય છે. ૩૩ ગાયો તથા વાછડાનું પાલન કરનાર ગોપ વનમાં આનંદમાં રહે છે તથા મલ્લયુદ્ધની રમતો કરતા ગાયો ચારે છે; ૩૪ માટે તમે તથા અમે રાજાને ગમતું કરીએ. રાજા સર્વ પ્રાણી-મય હોય છે, માટે રાજા પ્રસન્ન થવાથી સર્વ પ્રાણીઓ આપણા ઉપર પ્રસન્ન થાય છે. ૩૫ તે સાંભળીને મલ્લયુદ્ધ પોતાને પ્રિય છે, એમ માની ચાણૂરના વચનને અભિનંદન આપીને, શ્રીકૃષ્ણ, દેશ તથાં કાળને અનુકૂળ વચન બોલ્યા ૩૬ તમે તથા વનમાં ફરનાર અમે કંસ રાજાની પ્રજા છીએ માટે આપણે તેમનું નિરંતર પ્રિય કરવુ જોઈએ, અને તેવું કામ કરવાની રાજા તરફથી જો આજ્ઞા મળે તો આપણા ઉપર તેમનો મોટો અનુગ્રહ થયો ગણાય. ૩૭ અમે બાળક છીએ, માટે અમારા જેવા બળવાનોની સાથે યુદ્ધ કરશું. મલ્લયુદ્ધ ઘટતી રીતે થવું જોઈએ અને મલ્લસભાના સભાસદોને અધર્મનો સ્પર્શ થવો જોઈએ નહિ ૩૮

ચાણૂર બોલ્યો—તું બાળક નથી તેમ કિશોર પણ નથી, પરંતુ મહા બળવાન છે, કારણ કે તેં હજાર હાથીનું બળ ધરાવનાર હાથીને રમત માત્રમાં મારી નાખ્યો છે, તેમ આ બળભદ્ર પણ બળવાન છે, ૩૯ માટે તમારે બન્નેએ બળવાનોની સાથે લડવુ જોઈએ અને તેમાં અન્યાય ગણાશે નહિ, માટે હે કૃષ્ણ ! તું મારી સાથે લડ અને મુષ્ટિક બળભદ્રની સાથે લડે. ૪૦

तस्माद्भवद्भ्यां बलिभिर्योद्धव्यं नानयोऽत्र वै ।
मयि विक्रम वार्ष्णेय बलेन सह मुष्टिकः ४०
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
त्रिचत्वारिंशोऽध्यायः

# અધ્યાય ૪૪ મો. $

## કંસમામાનો વધ

श्रीशुक उवाच

एवं चर्चितसंकल्पो भगवान् मधुसूदनः ।
आससादाथ चाणूरं मुष्टिकं रोहिणीसुतः ॥

શુકદેવજી કહે છે–આ પ્રમાણે વાતચીત કરી ઠરાવ કર્યા પછી મધુદૈત્યને મારનાર શ્રીકૃષ્ણ ચાણૂરની સાથે અને બળભદ્ર મુષ્ટિકની સાથે મલ્લયુદ્ધ કરવા લાગ્યા ૧ એક બીજાને જીતવાની ઇચ્છાથી પરસ્પરના પગને આંટી ભરાવી તેઓ એક બીજાને બલાત્કારથી ખેંચવા લાગ્યા ૨ તેઓ અરત્નીની સાથે અરત્નીઓ, માથા સાથે માથું અને છાતી સાથે છાતી લડાવવા લાગ્યા. ૩ પકડીને ચારે તરફ ફેરવવું, ધક્કા મારવા, બાથમા લેવુ, જમીન ઉપર પાડવુ, છોડી દઇને અન્યોન્ય સામે પાછુ ઉઠી જવું, વગેરે મલ્લયુદ્ધની ક્રિયાઓથી એક બીજાને ચિત આપવાને મથવા લાગ્યા ૪ વળી બે પગને એકઠા વાળીને જમીન ઉપર પડેલ હોય તેને ત્યાથી ખસેડવો, હાથવતી ઉંચકીને લઇ જવો, કંઠાદિક સ્થાનમા વળગી રહેલાને શરીરથી અળગો કરવો, પગ વગેરે અવયવોને ગોળાકાર કરવા વગેરે ક્રિયાઓથી એક બીજા પર વિજયની ઇચ્છાથી એક બીજાના શરીરને મહેનત આપવા લાગ્યા ૫ હે રાજન્! મલ્લયુદ્ધ જોવાને એકઠી મળેલી સર્વ સ્ત્રીઓ તે સબળ તથા નિર્બળનું યુદ્ધ જોઇને દયા સાથે ટોળેટોળા મળીને પરસ્પર નીચે પ્રમાણે વાતો કરવા લાગી ૬

સ્ત્રીઓ કહે છે–અહો! રાજાના સભાસદોનો આ મોટો અધર્મ છે, કારણ કે જે સભાસદો રાજાના દેખતા સબળ અને નિર્બળનું યુદ્ધ માન્ય કરે છે ૭ જેમના સર્વ અંગો વજ્રના જેવાં દૃઢ છે, એવા મોટા પર્વતના જેવા આ બે મલ્લો ક્યાં અને જેમને તરુણાવસ્થા પ્રાપ્ત થઇ નથી, એવા અતિ સુકુમાર શરીરવાળા કિશોર વયના આ બે બાળકો ક્યાં? ૮ આ સભાને ખરેખર ધર્મ ઉલ્લંઘનનો દોષ લાગશે. જ્યા અધર્મનો માર્ગ ચાલતો હોય ત્યાં ડાહ્યા પુરુષે કોઇ પણ દિવસ રહેવું નહિ ૯ સભાસદોને કેવા કેવા દોષ લાગે છે, એ જાણનાર બુદ્ધિમાન પુરુષે સભામા આવવુ જોઇએ નહિ, કારણ કે જાણવા છતા ન બોલનારો અને હું જાણતો નથી એમ કહીને અજ્ઞાનતા દેખાડનારો પુરુષ પાપનો ભાગી થાય છે. ૧૦ શત્રુની ચારે તરફ દોડતા શ્રીકૃષ્ણનું મુખકમળ પાણીથી ભીંજાયલા કમળના કોશની માફક પરસેવાથી ભીંજાઇ ગયેલુ છે તેના તરફ બેનો! જરા દૃષ્ટિ તો કરો ૧૧ બળભદ્રના જરા રાતા નેત્રવાળા મુખ તરફ કેમ જોતા નથી? તે મુષ્ટિકના પ્રત્યે ક્રોધાવિષ્ટ થયુ છે અને હાસ્યના આવેશથી શોભી રહેલુ છે ૧૨ અહોહો!!! વ્રજની ભૂમિ પુણ્યશાળી છે, કારણ કે, મનુષ્યના દેહમા ગુપ્ત રીતે રહેલા, વનની વિચિત્ર માળા ધારણ કરનાર, વૈષ્ણવ તથા લક્ષ્મી જેમના ચરણની પૂજા કરે છે એવા પુરાણપુરુષ આ શ્રીકૃષ્ણની અને બળદેવજી સાથે ગાયો ચારતા, વાંસળી વગાડતા તથા અનેક લીલાઓ કરતા વ્રજભૂમિમા ફરતા હતા. ૧૩ ગોપીઓએ એવુ તે કયુ તપ કર્યું હશે કે તેઓ રૂપના પણ સારરૂપ જેના સમાન અથવા તો અધિક કોઇ પણ નથી એવા, સ્વાભાવિક નિરંતર નવા લાગતાં, યશ, લક્ષ્મી તથા ઐશ્વર્યના એકાંત સ્થાનરૂપ તથા બીજાને મળે નહિ તેવા આ શ્રીકૃષ્ણના રૂપને નેત્રોથી જોવા પામે છે ૧૪ વળી ભગવાનમા ચિત્ત રાખવાથી સર્વ વસ્તુ પ્રાપ્ત થઇ માનનારી તેઓ ભાગ્યશાળી છે, કારણ કે ભગવાન ઉપર અનુરક્ત મનવાળી ગોપીઓ ગાયો દહોતા, અનાજ ખાંડતા, છાશ કરતાં, લીંપતા, હીંચતા, છોકરા રમાડતાં, પાણી છાંટતા, વાસીદુ વાળતા, ગળગળે સદે ભગવાનના ગુણ ગાતી હતી. ૧૫ શ્રીકૃષ્ણ પ્રભાતમા ગાયોની સાથે વ્રજમાથી વનમા પધારતા અને સાયંકાળે

$ આ અધ્યાયમા મલ્લોનો તથા કંસાદિકનો કૃષ્ણે વધ કર્યો, કંસની સ્ત્રીઓનુ આશ્વાસન કર્યું અને માતા પિતાનુ દર્શન કર્યું એ કથા કહેવામા આવશે

ગાયોની સાથે વેણુ વગાડતા પાછા વ્રજમા આવતા. વાસળીનો શબ્દ સાભળી મહા પુણ્યશાળી ગોપીઓ ઘરમાથી નીકળી તરતજ રસ્તા ઉપર આવી શ્રી કૃષ્ણનાં દર્શન કરતી. ૧૬ આ પ્રમાણે સ્રીઓ વાતચીત કરતી હતી એટલામા યોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાને શત્રુને મારવાનો વિચાર કર્યો. ૧૭ એટલામા સ્રીઓની ગભરાટવાળી વાણી સાભળી વસુદેવ તથા દેવકીજી પુત્રના સ્નેહને લીધે શોકાતુર થઇ ગયા અને પોતાના પુત્રોના બળથી અજાણ હોવાને લીધે સંતાપ કરવા લાગ્યા. ૧૮ બીજી તરફ શ્રીકૃષ્ણ અને ચાણૂર તથા બળભદ્ર અને મુષ્ટિક ઘટતી રીતે જાત જાતની મલ્લયુદ્ધની વિધિઓથી પરસ્પર લડવા મંડ્યા. ૧૯ વજ્રના પ્રહાર જેવા ભગવાનના શરીરના તીક્ષ્ણ પ્રહારથી ચાણૂરના સર્વ અંગ ભાગવા માંડ્યા તેથી વારંવાર તે ઉદાસ થવા લાગ્યો ૨૦ પછી કોપાયમાન થયેલા ચાણૂરે બે હાથની મુઠિઓ વાળીને શકરાના જેવા વેગથી ઉછળીને શ્રીકૃષ્ણની છાતીમાં પ્રહાર કર્યો. ૨૧ છતા પણ માળાના મારથી જેમ હાથી હાલે ચાલે નહિ, તેમ તેની મુઠીના મારથી ભગવાન કંપાયમાન થયા નહિ, પણ ત્યાજ ઉભા રહ્યા અને ચાણૂરના બે હાથ પકડીને તેને ઘણી વાર સુધી ફેરવ્યો અને તેના જીવનો નાશ કરીને જોરથી પૃથ્વી ઉપર પછાડ્યો તથા તેનો શણગાર, વાળ તથા પુષ્પની માળા વીખરાઇ ગયા અને તે ઇંદ્રની ધ્વજાની પેઠે જમીન ઉપર તૂટી પડ્યો. ૨૨—૨૩ તે પ્રમાણેજ મુષ્ટિકે પ્રથમ બળદેવને પોતાની મુષ્ટિ મારી કે મહા બળવાન બળભદ્રે તેને સજ્જડ તમાચો માર્યો. ૨૪ મુષ્ટિક તમ્મર ખાઈ નીચે પડ્યો. તેની પીડાથી મુખમાથી લોહી પડ્યુ અને પછી પવનના પ્રહારથી જેમ ઝાડ જમીન ઉપર પડી જાય તેમ પ્રાણ રહિત થઇ તે જમીન ઉપર પડ્યો. ૨૫ પછી કુટ નામે બીજો મલ્લ લડવા ઉઠ્યો પણ મહા શૂરવીર બળભદ્રે રમત કરતા કરતા ડાબા હાથની મુઠ્ઠી મારીને તિરસ્કારપૂર્વક તેને પણ મારી નાખ્યો. ૨૬ તેટલામા શ્રીકૃષ્ણે પાટુ મારીને શલનુ માથું ફોડી નાખ્યુ અને તોશલકના શરીરના બે ફાડચાં કરી નાખ્યા, તેથી તે જમીન ઉપર તૂટી પડ્યો. ૨૭ આ રીતે ચાણૂર, મુષ્ટિક, કુટ, શલ અને તોશલક મુવા પછી બાકી રહેલા સર્વ મલ્લો ભયથી નાસી ગયા. ૨૮ પછી જેમના પગમા નુપૂરો ઝણઝણાટ કરતા હતા, એવા શ્રીકૃષ્ણ અને બળભદ્ર પોતાના મિત્ર ગોપને અખાડામા ખેંચી લઇને, તેઓની સાથે આનંદભેર તૂરીઓના નાદોની સાથે નૃત્ય કરતા રમવા લાગ્યા ૨૯ શ્રીકૃષ્ણના અને બળભદ્રના આ કામથી સવ મનુષ્યો પ્રસન્ન થયા અને મહાત્મા બ્રાહ્મણો ' સાધુ સાધુ ' એમ બોલવા લાગ્યા. ૩૦ મોટા મલ્લો મરાયા અને બાકીના નાસી ગયા પછી ભોજરાજ કંસે પોતાના વાજાં બંધ કરાવ્યા અને કહ્યુ કે, ૩૧ વસુદેવના પુત્રોને નગરમાંથી બહાર કાઢો, ગોપ લોકનું ધન હરી લ્યો અને નંદને કેદ કરો. ૩૨ દુષ્ટ બુદ્ધિવાળા અને ઘણાજ નીચ વસુદેવને મારી નાખો પિતા ઉગ્રસેન કે જે પોતાના સેવકવર્ગ સાથે શત્રુ પક્ષને મળતા રહે છે તેમને પણ મારી નાખો. ૩૩ કંસ આમ બોલવા લાગ્યો એટલે અવિનાશી શ્રીકૃષ્ણ કોપી ઉઠ્યા અને ઉંચા માચડા ઉપર ચઢી ગયા ૩૪ પોતાના મૃત્યુરૂપ શ્રી કૃષ્ણને આવતા જોઇને મનસ્વી કંસે એકદમ આસન ઉપરથી ઉઠીને ઢાલ, તરવાર હાથમા લીધા. ૩૫ અને પછી અસહ્ય તથા ઉગ્ર તેજવાળો ગરુડ જેમ સર્પને પકડી લે, તેમ અસહ્ય તથા ઉગ્ર તેજવાળા શ્રીકૃષ્ણે આકાશમા ડાબી તથા જમણી તરફ ઉડતા શકરાની પેઠે હાથમા તરવાર લઇને આમતેમ ઘૂમતા કંસને પકડી લીધો. ૩૬ બલાત્કારથી તેના કેશ પકડી માથા ઉપરથી મુગટ પાડી નાખી તરત ઉંચા માચડા ઉપરથી અખાડામા નીચે નાખી તેની ઉપર આખા વિશ્વના આશ્રયરૂપ તથા સ્વતંત્ર એવા ભગવાન પોતે પડ્યા. ૩૭ આખા જગતના દેખતા સિંહ જેમ હાથીને ઘસડે તેમ મરી ગયેલા કંસને ભગવાન જમીન ઉપર ઘસડવા લાગ્યા. હે નરેંદ્ર ! તે સમયે સર્વ મનુષ્યોએ મોટો હાહાકાર ને પોકાર કર્યો. ૩૮ કંસ નિત્ય ખાતા, પીતા, બોલતા, ચાલતા અને શ્વાસ લેતા, ખિન્ન બુદ્ધિથી પોતાની સંમુખ ભગવાનને દેખતો તેથી બીજાને મળે નહિ એવા મોક્ષ પામ્યો. ૩૯ કંસના કંક, ન્યગ્રોધક વ-

આઠ ભાઈઓ વૈર વાળવા દોડી આવ્યા [૪૦] તેઓને તૈયાર થઈ વેગથી આવતા જોઇને, સિંહ જેમ પશુઓનો નાશ કરે, તેમ બળદેવે પરિઘ ઉગામી તેમને મારી નાખ્યા [૪૧] આ વખતે આકાશમા દુંદુભિ વાગ્યા. શ્રીકૃષ્ણની વિભૂતિરૂપ બ્રહ્મા અને ઇન્દ્ર વગેરે દેવતાઓએ પુષ્પોની વૃષ્ટિ કરી તેમની સ્ત્રીઓ પતિના મરણથી દુંખી થઈ અને આંખમાથી અશ્રુઓ પાડતી માથા કૂટતી ત્યા આગળ આવી. [૪૪] વીરશય્યામા સુતેલા પોતાના પતિનો શોક કરતા તે બહુ વિલાપ કરવા લાગી હા અનાથવત્સલ ! તમારા મરણથી ઘર તથા પ્રજા સાથે અમારો પણ નાશ થયો [૪૫] હે પુરુષશ્રેષ્ઠ ! પતિ એવા જે તમે, તેમનાથી આ નગરી વિયોગ પામી તે માટે તેમા ઉત્સવ મંગળ થતા નથી અને વિધવાની પેઠે તે શોભતી નથી [૪૬] તમે નિરપરાધી પ્રાણીઓનો ભયંકર દ્રોહ કર્યો, તેથી તમારી આ દુર્દશા થઈ. પ્રાણીઓનો દ્રોહ કરનારો પુરુષ કદીપણ કલ્યાણ પામતો નથી [૪૭] શ્રીકૃષ્ણ જગતમા સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ, પાલન અને નાશ કરનાર છે, તેમનો દ્રોહ કરનારો પુરુષ કોઈ પણ દિવસ સુખ પામતો નથી.

શુકદેવજી કહે છે–પછી લોકનું કલ્યાણ કરનાર ભગવાને રાણીઓનું આશ્વાસન કરીને જે લૌકિક રીત હતી તે સર્વ કરાવી [૪૯] પછી માતા પિતાને કેદમાથી મુક્ત કરાવી શ્રીકૃષ્ણ તથા બળદેવે તેમના ચરણનો સ્પર્શ કરી પ્રણામ કર્યા. [૫૦] દેવકી તથા વસુદેવ શ્રીકૃષ્ણ તથા બળદેવને જગદીશ્વર માની શંકાથી પ્રણામ કરનાર પુત્રોને ભેટ્યા નહિ, પરંતુ નમ્યા [૫૧]

**देवकी वसुदेवश्च विज्ञाय जगदीश्वरौ ।**
**कृतसंवन्दनौ पुत्रौ सस्वजाते न शङ्कितौ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे चतुश्चत्वारिंशोऽध्यायः**



# અધ્યાય ૪૫ મો.*

## ઉગ્રસેનને અભિષેક.

**શ્રીશુક उवाच**

**पितरावुपलब्धार्थौ विदित्वा पुरुषोत्तमः ।**
**मा भूदिति निजां मायां ततान जनमोहिनीम् ॥**

શુકદેવજી કહે છે–હે રાજન્ ! માતપિતાને સાંસારિક સુખ ભોગવ્યા પહેલા મારા સ્વરૂપનું જ્ઞાન થયુ તે જ્ઞાન હું પ્રસન્ન થાઉં તો પછી થવું દુર્લભ નથી, પરંતુ મારે વિષે પુત્ર તરીકે પ્રેમ થવો દુર્લભ છે, માટે હમણાજ મારા સ્વરૂપનું જ્ઞાન થાય એ યુક્ત નહિ, આવો વિચાર કરીને શ્રીકૃષ્ણ ભગવાને માત પિતા ઉપર મનુષ્યોને મોહિત કરનારી માયા વિસ્તારી [૧] પછી સાત્વત વંશમા શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ મોટા ભાઈ સાથે માતપિતાની પાસે જઈ સ્નેહથી નમતા હે માજી ! હે પિતાજી ! એમ આદરપૂર્વક બોલતા બન્નેને પ્રસન્ન કરવા લાગ્યા. [૨] અને કહેવા લાગ્યા કે, હે પિતાજી ! તમે બંને અમો પુત્રોની નિત્ય ઉત્કંઠા રાખતા પરંતુ અમારા તરફથી તમોને બાલ્યાવસ્થાના, પૌગંડાવસ્થાનાં તથા કિશોર અવસ્થાના સુખો કોઈ દિવસ મળ્યાં નહિ [૩] તેમજ ભાગ્યહીન એવા અમોને પણ તમારી પાસે રહેવાનું મળ્યુ નહિ, તેમ પિતાના ઘરમા રહેલા બાળકો લાડમાં ઉછરતા જે આનંદ ભોગવે છે, તે આનંદ પણ અમે ભોગવ્યો નહિ. [૪] જે દેહથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આદિ ચારે પુરુષાર્થ સિદ્ધ થાય છે, એ દેહ જેનાથી ઉત્પન્ન થાય છે અને જે તેનું પોષણ કરે છે, તે માતપિતાનો બદલો મનુષ્ય સેંકડો વર્ષે પણ વાળી શકતો નથી [૫] જે પુત્ર શરીરે અને નાણે સમર્થ હોવા છતા માતાપિતાનુ પોષણ કરતો નથી, તેને યમરાજા તેનુંજ માંસ ખવરાવે છે. [૬] પુરુષ સમર્થ હોવા છતાં માતાનું, પતિવ્રતા સ્ત્રીનું, બાળક પુત્રનું, ગુરુનું અને આશ્રિત બ્રાહ્મણનું પોષણ કરે નહિ તો તેને જીવતાં મુવો સમજવો. [૭] અમે પણ અસમર્થ હતા અને

* આ અધ્યાયમા ભગવાને માતપિતાને શાંત કરી ઉગ્રસેનને રાજ્યાભિષેક કર્યો, એ કથા કહેવાશે.

કંસથી નિરંતર ડરતા હતા, તેથી આટલા દિવસ તમારું પૂજન કર્યા વિના વ્યર્થ ગયા ૮ હે પિતાજી! હે માતાજી! કંસથી દુ:ખી થઈ ગયેલા તથા પરાધીન એવા અમે તમારી સેવા કરી શકયા નથી, માટે તમારે અમારા ઉપર ક્ષમા રાખવી. ૯

શુકદેવજી કહે છે—માયાથી મનુષ્યરૂપે થયેલા વિશ્વના આત્મારૂપ શ્રીહરિની વાણી સાંભળી વસુદેવ ને દેવકી મોહિત થયા અને તેમને ખોળામાં બેસાડી પરમ આનંદ પામ્યા હે રાજન્! સ્નેહરૂપી પાશથી બંધાયેલાં તે માત–પિતા અશ્રુ ધારાથી પુત્રોને નવરાવતા વાત્સલ્યથી મોહ પામ્યા અને ગળા સુધી આસુ ભરાઈ જવાથી કંઈ પણ બોલ્યા નહિ ૧૦–૧૧ ભગવાને ઉપર કહ્યા પ્રમાણે માત–પિતાની આશ્વાસના કરીને વડવા ઉગ્રસેનને યાદવોના રાજા બનાવ્યા, ૧૨ અને કહ્યું કે—હે મહારાજ! અમને તથા પ્રજાને તમે આજ્ઞા કરો કદાચ તમે કહેશો કે, તુંજ રાજ્યાસન ઉપર બેસ, પરંતુ યયાતિના શાપને લીધે, યાદવોએ રાજ્યાસન ઉપર બેસવું યોગ્ય નથી, તેથી આપ રાજ્યાસન ઉપર બિરાજો. ૧૩ હું સેવક તમારી પાસે હાજર રહીશ. દેવતાઓ વગેરે તમને નમીને બલિદાન આપશે તો પછી બીજા રાજાઓ આપે, તેમા શું આશ્ચર્ય? ૧૪ આ રીતે માતામહને રાજ્યાસન ઉપર બેસારી જગતકર્ત્તા શ્રીકૃષ્ણ, યાદવો, વૃષ્ણિઓ, અંધકો, મધુ, દાશાર્હ તથા કુકુર વગેરે પોતાના જે સંબંધીઓ કંસના ભયથી નાસી ગયા હતા તે સર્વને તેડાવ્યા અને તેઓને સત્કાર સાથે તેઓની જગાઓ આપી નાણાંથી સંતુષ્ટ કરીને પોતપોતાના ઘરમાં વસાવ્યા. ૧૫–૧૬ યાદવોએ પણ શ્રીકૃષ્ણ તથા બળભદ્રના હાથ નીચે પોતાના મનોરથો પ્રાપ્ત કર્યા અને સર્વ કામનાઓ પૂર્ણ કરી. શ્રીકૃષ્ણ તથા બળદેવના પ્રભાવથી નિસ્તાપ થઈ પોતાના ઘરોમાં તેઓ આનંદ મંગળ કરવા લાગ્યા. ૧૭ નિત્ય આનંદ મંગળમાં રહેતા તેઓ, શોભાયમાન શ્રીકૃષ્ણનાં આનંદી મુખકમળને વારંવાર જોઇને બહુજ પ્રસન્ન થતા. ૧૮ નગરમાં રોજ રોજ ભગવાનના મુખકમળના અમૃતનું પાન કરતા વૃદ્ધ પુરુષો પણ તરુણ અને બળવાન થયા. ૧૯ પછી ભગવાન દેવકી પુત્ર શ્રીકૃષ્ણ અને બળભદ્ર, નંદરાયની પાસે જઈ, તેમને ભેટીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા. ૨૦ હે પિતાજી! સ્નેહવાળાં તમે બન્નેએ અમારું સારી રીતે પોષણ કર્યું છે તથા લાડ લડાવ્યા છે. માતપિતાને પુત્રોના ઉપર પોતાના દેહ કરતા પણ વધારે પ્રીતિ હોય છે ૨૧ પુત્રોનું પોષણ અને રક્ષણ કરવા અસમર્થ એવા સંબંધીઓએ ત્યાગ કરેલા બાળકોનું જેઓ પોતાના પુત્રની પેઠે પોષણ કરે છે, તેઓને જ પિતા અને માતા સમજવા. ૨૨ હે પિતાજી! તમે વ્રજમા જાઓ. અમે દુ:ખી થઈ પડેલા સંબંધીઓને સુખની સગવડ કરી આપીને, સ્નેહથી દુ:ખી થઇ પડેલા તમો સંબંધીઓની સંભાળ લેવાને આવીશું ૨૩

શુકદેવજી કહે છે—આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને નંદ અને ગોપલોકનું આશ્વાસન કરી, તેઓને વસ્ત્ર, અલંકાર તથા ધાતુઓના વાસણો આદિ આપીને સમજાવી પાછા મોકલ્યા ૨૪ નંદરાય પણ શ્રીકૃષ્ણનાં વચન સાંભળી તેમને આલિંગન કરી સ્નેહથી ગદ્ગદ્ થઈ અશ્રુઓથી નેત્રો ભરતા ગોપની સાથે વ્રજમાં ગયા. ૨૫ પછી હે રાજન્! શૂરના પુત્ર વસુદેવે પોતાના પુત્રોને બ્રાહ્મણોની પાસે શાસ્ત્રવિધિથી દ્વિજ સંસ્કાર કરાવ્યા, ૨૬ અને પછી બ્રાહ્મણોની પૂજા કરીને તેમને સોનાની માળાવાળી, શણગારેલી વાછડાવાળી તથા રેશમી વસ્ત્ર ઓઢાડેલી ગાયો અને તે ઉપર સુવર્ણ દક્ષિણાઓ આપી. ૨૭ વસુદેવે શ્રીકૃષ્ણ તથા બળદેવના જન્મનક્ષત્રને દિવસે, જે ગાયો આપવાનો સંકલ્પ કર્યો હતો, તે સંભારીને કંસે અધર્મથી હરી લીધેલી ગાયો બ્રાહ્મણોને આપી ૨૮ પછી સદાચારવાળા તે કુમારોએ ઉપનયન સંસ્કાર પામીને, દ્વિજપણાને પ્રાપ્ત થયા અને પછી યદુકુળના આચાર્ય ગર્ગાચાર્યની પાસેથી ગાયત્રી મંત્ર લીધો. ૨૯ સર્વ વિદ્યાના ઉત્પત્તિ સ્થાન, સર્વજ્ઞ અને જગતના ઈશ્વર છતાં પણ મનુષ્યની ચેષ્ટાથી સ્વત:સિદ્ધ, નિર્મળ જ્ઞાનને ઢાંકતા તેઓ ગુરુગૃહવાસ કરવાની ઇચ્છાથી સાંદીપની નામે ગુરુને ત્યાં ભણવા ગયા અને યોગ્ય રીતે જિતેં-

દ્રિય એવા તે ગુરુની શુદ્ધ સેવા કરવાનું બીજાઓને શીખવતા થકા પોતે આદરપૂર્વક ભક્તિથી દેવતાની પેઠે ગુરુની સેવા કરવા લાગ્યા. ૩૦-૩૨

સાંદીપની ગુરુએ તેઓની શુદ્ધ ભાવવાળી બુદ્ધિ હોવાથી, પ્રસન્ન થઇને છ અંગો સહિત વેદ તથા ઉપનિષદો સહિત શાસ્ત્રો તેમને ભણાવ્યાં ૩૩ મંત્ર અને દેવતાના જ્ઞાન સાથે ધનુર્વેદ, ધર્મશાસ્ત્ર, મીમાંસાશાસ્ત્ર, તર્કશાસ્ત્ર તથા છ + પ્રકારની રાજનીતિ શીખવી ૩૪ હે રાજન્! સર્વ વિદ્યાઓના પ્રવર્તક, મહાત્માઓમાં શ્રેષ્ઠ તે બંને જણા ગુરુના એક વાર કહેવાથી જ સર્વ વિદ્યા શીખી ગયા ૩૫ વળી હે રાજન્! જિતેંદ્રિયપણાથી રહેલા તેઓ ચોસઠ રાત્રિદિવસમાં ચોસઠ કળાઓ * ભણ્યા અને પછી તેમણે ગુરુને ગુરુદક્ષિણા માગવા પ્રાર્થના કરી. ૩૬ સાંદીપની ગુરુએ બંને શિષ્યોનો અદ્ભુત મહિમા જોઇને તથા તેઓની અમાનુષિક બુદ્ધિ જોઇને પોતાની સ્ત્રી સાથે વિચાર કર્યા પછી પ્રભાસના મહાસાગરમાં પોતાનો બાળક પુત્ર ડુબીને મરી ગયો હતો તેને પાછો આણી આપવાનો વર માગ્યો ૩૭ એટલે 'તથાસ્તુ' એમ કહીને અગાધ પરાક્રમી તે બંને રથમાં બેસી પ્રભાસમાં જઇ મહાસાગરના તીર ઉપર ગયા સમુદ્રે તેમને આવ્યા જાણી બંને ભાઇઓનું પૂજન કર્યું ૩૮ પછી ભગવાને સમુદ્રને કહ્યું કે, તું અમારો ગુરુપુત્ર અમને પાછો આપ, કારણ કે તું મોટા તરંગોવડે તેને અંદર ઘસડી ગયો છે ૩૯

+ સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ તથા સમાશ્રય, આ છ રાજનીતિના ભેદ છે

* ૧ ગીત—ગાયનવિદ્યા ૨ વાદ્ય—વાદિત્રવિદ્યા ૩ નૃત્ય—નાચવું ૪ નાટ્ય—અભિનય કરવા તે ૫ આલેખ્ય—પુસ્તક વિગેરે લખવાં તે ૬ વિશેષકચ્છેદ્ય—જાતજાતના કાગળોના ઝાડ અને ચાંદલા કાતરવા તે ૭ તંડુલકુસુમબલિ પ્રકાર—ચોખાના તથા પુષ્પોના ત્રિકોણાકાર, ષટ્કોણાકાર, સાથીઆ પૂરવા તે ૮ પુષ્પાસ્તરણ—શય્યા વિગેરેમાં ફૂલ પાથરવાની રીત અથવા તો ફૂલના ઓછાડ બનાવવાની રીત. ૯ દશનવસનાંગરાગ—દાંત, કપડાં વિગેરે ઉપર રંગ લગાડવાની રીત તથા શરીર ઉપર સફેતો લગાડવાની રીત ૧૦ મણિભૂમિકાકર્મ—ઘરોમાં તથા મંદિરોમાં મણિઓ જડવાની રીત, કે જેથી દીવા કર્યા વિના પણ પ્રકાશ રહ્યા કરે ૧૧ શયનરચન—સુવાને માટે સઘળી રચનાઓ કેમ કરવી તેની રીત ૧૨ ઉદકવાદ્ય તથા ઉદકઘાત—જળતરંગ વિગેરે વાદિત્રો અને પાણીમાં તરવું ઉંચેથી પડવું, પાણીને ઉપર ચઢાવવું, નીચે ઉતારવું, આડું ઉડે તેમ બાજોઠિયાં મારવાં વિગેરે ૧૩ ચિત્રયોગ—વિચિત્ર જાતના અક્ષરો લખવાની રીત અથવા તો જાતજાતના ચમત્કારો કરવાની રીત ૧૪ માલ્યગ્રથનવિકલ્પ—જૂદી જૂદી ફૂલ ગુંથવાની રીત. ૧૫ શેખરાપીડયોજન—માથાને માટે જાતજાતની પાઘડીઓ બનાવવાની રીત અથવા તો માથાને માટે પુષ્પાદિકની ટોપીઓ બનાવવાની રીત. ૧૬ નેપથ્યયોગ—શણગારવાની રીત ૧૭ કર્ણપત્રભંગ—કાન ઉપર આભૂષણ તરિકે રાખવામાં આવતા કમળપત્રોને અનેક રીતે રાખવાની રીત ૧૮ સુગંધયુક્તિ—અનેક જાતની સુગંધીઓ બનાવવાની રીત. ૧૯ ભૂષણયોજના—આભૂષણો બનાવવાની રીતિ ૨૦ ઐંદ્રજાલ—ઇંદ્રજાળ ૨૧ કૌચુમારપ્રયોગ—કુચુમાર આચાર્યે બતાવેલી બહુરૂપ દર્શાવવાની રીતિ, અગસ્ત્ય ક્રોંચ વિગેરે. ૨૨ હસ્તલાઘવ—હાથચાલાકી, કોઇ જાણે નહીં તેમ વસ્તુને હાથવતી સરકાવી દેવી તે ૨૩ ચિત્રશાકાપૂપભક્ષ્યવિકાર—જાતજાતના શાક, પૂડાઓ વિગેરે રસોઇ બનાવવાની રીત ૨૪ પાનકરસરાગાસવયોજના—મદિરા, શરબત તથા મીઠાશવાળા આસવો બનાવવાની રીત ૨૫ સૂચીવાયકકર્મ—સીવવાની તથા ગુંથવાની રીત. ૨૬ સૂત્રક્રીડા—દોરી સંચારાથી પુતળીઓ વિગેરેને નચાવવાની રીત ૨૭ વીણાડમરુવાદ્ય—વીણા, ડમરુ વિગેરે વાદિત્રો બનાવવાની રીત ૨૮ પ્રહેલિકા—દ્વિઅર્થી વાક્યોવાળાં ગદ્ય પદ્યો, જેમ કે "આ! રસિઓ આવ્યો નહીં માસ ગયા દશ બાર, ઓ રસીઆને શું કરીશ ચંદન લે આ વાર." વળી બીજું, 'માવો કરે પ્રકાશ, અંધારામાં એકલો, કેમ કરી પડીએ પાસ, ઉત્તર માનો દીકરો' અર્થાત્ દીવો ૨૯ પ્રતિમાલા—અંત્યાક્ષરીની રીત. શાળામાં સંસ્કૃત ભણતા વિદ્યાર્થીઓ અંત્યાક્ષરીથી પરસ્પર વાદ કરે છે, તેની રીત એવી છે કે, પ્રથમ એક વિદ્યાર્થી શ્લોકનો આરંભ કરે, તેનો છેલ્લો અક્ષર જે આવે, તે અક્ષરથી શરુ થતો બીજો શ્લોક સામો વિદ્યાર્થી બોલે અને તેનો છેલ્લો અક્ષર જે હોય, તે અક્ષર ઉપર પાછો પહેલો બોલે, અને કોઇ વેળા પહેલો અને છેલ્લો બન્ને અક્ષર સરખા આવે, તેમ સંપુટ કરીને પણ બોલવાની રીત છે ૩૦ દુર્વાચકપ્રયોગ—બોલી શકાય નહીં તેવા શબ્દો

સમુદ્ર બોલ્યો—હે કૃષ્ણ! હું બ્રાહ્મણના પુત્રને હરી ગયો નથી, પરંતુ પંચજન નામે એક મોટો દૈત્ય પાણીની અંદર ફર્યા કરે છે, અને તે શંખ-રૂપી દૈત્ય બ્રાહ્મણના પુત્રને હરી ગયો છે ૪૦ તે સાંભળી સમર્થ શ્રીકૃષ્ણે પાણીમા પેસી દૈત્યને મારીને જોયું તો તેના પેટમા ગુરુના પુત્રને દીઠો નહિ ૪૧ એટલે શ્રીકૃષ્ણ તેના શરીરમાથી ઉત્પન્ન થયેલો શંખ લઈ તીર ઉપર આવ્યા અને ત્યાંથી તેમણે બળદેવ સાથે યમરાજાની સંયમનીમા જઈ શંખ વગાડ્યો. શંખનો નાદ સાભળીને પ્રજાને નિયમમાં રાખનાર યમરાજા ત્યા આગળ આવ્યા ને તે બન્નેનો ભક્તિપૂર્વક સત્કાર કર્યો. અને સર્વ પ્રાણીઓના અંતઃકરણમા વાસ કરનાર શ્રીકૃષ્ણ ભગવાનને કહેવા લાગ્યા કે, હે કૃષ્ણ! અમે આપ બંનેનુ શું પ્રિય કરીએ? ૪૨-૪૪

શ્રીકૃષ્ણ બોલ્યા—હે મહારાજ! તમે પોતાનાં કર્મને અધીન રહેલા અમારા ગુરુના પુત્રને અહીં લાવ્યા છો તેને મારી આજ્ઞાને અધીન થઈ પાછો આપી દો. ૪૫ તથાસ્તુ, એમ કહી તેમણે ગુરુપુત્ર આણી આપ્યો. તે લઇને શ્રીકૃષ્ણ તથા બળદેવે

બોલવાની રીત. ૩૧ પુસ્તકવાચક—વચ્ચે પડેલા અક્ષરો જોડીને અટક્યા વિના ઉતાવળે પુસ્તકો વાચવાની રીત ૩૨ નાટકાખ્યાયિકાદર્શન—નાટકો તથા આખ્યાયિકાઓ રચવાની રીત. ૩૩ કાવ્ય સમસ્યા પૂરણ—કોઇએ સમસ્યારુપે આપેલી કવિતાની એક લીટી કે ત્રણ લીટીઓ નવી રચીને પૂરણ કરવાની રીત. ૩૪ પટ્ટિકાવેત્રવાનવિકલ્પ—પાટી તથા નેતરને જૂદી રીતે ભરવાની રીત, સ્વસ્તિકાકાર—ચોકડીઓ તથા બીજી ભાનો વચ્ચે પાડીને ભરવાની રીત ૩૫ તર્કુકર્મ—રૂ વગેરે કાતવાના યંત્રો ચલાવવાની રીત. ૩૬ તક્ષણ—સુતારનુ કામ ૩૭ વાસ્તુ-વિદ્યા—ઘર, મંદિરો, કિલ્લાઓ વિગેરે બાધવાની વિદ્યા ૩૮ રુપ્યરત્નપરીક્ષા—શિક્કાઓ અને હિરાઓની પરીક્ષા ૩૯ ધાતુવાદ—સોનું વગેરે ધાતુ મટોડીમાથી કાઢવાની રીત. ૪૦ મણિરાગજ્ઞાન—પન્ના વગેરેને રંગો ચડાવવાની રીતનુ જ્ઞાન ૪૧ આકરજ્ઞાન—મણિવાળી જમીનને પારખવાનુ જ્ઞાન ૪૨ વૃક્ષાયુર્વેદયોગ—વનસ્પતિઓને ઉછેરવાની રીત તથા તેના દરદ દૂર કરવાની રીત ૪૩ મેષકુક્કુટલાવકયુદ્ધ—બોકડા, કૂકડા અને લાવાને લડાવવાની રીત. ૪૪ શુકસારિકા પ્રલાપ—પોપટ અને મેનાને બોલતા શિખવવાની રીત ૪૫ ઉત્સાદન—મંત્રાદિકથી પરના મનમા ઉદ્વેગ ઉત્પન્ન કરવાની રીત ૪૬ કેશમાર્જનકૌશલ—કેશ ઓળવાની કુશળતા ૪૭ અક્ષરમુષ્ટિકથન—કલ્પેલી ભાષા. જેમકે—અહિફેન કમલ ચકટકારા, તેગ પવન યૌવન શૃગારા, અંગુલિ અક્ષર ચટુકી હિ માતા, રામ કહત સીતાસે બાતા' અહિફેન એટલે અકારાદિક સ્વર, કમળ એટલે કવર્ગ, ચક એટલે ચવર્ગ, ટકાર એટલે ટવર્ગ, તેગ એટલે તવર્ગ, પવન એટલે પવર્ગ, યૌવન એટલે યરલવ અને શૃગાર એટલે શષસહ આમા જેટલી આંગલી ઉંચી કરે તેટલામો અક્ષર સમજવો અને જેટલી ચપટી વગાડે તેટલા બાજન ઉપર આ આ વિગેરે માત્રાઓ સમજવી ૪૮ મ્લેચ્છિતકુતર્કવિકલ્પ—મ્લેચ્છ ભાષા જેને ગુજરાતીમા ફારસી કહે છે તથા કુતર્કની રીત, જેમ કે અક્ષરોની વચ્ચે ચ અને ન્સ નાખીને કેટલાએક બોલે છે—ચતા, ચરી, ચચો ચપ, ચડી, ચક્યા, ચછે એટલે તારી ચોપડી કયા છે? મન્સારી ચન્સોપાડી નન્સારે તન્સથા છેન્સે કોઇ કોઇ વચ્ચે ડતનો પ્રયોગ કરીને પણ બોલે છે જેમ—તડતાડુ ધડતડ કડનથા છડતે? તડતારી રડનજા હડનોય તો હડતુ અડતાનુ, વગેરે, આવી ભાષા ઘણા લોકો પોતાનો વિચાર ગુપ્ત રીતે દર્શાવવા માટે બોલે છે ૪૯ દેશભાષાજ્ઞાન—દેશ દેશોની ભાષાનુ જ્ઞાન ૫૦ પુષ્પશકટિકાનિર્માણજ્ઞાન—ફૂલના વિમાનો વગેરે કરવાનુ જ્ઞાન. ૫૧ યંત્રમાતૃકા, ધારણમાતૃકા—જાતજાતના યંત્રો કરવાની રીત તથા અષ્ટાવધાનની રીત ૫૨ માનસિકાવ્યક્રિયા—આમા મનુષ્યના મનની વાત જાણવાની રીત. ૫૩ સંપાઠ્ય—હીરા વગેરેના બે કટકા કરવાની રીત. ૫૪ અભિધાનકોશ—શબ્દકોશ ડિક્ષનેરીઓનું જ્ઞાન. ૫૫ છંદોજ્ઞાન—છંદશાસ્ત્રનુ જ્ઞાન ૫૬ ક્રિયાવિકલ્પ—અનેક ઉપાયોથી વસ્તુની બનાવટનુ જ્ઞાન ૫૭ છલિતકયોગ—સામા મનુષ્યને છેતરવાના ઉપાયનુ જ્ઞાન. ૫૮ વસ્ત્રગોપન—સામાન્ય વસ્ત્રને ઉંચી જાતના વસ્ત્રરૂપે બતાવવાનું જ્ઞાન. ૫૯ દ્યૂતવિશે—જુગાર રમવાની રીતિનુ જ્ઞાન, ૬૦ આકર્ષક્રીડા—સોગઠાઓની રમત, જેમ એક સોગઠી બીજીને ખેચી લાવે છે ૬૧ બાળ ક્રીડનક—બાળકોની રમતનુ જ્ઞાન ( જાવો મિ. છગનલાલ તરફથી બહાર પડેલો દેશી રમતનો ગ્રંથ. ) ૬૨ વૈનાયકી—વિનય રાખવા સબંધી જ્ઞાન. ૬૩ વૈજયિની—વિજય કેવી રીતે મેળવવા તે સબંધી જ્ઞાન ૬૪ વ્યાયામકી—કસરત ક્યારે કરવી, કોણે કરવી, તેના પ્રકાર કેટલા છે, તે સબંધી જ્ઞાન, આ ચોસઠ કળાઓ છે

પોતાના ગુરુને આપી તેમને ફરી વર માગો એમ કહ્યું. ૪૬

ગુરુ બોલ્યા—હે વત્સ! તમે ગુરુદક્ષિણા સારી રીતે આપી છે. તમારા જેવાનો જે ગુરુ હોય તેની સર્વ કામના પૂર્ણ થાય છે ૪૭ તમે બને હવે તમારે ઘેર જાઓ. તમારી પવિત્ર કીર્તિ વિસ્તાર પામો અને આ લોકમા તથા પરલોકમા તમારા વેદાધ્યયન એક પ્રહર પણ વ્યર્થ જાઓ નહિ, તેમ નિત્ય વધ્યા કરો. ૪૮ ગુરુએ આજ્ઞા કર્યા પછી તે વાયુના જેવા વેગવાળા રથમા બેસી મેઘના જેવી ગર્જના કરતા પોતાના નગરમા આવ્યા. ૪૯ સર્વ પ્રજા ઘણા દિવસ થયા શ્રીકૃષ્ણ બળદેવને જોતી ન હતી તેથીતેમને જોઇને નાશ થયેલું ધન જાણે પાછું મળ્યુ હોય તેમ પ્રસન્ન થઇ. ૫૦

**समनंदन प्रजा. सर्वा दृष्ट्वा रामजनार्दनौ ।**
**अपश्यंस्त्वो बह्वहानि नष्टलब्धधना इव ॥५०॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**पंचचत्वारिंशोऽध्यायः**

## અધ્યાય ૪૬ મો. *

### વ્રજવાસીઓને આશ્વાસન.

**श्रीशुक उवाच**

**वृष्णीनां प्रवरो मंत्री कृष्णस्य दयितः सखा ।**
**शिष्यो बृहस्पते. साक्षादुद्धवो बुद्धिसत्तमः ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! વૃષ્ણિઓમા વડા, શ્રીકૃષ્ણના પ્રિય મિત્ર તથા મંત્રી, સાક્ષાત્ બૃહસ્પતિના શિષ્ય ઉદ્ધવજી હતા ૧ શરણાગતની પીડાને હરનાર શ્રીહરિ એકવાર પોતાના હાથથી તેમનો હાથ ઝાલી એકાતમાં તેમને કહેવા લાગ્યા. ૨ હે ઉદ્ધવ! તમે વ્રજમાં જાઓ. મારા માતા પિતાને પ્રસન્ન કરો અને મારા સંદેશાથી ગોપીઓની, મારા વિરહથી થયેલી માનસિક પીડા દૂર કરો. ૩ ગોપીઓના મન મારામા છે, તેમના પ્રાણ અહીં છે, તેઓએ મારે માટે પુત્ર અને પતિનો ત્યાગ કર્યો છે અને મારે માટે આ લોકના તથા પરલોકના સુખ પણ તેઓએ ત્યાગ કર્યાં છે, તેમને હું અનંત સુખ આપુ છું. ૪ છતાં પણ તેઓનો વહાલો હું દૂર છું તેથી હે ઉદ્ધવજી! તેઓ મારું સ્મરણ કરતી હશે, અને મારા વિયોગથી મને મળવાને થતી ઉત્કંઠાથી, વિહ્વલ થઇને મૂર્છિત થતી હશે. ૫ મારામાં પ્રાણ ધારણ કરનારી ગોપીઓને મે ત્યાંથી નીકળતી વેળાએ કહ્યું છે કે 'હું ઝટ આવીશ' તેથી તેઓ ઘણું કરીને મહાકષ્ટથી જીવતી હશે. ૬

શુકદેવજી કહે છે—આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યાથી ઉદ્ધવ, સંદેશો લઇ રથમા બેસીને ગોકુળ ગયા. ૭ સૂર્યાસ્ત સમે તે વ્રજમા પહોચ્યા. આ વખતે નગરમા પ્રવેશ કરતા ઢોરોની ખરીઓની ધૂળથી ઉદ્ધવનો રથ ઢંકાઇ ગયો. ૮ વાછડાં તરફ દોડતી ઐાના ભારવાળી ગાયોને લીધે ગોકુળ ગાજી રહ્યુ હતું. ૯ ગાયોના આમ તેમ દોડતા ધોળા વાછડાથી વ્રજ શોભી રહ્યું હતુ દહોવાના શબ્દોથી તથા 'મુકી દે, મુક નહિ, વાછડાને લઇ આવ, બાંધી દે, અમુક વસ્તુ લાવ, આ લે,' વગેરે શબ્દોથી અને વાસળીઓના સૂરોથી તે ગાજી રહ્યુ હતું. ૧૦ બળભદ્ર તથા શ્રીકૃષ્ણના ચરિત્રો ગાતી ગોપીઓથી તથા ગોપથી તે દીપી નીકળ્યું હતુ. ૧૧ અગ્નિ, સૂર્ય, અતિથિ, ગાય, બ્રાહ્મણ, પિતૃઓ તથા દેવતાઓનાં જેમા પૂજન થતા હતા તથા જેમા ધૂપો, દીવાઓ અને પુષ્પો દષ્ટિએ પડતા હતા, એવા ગોપનાં ઘરોથી વ્રજ મનોહર દેખાતુ હતુ ૧૨ વળી વ્રજમાં ચારે તરફ વનો પુષ્પોવાળા થઇ રહ્યા હતા, પક્ષીઓ તથા ભમરોના ટોળા ગુંજારવ કરતા હતાં, અને કમળના કોશો, હંસ તથા કારંડવોથી ભરપુર હતા તેથી વ્રજ શોભતુ હતુ ૧૩ નંદરાય શ્રીકૃષ્ણના પ્રિય સેવક ઉદ્ધવને, ભેટીને પ્રસન્ન થયા અને તેમને શ્રીકૃષ્ણ ગણીને સત્કાર કર્યો. ૧૪ ઉત્તમ પ્રકારનું ભોજન કરીને, શય્યા ઉપર સુખથી બેઠેલા અને ચરણચંપી વગેરેથી પરિશ્રમ વિનાના થયેલા ઉદ્ધવને, નંદરાય પૂછવા લાગ્યા. ૧૫ હે ઉદ્ધવ! અમારા મિત્ર વસુદેવ દુઃખમાથી મુક્ત થઇ પોતાનાં બાળબચ્ચા તથા સગા સ્નેહીઓની સાથે સુખી છે કે? ૧૬ કંસ તેના અનુચરો સહિત પાપથી મરણ

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણે ઉદ્ધવને વ્રજ મોકલી યશોદા તથા નંદનું આશ્વાસન કરાવ્યુ, એ કથા કહેવાશે

પામ્યો તે ઠીક થયું તે નિરંતર ધર્મશીલ અને સદ્ગુણી યાદવોનો દ્વેષ કરતો હતો. ૧૭ શ્રીકૃષ્ણ અમને માતપિતાને, સંબંધીઓને, મિત્રને, પોતે જેના સ્વામી છે એવા વ્રજને, ગાયોને, વૃંદાવનને તથા ગોવર્ધનને સંભારે છે કે? ૧૮ હવે શ્રીકૃષ્ણ જ્યારે પોતાના સગા સ્નેહી જનોને એકવાર મળવા માટે આવશે ત્યારે અમે સુંદર નાસિકાવાળું તથા મંદ હાસ્યવાળું તેમનું મનોહર મુખ જોઈશું. ૧૯ તેમણે દાવાનળથી, વંટોળીઆ પવનથી, વરસાદથી, વૃષભાસુરથી, કાલીય નાગથી તથા નિરુપાય એવા મૃત્યુઓથી ઘણી વખત અમારી રક્ષા કરેલી છે. ૨૦ હે ઉદ્ધવ! તેમના પરાક્રમો, તેમના વ્યવસાય, હસવું તથા ભાષણ અમને સાંભરે છે, ત્યારે અમારાં સર્વ કામકાજ શિથિલ પડી જાય છે ૨૧ શ્રીકૃષ્ણના ચરણથી શોભાયમાન થયેલી નદીઓ, પર્વતો, વનના પ્રદેશો તથા વિહારના સ્થાનકો જોતાં અમારું મન શ્રીકૃષ્ણરૂપ થઈ જાય છે ૨૨ ગર્ગાચાર્યના કહેવા પ્રમાણે, શ્રીકૃષ્ણ તથા બળભદ્ર અહીં પૃથ્વી ઉપર દેવતાઓનું કામ કરવા કોઈ મોટા દેવતા જ અવતરેલા છે, એમ હું માનું છું ૨૩ દશ હજાર હાથીના જેવા બળવાન કંસને, બે મલ્લોને તથા કુવલયાપીડને સિંહ જેમ રમત માત્રમાં પશુઓને મારી નાખે તેમ તેમણે મારી નાખ્યા ૨૪ વળી હાથી જેમ લાકડી ભાંગી નાખે, તેમ શ્રીકૃષ્ણે ત્રણ તાલ જેવડા લાંબા ને ઘણા મજબુત ધનુષ્યના કટકા કરી નાખ્યા અને એક હાથે સાત દિવસ સુધી ગોવર્ધન તોળી રાખ્યો હતો ૨૫ પ્રલંબાસુર, ધેનુકાસુર, અરિષ્ટ, તૃણાવર્ત, બકાસુર વગેરે દૈત્યોને રમત માત્રમાં મારી નાખ્યા હતા ૨૬ આ પ્રમાણે શ્રીકૃષ્ણનાં પરાક્રમોને સંભારી સંભારીને શ્રીકૃષ્ણમાં જેમની બુદ્ધિ ઘણી પ્રીતિવાળી હતી, એવા નંદજી અત્યંત ઉત્કંઠિત થઈ પ્રેમના ઉમળકાથી મૌન રહ્યા. ૨૭ યશોદા પણ પુત્રનાં વર્ણવાતાં ચરિત્રો સાંભળી અશ્રુ પાડવા લાગ્યા તથા સ્નેહને લીધે તેમને પાનો ચઢયો. ૨૮ ભગવાન શ્રીકૃષ્ણ ઉપર નંદની તથા યશોદાની પરમ પ્રીતિ જોઈ ઉદ્ધવજી તેમને આનંદથી આ પ્રમાણે કહેવા લાગ્યા. ૨૯

ઉદ્ધવજી કહે છે—હે માન આપનારા! તમે સર્વના ગુરુ એવા નારાયણ ઉપર આવી બુદ્ધિ રાખો છો, તેથી તમે બંને આ પ્રમાણે પ્રશંસાપાત્ર છો. ૩૦ આ શ્રીકૃષ્ણ ને બળભદ્ર જગતનાં નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણરૂપ છે, પુરુષ તથા પ્રકૃતિ છે ને શરીરમાં પ્રવેશ કરી અનેક ઉપાધિવાળા જીવના નિયંતા છે, કારણ કે તે પુરાણપુરુષ છે. ૩૧ પ્રાણ જતાં પોતાનું શુદ્ધ મન ક્ષણવાર માણસ તેઓમાં રાખે તો તે કર્મની વાસનાથી છુટી બ્રહ્મરૂપ તથા શુદ્ધ સૂર્યરૂપ થઈને, પરમ ગતિને પામે છે. ૩૨ માટે હે મહાત્મા! તમે સર્વના આત્મારૂપ, કારણ-તથા જગતનું કલ્યાણ કરવા મનુષ્ય દેહ ધારણ કરનાર ભગવાન ઉપર સર્વદા પૂર્ણ ભાવ રાખો. હવે તમારે બંનેને બીજું કયું સુકાર્ય કરવાનું બાકી છે? ૩૩ યાદવોના પતિ શ્રીકૃષ્ણ થોડા સમયમાં વ્રજમાં પધારશે અને તમારું પ્રિય કરશે. ૩૪ શ્રીકૃષ્ણે અખાડાની વચ્ચે સવ યાદવોના શત્રુરૂપ કંસને મારી તમને મળીને જે કહ્યું હતું, તે સત્ય છે. ૩૫ તમે ખેદ પામશો નહિ, થોડા સમયમાં શ્રીકૃષ્ણનાં તમને દર્શન થશે. કારણ કે તેઓ કાષ્ઠમાં અગ્નિની પેઠે સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા છે ૩૬ તમારા મનમાં શંકા આવતી હોય કે તે પોતાના માતપિતાને છોડીને અહીં કેમ આવશે? પરંતુ તેવી શંકા લાવશો નહિ, કારણ કે, માનરહિત શ્રીકૃષ્ણને કોઈ પ્રિય નથી, તેમ કોઈ શત્રુએ નથી, કોઈ ઉત્તમ નથી, તેમ કોઈ અધમ પણ નથી, અથવા તો સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખનાર શ્રીકૃષ્ણને કોઈ અસમાન પણ નથી, તેમ તેમને માતા, પિતા, સ્ત્રી, પુત્રાદિક, પોતાનો, પારકો, દેહ અથવા જન્મ એમાંનું કાંઇ પણ નથી ૩૭-૩૮ તેમને કર્મ નથી તથાપિ તે લોકમાં ક્રીડા કરવા અને સત્પુરુષોની રક્ષા કરવા ઉત્તમ, મધ્યમ તથા મિશ્ર જાતિમાં અવતાર લે છે ૩૯ એ અજન્મા ભગવાન નિર્ગુણ છે, છતાં સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને સેવે છે, અને તે દ્વારા ક્રીડા કરતા જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય કરે છે. ૪૦ મનુષ્યને ફરતી દૃષ્ટિથી જેમ પૃથ્વી ફરતી દેખાય છે અને કર્મ કરનારના ચિત્તમાં

રહેલો આત્મા, તેના અધ્યાસથી જેમ પોતે જ કર્મ કરતો હોય તેમ જણાય છે, તેમ આ સૃષ્ટિ વગેરે સર્વ, જો કે માયામય છે તોપણ તે જાણે પરમાત્મા કરતા હોય તેમ જણાય છે. ૪૧ વળી એ શ્રીકૃષ્ણ તમારા પુત્ર નથી, પરંતુ સર્વના પુત્ર છે તથા સર્વના આત્મા, પિતા, માતા ને ઈશ્વર પણ છે. ૪૨ જોયેલી, સાંભળેલી, ભૂત, ભવિષ્ય, વર્તમાન, સ્થાવર, જંગમ, નાની મોટી વસ્તુ, ભગવાન વિનાની તથા ભગવાનથી જુદી નથી, સર્વ સ્વરૂપ ભગવાનજ છે ૪૩

શુકદેવજી કહે છે—હે રાજન્ ! નંદરાય તથા ભગવાનના અનુચર ઉદ્ધવજી બન્નેને આ પ્રમાણે સમજાવી સૂઇ ગયા પ્રભાત થયું, ગોપીઓ ઉઠી અને છાશ કરવા મંડી ૪૪ ગોપીઓ કડાવાળા તથા ફૂલના ગજરાવાળા હાથોથી નેતરા ખેંચતી હતી તેથી નિતંબ તથા હાર હાલતા હતા, કપોળના ભાગ કુંડળોથી શોભી રહ્યા હતા, મુખ કેસરોથી રાતા હતા તથા આભૂષણોના મણિઓ દીવાઓની શિખાથી ઝળઝળાટ દીપતા હતા ૪૫ આ વખતે ભગવાનના ગુણાનુવાદ ગાતી તેમના ગીતનો ધ્વનિ, દધિમંથનના શબ્દ સાથે મિશ્ર થઈ આકાશ સુધી પહોચતો, જે શબ્દ દિશાઓના અમંગળનો નાશ કરતો હતો ૪૬ પછી સૂર્યનારાયણનો ઉદય થતાં નંદના બારણામાં રથને ઉભેલો જોઈને ગોપીઓ પરસ્પર પૂછવા લાગી કે, આ રથ કોનો છે ? ૪૭ કંસનું કામ સાધનારો અક્રૂર કે જે શ્રીકૃષ્ણને અહીંથી મથુરાપુરીમાં લઇ ગયો હતો, તે શું પાછો આવ્યો છે ? ૪૮ એ કંસનો નાશ કરીને અહીં શા માટે આવ્યો હશે ? એ કંસ મરી ગયો તેની ઉત્તરક્રિયામાં આપણા માંસના પિંડો આપવા ધરતો હશે ? આ પ્રમાણે સ્ત્રીઓ પરસ્પર વાતો કરતી હતી, એટલામાં ઉદ્ધવજી યમુના નદી ઉપર નિત્યકર્મ કરીને ઘેર આવ્યા. ૪૯

ॐ साधयिष्यत्यस्माकमर्भेर्णु प्रीतस्य निष्कृतिम् ।
इति स्त्रीणां वदन्तीनामुद्धवोऽगात् कृताह्निकः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
षट्चत्वारिंशोऽध्याय:

# અધ્યાય ૪૭ મો.*

## ઉદ્ધવે ગોપીઓને આપેલું આશ્વાસન.

श्रीशुक उवाच

तं वीक्ष्य कृष्णानुचरं व्रजस्त्रियः
प्रलंबबाहुं नवकंजलोचनम् ।
पीतांबरं पुष्करमालिनंलसत्
मुखारविंदं मणिमृष्टकुंडलम् ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે રાજન્ ! વિશાળ બાહુવાળા, નવ કમળ જેવા નેત્રવાળા, પીતાંબરધારી, કમળની માળાવાળા, શોભિતા મુખકમળવાળા તથા ચળકતાં કુંડળવાળા શ્રીકૃષ્ણના ભક્ત ઉદ્ધવને જોઇ, વ્રજની સ્ત્રીઓ 'આ દેખાવડો તથા ભગવાનના જેવા વેષવાળો અને ઘરેણાવાળો કોણ હશે ? ક્યાથી આવ્યો હશે ? અને કોનો સેવક હશે ? ' આમ બોલતી તથા મનોહર હાસ્ય કરતી સર્વ ગોપીઓ, ભગવાનના ચરણારવિંદના દાસ એવા ઉદ્ધવને આતુરતાથી વિંટાઇ વળી ૧–૨ "આ તો લક્ષ્મીપતિનો સંદેશો લાવનાર ઉદ્ધવજી છે," એમ જાણ્યા પછી ગોપીઓએ વિનયપૂર્વક પ્રણામ કરીને, લજ્જા સહિત, મધુર વચને તેમને બોલાવી, તેમનો સત્કાર કર્યો પછી આસન ઉપર બેઠેલા ઉદ્ધવને એકાંત જોઇ તેઓ પૂછવા લાગી કે, ૩ તમે યદુપતિના સેવક આવ્યા છો, તેને અમે જાણીએ છીએ ભગવાને પોતાના માતપિતાને પ્રસન્ન કરવાની ઈચ્છાથી તમને અહી મોકલ્યા છે ૪ તે વિના બીજું કોઇ તેમને સંભારવા યોગ્ય આ વ્રજમા હોય એવું જાણવામા નથી મુનિને પણ માતપિતા વગેરે સંબંધીઓના ઉપર જે સ્નેહાનુબંધ હોય છે, તે તેનાથી પણ ત્યાગ થઇ શકતો નથી. ૫ પુરુષો માતપિતા વિના બીજાઓની સાથે મૈત્રી કરે છે તે સ્વાર્થ માટે હોય છે, અને તે સ્વાર્થ પુરો થતા સુધીજ રહે છે. ભમરા પુષ્પોની મૈત્રી કરે છે તે સ્વાર્થને લીધેજ હોય છે. ૬ પ્રજા જેમ અશક્ત રાજાનો ત્યાગ કરે છે, વિદ્યા ભણી રહેલા વિદ્યાર્થીઓ જેમ ગુરુનો ત્યાગ કરે છે, ઋત્વિજો જેમ દક્ષિણા લીધા પછી યજમાનનો ત્યાગ

* આ અધ્યાયમા ભગવાનની આજ્ઞાથી ગોપીઓને ઉદ્ધવે આશ્વાસન આપ્યુ, એ કથા કહેવાશે

કરે છે, ૭ પક્ષીઓ જેમ ફળ વિનાના વૃક્ષોનો ત્યાગ કરે છે, અતિથિઓ જેમ જમીને ઘરનો ત્યાગ કરે છે, મૃગો જેમ બળી ગયેલા વનનો ત્યાગ કરે છે, તેમ ભગવાને અહીં ઉછરી હવે અમારો ત્યાગ કર્યો છે ૮

શુકદેવજી કહે છે–શ્રીકૃષ્ણના ભક્ત ઉદ્ધવજી વ્રજમા પધાર્યા ત્યારે શ્રીકૃષ્ણને વિષે જેમના મન અને વાણી લાગેલા હતા એવી ગોપીઓ લોકલજ્જા મુકી તેમને આ પ્રમાણે પૂછવા લાગી. ૯ શ્રીકૃષ્ણે કિશોરાવસ્થામા તથા બાલ્યાવસ્થામાં જે જે ચરિત્રો કર્યા હતા તે બધા ચરિત્રો સંભારી સંભારીને તે ગાવા લાગી તથા લજ્જા મુકીને રડવા મંડી ૧૦ કોઈ ગોપી ભમરાને જોઈ શ્રીકૃષ્ણનુ ધ્યાન કરતી, તેને કૃષ્ણે મોકલેલો દૂત સમજી, ઉદ્ધવજીના મિષથી આમ પૂછવા લાગી. ૧૧

ગોપી–હે ભમરા! મારી શોકયના ચંદનવાળી મૂછોવડે મારા ચરણને અડકતો નહિ. જેનો તું આવો દૂત છે, એવા મધુપતિ શ્રીકૃષ્ણ ભલે યાદવોની સભામા હાસ્યપાત્ર થઈ પડેલા માનવંતી સ્ત્રીઓના માનને પાત્ર થયા ૧૨ તારા જેવા જ સ્વાર્થી શ્રીકૃષ્ણે પુષ્પની પેઠે અમને એકવાર મોહ ઉપજાવનારૂં પોતાનું ગાન સંભળાવીને અમારો ત્યાગ કર્યો છે અરેરે!! લક્ષ્મીજી તેમના ચરણકમળની કેમ સેવા કરે છે? હા કદાચ એમ હોય કે–ભગવાનની મિથ્યા વાતોથી તેમનુ મન ભોળવાઈ ગયુ હોય, તેથી સેવા કરે, પરંતુ અમે એવી ભોળી નથી ૧૩ અલ્યા ભમરા! અમો ઘર વિનાની સ્ત્રીઓ આગળ તું વારંવાર યાદવોના પતિ શ્રીકૃષ્ણની લલિત લીલાઓ શા માટે યાદ કરે છે? અમે તેનો ઘણીવાર અનુભવ કર્યો છે, માટે તું તેમની સખીઓની આગળ જઈ ગા, કારણ કે, તેઓ તેમનું વાંછિત પૂર્ણ કરશે. ૧૪ કપટપૂર્વક મનોહર હાસ્ય કરનાર તથા ભ્રુકુટિના ચાળા કરનાર ભગવાનને પૃથ્વી ઉપર, સ્વર્ગમાં કે પાતાળમાં એવું કોણ છે કે જે તેમને દુર્લભ હોય? સાક્ષાત્ લક્ષ્મીજી પણ તેમના ચરણની રજ સેવે છે! પરંતુ તારે તેની આગળ એક વાત કહેવી કે, જે દીન ઉપર દયા કરે છે, તે જ મોટી કીર્તિવાળો કહેવાય છે ૧૫ તું અમારા ચરણમા મસ્તક મુક નહિ તુ શ્રીકૃષ્ણની પાસેથી સર્વ શીખીને દૂતના કાર્યને બોલવા યોગ્ય મધુર શબ્દોથી પ્રાર્થના કરે છે, તે તારી પ્રાર્થનાની કુશળતાને અમે જાણીએ છીએ અમે તેમને પોતાને માટે પુત્રનો, પતિનો તથા પરલોકનો ત્યાગ કર્યો, છતાં ચંચળ મનના શ્રીકૃષ્ણે અમારો ત્યાગ કર્યો, તો હવે તેમની સાથે શું સમાધાન કરવુ? ૧૬ એ શ્રીકૃષ્ણે રામાવતારમા પારધિની માફક ક્રૂર થઈ વાનરરાજ વાલીનો વધ કર્યો હતો, સ્ત્રીજીત થઈને પોતાની ઉપર આસક્ત થયેલી સૂર્પનખાને વિરૂપ કરી હતી, વામનાવતારમા કાગડાની પેઠે બલિનુ બલિદાન ખાઈને પાછળથી તેને બાંધ્યો હતો, માટે શ્રીકૃષ્ણની મિત્રાઈ કરવાની અમને કંઈ પણ જરૂર નથી ૧૭ આ જગતમા ઘણા લોકો શ્રીકૃષ્ણના ચરિત્રરૂપી અમૃતપાન કરવાથી રાગદ્વેષ રહિત થાય છે, તેથી મૃતપ્રાય થઈ જાય છે, પોતાના ઘરના ગરીબ કુટુંબનો ત્યાગ કરે છે અને પોતે ગરીબ તથા મરવા જેવા થઈને ભોગ વિનાનાં પક્ષીઓની પેઠે આહાર માટે ભિક્ષા માગતા ફર્યા કરે છે, છતા તેઓ કૃષ્ણકથાઓ કદી તજી શકતા નથી ૧૮ અમે ગોપીઓ ભોળપણને લીધે કપટી કૃષ્ણના વચન ઉપર વિશ્વાસ રાખ્યો તેથી વારંવાર ભગવાનના વિરહની પીડા ભોગવીએ છીએ, માટે હે દૂત! તેમના વિના બીજી વાત કહે ૧૯ તુ પાછો અહી આવ્યો તે તને શું અમારા પ્રિયતમે મોકલ્યો છે? હે ભમરા! તું અમને માનવા યોગ્ય છે, માટે માગી લે તારી શી ઇચ્છા છે? હે શાતગુણી દૂત! તુ અમને સતીઓને શા માટે શ્રીકૃષ્ણની પાસે લઈ જવાની ઇચ્છા રાખે છે? કારણ, શ્રીકૃષ્ણ એકલા રહી શકે એવા નથી. તેમની સાથે નિરંતર લક્ષ્મી રહે છે અને તે પણ વળી તેમના વક્ષ સ્થળમાજ રહે છે ૨૦ શ્રીકૃષ્ણ હમણા ગુરુને ઘેરથી આવીને મથુરામાં રહ્યા છે, તે પિતાના ઘરોને તથા પોતાના મિત્રને સંભારે છે કે? કોઈ દિવસ તે અમો દાસીઓની વાત કરે છે કે? અગરૂના જેવા સુગંધીવાળો પોતાનો હાથ અમારા મસ્તક ઉપર તે ક્યારે મુકશે? ૨૧

આ પ્રમાણે ગોપીઓનું બોલવું સાભળી ઉદ્ધવ શ્રીકૃષ્ણના દર્શનની લાલસાવાળી ગોપીઓને ભગવાનના સંદેશાઓથી શાંત કરતા નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨૨

તમે પૂર્ણ મનોરથવાળા તથા લોકમા સત્કારવાળા થઈ ચૂક્યા છો, કારણ કે તમોએ ભગવાન વાસુદેવમા મન અર્પણ કર્યું છે ૨૩ દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન, નિયમો તથા બીજા પણ અનેક કલ્યાણના સાધનોથી ભગવાનની ભક્તિ કરવામા આવે છે ૨૪ તમોએ મહા કીર્તિવાળા ભગવાનની મુનિઓને દુર્લભ એવી સર્વોત્તમ ભક્તિ કરી છે ૨૫ વળી તમે પુત્રો, પતિઓ, શરીરો, સંબંધીઓ તથા ઘરોનો ત્યાગ કરી શ્રીકૃષ્ણ નામે પરમ પુરુષને વરી તે બહુ સારુ કર્યું ૨૬ તમને ભગવાનના વિયોગથી એકાતિક ભક્તિનો લાભ થયો છે તમે ભગવાનનુ ભક્તિસુખ મને દેખાડીને મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે. ૨૭ હે સ્ત્રીઓ! હવે તમને સુખ આપનારો તમારા પ્રિયતમનો સંદેશો કહુ તે સાભળો હુ તમારા પ્રિયતમનુ રહસ્યકામ કરનારો છુ તેથી સંદેશો લઈને આવ્યો છુ ૨૮

ભગવાને કહાવ્યુ છે કે—હે ગોપીઓ! તમેને કોઈ સમય સર્વથા મારો વિયોગ રહેશે નહિ આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી, એ પાચ મહાભૂતો જેમ સ્થાવર જગમ સર્વ પદાર્થોમા રહેલા છે, તેમ હું પણ મન, પ્રાણ પાચભૂતો, ઇંદ્રિયો તથા ગુણોમા અધિષ્ઠાનરૂપે રહેલો છુ ૨૯ હું પોતે મારી પોતાની માયાના પ્રભાવથી મારા પોતામા પાચભૂતો, ઇંદ્રિયો તથા ગુણોરૂપે મારા પોતાના આત્માને સરજું છુ અને તેનો નાશ પણ કરુ છુ ૩૦ આત્માને ભૂતાદિ (દેહાદિ) રૂપ થતા દોષ લાગતો નથી, કારણ કે તે શુદ્ધ, ગુણોની સાથે નહિ ભળનાર, ગુણોથી ભિન્ન અને જ્ઞાનરૂપ છે છતા પણ તે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપ જે જણાય છે, તે તો માયાના કાર્યરૂપ મનની જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ નામે વૃત્તિઓથી જણાય છે ૩૧ જાગ્રત થયેલો પુરુષ જેમ સ્વપ્નને મિથ્યા માને છે, તેમ વિવેકી પુરુષ શબ્દાદિક ઇંદ્રિયોને પણ મિથ્યા માને છે. તે વિષયોનું મનથી ચિંતન કરતા કરતાં ઇંદ્રિયોને પ્રાપ્ત થવાય છે, માટે સાવધાન થઈને મનને રોકવું જોઈએ. ૩૨ વેદ, અષ્ટાગયોગ, આત્માનાત્માનો જેમા વિવેક છે એવું સાખ્યશાસ્ત્ર, સંન્યાસ, સ્વધર્મ, ઇંદ્રિયદમન તથા તથા સત્ય, આ સર્વનું તાત્પર્ય વિવેકીઓ મનનો નિરોધ ગણે છે. જેમ નદીઓ સમુદ્રને મળે છે તેમ સર્વ સાધનોનું પરિણામ મનના નિરોધમાં સમાઇ જાય છે ૩૩ તમારો પ્રિય હું તમારી દૃષ્ટિથી દૂર રહુ છુ, તેનુ કારણ તમને મારુ ધ્યાન કરવાની ઇચ્છાથી તથા તમારું મન મારી પાસે લાવવા માટે છે ૩૪ વળી સ્ત્રીઓનું મન જેવુ દૂર રહેલા પતિમાં આતુર રહે છે, તેવુ પોતાની પાસે—દૃષ્ટિ આગળ રહેલા પતિમા ઘેલુ રહેતુ નથી ૩૫ માટે તમે સર્વ વૃત્તિઓથી છુટુ થયેલુ મમાસક્ત મન મારે વિષે રાખીને નિરતર મારુ સ્મરણ કરશો તો, થોડા જ સમયમા મને પામશો ૩૬ હે સદ્ગુણી સ્ત્રીઓ! હુ વૃંદાવનમા જે રાત્રે રમતો હતો, તે રાત્રે જે સ્ત્રીઓ પોતાના પતિઓના અટકાવવાથી મારી સાથે રાસ રમી શકી ન હતી, તે પુણ્યશાળી સ્ત્રીઓ, મારા પરાક્રમનુ ધ્યાન કરવાથી મને પામી હતી ૩૭

આ પ્રમાણે ભગવાને કહેવરાવેલો સંદેશો સાભળીને પ્રસન્ન થયેલી તથા ભગવાનના સંદેશાથી જેમને સ્મરણ આવ્યુ હતું, એવી ગોપીઓ ઉદ્ધવને નીચે પ્રમાણે કહેવા લાગી ૩૮

યાદવોના શત્રુ તથા દુઃખ દેનાર કંસને, તેના સેવકોની સાથે શ્રીકૃષ્ણે માર્યો એ ઘણુ સારુ કર્યું. હમણા જેમના સર્વ મનોરથો પૂર્ણ થયા છે, એવા સંબંધીઓની સાથે શ્રીકૃષ્ણ આનંદમા વર્તે છે તે પણ ઘણુ સારુ થયુ છે ૩૯ હે સૌમ્ય! સ્નેહ તથા લજ્જાવાળા હાસ્ય કરીને તથા ઉદાર દૃષ્ટિ કરીને અમોએ પૂજેલા શ્રીકૃષ્ણે, અમારા ઉપર જે પ્રીતિ કરવી જોઈએ તેવી પ્રીતિ મથુરાવાસી સ્ત્રીઓની ઉપર કરે છે કે કેમ? ૪૦ રતિના વિવિધ પ્રકારો જાણનાર, સુંદર સ્ત્રીઓને પ્રિય તથા ઉત્તમ સ્ત્રીઓનાં વાક્યોથી અને વિલાસોથી સત્કાર પામેલા શ્રીકૃષ્ણ, તે સ્ત્રીઓ ઉપર શા માટે આસક્ત થાય નહિ? ૪૧ હે સૌમ્ય! ભગવાન શ્રીકૃષ્ણ, નગરની નારીઓની

સભામાં યથેચ્છ વાર્તા કરતાં કોઇ પ્રસંગે અમો અસંસ્કારી સ્ત્રીઓને સંભારે છે કે ? ૪૨ કુમુદ, કુંદપુષ્પ તથા ચંદ્રથી શોભાયમાન વૃન્દાવનમાં, પગમાં પહેરેલાં ઝાંઝરના ઝણુકારથી ગાજી રહેલી રાસમંડળીમાં, ભગવાન અમારી સાથેજ જે રાત્રીએ રમ્યા હતા અને અમે તેમની મનોહર લીલાની સ્તુતિ કરી હતી, તે રાત્રીઓને ભગવાન કદી સંભારે છે કે ? ૪૩ શ્રીકૃષ્ણે અમને તજીને શોકાતુર કરી, તે શોકથી અમે તપી ગયા છીએ ઇન્દ્ર જેમ જળની વૃષ્ટિથી વનને સજીવન કરે, તેમ શ્રીકૃષ્ણ પોતાના શરીરવતી સ્પર્શ કરીને અમને સજીવન કરવા માટે કોઈ વાર અહીં પધારશે કે નહિ ? તેમને રાજ્ય મળ્યું, શત્રુઓ નાશ પામ્યા, સર્વ સંબંધીઓનો મેળાપ થયો અને રાજકન્યાઓને પરણી ગૃહસ્થાશ્રમી થયા એટલે હવે શ્રીકૃષ્ણ અહીં શા માટે આવે ? ૪૫ મહાત્મા શ્રીકૃષ્ણને અશિક્ષિત સ્ત્રીઓનું હવે શું કામ છે ? કારણ કે, તેમના મનોરથ પૂર્ણ થયા છે, તેમની રતિ કામના પૂર્ણ થઈ છે, વળી તે લક્ષ્મીના પતિ છે ૪૬ આશા ન રાખવી એ ઉત્તમ સુખ છે છતા પણ શ્રીકૃષ્ણની અમે આશા છોડતા નથી ૪૭ ભગવાન પોતે ઇચ્છા વિનાના છતા લક્ષ્મી તેમના અંગમાથી કોઈ દિવસ ખસતા નથી, એવા ઉત્તમ કીર્તિવાળા ભગવાનની રહસ્ય વાતોનો કોણ ત્યાગ કરી શકે ? ૪૮ હે ઉદ્ધવ ! શ્રીકૃષ્ણ બળદેવની સાથે રહીને જે જે સ્થાને ફર્યા હતા, તે નદીઓ, પર્વતો, વનના પ્રદેશો, ગાયો અને વાસળીઓના નાદો, અમને વારવાર નંદરાયના કુવર સંભારી આપે છે, અમે પણ તેમના લક્ષ્મીના નિવાસરૂપ પગલા જોઇ જોઇને તેમને હંમેશ યાદ કર્યા કરીએ છીએ ૪૯-૫૦ અમે શ્રીકૃષ્ણને કેમ વિસારી શકીએ ? તેમણે મનોહર ચાલથી, ઉદાર હાસ્યથી, રમતપૂર્વક દૃષ્ટિ કરવાથી તથા મધુર ભાષણો કરીને અમારી બુદ્ધિને હરી લીધી છે. ૫૧ હે નાથ ! તમે દુઃખરૂપી સમુદ્રમાં ડૂબેલા વ્રજનો તેમાંથી ઉદ્ધાર કરો. ૫૨

શુકદેવજી કહે છે-શ્રીકૃષ્ણના સંદેશાથી જેમનો વિરહતાપ શમી ગયો હતો એવી ગોપીઓએ પછી શ્રીકૃષ્ણને પરમાત્મા, અતીન્દ્રિય અને પોતાના આત્મારૂપ જાણીને ઉદ્ધવજીનો સત્કાર કર્યો ૫૩ ઉદ્ધવજી પણ ગોપીઓનો વિરહજન્યશોક મટાડતા તથા ભગવાનની લીલારૂપ કથાનું ગાન કરતા કેટલાક મહીના સુધી વ્રજમા રહ્યા અને ગોકુલને આનંદ આપ્યો. ૫૪ ઉદ્ધવ જેટલા દિવસ વ્રજમા રહ્યા તેટલા દિવસ, શ્રીકૃષ્ણની કથાઓથી વ્રજવાસીઓને એક ક્ષણની માફક વીત્યા ૫૫ નદી, વન, પર્વત, ગુફાઓ તથા પુષ્પવાળા વૃક્ષોને જોતા શ્રીહરિના દાસ ઉદ્ધવ, વ્રજવાસીઓને શ્રીકૃષ્ણ સંભારી આપતા, વ્રજમાં સુખથી ફર્યા, ૫૬ અને ગોપીઓના મન શ્રીકૃષ્ણના આવેશથી વિહ્વળ થયેલા જોઈ, તે પ્રસન્ન થયા અને તેઓને પ્રણામ કરવાની ઇચ્છાથી નીચે પ્રમાણે કહેવા લાગ્યા -૫૭ પૃથ્વી ઉપર આ ગોપીઓ સફળ જન્મવાળી છે, કારણ કે સંસારના ભયથી ડરતા મુનિઓ તથા અમ સર્વના આત્મારૂપ શ્રીકૃષ્ણમા જે ભક્તિ કરવાની ઇચ્છા અમે રાખીએ છીએ, તે ભક્તિ ગોપીઓએ શ્રીકૃષ્ણમા દૃઢતા સાથે કરેલી છે ભગવાનની કથામા જો પ્રીતિ બંધાય તો પછી બ્રાહ્મણના શૌક્ર, સાવિત્ર તથા યાજ્ઞિક એવા ત્રણ જન્મનું શું પ્રયોજન છે ? ૫૮ વનમા ફરનારી તથા દૂષિત ગોપીઓ કયા ? અને પરમાત્મા શ્રીકૃષ્ણમા તેઓનો દૃઢ ભાવ કયા ? ભગવાન પોતાને ભજનાર અજ્ઞાની મનુષ્યને પણ ભજે છે અને ખાધેલું અમૃત જેમ હિત કરે છે તેમ ભગવાન તેમનુ પ્રત્યક્ષ કલ્યાણ કરે છે ૫૯ પૂર્ણ મનોરથવાળી ગોપીઓને ભગવાનની જે પ્રીતિ ઉત્પન્ન થઈ હતી, તેવી પ્રીતિ નિરંતર વક્ષઃસ્થળમા રહેનારાં અને ભગવાન ઉપર નિરંતર પ્રીતિ રાખનારાં લક્ષ્મીને પણ ન હતી. કમળના જેવી સુગંધવાળી અને કાંતિવાળી દેવાંગનાઓના ઉપર ભગવાનને પ્રીતિ ન હતી, તો પછી બીજી સ્ત્રીઓ ઉપર ક્યાથી હોય ? ૬૦ આ ગોપીઓ ત્યાગ કરી શકાય નહિ તેવા પોતાના કુટુંબીઓનો ત્યાગ કરીને તથા ધર્મમાર્ગનો ત્યાગ કરીને શ્રુતિઓથી શોધવા યોગ્ય એવી ભગવાનની પદવીને પામી ગઈ. એવી ગોપીઓના ચરણની ધૂળનું સેવન કરનાર ગુચ્છા, લતા તથા ઓષધિઓમાંથી કોઈપણ જાતમાં હું જન્મું તો

ઠીક. ૧૧ વળી ગોપીઓએ અને લક્ષ્મીજીએ પૂજેલુ તથા પૂર્ણ કામનાવાળા બ્રહ્માદિક દેવોએ અને યોગેશ્વરોએ હૃદયમા પૂજેલુ શ્રીકૃષ્ણ ભગવાનનુ પદ શરીર પર ધારણ કરીને પોતાના તાપનો ત્યાગ કર્યો હતો, તે ગોપીઓના ચરણની રજનું સેવન કરનાર ગુચ્છ, લતા તથા વનસ્પતિની કોઈ પણ જાતમા હુ જન્મુ તો ઠીક ૧૨ વ્રજની સ્ત્રીઓ કે જેઓએ ઉંચે સ્વરે ગાયેલી શ્રીહરિની કથા ત્રણ ભુવનને પવિત્ર કરે છે, તે સ્ત્રીઓના ચરણની રજને હુ વાર વાર મસ્તક ઉપર ધારણ કરુ છુ ૧૩

શુકદેવજી કહે છે-પછી ગોપીઓની, યશોદાની તથા નદની આજ્ઞા લઈ, તેમજ ગોપલોકની રજા માગીને જવાને તૈયાર થયેલા ઉદ્ધવ પોતાના રથમા બેઠા ૧૪ તે જેવા બહાર નીકળ્યા કે નદાદિક ગોપ, નાના પ્રકારની ભેટો લઈ તેમને મળ્યા, અને સ્નેહથી બોલ્યા કે, અમારી મનોવૃત્તિઓ શ્રીકૃષ્ણના ચરણારવિંદમા રહેજો, વાણી ભગવાનના નામ લેવામા રહેજો, અને કયા તેમને પ્રણામ કરવા વગેરે કાર્યમા રહેજો ૧૫-૧૬ અમે ઈશ્વરેચ્છાથી કર્મવડે હરકોઈ જાતિમા જન્મીએ, ત્યા સદાચારોથી તથા દાનોથી અમારી બુદ્ધિ શ્રીકૃષ્ણ ભગવાનને વિષે રહો ૧૭ હે નરાધિપ ! આ પ્રમાણે શ્રીકૃષ્ણની ભક્તિ દર્શાવી ગોપલોકે ઉદ્ધવનો સત્કાર કર્યો અને ઉદ્ધવજી શ્રીકૃષ્ણે રક્ષેલી મથુરા તરફ પાછા ગયા ૧૮ ત્યા શ્રીકૃષ્ણને પ્રણામ કરી વ્રજવાસીઓની ભક્તિના ઉભરાની વાત કહી, અને પછી શ્રીકૃષ્ણને, વસુદેવને, બળભદ્રને તથા રાજાને, વ્રજમાથી મળેલી ભેટો દેખાડી. ૧૯

**कृष्णाय प्रणिपत्याह भक्त्युद्रेकं व्रजौकसाम् ।**
**वसुदेवाय रामाय राज्ञे चोपायनान्यदात् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे सप्तचत्वारिंशोऽध्यायः**



# અધ્યાય ૪૮ મો.*

## કુબ્જા અને શ્રીકૃષ્ણ.

**अक्रूर उवाच**

**अथ विज्ञाय भगवान् सर्वात्मा सर्वदर्शनः ।**
**सैरंध्र्याः कामतप्तायाः प्रियमिच्छन् गृहं ययौ ॥**

શુકદેવજી કહે છે-હે રાજન્! પછી સર્વના આત્મારૂપ તથા સર્વજ્ઞ એવા ભગવાન કુબ્જાને આપેલુ વચન સભારી તેને પ્રસન્ન કરવા તેને ઘેર ગયા ૧ કુબ્જાનુ ઘર અમૂલ્ય વસ્તુઓથી ભરપુર હતુ, વળી તેમા સુદર ચિત્રો હતા, મોતીની માળાઓ, પતાકાઓ, ચદરવા, શય્યા વગેરે ઉત્તમ સામગ્રીઓ, ધૂપ, દીપ, પુષ્પની માળાઓ, ચદન વગેરે સામગ્રીઓ હતી ૨ તે ઘરમા ભગવાનને પધારેલા જોઈને મોટા સભ્રમમા પડી ગયેલી કુબ્જા, આસન ઉપરથી ઉઠીને, સખીઓની સાથે શ્રીકૃષ્ણને મળી અને ઉત્તમ આસનાદિકથી ભગવાનનો સત્કાર કર્યો. ૩ ઉદ્ધવજીનો પણ યોગ્યતાપૂર્વક સત્કાર કર્યો. ઉદ્ધવ આસનનો સ્પર્શ કરી પૃથ્વી ઉપર બેઠા અને લોકચરિત્રોને અનુસરતા શ્રીકૃષ્ણ ભગવાન મોટી ગાદીવાળા આસન ઉપર બેઠા. ૪ પછી કુબ્જા, સ્નાન, ચદન, કસ્તૂરી આદિ લેપથી, વસ્ત્રથી, આભૂષણોથી, પુષ્પની માળાઓથી, ચદનથી, તાબૂલથી તથા અમૃતના જેવા પીવાના માદક પદાર્થો સાથે શરીર શણગારી તથા સુગધી કરીને, લીલાપૂર્વક મંદ મદ હસતી અને વિલાસપૂર્વક જોતી શ્રીકૃષ્ણની પાસે આવી ૫ શ્રીકૃષ્ણે નવા સમાગમને લીધે થયેલી લજ્જાથી શંકા પામતી પ્રિયા કુબ્જાને બોલાવીને, કકણથી શોભતા તેના બે હાથ ઝાલીને તેને શય્યામા સુવાડી દીધી માત્ર ચદન આપવા સિવાય બીજુ જેનુ કંઈપણ પુણ્ય ન હતું, એવી કુબ્જા સાથે વિલાસ કરવા લાગ્યા. ૬ હે રાજન્! કુબ્જા પણ શ્રીકૃષ્ણ ભગવાનના ચરણને તળાંસવા લાગી અને ભગવાનના ચરણના સ્પર્શથી શાંત થઈ. ૭ ગોપીની પેઠે શ્રીકૃષ્ણ ઉપર એક નિષ્ઠાવાળી કુબ્જાએ, માત્ર

* આ અધ્યાયમા ભગવાને કુબ્જાનું મન મનાવી અક્રૂરને ઘેર જઈ તેમને હસ્તિનાપુર જવાની આજ્ઞા કરી, એ કથા કહેવાશે.

ચંદન અર્પણ કરીને બીજાને મળે નહિ એવા મોક્ષના નાથ, શ્રીકૃષ્ણને મેળવીને આ પ્રમાણે માગ્યું. હે પ્રિયતમ! તમે કેટલાક દિવસો સુધી અહીંજ રહો. હે કમળનયન! હું તમારો સંગ છોડી શકતી નથી. ૮–૯ તે પછી માન આપનાર સર્વના ઇશ્વર અને કુબ્જાએ પૂજેલા ભગવાન શ્રીકૃષ્ણ, તેને વર આપીને તથા આભૂષણાદિકથી તેનો સત્કાર કરીને ઉદ્ધવને ઘેર ગયા. ૧૦ જે મનુષ્ય સર્વ ઇશ્વરોના પણ ઇશ્વર અને ઘણા કષ્ટથી સેવાય એવા ભગવાનને પ્રસન્ન કરીને, વિષય સુખ ઇચ્છે છે, તેને દુષ્ટ બુદ્ધિવાળો જાણવો, કારણ કે, વિષયસુખ તુચ્છ છે. ૧૧ પછી શ્રીકૃષ્ણ, બળભદ્ર અને ઉધ્ધવજી સાથે અક્રૂરનું હિત કરવા માટે તથા તેમની પાસે કંઇક કામ કરાવાની ઇચ્છાથી અક્રૂરને ઘેર ગયા ૧૨ અક્રૂર મનુષ્યોમા શ્રેષ્ઠ એવા પોતાના સંબધીઓને દૂરથી આવતા જોઇને ઉભા થયા અને ભલે પધાર્યા, એમ કહી તથા સત્કાર કરીને પ્રસન્ન થયા ૧૩ શ્રીકૃષ્ણને તથા બળભદ્રને પગે લાગ્યા, કે તે ત્રણેએ તેમને સામા પ્રણામ કર્યા અક્રૂરે પછી આસન ઉપર બેઠેલા તેમની શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પૂજા કરી ૧૪ હે રાજન્! તેમના ધોયેલા ચરણનુ પાણી પોતાના મસ્તક ઉપર ચઢાવ્યુ અને પછી પૂજન, દિવ્ય વસ્ત્રો, ચંદન, પુષ્પની માળાઓ, તથા ઉત્તમ આભૂષણોથી ભગવાનની પૂજા કરી, મસ્તકવડે પ્રણામ કરી, તેમના બન્ને ચરણ પોતાના ખોળામા લઇને વિનયથી નમ્ર એવા અક્રૂર, પગચંપી કરવા લાગ્યા, અને શ્રીકૃષ્ણ તથા બળભદ્રને કહેવા લાગ્યા કે– ૧૫–૧૬ તમે, કંસને તેના અનુચરો સાથે માર્યો, તે સારુ કર્યું. તમારા કુળને દુઃખમાથી બચાવી સુખી કર્યું તે પણ સારું થયુ. ૧૭ તમે જગતના કારણરૂપ પ્રધાન પુરુષ તથા જગતરૂપ છો તમારા વિના કાર્ય ને કારણ કંઈ પણ નથી ૧૮ હે બ્રહ્મન્! તમે તમારી પોતાની રજોગુણ વગેરે શક્તિઓથી સરજેલા આ વિશ્વમાં પ્રવેશ કર્યો હોય એવા દેખાવ છો અને જોવામાં આવતા તથા સાંભળવામાં આવતા પદાર્થોરૂપ, આપ અનેક પ્રકારના જણાવ છો. ૧૯ પૃથ્વી વગેરે પાંચ મહાભૂતો, રૂપાંતરમાં પોતાને દર્શાવનારા સ્થાવર જંગમોમા, કારણરૂપે રહેલા છો, તોપણ જેમ અનેકરૂપે દેખાય છે, તેમ તમે એક આત્મા અને સ્વતંત્ર છો છતા કાર્યરૂપ પદાર્થોમાં નાના પ્રકારના દેખાઓ છો ૨૦ તમે તમારી પોતાની શક્તિરૂપ રજોગુણ, સત્વગુણ અને તમોગુણથી આ જગતને સરજો છો, પાળો છો અને સંહાર કરો છો, છતા તે ગુણોથી અથવા કર્મોથી બંધાતા નથી જ્ઞાન સ્વરૂપ આપને વિષે બંધનકારક અવિદ્યા કોઈ દિવસ સંભવે નહિ. ૨૧ વિચાર કરતા જીવને પણ સાક્ષાત્ જન્મ તથા તેથી થતો ભેદ નથી, કારણ કે દેહાદિક ઉપાધિનો કોઈ પણ રીતે નિર્ણય થઇ શકતો નથી તમે કદાચ કહેશો કે, હું ખાડણીઆથી બંધાયો અને યમુનાથી મુક્ત થયો હતો તેથી મને બંધન અને મોક્ષ બન્ને છે, પરંતુ તે વાત મિથ્યા છે, કારણ કે તમે અવિદ્યારહિત છો, માટે તમને બંધન નથી અને જ્યારે બંધન નથી ત્યારે તમારો કયી વસ્તુમાથી મોક્ષ હોય? કોઈ પણ વસ્તુમાથી હોય નહિ, અર્થાત્ તમને બંધ અને મોક્ષ કંઇ પણ નથી, છતા અમને તમારામા જે બંધ તથા મોક્ષ જણાય છે તે અમારું અજ્ઞાન છે. ૨૨ તમે જગતના કલ્યાણ માટે કહેલો પ્રાચીન વેદમાર્ગ, જ્યારે જ્યારે દુષ્ટ પાખંડી માર્ગોથી પરાભવ પામે છે, ત્યારે ત્યારે સત્વગુણની મૂર્તિ તમે ધારણ કરો છો ૨૩ આપ હમણા દૈત્યની અક્ષૌહિણીસેનાઓ નાશ કરી પૃથ્વીનો ભાર ઉતારવા તથા યદુકુળનો યશ વિસ્તારવા બળદેવજી સાથે વસુદેવના ઘરમા જન્મ્યા છો. ૨૪ હે ઇશ્વર! આજે અમારા ઘર ધન્ય છે, કારણ કે દેવતા, પિતરો, ભૂત, મનુષ્ય અને દેવતારૂપ જે આપ તેમના ચરણ અમારે ત્યા પડયા. આપ જગદ્ગુરુ અમારાં ઘરોમાં પધાર્યા, ૨૫ તેથી કયો વિવેકી મનુષ્ય ભક્ત ઉપર પ્રીતિ રાખનાર, સત્યવાદી, સંબંધી અને કૃતજ્ઞ એવા આપના વિના બીજાને શરણે જાય? આપ ભક્તને ઉત્તમ સંબંધીઓ તથા સર્વ કામનાઓ આપો છો અને જેનો વધારો તથા ઘટાડો થતો નથી એવું પોતાનું સ્વરૂપ દેખાડો છો. ૨૬ હે જનાર્દન! દેવતાઓ તથા યોગેશ્વરો જેમના સ્વરૂપને મહા કષ્ટથી

પામે છે, એવા આપે પ્રસન્ન થઇને અમને પ્રત્યક્ષ દર્શન આપ્યા, તે ઘણુ સારુ કર્યું તમારી માયા કે જે અમને પુત્ર, સ્ત્રી, ધન, સબધી, ઘર અને દેહાદિકમા મોહ ઉત્પન્ન કરાવનારી છે તેને દૂર કરો.૨૭

શુકદેવજી કહે છે-આ પ્રમાણે ભક્ત અક્રૂરજીએ શ્રીકૃષ્ણ ભગવાનનુ પૂજન કરી સ્તુતિ કરી પછી શ્રીકૃષ્ણ મોહ ઉપજાવતા હોય તેમ મદમદ હસીને બોલ્યા કે, ૨૮ તમે અમારા ગુરુ, કાકા તથા પ્રશસા કરવા યોગ્ય સબધી છો, અને અમે રક્ષણ કરવા યોગ્ય, પોષણ કરવા યોગ્ય અને દયા કરવા યોગ્ય તમારી પ્રજા છીએ ૨૯ કલ્યાણની ઇચ્છાવાળા પુરુષોએ આપના જેવા મહાભાગ્યશાળી તથા મહાત્મા પુરુષોને સેવવા જોઇએ દેવતાઓ સ્વાર્થી હોય છે, પરતુ મહાત્મા પુરુષો સ્વાર્થી હોતા નથી ૩૦ પાણી તીર્થ નથી તેમ માટીની ને શિલાની મૂર્ત્તિઓ દેવતા પણ નથી, કિંતુ સાધુ પુરુષ છે તે તીર્થ અને દેવતારૂપ છે તેઓ લાબે દિવસે પવિત્ર કરે છે મહાત્મા પુરુષો તો દર્શન કરવાથી જ પવિત્ર કરે છે ૩૧ આપ અમારા વકીલ છો, માટે પાડવોનુ હિત કરવા અને તેઓની સ્થિતિ કેવી છે તે જાણવા, હસ્તિનાપુર જઈ આવો ૩૨ પિતાના મરણ પછી દુખી થઈ પડેલા બાળકોને, માતાની સાથે ધૃતરાષ્ટ્ર રાજા પોતાના નગરમા લાવ્યા છે અને તેઓ હસ્તિનાપુરમા રહે છે, એમ અમે સાભળ્યુ છે ૩૩ ધૃતરાષ્ટ્ર, દુષ્ટ પુત્રને વશ થયો છે અને મનનો પણ રાક છે તેથી, ભાઇના પુત્રો ઉપર સમદૃષ્ટિ રાખતો નથી. ૩૪ માટે તમે હમણા હસ્તિનાપુર જઇને તેનુ સારુ અથવા નઠારું જે વર્તન હોય તેની તપાસ કરી આવો, અને પછી તે સર્વ ધ્યાનમા લઇને સબધીઓનુ જે પ્રમાણે કલ્યાણ થાય તે પ્રમાણે આપણે યોજના કરીશુ ૩૫ અક્રૂરને આવી આજ્ઞા કરીને પરમાત્મા એવા શ્રીકૃષ્ણ ભગવાન, બળભદ્ર તથા ઉદ્ધવજીની સાથે ત્યાથી પોતાને ઘેર ગયા

इत्यक्रूरं समादिश्य भगवान् हरिरीश्वरः ।
संकर्षणोद्धवाभ्यां वै ततः स्वभवनं ययौ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
अष्टचत्वारिंशोऽध्यायः.

# અધ્યાય ૪૯ મો.*

## હસ્તિનાપુરની હકીકત.

### श्रीशुक उवाच

स गत्वा हास्तिनपुरं पौरवेन्द्रयशोऽङ्कितं ।
ददर्श तत्राम्बिकेयं स भीष्मं विदुरं पृथाम् ॥

શુકદેવજી કહે છે-હે રાજન્ ! પછી અક્રૂરજી પુરુવશના રાજાઓએ બધાવેલા દેવતાઓનાં તથા બ્રાહ્મણોના મદિરોથી શોભાયમાન હસ્તિનાપુર ગયા, અને ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર તથા કુંતાને મળ્યા. ૧ સોમદત્તને, બાહ્લિકને, દ્રોણાચાર્યને, કૃપાચાર્યને, કર્ણને, દુર્યોધનને, અશ્વત્થામાને, પાડવોને અને બીજા સબધીઓને પણ મળ્યા. ૨ અક્રૂરને સર્વ સબધીઓની વાર્ત્તા તથા કુશળ પ્રશ્ન પૂછ્યા, અને અક્રૂરે પણ તેઓને કુશળ પૂછ્યુ ૩ દુષ્ટ પ્રજાવાળો, થોડી ધીરજવાળો કણ શકુનિ આદિ પુરુષોની ઇચ્છા પ્રમાણે વર્તતા ધૃતરાષ્ટ્ર રાજાની વર્તણુક જાણવાની ઇચ્છાથી, અક્રૂર ત્યા કેટલાક મહીના રહ્યા ૪ ત્યા રહી પાડવોના પ્રભાવને, શસ્ત્રની નિપુણતાને, બળને, શૌર્યને, વિવેકાદિક સદ્ગુણોને તથા પ્રજાના પ્રેમને સહન ન કરવાથી, ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે કામ કરવા માડ્યુ હતુ તે, તથા અન્નમા ઝેર આપ્યુ હતુ તે સર્વ શત્રુતાના કામ કુતાએ અને વિદુરે અક્રૂરને જણાવ્યા ૫-૬ પછી ભાઇ અક્રૂર પાસે જઇને પોતાની જન્મભૂમિ સભારીને, જેમની આખમા અશ્રુ આવી ગયા હતા એવા કુંતાજી, તેમને પૂછવા લાગ્યા કે, હે ભાઇ ! મારા માતપિતા મારા ભાઇઓ, મારી બહેનો, ભત્રીજા, કુટુંબની સ્ત્રીઓ તથા મારી સખીઓ, મને સભારે છે કે ? ૮ મારા ભત્રીજા, શરણાગતનુ રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ તથા કમળ જેવા નેત્રવાળા બળદેવજી મને, અને ફોઇના પુત્રોને સભારે છે કે ? ૯ વરુની વચ્ચે જેમ હરિણી શોક કરે તેમ શત્રુઓની વચ્ચે શોક કરતી મને તથા બાપ વગરના આ પુત્રોને, શ્રીકૃષ્ણ

* આ અધ્યાયમા અક્રૂર હસ્તિનાપુર જઇ, પોતાના પુત્રો અને ભાઇના પુત્રો ઉપર ધૃતરાષ્ટ્રની ભિન્ન દૃષ્ટિ જોઇ મથુરામા આવ્યા, એ કથા કહેવાશે

ધીરજ આપશે ? ૧૦ હે શ્રીકૃષ્ણ ! હે મહાયોગિ ! હે વિશ્વાત્મન્ ! હે જગતનું કલ્યાણ કરનાર ! હે ગોવિંદ ! તમારે શરણે આવેલી અને પુત્રોની સાથે દુઃખ પામતી આ તમારી ફોઇનું રક્ષણ કરજો ! ૧૧ કાળના તથા સંસારના બંધનથી ડરતા મનુષ્યોને મુક્ત કરનાર ઈશ્વરના ચરણારવિંદ વિના બીજું કોઈ પણ મારે શરણું નથી ૧૨ ધર્માત્મા જીવના મિત્ર તથા અણિમાદિક યુક્ત અને જ્ઞાનસ્વરૂપ શ્રી કૃષ્ણને અમે શરણે છીએ. ૧૩

આ રીતે પોતાનાં સગાં સંબંધીઓને તથા જગદીશ્વર એવા શ્રીકૃષ્ણને સંભારીને, તમારી પ્રપિતામહી દુઃખને લીધે રડી પડયાં. ૧૪ પછી કુંતાને સુખે સુખી થનાર અને તેના દુઃખે દુઃખી થનાર વિદુરે તથા અક્રૂરે, તેમના પુત્રોની ઉત્પત્તિના કારણભૂત ધર્મ, પવન, ઇંદ્ર વગેરેના નામો તથા પરાક્રમો કહી શાંત કર્યાં ૧૫ જ્યારે અક્રૂર મથુરા જવાને તૈયાર થયા ત્યારે તેમણે પુત્ર ઉપર લાલસાવાળા અને વિષમ દૃષ્ટિવાળા ધૃતરાષ્ટ્ર રાજાની પાસે જઇ, સંબંધીઓએ સ્નેહથી જે સંદેશો કહેલો હતો તે સર્વ સંબંધીઓની વચ્ચે, ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યો ૧૬

હે વિચિત્રવીર્યના પુત્ર ! તમારા ભાઈ પાંડુ રાજા મરી ગયા પછી હમણાં તમે રાજ્યાસન ઉપર બેઠા છો, તે ઠીક છે, ૧૭ પરંતુ ધર્મથી પૃથ્વીનું પાલન કરશો, સદાચારથી પ્રજાને રંજન કરશો અને પોતાના સંબંધી વર્ગોમાં સમતાથી વર્તશો તો કલ્યાણ અને કીર્તિને પામશો ૧૮ પરંતુ એથી વિરુદ્ધ આચરણ કરશો તો જગતમાં નિંદાપાત્ર થઈ નરકમાં પડશો, માટે તમે પોતાના પુત્રો ઉપર અને પાંડવો ઉપર સમભાવથી વર્તો. ૧૯ આ જગતમાં કોઈની સાથે નિત્ય સહવાસ કદી પણ રહેતો નથી, પોતાના દેહની સાથે સહવાસ રહેતો નથી તો પછી સ્ત્રી, પુત્ર, ઘરબારની સાથે સહવાસ રહે નહિ, તેમાં શું ? ૨૦ જીવ એકલો જન્મે છે, એકલો જ નાશ પામે છે, એકલો જ પુણ્ય ભોગવે છે અને એકલોજ પાપ ભોગવે છે. ૨૧ માછલાંનાં બચ્ચાં જેમ માછલાંના જીવન રૂપ પાણીને લઈ જાય, તેમ અલ્પબુદ્ધિવાળા મનુષ્યોએ અધર્મ કરીને એકઠા કરેલા ધનને તેના પુત્રાદિકો 'અમારું પોષણ કરવું જોઈએ' એવું બહાનું કાઢીને હરી જાય છે. ૨૨ મનુષ્ય, જેમને પોતાના ગણીને અધર્મથી પોષણ કરે છે, તે પ્રાણો, ધન તથા પુત્રાદિક પરિવાર, તે મૂર્ખનો સુખ ભોગવ્યા પહેલા ત્યાગ કરે છે. ૨૩ તેઓએ છોડી દીધેલો, સ્વાર્થમાં મૂર્ખ થયેલો, પોતાના કાર્યમાં નિષ્ફળ થયેલો તથા સ્વધર્મથી વિમુખ થયેલો પુરુષ, પોતે કરેલું પાપ લઈને નરકમાં પડે છે. ૨૪ હે રાજન્ ! સ્વપ્ન, માયા તથા મનોરથના જેવા આ લોકને મિથ્યા જાણી, બુદ્ધિથી મનને વશ કરી, શાંત થઈ સમદૃષ્ટિ રાખો. ૨૫

ધૃતરાષ્ટ્ર કહે છે—હે અક્રૂર ! આપ કલ્યાણમય વાણી બોલો છો. મનુષ્ય જેમ અમૃતના પાનથી ધરાય નહિ તેમ હું તમારી નીતિમય વાણીથી ધરાતો નથી. ૨૬ તોપણ હે સૌમ્ય ! તમારી સત્ય વાણી સુહામા પર્વતની વિજળીની પેઠે, પુત્રપ્રેમથી વિષમ થઈ પડેલા મારા આ હૃદયમાં સ્થિર રહેતી નથી ૨૭ પૃથ્વીનો ભાર ઉતારવા યદુના કુળમાં જન્મેલા ઈશ્વરની ધારણાને કયો પુરુષ મિથ્યા કરવાને સમર્થ છે ? ૨૮ ભગવાન પોતાની જાણી શકાય નહિ એવી માયાવડે, આ જગતને સર્જીને તેમાં પ્રવેશ કરે છે અને કર્મના ફળોને વિવેકપૂર્વક આપે છે, તે જાણી શકાય નહિ એવી પોતાની લીલાથી ઉત્પન્ન કરેલા સંસાર ચક્રને ગતિ આપનાર આપ પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. ૨૯

આ પ્રમાણે અક્રૂર, ધૃતરાષ્ટ્ર રાજાનો અભિપ્રાય જાણી સંબંધીઓની અનુજ્ઞા લઈને, પછી મથુરા આવ્યા, ૩૦ અને હે રાજન્ ! શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રની વર્તણુંક જોવા પોતાને પાંડવોની પાસે મોકલ્યા હતા, તે ધૃતરાષ્ટ્ર રાજાનું વર્તન બળભદ્ર તથા શ્રીકૃષ્ણની આગળ કહી બતાવ્યું. ૩૧

शशंस रामकृष्णाभ्यां धृतराष्ट्रविचेष्टितम् ।
पांडवान् प्रति कौरव्य यदर्थं प्रेषितः स्वयम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकोनपंचाशत्तमोऽध्यायः



રુક્મિણી હરણ

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## दशमस्कंध—उत्तरार्द्ध.

## અધ્યાય ૫૦ મો.‡

### દ્વારકાગમન.

श्रीशुक उवाच--अस्ति प्राप्तिश्च कंसस्य महिष्यौ भरतर्षभ ।
मृते भर्तरि दुःखार्ते ईयतुःस्म पितुर्गृहान् ॥

શુકદેવજી કહે છે—હે ભરતર્ષભ ! કંસની અસ્તિ તથા પ્રાપ્તિ નામે બે રાણીઓ પતિના મરણ પછી દુઃખથી ખિન્ન થઇને પોતાના પિતાને ઘેર ગઇ ૧ તેમણે પિતા જરાસંધને પોતાના વૈધવ્યનું સર્વ કારણ કહી સંભળાવ્યું. ૨ જરાસંધ એ અશુભ વાત સાંભળી શોક તથા અસહનતાથી વ્યાકુળ થઇ ગયો અને તેણે પૃથ્વી યાદવ વિનાની કરવા મોટો ઉદ્યમ આરંભ્યો ૩ તેણે ત્રેવીસ અક્ષૌહિણી સેના સાથે યાદવોની રાજધાની મથુરાને ચારે દિશાએ ઘેરી લીધી ૪ આ વેળા મહાસાગર જેમ મર્યાદા મુકી દે તેમ જરાસંધના મર્યાદારહિત સૈન્યને તથા તેણે ઘેરી લીધેલી મથુરાને અને ભયથી ગભરાઇ ગયેલા પોતાના સંબંધીઓને જોઇને હિત માટે મનુષ્યમા અવતાર લેનાર શ્રીકૃષ્ણ, દેશકાળ અનુકૂળ આવે તેમ પોતાના અવતારનું પ્રયોજન વિચારવા લાગ્યા—'જરાસંધને જતો કરીને તેના સૈન્યનો નાશ કરવો ? કે સૈન્યને જતું કરીને જરાસંધને મારવો ? અથવા બન્નેનો નાશ કરવો ? એવો વિચાર કરવા લાગ્યા છેવટ એવા વિચાર ઉપર આવ્યા કે જેની અંદર યોદ્ધાઓ, ઘોડાઓ, રથો તથા હાથીઓ અક્ષૌહિણીની સંખ્યામા છે એવુ પોતાનુ સર્વ સૈન્ય જરાસંધે આણેલુ છે અને તે પૃથ્વી ઉપર ભારરૂપે છે, માટે તેનો નાશ કરુ, પરંતુ હમણાં જરાસંધનો નાશ ન કરવો, કારણ કે તે જીવતો હશે તો ફરી ને ફરી પણ સેના લાવવા પ્રયત્ન કરશે અને તેમ કરવાથી પૃથ્વીનો ભાર ઉતારવારૂપી મારું કાર્ય સફળ થશે. ૫-૮ વળી પૃથ્વીનો ભાર ઉતારવા, મહાત્મા પુરુષોની રક્ષા કરવા અને દુષ્ટોને મારવા મારો જન્મ છે ૯ આ ઉપરાંત બીજા અવતારો પણ ધર્મની રક્ષા કરવા અને કોઈ વાર ઉત્પન્ન થયેલા અધર્મનો નાશ કરવા હું ધારણ કરું છું. ૧૦ તે વિચાર કરતા હતા એટલામા દૈવેચ્છાથી સૂર્યની કાંતિ જેવા સારથિ તથા આયુધની સર્વ સામગ્રી સાથે બે રથ આકાશમાંથી ઉતરી આવ્યા. તેમાં દિવ્ય આયુધો જોઇને શ્રીકૃષ્ણે બળભદ્રને કહ્યું કે ૧૧-૧૨ મોટા ભાઇ ! તમારાથી રક્ષણ પામતા યાદવોને મહા દુઃખ આવી પડ્યુ છે માટે આ રથ અને દેવતાઇ આયુધો ધારણ કરીને, ૧૩ સંબં

‡ આ અધ્યાયમા જરાસંધની હાર પામી સમુદ્રમા કિલ્લો બંધાવી શ્રીકૃષ્ણ પોતાના સંબંધીઓને ત્યા લઇ ગયા, એ કથા કહેવામા આવશે

સ્ત્રીઓનો દુઃખમાથી ઉદ્ધાર કરો. આપણો જન્મ પૃથ્વીનો ભાર ઉતારવા અને મહાત્માઓને સુખ આપવા માટે છે. ૧૪ તમે પૃથ્વીના ત્રેવીશ અક્ષૌહિણીરૂપ ભારને ઉતારો " આ પ્રમાણે વિચાર કરીને શ્રીકૃષ્ણ તથા બળભદ્ર બન્ને, પોતાના આયુધો લઇ રથમાં બેસી, સેનાથી વિંટાઇને નગરીમાથી બહાર નીકળ્યા, અને દારુક જેમનો સારથિ હતો એવા શ્રીકૃષ્ણે, શંખ વગાડયો. ૧૫–૧૬ શંખનો શબ્દ સાંભળીને શત્રુના સૈન્યના હૃદયમા ત્રાસ અને કંપ થયો. પછી જરાસંધ તેમને જોઇને બોલ્યો કે, "હે કૃષ્ણ! તું બાળક તથા એકલો છે તેથી હું તારી સાથે લડવાની ઇચ્છા રાખતો નથી તું વ્રજમાં છુપો રહ્યો હતો માટે તું અહીંથી ચાલ્યો જા, હું તારી સાથે લડીશ નહિ. ૧૭–૧૮ હે બળભદ્ર! તને જો શ્રદ્ધા હોય તો તું મારી સાથે ધીરજ રાખીને લડ અને મારા બાણોથી કપાઇ પડેલા દેહનો ત્યાગ કરીને સ્વર્ગમાં જા, અથવા મારો નાશ કર " ૧૯

શ્રીકૃષ્ણ કહે છે–શૂરવીર પુરુષો કહી બતાવતા નથી પરંતુ કરી દેખાડે છે હે રાજન્! જે આતુર થઇ ગયો હોય અને મરવાને તૈયાર થયો હોય, તેનાં વચન અમે માન્ય કરતા નથી ૨૦ તે પછી વાયુ વાદળાથી જેમ સૂર્યને અને ધૂળથી અગ્નિને ઢાંકે, તેમ જરાપુત્ર જરાસંધે બળવાળી મોટી સેનાના સમૂહથી સેના, વાહનો, ધ્વજાઓ, ઘોડાઓ, અને સારથિઓ સાથે કૃષ્ણ અને બળભદ્રને ઘેરી લીધા ૨૧ આ વખતે મથુરામાં અગાસીઓમાં, હવેલીઓ ઉપર તથા દરવાજા ઉપર ચઢીને બેઠેલી સ્ત્રીઓએ ભગવાનના ગરુડના ચિહ્નવાળા રથને તથા બળભદ્રના તાડના ચિહ્નવાળા રથને યુદ્ધમા જોયા નહિ, એટલે તેઓ શોકથી આતુર થઇને મુંઝાઇ ગઈ ૨૨ આ વખતે શત્રુના સૈન્યરૂપી મેઘમંડળમાથી થતી બાણોરૂપી ભયંકર વૃષ્ટિથી, પોતાના સૈન્યને પીડાતું જોઇને, ભગવાને દેવ તથા દૈત્યોમાં માન પામેલા પોતાના શાર્ઙ્ગ નામે ઉત્તમ ધનુષનો ટંકારવ કર્યો, ૨૩ અને પછી ભગવાન ઉપરાઉપરી ભાથામાથી બાણ લેવા લાગ્યા ને ધનુષની પણછ ઉપર ચઢાવવા લાગ્યા તથા ધનુષની દોરી ખેંચીને સજેલા અનેક બાણો છોડી રથ, હાથી, ઘોડા તથા પાળાઓને મારવા લાગ્યા. એ સમયે તેમનું ધનુષ ચક્રાકાર કરતાં ઓચણું જેવું લાગતું હતું. ૨૪ જેમનાં કુમ્ભસ્થળો ભેદાઇ ગયાં હતા એવા અનેક હાથીઓ, બાણોથી જેમનાં ગળાં કપાઈ ગયાં હતા એવા અનેક ઘોડા, તથા જેમના ઘોડા, ધ્વજા, સારથિ અને નાયકો નાશ પામ્યા હતા એવા અનેક રથો, તેમજ જેમના હાથ, સાથળ વગેરે અંગ કપાઇ ગયા હતા એવા અસંખ્ય પાળા, યુદ્ધમા રણભૂમિ પર પડવા લાગ્યા. ૨૫ અપાર તેજવાળા તથા મુસળથી મદોન્મત્ત શત્રુઓનો નાશ કરતા બળભદ્રે શત્રુઓનો સંહાર કરતા મનુષ્ય, હાથી અને ઘોડાના શરીરોને કાપી, તેમના લોહીની નદીઓ ચલાવી. તેમા હાથરૂપી સર્પો, મનુષ્યોના મસ્તકોરૂપી કાચબા, મરણ પામેલા હાથીઓના શરીરોરૂપી દ્વીપ, ઘોડાઓરૂપી મગર, હાથ તથા સાથળરૂપી માછલા, મનુષ્યોના કેશરૂપી શેવાળ, ધનુષરૂપી મોજા અને આયુધોરૂપી ગુચ્છો હતાં. ઢાલરૂપી ચકરીઓથી તે નદી ભયંકર દેખાતી હતી. ઉત્તમ પ્રકારના મણિઓ તથા આભૂષણોરૂપી પત્થરો અને કાંકરા હતા તે નદી બીકણોને ભય ઉત્પન્ન કરનારી તથા ધીર પુરુષોને હર્ષ આપનારી હતી. ૨૬–૨૮ હે રાજન્! શ્રીકૃષ્ણે તથા બળભદ્રે, સમુદ્રની પેઠે ભયંકર, અગમ્ય અને અપાર એવા જરાસંધે પાળેલા સૈન્યનો સંહાર કરી નાખ્યો. જગદીશ્વર એવા તેમની એ રમત હતી. ૨૯ અનંત ગુણવાળા ભગવાન પોતાની લીલાથી ત્રણ લોકને ઉત્પન્ન કરે છે, પાળે છે તથા સંહારે છે. ભગવાને શત્રુ પક્ષને શિક્ષા કરી તોપણ તે મનુષ્યનું અનુકરણ કરે છે, તેથી તેમનું ચરિત્ર વર્ણવ્યું છે. પછી રણમાં જેનો રથ ભાગી ગયો હતો, જે જે સેનાનો નાશ થયો હતો અને જેના પ્રાણ સુરક્ષિત હતા એવા મહા બળવાળા જરાસંધ રાજાને, સિંહ જેમ બળદને પકડી પાડે તેમ, બળરામે બળથી પકડી પાડયો ૩૧ અને ઘણા શત્રુઓને મારનાર જરાસંધને વરુણ તથા મનુષ્યોના પાશથી બાંધવા માડયો તેની પાસે બીજાં કાર્ય કરાવવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણે બળભદ્રને વાર્યા, ૩૨ અને જગતના સ્વામી

એવા શ્રીકૃષ્ણે તથા બળદેવે, તેને છોડી દીધો તેથી
વીર પુરુષોમા માનીતો જરાસંધ શરમાઈ ગયો અને
તપશ્ચર્યા કરવાનો વિચાર કરી વનમાં જતો હતો,
એટલામાં બીજા રાજાઓએ ધર્મના તથા લૌકિક
નીતિનાં વચનો કહી તેને અટકાવ્યો અને કહ્યું કે,
તમે મહાવીર પુરુષ છો, યાદવોએ તમારો પરાજય
કર્યો છે, તે તમારા પૂર્વજન્મના કર્મોથી થયો છે
૩૩–૩૪ તે સાંભળીને, સર્વ સેના નાશ પામતાં
કૃષ્ણે જવા દીધેલો જરાસંધ ખિન્ન થઇને મગધ
દેશ તરફ જતો રહ્યો ૩૫ શ્રીકૃષ્ણ પોતાની સેનાનો
નાશ ન થવા દેતાં શત્રુની સેનારૂપી સમુદ્રની પાર
ગયા. દેવતાઓએ તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરી
૩૬ ભય દૂર થતા, પ્રસન્ન થયેલા સૂત, માગધ ને
બંદીજન મથુરાના લોકોની સાથે ભગવાનનો વિજય
ગાવા લાગ્યા ૩૭ પ્રભુ જ્યારે મથુરામા પેઠા ત્યારે
શંખ, દુંદુભિ તૂરી, વીણા, વેણુ અને વાજીંત્ર
વાગ્યાં. ૩૮ એ વેળા મથુરાના માર્ગો પર પાણી છાંટ-
વામાં આવ્યા, સર્વેએ આનંદથી નગરને શણગાર્યું,
વેદોના ધ્વનિથી તે ગાજી રહ્યું, અને તેમા તોરણો
બાંધવામાં આવ્યાં. ૩૯ નગરીની સ્ત્રીઓ, દહીં અક્ષત
ને જુવારાઓથી સત્કાર કરવા લાગી અને પ્રેમથી
પ્રફુલ્લિત થયેલાં નેત્રોવડે સ્નેહ સાથે ભગવાનને
જોવા લાગી. ૪૦ આવા ઉત્સવમા વિજયી શ્રીકૃષ્ણે
નગરીમાં આવીને, રણભૂમિ ઉપર શૂરાઓના આભૂ-
ષણોરૂપી અપાર ધન પડ્યું હતું, તે સર્વ યદુરા-
જાને આપ્યુ. ૪૧ આ પ્રમાણે જરાસંધ રાજાએ
શ્રીકૃષ્ણની રક્ષાતળે રહેલા યાદવોની સાથે તેટલીજ
અક્ષૌહિણી સેના લાવી સત્તર વાર યુદ્ધ કર્યું અને
૪૨ બળવાન યાદવોએ ભગવાનના પ્રભાવથી વારવાર
તેના સૈન્યને મારી નાખ્યુ. પોતાના સૈન્યનો નાશ
થયા પછી, શત્રુઓએ છોડી દેતાં, જરાસંધ પોતાના
શહેર તરફ જતો રહેતો હતો ૪૩ જરાસંધ અઢા-
રમી વારના સંગ્રામમાં આવવાનો હતો, એટલામાં
નારદે મોકલેલો કાલયવન યાદવોની દૃષ્ટિએ પડ્યો.
૪૪ તેના જેવો જગતમાં બીજો કોઈ યોદ્ધો ન હતો.
તેણે યાદવોને પોતાના જેવા બળવાન સાંભળી, ત્રણ
કરોડ મ્લેચ્છો સાથે આવી મથુરા નગરીને ઘેરો
ઘાલ્યો. ૪૫ કાલયવનને જોઇને બળભદ્રની સહાય-
તાવાળા શ્રીકૃષ્ણ વિચાર કરવા લાગ્યા કે, "અરે!
યાદવોને બન્ને તરફથી મહા સંકટ આવી પડ્યું.
૪૬ આજે આ મહા બળવાન યવને મથુરાને ચારે
તરફથી ઘેરી લીધુ છે અને જે કાળ જાય છે તેમાં
જરાસંધ પણ ચઢી આવશે ૪૭ આપણે બે આ
કાલયવનની સાથે યુદ્ધ કરીશુ તેટલામા જો જરા-
સંધ આવ્યો તો તે આપણા સંબંધી યાદવોને મારી
નાખશે અથવા કેદ કરી પોતાના નગરમા લઈ જશે.
૪૮ માટે આપણે હમણા મનુષ્યોથી જઈ શકાય
નહિ એવો એક કિલ્લો બંધાવી તેમા આપણા
સંબંધીઓને રાખી પછી કાલયવનનો નાશ કરીએ.
૪૯ આવો વિચાર કરી શ્રીકૃષ્ણે સમુદ્રમા બાર
યોજનનુ સર્વ રીતે અદ્ભુત એક નગર તે જ વખતે
બંધાવ્યુ ૫૦ એ નગરી ( દ્વારકા ) મા વિશ્વકર્માનું
વ્યાવહારિક જ્ઞાન તથા કારીગરી સંબંધી કુશળતા
જોવામા આવે છે તે નગરમા ઘરોની બાંધણીને
અનુસરીને સારા રાજમાર્ગો, સામાન્ય માર્ગો તથા
આંગણા રચેલા હતાં. ૫૧ તેમા દેવતાઈ વૃક્ષો તથા
તથા લતાવાળા ઉદ્યાન ને વિચિત્ર ઉપવનો હતા.
આકાશને અડકતા સુવર્ણના શિખરોવાળી હવેલીઓ,
સ્ફટિક મણિઓની અગાસીઓ તથા સુંદર દરવાજા
હતા. ૫૨ અશ્વશાળા, અન્નશાળા વગેરે જગ્યાઓ
રૂપાની અને પીળા લોઢાની કરેલી હતી, અને તેની
ઉપર સુવર્ણના કળશો ચઢાવી શોભાયમાન કર્યા
હતા વળી મરકત મણિના તળવાળા મોટાં ઘરો
હતાં અને તેની ઉપર સુવર્ણના રત્નવાળા કળશો
ચઢાવેલા હતા. ૫૩ વળી દેવતાઓનાં મંદિરોની
તથા અગાસીઓની પણ તે નગરમાં રચના હતી. ચારે
વર્ણનાં મનુષ્યો તેમા વસતા હતાં અને તે યદુરા-
જાનાં મહાલયોથી શોભી રહેલા હતાં. ૫૪ ઇન્દ્રે
શ્રીહરિને માટે સુધર્મા સભા તથા પારિજાતક નામનું
દિવ્ય વૃક્ષ ત્યા મોકલ્યુ હતું, જેથી ત્યાં રહેનાર મનુ-
ષ્ય, ભૂખ, તરસ વગેરે દેહના [illegible] પીડાતાં ન
હતાં. ૫૫ વરુણ દેવતાએ મનના જેવા વેગવાળા,
ધોળા અને કાળા કાનવાળા ઘોડાઓ ભેટ મોકલ્યા
હતા. કુબેરે પોતાની વિભૂતિરૂપ આઠ ભંડારો

મોકલ્યા હતા ૫૬ ભગવાને દેવોને પોત પોતાના અધિકારની સિદ્ધિ માટે જે જે ઐશ્વર્ય આપ્યું હતું તે સર્વ ભગવાન પૃથ્વી ઉપર પધાર્યાથી તેમણે તેમને પાછું અર્પણ કર્યું હતું ૫૭ આવી સર્વ સૌંદર્યવાળી દ્વારકા નગરીમા, શ્રીહરિ કૃષ્ણ, પોતાના યોગના પ્રભાવથી મથુરાના સર્વ મનુષ્યોને લઇ ગયા અને પછી પ્રજાનું પાલન કરનાર બળભદ્રને, 'તમારે અહીં રહીને યાદવ પ્રજાનુ રક્ષણ કરવુ અને હું હવે અહીંથી બહાર જાઉં છુ,' એમ કહી તેમની અનુમતિ લઈને, કમળની માળાવાળા શ્રીકૃષ્ણ, આયુધ વગર મથુરા નગરીમાથી બહાર નીકળ્યા ૫૮

**तत्र योगप्रभावेन नीत्वा सर्वजनं हरिः ।**
**प्रजापालेन रामेण कृष्णः समनुमन्त्रितः ।**
**निर्जगाम पुरद्वारात् पद्ममाली निरायुधः ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे पञ्चदशोऽध्यायः**

## અધ્યાય ૫૧ મો.*

### કાલયવન બળીને ભસ્મ થયો.

**श्रीशुक उवाच**

**तं विलोक्य विनिष्क्रान्तमुज्जिहानमिवोडुपम् ।**
**दर्शनीयतमं श्यामं पीतकौशेयवाससम् ॥**

શુકદેવજી કહે છે–દર્શનીય, શ્યામ રંગના, પીળા રેશમી વસ્ત્રવાળા, વક્ષ સ્થળમા શ્રીવત્સના ચિહ્નવાળા, કૌસ્તુભ મણિવાળા, જાડા તથા લાંબા ચાર હાથવાળા, કમળ જેવા નેત્રવાળા અને મંદ મંદ હાસ્ય કરતા તથા ચળકતા મકરાકૃતિ સુંદર કુંડળો યુક્ત શ્રી મુખકમળવાળા ભગવાન શ્રીકૃષ્ણને, ઉગતા ચંદ્રમાની પેઠે બહાર નીકળેલા જોઈ, કાલયવન વિચાર કરવા લાગ્યો કે, શ્રીવત્સના ચિહ્નવાળો, ચાર હાથવાળો, કમળના જેવા નેત્રવાળો, વનમાળા પહેરનાર અને અતિ તેજસ્વી આ પુરુષ નારદે કહેલા લક્ષણોવાળો વસુદેવનો પુત્ર જ હોવો જોઇએ આ કૃષ્ણ હથિયાર વિનાનો અને પગપાળો ચાલ્યો જાય છે, માટે હું પણ આયુધ વિના પગપાળો ચાલી એની સાથે યુદ્ધ કરું.* ૧–૫ આવો વિચાર કરી પેલી તરફ મુખ કરીને દોડતા તથા યોગીઓને પણ દુર્લભ એવા ભગવાનને પકડવાની ઇચ્છાથી, કાલયવન તેમની પાછળ દોડયો ૬ શ્રીકૃષ્ણ પણ પગલે પગલે જાણે પોતે તેના હાથથી ઝલાઇ જશે તેમ કરતા તેને દૂર આવેલી પર્વતની એક ગુફામા લઈ ગયા ૭ તે બોલ્યો કે, 'તું યદુના કુળમા જન્મેલો છે, તારે નાસવુ જોઇએ નહિ,' એમ તિરસ્કાર કરતો તેમની પાછળ દોડયો, પણ તેમને પકડી શકયો નહિ. ૮ તિરસ્કાર કર્યા છતા ભગવાન પર્વતની ગુફામા પેઠા, એટલે કાલયવન પણ તેમની પાછળ ગયો ત્યા તેણે એક બીજા પુરુષને સુતેલો દીઠો ૯ એટલે આ કૃષ્ણ મને આટલે દૂર લાવી મહાત્માની પેઠે અહીં સુતો છે, એમ ધારી નિદ્રાવશ પુરુષને તેણે લાત મારી ૧૦ એટલે ઘણો સમય થયા નિદ્રાવશ થયેલો તે પુરુષ ઉઠયો ને નેત્ર ઉઘાડી તેની સામું જોયુ તો તેણે પોતાની પડખે કાલયવનને ઉભેલો દીઠો. ૧૧ હે રાજન્! ક્રોધાયમાન થયેલા તે મુચુકુંદ રાજાની તેની ઉપર દૃષ્ટિ પડતાજ, તત્ક્ષણે તેના નેત્રમાથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે કાલયવન બળીને ભસ્મ થઈ ગયો ૧૨

પરિક્ષિતે પૂછયું–હે મુનિરાજ! યવનનો નાશ કરનાર તે પુરુષનું નામ શુ? તે કોના વંશમા જન્મ્યો હતો, તેનુ પરાક્રમ કેવુ હતું? ગુફામા શા માટે સૂતો હતો? અને તેનો પ્રભાવ કેવો હતો? ૧૩

શુકદેવજી કહે છે–ઇક્ષ્વાકુ રાજાના વંશમા તે અવતર્યા હતા, માધાતા રાજાના તે પુત્ર હતા, મહાત્મા હતા, બ્રાહ્મણોના ભક્ત હતા, સત્ય પ્રતિજ્ઞાવાળા હતા અને મુચુકુંદ નામે જગતમા પ્રખ્યાત હતા અસુરોથી ત્રાસ પામેલા ઇંદ્રાદિક દેવતાઓએ,

* આ અધ્યાયમા મુચુકુન્દની દૃષ્ટિથી કાલયવન બળીને ભસ્મ થઇ ગયો, એ કથા કહેવામા આવશે

* અન્યત્ર એવી કથા છે કે ગાર્ગ્યમુનિને તેના સાળાઓએ ષંઢ કહેવાથી યાદવોએ તેની મશ્કરી કરી હતી, તેથી ક્રોધ કરી મુનિએ શંકરને તપથી પ્રસન્ન કરીને યાદવોને હણવે તેવો પુત્ર મને થાઓ એવો વર માગ્યો શંકરે તે વર આપ્યો પછી કોઇ યવન રાજા પુત્રરહિત હતો, તેણે પોતાની સ્ત્રીમા ગાર્ગ્યથી પુત્ર ઉત્પન્ન કર્યો, તે કાલયવન થયો

પોતાની રક્ષા માટે માગણી કરવાથી, તેમણે, ઘણા દિવસો સુધી દેવતાઓની રક્ષા કરી હતી. ૧૫ દેવતાઓએ પોતાના રક્ષક કાર્તિકસ્વામીને મેળવ્યા પછી મુચુકુંદને કહ્યું કે, હે રાજન્! તમે હવે અમારી રક્ષા કરવારૂપી કષ્ટમાથી વિશ્રાંતિ લ્યો. ૧૬ હે વીર પુરુષો! મનુષ્ય લોકમા શત્રુરહિત રાજ્ય હતું તે તજીને અમારી રક્ષા કરતા તમે સર્વ સુખ ત્યાગ કર્યાં હતા. ૧૭ તમારા સમયના પુત્રો, પટરાણીઓ, કાર્યભારીઓ, મંત્રીઓ અને પ્રજા, કાળને અધીન થવાથી નાશ પામ્યા છે હમણા તો સર્વ નવું જ છે. ૧૮ ગોવાળ જેમ રમત કરતા ઢોરને આડાંગવાળા ફેરવે તેમ બળવાનોમા બળવાન સમર્થ તથા અવિનાશી ભગવાન, રમત કરતા પોતાની પ્રજાને આમ તેમ ફેરવ્યા કરે છે ૧૯ હે રાજન્! તમારુ કલ્યાણ થાઓ. તમે હવે એક મોક્ષવિના જે વરની ઈચ્છા હોય, તે વર અમારી પાસેથી માગી લ્યો, કારણ કે મોક્ષના અધિપતિ તો એક અવિનાશી વિષ્ણુજ છે. ૨૦ આ પ્રમાણે દેવતાઓએ કહ્યું એટલે મહા યશસ્વી મુચુકુદ રાજા, પરિશ્રમથી થાકી ગયા હતા, તેમણે દેવતાઓને પ્રણામ કરીને, તેમની પાસેથી નિદ્રા માગી લીધી, ૨૧ અને સાથે માગ્યુ કે, "હે ઉત્તમ દેવતાઓ! જે કોઈ મારી નિદ્રાનો ભગ કરે તે બળીને ભસ્મ થાય." એવો વર આપો. દેવતાઓએ કહ્યુ કે, "તથાસ્તુ" પછી મુચુકુંદ દેવતાઓએ આપેલી નિદ્રા સ્વીકારી ગુફામા જઈને સૂતા ૨૨ દેવતાઓએ તેમને કહ્યુ હતુ કે, જે મૂર્ખ મનુષ્ય તમને સૂઈ રહેલાને જગાડશે તે તમારી દૃષ્ટિ પડતાજ બળીને ભસ્મ થઇ જશે ૨૩ આ પ્રમાણે કાલયવનને ભસ્મ કરાવ્યા પછી સાત્વત કુળમા શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ ભગવાને, બુદ્ધિશાળી મુચુકુદને પોતાનું દર્શન આપ્યુ ૨૪ શ્યામ અંગવાળા, પીળા વસ્ત્રવાળા, વક્ષઃસ્થળમા શ્રીવત્સના ચિહ્નવાળા, કંઠમા કૌસ્તુભમણિથી શોભતા, ચાર ભુજાવાળા, વૈજયંતી નામે માળાવડે શોભતા, મનોહર પ્રસન્ન મુખવાળા, ચળકતા મકરાકાર કુંડળોવાળા, મનુષ્યોને જોવા યોગ્ય, પ્રેમ તથા મદ મંદ હાસ્યપૂર્વક જોતા, મનોહર અવસ્થાવાળા, મદમસ્ત સિંહના જેવા ઉદાર પરાક્રમવાળા, ભગવાનનાં દર્શન કરીને મહા બુદ્ધિશાળી મુચુકુંદ, તેમના તેજથી અંજાઈ ગયા. તેમને શંકા થઇ અને પછી પ્રતાપને લીધે જેને પૂછી શકાય નહિ એવા શ્રીકૃષ્ણને, મુચુકુદે પૂછયુ કે, ૨૫-૨૮ કમળના પત્ર જેવા કોમળ ચરણોથી વિષમ અને ભયકર એવા આ વનમા આપ ફરો છો અને ફરતાં ફરતાં અહીં આવ્યા છો, તે આપ કોણ છો? ૨૯ તમે શું તેજસ્વી લોકોનું તેજ છો? અથવા અગ્નિદેવ છો? અથવા સૂર્ય, ચદ્ર, મહેન્દ્ર, કે લોકપાળ છો? ૩૦ હે દેવ! દીવો જેમ પોતાના પ્રભાવથી અધકારનો નાશ કરે, તેમ તમે તમારા તેજથી ગુફાના અધારનો નાશ કર્યો છે, માટે હુ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવતાઓમા તમને ઉત્તમ દેવ માનુ છુ ૩૧ હે પુરુષોત્તમ! તમને જો યોગ્ય લાગતું હોય તો તમારો જન્મ કર્મ ને ગોત્ર મને કહો. ૩૨ હે પ્રભુ! અમો ઈક્ષ્વાકુ વશમા ઉત્પન્ન થયા છીએ, જાતિના ક્ષત્રિય છીએ અને હું માધાતાનો પુત્ર મુચુકુદના નામથી ઓળખાઉં છુ ૩૩ હું ઘણા કાળના ઉજાગરાથી થાકેલો, નિદ્રાને માટે આ નિર્જન ગુફામા નિરાતે સૂતો હતો, એટલામા કોઇએ પાટુ મારીને મને જગાડયો ૩૪ તે જગાડનારો ખરેખર પોતાના પાપથી બળીને ભસ્મ થયો શત્રુના બળનો નાશ કરનાર આપના અસહ્ય તેજને લીધે, નિસ્તેજ થયેલા અમે તમને ઘણીવાર સુધી જોઈ શકતા નથી. તમે દેહધારીઓને પૂજવા યોગ્ય છો. ૩૬

શુકદેવજી કહે છે કે—આ રીતે રાજા મુચુકુંદે લોકનું કલ્યાણ કરનાર ભગવાનની સાથે ભાષણ કર્યાં પછી, ભગવાન મેઘના જેવી ગભીર વાણીથી હસતા હસતા તેને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૩૭

ભગવાને કહ્યું—હે રાજન્! મારા જન્મો, કર્મો તથા નામો હજારો હજાર છે, તે અપાર હોવાથી મારાથી કહી શકાય તેમ નથી. ૩૮ કોઈ પુરુષ કદાચિત્ ઘણા જન્મોએ પૃથ્વીના રજકણ ગણી શકે પરંતુ મારા ગુણ, કર્મ, નામ તથા જન્મને કદી ગણી શકે નહિ. ૩૯ મોટા મોટા ઋષિઓ ત્રણ કાળમાં થનાર મારા જન્મોને તથા કર્મોને ગણ્યા

ફરે છે, તોપણ તેના પારને પામતા નથી. ૪૦ છતા હે રાજન્! હું તમને મારા જન્મો તથા કર્મો કહુ તે સાંભળો હમણા ધર્મની રક્ષા માટે અને પૃથ્વી ઉપર ભારરૂપ અસુરોનો નાશ કરવા, બ્રહ્માએ પ્રાર્થના કરવા ઉપરથી હું યદુના વંશમાં વસુદેવ. જીને ઘેર જન્મ્યો છુ અને વસુદેવનો પુત્ર થાઉં છું. મને લોકો વાસુદેવના નામે ઓળખે છે ૪૧–૪૨ હે રાજન્! મેં કાલનેમિને, કંસને તથા પ્રલંબાસુર વગેરે મહાત્માઓના શત્રુઓને માર્યા છે તમારા તીક્ષ્ણ તેજથી હમણા આ કાલયવનને પણ બાળી નખાંવ્યો છે. ૪૩ તમે પૂર્વે મારી ભક્તવત્સલની ઘણી પ્રાર્થના કરી હતી, તે ઉપરથી હુ તમારો અનુગ્રહ કરવા આ ગુફામા આવ્યો છુ. ૪૪ હે રાજર્ષિ! તમે વર માગો, હુ તમારી સર્વ કામનાઓ પૂરીશ, કારણ કે મારે શરણે આવેલો કોઇ પણ પુરુષ ફરીને શોક પામતો નથી. ૪૫ ભગવાને આ પ્રમાણે મુચુકુંદને કહ્યુ એટલે તે આનંદથી ગર્ગ-મુનિના વચન સંભારી, આ નારાયણ દેવ છે, એમ જાણી તેમને પ્રણામ કરીને સ્તુતિ કરવા લાગ્યો ૪૬

મુચુકુંદ કહે છે–હે ઈશ્વર! તમારી માયાથી મોહ પામેલા અને તમારા ખરા સ્વરૂપને ન જાણ-નાર આ સ્ત્રીઓ તથા પુરુષોરૂપી સર્વે લોકો તમને ભજતા નથી, પરન્તુ પરસ્પર દુર્લભ સુખની ઈચ્છાથી દુઃખોની જેમાથી ઉત્પત્તિ થાય છે એવા ઘરો (સંસાર) મા બંધાય છે. ૪૭ જીવને આ કર્મભૂમિમા કોઇ પણ રીતે મળે નહિ એવો તથા સંપૂર્ણ અવયવ વાળો મનુષ્ય દેહ પ્રયત્ન વિના કોઇ પણ રીતે મેળવ્યા છતા, વિષયોમા પ્રીતિ હોવાથી, પશુ જેમ ઘાસથી લોભાઈને અંધારા કુવામા પડે તેમ વિષ-યોની વાંછાથી, મનુષ્ય, ઘરરૂપી અંધાર કુવામા પડે છે, તેથી તમારા ચરણારવિંદની સેવા કરતો નથી ૪૮ હે અજિત! મારો આ કાળ વ્યર્થ ગયો છે, કારણ કે હુ રાજ્યલક્ષ્મીથી મહા મદોન્મત્ત રહેતો હતો. 'પૃથ્વીનો સ્વામી છું' એવુ અભિ-માન રાખતો હતો, આત્મામા દેહબુદ્ધિ રાખતો અને ચિંતાથી પુત્ર, સ્ત્રી અને પૃથ્વી ઉપર આસક્તિ રાખતો હતો. ૪૯ આ મૃતિકાના કલેવરમા 'હું રાજા છું' એવું દૃઢ અભિમાન રાખનાર તથા રથ, હાથી ઘોડા, પાળા અને સેનાપતિઓથી વિંટળાઈને તમારી દરકાર કર્યા વગર પૃથ્વી ઉપર ફર્યા કરતો હતો અને ઘણો મદોન્મત્ત રહેતો હતો ૫૦ 'આ કામ આવી રીતે કરવું, આ કામ આવી રીતે ન કરવું,' આવા મનોરથની પરંપરાથી અત્યંત પ્રમત્ત થઈ ગયેલા મનોરથો નાશ પામ્યા છતા, વિષયોની લાલસાવાળા અને વિષયો મળ્યા છતા પણ તેઓમાં અત્યંત તૃષ્ણા રાખનાર મનુષ્યને, સાવધાન રહેનાર આપ કાળમૂર્તિ, સર્પ જેમ ઉંદરને પકડી લે તેમ પકડી લ્યો છો. ૫૧ પ્રથમ 'રાજા' નામ ધારી દેહ સોનાના રથોમા બેસીને અથવા હાથી ઉપર ચઢીને ફરે છે અને તે જ દેહને, પાછો વાળી શકાય નહિ એવા કાલના હાથમા આવવાથી છેવટે કોઈ ખાઈ જાય છે. તે સ્થિતિમા તે વિષ્ઠાનું નામ ધરાવે છે, પડી રહે છે તો તે કીડાનુ નામ ધરાવે છે અને બાળી દેવામાં આવે છે તો તે રાખનુ નામ ધરાવે છે પણ જેને સર્વ દિશાઓ જીતીને કોઈની સાથે યુદ્ધ કરવાનું રહ્યું હોય નહિ તથા જે ઉત્તમ સિંહાસન ઉપર બેઠો હોય તથા સર્વે રાજાઓ એકી વખતે જેમના સમાન હોય, તથા જેને તેઓ પ્રણામ કરતા હોય તે પુરુષ પણ જ્યા આગળ સંસાર સુખ રહેલું હોય એવાં ઘરમાં મદારીના પીઘેલા મર્કટની માફક નાચ્યા કરે છે ૫૩ પ્રથમ મનુષ્ય રાજ્યાદિકની ઈચ્છાથી સર્વ વૈભવોનો ત્યાગ કરી નીચે સૂવુ, બ્રહ્મચર્ય વ્રત પાળવુ વગેરે તપશ્ચર્યામા નિષ્ઠા રાખીને, કર્મો, કરે છે તથા પોતાની પાસે જે વસ્તુઓ હોય તે આપી દે છે, અને તે કર્મના ફળરૂપ રાજ્યને મેળવે છે તથાપિ, પુન. હુ આવતા જન્મમા ચક્રવર્તી થાઉં એવી આશા વધવાથી તે સુખ ભોગવી શકતો નથી ૫૪ હે પરમેશ્વર! જ્યારે સંસારમાં ભટકતા મનુષ્યનો તમારા અનુગ્રહથી સંસારમાંથી છુટકો થાય છે, ત્યારે તેને સત્સંગ થાય છે અને જ્યારે સત્પુરુષનો સમાગમ થાય છે, ત્યારેજ મહાત્માઓની ગતિરૂપ તથા કાર્ય અને કારણના ઈશ્વર એવા આપ વિષે ભક્તિ થાય છે. ૫૫ હે સમર્થ ઈશ્વર! મને તો દૈવેચ્છાથી રાજ્યનો સંબંધ છુટી ગયો છે

અને તેથી આપનો મારા ઉપર અનુગ્રહ થયો છે, એમ હું માનુ છુ, કારણ કે, એકાતવાસ કરવા સર્વનો ત્યાગ કરીને વનમા જવાની ઇચ્છાવાળા મહાત્મા ચક્રવર્તી રાજાઓ પણ એ અનુગ્રહની ઇચ્છા કરે છે ૫૬ હે વ્યાપક પરમેશ્વર! અકિંચન પુરુષોએ પ્રાર્થના કરવા યોગ્ય તમારા ચરણની સેવા વિના હુ બીજો કોઇ પણ વર માગતો નથી, કારણ કે, હે હરિ! મોક્ષ આપનાર આપની આરાધના કરીને કયો વિવેકી પુરુષ આત્માને બંધનકારક વર ઇચ્છે? ૫૭ હે ઇશ્વર! રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી બંધાયલી અને ઐશ્વર્ય, શત્રુનો નાશ વગેરે સર્વ સુખોનો ત્યાગ કરીને, નિરંજન, નિર્ગુણ, એક જ્ઞાનસ્વરૂપ, એવા આપ પરમ પુરુષને હુ શરણે આવ્યો છુ ૫૮ હે પરમાત્મા! આ સંસારમાં હું ઘણા દહાડા થયા કર્મોના ફળોથી પીડા પામુ છુ, કર્મોની વાસનાથી બળ્યા કરુ છુ, છ ઇન્દ્રિયરૂપી મારા શત્રુઓ તૃષ્ણારહિત થતા નથી, તેમ કોઈપણ રીતે મને શાતિ વળતી નથી એવો હું, નિર્ભય, સત્ય તથા શોકરહિત તમારા ચરણારવિંદને શરણે આવ્યો છું, માટે હે ઈશ! મને શરણાગતને આપ પાળો. ૫૯

ભગવાન બોલ્યા—હે ચક્રવર્તિ! તારી બુદ્ધિ નિર્મળ તથા તેજસ્વી છે, કારણ કે, મે તને વરોથી લોભાવ્યા છતા પણ તારી બુદ્ધિ કામનાઓથી ડગી નથી ૬૦ મે તને વરોથી લોભાવ્યો હતો, તે તને સાવધ કરવા લોભાવ્યો હતો, એમ જાણવુ, કારણ કે, મારા ભક્તોની બુદ્ધિ કોઇ પણ દિવસ સુખોથી ભેદ પામતી નથી, અર્થાત્ સુખો ઉપર આસક્ત થતી નથી ૬૧ જેઓ મારા ભક્ત નથી તેઓ પ્રાણાયામાદિકથી મારા વિષે મનને યોજે છે, તથાપિ જેની વાસના ક્ષીણ થઇ નથી તેનું મન પુન પુન વિષયોમા આસક્ત થયેલુ રહે છે. ૬૨ તુ મારે વિષે મન રાખીને ઇચ્છા પ્રમાણે પૃથ્વી ઉપર ફર ને તને નિત્ય મારે વિષે અવિનાશી ઈશ્વરની ભક્તિ થાઓ. ૬૩ તેં ક્ષત્રિય ધર્મમા રહીને મૃગયા આદિક કરીને ઘણા જીવોને માર્યા છે, તો તુ સાવધાન થઇ મારો આશ્રય કરીને, તપથી તે પાપનો નાશ કર. ૬૪ હે રાજન્! તુ આવતા જન્મમાં સર્વ પ્રાણીઓનો મિત્ર, એક શ્રેષ્ઠ બ્રાહ્મણ થઇને મારા અદ્વૈત સ્વરૂપને પામીશ ૬૫

जन्मन्यनतरे राजन् सर्वभूतसुहृत्तमः ।
भूत्वा द्विजवरस्त्वं वै मामुपैष्यसि केवलम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकपंचाशत्तमोऽध्यायः

## અધ્યાય ૫૨ મો.*

### રુકિમણીનો સંદેશ.

श्रीशुक उवाच

इत्थं सोऽनुगृहीतोंग कृष्णेनेक्ष्वाकुनंदनः ।
तं परिक्रम्य संनम्य निश्चक्राम गुहामुखात् ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે શ્રીકૃષ્ણે જેના ઉપર અનુગ્રહ કર્યો હતો એવા ઇક્ષ્વાકુ વંશના પુત્ર, રાજા મુચુકુંદ શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરીને તથા પ્રણામ કરીને, ગુફાના દ્વારમાથી બહાર નીકળ્યા, ૧ અને મનુષ્યોને, પશુઓને તથા વનસ્પતિઓને નાના કદના જોઇને કલિયુગ આવ્યો એમ માની, ઉત્તર દિશામા ચાલ્યા ગયા. ૨ તપમા શ્રદ્ધાવાળા, ધીર, સર્વ સંગ રહિત તથા સંશય રહિત થયેલા રાજા મુચુકુંદ, શ્રીકૃષ્ણમા મન રાખીને ગંધમાદન પર્વત ઉપર ગયા. ૩ ત્યા આગળ નર નારાયણ ભગવાનના નિવાસરૂપ બદ્રિકાશ્રમમા જઇને, સર્વ સુખદુઃખ સહન કરનારા, શાત થયેલા રાજા મુચુકુંદ, તપવડે શ્રીહરિની આરાધના કરવા લાગ્યા ૪ પછી શ્રીકૃષ્ણ ભગવાન, મુચુકુંદની પાસેથી યવનોએ ઘેરેલી મથુરા નગરીમાં પાછા આવીને યવનની સેનાને મારી નાખી, તેનું ધન દ્વારિકા પહોચાડવાની તૈયારી કરવા લાગ્યા. ૫ શ્રીકૃષ્ણની પ્રેરણાથી મનુષ્યો તે ધન ગાડામાં ભરીને લઈ જવા લાગ્યા એટલામા જરાસંધ ત્રેવીસ અક્ષૌહિણી સેના લઇને મથુરા ઉપર ચઢી આવ્યો. ૬ શ્રીકૃષ્ણ ને બળદેવ તેની સેનાનો વેગ જોઇને માયા-

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણ જાણે ભયભીત થયા હોય તેમ દ્વારિકાપુરીમા ગયા અને ત્યા આગળ એક બ્રાહ્મણે રુકિમણીનો સંદેશો આપ્યો, એ કથા કહેવામા આવશે.

વડે મનુષ્યની ચેષ્ટાથી ઉતાવળા ઉતાવળા ત્યા ગયા ૭ તે બન્ને ભાઈઓ નિર્ભય હતા તોપણ ઘણુ જ બીકણુ પુરુષની પેઠે પેલુ પુષ્કળ ધન માર્ગમા પડ્યુ મુકીને કમળના પત્ર જેવા ચરણવડે ઘણા યોજન સુધી દોડીને ગયા. ૮ બળવાન જરાસંધ તેમને નાસતા જોઈ હસવા લાગ્યો જરાસંધ તેમના બળનુ પ્રમાણ જાણતો ન હતો તેથી, રથની સેનાઓ સાથે તેઓની પાછળ દોડ્યો ૯ બન્ને ભાઈઓ ઘણે દૂર સુધી દોડીને થાકી ગયા, તેથી એક પ્રવર્ષણ નામે પર્વત ઉપર ચઢી ગયા ત્યા ભગવાન મેઘ નિત્ય વર્ષે છે. ૧૦ હે રાજન્! તેઓને પર્વતમા છુપાઇ ગયેલા જોઈ, તેમની શોધ કર્યા છતા જ્યારે તેમનુ સ્થાન મળ્યુ નહિ ત્યારે, તે પર્વતની ચારે તરફ લાકડા મુકીને અગ્નિથી પર્વતને તેણે સળગાવી દીધો ૧૧ પર્વતના શિખરો સળગવા લાગ્યા એટલે તે બન્ને ભાઈઓ અગિયાર યોજન ઉંચા પર્વત ઉપરથી કુદીને, જ્યા આગળ જરાસંધે ઘેરો ઘાલ્યો ન હતો તેવા પ્રદેશમાં જઈ પડ્યા ૧૨ હે રાજન્! શત્રુ તથા તેના મનુષ્યો જાણે નહિ તેમ તે બન્ને યાદવોત્તમો, સમુદ્રથી વિંટલાયેલી પોતાની નગરીમા પાછા આવ્યા ૧૩ જરાસંધ પણ શ્રીકૃષ્ણ તથા બળભદ્ર બળી ગયા હશે, એમ માની, પોતાની મોટી સેનાને લઇને મગધ દેશ તરફ પાછો ગયો ૧૪ આનર્ત (ઓખામંડળ) દેશના રાજા રૈવતે, બ્રહ્માની આજ્ઞાથી પોતાની પુત્રી રેવતી બળભદ્રને પરણાવી હતી, ૧૫ અને શ્રીકૃષ્ણ ભગવાન લક્ષ્મીના અંશરૂપ ભીષ્મક રાજાની પુત્રી શ્રીમતી રુક્મિણીને સ્વયંવરમા પરણ્યા હતા ૧૬ ગરુડ જેમ દેવોને હરાવી પોતાના ભાગરૂપ અમૃતને લઈ જાય છે, તેમ શ્રીકૃષ્ણ, શિશુપાલ પક્ષના શાલ્વ વગેરે રાજાઓને હરાવી, સર્વ લોકોના દેખતાં રાક્ષસ વિધિથી ભીષ્મક રાજાની કમળ જેવા નેત્રવાળી તથા મનોહર મુખવાળી રુક્મિણીને પરણ્યા હતા ૧૭

પરીક્ષિત રાજાએ પૂછ્યુ–ભગવાન મનોહર મુખવાળી, ભીષ્મક રાજાની કન્યા રુક્મિણીને પરણ્યા હતા એ કથા મે સાભળી છે ૧૮ હે મહારાજ! શ્રીકૃષ્ણે માગધ, શાલ્વ વગેરે રાજાઓને હરાવી જે પ્રમાણે એ કન્યાનું હરણ કર્યું હોય તે પ્રમાણે, હુ તે ચરિત્ર સાંભળવાની ઇચ્છા રાખુ છુ. ૧૯ લોકના પાપ નાશ કરનારી, મધુરી અને નિત્ય નવી લાગતી શ્રીકૃષ્ણની કથાને સાભળનારો કયો શાસ્ત્રજ્ઞ તૃપ્ત થાય છે? ૨૦

શુકદેવજી કહે છે–હે રાજન્! વિદર્ભ દેશમા ભીષ્મક નામે એક મોટો રાજા રાજ્ય કરતો હતો તેને પાચ પુત્રો ને એક રૂપાળી કન્યા હતી ૨૧ સર્વ પુત્રોમાં મોટો રુક્મિ નામે પુત્ર હતો. બીજા રુકમરથ, રુકમબાહુ, રુકમકેશ ને રુકમમાલી નામે ચાર પુત્રો હતા એમની બેનનું નામ રુક્મિણી હતુ ૨૨ ઘેર આવેલા લોકોએ ગાયેલાં ભગવાનના રૂપ, પરાક્રમ, ગુણ તથા લક્ષ્મીની વાત સાભળી, રુક્મિણીએ શ્રીકૃષ્ણને પોતાના પતિ માન્યા હતા. ૨૩ શ્રીકૃષ્ણે પણ બુદ્ધિ, લક્ષણ, ઉદારતા, રૂપ, સ્વભાવ તથા સદ્ગુણવાળા રુક્મિણીને પોતાને યોગ્ય ભાર્યા જાણી, તેમને પરણવાનો વિચાર કર્યો હતો ૨૪ હે રાજન્! સબંધીઓ રુક્મિણીનુ લગ્ન શ્રીકૃષ્ણ સાથે કરવાને ખુશી હતા, પણ શ્રીકૃષ્ણના શત્રુ રુક્મિએ ના પાડવાથી શિશુપાલની સાથે વિવાહ કરવામા આવ્યો ૨૫ રુક્મિણી તે વાત જાણીને મનમા અત્યંત ખિન્ન થયા તેમણે પોતાના એક વિશ્વાસુ બ્રાહ્મણને સંદેશપત્ર આપી, શ્રીકૃષ્ણની પાસે મોકલ્યો ૨૬ તે બ્રાહ્મણ રુક્મિણીનો સંદેશો લઇ દ્વારકામા શ્રીકૃષ્ણના રાજમહેલ આગળ ગયો તેણે અંદર જઇ સુવર્ણના સિંહાસન ઉપર બેઠેલા આદિ પુરુષ ભગવાનને નમન કર્યું ૨૭ બ્રાહ્મણનુ રક્ષણ કરનાર શ્રીકૃષ્ણે, તેને સુવર્ણના આસન ઉપરથી ઉઠીને પોતાની પાસે બેસાડ્યો અને દેવતાઓ જેમ પોતાની પૂજા કરે, તેમ શ્રીકૃષ્ણે તે બ્રાહ્મણની પૂજા કરી ૨૮ પછી તે ભોજન કરી પરિશ્રમ રહિત થઈ બેઠો ત્યારે શ્રીકૃષ્ણ તેની પાસે જઈ, હાથવતી તેના ચરણને સ્પર્શ કરી શાતિથી આ પ્રમાણે પૂછવા લાગ્યા ૨૯

શ્રીકૃષ્ણે પૂછ્યુ–હે બ્રાહ્મણ! તમે તમારો વૃદ્ધ પુરુષોએ માન્ય કરેલો ધર્મ, પૂર્ણ સંતોષ રાખીને, બહુ કષ્ટ ભોગવ્યા વિના નિત્ય પાળો છો? બ્રાહ્મણ

પોતાના ધર્મથી ભ્રષ્ટ ન થતા જે કંઈ મળે તેટલા ઉપર જ સંતોષ રાખી વર્તે તો તે ધર્મ તેની સર્વ કામના પૂર્ણ કરે છે ૩૦–૩૧ ઇંદ્ર પણ અસંતોષી હોય તો નિરંતર એક ઠેકાણે ન રહેતાં, સર્વ લોકમા દોડયા કરે છે અકિંચન છતા પણ સંતોષી મનુષ્ય સર્વ શરીરોમાં પીડા રહિત થઇને સુખથી સૂવે છે ૩૨ જે બ્રાહ્મણો પોતાને મળે તેટલાથી સંતોષ રાખે, જે સદ્ગુણશાળી હોય, જે સર્વ પ્રાણીઓના અતિ પ્રીતિપાત્ર હોય, અહંકાર વિનાના હોય, અને શાંત હોય તેઓને હુ વાર વાર મસ્તકથી નમસ્કાર કરું છુ ૩૩ હે મહારાજ! તમે જે રાજાની પ્રજા છો, તે રાજાથી તમારુ કુશળ છે કે? જે રાજાના દેશમા રક્ષા કરાતી પ્રજા સુખમા રહે છે, તે રાજા મને પ્રિય લાગે છે, ૩૪ તમે આ મહાસાગરને તરીને જે ઇચ્છાથી અહીં આવ્યા હો તે સર્વ હવે મને કહો, અમે તમારુ શુ કાર્ય કરીએ? ૩૫ લીલા કરવા માટે દેહ ધારણ કરનાર શ્રીકૃષ્ણે બ્રાહ્મણને આ પ્રમાણે પૂછયુ ત્યારે તેણે શ્રીકૃષ્ણની પાસે રુકિમણીના સંદેશારૂપી સર્વ વાર્તા વિસ્તારથી કહી રુકિમણીએ પોતે એકાંતમા એક પત્રિકા શ્રીકૃષ્ણની ઉપર મોકલાવી હતી, તે શ્રીકૃષ્ણની આજ્ઞાથી ઉખેડીને પેલો બ્રાહ્મણ વાચવા લાગ્યો. ૩૬ રુકિમણીએ ભગવાન ઉપર તેમા નીચે પ્રમાણે લખ્યું હતું.—

હે ત્રણલોકમા સુંદર! શ્રોતાજનોના હૃદયમા પ્રવેશ કરી, તાપને હરનાર તમારા ગુણો સાભળી તથા નેત્રવાળાઓના નેત્રોને સંપૂર્ણ કામનાની પ્રાપ્તિ કરાવનાર તમારુ રૂપ જોઈને, હે પ્રભુ! મારુ મન તમારા ઉપર આસક્ત થયુ છે ૩૭ હે મુકુંદ! હે નૃસિંહ! કુળ, શીલ, રૂપ, વિદ્યા, અવસ્થા, ધન તથા પ્રભાવથી પોતાની સમાન અને મર્ત્યલોકમા લોકોના મનને હરનાર આપને ધૈર્યવાળી, ઉંચા કુળવાળી અને મોટા ગુણવાળી કયી કન્યા વરે નહિ? ૩૮ માટે હે વ્યાપક! હું આપને ખરેખર સ્વામી તરીકે વરી ચુકી છુ અને આપને મારો આત્મા અર્પણ કર્યો છે, માટે આપ અત્રે પધારી મને તમારી ભાર્યા તરીકે લઇ જાઓ હે કમલનયન! શિયાળ જેમ સિંહના ભાગને ન અડકે, તેમ વીર પુરુષોના ભાગરૂપ જે હું તેને શિશુપાલ આવીને ન અડકે તેમ ઝટ કરો ૩૯ મે જો વાવ, કુવા વગેરે નવાણો ખોદાવીને, યજ્ઞોમા હોમ કરીને, દાનો દઈને, નિયમો પાળીને, વ્રતો કરીને, દેવતા, બ્રાહ્મણ અને ગુરુના પૂજનાદિક કરીને, પરમેશ્વર એવા ભગવાનની આરાધના કરી હોય તો, ભગવાન અહીં આવીને ભલે મારું પાણિગ્રહણ કરો! પરંતુ શિશુપાલ વગેરે બીજાઓ મારુ પાણિગ્રહણ કરો નહિ ૪૦ મારા સંબંધીઓએ તો મને શિશુપાળ વેરે પરણાવવા ધારી છે, પરંતુ હે અજીત! વિવાહને આગલે દિવસે તમે સેનાપતિઓ સાથે છાનામાના વિદર્ભ દેશમા આવજો અને શિશુપાલ તથા જરાસંધના સૈન્યને પરાક્રમથી મારી નાખીને, પરાક્રમ એ જ જેવુ મૂલ્ય છે એવી જે હુ તેને રાક્ષસવિધિથી પરણજો. ૪૧ તમને કદાચ શંકા થાય કે, 'તુ અંતઃપુરમા રહેનારી છે, માટે તારા સંબંધીઓને માર્યા વિના હુ તને કેવી રીતે પરણી શકુ? તેનો ઉપાય હુ તમને કહુ છુ તે સાભળો અમારા કુળમા વિવાહને આગલે દિવસે કુળદેવીનું પૂજન કરવાની પ્રથા છે અને નવલ વધૂ થનારી કન્યા, ગામ બહાર પાર્વતીના દર્શન તથા પૂજન કરવા જાય છે ૪૨ હે કમળનયન! શંકરની પેઠે બીજા મહાત્માઓ પણ પોતાનુ અજ્ઞાન ટાળવા જેમના ચરણકમળની રજમા નહાવાની ઇચ્છા કરે છે, એવા આપનો પ્રસાદ, જો મને મળશે નહિ તો હુ મારા પ્રાણોને વ્રતથી દુર્બળ કરીને, તેઓનો ત્યાગ કરીશ અને તેમ કરતા સેંકડો જન્મોએ મારા ઉપર તમારી કૃપા થશે ૪૩

બ્રાહ્મણ કહે છે—હે યદુદેવ! હુ આ પ્રમાણે આ ગુપ્ત સંદેશો લાવ્યો છુ હવે આ બાબતમા વિચાર કરી જે કઈ કરવા જેવુ હોય તે આપ કરજો. ૪૪

इत्येते गुह्यसंदेशा यदुदेव मयाहृताः।
विमृश्य कर्तुं यच्चात्र क्रियतां तदनन्तरम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
द्विपंच सप्तमोऽध्यायः।

# અધ્યાય ૫૩ મો.$

## રુક્મિણીનું હરણ

### श्रीशुक उवाच

**वैदर्भ्याः स तु संदेशं निशम्य यदुनंदन. ।**
**प्रगृह्य पाणिना पाणिं प्रहसन्निदमब्रवीत् ॥**

શુકદેવજી કહે છે–હે રાજન્! યદુવંશી શ્રીકૃષ્ણ, રુક્મિણીનો સંદેશો સાંભળી પોતાના હાથથી બ્રાહ્મણનો હાથ ઝાલી, હસતાં હસતા તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૧

શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા–હે મહારાજ! રુક્મિણીને મારે માટે જેમ આટલો બધો પ્રેમ છે, તેમ મારુ મન પણ તેની ઉપર આસક્ત છે તેના મિષે રાત્રે નિંદ્રા પણ આવતી નથી હું જાણુ છુ કે રુક્મિએ દ્વેષને લીધે મારો વિવાહ અટકાવ્યો છે ૨ માટે હવે કાષ્ઠોને મથન કરી તેમાથી જેમ અગ્નિ કાઢવામા આવે તેમ હું યુદ્ધમા રાજાઓનો નાશ કરીને મારે આધારે રહેલી રુક્મિણીને પરણીશ ૩

શુકદેવજી કહે છે–પછી મધુદૈત્યને મારનાર શ્રીકૃષ્ણે રુક્મિણીના વિવાહનુ મુહૂર્ત લક્ષમા રાખી, સારથિને કહ્યુ–હે દારુક! રથ તૈયાર કર શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક ઘોડાઓ જોડેલો રથ લાવી, દારુક ભગવાનની આગળ આવી રહ્યો ૪–૫ પછી શ્રીકૃષ્ણ રથમા બેઠા અને બ્રાહ્મણને પણ સાથે બેસાડી એક રાતમા વૈદર્ભપુર જઈ પહોંચ્યા ૬ કુંડિનનગરનો રાજા ભીષ્મક, પુત્ર વાત્સલ્યને લીધે તેને અધીન હતો, તેથી પોતાની કન્યા શિશુપાલને પરણાવવા નગરને શણગારવાની તૈયારીઓ કરાવવા લાગ્યો હતો તેણે પિતૃઓ, દેવતાઓ, ગણપતિ વગેરેની પૂજાનો આરંભ કર્યો હતો ૭ નગરના મોટા નાના રસ્તાઓને, અને ચોટાને વાળીને સાફ કરાવરાવ્યા હતા, પાણી છંટાવ્યા હતાં, જાતજાતની ધ્વજાઓ, પતાકાઓ તથા તોરણોથી નગરને શણગારી દીધુ હતું ૮ નગરીમાં સ્રી–પુરુષો, પુષ્પની માળાઓ, ચંદનાદિકના લેપો, પુષ્પો, ઘરેણા તથા નિર્મળ વસ્રો પહેરી સજ થયા હતા શોભાયમાન ઘરોને અગરના ધૂપથી સુવાસિત કર્યાં હતા. ૯ બીજી તરફ હે રાજન્! ભીષ્મકે પિતૃઓને, અને બ્રાહ્મણોને પૂજી તેઓને જમાડયા ને સ્વસ્તિવાચન કરાવરાવ્યુ. ૧૦ સુંદર દાતવાળી કન્યાને મંગળ સ્નાન કરાવી, ઉત્તમ આભૂષણો પહેરાવી તથા નવા વસ્રો ઓઢાડીને શણગારી, અને તેને પણ સ્વસ્તિવાચન કરાવરાવ્યુ ૧૧ બ્રાહ્મણોએ ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોથી કન્યાની રક્ષા કરી, અને અથર્વવેદ જાણનાર પુરોહિતે ગ્રહશાંતિનો હોમ કર્યો ૧૨ પછી શાસ્રવિધિ જાણનારાઓમા કુશળ એવા ભીષ્મકે, બ્રાહ્મણોને સોનું, રૂપુ, વસ્ર, ગોળ સાથે મેળવેલા તલ અને ગાયો આપી ૧૩ ચેદિદેશના રાજા દમઘોષે પણ પોતાના પુત્ર શિશુપાલના અભ્યુદયને માટે બ્રાહ્મણો પાસે ઉપર પ્રમાણે વિવાહોચિત સંસ્કાર કરાવરાવ્યા ૧૪ પછી મદ ઝરતા અને સોનાની માળાવાળા હાથીઓની સેનાઓ, રથ, પાળા અને ઘોડેસ્વારોથી ભરપુર સેનાઓ સાથે શિશુપાલ કુંડિનપુરમા આવ્યો ૧૫ વિદર્ભદેશના રાજાએ તેની સામે જઈ તેનો સત્કાર કર્યો ને ખાસ તૈયાર કરેલા ઉતારામા તેને ઉતારો આપ્યો ૧૬ જાનમા શાલ્વ, જરાસંધ, દંતવક્ત્ર, વિદૂરથ, પૌણ્ડ્રાદિ રાજાઓ આવ્યા હતા. ૧૭ આ સર્વ શ્રીકૃષ્ણ ને બલદેવના દ્વેષી શિશુપાળને કન્યા પરણાવવા તૈયાર હતા જો શ્રીકૃષ્ણ, બળભદ્ર વગેરે યાદવો સાથે અહીં આવીને કન્યાનું હરણ કરે તો આપણે એકઠા થઇ તેમની સામે લડવું, એવો તેમનો નિશ્ચય હતો. સર્વ રાજાઓ, સેના અને વાહનો સાથે આવ્યા હતા ૧૮–૧૯ શત્રુ રાજાઓએ આ રીતે કરેલો ઉદ્યમ જોઇ, શ્રીકૃષ્ણ એકલા કન્યાનું હરણ કરવા ગયા છે, એવું જાણી, બળભદ્રને કલહ થવાની શંકા થઈ ૨૦ તેથી હાથી, ઘોડા, રથ અને પાળાવાળી મોટી સેના સાથે તે એકાએક કુંડિનપુર તરફ ચાલ્યા. ૨૧

ભીષ્મક રાજાની પુત્રી રુક્મિણી, જે શ્રીકૃષ્ણ ભગવાનના આગમનની રાહ જોતાં હતાં, તે પોતે મોકલેલો બ્રાહ્મણ પાછો આવ્યો નહિ તેથી ચિંતા

$ આ અધ્યાયમા આશ્ચર્યકારક કર્મ કરનાર શ્રીકૃષ્ણે રુક્મિણીનું હરણ કર્યું, તે કથા કહેવાશે

કરવા લાગ્યાં. મારા મંદભાગિણીના વિવાહને માત્ર એકજ રાત્રી આડે રહેલી છે, છતા કમલનયન શ્રી કૃષ્ણ હજી આવ્યા નહિ. ન આવવાનું શું કારણ હશે? હું તે જાણુતી નથી. મારો સંદેશો લઈ જનારો બ્રાહ્મણ પણ હજી પાછો આવ્યો નહિ ૨૨—૨૩ નિર્દોષ મનના શ્રીકૃષ્ણે મારી સાથે પરણવા પ્રથમ તૈયારીઓ કરવાથી તે બ્રાહ્મણને આવવા દીધો નહિ હોય, પરંતુ આવતી વેળા મારે વિષે કંઈક દોષ જોઈ, મારુ પાણિગ્રહણ કરવા તૈયારી કર્યા છતા પણ આવ્યા નહિ હોય તે કારણથીજ પેલો બ્રાહ્મણ પણ આવ્યો નહિ હોય ૨૪ મને અભાગિણીને વિધાતા, શંકર અથવા તેમના સ્ત્રી સતી પાર્વતી દેવી અનુકૂળ નથી તેથી શ્રીકૃષ્ણ આવતા માર્ગમા રોકાઈ ગયા હશે ૨૫ આ રીતે વિચાર કરતાં તથા ભગવાને જેના મનને હરણ કર્યું હતુ એવા તથા શ્રીકૃષ્ણને હજી આવવાનો સમય થયો નથી એમ ધારતાં રુકિમણી, ગમગીન થઇ ગયાં ૨૬ હે રાજન્! એ પ્રમાણે રુકિમણી શ્રીકૃષ્ણની વાટ જોતા હતા એટલામા તો તેમના ડાબા અંગો ફરકવા માડયા. ૨૭ શ્રીકૃષ્ણે મોકલેલો બ્રાહ્મણ પાછો આવ્યો અને અંત:પુરમા જઈ રાજપુત્રીને મળ્યો ૨૮ પવિત્ર હાસ્યવાળા રુકિમણી, સર્વ લક્ષણ જાણનારા હતા, તે ધીરે ધીરે ચાલ્યા આવતા અને પ્રસન્ન મુખવાળા બ્રાહ્મણને જોઈ કામ સિદ્ધ થયુ છે એવુ જાણી, મંદ મંદ હસતાં તેને પૂછવા લાગ્યા ૨૯ તેણે ભગવાનના આગમન સંબંધી તથા તેમણે પરણવાને આપેલું વચન કહી સંભળાવ્યુ. ૩૦ રુકિમણી ભગવાનને આવેલા જાણીને પ્રસન્ન થયા, અને બ્રાહ્મણને વધામણીમા આપવા જેવી બીજી કોઈ પણ વસ્તુ ન જોવાથી તેને પ્રણામ કર્યા. ૩૧ પોતાની પુત્રીનો વિવાહ હોવાના ઉત્સાહથી શ્રીકૃષ્ણ તથા બળભદ્રને આવ્યા સાંભળી, ભીષ્મક પૂજાઓની સામગ્રીઓ લઈ તથા વાજીંત્ર સાથે શ્રીકૃષ્ણની સામે ગયા. ૩૨ તેઓને મધુપર્ક, સ્વચ્છ વસ્ત્રો તથા મનમાનતી ભેટો વિધિપૂર્વક અર્પણ કરીને તેમનો સત્કાર કર્યો. ૩૩ તેઓને સેના સાથે શોભાયમાન ઉતારામાં ઉતારીને, મહાબુદ્ધિવાળા ભીષ્મક રાજાએ, તેમની

પરિવાર સાથે પરોણાચાકરી કરી ૩૪ એ જ પ્રમાણે બીજા એકઠા મળેલા રાજાઓની, તેઓના બળ, પરાક્રમ, અવસ્થા તથા ધનના પ્રમાણમા સર્વ ઇચ્છાઓ પુરી ૩૫ વિદર્ભપુર વાસીઓ શ્રીકૃષ્ણને આવ્યા સાંભળીને તેમના ઉતારા પર ગયા અને કહેવા લાગ્યા કે, ૩૬ રુકિમણી ખરેખર આનીજ પત્ની થવાને યોગ્ય છે, બીજી કોઇ યોગ્ય નથી. તેમ નિર્દોષ દેહવાળા શ્રીકૃષ્ણ રુકિમણીના પતિ થવાને યોગ્ય છે ૩૭ આપણુ જો કંઇ પણ પુણ્ય હોય અને તેનાથી ત્રણ લોકના કર્ત્તા જો પ્રસન્ન થયા હોય તો, શ્રીકૃષ્ણ રુકિમણીનું પાણિગ્રહણ કરજો ૩૮ આ પ્રમાણે પ્રેમના આવેશમા બંધાયલા નગરવાસી લોકો બોલતા હતા એટલામા રુકિમણી યોદ્ધાઓની સાથે અંત:પુરમાથી નીકળી અંબિકાના મંદિર તરફ જવા લાગ્યા ૩૯ આ વખતે રુકિમણી ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરતા કરતા, પાર્વતીના ચરણકમળના દર્શન કરવા પગે ચાલીને જવા લાગ્યા ૪૦ આ વેળા રુકિમણીએ મૌન ધારણ કર્યું હતું, માતાઓ તથા સખીઓ તેમની સાથે હતી રાજાના સિપાઈઓ સર્વ શસ્ત્રો સજી, આયુધો ઉંચા રાખી, તેમની રક્ષા કરતા હતા અને આગળ મૃદંગ, શંખ, પણવ, તૂરી તથા ભેર વાગતા હતા. ૪૧ વારાંગનાઓ નાના પ્રકારની ભેટો તથા બલિદાનો લઈને સાથે ચાલતી હતી, પુષ્પની માળા, ચંદન, વસ્ત્ર અને આભરણોથી શણગારેલી બ્રાહ્મણોની સ્ત્રીઓ પણ સાથે હતી ૪૨ ગવૈયાઓ, વાજિંત્ર વગાડનારાઓ, સૂતો, માગધો અને બંદીજનો કન્યાની સાથે ગાતા તથા સ્તુતિ કરતા જતા હતા ૪૩ દેવીના મંદિર પાસે જઈ, હાથ પગ ધોઈ, જળનું આચમન કરી, શુદ્ધ તથા શાંત થઈ અંબિકાના મંદિરમાં તે પેઠા. ૪૪ વિધિ જાણનારી વૃદ્ધ બ્રાહ્મણીઓએ શંકર તથા પાર્વતીના ચરણમા તેમને પગે લગાડી નીચેનો મંત્ર બોલાવ્યો. ૪૫ "હે અંબિકા દેવી! પોતાનાં સંતાનો સાથે રહેલા અને પરમ મંગળમય એવા આપને હું પ્રણામ કરું છું. શ્રીકૃષ્ણ ભગવાન મારા પતિ થાઓ." ૪૬ આ મંત્ર ભણી કન્યાએ જળ, ચંદન, અક્ષત, ધૂપ

વસ્ત્ર, પુષ્પની માળા, ફૂલ, આભરણ, નાના પ્રકારના ઉપહારો, બલિદાનો તથા દીપ વગેરેથી દેવીની પૂજા કરી ૪૭ પછી સૌભાગ્યવતી બ્રાહ્મણીઓએ તે પદાર્થોથી તથા મીઠું, પુડા, તાણુલ, કંઠસૂત્ર, ફળ અને શેલડીઓથી દેવની પૂજા કરી ૪૮ પછી સ્ત્રીઓએ રુકિમણીને શેષ આપીને આશીર્વાદ દીધો રુકિમણીએ બ્રાહ્મણની સ્ત્રીઓને તથા દેવીને પ્રણામ કરી શેષ લીધી ૪૯ અને મૌનવ્રત છોડી, રત્નજડિત વીંટીથી શોભતા હાથવડે દાસીનો હાથ ઝાલીને, રુકિમણી દેવીના મંદિરમાથી બહાર નીકળ્યા ૫૦ આ વેળા દેવતાની માયાની પેઠે વીરલોકને તે મોહ ઉપજાવતા હતા તેમની કેડ પાતળી અને મનોહર હતી, કુંડળની શોભાથી મુખ શોભતુ હતુ, ખીલતી યુવાવસ્થા હતી, નિતંબ ઉપર રત્ન જડિત્ર કટિમેખલા હતી, મુખ ઉપર આવી રહેલા કેશોથી ઢંકાએલા નેત્રો ચંચળ હતા, ૫૧ મુખ ઉપર સ્વચ્છ તથા મંદ મંદ હાસ્ય તરી રહ્યુ હતુ, ગતા નીચલા ઓઠની કાંતિથી દાતરૂપી મોગરાના ફૂલો રાતાચોળ થઈ ગયા હતા, ઝણુઝણાટ કરતા સુંદર ઝાંઝરોથી શોભાયમાન ચરણવડે હંસની પેઠે તે ચાલતા હતા ૫૨ આ વખતે રુકિમણીને જોઈ, ત્યા આગળ જે વીર પુરુષો અને યશસ્વી લોકો એકઠા મળ્યા હતા, તે સર્વે, ચકિત થઇ ગયા ૫૩ મનોહર ચાલના લટકાથી પોતાની શોભા ભગવાનને દેખાડતા રુકિમણીને જોઇને, તે સર્વ રાજાઓ, તેમના ઉદાર હસવાને તથા લજ્જાને જોવાથી ભાન વિનાના થઈ ગયા. તેઓએ હાથમાથી અસ્ત્રો નીચે નાખી દીધા અને મૂઢ થઇ, હાથી, રથ, તથા ઘોડાઓ ઉપરથી નીચે પડી ગયા ૫૪ એ વેળાએ રુકિમણી પોતાના ચરણકમળને ધીરે ધીરે ઉપાડતા હતા અને ભગવાન ક્યારે આવે, એમ રાહ જોતા હતા તે પોતાના ડાબા હાથના નખોથી મુખ આગળ આવી રહેલા કેશને ઉંચા કરીને, લજવાતા કટાક્ષવડે, એકઠા મળેલા રાજાઓને જોતા શ્રીકૃષ્ણ તેમની નજરે પડચા. ૫૫ પછી રાજપુત્રી રુકિમણી રથ ઉપર ચઢતા હતા એટલામા શ્રીકૃષ્ણે સર્વ શત્રુઓ દેખતા, સિંહ જેમ શિયાળો વચ્ચેથી પોતાનો ભાગ લઇ લે, તેમ રુકિમણીનું હરણ કરીને ગરુડના ચિહ્નવાળા પોતાના રથમા બેસાડચા અને સર્વ રાજાઓના મંડળનો પરાજય કરીને, શ્રીકૃષ્ણ, બળભદ્ર પ્રમુખ યાદવોની સાથે, દ્વારકા તરફ જવા લાગ્યા ૫૬ આ વેળા જરાસંધના વશના બીજા અભિમાની રાજાઓ, યશનો ક્ષય કરનાર પોતાના પરાજયને સહન કરી શકચા નહિ, તેથી બોલી ઉઠચા કે, અરે! મૃગો જેમ કેસરી સિંહના યશને લે તેમ ગોવાળીઓએ આપણા યશને હરી લીધો ત્યારે આપણને ધિક્કાર છે! ૫૭

त मानिनः स्वाभिभव यशः क्षय
परे जरासधवशा न सेहिरे ।
अहो धिगस्मान् यश आत्तधन्वनां
गोपैर्हृत केसरिणां मृगैरिव ॥ ५७ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
त्रिपचाशत्तमोऽध्याय

## અધ્યાય ૫૪ મો.$

### દ્વારકામાં રુકિમણીનું પાણિગ્રહણ.

श्रीशुक उवाच

इति सर्वे सुसंरब्धा वाहनान्यारुह्य दंशिताः ।
स्वैः स्वैर्बलैः परिक्रांता अन्वीयुर्धृतकार्मुकाः ॥

શુકદેવજી કહે છે—એ પ્રમાણે સર્વે રાજાઓ ક્રોધાવેશમા આવી જવાથી, કવચ પહેરી, ધનુષો ધારણ કરી, પોતાના વાહનો ઉપર બેસીને, પોત પોતાના સૈન્યો સાથે ભગવાનની પાછળ દોડચા ૧ હે રાજન્! તેમને ચઢી આવતા જોઇને યાદવોની સેનાના નાયકો પોત પોતાના ધનુષનો ટંકારવ કરી તેમની સામે તૈયાર થઇ ગયા ૨ પછી ઘોડા, હાથી તથા રથ ઉપર બેસવામા નિપુણ રાજાઓ વાદળા જેમ પર્વતો ઉપર વૃષ્ટિ કરે તેમ યાદવો ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા ૩ રુકિમણી પોતાના પતિના સૈન્યને બાણોની વૃષ્ટિથી ઢંકાયેલું જોઈને ભયથી વિહ્વલ નેત્રવડે, લજ્જા સાથે ભગવાનના

$ આ અધ્યાયમા ભગવાને શત્રુ પક્ષના સૈન્યોને જીતી રુકિમણીના બંધુને વિરૂપ કરી દ્વારકા જઇ તેની સાથે લગ્ન કર્યા. તે કથા કહેવાશે

મુખ સામુ જોવા લાગ્યાં ૪ એટલે ભગવાને કહ્યુ કે, તમે ગભરાઈ જશો નહિ મારા સબધીઓને હાથે હમણાજ આ શત્રુઓનું સૈન્ય નાશ પામશે ૫ ગદ, સકર્ષણ વગેરે વીર પુરુષો, સામે લડતા રાજાઓના પરાક્રમને સહન ન કરતા શત્રુઓના ઘોડા, હાથી અને સૈનિકોને મારવા માડયા ૬ રથમા બેસનાર ઘોડેસ્વારો તથા હાથી ઉપર સ્વારી કરનારાઓના કુંડળ, તથા મુગટવાળા માથા પૃથ્વી ઉપર પડવા લાગ્યાં ૭ તરવાર, ગદા અને ધનુષ-વાળા હાથો, પોચાઓ, સાથળો, ચરણો, ઘોડાઓ, ખચ્ચરો, હાથીઓ, ઊટો, ગધેડા અને મનુષ્યોના માથા પૃથ્વી ઉપર રડવડવા લાગ્યા ૮ વૃષ્ણિકુલના યોદ્ધાઓ, વિજયની ઈચ્છાથી સામા પક્ષવાળા રાજાઓના સૈન્યનો સહાર કરવા લાગ્યા જરાસધ વગેરે રાજાઓ રણમાથી નાસવા લાગ્યા. ૯ અને શિશુપાલની પાસે જઇ, ન પરણ્યા છતા જાણે પોતાની સ્ત્રીનું હરણ થયુ હોય તેમ આતુર થઇ ગયેલા, નિસ્તેજ અને નિરુત્સાહ, જેના મુખમા શોષ પડતો હતો એવા તેને કહેવા લાગ્યા કે, ૧૦ અરે સિહ! તુ માનસિક દુ:ખનો ત્યાગ કર દેહધારીઓનુ સારુ અથવા માઠુ થવું એ કર્માધીન છે ૧૧ જેમ લાકડાની પુતળી નચાવનારની ઇચ્છા પ્રમાણે નાચે, તેમ મનુષ્ય પણ ઈશ્વરને અધીન રહી તેમની ઇચ્છા પ્રમાણે સુખ, દુખમાં નાચે છે. ૧૨ હુ શ્રીકૃષ્ણની સાથે ત્રેવીસ અક્ષૌહિણી સેના સાથે લડતા સત્તરવાર હાર્યો હતો, પણ અઢારમી વાર જીત્યો હતો. ૧૩ તોપણ દૈવે પ્રેરેલા કાળે આ જગતનો પરાજય કરેલો છે એમ જાણીને હુ કોઇ દિવસ શોક કરતો નથી, તેમ હર્ષ પણ પામતો નથી. ૧૪ હમણા યાદવોએ નાની સેનાથી આપણો પરાજય કર્યો છે, પરંતુ તેથી શું. ૧૫ હમણા શત્રુઓ પોતાનો સમય અનુકૂળ હોવાથી જીત્યા છે અને જ્યારે આપણો સમય અનુકૂળ આવશે ત્યારે આપણે પણ જીતીશું ૧૬

આ પ્રમાણે મિત્રોએ આશ્વાસન આપવાથી, શિશુપાલ પોતાના અનુચરો સાથે નગરમા ગયો અને મરતા બાકી રહેલા રાજાઓ પોત પોતાને નગરે ચાલ્યા ગયા. ૧૭ શ્રીકૃષ્ણનો શત્રુ બળવાન રુકિમ બેનનો રાક્ષસવિવાહ થયો જોઇને, અક્ષૌહિણી સેના સાથે શ્રીકૃષ્ણની પાછળ પડયો ૧૮ મહાદ્વેષી રુકિમ મોટા ક્રોધમા આવી ગયો હતો. તેણે શરીરે બખ્તર પહેર્યું હતુ અને હાથમા ધનુષ લીધુ હતુ સર્વ રાજાઓના સાભળતા તે પ્રતિજ્ઞા કરી બોલ્યો કે, હુ યુદ્ધમા શ્રીકૃષ્ણને માર્યા વિના અને રુકિમણીને પાછી લાવ્યા વિના કુણ્ડિનપુરમાં પ્રવેશ કરીશ નહિ. ૧૯-૨૦ આ રીતે કહીને રથમાં બેસી તેણે સારથિને કહ્યુ કે, જ્યા શ્રીકૃષ્ણ હોય ત્યા ઘોડાઓને હકાર, કારણ કે મારે ને શ્રીકૃષ્ણને યુદ્ધ કરવાનુ છે. ૨૧ આજે હુ તીક્ષ્ણ બાણોથી, દુષ્ટ બુદ્ધિવાળા ગોવાળિયાના પરાક્રમના મદને ઉતારીશ, કારણ કે તે મારી બેનને હરી ગયો છે. ૨૨ આ પ્રમાણે ઇશ્વર એવા શ્રીકૃષ્ણના સ્વરૂપથી અજાણ્યો રુકિમ, પછી એકલો જ રથમા બેસી શ્રીકૃષ્ણની પાછળ ગયો, અને ઓ કૃષ્ણ ઉભો રહે! ઉભો રહે! એમ કહી બોલાવવા લાગ્યો ૨૩ અને બહુ જ મજબુત ધનુષને ખેચી શ્રીકૃષ્ણને ત્રણ બાણ મારી તેણે કહ્યુ કે, અરે યદુના કુળને કલક લગાડનાર! ક્ષણવાર અહીં ઉભો રહે! ૨૪ કાગડો જેમ બલિ લેઇ નાસે, તેમ તુ મારી બેનને હરીને કયા જાય છે? આજે કપટથી લડનારો અને માયાવી એવો જે તુ, તેનો હુ મદ ઉતારીશ. ૨૫ જો તારે મારુ કહ્યુ માનવુ હોય તો તુ મારા બાણોથી મરણ પામીને પૃથ્વી ઉપર ઢળી પડ્યો નથી તે પહેલા કન્યાને છોડી નાસી જા શ્રીકૃષ્ણે કંઇ પણ બોલ્યા વિના હસતા હસતા તેના ધનુષના કડકા કરી છ બાણ માર્યા ૨૬ આઠ બાણ ચાર ઘોડાઓને માર્યા, બે સારથિને માર્યા ને ત્રણ ધ્વજાને માર્યા. રુકિમએ બીજુ ધનુષ લઈ શ્રીકૃષ્ણને પાચ બાણ માર્યા. ૨૭ તે બાણોના સમૂહથી જેમને માર પડ્યો હતો એવા શ્રીકૃષ્ણે, તેનું ધનુષ કાપી નાખ્યું, એટલે તેણે ત્રીજુ લીધું તેને પણ અવિનાશી શ્રીકૃષ્ણે ભાગી નાખ્યુ ૨૮ રુકિમએ પરિઘ, પટ્ટિશ, શૂળ, ઢાલ, તલવાર, શક્તિ અને તોમર આદિ જે જે હથિયાર શ્રીકૃષ્ણને મારવા લીધા તે સર્વ શ્રીકૃષ્ણે સપાટાબધ ભાગી નાખ્યાં. ૨૯ પછી રુકિમ કોપી

ઉઠયો અને હાથમા તલવાર લઇ, શ્રીકૃષ્ણને માર વાની ઇચ્છાથી, પતંગીયું જેમ અગ્નિ ઉપર જાય તેમ શ્રીકૃષ્ણની સામે ગયો. ³⁰ રુકિમ જેવો શ્રીકૃષ્ણની ઉપર ધસી ગયો કે તરત તેમણે બાણો તથા ઢાલના અને તલવારના કડકા કરી નાખ્યા, અને પછી તલવાર લઈ તેને મારવા તૈયારી કરવા મંડયા ³¹ ભાઇને મારવાનો ઉદ્યોગ જોઇ, રુકિમણી ભયથી વિહ્વળ થઇ ગયા અને કૃષ્ણના ચરણમા પડી દયા ઉપજે તેમ કહેવા લાગ્યા કે, હે યોગેશ્વર! તમે મારા ભાઇને મારવા યોગ્ય નથી ³²–³³

શુકદેવજી કહે છે-હે રાજન્! પછી ત્રાસથી જેમના અંગો કંપતા હતા, શોકથી મુખ સુકાઈ જવાને લીધે જેમનો કંઠ રુંધાઈ ગયો હતો અને ગભરાટથી જેમણે પહેરેલી સુવર્ણની માળા સરી પડી હતી એવા રુકિમણીએ, ભગવાનના બે હાથ ઝાલી લીધા ત્યારે દયાળુ શ્રીકૃષ્ણ તેને મારવા અટકયા ³⁴ શ્રીકૃષ્ણે દુષ્ટ કર્મ કરનાર રુકિમને વસ્ત્રથી બાંધી, તેની દાઢી તથા માથાના કેશ કાપી વિરૂપ બનાવ્યો, એટલામા બીજી તરફ યદુવંશના યોદ્ધાઓએ, હાથીઓ જેમ કમલિનીને કચરી નાખે છે, તેમ શત્રુઓના સૈન્યને કચરી નાખ્યું ³⁵ પછી બળભદ્રે શ્રીકૃષ્ણની પાસે જઇને જોયું તો, ત્યા રુકિમને કેદ કરેલો અને મૃતપ્રાય જોયો પછી દયાળુ એવા બળભદ્રે તેને બંધનમાથી છુટો કરી શ્રીકૃષ્ણને કહ્યુ કે, હે કૃષ્ણ! તમે આ બહુ ખોટું કામ કર્યું, કારણ કે આમા આપણી નિંદા થશે, સંબંધીઓની દાઢી અને કેશ ઉતારીને વિરૂપ કરવા, તે સંબંધીઓના વધ સમાન છે ³⁷ શ્રીકૃષ્ણને આમ કહીને રુકિમણીને તે કહેવા લાગ્યા કે, હે સુસ્વભાવવાળા! ભાઇને વિરૂપ કરી નાખ્યો તેની ચિન્તાથી તમે અમારા ઉપર માઠુ લગાડશો નહિ. કર્મ વિના સુખ, દુઃખ આપનાર બીજુ કોઈ નથી, કારણ કે મનુષ્ય પોતાના કર્મોનાં ફળ ભોગવે છે. ³⁸ રુકિમણીને આમ કહીને ભગવાનને કહેવા લાગ્યા કે, સંબંધીએ કદાચ દેહાંત શિક્ષા યોગ્ય અપરાધ કર્યો હોય, તોપણ તે મારવા યોગ્ય નથી, તેનો માત્ર ત્યાગ કરવો, કારણ કે તે પોતાના અપરાધથી જ હણાયો છે, તેને ફરીને શા માટે મારવો? ³⁹ પ્રજાપતિએ ક્ષત્રિયોનો ધર્મ એવો નિર્માણ કર્યો છે કે, ભાઇ પણ ભાઇનો નાશ કરે છે. જેથી ક્ષત્રિય ધર્મ મહા ભયંકર છે ⁴⁰ પછી ફરીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, લક્ષ્મીના મદથી આંધળા અભિમાની લોકો રાજ્યને, પૃથ્વીને, ધનને, સ્ત્રીને, માનને અથવા તેજને માટે, સંબંધીઓનું અપમાન કરે છે ખરા પરંતુ આપણુ તે કામ નથી. ⁴¹ રુકિમણીના તરફ જોઇને બોલ્યા કે, સર્વ પ્રાણીઓનુ ભુડું ઇચ્છનાર તમારા દુષ્ટ ભાઈઓનું, તમે અજ્ઞાનીની પેઠે નિરંતર ભલું ઇચ્છો છો તે તમારી વિષમ બુદ્ધિ જ છે ⁴² દેહને આત્મા કરીને માનનારા મનુષ્યોને આ મિત્ર, આ શત્રુ, આ ઉદાસીન, એમ અંતઃકરણમા મોહ થાય છે, તેમા ઈશ્વરની માયા જ કારણ છે ⁴³ સર્વે પ્રાણીઓમાં આત્મા એક જ, ઉત્તમ અને શુદ્ધ છે ચંદ્ર એક છતાં પાણીમા બહુ રૂપે જોવામાં આવે છે અને આકાશ એક છતા ઘટાદિક ઉપાધિથી જેમ ભિન્ન ભિન્ન જોવામા આવે છે, તેમ અવિવેકી પુરુષો દેહાદિક ઉપાધિથી આત્માને અનેક પ્રકારનો જાણે છે. ⁴⁴ આદિ તથા અંતવાળો અધિભૂત, અધ્યાત્મ તથા અધિદૈવ રૂપ આ દેહ, અવિદ્યાથી આત્મામા કલ્પાયેલો છે. તે આત્માને જન્મ મરણ આપ્યા કરે છે. ⁴⁵ હે સતિ! આત્મા માત્ર સત્ય છે અને તેના વિના બીજા સર્વ પદાર્થો મિથ્યા છે, તેને બીજા પદાર્થોની સાથે સંયોગ કે વિયોગ કંઈ પણ નથી. દષ્ટિ તથા રૂપ પ્રકાશ્ય અને પ્રકાશક રૂપે રહેલા છે. તેની પ્રસિદ્ધિ જેમ સૂર્યથી થાય અને તૈજસ હોવાથી તે બન્ને એક જ છે, તેમ ગોલક, ઇંદ્રિયો તથા તેમના દેવતાઓ ભિન્ન છે, તોપણ તેમની પ્રતીતિ આત્માથી થાય છે. આત્મા સર્વના કારણરૂપ અને કાર્યરૂપ છે માટે તે આત્માથી ભિન્ન નથી ⁴⁶ વધવું અને ઘટવુ જેમ ચંદ્રમાની કળાઓનું થાય છે, પરંતુ ચંદ્રમાનુ થતું નથી, તેમ જ જન્માદિક વિકારો દેહને છે, આત્માને નથી અમાવાસ્યાને દિવસે કળાઓનો ક્ષય થવાથી જેમ ચંદ્રનો ક્ષય થયો ગણાય છે, તેમ દેહનો ક્ષય થયાથી આત્માનો

ક્ષય થયો કહેવાય છે. ૪૭ નિદ્રાવશ પુરુષ જેમ સ્વપ્નમા સર્વ પદાર્થો મિથ્યા છતા, ભોગ્યને યોગ્ય વિષયોને અને તેનાં ફળરૂપ સુખને ભોગવે છે, તેમ અજ્ઞાની મનુષ્ય સર્વ પદાર્થો મિથ્યા જાણવા છતા, સંસારનો અનુભવ કરે છે ૪૮ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો, મનને શોષણ કરનારો તથા મોહ કરનારો શોક તત્વજ્ઞાનવડે દૂર કરીને શાત રહેવુ ૪૯

શુકદેવજી કહે છે—મહાત્મા બળભદ્રે આ પ્રમાણે રુકિમણીને શાત કર્યા. તેમણે માનસિક શોક છોડી, બુદ્ધિથી પોતાના મનનું સમાધાન કરી લીધુ ૫૦પ્રાણ માત્ર જેના બચી ગયા હતા, શત્રુએ જેને દયાથી છોડી દીધો હતો, પોતાના મનોરથમા જે નિષ્ફળ ગયો હતો, પોતાના વિરૂપીકરણનુ સ્મરણ જેને થતું હતું, તથા જેનાં બળ અને કાતિ હણાઈ ગયા હતા, એવા રુકિમએ પ્રથમ સર્વ રાજાઓના સાભળતા પ્રતિજ્ઞા કરી હતી કે, "દુષ્ટ બુદ્ધિવાળા શ્રીકૃષ્ણને માર્યા વિના તથા રુકિમણીને પાછી લીધા વિના હું કુડિનનગરમા પેસીશ નહિ" તેને લીધે પોતે જ્યા આગળ વિરૂપ થઇને હાર્યો હતો, ત્યા આગળ રોષથી ભોજકટક નામે નગર વસાવીને તે રહ્યો ૫૧-૫૨ હે રાજન્! શ્રીકૃષ્ણ સર્વ રાજાઓને હરાવી, રુકિમણીને દ્વારકામા લાવી શાસ્ત્રવિધિથી પરણ્યા ૫૩ તે વખતે દ્વારિકામા યદુપતિ શ્રીકૃષ્ણ વિષે અનન્ય ભાવવાળા મનુષ્યોને બારણે બારણે મહોત્સવો થયા. ૫૪ પ્રસન્ન થયેલા સ્ત્રી પુરુષ ચળકતા મણિઓના કુંડળો તથા જાતજાતના વસ્ત્રો પહેરી પરણવા બેઠેલા વધૂ વરને ભેટ આપવા લાગ્યાં. ૫૫ દ્વારિકાપુરી તે વખતે ઉભા કરેલા ઇંદ્રધ્વજોથી, વિચિત્ર પુષ્પોથી, વસ્ત્રોથી, રત્નોથી, તોરણોથી, પ્રત્યેક બારણા ઉપર કરેલાં માગલિક ચિહ્નોથી, પાણીના ઘડાઓથી, અગરુના ધૂપોથી તથા દીવાઓથી શોભી રહી ૫૬ નિમત્રણ કરેલા પ્રિય રાજાઓના મદ ઝરતા હાથીઓના મદથી માર્ગો ભીંજાઇ ગયા હતા, અને બારણામાં ઉભા કરેલા કેળના અને સોપારીના ઝાડોથી પુરી શોભી રહી હતી ૫૭ વળી ત્યાં આનંદ ઉત્સાહમા દોડધામ કરતા લોકોમાં કુરુ, સંજય, કેકય, વિદર્ભ, યદુ અને કુંતી દેશના રાજાઓ એક બીજાને મળીને આનંદ પામતા હતા. ૫૮ રાજાઓ અને રાજકન્યાઓ ચારે તરફથી ગવાતું રુકિમણીહરણ સાંભળીને અત્યંત આશ્ચર્ય પામતાં હતા. ૫૯ હે રાજન્! આ રીતે લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણને લક્ષ્મીના અંશરૂપ શ્રીરુકિમણી સાથે જોડાયા જોઇને દ્વારિકાવાસી લોકોને મોટો આનંદ થયો. ૬૦

द्वारकायामभूद्राजन् महामोदः पुरौकसाम् ।
रुक्मिण्या रमयोपेतं दृष्ट्वा कृष्णं श्रियः पतिम् ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
चतुःपंचाशत्तमोऽध्यायः

# અધ્યાય ૫૫ મો.*

## શંબરાસુરનો નાશ.

श्रीशुक उवाच
कामस्तु वासुदेवांशो दग्धः प्राग्रुद्रमन्युना ।
देहोपपत्तये भूयस्तमेव प्रत्यपद्यत ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! વાસુદેવનો અંશ ગણાતો કામદેવ, પ્રથમ રુદ્રના ક્રોધાનલથી બળીને ભસ્મ થઇ ગયો હતો, તે પાછો દેહ ધારણ કરવા ભગવાનનેજ આશ્રયે ગયો. ૧ તે કામદેવ ભગવાનથી રુકિમણીને પેટ અવતર્યો અને તેનું પ્રદ્યુમ્ન એવુ નામ પડ્યુ તે સર્વ રીતે પોતાના પિતા જેવો હતો ૨ પ્રદ્યુમ્નને કામદેવનો શત્રુ તથા ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનાર શંબરાસુર, પોતાનો શત્રુ જાણી, દશ દિવસની અંદર સૂતિકાગૃહમાથી હરી ગયો અને તેને સમુદ્રમા નાખી તે પોતાને ઘેર ચાલ્યો ગયો. ૩ સમુદ્રમા કોઇ બળવાન મત્સ્ય તેને ગળી ગયો માછીમારોએ જાળવડે બીજા માછલા સાથે તેને પણ જાળમા પકડી લીધો. ૪ પછી તે શંબરાસુરને ભેટ કર્યો શંબરાસુરના રસોઇઆએ તેને રસોડામા લઇ જઇ છરીથી કાપવા માડ્યો, તો તેના પેટમાથી એક બાળક નીકળ્યો. રસોઇઆએ માયાવતી નામે શંબરાસુરની દાસીને તે બાળક આપ્યો. માયાવતીને તે બાળક જોતા મનમાં શંકા

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણથી પ્રદ્યુમ્નનો જન્મ, શંબરાસુરે કરેલું તેનું હરણ અને તેનો નાશ તથા પ્રદ્યુમ્નનું દ્વારકાગમન, એ કથા કહેવાશે

થઈ કે, આ કોણ હશે ? એટલામા નારદે આવી તેને બાળકનું સ્વરૂપ, તેની ઉત્પત્તિ, માછલાના પેટમા તે કેવી રીતે આવ્યો, ઈત્યાદિ સર્વ વાત કહી ૫–૬ એ માયાવતી કામની સ્ત્રી રતિ હતી અને શંકરના કોપાનલથી બળી ગયેલા પોતાના પતિના પુનર્જન્મની રાહ જોતી હતી ૭ શંબરાસુરે તેને પાકશાળામા દાળભાત કરવાના કામ ઉપર નીમી હતી તેણે બાળકને કામદેવ જાણી સ્નેહ બાંધ્યો ૮ પ્રદ્યુમ્ન થોડા સમયમા જુવાન થયો અને પોતા પ્રતિ દૃષ્ટિ કરનારી સ્ત્રીઓને મોહ ઉપજાવવા લાગ્યો ૯ કમલના પત્ર જેવા વિશાળ નેત્રવાળા, લાંબા હાથવાળા તથા મનુષ્ય લોકમા મનોહર એવા પતિને જોઈ રતિ લજ્જા તથા હાસ્ય સાથે ઉંચી કરેલી ભ્રુકુટીથી જોવા લાગી ૧૦ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ને તેને કહ્યુ કે, હે માતા ! તમારી બુદ્ધિ વિપરીત થઈ લાગે છે તમે માતાપણું ભૂલી જઇને સ્ત્રીની પેઠે કેમ વર્તો છો ? ૧૧ રતિ બોલી કે, હે નાથ ! તમે નારાયણ એવા શ્રીકૃષ્ણના પુત્ર છો અને શંબરાસુર તમને શ્રીકૃષ્ણના ઘરમાથી હરી લાવ્યો છે હું તમારી અધિકારવાળી પૂર્વજન્મની સ્ત્રી રતિ છુ, અને તમે મારા પતિ કામદેવ છો ૧૨ તમને હજી દશ દિવસ પણ થયા ન હતા, એટલામા શંબરાસુરે સમુદ્રમા નાખી દેતા એક મોટો મત્સ્ય ગળી ગયો હતો તે મત્સ્ય ભોગે જોગે અહીં આવ્યો ને અહીં તેનું પેટ ચીરતા હે પ્રભો ! તમે નીકળ્યા છો, ૧૩ માટે હવે તમે પરાભવ કરી શકાય નહિ એવા, તેમ દુર્જય અને સેંકડો માયાને જાણનાર તમારા પોતાના શત્રુ શંબરાસુરને મોહન આદિક માયાથી મારો ૧૪ પ્રજા રહિત થઈ પડેલા અને પુત્રના સ્નેહથી વ્યાકુળ થયેલા તમારા માતુશ્રી બિચારા ગાયની પેઠે આતુર રહેતા શોક કરે છે ૧૫

શુકદેવજી કહે છે–હે રાજન્ ! માયાવતીએ મહાત્મા પ્રદ્યુમ્નને સર્વ માયાનો નાશ કરનારી મહામાયા શીખવી ૧૬ પછી પ્રદ્યુમ્ને શંબરાસુરની પાસે જઈ, અસહ્ય તિરસ્કારોથી કલેશ ઉત્પન્ન કર્યો અને લડવા બોલાવ્યો ૧૭ દુષ્ટ વચનોથી તિરસ્કારી કાઢેલો શંબરાસુર, પગથી કચરેલા સર્પની પેઠે ક્રોધે ચઢયો અને ક્રોધથી તેની આંખો લાલચોળ થઈ ગઈ તથા હાથમા ગદા લઈ તે બહાર નીકળ્યો, ૧૮ અને ગદાને વેગથી ફેરવી મહાત્મા પ્રદ્યુમ્નના ઉપર ફેંકી બે ગદા પરસ્પર અથડાવાથી જેવો શબ્દ થાય તેવો ભયંકર શબ્દ થયો એ ભયંકર વજ્રના જેવા શબ્દથી દિશાઓ ગાજી ઉઠી ૧૯ પ્રદ્યુમ્ને ક્રોધ કરીને પોતાની ઉપર આવતી ગદાને મોટી ગદાથી પાછી હઠાવવાને શંબરાસુરની મોટી ગદા સામે પોતાની ગદા ફેંકી ૨૦ ઉંચે આકાશમા ઉભેલો શંબરાસુર, મયદાનવની આસુરી માયાનો આશ્રય કરી, પ્રદ્યુમ્નના ઉપર અસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો. ૨૧ અસ્ત્રોની વૃષ્ટિથી, મહારથિ પ્રદ્યુમ્ન પીડાવા લાગ્યો અને તેણે શંબરાસુર ઉપર સર્વ માયાનો નાશ કરનારી સત્વગુણી મહાવિદ્યાનો પ્રયોગ કર્યો. ૨૨ શંબરાસુરે તેની ઉપર યક્ષ, ગંધર્વ, પિશાચ, સર્પ તથા રાક્ષસોની સેંકડો માયાઓનો પ્રયોગ કર્યો શ્રીકૃષ્ણના પુત્રે તે માયાઓનો નાશ કર્યો, ૨૩ અને પછી બળથી સજ કરેલી તરવારનો ઝટકો મારીને મુગટવાળુ, કુંડળવાળુ તથા રાતી દાઢી અને મુછોવાળુ, શંબરાસુરનુ માથુ ધડ ઉપરથી છૂટુ કરી નાખ્યુ ૨૪ આ સમયે સ્તુતિ કરતા દેવતાઓએ, પ્રદ્યુમ્નના ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા માડી અને આકાશચારિણી પેલી સ્ત્રી રતિ, પ્રદ્યુમ્નને ઉપાડી આકાશ માર્ગે દ્વારિકા લઇ ગઇ. ૨૫ હે રાજન્ ! મેઘ જેમ વિજળી સાથે પ્રવેશ કરે તેમ પ્રદ્યુમ્ન સ્ત્રી સાથે આકાશ માર્ગે સેંકડો સ્ત્રીઓથી ભરપુર શ્રીકૃષ્ણના અંતઃપુરમા આવી પહોચ્યા. ૨૬ મેઘના જેવા શ્યામ, પીળા રંગના રેશમી વસ્ત્ર ધારણ કરનાર, વિશાળ બાહુવાળા, રાતી આંખોવાળા, મંદ મંદ હસતા, મનોહર મુખવાળા, કાળા અને વાંકડીયા વાળથી મનોહર લાગતા, પ્રદ્યુમ્નને જોઇ, સ્ત્રીઓ તેને શ્રીકૃષ્ણ માની લજવાઈ અને જ્યા ત્યા છુપાઇ ગઇ ૨૭–૨૮ ધીરે ધીરે શરીરની ભિન્નાકૃતિ ઉપરથી આ તો એ નહિ, એવો નિશ્ચય કરી, પ્રસન્ન થતી તથા આશ્ચર્ય પામતી કૃષ્ણ અંતઃપુરની સ્ત્રીઓ, સ્ત્રીરત્ન એવી રતિ સાથે રહેલા પ્રદ્યુમ્નની પાસે આઇ. ૨૯ એ સ્ત્રીઓમાં ત્યા આગળ મધુર

ભાષણ કરનાર અને કામકટાક્ષવાળાં રુકિમણીના સ્તનમાથી દૂધની સેરો છુટી અને તેમને પોતાનો ખોવાઇ ગયેલો પુત્ર સાંભરી આવ્યો ૩૦ તે વિચાર કરવા લાગ્યા કે, કમળ જેવાં નેત્રવાળો આ પુત્ર મારો હશે ? કોનો પુત્ર હશે ? આને કોણે ઉદરમા ધારણ કર્યો હશે ? અને આ પુત્રે આ સ્ત્રીને કેવી રીતે મેળવી હશે ? ૩૧ મારા પુત્રને પણ કોઇ સુવાવડના ઘરમાથી હરી ગયુ હતુ અને તે ખોવાઇ ગયો છે જો તે જીવતો હોય તો તેની અવસ્થા અને રૂપ આના જેવુ હોય ૩૨ આ કુમારે, શ્રીકૃષ્ણના જેવી આકૃતિ, તેમના જેવા અવયવો, તેમના જેવી ગતિ, તેમના જેવો સ્વર, તેમના જેવુ હસવુ અને તેમના જેવુ જોવુ વગેરે કેવી રીતે મેળવ્યુ હશે ? ૩૩ મે જેને મારા ગર્ભમા ધારણ કર્યો હતો તે જ આ કુમાર હશે, કારણ કે મને એની ઉપર અધિક પ્રીતિ થાય છે અને મારો ડાબો હાથ ફરકે છે. ૩૪

આ પ્રમાણે રુકિમણી વિચાર કરતા હતા એટલામા શ્રીકૃષ્ણ, વસુદેવ તથા દેવકી સાથે ત્યા આગળ પધાર્યા. ૩૫ ભગવાન એ વાત જાણતા હતા તોપણ બોલ્યા વિના ઉભા રહ્યા એ ક્ષણે નારદે આવીને શબરાસુરે કરેલા હરણ વગેરેની સર્વ વાર્ત્તા કહી ૩૬ તે મહા આશ્ચર્યજનક વાત સાભળીને શ્રીકૃષ્ણના અતપુરમાં રહેનારી સ્ત્રીઓ, ઘણા દિવસ થયા ખોવાઈ ગયેલા પુત્રને જાણે મરી ગયા પછી પાછે સજીવન થઇને આવ્યો હોય તેમ માની, તેનો સત્કાર કરવા લાગી, ૩૭ અને દેવકી, વસુદેવ, શ્રીકૃષ્ણ, બળભદ્ર તથા સ્ત્રીઓ તેને ભેટીને આનદ પામ્યા. ૩૮ તેમ દ્વારકાવાસી લોકો પણ ખોવાઇ ગયેલા પ્રદ્યુમ્નને પાછો મળેલો સાભળી કહેવા લાગ્યાં કે, અહો ! આ બાળક પાછો નવે અવતાર આવ્યો હોય તેમ આવ્યો, તે બહુ સારું થયુ ૩૯ શ્રીકૃષ્ણના જેવા રૂપને લીધે આ પોતાના પતિ શ્રીકૃષ્ણ છે, એવો જેમને ભાવ થયો હતો, એવી પ્રદ્યુમ્નની માતાઓ, એકાતમા તેની ઉપર દૃઢ પ્રીતિ કરી વાર વાર જોતી અને ભજતી તેમાં આશ્ચર્ય ન હતું, કારણ કે સ્મરણ કરતા જ મનને ક્ષોભ પમાડનાર અને તેમા વળી શ્રીકૃષ્ણના પુત્ર થઇ અવતરેલા કામદેવ, પ્રત્યક્ષ જોવામા આવે ત્યારે એમ થવુ જ જોઇએ જ્યારે કામની માતાઓને ક્ષોભ થતો ત્યારે બીજી સ્ત્રીઓને ક્ષોભ થાય એમા શુ આશ્ચર્ય ! ૪૦

यद्वै मुहुः पितृसरूपनिजेशभावास्तन्मातरो
यदभजन् रहरूढभावाः ।
चित्रं न तत्खलु रमास्पदबिम्बबिम्बे
कामे स्मरेऽक्षिविषये किमुतान्यनार्यः ॥ ४० ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
पञ्चपञ्चाशत्तमोऽध्यायः

## અધ્યાય ૫૬ મો.*

### સત્યભામા પરિણય.

श्रीशुक उवाच
सत्राजित स्वतनया कृष्णाय कृतकिल्बिषः ।
स्यमन्तकेन मणिना स्वयमुद्यम्य दत्तवान् ॥

શુકદેવજી કહે છે—સત્રાજિત નામે યાદવે શ્રીકૃષ્ણનો અપરાધ કર્યો હતો, તેથી પ્રત્યુપકાર કરીને, પોતાની પુત્રી સત્યભામા સ્યમતક મણિની સાથે શ્રીકૃષ્ણને આપી હતી ૧

પરીક્ષિતે પૂછ્યુ—હે મહારાજ ! સત્રાજિતે શ્રીકૃષ્ણનો શો અપરાધ કર્યો હતો ? તેને સ્યમતક મણિ કયાથી મળ્યો હતો ? અને તેણે શ્રીકૃષ્ણને શા માટે પોતાની કન્યા પરણાવી હતી ? ૨

શુકદેવજી કહે છે—સત્રાજિત યાદવ સૂર્યનો ભક્ત હતો સૂર્ય તેના ઇશ્વર તેમજ પરમ મિત્ર હતા તેમણે પ્રસન્ન થઇને સત્રાજિતને સ્યમતક નામનો મણિ આપ્યો હતો ૩ જ્યારે સત્રાજિત કઠે તે મણિ પહેરી, સૂર્યની પેઠે પ્રકાશતો દ્વારકામાં ગયો ત્યારે લોકોએ મણિના ઉજ્જવળ તેજથી તેને ઓળખ્યો પણ નહિ ૪ તેને જોઇને દૂરથીજ તેના તેજથી મનુષ્યોની દૃષ્ટિ અજાઇ ગઈ અને સૂર્ય આવે છે કે શુ ? એવી શકાથી શ્રીકૃષ્ણ ભગવાન

* આ અધ્યાયમા ભગવાને પોતાની ઉપર મિથ્યા અપવાદ આવતા સ્યમતક મણિ લાવી આપ્યો ને જાબવાનની અને સત્રાજિતની કન્યાઓને પરણ્યા એ કથા કહેવામાં આવશે

પણ ચોપટ રમતા હતા તે ચમકયા. [5] તેમની પાસે બેઠેલા મિત્રે કહ્યુ કે, હે નારાયણ! તમને નમસ્કાર છે [6] હે જગત્પતિ! આ પ્રચંડ કિરણવાળા સૂર્યનારાયણ તમારા દર્શન કરવાની ઇચ્છાથી કિરણના સમુદાયવડે મનુષ્યોના નેત્રને નિસ્તેજ કરતા અહીં આવે છે [7] ત્રણ લોકમા મોટા મોટા દેવતાઓ પણ તમારો માર્ગ શોધ્યા કરે છે અને હે પ્રભુ! તમને હમણા યાદવોમા ગુપ્ત રહેલા જાણીને સૂર્યદેવ તમારાં દર્શન કરવા આવ્યા છે [8]

શુકદેવજી કહે છે–મૂર્ખોનું બોલવુ સાભળી, કમળ જેવા નેત્રવાળા શ્રીકૃષ્ણ હસીને બોલ્યા કે, એ સૂર્ય નથી પરંતુ સ્યમંતક મણિથી પ્રકાશમાન દેખાતો સત્રાજિત છે [9] સત્રાજિતે, જેમા મંગળ મહોત્સવ કરેલો હતો એવા પોતાના શોભાયમાન ઘરમા પેસી બ્રાહ્મણોદ્વારા તે મણિનુ સ્થાપન કરાવ્યું. [10] હે પ્રભો! તે મણિ નિત્ય આઠ ભાર સુવર્ણ ઉત્પન્ન કરતો હતો. જ્યા તે મણિ પૂજાતો ત્યા કાળ, મહામારી, અમંગળ અને આધિ વ્યાધિ જેવુ કંઈ અશુભ થતું નહિ, તેમ ત્યાં આગળ માયાવી પુરુષો પણ રહેતા નહિ [11]

શ્રીકૃષ્ણે યદુરાજને માટે એક વાર આ મણિની માગણી કરી હતી, પરંતુ અર્થના અર્થી સત્રાજિતે, શ્રીકૃષ્ણની યાચનાના ભંગનો વિચાર ન કરતા, તેમને મણિ આપ્યો ન હતો [12] સત્રાજિતનો ભાઇ પ્રસેન એક દિવસ મોટી કાંતિવાળો તે મણિ કંઠમાં પહેરી ઘોડા ઉપર બેસી વનમા મૃગયા કરવા ગયો હતો. ત્યાં એક કેસરી સિંહે તેને મારી નાખ્યો હતો. તે મણિ હરી સિંહ પર્વતમા ગયો, ત્યાં જાબવાન નામે રીંછે તે મણિ લેવાની ઇચ્છાથી સિંહને મારી નાખ્યો. [13–14] તેણે તે મણિને ગુફામાંનાં છોકરાને રમવા માટે રમકડા તરીકે આપ્યો. સત્રાજિત પોતાના ભાઇ પ્રસેનને ન જોવાથી સંતાપ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, [15] મારો ભાઇ ગળામાં મણિ પહેરી વનમા ગયો હતો તેને કૃષ્ણે ત્યા મારી નાખ્યો હશે. આ વાત સાભળીને લોકો એક બીજાના કાનમા તરેહવાર વાતો કરવા લાગ્યા. [16] શ્રીકૃષ્ણ તે સાભળીને પોતાને લાગેલી અપકીર્તિ દૂર કરવા, નગરના મનુષ્યોની સાથે પ્રસેનની શોધ કરવા ગયા [17] વનમા શોધ કરતાં કરતા તેમણે પ્રસેનને તથા તેના ઘોડાને સિંહે મારી નાખેલા જોયા. ત્યાથી આગળ જતા લોકોએ પછી કેસરીને પણ એક રીંછે મારી નાખેલો દીઠો. [18] પછી શ્રીકૃષ્ણ ભગવાન અંધારાવાળી રીંછના રાજા જાંબવાનની ભયંકર ગુફા જોઈ, સર્વ પ્રજાને બહાર બેસાડી એકલાજ તે ગુફાની અંદર ગયા. [19] તે ગુફામાં ઉત્તમ સ્યમંતક મણિને બાળકના રમકડા રૂપે જોઈ તેને લેવાની ઈચ્છાથી તે બાળકની પાસે ઉભા રહ્યા [20] છોકરાની સંભાળ લેનાર બાઈએ કૃષ્ણને જોઇ બીકણની પેઠે ચીસ પાડી તે સાભળીને મહા બળવાન જાંબવાન ક્રોધાયમાન થઈ તેમની સામે થયો [21] કોપાયમાન થયેલો જાંબવાન કે જે ભગવાનના પ્રભાવને જાણતો ન હતો, તે પોતાના સ્વામીને પ્રાકૃત પુરુષ માની તેમની સાથે યુદ્ધ કરવા લાગ્યો [22] માસ માટે જેમ બે શકરાઓ તુમુલ યુદ્ધ કરે, તેમ વિજયની ઇચ્છાવાળા તે, આયુધો, પથરા, વૃક્ષો તથા મુષ્ટિઓથી મહા ભયંકર દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા. [23] પછી વજ્રના પ્રહાર જેવી કઠિન એક બીજાની મુષ્ટિઓથી રાત્રિ દિવસ ઉપરાઉપરી, અઠ્ઠાવીશ દિવસ સુધી તેમનું દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. [24] યુદ્ધમા શ્રીકૃષ્ણની મુષ્ટિના મારથી જાંબવાનના અંગનાં સર્વ બંધનો શિથિલ થઈ ગયા, બળ ક્ષીણ થયુ, શરીર ઉપર પરસેવો આવ્યો અને તે અત્યંત શિથિલ થઈ જઇ, શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો કે, [25] હું આપને સર્વ પ્રાણીઓના પ્રાણ, ઇન્દ્રિયબળ, હૃદયબળ તથા શારીરિક બળ રૂપ જાણું છુ [26] તમે પ્રજાપતિઓના સરજનાર, સર્વ કાર્યોના ઉપાદાન કારણ રૂપ, જગતને વશ કરનારાઓને પણ વશ કરનાર, કાળમૂર્તિ, ઈશ્વર તથા સર્વ જીવોના શુદ્ધ આત્મા છો. [27] આપ મારા ઇષ્ટદેવ રામચંદ્ર છો, કે જે આપનાં સહેજ પ્રદીપ્ત થયેલા ક્રોધવાળાં કટાક્ષોના તાપથી, જેમાં મત્સ્ય તથા મોટા મગરો તડફડતા હતા એવા મહાસાગરે તમને માર્ગ આપ્યો હતો, તેમ તેની ઉપર પોતાની કીર્તિરૂપ તમે સેતુ બાંધ્યો હતો. લંકા બળી ગઈ હતી અને રાવણના માથાં બાણથી કપાઈ

પડયાં હતાં. ૨૮

શુકદેવજી કહે છે–આ પ્રમાણે રીંછના રાજા જાંબવાને ભગવાનને ઓળખ્યા પછી ભગવાન, દેવકીના પુત્ર અને કમળ જેવા નેત્રવાળા શ્રીકૃષ્ણે પોતાનો કલ્યાણકારી હાથ તેના અંગ ઉપર ફેરવી પરમ કૃપાવડે, પ્રેમ ભરપુર ગંભીર વાણીથી તેને કહ્યું કે, ૨૯–૩૦ હે રીંછના રાજા ! મારા ઉપર મણિ ચોરવાનો મિથ્યા આરોપ આવ્યો છે, તે આ મણિથી ટાળવા સારું હું તારી ગુફામા આવ્યો છુ ૩૧ શ્રીકૃષ્ણે આમ કહ્યુ એટલે જાંબવાને શ્રીકૃષ્ણનો સત્કાર કરી મણિની સાથે જાંબવતી નામે કન્યા તેમને આપી ૩૨ અહીં ગુફાની બહાર બેઠેલા લોકો, ગુફામા પેઠેલા શ્રીકૃષ્ણ ભગવાનની તે બહાર નીકળ્યા નહિ તેથી બાર દિવસ સુધી વાટ જોઈ, પાછા દ્વારકા ગયા ૩૩ શ્રીકૃષ્ણ ગુફામાથી હજી બહાર નીકળ્યા નથી, એવુ સાભળીને દેવી દેવકી, રુક્મિણી અને સગા સંબંધી શોક કરવા લાગ્યા. ૩૪ દ્વારકામા રહેનાર, ખેદ કરતા પ્રજાજન સત્રાજિતને ગાળો દેવા લાગ્યા અને શ્રીકૃષ્ણને પાછા મેળવવા મહામાયા દુર્ગાની ઉપાસના કરવા લાગ્યા. ૩૫ દેવી દુર્ગાની ઉપાસના કરવાથી દેવીએ આશીર્વાદ આપ્યો કે તમે શ્રીકૃષ્ણને પામશો આશીર્વાદથી શ્રીકૃષ્ણ ભગવાન પોતાનું કામ સિદ્ધ કરીને સ્ત્રી સાથે આનંદ આપતા પ્રકટ થયા ૩૬ કોઈ મરણ પામીને જાણે પાછો આવ્યો હોય તેમ, પાછા આવેલા તથા કંઠમા મણિ ધારણ કરેલા શ્રીકૃષ્ણને સ્ત્રી સાથે જોઈને સર્વેને અતિ આનંદ થયો ૩૭ પછી શ્રીકૃષ્ણ ભગવાને સભામા રાજાની સમક્ષ સત્રાજિતને બોલાવી મણિ પ્રાપ્ત થયાની વાત કહી. ૩૮ સત્રાજિત શરમાઈ ગયો અને મણિ લઈ નીચું મુખ કરી પોતાના પાપનો પશ્ચાત્તાપ કરતો ઘેર ગયો. ૩૯ પછી બળીઆ સાથે કલેશ કરવાથી ગભરાઈ ગયેલો સત્રાજિત તે અપરાધના પ્રતિકાર માટે વિચાર કરવા લાગ્યો. હું મારો અપરાધ કેવી રીતે ટાળુ ? ભગવાન મારી ઉપર શી રીતે પ્રસન્ન થાય ? મારુ કલ્યાણ શુ કરવાથી થાય ? હું કે જે ટૂંકી દૃષ્ટિવાળો, ક્ષુદ્ર, મૂર્ખ અને ધનનો લોભી છું–તેને લોકો કેવી રીતે અપવાદ ન આપે ? ૪૦–૪૧ સ્ત્રીઓમા રત્નરૂપ મારી પુત્રી સત્યભામા તથા મણિ હું શ્રીકૃષ્ણને આપુ, તે વિના બીજી કોઈ રીતે તે અપરાધનુ નિવારણ થશે નહિ ૪૨

આ પ્રમાણે બુદ્ધિથી વિચાર કરીને સત્રાજિતે પોતે જ જઈને સત્યભામા તથા મણિ ભગવાન શ્રીકૃષ્ણને આપ્યા ૪૩ જેને માટે ઘણા પુરુષો માગણી કરતા હતા એવા, શીલ, રૂપ, ઉદારતા તથા ગુણથી ભરેલા સત્યભામાને શ્રીકૃષ્ણ શાસ્ત્રોક્ત વિધિથી પરણ્યા અને પછી, સત્રાજિતને કહ્યુ કે, અમે તમારો મણિ રાખતા નથી, તે મણિ તમે સૂર્યના ભક્ત છો માટે ભલે તમારી પાસે રાખો, અમે તો તે મણિના ફળને ભોગવનાર છીએ ૪૪–૪૫

भगवानाह न मणिं प्रतीच्छामो वयं नृप ।
तवास्तां देवभक्तस्य वयं च फलभागिनः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
षट्पचाशतमोऽध्याय

# અધ્યાય ૫૭ મો.*

## મણિ ચોરવાનો આરોપ.

श्रीशुक उवाच

विज्ञातार्थोऽपि गोविंदो दग्धानाकर्ण्य पांडवान् ।
कुंतीं च कुल्यकरणे सहरामो ययौ कुरुन् ॥

શુકદેવજી કહે છે–શ્રીકૃષ્ણ, પાંડવો બળી ગયા નથી, તે સર્વ વાત જાણતા હતા, તોપણ કુંતાજીને તથા પાંડવોને લાક્ષાભવનમા બળી ગયા સાભળીને કુલાચાર પ્રમાણે બળદેવજી સાથે હસ્તિનાપુર ખરખરો કરવા ગયા ૧ ત્યાં આગળ ભીષ્મપિતામહ, કૃપાચાર્ય, વિદુર, ગાંધારી અને દ્રોણાચાર્યને મળી તેમના જેવી જ સમદુ:ખતા બતાવવા લાગ્યા. ૨ હે રાજન્ ! શ્રીકૃષ્ણ દ્વારકામાં નહિ હોવાથી અક્રૂર તથા કૃતવર્માએ શતધન્વાને કહ્યું કે, તું શા માટે મણિ લેતો નથી ? ૩ સત્રાજિતે આપણને કન્યારત્ન

* આ અધ્યાયમા શતધન્વાને મારવાથી પોતાને મણિ ચોરી લેવાનો ફરીને જે અપયશ લાગ્યો હતો તે અક્રૂરની પાસેથી મણિ મગાવીને શ્રીકૃષ્ણે દૂર કર્યો એ કથા કહેવાશે

આપવાની પ્રતિજ્ઞા કરી આપણો તિરસ્કાર કરીને શ્રીકૃષ્ણને આપી માટે, તે શા સારુ પ્રસેનની પાસે જાય નહિ ? ૪ આ રીતે તેમણે શતધન્વાની બુદ્ધિને ફેરવી નાખી તેથી જેનુ જીવન નાશ પામ્યુ હતુ એવા પાપી અને ક્રૂર શતધન્વાએ સત્રાજિતને સુતેલો મારી નાખ્યો. ૫ સ્ત્રીઓ અનાથની પેઠે ચીસો પાડતી તથા રુદન કરતી રહી અને કસાઈ જેમ પશુઓને રહેંસી નાખે, તેમ તેણે સત્રાજિતને રહેંસી નાખ્યો. તે મણિ લઈને પછી ત્યાથી તે નાસી ગયો ૬ સત્યભામા પોતાના પિતાને મારી નાખેલા જોઈને શોક કરવા લાગ્યા હાય પિતાજી ! હવે હુ મરી ગઈ એમ બોલતા બોલતા ઢળી પડયા ૭ પછી મરેલા પિતાને તેલની કોઠીમા નાખી સતાપ પામેલા સત્યભામા હસ્તિનાપુર ગયા અને ત્યા સર્વ વાત જાણનાર શ્રીકૃષ્ણની આગળ પોતાના પિતાના મરણની વાત કહી ૮

હે રાજન્ ! તે વાત સાભળી શ્રીકૃષ્ણ તથા બળભદ્ર ઈશ્વર હતા, તોપણ મનુષ્યાવતારને અનુસરીને, 'અરેરે ! આપણા ઉપર મહા દુખ આવી પડયુ ' એમ કહી આસુ ભરેલી આખે વિલાપ કરવા લાગ્યા. ૯ પછી શ્રીકૃષ્ણ, સત્યભામા તથા બળદેવજીની સાથે હસ્તિનાપુરથી દ્વારકા આવીને, શતધન્વાને મારવાની તથા તેની પાસેથી મણિ લેવાની તૈયારી કરવા લાગ્યા ૧૦ શતધન્વા શ્રીકૃષ્ણથી ભય પામ્યો અને તેણે પ્રાણની રક્ષા માટે કૃતવર્માની સહાય માગી કૃતવર્માએ કહ્યુ કે, શ્રીકૃષ્ણ તથા બળભદ્ર ઈશ્વર છે, તેમનો હુ અપરાધ કરીશ નહિ. ૧૧–૧૨ કસ તેઓનો દ્વેષ કરવાથી રાજ્યરહિત થઈ પોતાના સેવકો સાથે મરણ પામ્યો અને રાજલક્ષ્મીથી ભ્રષ્ટ થયો અને જરાસધ સત્તર યુદ્ધમા રથ વિનાનો થઈને રણમાથી નાસી ગયો ૧૩ આ રીતે કૃતવર્માએ સહાય કરવા ના પાડી એટલે તેણે, અક્રૂરને સહાય આપવા યાચના કરી. તેમણે કહ્યુ કે, સમર્થ એવા શ્રીકૃષ્ણ તથા બળભદ્રના બળને જાણનારો કયો પુરુષ તેમની સાથે વિરોધ કરે ? ૧૪ જે ભગવાન આ જગતને પોતાની લીલાવડે સરજે છે, પાળે છે અને અતે સહારે છે, તથા જે વિશ્વસ્રષ્ટાની ચેષ્ટાને તેમની માયાવડે મોહિત થયેલા મનુષ્યો જાણતા નથી ૧૫ વળી સાત વર્ષની વયમા બાળક છોકરો જેમ રમત માત્રમા શિલીંધ્ર ઉપાડી લે, તેમ એક હાથે જ ગોવર્દ્ધન પર્વત જેમણે તોળી રાખ્યો હતો ૧૬ તે અદ્ભુત કર્મ કરનાર, અનત જગતના આદિકારણ, અવિનાશી અને સર્વના આત્મારૂપ ભગવાન શ્રીકૃષ્ણને હુ નમસ્કાર કરુ છુ ૧૭ અક્રૂરે આ પ્રમાણે કહી સહાય કરવાની ના પાડી એટલે શતધન્વા અક્રૂરને તે મણિ સોપી સો યોજન ચાલનાર ઘોડા ઉપર બેસીને ત્યાથી નાસી ગયો, ૧૮ એટલે શ્રીકૃષ્ણ તથા બળભદ્ર ગરુડના ચિહ્નવાળી ધ્વજા જેના ઉપર ચઢાવી હતી એવા રથમા બેસીને મોટા વેગવાળા ઘોડા જોડી પોતાના સસરાને મારનાર શતધન્વાની પાછળ પડયા ૧૯ મિથિલાના ઉપવનમા ઘોડો નાસતા પડી ગયો તેને છોડી ભયભીત થયેલો શતધન્વા રોષથી પગપાળો થઈ દોડવા લાગ્યો ભગવાન શ્રીકૃષ્ણ પણ પગપાળા થઈ તેની પાછળ દોડયા ૨૦ પગપાળા દોડતા ભગવાને તીક્ષ્ણ ચક્ર મારી શતધન્વાનુ માથુ કાપી નાખ્યુ અને તેના બન્ને વસ્ત્રોમા મણિ શોધ્યો, ૨૧ પરતુ મણિ મળ્યો નહિ ત્યારે શ્રીકૃષ્ણ પોતાના વડીલ બધુની પાસે આવી બોલ્યા કે, 'શતધન્વાને વૃથા માર્યો ! તેની પાસે મણિ નથી ' ૨૨ બળભદ્રના મનમા શકા આવી કે, 'શ્રીકૃષ્ણે મણિ લઈ લીધો છે, અને મને છેતરવા ના પાડે છે ' પોતાનો રોષ બહાર ન બતાવતા તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે, 'શતધન્વાએ મણિ કોઈ પુરુષને ત્યા અનામત મૂક્યો હશે, માટે તમે પાછા દ્વારકા જાઓ અને તેની શોધ કરો ૨૩ હુ તો મારા અતિ પ્રિય મિત્ર વિદેહ રાજાને મળવાની ઇચ્છા રાખુ છુ આટલુ કહીને પછી બળભદ્ર ત્યાથી મિથિલા ગયા ૨૪ મૈથિલ રાજા બળદેવને આવ્યા જોઈ આસન ઉપરથી ઉભા થયા ને પ્રસન્ન થઈ વિધિ પ્રમાણે તેમની પૂજા કરી. ૨૫ વ્યાપક એવા બળભદ્ર કેટલાક વર્ષ તે નગરીમાં રહ્યા ત્યાં જનકે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને રાખ્યો હતો, તે યોગ્ય સમય મળવાથી બળવાન બળભદ્રની

પાસેથી ગદા યુદ્ધ શીખ્યો ૨૬ બીજી તરફ પ્રિયાનું હિત કરનાર વ્યાપક એવા શ્રીકૃષ્ણ ભગવાને દ્વાર કામાં આવી શતધન્વાને મારી નાખવાની તથા મણિ ન મળવાની વાત સર્વને કહી ૨૭ ત્યાર પછી શ્રી-કૃષ્ણે મરણ પામેલા સસરાની પરલોક સબંધી ઉત્તરક્રિયાઓ તેનાં સબંધીઓને સાથે રાખીને કરાવી ૨૮ શતધન્વાને ઉશ્કેરણી કરનાર, અક્રૂર તથા કૃતવર્મા શતધન્વાનો નાશ સાભળીને ભયથી પલાયન કરી ગયા ૨૯ અક્રૂર દ્વારકામાથી નાસી ગયા કેડે પ્રજાને શરીર, મન ને દેવતા સબંધી કેટલાક સતાપ થવા લાગ્યા આમ કેટલાક મુનિઓ પોતે પૂર્વે કહેલુ શ્રીકૃષ્ણનુ માહાત્મ્ય ભૂલી જઈને કહે છે પરતુ મુનિઓનો જેમા વાસ છે એવા શ્રીકૃષ્ણ ભગવાન જ્યા આગળ હોય ત્યા ઉત્પાતોના દર્શન સભવતા જ નથી ૩૦—૩૧ કેટલાક મુનિઓ કહે છે કે અક્રૂર દ્વારકામાથી નાસી ગયા પછી દ્વાર-કાના વૃદ્ધ લોકો કહેવા લાગ્યા કે, ઇંદ્ર વૃષ્ટિ કરતો ન હતો, ત્યારે કાશીના રાજાએ કાશીમા રહેલા શ્વફલ્ક યાદવને પોતાની ગાદિની નામે પુત્રી આપી હતી તેથી ત્યા વરસાદ થયો હતો ૩૨ તેના પુત્ર અક્રૂર પણ તેના જેવા જ પ્રતાપી હતા, માટે તે જ્યા જ્યા હોય ત્યા ઇંદ્ર વૃષ્ટિ કરતો અને ઉત્પાતો કે અકાળ મૃત્યુ થતા નહિ ૩૩ આવુ વૃદ્ધ મનુષ્યોનું કહેવું હતુ પણ આમા આટલુ કારણ છે એમ ન માનતા, મણિને પણ કારણ માની ભગવાને અક્રૂરને બોલાવી તેમનો સત્કાર કર્યો તેમની સાથે કેટલીક વાતો કરી, સર્વના ચિત્તને જાણનાર શ્રીકૃષ્ણે મુખ મલકાવી અક્રૂરને કહ્યુ કે, ૩૪—૩૫ હે દાનપતિ! શતધન્વાએ સ્યમતક નામે શોભાયમાન મણિ તમારી પાસે રાખેલો છે, એ વાત પ્રથમથી અમારા જાણ વામા છે, ૩૬ પરતુ સત્રાજિત પુત્ર રહિત છે, તેથી જલદાન તથા પિંડદાન આપીને તેનુ બાકી રહેલુ ઋણ ફેડતા જે મિલકત રહે, તેના સ્વામી તેની દીકરીના દીકરાઓ ગણાય, એવો ધર્મશાસ્ત્રનો મત છે, તોપણ તે મણિ તમારા વિના બીજાઓથી રાખી શકાય તેવો નથી, માટે તમારી પાસે ભલે રહો, કારણ કે તમે સદાચારવાળા છો. પરંતુ મણિના વિષયમા મારા મોટા ભાઇને યથાર્થ વિશ્વાસ આવતો નથી, અર્થાત્ તે મણિ મારી પાસે છ, એવી તેમને શકા છે, માટે હે મહા ભાગ્યશાળી! અમને તે મણિ દેખાડો અને અમારા બધુઓને શાત કરો તમે મણિના સબધમા ના કહી શકો તેમ નથી, કારણ કે હમણાં સુવર્ણની વેદીવાળા તમારા યજ્ઞો અવિ-ચ્છિન્ન ચાલુ છે ૩૭—૩૯ આ પ્રમાણે સામના વચ-નોથી પૂછ્યુ એટલે શ્વફલ્કના પુત્ર અક્રૂરે સૂર્ય જેવી કાતિવાળો મણિ કાઢી આપ્યો ૪૦ શ્રીકૃષ્ણે સ્યમંતક મણિ સર્વને દેખાડી, તેનાથી પોતાના કલકને ટાળી, અક્રૂરને સોપ્યો. ૪૧ જે મનુષ્ય ઈશ્વર એવા શ્રી-કૃષ્ણ ભગવાનનું પાપ હરણ કરનારુ, પરાક્રમવાળુ અને મગળકારી આખ્યાન ભણે છે અને સાભળે છે, તે અપયશને તથા તેના કારણરૂપ પાપથી મુક્ત થઈ શાન્તિ મેળવે ૪૨

यस्त्वेतद्भगवत ईश्वरस्य विष्णो-
र्वीर्याढ्य वृजिनहर सुमगल च ।
आख्यान पठति शृणोत्यनुस्मरेद्वा
दुष्कीर्ति दुरितमपोह्य याति शांतिम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
सप्तपचाशतमोऽध्याय'

## અધ્યાય ૫૮ મો.[$]

### કાલિદી આદિનું પાણિગ્રહણ.

श्रीशुक उवाच

एकदा पांडवान् द्रष्टुं प्रतीतान् पुरुषोत्तमः ।
इन्द्रप्रस्थं गतः श्रीमान् युयुधानादिभिर्वृतः॥

શુકદેવજી કહે છે—હે રાજન્! એક દિવસ પુરુ-ષોમા ઉત્તમ એવા શ્રીકૃષ્ણ, પાડવો લાક્ષાભવનમા બળી ગયાની અફવા પછી દ્રુપદ રાજાને ઘેર સ-ર્વના જેવામા આવેલા તેઓને મળવા યુયુધાન વગેરે સાથે ગયા ૧ જગતના ઈશ્વર એવા શ્રી કૃષ્ણને આવેલા જોઈ, પ્રાણને આવેલો જોઇને, જેમ ઈંદ્રિયો સચેત થાય તેમ પાડવો એકાએક

$ આ અધ્યાયમા ભગવાને કાલિદી, મિત્રવિંદા સત્યા, ભદ્રા અને લક્ષ્મણા એ પાચ સ્ત્રીઓનું પાણિગ્રહણ કર્યું, એ કથા કહેવાશે

ઉભા થયા ૨ અને શ્રીકૃષ્ણ ભગવાનને ભેટયા પછી શ્રીકૃષ્ણના આલિંગનથી જેમના પાપ નાશ પામ્યાં હતાં એવા પાંડવો, શ્રીકૃષ્ણનું પ્રેમ અને મંદ હાસ્યવાળું મુખ નિહાળી આનંદ પામ્યા ૩ પછી શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર અને ભીમના ચરણમા વંદન કરીને અર્જુનને ભેટયા અને નકુલ તથા સહદેવે શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા ૪ તે પછી શ્રીકૃષ્ણ ઉત્તમ આસન ઉપર બેઠા અને તરત પરણેલા પવિત્ર ચરિતવાળા દ્રૌપદી જરા શરમાતા શરમાતા ધીરે ધીરે પાસે જઇને શ્રીકૃષ્ણને પગે પડયા ૫ પાડવોએ સાત્યકિ યાદવની પૂજા કરી ને તેને પ્રણામ કર્યા તથા તે યાદવ પણ આસન ઉપર બેઠા તેમ બીજાઓનો પણ પાડવોએ સત્કાર કર્યો ૬ પછી શ્રીકૃષ્ણે કુંતાજીની પાસે જઈ પ્રણામ કર્યા કુંતાજી અતિ સ્નેહને લીધે અશ્રુ ભરેલી દૃષ્ટિથી શ્રીકૃષ્ણને ભેટયા શ્રીકૃષ્ણે ફોઈ કુંતાજીને તથા તેમના વધૂને કુશળ સમાચાર પૂછયા અને કુંતાજીએ શ્રીકૃષ્ણને પોતાના ભાઇઓના કુશળ સમાચાર પૂછયા ૭ પછી પ્રેમને લીધે જેમનો કંઠ રુધાઈ ગયો હતો તથા જેમના નેત્રોમા આસુ આવી ગયા હતા એવા કુંતાજી ઘણાક કલેશોને સંભારતા, જેમના દર્શનથી સર્વ કલેશોનો નાશ થાય એવા શ્રીકૃષ્ણ ભગવાનને કહેવા લાગ્યા કે, ૮ હે પ્રભો! તમે અમને સંભારીને જ્યારે મારા ભાઇને અમારી સંભાળ લેવા મોકલ્યા હતા ત્યારે અમે કુશળ હતા, અને હમણા અમારી આ દશા છે ૯ આપ આખા વિશ્વના સ્નેહી અને આત્મા છો, આપને પોતાનુ કે પારકુ નથી, તોપણ આપ સ્મરણ કરનારાઓના હૃદયમા રહી તેમના સંતાપ હરો છો ૧૦

યુધિષ્ઠિર બોલ્યા–હે અધિપતિ! યોગેશ્વરોને પણ જેમના દર્શન દુર્લભ છે એવા આપના અમને દર્શન થયા, માટે અમે તે શુ પુણ્ય કર્યું હશે? તે હુ જાણતો નથી ૧૧ આ પ્રમાણે કહીને યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને ચાર મહિના રહેવા પ્રાર્થના કરી એટલે વ્યાપક એવા શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થના રહેવાસીઓના નેત્રોને આનંદ ઉપજાવતા સુખથી ત્યા રહ્યા. ૧૨ એક વાર અર્જુન વાનરની ધ્વજાવાળા રથમા બેસી, ગાંડીવ ધનુષ તથા અક્ષય બાણથી ભરેલા બે ભાથા લઈને શ્રીકૃષ્ણની સાથે સિંહો અને મૃગોથી ભરપુર વનમા મૃગયા કરવા ગયા. ૧૩–૧૪ ત્યાં બાણોથી વાઘો, સૂવરો, મહિષો, રુરુઓ, શરભો, રોઝ, ગેંડા, હરણો અને સસલાનો સંહાર કર્યો ૧૫ પર્વને દિવસે તે પશુઓને માણસો યુધિષ્ઠિર રાજા પાસે લઈ ગયા અને તૃષાથી આતુર થયેલા તથા થાકી ગયેલા અર્જુન શ્રીકૃષ્ણની સાથે યમુના નદીના તીર ઉપર પાણી પીવા ગયા. ૧૬ શ્રીકૃષ્ણે તથા અર્જુને નિર્મળ જળનુ આચમન કરી જળપાન કર્યું પછી બન્નેએ મનોહર દેખાવવાળી એક કન્યાને યમુનાના તીર ઉપર ફરતા દીઠી. ૧૭ એટલે તેની તપાસ કરવા શ્રીકૃષ્ણે અર્જુનને મોકલ્યો અર્જુને સુંદર નિતંબવાળી, અને સુંદર મુખવાળી, પ્રમદાની પાસે જઈ તેને પૂછયુ કે, હે સ્રી! તું કોણ છે? કોની પુત્રી છે? કયાથી આવી છે? અને શું કરવા ધારે છે? હું માનુ છુ કે, તું પતિની ઇચ્છાવાળી છે માટે મને સર્વ વાત કહે ?૧૮–૧૯

યમુના બોલ્યા–હું સૂર્યદેવની પુત્રી છું, તેજસ્વી અને વર આપનાર શ્રીવિષ્ણુને પતિ તરીકે ઇચ્છુ છુ અને તે માટે તપશ્ચર્યા કરુ છુ ૨૦ હે વીર પુરુષ! હુ લક્ષ્મીના નિવાસરૂપ વિષ્ણુ વિના બીજા પતિને વરવાને ઇચ્છતી નથી, માટે નિરાધારના આધાર ભગવાન શ્રીકૃષ્ણ મારા ઉપર પ્રસન્ન થાઓ ૨૧ મારુ નામ કાલિન્દી છે અને મારા પિતાએ આ યમુના જળમા મને ઘર કરી આપ્યુ છે, તેમા હું ભગવાનના દર્શન થતા સુધી રહેનાર છુ ૨૨

શુકદેવજી કહે છે–અર્જુને શ્રીકૃષ્ણને તે વાત કહી એટલે સર્વ જાણનાર ભગવાન તેને રથમા બેસાડી ધર્મરાજાની પાસે ગયા ૨૩ ત્યા પાડવોએ શ્રીકૃષ્ણની પાસે પોતાનુ નગર સુંદર બનાવવા માટે પ્રાર્થના કરી શ્રીકૃષ્ણે વિશ્વકર્મા પાસે નગરને અલૌકિક કરાવી આપ્યુ ૨૪ પછી ભગવાન પાંડવોનુ હિત કરવાની ઇચ્છાથી ત્યા રહેતા હતા ત્યારે અગ્નિને ભક્ષણમા ખાંડવ વન આપવા અર્જુનના સારથિ થયા ૨૫ હે રાજન્! તે ઉપરથી અગ્નિએ પ્રસન્ન

થઈ અર્જુનને ધનુષ, બાણ, શ્વેત અશ્વ, રથ, અક્ષય ભાથા તથા અસ્ત્રધારીઓથી ભેદી શકાય નહિ તેવું સુંદર કવચ આપ્યું. ૨૬ અગ્નિની જ્વાળામાંથી મયદાનવને મુક્ત કર્યો અને પોતાના મિત્ર અર્જુનને સભા આપી, કે જે સભામાં દુર્યોધનને જળમાં સ્થળની તથા સ્થળમાં જળની ભ્રાંતિ થઈ હતી. ૨૭ આ રીતે સર્વ વ્યવસ્થા કર્યા પછી યુધિષ્ઠિરે જેમને જવાની રજા આપી હતી તથા સંબંધીઓએ જેમને અનુમોદન આપ્યું હતું એવા શ્રીકૃષ્ણ, સાત્યકિ વગેરે યાદવો સાથે પાછા દ્વારકામાં આવ્યા. ૨૮ ત્યાર પછી શ્રીકૃષ્ણ સંબંધીઓને પરમ આનંદ આપતા તથા તેઓનું પરમ મંગળ કરતા ઉત્તમ ઋતુમાં તથા ઉત્તમ નક્ષત્રમાં કાલિન્દીને પરણ્યા. ૨૯ અવંતીના રાજા વિંદ અને અનુવિંદ દુર્યોધનને અધીન અને અનુકૂલ રહેતા તેમણે પોતાની બેન મિત્રવિંદાને સ્વયંવરમાં શ્રીકૃષ્ણને પરણતા અટકાવી હતી. ૩૦ તેથી હે રાજન્! શ્રીકૃષ્ણે પોતાની ફોઈ રાજાધિદેવીની પુત્રી મિત્રવિન્દાનું સર્વ રાજાઓના દેખતાં બલાત્કારથી હરણ કર્યું. ૩૧ કૌશલ દેશનો રાજા નગ્નજિત ઘણો ધાર્મિક હતો, તેને સત્યા નામે એક કન્યા હતી. તે કન્યાનું નામ નાગ્નજિતી હતું. ૩૨ રાજાઓ તીક્ષ્ણ શિંગડાવાળા, પકડી શકાય નહિ એવા, વીર પુરુષોની ગંધ સહન ન કરનાર અને ઉગ્ર સ્વભાવના સાત સાંઢ જીત્યા વિના તે નાગ્નજિતી નામે કન્યાને પરણી શકતા ન હતા. ૩૩ સાત્વત કુળના પતિ ભગવાન શ્રીકૃષ્ણ સાંઢને જીતનારાથી મેળવી શકાય એવી કન્યાને પરણવા મોટી સેના લઈને કૌશલપુર ગયા. ૩૪ શ્રીકૃષ્ણને જોઈ રાજા પ્રસન્ન થયો ને તેણે ઉભા થઈ આસન આપી સર્વ પૂજનના પદાર્થોથી તેમની પૂજા કરી. શ્રીકૃષ્ણે તેનો સામો સત્કાર કર્યો. ૩૫ તે રાજકન્યા પોતાને મન ગમતા વર શ્રીકૃષ્ણને આવ્યા જોઈ તેમની ઉપર આસક્ત થઈને કહેવા લાગી કે, મેં ઘણાં વ્રતો કરીને જો ભગવાનનું ધ્યાન કર્યું હોય તો, આ પતિ મને મળજો અને મારા સઘળા મનોરથોને સફળ કરજો. ૩૬ લક્ષ્મી, બ્રહ્મા, શંકર અને લોકપાલો જેમનાં ચરણારવિંદની રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે તથા જે પોતે ધર્મની મર્યાદાનું રક્ષણ કરવા સમય ઉપર લીલાવડે અવતારો ધારણ કરે છે, તે ભગવાન મારી ઉપર પ્રસન્ન થાઓ. ૩૭ બીજી તરફ રાજાએ ભગવાનની પૂજા કર્યા પછી કહ્યું કે, હે નારાયણ! તમે આત્માના આનંદથી પરિપૂર્ણ છો, તેમનું હું શું પ્રિય કરું? ૩૮

શુકદેવજી કહે છે—હે કુરુનંદન! પ્રસન્ન થયેલા ભગવાને આસનનો સ્વીકાર કરી, મંદ હસીને ગંભીર વાણીથી કહ્યું કે, ૩૯ હે રાજન્! ધર્મમાં વર્તનારો ક્ષત્રિય બીજાની આગળ યાચના કરે, તે યોગ્ય નથી, તોપણ હું તમારી સાથે સંબંધ બાંધવાની ઇચ્છાથી તમારી કન્યાની યાચના કરું છું. અમે કંઈ કન્યાનું મૂલ્ય આપનાર નથી. ૪૦ રાજાએ કહ્યું કે, હે નાથ! અમે તમારા કરતાં બીજો કયો વર ધારી રાખ્યો હોય? કારણ કે ગુણના નિવાસ રૂપ આપમાં લક્ષ્મીજી નિરંતર વાસ કરે છે. ૪૧ પરંતુ હે સાત્વતોત્તમ! અમે પુરુષોના પરાક્રમોની પરીક્ષા માટે એક ઠરાવ કર્યો છે. ૪૨ તે એ છે કે આ સાત સાંઢ વગર કેળવાયેલા છે, તેમને જે નાથે તેને કન્યા આપવી. આ ગોધાઓએ ઘણાક રાજકુમારોના ગાત્ર ભાગી નાખ્યા છે અને તેથી તેઓ નાસી ગયા છે. ૪૩ હે યદુનંદન! તમે જો તેમને નાથો તો હું મારી પુત્રી તમને પરણાવું. ૪૪

શુકદેવજી કહે છે—આવો ઠરાવ સાંભળી શ્રીકૃષ્ણે કચ્છ વાળી પોતાના સાત સ્વરૂપ કરી સાંઢોને રમત માત્રમાં પકડી લીધા. ૪૫ અને પછી જેઓનો ગર્વ તથા શક્તિ નાશ પામ્યા હતા એવા તેમને નાથી બાળક જેમ લાકડાના સાંઢને ખેંચે તેમ શ્રીકૃષ્ણ રમત માત્રમાં તેમને ખેંચવા લાગ્યા. ૪૬ તે જોઈને નગ્નજિત રાજા આશ્ચર્ય પામ્યો ને તેણે પ્રસન્ન થઈ પોતાની પુત્રી શ્રીકૃષ્ણને પરણાવી. શ્રીકૃષ્ણ ભગવાને પોતાને યોગ્ય એવી તે સ્ત્રી સાથે શાસ્ત્રવિધિથી લગ્ન કર્યું. ૪૭ રાજાની રાણી પોતાની પુત્રીને યોગ્ય પતિ શ્રીકૃષ્ણ મળ્યા તેથી પરમ આનંદ પામી અને નગરમાં ચારે તરફ મહોત્સવ થઈ રહ્યો. ૪૮ શંખ, ભેરી, આનકો આદિ વાગવા લાગ્યાં, ગાયનો ગવાવા માંડ્યાં, બ્રાહ્મણોના આશી-

વહિ઼ા અપાવા લાગ્યા, સ્ત્રી પુરુષો સારા વસ્ત્રો તથા
પુષ્પોની માળાઓ પહેરી આનંદમાં ફરવા લાગ્યાં.
૪૯ નગ્નજિત રાજાએ કન્યાને પહેરામણીમા દશ
હજાર ગાયો, સારાં વસ્ત્રવાળી ત્રણ હજાર દાસીઓ,
નવ હજાર હાથીઓ, હાથીઓ કરતા સો ગણા રથો,
રથોના કરતા સો ગણા ઘોડાઓ અને ઘોડાઓના
કરતા સો ગણા સેવકો આપ્યા. ૫૦-૫૧ પછી વાત્સ-
લ્યથી જેનું હૃદય ગદ્ગદ્ થઇ ગયું હતું એવા
નગ્નજિત રાજાએ પુત્રી અને જમાઇ બન્નેને રથમા
બેસાડી મોટી સેના સાથે દ્વારકા તરફ વળાવ્યા. ૫૨
તે વાતસાભળીને યાદવોએ તથા સાંઢાએ પ્રથમથી જ
જેમનું બળ ભાગી નાખ્યુ હતુ એવા ઇર્ષ્યાળુ રાજા-
ઓએ કન્યાને લઇ રસ્તામા ચાલ્યા જતા શ્રીકૃષ્ણને
રોકયા ૫૩ તેઓ તેમના પર બાણોની વૃષ્ટિ કરવા
લાગ્યા એટલે શ્રીકૃષ્ણનુ હિત કરનાર અર્જુને સિંહ
જેમ નાના મૃગોનો નાશ કરે તેમ ગાડીવ ધનુષથી
તેમનો નાશ કર્યો. ૫૪ યાદવોમા શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ
પહેરામણી લઈ સત્યભામાની સાથે દ્વારકા જઈ
આનંદમા રહેવા લાગ્યા ૫૫ પોતાની ફોઈ શ્રુતકી-
ર્તિની પુત્રી કેકય દેશમા જન્મેલી અને સંતર્દન
વગેરે ભાઈઓએ આપેલી ભદ્રા નામની કન્યાને તે
બાદ પરણ્યા ૫૬ ગરુડ જેમ અમૃતને હરી લાવ્યા
હતા, તેમ ભગવાન શ્રીકૃષ્ણ એકલા ભદ્ર દેશના
રાજાની ઉત્તમ લક્ષણોવાળી પુત્રી લક્ષ્મણાને સ્વયં-
વરમાથી હરી લાવ્યા ૫૭ આવી રીતે બીજી હજારો
રાણીઓ શ્રીકૃષ્ણને થઈ જે રૂપવતી રાણીઓને
શ્રીકૃષ્ણ નરકાસુરને મારીને તેના કેદખાનામાથી
છોડાવી લાવ્યા હતા ૫૮

**अन्याश्चैवंविधा भार्याः कृष्णस्यासन सहस्रश**
**भौमं हत्वा तन्निरोधादाहृताश्चारुदर्शना: ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे**
**अष्टपंचाशत्तमोऽध्याय.**



# અધ્યાય ૫૯ મો.*

## નરકાસુર હનન.

**राजोवाच**

**यथा हतो भगवता भौमो येन च ताः स्त्रियः**
**निरुद्धा एतदाचक्ष्व विक्रम शार्ङ्गधन्वन: ॥१॥**

પરીક્ષિતે પૂછ્યુ—તે સ્ત્રીઓને કેદ કરનાર નર-
કાસુરને ભગવાન શ્રીકૃષ્ણે શા કારણથી માર્યો ? તથા
ભગવાનનું પરાક્રમ કેવુ હતુ તે કથા હવે કહો ? ૧
શુકદેવજી બોલ્યા—ઇંદ્રનું છત્ર, દેવમાતા અદિ-
તિના કુંડળો તથા મેરુ પર્વત ઉપર આવેલુ ઇંદ્રનું
મણિગિરિ નામે સ્થાન, નરકાસુર લઇ ગયો હતો,
તેથી ઇન્દ્રે સત્યભામાને ઘેર જઈ નરકાસુરના સર્વ
અપરાધો શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યા સત્યભામા સાથે
ગરુડ ઉપર બેસી શ્રીકૃષ્ણ પછી નરકાસુરના પ્રાગ્જ્યો-
તિષ ગયા ૨ પર્વતના તથા શસ્ત્રોના કિલ્લાઓથી
તથા આસપાસ આવી રહેલા પાણી, અગ્નિ તથા
પવનથી ત્યા જઈ શકાતું ન હતુ, તેમજ મુર
દૈત્યની ભયંકર જાળથી નગર રક્ષાએલું હતુ ૩
ભગવાને ત્યા જઇને ગદાથી પર્વતના કિલ્લા ફોડ્યા,
અને બાણોથી હથિયારોના કિલ્લાઓને, ચક્રથી
અગ્નિ, પાણી તથા વાયુને, તરવારથી પાશોને,
શંખના નાદથી યંત્રોને અને વીર પુરુષોનાં હૃદયોને
તથા ગદાથી મુખ્ય કિલ્લાને તોડી પાડ્યો. ૪-૫
પ્રલય સમયે થતા વજ્રના કડાકા જેવો શંખનો
ભયંકર શબ્દ સાભળી પાંચ માથાવાળો મુર દૈત્ય
નગરની આસપાસ આવેલી ખાઇના પાણીમા સૂતો
હતો તે જાગી ઉઠ્યો. ૬ મહાભયંકર દૃષ્ટિ કરનાર
તે ભયંકર મુર દૈત્ય પ્રલય સમયના સૂર્ય જેવા
તેજસ્વી ત્રિશૂળને ઉગામીને જાણે પાંચે મુખોથી
ત્રણે લોકને ગળી જતો હોય તેમ મુખો ફાડી, સર્પ
જેમ ગરુડની તરફ દોડે તેમ શ્રીકૃષ્ણની તરફ દોડ્યો.
૭ અને તેણે જોરથી ત્રિશૂળને ફેરવી ગરુડના ઉપર
નાખ્યુ અને પાંચ મુખોથી મોટી ગર્જના કરી, તેના

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણ નરકાસુરનો વધ કરી, હરી લાવેલી હજારો કન્યાઓની સાથે પરણ્યા તથા સ્વર્ગ-માથી પારિજાતકનુ ઝાડ લાવ્યા, એ કથા કહેવાશે

મોટા નાદે સ્વર્ગ, પૃથ્વી, દિશાઓ અને આકાશ ખળભળી ગયાં.૮ શ્રીકૃષ્ણે ગરુડ ઉપર આવતા ત્રિશૂળના બે બાણો મારીને ત્રણ કકડા કરી નાખ્યા અને તે દૈત્યના મોઢા ઉપર બાણો માર્યા, એટલે દૈત્યે પણ ક્રોધ કરીને શ્રીકૃષ્ણ ઉપર ગદા ફેંકી ૯ ગદા પોતાની ઉપર આવતી હતી એટલામા તેમણે સામી ગદા મારી તેની ગદાના કકડા કરી નાખ્યા. પછી મુર દૈત્ય હાથ ઉંચા કરી શ્રીકૃષ્ણની સામે દોડયો એટલે શ્રીકૃષ્ણે ચક્રથી રમત માત્રમા તેના પાચ માથા કાપી નાખ્યા ૧૦ દૈત્ય પ્રાણરહિત થઇ ઈન્દ્રના વજ્રવડે કપાયેલા શિખરોવાળા મોટા પર્વતની માફક નીચે તૂટી પડયો આ પ્રમાણે મુરના મરણ પછી પિતાના મૃત્યુથી દુખી થયેલા તેના પુત્રો પિતાનું વેર વાળવા તૈયાર થઇ ગયા ૧૧ તામ્ર, અત રિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન્ તથા અરુણ નરકાસુરની પ્રેરણાથી સેનાપતિને આગળ કરી લડવા નીકળ્યા ૧૨ ક્રોધને લીધે ભય કર દૈત્યો યુદ્ધભૂમિ ઉપર આવી ભગવાન ઉપર બાણ, તરવાર, ગદા, સાગ, ઋષ્ટિ તથા ત્રિશૂળનો મારો ચલાવવા લાગ્યા અમોઘ પરાક્રમવાળા શ્રીકૃષ્ણ ભગવાને બાણો મારી દૈત્યોના શસ્ત્રોના કકડા કર્યા, ૧૩ અને પીઠ પ્રમુખ દૈત્યોના માથા, સાથળ, હાથ, પગ તથા કવચો કાપી તેમને યમલોકમા રવાના કરી દીધા પૃથ્વીપુત્ર નરકાસુર પોતાના સેનાપતિઓને ભગવાનના ચક્ર તથા બાણોથી નાશ પામેલા જોઈ ક્રોધાવેશમા આવી ગયો. તેણે સમુદ્રમાથી ઉત્પન્ન થયેલા મદ ઝરતા હાથીઓની સેના સાથે નગરમાથી બહાર નીકળી જોયુ તો સૂર્યના ઉપર વિજળી સાથે જેમ મેઘ બેઠો હોય તેમ, ગરુડ ઉપર સત્યભામા સાથે બેઠેલા શ્રીકૃષ્ણને દીઠા તેણે શતઘ્ની નામે શસ્ત્ર તેમની ઉપર ફેંકયુ બીજા સર્વ યોદ્ધાઓ પણ એકી વખતે શ્રીકૃષ્ણને શસ્ત્રોથી મારવા લાગ્યા. ૧૪–૧૫ ભગવાન પિંછાંવાળા બાણોથી ભોમાસુરના સૈન્યના હાથ, પગ તથા શરીર કાપવા લાગ્યા અને તે વખતે જ હાથી તથા ઘોડાઓનો સંહાર થઈ ગયો. ૧૬ વળી યોદ્ધાઓએ જે શસ્ત્રો ફેંકયા હતા તે એકેકના શ્રીકૃષ્ણે ત્રણ ત્રણ તીક્ષ્ણ બાણોથી કકડા કરી નાખ્યા. આ વખતે પાંખોથી હાથીઓનો સંહાર કરતા ગરુડ ઉપર તે બેઠા હતા ગરુડે ચાચથી, પાંખોથી અને નખોથી મારવા માડેલા હાથીઓ પણ ત્રાસથી દૈત્યના નગરમા પેસી ગયા અને એકલા નરકાસુરે યુદ્ધ કરવા માડયુ નરકાસુર ગરુડે દુખી કરેલા પોતાના સૈન્યને નાસતુ જોઇને ૧૭–૧૯ જેણે વજ્ર અટકાવી રાખ્યુ હતુ એવી શક્તિ ગરુડને મારી શક્તિનો માર પડયા છતા ગરુડ બાણ વાગવાથી જેમ હાથી કપે નહિ તેમ કપ્યો નહિ, ૨૦ એટલે નરકાસુરે શ્રીકૃષ્ણને મારવા ત્રિશૂળ લીધુ, પરતુ તેનો ઉદ્યમ વ્યર્થ ગયો કારણ કે તેણે ત્રિશૂળ માર્યા પહેલાજ શ્રીકૃષ્ણે અસ્રાની ધાર જેવુ તીક્ષ્ણ ચક્ર મારી હાથી ઉપર બેઠેલા તેનુ માથુ કાપી નાખ્યુ ૨૧ કર્ણપત્ર તથા મનોહર મુગટવાળુ પૃથ્વી ઉપર પડેલુ તેનું માથુ શોભતુ હતુ. દૈત્યો હાહાકાર કરવા લાગ્યા અને ઋષિઓ તથા દેવતાઓ બહુ રૂડુ થયુ એમ કહીને શ્રીકૃષ્ણ ઉપર પુષ્પની વૃષ્ટિ કરતા સ્તુતિ કરવા લાગ્યા ૨૨ પછી પૃથ્વી દેવીએ શ્રીકૃષ્ણની પાસે જઇ તપાવેલા સુવર્ણમા જડેલા ચળકતા રત્નવાળા બે કુડળો, વૈજય તી માળા સાથે વનમાળા, વરુણનુ છત્ર તથા મહા મણિ ભગવાનને અર્પણ કર્યાં ૨૩ પછી હે રાજન્! પૃથ્વીએ બે હાથ જોડી પ્રણામ કરી ભક્તિમા બુદ્ધિ રાખી દેવોએ પૂજેલા શ્રીવિશ્વપતિ ભગવાનની સ્તુતિ કરવા માડી. ૨૪

પૃથ્વી સ્તુતિ કરે છે–હે દેવના દેવ! હે ઈશ્વર! હુ આપને નમસ્કાર કરુ છુ હે પરમાત્મા! ભક્તોની ઇચ્છા પ્રમાણે અવતાર ધારણ કરનાર આપને મારા નમસ્કાર છે ૨૫ જેમની નાભીમા કમળ છે એવા અને કમળની માળા ધારણ કરનાર આપને નમસ્કાર છે. કમળ જેવા નેત્રવાળા, કમળ જેવા ચરણવાળા ભગવાન વાસુદેવ અને વિષ્ણુરૂપ, પુરુષરૂપ, આદિ બીજરૂપ તથા પૂર્ણ જ્ઞાનરૂપ આપને મારા નમસ્કાર છે. ૨૬–૨૭ અજન્મા આ જગતને ઉત્પન્ન કરનાર, પરબ્રહ્મ અને અનત શક્તિવાળા, હે કાર્ય, તથા કારણના આત્મા! તમને મારા નમસ્કાર છે. ૨૮ હે પ્રભુ! તમે જ્યારે જગતને સરજવાની ઇચ્છા

કરો છો, ત્યારે વૃદ્ધિ પામેલા રજોગુણને ધારણ કરો છો, જ્યારે જગતનો નાશ કરવાની ઈચ્છા કરો છો ત્યારે ભયંકર તમોગુણને ધારણ કરો છો અને જ્યારે જગતનુ પાલન કરવાની ઈચ્છા કરો છો, ત્યારે સત્વગુણને ધારણ કરો છો હે જગત્પતિ! કાલ પ્રધાન તથા પુરુષ એવા તમારા બે રૂપ છે, પરંતુ તમે તેનાથી પણ તદ્દન પર છો ૨૯ હું પાણી, તેજ, પવન, આકાશ, શબ્દાદિક પાચ તન્માત્રાઓ, દેવતાઓ, મન, ઇન્દ્રિયો, અહંકાર, મહત્તત્ત્વ, એમ સર્વ સ્થાવર જંગમ જગત આપ પરમાત્મામા છે, અર્થાત્ આપના સ્વરૂપ વિના બીજુ સર્વ મિથ્યા છે ૩૦ હે શરણાગતની પીડા હરનાર! આ નરકાસુરનો પુત્ર ભગદત્ત તમારાથી ડરે છે, તેને હુ તમારા ચરણારવિંદની પાસે લાવી છુ માટે આપ તેનુ રક્ષણ કરો અને સર્વ પાપનો નાશ કરનારો તમારો હાથ તેના મસ્તક ઉપર મૂકો ૩૧

શુકદેવજી કહે છે–પૃથ્વીએ આ રીતે ભગવાનની સ્તુતિ કર્યા પછી ભગવાને પ્રસન્ન થઈ તેમને અભય વચન આપી સર્વ સંપત્તિઓથી ભરેલા નરકાસુરના ઘરમા ગયા ૩૨ ત્યા ભોમાસુરે રાજાઓને હરાવી આણેલી સોળ હજાર અને એકસો કન્યા ભગવાને દીઠી ૩૩ મનુષ્યોમા વીર એવા શ્રીકૃષ્ણને જોઇ સ્રીઓ મોહિત થઈ ગઇ અને દૈવે મેળવી આપેલા મનગમતા પતિને મનમા વરી ૩૪ "આ શ્રીકૃષ્ણ મારા પતિ થાઓ, દૈવ અમને અનુકૂળ થાઓ," એમ સર્વ કન્યાઓએ ભાવથી શ્રીકૃષ્ણમા મન આરોપ્યું ૩૫ પછી સુંદર તથા સ્વચ્છ વસ્રવાળી તે સ્રીઓને પાલખીઓમા બેસાડી શ્રીકૃષ્ણે દ્વારકા મોકલી દીધી તથા મોટા ભંડારો, રથ, ઘોડા અને ઘણું ધન ત્યાથી લીધુ ૩૬ ઐરાવતના કુળમા ઉત્પન્ન થયેલા ચાર દાતવાળા, વેગવાળા અને ધોળા ચોસઠ હાથીઓ શ્રીકૃષ્ણે દ્વારકા મોકલાવ્યા. ૩૭ પછી પોતે સત્યભામા સાથે ઇંદ્રને ત્યા જઈ અદિતિને કુંડળો અપાવ્યા, ત્યા ઇન્દ્રે ઇંદ્રાણી સાથે શ્રીકૃષ્ણ અને સત્યભામાની પૂજા કરી. ૩૮ પછી સત્યભામાની પ્રેરણાથી પારિજાતકને ગરુડ ઉપર મુકી ઇંદ્ર સહિત સર્વ દેવતાઓને જીતી, શ્રીકૃષ્ણ તે દ્વારકા લઇ આવ્યા. ૩૯ અને સત્યભામાના ઉપવનમા પારિજાતકનું ઝાડ રોપ્યું. તેની સુગંધમાં તથા રસમાં મગ્ન થયેલા ભ્રમરો સ્વર્ગમાંથી તેની પાછળ આવ્યા ૪૦ ઇન્દ્રે પોતાના મુગટની અણીઓથી શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ કરીને કાર્ય સાધવા માટે પ્રણામ કરીને પ્રાર્થના કરી હતી અને તે કાર્ય સિદ્ધ થયા પછી વિરોધ કર્યો હતો ઓહો!! દેવતાઓને પણ ઘણો ક્રોધ હોય છે! ધિક્કાર છે ધનવંતપણાને ૪૧ પછી ભગવાન કૃષ્ણ જેટલી સ્રીઓ હતી તેટલા રૂપ ધારણ કરી જુદા જુદા ઘરોમા શાસ્ર વિધિથી એક મુહૂર્તમા તેમને પરણ્યા ૪૨ પછી અતર્ક્ય કર્મ કરનાર શ્રીકૃષ્ણ, જેમની સમાન તેમ અધિક કોઈ પણ ઘર ન હતા એવા તેમના ઘરોમાં રહી સ્વસ્વરૂપાનંદમા પરિપૂર્ણ હોવા છતા પ્રકૃત મનુષ્યની પેઠે ગૃહસ્થાશ્રમના ધર્મો પાળતા લક્ષ્મીના અંશરૂપ તેમની સાથે વિહાર કરવા લાગ્યા. ૪૩ બ્રહ્માદિક દેવતાઓ જેમના માર્ગને જાણતા નથી એવા લક્ષ્મીપતિને પોતાના પતિ તરીકે પ્રાપ્ત કરી નિત્ય વૃદ્ધિ પામતા આનંદવડે સ્રીઓ ભગવાનની સેવા કરવા લાગી ૪૪ ભગવાનની પ્રત્યેક સ્રીઓ પાસે સેંકડો દાસીઓ હતી, તોપણ ઉભાં થઇને સામુ જવુ, આસન આપવુ, ઉત્તમ પ્રકારનું પૂજન કરવુ, પગ ધોવા, પાનની બીડી આપવી, પગ ચાપવા, પંખાનો પવન નાખવો, ચંદન વગેરે આપવા, પુષ્પો આપવા, વાળ હોળવા, નવરાવવા જમાડવા વગેરે સેવાઓ અને દાસ્ય પોતે જાતે કરતી હતી ૪૫

प्रत्युद्गमासनवरार्हणपादशौच
तांबूलविश्रमणवीजनगंधमाल्यैः ।
केशप्रसारशयनस्नपनोपहार्यैर्दासीशता
अपि विभोर्विदधु स्म दास्यम् ॥ ४५ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकोनषष्ठितमोऽध्याय

# અધ્યાય ૬૦ મો.$

## રુકિમણીનું રુશણું.

**श्रीशुक उवाच**

**कर्हिचित्सुखमासीनं स्वतल्पस्थं जगद्गुरुम् ।**
**पतिं पर्यचरद्भैष्मी व्यजनेन सखीजनैः ॥ १ ॥**

શુકદેવજી કહે છે–એક વાર સખીઓ સાથે રુકિમણી, પોતાના પર્યંક ઉપર બેઠેલા જગદ્ગુરુ શ્રીકૃષ્ણને વ્યજન કરતા હતા ૧ જે ભગવાન પોતાની લીલાથી આ જગતને સર્જે છે, પાળે છે અને સંહારે છે, તે ઈશ્વર પોતાની ધર્મમર્યાદાનું રક્ષણ કરવા યાદવોમા અવતર્યા છે ૨ રુકિમણીનુ વિલાસભવન, કે જેમા શોભાયમાન મોતીની માળાઓ લટકતી હતી એવી છતોવાળા મણિઓરૂપી દીવાઓથી શોભી રહેલા, ૩ માલતીની માળાઓની અને પુષ્પોની સુગંધ લેવા માટે આવેલા ભમરાઓના ગુંજારવથી ગાજતા, તેમજ જાળીઓમાથી અંદર આવેલા ચંદ્રના ઉજ્જવલ કિરણોથી શોભતા, ૪ ઉપવનોમા વાવેલા પારિજાતકના પુષ્પથી, સુગંધીદાર પવનોથી અને જાળીઓના છિદ્રમાથી અંદર આવેલા અગરુના ધૂપોથી મઘમઘી રહેલા, ૫ વિલાસભવનમા પલંગ ઉપર દૂધના ફીણ જેવા ધોળા અને ઉત્તમ એવા ગાદલા ઉપર આનંદથી પોઢેલા જગતના ઈશ્વર અને પોતાના પતિ શ્રીકૃષ્ણની તે સેવા કરતાં હતાં. ૬ સખીના હાથમાથી રત્નની દાંડીવાળો પંખો લઈ તે ભગવાનને પવન ઢોળતા હતા ૭ મણિના વલયના ઝમકારા કરતા રુકિમણીના હાથ, આગળીઓ, વિંટીઓ અને કડાં આદિ આભરણો મનોહર લાગતાં હતા ૮ લીલાવડે અવતાર ધારણ કરનાર શ્રીકૃષ્ણને યોગ્ય જેમને શ્રીકૃષ્ણ વિના બીજો આશ્રય ન હતો તથા કેશ કુંડળથી ચારે દિશાઓમા શોભાયમાન એવા જેમના મુખમાં મંદ હાસ્યરૂપી અમૃત હતું એવા મૂર્તિમાન્ લક્ષ્મીરૂપ રુકિમણીને જોઈ શ્રીકૃષ્ણ પ્રસન્ન થઈ મંદ મંદ હસતાં તેમને કહેવા લાગ્યા કે, ૯ હે રાજપુત્રી! લોકપાળોના જેવા વૈભવવાળા, મોટા પ્રભાવવાળા, રૂપ, ઉદારતા અને બળથી વૃદ્ધિ પામેલા શ્રીમંત રાજાઓ તમને ઈચ્છતા હતા, ૧૦ અને તમારા ભાઈએ તથા પિતાએ તમને એવા મોટા રાજાને દીધા હતા, છતા તમે કામથી મદોન્મત્ત થઈ ગયેલા શિશુપાલ વગેરે અર્થીઓ આવ્યા હતા, તેઓને મુકી અમે જે તમારા સમાન નથી તેમને તમે કેમ પરણ્યા? ૧૧ અમે ઘણુ કરીને જરાસંધ વગેરે રાજાઓથી ડરી સમુદ્રને શરણે આવેલા છીએ, બળવાનોની સાથે વૈર કરનાર છીએ અને રાજ્યાસન રહિત છીએ, તેઓને તમે કેમ પરણ્યા? ૧૨ જેમની રીતભાત જાણવામા આવેલી નથી એવા તથા લૌકિક માર્ગથી વિરુદ્ધ માર્ગે જનાર પુરુષોને પાલે પાડેલી સ્ત્રીઓ ઘણુ કરીને દુઃખી થાય છે ૧૩ અમે નિષ્કિંચન છીએ, નિરંતર તેવા જ મનુષ્યને પ્રિય છીએ, માટે ધનાઢ્ય પુરુષો અમને સેવતા નથી ૧૪ જેમના ધન, જન્મ, ઐશ્વર્ય, જાતિ તથા ભવિષ્યકાલની સ્થિતિ સમાન હોય, તેમનો વિવાહ અને મૈત્રી યોગ્ય ગણાય છે, પરંતુ ઉત્તમ અને મધ્યમનો વિવાહ કે મૈત્રી કોઈ પણ દિવસ યોગ્ય ગણાતા નથી. ૧૫ હે વૈદર્ભિ! તમે વૃથા વખાણેલા તથા ગુણો વિનાના જે અમે તેઓને કેમ પરણ્યાં? ૧૬ તમે પોતાને યોગ્ય કોઈ ઉત્તમ ક્ષત્રિયને પરણો, કે જેને લીધે તમે આલોકના તથા પરલોકના સુખ પામો. ૧૭ શિશુપાલ, શાલ્વ, જરાસંધ તથા દંતવક્ત્ર વગેરે રાજાઓ અને તમારો મોટો ભાઈ રુકિમ મારો દ્વેષ કરે છે ૧૮ બળના મદથી આંધળા બની ગયેલા અભિમાની લોકોનો મદ ઉતારવા, હે કલ્યાણિ! તે દુષ્ટોના મદનો નાશ કરીને હુ તમને હરી લાવ્યો છુ ૧૯ અમે ઉદાસીન છીએ, સ્ત્રી, સંતાન અથવા ધનની ઈચ્છાવાળા નથી, અમે દેહ અને ઘરની ઈચ્છારહિત છીએ, માટે દીવા વગેરેની પેઠે માત્ર સાક્ષીરૂપ રહેલા છીએ અને ક્રિયા કરતા નથી પણ સ્વસ્વરૂપના લાભથી પરિપૂર્ણ રહીએ છીએ. ૨૦

શુકદેવજી કહે છે–હે રાજન્! ભગવાન પોતાથી

$ આ અધ્યાયમા ભગવાને પ્રેમકલહમા હાસ્યના વચનો કહીને રુકિમણીને ખિન્ન કર્યા, એ કથા કહેવામા આવશે.

જુદા ન પડતા પોતાની પાસે જ રહેતા હતા તેથી રુકિમણી 'શ્રીકૃષ્ણને હુ જ બહુ પ્રિય છુ' એવું માનતા હતા, તેમનો ગર્વ ઉતારવા ઉપર પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ મૌન રહ્યા ૨૧ ત્રણ લોકના સ્વામી અને પોતાના પ્રિય એવા ભગવાનનુ કદી સાભળેલુ નહિ એવુ અપ્રિય વચન સાભળી રુકિમણી કપ્યા અને રડતા રડતા અપાર ચિંતા કરવા લાગ્યા ૨૨ નખની રાતી કાંતિથી રાતા થયેલા કોમળ ચરણના નખવડે પૃથ્વી ખોતરવા લાગ્યા, અને દુઃખને લીધે બોલી પણ ન શકવાથી નીચુ મુખ કરીને બેસી રહ્યા ૨૩ ભગવાનના અપ્રિય વચન સાભળવાથી દુઃખ, ભય અને શોકને લીધે બુદ્ધિહીન થયેલા રુકિમણીના હાથમાથી વ્યજન પડી ગયો, કકણો સરી પડયા, અને વાયુથી હલાવેલી કેળ જેમ જમીન ઉપર ઢળી પડે તેમ રુકિમણીનો દેહ છૂટે કેશે એકાએક મૂર્છિત થઇ જમીન ઉપર ઢળી પડયો ૨૪ હાસ્યની ગભીરતાથી અજાણ્યા રુકિમણીના પ્રેમબધનને જોઇ દયાળુ એવા શ્રીકૃષ્ણ ભગવાનને દયા આવી, ૨૫ અને પલગ ઉપરથી ઝટ નીચે ઉતરીને ઉઠાડવુ, આલિગન કરવુ વગેરે ચાર ક્રિયા માટે ચાર ભુજાવાળા ભગવાન શ્રીકૃષ્ણે રુકિમણીને ઉઠાડી, તેમના કેશ સમા કર્યા અને કમળ સરખા હાથથી તેમનુ મુખ લુછવા માડયુ ૨૬ હે રાજન્! આસુથી ભીના નેત્રને લુછી, પોતાનો આશ્રય કરનાર રુકિમણીને આશ્વાસન આપી ઉપહાસની ગભીરતા ન જાણનારા તથા ઉપહાસને યોગ્ય નહિ એવા તથા મશ્કરીની ગભીરતાથી જેમનુ ચિત્ત ભમતુ હતુ એવા રુકિમણીને શાંત કર્યા ૨૭–૨૮ હે રુકિમણી! તમારે મારા ઉપર રીસ ચઢાવવી નહિ તમે મારો જ આશ્રય કર્યો છે, એ વાત હુ જાણુ છું, છતા તમારા વચન સાભળવાની ઇચ્છાથી મે મશ્કરી કરી હતી ૨૯ પ્રેમના આવેશથી ફરકતા ઓઠવાળુ અને મનોહર દેખાતી ભમરોવાળુ તમારુ મુખ જોવા મે ઉપહાસ કર્યું હતુ ૩૦ પ્રિયાની સાથે ઉપહાસના વચનોથી ગાળવામા આવતો કાળ જ ગૃહસ્થોને મોટા લાભ રૂપ ગણાય છે ૩૧

શુકદેવજી કહે છે–હે રાજન્! આ રીતે ભગવાને શાંત પાડેલા રુકિમણીએ તે ઉપહાસનાં વચનો જાણીને 'પતિ પોતાનો ત્યાગ કરશે' એવો ભય છોડી દીધો, ૩૨ અને પછી લજ્જા સાથે હસવાથી તથા મનોહર સ્નેહ ભરેલા કટાક્ષોથી ભગવાનના મુખને જોતા રુકિમણી પુરુષોમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણને આમ કહેવા લાગ્યા ૩૩ તમે કહ્યુ કે 'અમને અસમાનોને તમે શા માટે પરણ્યા? એ વાત ખરી છે હુ આપ વ્યાપક ભગવાનના સમાન નથી, કારણ કે, પોતાના સ્વસ્વરૂપાનદમા જ મગ્ન રહેનાર અને બ્રહ્માદિક દેવતાઓના અધિપતિ એવા આપ ક્યા? અને અજ્ઞાનીઓ જેમના ચરણનુ સેવન કરે છે એવી ગુણમય–પ્રકૃતિરૂપ હુ ક્યા? ૩૪ વળી આપે કહ્યુ કે, 'અમે રાજાઓના ભયથી સમુદ્રને શરણે ગયેલા છીએ,' તે વાત ખોટી નથી, કારણ કે શબ્દાદિક વિષયોરૂપી રાજાઓના ભયથી જાણે સમુદ્રની પેઠે વિષયોથી ક્ષોભ ન પામનાર હૃદયમા તમે ચૈતન્યઘન આત્મારૂપે નિશ્ચયપણાથી પ્રકાશો છો. વળી આપે કહ્યુ કે 'અમે બળવાનોની સાથે દ્વેષ કર્યો છે' તે પણ સત્ય છે, કારણ કે તમે દુષ્ટ ઇન્દ્રિયોના શત્રુ છો વળી તમે કહ્યુ કે 'અમે રાજ્યાસનનો ત્યાગ કરનાર છીએ,' તે વાત પણ ખરી છે, કારણ કે, અજ્ઞાનથી ભરપુર રાજ્યાસનનો સેવકોએ ત્યાગ કરેલો છે ત્યારે તમે ત્યાગ કરો તેમા શુ નવાઇ? ૩૫ આપે કહ્યુ કે 'અમે અજાણી રીતભાતવાળા છીએ' તે પણ ખરુ, કારણ કે આપના ચરણકમળના રસને સેવનાર મુનિઓની રીતભાત મનુષ્યાકારમા રહેલા પશુઓથી જાણી શકાતી નથી; વળી આપે કહ્યુ કે 'અમારો માર્ગ લોકના માર્ગથી વિરુદ્ધ છે,' એ પણ ખરુ, કારણ કે તમને અનુસરનારાઓનો માર્ગ લોકમાર્ગથી વિલક્ષણ હોય છે ૩૬ વળી તમે કહ્યુ કે, 'અમે નિષ્કિંચન છીએ' તે પણ ખરુ', કારણ કે આપના વિના જગતમાં બીજુ કઇ જ નથી, માટે આપ નિષ્કિંચન છો, અમે નિષ્કિંચન જનોને પ્રિય છીએ તથા તેઓ અમને પ્રિય છે તે પણ ખોટુ નથી, કારણ કે દેહાભિમાન રહિત બ્રહ્માદિકને આપ પ્રિય છો અને તેઓ તમને પ્રિય છે વળી આપે કહ્યુ' કે 'દ્રવ્યાધ મનુષ્યો

અમને ભજતા નથી ' તે પણ ખરું, કારણ કે દ્રવ્યાધ અને ઇંદ્રિયોનું પોષણ કરનાર લોકો તમને ભજતા નથી ૩૭ વળી આપે કહ્યું કે ' ઉત્તમ તથા અધમનો વિવાહ કે મિત્રતા થવી અયોગ્ય છે ' એ પણ સત્ય છે, કારણ કે આપ સર્વ પુરુષાર્થ રૂપ તથા પરમાનંદરૂપ છો, તેથી બુદ્ધિમાન પુરુષો સર્વ જંજાલને છોડી દે છે તેઓનો આપની સાથે સેવ્ય સેવક સંબંધ યોગ્ય છે, પરંતુ પરસ્પર પ્રેમબંધનમાં બંધાયેલા અને તેને માટે સુખદુઃખ ભોગવનારા સ્ત્રી પુરુષને તમારો સંબંધ યોગ્ય નથી ૩૮ વળી આપે કહ્યું કે ' મને ભિક્ષુકો વખાણે છે ' તે પણ અનૃત નથી, કારણ કે જગતને અભય આપનાર ભિક્ષુકો તમારા પ્રભાવના વખાણ કરે છે ' તમે અમને વૃથા પરણ્યાં છો ' એ વાત સત્ય નથી કારણ કે જેને લીધે સર્વ પ્રિય લાગે છે તે જગતના આત્મસ્વરૂપ આપજ છો ' તમે ટુંકી દૃષ્ટિને લીધે તે વાત જાણ્યા વિના મને પરણ્યા છો, ' એ અસંભવિત છે કારણ કે, બીજાઓ તો શું પરંતુ આપની ભ્રુકુટીથી પ્રેરાતા કાળના વેગથી જેઓના સુખ નાશ પામ્યાં છે એવા બ્રહ્મા, રુદ્ર તથા ઇંદ્રનો ત્યાગ કરીને હું તમને પરણી છું ૩૯ હે શ્રીકૃષ્ણ ! હે ઇશ્વર ! સિંહ જેમ ગર્જનાથી પશુઓને નસાડીને પોતાનો બલિ લઈ જાય, તેમ તમે શાર્ઙ્ગ ધનુષના ટંકારવથી જરાસંધ આદિ રાજાઓને નસાડી પોતાના ભાગરૂપ મને હરી લાવ્યા છો, માટે તમે તે રાજાઓના ભયથી સમુદ્રને શરણે જવાનું જે કહો છો, તે યુક્ત નથી ૪૦ ' જેઓ અમારો આશ્રય કરે છે, તેઓ દુ:ખી થાય છે ' તે ખરું નથી, કારણ કે રાજાઓના શિરોમણિ જેવા અંગ, પૃથુ, ભરત, યયાતિ તથા ગય વગેરે રાજાઓ આપનું ભજન કરવાની ઇચ્છાથી પોતાનું રાજ્ય છોડી વનમા ગયા હતા, માટે જેઓ આ લોકમા તમારે આશ્રયે રહેલા હોય તેઓ શું પીડાય છે ? ૪૧ વળી તમે કહ્યું કે ' બીજા કોઈ ઉત્તમ ક્ષત્રિયને પરણો ' એ અયોગ્ય છે, કારણ કે ગુણોના સ્થાન રૂપ આપના ચરણકમળનો સુગંધ લોકોને મોક્ષ આપનારો છે. એમ મહાત્માઓ કહે છે તથા તેમા લક્ષ્મીનો નિવાસ છે, તેને સુંઘ્યા પછી તેનો અનાદર કરીને મરણ ધર્મવાળી તથા પોતાના સ્વાર્થમાં કુશળ દૃષ્ટિવાળી કયી સ્ત્રી નિત્ય ભયવાળા બીજા પતિને પરણે ? ૪૨ એટલા માટે તમે સર્વ રીતે યોગ્ય, જગતના અધિપતિ, આત્મારૂપ, આ લોકમા તથા પરલોકમા કામના પુરનાર હોવાથી આપને હું પરણી છું અને પ્રાર્થના કરું છું કે, સંસારનો અંત આણનાર આપના ચરણો સેવા કરનારાને અંગીકાર કરે છે, તે તમારા ચરણારવિંદ સંસારમા ભટકતી એવી જે હું તેને સદા શરણરૂપ થજો ૪૩ હે અચ્યુત ! તમે જે રાજાઓ બતાવ્યા, તે સ્ત્રીઓના ઘરમા ગધેડાની પેઠે ભાર ઉપાડે છે, બળદોની પેઠે કામ કર્યા કરે છે, કુતરાઓની પેઠે અપમાન પામે છે, અને બિલાડાની પેઠે કૃપણતા દર્શાવ્યા કરે છે. તે હિંસા કરે છે અને ચાકરોની પેઠે નિત્ય પરવશ રહે એવા છે, તે રાજાઓ તે અભાગિણી સ્ત્રીઓના પતિઓ થાઓ કે, જેમણે શંકર અને બ્રહ્માની સભાઓમા ગવાયેલી આપની કથાઓ સાભળી ન હોય ૪૪ જે સ્ત્રીએ તમારા ચરણારવિંદના રસની સુગંધ લીધી ન હોય તે મૂર્ખ સ્ત્રી ચામડી, દાઢી, મુંછ, રુંવા, નખ તથા વાળથી મઢેલા અને જેની અંદર માસ, હાડકા, લોહી, કીડા, કફ, પિત્ત તથા વાયુ ભરેલા છે તેવા પુરુષને પોતાનો પતિ માનીને સેવે છે ૪૫ હે કમલનયન ! તમે સ્વસ્વરૂપમા મગ્ન રહો છો તથા મારે વિષે પણ અત્યંત પ્રિય દૃષ્ટિ કરતા રહો, એવા આપના ચરણારવિંદમા મારી પ્રેમભક્તિ થાઓ તમારા ચરણમા પ્રેમ થવો, એ જ મનુષ્યને મોટો લાભ છે તમે મારી અત્યંત અપેક્ષા રાખતા નથી, તોપણ જ્યારે આ સૃષ્ટિની વૃદ્ધિ કરવા રજોગુણ ધારણ કરીને અત્યંત ઉત્કંઠાથી મારી સામુ જુઓ છો, ત્યારે મને આનંદ થાય છે હું કહું છું કે, આપની મારા ઉપર પરમ દયા છે ૪૬ હે મધુસૂદન ! આપે કહ્યુ કે, ' તું કોઈ બીજા રાજા સાથે પ્રીતિ કર ' તે તમારું વચન હું સત્ય માનું છું કારણ કે કાશીરાજાની ત્રણ પુત્રીઓમાથી અંબાને જેમ શાલ્વ ઉપર પ્રીતિ થઇ હતી, તેમ કન્યાઓને કોઈ વાર પ્રીતિ થાય છે. ૪૭

ભગવાન કહે છે–હે રાજપુત્રિ! અમે તમારી પાસેથી આવા વચન સાભળવાની ઇચ્છાથી ઉપહાસ કર્યું હતું. તમે જે પ્રત્યુત્તરો આપ્યા તે યોગ્ય છે ૪૯ હે ભામિનિ! તમે જે જે મનોરથની ઇચ્છા કરો છો, તે સર્વ મનોરથો મારે વિષે અનન્ય ભક્તિ કરનારને પોતાની મેળે સિદ્ધ થાય છે અને છેવટે તે મોક્ષ રૂપે પરિણામ પામે છે, ૫૦ તમારો પતિપ્રેમ તથા પતિવ્રતાપણુ જાળવવામા મે ચલાયમાન કર્યા છતા તમારી બુદ્ધિ મારા ઉપરથી બીજાની તરફ ખેચાઈ નહિ. ૫૧ મનમા મનોરથોવાળા જે પુરુષો દાંપત્ય સુખ માટે વ્રત તથા તપશ્ચર્યા કરીને મને મોક્ષના અધિપતિને ભજે છે, તેઓ મારી માયામા મોહ પામેલા છે ૫૨ હે માનિનિ! જેઓ મોક્ષ તથા સપત્તિઓનો પતિ એવો જે હુ તેને પ્રસન્ન કરીને સપત્તિઓને ઇચ્છે છે, પરતુ તેના પતિને ઇચ્છતા નથી, તેમને હીનભાગી સમજવા, કારણુ કે મનુષ્યોને વિષયના સુખો તો નરકમા પણુ મળે છે અને વિષયોમા આસક્તિ હોવાથી સહજમા નરક મળે છે ૫૩ સસારમાથી મુક્ત કરનારી મારી સેવા તમે ઘણીવાર કરી તે બહુ યુક્ત કર્યું, કારણુ કે તે સેવા ખળ પુરુષો કરી શકતા નથી તેમ જ અભાગિણી, ઇન્દ્રિયોનુ પોષણુ કરનારી અને કપટ કરનારીઓ કોઈ દિવસ સેવા કરી શકતી નથી ૫૪ મારા ઘરમા ઘણી સ્ત્રીઓ છે, પરન્તુ તમારા જેવી સ્નેહવાળી સ્ત્રીને હુ કયાહી જોતો નથી વિવાહ વખતે આવેલા રાજાઓનો અનાદર કરી મારી ઉત્તમ કીર્તિ સાભળવા ઉપરથી બ્રાહ્મણને ગુપ્ત સદેશો આપીને તમે મારી પાસે મોકલ્યો હતો ૫૫ અમે તમને દુ ખ દીધુ છે તમારા ભાઇને યુદ્ધમા હરાવી વિરૂપ કર્યો હતો, અનિરુદ્ધના વિવાહના ઉત્સવમા દ્યૂતની સભા વચ્ચે તેને મારી * નાખ્યો હતો, તે સમયે તમે અમારા વિયોગના ભયને લીધે ઉત્પન્ન થયેલુ દુ ખ સહન કર્યું હતુ, પરન્તુ તમે કઇ જ બોલ્યા ન હતા આવા કાર્યોને લીધે તમે અમને વશ કર્યા છે ૫૬ તમે મને મેળવવા માટે દૂતને સમાચાર આપીને મારી પાસે મોકલ્યો હતો. મેં આવતા વિલબ કર્યો તે ઉપરથી તમે આ જગતને શૂન્ય માનીને બીજાને યોગ્ય નહિ એવું તમારું શરીર ત્યાગ કરવાની ઇચ્છા કરી હતી, તે કર્મ તમારાથી જ થઈ શકે અમારાથી તેનો બદલો વાળી શકાય તેમ નથી, તેથી અમે તમને અભિનંદન આપીએ છીએ ૫૭

જગતના ઈશ્વર ભગવાન જો કે સ્વરૂપના આનદમા મગ્ન હતા, તોપણુ મનુષ્ય લોકનું અનુકરણુ કરતા ઉપહાસ્યની વાતો કરી રુકિમણીની સાથે વિનોદ કરતા હતા. ૫૮ લોકના ગુરુ વ્યાપક શ્રીહરિ બીજી સ્ત્રીઓના ઘરમા પણુ ગૃહસ્થની માફક ગૃહસ્થાશ્રમના ધર્મો પાળતા હતા ૫૯

**तथाऽन्यासामपि विभुर्गृहेषु गृहवानिव ।**
**आस्थितो गृहमेधीयान् धर्माल्लोकगुरुर्हरि**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे षष्टितमोऽध्यायः**

## અધ્યાય ૬૧ મો.$

### શ્રીકૃષ્ણનો પરિવાર.

**श्रीशुक उवाच**

**एकैकशस्ताः कृष्णस्य पुत्रान् दश दशाबलाः**
**अजीजनन्ननवमान पितु. सर्वात्मसपदा: ॥ १ ॥**

શુકદેવજી કહે છે–શ્રીકૃષ્ણુની સોળ હજાર એકસો અને આઠ સ્ત્રીઓ પ્રત્યેકે દશ દશ પુત્રોને જન્મ આપ્યો હતો અને તે સર્વ શારીરિક સંપત્તિમા પિતાથી લગારે ઉતરતા ન હતા ૧ શ્રીકૃષ્ણુને ઘરમા બેસી રહેતા જોઈ, સ્ત્રીઓ પોતાના ઉપર બહુ પ્રીતિવાળા માનતી, કારણુ કે તેઓ ભગવાનના ખરા સ્વરૂપને જાણુતી ન હતી ૨ ભગવાનનુ કમળના કોશ જેવુ મુખ, લાબા હાથ, વિશાલ નેત્ર, પ્રેમપૂર્વક હસવુ અને મધુર ભાષણો વગેરેથી મોહ પામેલી સ્ત્રીઓ પોતાના અનેક વિલાસોથી ભગવાનના મનને હરણુ કરી શકતી ન હતી. ૩

* રુકિમને મારી નાખ્યા પછી શ્રીકૃષ્ણે આ ઉપહાસ કર્યો હોય એમ આ વચન ઉપરથી જણાય છે

$ આ અધ્યાયમા ભગવાનના પુત્રોની, પોત્રોની અને અનિરુદ્ધના વિવાહમા બળભદ્રે કરેલા પરાક્રમની કથાઓ કહેવાશે

સોળ હજાર એકસો ને આઠ સ્ત્રીઓ મધુર હસવા સાથે મનોહર દૃષ્ટિથી જોઇને સૂચવેલા અભિપ્રાયથી મનોહર ભ્રુકુટી મંડળોથી દર્શાવેલા વિચારોમાં કુશળ એવા ભગવાનની ઇંદ્રિયોને મથન કરી શકતી નહિ ૪ બ્રહ્માદિક દેવો જેમના માર્ગને જાણતા નથી, એવા લક્ષ્મીપતિને ઉપર કહ્યા પ્રમાણે પોતાના પતિ તરીકે પ્રાપ્ત કરીને તેઓ નિરંતર વૃદ્ધિ પામતી પ્રીતિથી સંસાર સુખ ભોગવતી હતી ૫ ભગવાનની પ્રત્યેક સ્ત્રીઓ પાસે સેંકડો દાસીઓ હતી, તોપણ તેઓ પોતે ઉઠીને શ્રીકૃષ્ણની સામા જવું, તેમને આસન આપવું, ઉત્તમ પ્રકારે પૂજન કરવું, પગ ધોવા, પાનની બીડીઓ આપવી, પગ ચાપવા, પવન ઢોળવા, કેશ સમારવા વગેરે કિંકરીનું કામ કરતી. ૬ ભગવાનની સ્ત્રીઓમા દશ દશ પુત્રોવાળી આઠ પટ્ટરાણીઓ હતી તેઓમા રુક્મિણીને પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ, સુદેષ્ણ, ચારુદેહ, સુચારુ, ચારુગુપ્ત, ભદ્રચારુ, ચારુચંદ્ર, વિચારુ અને ચારુ નામે દશ પુત્રો થયા હતા. ૭-૯ ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ તથા પ્રતિભાનુ નામે દશ સત્યભામાના પુત્રો હતા સાંબ, સુમિત્ર, પુરુજીત, સહસ્રજિત, વિજય, ચિત્રકેતુ, વસુમાન, દ્રવિડ અને કેતુ એટલા જાંબુવતીના પુત્રો હતા ૧૦-૧૧ વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમ, શંકુ, વસુ ને કુંતિ નાગ્નજિતિના પુત્રો હતા ૧૨-૧૩ શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, એકલ, શાંતિ, દર્શ, પૂર્ણમાસ તથા સોમક કાલિંદીના પુત્રો હતા ૧૪ પ્રઘોષ ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઉર્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ તથા અપરાજિત લક્ષ્મણાના પુત્રો હતા ૧૫ વૃક, હર્ષ અનિલ, ગૃધ્ર, વર્ધન, અન્નાદ, મહાશ, પાવન, વહ્નિ તથા ક્ષુધિ મિત્રવિંદાના પુત્રો હતા. ૧૬ સંગ્રામજિત, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજીત, જય, સુભદ્ર, વામ, આયુ તથા સત્યક નામે ભદ્રાને દશ પુત્ર થયા હતા. ભગવાને સોળ હજાર એકસો સ્ત્રીઓમાથી રોહિણીમા દીપ્તિમાન અને તામ્રતપ્તાદિ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. હે રાજન્! ભોજકટ નામે નગરમા રુક્મિની પુત્રી રુકમવતીને પ્રદ્યુમ્ન પરણ્યા હતા, તેનાથી મહા બળવાન અનિરૂદ્ધ થયો હતો. શ્રીકૃષ્ણના બીજા પુત્રોના પુત્રો તથા પૌત્રો મળી ઘણા પુત્રો હતા. શ્રીકૃષ્ણના પુત્રોની માતાઓ સોળ હજાર એકસો ને આઠ હતી. તેઓનેપણ ઘણી સંતતિ થઇ હતી. ૧૭-૧૯

પરીક્ષિતે પૂછ્યું-રુક્મિ જે યુદ્ધમાં શ્રીકૃષ્ણથી હારેલો હોવાને લીધે તેમને મારવાનો લાગ શોધતો હતો, તેણે શત્રુ શ્રીકૃષ્ણના પુત્રને પોતાની પુત્રી કેમ આપી? શત્રુઓમા પરસ્પર કેવી રીતે વેવાઇ સંબંધ થયો, તે મને કહો? ૨૦ યોગીઓ ભૂત, ભવિષ્ય, વર્તમાન, ઇંદ્રિયોથી અગમ્ય વસ્તુ, દૂરની વસ્તુ અથવા અંતરાયવાળી વસ્તુને જાણે છે, અને તમે પણ યોગી છો. ૨૧

શુકદેવજી કહે છે-રુકમવતી સ્વયંવરમાં સાક્ષાત્ મૂર્તિમાન કામદેવના અવતાર રૂપ પ્રદ્યુમ્નને પરણી હતી અને પ્રદ્યુમ્ને એક રથવડે સ્વયંવરમાં એકઠા મળેલા રાજાઓ દેખતા તેનું હરણ કર્યું હતું. ૨૨ રુક્મિને શ્રીકૃષ્ણની સાથેનું વૈર સાંભરતું હતું તોપણ તેણે પોતાની બેનને સારું લગાડવા પોતાના ભાણેજને કન્યા આપી હતી ૨૩ રુક્મિણીની પુત્રી ચારુમતીને બળવાન કૃતવર્માનો પુત્ર પરણ્યો હતો. ૨૪ અને શ્રીકૃષ્ણની સાથે વૈર બાંધ્યા છતા અને વેરી સાથે વિવાહનો સંબંધ કરવો એ અયોગ્ય હોવા છતા સ્નેહના પાશમા બંધાયેલા રુક્મિએ પોતાની બેનને સારું લગાડવાની ઇચ્છાથી ભાણેજ અનિરુદ્ધને પોતાની પૌત્રી રોચના આપી હતી. ૨૫ અનિરુદ્ધના વિવાહમા રુક્મિણી, બળભદ્ર, શ્રીકૃષ્ણ તથા કુમારોમા સાંબ, પ્રદ્યુમ્ન વગેરે સંબંધીઓ એકઠા થઇ ભોજકટ ગયા હતા ૨૬ ત્યા વિવાહની ક્રિયા પૂર્ણ થયા પછી અભિમાની બંગ, કલિંગ આદિ રાજાઓએ રુક્મિને કહ્યું કે, તું જુગાર રમી બળભદ્રનો પરાજય કર. ૨૭ હે રુક્મિ! બળભદ્ર જુગાર રમી જાણતા નથી, તોપણ તેમને તે રમવાનું મોટું વ્યસન છે. પછી બળભદ્રને બોલાવીને જુગાર રમવા બેસાડયા. ૨૮ બળભદ્રે તે પ્રસંગે સો, હજાર તથા દશ હજારની શરતો લગાવી. તેમાં રુક્મિ જીત્યો એટલે કલિંગ દેશનો રાજા દાંત દેખા-

ડીને બળભદ્રને હસવા લાગ્યો, બળભદ્રે તે સહન કર્યું નહિ ૨૯ પછી રુકિમએ એક લાખની શરત લગાવી, તેમા બળભદ્ર જીત્યા તોપણ કપટથી રુકિમએ કહ્યુ કે, 'હુ જીત્યો' ૩૦ તે વેળા સમુદ્ર જેમ ક્ષોભ પામે તેમ ક્રોધથી ક્ષોભ પામેલા અને જેના નેત્રો લાલ થયા હતા એવા બળભદ્રે રમતે ચઢી દશક્રોડની શરત કરી ૩૧ તે રમતા પણ ધર્મ પ્રમાણે બળભદ્ર જીત્યા, તોપણ રુકિમએ કહ્યુ કે, 'હુ જીત્યો છુ' ૩૨ તે વખતે આકાશવાણી થઈ કે બળભદ્ર ધર્મ પ્રમાણે જીત્યા છે અને રુકિમ ખોટુ બોલે છે. ૩૩ પરંતુ જેનો કાળ ખુટી ગયો હતો એવા રુકિમએ રાજાઓની ઉશ્કેરણીથી આકાશવાણીનો અનાદર કરી હસતા હસતા બળભદ્રને કહ્યુ કે, ૩૪ તમે વનમા ફરનાર ગોવાળિયા પાસાની રમતમા શુ સમજો ? રાજાઓ પાસાઓથી તથા બાણોથી રમી જાણે, તમારા જેવા પાસાઓથી કે બાણોથી રમી જાણતા નથી. ૩૫

આ પ્રમાણે રુકિમએ તિરસ્કાર કરતા અને રાજાઓએ ઉપહાસ્ય કરતા બળભદ્રે ક્રોધાવેશમા તે માગલિક સભામા મુસળ ઉપાડી રુકિમને મારી નાખ્યો. ૩૬ આ વેળા કલિંગ દેશનો રાજા નાઠો, પરંતુ તેને દશમે પગલે પકડી, જે દાંતો દેખાડીને તે હસ્યો હતો તે પાડી નાખ્યા ૩૭ તથા બીજા રાજાઓ પણ બળભદ્રના મુસળના મારથી દુખી થઈ ગયા તેઓના હાથ, પગ તથા માથા ફુટી ગયા અને તેઓ ભય પામી નાસી ગયા. ૩૮ હે રાજન્! શ્રીકૃષ્ણ પોતાનો સાળો રુકિમ મરી ગયા છતા પણ રુકિમણી અને બળભદ્રની સાથે સ્નેહનો ભંગ થવાના ભયથી સારુ કે નરતુ કઈ પણ બોલ્યા નહિ ૩૯ ત્યાર પછી મધુસૂદનના આશ્રયથી જેમના અર્થો સિદ્ધ થયા હતા એવી સ્ત્રીઓ અને દશાર્હો પછી અનિરુદ્ધ અને સૂર્યાવધૂને રથમા બેસાડી ભોજકટથી કુશસ્થલી ગયા. ૪૦

ततोऽनिरुद्ध सह सूर्यया वरं
रथ समारोप्य ययु कुशस्थलीम् ।
रामादयो भोजकटाद्दशार्हा
सिद्धा-खिलार्था मधुसूदनाश्रयाः ॥ ४० ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
एकषष्ठितमोऽध्यायः

## અધ્યાય ૬૨ મો.[$]

### ઉષા અને અનિરુદ્ધની કથા.

राजोवाच

बाणस्य तनयामूषामुपयेमे यदूत्तमः ।
तत्र युद्धमभूद्धोर हरिशंकरयोर्महत् ॥
एतत्सर्वं महायोगिन्समाख्यातु त्वमर्हसि ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યું-હે મહાયોગી! બાણાસુરની પુત્રી ઉષાને યદુઓમા શ્રેષ્ઠ અનિરુદ્ધ પરણ્યા ત્યારે શ્રીકૃષ્ણ અને શંકર વચ્ચે જે ભયંકર યુદ્ધ થયું હતુ, તે સર્વ આપ મને કહી સંભળાવો ૧

શુકદેવજી બોલ્યા-બલિરાજાને સો પુત્ર હતા, તેમા બાણાસુર સૌથી મોટો હતો. બલિરાજાએ વામનરૂપ થયેલા શ્રીહરિને પૃથ્વીનું દાન આપ્યું હતુ ૨ તેમને બાણાસુર નામે ઔરસ પુત્ર હતો, તે શિવભક્તિમા પરાયણ રહેતો તે લોકોમા માન્ય, ઉદાર, બુદ્ધિશાળી, સત્ય પ્રતિજ્ઞાવાળો તથા દૃઢ નિયમવાળો હતો ૩ બાણાસુર શોણિતપુરમા રાજ્ય કરતો હતો અને દેવતાઓ શિવની કૃપાથી તેની સેવા કરતા હતા તેણે હજાર હાથથી વાદિત્ર વગાડી તાંડવ નૃત્યથી શંકરને પ્રસન્ન કર્યા હતા ૪ તે ઉપરથી સર્વ પ્રાણીઓના ઈશ્વર, શરણાગતવત્સલ, ભગવાન શંકરે તેને વર માગવા કહ્યું, ત્યારે તેણે માગ્યુ કે, આપે મારા નગરના રક્ષક થઈ રહેવુ ૫ પછી પરાક્રમના મદથી બાણાસુરે સૂર્યના જેવા ચળકતા મુગટવડે ભગવાન શંકરના ચરણકમળનો સ્પર્શ કરીને કહ્યુ કે, હે મહાદેવ! લોકોના ગુરુ, ઈશ્વર અને જેમની કામના પૂર્ણ થયેલી નથી એવાની કામના પૂર્ણ કરનાર કલ્પવૃક્ષ સમાન તમને હું નમસ્કાર કરુ છુ ૬-૭ હે મહારાજ! તમે મને હજાર હાથ આપ્યા પરન્તુ તે મને ભારભૂત થઈ પડયા છે, કારણ કે ત્રણ લોકમા તમારા વિના બીજો

[$] આ અધ્યાયમા હજાર હાથવાળા બાણાસુરે અનિરુદ્ધને પોતાની પુત્રી ઉષા સાથે પરણવાના અપરાધથી બાંધીને કેદ કર્યો, એ કથા કહેવામા આવશે.

કોઈ મારી સાથે લડે એવો નથી. ૮ હે આદિ પુરુષ! મારા હાથ ચળવળે છે અને હું લડવાની ઈચ્છાથી પર્વતોનો ભાગીને ભૂકો કરુ છુ દિગ્ગજોની સાથે લડવા ગયો તો તેઓ ભય પામી નાસી ગયા ૯ તે સાભળી ભગવાન શકર ક્રોધે ભરાઇને બોલ્યા કે, હે મૂઢ! જ્યારે તારી ધ્વજા ભાગશે ત્યારે તને મારા જેવા પુરુષની સાથે ગર્વ ઉતારનારુ યુદ્ધ કરવુ પડશે ૧૦ દુષ્ટબુદ્ધિવાળો બાણાસુર પ્રસન્ન થઇ ઘેર ગયો અને તે પોતાનાં પરાક્રમનો નાશ કરનાર શકરના વચનની પછી રાહ જોવા લાગ્યો. ૧૧ એને ઉષા નામે એક પુત્રી હતી તેણે પૂર્વે દીઠેલા નહિ તેમ સાભળેલા પણ નહિ એવા અનિરુદ્ધની સાથે સ્વપ્નમા વિવાહ કર્યો ૧૨ પછી અનિરુદ્ધને ન જોતા 'હે કાત! ક્યા છો?' એમ બોલતી વિહ્વલ ઉષા સખીઓની વચ્ચે ઉઠીને ઉભી થઈ ૧૩ બાણના મત્રી કુભાડની પુત્રી ચિત્રલેખા જે તેની સખી હતી, તેણે આશ્ચર્યથી તેને પૂછ્યુ કે, તુ કોને શોધે છે? તારો શો મનોરથ છે? હે રાજકુવરી! હજી સુધી તારુ પાણિગ્રહણ થયેલુ નથી ૧૪–૧૫

ઉષા બોલી—શ્યામ રગના, કમળના જેવાં નેત્રવાળા, પીળા વસ્ત્રવાળા, મોટા દીર્ઘ હાથવાળા અને સ્ત્રીઓના હૃદયમા રહેલા કોઇ એક પુરુષને મે સ્વપ્નમા દીઠો ૧૬ તે પ્રથમ મને પોતાનુ અધરામૃત પાઈ પછી તેને માટે ઈચ્છા કરતી એવી મને દુ ખના સમુદ્રમા નાખી ક્યાહી જતો રહ્યો, તેને હુ શોધુ છું. ૧૭

ચિત્રલેખા બોલી—હુ તારા દુ ખને દૂર કરીશ અને તે પુરુષ જો ત્રણ લોકમા ક્યાહી હશે તો તને લાવી આપીશ. ૧૮ ચિત્રલેખાએ એક વસ્ત્ર ઉપર દેવતા, ગધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, દૈત્ય, વિદ્યાધર, યક્ષ તથા મનુષ્યો ચીતરી દેખાડ્યા ૧૯ તેણે મનુષ્યોમા વૃષ્ણિઓને, શૂરને, વસુદેવને, બળભદ્રને, શ્રીકૃષ્ણને તથા પ્રદ્યુમ્નને ઓળખ્યા. તે સર્વેને જોઈને ઉષા શરમાઈ ગઇ ૨૦ પછી અનિરુદ્ધને આલેખેલો જોઈને ઉષા લજ્જાથી નીચુ મસ્તક કરી 'તે આ, તે આ,' એવું બોલી. ૨૧ યોગવિદ્યા જાણનારી ચિત્રલેખા તેને શ્રીકૃષ્ણનો પૌત્ર સમજી આકાશ માર્ગે દ્વારકા ગઇ. ૨૨ ત્યા ઉત્તમ પલગ ઉપર સૂતેલા અનિરુદ્ધને યોગવિદ્યાવડે ઉપાડીને શોણિતપુરમા રહેલી ઉષાને લાવી બતાવ્યો ૨૩ ઉષા અનિરુદ્ધને જોઈને ખુશ થઈ અને પુરુષોથી જોઈ શકાય નહિ એવા પોતાના મહેલમા તેની સાથે વિલાસ કરવા લાગી ૨૪ અમૂલ્ય વસ્ત્રો, માળાઓ, ચદનના લેપ, ધૂપ, દીવાઓ, આસનો, આસવ વગેરેનુ પાન, ભોજન, ભક્ષ્ય, મધુર વચનો અને સેવા વડે અત.પુરમા રહેલા અનિરુદ્ધની સ્નેહ પાત્ર ઉષા નિરંતર સેવા કરવા લાગી અને ઉષાએ મોહિત કરેલા અનિરુદ્ધે દિવસોના દિવસ વહી ગયા તે કઈ પણ જાણ્યુ નહિ ૨૫–૨૬ આ પ્રમાણે યદુવીરે ભોગવાતી અને આનદમા રહેતી ઉષાને છાના રાખી શકાય નહિ એવા ભોગના ચિહ્નો ઉપરથી દ્વારપાળોએ બ્રહ્મચર્ય વ્રતથી તેને ભ્રષ્ટ થયેલી જોઈ ૨૭ દ્વારપાળોએ રાજાની પાસે જઇ તે જાહેર કર્યું તમારી કુવારી પુત્રીના કુળને કલક લગાડે તેવા આચરણ અમારા જોવામા આવ્યા છે. ૨૮ હે પ્રભુ! અમે અત પુરની રક્ષા કરીએ છીએ અને કોઈ પણ પુરુષ તેને જોઇ શકે તેમ નથી, તથાપિ કેમ દૂષણ આવ્યુ તે સમજાતુ નથી ૨૯ પછી પુત્રીના દૂષણની વાત સાભળી બાણાસુરના મનમા સતાપ થયો ત્યા જઈ જોતા તેણે અનિરુદ્ધને દીઠો. ૩૦ ત્રણે લોકમા એક જ સુદર રૂપવાળા, શ્યામ રગના, પીળા વસ્ત્ર ધારણ કરનાર, કમળ જેવા નેત્રવાળા, મોટા બાહુવાળા, કુડળોની કાતિથી, માથાના કેશોની કાતિથી, તથા મદ હાસ્યવાળા મનોહર મુખના અનિરુદ્ધ સપૂર્ણ રીતે મોહમયી પ્રિયા સાથે બાજી રમતા હતા મલ્લિકાના પુષ્પોની માળાને વક્ષ સ્થળમા ધારણ કરેલી હતી અને ઉષાની સામે બેઠો હતો, તેને જોઈને બાણાસુર આશ્ચર્ય પામ્યો. ૩૧–૩૨ શસ્ત્ર ધારણ કરનાર અને યોદ્ધાઓથી વિંટાયેલા બાણાસુરને અત.પુરમા દાખલ થયેલો જોઇ દડ ધારણ કરનાર કાળની પેઠે અનિરુદ્ધ તેને મારવાની ઈચ્છાથી લોઢાની ભોગળ ઉપાડી તેની સામે થયો. ૩૩ પોતાને પકડવા ચારે તરફ ફરતા યોદ્ધાઓને, ભુંડના ટોળાનો અધિપતિ જેમ

પોતાને પકડવા માટે ચારે તરફ ફરતા કુતરાંને મારે, તેમ મારવા લાગ્યો, એટલે જેમના માથાં અને હાથ કપાઈ ગયા હતા એવા બાણાસુરના યોદ્ધાઓ માર ખાતા ખાતા ભયને લીધે કન્યાના અંતઃપુરમાથી બહાર નીકળી નાસી ગયા. ૩૪ પછી પોતાની સેનાને મારતા અનિરુદ્ધને બળવાન બાણાસુરે પકડી લીધો અને ક્રોધ કરીને નાગ પાશોથી બાધી કેદ કર્યો ઉષા અનિરુદ્ધને બધાયેલો જોઈ શોક તથા ખેદથી અત્યંત વિહ્વળ થઈ ગઈ અને તેની આખમા અશ્રુ ભરાઈ આવ્યા ૩૫

તં નાગપાશૈર્બલિનંદનો બલી ઘ્નંતં
સ્વસૈન્ય કુપિતો બબંધ હ ।
ઊષા ભૃશં શોકવિષાદવિહ્વલા બદ્ધ
મિશ્રાસ્યામુકલશ્વરૌદિષીત્ । ૩૬ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
द्विषष्ठितमोऽध्याय:

# અધ્યાય ૬૩ મો.$

## શ્રીકૃષ્ણ અને બાણનું યુદ્ધ.

श्रीशुक उवाच

अपश्यतां चानिरुद्ध तद्बंधूनां च भारत
चत्वारो वार्षिका मासा व्यतीयुरनुशोचताम्

શુકદેવજી કહે છે-હે રાજન્! અનિરુદ્ધને ન જોતા, તેનાં સગાને શોક કરતા વર્ષાઋતુના ચાર માસ વીતી ગયા. ૧ પછી નારદને મુખેથી અનિરુદ્ધ કેદ થયાના સમાચાર તથા તેણે કરેલુ કર્મ સાભળી શ્રીકૃષ્ણ જેમના દેવતા છે એવા વૃષ્ણિકુળના યોદ્ધાઓ શોણિતપુર ગયા ૨ શ્રીકૃષ્ણ તથા બળભદ્રને અનુસરનાર પ્રદ્યુમ્ન, સાત્યકિ, ગદ, સાબ, સારણ, નંદ, ઉપનંદ તથા ભદ્ર યાદવોએ બાર અક્ષૌહિણી સેનાથી બાણાસુરના નગરને ઘેરી લીધુ ૩-૪ નગરના ઉપવનો, કિલ્લાઓ, કોઠાઓ અને દરવાજા ભાગવા માડયા. તે જોઇને ક્રોધાવિષ્ટ થયેલો બાણાસુર તેના જેટલી સેના લઈ લડવા નીકળ્યો ૫ એટલે બાણાસુરને ભગવાન શંકર પોતાના પુત્રો તથા પાર્ષદો સાથે નંદિકેશ્વર ઉપર બેસી મદદ કરવા આવ્યા ને બળભદ્ર તથા શ્રીકૃષ્ણની સાથે લડવા લાગ્યા. ૬ શ્રીકૃષ્ણ તથા શંકર વચ્ચે અને પ્રદ્યુમ્ન તથા કાર્તિકસ્વામી વચ્ચે રુંવા ઉભાં થાય એવુ તુમુલ યુદ્ધ થયું. ૭ કુભાંડ અને કુપકર્ણ બળભદ્રની સાથે, બાણાસુરનો પુત્ર સાંબની સાથે અને બાણાસુર સાત્યકિ સાથે લડવા લાગ્યો. ૮ બ્રહ્માદિક દેવતાઓના અધિપતિઓ, મુનિઓ, સિદ્ધ, ચારણ, ગંધર્વ, અપ્સરાઓ અને યક્ષો વિમાનોમાં બેસીને યુદ્ધ જોવા આવ્યા ૯ શ્રીકૃષ્ણે શાર્ઙ્ગ ધનુષમાથી તીક્ષ્ણ અણીવાળા બાણો મારી ભૂત, પ્રમથ, યક્ષ, ડાકણો, રાક્ષસો, વૈતાળ, વિનાયક, પ્રેત, માતૃગણ, પિશાચ, કુષ્માંડ તથા બ્રહ્મરાક્ષસ આદિ શંકરના સેવકોને રણથી નસાડયા ૧૦-૧૧ તે પછી પિનાક નામે ધનુષધારી શંકરે શ્રીકૃષ્ણના ઉપર અસ્ત્રો નાખવા માડયા, પરંતુ શ્રીકૃષ્ણ આશ્ચર્ય ન પામતા સામા અસ્ત્રો મારીને તેમના અસ્ત્રોને શમાવવા લાગ્યા ૧૨ બ્રહ્માસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર, વાયવ્યાસ્ત્રની સામે પર્વતાસ્ત્ર, અગ્ન્યાસ્ત્રની સામે પર્જન્યાસ્ત્ર અને પાશુપતાસ્ત્રની સામે નારાયણાસ્ત્ર મૂક્યુ. ૧૩ અને પછી જૃંભણાસ્ત્રથી બગાસા ખાતા શંકરને મોહિત કરી બીજી તરફથી શ્રીકૃષ્ણે તરવાર, ગદા અને બાણોવડે બાણાસુરની સેનાને મારી નાખી. ૧૪ પ્રદ્યુમ્નના બાણોના સમૂહથી કાર્તિકસ્વામી ચારે તરફથી પીડાવા લાગ્યા અને ગાત્રોમાથી લોહીએ નીગળતા મયૂરની સાથે રણભૂમિ છોડી નાસી ગયા. ૧૫ કુભાડ ને કુપકર્ણ બળભદ્રના મુસળના મારથી પડી ગયા જ્યારે તે બન્ને નાયકો મરાયા ત્યારે નાયક વિનાની સેના નાસભાગ કરવા લાગી. ૧૬ સેનામા ભંગાણ પડેલુ જોઈને બાણાસુર અતિ ક્રોધ પામ્યો અને સાત્યકિને પડતો મુકી રથમાં બેસી યુદ્ધમા શ્રીકૃષ્ણની સામે દોડયો. ૧૭ રણમા મદમત્ત બાણાસુરે પાચસો ધનુષ ખેંચી એક એક ધનુષમાં બબ્બે બાણ સાધ્યાં. ૧૮ શ્રીકૃષ્ણ ભગવાને તે કાપી નાંખ્યાં અને તેના સારથિને, રથને તથા ઘોડાઓને મારીને શંખ નાદ કર્યો. ૧૯ એટલામાં બાણાસુરની

$ આ અધ્યાયમા બાણાસુર તથા યાદવો વચ્ચે યુદ્ધ થતા બાણાસુરના હાથ કાપનાર શ્રીકૃષ્ણની સર્વેએ સ્તુતિ કરી, એ કથા કહેવામા આવશે

માતા કોટરા પુત્રના પ્રાણુની રક્ષા કરવા માથાના કેશ છુટા મુકી નાગી નાગી શ્રીકૃષ્ણુની આગળ આવી ઉભી રહી ૨૦ એટલે શ્રીકૃષ્ણુ નગ્ન સ્ત્રીને ન જોતાં અવળું મુખ કરી ઉભા રહ્યા એટલામાં જેના રથ તથા ધનુષ ભાગી નાશ પામ્યા હતા એવો બાણુાસુર નગરમાં પેસી ગયો. ૨૧ શ્રીકૃષ્ણે ભૂતગણુને નસાડી મૂકયા પછી ત્રણ માથાવાળો અને ત્રણ પગવાળો શિવનો તાવ જાણે દશે દિશાઓને બાળતો હોય તેમ શ્રીકૃષ્ણુની સામે ધસી આવ્યો ૨૨ પછી ભગવાને તેને જોઈને તેની સામે શીતજ્વરને મૂકયો પછી શિવનો તાવ અને વિષ્ણુનો તાવ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. ૨૩ તેમા વિષ્ણુના તાવે મહેશ્વરના તાવને બળથી પીડવા માડયો તથા શિવનો તાવ ચીસો પાડવા લાગ્યો ભયભીત થઈ જઈને શરણુની ઈચ્છા કરતો તે બીજે ઠેકાણે અભય ન મળવાથી શરણાર્થી એવો બે હાથ જોડીને શ્રીકૃષ્ણુની સ્તુતિ કરવા લાગ્યો ૨૪

શિવનો તાવ—હે અનંત શક્તિવાળા! પરમાત્મા, સર્વના આત્મા, જ્ઞાનસ્વરૂપ, શુદ્ધ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવામા કારણભૂત તથા વેદથી જાણુવામા આવો એવા આપ અત્યંત શાંતરૂપ પરબ્રહ્મને હુ પ્રણામ કરું છુ. ૨૫ કાળ, ફળ આપવા માટે તૈયાર થયેલુ કર્મ, કર્મનો સંસ્કાર, જીવ, પાંચ વિષયો, શરીર, પ્રાણ, અહંકાર, અગિયાર ઇંદ્રિયો, અને પાંચ મહાભૂતો એ સોળનો સમુદાય લિંગદેહ તથા દેહથી કર્મ અને કર્મથી દેહ એ પ્રમાણે જે પ્રવાહ ચાલે છે તે તમારી માયારૂપ છે. તેનો નિષેધ કરતાં અવધિભૂત રહેલા આપને હું શરણે આવ્યો છુ. ૨૬ તમે ઉપાધિથી મુક્ત છો, છતા લીલાવડે સ્વીકારેલા અનેક અવતારોથી દેવતાઓ, સાધુઓ તથા વર્ણાશ્રમોની મર્યાદાઓનું રક્ષણ કરો છો અને હિંસા કરનાર દુષ્ટ લોકોનો સંહાર કરો છો. તમારો આ જન્મ પૃથ્વીનો ભાર ઉતારવા માટે છે.૨૭ આપે ઉત્પન્ન કરેલા મહા ભયંકર અને અસહ્ય એવા ટાઢીઆ તાવથી હું પીડાઉં છું. પ્રાણીઓ આશામાં બધાઇને જ્યાં સુધી આપના ચરણુને સેવતાં નથી ત્યાં સુધી સંતાપ પામે છે. ૨૮

ભગવાન કહે છે—હે ત્રણ માથાવાળા તાવ! હું તારા ઉપર પ્રસન્ન થયો છુ. તને મારા તાવનો ભય દૂર થાઓ જે મનુષ્ય આપણા આ સંવાદનું સ્મરણ કરશે, તેને તારાથી ભય થશે નહિ ૨૯

શુકદેવજી કહે છે—આ રીતે ભગવાને કહ્યા પછી શંકરનો તાવ ભગવાનની આજ્ઞા માથે ચઢાવી તેમને પ્રણામ કરી, પોતાના સ્થાને જતો રહ્યો, એટલામા બાણાસુર ભગવાનની સામે યુદ્ધ કરવા રથમા બેસીને આવ્યો ૩૦ પછી હે રાજન્! ઘણાં આયુધો ધારી બાણાસુર હજાર હાથથી ભગવાન ઉપર બાણુની વૃષ્ટિ કરવા લાગ્યો ૩૧ પછી ભગવાને વાર વાર બાણોથી વૃષ્ટિ કરતા બાણાસુરના હાથ, અસ્રા જેવી ધારવાળા ચક્રથી કાપી નાખ્યા ૩૨ બાણાસુરના હાથ કાપવા માડયા, ત્યારે શંકરે શ્રીકૃષ્ણની પાસે જઈ ચક્રધારી ભગવાનને નીચે પ્રમાણે કહ્યુ ૩૩

શંકરે કહ્યુ—આપ શબ્દ બ્રહ્મમા ગુહ્ય અને મોટો પ્રકાશ કરનાર પરબ્રહ્મ છો શુદ્ધ બુદ્ધિવાળા પુરુષો આપને આકાશની પેઠે નિર્ગુણ કહે છે ૩૪ તમારા નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન તો રહ્યુ, પરંતુ તમે લીલાવડે ગ્રહણ કરેલા વિરાટ્ સ્વરૂપને પણ પ્રાણી જાણતો નથી તમારા વિરાટ્ સ્વરૂપમા આકાશ, નાભિ, અગ્નિ, મુખ, જળ, વીર્ય, સ્વર્ગ, મસ્તક, દિશાઓ, કાન, પૃથ્વી, ચરણ, ચંદ્ર, મન, સૂર્ય, દૃષ્ટિઓ, હું (શિવ) અહંકાર, સમુદ્ર પેટ, ઇંદ્રાદિક લોકપાલો ભુજાઓ, ઓષધિઓ રુવાં, મેઘ કેશ, બ્રહ્મા બુદ્ધિ, પ્રજાપતિ જનનેન્દ્રિય અને ધર્મ હૃદયરૂપ છે આ પ્રમાણે બ્રહ્માંડરૂપે કલ્પાયેલા તમે મહા પુરુષ છો ૩૫—૩૬ ધર્મની રક્ષા અને જગતના કલ્યાણ માટે તમારો અવતાર થાય છે અને અમે આપથી રક્ષાતા સર્વ લોકની રક્ષા કરીએ છીએ. ૩૭ તમે પરબ્રહ્મરૂપ સજાતીય, ભેદ રહિત, આદિ પુરુષ, શુદ્ધ, સ્વયપ્રકાશ, એક સ્વરૂપ, સર્વના કારણરૂપ અને આપ કારણ રહિત છો, છતાં સર્વ વિષયોને પ્રકાશ કરવા માટે માયાવડે પ્રત્યેક દેહમાં તે તે દેહ પ્રમાણે જીવરૂપે પ્રતીત થાઓ છો. ૩૮ જેમ પોતાથી ઉત્પન્ન થયેલા મેઘની

છાયાથી ઢંકાયેલો સૂર્ય મેઘને અને મેઘથી ઢંકાયેલા ઘટાદિક પદાર્થોને દેખાડે છે, તેમ સ્વયંપ્રકાશ એવા તમે જીવોની ઇચ્છાએ પોતાના કાર્યરૂપ અહંકારથી ઢંકાયેલા દેખાઓ છો, છતાં ઉપાધિ રૂપે ગણાતા સત્વાદિક ગુણોને અને તેનાથી ઢંકાયેલા જીવોને પ્રકાશ કરો છો, એટલા માટે સર્વના સાક્ષી એવા આપને બાધ નથી ³⁹ જે આપની માયાથી મોહિત થઈને પુત્ર, સ્ત્રી, ઘર વગેરેમાં મનુષ્યો દુઃખના સમુદ્રરૂપ સંસારમાં ઉંચ નીચ અવતાર લે છે. ⁴⁰ ઇંદ્રિયાધીન પુરુષ જે મનુષ્ય દેહને પામી આપના ચરણનું ભજન કરતો નથી, તે પોતાને ઠગનારો છે એમ જાણવું ⁴¹ જે પુરુષ જડ, અપ્રિય તથા અનીશ્વર એવા પુત્ર, સ્ત્રી, ઘર વગેરેને માટે ચૈતન્ય પ્રિય અને ઈશ્વરરૂપ આપનો અનાદર કરે છે, તે પુરુષ અમૃત છોડીને ઝેર પીએ છે ⁴² હું, બ્રહ્મા, દેવતાઓ, મુનિઓ, સંપૂર્ણ ભાવથી ચૈતન્ય પ્રિય અને સમર્થ એવા આપને ભજીએ છીએ. ⁴³ આપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ છો, સમદૃષ્ટિવાળા છો, શાંતરૂપ છો, સર્વના હિતૈષી છો, આત્મારૂપ છો અને ઈશ્વરરૂપ છો, સજાતીય, વિજાતીય ભેદ રહિત છો, જગતના તથા જીવોના અધિષ્ઠાનરૂપ છો, આપ ઈશ્વરને અમે સંસારમાંથી મુક્ત થવા ભજીએ છીએ ⁴⁴ હે દેવ! બાણાસુર મને પ્રિય છે, મે તેને અભય આપ્યું છે માટે આપે જેમ પ્રહ્લાદ ઉપર કૃપા કરી હતી તેમ આની ઉપર પણ કૃપા કરો ⁴⁵

ભગવાને કહ્યું-હે શંકર! આપ જેમ કહો છો તેમ હું તમને પ્રિય કરીશ આપના વિચારને હું અનુમોદન આપું છું ⁴⁶ આ બલિનો પુત્ર બાણાસુર મારે મારવા યોગ્ય નથી, કારણ કે મે પ્રહ્લાદને વર આપ્યો છે કે, તમારા વંશજને હું મારીશ નહિ ⁴⁷ છતાં પણ આનો ગર્વ ઉતારવા મે તેના હાથ કાપ્યા છે અને પૃથ્વી ઉપર ભાર રૂપ સૈન્યનો નાશ કર્યો છે ⁴⁸ ચાર હાથ બાકી રહ્યા છે તે રહેશે અને આપના પાર્ષદોમાં મુખ્ય ગણાશે ⁴⁹

શુકદેવજી કહે છે-આ રીતે બાણાસુરે અભય મેળવી શ્રીકૃષ્ણને મસ્તકથી પ્રણામ કરી પોતાની પુત્રી ઉષા સાથે અનિરુદ્ધને રથમાં બેસાડી દ્વારકા મોકલ્યા ⁵⁰ અક્ષૌહિણી સેનાથી વિંટાયેલા તથા ઉત્તમ વસ્ત્ર અને આભૂષણોથી શણગારેલા અનિરુદ્ધને સ્ત્રી સાથે આગળ કરી શંકરની અનુમતિ લઈ શ્રીકૃષ્ણ પધાર્યા ⁵¹ તેથી નગરના લોકો, સંબંધીઓ અને ત્રૈવર્ણિક લોકોએ શ્રીકૃષ્ણ ભગવાનનું સન્માન કર્યું અને શ્રીકૃષ્ણ શંખ, નગારા તથા દુંદુભિના નાદ સાથે જેને તોરણો અને ધ્વજાથી શણગારી હતી અને જેના રાજમાર્ગોમાં પાણી છાંટયા હતા એવી પોતાની રાજધાનીમાં પેઠા. ⁵² જે મનુષ્ય પ્રભાતમાં ઉઠીને શ્રીકૃષ્ણે શંકર સાથે કરેલું યુદ્ધ તથા શ્રીકૃષ્ણનો વિજય ગાય છે તેનો કદી પરાજય થતો નથી ⁵³

य एवं कृष्णविजयं शंकरेण च संयुगम् ।
संस्मरेत् प्रातरुत्थाय न तस्य स्यात् पराजयः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
त्रिषष्टितमोऽध्यायः

## અધ્યાય ૬૪ મો.*

### નૃગનો ઉદ્ધાર.

श्रीशुक उवाच

एकदोपवनं राजन् जग्मुर्यदुकुमारकाः ।
विहर्तुं सांबप्रद्युम्नचारुभानुगदादयः ॥ १ ॥

શુકદેવજી કહે છે-હે રાજન્! એક દિવસ સાંબ, પ્રદ્યુમ્ન, ચારુ, ભાનુ તથા ગદ આદિ કુંવરો ઉપવનમાં રમવા ગયા ¹ ઘણીવાર રમી તરસ્યા થવાથી ત્યાં આગળ પાણી શોધવા લાગ્યા, એટલામાં પાણી વિનાના એક કૂવામાં તેમણે અદ્ભુત પ્રાણી દીઠું ² તે મોટા કરચલાને જોઈ યદુકુમારો આશ્ચર્ય પામ્યા અને દયા આવવાથી તેને બહાર કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ³ કૂવામાંના તે કરચલાને ચામડાના અને સુતરના દોરડા બાંધી બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા, પણ તેને ખેંચી શક્યા નહિ, તેથી તેઓએ ઉત્કંઠાપૂર્વક શ્રીકૃષ્ણને તે વાત કહી.

* આ અધ્યાયમાં શ્રીકૃષ્ણે નૃગરાજાને શાપ મુક્ત કરી બ્રાહ્મણનું ધન હરણ કરનારના દોષ ગણાવી રાજાઓને ઉપદેશ આપ્યો, એ કથા કહેવામાં આવશે

૪ તે ઉપરથી જગતની રક્ષા કરનાર અને કમલ જેવાં નેત્રવાળા શ્રીકૃષ્ણે તેને જોઈને રમત માત્રમા ડાબા હાથથી બહાર કાઢ્યો. ૫ ભગવાનના હાથનો સ્પર્શ થતાં જ તેનું રૂપ બદલાયુ અને તપાવેલા સુવર્ણ જેવી ઝળઝળાટ કાંતિવાળો તથા આભૂષણો, વસ્ત્રો તથા માળાવાળો તે દેવ થઈ ગયો ૬ ભગવાન પોતે તેનું કારણ જાણતા હતા તોપણ મનુષ્યોમા તે વાત પ્રખ્યાત કરવા તેને પૂછ્યુ કે, "હે મહાભાગ્યશાળી! તુ ઉત્તમ રૂપવાળો કોણ છે? હુ તને ખરેખર ઉત્તમ દેવ માનુ છું ૭ હે વિનયવાન! તુ આ દશાને અયોગ્ય છે, છતા ક્યા કર્મથી આ દશાને પામ્યો? તે વાત અમે જાણવાની ઇચ્છા રાખીએ છીએ, માટે તું તે વાત અમને કહેવાને યોગ્ય માનતો હોય તો અમને કહે" ૮

શ્રીકૃષ્ણે તેને પૂછ્યુ, એટલે તેણે સૂર્યના જેવી કાંતિવાળો મુગટ નમાવી તેમને પ્રણામ કરી આ પ્રમાણે કહેવા માંડ્યું ૯

હે પ્રભુ! હુ નૃગ નામે રાજા છુ અને ઇક્ષ્વાકુનો પુત્ર છું દાતાઓના નામ બોલાતા મારુ નામ તમારા કાન ઉપર પણ આવ્યુ હશે. ૧૦ હે નાથ! સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષી તથા જેમના જ્ઞાનને કાળ બાધ કરી શકતો નથી એવા આપને કયી બાબત અજાણી છે? ૧૧ પૃથ્વી ઉપર જેટલી રેતીના કણ છે, આકાશમા જેટલા તારા છે, અને વરસાદની જેટલી ધારાઓ છે, તેટલી ગાયો મે દાનમા આપી હતી. ૧૨ મે દુઝણી, તરુણ, શીલ, રૂપ તથા ગુણસંપન્ન કપિલ રંગની, સોનાના શિંગડાવાળી, રૂપાની ખરીવાળી, વસ્ત્ર તથા માળાઓથી શણગારેલી ગાયો વાછડા સાથે આપી હતી, ૧૩ અને તે પણ ઉત્તમ ગુણવાળા, ઉત્તમ સ્વભાવવાળા, નિષ્કપટ આચરણવાળા, તપથી પ્રખ્યાત, વેદ ભણનાર તથા જેમના કુટુંબ દુઃખી થતા હતા એવા સુપાત્ર બ્રાહ્મણોને દાન આપ્યા હતા. ૧૪ વળી ગાયો, પૃથ્વી, સુવર્ણ, ઘર, ઘોડાઓ, હાથીઓ, દાસી સહિત કન્યાઓ, તલ, રૂપુ, શય્યા, વસ્ત્ર, રત્ન, સરસામાન તથા રથના દાન કર્યા હતા, યજ્ઞો કર્યા હતા, અને તળાવો ખોદાવ્યાં હતાં. ૧૫ એક વાર કોઈ સારા બ્રાહ્મણની ગાય ભૂલી પડીને મારી ગાયોના ટોળામા મળી ગઈ અને મે અજાણતા તે ગાય બ્રાહ્મણને આપી દીધી. ૧૬ પેલો બ્રાહ્મણ તેને લઈ જતો હતો એટલામા ગાયનો પ્રથમ માલીક બોલ્યો કે, આ ગાય તો મારી છે, એટલે પ્રતિગ્રહકર્તા બોલ્યો કે, આ ગાય મારી છે અને તે નૃગરાજાએ મને આપી છે ૧૭ પછી ગાયને માટે વિવાદ કરતા અને સ્વાર્થી બ્રાહ્મણો મારી નિંદા કરતા કહેવા લાગ્યા કે, 'તમે મને ગાય આપી છે કે કોને?' એટલામાં બીજો બોલ્યો કે, 'તમે મારી ગાય ચોરી લીધી છે કે?' તે સાભળીને હુ ગભરાઇ ગયો. ૧૮ અને ધર્મસંકટમા આવી પડવાથી બ્રાહ્મણોને હુ સમજાવવા લાગ્યો કે, તમારામાથી એક જણ, આ ગાય બીજાને આપી દો. જે આ ગાય બીજાને આપી દેશે તેને હુ એક લાખ ઉંચી જાતની ગાયો આપીશ. ૧૯ હુ તમારો દાસ છુ અને તે ગાયની બાબતમા અજાણ્યો છુ, માટે મારા ઉપર તમે બન્ને અનુગ્રહ કરો અને અપવિત્ર નરકમા પડવા રૂપ કષ્ટમાથી મને બચાવો ૨૦ એટલે ગાયોનો ધણી બોલ્યો કે, 'હે રાજન્! હુ દાન લેવા ઈચ્છતો નથી,' એમ કહીને તે ચાલ્યો ગયો અને પ્રતિગ્રહકર્ત્તા પણ હું આ ગાય વિના 'એક લાખ અને દશ હજાર બીજી ગાયોને લેવાની ઈચ્છા રાખતો નથી' એમ કહી ત્યાથી ચાલ્યો ગયો ૨૧ પછી હુ મરી ગયો, એટલે મને યમદૂતો યમપુરીમા લઇ ગયા ત્યા યમરાજાએ મને પૂછ્યુ કે, હે રાજન્! તુ પ્રથમ પાપ ભોગવીશ કે પુણ્ય? તારા દાનનો, ધર્મનો અને તેથી મળવાના તેજસ્વી લોકોનો હુ પાર દેખતો નથી, ૨૨-૨૩ એટલે મે કહ્યુ કે, હે દેવ! હું પહેલાં પાપ ભોગવીશ, એટલે યમરાજાએ કહ્યું કે, જા, અધમ જનાવરની જાતિમા પડી અવતાર લે. તેટલામા તો હે પ્રભો! ત્યાથી નીચે પડતાં મેં મારા શરીરને કરચલારૂપે ફેરવાઈ ગયેલુ દીઠું. ૨૪ કરચલાનો અવતાર આવ્યા છતા પણ, હે કેશવ! બ્રાહ્મણોની પૂજા કરનાર અને ઉદાર એવા તમારાં દર્શનની ઇચ્છા રાખનાર મને આગળનાં પુણ્યના પ્રતાપે કરી પૂર્વજન્મની સ્મૃતિ ગઈ નહિ. ૨૫

હે વિભો ! આપ, યોગેશ્વરોએ ઉપનિષદ્રૂપી દૃષ્ટિથી નિર્મળ હૃદયમાં વિચારવા યોગ્ય છો અને ઇંદ્રિયો આપને પહોંચી શકતી નથી. એવા આપ પરમાત્માએ મને કેમ દર્શન આપ્યા ? જેનો સંસારમાથી છુટકો થવાનો હોય તેને તમારા દર્શન થાય છે, પરંતુ ઘણા પાપોથી મંદ બુદ્ધિવાળો જે હું તેને આપના દર્શન થયા એ આશ્ચર્યકારક સમજુ છુ ²⁶ હે શ્રીકૃષ્ણ ! હે પ્રભો ! મને દેવલોકમા જવાની આજ્ઞા આપો તથા હુ હરકોઇ જગ્યાએ રહેતો હોઉં ત્યા મારુ ચિત્ત તમારા ચરણમાં રહે એવી કૃપા કરો ૨૭-૨૮ સર્વને ઉત્પન્ન કરનાર, બ્રહ્મસ્વરૂપ, અનંત શક્તિવાળા, સદા સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ, કર્મોના ફળ આપનાર, યોગપતિ શ્રીકૃષ્ણ તમને મારા નમસ્કાર છે. ૨૯

આ પ્રમાણે કહી તેમની પ્રદક્ષિણા કરી પોતાના મસ્તકથી તેમના ચરણનો ફરી સ્પર્શ કરીને નૃગરાજા સર્વ લોકોના દેખતા શ્રીકૃષ્ણની આજ્ઞા લઈ ઉત્તમ વિમાનમા બેઠો. ૩૦બ્રાહ્મણોને માન આપનાર ધર્માત્મા શ્રીકૃષ્ણ ભગવાને રાજાઓને ઉપદેશ આપવા માટે પોતાના પુત્રો વગેરેને પછી નીચે પ્રમાણે કહ્યુ ૩૧

ભગવાન કહે છે-જુઓ બ્રાહ્મણનું થોડુક ધન ખાધુ હોય તોપણ તે અગ્નિ જેવા તેજસ્વી પુરુષનેય પચતું નથી, ત્યારે પોતાને મિથ્યા સમર્થ માનનાર રાજાઓને કેમ પચે ? ૩૨ હુ હલાહલને ઝેર ગણતો નથી, કારણ કે તેના ઉપાય છે, પણ બ્રાહ્મણના ધનને ઝેર માનુ છુ, કારણ કે તેનો પૃથ્વીમા ઉપાય નથી ૩૩ ઝેર તો ખાનારને એકલાનેજ મારે છે અને અગ્નિ અડકનારને બાળે છે, ઝેર ઓષધિથી ઉતરે છે અને અગ્નિ પાણીથી શાંત પડે છે, પરંતુ બ્રાહ્મણોના ધનરૂપી અરણીમાથી ઉત્પન્ન થયેલો પાપરૂપી અગ્નિ તો કુળનો સમૂળગો નાશ કરે છે ૩૪ બ્રાહ્મણનુ ધન, બ્રાહ્મણની રજા વિના ખાધુ હોય તો તે ત્રણ પહેડીને નરકમા નાખે છે અને બલાત્કાર કરીને અથવા રાજબળ વાપરીને બળથી ખાધુ હોય તો દશ થઈ ગયેલી અને દશ થનારી પહેડીઓને નરકમા નાખે છે. ૩૫ રાજલક્ષ્મીથી અંધ થયેલા મૂર્ખ રાજાઓ બ્રાહ્મણના ધનની ઇચ્છા કરે છે, તે પોતાના નાશને જાણતા નથી અને અંતે નરકમાં પડે છે ૩૬ જે રાજાઓ અને રાજાઓના આશ્રિતો નિરંકુશ થઇને બ્રાહ્મણોની આજીવિકા હરી લે છે, તે ઉદાર સ્વભાવવાળા કુટુંબવાળા, આજીવિકા વિનાના થઇ રડતા. બ્રાહ્મણોનાં આંસુનાં ટીપા જેટલાં રજકણને ભીંજાવે, તેટલા વર્ષો સુધી તે રાજાઓ કુંભિપાક નામે નરકોમાં રહે છે. ૩૭-૩૮ જે મનુષ્ય પોતે આપેલી અથવા તો બીજાએ આપેલી બ્રાહ્મણની આજીવિકા હરી લે, તે સાઠ હજાર વર્ષ સુધી નરકમાં કીડો થઇ રહે છે ૩૯ મને બ્રાહ્મણનું ધન મળશો નહિ, કારણ કે જે ધનની લાલચથી અલ્પ આયુષ્યવાળા, તથા હારી ગયેલા રાજાઓ રાજ્યથી ભ્રષ્ટ થઇ ઉદ્વેગ આપનાર સર્પ થઇ પડે છે. ૪૦ બ્રાહ્મણ અપરાધ કરે તોપણ તેનો નાશ કરવો નહિ. વળી તે મારે અથવા ઘણી ગાળો ભાડે તોપણ તમે સદાય તેમને પ્રણામ કરજો ૪૧ હું સાવધાન થઇને જે પ્રમાણે વખતો વખત બ્રાહ્મણોને પ્રણામ કરુ છુ તેમ તમે પણ કરજો જે આથી ઉલટી રીતે વર્તશે તે મારી શિક્ષાને પાત્ર થશે. ૪૨ નૃગરાજા આ ગાય બ્રાહ્મણની છે એવુ જાણતો ન હતો, છતા હરણ કરેલી બ્રાહ્મણની ગાયે જેમ અજાણ્યા નૃગરાજાને નરકમા નાખ્યો હતો, તેમ હરણ કરેલું બ્રાહ્મણનું ધન પણ હરણ કરનારને નરકમાં નાખે છે ૪૩ દ્વારકાવાસીઓને આ કથા સંભળાવીને સર્વ લોકોને પવિત્ર કરનાર શ્રીકૃષ્ણ પોતાના મહેલમા પધાર્યા ૪૪

एवं विश्राव्य भगवान् मुकुंदो द्वारकौकसः ।
पावनः सर्वलोकानां विवेश निजमंदिरम् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
चतु.षष्टितमोऽध्यायः

## અધ્યાય ૬૫ મો. $

### ગોપીઓ અને બળભદ્ર.

श्रीशुक उवाच

बलभद्र. कुरुश्रेष्ठ भगवान् रथमास्थितः ।
सुहृद्दिदृक्षुरुत्कंठ प्रययौ नंदगोकुलम् ॥ १ ॥

$ આ અધ્યાયમા ગોકુળમા પધારેલા બળભદ્રે ગોપીઓની સાથે રમતા મદથી યમુનાને ખેચ્યા, એ કથા કહેવાશે

શુકદેવજી કહે છે–હે રાજન્ ! સબંધીઓને મળવાની ઇચ્છાથી બળભદ્ર રથમાં બેસીને એકવાર નંદરાયના ગોકુળમાં ગયા. ૧ ત્યાં ઘણા કાળથી ઉત્કંઠિત થયેલાં વ્રજજનોએ તેમને આશીર્વાદ આપી તેમનો સત્કાર કર્યો અને કહ્યું કે, હે દાશાર્હ ! જગતના ઇશ્વર એવા તમે તથા તમારા નાના ભાઇ ઘણા કાળ સુધી અમારુ પાલન કરજો એમ કહી બળદેવને ખોળામા બેસાડી, આલિંગન કરી, નંદ તથા યશોદા તેમને અશ્રુઓથી નવરાવવા લાગ્યા ૨–૩ બળભદ્ર વૃદ્ધ ગોપને પગે લાગ્યા અને નાની અવસ્થાવાળા ગોપલોકો તેમને પગે લાગ્યા. પછી અવસ્થા, મિત્રતા અને પોતાના સંબંધ પ્રમાણે આવેલા ગોપને હળીમળી વિશ્રાંતિ લીધા પછી, સુખમા બેઠેલા બળરામને ચારે તરફથી આવેલા ગોપોએ ગદ્‌ગદ્ કંઠે તેમના સંબંધીઓના કુશળ પ્રશ્ન પૂછ્યા અને કમળપત્રના જેવા નેત્રવાળા શ્રીકૃષ્ણને પામવા માટે સર્વ વિઘ્નોને તજનાર તેમને, બળભદ્રે સામો કુશળ પ્રશ્ન પૂછ્યા ૪–૬ ગોપે બળભદ્રને પૂછ્યુ કે, હે રામ ! આપણા બાંધવો કુશળ છે ? સ્ત્રી તથા પુત્રોવાળા તમે અમને કોઈ દિવસ સંભારો છો ? ૭ પાપી કંસને માર્યો એ ઠીક કર્યું અને સંબંધી વર્ગને દુ:ખમાથી મુક્ત કર્યો એ પણ ઠીક કર્યું તેમ શત્રુઓને જીતી તમે આ દુર્ગનો આશ્રય કર્યો છે, તે પણ ઠીક કર્યું છે. ૮ પછી બળભદ્રના દર્શન કરવામા આદરવાળી ગોપીઓ હસતી હસતી તેમને પૂછવા લાગી કે નગરનારીઓના પ્રિયતમ એવા શ્રીકૃષ્ણ ત્યા સુખી છે ? ૯ અને કોઈ દિવસ બાંધવોને તથા માતાપિતાને સંભારે છે કે ? શ્રીકૃષ્ણ ભગવાન યશોદાને મળવા એકવાર અહીં આવશે કે ? તથા અમારી સેવાને સંભારે છે કે ? ૧૦ હે યદુવંશોત્પન્ન ! અમે માતા, પિતા, ભાઇઓ, પતિ, પુત્રો, બેનો અને ત્યાગ કરી શકાય નહિ એવા બીજા સંબંધીઓને, પણ જેમને માટે તજ્યાં હતા, તે શ્રીકૃષ્ણ ભગવાન અમારો ત્યાગ કરી ચાલ્યા ગયા છે છતા અમારો તેમના ઉપરનો અનુરાગ જતો નથી. ૧૧–૧૨ અમને આશ્ચર્ય લાગે છે કે, નિપુણ એવી મથુરાં નગરીની નારીઓ કૃતઘ્ન તથા અસ્થિર ચિત્તવાળા શ્રીકૃષ્ણનાં વચનોને કેમ સ્વીકારતી હશે ? અમને તો જણાય છે કે વિચિત્ર કથાઓ કરનાર શ્રીકૃષ્ણના મનોહર મંદ હાસ્યપૂર્વક કટાક્ષો લાગવાથી વૃદ્ધિ પામેલા કામને લીધે આતુર થયેલી તે સ્વીકારતી હશે ૧૩

બીજી ગોપી બોલી—આપણને તેમની વાતો કરવાનું શું કારણ છે ? જેમ આપણા વિના તેમનો સમય ચાલ્યો જાય છે તેમ તેમના વિના આપણો સમય પણ ચાલ્યો જાય છે પરંતુ આપણો કાળ દુ:ખમાં જાય છે ત્યારે તેમનો આનંદમા જતો હશે. ૧૪ આ રીતે કહીને શ્રીકૃષ્ણનુ હસવુ, બોલવુ, મધુર ઈક્ષણ, તેમની ચાલ તથા તેમનુ પ્રેમપૂર્વક આલિંગન એ સર્વ સંભારીને ગોપીઓ રડી ગઈ. ૧૫ પછી રીઝામણા, મનામણા કરવાના કામમા કુશળ એવા બળભદ્રજી હૃદયને ગમતા શ્રીકૃષ્ણના સંદેશાઓ કહી ગોપીઓને શાંત કરવા લાગ્યા ૧૬ ચૈત્ર તથા વૈશાખ એમ બે મહિના ત્યા રહ્યા અને ત્યા શ્રીકૃષ્ણે રાસક્રીડા કરી હતી તે સમયે જે ગોપીઓ બાળક હતી તથા જેઓનો જન્મ થયો ન હતો, એવી બાળા ગોપીઓની સાથે બળભદ્ર ચૈત્ર અને વૈશાખની આનંદકારી રાત્રીઓમા રાસ રમ્યા. ૧૭ પુનમના ચંદ્રની કળાઓથી ઉજ્વળ થયેલા અને કુમુદોની સુગંધથી મઘમઘતા પવનોવડે રમણીય યમુનાના તીર ઉપર સ્ત્રીઓના મંડળ સાથે રાસ રમ્યા. ૧૮ તે વખતે વરુણ દેવતાએ મોકલેલી વારુણી નામે મદિરા વૃક્ષના કોટરમાથી નીચે પડીને પોતાની સુગંધથી તે આખા વનમાં સુગંધ ફેલાવતી હતી. ૧૯ અને વાયુએ પ્રસારેલી મદિરાની સુગંધ શોધતા બળભદ્ર ત્યા ગયા અને તેમણે સ્ત્રીઓની સાથે તે પીધી ૨૦ પછી સ્ત્રીઓ જેમનાં ચરિત્રોને ગાતી હતી એવા બળભદ્ર મદિરામત્ત અને મદથી વિહ્વલ થઇને વનોમાં ફરવા લાગ્યા. ૨૧ આ વેળા બળભદ્રે કંઠમાં વૈજયંતી માળા પહેરી હતી, કાનમાં કુંડળ પહેર્યાં હતાં, મદમત્ત થયા હતા, જેમના હસતા મુખારવિંદ ઉપર પરસેવારૂપી હિમ શોભી રહેલું હતુ એવા સમર્થ બળભદ્રે જળક્રીડા કરવા યમુનાજીને બોલાવ્યાં. પરંતુ

તે તેમને મદિરામત્ત જાણી તેમના વાક્યનો અનાદર કરી આવ્યા નહિ તેથી બળભદ્રે ક્રોધ કરીને હલના અગ્ર ભાગથી યમુનાને પોતાની પાસે ખેંચ્યા અને કહ્યુ કે મારા બોલાવ્યા છતા તુ મારુ અપમાન કરીને આવી નહિ, માટે હળના અગ્ર ભાગથી તારા સ્વચ્છંદચારિણીના સે કડો ભાગ કરી નાખીશ ૨૨–૨૪ આ પ્રમાણે જેમનો તિરસ્કાર કરવામા આવ્યો હતો એવા યમુના ચકિત તથા ભયભીત થઈ તેમના ચરણમા પડીને બોલ્યા કે, 'હે રામ ! જેમના મૂળ રૂપે આ પૃથ્વીને તોળી રાખી છે એવા આપના પરાક્રમને હુ જાણતી નથી ૨૫–૨૬ હે જગતના આત્મા ! હુ તમારા સ્વરૂપને જાણતી નથી, તેથી તમારે શરણે આવેલી જે હુ તેને મુક્ત કરવી જોઈએ.' ૨૭ આ પ્રમાણે યમુનાજીએ પ્રાર્થના કરી એટલે ભગવાન બળભદ્રે તેમને છોડી દીધા અને પછી હાથી જેમ હાથણીઓની સાથે વિહાર કરે તેમ બળભદ્ર સ્ત્રીઓની સાથે જળવિહાર કરવા લાગ્યા. ૨૮ પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કર્યા પછી બળભદ્ર પાણીમાથી બહાર નીકળ્યા, કે લક્ષ્મીજીએ તેમને શ્યામ વસ્ત્ર, મોઘા મૂલના આભૂષણો તથા સુદર માળાઓ આપી બળદેવ તે શ્યામ વસ્ત્રો પહેરીને તથા સોનાની માળા કઠમા ધાલીને જેમણે શરીર ઉપર ચદનનું લેપન કર્યું હતુ એવા તે ઈંદ્રના હાથીની પેઠે શોભવા લાગ્યા ૨૯–૩૦ બળભદ્રે જે ઠેકાણે યમુનાને ખેચ્યા હતા ત્યા હજી પણ અનત પરાક્રમવાળા ભગવાનના પરાક્રમને સૂચવતા હોય તેમ યમુના વાકાચુકા વહે છે ૩૧ આ રીતે વ્રજમા વિહાર કરતા અને ગોપીઓના વિલાસોથી જેમનુ ચિત્ત હરાયુ હતુ, એવા બળભદ્રને ઘણી રાત્રિઓ કયા ગઈ તે જણાયુ નહિ ૩૨

**एवं सर्वा निशा याता एकेव रमतो व्रजे।**
**रामस्याक्षिप्तचित्तस्य माधुर्यैर्व्रजयोषिताम् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे पंचषष्टितमोऽध्यायः**



# અધ્યાય ૬૬ મો.[§]

## પૌંડ્રક વાસુદેવનો નાશ.

**श्रीशुक उवाच**

**नंदव्रज गते रामे करूषाधिपतिर्नृप ।**
**वासुदेवोऽहमित्यज्ञो दूत कृष्णाय प्राहिणोत् ॥**

શુકદેવજી કહે છે–બળભદ્ર નદરાયના વ્રજમાં ગયા તે સમયે 'હુ વાસુદેવ છુ,' એવુ માનતા ને મનાવતા કરુષ દેશના રાજા પૌડ્રક વાસુદેવે મૂર્ખતાથી ભગવાન શ્રીકૃષ્ણની હજુરમા એક દૂત મોકલી કહાવ્યુ કે, ૧ જગતનો પતિ ભગવાન વાસુદેવ હું છુ, ને તમે ખોટા છો આવી રીતે બાળકોએ છકાવી મુકેલો મૂર્ખ પૌડ્રક પોતાને વિષ્ણુ માનતો ને મનાવતો હતો ૨ બાળકો જેમ રમતમા મૂર્ખ બાળકને રાજા ઠરાવે તેમ મૂર્ખોએ વિષ્ણુ બનાવેલા પૌડ્રક રાજાએ દ્વારકામા વસતા અચિંત્ય મહિમાવાળા શ્રીકૃષ્ણને આમ કહેવરાવ્યુ ૩ દ્વારકા જઈ દૂતે સભામા બેઠેલા કમળની પાખડી જેવા નેત્રવાળા શ્રીકૃષ્ણ પ્રભુને પૌડ્રક રાજાનો સદેશો કહ્યો ૪ પ્રાણીઓ ઉપર દયા કરવા પૃથ્વી ઉપર હુ જ એક વાસુદેવ અવતર્યો છુ, બીજો કોઇ નથી, માટે તું મિથ્યા મમત્વ મુકી દે હે યાદવ ! તુ મૂર્ખતાથી જે અમારા ચિહ્નો ધારણ કરે છે, તે ચિહ્નો ત્યાગ કરીને અમારે શરણે આવ, નહિ તો મારી સાથે યુદ્ધ કર ૬

શુકદેવજી કહે છે–અલ્પ બુદ્ધિવાળા પૌડ્રકનું એવુ કહેવુ સાભળીને ઉગ્રસેન વગેરે સભાસદો ખડખડાટ હસી પડયા ૭ પરિહાસની વાત થઈ રહ્યા પછી ભગવાને દૂતને કહ્યુ કે, તારા રાજાને કહેજે કે, મૂર્ખ ! જે ચિહ્નોથી તુ બકે છે તે ચિહ્નો હુ ઉતરાવીશ ૮ તારુ મુખ ઢાકી મરણ પામી તું રણભૂમિ ઉપર પડીશ, અને કુતરા તારા શબને ચુથશે ૯ આ પ્રમાણે શ્રીકૃષ્ણે સદેશો કહાવ્યો તે સર્વ, દૂતે રાજા પૌડ્રકને પહોચાડયો શ્રીકૃષ્ણ પછી રથમા બેસી કાશી ગયા. ૧૦ મહારથિ પૌડ્રક બે અક્ષૌહિણી સૈન્ય સાથે નગરમાથી બહાર નીકળ્યો.

§ આ અધ્યાયમા શ્રીકૃષ્ણે કાશીમા જઇ પૌડ્રક વાસુદેવનો તથા તેના મિત્રનો નાશ કર્યો, એ કથા કહેવાશે

૧૧ તેનો મિત્ર કાશીરાજા તેનો પક્ષ કરીને ત્રણ અક્ષૌહિણી સેના સાથે તેની પાછળ મદદ કરવાને આવ્યો. ૧૨ તેણે શંખ, ચક્ર, તરવાર, શાર્ઙ્ગ અને શ્રીવત્સ વગેરે ચિહ્નો ધારણ કર્યાં હતા, કંઠમા કૌસ્તુભમણિ ધારણ કર્યો હતો ને તે વનમાળાથી અલંકૃત હતો. ૧૩ તેણે પીળાં રેશમી વસ્ત્રો અને ધ્વજામાં ગરુડનું ચિહ્ન રાખ્યું હતું, તેનો મુગટ અને આભરણો અમૂલ્ય હતા, કાનમા મકરાકાર કુંડળો હતા. ૧૪ રંગભૂમિ ઉપર આવેલા નટની પેઠે પોતાના જેવો કૃત્રિમ વેષ ધારણ કરનાર પૌંડ્રકને જોઇને શ્રીકૃષ્ણ હસ્યા. ૧૫ પછી શત્રુઓ ત્રિશૂળો, ગદાઓ, પરિઘો, સાગો, ઋષ્ટિઓ, પ્રાસ, તોમરો, તરવારો, પટ્ટિશો અને બાણોથી શ્રીકૃષ્ણને મારવા લાગ્યા. ૧૬ પ્રલય કાળે અગ્નિ જેમ જુદી જુદી પ્રજાનો નાશ કરે તેમ શ્રીકૃષ્ણે પૌંડ્રક તથા કાશીરાજના હાથી, ઘોડા, રથ અને પાયદળ સૈન્યનો ગદા, તરવાર, ચક્ર તથા બાણોથી સંહાર કરી નાખ્યો. ૧૭ ચક્રથી કપાયેલા રથ, ઘોડા, હાથી, મનુષ્ય, ખચ્ચરો તથા ઉંટોથી ભરપુર, વીર પુરુષોને આનંદ આપનારું તે યુદ્ધસ્થાન રુદ્રને વિહાર કરવાના સ્થાનકની પેઠે ભયંકર થઈ પડ્યું. ૧૮ યુદ્ધ કરતા કરતા શ્રીકૃષ્ણે પૌંડ્રકને કહ્યું કે, તે દૂતની મારફતે મને જે કહાવ્યું હતું તે પ્રમાણે હું તારા ઉપર શસ્ત્રો નાખું છું. ૧૯ તે જે મારું મિથ્યા નામ ધારણ કર્યું છે તે હું આજે છોડાવીશ અને જો હું લડવાની ઇચ્છા ધરાવતો નહિ હોઉં તો આજે તારે શરણે આવીશ. ૨૦ આ રીતે તિરસ્કાર કરી તીક્ષ્ણ બાણો મારી પૌંડ્રકને રથ વિનાનો કરીને ઇંદ્ર જેમ વજ્ર મારી પર્વતના શિખરને તોડી નાખે તેમ ભગવાને ચક્રવડે પૌંડ્રકનું માથું કાપી નાખ્યું. ૨૧ અને તે જ પ્રમાણે બાણોથી કાશીરાજનું માથું કાપી નાખી વાયુ જેમ કમળકોશને ભૂમિ ઉપર પાડી નાખે તેમ ભગવાને તેના મસ્તકને પાડી નાખ્યું. ૨૨ મત્સરવાળા પૌંડ્રકને તેના મિત્ર સાથે મારી નાખી સિદ્ધ લોકો જેમની કથારૂપી અમૃતનું ગાન કરે છે, એવા શ્રીકૃષ્ણ પછી દ્વારકા પધાર્યા. ૨૩ હે રાજન્! નિરંતર ભગવાનનું ધ્યાન કરવાથી જેના સર્વ બંધનો નાશ પામ્યા હતા એવો તથા નિત્ય ભગવાનનું સ્વરૂપ ધારણ કરનાર પૌંડ્રક વાસુદેવ ભગવાનના રૂપમા મળી ગયો. ૨૪ તેનું માથું કુંડળની સાથે રાજદ્વારમા જઈ પડ્યું તે જોઇને લોકો સંશયમા પડી ગયા. ૨૫ આ તો કાશીરાજનું મસ્તક છે એમ જાણી તેની રાણીઓ, પુત્રો, બાંધવો અને નગરવાસી જનો, હે નાથ! હે નાથ! એમ કહી કહીને અતિ કરુણ સ્વરે અત્યંત વિલાપ કરવા લાગ્યા. ૨૬ પછી તેના પુત્ર સુદક્ષિણે પિતાની ઉત્તરક્રિયા કરી નિશ્ચય કર્યો કે, "પિતાના મારનારનો નાશ કરીને હું ઋણમાથી મુક્ત થાઉં." ૨૭ આવો નિશ્ચય કરી સુદક્ષિણ ઉપાધ્યાય સાથે શ્રીશંકરની આરાધના કરવા લાગ્યો. ૨૮ ભગવાન કાશીવિશ્વનાથ તેની ઉપર પ્રસન્ન થયા અને તેને વર માગવા કહ્યું એટલે સુદક્ષિણે પિતાને મારનારનો નાશ કરવાનો ઉપાય જે પોતાને ઇષ્ટ હતો તે માગ્યો. ૨૯ એટલે શંકરે કહ્યું કે, તું બ્રાહ્મણોની સાથે રહી ઋત્વિજની પેઠે કાર્ય કરનાર દક્ષિણાગ્નિનું અભિચાર (મારણ) નામે પ્રયોગથી પૂજન કર કે જેથી અગ્નિદેવ પ્રમથ ગણોની સાથે તારી ઇચ્છા પૂર્ણ કરશે. પરંતુ તે પ્રયોગ બ્રાહ્મણોનું અપમાન કરનાર ઉપર ચાલશે, બીજા ઉપર ચાલશે નહિ." પછી વ્રતધારી સુદક્ષિણે શ્રીકૃષ્ણને મારવા અભિચાર પ્રયોગનો આરંભ કર્યો. ૩૦–૩૧ અભિચારનો વિધિ કરવા માંડતા મહા ભયંકર તપાવેલા તાંબા જેવી શિખા, દાઢી તથા મુછવાળો, નેત્રમાથી અંગાર ઉછાળતો, અગ્નિ પ્રકટ થયો. તેનું મુખ, ભયંકર દાઢ, અત્યંત તીક્ષ્ણ ભ્રુકુટીરૂપી દંડવડે બીહામણા દેખાતા મુખને દેખાવે વિકરાળ લાગતો હતો. ત્રિશૂળને ફેંકતો તે ભૂતોની સાથે તાલ જેવા બે પગવડે પૃથ્વીને કંપાવતો અને દશ દિશાને બાળતો દ્વારકા તરફ દોડ્યો. ૩૩–૩૪ અભિચારના અગ્નિને આવતો જોઇ, વનમા દાવાનલ લાગતાં જેમ મૃગો ત્રાસ પામે તેમ દ્વારકાવાસી લોકો ત્રાસ પામવા લાગ્યા, ૩૫ અને ભયથી આતુર થઈ બાજી રમતા શ્રીકૃષ્ણની પાસે જઇને તેઓએ કહ્યું કે, હે ઇશ્વર! નગરને બાળતા અગ્નિથી અમારું રક્ષણ કરો! ૩૬ મનુષ્યોનો ગભરાટ જોઈ તથા

લોકોને ભયમાં જોઈને શરણાગત રક્ષક શ્રીકૃષ્ણે હસીને કહ્યું કે, તમે ડરો નહિ હું તમારી રક્ષા કરીશ ૩૭ સર્વના અંતર તથા બહારના સાક્ષી શ્રીકૃષ્ણે તે કૃત્યાને ઓળખી તેનો નાશ કરવા સુદર્શન ચક્રને આજ્ઞા કરી ૩૮ એટલે કરોડ સૂર્યના જેવી કાંતિવાળા, બળતા, પ્રલય કાળના અગ્નિ જેવી કાંતિવાળા તેજથી આકાશ, દિશાઓ, સ્વર્ગ અને પૃથ્વીને પ્રકાશમાન કરતા ચક્રે અગ્નિને પીડવા માંડયો ૩૯ ચક્રધારી ભગવાનના ચક્રના બળથી કૃત્યાનલનું મુખ ભાગી ગયું અને સુદક્ષિણે મૂકેલા અભિચારના અગ્નિએ પાછા વળી કાશીમાં જઈ ઋત્વિજ સાથે સુદક્ષિણને બાળીને ભસ્મ કર્યો. ૪૦ ભગવાનનું સુદર્શન તેની પાછળ કાશી ગયું અને તેણે પણ ઓટલાઓ, સભાઓ, ઘરો, બજારો, દરવાજાઓ, અગાસીઓ, કોઠારો, ધનના ભંડારો, હાથીની શાળાઓ, ઘોડાઓની શાળાઓ, રથની શાળાઓ તથા અન્નની શાળાઓને બાળી નાખી ૪૧ આ રીતે કાશીને બાળીને સુદર્શન ચક્ર ઉત્તમ કર્મ કરનાર શ્રીકૃષ્ણ ભગવાનની પાસે પાછું આવ્યું ૪૨ જે મનુષ્ય સાવધાન થઈ શ્રીકૃષ્ણના પરાક્રમ કોઈને સંભળાવે તથા સાંભળે તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે ૪૩

य एतं श्रावयेन्मर्त्य उत्तमश्लोकविक्रमम् ।
समाहितो वा शृणुयात्सर्वपापैः प्रमुच्यते ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे षट्षष्टितमोऽध्यायः

## અધ્યાય ૬૭ મો.[$]

### દ્વિવિદવાનર ને બળદેવજી.

राजोवाच

भूयोऽहं श्रोतुमिच्छामि रामस्याद्भुतकर्मणः ।
अनंतस्याप्रमेयस्य यदन्यत्कृतवान्प्रभुः ॥ १ ॥

પરીક્ષિતે પૂછયું–સમર્થ એવા બળભદ્રે બીજાં જે કર્મ કર્યાં હોય તે અદ્ભુત કર્મવાળાં ચરિત્રો હું ફરીને સાંભળવા ઈચ્છું છું માટે કહો. ૧

$ આ અધ્યાયમાં રેવતાચલ પર્વતમાં વિહાર કરતા બળભદ્રે દ્વિવિદવાનરને માર્યો, એ કથા કહેવાશે

શુકદેવજીએ કહ્યું–દ્વિવિદ નામે એક મોટો પરાક્રમી વાનર હતો તે નરકાસુરનો મિત્ર હતો, સુગ્રીવનો મંત્રી અને મૈન્દનો ભાઈ થતો હતો ૨ તે વાનર નરકાસુરનું વેર લેવા નગરોનો નાશ કરવા વખતો વખત નગર, ગામડાં વગેરેમાં આગ મૂકીને બાળતો ફરતો હતો ૩ તે કોઈ વાર મોટા પર્વતોને ઉપાડીને તેનાથી દેશોને ભાગી ભૂકો કરી નાખતો અને જ્યાં આગળ તેના મિત્રને મારનાર શ્રીકૃષ્ણ રહેતા હતા તે દેશને વધારે દુઃખ આપતો હતો ૪ દશ હજાર હાથીના જેવો બળવાન તે કોઈ વાર સમુદ્રમાં ઉભો રહી બે હાથથી તેનું પાણી ઉછાળી તેનાથી કિનારા ઉપરના દેશોને બોળી દેતો ૫ વળી મુખ્ય મુખ્ય ઋષિઓના આશ્રમોના મોટા વૃક્ષોને ભાગી નાખી તે નરક તથા મૂતરવડે યજ્ઞના અગ્નિઓને અભડાવતો ૬ વળી કોઈ વાર ગર્વિષ્ઠ એવો તે ભમરી જેમ કીડાને દરમાં પૂરી દે તેમ પુરુષોને તથા સ્ત્રીઓને પર્વતોની ગુફામાં લઈ જઈ તેના દ્વારને મોટી શિલાઓથી બંધ કરી દેતો ૭ આ રીતે સર્વ કુલીન સ્ત્રીઓને દૂષિત કરતો તે એક વાર સુલલિત ગીત સાંભળીને રેવતાચલ પર્વત ઉપર આવ્યો ૮ ત્યાં કમળની માળા ધારણ કરનાર, સર્વાંગે સુંદર યદુપતિ બળભદ્રને સ્ત્રીઓના ટોળામાં ઉભેલા જોયા ૯ બળભદ્ર વારુણી મદિરા પીને ગાન કરતા હતા, તેમના નેત્રો મદથી વિહ્વળ થઇ ગયાં હતા અને મદમસ્ત હાથીની પેઠે ઉન્મત્ત થયેલા હતા ૧૦ તે દુષ્ટ વાનર દ્વિવિદ વૃક્ષની ઉપર ચઢી પોતાનું શરીર દેખાડીને ખીખી હસવા લાગ્યો. ૧૧ બળદેવની તરુણ સ્ત્રીઓ કે જેઓ સ્વાભાવિક રીતે ચપળ અને હસમુખી હતી તેઓ વાનરની નિર્લજતા જોઈ હસવા લાગી ૧૨ અને તે વાનર પણ બળભદ્રના દેખતાં તેઓને દાંત દેખાડીને ભ્રુકુટિના મરોડાથી તથા સન્મુખ ધસી આવવા વગેરેથી તે સ્ત્રીઓનો અનાદર કરવા લાગ્યો ૧૩ એટલે બળદેવે ક્રોધ કરીને તેને પત્થર માર્યો, પરંતુ પત્થરને ચુકાવી મદિરાના કલશને ઉપાડી તે ધૂર્ત વાનર નાસી ગયો, અને બળદેવજીના કોપમાં વધારો કરી હસતો હસતો તેમનું અપમાન કરતો અને નિર્લ-

જજ થઈ મદિરાના કલશને હલાવતો બળદેવનું અપમાન કરી સ્ત્રીઓના લુગડા તાણવા લાગ્યો. આ રીતે વાનરના અવિનયને જોઈ તથા તેણે રંજાડેલા દેશોને જોઈને, ૧૪-૧૫ બળદેવ કોપી ઉઠયા અને તેમણે શત્રુનો નાશ કરવાની ઇચ્છાથી હલ તથા મુસલ હાથમા લીધા, દ્વિવિદ વાનર પણ હાથવતી સાગના ઝાડને કંપાવી, વેગથી બળદેવજી સામે ધસ્યો. ૧૬-૧૭ ને બળદેવજીના માથા ઉપર ઝાડનો પ્રહાર કર્યો. બળદેવ માથા ઉપર પડતા ઝાડને ઝીલી લીધું અને તેને સામુ માથા ઉપર મુસલ માર્યું, મુસલના મારથી તેનુ મસ્તક ભાગી ગયુ અને ગેરુથી જેમ પર્વત શોભે તેમ લોહીની ધારાથી દ્વિવિદ શોભવા લાગ્યો. દ્વિવિદે મુસલના પ્રહારને ન ગણગારતા બળથી ફરીને બીજુ ઝાડ ઉખેડી તેના પાદડા તોડી નાખી તેનાથી બળભદ્રને માર્યા. બળભદ્રે ક્રોધમા આવી જઈ ઝાડના સે કડો કડકા કરી નાખ્યા, એટલે દ્વિવિદ રોષ કરી બીજા ઝાડથી બળદેવજીને મારવા લાગ્યો. બળભદ્રે તેના પણ કડકા કરી નાખ્યા. ૧૮-૨૧

આ પ્રમાણે જેમ વૃક્ષોના કડકા થતા ગયા, તેમ તેમ બીજા વૃક્ષને ખેંચીને ભગવાનની સાથે લડતા લડતા તે વાનરે આખુ વન ઝાડ વિનાનુ કરી નાખ્યુ. ૨૨ ઝાડ ખુટી ગયા પછી તે રોષમા આવી બળદેવજીના ઉપર શિલાની વૃષ્ટિ કરવા લાગ્યો. બળદેવજીએ તે સર્વ શિલાઓનો પણ રમતમા ભૂકો કરી નાખ્યો. ૨૩ પછી વાનરરાજા દ્વિવિદે તાડના જેવા બે હાથની મુઠીઓવાળી બળભદ્રની પાસે જઈ તેમની છાતીમા મારી. ૨૪ એટલે યાદવોમા ઇન્દ્ર જેવા બળદેવે ક્રોધ કરી મુસલ તથા હળને તજી દઈ તેની હાસડી ઉપર બે હાથની મુઠીઓ વાળી જોરથી મારી કે તે લોહી ઓકતો ધરણી ઉપર ઢળી પડયો. વાયુવડે જેમ વહાણ કંપે તેમ દ્વિવિદ પડવાથી પાણીથી ભરેલા ઝરણા સાથે તથા વનસ્પતિઓ સાથે તે પર્વત કંપી ઉઠયો, ૨૫-૨૬ આકાશમા પુષ્પની વૃષ્ટિ કરનાર દેવતાઓ, સિદ્ધો અને મુનીંદ્રો જય જયના ઉચ્ચાર કરવા લાગ્યા. ૨૭ આ પ્રમાણે જગતને દુઃખ દેનાર દ્વિવિદ વાનરને મારી મનુષ્યો થી સ્તુતિ કરાતા ભગવાન બળદેવજી પછી નગરમા ગયા. ૨૮

एवं निहत्य द्विविदं जगद्व्यतिकरावहम् ।
संस्तूयमानो भगवाञ्जनैः स्वपुरमाविशत् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
पंचषष्टितमोऽध्यायः

# અધ્યાય ૬૮ મો.[§]

## લક્ષ્મણા હરણ.

श्रीशुक उवाच

दुर्योधनसुतां राजन्लक्ष्मणां समितिंजयः ।
स्वयंवरस्थामहरत् सांबो जांबवतीसुतः ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! યુદ્ધમા વિજયી જાંબવતીનો પુત્ર સાંબ દુર્યોધનની પુત્રી લક્ષ્મણાને સ્વયંવરમાથી હરી લાવ્યો. ૧ તે ઉપરથી કૌરવો કહેવા લાગ્યા કે, આ છોકરો અવિનયી છે, કારણ કે, તે આપણો તિરસ્કાર કરી, કામના રહિત કન્યાને હરી ગયો, ૨ માટે આ અવિનયી કુમારને કેદ કરો. યાદવો આપણુને શુ કરવાના છે તેઓ આપણી કૃપાથી વૃદ્ધિ પામેલી અને આપણે આપેલી ભૂમિને ભોગવે છે. ૩ જો યાદવો ચઢી આવશે તો પ્રાણાયામવડે સ્વાધિન કરેલી ઇંદ્રિયોની પેઠે શાંત પડી જશે. ૪ પછી ભીષ્મપિતાની આજ્ઞાથી કર્ણ, શલ્ય, ભૂરિશ્રવા, યજ્ઞકેતુ, અને દુર્યોધન સાંબને બાંધવાની તૈયારી કરવા લાગ્યા. ૫ મહારથિ સાંબ કે જે એકલો હતો તે પાછળ આવતા કૌરવોને જોઈ ધનુષ હાથમા લઇને સિંહની પેઠે તેઓની સામે ઉભો રહ્યો. ૬ સાંબને પકડવાની ઇચ્છાવાળા ધનુર્ધારીઓ 'ઉભો રહે, ઉભો રહે' એમ કહી તેને બોલાવવા લાગ્યા અને કર્ણ જેમા અગ્રણી હતો એવા યોદ્ધાઓ સાંબ ઉપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. ૭ પછી નાના મૃગો જેમ સિંહનો અનાદર કરે તેમ કૌરવોએ બાણોથી વિંધી નાખેલા યાદવોને આનંદ આપનાર શ્રીકૃષ્ણના અલૌકિક પુત્ર સાંબે પ્રહાર

§ આ અધ્યાયમા દુર્યોધનની પુત્રી લક્ષ્મણાનું જાંબવતીના પુત્ર સાંબે હરણ કર્યું અને બળદેવજી તેની વાર લઇ લડયા, એ કથા કહેવાશે.

સહન કર્યો નહિ [૮] અને ધનુષ લઈ તથા તેનો ટકાર કરીને વીર એવા સાંબે એક જ વખતે જુદા જુદા બાણો મારી કર્ણ આદિ રથિઓને વિંધી નાખ્યા [૯] ચાર ચાર બાણોથી ચાર ઘોડાઓ એક એક બાણથી સારથિ તથા એક એક બાણથી રથિઓને ઘાયલ કર્યા તેના બળના બધા મહારથિઓએ વખાણ કર્યાં [૧૦] પછી તે છએ રથિઓએ સાંબને રથ રહિત કર્યો, ચાર રથિઓએ ચાર ઘોડાઓનો નાશ કર્યો, એકે સારથિને માર્યો અને એકે ધનુષ્યને કાપી નાખ્યુ [૧૧] આ રીતે ઘણા પરિશ્રમથી યુદ્ધમા તેને રથ વિનાનો કરી વિજય મેળવનાર કૌરવો તે કુમારને બાંધી તેને તથા પોતાની કન્યાને લઈ હસ્તિનાપુર આવ્યા [૧૨]

નારદજીના કહેવાથી આ વાત સાભળી યાદવોને ક્રોધ ચઢયો અને તેઓ ઉગ્રસેનની આજ્ઞાથી કૌરવો ઉપર ચઢાઈ કરવાને તત્પર થયા [૧૩] પરંતુ કલિયુગની અસરનો નાશ કરનાર બળભદ્ર કૌરવો અને યાદવો વચ્ચે કલેશ થયેલો જોવાને ખુશી ન હતા તેથી તેમણે તૈયાર થયેલા યાદવોને સમજાવ્યા [૧૪] સૂર્યના જેવા તેજસ્વી રથમા બેસી, ગ્રહો સહિત ચંદ્રની પેઠે કુળના વડા પુરુષો તથા બ્રાહ્મણો સાથે તે હસ્તિનાપુર ગયા. [૧૫] ત્યાના ઉપવનમા ઉતર્યા અને ધૃતરાષ્ટ્રને પોતાના આવવાના સમાચાર જણાવવા ઉદ્ધવને મોકલ્યા [૧૬] ઉદ્ધવે ધૃતરાષ્ટ્રને, ભીષ્મ, દ્રોણ, બાહ્લિક તથા દુર્યોધનને લૌકિક રીતિ પ્રમાણે પ્રણામ કરી બળભદ્ર આવ્યા છે, એવા સમાચાર કહ્યા [૧૭] તેઓ પોતાના અતિ સ્નેહી બળભદ્રને આવ્યા સાભળી ખુશ થયા અને ઉદ્ધવનો સત્કાર કરી હાથમા માગલિક ભેટો લઈ બળભદ્રની પાસે ગયા [૧૮] તેમને મળી ઘટતી રીતે બળદ તથા અર્ઘ આપ્યો અને તેઓમા જેઓ તેમના પ્રભાવને જાણતા હતા તેઓ મસ્તકવડે બળભદ્રજીને નમ્યા [૧૯] પછી પરસ્પરમા એક બીજાના સંબંધીઓનુ કુશળ તથા આરોગ્ય પૂછયુ અને સર્વ બાંધવોના કુશળ સમાચાર જાણ્યા પછી બળભદ્ર આ પ્રમાણે બોલ્યા [૨૦]

બળભદ્ર બોલ્યા-રાજાના રાજા ઉગ્રસેન તમને આજ્ઞા કરે છે, તે તમે સાવધાનતાથી સાંભળી તેનો અમલ કરો, વિલંબ લગાડો નહિ. [૨૧] ઉગ્રસેન તમને કહેવરાવે છે કે તમે ઘણા જણાઓએ એકઠા મળીને શાતગુણી એક બાળકને અધર્મથી જીતી કેદ કર્યો છે, પરંતુ હું સંબંધીઓમા ઐકય રહે એવી ઇચ્છાથી તમને આ સલાહ આપુ છું, અર્થાત્ હવે તમે તે કુમારને મૂકી દો [૨૨]

શુકદેવજી કહે છે-પ્રભાવ, ઉત્સાહ તથા બળને લીધે ઉદ્ધત તથા પોતાની શક્તિને ન છાજતું એવું બળભદ્રનું વચન સાભળીને કોપાયમાન થયેલા કૌરવો પછી બોલ્યા કે, [૨૩] અહો! કાળની ગતિ અનુલ્લઘનીય છે, તે એ કે એક બિચારુ પામર મુગટથી સેવાયલા માથા ઉપર ચઢી બેસવાની ઈચ્છા કરે છે [૨૪] આ યાદવો જ્યારથી વૈવાહિક સંબંધથી આપણી સાથે બંધાયા છે ત્યારથી સુવુ, બેસવુ તથા જમવુ વગેરે કાર્ય આપણી સાથે કરવા લાગ્યા છે, અને આપણે તેઓને રાજ્યાસન આપીને આપણા જેવાજ બનાવી દીધા છે [૨૫] વળી આપણી બેદરકારીને લીધે યાદવો ચામર, રાજચિહ્ન, છત્ર, મુગટ, રાજ્યાસન તથા શય્યાનો ઉપયોગ કરે છે [૨૬] સર્પને પાયેલુ દૂધ જેમ પાનારનુ જ અકલ્યાણ કરે તેમ આપણે યાદવોને આપેલાં રાજચિહ્નો આજે આપણા, શત્રુભૂત થઇ પડયા છે, માટે હવે તે ખુંચાવી લેવા યોગ્ય છે જે યાદવો આપણી દયથી વૃદ્ધિ પામેલા છે, તેઓ જ આજે નિર્લજ્જ થઇને આપણને આજ્ઞા કરે છે [૨૭] પરંતુ બકરુ જેમ સિંહે ગળેલી વસ્તુને લઇ શકે નહિ, તેમ ભીષ્મ, દ્રોણ, અર્જુન વગેરે કુરુઓએ ન આપેલી વસ્તુ ઇન્દ્ર પણ લઈ શકે નહિ [૨૮]

શુકદેવજી કહે છે-હે રાજન્! ઉંચા કુળમાં થયેલા જન્મથી, બંધુઓથી તથા લક્ષ્મીથી મદોન્મત્ત થયેલા અસભ્ય લોકો બળભદ્રને ઉપર કહ્યા પ્રમાણે દુષ્ટ વચન સંભળાવી હસ્તિનાપુરમાં ગયા. [૨૯] કૌરવોના દુષ્ટ સ્વભાવ તરફ જોઈ તથા તેમનાં અવાચ્ય વચન સાભળી કોપના આવેશમા આવેલા તથા તેને લીધે જેમની સામે દૃષ્ટિ પણ કરી શકાય નહિ એવા બળભદ્ર હસીને કહેવા લાગ્યા કે, " અનેક

મદોથી ઉદ્ધત થઇ ગયેલા દુષ્ટ પુરુષો શાંતિની ઈચ્છા કરતા નથી,” માટે પશુઓને જેમ ધોકાનો માર શાંત કરે છે, તેમ તેમને પણ શિક્ષા કરવી યોગ્ય છે. ૩૦-૩૧ ક્રોધના આવેશમા યાદવોને તથા ક્રોધ પામેલા શ્રીકૃષ્ણને શાત કરી કૌરવ તથા યાદવો વચ્ચે સલાહ સપ રહે એવી ઇચ્છાથી હુ અહીં આવ્યો છુ ૩૨ તોપણ મદ બુદ્ધિવાળા, લડાઈ ઉપર પ્રીતિવાળા, ખળ તથા અભિમાની કૌરવ મારુ અપમાન કરી વાર વાર ન બોલવાના વચનો બોલે છે. ૩૩ ભોજ, વૃષ્ણિ તથા અધક કુળના રાજાઓના રાજા ઉગ્રસેન કે જેની આજ્ઞામા ઇંદ્ર આદિક લોકપાળો રહેલા છે, તે તેઓના મનથી રાજા નથી ૩૪ વળી જેમણે દેવતાઓની સુધર્મા સભા પોતાને સ્વાધીન કરી છે અને જે સ્વર્ગમાથી પારિજાતક લાવીને તેનો ઉપભોગ કરે છે, તે શ્રીકૃષ્ણ રાજ્યાસન ઉપર બેસવાને યોગ્ય નથી? તેઓ કેવી વાતો કરે છે! ૩૫ સર્વ જગતની મહારાણી સાક્ષાત લક્ષ્મી જેમના ચરણારવિંદને સેવે છે, તે લક્ષ્મીના પતિ રાજાઓના ચિહ્નો ધારણ કરવા યોગ્ય નથી? ૩૬ વળી તીર્થોની ઉપાસના કરનાર યોગીઓના પણ તીર્થરૂપી જેમના ચરણારવિંદની રજને સર્વ લોકપાળો પોતાના ઉત્તમ મુગટોવડે ધારણ કરે છે તથા બ્રહ્મા, શકર અને હું જેમના અશના અશ રૂપ છીએ તથા જેમના ચરણની રજને ચિરકાળ થયા મસ્તક ઉપર ધારણ કરીએ છીએ તે ભગવાનને રાજ્યાસન કેમ ઘટે? ૩૭ યાદવો કૌરવોએ આપેલી પૃથ્વીના ભોગ ભોગવે છે વળી અમે ખાસડા અને કૌરવો માથુ, વાત તો જુઓ ૩૮ મત્તોની પેઠે ઐશ્વર્યના મદથી મુગ્ધ અને અભિમાની લોકોની અસબદ્ધ તથા કઠોર વાણી શિક્ષા કરવાને સમર્થ હોય એવો કયો મનુષ્ય સહન કરે? ૩૯ માટે હું આજે પૃથ્વીને કૌરવ વિનાની કરી નાખીશ. આ રીતે ત્રણ જગતને બાળતા હોય તેમ ક્રોધાવેશમા આવેલા બળભદ્ર હળ લઇ ઉભા થયા, ૪૦ ને તેના આગલા ભાગથી હસ્તિનાપુરને ઉખેડીને ગંગામા નાખવા ખેંચવા લાગ્યા. ૪૧ બળદેવે ખેંચાતુ હસ્તિનાપુર નૌકાની પેઠે ડોલવા માંડ્યુ અને યમુનામાં પડવા તૈયાર થયું, તે જોઈ કૌરવો ભય પામ્યા ૪૨ જીવવાની ઇચ્છાથી તેઓ પોતાનાં કુટુંબ સાથે લક્ષ્મણાને અને સાંબને આગળ કરી બે હાથ જોડી બળભદ્રને શરણે ગયા ૪૩

કૌરવો બોલ્યા—હે પ્રભુ! તમારા પ્રભાવને અમે જાણતા નથી, માટે અમારો અપરાધ ક્ષમા કરવો જોઈએ ૪૪ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના કર્તા તમે છો અને તમને કોઈ આધાર નથી હે ઈશ્વર! આ સર્વ લોકોથી રમત કરનાર આપના આ લોકો વિવિધ રમકડા રૂપ છે, એવું જ્ઞાની પુરુષો કહે છે ૪૫ હે અનત! તમે આ ભૂમંડળને મસ્તક ઉપર ધારણ કરો છો તથા પ્રલય સમયે જગતનો પોતાના સ્વરૂપમા લય કરી છેવટ અદ્વિતીય એવા આપ બાકી રહો છો, અને શેષનાગ ઉપર શયન કરો છો ૪૬ હે ભગવન્! આપ જગતની સ્થિતિ તથા પાલન કરવામા તત્પર થઈ સત્વગુણને ધારણ કરો છો, તે આપના કોપને લીધે અથવા મત્સરને લીધે હોતો નથી, પરતુ સર્વ લોકોને શિખામણ આપવા રૂપ હોય છે ૪૭ તમને નમસ્કાર હો અમે તમારે શરણે આવ્યા છીએ ૪૮

શુકદેવજી કહે છે—આ રીતે ખિન્ન થઈ શરણે આવેલા તથા જેમનું નગર કપી રહ્યુ હતું એવા કૌરવોએ બળભદ્રને પ્રસન્ન કર્યા અને તેમણે પણ પ્રસન્ન થઇ ‘તમે ડરશો નહિ’ એવુ તેમને અભયદાન આપ્યુ ૪૯ પછી પુત્રી ઉપર સ્નેહવાળા દુર્યોધને સાઠ વર્ષના બારસો હાથીઓ, દશ હજાર ઘોડા, તથા સૂર્યના જેવા ઝગઝગા થતા સોનાના તેજસ્વી છ હજાર રથ તથા જેમના કઠમા આભૂષણ પહેરાવેલા હતા એવી એક હજાર દાસીઓ પુત્રીને પહેરામણીમા આપી. ૫૦-૫૧ યાદવ વશમા શ્રેષ્ઠ ભગવાન બળભદ્ર તે સર્વ સ્વીકારી પુત્ર ને વહુ સાથે સબધીઓ તરફથી માન મેળવીને દ્વારકા આવ્યા ૫૨ મુખ્ય મુખ્ય યાદવોની સભા વચ્ચે પોતાને કૌરવો સાથે જે કરવુ પડ્યુ હતું તે સર્વ કહી સંભળાવ્યુ ૫૩ હજી સુધી દક્ષિણ દિશા તરફ ઉંચું અને ગગા તરફ ખડિત થયેલું હસ્તિનાપુર બળભદ્રનું પરાક્રમ સૂચવતું દૃષ્ટિએ પડે છે. ૫૪

अद्यापि च पुरं ह्येतत्सूचयद्रामविक्रमम
समुन्नत दक्षिणतो गगायामनुदृश्यते ॥ ६४ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
अष्टषष्टितमोऽध्याय

# અધ્યાય ૬૯ મો.[$]

## શ્રીકૃષ્ણની વ્યાપકતા.

श्रीशुक उवाच
नरक निहत श्रुत्वा तथोद्वाह च योषिताम् ।
कृष्णेनकेन बह्वीना तद्दिदृक्षु स्म नारदः ॥

શુકદેવજી કહે છે—નરકાસુરને શ્રીકૃષ્ણે માર્યો એવુ સાભળીને અને તેમણે ઘણી સ્ત્રીઓ સાથે વિવાહ કરેલો છે, એવુ જાણીને નારદજીને તે જોવાની ઇચ્છા થઈ ૧ તે વિચાર કરવા લાગ્યા કે, શ્રીકૃષ્ણ એકલા એક દેહથી એકજ વખતે બધા મહેલોમા સોળ હજાર સ્ત્રીઓ સાથે પરણ્યા, એ વાત આશ્ચર્યકારક છે ૨ આ પ્રમાણેનો શ્રીકૃષ્ણનો વૈભવ જોવાને ઉત્કંઠિત થયેલા નારદ દ્વારકા જોવા માટે આવ્યા દ્વારકા નગરી પુષ્પવાળા ઉપવનો ને ઉદ્યાનોમા ગણગણાટ કરી રહેલા ભ્રમરાઓના અને પક્ષીઓના નાદથી ગાજી રહી હતી ૩ ઉઘડેલા શ્યામ કમળ, અંભોજ, કહ્લાર, કુમુદ તથા ઉત્પલોથી ભરપુર તળાવોમા હસ અને સારસો ઉંચા સ્વરોથી કલરવ કરી રહ્યા હતા ૪ સ્ફાટિકના, રૂપાના, મોટા મરકત મણિઓના, સોનાના અને રત્નના સામાનોવાળા નવ લાખ મહેલો તેમા આવી રહેલા હતા ૫ મોટા ગજમાર્ગો, સામાન્ય માર્ગો, ચાટા, બજારો, શાળાઓ, સભાઓ ને મંદિરોથી તે નગરી શોભી રહી હતી રસ્તાઓ, ગલીઓ અને ડેલીઓમા પાણીના છંટકાવ કરેલા હતા, ઉડતી ધ્વજા પતાકાઓથી કયાહી તડકો પડતો ન હતો ૬ તેમા સર્વ લોકપાળોએ સેવેલુ સોળ હજાર સ્ત્રીઓના મહેલોથી શોભી રહેલુ મનોહર શ્રીકૃષ્ણનુ અંતઃપુર હતુ વિશ્વકર્માએ શિલ્પ શાસ્ત્રનુ તેમા સંપૂર્ણ ચાતુર્ય દર્શાવ્યુ હતુ આવા શ્રીકૃષ્ણની સ્ત્રીઓના મહેલોમા એક મનોહર મહેલ, કે જે લક્ષ્મીજીનો મહેલ હતો તેમાં નારદજી પેઠા ૭-૮ વૈડૂર્ય મણિની કુંભીઓવાળા પરવાળાના થાભલાવાળો તે મહેલ હતો ઇંદ્રનીલ મણિની ભીંતો તથા નિત્ય કાંતિવાળી ઇંદ્રનીલ મણિની ભૂમિઓથી તે શોભી રહેલો હતો. ૯ મોતીઓની માળાઓ જેમા લટકતી હતી એવા, ચંદરવાઓથી, ઉત્તમ મણિઓથી, જડેલા દાતનાં આસનોથી તથા પલંગોથી તે મહેલ શોભી રહેલો હતો ૧૦ સુંદર વસ્ત્રોવાળી દાસીઓથી અને જામા, પાઘડીઓ, સારા વસ્ત્રો અને મણિના કુંડળોવાળા કંચુકીઓથી તે મહેલ રક્ષાતો હતો ૧૧ વળી હે રાજન્! રત્નના દીવાઓથી મહેલની અંદર અંધારાનુ નામ પણ ન હતુ અને અગરુના ધૂપો કરવામા આવતા હતા, તે જાળીઆમાથી બહાર નીકળતા, તેને જોઇ મેઘમંડળ ધારીને છાજલીઓ ઉપર બેઠેલા મયૂરો કેકારવ કરતા હતા ૧૨ તે ઘરમા પોતાના જ સરખા ગુણ, રૂપ તથા અવસ્થાવાળી અને સુંદર વસ્ત્ર ભૂષણવાળી હજારો દાસીઓ છતા પણ, લક્ષ્મીજી પોતે આખો દહાડો સોનાની દાંડીવાળા ચમર અને પંખાથી શ્રીકૃષ્ણને પવન ઢોળ્યા કરતા હતા ૧૩ નારદજીને જોઇને ધાર્મિક તથા પુરુષોમા શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ, તરત રુકિમણીના પલંગ ઉપરથી ઉતર્યા અને મુગટવાળા મસ્તકથી નારદના ચરણમા પ્રણામ કરી તેમને પોતાના આસન ઉપર બેસાડયા ૧૪ પછી સત્પુરુષોના પતિ તથા જેમનુ ચરણામૃત તીર્થરૂપ છે, એવા શ્રીકૃષ્ણે પોતે જગતના ગુરુ છતા પણ નારદના ચરણ ધોઈ તે જળને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યું શ્રીકૃષ્ણનુ જે 'બ્રહ્મણ્યદેવ' એવુ ગુણાનુસારી નામ છે, તે નામને યોગ્યજ કાર્ય તેમણે કર્યું ૧૫ નરના મિત્ર અને પુરાણમુનિ નારાયણ ભગવાને શાસ્ત્રમા કહેલી રીત પ્રમાણે દેવર્ષિવર્ય નારદનુ પૂજન કરીને અમૃતના જેવી મધુર અને થોડી વાણીથી નારદ સાથે વાતચિત કરીને તેમને કહ્યુ કે, હે મુનિ! બોલો, અમે આપનુ શુ પ્રિય કરીએ? ૧૬ નારદ બોલ્યા—હે વ્યાપક! આપ સર્વ મનુષ્યો સાથે મિત્રતા રાખો છો અને ખળ લોકોને શિક્ષા કરો છો, તેમા કંઇ આશ્ચર્ય નથી આપ જગતના કલ્યાણ માટે તથા

$ આ અધ્યાયમા નારદજી શ્રીકૃષ્ણની પ્રત્યેક મહેલમા હાજરી જોઇ આશ્ચર્ય પામ્યા, એ કથા કહેવાશે

સ્થિતિ અને પાલન માટે ઇચ્છાનુસાર અવતાર ધરો છો,-એ અમે સારી રીતે સમજીએ છીએ. ૧૭ હે મહારાજ ! મેં આપના બંને ચરણારવિંદનાં દર્શન કર્યાં, જે ચરણારવિંદનું અગાધ જ્ઞાનવાળા બ્રહ્માદિક દેવતાઓ હૃદયમા ધ્યાન કર્યા કરે છે, જે જનોને મુક્તિ આપનારા છે તથા સંસારરૂપી કુવામાં પડેલા મનુષ્યને બહાર નીકળવા આધારરૂપ છે, તે આપના ચરણારવિંદનુ હુ ધ્યાન કરતો ત્રણ લોકમા ફરું છુ, માટે આપનું મને સ્મરણ રહે, એવી રીતે આપ મારા ઉપર અનુગ્રહ કરો ૧૮ હે રાજન્ ! પછી નારદ ત્યાથી ઉઠીને યોગેશ્વર એવા શ્રીકૃષ્ણની માયા જોવા બીજી સ્ત્રીને મહેલે ગયા ૧૯ ત્યા પણ શ્રીકૃષ્ણને પોતાની પ્રિયાની તથા ઉદ્ધવની સાથે પાસાઓ રમતા જોયા શ્રીકૃષ્ણે પરમ ભક્તિથી ઉભા થઈ સામા જઈ આસન વગેરે આપી તેમનો સત્કાર કર્યો. ૨૦ અને પોતે અજાણ્યા હોય તેમ નારદને પૂછવા લાગ્યા કે, આપ ક્યારે પધાર્યા છો ? આપ પૂર્ણેનું અમે અપૂર્ણ શુ શુ કાર્ય કરીએ ? ૨૧ તથાપિ હે મહારાજ ! અમને કાર્યની આજ્ઞા કરો અને અમારા આ જન્મને સફળ કરો નારદ આશ્ચર્ય પામીને બોલ્યા ચાલ્યા વિના ત્યાથી ઉઠી બીજે ઘેર ગયા ૨૨ ત્યા પણ શ્રીકૃષ્ણને પોતાના બાળકો સાથે રમતા જોયા. ત્યાથી બીજે ઘેર ગયા તો ત્યા શ્રીકૃષ્ણને નહાવાની તૈયારી કરતા દીઠા કોઇ ઘરમા શ્રીકૃષ્ણને અગ્નિહોત્રો કરતા, ૨૩ પચ મહાયજ્ઞો કરતા, કોઈ ઘરમા બ્રાહ્મણોને જમાડતા અને જમતા, ૨૪ કોઈ ઘરમા ઢાલ તરવારવડે પટ્ટાઓ ખેલતા, ૨૫ કોઈ ઘરમા હાથી, ઘોડા અને રથમા બેસીને શ્રીકૃષ્ણને ફરવા જતા, કોઈ ઘરમા પલંગ ઉપર પોઢેલા અને બદીજનોથી સ્તુતિ કરાતા, ૨૬ કોઈ ઘરમા ઉદ્ધવ વગેરેની સાથે વિચાર કરતા, કોઈ ઘરમા જળક્રીડા કરતા, ૨૭ વળી કોઇ ઠેકાણે બ્રાહ્મણોને ગાયોનુ દાન આપતા અને કોઈ મહેલમા મગળકારક ઇતિહાસ તથા પુરાણ સાંભળતા, ૨૮ કોઇ ઘરમા હસવા જેવી વાતો કરતા, કોઈ ઠેકાણે ધર્મ કરતા અને કોઈ ઠેકાણે અર્થ તથા કામનાઓનો ઉપભોગ કરતા, ૨૯ કોઇ સ્થળે એકલા બેસી પરમાત્માનું ધ્યાન કરતા, કોઇ ઠેકાણે પૂજાની સામગ્રીથી ગુરુઓની સેવા કરતા, ૩૦ કોઈ સ્થળે સધિ વિગ્રહના વિચાર કરતા, કોઈની સાથે વિગ્રહ કરતા અને કોઇ ઠેકાણે બળભદ્રની સાથે સત્પુરુષોના કલ્યાણનો વિચાર કરતા, ૩૧ તેમજ કોઈ ઠેકાણે પુત્રોને અને પુત્રીઓને પરણાવતા અને વરને પહેરામણીઓ આપતા, ૩૨ કોઈ સ્થળે પોતાની પુત્રીઓને સાસરે મોકલવાની ગોઠવણ કરતા, ૩૩ કોઈ સ્થળે ઉત્તમ પ્રકારના યજ્ઞોથી દેવતાઓનું યજન કરતા, કોઈ સ્થળે વાવ, કુવા, બાગ, બગીચા તથા મઠઆદિ બધાવી ધર્મ ક્રિયાઓ કરતા ૩૪ અને કોઇ સ્થળે સિધુ દેશના ઘોડા ઉપર ચઢી મૃગયાની તૈયારી કરતા જોયા. ૩૫ કોઈ ઘરમાં વેષ બદલીને યોગેશ્વર શ્રીકૃષ્ણને જુદા જુદા લોકોનો મનોભાવ જાણવાની ઇચ્છાથી મંત્રી મડળમા તથા નગર અને ઘર વિગેરેમા ફરતા દીઠા ૩૬ મનુષ્યાવતાર ધારણ કરનાર શ્રીકૃષ્ણ ભગવાનની યોગમાયાનો ઉદય જોઇને નારદ હસતા હોય તેમ મુખ મલકાવી બોલ્યા કે, ૩૭ હે યોગેશ્વર ! માયાવી પુરુષોથી જાણવામાં આવે નહિ એવી તમારી યોગમાયાઓ આપના ચરણની સેવાથી મારા જાણવામા આવી. અમે તેને જાણીએ છીએ, પરંતુ આપના પરમાર્થ સ્વરૂપને જાણતા નથી. ૩૮ હે દેવ ! મને આજ્ઞા કરો કે હું ત્રણ લોકને પવિત્ર કરનારી તમારી લીલાનું ગાયન કરતો કરતો સર્વત્ર ફરુ ૩૯

ભગવાન બોલ્યા—હે મહારાજ ! હુ ધર્મનો ઉપદેશ કરનાર, આચરણ કરનાર તથા તેને અનુમોદન આપનાર છુ અને આ લોકોને પણ તેનો ઉપદેશ કરવા આ લોકમા રહેલો છુ. ૪૦ આ રીતે ગૃહસ્થોના પવિત્ર તથા સમૃદ્ધિવાળા ધર્મો આચરતા શ્રીકૃષ્ણને સર્વ મહેલમા જોયા. ૪૧ અનંત પરાક્રમવાળા શ્રીકૃષ્ણની યોગમાયાનો પ્રભાવ જોઈને જેમને કૌતુક થયુ હતુ, એવા નારદ આશ્ચર્ય પામ્યા ૪૨ આ પ્રમાણે ધર્મ, અર્થ અને કામ ઉપર શ્રદ્ધા રાખનાર શ્રીકૃષ્ણે પૂજેલા નારદ પ્રસન્ન થયા અને ભગવાનનું સ્મરણ કરતા ત્યાંથી વીણા વહાવા વહાતા ગયા. હે રાજન્ ! આ પ્રમાણે મનુષ્યના

જેવું આચરણ કરતા, સર્વના કલ્યાણ માટે અવતારો ધારણ કરનારા ભગવાન નારાયણ સોળ હજાર ઉત્તમ સ્ત્રીઓની દૃષ્ટિઓથી તથા હસવાથી પ્રસન્ન રહી તેઓની સાથે વિલાસ કરતા હતા. ૪૩-૪૪ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયના કારણભૂત શ્રીહરિએ જે જે અસાધારણ કાર્યો કર્યાં છે, તે સર્વ જેઓ ગાય છે, સાંભળે છે અને મનન કરે છે તેમને મોક્ષકારી ભક્તિ શ્રીહરિને વિષે ઉત્પન્ન થાય છે ૪૫

यानीह विश्वविलयोद्भववृत्तिहेतु ।
कर्माण्यनन्यविषयाणि हरिश्चकार ॥
यस्त्वंग गायति शृणोत्यनुमोदते वा ।
भक्तिर्भवेद्भगवति ह्यपवर्गमार्गे ॥ ४५ ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकोनसप्ततितमोऽध्यायः

## અધ્યાય ૭૦ મો.*

### જરાસંધના બંદીવાનો.

श्रीशुक उवाच

अथोषस्युपवृत्तायां कुक्कुटान् कूजतोऽशपन् ।
गृहीतकण्ठ्यः पतिभिर्माधव्यो विरहातुरा. ॥

શુકદેવજી કહે છે-હે રાજન્! ભગવાને આલિંગન કરાયેલી સ્ત્રીઓ ઉષાકાળ વખતે કુકડાઓને બોલતા સાંભળી શ્રીકૃષ્ણના વિરહને લીધે આતુર થઈને તેમને શાપ દેવા લાગી. ૧ પારિજાતકના સુગંધીદાર પવનોથી આનંદ પામીને ભમરાઓ ગણગણાટ કરવા લાગ્યા અને તેથી જાગેલાં પક્ષીઓ બંદીજનોની પેઠે શ્રીકૃષ્ણને જાગ્રત કરતા હોય તેમ મનોહર શબ્દો કરવા લાગ્યાં ૨ આ પ્રભાતની બે ઘડી અતિ રમણીય હતી, પરંતુ લક્ષ્મીને વિયોગને લીધે તે પણ અકારી લાગતી હતી ૩ શ્રીકૃષ્ણ બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી, પાણીનો સ્પર્શ કરી, સર્વ ઇંદ્રિયો પ્રસન્ન થયા પછી માયાથી પર, એક, સ્વયંપ્રકાશ, ઉપાધિરહિત, અવિનાશી, પોતાની સ્થિતિથી નિત્ય મળ ને દૂર કરનાર, આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનારી પોતાની શક્તિઓથી જેમની વિદ્યમાનતા તથા આનંદ સ્વરૂપ જાણવામાં આવે છે, એવા પરબ્રહ્મ નામના પોતાના સ્વરૂપનું જ ધ્યાન કરવા લાગ્યા. ૪-૫ પછી નિર્મળ જળથી નાહી, વસ્ત્ર પહેરી, વિધિ પ્રમાણે સંધ્યા વન્દનાદિક ક્રિયા કરી, અગ્નિને હોમ દ્રવ્ય આપી, મૌન રહીને ગાયત્રીનો જપ કરવા લાગ્યા ૬ ત્યાર પછી આત્મજ્ઞાની શ્રીકૃષ્ણ ભગવાને ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કરીને પોતાની કળારૂપ દેવતા, ઋષિઓ અને પિતૃઓને તૃપ્ત કર્યાં તથા બ્રાહ્મણોની અને વૃદ્ધ પુરુષોની પૂજા કરી. ૭ પછી તેમણે પ્રત્યેક ઘરમાં સુવર્ણની શિંગડીઓવાળી અને રૂપાની ખરીઓવાળી, સુશીલ, મોતીની માળાવાળી, દુઝણી, એકવેતરી, વાછડાવાળી, અને સારા વસ્ત્રવાળી તેર હજાર અને ચોર્યાશી ગાયો, રેશમી વસ્ત્ર, મૃગચર્મ અને તલની સાથે દાનમા પ્રત્યેક દિવસે જેમ આપતા હતા તે પ્રમાણે આપી ૮-૯ પછી પોતાની વિભૂતિરૂપ ગાય, બ્રાહ્મણ, દેવતાઓ, ગુરુઓ તથા સર્વ પ્રાણીઓને નમસ્કાર કરી મંગળકારક વસ્તુઓનો સ્પર્શ કર્યો ૧૦ પછી પોતાના વસ્ત્રો, આભૂષણો, દિવ્ય માળાઓ અને ચંદનથી મનુષ્ય લોકના આભૂષણરૂપ પોતાના શરીરને શણગાર્યું ૧૧ પછી ઘીમા અને તે પછી અરીસામા મુખ જોઈને ગાયો, બળદો, બ્રાહ્મણો તથા દેવતાઓના દર્શન કરીને નગરના તથા અંતપુરમા રહેનાર સર્વ જાતિના લોકોની કામનાઓ પ્રમાણે તેઓને સર્વ વસ્તુઓ અપાવીને તથા કાર્યભારી મંડળને તેમની ઇચ્છાઓ પ્રમાણે સંતોષીને તેઓને માન આપ્યુ. ૧૨ તે પછી માળા, તાંબૂલ અને ચંદન, ઋષિઓ અને બ્રાહ્મણોને આપ્યા પછી મિત્રોને, મંત્રીઓને અને સ્ત્રીઓને વિભાગ પાડી આપીને પછી પોતે તેનો ઉપભોગ કર્યો. ૧૩ એટલામા દારુક સારથિ, સુગ્રીવ વગેરે ઘોડાઓ જોડેલા પરમ આશ્ચર્યજનક રથને લાવી, બે હાથ જોડીને શ્રીકૃષ્ણની આગળ હાજર થયો. ૧૪ દારુકનો હાથ ઝાલી સાત્યકિ તથા ઉદ્ધવ સાથે શ્રીકૃષ્ણ, સૂર્ય જેમ ઉદયાચળ ઉપર ચઢે તેમ રથમા બેઠા. ૧૫ અને ત્યાંથી જતી વેળાએ અંતઃપુરની

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણના આહ્નિકની કથા તથા દૂત અને નારદજીએ કહેલા કાર્ય વિષે વિચાર વગેરેની કથા કહેવારો

સ્ત્રીઓ, લજ્જા અને પ્રેમ ભરેલી દૃષ્ટિઓથી શ્રીકૃષ્ણના સામુ જોવા લાગી તે વખતે શ્રીકૃષ્ણ હસતાં હસતાં તેઓનાં મનને હરણ કરતા માંડ માંડ અંતઃપુરમાંથી ભિન્ન ભિન્ન રૂપે બહાર નિકળ્યા. ૧૬ અને પછી એકરૂપ થઈ સર્વ યાદવોની સાથે સુધર્મા નામે સભામાં પેઠા, અને જ્યા ગયેલા પુરુષને ભૂખ, તરસ વગેરે છ ઊર્મિઓ બાધ કરતી નથી ત્યા જઇ આસન ઉપર બેઠા, ને પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યા, તેથી આકાશમાં તારાગણો સાથે ચંદ્રમાની શોભા પામ્યા ૧૭-૧૮ હે રાજન્! તે સભામાં પરિહાસકો અનેક જાતના હાસ્યરસોથી ભગવાનને રીઝવવા લાગ્યા ૧૯ સૂત, માગધ અને બંદીજનો મૃદંગ, વીણા, મુરજ, વેણુ, તાલ અને શંખના શબ્દો કરી શ્રીકૃષ્ણને પ્રસન્ન કરતા રસભર નાચવા લાગ્યા ૨૦ ત્યા સભામા બેસીને કેટલાક વેદવેત્તા બ્રાહ્મણો પૂર્વના રાજાઓની કથાઓ કરવા લાગ્યા ૨૧ એટલામા ત્યા એક નવીન પુરુષ આવ્યો અને પ્રતિહારીએ શ્રીકૃષ્ણને તેના સમાચાર કહ્યા, એટલે શ્રીકૃષ્ણે તેને સભામા લાવવાનું કહ્યુ પ્રતિહારીએ તેને અંદર દાખલ કર્યો. ૨૨ તેણે બે હાથ જોડી પરમાત્મા શ્રીકૃષ્ણને નમસ્કાર કરી, જરાસંધે રાજાઓને કેદ કર્યા હતા, તે દુઃખ નિવેદન કરવા માડ્યુ. ૨૩ હે શ્રીકૃષ્ણ! જે રાજાઓ જરાસંધના દિગ્વિજય વખતે તેને નમ્યા ન હતા, તે વીશહજાર રાજાઓને તેણે ગિરિવ્રજમા કેદ કર્યા છે તે રાજાઓ તમને નીચે પ્રમાણે સંદેશો કહાવે છે ૨૪

રાજાઓની પ્રાર્થના–હે કૃષ્ણ! અમે ભેદદૃષ્ટિવાળા છીએ, સંસારથી ડરીએ છીએ અને તમારે શરણે છીએ. ૨૫ શાસ્ત્ર નિષિદ્ધ કર્મમા પરાયણ હોય એવો મનુષ્ય તમે કહેલા પૂજનરૂપી કર્મમા અસાવધ રહે તો બળવાન કાળ તેના જીવનની આશાને તોડી નાખે છે, તે આપ કાળમૂર્તિને નમસ્કાર છે. ૨૬ હે ઇશ! જગતના સ્વામી એવા આપ મહાત્મા પુરુષોની રક્ષા કરવા પોતાના અંશથી જગતમા જન્મ ધરો છો, છતા કોઈ પ્રાકૃત મનુષ્ય તમારી આજ્ઞા ઉલ્લંઘન કરે તો તે મનુષ્ય પોતે કરેલાં કર્મને અવશ્ય ભોગવે છે, એમ કહેવાય છે. ૨૭ હે ઈશ્વર! રાજાઓ સંબંધી સુખ વિષયાધીન હોવાથી, સ્વપ્નના સુખ સમાન નાશવંત છે અને નિરંતર ભયથી ભરેલા શબ તુલ્ય આ શરીરથી સ્ત્રીપુત્રાદિકની ચિંતા અમો કરીએ છીએ. અમે આ દશાની પૂર્વે નિષ્કામ થઈ તમારો આશ્રય કર્યો નહિ, કારણ કે નિષ્કામ પુરુષોને મળી શકે એવુ સ્વતઃસિદ્ધ સુખ તજી, તમારી માયાવડે આ લોકમાં અત્યંત દીન થઈ અમે દુઃખ ભોગવીએ છીએ ૨૮ માટે જેમના ચરણારવિંદ, પ્રણામ કરનારાઓના શોકને ટાળનારા છે, એવા આપ અમને જરાસંધના બંધનમાથી છોડાવો જરાસંધ એક જ છે, છતાં દશ હજાર હાથીઓનુ બળ તેનામા છે, સિંહ જેમ ઘેટાને રોકી રાખે તેમ તેણે અમને કેદ કરેલા છે ૨૯ હે અજિત! આપે રણસંગ્રામમા સત્તરવાર જરાસંધને નસાડ્યો હતો તોપણ અઢારમી વારના યુદ્ધમા અનંત પરાક્રમવાળા છતા મનુષ્યની લીલા કરનાર આપને એક વાર જીતીને તે ગર્વિષ્ઠ થઈ ગયો છે અને તમારી પ્રજા, જે અમે, તેમને પીડે છે ૩૦

દૂત કહે છે–જરાસંધે કેદ કરેલા આપના દર્શનની ઈચ્છા રાખનાર તથા આપના ચરણને શરણે આવેલા રાજાઓ આ પ્રમાણે વિનંતિ કરે છે આપ તે રાજાઓનું કલ્યાણ કરો ૩૧

શુકદેવજી કહે છે–રાજાઓનો દૂત આમ કહેતો હતો એવામા પીળી જટાવાળા અને મહાકાંતિવાળા દેવર્ષિ નારદ સૂર્યની પેઠે ત્યા પ્રગટ થયા ૩૨ તે મુનિના દર્શન કરી સર્વ લોકના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન, સભાસદો તથા સેવકોની સાથે ઉભા થયા અને મુનિને નમસ્કાર કર્યા ૩૩ મુનિએ આસન સ્વીકાર્યા પછી, શાસ્ત્રોક્ત વિધિથી તેમનો સત્કાર કરી શ્રદ્ધાથી તેમનું પૂજન કરતા મધુર વચનોવડે તે બોલ્યા કે, ૩૪ હમણા ત્રણે લોકો તો નિર્ભય છે ને? આપ ત્રણે લોકમા ફરો છો તેથી અમને લોકોનુ વૃત્તાંત જાણવાનો મોટો લાભ મળે છે. ૩૫ ઈશ્વરે નિર્માણ કરેલા આ લોકનું આપને કંઈ પણ વૃત્તાંત અજાણ્યુ નથી માટે પાડવોનું શું કર્તવ્ય છે? તે અમે તમને પૂછીએ છીએ ૩૬

નારદ કહે છે–હે વ્યાપક ભગવાન! આપ

વિશ્વસૃષ્ટા બ્રહ્માને પણ મોહ ઉપજાવનાર છો, પોતાની શક્તિઓથી સર્વ પ્રાણીઓમા અંતર્યામી રૂપે રહેલા છો અને કાષ્ઠમા રહેલા અગ્નિની માફક ગુપ્ત પ્રકાશવાળા છો, આપની જાણી શકાય નહિ એવી માયા મે ઘણીવાર જોયેલી છે, માટે મને તમારા પ્રશ્નમા આશ્ચર્ય લાગતું નથી ૩૭ આ જગત મિથ્યા છે, છતા તમારી માયાને લીધે સત્ય ભાસે છે જગતને માયાથી સરજતા તથા નાશ કરનાર આપનું કર્તવ્ય કોઈ જાણી શકતુ નથી, તે આપ કે જે સ્વરૂપથી વિચારમા આવો નહિ એવા છો, તે આપને હું પ્રણામ કરુ છુ ૩૮ આ સંસારમા જન્મ મરણ પામ્યા કરતા અને અનર્થ કરનાર આ શરીરમાથી કેવી રીતે છૂટવુ ? તેને ન જાણનાર જીવનું અજ્ઞાનરૂપી અંધારું દૂર કરવા તમે લીલાવડે અવતારો ધારણ કરીને જ્ઞાન આપો છો તે આપને હું શરણે રહેલો છું. ૩૯ હે મહારાજ ! તમે સર્વજ્ઞ છો, છતા મનુષ્ય લોકનુ અનુકરણ કરનાર આપને આપના ભક્ત અને સંબંધી યુધિષ્ઠિર રાજાએ જે કાર્ય કરવાની ઇચ્છા રાખી છે તે કહું છું ૪૦ હે દેવ ! યુધિષ્ઠિર રાજા રાજસૂય નામે યજ્ઞ કરીને આપનું પૂજન કરવા ઇચ્છે છે આપે તે કામમા અનુમોદન આપવું, એટલુ જ નહિ પરન્તુ ત્યા આવવું, કારણ કે તે મોટા યજ્ઞમા દેવતાઓ તથા મહાકીર્તિવાળા રાજાઓ તમારા દર્શન કરવાની ઇચ્છાથી આવશે. ૪૧-૪૨ હે પરમેશ્વર ! આપ ચૈતન્યઘનરૂપ પરબ્રહ્મના ચરિત્રને સાંભળવાથી, ગાવાથી અને ધ્યાન ધરવાથી, ચાંડાળો પણ પવિત્ર થાય છે, ત્યારે આપના દર્શન કરનાર તથા શ્રીઅંગનો સ્પર્શ કરનાર લોકો પવિત્ર થાય એમા શુ આશ્ચર્ય ? ૪૩ હે ત્રણ લોકમા મંગળરૂપ ! જે આપનો નિર્મળ યશ દિશાઓમા આભૂષણરૂપ છે તથા સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ ઉપર પથરાયેલો છે, તે જગતને પવિત્ર કરે છે, તેમ જ સ્વર્ગમા મંદાકિની નામનું, પાતાળમા ભોગવતી નામનું અને આ લોકમા ગંગા નામે ગવાતુ આપના ચરણારવિંદનુ જળ આખા વિશ્વને પવિત્ર કરે છે ૪૪

શુકદેવજી કહે છે—આ પ્રમાણે નારદે કહ્યા પછી, પોતાના પક્ષના યાદવોએ જરાસંધનો નાશ કરવાની ઇચ્છાથી યુધિષ્ઠિરના યજ્ઞમાં જવાની વાત સ્વીકારી નહિ તે ઉપરથી શ્રીકૃષ્ણ જરા હસીને મધુરી વાણીથી પોતાના સેવક ઉદ્ધવને કહેવા લાગ્યા કે, ૪૫ તમે અમારા સંબંધીઓમા ગુહ્ય વિચારોથી સાધવા યોગ્ય બાબતમા પરિણામ જાણનાર છો અને તેને લીધે અમારી દૃષ્ટિરૂપ છો, માટે આ કામમા જેમ કરવુ યોગ્ય લાગે તેમ કરવાનુ કહો. તમારી વાત ઉપર અમે શ્રદ્ધા રાખીએ છીએ. ૪૬ આ રીતે પોતાના સ્વામી શ્રીકૃષ્ણ સર્વજ્ઞ હતા, તોપણ તેમણે અણસમજુની પેઠે ઉદ્ધવને પૂછ્યુ, એટલે ઉદ્ધવ તેમની આજ્ઞા માથે ચઢાવી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૪૭

इत्युपामन्त्रितो भर्त्रा सर्वज्ञेनापि मुग्धवत् ।
निदेशं शिरसाधाय उद्धव प्रत्यभाषत ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे सप्ततितमोऽध्यायः

## અધ્યાય ૭૧ મો.[$]

### ઈન્દ્રપ્રસ્થ ગમન.

**श्रीशुक उवाच**

इत्युदीरितमाकर्ण्य देवर्षेरुद्धवोऽब्रवीत् ।
सभ्यानां मतमाज्ञाय कृष्णस्य च महामतिः ॥

શુકદેવજી કહે છે—હે રાજન્ ! ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણે કહેલુ વચન સાંભળી 'રાજસૂયમા જવુ' એવો નારદનો મત 'રાજાઓનુ રક્ષણ કરવુ' એવો સભાસદોનો મત તથા 'રાજાઓની રક્ષા કરવી અને રાજસૂય યજ્ઞમા પણ જવુ' એવો શ્રીકૃષ્ણનો વિચાર જાણીને ઉદ્ધવજી બોલ્યા કે, હે દેવ ! તમારે નારદે કહ્યુ તે પ્રમાણે રાજસૂય યજ્ઞ કરતા તમારા સંબંધી યુધિષ્ઠિરને સહાયતા કરવી જોઇએ, તેમ જ શરણાગત રાજાઓની રક્ષા પણ કરવી જોઇએ ૧ હે પ્રભુ ! દિશાઓનો વિજય કરનાર રાજાએ રાજસૂય યજ્ઞ કરવો જોઇએ, તેથી એની

$ આ અધ્યાયમા ઉદ્ધવના વિચાર પ્રમાણે શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ ગયા, તેથી પાંડવોને આનંદ થયો, એ કથા કહેવામા આવશે

મેળે જ જરાસંધનો પરાજય થશે. આ રીતે બન્ને કાર્યો કરવા યોગ્ય છે ૩ હે ગોવિંદ ! એમ કરવાથી આપણું મોટું કામ સિદ્ધ થશે અને કેદ કરેલા રાજાઓને મુક્ત કરવાથી તમારો જગતમા યશ ગવાશે. ૪ પરન્તુ જરાસંધ બળમાં દશ હજાર હાથીના જેવો બળવાન છે અને બીજા બળવાનોથી સહન થાય એવો નથી, માત્ર તેના જેવા બળવાળો ભીમસેન તેને પહોંચી વળે તેમ છે ૫ અને જીતવામા તેને દ્વંદ્વ યુદ્ધમા જીતવો યોગ્ય છે, પરંતુ તે સેંકડો અક્ષૌહિણી સેના લઈ આવે, તેમ તેની સાથે યુદ્ધ કરવુ નહિ દ્વંદ્વ યુદ્ધનો ઉપાય એ છે કે, તે રાજા બ્રાહ્મણોનો પરમ ભક્ત છે અને બ્રાહ્મણો તેની પાસે યાચના કરે છે તો તે કોઈ દિવસ તેઓને ના પાડતો નથી, ૬ માટે ભીમસેન બ્રાહ્મણનો વેશ ધારણ કરીને તેની પાસે જઈને દ્વંદ્વ યુદ્ધ માગે ભીમસેન તે યુદ્ધમા જરાસંધને તમારી સમક્ષમા મારશે, એમા સંદેહ નથી ૭ આપ ઈશ્વર, નિરાકાર અને કાળમૂર્તિ છો આપ આ જગતની ઉત્પત્તિ તથા સંહાર કરો છો, બ્રહ્મા અને રુદ્ર તો તેમા એક નિમિત્ત માત્ર છે ૮ હે દેવ ! ગોપીઓ જેમ શંખચૂડનો નાશ તથા તેમાથી થયેલી પોતાની મુક્તિ અને આપના ચરિત્ર સર્વંત્ર ગાય છે, શરણાગત દુ:ખી લોકો ગજેન્દ્ર મોક્ષરૂપી આપના પવિત્ર કર્મને વખાણે છે, મુનિઓ રાવણથી સીતાને મુક્ત કરવા રૂપી તથા તેના નાશરૂપી આપના પવિત્ર ચરિત્રને વર્ણવે છે, અમે કંસના નાશરૂપી તથા તે દુષ્ટના હાથમાંથી માતપિતાને મુક્ત કરવા રૂપી આપના ચરિત્રને ગાઈએ છીએ તેમ જરાસંધે કિલ્લામાં પૂરેલા રાજાઓની રાણીઓ ઘરમા પોતાના બાળકોને રમાડતી વખતે તમારા ચરિત્રને ગાશે અને પોતાના બાળકોને ધીરજ આપશે કે શ્રીકૃષ્ણ જરાસંધ રાજાનો વધ કરશે અને તમારા પિતાઓને બંધનમાથી મુક્ત કરશે. ૯ હે શ્રીકૃષ્ણ ! જરાસંધનો નાશ, ઘણાં કામ સિદ્ધ કરી આપનારો થઈ પડશે, તેમજ ઘણું કરીને જરાસંધના પાપ ભરાઈ રહેવાથી અને રાજાઓનાં પુણ્યનો ઉદય સમય પાસે આવવાથી તમને તે વિજયપ્રદ નીવડશે. ૧૦

શુકદેવજી કહે છે–હે રાજન્ ! સર્વ પ્રકારે સુખાકારી તથા ઉત્તમ પ્રકારની યુક્તિઓથી ભરપુર એવુ ઉદ્ધવનું વચન સાભળીને નારદે, ઉગ્રસેન વગેરે વૃદ્ધોએ તથા શ્રીકૃષ્ણે તેમના વખાણ કર્યા. ૧૧ પછી વ્યાપક એવા શ્રીકૃષ્ણ ભગવાને વસુદેવ વગેરે વડીલજનોની અનુમતિ લઈ ઇંદ્રપ્રસ્થ જવા દારુક તથા જૈત્ર વગેરે સેવકોને આજ્ઞા કરી ૧૨ હે શત્રુને મારનાર ! પુત્રો, દાસ તથા દાસીની સાથે સ્ત્રીઓને, દ્વારકાથી ઇંદ્રપ્રસ્થ રવાના કરાવી, શ્રીકૃષ્ણ બલભદ્રની અને ઉગ્રસેનની આજ્ઞા લઈ ગરુડનાં ચિહ્નવાળી ધ્વજાવાળા રથમા બિરાજ્યા ૧૩ શ્રીકૃષ્ણ રથ હાથી, પાળાઓ, ઘોડેસ્વારો અને સેનાપતિઓ સાથે ભયંકર દેખાતી સેનાની સાથે મૃદંગ, શંખ, ભેરી, આનક અને તતુડાના શબ્દોથી દિશાઓને ગજાવતા ચાલ્યા ૧૪ શ્રીકૃષ્ણની સ્ત્રીઓ ઉત્તમ પ્રકારના આભૂષણો, વસ્ત્રો અને માળાઓ પહેરી, શરીરે ચંદનો લગાવી પોતાના પુત્રો સાથે પાલખીઓમા અને ઘોડા જોડેલા રથોમા બેસી, ઢાલ તરવારવાળા સિપાઈઓ સાથે શ્રીકૃષ્ણની પાછળ જવા લાગી. ૧૫ વળી શણગારેલી પોતાના મનુષ્યોની સ્ત્રીઓ તથા વારાંગનાઓ પણ ખજુરીના પાદડાના તંબુઓ, ધાબળા તથા વસ્ત્રો વગેરે સર્વ સામાન મોટા ગાડામા ભરી મનુષ્યના, ઉંટના, બળદના, પાડાના, ખચ્ચરનાં તથા ગધેડાના વાહનો ઉપર નખાવી અને હાથીઓ ઉપર બેસી ચારે તરફથી શ્રીકૃષ્ણની પાછળ જવા લાગી ૧૬ ક્ષોભ પામેલા માછલાથી તથા મોજાથી જેમ મહાસાગર શોભે, તેમ દિવસે મોટા કોલાહલથી ગાજી રહેલુ ધ્વજા, છત્ર, ચામર, ઉત્તમ આયુદ્ધ, આભૂષણો, મુગટ તથા કવચ ઉપર સૂર્યનાં કિરણો પડવાથી ઝળઝળાટ થઈ રહેલું તે સૈન્ય શોભવા લાગ્યુ ૧૭ પછી શ્રીકૃષ્ણે જેમનો સત્કાર કરેલો હતો, જેમની તેમણે પૂજા કરી હતી અને ભગવાનના દર્શનથી જેમની ઇંદ્રિયો આનંદિત થઈ હતી, એવા નારદ, ભગવાનનો નિશ્ચય જોઈ તેમને પ્રણામ કરી હૃદયમા તેમનું ચિંતન કરતા કરતા આકાશ માર્ગે ચાલ્યા ગયા. ૧૮ તે પછી શ્રીકૃષ્ણ મધુર વાણીથી રાજાઓના દૂતને પ્રસન્ન કરીને બોલ્યા કે, 'હે દૂત !

તું જઈને રાજાઓને કહેજે કે તમે ડરશો નહિ, તમારૂ કલ્યાણ થશે હું, જરાસંધનો બીજા પાસે નાશ કરાવીશ ૧૯ ભગવાને આમ કહ્યા પછી તે દૂતે રાજાઓની પાસે જઈ તેઓને એ વાત કહી અને દુ:ખમાથી મુક્ત થવાની ઇચ્છાવાળા રાજાઓ શ્રીકૃષ્ણના દર્શનની રાહ જોવા લાગ્યા ૨૦ ભગવાન શ્રીકૃષ્ણ પણ આનર્ત, સૌવીર તથા મરુ દેશને ઉલ્લંઘી કુરુક્ષેત્ર, પર્વતો, નદીઓ, પુરો, ગામો અને ખાણોને માર્ગે ચાલ્યા ૨૧ પછી શ્રીકૃષ્ણ દૃષદ્વતી તથા સરસ્વતી નદી ઉતરી પંચાળ અને મત્સ્ય દેશ ઓળંગી ઇંદ્રપ્રસ્થમા આવી પહોચ્યા ૨૨ જેમના દર્શન મનુષ્યોને દુર્લભ છે એવા શ્રીકૃષ્ણને આવ્યા સાભળી, યુધિષ્ઠિર રાજા પ્રસન્ન થયા અને ઉપાધ્યાય સાથે તેમની સામે સામૈયુ લઈ ગયા ૨૩ ઇંદ્રિયો જેમ આદર સાથે પ્રાણને મળે, તેમ આદરભાવવાળા યુધિષ્ઠિરરાજા, ગીતના, વાજીંત્રના અને વેદના મોટા શબ્દો સાથે તેમને જઇ મળ્યા ૨૪ શ્રીકૃષ્ણને જોઇ યુધિષ્ઠિર રાજાનુ હૃદય સ્નેહથી ભરાઇ આવ્યુ અને પછી ઘણે દહાડે દીઠેલા શ્રીકૃષ્ણને વાર વાર આલિંગન કર્યાં ૨૫ આ વેળા લક્ષ્મીજીના નિર્મળ મંદિરરૂપ શ્રીકૃષ્ણના શ્રીઅંગને ભેટવાથી જેમના પાપ નાશ પામ્યા હતા, એવા યુધિષ્ઠિર રાજાની આખમા અશ્રુ આવ્યા, શરીરના રુંવા ઉભા થયા, તે બીજુ લૌકિક કાર્ય કરવાનુ વિસરી ગયા અને પરમ આનંદમા મગ્ન થયા ૨૬ તે પછી પ્રેમના આવેશથી જેમની ઇંદ્રિયો વ્યાકુળ થઈ ગઇ હતી, એવા ભીમસેન હસતા હસતા પોતાના મામાના પુત્રને ભેટી પરમ સુખ પામ્યા તેમજ પ્રેમને લીધે જેમના નેત્રમા અશ્રુ ભરાઇ આવ્યા હતા એવા અર્જુને, નકુલે તથા સહદેવે હર્ષથી અતિ પ્રિય શ્રીકૃષ્ણને આલિંગન કર્યું ૨૭ અર્જુન સમવયી હોવાથી શ્રીકૃષ્ણને ભેટયા અને નકુલ તથા સહદેવે પ્રણામ કર્યા તે પછી શ્રીકૃષ્ણે યથોચિત રીતે બ્રાહ્મણોને નમસ્કાર કર્યા. ૨૮ કુરુ, સંજય, કૈકય, સૂત, માગધ, ગંધર્વ, બંદીજનો તથા ઉપમંત્રીઓને શ્રીકૃષ્ણે માન આપ્યુ. ૨૯ મૃદંગ, શંખ, ઢોલ, વીણા, પણવ અને સરણાઇઓ વાગવા માડી. બ્રાહ્મણો શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા અને નટ નાચવા લાગ્યા ૩૦ આવી રીતે પવિત્ર કીર્તિવાળા અને પુરુષોના મસ્તકના મણિરૂપ શ્રીકૃષ્ણ ભગવાન શણગારેલા નગરમાં પધાર્યા. આ વખતે સંબંધીએ તેમને ઘેરી લીધા અને સૂત, માગધ વગેરે તેમની સ્તુતિ કરવા લાગ્યા. ૩૧ નગરના માર્ગો હાથીના સુગંધી મદજળથી છંટાયેલા હતા સોનાના તોરણો, મંગળ ઘટો તથા નાહી સ્વચ્છ થઇ નવા વસ્ત્રો, આભૂષણો, પુષ્પની માળાઓ અને ચંદનના લેપો કરીને અલંકૃત થયેલા પુરુષો તથા સ્ત્રીઓથી તે નગર શોભી રહ્યું હતું ૩૨ ઝગઝગાટ બળતા દીવાઓ, બલિદાનો, પ્રત્યેક ઘરના જાળિયામાથી નિકળતા સુગંધી ધૂપો અને શોભતી પતાકાઓથી મનોહર તથા રૂપાના મોટા શિખરોવાળા અને જેની ઉપર સુવર્ણના કળશો મૂકેલા હતા એવા ઘરોથી શોભી રહેલુ ઇંદ્રપ્રસ્થ નગર તે જોવા લાગ્યા ૩૩ મનુષ્યના નેત્રને આનંદ આપનાર શ્રીકૃષ્ણ ભગવાનને નગરમા આવ્યા સાભળીને, તરુણ સ્ત્રીઓ ઘરના કામકાજ પડતા મૂકી તથા શય્યામા સુતેલા પતિને છોડી રાજમાર્ગ ઉપર જતા શ્રીકૃષ્ણને નિહાળવા બારીએ ગઇ, આ સમયે ઉત્સાહને લીધે તેઓના માથાના અંબોડા છુટી ગયા ને માથા ઉપરના વસ્ત્રો ખસી ગયા ૩૪ હવેલીઓની અગાસીઓ ઉપર ચઢેલી સ્ત્રીઓ, હાથી, ઘોડા, રથ અને પાળાઓથી ભરપુર રસ્તા ઉપર શ્રીકૃષ્ણને અને તેમની સ્ત્રીઓને જોઇ તેમની ઉપર પુષ્પની વૃષ્ટિ કરી, ઉત્સાહપૂર્વક ઇક્ષણથી તેઓની આગતાસ્વાગતા કરવા લાગી ૩૫ વળી સ્ત્રીઓએ રસ્તામા ચંદ્રમાની સાથે તારાઓની પેઠે ભગવાનની સાથે રહેલી તેમની સ્ત્રીઓને જોઇને પરસ્પર કહેવા માડયુ કે, આ સ્ત્રીઓએ એવા તે શા પુણ્યો કર્યાં હશે કે, પુરુષોમા શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ તેમના નેત્રને આનંદ આપે છે. ૩૬ પાપરહિત નગરવાસીઓ તથા મંડળીરૂપે વ્યાપાર ખેડનાર મુખ્ય વ્યાપારીઓ હાથમા મંગળકારક પદાર્થો લઇને ઠેકઠેકાણે શ્રીકૃષ્ણને મળીને તેમનો સત્કાર કરવા લાગ્યા. ૩૭ આ રીતે સત્કાર મેળવતા શ્રીકૃષ્ણ ભગવાન અંતઃપુરની આગળ આવી પહોચ્યા, ત્યારે પ્રીતિથી પ્રફુલ્લિત

નેત્રવાળા અંતઃપુરના કંચુકિયોએ આદરપૂર્વક સામા જઈ શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો અને તેમને રાજમહાલયમાં પધરાવ્યા ૩૮ ત્યા આગળ ત્રણ લોકના ઈશ્વર પોતાના ભત્રીજા શ્રીકૃષ્ણને જોઈને કુંતાજી પ્રસન્ન થયા અને વહુ સાથે આસન ઉપરથી ઉભા થઈ તેમને ભેટયા ૩૯ યુધિષ્ઠિર રાજા આદરભાવ સાથે દેવના પણ મહાદેવ એવા શ્રીકૃષ્ણને ઘરમા લાવીને આનંદમાં એવા તો વિહ્વળ થઈ ગયા કે, પૂજા કરવાની રીતિને પણ ભૂલી ગયા. ૪૦ હે રાજન્! તે પછી શ્રીકૃષ્ણ પોતાની ફોઈને તથા વડીલોની સ્ત્રીઓને પગે લાગ્યા અને દ્રૌપદી તથા સુભદ્રા શ્રીકૃષ્ણને પગે લાગ્યા ૪૧ પછી સાસુના કહેવાથી દ્રૌપદીએ શ્રીકૃષ્ણની પટ્ટરાણી રુક્મિણી, સત્યા, ભદ્રા, જાંબવતી, કાલિંદી, મિત્રવિંદા, શૈબ્યા, સતી નાગ્નજીતી તથા બીજી પણ જે સાથે હતી તે સર્વની વસ્ર, માળા તથા આભૂષણ વગેરેથી પૂજા કરી. ૪૨-૪૩ અને યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને, તેમની સેનાને, સેવકોને, મંત્રીઓને તથા સ્રીઓને નિરંતર નવા નવા લાગે એવા સુખોથી પરોણાગત કરીને પોતાના નગરમા રાખ્યા. ૪૪ અર્જુન સાથે રહેતા શ્રીકૃષ્ણે અર્જુનને સહાય આપી, અગ્નિને ખાંડવ વનથી તૃપ્ત કરાવ્યો હતો, જેમણે યુધિષ્ઠિર રાજાને દિવ્ય સભા કરી આપી હતી, તે મયદાનવને અગ્નિમાથી મુક્ત કરાવ્યો હતો ૪૫ તે શ્રીકૃષ્ણ ભગવાન યુધિષ્ઠિર રાજાને સારુ લગાડવા ઇંદ્રપ્રસ્થમા કેટલાએક મહિના રહ્યા તે સમયે અર્જુનની સાથે રથમા બેસી યોદ્ધાઓ સાથે વિહાર કરવા લાગ્યા ૪૬

उवास कतिचिन्मासान् राज्ञः प्रियचिकीर्षया
विहरन् रथमारुह्य फाल्गुनेन भटैर्वृतः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकसप्ततितमोऽध्यायः



# અધ્યાય ૭૨ મો.*

## ભીમ જરાસંધનું યુદ્ધ.

श्रीशुक उवाच

एकदा तु सभामध्य आस्थितो मुनिभिर्वृतः ।
ब्राह्मणैः क्षत्रियैर्वैश्यैर्भ्रातृभिश्च युधिष्ठिरः ॥

શુકદેવજી કહે છે—એકવાર મુનિઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, ભાઈઓ, આચાર્યો, કુળના વૃદ્ધ પુરુષો જ્ઞાતિજનો, સંબંધીઓ તથા વેવાઈ વગેરેથી વિંટાઈને યુધિષ્ઠિર રાજસભામા બેઠા હતા, તેમણે સર્વ સાભળતા શ્રીકૃષ્ણને બોલાવી કહ્યુ કે, ૧-૨ હે પ્રભુ! હું રાજસૂય યજ્ઞથી આપની વિભૂતિરૂપ દેવતાઓનું યજન કરીશ માટે આપ અમારુ તે કાર્ય પૂર્ણ કરજો ૩ જે પવિત્ર પુરુષો નિરંતર પાપનો નાશ કરનારી આપની પાદુકાઓને પૂજે છે, મનથી તેનુ ધ્યાન ધરે છે અને વાણીથી તેના યશ ગાય છે તે પુરુષો, સંસારથી મુક્ત થાય છે, અને જો તેઓ સુખોની ઈચ્છા કરે છે તો તે પણ મળે છે, પરંતુ બીજા ચક્રવર્તીઓ તે સુખ પામતા નથી ૪ માટે હે વિભો! જે કેટલાક કુરુ તથા સંજય વંશના રાજાઓ કર્મનિષ્ઠ હોવાથી ભગવાનની ભક્તિને ઉત્તમ માનતા નથી, તેમનો મોહ દૂર કરવા જેઓ તમારી ભક્તિ કરે છે તથા જેઓ તમારી ભક્તિ કરતા નથી, તે બન્ને રાજાઓની સ્થિતિ એમને દેખાડો અને એકઠા મળેલા લોકો યજ્ઞમા આપના ચરણારવિંદની સેવાનો પ્રતાપ ભલે જુઓ! ૫ તમે સર્વના આત્મા છો, સમદૃષ્ટિવાળા છો, સ્વસ્વરૂપના સુખનો અનુભવ કરનાર અને પરબ્રહ્મરૂપ છો, આપને આ મારુ અને આ પારકું એવો ભેદ નથી; છતા પણ કલ્પવૃક્ષ જેમ સેવા કરનારાઓને સેવાના પ્રમાણમાં ફળ આપે છે, તેમ આપ પણ આપની સેવા કરનારાઓને સેવાના પ્રમાણમા કૃપા રૂપી ફળ આપો છો. ૬

ભગવાન બોલ્યા—હે રાજન્! તમે યુક્ત વિચાર

* આ અધ્યાયમા યુધિષ્ઠિરે પોતાનું મનોરથ વિદિત કર્યું તે પછી શ્રીકૃષ્ણે જરાસંધને ભીમસેન પાસે મરાવી નાખ્યો, એ કથા કહેવામા આવશે.

કર્યો છે જે કર્મ કરવાથી તમારી કલ્યાણકારી કીર્તિ ત્રણ લોકમા પ્રખ્યાત થશે ૭ હે પ્રભો ! ઋષિઓ, પિતરો, દેવતાઓ, સબધીઓ તથા સર્વ પ્રાણીઓને રાજસૂય યજ્ઞ ઇષ્ટ છે ૮ માટે તમે સર્વ રાજાઓને જીતી પૃથ્વીને વશ કરી, યજ્ઞની સર્વ સામગ્રીઓ તૈયાર કરીને મહા યજ્ઞ કરો ૯ હે સજન્ ! આ તમારા ભાઇઓ લોકપાલના અ શમાથી ઉત્પન્ન થયેલા છે અને જે હૂ અજ્ઞાનીઓથી જીતાઉં નહિ એવો છુ, તેને તમે જ્ઞાનીએ જીતી લીધો છે ૧૦ જગતમા મારા પરાયણ રહેનારને તેજવડે, યશવડે, લક્ષ્મીવડે અથવા તો વિભૂતિઓવડે, કોઇ દેવતા પણ પરાભવ પમાડી શકતો નથી ૧૧

શુકદેવજી કહે છે—ભગવાનનુ વચન સાભળી યુધિષ્ઠિર રાજા પ્રસન્ન થયા, તેમનું મુખકમળ પ્રફુલ્લિત થઈ ગયુ અને તેમણે વિષ્ણુના તેજથી વૃદ્ધિ પામેલા પોતાના ભાઇઓને દિગ્વિજય કરવાને મોકલ્યા ૧૨ સહદેવને સૃ જયો સાથે દક્ષિણ દિશામા, નકુળને પશ્ચિમ દિશામા, અર્જુનને ઉત્તર દિશામા અને ભીમસેનને મત્સ્ય, કૈકય અને મદ્રરાજાની સાથે પૂર્વ દિશામા દિગ્વિજય કરવા મોકલવામા આવ્યા ૧૩ તેઓ રાજાઓને હરાવીને તે દિશાઓમાથી ઘણુ ધન લાવ્યા ને તે યજ્ઞ કરનાર ધર્મરાજાને આપ્યુ ૧૪ ધર્મરાજા એક જરાસધને અજિત જાણી વિચાર કરવા લાગ્યા એટલે શ્રીહરિએ, ઉદ્ધવજીએ પોતાને જે ઉપાય કહ્યો હતો તે ઉપાય આજે ધર્મરાજાને કહ્યો ૧૫ તે પછી હે તાત પરીક્ષિત ! ભીમસેન, અર્જુન તથા શ્રીકૃષ્ણ એ ત્રણે બ્રાહ્મણનો વેષ લઇ બૃહદ્રથના પુત્ર જરાસધના ગિરિવ્રજમા ગયા ૧૬ તે ક્ષત્રિયો બ્રાહ્મણનો વેષ લઈ અતિથિ સત્કારને યોગ્ય (મધ્યાહ્ન) સમે ગૃહસ્થ એવા જરાસધને ઘેર ગયા અને તેની આગળ યાચના કરી ૧૭ હે રાજન્ ! અમે દૂરથી આવેલા અતિથિઓ છીએ, અમે જે વસ્તુની ઇચ્છા કરીએ તે વસ્તુ અમને આપો, તારૂ કલ્યાણ થશે ૧૮ સહનશીલ પુરુષો શુ સહન કરી શકતા નથી ? દુર્જનોને શુ અકાર્ય છે ? ઉદાર મનુષ્યો શુ નથી આપતા ? અને સમદૃષ્ટિવાળાઓને કોણ પારકો છે ? ૧૯ જે પુરુષ પોતે સમર્થ છતાં અનિત્ય શરીર વડે સત્પુરૂષોએ ગાવા યોગ્ય અવિચળ યશ સપાદન કરતો નથી તેને નિંદાપાત્ર તથા દુષ્ટ જાણવો ૨૦ હરિશ્ચન્દ્ર રતિદેવ, ઉંચ્છવૃત્તિ શિબિ, બલિ, પારાખી, હોલો વગેરે ઘણા દેહીઓ નાશવત દેહવડે અમર થઈ ગયા છે † ૨૧

શુકદેવજી કહે છે—હે રાજન્ ! તેઓના સ્વરો ઉપરથી, આકારો ઉપરથી, ધનુષની દોરીના આટણવાળા કાંડા ઉપરથી, તે ક્ષત્રિયો છે એમ જાણીને, પૂર્વે કોઈ ઠેકાણે જોવામા આવેલા તે ક્ષત્રિયોને ઓળખીને જરાસધ વિચાર કરવા લાગ્યો કે, ૨૨ આ લોકો ક્ષત્રિયો છે અને તેઓએ બ્રાહ્મણનો વેષ લીધેલો છે, છતા પણ તેઓ મારી પાસે યાચના કરે છે તો મારાથી તેમનો ત્યાગ કરી શકાય નહિ, તેઓ માગે તો પણ આત્મા આપુ ૨૩ ઇદ્રને રાજ્ય આપવાની ઇચ્છાથી વિષ્ણુએ વામન બ્રાહ્મણનુ જ રૂપ લઇને બલિરાજાને રાજ્યથી ભ્રષ્ટ કર્યો હતો, તોપણ બલિની નિર્દોષ કીર્તિ જગતમા ફેલાયેલી સભળાય છે બલિરાજા વિષ્ણુને જાણતો હતો અને શુક્રાચાર્યે તેને વાર્યો હતો તોપણ બ્રાહ્મણ રૂપ વામનને પૃથ્વીનું દાન તેણે આપ્યુ હતુ ૨૪–૨૫ ક્ષત્રિય જાતિનો નાશવત દેહ જીવતા તેનાથી બ્રાહ્મણના કાર્ય માટે પ્રયત્ન કરીને મોટો યશ સપાદન કરે નહિ તો પછી તે દેહનુ કઈ પ્રયોજન નથી ૨૬ ઉદાર બુદ્ધિવાળા જરાસધે આ પ્રમાણે વિચાર કરીને શ્રીકૃષ્ણ, અર્જુન તથા ભીમસેનને કહ્યુ કે, હે બ્રાહ્મણો ! તમારી ઇચ્છા હોય તે માગો હુ તમને મારુ મસ્તક પણ આપીશ ૨૭ શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે રાજેન્દ્ર ! જો તમે અમારી કામના પૂર્ણ કરવા માગતા હો તો અમને દ્વંદ્વયુદ્ધ આપો અમે ક્ષત્રિય છીએ, યુદ્ધની ઇચ્છાથી આવ્યા છીએ, અન્નની ઇચ્છાથી આવ્યા નથી ૨૮ આ કુતાનો પુત્ર ભીમસેન છે અને આ તેનો ભાઈ અર્જુન છે,

† હરિશ્ચદ્રે સત્યને માટે પોતાના દેહની દરકાર કરી ન હતી, રતિદેવે ઘણા કાળે મળેલુ ખાવાનું અતિથિને આપી દીધુ હતુ, શિબિ રાજાએ હોલાને બચાવવા પોતાનું માસ આપ્યુ હતુ અને બલિએ વામનની યાચના પોતાના આત્મભોગે પુરી પાડી હતી

અને હું, આ બન્નેના મામાનો પુત્ર તે તમારો શત્રુ છું. ૨૯

શુકદેવજી કહે છે–આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યું એટલે જરાસંધ ખડખડાટ હસ્યો અને બોલ્યો કે, હે મૂર્ખ! હું તમને તમારી ઇચ્છા પ્રમાણે દ્વંદ્વ-યુદ્ધ આપીશ. ૩૦ હે કૃષ્ણ! તું બીકણ અને યુદ્ધમા વિકળ છે. વળી તું મથુરાને છોડી સમુદ્રને શરણે ગયો છે, માટે તારી સાથે તો હું યુદ્ધ કરીશ નહિ ૩૧ આ અર્જુન તો અવસ્થામા મારી સમાન નથી, ઘણો બળવાન નથી, તેમ શરીરથી મારા જેવો દૃઢ નથી, માટે અર્જુન મને યોગ્ય નથી ને ભીમસેન મારા જેવો બળવાન છે, માટે હું તેની સાથે લડીશ. ૩૨ આ પ્રમાણે કહીને જરાસંધે ભીમને એક મોટી ગદા આપીને બીજી ગદા પોતે હાથમા લઈ નગરી-માથી બહાર નિકળ્યો. ૩૩ ત્યા આગળ રણસ્થા-નમા મદોન્મત્ત એવા તે બન્ને વીર પુરુષો અખા-ડામા પરસ્પર એકઠા થઈ વજ્રના જેવી ગદાઓવડે એક બીજાને પ્રહાર કરવા લાગ્યા ૩૪ રંગભૂમિ ઉપર જેમ બે નટ પટા ખેલતા હોય તેમ વિચિત્ર પ્રકારના મંડળોમા ડાબી તથા જમણી તરફ ફરતા તે બન્ને યોદ્ધાઓનું તુમુલ યુદ્ધ થવા માડ્યુ ૩૫ હે રાજન્! પરસ્પર યુદ્ધ કરતા બે હાથીઓના દાંતના જેમ કડાકા થાય તેમ પરસ્પર અથડાતી ગદાના ભયંકર શબ્દ થવા લાગ્યા ૩૬ યુદ્ધ કરતા અને ક્રોધમાં આવી ગયેલા બે હાથીઓના શરીર, સાથે અથડાવાથી જેમ આકડાની શાખાઓ ઉડી પડે તેમ હાથના જોરથી એક બીજા ઉપર ફેંકવામા આવતી ગદાઓ એક બીજાના ખભા, કેડ, પગ, હાથ, સાથળ તથા હાસડીમા અથડાઇને ભૂકો થઈ જતી હતી. ૩૭ આ પ્રમાણે તે ગદાઓ ભાગી જતા તે બન્ને મહા પુરુષો ક્રોધાવેશમા આવી ગયા અને લોઢાના જેવી કઠિન પોતાની મુઠિયોથી એક બીજાના શરીરને તાડવા લાગ્યા આ વેળાએ બે હાથીની પેઠે તે બન્ને એક બીજાને મારતા હતા, તેમાથી જે શબ્દ ઉત્પન્ન થતો હતો, તે શબ્દ વજ્રના શબ્દ જેવો ભયંકર તથા ઉગ્ર થતો હતો. ૩૮ હે રાજન્! અભ્યાસ, બળ તથા પ્રભાવમા સમાન અને આટલુ યુદ્ધ કરવા છતાં પણ જેમનું બળ ક્ષીણ થયું ન હતું એવા ભીમ અને જરાસંધની વચ્ચે ઘણું યુદ્ધ થયું. ૩૯ હે મહા-રાજ! તે બન્નેને દિવસે યુદ્ધ કરતાં અને રાત્રે મિત્રની પેઠે રહેતાં સત્યાવીસ દિવસો થયા. ૪૦ તે પછી હે રાજન્! એક વાર ભીમે મામાના પુત્ર શ્રીકૃષ્ણને કહ્યું કે, 'હે માધવ! હું જરાસંધને યુદ્ધમા જીતવાને સમર્થ નથી.' ૪૧ શ્રીકૃષ્ણ ભગ-વાન જાણતા હતા કે, જરાસંધ જન્મ્યો ત્યારે બે ફાડીયા રૂપે જન્મ્યો હતો અને તેનું મરણ પણ બે ફાડીયા કરવાથી થશે, તેમ જરાએ તેનાં બે ફાડીયાંને સાંધીને તેને જીવાડ્યો છે. આ ઉપરથી શ્રીકૃષ્ણ પોતાના તેજથી ભીમના બળમા વધારો કરતા વિચાર કરવા લાગ્યા કે, આના ફાડીયાં કેવી રીતે કરવા? ૪૨ અમોઘ જ્ઞાનવાળા શ્રીકૃષ્ણ શત્રુના નાશનો ઉપાય વિચારી, હાથમાં ઝાડની ડાળી લઈ, હું જેમ આ ડાળીને ફાડી નાખું તેમ તું આને બે પગ વચ્ચેથી ફાડી નાખજે, એવી સંજ્ઞાથી શત્રુને મારવાનો ઉપાય દેખાડ્યો. ૪૩ તે સંકેત જાણીને મહા બળવાન તથા યોદ્ધાઓમાં ઉત્તમ એવા ભીમ-સેને જરાસંધને બે પગે પકડીને પૃથ્વી ઉપર પટ-ક્યો ૪૪ અને પોતાના પગવતી તેનો એક પગ દબાવી બીજા પગને બે હાથથી ઝાલી મોટો હાથી જેમ ઝાડની ડાળીને ચીરી નાખે, તેમ તેને ગુદાના ભાગથી ચીરી નાખ્યો. ૪૫ અને જેમાં એક પગ, એક સાથળ, એક સ્તન, એક ખભો, એક હાથ, એક નેત્ર, એક ભ્રુકુટી, અને એક એક કાન હતો એવાં બન્ને ફાડીયા પ્રજાની દૃષ્ટિએ પડ્યાં. ૪૬ મગધ દેશનો રાજા જરાસંધ મરણ પામ્યાથી હાહાકાર થઈ રહ્યો અને શ્રીકૃષ્ણ તથા અર્જુને ભીમસેનને ભેટી તેનો સત્કાર કર્યો. ૪૭ પછી પ્રાણીઓનું કલ્યાણ કરનાર, અપ્રમેય સ્વરૂપવાળા તથા સમર્થ એવા શ્રીકૃષ્ણ ભગવાને જરાસંધના પુત્ર સહદેવને મગધ દેશના રાજ્યાસન ઉપર બેસાડ્યો અને જરાસંધે જે રાજાઓને કેદ કર્યા હતા તેઓને બંધન મુક્ત કર્યા.

अभ्यषिञ्चदमेयात्मा मगधानां पतिं प्रभुः ।
मोचयामास राजन्यान् संरुद्धा मागधेन ये ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
द्विसप्ततितमोऽध्यायः

# અધ્યાય ૭૩ મો.[$]

## બંધીવાન રાજાઓની મુક્તિ.

**श्रीशुक उवाच**

**अयुते द्वे शतान्यष्टौ लीलया युधि निर्जिताः**
**ते निर्गता गिरिद्रोण्यां मलिना मलवाससः**

શુકદેવજી કહે છે–હે રાજન્ ! જરાસંધે યુદ્ધમા રમત કરતા હરાવેલા અને કેદ કરેલા વીશ હજાર અને આઠસો રાજાઓ પર્વતની ગુફામાથી બહાર નિકળ્યા ઘણા દિવસ કેદ રહેવાથી તેઓના વસ્ત્રો મેલા થઈ ગયા હતા, ભૂખથી દુર્બળ થઈ ગયા હતાં, કેદમાં પડવાથી મુખ સુકાઇ ગયા હતાં અને ઉતરી ગયા હતા. તેઓએ મેઘના જેવા શ્યામ રંગના અને પીળાં રેશમી વસ્ત્ર ધારણ કરનાર શ્રીવત્સના ચિહ્નવાળા, ચાર ભુજાવાળા, કમળના ગર્ભ જેવા રાતાં નેત્રોવાળા, મનોહર મુખવાળા, પ્રકાશમાન કુંડળવાળા તથા હાથમા શંખ, ચક્ર, ગદા અને કમળને ધારણ કરનાર, મુગટ, હાર, કડા, કંદોરા અને બાજુબંધથી શોભતા, કૌસ્તુભ મણિથી શોભતા કંઠવાળા તથા વનમાળાવાળા શ્રીકૃષ્ણના દર્શન કર્યાં અને પછી જાણે નેત્રવડે પાન કરતા હોય, નાસિકાથી સુંઘતા હોય તથા બે બાહુઓથી આલિંગન કરતા હોય એવા આતુર જણાવા લાગ્યા ગર્વરહિત થઈ ગયેલા તે રાજાઓ શ્રીહરિના ચરણમા મસ્તક નમાવી પ્રણામ કરવા લાગ્યા ૧–૬ શ્રીકૃષ્ણના દર્શન કરવાથી જે આનંદ થયો, તેથી તેઓનો કેદમાં રહેવાથી થયેલો શ્રમ દૂર થયો અને તે રાજાઓ બે હાથ જોડીને શ્રીકૃષ્ણની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા ૭

રાજાઓ કહેવા લાગ્યા–હે દેવના દેવ ! હે કૃષ્ણ ! સંસારથી ખિન્ન થયેલા અને તમારે શરણે આવેલા જે અમો તેમનું તમે રક્ષણ કરો ૮ હે મધુસૂદન ! અમે જરાસંધના ઉપર દોષારોપ કરતા નથી, કારણ કે રાજાઓને રાજ્યથી ભ્રષ્ટ થવું એ તમારો અનુગ્રહ છે. ૯ રાજ્યના ઐશ્વર્યથી છકી જઈ તમારી માયાથી મોહ પામી નાશવંત સંપત્તિઓને અવિચળ માનવાથી હરકોઇ રાજા કલ્યાણને પામતો નથી ૧૦ બાળકો જેમ ઝાઝવાના જળને જલાશય માને છે, તેમ અજ્ઞાની પુરૂષો વિકારવાળી માયાને ખરી વસ્તુ કહે છે. ૧૧ હે કૃષ્ણ ! અમે પૂર્વે લક્ષ્મીના મદમાં આંધળા થઇ ગયા હતા. આ પૃથ્વીને જીતી લેવાની ઇચ્છાથી એક બીજાનો દ્વેષ કરતા હતા અને દુર્મદથી ભરેલા તથા મહા ક્રૂર એવા અમે આગળ માથા ઉપર ઝુઝી રહેલા મૃત્યુરૂપ આપને ન ગણકારતા નિર્દયપણાથી પોતાની પ્રજાનો નાશ કરતા હતા. ૧૨ તે જ હે શ્રીકૃષ્ણ ! તમારા ગંભીર વેગવાળા, અનંત પરાક્રમી અને તમારી મૂર્તિરૂપ કાળે અમને લક્ષ્મીથી ચલાયમાન કર્યા છે, તેથી અમે ગર્વરહિત થઇ તમારા ચરણનું સ્મરણ કરીએ છીએ ૧૩ હવે અમે નિરંતર નાશ પામતા અને રોગોના ક્ષેત્રરૂપ દેહવડે ભોગવવા યોગ્ય તથા ઝાઝવાના પાણી જેવા રાજ્યને અથવા તો કાનને ગમે એવા તથા મરી ગયા પછી સ્વર્ગમાં ભોગવવા યોગ્ય કર્મના ફળોને પણ ભોગવવાની ઇચ્છા રાખતા નથી. ૧૪ માટે આ જગતમા જન્મ–મરણ પામતા એવા જે અમે તેઓને એવો ઉપાય બતાવો કે, જેથી આપના ચરણકમળમા નિરંતર સ્મૃતિ રહ્યા કરે. ૧૫ શ્રીકૃષ્ણ, વાસુદેવ, શ્રીહરિ, પરમાત્મા, પ્રણામ કરનારાઓના કલેશનો નાશ કરનાર આપ ગોવિંદ ભગવાનને અમારા પ્રણામ છે ૧૬

શુકદેવજી કહે છે–હે તાત ! બંધનમાંથી મુક્ત થયેલા રાજાઓએ સ્તુતિ કરાતા ભગવાન શ્રીકૃષ્ણ દયાળુ તથા શરણાગત વત્સલ હતા, તેમણે મધુર વાણીથી તેમને કહ્યુ કે, ૧૭ હે રાજાઓ ! તમે ઈચ્છા રાખો છો તે પ્રમાણે જગતનો ઈશ્વર તથા આત્મારૂપ જે હું તેમા તમારી દૃઢ ભક્તિ થાઓ. ૧૮ હે રાજાઓ ! તમે સત્યવાદી છો અને તમારા વિચાર ઉત્તમ છે. લક્ષ્મી ને ઐશ્વર્યના મદથી સ્વેચ્છાચાર થાય છે ૧૯ સહસ્રાર્જુન, નહુષ, વેન, રાવણ, નરકાસુર તથા બીજા દેવ, દૈત્યો ને રાજાઓ લક્ષ્મીના મદને લીધે રાજ્યાસનથી ભ્રષ્ટ થયા છે. ૨૦ હવે તમે

[$] આ અધ્યાયમા શ્રીકૃષ્ણ રાજાઓને કેદમાથી છુટા કરાવી તેઓને વૈભવો સાથે પોતપોતાના દેશમા મોકલી પોતે ઇન્દ્રપ્રસ્થ આવ્યા, એ કથા કહેવામા આવશે.

દેહાદિક જન્મ ધરનાર પદાર્થોને નાશવંત સમજી ધર્મથી પ્રજાનું રક્ષણ કરો અને યજ્ઞથી મારું પૂજન કરો. [૨૧] વળી તમે પુત્ર–પૌત્રાદિક વંશનો વિસ્તાર કરતા, સુખ–દુઃખ અને લાભ હાનિ જેમ જેમ આવતાં જાય, તેમ તેમ તેને ભોગવતા મારામા મન રાખી સંસારમા રહેજો. [૨૨] વળી તમે દેહાદિક ઉપર ઉદાસીન થઈ આત્માના સુખમા આનંદ માનશો, ધર્મના નિયમ ધારણ કરશો અને મારી ઉપર મનને રાખીને રહેશો તો છેવટે મને પરબ્રહ્મને પામશો. [૨૩]

શુકદેવજી કહે છે–આ રીતે રાજાઓને આજ્ઞા કરી ત્રણ લોકના ઈશ્વર એવા શ્રીકૃષ્ણે તે રાજાઓને નવરાવવા પુરુષોને તથા સ્ત્રીઓને આજ્ઞા કરી [૨૪] પછી હે રાજન્! સહદેવની પાસે ઘટતા વસ્ત્રો, ઘરેણા, પુષ્પોની માળાઓ અને ચંદનના લેપોથી તેમની પૂજા કરાવી [૨૫] પછી તે રાજાઓને ઉત્તમ અન્નો જમાડી અને યોગ્ય એવાં જાત જાતના તાંબૂલ આપી વૈભવો ભોગવાવી સત્કાર કર્યો આ વખતે ચળકતા કુંડળોવાળા તથા મહા દુઃખમાથી મુક્ત થયેલા તેઓ શરદઋતુમા જેમ તારાઓ શોભે તેમ શોભવા લાગ્યા [૨૬–૨૭] પછી સારા ઘોડાઓ જોડેલા, મણિ અને સોનાથી મઢેલા સુંદર રથોમા બેસાડી શ્રીકૃષ્ણે તેમને સ્વદેશ મોકલ્યા [૨૮] આ રીતે મહાત્મા શ્રીકૃષ્ણે કષ્ટમાથી મુક્ત કરેલા રાજાઓ જગત્પતિ શ્રીકૃષ્ણના ચરિત્રોનું ગાન કરતા કરતા પોતાને દેશ ગયા [૨૯] ત્યા આગળ તેમણે શ્રીકૃષ્ણનું ચરિત્ર પોતાના કાર્યભારી મંડળો આગળ કહી બતાવ્યુ તથા શ્રીકૃષ્ણે જે પ્રમાણે આજ્ઞા કરી હતી તે પ્રમાણે કરવા લાગ્યા. [૩૦] શ્રીકૃષ્ણ ભગવાન ભીમસેન પાસે જરાસંધનો નાશ કરાવી, સહદેવથી સત્કાર પામી, ભીમ, અર્જુન સાથે ઇંદ્રપ્રસ્થ અવવા નિકળ્યા [૩૧] શત્રુનો વિજય કરીને ઇંદ્રપ્રસ્થમાં આવ્યા કે તેઓએ પોતાના સંબંધીઓને ખુશી કરવા શંખ વગાડયો, [૩૨] તે સાભળીને ઇંદ્રપ્રસ્થના વાસી પ્રસન્ન થયા, યુધિષ્ઠિર રાજાના મનોરથ સિદ્ધ થયા અને તેઓએ માન્યું કે જરાસંધ મરણ પામ્યો. [૩૩] તે પછી ભીમ, અર્જુન તથા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજાને પ્રણામ કરી પોતે ત્યાં જે કાર્ય કર્યું હતું તે સર્વ કહી સંભળાવ્યુ. [૩૪] યુધિષ્ઠિર, શ્રીકૃષ્ણે પોતાના ઉપર કરેલો અનુગ્રહ સાભળી પ્રીતિથી આનંદનાં અશ્રુ પાડતા કંઈ પણ બોલ્યા નહિ [૩૫]

निशम्य धर्मराजस्तत् केशवेनानुकंपितम् ।
आनंदाश्रुकलांमुंचन् प्रेम्णानोवाच कींचन ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे त्रिसप्ततितमोऽध्यायः

## અધ્યાય ૭૪ મો.[$]

### શિશુપાલ વધ.

श्रीशुक उवाच

एवं युधिष्ठिरो राजा जरासंधवधं विभोः ।
कृष्णस्य चानुभावं तं श्रुत्वा प्रीतं तमब्रवीत् ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! જરાસંધનો નાશ થયો તે વાત સાભળીને તથા મહા સમર્થ શ્રીકૃષ્ણનો પ્રભાવ અને તેમનુ પોતાની આજ્ઞા પાળવાપણુ સાભળીને ધર્મરાજા પ્રસન્ન થયા અને બોલ્યા કે, [૧] જેઓ ત્રણ લોકના ગુરુ છે અને જેઓ લોકપાલો છે, તે આપની આજ્ઞા મેળવીને પોતાના મસ્તક ઉપર જ ઉઠાવે છે [૨] આપ કમલનયન શ્રીકૃષ્ણ, રાજાનું માન ધરાવનાર જે અમો દીન છીએ, તેઓની આજ્ઞા ઉઠાવો છો, તે અત્યંત અઘટિત છે [૩] સૂર્યના ઉગવા તથા આથમવા રૂપી કર્મ કરવાથી તેના તેજમા વધારો કે ઘટાડો થતો નથી. તેમ જ આપ એક અદ્વિતીય પરમાત્મા અને પરબ્રહ્મ મૂર્તિ છો, તેમનુ આવા કર્મો કરવાથી તેજ વધતુ નથી તેમ ઘટતુ પણ નથી [૪] હે અજીત! અજ્ઞાનીઓને જેમ પોતાના શરીરને 'આ મારુ,' 'આ હું' તથા 'આ તારું,' 'આ તું' એવી નાના પ્રકારની બુદ્ધિ થાય છે, તે પ્રમાણે તમારા ભક્તોને થતી નથી, ત્યારે તમને તો થાય જ કયાથી? [૫]

શુકદેવજી કહે છે–આ રીતે કહ્યા પછી યુધિષ્ઠિર રાજાએ યજ્ઞ કરવાનો સમય થયો ત્યારે શ્રીકૃ-

$ આ અધ્યાયમા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો તેમા પ્રથમ પૂજાના પ્રસંગમા શ્રીકૃષ્ણે શિશુપાલનો વધ કર્યો, એ કથા કહેવાશે

ણની સંમતિથી વેદવિદ્યામાં કુશળ યોગ્ય બ્રાહ્મણોને ઋત્વિજમા વરાવ્યા [૬] વેદવ્યાસ, ભરદ્વાજ, સુમતુ, ગોતમ, અસિત, વસિષ્ઠ, ચ્યવન, કણ્વ, મૈત્રેય, કવષ, ત્રિત, [૭] વિશ્વામિત્ર, વામદેવ, સુમતિ, જૈમિની, ક્રતુ, પૈલ, પરાશર, ગર્ગ, વૈશપાયન, [૮] અથર્વા, કશ્યપ, ધૌમ્ય, ભૃગુપુત્ર, પરશુરામ, આસુરિ, વીતિહોત્ર, મધુચ્છદા, વીરસેન, અકૃતવ્રણ વગેરે મુનિઓને વરણમા વરાવ્યા. [૯] બીજા પણ નિમત્રણ કરેલા દ્રોણાચાર્ય, ભીષ્મ, કૃપાચાર્ય, પુત્રો સાથે ધૃતરાષ્ટ્ર, મહા બુદ્ધિશાળી વિદુર, [૧૦] બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર જાતિના લોકો સર્વ રાજાઓ અને તેમના કાર્યભારીઓ યજ્ઞ જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યા હતા [૧૧] ત્યાર પછી બ્રાહ્મણોએ યજ્ઞ ભૂમિને સુવર્ણના હળથી ખેડીને શાસ્ત્ર પ્રમાણે ત્યા યુધિષ્ઠિરને દીક્ષા આપી [૧૨] પૂર્વે વરુણના યજ્ઞમા જેમ સુવર્ણનો સામાન હતો, તેમ જ યુધિષ્ઠિરને પણ યજ્ઞમા સુવર્ણનો સામાન હતો બ્રહ્મા તથા શંકર સાથે ઇંદ્રાદિક લોકપાલો, તેમના ગણો, સિદ્ધ પુરુષો, ગધર્વો, વિદ્યાધરો, સર્પો, મુનિઓ, યક્ષો, રાક્ષસો, પક્ષીઓ, કિન્નરો, ચારણો, રાજાઓ તથા રાજાઓની સર્વ રાણીઓ યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમા ભેગા થયા હતા દેવતાઓએ જેમ વરુણને યજ્ઞ કરાવ્યો હતો, તેમ જ દેવતા જેવી કાંતિવાળા વિપ્રો મહારાજા યુધિષ્ઠિરને શાસ્ત્ર વિધિ પ્રમાણે રાજસૂય યજ્ઞ કરાવવા લાગ્યા [૧૩-૧૬] સોમરસ કાઢવાને દિવસે યુધિષ્ઠિરે સાવધાન થઇને મહા ભાગ્યવાળા ઋત્વિજોની તથા સભાપતિઓની પૂજા કરવાનો આરભ કર્યો. [૧૭] તે વેળા 'સભાસદોમા પ્રથમ પૂજાને યોગ્ય કોણ છે ?' એવો પ્રશ્ન થયો, પરતુ ઘણા પૂજા કરવા યોગ્ય હતા, તેથી પ્રથમ કોની પૂજા કરવી યોગ્ય છે ? તેનો નિર્ણય થઈ શકયો નહિ. ત્યારે સહદેવ બોલ્યા કે, [૧૮] યાદવોના પતિ શ્રીકૃષ્ણ ભગવાન પૂજાને યોગ્ય છે; કારણ કે સર્વ દેવતાઓ, દેશ, કાળ, ધન, [૧૯] અગ્નિ, આહુતિ, મત્રો તથા સાખ્ય અને યોગ જેમના રૂપ છે, [૨૦] એવા શ્રીકૃષ્ણ એક અદ્વિતીય બ્રહ્મ છે તથા જે આખા જગતનું મૂળ છે, તે પોતાને આધારે રહેલા છે, તે શ્રીકૃષ્ણ પોતે આ જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે તથા તેનો નાશ કરે છે. [૨૧] વળી આ પ્રાણી જેની કૃપાદૃષ્ટિથી વિવિધ પ્રકારના કર્મો કરતો ધર્માદિક પુરુષાર્થ સપાદન કરે છે, [૨૨] તે મહાત્મા શ્રીકૃષ્ણનું પ્રથમ પૂજન કરો કે જેથી સર્વ પ્રાણીઓનું અને પોતાનું પૂજન કર્યું કહેવાય [૨૩] જે પુરુષ અનત ફળની ઇચ્છા રાખતો હોય, તેણે સર્વ પ્રાણીઓના આત્મા, ભેદ બુદ્ધિનો નાશ કરનાર, શાત અને પરિપૂર્ણ એવા શ્રીકૃષ્ણને જ પૂજવા જોઇએ [૨૪]

શુકદેવજી કહે છે-સહદેવ કે જે ભગવાનનો પ્રભાવ જાણતા હતા, તે આમ કહી મૌન થયા અને સર્વે મહાપુરુષો 'સાધુ સાધુ' કહી વખાણ કરવા લાગ્યા [૨૫] રાજા યુધિષ્ઠિર બ્રાહ્મણોનું કહેલુ સાભળીને તથા સભાસદોનું હાર્દ સમજીને પ્રસન્ન થયા, અને તેમણે પ્રેમથી વિહ્વળ થઇ શ્રીકૃષ્ણનુ પૂજન કર્યું [૨૬] શ્રીકૃષ્ણના બે ચરણને પાણીથી પખાળ્યા અને લોકને પવિત્ર કરનારુ તે પાણી સ્ત્રીઓ, ચાકરો, મત્રીઓ અને કુટુબીઓની સાથે યુધિષ્ઠિર રાજાએ પોતે હર્ષથી પોતાના મસ્તક ઉપર ચઢાવ્યુ [૨૭] પછી પીળા રેશમી વસ્ત્રોથી તથા ઉંચી કીમ્મતનાં આભૂષણોથી શ્રીકૃષ્ણની પૂજા કરીને યુધિષ્ઠિર રાજા તેમના મુખ સામુ જોવા ગયા, પરતુ આખમાં અશ્રુઓ આવી જવાથી તેમને જોઈ શકયા નહિ [૨૮]

આ પ્રમાણે શ્રીકૃષ્ણનુ પૂજન થતા સર્વે હાથ જોડીને 'નમસ્કાર છે, જય પામો, જય પામો' એમ કહી તેમને પ્રણામ કરવા લાગ્યા અને આકાશમાથી પુષ્પની વૃષ્ટિ થઇ [૨૯] આ પ્રમાણે શ્રીકૃષ્ણના ગુણનું વર્ણન સાભળીને શિશુપાલ કોપી ઉઠયો અને ક્રોધાવિષ્ટ થયેલો તે આસન ઉપરથી ઉઠી, હાથ ઉંચો કરીને સભા વચ્ચે શ્રીકૃષ્ણની તીક્ષ્ણ વચનોથી આ પ્રમાણે નિંદા કરવા લાગ્યો [૩૦] 'કાળ અનુલ્લઘનીય છે' તે ખરુ છે, કારણ કે મૂર્ખોનાં વચનોથી ઘરડાઓની બુદ્ધિમા પણ વિપર્યય થાય છે. [૩૧] તમે સર્વ સભાપતિઓ 'સુપાત્ર કોણ છે ?' તે સારી રીતે જાણનાર છો, માટે 'શ્રીકૃષ્ણ પૂજાપાત્ર

છે ' એવાં મૂર્ખોનાં વચન માનો નહિ ૩૨ તપ, વિદ્યા અને નિયમવાળા, જ્ઞાનને લીધે પાતક વિનાના, બ્રહ્મનિષ્ઠ, લોકપાલોએ પૂજેલા તથા સભાપતિ એવા મહર્ષિઓને મુકીને કુળને કલંક લગાડનાર એક ગોવાળિયો, કાગડો જેમ પુરોડાશને યોગ્ય નથી, તેમ આ પૂજાને યોગ્ય નથી ૩૩-૩૪ વળી આ વર્ણ, આશ્રમ તથા કુળથી ભ્રષ્ટ છે સર્વ ધર્મોથી બહિષ્કૃત, સ્વચ્છંદી અને ગુણહીન પૂજાને યોગ્ય કેમ ગણાય? ૩૫ વળી યયાતિએ જેના કુળને શાપ દીધેલો છે, સત્પુરુષોએ જેના કુળને બહિષ્કૃત કરેલુ છે, જે નિરંતર મદિરાપાન કરે છે, તે પૂજાને યોગ્ય કેમ ગણાય? ૩૬ વળી આ લોકોએ, બ્રહ્મર્ષિઓએ સેવાતા દેશો તજી દઈને બ્રહ્મતેજ વિનાના સમુદ્રના કિલ્લાનો આશ્રય કર્યો છે અને તે ચોર લોકો પ્રજાને દુઃખ આપે છે, ૩૭ ઈત્યાદિ અમંગળ વાક્યો પુણ્યરહિત થયેલો શિશુપાલ બોલ્યો, પરંતુ સિંહ જેમ શિયાળના વચનનો કંઈ પણ ઉત્તર આપે નહિ તેમ શ્રીકૃષ્ણે તેને કંઈ ઉત્તર આપ્યો નહિ ૩૮ પરંતુ ભગવાનની દુસ્સહ નિંદા સાંભળીને, સભાસદો રોષથી શિશુપાલને ગાળો દેતા દેતા બહાર નિકળ્યા ૩૯ કહ્યું છે કે, ભક્ત મનુષ્ય ભગવાનની અથવા તો તેના ભક્તની નિંદા સાંભળીને ત્યાંથી ચાલ્યો ન જાય, તો તે પણ પુણ્યરહિત થઈને નરકમા પડે છે ૪૦ ભગવાનની નિંદા સાંભળીને પાંડુના પુત્રો મત્સ્યો, કેકયો તથા સૃંજયો ક્રોધ પામ્યા અને આયુધો ઉગામીને શિશુપાલનો નાશ કરવાની ઇચ્છાથી ઉભા થયા કે, ૪૧ હે ભરતવંશી રાજા! શિશુપાલે ગભરાયા વિના, સભા વચ્ચે શ્રીકૃષ્ણના પક્ષના રાજાઓનો તિરસ્કાર કરીને હાથમા હથિઆર લીધા. ૪૨ એટલામા તો શ્રીકૃષ્ણ ભગવાને ઉભા થઈ પોતાના પક્ષના લોકોને અટકાવી પોતે જ ક્રોધથી ચઢી આવતા શત્રુનુ મસ્તક ચક્રવડે કાપી નાખ્યુ' ૪૩ શિશુપાલ મરણ પામતા મોટો કોલાહલ મચી રહ્યો અને તેને અનુસરનાર રાજાઓ જીવવાની ઇચ્છાથી નાસી ગયા ૪૪ આકાશમાથી પડતાં ઉંબાડિયા જેમ પૃથ્વીમા પેસી જાય તેમ સર્વ પ્રાણીઓના દેખતા શિશુપાલના દેહમાંથી નીકળેલુ' તેજ શ્રીકૃષ્ણને વિષે લય પામ્યુ'. ૪૫ ત્રણ જન્મમાં ઉત્તરોત્તર થયેલા વૈરને લીધે આવેશવાળી બુદ્ધિથી શિશુપાલ શ્રીકૃષ્ણનુ ધ્યાન કરતો તેમના મય થઈ ગયો હતો આ સંસારમા જન્મનું કારણ ભાવના છે ૪૬

પછી ચક્રવર્તી યુધિષ્ઠિર રાજાએ ઋત્વિજોને તથા સભાપતિઓને ઘણી દક્ષિણાઓ આપી અને સર્વ આગન્તુકોનો સત્કાર કરી શાસ્ત્ર પ્રમાણે અવભૃથ સ્નાન કર્યું ૪૭ યોગેશ્વરોના પણ ઈશ્વર એવા શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર પાસે યજ્ઞ કરાવીને, સંબંધીઓની ઇચ્છાથી કેટલાક મહિના ત્યા રહ્યા ૪૮ અને પછી યુધિષ્ઠિરની ઇચ્છા ન છતા તેમની રજા લઈ સ્ત્રીઓ તથા મંત્રીઓ સાથે ભગવાન દ્વારકા ગયા ૪૯ ભગવાનના દ્વારપાળોને બ્રાહ્મણના શાપથી વારંવાર જન્મ ધરવો પડયો, તે ઉપાખ્યાન મે તમને ઘણા વિસ્તારથી કહી બતાવ્યુ છે ૫૦ યુધિષ્ઠિર, રાજસૂય યજ્ઞમા અવભૃથ સ્નાન કરીને બ્રાહ્મણ તથા ક્ષત્રિયોની સભા વચ્ચે ઇંદ્રની પેઠે શોભવા લાગ્યા. ૫૧ તે પછી યુધિષ્ઠિરે જેમનો સત્કાર કર્યો હતો એવા દેવતાઓ, મનુષ્યો તથા આકાશચારી પ્રમથગણો શ્રીકૃષ્ણના તથા યજ્ઞના વખાણ કરતા પોતપોતાને સ્થાનકે ગયા. ૫૨ પાપી, કલિના અંશરૂપ અને કુરુ રાજાના રોગરૂપ એક દુર્યોધન વિના બીજા સર્વ યુધિષ્ઠિરની અભ્યુદયવાળી લક્ષ્મી જોઈને પ્રસન્ન થયા માત્ર દુર્યોધન તે ઉજ્જ્વળ લક્ષ્મીને સહન કરી શક્યો નહિ. ૫૩ રાજાઓને બંધનમાથી મુક્ત કર્યા, શિશુપાલનો નાશ કર્યો અને યુધિષ્ઠિરને યજ્ઞ કરાવ્યો', વગેરે શ્રીકૃષ્ણના ચરિત્ર જે મનુષ્ય ગાય છે તે સર્વ પાપમાથી મુક્ત થાય છે ૫૪

य इदं कीर्त्तयेद्विष्णोः कर्मचैद्यवधादिकम् ।
राजमोक्षं वितानं च सर्वपापैः प्रमुच्यते ॥५४॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
चतुःसप्ततितमोऽध्यायः



# અધ્યાય ૭૫ મો.*

## દુર્યોધનને થયેલો ભ્રમ.

राजोवाच

अजातशत्रोस्तं दृष्ट्वा राजसूयमहोदयम् ।
सर्वे मुमुदिरे ब्रह्मन् नृदेवा ये समागता ॥१॥

પરીક્ષિતે પૂછ્યુ-હે મહારાજ! યુધિષ્ઠિર રાજાના યજ્ઞમા આવેલા મનુષ્યો, દેવતાઓ, રાજાઓ તથા ઋષિઓ રાજસૂયનો મહોત્સવ જોઇ પ્રસન્ન થયા માત્ર તેઓમા એક દુર્યોધન જ પ્રસન્ન થયો નહિ, એ રીતે મે તમારી પાસેથી સાભળ્યું છે, તો તેમા જે કારણ હોય તે મને કહો. ૧-૩

શુકદેવજી કહે છે-તમારા દાદા મહાત્મા યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમા તેમના સંબધીઓ પ્રેમ બધનને લીધે કામકાજ કરતા હતા ભીમસેન રસોડાના, સહદેવ પૂજાના કામ ઉપર, નકુલ સર્વ સામગ્રી એકઠી કરવાના કામપર અને અર્જુન ગુરુની સેવા કરવાના કામ ઉપર અધ્યક્ષ નિમાયા હતા શ્રીકૃષ્ણ મહાત્મા પુરુષોના ચરણ ધોવાના કામ ઉપર નિમાયા હતા દ્રૌપદી પીરસવાના કામમા અને ઉદાર મનનો કર્ણ દાનના કામમાં અધ્યક્ષ નિમાયો હતો ૪-૫ હે રાજેન્દ્ર! સાત્યકિ, વિકર્ણ, કૃતવર્મા વગેરે, બાહ્લિકના પુત્ર ભૂરિશ્રવા વગેરે તથા સતર્દન આદિ પણ જુદા જુદા કામના અધ્યક્ષ થયા હતા યુધિષ્ઠિર રાજાનું હિત કરવા માટે તેઓ પોત પોતાના કામોમા લાગી ગયા હતા ૬-૭ ઋત્વિજ, સભાસદ તથા સ્નેહી સબધીઓની મધુર વાણીથી અને આભૂષણોથી પૂજા કર્યા પછી અને શિશુપાલ શ્રીકૃષ્ણના ચરણમા ગતિ પામ્યા પછી સૌએ ગગામાં અવભૃથ સ્નાન કર્યું ૮ એ અવભૃથના ઉત્સવમા મૃદંગ, શખ, પણવ, દુંદુભિ, આનક તથા ગોમુખ વગેરે વિચિત્ર વાજા વાગવા લાગ્યા ૯ પ્રસન્ન થયેલી વારાગનાઓ નાચવા લાગી અને ગવૈયા ગાવા લાગ્યા, તેઓનો તથા વીણા, વેણુ અને તાળીઓનો મોટો શબ્દ આકાશ સુધી જઇ પહોચ્યો. ૧૦ રાજાઓ, સુવર્ણની માળાઓ પહેરી વિચિત્ર ધ્વજાઓ, વિચિત્ર પતાકાવાળા હાથીઓ, રથો, શણગારેલા ઘોડેસ્વારો તથા પાળાઓ એમ ચતુરંગિણી સેના સાથે ગામ બહાર નિકળ્યા ૧૧ સેનાથી ધરણી ધ્રુજાવતા યદુ, સૃંજય, કાબોજ, કુરુ, કૈકય તથા કોશલવંશના ક્ષત્રિયો યજમાનને આગળ કરી અવભૃથ સ્નાન કરવા નગરમાથી નિકળ્યા. ૧૨ આવેલા સભાસદો, ઋત્વિજો તથા મોટા મોટા બ્રાહ્મણો વેદનો ભારે ધ્વનિ કરતા કરતા નિકળ્યા, દેવર્ષિઓ, પિતૃઓ અને ગંધર્વો પુષ્પની વૃષ્ટિ કરતા સ્તુતિ કરવા લાગ્યા. ૧૩ ચંદનાદિક સુગધી પદાર્થો, પુષ્પની માળાઓ, આભૂષણો અને વસ્ત્રાવાળા પુરુષો તથા સ્ત્રીઓ અને જાતજાતના રસો જેવા કે દૂધ, દહીં વગેરેથી એક બીજાને નવરાવી નહાવા લાગ્યા. ૧૪ તેલ, ગોરસ, સુગધી, પાણી, હલદર તથા કેસરોથી પુરુષોએ મરદેલી વારાગનાઓ પુરુષોને તે તે વસ્તુઓ સામી લગાડતી વિહાર કરવા લાગી ૧૫ આ ઉત્સવ નિહાળવા જેમ દેવાગનાઓ ઉત્તમ વિમાનોમા બેસી આકાશ માર્ગે નિકળી હતી, તેમ જ રાજાઓની રાણીઓ પણ સિપાઇઓની રક્ષા નીચે તે નિહાળવા બહાર નિકળી હતી મામાના પુત્રો તથા મિત્રો તે સ્ત્રીઓને અનેક જાતના રસોથી ભીંજવતા હતા અને લજ્જા સાથે હસવાથી પ્રફુલ્લિત મુખવાળી તે શોભતી હતી ૧૬ ઉત્કંઠિતપણાને લીધે રાણીઓના કેશપાશ છુટી ગયા હતા, તેમાથી પુષ્પો ખરી પડતા હતા અને દીયરોએ તથા મિત્રોએ પાણી અને રસો છાટવાથી તેઓની ચુંદડીઓ ભીંજાઇને શરીર સાથે ચોટી ગઈ હતી, તેથી તે રાણીઓના ગાત્ર સ્પષ્ટ દેખાતા હતા, અને રાજાઓની રાણીઓ પોતાના દીયેર તથા મિત્રોને ચામડાની પીચકારીઓથી પાણી ઉડાડી ભીંજવતી હતી તથા મનોહર વિહારોથી કામીઓના મનમા ક્ષોભ ઉત્પન્ન કરતી હતી આ વેળા ઉત્તમ ઘોડાવાળા તથા સુવર્ણની માળાઓવાળા રથમા બેઠેલા ચક્રવર્તી યુધિષ્ઠિર રાજા મૂર્તિમાન રાજસૂય જેમ ક્રિયાઓથી શોભે, તેમ રાણીઓ સાથે શોભતા હતા. ૧૭-૧૮

* આ અધ્યાયમા યજ્ઞના અવભૃથ સ્નાનને ન સહન કરવાથી તથા જળમા સ્થળનો અને સ્થળમા જળનો ભ્રમ થવાથી દુર્યોધન માનભગ્ન થયો, એ કથા કહેવાશે

ઋત્વિજોએ પત્નીસંયાજ નામે કર્મ તથા અવભૃથ નામે કર્મોતી આચમન પર્યંત કર્મ કરાવીને તેમને દ્રૌપદી સાથે ગંગાજીમા સ્નાન કરાવ્યુ. ૧૯ મનુષ્યોનાં દુંદુભિ સાથે દેવતાઓના દુંદુભિ વાગ્યાં અને દેવ, ઋષિ, પિતૃ તથા મનુષ્યો પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. ૨૦ ત્યાર પછી વર્ણ તથા આશ્રમનાં મનુષ્યો ત્યા આગળ નહાવા લાગ્યા, કારણ કે મહા પાપી પણ તે વખતે સ્નાન કરવાથી પાપ મુક્ત થાય છે. ૨૧ પછી રાજાએ બે અખંડ વસ્ત્ર પહેરી, ઋત્વિજો, સભાપતિઓ તથા બ્રાહ્મણ વગેરેનો આભૂષણ, વસ્ત્ર વગેરેથી સત્કાર કર્યો. ૨૨ તેમ જ નારાયણનો આશ્રય કરનાર રાજાએ, મિત્રો, સ્નેહીઓ તથા બીજા લોકોનો સત્કાર કર્યો મણિના કુંડળો, પુષ્પની માળાઓ, પાઘડીઓ, ઉપવસ્ત્રો તથા મોઘામૂલના હારો પહેરી દેવતા જેવી કાતિવાળા તે સર્વે શોભતા હતા જેઓના મુખ, કુંડળો તથા મુખ આગળ આવી ગયેલા કેશને લીધે શોભતા હતા, એવી સ્ત્રીઓ સુવર્ણની કટિમેખલાવડે શોભતી હતી ૨૩-૨૪ તે મહાયજ્ઞમા આવેલા દેવર્ષિઓ, પિતૃઓ, ભૂતો, લોકપાલો, તેમના અનુચરો, ઉત્તમ સ્વભાવના ઋત્વિજો, વેદ જાણનાર સભાસદો, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો તથા રાજાઓ એકઠા મળ્યા હતા તે સર્વે યુધિષ્ઠિર રાજાથી સત્કાર પામી તેમની આજ્ઞા લઇ પોતપોતાને ઘેર ગયા ૨૫-૨૬ અમૃતનું પાન કરતા જેમ મનુષ્ય ધરાય નહિ, તેમ રાજર્ષિ અને શ્રીહરિના ભક્ત એવા યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞના મહોત્સવના વખાણ કરતા લોકો ધરાયા નહિ. ૨૭ પછી યુધિષ્ઠિર રાજા, કે જે પોતાના સંબધીઓનો ત્યાગ કરવાને અશક્ત હતા, તેમણે સ્નેહીઓ, સંબધીઓ, બાધવો તથા શ્રીકૃષ્ણને બહુ દિવસ ત્યા રાખ્યા. ૨૮ હે રાજન્ ! શ્રીકૃષ્ણ ભગવાન પણ યુધિષ્ઠિરનું હિત કરવા સાબ વગેરેને દ્વારકામાં મોકલી ત્યા રહ્યા. ૨૯ આ રીતે ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણવડે મનોરથરૂપી દુસ્તર મહાસાગરને તરી શાત થયા. ૩૦ એક દિવસ શ્રીકૃષ્ણમા અંતઃકરણ રાખનાર યુધિષ્ઠિર રાજાના અંતઃપુરમા મોટી લક્ષ્મીને જોઈ તથા તેમના રાજસૂયનો મહિમા જોઇ દુર્યોધન મનમાં સંતાપ કરવા લાગ્યો. ૩૧ તેમજ વળી જે અંતઃપુરમા મય નામે દૈત્યે બનાવેલી રાજાઓની, દૈત્યાધિપતિઓની તથા દેવાધિપતિઓની નાના પ્રકારની વિભૂતિઓ શોભી રહી હતી, તે વિભૂતિઓની દ્રૌપદી સાથે સર્વ સેવા કરતા હતાં તે દ્રૌપદીમા મન લલચાવાથી દુર્યોધન મનમાં સંતાપ કરવા લાગ્યો. વળી જે અંત પુરમા નિતંબના ભારથી ધીરે ધીરે પગલા ભરતી, પગનાં ઝાંઝરોના ઝમકારા કરવાથી શોભાયમાન ચરણોવાળી, સુંદર કેડવાળી, સુંદર મુખવાળી, ચાલતા કુંડળો તથા કેશોવાળી, શ્રીકૃષ્ણની હજારો સ્ત્રીઓ આમ તેમ ફરતી હતી, તેઓને જોઇને દુર્યોધનના મનમાં સંતાપ થવા લાગ્યો. ૩૨-૩૩ પછી કોઈએક દિવસે મયદાનવે બનાવેલી સભામા ભાઇઓ, સંબંધીઓ અને પોતાના નેત્ર જેવા શ્રીકૃષ્ણ ભગવાન સાથે ચક્રવર્તી યુધિષ્ઠિર રાજા ઇંદ્રની પેઠે સુવર્ણના સિંહાસન ઉપર બેઠા હતા આ વેળા ચક્રવર્તીની લક્ષ્મીથી શોભતા અને બંદીજનોથી સ્તવાતા તે બેઠા હતા. ૩૪-૩૫ તે વેળા અભિમાની દુર્યોધન મુગટ તથા પુષ્પની માળા પહેરી, હાથમા તરવાર લઈ, ભાઈઓ સાથે દ્વારપાળોનો તિરસ્કાર કરી સભામા આવ્યો. ૩૬ મયદાનવની બનાવેલી સભા લોકોને ભ્રમ કરતી હતી તેણે મયદાનવની માયાથી મોહિત થઇ સભામા સ્થળને જળ છે, એમ જાણી ભ્રાતિથી પોતાના વસ્ત્ર ઉંચા લીધા અને જળને ભ્રાતિથી સ્થળરૂપ માનીને આગળ જતા તેમા પડયો. ૩૭ તે પાણીમાં પડયો ત્યારે યુધિષ્ઠિરે વાર્યા છતા પણ શ્રીકૃષ્ણની સંમતિથી ભીમસેન, સ્ત્રીઓ તથા બીજા રાજાઓ હસવા લાગ્યા ૩૮ તેથી દુર્યોધન લજાઇ ગયો, નીચુ મુખ કરી ક્રોધથી બળી ઉઠયો, અને છાનોમાનો ચાલ્યો ગયો. સત્પુરુષો આ બનાવ જોઇને હાહાકાર કરવા લાગ્યા, યુધિષ્ઠિર રાજા મનમાં ઉદાસ જેવા થઈ ગયા, અને જેમની દૃષ્ટિથી દુર્યોધનનું ઉપહાસ્ય થયુ હતું, એવા શ્રીકૃષ્ણ ભગવાન પૃથ્વીનો ભાર ઉતારવાની ઇચ્છાથી બોલ્યા વિના મૌન બેસી રહ્યા. ૩૯ હે રાજન્ ! તમે મને યુધિષ્ઠિર રાજાના રાજસૂય મહાયજ્ઞમાં દુર્યોધનની

દુષ્ટતા વિષે પૂછ્યુ હતું, તે તમને મે આ પ્રમાણે કહી સંભળાવ્યુ'. ૪૦

एतत्तेऽभिहितं राजन् यत्पृष्टोहमिह त्वया ।
सुयोधनस्यदौरात्म्यं राजसूये महाक्रतौ ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे पंचसप्ततितमोऽध्याय:

## અધ્યાય ૭૬ મો.*

### શાલ્વ અને યાદવો વચ્ચે યુદ્ધ.

श्रीशुक उवाच
अथान्यदपि कृष्णस्य शृणु कर्माद्भुतं नृप ।
क्रीडानरशरीरस्य यथा सौभपतिर्हत: ॥ १ ॥

શુકદેવજી કહે છે–હે રાજન્! ક્રીડા કરવા મનુષ્ય દેહ ધારણ કરનાર શ્રીકૃષ્ણે શાલ્વને મારવાનું બીજુ અદ્ભુત કામ કર્યું હતું તેમણે શાલ્વને માર્યો તે સંબંધી કથા હવે સાભળો ૧ શિશુપાલનો મિત્ર શાલ્વ રાજા, રુક્મિણીના વિવાહમા આવ્યો હતો, ત્યારે યાદવોએ તેને તથા જરાસંધ વગેરે રાજાઓને યુદ્ધમા હરાવ્યા હતા ૨ તે વખતે શાલ્વે સર્વ રાજાઓના સાભળતા પ્રતિજ્ઞા કરી હતી કે, હું આ પૃથ્વીમા યાદવનું બીજ રહેવા દઇશ નહિ ૩ આવી પ્રતિજ્ઞા કરી શાલ્વે શંકરની આરાધના કરી અને તેમ કરતા માત્ર ધૂળની મુઠી ફાકી રહેવા લાગ્યો ૪ ભગવાન પાર્વતીપતિ પ્રસન્ન થાય તેવા છે, તોપણ તે ભગવાનનો દ્વેષી હોવાથી તેને વર આપતો વ્યર્થ જાણી, શરણાગત શાલ્વને એક વર્ષને અંતે પ્રસન્ન થયા અને તેને વરદાન માગવા કહ્યુ ૫ એટલે શાલ્વે દેવતા, અસુર, મનુષ્ય, ગંધર્વ, નાગ તથા રાક્ષસોથી નાશ કરી શકાય નહિ તેવું ઇચ્છા પ્રમાણે આકાશચારી તથા યાદવોને ત્રાસ આપે એવુ વિમાન માગ્યુ ૬ 'તથાસ્તુ,' કહીને શત્રુના પુરનો નાશ કરનાર મયને શંકરે આજ્ઞા કરી તેથી તેણે સૌભ નામે લોઢાનું વિમાન રચીને શાલ્વને આપ્યુ ૭ તે ઇચ્છાચારી, બીજાથી પહોચી શકાય નહિ તેવા અંધારાથી ભરેલા વિમાનને મયદાનવ પાસેથી મેળવી શાલ્વ, યાદવોએ કરેલા વૈરને સંભારી દ્વારકાપુરી ઉપર ચઢી ગયો ૮ મોટી સેનાથી દ્વારકાપુરીને ઘેરી લઇ તેના સર્વ ઉપવનો તથા ફૂલવાડીઓ વણસાડ્યા. ૯ નગરના દરવાજા, ઘરના બારણાં, મહેલો, ઉંચા ઉંચા માળો, ભીતો તથા વિહાર સ્થાનો તેણે ભાગ્યા અને વિમાનમાથી શસ્ત્રોની વૃષ્ટિ કરવા માડી. ૧૦ શિલાઓ, વૃક્ષો, વજ્રો, સર્પો અને કરાઓ વર્ષવા લાગ્યા, ભયંકર વંટોળીઓ વાયુ વાવા લાગ્યો અને દિશાઓ ધૂળથી ભરાઇ ગઇ. ૧૧ આ પ્રમાણે શાલ્વે દ્વારકાપુરીને દુ:ખ દેવા માડ્યુ તેથી હે રાજા! ત્રિપુરાસુરે પીડેલી પૃથ્વીની પેઠે તે સુખ પામી નહિ ૧૨ મહાકીર્તિવાળો પ્રદ્યુમ્ન પોતાની પ્રજાને દુ:ખી થતી જોઇ, રથમા બેસીને 'તમે ડરશો નહિ' એમ કહી નગર બહાર નીકળ્યો ૧૩ સાત્યકી, ચારુદેષ્ણ, અક્રૂર, તેમના ભાઈઓ, કૃતવર્મા, ભાનુવિંદ, ગદ, શુક, સારણ તથા બીજા મોટા ધનુર્ધારી મહારથિઓના અધિપતિ કવચ પહેરીને રથ, હાથિ, ઘોડા તથા પાયદળો લઈ નગરની બહાર નિકળ્યા ૧૪–૧૫ અને જેમ દૈત્યોને દેવતાઓની સાથે ભયંકર યુદ્ધ થયુ હતુ, તેવુ શાલ્વને યાદવોની વચ્ચે રોમાંચ ઉભા કરનારુ યુદ્ધ શરુ થયુ. ૧૬ સૂર્ય જેમ અંધારાનો નાશ કરે તેમ પ્રદ્યુમ્ને દિવ્ય શસ્ત્રોથી શાલ્વની માયાનો નાશ કર્યો ૧૭ અને પછી સુવર્ણના પુંખવાળા, લોઢાના ફણાવાળા અને નમેલી અણીઓવાળા, પચીસ બાણો મારીને પ્રદ્યુમ્ને શાલ્વના સેનાપતિને વિંધી નાખ્યો ૧૮ સો બાણ શાલ્વને માર્યા, એક બાણ તેના પ્રત્યેક યોદ્ધાને માર્યું, દશ દશ બાણ સારથિઓને માર્યા અને ત્રણ બાણો વાહનોને માર્યા ૧૯ મહાત્મા પ્રદ્યુમ્નનું આ મહા આશ્ચર્યજનક કામ જોઇને પોતાની તથા શત્રુની સેનાના સર્વ યોદ્ધાઓ તેના વખાણ કરવા લાગ્યા ૨૦ શાલ્વનું મયદાનવે કરેલુ માયાવી વિમાન કોઇવાર ઘણા રૂપમાં દેખાતું હતું, અને કોઇવાર એક રૂપમા દેખાતું ન હતુ તે વિમાન કેવુ છે તે શત્રુઓ જાણી શકતા ન હતા. ૨૧ તે વિમાન એક ઠેકાણે ઉભુ રહેલુ ન હતું, પણ કોઇ-

* આ અધ્યાયમા યાદવો અને શાલ્વ વચ્ચે મહાયુદ્ધ થતા દ્યુમાનની ગદા વાગવાથી પ્રદ્યુમ્ને યુદ્ધમાથી પલાયન કર્યું, એ કથા કહેવામા આવશે

વાર પૃથ્વી ઉપર તો કોઈવાર આકાશમાં પર્વત ઉપર તો કોઈવાર પાણીમાં દેખાતું હતુ. આમ તે એક ઠેકાણે ઉભું ન રહેતા આમ તેમ ફર્યા કરતું હતું. [૨૨] શાલ્વ પોતાના વિમાન તથા યોદ્ધાઓ સાથે જ્યાં જ્યાં દેખાતો ત્યા ત્યાં યાદવોના સેનાપતિઓ બાણો મારતા. [૨૩] યાદવોએ મારેલા અગ્નિ તથા સૂર્ય જેવા ધગધગતાં અને સર્પની પેઠે ત્રાસ આપનારાં બાણોથી પોતાનું વિમાન તથા સેના પીડાવા માંડી તેથી શાલ્વ ગભરાયો [૨૪] આલોક તથા પરલોકના સુખની ઇચ્છાવાળા શૂર યાદવો પણ શાલ્વના સેનાધિપતિઓના અનંત શસ્ત્રો વાગવાથી પીડાતા હોવા છતા રણભૂમિમા ઉભા હતા. [૨૫] પ્રથમ બાણો મારીને શાલ્વના મંત્રીને પ્રદ્યુમ્ને દુ ખી કર્યો હતો, તેનું નામ દ્યુમાન્ હતું, તે બળવાન દૈત્યે સામા આવી પ્રદ્યુમ્નને મોટી ગદા મારી. [૨૬] શત્રુને પીડા કરનાર પ્રદ્યુમ્નનું વક્ષ સ્થળ ફાટી ગયુ, એટલે યુદ્ધના ધર્મને જાણનારો દારુકનો પુત્ર તેમને રણમાથી દૂર લઈ ગયો. [૨૭] બે ઘડીએ ભાન આવ્યુ એટલે પ્રદ્યુમ્ને સારથિને કહ્યુ કે, હે સારથિ! તુ મને યુદ્ધમાંથી દૂર લઈ ગયો, એ બહુજ અયોગ્ય કર્યું [૨૮] નપુંસક મનના સારથિએ જેને કલંક લગાડ્યુ છે, એવા મારા વિના યાદવના કુળમાં બીજો કોઈ રણમાંથી નાસી ગયો હશે નહિ [૨૯] હું યુદ્ધમાથી નાસી ગયો તે હવે મારા પિતા શ્રીકૃષ્ણ તથા બળભદ્ર મળીને પૂછશે ત્યારે તેઓને મારી યોગ્યતા પ્રમાણે શું કહીશ? [૩૦] વળી મારા ભાઇઓની સ્ત્રીઓ હસતી મને સ્પષ્ટ પૂછશે કે, 'દીયેરજી! બીજાઓની સાથે લડતા તમે રણમા કેમ મંદ પડી ગયા તે કહો?' [૩૧]

સારથિ બોલ્યો—હે સમર્થ! મે મારો ધર્મ સમજી આ કામ કર્યું છે શાસ્ત્રમા કહ્યું છે કે, રથમાં બેસનારને સંકટ આવે ત્યારે સારથિએ તેની રક્ષા કરવી, અને સારથિને સંકટ પડે ત્યારે રથમાં બેસનારાએ તેની રક્ષા કરવી જોઇએ. [૩૨] આમ જાણીને શત્રુએ આપને ગદા મારી દુઃખી કર્યા અને આપ મૂર્છિત થયા, ત્યારે હું આપને રણભૂમિમાથી દૂર લઈ ગયો હતો. [૩૩]

एतद्विदित्वा तु भवान् मयाऽपोवाहितो रणात्
उपसृष्टः परेणेति मूर्छितो गदया हतः ॥३३॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
षट्सप्ततितमोऽध्यायः

# અધ્યાય ૭૭ મો.*

## શાલ્વનો નાશ.

श्रीशुक उवाच

स उपस्पृश्य सलिलं दंशितो धृतकार्मुकः ।
नय मां द्युमतः पार्श्वं वीरस्येत्याह सारथिम् ॥

શુકદેવજી કહેછે—પછી પ્રદ્યુમ્ને જળનું આચમન લઈ, હાથમા ધનુષ લીધું ને કવચ પહેરી સારથિને કહ્યુ કે, મને દ્યુમાનની સામે લઈ જા. [૧] સારથિ પ્રદ્યુમ્નને દ્યુમાનની સામે લઈ ગયો. ત્યાં દ્યુમાનને પોતાના સૈન્યનો નાશ કરતો જોઈ પ્રદ્યુમ્ને હસતાં હસતા આઠ બાણો મૂકી તેને વિંધી નાખ્યો. [૨] તે એ રીતે કે, ચાર બાણો ચાર ઘોડાઓને, એક બાણ સારથિને, બે બાણ ધનુષ અને ધ્વજાને કાપી નાખવા તથા એક બાણ દ્યુમાનનું મસ્તક કાપવાને મૂકયુ [૩] ગદ, સાત્યકી અને સાંબ વગેરે યાદવો શાલ્વના સૈન્યને મારવા લાગ્યા, અને જેઓનાં માથાં કપાઇ ગયા હતા, એવા સૌભ વિમાનમાં બેઠેલા દૈત્યો સમુદ્રમા તુટી પડ્યા. [૪] યાદવોના અને શાલ્વના યોદ્ધાઓને પરસ્પરનો નાશ કરતા સત્યાવીસ રાત્રિ સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું. [૫] ધર્મના પુત્ર યુધિષ્ઠિરે, નિમંત્રણ કરવાથી, શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થ ગયા હતા તે રાજસૂય યજ્ઞ પૂર્ણ થયા પછી અને શિશુપાલ મરણ પામ્યા પછી, [૬] કુરુવંશના વૃદ્ધોની, મુનિઓની તથા પુત્રો સાથે કુંતાજીની આજ્ઞા લઇ, અતિ ભયંકર શકુનો જોતા જોતા દ્વારકા આવ્યા. [૭] રસ્તે મન સાથે તે કહેવા લાગ્યા કે હું બળદેવ સાથે અહીં આવ્યો, તેટલામા શિશુપાલના પક્ષના રાજાઓ ખરેખર મારી પુરીનો નાશ કરતા હશે. [૮] આવા વિચારમા દ્વારકા પાસે આવી પહોચ્યા, ત્યા સૌભ નામે વિમાનને, શાલ્વ રાજાને

* આ અધ્યાયમા ભગવાને અનેક માયા જાણનાર શાલ્વને માર્યો તથા તેના વિમાનના કકડા કરી નાખ્યા, એ કથા કહેવામા આવશે

તથા શાલ્વ તરફથી પોતાના પક્ષના યોદ્ધાઓનો નાશ થતો જોઇને, દ્વારકા નગરીની રક્ષા કરવા બળભદ્રને મોકલીને, શ્રીકૃષ્ણે દારુક સારથિને કહ્યુ કે, તારે લગારે ગભરાવુ નહિ, કારણ કે, આ શાલ્વરાજા માયાવી છે હે સારથિ ! તું મારો રથ, તેની પાસે ઝટ લઈ જા ૯–૧૦ ભગવાન શ્રીકૃષ્ણે આજ્ઞા કરી કે, દારુકે રથ ઉપર બેસીને રથને એવો હાકવા માડયો અને પોતાના તથા પરાયા, બન્ને પક્ષના લોકોએ ભગવાનની ધ્વજામા રહેલા ગરુડને આવતા દીઠા ૧૧ જેના ઘણાખરા સેનાપતિઓ મરી ગયા હતા, એવા શાલ્વ રાજાએ યુદ્ધમા ભગવાનને જોઈ, તેમના સારથિ ઉપર ભય કર શબ્દ કરતી સાગ ફે કી. ૧૨ તે વેગથી આકાશ માર્ગે દિશાઓમા પ્રકાશ કરતી ચાલી આવતી હતી, તેની સામે બાણો મારીને શ્રીકૃષ્ણે તેના કડકા કરી નાખ્યા ૧૩ સોળ બાણોથી શાલ્વને વિંધી નાખ્યો અને સૂર્ય જેમ પોતાના કિરણો સાથે આકાશમા ફરે તેમ આકાશમા ફરતા વિમાનને બાણોથી વિંધી નાખ્યુ ૧૪ પછી શાલ્વ રાજાએ શ્રીકૃષ્ણનો ડાબો હાથ કે જેમા શાર્ઙ્ગ ધનુષ હતુ, તે વિંધી નાખ્યો ૧૫ પ્રહારને લીધે શ્રીકૃષ્ણના હાથમાથી શાર્ઙ્ગ પડી ગયુ, જેઓ યુદ્ધ જોતા હતા તે સૌ લોકો હાહાકાર કરવા લાગ્યા, અને શાલ્વ મોટી ગર્જના કરીને શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો ૧૬

હે મૂર્ખ ! અમારી નજર આગળ મારા મિત્રની તથા તારા ભાઈની સ્ત્રીને તુ હરી ગયો છે વળી તેં રાજસૂય યજ્ઞની સભામા મારા મિત્રને પ્રમત્તાવસ્થામા મારી નાખ્યો છે, ૧૭ માટે તું જો મારી આગળ ઉભો રહે તો હું આજે અજીતનુ અભિમાન રાખનાર તને મારીને એવા સ્થાનમા મોકલી દઉં કે જ્યા જવાથી પાછુ અવાતુ નથી. ૧૮

શ્રીભગવાન બોલ્યા—તુ વૃથા અભિમાન કરે છે, તારો કાળ આવ્યો છે, તેને તુ દેખતો નથી શૂરવીર પુરુષો પરાક્રમ કરી દેખાડે છે, પણ બહુ બોલતા નથી ૧૯ આ રીતે કહીને શ્રીકૃષ્ણે વેગવાળી ગદા શાલ્વને મારી, તેથી તે નીચે પડી ગયો, અને લોહી ઓકવા લાગ્યો ૨૦ ગદા પાછી વળ્યા પછી તે અદૃશ્ય થયો અને થોડીક વારે એક પુરુષે આવી શ્રીકૃષ્ણને પ્રણામ કરી ' મને દેવકીજીએ મોકલ્યો છે ' એમ કહી બોલ્યો કે ' હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! કસાઈ જેમ પશુને બાધીને લઈ જાય તેમ શાલ્વરાજા તમારા પિતાને બાધીને લઈ જાય છે ' ૨૧–૨૨

દયાળુ એવા શ્રીકૃષ્ણ આવી અશુભ વાત સાભળી શોકાતુર થઈ ગયા અને એક પ્રાકૃત મનુષ્યની માફક કહેવા લાગ્યા કે, દેવ તથા દૈત્યોથી જીતાય નહિ એવા તેમજ ગભરાય નહિ તેવા મારા ભાઈ બળદેવને જીતી શાલ્વ મારા પિતાને કેમ લઈ ગયો હશે ! અથવા તો દૈવ બળવાન છે ! ૨૩–૨૪ શ્રીકૃષ્ણ આમ કહેતા હતા એટલામાં તો સૌભનો રાજા શાલ્વ આવી પહોચ્યો અને બનાવટી વસુદેવને લાવીને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે તને ઉત્પન્ન કરનારો આ તારો પિતા જેને માટે તુ જીવે છે, તેનો તારા દેખતા હુ નાશ કરીશ તારામા જો શક્તિ હોય તો તેની રક્ષા કર ૨૫–૨૬ આ રીતે શ્રીકૃષ્ણનો તિરસ્કાર કરી માયાવી શાલ્વ, તરવારથી વસુદેવનુ મસ્તક કાપી હાથમા લઈને આકાશમા વિમાનપર ચઢી બેઠો ૨૭ પછી શ્રીકૃષ્ણ સ્વત. સિદ્ધ જ્ઞાનવાળા હતા તોપણ મનુષ્યોના સ બ ધથી બે ઘડી માનુષિક સ્વભાવમા લીન થઇ ગયા અને પછી મહા પ્રભાવવાળા શ્રીકૃષ્ણે જાણ્યુ કે, મયદાનવે કરેલી આ આસુર માયા છે, ને તે શાલ્વે ચલાવી છે ૨૮ આ પ્રમાણે જાણ્યા પછી જાગ્રત થયેલો પુરુષ જેમ સ્વપ્નની વાતને ખોટી માને તેમ રણ ઉપર દૂતને દીઠો નહિ, તેમ જ પિતાના કલેવરને પણ દીઠુ નહિ, માત્ર આકાશમાં ફરનારા અને સૌભ વિમાનમા બેઠેલા શાલ્વને દીઠો, તેથી તેને મારવાની તૈયારી કરી ૨૯ હે રાજન્ ! કેટલાક પૂર્વાપરની વાતનું અનુસ ધાન ન રાખનાર ઋષિઓ આમ કહે છે, પરંતુ તેનો તેઓ પોતેજ વિચાર કરતા નથી ૩૦ શોક, મોહ, સ્નેહ અથવા ભય કે જે અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે તે ક્યા ? અને અખંડ જ્ઞાન, વિજ્ઞાન તથા ઐશ્વર્ય જેમને વિષે છે, એવા શ્રીકૃષ્ણ ક્યા ? ૩૧ સત્પુરુષો જેમના ચરણની સેવાથી વૃદ્ધિ પામેલી આત્મવિદ્યાના પ્રભાવથી,

અનાદિ કાળના દેહમાં થયેલી આત્મબુદ્ધિને મટાડે છે અને અનંત તથા સમર્થ એવા પરમાત્માને પામે છે, તે સર્વ કરતા શ્રેષ્ઠ તથા સત્પુરુષની ગતિરૂપ ભગવાનને મોહ ક્યાથી થાય? ૩૨ સત્ય પરાક્રમ-વાળા શ્રીકૃષ્ણે બળથી ઘણા શસ્ત્રોવડે મારતા શાલ્વને સામાં બાણોના પ્રહારથી વિંધી નાખીને, કવચ, ધનુષ તથા માથાના મણિને ખેંચી, ગદાથી શત્રુના વિમાનના કડકા કરી નાખ્યા ૩૩ શ્રીકૃષ્ણે હાથે કરીને ફેંકેલી ગદાના મારથી વિમાનના હજારો કડકા થઈને તે પાણીમા પડી ગયા, એટલે તેનો ત્યાગ કરી ગદા ઉગામી, શાલ્વ પૃથ્વી ઉપર ઉભો રહ્યો અને શ્રીકૃષ્ણની સામે ચઢી આવ્યો. ૩૪ શ્રીકૃ-ષ્ણે સામા આવતા શાલ્વનો ગદાવાળો હાથ ભાલાથી કાપી નાખી તેનો નાશ કરવા, પ્રલય કાળના સૂર્ય જેવું અદ્‌ભુત ચક્ર હાથમા લીધું આ વખતે તે ઉદયાચળના સૂર્ય સમાન શોભતા હતા. ૩૫ ઈન્દ્રે જેમ વજ્રથી વૃત્રાસુરનું મસ્તક કાપી નાખ્યું હતું, તેમ તેમણે ચક્રે કરી માયા કરનાર શાલ્વનું મુગટ અને કુંડળ સહિત માથુ કાપી નાખ્યુ તે વખતે લોકો હાહાકાર કરવા લાગ્યા ૩૬ હે રાજન્! આ પ્રમાણે તે પાપી શાલ્વ મરી જતા અને સૌભ વિમાનના કડકા થતા આકાશમા દેવતાઓના દુંદુભિ વાગ્યા અને મિત્રોનું વૈર વાળવા દંતવક્ત્ર ક્રોધથી ચઢી આવ્યો ૩૭

नेदुर्दुन्दुभयो राजन् दिवि देवगणेरिता ।
सखीनामपचितिं कुर्वन्दंतवक्त्रोरुषाऽभ्ययात् ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
सप्तसप्ततितमोऽध्यायः

## અધ્યાય ૭૮ મો.[$]

### દંતવક્ત્રનો નાશ.

श्रीशुक उवाच

शिशुपालस्य शाल्वस्य पौंड्रकस्यापि दुर्मतिः ।
परलोकगतानां च कुर्वन् पारोक्ष्य सौहृदम्

શુકદેવજી કહે છે—હે મહારાજ! મરણ પામેલા શિશુપાલ, શાલ્વ અને પૌંડ્રકનો પરોક્ષમા સ્નેહ દર્શાવતો મહા બળવાન દંતવક્ત્ર ક્રોધને લીધે એકલો પગપાળો એ પગે પૃથ્વીને કંપાવતો રણમાં શ્રીકૃષ્ણની દૃષ્ટિએ પડયો ૧—૨ શ્રીકૃષ્ણે તેને આવતો જોઈ, ગદા લઈ રથમાથી નીચે ઉતરીને કિનારો જેમ સમુદ્રને અટકાવે તેમ તેને અટકાવ્યો ૩ એટલામાં તે મદમત્ત દંતવક્ત્રે ગદા ઉગામીને શ્રીકૃષ્ણને કહ્યું કે, આજે તું મારી દૃષ્ટિએ ચઢયો તે સારું થયું. ૪ હે કૃષ્ણ! તું મારા મામાનો પુત્ર થાય છે અને મારા મિત્રનો દ્રોહ કરી મને મારી નાખવાની ઇચ્છા રાખે છે, માટે હે મૂર્ખ! હું આ વજ્ર જેવી ગદાથી તારો નાશ કરીશ. ૫ જેમ શરીરમા થયેલા રોગનો નાશ કર્યા પછી પુરુષ શાંત થાય છે, તેમ મિત્ર ઉપર પ્રીતિવાળો હું ભાઈ થઈને શત્રુ રૂપે વર્તે તેનો નાશ કરીને મારા મિત્રોના ઋણમાથી મુક્ત થઈશ. ૬ આ પ્રમાણે, છડીઓથી જેમ હાથીને મારે તેમ વચનોથી શ્રીકૃષ્ણને પીડી માથામા ગદા મારીને તેણે સિંહના જેવી ગર્જના કરી ૭ ગદાથી માર્યા છતા ભગવાન ચલાયમાન થયા નહિ, પરંતુ તેમણે પણ દંતવક્ત્રની છાતીમા ગદા મારી ૮ એટલે તેનું હૃદય ફાટી ગયું અને મુખમાથી લોહી ઓકતો વાળ, હાથ અને ચરણોને પૃથ્વી ઉપર ફેલાવી તે પ્રાણ રહિત થઈ નીચે પડયો ૯ હે રાજન્! તે પછી શિશુપાલનું તેજ જેમ ભગવાનમા લય થયું હતું, તેમ દંતવક્ત્રનું સૂક્ષ્મ તેજ પણ સર્વના દેખતા આશ્ચર્ય ઉપજાવતું શ્રીકૃષ્ણમા જઈ લીન થયું ૧૦ ભાઈના મરણથી થયેલા શોકથી વ્યાપ્ત થયેલો દંત-વક્ત્રનો ભાઈ વિદુરથ ઢાલ—તરવાર લઈ નિઃશ્વાસ નાખતો તેમનો નાશ કરવાની ઇચ્છાથી ચઢી આવ્યો. ૧૧ એટલે ભગવાને તીક્ષ્ણ ધારવાળા ચક્રથી તેનું મસ્તક પણ કાપી નાખ્યું. ૧૨

આ પ્રમાણે સૌભનો, શાલ્વનો, દંતવક્ત્રનો, તેના ભાઈનો તથા બીજા શત્રુઓનો નાશ કરી દેવતા તથા મનુષ્યોથી સ્તુતિ કરાતા, ૧૩ મુનિઓ, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો, સર્પો, અપ્સરાઓ, પિતરો, યક્ષો, કિન્નરો, અને ચારણોથી તેમનો

[$] આ અધ્યાયમા શ્રીકૃષ્ણ દંતવક્ત્ર તથા વિદુરથને મારીને દ્વારકામા રહ્યા અને બળભદ્રે રોમહર્ષણનો નાશ કર્યો, એ કથા કહેવામા આવશે

વિજય ગવાતો હતો તથા જેમના ઉપર પુષ્પની વૃષ્ટિ થતી હતી એવા યાદવોની સાથે ભગવાન દ્વારકાપુરી પધાર્યા ૧૪–૧૫ આ રીતે યોગાચાર્ય તથા જગતના ઇશ્વર તે નિત્ય વિજય કરે છે તથાપિ પશુઓના જેવી દૃષ્ટિવાળા અર્થાત્ અજ્ઞાની લોકો તેમને હાર્યા એમ જાણે છે. ૧૬ હવે કૌરવો પાડવોની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરે છે, એવુ સાભળી મધ્યસ્થ રહેનાર બળદેવજી તીર્થયાત્રા કરવાનું તર્પણ કરી દ્વારકામાથી નીકળી ગયા ૧૭ પ્રભાસમાં નાહી, દેવતા, ઋષિઓ તથા પિતૃઓનું તર્પણ કરી, બ્રાહ્મણો સાથે સરસ્વતી નદીના સામા પ્રવાહે ચાલ્યા. ૧૮ પૃથુદક, બિન્દુસર, ત્રિતકુપ, સુદર્શન, વિલાશ, બ્રહ્મતીર્થ, પ્રાચી એવી સરસ્વતી નદી તથા ગગા અને યમૂના નદી ઉપર થઇ બીજા તીર્થોમાં ગયા. અને ત્યાંથી નૈમિષારણ્યમા ગયા, જ્યાં ઋષિઓ યજ્ઞ કરતા બેઠા હતા ૧૯–૨૦ બળદેવજીને ઓળખી ઘણા કાળ થયાં યજ્ઞ કરનાર મુનિઓ, ઘટતી રીતે સામા ઉભા થઇ, અભિવંદન આપી પ્રણામ કરીને તેમનો સત્કાર કરવા લાગ્યા. ૨૧ આ પ્રમાણે પરિવાર સાથે સત્કાર પામેલા તથા જેમણે આસન સ્વીકાર કર્યું હતું એવા બળદેવે વેદવ્યાસના શિષ્ય રોમહર્ષણને એક ઉચા આસન ઉપર બેઠેલો દીઠો. ૨૨ તે બળદેવની સામે ઉભો થયો નહિ તેમ તેણે તેમની આગળ નમ્રતા દેખાડી નહિ તેમ તેમને નમસ્કાર પણ કર્યા નહિ, તેને જોઇને બળદેવ કોપ્યા ૨૩ તે બોલ્યા કે, આ પ્રતિલોમ જાતિનો સૂત, આ બ્રાહ્મણો કરતા તેમ જ ધર્મની રક્ષા કરનાર અમો કરતા ઉંચા આસન ઉપર કેમ બેઠો છે ? આને મારી નાખવો જોઇએ. ૨૪ મહાત્મા વેદવ્યાસનો શિષ્ય થઈ તેમની પાસે ઇતિહાસ, પુરાણ વગેરે ઘણા શાસ્ત્રો તથા ધર્મશાસ્ત્રો ભણીને તે આમ કેમ વર્તે છે ? ૨૫ ઇન્દ્રિયાધીન, વિવેકહીન, ફોકટ પડિતનુ માન ધરાવનાર અને નટની પેઠે વેષ ધરનાર અને મનને ન જિતનાર પુરુષને શાસ્ત્રાભ્યાસ ગુણકારી થતો નથી ૨૬ મેં આ લોકમા અધર્મનો નાશ કરવા અવતાર ધારણ કર્યો છે, માટે ધર્મ ઢોંગીઓને મારે મારવા જોઇએ, કારણ કે તેઓ પાપી હોય છે, ૨૭ ઉપર પ્રમાણે કહીને બલદેવ જો કે દુષ્ટનો નાશ કરવાથી અટક્યા હતા, તોપણ ભાવીને લીધે હાથમાંના દર્ભની શલાકાથી તે સૂતને મારી નાખ્યો. ૨૮ તે વખતે સર્વ મુનિઓ મનમા ખિન્ન થઈ હાહાકાર કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, હે પ્રભો ! તમે અધર્મ કર્યો ૨૯ હે યદુનદન ! જ્યા સુધી આ યજ્ઞ પુરો થાય ત્યા સુધી અમે આ સૂતને બ્રહ્માસન આપ્યું હતુ તથા શરીરમા ગ્લાનિ થાય નહિ તેવું આયુષ્ય આપ્યુ હતુ ૩૦ તમે અજાણતાં આ બ્રહ્મહત્યા જેવુ કર્મ કર્યું આપ યોગેશ્વર છો તેથી જો કે આપને વેદવચન નિયામક નથી, તોપણ હે લોકોને પવિત્ર કરનાર ! તમે પોતાની મેળેજ બ્રહ્મહત્યાનુ પ્રાયશ્ચિત્ત કરશો તો લોકો તે પ્રમાણે વર્તશે. ૩૧–૩૨

બળદેવજી બોલ્યા–હુ લોકોને ધર્મ મર્યાદામાં રાખવાની ઇચ્છાથી આ બ્રહ્મહત્યાનુ પ્રાયશ્ચિત્ત કરીશ, માટે મુખ્ય વિધિમા જેટલો નિયમ હોય તેટલો મને કહો ૩૩ તથા રોમહર્ષણનું લાબુ આયુષ્ય, બળ તથા ઇન્દ્રિયોનું સામર્થ્ય કરવા તમારી જેમ ઇચ્છા હોય તેમ મને કહો એટલે હુ યોગમાયાથી તે પ્રમાણે કરી આપુ ૩૪ હે બળરામ ! તમારા અસ્રની, બળની અને મૃત્યુની જે રીતે સત્યતા રહે તથા અમારુ આપેલુ વચન પણ જે પ્રમાણે સત્ય થાય, તે પ્રમાણે તમે કરો. ૩૫

બળદેવજી બોલ્યા–'પિતા પુત્રરૂપે ઉત્પન્ન થાય છે' એવી વેદની આજ્ઞા છે, માટે આનો પુત્ર ઉગ્રશ્રવા તમને પુરાણ સભળાવશે, અને તે લાંબા આયુષ્યવાળો, સમર્થ ઇંદ્રિયોવાળો તથા શારીરબળ સપન્ન થશે ૩૬ હે મુનિવરો ! તમારી શું ઇચ્છા છે તે મને કહો ? એટલે હું તે પ્રમાણે કરું, તથા હે જ્ઞાનીઓ ! હું આ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત જાણતો નથી, માટે તમે તેના પ્રાયશ્ચિત્તનો નિર્ણય બતાવો ૩૭

ઋષિઓ બોલ્યા–ઇલ્વલનો પુત્ર બલ્વલ નામે એક દૈત્ય હતો, તે પ્રત્યેક પર્વે અમારા યજ્ઞને વિઘ્ન કરતો ૩૮ હે દાશાર્હ ! એ પાપી અપવિત્ર વસ્તુઓ

તથા માંસની વૃષ્ટિ કરે છે તેને તમે મારી નાખો, એ અમારી મોટી સેવા થઈ ગણાશે ૩૯ અને તે કર્યા પછી તમે સાવધ રહી બાર મહિના સુધી ભારતવર્ષની પ્રદક્ષિણા કરી તીર્થોમા સ્નાન કરશો એટલે શુદ્ધ થશો ૪૦

ततश्च भारतं वर्षं परीत्य सुसमाहितः ।
चरित्वा द्वादशमासांस्तीर्थस्नायी विशुद्ध्यसे ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
अष्टसप्ततितमोऽध्यायः

## અધ્યાય ૭૯ મો. $

### બળરામ તીર્થાટને ગયા.

श्रीशुक उवाच

ततः पर्वण्युपावृत्ते प्रचण्डः पांसुवर्षणः ।
भीमो वायुरभूद्राजन् पूयगंधस्तु सर्वशः ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! પછી પર્વ આવ્યું ત્યારે ધૂળને વરસાવતો મહા ભયંકર પ્રચંડ વાયુ વાવા લાગ્યો અને ચોતરફ પરુની ગંધ ફેલાઈ ગઈ ૧ અને પછી બલ્વલે પ્રેરેલી અપવિત્ર વસ્તુની યજ્ઞશાળામા વૃષ્ટિ થવા માડી, તે બળદેવની દૃષ્ટિએ પડી ૨ મોટી કાયાવાળાની ધગધગતા તવાના જેવી મુંછો અને શિખાવાળા તથા દાઢો અને ભમરોવડે ભયંકર મુખવાળા તેને જોઇને બળદેવે શત્રુના સૈન્યનો સંહાર કરનાર પોતાના મુસળનુ તથા દૈત્યનો નાશ કરનાર પોતાના હળનું સ્મરણ કર્યું કે તે હાજર થયાં. ૩-૪ કોપાયમાન થયેલા બળદેવે હળની અણીથી પેલા આકાશચારી બલ્વને ખેંચી બ્રાહ્મણના દ્રોહી દૈત્યના માથામાં મુસળ માર્યું ૫ દૈત્યનું લલાટ ફાટી ગયું અને વજ્રથી તોડી પાડેલો પર્વત જેમ ગેરુ વગેરે ધાતુઓથી રાતો થઈ જાય, તેમ લોહીથી રાતોચોળ થઈ ગયેલો ભયંકર ચીસો પાડતો તથા મુખમાંથી લોહી ઓકતો દૈત્ય ધરણી ઉપર ઢળી પડ્યો. ૬ તે પછી મોટા ભાગ્યવાળા મુનિઓએ બળદેવની સ્તુતિ કરીને તથા તેમને સત્ય આશીર્વાદો દઈને દેવતાઓ જેમ ઇંદ્રને અભિષેક કરે, તેમ તેમને પણ અભિષેક કર્યો ૭ પછી મુનિઓએ કરમાય નહિ, એવી વૈજયંતી માળા, બે દિવ્ય સુંદર વસ્ત્રો તથા ઉત્તમ આભૂષણો આપ્યાં. ૮ પછી મુનિઓની આજ્ઞાથી બળદેવજી બ્રાહ્મણો સાથે કૌશિકી નદી ઉપર જઈ ત્યા નહાઈ, જેમાથી સરયૂ નદીનો પ્રવાહ નીકળતો હતો એવા સરોવર ઉપર ગયા ૯ સરયૂ નદીના પ્રવાહે થઇને પ્રયાગ તીર્થમા જઈ નહાયા અને દેવતા, પિતૃ તથા મનુષ્યોને તર્પણથી તૃપ્ત કરીને પુલહાશ્રમ ગયા ૧૦ ત્યાથી ગોમતી, ગંડકી તથા વિપાસા નદીમા નહાઈ શોણ નદમા નહાયા ત્યાથી ગયામા જઈ પિતૃઓનું તર્પણ કરી, ગંગા સાગરમા નહાયા. ૧૧ ત્યાથી મહેન્દ્રાદ્રિ ઉપર ચઢી પરશુરામના દર્શન કરી ત્યાથી સપ્ત ગોદાવરી, વેણા, પંપા અને ભીમરથી નદીમા નહાયા. ૧૨ ને ત્યાં કાર્તિકસ્વામીના દર્શન કરીને બળદેવજી શંકરના નિવાસસ્થાન શ્રીશૈલ પર્વત ઉપર ચઢ્યા ત્યાથી દ્રવિડ દેશમા મહા પુણ્યપ્રદ વેંકટેશ્વરના દર્શન કરીને, ૧૩ કામકોષ્ણી તથા કાંચી ગયા ત્યાથી કાવેરી ને મહાનદી ઉપર થઇ શ્રીરંગ નામે પવિત્ર તીર્થમા ગયા. ૧૪ ત્યાથી શ્રીહરિના ક્ષેત્રરૂપ ઋષભાચળ પર્વત ઉપર ચઢ્યા, ત્યાથી મથુરા થઈ પાપને હરનાર સમુદ્ર સેતુ ઉપર ગયા. ૧૫ ત્યા બળભદ્રે બ્રાહ્મણોને દશ હજાર ગાયો દાનમા આપી અને ત્યાથી કૃતમાલ, તામ્રપર્ણી, અને મલય પર્વત અને ત્યાથી કુલાચળ ઉપર ગયા. ૧૬ ત્યા આગળ બેઠેલા અગસ્ત્ય મુનિને નમસ્કાર કરીને અભિવંદન કર્યું અને તેમણે આશીર્વાદ આપ્યા. પછી બળદેવજી તેમની આજ્ઞા લઈ દક્ષિણ સમુદ્ર ગયા. ત્યા કન્યા નામે દુર્ગાદેવીનાં દર્શન કર્યાં. ૧૭ પછી અનંતપુર, પંચાપ્સરસ નામે ઉત્તમ સરોવર કે જેમાં વિષ્ણુ રહેલા છે, તેમાં નહાઇને દશ હજાર ગાયોનુ દાન કર્યું. ૧૮ પછી બળદેવ કેરલ અને ત્રિગર્ત દેશમાં જઇને ગોકર્ણ નામે શંકરના ક્ષેત્રમાં ગયા. ૧૯ ત્યાંથી આર્યા દ્વૈપાયનીનાં દર્શન કરીને બળદેવ શુર્પારક ક્ષેત્રમાં ગયા, ત્યાંથી તાપી, પયોષ્ણી તથા નિર્વિન્ધ્યા નામે નદીમાં નહાઈ,

$ આ અધ્યાયમા બળદેવે બ્રાહ્મણોને પ્રસન્ન કરવા બલ્વલને માર્યો અને તીર્થ સ્નાનાદિક કરી સૂતની બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું, એ કથા કહેવાશે

દંડકારણ્યમા પ્રવેશ કરીને રેવા નદી ઉપર ગયા, જ્યા આગળ માહિષ્મતી નામે નગરી છે ત્યાથી મનુતીર્થમા સ્નાન કરીને પાછા પ્રભાસમા આવ્યા ૨૦–૨૧ ત્યા બ્રાહ્મણોના કહેવાથી કૌરવ પાડવોની લડાઈમા સર્વ ક્ષત્રિયોનો નાશ સાભળીને શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર હર્યો, એમ બળદેવે માન્યુ. ૨૨ પછી ભીમ તથા દુર્યોધન, ગદા યુદ્ધ કરતા હતા, તેઓને વારવા બળદેવજી કુરુક્ષેત્ર ગયા ૨૩ યુધિષ્ઠિર, નકુળ, સહદેવ, શ્રીકૃષ્ણ તથા અર્જુન બળદેવને જોઈને તેમને પ્રણામ કરીને 'તે કેમ આવ્યા, એમ ધારી કઈ બોલ્યા નહિ' ૨૪ ક્રોધાયમાન થયેલા, વિજયની ઇચ્છાથી હાથમા ગદા લઈને વિચિત્ર મડળોમા ફરતા ભીમ તથા દુર્યોધનને બળદેવે કહ્યુ કે, ૨૫ તમે બન્ને સમાન બળવાળા છો, તેમા મારા માનવા પ્રમાણે એક પણ બળમા અધિક નથી એક શિક્ષામા અધિક છો, ૨૬ માટે સમાન બળવાળા તમારા બેમાથી એકનો જય અથવા પરાજય થાય, એમ હુ માનતો નથી, તેથી આ નિષ્ફળ રણસગ્રામ બધ રાખો ૨૭

શુકદેવજી કહે છે–હે રાજન્! એક બીજાના દુષ્ટ કર્તવ્યો સભારતા અને જેઓની વચ્ચે દૃઢ વૈર બધાયલુ હતુ, એવા તે બન્નેએ ગણકાર્યું નહિ ૨૮ બળદેવજી પણ તે વાત દૈવાધીન છે એવુ કહીને દ્વારકા ગયા અને ત્યા પ્રસન્ન થયેલા ઉગ્રસેનાદિક સબધીઓને મળ્યા. ૨૯ પછી યજ્ઞમૂર્તિ તથા જેમનુ સ્વરૂપ સર્વ ક્લેશ રહિત હતુ, એવા બળદેવજી પાછા નૈમિષારણ્ય ગયા અને ત્યા બ્રાહ્મણોએ આનદથી તેમને સર્વ યજ્ઞોથી શ્રીહરિનુ યજન કરાવ્યુ ૩૦ અને સમર્થ એવા તેમણે ઋષિઓને શુદ્ધ એવો આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો, કે જે જ્ઞાનથી મનુષ્યો આત્મારૂપ અધિષ્ઠાનમા પરિણામે છે, ને આ જગતમા આત્મા વ્યાપક છે ૩૧ યજ્ઞ કર્યા પછી અવભૃથ સ્નાન કરી જ્ઞાતિ સબધી તથા મિત્રોની સાથે સારા વસ્રો પહેરી બળદેવજી ચદ્ર જેમ ચદ્રિકાથી શોભે તેમ પોતાની સ્રીથી શોભવા લાગ્યા ૩૨ મહા બળશાળી, અપાર, પ્રમાણમા આવે નહિ એવા અને માયાથી મનુષ્યરૂપે થયેલા બળદેવજીના આવા ચરિત્રો છે. ૩૩ જે પુરુષ અનત તથા અદ્ભુત કામો કરનાર બળદેવજીના કર્મોને સાય કાળે તથા પ્રભાત સમયે સાંભળે છે તે વિષ્ણુને અત્યત પ્રિય થાય છે ૩૪

योऽनुस्मरेत रामस्य कर्माण्यद्भुतकर्मणः ।
सायंप्रातरनन्तस्य विष्णोः स दयिता भवेत् ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे एकोनाशीतितमोऽध्याय.

## અધ્યાય ૮૦ મો.$

### સુદામાજીનું ચરિત્ર.

राजोवाच

भगवन्यानि चान्यानि मुकुंदस्य महात्मनः ।
वीर्याण्यनंतवीर्यस्य श्रोतुमिच्छामहे प्रभो ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ–હે મહારાજ! અપાર પરાક્રમવાળા મહાત્મા શ્રીકૃષ્ણના બીજા પણ જે પરાક્રમ હોય તે અમને સભળાવો. ભગવાનની કથા સાભળીને તેના સારને જાણનાર કયો પુરુષ તેમની કથાઓથી તૃપ્ત થાય છે? ૧–૨ જે વાણીથી મનુષ્ય ભગવાનના ગુણ ગાય તે જ વાણી, જેથી સ્થાવર જગમમા રહેનાર ભગવાનની સેવા થાય તે જ હાથ, જેથી તેમનુ સ્મરણ થાય તે જ મન, જેથી પવિત્ર કથાઓ સાભળવામા આવે તે જ કાન, જેથી તેમની સ્થાવર જગમ મૂર્તિને પ્રણામ થાય તે જ મસ્તક, જેથી દર્શન થાય તેજ નેત્ર અને જેથી તેમના ભક્તોના ચરણોદકનુ નિરતર સેવન થાય તે જ અગો જાણવા, તે વિના સર્વ નિરુપયોગી જાણવુ ૩–૪

સૂત પૌરાણિકે કહ્યુ–હે શૌનક! પરીક્ષિતે આમ પૂછ્યુ, એટલે જેમનુ મન શ્રીકૃષ્ણ ભગવાનમા નિમગ્ન થયુ હતુ એવા શુકદેવજી નીચે પ્રમાણે બોલ્યા ૫ કોઈ એક દીન બ્રાહ્મણ શ્રીકૃષ્ણનો બાળમિત્ર હતો, તે વેદવેત્તા, વિષયો તરફ વૈરાગ્ય વૃત્તિવાળો, શાત અતકરણનો, જીતેદ્રિય, દૈવેચ્છાથી જે મળે તે ઉપર નિર્વાહ કરનાર અને ગૃહસ્થાશ્રમી

$ આ અધ્યાયમા શ્રીકૃષ્ણે સુદામા નામના બ્રાહ્મણની પૂજા કરીને તેનો સત્કાર કર્યો, એ કથા કહેવાશે

હતો. તે બ્રાહ્મણ જીર્ણ વસ્ત્રો પહેરતો, તેની સ્ત્રી જુના વસ્ત્રો પહેરતી તથા ભૂખથી તેઓ દુર્બળ રહેતાં. ૧–૭ એક દિવસ દરિદ્ર અને કષ્ટથી દુ ખી થતી સ્ત્રીએ ધ્રુજતા ધ્રુજતા પતિની પાસે જઈ તેને વિન તિ કરી કે, હે મહારાજ ! લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ તમારા મિત્ર, બ્રાહ્મણોને માન આપનાર, શરણાગતનું રક્ષણ કરનાર અને યાદવોમા ઉત્તમ છે ૮–૯ માટે તે સત્પુરુષોના આશ્રયરૂપ શ્રીકૃષ્ણની પાસે તમે જાઓ. શ્રીકૃષ્ણની પાસે જશો તો તે તમારા દુ.ખી થતા કુટુ'બને માટે ધન આપશે ૧૦ હમણા તે દ્વારકામા રહે છે અને જેઓ પોતાના ચરણનું સ્મરણ કરે છે તેઓને પોતાનુ સ્વરૂપ દેખાડે છે તે ભોજ, વૃષ્ણિ ને અ ધકના અધિપતિ હોઇ તમારો સત્કાર કરશે. તેમના અ ગીકારથી ભોજ, વૃષ્ણિ અને અ'ધક કુળના રાજાઓ પણ તમને ધન આપશે હમણા જગદ્ગુરુ ભગવાન પોતાને અર્થો તથા વિષયભોગ પ્રિય નથી તોપણ સેવે છે, તથા પોતાની સેવા કરનારને પણ આપે છે ૧૧ આ પ્રમાણે સ્ત્રીએ કોમળતાથી ઘણી વાર સુધી પ્રાર્થના કરી ત્યારે 'શ્રીકૃષ્ણના દર્શન' એજ મોટો લાભ છે ૧૨ એવો વિચાર કરી દ્વારકા જવાનો તેમણે વિચાર કર્યો અને પછી સ્ત્રીને કહ્યુ કે—હે કલ્યાણિ ! ઘરમા કઈ ભેટ આપવા જેવી વસ્તુ છે ? હોય તો લાવ ૧૩ એટલે તે બ્રાહ્મણીએ ચાર મુઠી પૌઆ માગી લાવી, લુગડાના કકડામા બાધી પતિને આપ્યા ૧૪ પેલો બ્રાહ્મણ પૌઆ લેઇ શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કરવાનો વિચાર કરતો કરતો દ્વારકા ગયો. ૧૫ સ્વધર્મ પાળનાર તથા બીજા કોઈથી જઈ શકાય નહિ એવા અ ધક તથા વૃષ્ણિ કુળના યાદવોના મહેલોની વચ્ચે એક મનોહર મહેલ હતો, તેની ત્રણ ચોકી તથા ત્રણ માડવી વટાવી તે અ દર ગયો. ત્યા બ્રહ્માનંદનાં સુખમાં લીન હોય એવો તેને આન'દ થયો ૧૬–૧૭ શ્રીકૃષ્ણ ભગવાન કે જે પોતાની સ્ત્રી સાથે બિરાજેલા હતા તે દૂરથી તેને આવતો જોઇ ઉઠીને ઉભા થયા અને તેની સામે જઇ પ્રેમથી બે હાથે આલિ ગન આપ્યુ. ૧૮ પોતાના પ્રિયમિત્ર બ્રહ્મર્ષિના શરીરનો સ્પર્શ થવાથી શ્રીકૃષ્ણ ભગવાન અત્ય ત સુખ પામ્યા, અને પ્રેમને લીધે તેમના નેત્રમા પાણી આવ્યા ૧૯ પછી મિત્ર બ્રાહ્મણને પર્યંક ઉપર બેસાડી તેના પૂજનની સામગ્રી પોતાના હાથે લાવી તેના પગ ધોયા અને પોતે જો કે લોકપાવન હતા, તોપણ તેમણે બ્રાહ્મણના ચરણનું જળ પોતાના મસ્તક ઉપર ચઢાવ્યુ અને દિવ્ય ગ ધ, ચ દન, અગરુ તથા કુ કુમનો લેપ કર્યો ૨૦–૨૧ ધૂપ, દીપ અને માળાથી તેની પ્રેમપૂર્વક પૂજા કરી, તાબૂલ અને ગાય અર્પણ કરી તથા 'ભલે પધાર્યા,' એમ કહી સત્કાર કર્યો ૨૨

આ જીર્ણ વસ્ત્રવાળા, મલીન શરીરવાળા, દુર્બળ તથા જેના આખા શરીરમા નાડીઓ તરી આવી હતી એવા સુદામાને શ્રીકૃષ્ણના સ્ત્રી લક્ષ્મી પોતે ચામર લઈને પવન ઢોળવા લાગ્યા ૨૩ અને નિર્મળ કીર્તિવાળા શ્રીકૃષ્ણે તેમનો પ્રીતિથી સત્કાર કર્યો તે જોઈને અ ત પુરના સર્વ મનુષ્યો આશ્ચર્ય પામ્યા ૨૪ તેઓ મન સાથે કહેવા લાગ્યા કે, આ ધન વિનાના, દુર્બળ, નિ'દાપાત્ર, નિસ્તેજ અને મલિન ભિક્ષુકે આ લોકમા એવુ' તે શું પુણ્ય કર્યું હશે કે જે પુણ્યના પ્રભાવથી ત્રણ લોકના ગુરુ તથા લક્ષ્મીના નિવાસરૂપ શ્રીકૃષ્ણ ભગવાને તેનો સત્કાર કર્યો અને પલ ગ ઉપર બેઠેલા લક્ષ્મીજીનો પણ અનાદર કરી જ્યેષ્ઠ બ ધુને આલિ ગન કરે તેમ આલિ ગન કર્યું ૨૫–૨૬ બ ને એક બીજાનો હાથ ઝાલી પોતે આગળ ગુરુને ઘેર સાથે રહેતા, તે સ બ ધી રસભેર પૂર્વની વાતો કરવા લાગ્યા ૨૭

શ્રીભગવાને પૂછ્યુ —હે મહારાજ ! તમે ગુરુદક્ષિણા આપી ગુરુને ઘેરથી ગયા પછી શાસ્ત્રમા કહેલી રીતે યોગ્ય સ્ત્રીને પરણ્યા છો કે નહિ ? ૨૮ હે વિદ્વાન્ ! હુ ધારુ છુ કે, તમારુ મન ઘણુ કરીને ઘરમા પણ આસક્ત થતુ નહિ હોય ? તેમ તમને ધન ઉપર અત્યત રુચિ નહિ હોય. ૨૯ ઈશ્વરની માયાથી રચાયેલી વિષયવાસનાઓનો ત્યાગ કરનાર કેટલાક પુરુષો તથા કામનાઓનો ત્યાગ કરનાર કેટલાક પુરુષો કામનાઓથી પરાભવ નહિ પામતા માત્ર લોક મર્યાદાના રક્ષણ માટે હુ જેમ કાર્ય કરુ' છું તેમ કાર્યો કરે છે. ૩૦ આપણે ગુરુને

ઘેર રહેતા તે તમને સાંભરે છે ? ગુરુગૃહમા રહેવાથી આત્માનુ તત્ત્વ જાણી દ્વિજ લોકો સસાર તરી જાય છે ૩૧ હે મિત્ર ! જેનાથી જન્મ થાય છે તે પિતા આલોકમા પહેલો પુરુષ છે દ્વિજ વર્ણને ઉપનયન સસ્કાર આપી વેદ ભણાવે તે બીજો અને આશ્રમવાળાઓને બ્રહ્મવિદ્યા ભણાવે તે ત્રીજો ગુરુ ગણાય છે આ ત્રણ ગુરુમા પહેલો પૂજ્ય, બીજો સારી પેઠે પૂજ્ય, અને ત્રીજો તો સાક્ષાત્ ઈશ્વર રૂપ ગણાય છે. ૩૨ હે મહારાજ ! આ સસારમા વર્ણાશ્રમવાળાઓમા જે પુરુષો જ્ઞાન આપનાર ગુરુના ઉપદેશથી શ્રમવિના સસારરૂપી સમુદ્રને તરી જાય છે, તેઓ વ્યવહાર કુશળ છે ૩૩ હુ કે જે સર્વ પ્રાણીઓમા આત્મારૂપે રહેલો છુ તે ગુરુની સેવાથી જેવો સતુષ્ટ થાઉં તેવો યજ્ઞ, બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ કે સન્યાસીના ધર્મથી પ્રસન્ન થાઉં નહિ ૩૪ આપણે ગુરુગૃહમા રહેતા ત્યારે એકવાર ગુરુ પત્નીએ આપણને લાકડા લેવા મોકલ્યા હતા, તે સમયે દૈવગતિથી જે થયું હતુ તે તમને સાંભરે છે કે ? ૩૫ આપણે લાકડા લેવા વનમા ગયા હતા ત્યા ઋતુવિના પવનનુ તોફાન થઈ આવી વરસાદ વરસવા માડ્યો હતો તથા મોટી ગર્જનાઓ થઇ હતી ૩૬ થોડી વારમા સૂર્ય અસ્ત પામ્યો, દિશાઓ અધારાથી ભરાઈ ગઈ અને સર્વ જળમય થઈ ગયુ, જેથી ઉચા નીચા સ્થળ જણાતા બધ થઈ ગયા ૩૭ પાણી પાણી થઇ રહેલા વનમા પવન તથા પાણીથી પીડાતા, દિશાઓને નહિ દેખાતા અને આતુર બની ગયેલા આપણે એક બીજાના હાથ ઝાલી લાકડાની ભારીઓ ઉપાડી આડાઅવળા અથડાયા. ૩૮ સૂર્યોદય થયો કે ગુરુ સાંદીપનિ આપણને શોધવા આવ્યા અને તેમણે આતુર થયેલા આપણને દીઠા ૩૯ આપણને જોઇ તે બોલ્યા કે, પુત્રો ! આ દેહ કે જે પ્રાણીઓને બહુ પ્રિય છે તેની પણ તમે દરકાર ન કરતા મારી સેવા કરવામા મન રાખ્યુ ૪૦ દેહ કે જેમાથી પુરુષાર્થ મળી શકે છે તે દેહ શુદ્ધ ભાવથી ગુરુને અર્પણ કરવો, એટલો જ ઉત્તમ શિષ્યોનો ગુરુપ્રત્યે ધર્મ છે ૪૧ હે ઉત્તમ શિષ્યો ! હુ તમારી અનુવૃત્તિથી પ્રસન્ન થયો છુ તમારા મનોરથો સફળ થાઓ. મારી પાસેથી ભણેલા વેદો આ લોકમા તથા પરલોકમા તમને ફળો ૪૨ આપણે ગુરુગૃહમા વાસ કરતા હતા તેવામા આવા અનેક પ્રકારના બનાવ બન્યા હતા, તે તમને સાંભરે છે ? ગુરુના અનુગ્રહથી પુરુષ શાંતિને મેળવે છે. ૪૩

સુદામા બોલ્યા–અમે જેઓને સત્ય સંકલ્પવાળા આપની સાથે ગુરુને ઘેર રહેવુ થયુ હતું તેઓને કયી વસ્તુ દુર્લભ છે ? ૪૪ હે વિભુ ! કલ્યાણ કરનાર વેદરૂપ જે પરબ્રહ્મ, તે જેની મૂર્તિ છે એવા આપ ગુરુને ઘેર રહ્યા તે મનુષ્યલીલાનુ માત્ર અનુકરણજ હતુ ૪૫

यस्य छन्दोमय ब्रह्म देह आवपन विभो ।
श्रेयसां तस्य गुरुषु वासोऽत्यतविडम्बनम् ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
अशीतितमोऽध्याय:

## અધ્યાય ૮૧ મો.*

### સુદામા ચરિત્ર–વૈભવ દાન.

श्रीशुक उवाच

स इत्थ द्विजमुख्येन सह सकथयन् हरिः ।
सर्वभूतमनोभिज्ञ स्मयमान उवाच तम् ॥

શુકદેવજી કહે છે–આ પ્રમાણે સુદામા સાથે વાતો કરતા શ્રીકૃષ્ણ, કે જે સર્વ પ્રાણીઓના મનને જાણતા હતા, તે મિત્ર પોતાને ભેટ કરવા પૌંઆ લાવ્યો છે પણ આપતા શરમાય છે એ પણ જાણતા હતા સત્પુરુષના શરણ તથા બ્રાહ્મણોને માન આપનાર, તે પ્રેમ દૃષ્ટિથી તેને નિહાળતા અને મ્હો મલકાવતા તેના પ્રતિ બોલ્યા કે, ૧–૨ હે મિત્ર ! તમે મારે માટે તમારે ઘેરથી શી ભેટ લાવ્યા છો ? ભક્તો પ્રેમથી થોડુ અર્પણ કરે તે હુ ઘણુ કરીને માનુ છુ અને અભક્તો ઘણુ લાવે તોપણ હુ તેથી પ્રસન્ન થતો નથી ૩ શાંત બુદ્ધિવાળો પુરુષ ભક્તિપૂર્વક મને પત્ર, પુષ્પ, ફળ કે જળ ચઢાવે તે હુ ભક્તિથી અર્પણ કરેલુ હોવાથી સ્વીકારી લઉં છુ. ૪

* આ અધ્યાયમા ભગવાને સુદામાના પૌંઆ ખાઇ તેમને ઇન્દ્રને પણ દુર્લભ એવો વૈભવ આપ્યો, એ કથા કહેવામા આવશે

શુકદેવજી બોલ્યા–હે રાજન્! ભગવાને કહ્યું તોપણ સુદામા નીચુ મુખ કરીને બેસીજ રહ્યા, પરંતુ લક્ષ્મીના પતિ શ્રીભગવાનને એક પસલી પૌઆ આપ્યા નહિ [૫] સર્વ પ્રાણીઓના અંતઃકરણના સાક્ષી સાક્ષાત્ ભગવાને આગમનનુ કારણ જાણીને વિચાર કર્યો કે–આ મારો મિત્ર પૂર્વે લક્ષ્મીની ઇચ્છાથી મને ભજતો ન હતો, પરંતુ હમણા તે પોતાની સ્ત્રીને રાજી કરવા માટે મારી પાસે આવ્યો છે, તેથી દેવતાઓને દુર્લભ એવી સંપત્તિઓ હુ એને આપુ. [૬–૭] આવો વિચાર કરીને લુગડાના કડકામા બાંધેલા પૌઆ લેઇને 'આ શુ છે?' એમ કહી તે છોડીને તેમાથી ભગવાને થોડાક લીધા, અને કહ્યું કે.–હે મિત્ર! આ તો હુ બહુ જ પ્રસન્ન થાઉં એવી વસ્તુ તમે ભેટ આણી છે. હુ આખા જગતનો આત્મા છુ, તેને આ પૌઆ તૃપ્ત કરો [૮–૯] આમ કહીને એક મુઠી પૌઆ તેમણે ખાધા અને જેવી બીજી મુઠી ભરવા ગયા કે, લક્ષ્મીજીએ તેમનો હાથ પકડી લીધો અને કહ્યુ કે–હે જગદાત્મા! તમે તૃપ્ત થાઓ, તે પ્રમાણે તમારા ભક્તને આ લોકમા અથવા પરલોકમા સર્વ સંપત્તિઓની પ્રાપ્તિ માટે પૂર્ણ છે હવે બીજી મુઠી ભરીને શુ મને પણ તેમને સ્વાધીન કરવી છે? એમ કહી રુક્મિણીએ તે પોટલી લેઈ લીધી [૧૦–૧૧] પછી ભગવાનના ઘરમા તે રાત્રી સુદામા રહ્યા અને ખાનપાન કરી જાણે પોતે સ્વર્ગમા આવ્યા હોય તેવુ સુખ પામ્યા [૧૨] સૂર્યોદય થતા જગતના રક્ષક સ્વરૂપાનંદથી પૂર્ણ ભગવાન પ્રણામ કરી તેમને વળાવવા ગયા ત્યા વિનયના વચનોથી તેમને પ્રસન્ન કર્યા એટલે તે રાજી થતા થતા ઘેર ગયા. [૧૩] શ્રીકૃષ્ણ પાસેથી તેમને કંઇ ધન મળ્યુ નહિ, તેમ તેમણે કંઈ માગ્યુ પણ નહિ, પરંતુ શ્રીકૃષ્ણના દર્શનથી શાંતિ પામેલા સુદામાએ જતા જતા વિચાર્યુ કે, અહો! બ્રાહ્મણ્યદેવ ભગવાનનુ બ્રાહ્મણપણુ મારા અનુભવમા આવ્યુ. કારણ કે વક્ષઃસ્થળમા લક્ષ્મીને ધરનાર ભગવાને, હુ કે જે એક મહા દરિદ્ર છું તેનું આલિંગન કર્યું. [૧૪–૧૫] હું દરિદ્ર તથા નીચ ક્યા! અને લક્ષ્મીના નિવાસરૂપ ભગવાન ક્યા! તેમણે મને કેવળ બ્રાહ્મણ જાતિનો જાણી મારુ આલિંગન કર્યું, અને બેસવાના પર્યંક ઉપર પોતાના બંધુની પેઠે મને બેસાડ્યો અને રસ્તાનો પરિશ્રમ ઉતારવા રાણીએ ચમર લઇ મને પવન ઢોળ્યો તેમજ દેવના તથા બ્રાહ્મણોના દેવ ભગવાને મારી સેવા કરી તથા ચરણો તળાસી એક દેવતાની પેઠે મારી પૂજા કરી. [૧૬–૧૭] ભગવાનના ચરણનુ પૂજન તો પુરુષોને સ્વર્ગનું, મોક્ષનું, પરલોકનું તથા પૃથ્વી ઉપરની સર્વ સંપત્તિઓનું કારણ છે, તથાપિ આ નિર્ધન બ્રાહ્મણને ધન મળશે તો તે બહુ જ ગર્વિષ્ઠ થઇ જશે અને મારુ સ્મરણ કરશે નહિ, એમ ધારીને દયાળુ ભગવાને થોડું પણ ધન મને આપ્યું નહિ. [૧૮–૨૦] આમ વિચાર કરતા કરતા તે પોતાને ઘેર આવ્યા, તો ત્યા સૂર્ય, અગ્નિ તથા ચંદ્રમા જેવો ઝગઝગાટ મારતા મોટા મહેલોથી ચારે તરફથી વિંટાયલુ જણાયુ. [૨૧] ત્યાં વિચિત્ર ઉપવનોમા અને વાડીઓમા પક્ષીઓ મધુર શબ્દો કરી રહ્યા હતા જળાશયોમા કુમુદ, અંભોજ, કહ્‌લાર તથા ઉત્પલ પ્રફુલ્લિત થઇ રહ્યા હતા. [૨૨] શણગારેલા પુરુષો તથા નારીઓ આમ તેમ ફરતી હતી. આ શુ હશે? આ સ્થાન કોનુ હશે? અહીં આમ કેમ થઈ ગયુ હશે! એમ તે વિચાર કરતા હતા, એટલામા તો દિવ્ય કાંતિવાળા પુરુષો અને સ્ત્રીઓ મધુર ગાયનોથી તથા વાજીંત્રોથી તેમને માન આપવા આવ્યા [૨૩–૨૪] પતિને આવેલા જોઈ લક્ષ્મી જેવા તેમના સ્ત્રી પ્રસન્ન થઈને આદર સાથે બહાર નીકળ્યા. [૨૫] પતિને જોઇને પ્રેમ તથા ઉત્કંઠાથી તેમની આંખમા અશ્રુઓ ભરાઇ આવ્યા, અને તેમણે આંખો મિંચી દૃઢ ભાવ સાથે પતિના ચરણમા પડી તેમને અંતઃકરણથી આલિંગન કર્યું. [૨૬] વિમાનમા બેસનારી દેવાંગનાની પેઠે ગળે મોતીની માળ ધારણ કરનારી દાસીઓની વચ્ચે દીપી રહેલી પોતાની સ્ત્રીને જોઈ સુદામા આશ્ચર્ય પામ્યા. [૨૭] સ્ત્રીની સાથે પ્રસન્ન થતા તે પોતાના ઘરમા ગયા. તે ઘર મણિના સ્તમ્ભોવાળું ઇંદ્રના ભવન જેવું હતુ. [૨૮] તેમા દૂધના ફીણ જેવી શ્વેત શય્યાઓ, હાથી દાંતના તથા

સોનાના સામાનવાળા પલંગો અને સોનાની દાંડીવાળા ચામર તથા વિંઝણાઓ હતા. २९ સુવર્ણનાં આસનો તથા કોમળ પાથરણાં, ચંદરવાઓમાં મોતીની માળાઓ વગેરે હતું. ३० સ્વચ્છ સ્ફાટિકોની ભિંતોમા તથા મરકત મણિની ભૂમિઓમા રત્નના દીવાઓ પ્રકાશી રહ્યા હતા. ભિંતો ઉપર રત્ન જેવી સ્રીઓ આલેખેલી હતી. ३१ આ ઘરમા સર્વ સંપતિઓની સમૃદ્ધિ જોઇ તેનુ કારણ જાણવામા ન આવતાં સ્થિર થઈને તે વિચાર કરવા લાગ્યા, કે આ મારી સમૃદ્ધિ ક્યાથી આવી ? ३२ હુ દુર્ભાગ્ય તથા દરિદ્રી હતો તેને આવી સમૃદ્ધિ મળવાનુ કારણ મહાલક્ષ્મીવાળા યદુપતિ શ્રીભગવાનની કૃપાદૃષ્ટિ વિના બીજુ કંઇજ કારણ નથી ३३ સમુદ્રને પૂરનારો ઉદાર મેઘ જેમ કોઈ કોઇ વખતે ઘણી વૃષ્ટિને થોડી માની પોતે શરમાતો હોય તેમ ખેડુતોની સમક્ષ વર્ષતો નથી, પરંતુ રાત્રે ખેડુત નિદ્રાવશ થયા પછી વરસીને ખેતરને પાણીથી ભરી દે છે, તેમજ મારા મિત્ર અને દાશાર્હોમા શ્રેષ્ઠ સંપૂર્ણ કામનાવાળા શ્રીકૃષ્ણ પણ ભક્તને આપવા યોગ્ય ઇંદ્રાદિકના પદને પણ તુચ્છ ગણે છે, અને તેમના ભજનને મોટુ ગણી તેની સમક્ષ ન બોલતા ઇંદ્રાદિકનુ પદ આપે છે ३४ ભગવાન પોતે ઘણુ આપ્યા છતા તેને થોડુ માને છે અને ભક્તે કર્યું હોય તેને ઘણુ માને છે, કારણ કે આપેલી પૌંઆની એક મુઠીને પણ મહાત્મા ભગવાને પ્રીતિથી ગ્રહણ કરી, ३५ માટે મને તો પ્રત્યેક જન્મમા ભગવાનની સાથે સંબંધ અને સેવકપણું હજો, મોટા પ્રભાવવાળા અને ગુણના ભંડારરૂપ શ્રીકૃષ્ણની સાથે જોડાતા તેમના ભક્તો સાથે નિકટનો પ્રસંગ પડજો ३६ ધનવાનોને ધનના મદથી નીચ અવતારો આવે છે, તે જોઇને અજન્મા ભગવાન પોતાના અવિવેકી ભક્તને વિચિત્ર સંપત્તિ, રાજ્ય અથવા વિભૂતિઓ આપતા નથી, પરંતુ દૃઢ ભક્તિજ આપે છે હુ ભક્તિહીન છુ, તેથી આ સંપત્તિનુ સુખ પ્રાપ્ત થયુ, માટે હવે હુ તેમની ભક્તિને માગુ ३७ આવો નિશ્ચય કરી તેઓ ભગવાનના અત્યંત ભક્ત થયા તે બ્રાહ્મણ વિષયોનો ત્યાગ કરવા ધીરે ધીરે અભ્યાસ કરવા લાગ્યા, અને આસક્તિ રહિત થઈ વિષયોનો ઉપભોગ કરવા લાગ્યા ३८ દેવોના દેવ તથા યજ્ઞોના અધિપતિ શ્રીકૃષ્ણને બ્રાહ્મણોજ ઇષ્ટ દેવરૂપ છે, તેમને બ્રાહ્મણો કરતા બીજું કંઈ પણ વધારે નથી. ३९ આ રીતે ભગવાનનો મિત્ર એવો તે બ્રાહ્મણ ભગવાનને પોતાના ભક્તોથી પરાજીત થતા જોઈ તે સમયથીજ તેમનુ ધ્યાન કરવા લાગ્યો અને તેના વેગથી દેહાભિમાન રહિત થઈ, અંતે સત્પુરુષોની ગતિરૂપ તેમના ધામને પામ્યો ४० બ્રાહ્મણનું તથા વેદનુ રક્ષણ કરનાર ભગવાનના બ્રહ્મણ્યપણાની જે મનુષ્ય કથા સાભળે છે તે ભગવાનની ભક્તિ સંપાદન કરી કર્મના બંધનથી છુટે છે

एतद्ब्रह्मण्यदेवस्य श्रुत्वा ब्रह्मण्यतां नरः ।
लब्धभावो भगवति कर्मबंधाद्विमुच्यते ॥४१॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
एकाशीतितमोऽध्यायः

# અધ્યાય ૮૨ મો.[§]

## ધર્મક્ષેત્રમાં રાજવંશીઓ.

श्रीशुक उवाच

अथैकदा द्वारवत्या वसतो रामकृष्णयोः ।
सूर्योपरागः सुमहानासीत्कल्पक्षये यथा ॥

શુકદેવજી કહે છે–હે રાજન્ ! શ્રીકૃષ્ણ તથા બળદેવજી દ્વારકામા રહેતા હતા તે સમયે, પ્રલય કાલના જેવુ ભયંકર સૂર્યગ્રહણ થયુ १ હે રાજન્ ! જ્યોતિર્વિદના કહેવાથી સૂર્યગ્રહણ થશે, એમ જાણીને ધર્મ કરવાની ઇચ્છાથી સર્વ દેશના લોકો સૂર્યગ્રહણ થયા પૂર્વે કુરુક્ષેત્ર એ જ કે જ્યા આગળ શસ્રધારીઓમા ઉત્તમ એવા પરશુરામે પૃથ્વીને નિઃક્ષત્રિય કરી રાજાઓના લોહીના મોટા મોટા ધરો ભર્યા હતા તથા જ્યા ભગવાન પરશુરામે પાપથી અલિપ્ત છતા ધર્મની મર્યાદાનો ઉપદેશ કરવા બીજા પ્રાકૃત મનુષ્યની પેઠે પાપનો નાશ કરવા યજ્ઞો કર્યા હતા २–४ આ મોટી તીર્થયાત્રા માટે ભરતખંડની

§ આ અધ્યાયમા સૂર્યગ્રહણ સમયે કુરુક્ષેત્રમા આવેલા રાજાઓ યાદવોને જોઇને પ્રીતિથી માહોમાહે વાટો કરવા લાગ્યા, એ કથા કહેવામા આવશે

પ્રજા, તેમ જ અક્રૂર, વસુદેવ, ઉગ્રસેન, ગદ, પ્રદ્યુમ્ન તથા સાબ આદિ યાદવો ત્યાં આગળ ભેગા થયા હતા. અનિરુદ્ધ ને કૃતવર્મા એ બે યાદવો, સુચન્દ્ર, શુક તથા સારણ સાથે દ્વારકાની રક્ષા કરવા રહ્યા હતા. દેવના વિમાન જેવા રથો પાણીના મોજા પેરે ચાલનારા ઘોડા, ગાજતા અને કાળા રંગના મેઘ જેવા હાથીઓ તથા વિદ્યાધર જેવી કાંતિવાળા મનુષ્યો સાથે યાદવો કુરુક્ષેત્રમા એકઠા થતા હતા મહા તેજસ્વી તથા કંઠમા સુવર્ણની માળાવાળા યાદવો રસ્તામા શોભતા હતા ૫–૮ તેમણે દિવ્ય પુષ્પની માળાઓ પહેરી હતી, ઉંચી જાતના વસ્ત્રો પહેર્યાં હતા, શરીરો પર દિવ્ય કવચો ધારણ કર્યાં હતા અને સ્ત્રીઓની સાથે જતા રસ્તામા તેઓ દેવતાઓની માફક શોભતા હતા એ લોકોએ સાવધાન મનથી કુરુક્ષેત્રના પવિત્ર તીર્થમા સ્નાન કરી ઉપવાસ કર્યો અને પછી બ્રાહ્મણોને વસ્ત્ર, પુષ્પની તથા સુવર્ણની માળાથી શણગારેલી ગાયોના દાન આપ્યા ફરીને યાદવોએ પરશુરામના ધરોમા શાસ્ત્ર વિધિથી સ્નાન કરી, ' અમને ભગવાનની ભક્તિ પ્રાપ્ત થજો, ' એ પ્રમાણે સંકલ્પ કરી ઉત્તમ બ્રાહ્મણોને ઉત્તમ અન્નના દાન આપ્યા અને પછી શ્રીકૃષ્ણને ઈષ્ટદેવ માનનાર યાદવો પોતે બ્રાહ્મણોની આજ્ઞા લઈ જમ્યા અને શીતળ છાયાવાળા ઝાડો તળે બેઠા ૯–૧૧ યાદવોએ ત્યા મત્સ્ય, ઉશીનર, કોસલ, વિદર્ભ, કુરુ અને સૃંજય વંશના રાજાઓને દીઠા ૧૨ કાંબોજ, કેકય, ભદ્ર, કુંતી, આનર્ત અને કેરલ દેશના રાજાઓને પોતાના તથા પગ્પક્ષના સેંકડો રાજાઓને, લોકોને, નંદાદિક ગોવાળિયાઓને અને ચિરકાળથી વિખુટા પડેલા શ્રીકૃષ્ણને મળવા આતુર ગોપિકાઓને પણ દીઠી ૧૩–૧૪ આ સર્વે લોકો એક બીજાને મળવાથી હર્ષના વેગમા આવી ગયા હતા. તેઓના હૃદયો તથા મુખકમળ પ્રફુલ્લિત અને પ્રસન્ન લાગતા હતા, અને તેઓના નેત્રમાથી પ્રેમાશ્રુ નીકળતા હતા તે સર્વે લોકો એક બીજાને દૃઢ આલિંગન આપીને આનંદ પામ્યા ૧૫ બીજી તરફ એક બીજાને જોઇ સ્ત્રીઓની આંખમા પણ હર્ષનાં અશ્રુ ભરાઈ આવ્યાં, અને પ્રીતિ ભર્યા હાસ્યથી તથા નિર્મળ કટાક્ષ દૃષ્ટિવડે એક બીજાની સામું જોઈને તે આનંદ પામ્યા ૧૬ પછી જેઓને નાની અવસ્થાવાળાઓ પગે લાગતા હતા એવા પ્રૌઢ અવસ્થાવાળા લોકો વૃદ્ધ વયના લોકોને પગે લાગ્યા, અને સ્વાગત તથા કુશળ પ્રશ્ન પૂછીને, પરસ્પર શ્રીકૃષ્ણની વાતો કરવા લાગ્યા ૧૭ કુંતાજી પણ ભાઈઓ, બેનો, તેઓના પુત્રો, માતપિતા, ભાઈઓની સ્ત્રીઓ તથા ભગવાનને મળી તેમની સાથે આનંદની વાતો કરી શોક મુક્ત થયા ૧૮ તે કહેવા લાગ્યા કે–હે વસુદેવ ! હે ભાઈ! હું મારા આત્માને કૃતકૃત્ય માનતી નથી, કારણ કે, તમે સમર્થ છો છતા પણ આપત્તિવેળા મારી સંભાળ લેતા નથી ૧૯ પરંતુ તેમા તમારો દોષ નથી, કારણ કે જેને દેવ પ્રતિકૂલ હોય છે, તે સંબંધીવાળો હોય તોપણ તેને સંબંધી, જ્ઞાતિ, પુત્રો, ભાઇઓ અને માતપિતા સહાય કરી શકતા નથી ૨૦

વસુદેવ બોલ્યા–હે બેન ! તમે અમારા ઉપર દોષ મૂકો નહિ, કારણ કે મનુષ્ય તો દૈવના રમકડા છે મનુષ્ય ઈશ્વરને વશ છે અને ઇશ્વર જગતમા કાર્ય કરે છે અથવા બીજા પાસે કરાવે છે ૨૧ અમે સૌ કંસના ભયથી જુદી જુદી દિશામા નાસી ગયા હતા તે હમણા સ્થિર થઇ ગામમા વસવા લાગ્યા છીએ ૨૨

શુકદેવજી કહે છે–વસુદેવ અને ઉગ્રસેન આદિ યાદવોએ સત્કાર કરેલા તે રાજાઓ ભગવાનના દર્શન કરી, પરમ સંતોષ પામ્યા ૨૩ હે રાજેંદ્ર ! ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, ગાંધારી, તેના પુત્રો, સ્ત્રીઓ સહિત પાંડવો, કુંતા, સૃંજય, વિદુર, કૃપાચાર્ય, કુંતિભોજ, વિરાટ, ભીષ્મક, નગ્નજિત, પુરુજિત, દ્રુપદ, શલ્ય, ધૃષ્ટકેતુ, કાશીરાજા, દમઘોષ, વિશાલાક્ષ, મિથિલાનો રાજા, ભદ્રદેશનો રાજા, કેકય દેશનો રાજા, યુધામન્યુ, સુશર્મા, બાહ્લિક વગેરે રાજાઓ, તેમના પુત્રો તથા યુધિષ્ઠિરાનુસારી રાજાઓ, જેઓ ત્યા આવ્યા હતા, તેઓ શ્રીકૃષ્ણ ભગવાનના લક્ષ્મીના નિવાસરૂપ શરીરને તથા તેમની રાણીઓને જોઇને આશ્ચર્ય પામ્યા ૨૪–૨૭ બળભદ્ર અને શ્રીકૃષ્ણે જેઓનો સત્કાર કર્યો હતો એવા

રાજાઓ યાદવોના વખાણ કરતા બોલ્યા કે, અહો!! પૃથ્વીના મનુષ્યોમા તમારો જન્મ સફળ છે, કારણ કે યોગીઓને પણ જેમના દર્શન દુર્લભ છે, એવા શ્રીકૃષ્ણ ભગવાનના તમે વાર વાર દર્શન કરો છો ૨૮–૨૯ વેદોએ ગાયેલી જેમની કીર્તિ જગતને પવિત્ર કરે છે, જેમના ચરણપ્રક્ષાલનનું જળ ગંગાજી રૂપે થયું છે, તથા જેમના વચનરૂપી વેદો જગતને પવિત્ર કરે છે, તેમ જ કાળની ગતિથી શક્તિરહિત થયેલી આ પૃથ્વી જેમના ચરણારવિંદના સ્પર્શથી ઉત્તમ શક્તિ ધારણ કરી, અમારી સર્વ કામનાઓ પૂર્ણ કરે છે, તે ભગવાનની સાથે દર્શન, સ્પર્શ, ગમન, ભાષણ, શય્યા, આસન, ભોજન, વિવાહ તથા સપિણ્ડત્વ સંબંધથી તમે જોડાયેલા છો તેથી તમે જો કે નરકના માર્ગરૂપ ઘરમા વસો છો, છતા તમારા ઘરમા સ્વર્ગ અને મોક્ષની તૃષ્ણા ટાળનાર વિષ્ણુ પોતે જ રહેલા છે તેથી તમારો જન્મ સફળ છે. ૩૦–૩૧

શુકદેવજી કહે છે–ગાડામા વસ્તુઓ ભરીને આવેલા નંદાદિક ગોવાળિયા શ્રીકૃષ્ણ પ્રમુખ યાદવોને આવ્યા જાણી, તેમને મળવા ગયા નંદરાયને જોઈને ઘણા દિવસથી દર્શન કરવા આતુર થઈ રહેલા યાદવો, શરીરો જેમ પ્રાણને જોઇને હર્ષ પામે, તેમ નંદરાયને જોઈ ઉભા થયા અને તેમને દૃઢ આલિંગન કર્યું. ૩૨–૩૩ વસુદેવ પણ પ્રેમથી વિહ્વળ થઈ ગયા કંસે દીધેલા દુઃખો તથા ગોકુળમા નંદને ત્યા પોતે શ્રીકૃષ્ણને મૂક્યા હતા તે વાત સંભારવા લાગ્યા. અને નંદરાયને આલિંગન કરી તે બહુ પ્રસન્ન થયા ૩૪ શ્રીકૃષ્ણ તથા બળભદ્ર માતપિતા નંદ તથા યશોદાનું આલિંગન કરીને અને તેમને પ્રણામ કરીને બોલવા ગયા, પરંતુ પ્રેમથી ગળામા અશ્રુ આવ્યા, તેથી કંઈ પણ બોલી શક્યા નહિ. ૩૫ મહા ભાગ્યશાળી નંદરાય તથા યશોદા બન્ને પોતાના ખોળામા પુત્રોને બેસાડીને બે હાથથી તેમને છાતી સાથે ચાપી, તેમના મુખ સામુ જોઇ પ્રસન્ન થયા ૩૬ રોહિણી તથા દેવકી પણ યશોદાને મળી મૈત્રી સંભારી આખમાથી આસુ પાડી ગળગળા સ્વરે કહેવા લાગ્યા કે, ૩૭ હે વ્રજરાણી! તમારી અવિચ્છિન્ન મૈત્રીને કોણ વિસરી જાય? ઈન્દ્રના સ્થાનનુ ઐશ્વર્ય મળે તોપણ આ લોકમા મૈત્રીનો બદલો વાળી શકાતો નથી ૩૮ અમોએ માતપિતાને ન જોનાર આ બાળકો, બે આખો જેમ પાપણોને સોપવામા આવે, તેમ તમને સોપ્યા હતા અને તેઓ પણ તમારી પાસે લાડ, અભ્યુદય, પોષણ તથા પાલન પામી નિર્ભય રહ્યા હતા. સત્પુરુષોને આ પોતાનુ અને આ પારકુ એવી વિષમબુદ્ધિ હોતી નથી ૩૯ જેમના દર્શન કરતી વેળા નેત્રોની વચ્ચે આવતી પાપણોના બનાવનારને ગોપીઓ ગાળો ભાડતી, તે ગોપીઓએ ઘણે દિવસે પોતાના પ્રિયતમ શ્રીકૃષ્ણને મળી, દૃષ્ટિદ્વારા તેમને પોતાના હૃદયમા ધારણ કર્યા અને પછી સારી રીતે આલિંગન કરી, સર્વ ગોપિકાઓ નિત્ય સમાધિ ચઢાવનારાઓને પણ મળે નહિ, એવા શ્રીકૃષ્ણ ભગવાનના તાદાત્મ્યપણાને પામી ગઈ શ્રીકૃષ્ણના તાદાત્મ્યભાવને પામેલી ગોપીઓને એકાતમા મળી, આલિંગન કરી, કુશળ પ્રશ્ન પૂછીને હસતા હસતા તે નીચે પ્રમાણે કહેવા લાગ્યા.–૪૦–૪૧

શ્રી ભગવાન બોલ્યા–હે પ્રિય સખિઓ! અમે સંબંધીઓના કાર્ય કરવાની ઈચ્છાથી ગયા હતા અને ત્યા શત્રુ પક્ષનો નાશ કરવામા ચિત્ત લાગવાથી ઘણા દિવસ થયા રોકાઇ રહેલા છીએ, તમે અમને સંભારો છો કે ૪૨ અમે તમોએ કરેલા ઉપકાર જાણતા નથી, એવી થોડીક શંકાથી તમને શું અમારા ઉપર ક્રોધ ચઢ્યો છે? તમે જાણોછો કે કાળ પ્રાણીઓને એકઠા કરે છે અને કાળ જ તેમને પાછા જુદા પાડે છે ૪૩ વાયુ જેમ વાદળાના સમૂહને, રૂને તથા ધૂળને એકઠા કરી પાછા જુદા પાડી દેછે, તેમ કાળ પણ પ્રાણીઓને એકઠા કરીને પાછા જુદા પાડી નાખે છે. ૪૪ મારે વિષે કરેલી ભક્તિ પ્રાણીઓને મુક્તિ આપવાને સમર્થ છે, માટે તમને મારી પ્રાપ્તિ કરાવનારો મારા ઉપર ભાવ થયો, તે ઘણુ સારું થયુ છે. ૪૫ હે સ્ત્રીઓ! જેમ આકાશ, પાણી, પૃથ્વી, વાયુ તથા તેજ એ પાચ ભૂતો ઘટ શરાવ વગેરે પદાર્થોના આદિમા, અંતમા, અંદર અને બહારના ભાગમા રહેલા છે, તેમ હુ પણ સર્વ પદા-

થીના આદિ, અત, અભ્યતર તથા બહારના ભાગમા રહેલો છું. ૪૬ જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ એ ચાર પ્રકારના પ્રાણીઓ ભૌતિકપણાને લીધે પોતાના કારણરૂપ પાચ ભૂતોમા રહેલા છે, પરતુ ભોક્તારૂપ આત્મામા રહેલા નથી કારણ કે આત્મા પ્રાણીઓમા ભોક્તાપણાથી વ્યાપ્ત છે, પરતુ કારણપણાથી વ્યાપ્ત નથી તે ભૂતો, ભૌતિક પદાર્થો, ભોગ્ય વસ્તુઓ તથા ભોક્તા, પરિપૂર્ણ જે હુ તેને વિષે દેખાય છે, તે તો માત્ર ભ્રાંતિથી દેખાય છે, એમ જાણવુ ૪૭ આ પ્રમાણે શ્રીકૃષ્ણે સ્વસ્વરૂપના ઉદ્દેશથી સમજાવેલી ગોપીઓનું લિંગ શરીર છૂટી ગયુ અને તેઓ શ્રીભગવાનને પામી તેઓ બોલી કે–હે પદ્મનાભ! અમે ઘરમા રહીએ તોપણ અમારા મનમા અગાધ જ્ઞાનવાળા યોગેશ્વરોએ હૃદયમા ચિનવવા યોગ્ય તથા સસારમા પડેલાઓને અવલબનરૂપ આપનું પદારવિંદ પરમ શરણ હોજો ૪૮–૪૯

> आहुश्च ते नलिननाभपदारविंदं
> योगेश्वरैर्हृदि विचिन्त्यमगाधबोधैः ।
> ससारकूपपतितोत्तरणावलबं
> गेहंजुषामपि मनस्युदियात्सदा नः ॥४९॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कन्धे
द्व्यशीतितमोऽध्यायः

# અધ્યાય ૮૩ મો.[$]

## વૈવાહિક વાર્તા વિનોદ.

श्रीशुक उवाच

> तथाऽनुगृह्य भगवान् गोपीनां स गुरुर्गतिः ।
> युधिष्ठिरमथाऽपृच्छत्सर्वांश्च सुहृदोऽव्ययम् ॥

શુકદેવજી કહે છે–ગુરુ તથા ગતિરૂપ શ્રીકૃષ્ણ ભગવાને ઉપર કહ્યા પ્રમાણે ગોપીઓ ઉપર અનુગ્રહ કરીને પછી યુધિષ્ઠિર તથા બીજા સર્વ સબધીઓને કુશળ પૂછ્યુ. ૧ આ રીતે લોકના નાથ શ્રીકૃષ્ણે પ્રશ્ન કરવાથી તેમના ચરણના દર્શન કરવાથી નિષ્પાપ થયેલા સબધી લોકો આનદથી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨ હે પ્રભુ! પ્રાણીઓને જન્મ આપનારી અવિદ્યાને ટાળનાર આપના ચરણારવિંદનું વૃત્ત કોઈ વાર મહાત્માઓના મુખથી સાભળવામા આવે છે તેને જે લોકો કાનરૂપી પડીઆથી પીએ છે, તેઓનું અમગળ થતુ નથી ૩ આપ બુદ્ધિકૃત ત્રણ અવસ્થા રહિત છો, પરમાનદના સમૂહરૂપ છો અખડ જ્ઞાનરૂપ છો, અપરિચ્છિન્ન જ્ઞાનમૂર્તિ છો, કાળના વેગથી નાશ પામતા વેદોનું રક્ષણ કરવા યોગમાયાથી મનુષ્યાવતાર ધારણ કરનાર છો અને પરમહસોના શરણરૂપ છો, માટે અમે દેહ તથા તેના અગના ઘરબારનો ત્યાગ કરી આપને નમસ્કાર કરીએ છીએ ૪

શુકદેવજી કહે છે–આ રીતે તેઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા અને બીજી તરફ યાદવોની તથા કૌરવોની સ્ત્રીઓ એકઠી મળીને, ત્રણ લોકોએ ગાયેલી ભગવાનની કથાનુ પરસ્પર વર્ણન કરવા લાગી સ્ત્રીઓની તે વાતો હુ તમારી આગળ કહુ તે હવે સાભળો સ્ત્રીમડળ એકઠુ મળ્યુ હતું, તેમા પાડવોની પટરાણી દ્રૌપદી શ્રીકૃષ્ણની પટરાણીઓને પૂછવા લાગ્યા કે, ૫ હે રુક્મિણી! હે ભદ્રા! હે જામ્બવતિ! હે નાગ્નજિતિ! હે સત્યભામા! હે કાલિન્દિ! હે શૈબ્યા! હે રોહિણી! હે લક્ષ્મણા! તથા હે શ્રીકૃષ્ણની સ્ત્રીઓ! પોતાની માયાથી મનુષ્યનુ અનુકરણ કરનાર શ્રીકૃષ્ણ ભગવાન પોતે તમને કેવી રીતે પરણ્યા તે કથા અમને કહો? ૬–૭ આ ઉપરથી પ્રથમ રુક્મિણી બોલ્યા કે, મને શિશુપાલની સાથે પરણાવવા રાજાઓ ધનુષ સજ્જ કરી તત્પર થયા હતા, એટલામા અજિત યોદ્ધાઓ જેમના ચરણની રજને માથે ચઢાવે છે, એવા ભગવાન શ્રીકૃષ્ણ જેમ બકરાના અને ઘેટાના ટોળામાંથી સિહ જેમ પોતાનો ભાગ લઈ જાય, તેમ તેઓ મને હરી ગયા હતા તે શ્રીનિવાસના ચરણનું પૂજન મને પ્રાપ્ત થજો. ૮

સત્યભામા બોલ્યાં–ભાઈના વધથી સતાપ કરતા મારા પિતાએ શ્રીકૃષ્ણ ઉપર મણિ ચોરવાનો આરોપ મૂક્યો હતો. તે અપયશ ટાળવા ભગવાન રીંછના

$ આ અધ્યાયમા સ્ત્રીઓએ કરેલા ભગવાનની કથાના ઉત્સવમા ભગવાનની સ્ત્રીઓએ પોતપોતાના વિવાહની વાત દ્રૌપદીને કહી સભળાવી, એ કથા કહેવામા આવશે

રાજા જાંબુવાનને હરાવી, મણિ લાવ્યા અને મારા પિતાને આપવા માડયો, ત્યારે મારા પિતાએ મિથ્યા આરોપ મૂકવારૂપી અપરાધથી ભય પામી મારુ વાક્દાન જો કે બીજા સાથે થઈ ચૂકયું હતુ, છતા ત્યાથી ટાળીને મને શ્રીકૃષ્ણ સાથે પરણાવી ૯

જાંબવતી બોલ્યા-મારા પિતાએ શ્રીકૃષ્ણને 'પોતાના ઇષ્ટદેવ તથા સ્વામી રામચંદ્ર છે' તે ન જાણવાથી તેમની સાથે સત્યાવીસ દિવસ સુધી યુદ્ધ કર્યું હતુ પછી આ તો સાક્ષાત્ રામચંદ્ર છે એવી પરીક્ષા થવાથી તેમના પગમા પડીને પૂજન રૂપે મણિની સાથે શ્રીકૃષ્ણને મારુ દાન કર્યું હત, તે શ્રીકૃષ્ણની હુ દાસી છુ ૧૦

કાલિંદી બોલ્યા-શ્રીકૃષ્ણ ભગવાન મને પોતાના ચરણના સ્પર્શની ઇચ્છાથી તપશ્ચર્યા કરતી જાણીને પોતાના મિત્ર અર્જુન સાથે મારી પાસે આવીને મારુ પાણિગ્રહણ કર્યું, તે ભગવાનના ઘરમા વાસીદુ વાળનારી હુ દાસી છુ ૧૧

ભદ્રા બોલ્યા-લક્ષ્મીના નિવાસરૂપ ભગવાને સ્વયવરમા આવીને રાજાઓને તથા અપકાર કરતા મારા ભાઈઓને જિતી લીધા અને સિંહ જેમ કુતરાના ટોળામાથી પોતાનો ભાગ લઈ જાય, તેમ મને સ્વયવરમાથી જીતીને દ્વારકા લઇ ગયા, તે ભગવાનના ચરણ ધોવાનું કામ પ્રત્યેક જન્મમા મને મળજો ૧૨

નાગ્નજિતી બોલ્યા-મારા પિતાએ રાજાઓના બળની પરીક્ષા કરવા મહા બળ તથા પરાક્રમવાળા, અત્યત તીક્ષ્ણ શિગડાવાળા તથા વીર પુરુષોના દુર્મદને ઉતારનાર સાત સાઢ રાખ્યા હતા તેઓને બાળકો જેમ બકરીના બચ્ચાને બાધી લે, તેમ દુષ્ટોને દમન કરતા ભગવાને રમતા રમતા બાધી લીધા હતા ૧૩ અને પછી મને પરણીને માગમા આડા પડેલા રાજાઓને જિતી લઇને મારા પિતાએ આપેલી દાસીઓ તથા ચાર અંગવાળી સેના સાથે તે મને દ્વારકામા લઇ ગયા હતા, એ ભગવાનનું મને દાસ્ય પ્રાપ્ત થજો ૧૪

મિત્રવિંદા બોલ્યા-હે દ્રૌપદિ! મારા પિતાએ ભગવાનમા જેવું ચિત્ત હતુ, એવી મને મામાના પુત્ર શ્રીકૃષ્ણને બોલાવીને એક અક્ષૌહિણી સેના તથા સખીઓની સાથે પોતે જાતે અર્પણ કરી હતી ૧૫ કર્મોવડે સસારમા ભટકતી જે હુ તેને પ્રત્યેક જન્મમા શ્રીભગવાનના ચરણનો સ્પર્શ મળજો, કારણ કે મનુષ્યાવતારનો તે જ પુરુષાર્થ છે ૧૬

લક્ષ્મણાએ કહ્યુ-વારવાર નારદના ગાયનથી ભગવાનના જન્મકર્મ સાભળવામા આવતા લક્ષ્મીજી પણ લોકપાળોનો ત્યાગ કરીને જેમને વર્યા છે, એવો વિચાર કરીને મારુ મન શ્રીભગવાનમા આસક્ત થયુ હતુ. ૧૭ પછી પુત્રી ઉપર પ્રીતિવાળા બૃહત્સેન નામના મારા પિતાએ મારો અભિપ્રાય જાણી, શ્રીકૃષ્ણને લાવવા ઉપાય કર્યો ૧૮ અને હે દ્રૌપદિ! તમારા સ્વયવરમા જેમ અર્જુનને કન્યાદાન આપવાની ઇચ્છાથી મત્સ્યવેધ કરવાનુ પણ રાખ્યુ હતું, તેમ મારા વિવાહમા પણ મત્સ્યવેધનું કઠિન પણ રાખવામા આવ્યુ હતુ, પરતુ તમારા સ્વયવરમા જે મત્સ્ય ટાગવામા આવ્યો હતો, તે બહારના ભાગમા ટાગવામા આવેલો હતો, તેથી થાભલા પ્રતિ ઉંચી દૃષ્ટિ કરવાથી તે જોવામા આવતો હતો, પરતુ મારા સ્વયવરમા જે મત્સ્ય લટકાવામા આવ્યો હતો, તે બહારના ભાગમા ટાગેલો ને થાભલા પાસે કળશના પાણીમા જ દેખાતો રાખેલો હતો, તેથી નીચે દૃષ્ટિ રાખવી પડતી હતી. શ્રીકૃષ્ણ વિના બીજા કોઈથી તે વિંધી શકાય તેમ ન હતુ ૧૯ આ વાત સાભળીને સર્વ પ્રકારના અસ્ત્રના તથા શસ્ત્રના તત્ત્વને જાણનાર હજારો રાજાઓ પોતે પોતાના ઉપાધ્યાઓની સાથે સર્વ દેશથી મારા પિતાના પુરમા આવ્યા હતા ૨૦ મારા પિતાએ સર્વ રાજાઓનો તેમના પરાક્રમ પ્રમાણે તથા અવસ્થા પ્રમાણે સત્કાર કર્યો પછી તેમણે સભામા મત્સ્યવેધ કરવા ધનુષ અને બાણ લીધા, પરંતુ સર્વના મન મારામા હતા, તેથી તેઓ મત્સ્યવેધ કરી શકયા નહિ ૨૧ કેટલાકે તો ધનુષબાણ લેઈ નીચે મૂકી દીધા કેટલાક ધનુષ ઉપર પણછ ચઢાવી શકયા નહિ, કેટલાક કાડા સુધી ધનુષ્ય ખેંચી પડી ગયા. ૨૨ જરાસંધ, અબષ્ટ, શિશુપાળ, ભીમ,

દુર્યોધન તથા કર્ણ આદિ વીર પુરુષોએ પણછ ચઢાવી ધનુષને સજ્જ કર્યા પર તુ તેઓ કોઈ મત્સ્યની સ્થિતિ જાણી શકયા નહિ ૨૩ તે પછી અર્જુને પાણીમા મત્સ્યનો આભાસ જોઇને, તેનુ સ્થાન જાણી બાણુ માર્યુ તે બાણુ મત્સ્યને વાગ્યુ પર તુ તેથી તે મત્સ્ય વિ ધાયો નહિ ૨૪ આ રીતે અભિમાની ક્ષત્રિયો માનભ ગ થવાથી પાછા હઠી ગયા, એટલે શ્રીકૃષ્ણે ધનુષ લઈ તેની ઉપર રમતા રમતા પણછ ચઢાવીને સજ્જ કર્યુ ૨૫ અને પછી તેના ઉપર બાણુ ચઢાવી મધ્યાહ્ન કાળે અભિજીત મુહૂર્તમા પાણીમા મત્સ્યને જોઈ બાણવતી તેને વિ ધી નીચે પાડયો ૨૬ આ વખતે પૃથ્વી ઉપર તથા સ્વર્ગમા દુ દુભિ–દેવનગારા વાગવા લાગ્યા, જય શબ્દો થવા લાગ્યા ને હર્ષથી વિહ્વલ થયેલા દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા ૨૭ તે પછી હુ નવા અને ઉંચી જાતના રેશમી વસ્ત્રો પહેરી, ચોટલામા પુષ્પ ગુ થી, શરમાતી શરમાતી હસતે મુખે રત્નોની માળા હાથમા લેઇને, ઝાઝરના ઝમકાર કરતા ચરણથી ધીરે ધીરે ચાલતી સભા મ ડપમા ગઈ. ૨૮ અને પછી મનથી શ્રીકૃષ્ણુ ઉપર આસક્ત થયેલી હુ કુ તલોથી શોભતુ અને કુ ડળોની કાંતિવાળા ગાલવાળુ મુખ ઉંચુ કરીને, હાસ્યસહિત કટાક્ષોથી ચારે તરફ બેઠેલા રાજાઓના તરફ દૃષ્ટિ કરવા લાગી મે અનુરક્ત હૃદયથી શ્રીકૃષ્ણુના ક ઠમા વરમાળ પહેરાવી ૨૯ તેટલામા મૃદ ગ, પટહ, શ ખ, ભેરી, આનક આદિ વાજી ત્ર વાગ્યા અને નટ તથા નટીઓ નાચવા લાગ્યા ૩૦ હે દ્રૌપદિ ! આ રીતે હુ શ્રીકૃષ્ણુને વરી કે કામદેવથી પરવશ થઈ ગયેલા મોટમોટા રાજાઓ શ્રીકૃષ્ણુ સામે સ્પર્દ્ધા કરવા લાગ્યા અને તે કાર્ય સહન કરી શકયા નહિ. ૩૧ એટલામા ચાર ઉત્તમ ઘોડા જોડેલા રથમા બેસાડી બે હાથથી મને ભેટીને શાર્ઙ્ગ ધનુષ તથા બાણુ લઇને શ્રીકૃષ્ણુ ભગવાન યુદ્ધ કરવા સજ્જ થયા ૩૨ હે રાણિ ! દારુક સારથિએ સોનાના સામાનવાળો રથ હાકવા માડયો અને મૃગો જોઇ રહેતા જેમ સિંહ ચાલ્યો જાય, તેમ રાજાઓના દેખતાં શ્રીકૃષ્ણુ ભગવાન પણ ત્યાથી ચાલ્યા ગયા. ૩૩ કેટલાક રાજાઓ ધનુષ ઉગામી શ્રીકૃષ્ણુને અટકાવવા કુતરા જેમ સિંહની પાછળ દોડે તેમ ભગવાનની પાછળ દોડયા અને કેટલાક રાજાઓ તો પ્રથમથી જ આગળ જઇને માર્ગમા સજ્જ થઇને બેઠેલા હતા ૩૪ તે રાજાઓમાથી કેટલાકના હાથ, પગ તથા ગળા શાર્ઙ્ગ ધનુષમાથી નીકળેલા બાણોના સમૂહથી કપાઈ ગયા, તેથી ધરણી ઉપર ઢળી પડયા અને કેટલાક રણભૂમિનો ત્યાગ કરી નાસી ગયા ૩૫ પછી સૂર્ય જેમ અસ્તાચળ ઉપર જાય, તેમ શ્રીકૃષ્ણુ બહુ જ શણગારેલી, પૃથ્વી ઉપર તથા સ્વર્ગમા પ્રશ સાપાત્ર, સૂર્યને ઢાકી દેનારા ધ્વજા, પટ્ટો અને વિચિત્ર તોરણોવાળી પોતાની દ્વારકા નગરીમા પધાર્યા ૩૬ મારા પિતાએ મોઘા મૂલના વસ્ત્રો, અલ કારો, શય્યાઓ, આસનો તથા બીજા ઉપસ્કરોથી મિત્રોનો, સ બ ધીઓનો અને બાધવોનો સત્કાર કર્યો ૩૭ શ્રીકૃષ્ણુ ભગવાનને કોઇ વાતની ખોટ ન હતી, તથાપિ મારા પિતાએ ભક્તિને લીધે તેમને દાસીઓ, સર્વ પ્રકારની સ પત્તિઓ, રથો, ઘોડા તથા સર્વોત્તમ આયુધો વગેરે આપ્યા ૩૮ આ અમે આઠ પટ્ટરાણીઓ સર્વ સ ગની નિવૃત્તિથી તથા તપના પ્રભાવથી આત્મારામ એવા શ્રીકૃષ્ણુના ઘરની ગૃહરાણીઓ થયેલી છીએ ૩૯

સોળ હજાર એકસો ને આઠ સ્ત્રીઓ પછી સાથે બોલી—નરકાસુરે દિગ્વિજયમા જિતી લીધેલી અમે રાજકન્યાઓ છીએ અને નરકાસુરે અમને કેદ કરેલી હતી, તે જાણીને ભગવાને સ સારમાથી મુક્ત કરનારા પોતાના ચરણારવિ દનુ સ્મરણ કરતી જે અમે તેમને મુક્ત કરીને પોતે પૂર્ણ કામ હોવા છતા યુદ્ધમા તે નરકાસુરનો તથા તેના પરિવારનો નાશ કરી અમોને પરણ્યા છે ૪૦ હે દ્રૌપદિ ! અમે ચક્રવર્તીત્વને, ઇન્દ્રની પદવીને, બન્ને પ્રકારના વૈભવને, અણિમાદિક સિદ્ધિઓને, બ્રહ્માની પદવીને, સાલોકયાદિક મુક્તિઓને તથા કૈવલ્ય મોક્ષને ઇચ્છતી નથી, પર ંતુ શ્રીકૃષ્ણુના ચરણની રજને માથા ઉપર ધારણ કરવાની ઇચ્છા રાખીએ છીએ. ૪૧–૪૨ મહાત્મા છતા ગાયોને ચરાવનાર શ્રીકૃષ્ણુ ભગવાનના ચરણુની રજની ગોપીઓ અને લતાઓ

જેમ ઈચ્છા રાખે છે તેમ અમે ઈચ્છા રાખીએ છીએ ૪૩

व्रजस्त्रियो यद्वांछति पुलिंद्यस्तृणवीरुधः ।
गावश्चारयतो गोपा पादस्पर्श महात्मन ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
त्र्यशीतितमोऽध्यायः

# અધ્યાય ૮૪ મો.[$]

## વસુદેવજીનો યજ્ઞ.

श्रीशुक उवाच

श्रुत्वा पृथा सुबलपुत्र्यथ याज्ञसेनी
माधव्यथ क्षितिपपत्न्य उत स्वगोप्य. ।
कृष्णेऽखिलात्मनि हरौ प्रणयानुबंध
सर्वा विसिस्म्युरलमश्रुकलाकुलाक्ष्य. ॥ १ ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! કુન્તી, ગાધારી, દ્રૌપદી, સુભદ્રા વગેરે રાણીઓ તથા ગોપિકાઓ ઉપર કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણની રાણીઓની સર્વના આત્મા શ્રીકૃષ્ણ ઉપર સ્નેહ બ ધનની વાત સાભળી બહુ જ આશ્ચર્ય પામી, અને સર્વ સ્ત્રીઓના નેત્ર અશ્રુઓથી ભરાઇ ગયા ૧ આ પ્રમાણે સ્ત્રીઓ સ્ત્રીઓની સાથે અને પુરુષો પુરુષોની સાથે વાતો કરતા હતા, એટલામા શ્રીકૃષ્ણ તથા બળદેવના દર્શન કરવાની ઇચ્છાથી ત્યા કુરુક્ષેત્રમા વેદવ્યાસ, નારદ, ચ્યવન, દેવલ, અસિત, વિશ્વામિત્ર, શતાનદ, ભરદ્વાજ, ગૌતમ વગેરે શિષ્યો સાથે મહાત્મા પરશુરામ, વસિષ્ઠ, ગાલવ, ભૃગુ, પુલસ્ત્ય, કશ્યપ, અત્રિ, માર્કંડેય, બૃહસ્પતિ, દ્વિત, ત્રિત એકત, બ્રહ્માના પુત્ર અંગિરા, અગસ્ત્ય, યાજ્ઞવલ્ક્ય તથા વામદેવાદિ ઋષિઓ આવ્યા ૨-૫ જગત જેઓને નમે છે એવા તે ઋષિઓને જોઇ પાડવો, શ્રીકૃષ્ણ, બળભદ્ર તથા રાજાઓ ઉભા થઇ તેમને નમ્યા ૬ સર્વ લોકોએ તેમ જ બળદેવ સાથે શ્રીકૃષ્ણે સ્વાગત, આસન, પાદ્ય, અર્ઘ્ય, પુષ્પ, ધૂપ તથા ચ દનોથી તેમની પૂજા કરી ૭ પછી ધર્મનું રક્ષણ કરવા દેહ ધારણ કરનાર શ્રીકૃષ્ણ સર્વને બોલતા અટકાવી સર્વના સાભળતા ઋષિઓને આમ કહેવા લાગ્યા ૮

ભગવાન બોલ્યા—દેવતાઓને પણ દુર્લભ એવું યોગેશ્વરનુ દર્શન થયુ, તેથી અમારો જન્મ સફળ થયો અને જન્મ ધારણ કરવાનું અમને આજ સર્વ ફળ મળ્યુ ૯ તીર્થસ્નાનાદિકને જ તપ માનનાર અને મૂર્તિને દેવરૂપ માનનાર મનુષ્યોને આપના દર્શન, સ્પર્શ, પ્રશ્ન, નમસ્કાર તથા ચરણપૂજનાદિકની પ્રાપ્તિ ક્યાથી હોય? ૧૦ તીર્થો પાણીરૂપ છે, એમ નથી તથા દેવતાઓ પણ મૂર્તિઓ છે એમ નથી, પરતુ તેઓમા દૈવત છે અને સેવા કરવાથી તે ઘણે કાળે પ્રસન્ન થાય છે, પરતુ મહાત્મા લોકો તો દર્શનથીજ પવિત્ર કરે છે ૧૧ અગ્નિ, સૂર્ય, ચદ્ર, તારા, પૃથ્વી, જળ, આકાશ, વાયુ, વાણી તથા મન, તેમની ઉપાસના કરી હોય તોપણ ભેદબુદ્ધિ કરાવનારા હોવાથી અજ્ઞાનને ટાળતા નથી. પરતુ જ્ઞાની મહાત્માઓ ભેદબુદ્ધિને ટાળનાર છે તેથી ક્ષણ પણ સેવા કરવાથી અજ્ઞાનને ટાળે છે. ૧૨ જે મનુષ્ય વાત, પિત્ત, અને કફથી ભરેલા આ શરીરને જ આત્મા માને છે, સ્ત્રી પુત્ર વગેરે ઉપર 'પોતાના છે' એવી બુદ્ધિ રાખે છે, મૂર્તિને જ પૂજ્ય માને છે અને પાણીને જ તીર્થરૂપે સ્વીકારે છે, પરતુ તત્ત્વવેત્તાઓનો આત્મા, પૂજ્ય અને પવિત્ર માનતો નથી તે મનુષ્ય અજ્ઞાન છે ૧૩

શુકદેવજી કહે છે—મોટી બુદ્ધિવાળા શ્રીકૃષ્ણ ભગવાનનુ આવુ દુરન્વયવાળુ વચન સાભળીને બ્રાહ્મણો મૌન રહ્યા ૧૪ આ રીતે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રભુતા વિષે મુનિઓએ ઘણીવાર સુધી વિચાર કર્યો. અને પછી હસતા હસતા જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહેવા લાગ્યા—તમે જે દીનતા દર્શાવી તે કેવળ લોકની મર્યાદા સાચવવા માટે જ છે ૧૫ તત્વવેત્તાઓમા ઉત્તમ એવા અમે તથા પ્રજાપતિઓના અધિપતિઓ આપની માયાથી મોહ પામેલા છીએ અને આપ તો માયાના અધિપતિ છો, છતા મનુષ્યની ચેષ્ટાથી મોહ પામેલા પ્રાકૃત મનુષ્યના જેવુ આચરણ કરો છો, આપની લીલા અતર્ક્ય

[$] આ અધ્યાયમા મુનિઓના સમાગમની વસુદેવના યજ્ઞના ઉત્સાહની તથા સબધીઓને ત્યાથી ઘેર વળાવવાની કથા કહેવામા આવશે

છે ૧૬ આપ ક્રિયા રહિત અને એક હોઈ પૃથ્વી જેમ એક અને ક્રિયારહિત છતા ઘટાદિક વિકારોથી ઘણા નામ, રૂપવાળી ગણાય છે તેમ તમે પણ પોતાનામાથી આ જગતને ઉત્પન્ન કરો છો, પાળો છો તથા તેનો સહાર કરો છો આપ પરિપૂર્ણ છો છતા જન્મ ધારણ કરવા રૂપી આપ વ્યાપકનું ચરિત્ર અનુકરણીય છે ૧૭ આપ નિરંજનરૂપ છો, છતા ભક્ત લોકોનું રક્ષણ કરવા તથા ખળ પુરુષોને શિક્ષા કરવા પોતાની લીલાથી શુદ્ધ સત્વગુણી અવતાર ધારણ કરો છો, તથા વેદમાર્ગનું રક્ષણ કરો છો આપ ચાર વર્ણ અને ચાર આશ્રમોના આશ્રયરૂપ પરમપુરુષ છો ૧૮ વેદ તમારુ શુદ્ધ અને અતરગ રૂપ છે, કારણ કે જેમાથી તપ, સ્વાધ્યાય તથા સયમોથી કાર્ય કારણરૂપ તથા તેનાથી પણ ભિન્ન પરબ્રહ્મ જાણવામા આવે છે ૧૯ વેદ પ્રવર્તાવનાર બ્રાહ્મણોનું કુળ, જે વેદમાથી જણાતા આપને જાણવામા સાધનરૂપ છે, તેને આપ પૂજો છો તેથી આપ બ્રહ્મણ્ય લોકમા મુખ્ય ગણાઓ છો ૨૦ સત્પુરુષોની ગતિરૂપ આપનો સમાગમ થવાથી આજે અમારો જન્મ, અમારી વિદ્યા, અમારુ તપ અને અમારુ જ્ઞાન સફળ થયા છે, કારણ કે, આપ કલ્યાણોના અવધિ રૂપ છો ૨૧ અખડ જ્ઞાનવાળા, પોતાની માયાવડે ગુઢ મહિમાવાળા અને પરમાત્મા એવા આપને અમે પ્રણામ કરીએ છીએ ૨૨ આ રાજાઓ તથા યાદવો માયાથી ઢકાયેલા ઇશ્વર, પરમાત્મા તથા કાળમૂર્તિ એવા આપને ઓળખતા નથી ૨૩ નિદ્રાવશ થયેલો પુરુષ સ્વપ્નાવસ્થાના વિષયોને સત્ય માની, પોતાને નામ માત્રથી તથા મનથી જણાયેલા સિહાદિકના રૂપને જાણે છે, પરતુ તેથી રહિત પોતાના બીજા જાગ્રદવસ્થાના સ્વરૂપને જાણતો નથી, તેમજ જાગ્રદવસ્થામા પણ નામ માત્ર અને મનથી જણાતા જાગ્રદવસ્થાના વિષયોમા ઇંદ્રિયોની પ્રવૃત્તિરૂપી માયાથી જેનું મન ભ્રમિત હોય, એવો પુરુષ વિવેકનો નાશ થવાથી તમારા પરમાર્થ સ્વરૂપને જાણતો નથી ૨૪-૨૫ પાપનો ક્ષય કરનાર ગગાજીના આશ્રય રૂપ તથા પરિપક્વ યોગવાળા પુરુષોએ હૃદયમા ધારણ કરેલાં આપના ચરણારવિંદને પુણ્યના યોગથી આજ અમે પ્રાપ્ત કર્યું છે. ભક્તિથી જેમનું લિંગશરીર નાશ પામ્યુ હતું, એવા લોકો આપની પરમ ગતિને પામ્યા છે આપ હવે ભક્તોનો અનુગ્રહ કરો ૨૬

શુકદેવજી કહે છે-હે રાજર્ષિ! ઉપર પ્રમાણે સ્તુતિ કરી મુનિઓ શ્રીકૃષ્ણની, ધૃતરાષ્ટ્રની તથા યુધિષ્ઠિરની આજ્ઞા લઈ પોતપોતાના આશ્રમે ગયા. ૨૭ વસુદેવ મુનિઓને પોતપોતાના આશ્રમ તરફ જતા જોઈ, તેમની પાસે આવ્યા અને પ્રણામ કરી આ પ્રમાણે બોલ્યા ૨૮ હે ઋષિઓ! સર્વ દેવતાઓના નિવાસરૂપ આપ લોકોને હું પ્રણામ કરું છુ આપ મારી વિનતિ સાભળો અને જે કર્મો કરવાથી કર્મોનો નાશ થાય એવો ઉપાય અમને બતાવો ૨૯ પછી નારદજી બોલ્યા કે-વસુદેવ પોતાના કલ્યાણનુ સાધન જાણવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણને પોતાના પુત્ર માનીને તેમને ન પૂછતા આપણને પ્રશ્ન કરે છે એ આશ્ચર્યની વાત છે ૩૦ આ જગતમા જે પાસે હોય તે અનાદરનું કારણ થઈ પડે છે ગગાના તીર ઉપર રહેનારો મનુષ્ય ગંગા જળને મૂકી શુદ્ધિ માટે બીજા તીર્થમા જાય છે. ૩૧ સૂર્ય કોઇથી ઢકાતો નથી છતા લોકો વાદળા, હિમ તથા રાહુથી તેને ઢકાયેલો માને છે, તેમ જેમનો અનુભવ કાળથી, જગતની ઉત્પત્તિથી, વધાદિકથી, પોતાથી પરથી અથવા રૂપાન્તરાદિક થવાથી નાશ પામતો નથી તે અદ્વિતીય તથા અખણ્ડ જ્ઞાનવાળા, કલેશ, કર્મ, સુખ, દુ ખ તથા ગુણાતીત શ્રીકૃષ્ણને ઓળખતા નથી. ૩૨-૩૩

શુકદેવજી કહે છે-હે રાજન્! મુનિઓ અને રાજાઓ, શ્રીકૃષ્ણ તથા બળભદ્રના સાભળતા તે પછી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૩૪ સર્વ યજ્ઞોના ઇશ્વર વિષ્ણુનુ શ્રદ્ધાપૂર્વક યજન કરવુ, એ જ સર્વ કરતા ઉત્તમ અને કર્મથી કર્મ ટાળવાનો ઉપાય છે ૩૫ વિદ્વાનોએ શાસ્ત્ર દૃષ્ટિથી ચિત્તના ઉપશમનો ઉપાય, મોક્ષનો ઉપાય તથા ધીરે ધીરે અન્તઃકરણને શુદ્ધ કરનાર સુગમ સ્વધર્મ પણ એ જ દર્શાવેલો છે ૩૬ ન્યાયથી સમ્પાદન કરેલા ધનવડે શ્રદ્ધાપૂર્વક ઇશ્વરનું યજન કરવુ, એ ગૃહસ્થાશ્રમી-

ઓનો પરમ કલ્યાણકારી ધર્મ છે ૩૭ હે વસુદેવ ! વિવેકી પુરુષે ધનના ફળરૂપ યજ્ઞો તથા દાનો કરી ધનની ઈચ્છાનો ત્યાગ કરવો, અને જગતને નાશવત સમજી પોતાની પ્રતિષ્ઠાની તથા સ્વર્ગાદિક લોકોની તૃષ્ણા છોડી દેવી. ૩૮ ધીર પુરુષો સર્વ ઈચ્છાનો ત્યાગ કરી તપોવનમા જાય છે હે વસુદેવ ! દેવ, ઋષિ તથા પિતૃનું ઋણ લઇ દ્વિજવર્ણ જન્મે છે, માટે યજ્ઞ કરી દેવના ઋણને, વેદાધ્યયન કરીને ઋષિઓના ઋણને તથા પુત્રોત્પત્તિ કરી પિતૃઓના ઋણને મટાડયા વિના સ સારનો ત્યાગ કરનારો પુરુષ મોક્ષે જતો નથી. ૩૯ તમે તો હમણા ઋષિના અને પિતૃઓના એમ બે ઋણમાથી મુક્ત થયા છો હવે યજ્ઞોવડે દેવતાઓનું ઋણ પતાવી સર્વ ઋણમુક્ત થઇ ઘરમાથી ચાલી નીકળો ૪૦ હે વસુદેવ ! તમે જગતના ઈશ્વર વિષ્ણુને અવશ્ય પરમ ભક્તિથી પૂજ્યા છે, કારણ કે વિષ્ણુ તમારે ઘેર પુત્ર થઈને અવતર્યા છે ૪૧

શુકદેવજી કહે છે–મોટા મનવાળા વસુદેવે મુનિઓનું કહેવુ સાભળી તેમને સાષ્ટાગ પ્રણામ કરી ઋત્વિજોનું કાર્ય કરવા માટે વરણમા વરાવ્યા ૪૨ ધર્મ પ્રમાણે વરણમા વરાવેલા ઋષિઓ કુરુક્ષેત્રમા ઉત્તમ સામગ્રીવાળા યજ્ઞોથી ધર્માત્મા વસુદેવને યજન કરાવવા લાગ્યા ૪૩ વસુદેવે યજ્ઞની દીક્ષા લીધી તે વખતે યાદવોએ તથા બીજા રાજાઓએ નહાઈ સારા વસ્ત્રો પહેર્યાં કઠમા કમળની માળાઓ પહેરી અને શણગાર ધારણ કર્યા ૪૪ વસુદેવની સ્ત્રીઓએ ચન્દનાદિકના લેપ કર્યા, કઠમા આભૂષણ અને સારાં વસ્ત્રો પહેર્યા, હાથમા પૂજાની સામગ્રીઓ લેઈ તેઓ દીક્ષાશાળામા ગઈ ૪૫ તે વખતે મૃદગ, પટહ, શખ, ભેરી તથા આનક વગેરે વાદિત્ર વાગ્યા, નટ તથા વારાગનાઓ નાચવા લાગી, સૂત તથા માગધો સ્તુતિ કરવા લાગ્યા, મીઠા સ્વરવાળી ગન્ધર્વની સ્ત્રીઓ પોતાના પતિઓની સાથે ગાયન કર લાગી ૪૬ ઋત્વિજોએ જેમ તારાઓ સાથે ચન્દ્રને અભિષેક થાય તેમ વસુદેવને નેત્રમા અજન અજાવી શરીરે માખણનો લેપ કરાવી અઢાર સ્ત્રીઓ સાથે અભિષેક કર્યો ૪૭ આ વેળા દીક્ષા લીધેલા અને જેમણે મૃગચર્મ ઓઢયુ હતું એવા વસુદેવ ઉત્તમ વસ્ત્રો, કકણો, હાર, ઝાઝરો તથા કુડળોથી અલકૃત સ્ત્રીઓ સાથે શોભતા હતા ૪૮ ઋત્વિજો તથા સભ્યો જેમ ઈન્દ્રના યજ્ઞમા શોભતા હતા તેમ વસુદેવના યજ્ઞમા ઋત્વિજો તથા સભાસદો શોભતા હતા તેઓએ રત્નો તથા રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં. ૪૯ તે સમયે સર્વ જીવોના સ્વામી શ્રીકૃષ્ણ તથા બળદેવજી પોતપોતાના બધુઓ, પુત્રો, સ્ત્રીઓ અને પોતાની વિભૂતિઓથી પૂર્ણ શોભતા હતા ૫૦ વસુદેવજીએ પ્રત્યેક યજ્ઞમા શાસ્ત્રમા કહેલા વિધિ પ્રમાણે અગ્નિહોત્રાદિ રૂપે રહેલા પ્રકૃતિ–વિકૃતિ યજ્ઞોથી દ્રવ્ય, મત્ર તથા કર્મોના ઈશ્વર એવા વિષ્ણુનું યજન કર્યું ૫૧ પછી દાન સમય થયો કે શાસ્ત્રમા કહેલા વિધિ પ્રમાણે ઋત્વિજોને શણગારેલી ગાયો, પૃથ્વી અને દક્ષિણાઓ આપી ૫૨ પછી પત્નીસંયાજ તથા અવભૃથ સ્નાન કરાવી મહર્ષિઓ અને બ્રાહ્મણો યજમાનને આગળ કરીને પરશુરામના હ્રદમા નહાયા ૫૩ વસુદેવ તથા તેમની સ્ત્રીઓએ સ્નાન કરી આભૂષણો તથા ઉત્તમ વસ્ત્રો પહેર્યાં અને પછી બન્દીજનોને અલકારો અને વસ્ત્રો આપ્યા તથા સર્વ વર્ણો તથા સર્વ પ્રાણીઓને પણ અન્નથી સતોષ્યા ૫૪ બધુઓ, તેમની સ્ત્રીઓ, તેમના પુત્રો, સભાસદો, ઋત્વિજો, દેવના ગણો, મનુષ્યો, ભૂતો, પિતૃઓ, ચારણો, વિદર્ભ, કોશલ, કુરુ, કાશી, કેકય તથા સૃજય વશના ક્ષત્રિય રાજાઓ વગેરે સર્વનો સત્કાર કર્યો તે લોકો ભગવાનની આજ્ઞા લઇ યજ્ઞની પ્રશંસા કરતા પોતાને ઘેર ગયા ૫૫–૫૬ ધૃતરાષ્ટ્ર, વિદુર, ભીષ્મ, દ્રોણ, કુન્તી, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ, સહદેવ, નારદ, વ્યાસ, મિત્રો, સબધીઓ અને બાધવો, જેઓના મન સ્નેહથી આર્દ્ર થઈ ગયા હતા, તેઓ પોતાના સબધી યાદવોનુ આલિંગન કરીને સ્વદેશ ગયા ૫૭–૫૮ શ્રીકૃષ્ણ, બળદેવ તથા ઉગ્રસેનાદિક યાદવોએ સત્કારેલા અને બાધવો ઉપર પ્રીતિવાળા નદરાય તો ગોવાળિયાઓની સાથે કેટલાક દિવસ સુધી ત્યા રહ્યા ૫૯ પરિશ્રમ વિના મનોરથરૂપી મહાસાગરનો પાર પામવાથી પ્રસન્ન થયેલા

તથા સંબંધીઓથી પરિવૃત વસુદેવે એક દિવસ નંદરાયને કહ્યું કે, ૧૦ ભાઈ! ઈશ્વરે મનુષ્યોના ઉપર સ્નેહરૂપી પાશ નાખેલો છે, તેને શૂરવીર લોકો તથા યોગીઓ પણ દૂર કરી શકતા નથી ૧૧ હે નંદજી! તમે સત્પુરુષોએ અમારી સાથે મૈત્રી કરી, પરંતુ અમે તમે કરેલા ઉપકારને જાણનાર નથી, તેથી તમે કરેલી મૈત્રી પ્રત્યુપકાર વિનાની છે, તથાપિ તે કોઈ દિવસ ઘટશે નહિ ૧૨ પ્રથમ અમે અશક્ત હતા તેથી તમરું કંઈ સારું કરી શકયા ન હતા અને હમણા અમે લક્ષ્મીના મદમા આંધળા થયા છીએ, તેથી સન્મુખ ઉભેલા મહાત્માઓને દેખતા નથી ૧૩ જે પુરુષોને કુશળની ઇચ્છા હોય તેને રાજલક્ષ્મી પ્રાપ્ત થશો નહિ, કારણ કે રાજલક્ષ્મીથી આંધળો થયેલો પુરુષ પોતાના આશ્રિતોને તથા બંધુઓને દેખતો નથી ૧૪

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે સ્નેહથી વિહ્વળ થયેલા વસુદેવના નેત્રમા અશ્રુ આવી ગયા અને તે નંદરાયે કરેલો ઉપકાર સંભારી ગદગદ થઇ ગયા ૧૫ નંદ પણ વસુદેવને પ્રસન્ન કરતા શ્રીકૃષ્ણ તથા બળદેવના પ્રેમને લીધે આજ કાલ કરતા ત્યા ત્રણ મહિના સુધી રહ્યા ૧૬ પછી અમૂલ્ય આભરણ, રેશમી વસ્ત્ર તથા અનેક જાતની મોઘા મૂલની સામગ્રીથી નંદરાયની ઇચ્છા પરિપૂર્ણ કરી અને વસુદેવ, ઉગ્રસેન, શ્રીકૃષ્ણ, ઉદ્ધવ તથા બળભદ્ર આદિક યાદવોએ આપેલી ભેટો લઇને સંબંધીઓની સાથે ત્યાથી ગયા અને યાદવોએ તેમને પહોચાડવા મોટું સૈન્ય મોકલ્યુ ૧૭-૧૮ ગોવાળિયા તથા ગોપીઓ શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિંદમા લગાડેલા મનને પાછુ વાળી શક્તા ન હતા તોપણ ધીરજ ધરી તે મથુરા ગયા ૧૯ સર્વ સંબંધીઓ ગયા પછી શ્રીકૃષ્ણને ઇષ્ટદેવ માનનાર યાદવો વર્ષાઋતુ આવી એટલે દ્વારકા ગયા ૨૦ અને તેઓએ ત્યા તીર્થયાત્રામા યદુદેવ વસુદેવના યજ્ઞનો મહોત્સવ તથા સંબંધીઓનો સમાગમ જે જે કઇ થયું હતુ તે સર્વ પ્રસિદ્ધ કર્યું ૨૧

**जनेभ्य: कथयां चक्रुर्यदुदेवमहोत्सवम् ।**
**यथासीत्तीर्थयात्रायां सुहृत्सन्दर्शनादिकम् ॥**

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे चतुरशीतितमोऽध्याय:

# અધ્યાય ૮૫ મો.*

## દેવકી પ્રસાદન.

**श्रीबादरायणि उवाच**
**अथैकदात्मजौ प्राप्तौ कृतपादाभिवन्दनौ ।**
**वसुदेवोऽभिनन्द्याह प्रीत्या सङ्कर्षणाच्युतौ ॥**

શુકદેવજી કહે છે—એક વાર શ્રીકૃષ્ણ અને બળભદ્રે પિતાની પાસે આવી તેમના ચરણમા પ્રણામ કર્યા, એટલે વસુદેવે શ્રીકૃષ્ણ તથા બળભદ્રને આશીર્વાદ દીધો પછી મુનિઓનું પુત્રોના પ્રભાવને સૂચવનારુ વચન સાભળીને પુત્રોના પરાક્રમને માટે વિશ્વાસવાળા વસુદેવે પુત્રોને નીચે પ્રમાણે કહ્યુ ૧-૨

વસુદેવ કહે છે—હે કૃષ્ણ! તમે જગતના કારણરૂપી પ્રધાનપુરુષ છો અને પુરુષના ઈશ્વર છો આ જગતની જેમા, જેણે, જેનાથી, જેથી, જેના સબંધી, જેને માટે, જે જે પ્રમાણે, તથા જ્યારે સ્થિતિ તથા પાલન કરવામા આવે, તે સર્વરૂપ ભોગ્ય તથા ભોક્તાઓના નિયંતા સાક્ષાત્ તમેજ છો ૪ તમે અજન્મા છો, તમે પોતે અનેક પ્રકારના જગતમા પોતાના સ્વરૂપથી પ્રવેશ કરો છો અને ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિરૂપ થઈ તેનુ પોષણ કરો છો તથા તેને ધારણ કરો છો ૫ જગતના કારણરૂપ પ્રાણાદિકની જે શક્તિઓ છે તે તમારી છે, કારણ કે ચેષ્ટા કરનાર પ્રાણાદિકના પદાર્થો પરતંત્ર, જડ તથા ચેષ્ટાવાળા છે તૃષ્ણા વગેરેમા ચલનશક્તિ છે, તે જેમ વાયુની શક્તિવડે છે, તેમજ જે વેગ દેખાય છે તે પુરુષની શક્તિથી દેખાય છે, તેમ સર્વ પદાર્થોની ક્રિયા પણ તમારી શક્તિને લીધે થાય છે ૬ ચંદ્રની કાંતિ, અગ્નિનુ તેજ, સૂર્યની પ્રભા, નક્ષત્ર તથા વીજળીઓની સ્ફુરણસત્તા, પર્વતોની સ્થિરતા તથા પૃથ્વીની આધારતા તથા ગંધ ગુણ એ સર્વ

* આ અધ્યાયમા પિતાની અને માતાની પ્રાર્થના ઉપરથી શ્રીકૃષ્ણે તથા બળદેવે પિતાને જ્ઞાન અને માતાને મરી ગયેલા પુત્રો પાછા લાવી આપ્યા, એ કથા કહેવામા આવશે

વસ્તુતાએ આપ છો ૭ હે ઇશ્વર ! જળ તેમા રહેલી તૃપ્ત કરવાની શક્તિ, જીવાડવાની શક્તિ તથા તેનો રસ એ સર્વ આપ જ છો, વાયુ અને તેમા ઓજ, સહ, બળ, ચેષ્ટા તથા ગતિ, તે સર્વ આપ છો, ૮ દિશા, દિશાઓનો અવકાશ, આકાશ, પરા વાણી. પશ્યન્તી વાણી, મધ્યમા વાણી તથા સ્પષ્ટ અક્ષર રૂપે જુદી જુદી આકૃતિઓ કહેનારી વૈખરી વાણી રૂપ આપ છો ૯ ઇંદ્રિયોના વિષય પ્રકાશ કરવાની શક્તિ, ઇંદ્રિયોના દેવતાઓ તેમજ અધિષ્ઠાન શક્તિ, બુદ્ધિની નિશ્ચય શક્તિ તથા અંતઃકરણની ઉત્તમ અનુસંધાન શક્તિ પણ આપ છો ૧૦ પાચ ભૂતોનુ આદિ કારણ તામસાહંકાર, ઇંદ્રિયોનું કારણ રાજસાહંકાર, ઇંદ્રિયોના દેવતાઓનુ કારણ સાત્વિકાહંકાર તથા જીવને સંસાર મળવાનુ પ્રધાન કારણ આપ છો. ૧૧ જેમ વિનાશી ઘટ તથા કુંડલાદિક પદાર્થોમા મૃતિકા તથા સુવર્ણ વગેરે પદાર્થ નાશ પામતો નથી, તેમ ઉપર કહેલા વિનાશી એવા સર્વ પદાર્થોમા અવિનાશી પદાર્થ આપ છો ૧૨ સત્વ ગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ગુણો તથા તેમના પરિણામરૂપ મહતત્વ આદિક પદાર્થો સાક્ષાત્ આપ પરબ્રહ્મને વિષે યોગમાયાથી કલ્પાયેલા છે ૧૩ જ્યારે માયાવડે તમારે વિષે એ પદાર્થો કલ્પાય છે, ત્યારેજ તમારામા તેઓની પ્રતીતિ થાય છે અને તમે તેઓમા કારણરૂપે અનુગત રહો છો. પરંતુ જ્યારે આ કલ્પના કરવામા આવતી નથી, ત્યારે તો નિર્વિકલ્પક એવા એક આપજ બાકી રહો છો ૧૪ આપ સર્વના આત્મા છો, ગુણોના પ્રવાહરૂપ આ સંસારમા આપની સૂક્ષ્મ ગતિને નહિ જાણનાર લોકો દેહાભિમાનથી કરેલા કર્મોને લીધે સંસારમા જન્મ મરણ પામ્યા કરે છે ૧૫ હે ઇશ્વર ! હુ મનુષ્યલોકમા દૈવેચ્છાથી દુર્લભ તથા કર્મ કરવાને સમર્થ એવો દેહ પામ્યા છતા પણ તમારી માયાથી સ્વાર્થ સાધવામા પ્રમાદ રાખુ છુ, તે પ્રમાદમાને પ્રમાદમા મારી અવસ્થા ચાલી ગઇ ૧૬ આ ક્ષણભંગુર દેહમા 'હુ છુ' એવા સ્નેહપાશથી તથા દેહથી થયેલા પુત્રાદિકમા 'આ મારા પુત્રો' એવા સ્નેહપાશથી આપ સર્વ જગતને બાધી લો છો ૧૭ તમે બે કંઇ અમારા પુત્રો નથી, પરંતુ સાક્ષાત્ પ્રકૃતિ અને પુરુષના ઇશ્વર છો અને પૃથ્વીના ભારભૂત ક્ષત્રિય લોકોનો નાશ કરવા અવતર્યા છો. ૧૮ હે પ્રભો ! હું શરણાગતના સાસારિક ભયને મટાડનાર આપના ચરણારવિંદને શરણે આવ્યો છુ મે આટલી વિષયની તૃષ્ણા રાખી તે ઘણી છે કારણ કે જે તૃષ્ણાથી મને શરીરમા આત્મબુદ્ધિ અને આપ ઇશ્વરમા પુત્રબુદ્ધિ થયેલી છે ૧૯ આપે જન્મ સમયે સૂતિકાગૃહમાજ અમને કહ્યુ હતુ કે, તમે જ્યારે સુતપા તથા પૃશ્નિ હતા અને પછી કશ્યપ અને અદિતિ હતા, તથા હમણા વસુદેવ અને દેવકી છો, ત્યારે હુ યુગે યુગે અજન્મા હોવા છતા પણ સ્વધર્મની રક્ષા કરવા તમારે ત્યા જન્મ્યો હતો અને જન્મ્યો છુ તમે અજન્મા છતા આકાશની પેઠે અસંગ રહીને અનેક અવતાર ધારણ કરો છો તથા તેનો ત્યાગ કરો છો હે મહાકીર્તિ ! આપ સર્વ વ્યાપકની વિભૂતિરૂપ માયાને કોણ જાણે છે ? ૨૦

શુકદેવજી કહે છે—યાદવોમા ઉત્તમ એવા શ્રી કૃષ્ણ ભગવાન, ઉપર પ્રમાણે પિતાનુ વચન સાભળી વિનયથી નમ્રતા દર્શાવીને હસતા હસતા મધુર વાણીથી તેમને નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨૧

ભગવાને કહ્યુ—હે પિતાજી ! અમે તમારા પુત્રો છીએ, તેના સંબંધમા તમે તત્વના સમુદાયનુ નિરૂપણ કર્યું, તે તમારા વચનને અમે માનીએ છીએ ૨૨ હુ, તમે, બળદેવજી, દ્વારકાવાસીઓ તથા આ સ્થાવર જંગમ જગત, એ સર્વને તમારે એવા જાણવા, અર્થાત્ સર્વમા બ્રહ્મભાવ રાખવો ૨૩ આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી, એ પાચ મહાભૂતો પોતાથી થયેલા ઘટાદિક પદાર્થોમાં જેમ અનેક રૂપે જોવામા આવે છે તથા ઉપાધિ પ્રમાણે આવિર્ભાવ અને તિરોભાવ પામે છે, પરંતુ તેમ આત્મા પોતે સરજેલા ગુણોને ઉત્પન્ન કરેલા દેહોમા અનેક પ્રકારે દેખાય છે તથા ઉપાધિ પ્રમાણે આવિર્ભાવ અને તિરોભાવ પામે છે, પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી, કારણ કે તે એક છતા અનેક પ્રકારે, સ્વયંપ્રકાશ છતા દશ્યરૂપે, નિત્ય છતા અનિ-

ત્યરૂપે, ભિન્ન છતા અભિન્નરૂપે, નિર્ગુણ છતા સગુણ રૂપે અને વ્યાપક છતા પરિછિન્નરૂપે જણાય છે. ૨૪–૨૫

શુકદેવજી કહે છે–હે રાજન્ ! એ પ્રમાણે ભગવાને કહેલા વચન સાભળીને વસુદેવ પ્રસન્ન થયા, તેમની ભેદદષ્ટિ ટળી ગઈ અને તે મૌન રહ્યા ૨૬ તે પછી હે કુરુશ્રેષ્ઠ ! સર્વ દેવતારૂપ દેવકીજી જે ત્યા હતા, તે પોતાના બન્ને પુત્રો ગુરુના મરી ગયેલા પુત્રને લાવ્યા હતા, એવુ સાભળીને બહુ આશ્ચર્ય પામ્યા હતા ૨૭ કસે મારી નાખેલા પોતાના પુત્રોને સભારીને તે રડવા લાગ્યા અને શ્રીકૃષ્ણ તથા બળભદ્રને નીચે પ્રમાણે દીનતાથી કહેવા લાગ્યા ૨૮ હે પ્રમાણુમા આવો નહિ એવા સ્વરૂપવાળા બળદેવ ! હે યોગેશ્વરોના ઇશ્વર શ્રીકૃષ્ણ ! તમે બન્ને પ્રજાપતિઓના પણ ઈશ્વર તથા આદિ પુરુષ છો, એમ હુ જાણુ છુ ૨૯ કાળે કરીને જ્યારે સત્વગુણનો નાશ થયો, ત્યારે રાજાઓ શાસ્ત્રનુ ઉલ્લઘન કરીને વર્તવા લાગ્યા અને પૃથ્વી ઉપર ભાર જેવા થવા લાગ્યા, ત્યારે રાજાઓનો સહાર કરવા તમે હમણા મારાથી ઉત્પન્ન થયા છો ૩૦ જેમના અશના અશરૂપ માયાના ગુણના લેશથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે, તે આપને હુ શરણે છુ ૩૧ હે ઇશ્વર ! ગુરુએ ઘણા કાળથી મરી ગયેલા પુત્રને આણી આપવા આજ્ઞા કરી તેથી તમે તેમના પુત્રને યમલોકમાથી આણી ગુરુને ગુરુદક્ષિણામા આપ્યો તે રીતે યોગેશ્વરોના ઇશ્વર એવા તમે, મારી ઇચ્છાને પૂર્ણ કરો અને કસે મારી નાખેલા મારા પુત્રોને–તમારા ભાઈઓને આણી આપો ૩૨–૩૩

શુકદેવજી કહે છે–માતાએ પ્રેરણા કરી એટલે બળદેવ તથા શ્રીકૃષ્ણ યોગમાયાના આશ્રયથી પાતાળમા ગયા. ૩૪ જગતના આત્મા, દૈવતરૂપ અને પોતાના અત્યત ઇષ્ટ દેવરૂપ તે બન્ને ભાઈઓને આવ્યા જોઇને તેમના દર્શનથી બલિરાજાનુ અતઃકરણ ભરાઇ ગયુ. તે પરિવાર સાથે ઉભા થઈ શ્રીકૃષ્ણ ને બળદેવને પગે લાગ્યા અને ઉત્તમ આસન લાવી આપ્યુ તેના ઉપર શ્રીકૃષ્ણ તથા બળદેવજી આનદથી બેઠા. પછી બલિરાજાએ તેમના ચરણારવિંદને ધોઈને બ્રહ્મા સુધી સર્વ જગતને પવિત્ર કરનારુ જળ પોતાના મસ્તક ઉપર ચઢાવ્યુ ૩૫–૩૬ પછી ઉત્તમોત્તમ વસ્ત્ર, આભરણ, લેપન, તાબૂલ, દીપ, અમૃતભોજન વગેરે વિભૂતિઓથી તથા પોતાને વશ, ધન અને દેહના સમર્પણથી તેમની પૂજા કરી ૩૭ બલિરાજા પ્રેમથી ભગવાનના ચરણારવિંદમા પ્રણામ કરવા લાગ્યા, તેમના નેત્ર આનદાશ્રુથી ભરાઇ ગયા, શરીર રોમાચ થયુ અને તે ગદગદી વાણીથી નીચે પ્રમાણે બોલ્યા ૩૮

બલિરાજા કહે છે–આપ મહાશેષરૂપને હુ નમસ્કાર કરુ છુ જગતના વિધાતા સાખ્ય તથા યોગનો વિસ્તાર કરનાર પરમાત્મા, પરબ્રહ્મરૂપ એવા આપ શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો ૩૯ પ્રાણીઓને આપનુ દર્શન દુર્લભ છે છતા પણ કેટલાકને સુલભ છે, કારણ કે અમે રજોગુણી તથા તમોગુણી સ્વભાવવાળા અમને દૈવેચ્છાથી દર્શન આપ્યુ છે ૪૦ આપ દૈત્યોને, દાનવોને, ગધર્વોને, સિદ્ધોને, વિદ્યાધરોને, ચારણોને, યક્ષોને, રાક્ષસોને, પિશાચોને, ભૂતોને, પ્રમથ ગણના પતિઓને, અમોને, અમારા જેવા બીજાઓને તથા સાક્ષાત્ શુદ્ધ, સત્વગુણી અને વેદમૂર્તિ એવા આપની સાથે વૈર રાખનાર લોકોને પણ દર્શન આપો છો માટે આપનુ દર્શન કેવળ દુર્લભ છે, એમ કહી શકાય નહિ ૪૧–૪૨ કેટલાક વૈરભાવથી, કેટલાક ભક્તિભાવથી અને કેટલાક કામનાથી, જેમ તમારા સ્વરૂપને પામ્યા છે, તેમ સત્વગુણી અને પાસે રહેનારા દેવાદિ તમને પામ્યા નથી ૪૩ હે યોગેશ્વરોના ઇશ્વર ! યોગેશ્વરો પણ તમારી યોગમાયાને ઘણુ કરીને 'આ તે આવી જ છે' એમ જાણતા નથી, ત્યારે અમે તો ક્યાથીજ જાણીએ ? ૪૪ એટલા માટે અમારા ઉપર એવો અનુગ્રહ કરો કે જે અનુગ્રહથી નિષ્કામ પુરુષોએ શોધવા યોગ્ય આપના ચરણારવિંદરૂપી આશ્રયથી જુદા જ ઘરરૂપી ઉંડા કુવામાથી બહાર નીકળી વૃક્ષોની નીચે પોતાની મેળે ખરી પડેલા ફળાદિકના ભક્ષણથી શાત થઇને એકલો અથવા તો સર્વેના મિત્રરૂપ મહાત્માઓની સાથે ફરુ. ૪૫ હે પ્રભો ! મને આજ્ઞા કરો અને અમને

પાપમાંથી મુક્ત કરો, કારણ કે આજ્ઞાને શ્રદ્ધાથી પાળનારો પુરુષ વિધિનિષેધના બંધનમાંથી મુક્ત થાય છે [૪૬]

શ્રીકૃષ્ણ બોલ્યા—સ્વાયંભુવ મન્વંતરમા મરિચિને ઉર્ણા નામે એક સ્ત્રી હતી, તેને છ પુત્રો થયા હતા તે દેવતા હતા તેઓ બ્રહ્માને કામાસક્ત જોઈને હસ્યા હતા [૪૭] તેથી તેઓ અસુરભાવને પામી હિરણ્યકશિપુના પુત્રો થયા હતા ત્યાથી યોગમાયા તેમને લઈ ગયા ને તેઓ દેવકીના ઉદરથી જન્મ્યા તેઓનો કંસે નાશ કર્યો તે પોતના પુત્રોનો અમારી માતા દેવકી શોક કરે છે તે છ પુત્રો તમારી પાસે છે માટે અમે માતાનો શોક ટાળવા તેમને લેવા આવ્યા છીએ સંતાપ રહિત થઈ તેઓ દેવલોકમા જશે [૪૮–૫૦] પછી સ્મર, ઉદ્ગીથ, પરિષ્વંગ, પતંગ, ક્ષુદ્રભૃત અને ઘૃણી છએ જણ મારી કૃપાથી દેવલોક અને મોક્ષ પામશે [૫૧]

શુકદેવજી કહે છે—બલિરાજાએ જેમનો સત્કાર કર્યો હતો એવા શ્રીકૃષ્ણ તથા બળદેવજી ઉપર પ્રમાણે કહી પોતાના છ બંધુઓને લઈ દ્વારકા આવ્યા [૫૨] પુત્રોને જોઈને દેવકીને આનંદ થયો, અને તેમણે પુત્રોને આલિંગન કરી ખોળામા બેસાડ્યા તથા વારંવાર તેઓના મસ્તક સુંઘ્યા [૫૩] પછી જેના વડે સૃષ્ટિ પ્રવર્તે છે, એવા વિષ્ણુની માયાવડે મોહિત થયેલા અને પુત્રોના સ્પર્શથી આનંદ મગ્ન થયેલા દેવકીએ તેમને પોષ્યા [૫૪] શ્રીકૃષ્ણે ધાવતા ધાવતા બાકી રહેલું દેવકીનુ અમૃતતુલ્ય દૂધ પીવાથી તથા નારાયણના અંગના સ્પર્શથી આત્મજ્ઞાન મેળવનારા તે છએ જણાઓ શ્રીકૃષ્ણ ભગવાનને, દેવકીને, વસુદેવને તથા બળદેવજીને પ્રણામ કરીને સર્વ લોકોના દેખતા દેવલોકમા ગયા [૫૫–૫૬] મરણ પામેલાઓનું પાછું આવવું તથા તેઓનું પાછું સ્વર્ગમા જવુ જોઈને આશ્ચર્ય પામેલા દેવકીજીએ 'આ સર્વ શ્રીકૃષ્ણ ભગવાનની માયા છે' એવુ માન્યુ. [૫૭] હે ભરતવંશી! અનંત શક્તિવાળા પરમાત્મા શ્રીકૃષ્ણના આવા અદ્ભુત અસંખ્ય પરાક્રમ છે. [૫૮]

સૂત બોલ્યા—હે શૌનક! શુકદેવે વર્ણવેલાં પાપો ટાળનાર ને ભક્તોના કાનને આભૂષણરૂપ શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્રને જે મનુષ્ય સાંભળે અથવા બીજાને સંભળાવે તે નિર્ભય સ્થાનને પ્રાપ્ત થાય છે. [૫૯]

य इदमनुशृणोति श्रावयेद्वा मुरारे-
श्चरितममृतकीर्तेर्वर्णितं व्यासपुत्रैः ।
जगदघभिदलं तद्भक्तसत्कर्णपूरं
भगवति कृतचित्तो याति तत्क्षेम धाम ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
पचाशीतितमोऽध्यायः

# અધ્યાય ૮૬ મો.[§]

## સુભદ્રા હરણ.

राजोवाच

ब्रह्मन्वेदितुमिच्छामि स्वसारं रामकृष्णयोः ।
यथोपयेमे विजयो या ममासीत्पितामही ॥

પરીક્ષિત રાજાએ પૂછ્યુ—હે શુકમુનિ! બળદેવ તથા શ્રીકૃષ્ણના બેન સુભદ્રા જે મારાં માતામહી થતા હતા તેમને અર્જુન કેવી રીતે પરણ્યા તે કથા કહો? [૧]

શુકદેવજી બોલ્યા—સમર્થ એવા અર્જુન તીર્થયાત્રા કરવા પૃથ્વી ઉપર ફરતા ફરતા પ્રભાસ ગયા, ત્યા તેમણે સાભળ્યુ કે, વસુદેવની પુત્રી સુભદ્રાનો બળદેવ દુર્યોધનની સાથે સંબંધ કરશે, પરંતુ બીજાઓ વિરુદ્ધ છે તે ઉપરથી અર્જુન તે કન્યા મેળવવાની ઈચ્છાથી ત્રિદંડી સંન્યાસી થઈને દ્વારકા ગયા. [૨–૩] સ્વાર્થ સાધવા માટે ત્યાં ચોમાસાના ચાર મહિના રહ્યા. ગામના લોકો તથા બળદેવ પણ તેમનો સત્કાર કરવા લાગ્યા [૪] એકવાર બળદેવજી અર્જુનને નિમંત્રણ કરી પોતાને ઘેર લાવ્યા ને શ્રદ્ધાપૂર્વક તેને ભિક્ષા આપી [૫] અર્જુન ભોજન કરે છે, એટલામાં વીર પુરુષોના મન હરણ કરનારી કન્યા સુભદ્રા અર્જુનની દૃષ્ટિએ પડી તેને જોઈને

§ આ અધ્યાયમા અર્જુને સુભદ્રાનું હરણ કર્યું તથા શ્રીકૃષ્ણે મિથિલા નગરીમા જઈને રાજા અને બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા, એ કથા કહેવામા આવશે

પ્રેમથી અર્જુનના નેત્ર પ્રફુલ્લિત થયાં અને રતિની ઇચ્છાથી સ્તબ્ધ થયેલુ અર્જુનનું મન તેની પર આસક્ત થયું. ૬ સુભદ્રા પણ સ્ત્રીઓના મનને હરણ કરે એવા રૂપાળા અર્જુનને જોઇને તેની ઉપર આસક્ત થઈ, તેથી તેના મુખ સામુ જોઇ લજવાતી લજવાતી તે હસવા લાગી અને તેને હૃદયમા ધારણ કરી નેત્રથી એક ટશે નિહાળવા લાગી ૭ અર્જુન પણ તેનુ ધ્યાન કરવા લાગ્યા અને તેનુ હરણ કરવાનો લાગ જોવા લાગ્યા તેનુ મન કામદેવથી ભ્રમિત થવાને લીધે તેને સુખ મળતુ ન હતુ. ૮ પછી સુભદ્રા દેવતાની મોટી યાત્રા પ્રસગે રથમાં બેસી નગરની બહાર ફરવા ગયા તે સમયે અર્જુન સુભદ્રાના માતપિતાની અને શ્રીકૃષ્ણની સમતિથી તેને હરી ગયા. ૯ આ વખતે તેમને આગળ જતા અટકાવવા યોદ્ધાઓ તેમની પાછળ ગયા રથમા બેઠેલા અર્જુને બાણોના મારથી તેમને નસાડી સિંહ જેમ પોતાનો ભાગ લઇ જાય તેમ સબધીઓની વચ્ચેથી સુભદ્રાને લઈ ગયા ૧૦ આ વાત સાભળી મહા સમુદ્ર જેમ પૂર્ણિમાને દહાડે ક્ષોભ પામે તેમ બળદેવજી ક્ષોભ પામ્યા, પરતુ શ્રીકૃષ્ણે અને બીજા સબધીઓએ તેમને શાત કર્યા ૧૧ પછી બળદેવે વહુવરને મોઘા મૂલની સામગ્રી, હાથી, રથ અને દાસદાસી આદિ પહેરામણી મોકલાવી ૧૨

શુકદેવજી કહે છે—શ્રુતદેવ નામે એક બ્રાહ્મણ હતો ભગવાનની ભક્તિથી તે પોતાને કૃતાર્થ માનતો, શાત રહેતો, વિદ્વાન હતો તથા વિષયો ઉપર વૈરાગ્ય રાખતો હતો ૧૩ તે ગૃહસ્થ બ્રાહ્મણ વિદેહ દેશની મિથિલા નગરીમા રહેતો અને ઉદ્યમ વિના પોતાને મળતા અન્નાદિક આહાર ઉપર આજીવિકા ચલાવતો ૧૪ તેને દૈવયોગથી નિર્વાહ જેટલુ અન્ન મળતુ પરતુ અધિક મળતું નહિ તે તેટલા ઉપર સતોષ રાખીને યથોચિત ક્રિયાઓ કરતો ૧૫ હે રાજન્! તે દેશનો જનક વશમા ઉત્પન થયેલો બહુલાશ્વ નામે રાજા એ પ્રમાણે જ અહકાર રહિત તથા ભગવદ્ભક્ત હતો. એ બન્ને શ્રીકૃષ્ણને પ્રિય હતા ૧૬ શ્રીકૃષ્ણ પ્રસન્ન થવાથી દારુક નામે સારથિએ આણેલા રથમા બિરાજી મુનિઓની સાથે વિદેહ ગયા. ૧૭ તેમની સાથે નારદ, વામદેવ, અત્રિ, વેદવ્યાસ, પરશુરામ, અસિત, અરુણી, હુ, બૃહસ્પતિ, કણ્વ, મૈત્રેય અને ચ્યવનાદિ મુનિઓ હતા ભગવાન વિદેહ જતા, જ્યા જ્યા ગયા ત્યા ત્યા નગરના અને દેશના લોકો અર્ધ્ય લઇ તેમની સામે આવ્યા અને ગ્રહોની સાથે ઉગેલા સૂર્યને માન આપે, તેમ મુનિઓની સાથે આવેલા શ્રીકૃષ્ણને માન આપવા લાગ્યા ૧૮-૧૯ આનર્ત, જાગલ, કક, મત્સ્ય, પાચાલ, કુન્તિ, મધુ, કેકય, કોશલ અને ઋણના પુરુષો તથા સ્ત્રીઓ, સ્નેહ ભરેલી દૃષ્ટિવાળા ભગવાનના મુખારવિન્દને જોવા લાગ્યા ૨૦ દર્શનથી જેમની અજ્ઞાન દૃષ્ટિ નાશ પામી હતી, એવા લોકોને અભય તથા તત્ત્વજ્ઞાન આપતા દિશાઓમા પ્રસરી રહેલી અશુભને ટાળનારી તથા દેવો અને મનુષ્યોએ ગાયેલી પોતાની કીર્તિને સાભળતા ભગવાન વિદેહ પધાર્યા ૨૧ હે રાજન્! ભગવાનને તથા પૂર્વે સાભળેલા મુનિઓને જોઇ નગરના તથા દેશના લોકોના મુખ અને અતકરણ પ્રફુલ્લિત થયા તે લોકો સાજલિ મસ્તકોવડે તેઓને પગે લાગ્યા ૨૨-૨૩ જગતના ગુરુ શ્રીકૃષ્ણ ભગવાન પોતાનો અનુગ્રહ કરવા અહીં પધાર્યા છે, એમ માનતા બહુલાશ્વ તથા શ્રુતદેવે હાથ જોડી ભગવાનને બ્રાહ્મણો સહિત આતિથ્ય સત્કાર માટે નિમત્રણ કર્યું ૨૫ ભગવાન તેમને પ્રસન્ન રાખવા બે રૂપ કરી બ્રાહ્મણોની સાથે એક જ સમયે તે બન્નેને ઘેર ગયા પરતુ બહુલાશ્વ અને શ્રુતદેવના જાણવામા આ વાત આવી નહિ ૨૬ વૃદ્ધિ પામેલી ભક્તિથી હૃદયમા અત્યન્ત પ્રસન્ન થયેલા, પ્રેમના અશ્રુથી ભિના નેત્રવાળા, ઉદાર વૃત્તિના બહુલાશ્વે પોતાને ઘેર આવેલા, નીચ પુરુષોના સાભળવામા આવે નહિ એવા, ઉત્તમ આસનો ઉપર સુખથી બેઠેલા, મહાત્મા પુરુષોને પ્રણામ કરી ચરણ પખાળી લોકને પવિત્ર કરનાર ચરણામૃતને પોતાના કુટુબ સહિત પોતાને માથે ચઢાવ્યુ અને પછી ગધ, પુષ્પ, વસ્ત્ર, આભૂષણો, ધૂપ, દીપ, અર્ધ્ય, ગાય તથા બળદ અર્પણ કરી પૂજા કરી. ૨૭-૨૯ પછી

તે મહાત્માઓને ભોજનથી તૃપ્ત કરી મધુર વાણીથી પ્રસન્ન કરતો તથા શ્રીકૃષ્ણના ચરણારવિંદને પોતાના ખોળામા લઈને ચાપતો બહુલાશ્વ નીચે પ્રમાણે પૂછવા લાગ્યો ૩૦

બહુલાશ્વ બોલ્યો–હે વિભો ! આપ સર્વ પ્રાણીઓને ચેતના આપનાર છો, સર્વના સાક્ષી છો અને સ્વય પ્રકાશ છો, આપના ચરણારવિંદનું સ્મરણ કરનાર અમને આપે દર્શન આપ્યા ૩૧ આપે કહ્યું હતુ કે "મારા સત્ય ભક્ત કરતા મને શેષનાગ અથવા લક્ષ્મીજી પણ વિશેષ પ્રિય નથી," આપના વચનને સત્ય કરવા આપે અમને દર્શન આપ્યા ૩૨ આપના આવા વચન જાણનારો કયો પુરુષ આપના ચરણારવિંદનો ત્યાગ કરે ? આપ નિષ્કિચન તથા શાત મુનિઓને સ્વસ્વરૂપ આપો છો. ૩૩ આપે યદુવ શમા અવતાર ધારણ કરી જગતમા જન્મ મરણના બ ધનમા રહેલા મનુષ્યોને સંસારમાથી મુક્ત કરવા, ત્રણ લોકમા પાપનો નાશ કરનારી કીર્તિ વિસ્તારેલી છે આપ અખ ડ જ્ઞાનવાળા છો તથા શાતિ ભરેલુ તપ કરનાર નારાયણ છો આપ નારાયણ ભગવાનને હુ પ્રણામ કરુ છુ ૩૪–૩૫ હે વ્યાપક ! આપ આ બ્રાહ્મણોની સાથે કેટલાક દિવસ અમારા ઘરમા રહો અને આપના ચરણની રજથી આ નિમિ રાજાના કુળને આભારી કરો ૩૬

શુકદેવજી કહે છે–આ પ્રમાણે રાજાએ પ્રાર્થના કરવાથી ભગવાન સ્રી પુરુષોનું કલ્યાણ કરવા ત્યા રહ્યા ૩૭ શ્રુતદેવ પોતાને ઘેર આવેલા શ્રીકૃષ્ણ ભગવાનને તથા મુનિઓને રાજાની પેઠે પ્રણામ કરી બહુ પ્રસન્ન થયો અને પોતાનુ વસ્ત્ર હલાવી તેમની આગળ નાચવા લાગ્યો ૩૮ પછી પોતે આણી રાખેલા તૃણના આસન ઉપર, બાજઠ ઉપર તથા સાદડીઓ ઉપર તેઓને બેસાડયા અને તેઓનો સ્વાગત વચનથી સત્કાર કરી પોતાની સ્રી સાથે હર્ષથી તેઓના ચરણ ધોયા ૩૯ મહા ભાગ્યશાળી તથા જેમના સર્વ મનોરથ પૂર્ણ થયા હતા એવા બ્રાહ્મણે બહુ ખુશ થઈ ચરણામૃતથી પોતાના શરીરને તથા પોતાના કુટુબને નવરાવ્યુ. ૪૦ પછી ફળ, પૂજનની સામગ્રી, જળ, સુગ ધી, મૃતિકા, તુલસી, દર્ભ, કમળ, સદ્‌ગુણની વૃદ્ધિ કરનારું અન્ન વગેરે પૂજોપચારથી મહાત્માઓની સરભરા કરી ૪૧ પછી તે બ્રાહ્મણ મનમા વિચાર કરવા લાગ્યો કે હું તો ઘરરૂપી ઉંડા ખાડામાં પડેલો છું છતા સર્વ તીર્થોના સ્થાનરૂપ જેમના ચરણની રજ છે એવા શ્રીકૃષ્ણ તથા તેમનો જેમને વિષે નિવાસ છે એવા બ્રાહ્મણો સાથે મને કયા પુણ્યથી પ્રસ ગ મળ્યો. ૪૨ આ પ્રમાણે વિચાર કર્યા પછી બ્રાહ્મણે જેમનો અતિથિસત્કાર કર્યો હતો એવા તથા સુખથી બેઠેલા તેમની પાસે પોતાના સ્વજન તથા સ તાનો સાથે બેસી ભગવાનના ચરણ ચાંપતો તે નીચે પ્રમાણે બોલ્યો ૪૩

શ્રુતદેવ કહે છે–આપ કે જે પરમ પુરુષ છો તે આજ અમને મળ્યા એમ નથી, પર તુ આપે જ્યારથી પોતાની શક્તિરૂપ સત્વાદિક ગુણથી આ જગતને સરજીને તેમા પોતાની સત્તાથી પ્રવેશ કર્યો હતો, ત્યારથી અમને મળ્યા છો, માત્ર આપનાં પ્રત્યક્ષ દર્શન આજે થયા ૪૪ નિદ્રાવશ થયેલો પુરુષ જેમ પોતાની અવિદ્યાને લીધે, મનવડે જ સ્વપ્નાવસ્થાનો બીજો દેહ ઉત્પન્ન કરીને તેમા પેઠો હોય તેવો ભાસે છે તેમ આપ પણ આ જગતને સરજી જાણે તેમા પેઠા હો તેવા લાગો છો ૪૫ તમારુ શ્રવણ કરનારા, કીર્તન કરનારાં, પૂજન કરનારા તથા તમારી કથા કરનારા મનુષ્યોને તમે હૃદયમા જ દર્શન આપો છો, આપે મને પ્રત્યક્ષ દર્શન આપ્યુ માટે હુ મારા અહોભાગ્ય સમજુ છુ ૪૬ તમો સર્વ પ્રાણીઓના હૃદયમાં રહ્યા છો, છતા પણ કર્મથી વિક્ષેપ પામેલી બુદ્ધિવાળાઓ અહ કારાદિકથી આપને જાણી શકતા નથી તમે જાણવામા ન આવો તેવા છો, તોપણ ગુણાનુવાદ કરનારાઓની પાસે વસો છો ૪૭ આપ દેહાદિકના અભિમાનથી રહિત પુરુષોને મોક્ષ આપનાર, દેહાદિકનુ અભિમાન ધરાવનાર જીવને પોતાના તરફથી સ સારમા જન્મમરણ આપનાર છો મહત્તત્ત્વાદિક કાર્ય તથા તેના કારણરૂપ માયાના આપ નિયન્તા છો. માયાવીપણાથી બીજાઓના જ્ઞાનને અટકાવનાર

આપને મારા પ્રણામ છે ૪૮ આપ પરમેશ્વર અમને તમારા દાસને આજ્ઞા કરો કે અમે તમારુ શું પ્રિય કરીએ? આપના પ્રત્યક્ષ દર્શન થાય છે, ત્યારે મનુષ્યોના ક્લેશનો નાશ થાય છે ૪૯

શુકદેવજી કહે છે–શ્રુતદેવના વચન સાભળી ભક્તોના કષ્ટો હરનાર ભગવાને પોતાના હાથે તેનો હાથ ઝાલી હસીને કહ્યુ કે, ૫૦ આ મુનિઓ તમારા ઉપર અનુગ્રહ કરવા આવ્યા છે, બ્રાહ્મણો પોતાનાં ચરણોની રજથી લોકોને પવિત્ર કરતા મારી સાથે પૃથ્વી ઉપર ફરે છે ૫૧ દેવતાઓ, ક્ષેત્રો, તથા તીર્થો દર્શનથી, સ્પર્શથી તથા પૂજનથી ઘણે કાળે પવિત્ર કરે છે, પણ બ્રાહ્મણો તો તરત પવિત્ર કરે છે, કારણ કે દેવાદિકમા પવિત્ર કરવાની જે શક્તિ છે, તે પણ આવા જ મહાત્મા પુરુષોની દૃષ્ટિમા છે ૫૨ આ જગતમા સર્વ પ્રાણીઓમા બ્રાહ્મણ જન્મથી જ ઉત્તમ છે, તેમા પણ જે બ્રાહ્મણ તપ, વિદ્યા, સતોષ તથા મારી ઉપાસનાથી સમ્પન્ન હોય તે બ્રાહ્મણની તો વાત જ કરવી નહિ ૫૩ આ મારુ ચતુર્ભુજ સ્વરૂપ મને બ્રાહ્મણ કરતાં અધિક પ્રિય નથી, કારણ કે બ્રાહ્મણ સર્વ વેદસ્વરૂપ છે અને હું સર્વ દેવતાસ્વરૂપ છુ પ્રમેય દેવતાઓની સિદ્ધિ પ્રમાણને અધીન છે અને તે પ્રમાણ વેદ છે, માટે એવા વેદસ્વરૂપ બ્રાહ્મણો મારા સ્વરૂપ કરતા મને અધિક પ્રિય છે ૫૪ ગુણમા દોષનો આરોપ કરનાર તથા મૂર્તિ આદિમા પૂજ્ય બુદ્ધિ ધરાવનાર, દુષ્ટ બુદ્ધિવાળા લોકો, ઉપર પ્રમાણે ન સમજવાથી ગુરુરૂપ અને મારા સ્વરૂપ બ્રાહ્મણનું અપમાન કરે છે ૫૫ આ સ્થાવર જગમાત્મક જગત તથા તેના કારણરૂપ મહત્તત્વાદિક પદાર્થો ભગવાનનું જ સ્વરૂપ છે, એમ બ્રાહ્મણ સર્વ ઠેકાણે બ્રહ્મદૃષ્ટિ કરીને જાણે છે ૫૬ માટે હે બ્રાહ્મણ! મારા ઉપર વિશ્વાસ રાખી તમે આ બ્રાહ્મણોની પૂજા કરો, તેમ કરશો ત્યારે મારુ સાક્ષાત્ પૂજન કર્યુ ગણાશે, નહિ તો ઘણા વૈભવોથી મારું પૂજન કર્યા છતા તે સફળ થશે નહિ ૫૭

શુકદેવજી કહે છે–ભગવાને આજ્ઞા કરી કે, શ્રુતદેવ શ્રીકૃષ્ણ સહિત બ્રાહ્મણોની આરાધના–પૂજા કરી સદ્ગતિ પામ્યો. ૫૮ હે રાજન્! ભક્તો ઉપર પ્રીતિ રાખનાર ભગવાન મિથિલામાં રહી પોતાના ભક્ત એવા બ્રાહ્મણને તથા રાજાને સન્માર્ગનો ઉપદેશ કરી દ્વારકા પધાર્યા ૫૯

एवं स्वभक्तयो राजन् भगवान् भक्तभक्तिमान्।
उषित्वादिश्य सन्मार्गं पुनर्द्वारवतीमगात् ॥
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
षडशीतितमोऽध्यायः

# અધ્યાય ૮૭ મો.$

## વેદસ્તુતિ–બ્રહ્મવિદ્યા પ્રબોધ.

परीक्षिदुवाच

ब्रह्मन् ब्रह्मण्यनिर्देश्ये निर्गुणे गुणवृत्तयः।
कथं चरन्ति श्रुतयः साक्षात्सदसतः परे ॥१॥

પરીક્ષિત બોલ્યા કે–હે બ્રહ્મન્! સાક્ષાત્સદસતપર, અનિર્દેશ્ય અને નિર્ગુણ પરબ્રહ્મને ગુણ વૃત્તિવાળી શ્રુતિયો કેવી રીતે પ્રબોધે? ૧ કારણ કે, શ્રુતિયો શબ્દ રૂપ છે, અને તે મુખ્યા અને લક્ષણા ઈત્યાદિ વૃત્તિઓવાળી છે, જ્યારે પરબ્રહ્મ છે તે તો શબ્દની એકે વૃત્તિથી પ્રબોધાય તેમ નથી પરીક્ષિત રાજાની આ શકાનુ સમાધાન થાય તેમ થોડીવાર વિચાર કરીને મહામુનિ શુકદેવજીએ તેમને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.

શુકદેવજી કહે છે–હે રાજન્! પરબ્રહ્મનું જ્ઞાન થવા માટે જ મનુષ્ય–પ્રાણીએ ચાર પુરુષાર્થો ભોગવવાના છે, કારણ કે, પુરુષાર્થ ભોગવતા થયેલા અનુભવ વગર બ્રહ્મજ્ઞાન થઈ શકતુ નથી, અને બુદ્ધિ, ઇન્દ્રિય, અને પ્રાણ વગર જીવો પુરુષાર્થના ભોગમાં પ્રવૃત્તિ કરી શકતા નથી, માટે પરબ્રહ્મે પ્રાણીઓને ઉત્પન્ન કરતા ભોગાદિના ઉપભોગ માટે બુદ્ધિ અને ઈન્દ્રિયાદિક આપેલા છે. ૨ પૂર્વજ પરંપરાથી ધારણ કરાયેલી શ્રુતિયોમા ઉપનિષદ્ વિષે બ્રહ્મજ્ઞાન પ્રબોધ છે અને જેઓ, એ પરમજ્ઞાન આપનારી શ્રુતિયોનું શ્રદ્ધાથી શ્રવણ કરે છે અને મનમા તેને ધારણ કરે છે, તેને બ્રહ્મજ્ઞાનનો પ્રબોધ થાય છે ને તે પરમ કલ્યા-

$ આ અધ્યાયમા વેદશ્રુતિઓ પરબ્રહ્મનેજ પ્રતિપાદન કરે છે, એ જ્ઞાનનું માહાત્મ્ય કહેવામા આવશે

ણુને પણ પ્રાપ્ત કરે છે ૩ તમારા જેવા જ પ્રશ્નને લગતી નારાયણાન્વિત નામની એક પ્રાચીન ગાથા આગળ શ્રીનારાયણ અને મહર્ષિ નારદના સ વાદ રૂપે ગવાયેલી છે, તે હું આ પ્રસંગે તમને કહુ છું તે સાભળો. ૪ લોકોના કલ્યાણને અર્થે આ કલ્પના આર ભથીજ ધર્મ, જ્ઞાન અને ઉપશમવાળુ તપ આ-ચરતા ભગવાન નારાયણ ઋષિ નારાયણાશ્રમ એટલે બદ્રિકાશ્રમમા રહેલા છે. ત્યા એકવાર ત્રણે લોકમાં ફરતા ફરતા ભગવાન નારદ ઋષિ જઈ ચઢયા, ૬ અને હે કૌરવ્ય! કલાપગ્રામ વાસી બીજા મુનિઓ વગેરે સાથે બેઠેલા ભગવાન નારાયણ ઋષિને–હમ-ણા તમે જેવો પ્રશ્ન મને પૂછ્યો છે તેવોજ પ્રશ્ન નારદજીએ તે પ્રસ ગે પૂછ્યો હતો. ૭ નારાયણ ઋષિ અને સભ્યર્ષિયોને નમસ્કાર કરીને નારદજી આસન ઉપર બેઠા પછી સર્વ ઋષિઓ સાભળતા નારાયણે જનલોકમા પૂર્વે સનકાદિક વચ્ચે જે પર-બ્રહ્મ સ બ ધી સ વાદ થયો હતો, તે સ વાદ સવિ-સ્તર નારદજીને કહી સ ભળાવ્યો. ૮

ભગવાન નારાયણ ઋષિ બોલ્યા કે–હે નારદ! બ્રહ્માના માનસ પુત્રો સનકાદિક, જેઓ ઉર્ધ્વરેતા પરમ બ્રહ્મચારી હતા તેમણે જનલોકમા બ્રહ્મસત્ર એટલે બ્રહ્મ સંબંધી સ પૂર્ણ જ્ઞાનનો ઉહાપોહ કર્યો હતો, પર તુ તમે શ્વેતદ્વીપમા ત્યાના સ્વામીના દર્શને ગયેલા હોવાથી તે સત્રમાં સામેલ રહી શકયા ન હતા, એટલે તમોને તેની સ્મૃતિ નથી આજના જેવોજ એ વિવાદ થયો હતો, અને તેમા સર્વ શ્રુતિયોનું તાત્પર્યવૃત્તિથી પરબ્રહ્મ પ્રબોધક પરિ-ણામ નક્કી કરવામા આવ્યું હતુ. અભ્યાસ, તપ અને શીલ, તેમ જ પોતામા અને અન્યમા તથા શત્રુમા અને મિત્રમા સમાન ભાવવાળા તેઓ એક બીજાની સમાન હતા તેમ છતા પરબ્રહ્મ સ બ ધી સ વાદ ચલાવવા અને તેનો યથાર્થ નિર્ણય લાવવા માટે તેમનામાના એક ઋષિ વક્તા અને બીજા ત્રણ જણ શ્રોતા અને પૃચ્છક બન્યા હતા જે મહાત્મા વક્તા બન્યા હતા તે શ્રોતા બનેલા સનકોને સ બોધી, આ પ્રમાણે સ વાદનો આર ભ કરતાં બોલ્યા કે, હે શ્રોતાઓ! કરોળિયો જેમ પોતે ઉત્પન્ન કરેલી જાળને પોતામા પાછી ખેંચી લે છે તેમ, પરબ્રહ્મની માયાએ ઉત્પન્ન કરેલી આ સૃષ્ટિને પોતામા પાછી લેઈ લઇને પરબ્રહ્મ જ્યારે યોગનિદ્રા પામ્યા હતા ત્યારે સર્વ જગત તેમનામા લીન થઈ ગયું હતું; પર તુ યોગનિદ્રાનો અવધિ આવી રહેતાં બંદીજનો જેમ સુતેલા રાજાને તેનાં પરાક્રમોના સ્તુતિશ્લોકોવડે જાગ્રત કરે તેમ કલ્પ પુરો થવા આવતા પરબ્રહ્મના નિઃશ્વાસથી ઉત્પન્ન થયેલી શ્રુતિયો, બંદીજનોની માફક પરબ્રહ્મને તેમનીજ ઋચાઓના ગાનથી જાગ્રત કરવા લાગી, અર્થાત્ શ્રુતિઓ અપૌરુષેય છે અને તે પરબ્રહ્મને જ તાત્પર્યવૃત્તિથી પ્રબોધે છે. ૧૩

શ્રુતિયો–હે અજીત! તમારો વિજય થાઓ, તમે સ્થાવર જંગમાત્મક જીવોના ગણોને આવરણ કરવા રજસાદિક ગુણો ગ્રહણ કરનારી અવિદ્યાનો નાશ કરો, કારણ કે, આપે માયાને આપને વશ કરેલી છે તમે કહેશો કે, હુ કર્મ અને જ્ઞાનાદિક શક્તિઓને જાગ્રત કરીને જીવોની અવિદ્યાનો નાશ કરૂં છુ, તેમા પ્રમાણ શું? પર તુ તેમા વેદ પ્રમાણ છે, કારણ કે, વેદ માયા સાથે રહી વિહાર કરનાર એવા આપને જ સર્વ રીતે પ્રતિપાદન કરે છે ૧૪ એમ કહેવામા આવે કે, મંત્રોથી દેવતાઓનુ પ્રતિ-પાદન કરવામા આવેલુ છે તો તેના ઉત્તરમા કહે-વાનુ કે, જગત પરબ્રહ્મ રૂપ છે કારણ કે, પ્રલય સમયે પ્રાણી પદાર્થ સર્વનો નાશ થવા છતા પણ તમો–પરબ્રહ્મ સ્વરૂપે વિદ્યમાન જ રહો છો, મૃત્તિકા-માથી ઘટ ઉત્પન્ન થાય છે અને તે ભાગી જતાં પાછો તેમાજ મળી જાય છે, તેમ આ જગત આપમાથી ઉત્પન્ન થાય છે અને આપમાજ પ્રલય વખતે લય પામે છે, એટલે આપજ આ જગતના ઉપાદાન કારણ રૂપ છો, અર્થાત્ દેવતાઓ છે તે આપથી ભિન્ન નથી. દેવનો આપમાજ સમાપ્ત છે એટલે કે, જેમ પૃથ્વીના કોઇ પણ પદાર્થ ઉપર મુકેલો પગ પૃથ્વી ઉપર જ મુકેલો કહેવાય તેમ દેવતાઓની સ્તુતિ કે પ્રતિપાદન એ પણ આપના પ્રતિપાદન રૂપ જ ગણાય.
૧૫ હે ત્રિગુણાત્મક ભગવન્! જેઓ વિવેકી પુરુષ છે તેઓ સર્વ લોકના પાપને નાશ કરનારી તમારી કથા રૂપી અમૃતના સાગરમા અવગાહન કરી પાપો-

ની નિવૃત્તિ કરે છે, ત્યારે જેઓ તમારા સ્વરૂપના જ્ઞાનથી અ ત કરણના રાગાદિક વિકારોનો પરિત્યાગ કરી અખંડાનંદ એવા આપ પરમાત્માના સ્વરૂપનું ચિંતન અને સેવન કરે છે, તેના સર્વ સ તાપ નાશ થાય એમા તો શ કાવકાશ જ કયા રહ્યો ? [૧૬] હે દેવ ! પ્રાણીઓ જો તમારી ભક્તિ કરે તોજ તેમનુ જીવ્યુ સફળ છે, નહિ તો લુહારની ધમણની માફક તેમનો શ્વાસોચ્છ્વાસ મિથ્યા જ છે એમ જાણવુ . જેના અનુગ્રહથી મહત્તત્વ અને અહ કરાદિક તત્ત્વો માયાને અધીન થઈ બ્રહ્માડ ઉત્પન્ન કરે છે, પરંતુ અન્નમયાદિક કોષમાં જ્ઞાન સ્વરૂપવાળા જે કોઇક થાય છે તે આપ પરબ્રહ્મજ છો છતા તમે સત્ય હોઈ તદન અસ ગ રહો છો, અપવાદ કરતા પણ જે બાકી રહે છે તે સત્ય સ્વરૂપ પરબ્રહ્મ—તમે પોતે જ છો, એમ વેદ ભણે છે. [૧૭] વળી ઉપાસના ભેદ દર્શાવતા કહે છે કે, ઋષિઓમા પણ જેઓ સ્થૂલ દૃષ્ટિવાળા ઋષિઓ છે, તેઓ ઉદરમા રહેલા મણિપુર ચક્રમા સ્થિત બ્રહ્મનુ ધ્યાન ધરે છે, અરુણના વ શમા ઉત્પન્ન થયેલા ઋષિઓ હૃદય કમળ સ્થિત બ્રહ્મના સૂક્ષ્મ સ્વરૂપનુ ધ્યાન ધરે છે, અને તમારુ જ્યોતિર્મય ધામ જે મસ્તક પર્યંત ગયેલુ છે તેનુ ધ્યાન કરનાર પુરુષ તો તમારા પરમ ધામને પ્રાપ્ત થયા પછીજ પ્રાણીના મૃત્યુરૂપ મુખ જેવા સ સારમા પુનઃ જન્મતા નથી. [૧૮] એવી શ કા કરવામા આવે કે, ઇશ્વરને પણ જીવની માફક ઉદરનો સંબંધ છે ત્યારે જીવેશ્વરમાં ન્યૂનાધિકપણુ કયાં રહ્યું? આના ઉત્તરમા કહેવાય છે કે–બ્રહ્મ છે તે ઉપાદાન કારણ વડે દેવતા, મનુષ્ય, પશુ અને પખી સર્વ પ્રાણીઓને વિષે પ્રથમથી રહેલ છે અને કાષ્ઠમા પેઠેલો અગ્નિ જેમ કાષ્ઠના સ્વરૂપને પામી જાડો પાતળો, લાબો ટુંકો અને સીધો વાકો દેખાય છે, તેમ અજ્ઞાની પુરુષોને પણ પરબ્રહ્મ ઉપાધિ ભેદે કરીને નાના સ્વરૂપવાળા ભાસે છે પણ નિર્મળ બુદ્ધિવાળા જ્ઞાની પુરુષોને તો પરબ્રહ્મ સર્વત્ર એક અચિંત્ય નિર્વિકાર સ્વરૂપ જ જણાય છે [૧૯] પોતાના કર્મથી પ્રાપ્ત કરેલા મનુષ્યાદિકના દેહમા ભોક્તારૂપે રહેલો જીવ કાર્ય કારણ રૂપે પુરુષ સ્વરૂપ દેખાતો હોવા છતાં સર્વ શક્તિના આશ્રયરૂપ પરબ્રહ્મ સ્વરૂપ જ છે અને એ અંશ સ્વરૂપ જીવ તત્ત્વોનો નિર્ણય કર્યા વિના પરબ્રહ્મનું જ્ઞાન ઉત્પન્ન થતુ નથી, પણ જીવેશ્વર ભેદ સમજીને જેઓ આપના ચરણોનું પૂજન–વંદન કરી આપનુ પરમ સેવન કરે છે તે પુરુષ પરિણામે મુક્તિજ મેળવે છે. [૨૦]

કેટલીક શ્રુતિયો તો ભક્તિ છે એજ ખરેખરું મોક્ષનુ સાધન છે એમ કહે છે અને તેમ કરતાં તેમા કહેલુ છે કે, હે ઈશ્વર ! ન કળી શકાય એવા આત્મતત્ત્વના જ્ઞાનોપદેશને માટે ધારણ કરેલા તમારા અવતારના ચરિતરૂપી મોટા અમૃતના સાગરમા સ્નાન કરીને જેમણે સ સારના પરિશ્રમને તજેલો છે એવા પુરુષો તો તમારી ભક્તિરૂપ ચરણ સરોજના હ સરૂપ ભક્તોને પામ્યા, પછી તેમા એવ. તલ્લીન થઈ જાય છે કે તેમને મોક્ષ–અપવર્ગની પણ ઈચ્છા રહેતી નથી. [૨૧] હે પ્રભો ! તમારી સેવાને અનુરૂપ આ શરીર આત્મા, મિત્ર અને પ્રિયજનની માફક સ્વાધીન હોવા છતા પણ જેઓ તમારી ભક્તિમા પ્રીતિ ન કરતા નાશવાન શરીર ધારણ કરીને તેની મોજમા પોતાનો કાળ ગાળે છે, અર્થાત્ તમારી ભક્તિને યોગ્ય શરીર પ્રાપ્ત થયા છતા પણ જેઓ તમારી સેવામા તેનો ઉપયોગ નહિ કરતા મોજમઝા ભોગવવામા તેનો ઉપયોગ કરે છે તેઓ આત્મહત્યારા જેવાજ રહી પર પરા જન્માવલીઓમા ફર્યા કરે છે. [૨૨] પ્રાણાદિને જીતીને મુનિઓ હૃદયમાં તમને ઉપાસનાથી તેમ જ તમારો તત્ત્વત.વિચાર કરવાથી શત્રુઓ સમ સર્પના જેવા લાબા ભુજદડથી ભીડાએલી ગોપીઓ કામથી જે તત્ત્વને પામી હતી તે આપના ચરણારવિંદની ઉપાસનાના તત્ત્વને ધારણ કરનારી અમે શ્રુતિયો તમારા સ્વરૂપને પ્રબોધીએ છીએ. [૨૩] તમે સર્વથી પહેલા ઉત્પન્ન થયેલા છો અને બ્રહ્મા, દેવ, દાનવ અને મનુષ્ય વગેરે તમારી પછી ઉત્પન્ન થયેલાં છે વળી જ્યારે પ્રલય થાય છે ત્યારે તે સર્વના લય પછી તમે શેષનાગ ઉપર પોઢો છો, અને એકલા તમેજ તે સમયે વિદ્યમાન રહો છો, એટલે પામર એવા બીજા માણસો આપને ક્યાંથી જાણે ? અર્થાત્ આપનું સ્વરૂપ દુર્વિજ્ઞેય છે,

માટે આપને પામવા ઇચ્છનારાઓને વાસ્તે સુગમમાં સુગમ માર્ગ આપની ભક્તિ કરવી એજ છે ૨૪

હે ભગવન્! વૈશેષિક મતવાળાઓ કહે છે કે, પૂર્વે જગત હતુંજ નહિ, તેની પાછળથી ઉત્પત્તિ થયેલી છે, અર્થાત્ તેઓ જગતનો પ્રાગ્ભાવ માને છે, યોગ મતવાળાઓ–પતંજલિ આદિ કહે છે કે, પહેલા જીવમા બ્રહ્મત્વ હોતુ નથી, પર તુ યોગદ્વારા બ્રહ્મત્વનો આવિર્ભાવ થાય છે, નૈયાયિકો કહે છે કે, ઇંદ્રિયો, મન, વિષયો, શરીર અને જ્ઞાન ઇત્યાદિ એકવીસ પ્રકારના દુ ખમાથી છૂટવું તેજ મોક્ષ કહેવાય છે ને સાખ્ય મતવાળાઓ કપિલાદિક કહે છે કે મહાકાય અને ઘટાદિકના આકાશ વચ્ચે જેટલુ અ તર છે તેટલુ જીવાત્મા અને પરમાત્મા વચ્ચે અ તર છે, મીમાસકો કહે છે કે, બીજુ કઈ જ નહિ, પર તુ કર્મ છે એજ પ્રાણીને ફળદાયક છે પરબ્રહ્મના સ્વરૂપના અજ્ઞાનને લીધે તેઓ તેને ત્રિગુણાત્મક કહે છે પર તુ તે યુક્ત નથી, કારણ કે જ્ઞાન ઘન પરબ્રહ્મમા અજ્ઞાન સ ભવતુ જ નથી ૨૫ મનના સ બ ધથી ત્રિગુણાત્મક જગત પુરુષ લગી મિથ્યા છે તોપણ પરબ્રહ્મના અધિષ્ઠાનને લીધે ક કણ અને કુ ડળ વગેરે અલ કારો જેમ સુવર્ણરૂપ મનાય છે, તેમ આત્મજ્ઞાનીઓથી પરમેશ્વરના આશ્રયને લીધે જગત સત્ય મનાય છે, પરમેશ્વરના અધિષ્ઠાન રહિત જગત કદી સત્ય કહેવાય નહિ ૨૬ હે ભગવન્! તમે સર્વના નિવાસ સ્થાનરૂપ છો તેથી તમારી ભક્તિ કરનારાઓ મૃત્યુને તરી જાય છે ભક્તિ રહિત વિદ્વાનોને તમારી વાણી બાધી લે છે. જ્ઞાનીઓને ભ્રાંતિ રહેતી હોવાથી બ્રહ્મ પરોક્ષ રહે છે, પર તુ ભક્તજનોને તો અપરોક્ષ જ્ઞાનનો લાભ મળવાથી તેઓ મુક્તિ પામે છે ૨૭ હે પ્રભો! તમે જ્ઞાન સિદ્ધ હોવાથી બીજાઓની ઇંદ્રિયોના પ્રેરક હોવા છતા ઇન્દ્રિય રહિત છો સેવકો જેમ પોતાની સ્ત્રીઓ સાથે સ્વામીને ભજે તેમ ઇંદ્રાદિક દેવતાઓ અવિદ્યાને લઈ તમને બલિ આપે છે સામ ત રાજા જેમ ખેડુતનો આપેલો ફળભાગ ભોગવે, તેમ દેવતાઓ વગેરે પણ તમારા ભયને લીધે નિયમિત કાર્ય કરે છે આપની સત્તાને લીધેજ અગ્નિ બળે છે, ઇંદ્ર વૃષ્ટિ કરે છે અને મૃત્યુ પોતાનુ કામ કરે જાય છે ૨૮ હે પ્રભો! તમે માયાથી પર હોવા છતા, તેના પ્રવર્તક થઈ, જ્યારે તેની સાથે વિહાર કરો છો ત્યારે કર્મ જેમને લાગેલાં છે એવા શરીરો અને ભૂતમય સૃષ્ટિ ઉત્પન્ન થાય છે આપ આકાશની માફક સર્વત્ર વ્યાપીને રહેલા હોવાથી તેમનામા પણ છો એટલે તમને તેમા પારકું કે પોતાનુ એવો ભેદ રહેતો નથી ૨૯ જો અવિદ્યા એક હોય તો જીવ પણ એક હોવો જોઇએ અને જો અવિદ્યા અનેક હોય તો જીવો પણ અન ત હોવા જોઇએ વળી જો તેઓ ઇશ્વરના અ શ હોય તો એકની મુક્તિ સાથે સવની મુક્તિ થવી જોઇએ પણ તેમ થતુ નથી, તેમ જ જો જીવને સર્વવ્યાપક અને અન ત માનીએ તો બ્રહ્મમા અને તેમા કઈ ભેદ રહેતો નથી, એટલે બ્રહ્મના સ્વરૂપને માટે જે અને તે વગર બીજું કઇપણ કહી શકાય નહિ અને ઘણાઓની વ્યવસ્થા પણ થાય નહિ, માટે મનુષ્યે તમારી ભક્તિ કરવી એ જ મુક્તિનો સારો ને સુલભ માર્ગ છે, ઉપાધિને લીધે જીવો જન્મ મરણ પામે છે અને પ્રકૃતિ તથા પુરુષ છે તે અજન્મા રૂપ છે. જેમ એકલા પ ણીથી તેમજ એકલા વાયુથી પરપોટા થતા નથી તેમ એકલા પુરુષથી કિ વા એકલી પ્રકૃતિથી કશુ થતુ નથી પ્રકૃતિ ને પુરુષ બેના સયોગથી જીવ ઉત્પન્ન થ ય છે એ પ્રમાણે ઉત્પન્ન થયેલા જીવો પોતાના કર્મ પ્રમાણે સ સારમા ફરે છે અને જ્યારે ભક્તિના પ્રવાહમા પડી સાગરરૂપ પરબ્રહ્મને પામે છે, ત્યારે તેમા મળી જાય છે ૩૧ માયાને લીધે જીવો સ સારમા જન્મે છે અને જન્મ્યા પછી કર્મ કરવાને લીધે એક પછી એક જન્મ થાય એવી બ ધન પર પરા ઉત્પન્ન કરે છે સ સાર ભ્રમણમાથી મુક્ત થવાને માટે વિવેકી પુરુષો પુરુષોત્તમ એવા આપની ભક્તિનેજ શરણે આવે છે ૩૨ હે ઇશ્વર! સ સારથી મુક્ત થવાને ઇચ્છનારાઓએ સદ્ગુરુનો આશ્રય કરવો જોઇએ, તેમ નહિ કરતા જેઓ પોતાની મેળે યોગાદિકથી યત્ન કરવા જાય છે, તેઓ વણિક જેમ નાવિકનો આશ્રય નહિ લેવાથી સમુદ્રમા દુ ખી થાય છે તેમ તેઓ આ સ સાર સાગરમાં અત્ય ત દુ:ખી થાય છે. ૩૩ હે પ્રભો! તમારી ભક્તિ

કરનારાઓને તમારા સ્વરૂપમા લગની લાગ્યા પછી આ સંસારમાનુ કંઈ પણ સુખરૂપ લાગતુ નથી. સંસારનુ સુખ પરિણામે દુઃખકારક હોવાથી તમારા ભક્તજનો તેમા આસક્ત થતા નથી અને જેઓને તે દુઃખમાથી મુક્ત થવુ છે તેમને માટે આપને પામવાનો સારામા સારો માર્ગ તો એ જ છે કે, તેમણે આપની ભક્તિ કરવી [૩૪] સત્સંગથી તત્ત્વજ્ઞાન દૃઢ થાય છે, માટે સત્સંગ કરવાને ઋષિયો તીર્થોમા અને પવિત્ર આશ્રમોમા ફરે છે પણ સંસારનો સંગ રાખતા નથી જેને એકવાર પણ ભક્તિનો રસ લાગે છે તે આ દુઃખમય અને પુરુષના સારને હરનાર માયાનો આશ્રય કરતો નથી [૩૫]

સાખ્ય, યોગ અને મીમાસા એ ત્રણ દર્શન સત્કાર્યવાદી છે તેમા છેલ્લુ દર્શન કર્મને પ્રતિપાદન કરનારુ હોઇ સત્યમાથી ઉત્પન્ન થયેલા જગતને પણ સત્ય કહે છે, કારણ કે સોનામાથી બનાવેલા કુંડળાદિ અલંકારો જેમ સુવર્ણ રૂપજ છે તેમ બ્રહ્મમાથી ઉત્પન્ન થયેલુ જગત બ્રહ્મરૂપજ છે, જો એમ ન હોય તો જીવ બ્રહ્મથી ભિન્ન ગણાય અને દ્વૈત સિદ્ધ થાય, પરંતુ તેમ નથી ઉપાદાનથી ઉત્પન્ન થયેલુ કાર્ય પણ કારણથી જુદુ હોય છે સુવર્ણમાથી ઉપાદાન કારણે ઉત્પન્ન થયેલા કુંડળો સુવર્ણરૂપ હોય છે, પરંતુ ઘટસ્ફોટના કારણરૂપ જે મુદ્ગર તેનું કાર્ય જે સ્ફોટ, તે મુદ્ગરરૂપ હોતું નથી, તેમજ અંધારામા પડેલી દોરી જે સર્પના ભ્રમરૂપી ઉપાદાન કારણરૂપ બને છે, તે સર્પ હોતી નથી, તેમ બ્રહ્મથી ઉત્પન્ન થયેલું હોવા છતા પણ આ જગત બ્રહ્મ કહેવાય નહિ પરંતુ નાશવંત અને મિથ્યા કહેવાય અજ્ઞાન અને ભ્રમ એ જ તેનું કારણ છે અને અજ્ઞાન તેમ જ ભ્રમ બેઉ અસત્ય હોવાથી તેમના કાર્યરૂપ આ જગત પણ અસત્ય જ છે, એવું સ્પષ્ટ કરતા શ્રુતિયો ગાય છે કે—વૈરાગ્ય અને ભક્તિથી અનભિજ્ઞ અને કર્મમા આસક્ત પુરુષોને વેદની કર્મપર વાણી, કર્મના બંધનમાં નાખે છે, પણ જેઓ સંસારથી અળગા થયેલા છે અને આપની ભક્તિમા તલ્લીન રહે છે, તેમને વેદવાણી પણ મોહિત કરતી નથી.[૩૬] જેમ સોનાનાં કડા, કુંડળ અને પોચી વગેરે અનેક નામો માત્ર કલ્પિત છે, અને માટીનાં કુંભ, કોડીયુ વગેરે પાત્ર પણ કલ્પિત છે તેમ આ વિશ્વ અને તેને લગતો બધો પ્રપંચ નામ માત્ર કલ્પિત જ છે, કારણ કે, તે આદિમા, અંતમા અને વચલા ભાગમા હોતો નથી, પરંતુ આપના આશ્રયથી સત્યરૂપ ભાસે છે કડા, કુંડળ, કુંભ અને કોડિયા જેમાં પરિણામે સોનુ અને માટી જ વિદ્યમાન રહે છે, તેમ આ વિશ્વરૂપી મોટો નામધેય પ્રપંચ પણ પરિણામે માત્ર એક બ્રહ્મ સ્વરૂપ જ રહે છે, અને તેને જેઓ સત્ય કહે છે તે અજ્ઞાનીઓ છે [૩૭] હે ઈશ! માયાથી મોહ પામી માયાનુ આલિંગન કરતાં બ્રહ્મમાથી જીવ સ્વરૂપ ઉત્પન્ન થાય છે અને એ જીવસ્વરૂપને પછી દેહ અને ઇન્દ્રિયાદિકની પ્રીતિ બંધાઇ કર્મ પ્રાપ્ત થાય છે કર્મને વશ થયેલો તે, પછી આ જગતમા એક પછી એક નાના પ્રકારની જાતિઓમા જન્મ્યા અને મર્યા કરે છે આપ પરબ્રહ્મ તો માયાથી લિપ્ત થતા નથી અને સર્પ જેમ કાચળીનો ત્યાગ કરે છે તેમ તમો માયાનો ત્યાગ કરો છો અને અણિમાદિક સિદ્ધિઓની પૂર્ણતામાં પોતાના એક સ્વરૂપમા સ્થિત થઈને રહો છો. [૩૮] સર્વ સંગનો ત્યાગ કરી સંન્યાસી થવા છતા પણ જેઓ પોતાની વાસનાઓને તજતા નથી, તેમને જેમ કંઠમા મણિવાળો માણસ કોઈ જાતના ભ્રમને લીધે તેને જોઈ શકતો નથી, તેમ આપ જડતા નથી એટલુ જ નહિ, પરંતુ તે દંભીઓને આ લોકમા અને પરલોકમા ક્યાહી સુખ મળતુ નથી. સંન્યાસી હોવાથી ભાવના છતા તેઓ આ લોકમાં યથેચ્છ ભોગાદિનો અનુભવ કરી શકતા નથી અને મનમા મુઝાયા કરે છે. વળી મરણાતે પરલોકમા તેમને એ દંભના પાતકને લીધે માત્ર નરક જ પ્રાપ્ત થાય છે [૩૯] જેમને આપના સ્વરૂપનું જ્ઞાન થાય છે તેઓ કર્મથી પ્રાપ્ત થયેલાં પુણ્ય પાપને ગણતા નથી. અને દેહાભિમાનવાળી પ્રવૃત્તિ નિવૃત્તિ કરાવનારી વિધિનિષેધની શાસ્ત્રીય ખટપટ પણ તેમને નડતી નથી જેમને ખરેખરું તત્ત્વ સમજાયું છે તેમને કર્મ આદિ કશું પ્રત્યવાયરૂપ થતું નથી અને તેઓ તમારી કથા વાર્તામાં તલ્લીન રહી પરમ સુખકારક

એવી મુક્તિને પામે છે ૪૦ હે ઇશ ! દેવતાઓ અને બ્રહ્માદિક પણ તમારી અકળ કળાને પહોચી શકતા નથી આપનો મહિમા અથાગ અને અપાર છે. મોટા મોટા બ્રહ્માડો તમારા સ્વરૂપમા ફર્યા કરે છે, તે પણ કોઈ જાણી શકતું નથી શ્રુતિયો કહે છે કે, અમારી જુદી જુદી કળાઓ અને વિધિ નિષેધ વગેરે વચનોની ચાતુરીઓ પણ હે ભગવન્! અનત શક્તિવાળા આપનો જ મહિમા ગાય છે, અને આપના પરબ્રહ્મ સ્વરૂપને જ પ્રતિપાદન કરે છે, કે જે પરબ્રહ્મ સ્વરૂપની અમે હમેશ સ્તુતિ કરીએ છીએ ૪૧

શ્રીભગવાન કહે છે–હે નારદ ! સનદન ઋષિએ વર્ણવેલી શ્રુતિયોની સ્તુતિરૂપ આત્મજ્ઞાનની વાતો સાભળીને આનદ પામેલા તથા સિદ્ધ મનોરથ થયેલા એવા તે સર્વ ઋષિઓએ સનદનની પછી પૂજા કરી ૪૨ સૌની પહેલા ઉત્પન્ન થયેલા ને વિમાનમાં બેસી આકાશમા ફરનારા મહાત્મા સનકાદિક ઋષિયોએ આ પ્રમાણે અશેષ શ્રુતિયો ઉપનિષદો અને પુરાણોના રહસ્યનો સાર કાઢેલો છે. ૪૩ મનુષ્યની કામનાઓનો નાશ કરનાર આ તત્ત્વજ્ઞાનને શ્રદ્ધાથી ધારણ કરીને હે બ્રહ્મણ પુત્ર ! હવે ઇચ્છામા આવે તે પ્રમાણે પૃથ્વી ઉપર ફરો ૪૪

શુકદેવજી બોલ્યા–હે રાજન્ ! ભગવાન નારાયણે આપેલા આ ઉપદેશને મનમા ઠસાવી બ્રહ્મચારી એવા નારદે કહ્યુ કે–૪૫ પ્રાણીઓને મુક્તિ આપવા માટે અવતાર ધારણ કરનાર અચલ કીર્તિવાળા શ્રીકૃષ્ણને મારા નમસ્કાર હો. ૪૬ પછી આદિ નારાયણ ઋષિ તથા તેમના શિષ્યોને નમસ્કાર કરી નારદ મુનિ મારા સાક્ષાત્ પિતા વેદવ્યાસ દ્વૈપાયનના આશ્રમ પ્રતિ ગયા ૪૭ વ્યાસજીએ તેમને આદરમાન આપીને બેસાડ્યા પછી તેમણે જે તત્ત્વજ્ઞાન નારાયણને મુખે સાભળ્યું હતુ તે વિસ્તારથી તેમને કહી સભળાવ્યુ. ૪૮ હે રાજન્ ! તમે મને પ્રશ્ન કર્યો હતો કે શ્રુતિયો જે અનિર્દેશ્ય અને નિર્ગુણ છે તે પરબ્રહ્મમા કેવી રીતે પ્રવૃત થાય છે, તે આ પ્રમાણે મે તમને યથાર્થ કહ્યું, ૪૯ તેમ છતા તેનો સમન્વય હવે તમને અર્થ સહિત કહુ઼ં તે સાભળો સર્વ જગતને પોતામા સમાવનાર, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર પ્રકૃતિ અને પુરુષના ઉપાદાન કારણરૂપ, બ્રહ્માડ ઉત્પન્ન કરીને જીવોને તેમા યથાર્થ ભોગ ભોગવાવનાર છતાં તેમનાથી અલગ રહેનાર એવા ભગવાન પરબ્રહ્મ સ્વરૂપ–શ્રીહરિને પ્રાણી માત્રે હમેશ સ્તવવા, સેવા કરવી અને તેમની ઉપાસના તથા ધ્યાનમા તત્પર રહેવુ ૫૦

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे सप्ताशीतितमोऽध्यायः

## અધ્યાય ૮૮ મો.[*]

### વિષ્ણુભક્તનો મોક્ષ.

राजो उवाच

देवासुरमनुष्येषु ये भजन्त्यशिवं शिवम् ।
प्रायस्ते धनिनो भोजा न तु लक्ष्म्याः पतिंहरिम्

પરીક્ષિતે પૂછ્યુ–હે મુનિ ! દેવતાઓ, અસુરો ને મનુષ્યોમા જેઓ ભોગનો તિરસ્કાર કરનાર શકરને ભજે છે, તેઓ ધન તથા વૈભવ પામે છે, અને જેઓ વિષ્ણુ પરમાત્માને ભજે છે તેઓ ધનવંત તથા વૈભવી થતા નથી તેનું કારણ અમને કહો ? ૧ શિવ તથા વિષ્ણુ નિર્ધનતા ને ધનવતપણાની વિરુદ્ધ સ્વભાવના છે, તેમને ભજનારની સ્થિતિ વિરુદ્ધ થાય છે, અર્થાત્ શિવને ભજનાર ધનાઢ્ય અને વિષ્ણુને ભજનાર નિર્ધન થાય છે, એનુ શું કારણ ? ૨

શુકદેવજી કહે છે–માયારૂપી ઉપાધિને લીધે નિત્ય ગુણોથી પરિવૃત્ત અને શિવ, બ્રહ્મા તથા ઇંદ્ર એ ત્રણ સ્વરૂપ જેમના છે એવા ઇશ અહકાર પણ વૈકારિક, તેજસ તથા તામસ એમ ત્રણ પ્રકારના છે. ૩ અહંકારમાથી અગિયાર ઇન્દ્રિયો તથા પાચ ભૂતોરૂપી સોળ વિકાર ઉત્પન્ન થાય છે ત્રિવિધ અહકાર બ્રહ્મા, વિષ્ણુ તથા શિવમા રહેલો છે. બ્રહ્મામા રજોગુણનો, વિષ્ણુમા સત્વગુણનો અને શિવમાં તમોગુણનો અંશ વધારે રહેલો છે જે પુરુષ જે દેવને ભજે છે તે પુરુષ તે દેવના ગુણાનુરૂપ વિભૂતિઓને

[*] આ અધ્યાયમા વિષ્ણુભક્તને મોક્ષ અને અન્ય દેવના ભક્તને ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, એમ કહેવામા આવ્યું

પામે છે. ૪ વિષ્ણુને ભજવાથી સત્વગુણી વિભૂતિઓનો લાભ થાય છે, તોપણ તે નિર્ગુણ છે, સાક્ષાત્ પ્રકૃતિથી પર છે, અને સર્વના દ્રષ્ટા તથા સાક્ષી છે, તેથી તેમના ભક્ત હમેશ નિર્ગુણ થાય છે. ૫ તમારા દાદા યુધિષ્ઠિર રાજાએ અશ્વમેધ યજ્ઞ પૂર્ણ થયા પછી, શ્રીકૃષ્ણ પાસેથી ધર્મનું શ્રવણ કરતા તેમને આવોજ પ્રશ્ન પૂછયો હતો. ૬ મનુષ્યોનું કલ્યાણ કરવા યદુકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે શ્રવણ કરવાની ઇચ્છાવાળા યુધિષ્ઠિર રાજાને પ્રસન્ન થઈને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો ૭

ભગવાન બોલ્યા–મારો ભક્ત વિષયોનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો હોય, પરન્તુ વિષયોની પ્રબળતાથી તેનો ત્યાગ કરી શકતો ન હોય, તેમ ભોગ ભોગવતા પણ મુઝાતો હોય, તે ભકતોના ઉપર અનુગ્રહ કરવા હું ધીરે ધીરે તેમનું ધન હરી લઉં છુ અને પછી નિર્ધન થઈ પડેલા તથા બહુ દુઃખી થઇ પડેલા તે મનુષ્યનો તેના સબધીઓ ત્યાગ કરે છે ૮ તે આગ્રહથી પછી ધન માટે ફરીને ઉદ્યોગ કરે છે, પરન્તુ મારા અનુગ્રહથી તે નિષ્ફળ થાય છે, અને પરમ વૈરાગ્ય પામે છે, અને પછી મારા ભકતોની સાથે મિત્રતા કરતા હુ તેમની ઉપર અનુગ્રહ કરુ છુ. ૯ મારા અનુગ્રહમા તેમને ચૈતન્ય માત્ર, સત્ય, અનત તથા સૂક્ષ્મ પરબ્રહ્મનો લાભ થાય છે, એટલા માટે મારી ઉપાસના બહુ કઠિન હોવાથી લોકો બીજા દેવને ભજે છે. ૧૦ બીજા દેવતાઓ જેઓ તરતજ પ્રસન્ન થનારા છે, તેઓની ઉપાસના કરીને મનુષ્યો રાજ્યલક્ષ્મી સપાદન કરીને તેનાથી ઉદ્ધત તથા મદોન્મત્ત બને છે અને વૈભવ આપનારાઓને વિસરી જઈ તેઓનું અપમાન કરે છે. ૧૧

શુકદેવજી કહે છે–હે રાજન્! બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ શાપ દેવા તથા અનુગ્રહ કરવા સમર્થ છે. તેઓમા બ્રહ્મા તથા મહેશ શાપ દે છે અને દેવ પ્રસન્ન પણ થાય છે, પરતુ વિષ્ણુ ભગવાન શાપ દેતા નથી, તેમ પ્રસન્ન પણ થતા નથી. ૧૨ શંકર વૃકાસુરને વર આપી પોતેજ સંકટમાં આવી પડયા હતા. તે વિષે એક પુરાતની ઇતિહાસ સાભળો ૧૩ શકુનિના પુત્ર દુરાત્મા વૃકાસુરે નારદને જોઈ પૂછયુ કે, હે મહારાજ! ત્રણ દેવતાઓમાં ઝટ પ્રસન્ન થાય એવો કયો દેવ છે? ૧૪ નારદ બોલ્યા કે, શકરની આરાધના કર, કારણ કે તે અલ્પ ગુણથી ઝટ પ્રસન્ન થાય છે, અને અલ્પ દોષથી ઝટ કોપે છે, માટે તેમની સેવાથી તારી કાર્ય સિદ્ધિ ઝટ થશે ૧૫ રાવણ તથા બાણાસુર બદીજનની પેઠે શકરની સ્તુતિ કરતા હતા, તેમને શકરે મહા ઐશ્વર્ય આપ્યુ હતુ અને પરિણામે તેમનો નાશ પણ થયો હતો. ૧૬ નારદે આમ કહ્યા પછી વૃકાસુર કેદારક્ષેત્રમા જઇ મોટી તપશ્ચર્યા કરવા લાગ્યો અને શકરને પ્રસન્ન કરવા તેણે પોતાના શરીરમાથી માસ કાપી કાપીને મહાદેવના મુખરૂપ અગ્નિમા હોમવા માડયુ ૧૭ એમ કરતા સાત દિવસ વ્યતીત થઈ ગયા તોપણ શકરે દર્શન આપ્યુ નહિ, એટલે વૃકાસુરે ખિન્ન થઇ તીર્થમા નહાવાથી ભીના કેશવાળુ મસ્તક કાપવાનો વિચાર કર્યો. ૧૮ એટલે દયાળુ શકર અગ્નિમાથી દેહધારી અગ્નિની પેઠે બહાર નીકળ્યા અને બે હાથે વૃકાસુરના હાથ પકડી તેને તેમ કરતા અટકાવ્યો. મહાદેવનો સ્પર્શ થતા વૃકાસુરનો દેહ પાછો સારો થઇ ગયો ૧૯ શકરે તેને કહ્યુ કે, હે ભક્ત! વર માગ, તારે જે જોઈતું હશે તે હુ આપીશ. હુ પાણીના અભિષેકથી પણ મારા શરણાગતો ઉપર પ્રસન્ન થાઉં છુ. તું દેહને આ પ્રમાણે કેમ પીડે છે? ૨૦ વૃકાસુરે શકરની પાસેથી લોકોને ત્રાસ આપે એવો વર માગતા કહ્યું કે–'હું જેના માથા ઉપર હાથ મુકુ તે મરી જાય, એવો મને વર આપો. ૨૧ આ વચન સાભળી શંકર જાણે ખિન્ન થયા હોય તેમ ઉદાસ થઇ સર્પને જેમ દૂધ પાન કરાવે તેમ 'તથાસ્તુ' એમ કહી ચાલ્યા ગયા. ૨૨ આવો વર મળ્યા પછી પાર્વતીનું હરણ કરવાની ઇચ્છાવાળો તે દૈત્ય વરદાનની પરીક્ષા કરવા શંકરના મસ્તક ઉપર હાથ મુકવા તૈયાર થયો તે જોઇને શંકર પોતાના કાર્યથી પોતે જ ભયભીત થયા અને દૈત્ય પાછળ પડતાં ધ્રુજતા ધ્રુજતા સ્વર્ગ તથા પૃથ્વીના અંત સુધી ગયા. તેમજ ઉત્તરાદિ દિશાઓમાં ગયા પરંતુ

કોઈ ઠેકાણે તેમને આશ્રય મળ્યો નહિ. ૨૩-૨૪ મોટા દેવતાઓએ બહુ વિચાર કર્યો, પરંતુ ઉપાય જાણવામાં આવ્યો નહિ, તેથી મૌન રહ્યા પછી ભગવાન શંકર અંધારાથી રહિત એવા મહા પ્રકાશવાળા શ્વેતદ્વીપ તરફ ગયા ત્યાં સર્વને અભય આપનાર સંન્યાસીઓની પરમ ગતિરૂપ સાક્ષાત્ નારાયણ રહે છે તથા જ્યાં જવાથી ફરી સંસારમાં જન્મ મરણ થતાં નથી. ૨૫-૨૬ શ્વેતદ્વીપના પતિ તથા કષ્ટ હરનાર ભગવાન નારાયણ શંકરનું દુ:ખ જોઈ દૂરથી જ બટુક રૂપ ધારણ કરી વૃકાસુરની સામે ગયા ૨૭ તે બટુકે કટિમેખલા ધારણ કરી શરીરે મૃગચર્મ ઓઢયું, હાથમાં દંડ, કમંડળ અને દર્ભ ધારણ કર્યાં કંઠમાં માળા પહેરી અને અગ્નિના જેવા તેજસ્વી જણાતા તેમણે દૈત્યને પ્રણામ કરી નીચે પ્રમાણે પૂછ્યું. ૨૮

ભગવાન બોલ્યા—હે શકુનિના પુત્ર! તું ખરેખર થાકી ગયેલો જણાય છે તું કેટલે દૂરથી આવ્યો છે? થોડી વાર વિશ્રાંતિ લે, કારણ કે, દેહ પુરુષના સર્વ મનોરથો પુરનારો છે માટે તેને બહુ પરિશ્રમ આપવો યોગ્ય નથી ૨૯ હે વ્યાપક! તમારું કર્તવ્ય અમારે સાંભળવા જેવું હોય તો કહો, કારણ કે બીજાઓની સંમતિ લેવાથી તથા સહાયતા લેવાથી પોતાના સ્વાર્થો મનુષ્ય સિદ્ધ કરે છે ૩૦

આ પ્રમાણે અમૃત જેવા વચનથી ભગવાને વૃકાસુરને પૂછ્યું, એટલે પરિશ્રમ રહિત થયેલા તેણે જે પ્રમાણે કર્યું હતું, તે સર્વ બટુકના રૂપમાં રહેલા નારાયણને કહી સંભળાવ્યું ૩૧

ભગવાન બોલ્યા—જો તારા કહેવા પ્રમાણે શંકરે કહ્યું હોય તો અમે શંકરનું વચન માનતા નથી, કારણ કે તે શંકર દક્ષના શાપથી પિશાચપણાને પામેલા છે અને પ્રેત તથા પિશાચોના રાજા છે ૩૨ હે દાનવોના રાજા! તમને જગદ્ગુરુ શંકરના વચનો ઉપર વિશ્વાસ હોય તો તમારા પોતાના મસ્તક ઉપર હાથ મુકીને એમના વચનની પરીક્ષા કરો ૩૩ હે દાનવોમાં ઉત્તમ! જો કોઈ પણ રીતે શંકરનું વચન મિથ્યા થાય તો તમે મિથ્યાવાદી શંકરને મારી નાખજો, કારણ કે જેથી તે ફરીને મિથ્યા ભાષણ કરે નહિ. ૩૪

શુકદેવજી કહે છે—આ રીતે ભગવાનનાં કોમળ વચનોથી વૃકાસુરની મતિ ફરી ગઈ અને તેણે ભૂલ ખાઈને પોતાનો હાથ પોતાના મસ્તક ઉપર મુક્યો ૩૫ માથે હાથ મુકતાં જાણે વજ્રાઘાત થયો હોય તેમ તેનું માથું ફાટી ગયું તે મરી ગયો અને દેવતાઓ સ્વર્ગમાં જય, જય, નમોનમ એમ સ્વસ્તિ બોલવા લાગ્યા ૩૬ વૃકાસુર મરણ પામતાં દેવતા, ઋષિઓ, પક્ષીઓ અને ગંધર્વોએ પુષ્પની વૃષ્ટિ કરી વિષ્ણુએ આ પ્રમાણે શંકરને સંકટમાંથી મુક્ત કર્યા ૩૭ પછી શંકરની પાસે આવી તેમને કહ્યું કે, હે મહાદેવ! એ પાપી પોતાના પાપથી મરી ગયો કોઈ જીવ બીજાનો અપરાધ કરે તો તેનું કલ્યાણ થતું નથી, ત્યારે ઈશ્વર એવા આપનો અપરાધ કરવાથી તેનું કેમ કલ્યાણ થાય? ૩૮-૩૯ વાણી તથા મનથી પહોંચી શકાય નહિ તેવી શક્તિઓના સાગર, માયાથી પર એવા ભગવાને શંકરને સંકટમાંથી મુક્ત કર્યા, તે કથા જે મનુષ્ય કોઈને સંભળાવે અથવા પોતે સાંભળે તે જન્મ મરણથી છુટે છે ૪૦

य एवमव्याकृतशक्त्युदन्वतः
परस्य साक्षात्परमात्मनो हरेः ।
गिरित्रमोक्षं कथयेच्छृणोति
वा विमुच्यते संसृतिभिस्तथाऽरिभिः
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
अष्टाशीतितमोऽध्यायः

## અધ્યાય ૮૯ મો.*

### વિષ્ણુનું માહાત્મ્ય.

श्रीशुक उवाच

सरस्वत्यास्तटे राजन् ऋषयः सत्रमासत ।
वितर्कः समभूत्तेषां त्रिष्वधीशेषु को महान् ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! સરસ્વતીના પવિત્ર તીર ઉપર ઋષિઓ યજ્ઞ કરતા હતા તેવામાં

* આ અધ્યાયમાં દેવતાઓમાં સર્વથી મોટા કોણ? આવો સંદેહ પડતાં ભૃગુએ પરીક્ષા કરીને ઋષિઓને કહ્યું કે, વિષ્ણુ મોટા છે

એવો વિચાર થયો કે, 'ત્રણ દેવતાઓમા મોટો કોણ?' આનો નિર્ણય કરાવવા તેઓએ બ્રહ્માના પુત્ર ભૃગુ ઋષિને મોકલ્યા ભૃગુ પ્રથમ બ્રહ્માની પાસે ગયા. ૧-૨ ત્યા બ્રહ્માની મહત્તાની પરીક્ષા કરવા ભૃગુ, બ્રહ્માને નમ્યા નહિ તેમ તેમની સ્તુતિ પણ કરી નહિ એટલે પોતાના તેજથી પ્રકાશતા બ્રહ્મા ગુસ્સે થયા. ૩ પછી બ્રહ્માએ પોતાના કોપને, 'ભૃગુ મારો પુત્ર છે' એમ જાણીને શાત કર્યો. અગ્નિને શાત કરવામા જેમ અગ્નિથી ઉત્પન્ન થયેલુ પાણી ઉપયોગી થઈ પડે છે, તેમ બ્રહ્માનો ક્રોધ શાત થવામાં ભૃગુનું પુત્રપણું ઉપયોગી થયુ ૪ પછી ભૃગુ ઋષિ ત્યાથી કૈલાસ પર્વત ઉપર ગયા ત્યા શ કરે ઉભા થઈ તેમને ભેટવાની તૈયારી કરી. ૫ પર તુ ભૃગુએ કહ્યુ કે તું અવળે માર્ગે ચાલનારો છે, તે સાભળી શ કર કોપી ઉઠયા અને ભયકર નેત્રવાળા હાથમા ત્રિશૂળ લઈ ભૃગુનો નાશ કરવાની તૈયારી કરવા લાગ્યા ૬ એટલે પાર્વતીએ શંકરના ચરણમા પડી તેમને શાત કર્યા પછી ભૃગુ ઋષિ જેમા વિષ્ણુ રહેતા હતા એવા વૈકુઠલોકમા ગયા ૭ ત્યા વિષ્ણુ, લક્ષ્મીના ખોળામા મસ્તક મૂકીને સુતા હતા. ભૃગુએ ત્યા જઈ તેમની છાતીમા જોરથી પાટુ મારી, એટલે સત્પુરુષોના શરણરૂપ શ્રીવિષ્ણુ જાગ્રત થયા અને શય્યા ઉપરથી ઉતરી ભૃગુના ચરણમાં પ્રણામ કરીને બોલ્યા કે, હે મહારાજ! તમે ભલે પધાર્યા, થોડીવાર આ આસન ઉપર બિરાજો તમારું આગમન મારા જાણવામા ન હતુ, માટે આપે અમારી ઉપર ક્ષમા રાખવી જોઇએ ૮-૯ હે તાત! તમારા ચરણ ઘણા સુકોમળ છે, તે મારી છાતીએ વાગવાથી દુખતા હશે, એમ કહીને ભગવાન ભૃગુના ચરણ ચાપવા લાગ્યા. ૧૦ આપના ચરણ, જે તીર્થોને પણ પવિત્ર કરનાર છે, તેનાથી મને, મારા વિષે રહેલા લોકોને તથા લોકપાળોને પવિત્ર કરો. ૧૧ હે મહારાજ! આજે હું લક્ષ્મીનું અવિચળ સ્થાન થયો. આપના ચરણના પ્રહારથી મારાં પાતક નાશ પામ્યા અને હવે તેને લીધે મારી છાતીમા લક્ષ્મી નિત્ય વાસ કરશે. ૧૨

શુકદેવજી કહે છે-વિષ્ણુએ આમ કહ્યું કે, ભૃગુઋષિ ભગવાનની ગ ભીર વાણીથી શાન્તિ પામ્યા, મૌન થઇને બેઠા, ભક્તિથી ઉત્કંઠિત થઈ ગયા અને આખમા અશ્રુ આવી ગયાં પછી તે બ્રહ્મવાદી મુનિઓના યજ્ઞમા ગયા અને જે કંઇ બન્યુ હતું તે સર્વ મુનિઓને કહી સ ભળાવ્યુ. ૧૩-૧૪ તે સાંભળી આશ્ચર્ય પામેલા મુનિઓએ વિષ્ણુને મોટા દેવ માન્યા જે વિષ્ણુથી સર્વને શાતિ તથા અભય મળે છે ૧૫ સાક્ષાત્ ધર્મ, અપરોક્ષ જ્ઞાન, વૈરાગ્ય, આઠ પ્રકારની સિદ્ધિઓ તથા અંતઃકરણના મળનો નાશ કરનાર યશ જેને વિષે રહેલો છે એવા ભગવાન વિષ્ણુ સર્વ દેવ કરતા ઉત્તમ છે એમ તેમણે માન્યું. ૧૬ સર્વને અભય આપનાર, શાંત, અભિમાન રહિત, સાધુઓના તથા મુનિઓના પરમ આશ્રયરૂપ શ્રીવિષ્ણુ ભગવાનજ છે, તે વિષ્ણુને સર્વશ્રેષ્ઠ માન્યા. ૧૭ સત્વગુણ જેમની પ્રિયમૂર્તિ છે, બ્રાહ્મણો જેમના ઇષ્ટ દેવ છે તથા શાંત અને નિપુણ બુદ્ધિવાળા નિષ્કામ લોકો જેમને ભજે છે, તે વિષ્ણુને દેવોએ સર્વોત્તમ માન્યા ૧૮ રાક્ષસો, અસુરો તથા દેવો વિષ્ણુની માયાએ મોહિત છે, અને તે વિષ્ણુની ત્રણ પ્રકારની મૂર્તિઓ રૂપ છે, તોપણ તેઓમાં સત્વગુણજ વિષ્ણુને પ્રાપ્ત કરવાનુ સાધન છે. ૧૯

શુકદેવજી કહે છે-આ રીતે મનુષ્યોનો સંશય ટાળવા માટે નિશ્ચય કરી સરસ્વતીના તટ ઉપર બેઠેલા બ્રાહ્મણોએ શ્રીવિષ્ણુ ભગવાનનાં ચરણારવિંદની સેવા કરી તેથી તેઓ શ્રીવિષ્ણુ ભગવાનના સ્વરૂપને પામ્યા ૨૦

સૂત કહે છે-હે શૌનક! શુકદેવને મુખે અમૃત જેવી સ સારનો ભય ટાળનારી તથા વર્ણન કરવા યોગ્ય શ્રીવિષ્ણુની કીર્તિ, સસારરૂપી માર્ગમા ભ્રમણ કરનારો જે પુરુષ કાનરૂપી પડીઆઓથી વારવાર પીએ છે, તે સસારના પરિશ્રમમાથી છૂટે છે. ૨૧

શુકદેવજી કહે છે-એક દિવસ દ્વારકામા કોઇ બ્રાહ્મણનો પુત્ર જન્મતાજ મરી ગયો. ૨૨ તેથી આતુર થયેલો તથા રંક મનનો તે બ્રાહ્મણ પુત્રના શબને લઇ રાજ મહેલના બારણા ઉપર મૂકી, વિલાપ કરતો, આ પ્રમાણે કહેવા લાગ્યો. ૨૩

બ્રાહ્મણ બોલ્યો-બ્રાહ્મણોનો દ્વેષ કરનાર, લોભી,

વિષયલંપટ તથા શઠબુદ્ધિવાળા નીચ ક્ષત્રિયોના કુકર્મને લીધે મારો પુત્ર મરી ગયો છે ૨૪ હિંસાનો વિહાર માનનાર, અજિતેન્દ્રિય તથા દુષ્ટ સ્વભાવના રાજાને ભજનારી પ્રજા પીડાય છે ૨૫

શુકદેવજી કહે છે—આ પ્રમાણે બ્રાહ્મણે પ્રથમ મરી ગયેલા બાળકને લાવી, ગાથા ગાઈ તેમજ બીજીવાર અવતરીને મરી ગયેલા પુત્રને પણ રાજદ્વારમા લાવી ઉપર પ્રમાણે ગાથા ગાઈ અને ત્રીજીવાર અવતરીને મરી ગયેલા પુત્રને રાજદ્વારમાં લાવીને ઉપર પ્રમાણે ગાથા ગાઈ. ૨૬ એક દિવસ અર્જુન શ્રીકૃષ્ણની પાસે બેઠા હતા, એટલામા તેનો નવમો પુત્ર મરણ પામતા તેને લઇ રાજમહેલની દેવડી ઉપર તે બ્રાહ્મણ આવ્યો અને પ્રથમની પેઠે વિલાપ કરતો ક્ષત્રિય સબંધી ગાથા ગાવા લાગ્યો તે સાભળીને અર્જુને પૂછ્યું કે, ૨૭ હે બ્રાહ્મણ! તારા ગામમા શુ કોઇ ધનુર્ધારી ક્ષત્રિય નથી? આ તથા પુત્રોમા આસક્ત થયેલા આ યાદવો યજ્ઞમા ભોજન કરવા એકઠા મળેલા બ્રાહ્મણોના જેવા છે જે ક્ષત્રિયોના જીવતાં બ્રાહ્મણો શોક કરે, તે ક્ષત્રિયોને વેશધારી નટ લોકો જેવા જાણવા. ૨૮-૨૯ હે મહારાજ! તમે સ્ત્રી પુરુષ બને જણ રક છો, માટે હું તમારા પુત્રોનુ રક્ષણ કરીશ હું જો મારી પ્રતિજ્ઞાને સત્ય કરુ નહિ તો હુ અગ્નિમા પ્રવેશ કરીને પવિત્ર થઈશ ૩૦

બ્રાહ્મણ કહે છે—બળભદ્ર, શ્રીકૃષ્ણ, ધનુર્ધારીઓમા ઉત્તમ પ્રદ્યુમ્ન તથા અપ્રતિરથ અનિરુદ્ધ પણ મારા પુત્રોનુ રક્ષણ કરી શકયા નથી, ૩૧ તો જે કાર્ય જગતના ઈશ્વરો કરવાને અસમર્થ છે, તે કામ કરવાની તું મૂર્ખપણાથી કેમ ઇચ્છા કરે છે? તું કદાચ ઇચ્છા કરે છે તોપણ અમે તારી વાત ઉપર વિશ્વાસ રાખતા નથી ૩૨

અર્જુન બોલ્યો—હે બ્રાહ્મણ! હું બળભદ્ર, કૃષ્ણ, પ્રદ્યુમ્ન કે અનિરુદ્ધ નથી, હુ અર્જુન છુ, જેનુ ગાડીવ ધનુષ્ય પ્રખ્યાત છે ૩૩ હે મહારાજ! શકરને સતોષ આપનાર મારા પરાક્રમનુ અપમાન કર નહિ મારા પરાક્રમથી તો શકર પણ પ્રસન્ન થયા હતા હુ યુદ્ધમા મૃત્યુને હરાવીને તારા પુત્રોને લાવી આપીશ ૩૪

શુકદેવજી કહે છે—હે રાજન્! આ પ્રમાણે અર્જુને વિશ્વાસ આપ્યા પછી તેના પરાક્રમોને સાભળતો અને પ્રસન્ન થતો તે ત્યાથી પોતાને ઘેર ગયો. ૩૫ પછી થોડા દિવસે પોતાની સ્ત્રીને પ્રસવનો સમય પાસે આવ્યો, ત્યારે બ્રાહ્મણે અર્જુનને કહ્યું કે—તમે મારી પ્રજાનું મૃત્યુથી રક્ષણ કરો. ૩૬ અર્જુને પવિત્ર જળનુ આચમન લઈ, શ્રીકૃષ્ણને બ્રાહ્મણોની ઉપેક્ષા કરનાર જાણીને તેમને નમસ્કાર કરી દિવ્ય અસ્ત્રોનું સ્મરણ કર્યું અને પ્રત્યંચા ચઢાવેલું ગાડીવ ધનુષ્ય હાથમા લીધુ ૩૭ અર્જુન બ્રાહ્મણને ઘેર ગયો અને નાના પ્રકારના અસ્ત્રો સાથે બાણોને સાધીને તેનાથી સુવાવડીના પ્રસવગૃહની ઉપર અને નીચે, સર્વ વિભાગોને રક્ષા આપી, અને ચારે તરફથી બાણોનુ એક પાંજરુ બનાવ્યું. ૩૮ બ્રાહ્મણીને એક પુત્ર અવતર્યો તે રડવા માડયો અને તરતજ શરીર સાથે આકાશ માર્ગે ગયો. તે જોવામા પણ આવ્યો નહિ. ૩૯ તે સમયે બ્રાહ્મણ શ્રીકૃષ્ણની પાસે અર્જુનની નિંદા કરતો ગયો અને બોલ્યો કે—મારી મૂર્ખતા તો જુઓ કે, મે નપુંસક પુરુષના મિથ્યા ભાષણ ઉપર વિશ્વાસ રાખ્યો. ૪૦ પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, બળભદ્ર તથા આપ પણ જેનુ રક્ષણ કરી શકયા નહિ તેનુ બીજો કોણ રક્ષણ કરી શકે? ૪૧ મિથ્યા ભાષણ કરનાર અર્જુનને ધિક્કાર છે, તેમ પોતાના વખાણ કરનાર અર્જુનના ધનુષને પણ ધિક્કાર છે, કારણ કે જે અર્જુન દૈવે નિર્માણ કરેલી વસ્તુને મૂર્ખતાથી પાછી આણવાની ઇચ્છા કરે છે ૪૨ આ પ્રમાણે તે બ્રહ્મર્ષિ ગાળો દેવા લાગ્યો, એટલે અર્જુન પોતાની વિદ્યાનો ઉપયોગ કરીને સંયમની પુરીમા ગયો, કે જ્યા ભગવાન યમરાજા રહે છે ૪૩ યમપુરીમા શોધ કરતા બ્રાહ્મણનો પુત્ર જોવામા આવ્યો નહિ એટલે અર્જુન શસ્ત્રો ઉગામીને ઈંદ્ર, અગ્નિ, નિર્ઋત, સોમ, વાયુ તથા વરુણની પુરીમા ગયો. ત્યાં પણ તે જોવામા ન આવતા બીજાં સ્થાનોમા ગયો. પરન્તુ કોઈ સ્થાનમાં બ્રાહ્મણનો પુત્ર મળ્યો નહિ, એટલે પોતાની પ્રતિજ્ઞા મિથ્યા થઇ જાણી અર્જુને અગ્નિમા પ્રવેશ કરવાનો આરંભ કર્યો એટલે શ્રીકૃષ્ણે આવી અર્જુનને અટકાવ્યો,

અને તેમ કરવાની ના પાડીને કહ્યુ ૪૫ હુ તેને બ્રાહ્મણનો પુત્ર દેખાડુ છુ તું પોતે તારુ અપમાન કર મા. જે મનુષ્યો આપણી નિંદા કરે છે તેઓજ આપણી કીર્તિને પૃથ્વી ઉપર સ્થિર સ્થાપશે. ૪૬ આ પ્રમાણે ભગવાન અર્જુન સાથે પોતાના દિવ્ય રથમા બેસી, પશ્ચિમ દિશા તરફ ગયા ૪૭ શ્રીકૃષ્ણ તથા અર્જુન સાત દ્વીપ, સાત સમુદ્ર, સાત પર્વત અને લોકાલોક પર્વતને ઓળંગી ગાઢા અંધારાવાળા પ્રદેશમા દાખલ થયા. ૪૮ હે રાજન્! તેઓ અંધારામા પેઠા કે શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ તથા બલાહક નામે દિવ્ય ઘોડાઓ આગળ ચાલતા અટકી પડયા ૪૯ તે જોઇને મહા યોગેશ્વરોના ઈશ્વર ભગવાને હજારો સૂર્ય જેવા પોતાના ચક્રને આગળ ચાલતુ કર્યું ૫૦ ભગવાનનું સુદર્શન ચક્ર પણ મોટા તેજથી પ્રકૃતિના પરિણામરૂપ, મહા ભયંકર અંધકારનો નાશ કરતુ કરતુ ધનુષ્યથી છૂટેલુ રામનુ બાણ જેમ શત્રુની સેનામા પ્રવેશ કરે તેમ મન જેવા વેગથી આગળ ચાલવા માડયુ. ૫૧ ચક્રે કરેલા માર્ગની સામે અંધારાથી અત્યંત દૂર પાર વિનાનુ તથા ચારે તરફ ફેલાયેલું ઉજ્વળ તેજ જોવામા આવ્યુ તે જોઇને અર્જુનની આંખો અંજાઈ ગઇ, તેથી તે પોતાની બન્ને આંખો મીંચી ગયા. ૫૨ એ પ્રમાણે તેજને ઓળંગી આગળ પવનથી ઉછળતા મોટા મોજાવાળા પાણીમા પેઠા. ત્યાં એક અદ્ભુત પ્રકાશવાળુ મંદિર દૃષ્ટિએ પડયુ. તેમાં ઝળઝળાટ પ્રકાશ થઈ રહ્યો હતો અને તે હજારો મણિના થાભલાઓથી દીપી રહેલુ હતુ ૫૩ તેમા ભગવાન શેષનાગ રહેતા હતા તે મહા-ભયંકર તથા અદ્ભુત દેખાતા હતા તેમના માથા ઉપરની હજારો ફેણોમા મણિઓની કાંતિ હતી તેઓને બે હજાર ભયંકર નેત્રો હતા અને તે શ્વેતપર્વતના જેવા દેખાતા હતા કંઠ તથા જીભ શ્યામ હતાં. ૫૪ એ શેષનાગના શરીર ઉપર પોઢેલા શ્રીપુરુષોત્તમ ભગવાન ત્યા જોવામા આવ્યા તે મહા પ્રભાવવાળા વ્યાપક પુરુષોત્તમ ભગવાનની કાંતિ મેઘ જેવી હતી, તેમનું મુખ પ્રસન્ન હતુ, નેત્ર સુંદર તથા લાંબાં હતાં. ૫૫ તેમનો કેશસમૂહ અનેક મોટા મણિઓવાળા મુગટ અને કુંડળની કાંતિથી ઝળકતો હતો, આઠ ભુજાઓ હતી, કંઠમા કૌસ્તુભ મણિ પહેરેલો હતો અને તે શ્રીવત્સને શોભા આપનારી વનમાળાથી વિંટાયલા હતા. ૫૬ સુનંદ, નંદ પ્રમુખ પાર્ષદો, પોતાના દેહધારી ચક્રાદિક આયુધો, પુષ્ટિ, લક્ષ્મી, કીર્તિ, માયા તથા આઠ સિદ્ધિઓ તેમની સેવા કરતા હતાં આવા શેષશાયી ભગવાનના દર્શન કરવાથી ભયભીત થયેલા અર્જુન તથા શ્રીકૃષ્ણ સર્વ મહાત્માઓના પતિ તથા પોતાના સ્વરૂપભૂત વ્યાપક ભગવાનને પ્રણામ કરી, બે હાથ જોડીને ઉભા રહ્યા તેઓને ઈશ્વરના પણ ઈશ્વર એવા ભગવાને ગંભીર વાણીથી કહ્યુ કે, ૫૭-૫૮ મે તમારા દર્શનની ઇચ્છાથી બ્રાહ્મણોના કુમારોને અહીં આણ્યા છે તમો બન્ને પૃથ્વીનો ભાર ઉતારવા તથા ધર્મનું રક્ષણ કરવા મારા અંશથી જન્મેલા છો હવે પૃથ્વીના ભારભૂત દૈત્યોને મારવાનુ કાર્ય પૂર્ણ કરી ઝટ મારી પાસે આવો ૫૯ તમે ઋષિ નારાયણના અવતારરૂપ છો જગતની સ્થિતિ તથા મર્યાદા રાખવા ધર્મનુ આચરણ કરજો ૬૦

શુકદેવજી કહે છે-વ્યાપક પૂર્ણ પુરુષોત્તમ ભગવાને ઉપર પ્રમાણે આજ્ઞા કરી કે શ્રીકૃષ્ણ તથા અર્જુને પ્રસન્ન થઈ, તેમની આજ્ઞા માથે ચડાવી બ્રાહ્મણના પુત્રોને લઇ જે માર્ગે આવ્યા હતા તે માર્ગે થઈ દ્વારકાપુરી આવ્યા અને બ્રાહ્મણને પ્રથમના જેવા રૂપવાળા તથા અવસ્થાવાળા પુત્રો આપ્યા ૬૧-૬૨ વિષ્ણુનુ ધામ જોઇને અર્જુન પરમ આશ્ચર્ય પામ્યો અને તેણે માન્યુ કે, પુરુષનો જે કંઈ પુરુષાર્થ હોય તે સર્વ ઈશ્વરની કૃપાથી હોય છે. ૬૩ આ લોકમા એવા અનેક પરાક્રમો દેખાડતા શ્રીકૃષ્ણ ભગવાને સંસારી વિષયો ભોગવતા અત્યુત્તમ યજ્ઞો કર્યા અને ઇંદ્રની પેઠે બ્રાહ્મણાદિક પ્રજાઓના સમયાનુસાર સર્વ મનોરથો સંપૂર્ણ કર્યા. ૬૪-૬૫ તેણે અધર્મિષ્ઠ રાજાઓનો નાશ કરીને તથા અર્જુનાદિકોની પાસે નાશ કરાવીને યુધિષ્ઠિરાદિક ધાર્મિક રાજાઓદ્વારા પરિશ્રમ વિના ધર્મની પ્રવૃત્તિ કરાવી. ૬૬

हत्वा नृपानधर्मिष्ठान् घातयेत्वार्जुनादिभिः
अंजसा वर्तयामास धर्मं धर्मसुतादिभिः ६६
इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
नवाशीतितमोऽध्याय

# અધ્યાય ૯૦ મો.*

## શ્રીકૃષ્ણલીલા સમન્વય.

श्रीशुक उवाच
सुखं स्वपुर्यां निवसन् द्वारकायां श्रिय पतिः
सर्वसंपत्समृद्धायां जुष्टायां वृष्णिपुंगवैः ॥१॥

શુકદેવજી કહે છે–સર્વ સંપત્તિઓથી સમૃદ્ધિવાળી તથા યાદવોથી સેવાતી દ્વારકાપુરીમા લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ સુખથી રહેતા હતા ૧ તેમા નવયૌવનથી દીપી રહેલી, વિજળી જેવી કાન્તિવાળી તથા ઉત્તમ વેષ ધારણ કરનારી સ્ત્રીઓ હવેલીઓમા નિત્ય દહાડાઓ વગેરે રમતી હતી વળી દ્વારકાના માર્ગો મદ ઝરતા મોટા હાથીઓથી, શણગારેલા યોદ્ધાઓથી, તપાવેલા સુવર્ણથી, ઉજ્વલ રથોથી, ૩ સુંદર બાગબગીચાઓથી, પુષ્પિત થયલા ફૂલઝાડોની પંક્તિઓમા પેસતા ભમરાઓથી અને પક્ષીઓથી ચારે તરફ ગણગણી રહેલા હતા. ૪ આવી દ્વારકા નગરીમા સોળ હજાર એકસો ને આઠ સ્ત્રીઓના પતિ શ્રીકૃષ્ણ ભગવાન તેટલાજ વિચિત્ર રૂપ ધારણ કરીને મહા સમૃદ્ધિવાળા સ્ત્રીઓના ઘરોમા રહેતા હતા ૫ સુંદર ઘરોમા નિર્મળ જળાશયોના જલજ, ઉઘડી ગયલા ઉત્પલ, કહ્લાર, કુમુદ તથા કમળોના સુગંધથી, વાસિત થયલા હતા અને તેમા પક્ષીઓના ટોળા કલરવ કરી રહ્યા હતા ૬ શ્રીકૃષ્ણ ભગવાન કે જે મહા વૈભવવાળા હતા, તે સરસીઓના જળમા પ્રવેશ કરીને વિહાર કરતા હતા અને ભગવાનનુ શ્રીઅંગ, આલિંગન કરતી સ્ત્રીઓના કેસર લેપથી રંગાતુ હતુ ૭ પ્રેમથી મૃદંગ, પણવ, આનક અને વીણા વગાડતા ગંધર્વ લોકો તથા સૂત, માગધ અને બંદીજનો ભગવાનનુ સ્તવન કરતા હતા ૮ સ્ત્રીઓ હાસ્ય કરતી શ્રીકૃષ્ણ ભગવાનને પિચકારીઓમા રંગ ભરી ભરીને ભીજવતી હતી, અને શ્રીકૃષ્ણ સામા તેઓને પિચકારીઓથી ભીજવતા હતા, અને કુબેર જેમ યક્ષણીઓની સાથે વિહાર કરે તેમ શ્રીકૃષ્ણ તેમની સાથે વિહાર કરતા હતા. ૯ ભગવાનને ભીજવતી સ્ત્રીઓના વસ્ત્રો ભીજાઇ જવાથી, તેમના સાથળ તથા બીજા અંગ સ્પષ્ટ દેખાતા હતા, સ્ત્રીઓ પીચકારીઓથી પોતાની રક્ષા કરવાની ઇચ્છાથી ભગવાનનુ આલિંગન કરતી, તે વખતે આતુર થઇ જતી, આનંદથી તેમના મુખ શોભી રહેતા ને તેઓના મોટા કેશકલાપમાથી પુષ્પો ખરતા હતા ૧૦ ભગવાને કંઠમા પહેરેલી માળા સ્ત્રીઓના સ્તન પરના લેપ લાગવાથી રંગાઈ ગઇ હતી શ્રીકૃષ્ણ વિહાર કરવાની ઇચ્છાથી કેશના બંધનને હલાવતા હતા, સ્ત્રીઓને ભીજવતા હતા, અને હાથણીઓથી વિંટાયેલા મહા હાથીની પેઠે વિહાર કરતા હતા ૧૧ નટ, નૃત્ય કરનારી સ્ત્રીઓ તથા ગીત અને વાજીંત્રથી આજીવિકા કરનારાઓને શ્રીકૃષ્ણ ભગવાન ક્રીડાના આભૂષણો તથા વસ્ત્રો આપતા હતા, તેમ ભગવાનની સ્ત્રીઓ પણ આપતી હતી ૧૨ આ રીતે વિહાર કરતા શ્રીકૃષ્ણ ભગવાનની ગતિ, ભાષણ, માર્મિક ઉપહાસ્યના વચનો અને આલિંગનથી સ્ત્રીઓની બુદ્ધિ મોહિત થતી હતી ૧૩ ભગવાનનું મનન કરનારી અને ભગવાનમા જેમની બુદ્ધિ લાગી રહી હતી એવી પટ્ટરાણીઓ ઉન્મત્ત તથા જડની પેઠે જે જે વચનો બોલતી તે તે વચનો હું તમને કહુ છુ તે સાભળો ૧૪

પટ્ટરાણીઓ કહે છે–હે ટીટોડી! જગતમા ગુપ્ત બોધવાળા શ્રીકૃષ્ણ રાત્રીમા પોઢયા છે, તેમની નિદ્રામા તુ વિલાપ કરીને ભંગ કરે છે અને નિદ્રા કરતી નથી તે અયોગ્ય છે હે સખિ! તારૂ મન અમારી પેઠે કમળનયન એવા શ્રીકૃષ્ણ ભગવાનના ઉદાર હાસ્ય તથા લીલાપૂર્વક જોવાથી મોહિત થયુ છે કે કેમ? ૧૫ હે ચક્રવાકિ! તુ દયા આવે તેમ રડે છે કેમ? અથવા દાસીપણાને પામેલી અમે જેમ શ્રીકૃષ્ણના ચરણે સેવાયેલી માળાને અમારા

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણ ભગવાને કરેલી લીલાઓનો સમન્વય કરી ચતુર સ્ત્રીઓની નિપુણતા બતાવવામા આવશે

કેશપાશ ઉપર ધારણ કરવાની ઇચ્છા રાખીએ છીએ, તેમ તુ પણ ઇચ્છે છે? ૧૫ હે સમુદ્ર! તું ઉંઘ નહિ આવવાથી અને ઉજાગરો થવાને લીધે નિરંતર ચીસો પાડે છે? અથવા તો અમને જેવી દશા પ્રાપ્ત થઇ છે તેવી દશા તને પણ પ્રાપ્ત થઇ છે કે શું? શ્રીહરિએ જેમ અમારા કુચના કેસરાદિકના લાછનો ગ્રહણ કર્યા છે તેમ શ્રીકૃષ્ણે તારા લક્ષ્મી તથા કૌસ્તુભાદિક લાછનો પણ ગ્રહણ કર્યાં છે ૧૭ હે ચદ્ર! તુ મોટા ક્ષય રોગમાં આવી જવાથી ક્ષીણ થઇ ગયો છે, તેથી પોતાના કિરણો વડે શુ અંધારાને મટાડતો નથી? અથવા શું તું અમારી પેઠે ભગવાનની ગુપ્ત વાર્તાઓ સભારીને ચિતામા ડુબી જવાથી અધારાને મટાડતો નથી? અમારી પેઠે તારી ગો (કાંતિ) પણ સ્થિર થઇ ગઇ જણાય છે ૧૮ હે મલયગિરિના પવન! અમે તારું શુ અપ્રિય કર્યું છે કે જેથી તું ભગવાનના કટાક્ષોથી કોરાઇ ગયેલા અમારા હૃદયમા કામને ઉત્પન્ન કરે છે ૧૯ હે મેઘ! તારામા તાપ હરણ કરવાનો ગુણ છે તેથી તું ભગવાનને ખરેખર પ્રિય છે અને તેથીજ તુ પ્રેમથી બંધાઇને અમારી માફક ભગવાનનું ધ્યાન ધરે છે. કારણ કે બહુ ઉત્કંઠાથી જ્યારે તારુ હૃદય ભરાય છે ત્યારે તુ શ્રીકૃષ્ણને સભારીને અમારી પેઠે અશ્રુની ધારાઓ પાડે છે. અરેરે! તે શ્રીકૃષ્ણની સાથે શા માટે મિત્રતા કરી? ભગવાનનો પ્રસંગ તો વારવાર દુખદાયી થઇ પડે એવો છે ૨૦ હે કોયલ! તુ મરી ગયેલાંને પણ જીવાડે, એવી કોમળ વાણીથી શ્રીકૃષ્ણના પદ ગાય છે, તેથી આજે હુ તારું શુ શુ પ્રિય કરું? ૨૧ હે ગિરિ! તુ પણ હાલતો નથી તેમ બોલતો પણ નથી, માટે તું કોઇ મહા વિષયનો વિચાર કરતો હોય તેમ જણાય છે. શું તુ પણ અમારી પેઠે શ્રીકૃષ્ણનાં ચરણારવિંદને પોતાના સ્તન પ્રદેશ ઉપર ધારણ કરવાની ઇચ્છા રાખે છે? જો એવી તારી ઇચ્છા હશે, તો તારી પણ અમારા જેવી સ્થિતિ થશે. ૨૨ હે નદીઓ! અમે જેમ શ્રીકૃષ્ણ ભગવાનના કૃપાકટાક્ષ ન મળવાથી હૃદયશૂન્ય થઇ ઘણી દુર્બળ થયેલી છીએ તેમ તમે પણ હમણાં મેઘદ્વારા મહાસાગરનું પાણી ન મળવાથી બહુ દુર્બળ થયેલી વેણીના જેવી પાતળા પ્રવાહવાળી ભાસો છો. ૨૩ હે હંસ! તું ભલે આવ્યો, અહીં બેસ, દૂધ પી અને અમારી સાથે શ્રીકૃષ્ણની વાત કર. ભગવાન શ્રીકૃષ્ણ કુશળ છે? ક્ષણિક સ્નેહવાળા શ્રીકૃષ્ણે પૂર્વે અમને જે કહ્યું હતુ તેને તુ સભારે છે? હે દૂત! શ્રીકૃષ્ણ અમને બોલાવતા હોય તો તેમનેજ અહીં તેડી લાવ, પરતુ લક્ષ્મી અમને છેતરીને એકલીજ ભગવાનને સેવે છે, માટે લક્ષ્મી વિના એકલા શ્રીકૃષ્ણ ભગવાનને અહીં બોલાવી લાવ લક્ષ્મી એક નિષ્ઠાવાળી છે માટે તેમનો કેમ ત્યાગ થાય એમ ધારતો નહિ, અમે પણ એક નિષ્ઠાવાળી છીએ ૨૪

શુકદેવજી કહે છે—યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ઉપર આવી રીતનો પ્રેમ કરવાથી ભગવાનની સ્ત્રીઓ પરમ ગતિ પામી હતી. ૨૫ યોગેશ્વરના પણ ઈશ્વર મહા કીર્તિવાળા શ્રીકૃષ્ણ ભગવાનની કથાઓ સાંભળવાથી, અથવા તો તેમના મહિમાવાળા ગીતો ગાવાથી પણ તે સ્ત્રીઓના મનને બળાત્કારે આકર્ષણ કરે છે, ત્યારે જે સ્ત્રીઓ ભગવાનના સાક્ષાત્ દર્શન કરે છે તેઓના મન હરણ કરે, તેમાં તો આશ્ચર્ય શું? ૨૬ જે સ્ત્રીઓ જગતના ગુરુ શ્રીકૃષ્ણ ભગવાનની, પતિબુદ્ધિથી પ્રેમપૂર્વક ચરણ ચાપવા વગેરે સેવા કરતી હતી તેઓના તપનું કેટલુ વર્ણન કરીએ? ૨૭ આ રીતે વેદોક્ત ધર્મ પાળતા તથા સત્પુરુષોના શરણરૂપ શ્રીકૃષ્ણે ઘર, ધર્મ, અર્થ તથા કામનું સ્થાન છે, આમ વારંવાર દર્શાવ્યું છે. ૨૮ ગૃહસ્થાશ્રમીઓના ઉત્તમ ધર્મને પાળતા શ્રીકૃષ્ણને સોળ હજાર એકસો ને આઠ સ્ત્રીઓ હતી. ૨૯ હે રાજન્! સ્ત્રીઓમાં રત્ન જેવી તે સોળ હજાર સ્ત્રીઓમાં રુક્મિણી આદિ જે આઠ પટરાણીઓ પ્રથમ કહી તેઓના પુત્રોના નામો પણ અનુક્રમે કહેલાં છે. ૩૦ સત્ય સંકલ્પવાળા શ્રીકૃષ્ણ ભગવાને પોતાની જેટલી સ્ત્રીઓ હતી, તે પ્રત્યેક સ્ત્રીઓમાં દશ દશ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. ૩૧ મહા પરાક્રમી પુત્રોમાં અઢાર પુત્રો ઉદાર, યશસ્વી તથા મહારથિ હતા. તેમનાં નામ તમે સાંભળો. ૩૨

પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, દિપ્તિમાન, ભાનુ, સાંબ, મધુ, બૃહદ્‌ભાનુ, ચિત્રભાનુ, વૃક, અરુણ, પુષ્કર, વેદબાહુ, શ્રુતદેવ, સુનંદન, ચિત્રબાહુ, વિરૂપ, કવિ અને ન્યગ્રોધ હતા. ૩૩-૩૪ હે મહારાજ! ભગવાનના એ પુત્રોમાં પણ રુકિમણીના પુત્ર પ્રદ્યુમ્ન પોતાના પિતાની પેઠે સર્વોત્તમ મહારથિ હતા. ૩૫ એ મહારથિ પ્રદ્યુમ્ન, રુકિમની પુત્રીને પરણ્યા હતા, તેમને દશ હજાર હાથીના જેવા બળવાળો અનિરુદ્ધ થયો હતો. ૩૬ દૌહિત્ર અનિરુદ્ધ રુકિમની પૌત્રીને પરણ્યા હતા, તેમનો પુત્ર વજ્રનાભ થયો હતો, જે મુસલમાથી બચી અવશેષ રહ્યો હતો ૩૭ વજ્રનાભને પ્રતિબાહુ થયો હતો, તેને સુબાહુ નામનો પુત્ર થયો હતો, અને તેને શતસેન નામનો પુત્ર થયો હતો. ૩૮ શ્રીકૃષ્ણના કુળમા ધનહીન, થોડી પ્રજાવાળા, અલ્પ આયુષ્યવાળા, અલ્પ પરાક્રમવાળા ને બ્રાહ્મણોનું અપમાન કરે એવા પુરુષો જન્મ્યા ન હતા. ૩૯ હે રાજન્! પ્રખ્યાત ચરિત્રવાળા, યદુ વંશમા જન્મેલા પુરુષોની ગણત્રી લાખો વર્ષે પણ કરી શકાય તેમ નથી. ૪૦ યદુ વંશમાં ઘણા કુમારો હતા તે યદુકુમારોને ભણાવવા માટે ત્રણ કરોડ આઠ હજાર ને આઠસો ઉપાધ્યાયો રાખ્યા હતા. ૪૧ જે દ્વારકામા ઉગ્રસેન અસંખ્ય યાદવો સાથે રહેતા હતા, તે મહાત્મા યાદવોની કોણ ગણત્રી કરી શકે! ૪૨ દેવતા અને અસુરોના યુદ્ધ વખતે જે દૈત્યો મરણ પામ્યા હતા, તેઓ મનુષ્યોમા જન્મ્યા હતા અને તેઓ ગર્વિષ્ઠ થઈને સર્વ પ્રજાને પીડા કરતા હતા. ૪૩ તે દૈત્યોનો નાશ કરવા ભગવાનની આજ્ઞાથી યદુકુળમા દેવતાઓ અવતર્યા હતા, અને હે રાજન્! તેઓના એકસો ને એક કુળ હતા. ૪૪ તે સર્વે યાદવોને શ્રીકૃષ્ણદેવ પ્રભુરૂપે માન્ય હતા અને જે શ્રીકૃષ્ણને અનુસરતા હતા, તે સર્વે યાદવો સંપત્તિવાળા હતા ૪૫ જેઓનુ ચિત્ત ભગવાનમા લાગ્યુ હતું તે યાદવોને સુતાં, બેસતા, ફરતા, બોલતા, રમતા, નહાતાં તથા બીજા કાર્ય કરતા પોતાના શરીરનુ ભાન રહેતુ નહિ. ૪૬ હે રાજન્! ભગવાનના ચરણ ધોવાના જળરૂપી ગંગાજી સર્વોત્તમ તીર્થરૂપ હતા, પરંતુ યાદવકુળમા ભગવાનની કીર્તિરૂપ તીર્થ જ્યારથી ઉત્પન્ન થયું હતું ત્યારથી ગંગાજીના માનમાં ન્યૂનતા થઈ હતી. વળી શ્રીકૃષ્ણના શત્રુએ તથા સ્નેહીઓ તેમના સ્વરૂપને પામ્યા હતા, એમા કંઈ પણ આશ્ચર્ય ન હતુ. કારણ કે તે મહા દયાળુ હતા. વળી જેમને માટે બ્રહ્માદિક દેવતાઓ પ્રયત્ન કરે છે એવાં લક્ષ્મી પણ શ્રીકૃષ્ણની પાસે રહેતા તેમા પણ આશ્ચર્ય નથી. તેમજ તેમનું નામ સાંભળવાથી અથવા બોલવાથી અમંગળનો નાશ થાય છે અને ધર્મ પણ તેમણેજ ઋષિમંડળમા ચલાવ્યો હતો તથા સુદર્શન ચક્ર ધારણ કરનાર કાળરૂપી તે ભગવાને પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો, એમા પણ કંઈ આશ્ચર્ય નથી. ૪૭ સર્વ જીવોના નિવાસસ્થાન દેવકીના પુત્ર કહેવાતા છતા અજન્મા, ઈચ્છા માત્રથી સર્વ અધર્મનો નાશ કરવાને સમર્થ છતા પોતાની ભુજાઓથી અધર્મનો નાશ કરનારા યાદવોના અગ્રણિઓની સભાના પતિ, સ્થાવરજંગમ પ્રાણીઓના પાતકનો નાશ કરનાર, મંદ મંદ હસતા શ્રીમુખવડે વ્રજની અને નગરની નારીઓના અંતઃકરણમા કામદેવને જાગ્રત કરનાર અને બ્રહ્માનંદનો અનુભવ કરાવનાર શ્રીકૃષ્ણ ભગવાનનો જય હો. ૪૮ વેદમાર્ગની રક્ષા કરવા લીલાવડે અવતારો ધારણ કરનાર, યાદવોમા ઉત્તમ એવા શ્રીકૃષ્ણ ભગવાનના આવા ચરિત્રો મનુષ્યના કર્મબંધનને છેદનાર છે, ભગવાનના ચરણની સેવા કરવાની ઈચ્છાવાળા પુરુષોએ આવાં ચરિત્રો સાંભળવાં જોઈએ. ૪૯ શ્રીકૃષ્ણની રસિક કથા સાંભળવાથી, કીર્તન કરવાથી, તથા મનન કરવાથી વૃદ્ધિ પામેલી ભકિતવડે કાળના પ્રબળ વેગની જ્યા ગતિ નથી એવા શ્રી ભગવાનના ધામને પમાય છે, અને રાજાઓ પણ એવી ભક્તિ કરવા નગરનો ત્યાગ કરીને વનમા ચાલ્યા જાય છે. ૫૦

मर्त्यस्तयाऽनुसवमेधितया
मुकुंदश्रीमत्कथाश्रवणकीर्तनचिंतयेति ।
तद्धाम दुस्तरकृतांतजवापवर्गं
ग्रामाद्वनं क्षितिभुजोऽपि ययुर्यदर्थाः ॥

इति श्रीमद्भागवते महापुराणे दशमस्कंधे
नवतितमोऽध्यायः

दशमस्कंध संपूर्ण

श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत



## एकादशस्कंध.



### શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## एकादशस्कंध.

## અધ્યાય ૧ લો.†

### યાદવોને થયેલો શાપ.

श्रीबादरायणिरुवाच–कृत्वा दैत्यवधं कृष्णः स रामो यदुभिर्वृतः।
भुवोऽवतारयद्भारं जविष्ठं जनयन्कलिम् ॥ १ ॥

શુકદેવજી કહે છે–શ્રીકૃષ્ણે બળદેવ અને યાદવો સાથે મળીને દૈત્યોનો નાશ કર્યા પછી કૌરવ પાંડવો વચ્ચે મહા કલેશ ઉપજાવી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો ૧ દુર્યોધનાદિકે દ્યૂત રમાડી, અપમાન કરી, દ્રૌપદીના કેશ ખેંચી તથા લાક્ષાભવનમા બાળી નાખવા વગેરે દુષ્ટ કર્મો કરીને, પાંડવોને કોપાવ્યા હતા અને પાંડવોને નિમિત્ત કરીને બન્ને પક્ષને સહાયતા કરવા આવેલા રાજાઓને એક બીજાને હાથે મરાવી નાખી શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર ઉતાર્યો. હતો. ૨ શ્રીકૃષ્ણ ભગવાન પોતાની ભુજાથી રક્ષા કરાયેલા યાદવોદ્વારા પૃથ્વી ઉપર ભારભૂત થયેલા રાજાઓની સેનાઓનો સંહાર કરાવીને વિચાર કરવા લાગ્યા કે, લોક દૃષ્ટિમાં પૃથ્વીનો ભાર ઉતાર્યો જણાય છે, પરંતુ હજી તે બરોબર ઉતર્યો નથી. કારણ કે હજી કોઈથી સહન થાય નહિ તેવું યાદવોનું કુળ ઉભું રહ્યું છે. મારા વિના બીજાથી તેનો નાશ થાય તેમ નથી, તેમ મારાથી તેનો નાશ કરી શકાય તેમ પણ નથી ૩ મારો આશ્રય હોવાથી, યદુકુળનો કોઈથી પણ પરાભવ થઈ શકે તેમ નથી. તેમજ હાથી, ઘોડા, રથ વગેરે મોટા વૈભવોને લીધે તેઓ નિત્ય ઉન્મત્ત થઈને ફરે છે, માટે તેનો સંહાર કર્યા વિના ચાલે તેમ નથી. વાંસના વનમા જેમ અગ્નિ સળગે તેમ યાદવોના કુળમા કલેશ કરાવું, એટલે મને શાંતિ થશે પછી હું મારા વૈકુંઠ ધામમા જઈશ. ૪ હે રાજન્! સત્ય સંકલ્પવાળા શ્રીકૃષ્ણ ભગવાને આવો નિશ્ચય કરી બ્રાહ્મણોના શાપના મિષથી પોતાના કુળનો સંહાર કર્યો. ૫ જેમના કરતાં લોકોમા વધારે શોભા નહતી તથા જેમના સંબંધથી લોકોને શોભા મળતી, એવા પોતાના શરીરથી મનુષ્યોના નેત્રોને મોહિત કરીને પોતાની વાણીથી ભગવાનની વાણીનું સ્મરણ કરનારાઓના મનને મોહિત કરી તથા પૃથ્વી ઉપર પડેલાં પગલાં ઉપરથી શ્રીકૃષ્ણના ચરણોને જોનારાની બીજા સ્થાનમા જવા આવવા વગેરે શરીરચેષ્ટાને રોકી, અનેક ચરિત્રો કર્યા તથા ભવિષ્યકાળમાં ભાવિક લોકો પરિશ્રમ વિના સંસાર સાગરને તરશે, એમ માનીને કવિ લોકોએ ઉત્તમ શ્લોકોમા રચેલી પોતાની કીર્તિને પૃથ્વી ઉપર ફેલાવીને શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા. ૬–૭

---

† આ અધ્યાયમા ઋષિઓના શાપથી ઉત્પન્ન થયેલા મુસળથી યદુવંશનો નાશ થયો તે કથા કહેવાશે.

પરીક્ષિત રાજાએ પૂછ્યું-યાદવો બ્રાહ્મણોને માન આપનાર, ઉદાર, નિત્ય વૃદ્ધ પુરુષોની સેવા કરનાર અને શ્રીકૃષ્ણ ઉપર આસક્ત હતા, છતા તેઓને બ્રાહ્મણોનો શાપ કેમ થયો હતો? ૮ હે બ્રાહ્મણોત્તમ! જે કારણથી તે શાપ થયો હોય, તથા યાદવો સંપથી જોડાયેલા હતા તેઓમા પરસ્પર ભેદ કેમ પડયો હોય એ સર્વ હકીકત મને કહો? ૯

શુકદેવજી કહે છે-શ્રીકૃષ્ણ સર્વ કરતાં સુંદર દેહને ધારણ કરતા હતા, છતા વિષયોથી વિમુખ રહી, પૃથ્વી ઉપર શુભ કર્મ કરતા હતા. જે જે શુભ કર્મ કરતા તે તે પૂર્ણ કામનાવાળા થઈને કરતા હતા. તેમ પોતાને ઘરમા રહેવાનું કઇ પણ પ્રયોજન ન હતું, છતા ઘરમા રહેનારાઓએ કેમ કર્મ કરવાં તે શીખવવા ઘરમા રહેતા હતા અને તે કર્મો કરવાનું પણ પોતાને કઇ પ્રયોજન ન હતુ, છતા પણ પ્રાણીઓને બહુ ફળ આપનારી પોતાની કીર્તિનો વિસ્તાર કરવા કર્મ કરતા હતા ભગવાને વિચાર કર્યો કે પૃથ્વીનો ભાર તો ઉતાર્યો પરંતુ હજી યાદવરૂપી ભાર ઉતારવાનું કામ બાકી રહેલુ છે, માટે તેમનો સંહાર કરવો જોઈએ ૧૦ આ જગતમા કેટલાક અશ્વમેધાદિક કર્મો પુણ્ય આપે છે, કેટલાક પુત્રાદિકના લાલન પાલન આદિક કર્મો સુખ આપે છે અને કેટલાક પ્રાયશ્ચિત્તાદિક કર્મો માત્ર પાપ હરે છે પરંતુ કાલાંતમા શ્રીકૃષ્ણ ભગવાન વસુદેવના ઘરમાં રહીને જે કર્મો કરતા તે કીર્તન કરનારાઓને પુણ્ય આપનારા, અત્યંત મંગળમય તથા પ્રાણીઓના કલિમલનો નાશ કરનાર હતા આવા કર્મો કર્યા પછી તેમણે બ્રાહ્મણોને પિંડારા નામે સ્થાનમા જવાનું કહ્યું, તેથી વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, વસિષ્ઠ તથા નારદ વગેરે મુનિઓ ત્યા જઇને રહ્યા ૧૧-૧૨ એટલામા યાદવના કુમારોએ જાંબવતીના પુત્ર સાંબને સ્ત્રીનો વેષ પહેરાવીને સાથે લીધો અને રમતા રમતા ઋષિઓની પાસે જઈ અવિનયી છતાં પણ વિનયીનો ડોળ ઘાલી, ઋષિમુનિઓના ચરણનો સ્પર્શ કરી પૂછ્યું કે-હે અમોઘ જ્ઞાનવાળા બ્રાહ્મણો! આ કાળા નેત્રવાળી ગર્ભવતી સ્ત્રી પુત્રની કામનાવાળી છે, તે તમને પ્રશ્ન કરવાની ઇચ્છા રાખે છે, પરંતુ પૂછતા શરમાય છે માટે અમારી મારફતે પુછાવે છે કે તેને પુત્ર આવશે કે પુત્રી? ૧૩-૧૫ હે રાજન્! આ પ્રમાણે પૂછવાથી મુનિઓ કોપી ઉઠયા અને બોલ્યા કે-મૂર્ખો! આ સ્ત્રી એક મુસળને જન્મ આપશે અને તે તમારા કુળનો નાશ કરશે ૧૬ તે સાંભળીને યદુકુમારો ભયભીત થઈ ગયા અને સાંબનુ પેટ છોડીને જોયુ તો તેમા લોઢાનુ મુસળ જોવામા આવ્યુ ૧૭ અરે આપણે આ શુ કર્યું? મનુષ્યો આપણને શુ કહેશે? આવા વિચારથી વિહ્વળ થઈ મુસળને લઈ ઘેર ગયા ૧૮ અને જેમના મુખ ઉતરી ગયેલા હતા એવા યાદવકુમારો તે મુસળ લઇને યાદવોની સભામા ગયા અને સર્વની સમક્ષમા ઉગ્રસેન રાજાને બધી વાત કહી ૧૯ હે રાજન્! બ્રાહ્મણનો અમોઘ શાપ સાંભળી તથા મુસળને જોઇ દ્વારકાના લોક આશ્ચર્ય પામ્યા ૨૦ પછી યાદવોના રાજા ઉગ્રસેને શ્રીકૃષ્ણની સહાય લીધા વિના તે સમુદ્રપર ઘસાવી નાખ્યું. છેવટે ઘસતા નાની કરચ રહી તે સમુદ્રમાં નખાવી દીધી. ૨૧ તે કરચ કોઈ મત્સ્ય ગળી ગયો અને મુસળને ઘસતા જે ભુકો નીકળ્યો તે પાણીમા તણાતો તણાતો સમુદ્રને કાંઠે લાગી ગયો, અને તેમાથી પાન ઉગી ૨૨ પછી કોઈ માછીમારો માછલા પકડવા સમુદ્રમા ઉતર્યા હતા, તેઓએ જાળ નાખી એટલે તેમા પેલો મત્સ્ય આવ્યો. તેને ચીરતા પેટમાથી લોઢાની કણી નીકળી, માછીએ તેનુ પોતાના બાણનું ભાલોડુ બનાવ્યુ ૨૩ ભગવાન પોતે તે સર્વ વાત જાણતા હતા, તેમ તે શાપને ટાળવાને સમર્થ હતા તોપણ બ્રાહ્મણોના શાપને ફેરવવાની ઇચ્છા કરી નહિ. પરંતુ કાળસ્વરૂપ ભગવાને તે વાતને બનવા દીધી ૨૪

भगवान्ज्ञातसर्वार्थ ईश्वरोऽपि तदन्यथा ।
कर्तुं नैच्छद्विप्रशापं कालरूप्यन्वमोदत ॥२४॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
प्रथमोऽध्यायः

# અધ્યાય ૨ જો.*

## નારદે કહેલા ભગવદ્ધર્મો.

**श्रीशुक उवाच**

**गोविंदभुजगुप्तायां द्वारवत्यां कुरूद्वह ।**
**अवात्सीन्नारदोऽभीक्ष्णं कृष्णोपासनलालसः.**

શુકદેવજી કહે છે-હે રાજન્! દક્ષનો શાપ થવાથી નારદ એક ઠેકાણે રહી શકતા ન હતા, છતા પણ તે શ્રીકૃષ્ણ ભગવાનની ભુજાથી રક્ષાયેલી દ્વારકાપુરીમા રહેવા લાગ્યા, કારણ કે ત્યા શાપનું બળ ચાલતુ ન હતુ નારદ શ્રીકૃષ્ણની ઉપાસના માટે નિત્ય ત્યા રહેતા હતા ૧ હે રાજન્! ચારે તરફથી મૃત્યુવડે ઘેરાયેલો કયો ઇંદ્રિયવાન પુરુષ મોટા મોટા દેવતાઓએ સેવવા યોગ્ય શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવિંદને સેવે નહિ? ૨ ભગવદ્ ભક્ત દેવર્ષિ નારદ મુનિ એકવાર પોતાને ઘેર આવ્યા ત્યારે વસુદેવે તેમનો સત્કાર કર્યો અને પ્રણામ કરીને આ પ્રમાણે પૂછ્યુ ૩ હે ભગવન્! માતાપિતાનુ આગમન જેમ પુત્રોનુ કલ્યાણ કરે છે, અને શ્રીહરિ ભગવાનનો માર્ગ દર્શાવનાર મહાત્માઓનુ આગમન જેમ કૃપણ લોકોનું કલ્યાણ કરે છે, તેમ આપ ભગવત્સ્વરૂપનું આગમન પણ સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારુ છે ૪ દેવતાઓ પણ મોટા પુરુષોના સમાન નથી, કારણ કે દેવતાઓનુ ચરિત્ર પ્રાણીઓને કોઈવાર સુખકારક થઈ પડે છે દેવતાઓ વૃષ્ટિ કરે છે તેથી પ્રાણીઓ સુખી થાય છે, અને અતિવૃષ્ટિ કરે છે તો દુખી થાય છે પરંતુ તમારા જેવા નિર્મળ મનના તથા ભગવાનના ઉપર નિષ્ઠા રાખનાર સાધુ પુરુષોના ચરિત્રો સદા સુખકારક હોય છે ૫ દેવતાઓ સુખ આપે છે, તોપણ તેઓ ભજનને અનુસારે સુખ આપે છે, પરંતુ મહાત્મા પુરુષો તેમ કરતા નથી જેઓ દેવોને જે પ્રમાણે ભજે છે, તેઓને દેવો તે પ્રમાણે ફળ આપે છે, અર્થાત્ પુરુષ જેવા કર્મ કરે છે તેવા ફળ મળે છે, આમ દેવતાઓ માત્ર કર્મને સહાય કરનાર છે, પરંતુ મહાત્માઓ તેવા નથી. તેઓ તો દીન ઉપર દયા રાખનાર છે ૬ હે મહારાજ! અમે આપના આગમનથીજ પવિત્ર થયા છીએ, તથાપિ આપને ભગવાનના ધર્મો વિષે પ્રશ્ન કરીએ છીએ; કારણ કે એ ધર્મો સાંભળવાથી મનુષ્ય સર્વ ભયમાથી મુક્ત થાય છે ૭ મે પૂર્વે દેવની માયાથી મોહિત થઈ પૃથ્વી ઉપર મુક્તિ આપનાર ભગવાનને પ્રજા માટે ભજ્યા હતા, ૮ માટે હે સુવ્રત! અમે ચારે તરફ ભયથી ભરેલા અને અનેક દુખોથી ભરપુર સંસારમાથી પરિશ્રમ વિના મુક્તિ પામીએ એવો ઉપદેશ કરો ૯

શુકદેવજી કહે છે-આ રીતે બુદ્ધિશાળી વસુદેવે પ્રશ્ન કર્યો તેથી ભગવાનના ગુણોનો પ્રસંગ નિકળતા, તેમના ગુણોનુ સ્મરણ લાવી નારદજીએ પ્રસન્ન થઇને વસુદેવને આ પ્રમાણે કહ્યું. ૧૦ હે યાદવોમા શ્રેષ્ઠ! તમે સર્વને પવિત્ર કરનાર ભગવાનના ધર્મો પૂછો છો, એ તમારો વ્યવસાય ઉત્તમ છે ૧૧ ભગવાનના ધર્મો સાભળવાથી, પાઠ કરવાથી, આદર આપવાથી તથા તેમા સંમતિ આપવાથી, વિશ્વનો દ્રોહ કરનાર પણ સદા પવિત્ર થાય છે ૧૨ આજે તમે પરમ કલ્યાણકારી તથા જેમનું ચરિત્ર સાભળવાથી કે ગાવાથી પુણ્ય થાય એવા ભગવાન નારાયણ મને સંભારી આપ્યા, એ મારા ઉપર મોટો ઉપકાર કર્યો ૧૩ ભગવાનના ધર્મોનો નિર્ણય કરવા ઋષભદેવના પુત્રો ને વિદેહ રાજાનો સંવાદ કહું તે હવે સાભળો. ૧૪ સ્વાયંભુવ મનુને પ્રિયવ્રત નામે એક પુત્ર હતો, તેને આગ્નિધ્ર, તેને નાભિરાજ અને તેને ઋષભદેવ નામે પુત્ર થયા હતા ૧૫ એ ભગવાનના અંશરૂપ ઋષભદેવજી મોક્ષ સંબંધી ધર્મો કહેવા માટે અવતર્યા હતા, એમ કહેવાય છે. તેમને સો પુત્ર થયા હતા તે સર્વે વેદમા પારંગત હતા. ૧૬ તેઓમાં નારાયણ ભગવાનના ભક્ત ભરત સર્વથી મોટા હતા જેમના નામ ઉપરથી આ અજનાભ ખંડ 'ભરતખંડ' એવા નામે પ્રખ્યાત થયો છે. ૧૭ એ ભરત પૃથ્વીના વૈભવો ભોગવી, તેનો ત્યાગ કરી ત્રણ જન્મે મુક્તિ પામ્યા ૧૮ બાકી રહેલા

* આ અધ્યાયમા વસુદેવના પૂછવાથી નારદે નિમિરાજ તથા યોગેશ્વરોના સંવાદરૂપે ભગવદ્ધર્મો કહ્યા, એ કથા કહેવામાં આવશે

નવ્વાણું પુત્રોમાં નવ પુત્રો ભરતખંડના નવ પેટા ભાગમા રાજ્ય કરતા હતા અને એકાશી પુત્રો કર્મમાર્ગી બ્રાહ્મણો થયા હતા [૧૯] કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ તથા કરભાજન મહા ભાગ્યશાળી મોટા યોગેશ્વરો પરમાર્થ વસ્તુને નિરૂપણ કરતા, આત્મજ્ઞાનના અભ્યાસમા પરિશ્રમ કરતા, દિગબરો હતા તથા અધ્યાત્મવિદ્યામા પણ કુશળ હતા [૨૦–૨૧] તેઓ કાર્ય-કારણરૂપ જગતને ભગવદ્રુપ જોતા તથા ભગવાનના રૂપને પોતા રૂપ જોતા અને પૃથ્વી ઉપર ફરતા. [૨૨] તેઓ આ કર્મો વિના ઈચ્છાનુસાર ગતિવાળા અને કોઈ પણ વસ્તુ ઉપર આસક્તિ ન રાખનાર યોગીઓ દેવતાઓ, સિદ્ધો, સાધ્યો, ગધર્વો, યક્ષો, અસુરો, કિન્નરો, નાગો, મુનિઓ, ચારણો, ભૂતનાથ, વિદ્યાધરો, દ્વિજો તથા લોકોમા પોતાની ઈચ્છા પ્રમાણે ફરતા [૨૩] એ યોગીઓ એક દિવસ ભરતખંડમા નિમિ રાજાનો યજ્ઞ ઋષિઓ વિધિ પ્રમાણે કરતા હતા ત્યા જઈ ચઢયા [૨૪] હે રાજન્! યજમાન, અગ્નિઓ તથા બ્રાહ્મણો સૂર્યના જેવા તેજસ્વી વૈષ્ણવોને જોઈ તરત ઉભા થયા [૨૫] વિદેહ રાજા તેઓને નારાયણ પરાયણ જોઇ પ્રસન્ન થયા તેણે યોગીઓને આસન ઉપર બેસાડી તેમની ઘટતી પૂજા કરી [૨૬] અને પછી પોતાની કાતિથી પ્રકાશી રહેલા બ્રહ્માના પુત્રો જેવા તે નવ યોગેશ્વરોને નિમિ રાજાએ વિનયથી નમ્ર થઇ નીચે પ્રમાણે પૂછયું. [૨૭]

નિમિ રાજા પૂછે છે–હુ આપને સાક્ષાત્ ભગવાન વિષ્ણુના પાર્ષદો માનુ છુ, કારણ કે ભગવાનના પાર્ષદો લોકોને પવિત્ર કરવા સર્વ ઠેકાણે ફરે છે [૨૮] દેહધારી જીવોને મનુષ્ય દેહ જો કે ક્ષણભગુર છે તોપણ તે મોક્ષ મેળવવાનુ સાધન હોવાથી દુર્લભ છે અને તેમા પણ ભગવાનના ભક્તોનું દર્શન વિશેષ દુર્લભ છે [૨૯] હે યોગીઓ! જગતમા સર્વોત્તમ કલ્યાણકારી વસ્તુ કયી છે, તે હું આપને પૂછુ છુ, કારણ કે આ સસારમા મનુષ્યોને અર્ધ ક્ષણ પણ સત્સગ થવો તે એક ભડાર જેવું છે. [૩૦] જો ભગવદ્ધર્મો અમારે સાભળવા જેવા હોય તો તે અમને કહો, કારણ કે જે ધર્મોથી પ્રસન્ન થયેલા ભગવાન પોતાના ભકતોને પોતાનું સ્વરૂપ અર્પણ કરે છે [૩૧]

નારદ બોલ્યા–હે વસુદેવ! નિમિ રાજાએ ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો એટલે તે મહાત્મા યોગેશ્વરોએ સભાસદોનો ઋત્વિજોનો તથા રાજાનો પ્રીતિથી સત્કાર કરીને આ પ્રમણે કહેવા માડયું [૩૨] આ સસારમા ભગવાનના ચરણારવિંદની સેવા કરવી, એ જ સર્વ પ્રકારના ભયને ટાળનાર ને કલ્યાણકારી ધર્મ છે ઉપાસના કરવાથી દેહાદિક મિથ્યા પદાર્થોમા 'હુ' અને 'મારૂ' એવુ અભિમાન રાખવાથી નિત્ય ખિન્ન રહેતા પુરુષને સસારનો સર્વ ભય નાશ પમાડે છે [૩૩] મનુ, યાજ્ઞવલ્કય આદિદ્વારા વર્ણાશ્રમના ધર્મો કહાવી, અજ્ઞાની પુરુષોને પરિશ્રમ વિના આત્મજ્ઞાન થવા ભગવાને પોતે શ્રીમુખથી જે ઉપાયો કહ્યા છે તેને ભગવત્સબધી ધર્મો જાણવા [૩૪] હે રાજન્! યોગાદિકમા જેમ મનુષ્યને વિઘ્ન નડે છે તેમ ભગવદ્ધર્મમા કોઇપણ દિવસ વિઘ્નો નડતા નથી. શ્રુતિ તથા સ્મૃતિ આ બને દ્વિજવર્ગના નેત્રો ગણાય છે, તેમાથી એકને ન જાણતો હોય તે કાણો અને બનેને ન જાણતો હોય તે આધળો ગણાય છે. આધને ગતિ કરવામા જેમ મોટા દુખ પડે છે, તેમ ભગવદ્ધર્મમા ગતિ કરનારો કદાચ બન્ને નેત્રો મિચીને ગતિ કરે છે એટલે કે આધળો જેમ એક પગલુ મુકીને આગળ બીજુ પગલુ માડે છે, તેમ કોઈ કોઈ કર્મો છોડી દઇ કોઈ કોઈ કર્મો કરે છે, તોપણ તે ફળથી રહિત થતો નથી [૩૫] શાસ્ત્રોક્ત કર્મો જ ભગવાનને અર્પણ કરવા, એવો કઈ નિયમ નથી, પરતુ મનથી, વાણીથી, કર્મથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, અહકારથી તથા અધ્યાસથી માનેલા મમત્વના સ્વભાવથી, જે કઈ કર્મ કરવામા આવે છે તે સર્વ પરમાત્માને અર્પણ કરવા આ પ્રમાણે અર્પણ કરવાથી તે સર્વ કર્મો ભગવદ્ધર્મ ગણાય છે [૩૬] અજ્ઞાનથી જ ભય ઉત્પન્ન થાય છે અને જ્ઞાનથી તે નાશ પામે છે તો પછી ઇશ્વરના ભજનનુ શુ પ્રયોજન? માત્ર જ્ઞાન સપાદન કરવુ કે જેથી અજ્ઞાનકલ્પિત ભ્રમ દૂર થાય, એવી કોઈ શકા કરે, પરતુ તે યુક્ત

નથી ભગવાનની માયાથી અભય ઉત્પન્ન થાય છે, માટે બુદ્ધિશાળી મનુષ્યે ભગવાનનુ જ ભજન કરવું યોગ્ય છે કદાચ તમારા મનમા આવશે કે, દેવાદિકના અભિમાનથી ભય ઉત્પન્ન થાય છે અને તે અભિમાન દેહના અહ કારથી થાય છે અને તે અહંકાર સ્વસ્વરૂપના અજ્ઞાનથી ઉપજે છે, તેમાં બિચારી માયાનો દોષ નથી મનુષ્ય જ્યારે પરમાત્માથી વિમુખ થાય છે, ત્યારે તે ભગવાનની માયાથી સ્વસ્વરૂપને ભૂલી જાય છે અને તેને લીધે હુ ‘ દેહ છું, હું દુ ખી છુ, હુ સુખી છુ, ’ એવો તેને ભ્રમ થાય છે અને આવી દ્વૈતબુદ્ધિ થવાથી મનુષ્યને ભય ઉપજે છે આ પ્રમાણે લૌકિક માયા પ્રસિદ્ધ છે માટે બુદ્ધિશાળી મનુષ્યે ગુરુ ઉપર ઈશ્વરબુદ્ધિ તથા આત્મબુદ્ધિ કરી, એકાત ભક્તિથી માયાના નિય તા પરમાત્માની ભક્તિ કરવી [૩૭] તારા મનમા શ કા થતી હશે કે, ચિત્ત વિષયોથી વિક્ષિપ્ત હોય તો ભગવાનની એકાતિક ભક્તિ થઇ શકે નહિ અને એકાતિક ભક્તિ થઈ શકે નહિ તો અભય મળે નહિ. તારી આ શ કા નિર્મૂળ છે, કારણ કે વિષયો એ ખરી વસ્તુ જ નથી, કિંતુ મનનો વિલાસ માત્ર છે, માટે મનને નિયમમા રાખીને ભજન કરવાથી અભય પ્રાપ્ત થાય છે આ દ્વૈતપ્રપ ચ જો કે મિથ્યા છે તોપણ સ્વપ્ન તથા મનોરથની પેઠે ચિ તન કરનારના મનમા પ્રતીત થાય છે, માટે જ્ઞાની પુરુષે કર્મોના સંકલ્પ વિકલ્પ કરનારા મનને રોકવાથી ભગવાનપર અનન્ય ભક્તિ ઉપજે છે અને અનન્ય ભક્તિથી ભજન કરતા અભય પ્રાપ્ત થાય છે [૩૮] ભગવાનના મહા કલ્યાણકારક અવતારો, કર્મો તથા અવતારના અર્થવાળા જે નામો જગતમા પ્રસિદ્ધ છે, તેનુ ભક્તે લજ્જા અને સ્પહા છોડીને શ્રવણ તથા ગાયન કરતા જગતમા ફરવુ. [૩૯] ભગવાનના નામના તથા કર્મના કીર્ત્તન કરવાથી જેમનું હૃદય ગળી જાય છે એવા ભક્તો દાભિકની પેઠે લોકોને દેખાડવા નહિ, પર તુ અનુરક્ત પુરુષની પેઠે પરાધીન થઈને કોઇ વેળા “ ભગવાન ભક્તની આગળ હારી ગયા છે, ” એમ ધારીને હસે છે, કોઇવાર “ ઘણા દિવસ સુધી ભગવાને પોતાની ઉપેક્ષા કરી છે, ” એમ ધારીને રડે છે, કોઇવાર અત્યંત ઉત્કંઠિત થઈ ચીસો પાડે છે, કોઇવાર મોટા હર્ષથી ગાય છે અને કોઈ વાર “ જય જય ” શબ્દો બોલી નાચે છે [૪૦] ભગવદ્ ભક્તે આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિક નદીઓ, સમુદ્રો તથા જે કઇ પદાર્થ છે, તે સર્વ ભગવાનના સ્વરૂપ જેવા ભાસે છે, એમ માનીને અનન્ય ભાવથી તે સર્વને પ્રણામ કરવા. [૪૧] આ ગતિ તો આરૂઢ યોગીઓને પણ ઘણે જન્મે પ્રાપ્ત થાય છે ભોજન કરતા પ્રત્યેક કોળીએ તો શું પર તુ પ્રત્યેક કણે જેમ આન દ ઉપજી પોષણ તથા ક્ષુધાની નિવૃત્તિ થાય છે, તેમ ભગવાનને ભજનારા પુરુષને ભજન કરતા પ્રેમલક્ષણા ભક્તિ, પ્રેમપાત્ર ભગવત્સ્વરૂપની સ્ફુર્તિ તથા ઘર પર વૈરાગ્ય આવે છે. અને ઘણા કોળિયા જમવાથી જેમ સુખાદિકમાં વૃદ્ધિ થાય છે તેમ ઘણુ ભજન કરવાથી ભક્તિ વગેરેમા વૃદ્ધિ થઈને, પરમ ભક્તિનો લાભ મળે છે. [૪૨] હે રાજન્ ! અવિચ્છિન્નભાવથી ભગવાનના ચરણનુ ભજન કરનાર વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય થાય ત્યારે તે પરમ શાતિ પામે છે [૪૩]

નિમિ રાજાએ પૂછયુ–હે મહારાજ ! હવે મને વૈષ્ણવનું સ્વરૂપ કહો વૈષ્ણવ કયા ધર્મમાં નિષ્ઠા રાખે, વૈષ્ણવનો કેવો સ્વભાવ હોય, મનુષ્યોમા વૈષ્ણવ કેવુ આચરણ કરે, કેવી રીતે બોલે અને કયા ચિહ્નો ધારણ કરે ? [૪૪]

હરિ નામના યોગેશ્વરે કહ્યુ–હુ ચૈતન્યરૂપ પરબ્રહ્મરૂપ સર્વ પદાર્થોમા વ્યાપક છુ, તેમ સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યાસરૂપે વ્યાપ્ત છે, એમ જે જાણે તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો [૪૫] જે મનુષ્ય ઈશ્વર ઉપર પ્રેમ, ઈશ્વરના ભક્તો સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા તથા શત્રુઓ તરફ ઉપેક્ષા રાખે તેને મધ્યમ વૈષ્ણવ જાણવો કારણ કે તે પહેલા કરતાં જરાક ભેદબુદ્ધિવાળો ગણાય છે. [૪૬] જે મનુષ્ય શ્રદ્ધા રાખીને મૂર્તિમા ભગવાનની પૂજા કરે, પરંતુ ભગવાનના ભક્તોની પૂજા કરે નહિ, તેમ બીજાઓની પણ પૂજા કરે નહિ, તેને પ્રાકૃત વૈષ્ણવ ( ભક્તિનો આરંભ કરનારો ) જાણવો. [૪૭] ઉત્તમ

વૈષ્ણવ ભગવાનમા ચિત્ત લાગેલુ હોવાથી વિષયને ગ્રહણ કરતો નથી અને કદાચ ઇંદ્રિયોથી વિષયોનુ ગ્રહણ થઈ જાય તો આ જગતને ભગવાનની માયા-રૂપ માની પ્રતિકૂળ વિષયોનો દ્વેષ કરતો નથી, તેમ અનુકૂળ વિષયોથી પ્રસન્ન થતો નથી, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો ૪૮ વળી જે પુરુષ ભગવાનનુ અવિચ્છિન્ન સ્મરણ રહેવાથી, દેહના ધર્મરૂપ જન્મ–મરણ, પ્રાણના ધર્મરૂપ ક્ષુધા–તૃષ્ણા, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા, ઇંદ્રિયોના ધર્મ રૂપ પરિશ્રમ વગેરે સાસારિક ધર્મોથી મુ ઝાય નહિ, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો ૪૯ જેના ચિત્તમા કામ, કર્મ, અથવા તો વાસનાના બીજની ઉત્પત્તિ ન હોય તથા જેને ભગવાનનો આશ્રય હોય તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો ૫૦ જે પુરુષને ઉંચા કુળમા જન્મ થવાનો, તપ આદિક કર્મનો, વર્ણનો, આશ્રમનો કે જાતિનો અહ કાર નથી, તે પુરુષ ભગવાનને પ્રિય છે ૫૧ જે પુરુષને ધનમા પોતાનુ કે પારકુ એવો ભેદ હોતો નથી, તેમ દેહમા હુ અને બીજો એવો ભેદ હોતો નથી તથા જે સર્વ પ્રાણીઓ ઉપર સમ-દૃષ્ટિ રાખે છે અને શાત રહે છે, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો ૫૨ જે પુરુષ ત્રણ લોકના વૈભવ માટે ભગવાનમા મન રાખનાર, દેવાદિકોને પણ દુર્લભ હોવાથી શોધ કરવા યોગ્ય એવા ભગવાનના ચરણા રવિંદના ધ્યાનમાથી લવ તથા અર્ધ નિમેષ અળગો થતો નથી તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો ૫૩ તૃષ્ણાથી તાપ પામતો હોય તો ભગવાનના ચરણારવિંદમાથી ભ્રષ્ટ થવાય છે, પરન્તુ ભગવત્સેવાનુ સુખ મળવાથી તૃષ્ણાનો તાપ થતો જ નથી ચ દ્રનો ઉદય થયા પછી જેમ સૂર્યનો તાપ રહેતો નથી, તેમ ભગવાનના પતિત પાવન ચરણની આગળીઓમા રહેલા નખરૂપ મણિઓની ચ દ્રિકાથી ભક્તના હૃદયનો તૃષ્ણાદિક તાપ શમે છે. ૫૪ પરાધીન દશામા જેમનુ નામ લેવાથી પાપ પુ જનો નાશ થાય છે તથા પ્રેમરજ્જુવડે જેમના ચરણ કમળ બ ધાઈ ગયા છે એવા ભગવાન જેના હૃદયથી દૂર ખસતા ન હોય તે પુરુષને ઉત્તમ વૈષ્ણવ જાણવો ૫૫

विसृजति हृदयं न यस्य साक्षा-
द्धरिरवशाभिहितोऽप्यघौघनाशः ।
प्रणयरशनया धृताङ्घ्रिपद्म
स भवति भागवतप्रधान उक्तः ॥ ५५ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे
द्वितीयोऽध्यायः

## અધ્યાય ૩ જો.*

### માયા અને બ્રહ્મ.

राजोवाच

परस्य विष्णोरीशस्य मायिनामपि मोहिनीम्
मायां वेदितुमिच्छामो भगवतो ब्रुवन्तु नः

નિમિ રાજાએ વળી પૂછ્યુ–હે મહારાજ! ભગવાન વિષ્ણુની માયા કે જે માયાવીઓને પણ મોહ ઉપજાવનારી છે, તે અમે જાણવા ઇચ્છીએ છીએ, માટે આપ તેનુ સ્વરૂપ અમને કહો ૧ સ સારના તાપથી તપ્ત થયેલો એવો હુ શ્રીહરિની કથારૂપી અમૃત વાણી તથા જે સ સારના તાપને ટાળનાર ઔષધિરૂપ છે, તે કથા સાભળતા તૃપ્ત થતો નથી ૨

અ તરીક્ષ યોગી કહે છે–હે રાજન્! પોતાના અ શરૂપ જીવોને ભોગ અને મોક્ષ આપવા સર્વના આદિ કારણરૂપ અને આત્મારૂપ ભગવાન પોતે સર્જેલા પાચ મહાભૂતોમાથી ઉત્તમ તથા કનિષ્ઠ જાતના શરીરો ઉત્પન્ન કરે છે ૩ અને પછી જીવોના ઉપકાર માટે પાચ ભૂતોમાથી રચેલાં તે શરીરોમાં અ તર્યામી રૂપે ભગવાન પ્રવેશ કરીને મનથી તથા દશ ઇંદ્રિયોથી વિષયોનો વિભાગ પાડીને વિષયોનો જીવોને ભોગ કરાવે છે ૪ ઇંદ્રિયોદ્વારા જીવ વિષયોનો ઉપભોગ કરે છે અને શરીરને પોતાનું માની તેની ઉપર આસક્ત રહે છે ૫ અને કર્મેન્દ્રિયે થી કર્મો કરી, તે કર્મના સુખ દુ ખરૂપ ફળ ભોગવતો જીવ આ સ સારમા ભટક્યા કરે છે, પર તુ તેમાથી મુક્ત થતો નથી ૬ આ રીતે ઘણા દુઃખ આપનારી કર્મની ગતિઓ પામતો તથા પરત ત્ર એવો તે જીવ

* આ અધ્યાયમા માયા બ્રહ્મ તથા કર્મ વગેરે પ્રશ્નોનો ઉહાપોહ કરવામા આવશે

જગતનો પ્રલય થતા સુધી જન્મ મરણના ફેરામાં ફરે છે ૭ પ્રલય સમયે આદિ અને અંતથી રહિત એવો કાળ આ સ્થૂલ સૂક્ષ્માત્મક જગતને ઈશ્વર પ્રતિ લઈ જાય છે. ૮ પૃથ્વી ઉપર સો વર્ષ સુધી મહા ભયંકર અનાવૃષ્ટિ થશે અને તે સમયે મહા પ્રચંડ સૂર્ય ત્રણે લોકને તપાવશે. ૯ તે પછી શેષનાગના મુખનો અગ્નિ પાતાળમાંથી ઉંચી શિખાવાળો થઈ બળવા માંડે છે અને વાયુની પ્રેરણાથી ચારે તરફ વધી જાય છે. ૧૦ તે પછી પ્રલયના મેઘનો સમૂહ હાથીની શુંઢ જેવી ધારાઓથી સો વર્ષ સુધી વરસે છે તેથી બ્રહ્માંડ જળમા ડુબી જાય છે. ૧૧ તે પછી બ્રહ્મા પોતાના બ્રહ્માંડરૂપ શરીરનો ત્યાગ કરી કાષ્ઠરહિત થયેલો અગ્નિ જેમ પોતાના સૂક્ષ્મ રૂપમા પ્રવેશ કરે છે, તેમ સૂક્ષ્મ સ્વરૂપ પરબ્રહ્મમા પ્રવેશ કરે છે. ૧૨ તે પછી વાયુ પૃથ્વીનો ગંધ હરી લેઇ જળરૂપ થાય છે, વાયુ જળનો રસ હરી લે છે એટલે જળ તેજરૂપ થાય છે. ૧૩ તે પછી પ્રલયકાળનુ તેજ રૂપને હરણ કરી વાયુમા લય પામે છે અને આકાશ વાયુનો ગ્રાસ કરી આકાશમય થઇ રહે છે ૧૪ પછી કાળ આકાશના શબ્દ ગુણને હરી તામસ અહંકારમા લય પામે છે, તેમ ઇંદ્રિયો અને બુદ્ધિ રાજસ અહંકારમા, મનના તથા ઇંદ્રિયોના દેવો સાત્વિક અહંકારમા, અહંકાર પોતાના ત્રણ પ્રકારના કાર્યોની સાથે મહત્તત્ત્વ પ્રકૃતિમા લય પામે છે. આ સર્વ ભગવાનની માયા જાણવી ૧૫ હે રાજન્! ઉત્પતિ, સ્થિતિ તથા પ્રલય કરનારી આપની ત્રણ ગુણવાળી માયાનુ અમે વર્ણન કર્યું, હવે બીજુ શુ સાભળવાની ઇચ્છા છે તે આપ કહો ? ૧૬

નિમિ કહે છે—હે મહર્ષિ ! શરીરમાં અભિમાન ધરનાર પુરુષો મનને વશ ન કરનાર પુરુષોથી ન તરી શકાય એવી માયાને જે ઉપાયથી પરિશ્રમ વિના તરી જતા હોય તે અમને કહો ૧૭

પ્રબુદ્ધ યોગેશ્વર કહે છે—ભક્તિ વિના બીજો કોઈ પણ ઉપાય માયાને તરવામા ઉપયોગી નથી, માટે હું જેને ભક્તિનું સ્વરૂપ તથા તેનાં સાધનો કહુ તે સાભળો. મનુષ્યો દુ:ખ ટાળવા તથા સુખ મેળવવા કર્મો કરવા છતા તેમની ધારણાથી વિરુદ્ધ ફળ ભોગવે છે ૧૮ ધનાદિક, કર્મ કરીને મેળવ્યા છતાં પણ સુખ મળતુ નથી, માટે દુ:ખથી મળે એવા અને પોતાનુ મરણ નિપજાવનારા ધન, ઘર, સંતાન, સગાં—સબંધીઓ તથા પશુઓ, જેઓ નાશવંત છે તેઓને મેળવવાથી શુ સુખ ? ૧૯ કર્મથી સંપાદન કરેલુ આ લોકનું સુખ તથા આ લોક જેમ નાશવંત છે, તેમ કર્મથી મેળવેલું પરલોકનુ સુખ તથા પરલોક પણ નાશવંત છે રાજાઓ જેમ સમાન રાજાઓ સાથે સ્પર્દ્ધા કરે છે તથા અધિક ઉપર ઇર્ષ્યા કરે છે તેમ ભવિષ્યમા સુખ નાશ પામશે એવો તેમને ભય રહે છે, તેમ સ્વર્ગાદિક લોક પણ સ્પર્દ્ધા, ઇર્ષ્યાના ભયવાળા છે. ૨૦ કલ્યાણ કેમ થાય, તે જાણવાની ઇચ્છાવાળા પુરુષે વેદમા નિપુણ હોવાથી સંશય ટાળનારા તથા અપરોક્ષાનુભવ કરવાથી શિષ્યોના મનમા પોતાનો ઉપદેશ દૃઢ રીતે બેસાડનાર અને અગાધ શાંતિવાળા ગુરુને શરણે જવુ ૨૧ અને ગુરુ ઉપરજ આત્મભાવની અને ઇષ્ટદેવની ભાવના કરી નિષ્કપટ ભક્તિથી તેમની પાસે ભગવદ્ધર્મો શિખવા, જે ધર્મથી આત્મારૂપ તથા ભક્તોને પોતાનુ સ્વરૂપ આપનાર ભગવાન પ્રસન્ન થાય છે. ૨૨ પ્રથમ સર્વ વિષયો ઉપર વૈરાગ્ય, સાધુ પુરુષોનો સમાગમ, પોતાનાથી હીન પ્રાણી ઉપર દયા, સમાનની સાથે મિત્રતા, ૨૩ માટી જળ વગેરેથી શરીરની પવિત્રતા, સરલતા આદિથી મનની પવિત્રતા, સ્વધર્મનું આચરણ, ક્ષમા, વૃથા ભાષણનો ત્યાગ, વેદપાઠ વગેરે, સરલતા, ઋતુ સમયે સ્ત્રી સમાગમ, બ્રહ્મચર્ય, પ્રાણી માત્રનો અદ્રોહ, સુખદુ:ખ અને ટાઢ—તડકાથી હર્ષ શોક રહિત થતા શીખવુ ૨૪ સર્વ પદાર્થોમાં સત્ તથા ચિત્‌રૂપે આત્મા રહેલો છે, એવો વિચાર કરતાં શીખવુ ઇશ્વર સર્વમા નિયંતારૂપે રહેલા છે, એકાંતમા રહેવાની ટેવ પાડવી, ઘર આદિનુ અભિમાન તજવુ, એકાંત સ્થળમા પડેલાં ચીથરા અથવા શુદ્ધ વલ્કલ વસ્ત્ર પહેરવા અને જે કંઇ મળે તે ઉપર સંતોષ માનવો ૨૫ ભગવાનનુ પ્રતિપાદન કરનારા શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખવી, બીજા શાસ્ત્રોની નિંદા

કરવી નહિ, પ્રાણાયામથી મનને દંડ આપવો, મૌનથી વાણીને દંડ આપવો, અનુદ્યમથી ક્રીડાને દંડ આપવો તથા યથાર્થ ભાષણ કરવાની, અને અંતઃકરણને તથા ઇન્દ્રિયોને નિગ્રહ કરવાની ટેવ પાડવી. ૨૬ શ્રીહરિના જન્મ, કર્મ તથા ગુણો સાંભળવા, તેનું કીર્તન કરવું, ધ્યાન ધરવું તથા ઈશ્વર નિમિત્તે સર્વ કર્મ કરવા. ૨૭ યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર, ગંધ, પુષ્પાદિ પ્રિય પદાર્થો અને સ્ત્રી, પુત્ર, ઘર તથા પ્રાણ ઈશ્વરને અર્પણ કરવા ૨૮ આ રીતે કૃષ્ણચંદ્ર જેઓના આત્મા તથા સ્વામી છે, એવા મનુષ્યો ઉપર સ્નેહ કરવો, સ્થાવર જંગમની સેવા કરવી, મનુષ્યો વિષે સ્વધર્મનિષ્ઠ મનુષ્યોની વિશેષ સેવા કરવી અને તે કરતા પણ વૈષ્ણવ જનની અધિક સેવા કરવી. ૨૯ પરસ્પરમા ઈશ્વરના પવિત્ર યશની કથા કરવી, યશોવર્ણનથી મન રંજન કરવું, તેમજ પરસ્પર સુખની તથા દુઃખની નિવૃત્તિ કરવી ૩૦ આ પ્રમાણે પાપ પુંજનો નાશ કરનાર તેમનુ સ્મરણ કરતા તથા એક બીજાને પુનઃ પુનઃ સ્મરણ કરાવતા ભકતોના શરીરમાં સાધન ભક્તિથી પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય છે અને તે ભક્તિથી ભકતોના શરીરમા રોમાંચ થાય છે. ૩૧ વળી આવા અલૌકિક વૈષ્ણવ કોઈવાર હસે છે, કોઈવાર પ્રસન્ન થાય છે, કોઈવાર પરસ્પર વાતો કરે છે, કોઈવાર નાચે છે, કોઇવાર ગાય છે, કોઈવાર કૃષ્ણની લીલાનું અનુકરણ કરે છે, અને કોઈવાર તદાકારતાથી શાંત થઈ મૌન રહે છે ૩૨ આ રીતે ભગવાનના ધર્મો શીખતો તથા નારાયણમા પરાયણ રહેતો પુરુષ તેમના ધર્મોથી ઉત્પન્ન થયેલી ભક્તિના પ્રભાવથી દુસ્તર એવી માયાને પરિશ્રમ વિના તરી જાય છે ૩૩

નિમિ રાજા પૂછે છે—નારાયણ પુરુષ પરિશ્રમ વિના ભગવાનની માયાને તરી જાય છે, એમ તમે કહ્યું તો હવે તમારે નારાયણ પરમાત્માનુ સ્વરૂપ અમને કહેવું જોઈએ, કારણ કે તમે બ્રહ્મવેત્તા છો ૩૪

પિપ્પલાયન યોગેશ્વર બોલ્યા—હે રાજન્! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણભૂત છતા જે પોતે કારણ રહિત છે તથા જે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ વગેરે અવસ્થાઓમા વ્યાપક છે અને દેહ, ઇન્દ્રિયો, પ્રાણ અને મન જેમના ચૈતન્યથી તથા ક્રિયામાં પ્રવૃત્તિ કરે છે, તે પરબ્રહ્મને પરમાત્મા જાણવા. ૩૫ સ્ફુલિંગ વગેરે અગ્નિના અંશ ગણાય છે, તે જેમ અગ્નિને પ્રકાશ કરી શકતા નથી તેમ મન વગેરેની વૃત્તિઓ જડ છે, તેઓમાં આત્માનો પ્રકાશ દેખાય છે, તે વૃત્તિઓનો પ્રકાશક છે, પરંતુ વૃત્તિઓ તેને પ્રકાશ કરી શકતી નથી. તેમજ સ્વયં પ્રમાણભૂત વેદ પણ વાણીરૂપ છે, તેથી આત્મતત્ત્વને સાક્ષાત્ કહેતા નથી, પણ જાણે તેનાથી આત્મતત્વ કહેવાતુ હોય તેમ લાગે છે વેદો પોતે કહે છે કે, 'મન આદિ જેટલા જ્ઞાનવાળા પદાર્થો છે, તે આત્મતત્ત્વને પહોંચી શકતા નથી.' એ ઉપરથી એમ સમજવુ નહિ કે વેદો બ્રહ્મનુ નિરૂપણ કરતા નથી.

શ્રુતિઓ કહે છે કે—જે સ્થૂલ છે તે બ્રહ્મ નથી, જે સૂક્ષ્મ છે તે બ્રહ્મ નથી, જે વાણીથી બોલાય છે તે બ્રહ્મ નથી, આ વચનોથી વેદે જે નિષેધ કર્યો છે તે નિષેધનો જે અવધિ તે બ્રહ્મ જાણવો જો અવધિ ન હોય તો નિષેધ પણ સિદ્ધ થઈ શકે નહિ ૩૬ પ્રથમ પરબ્રહ્મ પોતે એક હતા અને પાછળથી સત્વ, રજ અને તમરૂપે થયા અને તેને ત્રણ પ્રકારના પ્રધાન કહે છે તથા તેને ક્રિયાશક્તિને લીધે સૂત્ર અને જ્ઞાનશક્તિને લીધે મહત્તત્ત્વ કહે છે તથા જીવના ઉપાધિરૂપ અહંકાર પણ તેને જ કહે છે. પછી ઇંદ્રિયોના દેવતાઓ, ઇંદ્રિયો, વિષયો તથા વિષયોના પ્રકાશરૂપે પરબ્રહ્મ જ ભાસે છે તે બ્રહ્મ સર્વ સ્વરૂપથી પોતે જ ભાસે છે, માટે તે બ્રહ્મને પોતાની સિદ્ધિ માટે બીજા કોઈ પ્રમાણની આવશ્યકતા રહેતી નથી, અને ત્યા કોઇ પણ પ્રમાણ પહોંચી શકતુ નથી, તેથી બ્રહ્મ નથી એવી શંકા કરવી નહિ ૩૭ આત્મા જન્મતો નથી માટે તે 'છે' એમ કહેવાય નહિ. વધવુ, ફેરફાર થવો, ઘટવું અને મરવુ, આદિ છ વિકારો આત્મામાં નથી પરંતુ તે દેહના ધર્મો છે અને આત્મા તો દૈહિક વિકારોના સમયનો દ્રષ્ટા છે માટે તેને વિકાર સંભવતો નથી સર્વ દેશમા તથા સર્વ કાળમા અખંડ રીતે ચાલ્યુ

આવતુ જે જ્ઞાન, તે જ આત્મા ગણાય છે કાળી વસ્તુનુ જ્ઞાન થવુ અને પીળી વસ્તુનુ જ્ઞાન નાશ પામવુ, એમા જ્ઞાનનો નાશ થાય છે એમ જાણુવુ નહિ, કારણ કે જ્ઞાન તો અખ ડ એક જ છે, અને તે ઇદ્રિયોના બળથી અનેક પ્રકારનુ કલ્પાયેલુ હોવાથી અનેક આકારવાળી વૃત્તિઓ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પર તુ જ્ઞાન તો અખ ડ છે ૩૮ જરાયુજ, અ ડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ શરીરો બદલાયા કરે છે, પર તુ તેઓમા રહેલો પ્રાણુ સર્વ શરીરોમા જીવની પાછળ જઇને વસે છે, તેમ અવસ્થા ભેદે કરીને બદલાયા કરતા દેહોમા આત્મા પણુ એકનો એક જ રહે છે માટે બ્રહ્મ જો કે સર્વ સ્વરૂપ છે, તોપણુ વિકારો તેનો લેશ પણુ સ્પર્શ કરતા નથી આત્મા જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાઓમા નિર્વિકાર જ રહે છે, જાગ્રતમા ઇદ્રિયો કાર્ય કરે છે અને સ્વપ્ન વસ્થામા જાગ્રદવસ્થ ના સસ્કારવાળો અહ કાર કામ કરે છે આ પ્રમાણે આત્મા નિર્વિકાર છે, છતા પણુ વિકારવાળો હોય તેવો જણાય છે માત્ર સુષુપ્તિમા ઇદ્રિયોનો તથા અહકારનો લય થાય છે, તેથી લિ ગ શરીરની ઉપાધિ રહેતી નથી, તેને લીધે વિકારરહિત શુદ્ધ આત્માનો નીચેની શ્રુતિ ઉપરથી અનુભવ થાય છે, " હુ સુખમા સુતો હતો, મે કઈ પણુ જાણ્યુ નહિ," આવી સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાય છે કે, સુષુપ્તિ અવસ્થામા પણુ સુખને જાણુનારો તથા અજ્ઞાનને જાણુનારો આત્મા છે અને જે સ્મૃતિ થાય છે તે અનુભવપૂર્વક થાય છે કારણુ કે જે વસ્તુ અનુભવમા આવી ન હોય, તે વસ્તુનું સ્મરણુ થાય નહિ. ૩૯ સુષુપ્તિ અવસ્થામા આત્માનો અનુભવ થયા છતા પાછો જન્મમરણુરૂપી સ સાર આવે છે, તેનુ કારણુ એટલુ જ છે કે, તે સમયે પણુ અવિદ્યા તથા તેના સ સ્કારો રહે છે, માટે ધન, પુત્ર, પ્રતિષ્ઠા વગેરેનો ત્યાગ કરીને કેવળ શ્રીહરિના ચરણુની ઇચ્છા કરવાની જે ભક્તિ ઉત્પન્ન થાય છે તે ભક્તિથી જ્યારે ચિત્તના, અવિદ્યાથી તથા ગુણુ કર્મ વગેરેથી થયેલા સસ્કારરૂપી મળ નાશ પામે છે, ત્યારે ચિત્ત શુદ્ધ થાય છે અને ચિત્તશુદ્ધિ થયા પછી આત્મતત્ત્વનુ અપરોક્ષ જ્ઞાન થાય છે સૂર્યનો પ્રકાશ સ્વત સિદ્ધ છે, તોપણુ તે અનિર્મળ દૃષ્ટિવાળાને દેખાતો નથી. તેમ આત્મા સ્વત સિદ્ધ છે, તોપણુ નિર્મળ મનના લોકોને જોવામા આવે છે પર તુ મલિન અ ત:કરણુવાળાથી જણાતો નથી. માટે ચિત્તની શુદ્ધિથી આત્માનો અપરોક્ષ અનુભવ કરવો, અપરોક્ષાનુભવ વિના સ સારની અત્ય ત નિવૃત્તિ થતી નથી. ૪૦

નિમિ રાજા પૂછે છે—હે મહારાજ! તમે ભક્તિ કહી, તે કર્મયોગને અધીન છે, તેથી અમને કર્મયોગ કહો, કે જે કર્મયોગવડે પુરુષ સ સ્કારવાળો થઈ આ જન્મમા જ કર્મોનો ત્યાગ કરીને કર્મોની નિવૃત્તિ મળે તેવા આત્મજ્ઞાનને પામે ૪૧ પૂર્વે એક વખતે સનકાદિક મુનિઓ મારા પિતા ઇક્ષ્વાકુની પાસે આવ્યા તે સમયે મે પિતાની સમિપમાં આવો પ્રશ્ન પૂછયો હતો. પર તુ બ્રહ્માના પુત્રોએ મને તેનો ઉત્તર આપ્યો ન હતો, તેનું શું કારણુ? ૪૨

આવિર્હોત્ર યોગેશ્વરે કહ્યુ—વેદમા જે વિધિ છે તે કર્મ કહેવાય છે જે કરવા માટે નિષેધ કર્યો હોય તે અકર્મ કહેવાય છે અને જે કરવા માટે કહ્યા છતા ન કરવુ તે વિકર્મ કહેવાય છે કર્મ, અકર્મ તથા વિકર્મ એ ત્રણે લૌકિક વસ્તુથી જાણુવામા આવતાં નથી, પરંતુ વેદની શ્રુતિઓ ઉપરથી જાણુવામા આવે છે વેદ સાક્ષાત્ ઇશ્વરનું સ્વરૂપ છે, કારણુ કે તે ઇશ્વરથી ઉત્પન્ન થયેલા છે, તેથી મોટા વિદ્વાનો પણુ તેમા મુઝાય છે અમુક પુરુષના વાક્યનો અર્થ વક્તાના અભિપ્રાયથી જણાય છે, પરંતુ ઇશ્વરી વાક્યમા પૂર્વાપરનો વિચાર કરવાથી તાત્પર્ય જાણી શકાય છે, માટે મહા વિદ્વાનો કર્માદિકના વિષયમાં મુઝાય છે ત્યારે બીજાની વાત જ શી કરવી? એટલા માટે સનકાદિક ઋષિઓએ તમને બાળક ધારી તે સમયે તમારા પ્રશ્નનો ઉત્તર આપ્યો ન હતો. ૪૩ વેદમા પરોક્ષવાદ છે. ગુપ્ત રહેલા વિષયને ગુપ્ત રાખવા બીજી રીતે કહેવામા આવે, તે પરોક્ષવાદ કહેવાય વેદમા કર્મો ત્યાગ કરવાના અર્થના છે, માટે વેદને પરોક્ષવાદરૂપ કહેલો છે પિતા પોતાના પુત્રને ઔષધ આપતા મિઠાઇ આપવાની લાલચ આપે છે અને છેવટે કહી તે આપે છે, પર તુ તેમા મિષ્ટતા

એ તાત્પર્ય હોતુ નથી, પણ રોગોપશાંતિ કરવા જ તાત્પર્ય હોય છે, 'स्वर्गकामो यजेत' વગેરે શ્રુતિ ઓનુ તાત્પર્ય સ્વર્ગાદિકમા નથી, પરતુ કર્તા યજમાનને કર્મબ ધનમાંથી છુટો કરવામા છે ૪૪ આથી એમ સમજવુ નહિ કે વૈદિક કર્મો ત્યાગ કરવા જે અજ્ઞાની મનુષ્ય ઇંદ્રિયોને અધીન થઇને વેદોક્ત કર્મ કરતો નથી, તે વેદોક્ત કર્મ ન કરવા રૂપી અધર્મથી વાર વાર જન્મ મરણ પામે છે ૪૫ પરતુ મનુષ્ય કર્મના ફળ ઉપર આસક્તિ રાખ્યા વિના વેદોક્ત કર્મ કરી તે ઇશ્વરાર્પણ કરે છે, તે નિષ્કામ સિદ્ધિને પામે છે છતા વેદમા વિવિધ ફળો શા માટે કહ્યા હશે ? એવી કોઇને શકા થાય, પરતુ તે શકા નિર્મૂળ છે વેદમા જે ફળશ્રુતિ કહેલી છે તેનુ તાત્પર્ય પ્રલોભન છે, માટે કર્મ કરવા તો નિષ્કામ કરવા, પરતુ સકામ નહિ, એ તેનો ફલિતાર્થ છે કર્મ કરવા, પરતુ સ્વર્ગાદિકની ઇચ્છા રાખવી નહિ એટલે નૈષ્કર્મ્યથી સિદ્ધિ છે ૪૬ જીવ જો કે પરબ્રહ્મરૂપ છે, તોપણ તે માયાના બધનમા બધાયેલો છે તેમ પોતાના અહકારરૂપી હૃદયબધનને તોડવાની ઇચ્છા હોય તો તેણે વેદોક્ત તથા તત્રોક્ત રીતે શ્રીહરિનું પૂજન કરવુ ૪૭ આચાર્યની કૃપા સપાદન કરીને તેમની પાસેથી પૂજનપ્રકાર શીખવો તથા ભગવાનની જે મૂર્તિ પોતાને પ્રિય હોય, તેની પૂજા કરવી ૪૮ સ્નાનાદિક કરી પવિત્ર થવુ, પછી મૂર્તિની સન્મુખ બેસી, પ્રણામ કરી તથા ભૂતશુદ્ધિ આદિ કરીને દેહની શુદ્ધિ કરવી પછી ન્યાસો કરીને પોતાના દેહની રક્ષા કરી જે કઇ પૂજોપચાર મળી આવે તેનાથી મૂર્તિની સેવા કરવી ૪૯ જેમ મૂર્તિ વગેરેમા પૂજા કરી હોય, તેમ હૃદયમા પણ શ્રીહરિની પૂજા કરવી, અને તે જેવી જેવી સામગ્રી મળે તે પ્રમાણે કરવી પુષ્પ વગેરે પૂજાની સામગ્રીને જીવજતુ કાઢીને સાફ કરવી, પૃથ્વીને લીંપી શુદ્ધ કરવી, મનને અવ્યગ્રરૂપે રાખવુ અને મૂર્તિ ઉપરથી વાસી ચદનાદિક ઉતારી પૂજા કરવી, પછી આસનનુ જળથી પ્રોક્ષણ કરી, પાદ્ય, અર્ઘ્ય અને આચમનીય એ ત્રણ પાત્ર તૈયાર કરી હૃદયમા પૂજેલા ભગવાનનુ મૂર્તિમા આરોપણ કરવુ તે પછી હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર તથા અસ્ત્રના મત્રોથી દેવતાના શરીરમા ન્યાસ કરી મૂળ મત્રોથી પૂજા કરવી ૫૦–૫૧ મૂળ મત્રો ભણી હૃદયાદિક અગ, ચક્રાદિક ઉપાગ તથા પાર્ષદો સાથે તે મૂર્તિનુ પૂજન કરવુ પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, મધુપર્ક, આચમન, સ્નાન, વસ્ત્ર, આભૂષણ, ચદન, પુષ્પ, અક્ષત, માલા, ધૂપ, દીપ અને નૈવેદ્યોથી વિધિપૂર્વક પૂજન કરી સ્તોત્રોથી સ્તુતિ કરવી. ૫૨–૫૩ પછી આત્મા ભગવદ્રૂપ છે એવુ ધ્યાન કરતા માનવુ, પછી નિર્માલ્ય પુષ્પાદિક મસ્તક ઉપર ચઢાવી, પૂજેલી મૂર્તિને પાછી સ્થાનમા પધરાવી સેવાકર્મ સમાપ્ત કરવુ ૫૪ આ પ્રમાણે જે પુરુષ અગ્નિ, સૂર્ય, પાણી વગેરેમા તથા અતિથિમા અને પોતાના હૃદયમા ઈશ્વરનુ પૂજન કરે છે તે મુક્ત થાય છે ૫૫

एवमग्न्यर्कतोयादावतिथौ हृदये च य ।
यजतीश्वरमात्मानमचिरान्मुच्यते हि स ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे तृतीयोऽध्याय:

## અધ્યાય ૪ થો.$

### ભગવાનની લીલાઓ.

राजोवाच

यानि यानीह कर्माणि यैर्यैः स्वच्छन्दजन्मभि' ।
चक्रे करोति कर्ता वा हरिस्तानि ब्रुवन्तु न ॥

નિમિએ પૂછ્યુ —હે યોગેશ્વર ભગવાન ! ભગવાનની મૂર્તિનુ પૂજન કરવા પ્રથમ તેમના અવતારો જાણવા જોઇએ તેમજ સ્તુતિ કરવા તેમના ગુણ અને કર્મ જાણવા જોઇએ, માટે જે જે અવતારોથી તેમણે જે જે કર્મો કર્યા હોય તે સર્વ અમને હવે વિસ્તારથી કહો ૧

દ્રુમિલ યોગેશ્વર બોલ્યા—ભગવાનના ગુણો અનત છે જે પુરુષ તે ગુણોને ગણવાની ઇચ્છા કરે તેને મૂર્ખ જાણવો કારણ કે કોઈ મહાબુદ્ધિશાળી પુરુષ પૃથ્વીના રજકણોને ગણે તો તે ઘણે કાળે ગણી શકાય, પરતુ ભગવાનના ગુણો તો ગણી

$ આ અધ્યાયમા દ્રુમિલ યોગેશ્વર દ્વારા ભગવાનની અવતાર લીલાઓ વર્ણવવામા આવશે

શકાય જ નહિ માટે તમારા પ્રશ્ન પ્રમાણે સર્વ અવતારોની કથા કહી શકાય તેમ નથી, પરંતુ કેટલાક અવતારોની કથાઓ કહીશું [૨] આદિદેવ નારાયણ પોતે રચેલા પંચમહાભૂતવડે બ્રહ્માંડરૂપી દેહ બનાવી જ્યારે લીલા કરવાને તેમાં પ્રવેશ કરે છે ત્યારે તે 'પુરુષ' નામ પામે છે અને એ પહેલો અવતાર કહેવાય છે [૩] આ લોકની જે રચના થઇ છે, તે પુરુષનો હેતુ ગણાય છે, તેમ જીવની જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો પણ પોત પોતાના વિષયોમાં પ્રવર્તે છે વળી આદિપુરુષને સ્વતસિદ્ધ જ્ઞાન છે એ પ્રભુથી જીવોના દેહની શક્તિઓ તથા ઇંદ્રિયોની શક્તિઓ થઇ છે તેમ સત્વગુણથી તથા તમોગુણથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય થાય છે [૪] આ જગતની રચના કરવા રજોગુણમાંથી બ્રહ્મા, રક્ષા કરવા માટે સત્વગુણમાંથી વિષ્ણુ, કે જે યજ્ઞફળ આપનારા અને દ્વિજ લોકોના તથા તેઓના ધર્મના પાલક છે, તથા પ્રલય કરવા માટે તમોગુણમાંથી રુદ્ર થયા છે આ રીતે જેનાથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર જગતની ઉત્પતિ, સ્થિતિ તથા પ્રલય કર્યા કરે છે તે આદિ પુરુષ છે [૫] ધર્મની સ્ત્રી તથા દક્ષની પુત્રી મૂર્તિમાં નર–નારાયણ નામે એક અવતાર થયો હતો, તે મહર્ષિ ભગવાન કે જેમના ચરણને ઋષિઓ સેવે છે, તેમણે આત્મસ્વરૂપને જણાવનાર કર્મનો નારદાદિકને ઉપદેશ કર્યો હતો, એ ભગવાન અદ્યાપિ એવા જ કર્મ કરે છે [૬] એકવાર તે નર–નારાયણનું તપ જોઇને 'આ મારું ઇંદ્રાસન લઈ લેવાની ઇચ્છા કરે છે,' એવી ઇંદ્રને શંકા થઈ અને તેણે તે મહર્ષિના તપનો ભંગ કરવા કામદેવને વસંતાદિક પરિવાર સાથે મોકલ્યો. કામદેવ ભગવાનના મહિમાથી અજાણ્યો હતો, તે અપ્સરાઓનો સમૂહ, વસંત તથા મંદવાયુ સાથે આશ્રમમાં જઇને સ્ત્રીઓના કટાક્ષરૂપી બાણોથી તેમને વિંધવા લાગ્યો [૭] ભગવાન નારાયણ જાણતા હતા કે, આ પ્રપંચ ઇન્દ્રે કર્યો છે, છતાં પણ નારાયણ ભગવાને અભિમાન રહિત થઈ શાપના ભયથી ધ્રૂજતા તે લોકો પ્રત્યે હસીને કહ્યું કે,–હે કામદેવ! હે દેવાંગનાઓ! તમે ડરશો નહિ અમારી પાસેથી તમને અતિથિ સત્કાર મળશે [૮] હે રાજન્! અભય આપનાર ભગવાનનું વચન સાભળી તે બોલ્યા કે–હે પ્રભો! આપ માયાથી પર છો, નિર્વિકાર છો, ઘણા આત્મારામ તથા ધીર પુરુષો આપના ચરણારવિંદમાં પ્રણામ કરે છે, આપ વિષે આવી દયાળુતા તથા આવું જિતેંદ્રિયપણું હોય એમાં કંઇ આશ્ચર્ય નથી [૯] તમારી સેવા કરનાર લોકો દેવોના સ્થાનને ઉલ્લંઘી ઉત્તમ સ્થાનમાં જાય છે, માટે દેવતાઓ તેઓને ઘણા વિઘ્નો કરે છે, પરંતુ આપની સેવા ન કરનાર લોકો યજ્ઞના દેવતાઓને તેમના ભાગરૂપ બલિ આપ્યા કરે છે. તેથી તેઓને દેવતાઓ કંઇ પણ વિઘ્ન કરતા નથી દેવતાઓ તમારા ભક્તોને વિઘ્ન કરે છે, છતાં પણ તમે તેઓના રક્ષક હોવાથી ભક્તજનોના વિઘ્નના મસ્તક ઉપર પગ મુકાય છે [૧૦] અમે ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો, વરસાદ, પવન તથા જિહ્વાનો રસ લઈએ છીએ, તેઓનું ઉલ્લંઘન કરીને જે પુરુષો નિષ્ફળ ક્રોધને વશ થાય છે, તેઓ અપાર સમુદ્રને તરી ગાયની ખરીના ખાબોચીઆમાં ડુબી જાય છે અને એ લોકો ક્રોધથી શાપાદિક આપીને પોતાના ઉત્તમ તપનો વૃથા નાશ કરે છે [૧૧] આ રીતે દેવતાઓ સ્તુતિ કરતા હતા એટલામાં ભગવાને તેઓનો ગર્વ ઉતારવાને સેવા કરતી, શણગારેલી તથા અત્યંત રૂપવતી સ્ત્રીઓ પોતાના યોગબળથી ઉત્પન્ન કરી દેખાડી [૧૨] દેવતાઓ દેહધારી મૂર્તિમતી લક્ષ્મીના જેવી સ્ત્રીઓને જોઈ મોહિત થયા [૧૩] પછી દેવતાઓના સ્વામી ભગવાન નારાયણે પોતાને નમેલા દેવતાઓને હસીને કહ્યું કે, આમાંથી તમે એક સ્ત્રીને માગી લ્યો ' કદાપિ તમને એમ લાગતું હોય કે, અમે તુચ્છ ક્યાં અને આ ઉત્તમ સ્ત્રીઓ ક્યાં! તો આમાં જે સ્ત્રી તમારા જેવી રૂપવાળી અને સ્વર્ગના આભૂષણરૂપ હોય, તેની ઉર્વશીને માગી લ્યો [૧૪] તે સાભળી દેવતાઓના બંદીજનો તથાસ્તુ ' એમ કહી ભગવાન નારાયણની આજ્ઞા માથે ચઢાવી, તેમને નમસ્કાર કરીને અપ્સરાઓમાં શ્રેષ્ઠ એવી ઉર્વશીને લઈ સ્વર્ગમાં ગયા [૧૫] ઇંદ્રની સભામાં આવી, નમસ્કાર કરી સર્વ દેવો સાભળતાં તેમણે નારાયણના પરા

ક્રમની સ્તુતિ કરી તે સાંભળી ઇંદ્ર આશ્ચર્ય પામ્યો ૧૧ વળી ભગવાને હંસાવતાર ધારણ કરી, સનકાદિકને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો તેમ વળી દત્તાત્રેય, સનકાદિક તથા અમારા પિતા ઋષભદેવજીરૂપે શ્રીવિષ્ણુ જગતનું કલ્યાણ કરવા અંશવડે અવતર્યા હતા અને તેઓએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. વળી વિષ્ણુએ હયગ્રીવનો અવતાર ધારણ કરીને મધુ દૈત્યને મારી શ્રુતિઓ ઉદ્ધારી હતી ૧૭ વળી ભગવાને મત્સ્યાવતાર ધરી પ્રલયમાં મનુની, પૃથ્વીની તથા ઓષધિઓની રક્ષા કરી હતી વરાહ અવતાર ધારણ કરી, જળમાંથી પૃથ્વીને બહાર કાઢતાં હિરણ્યાક્ષ દૈત્યને માર્યો હતો, અમૃતમંથનમાં કચ્છપાવતાર ધારણ કરીને પોતાની પીઠ ઉપર પર્વત ધારણ કર્યો હતો વળી જેમણે પીડાને લીધે શરણે આવેલા ગજેંદ્રને છોડાવ્યો હતો, તે પણ શ્રીહરિ ભગવાનનો અવતાર હતો ૧૮ વાલખિલ્ય નામે તપસ્વી ઋષિઓ કશ્યપ માટે સમિધ લેવાને ગયા હતા, ત્યાં ગાયના પગલાના ખાબોચીઆમાં ડુબી ગયા અને ઇંદ્રે ઉપહાસ કર્યું તેથી સ્તુતિ કરતા ભગવાને તેઓને કષ્ટમાંથી છોડાવ્યા વૃત્રાસુરનો નાશ કરવાથી ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી હતી, તેને તેમાંથી ભગવાને મુક્ત કર્યો હતો તેમ દૈત્યોને ત્યાંથી દેવતાઓની અનાથ સ્ત્રીઓને છોડાવી હતી વળી નૃસિંહાવતાર ધારણ કરી જગતને અભય આપવા હિરણ્યકશિપુનો નાશ કર્યો હતો. તેમજ સર્વ મન્વંતરોમાં દેવ તથા દૈત્યોની વચ્ચે થયેલા સંગ્રામમાં પોતાના અવતારોથી દેવતાઓને માટે દૈત્યોનો સંહાર કરી લોકોનું રક્ષણ કર્યું હતું વળી ભગવાને માયાના મિષથી વામન અવતાર ધારણ કરીને બલિરાજા પાસેથી ત્રણ પગલામાં પૃથ્વીને ભરી લીધી હતી ૧૯–૨૦ વળી હૈહય નામે ક્ષત્રિય કુળનો નાશ કરવા ભૃગુ કુલમાંથી અગ્નિ ઉત્પન્ન થયો હોય તેમ પરશુરામ અવતાર ધરી પૃથ્વીને એકવીસવાર નિઃક્ષત્રિય કરી હતી હવે રામાવતાર ધારણ કરીને સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો તથા લંકાની સાથે રાવણનો નાશ કર્યો ભગવાનના અવતારોમાં લોકોના પાપને હરનાર કીર્તિવાળા સીતાપતિ રામ વિજયી છે ૨૧ પૃથ્વીનો ભાર ઉતારવા ભગવાન જન્મે છે યાદવકુળમાં બળદેવ તથા શ્રીકૃષ્ણ નામે અવતારો ધારણ કરી દેવતાઓથી થઈ શકે નહિ તેવા ઉત્તમ કાર્ય કરશે, અને કલિના અંતમાં કલ્કિ અવતાર ધારણ કરી શૂદ્ર જાતિના રાજાઓનો નાશ કરશે ૨૨ હે રાજન્! જગતના પતિ તથા ઉત્તમ કીર્તિવાળા ભગવાનના આવા ઘણા કર્મો અને ઘણા જન્મોને મહાત્માઓએ વર્ણવ્યા છે ૨૩

एवं विधानि कर्माणि जन्मानि च जगत्पते ।
भूरीणि भूरियशसो वर्णितानि महाभुज ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे चतुर्थोऽध्याय

# અધ્યાય ૫ મો.$

## શ્રીહરિની પૂજાનો વિધિ.

राजोवाच

भगवंत हरिं प्रायो न भजत्यात्मवित्तमा
तेषामशांतकामानां का निष्ठाऽविजितात्मनाम्

નિમિએ પૂછ્યું—હે બ્રહ્મવેત્તાઓ! તમે કહ્યું કે, ભગવાનના ભક્તો વિઘ્નના મસ્તક ઉપર પગ દઈને પરમ ગતિને પામે છે, પરંતુ અભક્તોને વારંવાર વિઘ્નો થાય છે, તેથી હું પૂછું છું કે, પરાધીન મનવાળા અને તેને લીધે જેઓની તૃષ્ણા શાંત થઈ નથી, એવા જે લોકો ભગવાનની ભક્તિ કરતા નથી, તેઓની શી ગતિ થતી હશે? ૧

ચમસ નામના યોગેશ્વર બોલ્યા—આદિ પુરુષ એવા શ્રીનારાયણના મુખ, હાથ, સાથળ અને ચરણમાંથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રો ઉત્પન્ન થાય છે એટલે સત્વગુણથી બ્રાહ્મણ, સત્વ તથા રજથી ક્ષત્રિયો રજ અને તમથી વૈશ્ય અને એકલા તમથી શૂદ્રની ઉત્પત્તિ થાય છે, તેમજ મુખાદિકમાંથી અનુક્રમે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ એ ચાર આશ્રમો થયા છે ૨ તેમાં જે લોકો પોતાને ઉત્પન્ન કરનાર શ્રીભગવાનને ભજતા નથી તથા જેઓ જાણવા છતાં અપ-

$ આ અધ્યાયમાં ભક્તિ રહિત લોકોની કેવી ગતિ થાય છે તથા યુગે યુગે પૂજા કેવી રીતે કરવી તેનું વર્ણન કરવામાં આવશે

માન કરે છે, તે કૃતઘ્ની પુરુષો વર્ણ અને આશ્રમ રૂપી સ્થાનમાથી ભ્રષ્ટ થઈ નરકમા પડે છે ૩ જે ભગવાનની કથા સાભળતા નથી તથા કીર્તન કરતા નથી, એવા કેટલાએક લોકો, સ્ત્રીઓ અને શૂદ્રાદિકો છે, તેઓના ઉપર તમારા જેવા મહાત્માઓએ કૃપા કરવી જોઇએ ૪ પરતુ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો ઉપનયન સસ્કારથી તથા વેદાધ્યયનથી ભગવાનના ભજનના અધિકારી થાય છે, છતા પણ વેદમા કરેલી ફળસ્તુતિના વચનોથી મોહ પામીને ભગવાનને ભજતા નથી, માત્ર કર્મો કરવામા આસક્ત રહે છે, તે અર્ધદગ્ધ લોકો ઉપેક્ષા કરવા યોગ્ય છે ૫ કેવી રીતે કર્મ કરવાથી કર્મ બધનકારક થઈ પડે નહિ ? તેથી અજાણ્યા, ઉદ્ધતપણાથી વિદ્વાનોને નહિ પૂછનાર, મૂર્ખા છતા પડિતનું અભિમાન રાખનાર ઘણા અર્ધદગ્ધ લોકો વેદમા કહેલા ફળોને દર્શાવનારા વચનોથી ઉત્કઠિત થઈને ‘ આપણે અપ્સરાઓ સાથે વિહાર કરીશુ ’ એવી ઇચ્છા કરે છે ૬ તે કર્મનિષ્ઠ લોકો રજોગુણને લીધે મોટા સકલ્પવાળા, મોટી તૃષ્ણાવાળા, સર્પના જેવા ક્રૂર, ઢોગી, અભિમાની, પાપ કરનાર અને ભગવાનના ભક્તોની નિંદા કરનાર હોય છે ૭ તેઓ વૃદ્ધોની સેવા કરતા નથી, પરતુ સ્ત્રીઓની સેવા કરે છે અને જેમા મિથ્યા સુખ રહેલુ છે એવા ઘરોમા રહીને ‘ આજે હુ આટલુ કમાયો, મારી અમુક ધારણા પાર પડશે, મારી પાસે આટલુ ધન છે અને હવે આટલુ થશે, ’ વગેરે સુખોની વાતો એક બીજાની સાથે કર્યા કરે છે યજ્ઞોમા પૂર્ણ દક્ષિણા કે અન્નદાન આપતા નથી, પરતુ કમાઇ માટે અથવા તો યશને માટે યજ્ઞ કરે છે અને હિંસા કરવામા કેટલુ પાપ છે તે ન જાણનાર માત્ર પોતાનું પેટ ભરવા પશુઓની હિંસા કરે છે ૮ સપત્તિ, ઐશ્વર્ય, ઉંચા કુળમા જન્મ, વિદ્યા, દાન, રૂપ, બળ તથા કર્મ, એમાથી કોઇ વસ્તુવડે અથવા સર્વ વસ્તુવડે અભિમાન થાય છે, તેથી આધળા થયેલા ખળ લોકો શ્રીહરિનુ તથા શ્રીહરિના ભક્તોનું અપમાન કરે છે ૯

આ પ્રમાણે વર્તવાથી મૂર્ખ લોકો વેદનુ રહસ્ય સ્પુટ હોવા છતા જાણતા નથી આત્મત્વથી તથા ઈશ્વરત્વથી સર્વ દેહધારીઓમા રહેલા હોવા છતા તે આકાશની પેઠે અલેપ રહે છે, સર્વના આત્મા હોવાથી પરમપ્રિય પુરુષાર્થ રૂપ છે અને વેદમા તેનુ ગાન કરેલુ છે આવા શ્રીહરિનું કર્મનિષ્ઠ લોકો શ્રવણ કરતા નથી અને વેદનુ તાત્પર્ય સર્વથી નિવૃત્ત થવુ એ છે, છતા તે સાસારિક ભાવના પુરાવા અને મદિરાપાનની ઇચ્છા પુરી કરવાને વેદને પ્રવૃત્તિ નિરૂપક કહે છે ૧૦ ઋતુમા સ્ત્રીનો સગ કરવો, હોમવાથી અવશેષ રહેલુ માસ ખાવું, સૌત્રામણિ નામના યજ્ઞમા મદિરાપાન કરવું, આમ વેદમા લખ્યુ છે, તે પ્રવૃત્તિ કરવા માટે લખ્યું નથી, પરતુ તેનુ તાત્પર્ય તેનો ત્યાગ કરવામા છે. કોઈ કહેશે કે, મૈથુન, માસભક્ષણ તથા મદિરાપાનને માટે શાસ્ત્રમા લખ્યુ છે કે, **ऋतौ भार्यामुपेयात् सौत्रामण्यां सुरां पिबेत् तथा हुतशेषं भक्षयेत्** ’ આ સર્વ વાક્ય વિધિવાક્ય નથી. બીજા કોઈ પણ પ્રમાણથી જે ક્રિયા અપ્રાપ્ત હોય તેને પ્રાપ્ત કરવાના જે વાક્ય હોય, તે અપૂર્વ વિધિવાક્ય કહેવાય છે દૃષ્ટાત તરીકે વેદમા કહ્યુ છે કે, ‘ **स्वर्गकामो यजेत** ’ સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ કરવો, આમા સ્વર્ગ આપનારો યજ્ઞ વેદ વચન વિના બીજા કોઈ પણ પ્રમાણથી કરવો જોઈએ એવો વિધિ નથી, પરતુ સ્વર્ગ આપનારા યજ્ઞને માટે વેદના વચનો છે, માટે તે અપૂર્વ વિધિવાક્ય છે સ્ત્રીસગ, માસભક્ષણ, મદિરાપાન એ સર્વ, લોકો વેદના વચનથી જ સ્વીકારે છે એમ નથી, પરંતુ પોતાની રુચિથી તે તે ક્રિયામા પ્રવૃત્તિ કરે છે, માટે તે અપૂર્વ વિધિ નથી જેમ અપૂર્વ વિધિ નથી તેમ નિયમવિધિ પણ નથી એક પક્ષમાં અપ્રાપ્ત વિષયને પ્રાપ્ત કરનારો વિધિ નિયમવિધિ કહેવાય છે દૃષ્ટાતમા જેમ ‘ **व्रीहीनवहन्ति** શાળને ખાડે છે ’ શાળને ફોતરા વિનાની કરવાના ઘણા ઉપાયો છે માટે જ્યારે તેને છડયા વિના બીજા ઉપાયથી ફોતરા વિનાની કરશે, ત્યારે તેને છડવું અપ્રાપ્ત થશે તે અપ્રાપ્ત બાબતને આ વિધિ પ્રાપ્ત કરે છે એટલે કહે છે કે, જો શાળને ફોતરાં વિનાની

કરવી હોય તો તેને છડવી, આને નિયમવાક્ય કહે છે મૈથુન, માસભક્ષણ અને મદિરાપાન તો સર્વદા પ્રિય હોવાથી પ્રાપ્ત છે, તે કંઈ એક પક્ષમા અપ્રાપ્ત નથી, કે તેને માટે આ નિયમવાક્ય પણ નથી, તેમ તે પરિસખ્યાવાક્ય પણ નથી બન્ને વિષયોની એક સાથે પ્રાપ્તિ થતી હોય ત્યારે જેમા બેમાથી એકની નિવૃત્તિ કરવી, આવો તાત્પર્ય હોય તેને પરિસ-ખ્યા વિધિ કહેવો દૃષ્ટાતમા જેમ, "**पञ्च पंचनखा भक्ष्या** પાચ નખવાળા પાચ પશુઓને ખાવા" આ વાક્યનો એવો અર્થ છે કે, પશુઓનુ ભક્ષણ કરવુ નહીં અને ભક્ષણ કરવુ હોય તો પાચ નખ વાળા શેહાઈ, શેળો, ચદન ઘો, સસલો તથા કાચબો એ પાચ વિના બીજાનુ તો ભક્ષણ કરવુ જ નહીં તેમ જ માસભક્ષણ કરવુ તો યજ્ઞમા કરવુ, સ્ત્રી સગ કરવો તો માત્ર ઋતુકાળમા જ કરવો અને મદિરાપાન કરવુ તો સૌત્રામણિ યજ્ઞમા જ કરવુ, આ પ્રમાણે પરિસખ્યા વિધિ પ્રમાણ પ્રાપ્ત થયો આમ કોઈ કહેશે તેને પણ પરિસખ્યા માનવામા ત્રણ દોષ આવે છે, તે આ –સ્વાર્થત્યાગ, પરાર્થક-લ્પના અને પ્રાપ્ત બાધ પોતાનો અર્થ ઉડી જવો, તેને સ્વાર્થ ત્યાગ કહે છે 'ઋતુમા સ્ત્રીસગ કરવો' આ વાક્યમા પોતાનો અર્થ ઉડી ગયો, તેથી સ્વા-ર્થત્યાગ નામનો તેમા દોષ આવ્યો પરાર્થકલ્પના એટલે બીજા અર્થની કલ્પના કરવી, તે 'ઋતુ વિના સ્ત્રીસગ કરવો જ નહીં,' આ બીજા અર્થની કલ્પના કરી તે પરાર્થકલ્પના નામનો દોષ આવ્યો તેમ જે સ્વાભાવિક રીતે પ્રાપ્ત હતુ, તેમા અટકાવ આવ્યો, તેથી પ્રાપ્તબાધ નામનો દોષ આવ્યો માસ ભક્ષણ અને મદિરાપાનમા પણ ત્રણ દોષ સમજી લેવા આ પ્રમાણે પરિસખ્યામા પણ ત્રણ દોષ આવે છે તેથી પરિસખ્યા વિધિ પણ થઈ શકતો નથી, માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, ઋતુમા સ્ત્રીનો સગ ન કરે, હોમવાથી અવશેષ રહેલુ માસ ન ખાય, સૌત્રામણિમા મદિરાપાન ન કરે તો દેષ લાગે, એવી દૃઢ આજ્ઞાવાળા તે વાક્યો નથી, પરતુ તે વાક્યોનો તાત્પર્ય પ્રાપ્ત થયેલી વસ્તુને છોડવી એવો છે મનુષ્ય નિત્ય માસભક્ષણ કરતો હોય તેને દેવયજ્ઞમા જ માસ ભક્ષણ કરવુ, પરતુ નિત્ય કરવુ નહીં, આમ કહે છે જે પુરુષ નિત્ય સ્ત્રીસગ કરતો હોય તેણે નિત્ય નહીં, પરતુ ઋતુમા જ સ્ત્રી-સગ કરવો, આમ કહે છે અને જે નિત્ય મદિરા-પાન કરતો હોય, તેણે નિત્ય નહીં પરતુ સૌત્રા-મણિ યજ્ઞમા મદિરા પીવી આમ કહે છે, માટે સૌએ મૈથુન, માસભક્ષણ અને મદ્યપાન ત્યાગ કરવા, એવો વેદનો અભિપ્રાય છે કોઈ શકા કરશે કે, શાસ્ત્રમા એક ઠેકાણે લખ્યુ છે કે, જે પુરુષ પાસે છતા પણ ઋતુસ્નાતા સ્ત્રીનો સગ કરતો નથી, તે પુરુષને ગર્ભહત્યા જેટલુ ભયકર પાપ લાગે છે, તેનુ શુ સમાધાન કરવુ? તે વચનનો તાત્પર્ય એવો છે કે, જે પુરુષ અરુચિથી અથવા શત્રુતાથી પોતાની ઋતુસ્નાતા સ્ત્રીનો સગ ન કરે તો તે ગર્ભહત્યાનો ભાગી થાય છે આ રીતે મૈથુન, માસભક્ષણ તથા મદિરાપાન આદિકના મનો-રથોથી વ્યાકુળ થયેલા પુરુષો પોતાના પ્રિય આત્માના ત્યાગનુ શ્રવણ કરતા નથી ૧૧ ધર્મ કરવો એ જ ધનનુ ફળ છે, કારણ કે ધર્મથી પરોક્ષ-જ્ઞાન તથા તરત શાતિ આપનારુ અપરોક્ષ જ્ઞાન થાય છે ધનને અજ્ઞાની લોકો દેહાદિકના કામમા ખરચી નાખે છે, પરતુ માથા ઉપર ભમતા મહા-ભયકર મૃત્યુને દેખતા નથી ૧૨ વેદોમા યજ્ઞમા મદિરાપાન વગેરે કરવાની આજ્ઞા છે, તેનુ તાત્પર્ય વ્યસનમા નથી મદિરાનુ પાન કરવુ એટલે મદિ-રાને સુઘવી, દેવને ઉદ્દેશીને કરવામા આવતી હિંસા, હિંસા ગણાતી નથી, માટે વેદમા જે ઉદ્દેશથી કહ્યુ છે તે શુદ્ધ ધર્મને કર્મકાડીઓ જાણતા નથી ૧૩ આ રીતે ધર્મના સ્વરૂપને ન જાણતા સ્વચ્છદે રહે-નાર, અમે સત્પુરુષ છીએ એવુ અભિમાન રાખનાર તથા શકા વિનાના જે કર્મઠ લોકો આપણા મનોરથો સિદ્ધ થશે, એવો વિશ્વાસ રાખી પશુઓની હિંસા કરે છે, તે લોકો પાપી છે શાસ્ત્રમા પણ માસ શબ્દનો એવો અર્થ કર્યો છે કે–મા એટલે હુ જેનુ માસ ખાઉં છુ તે પરલોકમા મને ખાશે, આવો માસ શબ્દનો અર્થ ધર્મશાસ્ત્રમા કરેલો છે ૧૪ પર-કાયામા રહેલા ભગવાન શ્રીહરિ જે પોતાના આત્મા-

રૂપ છે, તેનો દ્વેષ કરનાર તથા શબ સમાન આ દેહ ઉપર તથા સ્ત્રી પુત્રાદિક પરિવાર ઉપર સ્નેહ કરનાર લોકો નરકમાં પડે છે ૧૫ અજ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનીઓના અનુગ્રહથી તરે છે અને તત્ત્વજ્ઞાનીઓ પોતાની મેળેજ સંસાર તરી જાય છે, પરંતુ અર્ધદગ્ધ પુરુષો ધર્મ, અર્થ તથા કામને મુખ્ય માનનાર હોય છે અને તે એક ક્ષણ પણ શાંતિ ભોગવતા નથી તેઓ સ્વરૂપને ન જાણવાથી સંસારમા જન્મ મરણ પામે છે ૧૬ આ રીતે આત્મહત્યા કરનાર, શાંતિરહિત, કર્મમા જ્ઞાનસ્વરૂપ માનનાર તથા જેમના મનોરથો કાળે કરીને નાશ પામનાર છે, એવા લોકો પોતાનુ કર્તવ્ય કર્મ કર્યા વિના મરણ પામે છે ૧૭ ભગવાનથી વિમુખ રહેનાર તે લોકો પોતાના પરિશ્રમથી મેળવેલા ઘર, સંતાન, સંબધીઓ તથા ધનને પોતાની ઇચ્છા ન હોવા છતા ત્યાગ કરી નીચ જાતિમા પડે છે ૧૮

નિમિએ પૂછ્યુ—આપે કહ્યુ જે સર્વનો ત્યાગ કરી ભગવાનની ભક્તિ કરવી, તો તે ભગવાન કયા કાળના, કેવા વર્ણવાળા, કેવા આકારવાળા, કયા નામથી અને કેવા વિધિથી લોકોમા પૂજાય છે તે મને કહો ૧૯

કરભાજન નામે યોગેશ્વર બોલ્યા-સત્ય, ત્રેતા, દ્વાપર તથા કલિ એ ચાર યુગ છે; તે તે યુગોમા ભગવાન વિવિધ વિધિથી પૂજાય છે ૨૦ સત્યયુગમાં શ્વેત, ચાર ભુજાવાળા, જટા, વલ્કલ વસ્ત્ર, કૃષ્ણમૃગનુ ચર્મ, જનોઇ, માળા, દંડ તથા કમંડળ ધારણ કરીને બ્રહ્મચારી વેશે રહે છે ૨૧ એ યુગમા મનુષ્યો શાંત, વૈરરહિત, સર્વના મિત્ર તથા સમદૃષ્ટિવાળા હોય છે, અને તેઓ ધ્યાનથી, શમથી તથા જિતેન્દ્રિય રહી ભગવાનનુ પૂજન કરે છે ૨૨ હંસ, સુપર્ણ, વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર, મનુ, ઇશ્વર, પુરુષ, અવ્યક્ત તથા પરમાત્મા એવાં તેમના નામો હોય છે ૨૩ ત્રેતાયુગમા ભગવાન રાતા રંગના, ચાર ભુજાવાળા, ત્રેવડી કટિમેખલાવાળા, સુવર્ણ જેવા કેશવાળા, સરવો અને સુચી વગેરે યજ્ઞના પાત્રો ધારણ કરનાર હોય છે ૨૪ એ યુગના મનુષ્યો ધર્મનિષ્ઠ તથા બ્રહ્મવાદી હોય છે અને તેઓ ત્રણ વેદમા કહેલા કર્મોવડે સર્વ દેવતામય ભગવાન શ્રીહરિનું યજન કરે છે ૨૫ એ યુગમા વિષ્ણુ, યજ્ઞ, પૃશ્નિગર્ભ, સર્વદેવ, ઉરુક્રમ, વૃષાકપિ, જયંત અને ઉરુગાય એવા તેમના નામો ગવાય છે ૨૬ દ્વાપર યુગમા શ્યામવર્ણના, પીળા વસ્ત્રધારી, ચક્રાદિક આયુધવાળા તથા શ્રીવત્સ વગેરે ચિહ્નોથી અને કૌસ્તુભ આદિક બાહ્ય ચિહ્નોથી સુશોભિત હોય છે. ૨૭ એ યુગમા મનુષ્યો ઇશ્વરને જાણવાની ઇચ્છાવાળા હોય છે અને તેઓ ચક્રવર્તીના છત્ર ચામરાદિક ચિહ્નોવાળા ભગવાનની વેદ માર્ગથી તથા તંત્રમાર્ગથી પૂજા કરે છે ૨૮ વાસુદેવ. પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, નારાયણ ઋષિ, પુરુષ, મહાત્મા, વિશ્વેશ્વર, વિશ્વ તથા સર્વ ભૂતાત્મા એવા નામોથી, લોકો દ્વાપર યુગમા ભગવાનની સ્તુતિ કરે છે કલિયુગમા અનેક તંત્ર માર્ગના વિધિથી ભગવાનની પૂજા કરવામા આવે છે, તે સાભળો. ૨૯—૩૧ રંગ શ્યામ છતા કાંતિથી ચળકતા કૌસ્તુભાદિક ઉપાંગો, અસ્ત્રો તથા પાર્ષદો સાથે રહેલા શ્રીભગવાનનુ બુદ્ધિમંત પુરુષો જેમા કીર્તન મુખ્ય છે, એવા યજ્ઞોથી યજન કરે છે ૩૨ હે મહાપુરુષ! આપના ચરણારવિંદ જે ધ્યાન કરવા યોગ્ય છે, ઇંદ્રિયો તથા કુટુંબાદિકથી થતા તિરસ્કારને દૂર કરનાર છે, ગંગાદિક તીર્થોના આશ્રયરૂપ છે, બ્રહ્મા તથા શંકરે સ્તુતિ કરાયેલા છે, શરણે જનારાઓને સુખકારક છે, ભક્તોની પીડા હરનાર તથા સંસારરૂપી સમુદ્ર તરવામા નૌકાસમાન છે તેને હું પ્રણામ કરું છું ૩૩ હે મહાપુરુષ! આપ ત્યાગ કરી શકાય નહિ તેવી તથા દેવતાઓએ ઇચ્છેલી એવી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરીને પિતાના વચનથી ધર્મોની રક્ષા કરવા રામરૂપે વનમા ગયા હતા, અને સીતાજીએ ઇચ્છેલા માયાવી મૃગની પાછળ તેને મારવા ગયા હતા તે આપનાં ચરણારવિંદને હુ પ્રણામ કરુ છુ ૩૪ આ પ્રમાણે યુગના મનુષ્યો યુગ યુગને ઘટતા નામ રૂપોથી સર્વ પદાર્થોના સ્વામી એવા ભગવાનની પૂજા કરે છે ૩૫ ગુણજ્ઞ અને સારગ્રાહી મહાત્મા પુરુષો ચારે યુગના કરતા કલિયુગના વધારે વખાણ કરે છે કારણ કે સત્યયુગમા ધ્યાનથી જે ફળ થાય છે, ત્રેતાયુગમા

યજ્ઞ કરવાથી જે ફળ થાય છે, અને દ્વાપરમા પૂજન કરવાથી જે ફળ થાય છે, તે ફળ કલિયુગમા માત્ર કીર્તન કરવાથી થાય છે. ૩૬ સંસારમા ભટકતાં પ્રાણીઓને શ્રીહરિનાં કીર્તન વિના બીજો કોઇ મોટો લાભ નથી ભગવાનના કીર્તન કરવાથી પરમ શાતિ મળે છે તથા જન્મ મરણ ટળે છે ૩૭ ત્રેતા, દ્વાપર અને કલિયુગના મનુષ્યો કલિયુગમાં પોતાનો જન્મ થાય એવી ઇચ્છા કરે છે. કલિયુગમા પણ કોઇ ઠેકાણે નારાયણના પરમ ભક્તો થશે ૩૮ અને તેમા પણ દ્રવિડ દેશ કે જ્યા આગળ તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વિની, મહાપવિત્ર કાવેરી તથા મહાનદી પ્રતીચી છે, તેમા તો નારાયણના ભક્તો ઘણા થશે જે મનુષ્યો તેના નિર્મળ જળનુ પાન કરશે તેઓ ઘણાખરા નિર્મળ અત કરણવાળા ભગવાનના ભક્તો થશે. ૩૯–૪૦ જે મનુષ્ય ભેદબુદ્ધિનો ત્યાગ કરીને સર્વ ઈશ્વર રૂપ છે, એવા ભાવથી શરણાગતોનુ રક્ષણ કરનાર ભગવાનને શરણે જાય છે, તે મનુષ્ય દેવતા, ઋષિઓ અને પિતૃઓના ઋણમાથી મુક્ત થાય છે, તેથી તેને વૈશ્વદેવાદિક પચ મહાયજ્ઞો કરવાની આવશ્યક્તા નથી પોતાથી ઉતરતા વર્ણનો મનુષ્ય નિર્ધન થવાથી કરજ આપી શકતો ન હોય તો લેણદારે તેની પાસે કામ કરાવવુ, એવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે તે મર્યાદા પ્રમાણે રાખનાર અભક્ત મનુષ્ય દેવતા, ઋષિ અને પિતૃ એ ત્રણેનો ઋણી છે, માટે તેને પચ મહાયજ્ઞ કરવા પડે છે પરતુ જ્ઞાનીને તેમાનું કઈ નથી, તેને કર્મો કરવા પડતા નથી, તેમ પાપની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત પણ કરવુ પડતું નથી ૪૧ જે મનુષ્ય દેહાદિકનું અભિમાન તજી ભગવાનના ચરણારવિંદને ભજે છે, તેની પાપમાથી નિવૃત્તિ થાય છે કદાપિ પ્રમાદથી પાપ થઇ જાય તો ભક્તના હૃદયમા બિરાજેલા ભગવાન સર્વ પાપનો નાશ કરે છે ૪૨

નારદજી બોલ્યા–મિથિલા નગરીના અધિપતિ નિમિરાજા તથા તેમના ઉપાધ્યાયો આ પ્રમાણે ભગવત ધર્મો સાભળી પ્રસન્ન થયા અને જયતીના પુત્ર નવ યોગેશ્વરોની પૂજા કરી ૪૩ પછી સર્વ લોકોના દેખતા યોગેશ્વરો અતર્ધાન થઈ ગયા, અને નિમિરાજા તે પ્રમાણે વર્તી પરમ ગતિને પામ્યા. ૪૪ હે ભાગ્યવત વસુદેવ ! તમે પણ આ ભાગવત ધર્મોને શ્રદ્ધાથી સાભળી સાવધાન થઇ વૈરાગ્યથી વર્તશો તો મુક્તિ પામશો ૪૫ આ તો તમને શાસ્ત્રની મર્યાદા કહી, પર તુ તમારા બન્નેના સ્ત્રી–પુરુષના યશથી આખુ જગત ભરાયેલુ છે, કારણ કે તમારા પુત્ર થઇને પ્રભુ અવતર્યા છે ૪૬ તમે દર્શન, આલિગન, ભાષણ, શયન, આસન તથા ભોજનથી શ્રીકૃષ્ણ ઉપર પુત્રસ્નેહ રાખી અત કરણને પવિત્ર કર્યું છે ૪૭ તમે તો માત્ર પુત્રના લાલનથી ભગવત્સબધી સર્વ ધર્મો સિદ્ધ કર્યા છે, પર તુ શિશુપાલ, પૌડ્રક તથા શાલ્વ વગેરે રાજાઓ દર્શન, આસન વગેરેમા વૈરભાવથી ભગવાનનું ચિતન કરતા હતા, તોપણ તેઓની બુદ્ધિની વૃત્તિ ભગવાનની ગતિમા, વિલાસમા તથા કટાક્ષ વગેરેમા તદ્રૂપ રહેવાથી તેઓ સર્વ સારૂપ્ય ગતિને પામ્યા છે જેઓની બુદ્ધિની વૃત્તિ ભગવાનમા સ્નેહથી તદાકાર થઇ હોય તેઓની તો પછી વાતજ શી કરવી ? ૪૮ તમે સર્વના આત્મા, ઈશ્વર, સર્વથી પર, ગૂઢ ઐશ્વર્યવાળા, માયાથી પર અને અવિનાશી એવા શ્રીભગવાનમા પુત્ર બુદ્ધિ કરશો નહિ ૪૯ પૃથ્વી ઉપર ભારરૂપ અસુર રાજાઓનો નાશ કરવા અને સત્પુરુષોનું રક્ષણ કરવા અવતાર લેનાર ભગવાનનો યશ મુક્તિ માટે જગતમા ફેલાવવામા આવે છે ૫૦

શુકદેવજી બોલ્યા–આ કથા સાભળીને મહાભાગ્યશાળી વસુદેવ આશ્ચર્ય પામ્યા, અને પછી તેમણે તથા વસુદેવે અને દેવકીએ પોતાનો મોહ છોડી દીધો ૫૧ જે મનુષ્ય સાવધાન થઇ આ ઇતિહાસનો પાઠ કરે છે તે જીવનમુક્તિ પામે છે ૫૨

इतिहासमिम पुण्य धारयेद्य समाहित: ।
स विधूयेह शमलं ब्रह्मभूयाय कल्पते ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
पचमोऽध्याय



# અધ્યાય ૬ ઠ્ઠો. *

## સ્વધામ જવાનું નિમંત્રણ.

**श्रीशुक उवाच**

**अथ ब्रह्मात्मजैर्देवैः प्रजेशैरावृतोऽभ्यगात् ।
भवश्च भूतभव्येशो ययौ भूतगणैर्वृतः ॥ १ ॥**

શુકદેવજી કહે છે–પછી સનકાદિક દેવતાઓ તથા પ્રજાપતિઓ સાથે બ્રહ્મા, ભૂતોના ગણો સાથે ભૂત ભવિષ્યના સ્વામી શંકર, પવનના ગણો સાથે મહારાજ ઇંદ્ર, આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમારો, ઋભુઓ, અંગિરા, રુદ્રો, વિશ્વેદેવતાઓ, સાધ્ય દેવતાઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, સિદ્ધો, ચારણો, ગુહ્યકો, ઋષિઓ, પિતરો, વિદ્યાધરો અને કિન્નરો વગેરે સર્વ લોકો શ્રીકૃષ્ણના દર્શન કરવા માટે દ્વારકા આવ્યા જે શ્રી અંગવડે મનુષ્યોના મનને રંજન કરનાર ભગવાને સર્વ લોકોના પાતકને નાશ કરનારો યશ લોકોમા વિસ્તાર્યો હતો ૧–૪ દેવતાઓએ મહા સમૃદ્ધિથી ભરપુર તથા ઝગઝગાટ પ્રકાશી રહેલી દ્વારકાપુરીમા અદ્ભુત સ્વરૂપવાળા શ્રીકૃષ્ણના દર્શન કર્યાં, છતા પણ તેઓના નેત્રોને તૃપ્તિ થઈ નહિ ૫ પછી દેવતાઓ સ્વર્ગના ઉપવનના પુષ્પોથી શ્રીકૃષ્ણ ભગવાનને ઢાકી દેતા વિચિત્ર પદ તથા અર્થવાળી વાણીવડે નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરવા લાગ્યા ૬

દેવતાઓ સ્તુતિ કરે છે–હે નાથ! હે પ્રભો! હે વિભો! કર્મરૂપી મોટા પાશમાથી છુટવાની ઇચ્છાવાળા પુરુષો ભાવપૂર્વક આપના ચરણારવિંદને ચિંતવે છે, તે આપનાં ચરણારવિંદને અમે બુદ્ધિ, ઈંદ્રિયો, પ્રાણ, મન તથા વચનથી સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ ૭ હે અજિત! માયાના ગુણોમા નિયંતાપણાથી રહેલા આપ મનથી વિચારમા આવવુ કઠિન થઈ પડે, એવા આ જગતને ત્રિગુણાત્મક માયાથી રચો છો, પાળો છો, અને પ્રલય કરો છો, છતા એ કર્મોથી આપ લેપાતા નથી, કારણ કે આપ આવરણ વિના આત્મસુખમાં વિહાર કરનાર છો અને તેથી રાગાદિક દોષથી રહિત છો. ૮ આ રીતે આપ કર્મો કરવા છતાં આત્મારામરૂપે રહો છો, માટે મુમુક્ષુ લોકો આપના ચરણારવિંદનું ધ્યાન ધરે છે હે ઉત્તમ! સત્વગુણની વૃદ્ધિવાળા સત્પુરુષોને આપનો યશ સાભળી તે ઉપર શ્રદ્ધા થવાથી જેવી અંત કરણની શુદ્ધિ થાય છે, તેવી શાસ્ત્રશ્રવણ કરવાથી વેદાધ્યયનથી, દાનથી, તપથી તથા કર્મો કરવાથી થતી નથી, માટે આપ આત્મારામ છો, છતાં પણ પરમ પવિત્ર યશનો જગતમા વિસ્તાર કરવા કર્મો કરો છો ૯ હે ઇશ્વર! લોકો કોમળ હૃદયમાં જે ચરણનું ચિંતન કરે છે, ભક્તજનો જગતમાં સર્વ ઐશ્વર્ય મેળવવા વાસુદેવાદિ ચાર વ્યૂહમાં આપની મૂર્તિની પૂજા કરે છે, કેટલાક ધીર પુરુષો વૈકુંઠ લોકમા જવા ત્રણે કાળ આપની સેવા કરે છે, યજ્ઞ કરનારાઓ વેદોક્ત વિધિથી વેદમા કહેલા ઇંદ્રાદિક દેવતારૂપે અગ્નિમા આપનું ચિંતન કરે છે, યોગીઓ સિદ્ધિઓની ઇચ્છાથી મનોનિગ્રહરૂપી યોગવડે આપનું મનન કરે છે તથા જિજ્ઞાસુ વૈષ્ણવો આપની સેવા કરે છે, તે આપના ચરણારવિંદ જે અમારી અશુભ વાસનાનો નાશ કરવામા અગ્નિરૂપ છે, તે અમારું કલ્યાણ કરો ૧૦–૧૧ મુનિ, ભક્ત, ધીર ભક્ત, યજ્ઞ કરનાર, યોગી તથા મહા વૈષ્ણવો એ છમા તમને વૈષ્ણવો ઉપર લક્ષ્મી કરતાં પણ અધિક પ્રીતિ છે હે પ્રભો! "હું જે વક્ષસ્થળમાં છું, તેમાં આ વનમાળા વાસી છતા પણ વાસ કરે છે," એવી રીતે ભગવતી લક્ષ્મીજી સોક્યની પેઠે વનમાળા સાથે ઇર્ષ્યા કરે છે, છતા પણ વનમાળા ભક્તજનોએ મને અર્પણ કરી છે, એમ ધારી ભક્ત લોકોએ વનમાળાથી કરેલી પૂજાને આપ સ્વીકારો છો. આપના ચરણ સદા અમારી દુર્વાસનાઓને બાળી ભસ્મ કરો ૧૨ હે ઇશ્વર! બલિરાજાને બાધતી વેળા બીજું પગલુ ભરતા સત્ય લોકસુધી પહોચેલ આપના ચરણ ત્રણ ધારાથી પડતી ગંગાનદીને આધારરૂપ થાય છે વળી જેણે દેવતાની સેનાને ભય આપી સ્વર્ગમાં રોકી છે અને દૈત્યની સેનાને ભય આપી પાતાળમા રોકી રાખી છે, તે આપનાં ચરણારવિંદ

* આ અધ્યાયમા બ્રહ્માદિકે સ્તુતિ કરી સ્વધામમા પધારવા વિનતિ કર્યાં પછી ઉદ્ધવજીએ પોતાને સ્વધામમા લઇ જવા પ્રાર્થના કરી, એ કથા કહેવામા આવશે

અમારા પાપને દૂર કરો. ૧૩ વળી કાળના તથા પ્રકૃતિ પુરુષના નિયંતા પૂર્ણ પુરુષોત્તમ તથા દ્વેષાદિકને લીધે પરસ્પર પીડા પામતા બ્રહ્માદિક પ્રાણીઓ પણ નાથેલા બળદોની પેઠે જેમને અધીન છે એવા આપનાં ચરણારવિંદ અમારું કલ્યાણ કરો ૧૪ તમે આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કર્તા છો, કારણ કે તમે પ્રકૃતિ, પુરુષ તથા મહત્તત્વના નિયંતા છો શિયાળો, ઉનાળો તથા ચોમાસુ એવા ત્રણ ભાગવાળો સર્વનો સંહાર કરવા મચી રહેલો અને ગંભીર વેગવાળો વર્ષ રૂપી કાળ આપનું સ્વરૂપ છે, તેથી આપ ઉત્તમ પુરુષ છો. ૧૫ અમોઘ શક્તિવાળા પુરુષે તમારી પાસેથી શક્તિ મેળવી, માયા સાથે રહી, જગતના એક બીજ સમાન મહત્તત્વને ઉત્પન્ન કર્યું છે અને તે મહત્તત્વે તમારી પાસેથી શક્તિ સંપાદન કરી, માયા સાથે રહીને બહારથી આઠ આવરણવાળા અને પ્રકાશમાન એવા વિશાળ બ્રહ્માંડને બનાવ્યુ છે ૧૬ આપ સ્થાવર તથા જંગમાત્મક જગતના અધિપતિ છો આપની માયાવડે ઇંદ્રિયોની વૃત્તિઓએ અર્પણ કરેલા વિષયોને આપ સેવો છો, છતા પણ તેનાથી આપ મોહિત થતા નથી બીજા પુરુષો પોતે વિષયોનું સેવન છોડી દે છે, છતા પણ તેઓના મનમા વિષયોની વાસના રહી જાય છે ૧૭ મંદ મંદ હાસ્ય સહિત કિંચિત્ ભાવ દેખાડવાથી મનોહર લાગતા ભ્રૂમંડળોએ મોકલેલા કામના ગુપ્ત વિચારો કરવામા ચતુર સોળ હજાર એક સો ને આઠ સ્ત્રીઓ કામને હઠાવી દેનારા એવા કામકળાના સાધનોથી આપના મનને મથન કરી શકી ન હતી. ૧૮ આપની કથારૂપી અમૃતની નદીઓ તથા આપના ચરણ ધોવાના પવિત્ર જળરૂપી ગંગાદિક તીર્થ, નહાવાવડે પવિત્ર કરે છે પોતાના આશ્રમમા રહેલા લોકો ભક્તિથી તે તીર્થોને સેવે છે ૧૯ હે રાજન્! આકાશમા રહેલા બ્રહ્માએ દેવતાઓની તથા શંકરની સાથે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી તેમને પ્રણામ કરીને કહ્યુ કે, ૨૦ હે સર્વના આત્મા! અમે પૃથ્વીનો ભાર ઉતારવા તમને વિનતિ કરી હતી, તેથી તે પ્રમાણે આપે કર્યું ૨૧ આપે સત્ય પ્રતિજ્ઞાવાળા પુરુષોમા ધર્મને સ્થાપન કર્યો અને સર્વ લોકોનાં પાપનો નાશ કર્યો ૨૨ તેમજ યદુના વંશમા અવતાર લઈ ઉત્તમ શરીર ધારણ કર્યું અને તમે જગતના હિત માટે ઉત્તમ ચરિતવાળા કર્મો પણ કર્યા ૨૩ હે ઇશ્વર! આ કલિયુગમા સત્પુરુષો તમારા ચરિતો સાભળવાથી તથા ગાવાથી સંસાર સાગરને તરી જશે ૨૪ હે પ્રભુ! યદુવંશમા આપને એક સો ને પચીસ વર્ષ થઈ ગયા, તેટલામા તો આપે સર્વ કાર્ય કરી લીધા ૨૫ હવે આપને દેવતાઓના કાર્યોમા કોઈ કાર્ય બાકી રહેલુ નથી તેમજ આપનુ કુળ પણ બ્રાહ્મણના શાપથી નાશ થવા જેવુ થઈ રહ્યું છે, ૨૬ માટે હે વૈકુંઠનાથ! આપની ઇચ્છા હોય તો સ્વધામમા પધારો અને તમારા સેવક એવા જે અમે લોકપાળો તેઓનું અને લોકોનું રક્ષણ કરો ૨૭

ભગવાન બોલ્યા–હે દેવોના ઇશ્વર! આપ જે કહો છો, તેમ મે ધાર્યું છે મે સર્વ કાર્ય કરી પૃથ્વીનો ભાર ઉતાર્યો છે ૨૮ હવે યાદવનું કુળ બાકી રહ્યુ છે, જે શરીરબળથી, પરાક્રમથી તથા લક્ષ્મીથી ઉદ્ધત ને લોકોનો સંહાર કરે તેવુ છે, તેને કિનારો જેમ મહાસાગરને રોકી રાખે, તેમ મે અટકાવી રાખ્યુ છે ૨૯ હુ જો તે ગર્વિષ્ઠ યાદવના કુળનો સંહાર કર્યા વિના સ્વધામમા જઈશ તો યાદવો સર્વ લોકોનો નાશ કરશે, ૩૦ માટે મે હમણા બ્રાહ્મણના શાપદ્વારા યદુકુળનો નાશ કરવાનો આરંભ કર્યો છે હે નિર્દોષ બ્રહ્મા! યદુકુળનો સંહાર થયા પછી સ્વધામમા જતા હુ તમારા લોકમા આવીશ ૩૧

શુકદેવજી કહે છે–આ પ્રમાણે ભગવાને કહ્યા પછી બ્રહ્મા ભગવાનને પ્રણામ કરી સર્વ દેવતાઓની સાથે બ્રહ્મલોકમા ગયા ૩૨ તે પછી દ્વારકામા મોટા ઉત્પાતો થવા લાગ્યા, તે જોઇ ઘરડા યાદવો એકઠા થયા ને બોલ્યા કે, ૩૩ આ મોટા ઉત્પાતો ચારે તરફથી થાય છે, તેમ આપણા કુળને બ્રાહ્મણોનો શાપ થયો છે, જે ટાળ્યો ટળે તેવો નથી ૩૪ હે વૃદ્ધો! જીવવાની ઇચ્છા જેને હોય તેણે અહીં આગળ રહેવુ જોઇએ નહિ, માટે આજે ચાલો

આપણે મહાપવિત્ર એવા પ્રભાસ ક્ષેત્રમાં જઇએ ૩૫ પૂર્વે જેમ દક્ષના શાપથી ક્ષયરોગમા પડેલા ચન્દ્રને પ્રભાસમા નહાવાથી તે રોગ મટી જઈને તેની કળાઓની વૃદ્ધિ થઇ હતી, ૩૬ તેમ આપણે પણ પ્રભાસમા સ્નાન કરી પિતૃ તથા દેવતાઓનુ તર્પણ કરી અનેક ગુણવાળા અન્નોથી બ્રાહ્મણોને જમાડી તથા સુપાત્રરૂપી ક્ષેત્રોમા શ્રદ્ધાથી દાનો કરી સર્વ દુ ખો તરી જઇશુ. ૩૭-૩૮

શુકદેવજી કહે છે—આ રીતે ભગવાને સલાહ આપી, એટલે યાદવોએ પ્રભાસ જવાની તૈયારી કરી ૩૯ પવિત્ર એવી દ્વારિકામા થતા ભયકર ઉત્પાતો જોઇ નિત્ય ભગવાનને અનુસરનાર ઉદ્ધવજી જગતના અધિપતિઓના ઈશ્વર એવા શ્રીકૃષ્ણને એકાતમા મળી, બે હાથ જોડી નીચે પ્રમાણે પૂછવા લાગ્યા —૪૦-૪૧

હે ઈશ્વર! આપ આ યદુકુળનો સહાર કરી ખરેખર મનુષ્ય લોકોનો ત્યાગ કરશો, કારણ કે, આપ ઈશ્વર, બ્રાહ્મણના શાપને ટાળવા સમર્થ છો, છતા આપે તે ટાળ્યો નહિ હે નાથ! આપ મને સ્વધામમા લઇ જાઓ ૪૨-૪૩ હે શ્રીકૃષ્ણ! મનુષ્યોને પરમ મગલકારક તથા કાનને અમૃતતુલ્ય લાગે એવુ આપનુ ચરિત્ર એકવાર સાભળ્યુ હોય તો મનુષ્ય બીજી સર્વ વસ્તુની તૃષ્ણાનો ત્યાગ કરે છે ૪૪ અમોએ સુવા, બેસવા, ફરવા, ઉભા રહેવા, નહાવા, રમત ગમત અને ભોજન વગેરેમા, સર્વ સમયે આપની સેવા કરી છે, તે અમે ભક્ત લોકો, પરમ પ્રિય, આત્મસ્વરૂપ આપનો કેવી રીતે ત્યાગ કરીએ? ૪૫ હું તમારી પ્રાર્થના કરુ છુ, તે કઈ માયાના ભયથી કરતો નથી, પરતુ આપના વિયોગથી ડરીને કરુ છુ આપે ભોગવેલા માલા, ચદન, વસ્ત્ર તથા અલકારો ધારણ કરનારા તથા આપનું ઉચ્છિષ્ટ ખાનારા અમે દાસજનો આપની માયાને અવશ્ય તરી જઇશુ ૪૬ હે માયાના યોગી! વાયુનુ ભક્ષણ કરનારા, તપશ્ચર્યાનો પરિશ્રમ કરનારા, શાત અને નિર્મળ મનના તથા બ્રહ્મચર્ય પાળનારા સન્યાસીઓ બ્રહ્મચર્યાદિકના કલેશ ભોગવી બ્રહ્મભાવને પામે છે, પરન્તુ કર્મમાર્ગમા ભટકનાર અમે તો આપના ભક્તોની સાથે આપના ચરિત્રોના યશગાન દુસ્તર એવા સસારસાગરને તરી જઇશું ૪૭-૪૮ આપના પરાક્રમો, ભાષણો, ગતિ, ઉત્તમ પ્રકારનું મંદહાસ્ય, અવલોકન તથા ઉપહાસ જે મનુષ્યલોકના અનુકરણરૂપ છે, તેનું સ્મરણ તથા કીર્તન કરવાથી અમે તરી જઇશું. ૪૯ આ પ્રમાણે ઉદ્ધવે વિનતિ કરી એટલે દેવકીપુત્ર ભગવાને પોતાને પ્રિય એવા ઉદ્ધવને નીચે પ્રમાણે સમજાવ્યા. ૫૦

एवं विज्ञापितो राजन् भगवान् देवकीसुत. ।
एकांतिनं प्रियं भृत्यमुद्धवं समभाषत ॥५०॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे षष्ठोऽध्यायः

# અધ્યાય ૭ મો.[*]

## ગુરુઓનું માહાત્મ્ય.

श्रीभगवानुवाच

यदात्थ मां महाभाग तच्चिकीर्षितमेव मे ।
ब्रह्मा भवो लोकपाला स्वर्वासं मेऽभिकांक्षिण:॥

ભગવાન કહે છે—હે ઉદ્ધવ! તમે જેમ કહો છો તેમ જ હુ કરીશ બ્રહ્મા, શકર તથા દેવતાઓ મારો વૈકુઠમા વાસ થાય એવુ ઇચ્છે છે ૧ બ્રહ્માની પ્રાર્થનાથી હું જે કાર્ય કરવા બળદેવની સાથે આ લોકમા અવતર્યો છુ, તે સર્વ કાર્ય મે પૂર્ણ કર્યું છે ૨ યાદવકુળ પરસ્પર કલેશ કરીને નાશ પામશે અને આજથી સાતમે દિવસે સમુદ્ર દ્વારિકા નગરીને બોળી દેશે ૩ હે ઉદ્ધવ! હુ મર્ત્યલોકનો ત્યાગ કરીશ, તે વખતે કલિ મર્ત્યલોકને પોતાની સત્તામા લઇ દુ ખી કરશે અને લોકોનું સર્વ મગળ વિનાશ પામશે ૪ હે ઉદ્ધવ! હું આ પૃથ્વીને તજી દઉં, તે પછી તમારે અહીં રહેવુ નહિ, કારણ કે કલિયુગમા લોકોની અધર્મ ઉપર રુચિ થશે ૫ તમે બંધુઓ ઉપર અને સ્વજનો ઉપરના સ્નેહનો ત્યાગ કરી, સર્વત્ર સમદૃષ્ટિ રાખી પૃથ્વી ઉપર ફરજો ૬ મન, વાણી, નેત્ર તથા શ્રવણાદિક ઇંદ્રિયોથી જાણુ-

[*] આ અધ્યાયમા ઉદ્ધવને આત્મજ્ઞાન કરવા, અવધૂતના ઇતિહાસમા કહેલા ગુરુઓમાંથી આઠ ગુરુનું ભગવાને કરેલુ વર્ણન કહેવામા આવશે

વામાં આવતુ આ જગત્ માયામય અને મનોમય તેમ જ ક્ષણભંગુર છે ૭ વિક્ષિપ્ત મનવાળા પુરુષને ભ્રાંતિથી ભેદ દેખાય છે અને તેમાં ગુણ તથા દોષ રહેલા છે, માટે ગુણ અને દોષરૂપ ભેદ મિથ્યા છે, તેથી સર્વમા સમદૃષ્ટિ રાખવી. વેદ પોતે જ જો કે વિધિનિષેધ પ્રતિપાદન કરે છે, તેથી વેદ જ ભેદની સત્યતા વર્ણવે છે, પરંતુ વાસ્તવિક રીતે તો જેની બુદ્ધિમા ગુણ તથા દોષ હોય છે તેને કર્મ, અકર્મ તથા વિકર્મરૂપ વિધિ—નિષેધરૂપી ભેદ છે, ૮ માટે ઇન્દ્રિયોના સમૂહ અને ચિત્તને વશ કરી 'મારાથી જગત્ રચાયેલુ છે અને તમે પોતે, હુ જે પરબ્રહ્મ ઈશ્વર છુ તે રૂપ જ છો' ૯ તમે હુ આવી દૃષ્ટિ કરી 'કર્મ કરીશ નહિ તો દેવતાઓ મને વિઘ્ન કરશે,' એવી શંકા કરશો નહિ. તમે વેદના તાત્પર્યના અર્થનો અનુભવ કરીને આત્માના અનુભવથી સંતુષ્ટ રહી સર્વ દેવતાઓના આત્મારૂપ થશો, તો તમને કંઈ પણ વિઘ્નો નડશે નહિ ૧૦ આ ઉપરથી એમ સમજવું નહિ કે, 'જ્ઞાનીએ યથેચ્છાચરણ કરવાં,' કારણ કે બાળક સંકલ્પ વિકલ્પથી રહિત છતા કેટલાક કાર્યો કરે છે અને કેટલાક કાર્ય તે કરતુ નથી, તેમ ગુણ—દોષના વિચાર રહિત જ્ઞાની પુરુષ પૂર્વના સંસ્કારથી નિષિદ્ધ કર્મોમાં દોષ ગણી કરતો નથી, તેમજ વેદોક્ત કર્મ કરે છે, તેમા પણ ગુણ જાણીને કરે છે તેમ નથી, પરંતુ પોતાની ઇચ્છાથી કરે છે ૧૧ આ રીતે જ્ઞાન અને વિજ્ઞાનનો નિશ્ચય કરનાર, સર્વ પ્રાણીઓ ઉપર સ્નેહ રાખનાર, શાંત અને જગતને મારારૂપ જોતો પુરુષ, ફરીને જન્મ—મરણ પામતો નથી. ૧૨

શુકદેવજી કહે છે—હે રાજન્! આ રીતે ભગવાને આજ્ઞા કરી, એટલે મહા વૈષ્ણવ ઉદ્ધવે પ્રણામ કરી તત્ત્વ જાણવાની ઇચ્છાથી કહ્યું કે, ૧૩ હે યોગ જાણનારાઓમા ઉત્તમ! આપે મારા કલ્યાણ માટે મને જે ત્યાગ કરવા સંન્યાસનો ઉપદેશ કર્યો, તે આપની મારા ઉપર કૃપા છે, પરંતુ મારા અધિકારનો વિચાર કરીને કહ્યું નથી. કારણ કે આરોગ્ય માટે સર્વસ્વનું દાન કરવામા આવે છે, દાન કર્યા પછી ગૃહાદિક કંઈ પાછું લઈ શકાતું નથી, માટે મારા જેવાથી આવો ત્યાગ થઈ શકે નહિ. ૧૪ જેમનું ચિત્ત કામનામા લાગ્યું હોય તે પુરુષો તેનો ત્યાગ કરી શકતા નથી તેમા પણ જેઓ આપના ભક્ત નથી, તેઓથી તો સર્વથા ત્યાગ થઈ શકતો નથી ૧૫ આપે મને સર્વ ત્યાગ કરવા ઉપદેશ કર્યો, પરંતુ હુ મૂઢ બુદ્ધિને લીધે તમારી માયાએ રચેલા દેહ તથા પુત્રાદિક ઉપર 'આ મારુ અને આ હું' એવી મમતારૂપી બુદ્ધિમા ડુબી ગયેલો છું. હુ આપે કહેલા વિષયને જે પ્રમાણે પરિશ્રમ વિના સમજી શકું, તે પ્રમાણે આપ મને ઉપદેશ કરો. ૧૬ હે ઈશ્વર! સત્ય તથા સ્વયંપ્રકાશ એવા આત્માનો ઉપદેશ, દેવતાઓમા આપ વિના બીજો કોઈ પણ કરે એમ નથી કારણ કે બ્રહ્માદિ સર્વ પ્રાણીઓની બુદ્ધિ તમારી માયાથી મોહિત છે, તેથી તેઓ વિષયોને ભજે છે ૧૭ કેટલાક સેવા કર્યા છતાં પણ ફળ આપતા ઉંચા હાથ કરે છે, કેટલાક અજાણ્યા જ છે, કેટલાક રક્ષણ કરવાને અસમર્થ છે, તથા કેટલાક સ્થાનક ભ્રષ્ટ થયા છે, પરંતુ આપ નિર્દોષ, સર્વત્ર અવિનાશી, સર્વજ્ઞ, રક્ષા કરવામાં સમર્થ તથા દેશ, કાલાદિકથી અબાધ્ય અને વૈકુંઠ લોકમા વસનારા છો એવા નરના સખા અને નારાયણ એવા આપને વિષયોથી ખિન્ન થઈ રહેલો અને દુઃખોથી તપી રહેલો હુ ભજુ છુ ૧૮

ભગવાન કહે છે—હે ઉદ્ધવ! જગતમાં લોકતત્ત્વની પરીક્ષા કરનાર મનુષ્યો ઘણુ કરીને પોતે જ પોતાને વિષયવાસનામાથી બહાર લઇ જાય છે. ગુરુના ઉપદેશની કંઇ પણ અપેક્ષા રાખતા નથી, પણ પોતાની મેળે જ જ્ઞાન પ્રાપ્ત કરે છે. ૧૯ જીવ, પશુ વગેરેના શરીરમા હિત તથા અહિત જાણવા મનુષ્ય પોતે જ પોતાનો ગુરુ થાય છે અને તેના દેહમા વિશેષે કરીને પોતાનુ હિતાહિત જાણવાને ગુરુ થઈ શકે છે કારણ કે પશુ કરતાં મનુષ્યના શરીરમા પ્રત્યક્ષ તથા અનુમાન ઉપરથી પોતાનું હિત જાણવાની શક્તિ વધારે છે ૨૦ પશુઓ કરતા મનુષ્યોમા જ્ઞાનાદિક શક્તિઓ વિશેષ હોય છે તેથી સાંખ્ય અને યોગ વિદ્યામા નિપુણ પુરુષોએ

દેહમાં ' સર્વ શક્તિ સંપન્ન આત્મા પ્રત્યક્ષ છે, ' એવો નિશ્ચય કર્યો છે ૨૧ એક, બે, ત્રણ અને ચાર પગવાળાં અને પગ વિનાનાં શરીરો રચાયેલાં છે, તેમાં બે પગવાળું મનુષ્યનું શરીર મને પ્રિય છે. ૨૨ માનવ દેહમા વિવેકી પુરુષો અહંકારાદિ દૃશ્ય પદાર્થોથી ભિન્ન એવા મન, હેતુ તથા અનુમાનાદિથી સાક્ષાત્કાર કરે છે. બુદ્ધિ આદિક જડ પદાર્થોનો પ્રકાશ આત્મ પ્રકાશ વગર સંભવતો નથી માટે દૃશ્ય વસ્તુને જે પ્રકાશ આપે છે, તેને સ્વયંપ્રકાશ આત્મા કહે છે બુદ્ધિ આદિક પદાર્થો સ્વતંત્ર કર્તાથી પ્રેરાય છે, જેમકે હથિયારો સુતારને અધીન રહી કામ કરે છે, તેમ બુદ્ધિ આદિક દૃશ્ય પદાર્થોને જે સ્વતંત્રતાથી પ્રેરે છે તે આત્મા છે, એવુ અનુમાન કરીને સાવધાન રહેનાર પુરુષો મનુષ્યના શરીરમા મને શોધે છે ૨૩ પોતાની મેળે વિચાર કરવાથી પણ જ્ઞાન થાય છે દત્તાત્રેય તથા મહાતેજસ્વી યદુરાજાના સંવાદરૂપી એક પુરાણુ ઇતિહાસ આનુ ઉદાહરણ છે ૨૪ અવધૂત, મહા વિદ્વાન ને તરુણ અવસ્થાવાળા ગુરુ દત્તાત્રેય જગતમા ફર્યા કરે છે તેમને જોઇને ધર્મવેત્તા યદુરાજાએ એકવાર નીચે પ્રમાણે પૂછ્યુ હતુ ૨૫

યદુરાજા પૂછે છે–હે મહારાજ ! તમે કંઇ કામ કરતા નથી, છતા આપની સર્વ લોકોથી વિલક્ષણ અને નિપુણ બુદ્ધિ કેમ છે ? આપ વિદ્વાન છતાં બુદ્ધિનો આશ્રય નહિ કરતા બાળકની પેઠે જગતમા ફરો છો ૨૬ મનુષ્યો ઘણુ કરીને ધર્મ, અર્થ, કામ અને આત્માના વિચારમા પ્રવૃત્તિ કરે છે. ૨૭ તમે સમર્થ છો, વિવેકી છો, કાર્ય કુશળ છો, રૂપાળા છો, મધુર વાણી બોલનારા છો, છતા જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે ફરો છો અને કંઇ ઇચ્છતા નથી ૨૮ સર્વ લોકો કામ અને લોભરૂપી દાવાનળથી બળ્યા કરે છે, છતા તમે ગંગાજળમા ઉભેલા હાથીની પેઠે શાંત રહો છો અને કશો સંતાપ કરતા નથી, આવો મહા આનંદ તમને ક્યાંથી મળ્યો ?૨૯ હે બ્રાહ્મણ ! તમે વિષયના ભોગથી તથા સ્ત્રી પુત્રાદિકથી રહિત, કેવળ આત્માસ્વરૂપમા મગ્ન છો. આપને આવો આનંદ શાથી થયો છે ? તે મને કહો ? ૩૦

બ્રાહ્મણોને માનનારા, ઉત્તમ બુદ્ધિવાળા યદુરાજાએ ઉપર પ્રમાણે સન્માનપૂર્વક પૂછ્યુ, એટલે દત્તાત્રેયે પ્રીતિથી નમેલા યદુરાજાને કહ્યુ કે–૩૧

હે રાજન્ ! મે બુદ્ધિથી સ્વીકારેલા કેટલાક ગુરુઓ છે તેમની શીખથી હુ આ સંસારમા મુક્ત થઇને ફરુ છુ ૩૨ પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, કપોત, અજગર, સમુદ્ર, પતંગ, ભમરી, હાથી, મધ ઉતારનારો પારધી, હરિણુ, માછલુ, પિંગલા નામની વેશ્યા, ટીટોડી, બાળક, છોકરી, લુહાર, સર્પ, કરોળિયો અને ભમરો, એ ચોવીસ મારા ગુરુઓ છે તેમના આચરણો ઉપરથી મે મારે માટે ઉપદેશો ગ્રહણ કર્યા છે ૩૩–૩૫ મે જેમની પાસેથી શિખામણ લીધી છે તથા જે પ્રમાણે તે લીધી છે તે કહું તે સાભળો ૩૬ પ્રાણીઓ પૃથ્વીને પગવતી દબાવે છે, તોપણ પૃથ્વી ચલાયમાન થતી નથી. તેમ દૈવને વશ પ્રાણીઓ, દુઃખ દેતા છતા પણ ધીર પુરુષે, તે દૈવને અધીન છે, એમ જાણુવુ અને પોતાના નિયમથી ચલાયમાન થવુ નહિ આ ગુણ હુ પૃથ્વી પાસેથી શીખ્યો છુ ૩૭ ઝાડ, ઝરણા વગેરેને ઉત્પન્ન કરવાની પર્વતની સઘળી ક્રિયાઓ સદા પરોપકાર માટે જ છે, તેમ પર્વતનો જન્મ પણ પરોપકાર માટે જ છે, વળી સાધુ પુરુષે પોતાની સર્વ ક્રિયાઓ ને જન્મ પરોપકારને માટે માનવો ઝાડમાથી હુ એક એ ગુણ શીખ્યો છું. ઝાડ નિરંતર પરાધીન રહે છે લોકો તેને કાપી લઇ જાય છે, તોપણુ તે બોલતુ નથી, તેમ મહાત્મા પુરુષે પણ પરાધીન રહેવુ, અર્થાત્ બીજા મારી નાખે અથવા ઘસડી જાય તો પણ તે સહન કરવું ૩૮ વાયુ બે પ્રકારનો છે તેમા પ્રાણરૂપ અને બહાર ફરનાર વાયુ પાસેથી હું શીખ્યો છુ કે, આહાર મળવાથી પ્રાણ સંતોષ પામે છે, પરંતુ રૂપ, રસાદિક ઇંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ આહારના લાભથી જ સંતોષ માનવો તેમા સારા કે નરતા આહારની અથવા વિષયોની ઇચ્છા રાખવી નહિ. આહાર ન કરવાથી

મન વિકલ થાય, અને તેથી જ્ઞાનનો નાશ થાય, માટે દેહનો નિર્વાહ કરવા આહારને ગ્રહણ કરવો પરંતુ સારા આહારની કે વિષયોની ઇચ્છા રાખવાથી વાણી અને મન વિક્ષેપ પામે છે, માટે જ્ઞાનનો નાશ ન થાય તેમ વાણી અને મન વિક્ષેપ ન પામે, તેવી રીતે આહાર કરવો ૩૯ વાયુ જેમ વનમા પ્રસન્ન થતો નથી અને અગ્નિમા ખિન્ન થતો નથી, તેમ ગુણ દોષરહિત બુદ્ધિશાળી યોગીએ ટાઢ, તડકો વગેરે અનેક ધર્મવાળા વિષયોમા અનુકૂલ વિષયો હોય ત્યારે પ્રસન્ન થવુ નહિ અને પ્રતિકૂલ હોય ત્યારે ખિન્ન થવુ નહિ ૪૦ વાયુથી જેમ સુગધ, દુર્ગંધ જણાય છે, પરતુ વસ્તુતાએ સુગધ તેમ દુર્ગંધ કઈ પણ તે જોતો નથી, તેમ આત્મા પૃથ્વીના વિકારરૂપ દેહમા રહેલો હોવાથી જન્મ-મરણવાળો લાગે છે, પરતુ વસ્તુતાએ જન્મ-મરણવાળો નથી. ૪૧ આકાશ નામના ગુરુ પાસેથી હુ આ ગુણ શીખ્યો છુ તે જેમ સર્વત્ર વ્યાપક છે, છતા તેને કોઇ વસ્તુનો સગ નથી ને કોઈ પદાર્થ તેનુ માપ કરતા નથી, તેમ યોગીએ દેહમા રહ્યા છતા બ્રહ્મસ્વરૂપની ભાવના કરી પોતાનો આત્મા સ્થાવર જગમોમા અનુગત છે અને તે મણિઓમા સૂત્રની પેઠે નહિ, પરતુ સર્વ અશમા વ્યાપ્ત છે એમ જાણીને દેહાદિકના સગથી રહિત પદાર્થથી તેનો પરિચ્છેદ થઈ શકતો નથી, એમ વિચાર કરવો તથા વાયુએ પ્રેરેલા અને ક્ષણમા નાશ થનાર તથા ક્ષણમા આવનાર મેઘપટલ અથવા રજ વગેરે પદાર્થોનો જેમ આકાશને સ્પર્શ થતો નથી, તેમ જ કાળે સર્જેલા પૃથ્વી, જળ તથા તેજમય દેહાદિક પદાર્થો, જે ક્ષણમા ઉત્પન્ન થાય છે, અને ક્ષણમા નાશ પામે છે, તે આત્માનો સ્પર્શ કરી શકતા નથી, એમ યોગીએ જાણવુ ૪૨-૪૩ જળ નામે ગુરુ પાસેથી મે નીચે પ્રમાણે શીખ લીધી છે પાણી જેમ સ્વચ્છ સ્વભાવથી સ્નિગ્ધ, મધુરભાષી, મનુષ્યોને પવિત્ર કરનારુ છે, તેમ યોગીએ પણ સ્વચ્છ, સ્વભાવથી સ્નિગ્ધ, મધુરભાષી, મનુષ્યોને પવિત્ર થવાના તીર્થરૂપ, દર્શન તથા સ્પર્શ કરવાથી બીજાઓને પવિત્ર કરવા જોઇએ ૪૪ અગ્નિ નામના ગુરુ પાસેથી હું નીચે પ્રમાણે શિખ્યો છું અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી પ્રકાશમાન, કોઈથી પણ તિરસ્કારી શકાય નહિ તેવો, ઉદરરૂપી એક પાત્રવાળો અને સર્વ વસ્તુનુ ભક્ષણ કરવા છતા પણ નિર્દોષ રહે છે, તેમ યોગીએ પણ જ્ઞાનથી અતિ તેજસ્વી, તપથી પ્રકાશમાન, તિરસ્કાર કરી શકાય નહિ તેવા તથા પેટ વિના બીજુ પાત્ર ન રાખનારા રૂપે રહેવુ જોઇએ અને તે પ્રમાણે સર્વ વસ્તુનુ ભક્ષણ કરવા છતા યોગી દોષભાગી થતો નથી ૪૫ વળી અગ્નિ જેમ કોઈ ઠેકાણે ગુપ્ત રહે છે, કોઈ ઠેકાણે સ્પષ્ટ રહે છે, તથા તે કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય અને બલિ આપનારાઓના ભૂત તથા ભવિષ્ય કાળના પાપોને બાળીને ભસ્મ કરનાર છે અને સર્વ ઠેકાણે બીજાની ઇચ્છાથી ભોજન કરનાર છે, તેમ યોગીએ પણ કોઈ ઠેકાણે છાનુ, કોઈ ઠેકાણે ચાસન તથા કોઇ ઠેકાણે કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય થઇ રહેવુ તથા અન્ન જમાડનારાઓના ભૂત અને ભવિષ્ય કાળના પાપોને બાળી નાખવા અને બીજાઓની ઇચ્છાથી સર્વ ઠેકાણે ભોજન કરી લેવુ ૪૬ વળી અગ્નિ જેમ કાષ્ઠના જેવો વાકો તથા ટુકો જણાય છે, પરતુ વસ્તુતાએ તેવો નથી તેમ આત્મા અવિદ્યાથી સર્જાયલા ઉંચ નીચ દેહમા રહેવાથી ઉચ નીચ જણાય છે, પરતુ તેવો નથી, એમ યોગીએ જાણવુ ૪૭ ચદ્રમા પાસેથી હુ શુકલ પક્ષમા વધવુ, કૃષ્ણ પક્ષમા ઘટવુ વગેરે વધઘટની કળા શીખ્યો છુ જન્મથી મરણ સુધીના છ વિકારો દેહને છે, આત્માને નથી, એમ યોગીએ જાણવુ ૪૮ વળી અગ્નિની જ્વાળાઓ જેમ નાશ પામે છે અને નવી નવી થાય છે, પરતુ તે જેમ આપણે જાણતા નથી તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી આત્માની પાછળ લાગેલા શરીરો નાશ પામે છે અને નવા થાય છે, પરતુ આપણે જાણતા નથી, માટે યોગીએ આ દેહને ક્ષણભગુર જાણી વૈરાગ્ય રાખવો ૪૯ સૂર્ય નામના ગુરુ પાસેથી હુ નીચે પ્રમાણે શીખ્યો છુ, સૂર્ય જેમ

આઠ મહિના પોતાનાં કિરણોવડે પૃથ્વીમાથી જળ ચૂસી લે છે અને વર્ષાઋતુમા પાછુ આપે છે, પર તુ તેમા ગ્રહણ વા ત્યાગ કરવાનુ અભિમાન રાખતો નથી, તેમ યોગીએ પણ ઇન્દ્રિયોને ઉપયોગી વસ્તુઓ સ્વીકારવી અને કોઇ યાચે તો આપી દેવી. વળી સૂર્ય જેમ આકાશમા પોતાના સ્વરૂપમા રહે છે, ત્યા એકરૂપ છે, પર તુ પાણીના કુ'ડા વગેરેની ઉપાધિઓમા પ્રતિબિંબરૂપે રહે છે, ત્યારે સ્થૂલ બુદ્ધિવાળાઓને જુદો જુદો દેખાય છે, તેમ આત્મા એક સ્વરૂપ છે છતા દેહાદિકની ઉપાધિઓમા સ્થૂલ બુદ્ધિવાળાઓને જુદો જુદો દેખાય છે, પર તુ વસ્તુતાએ એકરૂપ સમાન છે, એમ યોગીઓએ જાણવુ ૫૦–૫૧ હુ' કપોત પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છુ કોઇ પણ પુરુષે કોઈ પણ ઠેકાણે અતિ પ્રીતિ કે લાલન પાલન વગેરેની અત્ય ત આસક્તિ રાખવી નહિ પુરુષ જો અત્યાસક્તિ રાખે, તો દીન બુદ્ધિવાળા હોલાની માફક સ તાપ પામે છે ૫૨ કોઈ એક કપોત વનમા ઝાડ ઉપર સ્ત્રીની સાથે કેટલાક વર્ષ સુધી રહ્યો હતો ૫૩ સ્નેહથી એક હૃદયવાળા ગૃહસ્થાશ્રમી એવા તેમણે અન્યોન્ય દૃષ્ટિ સાથે દૃષ્ટિ, અ ગ સાથે અ ગ અને બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધી હતી ૫૪ તે બન્ને જણા વિશ્વાસથી સૂવુ, બેસવુ, ફરવુ, ઉભા રહેવું', વાતો કરવી, રમત કરવી તથા ખાવુ વગેરે ક્રિયાઓ એક રૂપે જ કરતા હતા ૫૫ હે યદુર જા ! પેલી કપોતી પતિને સ તોષ આપી પ્રિય બની હતી તે જે જે વસ્તુને માગતી હતી, તે તે કપોત દુ ખ સહન કરીને પણ લાવી આપતો હતો ૫૬ કપોતીને પ્રથમ ગર્ભ રહ્યો અને વિઆવાનો સમય થયો, એટલે તેણે માળામા ઇડા મૂક્યા ૫૭ તે ઇંડાં જે પાણીથી ભરેલા હતા, તેઓમા ભગવાનની અચિંત્ય શક્તિવાળી માયાવડે સમય થયો કે, અવયવો વગેરે થયા અને કુમળા શરીરવાળા બચ્ચા થયા ૫૮ બચ્ચા ઉપર વહાલ ધરાવનારુ તે જોડુ પ્રસન્ન થઈને તેમનુ લાલન પાલન ને પોષણ કરવા લાગ્યુ તેમનુ મધુર ભાષણ સાભળવા લાગ્યુ તેમજ બચ્ચાના મધુર શબ્દોથી આન'દ પામવા લાગ્યુ ૫૯ સદા આન દમા રહેતા તે બચ્ચાંના કોમળ પિંછાથી, કલકલ શબ્દોથી, નિર્દોષ ગમતથી તથા પોતાની સામા આવવાથી તેઓ પ્રસન્ન થતા ૬૦ તે સ્ત્રી પુરુષનુ હૃદય સ્નેહથી બ ધાઈ ગયુ તેઓ વિષ્ણુની માયાવડે મોહ પામેલા હતા તેથી બચ્ચાનુ પોષણ કરતા હતા ૬૧ એક દિવસ તે બન્ને બચ્ચાને માટે ચારો લેવા વનમા ગયા ચારાની ઇચ્છાથી તે ઘણીવાર ભટકયા ૬૨ દરમિયાન એક પારધી વનમા ફરતો ફરતો પેલાં બચ્ચાના માળા પાસે આવ્યો, અને જાળ નાખી બચ્ચાને તેમા પકડી લીધા ૬૩ એટલામા માબાપ ચારો લઈ મ'ળા તરફ આવ્યા ૬૪ પેલી કપોતી બચ્ચાને જાળમા સપડાઈ ગયેલા અને ચીસો પાડતા જોઇને અત્ય ત ખિન્ન થઇ અને રડતી રડતી તે બચ્ચા તરફ દોડી ૬૫ નિત્યના સ્નેહપાશથી બ ધાયલી તથા ભગવાનની માયાવડે દીન મનવાળી થયેલી તે બચ્ચાને બ ધાયેલા જોવા છતા પણ જાળમા પડી બ ધાઇ ગઈ ૬૬ પ્રાણ કરતા પણ વિશેષ પ્રિય બચ્ચાને તથા પોતાને યોગ્ય એવી સ્ત્રીને જાળમા પડેલા જોઇ કપોત બહુજ દુ:ખી થઇને વિલાપ કરવા લાગ્યો ૬૭ અરેરે ! મારો નાશ થઇ ગયો, હુ અલ્પ પુણ્યવાળો તથા દુષ્ટ બુદ્ધિવાળો છુ હજી મારી તૃષ્ણાઓ તૃપ્ત થઇ નથી, તેમ મારા મનોરથો પૂર્ણ થયા નથી, એટલામા ધર્મ, અર્થ અને કામના ધામરૂપ મારુ' ઘર ભાગી ગયુ ૬૮ મને અનુકૂલ રહેનારી, આ સ્ત્રી મને ઉજડ ઘરમા રઝળાવી બચ્ચા સાથે સ્વર્ગમા જાય છે ૬૯ મારુ જીવન ખારુ થઇ ગયુ' બચ્ચા મરી ગયા ને હવે આ સુના ઘરમા મારે શા માટે જીવવાની ઇચ્છા કરવી જોઇએ ? ૭૦ આ પ્રમાણે વિલાપ કરતો તે ઉપર કહ્યા પ્રમાણે પેલા બચ્ચાને અને પોતાની સ્ત્રીને જાળમા ફસાયેલા, કાળના મુખના કોળીઆરૂપ થઈ પડેલા અને તરફડતા જોઇ પોતે જાળમા જઇ પડયો ૭૧ આ પ્રમાણે તેમને મેળવી ક્રૂર પારધીનુ કામ પૂર્ણ થઇ ગયું અને તે પોતાને ઘેર ગયો ૭૨ જે ચ ચળ ચિત્તાવાળો કુટુ બી મનુષ્ય સુખ–દુ ખાદિક દ્વ દ્વ પદાર્થોમા આસક્ત થઇ,

કુટુંબનુ પોષણ કરે છે, તે મનુષ્ય આ કપોતની પેઠે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે ૭૩ ઘરમા થયેલી આસક્તિ પશુ પક્ષીઓને પણ અનર્થકારી થઈ પડે છે, માટે જે મુક્તિના ઉઘાડા બારવાળા મનુષ્યાવતારને પામીને, પંખીની પેઠે ઘરની જ જાળમા બંધાઈ રહે છે તે મનુષ્યને તત્ત્વજ્ઞો મૂર્ખ કહે છે ૭૪

यः प्राप्य मानुषं लोकं मुक्तिद्वारमपावृतम्
गृहेषु खगवत्सक्तस्तमारूढच्युतं विदुः ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे सप्तमोऽध्यायः

# અધ્યાય ૮ મો.$

## દત્તાત્રેયના ગુરુઓ

ब्राह्मण उवाच

सुखमैंद्रियकं राजन् स्वर्गे नरक एव च ।
देहिनां तद्यथा दुःखं तस्मान्नेच्छेत तद्बुधः ॥

બ્રાહ્મણે કહ્યુ-હે રાજન્! ઉદ્યમ કર્યા વિના પ્રારબ્ધના બળથી જેમ દુઃખ પોતાની મેળે જ આવે છે, તેમ સ્વર્ગમા તથા નરકમા જ્યા હોઇએ ત્યા ઇન્દ્રિય સંબંધી સુખ પણ પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે, માટે જ્ઞાની પુરુષે સુખ માટે પ્રયત્ન કરવો નહિ ૧ અજગર પાસેથી હુ નીચે પ્રમાણે શિખ્યો છુ અજગર જેમ ઉદ્યમ કર્યા કારવ્યા વિના પ્રારબ્ધથી જે કંઇ મળે તેની ઉપર નિર્વાહ કરે છે, તેમ યોગીઓએ પણ સારુ-નરતુ જે કંઇ મળે, તેની ઉપર આજીવિકા કરવી ૨ પરંતુ ખાવાનુ ના મળે તો પણ ઉદ્યોગ કરવો નહિ, પણ પ્રારબ્ધ ઉપર જ આસ્થા રાખીને અજગરની પેઠે સૂઈ રહેવુ ૩ ઇન્દ્રિયોનું, મનનું તથા શરીરનું બળ હોય તોપણ દેહથી કંઈ પણ કર્મ કરવુ નહિ આત્મ પ્રાપ્તિરૂપી સ્વાર્થમા લક્ષ રાખવુ અને ઇન્દ્રિયો સર્વ સંપૂર્ણ હોય તોપણ તેઓનાથી કંઇ વ્યાપાર કરવો નહિ ૪ સમુદ્ર પાસેથી હુ નીચે પ્રમાણે શિખ્યો છુ સ્થિર જળથી ભરેલો મહાસાગર જેમ ઉપરથી પ્રસન્ન દેખાય છે અને અંદર ગંભીર હોય છે, જેના તળીયાને કોઇ અડી શકતુ નથી તેમ જેના પારને કોઈ પહોચી શકતુ નથી, કારણ કે તે અનંત અને અપાર છે, તેમ યોગીએ ઉપરથી પ્રસન્ન રહેવું, અંદર ગંભીરતા રાખવી, કોઈ પણ તળસ્પર્શ કરી શકે નહિ કે અતિક્રમ કરી શકે નહિ એવા થવુ. સ્વસ્વરૂપના આવિર્ભાવને લીધે કાળથી, દેશથી, તથા અવધિથી થતા કાર્યને આધીન થવુ અને રાગ દ્વેષાદિકનો ત્યાગ કરી નિર્વિકાર રહેવુ ૫ વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમા ઘણી નદીઓ મળવાથી વધી જતો નથી, તેમ ઉનાળામા સુકાઈ જતો નથી, તેમ યોગીએ નારાયણ ઉપર ભાવ રાખવો. સંપૂર્ણ વૈભવો મળે તોપણ રાજી થવુ નહિ, તેમ ન મળે તો ખિન્ન પણ થવુ નહિ ૬ રૂપ ઉપર મોહ થવાથી કેવુ દુઃખ ઉપજે છે, તે હુ પતંગીઆ પાસેથી શીખ્યો છુ પતંગ જેમ અગ્નિનું રૂપ જોઈ તેમાં પડે છે, તેમ ઇન્દ્રિયાધીન પુરુષ પણ માયારૂપી સ્ત્રીનું રૂપ જોઈ, તેના વિલાસોથી લોભાઈને મોહમા પડે છે ૭ માયાએ રચેલા સ્ત્રી, સુવર્ણ, આભૂષણ તથા વસ્ત્રાદિક પદાર્થો ઉપર, ઉપભોગની બુદ્ધિથી અંતઃકરણપૂર્વક આશાવાળો થાય છે અને પછી પતંગની માફક મોહથી આંધળો થઇ નાશ પામે છે, માટે યોગીએ માયારચિત પદાર્થોની ઇચ્છા રાખવી નહિ મધુકર પાસેથી હુ નીચે પ્રમાણે શિખ્યો છું. મધુકર જેમ સુગંધના લોભથી કમળમા પેસે છે, ને સાયંકાળે તે બીડાઈ જતા કેદ થાય છે, તેમ યોગી પણ ઉત્તમોત્તમ પદાર્થોના લોભથી ગૃહસ્થના ઘરનો આશ્રય કરતા બંધાઈ જાય છે, માટે યોગીએ ગૃહસ્થોને દુઃખ ન આપતા દેહ ટકી રહે, તેટલા અનથી સંતુષ્ટ રહી મધુકરની માફક લોભમા પડવુ નહિ ૯ વળી જેમ ભ્રમર નાના મોટા પુષ્પોમાથી સાર સાર ગ્રહણ કરે છે, તેમ યોગીએ પણ નાના મોટા શાસ્ત્રોમાથી સાર ગ્રહણ કરવો ૧૦ હુ મધમાખીની પાસેથી નીચે પ્રમાણે શિખ્યો છુ મધમાખી મધનો સંગ્રહ કરે છે તેથી તેને જેમ મરવુ પડે છે તેમ યોગી પણ જો અન્નાદિકનો સંગ્રહ કરી રાખે તો તેને પણ મરવુ પડે છે. માટે

$ આ અધ્યાયમા દત્તાત્રેયે અજગરાદિ નવ ગુરુઓ પાસેથી ઉપદેશ લીધો હતો, તે કથા કહેવામા આવશે

યોગીએ જેટલું હાથમાં રહી શકે તેટલુ જ લેવું, વધારે નહિ. તેમ અન્ન ભરી રાખવા માટે માત્ર પેટરૂપી એક પાત્ર રાખવું, પરંતુ મધમાખીની પેઠે સંગ્રહકર્તા થવુ નહિ ૧૧ સંન્યાસીએ સાયંકાળ માટે તથા આવતી કાલ માટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહિ જો સંગ્રહ કરે તો તે મધમાખીની પેઠે પોતાનો નાશ કરે છે ૧૨ સ્ત્રીનો સંગ કરવાથી કેવું અનિષ્ટ થાય છે, તે વિષે હુ હાથીની પાસેથી શીખ્યો છુ હાથી, પોતાને પકડનારાઓએ જેમ લાકડાની હાથણી કરીને સામી ઉભી રાખી હોય, તેને મેળવવાના લોભથી તેની પાસે જતા વચ્ચે ઢાંકી રાખેલા કુવામા પડી બંધાય છે, તેમ પુરુષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવા જતા બંધાય છે, માટે યોગીએ લાકડાની પુતળીનો પણ સ્પર્શ કરવો નહિ અને તે પણ હાથથી તો શું, પરંતુ પગથી પણ સ્પર્શ કરવો નહિ ૧૩ બુદ્ધિશાળી યોગીએ પોતાનો નાશ કરનારી સ્ત્રીનો કોઇ પણ દિવસ સંગ કરવો નહિ યોગી જો સ્ત્રીનો સંગ કરે છે તો હાથણીનો સંગ કરનાર હાથીની માફક સ્ત્રીના સાથી પુરુષનો બળવાન પુરુષો નાશ કરે છે. ૧૪ ધનનો ત્યાગ તથા ઉપભોગ ન કરવાથી કેવુ અનિષ્ટ થાય છે, તે વિષે હુ પારધી પાસેથી શીખ્યો છુ મધમાખીઓએ ઘણા દુઃખથી એકઠુ કરી રાખેલુ મધ જેમ પારધી લઇ જાય છે, તેમ લોભીએ સંકટ વેઠીને સંગ્રહ કરી રાખેલું ધન દાનમા અથવા તો ઉપભોગમા આવતું નથી, પરંતુ બીજા લોકો ભોગવે છે ૧૫ ઝાડના કોટરમા તથા બીજા સ્થાનમા મધના પુડા હોય છે તેને પારધી લોકો જાણે છે, તેમ લોભી મનુષ્યથી ગુપ્ત સ્થાનમા રખાયેલા ધનને બીજા લોકો જાણી જાય છે, માટે યોગીએ સંગ્રહ કરવો નહિ મધમાખીઓ ઘણા કષ્ટથી મધ એકઠુ કરી તેને ભોગવતી નથી, એટલામા તો પારધીઓ તેનુ અપહરણ કરે છે, તેમ ગૃહસ્થો બહુ બહુ સંકટો વેઠી સુખોની ઇચ્છા કરે છે, તે પહેલાજ સંન્યાસીઓ તે ખાઈ જાય છે, માટે યોગીઓને ઉદ્યમ વિના પણ સર્વ વૈભવ સહેજે મળે છે ૧૬ ગાયનમા મોહિત થવાથી કેવુ અનિષ્ટ થાય છે, તે હું હરિણ પાસેથી શીખ્યો છું વનમા ફરનારુ હરિણ જેમ પારધીના ગાયનથી મોહિત થઇ મરણ પામે છે, તેમ વનમા ફરનારો સંન્યાસી પણ ગાયન સાંભળી તો તેની ઉપર મોહિત થઇ ભ્રષ્ટ થાય છે, માટે સંન્યાસીએ કોઇ પણ દિવસ વિષય સંબંધી ગાયન સાભળવુ નહિ ૧૭ હરિણીના પુત્ર ઋષ્યશૃંગ ઋષિ વેશ્યાઓના સંગમાં વિષયોથી ભરેલાં નૃત્યો, વાદિત્રો અને ગાયનોથી વેશ્યાઓને અધીન થઈ પરવશ બન્યા હતા, માટે યોગીએ વિષયી ગાયન સાભળવુ નહિ. ૧૮ હુ માછલા પાસેથી જે શીખ્યો છુ તે સાભળો માછલુ જીહ્વા રસના લોભથી આકડી ગળીને તેનાથી પકડાઇ જીભના સ્વાદથી મરણ પામે છે, તેમ રસમા મોહિત થયેલો દેહાભિમાની મનુષ્ય પણ બહુજ દુઃખ દેનારી જીહ્વા વડે મરણ પામે છે ૧૯ વિદ્વાન મનુષ્યો આહારનો ત્યાગ કરવાથી ઝટ ઇન્દ્રિયોને વશ કરી શકે છે, પરન્તુ જીહ્વાને વશ કરી શકતા નથી; કારણ કે અન્નનો ત્યાગ કરવાથી જીભનો લોભ વધે છે. ૨૦ બીજી ઇન્દ્રિયોને જિત્યા છતા જીહ્વા ઇન્દ્રિયને જિતી ન હોય તો પુરુષ જિતેન્દ્રિય કહેવાતો નથી. જો જીભ જીતાઇ તો સર્વ ઇન્દ્રિયો જિતાઈ જાણવી, માટે યોગીએ રસની ઇચ્છાનો ત્યાગ કરીને ઔષધની પેઠે અન્ન ખાવું ૨૧ હે રાજન્! પૂર્વે વિદેહ નગરમા પિંગલા નામે એક વેશ્યા રહેતી હતી, તેની પાસેથી હું નિરાશા શીખ્યો છુ, તે સાંભળો. ૨૨ પિંગલા એકવાર પુરુષને પોતાના મંદિરમા લઈ જવા શણગાર ધારણ કરી બારણામા બેઠી. ૨૩ તે માર્ગે જતા ધનાઢ્ય પુરુષોને જોઈને આ મને ધન આપશે તથા મારી સાથે રાત્રિ રહેશે એમ માનતી, પણ પુરુષો પાછા જતા. ૨૪ પછી સંકેત વૃત્તિથી આજીવિકા કરનારી વેશ્યા વિચાર કરવા લાગી કે વળી બીજો કોઇ ધનાઢ્ય પુરુષ વિશેષ ધન આપનારો મારી પાસે આવશે. ૨૫ આવી દુષ્ટ આશાથી તેની નિદ્રા ઉડી ગઈ અને મોડા સુધી બેસીજ રહી. આ પ્રમાણે આશામાં મધ્ય રાત્રિ વીતી ગઈ. ૨૬ આ રીતે ધનની આશાથી તેનું મન દીન થઇ ગયું, મુખમા શોષ પડ્યો અને

મહા ખેદ થયો તે ખેદથી હવે આ ધંધો ત્યાગ કરવો એ જ સારુ છે, એવો વિચાર તેને આવ્યો. ૨૭ નિરાશ થયેલી એવી તે બોલી કે પુરુષોને જે નિર્વેદ એટલે હવે ઘણું થયુ, એવી બુદ્ધિ થાય છે તે આશારૂપી પાશોને કાપી નાખવામા તરવાર જેવી છે. ૨૮ હે રાજન્! જ્યા સુધી નિર્વેદ ઉત્પન્ન થતો નથી, ત્યા સુધી પુરુષ દેહના બંધનનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. જેમ વિજ્ઞાન રહિત–અવિવેકી મનુષ્ય મમતાનો ત્યાગ કરી શકતો નથી, પરંતુ વિવેક થયા પછી તેનો ત્યાગ કરે છે, ૨૯ તેમ હું અવિવેકી હોવાથી મનને અધીન છું, મારા મોહનો વિસ્તાર મોટો છે, જે મોહને લીધે હુ મૂર્ખ હલકા પુરુષની ઇચ્છા રાખુ છુ ૩૦ આ અપરોક્ષ, અંતર્યામી, નિત્ય ધન આપનાર તથા આનંદ આપનાર ઇશ્વરનો ત્યાગ કરીને કામના ન પુરનાર પરંતુ દુઃખ, શોક, મોહ વગેરે આપનાર હલકા પુરુષને હુ ઇચ્છું છુ ૩૧ અરેરે! હુ કામી, લોભી ને શોક કરવા યોગ્ય પુરુષને મારુ શરીર વેચી તેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખુ છુ, અને દુષ્ટ વૃત્તિરૂપી અતિ નીચ ધંધાથી હુ મારા અંતઃકરણને વૃથા સંતાપમા નાખું છુ ૩૨ પુરુષનુ શરીર એ એક ઘર છે, જેમા વળીઓ અને પાટડીઓ, ટેકા વગેરે હાડકાના બનેલા છે અને તેની અંદર વિષ્ઠા તથા મૂત્ર ભરેલુ છે, જેની ઉપરનો ભાગ ચામડાથી, રુવાથી તથા નખોથી મઢેલો છે આવા પુરુષને મારા વિના બીજી કયી સ્ત્રી સેવે? ૩૩ આ મહાજ્ઞાની વિદેહ રાજાની નગરીમા હુ જ એક મંદ બુદ્ધિવાળી અને દુષ્ટ છુ, કારણ કે હુ જ સ્વસ્વરૂપને આપનાર તથા અંતર્યામી એવા અવિનાશી પરમાત્માનો ત્યાગ કરી ભોગની ઇચ્છા કરુ છુ ૩૪ વિચાર કરતા તો આ ઇશ્વર જ પ્રાણીઓના મિત્ર તથા પરમ આત્મારૂપ છે, માટે હુ મનથી તેમને વેચાતા લઈ હવે લક્ષ્મીની પેઠે તેમની સાથે જ વિહાર કરુ ૩૫ વિષયો આપનાર પુરુષો તથા દેવતાઓ આદિ તથા અંતવાળા છે, તેઓએ મારુ ભાર્યાનુ શું હિત કર્યું? કંઈ પણ નહિ, માટે આ લોક તથા પરલોકમા ઇશ્વર વિના બીજુ કોઈ પણ સેવા કરવા યોગ્ય નથી ૩૬ પૂર્વ જન્મના કોઈ પણ શુભ કર્મને લીધે આજે ભગવાન વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થયા છે, કારણ કે આ દુઃખકારક આશા ઉપર આજ મને સુખકારી એવો વૈરાગ્ય ઉત્પન્ન થયો છે ૩૭ મારુ ભાગ્ય મંદ હોત તો મને વૈરાગ્ય આપનાર કલેશો થાત નહિ જે વૈરાગ્યને લીધે પુરુષ ઘરબાર વગેરે સર્વ પરિવારનો ત્યાગ કરીને શાંતિ પામે છે, ૩૮ માટે વૈરાગ્ય આપવારૂપી મારા ઉપર ઇશ્વરનો જે ઉપકાર થયો છે, તે હુ આજ માથે ચડાવુ છુ, અને પામર મનુષ્યોમા રહેલી દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરીને હું ઇશ્વરને શરણે જાઉ છુ ૩૯ હવે હુ સંતોષ રાખીશ અને જે કંઈ મળશે તેથી આજીવિકા ચલાવીશ. ૪૦ કારણ કે સંસારરૂપી કુવામા પડેલા, વિષયોથી અંધ અને કાળરૂપી સર્પથી ડસાએલા જીવનું ભગવાન વિના બીજુ કોણ રક્ષણ કરે? ૪૧ રક્ષાની આશાથી હુ હરિને ભજીશ નહિ, કારણ કે જીવ જ્યારે જગતને કાળરૂપી સર્પથી ડસાએલુ જુવે છે અને તેનાથી સાવધાન થઇ, આ લોકના અને પરલોકના ભોગથી વૈરાગ્ય પામે છે, ત્યારે પોતેજ પોતાનું રક્ષણ કરવાને સમર્થ થાય છે, માટે હુ તો કેવળ પ્રેમથી જ ભગવાનને ભજીશ ૪૨

ગુરુ દત્તાત્રેય કહે છે–આ પ્રમાણે નિશ્ચય કરીને જારની આશાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશા તજી તે શાંત થઇને શય્યામા સૂતી ૪૩ આ વાતમાથી મે જે સાર ગ્રહણ કર્યો તે એજ કે આશા રાખવી એ મોટુ દુઃખ છે અને નિરાશા રાખવી એજ મોટુ સુખ છે કારણ કે પિંગલા જારની આશા છોડી દીધાથી સુખે સુતી હતી. ૪૪

आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ।
यथा सञ्छिद्य कांताशां सुखं सुष्वाप पिंगला

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
अष्टमोऽध्यायः

-----

# અધ્યાય ૯ મો.[*]

## દત્તાત્રેયના ગુરુઓ. ( ચાલુ )

**ब्राह्मण उवाच**

**परिग्रहो हि दु:खाय यद्यत्प्रियतमं नृणाम् ।**
**अनन्तं सुखमाप्नोति तद्विद्वान्यस्त्वकिंचनः १**

બ્રાહ્મણ બોલ્યો–એક ટીટોડો ચાચમા માસ લઈને ઉડતો હતો, એટલામા બીજા બળવાન ટીટોડા તેને મારવા દોડ્યા, તેથી તે માસનો ત્યાગ કરીને સુખ પામ્યો હતો હુ તે ટીટોડાની શિક્ષા શીખ્યો કે, પ્રિય વસ્તુઓ હોય તેનો સ્વીકાર કરવો એ દુ ખદાયી છે, એમ જાણીને જે પુરુષ પોતાના કુટુ-બાદિકનો તથા સર્વ વસ્તુઓનો ત્યાગ કરે છે, તે પુરુષ અનન્ત સુખ પામે છે ૧–૨ હું બાળકની પાસેથી જે શીખ્યો છુ તે સાભળો બાળકને જેમ માન કે અપમાન હોતું નથી, તેમ જ ઘરબારવાળા અને છોકરાવાળાને જે ચિન્તા હોય છે, તે ચિન્તા પણ તેને હોતી નથી, તેમ મને પણ માન કે અપ-માન નથી તથા ચિન્તા પણ નથી હુ મારી પોતાની સાથે જ રમુ છું અને મારી પોતાની ઉપર પ્રીતિ રાખીને બાળકની પેઠે જગતમા ફર્યા કરુ છુ ૩ જે મૂર્ખ તથા ઉદ્યમ રહિત બાળક હોય તે બે જ પુરુષોને ચિ તાથી મુક્ત અને પરમાનદમા નિમગ્ન થયેલા જાણવા ૪ કુવારી કન્યા પાસેથી હુ નીચે પ્રમાણે શીખ્યો છુ કોઇ ગામમા એક ગૃહસ્થને ઘેર કુવારી કન્યા હતી, તેને ઘેર મૂકી, ગૃહસ્થ તથા બીજા મનુષ્યો બહાર ગયા, તેટલામા વેશવાળ કરવા વર તરફના લોકો પરોણા તરીકે આવ્યા. પેલી કન્યાએ તેમની પરોણાચાકરી કરી ૫ હે રાજન્ ! તેમને જમાડવા માટે એકાંતમા શાળ ખાડવા માડી, તે વખતે તેના હાથમા પહેરેલી ચુડીઓનો બહુજ ખડખડાટ થવા લાગ્યો ૬ એટલે તે કન્યાએ જાણ્યુ કે:–" હું પોતે શાળ ખાડવા બેઠી છુ, એ ઠીક ગણાય નહિ " એવો વિચાર કરીને તે કન્યાએ બન્ને હાથમાથી વધારાના ક કણ કાઢી નાખ્યા, માત્ર બબ્બે ચુડીઓજ રાખી. ૭ આમ કરીને ખાંડવા માંડતાં પેલાં બબ્બે કંકણ પણ ખડ-ખડવા માડ્યાં ત્યારે તેણે એક કંકણ પણ કાઢી નાખ્યું, એટલે ચુડીનો શબ્દ થયો નહિ. ૮ હે યદુરાજા ! હુ લોકોનુ તત્ત્વ જાણવાની ઇચ્છાથી લોકોમા ફરુ છું, તેથી મેં તેની પાસેથી એ ઉપદેશ ગ્રહણ કર્યો કે –ઘણાની સાથે રહેવાથી ક્લેશ થાય છે, અને બે જણ સાથે રહેવાથી વાતચિત થાય છે, માટે યોગીએ કુ વારી કન્યાનાં ક કણની પેઠે એકલા જ રહેવુ કે જેથી ખટપટ થાય નહિ. ૯–૧૦ બાણ ઘડનારા પાસેથી હુ જે શીખ્યો છુ તે સાભળો. કોઈ એક લુહાર બાણ ઘડવા બેઠો હતો, બાણને ઘડવામા તેનું ચિત્ત એવું લાગી ગયું કે, તે સમયે તેની પાસેથી રાજાની સ્વારી વાજતે ગાજતે નિકળી, પર તુ તેણે રાજાને દીઠો નહિ, તેમ જેનું ચિત્ત બ્રહ્માકાર થઈ ગયું હોય તે બહારના પદાર્થોને તેમજ સુખ દુ:ખાદિકનેજાણ તો નથી. આસન જિત-વાથી શ્વાસનો વિજય કરી શકાય છે અને શ્વાસને જિતવાથી મન સ્થિર થાય છે ક્ષણમાત્ર નિશ્ચળ થયા પછી વિષયોની વાસનાથી મનમા નિક્ષેપ થવાનો ભય રહે છે, અથવા તો સુષુપ્તિમા જેમ મનનો સર્વથા લય થાય છે, તેમ મનનો લય થવાનો ભય રહે છે, માટે દઢ વૈરાગ્યથી મનમા વિક્ષેપ થવા દેવો નહિ, અને આળસ મૂકી યોગથી મનને પરમાનદ સ્વરૂપ પરમાત્મામા જોડી દેવુ મન પરમાત્મામાં સ્થિર થાય છે એટલે એની મેળે ધીરે ધીરે વિષ-યોની વાસનાનો ત્યાગ થાય છે, તથા મનને વિક્ષેપ ઉત્પન્ન કરનાર રજોગુણ તથા તમોગુણનો સત્વગુણની વૃદ્ધિથી નાશ કરીને ગુણના કાર્યરહિત કેવળ મુક્ત સ્થિતિને પમાય છે, અર્થાત્ વૃદ્ધિ રહિત મન બ્રહ્મ-સ્વરૂપે રહે છે. તેને ' અસપ્રજ્ઞાત ' સમાધિ કહે છે ૧૧–૧૨ સર્પની પાસેથી હું જે શીખ્યો છુ, તે તમને કહુ છુ, તે સાભળો. સર્પ જેમ એકલો ફરે છે, એક ઠેકાણે નિવાસ કરતો નથી, સાવધ રહે છે, એકાતમા વાસ કરે છે, તેની ગતિ ઉપરથી તે ઝેરી છે, કે ઝેર રહિત એ જણાતુ નથી, તે કોઇને પોતાની સાથે રાખતો નથી અને થોડુ બોલે છે,

[*] આ અધ્યાયમા દત્તાત્રેયે બીજા ગુરુઓ પાસે જે બોધ લીધો, તેની કથા કહેવામા આવશે

તેમ યોગીએ પણ એકલા ફરવું, પોતાનું નિવાસસ્થાન એક ઠેકાણે રાખવું નહિ, સાવધ રહેવું, એકાંતમા રહેવું, પોતાની વર્તણુક બીજાઓને જાણવા દેવી નહિ, તેમ કોઇને પોતાની સાથે રાખવો નહિ અને થોડુ બોલવુ ૧૪ વળી સર્પ જેમ પોતાને માટે દર કરતો નથી, પરંતુ કોઈ બીજાના દરમા પેસીને સુખેથી રહે છે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર ન કરતાં બીજાઓએ બાંધેલા ઘરમા રહીને પોતાનુ આયુષ્ય ગાળવુ, કારણ કે ઘર બાંધવુ, એ મહા દુઃખદાયી છે, અને દેહ નાશવંત હોવાથી નિષ્ફળ છે ૧૫ હુ કરોળિઆની પાસેથી જે શીખ્યો છુ, તે તમે સાંભળો કરોળિયો જેમ મુખમાથી લાળ કાઢી જાળ બાંધે છે અને તેની સાથે રમીને પાછો પોતે ગળી જાય છે, તેમા તેને બીજા કોઇ સાધનની જરૂર પડતી નથી, તેમ પરમાત્મા પણ આ જગતને પોતામાથી ઉત્પન્ન કરીને તેની સાથે વિહાર કરીને તેને પાછા ગળી જાય છે, તેમા તેમને બીજા કોઈ પણ સાધનની જરૂર પડતી નથી ભગવાન પોતાની માયાથી પૂર્વે સર્જેલા જગતનો પ્રલય કરતી વેળા કાળની શક્તિરૂપ માયાથી પાછો સંહાર કરીને સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદરહિત સર્વના અધિષ્ઠાનરૂપ થઇ રહે છે. તે સમયે પોતાના પ્રભાવરૂપ કાળ અને જગતના કરણરૂપ સત્વાદિક સર્વ શક્તિઓને પ્રધાનમા લઈ જાય છે, ત્યારે પ્રધાન તથા પુરુષના ઈશ્વર આદિ પુરુષ બ્રહ્મા અને બીજા મુક્ત જીવોના પ્રાપ્ત, નિર્વિષય, અનુભવસ્વરૂપ, આનંદના સમૂહરૂપ, મોક્ષ કહેવાતા નિરૂપાધિક સ્વરૂપે રહે છે પરમાત્મા પોતાના પ્રભાવરૂપી કાળથી ત્રિગુણાત્મક માયાને વિકારવાળી કરી તેમાથી મહત્તત્ત્વ ઉત્પન્ન કરે છે મહત્તત્ત્વ ત્રણ ગુણના કાર્યરૂપ છે પછી ભગવાન અહંકારથી અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે, જેમાથી જીવોની ઉત્પત્તિ થાય છે એવા સમષ્ટિરૂપ મહત્તત્ત્વમા આ જગત ઓતપ્રોત રહેલુ છે. તે ઉપરથી મહત્તત્ત્વને શાસ્ત્રમાં સૂત્ર કહ્યું છે ૧૬–૨૦ હુ કીડાની પાસેથી જે શીખ્યો છું, તે હે યદુરાજા! તમે સાંભળો. ભમરી કીડાને પકડી પોતાના દરમા રાખી મૂકે છે તેથી તે કીડો ભમરીના ભયથી તેનુ ધ્યાન કરતો કરતો તેની સમાન થઇ જાય છે, તેમ પ્રાણી પણ બુદ્ધિપૂર્વક સ્નેહથી, દ્વેષ ભાવથી અથવા ભયથી જે જે વસ્તુમા મનને એકાગ્ર કરે છે, તે તે વસ્તુરૂપ પોતે થઇ જાય છે. કીડો જ્યારે ભમરીનું ધ્યાન કરવાથી પોતાના દેહનો ત્યાગ કરી ભમરીરૂપ બની જાય છે ત્યારે પ્રાણી પણ ભગવાનનુ ધ્યાન કરવાથી બીજા દેહથી ભગવાનના સ્વરૂપને પામે, તેમા શુ આશ્ચર્ય? ૨૧–૨૩

આ રીતે મે' ચોવીસ ગુરુઓની પાસેથી જુદો જુદો બોધ લીધો છે હવે મારા દેહમાથી મે જે બોધ લીધો છે, તે સાંભળો ૨૪ આ દેહ પણ મારો એક ગુરુ છે, કારણ કે તેણે મને વૈરાગ્ય અને વિવેક શીખવ્યા છે આ દેહ જન્મ મરણવાળો છે તથા પરિણામે પીડાકારક હોવાથી મને તેના ઉપર વૈરાગ્ય આવ્યો છે, અને તત્ત્વોનો વિચાર કરવાથી વિવેક પણ તેના વડે જ મને મળ્યો છે આ પ્રમાણે આ દેહથી હુ તત્ત્વોનો વિચાર કરતા શીખ્યો છું, તોપણ તેની ઉપર આસક્તિ રાખતો નથી, પરંતુ તેનાથી દૂર રહી દેહ મારો નથી એમ માનું છુ. કારણ કે મરી ગયા પછી તે કાગડા, કુતરા અથવા અગ્નિને અધીન થનારો છે ૨૫ મનુષ્ય મોટા પરિશ્રમથી જેમા માત્ર સુખ જોવામા આવે છે એવું ધન એકઠું કરી જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ચાકર, ઘર અને સગા સબંધીઓના વર્ગો વધારે છે તથા તેઓનું પોષણ કરે છે તે દેહ આયુષ્ય પુરુ થતા નાશ પામે છે, માટે દેહમા માત્ર દુઃખરૂપી જ ફળ રહ્યુ છે, કારણ કે દેહ પડયા પછી પણ દુઃખનો છેડો આવતો નથી. ઝાડ જેમ બીજાને ઉત્પન્ન કરીને નાશ પામે છે, તેમ દેહ પુરુષને માટે બીજા દેહના બીજરૂપી કર્મો સર્જીને નાશ પામે છે ૨૬ ઘણી શોકયો જેમ ઘર ધણીને ચારે તરફથી ખેંચે છે, તેમ દેહાભિમાની પુરુષને એક તરફથી જીભ સ્વાદ માટે, બીજી તરફથી તૃષા પાણી માટે, ત્રીજી તરફથી ચામડી સુંવાળા પદાર્થોનો સ્પર્શ કરવા માટે, ચોથી તરફથી નાસિકેન્દ્રિય સુગંધ માટે, પાંચમી તરફથી કાન ગાન માટે, અને છઠ્ઠી તરફથી ચંચળ નેત્રો રૂપ માટે,

અને બીજી કર્મેન્દ્રિયો દેહને પોતપોતાના વિષયો માટે ખેંચી જાય છે આ રીતે દેહમા અનંત કષ્ટો છે, તેથી મને તેની ઉપર વૈરાગ્ય આવ્યો છે ૨૭ છતા પણ મનુષ્યનો દેહ બહુ દુર્લભ છે પરમાત્માએ પોતાની શક્તિરૂપી માયાવડે વૃક્ષો, પેટથી ચાલનાર સર્પાદિક પશુ, પક્ષી, માછલા અને બીજાં નાના પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યા છે, પરંતુ તેમા કોઈની પણ બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામા સમર્થ ન થઈ, તેથી પરમાત્મા સંતોષ પામ્યા નહિ અને ફરીને સૃષ્ટિ ઉત્પન્ન કરીને સાક્ષાત્કાર કરવામા સમર્થ મનુષ્યદેહને સર્જીને પ્રસન્ન થયા, માટે આ મનુષ્યદેહ અતિ દુર્લભ છે, તેને પામીને ઇશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઈયે. ૨૮ ઘણા જન્મોની અંતે મનુષ્યદેહ મળે છે જે મનુષ્યદેહ નાશવંત છતા પણ પુરુષાર્થ આપે છે, તે દૈવેચ્છાથી સંપાદન કરી પુરુષે તે દેહ જ્યા સુધી પડે નહિ ત્યા સુધી આ જગતમા લોકના કલ્યાણ માટે પ્રયત્ન કરવો પરંતુ વિષયનું સુખ તો પશુઓને પણ મળે છે, માટે તેનો ભાવ વ્યર્થ છે ૨૯ આ રીતે મે ઘણા ગુરુઓ પાસેથી ઉપદેશ ગ્રહણ કર્યો, તે ઉપરથી મારા મનમા વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો થયો છે, તેથી હું સર્વ પ્રકારે કામ કરવાને સમર્થ છું, તોપણ સર્વનો સંગ છોડી હુ અહંકાર રહિત થઈ પૃથ્વી ઉપર ફરુ છુ ૩૦ જ્ઞાન આપનાર એક જ ગુરુ કરવો જોઈયે, તોપણ તે ગુરુ પાસેથી જ્ઞાન સંપાદન કર્યા પછી પોતાની બુદ્ધિવડે ઉપદેશને અનુકૂળ બીજા દૃષ્ટાંતો લઈએ નહિ તો ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન સ્થિર થાય નહિ, માટે મે ઘણા ગુરુઓ કર્યા છે બ્રહ્મ એક સ્વરૂપ જ છે, તેનું ઋષિઓ ઘણે પ્રકારે વર્ણન કરે છે કેટલાક કહે છે કે તે પ્રપંચ રહિત છે, કેટલાક કહે છે કે તે પ્રપંચવાળા છે અને બીજા કેટલાક વળી તેમનુ જુદા જ પ્રકારથી વર્ણન કરે છે, માટે તે પરમાત્મા વિષે અસંભાવના તથા વિપરીત ભાવના દૂર કરવી અને પોતાની બુદ્ધિ પ્રમાણે ઘણા દૃષ્ટાંત લેવાં જોઈયે. ૩૧

ભગવાન બોલ્યા—યદુ રાજાના વંદનથી તથા પ્રાર્થનાથી ગંભીર બુદ્ધિવાળા ગુરુ દત્તાત્રેય ઉપર પ્રમાણે ઉપદેશ કર્યા પછી, યદુ રાજાની રજા લઈ પ્રસન્ન થઈને ગયા ૩૨ આપણા પૂર્વજ યદુ રાજાએ દત્તાત્રેય ભગવાનના વચન સાભળી સર્વ સંગનો ત્યાગ કર્યો હતો અને માત્ર પરમાત્મામા ચિત્ત ચોટાડ્યુ હતુ આપણા કુળમા આવા મહાત્મા થઈ ગયા છે, તેથી આપણે ઘણાજ ભાગ્યશાળી છીએ ૩૩

अवधूतवचः श्रुत्वा पूर्वेषां नः स पूर्वजः ।
सर्वसंगविनिर्मुक्तः समचित्तो बभूव ह ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे नवमोऽध्यायः

## અધ્યાય ૧૦ મો.[*]

### આત્મા નિર્લેપ છે.

श्रीभगवानुवाच

मयोदितेष्ववहितः स्वधर्मेषु मदाश्रयः ।
वर्णाश्रमकुलाचारमकामात्मा समाचरेत् ॥

ભગવાન બોલ્યા—મે શાસ્ત્રોમા કહેલા ધર્મોમાં સાવધાન રહીને, મારો આશ્રય કરીને, તે ધર્મોમાં વિરોધ આવે નહિ, તેમ વર્ણના તથા આશ્રમના ધર્મ ને આચારો પાળવા ૧ શુદ્ધ અંતઃકરણવાળા પુરુષે, વિષયોમા જેમનુ મન લાગી રહેલુ છે એવા દેહધારીઓ, વિષયોને સત્ય માનીને જે જે કાર્યોનો આરંભ કરે છે, તે તે કાર્યોમા વિપરીત ફળ મેળવે છે, તે જોયા કરવા, કે જેને લીધે નિષ્કામપણું પ્રાપ્ત થાય છે ૨ ઇન્દ્રિયોથી જે જે વિષયો જાણવામાં આવે, તે તે વિષયો મિથ્યા છે, કારણ કે તે અનેક પ્રકારના હોય છે બધા પદાર્થો નાશવંત છે મનથી ઉત્પન્ન થતા સ્વપ્નો અને મનોરથો અનેક પ્રકારનાં હોવાથી મિથ્યા છે, એમ માનવાથીજ માત્ર નિષ્કામત્વ પ્રાપ્ત થાય છે ૩ ભક્તિમા પરાયણ રહેનાર પુરુષે સકામ કર્મો ત્યાગ કરવા અને નિષ્કામ, નિત્ય તથા નૈમિત્તિક કર્મો કરવા આત્મતત્ત્વમાં પ્રવૃત્તિ થયા પછી તે નિત્ય અને નૈમિત્તિક કર્મોનો પણ આદર કરવો નહિ ૪ વળી મારામા પરાયણ થયેલા

* આ અધ્યાયમા દેહના સંબંધથીજ આત્માને સંસાર લાગે છે ઇત્યાદિ આધ્યાત્મિક વિષયની કથા કહેલ છે

પુરુષે નિત્ય અહિંસા આદિક નિયમો પાળવા અને આત્મજ્ઞાનમા વિરોધ આવે નહિ તેમ સ્નાનાદિક આચારો કરવા. [૫] શાંત ગુણવાળા, ગુરુની સેવા કરનાર પુરુષે સરળ રહેવુ, મત્સરનો ત્યાગ કરવો, આળસનો ત્યાગ કરવો, સ્ત્રી પુત્રાદિક ઉપર મમતા રાખવી નહિ, ગુરુ ઉપર પ્રેમ રાખવો, સત્ય વસ્તુ જાણવાની ઇચ્છા રાખવી, કોઈની ઇર્ષ્યા કરવી નહિ, વ્યર્થ બોલવુ નહિ [૬] સ્ત્રી, સંતાન, ઘર, ક્ષેત્ર, કુટુંબી તથા ધન વગેરેમા ઉદાસીન રહેવુ, સર્વ શરીરમા આત્મા એક હોવાથી સર્વને પોતાના સ્ત્રી, પુત્રાદિકથી જે સુખ મળે તે મને જ મળે છે, એવો વિચાર કરીને સ્ત્રી પુત્રાદિક તરફ ઉદાસીન રહેવું અને ગુરુની સેવા કરવી [૭] કાષ્ઠથી જેમ અગ્નિ જુદો છે તેમ સ્થૂલ તથા સૂક્ષ્મ એવા દૃશ્ય દેહથી તેનો દ્રષ્ટા આત્મા પણ જુદો જ છે જડ એવા સ્થૂલ તથા સૂક્ષ્મ દેહથી તેને જણાવનારો સ્વયંપ્રકાશ આત્મા ભિન્ન છે આવા વિચારોથી આત્માને દેહાદિકથી જુદો જાણવો, કારણ કે, એમ માનવાથી સ્ત્રી, પુત્રાદિક ઉપરની મમતા મટીને વૈરાગ્ય આવે છે [૮] જેમ લાકડાની અંદર રહેલો અગ્નિ લાકડાને લીધેજ નાશ પામે છે, ઉત્પન્ન થાય છે, નાનો મોટો દેખાય છે, તથા અનેક પ્રકારનો લાગે છે, પરંતુ તે સર્વ ભેદો તેના પોતાથી થયેલા નથી તેમ દેહની અંદર રહેલો આત્મા દેહને લીધે અનિત્યતા આદિક દેહના ગુણોને અનુભવે છે, પરંતુ તેના પોતાના તે ગુણો નથી આત્મા નિત્ય, અનાદિ મુક્ત તથા એક છે, ત્યારે દેહ નાશવંત, ઉત્પન્ન થયેલો, બુદ્ધ અને અનેક રૂપવાળો છે, માટે આત્મા દેહથી જુદો છે [૯] અગ્નિને કાષ્ઠની સાથે સંબંધ હોવાથી કાષ્ઠના ધર્મો પ્રાપ્ત થાય છે, પરંતુ આત્મા અસંગ હોવાથી તેને કદાપિ પણ દેહના ધર્મો સાથે મમતાનો સંબંધ ઘટતો નથી, કારણ કે આ સ્થૂલ-સૂક્ષ્મ દેહ ઇશ્વરને અધીન રહેનાર માયાના ગુણોથી રચાયેલો છે દેહ ઉપર 'હુંપદને લીધે' જીવને સંસાર થયેલો છે, જે આત્મવિદ્યાથી એટલે સ્વરૂપના જ્ઞાનથી ટળી જાય છે [૧૦] માટે કાર્ય કારણના સમુદાયરૂપ દેહમા રહેલા, નિર્વિશેષ તથા પર એવા આત્માને જાણવાની ઇચ્છા રાખવી તેને સારી રીતે જાણીને દેહાદિકમા થયેલી સત્ય બુદ્ધિનો સ્થૂલ, સૂક્ષ્મ વસ્તુના વિચારથી ત્યાગ કરવો [૧૧] ઉપનિષદમા ગુરુની નીચલી અરણી કહેલી છે અને શિષ્યને ઉપરની અરણી કહેલી છે, અને ઉપદેશરૂપી મધ્યને મથન કરવાના કાષ્ઠમાથી બ્રહ્મવિદ્યારૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે, તે અગ્નિ પરમ સુખ આપે છે [૧૨] કુશળ ગુરુએ શિષ્યને અર્પણ કરેલી અને કુશળ શિષ્યે સંપાદન કરેલી બ્રહ્મવિદ્યા અત્યંત પવિત્ર છે. તે બ્રહ્મવિદ્યા ગુણોના કાર્યરૂપ સંસારનો તથા જેઓ-માથી ઉત્પન્ન થયેલુ આ જગત જીવને સંસારમાં જન્મમરણ અપાવે છે, તે ગુણોને બાળી નાખીને લાકડા વિનાના અગ્નિની પેઠે પોતે શાંત થઈ જાય છે આ પ્રમાણે કાર્ય, કારણ અને વિદ્યાનો અંતરાય ન રહેવાથી જીવ પરિણામે પરમાનન્દરૂપ થઇ જાય છે [૧૩] આત્મા સ્વયંપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ, નિત્ય અને એક રસરૂપ છે તથા કર્તા, ભોક્તા આદિ ધર્મો દેહરૂપી ઉપાધિને લીધે આત્માને પ્રાપ્ત થાય છે. આત્મા વિના સર્વ પદાર્થો નાશવંત અને માયાવી છે, માટે સર્વ વસ્તુ ઉપર વિરક્ત થઇને આત્મજ્ઞાન સંપાદન કરવાથી મુક્તિ મળે છે આ પ્રમાણે શ્રુતિનો સમન્વય કરીને સર્વ પદાર્થોનો નિર્ણય થયેલો છે, પરન્તુ તે મતમાં મીમાંસકોના મત પ્રમાણે વિરોધ આવે છે 'હું છું' એવી પ્રતીતિ ઉપરથી જાણવામા આવતો આત્મા પ્રત્યેક શરીરમા ભિન્ન હોઈ તે તે કર્મોનો કર્તા અને સુખ દુ:ખનો ભોક્તા છે તેના સ્વરૂપ જેવો બીજો કોઈ નિર્વિકાર પરમાત્મા નથી ભોગ ભોગવવાના સ્થાનો એટલે સ્વર્ગાદિક લોકો, ભોગનો સમય, ભોગોના ઉપાયો તથા ભોગના સાધનરૂપ કર્મો દેખાડનારો વેદ અથવા ભોગભોક્તા આત્મા જો અનિત્ય હોય તો વૈરાગ્ય ઉત્પન્ન થાય પરન્તુ તે સર્વ નિત્ય છે માટે વૈરાગ્યની પણ જરૂર નથી તેમજ સર્વ ભોગ્ય પદાર્થો નાશવંત હોય અથવા માયામય હોય, તોપણ વૈરાગ્યનો સંભવ છે પરંતુ જગતમા રહેલા પુષ્પ, ચંદન વગેરે ભોગ્ય પદાર્થોની સ્થિતિ પ્રવાહરૂપે નિત્ય તથા સત્ય છે, માટે વૈરાગ્ય થવો સહેલ

નથી હમણા જગતને જે સ્થિતિમા આપણે જોઇએ છીએ તેવુ જગત કોઈ દિવસ ન હતુ ના, તે તો નિત્ય તેવી જ સ્થિતિમા છે માટે આ જગતનો કર્તા કોઈ પણ નથી, તેમ આત્માને જે નિત્ય જ્ઞાન-સ્વરૂપ કહેવામાં આવે છે તે મિથ્યા છે આત્મા નિત્ય જ્ઞાનસ્વરૂપ નથી, પરન્તુ તેનામાં અનેક જ્ઞાનો બદલાયા કરે છે જેમ આત્માને એક ક્ષણે ઘટનુ અને બીજી ક્ષણે પટનુ જ્ઞાન થાય છે, એમ ક્ષણે ક્ષણે અનેક વસ્તુઓને લીધે આત્મામા નવુ નવુ જ્ઞાન થાય છે, માટે આત્મા નિત્ય જ્ઞાનરૂપ નથી, પરંતુ તેમા અનેક જ્ઞાનોના પરિણામો થયા કરે છે. આ રીતે અનેક જ્ઞાનના પરિણામવાળો આત્મા અનિત્ય થતો નથી, કારણ કે જ્ઞાનરૂપી વિકાર તેના નિત્યપણાને બાધકારક નથી મુક્તિમા આત્મા ઇંદ્રિયાદિકથી રહિત થવાને લીધે તેમા જ્ઞાનના પરિણામો રહેતા નથી. મુક્તિ પુરુષાર્થ રૂપ નથી એટલા માટે પ્રવૃત્તિ જ કલ્યાણકારક ગણાય છે ૧૪-૧૫ હે ઉદ્ધવ ! આપણે કદાચ પ્રવૃત્તિમાર્ગને સ્વીકારીએ પણ તે અનર્થનું કારણ છે, કેમ કે મીમાસકોના મત પ્રમાણે સર્વ પ્રાણીઓને દેહના સબધથી વર્ષ તથા માસ આદિક કાળના અવયવો પ્રમાણે જન્મ મરણાદિક થયા કરે છે ૧૬ મીમાસાના મતે કર્મોના કર્તા અને સુખ દુ:ખના ભોક્તા જીવને પરતત્રપણુ છે. પરતત્ર પુરુષને પુરુષાર્થ પ્રાપ્ત થતો નથી ૧૭ કર્મનિપુણ વિદ્વાનોને સુખ અને મૂર્ખોને દુખજ થાય એવો કઇ નિયમ નથી, કારણ કે બધે ઠેકાણે વિદ્વાનો સુખી જોવામા આવતા નથી, તેમ બધે ઠેકાણે મૂર્ખોને સુખ ભોગવતા દેખતા નથી. માટે 'અમે કર્મથી સુખી છીએ,' એવો મીમાસકોનો મિથ્યા અહકાર છે ૧૮ કદાચ 'તેઓ સુખની પ્રાપ્તિ અને દુખની નિવૃત્તિ જાણે છે' એમ માનીએ પણ તેઓ એવો ઉપાય તો જાણતા જ નથી, કે જેથી મૃત્યુનો પરાભવ થાય છે ૧૯ જ્યાં સુધી મૃત્યુ છે ત્યા સુધી જીવને ધન અને ભોગ સુખ આનદે મળતા નથી. જેમ મરણોન્મુખ મનુષ્યને ભોજનો, પુષ્પની માળા અને ચદનના લેપ આનદ આપતા નથી તેમ જેને માથે મૃત્યુ ફરતુ હોય તેને ધન તથા વૈભવો સુખકારક લાગતાં નથી. ૨૦ આલોકમાં જેમ દુખ છે, તેમ પરલોકમા પણ દુખ છે. સ્વર્ગાદિક લોકમાં પરના સુખની સાથે સ્પર્દ્ધા છે, પરના ગુણોમા દોષારોપ થાય છે, તથા પરને મળતા સુખો પોતાને મળ્યા નહિ, તે સબધી દુખો થાય છે આ પ્રમાણે પરલોક પણ આલોકની માફક ઘણાં દુખોથી ભરેલો છે વળી ખેતી સફળ થવામા જેમ ઘણા વિઘ્નો આવે છે, તેમ યજ્ઞાદિકથી મેળવવા યોગ્ય સ્વર્ગાદિકમા પણ કર્મમા સ્ખલન આદિ વિઘ્નો નડે છે, માટે સ્વર્ગાદિક લોક પણ નિષ્ફળ છે ૨૧ કદાચ વિઘ્નો નડે નહિ, તેમ પુરુષ યજ્ઞો કરે અને સ્વર્ગ મેળવે, તો ત્યા તે કેવી રીતે જાય, તે સાભળો ૨૨ યજ્ઞ કરનારો મનુષ્ય આલોકમાં યજ્ઞોથી દેવતાઓનું યજન કરી સ્વર્ગલોકમા જાય છે, અને ત્યા દેવતાની પેઠે પોતે મેળવેલા વૈભવો ભોગવે છે ૨૩ સુદરવેષ ધારણ કરી પુણ્યને લીધે સર્વ ભોગથી સપન્ન એવા સુદર વિમાનમા બેસી, અપ્સરાઓની સાથે વિહાર કરે છે અને ગધર્વો તેના યશ ગાય છે. ૨૪ ઘુઘરીના સમૂહથી શોભતા તથા ઇચ્છાનુસાર જનારા વિમાનમા બેસીને સ્ત્રીઓની સાથે દેવતાઓના ઉપવનમા વિહાર કરે છે અને આનદમા ડુબી જાય છે તેથી "હુ પુણ્ય ક્ષીણ થયા પછી પાછો, મૃત્યુ લોકમા જઈશ, એમ જાણતો નથી " ૨૫ જ્યા સુધી પોતાનાં પુણ્ય હોય ત્યા સુધી પુરુષ સ્વર્ગલોકમા રહે છે ખુટી જાય છે કે, તે પોતાની અનિચ્છા છતા ચલાયમાન થઈને નીચે પડે છે. ૨૬ પ્રવૃત્તિ બે પ્રકારની છે, તેમાં શાસ્ત્રમા કહેલા વિધિ પ્રમાણે કામ્ય કર્મ કરવા, તે પહેલી અને શાસ્ત્રવિધિને ઉલ્લઘન કરી અધર્મને માર્ગે ચાલવુ તે બીજી છે નીચ પુરુષના સગથી અથવા ઇન્દ્રિયોને અધીન થવાથી અધર્મ માર્ગમા પ્રીતિવાળો વિષયપરાયણ, કૃપણ, લાલચુ, સ્ત્રીલંપટ અને પ્રાણીઓની હિંસા કરનારો પુરુષ સસારના સુખોની લાલસાથી શાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરી, પશુઓને મારી, તેનાથી ભૂત, પ્રેત આદિ તમોગુણી દેવગણોનુ યજન કરી, પરતત્રપણે નરકમા પડીને પાછો સ્થાવર જાતિમા અવતાર લે છે.

૨૭-૨૮ મનુષ્ય પરિણામે દુઃખ આપનારા કર્મો કરી પાછો દેહ ધારણ કરે છે આ નાશવંત દેહમા મરણ ધર્મવાળા પ્રાણીને કદી સુખ પ્રાપ્ત થતુ નથી ૨૯ લોકો તથા લોકપાળો જેઓ એક કલ્પ સુધી જીવે છે, તેઓને પણ કાળનો ભય રહે છે, બે પરાર્દ્ધ સુધી જેનુ આયુષ્ય છે, એવા બ્રહ્માને પણ તેનો ભય રહે છે, માટે પ્રવૃત્તિ માર્ગ અનર્થનુ કારણ છે અને નિવૃત્તિ માર્ગ માત્ર હિતકર છે ૩૦ આથા સિદ્ધ થાય છે કે, આત્મા કર્મ કરતો નથી, પરંતુ ઇન્દ્રિયો કરે છે આત્મા ઇન્દ્રિયોને પ્રેરે છે, એમ પણ જાણવુ નહિ, કેમકે સત્વાદિક ગુણો ઇન્દ્રિયોને પ્રેરે છે, આત્મા પ્રેરતો નથી વળી આત્મા ભોક્તા છે, એવો વિચાર પણ ખોટો છે, કારણ કે ઇંદ્રિયાદિકની ઉપાધિમા અહંકાર થવાથી આત્મામા કર્મફળોનુ ભોક્તાપણુ જોવામા આવે છે, પરંતુ તે ઉપાધિને લીધે વાસ્તવિક નથી ૩૧ આત્મા અનેક છે એવો મત પણ ખોટો છે, કારણ કે જ્યા સુધી અહંકારાદિક કર્મો રૂપી ઉપાધિ હોય ત્યા સુધી આત્મામા અનેકપણું રહે છે અને જ્યા સુધી તે દેખાય છે ત્યા સુધી આત્માને પરતંત્રપણું અને કાળનો ભય લાગે છે જેઓ દેહાભિમાનથી થતા કર્મોને માને છે, તેઓ લોકોના અનિત્યપણાને લીધે શોકાતુર થઈ મોહ પામે છે ૩૨-૩૩ માત્ર સ્વર્ગાદિક અનિત્ય છે એમ નથી, પરંતુ તે માયાવી હોવાથી મિથ્યા છે માયાને જ્યારે ક્ષોભ થાય છે ત્યારે સ્વરૂપને કાળ, જીવ, વેદ, લોક, સ્વભાવ તથા ધર્મ, એમ ઘણા પદાર્થો રૂપ કહે છે અર્થાત્ તે પદાર્થોની બ્રહ્મમા કલ્પના થાય છે, પરંતુ ખરી રીતે જોતા કોઈ પદાર્થ તેનાથી ભિન્ન નથી આ પ્રમાણે હોવાથી મીમાંસકો કહે છે કે, પ્રવૃત્તિ યોગ્ય છે, તે મત ખોટો છે અને નિવૃત્તિ જ મુક્તિનુ કારણ હોવાથી કલ્યાણકારી છે ૩૪

ઉદ્ધવજી પૂછે છે–હે પ્રભુ! આપે કહ્યું કે આત્મા એક છે, તેને ગુણોના કાર્યરૂપ દેહના સંબંધથી સંસારમા જન્મ મરણ આવે છે અને પોતાના સ્વરૂપના જ્ઞાનથી મુક્તિ પ્રાપ્ત થાય છે પરંતુ હુ પૂછુ છું કે દેહાદિકનો અત્યંત નાશ થયા પછી મુક્તિ મળે છે કે દેહાદિક છતા પણ મુક્તિ મળે છે? કદાચ તમે કહેશો કે દેહાદિકનો અત્યંત નાશ થયા પછી મુક્તિ મળે તો જ્ઞાનના સાધનભૂત દેહાદિકનો અત્યંત નાશ થતા જ્ઞાનને અધીન રહેલી મુક્તિ કેમ મળે? દેહાદિક હોવા છતા મુક્તિ મળતી હોય તો આત્મા તેના કર્મોમા તથા સુખોમાં બંધાયા વિના કેમ રહે? દેહાદિક છતા તે આકાશની પેઠે આવરણ રહિત રહે છે, માટે દેહાદિકના કર્મોમા બંધાતો નથી, તો પછી ચૈતન્યઘન આત્મા જ્યારે ગુણોના આવરણથી રહિત છે, ત્યારે શા માટે બંધાયો છે? કે જેથી તેને મુક્તિની અપેક્ષા રહ્યા કરે છે ૩૫ દેહાદિક છતા તેની ઉપર અહંભાવ રાખવાથી આત્મા બંધાય છે અને અહંભાવનો ત્યાગ કરવાથી મુક્તિ મેળવે છે, એમ કહો તો તેવા પુરુષને કેમ ઓળખાવા? તે વિષે દેહાદિકમા બંધાયેલો પુરુષ કેવી રીતે વિહાર કરે? કેમ ભોગ ભોગવે? કયી વસ્તુનો ત્યાગ કરે? સૂવે કેમ, બેસે કેમ તથા ચાલે કેમ અને કેમ તે જાણવામા આવે? ૩૬ હે પ્રશ્નોનું રહસ્ય જાણનારાઓમા ઉત્તમ શ્રીકૃષ્ણ! આ વિના બીજી મને એક ભ્રાંતિ છે તે એ છે કે, આત્મા એક જ છે તે દેહાદિકના અનાદિ કાળથી થયેલા સંબંધને લીધે બંધાયલો છે અને પછી તે મુક્તિ પામે છે આમ માનીશુ તો મુક્તિની ઉત્પત્તિ સિદ્ધ થશે, તેથી તેનુ અનિત્યપણુ પ્રાપ્ત થશે, માટે આત્મા નિત્યમુક્ત છે, પરંતુ તેમા મને એક ભ્રમ છે તે એ કે આત્મા એક છે તો એક સમયમા નિત્યમુક્ત તથા નિત્યબદ્ધ કેમ હોઈ શકે? તે હવે મને સમજાવો. ૩૭

एतदच्युत मे ब्रूहि प्रश्न प्रश्नविदांवर ।
नित्यमुक्तो नित्यबद्ध एक एवेति मे भ्रम. ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
दशमोऽध्याय



# અધ્યાય ૧૧ મો. *

## ભક્તિનું સ્વરૂપ.

### श्रीभगवानुवाच

**बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुनः**
**गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बंधनम् ॥**

ભગવાન કહે છે–હે ઉદ્ધવ ! આત્મા એક છે, ત્યારે તે એક સમે નિત્યમુક્ત અને નિત્યબદ્ધ કેમ હોઈ શકે ? એવો તમને ભ્રમ છે તે ભ્રમ વાસ્તવિક છે કે માત્ર પ્રતીતિ રૂપ છે ? તમારો ભ્રમ પ્રતીતિ માત્ર છે વાસ્તવિક નથી, કારણ કે આત્મા માટે નિત્ય બંધાયલો અને નિત્યમુક્ત એવો જે વ્યવહાર કરવામા આવે છે તે સત્વાદિક ગુણરૂપી ઉપાધિને લીધે છે, પરંતુ વાસ્તવિક રીતે નથી, કારણ કે, ઉપાધિરૂપ સત્વાદિક ગુણો માયાથી ઉત્પન્ન થયેલા છે જે પદાર્થો અજ્ઞાનથી કલ્પાયલા હોય તે રજ્જુસર્પવત્ મિથ્યા હોય છે. માટે મારા સ્વરૂપમા બંધ કે મોક્ષ કંઇ પણ નથી [૧] જેમ આત્માને ગુણ રૂપ બંધ કે મોક્ષ નથી, તેમ જીવને પણ બંધ મોક્ષાદિ કંઈ નથી, પરંતુ જીવ અજ્ઞાનને લીધે ઉપાધિને અધીન રહે છે તેથી તેને બંધન અને મોક્ષની પ્રતીતિ થાય છે વળી સ્વપ્ન જેમ બુદ્ધિથી કલ્પાયલું છે તેમ શોક, મોહ, સુખ, દુઃખ તથા જન્મ મરણાદિક સંસાર પણ મારી માયાવડે કલ્પાયલો છે, પરંતુ વાસ્તવિક રીતે નથી. [૨] હે ઉદ્ધવ ! દેહધારીઓને મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા અને બંધન કરનારી અવિદ્યા, બંને અનાદિ કાળની શક્તિઓ છે, અને તે પણ માયાજન્ય છે જ્યા સુધી અજ્ઞાન છે ત્યા સુધી જીવને બંધન છે અને જ્ઞાન થયુ કે મોક્ષ સ્ફુરે છે, અર્થાત્ બંધ તથા મોક્ષમા બંધ અનાદિ છે ત્યારે મોક્ષ નિત્ય છે [૩] જીવને બંધન કે મોક્ષ કંઇ નથી, કારણ કે, તે આત્મ–સ્વરૂપ છે. બ્રહ્મના અંશરૂપ જીવને અજ્ઞાનથી બંધન અને જ્ઞાનથી મુક્તિ મળે છે, પણ મને તેમાનું કંઇ પણ છે જ નહિ જ્યારે જીવ–આત્મા એક જ હોય ત્યારે એકના બંધનથી સર્વને બંધન અને એકના મોક્ષથી સર્વને મોક્ષ હોવો જોઇએ જેમ ચંદ્રમા એક છે તોપણ જળાદિકની ઉપાધિને લીધે તેનાં બિંબ અને પ્રતિબિંબ અનેક પડે છે અને પાણીને થતા કંપાદિક પ્રતિબિંબને હલાવે છે, છતાં ચંદ્રને હલાવતા નથી તેમ તે પ્રતિબિંબો ઉપાધિના ભેદ વડે પરસ્પર ભિન્ન હોય છે, તેથી પાણીથી ભરેલા ઘડામાં જે ઘડો ફૂટી જાય તેનું પ્રતિબિંબ મુખ્ય બિંબમાં મળી જઇને તેની સાથે એક થઈ જાય છે, પણ બીજા ઘડાના પ્રતિબિંબો તેની સાથે એક થતાં નથી. તેમ આત્મા એક છે તોપણ અવિદ્યારૂપી ઉપાધિને લીધે જીવ થઈ ભેદ પામે છે તેમા અવિદ્યાને તેને લીધે બંધન મોક્ષ અને સુખ, દુઃખ વગેરે ભેદ જણાય છે અને તે જીવો પણ અવિદ્યાના ભેદને લીધે પરસ્પર ભિન્ન છે, તેથી અવિદ્યાનો નાશ થતાં જીવ બ્રહ્મ એકતા પામે છે જીવને બંધનાદિ થાય તેથી ઈશ્વરને કંઇ લાગતું નથી, માટે એક જીવને મોક્ષ મળે એટલે સર્વનો મોક્ષ થતો નથી, એમ જાણવુ. [૪] બદ્ધ તથા મુક્તની વચ્ચે એક ભેદ છે અને બીજો જીવ જીવની વચ્ચે એક ભેદ છે. આ બે પ્રકારના ભેદ છે, તેમા જીવ અને ઈશ્વરનો આ રીતે ભેદ છે, છતાં તે એક જ ધર્મવાળા શરીરમાં રહે છે પરંતુ જીવનો ધર્મ શોક અને ઈશ્વરનો ધર્મ આનંદ છે જીવ નિયમ્યરૂપે અને ઈશ્વર નિયંતારૂપે તેમા રહે છે [૫] પક્ષીઓ વૃક્ષમાં માળો કરીને રહે છે, છતા તે જેમ ઝાડથી ભિન્ન છે, તેમ શરીરરૂપી વૃક્ષમા હૃદયરૂપી માળો કરીને જીવ રહે છે, છતા પણ બ્રહ્મથી ભિન્ન છે તે બન્ને ચૈતન્યરૂપ છે અને સાથે રહેવાથી તથા એકજ વિચારના હોવાથી એક બીજાના મિત્ર છે, તેઓ અનિર્વચનીય માયાવડે એકજ વૃક્ષમા માળો કરી રહે છે માયાનુ સ્વરૂપ કોઇના જાણવામા આવતું નથી, તેથી તેને અનિર્વચનીય કહી છે જીવરૂપી પક્ષી શરીરરૂપી વૃક્ષના ફળો ભોગવતું નથી, છતા પોતાના આનંદમા મગ્ન રહે છે અને જ્ઞાનાદિક શક્તિવડે અધિક બળવાન થાય છે [૬] ઇશ્વર જીવના કરતાં વધારે પ્રબળ છે તે કર્મનાં ફળો ભોગવતો નથી.

* આ અધ્યાયમા ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે ઉદ્ધવને ભક્તિનું સ્વરૂપ સમજાવ્યું, એ કથા કહેવાશે

તેમ પોતાને જાણે છે અને જીવને પણ જાણે છે. કર્મના ફળોનો ભોક્તા જીવ છે, તે પોતાને જાણતો નથી, તેમ ઈશ્વરને પણ જાણતો નથી, માટે અવિદ્યાવાન જીવ અનાદિ કાળથી બંધાયલો છે અને પરબ્રહ્મરૂપી ઈશ્વર મુક્ત છે. કારણ કે માયામા આવરણનો અને આશ્રયીને મોહ ઉપજાવવાનો અદ્ભુત ગુણ છે ૭ હવે જીવો વચ્ચે કેવી રીતે ભેદ છે તે કહું છુ સ્વપ્નમાથી ઉઠેલો જીવ સ્મરણમા આવતા સ્વપ્નાવસ્થાના સુખ દુ ખથી રહિત હોય છે, એટલે સ્વપ્નના દેહ સાથે તેને સ બ ધ નથી. તેમ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્તિ પામેલો જીવ સ સ્કારરૂપે માત્ર દેહમા રહેલો હોય છે, તોપણ તે દેહના સુખ દુ ખને માનતો નથી તેથી દેહમા રહેલો જ નથી તથા સ્વપ્નાવસ્થામા સ્વપ્નના દેહમા રહેલો જીવ વાસ્તવિકરીતે દેહમા રહેલો નથી, તોપણ જેમ તે પોતાને દેહમા રહેલો માને છે, તેમ અજ્ઞાની જીવ પણ દેહનાં સુખદુ ખાદિક પોતાના માનવાથી દેહમા રહેલો હોય એમ જાણે છે ૮ ઇદ્રિયો વિષયોનું ગ્રહણ કર્યા છતા રાગદ્વેષરહિત જ્ઞાની જીવ અહ કાર કરતો નથી, પર તુ ઇદ્રિયોજ વિષયોનુ ગ્રહણ કરે છે, એમ માને છે અજ્ઞાની પુરુષ પૂર્વ જન્મના કર્મને અધીન રહેનાર શરીરમા રહીને, ઇદ્રિયો કર્મો કરે છે છતા તે હુ કરુ છુ એવો અહંકાર રાખવાથી તેમા બ ધાય છે જ્ઞાની પુરુષો સુખ દુ ખ રહિત થઇ દેહમા રહે છે અને અજ્ઞાની જીવ સુખ દુ.ખ સહિત તથા અભિમાની થઇને દેહમા રહે છે ૧૦ ઇદ્રિયોના કર્મો સાથે મને કઇ પણ સ બ ધ નથી, છતા તે મને વૃથા બાધ કરે છે, એવો વિચાર કરીને વિરક્ત થયેલો માણુસ હરવુ, ફરવુ, નહાવુ, ધોવુ, જોવુ, અડવું, સુ ઘવુ, જમવુ તથા સાભળવુ વગેરે ક્રિયાઓમા ઇદ્રિયોને પ્રવર્તવા દે છે અને પોતે તેના સાક્ષીરૂપે રહે છે આકાશ જેમ સર્વમા રહ્યા છતા કોઇ ઠેકાણે બ ધાતુ નથી, સૂર્ય જેમ જળમા પ્રતિબિ બરૂપે રહ્યા છતા તેથી બ ધાતો નથી ૧૧-૧૨ વૈરાગ્યને લીધે તીક્ષ્ણ થયેલી બ્રહ્મવિદ્યાથી જેના સ શયો મટી ગયેલા છે, એવો જ્ઞાની જાગ્રત થયેલો જેમ સ્વપ્નમાથી નિવૃત્તિ પામે છે તેમ દેહાદિક પ્રપંચથી નિવૃત્ત થાય છે. ૧૩ તેના પ્રાણની વૃત્તિઓ, ઇદ્રિયોની વૃત્તિઓ, મનની વૃત્તિઓ અને બુદ્ધિની વૃત્તિઓ સંકલ્પ રહિત હોઇ દેહમા રહ્યા છતાં પણ દેહાદિકના ગુણોથી રહિત છે. ૧૪ તમને બદ્ધ તથા મુક્ત પુરુષનો ભેદ જે પોતનાથી જાણવામા આવે તે મેં સમજાવ્યો હવે તેઓ કેવા લક્ષણોથી જાણવામા આવે છે તે કહું છુ -દુર્જનો અથવા બીજાઓ દેહને પીડે અથવા દૈવેચ્છાથી કોઈ સ્થળે દેહનુ કોઇ પૂજન કરે, તે ક્રિયાઓથી જે વિકાર પામે નહિ તેને મુક્ત જાણવો, અને જે વિકાર પામે તેને બદ્ધ જાણવો ૧૫ ગુણ તથા દોષ રહિત સર્વત્ર સમદૃષ્ટિવાળો માણસ સારુ કરનારા કે નરસુ કરનારા તેમજ સારુ કહેનારા કે નિ દા કરનારાની વાણીથી મુગ્ધ થતો નથી, તેમ ક્રોધ કરતો નથી તેને મુક્ત જાણવો. ૧૬ કઇ સારુ નહિ કરનારો તથા કઈ નરસુ નહિ કરનારો, સારુ નરસુ નહિ બોલનારો, તેમ તેનો વિચાર પણ નહિ કરનારો માણુસ, મનથી આત્માનદમા મગ્ન રહી જડની પેઠે પૃથ્વી ઉપર ફર્યા કરે છે, તેને મુક્ત સમજવો અને બીજાને બદ્ધ જાણવો. આ મુક્ત પુરુષના જે લક્ષણો કહ્યા તે મુમુક્ષુ પુરુષના સાધન સમજવા ૧૭ ઉચી ગયેલી ગાયને ફરીને દૂધ આવશે એવી આશા રાખનાર પુરુષનો બધો પરિશ્રમ જેમ નિષ્ફળ જાય છે, તેમ જે પુરુષ વેદમા સારી રીતે અભ્યાસ કરી પરબ્રહ્મને જાણવાનો ભયથી પરિશ્રમ કરતો નથી, તેનો બીજો પરિશ્રમ નિષ્ફળ જાય છે ૧૮ હે ઉદ્ધવ! જે ઉચી ગયેલી ગાયને, વેશ્યા સ્રીને, ક્ષણે ક્ષણે દુ ખ આપનાર દેહને, આ લોક અને પરલોકના સાધનથી ભ્રષ્ટ થયેલા પુત્રને, અપયશ અને પાપના કારણભૂત ધનને તથા હરિનુ વર્ણન નહિ કરનારી વાણીને ભજે છે, તે મહા દુ ખી થાય છે ૧૯ જે વાણીમા આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય રૂપી પવિત્ર કર્મનું અથવા લીલાવડે ધારણ કરેલા અવતારોમા લોકપ્રિય અવતારોનુ વર્ણન ન હોય, તેવી વાણીને જ્ઞાની પુરુષે ધારણ કરવી નહિ ૨૦ એવો વિચાર કરી આત્મા વિષે દેહાદિકનો ભ્રમ તજી તથા સર્વ

ઠેકાણે વ્યાપક શ્રી સ્વરૂપ વિષે શુદ્ધ મનને અર્પણ કરીને વિરામ પામવુ ૨૧ પરબ્રહ્મમા જો આ પ્રમાણે મનને દૃઢ રીતે ધારણ કરી શકતા ન હો તો, સર્વ કર્મો અપેક્ષા રહિત થઇને કરો, અને તે પછી બ્રહ્મને અર્પણ કરો ૨૨ વળી શ્રદ્ધાળુ પુરુષ કલ્યાણકારી તથા લોકોને પવિત્ર કરનારી હરિકથા સાભળે, જન્મો અને કર્મોનું વારંવાર સ્મરણ કરે તથા અનુકરણ કરે, ધર્મ, અર્થ તથા કામ પ્રભુ પ્રીતિને અર્થે સેવે અને મન વશ રાખીને રહે, તે પુરુષને સનાતન રૂપ ઉપર નિશ્ચળ ભક્તિ થાય છે. ૨૩-૨૪ મહાત્મા પુરુષના સ ગથી મળેલી ભક્તિવડે ઉપાસના કરે અને સ ત પુરુષોએ દેખાડેલા પરમ પદને ભજે તે માણસને મુક્તિ મળે છે. ૨૫

ઉદ્ધવ પૂછે છે—હે પ્રભુ ! પોતપોતાની બુદ્ધિથી કલ્પી કાઢેલા ઘણા સાધુઓ છે, પર તુ તમે કેવા લક્ષણવાળા પુરુષને સાધુ માનો છો ? તેમજ ભક્તિ પણ ઘણી જાતની છે, પર તુ તમે કેવી ભક્તિથી પ્રસન્ન થાઓ છો ? અને મહાત્મા પુરુષો કેવી ભક્તિનો આદર કરે છે ? ૨૬ આ વાત અતિ ગુહ્ય છે, માટે હું જે તમને પ્રણામ કરુ છું અને તમારા ઉપર પ્રેમ રાખી શરણે આવ્યો છુ, તેને આપ કહો ૨૭ હે ભગવન્ ! તમે પરબ્રહ્મ છો, આકાશની પેઠે સર્વથી અસ ગ છો, પ્રકૃતિથી પર છો, ઇચ્છા પ્રમાણે શરીર ધારણ કરનાર છો અને ભકતની ઇચ્છાથી અવતર્યા છો, માટે મારા પ્રશ્નનો ઉત્તર આપો ૨૮

ભગવાન બોલ્યા—સાધુ પુરુષમા નીચે પ્રમાણે બત્રીસ લક્ષણો હોય છે પારકા દુ ખને ન સહન કરનાર, સર્વ પ્રાણીઓનો દ્રોહ ન કરનાર, ક્ષમાવ ત, સત્યવાદી, ઈર્ષ્યાદિકથી રહિત, સુખ દુ ખમાં સમાન, શક્તિ પ્રમાણે ઉપકાર કરનાર, વિષયોથી અક્ષોભ્ય મનવાળો, ઇંદ્રિયોનો જય કરનાર, કોમળ મનવાળો, સદાચારી, પરિગ્રહ રહિત, લૌકિક સુખને માટે કઈ પણ પ્રયત્ન નહિ કરનાર, મિતાહારી, શાંત, સ્વધર્મમા દૃઢ બુદ્ધિવાળો, માત્ર મારો જ આશ્રય કરનાર, આત્મતત્ત્વનું મનન કરનાર, સાવધાન, વિકાર રહિત, દુ ખ વખતે ધીરજ ધરનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુને પોતામા નહિ માનનાર, માનની ઇચ્છા રહિત, બીજાઓને માન આપનાર, ઉપદેશ કરવામા પ્રવીણ, કોઇને પણ નહિ ઠગનાર, દયાથી સર્વ કાર્ય કરનાર તથા બહુજ વિવેકી હોય તેને સાધુ પુરુષ જાણવો ૨૯-૩૧ વેદ મારુ સ્વરૂપ છે અને તેમા ઉપદેશેલા ધર્મોથી અ ત.કરણની શુદ્ધિ થાય છે એમ જાણવા છતા તેને પ્રભુના ધ્યાનમા વિક્ષેપ કરનાર ધારીને તજે ને ભજે તેને ઉત્તમ સાધુ જાણવો. ૩૨ દેશ કાલાદિકના માપથી રહિત, સર્વનો આત્મા, સચ્ચિદાનંદ, હુ તેને જાણીને અથવા મનન આદિકથી સારી રીતે ભક્તિથી ભજે તેઓને ઉત્તમ ભકતો જાણવા ૩૩ મારી મૂર્તિઓના તથા ભકતોના દર્શન કરવાં, સ્પર્શ કરવો તથા પૂજન કરવુ વળી તેઓની સેવા કરવી, સ્તુતિ કરવી, સરલતાથી રહેવુ, ગુણ અને કર્મોના વખાણ કરવા, ૩૪ હે ઉદ્ધવ ! મારી કથા સાભળવાની શ્રદ્ધા રાખવી, મારુ ધ્યાન ધરવું, જે કઇ મળે તે મને અર્પણ કરવુ ૩૫ મારા જન્મ તથા કર્મનું વર્ણન કરવુ, જન્માષ્ટમી આદિક ઉત્સવો પાળવા, ગીત, નૃત્ય તથા વાજા વગાડવા અને મ દિરમા ઉત્સવ કરવો, ૩૬ વર્ષમા જે જે પર્વો આવે તે કરવા, યાત્રાએ જવુ તથા નૈવેદ્યો કરવા, વેદની અથવા તો ત ત્રની દીક્ષા ગ્રહણ કરવી ને વ્રત ધારણ કરવા ૩૭ મારી મૂર્તિઓમા શ્રદ્ધા રાખવી તથા મારે માટે ફૂલના ને ફળના ઉપવનો કરવા, વિહારસ્થાનો બાધવામા તથા નગર અને મ દિર બાધવાની શક્તિ હોય તો પોતે અને શક્તિ ન હોય તો બીજાઓની સાથે રહી તે બ ધાવવા ૩૮ વાસીદુ વાળવુ, લીંપવુ, પાણી છાટવુ, મ ડળો પુરવા વગેરે કર્મોથી મારા મ દિરની સેવા કરવી ૩૯ અભિમાન, દ ભ, રાખવો નહિ, કરેલુ કામ કહેવુ નહિ, મને અર્પણ કરેલા સ્થાવર પદાર્થો ઉપયોગમા લેવા નહિ, તેમ જ બીજા દેવતાઓને અર્પણ કરેલા પદાર્થો પણ ઉપયોગમા લેવા નહિ ૪૦ જે વસ્તુ પોતાને બહુ ગમતી હોય તથા જે વસ્તુ પોતાને પ્રિય હોય તે મને નિવેદન કરવી ૪૧ હે ઉદ્ધવ ! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ, હૃદયાકાશ, પવન, પાણી, પૃથ્વી, આત્મા તથા

સર્વે પ્રાણીઓને મારી પૂજાના સ્થાન જાણવા ૪૨ વેદમાં કહેલા સૂક્તોથી સૂર્યમાં મારુ પૂજન કરવુ બલિવડે અગ્નિમા, આતિથ્ય સત્કારથી ઉત્તમ બ્રાહ્મણમાં અને હે ઉદ્ધવ! ઘાસ વગેરેથી ગાયોમા મારુ નૈવેદ્ય કરવુ ૪૩ બંધુની પેઠે સત્કાર કરીને વૈષ્ણવોમા, ધ્યાનનિષ્ઠાથી હૃદયાકાશમા, પ્રાણદૃષ્ટિથી વાયુમા અને જળાદિક વસ્તુઓથી તર્પણ કરીને જળમાં મારુ સદા પૂજન કરવુ ૪૪ ગુપ્ત મંત્રોવડે પૃથ્વીમા, જુદા જુદા ભોગો આપીને આત્મામા અને સર્વ પ્રાણીઓમા હું ક્ષેત્રજ્ઞ રૂપે રહેલો છુ, એમ ગણી સમદૃષ્ટિ રાખવાથી મારુ સર્વમા પૂજન કરવુ. ૪૫ શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનારા ચાર ભુજાવાળા તથા શાંત એવા મારા સ્વરૂપનુ ધ્યાન કરવું જીતેંદ્રિય રહેવુ અને વિધિ પ્રમાણે પૂજન કરવુ ૪૬ જે જિતેંદ્રિય પુરુષ યજન કરીને તથા વાવ, કુવા વગેરે નવાણ ખોદાવીને ઉપર કહ્યા પ્રમાણે મારું પૂજન કરે, તેને ઉત્તમ ભક્તિ ઉત્પન્ન થાય છે અને ઉત્તમ ભક્તિવાળા સાધુ પુરુષની સેવાથી મારું જ્ઞાન થાય છે ૪૭ હે ઉદ્ધવ! સત્સંગથી થતા ભક્તિયોગ વિના સંસાર તરવનો બીજો કોઈ પણ ઉત્તમ ઉપાય નથી હુ સત્પુરુષોનો આશ્રય છું, માટે સત્પુરુષોનો સમાગમ કરવાથી મારી પ્રાપ્તિ થાય છે ૪૮ હે ઉદ્ધવ! હુ તમને અત્યંત રહસ્ય તથા સર્વથી ઉત્તમ એવો આ માર્ગ બતાવું છું, કારણ કે તમે મારા દાસ, સબંધી તથા મિત્ર છો ૪૯

अथैतत्परमं गुह्यं शृण्वतो यदुनंदन ।
सुगोप्यमपि वक्ष्यामि त्वं मे भृत्यः सुहृत्सखा ॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे एकादशोऽध्यायः

## અધ્યાય ૧૨ મો.$

### સત્સંગનું માહાત્મ્ય.

श्रीभगवानुवाच
न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टपूर्तं न दक्षिणा ॥

ભગવાન કહે છે-હે ઉદ્ધવ! સર્વ સંગોને ટાળનારો સત્સંગ જે પ્રમાણે મને વશ કરે છે, તે પ્રમાણે યોગ, તત્ત્વવિચાર, ધર્મ, વેદાધ્યયન, સંન્યાસ, યજ્ઞ, વાવ, કુવા વગેરે નવાણો ખોદાવવા, દક્ષિણા, વ્રત, દેવપૂજા, મંત્રો, તીર્થો, નિયમો અને યમો મને વશ કરતા નથી. ૧-૨ દૈત્યો, રાક્ષસો, પશુઓ, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ, સિદ્ધ, ચારણો, યક્ષો, વિદ્યાધરો, મનુષ્યોમા વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ તથા ચાડાલો કે જેઓ રજોગુણી તથા તમોગુણી હોય છે તેઓ પણ તે તે યુગમા સત્સંગથી મને પામ્યા છે ૩-૪ વૃત્રાસુર, પ્રહ્‌લાદ, વૃષપર્વા, બલિ, બાણાસુર, મય, વિભીષણ, સુગ્રીવ, હનૂમાન, જાંબવાન, ગજેંદ્ર, જટાયુ, તુલાધાર, ધર્મવ્યાધ, કુબ્જા, ગોપીઓ, બ્રાહ્મણોની સ્ત્રીઓ તથા બીજા ઘણા સત્સંગથી મને પામ્યા છે ૫-૬ તેઓ વેદ ભણ્યા ન હતા, ભણવા માટે મહાત્માઓની સેવા કરી ન હતી, તેમ તપ પણ કર્યું ન હતું, તોપણ સત્સંગથી મને પામ્યા હતા ૭ યોગથી, તત્ત્વ વિચારથી, દાનથી, વ્રતથી, તપથી, યજ્ઞથી, વ્યાખ્યાનથી, વેદાધ્યયનથી તથા સંન્યાસથી પ્રયત્ન કરવા છતા મને જેઓ પ્રાપ્ત થતા નથી, તેઓ ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો તથા બીજા જીવો સત્સંગથી ઉત્પન્ન થયેલી એક ભક્તિવડે પરિશ્રમ વગર મને પ્રાપ્ત થયેલા છે ૮-૯ જે વખતે અક્રૂરજી મને બળદેવ સાથે મથુરા તેડી ગયા, ત્યારે જેઓનુ ચિત્ત દૃઢ ભાવથી મારામાં આસક્ત હતુ, એવી ગોપીઓ વિરહ દુઃખમાં બુડી ગઈ હતી અને મારા વિના બીજી કોઈ પણ વસ્તુ તેઓએ સુખકારી દીઠી નહિ ૧૦ હે ઉદ્ધવ! વૃન્દાવનમા ફરતો ફરતો હું તેમની સાથે રહેવાથી ગોપીઓ જે રાત્રીઓને ક્ષણની પેઠે ગાળતી હતી, તે રાત્રીઓ મારો વિયોગ થવાથી તેમને એક કલ્પના જેવી મોટી થઈ પડી હતી ૧૧ યોગીઓને જેમ પોતાનું નામ તથા રૂપ જાણવામાં આવતાં નથી, તેમ ગોપીઓ પતિ પુત્રાદિકનુ, પોતાના દેહનુ, આલોકનુ તથા પરલોકનુ ભાન ભૂલી ગઈ હતી અને સમુદ્રને જેમ નદીઓ મળી જાય છે,

$ આ અધ્યાયમા સત્સંગનું મહાત્મ્ય અને કર્મની વ્યવસ્થા કહેવામા આવશે

તેમ તે પ્રાપ્ત સ્વરૂપમા લીન થઈ ગઇ હતી ૧૨ આ પ્રમાણે મારી ઉપર પ્રીતિ રાખનારી અબળાઓ મારા સ્વરૂપથી અજાણી હતી અને મને જારરૂપે જાણતી હતી તોપણ તેઓ સત્સગથી મને પામી ગઇ હતી ૧૩ માટે હે ઉદ્ધવ! તમે શ્રુતિ, સ્મૃતિ, વિધિ, નિષેધ, કર્મ, સાંભળવા યોગ્ય તથા સાંભળેલુ, સર્વનો ત્યાગ કરી સર્વ પ્રાણીઓમા એક આત્મારૂપ જે હુ તેને એવા ભાવથી શરણે આવો અને મને પ્રાપ્ત થઇને સસારના સર્વ ભયમાથી મુક્ત થાઓ ૧૪–૧૫

ઉદ્ધવજી પૂછે છે–હે યોગેશ્વરોના ઈશ્વર! આપે પ્રથમ કહ્યું કે, સ્વધર્મમા સાવધાન રહી કર્મ કરવુ અને વળી હમણા કહો છો કે, સર્વ કર્મનો ત્યાગ કરી મારે શરણે આવવુ, તો પછી કર્તા–ભોક્તાપણુ આત્મામા છે કે નહિ? તથા કર્મ કરવા કે તજવા એવો મારા મનમા સશય થાય છે તે દૂર કરો. ૧૬

ભગવાન કહે છે–ઈશ્વર જ પોતાની માયાવડે પ્રપંચરૂપે ભાસે છે અને તે પ્રપચના અધ્યાસથી જીવલોકોને અનાદિ કાળની અવિદ્યાથી કર્તાપણું તથા ભોક્તાપણું આવે છે અને તેને લઇને જીવને વિધિ–નિષેધનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ સર્વ હોય ત્યા સુધી અતકરણની શુદ્ધિ માટે કર્મ કરવા એમ મે કહ્યું અત.કરણ શુદ્ધ થયા પછી જે કર્મો ભક્તિમાં વિક્ષેપ કરનારા ન હોય તે કરવાં અને વિક્ષેપકારક કર્મોનો ત્યાગ કરવો તથા દૃઢ વિશ્વાસથી મારું ભજન કરવું જ્ઞાન પ્રાપ્ત થયા પછી કંઇ પણ કર્તવ્ય રહેતુ નથી આ સર્વ વિષયનું યથાર્થ જ્ઞાન થવા પ્રથમ ઇશ્વરથી જીવને જન્મ મરણ આપનારો પ્રપચ કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે હવે કહુ છુ આ અપરોક્ષ પરમેશ્વર શરીરમા રહેલા આધારાદિક ચક્રોમા નાદરૂપે જન્મ્યા હોય, એવા લાગે છે તે નાદવાળા પ્રાણરૂપે આધાર ચક્રમાં પ્રવેશ કરે છે, ત્યારે પરાવાણીરૂપ કહેવાય છે. આધાર ચક્રમાં અખડ તથા અસ્ફુટ નાદ થયા કરે છે તે પરાવાણી કહેવાય છે તે પરાવાણી રૂપી નાદાત્મક બ્રહ્મ મણીપૂર ચક્રમાં આવે છે ત્યારે તે પશ્યંતી વાણી કહેવાય છે આમા ઉચ્ચારણ કર્યા પહેલા મનથી જ વર્ણોના સૂક્ષ્મ સ્વરૂપ સમજાય છે, માટે આને પશ્યતી વાણી કહે છે પછી નાદાત્મક બ્રહ્મ વિશુદ્ધિ ચક્રમા જઈ મધ્યમા વાણી કહેવાય છે એ વાણી પશ્યતી ઉપર અને વૈખરીની નીચે રહેલી છે, માટે તે મધ્યમા કહેવાય છે. મધ્યમા વાણી મુખમા આવે ત્યારે અત્યંત સ્થૂલ હોવાથી વૈખરી વાણી કહેવાય છે હ્રસ્વ, દીર્ઘ વગેરે માત્રાઓ ઉદાત્તાદિક સ્વરો તથા અકારાદિક વર્ણ વૈખરી વાણીનું સ્વરૂપ છે વળી તે વેદ તથા તેની શાખારૂપે મોટા વિસ્તારવાળા થાય છે ૧૭ અગ્નિ જેમ આકાશમા અસ્ફુટ ઉષ્ણતારૂપે રહેલો છે, પણ કાષ્ઠને મથતા વાયુની સહાયતાથી તણખારૂપે તેમાથી ઉત્પન્ન થાય છે ને તેમા બીજા પદાર્થો નાખવાથી વધે છે, તેમ હુ, પરા પશ્યંતી, મધ્યમા અને વૈખરી, એ ચાર વાણીઓથી પ્રકાશું છુ ૧૮ આ પ્રમાણે અતિસૂક્ષ્મ, સ્થૂલ તથા મહાસ્થૂલ એમ ચાર પ્રકારની વાણી જેમ મારું સ્વરૂપ છે, તેમ હાથની વૃત્તિરૂપ ગ્રહણ, ચરણની વૃત્તિરૂપ ગમન, પાયુ તથા ઉપસ્થની વૃત્તિરૂપ વિસર્ગ, નાસિકાની વૃત્તિરૂપ ગધ, જિહ્વાની વૃત્તિરૂપ રસ, નેત્રની વૃત્તિરૂપ દર્શન, ત્વચાની વૃત્તિરૂપ સ્પર્શ, કાનની વૃત્તિરૂપ શ્રવણ, મનની વૃત્તિરૂપ સકલ્પ, બુદ્ધિ તથા ચિત્તની વૃત્તિરૂપ વિજ્ઞાન, અહકારની વૃત્તિરૂપ અભિમાન, ધ્યાનની વૃત્તિરૂપ સમષ્ટિ, પ્રાણ તથા સત્વ, રજ અને તમના વિકારરૂપ આધિદૈવાદિક સસાર, અતિસૂક્ષ્મ અને સ્થૂલ તથા અતિસ્થૂલ એમ ચાર રૂપે પ્રગટ થાય છે. અને તે મારું સ્વરૂપ છે ૧૯ માટે આ સંસાર મારાથી ભિન્ન નથી ઇશ્વર પ્રથમ ભિન્ન ભિન્ન રૂપે પ્રગટ થયા ન હતા, પરતુ એક જ રૂપે હતા. તે ઇશ્વર જ કાળને લીધે માયાશક્તિને ભેટ્યા તેથી ઇંદ્રિયાદિકરૂપે ઘણા પ્રકારના લાગે છે ઇશ્વર ત્રણે ગુણોના આશ્રયરૂપ લોકાત્મક કમળના બીજ રૂપ છે. જેમ બીજ ક્ષેત્રને પ્રાપ્ત થતાં અનેક રૂપે થાય તેમ લોકાત્મક કમળના બીજરૂપ ભગવાન કાળગતિથી માયાને આશ્રય કરીને સર્વ પ્રપંચરૂપે થાય

છે [20] આ રીતે જગત માયાની જાળ જેવુ છે, માટે તે પરમાત્માથી ભિન્ન નથી, પરંતુ ઈશ્વરમા રહેલુ છે તાંતણામા ઓતપ્રોત રહેલુ વસ્ત્ર જેમ તંતુઓથી ભિન્ન નથી તેમ આ વિશ્વ સર્વ પ્રકારે ઈશ્વરમા ઓતપ્રોત રહેલુ હોઈ તેનાથી ભિન્ન નથી તે સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ અને અવિદ્યાને લીધે આત્મામા અધ્યાસ રૂપ થયેલું પ્રપચરૂપી વૃક્ષ જ જીવને કર્તારૂપી અને ભોક્તારૂપી સંસાર આપે છે માટે આત્માનુ સત્ય અને પ્રપચનું મિથ્યાપણું જ્યારે સમ થાય છે ત્યારે જ કર્માદિકનો ત્યાગ કરવો આમ મારુ કહેવુ છે અનાદિ કાળનુ સસારરૂપી વૃક્ષ, ફૂલ તથા ફળને ભોગવે ને મોક્ષને ઉત્પન્ન કરે છે અથવા તો કર્મને તથા તેના ફળોને ઉત્પન્ન કરે છે [21] આ પુરાણુ સસાર વૃક્ષના બે મૂળ (પુણ્ય અને પાપ,) તેના અનેક મૂળ (વાસનાઓ,) ત્રણ થડ (ગુણરૂપી,) પાચ સ્કધ (ભૂત) છે અગિયાર શાખાઓ (ઇન્દ્રિયો), ત્રણ છાલ (વાત, પિત્ત, કફ) અને સુખ તથા દુખ બે ફળરૂપ છે એ વૃક્ષમાથી પાચ રસ (શબ્દાદિક) ઉત્પન્ન થાય છે. બે પક્ષીઓ (જીવ તથા ઇશ્વર) તેની પર બેઠા છે અને સૂર્યના મડળ સુધી તે ઉંચું છે તાત્પર્ય એ કે જે સૂર્યના મડળને તોડીને ઉપર જાય છે, તેને જન્મ મરણરૂપી સસાર નથી [22] તેને બે ફળો લાગેલા છે, તેમાથી એક દુખરૂપી ફળને ત્યા રહેનાર ગૃધ્ર પક્ષીઓરૂપી કામી ગૃહસ્થો ભોગવે છે, બીજા સુખરૂપી ફળને વનમા હસ પક્ષીઓરૂપી પરમહસ લોકો ભોગવે છે આ પ્રમાણે માયાવડે અનેકરૂપે ભાસતા પરમાત્માને ગુરુઓદ્વારા જેઓ જાણે છે, તેઓજ વેદના ખરા અર્થને જાણે છે [23] ગુરુની આ પ્રમાણે ઉપાસના કરવાથી ઉત્પન્ન થતી ભક્તિવડે બ્રહ્મવિદ્યારૂપી કુહાડો તૈયાર કરવો અને તેથી સાવધાન તથા ધૈર્યવાન થઈ લિંગ શરીરને કાપી નાખી પરમાત્માને પામવો અને પછી સર્વ સાધનનો ત્યાગ કરવો [24]

एवं गुरूपासनयैव भक्त्या
विद्याकुठारेण शितेन धीरः
विवृश्च्य जीवाशयमप्रमत्त
संपद्य चात्मानमथ त्यजास्त्रम् ॥ २४ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे द्वादशोऽध्यायः

# અધ્યાય ૧૩ મો.$

## સત્વથી વિદ્યા ઉદય.

श्रीभगवानुवाच

सत्वं रजस्तम इति गुणा बुद्धेर्न चात्मनः ।
सत्वेनान्यतमौ हन्यात्सत्वं सत्वेन चैव हि ॥

ભગવાન કહે છે-જ્યા સુધી તપ આદિ ત્રણ ગુણ વૃત્તિઓ પ્રતિબંધક હોય ત્યા સુધી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થતી નથી, માટે તે વૃત્તિઓની નિવૃત્તિ કરીને બ્રહ્મવિદ્યાને ઉત્પન્ન કરવી આત્માના આનદાદિક જેમ ધર્મ છે, તેમજ જો સત્વાદિક ધર્મો હોય તો તે આત્માનું સ્વરૂપ હોવાથી નિવૃત્તિ ન થતાં વિદ્યાની ઉત્પત્તિ થાય નહિ પરતુ સત્વ, રજ અને તમ એ આત્માના ધર્મ નથી, પરતુ પ્રકૃતિના ધર્મો છે. માટે સત્વગુણની વૃદ્ધિ કરી તેનાથી રજોગુણની તથા તમોગુણની વૃત્તિઓનો નાશ કરવો અને ઉપશમરૂપી સત્વગુણવડે સત્ય તથા દયાદિરૂપ સત્વગુણનો પણ વિજય કરવો [1] સત્વગુણથી પુરુષને ભક્તિરૂપી સર્વોત્તમ ધર્મ પ્રાપ્ત થાય છે, ને તે રજોગુણનો અને તમોગુણનો નાશ કરે છે તે ગુણો નાશ થયા કે રાગદ્વેષાદિક રજોગુણથી અને આળસાદિક તમોગુણથી ઉત્પન્ન થતો અધર્મ નાશ પામે છે [2-3] શાસ્ત્ર, પાણી, લોકો, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મત્ર તથા સસ્કાર એ દશ કારણો છે [4] વિદ્વાનો જેના વખાણ કરે અને સાત્વિક જેની નિદા કરે તેને તામસ અને જેની સ્તુતિ કે નિદા કઇ પણ ન થાય તેને રજોગુણી પદાર્થ જાણવો [5] પુરુષે સત્વગુણની વૃદ્ધિ માટે તેમાથી સાત્વિક પદાર્થ સેવવા નિવૃત્તિ શાસ્ત્રો સત્વગુણી છે, માટે તેનું પઠન પાઠન કરવુ પરતુ પ્રવૃત્તિ શાસ્ત્રો રજોગુણી છે, અને પાખંડી શાસ્ત્રો તમોગુણી છે, માટે તેનું પઠન પાઠન કરવુ નહિ તીર્થોના જળો સાત્વિક

$ આ અધ્યાયમા સત્વગુણની વૃદ્ધિથી વિદ્યાનો ઉદય તથા હસના ઇતિહાસથી ચિત્તને અને ગુણોને ભિન્ન પાડવાની કથા કહેવામા આવશે

છે, તેનું સેવન કરવું, પરંતુ સુગંધી જળ રજોગુણી છે અને મદિરા વગેરેના જળ તમોગુણી છે, તેથી તેનું સેવન કરવું નહિ. નિવૃત્તિવાળા ભગવાનના ભક્તજનો સત્વગુણી કહેવાય છે, તેઓની સંગત કરવી, પરંતુ પ્રવૃત્તિવાળા રજોગુણી અને દુરાચારી તમોગુણી લોકોનો સંગ કરવો નહિ એકાંત પ્રદેશ સત્વગુણી છે તેથી તેમાં વાસ કરવો, પરંતુ રજોગુણી રાજમાર્ગોનું અને તમોગુણી જુગારના માર્ગોનું સેવન કરવું નહિ સત્વગુણી નિત્ય કર્મ કરવાં, તેમજ વૈષ્ણવ અથવા શૈવ દીક્ષા લેવી, પરંતુ રજોગુણી તથા તમોગુણી દીક્ષા લેવી નહિ સાત્વિક વિષ્ણુનું ધ્યાન કરવું, પરંતુ રજોગુણી કામિનીઓનું તથા તમોગુણી શત્રુઓનું ધ્યાન કરવું નહિ સાત્વિક ૐકારાદિક મંત્રોનો જપ કરવો, રજોગુણી કામ્ય મંત્રોનો અને તમોગુણી ક્ષુદ્ર મંત્રોનો જપ કરવો નહિ. સત્વગુણી મનને શુદ્ધ કરનાર સંસ્કારો લેવા, પરંતુ અત્યંત રજોગુણી દેહ સંસ્કારો તથા તમોગુણી એવા માંસાદિકના સંસ્કારો પડવા દેવા નહિ આ પ્રમાણે વર્તવાથી સત્વગુણની વૃદ્ધિ થાય છે, તેથી ભક્તિરૂપી ધર્મનો લાભ થાય છે, અને તે ભક્તિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે કોઈ કહેશે કે મહા વાક્યના શ્રવણોથી જ્ઞાન ઉત્પન્ન થાય, પરંતુ તેમ નથી આત્માને અપરોક્ષ તથા સ્થૂલ અને સૂક્ષ્મ દેહના કારણરૂપી ગુણો તજવા સુધીનું જ્ઞાન ભક્તિથી જ થાય છે ગુણોનો ક્ષોભ થવાથી આ દેહ ઉત્પન્ન થયેલો છે દેહ પોતે પોતાના આશ્રયરૂપ ગુણોનો પોતાથી ઉત્પન્ન થયેલી વિદ્યાવડે નાશ કરી શકે અને પોતે પણ કેવી રીતે દેહમાથી ઉપરામ પામે? એ શંકાનો ઉત્તર સહજ છે વાંસ પરસ્પર ઘસાવાથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ વાંસને બાળી શાંત પડે છે, તેમ દેહ પોતાથી ઉત્પન્ન થયેલી વિદ્યાવડે ગુણોને બાળી શાંત થઈ જાય છે ૬-૭

ઉદ્ધવ કહે છે—હે શ્રીકૃષ્ણ! મરણ ધર્મવાળા પુરુષો જાણે છે કે, વિષયોનું સેવન આપત્તિનું કારણ થઈ પડે છે, છતાં તે વિષયોને ભોગવે છે તેનું કારણ શું? ૮

ભગવાન કહે છે—વિવેક રહિત મનુષ્યને દેહાદિકમાં મિથ્યાબુદ્ધિ થવાને લીધે મનમાં એવો સંકલ્પ વિકલ્પ થાય છે કે, "હું આ પ્રમાણે ભોગ ભોગવીશ. આવા વિકલ્પવાળા સંકલ્પો રજોગુણી મનમાં વારંવાર થયા કરે છે, ફલાણો પુરુષ કેવો ધનવાન છે? તેનો કેવો વૈભવ છે? આવી રીતે વિષયોનું ધ્યાન થવાથી દુષ્ટ બુદ્ધિવાળા પુરુષને ઉત્કટ તૃષ્ણા થાય છે, આવી ઉત્કટ તૃષ્ણા ઉત્પન્ન થતાં કામને અધીન થઈ રહેલો, ઇંદ્રિયાધીન, રજોગુણના વેગથી મુગ્ધ થઈ ગયેલો પુરુષ, જુવે છે કે કર્મો પરિણામે દુ:ખકારક છે છતાં તે કર્મો કરે છે ૧૧ પરંતુ વિવેકી પુરુષનું મન કોઈવાર રજોગુણથી અને તમોગુણથી વિક્ષેપ પામે તોપણ તે સાવધાન થઈ મનને નિયમમાં રાખે છે અને વિષયો તરફ દોષદૃષ્ટિ કરે છે, પરંતુ તેમાં બંધાતો નથી, અર્થાત્ તેના ઉપર દોષદૃષ્ટિ કરવા છતાં મન રોકી શકાય નહિ તો તેને રોકવા નીચે પ્રમાણે ઉપાય કરવો આળસનો ત્યાગ કરી સવારમાં, મધ્યાહ્ને તથા સાયંકાળે આસનનો વિજય કરવો, પ્રાણાયામ કરવો અને સાવધાનપણે ધીરે ધીરે મારામાં મન લગાડવું. ૧૩ વિષયોમાંથી મનને ખેંચી સાક્ષાત્ મારા સ્વરૂપમાં લગાડવું, તેનું નામ યોગ કહેવાય છે આ પ્રમાણે સનકાદિકોએ કહ્યું છે ૧૪

ઉદ્ધવ કહે છે—હે કેશવ! આપે સનકાદિક કે જેઓ ઘણા જ વૃદ્ધ છે, તેઓને યોગનો ઉપદેશ કર્યો હોય તે સર્વ હું જાણવા ઇચ્છું છું ૧૫

ભગવાન બોલ્યા—સનકાદિક ઋષિઓ બ્રહ્માના મનમાંથી ઉત્પન્ન થયા હતા તેઓ પોતાના પિતાને યોગની જાણી શકાય નહિ તેવી વાર્તા પૂછવા લાગ્યા ૧૬

સનકાદિકે પૂછ્યું—હે પ્રભુ! ચિત્ત સ્વાભાવિક રીતે રાગાદિકને લીધે વિષયોમાં પ્રવેશ કરે છે, માટે વિષયોને તજવાની ઇચ્છાવાળા મુમુક્ષુ પુરુષે તે કેમ તજવા? ૧૭

ભગવાન કહે છે—સનકાદિકોના પૂછવાથી મહા દેહવાળા અને જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મા વિચાર કરવા લાગ્યા. પરંતુ તેમની બુદ્ધિ કામમાં રોકા-

ચલી હતી, તેથી પ્રશ્નના કારણને સમજી શક્યા નહિ ૧૮ પછી બ્રહ્મા પ્રશ્નનું કારણ તથા ઉત્તર જાણવાની ઈચ્છાથી મારું ધ્યાન કરવા લાગ્યા તે વખતે હું હંસનું રૂપ ધારણ કરી બ્રહ્માની પાસે ગયો. ૧૯ મને જોઈ સનકાદિકોએ બ્રહ્માને આગળ કરીને મારી પાસે આવીને મારા ચરણમાં પ્રણામ કર્યા અને પૂછ્યું કે તમે કોણ છો? ૨૦ ઉપર પ્રમાણે તત્ત્વ જાણવાની ઇચ્છાવાળા મુનિઓએ પૂછ્યું કે, મે તેઓને જે કહ્યું હતું તે તમે સાભળો. ૨૧ મેં તેઓને કહ્યું છે કે તમે આત્માને ઉદ્દેશીને પૂછો છો કે આત્માની ઉપાધિરૂપ સમૂહને ઉદ્દેશીને પૂછો છો? જો તમે આત્માને ઉદ્દેશીને પૂછતા હો તો વસ્તુતાએ આત્મા ભિન્ન ભિન્ન નથી, પરંતુ એક જ છે, માટે તમે પૂછ્યું કે તમે કોણ છો, એ પ્રશ્ન ઘણામાથી એકનો જ નિશ્ચય કરનારો છે, તેથી અઘટિત છે તેમ જ મારે ઉત્તર દાતાએ કોનો આશ્રય કરીને ઉત્તર આપવો? કદાચ આત્મામા જાતિ અથવા ગુણાદિક વિશેષ હોય તો તેનો પણ આશ્રય કરીને ઉત્તર આપુ કે હું અમુક જાતિનો છું અથવા તો અમુક ગુણવાળો છુ પરંતુ આત્મામા તો કોઈ જાતિ કે કોઇ ગુણાદિક નથી માટે હુ કોના આધારે તમને ઉત્તર આપુ? ૨૨ તમે જો આત્માના ઉપાધિરૂપ ભૂત સમૂહને ઉદ્દેશીને પૂછતા હો તો દેવ તથા મનુષ્ય વગેરેના શરીરો, કારણરૂપ પાંચભૌતિકપણાને લીધે એક બીજાથી જુદા નથી, તેમ તેના પરમ કારણ પણ પરસ્પર જુદા નથી, માટે તમારો પ્રશ્ન જે તમે કોણ છો? એ વ્યર્થ તથા ખોટો છે ૨૩ મન, વચન, દૃષ્ટિ તથા ઇંદ્રિયોથી જે વસ્તુ જાણવામા આવે છે તે હું પોતે જ છુ કોઈ પણ વસ્તુ મારાથી ભિન્ન નથી, એ રીતે તમે તત્વનો વિચાર કરીને સમજો ૨૪ હે પુત્રો! મન વિષયોમા પ્રવેશ કરે છે, અને વિષયો મનમા પ્રવેશ કરે છે પરંતુ તે બને વસ્તુ મારારૂપ જીવને અધ્યાસને લીધે ઉપાધિરૂપ થઇ પડેલી છે, પરંતુ તે જીવનુ ખરું સ્વરૂપ નથી ૨૫ માટે વિષયોના સંસ્કારને લીધે વિષયોમા પ્રવેશ કરતુ મન તથા વાસનાવડે મનમાથી ઉઠતા વિષયો આ બન્નેનો બ્રહ્મરૂપ થઇ ત્યાગ કરવો ૨૬ કોઈ શંકા કરશે કે જીવ તો જાગ્રતાદિક અવસ્થાવાળો છે, તે પરબ્રહ્મસ્વરૂપ કેમ થઈ શકે? તેના ઉત્તરમાં કહેવાનું કે, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણ અવસ્થાઓ બુદ્ધિની વૃત્તિઓ છે અને તે સ્વાભાવિક નથી, પરંતુ સત્વ, રજ અને તમથી ઉત્પન્ન થયેલી છે જીવ તો ત્રણે અવસ્થાઓથી વિલક્ષણ છે અને તે તેનો સાક્ષી છે. ૨૭ આત્મામા બુદ્ધિનો અધ્યાસ થવાથી 'હુ જાગું છું, હુ સુતો હતો,' એવુ લાગે છે, પરન્તુ વસ્તુતઃ અવસ્થાઓ બુદ્ધિની છે આત્માની નથી માટે જીવ પોતે સાક્ષીરૂપે રહી મિથ્યાભૂત બુદ્ધિના અધ્યાસનો ત્યાગ કરે ત્યારે વિષયો મનથી અને મન વિષયોથી જુદું પડે ૨૮ આ પ્રમાણે મિથ્યા અધ્યાસ થવાનું તથા બંધન થવાનું કારણ અહંકાર છે તે અહંકાર આનંદાદિકનું આવરણ કરી અનર્થકારક થઈ પડે છે આ સર્વે જાણીને સંસાર દુ:ખમય છે, એમ જાણી ઉદાસીન થઈ જવુ અને તે ત્રણે અવસ્થાથી ભિન્ન ચોથી અવસ્થામા રહી જન્મના અધ્યાસનો તથા ભોગની ચિંતાનો ત્યાગ કરવો ૨૯ પુરુષની ભેદદૃષ્ટિ નિવૃત્ત થાય નહિ ત્યા સુધી તે પુરુષ કર્માદિમા કુશળ છતા સ્વપ્નમા રહેલો મનુષ્ય જેમ પોતાને જાગતો માનવા છતા સ્વપ્ન વિના બીજું કંઈ દેખતો નથી, તેમ આ અજ્ઞાનીને કર્મમા યથાર્થ રીતે કુશળ જાણવો નહિ ૩૦ વર્ણ, આશ્રમ તથા તે સંબંધી કર્માદિકની ભેદબુદ્ધિ વેદે પ્રતિપાદન કરેલી છે, તે કેમ ટળે? ના તેમ નથી, કેમ કે દેહાદિક પદાર્થો મિથ્યા છે. માટે તેને લીધે થયેલા વર્ણ તથા આશ્રમના ભેદ, સ્વર્ગાદિક ફળો તથા ફળને આપનારા કર્મો પણ મિથ્યા છે દાખલા તરીકે જીવ જ્યારે સ્વપ્નાવસ્થાને જુવે છે ત્યારે તેને સ્વપ્નના દેહાદિક પદાર્થો મિથ્યા જણાય છે, તેથી તેણે કરેલા ભેદો, ફળો અને કર્મો મિથ્યા જણાય છે માટે સારાંશ કે અજ્ઞાની મનુષ્યને વૈદિક કર્મો બાધ કરે છે, પરંતુ જ્ઞાનીને બાધ કરતા નથી. ૩૧ હવે ભેદદૃષ્ટિ ટાળનારી યુક્તિઓ હું તમને કહું છું. જે જાગ્રત અવસ્થામા સર્વ ઇંદ્રિયોમાં જેઓની ક્ષણે ક્ષણે સ્થિતિ બદલાય છે, એવા બહારના દેહાદિક

પદાર્થોને ભોગવે છે તથા જે સ્વપ્નાવસ્થામા મનમાથી જ ઉત્પન્ન થયેલા, જાગ્રત અવસ્થામા જોયેલા અને જેઓની સ્થિતિ ક્ષણે ક્ષણ બદલાયા કરે છે, એવા વાસનામય દેહાદિક પદાર્થોને ભોગવે છે તથા જે સુષુપ્તિમા તે સર્વ પદાર્થોનો ઉપસ હાર કરે છે, તે પુરુષ એક જ છે, ભિન્ન નથી, કારણ કે, તે ત્રણે અવસ્થાઓનો દ્રષ્ટા છે. જાગ્રદવસ્થાની દ્રષ્ટા સર્વ ઇંદ્રિયો છે, સ્વપ્નાવસ્થાનું દ્રષ્ટા મન છે અને સુષુપ્તિ અવસ્થાની દ્રષ્ટા સ્વપ્નના સર્વ સ સ્કારવાળી બુદ્ધિ છે, છતા તે સર્વ ઇંદ્રિયોનો, મનનો અને બુદ્ધિનો નિયંતા એક આત્મા છે, માટે આત્મા એ સર્વ અવસ્થાનો દ્રષ્ટા છે શાસ્ત્રમા જો કે જાગ્રતનો દ્રષ્ટા વિશ્વ, સ્વપ્નનો દ્રષ્ટા તેજસ અને સુષુપ્તિનો દ્રષ્ટા પ્રાજ્ઞ કહેલો છે, પર તુ તે સર્વ નામ માત્ર જ જુદા છે દ્રષ્ટા પુરુષ એક જ છે અને તે સર્વના અનુભવની વાત છે. જેમકે 'જે હુ સ્વપ્ન જોતો હતો, તે હું ત્યાર પછી કંઇ જાણતો ન હતો અને તે જ હું હમણા જાગુ છું,' એવી માણસને સ્મૃતિ થાય છે, માટે વિશ્વાદિકનો આત્મામા અવ્યવહાર કરવો જુદી જુદી અવસ્થારૂપી ઉપાધિને લીધે આત્મા પોતે એક સ્વરૂપ છે [૩૨] આ રીતે મનની જે ત્રણ અવસ્થાઓ કહી, તે ગુણોથી થાય છે અને મારી માયાને લીધે જ તે કલ્પી કાઢેલી છે તમે આત્માના સ્વરૂપનો નિશ્ચય કરો તથા અનુમાનોથી અને સદ્ગુરુના ઉપદેશથી સર્વ સ શયના નિવાસરૂપ અહ-કારનો નાશ કરી મને ભજો. [૩૩] હવે હુ તમને જ્ઞાનરૂપી ખડ્ગને સજ કરવાનો ઉપાય દર્શાવુ તે સાભળો. આ જગત ભ્રાંતિરૂપ છે, કારણ કે, મનના વિલાસરૂપે દેખાય છે તથા નાશ પામે છે સ્વપ્ન એ મનનો વિલાસ છે, તે દેખાય છે ને નાશ પામે છે. વળી આ જગત ભ્રાંતિરૂપ છે, કારણ કે તે ચ ચળ છે જે અત્ય ત ચ ચળ હોય તે ભ્રાંતિરૂપ હોય જ, જેમ ઉંબાડીયાનું ચક્ર અત્ય ત ચ ચળ હોઇ ભ્રાંતિરૂપ છે, તેમ ઘણા પ્રકારના જગતની પરબ્રહ્મમા ભ્રાંતિ છે માટે ભ્રાંતિના અધિષ્ઠાનરૂપે બ્રહ્માંડ ઘણા પ્રકારનું ભાસે છે, પર તુ વિચાર કરતા ગુણના પરિણામે કરીને થયેલો અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણ પ્રકારનો ભેદ માયારૂપ છે [૩૪] માટે દશ્ય પદાર્થમાથી દૃષ્ટિને ખેચી લઈને સ્વસ્વરૂપનો અનુભવ કરવો અને તેને સ્થિર કરવા તૃષ્ણા રહિત થઈ મૌન રહેવુ મન, વાણી અને કાયાવડે કંઈ પણ ચેષ્ટા કરવી નહિ દેહધારીને દ્વૈત દૃષ્ટિ મટતી નથી માટે ફરીને સ સારમા જન્મમરણ થાય છે આહારાદિ જે જે સ સારિક અવશ્ય કાર્યો હોય, તેમા દ્વૈતદૃષ્ટિ કરવામા આવે છે, પર તુ જે વસ્તુ અરુચિથી અને મિથ્યા દૃષ્ટિથી ત્યાગ કરી છે, તે વસ્તુ પાછી મોહ ઉપજાવી શકતી નથી કારણ કે જીવન્મુક્ત પુરુષને દેહ પડયા સુધી સ સ્કારને લીધે દ્વૈત ભાસે છે, પરન્તુ તે ભાસ તેને મોહ ઉપજાવી શકતો નથી [૩૫] મદિરાથી મત્ત ને ભાન રહિત પુરુષ જેમ શરીરપર વસ્ત્ર છે કે નહિ તે જાણતો નથી, તેમ જીવન્મુક્ત જ્ઞાની પુરુષને પણ વિનાશી દેહ આસન ઉપર બેસે, ઉભો થાય, બહાર જાય અને પાછો આવે, તેનું ભાન રહેતું નથી, કેમકે પોતાના સ્વરૂપને તે જાણતો નથી. [૩૬] આ દેહ પાલન કર્યા છતા મરે છે, માટે જીવન્મુક્ત પુરુષ પરપોટા જેવી કાયાનું રક્ષણ કરતો નથી દેહના રક્ષણની કંઈ પણ જરૂર નથી પ્રારબ્ધવશ દેહ પોતાને ઉત્પન્ન કરનારુ કર્મ જ્યાસુધી હોય ત્યા સુધી પ્રાણ તથા ઇંદ્રિયો સાથે રહે છે, પર તુ તેની ઉપર લગારે આસક્તિ રાખતો નથી, કારણ કે સમાધિયોગને સ પાદન કરનાર યોગીઓએ પરમાર્થ વસ્તુ જાણેલી હોવાથી આ સ્વપ્ન સમાન દેહમા તે આસક્ત થતા નથી [૩૭] હે બ્રાહ્મણો ! સાખ્ય તથા યોગ માગ નુ જે રહસ્ય હતુ, તે મે તમને સ ભળાવ્યુ હુ વિષ્ણુ છુ અને તમને જ્ઞાનનો તથા ધર્મનો ઉપદેશ કરવા જન્મેલો છુ [૩૮] યોગ અને સાખ્યથી જાણવામા આવતો ધર્મ, પાળવામા આવતો ધર્મ, પ્રભાવ, લક્ષ્મી, કીર્તિ તથા જિતેન્દ્રિયપણુ એ સર્વ સાધનોથી જે વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય છે તે જ હું છુ. [૩૯] હુ નિર્ગુણ છુ, મને કોઇ પણ જાતની અપેક્ષા નથી સર્વનો બ ધુ, આત્મા, પ્રિય અને ઈશ્વર હુ છું મારે વિષે સમદૃષ્ટિ, અસ ગ આદિક સર્વ ગુણો રહેલા છે, માટે તમારે મારી ઉપર દૃઢ વિશ્વાસ

રાખવો. ૪૦ હે ઉદ્ધવ! સનકાદિક મુનિઓએ પરમ ભક્તિથી મારો સત્કાર અને સ્તોત્રોવડે સ્તુતિ કરી ત્યાર પછી હું મારા ધામમા પાછો ગયો. ૪૧-૪૨

तैरहं पूजितः सम्यक् संस्तुतः परमर्षिभिः ।
प्रत्येयाय स्वकं धाम पश्यतः परमेष्ठिनः ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे त्रयोदशोऽध्यायः

# અધ્યાય ૧૪ મો.[$]

## ભક્તિ ને ધ્યાનયોગ.

उद्धव उवाच

वदन्ति कृष्ण श्रेयांसि बहूनि ब्रह्मवादिनः ।
तेषां विकल्पप्राधान્યमुताहो एकमुख्यता ॥

ઉદ્ધવે પૂછ્યું-હે શ્રીકૃષ્ણ! વેદ જાણનારાઓ ઘણા સાધનો બતાવે છે, પણ તેમાં સર્વ સાધનોને મુખ્ય જાણવા કે અમુકને મુખ્ય જાણવુ ૧ આપે કહ્યું કે નિષ્કામ ભક્તિ યોગ જ ઉત્તમ સાધન હોવાથી સર્વ ઉપરથી આસક્તિ ઉઠાડી આપને વિષે મન પ્રવેશ કરે એમ કરવુ, પણ બીજાઓ વળી બીજું બતાવે છે, માટે હું પૂછુ છુ કે, કેટલા સાધનો ફળ આપવામા મુખ્ય છે અને કેટલાં ગૌણ છે? પ્રત્યેક સાધનો ફળદાયી હોય તો તે સર્વ શુ સમાન ફળ આપે છે કે ઓછાવત્તા, તે હે કૃષ્ણ! મને સમજાવો ૨

ભગવાન કહે છે-ભક્તિ સર્વ કરતા શ્રેષ્ઠ ફળ આપતી હોવાથી તે સર્વોત્તમ છે અને બીજા સાધનો લોકોએ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે અજ્ઞાનથી કલ્પી કાઢેલા છે પ્રલય સમયે નાશ પામેલી વેદ વાણી મે પૂર્વે બ્રહ્માને સ ભળાવી હતી જેમા મારુ મનન કરાવનારો ધર્મ છે ૩ તે વેદાત્મક વાણી બ્રહ્માએ મનુને શીખવી હતી તેમની પાસેથી ભૃગુ વગેરે બ્રહ્મર્ષિઓ શીખ્યા હતા ૪ તે પ્રજાપતિઓની પાસેથી તેમના પુત્ર દેવતાઓ, દાનવો, યક્ષો, મનુષ્યો, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, કિંદેવો, કિન્નરો, નાગો, રાક્ષસો અને કિંપુરુષાદિકો શીખ્યા હતા તેઓની પ્રકૃતિઓ, સત્વગુણ, રજોગુણ અને તમોગુણવાળી હોવાથી ઘણા પ્રકારની છે. વાસનાઓને લીધે પ્રાણીઓમાં જુદાં જુદા શરીરો તથા ભિન્ન ભિન્ન બુદ્ધિ આવે છે સર્વ લોકોએ પોત પોતાની બુદ્ધિને અનુસાર વેદના અર્થો કર્યા છે. ૫-૭ કેટલાક મનુષ્યોની બુદ્ધિ સ્વભાવના વૈચિત્ર્યને લીધે ભિન્ન પ્રકારની હોય છે. કેટલાક મનુષ્યોની બુદ્ધિમાં ભણેલા ન હોવા છતાં ઉપદેશની પરંપરાને લીધે ભેદ હોય છે, અને કેટલાકની બુદ્ધિ વેદવિરુદ્ધ પાખંડ મતને માને છે ૮ હે ઉદ્ધવ! આ પ્રમાણે મારી માયાવડે મોહિત થયેલા પુરુષો કર્મો અને ઇચ્છા પ્રમાણે નાના પ્રકારના કલ્યાણના સાધનો માને છે. ૯ મીમાંસકો ધર્મને, સાહિત્ય શાસ્ત્રીઓ યશને, વાત્સાયનાદિક કામને, યોગશાસ્ત્રીઓ સત્ય, દમ અને શમને, રાજનીતિજ્ઞો ઐશ્વર્યને, ચાર્વાક ભોગને તથા બીજા યજ્ઞ, તપ, દાન, વ્રત, નિયમ તથા યમને પુરુષાર્થ માને છે ૧૦ એમને કર્મ કરવાથી જે લોકો મળે છે તે આદિ અને અ તવાળા, પરિણામે દુઃખદાયી, તુચ્છ આનંદવાળા અને શોકથી ભરપુર હોય છે ૧૧ માટે ભક્તિ સર્વ કરતાં શ્રેષ્ઠ છે મારે વિષે ચિત્ત રાખનાર તથા બીજા સર્વ વિષયોની તૃષ્ણા રહિત થયેલા પુરુષને મારાપર આનંદ સ્વરૂપની સ્ફુરણાથી જે સુખ મળે છે, તે સુખ વિષયોમા લાગી રહેલા પુરુષોને નથી મળતુ. ૧૨ બીજાઓને જ્યારે અવધિવાળું સુખ મળે છે, ત્યારે મારા ભક્તને સ પૂર્ણ સુખ મળે છે કોઈ વસ્તુની દરકાર ન કરનારા, આતરિન્દ્રિયોનો નિગ્રહ કરનાર, શાંત, સમદૃષ્ટિવાળા અને મારા ધ્યાનવડે સંતોષ રાખનાર પુરુષને સર્વ દિશાઓ સુખકારી થાય છે. ૧૩ ભગવાનમા મન અર્પણ કરનારા ભક્તજનો મારા વિના ઇન્દ્રના આસનને, ચક્રવર્તીપણાને, પાતાલના રાજ્યને, પોતાની સિદ્ધિઓને અથવા ભક્તિને, કોઇ પણ પદાર્થને ઇચ્છતા નથી. ૧૪ હે ઉદ્ધવ! મને આપ જેવા પ્રિય લાગો છો, તેવા બ્રહ્મા મારા પુત્ર છતા પણ મને પ્રિય લાગતા નથી. લક્ષ્મી પત્ની છતા પણ મને પ્રિય લાગતાં નથી, તેમ મને મારું શરીર પણ પ્રિય લાગતુ નથી. ૧૫

[$] આ અધ્યાયમા ભક્તિ ઉત્તમ સાધન હોવાથી તેનું વર્ણન તથા તે સાથે ધ્યાનયોગનું નિરૂપણ કરવામા આવશે

હું તૃષ્ણા રહિત, શાંત, વૈર રહિત અને સમદષ્ટિવાળા મારા ભક્તના ચરણની રજવડે મારા આત્માને પવિત્ર કરું એવી ઇચ્છા રાખું છું ૧૬ કોઈ વસ્તુનો સંગ્રહ ન કરનાર, મારા ઉપર પ્રીતિ રાખનાર, શાંત, નિરભિમાની, સર્વ જીવો ઉપર પ્રેમ રાખનાર તથા વિષયોએ જેમના મનનો સ્પર્શ કર્યો નથી, એવા ભક્તો મને પ્રસન્ન કરે છે, તેઓ જ નિષ્કામ સુખને જાણે છે, બીજાઓ જાણતા નથી ૧૭ આ તો ઉત્તમ ભક્તની વાત કહી, પરંતુ મારો પ્રાકૃત ભક્ત પણ કૃતકૃત્ય છે ઇન્દ્રિયાધીન પ્રાકૃત ભક્તને વિષયો પોતાના તરફ ખેંચે છે, તોપણ તે સમર્થ ભક્તિવડે પરાભવ પામતો નથી ૧૮ હે ઉદ્ધવ ! અગ્નિ જેમ કાષ્ઠને બાળી ભસ્મ કરે તેમ મારી ભક્તિ પાપને બાળે છે. ૧૯ ભક્તિ જેમ મને વશ કરે છે, તેમ સાંખ્ય, વેદાધ્યયન, તપ અથવા દાન મને વશ કરી શકતા નથી ૨૦ સર્વમાં પ્રિય આત્મારૂપ હું શ્રદ્ધાથી કરેલી ભક્તિવડે સત્પુરુષને વશ થાઉં છું મારી ભક્તિ, ચંડાળોને પણ જાતિદોષમાંથી મુક્ત કરે છે ૨૧ સત્ય અને દયાવાળો ધર્મ તથા તપવાળી વિદ્યા મારી ભક્તિથી રહિત ચિત્તને પવિત્ર કરતાં નથી ૨૨ જ્યાંસુધી રુંવાં ઉભા થાય નહિ, ચિત્ત પીગળી જાય નહિ તથા આનંદાશ્રુના ટીપાં પડે નહિ, ત્યાં સુધી ભક્તિ જાણવામાં આવે નહિ ભક્તિ વિના અંતઃકરણ શુદ્ધ થતું નથી ૨૩ જે પુરુષની વાણી ગળગળી થઈ જઈ મન પીગળી જાય છે, તે લજ્જા મૂકીને કોઇવાર રડે, હસે, ઉંચા સ્વરથી ગાય અને નાચે છે તેને મારો ભક્ત જાણવો. તે મારી ભક્તિવાળો પુરુષ જગતને પવિત્ર કરે છે. ૨૪ સુવર્ણ જેમ તપાવવાથી મેલનો ત્યાગ કરે છે, તેમ ચિત્ત મારી ભક્તિના કર્મની વાસનાઓના ત્યાગથી પવિત્ર થાય છે ૨૫ મારી કથાઓ સાભળવાથી તથા વર્ણન કરવાથી જેમ ચિત્ત સ્વચ્છ થતું જાય, તેમ સૂક્ષ્મ વસ્તુરૂપ પરબ્રહ્મ જાણવામાં આવે છે જેમ અંજન આંજવાથી નેત્ર નિર્મળ થતા જાય છે, અને ઝીણી વસ્તુ દેખાય છે, ૨૬ તેમ મનુષ્ય વિષયોનું ચિંતન કર્યા કરે તો તેનું ચિત્ત વિષયોમાં લીન થતું જાય છે અને મારું સ્મરણ કરનારનું ચિત્ત મારે વિષે લાગી રહે છે. ૨૭ બીજાં સાધનો તથા બીજાં ફળો સ્વપ્નની તથા મનોરથની માફક મિથ્યા છે, માટે તેનો ત્યાગ કરી મારા ભજનથી શુદ્ધ કરેલા ચિત્તને મારામાં સ્થિર કરવું. સ્ત્રીઓનો તથા તેના સંગીઓનો ત્યાગ કરી આત્મસ્વરૂપમાં નિષ્ઠ થવું, અને નિર્ભય તથા એકાંત સ્થળમાં બેસી મારું ધ્યાન કરવું. સ્ત્રીઓના સંગથી તથા તેઓના સંગીના સંગથી પુરુષને જેવું બંધન તથા ક્લેશ થાય છે, તેવું બંધન કે તેવો ક્લેશ બીજાનો સંગ કરવાથી થતો નથી, માટે કામનાઓનો ત્યાગ કરવો ૨૮–૩૦

ઉદ્ધવ પૂછે છે—હે કમલનયન ! મને તમારા દાસ્યથી પુરુષાર્થનો લાભ થયો, પરંતુ મુમુક્ષુ પુરુષે આપનું કેવી રીતે ધ્યાન કરવું ? તથા તમારા કેવા સ્વરૂપનું ધ્યાન કરવું ? તે મને વર્ણવીને કહો ? ૩૧

ભગવાન કહે છે—બહુ ઉંચા નહિ, તેમ બહુ નીચા પણ નહિ, પરંતુ સમ એવા દર્ભાસન ઉપર પોતાને અનુકૂળ પડે તેમ બેસવું, ચિત્તની સ્થિરતા માટે દૃષ્ટિને નાકની દાંડી ઉપર રાખવી અને હાથને ખોળામાં મૂકી, પૂરક, કુંભક તથા રેચકના ક્રમથી અથવા તેથી ઉલટા ક્રમથી પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, અને ઇન્દ્રિયોને વિષયોમાં જતી અટકાવવી ૩૨–૩૩ પ્રાણાયામ બે પ્રકારના છે, એક સગર્ભ અને અને બીજો ગર્ભરહિત. જેમાં ૐકાર હોય તે સગર્ભ ૐકાર મૂળાધાર ચક્રથી માંડીને બ્રહ્મરંધ્રના છેડા સુધી કમળના તંતુની પેઠે સૂક્ષ્મ તથા અવિચ્છિન્ન છે તેને પ્રાણદ્વારા મનમાં પ્રગટ કરી ઘંટાના ઘંટારવ જેવો ઉદાત્ત નાદ સ્થિર કરવો. ૩૪ પ્રભાતે, મધ્યાહ્નને અને સાયંકાળે દશવાર ૐકાર સાથે પ્રાણાયામ કરે તો પુરુષ એક મહીનામાં પ્રાણવાયુને વશ કરે છે ૩૫ કેવા સ્વરૂપનું ધ્યાન કરવું તે હવે સાંભળો. હૃદય કમળ શરીરમાં ઉંચા નાળવાળું, નીચા મુખનું અને કેળના પોટાની પેઠે બીડાયેલું છે. નીચા નાળવાળું, મુખવાળું, ઉઘડેલું, આઠ પાંખડીવાળું તથા કળીવાળું તેને કલ્પવું. તે કળીમાં સૂર્ય, ચંદ્ર, તથા અગ્નિનું ઉત્તરોત્તર

ચિ તન કરવુ અને ઉપર રહેલા અગ્નિ વિષે નીચે કહ્યા પ્રમાણે ધ્યાનમાં શુભ્ર નિરંજન એવા મારા સ્વરૂપનુ ધ્યાન ધરવુ ૩૬–૩૭ સરલ અવયવવાળુ, શાત, સુદર મુખવાળુ, લાબા અને સુંદર હાથવાળુ, અત્યત મનોહર કઠવાળુ, સુદર કપોલવાળુ, સ્વચ્છ તથા મંદ મદ હસતું હોય એવુ, મકરાકાર કુંડળોવડે શોભતુ, સુવર્ણના જેવા પીળા વસ્ત્ર ધારણ કરનારુ, મેઘના જેવુ શ્યામ, વક્ષ સ્થળમા જમણી બાજુ શ્રીવત્સ અને ડાબી બાજુ લક્ષ્મીને ધારણ કરનારુ, શખ, ચક્ર, ગદા અને પદ્મવાળુ, વનમાળાથી વિભૂષિત, ઝાંઝરોથી શોભિતા ચરણવાળુ, કૌસ્તુભની કાતિવાળુ, તેજસ્વી મુગટવાળુ, કડા, કટિમેખલા તથા બાજુબધથી અલકૃત, સર્વાંગસુદર, હૃદયને ગમે તેવુ પ્રસન્ન મુખ અને નેત્રવાળુ તથા અત્યત કોમળ, એવુ મારુ રૂપ છે તેને ચિંતવવુ. મારા સર્વ અગોમા મન રાખી ધીર પુરુષે ઉપર કહ્યા પ્રમાણે મનવડે ઇન્દ્રિયોને વિષયોમાથી ખેચી લઈ બુદ્ધિ રૂપી સારથિવડે મનને મારા સ્વરૂપ તરફ ખેચી જવુ ૩૮–૪૨ હવે કેવા સ્વરૂપથી મિશ્ર સ્વરૂપનુ ધ્યાન કરવુ, તે સાભળો. પ્રથમ સર્વ અગોમા વ્યાપ્ત ચિત્તને એક એક અગમા જોડતા જવુ અને બીજા અગોનુ ધ્યાન છોડવુ આ રીતે પ્રત્યેક અગનું ધ્યાન કરતા છેવટે મદ હસતા મુખનુ ધ્યાન કરવુ અને તેમા મનને ઘણીવાર રોકવુ ૪૩ ચિત્ત મારામા જ્યારે ઘણીવાર સુધી સ્થિર થાય ત્યારે સર્વના કારણરૂપ મારા સ્વરૂપમા ચિત્ત લગાડવુ. પછી કોઈ પણ વસ્તુનુ ધ્યાન કરવુ નહિ, અર્થાત્ ધ્યાતા અને ધ્યેય એ બન્ને વસ્તુનો ત્યાગ કરવો ૪૪ આ પ્રમાણે સમાધિ પર્યંત ધ્યાન કરનારો પુરુષ મને પછી પોતાના અતરમા દેખે છે અને તેજમા જેમ તેજ દેખાય, તેમ સર્વાત્મક એવા મારા સ્વરૂપમા પોતાને જોડાયેલો જુવે છે ૪૫ એ રીતે અત્યત તીવ્ર ધ્યાનથી મનનુ સમાધાન કરતા યોગીનો અધિભૂત, અધિદૈવ, અધ્યાત્મરૂપ દૃશ્ય, દ્રષ્ટા તથા દર્શરૂપ ભ્રમ લય થાય છે ૪૬

ध्यानेनेत्थं सुतीव्रेण युंजतो योगिनो मनः ।
संयास्यत्याशु निर्वाणं द्रव्यज्ञानक्रियाभ्रमः ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
चतुर्दशोऽध्यायः

## અધ્યાય ૧૫ મો.[*]

### સિદ્ધિઓની લાલચ.

श्रीभगवानुवाच

जितेंद्रियस्य युक्तस्य जितश्वासस्य योगिनः ।
मयि धारयतश्चेत उपतिष्ठन्ति सिद्धयः ॥

ભગવાન કહે છે–ઇદ્રિયો અને શ્વાસને જિતનાર સ્થિર ચિત્તવાળા તથા મારામા ચિત્તને ધારણ કરનાર યોગીને અવશ્ય સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ૧

ઉદ્ધવે પૂછ્યુ–હે શ્રીકૃષ્ણ ! કેવી ધારણા કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય ? ને તે માટે કેવી ધારણા કરવી ? અને સિદ્ધિઓ કેવી રીતે પ્રાપ્ત થાય છે ? તે કેટલી છે ? આપ સિદ્ધિઓના આપનાર છો માટે તે કહો ૨

ભગવાન કહે છે–યોગવિદ્યામાં પારગત પુરુષોએ સિદ્ધિઓ તથા ધારણાઓ અઢાર કહેલી છે. તેઓમા આઠ સિદ્ધિઓ મારે વિષે રહેલી છે, અને બીજી દશ સત્વગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થાય છે ૩ અણિમા (મોટા શરીરમાથી અત્યત નાનુ શરીર કરવુ), મહિમા (નાના શરીરમાથી મોટું શરીર કરવુ), લઘીમા (ભારે શરીરમાથી હલકુ શરીર કરવુ), પ્રાપ્ત (સર્વ પ્રાણીઓની ઇદ્રિયો સાથે તે તે ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવરૂપે સબંધ કરવો), પ્રાકાશ્ય (આલોકના તથા પરલોકના સર્વ વિષયોપભોગ જોવાની શક્તિ), ઈશિતા (ઈશ્વરમાં માયાની અને જીવમા માયાના અશોની પ્રેરણાશક્તિ), વશિતા (વિષયોના ભોગમા અસંગ), અને પ્રાકામ્ય (જે જે સુખની ઈચ્છા થાય તે તે સુખ મળવુ) હે ઉદ્ધવ ! આ આઠ સિદ્ધિઓ મારામા સ્વભાવિક રીતે જ રહેલી છે. ૪–૫ હવે સત્વગુણની વૃદ્ધિથી મળતી દશ સિદ્ધિઓના નામ

[*] આ અધ્યાયમા ધ્યાનમા આવતી સિદ્ધિઓનું વર્ણન કરવામા આવશે

આ પ્રમાણે છે.—અનુર્મિત્વ (શરીરમા ક્ષુધા પિપાસાનો અભાવ), દૂર શ્રવણ (છેટેની વાર્તા સાભળી લેવી), દૂરદર્શન (છેટેના પદાર્થોને જોવા), મનોજવ (જ્યાં મન જાય ત્યા જવુ), કામરૂપ (ધાર્યા પ્રમાણે રૂપ લેવું), પરકાય પ્રવેશ (પારકા શરીરમા પ્રવેશ), સ્વચ્છદ મૃત્યુ (પોતાની ઇચ્છા પ્રમાણે મરણ), દેવસહક્રીડાનુદર્શન (દેવો અપ્સરાઓની સાથે ક્રીડા કરે છે તે જોવી), યથાસકલ્પસિદ્ધિ (સકલ્પ પ્રમાણે સિદ્ધિ) તથા અપ્રતિહતાજ્ઞા (સર્વત્ર આજ્ઞાનુ પાલન) આ સિદ્ધિઓ સત્વગુણની વૃદ્ધિથી પ્રાપ્ત થાય છે ૬–૭ બીજી પાચ ક્ષુદ્ર સિદ્ધિઓના નામ —ત્રિકાળજ્ઞત્વ (ત્રિકાળનું જ્ઞાતાપણું), અપદ્વદ્વ (શીત તથા ઉષ્ણાદિ દ્વદ્વથી અપરાજય), પરચિત્તાદ્યભિજ્ઞતા (પારકાના ચિત્તને જાણવાપણુ), પ્રતિષ્ટભ (અગ્નિ, સૂર્ય, જળ કે વિષ આદિકના બળને રોકી રાખવુ) તથા અપરાજય (સર્વત્ર હારવુ નહિ તે) ૮ યોગથી સિદ્ધ થતી સિદ્ધિઓમાની મે' તમને મુખ્ય મુખ્ય સિદ્ધિઓ કહી હવે ધારણાથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે સાભળો. ૯ જે પુરુષ મનને તન્માત્રાનુ રૂપ ઠરાવી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધરૂપ અણી ભૂતસૂક્ષ્મનો એટલે તન્માત્રાના ઉપાધિરૂપ મારા શરીરમા ધારણ કરે છે તે સૂક્ષ્મ ભૂતનો ઉપાસક પુરુષ મારી અણિમાદિક સિદ્ધિઓને પામે છે. ૧૦ જે પુરુષ મનને જ્ઞાનશક્તિરૂપ મહત્તત્ત્વનો આકાર માની, તેમને મહત્તત્ત્વરૂપી ઉપાધિવાળા મારા પરમ રૂપમા ધારણ કરે છે, તે પુરુષ મહિમા નામે સિદ્ધિને પામે છે આકાશાદિક પાચ ભૂતરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમા મનને ધારણ કરનારો પુરુષ ભૂતની મહત્તારૂપી મહિમા સિદ્ધિને પામે છે ૧૧ પૃથ્વી, જળ, તેજ તથા વાયુ એ ચાર ભૂતના પરમાણુરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમા જે પુરુષ મન રાખે, તે જેમા પરમાણુરૂપ થવાય છે એવી લઘીમા નામે સિદ્ધિને પામે છે. ૧૨ જે પુરુષ સાત્વિક અહકારરૂપી ઉપાધિવાળા મારા સ્વરૂપમા સપૂર્ણ રીતે મન યોજે તેને જેમાં સર્વની ઇન્દ્રિયોના દેવતાઓ છે એવી પ્રાપ્તિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. મારે વિષે મન રાખવાથી સર્વ સિદ્ધિ મળે છે ૧૩ મનને ક્રિયાશક્તિવાળુ મહત્તત્ત્વ માની તેને ક્રિયાશક્તિવાળા મહત્તત્ત્વરૂપી મારા સ્વરૂપમાં ધારણ કરે તે અપ્રકટ જન્મવાળો જે હુ, તેની સર્વશ્રેષ્ઠ એવી પ્રકામ્ય સિદ્ધિ પામે છે ૧૪ જે પુરુષ ત્રિગુણાત્મક માયાના અધિપતિ તથા કાળ મૂર્તિ એવા વિષ્ણુ વિષે મનને યોજે છે, તે પુરુષ ઇશિતા નામની સિદ્ધિને પામે છે જે સિદ્ધિથી જીવોમા માયાના અશોની અને ઇશ્વરમા માયાની પ્રેરણા કરી શકાય છે ૧૫ વિરાટ્ હિરણ્યગર્ભ તથા કારણરૂપ ઉપાધિથી રહિત ચોથુ નારાયણ નામે તત્ત્વ છે, જેમા સપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન તથા વૈરાગ્ય વગેરે રહેલા છે; તેમા મન રાખનારો તથા મારો ધર્મ પાળનારો યોગી વશિતા સિદ્ધિ મેળવે છે ૧૬ નિર્ગુણ તથા પરબ્રહ્મરૂપ જે હુ તેમા મન રાખનાર યોગી પરમાનદરૂપી પ્રાકામ્ય સિદ્ધિ મેળવે છે, જે સિદ્ધિ એક સુખની સીમા છે. ૧૭ શ્વેત દ્વીપનો પતિ, સત્વગુણમય તથા ધર્મમય મારામા મન રાખનારો યોગી અનુર્મિત્વ સિદ્ધિને પામે છે ૧૮ સમષ્ટિ પ્રાણરૂપ મારા સ્વરૂપાનંદનું સ્મરણ કરનારો આકાશ જ્ઞાતા થઈ દૂરશ્રવણ સિદ્ધિને પામે છે; જેમા દૂરના પ્રાણીઓની વાણી તે સાભળી શકે છે. ૧૯ સૂર્યમા નેત્રને અને નેત્રમા સૂર્યને જોડી દઈ તે બનેના સયોગમા મારુ ધ્યાન કરનારો યોગી દૂરદર્શન સિદ્ધિ પ્રાપ્ત કરે છે એમા વિશ્વના પદાર્થો તેને જણાય છે ૨૦ મનને, શરીરને તથા તેને અનુસરનારા વાયુને મારા સ્વરૂપમાં જોડી દઈ, ધારણા કરવાથી મનોજવ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, જે સિદ્ધિમા મન જ્યા જાય ત્યા તેનુ શરીર પણ જઇ શકે છે ૨૧ અચિંત્ય શક્તિવાળો તથા અનેક પ્રકારનો હું, તેમા મનની ધારણાના પ્રભાવથી જ્યારે મનને ઉપાદાન કારણરૂપ કરી જે જે રૂપે થવાની ઇચ્છા યોગી કરે, તે તે મન ગમતા રૂપને આપું છું ૨૨ સિદ્ધ યોગીને પરની કાયામા પ્રવેશ કરવો હોય ત્યારે જેની કાયામા પ્રવેશ કરવો હોય, તેવી કાયામા પોતાના આત્માનુ ચિંતન કરી પોતાના

સ્થૂલ દેહનો ત્યાગ કરી લિંગ શરીરરૂપી ઉપાધિ સાથે ભ્રમર જેમ એક ફૂલમાંથી બીજા ફૂલમાં જાય તેમ વાયુરૂપી માર્ગવડે પરકાયામા પેસી શકાય છે આ પરકાય પ્રવેશ સિદ્ધિ કહેવાય છે [૨૩] ગુદાના છિદ્રને દબાવી પ્રાણરૂપી ઉપાધિવાળા આત્માને અનુક્રમે હૃદય, છાતી, કંઠ તથા મસ્તક સુધી ચઢાવી બ્રહ્મરંધ્રરૂપી દ્વારવડે મનને બીજી કાયામા લઈ જાય અને પછી પોતાની સ્થૂલ કાયાનો ત્યાગ કરે તેને પરકાયપ્રવેશ સિદ્ધ કહે છે સ્વચ્છંદ મૃત્યુ કે જેમા પોતાની ઈચ્છા પ્રમાણે મરાય છે, તે સિદ્ધિ પણ ઉપર કહેલી ધારણાના પ્રભાવથી મળે છે તે સિદ્ધિમા પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમે હૃદય, છાતી, કંઠ તથા મસ્તક ઉપર ચઢાવી બ્રહ્મરંધ્રના દ્વારથી મનવડે પરબ્રહ્મમાં લઇ જવો અને પછી દેહનો ત્યાગ કરવો. [૨૪] મારી મૂર્તિમા રહેલા સત્વગુણની ભાવના કરનારને દેવક્રીડા દર્શન નામે સિદ્ધિ મળે છે, જેમાં સત્વગુણના અંશરૂપ દેવાગનાઓ વિમાન લઇ આવે છે [૨૫] મારો ભક્ત યોગી, હું કે જે સત્ય સંકલ્પવાળો છુ, તેમા મનની ધારણા કરીને યોગી જ્યારે જેવો સંકલ્પ કરે, ત્યારે તેવુ ફળ પામવારૂપી યથા સંકલ્પસિદ્ધિ પ્રાપ્ત કરે છે [૨૬] સર્વનો નિયંતા તથા સ્વતંત્ર તથા વ્યાપ્ત એવો જે હું, તેમા મનની ધારણા કરવાથી મારા સ્વભાવને પામે, તે પુરુષ અપ્રતિહતાજ્ઞા સિદ્ધિ મેળવે છે જેને લીધે મારી આજ્ઞા જેમ કોઇ ઠેકાણે ભંગ થતી નથી તેમ તેની આજ્ઞા પણ કોઈ ઠેકાણે કદી વ્યર્થ જતી નથી [૨૭] મારી ભક્તિથી શુદ્ધ અંતઃકરણવાળો તથા ધારણા જાણનારો યોગી ઈશ્વરમા મન યોજે તો ત્રણ કાળની વસ્તુ જેથી જણાય એવી જન્મ-મરણને જણાવનારી ત્રિકાળજ્ઞત્વ સિદ્ધિ મેળવે છે તેમ પરચિત્તાદ્યભિજ્ઞતા નામે સિદ્ધિ પણ ધારણાથી મળે છે. [૨૮] જે મનુષ્યનું ચિત્ત યોગથી પરિશ્રાંત થયેલુ હોય, તે યોગીના યોગમય શરીરને જેમ પાણીથી જળચરોને હાનિ પહોચતી નથી, તેમ અગ્નિ, સૂર્ય, જળ વગેરે પદાર્થોથી હાનિ પહોચતી નથી, અર્થાત્ તે પ્રતિષ્ટંભ સિદ્ધિને પામે છે, અને તેમજ ઉપર કહેલી અપદ્દ્ધ સિદ્ધિ પણ તેને મળે છે [૨૯] જે યોગી શ્રીવત્સથી તથા અસ્રોથી અલંકૃત ભગવાનના અવતારોનું ધ્વજા, છત્ર તથા ચામર સાથેજ ધ્યાન કરે તેને અપરાજય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. [૩૦]

આ રીતે યોગની ધારણાઓથી મારી ઉપાસના કરનાર યોગીને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. [૩૧] જિતેંદ્રિય, પ્રાણ અને મનને દમન કરીને તેનો પરાજય કરનાર મુનિને વશિતા સિદ્ધિના પ્રકરણમાં કહેલી એક ધારણા કરવાથી સર્વ સિદ્ધિઓ મળે છે, [૩૨] છતા તેની ઇચ્છા કરવી નહિ, કારણ કે તે ઉત્તમ પ્રકારનો યોગ સાધવાથી મને મેળવવા ઇચ્છતા યોગીને સિદ્ધિએથી કાળના કાળ વહી જાય છે, માટે તે સિદ્ધિઓ વિઘ્નરૂપ છે. [૩૩] પુરુષે નિષ્કામ રહી ઇશ્વરના ઉપાધિરહિત ચોથા સ્વરૂપની ધારણા કરવી પરંતુ બીજી સકામ ધારણાઓનો ત્યાગ કરવો આ જગતમા જન્મ, ઓષધિ, તપ તથા મંત્રોથી જેટલી સિદ્ધિઓ મળે છે, તે સર્વ યોગથી અલૌકિક રીતે મળે છે. તે વસ્તુ બીજા કોઈ સાધનથી મળતી નથી [૩૪] હું સર્વ સિદ્ધિઓનો જ નહિ, પરંતુ મોક્ષનો, જ્ઞાનનો, જ્ઞાનના સાધનભૂત ધર્મનો અને ધર્મોપદેશ કરનાર વેદવેત્તાઓનો પણ પાલક અને પ્રભુ છુ એટલામાટે સિદ્ધિઓ કરતા મને પ્રાપ્ત કરવો એ ઉત્તમ છે [૩૫] હું સર્વ પ્રાણીઓનો આત્મા અને અંતર્યામી છુ, પરન્તુ તેથી પરિચ્છિન્ન થઇ જતો નથી, કારણ કે હું, બહાર પણ છુ ને અંદર પણ છુ અંદર તથા બહાર રહેવાથી મને કોઈ જાતનુ આવરણ નડતું નથી હું અંદર તથા બહાર કેવી રીતે રહેલો છું તે રહસ્ય હવે સાભળો. જરાયુજ, સ્વેદજ, અંડજ તથા ઉદ્ભિજ્જ, એ ચારમા જેમ પાચ મહા ભૂતો અંદર રહેલા છે અને બહાર પણ રહેલા છે, તેમ હુ પોતે સર્વ પ્રાણીઓની અંદર તેમ બહાર પણ રહેલો છું, તેથી હુ પ્રભુ કહેવાઉં છું [૩૬]

अहमात्मांतरा बाह्योऽनावृतः सर्वदेहिनाम् ।
यथा भूतानि भूतेषु बहिरंतस्स्वयं तथा ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
पंचदशोऽध्यायः

# અધ્યાય ૧૬ મો.*

## ભગવાનની વિભૂતિઓ.

### उद्धव उवाच:

**त्वं ब्रह्म परमं साक्षादनाद्यन्तमपावृतम् ।**
**सर्वेषामपि भावानां त्राणस्थित्यप्ययोद्भवः ॥**

ઉદ્ધવે પૂછ્યુ -હે કૃષ્ણ! હે મહારાજ! આદિ અને અ તરહિત, સ્વત ત્ર, સર્વે પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનાર આપ સાક્ષાત્ પરબ્રહ્મ-રૂપ છો ૧ હે ભગવન્! મનને નહિ જિતનાર પુરુષો નાના મોટા સર્વ પદાર્થોમા રહેલા આપને જાણતા નથી, પર તુ બ્રાહ્મણો યથાર્થ રીતે નાના મોટા સર્વે પદાર્થોમા રહેલા આપને જાણીને આપનીજ ઉપાસના કરે છે. ૨ જેમ પ ચ મહાભૂતો કેટલાક શરીરમા કોઈ કોઈ ગુણને લીધે વિશેષ રહે છે અને કેટલાકમા કોઇ કોઈ ગુણોથી થોડા રહે છે તેમ આપ કયા કયા પદાર્થોમા અધિક અને કયા કયા પદાર્થોમા ન્યૂન રહેલા છો ? તથા મહર્ષિઓ જે જે પદાર્થોમા ભક્તિપૂર્વક આપની ઉપાસના કરવાથી સિદ્ધિઓ મેળવે છે તે તે પદાર્થોનાં નામ મને કહો ૩ આપ સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો તથા આપ સર્વને વિષે ગુપ્ત રહેલા છો, છતા પણ તમારી માયાવડે મોહિત થયેલા પ્રાણીઓ સર્વના દ્રષ્ટા આપને દેખતા નથી ૪ પૃથ્વીમા, સ્વર્ગમા, પાતાળમા તથા દિશાઓમા આપની શક્તિથી જોડાયલી જે શક્તિઓ છે તે મને સમજાવો. ૫

ભગવાન કહે છે-હે ઉદ્ધવ! કુરુક્ષેત્રમા શત્રુઓની સાથે યુદ્ધ કરવા માટે ઇચ્છિતા અર્જુને મને આવોજ પ્રશ્ન પૂછયો હતો ૬ રાજ્ય માટે પોતાની જ્ઞાતિનો નાશ કરવો, એ નિ દિત કર્મ તથા અધર્મરૂપ છે, એમ જાણીને ' હુ મારીશ અને આ લોકો મરણ પામશે, ' એવી અર્જુનને પ્રાકૃત બુદ્ધિ ઉત્પન્ન થઈ હતી, તેથી તે યુદ્ધ કરતાં અટકી પડયો હતો ૭ તે સમયે રણભૂમિ ઉપર પુરુષમા વાઘ જેવા શૂરવીર અર્જુનને મે ઉપદેશ કર્યો હતો, તમે મને જેવો પ્રશ્ન કરો છે, તેવોજ અર્જુને કર્યો હતો. ૮ હે ઉદ્ધવ! હુ તમારા પ્રશ્નનો ઉત્તર આપુ છું. સર્વ પ્રાણીઓનો આત્મા, મિત્ર તથા ઈશ્વર તેમજ સર્વ પ્રાણીરૂપ અને તેઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયકર્તા હુ છુ ૯ ગતિવાળાઓમા ગતિરૂપ, વશ કરનારાઓમા કાળમૂર્તિ, ત્રણ ગુણોમા સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ હુ છુ દ્રવ્યોમા સ્વાભાવિક ગુણરૂપ હુ છુ ૧૦ ગુણવાળા પદાર્થોમા હુ ક્રિયાશક્તિ પ્રધાનરૂપ મહત્તત્વ છુ. મોટા પદાર્થોમા મહત્તત્વ મારુ સ્વરૂપ છે સૂક્ષ્મ વસ્તુઓમા હુ જીવરૂપ છુ, દુર્જય પદાર્થોમા હું મન છું. ૧૧ વેદોને ભણાવનાર બ્રહ્મા, મ ત્રોમા ત્રણ અક્ષરવાળો ૐકાર, અક્ષરોમા અકાર, અને છ દોમા ગાયત્રી છદ હું છુ. ૧૨ સર્વ દેવતાઓમા ઇદ્ર હુ છુ. વસુઓમા હુ હવ્યવાહ, આદિત્યોમા હુ વિષ્ણુ કે રુદ્રોમા હુ નીલલોહિત છુ ૧૩ બ્રહ્મર્ષિઓમા હુ ભૃગુ, રાજર્ષિઓમા હુ મનુ, દેવર્ષિઓમા હું નારદ, અને ગાયોમા હુ કામધેનુ છુ. ૧૪ સિદ્ધેશ્વરોમાં હું કપિલદેવ, પક્ષીઓમા ગરુડ, પ્રજાપતિઓમાં હું દક્ષ, અને પિતૃઓમા હુ અર્યમા છું, ૧૫ દૈત્યોમા હુ પ્રહ્લાદ, નક્ષત્ર તથા ઓષધિઓનો સ્વામી હું ચ દ્રમા, યક્ષ તથા રાક્ષસોનો સ્વામી હુ કુબેર, ૧૬ ઉત્તમ હાથીઓમા હુ ઐરાવત, જળ જ તુઓમા હુ વરુણ, તપાવનાર તથા પ્રકાશ કરનારાઓમા હુ સૂર્ય, મનુષ્યોમા હુ રાજા, ૧૭ ઘોડાઓમાં હુ ઉચ્ચૈઃશ્રવા, ધાતુઓમા હુ સુવર્ણ, ૧૮ શિક્ષા કરનારાઓમા હુ યમ, સર્પોમા હું વાસુકી, અન ત શીંગડાવાળાં અને દાઢવાળા પ્રાણીઓમા હુ સિંહ, આશ્રમોમા હુ સ ન્યાસાશ્રમ, વર્ણોમા હુ બ્રાહ્મણ, ૧૯ તીર્થ તથા પ્રવાહોમાં હુ ગ ગા, સ્થિર જળાશયોમા હુ સમુદ્ર, આયુધોમા હુ ધનુષ, ધનુર્ધારીઓમાં હુ શ કર, ૨૦ નિવાસસ્થાનોમા હું મેરુ, દુર્ગમ સ્થાનોમા હુ હિમાલય, વનસ્પતિઓમાં હુ પીપળો, ઓષધિઓમાં હુ જવ, ૨૧ પુરોહિતોમાં હુ વસિષ્ઠ, વેદાર્થમા નિષ્ઠાવાળાઓમાં હું બૃહસ્પતિ,

* આ અધ્યાયમા જ્ઞાન, બળ તથા પ્રભાવાદિ વડે ભગવાનના આવિર્ભાવથી વિભૂતિઓનું વર્ણન કરવામા આવશે.

સર્વ સેનાપતિઓમા હુ કાર્તિકસ્વામી, શુભ માર્ગને પ્રવર્તાવનારાઓમા હુ બ્રહ્મા, ૨૨ યજ્ઞોમા હુ બ્રહ્મ યજ્ઞ, વ્રતોમા હુ અહિંસા, શુદ્ધ પદાર્થોમા વાયુ, અગ્નિ, સૂર્ય, જળ અને બ્રાહ્મણોના વચનરૂપ હું છું ૨૩ યોગના આઠ અંગોમા હું સમાધિરૂપ, વિજયેચ્છુઓમા હુ ગુપ્ત વિચાર, ડહાપણોમા હું બ્રહ્મવિદ્યા, અખ્યાતિ, અન્યખ્યાતિ, અસત્ખ્યાતિ, શૂન્યખ્યાતિ તથા અનિર્વચનીય ખ્યાતિનો વાદ કરનાઓમાં હુ વિકલ્પવાદ, ૨૪ સ્ત્રીઓમા હુ શતરૂપા, પુરુષોમા હુ સ્વાયંભુવ, મુનિઓમા હું નારાયણ, બ્રહ્મચારીઓમા હુ સનત્કુમાર, ૨૫ ધર્મોમા હુ અભયદાન, નિર્ભય સ્થાનોમા હુ આત્મનિષ્ઠા, અભિપ્રાયને ગુપ્ત રાખવાના સાધનોમા હું પ્રિયવચન તથા મૌન, સ્ત્રી પુરુષોના જોડામા હુ પ્રજાપતિ, ૨૬ સાવધ રહેનારાઓમા હું વર્ષા કાળ, ઋતુઓમા હુ વસંત, મહિનાઓમા હું માર્ગશીર્ષ, નક્ષત્રમા હું અભિજિત, ૨૭ યુગમા હું સત્ય યુગ, ધીર પુરુષોમા દેવલ તથા અસિત, અને વેદના વિભાગ કરનારાઓમા હું વેદવ્યાસ અને વિદ્વાનોમા હું શુક્રાચાર્ય છુ ૨૮ ઉત્પત્તિ, પ્રલય, પ્રાણીઓનું આવાગમન, વિદ્યા અને અવિદ્યા જાણનારાઓમા હું વાસુદેવ, વૈષ્ણવોમા હું તમારુ સ્વરૂપ, કિંપુરુષોમા હું હનુમાન, વિદ્યાધરોમા હુ સુદર્શન, ૨૯ રત્નોમા હું મણિ, સુંદર પદાર્થોમા હુ કમળકોશ, દર્ભમા હુ કુશ અને હવિષ્ય પદાર્થોમા હુ ગાયનુ દૂધ છુ ૩૦ ઉદ્યોગીઓની હુ સંપત્તિ, દ્યૂત રમનારાઓમા જુગાર, સહનશીલ પુરુષોમા હુ તિતિક્ષા, ધૈર્યવાળાઓમા હુ ધીરજ, ૩૧ બળવાનોની હુ ઇન્દ્રિયશક્તિ, વૈષ્ણવોએ ભક્તિપુરઃસર કરેલુ કર્મ પણ હુજ છુ, ભકતોએ પૂજવા યોગ્ય વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, નારાયણ, વરાહ, નૃસિંહ તથા બ્રહ્મા એ નવ મૂર્તિઓમા હુ વાસુદેવ મૂર્તિ રૂપ છુ ૩૨ ગંધર્વોમા હુ વિશ્વાવસુ, અપ્સરાઓમા હુ પૂર્વચિત્ત, પર્વતોમા હુ સ્થૈર્યરૂપ, પૃથ્વીમા હુ અવિકૃત ગંધરૂપ, ૩૩ જળમા હુ મધુર રસ, તેજસ્વીઓમા હુ અગ્નિરૂપ, સૂર્ય, ચંદ્ર તથા તારાઓમા હુ કાંતિરૂપ, આકાશમા પરા નામથી બોલતો સૂક્ષ્મ હુ શબ્દ, ૩૪ બ્રાહ્મણોનો સત્કાર કરનારાઓમા હુ બલિ, વીરપુરુષોમાં હુ અર્જુન અને પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપ પણ હુજ છુ ૩૫ ચાલવુ, ભાષણ કરવુ, મળત્યાગ કરવો, ગ્રહણ કરવુ, પ્રસન્ન થવુ, સ્પર્શ કરવુ, સ્વાદ લેવો, સાંભળવુ, સુંઘવુ તથા જોવું ઇત્યાદિ દશ ઇન્દ્રિયોના ધર્મો છે, તેમાં જોનાર હું છુ, તથા સર્વ ઇંદ્રિયોની વિષય ગ્રહણ કરનારી શક્તિ પણ હુ છુ ૩૬ પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ તથા તેની તન્માત્રાઓ, અહંકાર, મહત્તત્ત્વ, પંચ મહાભૂતો, પુરુષ, પ્રકૃતિ, રજોગુણ, સત્વગુણ, તમોગુણ તથા તેઓથી ભિન્ન પરબ્રહ્મ એ સર્વ હુજ છુ ૩૭ હુ તે તત્ત્વોની ગણના, તેઓનુ જ્ઞાન તથા તેઓનો નિશ્ચય છુ વળી હુ જીવ તથા ઈશ્વરરૂપ છુ, ગુણ અને ગુણીરૂપ છુ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપ છુ, સર્વસ્વરૂપ છુ, અને મારા વિના કોઈ પદાર્થ કોઈ ઠેકાણે નથી ૩૮ હું કાળે કરીને પરમાણુઓની ગણતરી કરીશ, પરંતુ તે પ્રમાણે કરોડો બ્રહ્માંડને સરજતો હુ તેની વિભૂતિઓની ગણતરી મારાથી પણ થશે નહિ ૩૯ જેમાં જેમાં તેજ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, દાન, સૌંદર્ય, ભાગ્ય, બળ, સહનશક્તિ તથા વિજ્ઞાન છે, તે પદાર્થ મારી વિભૂતિરૂપ છે ૪૦ સર્વ વિભૂતિઓ મે તમને કહી આ સર્વ વિભૂતિઓ મનના વિકારરૂપ છે અને જેમ આકાશપુષ્પ, શશશૃંગ, માત્ર બોલાય છે તેમ તે બોલવા માત્ર છે ૪૧ માટે વાણી, મન, પ્રાણ અને ઇન્દ્રિયોને નિયમમા રાખીને બુદ્ધિનો સત્વગુણ સંપન્ન બુદ્ધિથી નિગ્રહ કરવો કે જેથી ફરીને જન્મ મરણ આવે નહિ ૪૨ જે સંન્યાસી બુદ્ધિથી અને વાણીથી મનને નિયમમાં રાખતો નથી તે વ્રત, તપ અને જ્ઞાન, કાચા ઘડામાં ભરેલા પાણીની પેઠે ગુમાવે છે ૪૩ મારી ભક્તિવાળી બુદ્ધિથી મન, વચન તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો કે જેથી કૃતાર્થ થવાય ૪૪

तस्मान्मनोवच प्राणान्नियच्छेन्मत्परायण: ।
मद्भक्तियुक्तया बुद्धया तत' परिसमाप्यते ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे षोडशोऽध्याय:

# અધ્યાય ૧૭ મો.$

## બ્રહ્મચર્યાદિક ધર્મો.

### उद्धव उवाच

यस्त्वयाभिहितः पूर्वं धर्मस्त्वद्भक्तिलक्षण'
वर्णाश्रमाचारवतां सर्वेषां द्विपदामपि ॥ १ ॥

ઉદ્ધવે પૂછ્યુ-હે શ્રીકૃષ્ણ ! આપે "ધર્મરૂપી કર્મભક્તિનું તથા મોક્ષનુ સાધન" કહ્યુ, પરતુ ધર્મ અને કર્મ કરનારાઓને તેનું ફળ મળે એવો નિયમ જણાવ્યો નહિ, માટે વર્ણોનો અને આશ્રમોનો આચાર પાળનાર મનુષ્યોને સ્વધર્મ પાળવાથી તમારી ઉપર ભક્તિ થાય તેવુ કહો ? ૧-૨ સપ્રદાયદ્વારા તે જણાતુ નથી, કારણ કે આપે હસાવનાર ધારણ કરી પૂર્વે ઉત્તમ તથા સુખકારક આ પરમ ધર્મ બ્રહ્માને સભળાવ્યો હતો ૩ પૂર્વે ઉપદેશ કરેલો ધર્મ ઘણો લાબો કાળ જવાથી હમણા મનુષ્ય લોકમા રહ્યો નથી ૪ હે અચ્યુત ! મનુષ્ય લોકની વાત તો રહી, પરતુ બ્રહ્મલોક કે જ્યા વેદો મૂર્તિમાન્ છે ત્યા પણ આપ વિના કોઇ ધર્મનો વકતા, પાળનાર અને રક્ષણ કરનાર નથી ૫ આપ આ, મૃત્યુ લોકનો ત્યાગ કરી સ્વધામ જશો ત્યારે નાશ થયેલા ધર્મનો કોણ ઉપદેશ કરશે ? ૬ માટે હે પ્રભુ ! તમારી ભક્તિના સાધનરૂપ ધર્મ કેવી રીતે પાળવો, તે મને યથાસ્થિત કહો ? ૭

શુકદેવજી બોલ્યા-હે પરિક્ષિત રાજન્ ! પોતાના સેવકોમા મુખ્ય ઉદ્ધવે આમ પૂછતા શ્રીકૃષ્ણ સતુષ્ટ થઈ મનુષ્યોના કલ્યાણ માટે સનાતન ધર્મ તેમને સમજાવવા લાગ્યા ૮ હે ઉદ્ધવ ! વર્ણ અને આશ્રમ ધર્મ પાળનારા તથા બ્રાહ્મણ ધર્મથી રહિત મનુષ્યોને ભક્તિ થવા તમે પૂછો છો, તે તમારો પ્રશ્ન યોગ્ય છે તમારા પ્રશ્નનો ઉત્તર હવે તમે સાભળો ૯ પૂર્વે સત્યયુગમા મનુષ્યનો હસા નામે એક જ વર્ણ હતો ૐકાર જ વેદરૂપ હતો ધર્મરૂપ ધારણ કરનારો માત્ર હુ જ હતો, તપમા નિષ્ઠા રાખનાર તથા પાપરહિત લોકો મારી ઉપાસના કરતા પ્રજા જન્મથી જ કૃતકૃત્ય હતી, એટલા માટે એ યુગને કૃતયુગ કહેતા ૧૦-૧૧ પછી જુદા જુદા ધર્મો ત્રેતાયુગમાં આરભાયા હે ઉદ્ધવ ! તેમા મારા હૃદયમાથી નિઃશ્વાસરૂપે ત્રણ વેદ ઉત્પન્ન થયા તેમાથી હોતા, ઉદ્ગાતા અને અધ્વર્યુવાળો મારા સ્વરૂપે યજ્ઞ પણ થયો ૧૨ મારા વિરાટ્ સ્વરૂપના મુખ, બાહુ, સાથળ તથા પગમાથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર ચાર વર્ણ થયા. જેઓ પોતપોતાના આચારથી જુદા જુદા જણાય છે ૧૩ પેડુમાથી ગૃહસ્થાશ્રમ, હૃદયમાથી બ્રહ્મચર્યાશ્રમ, વક્ષ.સ્થળમાથી વાનપ્રસ્થાશ્રમ, અને મસ્તકમાથી સન્યાસાશ્રમ ઉત્પન્ન થયા છે ૧૪ મનુષ્યોના સ્વભાવો પોતાની જન્મભૂમિ જેવા થયા, એટલે કે ઉત્તમ અગમાથી ઉત્તમ સ્વભાવવાળા અને નીચ અગમાથી નીચ સ્વભાવવાળા થયા ૧૫ શમ, દમ, તપ, પવિત્રતા, સતોષ, ક્ષમા, સરળતા, ભક્તિ, દયા તથા સત્ય બ્રાહ્મણ જાતિના ગણાય છે. ૧૬ તેજ, બળ, ધૈર્ય, શૌર્ય, સહનશીલતા, ઉદારતા, ઉદ્યમ, સ્થિરતા, બ્રાહ્મણો તરફ માનદૃષ્ટિ અને ઐશ્વર્ય એ ક્ષત્રિયોનો સ્વભાવ ગણાય છે ૧૭ આસ્તિકતા, દાન, નિષ્ઠા, નિષ્કપટપણુ, બ્રાહ્મણોની સેવા તથા અસતોષ વૈશ્યોનો સ્વભાવ છે ૧૮ બ્રાહ્મણો, ગાયો તથા દેવોની નિષ્કપટ સેવા કરતા જે કઇ મળે તેથી સતોષ રાખવો એ શૂદ્રનો ધર્મ છે ૧૯ અપવિત્રતા, મિથ્યા ભાષણ, ચોરી, નાસ્તિકતા, નિરર્થક કજીઓ, કામ, ક્રોધ, અને તૃષ્ણા એ ચાર વર્ણથી બહારના લોકોનો સ્વભાવ છે ૨૦ અહિસા, સત્ય, ચોરી ન કરવી, કામ, ક્રોધ ને લોભથી રહિતપણુ, પ્રાણીઓનુ હિત કરવાનો પ્રયત્ન, એ સર્વ વર્ણનો સામાન્ય ધર્મ છે ૨૧ હવે ચાર આશ્રમોમા બ્રહ્મચર્ય આશ્રમના ધર્મો કહુ છુ

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના લોકોએ ગર્ભાધાન સસ્કારથી માડીને અનુક્રમે પ્રાપ્ત ઉપનયન સસ્કાર જે બીજો જન્મ કહેવાય છે, તે થયા પછી ગુરુને ઘેર રહેવુ, અને ગુરુની આજ્ઞા પ્રમાણે વેદ

$ આ અધ્યાયમા શ્રીકૃષ્ણના હસાવતારે કહેલા ધર્મોમાથી બ્રહ્મચારી અને વાનપ્રસ્થના ધર્મો કહી સમજાવવામા આવશે

ભણવો [૨૨] મેખલા, મૃગચર્મ, દંડ, માળા, જનોઇ, કમંડલુ અને દર્ભ રાખવા માથે કેશ વધારવા પરન્તુ તેમા તેલ નાખવુ નહિ, દાત તથા વસ્ત્રોને ધોઇને સ્વચ્છ રાખવા તથા આસનને રંગવુ નહિ [૨૩] સ્નાન, ભોજન, હોમ અને તપ કરતા તથા મળ–મૂત્ર ત્યાગ કરતા મૌન રહેવુ, નખ ઉતરાવવા નહિ [૨૪] પવિત્ર તથા સાવધાન થઈ અગ્નિ, આચાર્ય, સૂર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ તથા દેવોની ઉપાસના કરવી, મૌન રહીને ગાયત્રીનો જપ કરવો, પ્રાત.સંધ્યાની તથા સાયંકાળની સંધ્યા કરવી [૨૫] આચાર્યને પ્રભુરૂપ જાણવો, કોઇ દિવસ તેનું અપમાન કરવુ નહિ તથા તેના ગુણમા દોષનો આરોપ કરવો નહિ કારણ કે, તે સર્વ દેવરૂપ ગણાય છે [૨૬] સવારે અને સાજે ભિક્ષા માગી લાવવી અને બીજુ જે કંઇ મળે તે ગુરુને અર્પણ કરવુ અને ગુરુ આજ્ઞા કરે તો જિતેન્દ્રિય એવા શિષ્યે તેનો ઉપયોગ કરવો [૨૭] ગુરુની સેવા કરનાર શિષ્યે દાસની પેઠે તેની પાસે બેસવુ, ગુરુ જાય ત્યારે પાછળ જવુ, ગુરુ સુવે ત્યારે સુવુ, ગુરુ બેસે તો બેસવુ, તેને પરિશ્રમ થયો હોય તો પગ ચાપવા અને બે હાથ જોડી તેની હજુરમાં હાજર રહેવુ [૨૮] આ રીતે સર્વ ભોગનો ત્યાગ કરી વિદ્યા પુરી થાય ત્યા સુધી બ્રહ્મચર્ય પાળતા ગુરુને ઘેર રહેવુ [૨૯] આ સામાન્ય બ્રહ્મચર્યના ધર્મો કહ્યા હવે નૈષ્ઠિક બ્રહ્મચારીના ધર્મો કહુ છુ બ્રહ્મચારીને મહર્લોકમા અને ત્યાથી બ્રહ્મલોકમા જવાની ઈચ્છા હોય તો જીવતા સુધી બ્રહ્મચર્યનો નિયમ પાળવો અને વિશેષ ભણવા અથવા ત્રણે વિદ્યા માટે ગુરુદક્ષિણા આપવા પોતાનો દેહ ગુરુને અર્પણ કરવો [૩૦] બ્રહ્મતેજવાળા અને પાપરહિત નૈષ્ઠિક બ્રહ્મચારિએ ભેદ બુદ્ધિનો ત્યાગ કરીને અગ્નિ, ગુરુ, પોતાનુ શરીર તથા સર્વ પ્રાણીઓમા બ્રહ્મસ્વરૂપની ઉપાસના કરવી. [૩૧] બ્રહ્મચારીએ, વાનપ્રસ્થે અથવા સંન્યાસીએ સ્ત્રીઓના દર્શન, સ્પર્શ, ભાષણ તથા હાસ્ય કરવાનો ત્યાગ કરવો. [૩૨] શૌચ, આચમન, સ્નાન, સંધ્યોપાસના, સરળતા, તીર્થસેવન, મંત્ર, જપ, ન અડકવા જેવી વસ્તુનો ત્યાગ, સર્વ પદાર્થોમા મારી ભાવના, મનનો નિગ્રહ, વાણીનો નિગ્રહ અને કાયાનો નિગ્રહાદિ સર્વે આશ્રમના સાધારણ ધર્મો છે. [૩૩–૩૪] નૈષ્ઠિક બ્રહ્મચારીનુ વ્રત ધારણ કરવાથી અગ્નિની પેઠે બ્રાહ્મણ પ્રકાશે છે અને તે જો નિષ્કામ હોય તો તેનુ પાપ તીવ્ર તપથી બળી જઇ તે મારો ભક્ત થાય છે [૩૫] પરંતુ ગૃહસ્થાશ્રમમા જવાની ઇચ્છા હોય તો ગુરુ પાસે વેદાભ્યાસ કરી ગુરુદક્ષિણા આપી, બ્રહ્મચર્ય વ્રત પૂર્ણ કરવા સમાવર્તન કરવુ [૩૬] જો વિષય ભોગવવાની ઇચ્છા હોય તો ગૃહસ્થાશ્રમ ધારણ કરવો. અંત.કરણ શુદ્ધ કરવાની ઇચ્છા હોય તો વનમા જવુ અથવા તો શુદ્ધ અંત કરણ હોય અને પોતે બ્રાહ્મણ હોય તો તેણે સંન્યાસ લેવો પરંતુ મારા ભક્તને આશ્રમ ગ્રહણ કરવાની જરૂર નથી માત્ર અભક્તને આશ્રમની જરૂર છે અને તેણે પૂર્વના આશ્રમથી પછીના આશ્રમમા જવુ પરંતુ પછીના આશ્રમથી પૂર્વના આશ્રમમા જવુ નહિ [૩૭] જેને ગૃહસ્થાશ્રમની ઇચ્છા હોય, તેણે પોતાની જાતિની, સારા કુળની અને લક્ષણવડે ઉત્તમ અવસ્થામા પોતાનાથી નાની સ્ત્રીને પરણવુ કદાચ કામનાથી બીજી જાતિની કન્યાને પરણવુ હોય તો પોતાની જાતિની કન્યા પરણ્યા પછી અનુક્રમે બીજી કન્યાઓ પરણવી એટલે બ્રાહ્મણ જાતિની કન્યાને પરણ્યા પછી ક્ષત્રિયની, વૈશ્ય જાતિની અને શૂદ્રની કન્યાને પરણવું. ક્ષત્રિયે ક્ષત્રિય જાતિની કન્યા પરણ્યા પછી વૈશ્યની અને શૂદ્રની કન્યાને પરણવુ, વૈશ્યે વૈશ્ય જાતિની પરણ્યા પછી શૂદ્રની કન્યાને પરણવુ અને શૂદ્રે માત્ર પોતાની જાતિની જ કન્યાને પરણવુ, પરંતુ ઉતરતા વર્ણે ઉત્તમ વર્ણની કન્યા પરણવી નહિ. [૩૮] યજન કરવુ, વેદાધ્યયન કરવુ અને દાન આપવુ, એ દ્વિજ જાતિના અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યના ધર્મ છે દાન લેવુ, વેદ ભણાવવો, યજ્ઞ કરાવવો, એ બ્રાહ્મણની આજીવિકા છે. [૩૯] પ્રતિગ્રહ કરવાથી તપનો, તેજનો અને યશનો નાશ થાય છે. આમ માનનારા બ્રાહ્મણે યજ્ઞ કરાવીને અથવા વેદાધ્યયન કરાવીને પોતાની આજીવિકા ચલાવવી, અને યજ્ઞ કરાવવામા તથા વેદ ભણાવવામા દોષ જણાય તો શિલોચ્છ વૃત્તિથી આજીવિકા કરવી. કારણ કે

તે સર્વ કરતા ઉત્તમ છે ૪૦ બ્રાહ્મણે આજીવિકા માટે યથેચ્છ રીતે વર્તવુ નહિ, કારણ કે બ્રાહ્મણનો દેહ સંસારના સુખભોગ માટે નથી, પણ જીવતા સુધી કષ્ટો ભોગવી તથા તપશ્ચર્યા કરી મૃત્યુ પછી પરલોકમાં અનંત સુખ ભોગવવા માટે છે આમ વેદો કહે છે ૪૧ શિલોચ્છ વૃત્તિથી સંતોષ માનનારો, અતિથિની સેવારૂપી નિર્દોષ મહા ધર્મને સેવનારો, ઘરમા રહ્યા છતા તે ઉપર આસક્તિ ન રાખતાં મારી ઉપર આસક્તિ રાખનારો પુરુષ મુક્તિ પામે છે ૪૨ આવો બ્રાહ્મણ તથા મારો ભક્ત દુખી થતો હોય તેને જેઓ મુક્ત કરે છે, તેઓને નૌકા જેમ મહાસાગર પાર ઉતારે તેમ હુ થોડા કાળમા આપત્તિઓમાથી ઉદ્ધારુ છુ ૪૩ પિતા જેમ પોતાના સંતાનોને દુખ મુક્ત કરે, તેમ રાજાએ પોતાની પ્રજાને સુખી કરવી હાથી જેમ બીજા હાથીઓને ગારામાથી કાઢે અને પોતે પણ બહાર નિકળે, તેમ ધીર રાજાએ પ્રજાને દુખમાથી બહાર કાઢી પોતે પણ દુખમાથી બહાર નિકળવુ ૪૪ આવો રાજા આ લોકમા સર્વ પાપનો નાશ કરી સૂર્યના જેવા તેજસ્વી વિમાનમા બેસી ઇન્દ્રની સાથે આનંદ ભોગવે છે ૪૫ જો બ્રાહ્મણ આજીવિકાથી કલેશ પામતો હોય તો તેણે વૈશ્યની વૃત્તિથી આપત્તિ તરવી, અને તેથી પણ વિશેષ આપત્તિ આવી હોય તો શસ્ત્ર બાંધી ક્ષત્રિયની વૃત્તિથી રહેવુ, પરંતુ કોઇ પણ દિવસ શ્વવૃત્તિથી એટલે દાસત્વથી રહેવુ નહિ ૪૬ જો ક્ષત્રિય આજીવિકા વિના બહુજ કલેશ પામતો હોય તો તેણે વૈશ્યની વૃત્તિથી અને અધિક આપત્તિમા પડ્યો હોય તો મૃગયાની વૃત્તિથી આપત્તિ જીતવી, અથવા તો બ્રાહ્મણની વૃત્તિથી રહેવુ પણ શ્વવૃત્તિથી આજીવિકા કરવી નહિ ૪૭ જો વૈશ્ય આજીવિકા વિના દુખી થતો હોય તો તેણે શૂદ્રની વૃત્તિથી તથા શૂદ્ર આજીવિકા વિના દુખી થતો હોય તો તેણે પ્રતિલોમ જાતિની આજીવિકા જેવી વૃત્તિથી ગુજરાન ચલાવવુ આ જે જે આજીવિકા કહી છે તે તે બ્રાહ્મણાદિકોએ સંકટના સમયમાં કરવાની છે પરંતુ કષ્ટ મુક્ત થયા પછી નિન્દિત કર્મથી આજીવિકા કરવી નહિ. ૪૮ ગૃહસ્થે પોતાના વૈભવ પ્રમાણે વેદાધ્યયન રૂપ બ્રહ્મયજ્ઞ કરી ઋષિઓનું યજન કરવુ, સ્વાહાથી પિતૃઓનું યજન કરવુ, યજ્ઞાદિકથી દેવતાઓનું યજન કરવુ, બલિદાનોથી ભૂતોનું યજન કરવુ ૪૯ આ યજન નિત્ય કરવુ અને શક્તિ હોય તો પુષ્કળ ધનથી પોતાના પોષ્યવર્ગને દુખ પડે નહિ તેમ યજ્ઞો કરવા ૫૦ ગૃહસ્થે કુટુંબ ઉપર આસક્તિ રાખવી નહિ, ઈશ્વરના ભજનમા પ્રમાદ કરવો નહિ, તેમ સ્વર્ગાદિકના સુખને પણ આલોકના સુખની પેઠે નાશવંત જાણવા. ૫૧ પુત્ર, સ્ત્રી, હિતૈષી અને સંબંધીઓનો સમાગમ વટેમાર્ગુના મેળાપ જેવો જાણવો, કારણ કે નિદ્રા જતા જેમ સ્વપ્ન જાય છે, તેમ દેહ જતા તે સર્વે જતાં રહે છે ૫૨ જે ગૃહસ્થ આવો વિચાર કરે છે તે તેઓથી છુટો રહે છે ઘરમા પરોણાની પેઠે રહે છે ને કશી અહંતા મમતા રાખતો નથી, તેમ ઘરબારથી બંધાતો નથી ૫૩ આ રીતે ભક્તિવાળા ગૃહસ્થે ગૃહસ્થાશ્રમના કર્મોથી મારુ ભજન કરતા ઘરમા રહેવુ અથવા વાનપ્રસ્થ થવું પ્રજા હોય તો ગૃહસ્થાશ્રમમાથી સંન્યાસાશ્રમ લેવો ૫૪ પરંતુ ઘરમા આસક્તિવાળો, પુત્રની તથા ધનની ઇચ્છાથી આતુર, સ્ત્રી વશ અને કૃપણ હોય તે 'હુ તથા મારુ'' માની ઘરમા બંધાય છે મારા માતપિતા ઘરડા છે, સ્ત્રી અને છોકરા નાના છે, સંતાન અનાથ, દીન તથા દુખી છે ને તે મારા વિના કેવી રીતે જીવશે ? એવી ચિંતાથી જેનું ચિત્ત વિક્ષિપ્ત હોય એવો ગૃહસ્થ વિષયોથી તૃપ્ત થતો નથી અને રાત્રિ દિવસ તેનું ધ્યાન કર્યા કરે છે મરણ પછી તે તમોગુણી સ્થાવરાદિકની જાતિમા જન્મે છે ૫૫–૫૮

एवं गृहाशयाक्षिप्तहृदयो मूढधीरयम् ॥
अतृप्तस्ताननुध्यायन् मृतोऽन्धं विशते तमः ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे
सप्तदशोऽध्यायः

# અધ્યાય ૧૮ મો.$

## સન્યાસના ધર્મ ને વ્રત.

**શ્રીભગવાનુવાચ**

**वनं विविक्षु पुत्रेषु भार्यां न्यस्य सहैव वा ।**
**वन एव वसेच्छांतस्तृतीयं भागमायुषः ॥ १ ॥**

ભગવાન કહે છે -વાનપ્રસ્થાશ્રમમા રહેવા ઇચ્છતા ગૃહસ્થે પોતાના પુત્રોને તેની માતા સોપીને અથવા સાથે લઈને વનમા જવુ અને આયુષ્યનો ત્રીજો ભાગ એટલે ૫ચોતેર વર્ષ સુધી શાતપણે વનમા રહેવુ, કારણ કે ૫ચોતેર વર્ષ પછી ઇદ્રિયો ક્ષીણ થાય છે તેથી સન્યાસ લેવામા હરકત નથી ૧ વાનપ્રસ્થે વનમા ઉત્પન્ન થતા કદ, મૂળ તથા ફળોથી ગુજરાન કરવુ, અને વલ્કલ, વસ્ત્ર, છાલ, પાદડા ને મૃગચર્મ પહેરવા ૨ વાળ, રુવા, નખ અને દાઢી ઉતરાવવી નહિ, શરીર ઉપર મેલ રહેવા દેવો, સવારે, બપોરે અને સાજે પાણીમા નહાવુ અને મેદાનમા જમીન ઉપર સુવુ ૩ ઉનાળામા ૫ચાગ્નિ તાપવો, ચોમાસામા ઉઘાડા ભાગમા બેસી વરસાદને ઝીલી, અભ્રાવકાશ નામે વ્રત કરવુ શિયાળામા ગળા સુધી પાણીમા રહીને ઉદકવાસ નામે વ્રત કરવુ ૪ અગ્નિથી પાકેલુ ખાવુ અથવા કાળે કરી પાકેલા ફળાદિક ખાવા ખાડણીથી અથવા પથ્થરથી કુટીને ખાવુ અથવા દાત રૂપી મુસલથી વાટીને ખાવુ એટલે દાતથી ચાવીને ખાવુ ૫ પોતાની આજીવિકાના સાધન પોતે જ મેળવવા, અને દેશ, કાળ તથા બળને જાણનાર વાનપ્રસ્થે નવુ અન્ન આવે, ત્યારે જુનુ હોય તે કાઢી નાખવુ ૬ વનમા ઉત્પન્ન થયેલા ધાન્યાદિકોથી વાનપ્રસ્થે આગ્રહાયણ આદિક યજ્ઞોમા ચરુ, પુરોડાશ વગેરેનો હોમ કરવો વેદમા કહેલા પશુઓથી મારુ યજન કરવુ નહિ ૭ વળી વાનપ્રસ્થે અગ્નિહોત્ર, દર્શ, પૌર્ણમાસ્ય અને ચાતુર્માસ યજ્ઞો ગૃહસ્થની પેઠે કરવા ૮ આ પ્રમાણે તપ કરવાથી શરીરમા નાડીરૂપે રહેલો વાનપ્રસ્થ, તપોમય જે હુ, તેનુ આરાધન કરી મહર્લોકમા જાય છે અને ત્યાથી મને પામે છે ૯ પરતુ જે મનુષ્ય મહા કષ્ટથી કરેલા મોટા કલ્યાણકારક તપનો ક્ષુદ્ર સુખને માટે ઉપયોગ કરે છે, તે મનુષ્ય કરતા બીજો કોણ મૂર્ખ હોય? ૧૦ જીવતા સુધી જે આમ કરે છે તેનો મોક્ષ થાય છે, પણ ૫ચોતેર વર્ષ પુરા થઇ ગયા પછી થોડો વૈરાગ્ય આવે તોપણ સન્યાસ લેવાનો અધિકાર છે, પરતુ ૫ચોતેર વર્ષની પહેલા જ વૃદ્ધાવસ્થાથી પોતાના નિયમો પાળવાને અશક્ત હોય અને શરીર કપતુ હોય, તો તેણે અગ્નિનો પોતાને વિષે આરોપ કરી અર્થાત્ અગ્નિહોત્ર તજી મારામા ચિત્ત આરોપી અગ્નિમા પ્રવેશ કરવો ૧૧ તથા કર્મના ફળરૂપ અને પરિણામે નરકસમ દુ ખદાયી સર્વ લોકો ઉપર વૈરાગ્ય થાય કે અગ્નિહોત્ર તજી સન્યાસ લેવો ૧૨ સન્યાસ લેતા અષ્ટકા શ્રાદ્ધ કરીને પ્રાજાપત્ય ઇષ્ટિથી મારુ યજન કરવુ પછી સર્વ ધન ઋત્વિજોને આપી અગ્નિઓનો પોતામા આરોપ કરવો અને સર્વ તૃષ્ણાનો ત્યાગ કરી સન્યાસ લેવો ૧૩ બ્રાહ્મણ સન્યાસ લે ત્યારે દેવતાઓ 'આ અમારા સ્થાનોને ઉલ્લઘન કરીને પરબ્રહ્મને પામશે' એવા ભયને લીધે સ્ત્રીઓ વગેરેમા પ્રવેશ કરીને તે દ્વારા વિઘ્ન કરે છે, માટે સન્યાસ લેતી વખતે સ્ત્રી વગેરેના ખેદ તરફ દૃષ્ટિ કરવી નહિ ૧૪ મુનિએ વસ્ત્ર રાખવુ હોય તો ગુહ્ય ઢકાય તેટલુ જ રાખવુ દડ અને પાત્ર વિના બીજી કોઈ વસ્તુ રાખવી નહિ ૧૫ પૃથ્વી ઉપર જોઇને પગ મૂકવો, પાણીને વસ્ત્રથી ગળીને પીવુ, વાણી સત્યથી પવિત્ર થયેલી બોલવી અને મનમા વિચાર કરતા જે સારુ લાગે તે કરવુ ૧૬ હે ઉદ્ધવ! મૌનવ્રત લેવુ એ વાણીનો, સકામ કર્મ કરવા નહિ એ દેહનો અને પ્રાણાયમ કરવો એ ચિત્તનો દડ છે આ ત્રણ દડ જેને હોય તે દડી સન્યાસી કહેવાય છે. ૧૭ બ્રાહ્મણાદિક ચાર વર્ણોમાથી નિદિત અને પતિત લોકોનો ત્યાગ કરીને બીજાઓના ઘરની ભિક્ષા લેવી, તેમા પણ ઉત્તમોત્તમની મળે ત્યા સુધી કનિષ્ઠોની ભિક્ષા લેવી નહિ સન્યાસીએ પ્રથમ મનમા ન ધારેલા સાત

$ આ અધ્યાયમા સન્યાસીના ધર્મ અને વનમા વસતા કરવાના વ્રત, કહેવામા આવશે

ઘેર ભિક્ષા માગવા જવું અને ત્યાથી જે મળે તેટલાથી સ'તોષ પામવો ૧૮ ભિક્ષા માગી લાવી, ગામ બહાર જલાશય ઉપર જવુ, ત્યા આચમન લઈ, જળવડે અન્નને પ્રોક્ષણાદિક કરીને શુદ્ધ કરવુ અને જેટલુ આણ્યુ હેય તેટલુ અન્ન મૌન રહીને ખાવુ. જો કોઇ માગવા આવે તો તેને થોડુ ક આપવુ અને બાકી રહે તે પોતે ખાવુ ૧૯ પૃથ્વી ઉપર એકલા ફરવુ, કોઈનો સ ગ કરવો નહિ ઇદ્રિયોને નિયમમા રાખવી, આત્મામા વિલાસ કરવો, સ તોષ રાખવો, સર્વ ઠેકણે આત્મા એક છે એવા જ્ઞાનથી સમદૃષ્ટિ રાખવી, ૨૦ નિર્જન તથા નિર્ભય સ્થાનમા વાસ કરવો, મારી ભક્તિથી અ તઃકરણ શુદ્ધ રાખવુ, અને સ ન્યાસીએ બ્રહ્મ સાથે અભેદ બુદ્ધિથી આત્માનું ચિંતન કરવુ ૨૧ જ્ઞાન ઉપર નિષ્ઠા રાખીને પોતાને થતા બ ધનો તથા મોક્ષનો વિચાર કરવો ઇદ્રિયોનો વિક્ષેપ એ બ ધ છે અને ઇદ્રિયોનો નિગ્રહ એ મોક્ષ છે ૨૨ માટે સ ન્યાસીએ છ ઇદ્રિયોને નિયમમા રાખી મનમા ભાવના થાય તે કરવુ અને ક્ષુલ્લક કામના ઓથી દૂર રહેવુ ૨૩ ભિક્ષા માટે નગર, ગામ તથા સ ઘોમા જવુ અને નિત્ય પવિત્ર દેશ, નદીઓ, પર્વતો, વન અને આશ્રમવાળી પૃથ્વી ઉપર એકલા ફરવુ ૨૪ નિત્ય વાનપ્રસ્થોના આશ્રમમાથી ભિક્ષા માગી લાવવી, કારણ કે વાનપ્રસ્થોનું અન્ન શિલોચ્છવૃત્તિથી આણેલુ હોય છે તે ખાવાથી અ ત કરણ શુદ્ધ થાય છે અને તેનાથી પુરુષ મોહરહિત થઇને પ ચભૂતના શરીરથી મુક્ત થાય છે ૨૫ આ જગતમા જે પદાર્થો છે, તે સાચા નથી, સર્વ નાશવ ત છે, માટે આ લોકમા અને પરલોકમા આસક્તિ ન રાખતા તે લોકના સુખો સારુ કર્મોથી વિરામવુ ૨૬ મમતાના સ્થાનરૂપ જગત, મન, વાણી તથા પ્રાણથી સ યુક્ત એવો અહ કારના સ્થાનરૂપ દેહ તથા સર્વ સુખ આ સર્વમા છે, એવો જે ભાસ થાય છે, તે માયાથી જ થાય છે સ્વપ્નમા સુખનો અને દુ ખનો ભાસ જેમ મિથ્યા છે, તેમ એ પણ મિથ્યા છે. આ પ્રમાણે દૃષ્ટાતોથી તેનો ત્યાગ કરી, આત્મામાં નિષ્ઠા રાખીને મિથ્યા પદાર્થોને તજવા ૨૭ હવે પરમહ સોના ધર્મો કહુ છું તે સાભળો બહારના પદાર્થો ઉપર વૈરાગ્ય લઇને મોક્ષની ઇચ્છા ન રાખનારો મારો ભક્ત હોય, તેણે દ ડાદિકના ચિહ્નવાળા આશ્રમ ધર્મો રહેવા દેઈ, પોતાથી પાળી શકય તેટલા આશ્રમ ધર્મો પાળવા, પર તુ શાસ્ત્રના દાસ થઇને રહેવુ નહિ. ૨૮ વિવેકી છતા બાળકની પેઠે માન અપમાનનો વિવેક ન રાખના ફરવુ, કુશળ છતા ફળની ઇચ્છા ન રાખતા જડની પેઠે ફરવુ, વિદ્વાન છતા ઉન્મત્તની પેઠે લોકોને પ્રસન્ન ન કરતા મરજીમા આવે તેમ બોલવુ, વેદાર્થ ઉપર ભક્તિભાવ છતા લોકોનો સ ગ ન થાય તે માટે ઉન્મત્તની પેઠે અનિયમિત રીતે વર્તવુ ૨૯ વેદના કર્મકાંડ સ બ ધી વ દ ઉપર પ્રીતિ રાખવી નહિ, પાખ ડી થવુ નહિ, વેદ વિરુદ્ધ મિથ્યા તર્કો કરવા નહિ, તેમ શુષ્ક વાદ વિવાદોમા પડવુ નહિ ૩૦ કોઈ પણ મનુષ્યથી ઉદ્વેગ રાખવો નહિ, ધીર થઇ કોઇને ખિન્ન કરવુ નહિ, પરના દુષ્ટ વચનો સહન કરવા, કોઇનું અપમાન કરવુ નહિ અને પશુની માફક દેહને માટે કોઇ સાથે વેર કરવુ નહિ ૩૧ ચ દ્ર જેમ પાણીના જુદા જુદા પાત્રોમા એક રૂપે રહે છે, તેમ પરમાત્મા પોતામા તેમજ જુદા જુદાં પ્રાણીઓમા એક જ રૂપે રહેલા છે, માટે આત્મસ્વરૂપે તેમ દેહદૃષ્ટિએ વૈર રાખવુ નહિ, કેમકે સઘળા શરીરો કારણરૂપે એક જ છે ૩૨ કોઇ સમય ઉપર ખાવાનું મળે નહિ તોય ત્યાગી પુરુષે ખેદ કરવો નહિ અને મળે તો પ્રસન્ન થવુ નહિ. કારણ કે લાભ અથવા અલાભ બન્ને દૈવને અધીન છે ૩૩ પર તુ આહાર માટે પ્રયત્ન કરવો, કારણ કે પરમહ સે પણ પ્રાણ ધારણ કરવો જોઇએ. કારણ કે પ્રાણ હોય તો તત્ત્વજ્ઞાન થાય અને તત્ત્વજ્ઞાન થાય તો મોક્ષ મળે ૩૪ દૈવેચ્છાથી સારુ અથવા તો નરસુ જેવુ અન્ન મળે, તેવુ ખઇ લેવુ. તે પ્રમાણે જ વસ્ત્ર શય્યા વગેરે જે જે વસ્તુઓ દૈવેચ્છાથી મળે તે પરમહ સે ગ્રહણ કરવી. ૩૫ જ્ઞાની પરમહ'સે પવિત્રતા, સ્નાન, આચમન ને નિયમો પ્રેરણાથી કરવા નહિ, કારણ કે કામના

પૂર્વક પવિત્રતા, સ્નાન, આચમન તથા નિયમો વગેરે પાળવાથી જ્ઞાનનિષ્ઠામા અતરાય પડે છે ૩૬ જ્ઞાનીએ પણ શાસ્ત્રના વચનને અધીન રહેવુ જોઇએ વિધિ વચનને વશ રહેવુ અને કશી ભેદ દૃષ્ટિ રાખવી નહિ, એવો વિભેદ મારા જ્ઞાનથી નાશ પામે છે જો કે દેહ પડતા સુધી કોઇવાર ભેદદૃષ્ટિ જોવામા આવે છે, તોપણ તે મિથ્યા છે માટે દેહ પડ્યા પછી જ્ઞાની બ્રહ્મ રૂપ થાય છે ૩૭ આ પ્રમાણે વિરક્ત અને પરોક્ષ જ્ઞાનવાળાને સન્યાસ અને સન્યાસના ધર્મો કેમ પાળવા તે કહ્યુ હવે વિરક્ત તથા જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા પુરુષના ધર્મો કહુ છુ જે પુરુષને પરિણામે દુ ખકારક એવા વિષયો ઉપર વૈરાગ્ય થાય તથા જેણે ધર્મ જાણ્યા ન હોય તેણે ધૈર્ય રાખી બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ પાસે જવુ ૩૮ અને પરબ્રહ્મરૂપ જે હુ તેનુ જ્ઞાન થાય ત્યા સુધી ભક્તજને શ્રદ્ધા સપન્ન થઇ કોઇની ઈર્ષ્યા ન કરતા ગુરુ ઉપર મારી બુદ્ધિ કરીને તેની સેવા કરવી ૩૯ પરતુ જેણે છ ઇંદ્રિયોનો સમૂહ જિત્યો ન હોય, જેનો બુદ્ધિરૂપી સારથિ પ્રચડ હોય તથા જે જ્ઞાન ને વૈરાગ્ય વિનાનો હોય તે સન્યાસી માત્ર ત્રણ દડ ઉપર આજીવિકા કરે છે ૪૦ તેમ જેના મનના રાગદ્વેષાદિક નાશ પામ્યા નથી એવો, ધર્મનું ઉલ્લઘન કરનાર, દેવતાઓને, પોતાને અને હૃદયમા રહેલા મને છેતરે છે, તે આલોક તથા પરલોકથી ભ્રષ્ટ થાય છે ૪૧ શાતિ તથા અહિસા, સન્યાસીના મુખ્ય ધર્મ છે તપશ્ચર્યા અને યજ્ઞ આ વાનપ્રસ્થના મુખ્ય ધર્મ છે પ્રાણીઓનુ રક્ષણ તથા યજ્ઞ કરવો, આ ગૃહસ્થના મુખ્ય ધર્મ છે આચાર્યની સેવા કરવી એ બ્રહ્મચારીનો મુખ્ય ધર્મ છે ૪૨ બ્રહ્મચર્ય, તપ, શૌચ, સતોષ અને પ્રાણીની મૈત્રી એ પણ ગૃહસ્થના ધર્મ છે મારી ઉપાસના કરવી એ સર્વ આશ્રમવાળાઓનો ધર્મ છે ૪૩ જે મનુષ્ય વર્ણાશ્રમના ધર્મો પાળી નિત્ય મારુ ભજન કરે, તે સ્ત્રી પુત્રાદિક ઉપર પ્રીતિ રાખે નહિ અને સર્વ પ્રાણીઓમા હું રહેલો છુ, એમ જાણે, તે થોડા સમયમા મને પામે છે ૪૪ હે ઉદ્ધવ! મારી અખડ ભક્તિને લીધે તે સર્વ લોકના મહેશ્વરરૂપ, સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય કરનાર, અને વેદને ઉત્પન્ન કરનાર એવા મને પામે છે ૪૫ ઉપર કહ્યા પ્રમાણે વર્ણ તથા આશ્રમના ધર્મ પાળવાથી અતઃકરણ શુદ્ધ થાય છે મારુ સ્વરૂપ જાણવામા આવે ત્યારે જ્ઞાન તથા વિજ્ઞાનસપન્ન થઇને ભક્ત મારી પાસે આવે છે ૪૬ વર્ણ તથા આશ્રમવાળાઓને માટે આ આચારસપન્ન ધર્મ છે તે જો મારી ભક્તિ સાથે મિશ્ર કરવામા આવે તો કલ્યાણકારક થઈ પડે છે ૪૭ હે ઉદ્ધવ! સ્વધર્મોમાં પરાયણ મારો ભક્ત મને કેવી રીતે પામે? તે તમે મને પૂછ્યુ હતુ તે ઉપરથી સ્વધર્મનિષ્ઠ મારો ભક્ત મને વીકે રીતે પામે છે, તે મે તમને કહ્યુ ૪૮

**एतत्तेऽभिहित साधो भवान् पृच्छति यच्च माम् ।**
**यथा स्वधर्मसयुक्तो भक्तो मा समियात्परम् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे अष्टादशोऽध्याय:**

## અધ્યાય ૧૯ મો.$

### વિદ્વત્સંન્યાસ-જ્ઞાનત્યાગ.

**श्रीभगवानुवाच**

**यो विद्याश्रुतसपन्न आत्मवान्नानुमानिक. ।**
**मायामात्रमिद ज्ञात्वा ज्ञानं च मयि सन्यसेत् ॥**

ભગવાન બોલ્યા—અધારા વગેરેથી આપણને દિશાદિકનો ભ્રમ થાય છે તે મિથ્યા હોવા છતાં અમુક પૂર્વ દિશા અને અમુક ઉત્તર દિશા, એવો પ્રત્યક્ષ અનુભવ થાય નહિ ત્યા સુધી ભ્રમ ટળતો નથી, તેમ આ દેહાદિક તર્કથી મિથ્યા હોવા છતાં અપરોક્ષ જ્ઞાન થતા સુધી અભ્યાસ કરવો અનુભવ થતા શાસ્ત્ર શ્રુત આત્મજ્ઞાનીને દેહાદિક પ્રપચો રહિત પુરુષે મારામા દ્વૈત તથા તેની નિવૃત્તિના સાધનો માયારૂપ છે, એમ જાણીને ત્યાગ કરવો આને વિદ્વત્સન્યાસ કહે છે જ્ઞાની પુરુષને અપેક્ષિત ફળરૂપ, તેના સાધનરૂપ, સ્વર્ગરૂપ તથા મોક્ષરૂપ હુ છુ, મારા વિના બીજો કોઇ પણ પદાર્થ તેને

$ આ અધ્યાયમા જ્ઞાન પણ પરબ્રહ્મની પ્રતીતિ થયા પછી જરૂરનું નથી, તે દર્શાવવામા આવશે

પ્રિય નથી. ૨ જ્ઞાન તથા વિજ્ઞાનથી સિદ્ધ થયેલા પુરુષો મારા સ્થાનને જાણે છે અને જ્ઞાની પુરુષ જ્ઞાનવડે મને ધારણ કરે છે, માટે મને પ્રિય છે ૩ જે ફળ જ્ઞાનના લેશથી થાય છે, તે ફળ, તપ, તીર્થ, જપ, દાન અથવા બીજા પવિત્ર પદાર્થોથી પ્રાપ્ત થતું નથી ૪ માટે હે ઉદ્ધવ! તમે આત્મારૂપ મને જ્ઞાનની સીમા સુધી જાણી લઈ, જ્ઞાન તથા વિજ્ઞાન સંપન્ન થઇ મારુ ભજન કરો અને બીજુ સર્વ તજો ૫ હુ સર્વ યજ્ઞોનો પતિ અને આત્મા છુ જ્ઞાન તથા વિજ્ઞાનરૂપ યજ્ઞથી યજન કરી મુનિઓ મને પામે છે ૬ હે ઉદ્ધવ! તમારામા જે ત્રણ પ્રકારનો વિકાર રહેલો છે તે માયારૂપ છે, સત્ય નથી, કારણ કે, દોરીમા સર્પ અને માયા વિગેરે જે દેખાય છે તે આદિ અને અંતમા નથી પરંતુ મધ્ય સમયમા તે દેખાય છે. તેમ દેહ પણ મધ્ય કાળમા દેખાય છે, આદિ અને અંત કાળમા નથી, માટે આ વિકારરૂપ દેહાદિકને જન્માદિક થાય છે, પરંતુ તેના અધિષ્ઠાનરૂપને થતા નથી સર્પાદિક મિથ્યા પદાર્થના આદિ અંતમાં જે દોરડી હોય તે જ મધ્યમા પણ હોય છે તેમ દેહાદિક મિથ્યા પદાર્થના આદિ અંતમા પણ બ્રહ્મ છે, તે જ મધ્યમા હોય છે દેહાદિક હોતા નથી, માટે આપ નિર્વિકાર પરબ્રહ્મરૂપ છો ૭

ઉદ્ધવ કહે છે–હે વિશ્વેશ્વર! વૈરાગ્ય તથા વિજ્ઞાનવાળુ આ શુદ્ધ જ્ઞાન જે પ્રમાણે વિસ્તાર પામે તેમ મને કહો બ્રહ્માદિક મહાપુરુષો જેની શોધ કરે છે એવો તમારો ભક્તિયોગ પણ મને સંભળાવો ૮ હે ઇશ્વર! સંસારરૂપી ભયંકર માર્ગમા આધ્યાત્માદિક ત્રણ તાપથી આકુળ થયેલા અને તપ્ત મનુષ્યને અમૃતરૂપ તમારા ચરણારવિંદ વિના બીજુ કોઇ શરણ નથી મનુષ્ય સંસારરૂપી અંધારા કુવામાં પડેલો છે તેને કાળરૂપી સર્પે ડસેલો છે, છતા તે ક્ષુદ્ર સુખની ઇચ્છા રાખે છે, માટે કૃપા કરી તેનો ઉદ્ધાર કરો અને મોક્ષ આપનાર ઉત્તમ વચનો કહી તેના મનના સંતાપને શાંત કરો ૧૦

ભગવાન કહે છે–પૂર્વે યુધિષ્ઠિરે ધર્મનિષ્ઠ લોકોમાં ઉત્તમ એવા ભીષ્મપિતામહને અમારા સર્વના સાંભળતા આ પ્રમાણેજ પ્રશ્ન કર્યો હતો. ૧૧ મહાભારતનું યુદ્ધ થઇ ગયા પછી સંબંધીઓના મરણથી વિહ્વળ થયેલા ધર્મરાજાએ ઘણા ધર્મો સાંભળી છેવટે મોક્ષ ધર્મો પૂછ્યા હતા. ૧૨ ભીષ્મે કહેલા તે સર્વ ધર્મો હુ તમને કહીશ, જે ધર્મોમાં જ્ઞાન, વૈરાગ્ય, વિજ્ઞાન, શ્રદ્ધા તથા ભક્તિ છે ૧૩ પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, ઇંદ્રિયો, પાંચ મહાભૂતો અને ત્રણ ગુણ આદિ તત્ત્વો બ્રહ્મથી માંડીને છેક સ્થાવર પર્યંત સર્વ પદાર્થોમા રહેલા છે અર્થાત્ કાર્ય–કારણરૂપ આ જગત પરબ્રહ્મરૂપ છે એવો વિચાર કરવામા આવે એ જ જ્ઞાન છે ૧૪ જ્ઞાનના સમયમા એકથી વ્યાપ્ત જેમ સર્વ પદાર્થો જોવામા આવ્યા હોય તે જોવામા ન આવતા જે એક બ્રહ્મથી સર્વ પદાર્થો વ્યાપ્ત છે, તે એક જ બ્રહ્મસ્વરૂપ જોવામા આવે, એ જ ખરુ વિજ્ઞાન છે દિશાદિકની જે ભ્રાંતિ છે, તે અપરોક્ષ છે, છતા દિશા આદિકનુ જ્ઞાન પરોક્ષ છે, માટે ભ્રાંતિ ટળતી નથી તેમ જ આ સંસારની ભ્રાંતિ પણ અપરોક્ષ છે ને બ્રહ્મજ્ઞાન પરોક્ષ છે પરોક્ષજ્ઞાનવાળો પુરુષ જગતને બ્રહ્મરૂપ જાણતો હોય, તે જગતની સત્તાને બ્રહ્મથી કંઈક ભિન્ન ગણે અને અપરોક્ષ જ્ઞાનવાળો જીવન્મુક્ત પુરુષ સંસ્કારને લીધે અવશેષ રહેલા જગતને મિથ્યા માને છે એ ઉપરથી પરોક્ષ જ્ઞાનને જ જ્ઞાન કહે છે અને અપરોક્ષ જ્ઞાનને વિજ્ઞાન કહે છે મીમાંસકોના મત પ્રમાણે આ જગત કોઇ દિવસ આવુ ન હતુ જગત આવુ ને આવુ જ ચાલ્યુ આવે છે, એમ માનીએ તો પદાર્થોનું એકે કારણ ઠરશે નહિ, તેમ મિથ્યા પણ ઠરશે નહિ જગતના પદાર્થો ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળા છે, કારણ કે તેઓ અવયવવાળા છે જે જે અવયવવાળુ હોય, તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળુ હોય છે ઘટ અવયવવાળો હોવાથી ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળો છે. આ અનુમાનથી પદાર્થો ઉત્પત્તિધર્મવાળા છે. ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તિમા જે વસ્તુ કાર્યમા કારણરૂપે જોડાયેલી હોય અને મધ્ય ભાગમા જે વસ્તુ કાર્યમાં આશ્રયરૂપે જોડાયલી રહે તથા તે ઘટાદિક કાર્યોનો નાશ થતા જે વસ્તુ બાકી રહે, તે વસ્તુને જ સત્ય

જાણવી જ્ઞાન વિજ્ઞાનનું આ જ ખરેખરુ સ્વરૂપ છે ૧૫-૧૬

હવે વૈરાગ્યનુ સ્વરૂપ કહુ છુ-શાસ્ત્રમા ચાર પ્રકારના પ્રમાણ છે તે શ્રુતિ, પ્રત્યક્ષ, ઐતિહ્ય અને અનુમાન કહેવાય છે "વસ્ત્ર આદિક કાર્યો ત તુથી પૃથક જોવામા આવતા નથી, તેમ ચૈતન્યથી બીજુ પૃથક જણાતુ નથી," આ પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે 'આ જગત મિથ્યા છે,' એ લોક પ્રસિદ્ધ ઐતિહ્ય પ્રમાણ છે જગત મિથ્યા છે, કારણ કે તે દેખાય છે જે જે પદાર્થો દૃષ્ટિગોચર હોય છે તે મિથ્યા હોય છે "જેમ છીપમા ભ્રાતિરૂપે જણાતુ રૂપુ દશ્ય અને મિથ્યા છે" આને અનુમાન પ્રમાણ કહે છે. આ ચારે પ્રમાણોથી જગત મિથ્યા ઠરે છે, માટે તે સર્વમા ઓતપ્રોત રહેલા સત્ય આત્મારૂપી તત્ત્વને જોનારો પુરુષ, મિથ્યા વસ્તુથી એટલે જગતથી વૈરાગ્ય પામે છે ૧૭ બ્રહ્મલોક પર્યંત જે અદષ્ટ સુખ છે, તે પણ કર્મના ફળરૂપ હોવાથી દુ ખરૂપ અને નાશવ ત છે ૧૮ હે ઉદ્ધવ! મે તમને પ્રથમ ભક્તિયોગ કહ્યો હતો અને તમારી તે ઉપર પ્રીતિ છે, તેથી ફરીને મારી ભક્તિ કેવી રીતે કરવી તેના સાધનો હુ બતાવુ છુ ૧૯ જેને મારી ભક્તિ સપાદન કરવાની ઇચ્છા હોય, તેણે મારી કથારૂપી અમૃત પીવુ કથા શ્રવણ કર્યા પછી નિત્ય મારુ કીર્તન કરવુ, મારી પૂજામા અત્યત પ્રીતિ રાખવી અને સ્તોત્રોથી મારી સ્તુતિ કરવી ૨૦ મારી સેવામા આદર રાખવો, સર્વ અ ગોથી મને પ્રણામ કરવા, મારા ભક્તોનો સત્કાર કરવો, અને સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી ૨૧ મારે માટે જ સર્વ લૈકિક વ્યવહાર કરવો, વાણીથી મારા ગુણો ગાવા ને તે મને અર્પણ કરવુ તથા સર્વ કામનાનો ત્યાગ કરવો ૨૨ મારે માટે ધનનો, ભોગનો અને સુખનો ત્યાગ કરવો યજ્ઞ, દાન, હોમ, જપ, તપ જે કઇ કરવુ તે મારે માટે કરવુ ૨૩ આ પ્રમાણે કર્મ મને અર્પણ કરનાર મનુષ્યોને મારી ઉપર ભક્તિ થાય છે પછી તેને બીજો પદાર્થ મેળવવાનો બાકી રહેતો નથી ૨૪ જ્યારે શાત તથા સત્વગુણ વૃદ્ધિ પામે છે ત્યારે ચિત્ત આત્મામા લગાડવામા આવે છે, તો પછી ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય પોતાની મેળે મળે છે ૨૫ અને ચિત્ત જ્યારે ઇંદ્રિયોના સ ગથી દેહ તથા ઘર વગેરે મિથ્યા પદાર્થો ઉપર મમતા કરી આડુ અવળુ દોડે છે, ત્યારે તે મહા રજોગુણી મિથ્યા પદાર્થો ઉપર નિષ્ઠા રાખનારુ થઇ જાય છે અને તેને અધર્મ, અજ્ઞાન, સસારની આસક્તિ અને દરિદ્રતા પ્રાપ્ત થાય છે ૨૬ હવે હુ ધર્માદિકના લક્ષણો કહુ છુ જે ઉપાયોથી મારી ભક્તિ થાય, તેને ધર્મ જાણવો આખુ વિશ્વ ઇશ્વર રૂપ છે, આવી દૃષ્ટિ કરવી તેને જ્ઞાન કહે છે વિષયો ઉપર આસક્તિ ન રાખવી તેને વૈરાગ્ય કહે છે, તથા અણિમાદિક સિદ્ધિઓને ઐશ્વર્ય કહે છે ૨૭

ઉદ્ધવે પૂછયુ-હે કૃષ્ણ! આપે ધર્માદિકના લક્ષણો કહ્યા, ત્યારે યમ કેટલા પ્રકારનો છે? નિયમ કેટલા પ્રકારનો છે? શમ એટલે શુ? દમ એટલે શુ? તિતિક્ષા શુ? અને ધીરજ કોને કહેવી? ૨૮ દાન શુ? તપ શુ? શૌર્ય, સત્ય, ઋત ને ત્યાગ એટલે શુ? ઉત્તમોત્તમ ધન કોને કહેવુ? દક્ષિણા શુ? ૨૯ પુરુષનુ બળ શુ? લાભ શુ? વિદ્યા શુ? ઉત્તમ આભૂષણ શુ? સુખ શુ? દુ ખ શું? ૩૦ પ ડિત અને મૂર્ખ કોણ? ઉત્તમ માર્ગ શુ? નઠારો માર્ગ શુ? સ્વર્ગ શુ? નરક શુ? ઘર શુ? ૩૧ ધનાઢ્ય ને દરિદ્ર કોણ? કૃપણ અને સ્વત ત્ર કોણ? ઇત્યાદિ મારા પ્રશ્નનો ઉત્તર આપો અને તેથી વિરુદ્ધ અ શમાદિકનું સ્વરૂપ સમજાવો ૩૨

ભગવાન કહે છે-અહિંસા, સત્ય, અસ્તેય, અસ ગ, લજ્જા, પરિગ્રહાદિકનો ત્યાગ, આસ્તિકપણુ, બ્રહ્મચર્ય, મૌન, સ્થિરતા, ક્ષમા ને અભય એ બાર યમો છે ૩૩ પવિત્રતા, જપ, તપ, હોમ, શ્રદ્ધા, અતિથિનો સત્કાર, પૂજન, તીર્થયાત્રા, પરનું કલ્યાણ કરવા માટે ઉદ્યોગ, સ તોષ, તથા આચાર્યની સેવા એ બાર નિયમો છે ૩૪ આ નિયમ સહિત બાર યમો સકામ અને નિષ્કામ બન્ને કર્મોને ઉપયોગી છે હે તાત! સકામ પુરુષો જો નિયમો પાળે તો તેમની કામના પૂર્ણ થાય અને મુમુક્ષુજનો પાળે તો તેઓને મોક્ષ મળે છ ૩૫ બુદ્ધિની મારેવિષે નિષ્ઠા તે શમ, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે દમ, દુઃખ

સહન કરવું તે તિતિક્ષા, જીભ તથા ઉપસ્થ ઈંદ્રિયને નિયમમા રાખવા, તે ધૈર્ય જાણવું ૩૬ પ્રાણીઓને પીડા ન કરવી તે દાન અને ચાન્દ્રાયણાદિક કરવાં તે તપ નહિ, પરંતુ ભોગ ઉપરથી આસક્તિ ઉઠાડી દેવી, તે તપ જાણવુ પરાક્રમ કરવુ તે શૌર્ય નહિ, પણ વાસનાઓને અટકાવવી તે શૌર્ય, સત્ય બોલવું તે સત્ય નહિ, પરંતુ બ્રહ્મનો વિચાર કરવો તે સત્ય જાણવું ૩૭ એકલુ સત્ય બોલવુ તે ઋત નહિ, પરંતુ સત્યની સાથે પ્રિય બોલવુ તે ઋત જાણવું, એમ વિદ્વાનો કહે છે. શરીરાદિકના મળનો ત્યાગ કરવો તે શૌચ નહિ, પરંતુ કર્મોના ફલો ઉપર આસક્તિ ન રાખવી તે શૌચ જાણવુ. કોઈ પણ વસ્તુનો ત્યાગ કરવો, તે ત્યાગ નહિ, પરંતુ સંન્યાસ તે ત્યાગ જાણવો ૩૮ પશુ આદિક ધન નહિ, પણ ધર્મને જ ધન સમજવુ ક્રિયાને ઉદ્દેશીને કરવામા આવે તે યજ્ઞ નહિ, પરંતુ મને ઉદ્દેશીને કરવામા આવે તે યજ્ઞ, સુવર્ણ વગેરે આપવા તે દક્ષિણા નહિ, પરંતુ જ્ઞાનનો ઉપદેશ તે દક્ષિણા જાણવી શત્રુઓને તાબે કરવા, તે બળ નહિ, પરંતુ જીતી શકાય નહિ એવા મનરૂપી શત્રુને તાબે કરવો, તે બળ જાણવુ ૩૯ ભાગ્ય ભગ નહિ પરંતુ મારા સંબંધે ઐશ્વર્યાદિક છ ગુણને ભગરૂપ જાણવા. પુત્રાદિકનો લાભ તે લાભ નહિ, પરંતુ ભક્તિનો લાભ તે લાભ, શાસ્ત્રનો અભ્યાસ તે વિદ્યા નહિ, પરંતુ આત્મામા ભાસતા ભેદનો બાધ, તે વિદ્યા માત્ર શરમાવુ એ લજ્જા નહિ, પરંતુ દુષ્ટ કર્મો ત્યાગ કરવાનો વિચાર તે લજ્જા જાણવી ૪૦ કંકણ અને મુગટ તે આભૂષણ નહિ, પરંતુ તૃષ્ણાદિકથી રહિતપણુ તે આભૂષણ જાણવુ. વૈભવ ભોગવવા એ સુખ નહિ, પરંતુ સુખ અને દુ:ખ બન્નેનો ત્યાગ તે સુખ જાણવુ. શાસ્ત્રાદિક જાણનાર પંડિત નહિ, પરંતુ બંધ અને મોક્ષ જાણે તે પંડિત ૪૧ શાસ્ત્ર વગેરે ભણેલો ન હોય તે મૂર્ખ નહિ, પરંતુ જેને દેહાદિક વસ્તુ ઉપર અહંતા, અને મમતા હોય તેને મૂર્ખ જાણવો સારી રીતે બાધેલો અને કંટક રહિત તે માર્ગ નહિ, પરંતુ મારી પ્રાપ્તિ કરાવનારો નિવૃત્તિ માર્ગ તે ખરો માર્ગ જાણવો. જેમા ચિત્તને વિક્ષેપ થાય તેને અયુક્ત માર્ગ જાણવો. ઇદ્રાદિકના લોકને સ્વર્ગ નહિ, પરંતુ સત્વગુણના ઉદયને સ્વર્ગ સમજવુ. ૪૨ કુંભીપાક નરક નહિ, પરંતુ તમોગુણની વૃદ્ધિ નરક, ભાઈ છે તે બંધુ નહિ, પરંતુ ગુરુને બંધુ જાણવો. ઘરને ઘર નહિ, પરંતુ શરીરને ઘર જાણવુ. ધનવંતને ધનાઢ્ય નહિ, પરંતુ ગુણવાનને ધનાઢ્ય જાણવો. ૪૩ નિર્ધનને દરિદ્ર નહિ, પણ અસંતોષીને દરિદ્ર જાણવો કૃપણને કૃપણ નહિ, પરંતુ ઇંદ્રિયાધીનને કૃપણ જાણવો, રાજાને સ્વતંત્ર નહિ, પરંતુ વિષયાસક્ત બુદ્ધિવાળો ન હોય તેને સ્વતંત્ર અને જેની બુદ્ધિ વિષયોમા આસક્તિવાળી હોય તેને પરતંત્ર જાણવો. તે પ્રમાણે જ શમ, દમ વગેરેથી ઉલટા અશમ, અદમ વગેરેના સ્વરૂપો છે ૪૪ હે ઉદ્ધવ ! તમે જે પ્રશ્નો પૂછ્યા હતા તે મેં તમને સંભળાવ્યા. ગુણ તથા દોષના લક્ષણોનુ બહુ વર્ણન કરવાનું શું પ્રયોજન છે ? ગુણ તથા દોષની દૃષ્ટિ કરવી, તે દોષ રૂપ છે અને ગુણ તથા દોષ કંઈ પણ ન જોવું, તે ગુણ છે ૪૫

एत उद्धव ते प्रश्नाः सर्वे साधु निरूपिताः
किं वर्णितेन बहुना लक्षण गुणदोषयोः ।
गुणदोषदृशिर्दोषो गुणस्तूभयवर्जितः ॥४६॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
एकोनविंशतीतमोऽध्यायः

## અધ્યાય ૨૦ મો.\$

### કર્મ, ભક્તિ અને જ્ઞાન.

उद्धव उवाच

विधिश्च प्रतिषेधश्च निगमो हीश्वरस्य ते ।
अवेक्षतेरार्विदाक्ष गुण दोष च कर्मणाम् ॥

ઉદ્ધવ કહે છે—હે શ્રીકૃષ્ણ ! આપે કહ્યુ કે ગુણ અને દોષ ઉપર દૃષ્ટિ કરવી એ જ દોષ છે અને ગુણ તથા દોષ ન જોતા ઉદાસીન ભાવથી રહેવુ તે ગુણ ગણાય છે, તે વિષયમા મને સંદેહ રહે છે, કારણ કે અમુક કાર્ય કરવુ અને અમુક કાર્ય કરવુ નહિ, એવો વિધિનિષેધ આપની આજ્ઞારૂપ

\$ આ અધ્યાયમા ભક્તિ, જ્ઞાન તથા કર્મ એ ત્રણે ઉપાયો અધિકારીના વિવેક સહિત કહેવાશે

ગણાય છે, તેમા જે કર્મો કરવા યોગ્ય હોય તેથી પુણ્ય અને જે કર્મો કરવાનો નિષેધ હોય તે કરવાથી દોષ લાગે છે. ૧ અમુક વર્ણ ઉત્તમ અને અમુક વર્ણ અધમ છે, અમુક આશ્રમ ઉત્તમ અને અમુક આશ્રમ અધમ છે, એવા વર્ણાદિક આશ્રમમા પણ ગુણ—દોષ રહેલા છે. જાતિઓમા પણ અધમ જાતિના લોકોથી ઉચ્ચ વર્ણના પુરુષથી નીચ વર્ણની સ્ત્રીઓમા જે સંતાન ઉત્પન્ન થાય છે તે ઉત્તમ સંતાન ગણાય છે. આ રીતે પ્રતિલોમ અને અનુલોમ પ્રજામાં તેઓ ગણાય છે તેમજ દ્રવ્ય, દેશ, અવસ્થા અને કાળમા પણ ગુણને દોષ ગણેલા છે સ્વર્ગમા તથા નરકમા પણ પુણ્યનું ફળ સ્વર્ગ અને પાપનું ફળ નરક છે. ૨ ગુણમા અને દોષમા ભેદ દૃષ્ટિ ન હોત તો તમારા વિધિનિષેધ વાક્યો થાત નહિ અને તે ન હોત તો મનુષ્યનું કલ્યાણ થાત નહિ, માટે વિધિનિષેધ વાક્ય હોવા જોઇએ. ૩ હે ઈશ્વર! દેવતાઓને તથા મનુષ્યોને વેદ જાણવામા ન આવવાથી સ્વર્ગ નરક સંબંધી ગુણ દોષમા ભેદદૃષ્ટિ થઈ છે, તે પોતાથી થઇ નથી, પરંતુ વેદથી થઇ છે અને તે ભેદદૃષ્ટિ ન કરવી, એમ કહે છે માટે મારી ભ્રાંતિ ટાળો ૪—૫

ભગવાન કહે છે—હે ઉદ્ધવ! મે મનુષ્યોના કલ્યાણ માટે વેદમાં બ્રહ્મકાંડ, કર્મકાંડ તથા દેવકાંડ એમ ત્રણ કાંડમા જ્ઞાન, નિષ્કામ કર્મ તથા ભક્તિ એમ ત્રણ ઉપાયો બતાવ્યા છે આ ઉપાયો વિના બીજો કોઈ ઉપાય કોઇ ઠેકાણે નથી ૬ આ ઉપાયોમા કર્મના ફળોને દુઃખકારક જાણી કર્મોમા પ્રીતિ ન રાખનાર અને ફળોના સાધનરૂપ કર્મોનો ત્યાગ કરનાર પુરુષોને આ લોકમા જ્ઞાનરૂપ ઉપાય સિદ્ધિ આપે છે કર્મોના ફળને દુઃખરૂપ નહિ જાણતા તેની ઉપર પ્રીતિવાળા પુરુષોને નિષ્કામ કર્મ સિદ્ધિ આપે છે, અને જે દૈવેચ્છાથી મારી કથામા પ્રીતિ રાખતો હોય, બહુ વૈરાગ્યવાળો ન હોય, તેમ બહુ આસક્તિવાળો પણ ન હોય, તેને મારી ભક્તિ સિદ્ધિ આપે છે આનું તાત્પર્ય એ છે કે, સકામ કર્મ કરનાર પુરુષે વેદોક્ત વિધિનિષેધના વચનો સંપૂર્ણ પાળવા જોઈએ નિષ્કામ કર્મ કરનાર પુરુષે યથાશક્તિ પાળવાં જોઈએ; જ્ઞાન તથા ભક્તિના અધિકારીએ નિષ્કામ કર્મ કરવાં જોઇએ, પરંતુ જ્ઞાન અથવા ભક્તિથી સંપૂર્ણ હોય તેઓને તે પાળવાની જરૂર નથી. ૭—૮ મનુષ્યને વૈરાગ્ય આવે નહિ અથવા તો જ્યાં સુધી મારી કથા વગેરે સાંભળવામા શ્રદ્ધા થાય નહિ ત્યાં સુધી નિત્ય નૈમિત્તિક કર્મો કરવા ૯ હે ઉદ્ધવ! મનુષ્ય પોતાના ધર્મમાં રહી નિષ્કામપણે યજ્ઞોથી યજન કરે, તો તે સ્વર્ગ કે નરકમાં એકેમા જાય નહિ સ્વધર્મને ઉલ્લંઘન કરવાથી અને શાસ્ત્રનિષિદ્ધ કર્મો કરવાથી સ્વર્ગમા જાય નહિ ૧૦ આ રીતે સ્વધર્મમા રહેનારો અને નિષિદ્ધ વસ્તુનો ત્યાગ કરનારો પુરુષ દૈવવશથી વિશુદ્ધ જ્ઞાન મેળવે છે, અથવા તો મારી ભક્તિને પામે છે. ૧૧ આ પ્રમાણે મનુષ્ય દેહ, જ્ઞાન તથા ભક્તિના સાધનરૂપ હોવાથી સર્વના દેહ કરતા ઉત્તમ છે. જેમ નારકી જીવ મનુષ્યના દેહની ઈચ્છા કરે છે, તેમ દેવતાઓ પણ મનુષ્યના દેહની વાંછા કરે છે. મનુષ્યનો દેહ જ્ઞાન તથા ભક્તિના સાધનરૂપ છે, પણ દેવનો કે નારકીનો દેહ જ્ઞાન તથા ભક્તિનું સાધન નથી ૧૨ માટે કુશળ પુરુષે સ્વર્ગ મળે તેવા કર્મો કરવા નહિ, તેમ મનુષ્ય દેહ મળે તેવા કર્મો કરવાની પણ ઈચ્છા કરવી નહિ કારણ કે દેહમા આસક્તિ થવાથી મનુષ્ય પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે ૧૩ માટે પુરુષે સાવધાન થઇને આ કલેવર અર્થસિદ્ધ આપનારું છે તોપણ તે નાશવંત છે, એમ જાણી ઉપર કહ્યા પ્રમાણે દેહને જ્ઞાનના તથા ભક્તિના સાધનરૂપ જાણનાર પુરુષે મૃત્યુની અગાઉ મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. ૧૪ યમની પેઠે નિર્દય પુરુષો ઝાડને કાપવા માંડે છે ત્યારે ઝાડ ઉપર રહેતું પક્ષી પોતાનો માળો મૂકી ઉડી જાય છે. ૧૫ તેમ દિવસ અને રાત્રિ આપણા આયુષ્યને કાપવા માંડે છે તે જોઈ જે ભયથી કંપે, દેહ ઉપર આસક્તિ રાખે નહિ, અને પરબ્રહ્મને ઓળખી જીવનાદિકની તૃષ્ણાનો ત્યાગ કરે તે શાંતિ પામે છે ૧૬ આ મનુષ્યના દેહરૂપી ઉત્તમ નૌકા છે, તે સર્વ ફળ આપનારી છે, ને દૃઢ અને કોટી ઉપાયોથી મળે નહિ તેવી

હોવા છતાં દૈવેચ્છાથી મળી છે, તેમા ગુરુરૂપી કર્ણધાર છે ને તે અનુકૂલ પવનરૂપી નાવી જે હું તેનાથી ચાલે છે. આ નૌકાથી જે પુરુષ ભવસાગરને તરતો નથી, તેને આત્મહત્યા કરનારો જાણવો. ૧૭ આ પ્રમાણે વિરાગ રહિત પુરુષને વૈરાગ્યદ્વારા કર્મ, જ્ઞાન તથા ભક્તિનુ સાધન થઈ પડે છે હવે વિરક્ત પુરુષને જ્ઞાનયોગ અને જ્ઞાન મળ્યા પહેલાં શુ કરવુ ને શુ તજવુ તે કહે છે જ્યારે યોગીને કર્મમાં દુઃખો જોવાથી ઉદ્વેગ થાય અને તેના ફળો ઉપર વૈરાગ્ય આવે ત્યારે તેણે જિતેદ્રિય થઈ આત્માનો વાર વાર અભ્યાસ કરવો અને મન જે પ્રમાણે સ્થિર થાય તે પ્રમાણે તેને સ્થિર કરવુ ૧૮ મનને જ્યારે સ્થિર કરવા માડ્યુ હોય ત્યારે તે ભમવા માડે અને ચ ચળ થઇ પડે તો યોગીએ સાવધાન થઈ તેને અનુકૂળ કરી અધીનમા લેવુ ૧૯ પ્રાણાયામ કરનાર અને ઇન્દ્રિયોને વશ કરનાર પુરુષે મનના વેગને રોકવો નહિ, તેમ તેની ઉપેક્ષા પણ કરવી નહિ, પરંતુ તેની ઉપર ધ્યાન આપવુ જે ઘોડાને કેળવવો હોય તે ઘોડા પોતાના અભિપ્રાયને જાણીને ચાલે તો ઠીક, એવી ઇચ્છા કરતો સ્વાર પ્રથમ તે ઘોડા પોતે ચાલે તેમ ચાલવા દે છે અને પછી તેની લગામ પકડી તે તેની પાછળ વારવાર ચાલે છે, પર તુ તેને છુટો મૂકતો નથી તેમ મનને વશ કરવા ઇચ્છતા યોગીએ પ્રથમ મનને તેની ઇચ્છા પ્રમાણે વર્તવા દેવુ, પર તુ તેની તરફ ઉપેક્ષા ન કરતા સત્વગુણથી ભરપુર બુદ્ધિવડે વશ કરવુ આ રીતે મન વશ થાય છે એમ જાણવું અને તે ઉત્તમ ઉપાય સમજવો ૨૦-૨૧ મહત્તત્વથી દેહ સુધી સર્વ પદાર્થોનો વિચાર કરીને પ્રકૃતિ વગેરેના ક્રમથી દેહની ઉત્પત્તિ થાય છે તથા પૃથ્વી આદિકના ક્રમથી તેનો નાશ થાય છે આમ વાર વાર વિચાર કરવો અને તે જ્યા સુધી મન વશ થાય ત્યા સુધી કરવો ૨૨ જ્યારે ઉત્પત્તિ તથા વિનાશવાળા પદાર્થોમા આત્મા એજ અવધિ છે, અને આત્માનું યથાર્થ જ્ઞાન ન થવાથી દેહાત્માના અવિવેકને લીધે આ સ સારમા અવતરવુ પડે છે એવો વિચાર આવવાથી પુરુષને સ સાર ઉપર અભાવ થાય છે, અને ગુરુએ ઉપદેશ કરેલા પદાર્થનો વિચાર કરવાથી મન દેહાદિકના અભિમાનનો ત્યાગ કરે છે ૨૩ યમાદિક પાળતાં યોગ માર્ગથી જીવ તથા ઇશ્વરને દર્શાવનારી બ્રહ્મવિદ્યાથી, મારી સેવાથી અથવા ગુરુની સેવાથી મન પરમાત્માનું સ્મરણ કરવા સમર્થ થાય છે, પર તુ બીજા કોઇ ઉપાયોથી પરમાત્માનુ સ્મરણ કરવાને સમર્થ થતું નથી ૨૪ જો પ્રમાદથી કઇક પાપ કર્મ થાય તો યોગીએ જ્ઞાનના અભ્યાસથી અથવા ભક્તના નામો લેવાથી તે પાપને ટાળવુ પર તુ કોઈ દિવસ તેણે ચાન્દ્રાયણ વગેરે પ્રાયશ્ચિત્તો કરવા નહિ ૨૫ તમને શ કા થશે કે, નિત્ય-નૈમિત્તિક કર્મ અ ત કરણને શુદ્ધ કરનાર છે તેથી તે ગુણરૂપ છે, અને હિંસાદિક કર્મ અંત કરણને મલીન કરનારા હોવાથી દોષરૂપ છે આ દોષને પ્રાયશ્ચિત્ત મટાડે છે, માટે તે ગુણરૂપ છે, આમ વેદ વિધિનિષેધ વાક્યોથી કહે છે, માટે પ્રાયશ્ચિત્ત વિના યોગ અને ભક્તિ કેમ પાપ નિવારે ? એમ કહેવુ એ અજ્ઞાનમૂલક છે કારણ કે પોતપોતાના અધિકારમા રહેવુ, તે ગુણ છે કર્મો ઉત્પત્તિથી અશુદ્ધ છે એટલે સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતા કર્મો તજાવવા વેદે વિધિનિષેધદ્વારા કર્મોનો સ કોચ કર્યો છે આનું તાત્પર્ય એ છે કે, પુરુષની મલિનતા પ્રવૃત્તિથી ભિન્ન નથી કારણ કે સ્વાભાવિક વૃત્તિથી પુરુષ મલિન છે, માટે સર્વ કર્મોથી નિવૃત્તિ થવી જોઈએ. તે એકાએક થઈ શકતી નથી, માટે વેદ વિધિનિષેધથી સ્વાભાવિક પ્રવૃત્તિનો સ કોચ કરી નિવૃત્તિ માર્ગે પ્રવર્તાવે છે વેદ પ્રવૃત્તિ માર્ગને દર્શાવનારો નથી, માટે યોગીને સ્વાભાવિક પ્રવૃત્તિ હોતી નથી ૨૬ હવે ભક્તિયોગ કહું તે સાભળો જેને મારી કથા ઉપર શ્રદ્ધા હોય, જેને સર્વ કર્મો ઉપર ખેદ હોય અને કર્મો દુ ખ દાયી છે એમ જાણ્યા છતા તેનો ત્યાગ કરવાને સમર્થ ન હોય તેણે શ્રદ્ધાળુ થવુ, પરમાત્માની ભક્તિથી જ સર્વ સિદ્ધિ પ્રાપ્ત થશે, એવો દૃઢ નિશ્ચય કરવો, પરિણામે દુ ખદાયી એવા સર્વ વિષયોને ભોગવવા, પર તુ તેની નિંદા કરવી અને પ્રસન્ન થઈ મારી ભક્તિ કરવી. ૨૭-૨૮ ભક્તિયોગથી

નિરંતર મારુ ભજન કરનારના હૃદયમા હુ વાસ કરુ છું તેથી સર્વે કામનાઓ નાશ પામે છે. ૨૯ સર્વના આત્મારૂપ હુ તેના દર્શન થતા પુરુષના હૃદયમા રહેલો અહકાર ટળી જાય છે, તેના સર્વે સશયો મટી જાય છે અને કર્મો નાશ પામે છે ૩૦ માટે મારી ભક્તિવાળા તથા મત્પરાયણ ચિત્તવાળા યોગીને, આ લોકમા જ્ઞાન પણ કલ્યાણનુ સાધન નથી, વૈરાગ્ય પણ કલ્યાણનું સાધન નથી, માત્ર ભક્તિ કલ્યાણનું સાધન છે ૩૧ જે વસ્તુ જ્ઞાનથી તથા વૈરાગ્યથી મળે, જે વસ્તુ યોગથી, દાનધર્મથી તથા બીજા કલ્યાણકારક સાધનોથી મળે, તે સર્વ મારો ભક્ત ઇચ્છા કરે તો વિના પરિશ્રમે મળે છે, અને ઇચ્છા કરે તો સ્વર્ગ, મોક્ષ તથા મારા ધામને પણ તે મેળવે છે, પરતુ મારા ભકતો ઇચ્છા રાખતા નથી, તેઓ તો માત્ર ભક્તિની જ ઇચ્છા રાખે છે. ૩૨–૩૩ મારા ધીર અને એક નિષ્ઠાવાળા ભક્ત જનો, મેં મરણ રહિત મોક્ષ આપ્યા છતા તેની ઇચ્છા કરતા નથી ૩૪ કોઈ વસ્તુની ઇચ્છા ન રાખવી તે જ ઉત્તમોત્તમ છે, માટે યાચના ન કરનાર અને પ્રાર્થના કરાવનારા કારણોથી રહિત નિષ્કામ પુરુષને મારી ભકિત પ્રાપ્ત થાય છે ૩૫ મારા અનન્ય ભક્ત, સમચિત્તવાળા તથા બુદ્ધિથી પણ પર એવા ઇશ્વરને પામેલા મહાત્મા પુરુષોને વેદોક્ત કર્મ કરવાથી પુણ્ય થતુ નથી, અને નિષિદ્ધ અયોગ્ય કર્મો કરવાથી પાપ લાગતું નથી ૩૬ જેઓ મે ઉપદેશેલા ઉપાયો કરે છે તેઓ કાળ તથા માયાદિકથી અબાધિત મારા લોકને પામે છે, અને પરબ્રહ્મને જાણે છે. ૩૭

एवमेतन्मयोदिष्टाननुतिष्ठन्ति मे पथः ।
क्षेमं विन्दन्ति मत्स्थानं यद्ब्रह्म परम विदु. ૩૭

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
विंशोऽध्यायः



# અધ્યાય ૨૧ મો.$

## દ્રવ્યદેશાદિકના ગુણદોષ.

श्रीभगवानुवाच

य एतान्मत्पथो हित्वा भक्तिज्ञानक्रियात्मकान्
क्षुद्रान्कामांश्चलैः प्राणैर्जुषत ससरन्ति ते ॥

ભગવાન બોલ્યા—આ રીતે ગુણ દોષની વ્યવસ્થા માટે જ્ઞાન, ભક્તિ અને કર્મ, એ ત્રણ માર્ગ કહ્યા તેમા જ્ઞાન અને ભક્તિથી સિદ્ધ લોકોને ગુણ–દોષ બાધ કરતા નથી જ્ઞાન અને ભક્તિના સાધક લોકોએ પ્રથમ નિષ્કામ કર્મમા નિષ્ઠા રાખવી અને યથાશક્તિ નિત્ય નૈમિત્તિક કર્મ કરવા તે કર્મ અતકરણને શુદ્ધ કરે છે, તેથી ગુણરૂપ કહેવાય છે અને તે ન કરવા તથા નિષિદ્ધ કર્મ કરવા, એ અતકરણને મલિન કરનારા હોવાથી દોષરૂપ ગણાય છે. તથા તે દોષને ટાળનાર પ્રાયશ્ચિત્ત ગુણરૂપ છે. અત.કરણ શુદ્ધ થવાથી જ્ઞાનમા નિષ્ઠા રાખનારાઓને જ્ઞાનનો અભ્યાસ જ સિદ્ધિ આપે છે તેથી તે ગુણરૂપ ગણાય છે અને જ્ઞાનના અભ્યાસથી વિરુદ્ધ દોષરૂપ તથા ભક્તિમા નિષ્ઠા રાખનારાઓને શ્રવણ કીર્તનાદિક ભક્તિ ગુણરૂપ ગણાય છે અને ભક્તિ વિરુદ્ધ સર્વ દોષરૂપ છે જેઓ ભક્તિ, જ્ઞાન તથા નિષ્કામ કર્મનો ત્યાગ કરી નાશવત જીવનવડે તુચ્છ વિષયો સેવે છે, તેઓને સર્વ ગુણ–દોષ બાધ કરે છે અને તેઓ સસારમાં જન્મ મરણ પામે છે એકના એક જ કર્મો કેટલાકને ગુણરૂપ અને કેટલાકને દોષરૂપ થઈ પડે છે અગ્નિથી કેટલાક તપે છે અને કેટલાક તપતા નથી, એમ કહેવું અસભવિત છે, કારણ કે પોતપોતાના અધિકારમા રહેવુ એ ગુણ છે અને તેથી ઉલટુ તે દોષ છે આ પ્રમાણે ગુણ દોષનો નિશ્ચય આપે કરેલો છે ૧–૨ હે ઉદ્ધવ ! આ જગતમા સર્વ પદાર્થો સમાન છે તોપણ તેમા અમુક પદાર્થ શુદ્ધ, અમુક અશુદ્ધ એમ મે મનુ આદિક રૂપે અવતારીને કલ્પના કરેલી

$ આ અધ્યાયમા નિષ્કામ કર્મ, જ્ઞાન અને ભક્તિમાં અનધિકારી સકામ કર્મ કરનારાઓને માટે દ્રવ્ય અને દેશ આદિકના ગુણ–દોષ કહેવામા આવશે

છે. શુદ્ધ કર્મથી ધર્મ અને અશુદ્ધ કર્મથી અધર્મ થાય છે આ વ્યવસ્થા ધર્મને માટે કરેલી છે અને વ્યવહાર ચલાવવા વસ્તુઓમા ગુણદોષની કલ્પના કરી છે રાજાને સુતક આદિક હોય તોપણ તે રાજસભામા ન્યાયનું કામ કરી શકે છે, પરંતુ બીજુ કરી શકતો નથી તેમ શરીરના નિર્વાહ માટે મે શુભ અને અશુભની વ્યવસ્થા કરેલી છે જ્યારે આપત્તિ હોય ત્યારે અભક્ષ્યનુ ભક્ષણ કરવાથી પાપ લાગતુ નથી, પરંતુ બીજી વખતે અભક્ષ્ય ભક્ષણ કરવાથી પાપ લાગે છે મે આ સર્વ કલ્પનાઓ કર્મરૂપી ભાર ઉપાડનારા સંસારીઓને માટે કરેલી છે ૩-૪ શુદ્ધિ તથા અશુદ્ધિ વેદોક્ત નથી, કારણ કે સ્થાવરથી લઈ બ્રહ્મા સુધી સર્વના શરીરમા ઉપાદાન કારણ પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ પાચભૂતો રહેલા છે તથા આત્મા પણ સર્વમા એકજ છે, માટે વસ્તુતાએ કોઈમા શુદ્ધતા કે અશુદ્ધતા નથી ૫ તોપણ હે ઉદ્ધવ ! પ્રાણીઓના સ્વાર્થની સિદ્ધિ માટે એટલે પ્રવૃત્તિનો સંકોચ કરી તે દ્વારા ધર્માદિક પુરુષાર્થ પ્રાપ્ત કરાવવાને તેઓમાં વર્ણોના તથા આશ્રમાદિકના રૂપો કલ્પેલા છે ૬ આ રીતે દેશ ને કાળ આદિક હાથથી ગ્રહણ થઈ શકે નહિ તેવી વસ્તુઓ તથા હાથથી ગ્રહણ થઈ શકે એવી બેઉ વસ્તુઓ સમાન છે, તોપણ અનિયમિત રીતે ચાલતી પ્રવૃત્તિનો સંકોચ કરવા વેદ અને ધર્મ શાસ્ત્રદ્વારા તેઓમા ગુણ દોષ ઘટાવે છે ૭ ગુણ દોષનું શોધન થયા પછી તેનું મૂળ શુદ્ધિ છે માટે તેનુ વિવેચન સાભળો દેશોમા જે દેશ મૃગ વિનાનો હોય તે દેશ અપવિત્ર ગણાય છે અને તેમા પણ જે દેશ બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા રહિત હોય તે અપવિત્ર ગણાય છે મૃગનો વાસ છતા અંગ, બંગ અને કાલિંગાદિક દેશ, કીકટ દેશ, જેમા માર્ગો મલિન હોય તેવા દેશ, જેમા મ્લેચ્છો રહેતા હોય તે, અને ઉખર દેશો અપવિત્ર ગણાય છે, છતા પણ તે દેશોમા સત્પુરુષ મળે તો તેને પવિત્ર જાણવા ૮ જે કાળમા દ્રવ્યની સંપત્તિ મળે તે કાળ, દ્રવ્યોથી કરવામાં આવતા કર્મો કરવામા પવિત્ર ગણાય છે. પૂર્વાહ્‌નાદિક કાળ સત્કર્મ કરવાને યોગ્ય હોવાથી પવિત્ર છે જે કાળમા દ્રવ્ય ન મળવાથી સત્કર્મ અટકી પડતું હોય અથવા તો દેશભંગ થવા વગેરેથી સત્કર્મ અટકી પડતુ હોય તે કાળને અપવિત્ર જાણવો અને સૂતકાદિકનો કાળ કર્મ કરવાને અયોગ્ય છે, માટે તે અપવિત્ર છે ૯ આ પ્રમાણે દેશની ને કાળની શુદ્ધિ અને અશુદ્ધિ કહી હવે દ્રવ્યોની શુદ્ધિ તથા અશુદ્ધિ સાભળો દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ દ્રવ્યથી તથા વચનથી થાય છે જેમ વસ્ત્રાદિક પદાર્થો પાણી વગેરેથી શુદ્ધ થાય છે અને મૂત્રાદિકથી અપવિત્ર થાય છે હવે વચનથી થતી શુદ્ધિ અને અશુદ્ધિ કહું છુ જેમકે અમુક પદાર્થને સંદેહ પડતા બ્રાહ્મણો કહે કે, અમુક વસ્તુ શુદ્ધ છે તો તેને શુદ્ધ જાણવી અને અમુક પદાર્થ અશુદ્ધ છે, તો તેને અશુદ્ધ જાણવી તેમજ દ્રવ્યની શુદ્ધિ અશુદ્ધિ સંસ્કારથી પણ થાય છે જેમ પુષ્પાદિક વસ્તુ જળ છાટવાથી શુદ્ધ અને સુંઘવાથી અશુદ્ધ થાય છે, તેમ દ્રવ્યની શુદ્ધિ અશુદ્ધિ કાળથી પણ થાય છે જેમ ચોમાસામા વરસેલુ પાણી ત્રણ દિવસ અપવિત્ર અને ત્રણ દિવસ પછી પવિત્ર ગણાય છે. વળી દ્રવ્યની શુદ્ધિ અશુદ્ધિ તેના જથાના ઓછા વત્તાપણાથી પણ ગણાય છે તળાવમા તેમ નદીમાં જે પાણી હોય તેને ચંડાળ અડકી ગયો હોય, તો પણ તે પવિત્ર ગણાય છે અને ગોળામા કે કોઈ વાસણમા ભરેલા પાણીને ચંડાળ અડકી ગયો હોય તો તે અપવિત્ર ગણાય છે ૧૦ દ્રવ્યની શુદ્ધિ અશુદ્ધિ તેની શક્તિ અશક્તિ ઉપરથી પણ ગણાય છે જેમ સૂર્ય ગ્રહણનું અન્ન અથવા સૂતકનુ અન્ન મહાત્મા પુરુષને માટે અશુદ્ધ અને સામાન્યને માટે શુદ્ધ ગણાય છે. તેમ વળી દ્રવ્યની શુદ્ધિ તથા અશુદ્ધિ તેના જ્ઞાન ઉપરથી છે જેમ પુત્રનો જન્મ થયા પછી દશ દિવસો વીતી ગયા પછી તે સમાચાર જાણવામા આવે તો જન્માશૌચ લાગતું નથી અને દશ દિવસમા તે સમાચાર જાણવામા આવે તો જન્માશૌચ લાગે છે. તેમ સમૃદ્ધિ ઉપરથી પણ દ્રવ્યની શુદ્ધિ-અશુદ્ધિ માનવામા આવે છે. જેમ ધાન્ય, કાષ્ઠ, હાથીદાત વગેરે હાડકાઓ, ઘી, રસ, સુવર્ણાદિક, ચામડા, કષાય તથા ઇંટની કાળથી,

વાયુથી, અગ્નિથી, માટીથી, જળથી તથા બીજા પદાર્થોથી પણ શુદ્ધિ થાય છે, તેમા કેટલાક પદાર્થોની બે ચાર પદાર્થો એકઠા હોવાથી શુદ્ધિ થાય છે અને કોઈ ઠેકાણે એક પદાર્થથીજ શુદ્ધિ થાય છે તેમા પણ કાગડા અને ચ ડાળના સ્પર્શમા તારતમ્ય હોવાથી તથા દેશ, કાળ, અવસ્થા વગેરેને અનુસરીને જ શુદ્ધિ થાય છે, ૧૧-૧૨ આસન, પાત્ર અથવા વસ્ત્રાદિક કોઈ પણ પદાર્થને અપવિત્ર પદાર્થનો સ્પર્શ થયો હોય તો તેને છોલવાથી, ખારા કે ખાટા પાણીથી લાગેલો દોષ અથવા ગ ધ ટળી જાય અને પદાર્થ પાછો પ્રથમની સ્થિતિમા આવે તેટલુ તેને શુદ્ધ કરે છે ૧૩ આ રીતે દ્રવ્યની શુદ્ધિ કહી, હવે કર્તાની શુદ્ધિ કહું છુ સ્નાન, દાન, તપ, બાલ્યાદિક અવસ્થાઓ, શક્તિ, ઉપનયન આદિક સ સ્કારો, સ ધ્યાવ દન વગેરે કર્મો, તથા મારું સ્મરણ વગેરે કરવાથી તે તે કાર્યને અનુસરતી ક્રિયા કરતા શુદ્ધિ થાય છે શુદ્ધિ વ્યવહાર માટે નથી પર તુ શાસ્ત્રોક્ત કર્મો માટે છે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે શુદ્ધ થઇને વૈદિક કર્મો કરવા ૧૪ હવે મ ત્રની શુદ્ધિ કહું છુ મ ત્રને ગુરુના મુખમાથી યથાર્થ રીતે જાણવો, એ મ ત્રની શુદ્ધિ છે હવે કર્મોની શુદ્ધિ કહું છુ કર્મો ઈશ્વરને અર્પણ કરવા તે કર્મની શુદ્ધિ છે દેશ, કાળ, દ્રવ્ય, કર્તા, મ ત્ર તથા કર્મ એ છ પદાર્થો જો શુદ્ધ હોય તો તેઓથી ધર્મ સિદ્ધ થાય અને જો અશુદ્ધ હોય તો અધર્મ થાય છે ૧૫ આ ગુણ—દોષનો વિભાગ ખરો છે એમ માનવુ નહિ, કારણ કે, કોઇક વખતે શાસ્ત્રબળથી ગુણ દોષરૂપ થઇ પડે છે અને કોઈક વાર દોષ ગુણ રૂપ થઇ પડે છે જેમકે આપત્કાળમા દાન લેવુ એ ગુણરૂપ છે, પર તુ તે વિના સુખના સમયમા દાન લેવુ એ દોષરૂપ ગણાય છે તેમ જ કુટુ બનો ત્યાગ કરવો એ દોષરૂપ ગણાય છે, છતા સ ન્યાસ લેતા તેનો ત્યાગ ગુણરૂપ છે, માટે ગુણનો તથા દોષનો એક પદાર્થમા નિયમ કર્યો તે ગુણ અને દોષના વિભાગને મિથ્યા ઠરાવે છે. ૧૬ દોષ કોઈવાર દોષરૂપ ન ગણાતા ગુણરૂપ ગણાય છે જેમ સુરાપાન વગેરે કર્મ પવિત્રને પતિત કરે છે, પર ંતુ જાતિથી કે કર્મથી પતિત થયેલા લોકોને તે ફરીથી પતિત કરતુ નથી તેમ સ ગ એ સ ન્યાસીને દોષરૂપ છે, પર ંતુ ગૃહસ્થને તે અવસ્ય કરવો જોઇએ, તેથી દોષરૂપ ગણાતો નથી. ' ઋતુ સમયે ગૃહસ્થે પોતાની ધર્મ પત્ની પાસે જવુ જોઇએ. " આમ ધર્મશાસ્ત્ર લખે છે જે મનુષ્ય પ્રથમથી ધરતી ઉપર સૂતો હોય તે મનુષ્યને નીચે પડવાપણું નથી; તેમ જે મનુષ્ય પ્રથમથી જ દોષિત હોય તે દોષનો ભાગી થતો નથી ૧૭ આ સર્વ વિચારથી સિદ્ધ થાય છે કે, ગુણ—દોષને પ્રતિપાદન કરનારાં શાસ્ત્ર વચન, મનુષ્ય જેમ નિવૃત્તિને પામતો જાય છે, તેમ બ ધનમાથી તેને છોડતા જાય છે આ નિવૃત્તિધર્મ મનુષ્યોનુ કલ્યાણ કરે છે અને તેના શોક, મોહ અને ભયનો નાશ કરે છે ૧૮ વિષયોમા ઉત્કૃષ્ટતાનો નાશ થવાથી મનુષ્યોને તેની સાથે સ ગ થાય છે, સ ગથી કામના થાય છે અને કામના થયા પછી કામનાવાળી વસ્તુઓમા અડચણ કરનારા પદાર્થો સાથે કલહ થાય છે, ૧૯ કલહથી અતિ ભયકર ક્રોધ ઉપજે છે, ક્રોધથી સ મોહ ઉત્પન્ન થાય છે અને તે સ મોહ બુદ્ધિમા ભેદ કરે છે. ૨૦ તે પછી હે ઉદ્ધવ! કાર્ય અકાર્યની સ્મૃતિ રહિત થયેલો પુરુષ શૂન્ય જેવો લાગે છે અને તે પછી તે પુરુષ મૂર્છિત જેવો થઈ પડે છે તથા મરી ગયેલા જેવો લાગે છે અને પછી તેના પુરુષાર્થનો નાશ થાય છે ૨૧ પુરુષ વિષયના અભિનિવેશથી પોતાને તેમ પરને જાણતો નથી, પણ વૃક્ષની પેઠે મૂર્છિત અવસ્થામા જીવન ગાળે છે અને ધમણની પેઠે મિથ્યા શ્વાસ લે છે. ૨૨ પ્રવૃત્તિના કરનારાઓને સ્વર્ગાદિક ફળ મળે છે, એમ વેદમા કહ્યું છે, માટે તેને પુરુષાર્થની હાનિ થતી નથી. કારણ કે સ્વર્ગાદિક મેળવવા એ જ પરમ પુરુષાર્થ છે એવો વેદનો અભિપ્રાય નથી, પર તુ બહિર્મુખ મનુષ્યોને મોક્ષનો ઉપદેશ કરવાની ઈચ્છાથી અવાતર ફળોમા રુચિ ઉત્પન્ન કરાવવી, એ વેદનુ તાત્પર્ય છે. જેમકે, બાળકના રોગની શાતિ કરવા ઓસડ પાતા રુચિ ઉત્પન્ન કરાવવા ખાંડ આપવાનું પ્રલોભન દેખાડાય છે, તેમ વેદની ફલશ્રુતિ અજ્ઞાનીનુ પ્રલોભન છે.

[२३] તમને શંકા થશે કે, કર્મકાંડમાં તો મોક્ષનું નામ પણ સાંભળવામાં આવતું નથી અને તમે તો આ પ્રમાણે વ્યાખ્યાન કરો છો તેનું શું કારણ હશે? તેના ઉત્તરમાં કહેવાનું કે, વિષયો, પ્રાણો અને પુત્રાદિક સ્વજનો જેઓ પરિણામે દુઃખદાયી છે, તેઓમાં મનુષ્યો જન્મથીજ અંતઃકરણ પૂર્વક આસક્તિ ધરાવે છે, તેઓ પોતાના સ્વાર્થને જાણતા નથી અને દેવતા વગેરેના અવતારોમાં ફરી ફરીને પાછા વૃક્ષાદિકના અવતારો ધારણ કરે છે. આવા અજ્ઞાની જીવને વેદ, તે વિષયોને પ્રાણાદિકોમાં પાછો શા માટે જોડે? જો વેદ પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ કરે તો તેની આપ્તતામાં બાધ આવે માટે વેદ તો નિવૃત્તિમાર્ગનો જ ઉપદેશ કરે છે [२४-२५] આ પ્રમાણે વેદનો અભિપ્રાય છે, પરંતુ કેટલાક મંદ બુદ્ધિવાળા લોક વેદના અભિપ્રાયને સમજ્યા વિના ઉપરથી સારા લાગતા, પરંતુ અંદરથી સાર વિનાના વેદોક્ત ફલોને પરમ પુરુષાર્થરૂપ કહે છે, પરંતુ વેદના રહસ્યને જાણનાર વેદવ્યાસાદિક તેને પરમ પુરુષાર્થ કહેતા નથી [२६] કામનાવાળા, કૃપણ, લોભી, પુષ્પ જેવા સારા દેખાતા નિઃસાર ફળોને ફળરૂપ જાણનારા, અગ્નિથી કરવામાં આવતા યજ્ઞોના અભિનિવેશથી વિવેક વિનાના અને જેઓને પરિણામે ધૂમમાર્ગ જ મળે છે, તે લોકો આત્મતત્ત્વને જાણતા નથી [२७] હે ઉદ્ધવ! જેમને કર્મ એ પશુહિંસાના સાધનો છે, એવા પેટભરા કર્મકાંડી લોકો બીજી વસ્તુને જોઈજ શકતા નથી તે લોકો પોતાના હૃદયમાં રહેલા આત્માના સ્વરૂપભૂત જે હું, જેમાંથી આ જગત ઉત્પન્ન થાય છે, તેને જાણતા નથી [२८] માંસ ભક્ષણ કરવામાં અને તેને માટે હિંસા કરવામાં જો પ્રીતિ હોય તો તે યજ્ઞમાં જ કરવું, એવી આજ્ઞા આપતા વેદમાં પરિસંખ્યા વિધિ કહ્યો છે, પરંતુ અવશ્ય હિંસા કરવી, એવો નિયમ વિધિ કહ્યો નથી આવો મારો વેદનો ગંભીર વિચાર છે, પરંતુ વિષયાસક્ત અને હિંસાને વિહારરૂપ માનનાર ખળ લોકો પોતાના સુખની ઈચ્છાથી પશુઓની હિંસા કરીને યજ્ઞોવડે પિતૃઓનું અને ભૂતપતિઓનું યજન કરે છે. (જે લોકો પશુઓની હિંસા કરે છે તેમને મરી ગયા પછી યજ્ઞમાં મારેલા પશુઓ પરલોકમાં જઈને મારે છે હિંસા કરવાનો જે વિધિ છે તે નિયમવિધિ નહિ પણ પરિસંખ્યા વિધિ છે) [२९-३०] મનોરથો કરતો વણિક જેમ સમુદ્ર ઉલ્લંઘન કરી મુડીને ગુમાવી બેસે તેમ કર્મકાંડી મનુષ્યો કાનને સારા લાગે એવા અને સ્વપ્ન સમાન આલોકના તથા પરલોકના સુખનો હૃદયમાં સંકલ્પ કરી ધનનો નાશ કરે છે [३१] રજોગુણ, સત્વગુણ તથા તમોગુણની બુદ્ધિવાળા લોકો પોતાના જેવા ગુણવાળા ઇંદ્રાદિક દેવતાઓની તથા બીજાઓની જે રીતે ઉપાસના કરે છે, તે પ્રમાણે મારી ઉપાસના કરતા નથી [३२] એ લોકો એવો વિચાર કરે છે કે, આ લોકમાં યજ્ઞોવડે દેવતાઓનું પૂજન કરીને સ્વર્ગમાં સુખો ભોગવશું અને ત્યાં સુખો ભોગવ્યા પછી, આ મૃત્યુલોકમાં મોટા કુળવાન તથા મોટા સંપત્તિવાળા થઈશું [३३] આ પ્રમાણે વેદની વાણીથી જેમના મન વિક્ષિપ્ત થયા હોય તે પુરુષો માની અને અત્યંત સ્તબ્ધ થાય છે, તેઓને મારી વાત પણ ગમતી નથી. [३४] વેદમાં કર્મકાંડ, બ્રહ્મકાંડ તથા ઉપાસનાકાંડ એમ ત્રણ કાંડો કહેલા છે, તે સર્વમાં જીવ સંસારી નથી, પરંતુ બ્રહ્મસ્વરૂપ છે, આવો તેઓનો અભિપ્રાય છે, પરંતુ તે એ લોકો જાણતા નથી. કારણ કે વેદના મંત્રો પરોક્ષવાદવાળા છે અને મને પણ પરોક્ષવાદ રુચે છે આનું કારણ એ કે આત્મવિદ્યાના અધિકારીઓ શુદ્ધ અંતઃકરણવાળા હોય છે માટે તેઓએ જ આત્મવિદ્યા ભણવી જોઈએ બીજા અનધિકારીઓએ જાણવી યોગ્ય નથી, કારણ કે આત્મવિદ્યામાં પ્રવૃત્તિ કરવાથી લોકો કર્મ ત્યાગ કરે અને તેથી ભ્રષ્ટ થઈ જાય, માટે વેદમાં પરોક્ષવાદ રાખ્યો છે [३५] જો કે જૈમિની વગેરે વેદ જાણવાનું અભિમાન રાખે છે, તોપણ મારા વિના બીજો કોઈ વેદને અથવા તેના અર્થને યથાર્થ રીતે જાણતો નથી. શબ્દબ્રહ્મનું સ્વરૂપ જાણવું અથવા તો તેનો સંપૂર્ણ અર્થ સમજવો, બહુજ કઠિન છે. પરા, પશ્યંતિ અને મધ્યમા એ શબ્દ-બ્રહ્મનું સૂક્ષ્મ સ્વરૂપ છે. તે દેશથી તેમજ કાળથી અપરિચ્છિન્ન છે, માટે તેનો અર્થ જાણવો તે કઠિન છે, કારણ કે તે ગંભીર

અને સમુદ્રની પેઠે અપાર છે ૩૬ વિદ્વાનોથી જ જાણવામા આવે એવુ શબ્દબ્રહ્મનુ સૂક્ષ્મ તત્ત્વસ્વરૂપ આવુ છે હુ અ તર્યામી છુ, અ તર્યામી છતા વ્યાપક છું, વ્યાપક છતા નિર્વિકારી છુ, અને અન તશક્તિવાળો નિય તા પણ હું જ છુ મારા સ્વરૂપવડે શબ્દબ્રહ્મ અધિષ્ઠિત છે કમળના નાળની અ દર દૃષ્ટિ કરતા જેમ અ દરના ત તુઓ જોવામા આવે છે તેમ સર્વ પ્રાણીઓમા શબ્દબ્રહ્મ નાદરૂપે સાભળવામા આવે છે ૩૭ તે સૂક્ષ્મ સ્વરૂપમાથી વૈખરી નામે સ્થૂલ સ્વરૂપ લે છે કરોળીઓ જેમ મુખમાથી લાળના ત તુઓ બહાર કાઢે છે તેમ પ્રાણરૂપ ઉપાધિવાળા હિરણ્યગર્ભ ભગવાન સ્વરૂપવડે અમૃતમય હોઇ સૂક્ષ્મ નાદરૂપ ઉપાદાન કારણને લીધે અક્ષરોનો સ કલ્પ કરનારા મનરૂપ નિમિત્ત કારણથી પોતાના હૃદયમાથી મુખદ્વારા વૈખરી વાણી પ્રગટ કરે છે હૃદયમા રહેલા સૂક્ષ્મ ૐકારમાથી છાતી તથા ક ઠના સ ગથી સ્પષ્ટ જાણવામા આવતા સ્પર્શ, સ્વર, ઉષ્મા તથા અ તસ્થથી વિચિત્ર, લૌકિક અને વૈદિક ભાષાઓથી વિસ્તારવાળી ઉત્તરોત્તર ચાર અક્ષરોથી વધતા જતા છ દોથી ભરપુર અન ત અને પાર રહિત વૈખરી વાણી હિરણ્યગર્ભ સૃજે છે અને હિરણ્યગર્ભ પોતે જ પાછા કરોળીઆની પેઠે તેને સ કેલી પણ લે છે ૩૮-૪૦ ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતિ, પ ક્તિ, ત્રિષ્ટુપ્, જગતી, અતિજગતી, શકરી, અતિશકરી, અષ્ટિ, અત્યષ્ટિ, વિરાટ, અતિવિરાટ, આદિક છ દો ઉત્તરોત્તર ચાર ચાર અક્ષરે વધે છે જેમ ચોવીસ અક્ષરનો ગાયત્રી છ દ, અઠ્ઠાવીશ અક્ષરનો ઉષ્ણિક છ દ, અને એ સર્વનુ સ્વરૂપ વૈખરી વાણી છે ૪૧ શબ્દબ્રહ્મનુ સ્વરૂપ જેમ સ્વરૂપથી જાણવામા આવતુ નથી, તેમ તેનો અર્થ પણ જાણવામા આવતો નથી, માટે વૈખરીવાણી રૂપ વેદ કર્મકાડમા વિધિ વાકયોથી શુ વિધાન કરે છે, ઉપાસના કાડમા મ ત્રોથી શુ દર્શાવે છે અને બ્રહ્મકાડમા કોનો નિષેધ કરે છે? આ વેદના તાત્પર્યને જગતમા મારા વિના બીજો કોઇ પણ જાણતો નથી ૪૨ વેદો યજ્ઞનુ સ્વરૂપ દર્શાવીને મારું વિધાન કરે છે, વેદો દેવતાનુ રૂપ દર્શાવી મારા સ્વરૂપને વર્ણવે છે તથા અનુવાદ કરીને મારા જ વિવર્તરૂપ આકાશાદિક પ્રપ ચનો નિષેધ કરે છે સર્વ વેદનો આટલો જ અર્થ છે કે, પરમેશ્વર પરમાર્થરૂપ છે અને જે ભેદ છે તે માયા કલ્પિત છે. આ પ્રમાણે મારા સ્વરૂપનો અનુવાદ કરી તથા માયિક વસ્તુનો નિષેધ કરી પોતાના વ્યાપાર બ ધ કરે છે જેમ અ કુરમાનો રસ શાખા, પ્રશાખાઓમા જાય તેમ હૃદયમા ૐકારનો જે અર્થ છે તે જ વેદનો અર્થ જાણવો ૪૩

**एतावान् सर्ववेदार्थः शब्द आस्थाय मां भिदाम्**
**मायामात्रमनूद्यांते प्रतिषिध्य प्रसीदति ४३**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे एकविंशोऽध्यायः**

# અધ્યાય ૨૨ મો.*

## તત્ત્વજ્ઞાન તથા જન્મમરણ.

**उद्धव उवाच**

**कति तत्त्वानि विश्वेश संख्यातान्यृषिभिः प्रभो**
**नवैकादश पंच त्रीण्यात्थ त्वमिह शुश्रुम १**

ઉદ્ધવે પૂછ્યુ—વેદ પ્રવૃત્તિપર નથી પર તુ નિવૃત્તિપર છે, એમ આપે સમજાવ્યું, પર તુ તેના નિવૃત્તિપરત્વને માન્ય કરતા વાધા આવે છે કેટલાક વિદ્વાનો તત્ત્વોની સ ખ્યાનો વિવાદ કરે છે. કેટલાક બહારના પદાર્થોના સત્ય માટે તથા મિથ્યાપણા માટે વિવાદ કરે છે, કેટલાક આત્માના એકત્વ માટે અને અનેકત્વ માટે વિવાદ કરે છે, તો એમા ખરુ શુ? હે પ્રભો! ઋષિઓએ શાસ્ત્રોમા તત્ત્વોની કેટલી સ ખ્યા કહી છે? આપે તો નવ, અગિયાર, પાચ અને ત્રણ તત્ત્વો સાથે અઠ્ઠાવીસ તત્ત્વ કહ્યા કેટલાક કહે છે કે છવીસ તત્ત્વો અને કેટલાક પચીસ તત્ત્વો કહે છે, કેટલાક સાત, કેટલાક નવ, કેટલાક છ, કેટલાક ચાર, કેટલાક અગીઆર, કેટલાક સત્તર, કેટલાક સોળ અને કેટલાક

* આ અધ્યાયમા તત્ત્વોની સ ખ્યાનો વિરોધ, પરિહાર અને પ્રકૃતિ પુરુષનો વિવેક તેમજ જન્મમરણનો પ્રકાર કહેવામા આવશે

તેર તત્ત્વો પણ કહે છે. માટે હે આયુષ્યમાન્! ઋષિઓએ જે ઇચ્છાથી તત્ત્વોના ભેદ વર્ણવેલા છે, તે આપ મને સંભળાવો. [૧-૩]

ભગવાન કહે છે–તત્ત્વ માટે જે ગણના ને યુક્તિઓ કહી તે મારી માયાનો અંગીકાર કરીને કહી. તે કરનાર પુરુષોને કોઇ વાત દુર્ઘટ નથી [૪] તું જે પ્રમાણે કહે છે તે પ્રમાણે નથી, પરંતુ આ પ્રમાણે છે તત્ત્વોના મૂળ કારણનો બ્રાહ્મણો વિવાદ કરે છે, પરંતુ તેઓમાં ઉલ્લંઘન કરી શકાય નહિ એવી સત્વાદિક અંતઃકરણની વૃત્તિરૂપે પરિણામ પામેલી મારી શક્તિઓ જ કારણ રૂપ છે. [૫] સત્વાદિક શક્તિઓના ક્ષોભને લીધે વાદવિવાદ કરનારાઓના વિષયરૂપ આ પ્રપંચ ઉભો થયો છે, તે જ્યારે શમ, દમ પ્રાપ્ત થાય ત્યારે ટળે છે, અને પ્રપંચના નાશની પાછળ વાદવિવાદ શાંત પડે છે [૬] તત્ત્વોનો એક બીજામાં અંતર્ભાવ થાય છે માટે વક્તાની ઈચ્છા પ્રમાણે તત્ત્વોની ન્યૂનાધિક સંખ્યા કહી છે. [૭] માટીમાં જેમ તેના કાર્યરૂપ ઘટાદિક પદાર્થોનો અંતર્ભાવ થાય છે, તેમ એક કારણભૂત તત્ત્વમાં તેના કાર્યરૂપ બીજા તત્ત્વોનો સમાવેશ થાય છે ઘડામાં જેમ માટીનો સમાવેશ થાય છે તેમ કાર્યરૂપ તત્ત્વમાં કારણરૂપ તત્ત્વોનો સમાવેશ થાય છે. [૮] આ રીતે તત્ત્વોના કાર્ય–કારણ વિષે તથા સંખ્યાવિષે વિવાદ કરનારાઓનું મુખ ચાલે છે અને તે સર્વમાં યુક્તિઓ રહેલી હોય છે [૯] જડ તત્ત્વોની સંખ્યાના ભેદનું કારણ કહ્યું, હવે જીવ તથા ઇશ્વર જે બન્ને ચૈતન્ય છે, તેનો ભેદ તથા અભેદ માનવાનાં કારણો કહું છું. જીવ અનાદિ કાળથી અવિદ્યાવાળો હોઈ તે પોતાની મેળે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી, માટે તેને જ્ઞાન આપનાર સર્વજ્ઞ ઈશ્વર તેનાથી ભિન્ન હોવા જોઇએ. આમ માનીને જેઓ જીવ તથા ઈશ્વરને ભિન્ન માને છે, તેઓના મતે ચોવીસ તત્ત્વો અને પચ્ચીસમો જીવ છે અને છવ્વીસમો ઈશ્વર છે [૧૦] જેઓ માને છે કે જીવ તથા ઇશ્વર બન્ને ચૈતન્યરૂપ હોવાથી અણુ માત્ર એકમેકથી ભિન્ન નથી, માટે તેમના ભિન્નત્વની કલ્પના વ્યર્થ છે. આમ માનનારાઓના મનમાં પચ્ચીસ તત્ત્વો છે અને ઇશ્વરની કૃપાથી મળનારું જ્ઞાન સત્વગુણની વૃત્તિ હોવાથી તેનો જડમાં અંતર્ભાવ કરવામાં આવે છે [૧૧] ત્રણ ગુણોની સમાન અવસ્થા તે પ્રકૃતિનું સ્વરૂપ છે, માટે ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણ રૂપ રજ, સત્વ અને તમ એ ત્રણ પ્રકૃતિના ભેદ છે, આત્માના નથી. જીવ અકર્તા હોવાથી સૃષ્ટિના આદિ કારણરૂપ ગુણોનો આશ્રય તેને ઘટતો નથી [૧૨] માટે સત્વગુણમય જ્ઞાન જીવનો ધર્મ નથી, પરંતુ પ્રકૃતિનો ધર્મ છે રજોગુણની વૃત્તિ ધર્મ છે અને અજ્ઞાન તમોગુણની વૃત્તિ છે, માટે તેનો પ્રકૃતિમાં અંતર્ભાવ થાય છે, તેથી તેઓને ભિન્ન તત્ત્વ ગણેલા નથી સ્વભાવ એ મહત્તત્ત્વનું સ્વરૂપ હોવાથી તેનો પણ પ્રકૃતિમાં અંતર્ભાવ છે અને કાળ એ ઇશ્વરનું સ્વરૂપ છે, માટે કાળ અને સ્વભાવ પૃથક મનાતા નથી મેં પ્રથમ કહેલાં અઠ્ઠાવીસ તત્ત્વોમાં ઉપર કહેલા પચીશ તત્ત્વો પણ સમાઈ જાય છે [૧૩] વળી પુરુષ, પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી, એ નવ તત્ત્વો મેં કહ્યાં છે [૧૪] શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ અને જીહ્વા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો, વાણી, હાથ, ઉપસ્થ, પાયુ ને પગ, એ પાંચ કર્મેન્દ્રિયો, જ્ઞાનાત્મક અને ક્રિયાત્મક મન, [૧૫] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો, તથા ત્રણ ગુણો એ અઠ્ઠાવીસ તત્ત્વો છે, અને તેમાં ગતિ, ભાષણ, વીર્યોત્સર્ગ, મલોત્સર્ગ તથા શિલ્પ, એ પાંચ કર્મેન્દ્રિયોના કાર્ય છે, માટે તત્ત્વોમાં તેઓની ગણના નથી [૧૬] મહત્તત્ત્વથી માંડીને પૃથ્વી સુધી સાત કારણતત્ત્વો અને શ્રોત્રથી ગંધ સુધી સોળ વિકારોરૂપી તત્ત્વનું રૂપ ધારણ કરનારી પ્રકૃતિ સર્વ પદાર્થોનું ઉપાદાન કારણ છે, માટે તે જગતની ઉત્પત્તિ વગેરેમાં સત્વાદિક ગુણો વડે દેહાદિકનો આકાર ધારણ કરે છે, અને અવ્યક્ત, અપરિણામી તથા નિમિત્તભૂત પુરુષ કેવળ જોયા કરે છે, માટે તે પરિણામ પામનારી પ્રકૃતિથી ભિન્ન છે [૧૭] પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા મહત્તત્ત્વ આદિક વિકારી પદાર્થ પુરુષની દૃષ્ટિવડે શક્તિ સંપાદન કરી એકઠા થાય છે અને પ્રકૃતિના

બળથી બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે તત્ત્વોએ એકઠા મળી દેહાદિકનાં કાર્યો કર્યા છે, તેનો તેમા અંતર્ભાવ થાય છે, માટે તેઓને જુદા તત્ત્વરૂપ ગણેલા નથી [१८] કેટલાક સાત તત્ત્વો માને છે, તેમા આકાશાદિક પાચ ભૂતો, દ્રષ્ટા, જીવ તથા દ્રષ્ટા અને દૃશ્યના આધારભૂત ઈશ્વર, એ સાત તત્ત્વો છે. એમા પ્રકૃતિ, મહત્તત્ત્વ અને અહંકારના કારણરૂપ ત્રણ તત્ત્વનો આકાશાદિકમા અંતર્ભાવ કર્યો છે, અને તે સાત તત્ત્વોથી જ દેહ, ઇન્દ્રિયો તથા પ્રાણો આદિક સર્વ કાર્યોની ઉત્પત્તિ થાય છે. [१९] કેટલાક છ તત્ત્વો માને છે. તેમા પાચ ભૂત અને એક આત્મા, એમ છ તત્ત્વો છે. તે મતમા પરમાત્મા પોતાનાથી ઉત્પન્ન થયેલા ભૂતોમા આ જગતને સર્જીને તેમા રહે છે, માટે સર્વ ભૌતિક પદાર્થોનો ભૂતોમાં અને જીવનો પરમાત્મામા અંતર્ભાવ થાય છે [२०] કેટલાક ચાર તત્ત્વ માને છે, એમા આત્મા અને આત્માથી ઉત્પન્ન થયેલા તેજ, પાણી અને પૃથ્વી ચાર તત્ત્વ છે અને તે તત્ત્વોથી જગતની ઉત્પત્તિ મનાય છે, માટે સર્વ કાર્યોનો તેમા અંતર્ભાવ માનેલો છે [२१] કેટલાક સત્તર તત્ત્વો માને છે, તેમા પાચ મહાભૂતો, પાચ શબ્દાદિક તન્માત્રાઓ, પાચ ઇંદ્રિયો, મન તથા પરમાત્મા ગણાય છે. [२२] કેટલાક વળી સોળ માને છે તેઓના મતમા આત્માને જ મન કહે છે. કેટલાક તેર માને છે, તેમા પાચ મહાભૂત, પાચ ઇંદ્રિયો, મન, જીવ તથા પરમાત્માને ગણવામા આવે છે [२३] કેટલાક અગીઆર માને છે, તેમા પાચ મહાભૂતો, પાચ ઇંદ્રિયો અને આત્મા ગણાય છે. કેટલાક નવ માને છે, તેમા પ્રકૃતિ, મહત્તત્ત્વ, અહંકાર, પાચ મહાભૂતો તથા આત્મા ગણવામા આવે છે. [२४] આ પ્રમાણે ઋષિઓએ તત્ત્વોની જે જુદી જુદી સંખ્યાઓ કહી, તે પ્રકૃતિથી પુરુષ ભિન્ન છે, એમ બતાવવાને કહેલી છે આ સર્વમા યુક્તિઓ રહેલી છે વિદ્વાનોની કયી બાબત ઘટિત ન હોય, કારણ કે સર્વ બાબતોમા યુક્તિઓ ઘટાવેલી હોય છે [२५]

ઉદ્ધવ પૂછે છે-હે શ્રીકૃષ્ણ! પ્રકૃતિ જડરૂપ છે અને પુરુષ ચૈતન્યરૂપ છે તે સ્વભાવથી જ ભિન્ન છે, તોપણ અન્યોન્યનો ત્યાગ કરતાં તે બન્નેનું જ્ઞાન થતું નથી તેથી, તે બન્નેનો ભેદ પણ જોવામાં આવતો નથી પ્રકૃતિના કાર્યરૂપ દેહમાં આત્માની પ્રતીતિ અને આત્માને લીધે દેહની પ્રતીતિ થાય છે, અર્થાત્ 'હું છું' એવો બંનેનો અભેદ પ્રતીત થાય છે, તેથી દેહનો અને આત્માનો ભેદ નથી. [२६] હે સર્વજ્ઞ! મને આ એક મોટો સંદેહ છે, તે યુક્તિવાળા વચનોથી તમારે મટાડવો જોઈએ. [२७] કારણ કે, આ સંસારમાં જીવોને તમારી કૃપાથી જ જ્ઞાન મળે છે અને અજ્ઞાન પણ તમારી માયાથી જ થાય છે તમારી માયાની ગતિને તમે જાણો છો, બીજો કોઈ પણ જાણતો નથી [२८]

ભગવાન કહે છે-હે ઉદ્ધવ! દેહ અને આત્મા વચ્ચે મોટો ભેદ છે, કારણ કે ગુણોના ક્ષોભથી થયેલો આ દેહાદિક સમુદાય વિકારવાળો છે અને આત્મા વિકાર રહિત છે [२९] મારી ગુણમયી માયા ગુણોથી અનેક ભેદોને તથા ભેદના જ્ઞાનોને ઉત્પન્ન કરે છે આ દેહાદિક સમુદાય અનેક વિકારવાળો છે, તોપણ સ્થૂલ માર્ગે તેના અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એમ ત્રણ ભેદ છે [३०] શરીરમા ચક્ષુ અધ્યાત્મ છે, તેમા રહેલો રૂપ નામે ગુણ અધિભૂત છે અને ચક્ષુના ગોલકમા રહેલો સૂર્યનો અંશ અધિદૈવ છે જો ચક્ષુ ન હોય તો રૂપ જણાતું નથી, અને રૂપ ન હોય તો ચક્ષુની પણ સિદ્ધિ થતી નથી ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો તેનો અધિષ્ઠાતા દેવ પણ સિદ્ધ થાય નહિ, તેમ અધિષ્ઠાતા દેવ ન હોય તો ચક્ષુની પ્રવૃત્તિ પણ સિદ્ધ થાય નહિ અને ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો રૂપનુ જ્ઞાન પણ સિદ્ધ થાય નહિ

આ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની સિદ્ધિ એક બીજાના આશ્રયથી થાય છે. પરંતુ આત્મા તો આકાશમા રહેલા સૂર્યની માફક બીજા કોઈની અપેક્ષા વગર પોતાની મેળે પ્રકાશે છે, માટે અધ્યાત્માદિકના સમુદાય રૂપ દેહ અને આત્મા વચ્ચે મોટુ અંતર છે. અધ્યાત્માદિક આત્મામાથી ઉત્પન્ન થયાં છે, માટે તે ભિન્ન ભિન્ન છે, પણ આત્મા કોઈથી ઉત્પન્ન થયો નથી; તે તો

સર્વનું આદિ કારણ અને એકરૂપ છે, તેને લીધે તેની અને દેહની વચ્ચે ઘણું અંતર છે. વળી આત્મા સ્વતઃસિદ્ધિ જ્ઞાનવડે અધ્યાત્માદિકને જાણે છે, પરંતુ અધ્યાત્માદિક આત્મને જાણતા નથી, તેથી પણ દેહ અને આત્મા વચ્ચે મોટું અંતર છે જેમ નેત્રમાં અધ્યાત્માદિક વસ્તુઓ છે, તેમ ત્વચા, સ્પર્શ અને વાયુ, શ્રવણ, શબ્દ અને દિશાઓ, જીહ્વા રસ તથા વરુણ, નાસિકા, ગંધ અને અશ્વિનીકુમાર, ચિત્ત ચેતયિતવ્ય અને વાસુદેવ, મન, મંતવ્ય અને ચંદ્ર, બુદ્ધિ, બોધવ્ય અને બ્રહ્મ, અહંકાર, અહંકર્તવ્ય અને રુદ્ર, એ બધા ત્રણ ત્રણ ભેદજ જાણવા [૩૧] જ્યારે દેહાદિકનો અહંકાર મટે ત્યારે જ આત્માનું જ્ઞાન થાય છે, કારણ કે સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનો અહંકાર છે દૃષ્ટાંત તરીકે જે અહંકાર ગુણોને ક્ષોભ કરનાર કાળરૂપી નિમિત્ત કારણવડે પ્રધાનમાથી ઉત્પન્ન થયેલા મહત્તત્વમાથી વિકારરૂપે ઉત્પન્ન થાય છે અને તેજ અધિદૈવ, અધ્યાત્મ તથા અધિભૂતરૂપ મોહમય દેહાદિક વિકલ્પને ઉપજાવે છે. [૩૨] તે અહંકાર તથા તેને લીધે ઉત્પન્ન થયેલો દેહાદિકનો વિકલ્પ આત્માના સ્વરૂપને ન જાણવાથી થાય છે માટે આત્માનું જ્ઞાન થાય એટલે અહંકાર અને દેહાદિકની વિકલ્પ બુદ્ધિ નિવૃત્ત થાય છે કેટલાક અહંકાર તથા દેહાદિકના વિકલ્પને માને છે અને કેટલાક મિથ્યા પણ ગણે છે પરંતુ આ સર્વ વિવાદો આત્માના અજ્ઞાનથી થયેલા છે, વસ્તુતાએ કંઈ નથી એટલા માટે એક બીજાની યુક્તિથી એક બીજાના મતનું ખંડન કરાય છે, તેથી દેહાદિકનું મોહમયપણું સિદ્ધ થાય છે. આ ઉપરથી તમને શંકા થશે કે જ્યારે અહંકાર અને દેહાદિક વિકલ્પો મિથ્યા છે ત્યારે તેને ટાળવાનો ઉપાય શા માટે કરવો? પરંતુ એવી શંકા કરવી યોગ્ય નથી અહંકાર ને દેહાદિકના વિકલ્પ મિથ્યા છે, તોપણ જે લોકો આત્મારૂપ મારા સ્વરૂપથી બહિર્મુખ છે તેઓનો તે ભેદ મટતો નથી, નિત્ય જણાય છે, માટે તેની નિવૃત્તિ કરવા મારા સ્વરૂપના જ્ઞાનની સર્વને આવશ્યક્તા છે. [૩૩]

ઉદ્ધવ કહે છે—હે પ્રભુ! તમારાથી વિમુખ બુદ્ધિવાળા પુરુષો પોતાનાં કરેલાં કર્મોથી ઉત્તમ તથા અધમ દેહને ધારણ કરે છે, તે બાબત અજ્ઞાનીઓના જાણવામા આવતી નથી, માટે મને કહો ઘણુ કરીને તમારી માયાથી મોહિત થયેલા લોકો જગતમા આ વાતને જાણતા નથી. અર્થાત્ આત્મા વ્યાપક છે, માટે તે એક દેહમાથી બીજા દેહમા જાય છે અને નિત્ય છે, છતાં તેને જન્મ-મરણ કેમ આવે છે તે સમજાવો. [૩૪-૩૫]

શ્રી ભગવાન બોલ્યા—હે ઉદ્ધવ! લિંગ શરીરના અધ્યાસથી સંસાર સંભવે છે પાંચ ઇંદ્રિયોથી જોડાયેલુ કર્મમય મન જ એક દેહમાથી બીજા દેહમા ફરે છે અને આત્મા તેનાથી ભિન્ન છતા તેને અનુસરે છે [૩૬] મનને પૂર્વ દેહનો વિયોગ અને આગામી દેહનો સંયોગ કેવી રીતે થાય છે, તે સાભળો કર્મોના તંત્રમા રહેનારુ મન કર્મોએ પ્રાપ્ત કરેલા આલોકના તથા પરલોકના વિષયોનું ધ્યાન કરે છે અને વિષયોમા લીન થઈ જાય છે, તથા પૂર્વના વિષયોમાથી નીકળી જાય છે, અને તે પછી મનની સ્મૃતિ એટલે પૂર્વાપરનુ અનુસંધાન ભુલી જાય છે [૩૭] કર્માદિકવડે પ્રાપ્ત કરેલા બીજા દેહમા અત્યંત અભિમાન થવાથી દેહ જો ઉત્તમ હોય તો આનન્દાદિક અને અધમ હોય તો શોક મોહ આદિ થાય છે આવા કોઈ પણ કારણોથી મનને પહેલા દેહની વિસ્મૃતિ થાય છે, તેને મરણ કહે છે પરંતુ આત્મા દેહની માફક નાશ પામતો નથી [૩૮] હે ભક્તિશિરોમણિ ઉદ્ધવ! મનને બીજા દેહમા અભિમાન થાય છે, એટલે તેના ઉપર અહંકાર આવે છે અને તેને લીધે 'હું દેહ છુ,' એવા ભાવથી જીવ પોતાના આત્માને દેહ માને, તેજ આત્માનો જન્મ કહેવાય છે [૩૯] એક સ્વપ્ન પછી બીજુ સ્વપ્ન આવે અને એક મનોરથ પછી બીજો મનોરથ થાય ત્યારે વર્તમાન સ્વપ્નમા અથવા મનોરથમાનું મન જેમ પૂર્વના સ્વપ્નને ને મનોરથને સંભારતું નથી, અને તે પૂર્વનું સ્વપ્ન કે મનોરથ વિસરી જતા મનના અધ્યાસને લીધે, આત્મા અપૂર્વ છે તોપણ તેને જાણે નવો જ થયો હોય

એમ લાગે છે તેમ મન પૂર્વ દેહને વિસરી જાય છે અને તેને બીજા દેહનું સ્મરણ થાય છે અર્થાત્ મનને પૂર્વદેહ ઉપરથી અભિમાન ઉતરી જાય છે અને બીજા નવા દેહ ઉપર અભિમાન ચઢે છે એટલે મનના અધ્યાસને લીધે આત્મા પોતે પૂર્વ સિદ્ધ છતા પણ તેને નવો જન્મેલો લાગે છે [૪૦] મનને બીજા દેહમા અભિમાન થવારૂપી ઉત્પત્તિથી મનના અધ્યાસને લીધે આત્માને ઉત્તમપણુ, મધ્યમપણું તથા અધમપણુ જો કે મિથ્યા હોવા છતા ભાસે છે અને તેથી દેહના સંબંધથી બહારના તથા અંદરના સુખાદિક વિષયોને તે જુવે છે સ્વપ્નમા જેમ મિથ્યા મનમા અભિમાનથી દેહ ઉત્પન્ન થાય છે, અને આત્મા તેને જુવે છે, અને તે દેહના સંબંધમા બહારના તથા અંદરના વિષયાદિક સુખ ભોગવે છે આમાં દુષ્ટ પુત્રનો પિતા જેમ પુત્રના શત્રુને પોતાનો શત્રુ માને છે અને તેના મિત્રને પોતાનો મિત્ર માને છે, તેમ આત્મા પણ મનના અભિમાનથી મનની સાથે સંબંધવાળા દેહાદિક પદાર્થોને પોતાના માને છે [૪૧] હે ઉદ્ધવ ! મે તમને લોક પ્રસિદ્ધ જન્મ મરણની વિગત કહી હવે હુ તમને વૈરાગ્ય માટે સૂક્ષ્મ જન્મ–મરણો કહું તે સાભળો જેનો વેગ જોવામા કે જાણવામા આવતો નથી, એવા કાળને લીધે શરીરો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, પરંતુ કાળની સૂક્ષ્મતાને લીધે તે જોવામા આવતુ નથી. [૪૨] કાળ જેમ પરિણામ વગેરેથી દીવાની જ્વાળાઓને ક્ષણે ક્ષણે બદલાવે છે, ગતિ વગેરેથી પાણીના પ્રવાહોને બદલાવે છે અને રૂપાદિકથી વૃક્ષોના ફળોની દશાઓને બદલાવે છે, તેમ શરીરોની અવસ્થાઓ, તેજ, બળ, કામ તથા ચાતુર્ય આદિક પણ ક્ષણે ક્ષણે બદલાય છે જગત ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ પામે છે, કારણ કે તે અવસ્થાઓના ભેદવાળું છે જે કંઈ અવસ્થાઓવાળુ હોય તે સર્વ ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ પામે છે જેમ જ્વાળા આદિક પદાર્થો અવસ્થાના ભેદવાળા હોવાથી ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ પામે છે તેમ અનુમાનથી જગતની ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશ થાય છે. [૪૩] જો કે જ્વાળાઓ ક્ષણે ક્ષણે બદલાય છે તોપણ તે જ આ દીવો છે કે જે દીવો થોડીકવાર પહેલાં મે જોયો હતો એમ ભાસે છે વળી પાણી પણ ક્ષણે ક્ષણે બદલાય છે તોપણ તે જ આ પાણી છે કે જે મે ઘણા દિવસ પહેલા જોયુ હતું એવી ભ્રાંતિ થાય છે, તેમ શરીરો ક્ષણે ક્ષણે બદલાય છે અને નવાં શરીરો ઉપજે છે, તોપણ તે આ પુરુષ છે કે જેને પહેલા મે જોયો હતો, એવી અવિવેકી પુરુષોને ભ્રાંતિ થાય છે [૪૪] દેહના અધ્યાસવાળાને કર્મો તથા જન્મ મરણો થયા કરે છે, બીજાઓને થતા નથી, કારણ કે એક પુરુષ જે ઘડાને ઘડો માને છે તેને બીજો ઘડો નહિ એમ માને, એ વાત અસંભવિત નહિ તો બીજુ શુ ? આવી તમારા મનમા શંકા થશે, પણ તેનો ઉત્તર એ છે કે દેહના અધ્યાસવાળો પુરુષ પણ બીજ રૂપ કર્મથી જન્મતો નથી તેમ મરણ પણ પામતો નથી, છતા ભ્રાંતિને લીધે જન્મતો હોય તેમ ભાસે છે અને અમર છતા મરતો હોય એમ લાગે છે. દૃષ્ટાંતમાં મહાભૂત અગ્નિ પ્રલયકાળ પર્યંત એકનો એક જ રહે છે, તોપણ કાષ્ઠનો યોગ થવાથી તે જાણે જન્મતો હોય અને કાષ્ઠનો વિયોગ થવાથી જાણે નાશ પામતો હોય એમ લાગે છે [૪૫] ઉદરમા પ્રવેશ થવો, વૃદ્ધિ થવી, જન્મવુ, બાલ્યાવસ્થા, કુમારપણુ, તરુણાવસ્થા, આધેડપણુ, વૃદ્ધાવસ્થા તથા મરણ એ નવ દેહની અવસ્થાઓ છે [૪૬] દેહની આ મનોરથમય નાની મોટી અવસ્થાઓ દેહના અવિવેકને લીધે કોઇ કોઈ વાર જીવ પોતાની માની લે છે, અને કોઈ કોઇ વાર ઈશ્વરનો અનુગ્રહ થવાથી "અવસ્થાવાળા દેહનો દ્રષ્ટા અવસ્થાવાળો ન હોય" એવા વિવેકથી તે અવસ્થાઓનો ત્યાગ કરે છે [૪૭] પોતાના જન્મ વખતે તથા મરણ વખતે મૂર્છા આવવાથી જીવ પોતાના દેહના જન્મ તથા મરણને જાણતો નથી, પરંતુ પોતાના પિતાનો દેહ મરી જાય છે, તે ઉપરથી પોતાનો દેહ પણ પડશે, એમ વિચારવું અને પોતાને ત્યા પુત્રનો જન્મ થયો તેમ પોતાનો પણ જન્મ થયો છે એવુ જે જન્મ–મરણનો દ્રષ્ટા છે તેને જન્મ મરણ થતાં

લાગતું નથી. ૪૮ બીજથી ઝાડના જન્મને તથા પાકી જવાથી મરણને જાણનારો દ્રષ્ટા તે ઝાડથી ભિન્ન છે તેમ દેહના જન્મ મરણને જાણનારો દ્રષ્ટા દેહથી જુદો છે. ૪૯ આ પ્રમાણે દેહાદિકથી આત્મા જુદો છે, તેનો વિવેક કરવો, પણ તેનું વિવેચન ન કરનાર અને વિષયોથી મૂઢ અવિવેકી પુરુષ સસારમાં જન્મ મરણ પામે છે. ૫૦ કર્મોવડે અથડાતો જીવ સત્વગુણના સગથી ઋષિઓનો તથા દેવોનો અવતાર લે છે, રજોગુણના સગથી અસુરનો તથા મનુષ્યનો અવતાર પ્રાપ્ત કરે છે. અને તમોગુણના સગથી ભૂતોનો તથા પશુ પક્ષીઓનો અવતાર પામે છે ૫૧ વળી નૃત્ય તથા ગાયન કરતા મનુષ્યને જોનાર પુરુષ જેમ તાલ સ્વરાદિકનું તથા તેમના સગિતનું અનુકરણ કરે છે તેમ બુદ્ધિના ગુણો જોનારો અકર્ત્તા પોતામા તે સર્વ માની લે છે આ પ્રમાણે દૃશ્યના ધર્મો દ્રષ્ટામા ભાસે છે તે દેખાડયું. ૫૨ હવે ઉપાધિના ધર્મ ઉપહિતમા દેખાડું છું પાણીમા પ્રતિબિબરૂપે પડેલા વૃક્ષો પાણીના હાલવાથી જાણે હાલતા હોય તેવા દેખાય છે, તેમ અતઃકરણને જન્મ મરણાદિક થવાથી તેમા પ્રતિબિબરૂપે પડેલા આત્માને જન્મ મરણ થતા હોય તેમ લાગે છે, પરતુ તે ખરા નથી હવે ગ્રાહકના ગુણ ગ્રાહ્યમા કેવી રીતે ભાસે છે તે સાભળો. ફેરફુદડી ફરનાર મનુષ્યની આખોને જેમ પૃથ્વી ફરતી હોય એવી ભાસે છે, તેમ આનદાદિક આત્માના ગુણો છે તે જાણે વિષયોના ગુણો હોય તેવા ભાસે છે. ૫૩ હે ઉદ્ધવ! મનુષ્યને સ્વપ્નમા તથા મનોરથમા જે જે વિષયોનો અનુભવ થાય છે, તે મિથ્યા છે, તેમજ આત્માને સસારનો જે અનુભવ થાય છે તે પણ મિથ્યા છે. ૫૪ સ્વપ્ન મિથ્યા છે તોપણ તે અવસ્થામા વિષયનું ચિંતન કરતા પુરુષને જેમ દુખો થાય છે, તેમ સસાર મિથ્યા છતાં વિષયોનું ચિંતન કરનારા પુરુષને અજ્ઞાન-અવસ્થાથી થતા જન્મ મરણાદિક ટળતા નથી, પરતુ વારંવાર થયા કરે છે, માટે અજ્ઞાનનો નાશ કરવો જોઈએ. ૫૫ માટે હે ઉદ્ધવ! તમે ક્ષુદ્ર ઇંદ્રિયોથી વિષયોનો ઉપભોગ કરો નહિ, પરંતુ સસારની ભ્રાતિ આત્માના અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલી માનો દુષ્ટ પુરુષો તિરસ્કાર કરે, અપમાન કરે, મશ્કરી કરે, ઇર્ષ્યા કરે, મારે, કેદ કરે, આજીવિકા તોડી નાખે, તેમ બીજા ઉપાયોથી પોતાને બ્રહ્મનિષ્ઠમાથી ભ્રષ્ટ કરે અને તેને લીધે પોતે બહુ જ કષ્ટમા આવી પડે, તોપણ મુક્તિને ઇચ્છનારા પુરુષે પોતે પ્રયત્નથી પોતાનો ઉદ્ધાર કરવો. ૫૭-૫૮

ઉદ્ધવ કહે છે-હે ઉત્તમ વક્તા! આપે કહ્યું તે હું યથાર્થ રીતે સમજી શકું તેમ ફરીને કહો. દુષ્ટ લોકો અપણો તિરસ્કાર કરે તે હું દુઃસહ માનું છુ ૫૯ હે વિશ્વાત્મા! તમારા ધર્મમા પરાયણ રહેનારા અને તમારા ચરણનું શરણ લેનારા શાત પુરુષો વિના વિદ્વાનો પણ આવા અપરાધ સહન કરી શકે જ નહિ, કારણ કે સ્વભાવ ઘણો જ બળવાન છે. ૬૦

विदुषामपि विश्वात्मन् प्रकृतिर्हि बलीयसी ।
ऋते त्वद्धर्मनिरताञ्छान्तांस्ते चरणालयान् ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे द्वाविंशोऽध्यायः

## અધ્યાય ૨૩ મો.*

### માનાપમાનની સહિષ્ણુતા.

श्रीबादरायणिरुवाच

स एवमाशंसित उद्धवेन
भागवतमुख्येन दाशार्हमुख्यः ।
स भाजयन् भृत्यवचो मुकुंद
स्तमाबभाषे श्रवणीयवीर्यः ॥ १ ॥

શુકદેવજી કહે છે-હે પરીક્ષિત! પરમ ભગવદ્ભક્ત ઉદ્ધવે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરી એટલે જેમના પરાક્રમ સાભળવા યોગ્ય છે એવા તેમણે ઉદ્ધવજીના વચનનો નીચે પ્રમાણે જવાબ આપ્યો. ૧

ભગવાન કહે છે-હે ઉદ્ધવ! દુર્જનોના દુષ્ટ વચનોથી લેદાઈ ગયેલા અતઃકરણને શાત કરવા

* આ અધ્યાયમા ભિક્ષુગીતાને અનુસાર મનનો નિગ્રહ કરી લોક તિરસ્કાર સહન કરવા સબધી કથા કહેવામા આવશે

સમર્થ એવો કોઈ મહાત્મા પુરુષ આ જગતમા નથી 2 કારણ કે મર્મસ્થળમા વાગેલા અત્યંત તીક્ષ્ણ વચનરૂપી બાણોથી જેવી પીડા થાય છે, તેવી પીડા મર્મસ્થાનોને વિંધીને અંદર પેસી ગયેલા બાણોથી પણ મનુષ્યને થતી નથી 3 હે ઉદ્ધવ! એક મહા પુણ્યકારક પુરાણુ ઇતિહાસ હુ તમને કહુ તે સાવધાન થઈને સાભળો 4 દુષ્ટ પુરુષોથી પરાભવ પામી કોઇ એક ભિક્ષુકે પોતાના પૂર્વજન્મના કર્મોનો વિપાક સભારી આની ઉપર એક ગીત ગાયેલુ છે 5 માળવા દેશમા એક મોટો શ્રીમત બ્રાહ્મણ રહેતો હતો, તે ખેતીવાડી તથા વ્યાપાર કરી આજીવિકા કરતો હતો તે કદર્ય, કામી, લોભી તથા મહા ક્રોધી હતો 6 તે પોતાના ધર્મરહિત ઘરમા અતિથિઓનો વચનોથી પણ સત્કાર કરતો નહિ, તેમ પોતાના દેહને પણ સતોષતો નહિ 7 તેના આવા વર્તનથી મુઝાએલા તેના પુત્રો, બાંધવો, સ્ત્રી, પુત્રીઓ અને ચાકર વર્ગ તેની નિંદા કરતા 8 આ પ્રમાણે યક્ષની પેઠે ધનનો સગ્રહ કરનાર, આ લોક તથા પરલોકથી ભ્રષ્ટ, ધર્મથી તથા સુખથી રહિત એના ઉપર પાચ મહાયજ્ઞના દેવતાઓ કોપી ઉઠ્યા 9 હે ઉદ્ધવ! દેવતાઓનુ અપમાન કરવાથી તેનુ પૂર્વ જન્મનુ પુણ્ય નાશ પામ્યુ અને તેથી બહુ પરિશ્રમે સપાદન કરેલુ ધન પણ નાશ પામ્યુ 10 હે ઉદ્ધવ! તેનું કેટલુક ધન જ્ઞાતિજનો લઇ ગયા, કેટલુક ચોર ચોરી ગયા, કેટલુક દૈવી આપત્તિથી આગ વગેરેમા નાશ પામ્યુ, કેટલુક ધન કાળે કરીને નાશ પામ્યુ, કેટલુક ધન મનુષ્યો લેઇ ગયા અને કેટલુક ધન રાજાએ લઇ લીધુ. 11 આ પ્રમાણે ધન નાશ પામતા તે ધર્મથી તથા સુખથી રહિત થઈ ગયો અને કુટુબીઓએ તેનો ત્યાગ કર્યો, તેથી તે આખરે મોટી ચિંતામા આવી પડ્યો 12 ધનને માટે તે મનોરથવાળા ઘણાક વિચાર કરવા લાગ્યો, નિર્ધન થઇ પડવાથી મનમા ખેદ કરતા આખરે તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો 13 તે પોતાના મનમા કહેવા લાગ્યો કે, અરેરે!! મે બહુ જ ભુડુ કર્યું, કારણ કે, મે મારા આત્માને વૃથા દુખ દીધુ મે ધનને માટે ઘણો પરિશ્રમ કર્યો, પરતુ તે ધર્મ માટે અથવા સુખ માટે ઉપયોગમાં આણ્યુ નહિ 14 ઘણું કરીને કદર્ય પુરુષોને ધન કદી પણ સુખકારક નીવડતુ નથી એટલુજ નહિ પણ તે ધન જીવતા સુધી દેહને અને મનને સંતાપ અને મરી ગયા પછી નરક આપે છે 15 શ્વેત કોઢ જેમ સુદર રૂપનો નાશ કરે છે, તેમ થોડો પણ લોભ હોય તો તે યશસ્વીઓના યશનો તથા ગુણીજનોના પ્રશસાપાત્ર ગુણોનો નાશ કરે છે. 16 ધનને મેળવતાં અને મેળવેલા ધનને વધારતાં, રક્ષણ કરતા, વાપરતા, તેનો નાશ થતા તથા ઉપભોગ કરતા મનુષ્યોને પરિશ્રમ, ત્રાસ, ચિંતા તથા ભ્રમ થાય છે 17 ચોરી, હિંસા, મિથ્યાભાષણ, દંભ, કામ, ક્રોધ, વિસ્મય, મદ, ભેદબુદ્ધિ, વૈર, અવિશ્વાસ, સ્પર્દ્ધા, સ્ત્રીઓનુ વ્યસન, જુગારનું વ્યસન, મદિરાપાન વગેરે અનર્થો મનુષ્યોને ધનમાથી થાય છે, માટે કલ્યાણની ઈચ્છાવાળા પુરુષે ધન નામે અનર્થનો ત્યાગ કરવો 18–19 ભાઈઓ, સ્ત્રીઓ, માત પિતા તથા સબધીઓ, સ્નેહથી એકમેક થઈને રહેલા હોય છે તેઓ સર્વે એક દમડીને માટે શત્રુ થઈ પડે છે. 20 સબધીઓ થોડા ધન માટે એક બીજાની સ્પર્દ્ધા કરવા માડે છે, મહા ક્રોધમા આવી જાય છે અને એક બીજાના સ્નેહને પણ ભૂલી જાય છે અને વખતે એક બીજાનો નાશ પણ કરે છે 21 જેઓ દેવતાઓથી પણ ઈચ્છાતા એવા મનુષ્યના જન્મને પામીને તેમા પણ બ્રાહ્મણના ઉત્તમ દેહને પામીને જેઓ મનુષ્યપણાનો તથા બ્રાહ્મણપણાનો અનાદર કરીને પોતાના સ્વાર્થનો નાશ કરે છે, તેઓ અશુભ ગતિને પામે છે. 22 સ્વર્ગના તથા મોક્ષના દ્વારરૂપ આ લોકને પામી કયો મનુષ્ય અનર્થના ધામરૂપ ધન ઉપર આસક્તિ કરે? 23 જે મનુષ્ય દેવતા, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ, જ્ઞાતિજનો તથા બધુઓ, જેઓ પોતાના ધનના ભાગી છે, તેઓને તથા પોતાને અન્નાદિક આપીને સતોષતો નથી, પરતુ યક્ષની પેઠે ધનને સગ્રહી રાખે છે, તે નરકમા પડે છે 24 હુ ધનની વ્યર્થ તૃષ્ણાથી પ્રમત્ત થઇ પડ્યો હતો, તે મારુ ધન, અવસ્થા તથા બળ, જેથી કુશળ પુરુષો સંસા-

ફને તરી જાય છે, તે સર્વ નાશ પામ્યાં હવે હુ વૃદ્ધ શુ કરુ ? ૨૫ ધનની ઈચ્છા કરવી તે નિષ્ફળ છે, છતાં વિવેકી પુરુષો વારવાર ધનની વ્યર્થ તૃષ્ણાથી દુ:ખી થાય છે, મને લાગે છે કે ઇશ્વરની માયાથી આ લોક ખરેખર અત્યત મોહ પામેલો છે. ૨૬ મૃત્યુ મનુષ્યને ગળી જાય છે, માટે મનુષ્યને ધનનુ, ધન આપનારા યક્ષોનુ, સુખોનુ, સુખ આપનારાઓનુ અને ફરીને જન્મ આપનારા કર્મોનુ કઈ પ્રયોજન નથી. ૨૭ ભગવાન શ્રીહરિ ખરેખર મારી ઉપર પ્રસન્ન થયા હોય તેમ લાગે છે, કારણ કે જેણે મને આ દશામા નાખ્યો અને આ ખેદ, મને સસારસાગર તરવા માટે એક નૌકારૂપ થઇ પડયો ૨૮ હવે જો મારુ આયુષ્ય બાકી હશે તો હુ મારા ધર્માદિક સ્વાર્થમા સાવધાન રહીશ મારા સ્વરૂપમાંજ સતોષ રાખીશ અને તપવડે મારા દેહનો લય કરીશ. ૨૯ આ વિષયમા ત્રણ ભુવનના દેવતાઓ મને અનુમોદન આપજો ખુટ્વાગ રાજા એક મુહૂર્તમાં બ્રહ્મલોક પામ્યા હતા, તો મને તો હજી ઘણો સમય છે. ૩૦

ભગવાન બોલ્યા–હે ઉદ્ધવ ! તે બ્રાહ્મણ આવો નિશ્ચય કરી અહતા મમતાનો ત્યાગ કરી, શાત થઇ અને સંન્યાસી બન્યો ૩૧ જેણે મન, ઇન્દ્રિયો તથા પ્રાણને વશ કર્યા હતા, એવો તે પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. તેણે સર્વ આસક્તિ છોડી દીધી અને પોતાની ઉત્તમતા કોઈ પણ ઠેકાણે ન દેખાડતા છાનોમાનો ભિક્ષા માગવા નગર અને ગામોમાં ફરવા લાગ્યો ૩૨ હે ઉદ્ધવ ! એને જોઇને કેટલાક નીચ લોકો તેનો તિરસ્કાર કરી તેને દુ ખ દેવા લાગ્યા ૩૩ કેટલાક તેની પાસેથી ત્રિદડને, કેટલાક પાત્રને, કેટલાક કમંડળને, કેટલાક પાટલાને, કેટલાક માળાને, કેટલાક કથાને અને કેટલાક ચીંથરાને લઈ લેતા અને તે પાછા આપતા નહિ ૩૪ તે નગર કે ગામમાથી ભિક્ષા લાવીને નદીના તીર ઉપર ખાતો અને ત્યાં પણ મહાપાપી લોકો તેને પજવતા ૩૫ તે ભિક્ષુક મૌન રહેતો, લોકો તેને પરાણે બોલાવતા અને બોલતો નહિ તો કેટલાક તેને મારતા, કેટલાક કઠોર શબ્દોથી તિરસ્કાર કરીને કહેતા કે ' આ ચોર છે,' કેટલાક ' આને બાધો બાધો ' એમ બોલી બાધતા અને કેટલાક ધર્મ ઢોગ કરનારા તથા લોકોને ઠગનારા છે, આમ કહીને તેનુ અપમાન તથા નિંદા કરતા હતા ૩૭ કેટલાક કહેતા હતા કે, આ નિર્ધન થયો છે અને પોતાના સબધીઓએ તેનો ત્યાગ કર્યો છે, તેથી તેણે આજીવિકા ગ્રહણ કરી છે મોટા પર્વતની પેઠે આ બળવાન અને દૃઢ છે. ૩૮ કેટલાક કહેતા હતા કે, બગલાની પેઠે આ પોતાનો દૃઢ નિશ્ચય કરી, મૌન રહીને પોતાનું કામ કાઢી લે છે. આવી રીતે કેટલાક તેની મશ્કરી કરતા, ૩૯ કેટલાક તેને રમકડાના પક્ષીની પેઠે બાધી મુકતા આ રીતે ભૌતિક દુ ખ, દૈવિક તથા દૈહિક દુ ખ જેમ જેમ પોતાના ઉપર પડતું તેમ તેમ તે તે દુ ખને અવસ્ય ભોગવવા યોગ્ય ગણતો ૪૦–૪૧ ધર્મમાથી ભ્રષ્ટ કરવાને દુ ખ આપતા અધમ લોકો, પરાભવ કરવા છતા પણ તે સત્વગુણી ધીરજ ધારણ કરીને સ્વધર્મમા રહી નીચેની ગાથા ગાતો ૪૨ ભિક્ષુક બ્રાહ્મણ ગાતો કે, આ લોકો, દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ અથવા તો કાળ મને સુખ દુ ખ આપનારા નથી સુખ દુ ખનુ કારણ તો એક મન જ છે જે મન આ સસારરૂપી ચક્રને ફેરવ્યા કરે છે ૪૩ અતિ બળવાન મન, ગુણોની વૃત્તિઓને ઉત્પન્ન કરે છે અને તે ગુણોથી સાત્વિક, રાજસ તથા તામસ એમ જુદા જુદા કર્મો થાય છે કર્મોથી સત્વગુણી, રજોગુણી અને તમોગુણી અવતારો થાય છે ૪૪ ઇશ્વર, ક્રિયા કરતા મનની સાથે નિયતારૂપે રહે છે, છતાં પણ તે ક્રિયાના સગથી રહિત અને જ્ઞાન મૂર્તિ છે, અને જીવના નિયંતા છે તે કેવળ અખંડ જ્ઞાનવડે સર્વ જોયા કરે છે અને હું પોતાને વિષે સંસારને દેખાડનારા મનને પોતારૂપ માનીને વિષયોનો ઉપભોગ કરુ છુ અને વિષયોના સગથી બધાઇ ગયો છુ, અર્થાત્ અવિદ્યાને લીધે મનના અધ્યાસથી જીવને સસાર છે, પરતુ તે કઇ સ્વત નથી, કારણ કે અવિદ્યા રહિત ઇશ્વરને સસાર નથી અને અવિદ્યાવાળા જીવને સસાર છે ૪૫ દાન, સ્વધર્મ, નિયમ, યમ, વ્રત, તથા બીજા પણ ઉત્તમ કર્મો, આ સર્વનું ફળ મનનો નિગ્રહ કરવો એ છે. કારણ કે મનનો

નિગ્રહ એ ઉત્તમ સમાધિ છે ૪૬ જેનું મન શાંત તથા વશ હોય તેને દાનાદિક કરવાનું કંઇ જ પ્રયોજન નથી. જેનું મન વશ ન થવાથી ચંચળ રહે તેને દાનાદિક કરવાનું પણ કંઈ ફળ નથી ૪૭ બીજી ઇંદ્રિયોનો વિજય થાય તેમાં વધારે ફળ રહેલું નથી, કારણ કે સર્વ દેવતાઓ મનને વશ છે, પરંતુ મન કોઈને વશ નથી મન બળવાનના કરતા બળવાન અને ભયંકર દેવ છે, માટે જે મનને વશ કરે તે દેવનો દેવ છે ૪૮ તે જીતી શકાય નહિ તેવા અસહ્ય વેગવાળા અને મર્મ ભાગમાં પીડા કરનારા દુર્જય મનને કેટલાક મૂઢ લોકો જીત્યા વિના, આ સંસારમાં મનુષ્યોની સાથે મિથ્યા કલેશ કરે છે અને મનુષ્યોમાં મિત્રો, ઉદાસીનો તથા શત્રુઓ કરે છે ૪૯ આ દેહ જે મનથી કલ્પી કાઢેલો છે, તેને અધમ બુદ્ધિ પામર લોકો અહંતા મમતાથી પોતાનો માનીને ‘ આ હું તથા આ પર ’ એવા ભ્રમથી છેડા વિનાના સંસાર સિંધુમાં ભટક્યા કરે છે. ૫૦ વિચાર કરતા લોકો, દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ, એ કોઈ પણ સુખ દુઃખના દાતા નથી, માત્ર મનજ સુખ દુ.ખનું કારણ છે. જો મનુષ્યને સુખ દુ.ખનું કારણ હોય તો તેમાં આત્માને શું ? કંઇ નહિ કારણ કે સુખ દુઃખનો ભોક્તા કે સુખ દુ.ખનો કર્ત્તા આત્મા નથી વળી એક શરીર બીજા શરીરને દુઃખ આપી સુખી થાય તો તેમાં સુખદુ.ખ શરીરોને થાય આત્માને નહિ, કારણ કે આત્મા નિરાકાર અને ક્રિયા રહિત છે તે કોઈ વસ્તુનો ભોક્તા કે કર્ત્તા નથી અને કદાચ શરીરના સુખ દુઃખનો તે અનુભવ કરતો હોય, તોપણ તે આત્મા સર્વ શરીરમાં એક હોવાથી કોના ઉપર કોપ કરે. કોઈ વાર પોતાના જ દાતથી પોતાની જીભ કચરાઈ જાય તો તેને માટે કોના ઉપર મનુષ્યે ક્રોધ કરવો ? ૫૧ જો દેવતાઓ દુઃખનું કારણ હોય, તો તેમાં આત્માને શું ? એક પુરુષના હાથે બીજા પુરુષને માર પડે અને બીજાના હાથે ઘાત થાય એમા વિકારી એવા હાથના દેવતા ઇન્દ્ર અને મોઢાના દેવતા અગ્નિને કલેશ થયો, તેમાં આત્માને શું લાગે વળગે. કંઈ પણ નહિ, અને વિચાર કરતા તો દેવતાઓને કલેશ સાથે કંઇ સંબંધ નથી; કારણ કે દેવતાઓ તો સર્વના દેહમાં એકના એક હોય છે માટે તેઓના ઉપર ક્રોધ કરવો, તે ઉચિત નથી. તેમ વળી પોતાના શરીરમાં એક અંગ બીજા અંગને પ્રહાર કરે, તેમાં કોનો દોષ ? ૫૨ સુખ દુઃખ આદિક પરિણામ આત્માને થાય છે, એમ ધારીને જો આત્મા સુખદુઃખનું કારણ છે, એમ આપણે માનીએ તો સુખદુઃખ એ સ્વભાવ ઠરે અને જ્યારે તે સ્વભાવ ઠર્યો ત્યારે બીજાથી તે કંઈ થયું નથી, કે જેના ઉપર કોપ થાય આત્માથી ભિન્ન વસ્તુ કોઈ નથી અને જો હોય તો તેને મિથ્યા જાણવી. જ્યારે આત્મા વિના બીજી વસ્તુ મિથ્યા છે, ત્યારે પછી સુખ કે દુ.ખ અને તેનાં નિમિત્તો પણ મિથ્યા છે, માટે શા માટે કોપ કરવો ? ૫૩ જો ગ્રહોને સુખ દુઃખના કારણ માનતા હો તો, તેમાં પણ આત્માને શું લાગે વળગે ? ગ્રહોનો સંબંધ જન્મધારી દેહને છે ગ્રહો કંઈ જન્મતા નથી, પણ જો જન્મનારને બારમી કે આઠમી વગેરે રાશિમાં હોય તો તેઓ જન્મધારી દેહને સુખદુઃખ આપે છે પરંતુ જન્મરહિત આત્માને સુખદુઃખ આપતા નથી. વળી જોશી લોકો કહે છે કે, ગ્રહોની પરસ્પર દૃષ્ટિ પડવાથી ગ્રહની પીડા થાય છે માટે ગ્રહોની ક્રૂર દૃષ્ટિ આકાશચારી ગ્રહો ઉપર પડે છે, પરંતુ ઘરના ખુણામાં રહેલા ઉપર પડતી નથી, તેથી ગ્રહોની પીડા ગ્રહોને જ થાય છે, માટે તે ગ્રહોથી જુદો પુરુષ કોના ઉપર કોપ કરે ? ૫૪ કર્મો જો સુખ દુઃખના કારણ હોય તો તેમાં પણ આત્માને શું ? કારણ કે આત્માને કર્મની સાથે જરા પણ સંબંધ નથી, કેમ કે જે વસ્તુમાં જડતા કે ચેતનત્વ હોય, તે વસ્તુથી કર્મની ઉત્પત્તિ સંભવે છે. કારણ કે કર્મ કરવામાં વિકારીપણું અને પોતાનું હિત જાણનારપણું આ બન્ને ધર્મો હોવા જોઇએ. જડ હોય તે વિકારી હોય અને ચૈતન્યવાળો હોય તે હિતાહિત જાણનારો હોય, દેહ વિકારી હોવાથી કર્મ કર્તા ઠરશે, પરંતુ તે જડ છે, એટલે તેને કશી પણ સંજ્ઞા નથી, તેથી તે કર્મ કર્તા ઠરતો નથી, તેમ આત્મ હિત જાણનાર છે, પરંતુ વિકારી

નથી, તેથી તે પણ કર્મ કર્તા ઠરતો નથી આ પ્રમાણે કર્મો સુખદુઃખના કારણ રૂપ છે, તેમ સિદ્ધ થતું નથી, માટે પુરુષે કોના ઉપર ક્રોધ કરવો? ૫૫ કાળ જો સુખ દુ ખનું કારણ હોય તો તેમા આત્માને શું? કંઈ જ નહિ. આ કાળ એ આત્માનો એક અંશ મનાય છે, માટે ઝાળનો તાપ જેમ અગ્નિને લાગે નહિ અને હિમની શીતળતા જેમ હિમને લાગે નહિ, તેમ કાળ કે જે આત્માનો એક અંશ છે, તેનાથી થતા સુખ દુ.ખ આત્માને પીડા કરી શકે નહિ આત્મા સર્વ વસ્તુથી ભિન્ન છે, માટે તેને સુખદુ.ખ કંઈ પણ નથી, માટે કોણે કોના ઉપર કોપ કરવો? ૫૬ લોકો અને દેવતાઓ વગેરે છ સુખ દુ ખના કારણો ઉપરાંત બીજાં પણ આત્માને સુખ દુ ખના કારણો છે, તોપણ આત્માને કોઈ કાળે, કોઈ દેશમા, કોઈ રીતે સુખ દુ ખનો સબધ નથી, કારણ કે તે પ્રકૃતિથી પર છે. સુખ થવુ, દુ.ખ થવુ, એ સર્વ મિથ્યા પ્રપંચને લીધે જ થાય છે, આમ જે જાણે છે તે મનુષ્ય નાના પ્રકારના ભૌતિક પદાર્થોથી ભય પામતો નથી ૫૭ આ પ્રમાણે પ્રાચીન કાળના મહર્ષિઓએ આશ્રય કરેલી બ્રહ્મનિષ્ઠાથી જે મનુષ્ય ભાવના કરે કે હુ મુકુદ ભગવાનના ચરણની સેવાથી જ તરીશ તે મનુષ્ય આ ભિક્ષુકની પેઠે મારી ગતિને પામે છે ૫૮

ભગવાન કહે છે—આ પ્રમાણે નિર્ધન થવાથી તે બ્રાહ્મણ ઉદાસીન થયો ને તેથી તેનો પરિશ્રમ દૂર થયો, અને પછી તે સન્યાસ લઇ, મૌન રહી શાસ્ત્રના તત્ત્વનું ચિતન કરતો કરતો પૃથ્વી ઉપર ફરવા લાગ્યો અને માર્ગમા લોકોએ બહુ દુ ખ દીધા છતા ડગ્યા વિના આમ ગાવા લાગ્યો ૫૯ પુરુષને આ સસારમા સુખ દુ ખ આપનાર ભ્રમ વિના બીજુ કંઈએ નથી મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપી આ સસાર ભ્રમને લીધે ઉત્પન્ન થાય છે ૬૦ માટે હે ઉદ્ધવ! તમે મારામા સર્વ ભાવથી બુદ્ધિને પરોવી મનનો નિગ્રહ કરો, કારણ કે મનનો નિગ્રહ એજ યોગનો સગ્રહ કહેવાય છે ૬૧ જે મનુષ્ય ભિક્ષુકે ગાયેલી આ બ્રહ્મનિષ્ઠા ધારણ કરે છે, બીજાને સભળાવે છે અને પોતે અનુભવે છે, તે સસારના સુખદુ ખથી મુક્ત થાય છે ૬૨

य एतां भिक्षुणा गीतां ब्रह्मनिष्ठां समाहितः ।
धारयन् श्रावयन् शृण्वन् द्वंद्वैर्नैवाभिभूयते ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे त्रयोविंशोऽध्यायः

## અધ્યાય ૨૪ મો.[*]

### ઉત્પત્તિ ને લય-સાંખ્યમત.

શ્રીભગવાનુવાચ

अथ ते संप्रवक्ष्यामि सांख्यं पूर्वैर्विनिश्चितम् ।
यद्विज्ञाय पुमान् सद्यो जह्याद्वैकल्पिकं भ्रमम् ॥

ભગવાન્ બોલ્યા—હવે હુ કપિલાદિક પૂર્વાચાર્યોએ નિશ્ચય કરીને કહેલુ સાંખ્યશાસ્ત્ર કહીશ જે જાણવાથી પુરુષ સુખ દુ ખાદિકનો તથા ભ્રાંતિનો ત્યાગ કરે છે ૧ પ્રલયમા તથા સત્યયુગમા, કે જેમા લોકો બ્રહ્મવિદ્યામા નિપુણ હતા, તેમા દ્રષ્ટા તથા દૃશ્ય, એ સર્વ બ્રહ્મમા લીન હતુ કોઈ પણ જાતનો ભેદ ન હતો તે પછીના બીજા સમયમાં લોકો જ્યારે બ્રહ્મવિદ્યામા કુશળ થાય છે, ત્યારે પણ તેઓને ભેદ રહેતો નથી ૨ જગતના આરભમા ભેદ રહિત તથા સત્યસ્વરૂપ વ્યાપક એવુ એક બ્રહ્મજ હતુ તે માયાના ફળરૂપ અજ્ઞાનને લીધે દ્રષ્ટા તથા દશ્ય એમ બે રૂપે થયુ ૩ તે દ્રષ્ટા તથા દૃશ્ય એવા બે પદાર્થોમા એક દશ્ય છે તે કાર્ય—કારણરૂપ પ્રકૃતિ છે અને બીજો જે દ્રષ્ટા તે પુરુષ કહેવાય છે ૪ પરમેશ્વરે જીવોના અદૃષ્ટને લીધે પ્રકૃતિનો ક્ષોભ કર્યો, એટલે તેમાથી સત્વ, રજ અને તમ, ત્રણ ગુણો થયા ૫ તેમાથી મહત્તત્ત્વ થયુ, તે જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ એમ બે પ્રકારનુ છે તે મહત્તત્ત્વ વિકાર પામતા, તેઓમાથી જીવોને ભ્રાતિ કરાવનારો અહકાર ઉત્પન્ન થાય છે ૬ અહકાર વૈકારિક, તૈજસ અને તામસ એવા ત્રણ પ્રકારનો છે તેઓમા, વૈકારિક અહકારમાથી ઇંદ્રિયોના દેવતાઓ તથા મન, તૈજસ અહકારમાથી

[*] આ અધ્યાયમા સાખ્ય દ્વારા આત્માથી સર્વ પદાર્થોની ઉત્પત્તિ તથા તેમા સર્વનો લય થાય છે, એ કથા કહેવાશે

ઇન્દ્રિયો અને તામસ અહંકારમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાચ તન્માત્રાઓ ઉત્પન્ન થઇ એ અહંકાર ચિદાભાસથી વ્યાપ્ત છે, માટે ચિત્ તથા અચિત્ એમ બંને રૂપ છે. ૭ પાંચ મહાભૂતોનો 'આવરણ' એવો સ્વભાવ છે, તેઓની ઉત્પત્તિ તામસ અહંકારથી થાય છે. ઇન્દ્રિયોનો 'પ્રવૃત્તિ કરવી' એ સ્વભાવ છે, માટે તેઓની ઉત્પત્તિ, રાજસ અહંકારથી છે અને દેવોનો તથા મનનો સ્વભાવ 'પ્રકાશ' છે, તેઓની ઉત્પત્તિ સાત્વિક અહંકારથી થાય છે. ૮ આ સર્વે પદાર્થો મારી પ્રેરણાથી એકઠા મળ્યા અને પોતામા શક્તિનો આવિર્ભાવ થયો કે તેઓએ મારુ અંતર્યામીનું ઉત્તમ સ્થાનરૂપ એવું એક ઇંડુ ઉત્પન્ન કર્યું ૯ પાણીમા રહેલા તે ઇંડામા હુ નારાયણનું રૂપ ધારણ કરીને રહ્યો અને મારી નાભિમાથી સવ લોકના કારણરૂપી વિશ્વ કમળ ઉત્પન્ન થયુ, જે કમળમાથી બ્રહ્મા ઉત્પન્ન થયા ૧૦ રજોગુણી તથા જગતના કારણરૂપ બ્રહ્માએ મારા અનુગ્રહથી તપ કરીને લોકપાળો સાથે ભુર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક, એમ ત્રણ લોકને રચ્યા ૧૧ તેઓમા સ્વર્ગલોક દેવતાઓનું સ્થાન, ભુવર્લોક ભૂતાદિકનું સ્થાન, ભુર્લોક મનુષ્યનું સ્થાન અને જ્ઞાનીઓનું એ ત્રણ લોકની ઉપર પરબ્રહ્મરૂપ સ્થાન થયુ ૧૨ અસુરો તથા નાગોને માટે સમર્થ એવા બ્રહ્માએ પૃથ્વી નીચે પાતાળમા સ્થાન રચ્યુ આ રીતે ત્રિગુણાત્મક કર્મ કરનારાઓની સર્વ ગતિ આ ત્રણ લોકમા જ થાય છે, ઉપરના લોકમા થતી નથી ૧૩ યોગ, તપશ્ચર્યા અને સંન્યાસાશ્રમ સેવવાથી મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોકની ગતિ મળે છે તથા ભક્તિ કરનારાને વૈકુંઠ લોકમા પ્રતિગતિ મળે છે ૧૪ હુ જે કાળસ્વરૂપ તથા કર્મના ફળોનો આપનાર છુ, તેની શક્તિથી જગત્ કર્મોમા જોડાયેલુ રહે છે. સંસારના આ ગુણપ્રવાહમા સત્યલોક સુધી ઉત્તમ છે અને પાછો સ્થાવર સુધી નીચ ગતિ છે કહેવાનું કે સર્વ ગતિઓ ચંચળ છે, માત્ર વૈકુંઠલોક સ્થિર છે ૧૫ નાનો, મોટો, પાતળો, જાડો, જે જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તે પ્રકૃતિથી તથા પુરુષથી વ્યાપ્ત હોય છે. ૧૧ જે પદાર્થ જેના આદિમા તથા અંતમાં હોય છે તે તેના મધ્યમાં પણ હોય છે. જેમ ઘડાની પૂર્વે માટી હતી અને તે ફૂટી ગયા પછી પણ માટી રહે છે, તેમ મધ્ય ભાગમા એટલે ઘડાની અવસ્થામાં પણ વસ્તુતાએ તે માટી રૂપજ થઇ રહે છે. તેમ સુવર્ણના આભૂષણોમાં આદિ અંતમા સુવર્ણ હોય છે અને મધ્યમા પણ વસ્તુતાએ સુવર્ણજ હોય છે આ પ્રમાણે વિકાર એટલે ઘડા ઘરેણા વગેરે જે કઇ પદાર્થો જોવામા આવે છે, એ વ્યવહાર માટે જ છે, પરંતુ તેમા ખરી વસ્તુ તો સોનું, મૃતિકા વગેરે હોય છે તેમ જગત વિકારરૂપ છે અને તે વ્યવહાર માટે જ છે, વસ્તુતાએ એક બ્રહ્મ જ સત્ય છે ૧૭ મહત્તત્ત્વાદિક પણ પોતપોતાના કાર્ય પ્રત્યે આદિ અંતરૂપ છે માટે તે ખરા હોવાં જોઈએ, એમ ધારવુ નહિ, કારણ કે મહત્તત્ત્વાદિક કારણ પદાર્થ અહંકારાદિક કાર્યોને ઉત્પન્ન કરીને આત્માને લીધે ઉત્પન્ન કરે છે જેમ પિંડો ઘડો ઉત્પન્ન કરે છે તે માટીને લીધે છે, પરંતુ માટી વિના નહિજ, માટે આત્મા જ સત્ય છે ઘડાના આદિ તથા અંત કહેવા માટીને સત્ય કહેવી પડે, પરંતુ તેથી માટી કઇ વસ્તુતાએ સત્ય નથી તેમ મહત્તત્ત્વાદિકને તેના કાર્યોમા આદિ અંતમા સત્ય કહેવા પડે છે તે માત્ર તેના કારણરૂપે દર્શાવવા માટે કહેવા પડે છે, પરંતુ તેથી તે કંઈ નિત્ય ઠરતા નથી, માટે શ્રુતિએ જે જે પદાર્થોની સત્યતા કહી છે તે પરમ કારણ એવા પરબ્રહ્મની સત્યતા કહેવાની ઈચ્છાથી કહી છે. ૧૮ કાર્યના ઉપાદાન કારણરૂપ પ્રકૃતિ, પ્રકૃતિનો અધિષ્ઠાતા પુરુષ તથા ગુણોનો ક્ષોભ કરીને કાર્યોને પ્રગટ કરનારો કાળ, ત્રણે મારુ પોતાનુ સ્વરૂપ છે, પ્રકૃતિ એ મારી શક્તિ છે અને પુરુષ તથા કાળ એ મારી અવસ્થાઓ છે ૧૯ જીવોને નાના પ્રકારના ભોગો આપવા ઉત્પન્ન થયેલી સૃષ્ટિ, સ્થિતિ સુધી પિતા ને પુત્રરૂપે અવિચ્છિન્ન ચાલ્યા કરે છે, અને તે સ્થિતિ પરમાત્માની દૃષ્ટિ રહે ત્યા સુધી ટકી રહે છે ૨૦ જેમા લોકોની અનેક વાર સૃષ્ટિ તથા

અનેક વાર પ્રલય થાય છે, એવુ આ બ્રહ્માડ મારી મૂર્તિરૂપ કાળના સપાટામાં આવવા માડે છે, ત્યારે લોકોની સાથે વિનાશરૂપી વિભાગને પામવા માડે છે, અર્થાત્ પાચ ભૂતો પૃથક્ થવા માડે છે. [૨૧] પછી શરીર અન્નમા લય પામે છે, અન્ન બીજમા, બીજ પૃથ્વીમા, પૃથ્વી ગ ધમા, ગ ધ પાણીમા, પાણી પોતાના ગુણરૂપ રસમા, રસ તેજમા, તેજ રૂપમા, રૂપ વાયુમા, વાયુ સ્પર્શમા અને સ્પર્શ આકાશમા લય પામે છે આકાશ શબ્દમા, ઇંદ્રિયો પોતાને પ્રવર્તાવનાર દેવોમા, [૨૪] અને હે સૌમ્ય! દેવો પોતાના નિય તા વૈકારિક મનમા લય પામે છે અને શબ્દ અહ કારમા લય પામે છે સર્વ જગતને મોહિત કરવામા સમર્થ અહ કાર મહત્તત્ત્વમા લય પામે છે [૨૫] જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિવાળુ' મહત્તત્ત્વ પોતાના કારણરૂપ ગુણોમા, ગુણો માયામા અને માયા કાળને અધીન છે, તેથી વૃત્તિ રહિત થયેલા કાળમા લય પામે છે. [૨૬] કાળનો માયાને ચલાવનાર પુરુષમા લય થાય છે, પુરુષ પોતાની પ્રકૃતિમા લય થઇને પૂર્ણ સ્વરૂપે આત્મામા રહે છે અને આત્મા ઉપાધિરહિત છે, માટે કોઇમા પણ લય ન થતા પોતાના સ્વરૂપમા રહે છે આ જગતની સૃષ્ટિવડે તથા પ્રલયવડે આત્મા જ અધિષ્ઠાન રૂપે તથા અવધિ રૂપે રહે છે [૨૭] સૂર્યોદય થતા જેમ અ ધારુ રહે નહિ, તેમ ઉપર કહ્યા પ્રમાણે હૃદયમા વિચાર કરનાર પુરુષને મનમા ભેદવાળો ભ્રમ રહેતો નથી [૨૮] ભૂત અને ભવિષ્યને જાણનારા એવા મે સ શયરૂપી ગાઠને તોડી નાખનારો આ સાખ્યશાસ્ત્રનો વિચાર બીજી રીતે પ્રલયનુ નિરૂપણ કરીને અને ત્રીજી રીતે સૃષ્ટિનુ નિરૂપણ કરીને તમને કહી સભળાવ્યો [૨૯]

एष सांख्याविधिः प्रोक्त सशयग्रथिभेदनः ।
प्रतिलोमानुलोमाभ्यां परावरदृशा मया ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
चतुर्विंशोऽध्याय



# અધ્યાય ૨૫ મો. ❀

## નિર્ગુણ બ્રહ્મ.

### श्रीभगवानुवाच

गुणानामसम्मिश्राणां पुमान् येन यथा भवेत्
तन्मे पुरुषवर्येदमुपधारय शसत: ॥ १ ॥

ભગવાન બોલ્યા—હે ઉદ્ધવ! પ્રકૃતિ ને પુરુષ ભિન્ન ભિન્ન છે એમ જાણવા છતા જ્યા સુધી વિશેષ પ્રયત્નવડે ત્રણ ગુણની વૃત્તિઓ જીતાઈ ન હોય, ત્યા સુધી સુખ દુ ખ મટતા નથી, માટે તે ગુણોની વૃત્તિઓને જીતવાનો ઉપાય જાણવો જોઇએ ગુણોની વૃત્તિઓ જીતવાનો ઉપાય હું કહુ છુ તથા તે જુદા જુદા ગુણોમાથી જે ગુણવડે પુરુષ જેવો થાય છે, તે પણ હવે કહુ છુ [૧] શમ, દમ, તિતિક્ષા, વિવેક, સ્વધર્મમા નિષ્ઠા, સત્ય, દયા, સ્મૃતિ, સ તોષ, સ્વભાવ, અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા, દાન, સરળતા, વિનય વગેરે તથા પોતાના આત્માના સ્વરૂપ ઉપર પ્રીતિ, એ સત્વગુણની વૃત્તિઓ છે [૨] સ્વર્ગાદિકની ઇચ્છા, યજ્ઞાદિક વ્યાપાર, મદ, અસ તોષ, ગર્વ, ધનાદિકની ઇચ્છાથી દેવાદિકની પ્રાર્થના, ભેદબુદ્ધિ, વિષયભોગ, મદથી યુદ્ધાદિકનો આવેશ, પોતાની સ્તુતિ ઉપર પ્રીતિ, ઉપહાસ, પરાક્રમને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા, બલાત્કારે ઉદ્યમ કરવો, એ રજોગુણની વૃત્તિઓ છે [૩] ક્રોધ, લોભ, મિથ્યા ભાષણ, હિ સા, યાચના, દ ભ, શ્રમ, કલહ, શોક, મોહ, દુ ખ, દીનતા, આલસ્ય, આશા, ભય અને મૂર્ખત્વ, એ તમોગુણની વૃત્તિઓ છે [૪] આ સત્વગુણની, રજોગુણની અને તમોગુણની વૃત્તિઓ આમ છે હવે તે ત્રણે ગુણોની વૃત્તિઓ કહુ' તે સાભળો [૫] હે ઉદ્ધવ! 'આ હુ' અને 'આ વસ્તુ મારી છે,' એવી બુદ્ધિ થાય તેને ગુણોનો સન્નિપાત જાણવો મન, શબ્દાદિક વિષયો, ઇંદ્રિયો તથા પ્રાણોથી જે વ્યવહાર થાય તેને સન્નિપાત કહે છે [૬] પુરુષ જ્યારે ધર્મમા, અર્થમા અને કામમા તલ્લીન થાય, ત્યારે

❀ આ અધ્યાયમા આત્માની નિર્ગુણતા સિદ્ધ કરવા ચિત્તમાથી ઉત્પન્ન થયેલી સત્વાદિક વૃતિઓની કથા કહેવામા આવશે

તેને ગુણોનો સન્નિપાત જાણવો અને તે શ્રદ્ધા, રતિ તથા ધનને આપે છે ૭ પુરુષ જ્યારે પ્રવૃત્તિવાળા ધર્મ ઉપર નિષ્ઠા રાખે, ગૃહસ્થાશ્રમ ઉપર પ્રીતિ રાખે અને નિત્ય નૈમિત્તિક ધર્મો ઉપર પ્રીતિ રાખે, ત્યારે પણ ગુણોનો સન્નિપાત થાય છે. ૮ શમ, દમાદિક ગુણો ઉપરથી પુરુષ સત્વગુણી છે એમ જાણવાનું, કામાદિક વૃત્તિઓ ઉપરથી રજોગુણી અને ક્રોધાદિક ઉપરથી તમોગુણી છે એમ જાણવુ. ૯ પુરુષ જ્યારે અપેક્ષા વિનાનો થઇ પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મો કરીને મને ભજે ત્યારે તેને સત્વગુણી જાણવો ૧૦ જ્યારે સુખોની આશા રાખીને મને સકામ કર્મોથી ભજે, તેને રજોગુણી જાણવો અને કોઇની હિંસા કરીને મને ભજે ત્યારે તેને તમોગુણી જાણવો ૧૧ સત્વ, રજ તથા તમ, એ ત્રણ ગુણો મારા નથી, પરંતુ જીવના છે તે ગુણો પાંચ મહાભૂતોના કાર્યરૂપ ચિત્તમાથી ઉત્પન્ન થાય છે અને તેમા આસક્ત થનારો જીવ બંધાય છે પરંતુ હું ગુણોનો નિયંતા અને સૃષ્ટિનો કર્તા છુ, તોપણ ગુણોમા બંધાતો નથી, નિત્ય મુક્ત છુ, સર્વ કરતા ઉત્તમ છુ અને સર્વને સેવવા યોગ્ય છુ ૧૨ જ્યારે પ્રકાશમાન, સ્વચ્છ તથા શાંત સત્વગુણ બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે સુખ, ધર્મ, જ્ઞાન અને શમાદિક યુક્ત થાય છે ૧૩ સંગ કરાવનારો, ભેદબુદ્ધિમા કારણરૂપ તથા પ્રવૃત્તિના સ્વભાવવાળો રજોગુણ જ્યારે બીજા બે ગુણોનો પરાજય કરે ત્યારે પુરુષ દુઃખ, કર્મ, યશ તથા લક્ષ્મીથી પૂર્ણ થાય છે ૧૪ વિવેકથી ભ્રષ્ટ કરનારો, આવરણરૂપ અને ઉદ્યમમા વિઘ્ન કરનારો તમોગુણ જ્યારે બીજા બે ગુણોને હરાવે ત્યારે પુરુષ શોક, મોહ, નિદ્રા, હિંસા અને આશાથી યુક્ત થાય છે ૧૫ જ્યારે ચિત્ત પ્રસન્ન થાય, ઇંદ્રિયો નિવૃત્તિ પામે, દેહમા અભય થાય અને મન સંગ વિનાનુ થાય ત્યારે મારી પ્રાપ્તિના સ્થાનરૂપ સત્વગુણ વધ્યો એમ જાણવુ. ૧૬ પુરુષ જ્યારે ક્રિયાથી વિકાર પામીને વિક્ષેપમા પડે છે, ત્યારે તેને ઉપરામ મળતો નથી કર્મેન્દ્રિયોમાં વિકાર વધી મન ભમ્યા કરે ત્યારે રજોગુણ વધ્યો એમ જાણવુ ૧૭ જ્યારે ચિદાભાસને ગ્રહણ કરવામા અસમર્થ ચિત્ત લય પામે, સંકલ્પરૂપ મન લીન થાય અને અજ્ઞાન ઉત્પન્ન થાય તથા મનમાં ખેદ થાય ત્યારે તમોગુણની વૃદ્ધિ થઇ એમ જાણવું. ૧૮ હે ઉદ્ધવ! જ્યારે સત્વગુણનો વધારો થાય ત્યારે દેવતાઓનુ બળ વધે છે, રજોગુણનો વધારો થાય ત્યારે અસુરોનું અને તમોગુણનો વધારો થાય ત્યારે રાક્ષસોનુ બળ વધે છે ૧૯ સત્વગુણથી જાગ્રત અવસ્થા, રજોગુણથી સ્વપ્નાવસ્થા અને તમોગુણથી સુષુપ્તિ અવસ્થા આવે છે તે ત્રણે અવસ્થાઓમાં વ્યાપ્ત ચોથુ તત્ત્વ આત્મા છે ૨૦ બ્રહ્મવેત્તા લોકો સત્વગુણથી ઉપર ઉપરના લોકોમા જાય છે, તમોગુણથી સ્થાવર સુધીના નીચા નીચા અવતારોને પામે છે અને રજોગુણથી પાછો મનુષ્યનો અવતાર પામે છે ૨૧ સત્વગુણની વૃદ્ધિમા મરેલા મનુષ્યો સ્વર્ગમા, રજોગુણની વૃદ્ધિથી મરણ પામેલા નરલોકમા, તમોગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે મરણ પામેલા મનુષ્યો નરકમા પડે છે અને નિર્ગુણ મનુષ્ય મને પામે છે ૨૨ પોતાનુ જે કર્મ પ્રીતિ મેળવવા માટે અથવા તો દાસભાવથી કર્યું હોય તેને સાત્વિક કર્મ જાણવુ ફળનો સંકલ્પ કરીને જે કર્મ કર્યું હોય તે રજોગુણી જાણવુ, જેમા હિંસા ઘણી આવતી હોય તે તથા જે દંભ અને મત્સરાદિકવાળુ હોય તે તમોગુણી જાણવુ ૨૩ આત્મા દેહાદિકથી જુદો છે એમ જાણવુ, તેને સાત્વિક જ્ઞાન જાણવુ, આત્મા દેહાદિકથી જુદો નથી એમ જાણવુ, તેને રજોગુણી જ્ઞાન સમજવુ, અને જે બાળક તથા મુંગાના જેવુ પ્રાકૃત જ્ઞાન હોય તેને તમોગુણી જ્ઞાન જાણવુ તથા મારા સ્વરૂપના જ્ઞાનને નિર્ગુણ જ્ઞાન જાણવુ. ૨૪ વનમા વાસ કરવો તે સત્વગુણી, ગામમા વસવુ તે રજોગુણી, જુગારખાનામા રહેવુ તે તમોગુણી અને મંદિરમા રહેવું તે નિર્ગુણી, જીવન ગણાય છે ૨૫ જે ફળમા આસક્ત ન થઇને કર્મો કરે તેને સત્વગુણી, જે બહુ આસક્તિથી આધળો થઇને કર્મ કરે છે તેને રજોગુણી, જે પૂર્વાપરના પ્રસંગો ભૂલી જઇને કર્મ કરે છે, તેને તમોગુણી, અને જે મારો આશ્રય ગ્રહણ કરીને નિરહંકારીપણાથી કર્મ કરે છે તેને નિર્ગુણી

કર્તા જાણવો ૨૬ વેદાતશાસ્ત્ર ઉપર શ્રદ્ધા તે સાત્વિકી, કર્મ ઉપર શ્રદ્ધા તે રાજસી, અધર્મને ધર્મ માની તેની ઉપર જ જે શ્રદ્ધા તેને તામસી, અને મારી સેવામા જે શ્રદ્ધા તે નિર્ગુણી શ્રદ્ધા જાણવી ૨૭ જે આહાર પરિણામે હિતકારી હોય, પવિત્ર હોય અને પરિશ્રમ વિના પોતાની મેળે મળી આવે તેને સાત્વિક, ને જે આહાર ઈંદ્રિયોને રૂચિકારક હોય, કડવો, ખાટો તથા ખારો હોય, તેને રાજસ, જે આહાર દીનતાથી મળ્યો હોય અને અશુદ્ધ હોય તેને તામસી, તથા જે આહાર મને નિવેદન કરવામા આવ્યો હોય, તેને નિર્ગુણી જાણવો ૨૮ આત્મા સર્વથી જુદો છે, એમ જાણીને જે આનદ થાય તેને સાત્વિક, વિષયો સેવન કરતા જે આનદ થાય તેને રાજસ, મોહથી તથા દીનતાથી જે આનદ થાય, તેને તમોગુણી, અને શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જે આનદ થાય તેને નિર્ગુણ આનદ જાણવો. ૨૯ આ રીતે આહારાદિક સર્વ પદાર્થો, વનાદિક સ્થાનો, સુખાદિ ફળો, કાળ, જ્ઞાન, કર્મ, કર્તા, શ્રદ્ધા, જાગ્રદાદિક અવસ્થા, દેવતા આદિક આકૃતિઓ તથા સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ નિષ્ઠા, ત્રણ ગુણવાળા છે. ૩૦ હે ઉદ્ધવ ! ઉપર કહ્યા તેટલા પદાર્થો નહિ, પરતુ પુરુષ અને પ્રકૃતિમય જે જે પદાર્થો છે, જે પદાર્થો સાભળવામા આવે છે અને જે જે પદાર્થો બુદ્ધિથી વિચારવામા આવે છે, તે સર્વ ત્રણ ગુણવાળા છે ૩૧ જીવને ગુણો તથા કર્મોમાં બધાવાથી ઉપર કહેલા અવતારો આવે છે જે જીવ ઉપર કહેલા ગુણો તથા કર્મોને જીતે છે, ૩૨ તેઓ ભક્તિના સબધથી મારે વિષે નિષ્ઠાવાળા થઈ મોક્ષ પામે છે, માટે જ્ઞાન તથા વિજ્ઞાનને આપનાર આ દેહને પ્રાપ્ત કરી વિવેકી જનોએ ગુણોનો સગ છોડી મારુ ભજન કરવુ, વિદ્વાન મનુષ્યે ઈંદ્રિયોને જીતી, સર્વનો સંગ ત્યાગ કરી, તથા સાવધાન થઈને મારું ભજન કરવું ૩૩-૩૪ શાસ્ત્રનુ ચિતન કરનાર મુનિએ સત્વગુણની સેવા કરીને તેનાથી રજોગુણનો તથા તમોગુણનો પરાજય કરવો અને ઉપશમરૂપ સત્વગુણ ધારણ કરીને શાત બુદ્ધિવાળા પુરુષે સત્વગુણનો પણ વિજય કરવો, કે જેથી વિક્ષેપ ઉપજે નહિ ૩૫ આ રીતે ગુણોથી છુટો થયેલો જીવ જીવરૂપ લિગ શરીરમાથી તથા ચિત્તમા ઉત્પન્ન થતા ગુણોમાથી છુટો થઈને મારા બ્રહ્મસ્વરૂપ વડે જ પરિપૂર્ણ રહેછે, તેથી તે બહારના વિષયોનો ઉપભોગ કરતો નથી, તેમ મનથી સચરતો પણ નથી

जीवो जीवविनिर्मुक्तो गुणैश्चाशयसभवे ।
मयैव ब्रह्मणा पुर्णो न बहिर्नांतरश्चरेत् ॥३६॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
पंचविंशोऽध्याय'

## અધ્યાય ૨૬ મો.$

### સત્સગમાં શાંતિ છે.

श्रीभगवानुवाच

मल्लक्षणमिम काय लब्ध्वामधर्म आस्थिम
आनन्द परमात्मामममात्मस्थ समुपैति माम् १

ભગવાન બોલ્યા—જેથી મારુ સ્વરૂપ જાણવામા આવે એવા મનુષ્ય દેહને પામી મારી ભક્તિ રૂપી ધર્મમા રહે તે આત્મામા નિયતારૂપે રહેલા મને પામે છે ૧ જ્ઞાનનિષ્ઠાના પ્રભાવથી ગુણમય લિંગ શરીરથી મુક્ત પુરુષ મિથ્યા પ્રતીત થતા અને માયારૂપ ગુણોમા રહેતા છતા મિથ્યા ગુણોના સગને પામતો નથી. ૨ જ્ઞાની પુરુષે પોષણ કરનાર દુષ્ટ પુરુષોનો કોઈ દિવસ સગ કરવો નહિ, કારણ કે ઘણા તો શુ પણ એક દુષ્ટને અનુસરનારો પુરુષ પણ આધળાની પાછળ હીંડનારો જેમ ખાડામા પડે છે, તેમ અંધતમ નામે નરકમાં પડે છે. ૩ યશસ્વી પુરૂરવા ચક્રવર્તી રાજા હતો, તે પ્રથમ ઉર્વશીના વિરહથી મુઝાઈ ઉદાસ થયો અને પોતાનો ત્યાગ કરીને નાસી જતી ઉર્વશીની પાછળ દોડ્યો અને બહાવરો બનીને હે સ્ત્રી ! ઉભી રહે એમ વિલાપ કરતો તેની પાછળ નગ્ન થઈ દોડ્યો ૪-૫ પ્રથમ મનુષ્ય લોકમાં ઉર્વશી પોતાની પાસે રહેતી હતી, ત્યારે ક્ષુલ્લક એવા વિષયો ભોગવતા તે ધરાયો નહિ અને ઉર્વશીએ પોતાનું અંત -

$ આ અધ્યાયમા દુષ્ટના સગથી યોગાભ્યાસમા વિક્ષેપ થાય છે અને સાધુઓના સંગથી યોગાભ્યાસ પ્રાપ્ત થાય છે, એ કથા કહેવાશે

કરણ વશ કરેલું હોવાથી તે વર્ષમાની કેટલી રાત્રિઓ વટી ગઈ છે અને હવે કેટલી રાત્રિઓ આવવાની છે તે પણ જાણતો ન હતો ૬ પછી ઉર્વશીના લોકમા જઈ ત્યાના વૈભવો ભોગવ્યા પછી રાજાને છેવટ વૈરાગ્ય આવવાથી તેણે કહ્યુ કે, મારા મોહનો વિસ્તાર કેવો! ઉર્વશીએ મારા કંઠનું આલિંગન કરતાં મારુ મન કામથી મલિન થઇ ગયુ તેથી દિવસો અને રાત્રિઓ વહી ગયા તે પણ મારા જાણવામા આવ્યુ નહિ ૭ ઉર્વશીથી મુગ્ધ થયેલા મે સુર્યોદયને તેમજ સુર્યાસ્તને પણ જાણ્યા નહિ અને ઘણા વર્ષો વીતી ગયા તે પણ મારા જાણવામા આવ્યુ નહિ ૮ અરેરે! મારા મનને મોહ થયો તેથી મે રાજાના મસ્તક મણિ અને ચક્રવર્તીરૂપ મારા દેહને સ્ત્રીઓનો એક ક્રીડામૃગ બનાવ્યો હતો ૯ રાજ્ય સાથે મારા ચક્રવર્તી દેહનો એક તણખલાની પેઠે ત્યાગ કરી દોડી જતી સ્ત્રીની પાછળ હું નગ્ન અવસ્થામા દોડયો હતો ૧૦ ગધેડીની પાટુ ખાતા પણ ગધેડો જેમ ગધેડીની પાછળ જાય છે, તેમ હુ પણ દોડી જતી સ્ત્રીની પાછળ દોડયો હતો, તેમા પ્રભાવ, બળ તથા ઐશ્વર્ય કયાથી રહે? ૧૧ જેનું મન સ્ત્રીઓએ વશ કર્યું હોય, તે મનુષ્યને વિદ્યાથી, તપથી, સન્યાસથી, શાસ્ત્ર શ્રવણથી, એકાંતમા વાસ કરવાથી કે મૌનથી કશુ ફળ કદાપિ થતું જ નથી ૧૨ સ્વાર્થનો અજાણ અને મૂર્ખ છતા પંડિતનું અભિમાન રાખનાર મને ધિક્કાર છે, કારણ કે, મે રાજા થઇ સ્ત્રીથી હાર ખાધી ૧૩ મે ઉર્વશીના અધરામૃતનુ ઘણા વર્ષો સુધી પાન કર્યું, તોપણ આહુતિથી જેમ અગ્નિ તૃપ્ત થાય નહિ તેમ મારી કામના તૃપ્ત થઈ નહિ ૧૪ અમર્યાદ સ્ત્રીએ હરી લીધેલા ચિત્તને આત્મારામ એવા ભગવાન વિના બીજો કયો પુરુષ છોડાવી શકે છે? ૧૫ દેવીએ મધુર વચનોથી મને દુષ્ટ બુદ્ધિને સમજાવ્યો, તોપણ ઇંદ્રિયોને આધીન થયેલો હુ મહા મોહથી દૂર ખસ્યો નહિ ૧૬ હુ ઉર્વશીના ઉપર દોષ મુકુ છુ તે મિથ્યા છે ઉર્વશીએ મારુ કંઇ પણ અશુભ કર્યું નથી, પરંતુ હુ જ મારા અજીતેન્દ્રિયપણાથી મોહ પામ્યો છુ રજ્જુના સ્વરૂપને ન જાણનાર જેમ તેમા સર્પ દેખે, ૧૭ તેમ મલિન દુર્ગંધી વગેરેથી ભરેલો અને અપવિત્ર એવો સ્ત્રીનો દેહ મે મોહક માન્યો. સ્ત્રીઓના ગંદા દેહમા ઉત્તમ ગુણોનો અધ્યાસ અજ્ઞાનથી થયેલો છે ૧૮ વળી આ દેહમા મમતા પણ માયાવડે કલ્પાયેલી છે માતા-પિતા દેહને ઉત્પન્ન કરે છે તેથી તે શુ તેમનો છે? સ્ત્રી ભોગવે છે તેથી શુ આ દેહ સ્ત્રીનો છે? સ્વામી દેહનુ પાલન કરે માટે તે શુ સ્વામીનો છે? દેહ છેવટે અગ્નિમા હોમવામા આવે છે, માટે આ દેહ શું અગ્નિનો છે? અથવા દેહને છેવટે કુતરા અને ગીધ પક્ષીઓ ખાઇ જાય છે, તેથી શુ દેહ કુતરાનો કે ગીધ પક્ષીનો છે? દેહના સુખ દુખનો ભોક્તા આત્મા છે, માટે શુ તે આત્માનો છે? દેહ મિત્રોનું કલ્યાણ કરે છે તેથી શુ તે ઇષ્ટ મિત્રોનો છે? ના, તે કોઇનો નથી ૧૯ તે અપવિત્ર અને તુચ્છ પરિણામવાળા કલેવર વિષે મનોહર, સુંદર નાકવાળુ તથા મંદ મંદ હસતુ સ્ત્રીનું મુખ જોઇને, તેની ઉપર પુરુષ બંધાય છે ૨૦ ત્વચા, માસ, રુધિર, નસો, મેદ, મજ્જા તથા અસ્થિથી ભરેલા આ દેહવિષે વિહાર કરનાર પુરુષો વચ્ચે અને વિષ્ઠા, મૂત્ર તથા પરુમા વિહાર કરનાર કીડાઓ વચ્ચે કેટલુ અંતર છે? ૨૧ વિવેકી પુરુષે સ્ત્રીઓનો જેમ અંગથી સંગ કરવો નહિ, તેમ સ્ત્રીલંપટ પુરુષોનો દર્શનાદિકથી પણ સંગ કરવો નહિ, કારણ કે વિષયોના તથા ઇંદ્રિયોના સંગથી મન ક્ષોભ પામે છે. ૨૨ જે વસ્તુ જોવામા કે સાભળવામા આવી ન હોય તે વસ્તુની ઇચ્છા થતી નથી, માટે ઇંદ્રિયોને વિષયો તરફ જતી અટકાવનાર પુરુષનુ મન સ્થિર થઇને શાંત થાય છે ૨૩ માટે વિવેકી પુરુષે સ્ત્રીઓનો તથા સ્ત્રીઓના સંગીઓનો સંગ કરવો નહિ, કેમકે ઇંદ્રિયો વિશ્વાસ કરવા યોગ્ય નથી ૨૪

ભગવાન કહે છે-હે ઉદ્ધવ! પછી પુરૂરવા ઉર્વશીના લોકનો ત્યાગ કરી પરમાત્માને પોતાના સ્વરૂપમા જાણી જ્ઞાનથી મોહ રહિત થઈ ઉપરામ પામ્યો ૨૫ માટે બુદ્ધિશાળી પુરુષે નીચ લોકોનો સંગ છોડી સત્પુરુષોનો સંગ કરવો, કારણ કે,

સત્પુરુષો વચનોથી પોતાનો સંગ કરનારના મનની આસક્તિને તજે છે ²¹ સત્સંગ, તીર્થોના અને દેવતાઓના કરતા ચઢે છે જે લોકો અપેક્ષારહિત છે, મારામા ચિત્ત રાખે છે, મને પ્રણામ કરે છે, સમદૃષ્ટિવાળા છે, અહંતા મમતાથી રહિત છે, સુખ–દુ.ખાદિકથી રહિત છે તથા કોઈ પણ જાતનો પરિગ્રહ કરતા નથી, તેઓને સત્પુરુષો જાણવા ²⁷ હે ઉદ્ધવ! ભાગ્યશાળી પુરુષોમા નિત્ય મારી કથાઓ ચાલે છે એ હિતકારી કથાઓ શ્રવણ કરનાર મનુષ્યોના પાપને ટાળે છે ²⁸ મને પરાયણ જેઓ શ્રદ્ધાથી તે કથાઓ સાભળે છે અને ગાય છે તેઓને ભક્તિ ઉપજે છે. ²⁹ જે પુરુષને અનંત ગુણવાળા, આનંદ તથા અનુભવરૂપ પરબ્રહ્મની ભક્તિનો લાભ થાય છે, તે મહાત્મા પુરુષને કંઈ પણ અલભ્ય રહેતુ નથી ³⁰ અગ્નિદેવની સેવા કરનાર પુરુષની જેમ ટાઢ, ભય અને અંધારુ ત્રણેનો નાશ થાય છે, તેમ સાધુ પુરુષોની સેવા કરનારની કર્મમા જડતા, આગામી જન્મનો ભય અને તેના મૂળરૂપ અજ્ઞાન સર્વ દૂર થાય છે ³¹ પાણીમા ડબકા ખાતા પુરુષોને જેમ નૌકા પરમ આશ્રય છે, તેમ આ સંસારરૂપી સાગરમાથી બહાર નિકળવા ઇચ્છતા પુરુષોને શાંત એવા બ્રહ્મવેત્તા પુરુષો પરમ ગતિરૂપ છે ³² જેમ પ્રાણીઓને જીવરૂપ અન્ન રક્ષણ છે, જેમ દુ ખીઓનુ હુ શરણ છુ તથા મનુષ્યોને મરણ પછી જેમ ધર્મરૂપી ધન છે, તેમ સંસારરૂપી સમુદ્રમા પડવાથી ભયાર્ત પુરુષોને સત્પુરુષો રક્ષણ કરનાર છે ³³ સૂર્ય ઉદય પામે છે ત્યારે ચક્ષુરિન્દ્રિયને સતેજ કરે છે, પરંતુ સત્પુરુષો સગુણ તથા નિર્ગુણ જ્ઞાનરૂપી ઘણી આખો મનુષ્યને આપે છે, માટે સત્પુરુષો દેવતા તથા બાંધવરૂપ છે તેમજ સત્પુરુષો આત્મારૂપ તથા મારારૂપ પણ છે ³⁴ ઉપર પ્રમાણે જ્ઞાન થયા પછી પુરૂરવાએ ઉર્વશીના લોકની ઇચ્છાનો ત્યાગ કર્યો અને સર્વ વસ્તુનો સંગ છોડી આત્મામા આનંદ માની એકલા પૃથ્વી ઉપર ફરવા માડ્યુ. ³⁵

वैतसेनस्ततोऽप्येवमुर्वश्या लोकनिस्पृहः ।
मुक्तसंगो महीमेतामात्मारामश्चचार ह ३६
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे षड्विंशोऽध्यायः

# અધ્યાય ૨૭ મો.$

## ભગવાનની પૂજાનો વિધિ.

उद्धव उवाच
क्रियायोगं समाचक्ष्व भवदाराधनं प्रभो ।
यस्मात्त्वां ये यथार्चंति सात्वताः सात्वतर्षभ ॥

ઉદ્ધવે પૂછ્યુ—હે પ્રભુ! ભક્ત લોકો જે માટે તમારુ પૂજન કરે છે, તે તેનુ કારણ, તેનો વિધિ તથા પૂજા કરવાનો પ્રકાર વગેરે મને કહો ¹ નારદ, વેદવ્યાસ તથા અંગિરાના પુત્ર બૃહસ્પતિ ‘આપની પૂજા જ મનુષ્યોનું ઉત્તમોત્તમ કલ્યાણ કરે છે,’ એવુ વાર વાર કહે છે ² બ્રહ્માએ તમારા મુખકમળથી સાભળેલો પૂજાનો વિધિ ભૃગુ પ્રમુખ પુત્રોને કહ્યો હતો ને શંકરે દેવી પાર્વતીને કહ્યો હતો તેજ આપ મને કહો ³ સર્વ વર્ણોને, આશ્રમોને, સ્ત્રીઓને તથા શૂદ્રોને માટે એ વિધિ કલ્યાણકારક છે ⁴ હે વિશ્વના ઇશ્વરના પણ ઇશ્વર! મને પ્રેમી ભક્તને તે કર્મના બંધનને તોડી નાખનારો પૂજાનો વિધિ કહો ⁵

ભગવાન બોલ્યા—હે ઉદ્ધવ! કર્મકાંડરૂપી ભગવાનની પૂજાનો વિધિ અનંત છે, તે હુ તમારી પાસે કહેવા માડુ તો તેનો પાર પણ આવે નહિ, માટે સંક્ષેપમા કહી બતાવું છુ. ⁶ વૈદિક, તાંત્રિક તથા મિશ્ર એમ ત્રણ પ્રકારે મારી પૂજા થાય છે. તે ત્રણમાથી જે વિધિ સારો લાગે તેથી મારુ પૂજન કરવુ ⁷ પુરુષ જ્યારે વેદમા કહેલા વિધિ પ્રમાણે દ્વિજ થાય છે, ત્યારે ભક્તિથી તથા શ્રદ્ધાથી મારી પૂજા કરે છે ⁸ મનુષ્યે ભક્તિસંપન્ન થઇ ગુરુરૂપ જે હુ તેની નિષ્કપટપણાથી પૂજાના પદાર્થોવડે, મૂર્તિમા, પૃથ્વીમા, અગ્નિમા, સૂર્યમા, પાણીમા, હૃદયમા અથવા બ્રાહ્મણ કલ્પનામા મારી પૂજા કરવી ⁹ પૂજા કરનાર પુરુષે પ્રથમ અંગોની

$ આ અધ્યાયમા ચિત્તને શુદ્ધ કરનારી સર્વે ફળોના કારણરૂપ પૂજાનો પ્રકાર કહેવામા આવશે

શુદ્ધિ માટે નહાવુ. નહાતી વેળા વૈદિક તથા તાત્રિક
મંત્રો ભણી માટી વગેરે લઈ હાથ, પગ તથા
અંગોને શુદ્ધ કરી નહાવું. ૧૦ ઇશ્વરમા સંકલ્પ
કરનાર પુરુષે વેદમા સંધ્યોપાસનાદિક કર્મો અવશ્ય
કરવા તે કર્મો કરવા અને તેની સાથે કર્મોના બંધ-
નનો નાશ કરનારી પૂજા કરવી. ૧૧ દેવતાની
પ્રતિમા, શિલાની, કાષ્ઠની, ધાતુની, માટીની, ચંદ-
નાદિકની, ચિત્રની, રેતીની, મણિની તથા માન-
સિક, એમ આઠ પ્રકારની છે તેમાથી જો હૃદયમા
પૂજા કરવી હોય તો માનસિક મૂર્તિની પૂજા કરવી
૧૨ સ્થિર ને ચળ બે પ્રકારીની મારી મૂર્તિઓ છે,
તેમા પ્રાણપ્રતિષ્ઠા કરવાથી મારો નિવાસ થાય છે
હે ઉદ્ધવ! સ્થિર મૂર્તિની પૂજા કરવી હોય તો તેનું
નિત્ય આવાહન તથા વિસર્જન કરવા નહિ ૧૩
ચળ મૂર્તિમા આવાહન તથા વિસર્જન કરવા માટે
વિકલ્પ કહ્યો છે તેમા પણ શાલગ્રામ માટે નહિ
રેતીની મૂર્તિઓમા આહ્વાનાદિક કરવા અને બીજી
મૂર્તિઓમા ન કરે તોપણ ચાલે પૃથ્વીમા પૂજા
કરવી હોય તો આવાહન અને વિસર્જન બન્ને કરવા
માટીની અને ચિત્ર વિના બીજી મૂર્તિઓને નવરા-
વવી અને મૃત્તિકા આદિકની મૂર્તિઓને સ્નાનને
ઠેકાણે માર્જન કરવુ ૧૪ સકામ ભક્તને અત્યંત
શોભાયમાન પદાર્થોવડે મારી મૂર્તિ વગેરેમા પૂજા
કરવી અને નિષ્કામ ભકતે જેવા મળે તેવા પદા-
ર્થોથી મારી પૂજા કરવી જ્યા ચંદનાદિક પદાર્થો
મળતા ન હોય ત્યા પૂજાના પદાર્થોની ભાવના
કરીને તેમ કરવુ જો હૃદયમા પૂજા કરવી હોય
તો મનોમય પૂજા કરવી ૧૫ હે ઉદ્ધવ! સ્નાન
તથા આભૂષણોની ઇચ્છા હોય તો ધાતુ વગેરેની
મૂર્તિ કરવી પૃથ્વી ઉપર પૂજા કરવી હોય તો
જુદા જુદા સ્થાનોમા અંગ તથા પ્રધાન દેવતાઓની
મંત્રોથી સ્થાપના કરવી અગ્નિમા પૂજા કરવી હોય
તો અગ્નિમા હવિ હોમવુ ૧૬ સૂર્યની પૂજા કરવી
હોય તો ઉપસ્થાન તથા અર્ઘાદિકથી કરવી, પાણીમા
કરવી હોય તો તર્પણ વગેરેથી કરવી ભક્તજન
શ્રદ્ધાથી મને પાણી અર્પણ કરે તોપણ પ્રિય લાગે
છે ૧૭ પરંતુ ભક્તિહીન મનુષ્ય ગંધ, ધૂપ, પુષ્પ,
દીપ અને અન્નાદિક પદાર્થો અર્પણ કરે તોપણ તે
મને પસંદ પડતા નથી ૧૮ પૂજા કરનારાએ
નાહીને શુદ્ધ થવુ, સર્વ સામગ્રીઓ એકઠી કરીને
પાસે રાખવી, પૂર્વ દિશા તરફ મુખ રહે એવા
દર્ભોનું આસન પાથરીને પૂર્વ દિશા તરફ મુખ કરી
બેસવુ અને પછી પૂજાનો આરંભ કરવો. જો
સ્થિર મૂર્તિની પૂજા કરવી હોય તો મૂર્તિની સન્મુખ
બેસવુ અને પછી પૂજાનો આરંભ કરવો. ૧૯
આરંભમા ગુરુ આદિ વડીલ જનને પ્રણામ કરવા
અને પછી ન્યાસ કરીને મૂર્તિ ઉપરથી નિર્માલ્ય
વગેરે ઉતારીને હાથવતે તેને સ્વચ્છ કરવી પાણીથી
ભરેલા કુંભને તથા પ્રોક્ષણ પાત્રને ચંદન પુષ્પા-
દિકથી સંસ્કાર કરવો ૨૦ પછી પ્રોક્ષણ પાત્રના
પાણીથી પૂજાના સ્થાનને તેમજ પદાર્થોને તથા
પોતાના શરીરને પ્રોક્ષણ કરી પાદ્ય, અર્ઘ્ય અને
આચમન માટે તૈયાર કરેલા ત્રણ પાત્રો ભરવા.
પાદ્યના પાત્રમા સામો, ધ્રો, કમળ તથા માટી,
અર્ઘ્યના પાત્રમા ગંધ, પુષ્પ, અક્ષત, યવ, દર્ભના
અગ્રભાગ, તલ, સર્ષવ અને ધ્રો તથા આચમનના
પાત્રમા જાઇ, લવિંગ તથા કંકોલ રાખવાં. ૨૧
પછી આચાર્યે પાદ્યના પાત્રને હૃદયના મંત્રથી,
અર્ઘ્યપાત્રને મસ્તકના મંત્રથી તથા આચમનીય
પાત્રને શિખાના મંત્રથી મંત્રીને ગાયત્રીવડે અભિ
મંત્રણ કરવુ ૨૨ પછી કોઠામા રહેલા વાયુથી
દેહનું શોષણ કરી, આધારચક્રમા રહેલા અગ્નિથી
બાળી નાખી તથા લલાટમા રહેલા ચંદ્રમાના અમૃ-
તથી ભીંજવીને અમૃતમય કરવુ. પછી દેહના
હૃદયકમળમા રહેલી નારાયણની મૂર્તિનું ધ્યાન
ધરવુ જે મૂર્તિનું ધ્યાન સિદ્ધ લોકો પ્રણવના
અકાર, ઉકાર, મકાર તથા બિંદુની પછી અનુરણ-
નાત્મક નાદના છેડામા ધ્યાન કરે છે. ૨૩ ઘર જેમ
દીપ પ્રભાવથી શોભે, તેમ પોતાના સ્વરૂપની ભાવ-
નાથી ચિંતવેલી મૂર્તિ દેહમા વ્યાપી જાય, એટલે
માનસિક પૂજાના ઉપચારોથી પૂજા કરવી અને
તન્મય થઇ જવુ પછી મૂર્તિ આદિકમાં તેનું આહ્-
વાન કરી, અંગન્યાસ વગેરે કરીને મારુ પૂજન
કરવુ ૨૪ ધર્માદિક આઠથી તથા નવ શક્તિઓથી

મારૂ આસન ગોઠવવુ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યથી, તે આસનના ચાર ખુણાઓ પર ચાર પાયા કલ્પવા. અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય એ પૂર્વાદિક દિશાઓમા આસનોના ઇસ, ઉપળાં વગેરે અવયવો કલ્પવા ત્રણ ગુણોને તેની પાટી કલ્પવી અને તેની પૂર્વાદિક દિશાઓમા તથા મધ્યભાગમા વિમલા, ઉત્કર્ષણી, જ્ઞાતા, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઇશાના તથા અનુગ્રહા નામની નવ શક્તિઓની કલ્પના કરવી, અને તે આસન ઉપર આઠ દલવાળા તથા ઉજ્જવળ દેખાતા કમળની કલ્પના કરવી પછી વેદ ને તત્રમા કહેલા ભોગ અને મોક્ષના લાભ માટે મને પાદ્ય, આચમન તથા અર્ઘ આદિક ઉપચારો અર્પણ કરવા. ૨૫–૨૬ પછી સુદર્શન, પાંચજન્ય, ગદા, ખડ્ગ, બાણ, ધનુષ, હલ, મુસલ, કૌસ્તુભ, માળા તથા શ્રીવત્સની પૂજા કરવી તે આ પ્રમાણે કે સુદર્શનાદિક આઠ આયુધોની આઠ દિશામા અને કૌસ્તુભાદિક ત્રણ આભૂષણોની વક્ષ:સ્થળમા પૂજા કરવી ૨૭ નંદ, સુનંદ, ગરુડ, પ્રચંડ, ચંડ, મહાબળ, બળ, કુમુદેક્ષણાદિ પાર્ષદોની આઠ દિશામા, ગરુડની સંમુખ પૂજા કરવી ૨૮ અર્ધ્યાદિકથી ચાર ખુણાઓમા, દુર્ગા, વિનાયક, વ્યાસ અને વિશ્વસેનની વામભાગમા, ગુરુઓની અને પૂર્વાદિક દિશાઓમા ઇન્દ્રાદિક ચાર લોકપાલોની, પૂજા ભગવાનની સંમુખ કરવી. ૨૯ પોતાની પાસે વૈભવ હોય તો ચંદન, અગર, વાળો, કપુર તથા કેસરથી સુવાસિત કરેલા જળવડે ભગવાનને નવરાવવા ૩૦ તે વખતે ‘સુવર્ણ ધર્મ,’ નામનો અનુવાક, મહાપુરુષ વિદ્યા, પુરુષસૂક્ત, નીરાજન અને રૌહિણ વગેરે સામ મંત્રો ભણવા ૩૧ ઉપર કહેલા મંત્રોથી નવરાવ્યા પછી પ્રેમપૂર્વક વસ્ત્ર, ઉપવીત, આભૂષણ, માળા તથા સુગંધી ચંદનાદિકનો લેપ કરી શ્રદ્ધાથી પાદ્ય, આચમન, ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ તથા નૈવેદ્યો અર્પણ કરવા ૩૩ જો સંપત્તિ હોય તો ગોળ, દુધપાક, ઘી, પુરી, લાડુ, કંસાર, દહિ અને દાળનુ નૈવેદ્ય ધરવુ. ૩૪ અભ્યંગ, મર્દન, આરીસો, દાતણ, પંચામૃતનું નાવણ, ભક્ષ્ય, ભોજ્ય ધરવા તથા ગાયન નૃત્ય વગેરે કરવા, અને ધન હોય તો નિત્યે એ પ્રમાણે કરવુ. ૩૫ અધિક ફળની ઇચ્છાવાળાએ અગ્નિમાં પૂજા કરવી તેનો વિધિ આ પ્રમાણે છે.

શાસ્ત્રમા કહેલા વિધિ પ્રમાણે મેખલા, ગર્ત તથા વેદી સાથે કુંડ કરી, તેમા અગ્નિ પધરાવી તે પ્રજ્જ્વલિત થાય એટલે એકઠો કરવો ૩૬ પછી દર્ભવડે પરિસ્તરણ કરી ચારે તરફ પ્રોક્ષણ કરવું. પછી વ્યાહૃતિઓ ભણીને સમિધ નાખવારૂપી ‘અન્વાધાન’ કરવુ પછી અગ્નિના ઉત્તર ભાગમાં સર્વ સામગ્રીઓ મૂકી પ્રોક્ષણીથી પ્રોક્ષણ કરી અગ્નિમાં મારૂં ધ્યાન કરવુ. ૩૭ તપાવેલા સુવર્ણ સમાન કાંતિવાળા, શંખ, ચક્ર, ગદા અને કમળથી શોભાયમાન ચાર બાહુવાળા, શાંત સ્વરૂપ, પીળાં વસ્ત્ર ધારણ કરનાર, ચળકાટ મારતા મુગટ, કડાં, કંદોરા અને બાજુબંધથી શોભતા, વક્ષ:સ્થળમાં શ્રીવત્સને ધારણ કરનાર, કંઠમા કૌસ્તુભ મણિ ધારણ કરનાર તથા વનમાળાવાળા રૂપનું ધ્યાન કરતા, લાકડા અગ્નિમા નાખવાં, અને ઘીની ધારાવાડી કરીને બે આધાર તથા બે આજ્ય ભાગ આપીને અષ્ટાક્ષર મંત્રવડે તથા પુરુષસૂક્તવડે પ્રત્યેક ઋચાઓએ આહુતિ લઇને ધર્માદિક દેવતાઓને ઉદ્દેશી અનુક્રમે સ્વાહા, જેના અંતમાં હોય એવા નામોથી હવિ હોમવુ આ પ્રમાણે સ્વિષ્ટકૃત હોમ કરીને પછી અગ્નિમા રહેલા અંતર્યામી ભગવાનનું પૂજન કરવુ અને નમસ્કાર કરીને પાર્ષદોને બલિદાન આપવુ પછી નારાયણ સ્વરૂપ પરબ્રહ્મનુ સ્મરણ કરી મૂળ મંત્રનો જપ કરવો. ૩૮–૪૨ પછી ભગવાન ભોજન કરી રહ્યા એવું ધ્યાન કરી તેમને આચમન કરાવી ઉચ્છિષ્ટ હોય તે વિશ્વક્સેનને અર્પણ કરવાની કલ્પના કરી, પછી પોતે ભોજન કરવુ. પછી સુગંધી તામ્બૂલ વગેરે મુખવાસ અર્પણ કરીને પુષ્પાંજલિથી ફરી પૂજન કરવુ. ૪૩ ગાતાં, સ્તુતિ કરતા, નાચતા, મારા કર્મોનો પોતાને વિષે આવિર્ભાવ કરતાં તથા મારી કથાઓ સાંભળતા અને સંભળાવતા વ્યગ્રપણાને દૂર કરી પ્રતિ દિવસ બે ઘડી અવકાશ લેવો. અર્થાત્

બે ઘડી વ્યગ્રપણાનો ત્યાગ કરી ગીતાદિકનો પાઠ કરવો. ૪૪ પુરાણોક્ત સ્તોત્રથી કે ભાષાનાં ભજનોથી સ્તુતિ કરી, હે ભગવન્ ! પ્રસન્ન થાઓ, એમ કહીને દંડવત પ્રણામ કરવા ૪૫ મારાં ચરણમા મસ્તક મૂકી કહેવુ કે, હે ઈશ્વર ! હું મૃત્યરૂપી મગરવાળા સંસારસાગરથી ભય પામી તમારે શરણે આવ્યો છું મારું રક્ષણ કરો ૪૬ આ પ્રમાણે પ્રાર્થના કરી મેં આપેલુ મારુ નિર્માલ્ય મસ્તક ઉપર ચઢાવી જો મારું વિસર્જન કરવાનુ હોય તો પ્રતિમામા જે જ્યોતિ.સ્વરૂપનુ આહ્વાન કર્યું હોય તેનું પાછુ હૃદયમાં રહેલા જ્યોતિમાં જ વિસર્જન કરવુ ૪૭ જ્યારે મૂર્તિ ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થાય ત્યારે મારી પૂજા કરવી, કારણ કે, સર્વના આત્મારૂપ હુ સર્વ પદાર્થોમા તેમજ સર્વ પ્રાણીઓમાં રહેલો છુ. ૪૮ આ પ્રમાણે વૈદિક અને તાન્ત્રિક પૂજનના વિધિઓથી જે પુરુષ મારી પૂજા કરે છે તે પુરુષ આ લોકમા તથા પરલોકમા મારી પાસેથી ઈચ્છાનુસાર સિદ્ધિ મેળવે છે. ૪૯ સમર્થ પુરુષે મારી મૂર્તિનુ સ્થાપન કરી એક સુંદર મંદિર બંધાવવુ, તથા નિત્યની પૂજાઓમા, પર્વણીના દિવસોમા, લોકોના મોટા મેળાઓમા તથા વસંતાદિકના ઉત્સવોમાં ઉપયોગી થઇ પડે તેવી સુંદર વાડીઓ તથા ક્ષેત્રો મને અર્પણ કરવા ૫૦ મોટા પર્વના દિવસોમા તથા પ્રતિ દિવસે પૂજા ભોગ વગેરે ચાલુ રહેવા ક્ષેત્રો, દુકાનો, ગામડા અને નગરો વગેરે મંદિરમા અર્પણ કરવા. ૫૧ મારી પ્રતિષ્ઠા કરવાથી ચક્રવર્તી થવાય છે મંદિરમા ક્ષેત્રાદિક આપવાથી ત્રણ લોકનું રાજ્ય મળે છે અને મારી પૂજાદિક કરવાથી મારા સમાન થવાય છે ૫૨ જે પુરુષ નિષ્કામ ભક્તિયોગથી મારી પૂજા કરે છે તે મને જ પામે છે ૫૩ જે મનુષ્ય દેવતા અને બ્રાહ્મણને પોતે આપેલી અથવા તો બીજાઓએ આપેલી આજીવિકા હરી લે તે એક લાખ વર્ષ સુધી નરકમા રહે છે ૫૪ આવા કર્મોનું જે ફળ મળે તે કર્તાને, સહાય કરનારને, પ્રેરણા કરનારને તથા અનુમોદન આપનારને મૃત્યુ પછી પરલોકમા મળે છે કારણ કે, તે સર્વે કર્મના ભાગી છે જેણે વિશેષ સત્કર્મ કર્યું હોય તેને તેનું ફળ અધિક મળે છે. ૫૫

कर्तुश्च सारथेर्हेतोरनुमोदितुरेव च ।
कर्मणां भागिनः प्रेत्य भूयो भूयसि तत्फलम् ॥
इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
सप्तविंशोऽध्यायः

# અધ્યાય ૨૮ મો. *

## જ્ઞાનયોગનો મહિમા.

श्रीभगवानुवाच

परस्वभावकर्माणि न प्रशंसेन गर्हयेत् ।
विश्वमेकात्मकं पश्यन् प्रकृत्या पुरुषेण च ॥

ભગવાન બોલ્યા–હે ઉદ્ધવ ! આ વિશ્વ પ્રકૃતિ ને પુરુષરૂપે છે, એમ જાણીને પુરુષે બીજાના શાંત અથવા તો ઘોર સ્વભાવના વખાણ કે નિંદા કરવી નહિ, અને બીજાના શાંત અથવા ઘોર કર્મોના પણ વખાણ કે નિંદા કરવી નહિ ૧ જે મનુષ્ય બીજાના સ્વભાવના અને કર્ત્તવ્યના વખાણ અને નિંદા કરે, તે દ્વૈતનો અભિમાની હોવાથી તરત પોતાના સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે ૨ જેમ ઇન્દ્રિયો નિદ્રાથી પરાજય પામે છે ત્યારે દેહમા રહેલો જીવ મનવડે સ્વપ્નરૂપ માયાને જુવે છે અને મનનો લય થયા પછી બેભાન થઈ મૃત્યુને અથવા સુષુપ્તિને પામે છે, તેમ ભેદબુદ્ધિ રાખનારો પુરુષ પ્રથમ વિક્ષેપને અને પછી લયને પામે છે સારાંશ એ છે કે, જાગ્રદવસ્થાનો અભિમાની વિશ્વાત્મા જેમ સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞના સંબંધને લીધે ભોગભ્રષ્ટ થાય છે, તેમ આત્મા અનાત્મ વસ્તુના સંબંધથી સ્વસ્વરૂપમાથી દૂર થાય છે. ૩ દ્વૈત વસ્તુ મિથ્યા છે, માટે સારુ શું, અને નરતુ શું ? તેમ કેટલુ સુખ, અને કેટલુ દુઃખ ? કંઇ નહિ, કારણ કે, વાણીથી જે કંઇ બોલાય છે, મનથી જે કંઈ વિચારમા આવે છે અને ઇન્દ્રિયોથી જે કંઈ જોવામા તથા જાણવામા આવે છે તે સર્વ મિથ્યા છે ૪ જેમ રજ્જુમા દેખાતા સર્પ વગેરે પદાર્થો

* આ અધ્યાયમા જ્ઞાનયોગના મહિમાનું સંક્ષેપથી ફરી વર્ણન કરવામા આવશે

વસ્તુતાએ ખોટા છે, છતા પણ તે ભય વગેરે આપે છે, તેમ દેહાદિક પદાર્થો પણ મિથ્યા છે, છતાં પણ તેઓ જ્યા સુધી લય પામ્યા નથી, ત્યા સુધી ભય ઉપજાવે છે ૫ વિશ્વ સર્જાય છે અને તેને જે સર્જે છે, જે રક્ષાય છે અને જે રક્ષે છે, જે સંહારે છે જેને સંહાર કરાય છે, તે સર્વ આત્મા છે આ જગતના આત્મા, ઇશ્વર અને પ્રભુ છે ૬ માટે જગતનો એવો કોઇ પણ પદાર્થ નથી, કે જે સર્વથી જુદા એવા પરમાત્માથી જુદો નિરૂપણ કરવામા આવ્યો હોય, અર્થાત્ સર્વ પદાર્થો પરમાત્માથી વ્યાપ્ત છે, છતા અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એમ ત્રણ પ્રકારની પ્રતીતિ થાય છે, તેનુ કેમ? આમ કોઇને શંકા થાય તેના ઉત્તરમા કહેવાનુ' કે, તે પ્રતીતિ નિર્મૂળ છે, એમ નિશ્ચય કરેલો છે. અને આ અધ્યાત્માદિક ત્રણ પ્રકારનુ ગુણમય જગત આત્મામા હોય, એવુ જે ભાસે છે તે માયાને લીધે ભાસે છે ૭ જે પુરુષ મે કહેલા અજ્ઞાનની તથા વિજ્ઞાનની કુશળતાને જાણે છે, તે પુરુષ કોઇની નિંદા કરતો નથી, તેમ કોઇની સ્તુતિ પણ કરતો નથી, પરંતુ સૂર્ય સમાન થઇને લોકમા ફરે છે ૮ માટે જ્ઞાની પુરુષે ઘટાદિક પદાર્થોને પ્રત્યક્ષ પ્રમાણથી આદિ અંતવાળા જાણીને, પૃથ્વી આદિક સાવયવ પદાર્થોને અનુમાનવડે આદિ અંતવાળા જાણીને, આકાશ આદિક પદાર્થોને વેદવડે આદિ અંતવાળા જાણીને અને બીજા પદાર્થોને પોતાના અનુભવવડે આદિ અંતવાળા જાણીને જે આદિ અને અંતવાળુ હોય તે મિથ્યા હોય એવુ' નિશ્ચય કરી સર્વ સંગનો ત્યાગ કરી આલોકમા ફરવુ ૯

ઉદ્ધવ પૂછે છે—હે ઈશ્વર! તમે કહ્યુ કે, આત્મા સ્વયપ્રકાશ છે અને દેહાદિક દ્વૈત પદાર્થ જડ છે, ત્યારે સંસારની પ્રતીતિ કેમ ઘટે? આત્મા સ્વયં-પ્રકાશ અને ચૈતન્ય છે તેમા પણ સંસારની પ્રતીતિ ઘટતી નથી, તેમા દેહાદિક જડ છે, તેમા પણ સંસારની પ્રતીતિ ઘટતી નથી, છતા સંસાર તો પ્રત્યક્ષ દેખાય છે, માટે સંસાર કોનો છે? ૧૦ આત્મા અવિનાશી, રાગાદિક ગુણરહિત, પુણ્યપાપરહિત, સ્વયપ્રકાશ તથા માયારહિત છે અને દેહ જડ છે. આ પ્રમાણે આત્મા અભિમાન છે અને દેહ કાષ્ઠના જેવો છે, તેમાં કોને સંસાર થયો છે તે કહો? ૧૧

ભગવાન કહે છે—આત્માને અજ્ઞાનને લીધે જ્યાસુધી દેહ ઇંદ્રિયો તથા પ્રાણુની સાથે સંબંધ રહે છે, ત્યાસુધી તે મિથ્યા છતા સત્ય લાગે છે ૧૨ વિષયોનું ધ્યાન કરતા પુરુષને સ્વપ્નાવસ્થામા વિષયો મિથ્યા છતા પણ તેનાથી જેમ અનર્થ થાય છે, તેમ વિષયોનુ' ચિંતન કરનાર પુરુષને સર્વ પદાર્થો મિથ્યા છતા પણ સંસાર ટળતો નથી ૧૩ વળી નિદ્રાવશ મનુષ્યને જેમ સ્વપ્ન ઘણા અનર્થો કરે છે, પરંતુ તેજ અવસ્થા જાગ્રત થયેલાને મોહ કરી શકતી નથી તેમ દેહાદિક મિથ્યા પદાર્થો અજ્ઞાનીને અનર્થો કરે છે, પણ તે જ્ઞાનીને મોહ ઉપજાવી શકતા નથી ૧૪ શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા તથા જન્મ અને મરણ અહંકારને લીધે થાય છે આત્માને તે જોવામા કે જાણવામા આવતા નથી જો તે આત્માના ધર્મો હોય તો સુષુપ્તિ, સમાધિ વગેરેમા દેખાવા જોઇએ આત્માને સુષુપ્તિ અવસ્થામા 'હુ સુખી છુ' એવી પ્રતીતિ થાય છે, પરંતુ ચૈતન્ય સુખી છે એવી પ્રતીતિ થતી નથી તેમ જ વળી સુખાદિક કૃશત્વાદિકની પેઠે દૃશ્ય પદાર્થો છે, તેઓને પણ દ્રષ્ટા આત્માના ધર્મ સંભવતા નથી. ૧૫ આ ઉપરથી તારા મનમા શંકા થશે કે, જ્યારે અહંકારને સંસાર છે, ત્યારે મુક્તિ પણ અહંકારને જ થવી જોઇએ અને મુક્તિમા જ અહંકારની સ્થિતિ માનવાનો પ્રસંગ આવી પડશે, પરંતુ તેવી શંકા કરવી નહિ અહંકાર આત્માથી ભિન્ન નથી, પરંતુ આત્મામા જ તેની કલ્પના કરેલી છે તેની નિવૃત્તિ થાય છે કે આત્માની મુક્તિમા સ્થિતિ થાય છે? આત્મા દેહમા રહેનારો જીવ છે; તે દેહ, ઇંદ્રિયો, પ્રાણ તથા મનનુ અભિમાન ધરાવે છે ગુણ અને કર્મ તેની મૂર્તિઓ છે અને તે સ્થૂલ, મહત્તત્ત્વ અને અહંકારાદિક નામોથી સંસારમા ઘણી રીતે બોલાય છે અને તે ઇશ્વરને અધીન રહીને સંસારમા ભટકે છે ૧૬ આ મન, વચન, પ્રાણ, શરીર તથા કર્મ, મિથ્યા છે છતા

પણ તે દેવાદિકના દેહરૂપે ઇંદ્રજાળની પેઠે અનેક રૂપે ભાસે છે, માટે ગુરુની ઉપાસનારૂપી સજ્જ કરેલી જ્ઞાનરૂપી તરવારવડે તેને કાપી નાખી, તૃષ્ણા-રહિત થઇને પછી વિવેકી પુરુષ સંસારમાં ફરે છે ૧૭ જ્ઞાનને જ વિવેક જાણવો અને તે વિવેક વેદ, સ્વધર્મ, પોતાનો અનુભવ, ગુરુનો ઉપદેશ તથા તર્કથી થાય છે. આદિમાં ને અંતમાં જે છે, તે જ મધ્યમા પણ છે અને તે વસ્તુ જગતને પ્રકાશ આપનાર તથા કારણરૂપ બ્રહ્મ છે જગત તેનુ રૂપ છે, તેનાથી ભિન્ન નથી, આવો જે નિશ્ચયપૂર્વક વિવેક થવો, તે જ્ઞાન કહેવાય છે. ૧૮ જેમ કુંડલાદિકના આકારમા ન આવેલુ સુવર્ણ કુંડલાદિકના આદિમા અને અંતમા હોય છે, તે સુવર્ણ મધ્ય ભાગમા કુંડલાદિક અનેક નામોથી વ્યવહારમા આવે છે તેમ જગતના આદિમા તથા અંતમા જે હું છુ, તે મધ્યમા અનેક નામોથી વ્યવહારમા બોલાઉં છુ ૧૯ જાગ્રત આદિ ત્રણ અવસ્થાવાળુ મન, તેના કારણરૂપ ગુણો, ગુણોના કાર્યરૂપ ઇન્દ્રિયો, દેવતાઓ અને આ પાંચભૂત આખુ વિશ્વ જે જ્ઞાનના અન્વયથી પ્રકાશે છે અને જે જ્ઞાન વિશ્વના અભાવમા તથા સમાધિ આદિકમા પણ પ્રકાશે છે તેજ તુરીય તત્ત્વરૂપ જ્ઞાનને સત્ય જાણવુ. ૨૦ જે કાર્ય ઉત્પત્તિ પહેલાં ન હોય તથા નાશ પછી પણ ન હોય, તે કાર્ય મધ્યમા પણ પોતાના કારણથી જુદુ હોતું નથી. કિંતુ વ્યવહારમા માત્ર નામ રૂપવાળુ છે કારણ કે, જે કાર્યને જે કારણે પ્રકાશ કર્યું હોય તે કાર્ય તે કારણરૂપ છે આવો મારો વિચાર છે. તાત્પર્ય એ છે કે, જેમ ઘટાદિક કાર્યો તથા પ્રકાશ્ય પદાર્થો પોતાના કારણ તથા પ્રકાશક મૃત્તિકાથી ભિન્ન નથી, તેમ જગત જે કાર્ય અને પ્રકાશ્ય છે, તે પણ કારણ અને પ્રકાશક પરબ્રહ્મથી ભિન્ન નથી. ૨૧ વિકારના સમૂહરૂપ જગત જે પૂર્વે ન હતુ, તે પાછળથી રજોગુણદ્વારા બ્રહ્મના કાર્યરૂપે થયુ છે અને બ્રહ્મવડે જ પ્રકાશે છે. બ્રહ્મ પોતે સ્વતઃ સિદ્ધ છે તથા વિશ્વને પ્રકાશ કરનારુ છે, માટે પરબ્રહ્મ જ ઇંદ્રિયો, તન્માત્રાઓ, મન, દેવતાઓ તથા પાંચ ભૂતો વગેરે વિચિત્ર પ્રકારે ભાસે છે. ૨૨

આ પ્રમાણે પરબ્રહ્મ વિવેકના સાધનરૂપ વેદાદિકથી દેહાદિક અનિત્ય પદાર્થોના નિરાસથી, તથા કુશળ ગુરુથી આત્મસ્વરૂપના સન્દેહને ટાળી આત્મસ્વરૂપના આનન્દથી સંતુષ્ટ થઈ, સર્વ ઇંદ્રિયોનો સંગ તજવો ૨૩ દેહાદિક અનાત્મ પદાર્થોનો નીચે પ્રમાણે નિરાસ કરવો:–' દેહ આત્મા નથી ' કારણ કે, તે પૃથ્વીનો વિકાર છે જે જે પૃથ્વીનો વિકાર હોય તે તે આત્મા નથી. જેમકે ઘડો પાર્થિવ હોઈ આત્મા નથી આ રીતે ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના દેવતા, પ્રાણ, બુદ્ધિ, ચિત્ત, અહંકાર પણ આત્મા નથી, કારણ કે, અન્નને આધારે તે સર્વ રહેલા છે. જે જે અન્નને આધારે રહેલુ હોય, તે તે આત્મા હોય નહિ દૃષ્ટાંતમા શરીર અન્નને આધારે રહે છે, માટે તે આત્મા નથી, તેમ પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ શબ્દાદિક અને પ્રકૃતિ પણ આત્મા નથી, કારણ કે, તેઓ જડ છે જે જે પદાર્થો જડ હોય, તે તે આત્મા ન હોય જેમકે ઘડો જડ છે, માટે તે આત્મા નથી. ૨૪ આ પ્રમાણે વિવેકજ્ઞાન થાય ત્યારે પુરુષ મુક્ત થાય અને મુક્તને ઇન્દ્રિયોથી ગુણ અથવા દોષ કંઈ પણ લાગતો નથી જે પુરુષ મારા સ્વરૂપને યથાર્થ રીતે જાણે છે તેને વિષયલંપટ ઇન્દ્રિયો અધીન રહે છે, તેથી તેને અનુકૂળ ઇન્દ્રિયોથી કોઈ જાતનો ગુણ થતો નથી, તેમ ઇન્દ્રિયોના વિક્ષેપથી કોઈ જાતની હાનિ નથી જેમકે વાદળાં ચઢી આવવાથી અથવા વિખરાઈ જવાથી સૂર્યને લાભ અથવા તો હાનિ થતી નથી. ૨૫ આકાશ જેમ વાયુના શોષણ ગુણથી, અગ્નિના દાહક ગુણથી, પૃથ્વીના ધુસરાપણારૂપી ગુણથી અથવા ઋતુના શીતોષ્ણાદિક ગુણોથી લેપાતું નથી, તેમ અહંકારથી પર એવા પરબ્રહ્મનું સ્વરૂપ પણ સંસારમા કારણભૂત સત્વ, રજ અથવા તમોગુણના મેલથી મલિન થતું નથી ૨૬ તથાપિ મુક્ત પુરુષની પેઠે અપૂર્ણ જ્ઞાનવાળા મનુષ્યે ઇચ્છાનુસાર વર્તવુ નહિ, પણ જ્યાંસુધી મારા દૃઢ ભક્તિયોગવડે મનના મેલરૂપ વિષયોમાથી પ્રીતિ દૂર થાય નહિ, ત્યાંસુધી માયાએ ઉત્પન્ન કરેલા વિષયોનો સંગ કરવો નહિ ૨૭ જે રોગની યથાર્થ રીતે ચિકિત્સા થઇ ન હોય તે રોગ

પાછો વાર વાર ફાટી નિકળી મનુષ્યોને દુઃખ આપે છે. એ પ્રમાણે મનના રાગાદિક તથા તેના મૂળરૂપ કર્મો જ્યા સુધી નાશ પામ્યાં ન હોય ત્યાસુધી વાર-વાર અપૂર્ણ જ્ઞાનવાળા યોગીને પુત્રાદિકમા આસક્તિવાળુ મન યોગ-ભ્રષ્ટ કરે છે [૨૮] આવા અપૂર્ણ યોગજ્ઞાનવાળા યોગીઓ જેઓ દેવતાઓએ ઈર્ષ્યાથી પ્રેરેલા સંબંધીઓના તથા શિષ્યાદિકોના વિઘ્નો કરવાથી યોગ-ભ્રષ્ટ થયા હોય, તેઓ પણ પૂર્વ જન્મના અભ્યાસ બળથી પાછા બીજા જન્મમા યોગમાર્ગમા જોડાય છે, પરંતુ કર્મમાર્ગમા જોડાતા નથી. [૨૯] કર્મ માર્ગમા જોડાવું તે દેહનો ધર્મ છે, કોઈ પણ પૂર્વજન્મના પ્રારબ્ધ સંસ્કારથી આ દેહ મરણ સુધી ભોજનાદિક કર્મો કરે છે અને તે કર્મોથી પુષ્ટિ આદિક વિકાર પામે છે પરંતુ આત્મરૂપના અનુભવને લીધે તૃષ્ણારહિત થયેલો તે જ્ઞાની દેહમા રહ્યા છતા પણ નિરહંકારીપણાને લીધે હર્ષ, શોક આદિકથી સંસાર પામતો નથી. [૪૦] જ્ઞાની દેહને દેખતો નથી, ત્યારે તેને દેહના કર્મોથી વિકાર થવાની શંકા કેમ જ થાય? આત્મા વિષે જેની બુદ્ધિ રહેલી છે એવો જ્ઞાની સ્વભાવ પ્રમાણે કોઈ પણ ક્રિયા કરતા દેહને જાણતો નથી [૩૧] જ્ઞાની દેહની ક્રિયાને બિલકુલ જાણે જ નહિ તે વાત તો અસંભવિત છે જ્ઞાની જો કે બહિર્મુખ ઈંદ્રિયોના વિષયોને જુવે છે, તોપણ તે આત્માથી ભિન્ન હોઇ તેને સત્ય માનતો નથી, કારણ કે અનુમાનથી પણ વિષયો મિથ્યા ઠરી ચૂક્યા છે વિષયો મિથ્યા છે, કારણ કે તે અનેક પ્રકારના છે. જે પદાર્થો અનેક પ્રકારના હોય છે, તે મિથ્યા હોય છે જેમ સ્વપ્ન અનેક પ્રકારના છે, માટે તે મિથ્યા છે, આ અનુમાનથી વિષયો મિથ્યા ઠરી ચૂક્યા છે જાગ્રત થયેલો પુરુષ જાગ્યા પછી સંસ્કારથી જાણવામા આવતા અને પાછા વિસ્મરણ થતા સ્વપ્નના વિષયો મિથ્યા માને છે, તેમ જ્ઞાની પુરુષ સંસ્કારથી જાણવામાં આવતા અને મિથ્યા જણાતા વિષયોને સત્ય માનતો નથી. [૩૨] બદ્ધાવસ્થામા આત્માનો ત્યાગ કરવાથી અને મુક્તાવસ્થમા ત્યાગ કરવાથી આત્મામા વિકારીપણું ઠરે છે. જેમ શાળને ખાંડીને તેનો ત્યાગ કરી ચોખારૂપે ગ્રહણ કરવાથી વિકારીપણું આવે, તેમ અહીં વિકારીપણુ આવશે હે ઉદ્ધવ! બદ્ધાવસ્થામા ગુણોથી તથા કર્મોથી વિચિત્ર એવા અજ્ઞાનના કાર્યરૂપ દેહાદિકનું આત્મામા અધ્યાસને લીધે એકપણું માનેલુ છે, તે એકપણું જ્ઞાનવડે મુક્તાવસ્થામા ફરીને મટી જાય છે અને આત્મા કોઈ રૂપથી ગ્રહણ થઈ શકતો નથી, તેમ કોઇ પણ રૂપથી તે મુકાતો પણ નથી મુક્તિ ક્રિયાનું ફળ હોઇ આત્માને વિકાર થતો નથી, પરંતુ અજ્ઞાનથી આત્મામા કલ્પેલા પદાર્થોની નિવૃત્તિ મુક્તિનું સ્વરૂપ છે બંધ તથા મોક્ષ આત્માને નથી, તેમ વિકાર પણ નથી [૩૩] સૂર્યનો ઉદય જેમ નેત્રોના અંધકારને ટાળે છે, પરંતુ પ્રથમથી જ સિદ્ધ એવા ઘટાદિક પદાર્થને ટાળતો નથી, તેમ સંસાર જાળ કાપવામા ઉત્તમ એવી આત્મવિદ્યા પણ પુરુષની બુદ્ધિનો મોહ મટાડતી નથી, પરંતુ આત્મામા આત્મારામની ભક્તિ જ મટાડે છે, અને આત્મા પછી પોતાના સ્વરૂપમાં રહે છે. [૩૪] એ અપરોક્ષ હોવાથી નિત્ય છે, તેને કંઈ પ્રાપ્ત કરવો પડે તેમ નથી આત્મામા અજ્ઞાન નથી કે તેમા વિકાર થાય, માટે તે સ્વયંજ્યોતિ અને જન્મ રહિત હોવાથી અજ છે તેમા જ્ઞાનના સંસ્કારની જરૂર નથી, તે અપ્રમેય છે દેશ, કાળ આદિકથી તે માપમાં આવતો નથી, તેમ અસ્તિત્વ, વૃદ્ધિ, ફેરફાર, ઘટાડો અથવા વિનાશ વગેરે વિકારો પણ તેને થતા નથી, તે મહાવિભૂતિ કહેવાય છે અને સ્વયંપ્રકાશ હોવાથી સર્વાનુભૂતિ કહેવાય છે વળી તેના વિના બીજો કોઇ પદાર્થ ન હોવાથી તે એક અને અદ્વય કહેવાય છે. તે આત્મા વાણીથી કે ઈંદ્રિયોથી જાણવામા આવતો નથી, પરંતુ તેની પ્રેરણાથી વાણી અને ઇંદ્રિયો પોતાના કાર્ય કરે છે. [૩૫] આ રીતે આત્મા સર્વથી અભિન્ન છે, છતા તેમાં જે ભેદદૃષ્ટિ થાય છે તે સર્વ મનની ભ્રાંતિ જાણવી. જેમ રૂપાની ભ્રાંતિનો આશ્રય છીપ છે તે વિના બીજું કંઈ નથી, તેમ ભેદના ભ્રમનો આશ્રય આત્મા જ છે [૩૬] નામ તથા રૂપથી ગ્રહણ થતું પંચભૂતાત્મક દ્વૈત સત્ય છે અને પરબ્રહ્મ નિરૂપણ

કરનારા વેદાંતવાક્ય યજમાનનું ઈશ્વરરૂપે વર્ણન કરે છે તત્ત્વવેત્તા પુરુષો તે માનતા નથી, કારણ કે, જે પ્રતીતિ થાય છે તે મિથ્યા છે, દ્વૈત વસ્તુ નામ રૂપવાળી હોવાથી, દૃશ્ય હોવાથી અને પંચભૂતાત્મક હોવાથી સ્વપ્નની પેઠે મિથ્યા છે, વગેરે અનુમાનેથી તથા વેદની શ્રુતિઓથી દ્વૈતમાં બાધ આવે છે વળી વેદાંતવાક્યોને યજ્ઞાદિકના વિધિવાક્યો સાથે કંઈ સંબંધ નથી, અને યજમાન, કર્તા ભોક્તા ને ઇન્દ્રિયોવાળો છે, તેથી વેદાંતના વાક્યો જે અકર્તા, અભોક્તા વગેરે ગુણવાળા આત્માનું પ્રતિપાદન કરનારા છે, તે યજમાનમાં કોઈ રીતે ઘટતા નથી ૩૭ મેં તમને આ પ્રમાણે જ્ઞાનયોગનું તથા તેના અંગોનું વિવેચન સંભળાવ્યું હવે જ્ઞાનયોગમાં નિષ્ઠા રાખનારાઓને આવતા વિઘ્નો અટકાવવાના ઉપાય કહું તે સાંભળો યોગાભ્યાસ કરવા છતાં જેનો યોગ પરિપૂર્ણ થયો ન હોય તેવા યોગીની કાયા ઉત્પન્ન થયેલા રોગાદિક વિઘ્નોથી પરાભવ પામે નહિ તે માટે આ ઉપાયો કરવા ૩૮ ચંદ્ર, સૂર્યાદિકની ધારણાથી તાપ તથા ટાઢ વગેરે વિઘ્નો દૂર કરવા, વાયુની ધારણાથી વાયુ આદિક રોગો દૂર કરવા, તપ, મંત્ર અને ઓષધિવડે દુષ્ટ ગ્રહોને તથા સર્પાદિકના ભયને ટાળવા ૩૯ મારું ધ્યાન કરી તથા કીર્તનાદિક કરી, કામ ક્રોધાદિકને દૂર કરવા અને મોટા યોગેશ્વરોના ચરણ સેવી દંભાદિકતા તથા અભિમાનાદિકને દૂર કરવા ૪૦ કેટલાક યોગીઓ જે નાના પ્રકારના ઉપાયોથી દેહને અજર તથા રોગાદિકથી રહિત કરી સ્થિર જુવાનીવાળા થઇ પછી જ્ઞાનનિષ્ઠાને પડતી મૂકી, સિદ્ધિઓને માટે યોગાભ્યાસ કરે છે ૪૧ પરંતુ કુશળ પુરુષોને તે યોગ્ય નથી, કારણ કે, શરીરને માટે પરિશ્રમ કરવો એ વ્યર્થ છે ઝાડનું ફળ જેમ નાશવંત છે તેમ દેહ નાશવંત છે અને આત્મા વનસ્પતિની પેઠે અવિનાશી છે ૪૨ યોગાભ્યાસ કરનાર પુરુષની કાયા પ્રાણાયામ કરતાં તેના પ્રભાવથી મહા સમર્થ થાય, તોપણ મારા ઉપર નિષ્ઠા રાખનાર બુદ્ધિશાળી યોગીએ સમાધી તજી દેહની સિદ્ધિ ઉપર શ્રદ્ધા રાખવી નહિ ૪૩ આત્મસુખનો અનુભવી મારો આશ્રય કરી સ્પૃહારહિત થઈ યોગાભ્યાસ કરે તેને વિઘ્નો યોગમાં અડચણ કરતા નથી ને તે પોતાના કાર્યમાં સિદ્ધ થાય છે તાત્પર્ય એ છે કે, સર્વ વિઘ્નોનું મૂળ સ્પૃહા છે, તે સ્પૃહા મારો આશ્રય કરનારાથી દૂર થાય છે, તેથી મારા ચરણનો આશ્રય કરનારો યોગી વિઘ્નોવડે દુખી ન થતાં આત્માનંદથી પરિપૂર્ણ થાય છે ૪૪

योगचर्यामिमां योगी विचरन् मद्व्यपाश्रयः ।
नांतरायैर्विहन्येत निस्पृहः स्वसुखानुभूः ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे अष्टाविंशोऽध्यायः

## અધ્યાય ૨૯ મો.[*]

### ભક્તિયોગનો બોધ.

उद्धव उवाच

सुदुस्तरामिमां मन्ये योगचर्यामनात्मनः ।
यथांजसा पुमान् सिद्ध्येत्तन्मे ब्रूह्यंजसाऽच्युत ॥

ઉદ્ધવે પૂછ્યું—હે કૃષ્ણ! જેનું મન વશ ન હોય, તેને યોગાભ્યાસ કરવો કઠિન પડે છે, માટે જેથી પરિશ્રમ વિના સિદ્ધિ મળે એવો માર્ગ બતાવો ૧ હે કમળનયન! મનને વશ કરનાર યોગીઓ બહુ પરિશ્રમ કરે છે, પરંતુ મન વશ ન થવાથી નિગ્રહ કરતાં આખરે ઉદાસ થાય છે ૨ એટલા માટે હે કૃષ્ણ! સારાસાર વિચાર કુશળ પુરુષો સર્વ આનંદને પૂર્ણ કરનારા આપના ચરણારવિંદને સેવે છે, અને જેઓ યોગથી ને કર્મથી અભિમાની થઈ તેમ કરતા નથી, તેઓ માયાથી પરાભવ પામે છે ૩ તમારા ભક્તો તમારી કૃપાથીજ કૃતાર્થ થાય છે જેઓને તમારા વિના બીજું શરણ નથી એવા લોકોને તમે પોતે વશ થઈને રહો બ્રહ્માદિક દેવતાઓ જેમના ચરણમાં પોતાના મુગટ મૂકે છે, એવા આપે રામાવતારમાં વાનરો સાથે મિત્રતા કરી હતી ૪ માટે આશ્રિતોને પુરુષાર્થ આપનાર તમે સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી પ્રિય છો

[*] આ અધ્યાયમાં ભક્તિયોગનું વિસ્તારથી કરેલું વર્ણન સંક્ષેપથી કરીને સમજાવવામાં આવશે

અને ઇશ્વર હોવાથી ભજવા યોગ્ય છો આપનો ત્યાગ, કરીને ઐશ્વર્ય તથા મોક્ષને માટે બીજા દેવતાઓને અથવા ધન જ્ઞાન વગેરે સાધનોને કોણ સેવે? તમે બલિ અને પ્રહ્‌લાદ ઉપર ઉપકાર કર્યો તથા ભક્તોને ઉપકાર કર્યો તેને જે જાણે છે તે કદી પણ બીજાને સેવતો નથી તમારી સેવા કરતા તમે સ્વર્ગાદિક સુખ આપો, તોપણ કયો પુરુષ તે સુખને ભોગવે, કારણ કે, સ્વર્ગાદિક સુખો વિષયભોગ માટે અને તમારૂ વિસ્મરણ કરાવવાને માટે છે. અમે તમારા ચરણની રજનું સેવન કરનારને અધર્માદિક સાધનો કર્યા વિના પણ કયી વસ્તુ મળે નહિ? સર્વ વસ્તુ મળે છે. ૫ આપ બહાર આચાર્યથી અને અ દર અ તર્યામીપણાથી સર્વ પ્રાણીઓની વાસનાનો નાશ કરો છો અને તેઓને પોતાનું સ્વરૂપ દેખાડો છો અને કરેલા ઉપકારને સ ભારતા તથા પરમ આન દમા આવી ગયેલા તે બ્રહ્મવેત્તાઓ બ્રહ્માના આયુષ્ય જેટલા કાળથી પણ આપના ઉપકારનો બદલો વાળી શકતા નથી. ૬

શુકદેવજી કહે છે–ઉદ્ધવે ઉપર પ્રમાણે પૂછ્યું, એટલે જગત સાથે ક્રીડા કરતા અને પોતાની સત્વ, રજ તથા તમોગુણરૂપી શક્તિઓથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપી ત્રણ મૂર્તિને ધારણ કરતા સર્વ લોકના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાન હાસ્ય કરી આ પ્રમાણે કહેવા લાગ્યા ૭

શ્રીકૃષ્ણ કહે છે–હે ઉદ્ધવ! હું તમને મારા સર્વ ધર્મો કહું છુ, કે જે ધર્મો શ્રદ્ધાથી પાળનારો મનુષ્ય બીજા ઉપાયોથી તરી શકાય નહિ તેવા સ'સારને તરી જાય છે. ૮ મારૂં સ્મરણ કરતા કરતા સર્વ કર્મો મારે માટે જ કરવા અને ધીરે ધીરે ચિત્તને મારી ઉપર લગાડી મારા ધર્મો ઉપર પ્રીતિ રાખવી ૯ મારા ભક્તોએ અને મહાત્માઓએ સેવેલા પવિત્ર દેશોમા નિવાસ કરવો દેવો, અસુરો ને મનુષ્યોમા ઉત્પન્ન થયેલા મારા ભક્તોના આચરણોને અનુસરવું. ૧૦ પોતે ભક્તોની સાથે નૃત્ય અને ગીત–ગાતા પર્વણીને દિવસે યાત્રાઓ અને મહોત્સવો કરવા ૧૧ નિર્મળ અ ત કરણના ભક્તે સર્વ પ્રાણીઓમા અને પોતામાં મને જ વ્યાપી રહેલો જોવો કારણ કે હું આકાશની પેઠે અસ ગ હોવાથી સર્વમા રહ્યા છતા આવરણરહિત છું, અને બહાર તથા અ દર પરિપૂર્ણરૂપે રહેલો છું ૧૨ હે ઉદ્ધવ! જે મનુષ્ય મારા કહેવા પ્રમાણે જે જ્ઞાનનો આશ્રય કરીને તથા સર્વ પ્રાણીઓને મારારૂપ માનીને તે સર્વનો સત્કાર કરે છે, તેને હુ પ ડિત માનું છુ ૧૩ જે મનુષ્ય બ્રાહ્મણમા અને ઢેડમા, ચોરમા અને દ તામા, સૂર્યમા અને તણખ.મા તથા શાતમા અને ક્રૂરમા સમદષ્ટિ અર્થાત્ સર્વને બ્રહ્મરૂપે જુવે છે તેને પ ડિત જાણવો ૧૪ જે પુરુષ સર્વ મનુષ્યમા મારી ભાવના કરે તેને સમાન સાથે સ્પર્દ્ધા, ચઢિયાતા સાથે ઈર્ષ્યા અને હલકા ઉપર તિરસ્કાર આવતો નથી ૧૫ ઉપહાસ કરનાર મિત્રોને દેહાભિમાનથી થતા 'અમુક ઉત્તમ છે, અમુક નીચ છે' એવા વિચારોને તથા તેથી થતી લજ્જાનો ત્યાગ કરીને કુતરા, ચ ડાળ, બળદ અને ગધેડા સુધી સર્વ પ્રાણીઓને પૃથ્વી ઉપર પડીને દ ડવત્ પ્રણામ કરવા ૧૬ જ્યા સુધી સર્વ પ્રાણીઓમા મારી ભાવના ઉત્પન્ન થાય નહિ, ત્યા સુધી ઉપર પ્રમાણે વાણી, મન તથા કાયાની વૃત્તિઓથી મારી ઉપાસના કરવી ૧૭ આ પ્રમાણે ઉપાસનાથી મનુષ્યને આખું જગત બ્રહ્મરૂપ ભાસે છે અને ઇશ્વરબુદ્ધિ થવાથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય છે, ને તેનો લાભ મળવાથી સર્વ સ શય ટળીને આખુ જગત બ્રહ્મરૂપ દેખાય છે એટલે સર્વ ક્રિયાથી ઉપરામ પામવુ ૧૮ મન, વાણી અને કાયાની વૃત્તિઓથી સર્વ પ્રાણીઓ ઉપર મારો ભાવ રાખવો ૧૯ હે ઉદ્ધવ! આવા નિષ્કામ કર્મો કરતા કદાચ તેમા ભૂલ થઇ જાય તોપણ કંઈ હાનિ થતી નથી, કારણ કે, નિર્ગુણ અને નિષ્કામ ધર્મ ઉત્તમ છે, એમ મે નિશ્ચય કર્યો છે ૨૦ હે ઉદ્ધવ! ભય તથા શોકાદિથી થતો પરિશ્રમ નિરર્થક છે, પણ જો માયાથી પર જે હું તેને તે અર્પણ કરવામા આવે તો ધર્મરૂપ ગણાય છે અર્થાત્ મને ઉદ્દેશીને કરવામા આવતી ક્રિયામા વિઘ્ન આવતું નથી ૨૧ મિથ્યા તથા પરિણામે નાશવ'ત એવા મનુષ્ય દેહવડે આ જન્મમા જ સત્ય તથા અવિનાશી ઇશ્વર સ્વરૂપને પામવુ, એ બુદ્ધિમા-

નોની બુદ્ધિ અને વિવેકીઓનો વિવેક છે [૨૨] મેં બ્રહ્મજ્ઞાનનો સંપૂર્ણ સંગ્રહ જે દેવતાઓને દુર્લભ છે તે તમને ટુંકામા કહી સંભળાવ્યો. [૨૩] મે અત્યંત સ્પષ્ટ જ્ઞાન તમારી આગળ કહ્યુ આ વિષય જાણવાથી પુરુષ સંશય રહિત થઈ સંસારના બંધનમાથી છૂટે છે [૨૪] મે કહેલા જ્ઞાનના વિષયોને જાણવા તો રહ્યા, પરંતુ જે તારા અને મારા પ્રશ્નોત્તરરૂપી આખ્યાનને પણ વિચારે, બીજાને સંભળાવે અને સાંભળે, તે પણ વેદના રહસ્યરૂપી સનાતન બ્રહ્મને પામે છે. [૨૫] વળી જે મારા ભક્તોને આ જ્ઞાન સંભળાવે, તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારને હુ મારુ પોતાનું સ્વરૂપ આપુ છુ [૨૬] જે અત્યંત પવિત્ર તથા બીજાઓને પણ પવિત્ર કરનારા આ આખ્યાનનો રોજ પાઠ કરે, તે પુરુષ જ્ઞાનરૂપી દીવાથી મારુ સ્વરૂપ બીજાને દર્શાવી પવિત્ર થાય છે [૨૭] જે મનુષ્ય સાવધાન થઇ શ્રદ્ધાથી આ આખ્યાન સાંભળે તે પરમ ભક્તિ પ્રાપ્ત કરીને કર્મોથી બંધાતો નથી. [૨૮] હે ઉદ્ધવ ! તમે પરબ્રહ્મને યથાર્થ રીતે સમજ્યા ? અને તમારા મનમા ઉત્પન્ન થયેલો મોહ તથા શોક નાશ પામ્યા ? [૨૯] તમારે આ જ્ઞાન દાંભિકને, નાસ્તિકને, શૂદ્રને, શઠને, સેવા ન કરનારને, અભક્તને અને ઉદ્ધતને આપવુ નહિ. [૩૦] પરંતુ સર્વ દોષોથી રહિત, બ્રાહ્મણોને માન આપનાર, પ્રિય, સદ્ગુણી તથા પવિત્ર મનુષ્યને આ જ્ઞાન આપવુ, તમજ સ્ત્રીઓને અને શૂદ્રોને ભક્તિ હોય તો આપવુ [૩૧] જેમ અત્યંત મધુર એવુ અમૃત પીધા પછી બીજુ કંઇ પણ પીવાનુ બાકી રહેતુ નથી, તેમ આ જાણ્યુ એટલે બીજુ કંઈ જાણવાનું બાકી રહેતુ નથી [૩૨] હે ઉદ્ધવ ! બીજા જાણવા યોગ્ય સાધનો ઘણા છે, પરંતુ તે અભક્તોને માટે છે, પરંતુ તમે તો મારા ભક્ત છો તમને તો જ્ઞાન, કર્મ, યોગ, સંસારિક વ્યવસાય તથા રાજનીતિ વગેરેથી મનુષ્યોને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપી જે પુરુષાર્થો પ્રાપ્ત થાય છે, તે હું પોતે છુ, માટે તમે મારુ શરણ ગ્રહણ કરો [૩૩] મનુષ્ય જ્યારે સર્વ કર્મો ત્યાગ કરી પોતાનો આત્મા મને અર્પણ કરે છે, ત્યારે મને તેનું પરમ કલ્યાણ કરવાની ઇચ્છા થાય છે [૩૪]

શુકદેવજી કહે છે—આ પ્રમાણે ભગવાને જેને યોગ માર્ગ દેખાડયો હતો એવા ઉદ્ધવ તે વખતે શ્રીકૃષ્ણનું વચન સાંભળી બે હાથ જોડીને ઉભા થયા અશ્રુઓથી તેમની આંખો ભરાઇ ગઇ. આનંદના આવેશથી કંઠ બંધો રુધાઈ ગયો, ને કંઇ પણ બોલી શક્યા નહિ. [૩૫] હે રાજન્ ! તે પછી સ્નેહથી ક્ષુભિત ચિત્તને સ્થિર કરી, પોતાને કૃતાર્થ માનતા ઉદ્ધવ ભગવાનના ચરણારવિંદનો સ્પર્શ કરીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા. [૩૬]

ઉદ્ધવ કહે છે—હે કૃષ્ણ ! મેં જે મોહરૂપી અંધકારનો આશ્રય કર્યો હતો, તે તમારા સમાગમથી નાશ પામ્યો છે જે મનુષ્ય અગ્નિ પાસે બેઠેલો હોય તેને ટાઢ, અંધારું તથા ભય નડતા નથી [૩૭] આપે મને પૂર્વે જ્ઞાનરૂપી બોધ આપેલો, પરંતુ માયાએ તે હરી લીધો હતો તે આપ દયાળુએ મને ફરીને પાછો આપ્યો જે મનુષ્ય આપે કરેલા અનુગ્રહને જાણનારો હોય તે આપના ચરણનું શરણ છોડીને બીજા કોઇને શરણે જતો નથી [૩૮] આપે સૃષ્ટિની વૃદ્ધિ કરવા પોતાની માયાવડે દાશાર્હ, વૃષ્ણિ, અંધક તથા સાત્વત આદિ કુળો ઉપર સ્નેહરૂપી દૃઢ પાશ નાખી તે સ્નેહ પાશને આત્મજ્ઞાનથી હમણા કાપી નાખ્યો છે. [૩૯] અને આપના ચરણારવિંદ ઉપર જે પ્રમાણે જીવન્મુક્ત દશામા મારી અખંડ ભક્તિ રહે, તે પ્રમાણે મને શરણાગતને ઉપદેશ કરો [૪૦]

ભગવાન કહે છે—હે ઉદ્ધવ ! તમો મારી આજ્ઞાથી બદરિકાશ્રમમા જાઓ અને ત્યા મારા ચરણમાથી પ્રગટ થયેલા અલકનંદામા સ્નાન કરીને પવિત્ર થાઓ [૪૧] તમારા સર્વ પાતકો અલકનંદાના દર્શનથી નાશ પામશે તમે ત્યા વલ્કલ વસ્ત્રો પહેરજો, વનમા ઉત્પન્ન થતા કંદમૂળનો આહાર કરજો, અને સર્વ સુખોની ઇચ્છાનો ત્યાગ કરજો [૪૨] સુખ, દુઃખ, તાઢ, તડકો વગેરે સહન કરજો, શાંત સ્વભાવ રાખજો, ઇન્દ્રિયોને નિયમમા રાખજો, મનને શમાદિથી સ્થિર કરીને જ્ઞાન અને વિજ્ઞાન યુક્ત થઇને શાંત રહેજો. [૪૩] વળી તમે મારી પાસેથી આ જે બ્રહ્મવિદ્યા શીખ્યા છો તેનુ એકાંતમા મનન કરજો,

વાણી તથા ચિત્તને વશ રાખી મારા ધર્મો ઉપર વિશ્વાસ રાખજો, જેથી તમે ત્રિગુણાત્મક ગતિઓને ઉલ્લંઘન કરી જરૂર મને પામશો. ૪૪

શુકદેવજી કહે છે—સંસારને હરનારી બુદ્ધિવાળા ભગવાને આ પ્રમાણે આજ્ઞા કર્યા પછી ઉદ્ધવ પોતે સુખ દુઃખથી રહિત હતા, તોપણ ત્યાંથી નીકળતા તેમનું હૃદય ભરાઈ આવ્યું તેમણે ભગવાનની પ્રદક્ષિણા કરી, તેમના ચરણમા મસ્તક મૂકી અશ્રુઓથી તેમને ભીંજવી દીધા ૪૫ સ્નેહના વિયોગથી ઉદ્ધવજી કાયર થઈ ગયા અને વિહ્વળ થઈ જવાથી ભગવાનનો ત્યાગ કરી શક્યા નહિ પછી શ્રીકૃષ્ણ ભગવાને આપેલી પાદુકા મસ્તક ઉપર લેઈ, વારવાર નમસ્કાર કરી, શ્રીકૃષ્ણના આગ્રહને લીધે ત્યાંથી ચાલ્યા ૪૬ પછી ભગવાનને પોતાના અંતઃકરણને વિષે ધારણ કરીને મહા વૈષ્ણવ એવા ઉદ્ધવ બદરિકાશ્રમ ગયા ત્યા જગતના મુખ્ય બંધુ શ્રીકૃષ્ણે જેમ ઉપદેશ કર્યો હતો, તેમ ધારણા રાખી શ્રીભગવાનની ગતિને પામ્યા ૪૭ યોગેશ્વરો જેમનાં ચરણને સેવે છે એવા શ્રીકૃષ્ણે ભક્તિમાર્ગની સાથે એકતા કરીને ઉદ્ધવને આ જ્ઞાનરૂપી અમૃત આપ્યું, તે જે જાણે છે તે મુક્ત થાય છે ૪૮ ભગવાને નિવૃત્તિવાળા પુરુષોનો સાંસારિક ભય ટાળવા જેમ પુષ્પમાથી સાર કાઢે, તેમ વેદના સારરૂપ 'જ્ઞાન વિજ્ઞાન' નામે આ અમૃત કાઢ્યું હતું, તથા પ્રવૃત્તિ શીલ પુરુષોનો સંસાર દૂર કરવા, ભ્રમર પુષ્પમાથી સાર કાઢે, તેમ સમુદ્રના સારરૂપી અમૃત કાઢ્યું હતું; અને તે બન્ને અમૃત જેમણે ભક્તોને પાયા હતા, તે શ્રીકૃષ્ણ નામે આદિ પુરુષોત્તમ ભગવાનને હું પ્રણામ કરુ છું ૪૯

भवभयमपहर्तुं ज्ञानविज्ञानसारं
निगमकृदुपजह्रे भृङ्गवद्वेदसारम् ।
अमृतमुदधितश्चाऽपाययद्भृत्यवर्गान्
पुरुषमृषभमाद्यं कृष्णसंज्ञं नतोऽस्मि ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे एकोनत्रिंशोऽध्यायः





# અધ્યાય ૩૦ મો. *

## યાદવોનો નાશ.

राजो उवाच

तत्तो महाभागवत उद्धवे निर्गते वनम् ।
द्वारवत्यां किमकरोद्भगवान् भूतभावनः ॥

પરીક્ષિતે પૂછ્યું—ઉદ્ધવ વનમાં ગયા પછી પ્રાણીઓના નિયંતા ભગવાને દ્વારકામા શું કર્યું હતું ? ૧ બ્રાહ્મણોના શાપથી પોતાનું કુળ નાશ પામ્યા પછી શ્રીકૃષ્ણ ભગવાને સર્વ પ્રાણીઓના નેત્રને પ્રિય એવા પોતાના શરીરનો કેવી રીતે ત્યાગ કર્યો હતો ? ૨ સ્ત્રીઓ જેમના રૂપમાં લાગેલા નેત્રોને પાછા ખેંચી શકતી નથી, જે રૂપ કાને થઈ સત્પુરુષોના હૃદયમા પેઠા પછી પાછું નીકળતું નથી અને જે રૂપ કવિની વાણીને મધુરતા આપે છે, તેનું કેવી રીતે વર્ણન થાય ? વળી મહા ભારતના યુદ્ધ પ્રસંગે અર્જુનના રથ ઉપર બેઠેલા શ્રીકૃષ્ણના દર્શન કરીને યોદ્ધાઓ તેના સમાનરૂપને પામ્યા હતા, તે રૂપનો શ્રીકૃષ્ણે કેવી રીતે ત્યાગ કર્યો હતો ? ૩

શુકદેવજી કહે છે—શ્રીકૃષ્ણ ભગવાને સ્વર્ગમાં, સૂર્યના મંડળમા, પૃથ્વી ઉપર ભૂકંપ વગેરે તથા આકાશમા દૂરથી દિશાઓનો દાહ થવા વગેરે મહા ઉત્પાતો જોઈને સુધર્મા સભામા બેઠેલા યાદવોને કહ્યું કે, ૪ હે યાદવો ! દ્વારકામા ઉત્પાતો થાય છે, તે મૃત્યુની સૂચના કરે છે, માટે આપણે હવે અહીં રહેવું ઠીક નથી ૫ માટે સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોએ અહીંથી શંખોદ્ધાર અને આપણે પ્રભાસમા, જ્યા આગળ સરસ્વતી નદી પશ્ચિમ સમુદ્ર તરફ વહે છે, ૬ ત્યા જવું અને નાહી ઉપવાસ કરી પવિત્ર થઇને સ્નાન, ચંદનાદિક અને અર્ઘ્યાદિકથી દેવતાઓનું પૂજન કરવું ૭ ત્યાર પછી આપણે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને તેમને ગાય, પૃથ્વી, સુવર્ણ, વસ્ત્ર, હાથી, ઘોડા, રથ અને ઘરનાં દાન આપી તેઓનો સત્કાર કરવો. ૮ અશુભ ટાળ-

* આ અધ્યાયમા મુસલવાળા શાપને લીધે પોતાના ધામમા જવાની ઇચ્છા કરતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાના કુળનો સંહાર કર્યો, એ કથા કહેવામા આવશે

નાર તથા ઉત્તમ પ્રતિનું કલ્યાણ કરનાર આ વિધિ છે દેવતાઓ, બ્રાહ્મણો તથા ગાયોની પૂજા, એ પ્રાણીઓને ઉત્તમ સ્થિતિ આપે છે. ૯ સર્વ વૃદ્ધ યાદવો ભગવાનનું આવું વચન સાંભળીને તેમ કરવા તૈયાર થયા. વહાણોમાં ચઢી સાગર ઉતરી, તેઓ પ્રભાસ ગયા. ૧૦ યાદવોના દેવ એવા શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું તેમ સર્વે યાદવોએ પ્રભાસમા પરમ ભક્તિથી સર્વ કલ્યાણ થાય તેવાં દાનાદિક પુણ્ય કર્મ કર્યાં. ૧૧ તે પછી ભાવીએ જેમની બુદ્ધિમાં ભ્રમ કર્યો હતો, એવા યાદવોએ પ્રભાસ ક્ષેત્રમા મૈરેય નામે મદિરા પીધી, તે મદિરા પીવાથી મનુષ્યોની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે ૧૨ ભગવાનની માયાથી મૂઢ બનેલા યાદવો મદિરા પી મદમત્ત થયા ને તેઓની વચ્ચે મોટો કલહ ઉત્પન્ન થયો ૧૩ ક્રોધના આવેશમા કેફથી ઉદ્ધત બનેલા શસ્ત્રધારી યાદવો સમુદ્રના તીર ઉપર હાથમા ધનુષ, તરવાર, ભાલા, ગદા, તોમર તથા ઋષ્ટિઓથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. ૧૪ જેઓની ઉપર પતાકાઓ ફરકતી હતી એવા રથો, હાથીઓ, વાહનો, ગધેડા, ઉંટ, બળદ, પાડા, મનુષ્યો તથા ખચ્ચરો ઉપર બેસીને મદમત્ત યાદવો, હાથીઓ જેમ હાથીઓને મારે તેમ સામસામે બાણો ચલાવવા લાગ્યા ૧૫ પ્રદ્યુમ્ન અને સાંબ, અક્રૂર અને કૃતવર્મા અનિરુદ્ધ અને સાત્યકિ, સુભદ્ર અને સંગ્રામજિત, શ્રીકૃષ્ણનો ભાઈ ગદ તથા તેનો પુત્ર અને સુમિત્ર તથા અસુરથ, સર્વે દારુણ સ્વભાવવાળા યાદવો પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા ૧૬ બીજા પણ નિશઠ, ઉલ્મુક, સહસ્રજિત્, શતજિત્ તથા ભાનુ વગેરે ભગવાનની માયાથી મોહિત થઇ આંધળા ભીંત બની ગયા અને એક બીજાની સાથે એક બીજાને મારવા લાગ્યા ૧૭ દાશાર્હ, વૃષ્ણિ, અંધક, ભોજ, સાત્વત, મધુ, વિસર્જન, કુકુર તથા કુંતિકુળના રાજાઓ અર્બુદ તથા શૂરસેન દેશના યાદવો પોત પોતનો સંબંધ ભૂલી જઈને યુદ્ધ કરવા લાગ્યા. ૧૮ પુત્રો પિતા સાથે, ભાઈઓ ભાઈઓની સાથે, ભાણેજો મામાઓની સાથે, દુહિતરો વડુવાઓની સાથે, ભત્રીજાઓ કાકાઓની સાથે, મિત્રો મિત્રોની સાથે, સ્નેહીઓ સ્નેહીઓની સાથે, અને કુટુંબી કુટુંબીની સાથે લડવા લાગ્યા એટલુંજ નહિ પણ મૂઢ બની એક બીજાને મારવા લાગ્યા. ૧૯ લડતાં લડતાં બાણો ખૂટી ગયાં, ધનુષો ભાગી ગયાં અને શસ્ત્રો ટોચાઇ ગયા કે સમુદ્રના તીર ઉપર ઉગેલી પાનને ખેંચી કાઢી તેઓ લડવા લાગ્યા. ૨૦ હાથની મુઠીઓથી ઉપાડેલી પાનો લોઢાની સાંગ જેવી થઈ પડી અને યાદવો તે પાનોથી લડવા લાગ્યા. શ્રીકૃષ્ણ જ્યારે વારવા ગયા ત્યારે તેઓ સામા તેમને મારવા મંડયા ૨૧ વળી હે રાજન્! યાદવો શ્રીકૃષ્ણને તથા બળભદ્રને પોતાના શત્રુ ગણીને તેઓને પણ મારવાનો વિચાર કરી શસ્ત્રો લઈને તેઓની ઉપર મારવા દોડયા એટલે હે કુરુનંદન! શ્રીકૃષ્ણ તથા બળદેવ ક્રોધ કરી પાનો લઈ યુદ્ધમા ફરવા લાગ્યા અને યાદવોનો નાશ કરવા લાગ્યા. ૨૩ બ્રાહ્મણોના શાપથી મોહ પામેલા અને શ્રીકૃષ્ણ ભગવાનની માયાવડે મૂઢ બનેલા યાદવોની એક બીજા સાથે સ્પર્દ્ધાથી થયેલા ક્રોધે વનમા વાસના ઘસારાથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ વનને બાળીને ભસ્મ કરે તેમ સર્વ યાદવોનો સંહાર કર્યો ૨૪ આ પ્રમાણે પોતાના સંબંધી એવા યાદવો નાશ પામ્યા પછી બાકી રહેલા શ્રીકૃષ્ણ ભગવાને માન્યુ કે, 'હવે મે પૃથ્વીનો ભાર ઉતાર્યો' ૨૫ તે પછી બળભદ્રે સમુદ્રના તીર ઉપર યોગાભ્યાસથી પરમાત્માનું ધ્યાન કરી પોતાના સ્વરૂપને પરબ્રહ્મમા જોડીને મનુષ્ય દેહનો ત્યાગ કર્યો ૨૬ ભગવાન દેવકી પુત્ર શ્રીકૃષ્ણ બળભદ્રનુ નિર્વાણ જોઈને પીંપળા આગળ જઈ પૃથ્વી ઉપર બેઠા ૨૭ તે સમયે શ્રીકૃષ્ણે અત્યંત શોભાયમાન ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કર્યું તે સ્વરૂપ ધુમાડા વિનાના અગ્નિની પેઠે પોતાની કાંતિથી દિશાઓને તિમિર રહિત કરતું હતું. ૨૮ શરીરનો રંગ મેઘ જેવો શ્યામ હતો, શરીર ઉપર બે રેશમી વસ્ત્ર હતા અને તે પરમ મંગલમય લાગતું હતું. સુંદર હાસ્યવાળું મુખકમળ કાળા કેશોથી શોભી રહેલુ હતુ, નેત્રો મનોહર અને કાનમા મકરાકાર કુંડળો હતાં ૨૯—૩૦ કટિમેખલા, જનોઈ, કિરીટ, કડા, બાજુબંધ, હાર, ઝાંઝર,

વિંટીઓ ને કૌસ્તુભ મણિથી તે શોભી રહ્યા હતા ૩૧ વનમાળાથી અલ કૃત તેઓ મૂર્તિમાન થઇ રહેલાં એમનાં આયુધોથી પરિવૃત્ત હતા. જમણા સાથળ ઉપર કમળના જેવો રાતો ડાબો પગ ચઢાવી બેઠા હતા ૩૨ એ સમયે જરા નામે પારધી જેણે મુશલ ઘસાતા બાકી રહેલી કરચમાથી બાણનું ફળ બનાવ્યુ હતુ, તેણે મૃગના મુખ જેવા ભગવાનના ચરણને મૃગ સમજીને તે તીર માર્યો ૩૩ પછી ચાર ભુજાવાળા ભગવાનને જોઇને ભય પામેલો તે પાસે આવી મસ્તક નમાવી દૈત્યના શત્રુ એવા શ્રીકૃષ્ણ ભગવાનના ચરણમા પડયો અને બોલ્યો કે-હે મધુસૂદન ! મેં પાપીએ અજાણ્યે આ કામ કર્યું છે. માટે આપે મને ક્ષમા આપવી જોઇએ ૩૪-૩૫ હે પ્રભુ ! જેમનું સ્મરણ મનુષ્યોના અજ્ઞાન રૂપી અંધારાનો નાશ કરનારુ છે, તે આપનો મે અપરાધ કર્યો છે ૩૬ હે પ્રભુ ! પારધી અને પાપી એવા હું અપરાધીને મારી નાખો કે જેથી ફરીને મારાથી મહાત્માનો અપરાધ થાય નહિ ૩૭ આપની માયાએ કરેલી રચનાને બ્રહ્મા, રુદ્રાદિક બ્રહ્માના પુત્રો તથા વાણીના અધ્યક્ષો પણ જાણતા નથી આપને બ્રાહ્મણોનો શાપ લાગવાથી અંધ બનેલા એવા અમે કેમ કહીએ ? માટે તે ગમે તેમ થયુ હોય, પરંતુ આપ હવે મને અપરાધીને દ ડ દો. ૩૮ ભગવાન બોલ્યા કે, તુ ડર નહિ, ઉભો થા આ કાર્ય મે મારી ઈચ્છાથી કર્યું છે તું મારી આજ્ઞાથી પુણ્યકર્તાઓના સ્થાનમા અર્થાત્ સ્વર્ગમા જા ૩૯

શુકદેવજી કહે છે-જેમણે પોતાની સત્વગુણી મૂર્તિ પ્રથમથી અ તર્હિત કરી હતી અને નવુ શરીર ધારણ કર્યું હતું, એવા શ્રીકૃષ્ણે આમ આજ્ઞા કરી કે તે પારધી ત્રણ પ્રદક્ષિણા ને પ્રણામ કરી સ્વર્ગમા ગયો. ૪૦ એટલામા ભગવાન ક્યા હશે ? એમ શોધ કરતો દારુક સારથિ વાયુમા વ્યાપેલા તુળસીના સુવાસને આધારે ત્યા આવ્યો ૪૧ એટલામા તેમણે સરસ્વતી નદીના તીર ઉપર પિ પળાના મૂળને અઢેલીને બેઠેલા અને ઝળઝળાટ કાતિવાળા આયુધોથી વિંટાયલા પોતાના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનને દીઠા. આ વખતે દારુકનું મન સ્નેહથી ભરાઇ ગયું, નેત્રમા અશ્રુઓ આવી ગયાં અને તે રથમાંથી નીચે ઉતરી ચરણમા પડયો. ૪૨ અને બોલ્યો કે-હે પ્રભુ ! આપના ચરણારવિંદ મારા જોવામાં આવ્યા નહિ, તેથી રાત્રે જેમ ચ દ્રમા અસ્ત થયા પછી દૃષ્ટિ વિલુપ્ત થઈ તિમિરમા નાશ પામે, તેમ મારી દૃષ્ટિ અ ધારાથી છવાઈ ગઇ છે. હું અમુક દિશા કયી તે પણ વિસરી ગયો છુ અને મને કંઈ સુઝ પડતી નથી, હું ગભરાઇ ગયો છુ. ૪૩ દારુક આમ કહેતો હતો એટલામા ગરુડના ચિહ્નવાળો ભગવાનનો રથ દારુકના દેખતા ઘોડાઓ અને ધ્વજાઓની સાથે આકાશમા ઉડી ગયો ૪૪ તે રથની પછવાડે વિષ્ણુના દિવ્ય આયુધો પણ ગયા એ સર્વે જોઇને સારથિ દારુક આશ્ચર્ય પામ્યો એટલે શ્રીકૃષ્ણે કહ્યું કે, ૪૫ હે સારથિ ! તું હવે દ્વારકા જા, અને ત્યા મારામારી કરવાથી સ બ ધીઓના મરણની, બળભદ્રના નિર્વાણની અને મારી આ દશાની વાત સબધીઓને કહે ૪૬ તેઓને કહેજે કે તમારે તથા તમારા બ ધુઓએ હવે દ્વારકામા રહેવું નહિ મે ત્યાગ કરેલી દ્વારકાપુરીને સમુદ્ર બોળી દેશે, ૪૭ માટે સર્વ પોતપોતાના પરિવાર અને માતપિતાને લેઈ અર્જુનની રક્ષા તળે ઇંદ્રપ્રસ્થમા જજો ૪૮ હે સારથિ ! તુ મારા ધર્મનો આશ્રય કરી ' આ સર્વ મારી માયાની રચના છે' એમ જાણી જ્ઞાનમા નિષ્ઠા રાખજે સર્વ વસ્તુ તરફ નિ સ્પૃહ થઇ શોકનો ત્યાગ કરી શાતિ પામજે ૪૯ આ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યુ એટલે દારુક સારથિ ખેદ પામ્યો અને ભગવાન શ્રીકૃષ્ણને પ્રદક્ષિણાઓ તથા પ્રણામ કરી તેમના ચરણો પોતાના મસ્તકને લગાડી દ્વારકા ગયો. ૫૦

इत्युक्तस्त परिक्रम्य नमस्कृत्य पुन पुन ।
तत्पादौ शीर्ष्ण्युपाधाय दुर्मना प्रययौ पुरीम्

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
त्रिंशोऽध्यायः



## અધ્યાય ૩૧ મો. ‡

### સ્વધામ ગમન.

**શ્રીશુક ઉવાચ**

**अथ तत्रागमद्ब्रह्मा भवान्या च समं भवः।**
**महेंद्रप्रमुखा देवा मुनयः सप्रजेश्वराः॥ १॥**

શુકદેવજી કહે છે–પછી બ્રહ્મા, શંકર, ઇંદ્રાદિક દેવતા, મુનિઓ, પ્રજાપતિઓ, પિતૃઓ, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો, નાગો, ચારણો, યક્ષો, રાક્ષસો, કિન્નરો, અપ્સરાઓ અને મૈત્રેયાદિક બ્રાહ્મણો, શ્રીકૃષ્ણ ભગવાનનું સ્વધામ ગમન સાભળી જોવા આવ્યા હે રાજન્! ભગવાનના જન્મો અને કર્મોનુ વર્ણન કરતા વિમાનોની હારોથી આકાશને સંકીર્ણ કરતા, ભક્તિ પૂર્વક આકાશમાથી તેઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા ૧-૪ તે પછી વ્યાપક એવા શ્રીકૃષ્ણ ભગવાન બ્રહ્માને તથા પોતાની વિભૂતિરૂપ ઇંદ્રાદિક દેવોને જોઇ, તેઓ પોતાને તેમના લોકમા લેઈ જવા માટે આવ્યા છે, એમ જાણી સમાધિ કરતા હોય તેમ આત્માને પરબ્રહ્મમા જોડી, નેત્ર મિંચી રહ્યા ૫ સ્વચ્છંદ મૃત્યુવાળા યોગીઓ જેમ અગ્નિની ધારણાથી પોતાના દેહને બાળીને પરલોકમા જાય છે, તેમ શ્રીકૃષ્ણે આખા જગતમા સુંદર એવા શરીરને અગ્નિથી બાળ્યુ નહિ, પરંતુ તેજ ધ્યાન કરનારાઓના મંગળકારક શરીરવડે પોતાના લોકમા ગયા જો તે પોતાના દેહને યોગાગ્નિથી બાળી નાખત તો તેમા રહેલુ જગત બળીને ભસ્મ થાત, અને શરીરનુ ધ્યાન તથા ધારણા કરનારાઓને ફરી તેનું દર્શન કે ફળની પ્રાપ્તિ થાત નહિ. ૬ ભગવાન શ્રીકૃષ્ણ જ્યારે સમાધિ ચઢાવી બેઠા ત્યારે સ્વર્ગમા દુંદુભિ વાગ્યા, આકાશમાથી પુષ્પની વૃષ્ટિ થઇ અને પૃથ્વી ઉપરથી સત્ય, ધર્મ, ધૈર્ય, કીર્તિ તથા લક્ષ્મી જતા રહ્યા ૭ બ્રહ્માદિક દેવતાઓ પોતાના ધામમા પધારતા શ્રીકૃષ્ણને જોઇ કે જાણી શક્યા નહિ, તેથી અત્યંત આશ્ચર્ય પામ્યા ૮ વિજળી આકાશમાં મેઘમંડળને ઉલ્લંઘી આગળ જતાં લોકોના જોવામાં જેમ આવતી નથી, પરંતુ દૂરદર્શી એવા માત્ર દેવતાઓના જોવામાં આવે છે તેમ પૃથ્વીના મંડળને છોડી પોતાના ધામમા જતા ભગવાનની ગતિ પણ દેવતાઓના જોવામાં આવી નહિ; માત્ર ભગવદ્ ભક્તોનાજ જોવામા આવી ૯ બ્રહ્મા, રુદ્ર, વગેરે દેવતાઓ ભગવાનની ગતિને જોઈ, આશ્ચર્ય પામી તેની પ્રશંસા કરતા ત્યાથી પછી પોતપોતાના લોકમા ગયા. ૧૦

હે પરીક્ષિત! નટ જેમ વિકારરહિત થઇ જન્માદિકના અનેક ચરિત્રો કરે છે, તેમ માયાથી પર એવા પરમાત્માએ પણ યાદવોમા આવિર્ભાવ તિરોભાવાદિકની ચેષ્ટા કરી, તેનું અનુકરણ કર્યું હતુ ભગવાન પોતે આ જગતને સર્જીને તેમા અંતર્યામીપણાથી પવેશ કરી, વિહાર કરીને છેવટે તેનો સંહાર કરી પોતાના મહિમાવડે આખા જગતથી ઉપરામ પામે છે. ૧૧ ભગવાને પારધીથી પોતાના દેહનુ રક્ષણ કેમ કર્યું નહિ? એવી અનાસ્થાની કલ્પના કરવી નહિ, કારણ કે યમ તેમના ગુરુપુત્રને પોતાના લોકમા લઈ ગયા હતા તેને શ્રીકૃષ્ણ સદેહે ત્યાથી પાછો લાવ્યા હતા, બ્રહ્માસ્ત્રથી બળી ગયેલા તમને જીવાડ્યા હતા, બાણાસુરના સંગ્રામમા કાળના કાળરૂપ શંકરને હરાવ્યા હતા અને પારધીને તેના દેહસહિત સ્વર્ગમા મોકલ્યો હતો, તે કૃષ્ણ ભગવાન કે જે શરણાગતોનું રક્ષણ કરનાર છે, તે પોતાના શરીરની રક્ષા કરવાને અસમર્થ ન હતા. ૧૨ સમર્થ હતા તો તે કેટલોક કાળ પૃથ્વી ઉપર કેમ ન રહ્યા, એમ ધારવુ નહિ; કારણ કે ભગવાન સર્વ શક્તિ ધારણ કરનાર તથા સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવાને સ્વતંત્ર છે તો પણ યાદવોનું અનુકરણ કરવા પોતાના શરીરને પૃથ્વી ઉપર રાખવાની ઇચ્છા તેમણે કરી નહિ તેમ મનુષ્ય શરીરનું શું પ્રયોજન છે? કંઇ નહિ. આમ આત્મનિષ્ઠ લોકોને દિવ્ય ગતિ દેખાડવા પોતાના શરીરને પૃથ્વી પર રાખવાની ઇચ્છા તેમણે કરી નહિ હું જો મારા શરીરને અવિચળ રાખીશ તો આત્મનિષ્ઠ પુરુષો દિવ્યગતિનો અનાદર કરી

‡ આ અધ્યાયમા ભગવાન પોતાના ધામમા પધાર્યા અને વસુદેવાદિક તેમની પાછળ ગયા, એ કથા કહેવામા આવશે

શરીરને અવિચળ રાખી અહીં વિહાર કરવાનો પ્રયત્ન કરશે, માટે શ્રીકૃષ્ણે પોતાના શરીરને અહીં રાખ્યું નહિ. ૧૩ જે પુરુષ પ્રભાતમાં ઉઠી સાવધાન થઇ ભક્તિથી શ્રીકૃષ્ણની ગતિનું વર્ણન કરે, તે સર્વ કરતાં ઉત્તમ ગતિ પામે છે. ૧૪ શ્રીકૃષ્ણથી વિખુટો પડેલો દારુક દ્વારકા ગયો અને વસુદેવ તથા ઉગ્રસેનના ચરણમાં પડી, અશ્રુઓથી તે ભીજવી દીધા ૧૫ હે રાજન્! તેઓની આગળ બધા યાદવોના મરણની વાત કહી. તે વાત સાભળીને સર્વે ઉદ્વેગ પામ્યા, અને તે શોકથી મૂર્છિત થઈ ગયા ૧૬–૧૭ શ્રીકૃષ્ણના વિયોગથી વિહ્વલ થયેલા લોકો માથા કુટતા કુટતા જ્યા આગળ યાદવો પ્રાણરહિત થઈ પડ્યા હતા ત્યા ગયા દેવકી, રોહિણી અને વસુદેવ, શ્રીકૃષ્ણ તથા બળદેવને ન જોવાથી ભાન રહિત થયા, અને ભગવાનના વિરહથી આતુર થઇ તેમણે પ્રાણ તજ્યા અને સ્ત્રીઓએ પતિઓને આલિંગન કરી ચિતામા પ્રવેશ કર્યો ૧૮–૧૯ બળભદ્રની સ્ત્રીઓએ બળભદ્રના દેહને, વસુદેવની સ્ત્રીઓએ વસુદેવના દેહને અને ભગવાનના પુત્રોની સ્ત્રીઓએ તેમના પતિને આલિંગન કરી ચિતામા પ્રવેશ કર્યો. શ્રીકૃષ્ણની રુક્મિણી વગેરે સ્ત્રીઓએ શ્રીકૃષ્ણમય થઇ અગ્નિમાં પ્રવેશ કર્યો. ૨૦ અર્જુને પ્રિયમિત્ર શ્રીકૃષ્ણના વિયોગથી ખિન્ન થઇ કુરુક્ષેત્રમા કહેલાં ગીતાનાં ઉત્તમ વચનો સંભારી પોતાના ચિત્તને શાંત કર્યું, ૨૧ અને પછી મરણ પામેલા નિર્વંશ બંધુઓની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પિંડ ઉદકદાનથી તેણે ઉત્તરક્રિયા કરાવી. ૨૨ હે મહારાજ! શ્રીકૃષ્ણે ત્યાગ કરેલી દ્વારકાને સમુદ્રે, ભગવાનનું એક ઉત્તમ મંદિર મૂકીને એક ક્ષણમાં બોળી દીધી. ૨૩ એ મંદિરનું સ્મરણ કરવાથી સર્વ પાપનો નાશ થાય છે અને સર્વ મંગળોમા તે મંગળમય છે તે મંદિરમા ભગવાન શ્રીકૃષ્ણ નિત્ય વાસ કરે છે ૨૪ અર્જુને સ્ત્રીઓ, બાળકો, ઘરડાં અને મરતાં બાકી રહેલા સર્વને ઇન્દ્રપ્રસ્થ લેઇ જઇને રાખ્યાં અને ત્યાં વજ્રનાભને રાજ્યાભિષેક કર્યો. ૨૫ હે રાજન્! તમારા દાદા પાડવો અર્જુનની પાસેથી પોતાના સબધીઓનો નાશ સાભળીને તમને રાજ્યાભિષેક કરી ગાદીના ધણી કરી, તે સર્વે મહામાર્ગે ગયા. ૨૬ દેવના દેવ ભગવાનના કર્મો અને જન્મોને જે મનુષ્ય શ્રદ્ધાથી ગાય છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે ૨૭ આ પ્રમાણે ભગવાનના કલ્યાણકારી અને મનોહર એવા અવતારના પરાક્રમો તથા બાળચરિત્રો સાભળ્યા હોય તેને જેઓ ગાય છે, તેઓ પરમહંસની ગતિ રૂપ શ્રીકૃષ્ણની ભક્તિ પામે છે ૨૮

इत्थं हरेर्भगवतो रुचिरावतार
वीर्याणि बालचरितानि च शंतमानि।
अन्यत्र चेह च श्रुतानि गृणन् मनुष्यो
भक्तिं परां परमहंसगतौ लभेत ॥ २८ ॥

इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कंधे
एकत्रिंशोऽध्यायः



श्रीमद्वेदव्यासविरचित

# श्रीमद्भागवत

## द्वादशस्कंध.

### શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



પ્રાગવડને પાદડે બાળમુકુદ

अथ

# श्रीमद्भागवतभाषान्तर

## द्वादशस्कंध.

### અધ્યાય ૧ લો.†

#### મૌર્યવંશ વર્ણન.

राजोवाच–स्वधामानुगते कृष्ण यदुवंशविभूषणे ।
कस्य वंशोऽभवत्पृथ्व्यामेतदाचक्ष्व मे मुने ॥ १ ॥

પરીક્ષિતે પૂછ્યું–હે મુનિ! યદુવંશમા આભૂષણરૂપ શ્રીકૃષ્ણ ભગવાન સ્વધામમા પધાર્યા પછી પૃથ્વી કોને તાબે ગઇ, તે કથા મને કહો ? [૧]

શુકદેવજી બોલ્યા–આગળ નવમ સ્કંધમા ચંદ્રવંશની શાખામા મે જરાસંધનો વંશ વર્ણવ્યો છે તેમા બૃહદ્રથનો પુત્ર જરાસંધ અને તેનો સહદેવ થયો સહદેવથી માર્જાર, તેનો શ્રુતશ્રવા, એમ રિપુંજય સુધી વીશ રાજાના નામો ગણાવ્યા છે તેમા છેલ્લો રિપુંજય અથવા પુરંજય રાજા થશે, તેનો મંત્રી શુનક રાજાનો નાશ કરી પોતાના પુત્ર પ્રદ્યોતને રાજ્યાસન ઉપર બેસાડશે. તેનો પાલક, તેનો વિશાખયૂપ, તેનો રાજક, [૨-૩] અને તેનો નંદિવાર્ધન થશે. એ પાચ રાજાઓ પ્રદ્યોતને નામે ઓળખાશે તે રાજાઓ એકસો ને આડત્રીશ વર્ષ સુધી રાજ્ય કરશે [૪] પછી શિશુનાગં રાજા થશે શિશુનાગનો કાકવર્ણ થશે તેનો પુત્ર ક્ષેમધર્મા, તેનો ક્ષેત્રજ્ઞ, તેનો વિધિસાર, તેનો અજાતશત્રુ, તેનો દર્ભક અને તેનો અજય થશે. [૫] અજયનો નંદિવર્ધન અને તેનો મહાનંદી થશે એ દશ રાજાઓ શિશુનાગ કહેવાશે અને તેઓ કલિયુગમા ત્રણસોને સાઠ વર્ષ સુધી રાજ્ય કરશે હે રાજન્! પછી મહાનંદીનો નંદ થશે, તે શૂદ્ર સ્ત્રીના ઉદરથી ઉત્પન્ન થશે, મહાબળવાન્ ને મહાપદ્મ ધનનો પતિ થઇ તે ક્ષત્રિયોનો નાશ કરશે. પછી સર્વ રાજાઓ શૂદ્ર જેવા અધર્મી થશે [૭-૯] નંદરાજા પૃથ્વી ઉપર એકછત્રે ( ચક્રવર્તી ) રાજ્ય કરશે, કોઇ પણ તેની આજ્ઞા ઉલ્લંઘન કરશે નહિ મહાપદ્મ જેટલા ધનનો સ્વામી થશે અને પરશુરામની પેઠે સર્વ ક્ષત્રિયોનો સંહાર કરીને પૃથ્વીનુ રાજ્ય ભોગવશે [૧૦] તેને સુમાલ્ય આદિ આઠ પુત્રો થશે જે રાજાઓ સો વર્ષ સુધી રાજ્ય કરશે [૧૧] પછી કોઇ એક બ્રાહ્મણ ( ચાણક્ય ) વિશ્વાસ પામેલા તે નવે નંદોને ઉખાડી નાખશે તેઓના નાશ પછી કલિમાં મૌર્યવંશના રાજાઓ પૃથ્વી ઉપર રાજ્ય કરશે [૧૨] તેજ ચાણક્ય મૌર્યોમા પહેલા ચંદ્રગુપ્તને રાજ્યાભિષેક કરશે ચંદ્રગુપ્તનો વારિસાર, અને તેનો અશોકવર્ધન, [૧૩] તેનો સુયશા, તેનો સંગત, તેનો શાલિશુક, તેનો સોમશર્મા, તેનો શતધન્વા, અને તેનો બૃહદ્રથ થશે મૌર્ય નામના આ

† આ અધ્યાયમા કલિયુગના પ્રભાવે મલિન થયેલો મગધ દેશના રાજાનો વંશ વર્ણવવામા આવશે

દશ રાજાઓ કલિયુગમા એકસો ને સાડત્રીશ વર્ષ પૃથ્વીનુ રાજ્ય કરશે પછી મૌર્યવંશના છેલ્લા રાજા બૃહદ્રથનો સેનાપતિ પુષ્યમિત્ર પોતાના રાજાનો નાશ કરી પોતે રાજ્ય કરશે. તેનો અગ્નિમિત્ર, તેનો સુજ્યેષ્ઠ થશે ૧૪–૧૬ તેનો વસુમિત્ર, તેનો ભદ્રક, તેનો ઘોષ, તેનો વજ્રમિત્ર, તેનો ભાગવત અને તેનો દેવભૂતિ પુત્ર થશે શુંગના નામથી પ્રસિદ્ધ તે દશ રાજાઓ એક સો ને બાર વર્ષસુધી રાજ્ય કરશે ૧૭–૧૮ હે રાજન્! પછી પૃથ્વી થોડા ગુણવાળા 'કાણ્વ' નામે પ્રસિદ્ધ રાજાઓના હાથમા જશે શુંગવંશમાં ઉત્પન્ન થયેલા, વ્યભિચારી દેવભૂતિને, તેનો કણ્વ જાતિનો બુદ્ધિશાળી મંત્રી વસુદેવ મારી નાખીને પોતે ગાદીએ બેસશે તેનો ભૂમિત્ર ને તેનો નારાયણ થશે ૧૯–૨૦ કણ્વ વંશના ચાર રાજાઓ કલિયુગમા ત્રણસે ને પીસ્તાળીસ વર્ષ લગી પૃથ્વીનું રાજ્ય કરશે ૨૧ ત્યાર પછી કણ્વ વંશના છેલ્લા સુશર્માને તેનો બલિ નામે આન્ધ્ર જાતનો શૂદ્ર અને દુરાત્મા સેવક મારી નાખી કેટલાક સમય સુધી પૃથ્વી ભોગવશે ૨૨ પછી તેનો ભાઈ કૃષ્ણ રાજા થશે તેનો શ્રીશાતકર્ણ, તેનો પૌર્ણમાસ, ૨૩ તેનો લમ્બોદર, તેનો વિકલ, તેનો મેઘસ્વાતિ, તેનો અટમાન, ૨૪ તેનો અનિકર્મા જેનું બીજુ નામ હાલેશ, તેનો તલક, તેનો પુરીષભીરુ તેનો સુનંદન, ૨૫ તેનો ચકોર અને તેના વંશમા નવમો શિવસ્વાતિ રાજા થશે તેનો ગોમતિ ને તેનો પુરીમાન્ થશે. ૨૬ તેનો વેદશિરા, તેનો શિવસ્કંદ, તેનો યજ્ઞશ્રી, તેનો વિજય, તેનો ચંદ્રવિજ્ઞ અને તેનો સલોમધિ થશે ૨૭ બલિથી માંડીને સલોમધિ સુધીના ત્રીશ રાજાઓ ચારસો ને છપ્પન વર્ષ રાજ્ય કરશે ૨૮ અવભૂતિ નગરીમા તે પછી આહેર જાતના સાત રાજાઓ થશે તે પછી ગર્દભિના નામે પ્રખ્યાત દશ રાજાઓ થશે તે પછી કંકના વંશના સોળ લોભી રાજાઓ થશે ૨૯ પછી આઠ યવન રાજાઓ થશે ચૌદ તુર્ક જાતિના રાજાઓ થશે ફરીને દશ ગરુડ જાતિના રાજાઓ થશે અને અગિયાર મૌન જાતિના રાજાઓ થશે ૩૦ મૌન જાતિના રાજાઓ બાદ કરતા આહેરાદિ પાસેઠ રાજાઓ એક હજાર અને નવાણુ વર્ષ રાજ્ય કરશે, અને પછી મૌન જાતિના અગિઆર રાજાઓ ત્રણસેં વર્ષ રાજ્ય કરશે તેમનો નાશ થયા પછી કિલકિલા નગરીમા ભૂતનંદ નામે રાજા થશે પછી વંગિરિ રાજા થશે ૩૧–૩૨ તેનો ભાઈ શિશુનંદિ, પછી યશોનંદિ અને પ્રવીરક રાજા થશે. એ એક સો ને છ વર્ષ રાજ્ય કરશે ૩૩ ભૂતનંદાદિકના બાહ્લિક નામે તેર પુત્ર થશે, પછી પુષ્પમિત્ર રાજા થશે, પછી તેનો પુત્ર દુર્મિત્ર રાજા થશે ૩૪ પછી બાહ્લિકોમાથી સાત આન્ધ્ર દેશના, સાત કોશલ દેશના, વૈદુર દેશના અને નિષધ દેશના રાજાઓ થશે અને તે રાજાઓ દેશના નામે પ્રખ્યાત થશે. તે જુદા જુદા ખંડના અધિપતિઓ થશે ૩૫ માગધ વંશમા વિશ્વસ્ફુર્જી રાજા થશે, જેનું પુરંજય એવુ બીજુ નામ પડશે તે રાજા પછી બીજો એક પુરંજય દુષ્ટ બુદ્ધિવાળો થશે તે રાજા પોતાની બ્રાહ્મણાદિક પ્રજાને ભ્રષ્ટ કરીને પુલિંદ, યદુ અને મદ્રક નામે મ્લેચ્છ રાજ્ય કરશે અને સર્વ પ્રજાને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જાતિથી ભ્રષ્ટ કરશે તે મહા બળવાન અને દુષ્ટ બુદ્ધિવાળો રાજા ક્ષત્રિયોનો નાશ કરીને પદ્માવતી નગરીમા રહી, હરિદ્વારથી પ્રયાગ સુધી રક્ષાયલી પૃથ્વીનું રાજ્ય કરશે ૩૬–૩૭ પછી સોરઠ, અવંતી, આભીર, શૂદ્ર, અર્બુદ અને માળવા દેશોમા રહેનાર દ્વિજ વર્ણ ઉપનયન સંસ્કારનો ત્યાગ કરીને વ્રાત્ય થશે અને રાજાઓ ઘણુ કરીને શૂદ્રો થઈ જશે ૩૮ વળી સિંધુ નદીના કિનારા ઉપર, ચંદ્રભાગા ઉપર, કૌન્તી ઉપર અને કાશ્મીર દેશમા શૂદ્રો, સંસ્કારથી ભ્રષ્ટ થયેલા ચંડાળો, મ્લેચ્છો અને બ્રહ્મતેજથી રહિત થયેલા દ્વિજલોકો રાજ્ય કરશે ૩૯ હે રાજન્! તેઓ ઘણુ કરીને મ્લેચ્છના જેવા થશે, અધર્મ કરશે, મિથ્યા ભાષણ કરશે, થોડુ આપશે, અત્યંત ક્રોધાવિષ્ટ રહેશે ૪૦ સ્ત્રીની, બાળકની, ગાયની અને બ્રાહ્મણની હત્યા કરશે પરસ્ત્રી અને પરધનને હરણ કરવામા તત્પર રહેશે, ઉદય અને અસ્ત પામ્યા કરશે, થોડી ધીરજવાળા અને થોડા આયુષ્યવાળા થશે ૪૧ ગર્ભાધાનાદિક સંસ્કારથી હીન,

કોઈ પણ જાતની ધર્મક્રિયા રહિત રજોગુણ અને તમોગુણથી યુક્ત, રાજાનું નામ ધારણ કરશે અને તે મ્લેચ્છ રાજાઓ ધનાદિકનું હરણ કરી પ્રજાને પીડશે ૪૨ તે રાજાઓના દેશમા રહેનાર લોકો તેના જેવા સ્વભાવ અને આચારવાળા થશે, પરસ્પર લડી તથા પીડા પામી નાશ પામશે ૪૩

तन्नाथास्ते जनपदास्तच्छीलाचारवादिनः ।
अन्योन्यतो राजभिश्च क्षयं यास्यन्ति पीडिताः ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे प्रथमोऽध्यायः

## અધ્યાય ૨ જો. $

### ભગવાનનો કલ્કિ અવતાર.

**શ્રીશુક ઉવાચ**

ततश्चानुदिनं धर्मः सत्यं शौचं क्षमा दया ।
कालेन बलिना राजन्नंक्ष्यत्यायुर्बलं स्मृतिः ॥

શુકદેવજી કહે છે—હે રાજન્! પછી બળવાન એવા કાળના પ્રભાવથી દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બળ અને સ્મૃતિ ઓછી થઇ જશે ૧ કલિમા જેમની પાસે ધન હશે તે કુલીન, સદાચારી અને ગુણી ગણાશે જે બળવાન હશે તે જ ધર્મનિષ્ઠ અને ન્યાયી ગણાશે ૨ સ્ત્રી અને પુરુષના સબધમા પ્રીતિજ કારણરૂપ થશે, પરતુ ઉત્તમ કુળ અને ગોત્રાદિક નિ સાર ગણાશે પરસ્પર લેવડ દેવડમા કપટ થશે, સ્ત્રીના તથા પુરુષના ઉત્તમપણામા રતિની કુશળતા કારણ ગણાશે, પરતુ કુળ કે આચાર ઉપરથી ઉત્તમતા ગણાશે નહીં બ્રાહ્મણપણામા માત્ર જનોઇજ રહેશે અરુ બ્રાહ્મણપણુ રહેશે નહિ ૩ આશ્રમોને ઓળખવામા તથા પરસ્પર માન આપવામા તેના દડ તથા મૃગચર્મ વગેરે ચિહ્નો જ કારણરૂપ થઈ પડશે પરતુ તેઓનો સદાચાર કારણરૂપ ગણાશે નહિ ન્યાયાધીશને લાચ આપશે નહિ તે હાર પામશે, બહુ બોલશે તે પડિત ગણાશે. ૪ નિર્ધન મનુષ્ય દુર્જન કહેવાશે. ઢોંગ જ સજ્જનતામા ગણાશે પરણવામા ક્રિયા નહિ પરતુ સ્ત્રીને ગ્રહણ કરવી તે જ ક્રિયા કહેવાશે નહાવુ એજ શણગાર ગણાશે ૫ જે જળાશય દૂર હશે તે તીર્થ ગણાશે, પરતુ માતાપિતા તીર્થ ગણાશે નહિ વાળને તેલ નાખીને સાફ રાખવા એજ શોભા ગણાશે, પણ વિદ્યા શોભા ગણાશે નહિ પેટ ભરવુ એજ પુરુષાર્થ ગણાશે, પરતુ પરોપકાર પુરુષાર્થ ગણાશે નહિ, ધનીજ સત્યવાદી ગણાશે, ખરો સત્યવાદી સત્યવાદી ગણાશે નહિ ૬ કુટુંબનુ પોષણ કરવુ એજ ચતુરાઇ ગણાશે ધર્માચરણ કીર્તિને માટે કરવામા આવશે આ રીતે દુષ્ટ પ્રજાઓથી પૃથ્વીનુ મડળ ઘેરાઇ જશે ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોમા જે બળવાન હશે, તે રાજા થશે અને લોભી, નિર્દય અને ચોરના જેવી વૃત્તિના નીચ રાજાઓ સ્ત્રીઓનું અને ધનનું હરણ કરવા માડશે, ત્યારે પ્રજા વનમા નાસી જશે અને ત્યા શાક, મૂળ, માસ, મધ, ફળ, ફૂલ ઉપર જીવશે ૭–૯ દુકાળથી તથા રાજાઓના કરોથી પીડાતી પ્રજા અનાવૃષ્ટિથી, ટાઢથી, તડકાથી, વરસાદથી અને ઝાકળથી દુખી થઈ તથા માહોમાહે લડીને નાશ પામશે ૧૦ ભૂખ, તરસ, રોગ, સતાપ તથા ચિંતાથી લોકો દુખી થશે કલિયુગમા મોટામા મોટુ આયુષ્ય વીશ કે ત્રીશ વર્ષનું થશે ૧૧ કલિના દોષથી શરીર ઠીંગણા થઈ જશે, વર્ણો તથા આશ્રમવાળા મનુષ્યોનો વેદોક્ત ધર્મ નાશ પામશે ૧૨ પાખડી ધર્મો વૃદ્ધિ પામશે, રાજાઓ ઘણુ કરીને ચોર જેવા થઈ જશે, મનુષ્યો ચોરી, મિથ્યા ભાષણ, વૃથા હિંસા વગેરે પ્રકારે આજીવિકા કરશે ૧૩ ચારે વર્ણો શૂદ્ર જેવા થઇ જશે ગાયો બકરી જેવડી થશે આશ્રમોમા માત્ર ગૃહસ્થાશ્રમ જ રહેશે સબધીઓમા વેવાઈવેલાઓ જ પાસેના સબધી કહેવાશે ૧૪ ઓષધિઓ સૂક્ષ્મ થઇ જશે, વૃક્ષોમા ખીજડા માત્ર રહેશે, વરસાદમા વિજળીઓ જોવામા આવશે, ઘરો વેદના ધ્વનિથી તથા ધર્મકર્મથી રહિત થશે ૧૫

$ આ અધ્યાયમા કલિના દોષ વધી ગયા પછી ભગવાનનો કલ્કિ અવતાર થશે તે અધર્મિષ્ઠ લોકોનો નાશ કરશે અને સત્યયુગ આરભાશે, એ કથા કહેવામા આવશે

આ પ્રમાણે તીક્ષ્ણ ધર્મવાળો કલિયુગ ઘણો ખરો વીતી ગયા પછી ભગવાન ધર્મની રક્ષા કરવા સત્વગુણથી અવતાર ધારણ કરશે ૧૬ સ્થાવર જગમના ગુરુ અને સર્વના આત્મારૂપ વિષ્ણુનો જન્મ સાધુ પુરુષોના ધર્મનું રક્ષણ કરવા માટે અને કર્મના બધન તોડવાને માટે થશે ૧૭ શભલ ગામમા વિષ્ણુયશા નામે એક ઉત્તમ અને મહાત્મા બ્રાહ્મણને ઘેર તે ભગવાન કલ્કિ નામે પ્રકટ થશે ૧૮ આઠ સિદ્ધિઓવાળા તથા અનુપમ કાતિવાળા કલ્કિ ભગવાન, અતિ ઉતાવળા વેગવાળા અને નીચ લોકોનુ દમન કરનારા ઘોડા ઉપર બેસી પૃથ્વી ઉપર ફરી રાજાના વેશમા રહેલા ચોરોને મારશે ૧૯-૨૦ ચોર લોકો નાશ પામ્યા પછી નગરના તથા દેશના લોકોને ભગવાનના અગમા લગાડેલા ચદનાદિકના પવિત્ર સુગધવાળા વાયુનો સ્પર્શ થશે, તેથી તે લોકોના મન નિર્મળ થશે ૨૧ અને સત્વગુણી ભગવાન વાસુદેવ તેઓના હૃદયમા રહેશે, તેથી તેમની પ્રજા દૃઢ બાંધાવાળી થશે ૨૨ આ પ્રમાણે ભગવાન કલ્કિ જ્યારે અવતાર ધારણ કરશે, ત્યારે સત્યયુગનો આરભ થશે અને સત્વગુણી પ્રજાની ઉત્પત્તિ થશે ૨૩ જ્યારે ચદ્ર, સૂર્ય અને બૃહસ્પતિ એ ત્રણ ગ્રહો પુષ્પ નક્ષત્રમા એક સાથે આવશે ત્યારે સત્યયુગનો આરભ થશે ૨૪ ચદ્રવશી તથા સૂર્યવશી જે રાજાઓ હમણા છે અને જે ભવિષ્યમા થશે તેમના ચરિત્રો કહ્યા ૨૫ તમારા જન્મથી લઈને નદરાજાને અભિષેક થયો, તેટલા સમયમા પદરસો અને દશ વર્ષ જેટલો કાળ ગયો છે ૨૬ આકાશમા સપ્તર્ષિઓની વચ્ચે જે બે તારાઓ દેખાય છે, તેની વચ્ચે દક્ષિણ દિશા તરફ સમ પ્રદેશમા રહેલુ જે નક્ષત્ર જોવામા આવે છે, તે નક્ષત્ર સાથે જ સપ્તર્ષિઓ જોડાઇને રહેલા છે અને તેઓ સો વર્ષ સુધી જોડાઈ રહેશે સપ્તર્ષિઓ તમારા જન્મ સમયે મઘા નક્ષત્રમા હતા અને હમણા પણ તેમા જ છે ૨૭-૨૮ વિષ્ણુનો શુદ્ધ સત્વગુણી દેહ જ્યારે વૈકુઠ લોકમા ગયો, ત્યારે કલિયુગે આ લોકમા પ્રવેશ કર્યો છે ને લોકોનું મન પાપ તરફ વળ્યુ છે ૨૯ ભગવાન શ્રીકૃષ્ણ જેટલામાં પોતાના ચરણકમળવડે પૃથ્વીનો સ્પર્શ કરતા, તેટલામા કલિયુગ આ પૃથ્વી ઉપર આવી ગયો હતો, પરતુ તે પૃથ્વીનો પરાભવ કરી શકતો ન હતો ૩૦ સપ્તર્ષિઓ જ્યારથી મઘા નક્ષત્રને ભોગવવા લાગ્યા ત્યારથી દેવતાઓના બારસો વર્ષ જેવડો કલિયુગ પ્રવર્ત્યો છે ૩૧ અને જ્યારે સપ્તર્ષિઓ મઘામાથી પૂર્વાષાઢા નક્ષત્રમા જશે, ત્યારે નદરાજાના રાજ્ય સુધી કલિયુગની વૃદ્ધિ થશે ૩૨ પ્રાચીન કાળને જાણનારા વિદ્વાનો કહે છે કે, ભગવાન જે દિવસે સ્વધામ પધાર્યા તે દિવસથી જ કલિયુગ ચાલ્યો એમ જાણવુ ૩૩ દેવોના એક હજાર અને બસો વર્ષ કલિયુગનુ પ્રમાણ છે તે વીતી ગયા પછી પાછો સત્યયુગનો આરંભ થશે લોકોના મન આત્માને જાણવા માટે સમર્થ થશે, તે ઉપરથી સત્યયુગનો આરભ થયો, જાણવામા આવશે ૩૪ આ રીતે પૃથ્વી ઉપર મનુના વશની જે સ્થિતિ છે, તે પ્રમાણે પ્રત્યેક યુગમા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોની સ્થિતિ થાય છે ૩૫ હમણા નામ માત્ર અવશેષ રહેલા અને જેમની વાતો રહી ગઇ છે, એવા મહાત્મા પુરુષોની કીર્તિ જ પૃથ્વી ઉપર છે ૩૬ ચદ્રવશમા જન્મેલા રાજા શતનુનો ભાઈ દેવાપિ અને ઇક્ષ્વાકુ વશમા ઉત્પન્ન થયેલો સૂર્યવશી મરુ, એ બે રાજાઓ યોગના બળથી હજી કલાપ ગામમા રહે છે ૩૭ તે બન્ને કલિયુગને અતે ભગવાનની આજ્ઞાથી પાછા અહીં આવીને, પ્રથમની પેઠે વર્ણોના તથા આશ્રમોના ધર્મોનો વિસ્તાર કરશે ૩૮ સત્યયુગ, દ્વાપરયુગ, ત્રેતાયુગ, અને કલિયુગ, એમ ચાર યુગો છે અને તે ચાર યુગ, ઉપર કહેલા ક્રમ પ્રમાણે પૃથ્વી ઉપર સર્વ પ્રાણીઓને વિષે વાસ કરે છે. ૩૯ હે રાજન્! મે જે રાજાઓ કહ્યા તે પૃથ્વી માટે પ્રાણ દાન કરી મરણ પામ્યા છે ૪૦ જે શરીરનું રાજા નામ હોય છે તેનું પણ મૃત્યુ પછી રાખ નામ પડે છે. તેવા નાશવત દેહને માટે પ્રાણીઓનો દ્રોહ કરનારાનો કશો સ્વાર્થ સિદ્ધ થતો નથી માત્ર દ્રોહ કરવાથી નરક મળે છે ૪૧ આ પૃથ્વીને મારા પૂર્વજ પુરુ

ષોએ કેવી રીતે પાળી હતી ? અને તે મારી પાસે, મારા પુત્રની પાસે, મારા પૌત્રની પાસે તથા મારા વંશજોની પાસે કેવી રીતે રહેશે ? આ રીતે પૃથ્વીને મમતાથી રાખનાર અને અગ્નિ, તેજ તથા જળમય કાયાને અહંતાથી પોતાની માનનાર રાજાઓ, છેવટ નાશ પામ્યા છે ૪૨-૪૩ હે રાજન્ ! જે રાજાઓ પોતાના બળથી પૃથ્વીને ભોગવતા હતા તે કાળે કરીને માત્ર કથારૂપ અવશેષ થઈ ગયા ૪૪

ये ये भूपतयो राजन् भुञ्जते भुजमोजसा ।
कालेन ते कृता सर्वे कथामात्रा कथासु च ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे द्वितीयोऽध्याय

## અધ્યાય ૩ જો.*

### કલિના દોષો

श्रीशुक उवाच

दृष्ट्वात्मनि जये व्यग्रान् नृपान् हसति भूरियम् ।
अहो मां विजिगीषन्ति मृत्यो क्रीडनका नृपा ॥

શુકદેવજી કહે છે–આ પૃથ્વી પોતાને જીતવા તત્પર થયેલા રાજાઓને જોઈ હસે છે કે, ઓહો ! કાળના રમકડા જેવા આ રાજાઓ કેવી ઇચ્છા કરે છે ૧ વિદ્વાન્ રાજાઓનો પણ આવો મનોરથ નિષ્ફળ જાય છે પરપોટા જેવા દેહ ઉપર અત્યંત વિશ્વાસુ રાજાઓ મનમા વિચાર કરે છે કે, ૨ અમે પ્રથમ છ ઇંદ્રિયોને જીતી મંત્રીઓને હરાવીશુ, પછી કંટકરૂપ શત્રુઓને હરાવીને એ રાજાના મંત્રીઓ, નગરવાસીઓ, વિશ્વાસુઓ તથા હાથીઓને તાબે કરીશુ' ૩ છેલ્લે સમુદ્ર પર્યંત પૃથ્વીને તાબે કરીશુ આ પ્રમાણે તેઓનુ હૃદય વિજયની આશા ભરેલુ હોવાથી પોતાની પાસે ઉભેલા કાળને તેઓ દેખતા નથી ૪ કેટલાક રાજાઓ સમુદ્ર પર્યંત રહેલી જે હુ પૃથ્વી તેને જીતી બળાત્કારથી સમુદ્ર પારના દેશોમા જાય છે, ઇંદ્રિયોનો વિજય કરવાથી આ ફળ મળે છે, પણ તે કંઈ ગણતરીમા નથી ઇંદ્રિયોના વિજયનુ ફળ તો મોક્ષ છે ૫ હે રાજન્ ! મનુઓ તથા મનુના પુત્રો મારો ત્યાગ કરીને જેમ આવ્યા હતા, તેમ પાછા ગયા છે, ૬ મારે માટે પિતા તથા પુત્રો વચ્ચે અને ભાઈ ભાઈ વચ્ચે પણ કલેશ થાય છે જે દુષ્ટોનુ ચિત્ત રાજ્યમા બંધાઈ ગયુ હોય, ૭ તેઓ કહે છે કે–આ પૃથ્વી મારી છે તારી નથી આવુ બોલનાર રાજાઓ પરસ્પરમા સ્પર્દ્ધા કરી મારે માટે એક બીજાને મારી નાખે છે અને પોતે પણ અંતે મરી જાય છે ૮ પૃથુરાજા, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત, અર્જુન, માંધાતા, સગર, રામ, ખટ્વાંગ, ધુંધુહા, રઘુ, ૯ તૃણબિંદુ, યયાતિ, શર્યાતિ, શંતનુ, ગય, ભગીરથ, કુવલયાશ્વ, કકુત્સ્થ, નૈષધ, નૃગ, ૧૦ હિરણ્યકશિપુ, વૃત્રાસુર, રાવણ, નમુચિ, શંબર, ભૌમાસુર, હિરણ્યાક્ષ, તારકાસુર, ૧૧ તથા બીજા શક્તિવાળા દૈત્યો અને રાજાઓ સર્વ વસ્તુને જાણનાર શૂરા સર્વનો વિજય કરનારા તથા અજીત હતા ૧૨ તે મરણ ધર્મવાળા લોકો મારી ઉપર ઘણી મોટી મમતા બાંધી બેઠા હતા તેઓને પણ કાળે માત્ર કથા રૂપે બાકી રાખ્યા છે અને તેઓ પોતાના મનોરથોમા નિષ્ફળ નીવડયા છે ૧૩ હે રાજન્ ! યશનો વિસ્તાર કરીને મરણ પામેલા મહા બળશાળી તે રાજાઓની કથાઓ મે તમારી આગળ કહી, તે વિજ્ઞાન અને વૈરાગ્યની ઇચ્છાથી કહી છે એ કથાઓ માત્ર વાણીના વિલાસરૂપ હોઈ પરમાર્થરૂપ નથી ૧૪ ઉત્તમ કીર્તિવાળા શ્રીકૃષ્ણના અકલ્યાણનો નાશ કરનાર જે ગુણાનુવાદો વારંવાર ગાવામા આવે છે, તેજ ભાગને પુરુષાર્થ સમજવો અને શ્રીકૃષ્ણ ઉપર નિર્મળ ભક્તિની ઇચ્છા રાખનાર પુરુષે નિત્ય તે વારવાર શ્રવણ કરવો ૧૫

પરીક્ષિત રાજા પૂછે છે–હે મુનિ ! કલિકાળના લોકોએ વૃદ્ધિ પામેલા કલિયુગના દોષોને કેવી રીતે ટાળવા ? ૧૬ યુગો, યુગ યુગના ધર્મો તથા પ્રલયના અને કલ્પના પ્રમાણો, મહાત્મા અને ઇશ્વર એવા કાળમૂર્તિ શ્રીવિષ્ણુની ગતિરૂપ છે માટે મને તે કહો ૧૭

શુકદેવજી બોલ્યા–હે રાજન્ ! સત્યયુગમાં ચાર પગવાળો ધર્મ હતો, ત્યારે મનુષ્યો તેને

* આ અધ્યાયમા રાજાઓની અહંભાવના અને લોકોની અધર્મમા પ્રવૃત્તિનું વર્ણન કરવામા આવશે

ધારણ કરતાં સત્ય, દયા, તપ અને દાન, એ ચાર વ્યાપક એવા ધર્મના પગ છે ૧૮ સત્યયુગમાં, લોકો સંતોષી, દયાળુ, સર્વ પ્રાણીઓના મિત્ર, શાંત, અંતરિન્દ્રિયનો નિગ્રહ કરનાર, દુઃખાદિક સહન કરનાર, આત્મારામ, તેમ જ સમદૃષ્ટિવાળા તથા આત્મજ્ઞાનના અભ્યાસી હોય છે ૧૯ ત્રેતાયુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસંતોષ તથ કલેશ, એ ચાર અધર્મથી ધર્મનો ચોથો ભાગ નાશ પામે છે ૨૦ ત્રેતાયુગમાં ઘણા લોકો ક્રિયામાં ને તપમાં નિષ્ઠાવાળા હોય છે, બહુ હિંસા કરનાર હોતા નથી, ધર્મ અર્થ, અને કામને સેવનાર હોય છે, વેદાધ્યયનમાં ઘણાજ કુશળ હોય છે અને વર્ણોમાં બ્રાહ્મણ ઉત્તમ ગણાય છે ૨૧ દ્વાપરયુગમાં હિંસા, અસંતોષ, મિથ્યા ભાષણ તથા દ્વેષ એ ચાર અધર્મથી તપ, દયા, સત્ય અને દાન એ ચાર ધર્મના પગમાંથી અર્ધાપગ ભાગે છે ૨૨ દ્વાપરયુગમાં લોકો યશસ્વી, મહાગૃહસ્થ, સ્વાધ્યાયમાં કુશળ, ધનવાન, કુટુંબી તથા આનંદી હોય છે અને વર્ણોમાં બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ઉત્તમ ગણાય છે ૨૩ કલિયુગમાં અધર્મોના વૃદ્ધિ પામતા પાયાઓવડે ધર્મનો એક ચતુર્થાંશ બાકી રહે છે અને તે પણ છેવટે ક્ષીણ થઇને નાશ પામે છે ૨૪ કલિયુગમાં લોકો લોભી, દુરાચારી, નિર્દય, વેરી, ભાગ્યહીન તથા તૃષ્ણાવાળા હોય છે, અને વર્ણોના શૂદ્રો તથા દાસ લોકો ઉત્તમ ગણાય છે ૨૫ સત્વ, રજ તથા તમ, આ ત્રણ ગુણો પુરુષોમાં જોવામાં આવે છે અને તે ગુણો કાળની પ્રેરણાથી ચિત્તમાં ફર્યા કરે છે ૨૬ જ્યારે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો સત્વગુણમાં હોય ત્યારે સત્યયુગ જાણવો, કારણ કે તેને લીધે જ્ઞાન તથા તપમાં રુચિ રહે છે ૨૭ જ્યારે પ્રાણીઓને સકામ કર્મો ઉપર પ્રેમ થાય ત્યારે રજોગુણની વૃત્તિવાળો ત્રેતાયુગ આવ્યો એમ જાણવુ ૨૮ જ્યારે લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર ને સકામ કર્મોમાં પ્રીતિ થાય ત્યારે રજોગુણ અને તમોગુણ જેમાં મુખ્ય છે, એવો દ્વાપરયુગ આવ્યો જાણવુ ૨૯ જ્યારે કપટ, મિથ્યા ભાષણ, આલસ્ય, નિદ્રા, હિંસા, દુઃખ, શોક, મોહ, ભય અને દીનતા આવવા માડે ત્યારે તમોગુણ જેમાં મુખ્ય છે એવો કલિયુગ આવ્યો જાણવુ. ૩૦ કલિયુગના લોકો ક્ષુદ્રદૃષ્ટિવાળા, અલ્પભાગ્યવાળા, ઘણુ ખાનારા, વિષયલંપટ તથા દીન થઈ જશે અને સ્ત્રીઓ પોતાની ઇચ્છાનુસાર વર્તનારી થશે ૩૧ દેશોમાં ચોરનો વધારો થશે, વેદો પાખંડીઓથી દૂષિત થશે, રાજાઓ પ્રજાનું કલ્યાણ કરશે નહિ અને બ્રાહ્મણો સ્વાર્થ પરાયણ થશે ૩૨ બ્રહ્મચારીઓ સદાચાર હીન અને પવિત્રતા રહિત થશે, ગૃહસ્થો ભિક્ષા ન આપતા પોતે ભિક્ષા માગશે, તપસ્વી લોકો વનનો ત્યાગ કરી ગામમાં રહેશે અને સંન્યાસીઓ ધનના લાલચુ થઈ જશે ૩૩ સ્ત્રીઓ નીચી, ઘણુ ખાનારી, બેશરમ, કઠોર શબ્દો બોલનારી, કપટી અને સાહસિક થશે ૩૪ કપટી નીચ વ્યાપરીઓ વ્યાપાર કરશે લોકો આપત્કાળ નહિ આવ્યા છતાં સત્પુરુષોએ તુચ્છ ગણેલી આજીવિકાને સારી માનશે ૩૫ ચાકરો પોતાનો શેઠ શ્રેષ્ઠ છતાં નિર્ધન હશે તો ત્યાગ કરશે શેઠ પોતાના કુળનો ચાકર જો દુઃખી સ્થિતિમાં આવી પડશે તો તેનો ત્યાગ કરશે અને ઉંચી ગયેલી ગાયોનો પણ ત્યાગ કરશે ૩૬ કલિયુગમાં લોકો પિતા, ભાઈ, મિત્ર, સંબંધીઓ અને નાતીલાઓનો ત્યાગ કરીને ધન–સ્નેહ જ રાખશે તથા સ્ત્રીઓને અધીન લોકો, સાળાઓ તથા સાળીઓ સાથે જ સલાહ કરશે ૩૭ તપસ્વીઓના જેવા વેષથી આજીવિકા કરનાર શૂદ્રો દાનાદિકનો પ્રતિગ્રહ કરશે ધર્મ ન જાણનાર પુરુષો ઉંચા આસનો ઉપર બેસીને ધર્મનો ઉપદેશ કરશે, ૩૮ પૃથ્વીને નિરન્ન જોઈ ઉદાસ રહેશે, દુકાળ અને રાજાના કરોથી પીડા પામશે તથા અનાવૃષ્ટિના ભયથી આતુર થઇ જશે ૩૯ વળી કલિયુગમાં લોકો વસ્ત્ર, અન્નપાન, શયન, સ્નાન તથા આભૂષણો રહિત થઈ પડશે, અને પિશાચના જેવા ભયંકર દેખાવના થશે ૪૦ કલિયુગમાં લોકો એક કોડી જેટલા ધનને માટે પણ લડીને સ્નેહનો ત્યાગ કરશે, પોતાના વહાલા જીવનો પણ ત્યાગ કરશે તથા પોતાના સંબંધીઓનો પણ નાશ કરશે ૪૧ મનુષ્યો વૃદ્ધ- માતપિતાની રક્ષા કરશે નહિ અને સ્વાર્થી

માતપિતા સર્વ વિષયોમા કુશળ એવા પોતાના પુત્રોની રક્ષા કરશે નહિ ૪૨ હે રાજન્! જગતના પરમ ગુરુ તથા ત્રણ લોકના અધિપતિ જેમના ચરણારવિંદને નમે છે એવા ભગવાન્ અચ્યુતની પાખંડથી ભિન્ન મનવાળા મનુષ્યો ઘણુ કરીને કલિયુગમા પૂજા કરશે નહિ. ૪૩ પુરુષ, મરણ સમયે આતુર દશામા પડી ઠેસ ખાતી વેળા અથવા પરાધીન દશામા ભગવાનનું નામ લે તો તે કર્મરૂપી બંધનમાથી છૂટો થઇ ઉત્તમ ગતિને પામે છે. પરંતુ કલિયુગમા લોકો આવી ઉત્તમ ગતિ આપનાર ભગવાનની પૂજા કરશે નહિ ૪૪

હવે હુ તમને કલિયુગના દોષો દૂર કરવાનો ઉપાય કહુ છુ—ભગવાન પુરુષોત્તમ મનમા વાસ કરવાથી કલિયુગને લીધે થયેલા અને દ્રવ્ય, દેશ તથા ચિત્તથી ઉત્પન્ન થયેલા મનુષ્યોના સર્વ દોષો હરે છે. ૪૫ ભગવાનનુ નામ સાભળવાથી, કીર્તન કરવાથી, પૂજા કરવાથી, અથવા આદર આપવાથી, મનુષ્યોના હૃદયમા રહેલા ભગવાન મનુષ્યોના દશ હજાર જન્મના પાપને ટાળે છે ૪૬. સુવર્ણમા રહેલો અગ્નિ જેમ ધાતુના સબંધથી થયેલી કાળાશ વગેરે દોષને ટાળે છે તેમ હૃદયમા રહેલા ભગવાન પણ યોગીઓની અશુભ વાસના ટાળે છે ૪૭ ભગવાન શ્રીહરિ હૃદયમા રહેવાથી જે પ્રમાણે અંતરાત્મા અત્યંત શુદ્ધ થાય છે, તે પ્રમાણે ઉપાસના, તપ, પ્રાણાયામ, મૈત્રી, તીર્થસ્નાન, વ્રત, દાન ને જપ કરવાથી અંતર અત્યંત શુદ્ધ થતુ નથી ૪૮ હે રાજન્! હવે તમે મરવાની તૈયારીમા છો તેથી તમે સાવધાન થઈ ભગવાનને હૃદયમા ધારણ કરો, કારણ કે જેથી તમે પરમ ગતિ પામો ૪૯ હે રાજન્! મરવાની તૈયારીમા જે હોય તેણે ભગવાન પરમેશ્વરનું ધ્યાન કરવુ, એટલે સર્વના આત્મા અને સર્વના આશ્રય એવા ભગવાન તેને પોતાનુ સ્વરૂપ આપે છે ૫૦ હે રાજન્! દોષના ભંડારરૂપ કલિયુગમા એક મોટો ગુણ છે, તે એ છે કે શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી મનુષ્ય સર્વ બંધનોમાથી છૂટો થઇ પરમ પદને પામે છે ૫૧ સત્યયુગમાં વિષ્ણુનુ ધ્યાન કરવાથી જે ફળ થાય છે, અને ત્રેતાયુગમા યજ્ઞોવડે યજન કરવાથી જે ફળ થાય છે, તે જ ફળ કલિયુગમા શ્રીહરિનુ કીર્તન કરવાથી પ્રાપ્ત થાય છે ૫૨

**कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः ।**
**द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे तृतीयोऽध्याय**

## અધ્યાય ૪ થો.[*]

### જુદા જુદા પ્રલયો.

**श्रीशुक उवाच**

**कालस्ते परमाण्वादिर्द्विपरार्द्धावधिर्नृप ।**
**कथितो युगमानं च शृणु कल्पलयावपि ॥**

શુકદેવજી કહે છે—હે રાજન્! મે તમને પરમાણુથી માડીને બે પરાર્ધ સુધીનો કાળ કહ્યો તથા યુગોનું માન પણ કહ્યુ. હવે હુ કલ્પના તથા લયના પ્રમાણ કહુ છુ તે સાભળો. ૧ ચાર હજાર યુગ તે બ્રહ્માનો એક દિવસ અને તે કલ્પ કહેવાય છે કલ્પમા ચૌદ મનુઓ થાય છે ૨ કલ્પને અંતે પ્રલય થાય છે, તે બ્રહ્માની રાત્રિ કહેવાય છે આ ત્રણે લોકનો રાત્રિમા લય થાય છે ૩ એ નૈમિત્તિક પ્રલય કહેવાય છે, કારણ કે તેમા ભગવાન નારાયણ આખા જગતને ગ્રહણ કરી શેષનાગ ઉપર પોઢે છે, બ્રહ્મા નારાયણ સ્વરૂપ લઈ નિદ્રા કરે છે બ્રહ્માના નિદ્રારૂપ નિમિત્તથી થતો પ્રલય નૈમિત્તિક કહેવાય છે ૪ જ્યારે બ્રહ્માના પરાર્દ્ધ વર્ષ વીતી જાય છે ત્યારે મહત્તત્વ, અહંકાર અને પાચ તન્માત્રાઓ લય પામે છે ૫ એટલા માટે તે પ્રાકૃતિક લય કહેવાય છે, જે પ્રલયમા નાશનું કારણ પ્રાપ્ત થવાથી પ્રકૃતિઓ તથા તેના કાર્યરૂપ બ્રહ્માડસમૂહ પણ લય પામે છે ૬ તે પ્રાકૃતિક પ્રલય થતા સો વર્ષ સુધી પૃથ્વી ઉપર વરસાદ વરસતો નથી તેથી અન્નનો નાશ થાય છે અને ભૂખી પ્રજા એક બીજાને ખાવા ધાય છે અને કાળવડે પીડા પામી તે નાશ પામે

[*] આ અધ્યાયમા નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક તથા નિત્ય એમ ચાર પ્રકારના પ્રલયોની કથા કહેવામા આવશે

છે પછી પ્રલય સમયનો સૂર્ય સમુદ્રના, દેહના અને
પૃથ્વીના સર્વ રસને ચૂસી લે છે સંકર્ષણના મુખ
માથી ઉત્પન્ન થયેલો પ્રલયનો અગ્નિ પવનના વેગથી
વધી જઇને પૃથ્વીના ઉજડ થઇ ગયેલા પાતાલાદિ
વિભાગોને બળી નાખે છે, આ વખતે અગ્નિને
સૂર્યની શિખાઓથી ઉપરના ભાગમા, નીચેના
ભાગમા અને ચોતરફ બળતુ બ્રહ્માડ, બળેલા
છાણાના જેવુ થઇ જાય છે પછી પ્રલય કાળનો
મહાપ્રચંડ પવન સો વર્ષ કરતાં કંઇક વિશેષ વર્ષો
સુધી વહાશે અને આકાશ ધૂળથી ધુસર થઇ જશે
૭–૧૨ અનેક રંગના મેઘમંડળો સો વર્ષ સુધી
પાણી વરસાવે છે, અને તેથી બ્રહ્માડરૂપી ગુફામા
રહેલુ જગત પાણીમય થાય છે ૧૩ જ્યારે સર્વ
જગત પાણીમા ડુબી જાય છે ત્યારે પાણી પૃથ્વીના
ગંધ ગુણને હરી લે છે, પૃથ્વીનો ગુણ પાણીમા
લય પામતા પૃથ્વીનો નાશ થાય છે ૧૪ તે પછી
પાણીના રસ ગુણને તેજ લે છે ને પાણી તેજમા
લય પામે છે તે પછી તેજના રૂપ ગુણને વાયુ
ગળી જતા રૂપરહિત થયેલુ તેજ વાયુમા લય પામે
છે પછી વાયુના સ્પર્શ ગુણને આકાશ ગળી જતા,
વાયુ ગુણરહિત થવાથી આકાશમા ભળે છે, તે
પછી હે રાજન્! આકાશના શબ્દ ગુણને તામસા
હંકાર ગળી જતા આકાશ પણ તામસાહંકારમા
લય પામે છે ઇદ્રિયોને અને તેઓની વૃત્તિઓને
રાજસાહંકાર ગળી જતા ઇન્દ્રિયોના દેવતાઓને
સાત્વિકાહંકાર પોતામા લય કરે છે ૧૫–૧૭
સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના
અહંકારને મહત્તત્વ ગળી જતા મહત્તત્વને સત્વા
દિક ગુણો ગળી જાય છે પછી કાળે પ્રેરેલો પ્રધાન
તે ત્રણે ગુણોને ગળી જતા ત્રણે ગુણો પ્રકૃતિમા
મળી જાય છે ૧૮ પ્રધાનને કાળના દિવસ રાત્રિરૂપ
અવયવોને લીધે પરિણામાદિક વિકાર થતો નથી,
કારણ કે તે આદિ, મધ્ય અને અંત રહિત છે
વળી તે અવ્યક્ત એટલે અસ્તિત્વ વિકારોથી રહિત
છે તેથી જોવામા પણ આવતો નથી તે ક્ષય વૃદ્ધિ-
રહિત, અવિનાશી અને સર્વનુ કારણ છે ૧૯ જે
પ્રધાનમા વાણી, મન, સત્વગુણ, રજોગુણ, તમો-
ગુણ, મહત્તત્વાદિક વિકાર, પ્રાણ, બુદ્ધિ, ઇદ્રિયો
તથા તેના દેવતાઓ તેમ જ લોકરૂપી રચના એ
સર્વ વિભાગરૂપે રહેતા નથી ૨૦ વળી જેને વિષે
જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણ અવસ્થાઓ તથા
આકાશ, જળ, ભૂમિ, વાયુ, અગ્નિ અને સૂર્ય એ
છેજ નહિ જે પ્રધાન ઇદ્રિયોરહિત હોવાથી સુષુ-
પ્તિના જેવુ તર્કમા આવે નહિ તેવું હોવાથી શૂન્ય
લાગે છે, પણ તે શૂન્ય નથી, તે જ તત્ત્વને વિદ્વાનો
જગતનુ મૂળ તત્ત્વ કહે છે ૨૧ જ્યારે પુરુષ અને
પ્રકૃતિની સત્વાદિક શક્તિઓ કાળના યોગથી પરા-
જય પામી લય થાય છે ત્યારે પ્રાકૃતિક લય થાય
છે ૨૨ હવે ત્રીજા આત્યંતિક પ્રલયનું એટલે
મોક્ષનુ સ્વરૂપ આમ છે મોક્ષ બ્રહ્મજ્ઞાનવડે પ્રપં-
ચના પ્રલય જેવો ગણાય છે આ પ્રપંચ જો
આત્માની પેઠે નિત્ય હોય તો તેનો લય થાય નહિ,
પરંતુ જ્ઞાનરૂપ પરબ્રહ્મથી જુદો પ્રપંચ નથી. હે
રાજન્! બુદ્ધિ, ઇદ્રિયો ને તેના વિષયો અનુક્રમે
ગ્રાહક, તેના સાધનો અને ગ્રાહ્યરૂપે ગણાય છે,
પરંતુ તેઓના અધિષ્ઠાનરૂપ એક જ્ઞાન તે આકારે
જોવામા આવે છે તેઓ જ્ઞાનથી પૃથક સત્તા ધરા-
વતા નથી, દોરીમા પ્રતીત થતો સર્પ જેમ દૃશ્ય-
તાને લીધે કારણથી ભિન્ન નથી, પણ આદિ તથા
અંતવાળો હોવાથી મિથ્યા છે, તેમ જ્ઞાનમા પ્રતીત
થયેલો બુદ્ધિ આદિક પ્રપંચ પણ દૃશ્યતાને લીધે
કારણથી જુદો નહિ હોવાથી અને આદિ અંતવાળો
હોવાથી મિથ્યા છે ૨૩ આ પ્રપંચ પરબ્રહ્મથી
અભિન્ન છે જેમ દીવો, નેત્ર અને રૂપ એ ત્રણે
પોતાના કારણરૂપ તેજથી જુદા નથી, તેમ બુદ્ધિ,
ઇદ્રિયો અને વિષયો કારણરૂપ પરબ્રહ્મથી ભિન્ન
નથી તાત્પર્ય એ કે–સર્પ ભાસવાનું કારણ જે
રજ્જુ તે ભિન્ન છે પરંતુ તેમા દેખાતો સર્પ રજ્જુ
વિના સંભવતો નથી, તેમ જ પ્રપંચથી પરબ્રહ્મ ભિન્ન
છે, પરંતુ પ્રપંચ પરબ્રહ્મથી ભિન્ન નથી ૨૪ જ્યારે
બુદ્ધિ મિથ્યા ઠરી ત્યારે તેની અવસ્થાઓનું મિથ્યા-
પણું સ્વતંસિદ્ધ થયુ બુદ્ધિની જાગ્રત, સ્વપ્ન
અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ છે, આમ વિવે-
કીજનો કહે છે તે ત્રણ અવસ્થાઓના અભિમાનને

લીધે આત્માને વિષે વિશ્વ, તૈજસ, અને જ્ઞાનપણું માત્ર કલ્પિત છે ૨૫ જેમ મેઘ આકાશમા ઉત્પન્ન થાય છે અને એકાદ વાર નાશ પામે છે, તેમ અવયવવાળુ અને ઉત્પત્તિ તથા નાશવાળુ જગત સૃષ્ટિ વેળા પરબ્રહ્મ વિષે ઉત્પન્ન થાય છે અને પ્રલય વેળા તેને વિષે નાશ પામે છે અર્થાત્ ઘટ અવયવી અને આદિ અંતવાળો હોવાથી નાશ પામે છે, તેમ મૃત્તિકા નાશ પામતી નથી. તેમ જ વિશ્વ પણ અવયવી અને આદિ અંતવાળુ હોવાથી નાશ પામે છે, પરંતુ પરબ્રહ્મ નાશ પામતા નથી, માટે તે સત્ય છે ૨૬ હે રાજન્! સઘળા અવયવી પદાર્થોના કારણરૂપ જે મૃત્તિકાદિક અવયવો તે સત્ય છે. જેમ વસ્ત્રના અવયવ તંતુઓ વસ્ત્ર ન હોય તોપણ હોય છે, તેમ ઘટાદિક અવયવોના અભાવે પણ મૃત્તિકાદિક અવયવો હોય છે, આથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મ વિના જગતની પ્રતીતિ નથી, પરંતુ જગત વિના બ્રહ્મની પ્રતીતિ છે, તેથી બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા છે આ ઉપરથી તમને શંકા થશે કે જ્યારે કોઈ કાર્ય નથી, ત્યારે બ્રહ્મનુ કારણપણું કેમ સંભવે? આનો ઉત્તર એકે કાર્ય કારણરૂપે, ગુણ ગુણીરૂપે, વિશેષણ વિશેષ્યરૂપે અને વ્યાપ્ય વ્યાપક આદિરૂપે જે કંઈ જણાય છે, તે સર્વ ભ્રમરૂપ છે, કારણ કે સર્વમા અન્યોન્યાશ્રય દોષ આવે છે કાર્ય કારણ, ગુણ ગુણી, વિશેષણ વિશેષ્ય અને વ્યાપ્ય વ્યાપકતા વગેરે એક બીજાને સિદ્ધ કરે છે, પરંતુ તેઓમા એક વિના બીજાની સિદ્ધિ થતી નથી બ્રહ્મમા કારણપણુ વગેરે ધર્મો આરોપિત છે, પરંતુ વાસ્તવિક રીતે નથી જે જે વસ્તુ એક બીજાની અપેક્ષા રાખતી હોય તે આદિ અંતવાળી હોય અને આદિ અંતવાળી હોય તે મિથ્યા હોય, માટે કારણ આદિ ધર્મો મિથ્યા છે કારણ કે, દૃશ્ય પદાર્થો સ્વપ્નની પેઠે સામાન્ય તથા વિશેષ્યરૂપ હોય છે અને એક બીજાના આશ્રયથી સિદ્ધ થાય છે. ૨૭–૨૮

આ પ્રમાણે અનેક કારણોથી પ્રપંચનું મિથ્યાપણુ સાધ્યુ. તેમા તમને એવી શંકા થશે કે—પ્રપંચ સ્પષ્ટ છે તો તેનું આત્માની પેઠે સત્યપણું કેમ નહિ? તેના ઉત્તરમા કહુ છુ કે—વિકારરૂપ પ્રપંચ જો કે પ્રકાશે છે તોપણ આત્માના પ્રકાશ વિના તેનું નિરૂપણ થઈ શકતુ નથી. જો તે આત્મા વિના નિરૂપણ કરી શકાય તેમ હોય તો પ્રપંચ ચિદ્રૂપ એવા આત્મા સરખો સ્વયંપ્રકાશ ગણાય, અર્થાત્ આત્માની પેઠે એકરૂપ ગણાય. ૨૯ આત્મામાં પણ જીવ અને બ્રહ્મરૂપે ભેદ જોવામાં આવે છે, તોપણ તે ઘટાકાશ અને મહાકાશના ભેદ જેવો છે. આ ભેદ આકાશમા રહેલા સૂર્ય અને પાણીમાના પ્રતિબિંબના ભેદ જેવો છે, તથા તે બહાર અને અંદર રહેલા પ્રાણવાયુના ભેદ જેવો છે ઘટાકાશ પરિચ્છિન્ન છે અને મહાકાશ અપરિચ્છિન્ન છે, તોપણ તે બન્ને વચ્ચે ઉપાધિ શિવાય કશો ભેદ નથી તેમ જીવ પરિચ્છિન્ન છે અને બ્રહ્મ અપરિચ્છિન્ન છે, તેમા પણ ભેદ નથી પાણીમાં સૂર્ય કંપાદિક વિકારવાળો છે અને આકાશમાં, વિકારથી રહિત છે, છતા તે બન્ને વચ્ચે જેમ ખરો ભેદ નથી, તેમ જીવ વિકારવાળો છે અને બ્રહ્મ વિકાર રહિત છે, તોપણ તે બન્ને વચ્ચે ભેદ નથી. વળી બહારના વાયુની અને પ્રાણવાયુની ક્રિયાઓ ભિન્ન ભિન્ન છે, તોપણ તે બન્ને વચ્ચે જેમ ભેદ નથી, તેમ જીવની સરજાવા આદિક ક્રિયાઓ અને બ્રહ્મની સરજવા આદિક ક્રિયાઓ ભિન્ન છે, તોપણ તે બન્નેમા ભેદ નથી ઉપાધિથી થયેલો ભેદ સ્વરૂપની એકતાનો બાધ કરી શકતો નથી, માટે ઉપાધિને લીધે મૂળ સ્વરૂપમા ભેદ મનાતો નથી. ૩૦ આ સર્વ પ્રપંચને બ્રહ્મનો આધાર છે જેમ સુવર્ણ વ્યવહાર માર્ગે કડા, કુંડળ વગેરે અનેક આભૂષણોને રૂપે લોકોની દૃષ્ટિએ પડે છે, તેમ અધોક્ષજ ભગવાનનુ અહંકારોપાધિવાળા લોકોએ વ્યવહારમા લૌકિક વચનોવડે અને વૈદિક વચનોવડે અનેક પ્રકારે વર્ણન કર્યું છે સુવર્ણ ઇંદ્રિયથી જોવામા આવે છે અને અધોક્ષજ ભગવાન ઇંદ્રિયથી જાણવામા આવતા નથી આટલો જ માત્ર આ બન્ને વચ્ચે ભેદ છે. ૩૧ તમને શંકા થશે કે, અહંકાર બ્રહ્મસ્વરૂપના દર્શનમા આવરણ રૂપ થઈને ભેદવ્યવહારમાં કારણરૂપ કેમ થઈ શકે છે,

કારણ કે બ્રહ્મ એ અહંકારનું કારણ છે, માટે તે પોતાના કારણના જ્ઞાનમાં આવરણ થાય તે વાત અસંભવિત છે. કદાચ તેને આવરણકર્તા ગણીએ તો પછી તેનો પ્રકાશ થવો અસંભવિત થઇ પડે આ તમારી શંકાનો ઉત્તર સાભળો:—જેમ સૂર્યથી ઉત્પન્ન થયેલા અને સૂર્યથી પ્રકાશ પામનારા મેઘ સૂર્યના અંશરૂપ ચક્ષુ ઇંદ્રિયને પોતાના સ્વરૂપરૂપ સૂર્યનાં દર્શન કરવામાં અડચણ કરનાર થઇ પડે છે, તેમ બ્રહ્મના કાર્યરૂપ અને બ્રહ્મવડે પ્રકાશ પામેલો અહંકાર બ્રહ્મના અંશરૂપ જીવને બ્રહ્મના દર્શન કરવામા પ્રતિબંધક થઈ પડે છે, [३२] માટે તે અહંકારનો નાશ થાય કે બ્રહ્મસ્વરૂપનું દર્શન થાય છે હે રાજન્ ! જ્યારે સૂર્યથી ઉત્પન્ન થયેલો મેઘ નાશ પામે ત્યારે ચક્ષુરિંદ્રિય જેમ પોતાના સ્વરૂપભૂત સૂર્યનું અવલોકન કરે તેમ બ્રહ્મથી ઉત્પન્ન થયેલો અને પોતાના સ્વરૂપના દર્શનમા પ્રતિબંધરૂપ થઈ પડેલો અહંકાર જ્યારે વિવેકથી નાશ પામે છે, ત્યારે જીવ પણ પોતાના સ્વરૂપભૂત પરબ્રહ્મનું દર્શન કરે છે. અર્થાત્ હું જ પરબ્રહ્મ છુ, આમ જુવે છે [३३] હે રાજન્ ! જીવ જ્યારે વિચારરૂપી શસ્ત્રવડે પોતાની માયાના અહંકારરૂપ બંધનને કાપી નાખી પરિપૂર્ણ આત્મરૂપનો અનુભવ કરે છે ત્યારે તેને આત્યંતિક મોક્ષ પ્રાપ્ત થાય છે [३४] હવે હું તમને ચોથો નિત્ય પ્રલય કહું છુ—હે રાજન્ ! કેટલાક સૂક્ષ્મ વસ્તુને જાણનાર વિવેકી 'બ્રહ્માદિક સર્વ પ્રાણીઓની પ્રતિક્ષણે ઉત્પત્તિ તથા પ્રલય કર્યાનું કહે છે [३५] જેમ પરિણામ પામનારા નદીના પ્રવાહો અને દીવાઓની શિખાઓ વગેરેની ઉંચી નીચી અવસ્થાઓ ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે, તેમ તેઓની ઉત્પત્તિ અને વિનાશ દર્શાવી આપે છે, તેમ કાળરૂપ પ્રવાહના વેગથી ફેરફાર પામનાર દેહની જે જે અવસ્થાઓ થાય છે, તે દેહના ક્ષણે ક્ષણે થતા ઉત્પત્તિ અને વિનાશ સૂચવવામા કારણરૂપ થઇ પડે છે [३६] જ્યારે આ પ્રમાણે ક્ષણે ક્ષણે અવસ્થાઓ બદલાય છે ત્યારે તે કેમ જણાતી નથી ? તેનો ઉત્તર એ કે જેને આદિ ને અંત નથી, એવા પરમેશ્વરરૂપ કાળના યોગથી આકાશમા ગતિ કરનાર ચંદ્રાદિકની અવસ્થાઓ જેમ જણાતી નથી, તેમ કાળના યોગથી દેહની ક્ષણે ક્ષણે થનારી અવસ્થાઓ પણ જણાતી નથી. જેમ ચંદ્રાદિકનાં એક દેશમાથી બીજા દેશમા ક્ષણે ક્ષણે આવાગમન વગેરેથી તેની મધ્યમ અવસ્થાની કલ્પના કરી શકાય છે, તેમ દેહાદિકની બાલ્ય, વૃદ્ધ વગેરે અવસ્થાઓ ઉપરથી તેની મધ્ય અવસ્થાની પણ કલ્પના કરી શકાય છે. [३७] આ પ્રમાણે નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃતિક અને આત્યંતિક એમ ચાર પ્રકારના પ્રલય છે હે રાજન્ ! કાળની ગતિ વિચિત્ર છે. [३८] સર્વના અંતર્યામી અને જગતકર્તા ભગવાન નારાયણની લીલારૂપ કથા મે તમને કહી સંભળાવી એનો વિસ્તાર કરવાને બ્રહ્મદેવ પણ સમર્થ નથી. [३९] અનેક પ્રકારના દુઃખ દાવાનળથી પીડાતા અને દુસ્તર સંસારને તરવા ઇચ્છનારને ભગવાન પુરુષોત્તમની લીલારૂપ કથામૃતના રસ વગર બીજું કંઇ તરવાનું સાધન નથી [४०] પૂર્વે અવિનાશી એવા નરનારાયણ ઋષિએ શ્રીમદ્ભાગવત પુરાણ સંહિતા નારદને કહી હતી અને નારદે તે વ્યાસને કહી હતી [४१] ભગવાન વેદવ્યાસે સંતુષ્ટ થઇ આ શ્રીમદ્ભાગવત સંહિતા પછી મને કહી હતી [४२] અને હે કુરુશ્રેષ્ઠ ! નૈમિષારણ્યમા ઘણા કાળે સમાપ્ત થનારા યજ્ઞની સભામા શૌનકાદિક ઋષિઓના પૂછવાથી સૂતપુરાણિકે તે ઋષિઓને સંભળાવી હતી [४३]

एतां वक्ष्यत्यसौ सूत ऋषिभ्यो नैमिषालये ।
दीर्घसत्रे कुरुश्रेष्ठ संपृष्टः शौनकादिभिः ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे चतुर्थोऽध्याय.

## અધ્યાય ૫ મો.[*]

### મરણ ભયનું વારણ—જ્ઞાન.

श्रीशुक उवाच

अत्रानुवर्ण्यतेऽभीक्ष्णं विश्वात्मा भगवान् हरिः
यस्य प्रसादजो ब्रह्मा रुद्र क्रोधसमुद्भवः १

[*] આ અધ્યાયમા પરબ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ કરી પરીક્ષિત રાજાનો મરણ ભય દૂર કરવાની કથા કહેવામા આવશે

શુકદેવજી બોલ્યા-હે રાજન્! શ્રીમદ્ ભાગવતમાં ભગવાન શ્રીહરિના ચરિત્રો વર્ણવેલા છે, જે ભગવાનના રજોગુણની વૃત્તિરૂપ હર્ષમાંથી જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મા થયેલા છે અને જેમના ક્રોધમાંથી જગતનો સંહાર કરનાર રુદ્ર ઉત્પન્ન થયેલા છે. ૧ તું પણ આ ભાગવતના શ્રવણથી કૃતાર્થ થયો છે, માટે 'હું મરીશ' એવી પાશવ બુદ્ધિનો ત્યાગ કર, કારણ કે જેમ દેહ પૂર્વે ન હતો અને હમણા ઉત્પન્ન થયો છે તથા હવે પછી તે નાશ પામશે, તેમ, તું પૂર્વે કોઇ દિવસ ઉત્પન્ન થયો ન હતો અને હમણા પણ થયો નથી, માટે હવે પછી પણ તારો નાશ નહિ થાય ૨ હે રાજન્! જેમ બીજ અંકુરરૂપે ઉત્પન્ન થાય છે અને તે અંકુર ફરીને બીજ રૂપે ઉત્પન્ન થાય છે, તેમ દેહ પણ પુત્ર-પૌત્રાદિક રૂપે ઉત્પન્ન થાય છે, પરંતુ તારી તે પ્રમાણે ઉત્પત્તિ થતી નથી. જેમ અગ્નિ કાષ્ઠમા વ્યાપક હોય ત્યારે પણ તે વસ્તુતાએ ભિન્ન છે, તેમ તું પણ દેહમા વ્યાપીને રહેલો હોવા છતા વસ્તુતાએ દેહથી ભિન્ન છે તાત્પર્ય કે. દેહથી દેહનીજ ઉત્પત્તિ થાય છે, આત્માની ઉત્પતિ થતી નથી ૩ હવે જન્માદિક એ આત્માના ધર્મો નહિ પણ દેહના ધર્મો છે જેમ સ્વપ્નમા દેહનો શિરચ્છેદ થતો આત્મા જુએ છે, તે કેવળ ભ્રમ જ છે તેમ જાગ્રદવસ્થામા પણ પોતાના દેહના જન્માદિક વિકાર પોતે જે જુએ છે, તેમા પુત્રાદિકોનો જન્મ અને પિતા વગેરેનુ મરણ જોવાથી પોતાને પણ એ પ્રમાણે જન્મ મરણ છે, એમ અનુમાન કરાય છે, તથા બીજા વૃદ્ધિ વગેરે વિકારોને પોતાના અનુભવથી જુએ છે અને તે વિકારો દેહના અધ્યાસથી પોતાને જ છે એમ માને છે એ સર્વ કેવળ ભ્રમ છે, કારણ કે જન્મ-મરણનો દ્રષ્ટા આત્મા તેનાથી ભિન્ન છે, માટે તે જન્મ-મરણ રહિત છે ૪ આત્માને દેહાપાધિને લીધે જન્માદિક સંસારનો ભ્રમ છે, માટે એ ઉપાધિની નિવૃતિ થતા આત્મા મુક્ત થાય છે ઘડો ફૂટી જતા તેમાનુ આકાશ જેમ પૂર્વના મહાકાશરૂપ થાય છે, તેમ તત્વજ્ઞાનથી દેહનો લય થયો કે, જીવ પાછો બ્રહ્મરૂપ થાય છે ૫ મન જ આત્માના દેહને, ગુણોને તથા કર્મોને ઉત્પન્ન કરે છે અને તે મનને માયા સર્જે છે. પછી માયા વગેરે ઉપાધિ સમુદાયવડે જીવને જન્મમરણાદિક સંસાર પ્રાપ્ત થાય છે. ૬ ઉપાધિનો નાશ થયા પછી જીવનું જીવપણું નાશ પામે છે તથા તેની મુક્તિ થાય છે. દૃષ્ટાંત તરીકે જ્યા સુધી તેલ, કોડિયું, વાટ અને અગ્નિનો સંયોગ હોય ત્યાં સુધી દીવાનું દીવાપણું રહે છે, તેમ જ્યા સુધી કર્મ, પાત્ર, મન, પવન, દેહ અને અગ્નિનો સંયોગ અને ચૈતન્યનો અધ્યાસ હોય ત્યા સુધી દીવા સમાન સંસારનો ભાસ થાય છે અને તમોગુણની વૃત્તિવડે તે ઉત્પન્ન થાય છે, સ્થિર રહે છે અને નાશ પામે છે. ૭ પરંતુ દીવો ઠરી ગયા પછી પણ જેમ પંચ મહાભૂતરૂપ તેજનો નાશ થતો નથી તેમ સંસારનો નાશ થયા છતા પણ સ્વયં પ્રકાશ, સ્થૂલ, સૂક્ષ્મ, જુદા જુદા અને આકાશ સમાન આધારરૂપ જે આત્મા તે નાશ પામતો નથી, તે અનંત તથા ઉપમા રહિત છે. ૮ તમે પોતેજ શ્રીવાસુદેવના ચિંતનથી દ્રષ્ટા દૃશ્યના અન્વય વ્યતિરેકની યુક્તિવાળી બુદ્ધિવડે દેહાદિકની ઉપાધિમાં રહેલા આત્માનો વિચાર કરો ૯ તે પ્રમાણે વિચાર કરવાથી બ્રહ્મના વચનવડે પ્રેરાયેલો તક્ષક નાગ તમને બાળશે નહિ, કારણ કે મૃત્યુના પણ મૃત્યુરૂપ પરબ્રહ્મને મૃત્યુના કારણો બાળી શકતા નથી. ૧૦ હું જ પરબ્રહ્મરૂપ છુ અને પરબ્રહ્મ તે હું પોતેજ છુ, એવો વિચાર કરીને નિરુપાધિક પરબ્રહ્મમા આત્માને સ્થાપન કરીને ઐક્યરૂપે તમે જોશો તો ઝેરી મુખવડે તમારા ચરણને ડંખ દેનાર તક્ષક નાગને, તમારા પોતાના શરીરને અને જગતને આત્માથી જુદું જોશો નહિ. ૧૧-૧૨ હે તાત! તમે મને વિશ્વના આત્મા એવા ભગવાનની લીલા કહેવાનું કહ્યુ હતું, તે સર્વનો ઉત્તર મે તમને યથ સ્થિત આપ્યો હવે તમે બીજુ શુ સાભળવાની ઇચ્છા રાખો છો તે કહો ? ૧૩

एतत्ते कथितं तात यथात्मा पृष्टवान्नृप ।
हरेर्विश्वात्मनश्चेष्टां किं भूयः श्रोतुमिच्छसि ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे
पंचमोऽध्यायः

# અધ્યાય ૬ ઠ્ઠો. *

## પરીક્ષિતનો મોક્ષ.

સુત ઉવાચ

एतन्निशम्य मुनिनाऽभिहितं परीक्षिद्व्यासात्मजेन निखिलात्मदृशा समेन ।
तत्पादमूलमुपसृत्य नतेन मूर्ध्ना
बद्धाञ्जलिस्तमिदमाह स विष्णुरातः ॥१॥

સૂત પુરાણિક કહે છે—હે શૌનકાદિક ઋષિઓ! સર્વમા આત્મદૃષ્ટિ કરનાર અને સમબુદ્ધિવાળા શ્રીશુકદેવ મુનિએ કહેલો આ ઉપદેશ સાભળીને વિષ્ણુએ જેનુ રક્ષણ કર્યું હતુ, એવો પરીક્ષિત રાજા મુનિના ચરણકમળમા પડી, પોતાનુ મસ્તક નમાવી બે હાથ જોડી નીચે પ્રમાણે પૂછવા લાગ્યોઃ—૧

પરીક્ષિત પૂછે છે—આપે દયાળુએ મને આદિ અને અંતરહિત સાક્ષાત્ શ્રીહરિનો મહિમા સભળાવ્યો, તેથી હું કૃતાર્થ થયો અને તમે મારા ઉપર અનુગ્રહ કર્યો ૨ શ્રીહરિમા મન રાખનાર આપ મહાત્માઓ સંસારના તાપથી તપી રહેલા અજ્ઞાની પ્રાણીઓ ઉપર જે અનુગ્રહ કરો છો, તે હુ અતિ આશ્ચર્યજનક વાત માનતો નથી ૩ અમે આપની પાસેથી આ શ્રીમદ્ ભાગવત નામે સંહિતા સાભળી, જેમા શ્રીહરિનું વર્ણન કરવામાં આવ્યુ છે ૪ હે મહારાજ! આપે દર્શાવેલા અભય બ્રહ્મનિર્વાણમા હું સ્થિત થયો છું, તેથી હવે તક્ષક ડશના મૃત્યુથી ડરતો નથી ૫ હે મહારાજ! હવે મને આજ્ઞા આપો એટલે હુ મારી વાણીને ચાલતી બધ કરુ અને વાસનાથી છુટુ થયેલુ મારુ ચિત્ત ભગવાનમા લગાડી મારો પ્રાણ ત્યાગ કરું. ૬ જ્ઞાન તથા વિજ્ઞાનની નિષ્ઠાથી મારુ અજ્ઞાન નાશ પામ્યુ છે અને આપે પણ પરમ કલ્યાણકારક શ્રીહરિનુ સ્વરૂપ પણ મને દર્શાવ્યું છે ૭

સૂત કહે છે—આ પ્રમાણે કહીને રાજાએ જેમની પૂજા કરી હતી, એવા ભગવાન શ્રીશુકદે વજી સંન્યાસીઓ સાથે ત્યાંથી ગયા ૮ શુકદેવજીના ગયા પછી સસારથી મુક્ત થયેલા અને નિસ્સગ એવા રાજર્ષિ પરીક્ષિત ગગા નદીના તીર ઉપર જઈ પૂર્વ દિશા તરફની અણીઓવાળા દર્ભોના આસન ઉપર ઉત્તર દિશા તરફ મુખ કરીને બેઠા, અને બુદ્ધિવડે મનને પરમાત્મામા ધારણ કરીને ધ્યાન કરવા લાગ્યા તથા વૃક્ષની પેઠે લીનપ્રાણ થઈ ગયા ૯-૧૦ તે પછી તક્ષક નાગ પરીક્ષિત રાજાનો નાશ કરવા જતો હતો, તેણે માર્ગમા કશ્યપ બ્રાહ્મણને સામે આવતો દીઠો ૧૧ તે બ્રાહ્મણ વિષની ચિકિત્સા કરીને પરીક્ષિતને જીવાડી ધન મેળવવા તેની પાસે જતો હતો પરીક્ષા માટે તક્ષક નાગે એક વડના ઝાડને ડખ દીધો કે, તે ઝાડ બળીને ભસ્મ થઈ ગયુ. પછી એ ઝાડને પેલા બ્રાહ્મણે અકુરાદિકના ક્રમે કરીને સજીવન કર્યું તે જોઈ તક્ષકે જાણ્યુ કે, આ તો મારા મહિમાનો નાશ કરે એવો છે, તેથી તેણે તે ઝેર ઉતારનારા બ્રાહ્મણને ઇચ્છાનુસાર ધન આપી પાછો વાળ્યો અને પોતે ગગા ઉપર જઈ રાજા પરીક્ષિતને કરડયો ૧૨ પરતુ પરીક્ષિત રાજા તે પહેલા જ બ્રહ્મરૂપ થઈને બેઠા હતા, તેથી તક્ષકનુ આવવુ નિરર્થક ગયુ. તક્ષકે જેવો ડખ માર્યો કે સર્વ પ્રાણીઓના દેખતાં રાજર્ષિ પરીક્ષિતનો દેહ સર્પના ઝેરથી બળી ગયો. ૧૩ પૃથ્વી ઉપર, આકાશમા અને સર્વ દિશાઓમા હાહાકાર થઈ રહ્યો દેવતાઓ, અસુરો અને મનુષ્યો વગેરે સર્વ લોકો આશ્ચર્ય પામ્યા ૧૪ દેવતાઓના દુદુભિઓ વાગવા લાગ્યા, ગંધર્વો તથા અપ્સરાઓ ગાવા લાગી, પુષ્પોની વૃષ્ટિ થઇ અને વિદ્વાનો 'બહુ સારુ થયુ, બહુ સારું થયુ' એમ કહેવા લાગ્યા. ૧૫ જનમેજય રાજા પોતાના પિતાને તક્ષક કરડયો હતો તે સાભળીને ક્રોધથી બ્રાહ્મણોને એકઠા કરી યજ્ઞમાં નાગોને હોમવા તૈયાર થયા ૧૬ આ સર્પયાગમા મહાપ્રચડ અગ્નિમા મોટા મોટા નાગોને બળતા જોઈને તક્ષક ભયથી ઉદ્વિગ્ન થઈ ગયો અને ઇંદ્રને શરણે ગયો ૧૭ પરીક્ષિતનો પુત્ર જનમેજય યજ્ઞમા તક્ષકને ન જોવાથી બ્રાહ્મણોને કહેવા લાગ્યો કે નાગોમા અધમ એવો તક્ષક શા

* આ અધ્યાયમા પરીક્ષિતનો મોક્ષ, તેના પુત્રે કરેલો સર્પયાગ અને વેદ તથા શાસ્ત્રના વિભાગ ઉપર વેદનો વિસ્તાર કહેવામા આવશે

માટે યજ્ઞમા આવીને પડતો નથી ? ૧૮ બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો કે, હે રાજેન્દ્ર ! ઇંદ્ર પોતાને શરણે આવેલા તક્ષકની રક્ષા કરે છે અને તેમણે જ હોમાગ્નિમા પડતા તેને અટકાવ્યો છે ૧૯ જનમેજય ઋત્વિજોને કહેવા લાગ્યા કે, જ્યારે ઇંદ્રે તેને પડતા અટકાવ્યો છે ત્યારે તમે ઇંદ્ર સાથે તેને અગ્નિમા શા માટે હોમતા નથી ? ૨૦ એ સાભળીને બ્રાહ્મણોએ હે તક્ષક ! મરુત્‌ગણના સ્વામી ઇંદ્રની સાથે તુ અહીં આવી પડ' એવા પ્રૈષ્ય મંત્રોથી ઇંદ્ર સહિત તક્ષકને યજ્ઞમા બોલાવ્યો ૨૧ બ્રાહ્મણોએ કહેલા આક્ષેપના વચનોથી ઇંદ્ર પોતાના સ્થાનથી વિમાન સહિત તક્ષકની સાથે ચલાયમાન થયો ૨૨ વિમાન અને તક્ષક સાથે ઇન્દ્રને નીચે પડતો જોઇ અંગિરાના પુત્ર બૃહસ્પતિએ જનમેજય રાજાને કહ્યુ કે, હે રાજન્ ! તમારે તક્ષક નાગનો નાશ કરવો નહિ એણે અમૃત પીધુ છે ૨૩–૨૪ તમારા પિતાનો તેણે નાશ કર્યો છે, તેને માટે તમારે તેની ઉપર ક્રોધ કરવો નહિ, કારણ કે પ્રાણીને જીવન, મરણ તથા પરલોકની ગતિ માત્ર પોતાના કર્મોથી મળે છે. કર્મ વિના સુખ દુ:ખ આપનાર બીજું કોઇ નથી. ૨૫ સર્પ, ચોર, અગ્નિ, વિજળી, ક્ષુધા, તૃષા અને વ્યાધિ વગેરેથી પ્રાણીઓ મરણ પામે છે, તે પોતાના પ્રારબ્ધ કર્મને લીધે જ હોય છે, ૨૬ માટે હે રાજન્ ! આ હિંસાવાળો યજ્ઞ બંધ રાખો આ યજ્ઞમા નિરપરાધી ઘણા સર્પો બળી ગયા છે, તેમા સર્પોનો દોષ નથી, તેમ તમારો પણ દોષ નથી કારણ કે, જીવો પોતાના કરેલા કર્મો ભોગવે છે ૨૭ આ પ્રમાણે બૃહસ્પતિએ કહ્યું એટલે જનમેજયે મહર્ષિના વચનને માન આપી 'તથાસ્તુ' એમ કહી સર્પયજ્ઞ બંધ કરીને બૃહસ્પતિનું પૂજન કર્યું ૨૮ બ્રાહ્મણે ક્રોધ કરીને પરીક્ષિત રાજાનો નાશ કર્યો અને પરીક્ષિતના પુત્રે કોપ કરીને સર્પોનો નાશ કર્યો આમ વિદ્વાનોને પણ મોહ થયો તેમા મોટુ આશ્ચર્ય નથી, કારણ કે વિષ્ણુની માયા અતર્ક્ય છે અને તે ટળે તેમ નથી જે માયાવડે વિષ્ણુના અંશરૂપ પ્રાણીઓ બીજા પ્રાણીઓ ઉપર ક્રોધાદિક વૃત્તિઓને લીધે મોહ પામે છે ૨૯ એ માયા આત્મવિચાર વિના બીજી જગાએ નિર્ભય રહે છે પરંતુ જ્યા આત્મવાદીઓ વારવાર આત્માનો વિચાર કરે છે, ત્યાં માયારૂપી ઢોંગ બુદ્ધિમા દાખલ થયો છે, એમ જણાય છે, અને તે કોઇ રીતે નિર્ભય થઇને ત્યા રહી શકતી નથી તેમ આત્મવિચાર આગળ માયાના આશ્રયવાળો વાદ તથા સંકલ્પવૃત્તિવાળું મન પણ રહેતું નથી ૩૦ તેમજ જ્યા ઇંદ્રિયો સાથે કર્મ નથી અને તે બંનેથી સાધ્ય એવુ કલ્યાણરૂપ ફળ નથી, તેમજ કર્મ, ઇંદ્રિયોનો સમુદાય, ફળ અને તે ત્રણેથી યુક્ત એવો અહંકારાત્મક જીવ પણ નથી, તેમ જ્યા બાધ્ય–બાધકનો નિષેધ છે, એવા પરબ્રહ્મમા વિવેકી પુરુષે અહંકારાદિક ઊર્મિઓનો ત્યાગ કરીને વિહાર કરવો ૩૧ આત્મા વિના બીજી વસ્તુ ઉપર પ્રેમ ન કરનાર અને 'નેતિ નેતિ' એવા નિગમ વાક્યવડે આત્મા બીજી સર્વ વસ્તુનો ત્યાગ કરવાની ઇચ્છાવાળા ભક્તજનો અનાત્મ પદાર્થોનો નિષેધ કરતા છેવટે આત્મસ્વરૂપને જ પરમ પદ કહે છે અને દેહાદિક ઉપર થયેલા અહંકારનો ત્યાગ કરીને એકાગ્ર ચિત્તવાળા મુમુક્ષુ પુરુષોએ જે સ્વરૂપનું હૃદયમા ધ્યાન કરીને જેનો યથાર્થ નિશ્ચય કર્યો છે ૩૨ જે પુરુષને દેહ અને ઘર ઉપર 'હું અને મારુ' એવું અભિમાન ન હોય તે જ વિષ્ણુના પરમપદને પામે છે ૩૩ બીજાના દુષ્ટ ભાષણો સહન કરે છે, પોતાનું કોઇ અપમાન કરે તોપણ તેનુ અપમાન કરે નહિ, અને આ દેહ ઉપર અભિમાન રાખી કોઇની સાથે વૈર કરે નહિ, તે પુરુષ તેવા આચરણોથી પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે ૩૪ જેના ચરણકમળના ધ્યાનથી હું આ ભાગવત નામની સંહિતા ભણ્યો છુ, તે અકુંઠિત બુદ્ધિવાળા ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર કરું છુ ૩૫

શૌનક પૂછે છે–હે શાતગુણી સુત ! વેદનાં આચાર્ય અને વ્યાસના શિષ્ય એવા મહાત્મા પૈલ આદિક ઋષિઓએ વેદના કેટલાક વિભાગ કર્યા છે, તે મને કહો ૩૬

સૂત પૌરાણિક કહે છે–હે શૌનક ! સમાધિ ચઢાવીને ભગવાનના ધ્યાનમા બેઠેલા પરમેષ્ઠી બ્રહ્માના હૃદયાકાશમાથી પ્રથમ નાદ ઉત્પન્ન થયો, જે નાદ

કાનમાં આંગળી ઘાલી બહારની વૃત્તિ બંધ કરવામાં આવે ત્યારે આપણા સાંભળવામાં આવે છે ૩૭ વળી યોગીઓ નાદબ્રહ્મની ઉપાસનાથી પોતાના અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવ મળનો નાશ કરી મોક્ષ પામે છે ૩૮ તે નાદમાથી અ, ઉ અને મ્, એમ ત્રણ માત્રાવાળો ૐકાર ઉત્પન્ન થાય છે, જે ૐકારની ઉત્પત્તિ સ્પષ્ટ જાણવામાં આવતી નથી, જે સ્વન હૃદયમાં પ્રકાશ પામે છે અને જે પરમાત્માને જણાવનારી તેની મૂર્તિ છે ૩૯ આ અસ્પષ્ટ ૐકારનું શ્રવણ તે પરમાત્મા છે તું કદાચ કહીશ કે તેને તો જીવ સાંભળે છે, ના તેમ નથી, કાનને બંધ કર્યા પછી કર્ણેન્દ્રિયની શ્રવણ વૃત્તિ બંધ પડે છે તે વખતે પણ પરમાત્મા ૐકારનું શ્રવણ કરે છે પરંતુ તે જીવ કે જેનું જ્ઞાન ઇંદ્રિયાધીન છે, તે શ્રવણ કરી શકતો નથી તેને તેનું શ્રવણ પરમાત્માદ્વારા થાય છે ઇન્દ્રિયોનો સમુદાય લય થયા છતાં આત્મા જ્ઞાનવાન છે, કારણ કે નિદ્રાધીન મનુષ્ય શબ્દને સાંભળી જાગ્રત થાય છે, ત્યારે ઇન્દ્રિયો લીન થવાથી જીવ સાંભળતો નથી, પરંતુ જે શબ્દ સાંભળીને જાગ્રત કરે છે, તે જ પરમાત્મા છે, અને ૐકારથી તે જ પરમાત્માનો વાચક છે હૃદયાકાશમાથી ઉત્પન્ન થયેલા ૐકારથી વૈખરી વાણી ઉત્પન્ન થાય છે. ૪૦ તે પોતાના આશ્રયરૂપ, પરમાત્મા, પરબ્રહ્મનો વાચક અને સર્વ યંત્રોનું સૂક્ષ્મરૂપ છે, કારણ કે તે વિકાર રહિત વેદોનું સનાતન બીજ છે ૪૧ હે શૌનક! તે અ, ઉ અને મ્ ત્રણ અક્ષરો છે આ ત્રણ વર્ણોએ અનુક્રમે સત્વ, રજ અને તમ ત્રણ ગુણો, ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ આ ત્રણ નામ, ભૂર્લોક, ભુવર્લોક, અને સ્વર્ગલોક આ ત્રણ અર્થ તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, આ ત્રણ વૃત્તિ ધારણ કરી છે. ૪૨ તે પછી ભગવાન બ્રહ્મદેવે અ, ઉ અને મ્ વર્ણોમાથી ય, ર, લ, વ, આ અંતઃસ્થ, શ, ષ, સ, આ ઉષ્મા, અ થી લઇને ઔ સુધી સ્વર, ક થી માંડીને મ સુધીના સ્પર્શ અને હ્રસ્વ તથા દીર્ઘ વગેરે અક્ષર ઉત્પન્ન કર્યાં. ૪૩ પછી બ્રહ્માએ અધ્વર્યુ વગેરે ચાર ઋત્વિજોથી કરવા યોગ્ય કર્મોનો પોતાના ઉપદેશ કરવાની ઇચ્છાથી પોતાનાં ચાર મુખે અક્ષર શાસ્ત્રમાથી ભૂર્ભુવ સ્વ એ ત્રણ વ્યાહૃતિઓ અને ૐકાર સાથે ચાર વેદો ઉત્પન્ન કર્યા ૪૪ ચારે વેદો પોતાના વેદાધ્યયનમા કુશળ એવા મરીચિમિશ્ર વગેરે પુત્રોને ભણાવ્યા પછી ધર્મોપદેષ્ટા ઋષિઓએ તે વેદો પોતાના પુત્રોને ભણાવ્યા ૪૫ પછી નિયમ પાળનારા શિષ્યોની પરંપરાથી ચારે યુગોમા અને દ્વાપરયુગને અંતે મહર્ષિઓએ તેના વિભાગ કર્યાં ૪૬ હૃદયમા વસનારી શ્રીહરિની પ્રેરણા ઉપરથી બ્રહ્મર્ષિએએ કાળના બળથી વીતતા સર્વ મનુષ્યોને ક્ષીણ આયુષ્યવાળા, બળહીન અને બુદ્ધિહીન થતાં જોઇને વેદના વિભાગ કર્યા ૪૭ હે શૌનક! આ વૈવસ્વત મન્વંતરમા બ્રહ્મા, શંકર વગેરે લોકપાળોએ ધર્મની રક્ષા કરવા, લોકનું રક્ષણ કરનાર ભગવાનની પ્રાર્થના કરી, તે ઉપરથી સમર્થ એવા ભગવાન માયાના અંશવડે પરાશરથી સત્યવતીમા અવતર્યા અને તેમણે વેદના ચાર ભાગ કર્યા ૪૮–૪૯ જેમ મણિના ઢગલાઓમાથી માણિક્યાદિક મણિઓને જુદા કાઢી તેના વિભાગ પાડવામા આવે, તેમ મંત્રોના સમુદાયરૂપ વેદમાથી જુદા મંત્રો કાઢીને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એવી ચાર સંહિતાઓ કરી ૫૦ હે શૌનક! મહા બુદ્ધિવાળા અને વ્યાપક વ્યાસે તે પછી ચાર શિષ્યોને બોલાવી તે સંહિતાઓમાથી એક એકને એક એક એમ બધી સંહિતાઓ ભણાવી ૫૧ પૈલને ‘બહવૃચા’ નામે ઋગ્વેદની સંહિતા ભણાવી, વૈશંપાયનને ‘નિગદ’ નામે યજુર્વેદની સંહિતા ભણાવી, ૫૨ જૈમિનિને સામવેદની ‘છંદોગ’ નામે સંહિતા ભણાવી, સુમંતુને ‘અથર્વાંગિરસી, નામે અથર્વણની સંહિતા ભણાવી ૫૩ હે શૌનક! પૈલ મુનિએ ઇદ્રપ્રમિતિ તથા બાષ્કલ નામે બે શિષ્યોને પોતાની સંહિતા ભણાવી બાષ્કલે પોતાની સંહિતાના ચાર વિભાગ કરીને બોધ્ય, યાજ્ઞવલ્ક્ય, પરાશર તથા અગ્નિમિત્રને ભણાવ્યા ઇન્દ્રપ્રમિતિએ માંડૂક્યને પોતાની સંહિતા ભણાવી ૫૪–૫૫ માંડૂક્યના પુત્ર શાકલ્યે પોતાની સંહિતાના પાંચ વિભાગ કરીને વાત્સ્ય મુદ્ગલ, શાલીય, ગોખલ્ય તથા શિશિરને ભણાવ્યા. ૫૭ શાકલ્યના શિષ્ય જાતૂકર્ણ્યે પોતાની સંહિ-

તાના ત્રણ વિભાગ કર્યા અને વૈદિક પદાર્થોના વ્યાખ્યાનરૂપ ચોથો ભાગ અલગ કરીને બલાક, પૈજ, વૈતાલ અને વિરજને ભણાવ્યો. ૫૮ બાષ્કલના પુત્ર બાષ્કલિએ ઉપર કહેલી શાખાઓમાથી 'બાલખિલ્ય,' સંહિતા રચી, તેણે બાલાયનિ, ભજ્ય તથા કાસારને ભણાવ્યા ૫૯ આ ઋગ્વેદની સંહિતાઓ ઉપર કહેલા ઋષિઓ ભણ્યા હતા આ વેદના વિસ્તારને સાભળીને મનુષ્ય સર્વે પાપમાથી છૂટે છે ૬૦ વૈશંપાયનના શિષ્યો યજુર્વેદ ભણ્યા હતા, તે પછી અધ્વર્યુ કહેવાતા તેઓએ પોતાના ગુરુને લાગેલુ બ્રહ્મહત્યા રૂપી પાતક મટાડનારુ વ્રત કર્યું હતું, તે ઉપરથી તેઓ ચરક કહેવાયા ૬૧ બ્રહ્મહત્યાનુ પ્રાયશ્ચિત્ત કરાવતા વૈશંપાયનના શિષ્ય યાજ્ઞવલ્કયે ગુરુને કહ્યુ કે, 'હે મહારાજ! આ થોડા બળવાળા શિષ્યો વ્રત કરશે, તેથી શુ સિદ્ધિ થશે? આ અતિશય કઠણ પ્રાયશ્ચિત્ત હુ એકલો કરીશ ૬૨ આમ ગુરુને કહેતા ગુરુ બોલ્યા કે, 'તુ બ્રાહ્મણોનુ અપમાન કરનારો છે, માટે મારે તારુ કામ નથી. મારી પાસે તું જે કંઈ ભણ્યો હોય તે મને પાછુ આપ, અને અહીંથી ચાલ્યો જા ' ૬૩ એટલે દેવરાતના પુત્ર યાજ્ઞવલ્કય યજુર્વેદના મંત્રોને ઓકી ત્યાંથી ચાલ્યા ગયા. પછી મુનિઓએ યજુર્વેદના મંત્રો પડેલા દીઠા ૬૪ તે વીણી લેવાની ઈચ્છાથી મુનિઓએ તેતર થઈ યજુર્વેદના મંત્ર સમુદાયને વીણી લીધો અને તેમાથી અતિ મનોહર એવી 'તૈત્તિરીય' નામની યજુર્વેદની શાખા બનાવી ૬૫ યાજ્ઞવલ્કયે ગુરુ પાસે પણ ન હોય તેવા વેદો મેળવવા ભગવાન સવિતાદેવની સ્તુતિ કરી ૬૬ હે સૂર્યદેવ! આપ આદિત્ય ભગવાનને હુ નમસ્કાર કરુ છું જરાયુજ, અંડજ વગેરે ચાર પ્રકારના પ્રાણીઓના સમૂહરૂપ આખા વિશ્વના હૃદયમા આત્મસ્વરૂપે અને બહારના ભાગમા ક્ષણ, લવ અને નિમેષથી વૃદ્ધિ પામેલા વર્ષોના સમુદાયરૂપી કાળરૂપે રહેલા છો, છતાં આકાશની પેઠે ઉપાધિના આવરણમા નથી આપ એકલા જ પ્રતિવર્ષે પાણીનું શોષણ કરી વરસાદથી આ લોકનો નિર્વાહ ચલાવો છો. ૬૭ વેદવિધિથી ત્રણે સમયે સ્તુતિ કરતા ભકતોના સર્વે પાપો, દુ ખો તથા અજ્ઞાનને બાળનાર, હે સૂર્ય! તમારુ મંડળ નિત્ય તપે છે, તેની સંમુખ અમે ધ્યાન કરીએ છીએ ૬૮ તમે સર્વમા અંતર્યામી આત્મા છો, તમે પોતાના આશ્રયરૂપ સ્થાવર જંગમાત્મક જીવના જડ મનને, ઇન્દ્રિયોને અને પ્રાણને પ્રેરણા કરો છો, તે તમને નમસ્કાર છે ૬૯ હે સૂર્ય! અતિ ભયંકર મુખવાળા, અંધકાર નામે ગ્રહે ગળી લીધેલા અને મરણ પામેલાની પેઠે અચેતન આ લોકને જોઈને આપ દૃષ્ટિથી તેઓને ઉઠાડીને નિરંતર કલ્યાણ કરનાર એવા સ્વધર્મરૂપ પરમાત્માની ઉપાસનામા પ્રવૃત્ત કરો છો આપ રાજાની પેઠે દુષ્ટ લોકોને ભય ઉત્પન્ન કરો છો ૭૦ વળી ઇંદ્રાદિક દશ દિગ્પાળો પોતપોતાના સ્થાનમા રહી કમળના કોશ સરખી અંજલિઓવડે આપને અર્ઘ્ય આપે છે, તે આપ ભગવાનને હું નમસ્કાર કરુ છું ૭૧ હે ભગવન્! આપ આવા છો, માટે બીજાઓએ યથાર્થ રીતે ન જાણેલા સારવાળા યજુર્વેદના મંત્રો જાણવાની ઈચ્છાથી હું આપના ચરણકમળની સેવા કરુ છુ ૭૨

સૂત કહે છે-આ પ્રમાણે સ્તુતિથી પ્રસન્ન થયેલા સૂર્યનારાયણે ઘોડાનુ રૂપ ધારણ કરી યાજ્ઞવલ્કય મુનિને આયાતયામ (કોઈ પણ દિવસ ભૂલાય નહિ તેવો) યજુર્વેદના મંત્રો શીખવ્યા. ૭૩ યાજ્ઞવલ્કયે તેમા પંદર શાખાઓ કરી, વાજસનેયી * નામે શાખા કાણ્વ, માધ્યંદિન વગેરે ઋષિઓ ભણ્યા. ૭૪ સામવેદનું ગાન કરનાર જૈમિનિને સુમંતુ નામે પુત્ર હતો, તેનો પુત્ર સુન્વાન હતો. બન્નેને જૈમિનિએ એક એક સંહિતા ભણાવી ૭૫ જૈમિનિને સુકર્મા નામે શિષ્ય હતો તેણે સામવેદરૂપી વૃક્ષની એક હજાર સંહિતાઓ રચી હજાર શાખાઓ કરી ૭૬ તે સુકર્મા પાસેથી કૌશલ્ય એવા હિરણ્યનાભ, પૌષ્યજી અને બ્રહ્મવેત્તાઓમા ઉત્તમ એવા આવંત્યે તેનો અભ્યાસ કર્યો ૭૭ પૌષ્યજીને અને આવંત્યને સામનુ ગાન કરનાર, પાચસે શિષ્યો હતા તેઓએ તેના વિભાગ કરી શિષ્યોને ભણા-

* 'વાજ'=કેશવાળી કહેવાય છે તે ઉપરથી 'વાજસનેયી' શાખા કહેવાઇ

વ્યા તે સર્વ ઉત્તરવાસી હતા, પણ કાળના યોગથી પૂર્વ દિશાના રહેનાર કહેવાયા. ૭૮ લૌગાક્ષિ, માગલિ, કુલ્ય, કુશીદ અને કુક્ષિ પૈષ્ય જીના શિષ્ય હતા તેઓએ સો સો સંહિતાઓ ગ્રહણ કરી ૭૯ હિરણ્યનાભના કૃત શિષ્યે ચોવીસ સંહિતાઓ પોતાના શિષ્યોને ભણાવી અને બીજી સંહિતાઓ જ્ઞાની આવત્ય ઋષિએ પોતાના શિષ્યોને ભણાવી ૮૦

**कृतो हिरण्यनाभस्य चतुर्विंशतिसंहिता: ।**
**शिष्य ऊचे स्वशिष्येभ्य शेषा आवन्त्य आत्मवान् ॥**

**इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे षष्ठोऽध्याय:**

# અધ્યાય ૭ મો.*

## અથર્વ અને પુરાણો.

**सूत उवाच**

**अथर्वविरसुमन्तुश्च शिष्यमध्यापयत्स्वकाम् ।**
**संहितां सोऽपि पथ्याय वेददर्शाय चोक्तवान् ॥**

સૂત કહે છે-હે શૌનક ! અથર્વવેદ જાણનાર સમંતુ ઋષિએ પોતાની સંહિતા કબંધને ભણાવી, કબંધે તેના બે વિભાગ કરી એક પથ્યકને અને બીજી વેદદર્શકને ભણાવી ૧ વેદદર્શીએ પોતાની સંહિતાની ચાર શાખાઓ કરીને શૌકલાનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયનિને ભણાવી. હવે હું તમને પથ્યના શિષ્યો કહું છું, તે સાભળો હે શૌનક ! કુમુદ, શુનક અને જાજલિ, આ ત્રણને પથ્યે પોતાની સંહિતાના ત્રણ વિભાગ કરીને ભણાવ્યા, તે ઉપરથી તેઓ અથર્વવેત્તા કહેવાયા. ૨ શુનકના બભ્રુ અને સૈંધવાયન બે શિષ્ય હતા, તેઓ બે સંહિતા ભણ્યા હતા સૈંધવાયન વગેરેના સાવર્ણ્યાદિક તથા નક્ષત્રકલ્પ, શાંતિકલ્પ, કશ્યપ ને આંગિરસ આદિ શિષ્યો હતા એ અર્થવેદના આચાર્ય હતા હવે હું તમને પુરાણના આચાર્યો કહું છું, તે સાભળો ૩-૪ હે શૌનક ! ત્ર્યય્યારૂણિ, કશ્યપ, સાવર્ણિ, અકૃતવ્રણ, વૈશંપાયન અને હારીત આ છ પુરાણના આચાર્યો હતા ૫ પ્રથમ વેદવ્યાસે પુરાણની છ સંહિતાઓ કરીને મારા પિતા રોમહર્ષણને ભણાવી, પછી વ્યાસના શિષ્ય એવા મારા પિતાના મુખથી ત્ર્યય્યારૂણિ આદિ છ શિષ્યોએ એક એક સંહિતાનું અધ્યયન કર્યું અને તે સર્વનો શિષ્ય હું, તે છએ સંહિતાઓ ભણ્યો. ૬ કશ્યપ, હું (સુત), સાવર્ણિ અને પરશુરામનો શિષ્ય અકૃતવ્રણ અમે ચારે જણાએ વ્યાસના શિષ્યની પાસે પુરાણની મૂળ ચાર સંહિતાઓ ભણ્યા છીએ. ૭ હવે હું તમને શ્રીશુક અને પરીક્ષિતના સંવાદમા કહેલા પુરાણોના લક્ષણો કહું છું–હે શૌનક ! બ્રહ્મર્ષિઓએ વેદ તથા શાસ્ત્રોને અનુસરીને પુરાણના લક્ષણો બાધ્યા છે, તે તમે શ્રવણ કરો ૮ આ વિશ્વનો સર્ગ, વિસર્ગ, વૃત્તિ, રક્ષા, મન્વંતર, વંશ, વંશજોનુ ચરિત્ર, સંસ્થા, હેતુ અને અપાશ્રય એવા દશ લક્ષણો જેમા હોય તેને વિદ્વાનો પુરાણ કહે છે કેટલાક આચાર્ય વળી એમ કહે છે કે–સર્ગ, વિસર્ગ, વંશ, વંશાનુચરિત અને મન્વંતર એ પાંચ લક્ષણયુક્ત હોય તે પુરાણ કહેવાય. તેમાં પણ વળી એક મહાપુરાણ અને બીજુ અલ્પ પુરાણ એવી વ્યવસ્થા છે જેમા દશે લક્ષણો હોય તે મહાપુરાણ અને જેમા પાંચ લક્ષણો હોય તે ઉપપુરાણ કહેવાય છે. ૯-૧૦ (હવે હું તમને સર્ગ વિસર્ગાદિકના લક્ષણો કહું છું) હે શૌનક ! પ્રકૃતિના ગુણોનો ક્ષોભ થવાથી તેમાથી મહત્તત્ત્વની, મહત્તત્ત્વથી ત્રણ પ્રકારના અહંકારની, તેનાથી શબ્દાદિ તન્માત્રાની, ઇન્દ્રિયોની, તેના દેવતાઓની અને પંચમહાભૂતની સૃષ્ટિ થાય, તે સર્ગ કહેવાય છે ૧૧ ઈશ્વરે સૃષ્ટિનું સામર્થ્ય જેને આપેલું છે એવા મહત્તત્ત્વાદિકમાથી ઉત્પન્ન થતો, પૂર્વ જન્મની વાસનાવાળો તથા એક બીજમાથી બીજુ બીજ ઉત્પન્ન થાય, તેમ પ્રવાહરૂપે ઉત્તરોત્તર વધતો કાર્યરૂપ ચરાચર પ્રાણીઓનો જે સમુદાય તે વિસર્ગ કહેવાય છે ૧૨ પ્રાણીઓની સામાન્ય રીતે સ્થાવર અને જંગમ પ્રાણીઓ આજીવિકા છે, તેઓમાં શાસ્ત્રના વચનોથી જે જે આજીવિકા હોય, તે તે તેની વૃત્તિ કહેવાય છે. ૧૩ પ્રત્યેક યુગમા પશુ, પક્ષી, મનુષ્ય, ઋષિ તથા દેવતાઓમા ભગવાન

* આ અધ્યાયમા અથર્વ વેદ અને પુરાણના વિભાગ તથા લક્ષણ કહેવામા આવશે

અવતારો ધારણ કરીને લીલા કરે છે અને જે અવતારોથી અધર્મીઓનો નાશ થાય, તે જગતની રક્ષા કહેવાય છે. ૧૪ મનુઓ, દેવતાઓ, મનુના પુત્રો ઈન્દ્ર, સપ્તર્ષિઓ અને શ્રીહરિના અંશાવતારો, આ છ વર્ગો પોતપોતાના અધિકાર પ્રમાણે વર્તે ત્યારે મન્વંતર કહેવાય છે ૧૫ બ્રહ્માથી ઉત્પન્ન થયેલા રાજાની ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની સંતતિને વંશ કહેવામા આવે છે, અને રાજાના શુદ્ધ ચરિત્રને વંશાનુચરિત્ર કહે છે. ૧૬ આ વિશ્વનો નૈમિત્તિક, પ્રાકૃતિક, નિત્ય અને આત્યંતિક, એમ ચાર પ્રકારનો માયાના સંબંધથી સ્વાભાવિક રીતે પ્રલય થાય તેને વિદ્વાનો સંસ્થા પણ કહે છે ૧૭ ચૈતન્યને મુખ્ય માનનારા કેટલાક અવિદ્યાને લીધે કર્મ કરનાર જીવને અનુશાયી કહે છે, અને ઉપાધિને મુખ્ય માનનાર કેટલાક અવ્યાકૃત કહે છે, તે લોકો અવિદ્યાથી મોહિત થઈ કર્મ કરનારો જીવ આ વિશ્વની ઉત્પત્તિ થવામા કારણરૂપ છે, માટે તેને 'હેતુ' એમ કહે છે ૧૮ જે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, એ ત્રણ અવસ્થામા જીવરૂપે રહેનારા છે અને માયાસ્વરૂપ એવા વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞરૂપ વૃત્તિમા તથા સમાધિ ઉપર જેનો અભાવ છે તેને આશ્રય કહે છે ૧૯ મૃત્તિકા જેમ પોતાના કાર્યરૂપ ઘટાદિક પદાર્થોમા વ્યાપક છે, છતા તેનાથી ભિન્ન છે, તેમ ગર્ભાધાનથી માંડી મરણ સુધી દેહની અવસ્થાઓમા અધિષ્ઠાનરૂપે બ્રહ્મ અનુસ્યુત છે અને તેનાથી ભિન્ન પણ છે, તથા સર્વ નામ રૂપોમા સત્તારૂપે બ્રહ્મ જ છે. તે અપાશ્રય કહેવાય છે ૨૦ આ રીતે પુરાણનાં દશ લક્ષણોનું વ્યાખ્યાન કર્યું હવે તેનું પ્રયોજન કહીશું પુરુષનુ મન જ્યારે રજોગુણ, સત્વગુણ અને તમોગુણની વૃત્તિરૂપ સંસારને સમજી, તેનો ત્યાગ કરી વિરામ પામે, ત્યારે આત્મજ્ઞાન થાય છે અને સંસારરૂપી અવિદ્યાથી તે પોતાની મેળે નિવૃત્ત થાય છે. ૨૧ આ પ્રમાણે લક્ષણોથી જણાતાં મહાપુરાણ તથા ઉપપુરાણ અઢાર છે. ૨૨ તેમનાં નામઃ-બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરુડપુરાણ, નારદીયપુરાણ, ભાગવત પુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ અને બ્રહ્માંડપુરાણ ૨૩-૨૪ હે શૌનક મુનિ ! વેદ વ્યાસે અને તેમના શિષ્યોએ તથા શિષ્યોના શિષ્યોએ તેનો વિસ્તાર કર્યો છે, એ તમને કહી બતાવ્યો. જે મનુષ્ય આ આખ્યાન બીજાને સંભળાવે અથવા તો સાભળે તેના બ્રહ્મતેજમા વધારો થાય છે ૨૫

ब्रह्मन्निदं समाख्यातं शाखाप्रणयनं मुनेः ।
शिष्यशिष्यप्रशिष्याणां ब्रह्मतेजो विवर्धनम् ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे सप्तमोऽध्यायः

## અધ્યાય ૮ મો.[$]

### માર્કણ્ડેય મુનિનું આખ્યાન.

श्रीशौनक उवाच

सूत जीव चिरं साधो वद नो वदतांवर ।
तमस्यपारे भ्रमतां नृणां त्वं पारदर्शनः ॥१॥

શૌનકે પૂછ્યુ-હે સૂત ! તમે ઘણો કાળ જીવો. હે વક્તાવર ! અપાર સસારમાં મનુષ્યોને તમે પાર પહોચાડનાર છો, માટે અમારા પ્રશ્નનો ઉત્તર આપો ૧ મૃકણ્ડના પુત્ર માર્કણ્ડેય ઋષિને લોકો ચિર જીવી કહે છે, ત્યારે જે આખા જગતનો નાશ કરે છે એવા કલ્પમા એક માર્કણ્ડેય કેવી રીતે જીવતા રહે છે ? ૨ તે તો અમારા કુળમા આ કલ્પમાજ ઉત્પન્ન થયા છે, કારણ કે તે હમણા ભૃગુકુળમા ઉત્તમ ગણાય છે. ભૃગુકુળના આરંભ પછી આજ સુધીમા કોઈ પણ જાતનો લય થતો નથી, માટે તે પ્રલય થતાં પણ અવશેષ રહેલા કેવી રીતે માની શકાય ? ૩ વળી એમ પણ સાભળવામા આવ્યુ છે કે માર્કણ્ડેય મુનિ પ્રલય સમયે સમુદ્રમા એકલા ફરતા હતા, એટલામા વડના પત્રમાં તેમણે એક અદ્ભુત બાળકને દીઠુ હતું, તો તે પ્રલયમા વડ વગેરે કેવી રીતે રહી શકે ? ૪ હે સૂત ! અમને આ મોટો સંદેહ છે અને તેનો ઉત્તર સાંભળવાની

[$] આ અધ્યાયમા માર્કણ્ડેયે કરેલી તપશ્ચર્યા, કામાદિકના મોહમાથી મુક્ત થવુ અને તેમણે કરેલી નારાયણની સ્તુતિ વગેરે કથા કહેવામા આવશે

ઉત્કંઠા છે. તમે મહાયોગી છો એટલુ જ નહિ, પરંતુ પુરાણોના જાણુ છો, માટે અમારા સંશયને દૂર કરો. ૫

સૂત કહે છે–હે મહાઋષિ! તમે આ પ્રશ્ન કર્યો તે લોકોની ભ્રાંતિ ટાળનારો છે, કારણ કે જે કથામા કલિયુગના મળનો નાશ કરનારી નારાયણની કથા છે. ૬ માર્કંડેય પિતાની પાસેથી અનુક્રમે ગર્ભાધાનથી માંડીને ઉપનયન સુધીના સસ્કારો પ્રાપ્ત કરીને વેદ ભણ્યા હતા અને પછી ધર્મની રીત પ્રમાણે તપ અને સ્વાધ્યાયમા પરાયણ રહેવા લાગ્યા. ૭ તે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવા લાગ્યા, માથે જટા, શરીર ઉપર વલ્કલ વસ્ત્ર, હાથમા કમણ્ડલ તથા દંડ, કંઠમા ઉપવીત, કેડે કટિમેખલા, પીઠ ઉપર ચર્મ, હાથમા માળા તથા દર્ભની ઝુડી ધારણ કરી ફરતા. ધર્મની વૃદ્ધિ માટે શાંત રહીને સવારે તથા સાયંકાળે અગ્નિમા, સૂર્યમા, ગુરુમા, બ્રાહ્મણમા તથા શરીરમા ભગવાનનું પૂજન કરતા. ૮–૯ સાજે તથા સવારે ભિક્ષા માગી લાવી ગુરુને આપતા અને ગુરુની આજ્ઞા મળતા મૌન રહી એક વાર ભોજન કરતા, તથા ગુરુની આજ્ઞા ન મળે તો ઉપવાસ કરતા ૧૦ આ પ્રમાણે માર્કંડેય એક લાખ વર્ષ સુધી સ્વાધ્યાયમા તત્પર રહી ભગવાનનુ આરાધન કરીને મહા દુર્જય એવા મૃત્યુને જીત્યા હતા. માર્કંડેયે મૃત્યુનો પરાજય કર્યો હતો, તેથી બ્રહ્મા, ભૃગુ, શંકર, દક્ષ, બીજા બ્રહ્માના પુત્રો, મનુષ્ય, દેવ, પિતૃઓ, તથા સર્વ પ્રાણીઓ અત્યંત આશ્ચર્ય પામ્યા ૧૨ આ રીતે તપ, સ્વાધ્યાય અને જીતેંદ્રિયપણાથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળતા માર્કંડેય રાગાદિક દોષથી રહિત થયેલા મનવડે ભગવાનનું ધ્યાન કરતા હતા ૧૩ આ રીતે મહાયોગથી ચિત્તને વશ કરીને ભગવાનનુ ધ્યાન કરતા માર્કંડેયને છ મન્વંતર જેટલો મોટો કાળ વ્યતીત થયો. ૧૪ આ સાતમા મન્વંતરમા તેમના તપની વાત જાણીને તેનાથી ભય પામેલા ઇન્દ્રદેવે તેમના તપમા વિઘ્ન કરવાનો આરંભ કર્યો ૧૫ ઇંદ્રે તે મુનિને તપમાથી ભ્રષ્ટ કરવા ગંધર્વો, અપ્સરાઓ, કામદેવ, વસંતઋતુ, મલયાચળનો પવન, લોભ તથા મદનને તેમના આશ્રમમા મોકલ્યા ૧૬ તેઓ હિમાચળના ઉત્તર પ્રદેશમા જ્યા પુષ્પભદ્રા નદી તથા ચિત્રશીલા હતી, ત્યા તેમના આશ્રમમા ગયાં. ૧૭ તે માર્કંડેયના પવિત્ર આશ્રમમા વૃક્ષો તથા લતાઓનો સમૂહ હતો પવિત્ર બ્રાહ્મણોના મંડળોથી પણ તે ભરપુર હતું તથા જ્યા પવિત્ર અને નિર્મળ જળાશયો હતા. ૧૮ મદોન્મત્ત ભમરાઓ ગુંજારવ કરતા હતા, મદમત્ત કોકિલાઓ કુહુ કુહુ કરતી હતી, મદમત્ત મયૂરો નટની પેઠે નાચતા હતા તથા પક્ષીઓના ટોળાથી તે ભરપુર હતું વળી તે આશ્રમમા હિમના બિંદુઓ લઈને આવતો પુષ્પોની સુગંધીવાળો અને કામની વૃદ્ધિ કરનારો પવન વાતો હતો ૧૯–૨૦ સાયંકાળે ચંદ્રમાના ઉદયવાળી વસંત ઋતુ પ્રગટ થઈ, જે વખતે કોમળ પાદડાવાળા અને ગુચ્છાવાળા ઝાડોના અને લતાઓના ઝુંડો પરસ્પર મળી ગયા ૨૧ આવા આશ્રમમા ધનુષ તથા બાણધારી કામદેવ ગાયન કરતા અને નૃત્ય કરતા, ગંધર્વો તથા અપ્સરાઓની સાથે આવીને દાખલ થયા ૨૨ તે ઇન્દ્રના સેવકોએ અગ્નિમા હોમ કરી, ધ્યાનથી નેત્રો મીંચીને બેઠેલા દેહધારી અગ્નિની પેઠે અસહ્ય તેજવાળા માર્કંડેયને દીઠા ૨૩ એટલે સ્ત્રીઓ તેમની આગળ નાચવા લાગી, ગંધર્વો ગાવા લાગ્યા તથા મૃદંગ, વીણા અને ઝાંઝ લઈને વગાડવા લાગ્યા ૨૪ તે સમયે કામે પોતાના ધનુષમાં શોષણ, દીપન, સંમોહન, તાપન તથા ઉન્માદન એમ પાંચ મુખવાળું અસ્ત્ર સાધ્યુ. તેમ વસંત, લોભ તથા બીજા ઇન્દ્રના સેવકો પણ માર્કંડેયના મનને કંપાવવા લાગ્યા ૨૫ જેની કમ્મર સ્તનના ભારથી લચી ગઈ હતી, એવી પુંજીકસ્થલી નામે અપ્સરા દડાથી રમવા લાગી, તે વેળા તેના કેશમાથી દેવ પુષ્પ ખરવા લાગ્યાં. તે ચારે તરફ દૃષ્ટિ કરતી અને ટપ્પો મારી દડાને કુદાવતા તેની કટિમેખલા તૂટી અને તેના શરીર ઉપરથી વસ્ત્ર ખસી ગયુ ૨૬–૨૭ તે વેળા કામદેવે માર્કંડેયને પોતાને વશ થયેલા જાણીને તેમની ઉપર બાણનો પ્રહાર કર્યો, પરંતુ ભાગ્યહીનનો ઉદ્યમ નિષ્ફળ જાય તેમ કામદેવનો પરિશ્રમ નિષ્ફળ

ગયો [૨૮] મુનિનું ઉપર પ્રમાણે અશુભ કરતા સર્વ લોકો માર્કંડેયના તેજથી બળવા લાગ્યા, અને બાળકો જેમ સર્પને જગાડી નાસી જાય, તેમ તેઓ ત્યાંથી નાસી ગયા. [૨૯] હે શૌનક ! આ રીતે ઇન્દ્રના અનુચરોએ પરાભવ કર્યા છતા માર્કંડેયને ક્રોધ ચઢ્યો નહિ, એ વાત મહાત્મા પુરુષના સબંધમાં આશ્ચર્યકારક જાણવી નહિ [૩૦] કામદેવને તેના ગણ સાથે નિસ્તેજ થયેલો જોઈ તથા પોતાના અનુચરો પાસેથી બ્રહ્મર્ષિ માર્કંડેયનો પ્રભાવ સાભળી ઇન્દ્રને આશ્ચર્ય લાગ્યુ. [૩૧] પછી ઉપર કહેવા પ્રમાણે તપશ્ચર્યા સ્વાધ્યાય અને જિતેંદ્રિયપણાથી મનને વશ કરનાર માર્કંડેય ઉપર અનુગ્રહ કરવા ભગવાન નારાયણ ત્યા પ્રગટ થયા [૩૨] તેમણે કંઠમા ત્રેવડુ જનોઈ, હાથમા કમડલુ, વાસનો દંડ, કમળકાકડીની માળા, જીવની રક્ષા માટે તેઓને દૂર કરવા સારુ સાવરણી, દર્ભની પુળી તથા વેદ ધારણ કર્યા હતા, શરીરનો વર્ણ શ્વેત તથા શ્યામ હતો, નેત્ર કમળના જેવા, ચાર ભુજાઓ ને શરીર ઉપર મૃગચર્મ ઓઢ્યુ હતું હાથમાં પવિત્રિઓ પહેરી હતી, અને તે સાક્ષાત્ તપોમય લાગતા હતા, તે પ્રકાશતી વિજળી જેવી પીળી કાંતિવાળા ને શરીરે ઉંચા હતા, દેવોએ પૂજેલા તથા વિષ્ણુના અવતારરૂપ તે હતા નર અને નારાયણ ભગવાનના દર્શન કરીને માર્કંડેય મુનિએ આદરથી ઉભા થઇ તેમને દંડવત્ પ્રણામ કર્યા,[૩૩–૩૫] નર નારાયણના દર્શનના આનંદથી માર્કંડેયનો દેહ, ઇંદ્રિયો અને મન શાંતિ પામ્યા, શરીર ઉપર હર્ષથી રોમાંચ થયાં અને નેત્રો આંસુથી ભરાઇ જવાથી નર નારાયણનાં દર્શન કરી શકયા નહિ [૩૬] પછી માર્કંડેય ઉભા થઇ, બે હાથ જોડી, સરળ થઇ, ઉત્કંઠાથી તેમનું આલિંગન કરતા હોય તેમ ગળગળા સ્વરથી નર–નારાયણને 'નમસ્કાર છે. નમસ્કાર છે,' એમ બોલ્યા [૩૭] પછી તે બન્નેને આસન આણી આપીને તેઓનાં ચરણ પખાળીને અર્ઘ્ય, ચંદન, ધૂપ તથા પુષ્પોવડે તેઓની પૂજા કરી. [૩૮] પછી કૃપા કરવાને તૈયાર થયેલા મહાત્મા મુનિ નર–નારાયણ સારી રીતે શાંત થઇ આસન ઉપર બેઠા, એટલે માર્કંડેયે ફરીને તેઓના ચરણમા પ્રણામ કરીને નીચે પ્રમાણે સ્તુતિ કરી. [૩૯]

માર્કંડેય કૃત સ્તુતિ—હે પરમાત્મા ! જેમની પ્રેરણાથી પ્રાણીઓનો, બ્રહ્માનો, શંકરનો તથા મારો પ્રાણ નિત્ય ચાલ્યા કરે છે, અને તેની પાછળ વાણી, મન તથા ઇંદ્રિયો ચાલે છે, તે આપની હુ કેવી રીતે સ્તુતિ કરી શકુ ? તમારા વિના બીજું કોઇ પણ સ્વતંત્ર નથી તથા તમે ચલાવાતા પ્રાણાદિકવડે સ્તુતિ કરનારાઓના આત્માના પણ બંધુરૂપ છો. [૪૦] જગતની રક્ષા કરવા જેમ અનેક અવતારો તમે ધારણ કરો છો, તેમ તમે આ બન્ને મૂર્તિઓ જગતની રક્ષા કરવા, દુઃખ ટાળવા તથા મોક્ષ આપવા ધારણ કરેલી છે, જેમ પાલન તમારું કામ છે, તેમ ઉત્પત્તિ તથા લય પણ તમારુ જ કામ છે કરોળીઓ જેમ મુખમાંથી લાળ કાઢીને પાછી સંકેલી લે છે, તેમ તમે પણ વિશ્વને ઉત્પન્ન કરીને પાછુ ગળી જાઓ છો [૪૧] રક્ષા કરનાર અને સ્થાવર જંગમના ઇશ્વર એવા આપના ચરણનું મૂળ, કે જેનો આશ્રય કરનારાને કર્મ, ગુણ તથા કાળના પાશ લાગી શકતા નથી, અને વેદના તાત્પર્યને જાણનાર મુનિઓ જેને હમેશ વેદના મંત્રોથી સ્તવે છે, અને ધ્યાન કરે છે, તે આપના ચરણને હુ વંદન કરુ છુ [૪૨] હે ઇશ્વર ! જેના માથા ઉપર કાળ ફર્યા કરે છે, એવા લોકોને મોક્ષરૂપી આપના ચરણના લાભ વિના બીજું કોઇ પણ નિર્ભય સ્થાન હોય એમ અમે જાણતા નથી જેનું જીવન બે પરાર્ધ વર્ષ સુધી રહે છે, તે બ્રહ્મા પણ આપની ભ્રુકુટીના પાતરૂપી કાળથી ડરે છે, તો તેણે રચેલા પ્રાણીઓ ડરે તેમાં શું ? [૪૩] માટે સ્વરૂપનું આવરણ કરનાર, નિષ્ફળ, તુચ્છ, નાશવંત અને અસત્ય હોવાથી સ્વરૂપથી ભિન્ન ન દેખાતા આ દેહાદિકના ભજનનો ત્યાગ કરી સત્ય જ્ઞાનસ્વરૂપ જીવના નિયંતા તથા સર્વથી જુદા એવા આપના ચરણને હુ સેવું છું પુરુષ જો આપની સેવા કરે તો મનોવાચ્છિત પામે છે. [૪૪] હે ઈશ ! હે જીવના બંધુ ! જગતની ઉત્પતિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ, સત્વગુણ, રજોગુણ

તથા તમોગુણ તમારી માયાએ રચેલા છે અને ગુણમય શરીરરૂપી લીલાઓ પણ તમે જ ધારણ કરો છો તેઓમા સત્વગુણમય શરીરની જે લીલા છે, તે જ મનુષ્યોને શાંતિ આપનાર છે તેનાથી દુ ખ, મોહ તથા ભય કદી ઉત્પન્ન થતા નથી ૪૫ સત્વગુણી મૂર્તિ જ કલ્યાણકારી છે માટે હે પ્રભો! કુશળ પુરુષો આ લોકમા તમારી શુદ્ધ અને સત્વ ગુણી નારાયણ નામની મૂર્તિને તથા તમારા ભક્તોના મનમા વાસ કરનારી શુદ્ધ સત્વગુણી નરમૂર્તિને ભજે છે, કારણ કે સત્વગુણી મૂર્તિનુ ભજન કરવાથી વૈકુંઠ લોક અને તેમા પણ અભય એવું આત્મસુખ મળે છે ૪૬ હે ભગવન્! આપ પુરુષરૂપ, વ્યાપક, વિશ્વમૂર્તિ, વિશ્વના ગુરુ, પરમ દૈવત, શુદ્ધમૂર્તિ, વાણીના નિયંતા અને વેદના પ્રવર્તક છો, નરમા ઉત્તમ એવા આપને હુ નમસ્કાર કરું છુ ૪૭ નિષ્ફળ એવા ઇંદ્રિયોના માર્ગોવડે વિક્ષિપ્ત બુદ્ધિવાળો અને આપની માયાવડે જેની બુદ્ધિ આવૃત્ત હોય એવો પુરુષ પોતાની ઇંદ્રિયોમા, પ્રાણોમા, હૃદયમા અને પદાર્થોમા નિયંતારૂપે રહેલા આપને જાણતો નથી, તે હુ આપને પ્રણામ કરુ છું કારણ કે, બ્રહ્મા પોતે પણ પ્રથમ અજ્ઞાની જ હતા, તેમને સર્વના ગુરુ આપની પાસેથી વેદનો અભ્યાસ કર્યા પછી જ આપના સ્વરૂપનુ જ્ઞાન થયુ હતુ ૪૮ હે મહારાજ! તમારા ગુપ્ત સ્વરૂપને દર્શાવનારુ તમારા સ્વરૂપનું જ્ઞાન વેદમા છે બ્રહ્માદિક વિદ્વાનો વેદ મૂકીને સાખ્ય યોગાદિકથી પ્રયત્ન કરવા છતા તમારા સ્વરૂપમા મોહ પામ્યા છે જે આપનો સ્વભાવ સાખ્ય વગેરે શાસ્ત્રના ભિન્ન ભિન્ન વાદોને અનુસરતો છે, કારણ કે, આપના સ્વરૂપનુ જ્ઞાન દેહાદિક સંઘાતથી ઢંકાયલુ છે, માટે આપ મહા પુરુષને હુ નમસ્કાર કરુ છુ ૪૯

यद्दर्शन निगम आत्मरह प्रकाश
मुह्यति यत्र कवयोऽजपरा यतत: ।
त सर्ववादविषयप्रति रूपशील
वंदे महापुरुषमात्मनिगूढबोधम् ॥४९॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कधे
अष्टमोऽध्याय:

# અધ્યાય ૯ મો. $

## માર્કણ્ડેયને પ્રત્યક્ષ દર્શન.

सूत उवाच

संस्तुतो भगवानत्थं मार्कण्डेयेन धीमता ।
नारायणो नरसख प्रीत आह भृगुद्वहम् ॥१॥

સૂત કહે છે–હે ઋષિઓ! માર્કંડેયે ઉપર કહ્યા પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી, એટલે નરના સખા નારાયણે પ્રસન્ન થઇને ભૃગુ વંશમા શ્રેષ્ઠ માર્કંડેયને કહ્યું કે, ૧ તમે ચિત્તને એકાગ્ર કરીને મારી અખંડ ભક્તિ કરી તથા તપશ્ચર્યા, વેદાધ્યન અને સંયમ રાખ્યો તેથી તમે સિદ્ધ થયા છો ૨ હે ઋષિ! તમારા નૈષ્ઠિક બ્રહ્મચર્યવડે અમે તમારી ઉપર પ્રસન્ન થયા છીએ, માટે વર આપનારાઓમા શ્રેષ્ઠ એવા બ્રહ્માની પાસે તમે ઇચ્છાનુસાર વર માગી લ્યો અને તમારુ કલ્યાણ થાઓ ૩ માર્કંડેય બોલ્યા–હે દેવેંદ્ર! આપે મને વરનુ પ્રલોભન બતાવ્યુ, તેટલાથીજ તમારો વિજય છે આપે દર્શન આપ્યા તેટલાથી જ મને વર મળી ચૂકયો છે ૪ બ્રહ્માદિક દેવતાઓ યોગાભ્યાસ કરીને સિદ્ધ થયેલા મનવડે તમારા ચરણારવિંદના દર્શનથી કૃતાર્થ થાય છે, ને મને આપ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયા તો પછી બીજો કયો વર મારે જોઇએ ૫ હે કમળનેત્ર! જે માયાથી બ્રહ્માદિ લોકપાળો સાથે મનુષ્યો વસ્તુમાં ભેદ જુએ છે, તે માયાને હું પ્રત્યક્ષ જોવાની ઇચ્છા રાખુ છુ. ૬

સૂત કહે છે–હે શૌનક મુનિ! આ પ્રમાણે માર્કંડેયે સ્તુતિ કરીને નર નારાયણની ઇચ્છા પ્રમાણે પૂજા કરી, એટલે ભગવાન નારાયણ 'તથાસ્તુ' કહી મંદ મંદ હસતા બદરિકાશ્રમમા ગયા અને મુનિ તે વિષયનુ ધ્યાન કરતા પોતાના આશ્રમમા જ રહ્યા, અને અગ્નિ, સૂર્ય, ચંદ્ર, પાણી, પૃથ્વી, વાયુ, આકાશ અને આત્મા, આ વસ્તુઓમા તથા સર્વ ઠેકાણે શ્રીહરિનું ધ્યાન કરતા માનસિક ઉપચારોથી તેમની

$ આ અધ્યાયમા ભગવાનની માયા જોવાની ઇચ્છાવાળા માર્કણ્ડેય મુનિને પ્રલય સમુદ્રમા વારવાર ડૂબતા તથા બહાર નિકળતા બાળક સ્વરૂપ ધારણ કરનારા ભગવાનના માયાવી બાળક સ્વરૂપના દર્શન થયા, તે કથા કહેવામા આવશે

પૂજા કરવા લાગ્યા અને કોઈવાર આનંદપ્રવાહમાં મગ્ન થઇને શ્રીહરિની પૂજા કરવી પણ વિસરી જવા લાગ્યા. ૭-૯ એકવાર મુનિ પુષ્પભદ્રાના તીર ઉપર સંધ્યાકાળે બેસી સાયં સંધ્યા કરતા હતા એટલામાં મહા પ્રચંડ પવન વહાવા માંડ્યો ૧૦ તે મહા પ્રચંડ શબ્દ કરતા પવનની પાછળ મહા ભયંકર મેઘમંડળો ચઢી આવ્યા, વિજળીઓ સાથે મોટી ગર્જનાઓ થવા માંડી અને થાંભલાઓના જેવી જાડી વર્ષાદની ધારાઓ જોરથી વર્ષવા લાગી ૧૧ તે વાયુના વેગથી ઉછળતા તરંગોથી તટનો નાશ કરતા ભયંકર સમુદ્રો ગર્જના કરતા, પૃથ્વીના તળને બુડાડતા જોવામાં આવ્યા સ્વર્ગ તથા પાતાળમાં ફેલાઈ ગયેલા પાણીથી, સૂર્યના પ્રચંડ કિરણોવડે તથા વિજળીઓવડે જગત અંદર અને બહારના ભાગમાં ત્રાસ પામી ગયું પૃથ્વી પાણીમાં ડુબી ગઈ તે જોઈને માર્કંડેય મુનિ ખિન્ન થયા ૧૨-૧૩ આ પ્રમાણે માર્કંડેય મુનિના દેખતા પાણીથી રસાતળ ભરાઇ ગયું, મહા પ્રચંડ વાયુના વેગથી પાણી ઉછળવા લાગ્યું, તરંગોથી ભયંકર દેખાતા સાગરે દ્વીપ, ખંડ અને પર્વતોની સાથે પૃથ્વી ઢાંકી દીધી ૧૪ હે શૌનક ! પૃથ્વી, આકાશ, સ્વર્ગ, નક્ષત્ર, ગણ તથા દિશાઓ સાથે ત્રણે લોક પાણીમાં ડુબી ગયા, તેમાં માત્ર એક મહા મુનિ માર્કંડેય બાકી રહ્યા તે મહા મુનિ પોતાની જટા છુટી મૂકીને આંધળા અને ગાંડાની પેઠે ચારે તરફ ભટકવા લાગ્યા. ૧૫ સમુદ્રના જીવ અને મોટા મચ્છો તેમને દુઃખ દેવા લાગ્યા, પાણીના તરંગો શરીર ઉપર અથડાવા લાગ્યા, ક્ષુધાથી તથા તૃષાથી તે અત્યંત ખિન્ન થઈ ગયા અને ચારે તરફ ભટકીને પરિશ્રમથી તે થાકી ગયા. તે ગાઢ અંધારામાં આવી પડ્યા અને તેમને આકાશનું કે પૃથ્વીનું ભાન રહ્યું નહિ ૧૬ કોઈ ઠેકાણે પાણીની મોટી ઘુમરીમાં તે પડતા હતા કોઇ ઠેકાણે તરંગોનો માર પડતો હતો, કોઈ ઠેકાણે એક બીજાનો નાશ કરતાં જળચર પ્રાણીઓ મુનિને કરડતાં હતાં, ૧૭ કોઈવાર શોક, કોઈવાર મોહ, કોઇવાર દુઃખ, કોઈવાર સુખ, કોઈવાર ભય તો કોઇવાર મૃત્યુની દશા આવતી અને વચ્ચે વળી વ્યાધિ વગેરેથી પણ પીડાતા હતા ૧૮ આ રીતે વિષ્ણુની માયામાં ઘેરાઇ ગયેલા અને પ્રલયના સમુદ્રમાં આમ તેમ ફરતા માર્કંડેય મુનિને એક શંકુ જેટલા વર્ષો તેમાં વીતી ગયાં ૧૯ આમ પ્રલયના સમુદ્રમાં ફરતાં એક દિવસે પૃથ્વીના ઉંચા પ્રદેશ ઉપર ફળોથી તથા લીલાં પાંદડાથી શોભતો એક નાનો વડ મુનિની દૃષ્ટિએ પડ્યો ૨૦ તેના ઇશાન ખુણાની શાખાના એક પાંદડા ઉપર એક બાળકને તેમણે સૂતેલો દીઠો તે પોતાની કાંતિથી અંધારાનો નાશ કરતો હતો. ૨૧ તેના શરીરનો રંગ ઇંદ્રનીલ મણિ જેવો શ્યામ હતો, મુખકમળ મનોહર હતું, કંઠ શંખની પેઠે ત્રણ આવલીવાળો હતો, છાતી પહોળી હતી, નાસિકા ઉંચી અને ભ્રૂકુટીનો મરોડ પણ મનોહર હતો. ૨૨ શ્વાસથી ઉડતા કેશ શોભાયમાન દેખાતા હતા. અંદરના ભાગમાં શંખની પેઠે ગોળાકાર સુંદર કાનમાં દાડમના ફૂલ હતા, પરવાળાના જેવા રાતા ઓઠની કાંતિથી અમૃત જેવું સ્વચ્છ મંદ હાસ્ય રતાશ ભરેલું હતું, ૨૩ નેત્રના છેડા કમળના ગર્ભ જેવા કોમળ હતા, મનને પ્રિય લાગે તેવું મનોહર, શ્વાસને લીધે હાલતા ઉદરપર પડેલી ત્રિવલિઓથી ઉંડી નાભી ચંચળતાવાળી હતી, ૨૪ અને મનોહર આંગળાવાળા બે હાથવતી તે પોતાનો ચરણ ધાવતો હતો. તે બાળકને જોઇ માર્કંડેય મુનિ આશ્ચર્ય પામ્યા ૨૫ તેના દર્શનથી પરિશ્રમ રહિત થયા અને હર્ષથી હૃદય તથા નેત્ર પ્રફૂલ્લિત થયા. આ અદ્‌ભુત વસ્તુ જોવાથી શંકા થઈ તેથી રોમાંચ થયા અને પછી ભયથી તે બાળકને જોવા તેની પાસે ગયા ૨૬ એટલામાં તો તેના નિઃશ્વાસની સાથે મુનિ મચ્છરની પેઠે તેના શરીરમાં પેસી ગયા અને તેમાં પણ તેમણે સર્વ જગત પ્રલયની પૂર્વે જેવી સ્થિતિમાં હતું તેવી સ્થિતિમાં જોયું, તેથી મોહ પામ્યા ૨૭ તેના શરીરમાં આકાશ, સ્વર્ગ, પૃથ્વી, તારાઓનો સમુદાય, પર્વતો, સમુદ્રો, દ્વીપો, ખંડો, દિશાઓ, દૈત્યો, વન, દેશ, નદીઓ, નગરો, ખાણો, ગામો, આશ્રમો, વર્ણાશ્રમની આજીવિકાઓ, પંચમહાભૂત, તેનાથી ઉત્પન્ન થયેલા પદાર્થો, અનેક યુગો તથા કલ્પની કલ્પના કરાવનારો કાળ અને

બીજું જે કંઈ વ્યવહારનું કારણું છે તે સર્વ જે સત્ય વસ્તુની સત્તાથી સત્યના જેવું ભાસે છે તે જોયું. ૨૮-૨૯ આ જોતાં હિમાલય, તેની ઉપર વહેતી પુષ્પવહા નદી અને તેના તીર ઉપર પોતાનો આશ્રમ તથા તેમાં રહેનારા ઋષિઓ પણ જોયા. માર્કણ્ડેય એ સર્વ જુએ છે એટલામાં તો તે બાળકના નિશ્વાસથી શરીરની બહાર નીકળી પડ્યા અને પાછા પ્રલય સમુદ્રમાં પડ્યા ૩૦ ત્યાં પૃથ્વીના એક ઢોળાવવાળા પ્રદેશ ઉપર એક વડ દીઠો અને તેના પાંદડા ઉપર એક બાળકને સૂતેલો દીઠો તેણે પ્રેમપૂર્ણ અમૃત જેવું મંદહાસ્ય કરી તેમની સામું જોયું ૩૧ પછી અત્યંત મુંઝાયેલા માર્કણ્ડેય પોતાના હૃદયમાં વાસ કરનાર ભગવાન રૂપ તેના દર્શન કરી પાસે ગયા કે, તરત યોગેશ્વર અને અંતર્યામી ભગવાન ભાગ્યહીન મનુષ્યના ઉદ્યમની પેઠે ત્યાંથી અંતર્ધાન થઈ ગયા ૩૨-૩૩ હે શૌનક! ભગવાનના અદ્રશ્ય થવા પછી તે વડ, પાણી તથા જગતનો પ્રલય પણ અદ્રશ્ય થયો અને માર્કણ્ડેય પ્રથમની માફક પોતાના આશ્રમમાં આવી રહ્યા ૩૪

तमन्वथ वटो ब्रह्मन् सलिलं लोकसम्प्लव ।
तिरोधायि क्षणादस्य स्वाश्रमे पूर्ववत्स्थित' ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे नवमोऽध्याय

## અધ્યાય ૧૦ મો. $

### શંકર અને માર્કંડેય.

सूत उवाच

स एवमनुभूयेद नारायणविनिर्मितम् ।
वैभवं योगमायायास्तमेव शरणं ययौ ॥

સૂત પુરાણિક બોલ્યા—હે શૌનક! માર્કંડેય, ભગવાને રચેલો યોગમાયાનો પ્રભાવ જોઈ ભગવાનને જ શરણે જઈને પછી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૧

માર્કણ્ડેય બોલ્યા—હે હરિ! હું શરણાગતને અભય આપનારા આપના ચરણને શરણે આવ્યો છું વિદ્વાનો પણ જ્ઞાનના જેવી લાગતી આપની માયાવડે મોહ પામે છે ૨

સૂત કહે છે—હે મુનિઓ! એટલામાં ભગવાન શંકર, ઉમા અને ગણ સાથે પોઠીઆ ઉપર બેસી ફરતા ફરતા ત્યાં આવ્યા. તેમણે તે જ સમાધિ ચઢાવી બેઠેલા માર્કંડેય મુનિને દીઠા ૩ પાર્વતીએ ઋષિને જોઇ શંકરને પૂછ્યું કે, હે મહારાજ! જ્યારે વાયુ વહાતો ન હોય ત્યારે સમુદ્રનું પાણી અને મગરમચ્છ વગેરેનો સમુદાય શાંત પડી જાય છે, તેમ આ બ્રાહ્મણનો દેહ, ઇન્દ્રિયો અને મન નિશ્ચળ થઈ ગયા છે તેની તરફ દૃષ્ટિ કરો અને એના તપને સફળ કરો! આપ સિદ્ધિ આપનારા છો ૪-૫

શંકર બોલ્યા—અવિનાશી પુરુષોત્તમ ભગવાનની પરમ ભક્તિનો લાભ થવાથી આ મહર્ષિ કોઈ પણ સુખની અથવા મોક્ષની ઇચ્છા કરતા નથી. ૬ તથાપિ હે ભવાનિ! આપણે આ મહાત્મા પુરુષની સાથે વાતો કરીએ, કારણ કે મનુષ્યોને મહાત્માઓનો સમાગમ મહા લાભદાયક કહેવાય છે ૭

સૂત કહે છે—સર્વ પ્રાણીઓના સ્વામિ અને ભક્તકુળના પતિ ભગવાન શંકર, ઉમાને આમ કહી માર્કંડેયની પાસે આવ્યા ૮ પરંતુ આ વેળા માર્કંડેય સર્વ વૃત્તિઓને રૂંધીને સમાધિમાં બેઠા હતા તેથી જગતના આત્મરૂપ તથા વિશ્વના ઇશ્વર, શંકર પાર્વતીના આગમનને તેમણે જાણ્યું નહિ, કારણ કે તે પોતાના દેહને તેમજ વિશ્વને વિસારી જઈ ઈશ્વર નિષ્ઠ થયેલા હતા ૯ ભગવાન શંકર, તે જાણીને યોગ માયાવડે વાયુ જેમ છિદ્રમાં પેસે, તેમ માર્કંડેય મુનિના હૃદયાકાશમાં પેઠા. ૧૦ માર્કંડેય મુનિ પોતાના હૃદયમાં અકસ્માત પ્રગટ થયેલા, પીળી જટાવાળા, ત્રણ નેત્રવાળા, દશ ભુજાવાળા, ઉન્નત શરીરવાળા, ઉગતા સૂર્ય જેવી તેજસ્વી, વાઘાંબર ધારણ કરનાર, ત્રિશૂળ, ધનુષ્ય, બાણ, તરવાર, ઢાલ, રુદ્રાક્ષમાળા, ડમરુ, કમાલ તથા ફરસી ધારણ કરનાર શ્રીશંકરના દર્શન કરીને 'આ શું! અને કેવી રીતે થયું!' એમ આશ્ચર્ય પામ્યા. તે પછી મુનિ સમાધિ ઉતારી, નેત્રો ઉઘાડ્

$ આ અધ્યાયમાં શંકરે પ્રગટ થઇ માર્કંડેયને વર આપ્યો અને સત્કાર કર્યો, એ કથા કહેવામાં આવશે.

ફીને જોવા લાગ્યા તો ત્રણ લોકના ગુરુ ભગવાન શંકરને તેમના ગણોની તથા ઉમાની સાથે દીઠા. મુનિએ રુદ્રને પ્રણામ કર્યા અને સ્વાગત વચનથી, આસનથી, પાદ્યથી, અર્ધ્યથી, ચંદનથી, પુષ્પની માળથી, ધૂપથી તથા દીપ અને નૈવેદ્યથી શ્રીશંકરની, ઉમાની અને તેમના ગણોની પૂજા કરી ૧૧-૧૫ અને કહ્યું કે, હે વ્યાપક પરમેશ્વર! આપ પોતાના પ્રભાવથી પૂર્ણ કામનાવાળા છો અને આપનાવડે આ જગત સુખી છે. આપનુ અમે શુ કાર્ય કરીએ તે કહો. ૧૬ કલ્યાણકારી, શાંતમૂર્તિ, સત્વગુણના અધિષ્ઠાતા, પરમ સુખ આપનાર આપને નમસ્કાર કરું છું રજોગુણ તથા તમોગુણને સેવ્યા છતા શાંત પ્રકૃતિવાળા આપને હુ નમસ્કાર કરુ છુ. ૧૭

સૂત કહે છે—આ પ્રમાણે માર્કંણ્ડેયે સ્તુતિ કરી કે પ્રસન્ન અંતઃકરણવાળા આદિદેવ શંકર, કે જે સત્પુરુષોના શરણરૂપ છે તે તેમની ઉપર પ્રસન્ન થયા અને નીચે પ્રમાણે બોલ્યા ૧૮

શંકર બોલ્યા—અમારી પાસેથી તમારે ઇચ્છા હોય તે વર માગો, કારણ કે બ્રહ્મા, વિષ્ણુ અને હુ, ત્રણે વર આપનારાઓના સ્વામી છીએ અમારુ દર્શન લોકોને સફળ થાય છે અને અમારા દર્શનથી મનુષ્ય મોક્ષ પામે છે ૧૯ જે બ્રાહ્મણો, સદ્ગુણી, શાંત ગુણવાળા, સંગરહિત, પ્રાણીઓની ઉપર દયા રાખનાર, અમારા એકાંત ભક્ત, વૈર રહિત તથા સમદૃષ્ટિવાળા છે, તેઓને લોકો સહિત લોકપાળો નમે છે, પૂજે છે તથા સેવે છે ભગવાન બ્રહ્મા તથા સર્વના ઈશ્વર શ્રી વિષ્ણુ પોતે પણ સેવે છે ૧૯-૨૧ તમારા સરખા સમદૃષ્ટિવાળા બ્રાહ્મણો મારે વિષે, વિષ્ણુમા, બ્રહ્મામા, પોતાને વિષે તથા લોકોમા ભેદદૃષ્ટિ રાખતા નથી, માટે અમે તમને ભજીએ છીએ. ૨૨ તીર્થો તીર્થો જ છે, ચેતન રહિત દેવતાઓની મૂર્તિઓ દેવતાઓ છે, પરંતુ આ તીર્થો તથા દેવતાઓ ઘણે કાળે પવિત્ર કરે છે અને તમે તો દર્શન થતા જ પવિત્ર કરો છો ૨૩ જેઓ ચિત્તની એકાગ્રતા, તપશ્ચર્યા, સ્વાધ્યાય તથા સંયમથી અમારા વેદમય સ્વરૂપને ધારણ કરે છે, તે બ્રાહ્મણોને અમે નમસ્કાર કરીએ છીએ. ૨૪ મહા પાપીઓ ને ચાડાલો તમારા ચરિત્ર સાભળ્યાથી તથા તમારાં દર્શન કરવાથી પવિત્ર થાય છે, ત્યારે તમારી સાથે સંભાષણ કરવાથી અમે પવિત્ર થઇએ એમા શુ આશ્ચર્ય! ૨૫

સૂત કહે છે— આ પ્રમાણે ચંદ્રશેખર શંકરનું ધર્મના રહસ્યથી ભરપુર તથા કાનને અમૃત સમાન લાગે એવુ વચન સાભળી માર્કંણ્ડેય પ્રસન્ન થયા. ૨૬ વિષ્ણુની માયાએ ઘણા કાળ સુધી ભમાવેલા અને અત્યંત મુઝવણમા આવી પડેલા માર્કંણ્ડેયનો દુઃખસમુદાય શંકરની વાણી રૂપી અમૃતવડે નાશ પામ્યો અને તે નીચે પ્રમાણે કહેવા લાગ્યા ૨૭

માર્કંડેય કહે છે- અહો! ઈશ્વરની લીલા મનુષ્યોના વિચારમા આવે નહિ તેવી છે લોકપાળો પણ જે લીલાને લીધે પોતાની સત્તામા રહેલા પ્રાણીઓને નમે છે તથા વખાણે છે. ૨૮ ધર્મના વક્તાઓ પ્રાણીએને ધર્મ ગ્રહણ કરાવવા ધર્માચરણ કરે છે, કોઈ ધર્માચરણ કરતો હોય તેને અનુમોદન આપે છે તથા ધર્મના વખાણ કરે છે. ૨૯ નટ વેષ ધારણ કરી પોતાના ચાકર વર્ગને પ્રણામ કરે છે તેથી જેમ તેના મહિમાને દૂષણ લાગતુ નથી તેમ આપ પોતાની માયાની વૃત્તિઓ વડે બીજાને પ્રણામ કરો, તેથી આપના મહિમાને હાનિ થતી નથી ૩૦ સ્વપ્નને જોનારો પુરુષ જેમ અનેક શરીર ઉત્પન્ન કરી, તેમા પ્રવેશ કરીને ઇંદ્રિયોથી કરવામા આવતી ક્રિયાઓ જાણે પોતેજ કરતો હોય તેમ કરે છે, એ પ્રમાણે આપ પણ મનવડે જગતને સરજી, તેમા પોતાના સ્વરૂપથી પ્રવેશ કરી ગુણોથી કરવામા આવતા હોવા છતા ક્રિયાના કર્તા હો, એવા દેખાવ છો, તે આપને હું નમસ્કાર કરુ છુ ૩૧ ત્રણ ગુણવાળા છતા પણ જે ગુણોના નિયંતા, સ્વરૂપ, અદ્વિતીય, ગુરૂસ્વરૂપ અને બ્રહ્મમૂર્તિ એવા આપને હુ નમસ્કાર કરું છુ ૩૨ હે વ્યાપક! તમારા સર્વ શ્રેષ્ઠ દર્શન કરતાં બીજો કયો વર માગુ? કારણ કે જે આપના દર્શન કરવાથી પુરુષ પૂર્ણ કામનાવાળો થાય છે ૩૩ હુ સર્વ કામનાથી પૂર્ણ અને ભકતોની કામનાને પુરનાર આપ પાસેથી એક વર માગુ છું, તે એ કે, 'ભગ-

વાન ઉપર, ભગવાનના ભક્તો ઉપર તથા આપ ઉપર મારી અવિચળ ભક્તિ રહેો ' ૩૪

સૂત બોલ્યા–આ પ્રમાણે માર્કંડેય મુનિએ પૂજેલા અને કોમળ વાણીથી સ્તવેલા ભગવાન શંકરે પાર્વતીની અનુમતિથી માર્કંડેયને આમ કહ્યુ ૩૫

શંકર બોલ્યા–હે મહર્ષિ ! તમારી સર્વ કામના પરિપૂર્ણ થાઓ કલ્પ સુધી તમારી કીર્તિ પવિત્ર થાઓ તથા તમે અજર અને અમર રહેો. ૩૬ હે બ્રાહ્મણ ! તમને બ્રહ્મતેજવાળાને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વસ્તુનું જ્ઞાન, વૈરાગ્યવાળુ વિજ્ઞાન તથા પુરાણનુ આચાર્યત્વ પ્રાપ્ત થશે ૩૭

સૂત કહે છે–આ પ્રમાણે મુનિને વર આપી શંકર, મુનિએ કરેલા તપશ્ચર્યાદિક કાર્યો તથા અનુભવેલો માયાનો પ્રભાવ પાર્વતીને કહી ત્યાથી ગયા. ૩૮ ભૃગુવંશમા ઉત્તમ માર્કંડેય મહાયોગના મહિમાને પ્રાપ્ત કરીને શ્રીહરિની એકાંતિક ભક્તિને પામ્યા. હજી પણ સાક્ષાત્ પોતાના શરીરથી જગતમા તે ફરે છે ૩૯ બુદ્ધિમાન માર્કંડેય મુનિનું આ ચરિત્ર તમને વર્ણવી બતાવ્યુ ૪૦ અમારા કુળમા ઉત્પન્ન થયેલા માર્કંડેય મુનિનુ વૃદ્ધ લોકો સાત કલ્પનુ આયુષ્ય કહે છે, તે વાતમા તમારા કહેવા પ્રમાણે વિરોધ આવતો નથી માર્કંડેય મુનિએ અનુભવેલા ભગવાનની માયાના અનેક કલ્પરૂપ વૈભવ ભગવાનની ઇચ્છાથી ફક્ત તેમને જ અકસ્માત દૃષ્ટિએ પડતા હતા પરંતુ તે પ્રમાણે સર્વની દૃષ્ટિએ પડયા નથી મનુષ્યની ઉત્પત્તિ તથા વિનાશ થાય છે, તે ભગવાનની માયા જ છે, એમ ન સમજનાર કેટલાક લોકો કહે છે કે, દેવતાના માપ પ્રમાણે બે હજાર યુગ થયા પછી વારંવાર ઉત્પત્તિ તથા પ્રલય થાય છે પરંતુ વિદ્વાનો કહે છે કે માર્કંડેય મુનિ માયાવી બાળકના શ્વાસોચ્છ્વાસમા સાત વાર તેના ઉદર માથી બહાર નિકળ્યા હતા અને સાત વાર પાછા અંદર ગયા હતા તેથી એક ક્ષણમા સાત કલ્પ થયા હતા આ મતમા કોઈ રીતે કહી પણ વિરોધ આવતો નથી ૪૧ હે શૌનક ! ભગવાનની માયાના વૈભવવાળુ આ માર્કંડેયનુ ચરિત્ર જે કોઈ કોઈને સંભળાવે અથવા સાભળે તેને કર્મવાસનારૂપી સંસાર પ્રાપ્ત થતો નથી. ૪૨

> य एवमेतद्भृगुवर्य वर्णितं
> रथांगपाणेरनुभावभावितम् ।
> संश्रावयेत् संशृणुयादु तावुभौ
> तयोर्न कर्माशयसंसृतिर्भवेत् ॥४२॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे दशमोऽध्यायः

# અધ્યાય ૧૧ મો. *

## મહાજનનું વર્ણન.

श्रीशौनक उवाच

> अथेममर्थं पृच्छामो भवंतं बहुवित्तमम् ।
> समस्ततंत्रराद्धांते भवान् भागवततत्त्ववित् ॥

શૌનકે પૂછ્યું–હે સૂત ! તમે બહુ શ્રુતોમાં શ્રેષ્ઠ છો, તે તમને અમે એક પ્રશ્ન પૂછીએ છીએ, કારણ કે તમે સર્વ તંત્રશાસ્ત્રોના સિદ્ધાંતને અને ભગવાનના તત્ત્વને જાણનાર છો. ૧ નિરાકાર ભગવાનની પૂજા કરવામા તાંત્રિક લોકો ભગવાનના પાદાદિક અંગો, ગરુડાદિક ઉપાંગો, ચક્રાદિક આયુધો તથા કૌસ્તુભાદિક આભૂષણો કેમ કલ્પે છે અને તે કયા તત્ત્વોથી કલ્પે છે, તે કહો, કારણ કે જે પૂજનની કુશળતાને લીધે મનુષ્ય અમર થાય છે ૨–૩

સૂત બોલ્યા–હે મુનિઓ ! ગુરુઓને પ્રણામ કરી વિષ્ણુની વિરાટ આદિક વિભૂતિઓ હુ તમને કહીશ. જે વિભૂતિઓ બ્રહ્માદિક આચાર્યોએ વેદોમા તથા તંત્રોમા વર્ણવી છે ૪ ભગવાન નિરાકાર છે, તોપણ તેમના અંગાદિકની કલ્પના પૃથ્વી વગેરે લોકવડે કરવામા આવેલી છે માયા, સૂત્ર, મહત્તત્ત્વ, અહંકાર તથા પાંચ તન્માત્રાઓમાથી અગિયાર ઇંદ્રિયો અને પાંચ ભૂતમય આ બ્રહ્માંડ ઉત્પન્ન થયેલુ છે, જે ચેતનરૂપી અધિષ્ઠાનવાળા બ્રહ્માંડમા પૃથ્વી વગેરે સર્વ લોકો જોવામા આવે છે ૫ આ બ્રહ્માંડની ઇશ્વરમા કલ્પના કરી

* આ અધ્યાયમા મહા પુરુષનુ વર્ણન કરવામા આવશે

તેથી તેને ઇશ્વરના દેહરૂપ માનવામા આવે છે, પૃથ્વીને તેના ચરણરૂપ માનવામાં આવે છે, સ્વર્ગને મસ્તકરૂપ, આકાશને નાભિરૂપ, સૂર્યને નેત્રરૂપ, વાયુને નાસિકારૂપ, દિશાઓને કાનરૂપ, પ્રજાપતિને ઉપસ્થરૂપ, મૃત્યુને પાયુરૂપ, લોકપાળોને હાથરૂપ, ચંદ્રને મનરૂપ, યમને ભ્રુકુટીરૂપ, લાજને ઉપરના ઓઠરૂપ, લોભને નીચલા ઓઠરૂપ, ચન્દ્રિકાને દાંત રૂપ, ભ્રાન્તિને હાસ્યરૂપ, વૃક્ષોને રુવાંરૂપ તથા વાદળાને કેશરૂપ માનવામા આવે છે ૧-૮ આવા એક બ્રહ્માંડરૂપ પરમાત્માના શરીરનુ ધૂપ, દીપ વગેરેથી પૂજન થઈ શકે નહિ, તેમ તેનુ સામટું ધ્યાન પણ થઈ શકે નહિ માટે ધાતુ વગેરેની મૂર્તિમાં પરમાત્માના દેહની તથા અવયવોની કલ્પના કરી, તેનુ પૂજન તથા ધ્યાન કરવામા આવે છે. બ્રહ્માંડરૂપી પુરુષનું જેવુ માપ છે તથા તેની જેવી સ્થિતિ છે, તેવુ માપ તથા તેવી સ્થિતિ નાની મૂર્તિમા માનવામા આવે છે ૯ અજન્મા પરમાત્માની મૂર્તિ જે કૌસ્તુભમણિ ધારણ કરે છે, તે શુદ્ધ ચૈતન્યને ધારણ કરે છે અને વ્યાપક પરમેશ્વર વક્ષ સ્થળમા જે શ્રીવત્સનું ચિહ્ન ધારણ કરે છે, તે શુદ્ધ ચૈતન્યની વ્યાપક પ્રભાથી થયેલા જીવને ધારણ કરે છે, એમ માનવામા આવે છે ૧૦ વનમાળાને ધારણ કરે છે, તે પોતાના નાના પ્રકારના ગુણવાળી માયાને ધારણ કરે છે. પીતાંબર, વેદ અને ઉપવીત, તે ૐકારને ધારણ કરે છે એમ જાણવુ ૧૧ વળી પરમાત્માને સાંખ્ય તથા યોગ નામના બે મકરાકાર કુંડળો અને બ્રહ્મલોકરૂપી સર્વ લોકોને અભય આપનારો મુગટ છે ૧૨ તે જેની ઉપર બિરાજે છે તથા જેને પ્રધાનરૂપ અનંત નામનું આસન કહે છે, તે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય વગેરે શક્તિયુક્ત કમળને સત્વગુણ કહે છે ૧૩ તેઓ મનનુ સામર્થ્ય, ઇંદ્રિયોનું સામર્થ્ય અને દેહના બળ-સામર્થ્યથી યુક્ત મુખ્ય તત્ત્વ જે પ્રાણ તે રૂપી ગદાને ધારણ કરે છે પાણીના તત્ત્વરૂપી ઉત્તમ શંખને ધારણ કરે છે, તેજના તત્ત્વરૂપી સુદર્શન ચક્રને ધારણ કરે છે, આકાશનાં તત્ત્વરૂપી કાળા રંગના ખડ્ગને ધારણ કરે છે, અંધકારરૂપી ઢાલ, કાળરૂપી શાર્ઙ્ગ ધનુષ અને બાણો રાખવા માટે કર્મમય ભાથો ધારણ કરે છે ૧૪-૧૫ ઇંદ્રિયોને ભગવાનનાં બાણો, ક્રિયાયુક્ત મનને રથ, પાંચ તન્માત્રાઓને રથનું બહારનુ રૂપ અને ભગવાને ધારણ કરેલી મુદ્રાઓવડે વરદ, અભય, વગેરે રૂપો ધારણ કરે છે. મુદ્રાઓવડે ભાવના કરીને ભગવાનની પૂજા કરવી. ૧૬ દેવપૂજાના સ્થાનમા સૂર્યમંડળની અથવા અગ્નિકુંડની ભાવના કરવી ગુરુએ આપેલી મંત્રની દીક્ષામા પોતાના પૂજ્યપણાની ભાવના કરી વિષ્ણુની પૂજા કરવી પાપોને નાશ કરવા માટે જ એવી ભાવના કરવી ૧૭ ભગવાને હાથમા જે ક્રીડાકમળ ધારણ કર્યું છે, તે છ ઐશ્વર્યો છે વળી ભગવાને ધર્મરૂપી ચામરને અને કીર્તિરૂપી પંખાને ધારણ કર્યો છે ૧૮ તાપનો નાશ કરનારુ તથા સર્વ ઠેકાણેથી નિર્ભય એવુ વૈકુંઠ સ્થાન ભગવાનનું ઘર છે, ઋક્, યજુસ્ અને સામ એ ત્રણ વેદ ભગવાનનું વાહન છે ૧૯ આત્મસ્વરૂપની સાથે ચિદ્રૂપનો અભેદ હોવાને લીધે લક્ષ્મી, એ આત્મસ્વરૂપ શ્રીહરિની અવિચળ શક્તિ છે પંચરાત્ર વગેરે આગમમા પ્રસિદ્ધ વિશ્વક્સેન ભગવાનના પાર્ષદોના અધિપતિ છે અને અણિમાદિક સિદ્ધિરૂપ આઠ ગુણો શ્રીહરિના નંદાદિક આઠ દ્વારપાલ છે ૨૦ હે શૌનક! વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આમ ચાર મૂર્તિરૂપે ભગવાન નારાયણ પોતે જ છે, માટે ભગવાન તે મૂર્તિરૂપે ઉપાસના કરવા યોગ્ય છે, એમ કહેવાય છે ૨૧ ભગવાન વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીય નામે કહેવાય છે, તેમાં પહેલી જાગ્રદાવસ્થારૂપ વિષયો ઉપરથી, બીજી સ્વપ્નાવસ્થારૂપ મન ઉપરથી, ત્રીજી સુષુપ્તિરૂપ અજ્ઞાન અવસ્થા ઉપરથી અને ચોથી આ ઉપરની ત્રણે અવસ્થાના સાક્ષીપણાથી ભાવના કરવામાં આવે છે ૨૨ ભગવાન અંગ, ઉપાંગ, આયુધ અને આભૂષણોથી યુક્ત છતા વાસુદેવાદિક ચારમૂર્તિવાળા વિશ્વ, તૈજસ વગેરે ચાર સ્વરૂપોને ધારણ કરે છે, તોપણ તેમા જીવપણુ ગણાતું નથી, કારણ કે શ્રીહરિ સર્વના નિયંતા છે ૨૩ ભગવાન વેદના પ્રવર્તક છે, સ્વયંપ્રકાશ છે અને પોતાના પ્રભાવથી પરિપૂર્ણ છે તે પોતાની માયાવડે જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે અને સંહારે છે. તે અપરિચ્છિન્ન

જ્ઞાનવાળા છે, તોપણ શાસ્ત્રમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર નામથી ભિન્ન ભિન્ન સ્વરૂપ હોય તેવું તેમનું વર્ણન છે, પરંતુ તે વસ્તુતાએ ભિન્ન નથી માટે ભક્તિમા પરાયણ એવા પુરુષો અંતઃકરણમાં આત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે. ૨૪ ગોપીઓના મંડળે અને નારદાદિક ભક્તોએ જેની પવિત્ર કીર્તિનું ગાન કરેલુ છે એવા હે ગોવિંદ ! અમારૂ ભક્ત જનોનું રક્ષણ કરો ! જે પુરુષ પ્રભાતે ઉઠી, સ્નાનાદિકથી શુદ્ધ થઈ, ભગવાનમા ચિત્ત રાખી આ મહા પુરુષનાં લક્ષણોનું ધ્યાન કરે તે હૃદયમા વાસ કરનાર પર બ્રહ્મને જાણે છે ૨૬

શૌનકે પૂછ્યુ –હે સુતપુરાણી ! હે ઇતિહાસજ્ઞ ! શુકદેવજીએ શ્રવણ કરતા પરીક્ષિત રાજાને પંચમ સ્કંધમા સૂર્ય સંબંધી, ઋષિ, ગન્ધર્વ, અપ્સરા, નાગ, યક્ષ, રાક્ષસ અને દેવ, એ પ્રમાણે સાત સાતનો ગણ પ્રત્યેક મહીનામા બદલાય છે, એમ કહ્યું હતું, ૨૭ માટે તે પ્રત્યેકના અધિપતિ સૂર્યોના નામોની સાથે તે તે ઋષિ વગેરેના નામો તથા કર્મો અમને કહો, કારણ કે અમે સૂર્ય સ્વરૂપ શ્રીહરિના ગણોને સાભળવાની ઇચ્છા રાખીએ છીએ ૨૮

સૂત કહે છે–હે શૌનક ! પ્રાણીઓના આત્મારૂપ વિષ્ણુ તેની અનાદિ માયાએ નિર્માણ કરેલા અને લોકોનો વ્યવહાર ચલાવનાર સૂર્યનારાયણ સર્વ લોકોમાં ફરે છે. ૨૮ સર્વે લોકોના આત્મારૂપ અને સૃષ્ટિના આદિ કર્તા તથા આત્મારૂપ શ્રીહરિ પોતે સૂર્યનારાયણની મૂર્તિ છે. ૨૯ સૂર્યસ્વરૂપ શ્રીવિષ્ણુ સર્વ વેદમા કહેલી ક્રિયાઓના મૂળરૂપ છે, માટે કેટલાક ઋષિઓ તે ક્રિયાઓની ઉપાધિને લીધે અનેક પ્રકારથી શ્રીવિષ્ણુનુ વર્ણન કરે છે ૩૦ શ્રીહરિ, માયાને લીધે નીચે પ્રમાણે નવ પ્રકારના છે પ્રાત., મધ્યાહ્ન વગેરે કાળ, ઉચો નીચો વગેરે દેશ, અનુષ્ઠાન, બ્રાહ્મણ વગેરે કર્તા, સ્રુચ વગેરે સાધન, યજ્ઞ આદિક ક્રિયા, વેદના મંત્રો, વ્રીહિ વગેરે દ્રવ્યો અને સ્વર્ગ વગેરે ફળો, એ બધું નવ પ્રકારનું છે ૩૧ તે કાળરૂપ ધારણ કરનાર ભગવાન સૂર્ય લોકના વ્યવહારને માટે બાર ગણોને સાથે લઈને ચૈત્ર આદિક બાર મહીનામાં ફરે છે. ૩૨ હે શૌનક ! ધાતા નામે સૂર્ય પુલસ્ત્ય નામે ઋષિ, તુંબરુ ગંધર્વ, કૃતસ્થલી અપ્સરા, વાસુકી નાગ, રથકૃત યક્ષ અને હેતી રાક્ષસ સાથે પોત પોતાનું કાર્ય કરતા ચૈત્ર માસમાં ભ્રમણ કરે છે. ૩૩ અર્યમા સૂર્ય, પુલહ ઋષિ, નારદ, ગંધર્વ, પુંજીકસ્થલી અપ્સરા, કચ્છનીર નાગ, અથૌજા યક્ષ અને પ્રહેતિ રાક્ષસ સાથે વૈશાખ માસમાં ભ્રમણ કરે છે ૩૪ મિત્ર સૂર્ય, અત્રિ ઋષિ, હાહા ગંધર્વ, મેનકા અપ્સરા, તક્ષક નાગ, રથસ્વન યક્ષ અને પૌરુષેય રાક્ષસ સાથે જ્યેષ્ઠ માસમા ભ્રમણ કરે છે ૩૫ વરુણ સૂર્ય, વસિષ્ઠઋષિ, હુહુ ગંધર્વ, રંભા અપ્સરા, શુક્ર નાગ, સહજન્ય યક્ષ અને ચિત્રસ્વન, રાક્ષસ આષાઢ માસમા ભ્રમણ કરે છે, ૩૬ ઇંદ્ર સૂર્ય, અંગિરા ઋષિ, વિશ્વાવસુ, ગંધર્વ, પ્રમ્લોચા અપ્સરા, એલાપત્ર નાગ, શ્રોતા યક્ષ અને વર્ય રાક્ષસ, શ્રાવણ માસમા ભ્રમણ કરે છે. ૩૭ વિવસ્વાન સૂર્ય, ભૃગુ ઋષિ, ઉગ્રસેન ગંધર્વ, અનુમ્લોચા અપ્સરા, શંખપાલ નાગ, આસારણ યક્ષ અને વ્યાઘ્ર રાક્ષસ ભાદરવામા ભ્રમણ કરે છે. ૩૮ પૂષા સૂર્ય, ગૌતમ ઋષિ, સુષેણ ગંધર્વ, ઘૃતાચી અપ્સરા, ધનંજય નાગ, સુરુચિ યક્ષ અને વાત રાક્ષસ માઘ માસમા ભ્રમણ કરે છે ૩૯ પર્જન્ય નામે સૂર્ય, ભરદ્વાજ ઋષિ, વિશ્વ ગંધર્વ, સેનજીત્ અપ્સરા, ઐરાવત નાગ, ક્રતુ યક્ષ અને વર્ચા રાક્ષસ ફાગણ માસમા ભ્રમણ કરે છે. ૪૦ અંશ નામે સૂર્ય, કશ્યપ ઋષિ, ઋતસેન ગંધર્વ, ઉર્વશી અપ્સરા, મહાશંખ નાગ, તાર્ક્ષ્ય યક્ષ અને વિદ્યુચ્છત્રુ રાક્ષસ માર્ગશીર્ષ માસમા ભ્રમણ કરે છે ૪૧ ભગ સૂર્ય, આયુર્ ઋષિ, અરિષ્ટનેમી ગંધર્વ, પૂર્વચિત્તિ અપ્સરા, કર્કોટક નાગ, ઉર્ણ યક્ષ અને સ્ફૂર્જ રાક્ષસ પોષ માસમા ફરે છે ૪૨ ત્વષ્ટા સૂર્ય, જમદગ્નિ ઋષિ, ધૃતરાષ્ટ્ર ગંધર્વ, તિલોત્તમા અપ્સરા કંબલ નાગ, શતજીત યક્ષ અને બ્રહ્મોપેત રાક્ષસ આશ્વિન માસમા ફરે છે. ૪૩ વિષ્ણુ સૂર્ય, વિશ્વામિત્ર ઋષિ, સૂર્યવર્ચા ગંધર્વ, રંભા અપ્સરા, અશ્વતર નાગ, સત્યજીત યક્ષ અને મખાપેત રાક્ષસ કાર્તિક માસમા ફરે છે ૪૪ હે શૌનક ! ભગવાન સૂર્યનારાયણની વિભૂતિઓને પ્રતિ દિવસ સવારે ને સાંજે જે મનુષ્ય ગાય તેઓના પાતક ટળે છે.

૪૫ સૂર્ય નારાયણ પોતાના ગંધર્વાદિક ગણોની સાથે બાર માસમાં ચારે તરફ ફરતા મનુષ્યોને આલોકમાં અને પરલોકમા સદ્‌બુદ્ધિ આપે છે ૪૬ ઋષિઓ તે સૂર્યને પ્રકાશનાર ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રોવાળી સ્તુતિ એસ્તવે છે, ગંધર્વ તેમનો ગુણ ગાય છે, અપ્સરાઓ તેમની આગળ નાચે છે, ૪૭ નાગો તેમના રથોને મજબુત બાધે છે, યક્ષો તેમના રથને જોડી તૈયાર કરે છે, અને રાક્ષસો પછવાડેથી ઠેલે છે ૪૮ સાઠ હજાર વાલખિલ્યપ્ર બ્રર્ષિઓ સૂર્યના સામુ મુખ રાખી સ્તુતિના મંત્રોવડે વ્યાપક એવા સૂર્યની સ્તુતિ કરે છે ૪૯ હે શૈનક ! આદિ અંત રહિત અને અજન્મા ભગવાન શ્રીહરિ પ્રત્યેક કલ્પમા પોતાના સ્વરૂપના વિભાગો પાડી લોકોનુ રક્ષણ કરે છે ૫૦

एवं ह्यनादिनिधनो भगवान् हरिरीश्वरः ।
कल्पे कल्पे स्वमात्मानं व्यूह्य लोकानवत्यज. ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कन्धे एकादशोऽध्यायः

# અધ્યાય ૧૨ મો.[§]

## શ્રીમદ્ ભાગવતની અનુક્રમણિકા.

सूत उवाच

नमो धर्माय महते नमः कृष्णाय वेधसे ।
ब्राह्मणेभ्यो नमस्कृत्य धर्मान्वक्ष्ये सनातनान् ॥

સૂતપૌરાણિ કહે છે-હે શૈનક ! શ્રીહરિની ભક્તિરૂપી મહા ધર્મવાળા શ્રીકૃષ્ણને નમસ્કાર છે, જગતના કર્તા શ્રીકૃષ્ણને ને ગુરુ વેદવ્યાસને પણ નમસ્કાર છે હવે બ્રાહ્મણોને નમસ્કાર કરી આ પુરાણમાં કહેલા સનાતન ધર્મોનુ હું વર્ણન કરુ છું. ૧ હે બ્રાહ્મણો ! તમે મને જે પ્રશ્ન કર્યો હતો, તેના ઉત્તરમાં મનુષ્યોમા પુરુષાર્થને આપવા યોગ્ય એવુ શ્રીવિષ્ણુનુ અદ્‌ભુત ચરિત્ર તમને મે કહી સંભળાવ્યુ. ૨ આ શ્રીમદ્‌ભાગવતમા સર્વના પાપને હરનાર, ભક્તોનુ રક્ષણ કરનાર, સર્વેન્દ્રિયના ઇશ્વર તથા ષડૈશ્વર્યસંપન્ન નારાયણનુ વર્ણન કર્યું છે ૩ વળી આ પુરાણમા જેમનાથી જગતની ઉત્પત્તિ તથા જેમને વિષે તેનો લય છે, એવા નિર્ગુણ પરબ્રહ્મનુ અપરોક્ષ જ્ઞાન તથા તેને પ્રકાશ કરનાર સાધનો બતાવેલાં છે. ૪ વળી આમા સાધ્ય-સાધનરૂપ ભક્તિયોગ અને તેનાથી થનારો વૈરાગ્ય છે

પ્રથમ સ્કંધમા પરીક્ષિત રાજાનું જન્માદિક ઉપાખ્યાન અને તેની પ્રસ્તાવના માટે નારદનું ઉપાખ્યાન કહેલુ છે. ૫ પછી બ્રાહ્મણના શાપથી રાજર્ષિ પરીક્ષિતે કરેલુ આસન વ્રત છે પછી બ્રાહ્મણોમા ઉત્તમ શુકદેવ અને પરીક્ષિત રાજાનો સંવાદ છે ૬ દ્વિતીય સ્કંધમા યોગધારણાવડે ઉપરના લોકોની ગાત, નારદનો તથા બ્રહ્માનો સંવાદ, અવતારોનુ વર્ણન અને મહત્તત્ત્વાદિકના અનુક્રમે પ્રધાનના કાર્યરૂપ વિરાટ પુરુષની ઉત્પત્તિ છે. ૭ તૃતીય સ્કંધમા વિદુર તથા ઉદ્ધવનો સંવાદ, પુરાણની સંહિતાવિષે પ્રશ્નો, પ્રલય સમયે મહા પુરુષની સ્થિતિ, ૮ પ્રકૃતિથી થતો ગુણ-ક્ષોભ, મહત્તત્વ, અહંકાર અને પાચ મહાભૂતો, આ સાત વિકૃતિઓ તેની ઉત્પતિ અને વિકારોની ઉત્પત્તિ છે, અને જેને વિષે વિરાટ ભગવાન વ્યાપી રહેલા છે એવા બ્રહ્માડની તેમનાથી ઉત્પત્તિ કહેલી છે. ૯ પછી સ્થૂલ અને સૂક્ષ્મ કાળનું સ્વરૂપ, કમળની ઉત્પત્તિ, સમુદ્રમાથી પૃથ્વી નો ઉદ્ધાર, હિરણ્યાક્ષના નાશનુ વૃત્તાત, ૧૦ દેવ, પશુ, પક્ષી, મનુષ્ય ઇત્યાદિની ઉત્પત્તિ તથા રુદ્રની સૃષ્ટિ વર્ણવેલી છે. પછી અર્દ્ધનારીશ્વરની ઉત્પત્તિ, જેના અર્ધ ભાગમાથી સ્વાયંભુવ મનુ અને અર્ધ ભાગમાથી શતરૂપા નામે સ્ત્રી, જે સ્ત્રીઓની આદિ પ્રકૃતિરૂપ ગણાય છે તે, કર્દમ પ્રજાપતિની ઉત્પત્તિ, મહાત્મા કપિલ મુનિનો અવતાર તથા મહાબુદ્ધિમાન કપિલની સાથે દેવહુતિને થયેલો સંવાદ વગેરે છે ચતુર્થ સ્કંધમાં મરીચિ આદિ નવ બ્રાહ્મણોની ઉત્પત્તિની કથા, ધર્મની સ્ત્રીઓના વંશનો વિસ્તર, દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ધ્વંસ, ધ્રુવનું ચરિત્ર, પૃથુરાજાનું ચરિત્ર, પ્રાચીનબર્હિષ રાજાનુ ચરિત્ર અને નારદ સાથે થયેલો તેમનો સંવાદ છે તે પછી હે બ્રાહ્મણો ! પંચમસ્કંધમાં પ્રિયવ્રત રાજાનું ચરિત્ર, નાભિ રાજાનું ચરિત્ર, ઋષભ દેવનું ચરિત્ર,

§ આ અધ્યાયમા પ્રથમ સ્કંધથી માડીને દ્વાદશસ્કંધ સુધી વર્ણવેલ મુખ્ય મુખ્ય સર્વ વિષયોનો અનુક્રમ કહેવામા આવશે

અને તે પછી ભરતનું ચરિત્ર વર્ણવેલુ છે. ૧૧-૧૫ તે પછી દ્વીપો, સમુદ્રો, પર્વતો, ખ ડો અને નદીઓનું વર્ણન છે, પછી જ્યોતિશ્ચક્રની સ્થિતિ અને પાતાલોની તથા નરકોની સ્થિતિનું વર્ણન છે ૧૬ છઠ્ઠા સ્ક ધમા પ્રચેતાઓથી દક્ષની ઉત્પત્તિ, તેમની કન્યાઓથી દેવતા, દૈત્ય, મનુષ્ય, પશુ, વૃક્ષ અને પક્ષી વગેરેની ઉત્પત્તિ ૧૭ અને વૃત્રાસુરના જન્મનુ તથા મરણનુ વર્ણન કરેલુ છે. સપ્તમ સ્ક ધમા દિતિના પુત્ર હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપનુ મરણ, તથા મહાત્મા પ્રહ્લાદનુ ચરિત્ર છે ૧૮ અષ્ટમ સ્ક ધમા મન્વન્તરોનું વર્ણન, ગજેન્દ્ર મોક્ષ તથા મન્વન્તરોમા વિષ્ણુ પરમાત્માના અવતારો ને હયગ્રીવાદિક અવતારો છે. ૧૯ તેમ ભગવાનના કુર્માવતાર, મત્સ્યાવતાર, નરસિ હાવતાર અને વામનાવતાર પણ છે દેવતાઓને અમૃત અપાવવા જગત્પતિ ભગવાને કરાવેલુ સમુદ્રમ થન તથા દેવતા અને અસુરો વચ્ચે થયેલુ યુદ્ધ છે નવમ સ્ક ધમા રાજાઓના વ શનું વર્ણન, ઇક્ષ્વાકુ રાજાનો જન્મ, તેનો વ શ તથા મહાત્મા સુદ્યુમ્નનુ ચરિત્ર છે ૨૦-૨૧ વળી આમા ઇલા ઉપાખ્યાન તથા તારા ઉપાખ્યાન છે પછી સૂર્યના વ શનુ વર્ણન અને શશાદ તથા નૃગ રાજાનુ વૃત્તાત છે ૨૨ પછી સુકન્યાનુ ઉપાખ્યાન, શર્યાતિ ચરિત્ર, કકુત્સ્થનુ, ખટ્વાગ રાજાનુ, માધાતાનું, સૌભરીનુ અને સગરરાજાનુ ચરિત્ર છે ૨૩ કોશલ દેશના રાજા શ્રીરામચ દ્રનુ ચરિત્ર, નિમિ રાજાએ કરેલો દેહત્યાગ, જનક રાજાના વ શમા રાજાઓની ઉત્પત્તિ, ૨૪ ભૃગુકુળમા શ્રેષ્ઠ પરશુરામે કરેલી નક્ષત્રી પૃથ્વી, સોમવ શના ઐલ રાજાનુ ચરિત્ર, યયાતિ રાજાનુ ચરિત્ર, નહુષ રાજાનું ચરિત્ર, ૨૫ દુષ્ય ત રાજાના પુત્ર ભરતનુ, શ તનુ રાજાનુ અને તેના પુત્ર ભીષ્મનુ ચરિત્ર છે તે પછી યયાતિના વડા પુત્ર યદુ રાજાનો વ શ છે ૨૬ જે યદુના વ શમા સાક્ષાત્ જગદીશ્વર શ્રીકૃષ્ણ ભગવાન અવતરેલા હતા વસુદેવના ઘરમા જન્મ લઇને ગોકુળમા નન્દરાયજીને ઘેર ઉછર્યા તે છે ૨૭ દશમ સ્કધમા દૈત્યના દ્વેષી શ્રીકૃષ્ણના અપાર ચરિત્રો છે, જેમાથી મુખ્ય ચરિત્ર હુ કહુ છુ પૂતનાના પ્રાણુ સાથે દુગ્ધપાન કર્યું, બાળક અવસ્થામા પાદ્ર મારી ગાડાને ઉધુ નાખી દીધુ, ૨૮ તૃણાવર્ત દૈત્યનો નાશ કર્યો, બકાસુર અને વત્સાસુરનો તથા મિત્રોની સાથે ધેનકાસુરનો અને પ્રલમ્બાસુરનો વધ, ૨૯ ચારે તરફથી સળગી ઉઠેલા દાવાનળમાથી ગોવાળીઆઓનુ રક્ષણ, કાલીય નાગનું દમન, અજગરના મુખમાથી ન દરાયજીનો ઉદ્ધાર, ૩૦ યમ-નિયમ આદિક વ્રતોથી ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા તે, ગોપકન્યાઓના કાત્યાયની વ્રતનુ વર્ણન, બ્રાહ્મણની સ્ત્રીઓ ઉપર કરેલો પ્રસાદ, બ્રાહ્મણોએ કરેલો પશ્ચાત્તાપ, ૩૧ ગોવર્દ્ધન પર્વતને ટચલી આગળી ઉપર ધારણ કર્યો તે, ઇંદ્રે તથા કામધેનુએ અભિષેક કર્યો તે, શરદ્ ઋતુની રાત્રિઓમા રાસક્રીડા, ૩૨ દુષ્ટ બુદ્ધિવાળા શ ખચૂડ દૈત્યનો, અરિષ્ટાસુરનો અને કેશિનો વધ, અક્રૂર ગોકુળમા પધાર્યા અને તે પછી શ્રીકૃષ્ણ તથા બલભદ્ર મથુરામા ગયા તે, વ્રજમા ગોપીઓએ શ્રીકૃષ્ણના વિરહથી વિલાપ કર્યો તે, શ્રીકૃષ્ણ તથા બળદેવજીએ કરેલુ મથુરાવલોકન, કુવલયાપીડ હાથી અને મુષ્ટિક, ચાણૂર તથા ક સ આદિ દૈત્યોનો વધ, ૩૪ પછી સાદિપની ગુરુના મરી ગયેલા પુત્રને પાછો આણ્યો તે, પછી ઉદ્ધવ અને બળરામની સાથે મથુરામા રહીને યાદવનું જે જે હિત કર્યું હતુ તેનુ વર્ણન, જરાસ ધે આણેલી મોટી સેનાનો નાશ, કાલયવનનો નાશ, અને દ્વારકા નિર્માણ, ૩૫-૩૬ રુકિમણી હરણ, સ્વર્ગમાથી પારિજાતક લાવવુ, તથા સુધર્મા સભાને લાવવી, ૩૭ ઓખાના હરણ સમયે યુદ્ધમા મહાદેવને બગાસાં ઉત્પન્ન કરવા, બાણાસુરના બાહુઓ કાપવા, પ્રાગ્જ્યોતિષ નગરીના અધિપતિ ભૌમાસુરનો નાશ, સોળ હજાર અને એકસો રાજકન્યાઓનું હરણ, ૩૮ શિશુપાલ, પૌડ્રક, શાલ્વ અને દુર્મતિ દંતવક્ત્રનો વધ તથા શ બરાસુર, દ્વિવિદ, પીઠ, મુર, પ ચજન વગેરે દૈત્યોનો પ્રભાવ, તેઓનો નાશ, કાશીપુરીનો દાહ, પાડવોને કારણરૂપ કરીને તેઓને હાથે પૃથ્વીનો ભાર ઉતારવો તે છે. ૩૯ એકાદશસ્ક ધમા બ્રાહ્મણોના શાપના મિષથી પોતાના કુળનો સ હાર, ઉદ્ધવ તથા શ્રીકૃષ્ણ વચ્ચે સ વાદ, ૪૦ આત્મજ્ઞાન, વર્ણ તથા આશ્રમના ધર્મો, યોગના સામર્થ્યથી શ્રીકૃષ્ણનુ મનુષ્યપણામાથી અદૃશ્ય

થવું તે, ૪૧-૪૨ અને દ્વાદશ સ્કંધમા યુગના
લક્ષણો, યુગને અનુસરનારી વૃત્તિઓ, કલિયુ-
ગમાં મનુષ્યોની દુર્દશા, ચાર પ્રકારના પ્રલય,
તેમજ પ્રાકૃતિક, નૈમિત્તિક અને નિત્ય, એમ ત્રણ
પ્રકારની ઉત્પત્તિ, ૪૩ બુદ્ધિશાળી રાજર્ષિ પરીક્ષિત
રાજાએ કરેલો દેહ ત્યાગ, શ્રીવ્યાસે કરેલો વેદની
શાખાઓનો વિસ્તાર, માર્કંડેય મુનિની ઉત્તમ
કથા, પૂજામા ભગવાનના અંગાદિકની કલ્પના અને
જગતના આત્મારૂપ સૂર્યનારાયણનો વ્યૂહ છે
૪૪ હે બ્રાહ્મણો ! આ વિષયમાં તમે મને જે પ્રશ્ન
કર્યા તે વિષે મે તમને કહ્યું તથા આ ગ્રંથમા ભગ
વાનનાં લીલાવડે કરેલા અવતારના ચરિત્રો પણ
કહ્યા ૪૫ મનુષ્ય દરેક દશામાં ‘ हरये नम. ’
એમ ઉંચા સ્વરથી બોલે છે, ૪૬ તે સર્વ પાતક
માથી મુક્ત થાય છે. જેમ સૂર્ય પર્વતની ગુફાના
અંધારાનો નાશ કરે અને વાયુ મેઘમંડળને તોડી
નાખી નિર્મૂળ કરે, તેમ ભગવાનનુ કીર્તન કરવાથી
અથવા પ્રભાવનું શ્રવણ કરવાથી તે કીર્તન કરનારા
અથવા શ્રવણ કરનારા પુરુષના હૃદયમા પ્રવેશ
કરી તેનાં સર્વ દુ:ખોનો નાશ કરે છે ૪૭ જે
વાણીથી ભગવાનની કથા કરવામા આવતી નથી,
જે વાણી દુષ્ટ લોકોની કથા કહેવાય છે, તે વાણી
અસત્ય તથા વ્યર્થ જાણવી અને જે વાણીમા ભગ-
વાનના ગુણોનો ઉદય થયો હોય, તેને સત્ય, મંગ-
ળકારક તથા પુણ્યકારક જાણવી ૪૮ જેમા પવિત્ર
કીર્તિવાળા ભગવાનના યશનુ વર્ણન હોય તે જ
વચન મનોહર, મધુર અને ક્ષણે ક્ષણે નવુ નવુ
થઇ પડે છે અને મનને આનંદ આપે છે, અને
તે જ વચન મનુષ્યોના શોકરૂપી સમુદ્રને શોષણ-
કર્તા થઈ પડે છે. ૪૯ જેમાં ચિત્રવિચિત્ર ઝડઝમ
કવાળા પદો હોય, પરંતુ જગતને પવિત્ર કરનાર
શ્રીહરિના યશનુ વર્ણન ન હોય તે કવિતા કે પદ
કાગડાઓ જેવા દુષ્ટ પુરુષોને પ્રિય લાગે છે, તે
કવિતા કે પદને પરમહંસ સેવતા નથી, કારણ કે
જ્યા પરમાત્મા રહે ત્યા નિર્મળ ભક્તજનો રહે
છે. ૫૦ જે ગ્રંથમા સંબંધ ન છતા પ્રત્યેક શ્લો
કમા ભગવાન અનંતના યશવડે અલંકૃત નામો
હોય, તે જ વાણીનો પ્રયોગ એટલે ગ્રંથ ગણાય છે
અને તે મનુષ્યોના પાપોનો નાશ કરે છે મહાત્મા
પુરુષો ભગવાનના નામો સાંભળે છે, શ્રોતાને સંભ-
ળાવે છે અને પોતે આનંદથી ગાય છે. ૫૧ હે
બ્રાહ્મણો ! કર્મોનો નાશ કરનારુ જ્ઞાન પણ જો ભગ-
વાનની ભક્તિ રહિત હોય તો તે શોભતુ નથી
અર્થાત્ તે જ્ઞાનદ્વારા ભગવાનનો સાક્ષાત્કાર થતો
નથી કર્મ સાધતી વખતે તથા તેના ફળોની પ્રાપ્તિ
સમયે દુઃખનું કારણ થઈ પડે છે ૫૨ વર્ણ તથા
આશ્રમ કરવાથી કીર્તિ તથા લક્ષ્મી મળે છે, પરંતુ
શ્રીહરિના ગુણાનુવાદ ગાવાથી તથા શ્રવણ કરવાથી
લક્ષ્મીપતિ ભગવાનના ચરણારવિંદનુ કોઇ પણ
દહાડો વિસ્મરણ થતું નથી ૫૩ શ્રીકૃષ્ણના ચરણા-
રવિંદનુ સ્મરણ પાપોનો નાશ કરે છે, શાંતિ આપે
છે, અને અંતઃકરણની શુદ્ધિ કરે છે. પરમાત્મા
પર ભક્તિ ઉપજાવે છે અને વૈરાગ્ય તથા વિજ્ઞાન-
વાળું જ્ઞાન આપે છે ૫૪ હે બ્રાહ્મણો ! તમે ભગ-
વાનની અખંડ ભક્તિ કરનાર હોવાથી ખરેખર મહા
ભાગ્યશાળી છો, કારણ કે તમે સર્વના નિયંતા,
સર્વના અંતર્યામી, સર્વના ઉપાસ્ય તથા જે વિના
બીજો દેવ નથી, એવા નારાયણ ભગવાનને નિત્ય
હૃદયમા ધારણ કરી તેમનુ અખંડભાવથી નિત્ય
ભજન કરો છો ૫૫ પૂર્વે ગંગાના તીર ઉપર અન-
શન વ્રત લઈને બેઠેલા પરીક્ષિત રાજાની સભામા
ઋષિઓના સાંભળતા મહર્ષિ શુકાચાર્યના મુખા-
રવિંદથી મેં જે આત્મતત્ત્વ સાંભળ્યુ હતું તે
આત્મતત્ત્વ તમે મને આજ સ્મરણ કરાવ્યુ ૫૬
માટે જેમના અનેક કર્મો વર્ણન કરવાને યોગ્ય છે
એવા વાસુદેવ ભગવાનનું આ સર્વ પાપનાશક મહા-
ત્મ્ય તમને મે કહી સંભળાવ્યુ. ૫૭ જે ભક્તિમાન
પુરુષ બીજા વિષયોમાં ધ્યાન ન આપતા નિત્ય
નિયમથી એક પ્રહર કે ક્ષણભર તમારી માફક
ભગવાનના ચરિત્રોનુ શ્રવણ કરે છે, કે બીજાને
સંભળાવે છે, તે પુરુષ સ્નાનાદિકની પેઠે પોતાના
એક દેહને જ માત્ર પવિત્ર કરતો નથી, પરંતુ
આત્માને પણ પવિત્ર કરે છે. ૫૮ જે મનુષ્ય એકા-
દશીને દિવસે અથવા દ્વાદશીને દિવસે ભાગવતનું
શ્રવણ કરે, તેનુ આયુષ્ય વૃદ્ધિ પામે છે અને જે
ઉપવાસ કરી સાંભળે છે, તે સર્વ પાપરહિત થાય છે.

૯ જે પુરુષ પુષ્કર ક્ષેત્રમા, મથુરામા અથવા તો દ્વારકામા ઉપવાસ કરી જિતેંદ્રિય થઈ આ સંહિતાનો પાઠ કરે, તે સંસારના ભયમાથી મુક્ત થાય છે ૧૦ આ પુરાણના વક્તા તથા શ્રોતાના સર્વે મનોરથો દેવતાઓ, મુનિઓ, સિદ્ધ, પિતૃઓ તથા મનુ વગેરે રાજાઓ પુરે છે. ૧૧ બ્રાહ્મણો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ ભણીને અનુક્રમે મધની નદીઓ, ઘીની નદીઓ અને દૂધની નદીઓ તરફ જાય છે, અર્થાત્ તેના દાનનુ ફળ સંપાદન કરે છે, તે જ ફળ આ ભાગવત સંહિતાના પાઠથી પામે છે. ૧૨ હે બ્રાહ્મણો ! જે પુરુષ જિતેંદ્રિય રહી આ પુરાણની સંહિતાનો અભ્યાસ કરે તે ભાગવત શાસ્ત્રમા કહેલા પરમ પદને પામે છે. ૧૩ આ ભાગવત પુરાણ ભણવાથી બ્રાહ્મણને વિદ્યા, ક્ષત્રિયને સમુદ્રની મેખલાવાળી પૃથ્વીનુ રાજ્ય, વૈશ્યને કુબેરના જેવી સંપત્તિ મળે છે, અને શૂદ્ર સર્વ પાતકમાથી મુક્ત થાય છે ૧૪ બીજા શાસ્ત્રોમા કલિયુગના અનેક દોષોનો નાશ કરનાર સર્વના નિયંતા શ્રીહરિના ચરિત્રો વારંવાર ગાયેલા નથી, પરંતુ ભાગવત શાસ્ત્રમા કથા પ્રસંગે પદે પદે અશેષમૂર્તિ શ્રીહરિનુ વર્ણન કરેલુ છે ૧૫ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને સંહાર એ જેમની શક્તિ છે, બ્રહ્મા ઇંદ્ર અને શંકર વગેરે દેવતાઓ જેમની સ્તુતિ કરે છે તથા જે જન્મમરણરહિત હોવાથી અંતર્હિત છે એવા ભગવાન અચ્યુતને અમારા નમસ્કાર છે ૧૬ જેમણે વૃદ્ધિ પમાડેલી પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ, અહંકાર અને પાચ તન્માત્રાઓ આદિ નવ શક્તિઓથી પોતાના સ્વરૂપમાં સ્થાવર જંગમાત્મક જગત રાખે છે, એવા જ્ઞાનમૂર્તિ, સનાતન અને દેવોમા ઉત્તમ ભગવાનને અમારા નમસ્કાર છે ૧૭ જેમનુ ચિત્ત આત્માનંદમા નિમગ્ન હોવાથી કોઇ પણ વિષયમા જતુ નથી, અને જેમની આત્મસુખે કરીને પ્રાપ્ત કરેલી દઢતા ભગવાનની મનોહર અને સુંદર લીલાએ હરી લીધી હતી, તેથી જેમણે સર્વ લોકો ઉપર કૃપા કરી પાપનો નાશ કરનારું અને પરમ અર્થને પ્રકાશ કરનારું શ્રીમદ્ ભાગવત પુરાણ રચ્યુ હતુ, તે વ્યાસપુત્ર શુકદેવજીને પણ અમારા નમસ્કાર છે ૧૮

स्वसुखनिभृतचेतास्तद्व्युदस्तान्यभावो
ऽप्यजितरुचिरलीलाकृष्टसारस्तदीयम् ।
व्यतनुत कृपया यस्तत्त्वदीपं पुराणं
तमखिलवृजिनघ्नं व्याससूनुं नतोऽस्मि ॥

इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे द्वादशोऽध्याय.

## અધ્યાય ૧૩ મો. [*]

### પુરાણોની ગણતરી.

સૂત ઉવાચ

य ब्रह्मावरुणेंद्ररुद्रमरुतःस्तुन्वन्ति दिव्यैःस्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः॥

સૂત બોલ્યા—બ્રહ્મા, વરુણ, ઇંદ્ર તથા પવન નામના દેવતાઓ જેમની દિવ્ય સ્તોત્રોથી તથા અંગ, પદ, ક્રમ અને ઉપનિષદો સાથે રહેલા વેદોથી હમેશ સ્તુતિ કરે છે, સામવેદ જાણનારાઓ જેમની સ્તુતિ કરે છે, યોગીઓ ધ્યાનથી નિશ્ચલ થયેલા અને ધ્યાનમા રહેલા મનવડે જેમને જુએ છે, દેવ તથા દૈત્યોનો સમૂહ જેમના અંતને જાણતો નથી, તે દેવને નમસ્કાર છે ૧ સમુદ્ર મંથનમા પીઠ ઉપર ફરતા મોટા મંદરાચળના પત્થરોની અણીઓનો શરીરમા ઘસારો થવાથી જેમને નિદ્રા આવતી હતી, એવા કચ્છપ અવતાર ધારણ કરનાર ભગવાનના શ્વાસના પવનો, કે જે પવનોની અલ્પ અનુવૃત્તિથી મહાસાગરનું પાણી ભરતીના તરંગોએ હાલ્યા કરે છે, તે નિઃશ્વાસના પવનો તમારી રક્ષા કરો ૨ હવે હું પુરાણોની સંખ્યા, ગણતરી, વિષય, દાન, દાનનુ માહાત્મ્ય તથા પાઠ વગેરેનુ માહાત્મ્ય કહુ તે તમે સાભળો ૩

બ્રહ્મપુરાણમા દશ હજાર શ્લોક પદ્મપુરાણમા પંચાવન હજાર, વિષ્ણુપુરાણમા ત્રેવીસ હજાર અને શિવપુરાણમા ચોવીશ હજાર શ્લોક છે ૪ શ્રીમદ્ ભાગવતપુરાણમાં અઢાર હજાર શ્લોક, નારદપુરાણમા પચીચ હજાર માર્કંડેયપુરાણમાં નવ હજાર, અને

[*] આ અધ્યાયમા પુરાણોની પરિગણના ને શ્રીમદ્ ભાગવતના દાનનુ માહાત્મ્ય કહેવામા આવેલ છે.

અગ્નિપુરાણમા ૫ દર હજાર અને ચારસો શ્લોક છે ૬ ભવિષ્યપુરાણમા ચૌદ હજાર અને પાચસો શ્લોક, બ્રહ્મવૈવર્તપુરાણમા અઢાર હજાર, લિંગપુરાણમાં અગીઆર હજાર, ૭ વરાહપુરાણમા ચોવીસ હજાર, સ્કંધપુરાણમા એકાશી હજાર અને એકસો, વામનપુરાણમા દશ હજાર, કૂર્મપુરાણમા સત્તર હજાર, મત્સ્યપુરાણમા ચૌદ હજાર, ગરુડપુરાણમા ઓગણીસ હજાર અને બ્રહ્માંડપુરાણમા બાર હજાર શ્લોક છે ૮ આ પ્રમાણે પુરાણોના બધા શ્લોકોની સંખ્યા ચાર લાખ જેટલી થાય છે તેમા શ્રીમદ્ભાગવતમા અઢાર હજાર શ્લોકો છે. ૯ શ્રી નારાયણના નાભિકમળમા બિરાજેલા અને સંસારથી ભય પામેલા બ્રહ્માની આગળ ભગવાને કરુણા કરીને શ્રીમદ્ભાગવત કહ્યું હતુ ૧૦ આ પુરાણના આરંભમા, મધ્યમા અને અંતમા વૈરાગ્યના આખ્યાનો છે આ પુરાણ ભગવાન શ્રીહરિની લીલાઓની કથારૂપી અમૃતવડે મહાત્માઓને તથા દેવતાઓને પ્રસન્ન કરે છે. ૧૧ આ પુરાણમા સર્વ ઉપનિષદોના સાર રૂપ અને ઇશ્વર તથા જીવની એકતાથી જાણી શકાય એવા અદ્વિતીય પરબ્રહ્મનુ વર્ણન અને તેનુ ફળ મોક્ષ છે. ૧૨ જે પુરુષ ભાદરવા મહીનાની પુનેમને દહાડે સુવર્ણના સિંહાસન સાથે શ્રીમદ્ભાગવતનું દાન કરે તે પુરુષ પરમ ગતિ પામે છે ૧૩ અમૃતના સિંધુરૂપ શ્રીમદ્ભાગવત સાભળવામાં આવ્યુ ન હોય ત્યા સુધી મહાત્માઓના મંડળમા બીજા પુરાણો શોભે છે. ૧૪ આ શ્રીમદ્ભાગવતને સર્વ ઉપનિષદોના સારરૂપ માનેલુ છે અને જે મનુષ્ય શ્રીમદ્ભાગવતના રસરૂપી અમૃતથી તૃપ્ત થયો હોય તેને કોઇ દિવસ બીજા ગ્રંથ ઉપર પ્રેમ થતો નથી ૧૫ નદીઓમાં જેમ ગંગા સર્વ કરતા ઉત્તમ છે, દેવતાઓમા જેમ વિષ્ણુ સર્વ કરતા ઉત્તમ છે અને વૈષ્ણવોમા જેમ શંકર સર્વ કરતા ઉત્તમ છે, તેમ પુરાણોમા શ્રીમદ્ભાગવત સર્વ કરતા ઉત્તમ છે ૧૬ હે બ્રાહ્મણો ! સર્વ ક્ષેત્રોમા જેમ કાશી ઉત્તમ છે, તેમ સર્વ પુરાણોમાં શ્રીમદ્ભાગવત ઉત્તમ છે ૧૭ આ શ્રીમદ્ ભાગવત પુરાણ નિર્મળ તથા વૈષ્ણવોને પ્રિય છે, જેમા પરમ હંસોએ પ્રાપ્ત કરવા યોગ્ય એક નિર્દોષ જ્ઞાન મૂર્તિ પરબ્રહ્મનું નિરૂપણ છે, તે શ્રીમદ્ભાગવતમા જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનુ વર્ણન કરી સર્વ કર્મોનો ઉપરામ દર્શાવેલો છે, તેથી મનુષ્ય શ્રીમદ્ભાગવતને ભક્તિથી સાભળે, તેનો પાઠ કરે અને તેનો વિચાર કરવામા તત્પર રહે, તે મોક્ષ પામે છે ૧૮ જે પરમાત્માએ દયા કરીને આ અતુલ જ્ઞાનના દીવારૂપ શ્રીમદ્ભાગવત પ્રથમ બ્રહ્માને ભણાવ્યુ, પછી બ્રહ્માએ નારદ મુનિને સંભળાવ્યુ, નારદે શ્રીવેદવ્યાસ આગળ પ્રગટ કર્યું, અને વ્યાસે યોગીઓના ઇંદ્ર શુકદેવને ભણાવ્યુ શુકદેવજીએ પરીક્ષિત રાજા આગળ તેનુ પારાયણ કર્યું તે શુદ્ધ, નિર્મળ, શોક રહિત, સત્યમૂર્તિ અને મોક્ષ સ્વરૂપ પરબ્રહ્મનુ આપણે ધ્યાન કરવુ જોઇએ ૧૯ મોક્ષની ઇચ્છાવાળા બ્રહ્માની પાસે દયાથી જેમણે શ્રીમદ્ભાગવત કહ્યુ હતું, તે સર્વના સાક્ષી ભગવાન વાસુદેવને પ્રણામ છે ૨૦ યોગીઓના ઇશ અને પરબ્રહ્મરૂપ શુકદેવજીને નમસ્કાર છે જેમણે સંસારરૂપી સર્પથી કરડાયેલા પરીક્ષિત રાજાને મુક્ત કર્યા હતા ૨૧ હે પ્રભુ ! અમને પ્રત્યેક જન્મમા આપના ચરણારવિંદ ઉપર ભક્તિ થાય તેમ કરો, કારણ કે આપ જગતના સ્વામી છો ૨૨ જેમના નામનું કીર્તન સર્વ પાપોનો નાશ કરે છે તથા જેમને કરેલા પ્રણામ દુઃખને શાંત કરે છે, તે પરમાત્મા શ્રીહરિને આપણા નમસ્કાર છે. ૨૩

नामसंकीर्तनं यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥
इति श्रीमद्भागवते महापुराणे द्वादशस्कंधे
त्रयोदशोऽध्यायः



इति श्रीमद्भागवते महापुराणेऽष्टादशसाहस्र्यां
संहितायां वैयासिक्यां द्वादशस्कन्धः
समाप्तः